# ŚRIMAD-BHÁGAVATA

OR

## THE MYSTERY OF THE CREATION EXPLAINED.

IN POETRY

BY

MAHÁKAVI PREMANAND AND KAVI VALLABH.

(WITH NOTES, EXPLANATIONS AND MEANINGS OF DIFFICULT WORDS.)

AND

# ŚRIMAD BHAGVADGITÁ

OR

## DIALOGUES OF *KRISHNA* AND *ARJUNA* ABOUT VEDANTA PHILOSOPHY.

(ORIGINAL TEXT IN *SANSKRIT*, TRANSLATIONS IN VERSE BOTH IN *GUJARATI* AND *HINDUSTANI* AND ALSO IN *GUJARATI* PROSE, WITH NOTES.)

EDITED BY

**ICHHARAM SURYARAM DESAI.**

EDITOR "*Gujarati.*"

Bombay:

"Gujarati" Printing Press.

Samvat 1945 A. D. 1889.

**PRICE Rs. 10.**

૭૦૫૫

# શ્રીમદ્ ભાગવત.

પદબંધ-કવિશિરોમણિ પ્રેમાનંદ તથા કવિ વલ્લભકૃત.

[ટિપ્પણ, સમજુતી તથા કઠણ શબ્દના અર્થ સહિત.]

અને

# શ્રીમદ્ભગવદ્ગીતા.

[મૂળ સંસ્કૃત, ગુજરાતી તથા હિંદુસ્થાની દોહરા, ગદ્ય અને ટિપ્પણ સહિત.]

---

સંસ્કૃત શ્રીમદ્ભાગવત સાથે મેળવી ત્રણ પ્રતપરથી

સંશોધન કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.

---

મુંબઇ:

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૪૫. ઈ. સ. ૧૮૮૯.

કિમ્મત રૂ ૧૦.



HIS HIGHNESS SIYAJIRAO, MAHARAJA, GAEKWAR OF BARODA

TO

HIS HIGHNESS MAHÁRÁJÁDHIRAJA

# SHIYAJIRAO GAIKWAR,

Sena Khas Khel Shamsher-Bahadur. G. C. S. I.,

**BARODA.**

MAY IT PLEASE YOUR HIGHNESS,

The glory of the noble policy adopted by Your Highness in conducting yourself in consonance with the grand Aryan faith after assuming the sovereignty of Baroda, is sung in every place; the high proficiency, philanthrophy and statesmanlike humility displayed by Your Highness in the management of state affairs is worthy of great regal strength; you have shown immense zeal in the progress of knowledge and the cultivation of vernacular literature; even after returning from your travels in foreign European countries you have preserved the Indian faith following Vedic doctrines, and are ever anxious to see that the same is preserved by others; in addition to all this, you are devoted to the happiness and welfare of your subjects.

Struck with admiration for all this, I submit with great respect and with Your Highness' kind permission this poetic translation in Gujarati of that excellent work **ŚRIMAD BHÁGAVATA**, universally revered by the Aryan people, which is the singing of two Gurjar poets, the tenth book whereof, describing the life of BRIJRAJ and full of the nine *rasas*, is composed by the great Gurjar poet PREMANAND, a native of Your Highness' capital. May Your Highness accept it. Ever anxious to see the rise and prosperity of Your Highness and of Your State,

I BEG TO REMAIN,

YOUR HIGHNESS' MOST OBEDIENT SERVANT

**ICHHARAM SURYARAM DESAI.**

## માલિની.

વિષય વિષ જળો જ્યાં, ઘુઘવારી કરે છે,
મદમય બહુ મચ્છો, જોરથી જ્યાં ફરે છે;
જગ જળધિ કિનારો, પામવા પ્રેમ લાવે,
સુમતિ ધરિ વિવેકે, બેસજો ભક્તિ નાવે.
હરિ ભજન કર્યાથી, જ્ઞાન વૈરાગ્ય વાધે,
અમર પદ અમાપે, સેજમાં હાથ સાધે;
પરમ ધન ચિદાત્મા, ચિત્તમાં આપ થાપે.
અચળ પદ બિરાજે, દુઃખ સર્વે ઉથાપે.

શ્રીમન્ત

# મહારાજાધિરાજ શ્રી શિયાજીરાવ ગાયકવાડ

સેનાખાસખેલ, સમશેર બહાદૂર, જી. સી. એસ. આઇ.,

**વડોદરા.**



મહારાજ,

વીરક્ષેત્રના રાજસિંહાસનપર બિરાજ્યા પછી, સનાતન આર્યધર્મને અનુસરી વર્તવાની જે રૂડી રીતિ આપે ધારણ કીધી છે તેના જશ દરેક જગ્યાએ બહુ બહુ રીતે ગવાય છે; આપે રાજકાજમાં બહુ નિપુણતા દર્શાવી છે, ને તે મોટા રાજનીતિવેત્તાને શોભા આપે તેવી છે; વિદ્યાની વૃદ્ધિમાં ને સાહિત્યને ખીલવવામાં આપે યોગ્ય ઉત્સાહ દર્શાવ્યો છે; યુરોપ ખંડમાં પ્રવાસ કરી આવ્યા પછી વેદોક્ત રીતિને અનુસરીને ધર્મનું સંરક્ષણ કીધું છે ને કરાવવાનો આગ્રહ ધરો છો; એ સર્વ સાથે રાજધર્મને અનુસરી પ્રજાના લાલનપાલન માટે ઉત્સાહ રાખો છો; વળી ઉદારવૃત્તિ, પરાર્થબુદ્ધિ ને રાજકૌશલ્યમાં નિરભિમાન દર્શાવ્યું છે.

આ સઘળાથી મોહ પામી, આર્ય પ્રજાનો સર્વમાન્ય **શ્રીમદ્ભાગવતનો** સર્વોત્તમ ગ્રંથ, તેનું આ ગુજરાતી પદબંધ કાવ્ય, જે ગુર્જર ભાષાના બે કવિનું રચેલું છે, ને જેમાંનો નવરસમય વ્રિજરાજચરિતવાળો દશમસ્કંધ, આપની રાજધાની નિવાસી ગુર્જર કવિશિરોમણિ પ્રેમાનંદભટનો રચેલો છે, તે આપ મહારાજની આજ્ઞાથી પરમ પ્રેમપૂર્વક નજર કરૂં છું તે આપ સ્વીકારશો.

હું છું,

આપ મહારાજનો અને રાજ્યનો

ઉત્કર્ષ જોવાને સદા ઉત્સુક

**ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.**

**धर्मः प्रोज्झितकैतवोऽत्रपरमो निर्मत्सराणां सतां**
**वेद्यं वास्तवमत्र वस्तु शिवदं तापत्रयोन्मूलनम् ।**
**श्रीमद्भागवते महामुनिकृते किंवा परैरीश्वरः**
**सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥ १ ॥**

**અર્થ**–શ્રી વેદવ્યાસમુનિએ પ્રકટ કરેલા આ શ્રીમદ્ ભાગવતમાં મત્સરાદિ દોષ રહિત સત્પુરુષોનો કપટ વગરનો ઉત્તમ ધર્મ કહેવામાં આવ્યો છે; વળી તેમાં આધિભૌતિક વગેરે ત્રણ તાપનો નાશ કરનાર અને કલ્યાણ કરનાર જ્ઞાન વર્ણવેલું છે. (ત્યારે) બીજા ગ્રંથોથી શું? ફક્ત આ ભાગવતને જે રૂડી રીતે મનન કરી સાંભળવા ઇચ્છે છે, તેઓ પોતાના હૃદયમાં ભગવાનને તત્કાલ રોકી શકે છે–એટલે (તેમને) ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે.

# પ્રસ્તાવના.

આર્યાવર્તની આર્ય પ્રજામાં ત્રણ ધર્મમાર્ગ બહુ માન્ય છે—શૈવ, વૈષ્ણવ અને જૈન. અને વૈષ્ણવમાર્ગમાં ત્રણ ગ્રંથો ધર્મ અર્થ ને કામ મોક્ષ પ્રાપ્તિ અર્થે ઘણા પ્રસિદ્ધ છે—રામાયણ, મહાભારત અને શ્રીમદ્ભાગવત. આ ત્રણે માર્ગ ને ત્રણે ધર્મગ્રંથો ગુજરાતમાં બહુ પ્રસિદ્ધ છે ને બહુ માન્ય છે. શૈવમાર્ગ ગુજરાતમાં જેટલો પસરેલો છે તેના કરતાં વૈષ્ણવમાર્ગ ઘણો પસરેલો છે. વૈષ્ણવધર્મમાં રાધાકૃષ્ણનું—લક્ષ્મીનારાયણનું, નવનીતપ્રિયાજીનું, નટવરલાલનું, બાળકૃષ્ણનું, એ સ્વરૂપો ઘણાં પૂજાય છે. રામચંદ્રજીને માનનારા પણ વૈષ્ણવસંપ્રદાયમાંજ સામેલ થઇ શકે છે. શૈવમાર્ગને માનનારા ગુજરાતીઓ ઘણા છે, ને જૈનો પણ ઘણા છે, તોપણ ગુજરાતી વસ્તીનો મોટો ભાગ વૈષ્ણવસંપ્રદાયને માનનારો છે, ને તેમના મુખ્ય ઇષ્ટ તે બાળમુકુંદ, રાધાકૃષ્ણ, બાળકૃષ્ણ વગેરે છે; અને તે માર્ગવાળાઓ પોતાનો શિષ્ટ ગ્રંથ તે શ્રીમદ્ભાગવતને ગણે છે.

વૈષ્ણવધર્મ ગુજરાતમાં ક્યારે દાખલ થયો તે નક્કીપણાથી કહી શકાય તેમ નથી. કેટલાક કહે છે કે સંવત્ શૈકા તેરમાં વૈષ્ણવધર્મ ગુજરાતમાં દાખલ થયો છે. પણ સરકારી પુસ્તકસંગ્રહમાં જે જે ગ્રંથનો સંગ્રહ જોવામાં આવે છે તેપરથી જણાય છે કે સંવત્ શૈકા ૧૧ માં વૈષ્ણવધર્મ ગુજરાતમાં હતો, ને અનહીલવાડ પાટનના સોલંકી વંશના સર્વોપરી રાજા સિદ્ધરાજની માતા મીનલદેવીએ વૈષ્ણવધર્મ સ્વીકાર્યો કહેવાય છે; ને તેનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં માતૃવત્સલ રાજાએ કીધું હતું તેમાં બ્રાહ્મણોને ૧૦૮ શ્રીમદ્ભાગવત દાનમાં આપ્યાં હતાં. જો વૈષ્ણવધર્મ ગુજરાતમાં તે કાળે હોત નહિ તો સિદ્ધરાજ, શિવને માનનારા બ્રાહ્મણોને વિષ્ણુની ઉપાસનાથી ભરપૂર એવું શ્રીમદ્ભાગવત દાનમાં આપવાની હીંમત કરે નહિ, ને બ્રાહ્મણો તેવું દાન પણ લેવાને તત્પર થાય નહિ. ધારી શકીએ છીએ કે તે વેળાએ એ ધર્મ પ્રધાનપદનો નહિ હોય પણ ગૌણપદ હશે.

પંદરમા શૈકામાં જુનાગઢના નરસૈંમેહેતે વૈષ્ણવધર્મ સ્વીકાર્યો હતો, ને સોળમા શૈકામાં તેણે જુનાગઢના હિંદુ માંડલિક રાજાની સભામાં પ્રકટપણે જણાવ્યું કે તે વિષ્ણુને માનનારો છે. નરસૈંમેહેતાનું જે વૃત્તાંત લોકપ્રસિદ્ધ છે તે પરથી જણાય છે કે તે વેળાએ શિવધર્મનું બહુ જોર હતું. જો કે છુટક છુટક વૈષ્ણવધર્મમાર્ગ પ્રશસ્ત હતો, તોપણ શંકરની ઉપાસના બહુ હતી. પણ સંવત્ ૧૫૩૫ના વૈશાખ સુદ ૧૧ને દિવસે વલ્લભાચાર્ય જન્મ્યા તેમણે, ને તે પછી તેમના પુત્ર વિઠ્ઠલનાથજી ઉર્ફે ગુસાંઇજીએ, ગુજરાતમાં ત્રણ વાર પ્રવાસ કરીને ઘણાક ગુજરાતીઓને વૈષ્ણવધર્મની કંઠી બંધાવી—ઘણાક શિવધર્મીઓને, ને ઘણા જૈનોને પણ વૈષ્ણવ કીધા હતા. શ્રીમદ્ભાગવત ગુજરાતમાં ક્યારથી પ્રસિદ્ધિને—વિશેષ પ્રસિદ્ધિને પામ્યું તેનો કાળ આપરથી કલ્પી શકાય છે.

વૈષ્ણવધર્મમાર્ગમાં કોઇ પણ સર્વોપરી—સર્વમાન્ય ગ્રંથ હોય તો તે શ્રીમદ્ભાગવત છે. શિવધર્મીઓ પણ શ્રીભાગવતને માનતા આવ્યા છે ને માને છે. શંકરાચાર્યે ને તેમના શિષ્યે એ ગ્રંથપર ટીકા કીધી છે. શિવપ્રભુને માનનારા બ્રાહ્મણો એજ ગ્રંથપર પોતાનું ગુજરાન કરી શકે છે.

પ્રથમ બ્રાહ્મણોએ વિષ્ણુપ્રભુનું માહાત્મ્ય જણાવવાને આ શ્રીભાગવતની ઘણી કથા કરવા માંડી હશે ને તેમના પ્રસંગો લોકોને—ભાવિકોને ઘણા રૂચિકર થઇ પડયા ત્યારે કેટલાક બ્રાહ્મણોએ પોતાના ઉદરનિર્વાહ અર્થે, કેટલાકોએ

જજમાનો—શ્રોતાઓની ઇચ્છા પૂર્ણ કરવાઅર્થે, ને કેટલાકોએ ઇશ્વરની ભક્તિ કરવા માટેજ સંસ્કૃત ગ્રંથોની પ્રાકૃત કવિતામાં રચના કરવા માંડી. લોકોની બહુ રુચિ શ્રીકૃષ્ણની લીલા સાંભળવા તરફ વળેલી જોઈ તેથી કેટલાકોએ શ્રીભાગવતનું કવિતામાં ભાષાંતર—ભાવાર્થ સહિત કીધું.* તેમાંના એક કવિનું શ્રીભાગવત આજે હું ગુજરાતી પ્રજા સમીપ મુકું છું.

શ્રીમદ્ભાગવત લોકોને એટલું બધું પ્રિય હોવાનું કારણ એજ કે એમાં વૈષ્ણવ ધર્મની ઘણી સરસ વાતો છે, ને વૈષ્ણવધર્મના ઇષ્ટ શ્રીકૃષ્ણપરમાત્માનું શૃંગારાદિમાં બહુ ઉત્તમ રીતે વર્ણન કરેલું છે; ને તેથી તે સંસ્કૃત કે પ્રાકૃત, કવિતા કે ગદ્ય ગમે તેમાં હોય તે છતાં પણ લોકોમાં એને માટે ઘણો ભાવ રહ્યો છે તેથી એ સર્વોપરી ગ્રંથ પ્રકટ કરવાની ઘણી તરફથી મને ભલામણ થઈ હતી.†

સંપૂર્ણ શ્રીમદ્ભાગવત પ્રકટ કરવાનો વિચાર કીધો ત્યારે કીયા કવિનું તે લેવું તે માટે મેં ત્રણ કવિની કવિતા તપાસી, ને તેમાં મને કવિ વલ્લભની કવિતા મુકાબલે વધારે સરસ લાગી. કવિ વલ્લભની એક પ્રત મને પ્રથમ ભાઈ છગનલાલ ઠાકોરદાસ મોદીએ આપી હતી. આ પ્રતમાં માત્ર ભાગવતનો સાર હતો. આવો અપૂર્ણ ગ્રંથ પ્રકટ કરવો મને ઉચિત લાગ્યો નહિં; તે સાથે વળી વલ્લભવાળામાં દશમજ ન મળે. મેં વિશેષ શોધખોળ જારી રાખી. "ગુજરાતી" પત્રના એક ગ્રાહકે મને જણાવ્યું કે જીલ્લે સુરત, મોજે માંડવી, પરગણે બહુધાનમાં એક બ્રાહ્મણને ત્યાં વલ્લભનું મોટું ને સારૂં ભાગવત છે. તપાસ કરીને તે મેં મંગાવ્યું. આ પ્રત પેહેલી કરતાં ઘણી સારી હતી; પણ સંપૂર્ણ તો નહિંજ. પાછી શોધ કરતાં એક ત્રીજી પ્રત હું મેળવી શક્યો. પણ તેમાં કંઈ અજબ વિચિત્રતા જોઈ. કડવાં સરખાં, રાગ સરખા, કવિનું નામ તેનું તેજ, સંવત્ પણ તેનો તેજ, કવિતાનું બંધારણ પણ તેવુંજ, તો છતાં પેહેલી બે પ્રતમાં જે વિષયનું વર્ણન નહિ તે આમાં હતું—પણ આમાં જે હતું તે પેહેલી બેમાં નહિ. છતાં આ બંનો પ્રતમાં જે જે વર્ણન હતાં તે સઘળાં સંસ્કૃત શ્રીમદ્ભાગવતમાં તો ખરાંજ, પણ કેટલાક કથાપ્રસંગો વધારે વિસ્તારથી વર્ણવેલા; છતાં એકેમાં દશમ ન મળે.

આવી રીતનો ગ્રંથ કીયા ધોરણે સંશોધન કરવો તે મોટા ગુંચવાડાની વાત મને થઇ પડી. એજ કવિની ચોથી પ્રત મેળવવાનો પ્રયત્ન કીધો. વલસાડ પાસે ભદેલી ગામના એક દેસાઇની એક પ્રત મને મળી આવી. તે ત્રીજી પ્રતને મળતી હતી. એટલે એકજ કવિની બે પ્રતમાં એક પ્રસંગ ને બીજી બેમાં બીજોજ પ્રસંગ, પણ તે બંનો પ્રસંગો શ્રીમદ્ભાગવતમાં તો ખરાજ.

સંશોધનના જે નિયમો શિષ્ટજનોએ નક્કી કીધા છે તે ધોરણે આ ગ્રંથનું સંશોધન થવું મને ઘણું વિકટ જણાયું, ને તેથી મેં માત્ર આજ ગ્રંથ નવા ધોરણપર શોધવાનું ઠરાવ્યું. પ્રથમ હું ચારે પ્રતો એક વાર વાંચી ગયો. પછી સંસ્કૃત જાણનાર શાસ્ત્રી પાસથી સંસ્કૃતમાં શું છે તે જાણી લીધું. મને એમ જણાયું કે શ્રીમદ્ભાગવત પાસે રાખીને આ બે પ્રતને સંયુક્ત કરીને—શ્રીમદ્ભાગવતને અનુસરતુંજ સંશોધન કીધું હોય તો ગ્રંથ ઉત્તમ પ્રતિનો થાય.

* અત્યાર સુધીમાં શ્રીમદ્ભાગવતની કાવ્યગ્રંથમાં આ પ્રમાણે રચના થઈ છે. સિદ્ધપુરના ભાલણે સંવત્ ૧૬૪૦થી ૫૦ સુધીમાં, ને ડભોઇના રત્નેશ્વરે ૧૭૩૯માં એ ગ્રંથ પૂર્ણ કીધો હતો. વિપ્ર વલ્લભે સં. ૧૭૬૫માં નવમસ્કંધ કીધો છે ને એકાદશ દ્વાદશ ૧૭૬૬ સુધીમાં પૂર્ણ કીધા હશે. અહિમદાસ વાણીએ ૧૮૭૦માં બારે સ્કંધ પૂર્ણ કીધા છે. પ્રેમાનંદે દશમસ્કંધના ૫૩ અધ્યાય ક્યારે પૂર્ણ કીધા તે જણાતું નથી, પણ એનો પાછલો ભાગ સં. ૧૭૯૬માં સુંદર મેવાડાએ પૂર્ણ કીધો છે. એક હરીરામના બનાવેલા ૧૧–૧૨મા સ્કંધ મારી પાસે છે. ભાગવતની ચૂર્ણિકા મરેઠીમાંથી ગુજરાતીમાં થઇ છે. સં. ૧૯૪૦માં મુંબઇવાસી વૈદ પ્રભુરામ જીવનરામે સંપૂર્ણ શ્રીમદ્ભાગવતનું ગુજરાતી ભાષાંતર જામનગરના કાળિદાસ શાસ્ત્રી પાસે કરાવી પ્રકટ કીધું છે.

† ઇ. સ. ૧૮૭૦માં પ્રેમાનંદકૃત દશમસ્કંધ છપાવવાને મેં જાહેરખબર પ્રસિદ્ધ કીધી હતી. સંશોધનનું કામ થોડુંક મેં આરંભ્યું હતું, તેટલામાં સુરતના એક છાપખાનાવાળાએ એ ગ્રંથ તડામાર છપાવવો શરૂ કીધેલો મેં જોયો. પછી તે કામ કવિ નર્મદાશંકરે હાથમાં લીધું એમ મેં જાણ્યું એટલે તે વેળાએ મેં તે વાત પડતી મૂકી હતી.

આ સંશોધનની પદ્ધતિ તદન નવીનજ, વળી વિચિત્ર પણ છે, અને વિદ્વાનો મને તે માટે કદાપિ દોષ પણ દઇ શકે, તોપણ એજ ધોરણ મને યોગ્ય દિસ્યું હતું, ને એક સંસ્કૃત જાણનારા વિદ્વાન શાસ્ત્રીએ મને જણાવ્યું કે એ ધોરણ વગર બીજા ધોરણે કામ થાય તેમ નથી. તેથી આ નવા ધોરણે આ ગ્રંથ શોધ્યો છે.*

આ ભાગવત ગ્રંથનો કર્તા કવિ વલ્લભ—અથવા ભટ વલ્લભ એ ગુજરાતી વાંચક વર્ગમાં અણજાણ્યો છે, ને એનાં બીજાં કોઇ પણ કાવ્યો ગુજરાતી પ્રજાની જાણમાં આવ્યાં નથી, તેથી આ કાવ્ય કેવું છે તે કંઇક અંશે મારે જણાવવાની જરૂર છે. કેટલેક પ્રસંગે કેટલાક ગ્રંથકારો પોતાના ગ્રંથને સર્વોપરી ઠેરવવાને અથવા પોતે કેવું કામ કરે છે તે બતાવવાને પોતાની પ્રસ્તાવનામાં બીજાના કાર્યને નિંદે છે, તેમાંથી ચૂક કાઢે છે, તેવો અવિવક્ષિત પ્રસંગ આણવાનો આ ગ્રંથના શોધન્સંધરનારનો હેતુ નથી, પણ એક નવા ગ્રંથકારને પ્રજાની જાણમાં લાવતાં તેના વિષે ને તેના કાવ્ય વિષે સંક્ષિપ્ત બે શબ્દ બોલવા અવશ્યના જણાય છે†

ભાગવતનાં કવિતામાં ઘણાં ભાષાંતર થયેલાં મારા જોવામાં આવ્યાં છે. કેટલાકો ડભોઇવાસી રત્નેશ્વરના ભાગવતનાં વખાણ કરે છે; પણ જ્યારે મેં રત્નેશ્વરનું ભાગવત જોયું ને તેમાં વળી મેં તેનો ભારતમાંનો સ્વર્ગારોહણ જોયો

* પ્રથમ મૂળ ગણદેવી, કે જ્યાં કવિએ આ શ્રીમદ્‌ભાગવતની કથા કીધી હતી તે પ્રત હું લખી ગયો. પછી મૂળ સંસ્કૃત ભાગવતને સાથે રાખીને બીજી બદેલીવાળી પ્રતનું, સંસ્કૃત પ્રમાણે ઉમેરણ કીધું છે. પછી બહુધાનવાળી પ્રતને સોડે રાખીને સઘળું તપાસી ગયો. છેલ્લે સંસ્કૃત જાણનારા શાસ્ત્રીને એ સઘળું તપાસવા આપ્યું હતું, ને તેણે તપાસીને જણાવ્યું કે આમાં કેટલોક પ્રસંગ વધુ છે, કેટલોક બીલકુલ છોડી દીધો છે. આવો છોડી દીધેલો પ્રસંગ વાંચનારને જણાવવાની વિશેષ અગત્યતા જોઈ, કાવ્યમાં નહિ આવેલી સઘળી બાબત નોટમાં જણાવી છે. વળી તે સાથે કંઇ કંઈ સમજુતી પણ આપી છે. નોટમાં કેટલીક રીતની મદદ વૈદવાળા ભાગવત ભાષાંતરની લીધી છે. કેટલુંક તો નવુંજ છે.

આ નવા ધોરણે કાવ્યને શોધ્યું છે તેના સામા ઘણા વિદ્વાનો વાંધો ઉઠાવી શકે તેમ છે. પ્રથમ પ્રશ્ન મનેજ એવો ઉઠ્યો કે સુરતવાસી વલ્લભભટનું કરેલું કાયું? ને આ પ્રમાણે જુદી જુદી પ્રતમાં આટલો બધો પાઠાંતર કેમ! મારી પાસેની ચાર પ્રતમાં બે પ્રત તો ખુદ ગણદેવીમાંથીજ મેળવેલી છે, જ્યાં આ કવિએ કથા કરેલી હતી. એક ઔદિચે મને આ પ્રમાણે કવિ સંબંધી હકીકત કહી છે:—"બંનો કાવ્યની કૃતિ વલ્લભભટનીજ છે. પ્રથમ વલ્લભભટે માત્ર સારાંશમાં રચના કીધેલી હતી; ને તે કાવ્ય મારી પાસે છે (જે તે ગૃહસ્થે મને હમણાં ઉતરાવીને મોકલ્યું છે.) પણ તે કાવ્ય લોકોને પસંદ નહીં પડવાથી કવિએ બીજું કાવ્ય લખ્યું. તેમાં પણ કેટલુંક અપૂર્ણ જણાયું ત્યારે એક ત્રીજી પ્રત લખી. આ બંનો પ્રત એકઠી કરીને કવિ ચીખલીમાં ભાગવતની કથા વાંચનાર હતો, તેટલામાં તે મરણ પામ્યો એમ તેના વંશવાળાએ કહ્યું છે; ને આ કાવ્ય જેવાંને તેવાં અપૂર્ણ રહ્યાં. કેટલાકોએ પેહેલી પ્રતો ઉતરાવીને રાખી છે, ને કેટલાકોએ બીજી પ્રત ઉતરાવીને રાખી છે." બીજી પ્રત, કે જે પાછળથી થયેલી હું જણાવું છું, તેમાં પેહેલી પ્રત પ્રમાણે કડવાં, રાગ છે, ને પેહેલી પ્રતની ત્રણ ચાર કડીઓ પણ છે. આવી ગોઠવણ રાખવાનું કારણ એમ જણાય છે કે પાછળથી ઉમેરણ કરવાનું કવિને પોતાનેજ ઠીક પડે; અથવા તો પ્રત લખનારાએ તેમ કીધું હશે.

† કવિ વલ્લભ અથવા વલ્લભભટ એ દેવીભક્ત વલ્લભ નહિ, પણ સુરતનો વતની હતો. એ ક્યારે જન્મ્યો, ક્યારે મરણ પામ્યો, એણે શ્રીમદ્‌ભાગવત શિવાય બીજા કવિતાના ગ્રંથો કીધા કીધા કીધા છે તેને માટેની શોધ મારી તરફથી ચાલુજ છે. જે હું મેળવી શક્યો છું તે આ પ્રમાણે છે:—વલ્લભભટ એ જાતે ઔદિચ ટોળકિયો બ્રાહ્મણ હતો, ને તે જ્યારે આશરે ૪૦ વર્ષની વયનો હતો ત્યારે તેણે આ ભાગવત રચ્યું છે. પ્રથમસ્કંધ એણે ક્યારે પૂર્ણ કીધો તેનો લેખ નથી; પણ દ્વિતીયસ્કંધ સંવત્ ૧૭૬૩ના વૈશાખ વદ પડવો ને મંગળવારે; તૃતીયસ્કંધ સંવત્ ૧૭૬૩ના જેઠ સુદ પુનેમ ને બુધવારે; ચતુર્થસ્કંધ સં. ૧૭૬૪ માઘ સુદ ૧૦ ને રવિવારે; પંચમસ્કંધ સંવત્ ૧૭૬૪ ને ચૈત્ર વદી પાંચમ ને મંગળવારે; ષષ્ઠસ્કંધ સંવત્ ૧૭૬૪ વૈશાખ સુદ દ્વિતીયા ને રવિવારે; સપ્તમસ્કંધ ૧૭૬૪ના જ્યેષ્ઠ વદી ૧૦ ને બુધવારે; અષ્ટમસ્કંધ સં. ૧૭૬૫ના અષાડ સુદી ૯ ને ભોમવારે; નવમસ્કંધ સં. ૧૭૬૫ના ભાદરવા (વદ કે સુદ તે નથી) ૧૦ ને ભૃગુવારે પૂર્ણ કીધો છે. એકાદશ ને દ્વાદશ ક્યારે પૂર્ણ કીધા તે જણાતું નથી. પણ ધારી શકીએ છીએ કે તે એજ વરસમાં કે સં. ૧૭૬૬માં પૂર્ણ કીધા હશે. એટલે આ કવિને થયાને આજ લગભગ ૧૭૯–૮૦ વર્ષ થવા આવ્યાં છે; ને આ ૧૧ સ્કંધ ત્રણથી ચાર વર્ષમાં તેણે

ત્યારે મારી ખાત્રી થઇ કે રસ એ શી વસ્તુ છે તે રત્નેશ્વરે તપાસ્યુંજ નથી. રત્નેશ્વરનું શ્રીમદ્‌ભાગવત સંસ્કૃતને ઘણું અનુસરતું છે, પણ તેમાં બાનકની ખલહાર ને તન્મય કરતો રસ પૂરી વાંચનારને રંજન કરવા તેવું ઘણું થોડું જણાય છે.

આ વલ્લભકૃત ભાગવત સંસ્કૃત ભાગવતને અનુસરતું બહુ થોડું છે, પણ તેમાં વર્ણન વિસ્તાર સારો ને શબ્દ રચના ઘણી સારી રીતે કરેલી છે. વળી ભક્તિરસ—એ ભાગવતનો પ્રાધાન્ય વિષય છે તે ભભકભેર બતાવવામાં ઠીક પ્રયત્ન કીધો છે. ઘણાં વર્ણનો એટલાં બધાં તો સરસ રીતે કરેલાં જણાય છે કે તે સારા કવિને પણ શોભા આપે તેવાં છે. સમુદ્ર-મંથનનું વર્ણન, નારાયણકવચ, ગજેંદ્રમોક્ષ ઇત્યાદિ પ્રસંગોની કવિતા આ બાબતમાં બહુ લક્ષપૂર્વક અવલોકન કરવા જોગ છે; અને એકાદશસ્કંધ—જેમાં વેદાંતનો અતિઘણો ગહન વિષય છે, તેમાં પણ કવિએ પોતાની ચતુરાઇ અચ્છી રીતે ચલાવી છે તેજ એ કવિની ઉત્તમ કાવ્ય કરવાની શક્તિનો મોટો દાખલો છે.

પેહેલેથી તે છેલ્લે સુધી મેં વલ્લભનું કાવ્ય તપાસ્યું છે, ને તેમાં વર્ણનરસ બહુ સુંદર જણાયો છે. કવિએ શ્લોકેશ્લોકનું ભાષાંતર કીધું નથી, તે છતાં કેટલુંક તો એવું સારૂં છે કે તે વખાણી શકીશું. એ કવિનુંજ બનાવેલું દશમસ્કંધ મેળવવાને ઘણો પ્રયત્ન કીધો છતાં કોઇ પણ સ્થળેથી તેની એકે પ્રત હાથ લાગી નથી, તેમ તપાસ કરતાં એમ પણ જણાયું કે વલ્લભભટે દશમસ્કંધ કીધો છેજ નહિ.*

વલ્લભભટનો દશમસ્કંધ મને નહિ મળ્યો ત્યારે, અને ભાગવત તો મારે સંપૂર્ણ છપાવવાની ઇચ્છા હતી તેથી કોઇ બીજા કવિનો દશમસ્કંધ દાખલ કરવાની મારી ઇચ્છા થઈ. ૧૮૭૦માં પ્રેમાનંદકૃત દશમસ્કંધ છપાવવાની મેં જાહેરખબર તો આપી હતીજ, ત્યારે તેજ વિચારને અમલમાં મૂકવો, ને તેવો સમય આવ્યો તે માટે મને અત્યાનંદ પ્રાપ્ત થાય છે.

પ્રેમાનંદ કવિનું નામ ગુજરાતી ભાષા બોલનાર એકેએક જાણે છે. આ કવિનાં ઘણાં કાવ્ય ગુજરાતી પ્રજાની જાણમાં છે, ને તેમાંનાં ઘણાંક કાવ્યો તો એટલાં બધાં લોકપ્રસિદ્ધ છે કે તે ઘેર ઘેરના એક ખોરાક જેવાં છે. પ્રેમાનંદની વર્ણન કરવાની છટા, અલંકારો ગોઠવવાની સ્વાભાવિકશક્તિ, શ્રોતાને એકરસ કરવાનું કવિત્વ, કાવ્યચતુરાઇ ને વર્ણન વિસ્તારવાની ખુબી એ એટલી બધી તો, તેના પ્રત્યેક કાવ્યમાં જણાય છે કે ગુજરાતી કવિઓમાં તે સર્વોપરી પદને સર્વ રીતે પાત્ર ઠરીજ ચુક્યો છે. તેની વર્ણનશૈલી ને વર્ણનરસ પ્રત્યેક કાવ્યમાં જ્યાં ને ત્યાં ભભકતાં માલમ પડે છે; અને વર્ણનના તાનમાં ગુલતાન કરવાની જે શક્તિ એ કવિ ધરાવે છે તેવી બીજો કોઇ ગુજરાતી કવિ ધરાવતો નથી. આ દશમસ્કંધમાં લોકોને રંજન કરવાનોજ હેતુ પ્રાધાન્ય હોવાથી, મૂળ ભાગવતની કોઇ કોઇ બાબત સેહેજે ઓછી જણાય છે, ને ભક્તિરસ ભરપૂર હોવો જોઇએ તે કોઇ કોઇ સ્થળે ઝાંખો જણાય છે; પણ કાવ્યના બીજા ગુણો તો એટલા બધા બહાર પડયા છે કે તે આગળ બીજી બાબત આપણે ભૂલી જઇએ છીએ. પ્રેમાનંદ આ દશમસ્કંધ પૂર્ણ કીધો હોત તો એ માહાત્મ્યવાળા ગ્રંથથી લોકો ઘણા રંજન

---

રચ્યા જણાય છે. દશમ જેવો ઉત્તમ ભાગ કેમ નહિ રચ્યો તે સમજાતું નથી—કાં તો તે છેલ્લો રચવા ધાર્યો હશે, કે કાં તો રચ્યો હોય ને મને પ્રાપ્ત નહિ થયો હોય. કવિએ આ કવિતા પોતાનું પેટ ભરવા માટે—ને શ્રોતાઓને રંજન કરવા માટે બનાવી છે, તોપણ કોઇ કોઇ સ્થળે કાવ્યની ચમત્કૃતિ ઠીક જોવામાં આવે છે. એ બેગમપુરામાં ભુલામોદીની પોળમાં રહેતો હતો, ને ત્યાં પણ તેણે કથા કીધેલી જણાય છે. એના પિતાનું નામ નાનાભટ ને પિતામહનું નામ શુકદેવભટ હતું. વલ્લભભટે શ્રીમદ્‌ભાગવતની કથા ચિખલી પરગણાના ગણદેવી, કાછેર, ખેરગામ, અને ખુદ ચીખલીમાં પણ કરી છે. એને પોતાને બે દિકરા ને એક દિકરી હતી. વલ્લભભટને સંસ્કૃતનું સારૂં જ્ઞાન હતું ને તેણે રામાયણ પણ પદબંધ કીધું છે એમ મેં સાંભળ્યું છે, ને તે શ્રીમદ્‌ભાગવત કરતાં વધારે સારૂં છે. તેમજ ભીષ્મપર્વ ને કર્ણપર્વ તેનાં રચેલાં તેના વંશવાળા કહે છે. શ્રીમદ્‌ભાગવતમાં કવિએ કેટલેક સ્થળે સારી કાવ્યશક્તિ બતાવી છે.

* એ ત્રણ સ્થળેથી એમ કહેવામાં આવ્યું કે દશમસ્કંધ કવિતામાં કરવાનો ભટનો ઇરાદો હતો, પણ તેટલામાં તે મરણ પામ્યો હતો.

થાત; પણ ૧૬૫ કડવાંજ પૂરાં કરવાં તેમને સર્જિત તેથી તેટલાં પૂરાં થયાં, ૫૩ અધ્યાય પણ પૂરા ન થયા, એટલે તેમનો કાળ આવી પહોંચ્યો ને દશમસ્કંધ અપૂર્ણ રહ્યો. છતાં પણ જેટલું પ્રેમાનંદે કીધું છે તે એવું છે કે કોઇ બીજો કવિ તેવું કાળાંતરે પણ કરી શકનાર નથી.

કવિએ ન્હાનાં ન્હાનાં કાવ્યો લખીને પોતાની ઉત્તર વયમાં આ કાવ્ય રચવાનું માથે લીધું, એટલે તે કામને એ યોગ્યજ થઈ ચૂકયો હતો. દશમસ્કંધ એ શ્રીકૃષ્ણપરમાત્માના ચરિત્રવાળો છે. શ્રીકૃષ્ણનું ચરિત્ર નવે રસથી ભરપૂર છે. વ્રજવાસીઓ તો એને નવરસમયવ્રિજરાજચરિત્રજ કહે છે. એનું બીજું નામ પ્રેમસાગર પણ કહેવાય છે. આવો સુંદર વિષય, સર્વ રસથી ભરપૂર હોય, તે વળી ઉત્તમ કવિને હાથે રચાય તેમાં પછી કચ્ચાસ શી રહે? સોનું ને વળી સુગંધવાળું–પૂછવુંજ શું? શ્રીકૃષ્ણનું ચરિત ને પ્રેમાનંદ જેવો કવિ લખનાર–શું બાકી? કવિ નર્મદાશંકર લખે છે કેઃ–

"પ્રેમાનંદ, ભક્તિબોધના ને કવિત્વ ચાતુરીના ન્હાના ન્હાના ગ્રંથો લખી એ અભ્યાસથી ઉત્તરવયમાં દશમસ્કંધ લખવાને બહુ પ્રકારે યોગ્ય થયો હતો ને તેણે આ ગ્રંથ ઉત્સાહથી જેવો જોઇએ તેવો સરળ ને રસભર્યો કીધો છે. જો કે વર્ણનરસની તેમાં ભક્તિબોધ ઝાંખો સરખો દેખાશે તોપણ ઉદ્દેશ તથા ભાવાર્થ એપર લક્ષ રાખતાં ને બ્રહ્માદિકે જે જે સ્તુતિયો કરેલી છે તેમનો યથાસ્થિત અર્થ સમજતાં ભકિતબોધ ગાઢો દર્શાવેલો છે એમ સ્પષ્ટ જણાશે."

કવિનું આ લખવું વાસ્તવિક છે. આટલું તો નક્કી છે કે શ્રીમદ્‌ભાગવત એ ગ્રંથજ અતિ ઘણો ઉત્તમ છે; તેમાં ભકિત જ્ઞાન વૈરાગ્ય ભરપૂર છે; તેમાં વળી દશમસ્કંધ એ તો સર્વોપરી છે; ને તેવાં કાવ્યનો રચનાર વળી પ્રેમાનંદ છે, તો પછી એ કાવ્યમાં કીયા પ્રકારની ન્યૂનતા રહે! સંસ્કૃતનું લોકોમાં જ્ઞાન નહિ હોવાથી પ્રાકૃત કાવ્ય ઘણાં રૂચિકર થઇ પડેલાં છે. પ્રેમાનંદકૃત દશમસ્કંધ ચોમાસામાં લોકો ઘેરઘેર વાંચે છે; કથાભટો દેવમંદિર ને મોહલ્લામાં ગોઠવાઇ જાય છે, ને કેટલાક પ્રસંગોપર સ્ત્રીઓ નિત્યનિયમ તરીકે પાઠ કરીજતી મેં જોઇ છે. પ્રેમાનંદ ૫૩ અધ્યાય પણ પૂર્ણ કરી શકયો નહોતો, તેથી બાકી રહેલું તેના એક શિષ્ય સુંદર મેવાડાએ પૂર્ણ કીધું છે. તેમાં ભાવાર્થજ રાખેલો છે. સુંદરની કવિતા બહુ અંશે દોષવાળી છે. તેમાં રસાલંકાર કે બાનકની ભભક કંઇજ નથી.

આ રીતે આ શ્રીમદ્‌ભાગવત ગ્રંથ ત્રણ કવિની કૃતિથી ભરેલો છે. ૧ થી ૯ ને ૧૧–૧૨ સ્કંધો કવિ વલ્લભકૃત છે; દશમસ્કંધનાં ૧૬૫ કડવાં ગુર્જરકવિશિરોમણી પ્રેમાનંદકૃત છે, ને બાકીનાં કડવાં સુંદરમેવાડાકૃત છે.

પ્રેમાનંદવાળો દશમસ્કંધ મેં જ્યારથી છપાવવા ધાર્યો ત્યારથી મેં તેની કેટલીક પ્રતો એકઠી કરવા માંડી હતી. ત્રણ પ્રત મને સુરતમાંથી મળી; પણ તે ઘણી સારી નહોતી. વડોદરેથી બે પ્રત મેળવી શકયો, તે તો સુરતવાળીના મોંઢામાં થુંકે એવી અશુદ્ધ, ને તે છતાં તે પ્રતવાળાઓ ઘણું ગુમાન રાખે છે કે એના જેવી શુદ્ધ પ્રત બીજે સ્થળેથી મળવાની નથી. આમ પાંચ પ્રત મેળવ્યા છતાં પણ પ્રેમાનંદની શુદ્ધ પ્રત મળે ને જે સંતોષ થાય તેવો સંતોષ થયો નહિ. પછી હું નંદરબાર ગયો. ત્યાં કેટલીક પ્રતો મને મળી પણ તેમાં એક વજા સાહ નામના વાણીયાની પ્રત ઘણીજ શુદ્ધ જણાઇ. એ વજા સાહને ત્યાં પ્રેમાનંદનાં ઘણાં કાવ્યો છે, ને તે પ્રતો ઘણી શુદ્ધ છે.* દશમસ્કંધ મહા મેહેનતે હું તે સાહ પાસેથી લઇ આવ્યો. તે એકજ પ્રતપર મેં આધાર રાખ્યો, ને બીજી

* વજા સાહને ત્યાંથી મને આ પ્રમાણે લખેલા ગ્રંથો પ્રાપ્ત થયા છેઃ–પ્રેમાનંદકૃત નળાખ્યાન, ઓખાહરણ, સુભદ્રાહરણ, દશમસ્કંધ ભાગવત, સપ્તમસ્કંધ (અપૂર્ણ), કપીલગીતા (પંચમસ્કંધ), કર્ણચરિત્ર (અપૂર્ણ), ઋષ્યશૃંગાખ્યાન, હરીવંશ (અપૂર્ણ), રણયજ્ઞ, વિવેકચૂડામણી (માત્ર છેલ્લુંજ કડવું નથી, પણ પ્રેમાનંદકૃત જણાય છે.) અને સુધન્વાખ્યાન. બીજા કવિઓના ગ્રંથ, વિશ્વંભરરાજાનું આખ્યાન, કબીર રામદાસ સંવાદ, હરીરામકૃત સિતાસ્વયંર, ગોપાળગીતા, હસ્તામલક, હરિરસલીલા ષોડશકળા. એક બીજા કવિનું નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ, રસમંજરી (વાર્ત્તા) અને કબીરનાં ને મીરાબાઇનાં છુટક પદો. સાહે મને અસલ પ્રતો ન આપતાં માત્ર દશમસ્કંધ શિવાય સઘળી પ્રતો ઉતરાવીને આપી છે.

પ્રતને માત્ર સહાયતામાં રાખી–પણ તે પ્રતોમાંથી ઘણુંજ થોડું મને સહાયતા જેવું લેવું પડયું છે. કંઇ વધારે સહાયતા લેવા જોગ કડોદની એક પ્રત હતી, જે બહુધા નંદરબારની પ્રતને મળતી હતી. આ નંદરબારની પ્રત લખાયાનું વરસ સં. ૧૮૬૪નું છે.

નંદરબારની પ્રત બાળબોધ અક્ષરે લખેલી છે. તેમાં જોડણીના નિયમો ઘણા થોડા સાચવેલા છે, પણ ભાષા ચોખી, માત્ર કેટલાક શબ્દો રૂઢીથી પાઠ ફેર થયેલા હતા, તે સર્વે મેં કાઢી નાંખ્યા છે. તેમાં જે કેટલીક કડીઓ વધારે હતી તે મેં રહેવાજ દીધી છે, જો કે બીજી પ્રતોમાં મને મળી નથી તોપણ. ઘણીક તરફથી મને જણાવવામાં આવ્યું કે આવો મોટો ગ્રંથ હું તૈયાર કરૂં છું, તો બીજે સ્થળે નહિ પણ પ્રેમાનંદમાં પાઠાંતરો આપું તો ઠીક; પણ આપણા લોકોની ગ્રંથો ખરીદીને વાંચવાની ઉત્કંઠા તરફ જોતાં તેટલા વધારે ખરચમાં જવાની મેં હિમ્મત ભીડી નહિ.* વળી જે લોકોને માટે મેં આ ગ્રંથ તૈયાર કીધો છે તેઓને પાઠાંતર સાથે કંઇ ઝાઝો સંબંધ નથી–માત્ર એ પાઠાંતરો તો થોડાક વિદ્વાનો માટે છે. જે વિદ્વાનો આજ કાલ અર્ધદગ્ધ–બળ્યા ઓગણા જેવા છે, ને તેમનેજ લીધે ગુજરાતી સાહિત્યની પડતી દશા થઇ છે–ને થાય છે. જુના કાવ્ય ગ્રંથોને કેમ ઉત્તેજન આપવું તેને માટે તેઓ ઘણા બેદરકાર છે; અને તેટલા માટે ગ્રંથ શોધવામાં શાસ્ત્રીય રીત રાખ્યા છતાં, ગ્રંથ પ્રકટ કરવામાં પુસ્તકનું માત્ર પૂર વધારવા ને પંડિતાઈ બતાવવા માટેજ પાઠાંતરો આપવાની રીત રાખી નથી.

કવિ વલ્લભકૃત ને મહાકવિ પ્રેમાનંદકૃત બંનો ગ્રંથો શોધવામાં એક વરસ સુધી કેવો શ્રમ લીધો છે તે લખવું વિવેકની બહાર છે. છતાં આટલું કહેવું અવશ્યનું છે કે મૂળ કવિના કાવ્યને જરા પણ આંચ નહિ આવે તેની પૂરતી કાળજી રાખી છે; તે છતાં કોઇ કોઇ મોટી ભૂલ જોઇને ગ્લાનિ પામું છું. બાર માસનો શ્રમ લઇને પણ શ્રીમદ્ભાગવત જેવો ગ્રંથ સંપૂર્ણ રીતે શુદ્ધ, લોકોને આપી શકતો નથી એ ખેદની વાર્ત્તા છે–એ ગ્રંથ પૂર્ણ રીતે શુદ્ધ કરવામાં, લોકોને પ્રિય થઇ પડે તેમ કરવામાં તન–મન–ધન–વ્યયની કંઇ પણ કચ્ચાસ રાખી નથી.

શ્રીમદ્ભાગવત ગ્રંથ જેટલો વૈષ્ણવધર્મમાર્ગવાળાને માન્ય છે, તેટલોજ, બલકે તેથી પણ વધારે માન્ય એવો શ્રીમદ્ભગવદ્ગીતાનો ગ્રંથ છે. ઘણાકોની એવી ઇચ્છા જણાઈ કે એ ગ્રંથ પણ જોડે જોડે આપવો. પ્રથમ તો શાસ્ત્રીઓથી સમજીને એ ગ્રંથની નવીન ટીકા આપવાનો મારો વિચાર હતો; પણ તે કામ તુરતને માટે મને ઘણું મુશ્કેલ થઇ પડે તેમ હોવાથી તે વિચાર વેગળો રાખીને હાલ તો મૂળ સંસ્કૃત પાઠ, ઠા. પ્રયાગજીકૃત દોહરા, મહાકવિ તુલસીદાસના હિંદુસ્થાની દોહરા, ને કવિ નર્મદાશંકરનું ગદ્ય તથા વિશેષ સમજુતી માટે કોઇ કોઇ સ્થળે ટીકા પણ આપી છે.

મારા સ્નેહી શાસ્ત્રી શ્યામજી વિ૦ વાલજીએ આ શ્રીમદ્ભાગવત સંપૂર્ણ શુદ્ધ થાય તેને માટે પુરતી કાળજી બતાવી પ્રસંગોપાત જે મદદ કીધી છે તેને માટે તેમનો મોટો આભારી છું.

અને છેલ્લું આટલુંજ કે–આ શ્રીમદ્ભાગવતનો શ્રી વ્યાસકૃત સર્વોત્તમ રસમય–શ્રી વ્રિજરાજચરિત્રવાળો રસભર્યો પવિત્ર ગ્રંથ, જે આર્યાવર્તના એકે એક આર્યને માન્ય છે તે, પરબ્રહ્મ પરમાત્માનું ચિંતવન કરતાં ગુજરાતી કવિતામાં પ્રાચીન કવિનો રચેલો બહાર પાડું છું. જેનાથી આર્યજનતા સતેજતાને પામે ને ત્રણ તાપ નિવારણ કરતાં ચાર પદાર્થમાં ચિત્ત વિરામે–જે ઇચ્છા પૂર્ણ કરનાર તે પરમાત્મા સંપૂર્ણ શક્તિમાન્ છે–જે નિત્ય ભક્તજનના લાડકોડ પૂરા પાડવે ઉદાર ને અશરણને શરણ આપનાર છે.

દેવશયની એકાદશી.
સં. ૧૯૪૫.

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.

* માત્ર પ્રેમાનંદકૃત દશમસ્કંધ છપાવતાંજ સ્વર્ગવાસી કવિ નર્મદાશંકર લખે છે કેઃ–'આ ગ્રંથને શુદ્ધ કરી છપાવવાનો કેટલાક જણે વિચાર કર્યો હતો, પણ મોટો ગ્રંથ મોટા આશ્રય વિના છપાવવો કઠિણ તેથી તે આટલો કાળ છપાયો નહોતો.' જ્યારે માત્ર દશમસ્કંધ 'મોટા આશ્રય વિના છપાવવો કઠિણ' પડે તેમ હોય, તો પછી આવડો મોટો–સંપૂર્ણ શ્રીમદ્ભાગવત ગ્રંથ તેટલીજ કિંમતમાં, કોઇના પણ આશ્રય વિના પ્રકટ કરવામાં આવે તે કઠિણ પડે તેમાં નવાઇ શી? એટલુંજ નહિ, પણ તેની સાથે શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વમુખે કહેલી શ્રીમદ્ભગવદ્ગીતા, નવીન ઢબે દાખલ કીધી છે–એ વિશેષ.

# શ્રીમદ્‌ભાગવત—પુરાણ—ધર્મ—દર્શન.

---

મનુષ્ય મનને શાંતિ દેનાર ધર્મ છે; તેના તનને શાંતિ દેનાર ધર્મ છે; તેના દુઃખની નાસ્તિ કરનાર ને સુખની વૃદ્ધિ કરનાર ધર્મ છે; તેની વાસના-મનોવૃત્તિની વૃદ્ધિને સંકોચનાર, જ્ઞાન દેનાર, પ્રજ્ઞાનમય બ્રહ્મનો બોધ કરનાર, સંસાર વ્યવહારમાં તેજવંત કરનાર, ક્ષણિક જગત્‌માંથી તારનાર, દુઃખિત જીવિતમાંથી સુખમય ધામમાં પહોંચાડનાર, પુનર્જન્મમાંથી બચાવનાર, કર્મવાસનાને ટાળનાર, અજ્ઞાનાંધકારનો નાશ કરનાર, ત્યાગવૃત્તિમય નીતિએ દોરનાર, નિર્વાણપદપર પહોંચાડનાર, માયા, મોહથી બચાવનાર, દયા-પ્રેમમાં મસ્ત કરનાર, અક્ષરબ્રહ્મને પમાડનાર, ધર્મમાર્ગમાં પ્રવેશ કરાવનાર, અને ઈહલોકમાં સુખ દેનાર ને પરલોકમાં મોક્ષ દેનાર તે સર્વોપરી, ઇંદ્રિયજન્યજ્ઞાનથી પર, સર્વકારી, જ્ઞાનવાન્, બુદ્ધિએ નિર્ધારેલો નહિ, પણ ઈશ્વરે આપેલો તે-ધર્મ છે;-જે મનુષ્ય-અલ્પ પ્રાણીને ઉત્તમ-સદ્-અસદ્-અવિનાશી-અપૂર્વ ગતિ આપે છે. ધર્મથી સૃષ્ટિ રચના, સ્થિતિ ને સંહાર થાય છે; ધર્મથી મનુષ્યપ્રાણી સત્કર્મમાર્ગે પ્રવર્તે છે. ધર્મ શોધવા-ખોળવાને માટે મોટા મોટા ઋષિઓ, પંડિતો, વિદ્વાનો ને ફીલસુફો મથન કરે છે, છતાં કોઇને પણ તે અલભ્ય ધર્મ સાંપડતો નથી, તે છતાં તે મેળવવાને ફાંફાં મારે છે. ધર્મ છે-તે એકજ છે, ને ઇશ્વરપ્રેરિત છે-તેમાં અસત્ નથી, પાખંડ નથી, દંભ નથી, અહંકાર નથી-પણ તે સત્-ચિત્-આનંદમય છે-ને તેવો ધર્મ તે આપણો વૈદિક-આર્યાવર્તનો સનાતન સર્વોપરિ ધર્મ છે;-તેવા ધર્મનું રહસ્ય સમજાવનારા કોઇ પણ શાસ્ત્રીય ગ્રંથો હોય તો તે આ આર્યાવર્તમાંજ છે; ને તેઓમાંનો એક શ્રેષ્ઠ ગ્રંથ તે આ **શ્રીવેદવ્યાસ**-પ્રણીત **શ્રીમદ્‌ભાગવત** ગ્રંથ છે.

મેં એમ કહ્યું કે ધર્મ એ શ્રેષ્ઠ ને સર્વોપરી, ને અખંડ બ્રહ્માંડમાં બુદ્ધિમાન્ પુરુષને ગ્રહણ કરવા યોગ્ય છે. ત્યારે ધર્મ એટલે શું? એવો પ્રશ્ન સહજ નિકળે છે. આ વિશ્વમાં અનેક પ્રકારે વિચારસંગતિઓ-કર્મસંગતિઓ થઇ છે ને થાય છે; અનેક ધર્મ, સંપ્રદાય, પંથ, ફાંટા થયા છે, થાય છે ને થશે;-ચાલ્યા છે, ચાલે છે, અને ચાલશે; ને તે સઘળા ધર્મને નિમિત્તે, ધર્મની પરનાલિકાને ધોરણેજ ચાલે છે એમ કહેવાય છે; પણ મૂળ ધર્મનું પરમ રહસ્ય શું છે તે, જો સત્ય શોધ-ખોળ કરીશું તો એજ જણાશે કે તે પટંતરે છે, અંધકારમાં છે-કોઇ તે સંબંધી યથાર્થ જ્ઞાન ધરાવતું નથી, છતાં સઘળા ધર્મપ્રવર્તકો તે સમજવા સમજાવવાનો દાવો કરે છે; સઘળાએ તે સમજાવ્યો છે ને અદ્યાપિપર્યંત સઘળા તે સમજાવે છે;-તથાપિ તે અનાદિ કાળનો ચાલતો પરમ રહસ્ય રૂપ ધર્મ-તત્ત્વ-વિચાર ઘણા થોડાને સમજાયો છે, ને ઘણા થોડાજ તેમાં પૂર્ણતાને પામ્યા છે. સત્ય ધર્મ ક્યાં છે-પૂર્ણ ધર્મ ક્યાં-ને શેમાં છે તે બહુ થોડા જાણે-સમજે છે; ને તે જાણનાર પ્રજામાં મોટો ભાગ આર્યાવર્તની આર્ય પ્રજાનો છે-જે કહો કે પ્રારબ્ધ-પ્રભુકૃપાએ, ઋષિ મુનિના પ્રસાદે સત્ય ધર્મ મેળવી શકી છે.

અને ત્યારે ધર્મ તે શું? ભિન્ન ભિન્ન દેશના ભિન્ન ભિન્ન પંડિતો તેના સંબંધમાં ભિન્ન ભિન્ન વિચાર દર્શાવી ગયા છે. તે બધાનું એક સ્વરૂપ બાંધીએ તોપણ સર્વમાન્ય ધર્મવિચારના આરંભનું સ્વરૂપ પણ વાસ્તવિક રીતે આપણે યથાર્થપણે બાંધી શકીએ તેમ નથી. કારણ કે દરેક જને ધર્મ માટે જુદાજ તર્ક વિતર્કો કીધા છે, ને તેથી ધર્મોત્પત્તિ સંબંધે કોઇ પણ નિશ્ચયાત્મક વિચાર આપવો એ કેવળ ઉચ્છૃંખળપણાની અધમ નિશાનિ છે.-તેથી માત્ર આટલુંજ પ્રારંભમાં માની લેવું કે ધર્મ એ અનાદિ કાળનો સ્થાપિત થયેલો છે, ને તે વિશ્વરચનાની સાથે ઈશ્વરથી અપાયલો છે-પછી જેવી જેવી જેની બુદ્ધિની સ્ફુટતા તે તે પ્રમાણે તેણે ધર્મબંધન-ધર્મઘટના કીધી છે. પાશ્ચાત્ય લોકોએ પોતાના સાહસને યોગે વિશ્વરચના, મનુષ્યરચના, ધર્મ રચના વિષે અનેક પ્રકારના વિચારો દર્શાવ્યા છે, ને આવા અતિ ગહનગૂઢ વિષયમાં એટલા બધા તો તેઓ આગળ આગળ વધી ગયા છે કે જ્યાં તીવ્રબુદ્ધિના જનની જવાની જગ્યા નથી, ત્યાં અલ્પમતિઓએ ઝોકાવ્યું છે-શી સમયની બલિહારી છે! જે અનાદિ કાળથી ચાલતું આવ્યું છે-ને જે ગહન છે, જે સમજાતું નથી, જે કેમ ઉદય થયું, સ્થિતિને પામ્યું ને લય થયું તે જાણવાને માટે મનુષ્યબુદ્ધિનો પ્રભાવ નરમ છે, છતાં તેમાં મિથ્યા માથાકૂટ કરવાને ઘણા ક્ષુલ્લક પ્રાણીઓ પ્રયાસ લે છે; ને જે નથી સમજાતું તે સમજાવવાને કડાકૂટ કરી કહે છે કે 'એ તો આમ છે.'- પરંતુ એવા

સાહસથી કોઇ પણ પ્રકારનો લાભ થતો નથી–કેમકે અનાદિ કાળથી ચાલતું આવેલું ને જેનું મૂળ જડતું નથી, તેનું મૂળ શોધવાનો મિથ્યા પ્રયાસ કરવો એથી કંઇ લાભ નથી, પણ મનુષ્યમનોરથમિથ્યાભાવનાનું તે સ્વાભાવિક પરિણામ છે. ધર્મ સંબંધે ઇતિહાસદ્વારા કંઈ પણ નિશ્ચયાત્મક કહી શકાશે નહિ–કે તે કોણે સ્થાપ્યો ! ક્યાંથી આવ્યો ! કેમ આવ્યો ! એ જાણવું મનુષ્યશક્તિ બહાર છે; ને તેથીજ આપણે માત્ર એટલુંજ કહી શકીશું કે ધર્મ તે અનાદિ છે,–મનુષ્ય અનાદિ છે તેમજ ધર્મ અનાદિ છે,–મનુષ્ય જન્મ્યો તેની સાથેજ ધર્મ પણ જન્મ્યો છે.

ધર્મની અનેક વ્યાખ્યા ઇતર દેશના ને પરાયા દેશના વિદ્વાનોએ કીધી છે. **નારદમુનિ** કહે છે કે, ધર્મ તેનેજ જાણવો કે જેથી પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય. પણ બીજે સ્થળે વળી એવું કહે છે કે આત્મા પરમાત્માની એકતા કરવી તે ધર્મ. **વસિષ્ઠમુનિ** કહે છે કે પિંડ બ્રહ્માંડૈક્યતા થવી તે ધર્મનું મુખ્ય સ્વરૂપ. મહાત્મા જૈનાચાર્ય **ગૌતમ** જણાવેછે કે જેથી સર્વ દુઃખનો નાશ થાય અને આનંદમય નિર્વાણપણાને પામવું તે ધર્મ. પણ એથી આગળ વધીને **વેદવ્યાસ** કહે છે કે આત્મા પરમાત્માની એકતા તો ખરી, પણ તે સાથે નિરંતરની જ્ઞાનવૃત્તિ રહેવી તે ધર્મ–મોક્ષ સુખ. **શાંડિલ્યસૂત્રકારનો** એક લેખ છે કે ભક્તિભાવ સાથે અનંતને પીછાણવો તે ધર્મ. **વલ્લભાચાર્ય** કહે છે કે ભક્તિમાં પૂર આસક્તિ ધરી પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણને ભજવા તે ધર્મ. અને **શંકરાચાર્ય** કહે છે કે આત્માને જડવૃત્તિમાંથી કાઢી ચૈતન્યમાં આણવો તે ધર્મ. આમ અનેક ઋષિઓએ અને આચાર્યોએ અનેક પ્રકારે આપણા ધર્મનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ બાંધ્યાં છે. કોઇ પિંડ બ્રહ્માંડની એકતા, કોઇ આત્મા પરમાત્માની એકતા, કોઈ જીવાત્મા પરમાત્મીની એકતા, કોઈ બ્રહ્મમાં લીનતા ને કોઈ એકસ્વરૂપનું સ્વરૂપસંધાન એમ ધર્મના ભેદ ધારે છે. પદ્મપુરાણમાં એક સ્થળે કહે છે કે ધર્મ તેજ કે જે યથાર્થ જ્ઞાન આપે;–અર્થાત્ જે ખરૂં–સત્ય જ્ઞાન આપે તે ધર્મ. ને ખરૂં ને સત્ય જ્ઞાન તે એજ કે આત્મા પરમાત્માની ખરી સ્થિતિ જાણી એકતા કરવી.

પણ આ તો આપણે આપણો વિચાર કીધો. પાશ્ચાત્ય લોકો કે જેઓ આજે પ્રવૃત્તિનાં જીવડાં છે, જેઓ વિદ્યાકળાને આધારે અનેક જાતના તર્ક વિતર્ક–ધર્મમાં પણ, બાળક પેરે કરે છે તેઓ શું કહે છે તે તપાસીએ. **બોરો** નામનો એક વિદ્વાન્ કહે છે કે ધર્મ તે ખાનગી સદ્‌ગુણ અને પ્રસિદ્ધમાં શ્રદ્ધાવંત કહેવડાવે તે છે; તે જન જનના સુખનું કારણ ને પ્રજાની આબાદી છે. આ વિચારમાં ધર્મ સંબંધે કશું પણ નથી. **હોર્ન** નામનો એક વિદ્વાન્ કહે છે કે ધર્મ તે ડહાપણનો ભંડાર,–પૂર્ણ શુચિ માર્ગ સૂચવનાર,–વિશ્રામનું મધુરૂં ફળ છે. **કાન્ત** નામનો એક જર્મન વિદ્વાન્ કહે છે કે ધર્મ એટલે નીતિ–અર્થાત્ સુનીતિએ રહેવું, સુનીતિએ વર્તવું ને સુનીતિએ ઇશ્વરાજ્ઞા માથે ચઢાવવી એટલે બસ થયું. **જેમેસન** નામનો એક સાધુ કહે છે કે ધર્મ એટલે ઈશ્વર થવું–ઇશ્વરપણું પામવું. જેમાં ઈશ્વર થવાના વિચાર નહિ હોય તે ધર્મ નહિ. **ફિશ્તે** નામનો વિદ્વાન્ કહે છે કે ધર્મ એટલે જ્ઞાન. **પ્લેટો** કહે છે કે ધર્મ એટલે ઈશ્વરને સંપૂર્ણ જાણવો–પણ કેવા પ્રકારે, તેનું કંઇ પૃથક્કરણ તે કરતો નથી. **આનાકસાગોરાસ** કહે છે કે, એક ઈશ્વર છે, ને તે સર્વજ્ઞ છે, જેણે ચૈતન્ય વિનાના જડ પરમાણુને ગતિમાન્ કીધા છે; તે સર્વમાં છે પણ તેનામાં કોઇ નથી–એને જે જાણવો તે ધર્મ. **સોક્રેટીસ** કહેતો હતો કે મરણ પછી ઉત્તમ ગતિ જીવની થાય ને કોઈક ઇશ્વરી સત્તા વિશ્વમાં વ્યાપક છે–જે વળી અવ્યાપકમાં પણ વ્યાપક છે તેને જાણવો તે ધર્મ; ને ધર્મ એ શાંતિકર ને સુખકર છે. **પ્લેટો** ઈશ્વરની સચરાચર વ્યાપકતા સારી રીતે માનતો હતો; તે કહેતો કે ઈશ્વર આદ્યંતરહિત સ્વયંભૂ કારણ ને સકળ પદાર્થનો પિતા હોવો જોઇએ ને તે સંપૂર્ણ, (જેવા આપણા ભગવાનને પરિપૂર્ણ ષડ્ ઐશ્વર્યવાળા કહીએ છીએ તેવો) અતિ ઘણી ધર્મબુદ્ધિમાન્ ને સકળ શક્તિમાન્ હોય, ને વળી તે જ્ઞાનિઓને પણ જાણવો દુર્લભ છે, ને અલ્પમતિના તો લક્ષમાં પણ કાળાંતરે આવે તેવો નથી, તેને જે જાણવો–તેનામાં એક થવું તે ધર્મ. **આરિસ્ટોટલ** નામનો વિદ્વાન્ કહે છે કે આત્માને પૂર્ણ રીતે જાણવો તે ધર્મ. **ઝીનો**ના ધર્મ સંબંધી વિચાર આવા છેઃ–સૃષ્ટિ તેજ ઇશ્વર, ઇશ્વરને જાણવો હોય તો સૃષ્ટિને જાણવી. એ ઈશ્વર અનાદિ ને જ્ઞાનમય છે. એને જાણ્યાથી ધર્મની હદ આવે છે. **જીજસ ક્રૈસ્ટ**નો મુખ્ય ચેલો **સેંટ મેથ્યુ** ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે કરે છેઃ–શત્રુને ચાહો, ને શાપ દે તેને આશીષ દ્યો; ધિક્કારે તેનું રૂડું કરો, ને તેના રૂડા માટે પ્રાર્થના કરો. ધર્મ તેજ કે જે શત્રુને મિત્ર ગણે, ભુંડું કરનારનું ભલું કરે; અર્થાત્ **જીજસ ક્રૈસ્ટ**ના ચેલાઓનો બહુમત એવો છે કે નીતિથી રહેવું. **શ્લિવરમેકર** નામનો એક જર્મન વિદ્વાન્ કહે છે કે ધર્મ એટલે પૂર્ણ પરાધીનતા. **હેગળ** નામનો વિદ્વાન્ કહે છે કે ધર્મ એટલે પૂર્ણ સ્વાધીનતા. **ફ્રાઈરબાક** નામનો એક બીજો જર્મન કહે છે કે ધર્મ એ કંઇ નથી, પણ એક રોગ છે–ને એ પવિત્ર રોગ છે. **મોઝીઝ** નામનો એક ઇજીપ્સિયન વિદ્વાન્ ઇ. સ. પૂર્વે બે હજાર વર્ષપર લખી ગયો છે કે જેણે આ સૃષ્ટિ રચી છે, જે સર્વનો પ્રેરક છે ને જેણે પ્રાણી માત્રને સારાસાર સમજવાની બુદ્ધિ આપી છે તેને પીછાણવો તે ધર્મ. **મોક્ષમૂલર ભટ્ટ** કહે છે કે અનંત શક્તિવાળા કે અનંત (ગુણવાળા, અનંત શક્તિવાળા એટલે શું ? ગમે તે) ને પીછાણવો તે ધર્મ. **જીજસ ક્રૈસ્ટ** કહે છે કે ધર્મ એજ કે કષ્ટ સહન કરવાં, આત્માને ઓળખવો, પરમાત્માને જાણવો, ને પાપને માટે ડરવું.

**પાશ્ચાત્ય** વિદ્વાનોને ધર્મપ્રવર્તકોના ધર્મ સંબંધમાંના આવા વિચારો છે. આર્ય લોકોના ધર્મ સંબંધી વિચારો કેવળ નિરાળા છે. સંન્યસ્ત આશ્રમમાં આર્ય દ્વિજોએ ધર્મ સંબંધી ઘણા ઘણા વિચારો કીધા છે, ને તેમાંથી ધર્મનું યથાર્થ તત્વ સમજાય તેવું છે. પૂર્વ મીમાંસા ને ઉત્તર મીમાંસા એ બે ગ્રંથોમાં ધર્મનું યથાર્થ જ્ઞાન આપવામાં આવ્યું છે. પૂર્વ મીમાંસામાં વેદમાંના કર્મમાર્ગને કેવા પ્રકારે અનુસરીને વર્તવું તે વિષય સંબંધી વર્ણન કરેલું છે; ને તેમાં **જૈમિનિ** ઋષિ એમ સમજાવે છે કે વેદને જાણ્યો એટલે પૂર્ણ રીતે પ્રભુને જાણવામાં આવે છે, ને પ્રભુને જાણવા એ ધર્મને જાણવા જોગ છે. ઉત્તર મીમાંસાના કર્તા **વેદવ્યાસમુનિ** છે. તેમણે ધર્મ સમજાવવા માટે વિશ્વરચનાના સંબંધમાં બહુજ કઠિણતાથી (ગૂઢતાથી) વર્ણન કરેલું છે. **વ્યાસ** મુનિ વિશ્વઉત્પત્તિ માટે લખે છે કે જે પરમાત્મા સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન, નિત્ય, અજ, અમર, ઉપાદાન અને અનાદિના કારણરૂપ છે તેણે આ વિશ્વ રચ્યું છે. આત્મા મૂળે તો એકજ છે, અને તે ઈશ્વરનો અંશ છે; જેમ અગ્નિનો તણખો મૂળના અગ્નિથી જુદો છતાં જુદો નથી, તેમ પ્રત્યેક આત્મા ઈશ્વરના ચૈતન્યનો અંશ છે,–તે પોતાના પૂર્વના સંકલ્પ પ્રમાણે કર્મપ્રવૃત્ત થવે સમર્થ છે, પણ સ્વભાવે તે નિવૃત્ત છે. પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય, મન, પ્રાણ ને બુદ્ધિ એ સઘળાથી આત્માનો સૂક્ષ્મ દેહ રચાયો છે. એ દેહ સહિત તે (આત્મા લોકમાં જાય છે, ત્યાં તેને વરાળરૂપ દેહ ધરવો પડે છે; ત્યાંથી વર્ષાદરૂપે વનસ્પતિમાં પ્રવેશ કરી. અનેક જ ભોગવી અનેક પ્રકારના કર્મમાં લેપાતાં–બંધાતાં ને મુક્ત થતાં મોક્ષને પામે છે; અને એ મોક્ષને પામવો તે એક કહ્યો છે. ત્યારે હવે મોક્ષ તે શું? આ મોક્ષ ત્રણ પ્રકારનો છે. આ લોકમાં રહેલી ઈશ્વરી શક્તિયો પ્રાપ્ત થાય એ એક મોક્ષ–એમાં મનશક્તિ ઘણા ઘણા ઉપભોગ લેવાને પાત્ર થાય, પણ કર્મ કરવે અશક્ત રહે–જે મોટાઇ આ લોકમાં મેળવવી અને પછી ઇન્દ્ર લોકમાં જવું ને ત્યાં સુખ–ઐશ્વર્ય પ્રાપ્ત કરવાં એ બીજો મોક્ષ છે. પણ એ અલ્પ મોક્ષ છે. પુણ્ય પ્રાપ્ત કરવાથી, ભક્તિ કરવાથી, સાધનો–જેવાં કે વ્રતાદિક કરવાથી આ મોક્ષ મળે છે. ત્રીજો મોક્ષ તે બ્રહ્મલોકમાં જવાનો છે, તે યજ્ઞાદિક કર્મો–વેદાનુસાર કરવાથી મળે છે. આત્મા પરમાત્મામાં એકતા ધારણ કરે છે. સૂક્ષ્મપરમાત્માનું ચિંતવન કરતાં કરતાં જીવ શિવની એકતા થાય તે પૂર્ણ મોક્ષ. મોક્ષને પામવું–મોક્ષ કેમ પામવો તે જાણવું એટલેજ ધર્મને યથાર્થ જાણ્યો એ નક્કી છે.

મીમાંસાનો એક મત છે તેમજ સાંખ્યવાળાનો એક મૂળ મત છે–જે થોડો ઘણો મીમાંસકોના મતથી વિપરીત છે. સાંખ્યના બે મોટા આચાર્યો છે. **કપિલ** ને **પતંજલી.** કપિલે નિરીશ્વર વાદ પ્રગટ કીધો છે ને તે આત્માને માનતાં પરમાત્માને ભૂલી જાય છે. પણ **પતંજલી** કહે છે કે સર્વ આત્માથી એક જુદોજ આત્મા છે, જેને દુઃખ, સુખ, જન્મ, મરણ, કંઇ લાગતું નથી, ને તેને પામવાનો જે માર્ગ–યોગ તેજ ધર્મ–એ યોગદ્વારાથી પ્રાણાયામથી* અને પ્રત્યાહારથી† આત્માપરમાત્માનું ઐક્ય થાય–ઐક્ય થતાં જન્મ મરણ ટળે છે ને બ્રહ્મૈક્યતા પામે છે. ગૌતમે‡ ધર્મ એને ગણ્યો છે કે આત્મા જે અનાદ્યન્ત, પ્રકૃતિ રહિત ને સ્વતંત્ર છે, ને પરમાત્મા–ઈશ્વર અનાદ્યન્ત, જ્ઞાનકોષ, સર્વનો નિયંતા ને સર્વ વસ્તુનો પ્રેરક છે તેને યથાર્થ જાણવામાં ધર્મનું સઘળું સમાય છે.

ધર્મના સંબંધમાં અનેક પ્રકારની વાતો–સંવાદો, વિવાદો ને વિતંડાથી ચર્ચાઓ થઇ છે ને ન્યાયના જે સોળ§ પદાર્થ છે તે પ્રમાણે બહુબહુ જાતની તકરારો થઇ છે, પણ એજ ન્યાયના એક સૂત્ર **નિર્ણય** પ્રમાણે કોઇ નિર્ણય કરીને ઠરીને ઠામ બેઠું નથી; તો પછી આવી આવી વાતોમાંથી માલ જેવું થોડુંજ નિકળે છે. કોઇ કહે છે કે પ્રમાણોથી ધર્મ ને ઈશ્વરતા સિદ્ધ થાય છે, તો કોઇ પ્રયોજનથી સિદ્ધ કરે છે. પ્રમાણમાં પણ ચાર ભેદપર તકરાર ચાલે છેઃ–પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન ને શબ્દ. આટલું બધું છતાં પણ કોઇ ખરે માર્ગે ચઢતા જણાતા નથી–ને ગમે તેટલો કાળ વીતી જાઓ તોપણ આ બાબતમાં નિઃસંશય થઇ સર્વે એક વિચારના થાય તેવો કાળ આવ્યો પણ નથી ને આવનારે નથી; ને તેથી એમાંથી કંઇ પણ લાભ નિકળનાર નથી. ધર્મનો વિષય ઘણો ગહન, ગૂઢ તેમજ સૂક્ષ્મ પણ છે. તે સમજવાની જે ઉત્તમ શક્તિ ધરાવતા હતા તેવા તો પ્રાચીન કાળના ઋષિ મુનિયો હતા. જ્યારે પૃથ્વીની રચના થઈ ત્યારે પ્રથમ તો જે વસ્તી હતી, તે હાલની પાશ્ચાત્ય પ્રજાના વિચાર પ્રમાણે મધ્ય એશિયામાં હતી. ત્યાંથી નિકળીને આર્ય પ્રજા આ વિશાળ રસાળ સુંદર મોહક પ્રદેશમાં જય મેળવીને આવી વસી, ને શાંત સ્વભાવ રાખી, આગ્રહી વૃત્તિથી ને પ્રૌઢ બુદ્ધિથી એકતાએ રહી, વેદોક્ત ધર્મકર્મને અનુસરીને વર્તવા માંડી. પણ તે કાળમાં કેવા પ્રકારનો વેદોક્ત ધર્મ હતો, તેનો યથાસ્થિત ઇતિહાસ આપણને મળે તેમ નથી. ઘણા ઘણા પંડિતો એમ જણાવે છે કે આમ હોવોજ જોઇયે,

---

* શ્વાસ રૂંધવો. † ઇન્દ્રિય છતવી. ‡ ન્યાયનો કર્તા.

§ ન્યાયના ૧૬ પદાર્થ આ છેઃ–પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્રષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન.

પણ તેમજ હતો તેને માટે સિદ્ધ થાય તેવું પ્રમાણ કોઇપણ વિદ્વાન આપી શકતો નથી. પરંતુ આટલું તો સ્પષ્ટ થઈ શકે તેમ છે કે, સજ્ઞાનનિવૃત્તિઆનંદના ભોક્તા હોઇને બાહ્યાંતર શૌચ પાળી ધર્મકર્મ ને સંસારવ્યવહારકર્મ પાળવામાં વેદકાળની પ્રજા વધારે આગળ પડતી હતી. વેદકાળના જનો ધર્મરાજ્યની વ્યવસ્થા સાચવતા, ગાયત્રી જપતા, આશ્રમ ભોગવતા, કુળમર્યાદા રાખતા, ને સંસારસુખ પણ ભોગવતા, ઇષ્ટદેવતા પાસે પ્રસાદ વાંછતા રેહેતા હોવા જોઇએ–ને તેમ હશે એવું આપણે પ્રાચીન કાળના ગ્રંથોપરથી કંઇક સિદ્ધ કરી શકીએ છીએ, તે શિવાય તે કાળના ધર્મ સંબંધી વધારે જ્ઞાન મળશે નહિ.

મુખ્ય વાત આ બધાપરથી આપણે એવી કાઢી શકીશું કે ઘણા લાંબા કાળપર–જેનું પ્રમાણ ગમે તેવા પશ્ચિમના વિદ્વાનો તર્કવાદને અનુસરીને આપે તોપણ, કોઇપણ નિર્ણય સત્ય રીતે કરી શકીશું નહિ–તે કાળમાં સૌથી શ્રેષ્ઠ પ્રજામાં પ્રથમ આર્યો હતા, ને તેઓનો જે ધર્મ તે સનાતન ધર્મ ને તે ધર્મ તે વેદોક્ત ધર્મ છે. એ વેદોક્ત ધર્મ તે કેવો ને કોનો સ્થાપેલો? વળી વેદોક્ત ધર્મની વ્યવસ્થા શી? આર્યોના સંબંધમાં તે ધર્મ સંબંધે જે સત્ય વાત તે આ છેઃ–વેદમાં કહેલા બોધનું બુદ્ધિપૂર્વક સમજીને શ્રદ્ધાપૂર્વક પાલન કરવું, ને ક્ષુદ્ર જીવાત્માએ શુદ્ધ સત્વગુણી સ્થિરચિત્તનો થઈ પરમાત્મા સાથે એકતા–એકતાર થવું તે ...ભ. આવો વિચાર પરાપૂર્વથી ચાલતો આવેલો છે. પણ ધર્મ તે એકલો–અટુલો કંઇ કામનો નહિ. તેમાં મઝાજ નહિ. ધર્મ તે ... હોય તોજ તે નિભી શકે. જ્ઞાન વગરનો ધર્મ મોળો–નિસ્તેજ છે, ને તે ઝાઝી વાર ટકે પણ નહિ. ધર્મ સ્થપાય છે ... પણ તે એકલવાયો છે, તેથી જ્ઞાન હોય તો સ્થપાયલો ધર્મ સુદૃઢ થાય; ને ધર્મ જ્ઞાનને અનુસરી વિશેષ સબળ થાય. છતાં આ વળી જાણવા યોગ્ય છે કે જ્ઞાન વિકટ–દુર્લભ: થોડાને માટે–ગહન ને સૂક્ષ્મ છે; ને ધર્મ સુલભ ને સૌ જનને માટેનો હોવો જોઈએ. ધર્મના પણ બે ભેદ છે, નિવૃત્તિ ને પ્રવૃત્તિ. નિવૃત્તિધર્મ બહુ કાળ તપે છે ને પ્રવૃત્તિ સહજમાં પડી ભાંગે છે. વળી નિવૃત્તિધર્મમાં પણ બે ભેદ છેઃ–નિત્ય ને અનિત્ય. આર્ય પ્રજાનો જે ધર્મ તે નિવૃત્તિમાન્, નિત્યનો ને સત્વગુણી છે, ને તેથી કાળનાકાળ વહી ગયા, તેનાપર ઘણા ઘણા પ્રહારો થયા, ઘણી આસ્માની સુલતાની થઈ, તોપણ તે જેવોને તેવોજ સ્થિર, દીપતો, ઝળકતો ને તપતો રહ્યો છે–એ એનો જય અવર્ણનીય છે.

સર્વ રીતનું તાત્પર્ય જોતાં એમ જણાય છે કે આર્યાવર્તની પ્રજાનો જે શ્રેષ્ઠ ધર્મ તે વેદ છે. વેદ ક્યારે રચાયા, કોણે રચ્યા, તેમાં શું છે, એ સમજાવવાનો આ સમય નથી, તે વળી કોઈ બીજે પ્રસંગે જણાવીશ. વેદમાં જે ધર્મ છે તે સજ્ઞાનનિવૃત્તિનો છે, ને તેના સ્થાપનાર ઋષિઓ છે. એ ધર્મ સ્થાપવાનો મુખ્ય હેતુ પ્રજાનું પરમ કલ્યાણ. ઘણા કાળ સુધી એ ધર્મ પ્રવૃત્ત હતો, પણ વખત બદલાતો ગયો તેમ તેમ વેદધર્મકર્મ મોળાં પડતાં ગયાં. તેમાં માત્ર જ્ઞાન હોવાથી જાડી બુદ્ધિના જનોને તે રુચ્યો નહિ, ને તેથી ધર્મ સમજાવવાને, તેને પાળવા પળાવવાને માટે સ્મૃતિઓ થઈ. આ સ્મૃતિધર્મ કેટલોક કાળ સુધી ચાલેલો, ને તેમાં પણ ધર્મ ને જ્ઞાન મુખ્ય હતાં, જે પરમાત્માને જાણવાને માટેનાં ગહન સાધન લોકની સમજમાં ઉતર્યાં નહિ, ને તેથી ઘણા કાળે પુરાણોની રચના થઈ. મનુષ્ય માત્રને ધર્મ પાળવો તો અવશ્યનો છેજ,* ને તે પાળ્યા વિના તેના આત્માને શાંતિ મળતી નથી. વળી જ્ઞાન એ થોડાને માટે ને દુર્લભ

---

* ધર્મ શા માટે પાળવો જોઈએ, એવો વિતંડાવાદ હાલમાં ચાલે છે. વાસ્તવિક રીતે જોતાં ધર્મ એ મનુષ્ય પ્રાણીના સંતોષ–માંહેના આનંદ ને શાંતિ–માટે અવશ્યનો છે. જ્ઞાનધર્મ એ શ્રેષ્ઠ છે, પણ તે સાધારણ મનુષ્યની કલ્પનામાં આવે તેમ નથી, ને જ્ઞાન સત્યસિદ્ધ સુખરૂપ છે એવી અંતઃકરણની પ્રતીતિ થાય નહિ ત્યાં સુધી ગમે તેવું જ્ઞાન પણ ગ્રાહ્ય થતું નથી. વળી–પણ એ જ્ઞાન ગ્રાહ્ય કરવા માટે સૌથી મોટી વાત આજના જડબુદ્ધિવાદના કાળમાં પ્રત્યક્ષ અનુભવ જોઈએ છે, જે મળવો તો ભાગ્યની વાત કેહેવાય–ને તેથી જ્ઞાનધર્મ મોળો પડે છે. વળી તેમાં વિશેષતા એવી નથી જોવાની કે તે ક્ષુલ્લક બુદ્ધિના પ્રાણીના કબ્જામાં સહજમાં આવે–ને તેથી જ્ઞાનધર્મ લોકો ઝટપટ સમજી શકતા નથી. માત્ર ઈશ્વરને ભજવા એટલોજ એક ધર્મ–શ્રદ્ધા રાખી બેસે છે. ધર્મ પાળવાનું મુખ્ય કારણ એજ સમજવામાં આવ્યું છે કે ધર્મ પાળવાથી ઉંચા વર્ણમાં જન્મ આવે, આવરદા વધે, સુખસંપત્તિ મળે, ને મુવા પછી સ્વર્ગ–કે જ્યાં અખંડકાળ–અહોકાળ દેવ દેવતાઓ તાનમાં રહે છે ને સુખ ભોગવે છે તે મળે. અધર્મે નથી વર્તતા તે એટલા વાસ્તે કે તેથી નીચ વર્ણમાં–નીચ જાતિમાં–કુત્રાં, બીલાડાં, વગેરે જીવજંતુમાં જન્મ આવે; આવરદા ટૂંકી થાય, જેથી જન્મ્યા કે ટપ મરણ આવે–એક ખાડામાંથી નિકળી બીજા ખાડામાં પડે–ને વળી દરિદ્રતાથી, રોગાદિકથી, ને સંતતિથી સદા પીડિત થાય.

ધર્મ પાળવાના સંબંધમાં આ સંભાવના–ભય ખોટું નથી; પણ જ્ઞાનધર્મનો એવો હેતુ નથી. જ્ઞાનધર્મનો મુખ્ય પાયો એટલોજ છે કે પિણ્ડ બ્રહ્માંડની એકતા, જીવ આત્માની એકતા, આત્મા પરમાત્માની એકતા થાય–ને સૃષ્ટિનું જે કારણ, જે અનંત, અનાદિ છે, જે અકલ્પ્ય અકલ્પ્ય છે તેને પૂરેપૂરો પીછાણે, માયિક વસ્તુનો ત્યાગ કરે, તેમાં મોહ મમતા રાખે નહિ; પણ જેમ કીટભ્રમરન્યાયે–કીટ છે તે ભ્રમરના ધ્યાનમાં એકતારો થઈને અંતે ભ્રમરપદને પામે છે, તેમ પ્રાણી પણ એકતારો થઈને ઈશ્વરપદને પામે–એક થઇ જાય,–તેનું નામ સજ્ઞાનનિવૃત્તિ–મોક્ષપદને પમાડનારો ધર્મ છે–એમાં પણ પોતાથી પરમાત્માને શ્રેષ્ઠ તો ગણવોજ જોઈએ; ને પછી જન્મમરણ

**છે, અને ઈશ્વરને** ઓળખ્યા વિના વિનાશી પામર જીવનું કલ્યાણ નથી. તેથી ઈશ્વરને ઓળખાવવા–ઓળખવા–તેનું **જ્ઞાન** મેળવવા માટે પુરાણધર્મની સ્થાપના થઇ. આ પુરાણધર્મની સ્થાપના કયારે થઇ તેને માટે અનેક પ્રકારનો **વાદવિવાદ** ચાલે છે. કેટલાક ઈ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષપર થયેલી ગણાવે છે, કેટલાક ઇ. સ. પૂર્વે ૮૦૦થી ૫૦૦ વર્ષપર ને કેટલાક **ઇ. સ. ૮૦૦થી ૧૫૦૦** સુધીમાં જણાવે છે. યુરોપિયન વિદ્વાનોના તર્કવાદો, તેઓના આર્યના સંબંધના વિચારો ને સૃષ્ટિ રચના સંબંધમાં જે જે ગણત્રી છે તે, કેવળ મિથ્યાવાદ, અથવા વિતંડા જેવી છે. તેમનાં ઘણુંક અનુમાનો ખોટાં પડયાં છે ને ખોટાં પડયાં જાય છે;* તો પછી વેદકાળ, સ્મૃતિકાળ ને પુરાણકાળના સંબંધમાં તેઓ જે જણાવે તે આપણે માનવાને બંધાતા નથી. ને આપણે આટલું તો સિદ્ધતાથી કહી શકશું કે ઇ. સ.ના પૂર્વે ૨૦૦થી ૧૦૦ વર્ષ સુધીમાં આર્યાવર્તમાં પુરાણધર્મ બહુ સારી

---

ટળે–કોઇ પણ પ્રકારે માયિક આવરણ આડે નહિ ને પાછો કોઇ પણ કાળે ત્યાંથી (કયાંથી? શું કેમ કહી શકું? પણ તે એક એવું સ્થળ છે કે જેના વિષે કલ્પના કરવી એ મનુષ્ય પ્રાણીની શકિતની બહાર છે ત્યાંથી.) પડે નહિ તે પૂર્ણ મોક્ષ–ને ધર્મ પાળ્યાનું તે પરમ ફળ છે.

ધર્મના વિષય આ પ્રમાણે ત્રણ ગણાયા છે. પિણ્ડ સંબંધી, જગત વ્યવહાર સંબંધી ને જગત જગદીશ્વર સંબંધી. એમાં છેલ્લું સર્વોપરી છે. પિણ્ડ સંબંધીમાં એટલુંજ કે બાહ્યાંતર સ્વચ્છ રાખવું ને આપણા પોતાના દૃષ્ટાંતપરથી બીજાને શિક્ષા–દીક્ષા મળે તેમ વર્તવું. બીજા લક્ષણમાં પ્રમાણિકપણે વર્તવું, જનદયા રાખવી ને પરોપકારે–પરાર્થે વર્તવું. અને ત્રીજા લક્ષણમાં જગત જગદીશ્વરના સત્ય સ્વરૂપને જાણી, જગતને મિથ્યા ગણી, જગદીશ્વરને ઓળખી, નિરભિમાન બુદ્ધિએ ને સત્વગુણે વર્તીને ત્રણ તાપથી મુક્ત થઈ સર્વજ્ઞાતા, સર્વકર્ત્તા, સર્વભોક્તા સર્વેશ્વર ભગવાનને નિષ્કામ બુદ્ધિએ ઉપાસે તે સત્ય ને પરમ સાધનવાળો ધર્મ છે.

* યુરોપિયન વિદ્વાનો જે જે અનુમાનો, સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધે કરે છે, જે જે પ્રમાણો વેદ–સ્મૃતિ–પુરાણ માટે કહે છે, જે જે બાબતો ધ્રુવ અને બીજા દેશોના સંબંધમાં બતાવે છે, તેમજ મનુષ્ય ઉત્પત્તિ કેમ થઈ તે માટે જે શોધો કલ્પનાપૂર્વક કરે છે તેમાં દહાડે દહાડે ઘણું ખોટાપણું માલમ પડે છે. એક વિદ્વાન એક અનુમાન કરે છે તેને બીજો છેદી નાંખે છે. પ્રથમ તો સૃષ્ટિઉત્પત્તિના સંબંધમાં અર્વાચીન કાળની ભૂતલવિદ્યા જણાવે છે કે આ પૃથ્વીનો ગોળો અગ્નિમય પ્રવાહી હતો. તે ધીમે ધીમે થંડો પડયો. થંડો પડતાં તેમાં ચીરાડા પડયા ને ઉંચી નીચી જમીન નિકળી. ચીરાડા તે સમુદ્ર, નદી, સરોવરો, ને જમીન–તે જમીન ને પર્વતો. ચીરાડામાં કોઇ કાળે છિદ્ર છિદ્રવાળી વનસ્પતિ ને બરડાનાં હાડકાં વગરનાં પ્રાણી થયાં, તેમને આંખ જેવું કંઈક હતું, પણ બીજી ઇંદ્રિ નહિ. પછી બરડાવાળું હાડકું જેમને હતું એવાં પ્રાણી થયાં, તે મચ્છ હશે (જેને માટે કલ્પના કરે છે કે એ આર્યલોકોનો મચ્છાવતાર). પછી કોઈ કાળે જમીનપર નેતર બરૂ ને કેટલીક વનસ્પતિ થઈ. તેવામાં રેલ આવેલી ને તે વનસ્પતિ તણાઈ સુકાઇ ને સૂર્યના તાપથી બળી કોયલા થયા. પછી જળચર પ્રાણી થયાં (જે કાચબા જેવાં હોવાથી કચ્છાવતાર માને છે). આ પ્રાણી મગરમચ્છ જેવાં ને સુસવાટ જેવાં પીસ્તાલીસ ફીટ લાંબાં હતાં. આમાં કેટલાંક ચોપગાં પણ હતાં. પછી પથરા જેવી પૃથ્વી થઈ. વખત વીતતે ચોપગાં પ્રાણી હાલના જેવાં થયાં, ને હાલના જેવી વનસ્પતિ થઇ–પણ તે પ્રાણી ૧૫ થી ૧૮ ફીટ લાંબાં હતાં. આ પ્રાણીઓમાં હાથી ને હરણ જેવી જાત ઘણી હતી. તેનો નાશ થઇ તેમાંથી હાલની મનુષ્યસૃષ્ટિ થઈ છે.

આ વાદને ડારવીન ખોટો પાડે છે. તે કહે છે કે વાનરમાંથી કાળાં મનુષ્યો થયાં;–હીમપ્રદેશમાં જઈને વસ્યાં તે ગોરાં થયાં ને કાળાં મનુષ્ય તે હબસી. (પ્રથમ મનુષ્યઉત્પત્તિસ્થાન આફ્રીકા હશે કે શું?) એક બીજો વિદ્વાન કહે છે કે પ્રાણીઓ તો જૂદાં જૂદાં હતાં, પણ હવા પાણી ને કેળવણીથી મનુષ્યસૃષ્ટિ થઇ છે. વળી એક યુરોપિયન વિદ્વાન કહે છે કે મનુષ્ય તો પૂર્વમાં પશુ સમાન હતો, તે કેળવાઈને હાલની હાલતે પહોંચ્યો છે–પણ કેળવનાર કોણ? તે કેહેવામાં આવતું નથી. એક બીજો વિદ્વાન કહે છે કે મનુષ્ય હાલની સ્થિતિમાંજ ઉત્પન્ન થયો છે. આ કેવી ને કેટલી અચંબા જેવી તકરાર ને જ્ઞાન! એકનું કહેવું બીજો ખોટું પાડે–જેમાં પણ ઢંગધડો નહિ.

એક વિદ્વાન કહે છે કે એક કાળે ધ્રુવમંડળમાં ગરમી હતી ને ત્યાં તાડ, નાળિયેરી ને ખજુરી હતી તથા વસ્તી પણ પુષ્કળ હતી. શી કલ્પનાની હદ!

એક અમેરીકન વિદ્વાન કહે છે કે ધ્રુવની તરફથી પાતાળમાં જવાનો માર્ગ છે, ત્યાં મોટી વસ્તી છે. આ વિદ્વાને અમેરીકાની રાજસભામાં તેની શોધ કરવા માટે એક કાફલો મોકલવાની ભલામણ કીધી હતી, પણ તે કામ પૂર્ણ થાય તેટલામાં તે મરણ પામ્યો. ૧૮૭૪ના ડીસેંબરમાં તેના દીકરાએ પાછી તેજ દરખાસ્ત તેજ રાજસભામાં આણી ને કહ્યું કે ધ્રુવ તરફથી પાતાળમાં જવાનો રસ્તો છે, ને ત્યાં ધ્રુવ નજીકના કેટલાક અતિ તૈજસ તારાઓનો પ્રકાશ પડે છે. આ વાતની તેના મનમાં એટલી દૃઢતા થઈ ગઈ હતી કે તે ભાષણ આપતાં મૂર્છાગત થઈ પડયો, પણ સભાએ તેને હસી કાઢયો.

આર્ય લોકોના પુરાણમાં લખ્યું છે કે બ્રહ્માના પુત્ર દક્ષે માનસી સૃષ્ટિ રચી, પણ સ્ત્રી પુરુષ વિરક્ત થઈને તપશ્ચર્યા કરવા ચાલ્યાં જતાં હતાં. પ્રજાપતિએ તેનાથી ખેદ પામી ઈશ્વરનું આરાધન કરી, તેની આજ્ઞાથી પંચજન્ય પ્રજાપતિની કન્યા સાથે લગ્ન કરી મૈથુનથી આ સૃષ્ટિ ઉત્પન્ન કીધી. મૈથુનથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું કારણ એજ કે મનુષ્યો મોહ પ્રીતિથી સંસારમાં વળગ્યા રહે. આ મૈથુની સૃષ્ટિ કહેવાય છે.

આ સર્વ અનુમાનમાં ખરૂં કીયું? પાશ્ચાત્ય વિદ્વાનો જેમ આવે તેમ ઠોકવા–આડું અવળું જોતાજ નથી. **મોક્ષમૂલર** જેવા

રીતે મનાતો હતો, ને શિવ શક્તિનું પૂજન પ્રેમે થતું હતું.* અર્થાત્ પુરાણધર્મ ઇ. સ. પૂ.માં પ્રવર્તેલો હતોજ—ને જ્યારે ઇ. સ. પૂ.માં તે સુદૃઢ હતો ત્યારે તેની સ્થાપના ઘણા વર્ષપર થયેલી હોવી જોઇયે.

હવે વેદોક્ત ધર્મમાંથી ક્યારે પુરાણોક્ત ધર્મ નિકળ્યો તે નક્કી થવું મુશ્કેલ નથી. વેદધર્મ તે કર્મ–જ્ઞાનપ્રધાનધર્મ છે અને પુરાણધર્મ તે ભક્તિપ્રધાનધર્મ છે. વેદમાર્ગ કે ઉપનિષદ્ માર્ગ એ એટલા બધા તો કઠિનતાવાળા છે કે સામાન્ય મનુષ્યથી તે વિધિએ વર્તાય તેવો ઘણો થોડો સંભવ રહે છે. જો કે વેદ વેદાંતના ધર્મનું પરમ ફળ મોક્ષ છે, તોપણ તે જ્ઞાનમાર્ગનો ધર્મ અલ્પમતિ મનુષ્યને ભાગ્યેજ સાનુકૂળ થઇ પડે, ને તેથીજ પુરાણોનો જન્મ થયો છે. પ્રાચીન કાળનો સનાતન ધર્મ એવો તો ઉત્તમ હતો કે તેમાં આજે પણ કોઇ દોષ કાઢી શકતા નથી. સત્યપરાયણ ઋષિઓએ જનસમુદાયનું હિત વિચારી ઈશ્વરથી મેળવેલો પ્રસાદ લોકકલ્યાણ માટે વાપરવાનો હેતુ રાખીને અનેક ગ્રંથો રચ્યા છે, ને તેમાં આ પુરાણો પણ છે. આ પુરાણો રચાયાં તેના સંબંધમાં આધુનિક સુધારાવાળા—અથવા કહો કે પશ્ચિમની વિદ્યાથી મોહ પામી ગયેલા જનો એમ કહેવા લાગ્યા છે કે પુરાણોએ દેશમાં ઘણી અધમતા આણી છે, ને દેશને દુર્બળ કરનાર પણ પુરાણોજ છે. આ વિચાર કેવો અલ્પમતિનો છે તે કહેવાની કંઈ જરૂર નથી, કેમકે પુરાણોએ લોકોની નીતિ, રીતિ, કૃતિ ને ધર્મવૃત્તિ જાળવી રાખી છે—જો તે નહિ હોત તો આર્યાવર્તની પ્રજાની કોણ જાણે કેવીએ અવદશા થઈ હોત. પ્રાચીન કાળના મહાત્મા ઋષિ મુનિઓ, કે જેઓને હાલની વિતંડાઇનો પાસ પણ નહોતો લાગ્યો, ને જેઓ મનુષ્ય પ્રાણીનું—સકળ પ્રાણીનું કલ્યાણ કરવું એજ હેતુ દૃઢ-પણે રાખી ગયા છે, તેઓ મનુષ્ય પ્રાણીના અહિત રૂપ પુરાણો રચે એવી કલ્પના કરવી એ દીર્ઘસૂત્રતા શિવાય બીજું કંઇ પણ બતાવતું નથી. પ્રાકૃત પ્રજાની ઇચ્છાને ધર્મ અનુકૂળ પડે, વળી પ્રાકૃત અલ્પમતિવાળાઓ વેદનો ગૂઢ વિષય સમજવાને અશક્ત હોવાથી તે નહિ સમજવાને લીધે નાસ્તિકતાને પામશે, ધર્મભ્રષ્ટ થશે, આર્યત્વ ભૂલી જશે, હીનત્વને પામીને પરાધીન થતાં પોતાના આત્માનું અકલ્યાણ હાથે કરીને હોરશે, એ સઘળાથી મુક્ત કરવાને પુરાણોની રચના **વેદવ્યાસ** મુનિએ ઈશ્વરઆજ્ઞાથી કીધી છે. મનુષ્યકલ્યાણરૂપ ભક્તિમાર્ગ છે, જે પ્રાચીન વૈદાદિક ધર્મગ્રન્થોમાં ચર્ચાતો આવ્યો છે. વેદ, વેદાંગ ને ઉપનિષદમાં ધર્મ, જ્ઞાન ને ઉપાસના એમ ત્રણ માર્ગ દાખવ્યા છે; ને તેથી પુરાણોએ ઉપાસનાભ-ક્તિને પ્રભુત્વ આપીને તેજ પ્રાધાન્ય ગણી તે માર્ગ ફેલાવ્યો; ને ક્ષુલ્લક પ્રાણીને તારવાનો માર્ગ સુતરો કીધો. વિદ્વાનોમાં ઘ-ણા ઘણા વિચાર છે કે જ્યારે પરમ કલ્યાણકારક જ્ઞાનધર્મ–માર્ગ છે ત્યારે પછી ભક્તિ–ઉપાસનાધર્મ–માર્ગ રાખવાથી લાભ શું? ને પ્રથમ ભક્તિ કે પ્રથમ જ્ઞાન? ને છેલ્લે શું કલ્યાણ દાતા છે? આ બાબતમાં ભિન્ન ભિન્ન વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. કેટલાક મુનિ કહે છે કે પ્રથમ ભક્તિ હોય; એમ ભક્તિ કરતે કરતે જ્ઞાનને પામે. આ જ્ઞાનમાં ઘણો લીન થયા પછી પાછો ઈશ્વર-ભક્તિમાં એકતાર થાય, ને પછી જે છેલ્લું જ્ઞાન, તે ભક્તિ યોગે મળે તેજ મોક્ષદાયક છે. કેટલાક વિદ્વાનો કહે છે કે એમ નથી. પ્રથમ જ્ઞાન હોય તો પછી ભક્તિ થાય, પછી પાછું ઉત્તમ જ્ઞાન મેળવે ને તે ઉત્તમ જ્ઞાન પછી છેલ્લી ઉત્તમ ભક્તિ કરતો બ્રહ્મૈક્યતાને પામે તેજ પરમ કલ્યાણકારક છે. આ પુરાણોની રચના કેવા હેતુથી થઈ છે તે આપરથી સમજાશે. છેલ્લે ભ-ક્તિમાં લીન થઈને પ્રભુતાને પામે એજ પુરાણધર્મનો બોધ છે—ને તેજ હેતુથી તેણે ત્રિમૂર્તિની ઉપાસના કરાવી છે. પુરાણ રચનાર મુનિ જાણે ગુપ્ત રીતે એમ કહેતા હોય કે પ્રથમ ભક્તિ (ભક્તાધીન ભગવાન—તે જાણવાને ઉપાસના, ને તેનું સાધન તે પુરાણ) કરીને ધર્મમાં પ્રવેશ કરવો; (સ્મૃતિઓ જાણવી) જે પછી જ્ઞાન માર્ગ પ્રાપ્ત થાય (વેદને જાણવાથી કલ્યાણ થાય) ને તે જ્ઞાન-માર્ગમાં સત્વગુણપ્રધાનવૃત્તિએ પ્રવેશ કીધાથી જે અંતે પ્રાપ્ત થશે તે ભક્તિજ છે, ને તેમ જાણવા માટે મૂળથીજ ભ-ક્તિ પ્રધાન હોય તો ઉત્તરોત્તર આત્મ સુખની પ્રાપ્તિ થાય. વળી પરમાત્માને મેળવવામાં—તેની સાથે એકતા કરી દેવામાં જ-ડત્વ પ્રાપ્ત થાય છે, ને તેથી કંઈ સુખ મળતું નથી; જેમકે કોઇ તૃષાળુ મનુષ્ય નદીમાં જઇને પડે ને પોતાની તૃષા મટાડે, પણ અંતે ડૂબી મરે, તેના કરતાં તેજ તૃષાળુ મનુષ્ય નદીના તટપર ઊભો રહીને ખોબે ખોબે પાણી પીએ ને જેવી મઝા ભોગવે તેવી મઝા પેહેલાને કદી પણ આવે નહિ. જ્ઞાન સાથે પરબ્રહ્મમાં પ્રવેશ કરીને એકતાને પામે તેને જે આનંદ થાય

---

વિદ્વાને ઋગ્વેદના તદન ખોટા અર્થો આપીને ઇંગ્લંડના લોકોને એમજ સમજાવ્યું છે કે વેદ તો નિર્માલ્ય છે—ને તેને બાવાને ચાંદે ચાંદ તેમ આપણા લોકો પણ સ્વીકારતા જાય છે. હિબર્ટ લેકચર નામનાં મોક્ષમૂલરનાં ભાષણોપર હવે લોકોને પ્રીતિ નથી ને વિશ્વાસે નથી.

* જુવો કાલિદાસ, વિક્રમનાં ચરિત્રો. તે કાળમાં શિવશક્તિનાં પૂજન કેવાં હતાં! તે પરથી જણાય છે કે પુરાણ ધર્મ પ્રવર્તેલો હતો. વેદોક્ત ધર્મની પ્રવૃત્તિ ઘણી ન હોવાથી, તેનો લોપ થવાનો સમય આવેલો હશે તે વેળાએ પુરાણગ્રંથો થયા છે. પુરાણમાં ત્રણ દેવનું ગમે તે પ્રકારે પણ પૂજન છે, બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર. બ્રહ્માનું ઉપાસન નિસ્તેજ થઈ ગયું છે, પણ શિવ ને વિષ્ણુનાં ઉપાસન તો ચાલુજ છે. પુરાણધર્મ ઈ. સ. પછી પ્રવર્તમાન્ થયો તો પુરાણના ત્રણ દેવો ઇ. સ. પૂર્વે ૧૦૦—૫૦ માં ક્યાંથી પૂજાયા?

તેના કરતાં પરબ્રહ્મ સમીપ રહી તેની ભક્તિ કરતો છતો જે આનંદ પામે તે વિશેષ શ્રેષ્ઠ છે; ને તેવી ભક્તિ–પરબ્રહ્મની ભક્તિને એકતા કરાવવાના હેતુથી પુરાણુની રચના થઈ છે.*

પુરાણોમાં વેદનો જ્ઞાનમાર્ગ† ઘણે કે થોડે અંશે પણ સચવાયલો છે, ને તેમાં સત્વ રજનો ધર્મ બોધેલો છે. પુરાણુમાં મુખ્યત્વે કરીને ત્રણ દેવની ઉપાસના છે, શિવ, વિષ્ણુ અને બ્રહ્મા. ને તે સંબંધે તેમના અવતારની પણ ઉપાસના છે. વળી તે ત્રણુના સંબંધીઓની પણ ઉપાસના છે. વેદ પછી પુરાણ રચાયાં ત્યાં સુધીના કાળમાં અનેક પ્રકારના પ્રસંગો બની ગયા, પણ તેનો કોઈપણ જાતનો ઇતિહાસ આર્ય લોકો પાસે નહોતો. ત્યારે પુરાણુકર્ત્તાએ તેવા ઈતિહાસ સાથે ત્રિમૂર્ત્તિમાં એકની મુખ્ય ઉપાસના કહી, ને ભક્તિમાર્ગ ને તેની સાથે જ્ઞાન માર્ગ દર્શાવ્યો છે. પુરાણોમાં જે જે રચના થઇ છે તે એવી તો છે કે જેમાં હાલના વિદ્વાનોનું લક્ષ પહોંચતું નથી, ને તેથી તેઓ એમ કહે છે કે આ બધાં પુરાણુનાં ગપાટાં છે. પુરાણુના રચનારાઓએ કપોલકલ્પિત ગપાટાંજ માર્યાં હોય તો ઋષિ મુનિઓની બુદ્ધિમાં દોષ કાઢી શકીશું, પણ તેમ નથી. પુરાણુ રચનાર મુનિએ તેની રચના વેદનું જે ગુપ્ત રહસ્ય તેને અનુસરીને કીધેલી જણાય છે, કે જેને પામવાને અલ્પબુદ્ધિભાવને લીધે આપણે અશક્ય છીએ. પુરાણોના ચમત્કાર, તેમાં વર્ણવેલી અદ્‌ભુત વાતો, સૃષ્ટિની ઉત્પત્તિ, દેવોનું કર્તવ્યકર્મ, ઇત્યાદિ પ્રકાર એવો ગુહ્ય છે કે તે આપણે સહેજમાં સમજી શકીએ તેમ નથી, ને તેથીજ પુરાણોપર દોષ મૂકવામાં આવે છે–જે દોષ વાસ્તવિક જોતાં સત્ય નથી. રાજાઓની વંશાવળી, સૃષ્ટિની ઉત્પત્તિ, દેવદેવીની ઉપાસના, અવતારોનું ચરિત, ભક્તોનાં કાર્યો પ્રભુએ કેમ કીધાં એ સર્વે પુરાણોમાં બતાવ્યું છેજ ને જ્ઞાનભક્તિને પ્રાધાન્ય આપી, તે દ્વારે અપરોક્ષ જ્ઞાનભક્તિની એકતા–અથવા ભક્તિજ્ઞાનની એકતા દર્શાવી લોકોને શુદ્ધસત્વગુણી ભક્તિપ્રાપ્તિમાં પ્રવેશ કરાવીને પરમ બ્રહ્મપદને પામવાનો માર્ગ સુતરો કરી આપ્યો છે–ને તેવા પુરાણોમાં જે ચમત્કારિક બાબતો આવી છે તે જ્યાં સુધી નહીં સમજવામાં આવે–નહિ કળવામાં આવે ત્યાં સુધી પુરાણુ ને તેના કર્તાપર દોષ મૂકાય છે તે નિર્માલ્ય છે. પુરાણોમાં દોષ છે તેમ કહેવામાં વિદ્વાનોની સૂક્ષ્મબુદ્ધિ જણાતી નથી. પુરાણુમાં જે ધર્મ, જે જ્ઞાન ને જે કર્મ કહ્યાં છે તે પરમ સાધનરૂપ, પરમ સત્યરૂપ ને મોક્ષને આપનારાં છે; ને તેવી પુરાણો આર્યાવર્તની સકળ પ્રજાને માન્ય છે–ને તેને આખી ૧૫ કરોડ પ્રજા માન આપે છે, તથા તેના કર્તાને પ્રેમે પૂજે છે.§

કાળનો વેગ હમેશાં ઘણો જોરવાળો જાય છે. કાળ ઘણો ફેરફાર કરે છે, ને તેથી ઉચ્ચ તે નીચ ને નીચ તે ઉચ્ચપણાને પામે છે. તેમજ ધર્મમાં પણ ફેરફાર થાય છે. આર્યાવર્તમાં સજ્ઞાનનિવૃત્તિધર્મનો લોપ થયો ને ભક્તિપ્રધાનધર્મનો પ્રવેશ થયો, તોપણ ઋષિઓએ સજ્ઞાનનિવૃત્તિનો પોતાનો ટેક છોડયો નહિ ને વેદોક્તધર્મનું રહસ્ય સમજી લોકોને સમજાવવા માટે પુરાણો રચ્યાં–ને તેમાં વેદનોજ ઉપદેશ માન્ય કરાવ્યો કે અન્તર નિત્ય છે ને બાહ્ય અનિત્ય છે–પ્રભુ નિત્ય છે ને જગત્ અનિત્ય છે–આત્મા નિત્ય છે ને શરીર અનિત્ય છે; માટે નિત્યને સદા સતેજ રાખવું; ને જ્યાં સુધી નિત્ય વસ્તુ સમજવામાં આવે નહિ ત્યાં સુધી જન્મ મરણનો ફેરો ટળે તેમ નથી. પુરાણોમાં જે ધર્મ સમજાવ્યો છે તે એજ કે કર્મ કરવાં, સુખદુઃખ ભોગવવાં, ને એમ કર્મ કરતાં સુખદુઃખ ભોગવતાં જ્ઞાન પામીને શુદ્ધ સત્વગુણી ઉચ્ચ સ્થિતિની જ્ઞાનભક્તિ સહિત છેલ્લી દેહને છાંડી, નિજ–પરમાત્માના સ્વરૂપમાં ભળી જવું–ને તેટલા માટેજ નિત્યને નિસ્તેજ થવા દેવું નહિ. આ સઘળું પુરાણો રચવામાં એવી તો ખુબીદાર રીતે બતાવ્યું છે કે જો તે સમજવામાં આવે તો પુરાણો રચવામાં કેટલી પ્રૌઢ બુદ્ધિનો ઉપયોગ, સજ્ઞાનનિવૃત્તિવાળા ઋષિઓએ પ્રવૃત્તિ અલ્પજ્ઞ મનુષ્યના કલ્યાણાર્થે કીધો છે તે જણાઈ આવશે. અષ્ટાદશ પુરાણોમાં જુદી

* એવી પણ કલ્પના કરવામાં આવે છે કે ઈ. સ. પૂ. ૫૦૦માં બૌદ્ધધર્મે વેદધર્મને તોડયો, ત્યારે તેનું પ્રાબલ્ય ક્ષીણ થવાથી નિસ્તેજ થયેલા બ્રાહ્મણવર્ગે આર્યાવર્તની પ્રજાને વેદોક્ત ધર્મની આણુમાં આણવાનો પ્રથમ પ્રયાસ કીધો; પણ તેમાં ફાવ્યા નહિ. વેદોક્ત ધર્મનું રહસ્ય સમજાવવાને ને તે સમજવાને લોકો યોગ્ય નહોતા. ત્યારે નવી કલ્પના કાઢીને પુરાણધર્મ પ્રવર્તમાન કીધો, કે જે સૌને સાનુકૂલ, થઈ પડે તેવો દેખીતોજ છે—અને સેહેલું ઝટ ગ્રાહ્ય થાય છે. નિરાકાર દેવને પૂજવાપર ભાવ રેહે તેનાથી સાકારપર અલ્પ જીવનો ઝટ ભાવ વધે, ને તેવી રસિક કથાથી પુરાણો ભરેલાં હોવાથી લોકે એ માન્યો, તે દ્વારે વેદધર્મની આણુમાં લોકો પાછાં આવ્યાં ને બૌદ્ધધર્મ હિંદુસ્થાનમાંથી સદાને માટે ગયો.

† મૂળ એક વેદ ને તે ઋગ્વેદ એમ વિદ્વાનોનું કહેવું છે. તેમાંથી બીજા ત્રણ થયા છે. ઋગ્વેદનું મહાવાકય છે કે प्रज्ञानमानन्दं ब्रह्म, યજુર્વેદનું अहं ब्रह्मास्मि, સામવેદનું तत्त्वमसि, અને અથર્વણવેદનું अयमात्मा ब्रह्म એમ છે. આ ચારે વાકયો માત્ર જ્ઞાનમાર્ગજ બોધે છે.

§ વેદમાં જે ધર્મ કહ્યો છે તે પુરાણમાં રૂપાંતરથી કહ્યોછે; અને વેદમાં ત્રણ દેવો મુખ્યત્વે કરીને મનાયા છે, તેમનું ઉપાસન પુરાણમાં છે. પણ નહિ સમજનારા, કેટલાકો તેના સંબંધમાં ઘણા જુદા જુદા અર્થો કરીને ગુંચવારો ઉત્પન્ન કરે છે; અને વેદ એવો ગહન વિષય છે કે સહજમાં સમજાશે નહિ; ને તેથી આ સ્થળે તે સર્વનું સ્પષ્ટિકરણ કરવું મને યોગ્ય લાગતું નથી. હિંદુસ્થાનની વસ્તી ૨૫ કોટિ મનુષ્યની છે. તેમાં ૪ કરોડ મુસલમાન છે, ૧ કરોડમાં ઘણા પરદેશી આવે છે, બેથી ત્રણ કરોડ જૈન છે, (જો કે જૈનના ઘણા ઈતિહાસો ને ઘણા વિચારો પુરાણોમાંથી લીધેલા છે. તેમનામાં ભારત, રામાયણ વગેરે છે.) પર્વતપર વસતી જાતોમાં ધર્મજ નથી, ને છે તો વેદોક્ત કે પુરાણોક્ત નહિ. આ વસ્તી બે કરોડની ગણાય છે. જુની જાતો કોલી વગેરેનો ધર્મ પણ જુદોજછે. તે સર્વ બાદ કરતાં ૧૫ કરોડ જન વેદોક્ત ધર્મ માનનારા થાય છે.

જુદી રીતે કૃષ્ણુ ભોગી, રામ રાગી ને શુક યોગીનો પ્રેમ–જ્ઞાન–સમજણુ તથા યોગનું મર્મીળું રસિકપણું દર્શાવ્યું છે. મનુષ્ય માત્રને શાંતિ દેનારો–સમજે તો–જે મુખ્ય ધર્મ હોવો જોઇએ તે પુરાણોક્ત ધર્મ છે–જેમાં ભક્તિપ્રધાન રસ સમાવેલો છે–જેથી મનુષ્યની વૃત્તિ ઈશ્વરપ્રત્યે શ્રદ્ધાપૂર્વક દોરાય છે. જગત્‌માત્રનું જીવન તે પ્રેમ છે. ઓંકારમાં પ્રેમ છે, નાદમાં પ્રેમ છે, છંદમાં પ્રેમ છે, પુરુષમાં પ્રેમ છે, પ્રકૃતિમાં પ્રેમ છે, જડમાં પ્રેમ છે, ને ચૈતન્યમાં પ્રેમ છે. કલરવ કરતાં પશુ પક્ષિમાં, કૂહૂ કૂહૂ કરતી કોયલમાં કુંજકુંજમાં, જાત જાતના વૃક્ષોના ઝુંડમાં, ખીલેલાં ફૂલોના મધ્ય ભાગમાંથી જેમ ઊડતી રજકણોની સુગંધી વ્યાપી રહી છે. તેમ જગતના સર્વ કાર્ય–સ્થળમાં પ્રેમ વ્યાપ્ત છે; ને એ પ્રેમ તે ભક્તિ. પ્રેમભક્તિમાં એકતા કરવાથી નિજપુરુષને બરાબર ઓળખી શકાય છે. તેના ધર્મ, કર્મ, જ્ઞાન ને શક્તિનું–ઐશ્વર્યનું ભાન થાય છે, ને તેની–પરમાત્માની સંપૂર્ણતા જાણવામાં આવે છે. તેથી પ્રેમ–ભક્તિ–પ્રેમલક્ષણાભક્તિ એજ શ્રેષ્ઠ જગતમાં પણ જણાઈ છે, તો તેજ ન્યાયે ઈશ્વરમાં પણ યોગ્ય રીતે પ્રેમ–ભક્તિ આરોપ કરી શકાય, ને તેથી વેદવ્યાસજીએ ભક્તિ પ્રધાન રાખીને પુરાણો રચ્યાં છે. શ્રી વેદવ્યાસે પણ એક સમયે નારદજીને પૂછ્યું હતું કે મારા આત્માને સંતોષ થતો નથી. તેનું કારણ શું? નારદજીએ કહ્યું કે તમે ભગવદ્‌ગુણ ગાયા નથી, ને મિથ્યા જ્ઞાનને કૂટ્યા કીધું છે, માટે ભગવદ્‌ગુણ ગાઓ, જેથી આત્માને સંતોષ થશે. આ ઉપદેશને અનુસરીને ભગવચ્ચરિત્રથી ભરેલાં પુરાણો શ્રીવેદવ્યાસે રચ્યાં, જેમાં પરમ કલ્યાણદાયી બોધ ને આત્માને સંતોષકારક ભગવાનનું ચરિત્ર વર્ણવેલું છે ને તેમ વર્ણવતાં; જ્ઞાનથી ભક્તિ શ્રેષ્ઠ ઠરાવી છે. ભક્તિથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે–ને તેમ ભક્તિ કરતાં કરતાં અંતે બ્રહ્મૈક્યતાને પામે છે–અર્થાત્ સચ્ચિદાનંદ શુદ્ધ સ્વરૂપની ભક્તિ કરતો થકો આત્મા પૂર્ણ મોક્ષને પામે છે. એકલું જ્ઞાન સંતોષ ને સુખ નથી આપતું એમ પણ શ્રી વેદવ્યાસે બતાવ્યું છે.

પુરાણ શા હેતુથી થયાં, તેમાં કેવું રહસ્ય છે ને જ્ઞાનની ઉપરવારી થઇને ભક્તિરસ વર્ણવ્યો છે તેનું કારણ શું છે તે ઉપર કહી ગયા–જો કે એ સર્વનું યથાર્થ રહસ્ય લંબાણથી સમજાવવાની જરૂર છે, પણ તે કાર્યને માટે કોઇ મહાન્ ઋષિ અવતરવો જોઇએ. મેં તો માત્ર દિગ્દર્શનજ કરાવ્યું છે. આર્ય પ્રજાનો મોટો ભાગ એવો છે કે જે જીવિતને, ધન જોબનને, પુત્ર સંતતિ સર્વને અસ્થિર માની માત્ર ધર્મનેજ સ્થિર માને છે. એવો ધર્મ પાળવા પળાવવામાં આર્ય પ્રજાએ જેવો આગ્રહ ધર્યો છે તેવો કોઇ પ્રજાનો નથી. ધર્મ એજ પોતાનું પરમ જીવન ગણે છે, ને ધર્મને માટે તે જેટલો આગ્રહ રાખે છે તેટલો બીજી પ્રજા રાખતી નથી–પછી તે ધર્મ શુદ્ધાંતઃકરણે પાળવામાં–રાખવામાં ગમે તેવી વિવેકયુક્તિ હોય તો તે જુદી વાત છે; પણ ધર્મ ને ઈશ્વર જાણવા–પામવાની અપેક્ષા આર્યને ઘણી છે. તે જાણવા–જોવા માટે ત્રણ સાધન તેઓના ધર્મગ્રંથનાં છેઃ–શ્રુતિ*, સ્મૃતિ ને પુરાણ. સ્મૃતિ તે વેદને સહાય કરનારી ને ઋષિ મુનિઓએ વ્યવહારાચાર પળાવવાને રચેલી છે. સ્મૃતિ ૧૮ છે. પુરાણ તે શ્રુતિ સ્મૃતિને દૃષ્ટાંતથી સંમતિ આપનાર છે. શ્રુતિ સ્મૃતિ સમજનારા ઘણા થોડા હોય છે ને પુરાણ સમજનારા ઘણા હોય છે–પુરાણમાં રચનારાની બુદ્ધિચાતુર્યતાનો અદ્‌ભુત નમુનો છે, ને ઘણીક રીતે તે અલંકારમાં વર્ણવેલાં છે. તેમાં કેટલીક બાબતો તો એવી પણ છે કે જેને પ્રત્યક્ષ-પ્રમાણની પણ આવશ્યકતા નથી, આપોઆપ સમજાઇ જાય તેમ છે. વેદનો જો કોઇ દીપક હોય તો તે પુરાણ છે, ને પુરાણ સમજાયા વગર વેદ સમજવા એ કેવળ આકાશકુસુમને ચૂંટવા જેવું છે–તેથી ક્ષુલ્લક પ્રાણીને માટે પુરાણો ઘણાં અગત્યનાં છે. પુરાણોમાં ઘણા ઘણા ઇતિહાસો છે, ને તેવા અદ્‌ભુત ઈતિહાસ જાણ્યા વગર વેદનો અર્થ કેમે સમજાય તેમ નથી. મત્સ્ય-પુરાણમાંજ વેદવ્યાસે કહ્યું છે કેઃ–

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥

એમાં સ્પષ્ટ કહ્યું છે કે ઇતિહાસ જાણ્યા વગર વેદના અર્થનો અનર્થ કરશે ને તેથી વેદ જાણ્યા પૂર્વે ઇતિહાસ જાણવા જરૂરના છે. તેમ નહિ થાય તો અર્થના અનર્થ કરતાં આપણા વિદ્વાનોને વાર શી? ને તેમાં પણ બુદ્ધિવાદનું જ્યાં ચલણ ત્યાં પછી બીજું કોણ સાંભળે? પુરાણોમાં વેદજ રહેલો છેઃ–वेदाः प्रतिष्ठताः सर्वे पुराणेषु न संशयः પુરાણો સઘળાં મળીને ૧૮ છે–જે આ પ્રમાણે છેઃ–

---

* શ્રુતિ એટલે વેદ–ઈશ્વર–પરમાત્માની સાક્ષાત્ વાણી અથવા શબ્દસ્વરૂપ. શ્રુતિ એટલે સાંભળેલું. એનો કર્તા નહિ જણાવાથી માત્ર સાંભળવાથી જ્ઞાન થયેલું માટે શ્રુતિ કહેવાઈ. વેદ ચાર છે તેમાં ઋક્ યજુર્, સામ ને અથર્વ એ ક્રમ છે. દરેક વેદના ત્રણ ભાગ છે. સંહિતા, બ્રાહ્મણ ને ઉપનિષદ્. સંહિતામાં સ્તુતિ–પ્રાર્થના છે. બ્રાહ્મણમાં કર્મકાંડ ને ઉપનિષદ્‌માં આત્મા પરમાત્મા સંબંધી જ્ઞાન. વેદની સંહિતા પ્રથમ રચાયલી છે.

| પુરાણ. | શ્લોકસંખ્યા. | પુરાણ. | શ્લોકસંખ્યા. | પુરાણ. | શ્લોકસંખ્યા. |
|---|---|---|---|---|---|
| બ્રહ્મ પુરાણ | ૧૦૦૦૦ | માર્કંડેય પુરાણ | ૯૦૦૦ | સ્કંદ પુરાણ | ૮૧૧૦૦ |
| પદ્મ પુરાણ | ૫૫૦૦૦ | અગ્નિ પુરાણ | ૧૫૪૦૦૦ | વામન પુરાણ | ૧૦૦૦૦ |
| વિષ્ણુ પુરાણ | ૨૩૦૦૦ | ભવિષ્ય પુરાણ | ૧૪૫૦૦ | કૂર્મ પુરાણ | ૧૭૦૦૦ |
| શિવ પુરાણ | ૨૪૦૦૦ | બ્રહ્મ વૈવર્ત પુરાણ | ૧૮૦૦૦ | મત્સ્ય પુરાણ | ૧૪૦૦૦ |
| શ્રી ભાગવત પુરાણ | ૧૮૦૦૦ | લિંગ પુરાણ | ૧[illegible]૦૦૦ | ગરુડ પુરાણ | ૧૭૦૦૦ |
| નારદીય પુરાણ | ૨૫૦૦૦ | વરાહ પુરાણ | ૨૪૦૦૦ | બ્રહ્માંડ પુરાણ | ૧૨૦૦૦ |

આ પ્રમાણે ૪૦૦૦૦૦ શ્લોકનાં આ ૧૮ પુરાણો શ્રી વેદવ્યાસે કરેલાં છે. તેમજ બીજા ઋષિ મુનિઓએ ૧૮ ઉપ-પુરાણો પણ બનાવેલાં છે. આ પુરાણનાં પાંચ લક્ષણો નક્કી કરવામાં આવ્યાં છે.

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च । वंशानुचरितं चेति पुराणं पंचलक्षणम् ॥

સર્ગ (સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધી કથા), પ્રતિસર્ગ (પ્રલયની કથા), રાજાઓના વંશો, મન્વંતરો (ચાર યુગની એક ચોકડી, તેવી ૧૦૦૦ ચોકડીપર્યંત જેમની સ્થિતિ રહે તેઓનું વર્ણન), ને રાજાદિ બ્રહ્માદિનાં ચરિત્રો જેમાં આવ્યાં હોય તે પુરાણ.

શ્રી વેદવ્યાસપ્રણીત સર્વ પુરાણોમાં શ્રી વિષ્ણુસંબંધી ધર્મ–જ્ઞાન–કર્મ ઘણું વર્ણવેલાં છે. બ્રહ્માનું ઉપાસન તો કોઇ ઘણા અદ્‌ભુત કારણથી દૂરજ થયેલું છે, જો કે સર્વ પુરાણોમાં તેમનું સૃષ્ટિરચના સંબંધે વર્ણન રૂડી રીતે કરેલું છે. પુરાણોમાં ત્રણ બાબત મુખ્યત્વે કરીને કર્તાએ દર્શાવી છે:-સૃષ્ટિરચના, તંત્રોક્ત કર્મ–ત્રિમૂર્તિનું પૂજન, ને જ્ઞાનમાર્ગ. બ્રહ્માના સંબંધમાં જે વર્ણન પુરાણમાં સમાવેલું છે તે બહુધા સૃષ્ટિરચનાના સંબંધનાં છે. બ્રહ્માને સૃષ્ટિની–પ્રજાની ઉત્પત્તિ કરનાર ઠરાવ્યા છે. પુરાણોમાં ઘણો ભાગ બ્રહ્મા શિવાય બે દેવ–વિષ્ણુ ને શિવનું ઉપાસન છે. એમાં પણ વિષ્ણુનું ઉપાસન ઘણું વર્ણવેલું છે; અને આર્યાવર્તમાં સઘળે સ્થળે તપાસવામાં આવે તો ઘણે ભાગે એમ જણાય છે કે વિષ્ણુની ઉપાસના બહુ કાળથી બહુ પસરેલી છે.* ૧૮ પુરાણમાં જે મોટો ભાગ છે તે વિષ્ણુની ઉપાસનાનો, તેમનાં અવતારી ચરિત્રોનો, તેમના સહાયભક્ત–દેવોનાં ચરિત્રોનું વર્ણન–મૂળ પુરુષને–પુરાણપુરુષોત્તમને સંબોધીને કરવામાં આવ્યું છે. મૂળ વેદમાં બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર–શિવનાં નામો, પ્રાચીન કાળના ઋષિમુનિઓ દાખલ કરેલાં છે, ને તેઓનું કર્તવ્ય પુરાણમાં યથાર્થ રીતે બતાવ્યું છે–જો કે કેટલાક પંડિતો એમ વાદવિવાદ ઉઠાવે છે કે ત્રિમૂર્તિનાં નામો વેદમાં છે તો ખરાં, પણ તેનો અર્થ પુરાણમાં લખવામાં આવ્યો છે તેવો નથી. પુરાણના વિષ્ણુનો ગોલોકમાં વાસ છે, ને શ્રી શેષશાયીનારાયણ પ્રભુ અશ્વત્થના પાંદડાંમાં શ્રી લક્ષ્મી સાથે પોઢયા છે; તેમજ બ્રહ્મા શ્રીનારાયણના નાભિકમળમાંથી પ્રકટયા છે ને ચાર મુખવાળા છે; તેમજ શિવજીનો કૈલાસમાં વાસ છે, ને સ્મશાનમાં વાસ કર્યા છતાં પાર્વતિ સંગે વિહાર કરે છે,–તેવું ચરિત્ર વેદના ત્રિમૂર્તિમાંથી નિકળતું નથી. આ એવો તો સૂક્ષ્મ વાદ છે કે તેમાં મારા જેવાએ નહિ ઉતરવું એજ ઉત્તમ છે.

---

* દેશવ્યવસ્થા ને પુરાણવ્યવસ્થા બંનો તપાસતાં એમ જણાય છે કે આખા આર્યાવર્તમાં ઘણા લાંબા વખતથી જે ધર્મ મનાતો આવ્યો છે, તે વૈષ્ણવી છે, ને જે ઈષ્ટ દેવ મનાયો છે તે વિષ્ણુ છે. વૈષ્ણવધર્મ વિષ્ણુ ને વિષ્ણુના અવતારનું માહાત્મ્યજ કહે છે. ઘણાં પુરાણમાં ઘણા વિસ્તારથી વિષ્ણુનું વર્ણન વર્ણવેલું છે–તેમજ દેશમાં સર્વમાન્ય જો કોઈ પણ દેવ હોય તો તે વિષ્ણુજ હતા. એક વિદ્વાન કહે છે કે:-(૧) જેટલા સંપ્રદાય થયા છે તેમાં મોટો ભાગ વિષ્ણુને માનનારો છે. (૨) વિષ્ણુનાજ અવતાર થયા છે. (૩) વિષ્ણુજ બળવાન દેવ છે, ને તેમનેજ દૈત્યોના સંહાર કરનાર ગણ્યા છે. (૪) મનુષ્યનામો પણ વિષ્ણુના અંગનાં છે: કૃષ્ણદાસ, રામદાસ, ગોપાળદાસ, હરિદાસ, હરિલાલ, ગોવિંદદાસ, રામસિંહ, રામનાથ, વ્રજભૂષણદાસ, વ્રજલાલ, નારાયણ, વગેરે. (૫) ગ્રંથો પણ કાવ્યાદિકના વિષ્ણુસંબંધી છે: યદુવંશ, રઘુવંશ, માઘકાવ્ય, રામાયણ, ભારત, કૃષ્ણલીલામૃત, કૃષ્ણકર્ણામૃત, ગોપાલલીલા, આનંદ વૃંદાવન, વ્રજવિહાર, કંસવંધ, લલિતમાધવ, નૃસિંહચંપૂ, ઉદારરાઘવ, પ્રસન્નરાઘવ, અનર્ઘરાઘવ, બાલરામાયણ, જાનકીપરિણય, કનક જાનકી, સીતા સ્વયંવર, વિદગ્ધમાધવ, હંસદૂત, પદાંકદૂત, ઉદ્ધવદૂત, મહાવીર, ગીતગોવિંદ, વગેરે સંસ્કૃત; સેતુ વગેરે માગધી; તુલસીકૃત રામાયણ, વ્રજ વિહાર વગેરે વ્રજભાષામાં અને નરસૈં મેહેતાની, દયારામ વગેરેની ગુજરાતી કવિતા. (૭) રામાયણ, ભારત ને ભાગવત એ ત્રણે મુખ્ય ગ્રંથ પણ વિષ્ણુ સંબંધીજ છે. (૮) વ્રતો પણ વિષ્ણુનાં ઘણાં. મુખ્ય એકાદશી. (૯) તીર્થો પણ વિષ્ણુનાં ઘણાં છે. અયોધ્યા, હરિદ્વાર, વૃંદાવન, મથુરા, જગન્નાથ, રામનાથ, રંગનાથ, દ્વારકા, બદરીકેદાર. (૧૦) તેહેવારો પણ વિષ્ણુ સંબંધી ઘણા. (૧૨) ગંગા જમના વગેરે નદિઓનું મહાત્મ્ય પણ વિષ્ણુથીજ છે. (૧૩) ગયા શ્રાદ્ધ તથા સિદ્ધપુરના શ્રાદ્ધમાં પિણ્ડદાન પણ વિષ્ણુને નામે મૂકાય છે. (૧૪) મરતી વેળાએ પણ ઘણુ કરીને સર્વ ધર્મમાં રામ રામ બોલાય છે તે પણ વિષ્ણુનુંજ નામ છે. (૧૫) રામલીલા ને રાસલીલા થાય છે, કોઈ બીજા દેવની

શ્રી વેદવ્યાસપ્રણીત ૧૮ પુરાણો છે, પણ તે સર્વેમાં શ્રીમદ્ ભાગવત એ સર્વોપરી છે, ને તેનો પ્રચાર બીજા બધા કરતાં આખા ભરતખંડમાં વિશેષ છે.તેનું કારણ શું એમ કેટલાકો પ્રશ્ન કરે છે. તેઓ એમ પણ પૂછે છે કે બીજા પુરાણોમાં શ્રીમદ્ ભાગવત જેવી મહત્તા નથી? જે ત્રણેક પુરાણો મારા જોવામાં આવ્યાં છે તેપરથી આટલું તો કહી શકાય છે કે શ્રીમદ્ ભાગવતમાં જે રસિકતા આવી છે તેવી બીજા પુરાણોમાં નથી. ને તેનું કારણ સ્પષ્ટજ છે. શ્રી વેદવ્યાસે પોતાના શિષ્યવર્ગને સર્વ પુરાણ, વેદ, વેદાંગ ભણાવ્યાં પણ પોતાના આત્માને સંતોષ થયો નહિ, ત્યારે શ્રીનારદ મુનિના ઉપદેશથી શ્રી ભગવાનના મુખ્ય સ્વરૂપનું જેમાં વર્ણન છે તેવું ભાગવત રચ્યું ને પ્રજાને આપ્યું, ને તે ભાગવત ગર્ભમાં રહેલા શુકયોગીએ સાંભળ્યું; ને તે સાત દિવસમાં સ્વર્ગે જતા પરીક્ષિતને મોક્ષ મળે તે હેતુથી સંભળાવ્યું ને તે વળી પરમપદને પામ્યો–તેથીજ આ પુરાણની સર્વોપરી મહત્તા ગણાય છે.

શ્રીમદ્‌ભાગવત એટલે શું? ભાગવત એટલે ભગવાન સંબંધી–વર્ણન–ચરિત્ર વગેરે–સર્વે–ને તેનું નામ ભાગવત. ભગવાન એટલે ભગ+વાન=ભગવાન. ભગ એટલે સંપૂર્ણ* ષડ્ ઐશ્વર્ય; વાન એટલે તે જે રાખે છે તેવો કોઇ–અકલ્પ, અકલ્પ્ય સૃષ્ટિનો ત્રાતા, સૃજનાર, પાળનાર ને સંહારનાર. સમગ્ર ઐશ્વર્યને, વીર્યને†, યશને, સંપત્તિને, જ્ઞાનને અને વિરાગને ભગ કહે છે. અર્થાત્ જે સર્વ વસ્તુથી પરિપૂર્ણ–તેનાથી અથવા તેનામાંથી કંઇપણ ઓછું નહિ, ને તેવું કોઇમાં નહિ, તેવો જે કોઇ તે ભગવાન, ને તેનું જે ચરિત્ર–તેનાં જે પરાક્રમ, કીર્તિકથન, તેનો બોધેલો ઉપદેશ, તેના સૂચવેલા જે જ્ઞાન ધર્મ કર્મના નિયમ, તે જેમાં જણાવ્યા હોય તે ભાગવત.

શ્રીવેદવ્યાસજીએ ભાગવત રચવામાં મોટી ખુબી વાપરી છે, ને તે ખુબી શ્રીમદ્‌ભાગવતના પ્રારંભના મંગળ શ્લોકમાં એવી તો સરસ રીતે દર્શાવી છે કે તે યથાર્થ રીતે વર્ણવી શકાય તેમ નથી. પ્રારંભમાંજ શ્રીવેદવ્યાસજી કહે છે કેઃ–

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट् तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १ ॥

**અર્થ–**જેથી આ જગતની ઉત્પત્તિ,સ્થિતિ અને નાશ થાય છે.–કારણ કે જે આ જગતનું ઉપાદાન§ અને નિમિત્ત કારણ

---

લીલા થતી નથી. (૧૬) વેદ વેદાંત વગેરે ગ્રંથમાં આદિ ને અંતમાં લખ્યું છે કે हरिः ओं ॥ (૧૭) સંકલ્પ કરીએ તો પણ વિષ્ણુ વિષ્ણુ. (૧૮) આચમન કરીએ તો પણ વિષ્ણુ. (૧૯) શુદ્ધ થવું હોય તો પણ स्मरेत् पुंडरीकाक्षं. (૨૦) જો કોઈ લાંબું હોય તો આ તો રામાયણ–આ તો ભારત એમ પણ વિષ્ણુ સંબંધે બોલાય છે. (૨૧) બાળકોને પણ બાળગોપાળ કહે છે.(૨૨) પુસ્તકો પણ બધે છે તે વિષ્ણુ સંબંધી વધારે. (૨૩) શ્રેષ્ઠાચારમાં રામ રામ, જેગોપાળ, જય શ્રીકૃષ્ણ. (૨૪) વિષ્ણુને માન આપવા ઘેર ઘેર વિષ્ણુપ્રિય તુલસીનાં કુંડાં રાખે છે. (૨૫) કથા પણ ભારત ભાગવત રામાયણની ઘણી થાય છે. (૨૬) નગરોનાં નામ પણ વિષ્ણુના નામથી છે. રામનગર, રામપુર, ગોવિંદપુર, ગોપાળપુર. (૨૭) ખાવાના પદાર્થમાં પણ વિષ્ણુનાં નામ;–મોહનઠાર,મોહનપુરી, મોહન,ગોવિંદભડી. (૨૮) સૂર્ય ચંદ્રવંશી ક્ષત્રી પણ અમે રામવંશના, અમે કૃષ્ણ વંશના એમ કહે છે. (૨૯) ઔષધમાં પણ વિષ્ણુનાં નામ. રામબાણ, નારાયણ ચૂર્ણ, નારાયણ તેલ. (૩૦) તારક મંત્ર પણ રામ ને કૃષ્ણનોજ જપાય છે તેટલો બીજાનો નથી. (૩૧) ચિત્રો પણ ઘર ઘરમાં વિષ્ણુલીલાનાં ઘણાં જણાશે. (૩૨) પ્રાચીન ગુફાઓમાં પણ વિષ્ણુ અવતારની ઘણી. પાંડવગુફા, રામગુફા. (૩૩) બાર માસના ઈષ્ટેશ્વર પણ વિષ્ણુ છે. (૩૪) ચાંદા મામા એ પણ વિષ્ણુને લીધેજ. (ચંદ્ર ને લક્ષ્મી સમુદ્રમથન વેળા નિકળ્યાં–એકજ સ્થળથી, તે ભાઇ બેહેન–અર્થાત્ ચંદ્ર વિષ્ણુનો સાળો. આપણે સર્વે વિષ્ણુનાં સંતાન, માટે ચાંદા મામા.) (૩૫) વિષ્ણુ સંબંધી ઘણાં નામ પણ છેઃ–વિષ્ણુપદ (આકાશ), વિષ્ણુરાત (પરીક્ષિત.) રામદાના, રામધેનુ, રામધનુ (આકાશ ધનુષ્ય), રામફળ, સીતાફળ, શ્રીફળ, હરિગીતિ, રામકલી, રામકપૂર, રામગિરિ, રામચંદન, કૃષ્ણચંદન, રામતુલસી, કૃષ્ણતુલસી, રામગંગા, હરિચંદન, હરિશૃંગાર, હરિકેળા, હરિનૈત્ર (કમળ) હરિપ્રિય (સફેત ચંદન), હરિવાસર (એકાદશી), હરિવંશ, હરિવર્ષખંડ, કૃષ્ણકળી, કૃષ્ણકન્દ, કૃષ્ણકાન્તા, વિષ્ણુક્રાન્તા (પૃથ્વી), સીતાકુંડ, સીતામઢી, હરિપર્વત, રામબાગ, રામશિલા, હરિપદી (આકાશગંગા) એવાં અનેક નામો વિષ્ણુનાં નદી, પર્વત, નગર, ફૂલ, ફળ ઈત્યાદિને આપ્યાં છે–એ વિષ્ણુમહિમાનું પ્રાચીનપણું બતાવે છે. વળી સામાન્ય વાક્ય એવું પણ છે કે जले विष्णुः स्थले विष्णुः એમ પણ કહેવાય છે.

* સામાન્ય મનુષ્યમાં એકાદ વસ્તુની સંપૂર્ણતા હોય, પણ સર્વ વસ્તુ નહિ હોય. જ્ઞાન હોય તો ઐશ્વર્ય ન હોય, યશ હોય તો પરાક્રમ નહિ હોય, પરાક્રમ હોય તો સંપત્તિ ન હોય, સંપત્તિ હોય તો વૈરાગ ન હોય–તેથી તે સર્વેથી શ્રેષ્ઠ–સર્વ ઐશ્વર્ય જેનામાં સંપૂર્ણ છે તે ભગવાન. † પરાક્રમ.

§ આ જગતરૂપ કાર્યનું ઉપાદાન કારણ બ્રહ્મ છે. જેમ ઘટનું ઉપાદાન કારણ માટી છે. નિમિત્ત કારણ બે પ્રકારનાં થાય છે, એક સ્વતંત્ર અને બીજું પરતંત્ર નિમિત્ત કહેવાય છે. ચક્ર (ચાકડો) વગેરે પરતંત્ર નિમિત્ત ઘડાનાં છે; અને કુંભાર એ સ્વતંત્ર નિમિત્ત છે. તેમ આ જગતનું નિમિત્ત ભગવાનજ છે.

છે. વળી જે સર્વજ્ઞ અને સ્વપ્રકાશ છે; જેણે સૃષ્ટિના પ્રારંભમાં હૃદયદ્વારા બ્રહ્માને વેદનો ઉપદેશ કર્યો; જેમાં વિદ્વાનોને પણ મોહ થાય છે; જેમ* તેજ પાણી અને પૃથ્વીના પદાર્થોમાં ભ્રાંતિ થાય છે તે ખોટી છે તેમ જે (ભગવાન) માં પ્રકૃતિ ગુણો—તમ—રજ—સત્વથી ઉપજેલાં પંચભૂત ઈંદ્રિય અને તેના દેવતા જોવામાં આવે છે તે મિથ્યા છે; જેણે પોતાના તેજથી કપટ દૂર કર્યું છે; વળી જે સત્યરૂપ છે તે† પરબ્રહ્મ—પરમાત્મા—ભગવાનનું અમે ધ્યાન કરીએ છઇએ. ॥ ૧ ॥

બેશક શ્રી વેદવ્યાસજીએ આ મંગળ શ્લોકમાં, પોતાનો પૂર્ણ જ્ઞાનમય સજ્ઞાનનિવૃત્તિઆનંદ પ્રાપ્ત થાય તેવો ઉદ્દેશ બતાવીને સત્ય તેજ પરબ્રહ્મ, પરમ પુરુષ, પરમાત્મા, ભગવાન, પરમ માન્ય, પૂર્ણ અદ્વૈત તેવા પ્રભુનું ભાન કરાવતાં મંગળ કાર્ય આરંભ્યું છે—કે જે કાર્યથી અનેક પ્રાણીઓનું તારણ થયું છે, થાય છે ને થશે. આ મંગળશ્લોકમાં શ્રીગાયત્રી મંત્રનું રહસ્ય સમજાવ્યું છે—ને શ્રી વેદવ્યાસજીએ ગાયત્રી મંત્રને અનુસરીનેજ આ શ્લોકની રચના કીધી છે. શ્રી ગાયત્રી મંત્રનું જે પરમ રહસ્ય છે તે એજ છે—ને તેજ ગાયત્રીને અનુસરીને આ પરમ વિષ્ણુ તેજ—પ્રભારૂપ—પરબ્રહ્મનું જ્ઞાન દેનો મંગળપાઠ કીધો છે—જે સર્વમાન્ય, શ્રેષ્ઠ ધર્મસ્વરૂપ દર્શાવનારો છે; ને તે વેદ વેદાંગ વેદાંત સર્વને ભુલાવી દે તેવો છે. શ્રીમદ્ભાગવતમાં સંપૂર્ણતા જોઇને તેની કીર્તિ એટલી બધી તો પ્રચલિત થઇ છે કે આખા આર્યાવર્તના એકેએક ખુણામાં—વૈષ્ણવોના મોટા સંપ્રદાયમાં તે ગ્રંથ માન્ય ગણાયો છે, ને શંકરમતવાળા પણ તેનો અનાદર કરતા નથી—પણ શ્રી શંકરાચાર્યે તથા મધુસૂદને એ ગ્રંથપર ટીકા કીધી છે. દરેક સંપ્રદાયવાળા તો પોતાને યોગ્ય એવી એ ગ્રંથપર ટીકા કરે છેજ, ને ત્યાર પછી—સંપ્રદાયની સ્થાપના કરે છે—એટલો બધો એ ગ્રંથ વૈષ્ણવોમાં પ્રમાણ ગણાય છે. એ ગ્રંથપર અત્યાર સુધીમાં‡ ૬૦ ઉપરાંત ટીકાઓ થઈ છે, એટલી ટીકા શ્રીમદ્-ભગવદ્ગીતા શિવાય બીજા કોઈપણ ગ્રંથપર થઈ નથી, એજ આ અતિઘણા માન્ય ધર્મગ્રંથનું દૈવીપણું સાબીત કરે છે.

આર્યાવર્તના સકળ સમાજમાં, સંપ્રદાયમાં જે ગ્રંથ આટલો બધો માન્ય છે તેનું કારણ અદ્ભુત હોવુંજ જોઇએ. વ્યાસકૃત ઘણા ગ્રન્થોમાં આવો માન્ય આ એકજ છે, એટલે તેમાં વિશેષતા ઘણી હોવાનો સંભવ રહે છે. વ્યાસે સકલ પુરાણોનું તાત્પર્ય કાઢીને આ ગ્રંથ રચ્યો છે. એમાં ભગવાનના ષડૈશ્વર્યનું યથાર્થ રીતે વર્ણન આપ્યું છે; એમાં મન્વંતરોની રચના સંબંધી વર્ણન છે; એમાં ભૂગોળ§ ખગોળનું વર્ણન છે, એમાં પ્રભુના પ્રત્યેક અવતારનું સુંદર રીતે વર્ણન કરેલું છે; એમાં સંસાર વ્યવહારનું વર્ણન કીધું છે, એમાં જ્ઞાન ભરેલું છે, એમાં ભક્તિની તો સાક્ષાત્ મૂર્તિજ બેસારી છે, એમાં વૈરાગ્ય વાર્ત્તાનો પરમ બોધ છે, એમાં અલંકારનો ખજાનો છે, એમાં દૃષ્ટાંતોની મોટી ખુબી છે, એમાંનો વર્ણન ભાગ અલંકારિક ને રસમય છે, એમાં યુદ્ધનીતિનો બોધ છે, એમાં પ્રેમલક્ષણાભક્તિનું સ્વરૂપ ચિતર્યું છે, એમાં ધર્મની મહત્તા—પરમ તાત્પર્ય સમ-

---

* તેજમાં પાણીની બુદ્ધિ થાય છે તે ભ્રાંતિ છે. જેમ ઉનાળાના દહાડામાં બપોર વખતે સૂર્યનાં કિરણોમાં ઝાંઝવાનાં પાણીની બુદ્ધિ થાય છે તે ભ્રાંતિ છે. અંધારી રાતના પાણીને પૃથ્વી સમજાય છે તે પણ ભ્રાંતિ છે. કેટલીક વાર કાચપર પાણી છે એમ ભ્રાંતિ થાય છે. એ વગેરે દૃષ્ટાંત સમજવાં જોઈએ.

† વેદમાં પરબ્રહ્મ, ગીતા ઉપનિષદ્માં પરમાત્મા અને પુરાણોમાં ભગવાન કહેવાય છે.

‡ શ્રીમદ્ ભાગવતપર ૬૦ ઉપરાંત ટીકાઓ થઈ કહેવાય છે, તેમાંથી આટલી ટીકાનાં નામ મને મળ્યાં છેઃ—

| ટીકા | કર્તા | ટીકા | કર્તા | ટીકા | કર્તા |
|---|---|---|---|---|---|
| ૧ હનુમતી. | હનુમાનજી. | ૧૪ શુકહૃદયા. | | | |
| ૨ ચિત્સુખી. | ચિત્સુખાચાર્ય. શંકરાચાર્યના શિષ્ય. | ૧૫ સુદર્શની. | | ૨૮ વામની. | વામન—દક્ષણી. (એના અભંગ પદ પ્રસિદ્ધ છે.) |
| | | ૧૬ મુનિભાવપ્રકાશિકા. | | | |
| ૩ શાંકરી. | શ્રીમચ્છંકરાચાર્ય. | ૧૭ પ્રહર્ષિણી. | | ૨૯ એકનાથી. | એકનાથ. |
| ૪ ભાગવત તાત્પર્ય. | મધ્વાચાર્ય. | ૧૮ શ્રીધરી. | શ્રીધર સ્વામિ. | ૩૦ પુરુષોત્તમી. | પુરુષોત્તમજી.(ગોસાંઈ) |
| ૫ સુબોધિની. | શ્રીવલ્લભાચાર્ય. | ૧૯ વિજયધ્વજી. | વિજયધ્વજસ્વામિ. | ૩૧ બાળબોધિની. | ગીરધરજી મહારાજ. (કાશીવાળા.) |
| ૬ વીર રાઘવી. | રામાનુજ. | ૨૦ યદુપતિ. | યદુપતિ. | ૩૨ રસ બોધિની. | ગીરધરજી મહારાજ. (કાશીવાળા.) |
| ૭ નિંબાર્કીયા. | નિંબાર્ક. | ૨૧ શ્રીનિવાસી. | શ્રી નિવાસ. | ૩૩ અન્ય બોધિની. | ગીરધરજી મહારાજ. (કાશીવાળા.) |
| | બોપદેવ (શ્રીમદ્ભાગવતનો કર્તા હોવાનું દ્વેષી ભાગવત વાળા કહે છે તે.) | ૨૨ સત્યધર્મ નિર્ણય. | | ૩૪ રહસ્ય બોધિની. | ગીરધરજી મહારાજ. (કાશીવાળા.) |
| ૮ હરિ લીલા. | બોપદેવ | ૨૩ બૃહત્ તોષણી. | રૂપ ગોસ્વામિ. (રાધા વલ્લભીય સંપ્રદાય વાળા.) | ૩૫ સૂક્ષ્માર્થબોધિની. | શ્રીમદ્ વલ્લભાચાર્ય. |
| ૯ મુક્તાફળ. | બોપદેવ | ૨૪ લઘુ તોષણી. | રૂપ ગોસ્વામિ. | ૩૬ મધુસૂદની. | મધુસૂદનાચાર્ય. |
| ૧૦ પરમહંસ પ્રિયા. | બોપદેવ | ૨૫ સંદર્ભ તોષણી | રૂપ ગોસ્વામિ. | | |
| ૧૧ વિદ્વત્કામધેનુ. | | ૨૬ ચક્રવર્તિ. | ચક્રવર્તિ. | ૩૭ ચક્રપાણી. | ચક્રપાણી. (આ ટીકા નાથદુવારમાં સંપૂર્ણ છે.) |
| ૧૨ સંબંધોક્તિ. | | ૨૭ સારમાધવી. | | | |
| ૧૩ તત્ત્વદીપિકા. | | | | ૩૮ પદરત્નવલ્લી. | (ભાવનગરમાં તખતજીમાં છે.) |

§ ભાગવતની ભૂગોળના સંબંધમાં જે આક્ષેપ કરવામાં આવ્યો છે તે ખોટો છે. હાલમાં શ્વેતવરાહ કલ્પ ચાલે છે, ને શ્રી ભાગવતમાંની ભૂગોળ તો બીજા કલ્પની છે, ને કલ્પાંતરનો ફેર પડી ગયો છે—ને તેથીજ હાલમાં એકપણું થતું નથી એમ વિદ્વાનો કહે છે.

જાવ્યું છે, એમાં ધર્મવિહીન દેહની અનેક પ્રકારે કનિષ્ઠતા બતાવી છે, એમાં જીવને બહુ રૂડો ઉપદેશ આપ્યો છે, એમાં સંસારને અસાર વર્ણવ્યો છે, એમાં માયાને મહાકષ્ટકારક દર્શાવી છે. એમાં અનેક આખ્યાનો એવાં છે કે જેવાં બીજામાં નથી. એમાં પ્રભુના અવતારોનું વર્ણન છે તે સાથે તેમાંથી મોટો ઉપદેશ આપ્યો છે; એમાં મહાનુભાવ પુરુષોનાં આન્હિક છે, એમાં દેવ દાનવના પ્રસંગોથી રાજનીતિ શિખવી છે; એમાં સર્વેશ્વર પરમ પરમાત્મા પુરાણપુરુષ પુરુષોત્તમનું સંપૂર્ણ ઐશ્વર્યવાન્ ચરિત્ર આપેલું છે–સારાંશ કે શ્રીમદ્ભાગવત એવો કલ્પતરુ છે કે તેમાં ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચારે પદાર્થની કેમ પ્રાપ્તિ થાય ને ત્રિવિધિ તાપ કેમ ટળે તેનું સંપૂર્ણ રીતે જ્ઞાન આપેલું છે. શ્રીમદ્ભાગવતની જે રચના વ્યાસ મુનિએ કીધી છે તેમાં એવી તો દિવ્ય ખુબી આણી છે કે તેનું વર્ણન કરવું અશક્ય–ઘણું મુશ્કેલ છે. એમાંનું પુરંજનનું આખ્યાન ને તેનો સાર–જડભરતના આખ્યાનનો સાર, ગજેંદ્રનો મોક્ષ, સમુદ્રમથન, મોહિની સ્વરૂપ, કપિલગીતા, પ્રલ્હાદચરિત્ર, ધ્રુવચરિત્ર, અને તે સઘળા સાથે નવરસમયવ્રજરાજચરિત્ર,* તેમાંની અતિ રહસ્યવાળી રાસલીલા, ઉદ્ધવ શ્રીકૃષ્ણનો પરમ રહસ્ય રૂપ જ્ઞાન ભંડાર, યાદવોનો સંહાર ને બ્રાહ્મણનું તપોબળ, પરીક્ષિતનું મૃત્યુ ને કલિના ગુણ દોષ એ સર્વે આખ્યાનો, તેમાંની ખુબી સાથે સમજાવવામાં આવે તો તેથી મોટા ગ્રંથોના ગ્રંથો ભરાઇ જાય. દેવ દાનવના યુદ્ધપ્રસંગમાં જે નીતિ દેવો વાપરતા હતા, તે આપણી રાજકીય નીતિને યથાર્થ લાગુ પડે છે;† અને એવા અગત્યના પ્રસંગોનું યથાર્થ અધ્યયન કરવામાં આવે તો તેથી કંઇ થોડો લાભ થાય નહિ. વામનચરિત્ર ને બળિરાજાનું દાન આપવું એ પ્રસંગ, જો યથાર્થ રીતે સમજવામાં આવે તો, તે સાનંદાશ્ચર્યચકિત કરનારો છે.‡

---

*શ્રીકૃષ્ણ પરમાત્માના સંબંધમાં જે દુર્વાક્ય કુબુદ્ધિજનોથી નિકળ્યાં છે તે તો કેવળ નાસ્તિકતા ને દ્વેષ બુદ્ધિથીજ ભરેલાં છે. શ્રીકૃષ્ણ પરમાત્માનું ચરિત્ર જે રીતે છે તે એટલું તો બોધક છે કે તેવું કોઈનું પણ નથી. ભોગી, રાગી ને યોગી એવી ત્રણ અવસ્થા ભોગવી ગયેલો એવો કોઈપણ થયો નથી, ને થશે પણ નહિ. તેમના ચરિત્રમાં જે રસ મૂકવામાં આવ્યો છે તે તરફ જોતાં–આમ પણ કહીએ કે શ્રીકૃષ્ણનો જન્મ થયો હોય કે નહિ, તેમણે એ સ્થિતિ ભોગવી હોય કે નહિ, ભાગવત વ્યાસકૃત હો કિંવા કોઇ બીજા કૃત પણ હો, તોપણ શ્રીભાગવત, ભારત, હરિવંશ, કૃષ્ણજન્મખંડ વગેરે જે ગ્રંથો આપણા મોઢા આગળ છે તેપરથી આટલું કહી શકવા હિંમત કરૂં છું કે–શ્રીકૃષ્ણ નહિ હોત તો મનુષ્ય પ્રાણીનું જીવતરજ નહોતું. પ્રેમમય જગત્, પ્રેમમય પ્રભુ, ને પ્રેમથી સર્વસ્વ–એ પ્રેમનું, પ્રત્યેક બાબતમાં સાક્ષાત્ સ્વરૂપ કોઈપણ હોય તો તે શ્રીકૃષ્ણ પોતેજ હતા. એમના ચરિત્રમાંથી જે આનંદ પ્રાપ્ત થાયછે તે આનંદ અલૌકિક, પરમાનંદથી પણ પર છે. શ્રી કૃષ્ણના ચરિત્રપર હું એટલો બધો તો આશક છું કે મેં મારા મનમાં એક પણ લીધું છે–કે તેમનું એક રસીલું ચરિત્ર (કલ્પીનેજ) લખવું–નહિ તો મારો અવતાર એળે ગયો હું સમજું છું. આ મારી ઈચ્છા પૂર્ણ થવાને તો, ત્યાગી છતે રાગી, યોગી છતે ભોગી એવા શ્રીકૃષ્ણની કૃપા જોઈએ.

થોડાક વરસપર આ દેશના કેળવાયલા વર્ગને એવો ફાંકો ભરાયો હતો–કહો કે ભૂત ભરાયું હતું કે તેઓ આર્યસનાતન ધર્મના પ્રત્યેક કાર્યને નિંદતા હતા. માત્ર પશ્ચિમના વિદ્વાનોના વિચાર જાણીને તેઓ લવતા હતા કે વેદ ઈશ્વરકૃત નથી, પુરાણો કપોલકલ્પિત છે, ભાગવતમાં માત્ર કૃષ્ણ જેવા અનાચારીનુંજ વર્ણન છે, ને તે માનવા યોગ્ય નથી; આર્યધર્મમાં કંઈજ નથી–દેશમાં પણ કંઇ નથી, ને દેશ તો એટલો બધો દુર્બળ છે કે તે સઘળીજ બાબતમાં નકામો છે; પુરાણોની ભૂગોળ તે ગપાટાં છે, ને તે નહિ માનવી: શ્રાદ્ધ શાં ને દેવ પિતૃનાં પૂજન અર્ચન શાં? બાપડા પેહેલી વીશીમાંજ અંગ્રેજોનું જોઈને, તેમના તેજથી અંજાવાઇ ગયેલા, પોતાનું કંઇ પણ જોયલું જાણેલું નહિ, ને ખ્રિસ્તી પાદરીઓના વિચારે દોરવાયલા તેઓ ભૂલે તેમાં આશ્ચર્ય શું છે? શ્રીકૃષ્ણ પરમાત્માના અલૌકિક અદ્ભુત ચકિત કરનારા ચરિત્રને જાણ્યા પૂર્વે, કહેવાતા સુધારાવાળાઓ અવિચારે નિંદક વાક્યો બોલી પડેલા તેઓને હવે શું કહેવું? હવે ધીમે ધીમે તેઓ ઠેકાણે આવતા જાય છે, ને જે દોડા દોડ હતી તે ટળી ગઈ છે. લોકોનું વલણ બદલાઇ ગયું છે. મોક્ષમૂલર ને બીજા કેટલાક વિદ્વાનોના વિચારોનું છેદન ભેદન થવા માંડ્યું છે, ને ખુલ્લું કહેવાય છે કે તેઓ કંઈ સમજ્યા વગર બોલી ગયા છે. સુધારાવાળાઓ પણ હવે ઠેકાણે પડીને–ન બોલ્યામાં નવ ગુણ તેમ મૌન ધારણ કરી રહે છે–ને તે ઠીકજ છે. જે પ્રત્યાઘાત (Reaction) થવા માંડ્યો છે તેનું પરિણામ એ આવશે કે ૧૦ વર્ષ પછી જેવા ૧૦૦ વર્ષપર આપણા લોકો હતા તેવા થશે–જો કે ૧૦૦ વર્ષપરની સમજુતીમાં ને ૧૦ વર્ષ પછીની સમજુતીમાં આસમાન જમીનનો તફાવત પડી જશે.

† શ્રીભાગવતમાં રાજકાજના પ્રસંગો પણ નવનવા છે. કાર્યસિદ્ધિ કરી જાણનારા દેવતા હતા, ને દાનવો શૂરા પણ મૂર્ખ હતા. તેમની સાથે કેમ વર્તવું તે સમુદ્રમથન વખતે દેવોએ બતાવ્યું. વાસુકી નાગનું નેત્રું કીધું ને પ્રથમજ દેવોએ મોઢાનો ભાગ પકડ્યો, જો કે તે પકડવાની મરજી નહોતી, તોપણ મૂર્ખ દૈત્યો છેતરાયા, ને કહ્યું કે અમે પુછડાનો ભાગ નહિ પકડીએ. તે અપવિત્ર છે. દેવોએ કહ્યું કે તમો કહો છો ત્યારે લો મોઢું. પછી મોઢાનો ભાગ દૈત્યોએ પકડ્યો. મંદરાચળથી વલોવતાં વાસુકીના મુખમાંથી ઝેર નિકળ્યું ને દૈત્યો બળી ગયા. હવે એ પ્રસંગે દેવોએ પેહેલેથી તાલ ન કીધી હોત તો દૈત્યના હાલ તે દેવના થાત. એમ રાજકાજમાં પણ વર્તવાનું છે. આવા તો ઘણા પ્રસંગો ભાગવતમાં છે.

‡ વામન બળિરાય પાસે જાચવા ગયા, ને શુક્રાચાર્યે કહ્યું કે, 'ભલા માણસ એ વામન નથી, પણ પ્રભુ છે, તારૂં સર્વસ્વ છીનવી લેશે, માટે સંભાળજે;' ત્યારે બળિએ કહ્યું, 'વાહ, જે પ્રભુ આપણ સર્વને આપનારો છે, તે પ્રભુ મારી પાસે ભિક્ષા માગવા આવે ને

**શ્રીમદ્ ભાગવત મુખ્યત્વે કરીને લોકોને અતિ ઘણું પ્રિય છે તેનું એકજ કારણ છે, ને તે તેમાં સમાયલી પ્રેમલક્ષણાભક્તિ –ને પ્રેમમૂર્ત્તિ–સાક્ષાત્ પરબ્રહ્મ પુરુષોત્તમ** પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું અતિ ઘણું રસિક ચરિત્ર છે. આ રસિક ચરિત્ર એટલું **બધું તો તલ્લીન કરનારું** છે–જનમનરંજન કરનારું છે કે તેવું ચરિત્ર કોઈપણ દેશના ગ્રંથમાં કે ધર્મમાં નથી. રાજવંશી **છતે** ગોવાળ સ્થિતિમાં રહ્યા, ત્યાં બાળવયમાં નહિ થઇ શકે તેવાં, નહિ મનાય તેવાં કામો કીધાં, પ્રેમીજનને મોહ પમાડી **પ્રેમની** દૃઢ ગાંઠ પાડી ઉત્તમ પ્રતિનો શૃંગાર ખેલ્યા, ઉત્તમ પ્રતિનું બાહુબળ દાખવ્યું (જરાસંધ, બાણાસુર, નરકાસુર, શાલ્વ **ઇત્યાદિ** પ્રસંગે), ને અતિ ઘણું ઉત્તમ ધર્મજ્ઞાન દર્શાવ્યું (ઉદ્ધવને તથા અર્જુનને)–એ મહાત્મા પરમાત્માના ચરિત્રની રસિકતા **કોઇથી** પણ વર્ણવી શકાય તેવી નથી.

શ્રીકૃષ્ણનું ચરિત્ર સ્વભાવોક્તિ–સૃષ્ટિ રચનાના કુદરતી સર્વ ભાવોથી ભરપૂર છે. શ્રીકૃષ્ણ પૂર્ણ પ્રેમી, પૂર્ણ સામભેદ રાજનીતિ જાણનાર, પૂર્ણ યોદ્ધો, પૂર્ણ જ્ઞાની, અને પૂર્ણ રીતે કુદરતનેજ અનુસરી વર્તનાર હતા. કારાગૃહમાં જન્મી સર્વ જીવને પોષણ દેનાર ગૌ છે, તે ગૌ ચારનાર ગોવાળોના અધિપતિ નંદને ત્યાં ઉછર્યા. તેમની મધુરીસી મૂરત જોઇને–સુંદર મુખડું નિહાળીને ગોકુળની ગોપાંગનાઓ વારી જવા લાગી. પછી વયે આવતાં વૃંદાવનમાં ગૌ ચારવા જતા. ત્યાંની સ્થિતિ જુઓ–મધુરી વાંસળી બજાવી તેમણે મદોન્મત્ત ગોપીઓને પોતાને વશ કરી લીધી. વનવગડામાં ગાયો ચારવી, યમુના તટ નિકટે નવપલ્લવ બંસીવટની અતિ ગંભીર છાયા નીચે કાંબળી ઓઢી હાથમાં મોરલી લઇને મધુરો સરોદ કાઢવો, તે વેળાએ મદમાતી ને કૃષ્ણ તરફ મટકું મારતી ગોપાંગનાઓને દહીં, દૂધ, માંખણ જેવી સર્વોપરી જીવન વસ્તુનાં રસમય પાત્ર મસ્તકપર મૂકીને જતી જોવી, વટપર મોર બપૈયાનો કલરવ વખતોવખત મોરલીના તાનને માન આપતો સાંભળવો, આસપાસ બીજા ગોવાળિયાઓ કૃષ્ણની મોરલીની ધૂનમાં ડોકાં હલાવતા જણાય, ગાયો ઉંચી ડોક કરીને મોરલી નાદ સુણે, ને તે વેળાએ વળી ઉપરથી ઝરમર ઝરમર મેહુલો વરસતો હોય, એ કુદરતી લીલાનું લાલિત્ય અનુભવી વિના કોણ જાણી શકે? અને નવ દશ વર્ષની બાળ વયમાં મૈયારીની મટુકીઓ ફોડવી, દાન માટે રકઝક કરવી, કાલા કાલા શબ્દોથી મોહ ઉપજાવવો, ફૂટેલી મટુકીમાંથી પડતાં દહીં, દૂધ, માંખણ લૂટીને ખાવાં, એ ચિત્ર હૃદયને કેટલું પ્રફુલ્લિત કરી શકે વારુ? ગોપીઓ સંગે તેમની ઇચ્છાથી રાસ ખેલ્યો, અને મનમથનો મદ તોડયો એ દિવ્ય શૃંગાર બળ; યશોદાને ત્રણ બ્રહ્માંડ મુખમાં બતાવ્યાં ને પાછી પુત્રપ્રેમ બતાવતી તેવીને તેવીજ રાખી એ માયા બળ; બાર વર્ષ અંદરની વયે મલ્લયુદ્ધ કીધું, માતંગને માર્યો, કંસને રોળ્યો, ને માતામહને રાજ્ય સિંહાસનારૂઢ કીધા એ મલ્લસ્વરૂપબળ; મોટી વયે મહા બાણાવળી એવા યોદ્ધાઓને નસાડયા, માર્યા એ વીરબળ; કૌરવ સભામાં વિષ્ટિ કરવા ગયા તે વેળાએ દુર્જનની મલિન દૃષ્ટિ જોઇને વૈરાટ સ્વરૂપ બનાવી ભય બતાવ્યો એ વૈરાટ બળ; કુરુક્ષેત્રમાં રથચક્રને ચાકપર ચઢાવી ભીષ્મને સ્થંભાવ્યા અને અર્જુનનો રથ હાંકી સારથી–દાસપણું કરી પાંડવને પાળ્યા, એ ભક્તાધીનભગવાનબળ; અર્જુન ઉદ્ધવને દિવ્ય જ્ઞાનોપદેશ દીધો, એ જ્ઞાન બળ; યાદવોનો સંહાર સ્વેચ્છાથી કરાવ્યો, એ ભેદ બળ; અને પૂર્ણ તેજસ્વી પૂર્ણ બ્રહ્મ છતાં કાળાના તીરમાં તીક્ષ્ણતા મૂકીને સ્વદેહેજ સ્વધામ ગયા એ દેવતાઓને ભૂલમાં પાડયાનું બળ; એવું શ્રીકૃષ્ણચંદ્રની દિવ્ય લીલાનું દિવ્યપણું નિર્મળ ચક્ષુ વિના દૃષ્ટિગોચર થાય તેમ નથી. શ્રીકૃષ્ણ એ પૂર્ણ રાગી છતાં વિરાગી હતા; પૂર્ણ ભોગી છતાં જોગી હતા. તે એકે સ્વરૂપે અનેક સ્ત્રીસંગે વિહારવ્યવહાર કરવાને સમર્થ હતા, છતાં કોઇને પણ સંતાન ન આપવામાં સમર્થ હતા; તે છતાં વળી એકેકને દશ દશ પુત્ર ને એકેક પુત્રી આપવાને મહાસમર્થ હતા; રણમાં લડવાને તે શૂરવીર હતા, તે છતાં રણમાંથી નાસવામાં તે પાછળ નહોતા; અજ્ઞાનતા બતાવવામાં ને કર્મ કરવામાં તે પ્રવૃત્તિમાન્ હતા, છતાં જ્ઞાન આપવામાં તે અતિ ઘણા નિવૃત્તિમાન્ હતા; તે શાપમાંથી મુક્ત કરવાને સમર્થ હતા, છતાં શાપમાંથી બચાવવાને અસમર્થ હતા; તે ઊર્ધ્વરેત રાખવે મહાત્મા હતા, તેમ વિલાસ ભોગવવામાં મહા સંસારી હતા. શ્રીકૃષ્ણચંદ્ર હજારોનો સંહાર કરવાને સમર્થ છતાં રણમાંથી નાઠા છે, હજારો સ્ત્રીઓ સાથે વિલાસ ખેલ્યા છતાં એકેને સંતાન આપ્યું નથી, ને ૧૬૧૦૮ ને સર્વ વાતે સંતુષ્ટ કીધી છે. એ સમર્થ છતાં અસમર્થ, જ્ઞાની છતાં અજ્ઞાની, વૈરાગી છતાં રાગી, પ્રેમી છતાં કઠિણ હૃદયના અને સુભટ છતાં દુર્બળ હતા.–એવું વિરુદ્ધધર્માશ્રય શ્રીકૃષ્ણનું અવતારી ચરિત્ર પ્રવૃત્તિનાં જીવડાંના લક્ષમાં આવવું સુલભ નથી. પૂર્ણ અંશી પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલો કોઇપણ અવતાર હોય તો તે આ શ્રીકૃષ્ણનો છે; ને તે અવતારચરિત્રની મઝા એવી તો અલૌકિક છે કે તે જાણવાને, તેની ખુબી પિછાનવાને આર્યાવર્તનો પ્રત્યેક જન

---

હું ના પાડું–ને તે પણ વળી મેં નિયમ લીધો છે કે જે માંગે તે આપવું તે પછી, છી:' અહો! શી આ ઉદાર વૃત્તિની પરિસીમા! ને જ્યારે વામને દાન લઈને વૈરાટરૂપ ધર્યું, ને ત્રીજું પગલું કયાં મૂકું એમ પૂછ્યું તે વેળાએ બળિરાયે કહ્યું કે આ અંગપર–અંગ પૃથ્વીનો ભાગ છે; એ ઔદાર્યગુણની બલિહારીજ.

તૃષાળુ રેહે છે.* જેમ જેમ શ્રીમદ્ ભાગવતનો એ નવ રસથી ભરેલો રસિક ભાગ વાંચવામાં આવે છે તેમ તેમ તેમાં અત્યંત ખુબી જોવામાં આવે છે; અને શ્રીધર સ્વામિએ શ્રીમદ્ ભાગવતને કલ્પતરુનું રૂપક આપ્યું છે તે યથાર્થ રીતે સમજાઇ આવે છે.

श्रीमद्भागवताभिधः सुरतरुस्ताराङ्कुरः सज्जनिः
स्कन्धैर्द्वादशभिस्ततः प्रविलसद्भक्त्यालवालोदयः ।
द्वात्रिंशत्त्रिशतं च यस्य विलसच्छाखाः सहस्राण्यलं
पर्णान्यष्टदशेष्टदोऽतिसुलभो वर्वर्ति सर्वोपरि ॥१॥

અર્થ–શ્રીમદ્‌ભાગવત નામનો કલ્પવૃક્ષ સર્વોપરી છે. જેનો અંકુર એ ઓંકાર છે, જે બાર સ્કંધોથી મજબૂત બંધાયો છે. જેનો ક્યારો એ ભક્તિ છે, જેની ૩૩૨ શાખા એ અધ્યાય† છે અને જેનાં પાંદડાં ૧૮૦૦૦ છે તે શ્લોકો છે. વળી (કલ્પતરુ) સુલભ છે અને ઇષ્ટ ફળને આપનાર છે.

કલ્પવૃક્ષ ઇચ્છિત વસ્તુ પૂરી પાડે છે–તેમજ શ્રીમદ્‌ભાગવત સર્વ વસ્તુ પૂરી પાડનાર છે. તેમાંથી કોઇ પણ વસ્તુ નહિ મળે તેમ છેજ નહિ. એમાં કોઈ વસ્તુની ખામી નથી. તેમાં પણ શ્રીમદ્‌વલ્લભાચાર્યે પોતાની સુબોધિની ટીકામાં આ શ્રીમદ્ ભાગવતનું સજ્જવારોપણ રૂપક કલ્પી દશમસ્કંધને મુખની ઉપમા આપી છે તે યથાર્થ છે. મુખ એ સર્વાંગની શોભાવાળો ભાગ છે. તેમાં જો કંઇ પણ ખામી હોય ને કંઇ ડાઘાડુઘીવાળો તે ભાગ હોય તો બીજાં બધાં અંગો ગમે તેવાં સુંદર હોય તોપણ કોઈ તે તરફ આડી નજરે પણ જોય નહિ, ને મુખ સુંદર હોય તો સર્વ ખામીઓ ઢંકાઇ જાય. આ ભાગવત તો સર્વાંગે સંપૂર્ણ છે, ને તેના મુખારવિન્દમાં એવી તો શોભા ભરેલી છે કે જેથી આસ્તિક–ધાર્મિક–રસિક ભક્ત તો તેમાં થતી લીલાનું યથાસ્થિત રીતે અવલોકન કરી શકે છે. મહાભાગ્ય ભકતજન તો તેમાંના રસનું નિરાંતે પાન કરીને તૃપ્ત થાય છે–ને તેજ કારણથી શ્રીમદ્ ભાગવત આટલું બધું જનપ્રિય થઇ પડેલું છે.‡

---

* શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધની રાસપંચાધ્યાયી માટે સુધારાવાળાઓ વગર સમજે, વગર જાણે ઘણા આરોપ મૂકે છે. તેમાંનો ગુહ્ય જ્ઞાનનો ભાગ વાંચે–સમજે તો પછી એક અક્ષર પણ બોલે તેમ નથી. શંકરાચાર્ય ને શાંકર મતવાળા મધુસૂદન જેવા મહા પુરુષો, જો આ ગ્રંથ વિષયરસથી ભરપૂર હોય તો ટીકાને યોગ્ય ગણે નહિ ને તેપર ટીકા કરે પણ નહિ. મધુસૂદન તો કહે છે કે એ ભાગવત વૈરાગ્યથીજ ભરપૂર છે. શ્રીમદ્‌વલ્લભાચાર્ય તો રાસપંચાધ્યાયી કેવળ જ્ઞાન ને વૈરાગ્યથી ભરપૂર બતાવે છે. આમ તો કોઈ પણ કેહેવાને હિંમત કરી શકશે નહિ કે શ્રીમદ્‌ભાગવત રચનાર મહાત્મા વ્યાસ મુનિએ, લોકોની વૃત્તિ બગાડવાને તેમાં વિષય રસ ઉછાળ્યો હોય–તો પછી એમાં નીતિ ભંગ–વિષય રસ ક્યાંથી આવી ગયો? એક ટીકાકારે તો માત્ર રાસપંચાધ્યાયીપર ૧૦૦૦૦૦ શ્લોકની ટીકા કરેલી છે; અને લખે છે કે મારું અહોભાગ્ય ક્યાંથી કે આવા સર્વ વાતે-વૈરાગ્યથી ભરપૂર ગ્રંથપર ટીકા કરવાને પાત્ર થાઉં. તો હવે રાસ પંચાધ્યાયીમાં શું છે તેની કલ્પના વાચક વર્ગે કરી લેવી.

† શ્રીમદ્‌ભાગવતના અધ્યાય ૩૩૫ હાલમાં જોવામાં આવે છે, પરંતુ તેમાં અધ્યાય ૩ પ્રક્ષિપ્ત કહેવામાં આવે છે અને તેનું આ શ્રીધરસ્વામી પણ પ્રમાણ આપે છે. તેમ શ્રી વલ્લભાચાર્ય પણ અધ્યાય ૩૩૨ ગણાવે છે અને દશમસ્કંધના અધ્યાય ૩ પ્રક્ષિપ્ત ગણાવે છે. તેનું વ્યાખ્યાન સુબોધિની નામની ટીકામાં પણ તે કરતા નથી.

‡ શ્રી વલ્લભાચાર્યના મતથી શ્રીમદ્ ભાગવતરૂપ જે પુરુષ (પુરુષોત્તમ) કહ્યા છે તેમનાં અંગ આ પ્રમાણે છે:–

સ્વમતે.

| સ્કંધ. | અંગભાગ. |
|---|---|
| ૧૧ | મસ્તક. |
| ૧૦ | મધ્યભાગ–પેટનો ભાગ. |
| ૯–૮ | છાતીનો સ્તનવાળો ભાગ. |
| ૭–૧૨ | બે બાહુ–ખભાથી કોણી સુધીનો ભાગ. (એમાં પ્રભુનો હાથ જમણો ને ઉંચો હોવાથી ૧૨ મો સ્કંધ ને ડાબો હાથ છાતિપર હોવાથી સપ્તમસ્કંધ.) |
| ૬–૫ | બે સાથળ. |
| ૪–૩ | બે કર–પહોંચો ને હથેલી વાળો ભાગ. |
| ૨–૧ | બે પગ. |

ઉપાસનામતે.

| સ્કંધ. | અંગભાગ. |
|---|---|
| ૧૨ | મસ્તક. |
| ૧૧ | કપાળ. |
| ૧૦ | મુખ. |
| ૯ | બે હાથ. |
| ૮ | હૃદય. |
| ૭ | પેટ. |
| ૬ | ગુહ્યસ્થાન–મળદ્વારનો ભાગ. |
| ૫ | કટિ–કેડ. |
| ૪–૩ | બે સાથળ. |
| ૨–૧ | બે પગ. |

આ પ્રમાણે પુરુષકલ્પનામાં કેટલી દીર્ઘદૃષ્ટિ વાપરવામાં આવી છે તે વાંચનારે વિચારી લેવું. વૈષ્ણવી સંપ્રદાયમાં શ્રી નાથજીની મૂર્તિની રચના કરવામાં આવી છે તે શ્રી વલ્લભાચાર્યના સ્વમત પ્રમાણે કરેલી છે, વળી કેટલાક ભાવિકો એમ પણ જણાવે છે કે શ્રી ભાગવત એ પુરુષોત્તમ સ્વરૂપ નથી, પણ શ્રી સ્વામિની સ્વરૂપ છે.

શ્રીમદ્‌ભાગવત એ સર્વ ગુણાલંકારથી ભરેલો, ભક્તિરસપ્રધાન શુદ્ધસાત્વિકભક્તિરસથી ગ્રંથિત થયેલો મહા પુરાણનો ગ્રંથ છે. તેમાં એવી તો દિવ્ય લીલા, ચમત્કારો, વર્ણનો વર્ણવેલાં છે, કે જો તેનું યથાર્થ રહસ્ય જાણવામાં આવે તો કોઇ વાતની ન્યૂનતા રહે નહિ. જે સજ્ઞાનનિવૃત્તિનો બોધ આપ્યો છે, શ્રી કૃષ્ણ પરમાત્માનું ચમત્કારથી ભરેલું ચરિત્ર આલેખેલું છે ને તેમાં જે જે બોધ આપેલો છે તે એવો તો ઉત્તમ, એવો તો બોધક ને એવો તો કલ્યાણકારક છે કે તેવું જ્ઞાન –ધર્મભક્તિસહિત થોડેજ સ્થળેથી મળી શકશે. જ્ઞાન એ કલ્યાણ–મોક્ષનું સાધન કહેવાય છે, પણ ભક્તિ વિના જ્ઞાની પુરુષ જડસો–જાડો થઇ જાય છે. ભક્તિ હૃદયને કોમળ–પરાર્થ બુદ્ધિવાળું કરે છે; જ્ઞાન શઠ–જડસો બનાવે છે. તેવા જ્ઞાનમાંથી કાઢીને કોમળજ્ઞાની બનાવવાને આ શ્રીમદ્‌ભાગવત શ્રીવ્યાસદેવે રચ્યું છે–જે મહાત્માના અપાર ઉપકારની તુલના કોઈ કરી શકશે નહિ.

એવા ઋષીવર **શ્રી વેદવ્યાસ–સત્યવતીસુત**–કે જેમણે **શુકદેવ** જેવા યોગીને જન્મ આપ્યો છે તેમને પ્રેમપૂર્વક પ્રમાણ કરીને એટલી પ્રાર્થના કરું છું કે આ અલ્પમતિ પ્રાણીને એવા પ્રકારની ભક્તિ આપી તૃપ્ત મટાડો–કે જેમ કોઇક તૃષાળુ મનુષ્ય પવિત્ર ગંગાના તટપર ઉભો રહી, ગંગાનાં દર્શન કરતો જાય, તટની શોભા નિર્ખતો જાય, આસપાસનું સૃષ્ટિસૌંદર્ય નિહાળતો જાય, ગંગાના પ્રતાપનું ને માહાત્મ્યનું હૃદયમાં ચિંતવન કરતો જાય ને ખોબે ખોબે પાણી પીતો જાય અને તે સાથે જે આનંદરસ ભોગવે, તેવીજ આનંદમય જ્ઞાન-ભક્તિ આપી સગુણ નિર્ગુણ રાગી વિરાગી પરબ્રહ્મનાં ચરણકમળ સેવતાં પરમાનંદ પદ આપો અને આધિભૌતિક વગેરે ત્રણ તાપ કાપી મોક્ષપદે થાપો. પ્રભુના જય રૂડા છે.

સંવત ૧૯૪૫ }
દેવશયની. }

હરજી

# શ્રીમદ્ભાગવતના કર્ત્તા સંબંધી ખુલાસો.

શ્રીમદ્ ભાગવતના સંબંધમાં એક મોટી તકરાર એ ઉત્પન્ન થઇ છે કે એ ગ્રંથ શ્રીવેદવ્યાસકૃત નથી, ને એ અઢાર પુરાણમાં પણ નથી—પણ ૧૮ પુરાણમાં જે ભાગવત છે તે દેવીભાગવત છે. આ બાબતમાં ઘણા ઘણા વિદ્વાનોનો વાદ થયો છે, ને જો કે અદ્યાપિપર્યંત કોઇપણ જાતનો નિર્ણય થયો નથી, તોપણ મેં જે દેવીભાગવત જોયું છે તેપરથી કહી શકીશ કે દેવીભાગવત કરતાં આ શ્રીમદ્ભાગવત અતિઘણું શ્રેષ્ઠ છે—આ શ્રીમદ્ભાગવતને મુકાબલે દેવીભાગવત કંઇજ નથી. દેવી ભાગવતવાળા કહે છે કે વ્યાસે ૧૮ પુરાણ પેહેલાં રચ્યાં, પણ સંતોષ ન થયો ત્યારે મહાભારત રચ્યું, તેથી પણ ન સંતોષ થયો ત્યારે શ્રીમદ્ભાગવત [illegible] કહેવાથી ઈશ્વરભક્તિનું પ્રતિપાદન કરવાને [illegible] સંતોષાનંદ પ્રાપ્ત થયો.*

એ ૧૮ પુરાણની બહાર છે. વળી શ્રીધર પંડિત, જેણે શ્રીમદ્ભાગવત પર ટીકા કરી છે તે [illegible] કે આ પુરાણ બીજું છે એમ મા જાણશો—અર્થાત્ લોકોના મનમાં શ્રીધર પંડિતના સમયમાં [illegible] અને દેવીભાગવતપર વાદ હતો ને તેથી શ્રીમદ્ભાગવતનો બચાવ કરવાને શ્રીધરે એ પ્રમાણે લખ્યુ [illegible] વવામાં આવે છે કે મત્સ્ય પુરાણમાં એક એવો શ્લોક છે કે:-

यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः ।
वृत्रासुरवधोपेतं तद्भागवतमिष्यते ॥

[illegible] ગવત)નો આરંભ ગાયત્રીથી થાય છે તથા જેમાં વૃત્રાસુર વધની કથા છે તેને ભાગવત જાણવું. [illegible] ન શ્લોક આ છેઃ-

सर्वचैतन्यरूपान्ता माद्यां विद्यां च धीमही बुद्धिं या नः प्रचोदयात् ॥

ગાયત્રીના ૨૪ અક્ષર છે, તેમજ આ દેવીભાગવતના મંગળ પાઠના પણ ૨૪ અક્ષર છે. વળી એવી પણ શંકા કરવામાં આવે છે કે શ્રીમદ્ભાગવત બોપદેવ નામના સંવત્ ૧૨૦૦ ની લગભગ થયેલા એક વિદ્વાનનું રચેલું છે—ને મૂળ પુરાણ તો દેવીપુરાણ છે. દેવીભાગવતવાળાની આશંકાનું શ્રીમદ્ભાગવત વ્યાસ પ્રણીત છે એમ કેહેનારાઓ આવી રીતે નિવારણ કરેછે—તેઓ કહેછે કે પદ્મપુરાણનો જે શ્લોક દેવીભાગવતવાળા કહે છે તેમાં કૃત્વા નો અર્થજ ખોટો કરે છે. વળી વ્યાસે અઢાર પુરાણ કીધાં પણ તેમાંનાં ૧૭ પુરાણ લોકોમાં આપ્યાં—(શિષ્યોને ભણાવ્યાં) પણ શ્રીમદ્ભાગવત લોકોને આપ્યું ન હોતું તેથી ઉચાટ થયો હતો, ને તે લોકોને આપ્યુ ત્યારે ઉચાટ મટયો હતો. જો ૧૮ પુરાણ પછી મહાભારત રચાયું હોય તો પદ્મપુરાણમાં ગીતામાહાત્મ્ય ક્યાંથી દાખલ થયું? શ્રીધર સ્વામિએ इदम् શબ્દથી બીજા ભાગવતને બતાવ્યું તે દેવીભાગવત નહિ પણ દેવીપુરાણ છે. એ દેવીપુરાણ પ્રાચીન ગ્રન્થ છે, પણ તે ૧૮૦૦૦ શ્લોકવાળો નથી, માત્ર ૫૦૦૦—૬૦૦૦ શ્લોકનો છે. દેવીપુરાણ તે ઉપપુરાણ છે ને તેથીજ તેને પુરાણ ગણાવવાનો આગ્રહ શાક્તમતવાળા ધરાવતા હતા. જો દેવીપુરાણ વ્યાસકૃત ઠરે તો શાક્ત મતવાળાને અધર્મે વર્તવાનો માર્ગ મોકળો મળે. દેવીપુરાણનો પ્રારંભ આ પ્રમાણે છે, ને તેથીજ તકરાર ઊઠી હતી.

प्रणिपत्य शिवां देवीं शिवं भागवतं तथा । पुराणं संप्रवक्ष्यामि ॥

એમાં ભાગવત શબ્દ આવેલો છે તેથી વાદ થયો હતો.—સંસ્કૃતના જ્ઞાતાઓ કહે છે કે એ શબ્દનો અર્થ ભાગવત નહિ, પણ ભગવદ્સંબંધી એવો છે, ને તે શિવજીને લાગુ પડેલો છે. ત્રીજો વાદ એવો છે કે ભાગવતનો પ્રારંભ ગાયત્રી મંત્રથી

---

* જો આટલીજ વાતથી દેવીભાગવતવાળા પોતાના ગ્રંથની ગણના પુરાણમાં કરાવવા ઈચ્છતા હોય તો આ પરથી એમ સિદ્ધ થશે કે વ્યાસને પુરાણ ને ભારતથી સંતોષ નહિ થયો, પણ ભાગવતથી સંતોષ થયો—એટલે પુરાણોથી પણ શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ ઠરી ચૂક્યું.

થાય છે; ને દેવીભાગવતનો પ્રથમ શ્લોક ગાયત્રી જેવો છે. પણ જે શ્લોક દેવીભાગવતમાંથી આપ્યો છે તેવો એક પણ શ્લોક વ્યાસકૃત ૫૦૦૦૦૦ શ્લોકમાંથી મળશે નહિ. વળી દેવી ભાગવતના મંગળ શ્લોક સાથે મૂકાબલો કરતાં ને ગાયત્રી મંત્ર હેઠળ* આપ્યો છે તે પરથી શ્રીમદ્ભાગવતનો મંગળશ્લોક વધારે બંધબેસ્તો ગાયત્રીઅનુસાર છે કે દેવીભાગવતનો છે તે સ્પષ્ટ જણાઇ આવશે.

શ્રીમદ્ભાગવત એ બોપદેવકૃત કેટલાક કહે છે તે તો કેવળ કલ્પનાજ છે. બોપદેવના જે ગ્રંથો બહાર પડેલા છે તેનાથી જુદીજ ભાષામાં શ્રીમદ્ભાગવત છે.† વળી બોપદેવને થયાને ૭૫૦ વર્ષ થઈ ગયાં છે, તો બોપદેવની અગાઉ ઘણા વર્ષ પૂર્વે થઇ ગયેલા શ્રીશંકર સ્વામીએ શ્રીમદ્ભાગવતપર કેમ કરીને ટીકા કીધી, તેમજ તેમનો સમકાલીન મધુસૂદન સરસ્વતી છે, તેણે પણ શી રીતે ટીકા કીધી ! શ્રી શંકરાચાર્યે સ્વકૃત ગોવિંદાષ્ટકમાં લખ્યું છે કે मृत्सामुत्साहेति यशोदा ॥ એ વાકય શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના આઠમા અધ્યાયનાં कस्मान्मृदमदांतात्मन् भवान् भक्षितवान् रहः આ શ્લોકનું કેવળ અનુકરણ છે. શ્રી શંકરાચાર્યને થયાને હાલના વિદ્વાનો ૧૦૦૦–૧૨૦૦ ને ૧૭૦૦ વર્ષ કહે છે તો બોપદેવકૃત શ્રીમદ્ભાગવતમાંથી તેઓ આ વાકય શી રીતે અનુકરણ કરી શકે ? વળી શ્રીમદ્ભાગવતનાં પ્રમાણો ઘણા ગ્રંથોમાં લેવાયાં છે,‡ પણ દેવીભાગવતનાં પ્રમાણો કેઠે લેવામાં નથી. દેવીભાગવત તો હમણાંની કૃતિ છે; ને મૂળ તકરાર દેવીપુરાણ માટે છે. દેવીપુરાણ પુરાણના લક્ષણથી બહાર છે એટલે ઉપપુરાણજ ગણાય છે.§ શ્રીધર પંડિત ૧૪૦૦ની સાલમાં થઇ ગયો તેણે પણ શ્રી ભાગવતપર ટીકા કીધી છે.‖ પણ દેવી ભાગવતપર ટીકા કીધી નથી. ઓરે દેવી ભાગવત તે કાળે હતું એમ ધારી શકાતું નથી—જો હોત તો અત્યાર સુધીમાં કોઇપણ પ્રાચીન [illegible] તનાપર ટીકા કરવા તૈયાર થયો જણાત. વાત એટલીજં સાચી ઠરે છે કે દેવી [illegible] બહુ માન્ય નહિ ને પ્રાચીન પણ નહિ—વળી તે

---

* શ્રી ગાયત્રીમંત્ર આ પ્રમાણે છે:—ओम् तत्सवितुर्वरेण्यम् । भर्गोदेवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ।

† મેં એક વિદ્વાન પાસથી સાંભળ્યું હતું કે બોપદેવે ભાગવત પર ટીકા લખવા માંડેલી હશે ને તેથી તેના સંગ્રહમાંથી ભાગવતનું રહસ્ય સમજાય તેવી પ્રકારે ટીકા કીધેલી મળી આવી છે. દેવી ભાગવતવાળા એમ લઈ પડેલા છે કે તે ટીકા નહિ, પણ અલંકારમાં આ ભાગવત લખતો હતો, તેનું પહેલાંથી બાંધેલું તે રૂપક હતું.

‡ શ્રીમદ્ભાગવત એ સર્વમાન્ય પુરાણ છે, ને નિચેના ગ્રંથકારોએ એ ગ્રંથનાં પ્રમાણ તરીકે વચનો લીધાં છે તેપરથી સિદ્ધ થાય છે.

૧ નારદીયપુરાણ.
૨ ગૌરીતંત્ર. (મહાદેવકૃત.)
૩ પદ્મપુરાણ.
૪ પદ્મપુરાણનો ઉત્તરખંડ.
૫ સ્કંદપુરાણ.
૬ બ્રહ્મસૂત્ર ભાષ્ય. (મધ્વાચાર્ય)
૭ તત્વપ્રકાશિકા.
૮ તાત્પર્યચંદ્રિકા.
૯ દિનત્રયમીમાંસા.
૧૦ ક્ષીરનિધિ.
૧૧ સદાચારસ્મૃતિવ્યાખ્યા.
૧૨ સ્મૃતિ કૌસ્તુભ.
૧૩ સ્મૃત્યર્થ સાગર.
૧૪ નિર્ણયરત્ન.
૧૫ જીવન્મુક્તિપ્રકરણ. (વિદ્યારણ્ય સ્વામિ કૃત. પુણામાં છે.)
૧૬ વ્રતખંડ, દાનખંડ (હેમાદ્રી.)
૧૭ નિર્ણયસિંધુ.
૧૮ આન્હિક. (ભટ્ટોજી દીક્ષિત.)
૧૯ આન્હિકશેખર. (નાગોજી દીક્ષિત.)
૨૦ શબ્દરત્ન. ,,
૨૧ રામાયણ વ્યાખ્યા. ,,
૨૨ સપ્તશતી વ્યાખ્યા.
૨૩ સંસ્કારકૌસ્તુભ. } અનંતદેવ.
૨૪ મથુરાસેતુ } અનંતદેવ.
૨૫ શ્રાદ્ધમયૂખ. } નીલકંઠ.
૨૬ વ્યવહારમયૂખ } નીલકંઠ.
૨૭ દિનકરોદ્યોત.
૨૮ વિધાનપારિજાત.
૨૯ પ્રયોગપારિજાત.
૩૦ આચારરત્ન.
૩૧ સંવત્સરપ્રદીપ.
૩૨ કાળનિર્ણય.
૩૩ કાળનિર્ણયદીપિકા.
૩૪ વિષ્ણુસહસ્રનામ ભાષ્ય. (શંકરાચાર્ય.)
૩૫ ચતુર્દશમતવિવેક. ,,
૩૬ ગોવિંદાષ્ટક. ,,
૩૭ રામાર્ચનચંદ્રિકા.
૩૮ રામતાપિની વ્યાખ્યા.
૩૯ નિબંધ. (વલ્લભાચાર્ય.)
૪૦ ઉત્સવપ્રતાન. (પુરુષોત્તમજી.) (સુરતવાળા.)
૪૧ શુદ્ધાદ્વૈતમાર્તંડ. (ગીરધરજી કાશીવાળા.)
૪૨ વિદ્વન્મંડન. (ગોસાંઈજી.)
૪૩ સુવર્ણ સૂત્ર. (પુરુષોત્તમજી.)
૪૪ સ્વમતનિર્ણયસિંધુ. (નિંબાર્ક.)
૪૫ હરિભક્તિ વિલાસ.
૪૬ રામતાપિની વ્યાખ્યા (રામાનુજ.)
૪૭ સારસંગ્રહ. ,,
૪૮ શિવતત્વવિવેક. (અપ્પય દીક્ષિત.)
૪૯ ભક્તિપ્રકાશ. (વાચસ્પતિ.)
૫૦ ભક્તરસાયન. મધુસૂદન
૫૧ ભગવદ્ગીતા વ્યાખ્યા. (મધુસૂદન.)
૫૨ ભગવન્નામકૌમુદી. (લક્ષ્મીધર.)
૫૩ સચ્ચરિત્ર મીમાંસા. (વિદ્યાનિવાસ ભટ્ટાચાર્ય.)
૫૪ ભક્તિરત્નાવળી. (વિષ્ણુપુરી.)
૫૫ ક્ષેમેન્દ્ર પ્રકાશ. (ક્ષેમેન્દ્ર.)
૫૬ લલિતા સહસ્રનામ ટીકા. (ભાસ્કરરાજ.)
૫૭ દેવીભાગવત ટીકા. (નીલકંઠ.)
૫૮ ભક્તિસૂત્રભાષ્ય. (સ્વપ્નેશ્વરાચાર્ય.)

§ શ્રીમદ્ભાગવત ને દેવી પુરાણ માટે ઘણી તકરારો સંસ્કૃત ગ્રંથોમાં થઈ છે. તે માટેની તકરારો માટે દુર્જનમુખચપેટિકા, ભાગવતભૂષણ વગેરે ગ્રંથો જોવા.

‖ ખબર કાઢતાં એમ જાણવામાં આવેલું છે કે સંવત્ ૧૧૫૦ માં લખાયલું ને સિદ્ધપુરના રુદ્રમહાલયના સ્થાપન વખતે પોતાની માતા મિનલદેવીના શ્રાદ્ધ નિમિત્તે પાટણના મહારાજા સિદ્ધરાજ જયસિંહે ૧૦૮ ભાગવત દાનમાં આપેલાં તેમાંનું એક ભાગવત, સરકારના પુણાના ભંડારમાં આવેલું છે. હવે બોપદેવ ક્યારે થયો તેનું નક્કીપણું, ને આવા દિવ્ય ગ્રંથની પ્રસિદ્ધિ, એક રાજા દાનમાં આપે તેનો વિચાર ને બ્રાહ્મણો તે સ્વીકારે તેનું કારણ એ સર્વ તરફ જોતાં ખાત્રી થશે કે દેવી ભાગવતને વ્યાસકૃત કહેનારાઓ મિથ્યા દુરાગ્રહી છે, ને અસત્યને સત્ય કરવાનો વિના પ્રયોજને શ્રમ લે છે.

વ્યાસની વાણીથી દૂર છે. દેવી ભાગવત એ હમણાંની કૃતિ જણાય છે ને સંસ્કૃતના જ્ઞાતા માને પણ છે, ને દેવી ભાગવતની લખેલી કોઇ પ્રાચીન પ્રત પણ મળતી પણ નથી. એ બધાં કારણો તરફ જોતાં દેવી ભાગવતને વ્યાસકૃત માન્ય કરાય તેમ નથી. દેવી ભાગવતમાં પુરાણનાં જે લક્ષણ કહેલાં છે, તે પણ નથી. દેવીભાગવત એ આધુનિક ગ્રંથ છે, ને તે બહુ માન્ય પણ નથી, તો પછી સર્વ માન્યની વાત તો ક્યાંથીજ કરવી? પંડિત ગટ્ટૂલાલાજી પોતાના અનુભવથી કહે છે કે દેવીભાગવત એ હમણાંની કૃતિ છે. પંડિતજી પોતાના જાતિ અનુભવથી જે બીના જણાવે છે તે બહુ રીતે વજન આપવા જોગ છે, ને તેના વિરૂદ્ધ મજબૂત પુરાવો મળે નહિ ત્યાં સુધી કદી પણ દેવી ભાગવત એ વ્યાસ પ્રણીત માનવાને કોઇ પણ રીતે અમે તૈયાર થઈશું નહિ.

શ્રી દેવીભાગવત સંબંધે પંડિત ગટ્ટૂલાલાજીએ આમ કહ્યું છે–આ દેવીભાગવત ગ્રંથ આશરે ૧૨૫થી ૧૫૦ વર્ષ ઉપર બનેલો છે. તે પહેલાંનો નથી. દેવી ભાગવતનું ૧૫૦ વર્ષની પૂર્વે લખાયલું એકે જુનું પુસ્તક મળશેજ નહિ. અને કદાપિ તેની પહેલાંનો શક લખેલો એવું પુસ્તક મળે, તોપણ તેના કાગળ, સાહી વગેરેની તપાસ કરતાં સ્પષ્ટ થશે કે એ શક પાછળથી લખેલા પુસ્તકમાં ખોટો લખવામાં આવ્યો છે. દેવીભાગવતપર જે નીલકંઠની ટીકા મળે છે, એ ટીકા કરનાર નીલકંઠ પ્રાચીન નીલકંઠ નહિ, પણ આજથી ૫૦ વર્ષ ઉપર અક્ષબર, કાશી વગેરે ઠેકાણે હતો, તે નીલકંઠ નામનો ઓતે સંન્યાસી બ્રાહ્મણ હતો. જેને જોનારા ૫૦૦ ઉપર માણસો તો હજુ હશે [illegible] એ ટીકા તેણે રતનજી નામના શખસના કહેવાથી બનાવી છે. છાપેલા દેવીભાગવતના પુસ્તકમાં એ રતનજીનું નામ [illegible] પ્રકારની [illegible] માણસને હું જાતે મળ્યો છું અને હજુ તે જીવે છે. દેવી ભાગવત મૂળના બનાવનાર ભાસ્કરરાય નામના [illegible] વિ. મૈ. સં–કાળના પ્રમાણનું વ[illegible]ા. એ ભાસ્કરરાયની સપ્તશતી (ચંડીપાઠ)પર [illegible] નામની ટીકા વગેરે ગ્રંથો પણ મળે છે. ભાસ્કરરાયના બનાવેલા સર્વ ગ્રંથોમાં દેવીભાગવત એ છેલ્લો ગ્રંથ છે. એ [illegible] અગાઉજ ભાસ્કરરાયનો દેહાંત થવાથી તે ગ્રંથ અધૂરોજ રહ્યો હતો. તે પાછળથી કાશીનાથભટ્ટ નામના એક સાધારણ મહારાષ્ટ્ર [illegible] પૂરો કર્યો છે. અગીઆરમા સ્કંધથી કાશીનાથભટ્ટની કૃતિ માલૂમ પડે છે. કાશીનાથભટ્ટને પોતાના લખાણના સારાપણા માટે સંશય રહેવાથી તેણે એ લખેલા કાગળો ભટ્ટને [જે કુટુંબને હાથે કાશીમાંના શ્રીકાશીવિશ્વેશ્વર મહાદેવની સ્થાપના થઇ છે, તેના કુટુંબના માણસો ભટ્ટના નામથી ઓળખાય છે.] ઘેર શોધવા માટે આપ્યા હતા. એ ભટ્ટવંશના સખારામ ભટ્ટને મેં જાતે જોયા છે. એ સખારામ ભટ્ટના દાદાને કાશીનાથભટ્ટે પોતાનો બનાવેલો દેવીભાગવતનો પાછલો ભાગ જોવા આપ્યો હતો. એ જોવા આપેલા લખાણના ખરડા સખારામ ભટ્ટને ત્યાં મેં જોયલા છે અને હું ત્યાં ગયો ત્યારે મારા પિતા અને ગુરુ ઘનશ્યામ ભટ્ટજી સાથે હોવાથી તેમણે તે ખરડા જોયા તથા વાંચ્યા પણ છે. અમેજ માત્ર નહિ પણ થોડા વખતપર અત્રે આવેલા દેવકીનંદનાચાર્યજીના પિતા ગોવિંદલાલજીને પણ એ ખરડા દૃગ્ગોચર થયા છે. એ ખરડા મેળવવા અમે ઘણો યત્ન કર્યો પરંતુ તેઓએ અમને આપ્યા નથી. તથાપિ હજુ પણ તે ભટ્ટના ઘરમાં હશે ખરા.

ઇચ્છારામ સૂ. દેસાઈ.

# શ્રીમદ્ભાગવતની વિષયાનુક્રમણિકા.

## પ્રથમસ્કંધ.



## દ્વિતીયસ્કંધ.



## તૃતીયસ્કંધ.

## ચતુર્થસ્કંધ.

## પંચમસ્કંધ.

## ષષ્ઠસ્કંધ.



## સપ્તમસ્કંધ.



## અષ્ટમસ્કંધ.

## નવમસ્કંધ.

## દશમસ્કંધ-પૂર્વાર્ધ.



## દશમસ્કંધ-ઉત્તરાર્ધ.

## એકાદશસ્કંધ.

## દ્વાદશસ્કંધ.

# શ્રીમદ્ભાગવત

## માહાત્મ્ય.

### અધ્યાય ૧ લો.

यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदुस्तं सर्वभूतहृदयं मुनिमानतोऽस्मि॥

જેને ઉપવીતનો સંસ્કાર હજી થયો ન હતો તથા જેને કંઇ પણ કર્તવ્ય ન હતું એવા શ્રી શુકદેવજી, વૈરાગ્યને લીધે જ્યારે પોતાના પિતાની પાસેથી વનમાં ચાલી નિસર્યા તે વખતે, વિરહને લીધે વ્યાકુળ થયેલા વેદવ્યાસ 'હે પુત્ર,' એવી રીતે તેને બોલાવવા લાગ્યા. તત્સમે વૃક્ષોએ તદ્રૂપપણાથી જવાબ આપ્યો 'કે તે તો સાક્ષાત્ બ્રહ્મમય છે' એવા સર્વ પ્રાણીના હૃદયરૂપ શ્રી શુકદેવ મુનિને હું નમસ્કાર કરૂં છું.

એક વખતે કથારૂપ અમૃત રસનું પાન કરવામાં ઘણા કુશળ એવા શૌનક (ઋષિ) નૈમિષારણ્યમાં બેઠેલા મહા બુદ્ધિશાળી સૂતપુરાણિક પાસે જઈને પૂછવા લાગ્યા–

શૌનક પૂછે છે–મહારાજ સૂત, આપ અજ્ઞાનરૂપ અંધકાર ટાળવામાં કોટિ સૂર્ય જેવા છો, માટે મને કાનને આનંદ આપનારી ઉત્તમ કથા કહી બતાવો. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની ઓળખાણ કેમ થાય? વૈષ્ણવો માયાના મોહને કેવી રીતે ટાળે છે? આ અતિ ભયંકર કલિયુગ આવવાથી આસુર ભાવને પામેલા અતિ પીડાતા જીવને શુદ્ધ–પવિત્ર કરવામાં મુખ્ય શું સાધન છે? કલ્યાણમાં પણ જે મુખ્ય કલ્યાણરૂપ, પવિત્રમાં પવિત્ર, અને નિત્ય શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરાવનારૂં એવું સાધન હવણાં મને કહી બતાવો. હે મહારાજ, ચિંતામણી રત્ન પ્રસન્ન થાય છે તો લોકને સુખ આપે છે, ઇન્દ્ર પ્રસન્ન થાય છે તો સ્વર્ગની સંપત્તિ આપે છે, પરંતુ ગુરુ જો પ્રસન્ન થાય છે તો તે યોગિયોને પણ દુર્લભ એવી વૈકુંઠની ગતિ આપે છે.

સૂત કહે છે–હે શૌનક, તમને કથા શ્રવણ કરવામાં ઘણી પ્રીતિ છે તો હું વિચારીને સર્વ સિદ્ધાંત વડે સિદ્ધ કરેલું, સંસારમાં નાના પ્રકારના ભયને હરનારૂં, ભક્તિને અત્યંત વધારનારૂં અને શ્રીકૃષ્ણને અતિ સંતોષ આપનારૂં એવું શાસ્ત્ર તમને કહી બતાવું છું, તે તમે સાવધાન થઇને શ્રવણ કરો. કલિયુગમાં કાળરૂપી સર્પ સર્વને ગળી જાય છે, તે ત્રાસ ટાળવા માટે શ્રીશુકદેવજીએ શ્રીમદ્ભાગવત નામનું શાસ્ત્ર કહ્યું છે. મનને નિર્મળ- દોષરહિત કરવામાં શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર જેવું બીજું એક પણ નથી. જો પૂર્વ જન્મમાં પુણ્ય કર્યાં હોય તો શ્રીમદ્ભાગવત શાસ્ત્ર સાંભળવામાં આવે છે. પૂર્વે જ્યારે ગંગા નદીના કિનારા ઉપર ઋષિયોના સમાજમાં શુકદેવજી પરીક્ષિત્ રાજાને શ્રીમદ્ભાગવત સંભળાવવા લાગ્યા, ત્યારે પોતાનું કાર્ય કરવામાં અતિ કુશળ એવા દેવતાઓ અમૃતના ઘડા ભરી, તે સભામાં જઇ, શુકજીને નમસ્કાર કરી બોલ્યા કે, આ અમૃતને લઇ અમને કથારૂપ અમૃત આપો. આમ અદલબદલ કરી રાજા ભલે અમૃતનું પાન કરો અને અમે સર્વે શ્રીમદ્ભાગવત રૂપ અમૃતનું પાન કરીશું. તે સાંભળી શુકજી મનમાં વિચાર કરવા લાગ્યા કે, કાચ કયાં ને મોટો મણી કયાં? અર્થાત્ તે કંઇ સમાન ગણાતાં નથી. તેમ આ (શ્રીમદ્ભાગવત) અમૃતની, કથારૂપ અમૃત આગળ કશી પણ ગણતરી નથી. આમ વિચારી તેણે દેવતાની મશ્કરી કરી અને આ ભગવાનના ભક્ત નથી આમ ઓળખી કાઢી, તેને કથારૂપ અમૃત આપ્યું નહીં. આવી રીતે શ્રીમદ્ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે. વળી પૂર્વે જ્યારે બ્રહ્માએ પરીક્ષિતનો મોક્ષ થએલો જોયો ત્યારે તે ઘણા વિસ્મય થયા. પછી તેણે પોતાના લોકમાં એક ત્રાજવું બાંધી એક પલ્લામાં સઘળાં તીર્થ, શાસ્ત્ર, વ્રત વગેરે સાધનો મૂકયાં અને બીજા પલ્લામાં શ્રીમદ્ભાગવત મૂકયું, તો સાધનો માત્ર હલકાં થયાં અને શ્રીમદ્ભાગવત ભારે

**થયું**; તે જોઇ સર્વે ઋષિગણ અતિશય આશ્ચર્ય પામ્યા. તે દિવસથી પૃથ્વી ઉપર રહેલાં શ્રીમદ્ભાગવત શાસ્ત્રને સાક્ષાત્ ભગવાનનું રૂપ માનવા લાગ્યા. આ પુરાણ શ્રવણ કરવાથી કે ભણવાથી સત્વર વૈકુંઠ લોક મળે છે. પૂર્વે કરુણાશાળી સનક આદિ કુમારોએ નારદને કહ્યું હતું; અને નારદે બ્રહ્મની સાથે ઐક્યતા કરવા માટે આ પુરાણ સાંભળ્યું હતું; તે વખતે કુમારોએ નારદને સપ્તાહ-સાત દિવસનું પારાયણ, સાંભળવાનો વિધિ કહી બતાવ્યો હતો.

**શૌનક** પૂછે છે–હે સૂત, નારદ તો હમેશાં લોકોમાં કલહ કરાવવામાં ગુંથાએલા છે. વળી તે એક સ્થાનકે સ્થિર થઇને બેસતા નથી, ત્યારે તેને સપ્તાહ–પારાયણ શ્રવણની વિધિ સાંભળવામાં કેમ પ્રીતિ થઇ? અને નારદને કુમારો સાથે મેલાપ કેમ થયો? તે કહી બતાવો.

**સૂત** કહે છે–હે શૌનક, શુકદેવે મને પોતાનો શિષ્ય જાણી એકાંતમાં ભક્તિ રસથી ખૂબ ભરેલી જે કથા કહી બતાવી છે તે તને કહીશ. એક વખતે તે ચાર (સનકાદિક) પવિત્ર ઋષિયો સત્સંગ કરવા માટે હરિદ્વારમાં આવ્યા; એવામાં તેને નારદ મુનિનાં દર્શન થયાં એટલે તે બોલ્યાઃ–

**કુમારો** કહે છે–હે બ્રહ્મન્, ઉદાસ કેમ છો? તમે ચિંતા પરાયણ છો તેનું શુ કારણ? ક્યાંથી આવો છો? અને ઉતાવળા ક્યાં જાઓ છો? જેમ ધન નાશ થવાથી મનુષ્ય બેભાન હોય એમ તમે પણ હવણાં બેભાન જેવા જણાવ છો. સંસારથી વિરક્ત એવા તમને આ ઉચિત ગણાય નહીં; માટે તેનું કારણ અમને કહી બતાવોઃ–

**નારદ** બોલ્યા–પૃથ્વી સર્વે કરતાં ઉત્તમ છે એમ ધારી હું ત્યાં ગયો અને પુષ્કર, પ્રયાગ, કાશી, ગોદાવરી, હરિદ્વાર, કુરૂક્ષેત્ર, શ્રીરંગ, સેતુબંધ વગેરે તીર્થોમાં આમ તેમ ભટકવા લાગ્યો, તો ક્યાંઇ પણ મનને સંતોષ પમાડનારૂં સુખ મારા જોવામાં આવ્યું નહીં. હમણાં અધર્મના મિત્ર કલિયે આખી પૃથ્વીને પીડેલી છે; સત્ય, તપ, પવિત્રતા, દયા અને દાન ક્યાંઇ પણ જોવામાં આવતાં નથી; જીવો બીચારા પેટ ભરવામાં ગુંથાએલા, ખોટું બોલનારા, દુર્બળ, મંદ બુદ્ધિવાળા, અભાગિયા અને ઘણા દુઃખી જોવામાં આવ્યા; સત્પુરુષો પાખંડી જોવામાં આવ્યા; વિરક્ત-સંસાર તજી બાવા થયલા બાયડી છોકરાંવાળા જોવામાં આવ્યા; દરેક ઘરમાં સ્ત્રીનું પ્રાધાન્યપણું છે, પુરુષો પોતાના સાળાની બુદ્ધિ પ્રમાણે ચાલે છે, લોકો લોભને લીધે કન્યાને વેંચે છે, સ્ત્રી પુરૂષોમાં કજીયો ચાલે છે; વળી આશ્રમોમાં યવનો આવીને રહ્યા છે; દુષ્ટ પુરુષોએ ઘણા તીર્થોનો, નદીઓનો, અને દેવમંદિરોનો નાશ કર્યો છે; કોઇ યોગી કે સિદ્ધ નથી, તેમ જ્ઞાની કે સત્કર્મ કરનારો પણ કોઇ નથી. કલિરૂપ દાવાનલ વડે સુખસાધન બળીને ભસ્મ થઈ ગયાં છે. દેશ માત્ર રાંધ્યું ધાન વેંચે તેવો થઈ ગયો છે. બ્રાહ્મણો વેદ પણ વેંચવા લાગ્યા છે એટલે તે ઉપર પોતાનો વેપાર માંડી બેઠા છે અને સ્ત્રીઓ માત્ર પૈસા માટે વ્યભિચાર કરે છે. આવી રીતે કલિયુગમાં ચાલે છે. આવી રીતના કલિના દોષોને જોતો જોતો જ્યાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતે લીલા કરી હતી તે યમુના નદીના કિનારા ઉપર ગયો. હે મુનીશ્વરો, ત્યાં મેં જે આશ્ચર્ય દીઠું તે સાંભળો.

યમુના નદીના કિનારા ઉપર એક ઉદાસ મનવાળી તરુણ સ્ત્રીની પડખે, બેભાન પડેલા, નિશ્વાસ મૂકતા, બે કોઇ વૃદ્ધ પુરુષ પડેલા હતાં, તેને તે વારંવાર જગાડતી, તેની સેવા કરતી અને તેની પાસે રૂદન કરતી તે સ્ત્રી બેઠી હતી. તે દશ દિશા તરફ એક નજરથી જોતી હતી કે મારા શરીરની કોઇ રક્ષા કરે. તે સ્ત્રીની આસપાસ બેઠેલી બીજી સો સ્ત્રીઓ તે સ્ત્રીને વારંવાર પંખાવતી પવન ઢાળતી હતી અને સમજણ આપતી હતી. છેટેથી આ સર્વ જોઇ મને ઘણું આશ્ચર્ય થયું, તેથી હું તેની પાસે ગયો એટલે મને જોઇ તે ઘણી વિવ્હલ બનેલી બાલા સ્ત્રી ઉભી થઇ કહેવા લાગી–

**બાલા** કહે છે–હે સત્પુરુષ, ક્ષણ વાર ઉભા રહી મારી ચિંતાનો નાશ કરો. આપનાં દર્શન કરવાથી પણ મનુષ્યનાં સર્વ પાતક અવશ્ય દૂર થાય છે. વળી તમારી વાણીથી પણ મારાં દુઃખની શાંતિ થશે. જ્યારે મોટા ભાગ્યનો ઉદય થાય છે ત્યારે તમારાં દર્શન થાય છે.

**નારદ** પૂછે છે–હે દેવિ, તું કોણ છે? આ બે નિચે પડેલા છે તે કોણ છે? આ કમળ જેવાં નેત્રવાળી સ્ત્રીઓ કોણ છે? અને તને શું દુઃખ છે? તે સર્વ વિસ્તારથી કહે.

**બાલા** કહે છે–મારૂં ભક્તિ એવું નામ છે. આ બે જ્ઞાન અને વૈરાગ્ય નામના મારા પુત્ર છે, પરંતુ તે કલિકાલના યોગને લીધે વૃદ્ધ થયા છે. આ ગંગા આદિ નદીઓ મારી સેવા કરવા માટે આવેલી છે, તોપણ દેવતાવડે સેવાતી એવી હું તેને શાંતિ થતી નથી. હે તપોધન, તમારા મનમાં ઘણી ચિંતા છે તો હવણાં મારી વાર્ત્તા સાંભળો. મારી કથા તો ઘણી મોટી છે, તે સઘળી સાંભળી શાંત થાઓ. હું (ભક્તિ) દ્રવિડ દેશમાં ઉત્પન્ન થઇ, કર્નાટકમાં ઉછરી અને કોઇ કોઈ જગ્યાએ મહારાષ્ટ્ર અને ગુજરાતમાં વૃદ્ધ થઈ. ત્યાં ભયંકર કલિયુગના સંબંધથી પાખંડી લોકોએ મારા શરીરને ખંડિત કરી નાખ્યું, તેથી હું ઘણીજ દુર્બળ થઈ ગઇ અને મારા જ્ઞાન અને વૈરાગ્ય નામના બે પુત્ર પણ ઘણાજ દુર્બળ થઇ ગયા. પછી ગુજરાતમાંથી ફરીને હું વૃંદાવન નામના વનમાં આવી એટલે નવોઢા સ્ત્રી જેવી રૂપાળી, મનોરમ જુવાન સ્ત્રી હવણાં થઇ છું; પરંતુ આ બે સુતેલા મારા પુત્ર પરિશ્રમને લીધે અતિ ક્લેશને પામે છે; માટે આ સ્થાનનો ત્યાગ કરી હું પરદેશમાં જઇશ. આ મારા બે કુમાર વૃદ્ધ થઈ ગયા તે દુઃખથી હું અતિ પીડાઉં છું. હું નવયૌવના રહી

તેનું શું કારણ? અને આ બે સંતાન વૃદ્ધ થઈ ગયાં તેનું શું કારણ? અમે ત્રણ જણ સાથેજ ફરીએ છીએ તો પણ આમ વિપરીતપણું થયું તેનું શું કારણ? માતા તો વૃદ્ધ હોવી જોઇએ અને પુત્રો યૌવનવાળા હોવા જોઇએ; પરંતુ આ તો તેથી ઉલટું છે, માટે મને ઘણોજ અફસોસ થાય છે; અને મારા મનમાં અતિ આશ્ચર્ય લાગે છે. હે યોગનિધિ, આપ બુદ્ધિશાળી છો માટે આમાં શું કારણ છે તે કહી બતાવો.

**નારદ** કહે છે–હે પાપ રહિતે, તારૂં સર્વ ચરિત્ર હું જ્ઞાનવડે મારા અંતઃકરણમાં જોઉં છું. તારે ખેદ કરવો નહીં, કારણ કે વિષ્ણુ તારૂં કલ્યાણ કરશે.

**સૂત** કહે છે–હે શૌનક, તે પછી મુનીશ્વર નારદ ક્ષણવાર અંતઃકરણમાં તેનાં ચરિત્ર વિષે વિચાર કરીને બોલ્યા–

**નારદ** કહે છે–હે બાલે, સાવધાન મનથી સાંભળ. આ કલિયુગ ઘણોજ દારૂણ છે તેને લીધે સદાચાર, યોગ માર્ગ અને તપ એ સર્વેનો નાશ થયો. ખળતા અને દુષ્ટ કર્મ કરનારાં માણસો અઘાસુરનું આચરણ કરે છે. આ યુગમાં સત્પુરુષો ખેદ પામે છે, અને અસત્પુરુષો આનંદ કરે છે માટે જે બુદ્ધિમાન ધીરજ રાખે છે તેને ધીર અથવા પંડિત જાણવો. તેથી તું ધીરજ રાખ. આ પૃથ્વી ક્રમ પ્રમાણે વર્ષેવર્ષે ન અડકવા લાયક, ન જોવા લાયક અને શેષ નાગને વધારે ભાર કરનારી થાય છે, પરંતુ ક્યાંઈ પણ શુભ જોવામાં આવતું નથી. વળી કોઇપણ મનુષ્ય તારા પુત્ર સહિત તારાં દર્શન કરતું નથી કિંતુ પ્રેમમાં અંધ બનેલાં મનુષ્યોએ તારો ત્યાગ કર્યો, તેથી તું પણ જીર્ણ અવસ્થા ભોગવવા લાગી. પછી તું વૃંદાવનમાં આવીને રહી તેથી ફરી નવી સ્ત્રી જેવી બની ગઈ છે. માટે આ વૃંદાવનને હું ધન્યવાદ આપું છું. કારણ કે જ્યાં ભક્તિ (તું) નૃત્ય કરે છે. પરંતુ આ બે પુત્રનો અહીં કોઇ પણ ગ્રાહક નથી, તેથી તે બે કુમારની વૃદ્ધાવસ્થા મટતી નથી; કિંતુ અહીં તેને જરા શરીર સુખ મળવાથી તે બન્ને નિદ્રા વશ થયા છે.

શ્રી **ભક્તિ કહે** છે–કલિયુગ અપવિત્ર છે ત્યારે પરીક્ષિત્ રાજાએ તેને શામાટે પૃથ્વીમાં પ્રવેશ કરવા દીધો? અને કલિયુગ આવ્યા પછી ધર્મનું મહત્તત્વ સર્વ કયાં જતું રહ્યું? ઈશ્વર પોતે દયાળુ થઇને અધર્મ કેમ સ્થાપે છે? આ મારા સંશયને મટાડો, કારણ કે હું તમારી વાણીથી અતિ પ્રસન્ન થઇ છું.

**નારદ** કહેછે–હે બાલે, હે ભદ્રે, તું મને પ્રેમથી પૂછે છે તો સાંભળ, તને તે સર્વ કહી બતાવું છું; જે શ્રવણ કરવાથી તારાં દુઃખનો નાશ થશે. જે દિવસથી શ્રી કૃષ્ણ ભગવાન્ આ પૃથ્વીનો ત્યાગ કરી સ્વધામમાં પધાર્યા છે તે દિવસથી પૃથ્વી ઉપર સર્વ ધર્મમાં હાનિ કરનારો કલિયુગ આવ્યો છે. તે કલિયુગ દિગ્વિજય કરવા જતા પરીક્ષિત્ રાજાની નજરે પડયો. એટલે કલિ દીનની પેઠે રાજાને શરણે ગયો. તે ઉપરથી પરીક્ષિત્ના મનમાં થયું કે આ મારે મારવા યોગ્ય નથી, કારણ કે મારે શરણે આવ્યો છે; માટે તે પશુની પેઠે ભલે સાર વસ્તુનો ઉપભોગ કરે. તપથી, યોગથી અને સમાધિથી જે ફળ મળતું નથી તે ફળ કલિયુગમાં કેશવ ભગવાનના કીર્તન કરવાથી સારી રીતે મળે છે. આવી અસાર કલિયુગની સાર વાળી રીત જોઇ પરીક્ષિત રાજાએ જગત્માં પ્રાણિયોના સુખને માટે કલિયુગનું સ્થાપન કર્યું છે. પરંતુ હવણાં કુકર્મ કરવાથી ચોમેર ધર્મમાત્ર નાશ પામ્યો. અને બી વગરનાં જેમ ફોતરાં રહે તેમ સાર વગરના પદાર્થ ભૂમી ઉપર રહી ગયા છે. બ્રાહ્મણો ઘેર ઘેર માણસ માણસ દીઠ દાણાના લોભથી શ્રીમદ્ ભાગવતની કથા વાંચવા મંડ્યા તેને લીધે કથામાંથી સાર માત્ર નાશ પામ્યો. ઘણા નીચ, ભયંકર કર્મ કરનારા, નાસ્તિક, ક્રૂર લોકો તીર્થમાં જઇને રહેવા લાગ્યા તેથી તીર્થમાંથી પણ સાર જતો રહ્યો. કામ, ક્રોધ, મહા લોભ અને તૃષ્ણાથી વ્યાકુળ મનવાળા લોકો તપ કરવા લાગ્યા તેને લીધે તપમાંથી પણ સાર જતો રહ્યો. મનને ન જીતવાથી, લોભથી, દંભથી, પાખંડના આશ્રય કરવાથી અને શાસ્ત્ર ન ભણવાથી ધ્યાનનું અને યોગનું ફળ નાશ પામ્યું. પંડિતો પાડાની માફક સ્ત્રીઓ સાથે વિહાર કરવા લાગ્યા અને પુત્ર ઉત્પન્ન કરવામાં ડાહ્યા થયા, પણ મુક્તિ મેળવવામાં મૂર્ખ થયા; તેમ વૈષ્ણવો ઘણા થયા પણ સંપ્રદાય પુરસ્સર વૈષ્ણવો કયાંઇ જોવામાં આવતા નથી. આવી રીતે પ્રત્યેક સ્થળમાંથી સાર વસ્તુનો નાશ થયો. આ કલિયુગનો ધર્મ છે એમાં કોઇનો પણ વાંક નથી એટલા માટે પાસે રહેલા પુંડરીકાક્ષ–કમળલોચન ભગવાન્ સહન કરે છે પણ કંઇ બોલતા નથી.

**સૂત** કહે છે–હે શૌનક, ભક્તિ, નારદનું આવું વચન સાંભળી, પરમ આશ્ચર્ય પામી ફરીને કહેવા લાગી તે તમને કહું છું તે સાંભળો.

શ્રી ભક્તિ કહે છે–હે નારદ, મારાં સદ્ભાગ્યને લીધે તમે અહીં પધાર્યા છો. મહારાજ, તમને ધન્ય છે. સત્પુરુષોનાં દર્શન જગત્માં ઘણાં ઉત્તમ અને સર્વ સિદ્ધિ આપનારાં છે. વળી આપની કેવળ એક વચન રચનાનો બરાબર વિચાર કરવાથી આત્મા માયાને જીતે છે. ધ્રુવ પણ જેની કૃપાથી અચળ પદને પામ્યો એવા સકળ કુશળ પાત્ર બ્રહ્માના પુત્ર નારદને હું નમું છું.

जयति जयति मायां यस्य कायाधवस्ते
वचनरचनमेकं केवलं चाकलय्य ।
ध्रुवपदमपि यातो यत्कृपातो ध्रुवोयं
सकल कुशलपात्रं ब्रह्मपुत्रं नतास्मि ॥

**ઇતિશ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્ભાગવત માહાત્મ્યમાં ભક્તિ નારદ સમાગમ નામનો પ્રથમોધ્યાયઃ॥**

# અધ્યાય ૨ જો.

## नारद उवाच.

वृथा खेदायसे बाले अहोचिंतातुराकथम् ।
श्रीकृष्णचरणांभोजं स्मर दुःखं गमिष्यति ॥

**નારદ** કહે છે–હે બાલે, તું વૃથા ખેદ કરે છે. અરે! તેમાં તું ચિંતાતુર કેમ થઈ ગઇ છે? શ્રીકૃષ્ણના ચરણ કમળનું સ્મરણ કર એટલે તારાં દુઃખો દૂર થઇ જશે. જે શ્રીકૃષ્ણે કૌરવના કાળા કેરમાંથી દ્રૌપદીનું સંરક્ષણ કર્યું હતું, જેણે ગોપીઓની રક્ષા કરી હતી, તે શ્રીકૃષ્ણ ક્યાંઈ પણ ગયા નથી. હે ભક્તે, તું તો તેની પ્રાણ કરતાં પણ અધિક વહાલી સ્ત્રી છો. તારા બોલાવવાથી તો તે ભગવાન્ નીચને ઘેર પણ આવે છે. જ્યારે સત્યયુગ હતો ત્યારે જ્ઞાન અને વૈરાગ્ય મોક્ષ આપનારા હતા, પણ કલિયુગમાં તો કેવળ ભક્તિજ બ્રહ્મની સાયુજ્ય ગતિને આપે છે. આમ મનમાં વિચારી પરમાનંદ, ચિદાનંદ મૂર્તિ શ્રીભગવાને શ્રીકૃષ્ણને અતિ વહાલી, સુંદર, પોતાના સમાન તને ઉત્પન્ન કરી. પછી એક વખતે બે હાથ જોડી શ્રીકૃષ્ણ પાસે તેં પ્રાર્થના કરી કે, હે મહારાજ, હું શું કરૂં? ત્યારે શ્રીકૃષ્ણે તને આજ્ઞા કરી કે મારા ભક્તનું તું પોષણ કર. તે વાર્તા તેં અંગીકાર કરી એટલે ભગવાન્ પ્રસન્ન થયા અને તને મુક્તિ નામની એક દાસી અને જ્ઞાન તથા વૈરાગ્ય નામના બે પુત્ર આવ્યા. તું પોતાના સ્વરૂપથી વૈકુંઠમાં રહી, સર્વનું પોષણ કરવા લાગી અને પૃથ્વી ઉપર ભક્તિનું પોષણ કરવા માટે તું છાંયા રૂપે પ્રગટ થઇ મુક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણને સાથે લઇ, પૃથ્વી ઉપર આવી. પૃથ્વીમાં સત્યયુગથી દ્વાપરયુગ પર્યંત તું ઘણા આનંદમાં રહી. જ્યારે ઘોર કલિયુગ વ્યાપ્યો ત્યારે પાખંડીઓથી પીડાયલી મુક્તિ ક્ષય પામવા લાગી એટલે તારી આજ્ઞા લઇ તે પાછી ઝટ વૈકુંઠમાં ગઇ છે, પરંતુ તું તેનું જ્યારે સ્મરણ કરે છે ત્યારે તે અહીં આવે છે અને પાછી જાય છે. આ બે કુમારને તેં પુત્ર કરીને પાસે રાખ્યા છે. કલિયુગમાં તારા પુત્રની કોઈ પણ ખબર લેતું નથી તેને લીધે તે બન્ને મંદપણાને અને વૃદ્ધપણાને પામ્યા છે, તથાપિ તારે કંઇ પણ ચિંતા કરવી નહીં; હું તેનો ઉપાય શોધું છું. હે વરાનને, કલિયુગ જેવો બીજો એક પણ યુગ નથી, માટે તે યુગમાં ઘેર ઘેર પ્રત્યેક મનુષ્યમાં અન્ય ધર્મનો નાશ કરી મહોત્સવ પુરસ્સર તારૂં સ્થાપન કરીશ. વધારે શું કહું? જો હું જગતમાં તારૂ સ્થાપન ન કરૂં તો હું ભગવાન્નો દાસ નહીં. આ કલિમાં તારૂં સ્થાપન થવાથી મનુષ્યો ભક્તિવાળાં થશે અને તે ભક્તિના પ્રતાપથી પાપીઓ પણ નિર્ભય થઇને શ્રીકૃષ્ણના ધામમાં જશે. કારણ કે જેના મનમાં હમેશાં પ્રેમલક્ષણા ભક્તિ રહેલી છે તે નિર્મળ મનુષ્યો સ્વપ્નમાં પણ યમરાજાને દેખતા નથી.

ભક્તિશાળી મનુષ્યને પ્રેત, પિશાચ, રાક્ષસ કે અસુર કોઇ પણ અડકી શકતું નથી. ભક્તિવડે ભગવાન્ આધીન થઇને રહે છે પણ તપ, યજ્ઞ, વેદ, કે જ્ઞાન કોઇ પણ વસ્તુથી વશ થતા નથી. ભક્તિને આધીન પરમાત્મા છે–એમાં ગોપિકાઓનું દૃષ્ટાંત જોઇ લેવું. મનુષ્યના હજારો જન્મ થઇ જાય છે ત્યારે છેવટે તેને ભક્તિ, એ કલિયુગમાં ઇશ્વર પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. કારણ કે ભક્તિથી શ્રીકૃષ્ણ આગળ આવીને ઉભા રહે છે, માટે જે આવી વિલક્ષણ ભક્તિનો દ્વેષ કરે છે, તે, જેવી રીતે પૂર્વે ભક્તિની નિંદા કરવાથી દુર્વાસા દુઃખને પામ્યા હતા તેમ તે પણ ત્રણ લોકમાં અત્યંત દુઃખને પામે છે. વ્રત કરવાથી, તીર્થ સેવવાથી, યોગ સાધવાથી, યજ્ઞ કરવાથી, જ્ઞાન સંપાદન કરવાથી, કથા સાંભળવાથી કે સંભળાવવાથી કંઈ મુક્તિ મળતી નથી, પણ કેવળ એક ભક્તિથી મુક્તિ મળે છે.

**સૂત** કહે છે–હે શૌનક, તે પછી નારદે વર્ણવેલું પોતાનું માહાત્મ્ય સાંભળી ભક્તિ ઘણી રાજી થઇને કહેવા લાગી–

ભક્તિ કહે છે–હે નારદ, તમને ધન્ય છે. તમારી મારા ઉપર ઘણી પ્રીતિ છે, માટે હું પણ હમેશાં તમારા અંતઃકરણમાંજ રહીશ; તમારો ત્યાગ કરીશ નહીં. મહારાજ, આપ કૃપાળુએ મારી પીડાનો તો તત્ક્ષણમાં નાશ કર્યો, પણ આ મારા પુત્ર બેભાન થઇને પડયા છે તેને આપ જગાડો.

**સૂત** કહે છે–ભક્તિનાં વચન સાંભળી નારદને મનમાં ઘણીજ દયા આવવાથી પોતે પોતાના હાથના અગ્ર ભાગ વડે તે બન્ને કુમારને દબાવી જગાડવાનો આરંભ કરવા લાગ્યા; અને તે કુમારના કાનમાં પોતાનું મુખ લગાડી ઉંચે સ્વરે નિચે પ્રમાણે કહેવા લાગ્યા. હે જ્ઞાન, હે વૈરાગ્ય, ઝટ જાગો. તો પણ તેની નિદ્રા ઉડી નહીં. તેની આગળ વેદ, ઉપનિષદ્ તથા ગીતાનો પાઠ કરી તેને જગાડવા લાગ્યા ત્યારે ઘણા કષ્ટથી માંડ માંડ તે જાગ્યા, તોપણ તેણે પોતાની આંખો ઉઘાડીને જરા પણ ન જોતાં, વારંવાર બગાસાં ખાવા માંડયાં અને આળસ મરડવા લાગ્યા. થોડી વાર પછી તરત સુકાયલાં લાકડાં જેવા દુબળા તે બન્ને જણા બગલાની માફક નીચે પડી ગયા. ભુખથી ઘણા દુર્બળ થઈ ગયેલા તેઓએ જરા નેત્ર ઉઘાડીને જોયું ન જોયું કરી તરત પાછા સુઇ ગયા. તેની આવી દુઃખદ અવસ્થા જોઇ ઋષિના મનમાં ચિંતા થઇ કે હવે મારે શું કરવું? આની ગાઢ નિદ્રા અને અતિશય વૃદ્ધપણું કેમ દૂર કરી શકાશે; આવા વિચારમાં તે, ગોવિંદ ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા. તે વખતે આકાશવાણી થઈ કે, "હે ઋષિ, ખેદ કરો મા. તમારો ઉદ્યમ સફળ થશે. આ કુમાર માટે તમે સત્કર્મ કરો. તેમાં જે કંઈ સત્કર્મ કરવાં જોઇએ તે તમને મહાત્માઓ બતાવશે. સાધુભૂષણ સત્પુરૂષોએ બતાવેલાં સત્કર્મ તમે કરશો કે તરત આ કુમારની નિદ્રા અને વૃદ્ધપણું દૂર થશે અને એક ક્ષણમાં ભક્તિ ચોમેર ફેલાવ પામશે." આવું આ-

કાશવાણીનું સ્પષ્ટ બોલવું સર્વે જણાએ સાંભળ્યું. પછી નારદ અતિ આનંદ પામી બોલ્યા કે મેં આવું જાણ્યું ન હતું કે આવી રીતે મારૂં કાર્ય સિદ્ધ થશે.

**નારદ કહે છે**—હે ભકિત, આકાશ વાણીએ સત્કર્મ કરવાનું કહ્યું, પણ ખુલ્લું પાડીને ન કહ્યું. માટે એવું શું સત્કાર્ય કરવું કે જે કરવાથી જ્ઞાન અને વૈરાગ્યને સુખ મળે. મને આકાશ વાણીએ કહેલા સાધુ પુરુષો કયાં મળે? તે સત્પુરુષો મને કેવી રીતે ઉત્તમ સાધન બતાવશે? તે માટે હવે મારે શું કરવું?

**સૂત કહે છે**—પછી **નારદ** મુનિ જ્ઞાન અને વૈરાગ્યને વૃંદાવનમાં મૂકી, માર્ગમાં મુનીશ્વરોને પ્રશ્ન કરતા કરતા પ્રત્યેક તીર્થમાં ફરવા લાગ્યા. એમ ઘણા મુનિયોને નારદે પૂછ્યું, પણ તેનો કોઇએ યથાર્થ ઉત્તર આપ્યો નહીં. કેટલાએક મુનીશ્વરોએ ઉત્તર આપ્યો કે તે વાત બનવી ઘણી મુશ્કેલ છે. બીજા મુનિવરોએ જવાબ આપ્યો કે તે બરાબર જાણી શકાતું નથી. કેટલાએક તો નારદનો પ્રશ્ન સાંભળતાં મૌન્ય બની ગયા. કેટલાએક પલાયન કરી ગયા અને નારદના પ્રશ્ન ઉપરથી ત્રણ લોકમાં આશ્ચર્યજનક મોટો હાહાકાર મચી રહ્યો. માણસો એક બીજાના કાનમાં કહેવાં લાગ્યાં કે વેદ, ઉપનિષદ્ અને ગીતાના પાઠ કર્યા તોપણ ભકિત, જ્ઞાન અને વૈરાગ્યની નિદ્રા ઉડી નહીં, તેમ તેની વ્યાધીનો નાશ થયો નહીં, ત્યારે હવે બીજો એક પણ ઉપાય નથી. તે વિષે યોગી નારદ પોતે પણ જાણતા નથી, તેમ તેણે બીજા ઋષિયોને પૂછ્યું ત્યારે તેણે પણ નિર્ણય કરીને કહ્યું કે આ પ્રશ્નનો ઉત્તર ઘણોજ મુશ્કેલ છે, કારણ કે વેદાદિ ભણવાથી જ્યારે ભકિત વગેરેની નિદ્રા નાશ થઈ નહીં ત્યારે હવે બીજો તેનો શો ઉપાય? એક પણ નહીં. આવો ઉત્તર જ્યારે નારદને મળ્યો ત્યારે અગાધ ચિંતાતુર નારદ મનમાં તપ કરવાનો નિશ્ચય કરી બદરીકાશ્રમમાં ગયા. એવામાં કોટી સૂર્ય જેવા કાંતિવાળા સનકાદિક મુનીશ્વરોને દીઠા એટલે નારદ કહેવા લાગ્યા.

**નારદ કહે છે**—હે **કુમારો**, હવણાં તમારી સાથે મારે મેલાપ થયો, માટે મારાં અહો ભાગ્ય સમજું છું. મારી ઉપર દયા આણી મને ઝટ જવાબ આપો. આપ યોગી, બુધ્ધિમાન્, બહુશ્રુત, પાંચ વર્ષની અવસ્થાવાળા છતાં પૂર્વજોના પણ પૂર્વજો, હંમેશાં વૈકુંઠમાં નિવાસ કરનારા, હારકીર્તન કરવામાં પ્રેમી, શ્રીકૃષ્ણની લીલારૂપ અમૃતરસના પાન કરવામાં પ્રેમાળ, અને કેવળ હરિકથા શ્રવણ કરવા ઉપરજ જીવનારા છો. આપના મુખમાં હમેશાં વિષ્ણુનુંજ નામ છે; એ ઉપરથી આપને વૃદ્ધાવસ્થા પણ બાધ કરી શકતી નથી. પૂર્વે આપની ભ્રુકુટીના પાત માત્રમાં ભગવાનૂના દ્વારપાળ મૃત્યુ લોકમાં પડયા હતા અને આપની કૃપાથી પાછા વૈકુંઠની ગતિને પણ પામ્યા હતા. અરે મારાં મોટાં ભાગ્ય કે મને આપનાં અહીં દર્શન થયાં. આપ દયાળુએ મજ ગરિબ ઉપર અનુગ્રહ કરવો જોઇએ. મહારાજ, આકાશવાણીએ કહ્યું છે કે સત્કાર્ય કરશો તો ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય જાગૃત થશે. માટે તે સત્કાર્ય કેવી રીતે કરવું? ભકિત, જ્ઞાન અને વૈરાગ્યને સુખ કેમ થાય? અને પ્રેમપૂર્વક પ્રયત્નથી વર્ણમાત્રમાં તેનું સ્થાપન કેમ કરવું? તે વિસ્તારથી કહી બતાવો.

**કુમારો કહે છે**—હે દેવર્ષે, ચિંતા કરો મા; મનમાં આનંદ રાખો. આનો ઉપાય તો પ્રથમથી ઘણો સેહેલો અને સહજ છે. હે નારદ, તમને ધન્ય છે, કારણ કે તમે વિરક્ત માત્રમાં શિરોમણી છો, શ્રી કૃષ્ણના દાસમાં મુખ્ય દાસ છો તથા મહા યોગી છો માટે તમે ભકિતનું સ્થાપન કરો તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી. શ્રીકૃષ્ણના ભક્તોએ તો હંમેશાં ભકિતનું સ્થાપનજ કરવું જોઇએ. સંસારમાં ઋષિયોએ ઘણા માર્ગો સ્થાપન કર્યા છે, તદપિ તે ઘણા શ્રમ સાધ્ય અને ઘણું કરી સ્વર્ગ લોક આપનારા છે. પરંતુ વૈકુંઠ લોક આપનાર માર્ગ તો ગુપ્ત છે. તે સન્માર્ગ બતાવનારો પુરુષ ભાગ્યેજ—કવચિત્ મળે છે.

આકાશવાણીએ તમને પૂર્વે જે સત્કર્મ કરવાનો ઉપદેશ આપ્યો હતો તે અમે બતાવીએ છીએ માટે સ્થિર અને સાવધાન મન કરીને તમે સાંભળો. આ સંસારમાં દ્રવ્ય, યજ્ઞ, (ધન વડે બની શકે એવા યજ્ઞો) તપોયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, (રોજ વેદાધ્યયન,) અને જ્ઞાનયજ્ઞ એ સર્વ કર્મ બતાવનારા છે. તે સઘળામાં સત્કર્મ બતાવનારો કેવળ જ્ઞાનયજ્ઞ છે એમ પંડિતો કહે છે. તે જ્ઞાનયજ્ઞ શ્રીમદ્ભાગવતની કથાને કહ્યો છે. ને શ્રીમદ્ભાગવત રૂપ જ્ઞાનયજ્ઞ શ્રીશુકદેવજીએ ગાયેલો છે. તેના ભણવાથી ભકિત, જ્ઞાન અને વૈરાગ્યનું બળ બહુ વધશે. તેનાથી જ્ઞાન અને વૈરાગ્યનાં કષ્ટો દૂર થશે અને ભકિતને સુખ થશે. જેમ સિંહની ગર્જનાથી નાહાર નાશી જાય છે, તેમ શ્રીમદ્ભાગવતનો ધ્વનિ–શબ્દ સાંભળી કલિયુગના સઘળા દોષો નાસી જશે એટલે પ્રેમરસથી ભરપૂર ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય સાથે ઘેર ઘેર પ્રત્યે પ્રત્યેક મનુષ્યમાં વિહાર કરશે.

**નારદ કહે છે**—વેદ, ઉપનિષદ્, ગીતા આદિ શાસ્ત્રનો પાઠ કર્યો તોપણ ભકિત વગેરેની નિદ્રા ઉડી નહીં, ત્યારે તે શ્રીમદ્ભાગવતનો પાઠ કરવાથી કેમ જાગૃત થશે? વળી મારા સાંભળવામાં એમ આવ્યું છે કે શ્રીમદ્ભાગવતમાં દરેક શ્લોકમાં પદે પદે વેદનો અર્થ છે. આ મારો સંશય આપ મટાડો; કારણ કે આપનું અગોધ જ્ઞાન છે. હે શરણાગતવત્સલ, ઝટ કહો, વાર લગાડો મા.

**કુમારો કહે છે**—હે **નારદ**, વેદ અને ઉપનિષદ્માંથી સાર લઇ શ્રીમદ્ભાગવત બનાવ્યું છે. એટલા માટે તે અતિ ઉત્તમ શોભા આપે છે, અને તેનાં ફળ તો વળી વિચિત્રજ છે. જેમ મૂળથી શાખા પર્યંત વૃક્ષમાં રસ ભર્યો હોય તોપણ તે બરાબર સ્વાદ આપતો નથી, પણ જ્યારે તેમાંથી બહાર નિકળી જુદાજ ફળરૂપે રહે છે ત્યારે તે આખા વિશ્વને સ્વાદ ઉપજાવે છે.

જેમ દૂધમાં ઘી રહ્યું છે, પરંતુ તે સ્વાદ આપતું નથી; પણ તેમાંથી જ્યારે તે બહાર નિકળે છે ત્યારે તે દેવતાઓને પણ અતિ દિવ્ય સ્વાદ ઉપજાવનારું થઇ પડે છે. વળી શેરડીમાં મૂળથી માંડી ટોંચ સુધી નરદમ સાકર (રસ) વ્યાપી રહેલી હોય છે, પણ તે શેરડીમાંથી જ્યારે જુદી પડે છે ત્યારેજ પોતાની ખરી મીઠાશ આપે છે. એવી રીતે વેદાદિમાંથી સારરૂપે બહાર નિકળેલી આ ભાગવતની કથા પણ અતિશય રસદાયક છે. શ્રીશુકજીયે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની સ્થાપના કરવા માટે વેદતુલ્ય શ્રીમદ્‌ભાગવતને પ્રગટ કર્યું છે. પૂર્વે વેદવ્યાસે વેદ, ઉપનિષદ્‌ને ભણીને ગીતા બનાવી, તોપણ તે અજ્ઞાન સાગરમાં ડુબી જઈ અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આ વખતે તમે તેને ચતુશ્લોકી ભાગવત સંભળાવ્યું, તે સાંભળ્યા પછી તેને શાંતિ થઇ હતી. માટે તે વિષયમાં તમને શો સંશય થયો કે તમારે પ્રશ્ન પૂછવું પડયું? શ્રીમદ્‌ભાગવત શ્રવણ કરવાથી તો શોક અને દુઃખ અવશ્યજ નાશ પામે છે.

નારદ કહે છે—હે શેષના મુખથકી સમગ્ર કથાનું પાન કરનારા કુમારો, આપના દર્શન કરવાથી સંસારના દુઃખ રૂપ દાવાનળમાં બળતાં પ્રાણીનાં દુઃખનો નાશ થાય છે અને તે સુખને પામે છે. એવા આપ પાસે ભક્તિ માર્ગ પ્રગટ કરવા માટે શરણે આવ્યો છું. જ્યારે મનુષ્યને ઘણા જન્મનાં પુણ્યને લીધે મેળવેલા ભાગ્યના ઉદયથી સત્પુરુષનો સમાગમ થાય છે, ત્યારે અજ્ઞાનને લીધે વ્યાપેલો મોહ અને મદરૂપી અંધારું દૂર થઇ જાય છે અને સારાસાર જણાવનારા જ્ઞાનનો તરત ઉદય થાય છે.

भाग्योदयेन बहुजन्मसमार्जितेन
सत्संगमं च लभते पुरुषो यदा वै ।
अज्ञानहेतुकृतमोहमदांधकार-
नाशं विधाय हि तदोदयते विवेकः ॥

**ઈતિશ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્‌ભાગવત માહાત્મ્યમાં કુમાર નારદ સંવાદ નામનો દ્વિતીયોધ્યાયઃ॥**

---

## અધ્યાય ૩ જો.

### नारद उवाच.

ज्ञानयज्ञं करिष्यामि शुकशास्त्रकथोज्वलं ।
भक्तिज्ञानविरागाणां स्थापनार्थं प्रयत्नतः ॥

**નારદ** કહે છે—હું ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને સ્થાપવા માટે શુકજીએ કહી બતાવેલો, ઉત્તમ શાસ્ત્રની કથા વડે ઉજ્વળ દેખાતો જ્ઞાનયજ્ઞ પ્રયત્નથી કરીશ. પણ મારે કિયા સ્થાનમાં જ્ઞાનયજ્ઞનો આરંભ કરવો કે જ્યાં બેસી વેદ પારાંગત બ્રાહ્મણો શ્રીમદ્ ભાગવતનો મહિમા ગાય? શ્રીમદ્ ભાગવતની કથા કેટલા દિવસ પર્યંત શ્રવણ કરવી, તે કેવી રીતે સાંભળવી, તે સર્વ મને કહી બતાવો.

**કુમારો** કહે છે—હે નારદ, તમે નમ્ર અને વિવેકી છો માટે તમને અમે કહી બતાવીએ છીએ તે સાંભળો. હરિદ્વારની પાસે 'આનંદ' એવા નામનો એક કિનારો છે. આ કિનારા ઉપર નાના પ્રકારના ઋષિયો, દેવતાઓ અને સિદ્ધ પુરુષો વસે છે. તે સ્થાન જુદી જુદી લતાઓથી ઢંકાયેલું, નવી સુંવાળી વેળુવાળું, રમ્ય, એકાંત અને સુવર્ણનાં કમળથી શોભિતું છે. આ સ્થાનમાં રહેવાથી સ્વભાવે કરીને વેરવાળાં મૃગ સિંહ પણ પોતાનું વૈર છોડી આનંદથી એક બીજા સાથે રમણ કરે છે. તે પ્રદેશમાં તમારે જ્ઞાનયજ્ઞનો આરંભ કરવો; કારણ કે ત્યાં વગર શ્રમે શ્રીમદ્ ભાગવતની કથામાં અપૂર્વ રસ આવશે અને ભકિત પણ નિર્બળ અને વૃદ્ધાવસ્થાને લીધે ખળભળી ગયેલા શરીરવાળા પોતાના બે કુમારને સાથે લઇ ત્યાં આવશે. કારણ કે જ્યાં શ્રીમદ્ ભાગવતની કથા વંચાતી હોય ત્યાં ભકિત વગેરે ત્રણે જણ જાય છે, કથાનો શબ્દ સાંભળી તે ત્રણે જણ યૌવનને પામે છે.

**સૂત** કહે છે—હે **શૌનક**, એવી રીતે કહી **સનત્કુમાર** વગેરે કથા સાંભળવા માટે નારદની સાથે ઝટ ગંગા નદીના કિનારા ઉપર આવ્યા. તે વખતે દેવલોકમાં, બ્રહ્મલોકમાં અને ભૂલોકમાં મોટો કોલાહલ થવા લાગ્યો. પ્રથમ વૈષ્ણવો અને પછી બીજા ભૃગુ, વસિષ્ઠ, ચ્યવન, ગૌતમ, મેધાતિથી, દેવલ, દેવરાત, રામ, શાકલ, માર્કંડેય, અત્રિપુત્ર, પિપ્પલાદ આદિ ગોગેશ્વરો, વ્યાસ, પરાશર, છાયા, શુક, જાજલિ અને જન્હુ વગેરે મુનિગણ પોતાના પુત્ર, શિષ્ય અને સ્ત્રી સહિત અતિ પ્રેમથી શ્રીમદ્ ભાગવતરૂપ અમૃતનું પાન કરવા માટે દોડતા આવ્યા. મૂર્તિમાન્ વેદ, ઉપનિષદ્, મંત્ર, તંત્ર, અઢાર પુરાણ અને છ શાસ્ત્ર પણ આવ્યાં. ગંગા આદિ તીર્થ પણ આવ્યાં. પુષ્કર આદિ મોટાં પવિત્ર તળાવો પણ આવ્યાં. ક્ષેત્ર, દિશાઓ, દંડકારણ્ય આદિ વનો, પર્વત, દેવ, ગાંધર્વ અને કિન્નર વગેરે સર્વ ત્યાં કથા રૂપી અમૃતનું પાન કરવા આવ્યા. બીજા કેટલાએક મોટાઇને લીધે આવતા ન હતા તેને ભૃગુ સમજાવીને લઇ આવ્યા. પછી નારદે સનત્કુમાર વગેરે ચાર કુમારને દીક્ષા આપી ઉત્તમ આસન ઉપર બેસાર્યા એટલે સર્વ દેવતાએ કુમારને નમસ્કાર કરી મુખ્ય આસન ઉપરે બેસવા માટે કહ્યું એટલે શ્રીકૃષ્ણનું મનન કરનારા કુમારો આસન ઉપર બેઠા. જ્યાં કથા-જ્ઞાનયજ્ઞ શરૂ થવાનો હતો તે સ્થાનમાં વૈષ્ણવો, વિરક્ત સંન્યાસી બ્રહ્મચારી વગેરે સર્વથી આગળ બેઠા અને તેઓની આગળ મુખ્ય (શ્રોતા) માં નારદ બેઠા. પછી એક તરફ ઋષિયો બેઠા, એક તરફ દેવતાઓ બેઠા, એક તરફ વેદ અને ઉપનિષદ્ બેઠાં, એક તરફ તીર્થ બેઠાં, અને બીજી તરફ સ્ત્રીઓ બેઠી, તે વખતે ત્યાં જયજયકાર થઇ રહ્યો, સર્વ નમસ્કાર

નમસ્કાર એવો શબ્દ પુકારવા લાગ્યા, શંખો વાગવા માંડયા અને અબીલ ચોખા તથા પુષ્પનો મોટો વર્ષાદ વર્ષવા માંડયો. કેટલાએક મોટા દેવતાઓ વિમાનમાં બેસી તે સ્થાન પ્રત્યે કલ્પવૃક્ષના પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા.

**સૂત કહે છે–હે શૌનક,** આવી રીતે ઉત્સવ થઈ રહ્યા પછી ત્યાં સર્વે એકચિત્ત થઈ ગયા એટલે સનત્કુમારાદિ મહાત્મા નારદને શ્રીમદ્ ભાગવતનું માહાત્મ્ય કહેવા લાગ્યા.

**કુમારો કહે છે–હે નારદ,** હવે તમને શ્રીમદ્‌ભાગવતનું માહાત્મ્ય કહી બતાવીએ કે જે શ્રવણ કરવાથી મુક્તિ હાથમાં રહે છે. શ્રીમદ્ ભાગવતની કથાનું હમેશાં સેવન કરવું, કારણ કે જે શ્રવણ કરવાથી મનમાં વિષ્ણુ (લોકમાં) વાસ થાય છે. જેમાં બાર સ્કંધ-વિભાગ છે, અઢાર હજાર શ્લોક છે અને પરીક્ષિત્ તથા શુકજીનો સંવાદ છે એવું શ્રીમદ્‌ભાગવત તમને કહી બતાવીએ છીએ તે સાંભળો, કારણ જ્યાંસુધી પ્રાણીઓએ શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળી નથી, ત્યાં સુધી તે, અજ્ઞાનથી આ સંસારમાં જન્મ મરણ પામ્યા કરે છે. ઘણાં શાસ્ત્ર અને પુરાણ સાંભળવાથી મન ઉલટું ભ્રમિષ્ટ થઇ જાય છે, પણ તેથી મોક્ષ મળતો નથી, માટે તે સાંભળવાં નહીં; પણ મોક્ષ આપનારૂં શ્રીમદ્‌ભાગવત શાસ્ત્રજ સાંભળવું. જે ઘરમાં રોજ શ્રીમદ્‌ભાગવતની કથા થતી હોય તે ઘર તીર્થ જેવું ગણાય છે અને તેમાં વસનારાનાં પાતિકો પણ દૂર થાય છે. હજારો અશ્વમેધ કરો, શો વાજપેય (યજ્ઞ) કરો, પણ તે સર્વ, ભાગવત શાસ્ત્રના સોલમા ભાગ પ્રમાણે પણ ગણાતાં નથી.

જ્યાં સુધી મનુષ્ય શ્રીમદ્‌ભાગવત સાંભળતાં નથી, ત્યાં સુધી તે (મનુષ્ય) ના દેહમાં પાપ રહે છે; પણ શ્રીમદ્‌ભાગવત સાંભળ્યા પછી તે મોક્ષને પામે છે. ગંગા, ગયા, કાશી, પુષ્કર અને પ્રયાગ એ તીર્થો શ્રીમદ્‌ભાગવતના જેવું ફળ આપી શકતાં નથી. માટે તમારે જો મોક્ષની ઇચ્છા હોય તો તમે શ્રીમદ્‌ભાગવતનો પાઠ કરો. ઓં, ગાયત્રી, પુરુષસૂક્ત વેદ, શ્રીમદ્‌ભાગવત, દ્વાદશાક્ષર મંત્ર, સૂર્ય, પ્રયાગ, વર્ષ, બ્રાહ્મણો, અગ્નિહોત્ર, કામધેનુ, દ્વાદશી, ઇશ્વરકથા, તુલશી, વસંતઋતુ, પુરુષોત્તમ માસ, આ સઘળાં એકજ રૂપ છે, તેમાં તત્વવેત્તાઓ જરા પણ ભેદ ગણતા નથી. એટલા માટે જે મનુષ્ય હમેશાં શ્રીમદ્‌ભાગવતનો અર્થ સહિત પાઠ કરે તો તેનાં પાપ તરત નાશ પામે છે. જે મનુષ્ય શ્રીમદ્‌ભાગવતના એક શ્લોકનો કે અર્ધા શ્લોકનો પાઠ કરે છે, તેને રાજસૂય અને અશ્વમેધ યજ્ઞનું પુણ્ય પ્રાપ્ત થાય છે. જેણે શ્રીમદ્‌ભાગવતનો પાઠ કર્યો હોય, વિષ્ણુનું ધ્યાન ધર્યું હોય, તુળસીને જળ વગેરે રેડયું હોય, ગાયોની સેવા કરી હોય, મરણ વખતે શ્રીમદ્‌ભાગવતનો પાઠ કર્યો હોય, તેના ઉપર શ્રીકૃષ્ણ ભગવાન અત્યંત પ્રસન્ન થાય છે અને તેને પ્રેમથી વૈકુંઠમાં લઈ જઇ, તેને સુવર્ણના સિંહાસન ઉપર બેસારે છે–અને વૈકુંઠમાં જનારા પ્રાણી શ્રીકૃષ્ણની સાયુજ્યગતિ પામે છે. જે મનુષ્યે જન્મથી માંડી કોઇ દિવસ પણ શ્રીકૃષ્ણની કથારૂપ અમૃતનું પાન કર્યું ન હોય તેવા શઠ મનુષ્યે, ચંડાલ અને ગધેડાની માફક પોતાનો જન્મ વૃથા ગાળ્યો અને તેની માતાને કેવળ એવા પુત્રને જન્મ આપવાનું માત્ર દુઃખ સહન કરવું પડયું આમ સમજવું. વળી તેવો માણસ જીવતો હોય તોપણ તેને શબ જેવો અપવિત્ર જાણવો; પૃથ્વી ઉપર ભાર રૂપ એવા નર પશુઓને ધિઃકાર છે, આમ બ્રહ્મા આદિ દેવતાઓ કહે છે. કારણ કે શ્રીમદ્‌ભાગવતની કથા તો કોટિ જન્મનાં પુણ્ય એકઠાં થાય તોજ સાંભળવામાં આવે છે નહિતર તે સાંભળવામાં આવતી નથી. માટે હે યોગનિધે, તે કથા અવશ્ય શ્રવણ કરવી, તે કંઇ અમુક દિવસેજ સાંભળવી આમ નિયમ નથી. શ્રદ્ધાથી સાંભળો, વા માસ મહિનામાં સાંભળો ને જે ફળ મળે છે તેજ ફળ સપ્તાહ–પારાયણ સાંભળવાથી મળે છે, આમ શ્રી શુકદેવે કહ્યું છે. યજ્ઞ, વ્રત, તપ, તીર્થ, યોગ, ધ્યાન અને જ્ઞાન એ સર્વે કરતાં શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ–પારાયણ ઉત્તમ કહેવાય છે અને તે અધિક ફળ આપે છે, માટે સપ્તાહ–પારાયણ સાંભળવી અને સંભળાવવી.

**શૌનક કહે છે–હે સૂત,** તમે જ્ઞાન આદિ ધર્મ કરતાં પણ શ્રીમદ્‌ભાગવતને ઉત્તમ કહ્યું, કારણ કે તે મોક્ષ આપે છે, ત્યારે આ આશ્ચર્યજનક પુરાણ ક્યાંથી ઉત્પન્ન થયું ? તે કહી બતાવો.

**સૂત કહે છે–**જ્યારે શ્રીકૃષ્ણ આ પૃથ્વીનો ત્યાગ કરી સ્વધામમાં પધારવાને તૈયાર થયા તે વખતે તેણે ઉદ્ધવને એકાદશસ્કંધ સંભળાવ્યો. ત્યારે શ્રીમદ્‌ભાગવતનો એકાદશ સાંભળ્યા પછી **ઉદ્ધવજી** બોલ્યા કે–

**ઉદ્ધવજી** કહે છે–મહારાજ ગોવિંદ, આપ તો ભકતનાં કાર્ય કરવા મર્ત્ય લોકમાં પધાર્યા હતા, તે કાર્ય કરીને હવે સ્વધામમાં પધારશો, પણ મારા મનમાં એક મોટી ચિંતા થઇ છે તે શ્રવણ કર્યા પછી પધારો. મહારાજ, આ ભયંકર કલિ આવ્યો, તેમાં ઘણા ખળ પેદા થશે. તે ખળના સંગવડે સત્પુરુષો પણ હમેશાં ખળ થઇ જશે. ત્યારે અતિશય ભારથી પીડાતી ગૌરૂપ આ પૃથ્વી કોનો આશ્રય કરશે ? હે કમળલોચન, તેનો તમારા વગર બીજો કોઇ પણ રક્ષા કરનારો નથી. હે ભક્ત વત્સલ, એટલા માટે હમણાં આપ પધારો મા, પણ સત્પુરુષ ઉપર દયા આણી કંઇક વિચાર કરો. આપ નિરાકાર હતા, તોપણ કેવળ ભકતને માટે સાકાર થયા. હવે આપ તો પાછા સ્વધામમાં પધારો છો ત્યારે ભક્તો આપ વિના પૃથ્વી ઉપર કેમ રહી શકશે ? તેમ આપની નિર્ગુણ ઉપાસના–સેવા કરવામાં અમને ઘણું કષ્ટ પડશે, માટે કંઇક ઉત્તમ સાધન હોય તે કહેતા જાઓ. આવાં ઉદ્ધવનાં વચન સાંભળી પ્રભાસ તીર્થમાં બીરાજમાન્ શ્રીકૃષ્ણ મનમાં

વિચાર કરવા લાગ્યા કે હવે મારે મારા ભક્તોના આશ્રય માટે શું કરવું? આમ વિચાર કરી પોતે તેજ સ્વરૂપે શ્રીમદ્ભાગવતમાં પ્રવેશ કર્યો. તે દિવસથી શ્રીમદ્ભાગવત પોતે વાણીરૂપ શ્રીકૃષ્ણની સાક્ષાત્ મૂર્તિ છે. તે સેવા કરવાથી, સાંભળવાથી, પાઠ કરવાથી અને દર્શન કરવાથી સર્વનાં પાતિકનો નાશ કરે છે. તેમાં પણ સપ્તાહ–પારાયણ સાંભળવી તે સર્વ કરતાં અધિક છે. કલિયુગમાં સર્વ સુખદાયક સાધન કરતાં મુખ્ય ધર્મસાધન ભાગવતનું શ્રવણ ગણાય છે. કારણ કે સપ્તાહ–પારાયણ સાંભળ્યા વગર પુરુષો દેવથી પણ ન તજી શકાય એવી માયાને જીતી શકતા નથી. એટલા માટે સપ્તાહ–પારાયણને મુખ્ય ધર્મ ગણેલો છે.

**સૂત** કહે છે–હે **શૌનક**, આવી રીતે સપ્તાહ–પારાયણ શ્રવણ કરવાથી ઘણું ફળ છે, એમ સભામાં ઋષિયો નિરુપણ કરતા હતા એવામાં ત્યાં એક મોટું આશ્ચર્ય એ થયું કે પ્રેમથી પરિપૂર્ણ એવી ભક્તિ હે શ્રીકૃષ્ણ, હે ગોવિંદ, હે હરે, હે મુરારે, હે નાથ, એવાં નામ વારંવાર બોલતી થકી પોતાના જ્ઞાન અને વૈરાગ્ય નામના બે તરુણ કુમારને સાથે લઇને ત્યાં પ્રગટ થઇ.

ભાગવતના અર્થરૂપ અલંકાર વડે અલંકૃત, સુંદર વેષ ધારણ કરનારી એવી ભક્તિને આવેલી જોઇ સઘળા સભાસદો વિચાર કરવા લાગ્યા કે આ સ્ત્રી મુનિયોની વચમાં થઇને અહીં શા માટે આવી હશે?

**સનત્કુમારે** ઉત્તર આપ્યો કે હમણાં શ્રીમદ્ભાગવત અહીં વંચાય છે માટે આ ભક્તિ આવેલી છે. તે સાંભળી તરત જ્ઞાન અને વૈરાગ્ય સહિત આવેલી ભક્તિ પ્રણામ કરી સનત્કુમારને કહેવા લાગી.

**ભક્તિ** કહે છે–હે **સનત્કુમાર**, હું કળિયુગને લીધે ક્ષય પામી હતી, પરંતુ આપે કથારસ વડે પાછી મને પુષ્ટ કરી સજીવન કરી તો હવે મારે ક્યાં રહેવું તે કહો.

**કુમારો** કહે છે–હે **ભક્તિ**, તું ભક્તના અંતઃકરણમાં ભગવાનનું સ્વરૂપ સ્થાપન કરનારી છે, વળી અનુપમ પ્રેમભાવને જાગૃત કરનારી છે અને સંસારના રોગ માત્રને હરનારી છે, માટે તું ધીરજથી વૈષ્ણવના અંતઃકરણમાં હમેશાં વાસ કર, કારણ કે ત્યાં વાસ કરવાથી કળીના મહાન્ દોષોનું તને દર્શન પણ થશે નહીં.

એવી રીતની કુમારોની આજ્ઞા થઈ એટલે ભક્તિએ ભક્તના મનમાં વાસ કર્યો. સકળ ભૂમંડલમાં જે મનુષ્યના મનમાં શ્રીકૃષ્ણની ભક્તિજ કેવળ હોય છે એવા નિર્ધન મનુષ્યોને પણ ધન્ય છે; કારણ કે ભગવાન્ પણ ભક્તિરૂપ રજ્જુમાં બંધાઇને પોતાના વૈકુંઠ લોકનો ત્યાગ કરી ભક્ત જનના મનમાં નિવાસ કરે છે. આ સંસારમાં પરબ્રહ્મરૂપ ભગવદ્ ભક્તનો મહિમા તને કેટલો કહીએ? પરંતુ જો ભગવદ્ ભક્તનો સંગ કરે તો શ્રોતા અને વક્તા બન્ને જણા શ્રીકૃષ્ણની સાયુજ્ય ગતિને પામે છે, માટે બીજા ધર્મોનો ત્યાગ કરી કેવળ શ્રીકૃષ્ણ ઉપર ભક્તિ–પ્રેમ ધારવો.

ब्रूमोऽद्य ते किमधिकं महिमानमेवं
ब्रह्मात्मकस्य भुवि भागवताभिधस्य ।
यत्संश्रवानिगदिते लभते सुवक्ता
श्रोतापि कृष्णसमता मलमन्यधर्मैः ॥

**ઇતિશ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્ભાગવત માહાત્મ્યમાં ભક્તિ કષ્ટ નિવર્તન નામનો તૃતીયોધ્યાયઃ ॥**

---

## અધ્યાય ૪ થો.

### सूत उवाच.

अथ वैष्णवचित्तेषु दृष्ट्वा भक्तिमलौकिकीं ।
निजलोकं परित्यज्य भगवान् भक्तवत्सलः ॥

**સૂત** કહે છે–હે **શૌનક**, તે પછી વનમાલાને ધારણ કરનારા, મેઘ જેવા શ્યામ, પીળાં વસ્ત્ર પહેરનારા, કટિમેખલા ધારણ કરતા, ઝળઝળાટવાળા મુકુટ અને કુંડળવડે અલંકૃત, પરમાનંદ અને જ્ઞાન મૂર્તિ, મધુરીસીમુરલી ધારણ કરનારા, ભક્તવત્સલ ભગવાન્, વૈષ્ણવોના મનમાં અલૌકિક ભક્તિ જોઈ, પોતાના લોકનો ત્યાગ કરી, ભક્તોનાં નિર્મળ અંતઃકરણમાં આવીને રહ્યા અને વૈકુંઠવાસી વૈષ્ણવો અને ઉદ્ધવ આદિ શ્રીમદ્ભાગવતની કથા સાંભળવા માટે ગુપ્ત રૂપ ધરીને આકાશમાં ઉભા રહ્યા. જ્યારે કથાનો આરંભ થવાનો વખત થયો ત્યારે જય જયકારના શબ્દો થવા લાગ્યા; રસમાં અલૌકિક વધારો થવા માંડયો; અબિલ (અને) પુષ્પની વૃષ્ટિ થવા માંડી તથા વારંવાર શંખ નાદ થવા લાગ્યો. આ વખતે તે સભામાં જે જે દેવ, મનુષ્ય વગેરે બેઠા હતા તેને દેહનું, ઘરનું અને પોતાના આત્માનું જરા પણ ભાન રહ્યું નહીં. આવી અવસ્થા જોઇ નારદ બોલ્યા.

**નારદ** કહે છે—હે કુમારો, આજ શ્રીમદ્ભાગવતના પારાયણનો મહિમા ઘણોજ અલૌકિક મારા જોવામાં આવ્યો. આ જ્ઞાનયજ્ઞમાં મૂર્ખ, શઠ અને બીજા પશુ તથા પક્ષિયો જે બેઠાં છે તેનાં પણ પાપ માત્ર નાશ થઇ ગયાં. માટે મનુષ્ય લોકમાં કલિયુગ વિષે મનને પવિત્ર કરનારું અને પાપોનો નાશ કરનારું શ્રીમદ્ભાગવત વગર બીજું એક પણ પવિત્ર શાસ્ત્ર નથી. આપ કૃપાળુઓએ લોકો ઉપર દયા કરી, તેનું હિત વિચારી, અવશ્ય આ નવીન માર્ગ પ્રગટ કર્યો છે, માટે શ્રીમદ્ભાગવતનું પારાયણ સાંભળવાથી કોણ કોણ પવિત્ર થાય છે તે કહો?

**કુમારો** કહે છે–જે મનુષ્યો પાપ કરનારા છે, હમેશાં દુરાચરણી છે, અવળે માર્ગે જનારા છે, ઘણા ક્રોધી છે, કુટીલ છે

અને કામી છે, તે કલિયુગમાં શ્રીમદભાગવતનું પારાયણ સાંભળે તો પાપ રહિત થાય છે. ખોટું બોલનારા, માતા અને પિતાની નિંદા કરનારા, ઘણા તૃષ્ણાળુ, આશ્રમ ધર્મથી બહાર, દંભી, મત્સરી, ઘાતકી વગેરે પણ સપ્તાહ–પારાયણ સાંભળવાથી પવિત્ર થાય છે. પંચ મહા પાપ કરનારા, છળ કપટ કરનારા, ક્રૂર, પિશાચ જેવા નિર્દય, બ્રાહ્મણના પૈસાના ખાનારા, વ્યભિચારી વગેરે કલિયુગમાં શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ સાંભળવાથી પવિત્ર થાય છે. જે શઠ પુરુષો હઠ વડે કાયા, વાણી અને મનથી હમેશાં પાપ કરે છે, જે પર દ્રવ્યથી પોતાનું પોષણ ચલાવે છે, જે મલિન અને દુષ્ટ અંતઃકરણના છે, તે પણ કલિયુગમાં શ્રીમદ્‌ભાગવતનું પારાયણ શ્રવણ કરવાથી શુદ્ધ થાય છે. અહીં તમને એક પુરાતની ઇતિહાસ સંભળાવીશ કે જે શ્રવણ કરવાથી પાપ માત્રનો નાશ થાય.

પૂર્વે તુંગભદ્રા નદીના કિનારા ઉપર એક શોભિતું શેહેર હતું. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પોત પોતાના ધર્મમાં બરાબર રીતે વર્તતા હતા. ત્યાં એક **આત્મદેવ** નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે વેદમાં નિપુણ હતો. શ્રૌત કર્મ અને સ્માર્ત કર્મમાં ઘણોજ કુશળ હતો. કાંતિમાં બીજા સૂર્ય નારાયણ જેવો દિપતો હતો. આ બ્રાહ્મણ ભિક્ષાનો ધંધો કરતો હતો તો પણ પૈસાદાર હતો. તેની સ્ત્રીનું નામ **ધુંધુલી** હતું. તે જો કે સારા કુલમાં જન્મેલી હતી તોપણ પોતાનું વચન ધરવા દેતી નહીં. અર્થાત્ દુરાગ્રહી, મમતી, કજીઆળી, ને દુશીલી સ્ત્રી હતી. જે બોલતી તેજ કરતી. હમેશાં બીજા લોકોની વાર્તા કર્યા કરતી અને બહુ બોલનારી હતી. ઘરનું કામ કરવામાં શૂરવીર, લોભી અને કજીયાળી હતી, તેને લીધે તે સ્ત્રી પુરૂષને અર્થ કામ અને ઘર આદિમાંથી કંઈ પણ સુખ મળ્યું નહીં. જ્યારે દમ્પતિની વૃદ્ધાવસ્થા થઇ ત્યારે તે બન્ને જણાએ પુત્રને માટે ગાય, સુવર્ણ, પૃથ્વી અને વસ્ત્રોનાં દાન બ્રાહ્મણોને આપવા માંડયાં.

આમ તેણે પોતાના અર્ધા ધનનો ખર્ચ કરી નાખ્યો તોપણ પુત્ર કે પુત્રી એક પણ સંતાન તેમને સાંપડયું નહીં; તેથી તે બ્રાહ્મણને બહુ બહુ ચિંતા થવા લાગી. એક વખતે તે બ્રાહ્મણ ચિંતામાં ડુબી જવાથી દુઃખનો માર્યો ઘરનો ત્યાગ કરી વનમાં ગયો. મધ્યાન્હનો વખત થયો એટલે તે બ્રાહ્મણને અત્યંત તૃષા લાગવાથી પાણી પીવા માટે એક તળાવ ઉપર ગયો. તળાવમાં ઉતરી, પાણી પીને વાંઝીયાપણાના દુઃખથી અતિ દુર્બળ થઇ ગયલો તે બ્રાહ્મણ ત્યાં બેઠો; એવામાં બે ઘડી પછી એક કોઇ સંન્યાસી તે તળાવમાં પાણી પીવા માટે આવ્યો. તે પાણી પીને એક તરફ બેઠો કે તરત આ બ્રાહ્મણ તે સંન્યાસીને જોઇ તેની પાસે ગયો અને તેને પ્રણામ કરી, નિસાસો મૂકી, તેની આગળ બેઠો. તે જોઇ સંન્યાસી પૂછવા લાગ્યો.

સંન્યાસી પૂછે છે–હે બ્રાહ્મણ, તું શા માટે રડે છે! તારે એવડી મોટી શી ચિંતા આવી પડી છે? તારા દુઃખનું કારણ મને ઝટ કહી બતાવ.

બ્રાહ્મણ કહે છે–મહારાજ, પૂર્વ જન્મના પાપને લીધે દુઃખ ઉપજ્યું છે, હું શું કહું? મારા પિતરોને હું તર્પણમાં જે જળ આપું છું તે, તેઓને ઉષ્ણ પીવું પડે છે; કારણ કે મારા મુવા પછી હવે તેને કોઇ પણ જલપ્રદાન કરશે નહીં. હું જે કંઇ વસ્તુ પ્રેમપૂર્વક દેવ અને બ્રાહ્મણોને અર્પણ કરૂં છું તો તે લેતા નથી, માટે આ વાંઝીઆપણાના દુઃખથી પીડાઇને પ્રાણ ત્યાગ કરવા માટે અહીં આવ્યો છું. જે વાંઝિયો છે તેના જીવતરમાં અને તેના ઘરમાં ધૂળ પડી. તેના ધનને ધિક્કાર છે અને તેના કુળને પણ ધિક્કાર છે. અધુરામાં પુરૂં વળી એ છે કે હું જે ગાયને પાળું છું તે પણ વાંઝણી થાય છે, હું જે ઝાડ વાવું છું તેમાં ફળ પણ થતાં નથી. મારે ઘેર કોઇ ફળ આવ્યું હોય તો તે આવતાં વેંતજ સુકાઇ જાય છે. માટે મારે અભાગિયા વાંઝીયાને હવે જીવીને શું લાભ છે!

આટલું કહી દુઃખ વડે અત્યંત પીડાવાથી તે રૂદન કરવા લાગ્યો. આ વખતે તે સંન્યાસીને મનમાં અતિશય કરુણા ઉત્પન્ન થઇ. પછી યોગદૃષ્ટિથી તે સંન્યાસીએ બ્રાહ્મણના લલાટમાંના અક્ષરો વાંચી, તેનું નસીબ તપાસી લઇ વિસ્તારથી કહેવા લાગ્યો.

સંન્યાસી કહે છે–હે બ્રાહ્મણ, પ્રજારૂપ અજ્ઞાનનો ત્યાગ કર, કારણ કે કર્મમાં જેવું લખેલું હોય તેવું થાય છે; અર્થાત્ કર્મની ગતિ ઘણીજ બળવાન્ છે. માટે મનમાંથી અજ્ઞાનને દૂર કરી સંસાર વાસનાનો ત્યાગ કર. હે બ્રાહ્મણ, હું કહું છું તે સાંભળ. મેં તારૂં નસીબ તો જોઇ લીધું, તેમાં તો તને સાત જન્મ પર્યંત પુત્ર પ્રાપ્તિ થાય તેમ નથી. વળી સંતાનમાં કશું પણ સુખ નથી. સગર* રાજા પુત્રથી ઘણું દુઃખ પામ્યો. અંગરાજા† પણ પુત્રના દુઃખથી ઘણો પીડાયો હતો, માટે કુટુંબ સંબંધી દુર્વાસના તજી દઇ ઇચ્છા પ્રમાણે સંન્યાસ ગ્રહણ કર; કારણ કે તેમાં સર્વથા સુખ રહેલું છે.

બ્રાહ્મણ કહે છે–મહારાજ, આપ વિવેક–જ્ઞાન રાખવાનું કહો છો, પણ તેમાં મને શો લાભ? માટે ગમે તેમ કરીને પણ મને પુત્ર આપો. જો પુત્ર આપશો નહીં તો શોકવડે મૂર્છિત એવો હું આપની આગળ પ્રાણત્યાગ કરી દઇશ. સંન્યાસ ગ્રહણ કરવામાં હું રાજી છું, પણ પુત્ર વગર સંન્યાસ લેવો તે શુષ્ક સંન્યાસ કહેવાય છે. પણ પુત્ર, તેને ઘેર પુત્ર હોય અને સંન્યાસ લેવો, તે સંન્યાસ સરસ–સારવાળો ગણાય છે. આવી રીતે બ્રાહ્મણનો પુત્ર વિષે આગ્રહ જોઇ સંન્યાસી બોલ્યો.

---

*સાઠ હજાર પુત્રો કપિલ મુનિના આશ્રમમાં મરણ પામ્યા તેથી.
† વેનરાજા ઘણો ઘાતકી થયો, ગૌ બ્રાહ્મણનો વિરોધિ થયો તેથી.

સંન્યાસી કહે છે—અરે વિપ્ર, પૂર્વે ચિત્રકેતુના નસીબમાં પુત્ર નહતો, તોપણ તેણે બલાત્કારથી પુત્ર માગ્યો તો તેને દુઃખી થવું પડયું. માટે હત દૈવ મનુષ્યની માફક તું દીકરાથી સુખી થઇશ નહીં. તને આ વખતે ઘણોજ આગ્રહ છે માટે તું ગરજીને શું કહું

આમ તે બ્રાહ્મણનો જ્યારે બહુજ આગ્રહ દીઠો ત્યારે તે સંન્યાસીએ તે બ્રાહ્મણને એક ફળ આપીને કહ્યું કે આ ફળ તું અને તારી સ્ત્રી બન્ને જણાં પ્રાસન કરજો. તેના પ્રતાપથી તારે પુત્ર આવશે. તારી સ્ત્રીએ એક વર્ષ સુધી સત્ય, પવિત્રતા, દયા, દાન અને એક વખત ભોજન કરવું—એટલો નિયમ પાળવો કે જેથી નિર્મળ પુત્ર આવે. આટલું કહી, તે બ્રાહ્મણને ફળ આપી, સંન્યાસી ચાલતો થયો અને બ્રાહ્મણ તે ફળ લઇ પોતાને ઘેર આવી, તે ફળ પોતાની સ્ત્રીના હાથમાં આપી બહાર ગયો. તેની સ્ત્રી જે ઘણીજ કુટિલ હતી, તે હાથમાં ફળ લઇ, પોતાની સખી પાસે જઇ રોવા લાગી અને બોલી કે મને તો મોટી ચિંતા ઉત્પન્ન થઇ, માટે હું ફળ ખાઇશ નહીં. કારણ કે ફળ ખાવાથી ગર્ભ રહે અને તેને લીધે પેટ વધીને મોટું થાય, પેટ મોટું થાય ત્યારે ઝાઝું જમાય નહીં. થોડું જમવાથી અશક્તિ થવાને લીધે દારુણ દુઃખ થવાથી હુ ઘરનું કામ કરી શકું નહીં. કદી ગામ ઉજડ થઇ જાય તો ગર્ભિણી સ્ત્રી કેમ દોડી શકે? કારણ કે પોપટની માફક પેટમાં ગર્ભ હોય તે પેટ કેમ ઉપાડી શકાય? કદી ગર્ભ આડો અવળો થઈ જાય તો મારું મરણ થાય. વળી હું કોમલાંગી, તે હું જણવાનું દુઃખ કેમ સહન કરી શકું? જ્યારે હું સુવાવડમાં ખાટલે પડું ત્યારે મારી નણંદ મારું સઘળું ધન લઇ જાય. વળી આપણાથી સત્ય બોલવું, પવિત્રતા રાખવી વગેરે બની શકે નહીં. છોકરાંવાળી બાયડીને છોકરાંને રમાડવાં, ઉછેરવાં વગેરેમાં ઘણું કષ્ટ પડે છે, માટે વાંઝણી અને રાંડીરાંડ સ્ત્રીને સુખી માનવી એમ મને તો લાગે છે. આવા આવા કુતર્ક કરી તે બ્રાહ્મણીએ ફળ ખાધું નહીં. પછી તેના સ્વામિએ ઘેર આવીને પૂછ્યું કે, કેમ ફળ ખાધું? તેના ઉત્તરમાં તે સ્ત્રીએ કહ્યું કે હા મેં ફળ ખાધું.

એક દિવસે તેને ઘેર તેની બ્હેન મળવા આવી એટલે આ બ્રાહ્મણીએ કહ્યું કે 'બ્હેન, મને તો એક મોટી ચિંતા આવી પડી છે. તે ચિંતામાં ને ચિંતામાં હું દુર્બળ થઇ ગઇ છું. માટે હવે શું કરવું?' તે સાંભળીને તેની બ્હેન સઘળી વાર્તા પૂછી લઇને બોલી, 'બ્હેન, હું હમણાં સગર્ભા છું. જ્યારે જણીશ ત્યારે મારું બાળક તને આપીશ, માટે હમણાં મેં જ્યાં સુધી જણ્યું નથી ત્યાંસુધી તારે પણ ગર્ભિણીનો ખોટો ઢોંગ કરી ઘરમાં છાનાંમાનાં રહી મોજ મારવી. જ્યારે હું જણું ત્યારે તારે મારા પતિને નાણું આપી તેના બદલામાં તે બાળક લઇ લેવું, તે તને આપશે. પછી લોકો કહેશે કે આ સ્ત્રીનો તો ગર્ભ છ મહિનાનો થઇને પડી ગયો, એમ મારી વાર્તા વિસારે પડશે એટલે હું તારે ઘેર હમેશાં આવી તારા છોકરાને ધવરાવી જઇશ; તારે જરા પણ ચિંતા કરવી નહીં. પરીક્ષા જોવા માટે આ ફળ તું ગાયને આપ. તે સાંભળી પેલી બ્રાહ્મણીએ સહજ સ્ત્રીસ્વભાવની ચપળપણાને લીધે તે ફળ ગાયને ખવરાવી દીધું.

થોડા દિવસ વિત્યા પછી તેની બ્હેન સગર્ભાએ જણ્યું અને તેને પુત્ર આવ્યો. એટલે તેના પતિયે તે છોકરાને લઇ એકાંતમાં કોઇ ન જાણે તેમ ધુંધુલીને આપ્યો. ધુંધુલી તે છોકરાને લઇને પોતાના પતિને કહેવા લાગી કે 'મારે તો પુત્ર પ્રસવ થયો.' એવામાં **આત્મદેવ**ને દીકરો આવ્યાની ખબર માણસોને થતાં તેઓ અતિ હરખાવા લાગ્યાં. **આત્મદેવે** બ્રાહ્મણોને દાન આપી, પોતાના પુત્રના જન્મ વખતનો સર્વ સંસ્કાર કર્યો, ગીત ગવરાવ્યાં, વાદિત્ર વગડાવ્યાં. આવી રીતે **આત્મદેવ**ના ઘર આગળ મંગળ વર્તાઇ રહ્યું. પછી **ધુંધુલી**એ પોતાના પતિને કહ્યું કે 'મારા સ્તનમાં દૂધ નથી, માટે બીજી સ્ત્રીને ધવરાવી મારા બાળકને મોટો શી રીતે કરી શકાશે? હમણાં મારી બ્હેનનો છોકરો છ માસનો થઇને મરણ પામ્યો છે, માટે તેને બોલાવી આપણા ઘરમાં રાખો એટલે તે છોકરાને ધવરાવીને મોટો કરશે.' સ્ત્રીનું કહેવું સાંભળી પુત્રની રક્ષા માટે તેના પતિયે તે પ્રમાણે સર્વ કર્યું. પછી તે છોકરાની માતાએ તેનું **ધુંધુકારી** એવું નામ પાડયું.

ત્રણ માસ વિત્યા એટલે પેલી ગાયને પણ અતિ સુંદર અંગવાળો, દિવ્ય, નિર્મળ, સુવર્ણ જેવી કાંતિવાળો એક પુત્ર અવતર્યો. તે જોઇ બ્રાહ્મણના મનમાં અતિશય આનંદ થયો અને તે બ્રાહ્મણે પુત્રના જન્મતી વખતના સર્વ સંસ્કાર કર્યા. માણસો પણ ગાયને પુત્ર અવતર્યો, તે સાંભળીને આશ્ચર્ય થતાં ત્યાં જોવાને માટે આવ્યાં અને કહેવાં લાગ્યાં કે 'જુઓ! આજ **આત્મદેવ**ના મહા ભાગ્યનો ઉદય થયો. કારણ કે તેની ગાયને પણ એક દેવતાઇ પુત્ર અવતર્યો.' આમ ચોમેર આશ્ચર્યજનક વાત ફેલાઇ ગઇ, પરંતુ જે છાની બાબત બની હતી તે કોઇના જાણવામાં આવી નહીં. પછી તે બ્રાહ્મણે તે છોકરાના કાન ગાયના કાન જેવા જોઇ તેનું **ગોકર્ણ** એવું નામ પાડયું. થોડો કાળ વિત્યા પછી તે બન્ને છોકરા યુવાવસ્થાને પામ્યા, તેમાં **ગોકર્ણ** મહા પંડિત અને જ્ઞાની થયો અને **ધુંધુકારી** મહા ખળ, સ્નાન અને પવિત્રતા આદિ આચારથી રહિત, અભક્ષ્ય ભક્ષણ કરનાર, ક્રોધી, વેશ્યા વગેરેનો સંગ કરનાર, શબને હાથે ભોજન કરનાર અને ચોર નિવડયો. તેને સર્વ મનુષ્યો સાથે દ્વેષ હતો, તે બીજાના ઘરમાં આગ વગેરે મૂકતો અને છોકરાને રમાડવા મિસે લઇને કૂવામાં પધરાવી દેતો. તે ઘણોજ હિંસક હતો. હથીઆર રાખતો, ગરીબોને અને આંધળાને દુઃખ આપતો, હમેશ હાથમાં જાળ વગેરે

લઇ ચંડાળની સાથે ક્રીડા કરતો, આવી રીતે ઘણોજ દુરાચારી થયો. તે ધુંધુકારીએ વેશ્યાની સોબતમાં પોતાના પિતાનું સર્વ દ્રવ્ય નાશ કરી નાખ્યું. એક દિવસે ધુંધુકારી પોતાનાં માતા પિતાને માર મારી ઘરનાં વાસણો લઇ ગયો. પછી તેનો પિતા **આત્મદેવ** જે અતિ લોભી હતો તે નિર્ધન થઇ જવાથી ઘાંટો પાડીને રૂદન કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે 'અરે વાંઝિયાપણું ઘણુંજ સારૂં, પણ દુઃખ આપનાર કુપુત્ર સારો નહીં. કયાં જાઉં ? કોનો આશ્રય લઉં ? હવે કોણ મારૂં દુખ મટાડે? મને મહા કષ્ટ આવી પડયું છે, માટે હું પ્રાણ ત્યાગ કરૂં તો સારૂં.' આમ વિલાપ કરે છે એવામાં મહા જ્ઞાની **ગોકર્ણ** ત્યાં આવ્યો અને પોતાના પિતા રૂદન કરતા હતા તેને વૈરાગ્યનો ઉપદેશ કરવા લાગ્યો.

**ગોકર્ણ ઉપદેશ** કરે છે–'હે પિતાજી, આ સંસાર ખરેખર સાર વગરનો, દુઃખમય અને મોહ કરનારો છે. દીકરો કોનો ? અને ધન કોનું ? જે માણસ સંસારમાં સ્નેહ બાંધે છે, તેને હમેશાં દુઃખી થવું પડે છે. તમે વિચારશો તો ઇંદ્રને પણ સુખ નથી. તેમ ચક્રવર્તીને પણ સુખ નથી પણ એકાંતવાસ કરનારા, સંસારથી દૂર વસેલા મુનિને સુખ છે. માટે મારો પુત્ર, મારૂં ધન, આવું જે અજ્ઞાન છે તે મૂકી દો; નહીંતર મોહથી નરકમાં જવું પડશે. આ પંચભૂતથી બનેલો દેહ પરિણામે નાશ પામશે. માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી વનમાં વાસ કરો.'

પુત્રનું જ્ઞાનમય વચન સાંભળી **આત્મદેવને** વનમાં જવાની ઇચ્છા થઈ, તેથી તેણે પુત્રને પ્રશ્ન પૂછયું કે, 'હે પુત્ર, મારે વનમાં જઇને શું કરવું ? તે તું વિસ્તારથી કહી બતાવ. હે પુત્ર, હે દયાનિધે, મૂર્ખ એવો હું, મારાં કર્મને લીધે આ અજ્ઞાનરૂપ કૂવામાં સ્નેહ પાસથી બંધાઇને પડયો છું, માટે તું મારો ઉદ્ધાર કર. હું પોતાની મેળે તરવા શકિતમાન્ નથી.'

**ગોકર્ણ કહે** છે–'હે પિતાજી, હાડકાં, માંસ અને લોહીથી ભરેલા દેહનું અભિમાન મૂકી, સ્ત્રી પુત્રાદિમાં મમતા મૂકી, આ સંસાર ક્ષણ ક્ષણમાં નાશ પામતો જાય છે એમ જાણી, વૈરાગ્યનાજ એક રાગી થઈ શ્રીકૃષ્ણમાં ભકિત રાખો, ધર્મની સેવા કરો અને સંસારના વ્યવહાર માત્રનો ત્યાગ કરો. સત્પુરુષોની સેવા કરો પણ કામની તૃષ્ણાનો ત્યાગ કરો અને બીજાના દોષ તથા ગુણનો વિચાર ઝટ છોડી દઈ શ્રીકૃષ્ણની સેવા અને તેનાં ચરિત્રની કથાઓનું સેવન કરો.'

આવી રીતે પોતાના પુત્રનાં વચનો સાંભળી સાઠ વર્ષની વયે પહોંચેલો **આત્મદેવ** પોતાનું મન દૃઢ કરી વનમાં જઇ, ત્યાં શ્રીકૃષ્ણની સેવા કરવા લાગ્યો અને શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધનો પાઠ કરવા લાગ્યો. છેવટે તે શ્રીકૃષ્ણના અક્ષર ધામમાં ગયો.

एवं सुतोक्तिवशतोऽपि गृहं विहाय
यातो वनं स्थिरमतिर्गतषष्ठिवर्षः ।
युक्तोहरेरनुदिनं परिचर्ययासौ
श्री कृष्णमाप नीततं दशमस्य पाठात् ॥

**ઈતિ શ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્ ભાગવત માહાત્મ્યમાં વિપ્ર મોક્ષ નામનો ચતુર્થોધ્યાયઃ॥**

---

## અધ્યાય ૫ મો.

### सूत उवाच.

पितर्युपरते तेन जननी ताडिता भृशं ।
क्व वित्तं तिष्ठते ब्रूहि हनिष्ये लत्तया न चेत् ॥

**સૂત કહે છે**—હે **શૌનક**, જ્યારે **ધુંધુકારી**નો બાપ મરી ગયો ત્યારે તેણે પોતાની માતાને ખૂબ મારીને કહ્યું કે, સાચું બોલ, મારા પિતાએ ધન કયાં રાખ્યું છે? જો બતાવીશ નહીં તો એક લાત મારીશ.' આવી રીતે પુત્રની ધમકીથી અને તેના અતિશય દુઃખથી તેની મા રાત્રિનો વખત થયો એટલે કૂવામાં પડી મરણ પામી. પછી **ગોકર્ણ** યોગ માર્ગનો આશ્રય કરી તીર્થ યાત્રા કરવા ચાલી નિસર્યો. તેને સુખ કે દુઃખ કંઇ પણ ન હતું. તેમ કોઇ શત્રુ કે મિત્ર પણ ન હતો. તે પોતે હમેશાં ઈશ્વર ભજનમાં પોતાનો કાળ કાઢયા કરતો. **ગોકર્ણ** પણ તીર્થ યાત્રા કરવા ગયો એટલે પાછળ **ધુંધુકારી** એકલો ઘરમાં રહેવા લાગ્યો. તેણે પોતાના ઘરમાં પાંચ વેશ્યા રાખી હતી, તેના પોષણ માટે તે ઘણાંજ હલકાં કામ કરવા લાગ્યો. એક દિવસે તે વેશ્યાએ **ધુંધુકારી**ને કહ્યું કે અમારે તો ઘરેણાં જોઇએ છીએ માટે ઘડાવી આપો. તે સાંભળી કામમાં આંધળો થયેલો **ધુંધુકારી** મૃત્યુનો વિચાર કર્યા વગર ઘરેણાં લેવા માટે નિકળ્યો અને શેહેરમાંથી આડું અવળું કોઈનું ધન, ઘરેણાં અને વસ્ત્ર ચોરી કરીને ઘેર આવ્યો અને વેશ્યાઓને સારાં વસ્ત્રો, કેટલાંક ઘરેણાંઓ અને ધન વગેરે આપ્યું. જ્યારે રાત્રિ પડી ત્યારે તે **ધુંધુકારી** સુઈ ગયો એટલે વેશ્યાઓ તેના ઘરમાં ઘણું નાણું જોઇ વિચાર કરવા લાગી કે, આ હમેશાં ચોરી કરે છે, માટે રાજા એને અવશ્ય કેદ કરી, તેનું સઘળું ધન લુંટી લઇ, તેને મારશે. તેથી તે ધનને છાનું રાખવા માટે આપણેજ આને શા માટે મારીએ નહીં. માટે આને મારી તેનું ધન લઈને, હરકોઇ જગ્યાએ આપણે નાશી જઇશું. આવો ઠરાવ કરી તે વેશ્યાઓ રાત્રિમાં સુતેલા **ધુંધુકારી**ને દોરીથી મજબૂત બાંધી, તેના કંઠમાં ફાંસો નાંખીને મારવા લાગી. તોપણ તે જલદીથી મરી ગયો નહીં એટલે તે સ્ત્રીઓ ગભરાઇ. પછી તે વેશ્યાઓએ **ધુંધુકારી**ના મુખમાં ધગધગતા અંગારાઓ ભર્યા એ-

ટલે તે અગ્નિની ઝાળની અતિશય બળતરા થવાથી આકુળવ્યાકુળ થઇને મરણ પામ્યો. સાહસ કર્મ કરનારી વેશ્યાઓએ તે ધુંધુકારીના શરીરને એક ઉંડા ખાડામાં નાખી દીધું. આ છાની બાબત કોઇના પણ જાણવામાં આવી નહીં. પછી બે ત્રણ દિવસ થયા તોપણ ધુંધુકારી કોઇ પાડોસીના જોવામાં આવ્યો નહીં ત્યારે તેણે પૂછ્યું કે 'ધુંધુકારી કયાં ગયો છે?' એટલે તે વેશ્યાઓએ જવાબ આપ્યો કે 'તે તો ધન કમાવાના લોભથી ઘણુ દૂર દેશમાં ગયા છે, પણ પાછા આજ વર્ષમાં આવશે.' વિદ્વાન્ માણસે મરી ગયલી સ્ત્રીનો પણ વિશ્વાસ કરવો નહીં. જેણે સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખ્યો તેને અવશ્ય દુઃખ ભોગવવું પડે છે. સ્ત્રીનું વચન હમેશાં અમૃતમય હોય છે કે જે કામીને અતિશય મીઠાશ ઉપજાવે છે, પણ તેનું હૃદય તો તરવારની ધાર માફક તીક્ષ્ણ હોય છે કે જે અતિ દુઃખ આપે છે. માટે સ્ત્રીને કોઇ પણ વહાલો છે એમ જાણવું નહીં.

આવી રીતે ઘણા પતિવાળી તે વેશ્યાઓ ધુંધુકારીનું ધન લઇને ચાલી ગઇ અને ધુંધુકારી પોતાના કુકર્મથી મહા પ્રેત થયો. પછી તે વાયુનું રૂપ ધારણ કરી ટાઢ અને તડકામાં અતિ પીડાઇ ભુખ્યો અને તરસ્યો દશ દિશામાં દોડવા લાગ્યો પણ કયાંઇ તેને આશ્રય મળ્યો નહીં ત્યારે તે 'હા દૈવ,' એમ બોલી વારંવાર આક્રંદ કરવા લાગ્યો. આમ ઘણા કાળ તેણે દુઃખ ભોગવ્યું. પછી કેટલોએક કાળ ગયા કેડે ગોકર્ણે લોકો પાસેથી ધુંધુકારી મરી ગયાની ખબર સાંભળી એટલે તેને અનાથ જાણી, ગયામાં તેનું શ્રાદ્ધ કર્યું, અને તે પછી જે જે તીર્થમાં પોતે ગયો તે તે તીર્થમાં તેનું શ્રાદ્ધ કરવા લાગ્યો. એમ તીર્થ યાત્રા કરતો ગોકર્ણ પોતાના શેહેરમાં આવ્યો. રાત્રિને વખતે પોતાના ઘરના આંગણામાં સુવા માટે આવ્યો એવામાં આડોસી પાડોસીએ તેને ઓળખ્યો. તે પોતાના ઘરના આંગણામાં સૂતો હતો એવામાં અર્ધ રાત્રિયે ધુંધુકારી આવ્યો ને તેણે પોતાના ભાઇને સૂતેલો દીઠો કે તેને પોતાનું ભયંકરરૂપ બતાવ્યું. ઘડીમાં ઘેટાનુંરૂપ બતાવ્યું, ઘડીમાં હાથીનુંરૂપ બતાવ્યું, ઘડીમાં ઇંદ્રનું રૂપ બતાવ્યું, ઘડીમાં અગ્નિ ને ઘડીમાં પુરુષનું રૂપ બતાવ્યું. આવું વિપરીતરૂપ જોઇ ગોકર્ણે જાણ્યું કે આ કોઈ દુર્ગતિને પામેલો જણાય છે. આમ નિશ્ચય કરી પોતાના મનમાં ધીરજ રાખી, પોતે કહેવા લાગ્યો.

ગોકર્ણ કહે છે–તું ભયંકર પ્રેત છો, પિશાચ છો, રાક્ષસ છો કે કોણ છો? આવી દશાને કેમ પામ્યો, તે મને કહી બતાવ.

સૂત કહેછે–આવી રીતે ગોકર્ણે જ્યારે પૂછ્યું ત્યારે ધુંધુકારી ખૂબ રૂદન કરવા લાગ્યો, પણ બોલી શક્યો નહીં, તેથી માત્ર સંજ્ઞા કરવા લાગ્યો એટલે ગોકર્ણે પોતાના હાથમાં પાણી લઇ તેના શરીર ઉપર છાટયું એટલે તે પાપ રહિત થઇ તરત બોલવા લાગ્યો.

પ્રેત કહે છે–મહારાજ, હું તમારો ભાઇ ધુંધુકારી છું. મેં મારા પોતાના દોષે કરીને બ્રાહ્મણપણું ખોયું છે. હું અજ્ઞાન હતો માટે મારા દુષ્ટ કર્મનો કંઇ છેડો નથી. હું પોતે લોકોની હિંસા કરતો, તે દુઃખ માટે મને મારી સ્ત્રીઓએ મારી નાંખ્યો. તેથી પ્રેતના અવતારમાં જન્મી આવી દુર્દશા ભોગવું છું. અને દૈવાધિન ફળને લીધે વાયુનો આહાર કરીને જીવું છું. હે ભાઇ, તમે તો દયાસાગર છો, માટે મને આ દુઃખમાંથી મુક્ત કરો.

ગોકર્ણ કહે છે–તારે માટે તો મેં ગયામાં વિધિ પ્રમાણે પિંડ મૂકયા હતા, તોપણ તારી સદ્ગતિ થઇ નહીં એ મને મોટું આશ્ચર્ય લાગે છે. કારણ કે ગયાશ્રાદ્ધ કરવાથી જો મુકિત ન થાય તો પછી બીજો કયો ઉપાય? એક પણ નહીં. હે પ્રેત, હવે મારે શું કરવું? તે તું મને વિસ્તારથી કહી બતાવ.

પ્રેત કહે છે–હે બંધો, શો ગયાશ્રાદ્ધ કરો તોપણ મારી મુકિત થશે નહીં. માટે તમે કોઇ બીજો ઉપાય વિચારીને શોધી કાઢો. તે સાંભળી ગોકર્ણ અતિ આશ્ચર્ય પામી બોલ્યો કે, શો શ્રાદ્ધ કરીશ તોપણ તારો મોક્ષ થશે નહીં, માટે હમણાં તો તું નિર્ભય થઇ તારી જગોમાં રહે. હું તારા મોક્ષ માટે કંઇ વિચાર કરીશ. પછી તેની આજ્ઞાથી ધુંધુકારી પોતાને સ્થાનકે ગયો.

ગોકર્ણે તે રાત્રિમાં વિચાર કર્યો તોપણ તેને કંઇ સુઝ પડી નહીં. થોડીવારમાં પ્રભાત થયું એટલે આસપાસનાં લોકો ગોકર્ણને જોઇ પ્રેમથી તેને મળવા માટે આવ્યાં. ગોકર્ણે મળવા આવેલાં માણસોને રાત્રિનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી મોટા મોટા પંડિતો, જ્ઞાનીઓ અને બ્રહ્મવાદિયો, શાસ્ત્રોમાં જોવા લાગ્યા તોપણ તેની કેમ મુકિત થાય તે તેના જોવામાં આવ્યું નહીં. એટલે સઘળાએ એવો ઠરાવ કર્યો. કે આના મોક્ષ માટે સૂર્ય કહે તે ખરૂં. એટલે ગોકર્ણે તરત સૂર્યનો વેગ બંધ કરી તેને જતા અટકાવી સ્તુતિ કરવા માંડી. 'હે જગતના સાક્ષી, તમને નમસ્કાર હો, મને મોક્ષ થવાની વિધિ બતાવો.' તે સાંભળી છેટે ઉભેલા સૂર્યનારાયણ ઉંચે સ્વરે બોલ્યા કે 'શ્રીમદ્ભાગવત'ની સપ્તાહ સાંભળે તો મુક્તિ થાય.' આવું સૂર્યનારાયણનું ધર્મરૂપ વચન સાંભળી સઘળા બોલી ઉઠયા કે આપણે તેના કહેવા પ્રમાણે કરવું. કારણ કે તે કરવામાં કંઇ મહેનત નથી. પછી ગોકર્ણ પોતેજ શ્રીમદ્ભાગવતનું પારાયણ કરવા લાગ્યો, એટલે આસપાસના ગામનાં અને તે ગામનાં માણસો જેવાં કે આંધળાં, લુલાં, પાંગળાં, ઘરડાં વગેરે કથા સાંભળવા માટે ત્યાં આવ્યાં. ત્યાં એટલા બધાં માણસો ભેગાં થયાં હતાં કે તે સભાને જોઇ દેવતાઓ પણ આશ્ચર્ય પામ્યા. પછી જ્યારે ગોકર્ણે પોતાના વ્યાસાસન ઉપર બેસી કથા કરવાનો આરંભ કર્યો એટલે પેલો પ્રેત પણ પોતાનું શરીર વાયુનું હતું તેથી તે એક જગાએ રહી શકે નહીં એટલા માટે

આમ તેમ સ્થાનને ખોળતો ખોળતો ત્યાં આવ્યો. એવામાં ત્યાં સાત ગાંઠોવાળી એક વાંસની લાકડી ઉંચી ઉભી હતી, તેના મૂળમાં એક કાણું હતું, તે દ્વારા લાકડી અંદર પેસી ગયો અને પોતાની સન્મુખ એક વૈષ્ણવ બ્રાહ્મણ બેઠો હતો તેને શ્રોતા કલ્પીને પોતે અંદર કથા સાંભળવા માટે બેઠો.

ગોકર્ણે પ્રથમસ્કંધથી સ્પષ્ટ કથા વાંચવી શરૂ કરી. પછી જ્યારે સાંજ પડી ત્યારે કથા વાંચવી બંધ રાખી—તત્ક્ષણે સર્વેની નજર આગળ પેલી વાંસની લાકડી ઉંચી ઉભી હતી, તેની એક ગાંઠ ફાટી ગઇ, બીજે દિવસે સાયંકાળ થયો એટલે બીજી ગાંઠ ફાટી ગઇ, ત્રીજે દિવસે સાયંકાળે ત્રીજી, એમ સાત દિવસ પૂરા થયા એટલે લાકડીની સાતે ગાંઠો ફાટી ગઇ. આવી રીતે તે પ્રેત "શ્રીમદ્ભાગવત" ના બારસ્કંધ સાંભળી પ્રેત મટી ગયો અને તુળસીની માળા વડે અલંકૃત, મેઘ જેવો શ્યામ, મુકુટ અને કુંડળને ધારણ કરી, દિવ્ય સ્વરૂપ ધારણ કરી, પોતાના ભાઇ ગોકર્ણની પાસે આવી, પ્રણામ કરી કહેવા લાગ્યો.

ધુંધુકારી કહે છે-'હે બંધો, તમે મારા ઉપર દયા આણી મને પ્રેતના દુઃખમાંથી છોડાવ્યો. ધન્ય છે શ્રીમદ્ભાગવતની કથાને, કે જે પ્રેતના દુઃખનો નાશ કરે છે અને ધન્ય છે શ્રીમદ્ભાગવતની સપ્તાહ-પારાયણને કે જે શ્રીકૃષ્ણના ધામમાં લઇ જાય છે. સપ્તાહ-પારાયણ સાંભળવાથી પાપ માત્ર કંપે છે. આ કથાએ મારાં નાનાં મોટાં, છાનાં છપનાં, મન વચન કર્મ વડે કરેલાં પાતકોને હર્યાં. વળી યજ્ઞમાં બેઠેલા મોટા મોટા પંડિતોએ પણ કહ્યું છે કે જે મનુષ્ય "શ્રીમદ્ભાગવત" ની કથા સાંભળતા નથી તેનો જન્મ વૃથા છે. જે માણસ આ નાશવાન્ શરીરને ખૂબ પુષ્ટ કરે છે, પણ શ્રીકૃષ્ણની કથા શ્રવણ કરતો નથી, તો તેનો જન્મ વૃથા માનવો. આ શરીરરૂપી એક મંદીર છે, તેમાં હાડકાંરૂપ થાંભલાઓ છે, તેને તાંતથી ચોમેર બાંધવામાં આવ્યું છે, માંસ અને લોહીથી ચોમેર લીપેલું છે, ચામડાંથી મઢેલું છે, મૂત્ર અને નરકનું એક સ્થાન હોવાથી અતિ દુર્ગંધીવાળું છે, પરિણામે ઘડપણ અને શોકને લીધે અતિશય દુઃખી છે. તેનું પોષણ પણ કોઇથી થઇ શકતું નથી, તેમ ટકાવી પણ શકાતું નથી. તે ઘણું દોષવાળું, ક્ષણ માત્રમાં નાશ પામનારૂં અને છેવટે કીડા, વિષ્ટા, કે ભસ્મ થનારૂં છે. માટે એવા અસ્થિર શરીરવડે સ્થિર અને શુભ કર્મ શા માટે સાધવાં નહીં. સવારમાં રાંધેલું અનાજ સાયંકાળે બગડી જાય છે, ત્યારે એવા ક્ષણવારમાં વિકાર પામનારા અનાજના રસથી પુષ્ટ થયેલું શરીર કેટલો વખત ટકે? જરા પણ ટકી શકે નહીં. માટે સર્વ દોષની નિવૃત્તિ કરવા સારૂ શ્રીમદ્ભાગવતની સપ્તાહ-પારાયણ સાંભળવું. કથા શ્રવણ ન કરનારા લોકો પાણીમાં થયેલા પરપોટાની માફક અને પ્રાણીમાં થયેલાં મચ્છરની માફક કેવળ નાશને માટેજ જન્મેલા છે એમ સમજવું. કથા શ્રવણ કરવાથી સુકાયેલી વાંસની લાકડીની ગાંઠ ફાટી ગઇ ત્યારે માણસનાં કોમળ મનની ગાંઠ નાશ પામે તેમાં આશ્ચર્ય શું? અર્થાત્ સપ્તાહ સાંભળનારાના હૃદયનું અજ્ઞાન નાશ પામે છે, સંશય માત્ર દૂર થાય છે અને કર્મ માત્રનો ક્ષય થાય છે. વળી મન જ્યારે સંસારરૂપ ગારાનો લેપ ધોઇ નાખવામાં અતિશય ચતુર એવા કથા તીર્થમાં વાસ કરે છે ત્યારેજ મુક્તિ મળે છે એમ વિદ્વાનોનું કહેવું છે.

આમ ધુંધુકારી વાત કરે છે એવામાં જેની અંદર વૈકુંઠવાસિયો બેઠા હતા એવું ચોમેર પ્રકાશ કરતું એક વિમાન આવ્યું. એટલે સર્વ મનુષ્યની સમક્ષમાં ધુંધુકારી વિમાનમાં બેઠો. એવામાં વિમાનમાં વિષ્ણુના દૂતો બેઠા હતા તેમને ગોકર્ણે જોવાથી તે કહેવા લાગ્યો.

ગોકર્ણ કહે છે—હે વિષ્ણુના પાર્ષદો, આ સભામાં નિર્મળ અંતઃકરણવાળા ઘણા શ્રોતાજનો કથા સાંભળવા બેઠા હતા, તે સઘળાએ એક સરખું સાંભળ્યું છે. ત્યારે તે સઘળાને માટે એક સાથેજ વિમાન કેમ આણ્યાં નહીં? આમ ફળમાં ભેદ થવાનું કારણ શું તે મને કહી બતાવો, કારણ કે તમે ભગવાન્‌ના પ્રિય છો.

હરિદાસો બોલ્યા—હે માનદ, સાંભળવાના પ્રમાણમાં તેનું ફળ મળે છે. માટે સઘળાએ સાંભળ્યું તો સરખીજ રીતે, પણ તેવી રીતે પાછું તેનું મનન કર્યું નહીં. માટે જેવું જેણે મનન કર્યું હતું તેવું તેને ફળ મળ્યું. આ પ્રેતે સાત રાત્રિ સુધી ઉપવાસ કરી કથા સાંભળી અને સાંભળ્યા પ્રમાણે પાછું સ્થિર મન કરીને તેનું મનન કર્યું તો તેને આવું ઉત્તમ ફળ મળ્યું. જે માણસને ખરૂં જ્ઞાન નથી તેનું જ્ઞાન પણ વૃથા સમજવું. પ્રમાદ સહિત કથા શ્રવણ કરવી, તે કથા પણ ન સાંભળ્યા બરાબર છે. જે મંત્રમાં કંઇ પણ સંદેહ રહ્યો હોય તો તે મંત્ર પણ વૃથા છે. ચંચળ મને ભગવાનના નામનો જપ કરવો તે જપ પણ વૃથા જાણવો. વૈષ્ણવ વગરના દેશને દેશજ જાણવો નહીં. સુપાત્ર વગરનું શ્રાદ્ધ શ્રાદ્ધ સમજવું નહીં. જેને વેદ ન આવડતો હોય એવા બ્રાહ્મણને દાન આપવામાં પણ ફળ નથી. અનાચારવાળા કુળને પણ કુળ જાણવું નહીં અર્થાત્ એટલી વસ્તુ કંઇ પણ ફળ આપતી નથી. શ્રોતાજન જો ગુરુના વાક્ય ઉપર વિશ્વાસ રાખે, પોતામાં દીન તત્વની ભાવના રાખે, મનના દોષ માત્રને દૂર કરી કથામાં પ્રેમપૂર્વક મન રાખે; ઇત્યાદિ જો કરે તો તેને શ્રીકૃષ્ણની કથા સાંભળવાનું ફળ મળે છે. માટે ફરી આ સઘળા જ્યારે કથા સાંભળશે ત્યારે તેમને વૈકુંઠ અને તમને ગોલોક ગોવિંદ પોતે આપશે એમાં જરા પણ સંદેહ નથી. આમ કહી ભગવાન્‌ના પાર્ષદો સર્વે વૈકુંઠમાં ગયા.

પછી જ્યારે શ્રાવણ માસ આવ્યો ત્યારે ગોકર્ણે ફરીને સાત દિવસ સુધી કથા કરી સર્વેને સંભળાવી. સર્વ શ્રોતાજનોએ પણ ઘણા પ્રેમપૂર્વક તેનું શ્રવણ કર્યું. જ્યારે કથા પૂર્ણ થઇ ત્યારે પોતાના પાર્ષદો તથા અનેક વિમાનોને લઈ ભગવાન વિષ્ણુ ત્યાં પ્રગટ થયા. એ વખત ત્યાં જય જયકારના શબ્દો અને નમઃશબ્દો

થવા લાગ્યા. ભગવાન્ પોતે ઘણા આનંદથી પાંચજન્ય નામનો શંખ વગાડવા મંડયા. પછી ભગવાને ગોકર્ણને આલિંગન કરી પોતાની સારૂપ્યમુક્તિ આપી અને બીજા જે શ્રોતાઓ હતા તેમને ઘનશ્યામ, પીળાં રેશમી વસ્ત્ર ધારણ કરનારા, મુગટ અને કુંડળ ધારણ કરનારા, પોતાના પાર્ષદ બનાવ્યા. છેવટે તે ગામમાં ચંડાળ પર્યંત જે જે જીવ રહેતા હતા તે સઘળાને ગોકર્ણ ઉપર કૃપા કરીને વિમાનમાં બેસારી યોગિયોને જવા યોગ્ય એવા વૈકુંઠમાં મોકલી દીધા અને કથા શ્રવણ કરી પ્રસન્ન થયેલા ભગવાન્ ગોવિંદ ગોકર્ણને ગોલોકમાં લઇ ગયા. પૂર્વે જેમ રામ અયોધ્યાવાસિને વૈકુંઠમાં લઇ ગયા હતા, એવી રીતે શ્રીકૃષ્ણ ભગવાન પણ જ્યાં ચંદ્ર અને સૂર્યની ગતિ નથી એવા વૈકુંઠમાં સર્વને લઇ ગયા. તે ફળ શ્રીમદ્‌ભાગવત શ્રવણ કરવાથી મળ્યું એમ જાણવું. સપ્તાહ સાંભળવાથી ઉજ્વળ જે ફળ સર્વને મળ્યું તેનાં કેટલાં વખાણ કરીએ ? જેણે ગોકર્ણની કથાનો એક પણ અક્ષર સાંભળ્યો હતો તેને ફરીને ગર્ભમાં જન્મવાનો વખત આવ્યો નહીં. જે ગતિ શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ–પારાયણ સાંભળવાથી મળે છે તે ગતિ વાયુ, જળ, અને પાંદડાં વગેરે ભક્ષ કરવાથી, ઘણા કાળ સુધી ભયંકર તપ કરવાથી અને યોગ માર્ગથી (પણ) મળતી નથી. શાંડિલ્ય મુનિ પણ બ્રહ્માનંદમાં મગ્ન થઈ ચિત્રકૂટ પર્વત ઉપર આ ઇતિહાસનું મનન કર્યા કરે છે. આ અતિશય પવિત્ર આખ્યાન જો એકવાર સાંભળે તો પાપ માત્ર બળી જાય છે. શ્રાદ્ધમાં સાંભળવાથી પિતૃઓ તૃપ્તિ પામે છે અને હમેશાં જો તેનો પાઠ કરે તો ફરીને જન્મ આવતો નથી.

आख्यान मे तत्परमं पवित्रं श्रुतं सकृद्वै विदहेदघौघं ।
श्राद्धे प्रयुक्तं पितृतृप्ति मावहेन्नित्यं सुपाठादपुनर्भवं च ॥

**ઇતિશ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્‌ભાગવત માહાત્મ્યમાં ગોકર્ણ વર્ણન નામનો પંચમોધ્યાયઃ॥**

---

## અધ્યાય ૬ ઠો.

### कुमारा उचुः

अथ ते संप्रवक्ष्यामः सप्ताहश्रवणे विधिम् ।
सहायैर्वसुभिश्चैव प्रायस्साध्यो विधिः स्मृतः ॥

**કુમારો** કહે છે–હે **નારદ,** હવે અમો તમને સપ્તાહ–પારાયણ સાંભળવાની વિધિ કહી બતાવીશું. આ કાર્યમાં નાણાનો સહાય અવસ્ય જોઇએ. નાણા વગર જરા પણ ચાલે નહીં. જ્યારે સપ્તાહ બેસાડવાની હોય ત્યારે આગમચથી જોશીને તેડાવી શુભ મુહૂર્ત જોવરાવવું અને જેટલું નાણું વિવાહમાં ખરચવું જોઈએ તેટલુંજ નાણું આ કાર્યમાં પણ ખરચવું. કથાનો આરંભ શ્રાવણ, ભાદરવો, આશ્વિન, કાર્તિક, માર્ગશીર્ષ અને જેષ્ઠ આટલા માસમાંજ કરવો કે જેથી કથા શ્રવણ કરનારાઓ મોક્ષ ગતિને પામે. જે મહિનામાં કથા બેસાડવાનો નિષેધ કર્યો છે, તે મહિનામાં કથા બેસાડવી નહીં. આ કાર્યમાં ઉદ્યમી હોય તેવાને સહાય તરીકે રાખવા. દેશ પરદેશમાં કાગળ લખીને કુટુંબીઓને જણાવવું કે અહીં શ્રીમદ્‌ભાગવતની કથા થવાની છે માટે પધારજો. જેને કોઇ દિવસ કથા સાંભળવામાં ન આવતી હોય, જેનાથી ભગવાન ભજન પણ ન બનતું હોય તેવાને, સ્ત્રી શૂદ્રોને તથા ભગવાન્‌ના કીર્તનમાં પ્રેમ ધરાવનારા વૈષ્ણવો ઉપર પત્ર લખીને જણાવવું કે 'અહીં સાત રાત્રિ સુધી મોટી સભા થવાની છે અને તેમાં ભગવાનની અપૂર્વ રસવાળી કથા વંચાશે. આપ શ્રીમદ્‌ભાગવત રૂપ અમૃતનું પાન કરવામાં ઘણા પ્રેમાળુ છો, માટે આપે ઝટ પધારવું. કદી આપને અવકાશ ન હોય તોપણ એક દિવસ તો અવસ્ય આવી જવું, કારણ કે અહીં કથા સમાજમાં ક્ષણ એક પણ બેસવું તે મહા દુર્લભ છે.' આવી રીતે પત્ર લખી સર્વને વિનયથી બોલાવવા અને પરદેશથી આવેલા વૈષ્ણવો માટે ઉતારાની ગોઠવણ બરાબર કરવી.

તીર્થમાં, વનમાં કે ઘરમાં, જ્યાં પવિત્ર ને વિશાળ ભૂમિ હોય ત્યાં કથાનું સ્થલ રાખીને કથા શ્રવણ કરવી. કથા શ્રવણ કરવાના સ્થાનને શુદ્ધ કરી, વાળી, તે ઉપર છાણથી લીપી, તેમાં જુદા જુદા રંગવડે ચિત્રો પાડવાં ને તે જગોમાં ઘરનો જરા પણ સામાન રાખવો નહીં, પણ તે સઘળો સામાન ઘરના એક ખુણામાં મૂકી રાખવો. કથા બેસાડવાની પેહેલાં પાંચ દિવસ આગળથી પ્રયત્ન વડે બેસવાનાં પાથરણાંઓ મેળવી રાખવાં. પછી શુદ્ધ કરેલી જગામાં એક ઉંચો કેળના થાંભલાનો મંડપ કરવો. તે મંડપની ચોમેર ફળ, ફૂલ અને પાંદડાંઓ લટકાવી દેવાં. તેની ચારે દિશામાં સોનેરી ધ્વજા પતાકાઓ ચડાવી દેવી. આ મંડપના ઉપરના ભાગમાં સાત લોકની કલ્પના કરી, તેમાં ચડતાં ઉતરતાં આસનોની ગોઠવણ કરી, તે આસનોમાં વિરક્ત અને જ્ઞાની એવા બ્રાહ્મણોને બેસાડવા. પછી કથા વાંચનાર વ્યાસજીનું આસન ગોઠવવું. જો કથા કહેનાર ઉત્તરાધે મુખે બેઠો હોય તો શ્રોતાઓએ પૂર્વાધે મુખે બેસવું. અને જો કથા કહેનાર પૂર્વ તરફ મુખ કરીને બેસે તો શ્રોતાઓએ ઉત્તર તરફ મુખ કરીને બેસવું. અથવા પૂજ્ય પૂજકની વચમાં પૂર્વ દિશ હોવી જોઇએ. પૂજ્ય અને પૂજકે પોતાના અધિકાર પ્રમાણે બેસવું. આમ દેશ અને કાળને જાણનારા પંડિતોએ શાસ્ત્રમાં કહ્યું છે.

વિરક્ત, વૈષ્ણવ, વેદ અને શાસ્ત્ર જાણનારો, દષ્ટાંતમાં ઘણોજ કુશળ, ધીર અને ઉદાર એવા બ્રાહ્મણને વક્તા (કથા વાંચનાર) ઠરાવવો. પરંતુ અનેક કર્મવડે ભ્રમ પામેલો, સ્ત્રીમાં લંપટ અને

પાખંડ મતને અનુસરનારો માણસ કદી પંડિત હોય તોપણ તેને વ્યાસની ગાદીએ બેસાડવો નહીં. વક્તાની પાસે તેને સહાય કરવા માટે સંશય ટાળનાર, બોધ કરવામાં ઘણો કુશળ, એવો એક પંડિત બેસાડવો. જે દિવસે કથારંભ થવાનો હોય તે દિવસે વક્તાએ મળસકામાં ઉઠી પ્રથમ પોતાના વાળ ઉતરાવવા અને ત્યાર પછી દિશાએ જવું. એટલામાં અરુણોદય થાય એટલે નાહાઇ ધોઇ તૈયાર થઇ સંધ્યા વગેરે નિત્ય કર્મ ટૂંકામાં આટોપી, કથામાં વિઘ્ન ન આવે એટલા માટે પ્રારંભમાં ગણપતિનું પૂજન કરવું. ત્યાર પછી તર્પણ કરી, તર્પણવતી પિતૃઓને તૃપ્ત કરી, પ્રાયશ્ચિત્ત કરી, પોતાના દેહની શુદ્ધિ કરવી. પછી એક મંડળ કરી તેમાં શ્રીકૃષ્ણનું સ્થાપન કરી, મંત્ર ભણીને તેની પૂજા કરવી. પૂજા પછી પ્રદક્ષિણા ને ત્યાર પછી નમસ્કાર કરવા. પૂજા થઈ રહ્યા પછી નિચે પ્રમાણે ભગવાન્ની સ્તુતિ કરવીઃ—

"हे करूणानिधे, आ संसाररूप महासागरमां हुं डुबी गयो छुं, मारां शरीरने कर्मरूपी झूड गळी गया छे, माटे मारो तेमांथी उद्धार करो."

આવી રીતે પરમાત્માની સ્તુતિ કર્યા પછી વિધિ પ્રમાણે ઘણા પ્રેમથી શ્રીમદ્ભાગવતની ધૂપ, દીપ, નૈવેદ્ય આદિથી પૂજા કરવી. પછી હાથમાં એક નાળીએર રાખી, શ્રીમદ્ભાગવતની સન્મુખ ઉભા રહી નમસ્કાર કરવા અને ત્યાર પછી કેવળ પ્રસન્ન મનથી ભગવાન્ની સ્તુતિ કરવીઃ—

हे महाराज, हे नाथ, मैं आ संसाररूप सागरमांथी छुटवा माटे श्रीमद्भागवत नामथी प्रत्यक्ष एवा आपने ग्रहण कर्या छे. हे केशव, आपे मारा मनोरथने निर्विघ्न सफळ करवो जोइए, कारण के हुं आपनो दास छुं.

આવી રીતે દીન વચન બોલ્યા પછી વક્તાની એટલે કથા વાંચનારા વ્યાસની પૂજા કરી તેને ઉત્તમ વસ્ત્ર, આભૂષણ વગેરે પેહેરાવી છેવટે તેની સ્તુતિ કરવી, "હે વ્યાસજી, આપ શુકદેવ રૂપ છો, જ્ઞાન મૂર્ત્તિ છો, સર્વ શાસ્ત્રમાં નિપુણ છો, આપ આ કથા સંભળાવી મારા અજ્ઞાનનો નાશ કરો."

પછી તે વ્યાસજી પાસે શુભ ફળ માટે નિયમ ગ્રહણ કરવો અને તે નિયમ સાત દિવસ બરાબર પાળવો. કથામાં કંઇ પણ વિઘ્ન આવે નહીં એવા હેતુથી પાંચ બ્રાહ્મણને વરણીમાં વરાવવા અને તેની પાસે ॐ नमो भगवते वासुदेवाय એ મંત્રનો જપ કરાવવો. પછી બ્રાહ્મણો, વૈષ્ણવો અને બીજા જે કીર્ત્તન કરનારા હોય તેમને નમસ્કાર કરી, તેમની પૂજા કરી, સર્વેની આજ્ઞા માગી શ્રોતાએ કથા સાંભળવા માટે પોતાના આસન ઉપર બેસવું. એ વખતે લોકમાં, ધનમાં, ઘરમાં અને પુત્રમાં મન રાખવું નહીં, પણ શુદ્ધ મન કરી કથામાંજ કેવળ મન આરોપવું, કે જેથી તેને ઉત્તમ ફળ મળે. બુદ્ધિમાન વક્તાએ સૂર્યોદયથી માંડી સાયંકાળ પર્યંત સાડા ત્રણ પોહોર સુધી સારી રીતે ધીરે ધીરે કથા વાંચવી. વચમાં જ્યારે મધ્યાન્હ થાય ત્યારે બે ઘડી કથા બંધ કરવી. આ વખતે વૈષ્ણવોએ કથાને અનુસરતાં કીર્ત્તનો કરવાં. વક્તાએ અને શ્રોતાએ હવિષ્યાન્ન ખાવું, તે પણ એક વારજ—ઘણું થોડું ખાવું કે જેથી શરીર સારૂં રહે ને ઝાઝાં મળ અને મૂત્ર થાય નહીં. જો ઉપવાસ કરવાની શકિત હોય તો સાત દિવસ સુધી ઉપવાસ કરીને કથા સાંભળવી. અથવા ઘી કે દૂધ પીને સુખે કથા સાંભળવી; અથવા ફળાહાર કે એકટાણું ભોજન કરીને શ્રવણ કરવામાં અડચણ ન આવે અને આનંદ ઉપજે એવી રીતે કરવું. જો ઉપવાસ કરવાથી કથામાં વિઘ્ન આવે એમ હોય તો તે ઉપવાસ સારો નહીં, પણ ભોજન કરવું તે ઘણું ઉત્તમ છે.

હે નારદ, હવે તમે સપ્તાહ શ્રવણ કરનારા વ્રતધારી પુરુષોના નિયમો સાંભળો. પ્રથમ તો વ્રતધારીએ વૈષ્ણવી દીક્ષા ગ્રહણ કરવી. કારણ દીક્ષાવગર કથા શ્રવણનો અધિકાર નથી. બ્રહ્મચર્ય વ્રત પાળવું, નિચે સૂવું, પત્રાવળીમાં જમવું અને કથા વંચાઇ રહ્યા પછી ભોજન કરવું. વ્રતશાળી પુરુષે મસુર (દાળની એક જાત), મધ, તેલ, ભારે અનાજ, દેખાવમાં ખરાબ જણાતાં પંડોળાં વગેરે અને ટાઢું અનાજ એટલી વસ્તુ ખાવી નહીં. કામ, ક્રોધ, મદ, માન, મત્સર, લોભ, દંભ, મોહ, અને દ્વેષ એટલાનો છેટેથી ત્યાગ કરવો. વેદ, વૈષ્ણવ, બ્રાહ્મણ, ગુરુ, ગાય, વ્રતધારી, સ્ત્રી, રાજા અને મહાત્મા એટલાની નિંદા કરવી નહીં. અડકાએલી સ્ત્રી, ચંડાળ, મ્લેચ્છ, પાપી, મહાપાપી, બ્રાહ્મણનો દ્વેષ કરનારા અને વેદ બાહ્ય લોકો સાથે ભાષણ કરવું નહીં. સત્ય, શૌચ, દયા, મૌન, આર્જવ, વિનય, અને મનની ઉદારતા એટલા નિયમ અવશ્ય પાળવા.

દરિદ્રિયે, ક્ષય રોગિયે, દુઃખી પુરુષે, પાપિયે, વાંઝીયાએ, મુમુક્ષુએ, જેને અટકાવ ન આવતો હોય એવી સ્ત્રિયે, કાકવંધ્યાએ, વંધ્યા સ્ત્રિયે, જેને પુત્ર આવીને મરી જતો હોય એવી સ્ત્રિયે, અને જેને ગર્ભ પડી જતો હોય એવી સ્ત્રિયે, અવશ્ય શ્રીમદ્ભાગવતની સપ્તાહ સાંભળવી. એટલા ગણાવેલામાં જે જે વિધિ પ્રમાણે સાંભળે છે તે અતિ ઉત્તમ ફળને પામે છે. કારણ કે આ કથા અતિ ઉત્તમ, દિવ્ય અને કોટી યજ્ઞના ફળને આપનારી છે. આવી રીતે આ વ્રતની વિધિ છે તે તમને કહી બતાવી. તે પછી ફળની ઇચ્છાવાળાએ ઉદ્યાપન કરવું. તે જન્માષ્ટમીના વ્રતની પેઠેજ કરવું. પરંતુ ગરીબ વિષ્ણુ ભક્તોને ઉદ્યાપન કરાવવાનો કંઇ આગ્રહ નથી; તે તો શ્રવણ કરવાથીજ પવિત્ર થાય છે, કારણ કે તેઓ નિષ્કામ કથા શ્રવણ કરે છે. જ્યારે કથા સંપૂર્ણ થાય ત્યારે સર્વ શ્રોતાજનોએ ભક્તિપૂર્વક સમાન રીતે પ્રથમ પુસ્તકની અને ત્યારપછી વ્યાસજીની પૂજા કરવી. પૂજા થઇ રહ્યા પછી પ્રસાદ, અને તુળસીની માળા શ્રોતાઓને આપવી. અને ત્યાં મૃદંગ તથા તાળ વગાડી કીર્ત્તન

કરવાં. જય શબ્દ, નમઃ શબ્દ બોલવા, શંખ વગાડવા, બ્રાહ્મણોને અને યાચકને ધન અને ધાન્ય આપવાં.

કથા શ્રવણ કરનાર શ્રોતાજન જો ત્યાગી હોય તો તેણે કથા ઉઠાવ્યા પછી બીજે દિવસે ગીતા વંચાવવી. પણ શ્રોતા જો ગૃહસ્થ હોય તો તેણે કર્મની શાંતિ માટે દશમસ્કંધના દર એક શ્લોક ભણતાં જવું ને દૂધપાક, મધ, ઘી, તલ અને અન્ન વગેરેનો વિધિ પ્રમાણે હોમ કરવો અથવા સાવધાન થઇ ગાયત્રી મંત્ર ભણીને હોમ કરવો, કારણ કે પુરાણ ને પરમાત્મા ગાયત્રી રૂપ છે. કદી હોમ કરવાની શક્તિ ન હોય તો હોમવાના પદાર્થોનું દાન દેવું. નાના પ્રકારનાં પાતિકની શાંતિ માટે અને જે કંઈ ઓછા વધતું થયું હોય તેની શાન્તિ માટે શ્રીકૃષ્ણનાં સહસ્ત્ર નામનો પાઠ કરવો, તેથી સર્વ સફળ થાય છે, કારણ કે સહસ્ત્ર નામના પાઠ કરતાં કંઇ પણ અધિક નથી. આવી રીતે તે કાર્ય પૂર્ણ થઇ રહ્યા પછી વ્રત પૂર્ણ કરવા માટે બાર બ્રાહ્મણોને મધ નાખેલો દૂધપાક જમાડી, સુવર્ણની ગાય આપવી. ત્યારપછી શક્તિ હોય તો ત્રણ પળનો અથવા શક્તિ પ્રમાણે સુવર્ણનો એક સિંહ કરી તે ઉપર સુંદર અક્ષરથી લખેલું શ્રીમદ્ ભાગવતનું પુસ્તક પધરાવી, તેનું આવાહન આદિ પૂજાના ઉપચારોથી પૂજન કરવું. પછી વસ્ત્ર, ઘરેણાં, ચંદન અને પુષ્પવડે વ્રત ધારી આચાર્યની પૂજા કરી તે પુસ્તક દક્ષિણા સહિત તેને આપવું. આવી રીતે વિધિ કરવાથી પાપ માત્ર નાશ પામે છે અને શ્રીમદ્ભાગવત ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું શુભ ફળ આપે છે, કે જેથી સંસારનું બંધન તૂટી જાય છે, એમાં જરા પણ સંશય નથી.

**કુમારો** કહે છે–હે **નારદ,** આવી રીતે શ્રીમદ્ભાગવત સાંભળવાથી ભોગ અને મોક્ષ હાથમાં વાસ કરે છે તે તમને સઘળું કહી બતાવ્યું. હવે શું સાંભળવાની ઈચ્છા છે?

**સૂત** કહે છે–હે **શૌનક,** આમ કહી મહાત્મા કુમારોએ સર્વ પાતિકને હરનારી, પ્રાણિયોને ભોગ અને મોક્ષ આપનારી, પવિત્ર શ્રીમદ્ભાગવતની કથા સાત દિવસ સુધી વાંચી, તે એક મન કરી સર્વ પ્રાણીઓએ યથાવિધિ સાંભળી, ત્યાર પછી તેઓએ શ્રી પુરુષોત્તમ ભગવાનની સ્તુતિ કરી. એ સ્તુતિ થઇ રહ્યા પછી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિને અતિશય પુષ્ટપણું અને સર્વના મનને હરે એવી નવી યુવાની આવી. પછી પોતાનું કાર્ય સિદ્ધ થવાથી કૃતાર્થ થયેલા, સર્વ અંગમાં રોમાંચિત થયેલા, પરમાનંદ પામેલા, ભગવદ્ ભક્ત **નારદ** શ્રીમદ્ભાગવતની કથા સાંભળ્યા પછી બે હાથ જોડી, ભક્તિવડે ગદગદિત વાણીથી કહેવા લાગ્યા–

**નારદ** કહે છે–હે તપોધનો, તમો દયાળુઓએ મારા ઉપર મહા અનુગ્રહ કર્યો. કારણ કે તમારા પ્રતાપથી મને સાક્ષાત્ સર્વ પાપને હરનારા શ્રી ભગવાન્ મળ્યા. કથા સાંભળવી એ સર્વ ધર્મમાં મુખ્ય ધર્મ કહ્યો છે, કારણ કે કથા સાંભળવાથી વૈકુંઠવાસી શ્રીકૃષ્ણ તરત દર્શન આપે છે.

**સૂત** કહે છે–હે **શૌનક,** આવી રીતે વૈષ્ણવમાં શ્રેષ્ઠ એવા **નારદ** મુનિ વાત કરે છે એવામાં સોળ વર્ષની અવસ્થાવાળા, જ્ઞાન રૂપ મહાસાગરમાં ચંદ્રમા જેવા, આત્મ સ્વરૂપના જ્ઞાનવડે પરિપૂર્ણ એવા **શુકદેવજી** હળવે હળવે શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા ત્યાં આવ્યા. અતિ તેજસ્વી **શુકદેવજીને** કથા થઇ રહ્યા પછી આવેલા જોઇ સર્વે સભાસદોએ ઉભા થઇ તેમને બેસવા માટે આસન આપ્યું એટલે **શુકદેવ** પ્રેમથી આસનને સ્વીકારી તે ઉપર બેઠા અને બોલ્યા કે મારી નિર્મળ વાણી શ્રવણ કરો.

**શ્રીશુકદેવ** કહેછે–રસિક ભાવવાળા લોકો શુકના મુખમાંથી ભૂમિ ઉપર પડેલું વેદરૂપી કલ્પવૃક્ષના ફળરૂપ શ્રીમદ્ભાગવત અમૃત રસથી ભરેલું આખું રસ રૂપજ છે; તે ફળનો મુક્તિ થવા સુધી વારંવાર સ્વાદ લો. આ મહા મુનિ શ્રીવેદવ્યાસે રચેલા શ્રીમદ્ભાગવતમાં મત્સર રહિત સત્પુરુષોનો ફળાનુસંધાન રહિત પરમ ધર્મ નિરૂપણ કરવામાં આવ્યો છે. અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ નામના ત્રણ તાપને ટાળનાર, મોક્ષ આપનાર પરબ્રહ્મનું સ્વરૂપ વર્ણવેલું છે, માટે આ શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરવાથી સફળ થયલા મનુષ્યોના અંતઃકરણમાં ભગવાન્ તરત વાસ કરે છે પણ બીજાં પુરાણોના શ્રવણ કરવાથી પરમાત્મા અંતઃકરણમાં વાસ કરતા નથી. આ શ્રીમદ્ભાગવત પુરાણોમાં મુખ્ય છે અને વૈષ્ણવોનું એક ધન ગણાય છે. આમાં પરમહંસ સંબંધી નિર્મળ જ્ઞાન કહ્યું છે અને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય સહિત નિષ્કર્મપણું નિરૂપણ કર્યું છે. માટે જે માણસ ભક્તિથી આ પુરાણને ભણે, સાંભળે કે વિચારે તે મોક્ષને પામે છે. હે ભાગ્યશાળી વૈષ્ણવો, ભક્તજનો, સ્વર્ગમાં, સત્યલોકમાં, કૈલાસમાં અને વૈકુંઠમાં આ રસ મળશે નહીં, માટે કથા રસનું પાન કરો. તેનો કોઇ દિવસ પણ ત્યાગ કરો મા.

**સૂત** કહે છે-આવી રીતે **શુકદેવજી** ઉપદેશ કરતા હતા એવામાં પ્રહ્લાદ, બળી, ઉદ્ધવ, અર્જુન સહિત શ્રીપરમાત્મા સભાની વચમાં પ્રગટ થયા. એટલે નારદજીએ ભગવાનની અને તેના પાર્ષદોની પૂજા કરી, ભગવાનને આસન આપ્યું એટલે પરમાત્મા આસન ઉપર બિરાજ્યા. પછી આસન ઉપર બિરાજેલા પરમાત્માને જોઇ ભગવદ્ભક્તો તેમની પાસે હરિકીર્તન કરવા લાગ્યા. પાર્વતી સહિત શંકર અને બ્રહ્મા ત્યાં હરિકીર્તન જોવા માટે આવ્યા. કીર્તનમાં પ્રહ્લાદજીએ ચંચળગતિ પ્રમાણે તાળ દેવા માંડ્યા. ઉદ્ધવજી કાંસીઆ વગાડવા મંડ્યા. નારદે વીણા વગાડવા માંડી. અર્જુન સ્વરમાં કુશલ હતો માટે તે ગાવા લાગ્યો. ઇન્દ્ર મૃદંગ વગાડવા લાગ્યો. સનત્કુમાર વગેરે જય થાઓ જય થાઓ આવા શબ્દ પુકારવા લાગ્યા અને શુકદેવ તેમાં રસનું વિવેચન કરી ભાવ બતાવવા લાગ્યા. આ હરિકીર્તનની વચમાં અતિ તેજસ્વીપણાને પ્રાપ્ત થએલાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય નટની માફક નૃત્ય કરવા મંડ્યાં. આવું અલૈકિક દ

રિકીર્તન જોઇ પરમાત્મા અતિ પ્રસન્ન થઇ બોલ્યા–'હે વૈષ્ણવો, તમારૂં હમણાં હરિકીર્તન સાંભળી મારૂં અંતઃકરણ અતિ સંતોષ પામ્યું છે, માટે વર માગી લ્યો.' તે સાંભળી તેમનું મન પ્રેમથી અતિ કોમળ થઇ ગયું અને અતિ પ્રસન્ન થયેલા તે ભગવાન્‌ને કહેવા લાગ્યા.

**વૈષ્ણવો** કહેછે–મહારાજ, જ્યાં સપ્તાહ-કથા હોય ત્યાં આ સર્વ ભક્તો સહિત આપે પધારવું. આ અમારો મનોરથ પૂરવો યોગ્ય છે. ભગવાન્ 'ઠીક' એમ કહી અંતર્ધાન થઇ ગયા.

પછી નારદે **સનકાદિક** તપસ્વિયોના અને **શુકદેવજી**ના ચરણમાં પ્રણામ કર્યા. પછી પ્રસન્ન થયેલા કથામૃતનું પાન કરવાથી મોહરહિત સર્વ લોકો પોતાનેસ્થાને ગયા. શુકદેવજીએ તેજ દિવસે જ્ઞાન વૈરાગ્યવાળી ભક્તિનું શ્રીમદ્ભાગવતમાં સ્થાપન કર્યું, માટે તે શાસ્ત્રના મનન કરવાથી વૈષ્ણવોના મનમાં શ્રીકૃષ્ણ પધારે છે; દરિદ્રતા અને દુઃખરૂપ જ્વરથી બળી ગયેલા, માયારૂપ પિશાચણીએ કચરી નાખેલા અને સંસારરૂપ સાગરમાં પડેલા અજ્ઞાની લોકોના કુશળને માટે શ્રીમદ્ભાગવત ગર્જના કરે છે.

**શૌનક** પૂછે છે–હે **સૂત**, **શુકદેવે** રાજા **પરીક્ષિત્**ને ક્યારે કહ્યું. ફરિ **ગોકર્ણે** પ્રેતને ક્યારે કહ્યું અને **સનત્કુમારાદિએ** **નારદ**ને ક્યારે સંભળાવ્યું તે સંશય મટાડો.

**સૂત** કહેછે–શ્રીકૃષ્ણ સ્વધામમાં પધાર્યા પછી કળિયુગનાં ત્રીશ વર્ષ કરતાં કંઈક વર્ષ વધારે ગયાં હતાં, તે વખતે ભાદરવા મહિનામાં નવમીથી **શુકદેવે** કથાનો આરંભ કર્યો હતો. **પરીક્ષિત્**ના શ્રવણ કરવા પછી કલિયુગનાં બસો વર્ષ વિત્યા પછી આષાડ શુદિ નવમીએ **ગોકર્ણે** કથાનો આરંભ કર્યો હતો. તે પછી ત્રીસ વર્ષ ગયા. કેડે કાર્તિક શુદિ નવમીને દિવસે **સનકાદિકે** કથા કરી હતી. હે અનઘ, તમારા પ્રશ્ન પ્રમાણે તમને સઘળી કથા કહી બતાવી. આ કળિયુગમાં શ્રીમદ્ભાગવતની કથા સંસારમાં થનારાં જન્મ અને મરણને ટાળનારી છે. હે સત્પુરુષો, ભગવાન્‌ને પ્રિય, સકળ પાપનો નાશ કરનાર, મોક્ષ આપવામાં મુખ્ય કારણ, ભક્તિને આનંદ આપનાર આ કથાને આદરથી સાંભળો. જગત્‌માં પોતાના હિત માટે સાધારણ લોકોની સેવા કરવાથી કશો પણ ફાયદો થવાનો નથી. યમ રાજા પણ હાથમાં પાશ લઇને આવેલા પોતાના દૂતને જોઇને તેના કાનમાં કહે છે કે 'શ્રીમદ્ભાગવતની કથા શ્રવણ કરવામાં મત્ત એવા વૈષ્ણવોને પકડશો મા; કારણ કે હું તેમનો ધણી નથી, હું તો મનુષ્યોનો સ્વામી છું. હે વિષયરૂપ ઝેરના સંગ વડે વ્યાકુળ બુદ્ધિવાળા મનુષ્યો, ઓછામાં ઓછા અર્ધ ક્ષણ પણ શ્રીમદ્ ભાગવતની કથા રૂપ અતુલ અમૃતનું પાન કરો. વૃથા શા માટે ખરાબ રસ્તે અને કોકની નિંદા કરવામાં વખત ગાળો છો. કથા શ્રવણ કરવાથી મોક્ષ મળે છે એ બાબતમાં **પરીક્ષિત** રાજા સાક્ષી છે. રસના પ્રવાહમાં મગ્ન એવા શ્રી **શુકદેવજી**એ કહેલી કથા જે કંઠે કરે છે તે માણસ પરમાત્મારૂપ થાય છે. આવી રીતે શાસ્ત્ર માત્ર જોઇ છાનામાં છાનું સર્વ સિદ્ધાંતમાં સિદ્ધ કરેલું તત્ત્વ તમને કહ્યું. જગત્‌માં **શુકદેવજી**એ ગાયેલી કથા કરતાં બીજું કંઇ નિર્મળ નથી, માટે પરમ સુખની પ્રાપ્તિ સારૂ શ્રીમદ્ભાગવતના બાર સ્કંધનું પ્રેમ પૂર્વક પાન કરો. જે પ્રાણી નિયમ પાળી પ્રેમથી આ કથા શ્રવણ કરે અને જે પ્રેમથી શુદ્ધ વૈષ્ણવને શ્રવણ કરાવે તે બન્ને જણા ઉત્તમ વિધિ કરવાથી યોગ્ય ફળને પામે છે. કારણ કે બરાબર વિધિ કરવાથી જગત્‌માં કંઇ પણ અસાધ્ય રેહેતું નથી.

एतां यो नियततया शृणोति भक्त्या यश्चैनां कथयति शुद्धवैष्णवाग्रे।
तौ सम्यग्विधिकरणात्फलं लभेते याथार्थ्यान्नहि भुवने किमप्यसाध्यम्

**ઇતિશ્રી પદ્મપુરાણના ઉત્તરખંડ વિષે શ્રીમદ્ભાગવત માહાત્મ્યમાં શ્રવણવિધિ કથન નામનો ષષ્ઠોધ્યાયઃ ॥**



# શ્રીમદ્ભાગવત

## (કવિ વલ્લભકૃત—પદબંધ.)

## પ્રથમસ્કંધ.

**શ્લોક.**

नारायणन्नमस्कृत्य नरंचैवनरोत्तमं ॥
देवींसरस्वतिंव्यासं ततोजयमुदीरयेत् ॥ १ ॥

---

### *અધ્યાય ૧ લો.

**રાગ કેદારો.**

શ્રી ગુરૂ અંબા સરસ્વતી, બુદ્ધિ આપો ટાળો દુર્મતી;
દાસ હું સ્તવું તુજનેરે.
વિઘ્નહર લંબોદર મનમુદાયે સ્તવું, ઓંકારને સહાય કરજો સદા;
લક્ષ્મીવર કૃપા કરજો મુજનેરે.

**ચાલ.**

શ્રી ગુરૂ કમળાપતિને ચરણે નમું, સ્તવું આદ્ય નિરંજન નામ;
સ્મરણ કરતાં સારંગધરનું, સારે સઘળાં કામ.
સ્વામિજી મુજને કિજે કરૂણા, જાણી સેવક જંન;
સંસાર સાગર દુસ્તર તરવા, કરૂં ગોવિંદ ગુણ વર્ણન.
વિઘ્નહરણ ગુણરાય પૂરણ, મહા તેજનો અંબાર;
મન મુદાએ સ્તવું તુજને, પ્રથમ કરૂં નમસ્કાર.
સિંદુર લેપન અંગ શોભે, એક ઉજ્વળ દંત;
શુધ બુધ નારી અક્ષય ભંડારી, કૃપા કરજો શ્રી ભગવંત.
બ્રહ્મતનયા સરસ્વતિ તું, કરજે મારી સાય;
તુજ સેવકના કળિ દોષ તે, તતખેવ દૂર પળાય.
શણગાર સોલે અંગ ઉત્તમ, પૂર્ણ વદન પ્રસન્ન;
માત મુજને મયા કરજો, જાણી પોતાનો જંન.
હંસવાહની હાસ્યવદની, શ્વેત અંબર સોહે;
તું કમળભૂની કમળનયની, કૃપા દષ્ટે જોએ.
ચાર ભુજ છે શોભતા, મુખચંદ્ર બિંબ પ્રમાણ;
અંગે આભૂષણ શોભતાં, ત્રૈલોક્ય મોહિની જાણ.
એક હસ્તે સુધા કલશને, ગ્રહ્યા છે નિરધાર;
એક હસ્તે અક્ષયમાળા, સ્ફટિક મણિની સાર.
એક હસ્તે વિણા સુંદર, સુશોભિત ગ્રહિ માત;
કર ચતુર્થે વર હેતથી દે, ભક્તને સાક્ષાત.
જગત મોહિની માતજીએ, ધર્યું રૂપ એ રીત;
મૂર્ખ મહા જડમતિ હતા તે, કિધા તેં પંડિત.
તું સાહે મારી કરે માતા, રંક જાણી દાસ;
દુર્મતી ટાળો દેહની, ને હૃદય પુરો વાસ.
હું કાલો ઘેલો કાંઇ ન જાણું, બુદ્ધિ હીન છું બાળ;
અબુદ્ધિપણું જે અંગ હોય તે, માન તાળ્ય તું તતકાળ.
શ્રી વ્યાસજી શ્રી શુકજીને, હું કરૂં નમસ્કાર;
જેની કૃપાથી ગ્રંથ શ્રીભાગવત, સાગર ઉતરી પામું પાર.

---

* આ પ્રથમ અધ્યાયમાં કવિ સ્તુતિ કરેછે. પછી શ્રી ભાગવતની ગુણ પ્રસંશા કરે છે. પછી નિમિષારણ્ય વિષે શ્રી શૌનક ઋષિ સુતપુરાણિકને શ્રી ભગવદ્ ચરિત્ર સંભળાવવાની પ્રાર્થના કરે છે, અને પુછે છે કે કળિ કાળમાં કયા ધર્મ રહેશે તે કહો.

મહા ગણપતિ ઇશ ઉમયા, કરજો મારી સાહે;
તમ કૃપાથી પ્રભૂજી આ, દિવ્ય ગ્રંથ પૂરણ થાય.
પ્રૌઢ હામ મેં તમ કૃપાએ, કિધી હૃદયા મહિં;
સહસ્ત્ર અઠ્યાશી ઋષિ આદ, કૃપા કરશો ત્યાંહિ.
લઘુ દીર્ઘ અક્ષર કાંઈ ન જાણું, હું છું મહા મતિમંદ;
કહું કથા શ્રી ભાગવતની, વિસ્તાર દ્વાદશ સ્કંધ.
શેષ કહેવા સમર્થ નથી, બ્રહ્મા લહે નહિં પાર;
તો અજ્ઞાની અલ્પ બુદ્ધિએ, કેમ થાય એ વિસ્તાર.
પણ બુદ્ધિ માને પ્રભૂજીનું, કરૂં છઉં વર્ણન;
જેમ સાગરમાંથી ચંચ જળની, ભરે પક્ષી જંન.
વળિ કૃપા શ્રી લક્ષ્મીપતીનિ, થઇ છે મારે દેહ;
તેથી અંશ માત્રે કહું કથા, શ્રી પ્રભૂજીની જેહ
પ્રથમસ્કંધ પ્રથમ અધ્યાયે, દ્વાદશનું પરિમાણ;
ઓગણીશ અધ્યાય પ્રથમસ્કંધના, કીધા છે નિરવાણ.
દ્વિતિયસ્કંધ અધ્યાય દશ, મહા જ્ઞાનના છે સાર;
તૃતીયસ્કંધ તેત્રિશ અધ્યાય, ભાગવત તે શ્રીકાર.
ચતુર્થસ્કંધના શ્રી ભાગવતે, અધ્યાય છે એકવીશ;
પંચમના છે છવિશ અધ્યા, ષષ્ટમના ઓગણીશ.
સપ્તમના અધ્યાય પંદર, બાવિશ અષ્ટમસ્કંધ;
નવમસના બાવીશ છે, તેઉથી છે દશમની અવધ.
એકાદશમા સ્કંધના, અધ્યાય ત્રિશ પર એક;
દ્વાદશના છે તેર અધ્યા, વધ્યો ત્યાંથી છેક.
હવે પ્રથમસ્કંધ શ્રી ભાગવત વિષે, ત્યાંહાં કર્યું મંડાણ;
શ્રી વેદવ્યાસે ઇષ્ટને નમિ, ભાગવત કીધું જાણ.
એકવારને સમે શ્રી, વિષ્ણુએ વિમાસ્યું મંન;
ભૂતળે મુજ ગુણ વિસ્તરે તો, થાય સહુ પાવંન.
એમ વિચારી બ્રહ્માના મનમાં, પ્રેર્યું શ્રી ભાગવત;
શ્રી બ્રહ્માજીએ નારદજીને, કહ્યું આદિથી અંત.
શ્રી નારદજીએ વ્યાસને કહ્યું, ગોવિંદગુણ વર્ણન;
વેદવ્યાસે શુક પુત્રને એ, કહ્યું સરવ ઉત્પન્ન.
ત્યારે ગંગા કાંઠે વિપ્ર સાથે, ગયા પરીક્ષિત રાય;
ત્યાં શુકદેવે રાયજીને, કહ્યો સહુ મહિમાય.
નિમીષારણ્ય અવની વિષે, પરમ પૂજીત પાવન ધામ;
ત્યાં સહસ્ત્ર અઠ્યાસી ઋષીજન, ભજે હરીનું નામ.
કળિયુગ આવશે તે માટે, ત્યાં મુનિ ધરે છે ધ્યાન;
તે સમે ત્યાં સુતપુરાણી, આવ્યા ઋષિ ભગવાન.
ત્યારે સૌએ મુનિને સાષ્ટાંગ કરીને, આપીયું બહુ માન;
તે સર્વે ઋષિએ મન વિષે, આણ્યો અતિશે પ્રેમ.
શૌનક મુની પુછતા હવા, ત્યાં કુશળતા ને ક્ષેમ;
પછી સ્વાગતા કીધી ઘણી, આપ્યું તે દર્ભાસન.
અર્ધ્યપાદ એમ વિવિધ પેરે, કરે છે પૂજન;
પ્રણામ કરિ પુછતા હવા, શૌનક ઋષિ તે વાર.
તમે શાસ્ત્ર સરવે સાંભળ્યાં, તે કહો અમને સાર;
વિસ્તારિને કહો તે પ્રભૂ, હું પૂછું નામી શીશ.
વસુદેવ દેવકી ઉદરે, અવતર્યા જેથી જગદીશ;
શ્રીકૃષ્ણચંદ્રે ચરિત્ર કીધાં, તેનો કહો વિસ્તાર.
ભક્ત પાલન લિલાકારણ, અસુર કુળ સંહાર;
પછી કળિયુગ આવશે ત્યારે, ધર્મ રહેશે ક્યાંહિ.
તે કથા વિસ્તારી કહો, શ્રી સુતપુરાણિક આંહિ;
તે કહો અમને ઋષિજી, શુભ કથા સુણવા મન.
એવી શૌનકની વાણી સુણીને, બોલ્યા સુત મુનિજન.

**વળણ.**

હવે પ્રથમસ્કંધનો, એક હવો અધ્યાયરે;
વદે વિપ્ર વલ્લભ વરણવી, શ્રી ભાગવતની કથાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે નિ-મિષારણ્યવને શ્રી સુતપૌરાણીક આગતો નામ પ્રથમોધ્યાયઃ ॥૧॥**

## અધ્યાય ૨ જો.*

**કડવું ૨ જું-રાગ રામગ્રી.**

શ્રી સુત બોલ્યા સુણો ઋષિ રાયજી;
કહું હવે માંડીને કથા મહિમાયજી.
ભાવે સુણજો સહુ મુની જનજી;
એક ચિત્તે ધરજો મનજી.

**ચાલ.**

હવે એક ચિત્તે શ્રવણે ધરજો, કથા કહું વિસ્તાર;
જે સુણતાં સંસાર દુસ્તર, ઉતરિયે ભવ પાર.
ધન્ય સાધુ સુત કહે, તમો પ્રશ્ન પૂછ્યું જેહ;
વિધીપૂર્વક કહું તમને, નિવારૂં તમ મન સંદેહ.
શ્રી વ્યાસજી સુકદેવને, હું કરૂં દંડ પ્રણામ;
જેની કૃપા માટે કહું તમને, શ્રી કૃષ્ણનાં ગુણગ્રામ.
જ્યારે વિપ્ર સાથે ગંગા કાંઠે, ગયા શ્રી પરિક્ષિતરાય;
ત્યારે શુકદેવજી ત્યાં પધાર્યા, આનંદ અંગ ન માય.

* આ બીજા અધ્યાયમાં પરીક્ષિતરાય ગંગાતટે ગયા ને ત્યાં જઇને જે ધર્મચર્ચા કરવા પ્રશ્ન કીધો તેનું વર્ણન છે.

રાય પરિક્ષિત નમ્યો ચરણે, આનંદશું નિરધાર;
પુજા કીધી પ્રેમશું, આરતી મંગળોચ્ચાર.
પછિ વિનય કરી રાજાયે કહ્યું, સાત દિન જીવીત છે આંહિં;
કંઇ ધર્મ ચરચા સાંભળું, મુજ હૃદય ઇચ્છા થાય.
ત્યારે શુકદેવજીએ રાયને, કહ્યું ત્યાં શ્રી ભાગવત;
કથા શ્રી ભાગવતની તે, કહી આદને અન્ત.
જે પ્રભુ વ્યાપિ રહ્યા ઘટ ઘટ મધ્યે, વળી જગત મધ્યે જાણ;
ગુણ ગ્રામ તેના બોલવા, આનંદશું નિરવાણ.
પ્રેમે પૂજા ધ્યાન જપજો, ભક્ત કરે અનુદીન;
તેને કૃપાનિધિ કરૂણા કરે, જો ધ્યાય એક મન.
એવા અંતર્યામી શ્રી કૃષ્ણજીનો, કો ન પામે પાર;
જો કોપે તો ત્રણવત કરે સર્વ, ત્રૂઠે ભરે ભંડાર.
તે પ્રભુ સ્વેચ્છાથકી, ભક્તનાં કરવા કાજ;
અવતરશે અવિનાશજી, સંસારમાં મહારાજ.
હવે ચતુર્વિંશ અવતાર લઈ, ભક્તનાં પાળ્યાં લાડ;
દુષ્ટ પાપી અધર્મીનાં, ભાગ્યાં પ્રભુએ હાડ.
જેણે જેવું ચિંતવ્યું તેવું, તેણે દીઠું રૂપ;
ભક્ત કારજ કરે પોતે, સદા વૈકુંઠ ભૂપ.

**વળણ.**

સદા એ વૈકુંઠ ભૂપરે, તેમાં કાંઈ સંદેહ નહિં;
હવે પ્રથમ સ્કંધનો અધ્યાય દ્વિતીય થયો સહી.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥

---

## અધ્યાય ૩ જો.*

### કડવું ૩ જું–રાગ ગોડી.

સુતપુરાણિક વાણી વદે, સર્વ ઋષિ તમે ધરજો હૃદે;
કથા પ્રથમસ્કંધની જેહ, કહું જથારથ તમને તેહ.
સુણતાં પ્રભુજીની કથા અહિં, અઘ સંસારનાં લેપે નહીં;
તે માટે સુણો કહું વિસ્તાર, શ્રી ભાગવતતણો કથા સાર.
બુદ્ધિમાને કહું તમને જથા, પરિબ્રહ્મતાણી જે કથા;
સંસારમાંહે શ્યામળિયો સાર, ચતુર્વિંશ ધર્યા અવતાર.
તે કથા કહું તમને આજ, જે અવતરિયા શ્રી મહારાજ;
પાપી હણવા પ્રગટયા હરી, સાધુ સંતની રક્ષા કરી.
ચોવિશ અવતાર પ્રભુના જાણ, અનુક્રમથી કહું નિરવાણ;
અંતરયામિની જે લીલાય, સુણતાં પાતક પ્રલય થાય.
પ્રથમે વૈરાટ રૂપ એકવાર, સહસ્રશીર્ષા વેદ સાર;
જે મુખે વેદ વર્ણવ્યા સહી, આદિ નારાયણનિ બ્રહ્મરૂપ થઈ.
પ્રભુનો પ્રથમાવતાર જે એક, જેણે પાળ્યા નિગમમાં શેષ;
વળી સાંભળજો મહિમા અવતાર, સનત સનાતન કુમાર જે ચાર.†
બીજો અવતાર પ્રભુનો જેહ, જે બ્રહ્માથકી પ્રગટયા તેહ;
રૂપ વરાહ ધર્યું જગદીશ, હણ્યો હિરણ્યાક્ષ દુષ્ટ અસુરેશ.
અમર માત્રનાં પાળ્યાં લાડ, પૃથ્વિ રાખી અગ્રે દાઢ;
દૈત્યનો વધ કીધો મોરાર, અવનિ તત્ક્ષણ કાઢી બહાર.
જળ મધ્યે ધરા હુતી જેહ, શુકર થઇને વાળી તેહ;
સુરનર સહુ અસ્તનઃ સાથ, યજ્ઞ પ્રવર્ત કર્યા શ્રી નાથ.
ત્રીજો અવતાર નારદ સાર, દેવર્ષી તે બ્રહ્મકુમાર;
શ્રી પરમેશ્વરના ગુણ ગાય, વિણા ધરિને શ્રી ઋષિરાય.
ચોથો અવતાર પ્રભુનો જાણ, જે નારાયણનો પ્રમાણ;
તે બદ્રિકાશ્રમને વિષે, તપ આચરે અહરનીશે.
કપિલ મુનિ પાંચમા પરબ્રહ્મ, આચર્યો પોતે શુભધર્મ;
જ્ઞાન કહ્યું દેવહૂતિને જ્યાંહે, પ્રગટયું બિંદુ સરોવર ત્યાંહે.
છઠે દત્તાત્રેયાવતાર, ચતુર્વિંશ ગુરુ બુદ્ધિ અપાર;
રાજા અલકને બેશી પાસ, યોગ જ્ઞાન કહ્યું એ અવિનાશ.
સાતમે યજ્ઞ નારાયણ અવતાર, અમરિષની રક્ષા કરી તેવાર;
પ્રગટ્યા આઠમે શ્રી ઋષભદેવ, અવનીયે અવતરીયા અહમેવ.
નવમો અવતાર પ્રથુનો સહી, ગૌરૂપે દોહન કીધું મહી;
સર્વે પ્રજાનાં સાર્યાં કાજ, પ્રભુ સ્વરૂપે શ્રીમહારાજ.
દશમો મત્સ્યાવતારજ જાણ, રસાતળ જતા વેદ રાખ્યા નિરવાણ;
પૃથ્વિ બાંધી નાવને સંગ, રાખી છે પોતે શ્રીરંગ.
વેદ વાળ્યા વિશ્વાધાર, શંખાસૂરનો કીધો સંહાર;
એકાદશ કશ્યપ અવતાર, જેણે સમુદ્ર મથ્યો નિરધાર.
મંદરાચળ પ્રભુયે પૃષ્ઠે ધર્યો, ત્રિભુવનમાં યશ શ્રીનો વિસ્તર્યો;
સમુદ્ર મથિને સારોદ્ધાર, રત્ન કાઢયાં ચતુર્દશ બહાર.
બારમે ધન્વંતરી અવતર્યા, અમૃત લાવી સહુ સુખી કર્યા;
તેરમો અવતાર ધરિને ત્યાંહે, મોહિનિ પોતે થયા ક્ષણમાંહે.
અમૃત પાન કરાવી તેહ, અમર દેવતાણી કરી છે દેહ;
વઢ્યા વાચા પમાડીને દૈત્ય, અમર માત્રની કીધી જીત.
ચતુર્દશમે નૃસિંહાવતાર, સ્વતઃ અવતર્યા વિશ્વાધાર;
કીધો પ્રલ્હાદનો ઉદ્ધાર, હિરણકશિપુ હણ્યો શ્રીમોરાર.

---

* ત્રીજા અધ્યાયમાં શ્રી પ્રભુના ચોવીશ અવતારનું વર્ણન કરેલું છે.

† બ્રહ્માની સૃષ્ટિમાં પ્રથમ જે ચાર પુરુષ ઉત્પન્ન કીધા તે સનત, સનાતન, સનંદન, અને સન્તકુમાર એ હતા.

પંદરમે વામન અવતરી, બળિરાયને કરુણા કરી;
ત્યાં ઈંદ્રની કરી પ્રતિપાળ, મંડપ યજ્ઞ વિશે વિશાળ.
ત્રયપાદે મહિ ચાંપી દયાળ, ત્યાંથી બળી ચાંપ્યો પાતાળ;
થઇ પ્રતીહાર જેષ્ટિકા ગ્રહી, બળિને દ્વારે રહ્યા છે સહી.
ત્રિપદ ત્રિભુવન લીધું સાર, એ કહ્યો વામન અવતાર;
સોલમે પ્રભુ પરશૂરામ, દ્વિજ માત્રનાં સાર્યાં કામ.
એકવીશવાર પૃથ્વી નક્ષત્રી કરી, પીતા વચન માટે શ્રી હરી;
કામધેનુ માટે જગદીશ, સહસ્રાર્જુનનું હણ્યું શીશ.
માતુને દીધું જીવતદાન, બ્રાહ્મણને દીધાં બહુ માન;
સત્તરમે શ્રી વેદવ્યાસ, કીધો નિગમતણો અભ્યાસ.
જેણે કીધાં સરવ પૂરાણ, પર્વ અષ્ટાદશ તે જાણ;
અષ્ટાદશમેં અવતર્યા શ્રીરામ, કીધો શ્રી રાવણસું સંગ્રામ.
દશે શીશ હણ્યાં તેતણાં, બીજા રાક્ષસ હણિયા ઘણા;
રામ અવતાર લઈ મહારાજ, ભક્ત માત્રનાં સાર્યાં કાજ.
સુરિનર મુનિવર સુખિયા કર્યા, રામ ગુણ સઘળે વિસ્તર્યા;
ઓગણીશમે બળિભદ્રાવતાર, જેણે ઊગાર્યો ભૂભાર.
વીશમે શ્રીકૃષ્ણ પુરણપ્રભુ દયાળ, સેવકની કીધી પ્રતિપાળ;
યાદવકૂળ વિષે અવતર્યા, મહાપાપીને પાવન કર્યા.
ઉતાર્યો અવનીનો ભાર, રાખ્યો ધર્મ પ્રભુએ તે વાર;
દુષ્ટ પાપીને માર્યા સહી, સાધુ સંત ઉગાર્યા તહીં.
સ્વયં બ્રહ્મ પુરણ અવિનાશ, ભક્તજનની પૂરી આશ;
એકવિંશમે બુદ્ધાવતાર, યોગધ્યાન આચરે સાર.
એવા બુદ્ધરૂપે શ્રીહરી, બાવીશમે દેહ કલ્કી કરી;
કલ્કિરૂપ ધરશે જ્યારે નાથ, હણશે મ્લેચ્છતણો સૌ સાથ.
પછિ બ્રાહ્મણનાં થશે પુજન, થશે ધર્મ ભોમિ ઉત્તમ;
ટળશે અધર્મ સહુ નિરધાર, થશે ત્રિભુવનમાં જય જયકાર.
ત્રેવિશમે ઋષિ અવતાર જાણ, ચોવિશે પ્રજાપતિ નિરવાણ;
એ અવતાર પ્રભુના સાર, ચતુર્વિંશ કહ્યા નિરધાર.
અવતારીકનું કહ્યું જ્ઞાન, ચોવિશ અવતારનું આખ્યાન;
સ્વયંબ્રહ્મ એ વિશ્વાધાર, તે એથી અળગો નિરધાર.
નિરાકાર નિરંજન જેહ, ચતુર્વિંશથી અળગો તેહ;
ભાવે ભજશે સેવક જેહ, પ્રભુના પદને પામશે તેહ.
સુણો મુનિ શૈનક ધરિ કર્ણ, અધ્યાય ત્રીજો એ થયો પુર્ણ.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે**
**તૃતીયોધ્યાયઃ ॥૩॥**

---

## અધ્યાય ૪થો.*

### કડવું ૪થું-રાગ પરજિયાની દેશી.

શ્રી સુત કહે વચનરે, શૌનકઋષિ ધરજો મનરે;
કહું શ્રી કથા ભાગવત તણીરે.

**ચાલ.**

શ્રી ભાગવતની કથા સુણતાં, દેહ નિર્મળ થાય;
પંચ પાતક દેહનાં, અઘ માત્ર દૂર પલાય.
શ્રી વેદવ્યાસે શુકજીને, ભણાવ્યું છે એહ;
હવે એકે ચિત્તે સાંભળો, કહું કથા તમને તેહ.
નાગભયથી રાય પરીક્ષિત, ગયો ગંગા જ્યાંહે;
સમદિનમાં મર્ણ આવ્યું, વિમાસે મનમાંહે.
નિશ્વાસ મૂકી રાય કહે, કંઇ થશે નહિં સાધન;
મર્ણ પહોચ્યું માહરૂં, ચિંતા કરે એમ મન.
એવું જાણી શુકમુનિ, ત્યાં પધાર્યા તે વાર;
વિધિપૂર્વક કરી પૂજા, રાયે ત્યાં નિરધાર.
શુકમુનીએ કથા કહી, દિન સાત મધ્યે જાણ;
તે વેળા હું હતો પાસે, મેં સુણી ત્યાં મુનિની વાણ.
આદિથી મેં અંત લગી, જુગતે સુણી છે એહ;
વૃત્તાંત સઘળું વિધિપૂર્વક, કહું તમને તેહ.
એવી વાણી સાંભળી, શૌનક ઋષિ કહે ધન્ય;
કરજોડીને સુતપુરાણિકશું, વદે પરમ વચન.
એક પ્રશ્ન ઉદય હવું, મુજ હૃદય મધ્યે એહ;
શ્રી ભાગવત કેમ નીપન્યું, તે નિવારો સંદેહ.
કોણે પુછ્યું કોણે કહ્યું, ને ક્યાંથકી ઉત્પન્ન;
જન્મ થાતાં વાર તો, શુકજી ગયાતા વન.
પુઠેથી શ્રી વ્યાસજી, પાળા ગયા વનમાંહે;
ત્યાં દીઠી સ્વર્ગની અપ્સરા, એક સરોવર છે જ્યાંહે.
તે સરોવરમાં નગ્ન થઇને, ઝીલતી રંભાય;
મગ્ન થઇને સ્નાન કરતી, ઉલટ અંગ ન માય.
તે સમે તે સરોવરની, શોભાનો નહીં પાર;
ચકલી, સારસ, હંસક્રીડા, કરે વિવિધ પ્રકાર.
કમળ, પોયણ, ઉપર થાયે, ભ્રમરનાં ગુંજાર;
ઈંદ્રની અપસરા, પેશી નાહે જળ મોઝાર.
વસ્ત્ર કાંઠે મૂકી નહાવા, પડી હતી તતખેવ;
દોડતા તે સમે આવ્યા, વ્યાસ ને શુકદેવ.

---

* આ ચોથા અધ્યાયમાં શ્રીમદ્ ભાગવતની ઉત્પત્તિ કહેલી છે.

પ્રેમદાયે વ્યાસ પેખી, વસ્ત્ર પહેર્યાં અંગ;
ત્યારે વ્યાસે મન વિચાર્યું, શું કરચો મેં નીતિ ભંગ.
આગળ મારો પુત્ર જાય છે, કામનો અવતાર;
તે દેખી મન વિષે લજ્જા, ન પામી તે નાર.
ત્યારે વ્યાસે રેહેવાયું નહીં, એવું વિચાર્યું મનમાંહે;
ત્યારે પેલી અપ્સરાને, જઇને પૂછ્યું ત્યાંહે.
હું વૃદ્ધ દેખી શ્રીવ્યાસ કહે, તમો વસ્ત્ર પહેર્યાં નાર;
શુકદેવ દેખી તમો લાજ ન ધરી કેમ લગાર.
પૂર્ણયૌવન દેહ કામી, પુત્ર મારો જેહ;
હવડાં તમારી દૃષ્ટિ આગળથી ગયો છે એહ.
તે દેખી તમે વસ્ત્ર ન પહેર્યાં, મુને અચરજ થાય;
હું વૃદ્ધ દેખી અંગ ઢાંકયું, કારણ શું કહેવાય.
એવું અવળું દેખતાં, બહુ વિચારૂં છું મન;
શું આવ્યું તમ મન વિષે, એ કહો સત્ય વચન.
વ્યાસ પ્રત્યે વદે વાણી, અપસરા નિરધાર;
સાંભળો તમને કહું, પ્રશ્નનો ઉત્તર સાર.
શુકદેવની દૃષ્ટિમાં કાંઈ, ભેદ નહિ નિરવાણ;
એનું લઘુવયમાં થકી, મન તપ વિષે છે જાણ.
શુકદેવ એ મહા યોગેશ્વર છે, દીગંબર અવતાર;
બ્રહ્મજ્ઞાનિ ગર્ભયોગી, નહિ એ વિષયી લગાર.
સંદેહ ભાગ્યો મનતણો, વ્યાસજી હરખ્યા મન;
અપ્સરા તો સ્વર્ગે ગઈ, શુકદેવ ચાલ્યા વન.
એમ શુકમુનિ વનમાં ગયા, કેમ ભણ્યા શ્રી ભાગવત;
વળી પરીક્ષિતને કેમ મળિયા, કહો સાચી મત્ત.
એહેવે સુતપુરાણીક બોલીયા, સાંભળો શૈનક વાત;
યથારથ તમને કહું, શ્રી ભાગવત સાક્ષાત.
એકવાર વેદવ્યાસજી, આવ્યા બદ્રિકાશ્રમ:
સરસ્વતિ તીર રહીને, ઉપજાવિયા બહુ ધર્મ.
અષ્ટાદશ પૂરાણ કીધાં, વેદ તરી ચો ભાગ;
અપરમિત ઇતિહાસ કીધા, કરીને માયા ત્યાગ.
અષ્ટાદશ વળી પરવ કીધાં, વ્યાસજીએ સાર;
જ્ઞાન ચરિત્ર પ્રબંધનો, કહેતાં ન આવે પાર.
તે શિષ્યને સહુ ભણાવ્યું, સરસ્વતિ તીરે ત્યાંહે;
તે લોમહર્ષણ બલીભદ્રે મારીયા ક્ષણમાંહે.
પછી સવાલક્ષ ભારત કર્યું, પણ સમે નહિ પરિતાપ;
ક્રોધ પ્રગટિત અંગ છે, પરિતાપ બહુ અથાપ.
તેણે સમે અંત્રીક્ષથી, શ્રી બ્રહ્માકેરા બાળ;
ઋષિ નારદ પધાર્યા, આનંદ્યું તતકાળ.
તવ પરસ્પર ભેટયા સહી, વ્યાસને નારદ મુન્ય;
ભાવસહિત પુજન કરીને, આપીયું આસન.

વલણ.

આસન આપ્યું ઋષીને, પ્રેમ અંગ ન માયરે;
હવે અધ્યાય ચાર પુરા થયા, સુણો શ્રી ઋષિરાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે પ્રથમસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.*

### કડવું ૫ મું-રાગ દોહરી, ગોડી.

શ્રી સુતપુરાણીક બોલીયા, સાંભળો શૈનક વાત;
યથારથ તમને કહું માંડી, અંતરયામીની ખ્યાત.
નારદ આવ્યા સ્વર્ગથી તવ, વ્યાસ વિમાસે મન;
દર્ભ આસન આપીયું, પ્રેમે કર્યું તેનું પૂજન.
ત્યારે વ્યાસનો પરિતાપ દેખી, પુછે નારદ મૂન્ય;
શી ધરી અંતર કલ્પના, તે કહોને કારણ્ય.
વ્યાસ વળતા બોલીયા, મુનિ નારદને શિર નામી;
અદષ્ટ મારૂં પૂર્વનું, તે પ્રગટ થયું હવે સ્વામી.
આપના દર્શનથકી, દુઃખ માત્ર દૂર પલાય;
વિણાધારી બ્રહ્માતન તમો, તમ કૃપાથી અઘ જાય.
પરિતાપ અંગનો સમાવા, કાંઈ કહો એક કથાય;
એ તમ વાણી વિસ્તરે, પાપી તે પાવન થાય.
ત્યારે નારદ ઋષિ એણી પેરે બોલ્યા, વ્યાસ પ્રત્યે વચન;
અતિ આનંદ મુને હવો, એ પ્રશ્ન કર્યું તમે ધન્ય.
વળી તમો ભારત કર્યું છે, સવાલક્ષ જે નીરધાર;
તેમાં ત્રણ પદાર્થ છે, જેનો કેહેતાં ન આવે પાર.
ધર્મ, અર્થ ને મોક્ષ પદારથ, વળી દેહનું સાધન;
તે જ્ઞાન સહુ તમ હૃદે વસ્યું, તે જુઓ વિચારી મન.
પરિતાપ નાશક દુઃખ શોષક, પ્રભુ ગુણ વર્ણન;
શ્રીમદ્‌ભાગવત નામે શુભ ગ્રંથ કરો તમે મુનિજન.
એવું કહી શ્રી નારદ ઋષિએ, વેદ વ્યાસને ત્યાંહિ;
કથા કહી શ્રીભાગવતની, બહુ હરખ ધરી મનમાંહિ.
સંક્ષેપે મુનિ વ્યાસને, નારદ કહે નિરધાર;
એમ ગ્રંથ શ્રી ભાગવતનો, કીધો અહિં સહુ પાર.

---

* પાંચમા અધ્યાયમાં શ્રી દેવર્ષિ નારદજીએ વ્યાસને હરિ-કીર્તનની મોટાઇ કહી છે

શ્રી કૃષ્ણના ગુણગ્રામ ગાતાં, પાતક પ્રલય થાય;
હર્ષ ધરિ સેવે હરીને, દુઃખ અઘ સઘળાં જાય.
રાસલીલા અખંડ ક્રીડા, શ્રી કૃષ્ણકેરાં ચરિત્ર;
ગોવિંદનાં ગુણગાન ગાતાં, દુષ્ટ પણ થાય પવિત્ર.
શ્રી કૃષ્ણજીએ કૃપા કરીને, કહ્યું મુજને જેહ;
વિધિપુર્વક વિસ્તારી હું, કહુંછ તમને તેહ.
તે માટે ચિત્ત એમાં રાખી, કરો પ્રભુનું ધ્યાન;
પરિતાપ સમશે સર્વથા, સંતુષ્ટ થશે શ્રી ભગવાન.
વળી તમને હું કહુ તે, સાંભળો નિરધાર;
માહરા પૂર્વ જન્મનું, વૃત્તાંત સારોદ્ધાર.
પ્રથમ દાસી પુત્રનો, અવતાર મારી કાય;
ભાવસહિત મેં બ્રહ્મર્ષીની, કરી બહુ સેવાય.
આસન પૂજન વિવિધ પેરે, કરૂં કર્મના ઉપચાર;
પુષ્પચંદન વિવિધપેરે, આણું ફળાદિક સાર.
એમ સેવા કીધી ઘણી, આનંદ આણી મન;
પછી નીજ સેવક જાણી, ઋષિએ કીધો મુને પાવન.
વર માગ તુજને કૃપા કરી, એમ વાક્ય કહ્યું દ્વિજરાય;
ત્યારે તત્ક્ષણ હું નમ્યો, સહુ બ્રહ્મઋષિને પાય.
સ્વામિ મુજપર કરૂણા કરી, તો આપીયે વરદાન;
કૃપાનિધિ તમ વચનથી, હું પામુ શ્રી ભગવાન.
ત્યારે મહામુનીએ દયા કરી, એક મંત્ર આપ્યો સાર;
ચતુરવેદનો તે મંત્ર હુતો, જે થકી ઉતરીયે ભવપાર.
ઋષિતણો અનુગ્રહ થયો, મુજ દેહપર તે વાર;
પછી મહાવન વિષે જઈ, તપ ઉગ્ર માંડ્યું સાર.
ધ્યાન ધરતાં પ્રભુ પ્રગટયા, તપસ્થળની માંહે;
પ્રભુ કેરી કૃપાથી જન્મ્યો, હું બ્રહ્મ કુળની માંહે.
જન્મ મૂજનો બ્રહ્માથી, નારદ છું હું ઉત્પન્ન;
હરીકેરી દયાથી કહું છું, હું આ સત્ય વચન.
તે માટે તમે વ્યાસજી, મનમાંહિ ધરવું હરિનું ધ્યાન;
પ્રભુ કૃપા બળવાન છે, જેથી ઉપજશે મન જ્ઞાન.
પરિતાપ જાશે અંગનો, સહુ થશે નિર્મળો દેહ;
કૃપા કરશે કૃષ્ણજી, તેમાં નહીં સંદેહ.

વળણ.

તેમાં નહીં સંદેહ રે, હું કહું છું તમને સર્વથા;
હવે પ્રથમસ્કંધના પાંચ અધ્યાય, થઇ ભાગવતની કથા.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

---

# અધ્યાય ૬ ઠો.*

**કડવું ૬ ઠું–રાગ આશાવરી.**

સુત પુરાણીક બોલીયા, આનંદ અંતરમાં આણીરે;
વાણી શૌનક પ્રત્યે વેદ સહીરે.

**ચાલ.**

વાણી શૌનક ઋષિ પ્રત્યે, વદે વળતા ત્યાંહિ;
એકાગ્ર ચિત્તે સાંભળો, સાથ મુનીવર આંહે.
કથા શ્રી કૃષ્ણતાણી સુણતાં, પાપ પ્રલય થાય;
તે વિધિપૂર્વક કહું તમને, ભકતરસ મહિમાય.
નારદ ઋષિની સુણી વાણી, વદે વેદવ્યાસ;
પૂછતા પ્રેમે કરી, ઉરમાં અતિ ઉલ્હાસ.

**વ્યાસ વચન–**

પ્રથમ અવતાર નારદજી તમો, કર્યું શું આચર્ણ;
ને વળી તમ માતાતણું, થયું કેઇ પેરે મર્ણ.
પછી તમો ઉત્તર દિશાએ, કર્યું કેમ પ્રયાણ;
વિણાધારી યથારથ, અમને કહો નિરવાણ.

**નારદ વચન–**

વ્યાસ પ્રત્યે વદે વાણી, નારદ તેણીવાર;
વ્યાસજી તમને કહું તે, સાંભળો નિરધાર.
પૂર્વ જન્મે મહા મુનિએ, મને મંત્ર આપ્યો જેહ;
તે મંત્ર સુણતાં પાપ નાઠાં, પવિત્ર થઇ મુજ દેહ.
પછી મહાવનમાં ગયો, ત્યાં નદી સુંદર તીર;
તે તટે એક પીંપળો, મહા મનોહર ગંભીર.
તે થડે બેશી પછી, આરાધીયા જગદીશ;
તે મંત્રમાં જે કહ્યું હતું તે, વિધિયે પુજ્યા ઇશ.
મંત્ર તે દ્વિજનો જપ્યો મેં, મન વિષે નિરધાર;
ધ્યાન ધર્યું ધરણીધરનું, તજ્યો મેં સંસાર.
પ્રથમ મેં ત્યાં મંત્ર જપીયો, પછી કીધું ધ્યાન;
ત્યારે મુજને કૃપા કીધી, પ્રગટયા શ્રી ભગવાન.
ત્યારે મેં ત્યાં માગ્યું, મુજને મુક્તિની છે આશ;
તે સમે તતકાળ ત્યાં, વાણી થઇ આકાશ.
ધ્યાનમાં ભગવાનને, મેં સ્તવ્યા રૂડી પેરે;
ત્યારે વિષ્ણુએ કહ્યું, વર માગ તું આ ઠેરે.
મેં પછી વર માગિયો, આણી અતીશે પ્રેમ;
વાણી મેં આકાશની, પ્રકાશ સાંભળી તેમ.

---

* છઠ્ઠા અધ્યાયમાં નારદનું પૂર્વજન્મનું વૃત્તાંત કહ્યું છે.

હાલતું જે ચાહે છે તે, બીજે દેહ પામીશ;
પછી તે દેહ પડયો મારો, સ્મરતાં શ્રી જગદીશ.
પછી કમળ વિષ્ણુ નાભથી, બ્રહ્મા હુવા ઉત્પન્ન;
તન અમો બ્રહ્માતણા, નારદ સત્ય વચન.
આ નારદે શ્રી કૃષ્ણજીના, વર્ણવ્યા ગુણગ્રામ;
ત્રૈલોક્ય મધ્યે અટણ કરતા, ફરે ઠામે ઠામ.
તે નારદે વ્યાસજીને, કહ્યું સહુ નિરધાર;
પછી અંતરધ્યાન થયા સહી, તે ગયા સ્વર્ગ મોઝાર.
તવ વ્યાસ મનમાં હરખીયા, કંઇ એક સમ્યો પરિતાપ;
સરસ્વતી ઉપકંઠે બેસી, આરાધ્યા વિશ્વવ્યાપ.

**વળણ.**

આરાધ્યા વિશ્વવ્યાપકરે, તેમાં કંઇ સંદેહ નહીં;
સુત કહે છે શૈનક પ્રત્યે, છ અધ્યાય થયા સહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥૬॥**

# અધ્યાય ૭ મો.*

## કડવું ૭ મું-રાગ મારૂ.

ત્યાં પુરાણીક બોલીયા, સાંભળો શૈનક વાત;
હવે જથારથ તમને કહું, શ્રી વિષ્ણુજીની ખ્યાત.
વ્યાસજીને સહુ જ્ઞાન કહ્યું, પછી નારદ ગયા સ્વસ્થાન;
શુક પિતાએ તેણે સમે, પછી સ્તવ્યા શ્રી ભગવાન.
શ્રી વેદવ્યાસે બદ્રિક આશ્રમને વિષે નિરધાર;
સરસ્વતીના ઉપતટે બેશી, ભાગવત કીધું તે સાર.
પછી ભણાવ્યું શુકદેવને, ગર્ભમાં હતા તે ઠામ;
દ્વાદશ વર્ષ પર્યંત શીખ્યા, શ્રી કૃષ્ણના ગુણગ્રામ.
પછી પ્રસવ થઇને શુકદેવજી, ચાલ્યા તપો વનમાંહે;
મળ્યા પરીક્ષિત તેમને, શુભ ગંગાતટ છે જ્યાંહે.
તે રાય પરીક્ષિતની કથા હું, કહું તમને સાર;
ચંદ્રવંશી શિરોમણી, પાંડવ કુળ નિરધાર.
પાંડુરાયને પાંચ થયા, ધૃતરાષ્ટ્રને સો સૂત;
તે રાજ્ય અરથે સદા વઢતા, કરે મહા ઘોર યુદ્ધ.
દુર્યોધન દુરમત્ય પાપી, ન આપે તિલધર્ણ;
તેણે અહંકાર કીધો ઘણો, તે નટ પામ્યો મર્ણ.
જ્યારે પાંડવ ફરી વિષ્ટી, કરવા ગયાતા શ્રીકૃષ્ણ;
પ્રતિબોધ દઇને પ્રીછવ્યો, પણ કાંઇ ન સમજ્યો પ્રશ્ન.
યુદ્ધ વિણ પૃથ્વિ કેમ આપું, પાંડવને નિરધાર;
પછી શ્રી કૃષ્ણ રીસાવી ચાલ્યા, મનમાં ક્રોધ અપાર.
પાંડવ પ્રત્યે કૃષ્ણ કહે, હવે ઉઠો બળીયા જોધ;
શત કૌરવને હણિયે રણમાં, ચડજો આણી ક્રોધ.
પછી કૌરવ પાંડવ ત્યાંથી ચાલ્યા, કીધો યુદ્ધારંભ;
કુરૂક્ષેત્રમાં જઈ ઉતર્યા ત્યાં, રોપ્યો રણનો સ્થંભ.
પછી પાંડવ કૌરવ મધ્યે, દારૂણ લાગ્યું યુદ્ધ;
સામસામા અસ્ત્ર ફેંકે, નાનાવિધના આયુદ્ધ.
દશમે દીવસે બાણ શય્યા, પોઢયા ભીષ્મ બળવંત;
દ્રોણ કર્ણ ને શલ્યતણો, રણ મધ્યે આણ્યો અંત.
પછી સૈન્યા પરાજ્ય પામી, જોતામાં નીરધાર;
કુરૂક્ષેત્રે બહુ બહુ બળિયા, રાય થયા સંહાર.
પછી ભીમ ગદા લઈ આવ્યો, જોતાં પોતે ધીરજ ધાણી;
દુર્યોધન સહુ કૌરવ સાથે, ત્યાં પમાડયો મર્ણ.
ત્યારે હાહાકાર હવો તેણી વેળા, ભૂમધ્યે નીરવાણ;
ક્રોધે ચડીયો મહા બળીયો, અશ્વત્થામા જાણ.
દ્રોણ પુત્રને ક્રોધ ચડયો, રણે પાંડવને હું મારૂં;
ક્રોપે લોચન રક્ત થયાં છે, હવડાં જઈ સંહારૂં.
તેણે આવી રીસ કરી, મુકયું નારાયણાસ્ત્રબાણ;
ત્યારે પાંડવ બળવા લાગ્યા, પણ રક્ષા કરી શ્રી ભગવાન.
પછી પાંચ કુંવર દ્રૌપદીના, સાથે ધૃષ્ટદ્યુમ્નને નિરધાર;
રણમાં માર્યા ક્રોધ કરીને, ત્યારે વર્ત્યો હાહાકાર.
પંચાળીને શોક ઉપન્યો, હૃદયે દુઃખ અપાર;
અર્જુનને સહુ કારણ કહ્યું, વહે નેત્ર જળની ધાર.
અશ્વત્થામાએ અર્ભક મારચા, સઉનો આણ્યો કાળ;
હવે આજ દીવસે તે પાપીને, રણમાં હણો ભૂપાળ.
નહિ તો કાષ્ટ ભક્ષણ કરૂં, મરણ પામું તતખેવ;
એમ રડે પડે આક્રંદ કરે, આંસુ પડે જેમ નેવ.
અર્જુન કહે સાંભળો અબળા, સત્ય કહું હું આજ;
તેના શીરપર સ્નાન કરાવું, જેમ સમે તુજ મન દાઝ.
સ્વર્ગ મૃત્યુ અર્ણવ સંગાથે, શોધું છઉં પાતાળ;
વૈરી આપણો આજ મારવો, જેણે હણ્યાં છે પંચ બાળ.
એવું સાંભળી અશ્વત્થામા, નાઠો લઇને દેહ;
મહા વનમાં દ્રઢ આસન વાળી, બેઠો જઇને તેહ.
કૃષ્ણ અર્જુન રથે બેસી, પુઠે તેની ધાય;
આજ શોધવો સંધ્યા પેહેલાં, ચિંતા મનમાં થાય.
જોતાં જોતાં આવી પહોંચ્યા, અશ્વત્થામા જ્યાંહે;
દ્રોણ પુત્ર અર્જુનને દેખી, સામો થયો વનમાંહે.

---

* સાતમા અધ્યાયમાં અશ્વત્થામાએ દ્રૌપદીના પુત્ર હણ્યા તેની કથા કહી છે.

બ્રહ્માસ્ત્ર મુકયું અર્જુન ઉપર, ક્રોધ કરી એક બાણ;
પછી અશ્વત્થામાએ એમ વિચાર્યું, હવે લેઉં રિપૂના પ્રાણ.
ત્યારે કૃષ્ણે મનમાં વાત વિચારી, એ અર્જુનને નિશ્ચે મારે;
અર્જુન પ્રેર્યો શ્રી કૃષ્ણે, બ્રહ્માસ્ત્ર મુકાવ્યું ત્યારે.
કૃષ્ણ કહે સુણ દ્રોણ તન. એ અર્જુન મહાબળ ધારી;
રે દુષ્ટ તેં બાળક હણ્યાં, તુને હવડા નાખું મારી.
પછી પાર્થે કરવા માંડયો, દ્રોણ સુતનો જવ નાશ;
ત્યારે ત્યાં જઇને છોડાવ્યો, તેને શ્રી અવિનાશ.
શ્રી કૃષ્ણ કહે ગુરૂ પૂત્રને, નવ મારીએ રે ભાય;
વચન શુભ કહી શાંત પમાડયો, અર્જુનને યદુરાય.
તમને ક્રોધ ઘટે નહીં, અંતર જુઓને વિચારી;
ગુરૂ પુત્રને કેમ હણીયે. થાય બ્રહ્મહત્યા ભારી.
અર્જુન કહે શ્રી કૃષ્ણ પ્રત્યે, વચન મિથ્યા કેમ થાય;
પંચાળી મન દુઃખ ધરે તેને. સમજાવો યદુરાય.
વચન સત્ય કરવાને અર્થે, બોલ્યા શ્રી મોરાર;
એના કેશ વિષે મણી છે, તે લેજો આ વાર.
એવું સુણતાં અર્જુન ધાયો, રોપે શરીર શૂન્ય;
પછી શીખા સહિત મણિ કાઢી લીધો, ન ગણ્યું પાપ ને પુન્ય.
તે ઉપર દ્રૌપદીએ બેસી, સ્નાન કર્યું તે ઠામ;
પાંડવને શ્રી પ્રભુએ રાખ્યા, સેવક માટે જાણ.

**વળણ.**

સેવકની કરી સહાય, તેમાં સંદેહ નવ ગણ્યો;
અધ્યાય સાત પુરા થયા, શ્રોતા શ્રીહરિહરિ ભણો.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮મો.*

### કડવું ૮ મું-રાગ વેરાડી.

સુતપુરાણી વદે છે વચન, સાંભળો શૌનક મુનિ જન;
ત્યારપછી કથા થઈ જેહ, કહું વિસ્તારીને તેહ.
અશ્વત્થામાનો મણી જેહ, અર્જુન લાવ્યો ત્રિભાણી તેહ;
દ્રૌપદીએ સંભારી વચન, ઉપર બેસીને કીધું સ્નાન.
પછી સૌ કુટુંબ પરિવાર, આવ્યાં ગંગા કાંઠે સાર;
કૃષ્ણ સહિત સર્વ સાથે ત્યાંહે, સ્નાન કીધું ગંગાજી માંહે.

યુધિષ્ઠિર વિચારે ચંત, મેં સૌ કુળનો આણ્યો અંત;
હવે ધિક્ ધિક્ આ સંસાર, મેં સ્વજનનો કર્યો સંહાર.
સહોદર વધનો અધ્યાપ, તે સમે નહીં તનથી તાપ;
એ જીવ્યાથી મરવું સારૂં, નથી સ્થિર મન રહેતું મારૂં.
હું તો વિષ ખાઇને પોહોડું, શું દેખાડું પ્રજાને મોઢું;
અથવા ગીરિશિખર પડ ચઢું, અરવડતો હેઠો પડું.
કંઠે શીલા બાંધી જાણ, કૂપમાં પડી કાઢું પ્રાણ;
અથવા ચિતા પાવકની કરૂં, મધ્યે પ્રવેશ કરીને મરૂં.
મેં કુટુંબનો કીધો સંહાર, એ રાજને પડયો ધિક્કાર;
મારે મન ઉપજ્યો વૈરાગ, કીધું સર્વ જગત મેં ત્યાગ.
અથવા વન મધ્યે સાંચરૂં, તપ ઉગ્ર તહાં જઈ કરૂં;
અથવા તીરથ સર્વે નહાઉં, જેણે પાપ સકળથી મુકાઉં.
કુટુંબ નિકંદક મારૂં નામ, ઘોર રૌરવ નર્કે ન ઠામ;
સુણો સર્વે મારી વીનતી, આ રાજ્યનો મારે ખપ નથી.
પછી એમ બોલ્યા યદુરાય, કાં રાજા તું ઘેલો થાય;
એ દૈવગત છે સહુ સંસાર, સ્થીરરૂપ કો નહીં લગાર.
કેવા કેવા ધરાપર થયા, જેના મહિમા ન જાયે કહ્યા;
વળી બહુ પૃથ્વિપર થશે, નેટકાળ તે સૌને ગળશે.
સ્વજન સુત કુટુંબ પરિવાર, દૈવગત અનિત્ય સંસાર;
અંતે કોકોનું નહિં પર્મ, જુઓ રાયજી વિચારી ધર્મ.
એવું કહીને વૈકુંઠનાથ, ઝાલ્યો યુધિષ્ઠિરનો હાથ;
યુધિષ્ઠિરને પ્રભુ તતખેવ, તેડી ગયા જહાં ગાંગેવ.
બાણ શય્યાયે પોઢયા ભિષ્મ રાય, ધર્મ પુત્ર લાગ્યો જઈ પાય;
દીધો આશીરવાદ મહારાજ, કરી શોક હૃદયનો તાજ.
ગદગદ કંઠ યુધિષ્ઠિર રાય, અંગ શોષ સહ્યો નવ જાય;
દુઃખ બહુ હૃદયામાં ધરે, એવે ભીષ્મ વાણી ઉચરે.
ધર્મધુરંધર સાંભળ વીર, તુજ નેત્રે વહે કયમ નીર;
તુજને કૃપાકરી અવીનાશ, તોય મન હજી કયમ ઉદાસ.
ત્યારે યુધિષ્ઠિરે ભિષ્મને કહ્યું, હું તો દુઃખ સાગરમાં રહું;
મારૂં ધર્મ નામ તે ધિક્કાર, જે મેં કુટુંબ કર્યું સંહાર.
ભિષ્મપિતામહ વધ્યા વચન, ન વદ ન વદ એવાં વચન;
બેશ પુત્ર સાંભળ કહું વાત, તું કરે કેમ હવે અશ્રુપાત.
રાય કહે હું શરીર શાને ધરૂં, ગોઝારી દેહને પરહરૂં;
એવાં ધર્મનાં સુણી વચન, વળતા ભીષ્મ વદે છે ધન્ય.
એ ગતી તો સૌને હોય, જેણે ધરિ અવનિપર કાય;
રાજા રાય ને છત્રપતિ, કાળથી કોઈ ઉગર્યા નથી.
દૈવ દૈત્ય યક્ષ ને નાગ, મહારાજા મોટા સૌભાગ્ય;
મહાબળિયા પ્રૌઢા ભુપાળ, સૌનો મૃતકે આણ્યો કાળ.

---

* આઠમા અધ્યાયમાં શ્રી કૃષ્ણે પરીક્ષિત રાજાનું અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી કેમ સંરક્ષણ કીધું તેનું વર્ણન કીધું છે.

કૌરવે જેવાં કીધાં કામ, તેવું પામ્યા આણે ઠામ;
તે માટે કહું તમને સહી, તેનું દુઃખજ ધરવું નહિ.
કીધું તેવું ભોગવ્યું આપ, તેમાં તુજને શો અધ્યાપ;
હું કહું તે હવે આચરો કાજ, હસ્તિનાપુરનું કરો સુખે રાજ.
જાઓ દેશ મુકીને ઉચાટ, પ્રજા સરવે જોતી હશે વાટ;
ધર્માધર્મતણું કહી જ્ઞાન, ભીષ્મે સંતોષ્યો રાજાન.
ષટ માસ લગી મહારાજ, ધર્માધર્મનું ભિષ્મે કહ્યું સર્વે કાજ,
ભીષ્મે પ્રજાતણા હીતકાજ, સમજાવી બેસાડયો રાજ.
ઉત્તરાયણ થયું ફરી, ભીષ્મ ગયા શ્રી વૈકુંઠ પૂરી;
પાંડવને શ્રી અશરણશરણ, રૂડા યજ્ઞ કરાવ્યા ત્રણ.
દ્વારિકાં શ્રી કૃષ્ણજી જાય, તવ દ્રોણ સુતનો કહ્યો મહિમાય;
સાંભળો સર્વે પાંડુ કુમાર, બ્રહ્મઋષિનો મહિમા અપાર.
અશ્વત્થામાએ મૂક્યું જે બાણ, પાંડવના લેવાને પ્રાણ;
મૂકયું બ્રહ્માસ્ત્રચક્ર દેવે, રાખ્યો ગર્ભ ઉત્તરાનો એવે.
બાણ આવ્યું જ્યારે તે ઠાર, પરીક્ષિતનો કરવા સંહાર;
સુદર્શન ચક્ર મેં મુકયું તે વીપે, ઉત્તરાનો ગર્ભ રહ્યો સુખે.
અંગુષ્ઠ માત્રે શ્રી કૃષ્ણે તહીં, ઉતરાનો ગર્ભ રાખ્યો સહી;
કુંતાએ સ્તુતિ તવ કરી ઘણી, પરબ્રહ્મ પરમેશ્વર તણી.

વળણ.

પરમેશ્વરની સ્તુતિ કરીને, કુંતાજી લાગ્યાં પાયરે;
હવે અષ્ટાધ્યાય પુરા થયા, શ્રી કૃષ્ણજીવનની કૃપાયરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે અષ્ટમો-ધ્યાયઃ ॥૮॥**

---

## અધ્યાય ૯ મો.*

**કડવું ૯ મું-રાગ ધન્યાશ્રી.**

સુતપુરાણીકવાણી ઓચરે, શૌનક ઋષી તે શ્રવણે ધરે;
કુંતાએ કૃષ્ણની સ્તુતી કરી, જેના નામે જન્મ મરણ ટળે.

ચાલ.

નીસ્તરે તુજ નામ લેતાં, જન્મ ને વળી મર્ણ;
તું સાહ્ય સેવકની કરે, ભક્તને રાખે શર્ણ.
તું સરજે પાળે ને સંહારે, કોન લહે તારો પાર;
આધાર સૌને છે તમારો, પ્રભુ ત્રીભુવન મોઝાર.
સેવકને સુખીયા કરે, તું ધર્મતણો પ્રતીપાળ;
અનાચારી અધર્મી, તેનો તું આણે કાળ.
ચતુર્દશ બ્રહ્માંડમાં, શ્રીનાથ તારો વાસ;
તું આદિ અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યો શ્રી અવિનાશ.
તુજ પાર કો પામે નહીં, પ્રભુ અકલ રૂપ અભેદ;
ઈંદ્ર બ્રહ્મા અમર સાથે, સતત સેવે વેદ.
વરદાન આપે ભક્તને, કરુણા કરી ભગવાન;
કોપે તો ત્રણવત કરે, ત્રુઠાથી મેરૂ સમાન.
એવી વિનતી કરી અપરમાત, જેનો મૂર્ખ ન લહે પાર;
પ્રેમ સાથે પ્રભુજીને, વળી કર્યા નમસ્કાર.
તમ કૃપા માટે હે પ્રભુજી, પાંડવ થયા સનાથ;
શત્રુરૂપિ સમુદ્રમાંથી તમે ગ્રહી કાઢ્યા હાથ.
એવી સ્તુતી બહુ બહુ કરી, પ્રણમી શ્રીજગજીવન;
પણ યુધિષ્ઠિર રાયનો, નવ શોક સમાયો મન.
ધર્માધર્મનું જ્ઞાન કહ્યું, કુરૂક્ષેત્રમાં ગાંગેવ;
પ્રભુ સ્મરણ ચિત્તે ધરી, વૈકુંઠ ગયા તતખેવ.
ષટ માસ લગી પાસે રહ્યા, પાંડવ જુગજીવન;
હસ્તિનાપુરમાં રાજ્ય કરતા, યુધિષ્ઠિર રાજંન.
પાંડવોનો સાથ આવ્યો, હસ્તિનાપૂર માંહ;
રાયને સહુ પાય લાગે, દેશ દેશના રાય.
ધર્મના પગ ચારે ચાલે, બહુ વિપ્રનાં પૂજન;
ભાટ ચારણ બંદિજન, કહે યુધિષ્ઠિરને ધન્ય.
યુધિષ્ઠિરના રાજમાં, દુખી દેશકો નવ હોય;
ધર્મ અર્થ ને કામ મોક્ષ એ, ચાર પદારથ સોય.
સદાવ્રત સહુ આપતા, ને સુખી સરવે લોક;
સત્યવાણી લોક બોલતા સૌ, સ્વપ્નમાં નહીં શોક.
બ્રહ્મ ક્ષત્રિ વણિક શૂદ્રો, પાળતા કુળ ધર્મ;
એમ હસ્તિનાપૂરમાં, કરે છે રાજ્ય રાજા ધર્મ.

વળણ.

રાજ્ય કરે જ્યાં ધર્મ રાજા, કંઈ અધર્મ ચાલે નહીં;
હવે કૃષ્ણ કથાતણો, એ અધ્યાય નવમો થયો સહી.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે નવમો-ધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.*

**કડવું ૧૦ મું-રાગ સારંગ.**

સુતપુરાણીક એણીપેરે બોલ્યા, સાંભળ શૌનક વાતજી;
ત્યાર પછી શ્રી કૃષ્ણ ચંદ્રની, હું તમને કહું ખ્યાતજી.

---

* નવમા અધ્યાયમાં કુંતાએ શ્રી કૃષ્ણની પ્રાર્થના કીધી તે તે અને ધર્મરાજે હસ્તિનાપૂરનું રાજ્ય કેમ કીધું તેનું વર્ણન છે.

* એ દશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ પરમાત્મા અને યુધિષ્ઠિરના વિયોગનો કથાપ્રસંગ કહ્યો છે.

હસ્તિનાપૂરમાં રાજ્ય કરે, જે ધર્મ પુત્ર કહેવાયજી;
પ્રજા સર્વને જુગતે પાળે, ધર્મવંત તે રાયજી.
દુર્યોધનના વાક્યથી જે, ભક્ત વિદુર નિરધારજી;
આજ્ઞા માગી તીર્થ કરવા, ચાલ્યા નગરથી બહારજી.
તેણે તીરથ પૃથ્વિનાં કરયાં, ધરી મન ઉલ્લાસજી;
જેને સાહે સદા શ્યામળીયો, સ્વામી શ્રી અવિનાશજી.
હવે યુધિષ્ઠિરની પાસ રહ્યા છે, સ્વામી શ્રી મોરારજી;
કુટુંબ વધનો શોક મનમાં, ધરતો રાય અપારજી.
ત્યારે આસનાવાસના દઈને, સમજાવે શ્રી ભગવાનજી;
વિલોપાતજ કરશો નહીં ને, મનમાં ધરો કાંઈ જ્ઞાનજી.
પ્રભુજી પાસે બેસીને કહે છે, જ્ઞાન અશરણશરણજી;
યુધિષ્ઠિરનો શોક સમાવા, યજ્ઞ કરાવ્યા ત્રણયજી.
પાંડવ સંતોષી પછી પ્રભુયે, માગી ત્યાંથી વિદાયજી;
આજ્ઞા લઈ ને જ્ઞાન આપીને, દ્વારિકા ભણી જાયજી.
વળાવા શ્રી વિઠલને ચાલ્યો, પાંડુનો પરિવારજી;
સુખપાલ હસ્તીપર બેઠા કો, કો હયપર અસ્વારજી.
દ્વારકાએ સમાચાર યાદવને પોહોંચ્યા, સાથ સરવે આવ્યોજી;
આજ મળીશું માધવને એમ, મનમાં હરખ ન સમાવ્યોજી.
સમસ્ત યાદવ, નગ્રનાં વાસી, વૃદ્ધ યૌવન ને બાળજી;
ઉગ્રસેન ને બળભદ્ર સંગાથે, સહુ આવ્યા તતકાળજી.
સન્મુખ આવી સર્વે ભેટયા, આનંદે નીરધારજી;
કૃષ્ણે કૃપા કરી સર્વને, વરત્યો જય જયકારજી.
યાચક, ભાટ ચારણ બંદીજન, સૌની પુરી આશજી;
એ શોભાથી દ્વારિકામાં, આવ્યા શ્રી અવિનાશજી.
વળાવી વાટેથી પાછા વળીયા, યુધિષ્ઠિર રાજનજી;
દ્વારીકામાં કૃષ્ણ પધાર્યા, સાથે છે અરજુનજી.
હસ્તિનાપૂરમાં પાંડવ આવ્યા, વળાવીને શ્રી ભગવાનજી;
કૃષ્ણચંદ્ર અર્જુન સંગાથે, મળ્યા ઉગ્રસેન રાજાનજી.
સમગ્ર લોક સંગાથે મળી, ભેટયા શ્રી ગોપાળજી;
દુઃખ સરવનાં દૂર કર્યાં, કરૂણા કૃષ્ણ કૃપાળજી.
પુર મધ્યે આવ્યા જગજીવન, પ્રજા સરવે સાથજી;
પ્રજાજન સહુ પાયે લાગે, જયજય શ્રી યદુનાથજી.
યાદવ સહુ મન આનંદ પામ્યા, વરત્યો જયજયકારજી;
સ્તુતી કરે સહુ સારિંગધરની, નગ્રલોક નર નારજી.

**વળણ.**

નરનાર સહુ સ્તુતી કરે, ગાયે પ્રભુના બહુ યશરે;
સુતપુરાણીક કહે શૌનકને, થયા અધ્યાય એમ દશરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે દશમોધ્યાયઃ ૧૦**

# અધ્યાય ૧૧ મો.*

## કડવું ૧૧ મું-રાગ મારૂની ચાલ, ટુકડી.

બોલ્યા સુતપુરાણીક મુખે, સાંભળો શૌનકાદીક સુખે;
પ્રભુ દ્વારિકામાં આવિયા, પ્રજા સરવેને મન ભાવિયા.
નગ્ર દ્વારે આવ્યા પ્રભુ જેવે, શંખનાદ કર્યો તતખેવ;
શંખનાદ સાંભળતાં વાર, હરખ્યા યાદવ મનમાં અપાર.
સામા આવ્યા સરવે જન, વાગે દુંદુભી મેઘનીધુન્ન;
હસ્તી હયરથપર છે સ્વાર, હેઠા ઉતરી કરે સૌ નમસ્કાર.
પ્રજા સરવને દેતા માન, આવ્યા સભા વિષે શ્રી ભગવાન;
સાથે અરજુન છે નીરધાર, જઈને બેઠા સભાની મોઝાર.
સિંહાસને બેઠા શ્રી રણછોડ, સ્તુતી કરે જાદવ છપ્પન ક્રોડ;
ભાટ ચારણ બંદીજન જેહ, સભામાં યશ બોલે તેહ.
ત્યાંહાં નૃત્ય કરે અપછરા, વાજે કંકણ ને ઘુઘરા;
ઝાંઝ મૃદંગ ને ખીડ તાલ, ગુણીજન ગાય ગીત રસાલ.
રૂડા મુનિજન ભણતા વેદ, વળી કરતા તેના પદચ્છેદ;
આવ્યા નગ્રવાસી બહુ સંત, લાવ્યા ભેટ ત્યાં લોક અનંત.
પૂરની ઘણી વધી શોભાય, રાજ્ય કરે જ્યાં યાદવરાય;
સુખ પામી પ્રજા સહુ લોક, કોઇને સ્વપ્નમહીં નહીં શોક.
સભા સર્વને આજ્ઞા કરી, આસન તજીને ઉભા હરી;
સભા સર્વ વિસર્જન થાય, મંદીર માંહે આવ્યા શ્રી યદુરાય.
અષ્ટ પટરાણી જે કૃષ્ણની નાર, તે પ્રત્યે મળીયા મોરાર;
હાવભાવથી ચરણે નમતી, તે શ્રી કૃષ્ણતણે મન ગમતી.
કરૂણા કીધી તવ જગજીવન, સંતોષી સહુ નારી જન;
સહુ અબળાની પુરી આશ, કૃપા કીધી સૌને અવિનાશ.
હાસ્ય વિનોદે વહી ગઈ રાત, ઉઠયા પ્રભુ જવ થયો પ્રભાત;
દંતધાવન કરીને સ્નાન, આવ્યા સભા વિષે ભગવાન.
યાદવ સહુ આવ્યા તે વાર, રિધ્ધસિદ્ધિવંત અપાર;
પ્રભુજીને કરી નમસ્કાર, પછી બેસ્યા સભા મોઝાર.
ચારે વર્ણ પાળે નિજ ધર્મ, અશુભ આચરે નહીં કો કર્મ;
એકાદશી કરે સહુ જન, ઘર ઘર થાય હરી કીર્તન.
રૂડા યજ્ઞ નગરમાં થાય, દ્વિજનાં બહુ પૂજન ત્યાં થાય;
માગ્યા મેહ વરસે નીરધાર, ફુલે રોજ અઢારે† ભાર.
ભક્ત જન સેવે ગોપાળ, ગોપીચંદન તિલક છે ભાલ;
માળા વૃંદાની કંઠે ધરે, ગીરિવરધરની સેવા કરે.

* આ અધ્યાયમાં શ્રી કૃષ્ણે દ્વારકામાં કેમ રાજ્ય કીધું નું વર્ણન કીધું છે.
† વનસ્પતિ (સઘળી.)

વિધિયે રાજ્ય કરે મહારાજ, પ્રજા સકળનાં સાર્યાં કાજ;
જે કો ધ્યાન પ્રભૂનું ધરે, તેને ગીરિધર કીપા કરે.
જે પ્રાણી પ્રભુમાં છે લીન, શ્યામળો સદા તેને આધીન;
જે કો સમરે વૈકુંઠરાય, તે જન પ્રભુને વિષે લીન થાય.
વિધિયે રાજ્ય કરે શ્રી મોરાર, પ્રજા દુઃખ ન પામે લગાર;
એવા એ શ્રી અવિનાસી દેવ, પ્રજા માત્ર કરે છે સેવ.
વળી સભા વિસર્જન કરે, માધવ મંદિરમાં સાંચરે;
પટરાણી સૌ લાગે પાય, જયજય શ્રી દ્વારિકાંરાય.
નિત્ય નવિન થાયે પકવાન, અર્જુનશું જમતા ભગવાન;
હરિના મહિમા ન જાયે કહ્યા, અર્જુન પ્રભુની પાસે રહ્યા.

વળણ.

અર્જુન પ્રભુની પાસે રહ્યા, હરિ ગુણ વાર્ણવ્યા જાયે નહીં;
પ્રથમ સ્કંધના અધ્યાય, એકાદશ સમાપ્ત થયા સહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે એકાદશો-ધ્યાયઃ ॥૧૧॥**

## અધ્યાય ૧૨ મો.*

**કડવું ૧૨ મું-રાગ રામગ્રી.**

શ્રી સુતજી બોલ્યા હરખે વાણીજી;
સુણો શૌનક આનંદ આણીજી;
કૃષ્ણ પધાર્યા પોતાને દ્વારજી;
હસ્તિનાપુરતણો કહું મહિમા અપારજી.

**ચાલ.**

હસ્તિનાપૂરની કથા કહું, સાંભળો શૌનક વાત;
યુધિષ્ઠિર તો રાજે બેઠા, પાંડુના કુમાર સભામાં સાક્ષાત.
પ્રજા સહુને પ્રેમે પાળે, ધર્મતણા પગ ચાર;
આનંદ વર્ત્યો સર્વને, હસ્તિનાપુર મોઝાર.
એવું સાંભળી શૌનક કહે, સુત પુરાણીકને એમ;
સ્વામિજી કહો પાંડવ કુળમાં, પરીક્ષિત પ્રગટયા કેમ.
સુતપુરાણી એણીપેરે બોલ્યા, સાંભળો શૌનક સત્ય;
હવે તમને કહું વિસ્તારી, પરીક્ષિત રાયની ઉત્પત્ય.
ઉત્તરાના ઉદરમાં, પરિક્ષિત તણો અવતાર;
અંગુષ્ટ માત્રજ ગર્ભ, પ્રભુયે જાળવીયો તેવાર.
તે પરીક્ષિતનો જન્મ હવો, પર્મ વિષ્ણુ કેરો દાસ;
તે સમે સૌ પાંડવના કુળને, અતિશય હવો ઉલ્હાસ.

કુટુંબ સરવને હર્ખ ઉપન્યો, વર્ત્યો જય જયકાર;
સુભદ્રા કુંતા પાંચાળી, હરખે મન અપાર.
ભાટ બ્રાહ્મણ યાચક જન ને બંદિજન કહેવાય;
ઉચિત દાન સરવને આપ્યાં, વધામણી વેહેંચાય.
પંચશબ્દ વાદીત્ર ગડગડે, નોબત ને નીશાન;
પંચ મૃદંગ ઉપંગ ઝાંઝર, વાજે બહુ વિધ જાણ.
બંદીજન બહુ યશ વખાણે, હૃદય ધરી આનંદ;
ભાટ દશોંદી મહારાજાના, ભણે વિવિધના છંદ.
બ્રાહ્મણ આશિર્વાદ ઉચરે, સભા વિષે નિરધાર;
દાન અપરમિત મહારાજાયે, સહુને આપ્યાં તે ઠાર.
સમગ્ર નગ્રે આનંદ વર્ત્યો, ચીત્ર સાથીયા શોભે;
ઘરઘેર જોઇ ધ્વજ પતાકા, દેવતાણાં મન મોહે લોભે.
કુંકુમ દ્વારે અર્ચિત હાથા, મંગળ દેતી નાર;
પ્રજા સરવને મન હરખ ઉપન્યો, હસ્તિનાપૂર મોઝાર.
ધર્મ રાજાયે લગ્ન વરતાવ્યું, જ્યોષિક ને તે ઠામ;
શુભ ઘડી પળ સર્વે સાધી, મુનિયે ધર્યું પરીક્ષિત નામ.
દાન અપરમીત સૌને આપ્યાં, પુજ્યા વાડવ પર્મ;
દક્ષિણા ભોજન સહુને આપી, સંતોષ્યા રાય ધર્મ.
યાચક જન સંતોખિયા, સહુ મહારાજાયે જાણ;
આશિરવાદ કહી બ્રાહ્મણ વળીયા, રાય હજો કલ્યાણ.
ધર્મ પુત્ર એમ રાજ્ય કરે, દીનકેડે દીન વહી જાય;
પ્રવર્ત્યો બહુ ધર્મ પૂરમાં, સુખી થઇ પ્રજાય.
એક સમે સભામાં બેઠા, યુધિષ્ઠિર રાજંન;
કુટુંબ વધ સંભારી રાજા, દુઃખ ધરે બહુ મન.
યુધિષ્ઠિર મન શોક કરતા, ઉપજ્યો ઉગ્ર પરિતાપ;
આ રાજ્ય માથે ધિક્કાર છે, સ્વજન મારી કરીયું પાપ.
મન વિચારી વ્યાસ પ્રત્યે, પુછીયું પ્રાયશ્ચિત્ત;
વ્યાસ કહે કરો યજ્ઞ રાજા, એ પાપનેરે નિમિત્ત.
પુર્વે રાજા મરૂત રાયે, યજ્ઞ કીધા સાર;
વાડવને બહુ દાન સમર્પ્યાં, એ પુન્ય તણો નહિ પાર.
દ્રવ્ય બ્રાહ્મણ લઈ ગયા, ત્યાંથી હતું જેટલું કામ;
ઊંચકી શક્યા નહીં તેથી, બાકી પડયું રહ્યું તે ઠામ.
ત્યાંથી દ્રવ્ય અપરમીત આણી, યજ્ઞ કરો રાજંન;
પાંડવને પરમેશ્વર સાહે, સ્વામી જગજીવન.
પછી યુધિષ્ઠિરે યજ્ઞ કરી, સંતોખ્યા પાવક દેવ;
તવ અંતરનો શોક સમ્યો, નિશ્ચિંત થયા તતખેવ.
યુધિષ્ઠિર પ્રત્યે પ્રભૂએ, માગી પછી વિદાય;
તે દ્વારિકાં ભણી સાંચર્યા, અરજુન વળાવા જાય.

*આ અધ્યાયમાં પરીક્ષિત રાજાનો ધર્મ ને ધર્મ રાજાનો શોક સમ્યો તેનો કથા પ્રસંગ કહ્યો છે.

નિજ ગામ જઈ પોહોત્યા સહી, ત્યાં હવો જયજયકાર;
રાજ્યકર્તા યુધિષ્ઠિર, હસ્તિનાપૂર મોઝાર.
પુત્ર સમ પાળે પ્રજાને કોડે, હરખ સહુને થાય;
ધર્મરાજ પાંડવ ચલાવે, કરે પ્રભુતણી સેવાય.
ધર્મ પૂરમાં પ્રવર્ત્યો સહુ, સુખે રહે ત્યાં લોક;
અકાળ મૃત્યુ નહિ કોને, નહિં સ્વપ્ને પણ શોક.
સુતપુરાણીક બોલીયા વાણી, હવે સાંભળો શૈનક સાર;
વિદુર ભક્તની કથાનો, તમને કહું વિસ્તાર.

વળણ.

તમને કહું વિસ્તાર શૈનક, સુણો જ્ઞાન હૃદે ધરી;
અધ્યાય દ્વાદશ થયા પુરા, સહુ બોલો શ્રી હરી.

### ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે દ્વાદશોધ્યાયઃ ॥૧૨॥

---

## અધ્યાય ૧૩ મો.*

### કડવુ ૧૩ મું–રાગ વસંત.

સુતપુરાણી વાણી બોલ્યા, સાંભળો શૈનક વાત;
હવે તમને કહું વિસ્તારી, વિદુર ભક્તની ખ્યાત.
વિદુરજી તિર્થ કરવા અર્થે, મહાવન મધ્યે જાય;
અવની ઊપર સર્વ તીરથ, કર્યાં જઇ ભક્તરાય.
એમ કરતાં વિદુર આવ્યા, યમુના કેરે પાસ;
ત્યાંહાં વિદુરને ઉદ્ધવ મળીયા, જે વિષ્ણુ કેરા દાસ.
પરસ્પરે આનંદે મળ્યા, ને ભેટયા બંને તેહ;
આલિંગન દઈ વિદુર બોલ્યા, પવિત્ર થઈ મુજ દેહ.
કરજોડી પ્રણામ કર્યા, ભક્ત વિદુરને નિરધાર;
પરિવાર સહિત શ્રી કૃષ્ણ ચંદ્રના પુછે છે સમાચાર.
દ્વારિકાના પુછી કુશળતા, મનમાં ધરી ઉલ્હાસ;
સમગ્ર યાદવ સહુ સુખી છે, કહો મુજને હરિદાસ.
ત્યારે ઉદ્ધવ વાણી બોલ્યા, વિદુરને તે વાર;
છપન ક્રોડ યાદવશું માધવ, ગયા સ્વર્ગ મોઝાર.
સર્વ પ્રજાના લોક સાથે, પોતાનો પરિવાર;
ચારે વરણ સંગાથે ચતુર્ભુજ, વઇકુંઠ ચાલિયા મોરાર.
ભક્તજન સેવક પોતાના, ચારે વર્ણમાં જેહ;
શ્રી કૃષ્ણપરમાત્માની કૃપાએ, વૈકુંઠ પામ્યા તેહ.

વળી એક ઉદ્ધવે કહી, હરીભક્ત વિદુરને વાત;
પ્રભુએ તમને સંભાર્યાતા, સાંભળો મારા ભ્રાત.
મંત્રીને એમ કહી ગયા છે, સ્વામી શ્રી ભગવાન;
તું મુજ ભક્ત વિદુરને કહેજે, શ્રી ભાગવતનું જ્ઞાન.
એમ કહી ઉદ્ધવ ગયા, શ્રી બદ્રિકાશ્રમ જાંહે;
ધરણીધરનું ધ્યાન ધાર્યું, હરખ ધરી મન માંહે.
વિદુર ભક્ત ત્યાંહાંથી ઉઠયા, ગયા તે હરદ્વાર;
જ્યાં મુનિ મૈત્રેય રહ્યા છે, આવ્યા તેણે ઠાર.
મૈત્રેય સાથે મળ્યા પરસ્પર, મનમાં આણી પ્રેમ;
સમાચાર અન્યોઅન્ય પૂછયા, કુશળતા ને ક્ષેમ.
પ્રેમ સહિત મૈત્રેયે આપ્યું, વિદુરને આસન;
વિદુર ભક્તને આદર દેખી, હરખ ઉપજ્યો બહુ મન.
મૈત્રેયે પછી શ્રીમહાભાગવત, શ્રવણ કરાવ્યું પવિત્ર;
જે સુણતાં નિશપાપ થઇએ, ઉત્તમ શ્રીકૃષ્ણ ચરિત્ર.
આદિથી અંત લગી કથા કહી, મૈત્રેયે તેણે ઠામ;
વિધિપૂર્વક વિદુરે સાંભળ્યા, વિષ્ણુના ગુણ ગ્રામ.
મૈત્રેય પ્રત્યે વિદુર બોલ્યા, હરખ ધરીને મન;
સ્વામી તમારી દયાથી, હું આજ થયો પાવન.
મૈત્રેય કેરી આજ્ઞા માગી, વિદુર ત્યાંથી જાય;
હસ્તિનાપૂરમાં આવીયા, જ્યાં છે યુધિષ્ઠિર રાય.
યુધિષ્ઠિર કુંતાજી આદે, ભાવે મળીયાં સાથ;
વિદુરને સહુ પાયે લાગ્યાં, ત્યારે મસ્તક મૂકયો હાથ.
યુધિષ્ઠિરની આજ્ઞા માગી, ભક્ત વિદુર નિરધાર;
રાય ધૃતરાષ્ટ્ર ને ગાંધારી જ્યાં છે, આવ્યા તેણે ઠાર.
ધૃતરાષ્ટ્ર ને ગાંધારીએ, ઊઠીને આગત કીધી;
નિશા વિષે એકાંતે બેશી, ઘણિ ઘણિ વારતા કીધી.
દંપતીને વૈરાગ્ય ઊપજાવ્યો, વિદુરે તેણી વાર;
ધૃતરાષ્ટ્રે મન નિશ્ચય કીધો, હવે જાવું વન મોઝાર.
પાછો પ્રાતઃકાળ થયો જ્યારે, વિદુર પધાર્યા ત્યાંહે;
કુંતા દ્રૌપદી પાંડવ સાથે, યુધિષ્ઠિર છે જ્યાંહે.
વિદુરને દેખીને રાજા, ધરતા હવા શોક અપાર;
ધિક્ક છે રાજ્ય આ માહરૂં કાકા, કીધો મેં કુટુંબ સંહાર.
તેણે સમે એમ વિદુર વદે છે, પાંડવ પ્રત્યે વચંન;
તેમને તેમનું પાપ નડયું તેમાં, કાં આણો દુઃખ મન
કીધું તેનું ભોગવ્યું જો, મનમાં આણ્યો ગર્વ;
હવે શોક મુકીને પાંડવો, તમે પ્રજા પાળો સર્વ.
વિદુરે ત્યાં આવી સંતોખ્યો, પાંડવ કેરો સાથ;
આસનાવાસના શૈને કીધી, મસ્તક મૂક્યો હાથ.

---

* તેરમા અધ્યાયમાં વિદુરજીએ ધૃતરાષ્ટ્ર રાજાને જ્ઞાન કહ્યું અને પછી ધૃતરાષ્ટ્ર સ્વર્ગે ગયા તેની કથા કહી છે.

તે સમે શૈનકઋષી કહે, સુતજી પ્રત્યે વચન;
પૂર્વ જન્મે વિદુર કોણ હતો, તેનું કહોને વર્ણન.
સુતપુરાણીક શૈનકને કહે, શ્રવણે ધરજો વાત;
આદિ અંત એ ભક્ત વિદુરની, કહું છું તમને ખ્યાત.
પૂર્વે વિદુરજી દેવ કહીએ, ધર્મતણો અવતાર;
માંડવ્ય ઋષિના શાપથી, આવ્યા પૃથ્વિપર નિરધાર.
માંડવ્ય ઋષિના શાપે, વિદુરજી દાસી ઉદર અવતાર;
ત્રણ્ય અવતાર પુરા થયા, હવે જાશે સ્વર્ગ મોઝાર.
તે દાસી તન થઇ અવતર્યા, શત વર્ષનું આયુષ હોય;
એમ પૃથ્વિમાં અવતાર ધર્યો, કહી માંડીને તે કથાય.
તે વિદુર નિશાયે આવ્યા, ધૃતરાષ્ટ છે જ્યાંહે;
ગાંધારી ધૃતરાષ્ટ્રને વૈરાગ્ય ઉપજાવ્યો ત્યાંહે.
વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું, કાંઇ મોક્ષ સાધન કરો જઇ આપ;
પછી કળિયુગ આવશે, તો વિંટી વળશે પાપ.
બહુ બહુ જ્ઞાન ધૃતરાષ્ટ્રને કહી, વૈરાગ્ય ઘણો ઉપજાવ્યો;
પછી ગાંધારી સહ ધૃતરાષ્ટ્રને, ઉત્તર દિશાભણી લાવ્યો.
પ્રાતઃકાળે પાંડવે, ધૃતરાષ્ટ્ર ગયા દીઠા ત્યાંહિ;
અતિ દુઃખ મન ધરતા હવા, સહુ વિચાર કરે મનમાંહે.
ચારે ભ્રાત આક્રંદ કરે ને, યુધિષ્ઠિર થયા શૂન્ય;
આકાશ માત્ર ઉદ્યોત થયો, ત્યાં આવ્યા નારદ મૂન્ય.
પાંડવ પાંચે પાયે લાગ્યા, આપ્યું શુભ આસન;
અર્ઘ પાદ્ય વિણાપાણીનું, ભાવે કર્યું પૂજન.
યુધિષ્ઠિરે પ્રણામ કરી, જઇ અર્ઘે નામ્યું શીશ;
નારદ બોલ્યા તે સમે, કેમ શોક કરો હે નરેશ.
આ અનિત્ય સંસાર દૈવગતિ, તેમાં કોઇ ન પામે પાર;
પુત્ર પિતા સ્વજન બંધુ ધન, મિથ્યા સહુ સંસાર.
તે માટે હું તમને કહું છું, કળિયુગ આવ્યો ત્યાંહે;
શ્રી કૃષ્ણ પૃથ્વિપર રહે, ત્યાં લગી તમે રહેજો આંહિ.
તે સ્વર્ગે વિચર્યા પછી, તમો ન સુખ કદી પામશો;
વૈરાગ્ય જ્ઞાન હૃદે ધરો, નવ સ્વર્ગનું સુખ જાણશો.
જ્ઞાન કથી વિણાધારીયે શોક સમાવ્યો, હરખ્યા મંનરાજન;
સહુને જ્ઞાન દઇ સમજાવી, ઋષિ થયા અંતરધ્યાન.
હવે ધૃતરાષ્ટ્રની કથા કહું, સાંભળો શૈનક તેહ;
નિશા મધ્યે નર નારીને, વિદુર લઇ ગયા જેહ.
ઉત્તર પંથે સપ્ત ઋષિનું, સ્થાનક શુભ છે જ્યાંહે;
ગાંધારી ધૃતરાષ્ટ્ર રાયને, વિદુર લાવ્યા ત્યાંહે.
ત્યાં ગંગાના પ્રવાહ સાત વહે, સુંદર શોભાસાર;
સપ્ત ઋષિનો વાસ સદા ત્યાં, તીર્થ એ રમ્ય અપાર.
ત્યાં જઈ રાજા ધૃતરાષ્ટ્ર બેઠા, ધરી પ્રભૂનું અંતરધ્યાન;
એક આસને બેસી તપ સાધે, આરાધ્યા શ્રી ભગવાન.
ગાંધારી સાથે તપ કીધું, વિદુર ભક્ત છે પાસ;
પાંચમે દિવસે વૈકુંઠ પામ્યાં, કૃપાકરી અવિનાશ.
યોગાભ્યાસે કરી રાજાયે, કાયા કીધી ત્યાગ;
ને વૈમાન બેસી વૈકુંઠે પોહોત્યાં, સાધ્યાં પોતાનાં કાજ.
સુતપુરાણીક કહે શૈનકને, સાંભળજો ઋષિ રાય;
હસ્તિનાપૂરમાં શી પેર થઇ, તે કહું છું હવે કથાય.

વળણ.

તેની કહુ કથાય ઋષિ, હર્ષે શ્રવણે ધરો;
અધ્યાય ત્રયોદશ પુરા હવાં, શ્રોતાજન શ્રીહરી ભણો.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમ સ્કંધે ત્રયોદશો-ધ્યાયઃ ॥૧૩॥**

---

# અધ્યાય ૧૪ મો.*

## કડવું ૧૪ મું–રાગ વેરાડી.

સુતપુરાણીક વાણી બોલ્યા, સાંભળો શૈનક વચંન;
હસ્તિનાપૂર ઉતપાત મંડાયો, કળિયુગ થયો ઉત્પન્ન.
પ્રાતઃકાળે સૂર્ય સાનિધ્ય નહિ, દીશે રડે શીયાળ;
ગર્ધવ પૂરમાં ભોંકે સઘળે, કાગ કરે કુકવાળ.
ધૂળ ભયાનક ઉડતી ને, અપશૂકન બહુ થાય;
પાંડવ સાથ મળી સૈ બેઠા, પૂછે માંહોમાંય.
તેણે સમે મુની શૈનક બોલ્યા, સુત પ્રત્યે સુવિચાર;
શ્રી કૃષ્ણચંદ્ર વૈકુંઠ ગયા કેમ, તેનો કહો વિસ્તાર.
સુતપુરાણીક વાણી બોલ્યા, સુણજો શૈનક આપ;
પૂર્વે ઋષિ દુર્વાસા કેરો, યાદવ પામ્યા શાપ.
પ્રેમ ધરી સહુ યાદવ ચાલ્યા, તીર્થ કરવા સત્ય;
પ્રભાસ તીર્થે જઇ વઢયા માંહો માંહે, સૈનો આવ્યો અંત્ય.
કૃષ્ણ સંગાથે યાદવ સરવે, પોહોચ્યાં સ્વર્ગ મોઝાર;
તેણે કરી ઉત્પાત થાય છે, હસ્તિનાપૂરમાં ઠાર.
શ્રી કૃષ્ણ વૈકુંઠે પધાર્યા, કળિયુગ આવ્યો માટે;
અર્જુનને હસ્તિનાપૂર મોકલ્યા, જ્ઞાન કહીને વાટે.
તે માટે હસ્તિનાપૂરમાં, અપશૂકન બહુ થાય;
ત્યારે ભીમશું વાણી બોલ્યા, આમ યુધિષ્ઠિર રાય.

---

* આ અધ્યાયમાં શ્રી કૃષ્ણપરમાત્મા સ્વધામ ગયા તેનો અને અર્જુનને યુધિષ્ઠિર રાયે પ્રશ્ન કર્યો તેનો કથા પ્રસંગ કહ્યો છે.

**યુધિષ્ઠિર વચન-**

અહિં આવડા ઉતપાત થાય છે, સાંભળ મારા ભ્રાત;
અર્જુન તો કૃષ્ણ સાથે ગયા, તેમને માસ થઇ ગયા સાત.
હવડાં તો દ્વારિકા સંબંધી, કાંઈ નથી સમાચાર;
મુજને ચિંતા ઉપની, બાંધવને શું હશે તે ઠાર.

**સૂત વચન-**

એવું વીમાસણ કરે, ત્યાં ભીમ ને રાજન;
મનમાં ચિંતા ધરે છે એવે, આવ્યા ત્યાં અરજુન.
શોકાતુર મુખ દીઠું પાર્થનું, યુધિષ્ઠિરે તેણીવાર;
દ્વારિકાં સંબંધીના ધર્મે, પૂછયો તવ સમાચાર.
અર્જુન ઝાંખા થઇને રહ્યા, ને મુખ નવ બોલ્યા વચન;
શ્રી કૃષ્ણ પ્રભુને સંભારતામાં, શોક થયો ઉત્પન્ય.
અર્જુન ઝાંખા દેખી પૂછે, યુધિષ્ઠિર મહારાજ;

**યુધિષ્ઠિર વચન-**

તમો શું કાંઇ અપરાધ કીધો, જે નથી બોલતા આજ;
કે કંઇ વાટે દુઃખ થયું જે, આવડું આણે દુઃખ;
અથવા શો પરિતાપ થયો જે, કરમાયું તુજ મૂખ.
અથવા તમે પરદ્રોહ કર્યો, કે પરનું હરીયું ધન;
જે તું આવડો શોક કરે છે, રે ભાઇ અરજુન.
કે પરનારી લોભ થકી, સત્ય વચન તું ચૂકયો આપ;
અથવા પરનિંદા કરી, રખે કાંઇ આચર્યું પાપ.
કે બળભદ્રે ક્રોધ કર્યો, કે તેં દુભવ્યા યદુનાથ;
આ સૌમાં તેં આચર્યું શું કહે, વહેલો મુજ ભ્રાત.
સુતપુરાણીક બોલ્યા વાણી, સાંભળો શૌનક મૂન્ય;
એવાં જયેષ્ટ ભ્રાતનાં વાકય સુણી, પછી બોલ્યા શ્રીઅર્જુન.

વળણ.

પછી બોલ્યા અર્જુનરે, યુધિષ્ઠિર પ્રત્યે સહી;
પ્રથમ સ્કંધના અધ્યાય ચતુર્દશ, હવે સંપુર્ણ થયા સહી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે ચતુર્દશો-ધ્યાયઃ ॥૧૪॥**

---

## અધ્યાય ૧૫ મો.*

**કડવું ૧૫મું-રાગ વેરાડીની ચાલ દુકડી.**

સુતપુરાણીક એણીપેરે બોલ્યા ત્યાંહિં, શૌનક ઋષિ ધરજો ચિત્તમાંહિ;
ધર્મ એણીપેરે વદે વચંન, સાંભળ ભ્રાત મારા અર્જુન.
આવડો શોક ધર્યો કાં તમો, શું શ્રી કષ્ણરૂપી સૂર્ય આથમ્યો;
જે આવડું દુઃખ કરોછો ભ્રાત, શે નથી કહેતા મુજને વાત.
અર્જુન મનમાં શોકાતુર થાય, યુધિષ્ઠિરને લાગ્યા પાય;
પગે નમી પાર્થ કહે વાત, સ્વામિ સ્વર્ગે ગયા જુગતાત.
બીજું દુઃખ નથી મોરે મન, મુજને વહાલા જુગજીવન;
તે વિયોગરૂપિ હુતાશન, સમે એવો કો નહિં પરજન્ય.
શા શા ગુણ સંભારૂં તેના, અતુલ્ય યશ મહિમા ઘણા જેના;
એણે રાય દ્રુપદને દ્વાર, આપાણી બહુ કીધી પ્રસાર.
સ્વયંવરમાં જીત્યા રાય બહુ, કૃપા તે શ્રી કેશવની સહુ;
આપાણને દ્રુપદે ધાર્ણીયા, એની કૃપાએ સ્ત્રી પરણીયા.
પાંડવ વન બળ્યું હુતું જ્યારે, ત્યારે સાહે કરી શ્રી મોરારે;
વૈશ્વાનરનું અજીરણ ટાળ્યું, એણે બરદ આપણું પાળ્યું.
મયદૈત્યની સાથે જીત લીધી, જો કૃપા શ્રી પ્રભૂએ કીધી;
બહુ વાર કીધી પ્રભુએ સહાય, તે આગળ કો જીતી ન જાય.
જરાસંધ મહા પાપી જેહ, પ્રાણી માત્રને દમતો તેહ;
તે અધર્મી હણ્યો ક્ષણમાંજ, જો પાસે હુતા મહારાજ.
કૌરવને આપાણ રહ્યા સાંખી, પ્રભુ લાજ દ્રૌપદીની રાખી;
સતિનું દુઃખ શ્યામળીયે જાણ્યું, પુર્યા પટ નવસે નવાણું.
રાય દુર્યોધન હુતો પાસ, તે સભામાં પામ્યો હુલ્લાસ;
તે દુઃખ મનમાં પ્રભુએ ગણ્યું, તેની સ્ત્રીને આપ્યું રંડાપણું.
દુર્વાસા વન આવ્યા જ્યારે, ત્યારે ત્યાં સાહે કરી શ્રીમોરારે;
એક પત્ર મૂકયું પ્રભુયે મૂખ, પામ્યા ત્રમી ઋષિ મહાસુખ.
નહિં તો શાપ દેતે ઋષિ ત્યાંહે, બાળી ભસ્મ કરત ક્ષણ માંહિં;
એવાં કષ્ટ બહુથી ઊગાર્યા, સઘળે યશ આપાણા વિસ્તાર્યા.
ભીલ સાથે યુદ્ધ થયું જ્યાંહે, શ્રી મહાદેવ આવ્યા રણમાંહિ;
તે સ્થળે આવત મુજ અંત, જો સાહે ન કરત ભગવંત.
હું ઇંદ્રાસન જીત્યો સાર, તે કરૂણા શ્રી વિશ્વાધાર;
જો પ્રભુ ગ્રહી બેઠા રાશ, તો શત્રુ સહુ કીધા નાશ.
જો પાસે હુતા શ્રી મોરાર, કૌરવ સમુદ્રમાંથી ઉતાર્યા પાર;
બહુ બહુ કષ્ટ પડયાં આપાણને, સઘળે સહાય કરી જુગજીવને.
આપાણી સાથે રહેતા નીત્ય, સઘળે આપાણી કીધી જીત્ય;
તે મારા દેખતાં શ્રી મહારાજ, યાદવ સંગ ગયા વૈકુંઠમાંજ.
ઋષિ દુર્વાસાનો થયો શાપ, માટે સ્વર્ગે ગયા વિશ્વ વ્યાપ;
હું મન શોક ધરૂં છઉં તેહ, વિયોગ થયો પ્રભુનો જેહ.
તેણે કરીને અહો મહારાજ, મુજને કંઈ સુઝતું નથી આજ;
પાર્થનાં સુણી એવાં વચંન, મનમાં દુઃખ પામ્યા રાજંન.
અંતર શોક ધરીને અપાર, અર્જુનને પૂછે તેણીવાર;
ઋષિનો શાપ થયો કેમ ત્યાંહિ, તે વિસ્તારી કહો મુને આંહિ.

---

* પંદરમા અધ્યાયમાં કૃષ્ણપરમાત્માએ પાંડવને કરેલી સાહેતા અર્જુને કહી, તે પછી પાંડવો હિમાલયે ગળ્યા તેનો કથા પ્રસંગ કહ્યો છે.

તમને પ્રભુએ કહ્યું હોય જેહ, પાર્થ કહો મુજ પ્રત્યે તેહ;
એવાં ધર્મનાં સુણી વચન, વળતા વાક્ય વદે અર્જુન.
એક સમે યાદવના સૂત, કીધું કપટ મહા અદ્ભૂત;
પૂત્ર યાદવના મસ્ત જેહ, દુર્વાસા સમિપ આવ્યા તેહ.
હાસ્ય વિનોદ કરીને ત્યાંહે, દુર્વાસા દુભવ્યા મન માંહે;
ઋષિને ક્રોધ ચડયો અદાપ, તત્ક્ષણ સહુને દીધો શાપ.
જો આવ્યા તમે કરવા ઉપહાસ્ય, તો એથી થાજો સરવેનો નાશ;
દુર્વાસા ઋષિનો શાપ સુણી, યાદવને ચિંતા થઇ ઘણી.
મનમાં વિમાસ્યું વિશ્વાધાર, યાદવ સૌનો થશે સંહાર;
મહામુનીનો શાપ નહીં ટળે, વિચાર્યું મનમાં શ્યામળે.
પછી પ્રભુ ઊઠયા તેણી વાર, યાદવ સહુ કર્યા હોશીઆર;
મનમાં વિચારી શ્રી અવિનાશ, યાદવને લાવ્યા ધામ પ્રભાસ.
ત્યાં જઈ યાદવાસ્થળી કરી, યાદવ સંગ સ્વર્ગે ગયા હરી;
આપણને કહ્યું છે ત્યાંહે, તમો નવ રહેશો અવની માંહે.
જો કદી રહેશો પૃથ્વિ માંહે, તો સુખે ન રહેવાયે ત્યાંયે;
મુજને કીધું છે કમળાકંથ, માટે તમો આવજો હિમાચળ પંથ.
એવું કહી રોયો પાંડુ કુમાર, યુધિષ્ઠિર કરે મનમાં વિચાર;
ચારે ભ્રાત યુધિષ્ઠિર રાય, સતી દ્રૌપદી કુંતા માય.
વનકુળ સર્વે ધર્યાં નીજ કાય, ધરી વૈરાગ્ય ને મનમાં જાય;
ઉર્દ્ધ સંકષ્ટ થયું કુંતા દેહ, વેગે વૈકુંઠ પામી તેહ.
યુધિષ્ઠિરે વિચાર્યું મન માંહે, પરીક્ષિતને તેડયો ત્યાંહે;
નીતિ શાસ્ત્ર ભણાવી અનેક, વેદ મંત્રે કીધો અભીષેક.
પછી વનકુળ પેહેર્યાં દેહ, હિમાચળ ભણી ચાલ્યા તેહ;
પાંચે પાંડવ ને સ્ત્રી જન, મુનિવ્રત લીધું મૂખ પાવન.
અંતઃકરણે પ્રભૂનું ધ્યાન, પછી મહાવન ગયા રાજન,
હસ્તિનાપૂરમાં પરીક્ષિત રાય, હવે કહું દ્વારિકા મહિમાય.
રાજ્ય આપીને પાંડવ જેહ, હિમાચળ ભણી ચાલ્યા તેહ;
ચાર ભાઈ પાંચાળી નાર, તેને હીમે ગાળ્યાં નીરધાર.
યુધિષ્ઠિર સત્યવાદી હુતા જેહ, સ્વદેહે સ્વર્ગ પામ્યા તેહ;
હસ્તિનાપૂરમાં પરિક્ષિત રાય, ધર્મવંતતણો મહિમાય;
તેનો પુત્ર જન્મેજય સહી, પ્રગટયો પરીક્ષતને ઘેર તહી.
સુતપુરાણી કહે નીરવાણ, થયા અધ્યાય પંદર પૂર્ણ;
તેમાં કહી પાંડવની કથાય, તેનું મનન કરો ઋષિરાય.

### વળણ.

અધ્યાય પંદર થયા પુરણ, પ્રભુની પરમ કૃપાયરે;
શ્રોતાજન શ્રી હરિ ભણો, જેથી જન્મનું સાર્થક થાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે પંચદશો-ધ્યાયઃ ॥૧૫॥**

## અધ્યાય ૧૬ મો.*

### કડવું ૧૬ મું-રાગ આશાવરી.

સુતપુરાણીક ઓચરે, શૌનક ઋષિ શ્રવણે ધરે
કહું રે કથા રાયપરીક્ષિત તણીરે.
બહુ ધર્મ શીળ રાજન, તે પુણ્યવંત ને પાવન;
વિખ્યાત જેની ત્રિભુવનમાં ઘણીરે.

### ચાલ.

ત્રિભુવન વિખ્યાત જશ, જેની જોડે કો નવ થાય;
હસ્તિનાપૂરની હરખ સાથે, પ્રજા પાળે રાય.
બ્રહ્મ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, સહુ ધર્મ પાળે તેહ;
ચિંતા શોક કોને નહીં, ને વ્યાધી વર્જિત દેહ.
ભુવન રમ્ય છે રાયનાં, જોતામાં મન બહુ હરખે;
સ્ફટિક માણીના સ્થંભ ચળકે, નાવે કંઈ તે સરખે.
શોભે ઝરૂખા છજા ને મેડી, અટારી ને બારી;
જડિત કહેરા બારી ઝળકે, કામ બહુ મીનાકારી.
સપ્ત ભોમિ ત્યાં વ્યોમતણા, છે જોતાં જોત અવાસ;
હસ્તિનાપૂરની રચના જોવાને, અમર કરે સહુ આશ.
વિશ્વકર્મા ભૂલ્યા ભમે જોઈ હસ્તિનાપૂરનાં ભુવન;
મણિ માણેકની જ્યોત ઝવેર, ત્યાં રાજ્ય કરે અભિમન્યુ તન.
પાંડવથી વિશેષે વધાર્યો, પરીક્ષિતે પૂરમાં ધર્મ;
વિષ્ણુને સહુ વિશ્વ ભજે, જેમ પોતાનો કુળ ધર્મ.
રાય પરીક્ષિતના પૂર વિષે, દુઃખીયો દીશે નહિં કોય;
ઘર ઘર ધર્મતણી ધ્વજા છે, અકાળ મૃત્યુ ન હોય.
કંપાર્વતો ધ્વજાને વર્તે, ગગને પવને પ્રહાર;
દંડનો નહિ મહાર પૂરમાં, ને કુમકુમ હાથા પૂરમાં નિર્ધાર.
ઉચાટ તો એક અધર્મીને, જેને હૃદયે અજ્ઞાન;
દરિદ્ર વિટે પૂરમાં તેને, જે ન ભજે શ્રી ભગવાન.
એ વિધ રાજ કરે મહારાજા, પરીક્ષિત પાવન;
એક દીવસ દિગ્વિજય અર્થે, કરી સભા રાજન.
સૂરજ ને ચંદ્રવંશી રાજા, દેશો દેશના જેહ;
પરિક્ષતની સાથે ચડીવા, મહા બળીવા છે તેહ.
ગજરથ અશ્વ સેન સંગાથે, ચડયા ત્યાંહાં નરેશ;
મહા મોટા મહિપતિ જીત્યા, ભૂમંડળના ઈશ.

* એ અધ્યાયમાં પરીક્ષિતરાયે હસ્તિનાપૂરનું સદ્ધર્મે રાજ્ય ચલાવ્યું તેનો ને કળિયુગને લીધે ધર્મ ટળવળાટ કરે છે તેનો કથા પ્રસંગ કહ્યો છે.

સૂર્ય સોમવંશી જે રાજા, પરીક્ષિતે જીત્યા સર્વ;
નરપતિ સર્વે આવી મળ્યા, મુકી મનનો ગર્વ.
સર્વે પોતાને વશ્ય કીધા પછી, અવનીમાં ફરી આણ;
ભૂપત સઘળા પરીક્ષિતની, હાક માને જાણ.
દેશ ગ્રામ ને પૃથ્વિ ઉપર, પરીક્ષિત જ્યાં જ્યાં જાય;
ત્યાં પાંડવ ને કૃષ્ણચંદ્રનો, ઘણો સુણે મહિમાય.
ભાટ ચારણ બંદી જન, તે ભણે તેઉના છન્દ;
તે સુણીને રાય પરિક્ષિત, આણે મન આનંદ.
કૃષ્ણ પાંડવનો યશ સુણતાં, પરિક્ષિત રાજા જેહ;
પૂર્વજ કેરાં સુણી પરાક્રમ, હરખ પામે તેહ.
પછી દિગ્વિજય કરી ઘેર આવ્યો, જ્યાં પોતાનું રાજ;
પ્રજા સૌને પ્રેમે પાળે, સાર્યાં સહુનાં કાજ.
એક દીવસ મનમાં વિમાસી, મૃગયા રમેવા જાય;
મહા વનમાં મહિપતી આવ્યો, હસ્તિનાપૂરનો રાય.
ગાયતણે વેશે છે પૃથ્વિ, કળિયુગ આવ્યો માટે;
તથી રાય પરિક્ષિતે તે, આશ્ચર્ય દીઠું ત્યાંહે.
વૃષભ ને એક સુરભી સુંદર, દીઠી તેણે ઠાર;
ગૌને વેષે પૃથ્વિ થઈ છે, કળિયુગની મોઝાર.
વૃષભ દેહે ધર્મ રહ્યો છે, અવની થઈ રહી ગાય;
તે પરસ્પર વાત કરતાં, હૃદયે દુઃખ ન સમાય.
હવે આવ્યો કળિયુગ તે, પાપ ને કરશે બહુ કેર;
અધર્મે વર્તશે ઉત્પાતી, ત્યારે આપણી શી પેર.
ધર્મના પગ ભાગશે ત્રણ, વરતશે મહા ઉત્પાત;
એમ વૃષભ ને સુરભી કહે છે, શોક ધરીને વાત.
ચારે વર્ણ ધર્મને તજશે, કળિયુગ મહિમા જાણ;
ધર્મપાદ તો એકજ રહેશે, વધ કરશે તે ત્રણ્ય.
ત્યારે મારૂં શું થશે, એમ વિચારે મન માંય;
સદ્ધર્મનો સૌ ત્યાગ કરીને, આચરશે અન્યાય.
એમ પરસ્પર વારતા કરતા, ધરણી ધર્યો વળી ધર્મ;
દૂર રહીને સાંભળતો હવો, રાય પરિક્ષિત મર્મ.

વળણ.

રાય પરિક્ષિત મર્મ સાંભળે, શૌનક મન ધરજો યથા;
અધ્યાય ષોડશ થયા પુરા, પ્રથમ સ્કંધતણી કથા.

**ઈતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે ષોડશો-ધ્યાયઃ ॥૧૬॥**

---

# અધ્યાય ૧૭ મો.*

## કડવું ૧૭ મું–રાગ રામગ્રી.

સુત બોલ્યા સુણો ઋષિરાયજી, તમને કહું કથા મહિમાયજી;
હસ્તિનાપૂરનો પરિક્ષિત રાયજી, ગયેલો છે વન મૃગયાયજી.

ચાલ.

રાય જવ મૃગયા ગયો, તવ પ્રજા કરતી વાત;
આજ રાય મૃગયા ગયા છે, તો થશે કંઇ ઉત્પાત.
પશૂ પક્ષિ ન દૂભવે, એ ધર્મવંત છે રાય;
આજ મૃગયા નીસર્યા, તે કારણ શું કહેવાય.
ઉત્પાત કંઇએક થશે, દારૂણ રાયને નીરધાર;
એમ પરસ્પર વાતો કરે છે, નગ્રમાં નર નાર.
પેલાં સુરભી વૃષભ પાસે રહ્યાં, તે વન વિષે નિરધાર;
તે માંહે માંહે વાત કરતાં, ધરી શોક અપાર.
કળિ કેરા આગમનથી, શોકાતૂર છે દેહ;
તે રાય પરિક્ષિતે સર્વે જોયું, દૂર રહીને તેહ.
તેવામાં આશ્ચર્ય દીઠું, શૂદ્ર આવ્યો એક;
શરીરે બહુ શ્યામ સબળો, વળ્યો ત્યાંથી છેક.
અતિ વિચિત્રજ કેશ એના, અતિ કાળુ કર્મ;
એક મોટું રૂધિર ગળતું, ઓઢીયું છે ચર્મ.
રૂધિરના રેલા વહે છે અંગે, પાપીને નીરધાર;
શૌનકને સુત મુન્ય કહે, એ કળીનો અવતાર.
શૂદ્ર રૂપે છે તે પાપી, આવ્યો સુરભી પાસ;
વૃષભે આવતો દીઠો ત્યારે, મુકયો મુખ નિશ્વાસ.
કાળ સરખો આવ્યો, કુબુદ્ધિ દેખી ધ્રૂજે ધાર્ણ;
પાપીએ પ્રહાર કરીને, ધર્મપાદ છેદ્યા ત્રણ.
ત્રણે પગનાં નામ કહું, સાંભળો શૌનક તેહ;
એક તપ, બીજો સ્તુતી જપ, ત્રીજો દયા કહીયે જેહ.
તે પગ પાપીએ કાપીયા, તે વનમાં તેણીવાર;
તે સાંભળતાં ત્રિભુવનમાં, વર્ત્યો હાહાકાર.
પાપીયે મન દયા ન આણી, દુષ્ટ આચર્યું કર્મ;
થરથર ધ્રૂજે ગાત્ર વનમાં, ધરણી ને વળી ધર્મ.
મદ ગર્વે ઊભો છે પાપી, કળીયુગ મહા યોધ;
એવું દેખી પરિક્ષતને, અતી પ્રગટ્યો ક્રોધ.
ક્રોધ કાંતિ હવો રાજા, પરિક્ષિત ધર્મરાય;
ખડ્ગ ગ્રહીને પાસે આવ્યો, જ્યાં કળી વૃષભ ને ગાય.

---

* ઉપલા અધ્યાયમાં પરીક્ષિતરાયે કળિયુગથી ધર્મનું સંરક્ષણ કીધું તેનો કથા પ્રસંગ કહ્યો છે.

કળિયુગ દેખી રાયને, અંતર પ્રગટી મહા રીશ;
કોણ છે તું મહા પાપી, છેદું છું હવડાં તુંજ શીશ.
અનાચારી઼ ઓ અધર્મી, તુંને અંગે અવિદ્યા વ્યાપી;
અઘોર કર્મ કર્યું આવીને, તું કોણ છે મહા પાપી.
મુજ રાજ્યમાં તેં પાપ કીધું, તને હવડાં નાખીશ મારી;
કોણ રૂપ તું પાપી આવ્યો, સત્ય કહેને વિચારી.
એમ કહી પાસ જઇને, કળી પછાડ્યો પ્રાણ;
ખડ્ગ મુષ્ટે માર મારી, છેદ્યા તેના ચાર્ણ.
તે દેખીને ધર્મ ને વળી, અવની કહીયે જેહ;
ધ્રૂજતાં તે પામ્યાં શાંતિ, હરખ વાધ્યો દેહ.
સંતોષ બહુ જાણને હવો, એવું દેખતાં નીરધાર;
વૃષભ ગૌ આનંદ પામ્યાં, રાયથી તેણી વાર.
પછી રાયને કળી ઉપર, ચડી સબળી રીશ;
ખડગ તાક્યું ક્રોધશું, છેદવા તેનું શીશ.
ત્યારે ધર્મ તજીને કળિ પગે લાગ્યો, મૂકતો બહુ નિશ્વાસ;
તમારો હું દાસ છું, પ્રભુ રખે કરતા નાશ.
એવી રીતે બહુ સ્તુતિ કરી, કળિયે રાયને અપાર;
ભય પામી કળિ રાય ચરણે, નમ્યો તેણીવાર.
કાળાવાળા કરવા લાગ્યો, નેત્રે વહે જળ ધાર;
હું પાપીપર કરુણા કરીને, ઊગારો એકવાર.
તવ રાયજી એણી પેરે બોલ્યા, સાંભળ પાપી વાત;
મુજ દેશથી તું જાને વેહેલો, નહિંતર કરશું પાત.
જ્યાંલગી મુજ આણ ફરે, અવની દેશ મોઝાર;
ત્યાંલગી તું આવીશ નહીં, હું તુજને કહું નિરધાર.
ત્યારે કળિયુગ બોલિયો, રાજાને કરીને પ્રણામ;
કહો મહારાજ હું ક્યાં રહું, મુને આપો રહેવાનો ઠામ.
પછી પરિક્ષિતે પોતે મનમાં કીધો એક વિચાર;
ચતુર સ્થળ વસવાને આપ્યાં, કળિને તેણી વાર.
દ્યુત ક્રિડાનું એક સ્થાનક, સુરાપાન છે બીજું;
સુવર્ણમાં ને ખાટકીને ઘેર આપ્યું, વસવા સ્થાનક ત્રીજું.
રજસ્વળા હોય થયલી, અવનીમાં જે જે નાર;
તે સ્થાનક પણ તાહરૂં, એમ સ્થાનક આપ્યાં ચાર.
એ ચારજ સ્થાનકપર રહેજે, અવનીમાં નિરવાણ;
એમ કહીને મૂક્યો જીવતો, કળિયુગને ત્યાં જાણ.
પછી ધર્મના પાય સાંધ્યા, રાજાયે તેણી વાર;
ધર્મ ચાલતો કીધો અવનિમાં, વર્ત્યો જયજયકાર.
પરિક્ષિતે ચાર પાદ, ધર્મ ચલાવ્યો પૂર માંહે;
કળિયુગ ત્યાંથી વિદાય થયો, તે ગયો સ્થાનક જ્યાંહે.
સ્થાનક પોતાને જઈ બેઠો, હર્ષે ધરીને તેહ;
ચાર ઠામમાં વાસ કર્યો, પરિક્ષિતે આપ્યાં જેહ.
પરિક્ષિતના રાજમાં ચારે પાદ, ધર્મ ચાલતો નિરધાર;
પ્રજા સરવે ધર્મને પાળે, સુખી થયાં નરનાર.

વળણ.

સુખી થયાં નરનાર પછી, કળીયુગ તો વ્યાપ્યો નહીં;
કૃષ્ણ કથા અધ્યાય સત્તર, હવે પૂર્ણ થયા સહી.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે સપ્તદશો-ધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.*

### કડવું ૧૮ મું–રાગ મલાર.

સુતજી કહે સુણો શૌનકવાતજી, હવે તમને કહું રાયની ખ્યાતજી;
કળિયુગ કીધો ત્યાંથી વિદાયજી, આજ્ઞા માગી સ્થાનક જાયજી.

ચાલ દેશની.

આજ્ઞા માગી રાયના તે, ચાલ્યો તેણી વાર;
સંસારમાં તે પરવર્યો, જઈ રહ્યો સ્થાનક ચાર.
ત્યારે શૌનક ઋષિ બોલીયા, મુનિ સુત પ્રત્યે વચન;
પુરાણીક એક પ્રશ્ન તે, મુજ હૃદયે થયું ઉત્પન્ન.
જે કળિયુગ બહુ અધર્મી ને, પાપનો અવતાર;
રાય દેખતાં અન્યાય કીધો, તેણે તે વન મોઝાર.
ધર્મ પગ એણે હણ્યા, જોતાં પરીક્ષિત રાય;
તેને વસવા ઠામ આપ્યો, એ કારણ શું કહેવાય.
મારી તેને કેમ ન કાઢ્યો, અવની કરે છેહ;
ઊલટો વસવા ઠામ આપ્યો, કહો ઋષિજી તેહ.
સુતપુરાણીક તવ બોલીયા, સાંભળો શૌનક સાર;
પ્રશ્ન જે પૂછ્યું તમો, તેનો કહું હું વિસ્તાર.
રાય પરીક્ષિતે ક્રોધશું, જ્યારે ગ્રહ્યો પાપી જ્યાંહ;
ત્યારે ચર્ણે નમીને બોલીયો તે, રાયશું વનમાંહે.
સ્વામી પછી મુને મારજો, મારૂં સાંભળો આચાર્ણ;
ગુણ અવગુણ વર્ણવ્યા, જે પ્રવર્ત્યા છે પ્રાણ.
દયા ઉપજી ગુણથકી, રાયજીના મનમાંહે;
હણ્યો નહિ તે પાપી, વસવા ઠામ દીધો મહીમાંએ.
ત્યારે શૌનક બોલીયા જે, કોણ ગુણ ઉત્પન્ન;
કૃતઘ્નીને મારતાં કેમ, દયા ઊપની મન.

---

* એ અધ્યાયમાં પરીક્ષિત રાયને આંગરા ઋષિના પુત્રે જે શ્રાપ દીધો તેનો કથા પ્રસંગ કહ્યો છે.

ત્યારે સૂત કહે કળિયુગમાં, ભાવે ધ્યાન ધરે હરિનું;
તો ષટમાસે ઇષ્ટ મળે ને, દર્શન પામે તેનું;
સત્ય ત્રેતા દ્વાપરમાં, શત વર્ષ તાપસ તપે;
તોએ હરિહર બ્રહ્મા નવ મળે,દર્શન કોઇએને નવ આપે.
ધર્મ ચિંતવ્યો થાય, પ્રભુને નામે યજ્ઞ ફળ હોય;
એવા ગુણ દેખી, મહારાજે સ્થાનક આપ્યાં સોય.
શૌનકજી વાણી એમ બોલ્યા, સ્વામીજી અવિધારો;
દ્રવ્ય વિષે કેમ કળિયુગ મૂક્યો, તેહ કથા વિસ્તારો.
ધન ન હોય તો ગૃહસ્થતણાં,કહો કેઇપેરે ચાલે ધર્મ;
દ્રવ્યહિન જે પુરૂષ છે, તેથી નવ થાય વ્યવહાર કર્મ.
દ્રવ્ય વિના કેમ ચલાવે, તેનું કામ ગૃહસ્થાશ્રમવંત;
તો દ્રવ્યમાં કેમ વાસ કળિનો, કહિએ તેહ મહંત.
સુતપુરાણીક એણીપેરે બોલ્યા, સાંભળો શૌનક મૂન્ય;
પૂર્વે વસિષ્ઠે રામને કીધો, ધર્મ તેમાં નહી નૂન્ય.
એક ધર્મ તે ધર્મ રૂપી છે, વળી વિદ્યા ધન પર્મ;
વળી તપજપ પ્રભુની પૂજાને, વળી બીજાં શુભ કર્મ.
એ વિણ બીજાં દ્રવ્ય છે, તે અનર્થ કેરાં મૂળ;
તે સ્થિર નહીં ગયા પછે, જેમ લીપણ ઊપર ધૂળ.
ગયા પછી તો શોષ ઉપજે, શરીરે સહુ અપાર;
કળિયુગ મૂક્યો તે માટે જે, સ્થીર નહીં સંસાર.
પુરૂષ વિવેકી ધન નહિં પામે, કળિયુગમાં નિરધાર;
કૃપણ પુરૂષો ખર્ચે નહીં, માટે વાસ કળીનો સાર.
સુતપુરાણીક વાણી બોલ્યા, સાંભળજો ઋષિરાય;
પછીપરિક્ષિત ત્યાંથી વળીયા,તે મુનીના મઠભણી જાય.
વાટે તૃષા ઊપની તેથી, જળતણી થઈ ઇચ્છાય;
અંગિરા ઋષિ પાસે જઈને, માંગ્યું જળ તવ રાય.
સમાધિષ્ટ તે મુનીજન હુતા, નવ કીધો ત્યાં જબાપ;
રાજાને બહુ ક્રોધ વ્યાપ્યો, જાણ્યું ન પાપ નિપાપ.
કળિમળ લાગ્યો રાયને, તેને ન જાણ્યો ધર્મ અધર્મ;
ઋષિપર ક્રોધ કીધો, ત્યજ્યો વિવેક જે પર્મ.
રાજાએ બહુ સાદ કર્યા, પણ ઋષિનું તપમાં મન;
તે નહીં બોલ્યા ત્યારે, રાયને ક્રોધ થયો ઉત્પન્ન.
રાજાએ હય બેઠાં બેઠાં, એક હાસ્ય કર્યું તે વાર;
ધનુષમાં સર્પ ભરાવ્યો, માર્યું પામેલો નિર્ધાર.
અંગીરા ઋષિ કેરે કંઠે, આરોપ્યો તે વાર;
વિટાળ્યો ઋષિને કંઠે જઈ, હોનારૂં કંઈ નિરધાર.
તત્ક્ષણ રાજા વળીયો ત્યાંથી,નીજ પૂરભણી તે જાય;
તેવામાં વનને વિશેથી, ઋષિ પુત્ર આવ્યો ત્યાંય.
સર્પ પિતાને કંઠે પેખી, દાવાનળ પ્રકટયો આપ;
મુજ પિતાને પરભવ્યા જેણે, તેને હજો મુજ શાપ.
દીન સાતની અવધી કીધી, તક્ષક આવજો પાસ;
તેના ડંશે એ મહા પાપીનો, શીઘ્રે થાજો નાશ.
ઋષિજી જ્યારે તપથી જાગ્યા,ત્યારે અવળું દીઠું સૂત્ર;
રુદન કરો છો શા માટે, તમો સાચું કહો મુજ પૂત્ર.

**પુત્ર વચન–**

ભુજંગ દેખી હું ભય પામ્યો, ગ્રીવે તમારી આપ;
એ પાપ કર્મ કર્યું જે દુષ્ટે, તેને મેં દીધો શ્રાપ.
ત્યારે પિતા કહે એ મૃત ભુજંગ,શું કરે રહી મુજ દેહ;

**ઋષિ વચન–**

પુત્ર કાં તું વરાંશીયો નહીં, વિચાર્યું તેં મનમાં એહ.
એ કૃત્ય કળિના પ્રભાવે, કીધું રાય પરીક્ષિત;
એ ધર્મી રાયજીને, શા માટે દીધી શિક્ષ.
હવે કુંવર જા ઉતાવળો, તું રાયને કરજે જાણ;
દીવસ સાતમે રાયજી, તમે નિશ્ચે છાંડશો પ્રાણ.
શૃંગી ઋષિ એમ સાંભળી, પરિક્ષિત પુંઠે ધાય;
પછી હસ્તિનાપૂરભણી, જઈને ચેતાવ્યો રાય.
વચન મારૂં સત્ય કરીને, માનજો તમે એહ;
સાતમે દીવસે તક્ષક આવી, ડંશશે તારે દેહ.
રાય કહે રૂડું થયું સ્વામી, મુજને દીધો શાપ;
મેં અપરાધીયે કાંઈ ન જાણ્યું, કર્યું મહા એ પાપ.
વચન કહીને પાછો વળ્યો તે, મઠભણી મુનિ જાય;
પિતા પ્રત્યે જઈ મળ્યો, પછી કહ્યો સર્વ ઊપાય.

વળણ.

કહ્યો સર્વ ઊપાય ને, પરીક્ષિત પુરમાં ગયા;
સુત કહે શૌનકની પ્રત્યે, અધ્યાય અષ્ટાદશ થયા.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે પ્રથમસ્કંધે અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥**

---

# અધ્યાય ૧૯ મો.*

### કડવું ૧૯ મું–રાગ ધન્યાશ્રી.

સુતપુરાણીક વાણી બોલ્યા, સાંભળો શૌનક વાતજી;
ત્યાર પછી પરિક્ષિત રાયજી, ફેરી કહું હું ખ્યાતજી.

---

* એ અધ્યાયમાં પરીક્ષિત રાયે રાજપાટનો ત્યાગ કીધો તેનો કથા પ્રસંગ છે.

મહારાજાએ મહામુનીનો, શ્યાપ સુણ્યો જેણી વારજી;
અતી આનંદ ઊપન્યો મનમાં, રાયને તેણી વારજી.
રળિયાત થઈ રાય વિચારે, હવે શરીર પડશે મારૂંજી;
મુજ પાપીને એવું જોઇએ, કીધું ઋષિએ સારૂંજી.
હવે જઇ વન તપ આરાધું, સાધું અશર્ણશર્ણજી;
સાત દીવસમાં મુનિ શાપથી, થાશે માહરૂં મર્ણજી.
પછી પરીક્ષિતે જન્મેજયને, તેડયા તેણી વારજી;
રાજપાટ ધન સરવે સમર્પ્યું, કુંચી સહીત ભંડારજી.
નિગમતણા નિર્ણય કરે, એવા તેડ્યા વીપ્ર અનેકજી;
વેદમંત્ર વિધિ યુક્તે કરીને, દેવડાવ્યો અભિષેકજી.
પછી મહા વૈરાગ્ય ધરીને, રાજા ગયા વન મોઝારજી;
ગંગાને ઉપત્રટે પહોંચ્યા, કંઈ નવ લાગી વારજી.
ત્યાંહાં સંતનીસંગત કીધી,જઇ મળ્યા મુની મુની રાયજી;
મહા મુનીએ કરૂણા કીધી, હરખ્યા પરીક્ષત રાયજી.
ગંગાને ઊપકાંઠે બેશી, કુશાસન કર્યું ત્યાંહજી;
ઉત્તર દીશા મુખ કરીને, બેઠા પરીક્ષિત જ્યાંહજી.
મર્ણ આગમન સાત દીવસમાં, જાણ્યું છે નીરધારજી;
તેવામાં શુકદેવ પધાર્યા, વ્યાસ સહિત તે ઠારજી.
બ્રહ્મ પુત્ર નારદજી આવ્યા, વ્યાસ અને શુકદેવજી;
રાય પરિક્ષિતે ઋષિનાં પૂજા, ત્યાંહાં કરી તતખેવજી.
સાત દીવસ આમ જાણ્યુ છે, રાજાયે ત્યાં મર્ણજી;
શુક મુનીની પુજા કીધી, શીશે લાગ્યા ચર્ણજી.
રાજાએ પ્રણામ કરીને, સ્તુતિ કરી તે વારજી;
દંડવત પ્રણામ કરી કહે, સ્વામી કંઇએ કહોની સારજી.
મર્ણ કાળે ઘટે શું કરવું, પૂછું નામા શીશજી;
કોણ ધર્મ આચરતાં મુજપર, કૃપા કરે જગદીશજી.
ઋષિ શાપે સાત દીવસે, અંત આવશે માહારોજી;
તે માટે કંઇ જ્ઞાન કહીને, દુસ્તર પાર ઉતારોજી.

સુત પુરાણીક વાણી બોલ્યા, શ્રવણે ધરો ઋષિરાયજી;
હવે પ્રથમ સ્કંધ ભાગવતતણી, પૂર્ણ થઇ કથાયજી.
પરિક્ષિત રાજાને શુકદેવે, કહ્યું જ્ઞાન ત્યાં જેહજી;
હવે દ્વિતીયસ્કંધમાં કથા, કહીશું તમને તેહજી.
એહ કથા શ્રી પરમેશ્વરની, સાર માંહી છે સારજી;
યથા બુદ્ધિયે તમને કીધી, કરી એનો વિસ્તારજી.
શ્રી સુર્યપુર તાપીને ત્રટે, ત્યાં કવિકેરો વાસજી;
શ્રી ગુરૂ ચર્ણ કૃપાથી, પામ્યો જ્ઞાન રત્ન પ્રકાશજી.
ચતુર જન કોઈ ખોડ મા દેશો, હું છું મુઢમતી મંદજી;
શ્રી ગીરિવરધર પ્રભુની કૃપાથી, ગાઉં ગુણ ગોવિંદજી.
ભટ વલ્લભને કરૂણા કીધી, અવિચળ વાણી આપીજી;
નિવાસ કીધો હૃદયા મધ્યે, દુરમતિ સઘળી કાપીજી.
ગાગુદેવીમાં કીધી કથા, ને સુરતમાં સ્વસ્થાનજી;
શુદ્ધ અશુદ્ધ જાણું નહીં, જે મેં ગુણ કથ્યા ભગવાનજી.
ભાવ ધરી નર નારી સુણશે, તેનો વૈકુંઠ વાસજી;
જન્મ કોટિનાં પાપ નાસે, કૃપા કરે શ્રી અવિનાશજી.
ઉન્વીશ છે અધ્યાય સુંદર, પ્રથમ સ્કંધના સારજી;
તે મધ્યે શ્લોક છસો ઉપર, ત્રણ વધુ નીરધારજી.
ભાવ કભાવે જે કો સુણે, તેનાં જન્મ કોટી અઘ વામેજી;
ધર્મ, અર્થ, ને મોક્ષ, કામ, એ ચાર પદારથ પામેજી.

વલણ.

ચાર પદારથ પામશે, શ્રોતા સુણે મન સ્થિર કરી;
ભટ વલ્લભ કહે પૂર્ણ ભાવથી, બોલો જય શ્રીહરીહરી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પ્રથમસ્કંધે એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥



# શ્રીમદ્ભાગવત.

## (કવિ વલ્લભકૃત-પદબંધ.)

## દ્વિતીયસ્કંધ.

### *અધ્યાય ૧ લો.

રાગ કેદારો.

દુષ્ટ મતિ સઉ હરો મારી, આસ્થા પુરો માય;
શ્રી શંભુ સુતને લાગું પાએ, માત સરસ્વતિ કરો કૃપાય.
અઘ દુરમતિ દેહથી હરો, એ માગું છુ માત;
હવે તમ કૃપાથી હું કહું, ભાગવતતણીજ ખ્યાત.
મેં મુરખાએ ઇચ્છા કરી, ચાતુરી વિવિધપ્રકાર;
તુજ કૃપા લીધે ગ્રંથ દુસ્તર વિષે પામું પાર.
હંસવાહિની હસિતવદની, વેણા પુસ્તક સાર;
શણગાર સોલે અંગ ઉપર, શોભતા શિકાર.
સોમ દૃષ્ટે જુવો માતજી, તો મહા મૂર્ખ પંડિત થાય;
નિજ દાસ જાણી દયા આણી, કરો માતા કરૂણાય.
હવે દ્વિતીયસ્કંધની કહું કથા, સંસાર માંહિ જે સાર;
જે સુણતાં પામિયે, પદારથ મોટા ચાર.
હવે સાર કથા નિમિષારણ્ય વિષે સુત કરે વર્ણન;
તેને સનકાદિક મુનિ સુણતા, ભાગ્ય તેહનાં ધન્ય.
પછે સુતપુરાણિક બોલિયા, શૌનિક ઋષિ અવિધાર;
હવે દ્વિતીયસ્કંધ શ્રીહરિ કથાનો સાંભળો વિસ્તાર.
પરીક્ષિતને વન વિષે જ્યારે, થયો મુનિનો શ્રાપ;
મહીપતીએ મરણ આગમજ, જાણ્યું છે ત્યાં આપ.
પછે જન્મેજયને તેડી કરી, પૂરનું સમર્પ્યું રાજ;
ગજ રથ હય ભંડાર આપી, રાયે સર્વસ્વ કીધું ત્યાજ.
પછી રાય પરીક્ષિતે વિમાસિયું, હવે સાત દિનમાં અંત;
ગંગા કાંઠે ગયા પરીક્ષિત, મળ્યા મુનિ મહા મહંત.
પછે કર્યો કુશનો સાથરો, આરાધિયા શ્રી અવિનાશ;
ઉત્તર મુખ કરી બેઠા તે, પરધરી મંન ઓહોલ્લાશ.
સાત દીનમાં જાણ્યું છે રાયે, રીષ્ટ ત્યાં અવશ્યમેવ;
ત્યાં પરીક્ષિતના હેત અર્થે, આવ્યા શ્રી શુકદેવ.
શ્રી વ્યાસ સુતને દેખી રાજા, ઘણું હરખ્યો મન.
અર્ઘ પાદ્ય ત્યાં ભક્ત ભાવે, કર્યું છે પૂજંન.
આરતી મંગળ ચાર કરીને, રાય લાગ્યો ચર્ણ;
મુજ દીનને કરૂણા કરો, ધન ધન અશર્ણશર્ણ.
તમો અહિં પ્રભુ પધારિયા, તેથી ભાગ્ય મારૂં ધંન;
હું રંક જાણી દયા આણી, પધાર્યા મુનિ જંન.
મુજ સાત દીનમાં રીષ્ટ છે, સાંભળો શ્રી ઋષિરાય;
મુને મહા મુનિનો શ્રાપ છે, તે મિથ્યા કેમે ન થાય.
તે માટે મુજને કહો કાંઈ, જ્ઞાન ગ્રંથ કથાય;
શુભ માર્ગ મુજને દેખાડો, જેણે મળે વૈકુંઠરાય.
ચતુર્ભુજનાં ચર્ણ પામ્યાંતણી, મુજને છે ઘણી આશ;
માટે રીષ્ટ કાળે કોણ ધ્યાને, મળે શ્રી અવિનાશ.
એમ કહીને પાયે લાગ્યો, પરીક્ષત રાજંન;
હવે રીષ્ટ કાળે શું કરવું, મુજને કહો સ્વામિન.
એવું પ્રશ્ન પરીક્ષિતે કહ્યું, મહા મુનિ પ્રત્યે તત્ખેવ;
સુણી વાક્ય રાયનાં પછે, બોલ્યા શુકજી દેવ.
શ્રી વ્યાસ સુત વાણી વદે, શુકદેવ જે ગુણવાન;
ઉત્તમ પ્રશ્ન તમો પૂછિયું જે, ભલો પરીક્ષિત રાજાન.
તેં વિશ્વના હિતની વાત પૂછી, મુજ પ્રત્યે આવાર;
મનુષ્યને એ સાંભળવું, એમ વેદ કહ્યું નિર્ધાર.
શુભ વિચારી ભલું તેં પૂછ્યું, મોક્ષનું જે સાધંન;
હવે હર્ષ સાથે સાંભળો, તમને કહું રાજંન.

* આ અધ્યાયમાં શ્રી શુકદેવજીએ પરીક્ષિત રાયને ભાગવત્ સંભળાવવાનો પ્રારંભ કીધો તે, અને પ્રભુનું વૈરાગ્યરૂપ તેનો ભેદ કહ્યો છે.

ધન ધન્ય સાધુ શુક કહે, તમોએ વિચાર્યું ચંત;
તુજ સમોવડ અવર રાજા, નથી થયા ગુણવંત.
બીજી કથા તેં સભા મધ્યે, સુણી હશે અનંત;
અહોરાત્રસાત દિવસ લગી,હું કહું ચરિત્ર શ્રીભગવંત.
વિષ્ણુ ગુણને શ્રવણે ધરતાં, જન્મનાં અઘ જાય;
પરિબ્રહ્મ કેરી કથા સુણતાં, જન્મ સાર્થિક થાય.
પૂર્વે એક રાજા હવો, ખંડ વાઘ જે કહેવાય;
તેણે ઘડી બેમાં રીષ્ટ જાણ્યું, મુહૂર્ત માત્રમાં રાય.
પછે વિમાસ્યું મુજ રીષ્ટ આવ્યું,તેમાં નહિ સંદેહ;
આત્મ સાધન કર્યું જઇ, વૈકુંઠ પામ્યો તેહ.
તેણે બે ઘટિકા માંહિ કરિયું, સાધન રાય અવિધાર;
તારે તો દીન સાત છે, જો કરીશ મન. વિચાર.
મમતા છેદો મનતણી, માયા તજો રાજાન;
પરમેશ્વરનું ભજન કરીને, સ્તવો શ્રી ભગવાન.
એકાગ્ર ચિત્તે આસને બેસી, ભજો સારંગપાણ;
વૈરાગ મન મધ્યે ધરીને, પ્રભુને ચિંતવો નિર્વાણ.
એ પરમેશ્વરનું સ્વરૂપ જે, વૈરાટ જે કહેવાય;
તેનું સ્તવન ચિંત્વન કરો મનમાં, પ્રભુ જે વૈકુંઠરાય.
ત્યારે પરીક્ષિત શુકદેવને કહે. કરી ત્યાં નમસ્કાર;
સ્વામી સ્વરૂપ વર્ણન પ્રભુનું, મુજને કહો વિસ્તાર.
શુકદેવ ત્યારે બોલિયા, સાંભળો અભિમન્યુ તંન;
હવે બુદ્ધીમાને કહું વિસ્તારી, ગોવિંદ ગુણ વર્ણન.
શેષ કહેવા સમર્થ નથી, બ્રહ્મા લહે નવ પાર;
તો બીજાનો શો આશરો, મન જુવો વિમાસી સાર.
પણ વ્યાસજીએ પ્રભુનું, વર્ણન કર્યું છે જેહ;
એકાગ્ર ચિત્તે ગર્ભમાંથી, મેં સાંભળ્યું છે તેહ.
હવે કહું તે સાંભળો તમો, પ્રભુનું શુદ્ધ સ્વરૂપ;
આદ્ય અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યો શ્રી વૈકુંઠ ભૂપ.
વૈરાટ સ્વરૂપ કેમ વર્ણવું, કેહેતાં ન આવે પાર;
માટે સંક્ષેપ માત્ર કહું તુજને, યથા બુદ્ધિ અનુસાર.
પાતાળે પગ છે જેહના, કોટી રસાતલ પ્રવેશ;
ભૂર્લોક તે નાભ તેનું, એવો છે દેવેશ.
એકવિશ બ્રહ્માંડે શીશ જેનું, કોયે ન પામે પાર.
ચંદ્ર સૂર્ય નેત્ર સ્થાનકે, એવો છે વિશ્વાધાર.
હૃદે નાભી કમળ ઉત્તમ, પગ વિશે પાતાળ;
એવો અવિનાશી પ્રભૂ, ભગતની કરે પ્રતિપાળ.
એવું વૈરાટ સ્વરૂપ જે પ્રભુનું, તે શોભતું શીકાર;
તે હૃદ મધ્યે ચિંતવો, જેથી ઉતરીએ પાર.
તે ચિંતવો સ્વરૂપ મંનમાંહી, પ્રભુજીનું ધરો ધ્યાન;
પરીક્ષિત પ્રત્યે શુકદેવ કહે, શૌનીક પ્રત્યે સુતપુરાણ.

વળણ.

શૌનિક પ્રત્યે સુતપુરાણ કહે, શ્રોતા સુણો મન સ્થિર કરી;
પ્રથમ અધ્યાય દ્વિતીયસ્કંધનો, થયો પૂર્ણ હરીજન બોલો શ્રીહરી.

## ઈતિ શ્રીમદ્‌ભાગવતે દ્વિતીયસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

---

## અધ્યાય ૨ જો.*

### કડવું ૨ જું—રાગ રામગ્રી.

શૌનિકને કહે સૂતપુરાણિજી, હરીગુણ સાગર અમૃત વાણીજી;
જે સૂક્ષ્મ ધ્યાન હૃદેમાંહિ ધરશેજી, તે નરનારી સંસારને તરશેજી.

ચાલ.

સંસાર સાગરને તરી, વૈકુંઠ પ્રાણી જાય;
થાય પાપ પ્રલે અંગનાં, અઘ માત્રથી મૂકાય.
એ સ્વરૂપ ચોવિશ તન્માત્ર છે, વર્ણન કહ્યું ન જાયે;
યોગ ધારણ અભ્યાસ કરીને, રાખવું હૃદયાયે.
ષટ ચક્ર ભેદી વાયુ રૂંધી, કરે મૂળ બંધ આસંન;
પંચમા ભૂત પિંડમાં કીજીયે, શ્રી વિષ્ણુનું દર્શન.
ઈંગલા પિંગળા સુષુમણા, આરાધીએ શુભ ધ્યાન;
પછે જ્ઞાન દ્રષ્ટે નિરખિયે, હૃદેમાં શ્રી ભગવાન.
સૂક્ષ્મ નાડી બ્રહ્મરંધ્રને વિષે, આરાધો મન રંગ;
એકાગ્ર ચિત્તે આરાધતાં, સદ્ય થાયે પ્રભુ પ્રસંગ.
એવે પ્રકારે ધ્યાન ધરતાં, છૂટે સર્વ કર્મ;
તે પંચમાભૂતને સ્તવે પ્રાણી, પામશે પરીબ્રહ્મ.
હરિ અકળ અદ્‌ભુત સકળ વ્યાપક, નિરાકાર સાકાર;
તે યોગ ધ્યાને પામિયે, ભય વામિયે સંસાર.
કલ્પનાયે મન્ન ભાંગે, તો વળી મારગ અન્ય;
ચતુર ભુજનું સ્વરૂપ ચિત્તમાં, ચિત્તવો રાજંન.
સ્યામ સુંદર મુગટ મસ્તક, મણી રમ્ય કુંડળ કાન;
શ્રીવત્સલાંછન હાર મુક્તા, ગૌર વર્ણ શ્રી ભગવાન.
વિજયંતી માળા તુળશી દળ, કૌસ્તુભમણી આલંકાર;
પીત પ્રાગ્રણ પેહેરણે, શુભ રૂપ દેવ મોરાર.
ચતુર્ભુજ શુભ નેત્ર અંબુજ, મનોહર હરી અંગ;
ચતુર આયુધ ગ્રહે કરમાં, શંખ ચક્ર ગદા સારંગ.

---

*આ અધ્યાયમાં શ્રી મહાપ્રભુના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે.

ક્રોટી રવી શશી કળા મુખ છે, અપરમિત શોભાયે;
એવું અખંડ આદિત રૂપ જોતાં, કળિતણો મળ જાયે.
નખ ક્રોટિ મણિમય ચળકતા, શરદ ચંદ્ર બીંબાકાર;
ગુણસાગર હરી મેઘશ્યામ છે, અખીલ પ્રાણાધાર.
એવું સ્વરૂપ ચિતમાં ચિતવતાં, પામીયે શ્રી જુગદીશ;
કરૂણા કરે પ્રભુ સર્વથા, હરી આદ્ય ત્રિભોવન ઇશ.
જો એ માર્ગને પામિયે, પદ પરમેશ્વરનું જેહ;
તો વળી રાજા સાંભળો, ઉપાય છે એક એહ.
શ્રી પરમેશ્વરનું ભક્તિ જોગે, કીજીયે કીર્તન;
દૃઢ ભક્તિ ભાવે આરાધિયે, હરી સદ્ય થાય પ્રસન્ન.
જો કો હરીજન ઇચ્છા કરી, મન આરાધે અવિનાશ;
અચળ બુદ્ધિ ધ્યાન રાખે તો, હરી સદા તેની પાસ.
પરમેશ્વરનું પદ પામવાને, ઉપાય તો છે અનેક;
સંસાર સાધન વિષ્ણુ કારણ, મોટો ભક્તિ વિવેક.
પ્રભુ આદિ વિષ્ણુને સેવતાં, સુખ પ્રાપ્તિ પૂર્ણ થાય;
કરૂણા કરે ત્યાં શ્રીહરી, સાક્ષાત માધવરાય.
શ્રી શુકજી કહે પરીક્ષિત પ્રત્યે, એ માર્ગ ચિતવો પૂર્ણાનંદ;
અંતઃકર્ણ સ્વરૂપ જોતાં, કૃપા કરે શ્રી ગોવિંદ.

**વળણ.**

કૃપા કરે ગોવિંદ નાથજી, પૂર્ણ સુખ પ્રાપ્તિ થાયરે;
ભાગવતનો અધ્યાય બીજો, દ્વિતીયસ્કંધે પૂર્ણ થયો રાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દ્વિતીયસ્કંધે દ્વિતીયો-ધ્યાયઃ ॥૨॥**

---

## અધ્યાય ૩ જો.*

**કડવું ૩ જું-રાગ રામગ્રી.**

હવે રાજા પરીક્ષિત પૂછે વાતજી, ગુણસાગર છો સાક્ષાતજી;
સ્વામિ તમો કહ્યું મુજને જેહજી, મેં હૃદયામાં રાખ્યું તેહજી.

**ચાલ.**

હૃદે માંહી રાખ્યું મુનિજન, તમે કહ્યું જે ધ્યાન;
અંતઃકરણમાં ચિતવું છું, એ ઘનસ્યામ શ્રી ભગવાન.
તમો જે સ્થુળ ધ્યાન કહ્યું, તથા સૂક્ષ્મ ધ્યાન સાધન;
યોગ ધ્યાને અનુભવું છું, જે તમે કહ્યું મુનિ જન.
વિચારૂં છું હૃદે અનુભવું, વંદુ છઉં દીન દયાળ;
મુજ અંગમાં હરી રહ્યા વ્યાપી, પૂર્ણ શ્રી કરૂણાળ.
આદ્ય કથા કહો સંસારની, ઉતપત્ય જે કેહેવાય;
એ વિશ્વ ઉપન્યું શી પેરે, ને પ્રલય શી વિધે થાય.
પછે શ્રી શુકજી કહે સાંભળો, રાજા કથા હરીરસ એહ;
શ્રવણે સુણતાં પાન કરતાં ધ્યાન ધરતાં, થાય નિર્મળ દેહ.
મેં પિતાજીના મુખથકી, સાંભળ્યું છે વર્ણન;
તે ઉદરમાં ગર્ભને વિષે, મેં અનુભવ્યું સાધન.
તેમાં તત્વ જ્ઞાન મેં સાંભળ્યું છે, સાંભળજે તું જેહ;
યથાર્થ કહું તુજને વળી, જાણ્યા પ્રકારે તેહ.
બ્રહ્મ તેજની ઇચ્છાવાળે, બ્રહ્મનું કરવું યજન;
ઇંદ્રિ સુખની ઇચ્છાવાળે, ભજવા ઇંદ્ર ભગવંન.
પ્રજાતણી ઇચ્છાવાળે, દક્ષાદિકને ભજવા;
દુર્ગાદેવીનું ભજન કરેથી, લક્ષ્મી સદનમાં ભરવા.
અગ્નિતણું પુજન કરેથી, તેજ આવે અપાર;
વસુ ભજન કરવાથી, ધન પ્રાપ્તિનો નહિ પાર.
વિશ્વ દેવના ભજવાથી, મહા રાજ પ્રાપ્તિ થાય;
પૃથ્વીનું યજન કરેથી, પુષ્ટ મહિપર તે કેહેવાય.
સ્ત્રીની ઇચ્છા કરનારે, ઉર્વશીને ઉપાસવા;
યશ પ્રવર્તાવનારે, યજ્ઞ પુરૂષને જાચવા.
શીવ ભજન કરેથી સેહેજે, વિદ્યાવાન કેહેવાય;
પાર્વતીનું ભજન કીધેથી, દમ્પતિ સુખીયાં થાય.
પિતૃ સેવન કરવાથી, વંશ વૃદ્ધિ સુખ પામે;
યક્ષ યજન કરવાથી, દુક્રિત સઘળા વામે.
પ્રકૃતિ રહિત પુરૂષ જે છે, (તેનું) ભજન કરે વૈરાગ્ય હોય;
મોક્ષની ઇચ્છા ઇચ્છનારે, ભક્તિ કરવી સ્હોય.
એમ ભગવાનની હોયે સેવા, થાયે મનુનિષ્પાપ;
સર્વ શાંતિનું મૂળ જે કહાવે, તે તો મૂળ વૈરાગ.
હરિ કથા ને ભક્તિ મારગ, સર્વ સુખનું ધામ;
નિવૃત્તિ એ મુખ્ય સાધન, જાણે શ્રી ભગવાન.
શ્રી કૃષ્ણના નામ વિના, મિથ્યા સર્વ સંસાર;
એના નામ વિના આવે, ગધેડા કુત્રાં અવતાર.
ગમે તેટલી શોભાવાળો, ન કરે કૃષ્ણ ભજન;
જનુની જઠરે મિથ્યા આવ્યો, જાણો તે પાષાણ.
નેત્ર કર્ણ ને શ્રવણ ઇંદ્રી, પ્રભુ ભજનમાં રહે નિશદિન;
ભગવદ્ ભક્તમાં શ્રેષ્ઠજ કહીએ, અવિચળ રહે તે જન.
સકળ તત્વનું તત્વ એક કહાવે, સાંભળો સૌનક સૂત્ય;
એ કથા રસનો મહિમા મોટો, જાણ્યે જુગજીવન.

---

* એ અધ્યાયમાં કીયા દેવના ભજનથી કીયું કાર્ય થાય છે તેનો કથાપ્રસંગ કહ્યો છે.

**વળણ.**

કહ્યું કથારસ તેહરે, સાંભળો પરીક્ષિત રાય;
શ્રી ભાગવત દ્વિતીયસ્કંધનો, સંપૂર્ણ તૃતિયાધ્યાય.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે તૃતીયો- ધ્યાયઃ ॥૩॥

---

## અધ્યાય ૪ થો.*

**કડવું ૪ થું-રાગ દેવગંધાર-ચાલ ટુકડી.**

શ્રી શુકજી વદે વચનરે, સાંભળો પરીક્ષિત રાજનરે;
જેવી કામનાએ ઘર શોધ્યાં નરેરે, તેને તત મળશે ભગવાનરે.
જે જન જેવી ઇચ્છા મન ધરેરે, તેને તો તેવી સેવા ફળેરે;
જે સેવે ભાવે કરી પ્રભુ સેવરે, તેને તેવી કૃપા કરે દેવરે.
જન ધરે ધ્યાન જેવે કામેરે, તે તો તેવી કામના પામેરે;
એ અનિત્ય છે સંસારરે, તેમાં દુર્લભ મનુષ્ય અવતારરે.
આવાગમન રહે ઘટ ઘટ માનરે, વાર વાર મરણ ગતી જાણરે;
જેણે મનુષ્ય જન્મે સાધન કરીયું રે, તેણે જોબન માતાનું હરીયું રે.
નહિતર મિથ્યા ભોમી ચડાવ્યો ભારરે, અવતાર એવા વારંવારરે;
પરમેશ્વરનું જે ચિંતવન કરશેરે, તે તો ભવસાગરને તરશેરે.
જે કો પરિબ્રહ્મથી પરાંગમુખ થાશેરે, તેનાં આયુષ ઉતાવળાં જાશેરે;
જે કો પ્રભુનું ચિંતવન કરશેરે, તેનાં આયુષ સર્વે રહેશેરે.
પ્રાણી લખાવી લાવ્યો લેખ આયુરે, દુષ્ટ કર્મે તેમાંથી ઓછાં થાયરે
જે જન જીવતા થકા સ્વયંભૂ ભજેરે, જેનાં નેત્ર ચતુર્ભુજ ન તજેરે.
ધનભાગ્ય તે તેનું જાણેરે, બીજો મિથ્યા વૈભવ મન આણેરે.
જેવાં અંકજ વૃક્ષ કહેવાયરે, તેવી અજ્ઞાની નરની કાયરે;
તેનો યમણા સરખો શ્વાસરે, જેણે ન ઓળખ્યા અવિનાશરે.
તેનું મસ્તક કડવું તુંબીફળરે, જે જન ન નમે નેત્ર કમળ દળરે;
જેણે ન સાંભળ્યું બ્રહ્મ વેદાંતનું જ્ઞાનરે, તેના શ્રવણ વૃક્ષના કોચર પ્રમાણરે.
જીભ્યા દુર્દના સરખી જાણરે, જે મુખે ન આચરે શિવની વાણરે;
જેણે લોચને નહિ જોયા જાદવરાયરે, તેનાં લોચન મોરપીછ ગણાયરે.
કર અંકજ કાષ્ઠના ખોડરે, જેણે ન પૂજ્યા શ્રી રણછોડરે;
જેણે ચાલી ન કીધી યાત્રરે, તે તો અવતર્યા કુપાત્રરે.
નાશાયે નિર્મળ નહિ લીધો સુગંધી વાસરે, તે તો પડ્યા સંસાર બંધનપાશરે.
જેણે પ્રીતે ન લીધા હરીપ્રસાદરે, તે શું જાણે બ્રહ્મરસનો સ્વાદરે.
એવો કુબુદ્ધિ નર જેહરે, કદીયે મોક્ષ ન પામ્યો તેહરે;
જે ન ચેત્યો મનુષ્ય અવતારરે, તે જન્મ જન્મની પામ્યો હારરે.
છે સંસારનું સાધન શ્રેષ્ઠ કર્મરે, ઓળખી લેજો શ્રી પરિબ્રહ્મરે;
ભક્તિ ભાવે ભુદર મળશેરે, જન્મ મરણની ખટપટ ટળશેરે.
કરી આત્મજ્ઞાન અભ્યાસરે, હૃદે જોજો રૂપ અવિનાશરે;
અહંકાર મૂકી સહુ ગૂંઢરે, હરીને શોધી લેજો મૂંઢરે.
સતગુરૂની સંગત કીજેરે, મંત્ર ઉપદેશ તાંહાંથી લીજેરે;
સેવંતાં સાધુનાં ચર્ણરે, ધ્યાન રાખવું અંતઃકર્ણરે.
એ પંચમભુત પીંડ શરીરરે, તેમાં ઓળખવા રઘુવીરરે;
મનુષ્ય જન્મે પ્રભુને ભજીયેરે, કુડ કપટ માયા સહુ તજીયેરે.
સર્વથા યેનકેન ઉપાયેરે, ભાવે ભજીએ વૈકુંઠરાયેરે;
જો ચતુર્ભુજ ચરણ ચિન્ન નવ ચળેરે, જ્ઞાનમાર્ગે શ્રીહરી સદ્ય મળેરે,

**વળણ.**

શ્રી હરિ સદ્ય મળ રાજા, ચરણ શર્ણ પ્રાપ્તિ થાયરે,
બોલો શ્રોતા જન શ્રી હરી; થયો ચતુર્થમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે ચતુર્થો- ધ્યાયઃ ॥૪॥

---

## અધ્યાય ૫ મો.*

**કડવું ૫ મું-રાગ આશાવરી.**

સુતપુરાણિક વાણી બોલ્યા, સાંભળીએ ઋષિજન;
શ્રી શુકજીને પરીક્ષિત રાજા, પૂછે કરી સ્તવન.
શ્રી ગુરૂ સ્વામિ અંતરયામિ, બહુનામી મહારાજ;
અમૃતરૂપી તમારા વાણિયે, હું પાવન થયો આજ.
પ્રથમ પ્રશ્ન પૂછ્યું સ્વામી મેં, ઉત્પન્ન એ સંસાર;
વાર્ણન કરીને કહીએ અઘનામી, આદ્ય અંત વિસ્તાર.
એ વિશ્વ ઉપન્યું કોણ પ્રકારે, ભૂમંડળ ભૂદેવ;
એવું પ્રશ્ન સાંભળી રાય પ્રત્યે, વદે મુનિ તત્ક્ષેવ;
શુકદેવ કહે સાંભળીયે રાયે, પ્રશ્ન ઉત્તર વિસ્તાર;
નારદ ઋષિએ બ્રહ્માને પૂછ્યું, પીતા પ્રત્યે એકવાર.
નારદ મુનિ એમ કહે બ્રહ્માને, સાંભળિયે મુજ તાત;
એક મુજને ઇચ્છા થઈ હૃદે, સાંભળવા શુભ વાત.
તમે વિશ્વ કેમ ઉપજાવ્યું, મુને તે સંભળાવો સ્વામિ;
એકાંતે અતિ આનંદે પૂછે, નારદ પિતા પ્રત્યે શિરનામિ.

---

* આ અધ્યાયમાં ઇશ્વર સંબંધી જેવા જેની ઇચ્છા હોયછે તેવું તેને દર્શન થાયછે, ને ઇચ્છા પ્રમાણે ફળ આપે છે; તેમ અજ્ઞાની લોકોનું જીવવું વૃથા છે, ઇત્યાદિ કથા પ્રસંગ છે.

* આ પાંચમા અધ્યાયમાં પ્રભુએ સૃષ્ટિ કેમ રચી તેનું ને વૈરાટસ્વરૂપનું મહાત્મ્ય કહ્યું છે.

સુણી પ્રશ્ન બ્રહ્મા એમ બોલે, તમો વારૂ પુછયું મુજને;
હવે સંસાર કથા સાંભળજે, વિસ્તારીને કહું તુજને.
નારાયણની ભગ્તિ રસની, કથા છે તુને વ્હાલી;
હવે પરમેશ્વરના ગુણ ગ્રામની, કથા અધુના ચાલી.
અવિગતથી વિશ્વ સઘળું, ઉપજી રહ્યું છે આદ;
એ ઓંકાર અવિનાશી અક્ષર, અકળ સ્વરૂપ અનાદ.
એ સઘળે વ્યાપક છે વિશ્વંભર, સ્થાવર જંગમ વાસ;
નિરાકાર સાકારથી અળગો,વળી અળગો શ્રીઅવિનાશ.
તે પરમેશ્વર પરિબ્રહ્મે, માયાને આગળ કીધી;
સૃષ્ટિ કરી સર્વ વિશ્વને ઉપજાવ્યું, એવી બુદ્ધિ દીધી.
એ ત્રિગુણે કરી વિશ્વ ઉપજે, માયાને અનુસાર;
સાત્વિક રાજસ ને તામસ, એ ત્રણે ગુણ વિસ્તાર.
એ સમગ્ર સૃષ્ટિ વિશ્વ વિષે, તે ઉપજાવે છે ગુણ ત્રણ;
માયા ભેદાભેદ કરે, તે કર્તા અશર્ણશર્ણ.
હવે પંચવિંશ તત્વથકી સહસ્રશીર્ષ પુરૂષ નિપજે છે એક;
પંચમાભૂત અગમ્ય અગોચર, જે જાણે સર્વ વિવેક.
તથા ચૌદ લોકકેરી ઉપમા, જે છે ઇચ્છા ચાર;
એ પૂર્ણ બ્રહ્મની અકળ માયા, પરીક્ષિત તું મન વિચાર.

**વળણ.**

મન વિચાર પરીક્ષિત, કહે શુકજી એ પાવન કૃષ્ણ કથાયરે;
કર જોડી કહે વિપ્ર વલ્લભ, પૂર્ણ થયો પંચમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

---

## અધ્યાય ૬ ઠો.*

### કડવું ૬ ઠું-રાગ સામેરી.

સુત પુરાણિક ઓચરે, શૌનક સુણો ઋષિરાયે;
શ્રી શુકદેવ પરીક્ષિતને કહે છે, એ પાવન કૃષ્ણ કથાયે.
બ્રહ્માજી વાણી વદે, નારદ પ્રત્યે નિરધાર;
હવે એકાગ્ર ચિત્તે શ્રવણે ધરો, કહું તમને કુમાર.
એ પરમેશ્વરનું વૈરાટ સ્વરૂપ,જે પરમ શોભાયમાન;
દશ ઇન્દ્રિયો તેને વિષે છે, તે થકી સઘળું જ્ઞાન.
ત્યાં જુવો આસન કમળ છે, ત્યાં વસે જુજવા દેવ;
રવી શશી સર્વે નક્ષત્ર ગણશું, ત્રિભોવન જન સેવ.
અઢાર ભાર વનસ્પતિ શુભ, સમ છે વળિ પાતાળ;
ચંદ્ર સૂર્ય નેત્ર સ્થાનકે, પુરણ બ્રહ્મ દયાળ.
ચૌદ લોક આ દેહથકા, એકવીશ છે બ્રહ્માંડ;
પૃથવી ક્રોડ પંચાશ યોજન, તળાતળ નવ ખંડ.
ઋષિ સહસ્ર અઠયાસી દેવતાએ, નિવાસ કીધો ત્યાંહિં;
એ પૂર્ણ બ્રહ્મ શ્રી વિષ્ણુજી, વૈરાટ સ્વરૂપને આહે.
તેમાં જીવાત્મા રૂપે રહેલ છે, પરમેશ્વરનું સ્વરૂપ;
તે અકળ આદિત સકળ વ્યાપક, પૂરણ વૈકુંઠ ભૂપ.
સૃષ્ટિ આદે પ્રથમ બ્રહ્માએ, કીધા યજ્ઞ હવંન;
ત્યાર પછે યજ્ઞ સર્વ કોએ, કીધા સંસાર વિષે ઉત્પન્ન.
તે યજ્ઞ ફળ મહારાજને, સોંપ્યાં સર્વે કર્મ;
આદિ અવિનાશી અકળ અખંડિત, સંતોખ્યા પરિબ્રહ્મ.
બ્રહ્મા નારદ કહે સઘળે, વ્યાપક શ્રી અવિનાશ;
આદિ મધ્ય ને અંત્ય નિરંતર, પરમેશ્વરનો વાસ.
સમાન સઘળે છે વિશ્વંભર, નથી અધીક કે ન્યૂન;
સકળ વિશ્વ વિષે રહ્યો વ્યાપી, સ્થૂળ નથી તેમ શૂન્ય.
વ્યાપક સઘળે છે અવિનાશી, ગુણાતીત મોરાર;
હું એક જીભ વડે કરી ગુણ, કેમ વર્ણી શકું વિસ્તાર.
સહસ્ર રસના શેષ નાગને, તોએ વર્ણવી ન શકે તેહ;
હરી સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, અગમ અગોચર એહ.
એ પરમેશ્વર પરિબ્રહ્મનો, હું નથી જાણતો પાર;
નારદ તું પણ નહિ જાણે, કરી જો મન વિચાર.
તે આદિ અનાદિ નાથનું, એવું છે અખંડિત સ્વરૂપ;
શ્રી શુકદેવ વાણી વદે, તું સાંભળ પરીક્ષિત ભૂપ.

**વળણ.**

સાંભળ પરીક્ષિત ભૂપતિ, શ્રી ભાગવત દ્વિતીયસ્કંધ કથાયરે;
કર જોડી કહે વિપ્ર વલ્લભ, થયો પૂર્ણ છઠ્ઠો અધ્યાયરે.

**ઇતિશ્રીમદ્ભાગવતેદ્વિતીયસ્કંધેષષ્ઠોધ્યાયઃ॥૬॥**

---

## અધ્યાય ૭ મો.*

### કડવું ૭ મું-રાગ સારંગ-ચાલુ ઢુકડી.

એમ બોલે સુત વચંન, સાંભળ શૌનિક મુનિજંન;
પરીક્ષિતને કહે સુત રૂક્ષ, નારદને કહે બ્રહ્મા મુક્ષ.
પરમેશ્વરના જે અવતાર, કહું અનુક્રમે ચોવિશ વિસ્તાર;
જે અવતારે જે કહ્યાં ચરિત્ર, તે સર્વે વર્ણવી કહ્યાં પવિત્ર.

---

* છઠ્ઠા અધ્યાયમાં પ્રભુના વૈરાટસ્વરૂપની વિભૂતિ કહી છે.

* આ અધ્યાયમાં પ્રભુના ચોવીશ અવતાર થવાનાં કાર્યાકારણનો કથાપ્રસંગ કહ્યો છે.

ચોવિશ અવતારનું બ્રહ્માને જ્ઞાન, નારદને વર્ણવી કહ્યું માન;
પૂર્ણ કૃપા નારદપર કરી, હરિ ગુણ જશ કહ્યા વિસ્તરી.
સુણ હે પુત્ર પરમ પાવત્ર, વરાહ સ્વરૂપનું સુણ તું ચરિત્ર;
હિરણ્યાક્ષ રાક્ષસ મહા સમર્થ, ચીરી નાંખ્યો ક્ષણમાં તર્ત.
સુયજ્ઞ પ્રભુ શ્રી ભગવાન, રૂચી આકૂતી માતપિતા નામ;
ત્રિલોકનું દુઃખ ટાળિયું, નાના એ હરિ અભેપદ આલિયું.
દેવહૂતિ સૂત કપીલદેવ, જ્ઞાન કથ્યું છે પરમ્ શ્રેષ્ઠ;
માતાને આપ્યું મોક્ષનું જ્ઞાન, સ્વસ્વરૂપે પહોંતી બ્રહ્મ ધામ.
અત્રિ પુત્ર શ્રી દત્તાત્રેય, ચોવિશ ગુરૂની કીધી છે સેવ;
જ્ઞાન શક્તિ છે પરમ પુનિત, યદુ સહસ્રાર્જુન થયા પવિત્ર.
સનત સનક સુનંદન રૂખી, સનાતન એ મુજ પુત્ર સુખી;
આત્મજ્ઞાનનો કીધો ઉપદેશ, ઋષિપુત્રો પામ્યા નિજ દેશ.
નરનારાયણ શુદ્ધ સ્વરૂપ, ન ચળ્યા અપસરાથી એ શ્રી ભૂપ;
ધ્રૂજીને દીધું અવિચળ ધામ, એ શ્રી ભગવનને કરૂ પ્રણામ.
નર્કાધિકારી મહાપાપી ભૂપ, વેન રાજા એ દુષ્ટ સ્વરૂપ;
પૃથુ ભગવાને આપ્યો મોક્ષ, ગૌ દોહી ભૂમિનો ટાળ્યો રોગ.
ઋષભદેવજી સમર્થ ભગવાન, યોગ સમાધે વિચર્યા મુનિજંન;
પરમહંસ એ પૂર્ણાનંદ, નામ દીધાથી થાય પાવંન.
એક સમે કીધો મેં મહા યજ્ઞ, હયગ્રીવ મુનિ થયા ત્યાંસુજ્ઞ;
વેદવાણી જન્મી એ થકી, કાંતિવાન યજ્ઞમૂર્તિ વળી.
પ્રલય સમયે મનુને દીધું દર્શન, મત્સ્યાવતાર શ્રી ભગવન;
ક્ષીર સમુદ્રનું દોહન કરવા, પ્રભુ કાચબાસ્વરૂપે અવતર્યા.
મંદ્રાચળનો વહ્યો ભાર, સમુદ્રેથી કાઢયાં રત્ન દશ ચાર;
હિરણ્ય કશ્યપુ હણવા કાજ, મહા ભયંકર નૃસિંહ મહારાજ.
ઉતારયો ભૂમિનો ભાર, પ્રલ્હાદનું રક્ષણ કીધું સાર;
આદિપુરૂષ શ્રી અવિનાશ, વામન સ્વરૂપનો પૂર્ણ પ્રકાશ.
બલિછલિ દીધું ઈંદ્રને રાજ, ચાંપ્યો પાતાળે એ ભક્તરાજ;
વચન પાળ્યું બલિ ભાવ ધરી, દ્વારપાળે ઉભા શ્રી હરી.
હંસ ભગવાન એ શ્રી નાથ, ધનવંત્રી ભગવાન એ મહારાજ;
આયુર્વેદની ઉત્પત્તિ કરી, જીવ માત્રની પીડા હરી.
ક્ષત્રી સંહાર્યા એકવિશ વાર, પ્રભુ ફર્સુરામ શ્રીકાર;
પિતા આજ્ઞા પાળવે સુપુત્ર, શ્રીરામચંદ્ર છે અદભુત સ્વરૂપ.
રાવણ આદિ દુષ્ટને હણ્યા, ભક્ત માત્ર તે વૈકુંઠ ગયા;
પાપી અસુરને હણ્યા કેટલીકવાર, પરબ્રહ્મ સાક્ષાત મુરાર.
કૃષ્ણ કલ્યાણ કરનારા નાથ, કંસ શિશુપાળ હણી કીધાં કાજ;
ગોપી ગોવાળ સાથે વિચર્યા, લીલા જશ બહુ બહુ વિસ્તર્યા.
રમ્યા ગોપી અંગ મર્દન, કરી વશ મેળવ્યા શ્રી ભગવન;
ઉર્ધ્વ રેત ગોવર્ધન ધર્યો, અનેક અસૂર તાડી જશ બહુ કર્યો.
વેદ વ્યાસ ઋષી નરસુખ ધામ, બુદ્ધાવતારી અઘનાશક વિશ્રામ.
હળાહળ કળી વ્યાપશે જ્યારે, કલ્કિ પ્રભુ પ્રકટશે ત્યારે;
એવા અનેક સ્વરૂપ હરી ધરે, મનવાંછીત એ ક્રીડા કરે.
એ સ્વરૂપને કોઇ જાણે નહિ, મોટા મુનીજન ઓળખે સહિ;
એ પરમેશ્વરની માયાએ, તેહનો પાર કોયે નવ થાએ;
માયાથી સહુ ભમતા ફરે, ત્રિભોવનમાંહિ જન સહુ અનુસરે.
માયાનો પાર કો જાણે નહી, બ્રહ્માએ એમ વાણી કહી;
એ સૃષ્ટિ ત્રિલોકનો વિસ્તાર, તેમાં જીવજંતુના અનેક અવતાર.
તેમાં પરમેશ્વરના જે મોટા દાસ, જેને હરીભજનમાં દૃઢ વિશ્વાસ;
તેમાં મોટા દાસ હરિના જેહ, નિર્ગુણ સગુણ અંશ જાણે તેહ.
માયા ગુણને જાણે મોટા સાધ, જે સેવે નિત્ય સ્વરૂપ અનાદ;
તેવા જન કાંઈ જાણતા હશે, જેહેનું ચિત હરી ચરણે વશે.
બીજા અન્યને ગતિ નહિ, પ્રજાપતિએ એમ વાણી કહી;
ઋષિ નારદને એમ કહે બ્રહ્માય, એ પ્રશ્ન ઉત્તર મેં કહ્યો મહિમાય.
તેં પુછ્યું મેં તુજને કહ્યું, યથા બુદ્ધિજ્ઞાન મેં લહ્યું;
ભાગવત રસ હરી મહિમા ઘણો, હું પાર નહિ પામું તેતણો.
પૂર્વે મુજને કહ્યું શ્રી પરિબ્રહ્મ, તે તુજને કહ્યું છે અનુક્રમ;
સંસારી હરીજન હોય જેહ, જેને નિર્ગુણ સાથે સ્નેહ.
એવા ભગત હરીના કહેવાય, તેને સંભળાવજો એહ કથાય;
વળી કો જન પૂછે ભાવે કરી, તેને કથા ગુણ કેજો હરી.
ભક્તિ ભાવ રાખે જે મંન, જેને વ્હાલા જુગજીવન;
જેને હરિ નામનો દૃઢ વિશ્વાસ, જે જને ઓળખ્યા શ્રી અવિનાશ.
તેને કથા સુણવા અધિકાર, અન્ય પુરૂષ અવતર્યા ભૂમિભાર;
જે મેં તુજને કહ્યું સાધંન, તે અનુભવજે તું આણુ દીન.
એનો અનુભવ જે જન કરે, તે લક્ષ ચોરાશીમાં નવ ફરે;
સંત સમાગમ કરવી પ્રીત, હરી ચરણ નીત રાખવું ચિત.

વળણ.

ચિત રાખવું હરી ચતુર્ભુજ ચરણે, સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રી ભાગવત દ્વિતીય સ્કંધનો, થયો પૂર્ણ સપ્તમોધ્યાયરે.

### ઈતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥

---

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮ મું-રાગ સામગ્રી.

હવે સુતપુરાણિક બોલે સુખજી, શ્રવણે સાંભળો શૌનિક ઋખજી;
પૂછે પ્રશ્ન પરીક્ષિત રાયજી, હરી કથાનો જે મહિમાયજી.

---

* આ અધ્યાયમાં બ્રહ્માંડની ઉત્પત્તિઆદિનાં પ્રશ્નો પરીક્ષિતે પૂછ્યાં છે.

### ચાલ.

મહિમા કૃષ્ણકથાતણો જશ, આદિ અવિગત્ય વિષ્ણુ;
રાય પરીક્ષિતે શુકદેવ પ્રત્યે, પ્રેમે પૂછયાં પ્રશ્ન.
પરીક્ષિત કહે પરમેશ્વરે, અવતાર લીધા જેહ;
સંસારમાં જસ વિસ્તાર્યો, કોના કહ્યાથી તેહ.
ને વળી બ્રહ્મા સૃષ્ટિ કરે છે, સઘળી નિર્ધાર;
તે અવતાર લે છે અવની વિષે, તેનો શો છે પ્રકાર.
કો સમે સૃષ્ટિ પ્રજાળીને, કરે ક્ષણમાંહિ નાશ;
કો સમે વિશ્વ નિપજાવી રહેછે, સાક્ષાત જોતિક પ્રકાશ,
સકળ સ્થાનકે રહે વ્યાપી, ત્રીભોવનમાં વાસ;
તે કથા સહુ માંડી કહો, શુકદેવ પુરો આશ.
બ્રહ્માંડની સંખ્યા જેટલી, વેદાંતમાં કહેવાય;
વળી કહો માન પૃથવીતણું, પૂછે પરીક્ષિતરાય.
સાત લોકનું માન કહો, તલાતલ પાતાળ;
વિશ્વ ઉપજે ને ભાંજે કેમ તે, કહો શુકજી દયાળ.
વર્ણના વળી ભેદ કહો, અવતારનાં જે કર્મ;
કોણ કોણ પ્રકારે રહ્યા વ્યાપી, એ સચરાચર પરિબ્રહ્મ.
શ્રી કૃષ્ણ કૃપાળુને ભજે, પ્રાણી માત્ર અવતારી;
પંચમાભૂત વગર આવે, થાય સકળ અવિદ્યા હારી.
સૃષ્ટિ શું ને સૃષ્ટા શું, પ્રલય મહાપ્રલય શુંય;
પૃથ્વી પાતાળ, દીશા ગ્રહ, નક્ષત્ર ડુંગર એ શુંય ?
યુગ યુગના ધર્મ કહોની, યોગેશ્વરના શા ધર્મ;
ધર્મ શાસ્ત્ર ને પુરાણ એ શું છે? વળિ વૈદીક સ્માર્ત કર્મ.
પાખંડની ઉત્પત્તિ કહો, આત્મબંધનો વિસ્તાર;
સ્વતંત્ર ભગવાનની માયા કહો, હું દાસ ન જાણું પાર.
જેમ શ્રી બ્રહ્માએ નારદને કહ્યું, કહો મુને મુનિજંન;
હું શરણાગત દાસ છું, ન જાણું અચ્યુતનો મર્મ.
ભગવાન કથા એ અમૃત સિદ્ધિ, મુને વહાલી પરમ દયાળ;
વિસ્તારી કહો મુનીજન, આપ છો પરમ કૃપાળ.
એ આદિ ઉત્પત્તિ વિસ્તારી, મુનિવર કહો કથાય;
એમ ઘણા પ્રશ્નપર મુક્તિ વાણી, પુછે પરીક્ષિતરાય.

### વળણ.

પુછે પરીક્ષિતરાય પાવંન, કથા કૃષ્ણ પવિત્રરે;
એ આઠ અધ્યાય થયા પુરા, દ્વિતીય સ્કંધ ચરીત્રરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥**

---

## અધ્યાય ૯ મો.*

### કડવું ૯ મું-રાગ રામગ્રી.

સૂતપુરાણિક વાણી બોલ્યા, સાંભળજો શૌનિક મુનિજંનજી;
પ્રજાપતિ કહે વીણાપાણિને, પરીક્ષિત પ્રત્યે શુક મૂન્યજી.
એકવાર સૃષ્ટિ સઘળીનો, નાશ થયો નિરધારજી;
આ વિશ્વ સઘળું લય પામિયું, અરજ તેણીવારજી.
જરાયુજ અંડજ સ્વેદજ એ, પંચ તત્વનું તેજજી;
સ્થાવર જંગમ લય પામ્યું, સર્વ વિષ્ણુમાં જેહજી.
ત્યારે તેજોમયે પ્રભુ ધામ હરી, નિરાકાર સાકારજી;
તેજ પાછળ ભ્રમણ કરે માયા, પણ કેમે ન પામે પારજી.
એક સમે આદિ અવિનાશી, અલક્ષ નિરંજન જેહજી;
સર્વ ઇચ્છાની સૃષ્ટિ કરવા, મન વિચારે તેહજી.
તેણે સમે ઉદક વ્યાપીને, જઈ પહોંચ્યું ગગંનજી;
આદિ વિષ્ણુ શેષ જહાં, પોઢયા કમળલોચંનજી.
તે વિષ્ણુની નાભીથકી, કમળ ઉપજ્યું એકજી,
સુવર્ણથી રંગ અતિ સુંદર, દશ સહસ્ર પત્ર વિવેકજી.
તે કમળથી બ્રહ્માની ઉત્પત, હવી અરે રાજંનજી;
પંકજ વિષે બેઠા કમળ ભૂમધ્યે, કરીને દ્રઢ આસંનજી.
તે બ્રહ્મા કમળ આસન કરીને, ચારે દિશાએ જોયજી;
સચરાચર જળ સઘળે દેખી, આશ્ચર્ય મન હોયજી.
ઉદક દેખી દીગમૂઢ થયા, વ્યાપી રહ્યું સઘળે જળજી;
પ્રજાપતિ વિચારે પોતે, બેઠા મધ્ય કમળજી.
સંદેહ મનમાં પામ્યો ત્યારે, વાણી હવી આકાશજી;
તપ કરો તપ કરો તે સાંભળી, મન હવો ઓહોલાસજી.
ત્યારે એક આસને બેસી બ્રહ્માએ, મહા ઉગ્ર તપ કીધુંજી;
નિરાહાર નિરાલંબ જેવો જપ્યો, વેદ પ્રસિદ્ધ કરેલુંજી.
ત્યારે બ્રહ્માજીને ધ્યાનમાં હવું, વિષ્ણુનું દર્શનજી;
વૈકુંઠ લીલા દેખાડી પ્રભુએ, કરુણા કરી જુગજીવનજી.
કનકાસન જાણીએ મોહોલમાળિયાં, સમ ભોમ્યના અવાસજી.
નહાના પ્રકારની રચના સુંદર, તે કરતા શ્રી અવિનાશજી.
જ્યાં જુવે ત્યાં દેખે ચતુર્ભુજ, વૈકુંઠમાં બ્રહ્માયજી;
પરીબ્રહ્મે પૂર્ણ કૃપા કરી, અજને દેખાડી રચનાયજી.
પ્રત્યક્ષ સ્વરૂપ પામ્યા બ્રહ્માજી, હર્ષ ઘણો મનમાંહેજી;
આદિ વિષ્ણુએ મુખ વિસ્તારી કહ્યું, ભાગવત ચતુર્થ શ્લોકનું તાંહેજી.

---

* આ અધ્યાયમાં શ્રી બ્રહ્માની ઉત્પત્તિ ને પરિબ્રહ્મે બ્રહ્માને ભાગવત સંભળાવ્યું તેનો કથાપ્રસંગ કહ્યો છે.

તે ચતુર્થ શ્લોકમાં જ્ઞાન પદારથ, બોલ્યા શ્રી ભગવંતજી;
આદિ મધ્ય ને અંત્યે હું છું સચરાચર,વ્યાપક સઘળે સંતજી.
નિરંજન નિરંતર હું છું સઘળે, અળગો નથી લગારજી;
સર્વત્ર વ્યાપક મુજને જાણજે, એમ બોલ્યા જુગદાધારજી.
તું તે આં હું જળતે આં હું, સ્થળમાં મારો વાસજી;
અન્યથા હુંથી કો નથી બીજા, બોલ્યા શ્રી અવિનાશજી.
વળી વળી હું તુજને કહું છું, બ્રહ્મા તું ઓળખી લેજે મુજનેજી;
જો મુજથી બીજો અન્ય લેખવશો, તો બંધન ઉપજશે તુજનેજી.
મુજથી બીજો તું તે જાણજે, અનીત્ય એ શરીરજી;
આત્મજ્ઞાન કહ્યું બ્રહ્માને, અકળ સ્વરૂપ અવતારજી.
પછે બ્રહ્માને આજ્ઞા આપી, જે વિશ્વ કરો ઉત્પત્યજી;
સંસાર સ્થિતિ નિપજાવો, સઘળી સૃષ્ટિની જુગતજી.
પૂર્ણ બ્રહ્મે એવી આજ્ઞા કરી, હરી હવા અંતરધ્યાનજી;
ઘટઘટ વ્યાપક શ્રી વિષ્ણુથી, બ્રહ્મા થયા મગનજી.
ચતુર્શ્લોકી ભાગવત વિષ્ણુએ, બ્રહ્માને સંભળાવ્યું જેહજી;
તે બ્રહ્માએ પુત્ર નારદને, વૃત્તાંત કહ્યું સર્વે તેહજી.
નારદજીએ વેદવ્યાસ પ્રત્યે, વર્ણવી કહી કથાયજી;
ઉદરમાંહી શુકદેવજીને વ્યાસે, સંભળાવ્યો હરી મહિમાયજી.
ચતુર્શ્લોકી ભાગવતનો, કીધો વ્યાસજીએ વિસ્તારજી;
દ્વાદશસ્કંધ કહ્યા વર્ણવી, શુક પુત્ર પ્રત્યે તેણી વારજી.
તે શુકજી પરીક્ષિત રાજાને, કહે છે આત્મ જ્ઞાન સાધનજી;
એકાગ્ર ચિત્તે શ્રવણ પાન કરે, ધરી ધ્યાન આસનજી.
શુકજી બેઠા સભા વિષે, સંભળાવે બ્રહ્મ જ્ઞાનજી;
તે રસ પ્રીતે અમે પાન કરીએ, ધ્યાન ધરીયે સુખ નિધાનજી.

વલણ.

મુનિજન મોટા નિધાન કરે, અમૃત પાન ઇચ્છાય રે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, દ્વિતીયસ્કંધના અધ્યાય રે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વિતીયસ્કંધે નવમોધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.*

### કડવું ૧૦ મું-રાગ ધન્યાશ્રી.

સુતપુરાણિક ઓચરે, શૌનિક સુણો રે;
એ પવિત્ર કથા ભાગવત, હરી મહિમા ઘણો રે.
શુદ્ધ એક મને જે સાંભળે, નરનારી રે;
તેને કરૂણા કરે કૃષ્ણ, દેવ મોરારી રે.

ચાલ.

શ્રી મોરારી કરૂણા કરે, શુકદેવ વાણી વદે રે;
એક ચિત્તે સભામાંહે પરીક્ષિત, ચિતમાંહિ તે ધરે રે.
એ ચતુર્શ્લોકી ભાગવત કહ્યું, બ્રહ્માજીએ નિરધારરે;
તે નારદ વચને વ્યાસજી, કરતા હવા વિસ્તારરે.
સર્ગ એક વિસર્ગ બીજો, સ્થાનક ત્રણ કલ્પ્યાં સહીરે;
પોષણ ચાર ઊતિ પાંચમું, એવી ઋષિયે વાણી કહીરે.
મન્વંતર ષટ્ આઠ નિરોધ, સાત ઇશાનુકથારે;
મુકિત† આશ્રય‡ સર્વ, વિચારો બુદ્ધિ યથારે.
હવા અધ્યાત્મિક આદિ ભૂત, આદિ દેવ અભિરામરે:
એ તાપ ત્રણ અષ્ટ એ કહિયે, સર્વે કરે રચના કામરે.
ત્યારપછી બ્રહ્માંડની રચના, અનોપમ જે થઇરે;
તે માંહે જીવાત્મા પ્રભુજી, અકળ રમી રહ્યા સહીરે.
તે જીવાત્મા કર્મ વશો, વરતી રહ્યો સંસારમાંરે;
ચલણ વલણ તે કરે છે, જઇ નિરાકાર શાકારમાંરે.
તે આદ્યથી અંત્ય મહિમા સહુ, તુજને કહું માંડીકથારે;
સાંભળતાં અઘઓઘ નાશે, વળી મરણનો ભય વામે યથારે.
હવો વિદુર મૈત્રેયનો સંવાદ, માંહે કથા કહેવાઇ સહીરે;
શુભ જ્ઞાનરસ તેહમાં, શુકજીએ વાણી કહીરે.
તવ રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, શું કરૂં શું અવિધારિયેરે;
વિદુર રાજ મૂકી તપે ગયા કેમ, એ કથા મુનિ વિસ્તારિયેરે.

---

* આ અધ્યાયમાં સંક્ષેપથી શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કંધથી તે દ્વાદશ સુધી આવેલી કથાનો અર્થ કહેવામાં આવે છે; તેમાં પણ 'સર્ગ એક, વિસર્ગ બીજો' એ ક્રમેથી દશ સ્કંધના અર્થ છે એટલે તૃતીયનો અર્થ સર્ગ, ચતુર્થનો અર્થ વિસર્ગ, પંચમનો અર્થ સ્થાન, છઠ્ઠાનો અર્થ પોષણ, સાતમાનો અર્થ ઊતિ (લીલા), અષ્ટમનો અર્થ મન્વંતરની કથા, નવમાનો અર્થ રાજાની વંશાવળી, દશમનો અર્થ નિરોધ, એકાદશનો અર્થ મુક્તિ અને બારમાનો અર્થ આશ્રય. આ પ્રમાણે દશ લક્ષણ કરવામાં આવ્યાં છે તથા એકેક લક્ષણનો અર્થ વિસ્તારથી દેવામાં આવ્યો છે. † નવ. ‡ દશ.

તપ તીર્થ કરી પૃથિવી ફર્યા, એ વિદુરે ધરી મન ધારણરે;
પૃથિવી પ્રદક્ષિણા કરી વિદુરજી, પાછા આવ્યા કોણ કારણરે.
તે કથા વિસ્તારી કહો, શુકજી મુને કરૂણા કરીરે;
હવે દ્વિતીયસ્કંધ પૂર્ણ થયો, કૃપા કરી રે શ્રી હરીરે.
શ્રીમદ્ ભાગવત દ્વિતીયસ્કંધ, એ પ્રાકૃત ભાષા સહીરે;
સુખ પ્રાપ્તિ પૂર્ણ શ્રવણ ધરતાં, યમ કિંકર પીડે નહિરે.
એ ભણે ભાવે સાંભળે જન, એ અધ્યા દશતણી કથારે;
તે ચાર પામે પદારથ, નરનારીની ભાંગે પ્રથારે.
સંવત્ સત્તરસે ત્રેસઠમાં, ઉત્તમ માસ વૈશાખ સારરે;
કૃષ્ણપક્ષ લક્ષ્મી દિવસે, શુભ હતો મંગળવારરે.
તે દિવસે ગ્રંથ પૂર્ણ થયો, એ ગ્રંથ ઉત્તમ સારરે;
સાહે થયા શ્રી કૃષ્ણજી, કરી કૃપા વિશ્વાધારરે.
તાપી તટ શ્રી સૂર્યપુર, બેગમપરામાં વાસરે;
ઔદિચ્ય જ્ઞાતિ ટક વિપ્રને, કૃપા કીધી અવિનાશરે.
ભટ શુકદેવ સુત નાહાના ભટ, સુત વલ્લભ નામ નિધાનરે;
સાધુ સમાગમ ગુરૂ કૃપાથી, ગુણ વાર્ણવ્યા શ્રી ભગવાન.
ગ્રંથ શુદ્ધ ભણ્યો નથી, છે બુદ્ધિ મારી અજાણરે;
સાધુ જને મુને કૃપા કીધી, જાણી પોતાનો જનરે.

વલણ.

શ્રી હરી મુખ જાણો જેણે, જન્મ મરણનું દુઃખ જાયરે,
દ્વિતીયસ્કંધ શ્રી ભાગવતતણો, થયો પૂર્ણ દશમોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે દ્વિતીયસ્કંધે દશમો-ધ્યાયઃ ॥૧૦॥

## *इतिद्वितीयस्कंधः समाप्तः

* આ સ્કંધમાં દશ અધ્યાય ગયા અને તેમાં સંક્ષેપથી ભાગવત સાંભળનારનું તથા ભગવદ્ભક્તનું સાધન કહેવામાં આવ્યું છે હવે સાધનના ત્રણ પ્રકાર છે. પહેલાં ધ્યાન, પછે શ્રદ્ધા અને પછી મનનુ અથવા વિચાર; તેમાં ધ્યાન વાસ્તે ભગવાનનું સ્વરૂપ બે અધ્યાયથી કહ્યું, તેમાં પણ પહેલા અધ્યાયમાં સ્થૂલ વિરાટ સ્વરૂપનું વર્ણન કર્યું અને બીજા અધ્યાયમાં સૂક્ષ્મ સ્વરૂપ અધ્યાત્મનું વર્ણન કરવામાં આવ્યું. હવે બીજા પ્રકરણમાં શ્રોતાની અને વક્તાની શ્રદ્ધા કહેવામાં આવી છે અને ત્રીજા પ્રકરણના છ અધ્યાયથી ૫ મામાં ઉત્પત્તિ, ૬ ઠ્ઠામાં બ્રહ્મા નારદનો સમાગમ, ૭ મામાં અવતાર કથા, ૮ મામાં ભાગવતના પ્રશ્નો, ૯ મામાં સમાધાન, ૧૦ મામાં ભાગવતનાં દશ લક્ષણો અને તૃતીયસ્કંધનો અર્થ કહેવામાં આવ્યો છે.



# શ્રીમદ્ભાગવત.

## કવિવલ્લભકૃત—પદબંધ.

## તૃતીયસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

રાગ કેદારો.

શ્રી ગુરૂ ગોવિંદ ગણરાય, સ્તવું સદાસરસ્વતી માય;
જેથી થાય મનકામના પૂર્ણ સહુરે.

ચાલ.

મનકામના સહુ પૂર્ણ કરતા, શિવસુતગણપતિ સ્વામી;
ગજાનન પાવન લંબોદર, વિઘ્નહરણ બહુ નામી.
મૂષકારૂઢ ફરસી ગ્રહે પાણે, સિંદૂરચરચિત અંગ;
સુધબુધ નારી સૌ સુખકારી, લક્ષલાભસુત સંગ.
નીલાંબર આભૂષણ ઉપમા, મૃગમદ તિલક વિશાળ;
શુભ સેવત્રાં કુસુમ વિરાજે, મણિ મુક્તાફળ માળ.
એકદંત ઉજ્વળ મુખ શોભે, ઉજ્વળ મોદક અહાર;
અવિચળ વરદાતા તું સ્વામી, પ્રથમ કરૂં નમસ્કાર.
વાગ્વાદિની બ્રહ્મકુમારી, મહાસરસ્વતિ માત;
કમળાસની ને કમળમુખી, તુજ ત્રીભૂવનમાં વાસ.
શ્વેત વસન ને શ્વેત ભૂષણ, શ્વેત સૌ શણગાર;
ચતુર્ભુજ અંબુજવત† શોભે, વીણા પુસ્તક ધાર.
મુક્તા માળા મણિ સ્ફટિકની, માતા ત્રિવિધતાપ હરણી;
સેવક જનપર ને દીન નરપર, માત એ ઉપકારકરણી.
અનેક ભક્ત આવ્યા તુજ શરણે, તેને મયા તમો કીધી;
સંસાર તાર્યા પાર ઉતાર્યા, અવિચળ બુદ્ધિ દીધી.
માત મુજને કરૂણા કીજે, જાણી દીન કંગાળ;
સરસ્વતી મા શુભ મતિ દેજો, હું છું તમારો બાળ.
પ્રૌઢ હામ મેં મનમાં કીધી, મને જાણી તારી કૃપાય;
આભ ઉંદળમાં ભરે જેમ કીડી, તે કયેમ ભરાય.
સાધુ સમાગમ સંત કૃપાથી, કરૂણા હરીજન સર્વે;
દયા કરી દેવેશ દયાળે, તો ન તજ્યો મન ગર્વ.
સુતપુરાણીક શૌનકને કહે, શ્રી ભાગવત કથાય;
તૃતીય સ્કંધમાં કથા પાવન, સંભળતાં અઘ જાય.
શ્રી શુકજી કહે પરીક્ષિતને, સાંભળ હે ગુણવંત;
હવે કહું વિસ્તારી જે તમો, પૂછ્યાં પ્રશ્ન અનંત.
આ તૃતીયસ્કંધની કથા પાવન, અધ્યાય છે તેંત્રીશ;
તે સંક્ષેપે હું કહું જો, કરૂણા શ્રી જગદીશ.
તે આદ્ય અંત્ય કથા સાંભળતાં, મહાપાપી અઘ વામે;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, એ ચાર પદારથ પામે.
રાયે પ્રશ્ન પૂછ્યાં વિદુરનાં તે, શુક કહે મહિમાય;
એક સમે શ્રી કૃષ્ણ પધાર્યા, ઇંદ્રપ્રસ્થ° ભણી જાય.
કોઇએ કહ્યું જે પાંડવ પાંચે, લાખાગૃહમાં પર્જળીયા;
તે લૌકીક ધર્મ રાખવા અર્થે, પ્રભુજી પંથે પળીયા.
દ્રૌપદી સતીને સભામાં આણી, પ્રભવી દુર્યોધન;
લાખાગૃહમાં કુંતા કુંવરો, પાંચે કીધા દહન.
પાંચાળીનાં કેશ ગૃહી, દુ:ખ દીધું કાઢ્યાં ચીર;
અંતરિક્ષથો અવિનાશ પધાર્યા, પોતે શ્યામ શરીર.
વળી કૌરવે જુઠું બોલીને, રાજ્યરીધ સહુ લીધું;
અતિદ્વેષ ધરીને દુર્યોધને, દુષ્ટ કર્મ ત્યાંહાં કીધું.
કૌરવ વિદુર એકાંતે બેઠા, પાંડવની કરી વાત;
હરકોઇ ઉપાયે કરી સર્વથા, કરીએ એનો ઘાત.

* પ્રથમાધ્યાયમાં વિદુરજીએ ઉદ્ધવને સઘળાં પ્રશ્ન પૂછ્યાં અને કૌરવનો પોતે ત્યાગ કર્યો તે વર્ણવી દેખાડ્યો. દ્વારકામાં શ્રીકૃષ્ણ, બલભદ્ર, વસુદેવજી, પ્રદ્યુમ્ન, સાંબ, યુયુધાન, અક્રૂર, અનિરૂદ્ધ, ચારુદેષ્ણ અને ગદ વગેરે સઘળા પ્રસન્ન અને કુશળ છો એ પ્રશ્ન પૂછ્યો. અને યુધિષ્ઠિર, ભીમ અર્જુનાદિ પાંડવોના ખુશી ખબર પૂછ્યા. † કમલ સરખું.

° હાલમાં દિલ્લી કહેવાય છે.

વિદુરમંત્રી કહે પાંડવ માટે, જોઇએ અર્ધું રાજ્ય;
કહ્યું ન માને મહા અહંકારી, એ મૂર્ખ કેરો તાજ.
પ્રતિબોધ વિદુરે બહુ કર્યો, પણ માને ન કૈરવ એહ;
પછી કૈરવે રીસ કરી કાઢયા, વિદુરને રાજ્યથી છેહ.
પક્ષ કરે અહીં પાંડવનું, એમ બોલ્યો રાય વચન;
રીસ કરીને રાય દુર્યોધને, કાઢયા વિદુરને વન.
રાજા કેરો કોપ દેખીને, વિદુરે તજ્યાં હથિઆર;
શસ્ત્ર અસ્ત્ર મૂકી વન ચાલ્યા, તપ તીરથ ને સાર.
જ્ઞાન દાન દેવાર્ચન પૂજન, દેહી કાપડીની કીધી;
અવનીપરનાં તીર્થ સહુની, પ્રદક્ષિણા પોતે કીધી.
સર્વ તીર્થ કરીને પ્રભાસે, આવ્યા વિદુર મહા જ્ઞાની;
ત્યાં કુરૂક્ષેત્રનું યુદ્ધ સાંભળ્યું, જે કૈરવ પડયા અભિમાની.
સરસ્વતીમાં સ્નાન કરી, આગળ સાંચર્યા વિદુર પાવન;
ત્યારે યમુનાને ઉપકંઠે, મળિયા ઉદ્ધવ હરીજન.
અન્યોઅન્ય મળ્યા અતિ હર્ષે, ભેટયા કરીને પ્રણામ;
આસન કરી એકાંતે બેઠા, સુંદર સીતળ ઠામ.
તેણે સમે ઊદ્ધવને વિદુરે, પૂછયો દ્વારિકા સમાચાર;
શ્રીકૃષ્ણ બલભદ્ર યાદવ સર્વે, કુશળ કુટુંબ પરિવાર.
એવાં વચન વિદુરનાં, ગદગદ ઊદ્ધવ બોલ્યા વાણી;
સમાચાર કહ્યો કૃષ્ણ સંબંધી, એવી વાત પ્રમાણી.

**વળણ.**

વાત માંડી કહે ઉદ્ધવજી, સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, તૃતીયતણો પ્રથમોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥૧॥**

## અધ્યાય ૨ જો.*

### કડવું ૨ જું–રાગ ગોડી–ચાલ ટુકડી.

શ્રી સુતપુરાણી કથા રસ કહે, જેને હરિગુણ હ્રદયામાં રહે;
નિજ ત્રીભુવને કહ્યું જે વ્યાસ, ગર્ભમાં શુકે કીધો અભ્યાસ.
તે શુકદેવ પીરક્ષિતને કહે, જે વિષ્ણુ ભક્ત મહિમા લહે;
ગદગદ કંઠે ઉદ્ધવ થયા, સમાચાર પ્રભુના પુછીયા.
શ્રી કૃષ્ણ ઉપર પૂરણ પ્રીત, સ્મરણ માત્રે થાય પવિત્ર;
બાલપણથી ભજતા ભગવાન, વૃદ્ધપણે પણ તેજ સમાન.

ચરણાર્વિંદમાં સદા મગ્ન, સાધુ ગદગદ થયા સુણી પ્રશ્ન;
પ્રભુમાં થયલી ઈંદ્રિયનિવૃત્ય, પાછી સાધી ઉદ્ધાવે સત્વ.
વેહેતે નેત્રે કહ્યા સમાચાર, વિદુરે પુછયો જે પ્રકાર;
નથી કુશળ મારા ભ્રાત, કૃષ્ણ સૂર્ય અસ્ત થયા સાક્ષાત.
યાદવ માત્રનું છે દુર્ભાગ્ય, નહિ જાણ્યા પરબ્રહ્મ સાક્ષાત;
માન્યા કૃષ્ણને યાદવ એક, અંતર્યામી ન જાણ્યા કરિ વિવેક.
સંપૂર્ણ એ શોભાવાન, રાજસુયજ્ઞમાં દેદિપ્યમાન;
મનુષ્ય લીલા કરતા એ તેજરૂપ, બ્રહ્મપૂર્ણ એ ત્રિભોવન ભૂપ;
વ્રજવિનતાના જીવણહાર, અદશ્ય થયા શ્રી મુરાર;
ઋષિ માત્રને શાંતિ દેનાર, દેવઆદિના પ્રાણાધાર;
અજન્મા વસુદેવના પુત્ર, વીર્યવાન શ્રી કૃષ્ણ સ્વરૂપ;
બીહન કંસથી તે વસ્યા વ્રજ, કાળયવનથી ભાગ્યા તર્ત;
પૂજ્યા માતપિતાને સ્તુતિ કરી, શાંતિ ન ધરી રોયા હરી;
શિશુપાળનો કીધો નાશ, યોગી છતાં એ પ્રેમ પ્રકાશ;
કીધો રણમાં ઘોર સંહાર, શત્રુમાત્રને પાડયા પાર;
ભક્તને આનંદના દેનાર, ગયા વૈકુંઠ પ્રાણાધાર.
ઉગ્રસેનના સમાવ્યા તાપ, પ્રાર્થના કીધી શ્રી મહારાજ;
નમ્રપણે યાચના કીધી, કીંકર થઇને સેવા કીધી.
પૂતનાને આપી મુક્તિ, યશોદા જેવી કીધી શક્તિ;
એવા પરમ પુરૂષ દયાળ, વૈરભાવે મુક્તિ દિધી તાતકાળ.
અગિયાર વર્ષ વસ્યા વ્રજમાંહે, લાડ લડાવ્યા ગોપીને તંહિ;
વિધવિધ પ્રકારે ક્રીડા કરતા, પ્રેમે ગોપીના મનડાં હરતાં.
ધેણ ચરાવતાં બંસી બજાવી, રાસલીલાએ ક્રિડા કરાવી;
જમનાનું જળ નિર્વિષ કીધું, નળગ્રીવને* સુખડું દીધુ.
ગોવર્ધન† ધર્યો ટચલીએ, ઈંદ્ર ગર્વ હર્યો તે ઘડીએ;
શર્દમાં મધુરી વેણુ ગાઇ, થેઇ થેઇકાર નાચ્યા બળભાઈ.
એવા શ્રી કૃષ્ણ પરમપવિત્ર, ગાઉં તેના શાં શાં ચરિત્ર;
ઉદ્ધવ વિદુર પ્રત્યે નિરધાર કહે. એમ કૃષ્ણ તણો સમાચાર.
છપ્પન ક્રોડ યાદવ સંગાથ, શેષનાગ રૂપ એ બળ ભ્રાત;
પ્રદ્યુમ્નાદિ કુંવર સહુ નામ, હરી સૌ સાથે પહોંચ્યા સ્વધામ.
શ્રીકૃષ્ણની કરી એ વાત, ઊદ્ધવજીને હવો અશ્રુપાત;
કહેતા વાત નયણે જળ ભરે, મહા ચિંતા મનમાં ધરે.
હરિ ચરિત્ર સંભારે સહી, કહે વિદુર પ્રત્યે ત્યાં રહી;
શ્રી ગોવિંદ તણા ગુણ ગ્રામ, ઊદ્ધવ કહે વર્ણવી તે ઠામ.

* બીજા અધ્યાયમાં વિદુરના પ્રશ્નનો ઉત્તર ઉદ્ધવ આપેછે, તેમાં શ્રી કૃષ્ણની બાલલીલાથી તે વ્રજલીલા સુધી વર્ણન કરવામાં આવ્યું છે.

* નલકૂબર અને મણિગ્રીવ નામના કુબેરના પુત્ર જે કે યમલાર્જુન થયા હતા તેઓને વૃક્ષયોનિમાંથી મુક્ત કર્યા.

† આ ગોવર્દ્ધન ધરવાની કથા બીજા અધ્યાયમાં મૂલ ભાગવતમાં વર્ણવેલી છે.

સંભારી શ્રીકૃષ્ણચરીત્ર, સાંભળતાં અંગ થાય પવિત્ર;
જે લીલા દ્વારિકામાં કરી, અકળ સ્વરૂપ અવિનાશી હરી.
ઉદ્ધવ વિદુર તણો સંવાદ, બેહુ વાત કરે રે વિવાદ;
હરીને જે ગમે તે ખરૂં, પ્રભુના મનમાં ભાવ્યું તે કર્યું.

વળણ.

મનમાં ભાવ્યું તે ખરૂં, હરિ ઇચ્છાયે સહુ થાયરે;
શ્રી ભાગવત સ્કંધ તૃતીયનો હવો, દ્વિતીયોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥**

## અધ્યાય ૩ જો.*

કડવું ૩ જું-રાગ સામેરી-ચાલ મોટી.

ઉદ્ધવ કહે સુણ વિદૂર, કૃષ્ણ ચરિત્ર પાવંનરે;
માત પિતાને સુખ કરવા, મથુરાં પધાર્યા જુગજીવંનરે.
કંસ પછાડી પંચજન્ય મારી, રૂકમણિ પરણ્યારે;
સાત વૃષભનાથી હરિ, નાગ્રજીતી વર્યારે.
કાળયવન શાલ્વ રાજા, ભોમાસુરને માર્યોરે;
સોલ સહસ્ર કન્યા વરી, કંદર્પદર્પ ત્યાં હાર્યોરે.
ભારતનું ઘોર યુદ્ધ કીધું, યુધિષ્ઠિરે રાજ કીધુંરે;
અશ્વમેધ કરાવ્યો પાંડવને, રાજ્ય સુખ બહુ દીધુંરે.
એમ શુકદેવ વાણી ઊચરે, સાંભળ પરીક્ષિત રાયરે;
સુત કહે શૌનકની પ્રત્યે, પાવન કૃષ્ણ કથાયરે.
વિદુર ઊદ્ધવ બંને બેઠા, યમુના કેરે તીરરે;
ત્રટ પ્રક્ષ જળ તે સદા પાવન, કરે શુદ્ધ શરીરરે.
ઉદ્ધવજીને વિદુર કહે, સાંભળો સ્વામી વાતરે;
સૌ કુટુંબ યાદવ સાથ લઇને, પધાર્યા જુગતાત રે.
પ્રભાસમાં કેમ આવીયા, મુને તે કહોને વિસ્તારરે;
સમુદાય યાદવ તણો તેનો, કેમ થયો વળી સંહારરે.
તેહ કથા સાંભળવાની, મુને અતી ઇચ્છા થાયરે;
શ્રીકૃષ્ણકેરાં ચરિત્ર સુણતાં, પાતિક સઘળાં જાયરે.
ત્યારે શ્રી પ્રભુજીનાં ચરિત્ર તે, ઉદ્ધવ કહે મુખ આપરે;
પૂર્વે ઋષિ દુર્વાસા કેરો, હવો યાદવને શાપરે.
દ્વારિકામાં યાદવોને, શાપ હવો ઉત્પન્નરે;
તે કારણથી યાદવ સઘળા, હવા વળી પતનરે.

તવ રાય પરીક્ષિત ઉચરે, શ્રી શુકઋષિ અવિધારીરે;
શાપ કર્યો કેમ દુર્વાસાએ, તેહ કહો વિસ્તારીરે.
વ્યાસનંદન વદે વાણી, સાંભળો પરીક્ષિત ભૂપરે;
એક સમે યાદવ કુંવરોએ, વિચાર્યું મન અનૂપરે.
હુતાશનીનો° દિવસ આવ્યો, બાળક રમતા ઉમંગરે;
હોરી રમે હરખે ભર્યા, વાગે ત્યાં ચંગ મૃદંગરે.
સત્યભામા કેરો જાંબુક, જેષ્ટ કુંવર જે કહેવાયરે;
તેને વેશ સ્ત્રીનો લેવડાવ્યો, એ કૌતિક કેરી કથાયરે.
શણગાર સોલે અંગ શોભે, ચીર ચોળી ગાત્રરે;
જતન કરીને ઉદરપર, એક બાંધ્યું લોહનું પાત્રરે.
આગળ કરી જાંબુકને, પાછળ કુંવર ચાલે સર્વરે;
રંગે રમતા જાય પંથે, હુતાશનીનું પર્વરે.
તેણે સમે ત્યાં આવ્યા હુતા,ઋષિ દુર્વાસા દ્વારિકાપાસરે;
ઋષિ સમીપે કુંવર રમતા, આવ્યા ધરીને ઉલ્હાસરે.
જઇ મહામુનિને પાગે નમ્યા,કરી પ્રદક્ષિણા ને પ્રણામરે;
પણ ભવિષ્ય વાત હોનાર છે, તેથી બુદ્ધિ ન રહી ઠામરે.
પછી અત્રીનંદન પ્રત્યે, અર્ભક વદે સર્વ વચંનરે;
ત્રિકાળ જ્ઞાની છો પ્રભુ, તમને સૂઝે ત્રણ્ય ભુવંનરે.
આ અબળાને ગર્ભ ઉદરમાં, થયા માસ અગિયારરે;
એને પુત્ર કે પુત્રી પ્રસવશે, ઋષિજી કહો નીરધારરે.
ત્યારે દુર્વાસા કોપે ચડયા, શું કરવા આવ્યા હાસ્યરે?
તત્કાળ શાપ દીધો, કુંવર સહુને પમાડયા ત્રાસરે.
મહા ક્રોધથી મુનિ વચન બોલે, શાપ મુખ ઉચ્ચારરે;
સર્વથા મૂશળ એહ જણશે, દારૂણ વજ્રાકારરે.
તે છપ્પન કોટી યાદવ માત્રનો, કરશે ક્ષણમાં અંતરે;
શાપ સુણી સૌ થયા ઝાંખા, કુંવર એ ગુણવંતરે.
તે દુર્વાસાનો શાપ સાચો, કરતા કૃષ્ણ મહારાજરે;
પુત્રે સર્વ કહ્યું હવો અનરથ, થયું નબળું બહુ આજરે.
તે શાપ ઋષિનો સત્ય કરવા, ઉતારવા ભૂમિ ભારરે;
શ્રી કૃષ્ણ ત્યાં પ્રેરક થયા, યાદવ સૌમાં તેણીવારરે.
હરી કહે હવડાં આપણને અહિં, થયો દુર્વાસાનો શાપરે;
વળી દ્વારીકામાં ઉત્પાત થાયછે,અપશુકન એ આપરે.
તે માટે શ્રી સરસ્વતીત્રટે, પરમક્ષેત્ર પ્રભાસરે;
ત્યાં જઈ તીરથ યજ્ઞ કરીએ, એમ વદે શ્રી અવિનાશરે.
તો પુણ્યફળ કાંઇ ઉદય થાયે, જાએ સર્વ વિઘનરે;
ત્યારે સૌને મન વસ્યું, સત્ય કહે જુગજીવનરે.

° આ તૃતીયાધ્યાયમાં શ્રીકૃષ્ણની મથુરાંની લીલા તથા દ્વારકામાં જે રાજલીલા કરી તે અને દુર્વાસા મુનિના શાપની કથા વર્ણન કરવામાં આવી છે.

* મૂળ ભાગવતમાં આ વાત પ્રસિદ્ધ નથી.

અંતરયામી થયા પ્રેરક, સાવધાન સહુ થાયરે;
સૌ કુટુંબ યાદવ સાથ લઇને, પ્રભાસ પાટણ જાયરે.
શણગાર્યા હયહસ્તિ ઉત્તમ, જોતર્યા રથ સારરે;
ચતુરંગ સેના માર્ગે ચાલે, અપરિમિત અસ્વારરે.
સુખપાલ આસન છત્ર ચામર, ધ્વજા દુંદુભી નાદરે;
પંચ શબ્દ વાદિત્ર વાગે, થાય ઘણા શુભ સાદરે.
ધનુષ ભાથા શોભતા, કટિ કટારી તલવારરે;
સાંગભાલા ત્રિશુલ ફરસી, વળી પરીઘ વાંકી ધારરે.
જરકશીકેરા વાઘા સુંદર, જલહલે વિચિત્ર વિશાળરે;
યાદવ સરવે સજ્જ થઇ, સાંચર્યા બાલ ગોપાલરે.

**વલણ.**

બાલગોપાલ સમસ્ત યાદવ, પ્રભાસ પહોંચતા થાયરે;
શ્રોતા બોલો શ્રીહરી, થયો તૃતીયનો તૃતીયો ધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીય સ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥

---

## અધ્યાય ૪ થો.*

**કડવું ૪ થું–રાગ ગોડી.**

શ્રી શુક ભાખે સાંભળ રાયજી, પ્રભાસ ક્ષેત્રમાં યાદવ જાયજી;
સ્ત્રી બાળક સહુ કુટુંબ પરિવારજી, યજ્ઞદાન કરે પૂન્ય અપારજી.

**ચાલ.**

સહુ પુન્ય મારગ આચરે જન, ધર્મ વ્રત ને દાન;
અન્નપાન શુભ પકવાન્ન કરીને, ભજે શ્રી ભગવાન.
ભોજન વિપ્રને કરાવી, તાંબુલ દક્ષિણા સાર;
અક્ષત ચંદન ને પૂજનના, ભાતિ કુસુમનાહાર.
પછી પૈષ્ટિ મદીરા પાન કીધાં, યાદવે રહીને ત્યાંહે;
માંહોમાંહે ઉન્મત્ત થયા, સરસ્વતીના ત્રટ માંહે.
ઋષિ દુર્વાસાના શાપનું, લોહ વજ્ર હતું જેહ;
સમુદ્ર સંગમ ત્રટે બેસીને, સર્વે મળી ઘસ્યું તેહ.
જળ લેહેરથી તેનો અંશ આવ્યો, પ્રભાસ ક્ષેત્રમોઝાર;
તે પાન નામે છોડ થઇ ઉગ્યું સોટાને આકાર.
શેષ નાંખ્યું સમુદ્રમાં, ને મત્સ્યે ગળ્યો તેનો અંશ;
તે એક વ્યાધે ભાલોડ કરીને, કીધું તેને સરંશ.

માંહોમાંહે વિવાદ કરીને, યાદવે કર્યો સંગ્રામ;
પાનને સોટે વઢીયા, તેઓ ક્રોધ આણી તે ઠામ.
મહાયુદ્ધ દારૂણ હતું તે સ્થળ, પરસ્પર યદુસંગ;
પાનને સોટે લડયા તે, શસ્ત્ર થઇ વાગ્યાં અંગ.
યાદવાસ્થળી થઇ જોતામાં, સર્વે હવા સંહાર;
છપનકોટી નાશ પામ્યા, એક ઉગર્યો વજ્રનાભ કુમાર.
પછી શ્રી કૃષ્ણ અશ્વત્થને* થડ, જઇ બેઠા ભગવાન;
એવે દ્વારિકાથી ઉદ્ધવ આવ્યા, સારિંગધર નિધાન.
જવા સમે અર્જુનનું પ્રભુએ, હરી લીધું તેજ;
પછી કહ્યું હીમ પંથે આવજો, વૈકુંઠ મળીશું એજ.
ત્યાં ઉદ્ધવ સાથે આવ્યા છે, મૈત્રેય ઋષેશ્વર સંત;
તમો જ્ઞાન કહેજો વિદુરને, એમ કહેતા ગયા ભગવંત.
એવું કહીને આજ્ઞા આપી, મૈત્રેય ઋષિને મોરાર;
શ્રી કૃષ્ણે કહ્યું તે જ્ઞાન કહેશો, વિદુરને નિરધાર.
વિદુર વહાલા નાથને, ઘણું ભક્તવત્સલ પ્રાણ;
સંભારે ઘણું તે સમે, સાક્ષાત પુરૂષપુરાણ.
શીતલ સ્થલ અશ્વત્થનું, ત્યાં પોઢયા શ્રી મોરાર;
તેવે એક પારધી આવ્યો, ત્યાં વન થકી નીરધાર.
શ્રી કૃષ્ણ કેરાં ચર્ણમાંનું, પદ્મ કરે ચળકાર;
તે વ્યાધે તેને જીવ જાણી, શર સાંધ્યો તેણીવાર.
કર્ણ પર્યંત ધનુષ તાણ્યું, ને છુટયું શરથી બાણ;
ભાલોડ ઋષિના શાપનું તે, વાગ્યું પ્રભુના પદે જાણ.
ત્યારે નેત્ર ઉઘાડી નિહાળ્યું, સાક્ષાત શ્રી અવિનાશ;
પરબ્રહ્મ દેખી પારધી, તત્કાળ આવ્યો પાસ.
અરે સ્વામી હું મહાપાપી છું, મેં કીધું અઘટીત કર્મ;
અજાણે મેં બાણ મેલ્યું, નવ જાણિયા પરબ્રહ્મ.
આ અપરાધ મારો ક્ષમા કરો, હે દીનાનાથ દયાળ;
હું દુષ્ટ પાપી અનાચારીને, મયા કીજે કૃપાળ.
ત્યારે વિશ્વંભર વાણી વદે, તું સાંભળ સાચું વ્યાધ;
એ પૂર્વની ભાવીક વાત છે, નહિં નહિં તુજ અપરાધ.
એ દોષ તુજને છે નહીં, એમ વદે કરૂણાસિંધુ;
પ્રતિબોધ અન્યાય નથી તારો, પૂર્વ વૈર સંબંધ.
એવું કહીને સંતોષ્યો વ્યાધ, પછી સ્થાનક જાય;
વૈકુંઠ પદ તેને મળ્યું, હરી મળ્યાનો મહિમાય.
દારૂકને† દ્વારિકાં મોકલ્યો, રથ લઇ તેણીવાર;
બળભદ્ર પાતાળે ગયા, સાનીધ્ય વિશ્વાધાર.

---

* આ ચોથા અધ્યાયમાં યાદવનો સંહાર તથા શ્રીકૃષ્ણનું સ્વધામ પધારવું અને ઉદ્ધવજીના ઉપદેશથી હરિદ્વારમાં વિદુર મૈત્રેયનો સમાગમ થયો તે વર્ણવેલો છે.

* હાલમાં તે પીપળાને મોક્ષપીપળો કહેછે.

† દારૂક નામનો શ્રીકૃષ્ણનો રથ હાંકનાર સારથિ છે.

ઉદ્ધવને આજ્ઞા કરી, શ્રીકૃષ્ણે તેણીવાર;
પછી અંતર્ધ્યાન પ્રભૂ હવા, ગયા સ્વધામ વિશ્વાધાર.
વૈકુંઠપુરી હરી પધાર્યા, સૌ ભક્તનો કરી ઉદ્ધાર;
વિદુરને ઉદ્ધવ કહે, તમો શીઘ્ર જાઓ હરિદ્વાર.
મૈત્રેય ઋષિ ત્યાં છે તે વળી, તમને કહેશે જ્ઞાન;
ઉદ્ધવજી ચાલ્યા બદ્રિકાશ્રમ, સમર્યા શ્રી ભગવાન.
ત્યારે શુકદેવજીને પ્રશ્ન પૂછે, પ્રેમે પરીક્ષિત રાય;
સર્વ યાદવ મધ્યે ઉદ્ધવ, રાખ્યા કવણ ઉપાય.
એ વિસ્તારી મુજને કહો, ત્યારે વદે વેદવ્યાસનો તંન;
ઉદ્ધવ સૌને જ્ઞાન કહે, માટે રાખ્યા જાુગજીવન.
વિશ્વમાં જ્યાં સાધુ સમાગમ, ઋષિ વૃંદ અનંત;
કળિયુગ આવશે તે માટે, બદ્રિકાશ્રમ ગયા સહુ સંત.
તેથી બદ્રિકાશ્રમ વિષે, ઉદ્ધવ ગયા નિરધાર;
સૂત કહે શૌનકની પ્રત્યે, કૃષ્ણ કથાનો વિસ્તાર.

**વળણ.**

હરીકથાનો વિસ્તારરે, શૌનક સાંભળો મન સ્થિર કરી;
હવા અધ્યાય ચાર પુરા, કરી કૃપા કરૂણા શ્રી હરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્થોધ્યાયઃ ૪**

## અધ્યાય ૫ મો.*

### કડવું ૫ મું-રાગ સારંગ.

શ્રી શુકજી મુખ વદે કથાય, શ્રવણે ધરે પરીક્ષિત રાય;
પછી વિદુર હરિદ્વાર ગયા, ઋષિ મૈત્રેયને ત્યાં આવીયા.
અન્યો અન્ય મળ્યા ધરી પ્રેમ, સમાચાર પુછ્યા સહુ ક્ષેમ;
વિદુરે કીધા દંડ પ્રણામ, તમ શરણે હું આવ્યો સ્વામ.
શ્રી કૃષ્ણે કહ્યું તમને જ્ઞાન, કહો મુજને તે ઋષિ ભગવાન;
ત્યારે મૈત્રેય કહે ધન્ય ધન્ય, ઘણું નિર્મળ છે તૂંજ મન.
સાધુ ભક્ત તું સમ કો નહીં,હરી ગુણ સુણવા સમર્થ તું સહી;
તવ વિદુર મુખ વદે વચંન, કીજે કરૂણા શ્રી મુનિજંન.
સ્વામી ઉત્પત વિશ્વની જેહ, મુને વિસ્તારી કહો તેહ;
સૃષ્ટિ સ્થિતી વ્યાપક સંસાર, મુનીવર તે કહો વિસ્તાર.

પ્રભુતણા જે પરમ ચરિત્ર, તે મુને કહો ઋષિપુણ્ય પવિત્ર;
પુણ્ય કીર્તિવાળા ભગવંત, તેના ગુણ છે અનંત.
વિશ્વ સૃજનાર નારાયણ નામ, નામ લીધે પામે સુખ ધામ
આ તનનો કંઈ ભરોસો નથી, કથા વિસ્તારો હો ઋખી.
પછી મૈત્રેય વદે વચન, સાંભળ ભક્ત વિદુર પાવન;
વિષ્ણુ નાભથી કમલ દર્શન, તે પંકજથી બ્રહ્મા ઉત્પન્ન.
શ્રી શ્વેત વરાહ જે સાર, તે કહીએ પહેલો અવતાર;
સહસ્રશીર્ષા પુરૂષજ સહી, પ્રથમે ઉત્પત્ય તેની કહી.
ચોવીશ તત્વ એકત્રજ કરી, પંચવીશમો જીવાત્મા ધરી;
એ પ્રકારે નીપજ્યો એક પિંડ, જે પિંડે તેજ પડયું બ્રહ્માંડ.
પિંડ બ્રહ્માંડ ઉત્પત્ત એ કહી, મૈત્રેયે વાણી વિદુરને તહીં;
શુકજી કહે સુણ પરીક્ષિતરાય, એ પવિત્ર પાવંન હરિ કથાય.

**વળણ.**

પવિત્ર પાવન કથા કૃષ્ણની, સાંભળ પરીક્ષિત રાયરે;
ભાગવત તૃતીયસ્કંધ કેરો, થયો પંચમોધ્યાય રે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### કડવું ૬ ઠું-રાગ રામગ્રી.

શ્રી શુકજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાયજી;
સુતપુરાણીક કહે શૌનકને, હરિકથા મહિમાયજી.
મૈત્રેય ઋષિ વિદુરને કહે, બેશી બદ્રિકાશ્રમજી;
શ્રોતાજન શુદ્ધ મને સાંભળજો,વર્ણન ગુણ પરબ્રહ્મજી.
એ રીતે બ્રહ્માંડની ઉત્પત, વર્ણવી સંક્ષેપ પ્રકારજી;
સહસ્રશીર્ષાકાર પુરૂષ તે, આદીરૂપ અવતારજી.
તેમાં વ્યાપક દશેંદ્રિય, વળી અગીઆરમું મનજી;
તે સહુ વશ વર્તે પ્રભૂને, સાંભળ હે રાજનજી.

---

* આ પંચમાધ્યાયમાં વિદુર અને મૈત્રેય મુનિનો સંવાદ હરિદ્વારમાં થયો તે વર્ણવીને, વિદુરે સૃષ્ટિની ઉત્પત્તિ પૂછી તેનો ઉત્તર સવિસ્તર દીધો, તેની કથા કહેલી છે. મહત્તત્વાદિની ઉત્પત્તિ કરીને દેવતાએ ભગવાનની સ્તુતિ કરી છે, તે દેખાડવામાં આવી છે. 'મૂળ ભાગવતમાં' આ અધ્યાયમાં વધારે વિસ્તાર કર્યો છે.

* આ છઠ્ઠા અધ્યાયમાં તત્ત્વની ઉત્પત્તિ પછી, આધિદૈવિકથી ભેદ વર્ણન કર્યું છે અને વિરાટનું વર્ણન કર્યું છે તે પછી ચોવીશ તત્ત્વ કહ્યાં છે, તેઓનાં નામ (૧) મહત્, (૨) અહંકાર, (૩) આકાશ, (૪) વાયુ, (૫) અગ્નિ, (૬) પાણી, (૭) પૃથિવી, (૮) શબ્દ, (૯) સ્પર્શ, (૧૦) રૂપ, (૧૧) રસ, (૧૨) ગંધ, (૧૩) ચક્ષુ, (૧૪) નાક, (૧૫) કાન, (૧૬) જીભ, (૧૭) ચામડી, (૧૮) હાથ, (૧૯) પગ, (૨૦) પાયુ, (૨૧) ઉપસ્થ, (૨૨) વાણી, (૨૩) મન, (૨૪) કાળ. આની ઉત્પત્તિ પછી તે સઘળાં મળવાથી વિરાટ પુરૂષ અંડકોશમાં ઘણા સમય સુધી રહ્યા; પછી તે અંડના ત્રણ પ્રકારે ભાગ થયા, તેમાં પણ એક રૂપે, ત્રણ રૂપે અને દશ રૂપે મળીને ત્રણ પ્રકાર જાણુવા. પછી ચાતુર્વર્ણ્યની ઉત્પત્તિ કહેવ માં આવી છે.

પ્રગટ ચારે વર્ણ કહી, તે પ્રભૂથી ઉત્પન્નજી;
શ્રી મુખથી બ્રાહ્મણ ઉદય, પરથમ હવા પાવંનજી.
બાહુથી જન ક્ષત્રિ ઉપન્યા, હરી કેરા અંશ્યજી;
ઉરૂમંડળમાંથી ઉપન્યા, વર્ણ ત્રીજો વૈશ્યજી.
ચાર્ણમાંથી શુદ્ર નીપન્યા, વર્ણ પ્રગટયા ચારજી;
એ ચતુર્વર્ણ શ્રી પરબ્રહ્મથી, પ્રગટી વિશ્વાધારજી.
એ ચારે વર્ણ અનાદી છે, એથી ચતુર્દશવિસ્તારજી;
અનુક્રમે એ થાય એકઠી, કહીયે વર્ણ અઢારજી.
એ ચતુર્વર્ણ પ્રભૂથકી, ઉત્પન્ન થઇ છે જેહજી;
તે સાથે સૌ ધર્મ પ્રગટયા, તેમાં નહીં સંદેહજી.
ચારે વર્ણ ને ધર્મ જુજવા, કહ્યા છે તે પાળેજી;
પોતાની સાનીધ્ય રાખ્યા, કરી કરૂણા દીન દયાળેજી.
તે ચારે જે કર્મ કરે છે, ઇંદ્રિયના વ્યાપારજી;
તેહ સમર્પે બ્રહ્મને તો, કૃપા કરે શ્રીમોરારજી.
માટે હરકોઇ ઉપાયેથી, ભજવા શ્રી ભગવાનજી;
કર્મ પ્રભુને અર્પણ કરવાં, સાંભળો હે રાજાનજી.

વળણ.

સાંભળો પરીક્ષિત વદ શુકજી, એ તૃતીયસ્કંધ કથાયરે;
શ્રી હરી હરી મુખથી ભણો, આ થયો છઠો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥૬॥

---

## અધ્યાય ૭ મો.*

### કડવું ૭ મું-રાગ દેશાખ-ચાલ ટુકડી.

એમ બોલ્યા સૂતપુરાણી, ઋષિ શૌનક સાંભળો વાણી;
શુકજી કહે પરીક્ષિત રાજન, સાંભળ હરીગુણનું વર્ણન.
મૈત્રેય ઋષિ પ્રત્યે નિરધાર, વિદુર પ્રશ્ન પૂછે તેણીવાર;
ચૈતન્ય રૂપ નિર્ગુણ ભગવાન, લીલા કારણ છે એક પાણ.
ઉત્પન્ન પાળક સંહારક એ, તેનું કારણ શું શું છે?
અખંડ જ્ઞાન સ્વરૂપ છે જીવ, અવિદ્યા કારણ શું છે શીવ?
આનંદ આદિ જે જે નાશ, કર્મ, જન્મ, ક્લેશ કેમ પ્રકાશ?
દેહને અનુસરે મનુષ્ય, શા કારણથી પામે સુખ દુઃખ?
કહે મૈત્રેય વિદુર અવિધાર, આ શરીરના ગુણ અપાર;
તે પરમેશ્વરને લાગે નહીં, માયાને તે અનુસરે સહી.
માયાને લાગે છે ગુણ સર્વ, દેહાવસ્થાએ સુખદુઃખ પર્મ;
વિદુર પ્રશ્ન પુછે છે વળી, સ્વામી વાત કહી તમો ભલી.
જે ઊંચ લોક રહે છે આકાશ, ગગને કરી રહ્યા છે નિવાસ;
વળી લોક કહે છે પાતાળ, સ્વર્ગ મૃત્યુ ભુવન જે વિશાળ;
કહો ઊત્પત્તિ તેની ઋષિરાય, જેથી કામના નિર્મળ થાય;
સંસારની ઉત્પત્ત તે જેહ, મુનિવર વિસ્તારી કહો તેહ.

વળણ.

વિસ્તારી કહો મુજ પ્રત્યે, પૂછે વિદુર વિખ્યાતરે;
શ્રોતા બોલો શ્રી હરી, હવે હવા અધ્યાય સાતરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥

---

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮ મું-રાગ આશાવરી.

શુક ઋષિ એમ ઓચરે, સાંભળો પરીક્ષિતરાય;
વિદુર પ્રત્યે મૈત્રેય કહે છે, કથા હરિ મહિમાય.
એક સમે પાતાળ વિષે, શેષ નાગને સ્વસ્થાન;
ત્યાં બ્રહ્માના પુત્ર આવ્યા, યોગેશ્વર ગુણવાન.
પુત્ર પ્રજાપતિતણા, સનકાદિક મહા મુનિજન;
પાતાળ માંહિ આવીઆ, શેષનાગને ભુવન.
પરસ્પર એ મળ્યા પ્રેમે, હવો હર્ષ અનંત;
પછી પરમેશ્વરની કથા પૂછે, સનકાદિકજ સંત.
શેષનાગે સનકાદીકને, કહી ભાગવત કથાય;
સાંખ્ય યોગ કહ્યો સહી, સાધન તણો મહિમાય.
પછી સનકાદિકે પરાશર, ઋષિને કહ્યું નીરધાર;
પરાશરે અમર ગુરૂ બૃહસ્પતિને, કહ્યું ભાગવત સાર.

---

* આ સાતમાં અધ્યાયમાં વિદુરજીએ સત્ય વસ્તુ જાણવાની ઇચ્છાથી સંક્ષેપમાં ભાગવતમાં આવેલી સઘળી કથા બાબતનાં પ્રશ્ન પૂછયાં છે. આત્માનો બંધ અને મોક્ષ શી રીતે જણાય છે તે; વિરાટના રેહેનારા ભગવાનની વિભૂતિ સંબંધી તથા સૃષ્ટિના પ્રકાર સંબંધી; મનુના વંશ સંબંધી; ભૂગોળ વિગેરે લોક સંબંધી; ચાર પ્રકારના પ્રાણી સંબંધી; દેવતા સંબંધી; ભગવાનના અવતાર સંબંધી; વર્ણ વિભાગ, આશ્રમ વિભાગ, આચાર, સ્વભાવ, વેદ વિભાગ, યજ્ઞનો વિસ્તાર, યોગ માર્ગ, જ્ઞાન માર્ગ, સાંખ્ય માર્ગ સંબંધી; તથા તેથી પ્રતિકૂળ પાખંડ મતની પ્રવૃત્તિ સંબંધી; જીવના ગુણ કર્મ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ પુરુષાર્થ સંબંધી કિયા પ્રકારે વર્તવાથી ભગવાન પ્રસન્ન થાય, કેવા પુરુષોને પ્રસન્ન થયા તે સંબંધી પ્રશ્નો કર્યાં છે.

* આ આઠમાં અધ્યાયમાં શેષનાગના મુખથી શ્રી ભાગવત પુરાણ લોકમાં કેમ આવ્યું તેનો સંપ્રદાય કહેવામાં આવ્યો છે તથા બ્રહ્માએ ભગવાનનું દર્શન કર્યું તે વર્ણવ્યું છે.

બૃહસ્પતિએ મૈત્રેયને, કહ્યો આદિથી એ અંત્ય;
તે મૈત્રેય ઋષિ વિદુરને, કહેતા હવા ભાગવત.
એક સમે કલ્પાંત હવું, સૌ સૃષ્ટિનો થયો નાશ;
રહ્યા એક પરબ્રહ્મ તે, સાક્ષાત શ્રી અવિનાશ.
શેષશાઇ સ્વરૂપ સુંદર, પોઢયા શેષ ઉછંગ;
અનંત વર્ષ લગ પોઢતાં, નિદ્રા કરી શ્રી રંગ.
જળ ઉપર પોઢયા હરિ, પરબ્રહ્મ શ્રી મહારાજ;
નિદ્રાવશ થઇ રહ્યા પોતે, સંસાર સમેટી સાજ.
અનંત વર્ષે પ્રભુની નાભીથકી થયું કમળ ઉત્પન્ન;
ઉદક ચૌદમે બ્રહ્માંડે છે, ત્યાં પ્રગટ હવું દર્શન.
તે કમલદલ વાધ્યું વિકાશી, કનકદલ શોભાય;
પત્ર ઝળહળે સુવર્ણમય, તેની શોભા કહી નવ જાય.
તે કમળમાંથી હવા જોતાં, બ્રહ્માજી ઉત્પન્ન;
પંકજ મધ્યે સંધ્યાસનપર, બેઠા કરી આસંન.
ચતુર્મુખ શોભતાં સુંદર, દૃષ્ટિ સઘળે સમાન;
ચતુર્દિશ અવલોકતા, બ્રહ્મા રહી તે સ્થાન.
ઉદક સઘળે જુએ છે, જળ સકળ સ્થળે વિસ્તાર;
નીરંતર દેખતાં વ્યાપક, નીરનો નહિ પાર.
પછી વિચારી ગમન કીધું, નળ કમળ તંતુધાર;
ઘણાં વર્ષ કાળ બ્રહ્મા રહ્યા, ગતિ કમળદાંડી મોઝાર.
તોએ પાર ન આવીયો, તે કમળ નળ જળ અંત;
થાકયા થયા પછી પદ્મ પત્રે, આવ્યા તે ગુણવંત.
પછી કમલાસન કરી કમળભૂએ, ધર્યું શ્રી હરિનું ધ્યાન;
પછી શેષશાઇ સ્વરૂપ દીઠું, પૂર્ણ શ્રી ભગવાન.
મુકુટ મસ્તક પરમ સુંદર, ચતુરભુજ પરબ્રહ્મ;
ગદા પદ્મ ને શંખ સારંગ, શોભે પિતાંબર પર્મ.
શ્રવણે કુંડળ શોભતાં, મણિ રત્ન મુક્તાહાર;
શ્રી વત્સલાંછન વિજયમાલા, મણિ કરે ચળકાર.
ચર્ણ સેવા કરે લક્ષ્મી, શેષશાઇ સ્વરૂપ;
એવું પ્રત્યક્ષ બ્રહ્માએ દીઠું, ધન્ય ધન્ય વૈકુંઠભૂપ.
સ્તુતિ કીધી અપરિમિત, શ્રી નાથની બ્રહ્માએ;
પ્રભુ પાર કો પામે નહીં, એમ કહી નમીયા પાયે.
એ સ્તુતિ ભાવે સંતોષ પામ્યા, પ્રભુ વિશ્વાધાર;
પછી બ્રહ્માજી શું પ્રત્યક્ષ બોલ્યા, હરી મુખ ઉચ્ચાર.

વળણ.

વચન બોલ્યા શ્રી મુખે, સાંભળ પરીક્ષિત રાયરે;
તૃતીયસ્કંધ ભાગવતનો, હવે થયો અષ્ટમોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટમો-ધ્યાયઃ ॥૮॥**

---

## અધ્યાય ૯ મો.*

**કડવું ૯ મું–રાગ મારૂ–દીર્ઘ ચાલની ગત.**

શ્રી શુકદેવ વાણી વદે, સાંભળો અભિમન્યુ તન;
ત્યાં શેષશાઇ સ્વરૂપકેરૂં, બ્રહ્મા કરે સ્તવન.
તે શેષશાઇ સ્વરૂપ દર્શને, બ્રહ્માને થઇ કૃપાય;
પછી પ્રજાપતિએ સ્તુતી કીધી, ધ્યાનપંકજ માંય.
પછી આકાશમાંથી વાણી હવી, તપ કરો તમે અભ્યાસ;
કમળભૂએ ધ્યાન ધરી, નિરખ્યા હૃદે શ્રી અવિનાશ.
એમ ઘણા કાળ પર્યંત કીધું, બ્રહ્માએ ત્યાં તપ;
એક આસને બેસી કમળમાં, કીધો પ્રભૂ નામનો જપ.
તે તપ સમે પરબ્રહ્મ આવ્યા, કરી મહા કરૂણાય;
બ્રહ્મા પ્રત્યે હવી આજ્ઞા, કરો સૃષ્ટિની રચનાય.
માયાનું બળ પ્રવર્ત કીધું, વળી સૃષ્ટિનું મંડાણ;
તે સઘળું પરમેશ્વરની, આજ્ઞા થકી નિર્વાણ.
પછી પ્રજા ઉપજાવી ઘણી, માયા થકી સંસાર;
અવિનાશની આજ્ઞા થકી, કરે સૃષ્ટિ બ્રહ્મા સાર.

---

* આ નવમા અધ્યાયમાં બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી તે કહેલી છે. અને તેથી પ્રસન્ન થઇ ભગવાને આજ્ઞા આપી કે તું સૃષ્ટિ કર અને એ સૃષ્ટિમાં જે જોઇએ તે મેં પેહેલેથી તૈયાર કર્યું છે. વળી તું તપ કર અને મારૂં જ્ઞાન મેળવ, તેથી તું તારા હૃદયમાં સઘળા લોકને ખુલ્લા જોઇશ. અને લોકમાં અંતર્યામીરૂપે હું રહેલો છું તે પણ તું જોઇશ. જ્યારે લોક, કાષ્ટમાં જેમ અગ્નિ વસે છે એમ ભૂતપ્રાણીમાં મને જુવે ત્યારેજ તેનો અંતઃકરણનો મેલ દૂર જાય. જ્યારે પૃથિવ્યાદિ પંચતત્વથી અને ચક્ષુ વગેરે ઇંદ્રિયોથી અને રૂપાદિ ગુણોથી અને અંતઃકરણથી અળગો મને જુવે ત્યારે જ્ઞાની કહેવાય. જો કે તું અનેક પ્રકારની પ્રજા કરશે ને તે કર્મ પ્રમાણે રહેશે તોપણ તારા અંતઃકરણમાં વિષય વ્યાપશે નહીં. કારણ કે તારાપર મારો અનુગ્રહ છે. જો કે રજોગુણ પાપી છે તો પણ તને બંધન નહીં કરે. કારણ કે પ્રજા કરતાં પણ તારૂં મન મારામાં બંધાયું છે. એમ અનેક વરદાનો દઇ પોતાનું સ્વરૂપ દેખાડી ભગવાન્ અંતર્ધાન થયા, આ વગેરે કથા વર્ણવી છે.

**વળણ.**

કરે સૃષ્ટિ બ્રહ્મા પોતે, અવિનાશતણી આજ્ઞાયરે;
શ્રોતા બોલો શ્રી હરી, હવે થયો નવમોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે તૃતીયસ્કંધે નવમો-ધ્યાય: ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.*

**કડવું ૧૦મું-રાગ રામગ્રી.**

બોલે સુતપુરાણીક ઋખીરે, તમે સાંભળો શૌનક મૂખીરે;
વદે શુકજી હરી કથાયરે, તે સાંભળે પરીક્ષિત રાયરે.
મૈત્રેય વિદુરને કહે વચંનરે, જે ગોવિંદ કથા વર્ણનરે;
કીધું બ્રહ્માએ કમળાસનરે, તપ ધ્યાન ધર્યું દ્રઢ મનરે.
સહસ્ર એક અમરનાં વર્ષરે, બ્રહ્માએ ભજીઆ મહા પુર્ખરે;
એવું ઊગ્ર તપ ત્યાં કીધુંરે, ત્યારે કાર્ય બ્રહ્માનું સીધ્યુંરે.
અચળ ધ્યાન અજે ત્યાં ધરીયુંરે,પછી વાયુનું આવાહન કરીયુંરે;
પછી વાયુ વ્યાપ્યો પ્રચંડરે, ચોંપે પહોચ્યો સકળ બ્રહ્માંડરે.
મારૂતે જળ સૌ સોષી લીધુંરે, બ્રહ્માંડ જોતાંમાં ખાલી કીધુંરે;
બેઠા કમળાસન અજ સ્વામરે, લોક ચૌદ રચ્યા તેણે ઠામરે.
નવ સ્વર્ગની કરી રચનાયરે, વિશ્વ નિપજાવે બ્રહ્માયરે;
પછી બ્રહ્માંડ હવું ઉત્પન્નરે, નાના વિધ્ય રચના દર્શનરે.
ત્યાં વનસ્પતિ ભાર અઢારરે, પશૂ પક્ષી જાત અપારરે;
ઘણાં સ્વેદજ ઉદ્‌ભીજ જંતરે, જરાયુ ને અંડજ અનંતરે.
સર્વે સૃષ્ટિના પ્રાણી જેહરે, બ્રહ્માજીથી પ્રગટ્યા તેહરે;
હવા સ્થાવર જંગમ પિંડરે, તેથી ભરાયું આખું બ્રહ્માંડરે.
ઊપજી જીવતણી સહુ જાતરે, પછી પાતાળ સમ વિખ્યાતરે;
દેવ દાનવ યક્ષકિંનર નાગરે, બ્રહ્માથી સૃષ્ટિ સોહાગરે.

માયા કર્તા કહેવાય બ્રહ્માયરે, કીધું વિશ્વ પ્રભૂ આજ્ઞાયરે;
તે સ્વય પરબ્રહ્મ કરતા હરતારે, આખા વિશ્વ બ્રહ્માંડ ભરતારે.

**વળણ.**

હરી વિશ્વ બ્રહ્માંડમાં વ્યાપક, સાંભળ પરીક્ષિતરાયરે;
એ તૃતીયસ્કંધ ભાગવતનો, થયો દશમોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે દશમો-ધ્યાય: ॥૧૦॥**

---

## અધ્યાય ૧૧ મો.*

**કડવું ૧૧ મું-રાગ વેરાડી.**

શુકદેવજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાજાન;
મૈત્રેય કહે વિદુરને, તે કાળનું જે માન.
નિત્ય મને કાર્યના, એ દ્વિ પદાર્થ આ લોક;
આત્મા એ છે સત્ય મૂળે, જાણો તત્વ ને શોક.
પછે પ્રમાણ સહુ માંડી કહે, નિમિષ પ્રહર ને ઘટિકાય;
દિન, રાત્ર, માસ ને વર્ષનું, અનુક્રમ કરી સંખ્યાય.
પ્રજાપતિનું આયૂષ જે, શત વર્ષનું નીરધાર;
તે કેટલું ને ક્રમ તેનો, કહું છું હું વિસ્તાર.
પલ ઘટીકા પ્રહર દિન મળી, શત વર્ષ બ્રહ્માજીનાં જેહ;
અનુમાન તેહેનું વિસ્તારી, મુનિવર વદે છે તેહ.
વળી યુગોયુગ અનુમાન વરતી બ્રહ્મદિનનું માન;
અહો રાત્રનું પરિમાણ વર્ણન, વિદુર સાંભળ જ્ઞાન.
ચાર યુગે એક ચોકડી, એમ વેદમાં બોલાય;
તેવી સાતસો ચોર્યાશી, ચોકડી પૂરી થાય,
તવ દિવસ બ્રહ્માતણો, થાય એક હે રાજંન;
દિવસ તેટલી રાત્ર સંખ્યા, એમ વદે વેદ વચંન.

---

* આ દશમાં અધ્યાયમાં કાલાદિક ઉત્પન્ન થયા પછી દશ પ્રકારની સૃષ્ટિ વર્ણવી છે. (૧) મહત્તત્વની સૃષ્ટિ, (૨) અહંકારની સૃષ્ટિ, (૩) પૃથ્વી, વાયુ, તેજ વગેરે પંચ-મહાભૂતની સૃષ્ટિ, (૪) આંખ, કાન વગેરે ઇંદ્રિયોની સૃષ્ટિ, (૫) વૈકારિક દેવતાની સૃષ્ટિ, (૬) પંચ પર્વા અવિદ્યારૂપ નામની સૃષ્ટિ, આ છ પ્રકારની સૃષ્ટિને પ્રાકૃત સૃષ્ટિ પણ કહે છે, અને બીજી સૃષ્ટિ વૈકારિકી કરી. (૭) સ્થાવરની સૃષ્ટિ, વનસ્પતી વગેરે ૬ પ્રકારથી છે. તેમાં જીવ રહ્યો છે અને તે તમોગુણ પ્રધાન છે. (૮) પશુ, પક્ષી, સર્પ, વીંછુ વગેરે તિર્યંચો પ્રાણીની સૃષ્ટિ કહી છે, તેના પણ અંદરખાને ભેદ તપાસીએ તો ૨૮ છે, (૯) મનુષ્યની સૃષ્ટિ, અને (૧૦) દેવતાની સૃષ્ટિ, તેમાં દેવતા, પિતૃ, અસુર, ગંધર્વ, અપ્સરા, સિદ્ધ, ચારણ, ભૂત, પ્રેત, વગેરે, આ પ્રમાણે સઘળી સૃષ્ટિ ૧૦ પ્રકારની છે.

* આ અગિયારમાં અધ્યાયમાં પ્રથમ વિદુરને મૈત્રેય કાળનું પ્રમાણ કહે છે, તેમાં મનુષ્યનું આયુષ્ય કેટલું છે તે કહ્યું છે. સૂર્યનારાયણને પૂજવા સંબંધી આજ્ઞા કરી છે. દેવતાનાં ચાર હજાર વર્ષનો સત્યયુગ, ત્રણ હજારનો ત્રેતા, બે હજારનો દ્વાપર, ને એક હજારનો કળિયુગ, એમ યુગ પ્રમાણ કહ્યાં છે. ત્રિલોકીની બહાર મહર્લોકથી બ્રહ્માના લોકપર્યંત ચાર હજાર યુગે બ્રહ્માનો એક દિવસ થાય છે. બ્રહ્મા રાત્રિના નિદ્રા લે છે ત્યારે અલ્પ-પ્રલય, ને ૧૦૦ વર્ષે આયુષ્ય નાશ પામે ત્યારે મહાપ્રલય થાય છે. પણ માત્ર પરબ્રહ્મ એક રહે છે. પછી મનવંતર સંબંધી ખુલાસા કર્યા છે. શ્રીમદ્‌ભાગવત શુકજીએ કહ્યું ત્યારે બ્રહ્માનાં ૫૦ વર્ષ પુરાં થયાં હતાં; આ બીજા ૫૦ વર્ષનો પારાર્ધ આવેછે. આ બ્રહ્માથી પણ શ્રેષ્ઠ એવા ભગવાન સર્વના કારણરવરૂપ છે, તેઓનું દિવ્ય તેજ એટલું છે કે તેમાં આવાં હજારો બ્રહ્માંડ સમાઇ જાય તે કથા પ્રસંગ કહ્યો છે.

એવા રાત્ર દિન મળિ ત્રીશ થાયે, સાંભળ રાજા છેક;
ત્યારે નિશ્ચય જાણવું, પરિમાણ માસજ એક.
તેવા દ્વાદશ માસના, દિન ત્રણસેં ને સાઠ;
તવ વર્ષ એકજ પુરૂં થાયે, બ્રહ્માનું સાક્ષાત.
પલ ઘટિકા પ્રહર રાત્રી, દિવસને અનુસાર;
જેમ દિવસને વર્ણવ્યો, તેમ રાત્રિ કેરો પ્રકાર.
એવાં એક સો વર્ષ પુરાં, સર્વથા જવ થાય;
આવરદા બ્રહ્માતણું, પરિપૂર્ણ એ કહેવાય.
શત વર્ષ બ્રહ્માનાં પ્રભુને, નિમિષમાં વહિ જાય;
તે આદિ પ્રભુ અવિનાશીને, નથી જન્મ, મરણ, જરાય.
વળી બ્રહ્માના દિન એક માંહિ ચૌદ મનવંતર પડે;
તે બ્રહ્મા ને પરબ્રહ્મનો, તે પાર કેઇ પેરે જડે.
જેનું અવિગત અકળ રૂપ, કોટિક બ્રહ્માંડનો સ્વામી સહી;
પાર તેનો પામવાને, કોઇ સમર્થ હવા નહીં.
સ્થિતિ સૃષ્ટિ અચળ રૂપ, બ્રહ્માંડ અંડજ રૂપ શોભા ધરે;
તે મધ્યે પંચાસ કોટિ, યોજન પૃથ્વિ વિસ્તરે.
શોભતા ધી* સમ છે ને, દ્વીપ છે સુંદર સાત,
અષ્ટ કુળ પર્વતની રચના, વિવિધ પેર વિખ્યાત.
નવસેં નવાણું સરીતા, વન ભાર ભાર અઢાર;*
સ્વર્ગ મૃત્યુ પાતાળ સાતે, રચના વિવિધ પ્રકાર,
એવું આ બ્રહ્માંડનું, સંક્ષેપ વર્ણન એહ;
વૈરાટ સ્વરૂપ અનાદિ, અગમ ને અગોચર હરિ જેહ.
તે અવિનાશિ રૂપનાં રોમ, શુભ એકેક છે જે રાય;
તે સર્વ એકેક પ્રત્યે, અનંત કોટિ બ્રહ્માંડની રચનાય.
તેવા શ્રીપરબ્રહ્મનો, પાર કોઇને નવ થાય;
બ્રહ્મા સરખા ભર્મે ભૂલા, મોહ માયા માંહ.
તો અન્યનું શું ગજુ એમાં, સાંભળ પરીક્ષિતરાય;
હરિનો પાર કો પામે નહીં, મોટો છે હરિ મહિમાય.

વલણ.

હરી મહિમા છે અપાર મોટો, તેનો કોઇ ન પામે પારરે;
એકાદશ અધ્યાય પુરા થયા, તૃતીયસ્કંધના સારરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકાદશોધ્યાયઃ ॥૧૧॥**

---

* ધી એટલે સમુદ્ર. * અઢારભાર વનસ્પતી.

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૨ મું-રાગ મેવાડો.

શ્રી શુકજી કથા કહે છે, પરીક્ષિત પ્રત્યે પાવનજી;
વિદુરને મૈત્રેય સુણાવે, હરિના ગુણ વર્ણનજી.
પ્રથમ પ્રજાપતિએ વિશ્વની, ઉત્પત્ત કરવા માંડીજી;
ત્યારે પહેલ પંચ† અવિદ્યા, ઊપની તેહ તત્ક્ષણે છાંડીજી.
બ્રહ્માથી સનકાદિક‡ ચારે, મુનિ ઉપન્યા તેણી વારજી;
પછી રૂદ્ર અંશની ભ્રોમિ વિચેથી, ક્રોધ ઉપન્યો અપારજી.
તેની પ્રજા તામસી ઉદય હુવી, એ તામસ ગુણ મહિમાયજી;
ભૂત, પ્રેત, પિશાચ, ભૈરવ, એ અવ તામસી કહેવાયજી.
બ્રહ્માને દશ પુત્ર હુવા, એક નારદ ને નવ તનજી;
નવ યોગેશ્વર યોગધ્યાન ધરી, તપ માટે ગયા વનજી.
નારદ ઋષિ બ્રહ્માના ઉત્સંગ, થકી હુવા ઉત્પન્નજી;
ધર્મનું દક્ષિણ પાસામાંથી, સદ્ય હતું દર્શનજી.
અનેક મૂર્તિ તે પુત્રથી ઉપની, સાંભળ રાય વિખ્યાતજી;
શ્રી બ્રહ્મા મુખથી ઉપન્યાં, વાગ્વાદિની વિખ્યાતજી.
વળી બીજી પ્રજા ઘણી ઉદય થઈ, અનંત અપરમપારજી;
સરસ્વતીપર દૃષ્ટિ કીધી, બ્રહ્માએ એક વારજી.

---

* બારમા અધ્યાયમાં બ્રહ્માએ સૃષ્ટિ રચવા માંડી તેનો પ્રકાર કહ્યો છે. એમાં રૂદ્ર નામ શિવનું શાથી પડ્યું તે કહ્યું છે. બ્રહ્માના ક્રોધથી તામસ પ્રકટ થયો ને તે શિવે પોતાની પાસે રોતાં રોતાં માગ્યો તેથી રૂદ્ર એવું નામ પડ્યું છે. અને હૃદય, ઇંદ્રિયો, પ્રાણ, આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર ને તપ, એ સ્થાનક વસવા આપ્યાં, અને તેના મન્યુ, મનુ, મહિનસ્, મહાન્, શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ ને ધૃતવ્રત એવાં અગિયાર નામ પાડ્યાં; તેમજ ધી, વૃત્તિ, ઉશના, ઉમા, નિયુત, સર્પિ, ઇલા, અંબિકા, ઇરાવતી, સુધા, ને દીક્ષા એ રૂદ્રાણી થઈ; અને એ રૂદ્રે ભૂત ભૈરવ વિગેરે પ્રજા ઉત્પન્ન કીધીછે, એ તામસી પ્રજાછે. પછી લોકસૃષ્ટિ રચી. તેમાં મરીચિ, અત્રિ, અંગિરા, પુલહ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને નારદ ઉત્પન્ન કીધા. એ ક્યાં ક્યાંથી ઉત્પન્ન થયા તે કહ્યું છે, ને છેલ્લા કર્દમ ઋષિ છાયામાંથી ઉત્પન્ન થયા તે કહ્યું છે. બ્રહ્મચર્ય, છંદ વિગેરે પ્રકાર કહ્યા છે. બ્રહ્માએ ઘણી સૃષ્ટિ રચી તોપણ કંઇ થાગ લાગ્યો નહિ ત્યારે પછી તેના શરીરમાંથી 'કાય' એટલે સ્ત્રીપુરૂષનું જોડું ઉત્પન્ન થયું. તે સ્વાયંભૂમનુ ને તેની સ્ત્રી (આદિમ તથા ઈવ) એ કથાપ્રસંગ કહ્યો છે.

† પંચ અવિદ્યાઃ તમ, મોહ, મહામોહ, તમિસ્ત્ર, અને અંધતામિસ્ત્ર.

‡ બીજી સૃષ્ટિ રચી તેમાં સનક, સનાતન, સનંદન અને સનત્કુમાર એ ચાર અસ્ખલિત વીર્યવાન્ પુત્રો ઉત્પન્ન કીધા, પણ તેણે પ્રજા નહિ ઉપજાવી ને તપ કરવા ચાલ્યા ગયા.

ત્યારે સનકાદિક પુત્રે વાર્યા, પ્રજાપતિ જે તાતજી;
તેથી વિરંચીને ક્ષોભના હવી, મનમાં તે અસંખ્યાતજી.
પછી યોગસાધનથી કરીને, તજ્યું બ્રહ્માએ શરીરજી;
અન્ય સ્વરૂપ ધર્યું વિરંચીયે, મનમાંહે ધરી ધીરજી.
તેહ શરીરે વેદ ભણ્યા, પવિત્રપણે મુખ ચારજી;
ઋગ, યજુ સામ ને અથર, વેદ એમ વર્ણ્યા સારજી.
ચતુર મુખે ચારે વરણનાં, ઉપજાવ્યાં સહુ કર્મજી;
વળી બીજી પ્રજા ઘણી ઉપજાવી, ને ઉદય કર્યા બહુ ધર્મજી.
બ્રહ્માના શરીરથી પ્રગટયાં, પ્રત્યક્ષ યુગ્મસ્વરૂપજી;
એક પુરૂષ ને એકજ નારી, સુંદરરૂપ સ્વરૂપજી.
સ્વાયંભુ મનુ તે પુરૂષ કહીએ, શતરૂપા સ્ત્રી સારજી;
તેને પંચ સંતાન હવાં, સાંભળ અભિમન્યુ કુમારજી.
યુગ્મ પૂત્ર ને ત્રણ્ય પૂત્રી, મહાસ્વરૂપ નીધાનજી;
પ્રિયવૃત રાજા જયેષ્ટ પુત્ર, બીજો ઉત્તાનપાદ રાજાનજી.
પછી દક્ષપ્રજાપતિને, પરણાવી એક કન્યાયજી;
દેવહૂતિને કર્દમ મુનિવરીયા, મંડપ પર્મ શોભાયજી.
પ્રસૂતિનો દક્ષ પ્રજાપતિ સાથે, પ્રેમે વિહીવા કીધોજી;
વરકન્યા પરણ્યાં શુભ રીતે, અર્થ સરવનો સીધ્યોજી.

વળણ.

એ અર્થ સીધ્યો કન્યાનો, સાંભળ પરીક્ષિત રાયજી;
તૃતીય સ્કંધ ભાગવતના થયા, પૂર્ણ દ્વાદશ અધ્યાયજી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે દ્વાદશોધ્યાયઃ ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.*

### કડવું ૧૩ મું–રાગ મારૂ.

મૈત્રેય કહે છે વિદુર સાંભળ, હરી કથા મહિમાય;
સ્વયંભૂ મનુ ફેરી પ્રત્યે, વાણી વદે બ્રહ્માય.
સ્વયંભૂ તમો ઉપજાવોને, પ્રજા ઘણી રહી આંહે;
તવ બ્રહ્મા વિમાસે પ્રથ્વી વિના, ભાઇ રહેશો સહુકો કયાંહિ.
હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, એ રાક્ષસ મહા ઉન્મત્ત;
ઋષિકેરા પુત્ર છે તે, વીર મહા બળવંત.
તેહ પૃથ્વિ લઇ ગયા, પાતાળ મધ્યે જાણ;
હવે એ પૃથ્વિ વિના, વસશે સૌ કયાં નિર્વાણ.
એમ વિચારે એટલામાં, અજનાસાથી તે વાર;
અંગુષ્ટ માત્રના સ્વરૂપથી, ત્યાં હવો વરાહ અવતાર.
પછી સ્વરૂપ વાધ્યું દેખતાંમાં, પ્રૌઢ હવું અતિ અંગ;
મુખ નેત્ર નાસા દંત દારૂણ, સ્વરૂપ શ્યામળ રંગ.
તે પ્રભૂનો અવતાર છે, સાક્ષાત પૂર્ણાનંદ;
બ્રહ્માજીએ જાણ્યા સહી, જગદીશ આનંદ કંદ.
ત્યારે સ્તુતિ અપરિમિત ઉચર્યા, બ્રહ્મા કરે સ્તવંન;
શોધી અવની જળ વિષેથી, આપીએ સ્વામીન.
સુણી વાણી વરાહે કર્યો, ઉદક મધ્યે પ્રવેશ;
ઉદક હાલ્યું ડોળથી, જળ મહીં ગયા પરમેશ.
નિહાળ્યું તે નીરમાં, શોધ્યાં સહુ પાતાળ;
પૃથ્વિ તો શોધ જડે નહીં, ત્યારે મન વિમાસે દયાળ.
પછી ખપ કરી ખોળી ધરા, સપ્ત પાતાળ જેહ અનંત;
શોધીને દાઢ અગ્ર ધરા લઇ, નીસર્યા ભગવંત.
એટલે આવી મળ્યો, હિરણ્યાક્ષ દાનવ જેહ;
ગદા ગૃહી છે હાથમાં, ક્રોધથી બોલ્યો તેહ.
માહ ઘોરજ શબ્દ કરતો, વદે દીર્ઘ વચન;
અવની લાવતાં અટકાવ્યા, અવિનાશને તત્ક્ષણ.
એમ કહેવા લાગ્યો દુષ્ટ દાનવ, ધરા મારી એહ;
તું કોણ છે કહે શામાટે, લઇ જાય પૃથવી તેહ.
અહિં મૂક પૃથવી માહરી, દાનવ વદે મુખ આમ;
તજી અવની સર્વથા, મુજસાથ કર સંગ્રામ.
માંહોમાંહે પછી બહુ યુધ્ધ કીધું, કરે ગદાના પ્રહાર;
શ્રી હરીને હિરણ્યાક્ષ દાનવ, સંગ્રામ કરતા અપાર.
હજાર વર્ષ સંગ્રામે બાઝયા, મારે મુક્કી પાટુ શીશ;
તવ દેવતાએ બહુ સ્તુતી કરીને, સ્તવ્યા શ્રીજગદીશ.
જય જય શબ્દ વાણી ગગન મધ્યે, હવી છે ઉચ્ચાર;
સ્વામી એને મારજો, રખે જીવે એ આ વાર.
એવી વાણી સાંભળી, કોપીઆ શૂકર નાથ;
હિરણ્યાક્ષના ચર્ણ ગ્રહીને, પછાડયો ભૂ સાથ.
વરાહ તે કોપે ચડયા, સાક્ષાત શ્રી અવિનાશ;
એ દૈત્ય પાપી દુષ્ટનો, તત્કાળ કીધો નાશ.
તે અસુર પાપી અંગનું, ત્યાં મેદ હુતું જેહ;
ધરા ઊપર પ્રભૂએ, સ્થાપન કીધું છે તેહ.

---

* તેરમા અધ્યાયમાં પ્રભુના વરાહ સ્વરૂપનું વર્ણન અને હિરણ્યાક્ષ રાક્ષસ સાથનો યુદ્ધ પ્રસંગ કહ્યો છે. એમાં જ્યારે હિરણ્યાક્ષને વરાહ પ્રભુએ માર્યા ત્યારે દેવતાએ અનેક પ્રકારે સ્તુતિ કીધી છે એ ભાગ મૂળ ભાગવતમાં વિસ્તારેલી છે.

તે માટે એ મેદિની, પૃથ્વિ તણું છે નામ;
અચળ અવની સ્થાપન કરી, અદષ્ટ હવા પુરણ કામ.

વળણ.

શુકર સ્વરૂપ અદષ્ટ હવા, પ્રભુ સ્થાને પોતાને જાયરે;
શ્રી ભાગવત તૃતીય સ્કંધના, થયા ત્રયોદશ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે તૃતીય સ્કંધે ત્રયોદશોધ્યાયઃ ॥૧૩॥

---

## અધ્યાય ૧૪ મો.*

### કડવું ૧૪ મું-રાગ ગોડી-ચાલ દુકડી.

શુકજી કહે પરીક્ષિત સુણો, શ્રી ભાગવતનો મહિમા ઘણો;
વિદુર ભક્ત મુખ વદે વચંન, મૈત્રેય પ્રશ્ન એક કહો પાવંન.
સ્વામી અમોએ સાંભળ્યું એહ, વરાહ અવતાર ચરિત્ર જેહ;
પરબ્રહ્મ પેસીને પાતાળ, હિરણ્યાક્ષ દૈત્યનો આણ્યો કાળ.
મુને કહો તે વિસ્તારી કરી, જે એઉ ભક્ત દેહી ઉગરી;
હવી ઉતપત તેની કયમ વળી, દૈત્ય કથા પ્રાકૃત સાંભળી.
શા કારણસર હિરણ્યાક્ષ હણ્યો, હણવામાં કેમ દોષ ન ગણ્યો.
વિદુરને મૈત્રેય કહે સાર, બ્રહ્માએ દેવ પ્રત્યે કહ્યું એકવાર;
આ પ્રશ્ન છે પરમ પાવન, સંક્ષેપે કરૂં તેનું વર્ણન.
જે દક્ષ પ્રજાપતીની દીકરી, શોભે શુભલક્ષણ મહાસુંદરી.
દિતિ આદ ષોડશ કન્યા જેહ, કશ્યપ ઋષિને પરણાવી તેહ;
તેમાં દિતિ છે સહુથી વડી, ચતુર ચંચળ ને બહુ ફુટડી.
તે સુંદરી એક સંધ્યાકાળને સમે, ઋષિ કશ્યપને પાસે રમે;
સુંદર અંગ ધરી શણગાર, આવી જ્યાં બેઠા ભરથાર.
ત્યાંહાં જઇને કીધોરે પ્રણામ, નીજ સ્વામી પ્રત્યે યાચ્યો કામ;
કશ્યપ મુનીવર વાણી કહે, મુહૂર્ત એક અણબોલી તું રહે.
હવડાં હવો છે સંધ્યાકાળ, સમય નથી આ મનમાં સંભાળ;
સ્ત્રીએ પુત્ર અર્થે જોડી હાથ, મર્મ લહી પ્રારથીયા નાથ.
સ્વામી મુજને આપોને સંતાન, નિજ કંથ પાસે માગ્યું વરદાન;
તવ કશ્યપ મુની વદે વચંન, સાંભળ તું સાધુ સ્ત્રી જંન.
આણે સમે દેખે છે દેવ, સમય શંભુતણો અહમેવ;
છે મહા રૂદ્રનો મહિમા ઘણો, સ્ત્રી હવડાં સમય શંકરતણો.
એક મુહૂર્ત પછી તુજ કામ, કશ્યપ કહે પુરીશ આણે ઠામ;
કરી અર્ઘ ને સંધ્યા વંદન, મનવાંચ્છિત આપીશ વરદાન.

પણ સ્ત્રિયે કહ્યું માન્યું ન તેહ, કામાશક્ત થઇ છે જેહ.
કર્યો આગ્રહ મુનીની સાથ, મુનિએ વિચાર્યું મન સાથ.
ક્રોધે કરીને કહ્યાં કઠણ વચન, પણ ન સમજી તે પાપીજન;
દિતિ આર્જવ કીધો જઇ, કશ્યપનો ગ્રહ્યો પાલવ તહી.
કશ્યપ કહે તુજને પૂત્રજ હશે.પણ તે સૌથી મહા પાપી થશે;
ત્યારે મનમાં વિમાસે નાર, અન્યાય અધર્મ કર્યો મેં અપાર.
કશ્યપ સ્વામી કહે તારો સુત જેહ, ત્રિભુવન જનને દમશે તેહ;
પ્રભુને પડશે લેવો અવતાર, તારા પુત્રનો કરશે સંહાર.
સઘળે આણ તુજ સુતની ફરે, પણ પરબ્રહ્મતણે કર તે મરે;
તેનો કુંવર મહા સાધુ થશે, તે તેના પિતાને ઉદ્ધારશે.
પોતરો પરમ ભગવદ ભકત જાણી, દિતિ મનમાં આનંદ પામી;
તુજ પુત્ર લડશે શ્રી પ્રભુ સાથ,(પણ) કીર્તિ થશે જગ વિખ્યાત.
એવું સાંભળતાં સ્ત્રી જંન, ઘણું સંતોષ પામી મન;
પામી સુખ કશ્યપની નાર, તે હરખે આવી ભુવન મોઝાર.

વળણ.

હરખે વર લઈ આવી ભુવનમાં, આનંદ અંગ ન માયરે;
શ્રી ભાગવત તૃતાયસ્કંધના, હવા ચતુર્દશ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્દશો-ધ્યાયઃ ॥૧૪॥

---

## અધ્યાય ૧૫ મો.*

### કડવું ૧૫મું-રાગ દેવગાંધાર-ચાલ દુકડી.

ગર્ભ યોગી શુક મુનિ વદે, સાંભળો પરીક્ષિત રાયરે;
દિતિએ ગર્ભ ધર્યો સહી. તેની વાધી અંગ શોભાયરે.
તે ગર્ભ રહ્યો દિતિ ઉદરમાં, વર્ષ સત પર્યંતરે;
અવધ પુરણ સમય અવતર્યા, પૂત્ર બે મહા બળવંતરે.
હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, ધર્યાં ઋષિએ નામરે;
સાથે યુગ્મ કુંવર પરાક્રમી, ઉપન્યા મહા બળવાનરે.
મહા દુષ્ટ પાપી હવા બંન્યો. એણે જઇ દમ્યા સઘળા દેવરે;
વૈર કીધું અમર સુરીવર. પાસે કરાવી સેવરે
વેદ શાસ્ત્ર ને યજ્ઞ તીર્થવ્રત, બંધ કીધાં સહુ ધર્મરે;
દેવ ને ઋષિનાં આસન છેદ્યાં, એમ લોપ્યાં સહુ કર્મરે.
ત્રિભુવનમાં તેહ પરવર્યા, મહા પાપી દુષ્ટ જનરે;
દુરાત્મા દાનવે દુખી કીધા, અવની માત્રના જનરે.

---

* ચૌદમા અધ્યાયમાં હિરણ્યાક્ષ રાક્ષસની ઉત્પત્તિનો કથા પ્રસંગ કહ્યો છે.

* પંદરમા અધ્યાયમાં હિરણ્યાક્ષ ને હિરણ્યકશ્યપુનો જન્મ, ને જયવિજયને થયેલા શ્રાપનો કથા પ્રસંગ કહ્યો છે.

તવ અમર માત્ર ટોળે વળ્યા, જઈ તપ કીધું મહા વનરે;
એકાગ્ર ચિત્તે સહુએ આસને બેસી, કર્યું બ્રહ્માનું સ્તવનરે.
ત્યારે પ્રજાપતી એમ વાણી વદે, તમેસાંભળો સુર નર સાથરે;
મુજ ચાર તન સનકાદિક તેની, હું તમને કહું વાતરે,
સનકાદિકે ઇચ્છા ધરી હુતી, જાવા સ્વર્ગભુવંનરે;
જાતા હતા એ કુમાર ચારે, વૈકુંઠનાથને દર્શનરે.
વૈકુંઠકેરી શોભા બહુ, વર્ણન વિવિધ પ્રકારરે;
વર્ણન તેનું અહીં કરીએ તો, થાય બહુ વિસ્તારરે.
છજા કટેરા રાવટી, ને દ્વારિ જરૂખા માળરે;
કનક કળશ માણી રત્ન હીરા, જડિત્ર ઝાકઝમાળરે.
ધ્વજા પતાકા રમ્ય શોભે, દુંદુભીના સ્વર થાયરે
રમ્ય રંગ ભુવન મણિમય છે, શું કહીએ રચનાયરે.
વૈકુંઠ રચના નિર્ખતાં, મહા મુનિનાં મંન ચળિ જાયરે;
જ્યાં ચતુર્ભુજનાં ચર્ણ સેવે, આદિ લક્ષ્મી માયરે.
સ્ફટિક મણિના ભૂવન મધ્યે, લક્ષ્મી કરે વિલાસરે;
તુલસી વડે ભગવાનની પૂજા, કરે સખીઓ સાથરે.
તે વૈકુંઠ પુરી જોવા કાજે, સનકાદિક ગયા જ્યારેરે;
ઋષીરાય રચના સહુ નીરખતાં, આવ્યા પ્રભુને દ્વારેરે.
રચના મનોહર પર્મ સુંદર, રમ્ય પોળ વિશાળરે;
છેલ્લે દ્વારે પોળીઆ બેઠા, જય વિજય છડિદારરે.
છેલ્લી પોળે આવીયા ત્યાં, સનકાદિક ઋષિ દેવરે;
તે દેખી જય વિજ્ય છડી ગૃહીને, બેઠા થયા તતખેવરે.
છડી આડી કરી સેવક વદે, મુખથી હાસ્ય વચંનરે;
ક્યાં જાઓ ઋષિ રાયજી, મંદિર પોઢયા છે સ્વામીનરે.
તેથી અંતઃપૂર મધ્યે, જાવાનો નથી અધિકારરે;
જય વિજ્ય કહે મહારાજ તમો, સ્થિર રહો આ ઠારરે.
તવ સનકાદિક કોપિત થયા, થયાં રક્ત નેત્ર વિશાળરે;
જય વિજયનું રોકવું જોઇને, ઉઠી અગ્ની જ્વાળરે.
મહા ક્રોધવંત મુનિ દેખિયે, જાણે બ્રહ્માંડ કરશે દહંનરે;
એવું જોઇ જય વિજ્ય બંને પાર્ષદ, થયા કંપાયમાનરે.
ક્રોધ વચને શાપ દીધો, મુનિએ તારણ તરણરે;
આડી છડી કરી તમે બ્રાહ્મણને, તો પડો પાપી ધરણરે.
દુષ્ટ દેહી દુરાત્મા તમો, થાઓ રાક્ષસનો અવતારરે;
સ્વર્ગમાં તેણે સમે, થઇ રહ્યો હાહાકારરે.
કાં વિષમ દૃષ્ટિ કરી તમે, વૈકુંઠ ખુલ્લું સદાયરે;
સ્વામિ સેવા એમ ન થાએ, બ્રાહ્મણને કાં હસાયરે?
સેવક અન્ય સહુ નાશી ગયા, જન સર્વ પામ્યા ત્રાસરે;
ત્યારે જયવિજય દુખ પામીઆ, ને ભાગી મનની આશરે.
વિનય પ્રણામ કરીને વદે વાણી, ક્ષમા કરો મુનિજંનરે;
હવે દયા કીજે દીનને, ઉદ્ધારો અમને સ્વામીનરે.
અમે મહા મૂર્ખે જાણ્યું નહીં, અજ્ઞાનથી મહારાજરે;
અપરાધ કોટિ છે અમારા, મુનિ ક્ષમા કરોને આજરે.
ત્યારે સનકાદિક વાણી વદે, જય વિજય સુણજો વાતરે;
જો ભક્તિભાવે આવશો તો, જન્મ થાશે સાતરે.
વૈર ભાવ હરીશું આણશો, તમો વશી હેઠા ધર્ણરે;
ઉદ્ધાર થાશે તમતણો, મળશે અશર્ણશર્ણરે.
પછી વૈરભાવ ધરી કરી, બેઉ પડયા પૃથ્વિ તેહરે;
શીઘ્રે પામવા પૂર્વ સ્થળ, તે હવા રાક્ષસ દેહરે.
જગદીશે જાણ્યું પછી, જે નીપન્યું છે દ્વારરે;
લક્ષ્મી સહિત પ્રભુ આવીયા, શીઘ્રે ભુવનથી બહારરે.
પ્રણામ કરી હરી મળ્યા, હરખે દીધાં આલિંગંનરે;
પાદ્ય અર્ઘ્ય સ્તવન પુજન કર્યું, ભલે પધાર્યા મુનીજંનરે.
પછી સનકાદિકને પધરાવિયા, પ્રભુએ રંગ ભુવન મોઝારરે;
વૈકુંઠ રચના દેખાડી સહુ, જીવન જુગદાધારરે.
પકવાન નાના રમ્ય મેવા, પંચામૃત છે રસાળરે;
ભાવતાં ભોજન પ્રભુ ઋષિને, કરાવે તેણી વારરે.
એટલો આદર દીધો પ્રેમશું, પરબ્રહ્મ દીન દયાળરે;
સનકાદિક આનંદ પામ્યા, એ પ્રજાપતિના ચારે બાળરે.
કરજોડીને કમળાવરનું, કર્યું મુખથી સ્તવંનરે;
ભગવત અમને ભક્તિ તમારી, હજો પ્રભુ અનુદીનરે.
હે ભગવાન જે દિનથી, બ્રહ્માથી જાણ્યું મહાત્મ્યરે;
તે દિનથી એક ક્ષણું પણ, દૂર નથી રહ્યો પ્રત્યક્ષરે.
એમ ગુણ ગ્રામ ગાયા તજી માયા, કાયા થઇ શુદ્ધ પર્મરે;
સનકાદિકે સ્તુતિ ઘણી કીધી, સાનિધ્ય શ્રી પરબ્રહ્મરે.
હે અનંત મહિમાવાન્ પ્રભુ, સેવવા યોગ્ય મૂનિજનરે;
નવધા ભક્તિએ અમે જાણીએ, ગાઇએ યસગુણ કીર્તનરે.
યશપૂર્ણ પ્રકાશે જગવિખે, સચરાચર વ્યાપક રામરે;
તુજ કીર્ત્તિ ગાવા ઇછા ઘણી, તુજ બહુ નામીને પ્રણામરે.

**વળણ.**

પંચદશ અધ્યાય પૂરા થયા, કૃપાથી જગદાધારરે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, બોલો હરી હરી એકવારરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે પંચદશો-દધ્યાયઃ ॥૧૫॥**

## અધ્યાય ૧૬ મો.*

### કડવું ૧૬ મું-રાગ રામગ્રી-મનરંગ ચાળો.

શ્રી શુકજી વાણી વદે, સુણ પરીક્ષિતરાય;
મૈત્રેય કહેછે વિદુરને, માંડી હરી મહિમાય.
શૌનક પ્રત્યે કથા કહે, ઋષિ સુતપુરાણી;
વિશ્વંભર વૈકુંઠ માંહે, વદે સારિંગપાણી.
પછી સાદ કરી સહુ સેવક તેડીયા, પરબ્રહ્મે પાસ;
સ્તુતિ કીધી વૈકુંઠનાથે, ત્યાં ઋષિની તેણે અવાસ.
પાર્ષદને જે દંડ દીધો, તે યોગ્ય મેં છે ધારયો;
દીધો દંડ નવ ફરે પાછો, આપે જે ઉચ્ચાર્યો.
હું સદા છું તમ દાસ મુનિ, મને છે તમારો આધાર;
આ લક્ષ્મી વૈભવ સર્વ છે, એ તમ પુણ્યે નિર્ધાર.
બ્રાહ્મણે આપેલ અન્ન પ્રાશન કરૂં,મુને છે તેનો વિશ્વાસ;
પછી સર્વ ભક્તજન પ્રત્યે, બોલ્યા શ્રીઅવિનાશ.
તમે કો રખે ઋષિને દૂભતા, બ્રાહ્મણને પાયે નમીએ;
જો કોટી અપરાધ કરે અહિં, તોએ પણ તે ખમીએ.
જેકો બ્રાહ્મણને દૂભશે, તેનાં સુકૃત સહુ જાશે;
તેને સ્થાનક ત્રિભૂવનમાં, જયવિજયની પેરે થાશે.
પછી દ્વારપાળપ્રત્યે પ્રભુકહે,આગળલક્ષ્મીએ વાર્યા તમને;
દ્વિજ શાપ દેતા હતા સહુ, એકઠા થઇ તહાં અમને.
તમને સનકાદીકનો શ્યાપ છે, અવની માંહે અવતરજો;
વૈરભાવ મુજશું કરી, જન્મ ત્રણ ધરજો.
ત્રીજે જન્મે તમો અહીં આવજો,એમ કહ્યું અવિનાશે;
નિશ્ચય સ્થાનક પૂર્વ પામશો, રહેજો વિશ્વાસે.
પાર્ષદ એવી વાણી સાંભળી, પછી પડયા પૃથ્વિ નેટ;
તે અવતરીયા અવની વિષે, દિતિ કેરે પેટ.
હવે કશ્યપ મુનિએ કૃપા કરી, વર દિતિને દીધો;
જય વિજય ત્યાં આવીઆ, અવતાર બેઉએ લીધો.
પછી બ્રહ્મા કહે દેવને, એ તો તે અવતરીયા;
એમણે ધર્મ મારગ ભાંગીયા, અન્યાય બહુ બહુ કરીઆ.
યજ્ઞ યજન ભાગે છે ઋષિ, સાધુ જનને એ પીડે;
વૈર વિશ્વંભરશું કરી, પૃથ્વિપર ઉન્મત્ત હીંડે.
માટે માધવજી એમને મારશે, પોતે શ્રીહરી હાથે;
વૈર ભાવે એ અવતરીયા, બેઉ બાંધવ સાથે.
એવું કહી બ્રહ્મા ગયા, તે હવા અંતરધ્યાન;
અમર માત્ર ટોળે મળીને, સ્તવ્યા શ્રી ભગવાન.

* સોળમા અધ્યાયમાં શ્રી ભગવાને ઋષિનો શ્રાપ માન્ય રાખીને ઋષિઓની સ્તુતિ કીધી ને જયવિજય પાર્ષદો પૃથ્વીપર પડયા તેનો કથા પ્રસંગ કહ્યો છે.

#### વળણ.

સ્તવ્યા શ્રી ભગવાન હવે, દેવનું દુઃખ ટાળો સહી;
એ સોળમો અધ્યાય થયો પુરો, તૃતીયસ્કંધ કથા કહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ષોડશોધ્યાયઃ ॥૧૬॥**

---

## અધ્યાય ૧૭ મો.*

### કડવું ૧૭ મું-રાગ ગોડી-ચાલ મોટી.

શુકદેવ વાણી ઉચરે, સાંભળ પરીક્ષિતરાય;
હિરણ્યકશ્યપ ને હિરણ્યાક્ષ જન્મ્યા, ઉત્પાત દારૂણ થાય.
શ્રોણિતની વૃષ્ટિ હવી છે, ગગનથી તેણીવાર;
બહુ તારા ગણ તૂટી પડે, ત્યાં હવો હાહાકાર.
દિશાએ કંપાયમાન થઈ, પર્વત ઉડી જાય;
સાધુ સંતો ઘણા પીડિત, થયા તે ન વર્ણાય.
સૂર્ય ચંદ્ર ઝાંખા થયા, પશુ પંખી અતિ રૂએ;
દેવ મૂર્ત્તિ રોવા માંડી, ગ્રહ નક્ષત્ર નહિ જુએ.
લઘુપણેથી ભ્રાત બેઉ, જાય રમવા વન;
વ્યાઘ્ર સાહીને લાવતા, ઘેર કરીને બંધન.
મુનિ માત્ર પીડયા અપરિમિત,દુઃખ પમાડયા સહુ દેવ;
બહુ ધર્મ માર્ગને કર્યા છેદન, દુષ્ટ દૈત્યે એવ.
મોટા થયા પછી ભ્રાત બેઉ, કરે મંન વિચાર;
તપ કરવાને ગયા ભુવનથી, વિષમ વન મોઝાર.
અંગુષ્ટ ભેર ઉભા રહી, બ્રહ્માનું ધરે છે ધ્યાન;
નિરાહાર રહેતા હવા, તપ ઉગ્ર કરતા તે સ્થાન.
એવું ઉગ્ર તપ દેખીને, બ્રહ્મા હવા તુષ્ટમાન;
સમીપ આવી અજ વદે, માગો માગો કંઇ વરદાન.
તવ ભ્રાત બેઉ શીઘ્રે નમીયા, પ્રજાપતિને પાય;
ધન્યધન્ય સ્વામી અનુગ્રહ કરીને, અમપર કીધી કૃપાય.
હવે વરદાન અમને આપીએ, દુઃખ કાપીયે મહારાજ;
તમો અમારો મૃત્યુ ભય નિવારો, કૃપાકરીને આજ.
વજ્ર લોહ પાષાણ કાષ્ટ, તે શસ્ત્ર દારૂણ વર્ણ;
લીલે સુકે દિનરાત્રે સ્ત્રી નરથી ન હોય અમ મર્ણ.
ખગ મૃગ જાતિ પશૂ વનચર, યક્ષ કિન્નર જે હોય;
ગણ ગાંધર્વ ને અમર અપ્સરા, અમને ન મારે કોય.

* સત્તરમા અધ્યાયમાં રાક્ષસના તપનો તથા બ્રહ્માના વરદાનનો પ્રસંગ નવોજ છે. એ અધ્યાયમાં હિરણ્યાક્ષ રાક્ષસના દિગ્વિજયની વાતો કહી છે.

માનવ દાનવ દેવતાથી, મર્ણ અમારૂં ન હોય;
વિષધર જળજંતુ જન અમને, મારી ન શકે કોય.
આસન અથવા અવની ઉપર, નવ મરીયે સ્વામીન;
વજ્રમય હથીઆર જે સઘળાં, તેથી અમને ન થાય વિઘન.
અંતરિક્ષે ન મરિયે ન ભુવનમાં, વાહને મૃત્યુ ન હોય;
ત્રિભૂવનના જન મરે સહુ પણ, અમને ન મારે કોય.
એ વર અમને આપીયે, કરૂણા કરીને તાત;
તવ "અસ્તુ" કરીને ગયા બ્રહ્મા, દૈત્યોને સાક્ષાત.
પછી હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ, ગયા સ્વર્ગભુવન;
જઇ યુદ્ધ કીધું સ્વર્ગમાં, જ્યાં ઈંદ્રનું આસન.
તેંત્રિશ કોટિ દેવતા, તે દૈત્યે પમાડયા હાર;
સહસ્રાક્ષ નાઠો રણ તજી, તવ હવો હાહાકાર.
પછી પાછા આવ્યા રાક્ષસ, મૃત્યુ લોકની માંહે;
કર ગદા ગૃહીને શોધવા સુરને, પેઠા જળની માંહિ.
પાતાળ માંહે ખોળતાં, જડયું વરૂણ કેરૂં ઠામ;
તે વરૂણ આગળ જઇ અને, ત્યાં માગીયો સંગ્રામ.
ત્યારે વરૂણ વાણી બોલીયા, તું સુણને રાક્ષસ વીર;
તમ સરખા બળીયા પરાક્રમી, નથી મહા રણધીર.
પણ તમારા મદનો ટાળનાર પ્રભુ, મળશે સહી નિરધાર;
સઘળે જળમાં ખોળતો સુણી, ચાલે દિતિનો કુમાર
ગદા ગૃહી હિરણ્યાક્ષ દાનવ, જળ વિષે બળવંત;
વરૂણ વચને વિશ્વંભરને, શોધી વળ્યો જળ અંત.

વળણ.

જળ અંત મધ્યે વળ્યો શોધી, હિરણ્યાક્ષ જે કહેવાયરે;
તૃતીયસ્કંધે ભાગવતતણો, થયો સપ્તદશોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે સપ્તદશો-ધ્યાય: ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.*

### કડવું ૧૮ મું–રાગ રામગ્રી.

શ્રી શુકજી વાણી ઓચરે, પરીક્ષિત રાજા શ્રવણે ધરે;
હિરણ્યાક્ષ દાનવ છે જેહ, વરૂણ વચન સાંભળતાં તેહ.
કછી કાછ ગદા કર ગ્રહી, તે ઊદકમાં શોધે છે સહી;
ધંધોળે જળ ઘણું ઉછળે, તેનું બળ અમર નવ કળે.
ખોળતાં દૈત્યને તતખેવ, સન્મુખ મળીયા નારદ દેવ;
દેખી દૈત્યે કર્યો ત્યાં પ્રણામ, ઘણી સ્તુતિ કીધી તે ઠામ.
ત્યારે દૈત્ય કહે રાક્ષસ સુણો, બળ પરાક્રમ પીડે મને ઘણો;
સંગ્રામ મુજને આપે ભડ જેહ, ઋષિજી દેખાડો મુને તેહ.
વીણા પાણી તવ દે વચન, સાંભળરે દિતિકેરા તન;
તારા મદતણો ટાળનાર, તેનો હવો છે અવતાર.
શુકર રૂપ તે મહા વિકરાળ, તે તુજને શોધે છે પાતાળ;
શત્રુ તાહરો છે જળ વિષે, નિશ્ચંતપણે તું રહેતો રખે.
એવું વચન ઋષિનું સાંભળી, ઉછળ્યો તેહ દાનવ મહાબળી;
તેણે શોધ્યાં સપ્ત પાતાળ, હું વરાહનો આણું કાળ.
અસુરને પ્રભુ વરાહરૂપે મળ્યા, અકળરૂપ નવ જાયે કળ્યા;
દાઢ અગ્રે અવનિને ધરી, આવે છે સ્વામિ શ્રી હરી.
સનમુખ દાનવ ઊભો રહી, પ્રભુને એમ વાણી કહી;
એ ધરા માહરી છે સહી, તું કયાં લઈ જાય દાઢમાં ગ્રહી.
પછી દુર્વાકય બોલ્યો અનંત, તે સાંભળવા લાગ્યા ભગવંત;
તસ્કર કર્મ કરી નિરધાર, કેમ અવનિ કાઢે છે બહાર
પશુ જાતિ શુકર અજ્ઞાન, હવડાં અંત આણીશ તું માન;
જા ધરા મૂકી આ ઠામ, અથવા મુજશું કર સંગ્રામ.
પછી ઉછળી તે અવનીને વળગ્યો, તે દૈત્ય કેમ ન થાયે અળગો;
બહુ વિધ પ્રીછવ્યો શ્રીભગવાન, તોએ દુષ્ટ ન સમજે અજ્ઞાન.
કીધો પ્રહાર પ્રભુએ કરવડે, રાક્ષસ ઊડીને જળમાં પડે;
પૃથ્વી જળપર કરી સ્થાપન, તેપર ઊભા શ્રી જગજીવન.
તવ ધશી દૈત્ય આવ્યો તે ઠામ, માંહે માંહિ માંડયો સંગ્રામ;
પછી પૃથ્વી ઉપર યુદ્ધ કરે, મારે ગદા ધરણ થરથરે.
શુકરને મસ્તકમાં તદા, દૈત્યે ઊછળી મારી એક ગદા;
તે પ્રભુએ જાણવી ઘાત, તે ગદાવડે ઝીલી સાક્ષાત.
વળી યુદ્ધ માંડયું અતી ઘણું, મહા બળ છે એ દાનવતણું;
યુદ્ધ માંડયું અતિઘણું તેહ, ત્યાં બ્રહ્મા સુરીનર જેહ.
ગગન વિષેથી આવ્યા સૌ, સુરીનર મુનીવર આદિ સૌ;
બ્રહ્મા સુરપતિ સાથે દેવ, તે સ્તુતિ કરી બોલ્યા એવ.
હિરણ્યાક્ષ મારો આ ઠામ, અમર માત્ર બોલે ગુણ ગ્રામ.

વળણ.

અમર માત્ર ગુણ ગ્રામ બોલે, પછી સ્વસ્થાને બ્રહ્મા ગયા;
તૃતીયસ્કંધ ભાગવતના, અધ્યાય અષ્ટાદશ થયા.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટા-દશોધ્યાયઃ ॥૧૮॥**

---

* આ અધ્યાયમાં હિરણ્યાક્ષ અને વરાહ ભગવાનનું યુદ્ધ તથા બ્રહ્મા આદિ દેવોની સ્તુતિનો કથા પ્રસંગ છે.

## અધ્યાય ૧૯ મો.*

### કડવું ૧૯ મું–રાગ મારૂ.

બોલે શુકજી કથા રમ્ય વાણી,સુણો પરીક્ષિત તે પ્રીત આણી;
દાનવ હિરણ્યાક્ષ પાતાળે પેશી,ખોળે જગદીશને જળમાં બેશી.
શોધતાં નાથ વરાહ મળીયા, ભયંકર રૂપ નવ જાય કળીયા;
ગ્રહી અવની ગદા હાથ ઝાલી, પંથે આવીયા સન્મુખ ચાલી.
દેખી રૂપ રાક્ષસ બહુ બીધો, અવની અર્થે ઘણો વાદ કીધો;
બોલ્યો દુષ્ટ વચન એ પાપી,પ્રભુએ પૃથ્વીને જળ મહી સ્થાપી;
પછી ઉતપન્યો દાનવ કાછબીડી, આવ્યો અવિનાશ પાસે હીંડી;
કરે ગર્જના ગગને ઊડે, પેસે પાતાળમાં જઈ બૂડે.
કાંપતો આવતો દાટ દેતો, શ્રીમુખની સાથ સંગ્રામ કરતો;
ગડગડયો શબ્દ ગગનમાં ઊભે,એના આગળ નર કો ન થોભે.
સાંમે સાંમા રહ્યા વીર ભારી, હિરણ્યાક્ષ ને દેવ મુરારી;
પછી પૃથ્વિ ઉપર યુદ્ધ કીધું, પડછંદાએ પાતાળ૮ બીધું.
દૈત્ય ઊછળ્યો ગદા ગ્રહી હાથે, આવી મારતો શુકરને માથે:
ગદા ઝાળવે પરબ્રહ્મ સ્વામી, એમ પ્રભુએ ઘાતો બહુ વામી.
શ્રી પ્રભુ ગદા ગ્રહી જુદ્ધ કરતા, દૈત્યને મારે છે ઘાવ ફરતા;
એમ સંગ્રામ અતીશે માંડયો,પણ સ્થળ પોતાનો કોઇએ ન છાંડયો.
મહા ક્રોધે ગદા ગુંજ મારે, સંગ્રામે કોઇએ નવ હારે;
જોવા આકાશથી દેવ આવ્યા, બ્રહ્મા ઇંદ્ર સમેત સુહાવ્યા.
બહુ પ્રભુને સ્તવ્યા પાયે નામી, એનો વધ કરો પરબ્રહ્મ સ્વામી;
બ્રહ્મા કહે પ્રભુ એહને મારો, એને આવાર રખે ઉગારો.
જીવશે તો વળી દુઃખ દેશે, ત્રિભુવન જનનો પ્રાણ લેશે;
સુણી બ્રહ્મ વચન શ્રી મુરારી, દૈત્ય વ્યાકુળ કીધો ગદા મારી.
લઘુ લાઘવી કરી દૈત્ય પાપી, પ્રભુ રૂપ સનમુખ રહ્યો વ્યાપિ;
મંડળ કરી યુદ્ધ ગદાનું કીધું, પણ પગલું પાછું નવ દીધું.
કર્યું વજ્રમય અંગ પરિબ્રહ્મે મેદી,ચક્રથી રાક્ષસની ગદા છેદી;
ગદાવિન દૈત્ય ડાલો થયો, ઉછળી ગગન મારગ ગયો.
થઇ અદષ્ટ પછી દૈત્ય ચાલે, ગદા ઘા એને શરીરે સાલે;
તવ મોહન માયા વીરૂપ ધરતા, હિરણ્યાક્ષ શોધી મહા યુદ્ધ કરતા.
લથબથ ઉન્મત મહાબળ વીર, મારે ચરણે લાત મહા ધીર;
કરી રીસ સામા જઇ શીશ મારે, મલ યુદ્ધે ભડકયા શેષ ત્યારે.
ધ્રુજે ધરા ને જળ સહુ હાલે, દેખી દેવ નાઠા જુદ્ધ કાળે;
કરી માયા અસુરે અંધારૂં કીધું, ચત્રભુજે ચક્ર કરમાંહે લીધું.
મુકી ચક્ર આકાશે ઉદ્યોત કીધો, દૈત્ય તુત દષ્ટિએ લીધો;
વરાહે ગદા ફેરવીને હાથે, પછી મૂકી એ દૈત્યને માથે.
વાગી જોરથી તે પડયો ધરણ, હીરણ્યાક્ષ પામ્યો તુર્ત મર્ણ;
જય શબ્દ અમર આકાશે કરે, ત્યાંહાં દુંદુભિ તો ગડગડે.
કરે પુષ્પની વૃષ્ટિ ત્યાં દેવ, મહા મંગળ થાય છે એવ;
પ્રભુએ ધરાપર દૈત્યને માર્યો, અવની વીષે પાથરીને વીદાર્યો.
એમ પ્રભુએ હણ્યો દૈત્ય પાપી, પછી પૃથ્વિ સ્થીર કરી સ્થાપિ;
એવા પરમ કૃપાળુ પ્રભૂ, ગૌ બ્રાહ્મણ દુઃખનાશક વિભૂ.
ભૂપર દૈત્ય મેદ સ્થાપન કર્યું, તેથી મેદિની એવું નામ થયું;
સ્વહસ્તે અચળ ધરાપીઠ કીધું. દુઃખ જન સહુનું દુર કીધું.

#### વલણ.

ભૂસ્થાપી આજ્ઞા કરી પ્રભૂએ, બ્રહ્માને તેણી વારરે;
એમ તૃતીય સ્કંધ ભાગવતના, થયા ઓગણીશ અધ્યાય સારરે.

### ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥

---

## અધ્યાય ૨૦ મો.*

### કડવું ૨૦ મું–રાગ ધનાવલી.

ઋષિ શૌનકરે, સુતપુરાણીકને પૂછતા;
અમ સ્વામીરે, તમો તે વેળા પાસે હતા.
તમો શ્રીશુકજીનારે, મુખથી કથા જે સાંભળી;
પરીક્ષિતનેરે, ઊપજાવી જેણે મન રળી.
મૈત્રેયે વિદુરનેરે, કથા કહી હોયે તે કહો;
પ્રભુ મુજ પૂજ્ય છોરે, સહુ ભેદ તમે લહો.
સત્ય સાંભળોરે, શ્રી બ્રહ્મ નિરૂપણ એહ છે;
ચારે વેદનુંરે, સારજ સહુ એહ છે.
દેહ પાવનરે, સાંભળતાં સાધન સહી;
મુક્તિ પામીએરે, તેમાં કાંઈ સંદેહ નહી.
એવું સાંભળીરે, સુતપુરાણીક ઉચરે;
એ કથા પરબ્રહ્મનીરે, સહુને પાવન કરે.
ઋષિ તમને ધન્ય છેરે,એવી મનચ્છા આદરી;
પ્રેમે હરી રસરે, પાનજ કરો ઉદર ભરી.
તમે ગુણગ્રામરે, નારાયણનાં સાંભળો;
તમારાં પાતકરે, જન્મોજન્મનાં બળો,

---

* આ અધ્યાયમાં બ્રહ્મા આદિ દેવોના કહેવાથી વરાહ ભગવાને હિરણ્યાક્ષનો વધ કર્યો. તે કથા પ્રસંગ છે. પેહેલા ભાગમાં કંઇક પુનરક્તિ દોષ છે.

* આ વીશમા અધ્યાયમાં મનુનો વંશ કહેવા માટે સૃષ્ટિની ઉત્પત્તિનો કથા પ્રસંગ કહ્યો છે.

એક સમેરે, વિચારે મન પ્રજાપતી;
બ્રહ્માજીયે રે, કીધી વિશ્વ* ઉત્પત્તી.
ત્યાર પેહેલીરે, પંચ અવિદ્યા† જે ઊપની;
બ્રહ્માજીનેરે, બ્રહ્મ રાત્રિ નીપની.
તેના ઊપન્યારે, યક્ષરાક્ષસ બળીયા બહુ;
બહુ કીન્નરરે, ભૈરવ ભૂત આદે સહુ.
વળી રાત્રીયેરે, ઉત્પત્ત થઇ છે તેહની;
મહિમા ગુણ ભામિનીરે, તામસ દેહની.
તે તો શરીર બ્રહ્માજીયેરે, મૂકયું તહાં;
વળી અન્ય રૂપજરે, તેજોમય ધર્યું ક્ષણમાં.
તે રૂપ દેવનેરે, પ્રજાપતિયે આપ્યું હિત કરી;
તેથી ઉપન્યારે, દીઠો દીવસે દેહી ધરી.
બ્રહ્માકેરી કટીથકીરે‡, પ્રજા ઉપની અતી ઘણી;
તે ઉપરાંતજરે, પ્રજા કીધી મૈથુનતણી.
પછી કમળભૂએરે§, રૂપ મોહિનીનું ધર્યું;
તેણે ક્ષણમાંરે, રાત્રિ અંધારૂં કર્યું.
તવ જોતાંરે, સંધ્યા પળમાં થઈ;
હરી કરૂણાથીરે, સુખ સાતા હવી સહી.
આગળ તે મોહિનીથકીરે, અસુર મોહ પામશે;
સુરીનર મુનિવરરે, સૌકોને આનંદ થશે.
પછી આગળથીરે, વિરંચી બ્રહ્મરૂપ ધરે તદા;
તેથી ભૂત¶પ્રેતજરે, વ્યાઘ્ર ઊપન્યા છે જદા.

વળી અદ્રષ્ટરે, રૂપ ધર્યું મન પ્રીતશું;
તેથી પૂર્વજ લોકરે, હવા પેદા રીતશું.
વળી અપરિમિતરે, પ્રજાને ઉદય કરી;
સ્થિતી સઘળીરે, અવનિ ઊપર તે ધરી.
વળી સ્વેદજ અંડજરે, જરા ઊદ્‌ભિજ સહી;
સંસારનીરે, ઉત્પત્ય ચારે કહી.
વળી વિષ ધરરે, સર્પાદિ* ઊપજાવીયા;
જીવજંતુ બીજારે, નાનાવિધ શોભાવીયા.
વળી ધૈરથીરે, બીજી પ્રજા ઘણી થશે;
લક્ષ ચોરાશીરે, જીવ યોનિ ઉત્પત થશે.
વળી બ્રહ્માયેરે, સ્વાયંભુ મનુ પ્રગટ કર્યા;
ઉપજાવીનેરે, તેમના પ્રત્યે ઊચર્યા.
તમો પ્રજારે, ઉપજાવો સ્વાયંભુ સહી;
એવી આજ્ઞારે, કમળભૂયે તેમને કહી.
તે સ્વાયંભૂથકીરે, પ્રજા ઉપજી ઘણી;
સુણ પરીક્ષિતરે, શુકજીએ વાણી ભણી.

વળણ.

શુકજી કહે પરીક્ષિત પ્રત્યે, શૌનક સુણો મન સ્થિર કરી;
વીશ અધ્યાય પુરા થયા તે, કૃપા શ્રી ગીરીધર હરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે વિંશોધ્યાય: ॥૨૦॥**

---

## અધ્યાય ૨૧ મો.†

### કડવું ૨૧ મું-રાગ રામગ્રી.

પરીક્ષિત રાજા પૂછે વાતજી, કહો ગર્ભ યોગી પૂર્વની ખ્યાતજી;
સ્વાયંભૂ મનુની પ્રજા છે જેહજી, ઉત્પત્ત વિસ્તારી કહો મુને તેહજી.

ચાલ.

વિસ્તારપૂર્વક કહો મુજને, વદે પરીક્ષિત રાય;
શુકજી વદે સાંભળજો રાજા, કહું તે મહિમાય.
એક સમે કર્દમ ઋષિ બેઠા, શુદ્ધ ક્ષેત્ર તપનું મન;
પછી દ્દઢધ્યાન ધારણ ધર્યું હૃદયા, એક ચિત્ત આસન.

---

*માયાના ત્રણ ગુણથી મહત્તત્વ, રજોગુણ છે મુખ્ય જેમાં એવાં મહત્તત્ત્વથી સાત્વિક, રાજસ તથા તામસ, એવી રીતે ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો. અહંકારથી પાંચ તન્માત્રા, પાંચ બૂતો, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેદ્રિય, પાંચ જ્ઞાનેંદ્રિયના દેવતાઓ તથા પાંચ કર્મેદ્રિયના દેવતાઓ, એવી રીતે પાંચ પાંચ વસ્તુઓના સમુદાયો સૃજ્યા; તેઓ એક બીજાથી જુદા રહીને બ્રહ્માંડ રચવાને અશકત હોવાથી તેમણે એકઠા થઇને દૈવેચ્છાથી સોનાનું આ બ્રહ્માંડરૂપ ઈંડું રચ્યું. તે આત્મા વગરનો બ્રહ્માંડ ગોળ સમુદ્રના પાણીપર રહ્યો, ને તેમાં ઇશ્વર એક હજાર વર્ષ ઉપરાંત રહ્યા. નાભિમાંથી કમળ થયું, તેમાંથી બ્રહ્મા થયા, ને જળશાયી ભગવાનની આજ્ઞાથી પૂર્વરૂપ પ્રમાણે વિશ્વ કર્યું.

† તમ, મોહ, મહામોહ, તામિશ્ર તથા અંધતામિશ્ર એ પાંચ અવિદ્યા છાંયા (અજ્ઞાન) વડે રચી.

‡ કેડના નીચેના ભાગમાંથી ભીલંપટ દૈત્યો પેદા કર્યા.

§ રાક્ષસો ભીલંપટ હોવાથી, વિષયી પુરૂષ જેવી ઇચ્છાથી સ્ત્રીની વાંસે દોડે, તેવી કામનાથી બ્રહ્મા પાછળ દોડ્યા બ્રહ્માએ વિષ્ણુનું સ્તવન કર્યું, ને વિષ્ણુએ મોહિનીનું રૂપ લીધું.

¶ બ્રહ્માના આળસથી જન્મ્યા.

* આમાં અહિ જાતના સર્પ બ્રહ્માના ત્યાગ કરેલ શરીરમાંથી થયા છે, એમ લખે છે.

† એકવિશમાં અધ્યાયમાં તપોબળની વિદ્યાથી પ્રસન્ન થયેલા વિષ્ણુએ સ્વાયંભુમનુની પુત્રી દેવહૂતિનો કર્દમ ઋષિ સાથે વિવાહ કરવા સંબંધી કથા પ્રસંગ છે.

તે સહસ્ર* વર્ષ પર્યંત બેઠા, તપ વિષે ઋષિ જેહ;
મહા ઉગ્ર તપ આચરે છે, વન વિષે રહીને તેહ.
પરીપૂર્ણ તપ હવું સહી, વિશ્વંભર થયા પ્રસન્ન;
વર આપવા સન્મૂખ આવિયા, પ્રભૂ જગજીવન.
વળી તે સ્વરૂપે અતિ સુંદર, વિશ્વંભર નીરધાર;
આકાશમાં ઉભા દીઠા, મુનિ નમ્યા‡ તેણીવાર.
તવ ઋષિ કર્દમની પ્રત્યે, વાણી વદે પરબ્રહ્મ;
પ્રભૂ કહે મૂનીવર તમે, કરજો ગૃહસ્થાશ્રમ
રાજા સ્વાયંભૂમનુ§ કન્યા, લઇ આવશે આણે ઠામ;
ઋષિ તમે વરજો એને એમ, કહ્યું સુંદર શ્યામ.
તે દેવહૂતિ‖ કન્યા થકી, પ્રજા ઉપજાવજો અનંત;
ઋષિ કર્દમના સત્ય તપથી, હરખ્યા શ્રી ભગવંત.
અનંત હર્ષે ઉદે હવો, આનંદ પામીયા જુગતાત;
ત્યાં હર્ષે આંસુ થયું હરીને, હવું પૃથ્વ પાત.
તે બિંદુ એક પડયું સહી, અવની વિષે તે વાર;
તેનું બિંદુ સરોવર ઉપન્યું, મહાવનતણી મોઝાર.
પંકજ પ્રફૂલ્લિત શોભતાં, દલ સહસ્ર શોભાયમાન;
કુમુદની આદે પુષ્પ શોભા, રમ્યવન ઉદ્યાન.
અનેક જળચર મચ્છ કચ્છ, સારસ ખગખગ હંસ;
શુદ્ધ શબ્દ મયુર કોકિલા બોલે, નાનાવિધ સ્વર અંશ.
અનેક મુનિવરે નિવાસ કીધા, કરવા તપ અભ્યાસ;
પૂર્ણ બ્રહ્મને ભજે ભાવે, બિંદુ સરોવરની પાસ.
એક સમે સ્વયંભૂ મનૂ, કન્યા લઇ આવ્યા તે ઠામ;
કર્દમ ઋષિને સમિપ આવી, વિનવી કર્યો પ્રણામ.
કર્દમ ઋષિ વાણી વદે, તમો પ્રજાના પ્રતિપાળ;
અહિં શું કારણ કેમ આવીઆ, મુકી પ્રજાની સંભાળ.

વળણ.

શા કારણ તમો અહિંઆં આવ્યા, કહે કર્દમ મૂનિશરે;
તૃતીયસ્કંધ ભાગવતના થયા, અધ્યાય પૂર્ણ એકવીશરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકવિંશોધ્યાયઃ ॥૨૧॥**

## અધ્યાય ૨૨ મો*

### કડવું ૨૨ મું-રાગ ગોડી-ચાલ કુકડી.

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, કર્દમ ઋષિવરનો મહિમાય
શુભ ક્ષેત્ર બિંદુસરોવર પાસ, ત્યાં કરતા મુનિ તપ અભ્યાસ
સ્વયંભૂ મનૂ ત્યાં આવીયા, કન્યા દેવહૂતિને† લાવીયા;
પછી મુનિવરને નમ્યા પાય, વદે વચન સ્વયંભૂરાય.
આ કન્યા મારી ઋષિજી જેહ, તમ યોગ્ય છે સ્વામીજી એહ;
આગળ નારદે કહ્યું છે મને, માટે કન્યા લાવ્યો તમ કને.
અમને પાવન કરવા કાજ, પાણીગ્રહણ કરો મહારાજ;
કરો પ્રતિગ્રહ કન્યાનો તમો, આપવા તમને આવ્યા છૌં અમો.
કર્દમ ઋષિ વિમાસે મન, શ્રી હરીયે કહ્યાંતાં વચન;
મહા મુનિએ મન વિચાર કરી, કન્યા દેવહૂતિને પછી વરી.
સ્વાયંભૂ મનૂની કન્યા જેહ, ઋષિ કર્દમ પરણ્યા તેહ;
પેહેરામણી રાજાએ કરી, વિવિધ વસ્તુ આપી છે ભલી.
મણી માણેક મુક્તાફળહાર, વસ્તુ અમુલખનો નહિ પાર;
રાજા આવ્યો પાછો નિજ દેશ, જેને સાહે સદા દેવેશ.
વસ્યું નગર‡ એક સુંદર સાર, પ્રજા વશી ત્યાં વર્ણ અઢાર;
પછી રાજ રીતે બેસી રાજ્યાસન, પ્રજાને પાળે તે અનુદિન.
પ્રજા સર્વની રક્ષા કરે, સઘળે મહિમા યશ વિસ્તરે;
ધર્મરાજ પાળે તે દયાળ, સૌને સુખ આપેછે ભૂપાળ

વળણ

પ્રજા સહુ સુખ પામતી, સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રી ભાગવત તૃતીયસ્કંધના, પૂર્ણ બાવીશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે દ્વાવિંશોધ્યાયઃ ॥૨૨॥**

---

## અધ્યાય ૨૩ મો.§

### કડવું ૨૩ મું-રાગ મારૂ.

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત રાય;
દેવહૂતિ નિજ સ્વામિ કેરી, કરે યથાવિધિ સેવાય.

---

* સરસ્વતીને કાંઠે દશ હજાર વર્ષે તપ કર્યું હતું.

‡ મુનીએ નમી સ્તુતી કરી, તેની સાથે સ્ત્રીની ઇચ્છા જણાવી.

§ સ્વાયંભુ મનુ તેની શતરૂપા નામની સ્ત્રીની સાથે પરમ દિવસે તમારા દર્શને આવશે એમ પ્રભૂએ કહ્યું.

‖ દેવહૂતિને તમારા વીર્યથી નવ કન્યા થશે, ને તે કન્યાઓમાંથી બીજા ઋષિયો પુત્ર ઉત્પન્ન કરશે, ને હું પણ તમારી સ્ત્રી દેવહૂતિ પ્રત્યે અંશાવતારથી તમારા વીર્યદ્વારા અવતરી સાંખ્ય શાસ્ત્રની સંહિતા બનાવીશ એમ પણ પ્રભૂએ કહ્યું.

* આ બાવીશમા અધ્યાયમાં સ્વાયંભૂ મનુએ વિષ્ણુના કહ્યા પ્રમાણે પોતાની દીકરી દેવહૂતિ કર્દમ મુનીને આપી, એ કથાપ્રસંગછે.

† એને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામે બે ભાઈ હતા.

‡ બ્રહ્માવર્ત દેશમાં બર્હિષ્મતિ નામનું નગર છે.

§ આ ત્રેવીશમાં અધ્યાયમાં કર્દમ ઋષિએ તપના યોગથી બનેલાં સર્વ સંપત્તિવાળું, અને ઇચ્છામાં આવે ત્યાં લઇ જનારૂં વિમાન દેવહૂતિની કામવાસના વાસ્તે બનાવ્યું ઇત્યાદિ કથાપ્રસંગછે.

તવ પ્રસન્ન થયા ભરથાર તે, કર્દમ ઋષિ તેણીવાર;
પછી તપબળ થકી આવ્યું, વિમાન એક નિરધાર.
તે મહિં શોભા ઘણી છે, સુવર્ણમય રચનાય;
મણિ રત્ન હીરા ઝળહળે, ઉપમા કહી નવ જાય.
વિશ્વકર્મા ભલે ભૂલ્યા, વિમાનનો જોઇ દેખાવ;
માણેક મુક્તા પ્રવાળા ને, ઝવેર જોત જડાવ.
રવી કીર્ણે સમાન કાંતિ, કરી રહે ચળકાર;
ઝુમરી ઝાંઝરી વિવિધ આસન, તેજનો નહિં પાર.
દશ સહસ્ર દાસી સંગ છે, મહા મનોહર વૈમાન;
તવ દેવહૂતિએ કીધું સહી, બિંદુ સરોવરમાં સ્નાન.
ઋષિ પત્નિએ અંગે ધર્યા, શોભતા સહુ શણગાર;
દશ સહસ્ર દાસી છે સંગે, શેવા કરવાને નીરધાર.
દેવહૂતિની આજ્ઞાપર, સર્વ કો તત્પર હોય;
આજ્ઞા દેવહૂતિ તણા, લોપે ન દાસી કોય.
કર્દમ ઋષિ શોભે ઘણું, જેમ અનંગનો અવતાર;
યુગ્મ જોડું શોભે સુંદર, કર્દમ ઋષિ ને દેવહૂતિ નાર.
તે વૈમાંનમાં બેશી ઘણું, રંગે રમે ઋષિરાય;
એકવાર હીમાચળ ગયા, સ્મિતમેત તે ઋષિરાય.
પછી નંદન વન કુબેરતું, રંગે રમ્યા ઋષિ ત્યાંહિ;
વળી કૈલાસ રચના સર્વે નિરખી, બેશી વૈમાન માંહે.
વૈકુંઠ રચના રમ્ય દીઠી, જોયું ઇંદ્રસદન;
એમ સ્વર્ગ રચના જોઇ કરી, આવ્યા પાછા મુનિજંન.
વળી ઇચ્છા સરવ સ્ત્રીતાણી, પૂરતા કર્દમ ઋષી;
દેવહૂતિ કોઇક સમયપર, એક વચન બોલ્યાં હસી.
સ્વામી તમારા તપો બળની, માયા કળી નવ જાય;
બહુ કાળ વીત્યા સુખ વિષે તે, નિમિષ માત્ર કહેવાય.
પછી કર્દમમુનિ આવ્યા ફરી, બિંદુ સરોવર તીર;
ઉગ્ર તપ માંડયું વળી, મહા તપસ્વી મુનિ ધીર.
જે સમે ઋષિ જવા લાગ્યા હુતા કરવા પ્રભૂનું ધ્યાન;
ત્યારે દેવહૂતિ આવીને ઉભાં, સ્વામી સમીપ ગુણવાન
મહારાજ મુજ સ્વામી સુણો, હું રંક છું તમ નાર;
સ્વામી આપ તો જાઓછો, મહા વનવિષમ મોઝાર.
સંતાન કંઇ મારે નથી, સાંભળો મારા નાથ;
એવું સાંભળી કૃપા કરીને, મુનિયે મુસ્તક મૂકયો હાથ.
પુત્ર એકે છે નહીં, પ્રત્યક્ષ નવ કન્યાયા†;
તમને કયાં પરણાવશો, મને ચિંતા બહુરી થાય.

†કર્દમ મુનિએ જુદાં જુદાં નવ રૂપ કરી તે ગર્ભની ઉ-ત્પત્તિ કરી, અને તે દેવહૂતિને એકજ દિવસમાં નવ દીકરી આપી.

પછી કર્દમ ઋષિએ દેવહૂતિને, એક મંત્ર આપ્યો સાર;
કહ્યું પુત્ર એક થશે તારે, સત્ય માનજે નાર.

વળણ.

સત્ય માનજે તું નાર મનમાં, પુત્ર એક થાશે સહી;
ત્રેવીશ અધ્યાય થયા પૂરા, તૃતીયસ્કંધ કથા કહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ત્રયવિંશો-ધ્યાયઃ ॥૨૩॥**

## અધ્યાય ૨૪ મો.*

### કડવું ૨૪ મું-રાગ ધન્યાશ્રી.

કર્દમ ઋષિએ સ્ત્રીનું કહેલું, સાચું માની નિરધારજી;
પછે દેવહૂતિ પ્રત્યે વાણી મુનીવર, બોલ્યા તેણી વારજી.
મેં મંત્ર જે આપ્યો છે તે, દઢ રાખી અંતઃકરણજી;
શુદ્ધ દઢ મન રાખીને વનિતા, કર શુકર અવતારનું સ્મરણજી.
તે તારે વિષે અવતાર ધરશે, સત્ય માનજે વાતજી;
તે તુજને સાધન સહુ કહેશે, જ્ઞાન ગુણ વિખ્યાતજી.
એવાં વચન ઋષિનાં સાંભળતાં, આનંદ અંગ ન માયજી;
પર્મ હર્ષ પામ્યાં ઋષિ પત્નિ, કીધી મુનિએ કૃપાયજી.
પછી એકાંતે જઇ અબળા બેઠી, કરી પવિત્ર આસનજી;
સ્મરણ કરવા વરાહ રૂપનું, અભિલાષ ધરીને મનજી.
સ્મરણ માત્રથી દેવહૂતિને, તેજ ઉદય થયું અંગજી;
વિદ્યુતવર્ણે શરીર શોભતું, કનક કાયાનો રંગજી.
મુખ કળા ઘણી શોભા વાધી, પ્રવેશ પ્રભૂનો અંશજી;
કર્દમ ઋષિ મન આનંદ પામ્યા, વૃદ્ધિ પામ્યો બ્રહ્માનો વંશજી.
પછી કર્દમ ઋષિએ સામું જોયું, નિરખ્યું સ્ત્રી મુખ ચંદ્રજી;
અંગ તેજસ્વી દીઠું, પધારશે પ્રભુ આનંદ કંદજી.
તેણે સમે હવો દેવહૂતિ કૂખે, કપીલનો અવતારજી;
પર્મ સુંદર શોભતું મુખ, તેજ તણો નહીં પારજી.
પ્રત્યક્ષ પ્રભુજી અવતર્યા, પોતે શ્રી પૂરણ બ્રહ્મજી;
કહેવા જ્ઞાન માતા દેવહૂતિને, ને સાચવવા સહુ ધર્મજી.
પયપર્જન્ય અમરે વરસાવ્યો, પુષ્પવૃષ્ટી થાય ગગનજી;
દુંદુભિ નાદ હવા ત્યાંહાં, ને હરખ્યા સુરીનર મનજી.
ભાતી ભાતિનાં વાજીંત્ર વાજે, કૃપા કરૂણાધીશજી;
ત્રીભૂવનમાં આનંદ ઉપન્યો, જન્મ્યા શ્રી જગદીશજી.

*આ અધ્યાયમાં કપીલનો જન્મ, તેના દર્શને આવેલા બ્રહ્માદિ દેવો, બ્રહ્માએ આપેલો દેવહૂતિને ઉપદેશ, તથા નારદનું સનત્કુમાર સાથે પાછું બ્રહ્માનું સ્વર્ગમાં જવું.

દેવહૂતિનાં ગર્ભે ત્રિવેથી, અવતર્યા કપીલ દેવજી;
વરાહ મંત્ર સફળ હવો, હરી પ્રગટ હવા તતખેવજી.
બ્રહ્મા આદ સહુ આવિયા, છે સર્વે સંનિધાનજી;
દેવહૂતિ કર્દમ ઋષિદ્વારે, જ્યાં પ્રગટ હવા શ્રીભગવાનજી.
વિરંચી સાથે મરીચિ આદ, ચારે પુત્ર છે જેહજી;
પ્રજાપતીની સંગાથે, આવ્યા છે ઋષિજી તેહજી.
પછી તેમને કર્દમની નવ પુત્રી, પરણાવી° તે વારજી;
પ્રસૂતિ તે દક્ષને પરણાવી, છે શુભ ગુણી નારજી.
દેવહૂતિને ઉદરથી, હવા કપિલમુની મહંતજી;
તેમની સ્તુતિ કરી કમળજ઼, પછી સ્થાને ગયા સહુ ઋષિ સંતજી.
પછે પિતા માતને ચર્ણે, નમ્યા કપીલ મહારાજજી.
ભગવાન કહે જ્ઞાન કહેવાને, અવતાર ધર્યો અમો આજજી;
સંસારની દુષ્ટ વાસના તજાવવા, ભક્તનો કરવા ઉદ્ધારજી;
બ્રહ્મવિદ્યા જ્ઞાન માતાને દેવા, આવ્યો આ સંસારજી
કેટલેક કાળે કર્દમ મુનિ, સંન્યસ્ત લઇ મુનિરાયજી;
તપાશ્રમ તપ કરવા ચાલ્યા, હર્ષે ધરીને કાયજી.
નમસ્કાર કરી ઋષિ જાય છે, કરવા દેહ સાધનજી;
ધર્મ ધ્યાન આરાધન કરતાં, પરબ્રહ્મ પ્રભૂ સ્તવનજી.

વળણ.

સ્તવન† કરે ઋષિ કર્દમ પોતે, જપે શ્રી જાુગદીશરે;
તૃતીય સ્કંધ ભાગવતના હવા, અધ્યાય ચોવીશરે,

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ચતુર્વિંશોધ્યાયઃ ॥૨૪॥**

---

## અધ્યાય ૨૫ મો.§

### કડવું ૨૫ મું-રાગ વેરાડી-ચાલ ટુકડી.

વદે વ્યાસ સુત સાંભળ રાય, સુત શૌનકને કહે છે કથાય;
મૈત્રેયે વિદુર પ્રત્યે કહી સહી, સંભળાવ્યા હરી ગુણ તહિં રહી.
કપિલજીએ બિંદુ સરોવર પાસ, ઘણા કાળ કર્યો ત્યાં નિવાસ;
મુનિ પોતે સ્વયં ભગવાન, માત દેવહૂતિને કહે છે જ્ઞાન.
બહુ દીન એમ વહીને જાય, એક સમે કુંવર ને માય;
કથે જ્ઞાન અતિ હર્ષે સહી, તવ માતાએ વાણી કહી.
દેવહૂતિ કહે સાંભળ તંન, પીતા તારે જે કહ્યાં વચંન;
તારો પુત્ર થશે એક જેહ, જ્ઞાન માર્ગ તુને કહેશે તેહ.
સાધન જીવ-દેહતણું જે સાર, તે તુજને કહેશે એ કુમાર;
આજ્ઞા ઋષિએ વળી તમને કરી, કહેજો જ્ઞાન કથા વિસ્તરી.
મેં બહુ સુખ નિરખ્યું સંસાર, રૂડાં ભોજન વિવિધ શણગાર;
સંસાર સ્વાદ મેં જોયો ઘણો, પાર આવે નહીં તે તણો.
હવે તે સુખથી હું વીમુખ થઈ, માયા મમતામાં મુજ મન નહીં;
તજું સંસાર શુદ્ધ થાય મન, પુત્ર કહો હવે શુભ સાધન.
જેથી મોક્ષની પ્રાપ્તી થાય, કાયાનાં સહુ કિલ્મષ જાય;
એવાં સુણી જનુનીનાં વચન, કહે કપીલજી માતા ધન્ય ધન્ય.
જે રૂડી મતિ તમો આચરી, આ સંસાર માર્ગને પરહરી,
અતી રૂડું તેં પૂછ્યું માત, તુજને વિસ્તારી કહું વાત.
તે કથા મૈત્રેય વિદુરને કહે, જે અમર ગુરૂ કરૂણાથી લહે;

**કપિલ ભગવાન વચન.**

પ્રથમ સંસાર તજવો અનિત્ય, સત્સાધુથી કરવી પ્રીત.
જેમ વૃક્ષ પત્ર કરે પરિહાર, તે રીતે તજવો સંસાર;
સાધુ સંગ તણો મહિમાય, જેથી મોક્ષ પદારથ થાય.
દુષ્ટ સંગ કરે નર જેહ, અઘોર નરકનો અધિકારી તેહ;
સાધુ સેવન ને હરીની કથા, જેણે જાય સંસારની વ્રથા.
શ્રી કપીલ કહે માતા સૂણો, સાધુ સંગનો મહિમા ઘણો;
સાધુ સંગ મળે દરશન, મહા પાપી થાય પાવન.
લોક નિંદ પરદ્રેષી પીંડ, તેને જન્મ મરણના દંડ;
જો પૂર્વ જન્મનું પુન્ય કાંઇ હશે, તો સાધુ વૈષ્ણવ વહાલા લાગશે.
વૈષ્ણવ જનની જે નિંદા કરે, તે લક્ષ ચોર્યાશી ફેરા ફરે;
કપીલજી કહે સાંભળો માય, જ્ઞાન મારગ કેરી કથાય.
ચોવિશ તત્વમાં જે કહ્યા ભેદ, સાક્ષી યોગ વર્ણવ્યો વેદ;
પ્રથમ સંધ્યા આદિક જે કર્મ, તે થકી સાચવવો ધર્મ.
દશે ઇંદ્રિય ધર્મ જે કહ્યા, વૈરાગાદિ વિભાગ તેમાં રહ્યા;
વિષયથી અળગું રહેવું એમ, સર્પ કંચુકી તજે છે જેમ.
સત્સંગ કરવો મહા પુરૂષે કહ્યો જેહ, દૃઢ મન કરીને આચરવો તેહ;
સાધુ સંગ કૃપાનું ધ્યાન, ચિત્ત પવિત્ર હૃદયમાં જ્ઞાન.
વાયુ સૂર્ય વરૂણ છે જેહ, પૃથ્વિ મેઘ આદે સહુ તેહ;
તે પરમેશ્વરનાં સહુ રૂપ, સહુમાં તેજ શ્રીવૈકુંઠ ભૂપ.

---

° (૧) મરીચિને કલા, (૨) અત્રિને અનસૂયા, (૩) અંગિરાને શ્રદ્ધા, (૪) પુલસ્ત્યને હવિર્ભૂ, (૫) પુલહને ગતિ, (૬) ક્રતુને ક્રિયા, (૭) ભૃગુને ખ્યાતિ, (૮) વસિષ્ઠને અરૂંધતિ, (૯) અથર્વાને શાંતિ પરણાવી.

† એ પ્રમાણે ભક્તિ કરતાં કર્દમ મોક્ષને પામ્યા હતા.

§ આ પચીશમા અધ્યાયમાં કપીલજીએ માતાને કહ્યું કે, ચિત્તજ આ જીવને બંધન આપનાર તેમજ મુક્તિ આપનાર છે. માટે ચિત્ત જે વિષયોમાં લાગ્યું હોય તે પ્રમાણે ફળ મળે છે, આત્મામાં લાગવાથી મુક્તિ ને વિષયમાં લાગવાથી બંધન પામે છે. જેમ ખાધેલાં અન્નનો અગ્નિ ક્ષય કરી નાખે છે તેમ ભક્તિ લિંગશરીરનો ક્ષય કરે છે ઇત્યાદિ જ્ઞાનનો કથા પ્રસંગ છે.

તે ભજતાં સાંખ્ય યોગ કહેવાય,હવે ભક્તિ યોગનો કહું મહિમાય;
એમ કપીલ મુનીજી કહે, માત દેવહૂતિ મનમાં લહે.

વળણ.

માત દેવહૂતિ સાંભળે, ભક્તિ યોગ તણી સુકથાયરે;
તૃતીય સ્કંધે ભાગવતના, થયા પૂર્ણ પચીશ અધ્યાયરે.

### ઈતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે પંચવિંશો-ધ્યાયઃ ॥૨૫॥

## અધ્યાય ૨૬ મો.*

### કડવું ૨૬ મું-રાગ આશાવરી.

શ્રી શુકજી વાણી વદે, સાંભળ પરીક્ષિત રાજંન
કપીલમુનિ માતુ પ્રત્યે કહે છે, ભક્તિ યોગનું સાધંન.
એક સમે શ્રીપરમેશ્વરે, માયાને રચી નિરધાર;
માયા થકી પછી માયાની રચના,કીધી શ્રી દેવમોરાર.
કાર્ય સહુ માયા થકી, માયાએ માન વધાર્યું હે માત;
માયા સઘળે રહી વ્યાપી, ત્રિભૂવન વિખ્યાત.
ચોવીશ તત્વો એકઠાં, શુભ મળે એકે ઠામ;
ત્યારે નીશ્ચે નીપને, સગુણ બ્રહ્મ અભિરામ.
મહા તત્વ જે ઉપન્યું, તે સ્વયં ભગવાન કેહેવાય;
તે મધ્યે પચીશમો જીવાત્મા, તેથી શરીર ઉભું થાય.
સ્વરૂપ તે પરબ્રહ્મ છે, જાણવા સઘળે માય;
અહંકારનો સ્વામી શેષનાગ* છે, સાંભળો માત કથાય.
મનને વિશેની ચતુર મુર્તી, વસે છે જ્યાં જેહ;
ચંચળતા મનને પમાડે, સદા નિરંતર તેહ.
બ્રહ્માંડની ઉત્પત્ત સંખ્યા, શબ્દ પ્રથમે પીંડ;
પૃથિવી અપ આકાશ વાયુ, જેથી ઉપન્યું બ્રહ્માંડ.
બ્રહ્માંડ એ વિધે ઉપન્યું, એક અંડજનો આકાર;
તેને દશ ઈંદ્રિય ઉપની, બ્રહ્માંડ ગોળા મોઝાર.
તેમાં જીવાત્મા અવતરે, કરે પ્રવેશ અંડજ માંહે;
તેણે કરી આ પંચમહાભૂત, શરીર ઉભૂં થાયે.
તેહ શરીરે પરમેશ્વરનું, સ્મરણ કરવું માય;
સંસારમાંથી છુટયા કેરો, માતા એહ ઉપાય.
ભક્તિ ભાવે ભજન કરવું, દેહી સાર સાધન;
બ્રહ્મ રસની કલોલ માંહે, અચળ કરવું મન.

વળણ.

અચળ મન દૃઢ ધ્યાન ભજને, શ્રી પરબ્રહ્મ મળે સહી;
છવીશ અધ્યાય થયા પુરા, એ કથા શ્રી હરીની કહી.

### ઈતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ષડ્વિંશો-ધ્યાયઃ ॥૨૬॥

## અધ્યાય ૨૭ મો.†

### કડવું ૨૭ મું-રાગ ધરાડાની દેશી.

સુતપુરાણીક વચન ઊચરે, સુણો શૌનક મુનિજનઃ
વળી કપીલજી માતા પ્રત્યે, કહે છે જ્ઞાન વચન.

---

* આ અધ્યાયમાં શ્રી કપિલ ભગવાને પ્રકૃતિ અને પુરૂષ ભિન્ન ભિન્ન દેખાડયાં છે. આત્મા એજ પુરૂષ છે, એ પુરૂષ (આત્મા) પોતાની પાસે કારણ વગર આવેલી ભગવાનની માયા (અજ્ઞાન) જે સૂક્ષ્મ અને ત્રણગુણમય છે તેને પોતાની ઇચ્છાથી મળ્યો. માયાને જોવાથી એ પુરૂષ પોતાના સ્વરૂપને ભુલી ગયો અર્થાત્ હું દેહ છું, એમ માની બેઠો; પાંચ કર્મેંદ્રિ, પાંચ જ્ઞાનેંદ્રિ, પંચ મહાભૂત, પંચ તન્માત્રા, અંતઃકરણ ચતુષ્ટય અને કાળ એ પ્રમાણે મળી પચીશ તત્વ થયાં છે; પણ કેટલાકનો મત એવો છે કે, કાળ ઇશ્વરનો પ્રભાવ છે, શબ્દથી સર્વ પદાર્થોને નામ મળે છે, જે જણ નજરે ન દેખતો હોય પણ તે કોઇ વસ્તુ જોઇને બોલતો હોય તો તે શબ્દપરથી ઓળખાય છે. શબ્દ આકાશનું સૂક્ષ્મ રૂપ છે. પ્રાણ, ઇન્દ્રિય તથા મન આકાશના આશ્રમથી રહ્યાં છે. શબ્દ, જેનું સૂક્ષ્મ રૂપ છે એવું આકાશ, કાળગતિથી વિકાર પામતાં, તેમાંથી સ્પર્શ ઉત્પન્ન થયો. સ્પર્શથી વાયુ થયો. સ્પર્શને ગ્રહણ કરનારી ત્વચા ઇન્દ્રિય છે, જીવના અદૃષ્ટથી વિકાર પામવાને લીધે સૂક્ષ્મ રૂપવાળા વાયુમાંથી રૂપ ઉત્પન્ન થયું, ને રૂપમાંથી તેજ થયું, એ રૂપને ગ્રહણકરનારી ચક્ષુ ઇંદ્રિય છે. રૂપ પદાર્થોને આકાર આપે છે એ તથા તેજનો અસાધારણ ધર્મ છે. જીવના અદૃષ્ટને લીધે વિકાર પામતા તેજમાંથી રસ થયો, રસમાંથી જળ થયું. રસના ઘણા ગુણો છે. તૃષા આદિ મટાડવાનું જળનું લક્ષણ છે. જીવના અદૃષ્ટની પ્રેરણાથી વિકાર પામતા જળમાંથી ગંધ ઉત્પન્ન થયો, ને ગંધમાંથી પૃથ્વી થઇ. પૃથ્વી બીજા કોઇની ગરજ વિના સ્વતંત્ર રહી શકે છે. તે જળ વિગેરેને ધરી રહી છે. આકાશનો અસાધારણ ગુણ શબ્દ, જેનો વિષય તે શ્રોત્ર; વાયુનો અસાધારણ ગુણ સ્પર્શ,જેનો વિષય તે ત્વચા; તેજનો જે અસાધારણ ગુણરૂપ વિષય, તે ચક્ષુ; જળનો અસાધારણ ગુણ રસ ગ્રહણ કરનાર-તે જીભ; અને પૃથ્વીનો જે અસાધારણ ગુણ ગંધ ગ્રહણ કરનાર,તે ઘ્રાણ ઇન્દ્રિય છે. ભગવાને પેહેલાં સોના જેવાં ઈંડાપર પોતાની શક્તિ વાપરી. તેમાં મોઢું, નાક, આંખો, કાન, ત્વચા, શિશ્ન, પાય, હાથ, પગ, નાડી, પેટ, હૃદય, અહંકાર, ચિત્ત, ઇંદ્રિય અને ક્ષેત્રજ્ઞ (જીવ) ઇત્યાદિ પ્રત્યે દેવતાઓએ ઘણો ઉદ્યોગ કર્યો છતાં વૈરાટને જાગૃત કરી શક્યાં નહિ, ઈત્યાદિ કથા પ્રસંગ છે.

* હજાર માથાંવાળો.

† સત્તાવીશમા અધ્યાયમાં શ્રી કપિલમુનિએ કહ્યું કે પ્રકૃતિ પુરૂષનો વિવેક થાય છે અને તેથી મોક્ષ થાય છે. આત્મા દેહ સાથે હોવા છતાં નિર્ગુણ હોવાથી અકર્તા છે,ને અકર્તા હોવાથી નિર્વિકાર છે, તેથી તે લેપાતો નથી. આત્મા દેહાદિકમાં આસક્તિને લીધે અર્થાત 'હું છું' એવા અભિમાનથી મૂઢ બની, પાપ પુણ્યનો કર્તા છું એવું અભીમાન ધરે છે, ને તેથી તે દોષિત બને છે. વ્યવહારમાં મમત્વ નહિ રાખવાથી ભક્તિ અને વૈરાગ્ય તીવ્ર થતાં પ્રકૃતિ અને પુરૂષના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે. અર્થાત્ આત્મજ્ઞાનથી આત્માને જાણી શકાય છે. પુરૂષની પ્રકૃતિ નિર્મળ

આ સંસાર તણી જે માયા, દીસે વિવિધ પ્રકાર;
એવું જાણીને પરહરીયે, દેહ થકી નીરધાર.
જેમ તેમ કરી માયા મત્સર, મૂકીયે સહુ દૂર;
ધીમે ધીમે નિદધ્યાસથી, તજવું માયા પૂર.
સમચિત્ત કરીને પરમેશ્વર એક, સત્ય માનજો માત;
એ અગમ અગોચર ત્રીભુવન વ્યાપક,સઘળે યશ વિખ્યાત.
ત્યારે દેવહૂતિ માત કહે તમો, સુણો કપીલ મુનીવાણી;
આ સંસારમાં અદ્‌ભુત રચના,કીધી શ્રી સારિંગપાણી.
જીવને માયા છે એકઠાં, એ વ્યાપક સઘળે આવે;
નાનાવિધ સંસારમાં તે, જોતાં મોહ ઉપજાવે.
કર્મ બંધન સઘળે લાગે, કયમ પુરુષ વિરક્ત થાય;
પ્રકૃતિ ટળવા વિના, કેમ બંધથી મુક્ત થવાય.
વળતું વચન કપીલજી કહેછે, સર્વ કર્મ દેહીનાં જેહ;
શ્રી પરમેશ્વર પરબ્રહ્મ પ્રભુને, સ્મરણ કરવા તેહ.
નિષ્કામ ધર્મ ને નિર્મળ મન કરે, વળી તિવ્ર ભક્તિ પામે;
જ્ઞાન વૈરાગ્ય તપ યોગસાધન, મૂનિ સમર્પેતો વેદના વામે.
તે પ્રાણી સંસાર વિષે સહુ, ભવ દુઃખથી મૂકાય;
મૃત્યુ આદિક ભયથી છૂટે, શરીર નિર્મળ થાય.
પછી બ્રહ્મ પદાર્થ પ્રભુ કૃપાથી, અવિચળ પદવિ પામે;
સંસારદોષ દુષ્કૃત તરુણ તે, જોતાં ક્ષણમાં વામે.

વળણ.

વામે દુઃખ સંસાર કેરૂં, સાંભળો પરીક્ષિત રાયરે;
તૃતીયસ્કંધ ભાગવતનો, હવો સતાવીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે સપ્તવિંશો-ધ્યાયઃ ॥૨૭॥**

---

# અધ્યાય ૨૮ મો.

## કડવું ૨૮ મું–રાગ મારૂ.

વળી કપીલજી વાણી વદે, સાંભળો સાચું માય;
જે જન ઇચ્છે મન વિષે, મુક્તિ તણી ઇચ્છાય.
તેણે કર્મ આચરવાં સહી, થાય સફળ ઇચ્છાય;
પ્રથમ માણી ધ્યાન સમ્યક, ધરે હૃદયા માંય.
અષ્ટાંગયોગ સાધવા સહી, વશ કરે મન પાવન;
પછી મૂળ બંધ કરીને બેસે, પ્રથમ પવિત્રાસન.*
ષટ ચક્ર વાયુ રૂંધવો, નાસિકા અગ્રે ધ્યાન;
સમ દષ્ટિ સઘળે રાખવી,પછી નિર્ખવા શ્રી ભગવાન.
નાસિકા અગ્રે દષ્ટિ કરીને, નીરખવું મન રૂપ;
તવ સૂક્ષ્મ જ્યોત પ્રત્યક્ષ દીસે, કૃપા વૈકુંઠ ભૂપ.
પછી વિદ્યુત વરણો દીસે, તેજનો ચળકાર;
નીજ હૃદયમાં બ્રહ્મ જોવો, ષટ ચક્ર કમળ મોઝાર.
ભોમિ ઊંચી જવાને, સીડીએ ચઢે જેમ જન;
તેમ દિનદિન અભ્યાસથી, થાય પ્રૌઢ ને પવિત્ર મન.
વાયુ રૂંધન ધ્યાન ધારણ કરેથી, નીરખશે કમળનાં અંગ;
ત્યાં ગણપતિ, અજ, રૂદ્ર રસના, દેખવા શ્રી રંગ.
તેત્રીસ કોટિ દેવતા મુનિ, સ્વર્ગ સમ પાતાળ;
ત્રૈલોકય ત્યાં દષ્ટે પડે, નિજ અંગમાં તત્કાળ.
સપ્તદ્વીપશું મેરૂ પર્વત, કૈલાસ ને વળી સ્વર્ગ;
સ્થિતિ સકળજ દષ્ટે પડે, નીરખીએ સહુ સુખ વર્ગ.
પછી કમળમાં નીજ આત્મા, જાને ચિંતવવું પ્રભુ રૂપ;
મુકુટથી ચર્ણ કમળ લગ, નીરખવું રૂપ અનૂપ.
નિજ હૃદયમાં રાખી સ્તવે, તેને કરી દૃઢ મન;
પરબ્રહ્મ પૂરણ પ્રભુજી, સાક્ષાત જગજીવન.

---

અંતઃકરણથી, દૃઢ વૈરાગ્યથી, તપસહિત યોગ અને ચિત્તની એકાગ્રતા ઇત્યાદિ સાધનોથી રોજ બળતાં અગ્નિની અરણીની પેઠે ધીરે ધીરે અદ્રશ્ય થઇ જાય છે. તત્વને જાણનારને તથા મારે વિષે મન જોડનારાને પ્રકૃતિ મોહ કરી શકતી નથી ઇત્યાદિ જ્ઞાનનો કથા પ્રસંગ છે

" આ અઠ્ઠાવીશમા અધ્યાયમાં ધ્યાનથી શોભતા અષ્ટાંગ યોગથી, સર્વ ઉપાધિ રહિત સ્વરૂપના જ્ઞાનનું વર્ણન કપિલદેવે કર્યું છે. સબીજ યોગના લક્ષણથી ચિત્ત શુદ્ધ થઈ બ્રહ્મવિદ્યાના માર્ગમાં આવે છે; નીતિથી વર્તવું; સારા પ્રકારના આસનથી ઘણી વાર બેસવાનો ધીરે ધીરે અભ્યાસ કરી સ્થિરતા ધરવી; મનવડે ઇંદ્રિયોને વિષયમાંથી પાછી વાળી હૃદયમાં રાખવી; મૂલાધારાદિ પ્રાણનાં સ્થાનકોમાંથી એકમાં મનની સાથે પ્રાણ ધારવો; મનને બ્રહ્માકાર રાખવું; આલસ્ય નહિ રાખતાં પ્રાણાયામથી પ્રાણને વશ્ય કરવો; પ્રાણના માર્ગને પૂરક (બહારના વાયુને અંદર પેસાડવો તે), કુંભક (પેસાડ્યા પછી પકડી રાખવો તે), અને રેચક (પકડ્યા પછી બહાર કાઢવો તે), તેથી શુદ્ધ કરવાથી ચિત્ત સ્થિર થાય છે. ભગવાનનું એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરવાથી, તેમાં ચિત્ત સ્થિર થાય ત્યારે તેને ભગવાનના એક અંગમાં જોડવું, અર્થાત્ પ્રથમ ભગવાનના ચરણારવિંદથી માંડી તે છેવટના અતિ સુંદર સ્ફુટહાસ સુધીનું ધ્યાન કરવું; તેથી પ્રેમની પ્રાપ્તિ થવાથી હૃદય પીગળી જાય છે. ત્યાર પછી જેમ દીવો ઠરી જઈ તેજરૂપ થાય છે તેમ લય પામી બ્રહ્માકાર થાય છે. એ બ્રહ્માકાર યોગી પ્રારબ્ધને સ્વાધીન થયેલો તેનો દેહ જ્યાં સુધી તેને ઉત્પન્ન કરનારૂં પ્રારબ્ધ હોય ત્યાં સુધી ઇંદ્રિય સહિત જીવે છે; પણ તે દેહનો અભિમાની થતો નથી. આત્મા એક છતાં દેહના ગુણના ફેરફારને લીધે ભિન્નભિન્ન દેખાય છે. માટે સત્ કે અસત્‌પણાથી ન કહી શકાય એવી ભગવાનની માયાને ભગવાનની કૃપાથીજ જીતી શકાય છે ઇત્યાદિ કથા પ્રસંગ છે.

* જમીનપર દર્ભ પાથરી, પછી મૃગચર્મ પાથરી, પછી સ્વચ્છ વસ્ત્ર પાથરી આસન કરવું.

પછી શરીરના ગુણ સર્વ, ચેષ્ટા વીસરે નિરધાર;
ત્યારે અંગથી પ્રતિબિંબ, અળગો દીસે એ આકાર.
પછી પ્રભૂનું સ્વરૂપ પામે, પ્રત્યક્ષ પ્રાણી તેહ;
કરૂણા કરે અવિનાશજી, તેમાં નહીં સંદેહ.
સચરાચર પછી બ્રહ્મ ભાસે, બ્રહ્મમાં લય થાય;
અવિનાશ એમ આરાધતાં, સંસારથી મૂકાય.

વળણ.

સંસારથી મૂકાય પ્રાણી, પરબ્રહ્મને પામે સહી;
અઠયાવીશ અધ્યાય થયા પુરા, શ્રી શુકજીએ વાણી કહી.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે તૃતીયસ્કંધે અષ્ટવિંશો-ધ્યાયઃ ॥૨૮॥**

## અધ્યાય ૨૯ મો.*

### કડવું ૨૯ મું–રાગ સામેરી.

શુકજી કહે સુણ પરીક્ષિત વાત, કપીલજીને પૂછે છે માત;
સાંખ્ય યોગ તમે જે કહ્યો, તે મુજને મનમાંહિ ગમ્યો.
ભક્તિ યોગનું કીધું સાધન, તેથી પ્રસન્ન થયું મુજ મન;
જ્ઞાન યોગ મહિમા જે કહ્યો, તે મારા હૃદયામાં રહ્યો.
કાંઇ વળી કેહેવું રહ્યું હોય જેહ, મુજને વિસ્તારી કહો તેહ;
તવ કપીલજી વાણી વદે, દેવહૂતિ ધરતાં હૃદે.

યોગ બહુ વિધના છે સહી, અનુક્રમે દેખાડું કહી;
ભક્તિ યોગ ને રાજયોગ, અતિ મહીમા જે દૃઢ જોગ.
તે પ્રથક તમને કહું વિસ્તારી, ફળ રૂપ મળે જેથી હરી;
ત્રિવિધ ભક્તી યોગનો ભાવ, સંસાર સાગર તરવાનું નાવ.
રાજસ તામસ સાત્વિક ગુણ, એહ તું મનમાં ભણ;
ઈગલા પીંગલા ને સૂક્ષ્માણા, એ નાડીઓના ભેદ છે ઘણા.
યોગ મુક્તિએ જોશે પરબ્રહ્મ, તેને અંગ ન લેપે કર્મ;
સાંભળજો અભિમન્યુ કુમાર, તે મુક્તિ છે ચતુર પ્રકાર.
સાલોક્ય સાયુજ્ય જગમાં કહેવાય, સામિપ્ય ને સાનિધ્ય છે માય;
એ મુક્તિતણાં નામ છે ચાર, તેના ભિન્નભિન્ન છે પ્રકાર.
પણ અંતે સહુ પ્રભુને મળે, જેની માયા કો નવ કળે;
એ ચારે મુક્તિ કહી છે જેહ, પરમેશ્વરની સેવામાં તેહ.
પરબ્રહ્મને ચરણે રહે, સુત શૌનક ઋષિને કહે;
મુક્તિ પ્રભુની સેવા વિષે, સદાકાળ રહે છે સુખે.
જે કો પુરૂષ સંસારી સરે, ઇચ્છા મુક્તિ માર્ગ આચરે;
જેને હરિ દર્શનનું છે મન, ઉપાય એક કરે તે જન.
પ્રાણી સૌને સમાન લેખવે, રાજી રહે પર રૂડું દેખવે;
કોને દૂભે નહિં જગમાંય, તે મુખ્ય ભક્તિ માર્ગ કહેવાય.
કોનો દ્રોહ ન કરવો સહી, જીવજંતુ આદ સહુ મહી;
પ્રતિમાને જે ન માને જન, સદા ચલિત રહે તેનું મન.
ઉષ્ણ ઘૃત જેમ રાખમાં રેડાય, રાખમાં તે રાખ જેવું થાય;
જીવજંતુ દ્રોહ કરશે જે જન, ભસ્મ ઘૃતવત તે સાધન.
પ્રતિમા દેવ ભાવ છે જેહ, ભાવ રાખવો હૃદયે તેહ;
જે પણ ચૈતન્ય રૂપ છે જન, તેને પ્રભુ તેથી થાય પ્રસન્ન.
જીવ દ્રોહ એ મહા અન્યાય, તેથી મુજમન અતિ દૂભાય;
જીવાત્માની કથા જે કહી, તે થકી પ્રભુ અળગો નહી.

વળણ.

અળગો નહિં એ સકળ વ્યાપક, પૂર્ણ બ્રહ્મ જગદીશરે;
તૃતીયસ્કંધ ભાગવતના, થયા અધ્યાય ઓગણત્રીશરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે એકોનત્રિંશો-ધ્યાયઃ ॥૨૯॥**

---

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં કપિલદેવે કહ્યું કે ઘણા પ્રકારનો ભક્તિયોગ, કાળનું બળ અને વૈરાગ્ય માટે જન્મ મરણની ત્રાસદાયક વાતો છે. ભક્તિના ઘણા પ્રકારો છે, પણ કોઈ પણ પ્રકારના ફળની ઈચ્છા કે ભેદ દૃષ્ટિ ન હોય તે નિર્ગુણ ભક્તિ કહેવાય છે, તેથી તે પરમપદને પામે છે, ને અહંકારાદિનો ત્યાગ કરવાથી ને સત્પુરૂષોના વદનથી ભક્તિ કરનારનું અંતઃકરણ શુદ્ધ થાય છે, ને તેથી તે મારા સ્વરૂપમાં આવે છે. ગંધને લઇ જનાર વાયુ જેમ ઘ્રાણેંદ્રિ પાસે આવે છે તેમ ભક્તિ યોગમાં લાગેલું અને વિકાર વગરનું મન આત્માને પોતાની મેળેજ પામે છે. પરાયા શરીરમાં જે હું છું તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદ દૃષ્ટિ રાખનારનું ચિત્ત શાંતિ પામતું નથી. નિંદા કરનારને હું પ્રસન્ન થતો નથી. જ્યાં સુધી મુને પોતાના હૃદયમાં ન જાણે ત્યાં સુધી પોતાનું કર્મ કરતાં મૂર્તિ વગેરેમાં મારૂં પૂજન કરવું. જે પોતા પારકામાં ભેદ લેખે છે, તેવી દૃષ્ટિવાળાને હું મૃત્યુ રૂપે ભય કરૂં છું; સર્વ કરતાં મનુષ્યોને શ્રેષ્ઠ સમજવાં. મનુષ્યોમાં પણ ચાર વર્ણ છે, તેમાં બ્રાહ્મણોને શ્રેષ્ઠ માનવા; બ્રાહ્મણમાં જેણે પોતાનો દેહ મને અર્પણ કર્યો છે તે શ્રેષ્ઠ છે; તેમ કર્મ તથા દેહને મારે વિષે અર્પણ કરનાર, કર્તાપણાના અભિમાન રહિત, અને સમ દૃષ્ટિવાળા પુરૂષ કરતાં હું કોઇને અધિક માનતો નથી. પરમેશ્વર સર્વમાં વ્યાપક છે એમ ધારી સર્વ પ્રાણીને પ્રણામ કરવા. કાળથી કોઇપણ અધિક નથી. કાળના પ્રેરવા પ્રમાણે સર્વ પદાર્થ વર્તે છે. ઇત્યાદિ જ્ઞાન કથાનો સારો વિસ્તાર છે.

# અધ્યાય ૩૦ મો.*

## કડવું ૩૦ મું-રાગ સોરઠી.

સુતપુરાણીક ઊચરે, સાંભળો શૌનક મુનિ જનરે;
શ્રી શુકજી કહે પરીક્ષિતને, ભાગવત કથા પાવનરે.
મૈત્રેય વિદુર પ્રતિ વદે, ઋષિ બેસી સન્નિધાનરે;
દેવહૂતિ માતા પ્રત્યે, મુનિ કપિલજી કહે જ્ઞાનરે.
કપિલ કહે મા સાંભળો, ધરે જીવ સંસારમાં અવતારરે;
જીવ-યોની ઉદય થઈ, અવતાર ધરે નીરધારરે.
મનુષ્ય પશુ પક્ષી વળી, જળચર દેહી વિખ્યાતરે;
સર્વને સુખ સમાન છે, સત્ય માનજો મારી માતરે.
જીવ મોહ માયામાં પડયા, આશા પાસથકી બંધાયરે;
મમતા તૃષ્ણા ઊપજે પછી, માયામાં લોપાયરે,
તેવા જીવ સંસારમાં સહુ, માયામાં થાય પતનરે.
આ માયારૂપી સંસારમાંહે, બૂડે થઇ અધનરે.
કુટુંબ કેરૂં પોષણ કરવા, કરે બહુ છળ પાપરે;
તેમાં વિભાગી થાય નહીં કો,ભોગવે એકલો આપરે.
ધન લાવે અધર્મે કરી, તે કુટુંબ પોતાનું ખાયરે;
અધર્મ કરતાં પાપ લાગે તેમાં, ભાગી કો નવ થાયરે.
વળી વૃદ્ધાવસ્થા પામે જ્યારે, કો ન કરે સંભાળરે;
સૌ સૌને રંગે ભમે, આ ડોસાનું મોં બાળરે.
પછી પાસે કો આવે નહીં, સ્ત્રી પુત્ર કુટુંબી જનરે;
શ્વાન કેરી બરોબર પણ, કોઈ ગણે નહીં મનરે.
તીરસ્કાર ખમાય નહીં, મોત માંગે આજ ને આજરે;
કહ્યું કો માને નહીં, કો ન કરે તેહનું કાજરે.
લોકમાંહિ લજ્જા વિના, તેને દે છે સહુ ગાળરે;
એમ વિપત્તિ પડે અતિઘણી,જ્યારે મરણ આતુર કાળરે.
તોપણ તૃષ્ણા જાય નહીં, માયાનો બાંધ્યો પ્રાણરે;
આશા મનમાં અતિ ઘણી,તોએ રાખે એહ અજાણરે.

*આ ત્રીશમા અધ્યાયમાં શ્રી કપિલ ભગવાન પોતાની માતા દેવહૂતિને જ્ઞાન આપેછે કે કાયા અને કાંતા આદિને લાડ લડાવવામાં આકુળ ચિત્તવાળા કામિયોની, પાપથકી તામસી અધોગતિ થાય છે. કાળ સર્વને નષ્ટ કરે છે, છતાં કેટલાકો કાળના પરાક્રમને જાણતા નથી; નરકમાં પડેલો જીવ ભગવાનની માયાથી નરકના આહારના સુખથી મરી જવા ઈચ્છતો નથી; પછી યમદૂતો નવાણું હજાર યોજનને રસ્તે એ પ્રાણીને છ વા ચાર ઘડીમાં ચલાવે છે; એ રીતે કુટુંબનાજ પોષણમાં કાળનો વ્યય કરનાર પાપી અંધતામિશ્ર નામના નરકમાં પડે છે. પછી પશુ પક્ષીથી માંડી કુતરા આદિ અધમ અવતારો ભોગવ્યા પછી પાછો પવિત્ર થાયછે, ત્યારે મનુષ્ય દેહ મળેછે ઇત્યાદિ જ્ઞાન કથાનો પ્રસંગ કહ્યોછે.

જ્યારે અંતકાળ આવ્યો નજીક,ત્યારે પડયો પામર ધણીરે;
યમદૂત લેવા આવીયા, ઋષ્યો જીવ તવ થયું મણીરે.
કાયાથી અળગો કરી, યમદૂતે બાંધ્યાં વિષમ બંધનરે;
લઇ ચાલ્યા બાંધી કરી, યમરાયતણે ભોવનરે.
પાશ નાંખ્યો કંઠમાં તાણી, ઘસરડતો લઈ જાયરે;
ચલાવે કંટક માર્ગમાં તેણે, કષ્ટ અપરિમિત થાયરે.
મહા તપ્ત વેળુમાં તાણતાં, ઉપર મારે અતીશે મારરે;
ક્રૂરતા ઘણી દાખવી, ચલાવે દુઃખ પંથ મોઝારરે.
અંધતામિશ્ર રૌરવ આદિ,સતાવીશ નર્ક સંખ્યાયરે;
જીવને શિક્ષા આપતા, યમપુરીમાં લઈ જાયરે.
કાળા ક્રૂર બીહામણા, લોહ મુદ્‌ગર છે હથીયારરે;
મહા દુઃખ દેતાં જંતુને, તેથી જીવ કરે બુંબારરે.
પછી જેવાં કર્મ કર્યાં હોય,સંસારમાં તેવા દંડ જ થાયરે;
માર મારે બહુ ભાતનો, ત્યાં તેની નહિ સંખ્યાયરે.
શુષ્ક કાષ્ટે વીંટીને, કરે યમ પ્રાણીને બંધનરે;
અગ્ની કરે ચોપાસમાં, પ્રાણીને કરતા દહનરે.
તેનાજ શરીરનું માંસ તોડીને,તેને કરાવે યમ આહારરે;
સર્પ વિંછુથી દંશ દેવાડે, વળી મારે વિવિધના મારરે.
અંગ કાપી કરે જુજવું, સૂક્ષ્મ કડકા થાયરે;
પારદ,* પેરે એકઠું કરી, પૂછે તેને ન્યાયરે.
વળી વિષમ માર મારે સહી, તવ ધ્રુજે થરથર તનરે;
યમ માર મારે ચોગમથી, વળી ક્ષણમાં કરતા પતનરે.
વળી ત્વચા અળગી કરી તાણે,થાયે દુઃખ અપારરે;
તેલ કઢામાં ઊકાળતા, દુઃખ દારૂણ દેતા મારરે.
નર્ક ચોરાશી ભાતનાં, મહા દુર્ધર કુંડ કહેવાયરે;
પ્રથક પ્રથક પછી તેમાં લઇને, નાંખે એ પ્રાણીની કાયરે.
પાપ કરતાં ડરે નહીં તેને, એવા થાયે દંડરે;
શસ્ત્રવડે તે જીવની કાયાને, મારી કરે શત ખંડરે.
જેવાં કર્મ કીધાં હશે પ્રાણી, તેવાં ભોગવશે ફળરે;
પાપ પુણ્ય કર્યાં હશે, તે આવે સાથ સકળરે.
યમપુરીથી નીચી કહીયે, અધર્મપુરી કહેવાયરે;
પ્રાણી ત્યાંના ભોગને ભોગવે, સાંભળ પરીક્ષિતરાયરે.

**વળણ.**

ત્રીશ અધ્યાય થયા પુરા, તૃતીયસ્કંધ કથાયરે;
શ્રોતાજન એકવાર બોલો, જયજય વૈકુંઠરાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે તૃતીયસ્કંધે ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥**

*પારો.

## અધ્યાય ૩૧ મો.*

### કડવું ૩૨ મું-રાગ વેરાડી.

શ્રી શુકજી કહે સાંભળ રાજા, એહ પવિત્ર કથાય;
સુતપુરાણીક શૌનકને કહે, પરમ કથા મહિમાય.
કપીલજી માતુ પ્રત્યે બોલ્યા. સાંભળો માત વચન;
એ અધમપુરીના ભોગ ભોગવતા, કૃત્ય પ્રમાણે જંન.
પ્રવૃત્તિનો ત્યાગ થયા પછી, નિવૃત્તિ આવે પાસ;
નિજ જ્ઞાને મન વિચારે પ્રાણી, તે પામે શ્રી અવિનાશ.
ફરી તે પ્રાણી મૃત્યુ લોકમાં, પામે છે અવતાર;
વેઠે ઉદર અવસ્થા સઘળી, સાંભળો મા નિરધાર.
પ્રથમ અન્નથકી પ્રાણીના, વિર્યની ઉતપત થાય;
તે બિંદુ રૂપે નિજ માત ઉદરે,રહે ગર્ભકમળની માંય.
વસે તે ગર્ભ વિષે બિંદુ, નરનારી કેરે સંગે;
એક રાત્ર રહે તે સ્થાનક, એ ઉદક કલોલને રંગે.
પંચ રાત્ર બિંદુ બુદબુદવત,દશમે થાય બદરી ફળ આકાર;
પંદરમે દીવસે કોશીટો, થાય ઉદર મોઝાર.
માસ એકે ઉપને શીર મુખ, શ્રવણ, નાસા, નેત્ર;
દ્વિતીય માસે ઉપને, પગ હાથ જઠર તત્ર.
તૃતીય માસે સર્વ પુરાયે, ચોથે શીશ રતિ ઉત્પન્ન;
ત્વચા ધાતુ સમ પંચમ, માસે થાય દર્શન.
પછી તે મધ્યે કૃતિ પ્રમાણે, નિવાસ કરે છે પ્રાણ;
મૃત્યુ લોકે યમપૂરીથી આવે, માત ઉદર નિર્વાણ.
પછી છઠ્ઠા માસે ક્ષુધા, ઉપજે પ્રાણીને નિરધાર;
તૃષા ભાવ તે ઉપજે, ગર્ભ કમળમાં તે વાર.
પછી માતની જમણી કુખે રહી, જીવ પોતે હાલે;
માત ખાટા ખારા સ્વાદ કરે, તે અર્ભકને બહુ સાલે.
તે ઠામે મળ મુત્ર વિષ્ટામાં, દુઃખ પામે ઘણું જંત;
માતનાં ભોજન તિક્ત ક્ષારથી, પ્રાણી ટળવળે અનંત.
મળ મુત્ર માંહે પચી રહે તે, વિષ્ટા લેપન અંગ;
અતીશે ત્યાં દુઃખ સહે પ્રાણી, પૂર્વ પાપ પ્રસંગ.
ઘણાં સંકટ ગર્ભ વિષે રહી, ભોગવતો અગ્નાન;
એટલે તેને જ્ઞાન ઉપજે, ત્યાં સ્મરે શ્રી ભગવાન.
પછી પાછલા જન્મ સંભારે, ભવભવના અવતાર;
પાપ સંભારે પૂર્વનાં પ્રાણી, બેઠો જઠર મોઝાર.
મળમુત્રમાં તે ટળવળે જંતુ,દુઃખ ખમે બહુ મન.
ત્યારે તે સમે પરબ્રહ્મ પ્રભુનું, કરે રહીને સ્તવન.
સ્વામી છોડવો આ મહા દુઃખથી, જંતુ કહે તે ઠામ;
એકવાર અહીંથી મુકાવો તો, ન કરૂં એવાં કામ.
એવાંરૂડાં કર્મ આચરૂં અવનીએ,ફરી આ થાનક નવ આવું;
સ્વામીજી મળમૂત્ર કષ્ટમેં, સહેવાયે નહીં અહાવું.
ઘણી સ્તુતિ ત્યાં કરતો પ્રાણી, પામે દુઃખનો પાર;
પૂર્ણ બ્રહ્મ કૃપાનિધિ માધવ,એકવાર કાઢો બહાર.
દશમે માસે વાયુના, પ્રેર્યાથકી તે પ્રાણી;
યોની યંત્ર વિષેથી યોષિતા, કાઢે કરગ્રહી તાણી.
અધોમુખે દુઃખ અતિશે પામે, પૃથ્વિ પડતાં જંત;
શોણીત મળમુત્રમાં ખરડાયો, અચેત થાય અનંત.
પછી ચતુર પ્રેમદા પાસે આવી, કરે સુપ્રિયા નારી;
મળ સ્નાન કરાવે સુખ ઉપજાવે, દુર કરે દુખ ભારી.
પછી નાનાવિધનાં ઔષધ લાવી,બોળ,ગોળ,જળ પાય;
પછી સુવાડે વસ્ત્ર પાથરી, રમ્ય મંચીકા માંય.
જ્યારે બાહાર આવે પ્રાણી,વાયુ સંસારનો ખાય;
ગર્ભ વિષે જે જ્ઞાન થયેલું, તે સર્વ વિસરી જાય.
મંચકમાં પડયો મસકાદિક, દશે જીવ અનંત;
સંસાર કેરો માર્ગ પ્રાણી, કાંઈ ન જાણે અંત.

---

*આ એકત્રીશમા અધ્યાયમાં શ્રી કપિલ ભગવાન પોતાની માતા દેવહૂતિને જ્ઞાન આપે છે કે પુણ્ય અને પાપ મિશ્રિત થવાથી ભુલોકમાં મનુષ્ય અવતાર રૂપ રજોગુણીગતિએ જન્મ થાય છે. વ્યવહારમાં પડવાથી "આ મારૂં" તથા "આ બીજાનું" એ પ્રમાણે માયાના પાશથી મમતા બંધાય છે. પુરૂષને જેટલો સ્ત્રીના સંગથી મોહ થાય છે, તેવો મોહ કોઈના પ્રસંગથી થતો નથી. જેઓના સંગથી સત્ય, પવિત્રતા, દયા, મૌન્ય, બુદ્ધિ, લક્ષ્મી, લાજ, યશ, ક્ષમા, શમ, દમ અને સામર્થ્યનો ક્ષય થાય છે, એવા એ અશાંત, મૂઢ, દેહને આત્મા માનનાર અને સ્ત્રિયોની પાસે બાજીગરના વાનરો જેવા થઈ રહેવાવાળા નીચ પુરૂષોનો સંગ ન કરવો. સ્ત્રીઓના સંગથી જેવો મોહ અને બંધ થાય છે, તેવો મોહ અને બંધ બીજાના પ્રસંગથી થતો નથી. બ્રહ્મા પણ પોતાની દીકરીને જોઈ કામાતુર થયા હતા. ને મૃગલી રૂપ થએલી પોતાની પુત્રી પાસે મૃગ રૂપે દોડ્યા હતા; ત્યારે બ્રહ્માના પૌત્રાંશ ઉત્પન્ન કરેલા માણસોમાં. એક શ્રી નારાયણ ઋષિ વિના સ્ત્રી રૂપ માયાથી ભ્રષ્ટ ચિત્ત વગરનો કોણ હોય? સ્ત્રીરૂપ મારી માયા દિગ્વિજયી વીર લોકોને ફક્ત ભમર હલાવીનેજ પગ તળે દબાવી દેછે. યોગના પરમ પારને પહોંચવા ઇચ્છતા, ને મારી સેવાથી જેને આત્મ જ્ઞાન મળ્યું હોય એવા પુરૂષે કદી પણ સ્ત્રીનો સંગ ન કરવો, કેમકે સ્ત્રિયો યોગીને નરકનું દ્વાર છે. ઇશ્વરે બનાવેલી સ્ત્રીરૂપ માયાને ખડથી ઢંકાયલા કુવાની પેઠે પોતાના મૃત્યુરૂપ જાણવી. સ્ત્રીએ પણ પતિરૂપ મારી માયા કે જેને મોહથી પોતે ધન, સંતાન અને ઘર આપનાર માને છે તેને, પારધીનું ગાયન જેમ મૃગનો મૃત્યુરૂપ છે, તેમ ઈશ્વરે પ્રાપ્ત કરેલા પોતાના મૃત્યુરૂપ માનવી, કે જે મૃત્યુપતિ, સંતાન અને ઘરરૂપે છે. જ્યારે સ્થૂલ શરીર કામ કરવાને અશક્ત થાય છે, ત્યારે લિંગશરીર પણ અશક્ત થાય છે; એ અયોગ્યતા થઈ એજ જીવનું મરણ છે; જીવનું ખરૂં સ્વરૂપ જાણી, મોહ માયાનો ત્યાગ કરી સંસારમાં ફરવું ઇત્યાદિ જ્ઞાન કથા કહેલી છે.

અષ્ટ વર્ષ ઉપરાંતે પ્રાણી, કરે કામીશું વાત;
કામી પુરૂષની સંગત કરતો, હીંડે તે સાક્ષાત.
એમ કરતાં પછી યૌવન આવે, વર્ષ સોલનો થાય;
કામી જનોની કુસંગતથી, તે કામ મહીં ભેદાય.
વિષયા સ્વાદ સંસારી સઘળા,પ્રાણી રહ્યો વખાણે;
મોહ માયા તૃષ્ણા વશ થઈ તે, પ્રભુજીને નવ જાણે.
સંત સાધુ હરિ જનની સંગત, ન કરે એ લગાર;
દુર્મતિ વ્યાપે પ્રાણીને સહુ, જાય ધર્મ તે વાર.
વળી સ્ત્રી પુત્ર, કુટુંબની, કરવા લાગ્યો તે પ્રતિપાળ;
મોહ માયા તૃષ્ણા માંહે, પડીયો બહુ જંજાળ.
અન્યાયને અધર્મ કરે ને, અસત્ય વાણી બોલે;
અહંકાર મનમાં છે અધિકો,જાણે નહીં કો મારે તોલે.
પછી મર્ણ કાળ સમય તેમજ રીતે,પ્રાણીને પૂર્વની સ્મૃતિ થાય;
નર્ક વિષે નાંખે યમ ઝાલી, પીડા અધકી થાય.
એવું જાણી સંસાર વિષે જન,સ્ત્રી સંગત નવ કરશો;
તો પ્રાણી સંસાર રૂપી દુઃખ, સાગરમાંથી તરશો.
ઈંદ્રિજીત થઈ પ્રાણી, પરબ્રહ્મ તણા ગુણ ગાશે;
તેહ તણાં પાતીક હશે તે, સઘળાં દૂર થઈ જાશે.
સ્ત્રી વિષયા સંસારથી અળગા, થઈ ધરવો વૈરાગ્ય;
જેમ બ્રહ્મ તનયા સરસ્વતીયે,સંસાર કર્યો પરિત્યાગ.
તે માટે સ્ત્રિકેરી સંગત, કરતા છે નર જેહ;
અવનિ મંડળ ભૂલા ભમે ને, મોક્ષ ન પામે તેહ.
એવું જાણીને સૌ પ્રાણી.સ્ત્રિથી અતિ પ્રીત તજજો;
અકળ રૂપ અવિનાશ ઈશ્વર, બ્રહ્મ રૂપને ભજજો.
માયાના સહુ ત્રાસથી, સંસાર તજવો જેહ;
સાર એમાં કંઇ નથી,સદા દુઃખી અનિત્ય રૂપ એહ.
જીવને જન્મ મરણ નથી હિયાં, મરવાથી નવ ડરવું;
જીવનની આશા ત્યાગવી, હરિ ઇચ્છે તેમ વિચરવું.
યોગ અને વૈરાગ્ય ધરીને, સંસાર કરવો ત્યાગ;
બુદ્ધિથી વિચાર કરીને, તિવ્ર ધરવો વૈરાગ્ય.
પરબ્રહ્મ ચિંતવજો હૃદયામાં, કરીને સાધુ સંગ;
વિશ્વંભર વૈકુંઠ પમાડે, કૃપા કરે શ્રી રંગ.

**વલણ.**

શ્રી રંગ કરૂણા કરે માજી, એમાં નહિ સંદેહ લગારરે;
શ્રોતા બોલો શ્રી હરી, માત્ર એજ સંસારનું સારરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે એકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥**

---

# અધ્યાય ૩૨ મો.*

## કડવું ૩૨ મું-રાગ વેરાડી.

કહે કપીલજી સાંભળો માય, વળી કહું જ્ઞાનતણી એક કથાય;
જે ગૃહસ્થ ધર્મ સાચવે નહી, તે ચંદ્રમાની પેરે થાયે સહી.

---

* આ બત્રીશમા અધ્યાયમાં શ્રી કપિલ ભગવાન દેવહૂતિ પ્રત્યે કહેછે કે, સત્વગુણી ધર્મો પાલવાથી ઉપરના લોકમાં ગતી અને બ્રહ્મજ્ઞાન વિનાનાઓનું તે લોકમાંથી પાછુ આવવું થાય છે. જે પુરૂષ ગૃહસ્થાશ્રમનાં કામ અને અર્થ રૂપ ફળ લેયા કરે, ને પાછો ધર્મ પણ કરે તે ભગવાનનું આરાધન કરવારૂપ ધર્મથી વિમૂખ અને વિષયોને વાસ્તે મૂઢ હોવાથી શ્રદ્ધા રાખી દેવતા ને પિતૃ, કે જે પ્રાકૃત છે તેઓને પૂજે છે. પિતૃ ને દેવતા ઉપરની શ્રદ્ધાથી જડ થએલો તેઓને વાસ્તેજ નિયમ પાળનાર પુરૂષ. ચંદ્રમાના લોકમાં જઇ અમૃત પાન કરી પાછો પૃથ્વીપર જન્મ ધરે છે. ગૃહસ્થાશ્રમીને પુણ્યથી મળેલા લોક પણ સ્થિર રહેતા નથી: કારણ કે ભગવાન જ્યારે શેષનાગપર સયન કરેછે ત્યારે એ લોકોનો લય થાય છે. જે ધીર પુરુષો વિષય વાંચ્છનાની ને ધનના ફળની આશા ન રાખતાં ધર્મ કરેછે, તેઓ અહંતા-મમતા રહિત હોવાથી સ્વધર્મરૂપ સત્વગુણથી ચિત્તની શુદ્ધિને લીધે સૂર્યરૂપ દ્વારમાં થઇને પરમાત્માને પામેછે. પરમેશ્વર રૂપ બ્રહ્માને જાણી તેની ઉપાસના કરનાર લોકો બ્રહ્માના સો વર્ષે મહા પ્રલય થાય છે ત્યાંસુધી બ્રહ્મ લોકમાં રેહે છે. ત્રિગુણિ શરીરવાળા બ્રહ્મા પોતાનાં સો વર્ષનું આયુષ્ય ભોગવી, જળ, તેજ અને પૃથ્વિ આદિનો અને પાણિયોથી વિંટાયલા બ્રહ્માંડના મહાપ્રલયની ઇચ્છાથી ઇશ્વરમાં પ્રવેશ કરે છે; ત્યારે અહિંથી દૂર જઈને બ્રહ્મામાં પેઠેલા અર્થાત્ બ્રહ્માની ભક્તિથી બ્રહ્મ લોકમાં ગયેલા યોગિયો બ્રહ્માની સાથેજ પરમાત્માને પામે છે; પણ પેહેલાં પામી શકતા નથી; કારણ કે ત્યાંસુધી તેઓનું દેહાભિમાન જતું નથી બ્રહ્મા તથા સનત્કુમાર વગેરે યોગેશ્વરો પણ, ભેદ બુદ્ધિથી ઇશ્વરની ઉપાસના કરે તો પ્રલય પછી સગુણ ઇશ્વરમાં મળી દેહાભિમાન ને કર્તાપણું રેહેવાથી ઇશ્વર રૂપ કાળની ગતિથી પાછી સૃષ્ટિ થાય ત્યારે જન્મે છે; પણ નિષ્કામ કર્મો કરવાને લીધે પ્રથમ હોય તેવાજ થાય છે. આ પૃથવિપર સકામ, નિત્ય કર્મ કરનાર, પિતૃઓને પૂજનાર, જે પ્રભુનાં ઘણાં પરાક્રમ વર્ણન કરવા યોગ્ય છે તથા જેનું જ્ઞાન સંસારને હરનારૂં છે. તેવી કથામાં વિમૂખ હોઇને ધર્મ અર્થ ને કામને સાધનારા છે, તેઓ, ભુંડ જેમ નર્કનેજ ખાય છે તેમ ભગવાનની કથા રૂપ અમૃતને મૂકી નીચ લોકોની વાતોજ સાંભળ્યા કરે છે; તેઓને દૈવેજ ભ્રષ્ટ કરેલા છે એમ સમજવું. ગર્ભાધાનથી તે મરણ સુધીની સઘળી ક્રિયા કરનારા એ લોકો સૂર્યથી ડાબે માર્ગે થઇને પિતૃ લોકમાં જાયછે, અને ત્યાંથી પાછા પોતાનાંજ વંશમાં પ્રજારૂપે અવતરે છે. જ્યારે પિતૃલોકમાં પુણ્ય પૂર્ણ થાય ત્યારે દેવતાઓ તેનાં સુખ સાધનોને ચુંથી નાખે છે, તેથી પરવશ થયેલા તેઓ પાછા આ લોકમાં અવતરે છે. પરમેશ્વરની ભક્ત, વૈરાગ્ય તથા બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન જણાવે છે. સઘળા વિષયો બ્રહ્મરૂપ હોવાથી સમાન છે, ઈંદ્રિયોની વૃત્તિથી 'સારું નરસું' એવી વિષમતા ભક્તના ચિત્તમાં ન આવે તો પરમાનંદ સ્વરૂપ પ્રાપ્ત થવાનો નિશ્ચય થાય છે, જે સ્વરૂપ ઉપાધિ રહિત છે. પરબ્રહ્મ કે જે પરમાત્મા છે તે ઇન્દ્રિયાદિ રૂપે ભિન્ન ભિન્ન દેખાય છે. પ્રપંચથી રહિત થવું એજ યોગિને યોગનું વાંછિત

અનંત કાળે અધમ ગતી પામે, સુખ સકળ તે ક્ષણમાં વામે.
શુદ્ધ ધર્મ આચરશે જેહ, કર્મવાસના છાંડે દેહ.
તે જન સર્વ લોકને ભેદી કરી, બ્રહ્મ લોક પામે શ્રી હરી;
જ્યારે સૃષ્ટિપાત બ્રહ્માનો થાય, ત્યારે પ્રભુમાં લય તે થાય.
નારાયણ કેરૂં પામે રૂપ, કૃપા કરે તેને વૈકુંઠ ભૂપ;
જન્મ મર્ણના ભય વામશે, અંતે અવિનાશીમાં લય પામશે.
જે જન કર્મ માર્ગને તજે, સદાકાળ હરીને ભજે;
માયામાં ફેલાવે નહીં કામ, અંતે સચરાચર મળશે શ્રી રામ.
તેને પેહેલી સમજના ન થાય, કપીલજી કહે સાંભળો માય;
સર્વથા એક ચિત્તે અનુદિન, પરમેશ્વરનું કરવું ભજન.
સંસાર છુટયાનો એહ ઉપાય, જેથી આત્મા વૈકુંઠ જાય;
એહ જ્ઞાન અનુભવશે જેહ, પ્રભુનું સ્મરણ પામશે તેહ.
આ આખ્યાન કપીલજીએ રહી, દેવહૂતિને સુણાવ્યું સહી;
એ સાધન સારનો મહિમાય, સાંભળતાં કલિમલ સહુ જાય.
શુક કહે સાંભળ પરીક્ષિત રાય, એ સાધુ જનને કહેવી કથાય;
દુષ્ટ દુરાત્મા પ્રાણી જે સહી, તેને કહેવા લાયક એ નહીં.
જે પરમેશ્વરના હોયે દાસ, જેને પ્રભુનો સાચો વિશ્વાસ;
જે નિરંતર સેવે શ્રી હરી, તેને આ જ્ઞાન કહેવું વિસ્તરી.
જે સાંભળતાં સૌ દુઃખ વામીયે, અર્ણ શર્ણ પ્રભૂનું પામીયે;
ભટ વલ્લભ કહે કરજોડી કરી, વૈષ્ણવજન ભાવે ભણો શ્રી હરી.

વળણ.

શ્રી હરી મુખથી ભણો વૈષ્ણવ, જેથી જન્મ મરણ ભય જાયરે;
તૃતીય સ્કંધ ભાગવત તણો હવા, પૂર્ણ બત્રીશ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્‌ભાગવતે તૃતીયસ્કંધે દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

---

## અધ્યાય ૩૩ મો.*

### કડવું ૩૩ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી વાણી ઓચરે, પરીક્ષિત સુણોરે;
એ તૃતીયસ્કંધ ભાગવતનો, મહિમા છે ઘણોરે.
કપિલજી સાધન કહે, માતા પ્રત્યેરે;
કેવળ હરિ રસ પાન, સુણોની પ્રીત્યેરે.

ચાલ.

પુત્ર મત્યે હરી જ્ઞાન મારગ, દેવહૂતિ સાંભળે;
અમૃતવાણી કપીલજીની સાંભળતા, પાપ સઘળાં પરજળે.
ત્યાં દેવહૂતિએ કપીલજીને, નમસ્કાર કીધો સહી;
સાક્ષાત શ્રી જગદીશ જાણ્યા, તેમાં કાંઇ સંદેહ નહી.
દેવહૂતિ માત કપીલજીને, પ્રણામ કરી સ્તુતિ ઊચરે;
તુજ ઇચ્છાએ બ્રહ્માંડ પ્રગટે, સઘળે પ્રભુ તું વિસ્તરે.
સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, સકળ સ્થાનક તું રહે;
સર્વે ભૂતમાં નિવાસ તારો, એમ વેદ વાણી કહે.
તું તારણ તું મારણ હરી, મુક્તિ તે તુજથી પામીયે;
તારી કૃપાથી સંસારનાં દુઃખ, એક ક્ષણમાં વામીએ.
તારા ગ્રહ નક્ષત્ર મંડળ, જે ત્રીભૂવન રચના કહી;
હું સર્વત્ર તમને દેખુંછું, હરી તુજ વિણ બીજું કો નહી.
તું મારે અવતર્યો, સાક્ષાત દેહી પ્રગટ કરી;
પુત્ર ભાવ હું લેખું તુંને, અજ્ઞાન મારૂં એ હરી,
મહાપ્રલય કાળ સમયે પ્રભુ, વટ પત્ર† ઉપર શયન કર્યું;
મુને આત્મજ્ઞાન સંભળાવવાને, કપીલજીનું રૂપ ધર્યું.
તું ભક્તના ઉદ્ધાર અર્થે, અવતાર નાના વિધ ધરે;
સૌ સાધુ જનને કૃપા કરવા, પ્રભૂ અંશે અવતરે.
શ્રદ્ધાએ નામ જે લેશે પ્રાણી, મુક્તિ ફળ તેને હશે;
જન્મ મરણ સંસારમાં, અવતરયાનું સાફળ્ય થશે.
મનુષ્ય જન્મ દોહેલો પામી, ભક્તિ તારી નહીં કરે;
એળે જન્મ ખોયો સહી, પથરો ઉદર અવતરે.
તુજ નામથી સંસાર બંધન, માયા છૂટે સર્વથા;
પર્મ પદની થાય પ્રાપ્તી, જ્યાં તારી સમ દૃષ્ટિ યથા.
ચંડાળ થઇ તુજને ભજે તે, ઉત્તમ નર સહી જાણવો;
ઉત્તમ થઈ તુને જાણે નહીં, તે સૌથી અધમ પ્રમાણવો.
સંસાર સમુદ્રમાં ફરે ફેરા, માયાના વાહ્યા સહુ;
આશા, તૃષ્ણા, મોહ, મમતા, વિષે જન બૂડે બહુ.
નીચ થઇને પ્રીછે તુજને, તેનો સંગ કરવો સહી;
ઉંચ થઈ તુજને નવ સેવે, તેની નિકટમાં રહેવું નહી.
અનેક પ્રાણી પામરના, ઊદ્ધાર તે કીધા સહી;
મહા પાપી અધર્મીને, શરણે આવ્યા તેને કૃપા કીધી તહીં.
જે તારે વિષે ચિત્ત આરોપીને, ભક્તિ ભાવે ભજન કરે;
જે જન તુજને રહ્યા વળગી, તેને તું કેમ વીસરે.

---

ફળ છે. ઇશ્વર ભ્રાંતિથી પદાર્થરૂપે જણાય છે. મહતત્ત્વ વિગેરેમાંથી જીવના શરીરરૂપ આ બ્રહ્માંડ થયુંછે, એકાગ્રચિત્તવાળો પુરૂષ આ વાત બરાબર જાણી શકે છે; જેમ દૂધનો પદાર્થ જુદી જુદી ઇન્દ્રિદ્વારા (આંખથી સફેત, ખાવાથી મીઠાસ) જુદા જુદા રૂપે દેખાય છે તેમ એકજ ભગવાન શાસ્ત્રોના માર્ગોથી ભિન્ન ભિન્ન દેખાયછે ઇત્યાદિ ભક્તિજ્ઞાનનો કથાપ્રસંગ છે.

* આ ત્રેત્રિસમા અધ્યાયમાં દેવહૂતિએ કપિલ દેવની કરેલી સ્તુતિ તથા જ્ઞાન થવાથી તે જીવન્મુકતિને પામી. તે કથાપ્રસંગછે.

† ભગવાન પગનો અંગુઠો ચાવતા વડના પાંદડામાં સુતા હતા.

ગંભીર વાણીથી સ્તુતિ કરી, પુત્રરૂપ પરમેશની;
કપિલ વદે માત પ્રત્યે, જીવનમુક્તિ પામશો ઇશની.
મૈત્રેય કહે વિદુરને, એ પરમ કથા પાવન;
મોક્ષ પામવાનો માર્ગ મોટો. જો રાખે ચિત્ત અનુદન.
કપીલ મુનીએ સ્વમાતુને, જ્ઞાન ગોષ્ટ જે જે કહી;
ધ્યાન ધરતા સંસાર તજશે નિરંતર, માયાથી અળગો રહી.
મુક્તિ ફળ તે પામશે, તેનાં સંસાર દુઃખ સઘળાં જશે;
હરીજન સંગત સાધુ કૃપાથી, સ્વર્ગ સુખ પ્રાપ્તી થશે.
માતાને જ્ઞાન કહી આજ્ઞા માગી, કપીલદેવ ત્યાંથી સાંચરે;
દેવહૂતિ નિજ હૃદયમાં, ધ્યાન શ્રી પરબ્રહ્મતણું ધરે.
પછી કર્દમ ઋષિએ વૈમાન તે, લેવા મોકલાવ્યું સતી;
ધર્મ ક્ષેત્ર ગંગા ત્યાં, સન્નિધ તપ કરે રહી ગુણવતી.
ત્યાં દેવહૂતિ નિજ હૃદયમાં. પરમેશ્વરને ચીંતવે;
શરીરની ચેષ્ટા વિસારી, સંસાર તૃણવત લેખવે.
ધ્યાન ધારણ કર્યું સાધન, પ્રભુમાં લય પામી સહી;
બિંદુ સરોવર વિષે તેમનું, પવિત્ર અંગ છૂટયું સહી.
તેનાં શરીર વિષે થકી, ત્યાં નદી એક ઉત્પન્ન હવી;
દેવહૂતિ નામ સરીતા, પ્રત્યક્ષ જેવી જાન્હવી.
જ્યાં કર્દમ ઋષિ તપ કરે બેઠા, તે સ્થાનક સરીતા ગઇ;
જઇ મળ્યો પ્રવાહ ગંગા વિષે, અવિનાશીની કૃપા થઇ.
તેણે સમે ત્યાં પુષ્પ વૃષ્ટિ, ગગનથી દેવે કરી;
પ્રભૂ કેરી કૃપા એવી એ, વિષ્ણુ ભકત કથા હરી.
મૈત્રેય આદ અનેક ઋષિઓ, પ્રજા કલ્યાણને કારણે;
તપ કરે છે ત્યાં બેશી, દૃઢ ધ્યાન હૃદયા ધારણે.
હવે અંતર્ધ્યાન થયા કપીલજી, પ્રભુજી સ્વસ્થાનક ગયા;
ક્ષણમાં અવની તજીને, વૈકુંઠ પુરમાં આવીયા.

સુતપુરાણીક વદે વાણી, સાંભળો શૌનક સહી;
તૃતીયસ્કંધ ભાગવત અધ્યાય. તેત્રીશ પૂર્ણ કથા કહી.
મૈત્રેય વિદુર પ્રત્યે વદે, શુકદેવ પરીક્ષિત શું કથા;
સાંભળતાં સૌ પાપ જાયે, ભાગે જન્મ મરણ વ્યથા.
એ તૃતીયસ્કંધ ગ્રંથ પૂરણ, શ્લોકની સંખ્યા ગણી;
સાતસે ને દશ ઉપર છે, પાંચ પૂરા અગ્રણી.
સંવત સત્તરસે બ્યાસીમાં. જ્યેષ્ટ માસ નિધાન;
પૂર્ણ માસી બુદ્ધવારે. પુર્ણ હતું આખ્યાન.
ઔદિચ્ય જ્ઞાતિ ટોળકીયા. દ્વિજ સૂર્યપુરમાં વાસ;
ગણદેવા પાસ કાબિર ગામમાં, વર્ણવ્યા ગુણ પ્રકાશ.
ભટ શુકદેવ સુતના સુત, વીપ્ર વલ્લભ નામ;
સાધુ કૃપાથી વર્ણવ્યા મેં, હરીના ગુણ ગ્રામ.
એક મને જે સાંભળે જન, કથા નર ને નાર;
સર્વ પ્રકારે કૃપા તેને. કરે શ્રી વિશ્વાધાર.
મનકામના સહુ પૂર્ણ થાયે, સહુ જક્તનાં પાતકટળે;
પ્રભુ કેરૂં ચરિત્ર સુણતાં, શ્રીરંગ સ્વામી સેહેજે મળે.
આ સંસાર દુસ્તર સમુદ્રમાં, શ્રી રામનામછે નાવ;
તે જન પારે ઉતરે, રાખે પ્રભુ પર દૃઢ ભાવ.
શ્રી રામ નામ પરબ્રહ્મ નામે, જન્મ સાર્થક થાય;
હવા તૃતીયસ્કંધના. તેત્રીશ પૂર્ણ અધ્યાય.

વલણ.

જય હરી જય શ્રી હરી જય, ગીરીવરધર પ્રભુ હરી;
શ્રોતાજન એકવાર બોલો. હરી હરી શ્રી હરી હરી.



# શ્રીમદ્ભાગવત.

## (કવિવલ્લભકૃત–પદબંધ.)

## ચતુર્થસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

**રાગ કેદારો.**

પ્રથમે પ્રણમું ગણપતિ, હંસવાહની શ્રી સરસ્વતિ;
શુભ મતિ દેજો સદા કૃપા કરીરે.

**ચાલ.**

સદા કૃપા કરી શુભમતિ દેજો, વિઘ્નહરણ સુખકારી;
ગજાનન પાવન મુખ ઉપમા, કર આયુધ ફરશી ધારી.
મુષકારૂઢ સ્થુલોષ્ટ સુંદર, ઉત્તમ મોદિક પ્રાસે;
સ્મરણ માત્રે વિઘ્ન સઘળાં, એકે ક્ષણમાં નાસે.
સુધ બુધ નારી લક્ષલાભ સુત, પરિવાર મંગળ સ્વામી;
નિજ સેવકને કરૂણા કરજો, ગુણ સાગર શુભ નામી.
શ્રી બ્રહ્મ તનયા કમળ વદની, શુભ વર્ણ કમળાસન;
મુક્તા ને સ્ફટિકમણીની માળા, (ઉત્તમ) ઉજ્વળ હંસવાહન;
વીણા પુસ્તક કરમાં શોભે, વરદાયિનિ વિખ્યાત;
જેનો યશ ત્રિભુવનમાં વ્યાપક, સૌકો જાણે વાત.
અનેક ભકતને કૃપા કરીને, અવિચળ બુદ્ધિ દીધી;
તુજ ચર્ણે આવ્યા જે સેવક, સહાય તે સૌની કીધી.
તેમ મૂને કરૂણા કરજો, જાણી પામર પ્રાણી રંક;
આ પૂર્ણ ગ્રંથ કરજો માજી, હું જાણું ન એકે અંક.
આ શ્રી ભાગવત કથા, મનોહર ચતુર્થસ્કંધ વર્ણંન;
અધ્યાય એકત્રીશ છે તે, સુણજો શ્રોતા જંન.
એક પદ એ કથાનું સુણતાં, જન્મ કોટી અઘ વામે;
ધર્મ અર્થ ને કામ મોક્ષ જન, શ્રવણ માત્રથી પામે.
સુતપુરાણિક શૌનક ઋષિને, કથા કહે વિસ્તારી;
વિદુર મૈત્રેય સંવાદ અનુપમ, ચરિત્ર દેવ મુરારી.
શ્રી શુકમુનિ પરીક્ષિતની પ્રત્યે, કહે છે હિત વચંન;
તે ગુણ ગ્રામ પ્રભુજીના પ્રત્યે, સાંભળજો રાજંન.
શ્રી શુકજી કહે સાંભળ રાજા, કપીલ ગયા નિજ ધામ;
મુનિ ઋચિ તો આકૂતિ* પરણ્યા, રહીને તેણે ઠામ.
તેને બે સંતાન હવાં એક પુત્ર પૂત્રી અવતાર;
યજ્ઞાવતાર તે પુત્રજ કહીએ, પુત્રિ દક્ષિણા સાર.
યજ્ઞાવતાર† હતો તે લઈ ગયો, સ્વાયંભુવ મનુરાય;
ત્યાં રહીને પરણાવી પછી, તત્ક્ષણ તે કન્યાય.‡
તે વહુના બાર§ પુત્ર હવા, છે તેના કુમાર;
તે બારે આદિત જાણજો, જે યજ્ઞવિષે અવતાર.
પ્રસૂતિ દક્ષ પ્રજા પતિને, પરણાવી છે કન્યાય;
વળી દેવહૂતિની કથાનો, સહુ સંભળાવ્યો મહિમાય.
દેવહૂતિની નવ પુત્રી, મરિચ્યાદિક પરણાવી છે જેહ;
ઘણી સૃષ્ટિ‖ તેની વાધી છે, સાંભળ રાજા તેહ.

---

* આ પ્રથમાધ્યાયમાં જુદા જુદા મનુની કન્યાઓના વંશો તથા યજ્ઞાદિ ભગવાનના અવતાર ઈત્યાદિનો કથાપ્રસંગ કહ્યો છે.

* સ્વાયંભુવ મનુને શતરૂપા રાણી હતી, તેને પેટે આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ એવા નામની ત્રણ કન્યા અવતરી હતી.

† આકૂતિને જે પુત્ર આવશે તે અમે રાખશું એવી માંગણી શતરૂપા રાણીના કેહેવાથી સ્વાયંભુવ મનુએ પુત્ર છતાં પણ કરી હતી. તેથી તે પુત્ર પોતે લાવ્યા ને પુત્રી ઋચિ ઋષિએ રાખી.

‡ તે કન્યાને કામના ઉત્પન્ન થવાથી યજ્ઞ ભગવાન પરણ્યા હતા.

§ તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્વન્હ, સુદેવ અને રોચન, એ પ્રમાણે બાર પુત્રો અવતર્યા, સ્વાયંભુવના મનવંતરમાં એઓ તુષિત નામના દેવતા કેહેવાયા, મરીચિ વગેરે સપ્તર્ષિ થયા ને યજ્ઞ ભગવાને ઇન્દ્રની પદવી ભોગવી. એ મનુના પુત્રનાં નામ પ્રિયવ્રત અને ઉત્તાનપાદ હતાં.

‖ મરીચિની સ્ત્રી (કર્દમની ૧ લી પુત્રી) કલાને કશ્યપ અને પૂર્ણિમા નામના બે પુત્ર થયા, પૂર્ણિમા ઋષિને વિરજ અને

વળી વિદુરે એક પ્રશ્નજ પૂછયું, મૈત્રેયને તેવાર;
સ્વામિ અત્રિ ઋષિની શુભપત્નિ,જે અનસૂયા નીરધાર.
તેને ગર્ભે એકજરૂપે બ્રહ્મા વિષ્ણુ મહેશ;
એ ત્રણે અવતાર ઉદરે લઇ, ઉદય હવા દેવેશ.
તેણે શામાટે ગર્ભ વિષે જઈ, અવતાર ધર્યો મહારાજ;
તે કથા કહોને વિસ્તારી, મહામુનીવર તમે આજ.
વિદુરનાં એ વચન સુણીને, મૈત્રેય વદે છે વાણી;
એક સમે અત્રિ ઋષિએ,તપ* માંડયું દૃઢ મન આણી.
ઉગ્ર તપ દેખી અકળાયા, સુરીનર મુનિજન દેવ;
તે તપથી ત્યાં શીઘ્રે આવ્યા, હરિહર બ્રહ્મા એવ.
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર પ્રસન્ન થયા, માગો મુની વરદાન;
અત્રિ ઋષી વાણી એમ બોલ્યા, પરમેશ્વર સંનિધાન.
મેં એક દેવ આરાધન કીધું,તો ત્રણે તમે કેમ આવ્યા;
અકલ જય ને અનંગ જય, એ સૌને કોણે બોલાવ્યા.
તેણે સમે મુખ હાસ્ય વચન, હરિહર બ્રહ્માજી બોલે;
ત્રણે મૂર્તિ અમ એકરૂપ છીં, અન્યકો નહિ અમ તોલે.
એવાં વચન સાંભળતાં મુનિવર, બોલ્યા તેણીવાર;
જો આવ્યા ત્રણે કૃપાકરી તો,પુત્ર થઇ ધરો અવતાર.
અંશ બ્રહ્માનો સોમ અવતર્યા,જેણે કરી વ્યોમ પ્રકાશ;
વિષ્ણુ† અંશે હવા દત્તાત્રેય, પ્રગટ રૂપ અવિનાશ.
રૂદ્ર અંશ દુર્વાસા મુનિવર, મહા તાપસ મુનિજંન;
અત્રિ અનસૂયાથી પ્રગટયા, ત્રણે રૂપ રતન.

શ્રી વિષ્ણુ દત્તાત્રેય કહીયે, અવધૂત વેશ શ્રી પરબ્રહ્મ;
તેમણે ચોવીશ ગુરૂ કરી, લીધા સહુ ગુણ મર્મ.
તવ પુત્ર દક્ષ પ્રજાપતિ ઉપન્યો,જેથી સૃષ્ટિ ઘણી ઉત્પન્ન;
એકાગ્ર ચિત્તે કથા તેની, હવે સુણો શ્રોતાજંન.
દક્ષ અને પ્રસૂતિ નારીથી, ઉદય હવી સોલ* કન્યાય;
વળી નર નારાયણ† કેરો, જન્મ થયો વળી ત્યાંય;
તે તપ કરે છે એકાંતે બેસી, બદ્રીકાશ્રમ મોઝાર.
સર્વ જગતનું તારણ કરવા, અવતર્યા શ્રી મુરાર;
દક્ષપ્રજાપતિ કેરી પુત્રી, કનિષ્ઠ હૂતી જેહ;
સ્વયંવર કરી શ્રી મહાદેવને, પરણાવી સતિ તેહ.
સતિ‡ નામ કન્યાતણું, મહા રૂદ્ર પરણ્યા જેહ;
પ્રથમ અધ્યાય થયો પુરો, ચતુર્થ સ્કંધનો એહ.

વિશ્વગ નામના બે પુત્ર થયા અને દેવકુલ્યા નામની કન્યા થઇ, જે કન્યા ભગવાનના ચરણારવિંદને ધોવાથી જન્માંતરમાં ગંગા થઇ હતી.

* ઋક્ષ નામના પર્વતપર નિર્વિંધ્યા નદીના તટે સો વર્ષ સુધી એક પાદે ઉભા રહી તપ કર્યું, તે તપ ઇશ્વર જેવાજ પુત્રની પ્રાપ્તિ માટે હતું.

† આ વરદાનથી આ પ્રમાણે વંશ વધ્યો:—અત્રિની સ્ત્રી (કર્દમની ૨ જી પુત્રી) અનસૂયાને ત્રણ દેવ અવતર્યા. અંગિરા ઋષિની સ્ત્રી (કર્દમની ૩ જી પુત્રી) શ્રદ્ધાને સિનીવાલી (જે અમાવાસ્યામાં ચંદ્રમાં થોડો દેખાય તે સિનીવાલી), કુહૂ (જે અમાવાસ્યામાં બીલકુલ ન દેખાય તે કુહૂ), રાકા (જે પૂર્ણિમામાં ચંદ્રમા પૂર્ણ હોય તે રાકા), અને અનુમતિ (જે પૂર્ણિમામાં ચંદ્રમા જરાક ઓછો હોય તે અનુમતિ), એવાં નામની ચાર કન્યા હતી, અને સ્વારોચિષ મનવંતરમાં પ્રખ્યાત, ઉતથ્ય અને બૃહસ્પતિ નામના બીજા બે પુત્ર પણ થયા. પુલસ્ત્યની સ્ત્રી (કર્દમની ૪ થી પુત્રી) હવિર્ભૂને અગસ્ત્ય અને વિશ્રવા નામના બે પુત્ર થયા. પૂર્વે અગસ્ત્ય જઠરાગ્નિ હતા. વિશ્રવાને ઇડવિડા નામની સ્ત્રીથી કુબેરજી અને બીજી સ્ત્રીથી રાવણ, કુંભકર્ણ અને વિભીષણ નામે પુત્ર થયા. પુલહની સ્ત્રી (કર્દમની ૫ મી પુત્રી) ગતિને કર્મશ્રેષ્ઠ, વરીયસ અને સહિષ્ણુ નામે ત્રણ પુત્ર થયા. ક્રતુની સ્ત્રી (કર્દમની ૬ ઠ્ઠી પુત્રી) ક્રિયાને ૬૦ હજાર વાલખિલ્ય નામના પુત્ર થયા. વસિષ્ઠનાં સ્ત્રી (કર્દમની ૭મી પુત્રી) ઉર્જાને ચિત્રકેતુ, સુરોચિ, વિરજા, મિત્ર, ઉલ્વણ, વસુભૃધાન અને દ્યુમાન એવા નામના સાત પુત્રો થયા. અને બીજી સ્ત્રીમાં શકિત વગેરે બીજા પુત્રો થયા. અથર્વાની સ્ત્રી (કર્દમની ૮ મી પુત્રી) ચિતિને દધ્યંચ નામે પુત્ર થયો, જેને પાછળથી ઘોડાનું માથું ચોટાડયું હતું. ભૃગુની સ્ત્રી (કર્દમની ૯ મી પુત્રી) ખ્યાતિને ધાતા અને વિધાતા નામના બે પુત્ર અને લક્ષ્મી નામની કન્યા, એ પ્રમાણે ત્રણ સંતાન થયાં, જે લક્ષ્મી ભગવાન પરાયણ છે. ધાતા વિધાતા બન્ને ઋષિ પુત્રોને મેરૂએ આયતિ અને નિયતિ નામની બે પુત્રીઓ આપી; તેમાં ધાતા ઋષિને મૃકંડ અને વિધાતા ઋષિને પ્રાણ નામે પુત્ર થયા. મૃકંડના માર્કંડેય થયા અને પ્રાણના વેદશિરા થયા; એ ભૃગુ ઋષિના કવિ નામે ત્રીજા પુત્ર હતા, તેમના શુક્રાચાર્ય થયા. એ પ્રમાણે કર્દમની પુત્રીઓનો વિસ્તાર વધ્યોછે.

* સોલ પુત્રીમાંથી ધર્મને તેર, અગ્નિને એક, સમસ્ત પિતૃની વચ્ચે એક, અને એક શિવને આપી. શ્રદ્ધા, મૈત્રી, દયા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ક્રિયા, ઉન્નતિ, બુદ્ધિ, મેધા, તિતિક્ષા, હ્રી અને મૂર્ત્તિ એ તેર ધર્મને આપી. શ્રદ્ધાને શુભ, મૈત્રીને પ્રસાદ, દયાને અભય, શાંતિને સુખ, તુષ્ટિને મુદ, પુષ્ટિને સ્મય, ક્રિયાને યોગ, ઉન્નતિને દર્પ, બુદ્ધિને અર્થ, મેધાને સ્મૃતિ, તિતિક્ષાને ક્ષેમ, ને હ્રીને પ્રશ્રય પુત્ર થયો.

† સઘળા ગુણવાળી મૂર્તિને નરનારાયણ પુત્ર આવ્યા. એ ધર્મના બંને પુત્રોની દેવતાએ સ્તુતિ કરેલા તે ગંધમાદન પર્વતપર ગયા. એ નરનારાયણ પૃથ્વીનો ભાર ઉતારવા યદુકુળમાં કૃષ્ણરૂપે અને કુરૂ કુળમાં અર્જુન રૂપે અવતર્યા હતા. અગ્નિની સ્ત્રી સ્વાહાને પાવક, પવમાન અને શુચિ એવા નામના ત્રણ પુત્રો થયા. એ ત્રણના વળી ૪૫ પુત્રો થયા; એટલે તેઓ દાદા તથા બાપ સાથે મળી ૪૯ કહેવાય છે. જેઓનાં નામથી યજ્ઞમાં 'આગ્નેયી' નામે ઇષ્ટિયો થાય છે, ને તે સઘળા અગ્નિ કહેવાય છે. અગ્નિષ્વાત્ત, બર્હિષદ, સૌમ્ય અને આજ્યપ એ નામના ચાર પિતૃ છે. જેઓને 'અગ્નૌકરણ' કહેવામાં આવે છે, તેઓ અગ્નિ અને બીજા અનગ્નિ કહેવાય છે; તે સઘળા વચ્ચે દક્ષની પુત્રી એકજ હતી; અર્થાત્ ચારે પિતૃઓને એકજ સ્વધા નામની સ્ત્રી હતી; તેને વયુના અને ધારિણી નામની બે દીકરી આવી, તે બન્ને જ્ઞાની છે.

‡ સતિને કંઇ પણ સંતાન નહોતું, તે સતિના દક્ષપિતાએ મહાદેવના કંઇ પણ અપરાધ વગર, તેનાથી ઉલટો ચાલી વિરોધ રાખ્યો તેથી ક્રોધાયમાન થઇ પોતાનો દેહ છોડી દીધો.

વળણ.

ચતુર્થ સ્કંધનો હવો અધ્યાય, કથા ભાગવતની વિસ્તરી
કરજોડી કહે વિપ્ર વલ્લભ, શ્રોતાજન બોલો શ્રી હરી.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥૧॥**

---

## અધ્યાય ૨ જો.*

કડવું ૨જું–રાગ ગોડી.

શ્રી શુકજી કહે સુણ પરીક્ષિત રાય, શ્રી ભાગવતની એહ કથાય;
વિદુર મૈત્રેયને પૂછે વાત, સ્વામિ મુજને કહો વિખ્યાત.
દક્ષપ્રજાપતિ ને શિવસહી, વિરોધ થયો માંહો માંહ રહી;
થયો કેમ વિરોધ મહારાજ, તે વિસ્તારીને કહો આજ.
ત્યારે મૈત્રેય કહે વિદુર સુણો, શ્રી સદાશીવનો મહિમા ઘણો;
એક સમે પ્રજાપતિઓ જેહ, યજ્ઞ આરંભ કરે છે તેહ.
હુતુ દ્રવ્ય વેદી રચના માંય, ત્યાં અપરિમિત મળ્યા રૂષિરાય;
સહસ્ર અઠ્યાશી ઋષિગણ સર્વ, મળ્યા અમર ગણ ગાંધર્વ.
છત્રીશ કુળીના રે રાય, તે સૌ આવ્યા ઋષિને મહિમાય;
સઘળે મોકલી કંકોતરી, તેડ્યા સર્વ જનોને નોતરી.
ત્યાં સભા કરી બેઠા છે દેવ, સુરિનર સૌ સાથે એવ;
વેદની ધ્વનીના સ્વર થાય, યાચક જન યશ ગુણગાય.
દેશ દેશના રાજા જેહ, સભા વિષે બેઠા છે તેહ;
શ્રી શંકરજી બેઠા છે સહી, મુખ્ય સભામાં પોતે થઇ.
તેવે દક્ષપ્રજાપતિ ત્યાં આવ્યા, સહુકોના મનમાં ભાવ્યા;
મહા પુરૂષ જાણીને સહુ એવ, ઉઠી ઉભા થયા તતખેવ.
અજ રૂદ્ર બેસી ત્યાં રહ્યા, સમસ્ત જને પ્રણામજ કર્યા;
પ્રણિપત સભાએ કીધી સહી, પણ મહાદેવજી ઉઠ્યા નહી.
તે માટે શીવ સાથે વિરોધ, દક્ષ પ્રજાપતિને ચડ્યો ક્રોધ;
તેથી દુર્વચન બોલે ત્યાંહિ, રાજસભા અમર સૌ માંહે.
એને અહિંઆં તેડ્યો છે શાને, શું થાયે એને માન્યે;
મહા યોગી એ વરવી દેહ, ભૂત પ્રેત સાથે એને સ્નેહ.
ગજ ચર્મ લીધું છે ઓઢવા, વાઘાંબર આસન છે બેસવા;
ચિતા ભસ્માંગે લેપન કરે, સર્પાભૂષણ કંઠે ધરે.
કનક અર્ધું કુબ્જો કહ્લાર, તે શોભે એને શણગાર;
એ વૃષભ બેસીને ફરે, જ્યાં મસાણ આવે ત્યાં ઠરે.
વાદિત્ર કરમાં છે ડાક ને ડમરૂ, શસ્ત્ર પીનાક કામઠું ભલું;
મસ્તકે જટા ઉડે ઘણી રાખ, મહા ઉન્મત્ત દષ્ટિ રક્તાક્ષ.
અંગે સર્પ વિંટાળે ઘણા, શિરે નાગ માંડી રહે ફણા;
ભૂત પ્રેત ભૈરવ વૈતાળ, તે સાથે છે પ્રીત વિશાળ.
એ સરખા એને સેવક સહી, જે મારગ એનો રહે ગૃહી;
સઘળે ભિક્ષા ભક્ષણ કરે, સઘળે નાગડા જેવો ફરે.
દક્ષ એમ બોલે તે ઠામ, અહિંઆં એનું હતું શું કામ;
આવા યજ્ઞ વિષે નિરધાર, એને તેડવા નહિ એ સાર.
આવી સભામાં એ કુણ માત્ર, અહિં તેડવા જોઇએ સુપાત્ર;
આજથી હવે એને સહી, યજ્ઞમાં ભાગ આપવો નહી.
જે તેડી કો આપશે ભાગ, દક્ષ કહે તેનો કરશું ત્યાગ;
ત્યારે સભામાં સૌ જોઇ રહ્યા, પાછા ઉત્તર કોઇએ ન કહ્યા.
દક્ષ* સાથે કોઇએ ન બોલાય, સાંભળી રહી છે સર્વ સભાય;
ત્યારે રૂદ્રનો સેવક જેહ, વચન ક્રોધથી બોલ્યો તેહ.
નંદિકેશ્વરે દીધો શાપ, દક્ષ પ્રજાપતિને આપો આપ;
એના સંગી જન જે હોય, પ્રભુથી વિમૂખ થાશે સોય.
નંદી વચન બોલે છે મૂખ, થોડા દીનમાં તું પામશો દુઃખ;
દક્ષને શાપ દીધો જે વાર, ચડ્યો ભૃગુને† ક્રોધ અપાર.
જેણે મુજ યજ્ઞમાં આવી કરી, દીધો શાપજ વિધ્વંસ કરી;
પછે મહા ક્રોધ આણી મન, ભૃગુ શાપનું વદે વચન.
એના સંગી હોયે જન જેહ, હજો પાખંડી સઘળા તેહ;
પાખંડ ચરિત્ર ભૂમિપર કરી, એમ સૌ કાળ રહેજો અનુસરી.
દક્ષ સભાથી ઉઠી ગયા, સ્વસ્થાને આવીને રહ્યા;
શીવજીએ‡ તજ્યું આસંન, કૈલાસ પધાર્યા પંચવદંન.
ભૃગુ ઋષિ મુખ બોલ્યા નહી, સભા સર્વ તે જોઇ રહી;
ભૃગુ ઋષિના ભય થકી યજ્ઞ,§ પુરો કીધો દેવ સર્વજ્ઞ.
અમર માત્ર આજ્ઞા લઇ જાય, ભૃગુ યજ્ઞની કરતા વાર્તાય;
નિજસ્થાનક સહુ ગયા સહી, શુક મુનીએ એ વાણી કહી.
શુકજી કહે સાંભળો રાય, થયો દ્વિતીય પૂર્ણ અધ્યાય;
ભાવે શ્રવણે ધરશે સહી, તેને પાપજ પીડે નહી.

---

* આ બીજા અધ્યાયમાં પ્રજાપતિના યજ્ઞની અંદર મહાદેવ તથા દક્ષ વચ્ચે થયેલા વિરોધનું વૃત્તાંત છે.

* એ પ્રમાણે શાપ આપી પાણી મૂક્યું કે આજથી કોઈએ ભાગ આપવો નહીં.

† નંદીએ બ્રાહ્મણને આવો શાપ આપ્યો કેઃ–ખાવું ન ખાવું તેના વિચાર વગરના,ને ઉદર નિમિત્તેજ વિદ્યા તથા વ્રતોને ધારણ કરનાર, ધન, દેહ તથા ઇન્દ્રિયોમાંજ મોજ માનનારા બ્રાહ્મણો ભીખારી થઇ જગતમાં ફરજો; એ પ્રમાણે બ્રાહ્મણના કુળને શાપ થયેલો સાંભળી ભૃગુને ક્રોધ ચઢ્યો.

‡ એ પ્રમાણે ભૃગુના શાપથી મહાદેવ કાંઇક કચવાયા જેવા થઇને ઉઠી ગયા.

§ હજાર વર્ષે તે યજ્ઞ પુરો કરી, પ્રયાગમાં અવભૃથ સ્નાન કરી પોતાને ઠેકાણે ભૃગુ ગયા.

વળણ.

પાપ તેને પીડે નહી, સાંભળતાં અઘ જાયરે;
શ્રોતા બોલો શ્રી હરી, જેના નામથી મોક્ષજ થાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥**

---

## અધ્યાય ૩ જો.*

કડવું ૩ જું–રાગ ગોડી–ચાલ મોટી.

શુકદેવ વાણી ઉચરે ને, સાંભળ પરીક્ષિત રાય;
સુતપુરાણીક શૌનક પ્રત્યે, કહે શ્રી હરીની કથાય.
ઋષિ મૈત્રેય વાણી વદે છે, સાંભળો વિદુરજી એહ;
એક સમે દક્ષ† પ્રજાપતિએ, યજ્ઞ માંડયો જેહ.
ભૃગુ ઋષિનો યજ્ઞ કિધો, ને આવીયા સ્વસ્થાન;
દક્ષ પ્રજાપતિયે યજ્ઞનો આરંભ, કીધો નીજભૂવન.
પછી કંકોતરી લખી લખીને, તેડાવ્યા સહુ રાય;
વળી સહસ્ર અઠયાસી સાથે, અમર જે કહેવાય.
સ્વર્ગ મૃત્યુ પાતાળેથી, તેડયા સહુ રાજંન;
હુતદ્રવ્ય હોમાએ વિવિધપેરે, તેનો ધુમ્ર ગયો ગગંન.
વેદ ધ્વની ઋષિ ઉચરે, અભિષેક આશિર્વચંન;
યજ્ઞ જોવા આવીયા, ત્રૈલોક્ય કેરા જંન.
પ્રજાપતિએ નિમંત્રણ મોકલી, સૌ તેડાવ્યા તતખેવ;
કંકોતરી સહુને લખી પણ, તેડયા નહીં મહાદેવ.
યજ્ઞમાં આવે દેવતા સૌ, વિમાને થઇ આરૂઢ;
ગગનથી સૌ સાંચરે, કૈલાસ આગળ ગૂઢ.
કૈલાસમાં ઉપવન કરી, એક વાટીકા કહેવાય;
અઢારભાર વનસ્પતિ સહુ, અતિ પ્રફુલ્લિત શોભાય.
જ્યાં સતી‡ બેઠાં હતાં ત્યાંથી, જાતાં દીઠાં વૈમાન;
ત્યારે તત્કાળ પૂછવાને, આવિયાં શંભુ નીધાન.
સ્વામી° આ વૈમાનોમાં બેસી, દેવ જાય છે કયહિં;
અમરેશ આદે સુરમુનિ મેં, નીરખીયા સહુ આંહિં.
ત્યારે શંકર બોલીયા ત્યાં, સતી પ્રત્યે વાત;
મેં સાંભળ્યું જે યજ્ઞ અશ્વમેધ, કરે છે તારો તાત.
તેણે સહુ તેડયા હશે, મન મગ્ન થઇ તે અજ્ઞ;
તે માટે એ જાય છે, સૌ દક્ષ કેરે જજ્ઞ.
સુરીનર મુનિજન વૈમાને બેસી, સૌ જતા હશે ત્યાંય;
દક્ષ પ્રજાપતિ કેરા યજ્ઞની, રચના રચી છે જ્યાંય.
ત્યારે† સતી મુખ વાણી વદે, સાંભળો મારા નાથ;
આજ્ઞા હોય તો જઇએ જોવાને, યજ્ઞ કરે મુજ તાત.
માટે મુજને મોકલો, કરૂણા કરી ભગવંન;
શીવ કહે તેડયા વિના, નવ જઇએ કોને ભુવંન.
માત પિતા ને કુટુંબ ભ્રાત, સ્વજન કુટુંબ સમર્થ;
વિના તેડે જ્યાં જઇએ ત્યાં, ઉપજે ભારી અનર્થ.
સતી કહે નિજ તાતને ત્યાં, તેડયાની જોવી ન વાટ;
એમ કહે ને રૂદન કરે વળી, કરતાં મન ઉચાટ.
સ્વામીજી મુજ બેનો સઘળી, મળી હશે તે ઠામ;
તે સૌને મળવા તણો, અભિલાષ છે મન સ્વામ.
સ્વજન સૌ ભગિની મળે, ને મળે મારી માત;
મુજ પીતાનું હેતજ અતી, મુજપર છે પ્રાણનાથ.
તે યજ્ઞ જોવાની મુજને ઇચ્છા, થઇ છે અતિ મન માંય;
માટે કૃપા કરીને મોકલો, એમ કહી લાગ્યાં પાય.
ઇશ્વર મુખ વાણી વદે, એ દુષ્ટ છે પાપી દક્ષ;
તું માન ત્યાં નહિ પામશો, નૂર ઉતરશો વસા લક્ષ.
અતિ અહંકારી દક્ષ એ છે, ગર્વિષ્ટ મદ ભંડાર;
વિના તેડે કદી નવ જાવું, એવા અધર્મિને દ્વાર.
શુદ્ધાંતકરણ વાસુદેવ કહિએ, કરિયે તેને પ્રણામ;
સાક્ષાત શ્રી ભગવાનને, હું નમું ઠામોઠામ.
પણ દક્ષ દુષ્ટ મુજ શત્રુ છે, અનમ્રને અહંકારી;
પ્રતિષ્ટા તુજ હરણ કરશે, માનો મ્હારાં પ્યારી.
એમ રૂદ્રે સતીને વારયાં ઘણું, સમજાવ્યાં વારંવાર;
તોપણ તે ત્યાં સાંચર્યાં, વિન આજ્ઞાયે નિરધાર.
વાણ કહે વાણ આજ્ઞાથી, તે સતી માર્ગ પળાય;
આજ્ઞા વિણ એ નિસર્યાં, તેથી મન બહુ ચિંતા થાય.

---

* ત્રીજા અધ્યાયમાં સતીએ યજ્ઞના ઉત્સવમાં જવાની ઇચ્છા કીધી, ત્યારે મહાદેવે કેટલાંક કારણથી તેમ કરવાને ના પાડી તેનો કથાપ્રસંગ છે.

† દક્ષને સઘળા પ્રજાપતિના અધિપતિનો પટ્ટાભિષેક બ્રહ્માએ કીધો ત્યારે તેને ગર્વ ચઢયો ને તેથી બ્રહ્મવાદિઓનો તિરસ્કાર કરી વાજપેય યજ્ઞ કરીને બૃહસ્પતિસવ નામનો યજ્ઞ આરંભ્યો.

‡ દેવ લોકો વાત કરતા હતા તેથી પોતાના પિતા દક્ષને ઘેર યજ્ઞનો મહોત્સવ થાય છે તે વૃત્તાંત સતીએ સાંભળ્યું.

° અહીંથી માંડી ચાર કડી સુધી પાર્વતિજી મહાદેવને પૂછે છે કે આ ક્યાં જાય છે, ને તેનો મહાદેવ ઉત્તર આપે છે એ પ્રસંગ મૂળ ભાગવતમાં નથી.

† સતી મહાદેવને કહે છે કે આપણે બન્ને જઇએ.

વલણ.

ચિંતા થઇ પછી અતી ઘણી, ભુવનથી તો હર્ષે નીસરી;
તૃતીય અધ્યાય ચતુર્થ સ્કંધનો, શ્રોતા બોલો શ્રી હરી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥

---

## અધ્યાય ૪ થો.*

### કડવું ૪ થુ–રાગ મારૂ શોર્કી.

કહે શુકજી સુણ રાજા, કથાનો શુભ મહીમાય;
જે સાંભળતાં જન્મ કોટીનાં, દારૂણ અઘ દૂર જાય.
વાણ કહે સતી† કૈલાસથી ચાલ્યાં, જોવા પીતાનો યજ્ઞ;
તેણે‡ સમે નિજ હૃદયમાં, પછી વિચારે પ્રભુ સર્વજ્ઞ.
મહાદેવે જાણ્યું જે સતીને, રિષ્ટ ઉપજશે સહી;
વિઘ્ન ઉપજશે યજ્ઞ વિષે, માટે શીવે પેહેલી ના કહી.
બોલ્યા નહીં શંકર તે માટે, સતી રોશ ભરી ચાલી;
નીજ પિતાનો યજ્ઞ નિરખવા, હૃદયામાં બહુ માહાલી.
શીવે પાછળથી મોકલ્યો નંદી, સતિની રક્ષાકાજ;
સુર સુભટ સંગાથે બળિયા, સાંચરિયા ગણરાજ.
અનેક આયુધ યુદ્ધ સામગ્રી, ભૂત પ્રેત વૈતાળ;
સતીનું રક્ષણ કરવા ચાલ્યા, શૂરવીર મહા કાળ.
સતી પછી યજ્ઞશાળામાં આવ્યાં, જ્યાં હુત દ્રવ્ય હોમાય;
મુનિ સહસ્ર અઠ્યાસી અમર સાથે, બેઠી સહુ સભાય.
અધ્યન મંડપ રચના સુંદર, આસન હારોહાર;
જોવા ત્રિભુવનના જન સૌ આવ્યા, દક્ષ પ્રજાપતિને દ્વાર.
પંચ શબ્દ વાદીત્ર દુંદુભિ, વિવિધ પ્રકારે વાજે;
પારાયણ ઋષિ વેદની કરે, વેદ ધનના શબ્દ ગાજે.
દક્ષે દેવ સરવ તેડ્યા છે, કરીને આવાહન;
નવ કર્યું તે યજ્ઞ વિષે, મહા રૂદ્ર કળશ સ્થાપન.
નિમંત્રણ પણ નથી મોકલ્યું, જામાત્ર શીવને ઘેર;
લોપાવ્યો ભાગ યજ્ઞમાં શીવનો, સ્વસુરે કીધો છે કેર.
ત્યાં સતી જઇ જુએ સર્વને,(પણ) બોલ્યાં ન ભગિની માત;*
પીતાજીએ માન ન દીધું, છે રીશે ભર્યા તાત.
દક્ષ પ્રજાપતિની લજ્યાએ, સભામાં કો મુખથી ન બોલે;
અહંકાર મદ ભર્યો દક્ષ બેઠો, જાણે નહિં કો મારે તોલે.
પછી સતી પિતાને કહે, શિવ વિન યજ્ઞ કરો તમે આજ;
તો કલ્યાણ થાશે નહિં તમને, દુભાશે મહારાજ.
અંત વિષે થાશે નહીં આ, પીતા પૂર્ણજ યજ્ઞ;
માંડ્યો યજ્ઞ સદાશીવ પાખે, હવડાં થાશે વિઘ્ન.
શીવ એ કલ્યાણકર્તા, ન કરે કો અપરાધ;
તેનો તમો અપરાધ કરીને, ન પામશો કંઇ આશ.
પછી સતીએ યજ્ઞ સમિપ રહી, કીધો મનમાં વિચાર;
એ દુષ્ટ પિતાથી હવી હું શકતી, કરૂં શરીર પરિહાર.
પાપી અધર્મી દુષ્ટ પિતા, મુખ જોવા નહિં અધિકાર;
અતિશે દુઃખ પામી સતિ મનમાં, નયણે જળની ધાર.
હવે પાછાં ફરી સ્વામી ભુવને, મુજથી કેમ જવાય;
સ્વામિની આજ્ઞા લીધી નહિં, તેથી ઉત્તર શો દેવાય.
વિના કહે હું આવી વહીને, માન્યું ન સ્વામિ વચંન;
પિતાજીએ તો આ હેત કીધું, કેમ જાઉં ફરી હું ભુવંન.
એવું ધારીને સતી† આવ્યાં, યજ્ઞ કુંડ સમીપ વિખ્યાત;
ઉત્તર મુખે પવિત્ર દર્ભ આસન, કરી બેઠાં સાક્ષાત.
બેસી ધ્યાન ધર્યું શંકરનું, કીધું એકત્ર મન;
જંપાપાત કર્યો જઈ કુંડમાં, શરીર‡ તજ્યું તત્ક્ષણ.
ત્યારે હાહાકાર હવો જનમાં, જન કંપ્યા ત્યાં સર્વ;
દશદીગ્પાળ મુનિ સહસ્ર અઠ્યાસી, બીના યક્ષ ગાંધર્વ.
મહીપતિ ને અમર સહુનાં, થરથર ધ્રુજે ગાત્ર;
પણ દક્ષ પ્રજાપતિના મનમાં, જે શું કરશે એ જમાત્ર.
પંછી ઇશ્વરના જે ગણ હૂતા, તેમણે યજ્ઞ ભાંગવા માંડ્યો;
દક્ષ પ્રજાપતિથી યુદ્ધ કીધું, પૂર્વ ઠામ નવ છાંડ્યો.

---

* આ ચોથા અધ્યાયમાં પતિની આજ્ઞા વિના પીતાને ઘેર જવાથી સતીને અપમાન થયું તેથી ક્રોધથી યજ્ઞમાં દક્ષનો તિરસ્કાર કરી દેહ ત્યાગ કર્યો તે કથાપ્રસંગ છે.

† સતિ જે વખતે એકલાં ચાલ્યાં, તે વખતે મણિમાન અને મદ વિગેરે મહાદેવના હજારો અનુચર નંદીને આગળ કરી પાર્ષદો અને યક્ષો સહિત તેમની પછવાડે ગયા હતા. ને સતિને નંદી પર બેસાડી મેના, દડા, અરીશા, કમળ, ધોળું છત્ર અને માળા વિગેરેથી શોભતા મહાદેવના અનુચરો દુંદુભી, શંખ અને વેણુ વગાડતા સતીને તેડી ગયા હતા.

‡ અહિંથી માંડી સાડાચાર કડી સુધીમાં મહાદેવે સતિની પાછળ નંદી વિગેરેને મોકલ્યા એમ વર્ણન છે, પણ મૂળમાં તેઓ તેની મેળેજ ગયા એમ છે.

* આમાં મા તથા બેનો ન બોલ્યાં એમ લખે છે પણ મૂળમાં 'બોલાવી' છે એમ લખ્યું છે, ને મા તથા માસીઓએ સતીને પૂજા તથા આસન આપવા માંડયું પણ પિતાના ન બોલાવાથી તે તેણે ગ્રહણ કર્યું નહિ, ને તે વખતે સતિ કોપાયમાન થયાં ત્યારે ભૂત પ્રેતાદિએ દક્ષને મારવાનો વિચાર કીધો પણ તેઓને પોતાની આજ્ઞાથી રોકયા એમ છે.

† ઝંપાપાત કરવા માટે સતીએ પીળાં વસ્ત્ર પેહેર્યાં.

‡ શરીર સમાધિના અગ્નિથી તુરત બળી ગયું એમ મૂળમાં છે.

નંદી ભ્રંગી મહા ક્રોધ કરી,યુદ્ધ બહુ કરે મારામાર;
યજ્ઞ ભંગ થયો સુભટ સૌ નાઠા, વરત્યો હાહાકાર.
એવું દેખીને ભૃગુ ઋષિએ, ઋભુ* ત્યાં ઉપજાવ્યા;
મહા ભયંકર રૂપ ધરીને, શીવગણ સનમુખ આવ્યા.
રક્ત નેત્ર ને વદન વિકાસી, દારૂણ કરકે દંત;
વિશાળ બાહુ અતિશે ઊંચા, જાણે જગતનો આણે અંત.
તેમણે મહા રૂદ્રના ગણ સાથે, જઇને કર્યો સંગ્રામ;
સર્વે ગણ હર્યા રણ યુદ્ધે, નાઠા મૂકી મામ.
મારી કાઢયા રૂદ્ર ગણને, દક્ષે યજ્ઞ આરંભ કીધો;
સઘળે રક્ષણે સેવક મેલ્યા, ભૃગુ ઋષિએ યશ લીધો.
પછી નાઠા ગણ કૈલાસે, આવ્યા શંકર પાસ;
હે શંકર ત્યાં દેહ સતીનો, યજ્ઞ મહિં થયો નાશ.
તે સમાચાર રૂદ્રને પહોંચ્યા, સાંભળ પરીક્ષિત રાય;
પછી શંભુએ શું કીધું, તેની કહું તુજને કથાય.

વલણ.

કથા શીવની સુણો હરી જન, સાંભળતાં અઘ જાયરે;
હવો ચતુર્થસ્કંધનો હવે, પૂર્ણ ચતુર્થોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.†

### કડવું ૫ મું–રાગ મારૂ.

શ્રી શુક મુની બોલે વાણીરે, પ્રીત પરીક્ષિત પ્રત્યે આણીરે;
સુત શૌનકને કહે વાતરે, મૈત્રેય વિદુર પ્રત્યે વિખ્યાતરે.
દક્ષ પ્રજાપતિ કરે યજ્ઞરે, જવા સતીયે કીધું મનરે;
મહાદેવજીએ ઘણું વારીરે, પણ વણ કહે ચાલી નારીરે.
સ્વામિ કેરૂં કહ્યું નવ કીધુંરે, માન પિતાજીએ નવ દીધુંરે;
કીધો તાતે ત્યાં તીરસ્કારરે, સતી પામી દુઃખ અપારરે.
તવ ક્રોધ હવો ઉત્પન્નરે, નેત્રથી પ્રગટયો હુતાશનરે;
સતીએ કીધો યજ્ઞમાં ઝંપાપાતરે,ત્યાંહાં વર્ત્યો મહા ઉતપાતરે.
યોગ ધ્યાને તજ્યું શરીરરે, રામા જઇ પોહોંચ્યાં હીમ ગિરરે;
ત્યારે વર્ત્યો હાહાકારરે, શીવ ગણે દક્ષને દીધો મારરે.
ઋષિ ભૃગુએ ઋભુ ઉપજાવ્યારે, તે યુદ્ધ કરવા ત્યાં આવ્યારે;
શીવના ગણને ઝાલી પછાડેરે, ગ્રહી અગ્નિને ગગને ઉડાડેરે.
ઘણાકને એમણે કરડી ખાધારે,તેથી નાઠા શીવ ગણ બાધારે;
વાહન નંદી નાઠો અતિ ગર્વરે, ગણ કૈલાસે આવ્યા સર્વરે.
ઋષિ નારદ જાણી તે વાતરે,જઈ શીવને સંભળાવી ખ્યાતરે;
વિણાધારી આવ્યા કૈલાસરે, જ્યાં બેઠા છે અવિનાશરે.
ઋષી નારદ બોલે વચનરે, તમે સાંભળો પંચવદનરે;
દક્ષ યજ્ઞમાં હુઓ ઉતપાતરે,સતીયે યજ્ઞમાં કીધો દેહ પાતરે.
જોતાં ત્રિભુવનના જન ધીરરે, ત્યાં સતીએ મૂક્યું શરીરરે;
ત્યાં થઇ રહ્યો છે હાહાકારરે,સ્વામિ હું આવ્યો કહેવા સમાચારરે.
એવાં વચન સુણી મહાદેવરે, ઘણું કોપે ચડયા તતખેવરે;
થયાં લોચન લાલ વિક્રાળરે, માંહે પાવક નાંખે જ્વાળરે.
ઉર્ધ્વ–શીરોમાં વળી દેહરે, સ્વરૂપ વાધ્યું ક્ષણમાં તેહરે;
શીવ કનકાચળવત શોભેરે, દ્રષ્ટિ આગળ કો નવ થોભેરે.
મહાદીર્ઘ બાહુ વિશાળરે, કંઠે શોભે છે રૂંઢ માળરે;
વિષધર સર્પ કરે ફુતકારરે, ગ્રહ્યાં શીવજીએ સહુ હથિઆરરે.
ડાક ડમરૂ પિનાક પંચ બાણરે, પશુપતિએ ત્રિશુલ ગ્રહ્યું પાણરે;
ઘણું કોપ્યા તે દેવ ત્રિપુરારીરે, જાણે બ્રહ્માંડ નાંખે પ્રજાળીરે.
પંચ વદને ગર્જના કીધીરે, ત્યારે અવની સઘળી બીધીરે;
નાઠા જન સૌ પામી ત્રાસરે, કો નઆવે સદાશીવ પાસરે.
ઘણું કોપ્યા કૈલાશનો નાથરે, ડંશે દંત ને ઘસતા હાથરે;
શીવે જટા ગ્રહી કરે ત્રાડીરે, ગીરી કૈલાસ સાથ પછાડીરે.
થયો શબ્દ ભયંકર ભારીરે, તેથી ઉદય હવો એક વીરરે;
મહા દીર્ઘ પ્રચંડ તેનું રૂપરે, જટા તામ્ર વરણ અનુપરે.
તેના પ્રચંડ બાહુ* વિશાળરે,નેત્ર જાણે અગ્નિની જ્વાળરે;
અતિ દીર્ઘ ને દારૂણ દંતરે, જાણે વિશ્વનો કરશે અંતરે.
વિશાળ ભાળ જટા છે માથેરે, તીવ્ર આયુધ ધરીયાં હાથેરે;
અતી કોપ્યા તે આણી રીશરે, ગગને જઈ પહોંચ્યું શીશરે.
કરી ક્રોધ ગર્જના વેગરે, જાણે આપ અષાડો મેઘરે;
આવી શીવને કીધો પ્રણામરે,સ્વામી હું સરખું કાંઈ કામરે.
તેનું વીરભદ્ર અભિધાનરે, તવ બોલ્યા શ્રી ભગવાનરે;
પછી શીવજી બોલે વચનરે, વીરભદ્ર દક્ષનો યજ્ઞરે.
જઈને ભાંગોને બળવંતરે, દક્ષ પ્રજાપતિનો કરો અંતરે;
એવાં વચન કહ્યાં મહાદેવરે, ચાલ્યો ગણ લઈ આજ્ઞા એવરે.

---

* ઋભુ નામના હજારો દેવતાઓ જેઓએ તપ કરીને સોમપાન મેળવ્યું છે, તેઓને યજુર્વેદના મંત્રથી હોમ કરી પેદા કર્યા.

† આ પાંચમા અધ્યાયમાં સતીના દેહાર્પણની વાત સાંભળી ક્રોધથી મહાદેવે વીરભદ્રને ઉત્પન્ન કરી દક્ષને મરાવ્યો તે કથાપ્રસંગ છે એ અધ્યાયમાં મહાદેવના ભયંકર રૂપનું વર્ણન તદ્દન નવું છે, ને પ્રથમ ભાગ પુનરાવર્તનનો છે.

* તેને એક હજાર હાથ હતા.

પ્રૌઢ પર્વત સરખી કાયરે, વાયુ વેગે ચાલ્યો જાયરે;
ભૂ કંપાવતો ક્રોધે આવેરે, કોને મનમાંહિ નવ લાવેરે.
જાણે પર્વત શીખરનું શૃંગરે,એવું દૂરથી દીસે અંગરે;
આવ્યા દક્ષ યજ્ઞની પાસરે, જોઈ જન* સૌ પામ્યા ત્રાસરે.
સૌ સેવક ને ઋભુને મારયારે, જન નાસે ને નેત્રે જળ ધારારે;
મંડપના સ્થંભ પાડી નાખ્યારે,ઋભુ ચર્ણ ગૃહીને પછાડયારે.
મુનિ માત્રને દીધો મારરે, સહુ નાઠા તેણી વારરે;
છત્રીશ રાજ કુળના જન સર્વરે, નાઠા તજીને મનના ગર્વરે.
દેવતા સહુ નાઠા જાયરે, પુઠે શીવગણ સહાવા ધાયરે;
દુંદુભિ આદે વાજિંત્ર સૌ ફોડયારે, ઉપવીત ઋષી કેરાં તોડયારે.
કુટી ભાંગી ભેરી નફેરીરે, ઉપસ્કર નાખ્યાં સર્વ વેરીરે;
કરી ઘૃતની ધારા ખાંડીરે, યજ્ઞ પાવકે જ્વાળા છાંડીરે.
સ્વરૂપ† જુદું ધરીને હર્ણરે, નાઠો અગ્નિ ચલાવી ચર્ણરે;
ધર્મરાયે વાયસ ધરી દેહરે, યમ વૃંદશું નાઠા તેહરે.
કાકીડો થઇ જઇને કુમેરરે, ભારદ્વાજ પક્ષિ થઇ ચાલ્યા ઘેરરે;
કોઈ મોર,કો હંસનું રૂપરે,ખગખગ ચાતક થઇ રહ્યા ચુપરે.
હુત દ્રવ્યનાં ભાગ્યાં પાત્રરે, કો રહી ન શકયો ક્ષણ માત્રરે;
મંડપ નાખ્યો ઉડાડી આકાશરે,ત્યાં સૌ કરે નાશાનાશરે.
શુચિ સ્રવ કરથી ખેંચી લીધારે, અતીશે માર સૌને દીધારે;
ઋષિ ભૃગુની મૂછ ને ડાઢીરે,‡ વીરભદ્રે ઝાલી ઊપાડીરે.
ગુરૂ આચાર્ય, પુરોહિત દુઃખ પામેરે,દુખી કીધા નરને નામેરે;
પુષાનું મુખ ગૃહી પાડયા દંતરે,§ ઘણા સુભટનો આણ્યો અંતરે.
ભગદેવનાં કાઢ્યાં લોચનરે,|| શુકેતના¶ શ્રવણ કીધા છેદનરે;
કોના પગ ને કોના હાથરે, ઝાલી પછાડયા પૃથ્વિ સાથરે.
જૂએ પાછા ફરી સૌ નાસેરે, આવ્યો વીરભદ્ર પ્રજાપતિ પાસેરે;
દક્ષનું મસ્તક** ચુંટી અળગું કીધુંરે,કેશ પકડીને હાથમાં લીધુંરે.
શીર નાંખ્યું અગ્નિકુંડ માંહિરે, તવ હાહાકાર સર્વત્ર થાયરે;
એવો વીરભદ્ર શીવનો અંશરે, સદ્ય કીધો યજ્ઞ વિધ્વંસરે.
વીરભદ્રે કીધો એમ ઘાણરે, સતી નાશ ક્રોધથી જાણરે;
અતી કરતા એ ત્યાંહિ અનર્થરે, વારવાને ન કોઈ સમર્થરે.

વળણ.

વારવાને સમર્થ કો નહીં, સાંભળો પરીક્ષિત રાયરે;
એકવાર બોલો શ્રી હરી, હવો પુર્ણ પંચમોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥

---

## અધ્યાય ૬ ઠો.*

### કડવું ૬ ઠું–રાગ વેરાડી.

વેદવ્યાસ સુત વદતા વાણી, સાંભળો પરીક્ષિતરાય;
વીરભદ્રે યજ્ઞ ભાંગ્યો, હાહાકાર ત્યાં થાય.
અમર માત્ર ને મુની સર્વે, નાઠા ગણ ગાંધર્વ;
સોમ સૂર્યવંશી રાજા નાઠા, મુકી મનના ગર્વ.
સહસ્ર અઠયાસી મુનીવર સાથે, અમર સહુ કો જન;
ટોળે મળીને સર્વકો આવ્યા, શીઘ્રે બ્રહ્મસદન.
બ્રહ્મા ચરણે નમીને દેવો, સ્તુતિ કરે છે અપાર;
દક્ષ યજ્ઞ,સતીનું વૃત્તાંત, જેથી દુભાયા ત્રીપુરાર.
પિતામહ શરણે રાખો હવે, આવ્યો અમારો અંત;
ત્રૈલોક્ય સઘળું પ્રલય કરશે, કોપ્યા શ્રી ભગવંત.
તવ બ્રહ્માજી† આસનથી ઊઠયા, સાથે દેવ સભાય;
સુરીનર મુનિવર સાથે લઇને, ગીરી કૈલાસે જાય.
મનોહર રચના સુંદર શોભે,મણિમય ગીરિ કૈલાસ;
ચીત્રભુવન ગોખ સ્તંભ જાળીયાં,રત્ન જડીત્ર અવાસ.
જડીત કઠેરા, રમ્ય ઝરૂખા, શોભે મેડી માળ;
સ્ફટિક મણી હીરા મુક્તાફળ, દીસે ઝાકઝમાળ.
પંચરંગી ધ્વજા પતાકા, કનક કળશ ચળકાર;
પંચ શબ્દ દુંદૂભી ગર્જના, શંકરજીને દ્વાર.
વન ઉપવન વાટીકા સુંદર, વૃક્ષ અપરિમિત સાર;

---

* પ્રાચીનબર્હિ રાજા જીવે છે તેથી ચોરની તો ધાસ્તી નથી, તે છતાં આ ધુળ ક્યાંથી ઉડે છે, એ પ્રમાણે સૌ માણુસો અનેક તર્કો કરે છે.

† અહિંથી માંડી બે કડી સુધીમાં લખે છે કે જુદું જુદું રૂપ લઇ દેવતા નાઠા, તે જુદાં જુદાં રૂપ ધરવાની મૂળમાં વાત નથી.

‡ ભૃગુએ દાઢી અને મૂછપર હાથ નાંખી હાંસી કરી હતી તેથી તેની દાઢી મૂછનો નાશ કીધો.

§ પુષાદેવ મહાદેવને જોઇ દક્ષની સભા વચ્ચે દાંત દેખાડી હસ્યો હતો તેથી તેના દાંત પાડી નાખ્યા.

|| દક્ષે સભા વચ્ચે નિંદા કરી ત્યારે આંખના અણસારાથી ભગે સૂચના કરી હતી.

¶ શુકેતના કાન કાપ્યાની વાત મૂળમાં નથી.

** દક્ષનું મસ્તક શસ્ત્ર અસ્ત્રથી કપાયું નહિ, તેમ તેની ચામડી પણ કપાઇ નહિ ત્યારે યજ્ઞમાં ગળું દાબી પશુને જેમ મારવામાં આવે છે, તેમ મારી નાંખ્યો.

* આ છઠ્ઠા અધ્યાયમાં દેવતા સહિત બ્રહ્માજીએ શંકર પાસે જઇ દક્ષાદિકના જીવિતની આદરથી સાંત્વના કરવાનો કથા પ્રસંગ છે.

† બ્રહ્મા અને જગતના આત્મા નારાયણ આવા ભવિષ્યને જાણી પ્રથમથીજ નહોતા ગયા.

પ્રફુલ્લિત કુમોદિની ને, મધુરજ મારૂત વાર.
વાપી કૂપ સરોવર મનોહર, ભરીયાં બ્હાયે લેહેર;
પ્રફુલ્લીત પુષ્પ ને ફળ ફળેલાં, ભ્રમર કરે ગુંજાર.
મધુર કોકીલા શબ્દ સોહાવે, ખગખગ સારસ હંસ;
શીતળ વન શોભા છે સઘળે, દીસે શંકર અંશ.
અમર માત્ર ઈચ્છે નિત વસવા, એવી સુંદર વાડી;
ધનદ કુબેર યક્ષગણ શીવના, રમતા દહાડી દહાડી.
અનેક પાર્ષદ સેવા કરતા, શ્રી શંકરની પાસ;
જેના નામથી જન્મ કોટીનાં, દારૂણ અઘનો નાસ.
ત્રિશુળ ધારી શ્રી ત્રિપુરારી, વ્યાઘાંબર આસંન;
જટા જૂટ ગંગા અર્ધાંગે, બેઠા પંચવદંન.
શંકર પોતે બેઠા સુંદર, શીતળ વટને‡ છાય;
ચંગ મૃદંગ ઊપંગ નાદ, પ્રભુ આગળ તાંડવ થાય.
ઋષિ નારદજી ગાન કરે છે, વીણા લઈને હાથ;
બેઠા છે જ્યાં સ્વામિ સદાશીવ, ઉમયા કેરા નાથ.
તેણે સમે ત્યાં બ્રહ્મા આવ્યા, સાથ સુરીનર સર્વ;
શ્રી શંકર પોતે ચરણે નમીયા, મૂકી મનના ગર્વ.
ઋષિ દેવતાએ વંદિત, વદે વચન બ્રહ્માય;
આ અમર માત્ર આદે ઋષિ,સૌની કરવી શીવ રક્ષાય.
સ્તુતિ અપરિમિત બોલે બ્રહ્મા, વદે મુખે ઉચ્ચાર;
કર્પૂર ગૌર કૃપાનિધી શંકર, કો નવ પામે પાર.
પંચ વદન પાવન ઉપમા, ઓઢવાને તે ગજ ચર્મ;
રૂંઢ માળ ને ચંદ્ર ભાલે, એવા શીવ પરબ્રહ્મ.
ડાક ડમરૂ પિનાક પાણી, અનાથ રક્ષક શર્ણું;
કૃપાનિધીની દયાથકી, સૌ વિઘ્ન જાયે આવર્ણું.
દક્ષ પ્રજાપતિ યજ્ઞ, સતીની, પ્રભુ તમે જાણો વાત;
વીરભદ્ર ગણે આવીને ત્યાં, કીધો મહા ઉત્પાત.
ધ્વંસ યજ્ઞનો કરીને પછી, છેદ્યું દક્ષનું શીશ;
કૃપાનિધિ અમ વિનતી સુણીને, આજ ઉતારો રીશ.
તમો ત્યાં પધારો સ્વામી તો, યજ્ઞ સંપૂરણ થાય;
દક્ષ પ્રજાપતિ ઉઠે તમથી, સ્વામિ બીજો ન ઊપાય.
ભોળા છો પ્રભુ દયાળુ છો, અતીશે રીશ ન ધરવી;
યજ્ઞ દક્ષનો પૂર્ણ કીજે, પ્રભુ સાર અમારી કરવી.
માનુભાવની અવગણના કરી, તો તેવું પામ્યો ફળ;
ઊઠો હવે અવિનાશ, ત્યાં છે ભાગ તમારા સકળ.
એવી અપરિમિત સ્તુતિ કરીને,સુર,અજ નમીયા પાય;
તવ શીવજીએ ક્રોધ તજ્યો ત્યાં, જયજય શંભુરાય.

વળણ.

જયજય શ્રી શીવજીતણી,સૌ અમર મુનિ ગુણ ગાયરે;
શ્રોતા બોલો શ્રી હરી, થયા ચતુર્થના ૭ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ષષ્ઠો-ધ્યાયઃ ॥૬॥**

---

## અધ્યાય ૭મો.*

### કડવું ૭ મું–રાગ સામેરી.

વ્યાસ નંદન ઊચરે તે, સાંભળો અભિમન્યુ તંનરે;
બ્રહ્મા પ્રત્યે વાણી વદે, પરિબ્રહ્મ પંચ વદંનરે.
મહાદેવ કહે તમો આવ્યા માટે,હું આવુંછું ત્યાંહિરે;
નિશ્ચે જાણો તમ વચનથી, ક્રોધ તજ્યો મેં આંહિરે.
ભોળાશંકર વદે વાણી, દયા આણી ઈશિરે;
હવે શ્વશુર દક્ષના ઉપરથી, ઉતરી મારી રીશરે.
યોગ્ય દંડ મેં દીધો સર્વને, હવે કરશું કોઇ ઉપાયરે;
દક્ષ શ્વસુરનું હવે, બોકડાનું શીર થાયરે.
અન્ય દેવોને દેવ વૈદ્યજી, કરશે સારા અંગેરે;
ભૃગુને બોકડાની દાઢી મુછ, તેથી શોભશે સંગેરે.
પછી શિવજી ઊઠિયા, ત્યાંથી બ્રહ્મા સાથે દેવરે;
દક્ષ પ્રજાપતિના યજ્ઞ સમીપે, આવીયા મહાદેવરે.
તવ દક્ષ પ્રજાપતિની ચોષીતા, સામી આવી સ્રીજંનરે;
અર્ઘ્યે આરતી સ્તુતી પૂજન, કરે ભાવે સ્તવંનરે.
સકળ સુંદરી સાથ મનમાં, ધરી અતિ ઊમંગરે;
પંચામૃતથી પ્રક્ષાલન કરીને, પૂજિયું શિવલિંગરે.
મહારાજ તમો વહાલા સગા છો, અમારા સૂપાત્રરે;
કૃપા કરો મુજ સ્વામી ઊઠે, મહિમા રહે જામાત્રરે.
તવ કૃપા કીધી શંભુયે, ત્રૂઠયા દયાનિધિ ઈશિરે;
દક્ષ પ્રજાપતિને જીવાડયો, ચોડી અજાનું શીષરે.
અમૃતનો અભિશેક દેતાં, ઉઠયો તેણી વારરે;
તેણે સમે તે યજ્ઞ સાંનિધ્ય, હવો જય જયકારરે.

---

‡ એ વડ સો યોજન ઉંચો, પોણોસો યોજનના ઘેરાવવાળો, ફરતી અચળ છાયા કરનારો, પક્ષિયોના માળા વિનાનો અને તાપ રહિત છે.

* આ સાતમા અધ્યાયમાં ભગવાન પ્રકટ થતાં દક્ષ અને સદાશિવ વગેરેએ તેમની સ્તુતિ કરી અને તેમણે દક્ષ પાસે યજ્ઞ શરૂ કરાવ્યો તે કથા પ્રસંગ છે.

ભૃગુઋષિને અજા કેરી, આપી ડાઢી મૂછરે;
શોભા રાખી સર્વની, શંકરે કીધા ઉચરે;
ભગદેવને અજ* નેત્ર આપ્યાં, પૂષાને અજા† દંતરે;
પ્રાણી માત્ર સર્વ કો ઉઠાડીને, કરૂણા કરી ભગવંતરે.
દક્ષ પ્રજાપતિ ઉઠાડયા ત્યાં, જય જય શબ્દ બોલાયરે;
નિદ્રા તજીને જાગીયે તેમ, સૌ જન બેઠા થાયરે.
મહાદેવને ચર્ણે નમ્યા સૌ, તજી મનનો ગર્વરે;
સ્તુતિ ઘણી મુખ ઊચરે, સન્મુખ રહીને સર્વરે.
દક્ષ પ્રજાપતિએ સ્તુતિ કીધી, સંતોષ્યા સ્વ જામાત્રરે;
અપરાધ ક્ષમા કરો સ્વામી અમારો,ત્યારે શિવ રીઝ્યા તત્રરે.
પછી શિવજીને ભૃગુ ઋષી, સ્તુતિ કરી નમ્યા ચાર્ણરે;
તમ પાર કો પામે નહીં, ધન્ય પ્રભુ અશર્ણશર્ણરે.
પુષ્પ વરસે તહિં અંતરિક્ષથી, વિચિત્ર વૃષ્ટિ ધારરે;
પછી યજ્ઞ‡ કીધો ચાલતો, પ્રભુ તુઠયા શ્રી ત્રિપુરારરે.
ભૃગુએ હોમ કરયો શ્રુતિ મંત્રે, કુંડ વેદી માંહેરે;
ધ્યાન ધરયું પરબ્રહ્મનું, એકાગ્ર ચિત્તે ત્યાંયરે.
શ્રી હરી પૂર્ણાહુતિ સમે, કુંડમાં પ્રગટયા એવરે;
પુષ્પ વૃષ્ટિ હવી ગગનથી, હરખ્યા સુરીનર દેવરે.
શંખ ચક્ર ગદા પદ્મ, દિસે દેહ પરમ નિધાનરે;
ચંદ્ર જેવી કાંતીવાળા, શોભે શ્રી ભગવાનરે.
વક્ષસ્થળમાં લક્ષ્મી શોહે, વનમાળા ઉર ધારીરે;
સૂર્ય જેવો કીરીટ શોહે, પધાર્યા દેવ મુરારીરે.
ત્યાં શિવ બ્રહ્મા દક્ષ અમરે, સ્તુતિ કીધી અનંતરે;
દક્ષ પ્રભુ સંતોખિયા, સાક્ષાત શ્રીપરબ્રહ્મરે.

**દક્ષ વચન**:—

ત્રણ અવસ્થા રહિત પ્રભુ શ્રી, માયાથી સ્વતંત્રરે;
રાગ દ્વેષાદિકથી મોકળા,નમું એવા શ્રી ભગવંતરે.

**ઋત્વિજ વચન**:—

ઉપાધિ માયા રહિત હે પ્રભો,ન જાણીએ તુજ તત્વરે;
ધર્મ વેદના પાલન કર્તા, એવા નમુ શ્રી ભગવંતરે.

**મહાદેવ વચન**:—

હે વરદ! વૈરાગ્યવાન છતાં, મુજને કહે આ લોક ભ્રષ્ટરે;
અનુગ્રહ તું કરે સદા, હું નમું શ્રી ભગવંતરે.

**ભૃગુ વચન**:—

ગહન ગતિ છે તુજની, કોઇ પ્રાણી ન પીછનારરે;
ભક્તના પ્રિય હે સખા, કર કૃપા તું આ વારરે.

**બ્રહ્મા વચન**:—

માયાથી વિરક્ત પ્રભુ તું, જડ જંગમથી દૂરરે;
સર્વ પદાર્થનો તું અધિષ્ઠાતા, તું સુરનો પણ સુરરે.

**ઈંદ્ર વચન**:—

જગત પાળક દૈત્ય નાશક, પ્રૌઢ આયુધ ધારીરે;
અષ્ટ ભુજાવાળા હે અચ્યુત, નમું તુંને દેવ મોરારીરે.

**સ્ત્રી વચન**:—

તુજ પૂજનાથ બ્રહ્માજીએ, યજ્ઞ કીધો ઉત્પન્નરે;
કમળ જેવી દ્રષ્ટિથી કર કૃપા,શિવે કીધો યજ્ઞ પતંનરે.

**ઋષિ વચન**:—

નિર્લેપ કર્મ રહિત પ્રભુ, તમે છો લક્ષ્મિના નાથરે;
આદર કરી કૃપા કરો, ગ્રહો અનાથનો હાથરે.

**સિદ્ધ વચન**:—

માયાના દાવાનળથી, બળતો આ જીવ ઉગારરે;
અસાર સંસાર સાગર માંહેથી,પ્રભુ તું ભવ પાર ઉતારરે.

**દક્ષ સ્ત્રી વચન**:—

કૃપા કરો લક્ષ્મિપતિ, તુજ શોભાનો નવ પારરે;
મુસ્તક વિના નવ અંગ શોભે,શોભે ન યજ્ઞ આ વારરે.
સર્વે સભાસદ બોલિયા, તું ટાળ્ય ક્લેશ કંકાસરે;
આ માયિક શરીર પ્રગટયું, કર અજ્ઞાનનો નાશરે.
પછે વિદ્યાધર ગાંધર્વ સર્વે, બોલે સ્તુતિ વચંનરે;
વેદ અગ્નિ દેવ યોગેશ્વર, કરે હરિતણું કિર્તનરે.
એમ સર્વે સભાજને કીધી, સ્તુતિ તેણી વારરે;*
નેતિ નેતિ વચન કહ્યાં, ગાયા ગુણ જુગદાધારરે.
યજ્ઞ ફળ સૌએ પરમેશ્વરને,† અર્પ્યું તેણી વારરે;
હરિ હર બ્રહ્મા ત્રણે એક છે, અંતર નથી લગારરે.

---

* ભગ દેવતા પોતાના યજ્ઞ ભાગને મિત્ર દેવતાની આંખોથી દેખશે એમ મૂળમાં છે.

† લોટ ફાકનાર પૂષા દેવ યજમાનના દાંતોથી ખાશે; ને દેવતાઓ કે જેણે મને ઉચ્છિષ્ટ ભાગ આપ્યો તેઓનાં અંગ સંધાઈ જશે, પણ જેઓનાં અંગનો નાશ થઇ ગયો છે, તેઓની બાહેતું કામ અશ્વિનીકુમારની બાંહેથી ચાલશે; અને હાથનું કામ પૂષા દેવના હાથથી ચાલશે; એ પ્રમાણે તે સર્વને સારા કરવાનાં વરદાન તો મૂળ ભાગવતમાં કૈલાશમાંજ દીધેલાં છે એમ લખેલું છે.

‡ ત્રણ કપાલ પર રંધાએલો પુરોડાશ વિષ્ણુના ઉપદેશથી હોમ્યો.

* ઋત્વિજ, સભાસદ, ભૃગુ, ઇંદ્ર, મહાદેવ, ઋત્વિજ, બ્રાહ્મણોની સ્ત્રિયો, ઋષિયો, સિદ્ધ લોકો, દક્ષની સ્ત્રી, લોકપાલ, યોગેશ્વરો, વેદ, અગ્નિ, ગંધર્વો, વિદ્યાધરો, બ્રાહ્મણો, અને મૈત્રેય, આદિ સર્વેએ વિસ્તાર પૂર્વક જુદી જુદી રીતે પ્રભુના ગુણની સ્તુતિ કરી છે.

† વિષ્ણુએ દક્ષને કહ્યું કે અમે ત્રણે દેવ એકજ છિયે, જેમ માથું શરીરથી જુદું નથી તેમ અમે ત્રણે જુદા નથી, અજ્ઞ લોકો જુદા માને છે.

દ્વિભાવ આણી લેખશે, મન વિષે અંતર જેહરે;
સ્વર્ગ સુખ વૈકુંઠ પદવી, મોક્ષ ન પામે તેહરે.
તીર્થ વ્રત ને યજ્ઞ જપ તપ, આચરવું જે ધર્મ રે;
તે સમર્પણ સૌ કરો પ્રભુને, સાધન સેવા કર્મરે.
દક્ષ° યજ્ઞ પરિપૂર્ણ હવો, સહુ પોહોચી મનની આશરે;
વરદાન આપી દક્ષને, હવા અંતર્ધ્યાન અવિનાશરે.
અમર મુનિ સૌ આજ્ઞા માગી,સ્વસ્થાનક પર જાયરે;
રાજા રાજકુલી છત્રિશ તે, નિજ નગરે પોહોચાયરે.
દક્ષયજ્ઞની વાર્ત્તા કરતા, પ્હોંચ્યા સહુ નીજ દેશરે;
વિષ્ણુ શંકર દેવતા સૌ, પ્રજાપતિ અમરેશરે.
તવરાય પરીક્ષિત પ્રશ્ન પુછેછે, કહો શુક મુનિજંનરે;†
દક્ષપ્રજાપતિ કેરા યજ્ઞમાં, સતિએ ઝંપાવ્યું તંનરે.
શરીર તજી પછી શ્રી સતીએ, કયાં ધરચો અવતારરે;
તવ શુકદેવજી વાણી વદે છે, રાય સુણો વિસ્તારરે.
સતીનું રીષ્ટ સુણી શંકર, કૈલાસ વનમાં એવરે;
ગંગા સાંનિધ્ય ઉગ્ર તપસું, બેઠા શ્રી મહાદેવરે.
હિમાચળગિરિ કેરે ભુવને, સતીએ લીધો અવતારરે;
તેઓ તપકરે છે હિમગિરિવિષે, ભજન શ્રી ત્રિપુરારરે.
શિવજીએ નિજ મન વિષે, કંદર્પ કીધો દહનરે;
ત્યાં રતીને વરદાન આપ્યું, પ્રભુ પંચવદનરે.
હિમાચળે સ્વયંવર કરીને, માંડયો સતીના વિહિવાયરે;
નારદ ઋષિએ જઈ શિવને, કીધો સૌ મહિમાયરે.
હિમગિરિધર જઇ નારદે, ગુણવર્ણ્યા શિવના અનેકરે;
મહાદેવજીએ જાનમાં તેડયા, સુરમુનિ કરીને વિવેકરે.
સભા કરીને બેઠા શંકર, પ્રભુ પોતે ભગવાનરે;
જેને જેવી યોગ્યતા છે, તેને તેવું દિધું માનરે.
મહાદેવ વરઘોડે ચડયા, શોભા કહા નવ જાયરે;
ગિરિ હિમને મંડપે આવ્યા, શોભા સહિત શિવરાયરે.
મૈનિકા આવી પોંખવા, તે હિમગિરિની નારરે;
જામાત્ર દીઠો રૂપે યોગી, વૃષભપર અસવારરે.
લજ્જા પામી સુંદરી તવ, શિવે દિવ્ય ધરચું રૂપરે;
તવ આનંદ આણી પોંખીયા, કૃપાનિધિ શંકર ભૂપરે.
મંડપમાં ગિરિજા પધરાવી, મળિયા હાથો હાથરે;
અમર ઋષિ ગણવૃંદ સર્વે, હસ્યા તે મન સાથરે.
ત્યાં હિમાચળે હર્ષ ધરીને, આપ્યું કન્યાદાનરે;
પેહેરામણી અતિ કરીને, સંતોખ્યા ભગવાનરે.
અર્ધાંગે પાર્વતિ ધરીને, શિવે માગી આજ્ઞાયરે;
ગિરિ હિમ વળાવી વળ્યા, પછી શિવ કૈલાસે જાયરે.
વિવાહ હવો વિધિયે કરી, શિવજી આવ્યા નિજ ધામરે;
સુરિનર મુનિને આજ્ઞા હવી, સૌ ગયા પોતાને ઠામરે.
યાચક ભક્ત-સંતોખિયા, સર્વેની પુરી આશરે;
જય જય શબ્દ કુસુમ વૃષ્ટિ થાય,શોભે ગિરિ કૈલાસરે.
શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિત રાયરે;
નરનારી શ્રવણે ધરે, પવિત્ર દક્ષની કથાયરે.
પ્રજાપતિનો યજ્ઞ અને, રુદ્રનો વિહિવાયરે;
એકાગ્ર ચિત્તે સાંભળે જીવ, તેનાં પાતક જાયરે.
ધર્માર્થ કામ ને મોક્ષ પામે, વૈકુંઠ પ્રાપ્તી થાયરે;
નવસેં નવાણું તીર્થ નિજ, ભુવનમાં બેઠાં નહાયરે.
તવ શ્રી સૂતપુરાણી પ્રત્યે, પૂછે શૌનક મૂનયરે;
સુણો પ્રભુ હું પુછું તમને, વાત રહી મુજ મંનરે.
શિવની પત્નિ સતી જેણે, પ્રજાળી યજ્ઞમાં કાયરે;
ગિરિજા, પાર્વતી, નામ એમનાં,કારણ શું કહેવાયરે.
સુત પુરાણીક બોલીયા, સાંભળો શૌનક મુનિરાયરે;
પર્વત કેરી કન્યા માટે, પાર્વતિ નામ ધરાયરે.
વળી પર્વતનું નામ અવર છે,ગિરિ એવું અવિધારરે;
ગિરિની તનયા માટે ગિરિજા,શાસ્ત્ર તણે અનુસારરે.

વળણ.

શાસ્ત્ર તણે અનુસાર નામ છે,ગિરિતનયા આદે સહી;
ચતુર્થસ્કંધ શ્રી ભાગવતની, સપ્તમાધ્યાય કથા કહી.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮ મો.*

**કડવું ૮ મું-રાગ આશાવરી.**

સુત પુરાણીક વદે વાણી, સાંભળો શૌનક ઋષિ;
પરીક્ષિતને કથા કહેવા, શુક મુનિ મન દયા વશી.

---

° એ પ્રમાણે દક્ષે વિષ્ણુ આદિ તમામનું પૂજન કરી સર્વને વિદાય કીધા.

† મૂળ ભાગવતમાં આ પ્રસંગ સંક્ષેપમાં છે.

* આ આઠમા અધ્યાયમાં સાવકી માના વચનથી ધ્રુવને ક્રોધ ચઢયો તેથી વનમાં જઈ તપ કરી ભગવાનને પ્રસન્ન કર્યા તે કથા છે.

પ્રજાપતિના સુત સનકાદિક,* રહ્યા જોગી જેહ;
વળી અધર્મથી† ઊપન્યાં, જે દંભ માયા દેહ.
તેનો પરિવાર હવો બહુ, તું સાંભળ પરીક્ષિત રાય;
સ્વાયંભુવ મનુના સુત જે બે, તેની કહું રે કથાય.
જ્યેષ્ઠ તન કેરૂં શુભ કહીએ, પ્રિયવ્રત રાજા નામ;
કનિષ્ઠ ઉત્તાનપાદ નૃપ, સહાય જેને પૂરણકામ.
ઉત્તાનપાદ રાયને સુંદર, શોભિત છે બેનાર;
એક સુરુચિ, બિજી સુનીતિ, કરે સ્વામીની ભક્તિ અપાર.
સુરુચિ ઉપર પ્રેમ ઘણો વળિ, રાજાનું બહુ માન;
સુનીતિ અળખામણી, તેનું કહ્યું ન સાંભળે કાન.
ઉભય સ્ત્રી સેવે સ્વામીને, આનંદે અનુદિન;
શ્રી જગદીશ કૃપાથી બેઉને, હવો એકેકો તન.
રૂપે સુંદર મહા મનોહર, જેવા શોભે કામ;
બન્ને પુત્રનાં રાયે ધ્રુવજી ને, ઉત્તમ ધરિયાં નામ.
એક સમે રાયને ખોળે બેઠો, અપરમાતાનો‡ તંન;
તેણે સમે ધ્રુવ પ્રત્યે વદે, સુનીતિ માત વચંન.
વસ્ત્ર અનુપમ અંગ ધરાવી, પેહેરાવ્યો શણગાર;
કુંવર સજ કરિને માતાયે, મોકલ્યો રાજસભા મોઝાર.
તેણે સમે મહીપતિને ખોળે,§ બેઠો રમે છે બાળ;
ધ્રુવજી આવી તેની પાસે, બેઠા જઇ તત્કાળ.
ભૂપતિને મન બેઉ સરખા, લીધા ઉછંગે તાત;
એવું જોતાં આવી સુરૂચિ, જ્યેષ્ઠ પુત્રની માત.
ક્રોધથી તિરસ્કાર કરીને, ઝાલ્યો ધ્રુવનો‖ હાથ;
ઉછંગથી અળગો કરચો, દેખે સભા સહુ સાથ.

## સુરૂચિ વચન—

મહિપતિને ઉછંગે બેસવા, યોગ્ય તું ક્યાંથી કુમાર;
ક્યમ જે મંદભાગિણી માતાના, ઉદરે પામ્યો અવતાર.
તે માટે અધિકાર નહિ, કેમ બેઠો રાયને ખોળે;
એમ અપરમાતા ધ્રુવજી પ્રત્યે, વાક્ય વાંકાં બોલે.
જો તું ઇચ્છે ઉછંગ બેસવું, તો તપકર જઇ મહાવન;
ઉગ્ર ધ્યાન ધરતાં ત્યાં તુજને, પ્રભુજી થાય પ્રસન્ન.
તજને પ્રભુ વરદાન આપશે, કરૂણાનિધિ શ્રી મોરાર;
તેણે સમે તું મારે ઉદરે, માગજે અવતાર.
મુજ ઉદર અવતાર ધરચાથી, ટળશે સઘળા શોક;

## શુકજી વચન—

ત્યારે તમે થાશો કુંવર, રાય ખોળે બેસવા યોગ્ય.
એવાં વચન સાંભળતાં ધ્રુવજી, પામ્યા દુઃખ અપાર;
હૃદય ભરાયું રાજકુંવરનું, નયણે વહે જળ ધાર.
પછી ધ્રુવે આવી કહ્યું વૃત્તાંત* નિજ માતાને સંગ;
મુને અપરમાયે કીધો અળગો, ઝાલી મારૂં અંગ.
મુને ઉછંગથી ઉઠાડયો, જોતાં સભા સહુ જંન;
દારૂણ વજ્રના ઘા સરખાં, સાલે મુને તેનાં વચંન.
મુજને કહ્યું વનમાં તપ કરિ, વશ્ય કર વિશ્વાધાર;
પ્રભુ રિઝવીને માગજે તું, મુજ ઉદર અવતાર.
ત્યારે ખોળે બેઠા યોગ્ય થાશો, એમ કહ્યું સુણ માય;
તે વચન બાણ મારા હૃદયામાં, સોસરાં નીસરી જાય.
પ્રથમ વાત કહી તે રૂડી, જે તપ કરો જઇ વન;
એ માર્ગે મળશે માધવજી, સ્વામી મધુસૂદન.
પણ એમ કહ્યું મારે ઉદરે, માગ્ય તું અવતાર;
તે મુજને સાલે છે માતા, દુઃખ હૃદયામાં અપાર.
તે માટે જાઉં તપે મા, ગંગા તટપર વન;
પૂર્ણ બ્રહ્મ કરૂણાનિધિ પ્રભુનું, ધ્યાન ધરૂં કરિ મન.
ત્યાં આવી મુને કરૂણા કરશે, સ્વામિ શ્રીભગવાન;
પ્રભુ પાસે માગિશ હર્ષે હું, મનવાંછિત વરદાન.
કો પ્રાણીએ જન્મમાં દીઠું, ન હોય તેવું આસન;
અવિચળ પદ માગીશ પ્રભુશું, એવું ધ્રુવ બોલે વચન.
એવી વાણી સુતની સુણતાં, માતાને પડી ફાળ;†
તન લઘુ વયમાં તપ ક્યમ જાયે, તું છે નાનું બાળ.
સાંભળ ધ્રુવ હું કહું તુજને, મુજને દુઃખ અપાર;
તુજ મુખ જોઇને જીવું છું, સુત તારો મુને આધાર.

---

* સનકાદિક, નારદ, ઋભુ, હંસ, અરૂણિ અને યતિ એટલા બ્રહ્માના પુત્રો નૈષ્ઠિક બ્રહ્મચારી રહ્યા એટલે તેઓએ ગૃહસ્થાશ્રમ કર્યોજ નહિ.

† અધર્મની સ્ત્રી મૃષાથી દંભ અને માયા એ બે સંતાન થયાં; તેને સંતાન વગરનાં નિર્ઋતિએ રાખ્યાં. એ દંભ અને માયામાંથી લોભ અને શઠતા ઉત્પન્ન થયાં; અને તે બે-માંથી ક્રોધ અને હિંસા ઉત્પન્ન થયાં. ક્રોધ અને હિંસામાંથી કલિ અને દુરૂક્તિ એવા નામનાં ભાઇ બેહેન ઉત્પન્ન થયાં; કલિએ દુરૂક્તિમાં ભય અને મૃત્યુ એવા નામનાં બે સંતાન ઉત્પન્ન કર્યાં. તે બેમાંથી નરક અને તીવ્ર વેદના એ બે સંતાન ઉત્પન્ન થયાં.

‡ સાવકી મા.

§ મૂળમાં ધ્રુવને રાજાએજ ખોળે બેસવા દીધો નથી એમ છે.

‖ ધ્રુવનો હાથ ઝાલી ખોળેથી સુરૂચિએ અળગો કર્યો એ કથા મૂળમાં નથી.

* ધ્રુવને અપરમાતાએ અપમાન કર્યું તે બાબત મૂળમાં એમ લખે છે કે તે વાત તેણે ગામના માણસ પાસેથી સાંભળીને પછી તેજ પ્રમાણે તું કર એવી રીતે ધ્રુવને ઉપદેશ આપેલો છે, પણ શોક કર્યો નથી.

† માતાને ફાળ પડી તથા તેને વનમાં ન જવાને માતાએ જે જે શબ્દો કહ્યા છે તેમાંનો એક શબ્દ પણ મૂળમાં નથી.

મેં તુજને વન જાવા કુંવરજી, આજ્ઞા કેમ અપાય;
શત્રુ સર્વ આનંદે મ્હાલે, તે મુને મહા દુઃખ થાય.
લઘુવય હમણાં જોબન આવશે, પરણી રાજ લીલા કરજો;
મતિ પાકી થાયે સુત વહાલા, ત્યારે તપ આચરજો.
કુંવર તેહ માને નહીં, કહે નિશ્ચે મારે વન જાવું;
ધ્યાન ધરૂં અવિનાશનું, મેં નવ રહેવાયે આવું.
એવું કહીને આજ્ઞા માગી, પાયે લાગ્યો બાળ;
પંથ ઝાલ્યો વનતણો. તપ માંડવા તતકાળ.
વય પંચ વર્ષે મહાવન ચાલ્યો,ધ્રુવ વૈરાગ્ય મન આણી;
ત્યારે તેણે સમે મળ્યા ત્યાં, માર્ગમાં વીણાપાણી.
નારદ ઋષિએ બહુ સમજાવી, પાછો વાળવા માંડયો;
ધ્રુવજીએ નવ માન્યું, પોતાનો પંથ ઝાલવા માંડયો.
એમ દૃઢ મન દેખી નારદજીએ, દીધો બ્રહ્મ ઉપદેશ;
દ્વાદશાક્ષર વિષ્ણુ મંત્ર ત્યાં આપ્યો ઋષિ નરેશ.*
યોગધ્યાન સાધન સંભળાવ્યું, પરમેશ્વરનું રૂપ;
વૈરાટ સ્વરૂપ હરિનું વર્ણન કર્યું, કેવળ વૈકુંઠ ભૂપ.
નારદ કહે તું યમુના તટપર, વૃંદાવનમાં રહેજે;
યમુનાજીમાં સ્નાન કરી, પ્રભુકેરૂં સ્વરૂપ ચિત લહેજે.
મંત્ર જાપ જપીને હૃદયમાં, ધ્યાન ધારણ ધરજે;
પરમેશ્વરપર કર ઓવારી, પ્રણામ હર્ષે કરજે.
ધ્યાન ધરતાં જમણા પગને, અંગુઠે ઉભા રહીયે;
વિષય પંચેંદ્રિયના સ્વાદને, તજિ હરિ શરણે જઇએ.
એ ધ્યાન માર્ગે થોડે કાળે, પ્રભુ નિશ્ચય તુને મળશે;
સંસાર દુઃખ દારૂણ દુષ્કૃત અઘ, તે સૌ જોતામાં ટળશે.
મેં ઉપદેશ કહ્યો સુત તુજને, તેમ તું કરજે તપ;
ચર્ણથી મુકુટતક સ્વરૂપ જોઇ, જપજે પ્રભુનો જપ.
એવું જ્ઞાન, મંત્ર, ધ્રુવને આપી,નારદ હવા અંતર્ધ્યાન;
પછી ત્યાંથી આવીયા જાતે,જ્યાં ઉત્તાનપાદ રાજાન.
અતિશે દુઃખ આણે મન મહીપતિ,કુંવર વિયોગે ત્યાંય;
નારદજીએ શોક સમાવ્યો. કહિને જ્ઞાન કથાય.
હે દેવઋષિ નારદજી, હું સ્ત્રીવશ વર્ત્યો આવાર;
સુકુમાર કુંવરને વન કાઢયો, ધીક ધીક મુજ અવતાર.
કુંવર નારદ કહે કુશળ આવશે, કરીને દેહ સાધન;
જેહ આસન કોણે ન ભોગવ્યું, તેહ પામશે તુજ તન.
એવું વચન સાંભળતાં રાજા, પામ્યો હર્ષ અપાર;
સુનીતિ માતા આનંદ પામી, મુનિ વચન સુણી સાર.

* ॐ नमो भगवते वासुदेवाय. એ મંત્ર નારદે આપ્યો હતો.

રાય રાજ્યાસન પાળવા લાગ્યો, સહુ પ્રજા સુખકારી;
નારદ વચને વિયોગ શોક સમ્યો, હર્ષ પામ્યાં નરનારી.
પછી સુરૂચિના પુત્રને રાયે, આપ્યું રાજ્યાસન;*
દેહ સાધન કરવાને ભુપતિ, પોતે ચાલ્યો વન.
ધ્રુવે નારદના કહ્યા પ્રમાણે, ઊગ્ર તપ† દૃઢ કીધું;
તેણે ત્રૈલોકય ધ્રુજવા લાગ્યું, સુરપતિ મનમાં લીધું.
ઈંદ્રે આસન તજિને અપ્સરા‡, મોકલી મધુ વનઆવી;
હાવભાવ અતિ કટાક્ષ કરે પણ, ધ્રુવ આગળ નવ ફાવી.
પછી ઈંદ્રે ભૂત મોકલ્યા, ઘણો કરીને દ્વેશ;
કારમી ધ્રુવની માતા કીધી, તેણે કરયા ઉપાય અનેક.
અનેક પેર માયા દેખાડી માતા, રૂદન કરે કંઠ સૂકે;
પણ દૃઢ ધ્યાન ધરી ધ્રુવ બેઠા, તપ તાળી નવ ચૂકે.
એમ કરતાં ખટ માસ થયા, તપે ત્રિભુવન પામ્યાં ત્રાસ;
શુક કહે સુણ રાય પરીક્ષિત, ત્યાં પ્રગટયા શ્રી અવિનાશ.

વળણ.

ગરૂડે ચડી અવિનાશ આવ્યા, નિજ ભક્તની કરવા સ્હાયરે;
શ્રોતા બોલો શ્રીહરિ હવે, પૂર્ણ અષ્ટમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે અષ્ટમો-ધ્યાયઃ ॥૮॥**

---

* આ રાજ્ય આપવાની વાત મૂળ ભાગવતમાં નથી.

† ધ્રુવના તપ માટે મૂલ ભાગવતમાં આ પ્રમાણે છેઃ– તેણે પેહેલા મહિનામાં ત્રણ ત્રણ દિવસે બોર અને કોઠ ખાધાં. બીજા મહિનામાં છઠ્ઠે છઠ્ઠે દિવસે પોતાની મેળે ખરી પડેલાં ખડ અને પાંદડાં વગેરેનો આહાર કરી ભગવાનની પુજા કરી. ત્રીજા મહિનામાં નવમે નવમે દિવસે માત્ર પાણીનો આહાર કરી એકાગ્ર ચિત્તથી ભક્તિ કરી. ચોથો મહિનો પણ શ્વાસને જીતનારા ધ્રુવે બારમે બારમે દિવસે વાયુનું ભક્ષણ કરી પ્રભુનું ધ્યાન કરતાં કાઢયો; પાંચમા મહિનામાં શ્વાસ જીતીને ભગવાનનું ધ્યાન કરતો ધ્રુવ એકપગથી ઠુંઠાની પેઠે અડગ ઉભો રહ્યો. સઘળી ઈંદ્રિયો નિગ્રહ કરી ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરતાં, ભગવાન્ સિવાય બીજું કંઇ પણ તેના જોવામાં આવ્યું નહિ. એ પ્રમાણે પરમાત્માનું ધ્યાન કરવાથી ત્રણ લોક કંપવા લાગ્યા. ધ્રુવ જ્યારે એક પગે ઉભો રહ્યો ત્યારે જેમ વહાણમાં હાથી હોય તે તરફ વહાણ નમી જાય છે તેમ પૃથ્વી ક્ષણે ક્ષણે ડાબી જમણી ડોલવા માંડી. એ પ્રમાણે પ્રાણનો રોધ કર્યો તેથી સર્વના પ્રાણ રૂંધાવાને લીધે લોકપાલ સહિત સર્વે લોકો ભગવાનની પાસે ગયા.

‡ આ લીટીની નીચેથી ત્રણ કડીમાં જે ઇન્દ્રે અપ્સરા આદિ ધ્રુવ પાસે મોકલ્યાં તે મૂળ ભાગવતમાં નથી.

# અધ્યાય ૯મો.*

### કડવું ૯ મું—રાગ રામગ્રી.

શ્રી શુકજી કહે સુણ રાજનજી, મૈત્રેય વિદુરને કહે વચનજી;
શુકજી શૌનકને કહે કથાયજી, ઉગ્ર તપ કીધું ધ્રુવે વનમાહેજી.

**ચાલ**

અત્યુગ્ર તપ કીધું વૃંદાવનમાં, પધાર્યા ભગવાન;
ગરૂડે ચડી ગોવિંદજી આવ્યા, ધ્રુવતણે સન્નિધાન.
છે મુકુટ સુંદર મસ્તકે, શોભિત પિતાંબર અંગ;
ચતુર્ભુજે આયુધ શોભે, શંખ ચક્ર ગદા સારંગ.
વિજયમાળા મણી મુકૂટ, જાણે વિદ્યુત ચળકાર;
શ્રીવત્સલાંચ્છન હારમુક્તા, મનોહર શ્રીમુરાર.
ગરૂડ પક્ષી રમ્ય વાહન, બેઠા શ્રી વૈકુંઠનાથ;
અનેક સેવક સેવામાં, ઘણા ભક્ત છે હરિ સાથ.
તે ધ્રુવે પ્રગટ સ્વરૂપ જોયું, તવ કર્યા નામિને પ્રણામ;
પછી સ્તુતિ ધ્રુવ† ઉચર્યા, મુખ કેવળ હરિગુણગ્રામ.
માત, તાતને, બંધુ સખા, પ્રભુ તમો સગાને વહાલા;
કૃપાળ દયાળ કેશવ દયાનિધિ, સ્વામી દીનદયાળા.
હરિ સચરાચર તુજને દેખું, તુજ સ્થાવર જંગમ વાસ;
અચળ પદ તુજ ત્રિભુવનમાં, સઘળે વ્યાપક અવિનાશ.
લક્ષ ચોર્યાસી જીવ તનું, વનસ્પતી ભાર અઢાર;
ત્રીભૂવનમાં વ્યાપક તું ત્રીકમજી, સઘળે તારો વિસ્તાર.
સર્વ ભૂતમાં તું માધવજી, સર્વત્ર દેખું છુ તૂજને;
અલ્પ પ્રાણી પામર જંતુ હું, કૃપા કીધી તેં મૂજને.
ઘણી સ્તુતી ધ્રુવે કરી એમ, પછી હરિ ચર્ણે ધર્યું શીશ;
તવ પ્રભુએ કરૂણા કીધી, શિશ હાથ મુકયો જગદીશ.
મયા કરી માધવજી બોલ્યા, ધ્રુવ પ્રત્યે ભગવાન;
તુજને મનવાંછિત ઇચ્છા જે, માગ માગ‡ પુત્ર વરદાન.
હૃદયે ચાંપી ઉછંગે બેસાડી, વાત પુછે છે મોરારી;
ધ્રુવજીએ શ્રીપ્રભુની આગળ, વાત કહી વિસ્તારી.
દુર્વચન કહી અપરમાએ ખોળેથી, ઉઠાડયો કર ઝાલી;
તેણે કરી વૈરાગ્ય હવો મેં, સમર્યા શ્રી વનમાળી.
સ્વામિ જે આસન કોણે ન ભોગવ્યું, તેવું હરી મુને આપો;
સંસાર દોષ નડે નહીં, મારી દુર્મતિ સઘળી કાપો.
અંતર્યામી શ્રીઅવિનાસી, હવે કરૂણા મુજપર કીજે;
તમારા ચરણે રાખો પ્રભુજી, અવિચળ પદવી દીજે.
તવ કૃપા કરી કરૂણા નિધિયે, ધ્રુવને અચળ પદ આપ્યું;
જન્મ મરણ સંસારતણું દુઃખ, જોતાં માહે કાપ્યું.
રમ્ય મનોહર સ્થાનક અવિચળ, અગ્રે પર્વત મેર;
જે પાછળ ગૃહમંડળ તારા, નક્ષત્ર દે નિત્ય ફેર.
સપ્ત ઋષિ મુનિ સહસ્ર અઠયાસી, અમર દેવ ગણરાય;
તેહ અહર્નિશ તુજ પાસે ફરશે, એ તારો મહિમાય.
પછી* ગરૂડ ઉપર પોતાની વાંસે, બેસાડયો ધ્રુવને અવિનાશી;
શ્રી વિશ્વનાથનાં દર્શન અર્થે, આવ્યા માધવ કાશી.
ગંગામાં શુદ્ધ સ્નાન કરાવ્યું, કરિ વિશ્વેશ્વરનું પુજન;
હરિહરમાં અંતર નહિ સાધુ, જુઓ વિચારી મન.
ચર્ણે નમ્યો ધ્રુવ વિશ્વનાથને, તવ કરૂણા પ્રભુએ કીધી;
અવિચળ વર આપ્યો શીવજીએ, શુભ મતિ ધ્રુવને દીધી.
ત્યાં હરિહર ધ્રુવ આસન બેઠા. શોભિત રમ્યાસન;
તેણે સમે ધ્રુવભક્ત પ્રત્યે, બોલ્યા જગજીવન.
હે પુત્ર તુથી અંતર નહિ મારે, એમ વદે જગતાત;
ભક્ત પ્રત્યે હું ભેદ ન આણું, તું સાચી માનજે વાત.
હવે ધ્રુવ તું જાને ફરીને, એકવાર નિજભુવન;
ત્યાં માત તાત તારે વિયોગે, દુઃખ આણેછે મન.
સંતોષજે તું માતને જઇ. ભોગવજે પિતુ રાજ;
છત્રીશ સહસ્ર વર્ષ તું રાજ કરશે, એમ બોલ્યા શ્રી મહારાજ.
માતુ સહિત તુને અવિચળ પદવી, હું આપીશ શુભ વચને;
ત્યાં નિત્ય મને સંભારે ધ્રુવજી, રખે વિસારે મુજને.
ત્યારે ધ્રુવજી કહે અમૃત આપ્યું. મુજ હાથ વિષે તમો જેહ;
હાથ આવેલી અમુલક વસ્તુ, ત્યાગ કરૂં કેમ તેહ.
તવ પુર્ણાનંદ કહે હે ધ્રુવજી, માન તું સત્ય વચન;
અવિચળ પદ આપિશ હું નિશ્ચે, તારૂં એહ આસન.
એવું કહી અભિશેષ કરીને, વળાવ્યો ધ્રુવ† રાજાન;
તેવામાં પછી જોતામાં, હરિ હવા અંતર્ધ્યાન.

---

* આ નવમા અધ્યાયમાં ધ્રુવે ભગવાનની સ્તુતિ કરી, ભગવાન પાસેથી વર પામી ઘેર આવ્યા, ને પિતાએ આપેલું રાજ ભોગવ્યું તે કથા છે.

† ધ્રુવે સ્તુતિ કરવાનો મનમાં વિચાર કીધો પણ કેમ કરવી તે જાણતો નથી, એમ ધારી શ્રી ભગવાને ધ્રુવના કપાળમાં દયાથી પોતાનો વેદરૂપ શંખ અડાડયો, તેથી તેની બુદ્ધિ ઉઘડી.

‡ મૂળ ભાગવતમાં ભગવાન અંતર્યામિ હોવાથી જાણી ગયા છે, અર્થાત્ ધ્રુવને કેહેવું પડયું નથી, ને પોતે પ્રગટ થઈ તરત વરદાનજ આપ્યું છે એમ લખેછે.

* આ લીટીથી આરંભી તળેની ૭ લીટીનું વર્ણન મૂળ ભાગવતમાં નથી.

† એ પ્રમાણે કહી ધ્રુવને વિદાય કીધા પણ ધ્રુવને રસ્તામાં ચાલતાં ખેદ થયો કે, હું ભગવાનને પામ્યા છતાં પણ મુ-

નિર્ભય થઇ ધ્રુવ આવ્યા પૂરમાં, જોઇ હર્ખ્યાં રાણી રાય;*
પ્રજા સંગાથે માત પિતા, સામા કુંવરને લેવા જાય.
પિતા ચર્ણે નમ્યા ધ્રુવજી, કર્યો માત બેઉને પ્રણામ;
ભેટે ભુજ ભરિ ભાવે હર્ષે, વેહેચ્યે વધામણી ઠામોઠામ.
યાચક જન બ્રાહ્મણ સંતોષ્યા, દુંદુભીના સ્વર થાય;
પર્જન્ય થાયે પુષ્પતણા, રાજા સુતને ભુવન લઇ જાય.
ધ્રુવે અપરમાતની સ્તુતિ કરી. ને ચર્ણે મૂકયુ શીશ;
તુજ કૃપાથી માજી મુજને, કૃપા હવી જગદીશ.
પછી તપની વાત સહુ કહી વિસ્તારી, સુણી આનંદ પામે;
નામ લેતાં ધ્રુવજી ભક્તનુ, દારૂણ દુખડાં વામે.
ઘણા કાળ ઉત્તાનપાદ રાજાએ, ચલાવ્યું રાજ્યાસન;
પછી રાજ્યાભિષેક કરી ધ્રુવને, રાજા ગયા તપોવન.

વળણ.

વન ચાલ્યા ઉત્તાનપાદ ભૂપતિ, તું સાંભળ પરીક્ષિતરાયરે;
કરજોડી કહે હરિદાસ વલ્લભ, ચતુર્થનો નવમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે નવમોધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.†

### કડવું ૧૦ મું-રાગ સારિંગ-ચાલ ટુકડી.

સુતપુરાણીક વદે વચન, સાંભળજો શૌનક ઋષિજંન;
મૈત્રેય વિદુર પ્રત્યે ઉચરે, શુક કથા પરીક્ષિત ચિત્ત ધરે.
ધ્રુવજીને ત્રુઠા ભગવાન, અવિચળ પદ આપ્યું વરદાન;
ધ્રુવને મોકલિયા ભુવંન, અંતર્ધ્યાન થયા મધુસુદંન.
ધ્રુવજી આવિયા ભુવન સહી. મળિયો માતા તાતને જઈ;
પાણીગ્રહણ‡ કર્યો વીહિવાય. પ્રીતે પ્રજાને પાળે રાય.
ધ્રુવજીને હવા યુગ્મ§ કુમાર, ઘણી કૃપા કરી વિશ્વાધાર;
નિજ પિતાથી ચલાવ્યુ ધર્મરાજ, પ્રજા સર્વનાં સીધ્યાં કાજ.

એક સમે ધ્રુવનો બાંધવ* જેહ, મૃગયા રમવા વન આલ્યો તેહ.
સૈન્ય અપરિમિત સાથે પળ્યો, એવે યક્ષ સાથ તેને વનમાં મળ્યો;
ત્યાં અન્યોઅન્ય હવો સંગ્રામ, યક્ષ સગાથે તેણે ઠામ;
યુદ્ધે યક્ષ જીત્યા બળવંત, ધ્રુવના બાંધવનો કીધો અંત.
તે થયો ધ્રુવજીને સમાચાર, અપરમાતા ધરે દુખ અપાર;
સુણી સર્વે શોકાતુર થાય, હાહાકાર વર્ત્યો પૂરમાંય.
અપરમાતા ને ધ્રુવ ઘણું દુઃખ ધરે, રૂદન કરે જળ નેણે ભરે;
સુત વિયોગે અપરમાતાય,† વૈરાગ્ય ધરી મહાવનમાં જાય.
તે દુઃખ ધ્રુવજીને લાગ્યું ઘણુ, નિજ બાંધવ ને માતાતણું;
મુજ ભ્રાત હણ્યો યક્ષે વનમાંય, માત વિયોગ સહ્યો નવ જાય.
ભ્રાત વિયોગથકી મમ માત, શોક ધરે વનમાં દિનરાત;
ધ્રુવજીએ કરી મન વિચાર, સૈન્ય સજ કીધું તેણીવાર.
પંચ શબ્દ દુંદુભી નિશાણ, સબળ સૈન્યબળ ધ્રુવનુ જાણ;
યક્ષ લોકનું જ્યાં છે વંન,‡ ત્યાં આવ્યા ધ્રુવજી રાજંન.
ક્રોધે યક્ષ સાથે સૈન્ય સાંપ્રદ કર્યું, તેઓ સાથે મહા યુદ્ધ કર્યું;
નિજ બાંધવનું વૈર લીધું રાય, યક્ષોને મન ક્રોધ ન માય.
તે§ ચોપાસે ઘેરી યુદ્ધ કરે, સુરાતન મહા મનમાં ધરે;
યક્ષ સુભટ માયા કરે ઘણી, ભેદ પ્રપંચ રચના આણી.
વ્યાઘ્ર સિંહ સાવજ દેહ થાય, મહિષ થઈ ધ્રુવ સમિપે જાય;
કો પરજન્ય થઇ આવે મેહ, કોની પર્વત સરખી દેહ.
કો અગ્ની થઇ પ્રજ્ળે ચોપાસ, ધ્રુવ સૈન્ય પમાડે ત્રાસ;
ભૂત પ્રેત ભૈરવ ને વૈતાળ, સર્પ થઇ આવે તત્કાળ.
ખગ, મૃગ, જાંબુક ને મંઝાર, માયા યક્ષ કરે છે અપાર;
ક્ષણમાં ઉદ્યોત ક્ષણે અંધકાર, રૂપ ભયકરના બહુ માર.
રાય ધ્રુવજીનુ દળ હતું બહુ, તે નાશ પામવા લાગ્યું સહુ;
ત્યારે ધ્રુવજી ક્રોધે ચડયા જાણ, અસંખ્યાત મુક્યાં ત્યાં બાણ.
માયા છેદી ક્ષણમાં સર્વ, નાઠા યક્ષ તજીને ગર્વ;
વાયુ પિષ્ટ ઊરાડે જેમ, ધ્રુવે યક્ષ નસાડયા તેમ.
શર પ્રહારે ઉડયા આકાશ, ઘણા યક્ષનો કીધો નાશ;
નિજ ભ્રાતનો શોકજ મા ધરે, ધ્રુવ યક્ષોનો પરાજય કરે.

---

ક્તિ પામી શકયો નહિ; હું કે જે ઓછા પુણ્યવાળો છું તેથી મૂર્ખપણાના અભિમાનને લીધે રાજ્યપદરૂપિ દુઃખ માગી લીધું.

* જ્યારે રાજા આગળ ચાકરે વધામણી ખાધી ત્યારે રાજાને વિશ્વાસ આવ્યો નહિ, છતાં નારદજીનાં વચનપર વિશ્વાસ રાખી વધામણી ખાનારને હાર આપ્યો.

† આ દશમા અધ્યાયમાં ધ્રુવે અલકાપુરી યક્ષ નગરમાં જઈ પોતાના ભાઇને મારનારા યક્ષોનો નાશ કર્યો તે કથા છે.

‡ ધ્રુવજી શિશુમાર પ્રજાપતિની દીકરી ભ્રમિને પરણ્યા હતા.

§ ધ્રુવને કલ્પ અને વત્સર નામના બે પુત્ર થયા, તે વાયુની પુત્રી ઇલાને પરણ્યા, તેને પેટે ઉત્કલ નામનો પુત્ર અને એક રત્ન જેવી કન્યા અવતરી હતી.

* ધ્રુવનો ભાઇ ઉત્તમ વગર પરણેલોજ મૃગયા કરવા ગયો હતો.

† ઉત્તમની મા સુરૂચિ વૈરાગ્ય ધરી વનમાં ગઈ ને ત્યાં મરણ પામી હતી.

‡ યક્ષોની જે અલકાપુરી હિમાચળ પાસે હતી તેના વનમાં ધ્રુવજી યુદ્ધ કરવા ગયા હતા.

§ તે એક લાખ અને ત્રીશ હજાર યક્ષોએ અતિ ક્રોધથી ધ્રુવને ઘેરી લીધો.

ધ્રુવ બાણથી કો નવ રહે, રૂધીરની સરિતા ત્યાં વહે;
ધ્રુવ ક્રોપે ચડ્યા બળવંત, ક્ષણમાં સહુનો કીધો અંત.*
એવો સંગ્રામ કર્યો પ્રભુ જન, યુદ્ધ જુએ છે દેવ ગગન;
ત્યાં અમર સ્તુતિ ધ્રુવની કરે, આકાશથી વાણી ઉચરે.
એ રંક પામર સહુ યક્ષ, ધ્રુવજી એને નથી કોની પક્ષ;
હવે એને ઉગારો રણ આજ, ક્ષમા અપરાધ કરો મહારાજ.

વળણ.

અન્યાય એમનો ક્ષમા કરો ધ્રુવજી, અમરે એમ વાણી કહી;
હવે ચતુર્થસ્કંધ શ્રી ભાગવતનો, અધ્યાય દશમો થયો સહી.

## અધ્યાય ૧૧ મો ‡

### કડવું ૧૧ મું-રાગ વેરાડી.

શુકજી કહે પરીક્ષિત સુણો, હરીકથાનો મહિમા ઘણો;
સુત શૌનક પ્રત્યે ઉચરે, મૈત્રેય વચન વિદુર ચિત્ત ધરે.
પછી ધ્રુવજીએ યુદ્ધ કીધું ઘણું, ઘણું સૈન્ય હણ્યું યક્ષતણું;
સ્વાયંભુવ મનુ§ ત્યાં આવિયા, રાય ધ્રુવને મન ભાવિયા.
ધ્રુવજી પ્રત્યે એમ વાણી કહી, પ્રભુ ભક્ત સુત સાંભળ સહી;
એ યક્ષ રંક પ્રાણી અજ્ઞાન, તેને તું કાં હણે ગુણવાન.
એ પૂર્વ કર્મની ભાવિક વાત, મૃત્યુ પામ્યો જે તુજ ભ્રાત;
એમાં યક્ષનો નથી કંઇ વાંક, એ પ્રાણી પામર મહા રાંક.
મારૂં વચન તું ધ્રુવ ન ઊથાપ, યક્ષ મારીને નવ લે પાપ;
કુબેરના સેવક છે એહ, યક્ષ કુબેર ગણ કહિયે તેહ.
તું હણે યક્ષને ક્રોધે અહીં, તેથી કુબેર દુભાશે સહી;
તેં ઘણા યક્ષનાં છેદ્યાં શીશ, સુણતાં કુબેર ધરશે અતિરીશ.
સ્વાયંભુવ મનુએ કહ્યું જ્ઞાન,|| ત્યાં સતોષ્યો ધ્રુવ રાજાન;
શિક્ષા વચન સુણી નિરધાર, ધ્રુવે સદ્ય તજ્યાં હથિયાર.

યક્ષ યુદ્ધની કુબેરે જાણી વાત, ઘણું સૈન્ય ધ્રુવજીએ કીધું પાત;
ધનદ કુંવર મળીને સૌ સાથ, ધ્રુવ સાંનિધ્ય આવ્યા યક્ષ નાથ.

વળણ.

ધ્રુવ સાંનિધ્ય ત્યાં આવીયા, યક્ષનાથ તણી વારરે;
ચતુર્થસ્કંધ ભાગવત કથાના, હવા અધ્યાય અગીયારરે.

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૨મું-રાગ મેવાડો.

સુતપુરાણિક વાણી બોલે, શૌનક પ્રત્યે કથાયજી;
શ્રી શુકજી પરીક્ષિતને કહે છે, સાંભળ સાચું રાયજી.
પછી કુબેર ધનદ સર્વ યક્ષ મળી,આવ્યા ધ્રુવ સંનિધાનજી;
તે ધ્રુવજી પ્રત્યે કહે માંગો, મન વાંચ્છિત વરદાનજી.
એ રંક જંતુ પરાજ્ય ન કરીયે, હણતાં મહા અઘ થાયજી;
કુબેરે હરિ ભક્તિનો વર આપ્યો,ધ્રુવને હૈડે હર્ષ ન માયજી.
ધ્રુવતણી આજ્ઞા માગીને, યક્ષરાજ ગયા સ્વસ્થાનજી;
પછી જીવતા મૂકયા ધ્રુવજીએ, દયા કરી બળવાનજી.
પછી ધ્રુવજી આવ્યા ત્યાંથી, નિજ પિતાને ગામજી;
રાજ્યાસને બેઠા ધ્રુવજી, ઋષિ પધાર્યા બહુ તે ઠામજી.
સાધુ, સંત, સિદ્ધ યોગી, આદ, આવ્યા રૂષિ અનેકજી;
વેદવિધિયે મંત્ર ભણીને, કીધો ધ્રુવને અભિશેકજી.

---

* એ પ્રમાણે ધ્રુવે એકવાર તેઓનો અંત આણ્યો, ને સઘળા પલાયન કરી ગયા, તે વખતે ધ્રુવને શત્રુની પુરી જોવાનું મન થયું તેટલામાં સર્વ યક્ષોએ એકદમ ધ્રુવનીપર ચઢી આવી ઘણી માયા કરી, તે માયાને જોઈ ત્યાં આવેલા ઋષિઓ અતિશે મનમાં ખેદ પામ્યા તથા ધ્રુવનું કલ્યાણ ઇચ્છવા લાગ્યા.

† આ કડી પછીની વાત અગિયારમા અધ્યાયની છે.

‡ આ અગિયારમા અધ્યાયમાં યક્ષોનો નાશ થતો જોઇ સ્વાયંભુવ મનુએ ધ્રુવને તત્ત્વનો ઉપદેશ કર્યો તે કથાછે.

§ એ ધ્રુવના દાદા થાય.

|| સ્વાયંભુવ મનુએ કહ્યું કે હે ધ્રુવ,નરકનાં દ્વારરૂપ ક્રોધને બંધ કર. દેહને આત્મા માની પશુની પેઠે પ્રાણિયોનો સંહાર કરવો એ ઈશ્વરને અનુસરનારા સાધુ પુરૂષને યોગ્ય નથી. મોટાઓનું સહન કરવાથી, હલકાઓ ઉપર દયા રાખવાથી, બરોબરિયા સાથે મૈત્રી રાખવાથી અને સર્વ પ્રાણીઓમાં સમાનતા રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે; ને ભગવાન્ પ્રસન્ન થવાથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે. વળી ભગવાનની કાળ રૂપ શક્તિ વિચારમાં ન આવે એવી છે. અવિનાશી અને ભગવાનની શક્તિરૂપ એ કાળ પોતે અનંત છે, અને સર્વનો અંત આણે છે. વળી તે એક પદાર્થમાંથી બીજાને ઉત્પન્ન કરે છે, અને બીજામાંથી ત્રીજાને; તેમ એક પદાર્થનો બીજા પદાર્થથી નાશ કરે છે ને બીજાનો ત્રીજાથી નાશ કરે છે. એ મૃત્યુરૂપ કાળને કોઇ પોતાનો કે પારકો નથી. વાયુના વેગની પછવાડે જેમ રજ દોડે છે તેમ દોડતા કાળની પછવાડે અસમર્થ પ્રાણીઓ પોતપોતાનાં કર્મ પ્રમાણે દોડી જાય છે. જાણવામાં ન આવી શકે એવા તે ઇશ્વર, પોતે શું કરવું ધારે છે, તે કોઇ જાણી શકતું નથી. તારા ભાઇને મારનાર આ યક્ષ નથી, દૈવજ (ઇશ્વર) છે. ઇશ્વર સૃજે છે, પાળે છે ને મારે છે, તથાપિ નિરહંકાર હોવાથી તેના સંબંધના ગુણથી ને કર્મથી લેપાતા નથી. માટે નાથેલા બળદની પેઠે પ્રજાપતિ પણ તેણે કરાવેલુંજ કરે છે. માટે ક્રોધને શાંત કરી કુબેરને પ્રસન્ન કરો. ઇત્યાદિ વેદાંત કથા છે.

* આ બારમા અધ્યાયમાં કુબેરજીથી સત્કાર પામેલા ધ્રુવે પોતાના નગરમાં આવી યજ્ઞોથી ભગવાનનું પૂજન કર્યું. ત્યારબાદ પોતાનાં સ્થાન વિષ્ણુપદને પામ્યા તે કથા છે.

ધ્રુવે ભીક્ષુક સહુ સંતોષ્યા, દીધાં દાન* અપારજી;
કુસુમ વૃષ્ટિ અમરે કીધી, વર્ત્યો જયજયકારજી.
પંચ શબ્દ દુંદુભિ ગર્જના, ત્યાં જય, જય બોલાયજી;
પુત્રની પેરે પ્રજા પાળે પ્રીતે, સુજ્ઞાની ધ્રુવ રાયજી.
સમગ્રલોકને આનંદ ઉપન્યો, સુખ પામ્યા સાધુ જનજી;
એવું રાજ્ય ધ્રુવજીએ કીધું, વર્ષ છત્રીશ સહસ્ર પર્યંતજી.
અપરમાતા† ધ્રુવજીની તેને, સુત શોક ઉપન્યો મનજી;
પુત્ર વિયોગે દવાગ્નિ માંહે, પેશી કીધું સહગમનજી.
વિષ્ણુ ભક્તિ ધ્રુવ મહિમાથી, તે પામી વૈકુંઠ વાસજી;
માત પિતા ધ્રુવનાં ઉદ્ધરિયાં, કૃપા કરી અવિનાશજી.
જેના કુળમાં હોય એક વૈષ્ણવ, સાધુ હરિનો જનજી;
તેના અષ્ટોત્તર સહસ્ર પૂર્વજ, સ્વર્ગે વસે ધન્ય ધન્યજી.
પોતે ઉદ્ધરે કુટુંબ તરે એવો, વિષ્ણુ ભક્ત મહિમાયજી;
જન્મ મરણના ભય સૌ વામે, મહા દારૂણ અઘ જાયજી.
તે ફરી ગર્ભાસન નવ આવે, સાંભળ પરીક્ષિત રાયજી;
અવિચળ પદ પામે તે અંતે, સુખ પ્રામી પૂર્ણ થાયજી.
પછી ધ્રુવજીએ પોતાના તનને, આપ્યું રાજ્યાસનજી;
વૈકુંઠ પતિનું આરાધન કરવા, પોતે ચાલ્યા વનજી.
બદ્રિકાશ્રમને ગિરીહીમ સાન્નિધ્ય, કીધું પ્રભુનું ધ્યાનજી;
ધ્રુવને પાર્ષદ પ્રત્યક્ષ થઇને, આવ્યા સન્નિધાનજી.
વિષ્ણુપદ આપ્યું નિજ ભક્ત જાણિ, કૃપા કરી મોરારજી;
અવિચળ પદ આપ્યું સહુ જોતાં, જયજય જગદાધારજી.
પછી પ્રભૂના પાર્ષદ બોલ્યા, સુનંદ નંદ બેહુ નામજી;
ધ્રુવ‡ ને માતા બંને વૈમાને બેસી, ગયાં અવિચળ ધામજી.
શ્રીહરી કૃપાથી અચળ પદ પામ્યો, માત સહિત ધ્રુવ§ બાળજી;
અવિચળ પદ આપ્યું મહારાજે, ત્રુઠયા દીન દયાળજી.
હવે એક મને જે સાંભળે ધ્રુવની, વિષ્ણુ ભક્ત કથાયજી;
તે નારીને ગર્ભ વાસ ન આવે, અંતે વૈકુંઠ જાયજી.

* ઘણાંક દાન દીધાં, તથા ઘણી દક્ષિણાવાળા યજ્ઞોથી ભગવાનની પૂજા કરી.
† આ બે લીટીની વાતનો સંબંધ દસમા અધ્યાયમાં આવી ગયો છે.
‡ જે વખતે પાર્ષદો સાથે વિમાનમાં બેઠા હતા તે વખતે ધ્રુવના મનમાં થયું કે હું મારી માને મૂકી જાઉં છું, ત્યારે પાર્ષદોએ કહ્યું કે તમારી મા અગાડીના વિમાનમાં બેસીને જાય છે તે જુવો.
§ એ ધ્રુવના મહિમાના શ્લોકો નારદજીએ પ્રચેતાઓના બ્રહ્મસમાજમાં વિણા વગાડતાં ગાયા છે.

સ્નેહ ધરી જે જન સાંભળશે, પૂર્ણ ધ્રુવ આખ્યાનજી;
તેને કરૂણા કરશે શ્રીહરી, સ્વામી શ્રી ભગવાનજી.
કોટી યજ્ઞ ફળ પામે પ્રાણી, ફળ સૌ તિર્થ સાધનજી;
રંક વીપ્ર કહે કર જોડી "હરી" બોલો સાધુ જનજી.

વળણ.

શ્રી હરી મુખથી ભણો સાધુ, જન્મ સાર્થક થાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતનો, હવો પૂર્ણ દ્વાદશોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે દ્વાદશો-ધ્યાયઃ ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.*

### કડવું ૧૩ મું–રાગ રામગ્રી.

શ્રી શુકદેવ વાણી ઊચરે, સાંભળો અભિમન્યુ તનરે;
સુતપુરાણીક શૌનક પ્રત્યે, વદે રમ્ય વચનરે.
ઋષિ મૈત્રેય કહે છે વિદુરને, હરિ કથા મહિમાયરે;
પરીક્ષિત રાજા શ્રી શુક મુનિને, પ્રેમે નમિયા પાયરે.
પ્રણિપત્ય કરીને પ્રશ્ન પુછે છે, પરીક્ષિત રાજનરે;
ધ્રુવનું ચરિત્ર કહ્યું મહારાજ તે, મેં સાંભળ્યું સ્વામીનરે.
હવે પ્રભુ પ્રાચીન બહીં રાજાયે, યજ્ઞ કીધા જેહરે;
ક્યા ક્યા યજ્ઞ કીધા સહી તે, મુને વિસ્તારી કહો તેહરે.
વળી ધ્રુવને પુત્રે શાં શાં કીધાં, પરાક્રમ મહારાજરે;
તે કથા સાંભળવાતણી મુજને, ઇચ્છા છે બહુ આજરે.
પ્રશ્ન એવું પરીક્ષિતનું સાંભળી, શુકદેવ કહે સુણ રાયરે;
તે પ્રશ્ન તમોએ બહુ ભલું પૂછયું, તેનો કહું મહિમાયરે.
ધ્રુવજી ભક્તને બે પુત્ર સુંદર, હવા યુગ્મ કુમારરે;
જ્યેષ્ઠ પુત્ર તે ઉત્કલ જાણો, બીજો વત્સર નિરધારરે.
જ્યેષ્ઠ પુત્ર ઉત્કલ ધ્રુવનો તે, રાજ્ય કરી વળી ત્યાગરે;
વૈરાગ્ય ધરી મહાવનવિષે ગયો, કીધો સર્વ સંગ પરિત્યાગરે.
એકાગ્ર ચિત્તે પરમેશ્વરનું, વન વિષે ધર્યું ધ્યાનરે;
યોગેશ્વર તે હવો સહી, નિત્યે ભજે શ્રી ભગવાનરે.
બીજો વત્સર† પુત્ર હતો, તેણી કીધું પાણી ગ્રહણરે;
ઘણી પ્રજા તેની હવી પછી, કૃપા અશરણશરણરે.

* આ તેરમા અધ્યાયમાં ધ્રુવનો વંશ તથા વેનનો પિતા અંગ રાજા પુત્રના દુષ્ટ કૃત્યથી વનમાં ગયાની કથા છે.
† એ વત્સરની વહાલી સ્ત્રી સ્વર્વીથિને પુષ્પાર્ણ, તિગ્મકેતુ, ઇષ, ઉર્જ, વસુ અને જય એવા નામના ૭ પુત્રો આવ્યા. પુષ્પાર્ણને પ્રભા અને દોષા નામની બે સ્ત્રી હતી, તેમાં પ્રભાને

તેના વંશમાં એક રાજા, અંગ હવો ઉત્પન્નરે;
તેણે યજ્ઞ કીધા અપરિમિત, હુત હોમ બ્રહ્મ યજ્ઞંનરે.
તેના યજ્ઞનાં હુત દેવતાએ, નવ લીધાં નિરધારરે;
એવું જાણી અંગ રાજા, દુઃખ ધરે મનમાં અપારરે.
દેવતા આકાશથી વદે, સાંભળ હે રાજંનરે;
સંતતી તારે નથી કંઇ, પૂત્ર ફળ સંતાનરે.
અપુત્રવંતનો* યજ્ઞ ભાગ લેવા, અમને નહિ અધિકારરે;
એમ ગગનથી અમર સર્વે, વદે વચન ઊચ્ચારરે.
પછી પુત્ર અર્થે રાયજીએ, માંડીયો એક યજ્ઞરે;
પુરોડાશનો ચરુ કીધો સહી, હુત દ્રવ્ય માંહે હવનરે.
પછી પૂર્ણાહુતિ સમે જ્યાં, યજ્ઞ કુંડ વિશાળરે;
પ્રસન્ન થઈ યજ્ઞ પુરૂષ† પ્રગટ હવા,કહે માગ વર ભુપાળરે.
પછી યજ્ઞ પુરૂપે આપીયો વર, રાયને કરી કરૂણાયરે;
યજ્ઞ પુરૂષ કહે પૂત્રનું સુખ, તુજને હશે સુણ રાયરે.
પછી યજ્ઞ પુરૂષની કૃપાથી, હવો રાયને કુમારરે;
તે મોસાળના‡ ગુણ ઊપન્યો, અન્ય માર્ગ ચલાવે અપારરે.
તેહ કુંવરના મોસાળ ફેરો, મૂર્ખ હતો સૌ સાથરે;
તેના સંગથી પાપિષ્ટ રાજા, હવો તે વિખ્યાતરે.
તેથી અન્ય માર્ગ તેણે ચલાવ્યો,ને લોપ કીધા સહુ ધર્મરે;
દુર્મત વ્યાપી રાયને તે, મહા દુષ્ટ કરતો કર્મરે.
તે અંગ° રાજા રાજ્ય મૂકી, ગયો વન મોઝારરે;
તપ કર્યું જઇ બદ્રિકાશ્રમમાં, સ્તવ્યા શ્રી વિશ્વાધારરે.

વળણ.

સર્વ વિવેક તજ્યો તેને પુત્રે, અન્ય માર્ગ ચલાવીયા;
ચતુર્થસ્કંધ શ્રી હરી કથાના, અધ્યાય તેર પુરા થયા.

## ઈતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રયોદશોધ્યાયઃ ॥૧૩॥

---

## અધ્યાય ૧૪ મો.†

### કડવું ૧૪ મું-રાગ આશાવરી.

શ્રી શુકજી વાણી એમ બોલે, સાંભળ પરીક્ષિતરાય;
સુતપુરાણીક શૌનકની, પ્રત્યે કહેતા કથાય.
ભૃગુ આદિ મુનિએ મળીને, કીધો સઘળો સાજ;
મંત્રિયોને ગમ્યો નહિ પણ, વેન કરયો યુવરાજ.
વેનરાયે અધર્મ માંડયો, અવની માંહે અપાર;
જૈનમાર્ગ સઘળે પ્રવર્તાવ્યો, વર્ણ અઢાર મોઝાર.
સઘ કર્મ ક્રીયા ધર્મ લોપ્યો. ખંડિત કીધા વેદ;
શાસ્ત્ર માર્ગ મુનિ સાધુ સઘળા, પીડયા કરીને ખેદ.
અતિથી યજ્ઞ યાગ હવનં હુત, તીર્થ વ્રત તપ યાત્ર;
દર્શન દેહેરાં સાધુ સિદ્ધજન, દુઃખી કર્યા મુનિ માત્ર.
સચરાચર સઘળે અવનિમાં, જૈન ધર્મનો વ્યાપ;
ત્યારે તે રાજા પાપીષ્ટને, સર્વે ઋષિએ દીધો શ્યાપ.
પ્રથમ ઘણી શિક્ષા‡ દીધી ઋષિએ, પણ તે દુષ્ટે ન માની;
તવ મુનિવરે ક્રોધે શાપ દીધો,ક્ષણમાં ગઇ રાજ્યધાની.

---

પ્રાતર્, મધ્યંદિન અને સાયં એવા નામના ત્રણ; અને દોષાને પ્રદોષ, નિશીથ અને વ્યુષ્ટ એવા નામના ત્રણ પુત્ર આવ્યા. વ્યુષ્ટને પુષ્કરિણી નામની સ્ત્રીમાં સર્વતેજા નામનો પુત્ર થયો અને સર્વતેજાને આકૂતિ સ્ત્રીથી ચક્ષુ પુત્ર થયો; જે ચક્ષુએ મનુની પદવી ભોગવી છે. એ ચક્ષુની સ્ત્રી નડ્વલાને પુરૂ, કુત્સ, ત્રિત, ધ્રુમ્ન, સત્યવાન્, ધૃતવ્રત, અગ્નિષ્ટોમ, અતીરાત્ર, પ્રધુમ્ન, શિબિ અને ઉલ્મુક નામના અગિયાર પવિત્ર પુત્રો થયા. ઉલ્મુકને પુષ્કરિણી નામની સ્ત્રીથી અંગ, સુમના, ખ્યાતિ, ક્રતુ, અંગિરા અને ગય,એ નામના છ પુત્રો થયા. અંગરાજાની સ્ત્રી સુનીથાએ વેન નામના દુષ્ટ પુત્રને જન્મ આપ્યો હતો. (આ વેનરાજાના કૃત્યનું એક આખ્યાન આપણા પ્રસિદ્ધ કવિ દલપતરામે "વેન ચરિત્ર" નામે રચ્યું છે.

* અપુત્રનો યજ્ઞ ભાગ દેવતા લેતા નથી એમ સભાસદે અંગરાજાના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું; ને કહ્યું કે પુત્ર વાસ્તે ભગવાનનું પૂજન કરશું તેની સાથે દેવતાઓ પણ આવશે. મનુષ્યની જે જે ઈચ્છા હોય તે ભગવાનજ આપે છે, જેવા ભાવથી ઈશ્વરનું પૂજન કરવામાં આવે છે, તેવું ફળ આપે છે.

† સોનાની માળા ધારણ કરેલો અને સ્વચ્છ વસ્ત્રવાળો એક પુરૂષ સોનાનાં પાત્રમાં પરિપક્વ દૂધપાક લઇને અગ્નિમાંથી નિકળ્યો. હર્ષ પામેલા રાજાએ બ્રાહ્મણોની સંમતિથી એ દૂધપાક તે પુરુષ પાસેથી લઇ પોતે સુંધી રાણીને આપ્યો.

‡ તે વેન રાજા પોતાના નાના (માના બાપ) મૃત્યુ (એ અધર્મનો છોકરો છે તેના) જેવો થયો; તેને અંગ રાજાએ ઘણા ઘણા પ્રકારથી સમજાવ્યો તોપણ તે દુષ્ટ બુદ્ધિવાળોજ રહ્યો.

° એ પ્રમાણે પુત્રના દુષ્ટ કૃત્યથી ખેદ પામેલા, રાત્રિ વિષે જેને નિદ્રા નથી આવતી એવો અંગરાજા મધ્ય રાત્રિએ ઉઠી, પોતાની સ્ત્રીને પણ સૂતિ મૂકી મહા સમૃદ્ધિવાળા ઘરનો ત્યાગ કરી અરણ્યમાં ગયો. ગોર, મંત્રિ અને સંબંધિ વગેરે લોકોએ પોતાનો સ્વામિ વૈરાગ્ય પામવાથી વનમાં ગયો હશે એવો નિશ્ચય કરી તેની ઘણી શોધ કરી, પણ ન જડવાથી પાછા આવ્યા.

† આ ચૌદમા અધ્યાયમાં અંગરાજા પુત્ર ત્રાસથી ભાગી ગયા હતા તેથી વેનને રાજ્યાભિષેક કર્યો, પણ તેના દુષ્ટ કૃત્યો સહન ન થવાથી મારી નાખ્યો તે કથા પ્રસંગ છે.

‡ મુનિએ કહ્યું કે,-મહારાજ. તમારાં આયુષ્ય, બળ, લક્ષ્મી અને કીર્તિ વધે એવો ઉપાય અમો કહિયે તે સાંભળો. ધર્મથી શોક રહિત લોકની પ્રાપ્તિ થાય છે, અને નિષ્કામને મોક્ષ મળે છે. રાજ્ય ધર્મ નાશ થવાથી રાજા રાજ્ય ભ્રષ્ટ થાય છે. દુષ્ટ કાર્યભારી

તત્ક્ષણ તે દુષ્ટ મૃત્યુ* પામ્યો, વેનરાય નિરધાર;
તેણે સમે અવની મંડળમાં, વર્ત્યો જયજયકાર.
પછી રાયવિના ત્યાં પ્રજા સૌએ, કો કોને નવ માને;
એવો અવનીપર ઉત્પાત માંડયો,એકાકાર થયો જાણે.
વાટ પાડુ તસ્કર જાગ્યા, ઠગતણો નહિ પાર;
લૂટે પ્રજાને ઘણું દુઃખ દેતા, સઘળે ત્રાસ પોકાર.
રાય વિના અન્યાયિયોને, કો સમર્થ નહીં તે વારે;
કષ્ટ પ્રજાને દેખી ઋષિ મનમાં, સર્વે વાત વિચારે.
સર્વ ઋષિ મળીને વેન રાયનું, શરીર હતું ત્યાં જેહ;
તેના ઉરૂને મથવા લાગ્યા, સકળ સંયોગે દેહ.
મથતાં મથતાં દેહના ઉરથી,એક પુરૂષ† હવો ઉત્પન્ન;
તેની પરિક્ષા જોઈ ઋષી કહે,એથી ન ચાલે રાજ્યાસન.
એ કંઈ રાજ્યને યોગ્ય નહીં,નિશ્ચય ઋષિ વિમાસે વાત;
તેને વનની ભોમિ આપી ઋષિએ,ભિલરાજ ધરીને ખ્યાત.
તેનાથી ભીલ હવા અપરિમિત,વનનું રાજ્ય તે પાળે;
પાણ જાતિ સ્વભાવ ન મૂકે પ્રાણી,તે વનમાં રહે સદા કાળે.
પછી તેણે સમે સૌ મુનિ મળીને, વાત વિચારે મન;
ત્યાં પ્રજા સર્વ તણા હિતકાજે, કરે ઉપાય મુનિજન.

અને ચોરથી રક્ષણ કરનાર અને ધર્મ પ્રમાણે વર્તનાર રાજા [illegible] અને પરલોકમાં સુખ ભોગવે છે. જેના દેશમાં [illegible] લોક [illegible] સ્વધર્મથી ભગવાનનું પૂજન કરે છે, તે રાજાને વિશ્વાત્મા ભગવાન્ પ્રસન્ન થાય છે. તે વિશ્વાત્માની આજ્ઞાથી લોકપાલ સહિત સર્વે લોકો તેની આજ્ઞા પ્રમાણેજ ચાલે છે. એ પ્રમાણે ઋષિ વાકય સાંભળી વેન બોલ્યો,–હે ઋષિ, અધર્મને ધર્મ કરી માનનારા તમે લોકો મૂર્ખ છો. કારણ કે આજીવિકા આપનારા પતિને તજી તમો જારપતિની ઉપાસના કરો છો. જે રાજા રૂપ ઇશ્વરની અવજ્ઞા કરે તેઓ આ લોક પરલોકમાં કોઈ ઠેકાણે સુખ પામતા નથી. વળી વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ઇન્દ્રાદિ અને બીજા દેવતાઓ, કે જેઓ વર અને શાપ બન્ને દઇ શકે છે, તેઓ રાજાના દેહમાં છે. માટે રાજા સર્વ રૂપ છે. માટે મારૂં પૂજન કરો ને મનેજ બલિદાન આપો. એ રાજાએ પુનર્વિવાહ કરાવ્યો હતો–ને અંતે ઘણો અનાચાર પ્રવરતાવ્યો હતો.

* વેનને હુંકારથી બ્રાહ્મણોએ મારી નાખી પોતાના આશ્રમમાં ગયા, પછી શોક કરતી સુનીથાએ મંત્ર અને ઔષધિની યુક્તિથી વેનનાં શરીરને સાચવી રાખ્યું. રાજા વગરની પૃથિવી હોવાથી ચોર લુટારાઓ જગતને ત્રાસ આપે એવા મોટા ઉત્પાતને કરવા લાગ્યા.

† એ પુરૂષ ઠીંગણો ને કાગડા જેવો કાળો હતો, હાથ પગ ઘણાંજ ટુંકાં હતાં, દાઢી મોટી હતી; નાકની અણી ચીબી હતી; નેત્ર રાતાં હતાં, અને મોવાળા પણ લાલ હતા, તેણે કહ્યું કે મારે શું કામ કરવું. તેને જોઇ ઋષિએ કહ્યું કે **નિષીદ** (બેસી જા) તે ઉપરથી તેનું નામ નિષાદ પડયું.

**વળણ.**

કરે ઉપાય મુનિજન બેઠા, સાંભળ પરીક્ષિત રાયરે;
હવા ચતુર્થસ્કંધ ભાગવતના, હવે ચતુર્દશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥**

## અધ્યાય ૧૫ મો.*

### કડવું ૧૫ મું–રાગ ગોડી–ચાલ ટુકડી.

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, સુત શૌનકને કહે કથાય;
પછી ઋષિ સહુ વિચારે મંન, અવનીમાં કરવા રાજંન.
રાય વેનના બાહુ જેહ, ઋષિએ મથવા માંડયા તેહ;
બહુ યત્ને ઋષિ મથન કરે, અતિ અભિલાષ મનમાં ધરે.
બહુ મથનથકી નિરધાર, જોડું એક પ્રગટયું તેવાર;
[illegible] તેજસ્વી શોભિત અંગ, અવતરયાં જાણે લક્ષ્મી શ્રીરંગ.
ઉદય વેનના બાહુથી સાર, પરમેશ્વર અંશે અવતાર;
પૃથુરાય કહીએ તેનું નામ, પ્રગટ હવા હરી એણે ઠામ.
કન્યા પ્રગટ હવી અતિસાર, હરિ સંગે લક્ષ્મી અવતાર;
તેનું નામજ પાડિયું અર્ચિ, પૃથુને વરિ પોતે અર્ચિ.
પછી દેવ સર્વ રહી આકાશ, સ્તુતિ ઉચરે સાન્નિધ્ય અવિનાશ;
ઉત્તમ જળ લાવીને અનેક, વેદ મંત્રે દીધો અભિશેક.†
આશિર્વચન મુની ઉચરે, પુષ્પવૃષ્ટિ અમર જન કરે;
પંચ શબ્દ દુંદુભિ ત્યાં વાજે, શબ્દ મનોહર રમ્ય ત્યાં ગાજે.

* આ પંદરમા અધ્યાયમાં વેનના હાથના મથનમાંથી પૃથુ ભગવાન ઉત્પન્ન થયા, તેને રાજ્યાભિષેક કર્યો તે કથા છે.

† એ પૃથુરાજા અભિષેક વખતે શણગારેલી અર્ચિ રાણીની સાથે અગ્નિની પેરે શોભવા લાગ્યા. ત્યાં કુબેરજી સોનાનું સિંહાસન લાવ્યા, વરૂણદેવ ચંદ્રમા જેવું ધોળું અને પાણી ઝરનારૂં છત્ર લાવ્યા, વાયુ ચમર લાવ્યો, ધર્મે કીર્તિરૂપ માળા આપી, ઇન્દ્રે ઉત્તમ મુકુટ આપ્યો, યમરાજા શિક્ષા કરવાનો દંડ લાવ્યા, બ્રહ્માએ વેદમય બખ્તર આપ્યું, સરસ્વતિએ ઉત્તમ હાર આપ્યો, વિષ્ણુએ સુદર્શન ચક્ર અને લક્ષ્મીએ અવિનાશી સંપત્તિ આપી, રૂદ્રે અને પાર્વતીએ દશ ચંદ્રડીવાળી તરવાર આપી, ચંદ્રમાએ અમૃત જેવા ધોળા ઘોડા, ત્વષ્ટાએ અત્યંત સુંદર રથ, અગ્નિએ બકરા તથા બળદના શિંગડામાંથી બનેલું ધનુષ્ય અને સૂર્યે પોતાના કીરણો જેવાં બાણ આપ્યાં. પૃથ્વી ઈચ્છિત સ્થળે લઈ જનારી ચાંખડી લાવી. આકાશે નિત્ય ફૂલના હાર આપવા માંડયા; આકાશમાં ફરનારા સિદ્ધ લોકોએ નાચ, ગાયન, વાજાં વગાડવાં અને અંતર્ધાન થવાની કળા આપી, ઋષિયે સાચા આશિર્વાદ દીધા, સમુદ્રે પોતામાં પેદા થયેલો શંખ દીધો, સમુદ્ર, પર્વત અને નદીઓએ રથ ચાલવાના માર્ગ આપ્યા.

ભાટ બંદીજન* યશ બોલે બહુ, યાચક જન સંતોષ્યા સહુ;
પૃથુ† રાયનો મહિમા અપાર, વર્ત્યો ત્રિભુવનમાં જયકાર.
પ્રથુએ ધર્મ માર્ગ અનુસરી, સાધુ સંતની રક્ષા કરી;
વેદ માર્ગ ચલાવ્યો ધર્મ, યજ્ઞ વ્રત જપ તપ સહુ કર્મ.
સર્વ ધર્મના મારગ જેહ, પૃથુએ ચાલતા કીધા તેહ;
કીર્તિ પૃથુની સઘળે વિસ્તરી, કરે સુધર્મ ધર્માધિકારી.
શુકજી કહે સુણ પરીક્ષિત રાય, એ હરિ કથાનો મહિમાય;
સુત શૌનકની સંગાથ, મૈત્રેય વિદુર પ્રત્યે કહે વાત.

વળણ.

મૈત્રેય વિદુર પ્રત્યે કહે છે, સુણો હરિજન સર્વથા;
પંચદશ અધ્યાય થયા, ભાગવત ચતુર્થસ્કંધતણી કથા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥**

---

## અધ્યાય ૧૬ મો.‡

### કડવું ૧૬ મું–રાગ રામગ્રી.

ગર્ગ યોગી કહે સુણ રાયજી, શ્રી ભાગવતતણો મહિમાયજી;
પૃથુરાયનાં ચરિત્રો જેહજી, ઋષિ વિસ્તારી કહે તેહજી.
દેવ ઋષી મળી વાણી બોલેજી, કો હવા ના હશે પૃથુરાય તોલેજી;
સર્વ મળીને કહે છે વિચારીજી, પૃથુની કીર્તિ મુખે વિસ્તારીજી.
આ રાજા મહાબળિયો થાશેજી, અવનિના સૌ અધર્મ જાશેજી;
મહા જ્ઞાની આ ચલાવશે ધર્મજી, તીર્થ વ્રત જપ તપ સર્વ કર્મજી.
પૃથ્વિ દોહીને લેશે સારજી, અવનીનું તેજ તત્વ અપારજી;
જ્યાં જ્યાં ચંદ્ર રવી ગતી કરેજી, તેટલે આણ પૃથુની ફરેજી.
પચાશ કોટિ પૃથ્વિ પ્રમાણજી, સઘળે પૃથુની ફરશે આણજી;
સાધુ સંતનું રક્ષણ કરશેજી, દેવમાર્ગે એ સઘ કર્મ કરશેજી.
લોપી અધર્મ, ધર્મને ધરશેજી, મહિમા ત્રિભુવન વિસ્તરશેજી;
તૃપ્ત કરશે સકળ સંસારજી, વરુણ પેરે ગંભીર તેહ મનજી
શત્રુ મિત્રસમાન એ ગણશેજી, રાજી કરેથી રાજા જાણશેજી;
દૃઢ નિયમ ધારી પ્રતિજ્ઞાવાળાજી, શરણે આવે તેને માન દેનારાજી.
પ્રજા પુત્ર તુલ્ય માનેજી, પરસ્ત્રી માત સમાન પ્રમાણેજી;
વૈરાગ્યવાન ને મહા જ્ઞાનીજી, ભગવત અંશ એ પ્રમાણોજી.
સકળ રાજાઓ નમાણું આપશેજી, ચક્રવતિ રાજ્યપદ થાપશેજી;
એવાં વચન બોલ્યા ઋષિ દેવજી, ભવિષ્ય આંકી મુકયું ત્યાં એવજી;
એવાં ભવિષ્ય કહીને અનેકજી, રાય પૃથુને કીધો અભિષેકજી.

વળણ.

અભિષેક કીધો રાય પૃથુને, સાંભળ પરીક્ષિત રાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતનો, હવો શોડષમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે શોડષોઽધ્યાયઃ ॥૧૬॥**

---

## અધ્યાય ૧૭ મો.*

### કડવું ૧૭ મુ–રાગ ધન્યાશ્રી

પરીક્ષિત રાજા પૂછતા, શુકજી કહોરે.
વિદુર પૂછે મૈત્રેયને, સ્વામી તમે સર્વ કહોરે;
પૃથુ રાજાયે પૃથ્વી દોહી, તેહ કહો વિસ્તારીરે.
એ સુણવા ઇતિહાસ છે, ઇચ્છા મારીરે.

ચાલ.

સાંભળવા અભિલાષ મનમાં, વિદુર વાણી ઉચરે;
શ્રી શુકજીનાં ચર્ણ પ્રણમી, રાય પરીક્ષત મન ધરે.

---

* પછી પૃથુરાજા, માગધ અને બંદીજનો પ્રત્યે બોલ્યો કે, મારો એકાદો ગુણ પણ સ્પષ્ટ રીતે જણાયો નથી, છતાં તમો સા સારૂ સ્તુતિ કરો છો? સ્તુતિ બીજા કોઇની કરો, કેમકે મારા સંબંધમાં ખોટી સ્તુતિ કરાવવા હું યોગ્ય ધારતો નથી. મારી સ્તુતિ મારા ગુણ પ્રસિદ્ધિમાં આવ્યા પછી અને તેપણ મારી પરોક્ષમાં કરજો. કદી સભાસદોની પ્રેરણાથી મારી સ્તુતિ કરતા હો તથાપિ સભાસદો વર્ણનિય ભગવાનના ગુણો છતાં અર્વાચીન મનુષ્યની સ્તુતિ યોગ્ય ગણેજ નહિ. પોતે પ્રખ્યાત છતાં પણ પોતાનાં વખાણ સાંભળવાથી લજાતા મહાત્મા પુરૂષો ભુંડાં કામની પેઠે પોતાનાં વખાણને ધિક્કારે છે. તમે સ્તુતિ કરનારાઓ, હજી તો હું મોટું કામ કરી પ્રખ્યાત થયો નથી, તે પેહેલાં બાળકની પેઠે શા રીતે મારા ગુણનું ગાયન કરાવીશ?

† અહિંથી તે છેલ્લી લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં સોલમા અધ્યાયમાં છે.

‡ આ સોલમા અધ્યાયમાં સર્વ લોકપાલ દેવતાઓએ સત્કાર કરેલા સ્ત્રિ સહિત પૃથુરાજાની મુનિયોની આજ્ઞાથી સૂત, માગધ અને બંદીજનોએ સ્તુતિ કરી છે. વળી તે ગાયકો (ગાયન કરનારા) રાજા પ્રત્યે કહે છે કે, હે રાજા, મુનિઓએ યોગબળથી આપના ઉત્તમ કર્મનું જે જ્ઞાન અમને આપ્યું છે, તેઓને અમે વર્ણન કરીશું. તમો ધર્મ ચલાવનારા છો, ધર્મના શત્રુને શિક્ષા કરનારા છો, વળી સૂર્ય જેમ આઠ માસ જગનું શોષણ કરી ચોમાસામાં પાછું મૂકે છે, તેમ કર લેવાના સમયમાં કરી દુષ્કાળ સમયે પાછું આપો છો. પૃથ્વી જેમ સર્વનું સહન કરે છે તેમ દુઃખી પ્રાણી તમારાપર પગ મૂકે તો પણ તેનું તમે સહન કરો છો. ઇત્યાદિ ઘણા પ્રકારે સ્તુતિ કરી છે.

* આ સતરમા અધ્યાયમાં બીજ માત્રને ગળી ગયેલી પૃથ્વીએ ત્રાસથી લોકની ભૂખ મટાડનારા પૃથુની સ્તુતિ કરી તે કથાપ્રસંગ છે.

પૃથુ રાજાયે પૃથ્વી દોહી તે, સંભળાવો સ્વામી સહી;
વિસ્તારપૂર્વક કહો અમને, સાંભળવા ઇચ્છા થઇ.
એવી વાણી સાંભળીને, મુનિવર કહે સુણ ભૂપતિ;
હવે પૃથુ રાજાની કથા કહું, તે સુણ એક ચિત્તે શુભ મતિ.

બંદી જનોને પ્રેમ સાથે, દક્ષિણા આપી અતી;
બ્રાહ્મણાદિ વર્ણો તણો, સત્કાર કીધો શુભ મતી.

પૃથુ રાજા જ્યાં બેઠા છે, ત્યાં પ્રજા સર્વે જઇ રહે;
ધરા* અન્ન રસ આપતી નથી, આવી વિનય વાણી કહે.

અન્ન વિના જીવ જાય છે, છો જી આપ ઉદાર;
પ્રજા પાલન કરવું રાજા, આપ છો દીનદયાળ.

ત્યારે પૃથ્વીપર પૃથુ રાજાયે, કોપ કીધો અતિ ઘણો:
શર ચડાવ્યો મારવા, બળ મહિમા અતિ રાજાતણો.

ત્રૈલોક્ય કંપ્યું તે સમે, હાહા તે શબ્દ થઇ રહ્યો;
અમર સદન આકાશમાં, ઉત્પાત મહા દારૂણ થયો.

ત્યારે ધરા કંપાયમાન થઈ, ધ્રુજતી આવી ઉભી રહી;
સુરભિ† રૂપધરીને રાજા, પૃથુના આગળ ગઈ.

મા માર રાજા હું ગૌને, ન કરીશ સ્ત્રીની ઘાત;
અપરાધ વોહોણી મુજને, મારેથી થાશે ઉત્પાત.

તવ રાય બોલ્યો ક્રોધશું, રોકી રાખે સર્વ વનસ્પતિ;
દુષ્ટ પ્રાણીને હણવાથી, ન થાઉં હું પાતકી.

દે જો તું સર્વ વસ્તુ, રાખી છે તુજ પાસ;
ઔષધી આદિ સર્વે દે તો, કરૂં નવ તુજ નાશ.

અન્નાદિકથી હું સૌ આપું, એવી અવનિયે વાણી કહી;
સ્તુતિ કરી પાછી અપરિમિત, ભૂએ પૃથુ રાજાની સહી.

પૃથુ રાજા ઉગારો મુજને, વણ વાંકે તમે કાં હણો;
કરૂણા કરો મુજ રંક ઉપર, ક્રોધ સમાવો તમતણો.

હું દીનને કંગાલ જાણી, કૃપા મુજપર કીજીએ;
ક્રોધ મનનો નિવારીને, અચળ પદવિ દીજીએ.

મહીમા તમારો દીર્ઘ છે, કો જાણવા સમરથ નહીં;
એ સ્તુતી શ્રવણે સુણી, રાય પૃથુએ વાણી કહી.

અન્ન,રસ,* નથી તું આપતી, માટે પ્રજા દુઃખ પામે ઘણું;
પછી પૃથ્વી† વદે વાણી, સુણી વચન રાજાતણું.

વળણ.

વચન સાંભળી રાયનું, અવનિ વદે તેણી વાર;
સત્તર અધ્યાય થયા પૂરા, કૃપા શ્રી વિશ્વાધાર.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થ સ્કંધે સપ્તદશો-ધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.‡

**કડવું ૧૮ મું—રાગ ધન્યાશ્રી.**

શ્રી શુકજી વાણી વદે, પરીક્ષિત સુણોરે;
શ્રોતાજન મુખથી શ્રી હરિ હરિ ભણોરે.
પૃથ્વિ પૃથુ રાજા પ્રત્યે વાણી કહેછેરે;
સુરભીનો લઈ વેશ રાય આગળ રહેછેરે.

ચાલ.

રાય પૃથુ આગળ ગાયને વેષે, અવનિયે§ વાણી કહી;
ત્યાં વિનય કીધો અપરિમિત, મહા રંક જાણે થઇ રહી.

---

* જ્યારે પ્રજાએ કહ્યું કે ધરા અન્ન રસ આપતી નથી ત્યારે પૃથુએ તે ન આપવા બાબત વિચાર કીધો તો એમ જણાયું કે પૃથ્વી ગળી ગઇ છે.

† પ્રથમ પૃથ્વી ગાયનું રૂપ ધરી બધે ફરી, છતાં કોઈપણ રક્ષણ કરનાર ન મળવાથી પાછી કચવાતા મનથી પૃથુ આગળ આવી.

* પૃથુએ કહ્યું કે:—હે પૃથ્વી! યજ્ઞમાં ભાગ લેવા છતાં તું અન્ન રસ આપતી નથી, ગાયરૂપે ખડ ખાતાં છતાં દૂધ દેતી નથી. પૂર્વે બ્રહ્માએ બીજો સરજેલાં છે, પણ હાલ તે બીજ તેં તારા શરીરમાં છુપાવ્યાં છે અને તું મૂર્ખપણાથી તે બીજ મને નહિ ગણકારીને આપતી નથી, તેથી તું જેવી ઢોંગી ગાયને મારી તેનાં માંસથી હું પ્રજાની ક્ષુધા મટાડીશ.

† પ્રભુ રૂપ એવા જે આપ પૃથુ કે જેણે મને સર્વ પ્રાણિયોને ધારણ કરનારી બનાવી છે, તેજ સ્વતંત્ર પ્રભુ હથિયાર ઉપાડી મારી નાંખવા તૈયાર થયા ત્યારે મારે કોને શરણે જવું? ધર્મમાં નિષ્ઠા રાખનાર છતાં મને મારી નાંખવા કેમ ઇચ્છો છો? માયાથી મોહિત એવાં અમ જેવાંએ તમારા ભક્તનું કર્તવ્ય જાણી શકાતું નથી, ત્યારે તમારૂં કર્તવ્ય તો ક્યાંથીજ જાણી શકાય એવા આપને નમન કરૂં છું ઇત્યાદિ ઘણા પ્રકારે સ્તુતિ કરી છે.

‡ આ અઢારમા અધ્યાયમાં પૃથુ, ઇંદ્ર વગેરેએ જુદાજુદા વાછડા અને વાસણની કલ્પના કરી પૃથ્વી પાસથી પોતાને જોઈતી વસ્તુ દૂધ રૂપે દોહી લીધી તેની કથા છે. આ પ્રકરણ અલંકારી છે.

§ પૃથ્વીએ કહ્યું કે, પ્રભુ, ક્રોધને શાંત કરો. પૂર્વે રાજાઓએ મારાપરની પ્રીતિ છોડી દીધાથી લોકોમાં ચોરનો અતિ ઉપદ્રવ થવાથી, બ્રહ્માએ સરજેલી ઔષધિ નીચ રાજાઓના ઉપયોગમાં આવતી જોઇ યજ્ઞને વાસ્તે ઔષધી ગળી ગઇ છું. આ વાતને ઘણો કાળ જતાં અર્થાત્ ઘણો વખત થયા મને કોઇએ ખેડી નથી તેથી તે બીજો મારામાં લય પામ્યાં છે; તેથી મને સપાટ બનાવો, કે જેથી વર્ષાદનું પાણી ચોમાસું જતાં પણ મારા ઉપર ચોતરફ સરખું રહે ને ત્યારે પૃથ્વી આબાદ થશે.

પૃથુ પ્રત્યે અવની કહે વાણી,રાજા તમો સાંભળો સહી;
ગૌ રૂપ મારૂં દુધ દોહવા,દોહનાર વાછડો નિરમો અહીં.
પછી દોહવા માંડજો, જેને જેવો મન ભાવ હશે;
રસકસ ભક્ષ અન્નપાન ભોજન,સુખ સર્વની પ્રામી થશે.
જે કો મનમાં ચિંતવશે જન, સમગ્ર ઇચ્છા સર્વથા;
મન કામના હું સર્વ આપીશ, વેદ વાણી એ યથા.
પૃથુરાજા એવું સાંભળી, આનંદ મનમાં પામીયા;
તત્ક્ષણ મનુ* અવનિની સામે, સ્વરૂપ વાછરડો થયા.
વચ્છ થઈ પૃથ્વિ સુરભી પ્રત્યે,પય પાન મનુ રાજા કરે;
તવ પાને પૃથ્વી ચડે તે, દેખી રાજા હર્ષ મનમાં ધરે.
ત્રીભુવનના જન પાસે આવ્યા,જે સૃષ્ટિના પ્રાણી હતા;
મનસા વાચા તત્વ લેવા, આવી સર્વ થયા છતા.
નગ,નાગ,માનવ દેવ દાનવ,ગુણી ગાંધર્વ આવ્યા બહુ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસી,ઊભા ગૌ વત્સ સાનિધ્ય સહુ.
પર્વતોએ હિમાલય રૂપિ, વાછડાથી દોહન કરી;
શિખર રૂપિ પાત્રમાં વળી, ધાતુ રૂપે દોહી ભરી.
દેવતાએ† અમૃત દોહ્યું, પાન કરવા કારણે;
સુધા કળશ સંપૂર્ણ ભરી, લઈ ગયા શક્રને બારણે.
માનવીઓએ‡ અન્ન દોહ્યું,તે ભક્ષ ભોજન નિત્યે કરે,
ખટરસ અન્ન પકવાન્ન ભોજન, કરી આનંદે ફરે.
સુરભિ વચ્છથી દૂધ દોહ્યાં, સ્વાદ અમૃત જાણજો;
પય પવિત્ર કીધું દેવે પીધું, શૌનક ઋષિ પ્રમાણજો.
સર્પે દોહન કરી મણી લીધા. વિષની શી સંખ્યા કહું;
ગાંધર્વે§ લોકે રાગરંગ, વાદિત્ર સર્વ દોહન કર્યું.
રાક્ષસોએ‖ મદ્ય દોહ્યું, ઉદર મદ્ય પાને ભરચાં;
એહ પ્રમાણે પ્રાણી સૌએ, પોતાનાં કારજ કરચાં.
જેને જેવી ઇચ્છા હતી બહુ, તેણે દોહીને લીધું સહુ;
અવનીએ એમ રસ સહુ આપ્યો,નિર્મુખ કોઇ નવ રહ્યું.
પશ્ચાત્ પૃથુએ પૃથ્વીને, પુત્રી રૂપ પોતે કરી;
પુત્રી થવાથી તેજ પૃથ્વી, લોકમાં શુભકારિ થઈ.
પૃથુરાજાએ ધનુષ અગ્રે, પર્વત એકઠા કીધા સહી;
ભોમિ સહુ સરખી કરી, રાય પૃથુએ ધનુષને કરગ્રહી.
પછી દેશ નગ્ર ને ગ્રામ રચના ધવળ વાસ તેણે હવી;
વન સિમની મર્યાદા કીધી, ચોકસી તેમજ સૌ નવી.

* પૃથુરાજાએ સ્વાયંભુવ મનુને વાછડો બનાવી પોતાના હાથ રૂપ પાત્રમાં ઔષધી દોહી હતી.

† ઈંદ્રને વાછડો કરી સોનાના કલશમાં પૃથ્વીને દોહી.

‡ આ કડી મૂળમાં નથી.

§ ગાંધર્વ અને અપ્સરાએ વિશ્વાવસુ ગંધર્વને વાછડો કરી કમળના પાત્રમાં પૃથ્વીને દોહી.

‖ રાક્ષસોએ પ્રહ્લાદને વાછડો કરી લોઢાના પાત્રમાં દોહી હતી.

વળણ.

કીર્તિ નાથી અતિ ઘણી, સાંભળ પરીક્ષિત રાયરે;
અષ્ટાદશ અધ્યાય થયા પૂરા, ચતુર્થસ્કંધ કથાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥**

## અધ્યાય ૧૯ મો.*

### કડવું ૧૯ મું-રાગ સામેરી.

શ્રી શુકજી વાણી વદે, સાંભળો પરીક્ષિત રાય;
હવે પૃથુરાય મન યજ્ઞ કરવા, ધરે વાણી ઇચ્છાય.
સરસ્વતી† તીરે પધારચા, પછી રાય પૃથુ મહાધીર;
અશ્વમેધ યજ્ઞનો પ્રારંભ માંડયો, સરસ્વતી સરિતા તીર.
ક્ષિતિ શુદ્ધ કરી યજ્ઞ કુંડ વેદી રચના રચી અનેક;
નવરંગ મંડપ વિચિત્ર આસન, સૌ સામગ્રી વિવેક.
કંકોત્રી સહુને લખીને, તેડાવ્યા સૌ રાય;
રાય કુલી છત્રીશે આવ્યા, રાય પૃથુને ત્યાંય.
ગાય રૂપે થઇ પૃથ્વી, માગ્યા પદારથ આપે;
દહિ દૂધની નદીઓ વહે, (તેમ) વૃક્ષ ફળ ત્યાં આપે.
સહસ્ર અઠ્યાશી ઋષી પૂજ્યા.પછી કર્યું અશ્વ પૂજન;
મુકયો તુરી રક્ષાઅર્થે, સૈન્ય સાથે વિજીતાશ્વ તન.
નવાણું અશ્વમેધ કીધા એમ, રહ્યો છેલ્લો એક;
તવ ઇંદ્રને ચિંતા થઈ, વિચારે મન વિવેક.
એ યુદ્ધે જીતાયે નહીં, કાંઈ કરૂં વિઘ્ન ઉપાય;
ચોર થઈ પૃથુના યજ્ઞાશ્વ સમીપે,આવીયો મઘવાય.
તે અશ્વને‡ ચોરી ગયો, સુરપતિ સ્વર્ગભુવન;
ત્યારે‖ હાહાકાર થઈ રહ્યો, સૈન્યમાં તત્ક્ષણ.

* આ ઓગણીશમા અધ્યાયમાં ઇંદ્ર અશ્વમેધનો ઘોડો હરી ગયો તેથી પૃથુ તેને મારવા તૈયાર થયા, પરંતુ બ્રહ્માએ ના પાડી એ કથા વર્ણવેલી છે. † બ્રહ્માવર્તમાં સરસ્વતી તીરે.

‡ ઇંદ્ર અદૃશ્ય ઘોડાને લઇ આકાશ માર્ગમાં જતો હતો, તે અત્રિના જોવામાં આવ્યો. એ સમયે ઇન્દ્રે અધર્મની ભ્રાંતિ કરનારો પાખંડી વેશ લીધો હતો તે ઇંદ્રની પછવાડે અત્રિના કેહેવાથી પૃથુપુત્ર દોડયો, ને "ભાગ મા, ભાગ મા," એમ બોલ્યો, પણ તેને જટાધારી જોવાથી બાણ વૃષ્ટિ કરતાં અચકાયો. વધ કરતાં અટકેલા પૃથુપુત્રને જોઇ અત્રિ ઋષિએ ફરીથી આજ્ઞા કરી કે, યજ્ઞમાં વિઘ્ન પાડનાર અધમ ઇન્દ્રને માર. એવી આજ્ઞા સાંભળી, ગગનમાં ઇન્દ્ર પાછલ દોડયો, એટલે ઇન્દ્ર પાખંડીનો વેષ લઇ તથા ઘોડાને પડતો મૂકી અલોપ થઇ ગયો, અને પૃથુપુત્ર ઘોડો લઇ ઘેર આવ્યો.

‖ આ લીટીથી આરંભી તે નીચેની નવ કડી અંદરના યુદ્ધની તથા દેવને પકડી લાવવાની વાત મૂળ ભાગવતમાં નથી. પણ ઉપલી નોંધમાં જે લખ્યું છે તે પ્રમાણે છે.

ત્યારે રાજા પૃથુનો તન, વિજિતાશ્વ જે કહેવાય;
ક્ષિતિ સઘળી શોધી વળ્યો, સાથે સૈન્ય બહુ સંખ્યાય.
પગ શોધતાંમાં ઇંદ્રને ઘેર, અશ્વની જડી ભાળ;
તવ ઇંદ્રને શોધી અશ્વ અર્થે, યુદ્ધ માંડયું પૃથુસુતે તત્કાળ.
મહા યુદ્ધ અમરે આદર્યું, ને ચડયા વઢવા દેવ;
પૃથુ પુત્ર સાથે યુદ્ધ કરવા, ક્રોધશું તતખેવ.
અકેક સામા આવીને, તે કરે બાણની વૃષ્ટ;
દશે દિશાથી બાણ છૂટે, કો નહિં દીસે દૃષ્ટ.
ખડ્ગ બાણ ત્રિશૂલ ભાલા, વજ્રના મારે ઘાય;
પૃથુ પુત્રને મઘવાતણું, ત્યાં યુદ્ધ દારૂણ થાય.
મંત્રાજ્ઞાએ બાણ છૂટે, અખંડ મેઘની ધાર;
મોટા યોદ્ધા પરાક્રમી તે, તજે પ્રાણ તે વાર.
વિજિતાશ્વ પોતે ક્રોધે ચડયો, તે પાડવે બાણ અનેક;
પછી ઇંદ્ર સાથે મલ યુદ્ધ કરતો હવો તે વીર વિવેક.
પૃથુ પુત્રના પ્રહાર થકી, ઇંદ્રની હવી ગતિ ભંગ;
લઘુલાઘવી કરી સહસ્રાક્ષ નાઠો. તજી અશ્વ પ્રસંગ.
પૃથુરાય પુત્રે બંધ આલ્યા, દેવના નિરધાર;
દિગ્વિજય કરી અશ્વ લાવ્યો, પિતા કને તે વાર.
દેવ પૃથુએ છોડી મેહેલ્યા, ફરી માંડયું યજ્ઞનું કામ;
ફરી પાછો અશ્વ મૂકયો, રાય પૃથુએ તેણે ઠામ.
વળી ઇંદ્રે* પાંખડી વેશ ધરીને, અશ્વ હરયો ફરી તેહ;
વિજિતાશ્વકુંવરે બાણ તાકયું, મુકી હય નાઠો તેહ.
પૃથુયે તવ બાણ ગ્રહીયું, ઇંદ્રને મારવા કાજ;
ઋત્વિજોયે શાંત કીધો, રક્ષણ કીધું ઇંદ્ર મહારાજ.
અમે એનો નાશ કરશું, તમો રહો નિશ્ચિંત;
એવું કરતાં કોપે ચડયા, આચાર્ય ઋષેશ્વર સંત.
ઋષિએ ક્રોધે ઇંદ્રનું, આવાહન કર્યું તે વાર;
વેદ મંત્રે તત્ક્ષણ આવ્યો, તે શુચિ શ્રુવ મોઝાર.
ઇંદ્રને શ્રુવમાં બેસાડીને, હોમે છે ઋષિરાય;
તેણે સમે તો સ્વર્ગ મધ્યે, હાહા શબ્દજ થાય.
તવ બ્રહ્મા આવ્યા બ્રહ્મસદનથી, સાંભળી બુંબાપાત;
તે ઋષીવર પ્રત્યે વાણી વદે, એમ તિષ્ઠ તિષ્ઠ મુખ વાત.
વિનય વચન અનેક કહી, બ્રહ્માએ* મુકાવ્યો સુરરાય;
સહસ્રાક્ષ નમ્યો તેણે સમે ત્યાં, પ્રજાપતિને પડયો પાય.
ઋષેશ્વરને વિનતિ કરીને, મઘવા ગયો સ્વસ્થાન;
પછી યજ્ઞનું કર્મ પૂરૂં કીધું, પવિત્ર પૃથુ રાજાન.
બ્રહ્મ વાક્યથી પૂર્ણ માન્યો, યજ્ઞ પૃથુ રાજાન;
સહસ્ર અઠયાસી ઋષિ, બ્રહ્મા વદે આશિર્વચન.
જય જય શબ્દ વાણી ઋષિ વદે, અભિશેક આશિરવાદ;
કુસુમ વૃષ્ટિ હવી ગગન, પંચ શબ્દ દુંદુભિ નાદ.
રાજા પૃથુએ ઇંદ્ર સાથે, સંતોષ્યા સહુ દેવ;
જય શબ્દ જન યાચક વદે, તે યજ્ઞમાં તતખેવ.

ઢાળ.

જય શબ્દ વાણી વદે સુરમુનિ, સુણ સત્ય પરીક્ષિત રાયરે;
શ્રોતાજન બોલો શ્રીહરિ, હવો ઓગણીશમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે એકોનવિંશોઽધ્યાયઃ ॥૧૯॥

## અધ્યાય ૨૦ મો.†

### કડવું ૨૦ મું-રાગ ગોડી.

શ્રી શુક કહે સુણ પરીક્ષિત વાણી, શૌનક પ્રત્યે વદે સુતપુરાણી;
સ્હોમો યજ્ઞ આવ્યો પુરો થવા, તવ પરમેશ્વર પ્રત્યક્ષ હવા.
હરિ પૃથુને કહે તું માન્ય, ઇંદ્ર ઉપર દયા હવે આણય;
ઇંદ્રે યજ્ઞનો કીધો ભંગ, માગે છે ક્ષમા ધરિ ઉમંગ.
તું ને શક્ર છો મારાં રૂપ, એમ જાણ તું નિશ્ચે ભૂપ;
દીધો અનેક રીતે સદ્બોધ, માયામાંથી કરાવ્યો રોધ.
સ્ત્રી સંતાન ન કોઇ તારાં, એ તો સર્વે છે છેતરનારાં;
તું તો છે રાયજી નિર્વિકારી, પ્રજાપાળક અધમ ઉદ્ધારી.
માગ માગ કંઈ વરદાન, હવો તુંપર હું તુષમાન;
એમ પૃથુ રાયને વખાણ કરી, યજ્ઞ ઉપદેશ કીધો શ્રી હરી.

---

* ઇંદ્રે ભયંકર અંધારૂં ઉત્પન્ન કરી તેની અંદર ગુપ્ત રહી સોનાની દોરી સહિત એ ઘોડાને ખીલેથી છોડી આકાશમાં ઉતાવળે નાશી જતો પુનઃ અત્રિએ દીઠો કે. તરત પૃથુપુત્રને પાછળ મોકલ્યો. આ વખતે ઇંદ્રે માણસનાં માથાંની ખોપરી અને દશ-ઉપળાં પેહેર્યાં હતાં; તેથી કોઈ જાતનો ભેખ ગ્રહણ કર્યો છે એમ ધારી પૃથુના પુત્રે પ્રહાર કર્યો નહીં, પણ અત્રિ ઋષિના કેહેવાથી પૃથુના પુત્રે જેવું બાણ તાકયું કે તેજ વખતે પાખંડરૂપનો ત્યાગ કરી તથા ઘોડાને પડતો મૂકી અંતર્ધાન થઇ ગયો. ત્યારથી ઇંદ્રે કરેલા પાખંડ લોકમાં પ્રસિદ્ધિને પામી ચાલવા લાગ્યા છે. પા એટલે પાપ અને ખંડ એટલે નિશાની એવો પાખંડનો શબ્દાર્થ છે. એ પ્રમાણે ઇંદ્રે જે જે રૂપ લઈ મૂકી દીધાં તેપરથી જૈન, બૌદ્ધ, કાપાલિક વગેરે પાખંડી મતો આ પૃથ્વીમાં પ્રવર્તમાન થયા છે.

* બ્રહ્માએ કહ્યું કે બળવાન્ સાથે સ્પર્ધાથી કંઇ ફાયદો નથી; પૃથુના સો યજ્ઞમાં એક ઓછો રહ્યો તેની શી ફીકર છે, હવે યજ્ઞ બંધ કરો.

† આ વીશમા અધ્યાયમાં ભગવાને પૃથુને ઉપદેશ કર્યો તે કથા વર્ણવેલી છે.

એમ કૃપા કીધી ભગવાન, પૃથુ રાયને કહ્યું બહુ જ્ઞાન°;
કીધું ઈંદ્રને દ્રઢ આલિંગન, તવ પ્રભુ થયા પ્રસન્ન.
પૃથુએ પ્રભુજીને કર્યો પ્રણામ, સ્તુતિ મુખે ઉચર્યો શત નામ.
પ્રભુની પૂજા અર્ચા કીધી ઘણી, પરબ્રહ્મ પરમેશ્વર તણી;
હરિ કથા શ્રવણની પ્રીતિ હજો, દુર્મતિ મારી સહુ જજો.
દશ સહસ્ર કર્ણ તો દીજીયે, પ્રભુ કૃપા એટલી કીજીયે;
હરિ શ્રવણ ઇચ્છું મહારાજ, તમો કરૂણા કરી પ્રભુ આજ.
સફળ જન્મ હવા મુજ યાગ, તમ દર્શનથી મહા ભાગ;
ધન્ય ભાગ્ય મારો અવતાર, કૃપા કરી મુને† વિશ્વાધાર.
નવ માગું મોક્ષ ને જ્ઞાન, માગું એકલું તુજનું ધ્યાન.
આપના સ્વરૂપમાં સદાય રમું, એટલુંજ હું અહિયા માગું.
પૃથુને કૃપા કરી શ્રી ભગવાન, મનવાંછિત આપ્યું વરદાન;
જ્ઞાન ધર્મ કહ્યો હરિયે વિવેક, પ્રભુએ પૃથુને કીધો અભિશેક.
પૃથુ રાયને આજ્ઞા કરી, પછી વૈકુંઠ પધાર્યા શ્રી હરી;
પ્રભુ પાર્ષદો કિન્નર નાર, અપ્સરા ઋષિ પિતૃ સાર;
ઋષિ અમર સહુ સ્થાનક જાય, કરતાં વાત હરખ મન ન માય;
આવ્યો પૃથુ પછી નગર મોઝાર, પ્રજા પ્રેમથી પાળે સાર.

વળણ.

વિનોદ વાત હર્ષશું કરતા, સ્વસ્થાને સૌ જાયરે;
પરીક્ષિત પ્રત્યે વદે શુકજી, હવે થયા વીશ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે વિંશોધ્યાયઃ ॥૨૦॥

# અધ્યાય ૨૧ મો.*

## કડવું ૨૧ મું–રાગ કેદારો.

શ્રી શુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
હવે પૃથુ રાજા શું કરે તે કથા તુજને કહું રે.

ચાલ.

તે તુજને કહું પરીક્ષિત રાજા, શ્રીશુકજી કહે શુભ વાણી;
મૈત્રેય વિદુર પ્રત્યે સંભળાવે, શૌનકને સુતપુરાણી.
યજ્ઞ કરીને રાય પૃથુ, પોતે નગ્રમાં પાછો આવ્યો;
સર્વ લોક ત્યાં પ્રસન્ન હવા છે, પ્રજા તણે મન ભાવ્યો.
પૃથુરાયને કરૂણા કરી ત્યાં, યજ્ઞ વિષે ભગવંત;
એવું સાંભળી પ્રજાએ પૂજા કરી, આપી ભેટ અનંત.
પછી પ્રતિપાલન પ્રજાનું કરતો, રૂડી પેરે રાય;
ધર્મ રાજ્ય પાળે પૃથુરાજા, પ્રજા સૌ સુખાણી થાય.
પછી વૈકુંઠ જવા અધિકાર થયો, પૃથુરાય વિચારે મન;
સર્વથા આ સંસાર તજીને, જઈએ પ્રભુને સદન.
વળી યજ્ઞ કરી પૃથુરાય કહે, પ્રજા પ્રત્યે શુભ વાણી;
તમો સૌ, પરબ્રહ્મ પરમેશ્વર, પૂજો સારિંગપાણી.
ધ્યાન જપ તપ ધર્મ કરો કંઈ, દેહ દમન સાધન;
સ્નાન દાન દેવતા અર્ચન, પૂજન તીર્થ વ્રત યજ્ઞ.
પૃથુરાજાએ પ્રજાને વળી, કહ્યું અપરિમિત જ્ઞાન;
સદા નિરંતર સદભાવેથી, ભજોને શ્રી ભગવાન.
આદિ અનાદિ એક પરબ્રહ્મ, છે મુજને વહાલો;
સચરાચર વ્યાપક પ્રભુ, નથી કોઇ ઠામ થાલો.
કર્મ કાંડ નથિ ફળદાતા, કીધો મુનિએ સિદ્ધાંત;
હરિ કથા હરિનું સેવન, એ સાધન બળવંત.
બ્રહ્મરૂપ બ્રાહ્મણ મુને વહાલા, ભગવત અને ગાય;
હરિ ભક્ત અતિ છે વહાલા, મુજ ભક્તિ કરેજ સદાય.
સભા સર્વ રાજી હવી, કીધો બહુ સત્કાર;
રાયતણો વળી ત્યાં સર્વે, બોલે જયજયકાર.
પૃથુરાજા પ્રીતે પાળે છે, વહાલી ઘણી પ્રજાય;
પ્રજા રાયને વખાણે છે, ધન્ય ધન્ય પૃથુ મહિમાય.
રાજા ધર્મિષ્ટ તેણે કરીને, પ્રજા ધર્મને જાણે;
પૃથુરાયનો મહિમા સૌકો, ત્રિભૂવનમાં વખાણે.
ધર્મ પાળતાં સર્વ સુખી છે, પ્રજા મન હર્ષિત રંગ;

°વિષ્ણુએ પૃથુને કહ્યું કે, સુબુદ્ધિવાળા માણસો કોઇ પ્રાણીનો દ્રોહ કરતાજ નથી; તેમ તેઓ દેહને આત્મા પણ માનતા નથી. જ્ઞાની પુરૂષ દેહ પ્રત્યે આસક્તિ રાખતો નથી, તેમ તે દેહ વડે થયેલાં સંતાનાદિ પ્રત્યે મમતા પણ રાખતો નથી. આત્મા દેહથી ભિન્ન છે, એક છે, શુદ્ધ છે, જ્ઞાન સ્વરૂપ છે, નિર્ગુણ છે, ગુણોનો આશ્રય છે, ગપાતો નથી, ઢંકાતો નથી, જોનારો છે અને સ્વતઃ સિદ્ધ છે; પરંતુ દેહ એ અવસ્થાથી ભિન્ન ભિન્ન છે. તે મલિન છે, જડ છે, સગુણ છે, ગુણોના આશ્રયથી રહેલો છે, માપી શકાય છે, વસ્ત્રથી ઢંકાય છે, દૃશ્ય છે, અને આત્માને લઇને સિદ્ધ થાય છે. આ પ્રમાણે જે પોતામાં રહેલા આત્માને જાણે તે, શરીર ધારી છતાં પણ દેહના વિકારથી લેપાયજ નહિ, કારણ કે તે મારામાંજ રહ્યો છે. આ અવિચળ આત્મા ઈંદ્રિયથી નિરાળો છે છતાં તેઓના સ્વામિત્વપણાથી રહ્યો છે, એમ જેણે જાણ્યું તેનો મોક્ષ થાય છે. પ્રજાએ કરેલા પુણ્યમાંથી છઠ્ઠો ભાગ રાજાને પરલોકમાં મળે છે, પણ પ્રજા પાસેથી કર લે ને રક્ષણ ન કરે તો તેનું પુણ્ય પ્રજાને જાય છે, ને પ્રજાનું પાપ રાજા લે છે. હું યજ્ઞ, તપ કે યોગથી સત્વર મળતો નથી પણ સમદષ્ટિ-વાળા પુરૂષ પાસેજ રહ્યો છું, માટે મારી પાસે કંઇ વરદાન માગ.

† મહારાજ, આપે ભજન કરનારાને વરદાન માગવાનું, કહેવું, એ તમારી વાત જગતને બાધ કરનારી છે, એમ હું માનું છું; કેમ કે આપની વાણીરૂપ દોરીથી લોકો બંધાયલા છે.

*આ એકવિશમા અધ્યાયમાં પૃથુ રાજાએ શેહેરમાં આવી, સભા ભરી, ને તેમાં પ્રજાને સારો ઉપદેશ આપ્યો તે કથા છે.

મનવાંછિત સઘળું સુખ પામે, રાય પૃથુને પ્રસંગ.
ઇશ્વિર ભક્તિ સદાચરણ, પ્રભુતણું ધ્યાન ધરનાર;
પૃથુરાજાએ ધર્મ અતીશય, વર્તાવ્યો નિરધાર.
ધન્ય ધન્ય એ પ્રજાપાળક, સાંભળ પરીક્ષિત રાય;
ધર્મ માર્ગ ચલાવ્યો સઘળે, ક્ષિતિ તળમાં મહિમાય.

**વલણ.**

ક્ષિતિ તળમાં મહિમાય સઘળે, શ્રી હરિની કરૂણાયરે;
ચતુર્થસ્કંધ ભાગવતના, હવા એકવીશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થસ્કંધે એકવિંશોધ્યાયઃ ॥૨૧॥**

---

## અધ્યાય ૨૨ મો.*

**કડવું ૨૨ મું–રાગ આશાવરી.**

શ્રી શુકજી કહે સાંભળ રાય, પરીક્ષિત પુન્ય પવિત્ર;
મૈત્રેય ઋષિ વિદુરને સંભળાવે, પૃથુરાજાનું ચરિત્ર.
પૃથુરાજાને અંતર વેદ, ગંગા યમુના મધ્ય વાસ;
પૃથુ રાજા ત્યાં આસન કરીને, સમરે શ્રી અવિનાશ.
એક સમે સનકાદિક ચારે, બ્રહ્મા કેરા કુમાર;
પૃથુ રાજા ભણી તે આવ્યા છે,કરૂણા કરી એકવાર.
દેખી રાય રળિયાત થયો,ને આપ્યાં પવિત્ર આસન;
પ્રેમે આલિંગન દઇ ભેટયા,પછી કીધું વિધિયે પૂજન.
મુજ† કિયાં પુણ્યે પધારયા, તમો ઋષીશ્વર આ ઠામ;
તમ ગુણ ગણતાં પાર ન લાધે,તમો પૂર્ણ બ્રહ્મ છો સ્વામ.
સનકાદીકે રાજાનું દીઠું, ધર્મ પવિત્ર આચરાણ.
સાધુ સંતના સંગ કરે, મન ધરે પ્રભુનું સ્મરાણ.
એવું દેખતાં સનકાદિક, આનંદ પામ્યા મંન;
સનકાદિકે* પ્રતિબોધ દીધો, જેવું વેદ વચંન.

---

* આ બાવીશમા અધ્યાયમાં સનકાદિકે પૃથુ રાજાને બ્રહ્મજ્ઞાન આપ્યું તથા પૃથુએ સનત્કુમારની શુશ્રૂષા કરી તે કથા છે.

† પૃથુરાયે વિશેષ કહ્યું કે, જેને ઘેર વૈષ્ણવોનું આવવું ન થાય તેનું ઘર કદી સમૃદ્ધિથી ભરપૂર હોયતો પણ સર્પના ઘર સરખું સમજું છું. આપ કે જેઓ બ્રહ્મમય છો, વળી જેને ક્ષેમ વા અક્ષેમનો ભેદજ નથી તેઓને અમારે ક્ષેમ પૂછવુંજ જોઇએ શું ? પણ અમ લોકો વિષય વાંચ્છનાનેજ સ્વાર્થરૂપ સમજીયે છિયે અને દુસ્તર સંસારમાં અમારા કર્મને લીધે જન્મેલા છિયે, તેનું તો ક્ષેમ પૂછવુંજ જોઇએ. આપને મારે એટલુંજ પૂછવાનું છે કે, આ સંસારને વિષે કિયા પ્રકારથી એકદમ કલ્યાણ થાય છે તે મને કહો.

* પૃથુરાયનું ઉપર પ્રમાણેનું વચન સાંભળી ઋષિઓએ જે જ્ઞાન કહ્યું તે કવિએ આ અધ્યાયમાં આપ્યું નથી, પણ આ જ્ઞાન ઉત્તમ હોવાથી અત્રે ટીપ્પણમાં ટાંક્યું છે. ઋષિએ કહ્યું કે, ગુણવગરના આત્મા વિષે દૃઢ પ્રીતિ રાખવી અને આત્મા વિના અન્ય વસ્તુમાં વૈરાગ્ય ગૃહણ કરવો એમ પ્રૌઢ વિચાર યુક્ત શાસ્ત્રોમાં નિર્ણય કરેલો છે. શ્રદ્ધા રાખવી, ધર્મ પાળવો, જ્ઞાન બાબતના નવા નવા વિષયની ઇચ્છા રાખવી, બ્રહ્મજ્ઞાનના સાધનમાં નિષ્ઠા રાખવી, યોગી લોકાની સેવા કરવી, ભગવત્ કથા શ્રવણ કરવી, ધન અને કામનામાં લુબ્ધ પુરૂષોની સંગતનો ત્યાગ કરવો, ધન અને વિષયોને છોડી દેવા, એકાંત સ્થળમાં રેહેવાની પ્રીતિ રાખવી, પોતામાંજ સંતોષિત રેહેવું, ભગવત્ શ્રવણમાં અતૃપ્તિ રાખવી, કોઈને પીડા ન કરવી, શાંતિ આદિ શુભ ગુણવાળી વૃત્તિ રાખવી, સ્વહિતનો વિચાર કરવો, ભગવાનની લીલાનું સ્મરણ કરવું, કામના રહિત યમ, નિયમ પાળવો, અનિંદિતપણે વર્તવું, યોગક્ષેમને સારૂ ઉદ્યમ છોડી દેવો, સુખ દુઃખાદિક દ્વિપદાર્થ સહન કરવાનો માવરો રાખવો, એટલું ગૃહણ કરવાથી સઘળા જડ પદાર્થમાં વૈરાગ્ય અને નિર્ગુણ સ્વરૂપમાં પ્રીતિ એકાએક થાય છે. ગુરૂસેવનથી પરમાત્મામાં શુદ્ધ પ્રીતિ થવાને લીધે, (અરણીથી ઉત્પન્ન થતા અગ્નિ પેરે), અરણીની પેઠે જ્ઞાન, વૈરાગ્યના પ્રબળથી તેનું પંચ ભૂતરૂપ અવિદ્યા વગેરે પાંચ કલેશરૂપ (૧ લી અવિદ્યા એટલે સ્વરૂપનું વિસ્મરણ થવું તે, ૨ જી અસ્મિતા એટલે દેહને હું છું એમ માનવું, ૩ જું રાગ એટલે દેહાભિમાનથી દેહને અનુકૂળ વસ્તુમાં પ્રીતિ તે, ૪થું દ્વેષ એટલે પ્રતિકૂલ વસ્તુ ઉપર અપ્રીતિ તે, ૫ મું અભિનિવેશ એટલે અનુકૂલ પદાર્થોનો નાશ થતાં પોતાનો નાશ માની બેસવાનું અભિમાન તે.) લિંગ શરીરને પાછો કોંટો ન ફુટે એ રીતે બળી જાય છે. દૃષ્ટા, દૃશ્યનો ભેદ અંતઃકરણને લીધે થાય છે; જાગૃત, સ્વપ્નમાં અંતઃકરણ હોવાથી તે જોનાર, જોવાના પદાર્થ અને તેઓનો સંબંધ કરનારો અહંકાર જોવામાં આવે છે, પણ સુષુપ્તિમાં અંતઃકરણ નહિ હોવાથી કંઇ પણ જોવામાં આવતું નથી. વિષયોનું પ્રીતિથી સ્મરણ કરનારાની ઇંદ્રિયોને વિષયો ખેંચે છે, ઈંદ્રિયો મનને ખેંચે છે, અને મન વિચાર કરવાની શક્તિને મનની અંદરથી ખેંચી લે છે. બુદ્ધિની માંહીથી વિચાર શક્તિ ખેંચાઇ જવાથી તેને આગળ પાછળનું વિસ્મરણ થવાથી જ્ઞાન જતું રેહે છે. આત્મા ઉપરના પ્રેમથી જે બીજું સઘળું પ્રિય લાગે છે, તે સ્વહસ્તે આત્માની ખરાબી કરવાથી જે સ્વાર્થને નુકશાન થાય છે, તેના જેવું જગતમાં સ્વાર્થને કંઇ પણ નુકશાનકારક નથી. તૃષ્ણા રાખવાથી શાસ્ત્ર જ્ઞાન અને સ્વરૂપનો અનુભવ ભ્રષ્ટ થઈ જતાં સ્થાવરપણાને પામે છે. સંસારના અંધારામાંથી પાર પામવાની ઇચ્છાવાળા પુરૂષે સંગને અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોને અત્યંત નુકશાનકારક છે. એ ચારમાં મોક્ષ સર્વોત્તમ પુરૂષાર્થ કેહેવાય છે, બાકીના ત્રણમાં નિરંતર કાળનો ભય છે. સૃષ્ટિની અંદર આપણાથી તે બ્રહ્માદિ જે ઉત્પન્ન થયેલા છે તેમનો મનોરથ કાળ તોડી નાખે છે. અનાત્મ (આત્મા વગરની) વસ્તુમાં આસક્તિ રાખવાથી અનર્થ થાય છે, એટલા માટે દેહ, ઇંદ્રિય, પ્રાણ, બુદ્ધિ, અને અહંકારથી વિંટા-

સ્તુતિ કરી પૃથુરાયે* અતિ, પછી ગયા મુનિરાય;
અન્યોઅન્ય હર્ષે મળી, પછી સ્થાન પોતાને જાય.
પૃથુ રાજાનો યશ છે મોટો, ત્રિભુવનમાં વિસ્તાર;
સુરિનર મુનિવર સર્વે જાણે, ભૂમંડળ મોઝાર.
દેવ દાનવ યક્ષ કીન્નર, સઘળે વિસ્તર્યો મહિમાય;
પ્રજા સર્વેને જુગતે પાળે, ધર્મવંત તે રાય.
ચતુર્પદ† પૃથુએ ધર્મ ચલાવ્યો, સઘ કર્મ માર્ગ આચાર્ણ;
પર્મ હર્ષે મનમાં ધરી, સહુ કરે પ્રભુનું સ્માર્ણ.

**વળણ.**

સ્મરણ પ્રજા પ્રભૂનું કરે, નિત્ય સ્મરે જગદીશરે;
ચતુર્થસ્કંધ ભાગવતના, હવા અધ્યાય બાવીશરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થસ્કંધે દ્વાવિંશો-ધ્યાયઃ ॥૨૨॥**

---

## અધ્યાય ૨૩ મો ‡

**કડવું ૨૩ મું-રાગ સારંગ-ચાલ ઢુકડી.**

શ્રી શુક કહે પરીક્ષિત અવિધાર, હવા પૃથુરાયને પંચ કુમાર;
જયેષ્ટ પુત્ર વિજિતાશ્વ સહી, બીજા ચાર દેખાડું કહી.
ધૂમ્રકેશ§, હર્યક્ષ, દ્રવિણ, વૃક નામનો પાંચમો તન;
જયેષ્ટ પુત્ર વિજિતાશ્વ જેહ, પૃથુને પાંચે વલ્લભ તેહ.
રાયે કર્યો પછે મન વિચાર, જયેષ્ટને આપ્યો રાજ્યાધિકાર;
પછી વલ્કલ પેહેર્યાં પૃથુ રાજન, સ્રિસાથે તપસારૂ ગયા વન.
બદ્રિકાશ્રમે ગંગા છે જ્યાંહે, મહા તીવ્ર તપ માંડયું ત્યાંહિં;
અંગુષ્ટ ભેર રાય ઉભા રહી, પરબ્રહ્મનું આરાધન કરતા તહી.
સુકા પાંદડાનો કરે આહાર, જપે જાપ શ્રીવિશ્વાધાર;
પછી વાયુ આહાર કરે રાજન, વશ્ય કીધો એમ "મન" પવન.
એમ તપ કરતા હતા પૃથુ રાજન, મનમાં પરમેશ્વરનું કરે સ્તવન;
જ્ઞાન વૈરાગ્યથી પરબ્રહ્મમાં રહી, કૈવલ્ય મોક્ષ પામ્યો તેસહિ.
સ્રીએ રાય ઉછંગે લીધો સહી, સહગમન કીધું વનમાં રહી;
તવ કુસુમ વૃષ્ટિ કરતા સૌ દેવ, પૃથુ સાંનિધ્ય આવ્યા તતખેવ.
રાય સમીપ લાવ્યા દીવ્ય વિમાન*, સ્રીસહ દિવ્ય દેહે બેઠા રાજન;
તવ દુંદુભી નાદ હવા આકાશ, રાય પૃથુ ગયા વૈકુંઠ વાસ.
પૃથુ આવ્યા સ્વર્ગ સદન મોઝાર, વરતી રહ્યો ત્યાં જય જયકાર;
એ શુક કથા પરીક્ષિતને કહી, જે જન એક મને સુણે સહી.
બાળ વૃદ્ધ યૌવન નર નાર, તેને પુનરપિ નહિ અવતાર;
ધર્મ, અર્થ, મોક્ષ ને કામ, ચાર પદાર્થ આપે તેને સીતા રામ.

**વળણ.**

ચાર પદાર્થની પ્રાપ્તી થાશે, જન્મ મર્ણ ભય જાયરે;
શ્રોતા બોલો શ્રી હરી, હવો ત્રયવિંશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રયવિંશો-ધ્યાયઃ ॥૨૩॥**

---

## અધ્યાય ૨૪ મો.†

**કડવું ૨૪ મું-રાગ ભાનાવળી.**

શ્રી શુકજીરે, પરીક્ષિત પ્રત્યે ઉચરે,
સંત સભામાંરે, રાજા શ્રવણે ધરે;
પછી વિજિતાશ્વ રાજારે, રાજ્યાસન બેઠા સહી;
ચારે ભ્રાતનેરે, પાસે તેડાવ્યા તહીં.
ચારે દીશારે, ભ્રાતને‡ આપી વેહેંચી કરી;
પોતે વિજિતાશ્વરે§, મહારાજ હવો ચક્રેશ્વરી.

---

યલા સ્થાવર જંગમોમાં અંતર્યામી રૂપે પ્રત્યક્ષ અને દેશ, કાલ તથા વસ્તુના માપથી રહિત જે પ્રકાશે છે અને અંતર્વૃત્તિથી જે જણાય છે, તેજ આત્મા છે એમ જાણો. એ પ્રમાણે જ્ઞાન કહ્યું છે.

* પૃથુ રાજા તે ઋષિ પ્રત્યે કહે છે:-બ્રાહ્મણ પોતાનુંજ જમે છે, પોતાનુંજ પેહેરે છે, અને પોતાનુંજ આપે છે; કેમકે સઘળું બ્રાહ્મણોનુંજ છે. બીજા ક્ષત્રિયાદિક તો બ્રાહ્મણની દયાથી તેઓએ આપેલું અન્ન ખાય છે, તેથી આપી દેવામાં સ્વતંત્ર નથી. આપે મુને ઉત્તમ બ્રહ્મજ્ઞાન આપ્યું તેનો બદલો હાથ જોડવા સિવાય બીજો કશો આપી શકું એમ નથી.

† ચારે પગે. ધર્મના ચાર પગ છે એવી કલ્પના કીધી છે.

‡ આ ત્રેવિશમા અધ્યાયમાં પૃથુ રાજા કૈવલ્ય મોક્ષ પામી વૈકુંઠ ગયા તથા તેની સ્રી સતી થઇ ઈત્યાદિ કથા છે.

§ આ પુત્રોનાં નામ મૂળ ભાગવતમાં બાવીશમા અધ્યાયમાં આપ્યાં છે.

* પૃથુ રાજાને વિમાન આવ્યું, આ બાબતનું લખાણ મૂળ ભાગવતમાં નથી, પરંતુ શ્રીધરે ૨૩ મા અધ્યાયના ઉપરના સારના શ્લોકમાં લખ્યું છે.

† આ ચોવીશમા અધ્યાયમાં પૃથુના પ્રપૌત્ર પ્રાચીનબર્હિ રાજાને પ્રચેતા નામે પુત્રો થયા; તેઓને શંકરે રૂદ્રગીતાનો ઉપદેશ કર્યો તે કથા પ્રસંગ છે.

‡ હર્યક્ષને પૂર્વ, ધૂમ્રકેશને દક્ષિણ, વૃકને પશ્ચિમ, અને દ્રવિણને ઉત્તર દિશાની ગાદી આપી.

§ પૃથુ રાજાના અશ્વમેધ યજ્ઞની અંદર વિજિતાશ્વ ઇંદ્ર પાસેથી ઘોડો લાવ્યો હતો, તેથી ઇંદ્રે તેને અંતર્ધાન થવાની ગતિ આપી હતી, તેથી તેનું નામ "અંતર્ધાન" પણ છે.

તેને ઘેરરે, બે* વનિતા રાણી હવી;
પતિવ્રત ધર્મ પાળેરે, કીર્તિ નિત્ય નવી નવી.
તે બેઉને સંતાનરે, હવાં સોહામણાં;
મહા સુંદરરે, રૂપે શોભે અતિ ઘણાં.
વિજિતાશ્વ† રાજાએ રે, યજ્ઞનો મસ કીધો સહી;
યશ મહિમારે, રાજાનો વ્યાપ્યો તહી.
પછી રાજા વિજિતાશ્વેરે, પુત્રને રાજ્ય આપ્યું ત્યાંહે;
સર્વ રાજ્ય સોંપીરે, પોતે ગયા વન માંહે.
ઊગ્ર તપ કીધુંરે, આરાધન હરિનું કરી;
તવ કૃપા કરીરે, વૈકુંઠથી આવ્યા હરી.
વર આપીરે, વૈકુંઠપુરીમાં લઇ ગયા;
વિજિતાશ્વ એમ ઉદ્ધર્યારે, સૌ વાતે નિર્ભય થયા.
રાય વિજિતાશ્વનોરે, જ્યેષ્ટ પુત્ર હવિર્ધાન ભલો;
તે ધર્મ ચલાવેરે, જેવો વેદમાં વર્ણવ્યો.
હવે હવિર્ધાનનેરે, છ સુત સુંદર હવા સહી;
તેમાં જ્યેષ્ટજરે, પ્રાચીનબર્હી તહી.
તે સમુદ્રનીરે, કન્યા‡ પરણ્યો તદા;
જેણે સઘળે પૃથ્વીમાંરે, યજ્ઞ બહુ કીધા યદા.
પ્રાચીન બર્હીયેરે, યજ્ઞના પ્રારંભ માંડીયા;
મન મહિંથીરે, દુષ્કૃત સઘળાં છાંડીયાં.
રાય અવનીપરરે, યજ્ઞ કરે છે ઘણા;
નહીં પારજરે, ગણતાં આવે તે તણા.
પ્રચેતા નામેરે, દશ તન હવા તહીં;
મહાજ્ઞાની તેરે, દીસે રૂપે સુંદર સહી.
જેહ પુત્રોરે, પ્રચેતાથી દશ કહ્યા,
તે સમુદ્રનેરે, તટે તપ કરવા ગયા.
પંથે ચાલતાંરે, એક શુભ સર આવિયું;
રચના રૂડીરે, જોઇને મન ભાવિયું.
ત્રટ સમુદ્રનેરે, જાણે પદ્મ પ્રાણ ભરી સહી;
ત્યાં તપ* કીધુંરે, શીવજી ફરૂં ધ્યાન ધરી.
તપ* કીધુંરે, અતિ ઉગ્ર એક આસને;
કરૂણા કીધીરે, શિવજીએ ત્યાં દાસને.
શિવજી પ્રકટ થયારે, સરોવર માંહિથી;
પ્રચેતા જોઈરે, જ્ઞાન દીધું ભાવેથી.
શિવજી કહે છે રે, સાંભળો પુત્ર તમે;
તમ અનુગ્રહ માટેરે, દર્શન દીધું અમે.
પુરુષ પુરાણનારે, ભક્ત મને પ્રિય છે;
તમે છો હરિભક્તનારે, હરિ કરુણાકર છે.
સ્વધર્મ પાળીનેરે, સોજન્મે બ્રહ્માને મળે;
એથી પુણ્ય અદકુંરે, હોય તો મુજમાં ભળે.
પણ હરિભક્તનોરે, અંત સમય થાય;
શ્રી હરિ પાદ પામેરે, પ્રભુના ગુણ ગાય.
તે હરિ કેરૂંરે, સ્તવન જે ઉત્તમ છે;
સદા શિવે કહ્યુંરે† હરિ પુરુષોત્તમ છે.
જ્ઞાન દાન દેતારે, તુષ્ટમાન શંકર થયા;
કૃપા શીવનીથીરે, સંતાપ સઘળા ગયા.
હવું શીવ દર્શનરે, સેવક સ્તુતિ ઉચ્ચરે;
કરજોડીરે, પ્રણામ ત્યાં દશે કરે.
પ્રભુ ધન્ય ધન્યરે, અમ રંકને કૃપા કરી;
આજ દાસનીરે, આશા પુરી હર્ષે ભરી,

* એ બેમાંની શિખંડીની નામની રાણીથી પાવક, પવમાન અને શુચિ એ નામના ત્રણ પુત્રો થયા. પૂર્વે ત્રણે અગ્નિયોને વસિષ્ઠે શ્રાપ દીધો હતો તેથી તે વિજિતાશ્વને ત્યાં અવતર્યા હતા, પણ પાછા અગ્નિના પદને પામ્યાછે. નભસ્વતી નામની બીજી સ્ત્રીને પેટે હવિર્ધાન નામનો પુત્ર થયો હતો. તેણે, કર, દંડ અને દાણ વિગેરે લેવાથી રાજાઓની આજીવિકા બીજાને પીડા કરનાર છે એમ ધારી, લાંબા કાળ સુધી યજ્ઞનો મિષ કરી તે આજીવિકા મૂકી દીધી હતી. હવિર્ધાન રાજાને હવિર્ધાની રાણીથી બર્હિષદ, ગય, શુક્લ, કૃષ્ણ, સત્ય, અને જીતવ્રત નામના છ પુત્ર થયા, એ છમાંથી સર્વેથી મોટો બર્હિષ રાજા ભાગ્યશાળી અને કર્મકાંડી તથા યોગવિદ્યામાં કુશળ હતો. તેણે એકે સ્થળ યજ્ઞ કર્યા વગરનું રાખ્યું નથી. પૂર્વ દિશા તેના અગ્રિવાળા દર્ભોથી ભરાઈ ગઇ હતી તેથી તેનું પ્રાચીનબર્હિ એવું નામ પડ્યું છે.

† આ ચાર કડીની વાત મૂળમાં નથી.

‡ શતદ્રુતિ નામે સમુદ્રની કન્યાને પરણ્યો હતો.

* તપ કરવાની વાત મૂળમાં નથી.

† શદાશિવે પ્રચેતાઓને નીચે પ્રમાણે રૂદ્ર ગીતાનું સ્તોત્ર કહ્યું–હે વિષ્ણુ, આપનું મહત્પણું મહાન્ આત્મવેત્તાઓને સ્વરૂપપણુ આનંદ આપેછે, માટે મને એ આનંદ મળવોજ જોઇએ. વળી પરમાનંદ એવા; સર્વરૂપ એવા; નાભિમાં કમળ ધરનાર; પંચભૂત, વિષયો તથા ઇંદ્રિયોના નિયંતા એવા; વાસુદેવ રૂપે ચિત્તના નિયંતા, શાંત અને સ્વયંપ્રકાશ એવા; સંકર્ષણ રૂપે અહંકારના નિયંતા, સૂક્ષ્મ, અનંત અને મોઢાંના અગ્નિથી પ્રલય વિષે જગતને બાળનારા; પ્રદ્યુમ્ન રૂપે, બુદ્ધિના નિયંતા, જગતને બોધ આપનારા; અનિરૂદ્ધ રૂપે મનના નિયંતા; સૂર્ય રૂપ એવા, ક્ષય, વૃદ્ધિ રહિત; સ્વર્ગ, મોક્ષના દ્વાર રૂપ, પવિત્ર અંતઃકરણમાં રહેનાર; અગ્નિરૂપ એવા; યજ્ઞોના સાધનરૂપ; યજ્ઞોનો વિસ્તાર કરનારાઃ ચંદ્ર રૂપ; પિતૃ તથા દેવતાના અન્નરૂપ; ત્રણ વેદના પતિ; યજ્ઞ રૂપ વિર્યવાળા; જળરૂપ એવા; જીવોને તૃપ્તિ આપનારા; સર્વ રસમય એવા; પૃથ્વીરૂપ એવા; સર્વ પ્રાણિયોના દેહરૂપ અને વિરાટ્ શરીરવાળા; વાયુરૂપ વાળા; ત્રૈલોક્યને પાળનારા; મન, ઇંદ્રિય તથા દેહનાં બળરૂપ એવા; આકાશરૂપ એવા; શબ્દગુણથી સર્વને નામ આપનારા; અંતર્બહિર્વ્યવહારના આશ્રયરૂપ; પ્રવૃત્તિ કર્મથી પિતૃ લોક દેનારા; નિવૃત્તિ કર્મથી મુક્તિ દેનારા; મૃત્યુરૂપે અધર્મનાં ફળ રૂપ અને દુઃખદાયી એવા; વિ-

મહાદેવનીરે, સાથે ગાંધર્વ છે ઘણા;
ભોળાશંકરરે, પ્રાણનાથ પાર્વતીતણા.
એવા મહારૂદ્રનેરે, ચર્ણે નમ્યા પ્રીતશું;
સ્તવન ઉચર્યારે, વંધા રૂડી રીતશું.
તેમને મહાદેવજીએરે,જ્ઞાન ઉપદેશબહુ કહ્યો;
બ્રહ્મ જ્ઞાન સાંભળ્યાથકીરે, શોક મોહ સઘળો ગયો.
ત્યાં શીવજીએરે, બ્રહ્મરૂપની કથા કહી;
તેથી પાવનરે, દેહી દશે સુતની થઇ.
તે નારાયણ સરોવરેરે,એસી જ્ઞાન મહિમા કહ્યા;
પછી શીવજીરે, તે સરોવર મધ્યે અદષ્ટ થયા.

વળણ.

અંતર્ધ્યાન હવા શીવજી, તમો સુણો પરીક્ષિત રાયરે;
જય શ્રીગીરિવરધર પ્રભૂ, હવા પૂર્ણ ચોવિશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ચતુર્વિંશો–ધ્યાયઃ ॥૨૪॥**

---

## અધ્યાય ૨૫ મો.*

કડવું ૨૫ મું–રાગ મારૂ.

શુકદેવ વાણી ઉચરે, સાંભળો અભિમન્યુ તંન;
સુતપુરાણીક શૌનક પ્રત્યે, વદે રમ્ય વચંન.
પ્રાચિનબર્હી રાય કેરાં, યજ્ઞનો નહિ પાર;
ઠામઠામ વનવિષે સર્વત્ર, કર્યા યજ્ઞ નિરધાર.
પ્રાચીનબર્હી રાય પોતે, બેઠો કરે છે યજ્ઞ;
એવે સમે ત્યાં પધાર્યા, સાક્ષાત નારદ મુન્ય.
પ્રાચીનબર્હી રાય હરખ્યો, આપ્યું પવિત્ર આસન;
અર્ધ્યે પાદ્યે પૂજન કીધું, વળી રૂડી પ્રકારે સ્તવન.
પ્રાચીનબર્હી રાય પ્રત્યે, પછે વદે નારદ દેવ;
તમો યજ્ઞમાં પશુ હોમિયાં, અનંત અવશ્યમેવ.
તે તો સઘળાં વળી વાટ બાંધી, રહ્યાં છે મારગમાંહિ;
તારૂં ચિંત્વન કરે છે રાય, કયારે આવશે આંહિ.
તે પંથ મધ્યે વાટ જોઇ, રહ્યાં છે નિરધાર;
જે રાજા અહિં આવશે, તો લોહશીંગે* કરીયે પ્રહાર.
તવ રાજાયે પરીક્ષા જોઈ, તો પ્રત્યક્ષ દીઠું તેહ;
વિસ્મય પામી મનમાં બીધો, પ્રાચીનબર્હી જેહ.
નારદ મુનિના ચર્ણ પ્રણમી, વદે વાણી રાય;
હવે શું કરવું ઘટે મુજને,પ્રભુ જેથી પ્રાયશ્ચિત જાય.
ત્યારે નારદ વદે વાણી, સાંભળિયે રાજન;
એકાગ્ર ચિત્તે કહું તુજને, તે સાંભળવા આખ્યાન.
રાય એક પૂરંજન† ચડયો,ઈદ્રિરૂપ અશ્વે નિરધાર;
નિવાસ અર્થે નગ્ર‡ જોવા, ચાલ્યો તેણીવાર.
દેશ વિદેશ બધે ફર્યો, જોઇ ગિરિ ગુફા અનેક
ફરી ફરી રાય થાકીયો, નવ ગમ્યું નગ્ર§ ત્યાં એક.
હિમાલયના દક્ષિણ શિખરમાં, નગ્ર‖ દીઠું સાર;
નવદ્વાર¶ છે પ્રત્યક્ષ જેને, જેમાં ઘરો× છે અપાર,

વિધ પ્રકારની વાણીને સ્રજનારા; અહંકારમય એવા; ગુણોથી સર્વ ઈંદ્રિયને રાજી કરનાર અને વૈષ્ણવોએ પૂજેલ એવાં આપના સ્વરૂપનું દર્શન આપો. (આમ શિવજીએ પ્રાર્થના કરવા કહ્યું: પછી કહ્યું કે) જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ, એ પ્રમાણે ચાર પ્રકારનું આ જગત્ માયાથી બનાવેલું છે, તે જગત રૂપ પુર વિષે પોતાના અંશ (જીવ રૂપ)થી તેમાં રહેલા છે, એટલા માટે તે જીવ (પુરૂષ) એવી સંજ્ઞાથી ઓળખાય છે. જીવ ક્ષુદ્ર વિષયોનું સુખ ઈંદ્રિદ્વારા ભોગવે છે. કાળ સ્વરૂપ એવા તમે કોઇના પણ ધારવામાં આવતા નથી. હું આ કામ 'આમ' કરીશ એવા વિચારમાં મગ્ન રહેલા અને સ્વાદેંદ્રિયના લાલચુ પુરૂષોને તે સુખ મળ્યા છતાં પણ તૃષ્ણા ન ટળવાથી તમે ઝડપી લ્યો છો. હે રાજકુમારો, આ પ્રમાણે આ "યોગાદેશ" નામનું સ્તોત્ર મેં તમને કહ્યું તે પ્રમાણે ધ્યાન ધરજો. પ્રજાપતિના પતિ બ્રહ્માને અને ભૃગુ વગેરે અમને સૃષ્ટિ રચવાની ઇચ્છા થઇ ત્યારે બ્રહ્માએ આ સ્તોત્ર અમને શિખવ્યું, ને અમે આ સ્તોત્રથી અજ્ઞાન ટાળી અનેક પ્રકારની પ્રજા ઉપજાવી. મેં કહેલી આ સ્તુતિનો જપ કરતી વખતે એકાગ્ર બુદ્ધિ રાખજો, તેથી તમોને મનવાંચ્છિત ફળ મળશે.

* આ પચીશમાં અધ્યાયમાં નારદજીએ આત્માને બુદ્ધિના સંબંધથી થતાં અનેક જન્મ મરણનો પુરંજન રાજાના ઇતિહાસરૂપ કથા પ્રસંગ કહ્યો છે.

° લોઢાંના હથિયારથી તને કાપશે.

† પુરંજન એટલે જીવ. પોતાના કર્મથી પુર અર્થાત્ શરીર ને જન અર્થાત્ ઉત્પન્ન કરનારોછે; વળી જેનું કર્તવ્ય પણ કોઇ જાણી શકતું નથી અને જેના કર્મની કોઇને ખબર નથી એવો એક પુરંજનનો સખા (ઇશ્વર) હતો.

‡ વિષય વાંચ્છનાના સ્થાનરૂપ શરીર.

§ પુરંજનને મનુષ્ય શરીર (નગર) વગરનું બીજું પશુ અને પક્ષીનું શરીર (નગર) ગમ્યું નહિ, કારણ કે તે શરીર (નગર) થી બધાં સુખ ભોગવી શકાતાં નથી. તેથી તેના અવતાર ગમ્યા નહિ.

‖ પુરંજનને તો મનુષ્ય શરીર (નગર) પ્રસન્ન આવ્યું.

¶ મોઢું, બે કાન, બે આંખ, બે નાક, શિશ્ન અને ગુદા એ નવ દ્વારછે. વળી સર્વ અવયવે સંપૂર્ણ છે. તે નગરી હિમાલયની દક્ષિણે આવેલી છે, અર્થાત્ હિમાલયથી દક્ષિણ તરફ આ ભરતખંડ છે, અને તે કર્મભૂમિ છે એટલે તેમાં ઉત્પન્ન થયલું મનુષ્ય શરીર કર્મ કરવા લાયક છે.

× શરીરમાં ૭ ચક્ર છે તે ઘરને ઠેકાણે જાણવાં.

મેહેલમાં* એક અવાસ† છે, મહા મણિમય‡ ઝાતકાર;
તે મધ્ય બેઠી સિંહાસને, એક પર્મ સુંદર§ નાર.
યદ્દચ્છાથી|| આવી નિકળી, જોઇ પુરંજન રાજાય;
તેને દાસ¶ દાસી× શણગાર શોભા, શી કહું રચનાય;
ત્યાં પંચમુખી** એક સર્પ છે, તેની અપરિમિત શોભાય.
તે સુંદર નારી તણી, એ કરે બહુ રક્ષાય;
રાય પુરંજન તે અવાસને વિષે, ઇચ્છા કરે પાણીગૃહણ;
સ્ત્રિ અવનવી સાથે વીહીવા, લગ્ન શુભ આચરણ.
નાક†† દાંત કપોલ શોભા, વર્ણવી ન શકાય;
શ્યામવર્ણી‡‡ સુંદરી, કેડે સુંદર કટીમેખલાય.
સુંદર અતિશે દીસતી, જાણે રંભાનો અવતાર;
તેને પૂછે§§ રાય પુરંજન, કોણ છે તું નાર.
કયાં થકી તું આવી અહિંયાં, અહિ શું કરવા ઇચ્છેય;
તુજ હુકમમાં રહે, દશ અગિયાર ||||યોદ્ધા સર્વેય.
બીજી અબળાઓ કોણ છે, વળી કોણ છે એ સર્વ;
શું ધર્મની લજ્જા તમો, કે બ્રહ્મા સ્ત્રી કંદર્પ?
છો વિષ્ણુ પત્નિ લક્ષ્મિજી, કે ઇંદ્રાણી છો નાર;
કે ઋષ્યાંગના નિશ્ચે તમો, દર્શન દુર્લભ આ વાર.

* મેહેલની જગ્યા એટલે હૃદય.

† રાજસ તામસ વગેરે સ્વભાવો મેડીઓ (અવાસો) ને ઠેકાણે સમજવા.

‡ ભિન્ન ભિન્ન વિષયોની વાસના તે મણિ રૂપ સમજવી. વળી એ નગરીની બહાર એક ફુવારો હતો અર્થાત્ વિષય વાંચ્છનાના યોગથી જીવને દેહનો સંબંધ થયો છે, એવા તાત્પર્યને લીધે વિષયોના વિભાગને માટે બગીચો ઠરાવેલો છે; તે દૈવી વૃક્ષો અને લતાઓથી ભરપૂર છે, તેમાં માળા, ચંદન વગેરે પદાર્થને વૃક્ષ તથા લતારૂપ માનવાં.

§ ભિન્ન ભિન્ન વિષયો ઉત્પન્ન કરનારી બુદ્ધિ.

|| જીવ બુદ્ધિનો સંબંધ શા કારણથી અને કેમ થયો તે ચોકસ કહી શકાતું નથી માટે યદ્દચ્છાથી આવી એમ કહ્યું છે.

¶ ઇંદ્રિરૂપિ દશ દાસ હતા.

× તે નોકરો સાથે બીજી અનેક દાસીઓ અર્થાત્ વૃત્તિઓ હતી તે.

** પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન, એ રીતે પાંચ વૃત્તિવાળો પ્રાણ છે, તેને બુદ્ધિથી રક્ષા કરનારો સર્પ સમજવો.

†† ગંધનું જ્ઞાનાદિક.

‡‡ મન અન્નથી બનેછે અને અન્નનું રૂપ સ્યામ છે, એમ વેદમાં કહેલું છે, તેથી અહિં બુદ્ધિનો રંગ સ્યામ કલ્પો છે.

§§ આ ઠેકાણે જીવ અને બુદ્ધિનો દૃઢ સંબંધ દેખાડવા વાસ્તે તેઓ વચ્ચે વાર્તાનુલાપ વર્ણવ્યો છે.

|||| એ અગિયારમો મોટો યોદ્ધા તે મન સમજવું. આનુંજ 'બૃહદ્દલ' એવું નામ આગળ આવશે. આ ઠેકાણે મનને બુદ્ધથી નિરાળી ગણવાનું કારણ એજ છે કે, બુદ્ધિની સેવા કરનારી ઇંદ્રિયોને તે મદદ આપે છે, તેથી તે પણ બુદ્ધિનો સેવા કરનાર ઠરે છે.

અહો ભાગ્ય તુજ પતિનું જે, છે મહા પુણ્યવાન;
(પણ) તમો નિશ્ચે નથી દેવાંગના, પર્સો ન ભૂ નિદાન.
લક્ષ્મિ નથી ઓ દેવી તમો, કમળ કલગી ન હાથ;
નિશ્ચે મુને ભાસે છે, નથી તમ તણો કો નાથ.
તો પાણી ગૃહણ કર સુંદરી, શોભાવ આ નગરીય;
વિંધાયોછું કામ કટાક્ષે, શુદ્ધ બુદ્ધ ગયો વિશરીય.
પડયો છું તુંજ પ્રેમ પાસે, દમે છે દુષ્ટ કામ;
મુક્ત કર હે મૃગાક્ષી, દે મુને બહુ આરામ.
નિચું ન જો હે વલ્લભા, દેખાડ તારૂં મૂખડું;
દર્શન દુર્લભ દેવને, ચંદ્ર દેખાડી દે સૂખડું.
નંમ્ર વચન આવાં સુણી, બોલી ત્યાં તે સુંદરી;
ન જાણું ઉત્પત નામ મારૂં, વંશની ખબર નથી.
નથી જાણતી તુજને ભલા, નથી જાણતિ તુજ નગરી;
આ સ્ત્રી પુરૂષ સખા મજના, જાણ તું નિશ્ચે કરી.
નિદ્રા સમે ચોકી કરે છે, આ નાગ મુજનો પ્રાણ;
રક્ષાણ કરે સખા સર્વ મારા, માને મુજની આણ.
વિવાહ કરો મુજ સંગે તમો, દઇશ સુખ નિશદિન;
સખા સર્વે સહાય થાશે, ન કરશો કદિ વીર ખીજ.
નવદ્વાર કેરી નગરીમાં, લઇ જાઓ પ્રાણાધાર;
સત વર્ષ પર્યંત વિષય સુખ, આપીશ હું નિરધાર.
ઇચ્છુ છું તમ વીરને, અન્યને ન હું ચાહું;
વિષય સુખમાં મસ્ત થઇ, રંગે રમાડું ન રિસાવું.*
ગૃહસ્થાશ્રમનું સુખ મોટું, જાણો શ્રેષ્ઠ હે નાથ;
હાથે આવેલુ ભોગવો, પામો સુખનો સાથ.
વિષય સુખ કંઇ† જાણે નહિ, કંઇને‡ શાસ્ત્રથી છે વર્જ્ય;
કંઇ પરલોક§ ન ઇચ્છે કદા, કંઇને|| આ લોક છે તર્જ્ય.
કંઇ પશુ પેરે વર્તે છે, પણ ન જાણે સંસાર
ગૃહસ્થાશ્રમ છે શ્રેષ્ઠ સર્વમાં, જાણો પ્રાણાધાર.
ચાર પદાર્થ છે તેમાં, પામે ન કદિ અન્ય;
ગૃહસ્થાશ્રમી સર્વ પામે, જે ન પામે મુન્ય.¶
આપ જેવો પતિ મારે, કરૂં હું પાણીગૃહણ;
ઇચ્છા જણાવો આપની, કરૂં પાણીમાં** રમણ.
તે સ્ત્રિ કહે બહુ કાળની, તમને ઇચ્છું મહારાજ;
એવી વાણી સાંભળી, થયો અતી ઘણો ખુશી રાજ.
પાણીગૃહણ કર્યું પુરંજને, વરી ત્યાંહાં તત્કાળ;
તે રાજાને રાણીએ પછી, આપ્યો નગ્ર અધિકાર.

* કલેશ નહિં કરૂં. † બ્રહ્મચારીયો. ‡ સંન્યાસીને. § સંસારી વિષય જીવડાઓ. || વૈરાગ્યવાનને. ¶ મુનિ લોક. ** હાથમાં.

પાણીગ્રહણ કર્યું પછી, ત્યાં રહ્યા કરીને નિવાસ;
સુલોચના* રાણીતણી ત્યાં, ઘણી પૂરી આશ†.
ત્યાં વર્ષ સો પર્યંત રહે છે, પુરંજન જે રાય;
અંતઃપુર અવાસમાં, નિત્યમેવ રાજા જાય.
વળી તે સ્ત્રીને ગમે તેવું, ચાલતો રાજન;
સ્ત્રીને વશ રાજા હવો, તે રમે રાત્રને દીન.
સ્ત્રિનાં વચનથી ઉલટું, તે કરે નહીં લગાર;
સ્ત્રી વચન જે ઉચરે તે, કરે અંગીકાર.
એક ચિત્તે હવાં બેઉ જણ, ભુવનમાં નરનાર;
રંગે રમે તે બેઉ આનંદશું, અવાસ મધ્યે સાર.

**વળણ.**

અવાસ મધ્યે રમે રંગે, સુણ પ્રાચીનબર્હી ધીશરે;
શ્રોતા ભજજો શ્રી હરી, થયા પૂર્ણ અધ્યાય પચીશરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થસ્કંધે પંચવિંશોધ્યાયઃ ॥૨૫॥

---

## અધ્યાય ૨૬ મો.*

### કડવું ૨૬ મું–રાગ સારંગ–ચાલ દુકડી.

શુકજી કહે સુણ પરીક્ષિતરાય, ભાગવત ચતુર્થસ્કંધ કથાય;
પુરંજન રાજા એક સમે, વન વિષે જઈ મૃગયા રમે.
પેહેર્યું સુવર્ણનું બખતર † સાર, સુવર્ણ ‡ રથનો ઝમઝમકાર;
અખૂટ ભાથાનો § લીધો ભંડાર, પંચપ્રસ્થ ‖ લઈ વને ગયો તેવાર.

---

* સારાં નેત્રવાળી.

† ભાગવતમાં વિશેષ આમ છેઃ—નારદ કહે છે કેઃ— પુરંજન રાજાની ઠામોઠામ ગવૈયા લોકો કીર્તિ ગાતા હતા, અર્થાત્ તે જાગૃત રહેતો હતો. ઘણી સ્ત્રિયોથી વિંટાયલો ક્રીડા કરતો તે, ઉષ્ણ કાળમાં તળાવમાં પેસતો હતો, અર્થાત્ સુષુપ્તિ અવસ્થા પામતો હતો. એ નગરીમાં ઉપર જવા વાસ્તે સાત દરવાજા છે ને નીચે જવાના બે દરવાજા છે, અર્થાત્ તે ઠેકાણે જાગૃત અવસ્થાનું વિસ્તારપૂર્વક વર્ણન છે. તેમાં જે ખરો સ્વામિ છે તે જાણવામાં આવતો નથી, અર્થાત્ આત્મા બરાબર જાણી શકાતો નથી ને અનાત્મ પદાર્થોને આત્મા માને છે. વળી તે નગરીના પાંચ દરવાજા પૂર્વ તરફ, એક દક્ષિણ તરફ, એક ઉત્તર તરફ અને બે પશ્ચિમ તરફ હતા; એનાં નામ તારી પાસે કહું છું. ખદ્યોતા અર્થાત્ ડાબી આંખ. કારણ કે તેનો ખદ્યોત (પતંગીયા)ની પેઠે થોડો પ્રકાશ પડે છે, તે. આવિર્મુખી અર્થાત્ જમણી આંખ. કારણ કે તેનો પ્રકાશ ઝાઝો છે. એ બે દરવાજા પૂર્વ તરફ હારબંધ છે. તે બે દરવાજાથી પુરંજન રાજા વિભ્રાજિત (રૂપ) નામના દેશમાં જતો હતો, તે વખતે તેની સાથે દ્યુમાન્ (ચક્ષુ ઇંદ્રિય) નામે એક મિત્ર સાથે રહેતો હતો. નલિની (ડાબું નાક) અને નાલિની (જમણું નાક) એ નામે બીજા પણ બે દરવાજા હારોહાર હતા; તે બે દરવાજાથી પુરંજન રાજા સૌરભ (ગંધ) નામે દેશમાં જતો હતો અને તે વખતે અવધૂત (ઘ્રાણ ઇંદ્રિય) નામનો એક મિત્ર તે સાથે રહેતો હતો. એ નગરીનો મુખ્યા (મોઢું) એ નામનો પાંચમો મુખ્ય દરવાજો પૂર્વ તરફ હતો; તે દરવાજાથી એ પુરંજન રાજા આપણ (ભાષણ) અને બહૂદન (અનેક પ્રકારનાં અન્ન) નામના દેશમાં જતો હતો. આપણ દેશમાં જતી વખતે વિપણ (વાણી ઇંદ્રિય) નામનો મિત્ર સાથે રેહેતો હતો; અને બહૂદન દેશમાં જતી વખતે રસજ્ઞ (જીવ્હા ઇંદ્રિય) નામનો મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં દક્ષિણ તરફનો દરવાજો પિતૃહૂ (જમણો કાન) હતો. એ દરવાજેથી પુરંજન રાજા દક્ષિણ પંચાળ (પ્રવૃત્તિ માર્ગનું કર્મ કાંડ વગેરેનું શાસ્ત્ર તેમાં જાય છે, એટલે તે વિષય સાંભળે છે.) નામે દેશમાં જતી વખત શ્રુતિધર (શ્રોત્ર ઇંદ્રિય) નામે મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં ઉત્તર તરફનો દેવહૂ (ડાબો કાન) નામે દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ઉત્તર પંચાળ (નિવૃત્તિ માર્ગનાં શાસ્ત્ર) નામના દેશમાં જતી વખતે શ્રુતિધર નામે મિત્ર સાથે રહેતો હતો. એ નગરીમાં પશ્ચિમ દિશા તરફ આસુરી (લિંગદ્વાર) નામનો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા ગ્રામક (ગામમાં રહેનારા લોકોનું મૈથુન સુખ) નામના દેશમાં જવા વખતે દુર્મદ (મદોન્મત થઇ જતી શિશ્ન ઇંદ્રિય) નામનો મિત્ર સાથે રહેતો હતો. તે નગરીની પશ્ચિમ દિશા તરફ નિર્ઋતિ (ગુદ) નામનો એક બીજો દરવાજો હતો. તે દરવાજેથી પુરંજન રાજા વૈશસ (મળ ત્યાગ) નામના દેશમાં જવા વખતે લુબ્ધક (એ પારધીનું નામ છે અને ગુદમાનું પાયુ ઇંદ્રિય પણ પારધી જેવુંછે, કારણ કે ત્યાંથી મરણ પામેલાને અત્યંત દુઃખ થાયછે.) નામે એક મિત્ર રહેતો તે સાથે હતો. એ નવ દરવાજા ઉપરાંત નિર્વાક્ (પગ) અને પેશસ્કૃત્ (હાથ) એ નામના બીજા બે દરવાજા બિડેલાજ (હાથ પગમાં છિદ્ર નથી તેથી તેને કમાડ બિડેલાજ બંધ દરવાજા) રહેતા હતા. એમાં પેહેલા દરવાજાથી પુરંજન રાજા ચાલતો હતો અને બીજા દરવાજાથી કામ કરતો હતો. એ રાજા વિષૂચીન (મન) નામે નાજરને સાથે લઇ જ્યારે પોતાના જનાનામાં જતો હતો ત્યારે સ્ત્રી (બુદ્ધિ) અને પુત્રો (ઇંદ્રિયોનાં પરિણામ) ના સંબંધમાં મોહ, (તમો ગુણનું કાર્ય) પ્રસાદ (સત્વગુણનું કાર્ય) અને હરખ (રજોગુણનું કાર્ય) તેને થતાં હતાં. એ પ્રમાણે કર્મમાં ડુબેલો. વિષય વાંચ્છનાવાળો મૂર્ખ પુરંજન રાજા (જીવ) પોતાની સ્ત્રી (બુદ્ધિ)ની મરજી પ્રમાણે વર્તવા લાગ્યો સ્ત્રી જ્યારે મદિરાપાન કરતી ત્યારે પોતે કેફથી આકુળ વ્યાકુળ થતો હતો. સ્ત્રી જમે ત્યારે જમતો અને ખાતી (દાળ ભાતનું જમવું અને દાળિયા વગેરેનું ખાવું) ત્યારે ખાતો. સ્ત્રી ગાય ત્યારે ગાતો, રોતી ત્યારે રોતો. એ પ્રમાણે જે જે સ્ત્રી કરતી તેજ પ્રમાણે વર્તતો સ્ત્રીથી છેતરાયલો. પોતાના સારા સ્વભાવ—(નિર્લેપપણું, શુદ્ધપણું. અને નિર્વિકારપણું વિગેરેને ખોઇ બેઠેલો બાજીગરના વાંદરાની પેઠે સ્ત્રીની ઇચ્છાનુસાર વર્તતો હતો.

* આ છવિશમા અધ્યાયમાં મૃગયાની વાત કેહેવાના ડોળથી સ્વપ્ન અવસ્થા તથા જાગૃત અવસ્થાનું વર્ણન આપી સદ્બુદ્ધિના ત્યાગથી અને સદ્બુદ્ધિના યોગથી પુરંજનની સંસાર સ્થિતિનું ચિત્ર વર્ણવેલું છે.

† સુવર્ણ બખતર—રજોગુણ. ‡ સુવર્ણરથ—રજોગુણવાળા પદાર્થો. § અખુટ ભાથા—અનંત વાસના રૂપી અહંકાર. ‖ પંચપ્રસ્થ—પાંચ વિષયવાળી જગ્યા.

રથનો *વેગ અતિ છે ભારી, પંચઅશ્વનો† છે અસ્વારી.
બે‡ દાંડી, બે પૈડાં§, એક ‖ધરી, ત્રણ ધ્વજા¶ બંધન પંચદોરી×.
એક રાશ°° અશ્વને હાંકે, સારથી†† શોસરો રથને ચાંપે;
શોડ એસવાને એક સ્થળ‡‡, ધોસરી બંધનના§§ બે સ્થળ.
પંચ જાતનો‖‖ સામાન ભર્યો, સમ પડદા¶¶ વચ્ચે તે ફરફર્યો;
પંચ રીતે×× હાલે ચાલે રથ, જોવા મળે લોકોની ઠઠ;
ભારી ધનુષ્ય°** પુરંજનને હાથે, સિપાઈ પાંચપાંચ+++ છે આસપાસે.
જમાદાર‡‡‡ છે સાથે એક બળિયો, તેતો કોનો ન જાયે કળિયો.
અભિમાનથી ધરી લીધું બાણ§§§, ત્યાગી રાણી એ બુદ્ધિમાન.
મૃગયા ખેલે અતિ ઉત્સાહથી, મારે પશુઓ સજેલા બાણોથી.
નારદ‖‖‖ કહે સુણ બર્હિ રાજન, વિના કારણે પીડે પશુજન;
કીધું મહા ઘોર એણે કર્મ, લોપ્યો સચરાચરનો ધર્મ.
વિના કારણે નિરદોષ હણ્યા, પાપ પુણ્ય મનમાં નવ ગણ્યા;
નિરખી વન તણી શોભા રાય, મૃગયા રમી આનંદી બહુ થાય.

વનમાં વનસ્પતિનો નહિ પાર, વનવેલી છે ભાર અઢાર;
નાના કુસુમફળ ફૂલે ભરી, અતિ શોભા તે સુંદર ખરી.
ત્યાં ઘણો મનોરથ કીધો સહી, પુરંજન રાયે વનમાં રહી;
પછી રાજાયે વન મૃગયા કરી, આનંદભેર આવ્યો ઘેર ફરી.
પ્રજા સૌ મન હર્ષ અપાર, સૈન્ય જન કુટુંબ પરિવાર;
ત્યારે પુરંજનની સ્ત્રી જેહ, સ્વામીથી રીસાઇ તેહ.
બહુ વિનય વચન રાય ઉચરે, પણ સ્ત્રિ સુલોચના મન ન ધરે;
સ્ત્રિ રાજા સાથે બોલે નહી, ઇંદ્રિ દાહ ઘણો મનમાં ગ્રહી.
તવ રાય કહે સુણ સુંદરી, મારી વાત માને તું ખરી;
જેજે વચન હવે કહે તું નાર, તે મેં આચરવું નિરધાર.
આજથી ન લોપું તુજ વચંન, સત્ય માનજેરે સ્ત્રી જંન;
તુજ સાથે અંતર નહીં ધરૂં, અહો રાત્ર તારૂં કહ્યું કરૂં.
તું મુજ પ્રાણતણો આધાર, ઘણું વલ્લભ મુજને તું નાર;
અતિ વિનય કરી રાજંન, સ્ત્રિ સંતોષ પમાડી મંન.

વળણ.

સંતોષ પમાડી ઘણું, વિનય થકી તે નાર;
અધ્યાય હવે છવીશ થયા, ચતુર્થ સ્કંધના સાર.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ચતુર્થસ્કંધે ષડ્વિંશોધ્યાયઃ ॥૨૬॥**

---

## અધ્યાય ૨૭ મો.*

### કડવું ૨૭ મું–રાગ સામેરી.

શ્રી શુકજી વાણી ઊચરે, સાંભળ પરીક્ષિત રાય;
રાજા પુરંજન સ્ત્રિ સાથે રમે, આનંદ અંગ ન માય.
ઘણા કાળ રમ્યો રાય પુરંજન, સ્ત્રી સુલોચના સાથ;
સત્ય† સ્વરૂપનો ત્યાગ કર્યો, સ્ત્રી સંગે રમ્યો તે નાથ.

---

* સ્વપ્નાવસ્થા. જાગૃત કરતાં સ્વપ્નાવસ્થા ઘણી દોડે છે માટે. †પાંચ જ્ઞાનેંદ્રિ. ‡અહંતા ને મમતા. §પુણ્ય ને પાપ ‖માયા અથવા જ્ઞાન. ¶સત્વ, રજ ને તમ. ×પાંચ પ્રાણ. °°વાસનામય મન. ††બુદ્ધિ. ‡‡હૃદય §§શોક ને મોહ ‖‖શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ¶¶ત્વચા, માંસ, લોહી, મેદ, ચરબી હાડકાં ને વીર્ય ××હાથ, પગ. વાણી, ગુદા ને શિશ્ન. °**કર્તા ભોકતાનો ભાવ. +++દશઇંદ્રિ. ‡‡‡સંકલ્પ વિકલ્પરૂપ મન. §§§રાગ દ્વેષરૂપી બાણ.

‖‖‖વિશેષમાં નારદજીએ આ પ્રમાણે કહ્યું છેઃ–જો જનાવર મારવામાં અતિ પ્રીતિ હોય તો શ્રાદ્ધ વગેરેમાંજ મારવાં, તેમાં પણ પ્રસિદ્ધ શ્રાદ્ધમાં મારવાં પણ નિત્ય શ્રાદ્ધમાં નહિ. તે પણ રાજાએજ મારવાં, પણ બીજાએ નહિ. વળી જે જાનવરોનું માંસ ધર્મ શાસ્ત્રમાં પવિત્ર ગણ્યું છે તેટલાંનેજ મારવાં બીજાને નહિ; વળી તે વગડામાંજ મારવાં બીજે સ્થળે નહિ. આવી રીતના નિયમોથી શાસ્ત્રમાં કેટલોક હિંસાનો સંકોચ કર્યો છે. વળી લોકોને એકદમ હિંસાથી અટકાવે તો અટકાવી શકાય નહિ, તેથી શાસ્ત્રનો આ પ્રમાણે નિયમોથી બાધ આપ્યો છે. તેમજ ઉપલા નિયમો સ્ત્રિ પ્રત્યે પણ લાગુ પાડી શકાય છે, જેવી રીતે કેઃ–મૈથુનમાં બહુ પ્રીતિ હોય તો સ્ત્રીમાંજ મૈથુન કરવું, તેમાં પણ અમુક દિવસેજ કરવું, અમુક શ્રાદ્ધ વગેરે દિવસોમાં તો કરવુંજ નહિ; તે પણ ગૃહસ્થાશ્રમીએ, પણ સન્યાસિયે નહિ. સ્ત્રીમાં કરવું તે પણ પરણેલીમાંજ બીજી પ્રત્યે નહિ; તે પણ રાત્રિયે, દિવસે નહિ; તેમાં પણ પ્રજોત્પત્તિ થાય ત્યાં સુધી પણ જીવતાં સુધી નહિ. એ પ્રમાણે સઘળા નિયમો વિષે જાણવું. નિયમોનું ઉલ્લંઘન કરીને કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થતું નથી, તે શુદ્ધ નહિ થવાથી "કર્તા છું" એવું અભિમાન થવાથી બુદ્ધિ નાશ પામે છે, અને જન્મ મરણના પ્રવાહમાં પડી અધોયોનિમાં અવતરતો જાય છે. હે પ્રાચીનબર્હિ, તે પુરંજને વનમાં વિચિત્ર આંખોવાળા પ્રાણિયોનો દયાવાળા હૃદયથી સહન ન થઇ શકે એવી રીતે નાશ કર્યો. કેટલાંક પવિત્ર પ્રાણિયોને મારતો મારતો આખરે પુરંજન થાકી ગયો. પછી (ઉપર પ્રમાણે સ્વપ્નાવસ્થાનું વર્ણન કર્યું. હવે જાગૃત થવાથી બુદ્ધિ સાથે રમણ કરતાં પુત્ર વગેરે સંતતિનું વર્ણન તથા તે પ્રસંગમાં રાણી રીસાવાનું અને કાલાવાલા કરી મનાવવાનું વર્ણન વાતને શણગારવા વાસ્તે આપવામાં આવ્યું છે.) ભુખ્યો તરસ્યો અને થાકયો પાકયો રાજા ઘેર આવ્યો. ઘેર જઈ ખાઇ પીને સુતો, પછી થાક ઉતર્યા બાદ ઉઠયો ને રાણીના મેહેલમાં ગયો; પણ રાણીને જોઇ નહિ, ત્યારે સખીયોને પૂછ્યુ કે તમારી રાણી કયાં ગઇ છે, ત્યારે સખીયોએ કહ્યું કે, વગર પાથરેલી ધરતી ઉપર સુતેલી છે તે જુવો. (બુદ્ધિને જમીન ન જોઇયે.)

* આ સત્તાવિશમા અધ્યાયમાં સ્ત્રી અને પુત્રમાં આસક્તિથી સ્વસ્વરૂપને વિસરી ગયેલા પુરંજન રાજાને કાળકન્યા વગેરેના આખ્યાનથી જરા અને રોગ વગેરે પ્રાપ્ત થયાં તે કથા પ્રસંગ છે.

† પરબ્રહ્મ.

તે રાજાને અેકાદશસેં, પુત્ર* હવા નિરધાર;
અેક સત ને દશજ પૂત્રી, રૂપ સુંદર સાર.
પુત્ર પુત્રી પૌત્રશું, વાધ્યો ઘણો પરિવાર;
બીજી પ્રજા અતિ ઘણી હવી, એ રાયને નિરધાર.
વધૂ† જામાત્ર‡ કુટુંબ ઘણું, વળી સૈન્ય બહુ સંખ્યાય;
પછી સબળ સૈન્યા લઇ, ચડયાછે પુરંજન§ જે રાય,
પોતે¶ મહા બળવંત માટે, શત્રુને જઈ જીતે;
દિગ્વિજય કીધો પૃથવીમાં, રાજાયે રૂડી રીતે.
સકળ શત્રુને વશ કરીને, જીતી દેશ યશ લીધા;
સઘળે આણ ફરી રાજાની, મહિમા મોટા કીધા.
ઘણા કાળ એમ વહી ગયા, ને વૃદ્ધ હવો રાજન;
અંગતણું બળહીન થયું ને, રહિત હવો નર જ્ઞાન.
(ત્યાં) એક સમે કટક પ્રૌઢ લઈ આવ્યો, ચંડવેગ× જે રાય;
સાથે અપરિમિત સૈન્ય છે, તેની સંખ્યા નવ કહેવાય.
તેણે ચોપાસથી નગ્ર ઘેર્યું, ને પડયો નગ્રમાં તુટી;
ભંડાર સૌ ધન માલ મતા તે, પર દળ લે છે લુટી.
ત્યાં બેઉ સૈન્યના જન લડે છે, યુદ્ધ અપરિમિત થાય;
અન્યો અન્ય સંગ્રામ કરે, સુભટે રહ્યું નવ જાય.
તવ પંચ શીરવાળા સર્પે, કીધું દારૂણ યુદ્ધ;
સતવર્ષ પર્યંત તે લડયો એકલો, અંતે થાકયો અબુદ્ધ.
પણ ચેત્યો નવ પુરંજન, કીધો ન વિષયનો ત્યાગ;
વિચાર્યું નવ કાળ જાય, તવ કૌતક બીજું સુણ આગ.**
મૃત્યુ કાળની એક પુત્રી, ફરે વિશ્વ મોઝાર;
ન જોયે તરૂણ વૃદ્ધ બાળક, કરે સર્વનો સંહાર.

* બુદ્ધિની વૃત્તિયો.
† હિત અહિત નામની પુત્ર વધૂઓ.
‡ જોઇતા વિષય ભોગની તૃપ્તિવાળા તેનો જમાઇ ઠેરવ્યા.
§ વળી તે પુરંજનના દીકરાઓને પણ સેંકડો દીકરા થયા, જેથી પંચાળ દેશમાં પુરંજનનો વંશ બહુજ વિસ્તારને પામ્યો.
¶ અહિંથી માંડીને તળેની ચાર લીટીની વાત મૂળમાં નથી.
× એ ગંધર્વ લોકનો રાજા છે. તેની પાસે ૩૬૦ ગંધર્વો (દિવસ) ને ૩૬૦ ગંધર્વીયો (રાત્રી) છે. એ સ્રીયો ગંધર્વોના જેવીજ જોરાવર, પોતાના પતિઓ (દિવસ)ની સાથેજ રહેનારી, અને અરધી કાળી તથા અરધી સફેત છે. (દિવસ સફેત-ઉજળો ને રાત્રિ કાળી.) તે રાજા નગરી લુંટવા લાગ્યો ત્યારે નગરીની રક્ષા કરનારો પાંચ મસ્તકવાળો નાગ (પ્રાણ) તેની સામે થયો. પુરંજનની નગરીનો ધણી તે બળવાન્ નાગ ૭૨૦ જણની સાથે એક સંવત્સર સુધી એકલોજ લડયો, ઘણા વર્ષ સુધી એકલો લડવાને લીધે નિર્બળ થતાં તે પોતાના દેશ, શેહેર અને બાંધવની સાથે ચિંતામાં પડયો. એ રીતે આફત (મોત) આવેલી છે, છતાં પણ પુરંજન (જીવ) સ્રી સંતાનના મોહ પાશથી જાગૃત થયો નહિ. ** આગળ.

દેખાવે તે કન્યા સુંદર, જરા* રાક્ષસી છે નામ;
તેને એકસો અષ્ટ સહીયર છે, સર્વ સાથે કરે સંગ્રામ†.
તેણે એક સમે મુજ પ્રત્યે, કહ્યું હતું વચન;
મુજને કરુણા કરો સ્વામિ, મુજ સાથે કરો લગન.
મારા મનમાં ગમ્યા માટે, તમને પરણું સ્વામિ;
અંગિકાર કરો તમો મુજને, પુરૂષ વિષે બહુ નામી.
તવ નારદ કહે સાંભળ કન્યા, હું તુજને નહિ પરણું;
બ્રહ્મજ્ઞાની યોગેશ્વર હું છું, તુજ આગળ શું વરણું.
મેં મારૂં મન વશ્ય કીધું છે, હું નહિં મેલું આપ;‡
પછી તેણીએ નારદ ઋષિને, તત્ક્ષણ દીધો શાપ.

**કાળ કન્યા વચન—**

એક સ્થાનક નહિ રહો બેશી, બેશો§ તો શરીર શત ઘા થાય;
એક મુહૂર્તથી અધિક ક્યાંય રહો તો, પ્રાણ તમારા જાય.

**શુકોવાચ—**

તેણે સમે ત્રિભૂવન મધ્યે, થઈ રહ્યો હાહાકાર;
નારદ મુનિ એવો શાપ સાંભળી, પામ્યા દુઃખ અપાર.
નારદ ઋષિએ શાપ દીધો તું, રહેજે સદા કુમારી;
તવ તેણે ઋષિ નારદ પ્રત્યે, વિનય કર્યો અતિ ભારી.
તવ નારદ કહે રે કન્યા, યવનરાજ¶ ભય જેહ;
તેને મળ રાજા તને કહેશે કંઇ, શીક્ષા દીધી એહ.
યવનરાજ ભયને× મળી, પછે પરિવારને મળી નાર;

* પૂર્વે તેને પૂરૂ રાજા વર્યો હતો. (નવમા સ્કંધમાં જોવું.)
† આ લીટીની વાત મૂળમાં નથી. ‡ ટેક.
§ આ અરધી લીટીથી તે તળેની એક લીટી મળી દોઢ લીટીની વાત મૂળમાં નથી. ‖ આ લીટીની વાત મૂળમાં નથી.
¶ અનેક પ્રકારના રોગો.
× તેણી યવનરાજ ભયને (મૃત્યુ) મળી, પછી તેણે યવનરાજને કહ્યું કે, તારી સહાયતાથી જે મનોરથ બાંધેછે, તે પાર પડેછે; અર્થાત્ લોકમાં ભયાશા હોય છે તે કોઈ દિવસ પણ પૂર્ણ થાય છે. લોક તથા શાસ્રની રીતિ પ્રમાણે જે કોઈ વસ્તુ માગે ને તે આપવી નહિ, ને કોઇ આપવા માગે ને તે લેવી નહિ, એ બંને જણ મૂર્ખ જાણવાં. માટે હું તુંને ભજું છું, માટે તારે પણ મને ભજવી જોઇએ. એ પ્રમાણે કાળકન્યાનું વચન સાંભળી યવનનો રાજા ભય, જે દેવતાના પણ જાણવામાં ન આવે એવી વાત (મરણ) કરવા ધારતો હતો, તે હાસ્ય કરી કાળકન્યા પ્રત્યે બોલ્યો કે, મેં જ્ઞાન દૃષ્ટિથી તારે વાસ્તે પતિ ઠરાવી રાખ્યો છે; તું અમંગળ રૂપ અને ભુંડી છે, તેથી તું ચાલીને માગણી કરવા જઇશ તો તને કોઇ સ્વીકારશે નહિ, માટે તારે ગુપ્ત રીતે તું ક્યાંથી આવી છે તે પણ સઘળા લોક (શરીર) જાણી શકે નહિ તેમ, જેટલા કર્મથી બનેલા છે તેટલાને બલાત્કારથી ભોગવજે. આ પ્રમાણે વર્તવાથી સર્વ તારા પતિ થશે. મારી ફોજ (અનેક પ્રકારના રોગો)ને સાથે લેતી જા, ને પ્રજાનો નાશ કર. આ પ્રજવાર (કાલેશ્વર) મારો ભાઈ છે, અને તું મારી બેન થા. આ જગતમાં કોઇ પણ પ્રથમથી ન જાણે

શીઘ્રે* રાજા પુરંજનના, નગ્રમાં પેઠી તે વાર.
પંચ ફણાનો સર્પ હતો તે, જોતાંમાં સંહાર્યો;
મહા પરાક્રમ કરતો પ્રજ્વાર, રાયને તેણે માર્યો.
તે નગ્ર સર્વે ભેળ પાડયું, નવ દ્વારે નિરધાર;
પ્રજા સૌકો મહાદુઃખ પામી, વર્ત્યો હાહાકાર.

**વલણ.**

હાહાકાર વરતી રહ્યો. ને નગ્ર ભેળ પાડયું સહી;
સત્તાવીશ અધ્યાય પૂરણ થયા, ચતુર્થસ્કંધ કથા કહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે સપ્તવિંશોઽધ્યાયઃ ॥૨૭॥**

---

## અધ્યાય ૨૮ મો.†

### કડવું ૨૮ મું-રાગ વેરાડી.

શુકજી વાણી મુખ બોલે, સાંભળ પરીક્ષિત રાય;
તેણે નગ્ર અવાસ સર્વ ભાંગ્યા, પુરંજન દુખીઓ થાય.
રાય પુરંજનને કન્યા કાળે, ઘેરયો‡ સહી નિરધાર;
પુત્ર દોહિત્ર જામાત્ર સર્વે, માને નહીં પરિવાર.

કુટુંબે મળી એને તજ્યો, કોઇ ભૂપતિને નહીં માને;
મહા દુઃખ પામ્યો પુરંજન, ભ્રષ્ટ થયો જપ ધ્યાને.
તોપણ રાયથી કુટુંબ સ્ત્રીની, માયા નથી મૂકાતી;
સ્ત્રિયું કીયા પૂર્વ પ્રકૃતિ, પ્રીત રીત નથી જાતી.
કાળજ્વર સમીપ છે માટે, માયા કેમ મુકાય;
પછી કાળજ્વરે તે નગ્રનાં, બાળક હણ્યાં ક્ષણમાંય.
પુરંજન રાય સ્વસ્ત્રી કેરા ગુણ, સંભારે મન બેહો;
અતી વલ્લભ સ્ત્રી મુને હતી ત્યાં, પ્રાણ વિચારમાં પેહો.
સ્ત્રિનો વિરહ સંભારતાં, દુઃખે મૃત્યુ પામ્યો રાજન;
ત્યારે યમના દૂત આવ્યા છે, રાયને લઇજવા યમસદન.
પછી વિષમ બંધન કરી રાયને, યમ ઝાલી લઈ જાય;
મહા દુઃખ દેતા દૂત યમના, સાંભળ પરીક્ષિત રાય.
રાય પુરંજને યજ્ઞ કીધા છે, અપરિમિત નિરધાર;
યજ્ઞમાં મુવેલા પશુ હણવા, ઊભાં માર્ગ મોઝાર.
પશુ સર્વ કો ટોળે મળીને, કીધો લોહ શૃંગ પ્રહાર;
તે રાજા મૃત્યુ પામીયો, તેણે સમે નિરધાર.
રગદોળ્યો રોળ્યો ચોળ્યો, ધુળમાં મળી સૌ પશુજંત;
વિષમ પ્રહારથી પુરંજન, રાય પામ્યો ક્ષણમાં અંત.
મહા પાતકથી પુરંજન રાય, સ્ત્રીનો હવો અવતાર;
તે વિદર્ભ રાજાતણે ઘેર, પુત્રી થઇ અવતર્યો નિરધાર.
વિદર્ભ° રાયે પાંડય+ રાયને, પરણાવી તે બાળ;
પુત્રીથી નાના સાત‡ પુત્ર હવા, પૃથ્વિપતી ભૂપાળ.
તેને રૂચિ પુત્રી હવી, પરિવાર પનોતા રાય;
એમ§ ઘણો પરિવાર થયો છે, ગણતાં પાર ન થાય.

---

એવી રીતે તમારી પાછળ હું પણ આવું છું. પ્રથમ દેહને જરા આવે છે, પછી રોગો આવે છે, તે પછી તાવાદીકથી જીવનું નહિ પણ શરીરનું મરણ થાય છે.

*આ લીટી પછીની બધી કડીનો સંબંધ અઠાવિશમાનો છે.

† આ અઠાવિશમા અધ્યાયમાં વૈદર્ભીનું આખ્યાન કેહેવાથી પુરંજન રાજાને સ્ત્રીની ચિંતાથી સ્ત્રીનો અવતાર પ્રાપ્ત થયો ને પ્રારબ્ધ યોગથી તેને મુક્તિ મળી છે, તે કથા પ્રસંગ છે.

‡ કાળ કન્યાના ઘેરવાથી હુકમ ચાલી (હાલી ચાલી) ન શકવાથી ચાકરો (ઇંદ્રિયો) અને કારભારીઓ (ઇંદ્રિયોના દેવતાઓ) ઉલટા (જે વસ્તુ જોઇએ તે ન આપવાથી ને જે ન જોઈ તે આપવાથી) થઇને અનાદર (સ્વાધીન ન રેહેવાથી) કરવાં લાગ્યાં. રાણીએ પણ સ્નેહ (અનિશ્ચિત બુદ્ધિ થવાથી) છોડી (રાયને) દીધો. અને પંચાલ (વિષયો) દેશ શત્રુઓ (વિઘ્નો) એ પાયમાલ કરી નાખ્યો. એ પ્રમાણે પાયમાલ થયેલી નગરીને મૂકવા મરજી નહોતી છતાં પણ પુરંજન મૂકી દેવા તયાર થયો. એવામાં ભાઇનું પ્રિય ચાહાતો પ્રજ્વાર આવી પહોંચ્યો, તેણે આખી નગરી ભસ્મ કરી નાંખી. એવી રીતે પોતાનાં સ્થાનકો રોકાઇ ગયાં છે એવો પાંચ માથાંવાળો નાગ પણ મૂઝાવાથી જેમ બળતા ઝાડના દરમાંથી સર્પ ભાગે તેમ તેણે નગરીમાંથી ભાગવાની ઇચ્છા કરી. પુરંજન રાજાના અવયવ શિથળ વિથળ થઇ ગયા. ગંધર્વોએ તેનું પરાક્રમ હરી લીધું; દુશ્મનોએ ગળેથી ટુંપો દીધો ત્યારે રોવા (કફથી ગળું રૂંધાઇ જવાને લીધે ઘરઘરાટ થવા) લાગ્યો. મરણ સમયે વિચાર કરવા લાગ્યો કે, હું મરીશ ત્યારે મારી સ્ત્રી, પુત્ર તથા પુત્રીનું કોણ રક્ષણ કરશે? મારી સ્ત્રી વિરહ કેમ સહન કરી શકશે? એ પ્રમાણે પોતે શોક કરવા લાયક નહીં છતાં (પરબ્રહ્મ રૂપ છે તેથી) કંગાળ બુદ્ધિથી શોક કરતો હતો, તેવામાં તેને પકડવા યવન રાજા ભય (મૃત્યુ) આવ્યો. તે પુરંજનને ઢોર માફક ઘસડી લઈ ચાલ્યો ત્યારે તેના સગાં તેની વાસે દોડયાં. યવનોની હરકતથી નાગ પણ તેની નગરી છોડી ભાગી ગયો, ત્યારે એ નગરી વીખાઇ પંચભૂત રૂપ થઈ. બળવાન યવનથી ખેંચાતા પુરંજન રાજાને પોતાનો પેહેલાંનો સખા (બ્રહ્મ) પણ યાદ આવ્યો નહિ. ને તેથી ઘણાં વર્ષો પર્યંત તેણે નરકની પીડા ભોગવી.

* વિદર્ભ એટલે ઘણા દર્ભનો ઉપયોગ કરનાર.

+ બુદ્ધિમાન્

‡ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણ સેવન, પૂજન, વંદન અને દાસપણું એ સાત ભક્તિના પ્રકાર કહ્યા છે; પરંતુ ભક્તિના પ્રકાર તો નવ છે પણ તેમાંથી 'સખાપણું' અને 'આત્મનિવેદન' એ બે પ્રકાર આત્મા દેહાદિકથી ભિન્ન છે, એવું શુદ્ધ જ્ઞાન થયા પછી થાય તેથી અત્રે સાત કહ્યાછે.

§ એ પ્રમાણે એનો ઘણો પરિવાર થયો, ને તેઓ દ્રવિડ દેશમાં વશે છે, (અર્થાત્ દક્ષિણમાં ભક્તિનો વાસ કહ્યો છે.) એ સાત પુત્રમાંના પ્રત્યેકને અર્બુદ અર્બુદ પુત્રો (શ્રવણ વગેરે ભક્તિના સાત્વિક, રાજસ, તામસ વગેરે અનેક પ્-

પછી રાય આવ્યો વન વિષે, પામ્યો પરમેશ્વરનું રૂપ;
પ્રભુએ દર્શન આપીયું, કૃપા કરી વૈકુંઠભૂપ.
વિવેકથી જ્ઞાન વૈરાગ્ય ધરીને, જાવા માંડયું વન;
તેની સ્ત્રી ભરતાર સાથે, જાવા કીધું મન.
તેવે મંત્ર પૂર્વનો વિસર્યો હતો, તે તેને સાંભર્યો સહી;
પછી કરગૃહી તે વનિતા, પ્રભુ પદ પમાડે મુક્તિ થઈ.
ઘણા કાળ તપ કરતાં થયા તવ, પ્રસન્ન થયા ભગવાન;
વર આપ્યો વિશ્વંભરે, ત્યાં કહ્યું સાધન જ્ઞાન.

---

કાર) થયા. જેના વંશજો (અનેક પ્રકારના સંપ્રદાય) આ પૃથ્વીનું મન્વંતર કરતાં પણ વધારે કાળ સુધી પાલન કરશે. (અજ્ઞાત વગેરેથી બચાવશે.) પાંડ્ય રાજાની દીકરી (ભગવત સેવામાં રુચિ) જે સારા નિયમ (શમદમાદિક) ધરનારી હતી, તેને અગસ્ત્ય (મન) મુનિ પરણ્યા. એ સ્ત્રીને અગસ્ત્યથી દૃઢચ્યુત (વૈરાગ્ય) નામનો પુત્ર થયો, દૃઢચ્યુતને ઇધ્મવાહ (બ્રહ્મવેત્તા ગુરુને શરણ જવું) નામે પુત્ર આવ્યો. પછી પાંડ્ય રાજાએ પોતાના પુત્રોને રાજ્યની વેહેંચણ કરી આપી. ઇશ્વરારાધના કરવા જતાં તેની રાણી (સ્ત્રીપણાને પામેલો પુરંજન સઘળા વિષયમાં વૈરાગ્ય પામી પતિરૂપ ગુરુસેવા કરે છે) વૈદર્ભી પતિ પાછળ ગઇ. પછી પાંડ્ય રાજાએ કેટલાક નિયમો પાળ્યા બાદ સો વર્ષ એક પાદે ઉભો રહી ભગવાનમાંજ (ચિત્ત રાખ્યું, તેથી દેહાદિક ભાન ભુલી જ્ઞાની થયો. આત્મા દેહનો પ્રકાશ કરવાથી તે દેહથી ભિન્ન છે; અને અંતઃકરણની વૃત્તિનો પણ પ્રકાશ કરવાથી તેથી પણ જુદો છે. જેમ સ્વપ્નામાં એમ માનિયે છિયે કે આ મારૂં માથું કપાઇ ગયું છે, તે વખત જેમ આત્મા દેહથી ભિન્ન રહે છે, તેમ ભિન્નજ જાણવો. જે બ્રહ્મ છે તે હું છું અને જે હું છું તેજ બ્રહ્મ છે (બ્રહ્મમય હું છું એવો નિશ્ચય કરવાથી શોક વગેરેની નિવૃત્તિ ને હું છું તેજ બ્રહ્મ છે એવા નિશ્ચયથી બ્રહ્મનું પરોક્ષપણું મટે છે.) એ પ્રમાણે જ્ઞાન થયા પછી તેને વિદેહ મુક્તિ પ્રાપ્ત થઇ. વળી તપમાં લીન થયેલી તેની સ્ત્રીને તો પતિ મુવાની પણ ખબર પડી નહીં, તેથી આગળ માફક પાછી સેવા કરવા લાગી. પણ જ્યારે પતિના પાદ શિતળ જોયા ત્યારે તે બહુજ ખેદ પામી. પછી ચીતા ખડકી તેમાં પોતાના ધણીનું શબ મુકી પોતે પડવા જાયછે, તેવામાં તેના જુના સખાએ (અનાદિ ઈશ્વરે) બ્રાહ્મણને વેશે તેની પાસે આવી પ્રિય વચનથી સાંત્વના કરી પૂછ્યું કેઃ—'તું કોણ છે? આ ચિતામાં સુતેલો કોણ છે? હું તારો સખા છું. સૃષ્ટિ પૂર્વે જેમાં રહી તેં સુખ ભોગવ્યું હતું તેને તું જાણે છે? હે મિત્ર, તું મને તો નહિ જાણતો હશે પણ તારો હું નહિ જણાયલો સખા છું એટલું તો યાદ છે કે નહિ? મારો ત્યાગ કરી તું વિષયવાંચ્છનામાં લુબ્ધ થઇ હતી. 'હું' 'તું' અને માનસસરોવરમાં રહેનાર હંસ છિયે. આપણે હજારો વર્ષ લગણ ઘર વગરજ રહ્યા છિયે. મારો ત્યાગ કરી જતાં સ્ત્રીથી રચાયલું શેહેર તારા જોવામાં આવ્યું, જેની રમ્ય રચનામાં તું ફસાઇ છે. તું વિદર્ભની પુત્રી નથી ને પાંડયની સ્ત્રી નથી, પરંતુ પુરંજન રાજા છે.' એ પ્રમાણે સવિસ્તર પૂર્વનો ઇતિહાસ પાછો કહ્યો, ને કહ્યું, કે જે હું છું તેજ તું છે. માત્ર દેહથી ભિન્ન છિયે. માત્ર માયા અને અવિદ્યાની ઉપાધીને લીધે આપણામાં ધર્મને લીધે જુદાપણું થયું છે, સ્વરૂપમાં જુદાઈ નથી.

[મૂળ ભાગવતમાંથી સાંક્ષિપ્ત.

તે મંત્રે એમ કહ્યું જે, પરમેશ્વર તે મુજને જાણ;
નિશ્ચય મનમાં જાણજે, તું ફોકટ પુરંજન રાજાન.
ત્રિભુવનમાં એ સર્વત્ર દીસે, મારી માયા જાણ;
સઘળે વ્યાપક હું સહી, નિશ્ચે બોલ્યા સારિંગપાણ.
જે મુજને સર્વત્ર ચિંતવશે, તેનો વૈકુંઠવાસ;
સદા એની આશ હું પુરૂં, એમ કહે અવિનાશ.
એવું કહીને કમળનેત્ર, હરી હવા અંતર્ધ્યાન;
માટે સર્વે જન ઓળખી લેજો, કેવળ શ્રી ભગવાન.
એમ પ્રભુની અકળમાયાથી, મોહ પામે છે જન;
સમજે તે તો પાર ઊતરે, નહિંતર થાય બંધન.
એ પુરંજન રાયકેરૂં, સહી હવું આખ્યાન;
ઋષિ નારદે પ્રાચીનબર્હી, રાજાને કહ્યું જ્ઞાન.
એક મને નરનારી સાંભળે, ભવતાણાં દુઃખ જાય;
મહા પાપ તે જનનાં નાસે, મહાયજ્ઞનું ફળ થાય.

વલણ.

ભવતાણાં દુઃખ જાય નિશ્ચે, સુણતાં હરી કથાયરે;
જય જય શ્રી ગોવિંદ પ્રભુ, ભક્તને કરો કૃપાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે ચતુર્થસ્કંધે અષ્ટાવિંશોધ્યાયઃ ॥૨૮॥**

---

## અધ્યાય ૨૯ મો.*

### કડવું ૨૯ મું-રાગ મારૂ.

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત ભૂપ;
સુતપુરાણીક શૌનક પ્રત્યે, કથા કહે અનૂપ.
પ્રાચીનબર્હી રાય પૂછે. નારદને તે વાર;
પ્રભુ તમો મુને આખ્યાન કહ્યું, પુરંજનનું નિરધાર.
તે મેં સમ્યક્ પ્રકારે ન પ્રીછયું, સંદેહ રહ્યો મનમાંય;
તે સમજાવી કહો મુજને, વદે વચન મુખ રાય.
ઋષી નારદ બોલીયા, તમે સાંભળો રાજાન;
રૂડી પ્રકારે કહું સમજાવી, તેહ કથાનું જ્ઞાન.
પુરંજન રાય તે 'જીવ' જાણવો, આત્મ જે આકાર;
અવિજ્ઞાત તે "પ્રભુ" જાણવો, સખા મેં કહ્યો સાર.
નાયક તે 'મન' જાણવું, જેપર બેસી ફરે સંસાર;
સ્ત્રી કહી તે 'બુદ્ધિ' જાણવી, જે કરે અહંતામમતાય.

---

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં પરોક્ષ રહેલા પદાર્થોના વ્યાખ્યાનને પૂર્ણ કરી. સ્ત્રી સંબંધથી થતો સંસાર અને પરમાત્માના સંગથી થતી મુક્તિનો કથા પ્રસંગ છે.

નગ્ર કહ્યું તે 'દેહ' જાણજો, પોળો તે 'નવ દ્વાર;'
આંખ કાન નાક મુખ શિશ્ન, ગુદા દ્વાર એ નિરધાર.
દ્વિ 'નેત્ર' 'નાશા દ્વિ' 'મુખ' એક, પૂર્વ તરફનાં દ્વાર;
ડાબો કાન એ દક્ષિણનો, જમણો ઉત્તરનો સાર.
ગુદા શિશ્ન એ પશ્ચિમનાં, દ્વાર મુખ્ય કહેવાય;
મુખ્ય દ્વાર તે મૂખ છે, સૌથી શ્રેષ્ઠ એ મનાય.
'નિવૃત્તિ પ્રવૃત્તિ' દેશ સીમા, જીવ સાક્ષી રૂપ સાર;
'પંચ ઇંદ્રિય' તે પંચ મુખો સર્પ, કરે મહા ફુંફાર.
પ્રાણી સર્વેને 'દશ ઇંદ્રિય' તે, સુભટ સૈન્ય કહેવાય;
'આઠ ક્રોડ રોમાવળી' તે, વનસ્પતિ સંખ્યાય.
મહા બળવાળો સૈન્યાપતિ કહ્યો, તે 'મન' તું નિશ્ચે જાણ;
જ્ઞાનેન્દ્રિ ને કર્મેન્દ્રિ સર્વે, એને તાબે પ્રમાણ.
'સંકલ્પ વિકલ્પ કામ ક્રોધ, મોહ ગર્વ મત્સર' પરિવાર;
'આશા તૃષ્ણા માયા મમતા,' કુટુંબ એ વિસ્તાર.
'સાત્વિક રાજસ તામસ,' એ ત્રણે ગુણ કહેવાય;
તેહ તણે વશ વરતે પ્રાણી, સુખીયો દુઃખીયો થાય.
રથ તે 'સ્વપ્નાવસ્થા' જાણ તું, અશ્વ તે 'ઇંદ્રિઓ' માન્ય;
વેગ રથનો કહ્યો તે સ્વપ્ને, ચાલે મહા બળવાન.
બે પૈડા 'પાપ પુણ્ય' જાણવાં, ત્રણ ધ્વજા કહી 'ત્રણ ગુણ;'
પંચ બંધન તે 'પંચ પ્રાણ' નિશ્ચે, રેન કહી તે 'મન.'
'બુદ્ધિ' તે સારથી ને 'હૃદય,' તે બેસવા સ્થાનક;
'સુખ દુઃખ' ધોસરી બંધન સાધન, સામાન 'પંચ વિષયાંધ.'
'સપ્ત ધાતુ' તે પડદા કહેવાયે, સ્વપ્નાવસ્થા 'ઝાંઝવાં નીર;'
'અગિયાર ઇંદ્રિ' સેના ગણવી, મૃગયા તે વિષય* સેવન વીર.
ચંડવેગ ગંધર્વ તે, 'ત્વરાથી જાતાં વર્ષ;'
ગાંધર્વ ગાંધર્વી જે ગણ્યાં તે, 'દિન રાત્રિ' સમર્થ.
એ દિવસ રાત્રિ આયુષ્ય હરે, કરે મહા ઉત્પાત;
પણ જીવ બાપડો નવ સમજે, કરે નિશદિન પાપ.
કાળકન્યા જરા† રાક્ષસી, મૃત્યુ તે યવન રાજન;
જરા તેની ભગની કહાવે, કરે સમર્થને ઝટ પતન.
આધિવ્યાધિ રોગ આદિ, શૂરવીર યોદ્ધા એહ;‡
'પ્રજ્વાર'ને તાવ બંધૂ કહીએ, દમે સર્વના દેહ.
એવી અવસ્થા છે જીવની, ભટકે ભવોભવ આ વાર;
સત્સંગ વિના નથી તારણતરણ, નવ ઉતરે ભવપાર.

* પાંચ ઈંદ્રિયોથી ભોગવાતા વિષયો. † વૃદ્ધાવસ્થા.
‡ આ બાબતનો વિસ્તારથી ખુલાસો પચીસમા અધ્યાયની નોટમાં છે.

જેવાં કર્મ આચરે પ્રાણી, તેવો તેને અધિકાર;
સંસાર સમુદ્ર વિધિથી પ્રાણીને, ઉતારે હરિ પાર.
સ્નાન દાન ને જપ તપ સાધન, એમ સાધન કરે અનેક;
પણ વિષ્ણુ ભક્તિ વિના સૌ, મિથ્યા ધર્મ વિવેક.
સંસાર માંહે કર્મ આચરીને, ધર્મ આચરે જેહ;
આદી સ્વરૂપ અવીનાશીને, અર્પણ કરવાં તેહ.
ભક્તિ યોગ છે મુખ્ય સાધન, પ્રભુને પરમ પ્રસન્ન;
શ્રદ્ધા ભાવે કીર્તન કરવું, જોડવું શ્રવણમાં મન.
ભક્તિ સર્વથી શ્રેષ્ટ ઘણી છે, હરે દુઃખ નાશ ભય શોક;
મોહ કરે નહિ મનુષ્યને, આ સંસારને ત્રણ લોક.
પ્રમાદને મત્સર વધે, ભૂલે હરીનું ધ્યાન;
(ત્યારે) બ્રહ્મચારી અત્રિ મરિચી અંગીરાદી, ન પામે હરીદર્શન.
યોગ ભાવે ચિંતવન કરે, તજે માયા સર્વ પ્રકાર;
સર્વ આસક્તિનો ત્યાગ કરે, તે હરિ પામે નિરધાર.
યજ્ઞાદિક કર્મો નથી શ્રેષ્ટ, અજ્ઞ તે ગણે પુરૂષાર્થ;
વેદમાં યજ્ઞની કલ્પના કલ્પે, તે બુદ્ધિએ જડભર્ત.*
પ્રાચીનબર્હી રાય પ્રત્યે, કહે નારદ આ વચન;
અપરિમિત અવની ઉપર તેં, કીધેલા છે યજ્ઞ.
તેં એવડા યજ્ઞ કરી ઇચ્છયું, સ્વર્ગતણું સુખ સાર;
સર્વ કામનો ત્યાગ કરીને, ન આરાધ્યા શ્રી મોરાર.
(પણ) આદ્યવિષ્ણુ કૃપાથી પ્રાણી, સર્વ વૈકુંઠ જાય;
નારાયણની ભક્તિ વિન કંઇ, બીજો નથી ઉપાય.
શ્રી પરમાત્મા વિષ્ણુ સ્મરણથી, કોટી પાતક જાય;
અંતે મુક્તિ સ્વર્ગ તણી હોય, સાંભળ સાચું રાય.
હવે સર્વથા શ્રી પ્રભુનું, ભજન કરો રાજન;
હરિ કૃપાથી સ્વર્ગે જાશો, ઋષિ નારદ† કહે વચન.

* મુર્ખ.
† નારદે પ્રાચીનબર્હિને કહ્યું કે-કર્તાપણું અને ભોક્તાપણું સ્થૂળ દેહને નથી, લિંગ દેહને. અર્થાત્ મન જેમાં મુખ્ય છે એવા અંતઃકરણને લીધે છે. સ્થૂળ દેહ નાશ પામતી વખત અંતઃકરણ નાશ પામતું નથી. અર્થાત્ એક દેહનો નાશ થાય ત્યારે બીજા દેહમાં અંતઃકરણ તો એનું એજ હોય છે; માટે બીજા સ્થૂળ દેહમાં પૂર્વે જે કર્મ કર્યું હોય તે ભોગવે છે; એટલે કર્તા એક અને ભોક્તા બીજો એ વિવાદ તેમાં આવતો નથી. એ રીતે કેટલાંક દૃષ્ટાંતોથી મૂળમાં વિસ્તાર સહિત કર્તા ભોક્તાપણું સિદ્ધ કર્યું છે. સઘળી ઇંદ્રિયોને પોતપોતાના વિષયોનું જ્ઞાન છે, છતાં એકજ વખતે તેઓને પોતાના વિષયનું જ્ઞાન હોતું નથી, તેમ અંતઃકરણની વૃત્તિ એક વખતે ઉત્પન્ન થતી નથી, પણ અનુક્રમે થાય છે તેથી એમ અનુમાન થાય છે કે, અંતઃકરણની વૃત્તિયો પણ એકજ વખતે ઉત્પન્ન થાય છે. જે કર્મ ભોગવવાને જે સમય હોય તે વખતે કર્મ પોતાનો ભોગ આપવાને અનુકૂળ

મૃગ મૃગલી જે બાગ વર્ણવ્યો, વળી બગીચે જેનો વાસ;
વિંધાયો પારધી શર થકી, વળી ભોગવતો વૈભવ વિલાસ.*
એ મૃગ જાણ તું પોતાને, સ્ત્રીરસ વિષયનો ભોગી;
મનોહર ભાષણી કામનીએ, કીધો છે તુજને રોગી.
કાળ લક્ષે છે તુંજને, લીધી છે તારી કેડ;
કાળ ખાવા ઉભો પેલો, કરે છે તુજ હાડછેડ.
નિચ વાર્તા તું ત્યાગીને, કર આત્માનું કલ્યાણ;
પાપ તજી શરણે જા, પામશે શ્રી ભગવાન.
માયા તજ સંસારની, માયા છે મહા કષ્ટકારી;
માયામાં લેપાય જન જે, તે સદવસ્તુથી જાય હારી.
માયા તજી ભજવા પ્રભુ, તેથીજ ચિત સુદ્ધ થાય;
ઇંદ્રિઓથી નિરાળો થાય તવ, પ્રભુ પદને પમાય.
જેમ વ્યાધ આવી મહા વનમાં, ઘંટાનાદ વગાડે;
કોરંગ આવે શબ્દ સાંભળી, તવ આરડી પાશમાં પાડે
નાદને મોહે શર પ્રહારે, જેમ હર્ણ પડે છે પ્રાણે;
તેમ ચિત્ત પ્રભુ ચરણે રાખો, કૃપા કરે અશરણશર્ણે.
માટે જન જે તે ઉપાયે, સ્મરણ શ્રી હરીનું કરીયે;
નામ લેતાં નારાયણથી, ભવસાગરને તરીયે.
એ પ્રમાણે ઋષિ નારદજીએ, કહ્યું રાયને સાધન જ્ઞાન;
બ્રહ્મનિરૂપણ કથા કહી પામ્યા, નારદ અંતર્ધ્યાન.
પછી પ્રાચીનબર્હી રાજાયે, મૂકી સર્વ ઉપાય;
એકાગ્ર ચિત્તે અવિનાશીનું, ચિંતવન કર્યું હૃદયામાંય.
શ્રી કપીલજીનું જ્ઞાનસાધન, રાય પ્રાચીન બર્હી પામ્યા;
શ્રી હરીયે કરૂણા કરી ત્યારે, ભવ ભય સઘળા વામ્યા.
વૈકુંઠપતિએ કૃપા કરીને, નિવાસ સ્વર્ગ સુખ આપિયું;
પ્રાચીનબર્હી રાયનું હરીયે, સંકટ સઘળું કાપિયું.

અંતઃકરણની વૃત્તિને ઉત્પન્ન કરે છે. આથી પૂર્વ દેહનું કર્મ નષ્ટ થતું નથી, એમ માનવું યુક્તિ સિદ્ધ છે. લિંગદેહને કર્તા તથા ભોક્તાપણું સ્થૂલ દેહદ્વારા છે, પણ સ્થૂળ દેહ વગર એકલા લિંગદેહને કર્તા, ભોક્તાપણું નથી. હર્ષ શોકાદિ સુખ દુઃખ લિંગ શરીરને લીધેજ પ્રાપ્ત થાય છે લિંગ શરીર બીજા સ્થૂલ દેહમાં પ્રવેશ ન થયું હોય તે પેહેલાં મુક્તિ મળવી જોઇએ એવી શંકા પણ રાખવી નહિ. જેમ ખડમાકડી બીજા ખડને પકડતાં સુધી પેહેલા ખડને મૂકતી નથી, તેમ જીવને મરતાં સુધી જ્યાં સુધી પૂર્વ દેહનું પ્રારબ્ધ પુરૂં થઇ બીજો સ્થૂળ દેહ ન મળ્યો હોય ત્યાં સુધી પૂર્વના સ્થૂળ દેહનું અભિમાન મરતું નથી. એટલા માટે સર્વ બંધન મટાડવા સારૂ સર્વ જગતને ઇશ્વરમય સમજી કે જે ભગવાનમાં જન્મની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કલ્પિત છે એવા ભગવાનની સર્વ પ્રકારે સ્તુતિ કરવી એ શ્રેષ્ઠ સાધન છે. [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

* આ બાબત છવિશમામાં વિસ્તારથી સમજુતી સાથે છે.

ભવદુઃખ સઘળું ગયું રાયનું, કૃપા કરી અવિનાશ;
પ્રાચીનબર્હી રાજાને હવો, હરિ કૃપાએ સ્વર્ગ વાસ.

વળણ.

હવો સ્વર્ગ નિવાસ પ્રાચીનબર્હિ રાયને જાણરે;
ખરા ભાવથી અલ્પ વખતમાં, રીઝે સારિંગપાણરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે એકોનત્રિંશો-ધ્યાયઃ ॥૨૯॥

---

## અધ્યાય ૩૦ મો.*

### કડવું ૩૦મું—રાગ મેવાડો.

સુતપુરાણીક વાણી વદે, સાંભળો શૌનક ઋષિ રાયજી;
મૈત્રેય વિદુર પ્રત્યે સંભળાવે, કથા શ્રી યદુરાયજી.
શ્રી શુક દેવ પ્રત્યે કર જોડી, પૂછે પરીક્ષિત રાયજી;
સ્વામિ પ્રચેતાના દશ પુત્રે શું કર્યું, તેની કહો કથાયજી.
શુક વદે સુણ પરીક્ષિત, પ્રચેતાના પુત્રની વાતજી;
શ્રી શંભુજીની કૃપાથી, ત્રુઠયા શ્રી જગતાતજી.
મહા સાધુ યોગેશ્વર પ્રચેતાના, દશે પુત્ર છે જેહજી;
સમુદ્રી† તટે નારાયણ સરે બેસી, તપ કરે છે તેહજી.
શ્રી શંકર ઉપદેશ જ્ઞાનથી, એક મને ધરે ધ્યાનજી;
પરમેશ્વર પ્રત્યક્ષ થઇ ત્યાં, આવ્યા શ્રી ભગવાનજી.
પરમેશ્વર કહે તમો પાણી ગૃહણ‡ કરજો કુમારજી;
દશ વચ્ચે એકજ સ્ત્રી થશે, એમ બોલ્યા વિશ્વાધારજી.

* આ ત્રીશમા અધ્યાયમાં તપથી પ્રસન્ન થયેલા ભગવાન પરમેશ્વરે પ્રચેતાઓને વરદાન દીધું એ કથા પ્રસંગ છે. (આ કથાનો પૂર્વાર્ધ ભાગ ૨૪ માં અધ્યાયમાં છે )

† સમુદ્રની અંદર પેસીને દશ હજાર વર્ષ સુધી રૂદ્રગીતાના જપરૂપ યજ્ઞથી અને તપથી પ્રભુને પ્રસન્ન કર્યા હતા.

‡ કંડુ ઋષિના તપનો ભંગ કરવા પૂર્વે ઇંદ્રે પ્રમ્લોચના નામે અપ્સરા મોકલી હતી, તેની સાથે વિહાર કરતાં એક કન્યા ઉત્પન્ન થઇ હતી. તેને તમે પરણજો એમ પ્રભુએ કહ્યું. પ્રમ્લોચનાએ તે કન્યાને તજી દીધી હતી, તેને વૃક્ષોએ રાખી. એ કન્યા ભૂખથી દુર્બળ થઇ રોતી હતી ત્યારે ચંદ્રમાંએ પોતાની અમૃત ઝરતી તર્જની તેના મોઢામાં આપવાથી તે દિવ્ય કન્યા થઇ હતી. તે એક કન્યાને તમે દશે ભાઇ પરણો એ પ્રમાણે વરદાન પ્રભુએ આપ્યું ત્યાર બાદ પ્રચેતાઓએ ઘણા પ્રકારથી ભગવાનની સ્તુતિ કરી માંગ્યું કે અમને આપના ચરણારવિંદની ઇચ્છા છે, ને આ સંસારમાં અમોને તમારા ભકતોનોજ સમાગમ થજો. એ પ્રમાણે અથાગ સ્તુતિને સાંભળી તથાસ્તુ કહી પ્રભુ સ્વધામમાં ગયા. દશ વચ્ચે એક સ્ત્રી પરણાવવાનું કારણ એટલુંજ કે સર્વે એકજ ધર્મ ને સ્વભાવના હતા. [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

કંડુ ઋષિને પ્રમ્લોચના અપ્સરા, તેની પરણજો કુમારજી;
એવું કહી અદશ્ય થયા, જગ તાત જુગદાધારજી.
પછી તે પુત્રોએ દીઠાં પૃથ્વિમાં, વૃક્ષતણો* નહીં પારજી;
જ્યાં જુએ ત્યાં વૃક્ષ સચરાચર, વનસ્પતિ ભાર અઢારજી.
દ્રુમમય પૃથ્વી દીઠી તવ, કોપ્યા તેણી વારજી;
ક્રોધે કરી વન બાળતા હવા, મુકી અગ્ની નીરધારજી.
અગ્નિથી બળતાંજ વન ને, થાય હાહાકારજી;
ત્યારે હા હા શબ્દ હવો, સચરાચર જોતાં કાળજી.
વૃક્ષ બાપડાં સર્વે બીહીનાં, પ્રચેતા પુત્રને શરધાતજી;
ત્યારે બ્રહ્માએ આવીને વાર્યા, તમે આ શો કર્યો ઉત્પાતજી.
પછી વૃક્ષે કંડુ ઋષીની પુત્રી, પ્રકટ કરીને આપીજી;
વલી અન્ય કન્યા ઘણી ઊપજાવી, વિનય વચને જઈ સોંપીજી.
કંડુ ઋષીની પુત્રીથી હવો, દક્ષ† પ્રજાપતિ અવતારજી;
તે દક્ષ કેરી અતિ પ્રજા હવી, શેષ કુટુંબ પરિવારજી.
પૂત્ર, પૌત્ર, દોહીત્ર, દીકરી, સંખ્યા કહી નવ જાયજી;
પરિવાર પનોતો દક્ષ પ્રજાપતિ, સાંભળ પરીક્ષિતરાયજી.

વળણ.

સાંભળ પરીક્ષિત રાયજી, હરી કથાનું વર્ણનરે;
ત્રીશ અધ્યાય થયા પૂરા, હરી બોલો સાધુ જનરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થસ્કંધે ત્રિંશો-ध्यायः ॥૩૦॥**

---

## અધ્યાય ૩૧ મો.‡

### કડવું ૩૧ મું—રાગ ધન્યાશ્રી.

ગર્ભ યોગી વાણી વદે, પરીક્ષિત શ્રવણે ધરેરે;
આ ચતુર્થ સ્કંધની, કથા સુણો નિવૃત્તિથિરે.
મૈત્રેયનાં અમૃત વચન, વિદુર મન ભાવતાંરે.
સુતપુરાણી શૌનકને, સંભળાવતાંરે;

ચાલ.

વિદુર મનમાં ભાવતાં, ઋષિ વચન અમૃતસમ વળી;
શ્રીઅવિનાશીનાં ચરિત્ર સુણતાં, સર્વ પાપ જાયે બળી.
શુકદેવ કહે શુણ રાયજી, પ્રચેતાના પૂત્રતણી કથા;
તે દશે બાંધવ યોગ ધારણ, જ્ઞાન માર્ગ પામ્યા જથા.
તેણે પુત્ર પુત્રી પોષિતા તજી, દશે બાંધવ તપે ગયા;
કુટુંબ પરિવારની માયા તજીને, વન વિષે નિર્ભય થયા.
જાજલી ઋષિ તપ કરે, તે સ્થળ દશે આવ્યા સહી;
એકાગ્ર ચિત્તે ધ્યાન જપતપ હરિનું આરાધન કરતા રહી.
તેણે સમે તે વનવિષે શ્રી, વીણાધારી આવિયા;
પ્રચેતાના દશે પુત્રને, અંતઃકરણમાં ભાવિયા.
પછી દશે પુત્ર ત્યાં પ્રશ્ન પૂછે, નારદ ઋષિને વારતા;
સંસારમાં માયાતણું, ત્યાં સર્વ દુઃખ નીવારતા.
મહા મુનીને કહે જપ તપ કીધે, કિયાં કિયાં ફળ પામીયે;
બીજાં સત્કર્મ કીધાં હોય શું સ્વામિ, સંસાર ભય કેમ વામિયે.
નારદ ઋષિ* કહે પરમેશ્વરનું, ભજન ભાવે જે કરે;
સર્વથા સંસાર સાગર વિષે, મનુષ્ય પ્રાણી તે તરે.
યજ્ઞ, વ્રત, જપ, તપ, જે કરે તે, પરમેશ્વરને પામવા;
નિરંતર સત્કર્મ કરે તે, સંસાર ભયને વામવા.
દેહ કષ્ટ થતે પણ સત્કર્મ કરાયે, તો પ્રભુને પામિયે;
અંતરયામિની કૃપાથી પછી, માયા જાળને કાપિયે.

---

* પ્રાચીનબર્હિ રાજાના વનમાં જવાથી કોઇ રાજા પૃથ્વીપર ન રહેવાને લીધે બેડ વગેરે બંધ પડવાથી સર્વ પૃથ્વી ઝાડથી ઢંકાઇ ગઈ હતી.

† એ દક્ષ પૂર્વ જન્મે બ્રહ્મા પુત્ર હતો. તેણે ચાક્ષુષ મન્વંતરમાં અનેક પ્રજા ઉપજાવી. કર્મ કરવામાં ચતુર હતો તેથી લોકો તેને દક્ષ કહેતા હતા અને તેથી બ્રહ્માએ તેને દક્ષનો અભિષેક કરી સર્વ પ્રજાપતિનો ઉપરી નીમ્યો હતો.

‡ આ એકત્રીશમા અધ્યાયમાં રાજ્યકારભાર દક્ષને સોંપી વનમાં ગયેલા પ્રચેતાઓને નારદજીએ કહેલા માર્ગથી મુક્તિ મળી તે કથા પ્રસંગ છે.

* સ્વસ્વરૂપી ભગવાનની સેવા અને તેમનું જ્ઞાન ન બને તો શૌક્લ (શુદ્ધ માતાપિતાથી જે જન્મ થાય તે), સાવિત્ર (જનોઇ દીધા પછી જે બીજો જન્મ મનાય છે તે) અને યાજ્ઞિક (યજ્ઞની દીક્ષા લીધા પછી જે ત્રીજો જન્મ મનાય છે તે) એ ત્રણ પ્રકારના જન્મથી પણ શું? તેમજ શાસ્ત્ર શ્રવણ, તપ, વાણીના વિલાસ, ઘણી વાતોમાં ધ્યાન રાખવાની શક્તિ, ચતુરાઇ ભરેલી બુદ્ધિ, બળ, ઇંદ્રિયોનું સામર્થ્ય, પ્રાણાયામાદિક યોગ, સાંખ્ય જ્ઞાન (જડ પદાર્થોથી આત્મા જુદો છે એમ સમજવું), સંન્યાસ, વેદાધ્યયન વિગેરે સાધનોથી પણ શું? કાંઇ પણ ફળ નહીં. સઘળા કર્મોમાં ખરૂં અને છેલ્લું ફળ આત્માજ છે, સઘળાં પદાર્થો આત્માને વાસ્તેજ હોવાથી પ્રિય લાગે છે. સર્વ પ્રાણીમાં આત્માજ છે-ભગવાન છે. જે ભગવાન અવિદ્યા મટાડીને સ્વરૂપનો પ્રકાશ કરે છે, તથા પરમાનંદરૂપ હોવાને લીધે પ્રિય છે. તેટલા વાસ્તે ભગવાનની સેવા તથા તેનું ધ્યાન ધરાય તો તે સર્વથી શ્રેષ્ઠ છે. જેમ જળ સૂર્યથી ઉત્પન્ન થઇ સૂર્યમાંજ લય પામે છે, તેમ સ્થાવર જંગમ પદાર્થો ઇશ્વરમાંથી ઉત્પન્ન થઇ ઇશ્વરમાંજ લય પામે છે. આકાશમાં જેમ ગંધર્વનું નગર કોઇ વખતેજ દેખાય છે તેમ પરમાત્મામય જગત જ્યાં સુધી અજ્ઞાન હોય ત્યાં સુધી દેખાયછે. સર્વે પ્રાણીપર દયા રાખવાથી જે કાંઇ પ્રાપ્ત થાય તેથી સંતોષ માનવાથી ભગવાન પ્રસન્ન થાય છે ઇત્યાદિ કેવલ જ્ઞાનનો ઉપદેશ નારદજીએ દીધો છે. [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

પંચેન્દ્રિય વશ રાખીને પ્રભુનું, સ્મરણ ભજન કરે જઇ;
સર્વથા સત્કર્મનાં ફળ, યજ્ઞનાં હોયે સહી.
સચરાચર હરિ રહ્યો વ્યાપિ, સ્થાવર જંગમ સર્વથા;
અવિચળ પદની થાય પ્રાપ્તી, સાંભળતાં વિષ્ણુ કથા.
સંસાર સમુદ્ર માયા વિષે પ્રાણી, બૂડતાં વાર લાગે નહીં;
ચેતે તે હરિ નામ નાવે, પ્રાણી પાર પામે સહી.
નારદ એવું જ્ઞાન કહીને, અંતર્ધ્યાન ઋષિ થયા;
બ્રહ્મોપદેશ સાધન કહીને, નારદ વૈકુંઠમાં ગયા.
નારદ ઋષિથી જ્ઞાન પામ્યા, સંસાર તજ્યો પણ કરી;
એકાસન દૃઢ ધ્યાન ધરતાં, કૃપા કીધી શ્રી હરી.
શુકજી કહે સુણ રાયજી, એ ઉત્તાનપાદનો વંશ કહ્યો;
પ્રિયવ્રત રાયનો વંશ સુણો, જેણે કેવળ હરિ મારગ ગ્રહ્યો.
પ્રિયવ્રત રાયના વંશની, હવે કથા કહું વિસ્તારશું;
તે એક ચિત્તે ધરો શ્રવણે, ચિત્ત રાખી આણ્ણ મોરારશું.
પછી મૈત્રેયે વિદુરને સંતની, ગોષ્ટી ત્યાં કીધી ઘણી;
મૈત્રેય ઋષિને પ્રણામ કરીને, વિદુર ગયા હસ્તિનાપુર ભણી.
મૈત્રેય ઋષિએ તપ કીધું, વનમાં રહી એક આસને;
દૃઢ હૃદયામાં ધ્યાન ધરીને, આરાધે અવિનાશને.
શુકદેવ કહે સુણ ભૂપતિ, એ શ્રી ભાગવત કથા કહી;
ચતુર્થસ્કંધ ભાગવતના, એકત્રીશ અધ્યાય થયા સહી.
વૃદ્ધ, યૌવન, ને બાળ, સ્ત્રિજન, પુરૂષ શ્રવણે સાંભળે;
ચતુર્ભુજનાં ચરિત્ર સુણતાં, કોટી પાતક પરજળે.
સંવત સત્તર ચોસઠ માસ અષાડ કીધું છે કવી;
શુકલ પક્ષ દશામી સૂર્ય વારે, કથા આ પૂરણ હવી.
ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર વંશે, કૃપા શ્રી હરીયે કરી;
ભટ શુકદેવ સુત નાનાભટના, સુતે કથા કહી વિસ્તરી.
સૂર્યપૂર તાપી તટે, બેગમપુરામાં વાસ;
શુદ્ધાશુદ્ધ જાણું નહીં, જે ગુણવર્ણવ્યા અવિનાશ.
શાસ્ત્ર પુરાણને વેદ માર્ગ, તેનું જ્ઞાન મુજને કંઇ નહીં;
સર્વ કવિની લેઇ આશિષ, કથા પદબંધે કહી.
સાધુ જન તમો કૃપા કરી, મુને દોષ ખોડ દેતા રખે;
રંક જાણી દાસ વલ્લભને, આપજો વાણી અક્ષયે.
આ ભણે ભણાવે સાંભળે, વળી લખાવે પુસ્તક યથા;
તેને જન્મ મરણ સંસારનાં, દુઃખની જાયે સર્વ વ્યથા.
એ ચતુર્થ સ્કંધ હરી કથા, કેવળ ભક્તિ મારગ કહ્યો;
હવે પંચમ સ્કંધમાં કથા કહી, તે વંશ પ્રિયવ્રતનો રહ્યો.
હરી કથા શ્રવણે પાન કરતાં, પાપ સઘળાં વામિયે;
ધર્મ અર્થ ને મોક્ષ કામ, પદાર્થ ચારે પામિયે.
કેવળ હરીનો આશ્રય જેને, તેને ખોટ કશી નહીં;
પણ પાપી પુરૂષને જ્ઞાન સુણતાં, હૃદયામાં ઉતરે નહીં.
પ્રભુનું નામ લેતાં દૃઢ મન બેસે, તે કામ મુર્ખ કરે નહીં;
પરદારા પરધન સંગ્રહવા, મન તેનું ચાહે સહી.
એ પાપી દુષ્કર્મ કરતાં, જરા પ્રભુથી ડરે નહીં;
પાપ થકે લીંપાયો તે, નર્ક માંહે પડે સહી.

વળણ.

નર્ક માંહિ પડે તે નિશ્ચે, નર જે પાપી થાયરે;
માટે શ્રોતા વકતા હરી ભજો, એવાં પાપથી દૂર રહેવાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ચતુર્થ સ્કંધે એકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥**



# શ્રીમદ્ ભાગવત.

## (કવિવલ્લભકૃત—પદબંધ.)

## પંચમસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

**રાગ રામગ્રી.**

પ્રથમે નમું શ્રી ગણપતિ દેવજી, અમર મુનીવર કરે તેની સેવજી;
ગજવદન તે ગંભીરજી, કર ફરસીધર બળિયો વીરજી;

**ચાલ.**

મહાવીર બળિયો પરાક્રમી, ત્રિભુવન વિષે ગણરાય;
સ્તવન પૂજન સૌ શુભ કાર્યે, પ્રથમ તારૂં થાય.
આયુધ ફરસી કર ધરી, સિંદૂર ચર્ચિત ગાત્ર;
મુષક વાહન શ્વેત આભૂષણ, પ્રભુ ગણપતિ ગુણપાત્ર.
અનેક ભક્તને કૃપા કરીને, અવિચળ વાણી આપી;
મહા મૂર્ખ દુર્મતિ હતા, તેમની સૌ દુર્મતિ કાપી.
હંસવાહિની સરસ્વતી, મા કરૂણા મુજને કરજો;
પામર પ્રાણી જાણી રંકને, હાથ મસ્તકે ધરજો.
શ્વેત વસ્ત્ર ને શ્વેત ભૂષણ, શ્વેત હંસવાહિની;
સ્ફટિક મણિની માળા કરમાં, વીણા પુસ્તક ધારિણી.
શુધબુધ આપી અનેક ભક્તને, એ કરૂણા તારી જાણો;
શાસ્ત્ર પુરાણ પારાયણ ગ્રંથે, મહિમા તુજ વખાણ્યો.
મુજને સાહે થજો માતાજી, જાણી રંક નિજ દાસ;
તુજ કરૂણાથી શ્રી કૃષ્ણ કથા કહું, જીભે કરજો વાસ.
શ્રી ગુરૂ ગોવિંદને ચર્ણે લાગું, માગું અવિચળ વાણી;
દયા કરીને સૌ વિઘ્ન હરજો, સ્વામિ સારંગપાણી.
મોટ હામ મનમાં કીધી છે, તે પૂર્ણ કરજો સ્વામી;
શ્રી ભાગવત પંચમસ્કંધ કહું, હરિ ચરણે શીર નામી.
અકેક અક્ષર શ્રવણે ધરતાં, કોટિ જન્મ અઘ જાય;
સકળ પદાર્થમાં જે છે શિરોમણિ, તેની પ્રાપ્તી થાય.
પંચમસ્કંધ અધ્યાય છવિશ, કથા કહું વિસ્તારી;
શ્રવણ માત્રથી સદ્ય કૃપા કરે, સ્વામી શ્રી મોરારી.
સૂતપુરાણીક નૈમિષારણ્યમાં, કથા વર્ણવે એહ;
શૌનક આદ્યે ઋષિઓ સન્મુખ, બેસી સાંભળે તેહ.
શુક મુનીના ચરણ પ્રણમી, પરીક્ષિત રાજા પૂછે;
પ્રિયવ્રતરાય વનથકી પાછા, વળિયા તે કારણ શું છે.
મેં એવું સુણ્યું જે ઋષિ નારદ, જઈ મળ્યા એને વન;
બ્રહ્મસુતનાં ચરણ સેવ્યાં, પ્રિયવ્રત જે રાજન.
ઉપદેશ સાંભળ્યો બ્રહ્મ જ્ઞાનનો, તવ જઈ વિસ્યા વનવાસ;
તો વળી પાછા ઘર કેમ આવ્યા, અધુરી શી રહી આશ.
સુત દારા ઘર કુટુંબ ભોગી, પ્રિયવ્રત રાજાન;
અખંડીત પ્રેમે પ્રભુ ભજ્યા, એ અદ્ભૂત મહા મુન.
સ્વામી કથા કહો તે વિસ્તારી, સાંભળવા મુજ મન;
એવું પ્રશ્ન પરીક્ષિતનું સાંભળી, વદે વ્યાસનો તન.
એક સમે સ્વાયંભુવ મનુ આવ્યા, તપ કરે જ્યાં પ્રિયવ્રત બાળ;
નિજ પુત્ર પ્રત્યે સમજાવી કહે છે, પિતા વચન તત્કાળ.
સ્વાયંભુવ મનુ કહે ઘર આવી, પાળો પ્રજાને કુમાર;
પણ પિતાનું કહ્યું નવ માને, પ્રિયવ્રત વન મોઝાર.
ગગન થકી તવ બ્રહ્મા આવ્યા, સાથે દેવ સભાય;
ગંધમાદન પર્વતની ગુફામાં, તપે બેઠો છે જ્યાં રાય.
પ્રજાપતિએ કહ્યું સમજાવી,† પાછો જા ઘેર તન;

---

* આ પ્રથમાધ્યાયમાં પ્રિયવ્રત રાજાએ જ્ઞાની હોઇને રાજ્ય કર્યું અને ફરી જ્ઞાનમાંજ એક નિષ્ઠા ધરી રહ્યા તેનો અદ્ભુત કથાપ્રસંગ છે.

† ગંધમાદનની ગુફામાં નારદજી, સ્વાયંભુવમનુ અને પ્રિયવ્રત બેઠા હતા, તેવામાં બ્રહ્મા આવ્યા, તેની નારદે પૂજા તથા સ્તુતિ કરી. પછી સર્વ જગતના અભિપ્રાયને જાણનાર બ્રહ્મદેવે પોતાના સર્વ વેદ અને મરીચિ વગેરે દેવર્ષિગણો સાથે ત્યાં આવી રાજ્ય કરવા-

તું સુખેથી પ્રજા પાળજે, બેસી રાજ્યાસન.
ઘણાં વચન પ્રતિબોધ દઇને, પાછો આવ્યો ઘેર રાય;
ઋષિ નારદ પાસેથી લીધી, રાજ્યતણી આજ્ઞાય.
પછી પ્રિયવ્રત રાયે રૂડી રીતે, ચલાવ્યું રાજ્યાસન;
યુગ્મ કન્યા સાથે પરણ્યા તે, પ્રિયવ્રત રાજન.
પેહેલી બર્હિષ્મતીને પેટે, દશ તન તનયા* એક;
બીજીના ત્રણ† સુત એ સૌનો, રાયે કરચો વિવેક.
એમ વર્ષ એકાદશ અર્બુદ,‡ કીધું રાયે રાજ્ય;
બાહેર સંસારી પોતે પણ, અંતરમાં સૌ તાજ્ય.
રવિ પેઠે મેરૂ પ્રદક્ષિણા,§ કીધી પ્રિયવ્રત રાય;

પૃથ્વી અર્ધી રહે અંધારી, એ નિજને ન ખમાય.
સાત વાર ફરિ સાત દ્વીપની,* રચના રાયે કીધી;
દ્વીપ ગામ ને નગ્ર વસાવ્યાં, તે કથા પ્રમાણે સીધી.
ત્રણ† પુત્ર તો તાપસ થઈને, તપે ચાલ્યા વન;
સાત પુત્રને સાતે દ્વીપનું, આપ્યું રાજ્યાસન.
બીજી સ્ત્રીના ત્રણ પુત્ર તે હવા, મહા તાપસ જ્ઞાની;
ઊગ્રતપે જઈ બેઠા વનમાં, તે કેવળ બ્રહ્મજ્ઞાની.
પ્રિયવ્રત રાજા પૂત્રની પેરે, પ્રજા પાળે સર્વ;
આનંદ ઉત્સવ કલોલ માંહે, સર્વને સુખ પર્મ.
પછી રાજ મુકી વન વિષે ગયા,‡ પ્રિયવ્રત ધર્મ રાજન;
સાતે પુત્રને રાયે વેહેંચીને,§ આપ્યું ત્યાં રાજ્યાસન.
બ્રહ્મ પદ પામ્યા પછિ પોતે, કૃપા કરી ભગવાન;
સ્વર્ગ મૃત્યુ પાતાળતણાં સુખ, ગણિયાં નરક સમાન.

**વળણ.**

ગણિયાં નરક સમાન સુખ સૌ, સાંભળ પરીક્ષિતરાયરે;
શ્રોતા બોલો હર્ષે શ્રી હરી, હવો પ્રથમોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે પંચમસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥૧॥

---

ની ભલામણ કરનારા પિતાની વાતને નહિ માનનાર અને વનમાં રહીને બ્રહ્મ વિચાર કરવાની આસક્તિ રાખનાર પ્રિયવ્રતને કહ્યું કે હે પુત્ર, સાંભળ. અમાપ (જેનો પારજ ન પમાય) એવા પરમેશ્વર, કે જેમની આજ્ઞા મારાથી અને શિવથી પણ ઉલ્લંઘન થતી નથી, એવા પ્રભુએ જે ધાર્યું છે તે તપથી, વિદ્યાથી, યોગના જોરથી, ધર્મથી અથવા એવા હરકોઇ બલવત્તર સાધનથી તોડવાને કોઇ પણ પ્રાણી સમર્થ નથી. કર્મ કરવાને વાસ્તે તથા સુખ દુઃખાદિ પ્રારબ્ધ ભોગવવાને માટે ઇશ્વર જેવો દેહ આપે છે તે જીવને ધારણ કરવો પડે છે. તે દેહમાં રહીને કર્મ કરવાને પણ આપણે પરતંત્ર છીએ અને નાથેલા બળદો ખેડુતની મરજી પ્રમાણેજ કામ કરી શકે છે તેમ હરિની મરજી પ્રમાણે કામ કરીએ છીએ. તેમ ભોગમાં પણ પરતંત્ર છીએ. વળી આ સઘળું અજ્ઞાનીનેજ વાસ્તે છે અને બ્રહ્મવેત્તાને માટે નથી એમ સમજવું નહિ; કેમકે જીવન્મુક્ત પુરુષને પણ પ્રારબ્ધ ભોગવવા સારૂ પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી દેહ ધરી રાખવો પડે છે. ઘરનો ત્યાગ કરી વનમાં જવાથીજ મોક્ષ થાય છે એમ પણ સમજવું નહીં. કેમકે ગાફલ મનુષ્ય વનમાં ભમતો હોય તો પણ તેને ઇંદ્રિયોના યોગથી છ શત્રુઓનો ભય પ્રાપ્ત થાય છે. અને વિદ્વાન જીતેંદ્રિય થઇને ઘેર રહે છે તોપણ તેનું કંઇ ગૃહસ્થાશ્રમ બુરૂં કરતો નથી. ઇંદ્રિઓ રૂપી શત્રુઓ જીતવા હોય તેણે જેમ કે કિલ્લાના આશ્રયથી રહેનાર મોટા શત્રુઓને પણ જીતી શકાય છે તેમ, પ્રથમ ઘેર રહી યત્ન કરવો જોઇએ. માટે ઘરમાં રહી ઇંદ્રિયોને ધીરે ધીરે નિયમમાં રાખવી એટલે તે પરિપૂર્ણ વશ્ય થઇ જશે જેથી કોઇ વાતનો બાધ આવશે નહિ. આ ઘર રૂપી કિલ્લાનો આશ્રય કરવાનું કહ્યું તે તો પામરોને માટેજ છે, તારે માટે નથી; કેમકે તું તો હરિના ચરણના આશ્રયથી છ શત્રુઓને જીતેલો છે પરંતુ હમણાં ઇશ્વરદત્ત વૈભવ ભોગવી પછી સંગમાત્ર ત્યાગ કરી નીજ સ્વરૂપમાં સ્થિતિ કરજે." [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

* આગ્નીધ્ર, ઇધ્મજીહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ઠ, સવન, મેધાતિથિ, વીતિહોત્ર, અને કવિ એવા અગ્ની જેવાં નામવાળા દશ પુત્રો તથા ઉર્જસ્વતી નામની કન્યા થઇ. એ કન્યા શુક્રાચાર્યને પરણાવી હતી. તે ઉર્જસ્વતિને દેવયાની નામની દીકરી થઇ હતી.

† બીજી સ્ત્રીથી ઉત્તમ, તામસ, અને રૈવત એવા ત્રણ પુત્રો થયા હતા જેઓ, મન્વંતરના અધિપતિઓમાં ગણાયા છે.

‡ સો કરોડ એટલે એક અર્બુદ.

§ મેરૂ પર્વતને પ્રદક્ષિણા ફરતા સૂર્ય નારાયણ પૃથ્વીમાં લોકાલોક પર્વત સુધી અજવાળું કરે છે પણ તેમાં વારા ફરતી અર્ધાંમાં અજવાળું અને અર્ધામાં અંધારૂં રહે છે તે વાત પ્રિયવ્રતને નહિ ગમતાં હરિની ઉપાસનાથી પ્રિયવ્રતરાજા સૂર્યના રથ સરખા વેગવાળા તેજોમય રથમાં બેસી સૂર્યની પછવાડે, બીજા સૂર્યની પેરે પૃથ્વીપર સાતવાર ફર્યા હતા. તે રથના પૈડાની ધારથી જે ખાડા પડયા તે સપ્ત સમુદ્ર થયા છે, કે જે સમુદ્રોને લીધે પૃથ્વીના સપ્ત દ્વીપો થયા છે. એ સપ્ત સમુદ્રનાં નામઃ– ક્ષારોદ (ખારા પાણીનો) ઇક્ષુરસોદ (શેરડીના રસ જેવો,) સુરોદ (મદીરાનો) ઘૃતોદ (ઘીનો) ક્ષીરોદ (દૂધનો) દધિ મંડોદ (દહિના રસનો) અને શુદ્ધોદ, (મીઠા પાણીનો.)

* જંબૂદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલિદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ, અને પુષ્કરદ્વીપ. આ દરેક દ્વીપમાંથી પેહેલા પુત્રને પેહેલા દ્વીપનું, બીજાને બીજાનું એમ ક્રમવાર રાજ્ય આપ્યું હતું.

† કવિ, મહાવીર, અને સવન એઓ જન્મથી બ્રહ્મચર્ય પાળી પર્મહંસવૃત્તિ રાખી પ્રભુના સ્વરૂપમાંજ મગ્ન રહ્યા હતા.

‡ નારદના ચર્ણની સેવાથી પ્રાપ્ત થયેલા ભગવદ્સ્વરૂપના ચિંતન કરવાની વચમાં વળી આ ગૃહસ્થાશ્રમ રૂપી મોટું દુઃખ આવી પડયું એમ માની, વૈરાગ્ય આવવાને લીધે મનમાં બહુ તાપ કરીને પ્રિયવ્રતે કહ્યું કેઃ–"અરેરે! મેં ભૂડું કર્યું, હવે વિષયનો ઉપભોગ બસ છે, બસ છે; મને ધિક્કાર છે કે હું અજ્ઞાન આવરણથી વિષયરૂપ ખાડામાં પડી રહ્યો છું" એમ અફસોસ કરી પરિવાર સમૃદ્ધિ સૌ તજી સંસારનો ત્યાગ કરી પુનઃ વનમાં ગયા.

§ દ્વીપોની રચનાથી પૃથ્વીની વ્યવસ્થા કરી, લોકમાં (તે સાત ભાઈઓમાં) તકરાર ન ઉઠે માટે સર્વ દ્વીપોમાં નદીઓ તથા પર્વતોના વર્ગથી સીમાડા બાંધી આપ્યા હતા.

# અધ્યાય ૨ જો.*

## કડવું ૨ જું–રાગ સામેરી.

શ્રી શુકદેવજી વાણી ઉચરે, રાયજી સાંભળ વાત;
સૂતપુરાણીક શૌનક ઋષિને, વર્ણવી કહે છે ખ્યાત.
પ્રિયવ્રત રાયનો જ્યેષ્ઠ પુત્ર, આગ્નીધ્ર જે નિરધાર;
જંબુદ્વીપના રાજ્યનો, તેને હતો અધિકાર.
તેણે નિજપુત્રની પઠે ગણી, પાળી પ્રજા કરિ મન;
પછી પુત્ર અર્થે રાજાયે, તપ† કર્યું જઇ વન.
મહા ઉગ્રતપ દૃઢ આસને, તે માંડયું વનમાં રાય;
ત્યારે બ્રહ્માની મોકલી એક, અપ્સરા આવી ત્યાંય.
પૂર્વચિત્તિ અપ્સરા નામ તેનું, આગ્નીધ્રને આશ્રમ;
આગ્નીધ્રને તે મોહિત કરવા, ચેષ્ટા કરે અનુપમ.
કાંતિ તેની દિવ્ય શોહે, વળી વાણી પરમ અનૂપ;
થનથન નૃત્ય કરે તે રંભા, ભોળવે મોટા ભૂપ.
રાયની જ્યાં કુંજ વેલી, ફરે ફરતી તે ચોપાસ;
અતિ રમણિય શોહે વાડી, ગાયે તાલસુર અભ્યાસ.
વૃક્ષ લતા ને વેલી નુતન, પક્ષી કરે છે કલોલ;
જલાશયમાં હંસ કારંડવ, ધ્વનિ કરી કરે ગોળ.‡
નખરાં કરતી, પગલાં ધરતી, કરે ઝાંઝર રણકાર;
સમાધિથી આગ્નિધ્ર ઉઠયો, મુકયું તપ કુમાર.
સૌમ્ય દૃષ્ટિયે ભાળે રંભા, વિવ્હળ થયું છે મંન;
ચાલ વેગ અને નખરાં નિરખિ, થયો છે તે તપ ભંગ.
પૂર્વચિત્તિનું અંગ સુંદર, મોહે દાનવ દેવ;
મુખમાંથી અમૃત શ્રવે, સુગંધે ભ્રમર મોહે એવ.
સ્તન રૂપી કલશ દિશે, કટિમેખલા કેશ પાસ,
ચપળ ચરણે હિંડે રંભા, મોહ પમાડી કરે દાસ.
આગ્નીધ્ર રાજા કામે પીડિત, બનિ ગયો મહા મુર્ખ;
નારી પ્રત્યે બોલ્યો જડમતિ, લળી ગયો તે પુર્ખ.§
હે મુનિંદ્ર નારી, પ્યારી ઇચ્છે શું કરવાય;
પરમ ભગવાનની માયા તું છે, મોહ્યા મુનિજન રાય.
ભ્રમર રૂપી ધનુષ ધરિયાં શા તેં, કારણ શું કેહેવાય;
વિંધે શું કાલજડાં અમારાં, ન શોભે તુજ સહાય.
કમળરૂપી પુંખ* વિનાનાં, છે અણિયાળાં લોચંન;
વિંધવા ધારો છો કોને નારી, ફરી ફરી આ વંન.
ભમરાઓ ચોબાજુએ, કરે છે મહા ગુંજાર;
સેવે છે શિખામાંથી પડતા,† પુષ્પ સુગંધ અપાર.
ઝાંઝરના શબ્દ તેતર જેવા, રણકો કરી મોહે મંન;
નિતંબ ભારે કટિમેખલા વાળી, કાંતિ અનુપમ તુજ તંન.
સુંદરી શાં તુજ પાસે આ શિંગડાં, કટિ પતળી પરમ નિધાન;
અતુલ બળવાળાં એ શિંગડાં, ઉંચકાય કેમ આ ઠામ.
કરી કસ્તૂરી અંગે ચર્ચિત, મોહ્યું છે મુજ મંન;
બેહેક બેહેક આ આશ્રમ થાએ, હું માનું ભાગ્ય ધન ધંન.
છો વિષ્ણુ અંશની આપ માયા ?, કાને ચળકે છે બે મિન;
સરોવર સમ મુખડું શોહે, મચ્છ‡બે તરે છે આધિન.
પક્ષી પંકિત§ આ શી શોહે, નાગણી શો એ ભાવ;
વંક જટા સંભાળો નારી, જેનો મોહિણીશો પ્રભાવ.
આ નિર્લજ્જ પવન ઘુસે તુજ વસ્ત્રે, ન રાખે તારી લાજ;
મોહ્યો છું હું તારે લેહેકે, લે મનમાં મુને આજ.
હું છું તારો, હું છું તારો, દાસતણો હું દાસ;
સુંદર શિંગડાંવાળી સુંદરી, લે દાસ કરી તુજ પાસ.
શીલ ગુણરૂપ ચાતુરી ચુકવે, તેવું રંભાએ કીધું કામ;
મોહ્યો આગ્નીધ્ર પડયો પાસે, ભૂલી ગયો રામ નામ.
પછે તપ ચુકી આગ્નીધ્રે કીધો, અપ્સરાશું સંગ;
ઘણા દિવસનું તપ હતું તે, થઈ ગયું ત્યાં ભંગ.
પૂર્વચિત્તિથી રાયને ત્યાં, નવ હવા કુમાર;‖
મહા તેજસ્વી શોભતા છે, સ્વરૂપના ભંડાર.
નવ વર્ષે નવ સુત જાણી પછી, અપ્સરા સ્વર્ગે ગઈ;
નિજ જનનિના અનુગ્રહથી, દેહ પુત્રોની દૃઢ થઈ.
ધર્મ માર્ગને ચલાવ્યો રાયે, કરી પ્રજાની રક્ષાય;
જય જય શબ્દ વરતી રહ્યો, તે કૃપા વૈકુંઠ રાય.
પછી¶ વૃદ્ધ થયા રાયજી પોતે, વન જાવાનું કર્યું મંન;
સંસાર મારગ તજી હવે, કર્યું દેહનું સાધંન.
નવે પુત્રને સમીપ તેડી, વદે વાણી રાય;
તમો પ્રજાને પ્રીતે પાળજો, જાઉં છું હું વનમાંય.

---

* આ બીજા અધ્યાયમાં સ્ત્રી લંપટ જનોને પ્રિય એવું આગ્નીધ્ર રાજાનું આખ્યાન કહ્યું છે. જે આગ્નીધ્રે પૂર્વચિત્તિ અપ્સરા સાથે સંગ કરીને નાભી આદિ નવ પુત્રો ઉત્પન્ન કીધા હતા તે કથા પ્રસંગ છે.

† તેણે પુત્રની ઇચ્છા થતાં રંભાઓને રમણ કરવાનું મુખ્ય સ્થળ જે મંદરાચલ પર્વત, તેની ગુફામાં જઇ એકાગ્રચિત્તે બ્રહ્માનું આરાધન કીધું. ‡ ગોળ–ફેર ફુદડી. § પુરૂષ–બળવાન.

* બાણને પુંખ હોય છે, પણ આ નેત્રરૂપી બાણ તો પુંખ વિનાના છે. † શરીરમાંથી નિકળતી સુંદર સુગંધ.

‡ નેત્ર. § દાંત.

‖ નાભિ, કિંપુરુષ, હરિવર્ષ, ઇલાવ્રત, રમ્યક, હિરણ્મય, કુરૂ, ભદ્રાશ્વ અને કેતુમાલ, એ નવ પુત્રોનાં નામ છે.

¶ આ બે કડીઓનો ભાવાર્થ મૂળમાં નથી.

જંબુદ્વિપના નવ* ભાગ કરી,નવ પુત્રને આપ્યો અધિકાર;
તે નવે ચક્રવર્તી હવા જે, આગ્નીધ્રના કુમાર.
માંહોમાંહે સંપ થકી પ્રીતે, ચલાવે છે નિજ રાજ;
આગ્નીધ્રરાય† વનમાં ગયા,સોંપ્યું પુત્રને રાજ કાજ.
એકાગ્રચિત્તે વન વિષે જઈ, ધર્યું પ્રભૂનું ધ્યાન;
સ્વર્ગે નિવાસ રાજાને હવો, કરૂણા કરી શ્રીભગવાન.

**વળણ.**

કૃપા કરી ભગવાને તેને, શૌનક સુણો મન સ્થિર કરી;
દ્વિતીય અધ્યાય પુરો થયો, માટે સાધુ બોલો શ્રીહરી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥

---

## અધ્યાય ૩ જો.‡

### કડવું ૩ જું-રાગ ગોડી.

શુકજી કહે સુણ પરીક્ષિત રાય, સુત શૌનકને કહે કથાય;
નાભિરાજા જે જ્યેષ્ટ કહેવાય, તેને ભરતખંડ આપ્યો છે રાય.
તે પરમેશ્વરનો ભક્ત હવો, જેનો મહિમા યશ નિત્યે નવો;
તેણે યજ્ઞ કરીને અનંત,§ સંતોષ્યા પ્રભુ શ્રી ભગવંત.
યજ્ઞ કુંડ મધ્યે નિરધાર, પ્રકટ હવા છે વિશ્વાધાર;
પ્રત્યક્ષ રાયને સંનિધાન, પ્રભુ કહે માગ|| માગ વરદાન.
શ્રી હરીએ કરૂણા બહુ કરી, વાણી રાય પ્રત્યે ઉચ્ચરી;
તું જે જોઇએ તે માંગજે આજ, કૃપા કરી બોલ્યા મહારાજ.
ત્યારે નાભિરાજા ચર્ણે નમે, માગે છે વર જે મન ગમે;
કૃપા કરી મુજને ભગવાન, મનવાંચ્છિત આપો વરદાન.
પરમેશ્વરને કહે તેણીવાર, મુને તમ સરખો આપો કુમાર;
તવ હેત કરી હરી કહે એમ* હજો,સંતાન પુત્ર ફળ તુજને થજો.
પછી રાયને હવો કુમાર,† તે ઋષભદેવ પ્રભુ અવતાર;
સાક્ષાત પ્રભુ અંશે અવતરી, નાભી રાજાને કરૂણા કરી.
પુષ્પવૃષ્ટિ ગગનથી હવી, દુંદુભીની ધ્વનિ નવ નવી;
ત્યાં સ્તુતિ દેવ આવીને કરે,જય જય શબ્દ વાણી ઉચ્ચરે.

**વળણ.**

જય જય વાણી ઉચરે, અમર હરિ ગુણ ગાયરે;
શ્રી ભાગવત પંચમસ્કંધના, હવા ત્રણ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥

## અધ્યાય ૪ થો.‡

### કડવુ ૪ થું-રાગ કેદારો.

શ્રી શુકજી વાણી ઉચરે, પરીક્ષિત શ્રવણે ધરે,
વિસ્તારે કથા ઋષભ દેવનીરે.

**ચાલ.**

ઋષભ દેવ પ્રભુતણો ત્યાં, હવો છે અવતાર;
તેણે સમે ત્રિભુવનમાં, વર્ત્યો જય જયકાર.

---

* પુત્રોનાં નામો પ્રમાણેજ તે ભાગોનાં પણ અનુક્રમે નામ પડયાં.

† આ ટોટ કડીનો ભાવાર્થ મૂળમાં નથી. પણ એમ છે કે, એ આગ્નીધ્ર રાજાને અપ્સરામાંજ પ્રીતી હોવાથી અને કામ ભોગથી તૃપ્ત ન થવાથી તે વેદોક્ત કર્મ કરીને અંતે અપ્સરાઓના લોક (સ્થાન)નેજ પામ્યો. પછી તેના નવે પુત્રો મેરૂ પર્વતની નવ કન્યાઓને અનુક્રમે પરણ્યા તેમનાં નામઃ-મેરૂદેવી, પ્રતિરૂપા, ઉગ્રદંષ્ટ્રી, લતા, રમ્યા, શ્યામા, નારી, ભદ્રા અને દેવવીતિ.

‡ આ ત્રીજા અધ્યાયમાં નાભિ રાજાએ સંતાન પ્રાપ્ત્યર્થે યજ્ઞ કરવાથી સાક્ષાત્ યજ્ઞનારાયણ પ્રગટ થયા પછી પોતેજ ઋષભદેવ એ નામે પુત્ર રૂપે અવતર્યા છે એ કથાપ્રસંગ છે.

§ નાભિરાજાએ પુત્રની ઇચ્છાથી યજ્ઞ કરવા માંડયો હતો ને તેમાં પ્રવર્ગ્ય નામનાં કર્મો ચાલુ કર્યાં હતાં.

|| એ પ્રભુસ્વરૂપ આવું હતું:-અષ્ટભુજાવાળા, શંખ, ચક્ર,ગદા, પદ્મ, કીરીટ, કુંડળ આદી સર્વ શુભ અલંકારોયુક્ત એવા. દર્શન દેતા પ્રભુને જોઇને સર્વ ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા કે-હે પ્રભુ, આપ પરિપૂર્ણ છો તોપણ અમે મહાત્માઓની શિખામણથી આપને વારંવાર નમસ્કાર અને સ્તુતિરૂપ પૂજન કરીએ છીએ. બાકી આપના બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ તો કોનાથી થઇ શકે? આપ પ્રકૃતિ અને પુરુષના પણ કારણરૂપ છો. આપના ગુણ અપાર છે માટે સર્વ જીવનાં દુઃખને મટાડનાર એવાં અત્યંત ચરિત્રોમાંથી એકાદ ચરિત્રનું વર્ણન થઇ શકે. આપને મન વાણી પહોંચી શકતાં નથી, પણ ફક્ત ભક્તો તમને સહેજ રીઝવે છે, કેમકે આપ દયાળુપણાને લીધે એક સુદ્ધ જળના લોટાથી અને તુળસી પત્ર ચઢાવ્યાથી પણ પ્રસન્ન થાઓ છો. એવા આપની, જેમ કોઇએક દરિદ્રી પુરુષ કોડીની ઇચ્છાથી કુબેરની ઉપાસના કરે તેમ પ્રજાથીજ પુરુષાર્થ માનનારા અમે મૂર્ખા લોકો આ નાભિરાજાને પુત્રની પ્રાપ્તીને માટે આપનું સ્તવન કરીએ છીએ. નાભિરાજા આપ જેવા પુત્રની ઇચ્છાથી આપનું યજન કરે છે. તો આપ જેવો એને પુત્ર થાઓ એ વરદાન આપો.

* મૂળમાં ભગવાને કહ્યું કે, મારા જેવો તો એક અને અદ્વિતીય હોવાથી હુંજ છું. તો પણ બ્રાહ્મણોનું વચન મિથ્યા ન થવું જોઇએ માટે હું પોતેજ અંશે કરીને રાજાને ત્યાં અવતરીશ.

† મેરૂદેવીને પેટે ઋષભદેવ ભગવાન , નાભિરાજાનું પ્રિય કરવા, તથા લોકોને તપસ્વીઓના, જ્ઞાનીઓ તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મ દેખાડવા સારૂ શુદ્ધ સત્વગુણમય મૂર્તિથી અવતર્યા.

‡ આ ચોથા અધ્યાયમાં ઋષભદેવ પ્રભૂએ રાજ્ય કર્યું, તેમને સો દીકરા થયા અને તેમના રાજ્યમાં પ્રજાને પરમ સુખ અને સંતોષ પ્રાપ્ત થયો એ કથાપ્રસંગ છે.

ઋષભદેવનું* તેજ બળ ઘણું, દીઠું સૌએ જ્યારે;
જય જય શબ્દ હવો મહિપર, જન્મ ધર્યો તેવારે.

સહુએ સ્તુતિ કીધી આનંદે, પ્રણમ્યા શ્રી ઋષભદેવ;
સુરીનર મુનિવર માનવમાં, હર્ષ થયો તતખેવ.

ઋષભ દેવનો પૃથ્વી માંહિ, પ્રકટ હવો અવતાર;
ઇંદ્રે મનમાં ઇર્ષા કીધી, પરીક્ષા જોવા તેણીવાર.

ઋષભદેવના રાજ્યમહિં, નવ વરસાવ્યો પર્જન્ય;
જોઇએ ઋષભ દેવ કેમ પ્રજાને, ઊપજાવી આપે અન્ન.

અનાવૃષ્ટિ ન હવી ભૂ ઊપર, વર્ત્યો તવ હાહાકાર;
તવ પરમેશ્વર મેઘ સ્વરૂપે, વરસ્યા મૂશળધાર.

અવનિ ઉપર વૃષ્ટિ કીધી, હરિ માયાએ સુખકારી;
ત્યારે† ઇંદ્રે સ્તુતિ કીધી, ઓળખ્યા શ્રી મોરારી.

નાભી રાજાએ ઋષભદેવને, નિજ રાજ્યાસન દીધું;
પોતે બદરીકાશ્રમ જઇને, સ્રીસહિ અતિ તપ કીધું.

સમાધિએં જપિ નરનારાયણ, જીવન્મુક્તિ પામ્યા;
કૃપા કરી શ્રી હરિએ તેથી, ભવસાગર દુખ વામ્યા.

ઋષભદેવે પ્રજા સર્વનું, પાલન કર્યું રૂડી રીતે;
રાજનીતિ સર્વ ધર્મ‡ ચલાવ્યો, રહી પ્રજા સૌ સુખ પ્રીતે.

ઇંદ્રની કન્યા જયંતીને, પરણ્યા શ્રી ઋષભદેવ;
તેને એકસો પુત્ર હવા, મહા બળીયા નિજ સમ એવ.

જેષ્ટ પુત્રનું ઋષભદેવે, ભરતજી§ ધરિયું નામ;
ભરતખંડનું રાજ્ય દિધું તેને, પ્રભુ પૂરણ કામ.

ભરત થકી નાના નવ‖ પુત્રો, હતા મહાબળ ધારી;
તેહ થકી નાના નવ પુત્રો¶, હવા અતિ શુભ કારી.

એકાશી° પુત્રો જે બીજા, તે ગૃહીને સંન્યાસ;
ઋષભદેવ ને પ્રણામ કરી, તપ કાજ ગયા વનવાસ.

ઋષભદેવ પ્રજાને પાળે,+ આનંદે દિન જાય;
એક સમે પછી આપ પધારયા, બ્રહ્માવર્તની માંય.

**વળણ.**

બ્રહ્માવર્તમાં પ્રભુ પધારયા. શિખ પુત્રોને દીધિ તહાં;
એ મિષે પ્રજાને બોધ કરયો, ઋષિ સર્વેનિ સભા જહાં.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.‡

### કડવું ૫ મું-રાગ આશાવરી.

શ્રી શુકદેવ વદછે વાણી, સાંભળ પરીક્ષિત રાય;
ઋષભદેવ છે અંશ પ્રભૂનો, અવતારી કહેવાય;
ચરિત્ર તેમનાં શ્રવણે સુણતાં, બહુ જન્મનાં અઘ જાય;
સદા નિરંતર હરિગુણ ગાતાં, દેહ નિર્મળો થાય.
એક સમય સરસ્વતિ તીરે§, ઋષિ સહુ મળી નિરધાર;
યજ્ઞ કરે છે બ્રાહ્મણ સઘળા, સાંનિધ્ય શ્રી મોરાર.
ઋષભદેવ તે સ્થાનક આવ્યા, ઋષી વૃંદ છે જ્યાંહિ;
સર્વ ઋષિ આનંદ્યા મનમાં, પ્રભુને દેખી ત્યાંહિ.
પૂજા અર્ચા પ્રેમે કરીને, આપ્યું પવિત્ર આસંન;
ઋષભદેવની સાંનિધ્ય આવીને, બેઠા સૌ ઋષિ જંન.
મહા ઋષિવર અધ્યક્ષ થઇને, લઇ બેઠા દિક્ષાય;
નિજ તનયોને ઋષભદેવે, દીધી રૂડી શિક્ષાય‖.

---

* 'એ નાભિરાજાના પુત્રનો જન્મ થતાંજ તેમનામાં વજ્ર, અંકુશ વગેરે સઘળાં ભગવાનનાજ ચિન્હો જોવામાં આવતાં હતાં. સર્વે ગુણ સંપત્તિની સાથે તેનો પ્રભાવ પ્રતિદિન વધતો જતો હતો. માટે તેનું ઉત્તમ શરીર, બળ, તેજ, લક્ષ્મી, યશ, પરાક્રમ, અને ઉત્સાહ જોઈ નાભિરાજાએ તેનું નામ ઋષભ એટલે શિરોમણી એવું પાડયું.' [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

† મૂળમાં એ લીટી નથી.

‡ ઋષભ દેવજીએ પ્રજાને શિખવવા સારૂ ગુરૂને ઘેર રહી અભ્યાસ કરી દેખાડયો, તેમજ ગૃહસ્થાશ્રમના ધર્મ જણાવવા સારૂ વિવાહ પણ કર્યો. અને સર્વે વેદોક્ત કર્મ પણ કર્યાં હતાં.

§ એના નામ ઉપરથીજ આ દેશનું નામ ભરતખંડ પડયું એમ શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે. ભારતમાં એમ છે કે દુષ્યંત રાજાનો શકુન્તલાથી થયેલો પુત્ર ભરત, તેના નામપરથી ભરતખંડ આ દ્વિપનું નામ આપ્યું છે.

‖ કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ઇંદ્રસ્પૃક્, વિદર્ભ, અને કીકટ, એ નવ પુત્રો નેવુંથી મોટા હતા.

¶ કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, અને કરભાજન એ, એકાશી ઉપરના નવ યોગી કહેવાયા. એઓનું ભગવાનના મહિમાથી ભરેલું ચરિત્ર એકાદશસ્કંધમાં કહ્યું છે ને જે બીજા એકાશી પુત્રો રહ્યા તે બ્રાહ્મણ થયા હતા.

° એ મૂળ ભાગવતમાં નથી.

+ સ્વતંત્ર અને સમદૃષ્ટિવાળા ઋષભદેવજી જોકે આનંદ ભુવનરૂપ ઇશ્વરકર્મ કરતા હતા; તે એટલા સારૂ કે, મહાન પુરૂષોનાં કૃત્યોને પ્રજા અનુસરે છે. જો કે જેમાં સર્વ ધર્મનું નિરૂપણ કર્યું છે એવા વેદનું રહસ્ય પોતે જાણતા હતા, છતાં રાજ કાર્યોમાં બ્રાહ્મણોની અનુમતિ લઇ વર્તતા હતા. તેમણે દરેક યજ્ઞ સો સો વાર કર્યો. આ ખંડમાં જ્યાં સુધી ઋષભદેવે રાજ્ય કર્યું તે સમયનાં મનુષ્યો પણ સમદૃષ્ટિવાળાં, પરધનની ઈચ્છાથી રહિત અને પ્રભુનેજ વિષે પ્રીતિવાળાં હતાં; એજ ઋષભદેવજી જૈન લોકોના તિર્થંકરમાં મુખ્ય મનાય છે.

‡ આ પાંચમા અધ્યાયમાં ઋષભદેવે મોક્ષધર્મનો ઉપદેશ કહી પોતાના પુત્રોને શિખામણ આપી અને પોતે સુખ દુઃખાદિ વેઠી પરમહંસ ગતિને પામ્યા એ કથા પ્રસંગ છે.

§ બ્રહ્માવર્તમાં.

‖ 'ઋષભદેવજીએ કહ્યું કે,—હે પુત્રો, આ મનુષ્ય દેહ પામીને તો તપ કરવું એજ શ્રેષ્ઠ છે, કેમકે તપથી અંતઃકરણ શુદ્ધ થઇ

આ સંસારને અનિત્ય જાણીને, વૃક્ષપત્ર ન્યાયે તજીએ;
એક પૂર્ણ બ્રહ્મ કૃપાનિધિને, હૃદયે રાખીને ભજીએ.
સાધુની સંગતિ નિત્ય કરીયે, અસાધુને નવ મળીએ;
વેદાંત માર્ગને પ્રેમે ગૃહીને, નીતિ ધર્મથી નવ ચળીયે.
સિદ્ધ સાધુની સંગત કરતાં, સંસાર સાગર તરીયે;
ધર્મ, દયા, વ્રત સર્વ પાળીયે, જપ, તપ, તીરથ કરીયે.
સાધુની સંગત દેવાર્ચન, બ્રાહ્મણતણાં પૂજન.

પરબ્રહ્મ સંબંધી અનંત સુખ મળે છે. મહાત્મા પુરૂષોની સેવા મોક્ષનું દ્વાર અને સ્ત્રી લંપટોનો સંગ એ નરકનું દ્વાર છે. ઇંદ્રિઓને રાજી રાખવા સારૂ કંઇ પણ કર્મ કરીએ તેમાં ગફલતથી પાપ થયા વગર રહેતું નથી, કે જે પાપને લીધે ખોટો છતાં આ કલેશ આપનાર દેહ ઉત્પન્ન થયો છે; એટલા માટે વારંવાર કર્મ કર્યા કરવાં એ વાતને હું યોગ્ય માનતો નથી. જ્યાં સુધી હું. કે જે પરમેશ્વર છું, તેમાં પ્રીતિ ન થાય ત્યાં સુધી દેહનું બંધન કદી પણ છુટે નહિ. ઇંદ્રિયોમાં મસ્ત રહેવાથી, દેહાભિમાન પ્રકટ થઇ સ્ત્રી પુત્રાદિ સંબંધની ગાંઠ બંધાય છે, પણ તે ગાંઠ જ્યારે પોચી પડે ત્યારે અહંકાર મુકી દઇને મોક્ષને પમાય છે. તે અહંકાર ત્યાગ કરવાનાં પચીશ સાધન છે--ઈશ્વર ભક્તિ, ગુરૂ સેવા, તૃષ્ણાત્યાગ, સહનશીળતા, સર્વત્ર દુઃખ જાણવું તે, જ્ઞાન મેળવવાની ઇચ્છા, તપ, સકામ કર્મનો ત્યાગ, ઇશ્વરનેજ કર્મ અર્પવાં, મારી (ઇશ્વરની) કથા સાંભળવી, મારા ગુણ ગાવા, ભક્તોનો સંગ, સમતાસહિત શાંતિ, હું અને મારાપણાનો ત્યાગ, વેદાંત શાસ્ત્રોનો અભ્યાસ, એકાંતમાં રહેવું, પ્રાણ, ઈંદ્રિયો ને મનને જીતવાં, શ્રદ્ધા, બ્રહ્મચર્ય, કર્તવ્યપાલન, સત્યવાદીપણું, પ્રભુની સર્વ વ્યાપકતા એવું જ્ઞાન, સમાધિ, ધીરજ, પ્રયત્ન અને વિવેક એટલાં વાનાં જો મને પામવાની ઈચ્છા હોય તો ગુરૂજનોએ પ્રજાને એવોજ ઉપદેશ કરવો. સંસારમાં પડેલા પુત્ર, શિષ્ય, સ્ત્રી, સંબંધી જન વગેરેને તેમાંથી છુટા કરી શકવાની શક્તિ ન હોય તેઓએ પિતા, ગુરૂ, પતિ આદિ વડિલ જન નજ થવું જોઇએ. આ મનુષ્ય શરીર મેં મારી ઇચ્છાથીજ ધારણ કીધેલું છે; અને તેમાંનો ધર્મ રૂપ સત્વ ગુણજ મારૂં તત્વ છે; અને મારાથી અધર્મ માત્ર દૂર હોવાથી આર્યો મને "ઋષભ" કહે છે. હે પુત્રો, તમો મારાથી ઉત્પન્ન થયા છો; માટે મત્સર મૂકી દઈ આ તમારા મોટા ભાઈ ભરતને અનુસરીને રહેજો. જડ પદાર્થોથી સ્થાવરો કે જે ઉગે છે તે શ્રેષ્ઠ છે; સ્થાવરોથી પેટે ચાલનારા સર્પાદિ શ્રેષ્ઠ છે; સર્પાદિથી પશુઓ, પશુથી મનુષ્યો, મનુષ્યથી ભૂતાદિક, ભૂત પ્રેતાદિકથી ગંધર્વો, ગંધર્વોથી સિદ્ધો, તેઓથી કિન્નર, કિન્નરોથી અસુરો, અસુરોથી દેવતાઓ, દેવોથી ઇન્દ્ર, ઈંદ્રથી પ્રજાપતિઓ, પ્રજાપતિઓથી શિવ, શિવથી બ્રહ્મા, અને બ્રહ્માથી હું શ્રેષ્ઠ છું અને મારાથી પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કેમકે તેમને હું પણ પૂજું છું. પછી બ્રાહ્મણને સંબોધી કહ્યું,-હે ઋષિયો, હું બ્રાહ્મણો સમાન બીજા કોઇ પ્રાણીને જોતો નથી. કારણ કે, જેઓ મારા દેહરૂપ ભેદનું ધારણ કરે છે, ને જેઓમાં, પરમ પવિત્ર સત્વ ગુણ, શમ, દમ, સત્ય, દયા, તપ, સહનશક્તિ અને સ્વરૂપાનુભવ એ આઠ શ્રેષ્ઠ ગુણો છે, તેઓથી હું કોને શ્રેષ્ઠ ગણું? હે પુત્રો, પ્રાણીઓનું સન્માન કરવું એજ મારૂં પૂજન છે. મને સર્વ કંઇ અર્પણ કરવું એજ મન, વાણી અને કર્મનું ફળછે. કેમકે સર્વ કર્મ અર્પણ કર્યા વિના પુરૂષ કાળપાશમાંથી મુક્ત થતો નથી. [મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

પવિત્રપણે સર્વ ધર્મ પાળવો, આત્મસાર સાધન.
એવી શિખામણ સર્વ પુત્રને, કહી ઋષભ દેવ મહંત;
એકાગ્ર ચિત્તે નિર્મળ વૃત્તિએ, ભજજો સદા ભગવંત.
ઋષિ આદ એમ સર્વ પુત્રને, શિક્ષા દીધી અનેક;
પ્રજા સર્વને જ્ઞાન ઉપજાવ્યું, આપી ધર્મ વિવેક.
પછી શ્રીઋષભદેવે સ્વેચ્છાએ, સ્વરૂપ અવધૂતનું લીધું;*
અવધૂતવેશે ઋષભ દેવે, પૃથ્વિ અટણ સઘળે કીધું.
પોતે પ્રભુનું ધ્યાન† ધરે, ષટ ચક્ર યોગ સાધન;
અષ્ટ અંગ ને અષ્ટ સિદ્ધિ, યોગની ઉત્પન્ન.
ઋષભદેવ હવા એમ અવધૂત, મહિમા અપરમપાર;
શ્રીમદ્ ભાગવત બ્રહ્મનિરૂપણ, વેદતણે અનુસાર.

**વળણ.**

વેદસાર ઉત્તમ કથા, સાંભળ પરીક્ષિત રાયરે;
ગિરિવરધરનું સ્મરણ કરતાં, હવા પંચાધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે પંચમસ્કંધે પંચમોધ્યાયઃ ॥ ૫ ॥

## અધ્યાય ૬ ઠો.‡

### કડવું ૬ ઠું-રાગ વસંત.

શુકજી કહે સાંભળ પરીક્ષિત, શ્રી ઋષભદેવ ચરિત્ર કથાય;
ઘણા દેશઈ ફર્યા ઋષભદેવ, પૃથ્વિ અટણ પ્રદક્ષિણાય.
કુટકાચળમાં પોતે આવ્યા, મુખમાં શિલા રાખી;
દિગંબર સ્વરૂપ ધરી પોતે, અગ્નિમાં દેહ બાળી નાંખી.

* પોતાના જ્યેષ્ટ પુત્ર ભરતને રાજ્ય સોંપીને પરમહંસપણાનો ધર્મ લોકોને દેખાડવાને તુરતજ ઋષભદેવે સંસાર ત્યાગ કર્યો. અગ્નિહોત્રનો ત્યાગ કરી, કેશ છુટા મુકી, દિગંબર વેશ ધારણ કરી માત્ર શરીરનેજ પોતાની સાથે રાખી બ્રહ્માવર્તમાંથી સ્વેચ્છાથી ચાલી નીકળ્યા. જાણીનેજ બેહેરા અને જડ જેવા થઇ મૌન્યવ્રત ધરી સર્વ સ્થળે ફરવા લાગ્યા. આમ જોઇ અજ્ઞાની લોકો તેમને અનેક તરેહનાં અપમાન આપતા છતાં તે પોતે કંઇ ગણકારતા નહોતા; તેમનું સ્વરૂપ ઘણુંજ સુંદર હતું છતાં આવા અવધૂતપણાને લીધે જાણે કંઇ મલીન અને ભૂત વળગેલું હોય તેવા લાગતા હતા. એમણે ધાર્યું કે જો સ્વચ્છતા હશે તો લોકો સંગ છોડશે નહિ અને લોક સમાગમ એ યોગનો શત્રુ છે માટે પોતે અજગર વ્રત ધારણ કર્યું. ખાવું, પીવું, હગવું, મૂતરવું, તે સૂતાં સૂતાંજ કરવા માંડ્યું. શરીરે વિષ્ટા ચોળવા માંડી. એમ પશુ ચેષ્ટા કરતા હતા.

† એ ઋષભદેવજી પોતે તો મોક્ષના પતિ અને પરમાનંદ સ્વરૂપ ભગવાનજ હતા, પણ લોકોનો સંગ ત્યાગ કરવાને અને પરબ્રહ્મ પામવાને યોગીઓએ આમ વર્તવું જોઈએ એમ દેખાડવાને આમ વર્ત્યા હતા.

‡ આ છઠ્ઠા અધ્યાયમાં ઋષભદેવજીને દેહભાવ મટી ગયાથી દાવાનળમાં દેહ બળી ગયો તોપણ કંઇ દુઃખ થયું નહિ એ કથા પ્રસંગ છે.

§ ઋષભદેવે યોગીઓને દેહ ત્યાગ કર્મ શિખવા માટે શરીર તજવા સારૂ દેહનું અભિમાન સર્વ તજી દઇ આત્માને બ્રહ્મ

કોંક વેંક કર્ણાટિક કાશ્મિર, અનંત દેશ શુભ નામ;
તૈલંગ દ્રવિડ દેશ દક્ષિણમાં, ફરતા હવા ભગવાન.
અવધૂત કર્મ આચરણ કર્યું, કળિયુગમાંહે પોતે.
નિર્ભય વેદ માર્ગ છોડીને, પાખંડ કરે ન દાટે.
કોંક, વેંક, ને કુટક દેશનો, મૂરખ અર્હન્ત્ રાય;
ઋષભદેવ અવધૂત ધર્મની, સાંભળશે તે કથાય.
અધર્મ સઘળા ગ્રહણ કરશે, તજશે દેહના ધર્મ;
પાખંડ ધર્મ પામી પોતે, માનશે નીજનો ધર્મ.
તેહ માર્ગની પ્રજા થશે, તે જૈન ધર્મી કહેવાશે;
કળિયુગના દુષ્ટ પ્રભાવથી, મલિન અધર્મિ બહુ થાશે.
ઋષભ દેવ તો પ્રભુ હતા, યોગમાર્ગતણા ઉપદેશી;
પણ તેથી અવળું કળિયુગમાં, જૈન થશે, હરિ દ્વેષી.
પ્રજા સહુ શ્રી ઋષભદેવનાં, ચરિત્ર વર્ણવ કરી ગાય;*
પરમેશ્વરની ભક્તિ કરી સૌ, ધ્યાન ધર્મને ધ્યાય.

વલણ.

ધ્યાન ધર્મે ઋષભદેવનાં, ચરિત્ર પ્રજા સૌ ગાયરે;
શ્રી ભાગવત પંચમ સ્કંધના, હવા ષટ્ અધ્યાયરે.

### ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥ ૬ ॥

---

## અધ્યાય ૭ મો.†

### કડવું ૭ મું–રાગ મારૂ–ચાલ હંસની.

શુકજી કહે સાંભળ રાયરે, રાજા ભરતનો મહિમાયરે;
બેઠો ભરત રાજ્યાસંનરે, ઘણો ધર્મ કરયો ઉત્પન્નરે.
પ્રજા સર્વ મહા સુખ પામીરે, ભરત ચક્રવર્તિ મહા નામીરે;
કીર્તિ વધારી મહિમા કીધીરે, જીતી રાજકુળી યશ લીધીરે.
વિશ્વરૂપતણી કન્યાયરે, પંચજની જે નામે કહેવાયરે;
ભરત પંચજનીને પરણ્યારે, જેના યશ તે પુરાણે વર્ણ્યારે.
રાજા ભરતે કર્યું ઘર સુત્રરે, તેથી પંચ હવા છે પુત્રરે;*
રાજા શાસ્ત્રનીતિ રાજ્ય પાળેરે, વેદ વચન માર્ગે ચાલેરે.
રાજાએ કીધા યજ્ઞ† અનંતરે, ભજ્યા પવિત્રપણે ભગવંતરે;
પછી પ્રજા રક્ષણને કાજરે, પુત્રને વ્હેંચી આપ્યું રાજરે.
તજિ સંપત્તિ ઘર ને બારરે, ચાલ્યા ભરત તે વન મોઝારરે;
નદી ગંડકી જ્યાં હરિક્ષેત્રરે, તપ કરવા માંડયું તત્રરે.
પુષ્પ તુલસીના ઉપચારરે, તેણે પૂજતા વિશ્વાધારરે;
હરિ ભક્તિતણો જે ઉમંગરે, હર્ષ અશ્રુધારા ચાલે અંગરે.
સૂર્ય ઉદય સમે હરિ પૂજેરે, સ્તુતિ‡ કરિને હરિ એ ભજેરે;
પ્રકૃતીથી પર પરમ ફળ દાતારે, બુદ્ધિ દેતા જગના ત્રાતારે;
અંતર્યામી શ્રી ભગવાનરે, સૂર્યસમ તેજસ્વિ આત્મારામરે;
એ સ્વરૂપ મુજ હૃદયે વસજોરે,બીજા શત્રુ અરાંપરાં ખસજોરે.
એમ નિત્ય કરે સ્તુતિ ત્યાંયરે, પરબ્રહ્મનો સાક્ષાતકાર થાયરે;
એવું ઉગ્ર તપ નિત્યે સાધેરે, પરબ્રહ્મ પ્રભુને આરાધેરે.

વલણ.

આરાધે પરબ્રહ્મને, ભરત ગંડકી તટ રહ્યા;
પંચમસ્કંધ ભાગવત તણા,અધ્યાય સપ્ત પુરા થયા.

### ઇતિ શ્રીમદ્ ભાગવતે પંચમસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥

---

વિચારમાં દૃઢ કરી લિંગ (સૂક્ષ્મ) શરીરનો ત્યાગ કીધો અને સ્થૂલ શરીર હરિની ઇચ્છાથી લિંગદેહ વિનાજ ભમતું રહ્યું. પછી કુટકાચલ પર્વતના વનમાં સામસામા વાંસ ઘસાઇ દાવાનળ લાગેલો હતો તેથી તે બળતા એવા વન સાથેજ ઋષભદેવનું શરીર પણ બળી ગયું હતું.

* તે કાળની પ્રજામાં ઋષભદેવની આ પ્રમાણે સ્તુતિ થતી હતી:–અહો ! સાત સમુદ્રવાળી પૃથ્વીના સઘળા દ્વીપોમાં અને ખંડોમાં આ ભરતખંડજ અધિક પુણ્યવાન છે કેમકે જે ખંડમાંના લોકો ભગવાન શ્રી ઋષભદેવનાં શુભ ચરિત્રોનું નિરંતર ગાન કરે છે. ધન્ય છે પ્રિયવ્રત રાજાને કે જેના વંશમાં સાક્ષાત્ નારાયણ અવતર્યા હતા. [મૂળ ભાગવત.

† આ સાતમા અધ્યાયમાં ઘણા કાળથી યજ્ઞો વડે ભગવાનનું પૂજન કરતા ભરતજીએ સંચીત કર્મ પૂરાં થવાથી હરિક્ષેત્રમાં જઇ ભગવાનને ભજ્યા એ કથા પ્રસંગ છે.

* સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવરણ અને ધૂમ્રકેતુ એ ભરત પુત્રોના નામ છે. વળી પૂર્વે ભરતખંડ 'અજનાભ' નામથી ઓળખાતો હતો. પણ ભરત રાજા થયો તે પછીથી આ ખંડ 'ભરતખંડ' કહેવાયો છે

† ભરતજીએ સમયે સમયે ચાતુર્હોત્ર (જેમાં ચાર પ્રકારનાં કર્મ થાય છે) યજ્ઞો કરી, ભગવાનનું રૂડી રીતે યજન કર્યું હતું. અગ્નિ હોત્ર, દર્શ, પૂર્ણ માસ, ચાતુર્માસ્ય, પશુયાગ અને સોમયાગ એ સઘળા યજ્ઞો વારંવાર કરવાથી જે જે ફળ ઉત્પન્ન થતું તે ભરત રાજા શ્રીભગવાનનેજ અર્પણ કરતા હતા. એમ સર્વ કર્મ હરિને અર્પણ કરવાથી તેમનામાંથી રાગદ્વેષ ટળી ગયા હતા. તેથી સર્વ જગતને હરિમય જોતા હતા. ભગવાન્ પોતાના સર્વ અલંકારો સહિત એમના હૃદયમાં હંમેશ મનોમય દર્શન આપતા હતા.

‡ 'પ્રકૃતિથી પર, કર્મોનાં ફળ આપનાર, બુદ્ધિને ગતિ આપનાર, મનથીજ જગતને સર્જનાર અને સર્જેલા જગત્માં અંતર્યામી રૂપે પ્રવેશ કરી જીવોને પાળનાર એવા સૂર્ય દેવના આત્મારૂપ ભગવાનનું શરણ લઇએ છીએ.' એવી સ્તુતિ સૂર્યોદય સમે તેઓ કરતા હતા.

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮ મું-રાગ વેરાડી-ચાલ મોટી.

શ્રી શુકજી વાણી એમ બોલે, સાંભળ પરીક્ષિત રાય;
શ્રીભાગવત હરિકથા શ્રવણથી, મહા અઘ બળી જાય.
રાજ્યાસન મેલી વન ગયા, ભરત રૂડા રાજંન;
વનમાં જઇ તપ સાધિયું, ને કીધું દેહ સાધંન.
એક સમે ત્યાં ગંડકી તીરે, સ્નાન કીધું છે રાય;
સંધ્યા વંદન કરીને પછી, પ્રણવ જાપ જપાય.
જપ કરતામાં પૂર્વ દિશાથી, જળનો ખળકો આવ્યો;
અધ સસતો એક મૃગ પશુ તે, તેમાં તણાયો આવ્યો.†
એક મૃગલી જળ પીવા આવીતી, ગર્ભવતી તે વાર;
તેહ તણો એ ગર્ભ તણાતો, દીઠો ઋષભ કુમાર.
રાજાને મન દયા ઉપની, જળથી કાઢયો બહાર;
અતિ શુશ્રૂષા કરી તે મૃગની, રાયે તેણી વાર.
દયા કરી નિજ આશ્રમ લાવ્યા, રાય કરે પ્રતિપાળ;‡
એમ કરતાં કેટલેએક દિવસે, ભરતનો પહોંચ્યો કાળ.§

મરણ સમય એ મૃગ બાલક, સુતપેરે અતિ વિલાય;
ભરતતણું મન મૃગપર તેથી, અંત સમે દુખિ થાય.
મૃગનું ધ્યાન હતું હૃદયે ને, ભરતનો થયો નાશ;
પ્રભુ ચુકી મન પશુમાં ગયું, તેથી થયો તે નિરાશ.
તે ધ્યાન થકી ભરત મહીપતિ, પામ્યો મૃગ અવતાર;
પણ પૂર્વ કેરૂં તપ બળ માટે, જ્ઞાન* હૃદયમાં સાર.
મૃગ અવતારે ફરતો હીંડે, અરણ્ય નદીનાં ઝર્ણે;
પાછળનો અવતાર સંભારે, સદા નિરંતર હર્ણે.
તે માટે તેણે માયા તજી, ગંડકી નદી તટમાંય;
એકલો રહે છે હરિક્ષેત્રમાં, સ્મરતો વૈકુંઠરાય.
એમ કરતાં મૃગ શરીર તજ્યું, ગંડકી વિષે તેણીવાર;
પૂર્વનાં પુન્ય થકી તે પામ્યો, મૃત્યુ લોક અવતાર.

વળણ.

મૃત્યુ લોક અવતાર પામ્યો, સાંભળ પરીક્ષિતરાયરે;
હરિકથા પંચમ સ્કંધના, હવા પૂર્ણ અષ્ટાધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥**

## અધ્યાય ૯ મો.†

### કડવું ૯ મું-રાગ દેશાખ-ચાલ ટુકડી.

શ્રી શુકજી વદે છે વચંન, સાંભળ કથા અભિમન્યુ તંન;
તે મૃગ પામ્યો મર્ણ ગતિ, પૂર્વ જન્મની ખબર તેને હુતી.

---

* આ આઠમા અધ્યાયમાં ભરત ભગવદ્ભકિત કરતાં પ્રારબ્ધ યોગથી મૃગરક્ષા કરવામાં લેહ લાગી જેથી પોતાને મૃગ યોનીમાં અવતરવું પડયું એ અદ્ભુત કથા પ્રસંગ છે.

† એમ બન્યું કે એક મૃગલી બહુજ તરશી હોવાથી નદીપર એકલીજ આવીને પાણી પીતી હતી. એટલામાં નજીકજ એક સિંહે લોકોને મહા ભય ઉપજાવે એવી ગર્જના કરી. આ ગર્જના સાંભળીને તુરતજ બીકણ આ મૃગલી આમ તેમ બીહીને જોવા લાગી. અને અતિ વ્યાકુલ થવાથી પાણી પીવું છોડી દઇ નદીને સામે કિનારે કુદીને નાઠી. એ મૃગલી ગર્ભવતી હતી તેથી ઠેકતી વખતે અતિ ભયાકુલ હોવાથી તેણીનો ગર્ભ છુટીને નદિમાંપડી ગયો જાતેજ મૃગલી, વળી અતિ ભય વ્યાપ્યો, વળી ગર્ભનું છુટી પડતું, અને ટોળાથી વિખુટી પડી એને લીધે પર્વતની ખીણમાં પડીને મરણ પામી. એનો ગર્ભ–મૃગ જે પાણીમાં પડયો હતો તેને ભરતજીએ જોવાથી ઘણી દયા લાવી ઉપાડી લીધો અને પોતાના આશ્રમે તેને લઇ જઇ રક્ષા કીધી.

‡ એ મૃગ બાળ પોતાનુંજ છે એવું દૃઢ અભિમાન બંધાવાથી તેને ઘાસ, ચારો વગેરે લાવીને ખવરાવવા, વખતો વખત પાણી પાવા, સિંહ, નહાર વગેરે પશુઓ તેને મારી નાંખે માટે તેને પોતાથી છુટું ન પડવા દેવા વગેરેની બહુ કાળજી ભરતજીએ રાખવા માંડી. ફૂલ, ફળ, કંદમૂળ, સમિધ, જળવગેરે લેવાને જ્યારે ઋષિ બહાર જતા ત્યારે તેને પોતા સાથેજ લઈ જતા હતા. વખતે એ મૃગનું બચ્ચું કહીં આડું અવળું જાય તો પછવાડેથી અનેક તરેહના વિલાપ કરતા હતા, અને ઘણા ઉદાસ થઈ જતા હતા.

§ ઉપદેશ માટે આ દૃષ્ટાંત અતિ અદ્ભુત છે. માયામાં નહિ બંધાવા માટે શુકજીએ રાજાને સંબોધીને આ પ્રમાણે દૃષ્ટાંત આપ્યું છે તે સંસારી જનને ઘણું શિક્ષણિય છે. ભરતજીને એ પ્રમાણે માયા વળગ્યાથી માયામાં પડી, યોગના આરંભથી ભ્રષ્ટ થયેલા ભગવત સ્મરણ ભૂલી ગયા અને એવામાં મૃત્યુ નજીક આવ્યું એટલે જેવી અંતકાળે મતિ તેવી ગતિ થઈ.

* જ્યારે બીજો જન્મ થયો ત્યારે પોતે નિજજ્ઞાની હતા તેથી પૂર્વ જન્મને યાદ કરીને ભરતજીએ કહ્યું કે–"અરેરે ! બહુ ભુંડું થયું. હું જ્ઞાનીઓના માર્ગથી ભ્રષ્ટ થયો. સર્વ સંગ ત્યાગ કરી નિર્જન વનમાં રહી યોગ માર્ગથી હરિનું સ્મરણ કરતો હતો પણ એ સઘળું મારી મૂર્ખાઇથી મૃગના બાળકની પછવાડે ધુળમાં મળી ગયું." એમ બીજા અવતારમાં ભરતને જ્ઞાન થઈ આવ્યું. પછી પોતાની મા મૃગલીને કાલંજર પર્વતમાં મૂકી દઇ ત્યાંથી હરિક્ષેત્રમાં આવ્યા. તે ક્ષેત્રમાં પુલસ્ત્ય, પુલહ મુનિના આશ્રમો છે, અને શાળના વૃક્ષપરથી તે જગ્યાના ગામનું નામ "શાલગ્રામ" પડયું છે. તે ક્ષેત્રમાં રહી કાળની રાહ જોતા પોતે "મારૂં પ્રારબ્ધ કયારે પુરૂં થશે" તેનો વિચાર કરતા હતા ને કોઇપણ પ્રાણીનો સંસર્ગ કરતા નહોતા, અને શુષ્ક તૃણ, લતા વિગેરેનું ભક્ષણ કરી કાળ નિર્ગમન કરતા હતા.

† એ નવમા અધ્યાયમાં ભરતનો જડ બ્રાહ્મણનો અવતાર થયો અને તે વખતે પણ રાગ દ્વેષ નહિ હોવાથી દેવી આગળ તેમને મારવા લઇ જતાં પણ કંઇ વિકાર ઊપજ્યો નહિ એ કથા પ્રસંગ છે.

પૂર્વ સુકૃતથી નિરધાર, બ્રાહ્મણને ઘેર હવો અવતાર;
અંગિરા† ઋષિ જેનું નામ, નિત્ય આરાધે કેવળ રામ.
તેમને ઘેર અવતારજ થયો, તે મૃગ બ્રાહ્મણ દેહ અવતરયો;
ઋષિને મંદિર આવ્યું સંતાન, જડભરત ધર્યું અભિધાન.
કો સાથે તે બોલે નહીં, રૂડું ભૂડું તેને સરખું સહી;
ક્ષણમાં હસે ને ક્ષણમાં રૂએ, સૌ સામો રહી ટગટગ જૂએ.
લક્ષ સાદ કરે કો પ્રાણી, તોયે મુખથી ન બોલે વાણી;
પછી ભણવા મૂકયો તેને સહી, વિદ્યાગુરૂને ઘેરે જઈ.
ગુરૂએ યત્ન કિધું ત્યાં અપાર,(પણ) મુખે શબ્દ ન કરે ઉચ્ચાર;
પછી ઋષિ અંગિરાએ વિચારી પેર‡, ઘણાં ઢોર હતાં નિજ ઘેર.
તે ચારવાને મૂકયો એને, મહા અગોચર બુદ્ધિ છે જેને;
કરમાં જ્યેષ્ટિકા આપી સાર, કહ્યું ઢોર આપણાં તું ચાર.
દીર્ઘ જ્યેષ્ટિકા કરમાં ધરે, પશુઓની પાછળ ફેરા ફરે;
એક ચોર લોકનો વૃષસેન રાય,§ વિજય પુત્ર તેનો કહેવાય.
તેણે દેવીને મહિષ માન્યો એક, બળિમાં આપવાને વિવેક;
તે મહિષ ચરતો નિરધાર, આવ્યો-જ્યાં ચરે ઢોર તે વાર.
ભરત જડ જ્યેષ્ટિકા લઇ ધાય, મારયો મહિષ તે નાઠો જાય;
વિજયકુંવરનો મહિષ તેહ, દેવીને દ્વાર આવ્યો ન તેહ.
રાજપુત્રે કીધો એમ વિચાર,મારી મહિષ કીધો કોઇએ આહાર;
કો પંથીની દ્રષ્ટે તે પડયો, તે કલંક જડભરતને ચડયો.
રાજકુંવરના સેવક જેહ, મહિષને શોધવા નિસરયા તેહ;
સેવકે જડભરત દીઠો સહી, મારી બાંધીને લાવ્યા તહીં.
તેને દેવી આગળ લઇ જાય, રાય દુષ્ટ બેઠો છે જ્યાંય;
રાજપુત્રે ધર્મ સહુ છાંડિયો, ભરતને ત્યાં મારવા માંડિયો.
કરમાં નગ્ન ધરી તલવાર, દુષ્ટે તેપર કીધો પ્રહાર;
કોપી દેવી ભરત તેજ વડે, રે રે ભક્તનું શીર દુષ્ટ વાઢે;
છેદું દુષ્ટનું શીર આ ક્ષણમાં, કોપી કાળિકા દેવસ્થળમાં.
દેહ માયા મમતા તજ્યા, આત્મા રૂપ હરીને ભજ્યા.
શિર છેદન સમે જડ મન સ્થિર, એમાં આશ્ચર્ય નથી હે વીર;
ક્ષણમાં ખડગ છીનવી રાય મસ્તક જેહ, દેવીએ ઉલટું ઉડાડયું તેહ.
સાધુ સાધુ તેને સૌ કહે, બીજા અનુચર દુખી થઇ રહે;
જડભરતને છોડયા તે વાર, આવ્યા ઢોર પાસે નિરધાર.
પોતે પામવા આત્મારામ, કાળથી પડ્યો હતો કુઠામ.
એક‖ સમે રાય રહુગણ જેહ, સિંધુપતિ મહા સાધુ તેહ;
તે કપિલ મુનિ પાસ ભણવા જ્ઞાન, વન જાતા હુતો રાજાન.
સુખપાલે બેઠો છે રાય, સાથે બહુએક સેવક જાય;
ચાલતાં વિષમ પંથ મોઝાર, થાકયા અનુચર લાગ્યો ભાર.
ચોપાસે સેવક રાયના ચાલે, પંથી સર્વને વેઠે ઝાલે;
એક દાસે જડભરતને સહી, સુખાસન પાસ આણ્યો ગૃહી.
જડભરતને ગૃહી લાવ્યા જન, તે પાસે ઉચકાવ્યું વાહન;¶
ભરતે ઉંચકી સ્કંધે સુખપાલ, તેમાં બેઠો રહુગણ ભૂપાલ.

† મૂળમાં અંગિરાના કુળનો કોઇ બ્રાહ્મણ હતો તેને મોટી સ્ત્રીમાં પોતાના સરખાજ શાસ્ત્રાભ્યાસ કરનાર, શીળ, ઉદાર અને રૂપ સંપન્ન નવ દીકરા જન્મ્યા તથા બીજી નાની સ્ત્રીમાં જોડલું જન્મ્યું તે જોડલામાં પુત્ર હતો તે ભરતજી હતા.

‡ એ વાત મૂળમાં નથી પણ એમ છે કે તે અંગિરાના કુળના બ્રાહ્મણ ભરતના પિતા દેવલોક પામવાથી તેમની મા સતિ થઇ, અને ભરતને તેની સોકને સોંપતી ગઇ. ભરતના બીજા ભાઈ-ઓએ પિતા ગુજરી જવા પછી ભરતને ભણાવવાનો યત્ન કંટાળીને મૂકી દીધો અને ભરતને જ્યાં ત્યાં ટાઢ તડકામાં ઉઘાડા ફરતા, મલીન રહેતા અને ખાવાને માટે મજુરી કરતા અથવા ભીખ માગતા જોઇને તેઓએ લોકલાજથી પોતાના ચોખાના ખેતરમાં કયારાઓનાં પાણી વાળવાને તથા ખેતર જાળવવાને રાખ્યા. તેઓ ભરતને જે કંઇ ખારૂં, ખાટું, વાસી, સડેલું, તુચ્છ એવું અન્ન આપે તે પણ ભરત અમૃત સમાન ગણી આરોગીને આનંદમાં રહેતા હતા.

§ મૂળમાં આ વાતમાં ફેર છેઃ–કોઇ ચોર લોકોના રાજાએ પોતાને પુત્રની ઇચ્છાથી ભદ્રકાળી દેવીના બળિદાનમાં એક મનુષ્યનો ભોગ આપવાની માનતા માનેલી હતી તેણે જે મનુષ્યને આણેલો હતો તે આકસ્માતના યોગે નાસી ગયો. રાજાના દૂતો તેને શોધવાને નીકળ્યા હતા. અંધારી રાત્રે તે શોધમાં ફરતા તેઓએ ભરતને ખેતરમાં જોયો. ભરતનું શરીર રૂષ્ટપુષ્ટ તથા નિર્દોષ માલમ પડવાથી પોતાના ધણીનું કામ ઠીક થશે એમ જાણી તેઓ તેને બાંધીને તેમના રાજા આગળ લઇ ગયા. ત્યાં આગળ તેમને સ્નાન કરાવી ઉંચાં વસ્ત્ર તથા આભુષણો, પુષ્પની માળાઓ વગેરેથી શણગારી સ્વાદિષ્ટ ભોજન કરાવી દેવીના આગળ બળિ આપવા માટે ઉભા કીધા. તે રાજાના પુરોહિતે તેમને હાથે દેવીનું પૂજન કરાવી અનેક તરેહનાં મૃદંગ, ઢોલ રણતુર વગેરે વાજિંત્રોની ગર્જના સાથે રાજાને ખડ્ગ વાપરવાની આજ્ઞા આપી. ખડ્ગ ઉગામ્યું એ જોઇ ભદ્રકાળી દેવી ભરતના બ્રહ્મતેજવડે પોતાના અંગમાં મહા તાપ થવાથી આકુળ વ્યાકુળ થઇ અને તાપ ન સહન થવાથી એકદમ તે મૂર્તિમાંથી પોતે મહા વિકરાળ રૂપે પ્રગટ થઇ અને અત્યંત ક્રોધથી રાજાના હાથમાંનું ખડ્ગ છિનવી લઇ રાજા તથા તેના અનુચરોનાં તેવડે મસ્તકો જુદાં કરી દીધાં પછી પોતાની સહચરી વગેરે યોગીણીઓના ગણ સહિત તે દેવીએ મોટા હર્ષથી તે દુષ્ટોનાં અંગમાંનું ઉષ્ણ રૂધિર પીધું ને આનંદથી ગાવા તથા નાચવા માંડયું. એ પ્રમાણે પરમહંસ વૈષ્ણવ ભરતને કંઇ પણ આંચ આવી નહિ. એવા વૈષ્ણવોનું પરમાત્મા પોતાના આયુધોવડે સદા રક્ષણ કરે છે; તેમને દેહાભિમાન તજવાને લીધે કોઇનો ભય નથી.

‖ આ કડીથી તે આખો અધ્યાય પુરો થતાં સુધીની સઘળી વાત મૂળમાં દશમા અધ્યાયમાં છે.

¶ એ ભરત પાલખી ઉપાડયા પછી ચાલતાં કોઇ જીવ પગ તળે ન ચંપાઇ જાય માટે એક બાણ જેટલી જગ્યા જોઇ જોઈને ચાલતા હતા તેથી બીજા ભાઇઓની ચાલ સરખી આવી

તેણે પાલખી ઉંચકાય નહીં, ભાર અતિશે સ્કંધે સહી;
સુખાસન સમું નહિ ઉચલાય, ડંડ ખાય ન દુખિયા થાય.
તવ રાયે દુર્વચને કહી વાત, પાણ જડ કંઈ નવ બોલ્યા તે સાથ;
પૂર્વવત ભરતજી માર્ગે ચાલે, એથી રાયની પાલખી હાલે;
રાય ક્રોધે ભરાયો તે વાર, કહે શિક્ષા કરિશ આ ઠાર.
તવ ભરતે કહ્યું મહા જ્ઞાન, સાંભળ રહૂગણ રાજાન.

વળણ.

રાજા રહૂગણ સાંભળશે તે, ભરતે જ્ઞાન કહ્યું યથા;
વલ્લભ કહે હરિ ભણો સાધુ, જન્મ મરણ થાયે વ્રથા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે નવમો-ધ્યાયઃ ॥ ૯ ॥**

---

## અધ્યાય ૧૦ મો.*

### કડવું ૧૦ મુ-રાગ સારંગ.

શુકદેવ વાણી ઉચરે, સાંભળે પરીક્ષિત ભૂપ;
રાય રહૂગણ પ્રત્યે જડભર્ત, જ્ઞાન કહે છે અનપ.
રહૂગણ રાયની પાલખિ, જડ ભર્ત ઉંચકી જાય;
પ્રાણી માત્રને રક્ષવા, બહુ તપાસીને પલાય.
રજોગુણી રાયજીએ તવ, હાસ્ય કીધું અપાર;
ભાઈ શરીરે તું શુષ્ક બહુ છે, કેમ ઉપડાય તું થી ભાર.
વળી વૃદ્ધ ને બહુ દુર્બળો, વળી છે મહા શ્રીમંત;
સાત દિનનો ભુખ્યો તું છે, નથી ઉપાડવા થાતું મંન.
એવાં હાસ્ય વચન ન લેખવે, જડભર્ત મહા મુનિજંન;
બ્રહ્મસ્વરૂપ મહા જ્ઞાનિસ્વયં, હું મારૂં વિચારે ન મંન.
ઉંચા નિચી થાય પાલખી, તે ઉંછળી બહુ જાય;
તવ ક્રોધ વ્યાપ્યો રાયને, કહ્યાં કઠણ વચન ભર્તને ત્યાંય.
જીવતો મુવો આ જડસા, કાં કરે મૂજ અપમાન;
કરિશ શિક્ષા ક્ષણ એકમાં, એમ વધ્યો તે રાજાન.
ગર્વ રહિત એ વૈષ્ણવે, ન લેખવી કંઇએ વાત;
રાજાને ઉપદેશ દેવા, પછે ભરત બોલિયા સાક્ષાત્.
હે રાયજી જે જે કહ્યું તેં, સત્ય ને શિર માન્ય;
કહ્યાં હાસ્ય વચન જે જે મૂને, નથી અમાન્ય મારે મંન.
આ દેહે નથી, વળી પુષ્ટે નથી, દુર્બળું નથી આ અંગ;
માર્ગ શો આ, પાલખી શી આ, એ સર્વ માયારંગ.
આત્માને શી પુષ્ટતા, શિ શુષ્કતા શી તેહને;
છે દેહ પુષ્ટ આ પડયો રહ્યો, પણ લાગે શું એહને.†
જાડાપણું દુર્બળાપણું, વ્યાધી આધિ ને ઉપાધિ;
ક્ષુધા તૃષા ભય સંકટ કજીયો, જરા મૈથુન નહિ અનાદિ.
એ સર્વ વળગે આ દેહને, પણ હું છું દેહથી ભિન્ન;
લાગે ન વળગે મુજને, તું જાણ શોધી સ્વમંન.
હું એકલો જીવતો મુવો, એમ, તું મા અજ્ઞ મુર્ખ જાણ;
આ જગત સર્વે છે મુવું, મુવું જીવતું એ અજ્ઞાન.
ધણિપણું નોકરપણું, એક જડમતિની વાત;
જે પરબ્રહ્મને પામિયો, શિક્ષાનો શો ઉચાટ.
જીવનમુક્ત હું છું આત્મા, નહિ લેશ લાગે મુને ભાઇ;
વિચારી જો મન વિષે, અવિદ્યા વ્યાપિ તુને ક્યાંહી.
દેહીને માયા ઘણી વળગે, વ્યાપે નિરંતર અંગ;
એ માયા ઇંદ્રિના સ્વાદથી, થાયે સત્યવ્રત સૌ ભંગ.
દેહીને માયા ઇંદ્રિનાં, લાગે છે દુઃખ અનંત;
તે માયાથી સંસારમાંહિ, પડે પતન થઇ જંત.
જો દોષમાયા મન નિવારીને, સેવિયે પ્રભુના ચર્ણ;
તો સદ્ય કૃપા કરે કરૂણાળજી, સાક્ષાત અશરણશર્ણ.
જો ચતુર્ભુજ ચર્ણે મનસા વાચા, કર્મ રાખિયે નિરધાર;
માયા તજીને હરી ભજે તે, તરે ભવ સંસાર.
દૃઢધ્યાન જો પરબ્રહ્મનું, ક્ષણ રહે હૃદયા માંહે;
તો વૈકુંઠ પ્રાપ્તી થાય જનને, સંસારથી મૂકાય.
મનદોષ સર્વ નિવારણ કરીને, ભજન ભાવ ઓરાર;
તેને માયાના દોષ સઘળા, પ્રભવે નહીં લગાર.
તે માટે સર્વથા પ્રભુની, ચર્ણ રજ છે જેહ;
શ્રી પરબ્રહ્મનું સ્મરણ કરી, નિજ હૃદય રાખો તેહ.
જડતણી એવી વાણી સાંભળી, રહૂગણે તજ્યો મદ;
પાયે પડયો જડને તત્ક્ષણે, જ્ઞાનિ થયો તે સદ્ય.
માન તજીને પૂછયું રાયે, કોણ છોજી નિરંજંન;
છો દત‡ કે કપિલ મુનિ, કયમ વસ્યા આ વંન.

---

નહીં માટે પાલખી ખાંગી થઇ તે જોઇ રહુગણ રાજાનું ઠપકા ભરેલું બોલવું સાંભળી બીજા ભાઇ લોકોએ વિનંતિ કરી કે, રાજાજી અમો ગાફલ નથી પણ આ નવો માણસ કે જેને હમણાંજ પકડેલો છે તે તુરત ચાલતો નથી. આ સાંભળી રાજા કે જે વૃદ્ધ મહાત્માઓની સેવા કરનાર હતો તો પણ રજો ગુણી અને રાજકીય સ્વભાવને લીધે ક્રોધમાં આવી જડ ભરત પ્રત્યે બોલ્યો,–

* આ દશમા અધ્યાયમાં જડભરત પાલખી ઉપાડી ચાલતાં રહૂગણ રાજાએ તેનો અનેક દુર્વચનથી તિરસ્કાર કર્યો, તેનો પ્રત્યુત્તર જડભરતથી સાંભળી તેમને ઓળખી સત્કાર કર્યો એ કથાપ્રસંગછે.

† આત્માને. ‡ દત્તાત્રેય.

વજ્ર* ત્રિશુળ† કે દંડથી;‡ નહીં બિહું ક્ષણવાર;
(પણ) બ્રાહ્મણના વચનનો, મૂને ભય છે અપાર.
હું જાઉં છું મુનિ કપિલ પાસે, લેવાને પરમ જ્ઞાન;
મુને ભાસે આપ છો, મુનિ શ્રી ભગવાન.
અનેક સંશય મૂજ મનના, ટાળો શ્રી મહારાજ;
રાજભોગ નથી ભાવતા, એ દુઃખ કારણ દિસે આજ.
શ્રમ નથી એમ કહો આપ તો, એ ન રૂચે મારે મંન;
થાકું છું હું કાર્ય કરતાં, તેનું શું કારણ.
વ્યવહાર ખોટો કેમ હોયે, ન થાય ખોટે કામ;
સુખ દુઃખ થાય દેહને, કયાં છે આત્મારામ.
દેહ દુઃખોએ ઈદ્રી દુખી, દૂધ વાસણની પેર;
પ્રાણ દુઃખી ને મન સુખી, એ ઘરડ ન પેસે ઘેર.
સેવક ને સ્વામિપણું પ્રત્યક્ષ,એમ છે અનાદિ વાત;
મિથ્યા થાય શી તરેહ એ. સંશય ટાળો મહારાજ.
મુજપર કરો કૃપા પ્રભુ, છું દીન તણો હું દીન;
અપરાધ મારો ક્ષમા કરી, પવિત્ર કરો સ્વામિન.

વળણ.

પવિત્ર કરો સ્વામિ મુને, સતસંગ હું તજું નહીં;
ભાગવતપંચમ સ્કંધના, અધ્યાયદશ પુરા હવા સહી.

**ઈતિ શ્રીમદ્દભાગવતે પંચમસ્કંધે દશમો-ધ્યાયઃ ॥૧૦॥**

---

## અધ્યાય ૧૧ મો.§

### કડવું ૧૧ મું–રાગ ગોડી.

શ્રી શુકદેવ વદે વાણી, સાંભળો અભિમન્યુ બાળ;
જડભરતનું જ્ઞાન પોતે, સાંભળે રહૂગણ ભૂપાળ.
જડભરત રાજા પ્રત્યે કહે, તેં સત્ય માન્યો સંસાર;
તે માટે તું ચતુર નથી રે, નથી સત્વ લગાર.
લોકવ્યવહાર ને કર્મ વ્યવહાર, એ બનો મિથ્યા જાણ;
તત્વજ્ઞાન તો છે નિરાળું, કર્મ હિંસાનું અજ્ઞાન.
પરબ્રહ્મને રાગ દ્વેષાદિક, ન દમે ક્ષણ વાર;
ગૃહસ્થાશ્રમ સ્વપ્ન પેરે, મિથ્યા જાણ આ વાર.
સત્વ રજ ને તમો ગુણ વશ, રહે મનુષ્યનું મન;
નિરંકુશીત કર્મ આદરે, રહે વિષયમાં પ્રવીણ.

---

* ઇંદ્રનું શસ્ત્ર. † મહાદેવનું શસ્ત્ર. ‡ યમનો દંડ છે.
§ આ અગિયારમાં અધ્યાયમાં રહૂગણ રાજાએ પ્રશ્ન કર્યા ને તેના ઉત્તરમાં જડભરતે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો તે કથાપ્રસંગ છે.

દશ ઇંદ્રિ છે દેહ વિષે, તેમાં એકાદશમું મન;
તે સર્વ વિષે મોહ્યું મન, કરી બેઠું દ્દઢ આસંન.
દશ ઈદ્રિયો જીતવા અર્થે, મન પોતાનું જેહ;
પ્રભુના ચરણાર્વિંદમાં, આરોપણ કર ધરિ સ્નેહ.
માયાવી છે મન એ, મોટિ ખવરાવે છે ભુલ;
અગાધ સંસાર સર્વમાં, ફકાવી એને ધૂળ.
સારૂં નરસું સર્વે છે, મનતણું મૂળ કારણ;
પણ આત્મારામ છે નિરાળો, એ સર્વનું તારણ.
દેહાભિમાને ઉંચ નિંચ છે, વળી સ્વામી ને સેવક;
જીવન મરણનાં સર્વે કારણ, વિષય વાણી વિવેક.
એ મનતાણી છે કલ્પના, નહિ કંઈ તેનું ઠામ;
વિષયથી અળગ રહે મન, તો પામે પૂરણ કામ.
એકાદશ ઇંદ્રિ મનંતણી, પંચક્રિયા* પંચમાં† જ્ઞાન;
સર્વેથી દોષકારક તું જાણ, એકાદશમું અભિમાન.
વળી એ મનતણી વૃત્તિનાં, હજારો છે સંતાન;
નિત્ય ઉપને નિત્યે મરે, ન પામે કોઈ ઠામ.
છે અનિત્ય એ વૃત્તિઓ સર્વે, આ જીવ છે નિર્વિકાર;
શુદ્ધ કરે એ વૃત્તિને, તો ન આવે આ સંસાર.
શ્રેષ્ઠ સર્વેમાં આત્મા છે, પોતે પુરણ પરબ્રહ્મ;
પુરાણ પુરૂષ અજન્મા, સ્વયંપ્રકાશક શ્રી બ્રહ્મ.
એ વસુદેવ, એ નારાયણ, વળી પૂર્ણ કૃષ્ણ ચંદ્ર;
ભજ ભગવાન તજ અભિમાન, જીત શત્રુ ઈદ્રિય.‡
મન પોતાનું વશ્ય થયું, તો દશ ઈદ્રિ જીતાય;
કુંદન દેહ સરખો પ્રાણી, સંસારથી મુક્ત થાય.
કરૂણા કરે પછી સદ્ય કૃપાનિધિ. મુક્તીની પ્રાપ્તી હોય;
અમર મુનિ જોતાં તે પ્રાણી. વૈમાને વૈકુંઠ જાય.
તે માટે કરવું નિરંતર, પ્રભૂજી કેરૂં સ્મરણ;
સદ્દગુરૂ કૃપાથી પામીએ, વૈકુંઠપતિનાં ચરણ.

વળણ.

વૈકુંઠ પતિનાં ચર્ણ પામીએ, સાંભળ રહૂગણ રાયરે;
ભાગવત પંચમસ્કંધના, થયા એકાદશ અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્દભાગવતે પંચમસ્કંધે એકાદશો-ધ્યાયઃ ॥૧૧॥**

---

* જ્ઞાનેંદ્રિ પાંચ તે આઃ–શબ્દ, સ્પર્શ રૂપ, રસ ને ગંધ.
† કર્મેન્દ્રિ પાંચ તે આઃ–મળત્યાગ, મૈથુનવૃતિ, ગતિ, બોલવું ને કાર્ય કરવું તે. ‡ જુની પ્રતમાં ઇંદ્ર છે.

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૨ મું-રાગ મલ્હાર.

શ્રી શુકજી વાણી ઉચરે, સત્ય સાંભળ પરીક્ષિતરાય;
રહૂગણને જ્ઞાન કહે છે સહી, મુનિ જડ ભરત જે કહેવાય.
જડભરત પ્રત્યે પૂછતો હવો, રહૂગણ રાજા જેહ;
પ્રભુપદ પામ્યાનું કહો સાધન, જેથી પવિત્ર થાય આ દેહ.
જડભરત કહે રાજા પ્રત્યે જે, આત્મજ્ઞાન સાધન;
તુજ સુખપાલ મેં ઊંચકયો, સ્કંધે કરી નર વાહન.
તે મધ્યે તું બેઠો સહી, એ સુખાસન મોઝાર;
તારા મનમાં એમ હશે જે, મેં ઊચકાવી કરયો પ્રહાર.
એનો અમને માર લાગતો નથી, તિલમાત્ર આ વાર;
પાલખીનો ભાર દાંડે ગૃહ્યો, દાંડાનો સ્કંધપર ભાર.
સ્કંધનો ભાર ઊરને સહી, ઊરને કટિનું આવર્ણ;
કટિનો ભાર છે જંઘા ઊપર, જંઘાને ઉચલે ચર્ણ.
ચર્ણનો ભાર પૃથ્વિ વિષે, સઘળો આવે નિરધાર;
તે પૃથ્વ શેષ નાગે ધરી, જેવો સર્ષપ કણ આકાર.
તે શેષ નાગ કુર્મની† પીઠે, કરી બેઠા આસન;
તે કુર્મનો ભાર જળે ગૃહ્યો, સત્ય સાંભળ તું રાજન.
તે જળને વાયુએ સ્થંભ્યું, વાયુ શક્તિ આધાર;
શક્તિને આધાર અવિનાશીનો, ગુણસાગર દેવ મોરાર.
એ ભાર સઘળો પ્રભૂને, જળશાઈ શ્રી ભગવાન;
ભરતની વાણી એવી સાંભળી, રાયને આવ્યું જ્ઞાન.
સુખપાલથી તવ ઉતર્યો, સદ્ય રહૂગણ જે રાય;
પ્રદક્ષિણા કર જોડી કરી, જડભરતને લાગ્યો પાય.
દંડવત્ પ્રણામ કરી ભૂપતિ, ત્યાં કરતો સ્તુતિ સ્તવન;
હું અન્યાયી અધર્મિને, સ્વામિ કીધો તમે પાવન.
વળી રાજાએ પૂછયું બહુ ત્યાં, આત્મસાધનનું જ્ઞાન;
તે જડભરત કહેતા હવા, સુણો રહૂગણ રાજન.
પૂર્વે મૃગનો આશ્રયે લાગિયો, સંગતિ દોષ અપાર;
તે મૃગ માયા મોહથી મારો, મૃગનો થયો અવતાર.
ત્યાં પૂર્વનું વૃત્તાંત સઘળું, કહ્યું અથઇતિ પર્યંત;
મૃગને મળ્યાથી મૃગ થયો, એવો સંગતિ દોષ અનંત.
તે માટે પુરૂષે સહી, સત્સાધુની સંગત કરવી;
ગર્વ મત્સર ક્રોધ કામ, મોહ માયા મન નવ ધરવી.
જેમ સુગંધે કાષ્ટ સમરે સહી, પુષ્પે સમરે તેલ;
તેમ સાધુ સંગથી જન, જ્ઞાનનો પામે મેલ.
સિદ્ધ સાધુ સત્સંગતિ તજી, અન્યથા સંગ કરે જેહ;
સંસારરૂપી સમુદ્ર માંહિથી, મોક્ષ ન પામે તેહ.
એવું જાણી ચેતશે, સંસારમાં જે નિરધાર;
જ્ઞાન નાવે સમુદ્ર તરી જન, શીઘ્રે પામશે પાર.
એ કથા ભરતની સુણી રહૂગણ, પામ્યો જ્ઞાન ઉપદેશ;
તે પાછો વળ્યો ત્યાં થકી, વળી પૂછે જ્ઞાન નરેશ.
રાય રહૂગણ કહે સ્વામી, સુણો એક હું પૂછું વાત;
મહાપુરૂષના અપરાધથી પ્રભુ, હું ડરૂં છું દિન રાત.
કાળ* કર્મ, જેમ વરૂણ વન્હીથી, ત્યમ હું મન પામું બીક;
પણ માનુભાવની અવગણના તણો, ભય મને અધીક.
એવું કહીને સ્તુતિ કરી, ઋષભદેવ ધર્મ વખાણે;

**જડભરત વચનઃ-**

જેના શરીરને આશ્રય હોય તે, માન અપમાન ન જાણે.
હું આત્મવંતને વિષે છઉં અંતે, મન આત્માને શર્ણે જાય;
જેવી મને સંગતી તેવી, પછી પ્રાપ્તી થાય.
શિક્ષા દઇ જ્ઞાન કહ્યું સહી, ને દર્શાવ્યો મારગ સાર;
જડભરતે રાજા પ્રત્યે એવું, કહ્યું જ્ઞાન અપાર.

વળણ.

શ્રી ભાગવત પંચમ સ્કંધના દ્વાદશ પૂર્ણ અધ્યાયરે;
ભટ વલ્લભ કહે હરી ભણો, જેથી જન્મનું સાર્થક થાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે પંચમસ્કંધે દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.†

### કડવું ૧૩ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે,
આ પંચમસ્કંધ શ્રી ભાગવત, મહીમા ઘણોરે.

---

* આ બારમા અધ્યાયમાં રહૂગુણ રાજાએ સંદેહને લીધે ફરી પાછું પૂછતાં મહાન યોગી જડભરતે તેનાં સઘળા સંદેહ મટાડ્યા તે કથાપ્રસંગ છે.

† કાચબો. પ્રભુએ કચ્છાવતાર ધરીને પૃથ્વિને ધારણ કીધી હતી.

* કર્મ છે તે કાળથી અને અગ્નિ છે તે, પાણી ડરે છે તેમ હું બ્હીક પામું છું.

† આ તેરમા અધ્યાયમાં વૈરાગ્ય હીન માણસને બ્રહ્મતત્વનો ઉપદેશ દેવો એ વૃથા છે એમ જાણી રહૂગણને દૃઢ વૈરાગ્ય ઉત્પન્ન કરવા વાસ્તે જડભરતે આ સંસારનું વગડાના રૂપકથી વર્ણન કર્યું તેનો કથા પ્રસંગ છે.

રૂષિ શૌનક પ્રત્યે કથા કહે, સુતપુરાણીરે;
તે સુણે મુનિના સાથ, આનંદ આણીરે.

**ચાલ.**

આનંદ આણી સાંભળે, ઋષિ કથા પરમેશ્વરતણી;
આ પ્રાકૃત સંક્ષેપમાં છે, વિસ્તારતાં વાધે ઘણી.
રાજા રહૂગણની પ્રત્યે એમ, જડ ભરત વાણી કહે;
સંસાર મહા દુસ્તર છે તેની, ગતિ કોઇ નવ લહે.
પરબ્રહ્મનું સ્થાન પવિત્ર છે, જીવ છે એક દાસ;
જોવા ઇચ્છે પ્રભુ કૃતિ, પણ થાય એ નિરાશ.
સત્વરજ* તમો ગુણ ભર્યો,સુખ ઇચ્છાથી જીવ† વિચરે;
સંસારરૂપ વગડા વિષે એ, નિર્ભય થઈ ફરતો ફરે.
સુખને દેખે સ્વપ્ન પેરે, ભટકે ભડ થઈ વીર;
જેમ વણિક નિકળે ધન કમાવા, વિચરે થઈ ધીર.
છ‡ ચોર લુટે જીવ નાયકોને, દમે શિયાળવા§ ત્યાંય;
ડાંસ|| મચ્છર કરે પિડા, ઝાડ ઝાંખરાની માંય.
ભૂલે નાયકો ગંધર્વ નગર¶ જોઇ,ભૂત-સુવર્ણ× લેવા ધાય;
ધન ભૂમિ ને કીર્તિ લેવા, દોડ્યો દોડ્યો જાય.
રજે** ભરાયલી આંખ્યો બનો, વા વંટોળથી†† ઘેરાઈ.
ન સુઝે‡‡ દીશા એકે એને, ન જુવે ભવની ભવાઈ;
તમ તમ શૂર તમરા તણા§§, પીડા આપે કાન;
ઘુડ|||| સ્વરે ખેદ પામી, ભુખે સેવે અધર્મી જન.¶¶
ઝાંઝવા×× જળ પીવા દોડે, પણ ટીપું જળ પામે નહિ;
અન્ન માટે કરે યાચના, કણ એક કો આપે નહિ.
નાયકો રવડે રાનમાં, દાવાનળ*** પીડે ઘણું;
પક્ષી††† હરે પ્રાણને‡‡‡ ને, પિંડારા ધન હરે ઘણું.
શોક કરે મુઝાય મનમાં, મૂર્છિત થઈ અવની પડે;
વળી ગંધર્વપૂરમાં§§§ પ્રેમે પેસે,આનંદ વિના એ રડવડે.

અરણ્યમાં રઝળે નાયકો, કાંટા કંકર ખુંચે સહી,
પીડે અગ્નિ*, ગળે અજગર+, ઘાતક‡ પ્રાણી પીડે તહીં.
મધુ§ પ્રેમી નાયક મધ લેવા ધસે, મક્ષીકા|| દંખે ઘણું;
મધ¶ પામે મહા મહાશ્રમે,તવ ત્રિજો હરણ કરે તે તણું.
ટાઢ તડકો વૃષા વાયુ, પીડે તેના અંગને;
ધન કારણ પ્રપંચ કરે, પણ ન ભજે ભગવંતને.
અરણ્ય વિષે નહિ આસન વાહન, ઇચ્છા ધરે પરતણી;
અપમાન પામે મન મુઝાયે છતે, ઇચ્છા ઘરની અતિ ઘણી.
કષ્ટ મોટું સુખ છોટું છતાં,છોડે ન વનનો સેરડો;
મૂળસ્થળે× વળે ન નાયકો, આપે રડવડે આફરડો.
કંઈ લડે પૃથ્વિ કારણે, પણ નહિ તે તેની થઈ;
સત સ્થાનકે કોઈ ન જાયે,(જોકે) સહે અંગે પીડા તહીં.
મોહક લતામાં પ્રેમે પેસે, પામે સુખ લતા વિષે;
ખગ કાગ નહારનો કરે સંગ,અને ઠગાયે અનેક મિષે.
જાય ત્યાંથી હંસ પાસે, ગમે ન રીત તે તણી;
(પછી) વાંદર ટોળે પ્રેમે પેસે,કરે ચેષ્ટા ત્યાં ઘણી ઘણી.
વૃક્ષ સેવે વગડા તણા, સ્ત્રી પુત્ર પ્રાણ સમાન;
ક્રીડા કારણ દીન દુર્બલા, ધીક ધીક એ બંધન.
ગુફાગીરિ ગેહેવરમાં પડે, દુઃખ ધરે તે અનંત;
કદાપી સેરડે પડે તો, પ્રવૃત્તિ જોડેજ વિષયાંધ.
હે રાય સુણ તુજ હીતતણી, આ પ્રવૃત્તિની કથાય;
ધર નિવૃત્તિ તું મન વિષે, સંસાર સાગર તરાય.
જેમ મહાગંભીર વૃક્ષને, નીચે પક્ષી વિશ્રામ કરે;
પ્રભાત હવો તવ સર્વ પક્ષી, દશે દિશાયે પરવરે.
જેમ ભુવન પંકજનું કરીને, ભ્રમર રહેવા ન રહે;
પર્વતમાં હસ્તી રહે પણ, સ્થાનક પોતાનું નવ લહે.
પશૂ નિર્બળ વિષે સાવજ, આવીને બેસે બહુ;
ગૃહાદાદુર મત્સ્ય કશ્યપ, જેમ જળમાં રહે સહુ.
તેમ આ સંસાર સાથે, સગપણ એવું જાણવું;
સ્વજન કુટુંબ સૌ સ્વાર્થનાં છે, રાય મનમાં આણવું.
તેલ હોયે ત્યાં લગે, જ્યોતિ દિપકમાં બળે સહી;
તેમ વૃદ્ધ થયા પછી કોઇ, કુટુંબમાં માને નહી.
આ સંસાર છે સ્વાર્થનો રાય, આશા પાશ માયા તણો;
તે છેદવા કો સમર્થ નથી, તેમાં જીવ ભેદાયે ઘણો.

---

* આ સંસાર તે વનવગડો છે. તેમાં મનુષ્ય એ એક પ્રવાસી છે; તે સત્ય પરબ્રહ્મને પીછાણ્યા વિના ફરવા નિકળે છે, ને તેથી વગડાના અનેક પ્રકારના સંકટનો (માયાનો) ભોગ થઈ પડે છે એવી રીતે એમાં કલ્પના કીધી છે. વિષય ઘણો ગૂઢ હોવાથી ઝટ કળ્યામાં આવે તેવો નથી. † નાયક.
‡ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર. § સ્ત્રી પુત્ર વિ.
|| દુર્જન. ¶ માયક વસ્તુ ને મિથ્યા દેહરૂપી નગર.
× ભૂતના બડકાં જેવું સોનું ધન–એટલે કંઇજ નહિ.
** રજો ગુણ. †† સ્ત્રી. ‡‡ ઇશ્વર મેળવવાનો માર્ગ.
§§ પુઠ પાછળ નિંદા કરનાર. |||| મોઢેજ બુંડું બોલનાર.
¶¶ મૂળમાં વૃક્ષ છે. એ નાયક–જીવ–અધર્મી લોકો પાસથી યાચના કરે, પણ તે શું આપે! ×× કપટી વિષયો. *** ઘર.
††† રાજા કે ચોર. ‡‡‡ ધન. §§§ બાપ દિકરા વિગેરેના સમાગમમાં આવે એટલે પોતે મોજ–મઝામાં મસ્ત થાય.

* જઠરાગ્નિ. + નિદ્રા. ‡ દુર્જન લોકો. § પરસ્ત્રી ભાગી.
|| ને પરસ્ત્રીના પતિ. ¶ સ્ત્રી તો મળે, પણ તે કોઇની થઇ નહિ, એટલે બીજો તેને લે, ત્રીજો તેને લે એમ. × પરબ્રહ્મ પાસે.

એવી વાણી સાંભળી, રાય રહૂગણ પૂછે કથા;
સમસ્યામાં તમે કહ્યું એ, મુજને તે પ્રિછયું નવ યથા.
વળી વિસ્તારી મને કહો કંઇ, જ્ઞાન સાધનની ગતી;
એમ ભરતજી પ્રત્યે વદે છે, રહૂગણ જે ભૂપતિ.

**વલણ.**

રાય રહૂગણ પ્રશ્ન પૂછે, અધ્યાય તેર પુરા થયા;
એ પંચમસ્કંધ હરીકથા જન, સાંભળતાં જાયે વ્રથા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥**

---

## અધ્યાય ૧૪ મો.*

### કડવું ૧૪ મું-રાગ ધન્યાશ્રી.

પછી જડ ભરત રહૂગણ, પ્રત્યે વાણી કહેરે;
પૂર્વનાં સત્કર્મ બહુ, તેથી સર્વ જ્ઞાન લહેરે.
દશ ઇંદ્રિના વ્યાપાર તે, સૌ પંખી સહીરે;
તેને આત્મા સાથે સ્નેહ, અંતે છે નહીરે.

**ચાલ.**

સ્નેહ અંતે છે નહીં, સૌ સ્વાર્થનું સગપણ જાણે;
કાયા મેલી નીસરે ત્યારે, જાય આપો આપણે.
અનેક વ્યાપાર ગૃહસ્થના, સંસાર સુખદુઃખ જેહ;
માયા માંહે અંધ થઈ અંતે, કષ્ટ અતી પામે તેહ.
મૃગ મરે નાદથી મોહ્યા, સ્વાદે મધમાખી મરે;
પંકજમાં ભ્રમરા સહી, જન માયાવિ તેમજ મરે.
જે મદથી અંધ હસ્તી, આતુર પડે છે ખાડમાં;
દેહ ઇંદ્રિયનો વ્યાપાર સૌએ, અનર્થ જાયે લાડમાં.
માયા રૂપી કઠણ સાંકળ, છેદી હરિ ભજન ગ્રહે;
તે સર્વથા સંસાર તજી, પરબ્રહ્મને પાસે રહે.
સંસાર માનુષિ દેહિ ધરી, પ્રાણી આત્મસાર સમજે નહીં;
તે ખર શ્વાન, શુકર, માર્જાર, એવાં પશુસમ પ્રાણી સહી.
જીવતણા વ્યાપાર સૌ રાય, હું તને વર્ણવી કહું;
ઋષભદેવની કૃપાથી જે, જ્ઞાન બુદ્ધિએ લહ્યું.
પછી શુક કહે પરીક્ષિત સુણ, એ ભરતનાં વચન;
સંસાર અરણ્ય રૂપે કલ્પ્યો, કરૂં તેનું હું વર્ણન.
અનેક કર્મનાં ફળથકી, અવતાર નાના ભાત;
અરણ્ય રૂપ સંસારે આવી, જીવ ફેરી જાત.
વણિક બહુ મળિ ધન કમાવા, જ્યમ વિદેશે જાય;
માર્ગમાં કો અરણ્ય આવે, તેમાં આત અટવાય.
તેમજ આ સંસાર વન, અતિ અમંગળ સ્મશાન;
જીવ ફેરો સંઘ તેમાં, ચાલ્યો જાય અજાણ.
નિજ કર્મોને ભોગવે, બહુ કાર્ય જાયે વ્યર્થ;
વિઘ્ન આવી પડે પણ, નવ સાધે સાચો અર્થ.*
એ મહાવનના ચોર જે, તે નિજ ઇંદ્રિ છ પ્રમાણ;
જીવતણું ધન અતિ ઉપયોગી, હરી જાયે નિર્વાણ.
પ્રભુ સેવારૂપ પરમ ધર્મને, પમાય જે ધન વડે;
તે ધન ઇંદ્રિયતણા સ્વાદથી, અવળે મારગ આખડે.†
એ વનકેરાં નાહર જાંબુક, સ્ત્રી પુત્રાદિક જાણ;
નિજ ધન ને મેંઢાની પેરે, ખેંચી‡ જાય અજાણ.
જ્યમ ખેતર ખેડી વાવેલાં, બીજનો નાશ ન થાય;
ખડ, જાળાં વેલા મૂળથી, તે ક્ષેત્ર અગોચર થાય.
ગૃહસ્થાશ્રમ પણ એ સમ, જેનાં બીજ કર્મ રૂપ હોય;
તે બીજનો નાશ થયા વિણ, નવ શુદ્ધ રહે તે સોય.
એ વનમાં જે ડાંસ મચ્છરો, તે નીચ મનુષ્યો જેહ;
પક્ષી કીટ પતંગ તીડ રૂપ, કરે ઉપાધી તેહ.
આ સંસાર નગર ગાંધર્વની, પેરે નિશ્ચે ફોક;
તોપણ સાચો માને તેને, કર્મથિ બધિત લોક.
અગ્નિ માટે આતુર જન, જ્યમ ભુત ભડકાપર દોડે;
રજો ગુણેથી ઘેરાયા જન ત્યમ, સુવર્ણ ઝડપે કોડે.
વનમાં જ્યમ વિશ્રામને સારૂ, પંથી સ્થાનક ખોળે;
ત્યમ સંસારી નિર્વાહ સાધન, જ્યાં ત્યાં શોધતો ડોલે.
વનમાં જ્યમ વંટોળ થકી, ધૂળ ઉડી થાય અંધકાર;
તે માંહે મુંઝાઈ રહે પંથી, નવ લાગે વાર.
તે રીતે સંસારી જન, સ્ત્રી વંટોળને જોઇ;
વિષયરૂપ ધુળથી અંધા થઇ, પ્રભુને નાંખે ખોઇ.

---

* આ ચૌદમા અધ્યાયમાં સંસારને વગડાનું રૂપક ઠરાવ્યું છે તેનું સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે તેનો કથા પ્રસંગ છે.

* ભક્તિ કે જે સંસારના તાપને મટાડનાર અને ભગવદ્ રૂપ ગુરૂનાં ચરણારવિંદ સેવન રૂપ જે પરમ ભક્તોનો માર્ગ છે તેને એ જીવ પામતો-પહોંચતો નથી.

† દેખવું, સ્પર્શ કરવો, સ્વાદ લેવો વગેરે ઘરસંસાર સંબંધી તુચ્છ સુખો ભોગવવામાં તે ધનનો ઉપયોગ ઇંદ્રિયો કરાવે છે.

‡ વગડામાં જેમ શિયાળ, વરૂ વગેરે મેંઢાંને (મેંઢાં જેમ નિર્દોષ છે તેમજ જીવ પણ નિર્દોષ છે) ઘસડી જાય છે તેમ સ્ત્રી પુત્રાદિક સંબંધીઓ તે જીવની મરજી વગર તેના ધનનો ઉપભોગ કરે છે.

'વિષય વ્યર્થ છે' એ કદિ મનમાં, જાણે પણ ફરિ ભુલે;
મૃગ જળ જ્યમ મહાવનમાં, એ આશાએથી ફૂલે.
વનમાં તમરાં ઘુવડતણા, શબ્દોથી ઉપજે ત્રાસ;
સંસારે નૃપ તથા શત્રુનાં, ક્રૂર વચન રૂપ પાશ.
પૂર્વ પૂણ્ય સૌ પુરાં થવાથી, થાયે અતિશે નિરાશ;
નિર્ધન થઇ નિજ તાત, ભ્રાતનાં દ્રવ્યની કરે આશ.
ઘર રૂપી દાવાનળ જેમાં, ન મળે પ્રિયકર કોઇ;
શોકરૂપ અગ્નિથી બળતો, જીવ રહે પછે રોઇ.
વનમાં જ્યમ કો રાક્ષસ આવી, કરે પ્રાણનું હરણ;
પ્રતિકુલ સમયે રાજક દૈવક, હરે ધન રૂપી પ્રાણ.
તે સમે અતિ ખેદયુક્ત એ, જીવ સબવત થઇ બેસે;
કોઇ સમે નિજ કુટુંબ પાસે, હરખ ધરીને રહેછે.
ગૃહસ્થાશ્રમના કાર્યરૂપી, જે ચઢવો મોટો પહાડ;
લોકરૂપી કંટક કંકરથી, છેદાયે બહુ વાર.
નિદ્રારૂપ અજગરે ગળ્યાથી, ન રહે કાંઈ ભાન;
વગડામાંના સબ પેઠે કંઇ, જાણે નહિ તે માન.
દુર્જનરૂપ ઘાતકી પ્રાણી, કરે માનનો ભંગ;
વ્યથા થકી ક્ષયજ્ઞાન પામતાં, થાયે મોટો વ્યંગ.
વનમાં મધ આશે ફરતાં, જ્યમ મક્ષિકા મારે ડંક;
સંસાર મહિ પરદરા ધન, વાળે આડો અંક.
ધન દારાના પતિ, વા રાજા, મારે દે વળિ દંડ;
અંતે નરકે જાએ પ્રાણી, હોયે લંપટ લંઠ.
કદિ છુટે એ મારથકી તો, અવર જનો હરિ જાય;
તે સાથે વઢવાડ કરે તો, ત્રીજો લેવા ધાય.
એમજ આ પ્રવૃત્તિ માર્ગ તે, દુઃખ મૂળ છે જાણ;
રાગ દ્વેષ ભય શોક મોહ, મત્સર ઇર્ષ્યા અભિમાન.
જન્મ જરા અતિ રોગ વ્યાધિ, મરણતણો ભય માથે;
પણ માયા રૂપ સ્રીથી લોભી, પડે નરકમાં હાથે.
તનતનયાનાં મધુર વચનથી, ભૂલે આત્મારામ;
કાળ ચક્ર ધારી હરિ ચૂકી, ધરે પાખંડે મામ.
પાખંડી જન તણા કલેશથી, ભરમાયે તે જાણ;
દ્વિજ આદ જન પવિત્ર પાસે, જાયે તે નિરવાણ.
ઊચ્ચ જનોની રીત કઠિણ તે, ગમે નહિ જન એને;
વેદ ધર્મ નવ ગમે પાળવો, તજે પછી એ તેને.
ત્યાંથી વાનરવત્ શૂદ્રોમાં, ભળે આવી જન તેહ;
માત્ર વિષય વાનરરસ ભોગી, રાજી થાએ એહ.
વનમાં મરતા પડયા મેલી, આગળ પંથી ચાલે;
મુઆં જનોને મુકી વિસારી, જન્મે તે સંગ મ્હાલે.
વને ઉપાડી ભાર પંથિ જ્યમ, અહો નિરંતર ચાલે;
પણ જ્યાંથી ચાલ્યો ત્યાં પાછો, નવ આવે કો કાળે.
ત્યમ સંસારી પંથી જીવો, દિનનિશ ચાલ્યા જાય;
જ્યાંથી ઉપન્યા ત્યાં પાછા, કેમે કરિ લીન ન થાય.
એનું કારણ એહજ નિશ્ચે, સુણ તું ચિત્ત દઇ રાય;
યોગ માર્ગને કો નવજાણે, તેથી જિવ દુખી થાય.
સત્વગુણી બંધુજન સૌના, એવા ઋષિ જે પર્મ;
યોગ માર્ગની શિક્ષા જાણે, રાખે રૂડો ધર્મ.
યોગ માર્ગ નિયમે રહી, પૂજે પ્રભુ પરાત્પર ઇશ;
દુખી જન પર કૃપા કરે, લક્ષ્મીપતિ શ્રી જગદીશ.
એવા વૈષ્ણવ ભરતજી, જે પરમહંસ પવિત્ર;
જ્ઞાન માર્ગે હરિને પામ્યા, કહ્યું એહ ચરિત્ર.
માક્ષિકા જ્યમ ગરૂડ કેરા, માર્ગને નવ જાણે;
ઋષભ દેવતણા સુત ભરતના, ગુણનો પાર કો આણે.*
રાય રહૂગણ પાયે પડિયો, નમન કીધું અતિ ભારી;
સાધુ સાધુ જય વાણી કરી, નિજ કાયા ઓદ્ધારી.
ભરતજીના ચરિત્ર કેરૂં, કથન જેકો ગાય;
શીખે શિખવે સાંભળે, સૌ દોષ દૂર પળાય.
તેનાં ચર્ણને સેવતાં, સુખ, મોક્ષની પામી થશે;
પરિબ્રહ્મને સઘળે દેખશે, ત્યારે દોષ માયાના જશે.

વળણ.

દોષ સર્વે દૂર જાયે, અધ્યાય ચૌદ પુરા થયા;
કરજોડી વલ્લભ કહે, હરિ ભક્ત સૌ હરિ સાંનિધ્ય ગયા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥૧૪॥**

---

* એ ભરતજીનું ચરિત્ર શાસ્રમાં એમ ગવાય છે કે:—જેમ માખી ગરૂડજીની ગતિનો મનમાં વિચાર પણ ન કરી શકે તેમ ભરતજી જેવા મહાન પરમહંસ વૈષ્ણવોનું અનુસરણ મોટા રાજર્ષિઓથી પણ થઇ શકે નહિ. સ્રી પુત્રાદિક સંપત્તિ તથા રાજ્ય વગેરે સમૃદ્ધિ કે જે કોઇનાથી તજી શકાય નહિ તેને તેમણે તુચ્છ પદાર્થની પેરે ત્યાગી દીધાં હતાં; જેને દેવતાએ પણ ઇચ્છે છે એવી લક્ષ્મીનો પણ તેમણે ત્યાગ કીધો હતો. એ મહાત્માઓનું લક્ષણ છે, કેમકે ભગવાનની સેવામાં જેનું ચિત્ત લાગ્યું હોય તે મોક્ષને પણ તુચ્છ માને છે. "યજ્ઞરૂપ, યોગરૂપ, ધર્મરૂપ તથા એ સર્વનાં ફળરૂપ માયાના નિયંતા સર્વાંતર્યામી ભગવાનને નમસ્કાર કરૂં છું" એમ પોતાનો મૃગદેહ તજતી વખતે ભરતજી બોલ્યા હતા. એમ કોનાથી થઇ શકે ! [શ્રિ. ભા.]

## અધ્યાય ૧૫ મો.*

### કડવું ૧૫ મું–રાગ રામગ્રી.

પ્રશ્ન એક પૂછે પરીક્ષિત રાયજી;
શ્રી શુકજીને નમીયા પાયજી.
રહૂગણ રાયનું વર્ણન જેહજી;
સમ્યક્ પ્રકારે મેં પ્રીછયું તેહજી.

#### ચાલ.

સમ્યક્ પ્રકારે મેં સર્વ પ્રીછયું, રહૂગણનું આખ્યાન;
વળી સંસાર માયાની ગતિ, સાંભળિયું તે જ્ઞાન.
શરીરને વળગ્યાં સહી, સ્ત્રી જન કુટુંબ પરિવાર;
લોભ કામ ને ક્રોધ મોહ મદ, અનિત્ય આ સંસાર.
તે દોષ સઘળા માયાને, લાગે છે નિરંતર સર્વ;
એ કથા જ્ઞાનની સાંભળી મે, તજ્યો મનનો ગર્વ.
જડ ભરતની વંશાવળી તમો, કહો હવે ઋષિરાય;
તે વંશે રાય ઘણા હવા, મહા વિષ્ણુ ભક્ત કહેવાય.
તવ ગર્ભયોગી બોલિયા, સાંભળ અભિમન્યુ તંન;
ભરતજીને સુમતિ પુત્ર, દેવ સમ તે મહા મુન્યં.
પાખંડનો તેણે ધ્વંસ કીધો, છે દેવનો અવતાર;
મંદમતિએ ના પ્રીછિયું, જીવનમુક્ત એ આધાર.
તેને વૃદ્ધસેના પત્નિથી, દેવતાજીત્ નામે પુત્ર;
આસુરી તેની સ્ત્રીથી, દેવદ્યુમ્ન શોભે ઘરસુત્ર.
દેવદ્યુમ્નની ધેનુમતી નારી, તેથી થયો પરમેષ્ઠી;
પરમેષ્ઠીની સુવર્ચલા પેટે, પ્રતીહ વધારી સૃષ્ટી.
પરબ્રહ્મનો સાક્ષાત હવો, વળી બ્રહ્મ વિદ્યાનો એ જાણ;
(તેને) ત્રણ પુત્રો પ્રતિહર્ત્તા, પ્રસ્તોતા ને ઉદગાતા નિર્વાણ.
પ્રતિહર્ત્તાની સ્તુતિ સ્ત્રીએ, અજ, ભૂમાનો આપ્યો જન્મ;
ભૂમાને ઋષિકુલ્યાથી, ઉદ્ગીથ હવો ઉત્પન્ન.
ઉદ્ગીથને પ્રસ્તાવ પુત્ર, પ્રસ્તાવને વિભુ તંન;
વિભુની રતિ વધૂથી, પૃથુષેણ થયો ઉત્પન્ન.
પૃથુષેણને નક્ત, તેનો ગય પુત્ર મહા મુન્ય;
સાક્ષાત્ વિષ્ણુ અંશ તે કહાવે, જય ભણાયે ત્રિભુવંન.
મહા જ્ઞાન એ પામ્યો હતો, કરે ધર્માચરણ અનુદિન;
રાજ ધર્મ એ નિત્યે પાળે, કીધું પ્રજાનું લાલનપાલન.
બ્રહ્મને જાણતો નિત્યે, નિરાભિમાન હતો એ રાય;
યજ્ઞાધિકારી, લોક માન્ય, ધર્મરક્ષ એ કેહેવાય.
રાજ પુરૂષમાં શ્રેષ્ઠ શોહે, શ્રધ્ધા મૈત્રી દયા દાસ;
પૃથ્વી સદા એને વશ વર્તિ, ધર્મ ન ધરે બીજી આશ.
વેદ બ્રાહ્મણ નિત્યે પૂજે, શ્રદ્ધાથી કરે યજ્ઞ;
એ ગય ભગવાનને હવા, ત્રણ પુત્ર રૂપી રત્ન.
ચિત્રરથ, સુગતિ, અવરોધન, ગયંતિ* કુખે જન્મ ધર્યો;
ચિત્રરથને સમ્રાજ હવો, તેને મરીચિ પુત્ર હવો.
મરીચિ ને બિંદુમાન્ પછે, મધુ વીરવ્રત રાજંન;
મંથુ, ભૌવન, ત્વષ્ટા, વિરજ, વિરજને સત હુવા તંન.
જ્યેષ્ઠ પુત્ર શતજીત કહાવે, વળી હતી એક કન્યાય;
પણ પ્રિયવ્રતનો ઉત્તમ વંશ, તે વિરજથી શોહાય.
એ વિરજ રાજા દેવ સમોવડ, હવો મોટો ભૂપ;
ધર્મશીલ દાતાર દીર્ઘ, પ્રતાપવાન અનૂપ;
પછે રાય પરીક્ષિતે પુછિયું, પૃથ્વિનું પરિમાણ ત્યાંય;†
સ્વર્ગ, મૃત્યુ, પાતાળનું, મુને વૃત્તાંત કહો ઋષિરાય.
ભૂગોળ ખગોળતણી કથા, વીસ્તારપૂર્વક જેહ;
દયા કરીને કૃપાનિધિ, મુને સંભળાવો તેહ.

#### વલણ.

સંભળાવો મુને તેહ સ્વામી, રાય પરીક્ષિત ઊચરે;
પંચમકેરા અધ્યાય પંદર, કથા ભાગવત વિસ્તરે.

### ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પંચદશોધ્યાયઃ ॥૧૫॥

---

## અધ્યાય ૧૬ મો.‡

### કડવું ૧૬ મું–રાગ મારૂ.

રાય પરીક્ષિત શુકજીને પુછેરે, સમ દિપની રચના શું છેરે;
ખંડ અરણવ પર્વતનું વૃત્તાંતરે, કહો મૂજને કરો મુનિ શાંતરે.
પછે બોલ્યો વ્યાસનો તનરે, સત્ય માનજે પરીક્ષિત મનરે;
કથા શૌનક પ્રત્યે વાણીરે, સંભળાવે સૂતપુરાણીરે.
શ્રી શુક કહે સાંભળ રાયરે, પ્રથમ મેરૂ પર્વતની કથાયરે;§
પૃથ્વિ પ્રમાણ સૃષ્ટિનો વાસરે, સંખ્યા કરોડ યોજન પચાશરે.

---

* આ અધ્યાયમાં શ્રી ભરત મુનિના વંશનો કથા પ્રસંગ છે.

* ગયની સ્ત્રી. † એ ચાર લીટીનો મૂળ ભાગવત સાથે એ અધ્યાયમાં કશો સંબંધ જણાતો નથી.

‡ આ સોળમા અધ્યાયમાં જંબૂદ્વીપના નવ ખંડનો નીચે, ઉપર તથા ફરતા ઘેરાવથી પૃથ્વીરૂપ કમલની ડાંડી જેવી મેરૂ પર્વતની સ્થિતિનો કથાપ્રસંગ છે.

§ પૃથ્વીરૂપિ કમળના પેટામાં મધ્યસ્થે આવેલો આ જંબૂદ્વીપ લક્ષ યોજનના વિસ્તારવાળો છે અને કમળપત્રની પેઠે સમગોળ છે. આ દ્વીપ (જંબૂ)માં નવ ખંડ છે, ને તેમાં બહ્રાબ

તેહ મધ્યે મેરૂ બીરાજેરે, જેને દર્શને ભવ દુઃખ ભાજેરે;
તે પાછળ પૃથ્વિ નવ ખંડરે, તે પ્રમાણથી સકળ બ્રહ્માંડરે;
તે મેરૂની સાંનિધ્ય સારરે, છે પર્વતના ફરતી હારરે.
નવ ખંડની રચના જેહરે, મેરૂ પાછળ ફરતી છે તેહરે;
મેરૂથી ઊત્તર દિશાયેરે, શુભ ખંડ ત્રણ* કહેવાયરે.
ખંડ ત્રણ† છે દક્ષિણ પાસરે, છે મધ્યે મેરૂનો વાસરે;
ખંડ એક છે પૂર્વ‡ દિશાયરે, એકની દિશા પશ્ચિમ થાયરે.
એ ઇલાવૃત ખંડની મધ્યરે, તે મધ્યે છે મેરૂ પ્રચંડરે;
મેરૂ ઊંચો છે લક્ષ યોજનરે, થડે સોલ સહસ્ર છે ઘનરે.
મૂળે યોજન સહસ્ર બત્રીશરે, તેની સંગ શાખા દશોદીશરે;
સોલ સહસ્ર ભૂમીમાંહેરે, જળ પાતાળની રચના જ્યાંહેરે.
તેને પર્વતનો છે આધારરે, ફરતાં શીખર છે ચારરે;
એ છે દશ સહસ્ર યોજનરે, પરિમાણેછે ઊંચા ગગનરે.
તે ઊપર છે પર્વત રમ્યરે, સ્થિરતાએ અચળ રહ્યા સ્થંભરે;
તેના ઉપર વૃક્ષ છે સારરે, આંબોડ઼, જાંબુ, કદંબ, વટ સારરે.
તે વૃક્ષ ચારે પર્વતપર હારરે, તેથી ઉંચાં છે યોજન અગિયારરે;
તે શત શત યોજન ફરતાં ગંભીરરે, શુભ રચના શિતળ સમીરરે.
છે શુભ ચાર વાટિકા વનરે, છે પશુ પંખી, ખગ, હંસ જનરે;
નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક નામરે, સર્વતોભદ્ર વાટિકાને ઠામરે;
દેવાંગના પિયુ સાથ કરે વિહારરે, મહિમા ગાંધર્વ ગાય અપારરે.
મેરૂ પર્વતની શોભા અપારરે, વર્ણવતાં ન આવે પારરે;
વાસી ત્યાનાને ન આવે જરા રોગરે, ભોગવે અનેક વિધિના ભોગરે*
છે ચોદિશે પર્વત આઠરે, ત્યાં નવી નવી ઘાટની વાટરે.
પૂર્વમાં જઠર ને દેવકૂટ પર્વતરે, બે બે હજાર યોજન ઉંચા સર્વત્રરે;
પશ્ચિમે પરિયાત્ર, પવનરે, દક્ષિણે કૈલાસ કરવીરનાં શૃંગરે.
ઉત્તરે ત્રિશૃંગ ને મકર કહાવેરે, એ અષ્ટ વચ્ચે મેરૂરાજ શોહાવેરે;
મેરૂપર બ્રહ્મનગર છે અનુપરે, શોભા વર્ણિ ન શકે ભૂમી ભૂપરે.†
એમ ખંડની કીધી છે મર્યાદાયરે, સ્થાપી છે સઘળી દીશાયેરે;
પ્રભુએ‡ વામનનું ધર્યું રૂપરે, છળ્યો દાનવ બળીરાય ભૂપરે.
તે પાસ દાન યાચ્યું પરબ્રહ્મરે, અવની માંગી સાડાત્રણ કદમરે;
હુવા વામન વૈરાટ રૂપરે, જોઇ રહ્યો બળીરાય ભૂપરે.
પરિમાણ ભરવા ધાર્ણરે, પરબ્રહ્મે ઊચલ્યો ડાબો ચર્ણરે;
ત્યારે અંગુષ્ટે બ્રહ્માંડ ફુટયુંરે, તેણે ગંગાજીનું જળ છૂટયુંરે.

---

અને કેતુમાલ ખંડ ચોત્રીશ ચોત્રીસ હજાર યોજનના છે ને બાકીના નવ નવ હજાર યોજનના છે. એ ખંડોનો સિમાડો આઠ પર્વતોથી થયો છે. એની મધ્યસ્થમાં ઇલાવૃત્ત નામનો ખંડ છે. તે (ઇલાવૃત્ત)ની મધ્યે પર્વતરાજ મેરૂ છે, તે આખો સોનાનો (કહેવાય) છે; એ મેરૂ ઉપરના ભાગમાં બત્રીશ હજાર યોજન અને મૂળમાં સોલ હજાર યોજન પોહોળો છે. ધરતીમાં એનો પાયો પણ સોલ હજાર યોજન ઉંડો છે.

* ઇલાવૃત્તની ઉત્તરે નીલ, શ્વેત અને શૃંગ નામના ત્રણ પર્વત છે, જે રમ્યક, હિરણ્યમય અને કુરૂ ખંડના સીમાડાના પર્વતો આવેલા છે. તે પૂર્વ તરફ લાંબા છે અને બે બાજુ ખારા સમુદ્ર સુધી પહોંચ્યા છે; તે બે હજાર યોજન પોહોળા છે. એ પર્વતમાં પ્રથમના પર્વત કરતાં પછીનો પર્વત લંબાઇમાં એક દશાંશથી કાંઇક વધારે ભાગમાં ઓછો છે. [ભૂ. ભા.

† એ પ્રમાણે ઇલાવૃત્ત ખંડની દક્ષિણ તરફમાં નિષધ, હેમકૂટ અને હિમાલય નામના ત્રણ પર્વત અનુક્રમથી હરિવર્ષ, કિંપુરુષ અને ભારત ખંડના અવધિરૂપ છે; તે પૂર્વ તરફ લાંબા છે અને નીલાદિકની પેઠે દશ દશ હજાર યોજન પોહોળા તથા ઉંચા છે. [ભૂ. ભા.

‡ ઇલાવૃત્તની પશ્ચિમ તથા પૂર્વ તરફ માલ્યવાન્ અને ગંધમાદન નામના પર્વતો છે, તે નીલ અને નિષધ ખંડ સુધી લાંબા છે, ને બે હજાર યોજન પોહોળા છે. એ પર્વતોથી કેતુમાલ અને ભદ્રાશ્વ ખંડની હદ થાય છે. મંદર, મેરૂમંદર, સુપાર્શ્વ અને કુમુદ એ નામના દશ દશ હજાર યોજન પોહોળા અને ઉંચા પર્વત ચાર દિશાએ ટેકા રૂપે કલ્પાયલા છે. [ભૂ. ભા.

§ આ ચારે વૃક્ષ પર્વતની ધ્વજા માફક દીસે છે. ને એક હજાર યોજનથી કંઇક વધારે ઉંચા છે. શાખાઓનો વિસ્તાર પણ તેવોજ છે. એ પર્વતપર દૂધ, મધ, શેરડીનો રસ અને મીઠાં પાણી એ પ્રમાણે અનુક્રમે ચાર ધ્રો છે; જેનો સ્પર્શ કરનારા ઉપદેવ લોકો યો તરફ સ્વાભાવિક સિદ્ધિ ધરી રહ્યા છે.

* મંદર પર્વતની ઉપરના દેવતાઇ આંબામાંથી પર્વતના શિખર જેવાં જાડાં અને અમૃત સમ ફળ પડે છે. એ ફળ નિચે પડી ફાટી જવાથી તેના રસની અરૂણોદા નામની નદી મંદરના શિખર પરથી પડી પૂર્વ તરફના ઇલાવૃત ખંડને ભીંજવી દેછે. એવીજ રીતે હાથીના જેવડાં જાંબુ પણ પડવાથી ફાટી જતાં તેમાંથી જંબૂ એ નામે નદી મેરૂના શિખરથી પડી દક્ષિણ તરફ આખા ઇલાવૃતમાં ફેલાઇને વહે છે, ને તે નદીના બન્ને કાંઠાની માટી વાયુ અને સૂર્યના સંયોગથી પાકતાં તેમાંથી જાંબૂનદ નામે સોનું પાકે છે. જે દેવતાઇ ઘરેણાં વાસ્તેજ વપરાશમાં આવે છે. કદંબ વૃક્ષ સુપાર્શ્વ પર્વતપર ઉગેલું છે તેની બખોલોમાંથી પાંચ પાંચ વાંભના પોહોળી પાંચ મધની ધારાઓ નિકળે છે, તે સુપાર્શ્વના શિખરપરથી પડી પોતાના પશ્ચિમ તરફ ઇલાવૃત ખંડને આનંદ આપે છે. એ મધની ધારાનો ઉપયોગ કરનારી સ્ત્રીના સુવાસથી સુગંધી પામેલો વાયુ સો સો યોજન સુધી ફેલાય છે. એ પ્રમાણેજ શતવલ્શ નામે વડ કુમુદ પર્વતપર ઉગેલો છે. તેના થડમાંથી દૂધ, દહીં મધ, ઘી, ગોળ, અન્નાદિક, શય્યા, આસન અને આભરણ વગેરેના ધ્રો નીચે પડે છે. એઓ કામનાને પરિપૂર્ણ કરનારા સઘળા ધ્રો કુમુદ પર્વતના શિખર ઉપરથી ઉત્તર તરફના ઇલાવૃતના ઉપયોગમાં આવે છે. એ ધ્રોનો ઉપયોગ કરનારી પ્રજાને ધોળા વાળ, થાક, પસીનો, દુર્ગંધપણું, જરા, રોગ, મરણ, ટાઢ, ગરમી, રંગનો ફેરફાર, અને વિઘ્ન એમાંનું કંઇ પણ થતું નથી. વળી કુરંગ, કુરર, કુસુંભ, વૈકંક, ત્રિકૂટ, શિશિર, પતંગ, રૂચક, નિષધ, શિનીવાસ, કપિલ, શંખ, વૈદૂર્ય, જારૂધિ, હંસ, ઋષભ, નાગ, કાલંજર અને નારદ વગેરે વીશ પર્વતો ડોડીના કેસરાઓની પેઠે મેરૂ પર્વતના મૂળ ભાગમાં ચારે કોર કલ્પાયલા છે. † શેષનાગ.

‡ અહિંથી નીચેની વાત ૧૭મા અધ્યાયનીછે.

શ્વેત ચંદન હતું પ્રભુને શરીરરે, તેથી ઉજ્વળ ગંગાનું નીરરે;
પ્રવાહ ગંગાજી ત્યાંથી સાંચર્યારે, તેણે અખિલલોક પાવન કર્યારે.
પ્રવાહ ગંગોદક પદને સાથેરે, ત્યાંથી આવ્યાં મેરૂને માથેરે;
તેના હવા છે પ્રવાહરે, તેઓ ચારે દીશાએ જાયરે.
તેણે પવિત્ર કીધો સંસારરે, ગંગા મહિમા છે અપરમપારરે;
છે પર્વત સોલ મોટા ખ્યાતરે, પૂર્વે આઠ કહ્યા તેની જાતરે.
મેરૂ મસ્તકે છે શુભગામરે, બ્રહ્માનું બ્રહ્મનગર તેનું નામરે;
તે દશ સહસ્ર યોજન વિસ્તારરે, ત્યાં વસે છે બ્રહ્મ પરિવારરે.
મેરૂ પાછળ દશે દિશાયરે, દિકપાળ નગર કહેવાયરે;
આપ આપણાં લોકની સાથેરે, વશે મેરૂ પર્વતને માથેરે.
ઘણું વર્ણન મેરૂનું જેહરે, તુને કહું વિસ્તારી તેહરે;
આ શ્રી ભાગવત રમ્યકથાયરે, સાંભળતાં ભવ દુઃખ સૌ જાયરે.
કેવળ બ્રહ્મનિરૂપણ સારરે, જેથી ઊતરીએ ભવ પારરે;
કરૂણા કરે દેવ મોરારરે, અંતે વસીયે દેવસ્વર્ગ મોઝારરે.

વળણ.

સ્વર્ગ મહીં પ્રભુ વાસે અંતે, સુણ પરીક્ષિત રાજનરે;
શ્રી ભાગવત પંચમસ્કંધ, અધ્યાય શોડષનું જ્ઞાનરે.

## ઈતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે શોડષોધ્યાયઃ ॥૧૬॥

---

# અધ્યાય ૧૭ મો*

### કડવું ૨૭ મું-રાગ મેવાડો.

શ્રી શુકદેવ એમ વદે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી;
શ્રી ગંગાનો મહિમા મોટો, મેં મુખે કહ્યો નવ જાયજી.
શ્રી ગંગાજી ધ્રુવપદ આગળ, સહસ્ર જુગે ત્યાં આવીજી;
'ભગવતપદી' છે નામ પ્રથમનું, કરે સૌને પાવનજી;
મેરૂકેરે મસ્તક શોહે, કરે પાપી પવિત્ર તનજી.
ત્યાં ધ્રુવજીએ ઘણી સેવી છે, તાપસને મન ભાવીજી.
સપ્ત ઋષીએ ઘણી સેવી છે†, ગંગા આવી શીવને શીષજી;
ભોળા શંભુએ રાખી જટામાં, સમર્થ સ્વામી ઈશજી.

---

* આ સત્તરમાં અધ્યાયમાં ચાર દિશાએ ગંગાજીના જવાની અને ઇલાવૃત ખંડમાં સદાશિવે સંકર્ષણનું સેવન કરવાનો કથા પ્રસંગ છે.

† ગંગાજી સપ્ત ઋષિને ત્યાંથી બ્રહ્મનગરીમાં આવી, ને ત્યાં તેનાં ચાર નામ પડયાં હતાં. સીતા નામની ધારા બ્રહ્માના સ્થાનકમાંથી કેસરાચલ પર્વતના શિખરપર થઇ નીચે ઉતરતાં ગંધમાદન પર્વતના શિખર પર થઈ ભદ્રાશ્વ ખંડના મધ્યમાં થઈ પૂર્વ દિશા તરફ ખારા સમુદ્રને મળી. ચક્ષુ નામની ધારા માલ્યવાન્

શંકરને મસ્તકેથી આવી જ્યાં ચંદ્ર નગરના લોકજી;
જેના દર્શનથી નરનારીનાં, જાયે દુઃખ ને શોકજી.
પછી મેરૂને મસ્તકે આવી, તેના પ્રવાહ થયા છે ચારજી;
તેનાં જુજવાં નામ થયાં છે, સુણ અભિમન્યુ કુમારજી.
તે ચારે દીશાયે હેઠાં ઊતર્યાં, જઈ સમુદ્રને મળાયાંજી;
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, ક્ષિરસાગરમાં ભળીયાંજી.
ચાર પ્રવાહનાં નામ પવિત્ર, જુજવા થયા છે જેહજી;
કેવળ બ્રહ્મ જળ ગંગોદક, જેણે નિષ્પાપ થાયે દેહજી.
એક સીતા બીજી અલકનંદા, ત્રીજી ચક્ષુ કહેવાયજી;
ભદ્રા એનું નામ છે ચોથું, ચારે દિશા જળ જાયજી.

---

પર્વતના શિખરપરથી કેતુમાલ ખંડ તરફ થઇ, પશ્ચિમ દિશાના સાગરમાં મળી. ભદ્રા નામે ધારા મેરૂ પર્વતના ઉત્તર તરફના શિખરથી પડતાં નીલ પર્વતના શિખર પર આવી ત્યાંથી શ્વેત પર્વતના શિખર ઉપર ગઇ. શ્વેતના શિખર પરથી શૃંગવાન્ પર્વતના શિખર પર ગઇ, ને ત્યાંથી નીચે ઉતરતાં ઉત્તર કુરૂ ખંડમાં થઈ ઉત્તર દિશાના ખારા સમુદ્રને મળી; અને અલકનંદા દક્ષિણે બ્રહ્મનગરી તરફ જતાં ઘણાં શિખરોનાં નગરને મૂકતી આવતી તે, હેમકૂટના પર્વતમાંથી તેના શિખરને પોતાના વેગથી તાણતી ભરતખંડમાં થઇ, દક્ષિણ સાગરને મળી. સર્વ ખંડમાં કર્મ કરવા લાયક ભરતખંડ છે; બાકીના એ આઠ ખંડો તો મનુષ્યનું પુણ્ય ભોગવવાના સ્વર્ગ છે. બાકીના ખંડોમાં દશ હજાર વર્ષનું આયુષ્ય છે. તેમાં દશ હજાર હાથીના જેવા જોરવાળા દેવલોકો રહે છે; તેમાં સ્ત્રી પુરૂષ અત્યાનંદથી વિહાર કરે છે; ને મૈથુનને અંતે આયુષ્યનું એક વર્ષ બાકી હોય ત્યારે સ્ત્રીને એક ગર્ભ રહે છે. એમાં ત્રેતાયુગ જેવો સમય ચાલે છે. ઇલાવૃતમાં તો સાક્ષાત્ સદાશિવજ (એકજ પુરૂષ, બાકીની સ્ત્રીયો) રહ્યા છે. જે પુરૂષ એ ખંડમાં જાય છે. તે પાર્વતીના શાપથી સ્ત્રી બની જાય છે, તેનું વૃત્તાંત નવમસ્કંધમાં કહ્યું છે. એ ખંડમાં પાર્વતીની દાસીઓ હજારો અર્બુદ સ્ત્રિયો સદાશિવની સેવા કરે છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ નામવાળી ચાર મૂર્તિ ભગવાનની શેષનાગ નામની ચોથી તમો ગુણિ મૂર્તિ કે જેમાંથી પોતે ઉત્પન્ન થયા છે તેને ચિત્તમાં ધ્યાન ધરી, સમીપ લાવી સદાશિવ નિચેના મંત્રથી જપે છે.

"ओं नमो भगवते महापुरूषाय सर्वगुण संख्यानानंताव्यक्तायनमः"

"મહા પુરૂષ, સર્વ ગુણોના પ્રકાશ કરનાર, અનંત અને માપવામાં ન આવે એવા ભગવાનને નમસ્કાર કરૂં છું. જગતને નિયમમાં રાખવા વાસ્તે આપ જોયા કરો છો, તો પણ આપની દૃષ્ટિ વિષય અને ઇંદ્રિયોથી જરા પણ લેપાતી નથી. ક્રૂદૃષ્ટિવાળા પુરૂષને ભયંકર રૂપ એવા અને મદિરા તથા આસવથી રાતી આંખોવાળા જેવા માયાને લીધે દેખાઓ છો. આપના ચરણ સ્પર્શથી કામાતુર થયેલી નાગણી લજ્જા પામવાથી પુરૂં પૂજન કરી શકી નહિ. સંસારમાં મોહ પામેલો આ જન, જેમણે બનાવેલી કર્મ રૂપ ગાંઠોથી બાંધનારી માયાને સેહેજ જાણે છે, પણ તેમાંથી તરવાના ઉપાયને કદી પણ જાણતો નથી તે. આપ કે જેમના સ્વરૂપમાંજ જગતનો લય અને સૃષ્ટિ થાય છે તેને પ્રણામ કરૂં છું.

[મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

સ્વર્ગ મૃત્યુ પાતાળના એણે, પવિત્ર કીધા પ્રાણીજી;
અમરેંદ્રાદિક સુર મુનિ સેવે, પુરાણ શાસ્ત્રે વખાણીજી.
આ ભરતખંડ તે સર્વમાં મોટો, શીરોમણી અધિકારજી;
નવ ખંડ મધ્યે નવ મૂર્ત્તિ, પરબ્રહ્મતણી છે સારજી.
નવ ભક્ત તેની સેવા કરે છે, સદાકાળ રહી પાસજી;
અહરનિશ એ સેવામાં રહે, પ્રભૂ પુરે શુભ આશજી.
ઇલાવૃત ખંડમાં શીવજી છે, વળી દેવ શેષનાગ કહેવાયજી;
ત્યાં ઇશ્વર પાર્વતિ સાંનિધ્ય છે, સેવક કપિધ્વજ હોયજી.

વળણ.

ઘણી શોભાથી રહ્યા ત્યાં શંકર, સત્તર અધ્યાય પુરા થયા;
પંચમસ્કંધ ભાગવત મહિમા, હરી લીલા યશ નવ નવા.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે સપ્તદશોધ્યાયઃ ॥૧૭॥

---

## અધ્યાય ૧૮ મો.*

### કડવું ૧૮ મું-રાગ મારૂ.

શ્રી શુકદેવ વદે છે વાણી, સ્નેહ પ્રીત આભ્યંતર આણી;
ભદ્રાશ્વખંડે ભદ્રશ્રવા રાય, હયગ્રીવ દેવના સેવે પાય.
તેને મંત્રે† કરીને ઉપાસે, જેના દર્શનથી અઘ નાસે;
બીજો હરિવર્ષ ખંડ સાર, ત્યાં નરસિંહ‡ દેવમોરાર.
પ્રલ્હાદ સેવક છે પાસ, નિત્યે આરાધે§ શ્રી અવિનાશ;
હરિ વર્ષ ખંડ પરમ ધામ, પ્રલ્હાદ સેવક આત્મારામ.
પુજનીક ગતી ભક્તિ સારી, પ્રજા સમસ્તને સુખકારી;
ત્રીજો ઉત્તર ખંડ કહેવાય, તેનો મહિમા સાંભળ રાય.
કેતુમાલ ખંડનું છે નામ, ત્યાં પ્રભુ કામદેવનો વિરામ;
ત્યાં લક્ષ્મીજી હરિ પાસે, અહોરાત્ર એ ચર્ણ તળાંસે.
તેહ ખંડમાં સ્ત્રી|| છે અપાર, જ્યાં કામદેવ આધાર;
પણ જેટલી ત્યાં છે નાર, તેટલા પણ છે ભરથાર.
જે યોષિતા સ્વામિ સમાન, કૃપા કામદેવ ભગવાન;
તે પુરૂષ સ્ત્રી સાથે રમતા, કરે વિહાર મનમાં ગમતા.
તપ કરી કામદેવને આરાધે, દેહ દમન કરે મંત્ર સાધે;
ત્યાં શ્રી લક્ષ્મી¶ ધરે છે ધ્યાન, જે મધુસુદન શ્રીભગવાન.
ચતુર્થ ખંડ રમ્ય કહીએ, જે અવલોકનમાં અઘ દહીએ;
ત્યાં મત્સ્યાવતારે સ્વામી, હરી રહ્યા છે અંતરયામી.

---

* આ અઢારમા અધ્યાયમાં મેરૂથી પૂર્વ દિશાના ક્રમ પ્રમાણે ત્રણ ખંડોમાં અને ત્રણ ઉત્તર તરફના ખંડોમાં ઇષ્ટદેવ અને તેના દાસોના વર્ણનનો કથા પ્રસંગ છે.

† ભદ્રશ્રવા (આમાં ભદ્રશ્રવા મોટો હોવાથી સર્વને ભદ્રશ્રવા નામ આપ્યું છે.) કહે છે, "ओं नमो भगवते धर्मायात्मविशोधनाय नम :" "ભગવાન્ એવા અને અંતઃકરણ શુદ્ધ કરનારા આપને પ્રણામ કરિયે છિયે." પુત્ર વા પિતાને બાળી તેઓના પૈસાથી જીવવાને ઇચ્છતા એવા, જીવીને પણ પાપ કર્મનો વિચાર કરનારા માણસો મારનાર (કામ)ને નજરો નજર જોયા છતાં પણ દેખતા નથી, એવા હે પ્રભુ, આપની વિચિત્ર લીલા છે. વિદ્વાનો શાસ્ત્રાધારથી ગતનો નાશ થાય છે એમ કહે છે અને યોગી પુરૂષો યોગાભ્યાસથી તે વાર્તા પ્રત્યક્ષ દેખે છે, તે છતાં તમારી માયાના પાશમાં મોહ પામે છે, એ આપનું કર્તવ્ય અતિ ગહન છે. અકર્તા અને આવરણ રહિત છતાં પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કામ કરો છો, એમ વેદમાં કહેલું છે. વાસ્તવિક રીતે ઉપાધિ રહિત આપમાં અકર્તાપણું અને આવરણ રહિતપણું ઘટે છે, પ્રલયકાલે દૈત્યરૂપ તમોગુણ વેદને લઇ જતો હતો ત્યારે બ્રહ્માની પ્રાર્થના ઉપરથી હયગ્રીવ (ઘોડાના માથાવાળા પુરૂષ)નો અવતાર ધારણ કરી પાતાળમાંથી વેદને લાવી આપ્યા હતા, એવા આપને નમસ્કાર કરિયે છિયે. [મૂળ ભાગવત.

‡ હરિવર્ષ ખંડમાં નૃસિંહ રૂપે ભગવાન રહ્યા છે, તે વાત વિસ્તાર સહિત સાતમા સ્કંધમાં આવશે.

§ નૃસિંહ ભગવાનની સ્તુતિ કરતાં પ્રલ્હાદ બોલે છેઃ—તેજના પણ તેજરૂપ નૃસિંહ ભગવાનને નમસ્કાર કરૂં છું. હે વજ્ર જેવા નખવાળા, પ્રકટ થાઓ. અમારી બુદ્ધિ નિષ્કામ થઈ ભગવાનમાં પ્રવેશ કરો. અમને સંગ વગરના રાખજો, ને કદાચ સંગ થાય તો ઘર, સ્ત્રી, પુત્ર ધન અને સંબંધીઓનો થજો મા, પણ ભગવદ્ભક્તોનો થજો. હે લોકો, તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય અને દીનતા અને મનની પીડાઓનું મૂળ જે ઘર છે, જેને લીધે જન્મ મરણ ચાલ્યાજ કરે છે, તેનો ત્યાગ કરી નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદનેજ ભજો. [મૂળ ભાગવત.

|| કેતુમાલ ખંડમાં પણ લક્ષ્મીનું તથા સંવત્સર રૂપ પ્રજાપતિની દીકરીઓ અને દીકરાનું પ્રિય કરવાની ઇચ્છાથી ભગવાન કામદેવ રૂપે રહ્યા છે. પ્રજાપતિના પુત્રો તે ખંડના સ્વામિ છે. સો વર્ષનાં અહોરાત્રની જેટલી સંખ્યા છે તેટલીજ સંખ્યા એ પ્રજાપતિની પુત્રીઓ તથા પુત્રોની છે. અર્થાત્ છત્રીશ હજાર છે. ભગવાનના ચક્રના તેજથી ઉદ્વેગ પામતી પ્રજાપતિની પુત્રીઓના ગર્ભો વર્ષને છેડે ચક્રથી હણાઈ પ્રાણ રહિત થઈ પડી જાય છે, તેથી તેમાં લોકોની સંખ્યા વધતી નથી.

¶ લક્ષ્મીજી આ પ્રમાણે સ્તવન કરેછેઃ—ઇંદ્રિયોના સ્વામિ, સુશોભિત તથા ઐશ્વર્યયુક્ત એવા આપ કામદેવને મારા તરફથી આ લોક તથા પરલોકમાં પ્રણામ હોજો. સઘળી શ્રેષ્ઠ વસ્તુઓ પરથી આપ ઓળખાઓ છો. ક્રિયા, જ્ઞાન, સંકલ્પાદિક અને તેઓના વિષયોના અધિપતિ છો. અગિયાર ઇંદ્રિ અને પાંચ વિષયો તમારા અંશ છે. વેદોક્ત કર્મથી તમારી પ્રાપ્તિ થાય છે. અન્નથી ઉદય પામતા, પરમાનંદ રૂપ અને સર્વ વિષયોરૂપ તમે છો. હે અજિત, જેઓનું મન વિષય સુખમાંજ લાગી રહ્યું છે, એવા બ્રહ્મા, શિવ, સુર અને અસુર વગેરે લોકો મને પામવા માટે ભારે તપ કરે છે, પરંતુ તમારા ચરણનું શરણ લીધા વિના તેઓ મને પહોંચી શકતા નથી; કેમકે મારૂં હૃદય તમમાંજ રહ્યું છે. આપ મુને શ્રી અંગમાં ધારણ કરો છો, તથાપિ ભક્ત લોકો કરતાં મારા ઉપર ઓછી કૃપા છે. પણ તેનું ખરૂં કારણ કેમ જણાય ? [મૂળ ભાગવત.

સેવક મનુ રાજા* જેહ, નિત્યમેવ આરાધે છે તેહ;
દક્ષિણે બીજો ખંડ શુભકારી, સુણ રાય કહું વિસ્તારી.
હિરણ્મય† ખંડનું છે નામ, કૂર્મ રૂપે હરી તેણે ઠામ;
ત્યાં સેવક અર્યમા‡ કરે ધ્યાન, સ્તુતી કરે છે મહા ગુણવાન.
ત્રીજો ઉત્તર કુરૂ ખંડ,§ તેનો મહિમા છે દીર્ઘ પ્રચંડ;
હરી યજ્ઞ પૂર્વ વરાહ રૂપ, સાધુ રક્ષક વૈકુંઠ ભૂપ.
સેવક છે પૃથ્વિ દેવી|| જેહ, નિત્ય ધ્યાન સ્તુતિ કરે તેહ;
છે દેવીનું પૃથ્વિ નામ, કરે મંત્ર જપ ધ્યાન તે ઠામ.

**વળણ.**

ધ્યાન જપ ને મંત્ર સાધન, કરે સર્વ પૂજાયરે;
શ્રોતા ઊચરો શ્રી હરી, થયો અષ્ટાદશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે પંચમસ્કંધે-**
**અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥**

---

* મનુ આ પ્રમાણે આરાધન કરેછેઃ-સત્વ ગુણવાળા, સર્વમાં મુખ્ય, પ્રાણરૂપ એવા, અને શરીર, મન તથા ઇંદ્રિયોના બળરૂપ મોટા મત્સ્ય આપ છો તેમને નમન કરૂં છું. મત્સર રૂપ જ્વરને લીધે તમારો ત્યાગ કરી લોકપાલ દેવતાઓ જુદા જુદા રહીને અને ભેળા મળીને પણ જગતની રક્ષા કરવાનું યત્ન કરવા લાગ્યા હતા, તોપણ મનુષ્ય, પશુ, સાપોલિયાં કે સ્થાવર જે કાંઇ આ જગતમાં દેખાય છે, તેમાંના એકની પણ રક્ષા કરી ન શકયા; માટે સર્વ જગતના પ્રાણના નિયંતા આપને પ્રણામ કરૂં છું. [મૂળ ભાગવત.

† હિરણ્મય ખંડમાં કચ્છાવતારના સ્વરૂપથી ભગવાન રહ્યા છે, એ ભગવાનનાં અત્યંત પ્યારાં સ્વરૂપને પિતૃઓનો અધિપતિ અર્યમા તે ખંડના પુરૂષો સાથે ભજે છે.

‡ અર્યમા આમ બોલેછેઃ—સત્વગુણ યુક્ત, જેનું સ્થાનક જણાતું નથી એવા, કચ્છપ સ્વરૂપિ આપને નમસ્કાર કરૂં છું. જરાયુજ, સ્વેદજ, અંડજ, ઉદ્ભિજ્જ, સ્થાવર, જંગમ, દેવ, ઋષિ, પિતૃ ભૂત, ઇંદ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથ્વી પર્વતાદિ એવાં એવાં નામ વડે આપ એકજ છો. જેમાં અસંખ્યાત ભેદનાં નામ, રૂપ જાતિ છે, એવા આપનાં સ્વરૂપની વિદ્વાનોએ કલ્પેલી ચોવિશ તત્વની સંખ્યા જે તત્વજ્ઞાનથી મટી જાય છે, એવા તત્વજ્ઞાની આપને નમન કરૂં છું. [મૂળ ભાગવત.

§ ઉત્તર કુરૂ ખંડમાં યજ્ઞ પુરૂષ ભગવાન્ વરાહ રૂપ ધરી રહ્યા તેથી વરાહાવતારને આ પૃથ્વી દેવી ત્યાંના લોકોની સાથે અવિચળ ભક્તિથી ભજે છે.

|| પૃથ્વી સ્તવન આમ કરેછેઃ—મંત્રથી બરાબર જાણવામાં આવે એવા, સર્વ પ્રકારના યજ્ઞરૂપ, યજ્ઞરૂપિ અવયવવાળા, મહા પુરૂષ, યજ્ઞના કરનાર આપને નમન કરૂં છું. કર્મથી અને કર્મનાં ફળોથી ન પ્રકાશતાં આપનાં સ્વરૂપને જોવા ઇચ્છતા નિપુણ વિદ્વાનો વિવેકના સાધનરૂપ મનવડે દેહ અને ઇંદ્રિય વગેરે કાર્ય પદાર્થો-માંથી શોધી કાઢે છે, અને એવી રીતે શોધ કરતાં, અને એ પ્રમાણે શોધ થવા પછી તમો તમારા સ્વરૂપને પ્રકટ કરો છો,

# અધ્યાય ૧૯ મો.*

**કડવું ૧૯ મું-રાગ દેશાખ-મલ્હાર.**

શ્રી શુકજીરે પરીક્ષિત પ્રત્યે ઊચરે, નવખંડનીરે કથા અનુપમ વિસ્તરે;
કિંપુરુષખંડમાંરે, દેવઇષ્ટ શ્રીરામજી, ત્યાં દેવીરે સિતા સતિ નામજી.

**ચાલ.**

સેવક હનુમાનજીરે, મંત્ર જપ સેવા કરે સહી;
કર બેઉ જોડીરે, રઘુનંદનને પ્રણમે† સહી.
અપર‡ ખંડેરે, પારસનાથ પ્રભુ અરિહંત સહી;
અરિ વૃક્ષરે, અરિ વૃક્ષરે રાજા તપ કરે છે તહી.
ભરતખંડમાંરે, બદ્રિકાશ્રમ કહેવાય છે;
અતિ ઉત્તમરે, સ્થળ ભલી રચનાય છે.
નર નારાયણરે, બંનો તપ કરે જ્યાંહાં;
સેવક નારદરે,§ પ્રભુનું ધ્યાન ધરે ત્યાંહાં.

---

તેને હું નમન કરૂં છું. માયાના ગુણોના અને જીવ લોકોના અદૃષ્ટોના સાક્ષી આપ છો તેને નમન કરૂં છું. હાથી જેવા હિરણ્યાક્ષ દૈત્યને યુદ્ધમાં રમતાં રમતાંજ મારી નાંખ્યો હતો તે સર્વવ્યાપિ પરમેશ્વર રૂપ આપને નમું છું. [મૂળ ભાગવત.

* આ ઓગણીશમા અધ્યાયમાં કિંપુરૂષ અને ભરતખંડમાં સ્વામી, સેવકનું નિરૂપણ તથા ભરતખંડના શ્રેષ્ઠપણાનો કથા પ્રસંગ છે.

† હનુમાનજી સ્તવન કરેછેઃ—હે ઉત્તમ કીર્ત્તિવાળા, ઉત્તમ શીળ, વ્રત અને લક્ષણવાળા, મનને જીતનાર, લોક રીતિને અનુસરનાર, સજ્જનપણાની કસોટી રૂપ, બ્રહ્મણ્ય દેવ, મહા પુરૂષ એવા રામચંદ્ર ભગવાનને વારંવાર નમસ્કાર કરૂં છું. શુદ્ધ એવા, અનુભવ સ્વરૂપ, શાંત સ્વરૂપ, પ્રકાશથી જાગૃત વગેરે અ-વસ્થાઓને મટાડનાર, દૃશ્ય પ્રદાર્થથી જુદા, નામ રૂપ રહિત, શુદ્ધ અંતઃકરણવાળા, જાણવામાં આવે એવા અને અહંકાર રહિત આપને પ્રણામ કરૂં છું. હે પ્રભુ રામ, આપે જે મનુષ્યા-વતાર લીધો છે, તે કેવળ રાક્ષસોને મારવા નહિ, પણ મનુષ્યોને સ્ત્રી સંગાદિથી થયેલું દુઃખ નિવારી શકાતું નથી, એમ દેખાડવા વાસ્તે લીધો હતો.

ભગવાન્ રામચંદ્ર ત્રૈલોકયમાં કોઇ ઠેકાણે આસક્ત ન હતા તેથી સ્ત્રીને લીધે થયેલું દુઃખ તેમણે નહિ ભોગવવું જોઇએ અને લક્ષ્મણનો ત્યાગ પણ ન કરવો જોઇએ. પણ તે પ્રમાણે જે થયું તે લોકોપદેશ વાસ્તેજ સમજવું. મહાત્મા પિતાથી જન્મ, લાવણ્ય યુક્ત, સારી વાણી, રૂડી બુદ્ધિ અને સારી જાતિથી ભગવાન પ્રસન્ન થતા નથી, કારણ એ ગુણ વગરના વા-નરાઓને પણ રામચંદ્રજીએ મિત્ર કર્યા હતા. [મૂળ ભાગવત.

‡ અહિંથી ચાર લીટીની વાત મૂળ ભાગવતમાં આ અ-ધ્યાયમાં નથી.

§ નારદજી ધ્યાન ધરે છેઃ—સ્વભાવથીજ શાંતિવાળા, અહંકાર રહિત, વૈરાગ્યવાન્ પુરૂષોના ધન રૂપ, ઋષિઓમાં ઉત્તમ, પરમ હંસ લોકોના મોટા ગુરૂ, અને જ્ઞાનિયોના અધિપતિ નર નારાયણ ભગવાનને વારંવાર નમસ્કાર કરૂં છું. એ પ્રમાણે મંત્ર બોલી પછી આ પ્રમાણે સ્તુતિ કરે છેઃ—જે પોતે આ જગતના કર્તા

ઇલાવૃત પેરેરે, ભરતખંડ શોભે બહુ,
નદી પર્વતરે, આવીને ઉભા સહુ.
મલય, મંગળપ્રસ્થરે, મૈનાક, ત્રિકૂટ, ઋષભ, કૂટક;
કોલ્લક, સહ્ય, દેવગિરિરે, શૈલ, વેંકટ, મહેંદ્ર, ઋષ્યમૂક.
વારિધાર,વિંધ્ય,શુક્તિમાનરે,પારિયાત્ર,ગોવર્ધન, ચિત્રકૂટ;
રૈવતક, દ્રોણ, નીલરે, કકુભ, ઇન્દ્રનીલ ગોકા મૂખ.
કામગીરી આદીરે, બીજા સહસ્ર પર્વત શોહે;
અસંખ્ય નદ નદિઓરે, પર્વત પૃથ્વી વહે.
ચંદ્રવશા તામ્રપર્ણિરે,અવટોદા, કૃતમાલા કાવેરી;
વૈહાયસી વેણિરે, શાર્કરાવર્તા તુંગભદ્રા નદી.
તાપી રેવા નર્મદારે, ગોદાવરી સિંધુ આદિ;
ગોમતિ ચંદ્ર ભાગારે, ઋષિ કુલ્યા ગંગા અનાદિ.
યમુના ને સરસ્વતિરે, વિશ્વા બ્રહ્મા નદિ મોટી;
કૃષ્ણા વેણ્યારે, સુરસા ત્રિસામા નદી છોટી.
એ આદિ નદિયોરે, સ્મરણથી અઘ દૂર જાયે;
અંધ શ્રોણ બે નદરે, સ્નાને પાત્ર પાવન થાયે.
વર્ણાશ્રમ ધર્મોરે, ભરતખંડે પળાયે;
મોક્ષ સાધનરે, નિશ્ચે પ્રાપ્તિ થાયે.
નિષ્કામ ભક્તિરે, મોક્ષનું સાધન યથા;
દેવતા ઇચ્છેરે, ભરતખંડમાં રેહેવા તથા.
નિત્યે સ્તવેરે, દેવતા ઋષિ મુનિજન;
ભગવદ સેવારે, કરી મનુષ્ય થાય પાવન.

શાપુણ્યે આવ્યારે, ભરતખંતમાં સૌ પ્રાણી;
યજ્ઞ વ્રતાદિકરે, કહેથી ન મળે બહુ નામી.
સ્વર્ગના સુખડાંરે, સર્વે અમને ખોળા;
નહિ નારાયણ નામરે, ઇંદ્રિવશ વર્તે ટોળાં.
સ્વર્ગ સુખથીરે, અંતે જન્મ ધરવો પડે;
પણ ભરતખંડથીરે, જન્મ મરણ ફેરો ટળે.
ધન ભરતવાસીરે, ભગવદ ભક્તિ દિલ ચોંટી;
અહો ભાગ્ય તમારરે, તજી પ્રપંચ કસોટી.
એમ દિન રાત્રિરે, દેવતા સ્તુતિ કરે છે;
એવું ભરતખંડરે, સર્વનાં ચિત હરે છે.
ભરતખંડજરે, સઘળાથી શ્રેષ્ઠજ સહી;
શ્રી હરીએરે, અવતાર સઘળા લીધા અહીં.
યજ્ઞ જેકો કરેરે, મનમાં જેવી ઇચ્છા કરે;
તે પરિપૂર્ણ પામેરે, નારાયણ સદ્ય કૃપા કરે.
ભરતમાં પર્વતરે, તેની કંઇ સંખ્યા નહીં;
ત્યાં નવસો નવાણુંરે. મોટી મોટી નદી કહી.
મહા મુનિ વરરે, સાધુ સંત અતિ ઘણા;
સહુ ઋષિજનરે, સેવક નારાયણ તણા.
ભરતખંડનીરે, બીજી રચના ઘણી;
તેનું વર્ણનરે, જાણે સઘળું સરસ્વતિ.
આ ઓગણીશમોરે, અધ્યાય પંચમ કથા;
શ્રવણે સુણતારે, જાયે ભવોભવની વ્યથા.

વળણ.

વ્યથા ભાગે ભવતણી, શ્રી પરબ્રહ્મ કૃપા કરેરે;
શ્રોતા બોલો શ્રી હરી, હરિ સર્વે અઘ હરેરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે પંચમસ્કંધે એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥**

---

## અધ્યાય ૨૦ મો.*

### કડવું ૨૦ મું–રાગ મારૂ.

શુકજી કહે સાંભળ રાયરે, બીજા દ્વિપની જેહ કથાયરે;
જંબુદ્વિપ લક્ષ યોજન પ્રમાણરે,સાગર કટિમેખલા તેટલી જાણરે.
પ્લક્ષ દ્વીપ દ્વીગુણો પ્રમાણીરે, શીશી રચના કહું વખાણીરે;
ઇક્ષુરસનો† સમુદ્ર છે સારરે, દ્વીપ રચના વિવિધ પ્રકારરે.

---

છે, છતા કંઇ પણ અભિમાન ધરાવતા નથી; દેહમાં છતાં પણ ક્ષુધા તૃષાદિ દેહના ધર્મથી પરાભવ પામતા નથી દષ્ટ છતાં પણ જેની દ્રષ્ટિને દ્રશ્ય પદાર્થો વિકાર પમાડી શકતા નથી. તે આશક્તિ રહીત, શુદ્ધ અને સર્વ સાક્ષીરૂપ પ્રભુને નમન કરૂં છું. હે યોગેશ્વર, મરણ કાળે આ દુષ્ટ દેહથી નિરભિમાન થઇ, નિર્ગુણસ્વરૂપમાં ભક્તિ પૂર્વક લીન થવું એજ બ્રહ્મનું યોગ વચન છે. ઇહલોક ને પરલોકના સુખમાં લંપટ અને પુત્ર સ્ત્રીધનમાં મોહિત જેમ મૂર્ખ માણસ દેહના મરણથી બીહેછે, તેમ જો વિદ્વાન પણ દેહના મરણથી બીહે તો, તેણે જે વિદ્યા વગેરેનો યત્ન કર્યો હોય તે કેવળ પરિશ્રમજ થયો એમ જાણવું, એટલા માટે હે પ્રભો, અમને તમો તમારે વિષે સહજ વાસના રહેવા રૂપ યોગ આપો; જેથી અમો આ ખરાબ દેહમાં તમારી માયાએ કરાવી દીધેલી અત્યંત મજબૂત અહંતા-મમતાનો તુરત ત્યાગ કરીએ. [મૂળ ભાગવત.

જંબુદ્વીપના બીજા આઠ ઉપદ્વીપ છે. સગર રાજાના છોકરા ઘોડો શોધવા ગયા ત્યારે તેઓએ ધરતી ખોદી નાખવાથી બીજા આઠ ઉપદ્વીપ થયા છે. સ્વર્ણપ્રસ્થ, ચંદ્ર શુકલ, આવર્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ, લંકા એ આઠ ઉપદ્વીપનાં નામ છે.

* આ વીશમા અધ્યાયમાં સમુદ્ર સહિત પ્લક્ષ વિગેરે છ દ્વીપોની અને લોકાલોક પર્વતની સ્થિતિનો કથા પ્રસંગ છે.

† શેરડીના રસવાળો સમુદ્ર.

તે સમુદ્ર તણે મહા તીરરે,છે એક પીપળ* તણું વૃક્ષ ગંભીરરે;
તેની એક લક્ષ યોજન ડાળરે, છે કનકમય વૃક્ષ વિશાળરે.
તે દ્વીપના સાત† કરીને ભાગરે,સાત પુત્રને વહેંચી દેહ કીધો ત્યાગરે;
છે નદી સાત શુભ તેનાં નામરે, સાત પર્વત છે તે ઠામરે.
અરૂણા નૃમણા સાવિત્રી સુમભાતારે,આંગીરસી, ઋતંભરા સત્યંભરારે;‡
ગીરી ઇંદ્રસેન ને મણિકૂટરે,જ્યોતિષમાન સુપર્ણ વજ્રકૂટરે.
હિરણ્યગ્રીવ અને મેઘવાળરે, એ સપ્ત પર્વત છે વિશાળરે;
છે ત્યાં ઇદ્દમજીવ્હ રાયરે, જેના દર્શનથી દુઃખ જાયરે.
વર્ણાશ્રમ ધર્મ ત્યાં છે ચારરે§,રહે છે અમર,મુનિ ત્યાં અપારરે;
ત્રીજો શાલ્મલ દ્વીપ‖ જેહરે, બીજાથી બમણો છે તેહરે.
એથી દ્વિગુણ કથા છે તેનીરે, વિખ્યાતી અપરિમિત કહીયે જેનીરે;
ફરતો સમુદ્ર મદિરાનો સારરે,શામળીનું¶ વૃક્ષ શોભાનો નપારરે.
પક્ષીરાજ ગરૂડ કહેવાયરે, તેનું શમી વૃક્ષમાં ધામ થાયરે;
સાત× ભાગે વેહેંચ્યો એ દ્વીપરે, તેને પર્વત સાત** સમીપરે.
છે નદી તેને સાત†† ગંભીરરે, ત્યાં સાત રાજા છે વીરરે;
વર્ણ ચાર‡‡ રહે ત્યાં નિત્યેરે, ધરે ધ્યાન પ્રભુનું પ્રીત્યેરે;
વેદમય ચંદ્રરૂપિ ભગવાનરે, ભજે પ્રેમે અતિ ધ્યાવાનરે.
ચોથા કુશ દ્વીપતણી કથાયરે, એહથી દીગુણી રચનાયરે.
છે સમુદ્ર ઘૃતવત નીરરે, સાત* પર્વત તેને તીરરે;
ત્યાંસરિતા શુભ સાત† કહીયેરે,ત્યાં કુશનું‡ વૃક્ષ ઘુંબડું લહીએરે.
હિરણ્યરેતા રાજા વિખ્યાતરે, તેને પુત્ર પનોતા સાત§રે;
તે દ્વીપ સાત ભાગે વેહેંચી લીધોરે,ત્યાં દીર્ઘ યશ સઘળે કીધોરે.
ચાર‖ વર્ણની પ્રજા છે ત્યાંહિરે, તેહ દ્વીપની રચના જ્યાંહિરે.
અગ્નિરૂપ દેવતાને ભજે પ્રાણીરે,કરે ધ્યાન મંત્ર વેદ વાણીરે;
પાંચમો ક્રૌંચદ્વીપ¶ કહેવાયરે, તે બમણો ચોથાથી થાયરે;
મહા સમુદ્ર ત્યાં પયનો સારરે,તેની રચના અપરમપારરે.
છે પર્વત સાત× ને નદી સાતરે**,તેને સાત†† ભાગે વેંચ્યો ખ્યાતરે,
દેવ વરૂણ બીરાજે જ્યાંહિરે, ઘૃતપૃષ્ઠ રાજા છે ત્યાંહિરે.
ત્યાંહાં છે ચાર‡‡ શુભ વર્ણરે, નિત્યે આરાધે અશરણશરણરે;
શાક દ્વિપ બત્રીશ લક્ષ યોજનરે, માન રાય તું નીશ્ચે મનરે.

* એ વૃક્ષમાં સાત જીભવાળો અગ્નિ રહ્યોછે અને દ્વિપનો રાજા પ્રિયવ્રતનો પુત્ર ઇદ્દમજીવ્હ છે.

† શિવ, યવયસ, સુભદ્ર, શાંત, ક્ષમ, અમૃત અને અભય એ સાત ખંડના નામ, એજ નામવાળા પુત્રોને વેહેંચી દીધામાં આવ્યા. ‡ એ સાત નદીઓ છે.

§ હંસ, પતંગ, ઊર્દ્ધાયન અને સત્યાંગ નામે ચાર વર્ણ છે; એ લોકોના રજોગુણ અને તમોગુણ તે નદીઓના જળ સ્પર્શથી નાશ પામે છે. સઘળા લોકનું આયુષ્ય એક હજાર વર્ષનું છે. અને પ્રજાની ઉત્પત્તિ અને દેખાવ દેવ લોક જેવો છે. તે લોકો નીચેના મંત્રથી ભગવાન્ સૂર્ય નારાયણનું પૂજન કરે છે. "पत्नस्य विष्णो रूपं न सत्यस्य ऋतस्य ब्रह्मण अमृतस्य च मृत्योश्च सूर्यमात्मानर्मामहि" અર્થ,–ચાલતો ધર્મ, અનુમાન કરવામાં આવતો ધર્મ; વેદ, શુભાશુભ ફળના અધિષ્ઠાતા પુરાણ પુરૂષ વિષ્ણુનું રૂપ જે સૂર્યનારાયણછે તેમને અમે શરણે જઈએ છિયે.

‖ શાલ્મલ દ્વીપ છે, ને તેના અધિપતિ યજ્ઞબાહુ રાજા છે.

¶ એ વૃક્ષ ઉપર લખેલા પીપળાના ઝાડ જેવડુંજ જાણવું.

× સુરોચન, સૌમનસ્ય, રમણક, દેવવર્ષ, પારિભદ્ર આપ્યાયન અને અવિજ્ઞાત એ નામે સાત ખંડ, ખંડના નામ પ્રમાણે નામવાળા પુત્રોને વેહેંચી આપેલા છે.

** સ્વરસ, શતશૃંગ, વામદેવ, કુંદ, મુકુંદ, પુષ્પ વર્ષ અને સહસ્ત્ર શ્રુતિ એ નામના સાત પર્વત છે.

†† અનુમતી, સિનીવાલી, સરસ્વતી, કુહૂરજની,નંદા અને રાકા એ નામની સાત નદી છે.

‡‡ શ્રુતધર, વીર્યધર, વસુધર, અને ઇષંધર નામે ચાર વર્ણ છે; તેઓ ચંદ્રભગવાનને ભજતી વખતે આ પ્રમાણે મંત્ર બોલેછે. "स्वगोभिः पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयोः प्रजानां सर्वासां राजांधः सोमोन आस्तु. અર્થ,–શુક્લકૃષ્ણ પક્ષમાં દેવતાઓને અને પિતૃઓને સ્વકિર્ણોથી અન્ન વહેંચી આપનાર સર્વ પ્રજાના રાજા ચંદ્રમા અમારી સન્મુખ રહો.

* ચક્ર, રાતુ, શૃંગ, કપિલ, ચિત્રકૂટ, દેવાનીક, ઉર્ધ્વરોમા અને દ્રવિણ એ નામના સાત પર્વત છે.

† રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવિંદા, શ્રુતવિંદા, દેવગર્ભા, ઘૃતચ્યુતા અને મંત્રમાળા એ નામની સાત નદી છે.

‡ કુશના ઘુંબડાના ઉગવા ઉપરથી તે કુશદ્વીપ કહેવાય છે. કુશ એટલે દર્ભ.

§ વસુ, વસુદાન, દઢરૂચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત અને વામદેવ એ નામે સાત પુત્રને પુત્રના નામ પ્રમાણે નામવાળા સાત દ્વીપ વહેંચી દીધા.

‖ કુશલ, કોવિદ, અભિયુક્ત અને કુલક નામે ચારે વર્ણ અગ્નિ ભગવાનને પૂજતી વખતે નીચેનો મંત્ર બોલે છે. "परस्य ब्रह्मणः साक्षाज्जातवेदोऽसिहव्यवाट्। देवानां पुरूषांगानां यज्ञेन पुरुषं यज." અર્થ,–હે અગ્નિ, તું સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાનને હવ્ય પહોંચાડનારછો માટે ભગવાનના અંગરૂપ દેવતાના નામથી કરેલી પૂજા ભગવાનને પહોંચાડજો.

¶ એ ક્રૌંચ દ્વીપમાં ક્રૌંચ નામનો પર્વત છે, તેથી તેનુ નામ પડયું છે, કાર્તિક સ્વામિયે હથિયારથી ક્રૌંચ પર્વતના નિતંબ અને કુંજ ભાંગી નાખ્યા હતા; પણ દૂધનો સાગર સિંચાવાથી વરૂણ દેવે રક્ષણ કર્યું, તેથી તે નિર્ભય છે.

× શુક્લ, વર્ધમાન, ભોજન, ઉપબર્હિણ, નંદ, નંદન અને સર્વતોભદ્ર એ નામે સાત સિમાડાના પર્વતો છે.

** અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિ, રૂપવતી, પવિત્ર વતી અને શુક્લા એ નામની સાત નદી છે.

†† આમ, મધુરૂહ, મેઘપૃષ્ટ, સુધામા, ભ્રાજિષ્ઠ, લોહિતાર્ણ અને વનસ્પતિ એ નામે સાત પુત્રને પુત્રના નામ પ્રમાણે સાત દ્વીપ વહેંચી દીધા.

‡‡ પુરૂષ, ઋષભ, દ્રવિણ અને દેવક નામે ચાર વર્ણો જળની અંજલીથી જળ રૂપ ભગવાનનું પૂજન કરી નીચેનો મંત્ર બોલેછે. "आपः पुरूषवीर्याः स्थ पुनंतीर्भूर्भुवः सुवः । तान पुनीताऽमीवघ्नीः

શાક કેરૂં વૃક્ષ છે ત્યાંહિરે, ઘણી શોભા છે તે દ્વીપ* મહિરે;
મેધાતિથિ રાય છે વિખ્યાતરે, તેને પુત્ર રૂડા છે સાત†રે.
સાત ભાગે વેહેંચી આપ્યા દેશરે, કરે રાજ્ય તહાં એ નરેશરે;
તહીં પણ સરિતા સાત‡ સંખ્યાયરે, છે પર્વત પણ સાત§ શોભાયરે.
છે ત્યાં વાયુ દેવ મહારાજરે, જેથી ભાગે દુઃખની દાઝરે;
પછી વર્ણ તે ચાર‖ પ્રજાયરે, તે ઊપાસક એનાં કહેવાયરે.
સાતમો રૂડો દ્વીપ છે જેહરે, પૂર્વનાથી દ્વીગુણ છે તેહરે;
છે પુષ્કર નામ, એનું સત્યરે, તેના સમુદ્રનું ઉદક અમૃતરે.
ત્યાં દીર્ઘ પ્રચંડ છે કમળરે, તેને સહસ્ર કોટિ પત્રિકા દળરે;
તેમાં બ્રહ્માનું છે આસનરે, મધ્યે બેઠા ચતુરાનનરે.
માનસોત્તર પર્વત સુંદર એકરે, છે સરોવર¶ રમ્ય વિવેકરે;
નારાયણ સરોવર તેનું નામરે, ઘણી રચનાછે તેણે ઠામરે.
પંકજ પ્રફુલ્લિત તેમાં સારરે, પુષ્પ બીજાંની રચના અપારરે;
ત્યાંહાં યુગ્મ× રાજા ભૂપતીરે, જન અમર મુનીની ગતીરે.
પર્વતકેરી શોભા રૂડી હોયરે, તે ઉપર નગ્ર ચારજ સોયરે;
તે ચારે વસે છે સુરેશરે. ઇન્દ્રાદિક ત્યાંના નરેશરે.
તેને હવા છે યુગ્મ× કુમારરે, તેને તાતનું હેત અપારરે;
તે બે ભાગે પુત્રે વેંહેંચ્યાં ગામરે, કરે રાજ બેઉ તેણે ઠામરે.

પંચાશકોટિ* પૃથ્વિનું માનરે, તેમાં તપે સવીતા ભાણરે;
માનસોત્તર† ઉત્તર દિશાયરે, મેરૂથી પૃથ્વિ બાર કોટિ કહેવાયરે.
તેમાં અઢિ ક્રોડ અવની જેહરે, ભૂપર વસ્તિ તેટલી તેહરે;
બીજી દશકોટિ ઉજ્જડ હોયરે, ત્યાં વસતું નથી જન કોયરે.
પૃથ્વિ પાછળ ઘણો વિવેકરે, લોકાલોક પર્વત એકરે;
સાડી બાર ક્રોડ પૃથ્વિ જેહરે, એણે પ્રકારે વર્ણવી એહરે.
મેરુ પર્વતની ચારે દિશાયરે, સાડા બાર ક્રોડ પૃથ્વિ કહેવાયરે;
ચારે મળી થઇ કોટિ પંચાશરે, તે મધ્યે મેરૂનો વાસરે.
ત્યાં ચૌદ લોક વીખ્યાતરે, છે બ્રહ્માંડ સાત ને સાતરે;
ત્યાં દેવ મુનીવર સાથરે, વશે કોટિ બ્રહ્માંડનો નાથરે.
એ ધરાતણી રચના કહીરે, પાછળ હસ્તી ચાર‡ છે સહીરે;
તેણે સુંઢે ગ્રહ્યું આકાશરે, ત્યાં સહસ્ર પુરૂષ નીવાસરે.
તે આવી વિષ્ણુ અકળ બ્રહ્માંડરે, તેણે બહુ ભુજે ધર્યું બ્રહ્માંડરે;
પ્રજા સૌની કરવા રક્ષાયરે, ગ્રહી રાખ્યું છે વૈકુંઠરાયરે§.
પંચવીશ ક્રોડ પૃથ્વી ને માંહિરે, સવિતા કીર્ણ તે જે તપે ત્યાંહિરે;
પંચવીશ ક્રોડ પૃથ્વીમાં અંધકારરે, તેમાં માણીતણા ઉજ્વળકારરે.
અષ્ટ માણીનાં તેજ છે અતીરે, ચંદ્ર સુર્યની ત્યાં નથી ગતીરે;
એમ સુવર્ણસમ પ્રકાશરે, પિંડ બ્રહ્માંડનું પરિમાણ આકાશરે.
ભૂગોળ વિચાર લાધો એથીરે, સર્વ સંખ્યા જાણીએ નેથીરે;
એ ભૂગોળની કીધી સંખ્યાયરે. સત્ય સાંભળ પરીક્ષિત રાયરે.

---

स्पृशतामात्मनामुत: અર્થ–હે જળ, તમને ઇશ્વર પાસેથી સામર્થ્ય મળેલ છે, તેથી પાપને ટાળનારાં એવાં જે તમે, તેનો અમે સ્પર્શ કરિયે છિયે તેથી અમારાં શરીર શુદ્ધ થાઓ.

* શાક દ્વીપને ફરતો દહિના રસનો સમુદ્ર છે. તેને દધિ સાગર કહેછે.

† પુરોજવ, મનોજવ, પવમાન, ધૂમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ, અને વિશ્વાધાર એ નામે સાત પુત્રને પુત્રના નામવાળા દ્વીપ વેહેંચી દીધા.

‡ અનઘા, આયુર્દા, ઉભય સ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રસ્રુતિ, અને નિજધૃતિ એ નામે સાત નદી છે.

§ ઇશાન, ઉરૂશૃંગ, બલભદ્ર, શતકેસર, સહસ્ર સ્રોત, દેવપાલ, અને મહાનસ એ નામે સાત સિમાડાના પર્વતો છે.

‖ ઋત, સત્યવ્રત, દાનવ્રત, અને અનુવ્રત નામના ચાર વર્ણો પ્રાણાયામથી રજ તથા તમને મટાડી એકાગ્રતાથી વાયુરૂપ ભગવાનની ભક્તિ કરતાં નીચેનો મંત્ર ભણે છે.

"अंतः प्रविश्य भूतानि यो बिभर्त्यात्मकेतुभिः। अंतर्यामीश्वरः साक्षात्पातु नो यद्वशे स्फुटम्"

અર્થ–સાક્ષાત્ અંતર્યામિ એવા ઇશ્વરરૂપ વાયુ, જે સર્વની અંદર પેશી પ્રાણ, અપાન વગેરે વૃત્તિયોથી પ્રાણીઓનું રક્ષણ કરે છે અને જેને તાબે આ સઘળું જગત છે, તે અમારી રક્ષા કરો.

¶ સરોવર તથા તેમાં ઝાડની વાત મૂળમાં નથી.

× વીતિહોત્ર રાજાએ રમણક અને ધાતકિ નામે બે પુત્રને બે ખંડનું રાજ્ય આપ્યું. એ ખંડના રહેવાસી લોકો બ્રહ્મારૂપ ભગવાનનું સકામ કર્મથી પૂજન કરી નિચે પ્રમાણે મંત્ર ભણે છે. "यत्तत्कर्ममयं लिंगं ब्रह्मलिंगं जनोऽर्चयेत्। एकांतमद्वयं शांतं तस्मै भगवते नमः" અર્થ,–જે કર્મનાં ફળરૂપ, પરબ્રહ્મને જણાવનાર, પરબ્રહ્મમાંજ સમાધિવાળા, અદ્વૈત અને શાંત સ્વરૂપને લોકો પૂજે છે, તેને નમન કરીએ છીએ.

* મીઠા સમુદ્ર પછી લોકાલોક પર્વત છે, દોઢ કરોડ અને સાડા સાત લાખ યોજનની ભૂમી મીઠા સમુદ્રની પછી છે. તે પછી સોનાની ધરતી આવે છે, તે આઠ કરોડ અને ઓગણ ચાલીશ લાખ યોજનની છે, તેમાં કઇ પણ પડેલા પદાર્થ હાથ ન લાગવાથી સર્વે પ્રાણીઓએ તજી દીધેલ છે. તે પછી લોકાલોક પર્વત આવે છે, તે સાડા બાર ક્રોડ યોજનનો છે.

† આ સાડાચાર કરોડનું વર્ણન મૂળ ભાગવત પ્રમાણે નથી.

‡ ઋષભ, પુષ્કરચૂડ, વામન અને અપરાજિત નામના ચાર દિગ્ગજો દિશાના–દિશારૂપ હાથીયો કલ્પના છે કે આ દિગ્ગજો પૃથ્વીરૂપી પોપડાને સામસામા ઠેલે છે ને તેથી એ પોપડો ઉદલાઇ પડતો નથી.

§ લોકના કલ્યાણના ઉપદેશને સારૂ લોકાલોક પર્વતમાં રહ્યા છે. વિષ્વકસેન વગેરે મોટા પાર્ષદોથી વિંટાયલા છે. અનેક પ્રકારના લોકોની મર્યાદાનું રક્ષણ કરવા કલ્પ પૂરો થતાં સુધી એવીજ લીલા કરે છે. એના મધ્યસ્થમાં સૂર્ય રહે છે: વૈરાજ રૂપથી સૂર્ય તેમાં પેદા હતા તેથી તેનું 'માર્તંડ' પણ નામ છે. દિશાઓ, અંતરિક્ષ, ઉપરના લોક, પૃથ્વી, સ્વર્ગાદિકની જગ્યા, તેમજ દેવ, પશુ, પક્ષિ આદિ સૂર્યથીજ થાય છે.

મધ્યમાં સૂર્ય બીરાજેરે, તેથી બ્રહ્માંડ ભરમના ભાસેરે.
દિશા સ્વર્ગ મૃત્યુ પાતાળરે, સૂર્યથી થયલા ભેદ ભાળેરે.
દેવ પશુ પક્ષી સૂર્ય ને મનુરે, સૂર્ય કારણ એ સર્વનું ગણુંરે;
આ ભાગવત કથા રસ સારરે, પંચમસ્કંધતણો વિસ્તારરે;
હવા અધ્યાય પુરા વીશરે, મુને કીધી કૃપા જગદીશરે.

વળણ.

શ્રી જગદીશે કૃપા કીધી, મુને દાસ જાણી સહી;
કરજોડી વિપ્ર કહે વલ્લભ,મુજ ભવની ભાવટ ગઇ.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે વિંશોધ્યાયઃ ॥૨૦॥

---

## અધ્યાય ૨૧ મો.*

### કડવું ૨૧ મું–રાગ સામેરી.

શુકજી વાણી ઊચરે, સાંભળો પરીક્ષિત રાય;
સંખ્યા કહી ભૂગોળની, બ્રહ્માંડની રચનાય.
ઇંડાકાર બ્રહ્માંડનાં, યુગ્મ+ પડ હવાં છે અભેદ;
તેને સહસ્રશીર્ષા વર્ણવે, સુર અમર મુનિવર દેવ.
હવે સૂર્યની ગતિ‡ સાંભળો, સવિતાની સંખ્યા સાર;
નિમિષ પલ ઘટી દિવસ રાત્રી, ઋતુ સંક્રાંત વિચાર.
ઋતુ ઋતુ સંક્રાંતથી ફરે છે, સૂર્ય સવિતાનું માન;
ઉત્તરાયન ને દાક્ષાણાયન, એ બંને એથી અજાણ.
માનસોત્તર પર્વત પાછળ, ફરતા સૂરજ નિત્ય;
નવ ક્રોડ એકાવન લક્ષ, યોજન થાયે રૂડી રીત.
મેરૂથકી પછી પૂર્વ દિશાયે, ઇંદ્રના નગ્રનો* વાસ;
રાય ધર્મનું નગ્ર દક્ષિણે, સંયમની નામ પ્રકાશ.
પશ્ચીમ બાજુ મેરૂ એથી, વરૂણનું શુભ ધામ+;
ઉત્તરે નગ્ર છે ચંદ્રમાનું, મહા મનોહર ધામ‡.
એ નગરમાં સૂર્ય પેસતાં, ક્રમ પ્રમાણે જાય;
ઉદય, મધ્યાન્હ, અસ્ત અને, તેમ મધ્ય રાત્રિ થાય.
વળી ઉદયાદીક ક્રમ કહું, તે સાંભળો તમે રાય;
મેરૂ દક્ષિણ વાસિયોને, ઇંદ્રપુરીથી ઉદય થાય.
પશ્ચિમ વાસિ જનોને, યમપુરીથી ઉદય પ્રમાણો;
વરૂણપુરથી ઉદય થાય છે, ઉત્તર વાસિનો જાણો.
તેમજ પૂર્વ વાસિનો ઉદય, સોમ પુર નિર્ધારો;
એ રીતે ઉદય કહ્યો તુને, દ્રઢ કરી મન ધારો.
મધ્યાન્હે અતિ સૂર્ય તપે, મેરૂ વિષે રહે લોક;
એ તાપ તેઓ નવ ખમે, કરે તે ઠાંણે શોક.
વળી નક્ષત્ર સન્મુખ કરે ગતિ, રહે મેરૂને વામ ભાગ.
પ્રવહ નામના વાયુને લીધે,મેરૂ રહે દક્ષિણ ભાગ;
એ રીતિ જ્યોતિશ્ચક્રની જાણો, વદું ગ્રંથાધાર.
જે સ્થાને તે ઉદય પામે, તેની તળે અસ્ત જાણો;
જ્યાં વળી મધ્યાન્હ થાયે,તેની તળે મધ્યરાત્રિ માણો.
ઇંદ્ર નગ્રથી યમના નગ્ર તક, સૂર્યને જાતાં રાય;
પ્રભાતથી સાંચરે રવી ત, પંદર ઘટિકા થાય.
ક્રોડ સવા બે જાણીયે પોણા તેર લક્ષ યોજન;
પંદર ઘટિમાં એટલું અંતર, જાય કશ્યપ તન.
એક પ્રહર સાડા સાત ઘડીનો, ઘટીતણી પલ સાઠ;
એક પલના સાઠ નિમિષ છે, શાસ્ત્રમાં વિખ્યાત.
તે નિમિષના અર્ધમાં સુણ, સૂર્ય ગતિ સંખ્યાય;
આઠ સહસ્ર ને આઠસેં યોજન, તેટલામાંરવિ જાય.
સૂર્યનો રથ એક ચક્રિ§, બાર આરા‖ સાર;
ત્રણ કુંડળી ઋતુ પડ¶, અશ્વ એક મુખ સાત× વિસ્તાર.
તે રથ મધ્યે** સિંહાસનપર, છત્ર શોભા હોય;
મધ્યે વિરાજે નારાયણ પ્રભુ, કળી ન શકે કોય.

---

* આ એકવિશમા અધ્યાયમાં કાળચક્રથી નિરંતર ફરનાર સૂર્યનારાયણની તે તે રાશિઓમાં ગતિથી જગતની મર્યાદાનો કથા પ્રસંગ છે.

+ ભૂગોળ અને ખગોળ.

‡ એ સૂર્ય ઉત્તરાયણને, દક્ષિણાયન અને વૈષુવત નામની મંદ, શિઘ્ર અને સમાન ગતિથી ઉંચે ચડવાના નીચે ઉતરવાના અને સમાન રહેવાના સ્થળમાં સમય પ્રમાણે આવી મકરાદિ રાશિમાં દિવસ રાત્રિઓને લંબાઇ ટુંકાઇ અને સમાનતા આપે છે. મેષ અને તુલારાશિમાં આવે છે ત્યારે દિવસ રાત્રિ સરખાં થાય છે. વૃષ, મિથુન, કર્ક, સિંહ અને કન્યા એ પાંચ રાશિનો સૂર્ય હોય છે ત્યારે દિવસો વધે છે અને રાત્રિ માસે માસે એક એક ઘડી ઓછી થતી જાય છે. વૃશ્ચિક, ધન, મકર કુંભ અને મીન એ પાચ રાશિમાં ફરે છે ત્યારે દિવશ ટુંકા અને રાત્રિ લાંબી થાય છે. દક્ષિણાયન થતાં દિવસો લાંબા અને ઉત્તરાયન થતાં સુધી રાત્રીઓ વધે છે.

* દેવધાની નગરી છે.
+ નિમ્લોચની નગરી છે
‡ વિભાવરી નગરી છે.
§ એક વર્ષ. ‖ બાર માસ.
¶ છ પાટા.
× અરૂણે જોડેલા છંદ નામના સાત ઘોડા છે.

** રથમાં બેસવાની જગ્યા છત્રીસ હજાર યોજન લાંબી અને તેનો ચોથો ભાગ પહોળી છે, રથની ધોસરી પણ તેવડીજ જાણવી.

પ્રજાનાં હીત કારણે રવી, સહસ્ર કીર્ણ પ્રકાશ;
રક્ત વસ્ત્ર ને રક્ત રચના, અરૂણ સારથી પાસ.
પ્રજાપતિના ચક્રની પેરે, ભાનુ ફેરા ફરે અપાર;
ઘાણીની પેરે સૂર્યના રથ, મેરૂપર ફરે નિરધાર.
સૂર્ય સામો અરૂણ બેઠો, ગૃહી કરમાં રાશ;
વાલખિલ્ય નામે સાઠ સહસ્ર ઋષિ, નિગમ મંત્ર અભ્યાસ.
વળી શિલ્પિ સાત છે, વિશ્વકર્માથી અધિક કહેવાય;
ભાનુ રથની પાછળ પાછળ, તેઓ ચાલ્યા જાય.
નાગ સાત, ગાંધર્વ સાત, અપ્સરા સાત વિખ્યાત;
વાદીત્ર ચંગ મૃદંગ ઝાંઝર, નિરંતર થાય નાટય.
વળી રાક્ષસ સાત બળીયા, સૂર્યના છે જેહ;*
કર સહસ્ર ગૃહી સેવા વિષે, નિત્ય સાંચરે છે તેહ.
સૂર્ય સાંમો અરૂણ બેસી, પ્રશ્ન પૂછે વાત;
પ્રત્યુત્તર ત્યાં થાય છે, આનંદમાં ભલી ભાત.
ત્રણ વખત આવે છે નિત્યે, સંગ્રામ કરવા દુષ્ટ અપાર;
ત્યાં નિગમ મંત્રી સપ્તઋષિ, તેનો કરે સંહાર.
એ યુક્તિ સર્વ સજાઈ સાથે, સૂર્યનો રથ જેહ;
નિત્યે ફેરા ફરે છે સહી, મેરૂ પાછળ તેહ.
સાડા નવ કોટી એક લક્ષ, યોજન ભૂ પ્રમાણ;
ક્ષણે દ્વિસહસ્ર ને બે ગાઉ, સૂર્ય ચાલે નિશ્ચે જાણ.
એ ચક્ર રથનું ચાલવું, તેની કહી એ કથાય;
સૂર્યના રથનું સ્થાન કહું, સાંભળો પરીક્ષિતરાય.

વલણ.

સાંભળ પરીક્ષિતરાય, અધ્યાય એકવીશ વિસ્તરી;
કર જોડી વલ્લભ કહે, શ્રોતાજન ભણો શ્રી હરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે એકવિંશોધ્યાયઃ ॥૨૧॥**

---

## અધ્યાય ૨૨ મો.†

**કડવું ૨૨ મું-રાગ ધન્યાશ્રી.**

રાજા પરીક્ષિત પૂછે, પ્રશ્ન શુકજી કહોરે;
તમે સર્વજ્ઞ છો મહારાજ, સ્વામી સહુ લહોરે;
રવિમંડળનું પ્રમાણ, કહ્યું વિસ્તારીરે,
હવે સવિતાનું જે ચાલવું, ગતિ કહો હેત કરીરે.

ઢાળ.

સ્વામી હેત કરી વિસ્તાર પૂર્વક, સૂર્યની ગતી કહો એહ;
રવી શશીનું ચાલવું તે મેં, સમ્યક્ પ્રીછયું ન તેહ.
પ્રશ્ન સાંભળી પરીક્ષિતનું, વ્યાસ સુત વાણી વદે;
ધન્ય ધન્યરે તું રાય પરીક્ષિત, હરી કથા વહાલી હૃદે.
દ્રષ્ટાંત કહું સાંભળજે તું પોતે, સૂર્યમંડળ ને શશિતણું;
આત્મબુદ્ધિએ પ્રીછજે રાય, નિગમ શાસ્ત્ર હું જે ભણું.
કુલાલ જે કુંભારનો, જેમ ચક્ર માફક ફેરા ફરે;
તે સામી ઇયેળ ચાલે, ચંચળતા ચિત્ત ઘણી કરે.
તે ચક્રનો ઘણો વેગ છે, તેથી પાછી વળી દીસે નહીં;
ઘણું પ્રયત્ન ઇયેળ કરે પણ, ચક્ર ગતી પામે નહીં.
તેમ માયાચક્ર સુમેરૂ પાછળ, સદા કાળ ફેરા ફરે;
રવિ શશી સર્વ નક્ષત્ર તારા, ઇયેળ ગતીએ સાંચરે.
ગ્રહોની ગતી અતિ મોટી, પણ સૂર્યથી છે ભિન્ન;
સૂર્યનારાયણે કીધા છે, બાર ભાગ* તે સ્વાધિન.
રાશિ સાથે દ્વાદસ માસે, વર્ષ અવયવ રૂપે ભોગવે;
બે પક્ષે માસ ગણાય પૂર્ણ, ચંદ્ર માસ એ જોગવે.
સવા બે નક્ષત્ર સૂર્ય ભોગવે, સૂર્ય માસ જાણે પૂર્ણ;
એક માસ તે જાણવો, પિતૃ અહોરાત્ર સંપૂર્ણ.
ઋતુ, માસ અને વર્ષ સર્વે, સૂર્ય ગતિનું મૂળ કારણ;
વર્ષ અનુક્રમે ગણો રાયજી, તો પાંચ† ભેદ કરે ધારણ.
મંદ શિઘ્ર ને સમાન ગતિયે, સૂર્ય ફરે દિન રાત્ર;
ચંદ્ર પણ એમજ ફરે, પણ ભેદ છે કહેવા માત્ર.
સૂર્ય જેટલું માસે ફરે, તેટલું ચંદ્ર સવા બે દિનમાં;
કૃષ્ણ શુકલ બે કળા ચંદ્રની, ગણાય છે તે આધિનમાં.
અમૃત સમ એ તૃપ્તિ આપે, માટે ગણાય છે 'સર્વમય;'
પશુ પક્ષી જીવે એથી, વનસ્પતિ કરે તત્વમય.
અવનીથકી એ સૂર્ય મંડળ, એક લક્ષ યોજન ઊંચું સહી;
દ્વિલક્ષ યોજન સુધાકર, એવી નિગમ મર્યાદા કહી.
ત્રિલક્ષ યોજન સુધાથકી ઊંચું, તારામંડળ જાણજો;
નવ ગૃહો વળી તેથી ઊંચા, રાય મનમાં આણજો.
નક્ષત્રથી‡ બે લાખ યોજન, શુક્ર ઉંચો આવિયો;
શુક્રથી બે લક્ષ યોજન ઉંચો, બુધ ગ્રહ મન ભાવિયો.
બુધથી બે લાખ યોજને, મંગળ શોભે શાનમાં;
અશુભ ને દુઃખકારી એ છે, ભય તું મનમાં નાણમાં.

---

* એ મૂળ ભાગવતમાં નથી. † આ બાવીશમા અધ્યાયમાં ચંદ્ર અને સૂર્ય વગેરેનાં ઉત્તરોત્તર સ્થાન અને તે તે ગ્રહોની ગતિ ઉપરથી મનુષ્યોનાં શુભાશુભ કથનનો કથા પ્રસંગ છે.

* બાર માસ. † સંવત્સર, પરિવત્સર, ઇડાવત્સર, અનુવત્સર અને વત્સર. ‡ તારામંડળ.

બુધથી બે લાખ યોજને, બૃહસ્પતિ શોભી રહ્યો;
બૃહસ્પતિથી બે લાખ યોજને, શનિશ્ચર આવી રહ્યો.
સીતેર લક્ષ યોજન તે ઊંચા, ભૂથી સપ્તઋષી કહ્યા;
મહા તાપસ તપોનિધિ મહિમા, તે જાયે નવ કહ્યા.
તે સૌપર મેરૂ શીખર સરખું, ધ્રુવમંડળ શોભા ધરે;
નક્ષત્ર તારા ઋષિ સપ્ત સૌ, એ પાછળ ફેરા ફરે.
એ માયા ચક્રનો વેગ અધિકો,તે ગતિ ચાલવા કો સમર્થ નહીં;
તે માટે ગગનની મધ્યે, રવિ શશિ એમ દીસે સહી.
બાવીશ અધ્યાય થયા પૂરા, સાંભળો હરિજન કથા;
પ્રભુ કથા સુણતાં પાપ નાસે, પ્રભુ કૃપા પામીએ યથા.

વળણ.

પ્રભુપદ પામીયે એમ યથાર્થ, શ્રી ભાગવત મહા પવિત્રરે;
અધ્યાય બાવીશ હવા પુરા, બોલ્યાં વ્યાસના પુત્રરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥**

---

## અધ્યાય ૨૩ મો.*

### કડવું ૨૩ મું–રાગ ગોડી–ચાલ ટુકડી.

શ્રી શુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
ધ્રુવમંડળ સૌથી ઊંચું સહી,અઠાવીશ લક્ષ યોજન મર્યાદા કહી.
તેમાં પંદર લક્ષ યોજન, વસે છે સુણ અભિમન્યુ તન;†
બાકી તેર યોજન ઊંચું કહેવાય, ત્યાં ગતિ કોની નવ થાય.‡
મેરૂ પાછળ છે વાયુનું ધામ, સમીર શુભ વહે તે ઠામ;
માયા કેરૂં ચક્ર§ છે સાર, નીત્યે ફરે છે ફેરા અપાર.
તે ચક્ર ફરે વાયુ આધાર, ભમે સદા ત્રિભુવન મોઝાર;
તે વાયુની પુંઠે સુણ રાય, આકાશ ગંગા જે કહેવાય.
એ જ્યોતિશ્ચક્ર પ્રભુ રૂપ, વૃષભ આકારે શોભે અનૂપ;
પૂંછ અણીમાં ધ્રુવજી બેઠા,પ્રજાપતિ,અગ્નિ, ઇંદ્ર, ધર્મ,અણી હેઠા.
પૂંછ મૂળે છે ધાતાવિધાતા, કેડમાં સપ્તરૂષિ શોભે શાતા;
જમણું વૃષભનું પડખું જે ફરે, ચૌદ નક્ષત્ર ત્યાં જઇ રહે.
ડાબા પડખે બીજાં ચૌદ નક્ષત્ર, શોભી રહે છે જ્યોતિશ્ચક્ર;
અભિજીથી આદિ નક્ષત્ર છે પીઠે, ઉદરે આકાશ ગંગા ફેરા ફરે.
પુનર્વસુ ને પુષ્ય વસે નિતંબે, આર્દ્રા અશ્લેષા વસે અંગે;
નાસિકામાં અભિજિત,ઉત્તરાષાઢા, નેત્રમાં શ્રવણ ને પૂર્વાષાઢા.
ધનિષ્ઠા અને મૂળ કર્ણે વસે,મઘા આદિ અષ્ટ નક્ષત્ર પડખે ધસે;
શતભિષા, જ્યેષ્ઠા બે સ્કંધે, અગસ્તિ, યમ વસે બે ઓષ્ટે.
મૂખમાં મંગળતણો વાસ, ઉપસ્થમાં શનૈશ્ચર દાસ;
કંઠમાં બૃહસ્પતિ મૂન્ય, વક્ષઃસ્થલે નારાયણ સૂર્ય.
હૃદયે સાક્ષાત નારાયણ મૂર્તિ, મનમાં ચંદ્રતણી છે સૂર્તિ;
નાભિયે શુક્ર, સ્તનમાં કુમાર*,પ્રાણ અપાનનો બુધ આધાર.
ગળે રાહુ સર્વાંગે કેતુ, રૂંવાડે તારા વસે શુભ હેતુ;
આ ચક્રનું કરવું નિત્યે પૂજન, વળી આરાધવા ભગવંન.
અઘ નાશ સત્વરે થાય, ભક્તિ માર્ગે સદ્ય પલાય;
સંધ્યા સમયે જે ચક્રને ભજે, માયા મમતા તે મનની તજે;
નીત્યે ષટ્ચક્ર ચિંતવે નર જેહ,† શરણ હરીનું પામે તેહ.
યોગ ધ્યાન મંત્રે જપ કરે, સદા નિગમ મંત્ર ઉચરે;
ષટ્ ચક્ર આત્મા જે જોશે જન, યોગધ્યાન કરી દેહ સાધન.
તે પરમેશ્વરને પામશે, જન્મ મર્ણના ભય વામશે;
સર્વ પહોંચશે મનની આશ, પૂર્ણ કૃપા કરે અવિનાશ.

વળણ.

શ્રી અવિનાશી કૃપા કરે, અધ્યાય ત્રેવિશમો થયો;
શ્રી હરી હરી મુખ ભણો સાધુ, પંચમસ્કંધ મહિમા કહ્યો.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ત્રયવિંશોઽધ્યાયઃ ॥૨૩॥**

## અધ્યાય ૨૪ મો.‡

### કડવું ૨૪ મું–રાગ રામગ્રી.

શુકજી ભાખે સાંભળ રાયજી, હરી જશ સુણતાં દુઃખ જાયજી;
ભૂગોળ ખગોળની એહ કથાયજી, તે વિસ્તારી કહું મહિમાયજી.

---

* આ ત્રેવિશમા અધ્યાયમાં જ્યોતિશ્ચક્રના આશ્રયરૂપ ધ્રુવનું સ્થાન અને બળદના સ્વરૂપથી ભગવાનની સ્થિતિનો કથા પ્રસંગ છે.

† એ લીટીની કશી સમજણ પડતી નથી

‡ એ તેર લક્ષ યોજન, તે સપ્તઋષિનો તારાનો ઝુમખો છે તેથી ઉંચું વિષ્ણુપદધામ છે તેમ ત્યાં ધ્રુવનો વાસ છે. અર્થાત્ સપ્તઋષીના તારાથી ધ્રુવનો તારો તેર લક્ષ યોજન ઉંચો કહ્યો છે.

§ જ્યોતિશ્ચક્ર.

* અશ્વિનીકુમાર.

† આ જ્યોતિશ્ચક્રનું આ પ્રમાણે સ્તવન કરવું. नमो ज्योतिर्लोकाय कालायनायानिमिषांपतये महापुरुषाय धीमहि. તેજના આશ્રયરૂપ, કાલચક્રરૂપ અને દેવોના સ્વામી મહાપુરૂષને નમિયે છિયે.

‡ આ ચોવિશમા અધ્યાયમાં સૂર્યની તળે ક્રમ પ્રમાણે રાહુ વગેરેની સ્થિતિ અને અતળ વગેરે સાત પાતાળની મર્યાદાનું વર્ણન છે.

### ચાલ.

વિસ્તારીને તુજને કહું, હરી કથા ઉત્તમ સાર;
ગૃહ નક્ષત્ર ને તારાનાં મંડળ, તણો સૌ વિસ્તાર.
પૃથ્વીથી નેવું લક્ષ યોજન, રાહુનું મંડળ જેહ;
સૂર્યથી લક્ષ દશ યોજન, નીચું છે ત્યાં તેહ.
તે તેર સહસ્રનું મંડળ છે,જે સિંહિકાસુરનું ધામ;
શ્રી સૂર્ય મંડળ ગણીત છે,દશ સહસ્ર સંખ્યા નામ.
ચંદ્ર મંડળતણી સંખ્યા, બાર સહસ્ર કહેવાય;
નવે ગૃહ ને નક્ષત્ર તારા,સહસ્રથી છે અનુક્રમે સંખ્યાય.
રવિ શશી ને રાહુ જ્યારે, એકી રાશીયે એકઠા થાય;
તે દિવસે નિશ્ચે ઉપજે તે, ગ્રહણ કાળ ગણાય.
રાહુ મંડળ ઘણું ઊંચું. શ્યામ વર્ણ ગગન;
છાયા પડે તેથી ન હોયે. રવિ કે શશિનું દર્શન.
સર્વથકી હેઠા વસે છે, ભૂત પ્રેત નર યક્ષ;
તે થકી નીચી શોભે છે, પૃથ્વી જે આ પ્રત્યક્ષ.
મેઘમંડળ સર્વથી, અંતરિક્ષ નીચું હોય:
વર્ષા વૃષ્ટિ કરે નિયમથી, તેથી પ્રજા સુખી હોય.
પૃથ્વિથી તે મંડળ ઉચું. સંખ્યા દશ યોજન;
એ પૃથ્વીપર આવે ગરૂડ પક્ષી,ગતી તેની ગહન.
ભૂ તળે નીચાં નીગમમાં, વર્ણવ્યાં છે પાતાળ;
સાત નામ તેનાં કહ્યાં. સત્ય સાંભળો ભૂપાળ.
અતલ, વિતલ, સુતલ, તલાતલ શુભ ધામ;
મહાતલ રસાતલ ને. સાતમું પાતાલ નામ.
એ પાતાલ સાતતણી રચના, જ્યાં જ્યાં રહે છે જંન;
સંક્ષેપ માત્રે વર્ણવ્યું, સાંભળો અભિમન્યુ તંન.
ગુફારૂપ એ પાતાલોમાં, કામ ભોગ ઐશ્વર્ય આનંદ;
સ્વર્ગ કરતાં વિશેષ ત્યાં છે, જાણે ન મૂઢમતિમંદ.
પ્રજા પ્રાણી જીવ જળચર. સર્પ દાદુર મત્સ્ય;
જળ સ્થળ રચના સર્વ કહીએ, ગ્રાહ મકર ને કચ્છ.
વાટિકા ને કુંજ સદન છે. વિહાર કરે સર્વ જંન;
થળ થળ પ્રત્યે દાનવ દૈત્યો, નાગ કેરાં વૃંદ.
એ પાતાળ માંહે મયદાનવે°, રચ્યાં છે અનુપમ ધામ;
ગૃહ ગઢ સભા વિશ્રામ સ્થળ, મણિમય સ્થળ ઠામ ઠામ.
વિહાર વૈભવ વિલાસ ભોવન,તણી શોભા કહિ નવ જાય;
અખંડાનંદ વ્યાપે ક્ષણક્ષણ,દુઃખરોગથી મુક્ત જન થાય.

° એ આ વિશ્વનો કર્તા કહેવાય છે.

પ્રભુ ચક્ર પાતાળે પેસે, તવ મૃત્યનો પરજન્ય;
નહિતર મૃત્ય કોયે ન દેખે, સદા માને સર્વે આનંદ.
એ પાતાલ સૌના અધિપતા, જાણવા છે રાજાન;
પાતાળમાં દશ સહસ્રનું મંડળ,વસે જ્યાં બલાસૂર રાજાન.
તે પાતાલે સ્વર્ગ સમ. શોભતા છે સૌ ભોગ:
વળી સ્વર્ગની રચના ઘણી,ત્યાં વસે છે બહુ લોક.
ત્યાં સરોવર વાડી મનોહર, કમળ રચના સાર:
પંખી, સારસ, હંસ, વિહંગમ,મધુર શબ્દ ઊચ્ચાર.
સમ ભોમિ અવાસ સુંદર, જડિત ઝાકઝમાળ:
બલાસૂર ત્યાં રાજ્ય કરે છે, દૈત્યનો કુંમાર.
એ બલાસૂરના મૂખ થકી,સ્વૈરિણી, કામિની, પુંશ્ચલી જન્મ.
મોહ પમાડે સંભોગથી, કરે ગતિ માનવ ભંગ.
(ત્યાં) સુવર્ણ રસનું પાન કરતાં,પામે દશ સહસ્ર હાથીનું જોર;
હું ઇશ્વર, હું સિદ્ધ ગણી, મદાંધ કરતો ફરે તોર.
એ ત્રણ સ્ત્રી અધિકારી થઈ,ભોગવે રાજ્યાધિકાર:
હાટક હીમની ઘણી શોભા. અતળ રમ્ય અપાર.
વિતળ મધ્યે હાટકેશ્વર, મહાદેવ બ્રહ્મ સ્વરૂપ:
ત્યાં પાર્વતિ સાંનિધ્ય રહ્યાં છે,સાક્ષાત ગીરીજાપતિ ભૂપ.
ત્યાં હાટકી નદી વહે છે, શંભુ સાંનિધ્ય નીર;
તેના જળમાં નિપને છે, કનક તેને તીર.
તે સુવર્ણનાં નિત્ય નિપને. સૌ દેવનાં આભર્ણ:
એવી હાટકી સરીતા. સાક્ષાત શંકર શર્ણ.
સુતળ પાતાળને વિષે, બળીરાય દાનવ જેહ:
ત્યાં વામન અવતાર સાંનિધ્ય, વસે છે પ્રભુજી તેહ.
ત્રણ કદમ અવની ભરી, વૈકુંઠને ભૂપાળ:
ચર્ણ કરી બળિરાય ચાંપ્યો, આપ્યું ત્રિભોમ પાતાળ.
વચન બંધન હવા પ્રભુ, પોળીયા થઇ રહ્યા નાથ:
ત્યાં સેવા ભક્તિ કરે છે, બળિરાય જોડી હાથ.
ભક્ત સઘળાથી અધિક, બળીરાય દાનવ જેહ;
વૈકુંઠ પદ તેને આપ્યું પ્રભુએ, તેમાં નહીં સંદેહ.
લોક કહે પ્રભુએ બલિને, બાંધ્યો પોતાને પાશ*;
પણ એ મિથ્યા જાણ રાજન,પ્રભુ બંધાયા ભક્તિ પાસ.
છળ કરી હરી લીધું તેનું, ત્રિલોકનું જે રાજ;
વરૂણ પાશે બંધન કરીને, નાંખ્યો પાતાલ આજ.

* ફાંસો.

પણ નિર્ભયથકો બલિરાયજી, સ્તવે છે અનુદિન;
**બલિવચનઃ–**
ધીક ધીક હે ઇંદ્ર તુને, તેં ન જાણ્યા પરબ્રહ્મ.
દેવતા છે સાથી તારા, બૃહસ્પતિ ગુરૂરાજ;
પ્રભુ ચરણ ત્યાગી,રાજ સુખ માંગી,વણસાડયુ તે કાજ.
મન્વંતર પૂરે રાજ તારૂં, જશે એ નિર્ધાર;
કાળ આવે રાજ જાશે, પછે શું થશે તુજ હાલ ?
ધન્ય છે મુજના પ્રપિતામહ, પ્રહ્લાદજી મહારાજ;
નૃસિંહ ભગવાનને ના કહી, નિષ્કંટક લેવા રાજ.
છે અનિત્ય, વળી ભિન્ન પ્રભૂથી, અધિક દુઃખનું કારણ;
ન ઇચ્છયું કીધું રૂડું, એક રાગ દ્વેષનું ધારણ.
એ રાય બલિતણે દ્વારે, દ્વારપાળ હરિ જાણ;
શંખ ચક્ર ગદા પદ્મ ધારી, ઉભા પુરૂષ પુરાણ.*
ચોથું તળાતલ પાતાળ નામે, ઘણી છે શોભાય;
મહા દૈત્ય માર્યા ઇશ્વિરે, તે નાઠા વસે છે ત્યાંય.
મયદાનવ છે રાજા સર્વનો, ન ધરે સુદર્શન ભય;
સદાશિવ રક્ષા કરે સદાદિત, તેથી રાજી છે રાજા મય.
પાંચમું મહાતળ નામે છે, પાતાલ રચના જ્યાંહિ;
કદ્રૂના જે પુત્ર સર્પ તે, સર્વ વસે છે ત્યાંહિ.
તે ગરૂડના ભય થકી, નાશી રહ્યા છે ત્યાંહિ;
ત્યાં ગરૂડની ગતિ નહીં, પંચમું મહાતલ જ્યાંહે.
રસાતલ પાતાલ છઠ્ઠું, શોભતી રચનાય;
ત્યાં દૈત્ય દાનવ રહ્યા નાશી, તજી માન ગર્વ ત્યાંય.
અર્જુનના માર્યા નિવાતકવચાદિ, ધરી ત્રાસ અપાર;
તે છઠ્ઠા પાતાલ મધ્યે, વસે છે નિરધાર.
સૌથી નિચે અતિ ગહન, પાતાલ જે કહેવાય;
નાગ લોકો વસે સદા ત્યાં, વર્ણન ન તેનું કરાય.
અતિ ક્રોધી, અતિ બળિયા, વળી પ્રચંડ છે વેગ;
વાસુકિ છે મહારાજા, જેનો બહુ છે તેગ.
ત્યાં શેષ કાલી તક્ષક, પુંડરીક ધૃતરાષ્ટ્ર નાગ;
મહા મોટા મણીધર સહુ, વસે છે સોહાગ.
શંખ, કુલિક, મહાશંખ, શ્વેત,ધનંજય આદિ નામ;
પાંચ સાત દશ સત સહસ્ત્ર ફણાધારિ, નાગનો વિશ્રામ.
મણિ શોભે ફણાપરનાં, થાય છે ઝાટકાર;
અંધકાર સર્વે ઝટ નાશે છે, એવો મણિનો ચળકાર.

* એક સમયે સુતલ પાતાલમાં દશ મસ્તકવાળો રાવણ દિગ્વિજય કરતો આવ્યો હતો તેને ભગવાને એક અંગુઠો લગાડી લાખો યોજન દૂર ફેંકી દીધો હતો.

ત્યાં ઘણાં મંડળ ધામ શોભિત, જાૂજવા અધિકાર;
એ પાતાલ સાતે કહ્યાં તેની, રચના વિવિધ પ્રકાર.
આ કથા પંચમતણી, અધ્યાય હવા ચોવિશ;
ભાગવત કથા શ્રવણે પાન કરતાં, કૃપા કરે જગદીશ.

વલણ.

કૃપા કરે જગદીશ તે પર, જેહ સુણે એક મન કરી;
કર જોડી કહે વિપ્ર વલ્લભ, સંત ભણો મુખે હરી હરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે ચતુર્વિંશો–ધ્યાયઃ ॥૨૪॥**

## અધ્યાય ૨૫ મો.*

### કડવું ૨૫ મું–રાગ મેવાડો.

શ્રીશુકજી વાણી એણીપેરે બોલ્યા, સાંભળ પરીક્ષિત રાયજી;
હવે શેષનાગના મંડળનો, તુજને કહું મહિમાયજી.
શેષ નાગનું મંડળ પાતાળેથી હેઠું, ત્રીશ સહસ્ત્ર યોજનજી;
તેને પુંછે રૂદ્રના અવતાર,એકાદશ શીવપંચ વદનજી.
અહંકારના અધિષ્ટાતા શેષ,વળી અહંકાર રૂપ દેહજી;
સાંકર્ષણ નામ ગણે છે સિદ્ધો, શેષનો સાચો નેહજી.
પ્રલય કરવા ઇચ્છે શેષજી, કરે ક્રોધમય ભમરજી;
ત્રિનેત્રમાંથી સાંકર્ષણ પ્રકટે,અગિયાર રૂદ્રરૂપ અમરજી.
(છતાં) સૌમ્ય દ્રષ્ટિ સદા ધરેછે,પરમ ગુણ નિધાનજી;
નાગ નાગણી નમન કરે છે, માને સર્વે આણજી.
સ્નેહ આનંદ ને વિકાર રહિત તે,નાગણી કરે કલોલજી;
અનંતનામી, અનંતગુણી એ, ક્રોધી કરે ભૂતોલજી.
આદિ દેવ શેષનાગ કહાવે, સર્વનો થંભ ભારજી;
નિંદ્રા રહિત અસંખ્ય ક્રોધી, બેઠા છે નિરાહારજી.
સૂરઅસૂર ને નાગ ગાંધર્વ, સર્વ કરે છે સ્તવનજી;
મુનિ વિદ્યાધર ગુણ ગાય છે, એ કરે સૌને પાવનજી.
નિલાંબર ને કુંડળ ધારી, વૈજ્યંતી કંઠે પેહેરેજી;
ભાષણ અમૃતસમ વદતા, દુઃખ શોક એ હરેજી.
કંઠાભ્રણના પરાગથી, ભ્રમર કરે ગુંજારજી;
શેષનાગનું સ્તવન કરતા, આનંદ વ્યાપે અપારજી.
આદિ દેવતા શેષજીનું, નારદ તુંબરૂં કરે ગાનજી;
બ્રહ્મ સભામાં આનંદ વ્યાપે,થાયે થેઇ થેઇ તાનજી.

* આ પચીશમા અધ્યાયમાં સાતમા પાતાળની તળે જે ઠેકાણે શેષનાગની સ્થિતિ છે, તે ઠેકાણે પ્રલય–નાશ વખતે આ જગતનો નાશ કરવાને ઇચ્છતા શેષનાગથી રૂદ્રો ઉત્પન્ન થયા છે તેનો કથાપ્રસંગ છે.

જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલય, કારણ એ કહેવાયજી;
અનંત અનાદિ એક છે તોપણ,તેને કળ્યો કેમ જાયજી.
ભક્તનાં ચિત્ત વશ કરનારો, લીલાતણો ભંડારજી;
ઉદાર પરાક્રમી કાર્યકારણ, સત્વ મૂર્તિ નિરધારજી.
તેની ફેણાપર પૃથ્વિ છે, એક શર્ષવ કણ* આકારજી;
શર્ષવ કણના જેટલો, તેનો શેષને લાગે ભારજી.
ગોળાકાર પૃથ્વિની રચના, શું કરૂં વર્ણનજી;
તે શેષે શીશ ઉપર ગ્રહી,પોતે કીધું છે કૂર્મ આસનજી.
તે શેષ નાગના પુચ્છ વિષે,એકાદશ રૂદ્ર છે જેહજી;
તેનું નામ લેતાં પાતીક નાસે, પવિત્ર થાયે દેહજી.
તે પ્રભુની કૃપાથી પામીએ, વૈકુંઠ કેરો વાસજી;
સ્મરણ માત્રે શુભ પદ આપે, કૃપા કરી અવિનાશજી.
શેષનું ધ્યાન ધરતાં સત્કર્મ આચરતાં, વૈકુંઠ પામી થાયજી;
ભાગવત પંચમ સ્કંધનો થયો,પચ્ચીશમો અધ્યાયજી.

વળણ.

પચ્ચિશ અધ્યાય પુરા હુવા, કૃપા શ્રી હરીની હવી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે. હરી લીલા છે નવનવી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે પંચવિંશો-ધ્યાયઃ ॥૨૫॥

---

## અધ્યાય ૨૬ મો.†

### કડવું ૨૬ મું-રાગ ધન્યાશ્રી.

રાજા પરીક્ષિત પૂછતા, ચર્ણે નમીરે;
સ્વામિ કહો જે કથા, મારે મન ગમીરે.
વળી પ્રશ્ન એક વિસ્તારી, કહો શુક સ્વામીરે.
તમથી ભાગે સંદેહ, સૌ અંતર્યામીરે.

ચાલ.

અંતર્યામી કહો મુને, તમ વચન અમૃત જેહરે;
આ જીવાત્મા સંસાર વિષે, કોણ કર્મે અવતરે.
સંસાર માંહે સર્વ અવતરે છે, કર્મ વિકર્મ આચરી;
પ્રાણી કોણ કર્મે નરકે પડે, શુક મુની કહો વિસ્તરી.
કોણ કોણ પાપે અધમ પ્રાણી, સ્વર્ગથી નરકે પડે;
કોણ અઘથી ફરે બુદ્ધિ જે, સ્વર્ગ માર્ગ નહીં જડે.

વળી યમપુરી મેરૂથકી,સ્વામી દક્ષિણે આવે ભણી;
વળી કહ્યું ત્યાં પિતૃ વસે છે, શોભા તેની છે ઘણી.
ત્યાં નરક કુંડ એકવીશ છે,તથા સપ્ત બીજા જાણો સહી;
તે નરકના અધિકારી ક્રિયા,ઋષી કહો કથા મુને સહી.
તવ શુકજી વાણી ઊચરે, તું રાય સાંભળને કથા;
યમપુરી નરકે વસ્યા પ્રાણી, તે કહું તુજને સર્વથા.
યમ રાય સર્વને દે છે શિક્ષા, ચિત્રગુપ્ત વર્ણે જે દોષ;
દંડ ઘણા ભોગવે પ્રાણી, યમનો સહિ શકે ના રોષ.
તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ ને કુંભીપાક;
કાલસૂત્ર, અસિપત્રવન, સૂકર અંધકૂપ નાપાક.
કૃમિભોજન, સંદંશ, વળી તપ્તસૂર્મિ નામ;
વજ્રકંટકશાલ્મલી, વૈતરણી પૂયોદ અઘ ધામ.
પ્રાણરોધ વિશસન ભુંડા, લાલાભક્ષ સારમેયાદન;
અવિચિ અને અયઃપાન, એ એકવિશ અઘ સદન.
ક્ષારકર્દમ રક્ષોગણભોજન, શૂલપ્રોત દુઃખકારી;
દંદશૂક અવટનિરોધન, પર્યાવર્તન સૂચીમુખ પ્રાણહારી.
એ અઠાવીશ નરકમાં પડે, ભુંડા કર્મના પ્રાણી;
ગમે તેવાં પુણ્ય હોય તોપણ, ન શકે કોઈ તાણી.
જેણે પરાઈ સ્ત્રીને હરણ કીધી,વળી પરાયું ધન જે હરે;
છળભેદ પ્રાણી જે કરે તે, વાસ નરકે સાંચરે.
તેને યમના દૂત મારે, લોહ દંડ કરે ગ્રહી;
તામિસ્ર નામે નરકમાં પડે, સાહે તેની કો નહી.
જે પુરૂષ, પુરૂષ વાહીને, તેની યોષિતા સંગ ગમન કરે;
તેને અંધતામિસ્ર નરકે નાંખે,યમકિંકર કરમાં ધરે.
તેનું અંગ કુહાડે છેદન કરે,કડકો તેનો નહીં જડે;
અંધતામિસ્ર નરકમાં તે પ્રાણી, બહુ વર્ષ લગી રડવડે.
જે પરદ્રોહ પ્રાણી કરે. અહંકારી હું મારૂં ઘણો;
જે પોતાનું વખાણ કરે,એ અધિકારી રૌરવ° નરકતણો.
તેને લોહાનાં શીંગડે મારે.પશુ† યમકિંકરના બહુ;
આપદા અનેક પ્રાણીને, એના કષ્ટની શી વાતજ કહું.
જે કો દેહ પોતાનાજ પોષીને,સ્વજન કુટુંબ સંભાળે નહીં;
વળી પંક્તિ ભેદ કરે રહી, છેતરે ઘણાંને એકલો સહી.
અઘોર નરક નિવાસ તેનો, મહારૌરવ નરકે તે પડે;
મહા દુઃખી ત્યાં થાય પ્રાણી, નરક કીચડમાં રડવડે.

---

* રજકણ.

† આ છવિશમા અધ્યાયમાં પૃથ્વીની નીચેના નરકોમાં યમદૂતો પાપીઓને કેમ દુઃખ આપે છે તેનો કથા પ્રસંગ છે.

° 'રૂરૂ' એ સર્પના કરતાં પણ અતિ ક્રૂર પ્રાણીનું નામ છે તેના નામપરથી રૌરવ એ નામ પડયું છે.

† રૂરૂ નામના પ્રાણી બનીને મારે છે.

તેનાજ શીરનું માંસ કાઢી, ભક્ષવા* આપે સહી;
સર્વ આમિષનું ભક્ષ કરે,પ્રાણી દુર્ગંધ નરક વિષે રહી.

જે જીવની હિંસા કરે નિત્ય,દયા મન આણે નહીં;
તેને કુંભિપાક નરકમાં નાંખે,યમદૂત તેના કેશ ગ્રહી.

તેલ કેરી કઢા મોઢી, તે તળે અગ્ની પ્રજવળે;
તે જનને તે માંહે નાંખે, શરીર તેલથી તેનું તળે.

કુંભિપાક નરક નામ તેનું, અવસ્થા જંતુને ઘણી;
કર્મ કર્યાં તેવાં ભોગવે ત્યાં, સહાય કરે નહીં કો તેતણી.

પિતા,બ્રાહ્મણ,સ્ત્રી, બાળઘાતી, દીર્ઘહત્યા શીરપર ચડે;
જેને દયા મન હોયે નહીં,તે પ્રાણી કાલસૂત્ર† નરકે પડે.

ત્રાંબાની ત્યાં ભોમિય છે,વળી લોહની અવની ભલી;
અતિ તપ્ત તેને કરે યમદૂત, અગ્ની બહુ ત્યાં પ્રજ્વલી.

એકવીશ વાર તે તપાવીને, માંહે નાંખે જંતને;
ત્યાં સહાય કો ન થાયે, પછી સ્મરે શ્રી ભગવંતને.

જે કો પશુનો હરનાર પ્રાણી,જેને દયાભાવ મનમાં નહીં;
સહસ્ર ઘાત તેને કરે છે, યમદૂત ક્રોધ વાણી કહી.

પછી નાખે નરકમાં, લોહ ઘાથી તે કષ્ટ સહે;
શસ્ત્ર માંહે ભરાઈ કષ્ટ આપે, પીડાતો પ્રાણી ત્યાં રહે.

જેણે કરી એવી પ્રૌઢ હત્યા,તેને કહીં સ્વર્ગ જડે નહીં;
જેટલાં રોમ અંગે છે તેટલાં વર્ષ,દગ્ધ જ્વાળમાં રહે સહી.

જે જન વેદ માર્ગ છાંડીને, અન્ય માર્ગ આચરે.
તેને અસિપત્ર વન નરકમાં નાંખે,(યમને)કળગળતાં દયા નવ ધરે;

તીવ્ર ખડ્ગની ધાર સરખાં, પાંદડે‡ કાંટા ઘણા;
જમના દૂત છોલે કરવતની પેરે, શરીર પ્રાણી તેતણા.

જે અધિકારી થઈ જાય, પ્રજાને અન્યાએ દુઃખ દેતો સદા;
જેને દંડ દેવો ઘટે નહીં, તેને દંડ દે દુઃખ દઈ તદા.

તો તે સૂકરમુખ નરકે પડે, પ્રાણી રૂધીર પિયેજ કુંડે સહી;
તેને ઈક્ષુના દાંડાની પેઠે, છોલે છુરીકાએ તહીં.

જેમ નિરદોષને દુઃખ દીધું પોતે,તેથી અહીં બહુ બહુ રૂએ !
જે જીવને મન દયા નહીં ને,દ્રષ્ટિ માંડી અન્યને જુએ.

તેને સાવજ પંખી મસ્તકમાંહે, લોહની ચાંચે ચણે;
નેત્ર ફોડે તે તણાં, જમ દયા મનમાં નવ ગણે.

સાંભળ હે રાજા, પાપી નરને,અંધકૂપ* નરકમાં યમ નાંખે,
ન નિદ્રા ન સુખ એમ, બહુ પીડા તે ભોગવે.

જે ગૌગ્રાસ કાગવાસ, શ્રાદ્ધ પિતૃ, ને અતિથિને પોષે નહીં;
એકાકી અમથો જમે તે જન,કૃમિભોજન† નરકે પડે સહી.

બ્રાહ્મણનું ધન તથા સોનું, તથા દેવનું જે ધન હરે;
દંડ એ જે સંદંશ‡ નરકમાં, પોતે પ્રાણી સાંચરે.

અગમ્યાં સ્ત્રીને ગમન કરતાં, જે પુરૂષ હર્ષ મન ધરે;
વળી અગમ્ય પુરૂષથી જે સ્ત્રી, ગમનાનંદ મનમાં ધરે.

ઘરઘરહીંડે ભટકતો ને, પરસ્ત્રિ સંગ ગમન કરે.
આલિંગન ચુંબન કરે, ક્રિડા હાસ્યવાણી બાથો ભરે;

તેવીજ રીતે નારી પ્રમાણો, જે ઘર ઘર પ્રત્યે ફરતી હિંડે;
મનમાં શંકા કશી ન આણે, તપ્તસૂર્મિ નરકે પડે.

તેને અર્થે લોહના સ્થંભ§,અગ્નિ પ્રજાળી રક્ત કરે ત્યાંહાં;
તેસાથે તેને બાથ ભિડાવે, સાંકળથી બાંધી રાખે સ્થંભમાં.

જે કો પશુમાં ગમન કરે,વજ્રકંટકશાલ્મલી નરકે પડે;
વળી શેમળા વૃક્ષે ચડાવીને, હેઠો પછાડે બળવડે.

જે ધર્મ‖ ભાંગી અધર્મ આચરે, શાંત પિતાને દુઃખ દે;
અહંકાર અતિ મનમાં જે આણે,પર મનુષ્યને ગાળો વદે.

તેને વૈતરણી નદીમાં નાંખે, યમદૂત દુઃખ દેતા ઘણું,
ત્યાં રૂધીર પીએ દુર્ગંધ વિષ્ટા, કર્દમ મળમૂત્રજતણું.

નખ કેશ અસ્થિ રૂધીરની ત્યાં, નદી દારૂણ વહે સહી;
તેમાં નાંખે પ્રાણીને યમદૂત, ઘણા કાળ રહે તહીં.

---

* ક્રવ્યાદ નામના રૂરૂઓ માંસને વાસ્તે તેને કાપે છે ને પછી તેનું ભોજન કરે છે.

† કાલસૂત્રનો ઘેરાવો દશ હજાર યોજનનો છે. તેની ભૂમિ ઉપરથી સૂર્ય ને નીચેથી અગ્નિને લીધે તપ્યા કરે છે. તે પ્રાણી પશુનાં જેટલાં રૂવાડાં હોય તેટલા હજાર વર્ષ લગણ ત્યાંજ સુવે બેસે છે.

‡ એ નર્કમાં પ્રાણીને તાલ વનનાં બન્ને તરફ ધારવાળાં પાંદડાંથી માર મારે છે. ત્યાં તે હાય મૂવો, હાય હાયરે મરી ગયો એમ આક્રંદ કરે છે, પણ દયા કોણ ધરે?

* માંકડ વગેરે પ્રાણી માણસનાં લોહી પીવા માટેજ કરવામાં આવ્યાં છે, તેને મારનારો અંધકૂપમાં પડે છે.

† એ લાખ યોજનના વિસ્તારવાળું છે, ને તેમાં કીડાઓ ખદબદ્યા કરે છે.

‡ સંદંશ નરકમાં તપાવેલા લોહના ચીપીયાથી પ્રાણીઓની ચામડીઓ ચુંટી કાઢે છે.

§ એ નરકમાં પુરૂષને ધગાવેલી લોઢાની સ્ત્રી સાથે અને સ્ત્રીને લોઢાના પુરૂષ સાથે બાથ ભરાવે છે.

‖ રાજા અથવા રાજાના મનુષ્યો સનાતન ધર્મનો ધ્વંશ કરે તેને માટે એ નરક છે.

નીચ વેશ્યા ગમન કરે, એવો અઘટિત અન્યાય આચરે;
પૂયોદ નરકમાં તે પ્રાણી*, મહા દુઃખે દહાડા ભરે.
જે† કો મૃગયા વન રમીને, જીવ હત્યા ઘણી કરે;
પ્રાણરોધ નરકમાં નાંખે તે મૂઢને,અવયવ કાપી ટુકડા કરે.
જે‡ કો મેલા મંત્ર સાધે,યજ્ઞ ભાવ ભક્તિ મન રાખે નહીં;
તે વિશસન નરકે પડે, સત્કર્મ એ નરક દેખાડે સહી.
તેને લોહના શસ્ત્રથી મારે, વજ્ર સમ જેની અણી;
ક્ષણે ક્ષણે મહા દુઃખ તેને, યમના દૂત દે છે હણી.
જે§ કો બ્રહ્મ, બ્રહ્મ પત્નિને વીર્ય પાયે,તેને વીર્યજ પાયછે;
લાલાભક્ષ નરકમાં પડી, વીર્ય નદીમાં તણાય છે.
ચોર, લુટારા, રાજા આદિ, ગામ બાળે, કે સંઘને લુટે;
ઝેર દે કે અધર્મે વર્તે, સારમેયાદન નરકે પડે.
સાતસોપર એ,ગણત્રીશ છે,અતિ વિકરાળ ત્યાં શ્વાન;
મોટા ક્રોધથી ફાડે પ્રાણીને, એવું એ પાપનું સ્થાન.
જે કો અહર્નિશ જૂઠું બોલે,સાક્ષી પરાઈ જુઠી ભરે;
તેને અવીચિ નરકમાં નાંખે, યમદૂત ચર્ણ કરમાં ધરે
તેને અધો મુખે પર્વતથી|| નાંખે,વળી રાઇ સમા ટુકડા કરે;
છુરી વડે છેદે સહી, જે પ્રાણી અવીચિ સાંચરે.
જે કો ઊંચ થઇ મદ્ય પીએ,સોમપાન માંસ ભક્ષી રહ્યો;
તેને લોહાનો રસ ઉકળ કરી, પાય રસ જેવો થયો.
તે અયઃપાન નરક કહીએ સહી, જેમાં ઉકળરસ લોહ તણો;
યમના દૂત રેડે મુખમાં ત્યારે,આત્મા દુભાયે બહુ તેતણો.
જે જન ધર્મ કરે પુન્ય આચરે.પ્રાણી શુભ મારગ બહુ;
પણ ધર્મ જે કર્યા હોય તે, કહી દેખાડે મૂખે સહુ.

તેને ક્ષારકર્દમ નરક મધ્યે, ઉંધે મસ્તક નાંખે ધરી;
અતિ કષ્ટ પામે અભિમાની,જેણે પોતાની કીર્તિ ઉચરી.
જે કો નરબલિથી પૂજન કરે,સ્ત્રીએ મારેલા મનુષ્ય ખાયે;
તેઓ* નિશ્ચે દુઃખ પામે, રક્ષોગણભોજન નરકે જાયે.
જે કો જીવનો† શૂળી પરોઇ કરે છેદન,દયા મનમાં નવગણે;
જમ યાચના બહુ કરે પ્રાણી, (પણ) પ્રહાર યમ તેને કરે.
લોહ ચાંચે મારે સૌ મળી, શૂલપ્રોત નરકે પડ્યા તહીં;
જેવા કર્મ કીધાં પ્રાણીએ, તે ભોગવે એ પ્રાણી સહી.
સર્પ જેવો સ્વભાવ ધરી,છળભેદ કરી હરે ધન કોતણું;
તેને દંદશૂક નરકમાં નાંખે.ભક્ષે સાપ‡ અંગ તે તણું.
ઉંડી ખીણમાંહી નાંખે. દમે પ્રાણીને જે અતી;
તે પડે અવટનિરોધન નરકે, દુઃખ પામે શરીરે અતી.
જે ઘેર અતિથી ભિક્ષુક વૈષ્ણવ,નિર્મુખ કાઢે દુર્વચન કહી;
તેનાં નેત્ર કાક પક્ષી કાઢે, પર્યાવર્તન નરકે પડે સહી.
જે§ કો છતું ધન ઘરમાં હોય, પણ ધર્મ માર્ગે ખર્ચે નહીં;
અદેખો ને ક્રોધી નિરંતર જે, સૂચીમુખનો અધિકારી સહી.
અઘોર નરક ને વિષમ નરક, ને દુર્મુખ નરક વિકટ સહી;
ચટ નરક ને ગલીત નરક,બીજી ઘણી નરક જાતી કહી.
દીર્ઘ નરક ને સૂક્ષ્મ નરક,વળી ઉર્દ્ધ નરક અતિ દારૂણ યથા;
અશોર નરક અવિગતિ નરક,એવા બીજા અનેક સંખ્યાતથા.
વર્ણ ચારે શુભ ધર્મ મૂકી, કર્મ જેવાં આચરે;
તેવે નરકે પડે જંતુ, અસદ્ ગતિએ સાંચરે.
એકવીશ, ને અઠાવીશ,વળી ચોર્યાશી નરક યમપુર જ્યાં;
તે નરકના અધિકારી જુદા,નિવાસ કરે દુષ્ટ પ્રાણી ત્યાં.
સંસાર સમુદ્ર મહા વિકટ ત્યાં, જે પ્રાણી ચેત્યા સહી;
ગોવિંદ નામની નાવે બેઠો, તેને એ નરક નડે નહીં.
સદગુરૂ સત્સંગ થવાથી, વૈકુંઠનો મારગ જડે;
શ્રી વિષ્ણુનું ધ્યાન ધરતાં, અંગે યમદૂત નહીં અડે.

---

* ઇચ્છા પ્રમાણે વર્તનારા મનુષ્યને પૂયોદ નરક જે પરૂ, વિષ્ટા, મૂત્ર, લીંટ વગેરેનું બન્યું છે તેમાં પડીને તેજ પદાર્થ ખાઈ દુઃખ ભોગવવું પડે છે.

† કુતરાં તથા ગધેડાં આદિ પાળનાર બ્રાહ્મણ વગેરે લોકો મૃગયા રમતની પેઠે જાણી; શાસ્ત્રમાં વર્જીત સમયે મારનારાને યમદૂતો નિશાનરૂપ કરી બાણથી વિંધે છે.

‡ ઢોંગી લોકો ખોટા યજ્ઞમાં પશુને કાપે તેના યમદૂતો ટુકડા કરી એ નરકમાં છે.

§ બ્રાહ્મણ; સ્વજાતિની સ્ત્રી સાથે ગમન કરેછે તેને વીર્યજ પાય છે.

|| સો યોજન ઉંચા પર્વતના શિખરપરથી નાખેછે.| પડતી વખતે પ્રાણીને પથરાની તે જગ્યા પાણી માફક દેખાય છે. જ્યાંથી પડતાં તેના તલ તલ જેટલા કટકા થાય છે, ને જો તેનથી પડતો તો ફરીથી ઉપર ચઢાવીને ધકેલી પાડે છે.

* એવા પ્રાણી નરકમાં પડેછે ત્યારે તેના માંસને રાક્ષસો ખાઇને નાચે કુદેછે.

† જીવવાને ઇચ્છતાં પ્રાણીને વિશ્વાસ બેસાડી પછી મારે છે. એવા પુરૂષને એ શિક્ષા છે.

‡ પાંચ વા સાત મોંઢાવાળા સર્પો, જેમ ઉંદરને ઝડપી ગળી જાયછે તેમ એવા પાપીને ગળી જાય છે.

§ ધનનો અભિમાની, પોતાનેજ શ્રેષ્ઠ માનનારો, આડું જોનારો, સર્વની શંકા રાખનાર, ધન ખુટી જશે એવી મનમાં ધાસ્તી રાખનાર પાપીને યમદૂતો દોરાથી સર્વ અંગો સીવી લઇ દુઃખ દે છે. || આ બે કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

પરીક્ષિતને શુકજી કહે એ, પંચમસ્કંધ તણી કથા;
સંપૂર્ણ શ્રવણે સાંભળે, તેની જાય સંસારી વ્યથા.

સ્વર્ગ મૃત્યુ પાતાળ ને, બ્રહ્માંડનું વર્ણન કહ્યું;
મમ માતાજીના જઠરમાં, મેં વ્યાસ કરૂણાથી લહ્યું.

એ પ્રમાણે શુકજી બોલે, સુણો પરીક્ષિત રાયજી;
એક મને નરનારી સાંભળે, પાતક સમૂળાં જાયજી.

સંવત સત્તર ચૌસઠ ને, વળી માસ ચૈત્ર શુભ સહી;
વદી પંચમિ શુભ વાર મંગળ, પંચમસ્કંધ પૂર્ણ થયો સહી.

શ્રી સૂર્યપુર તાપી તટે, બેગમપુરામાં વાસ;
ખેરગામમાં કથા કીધી. સ્તવ્યા શ્રી અવિનાશ;

ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર વલ્લભ, તાતનું નાનાભટ નામ;
કથા કહી શ્રી પ્રભુની, વર્ણવ્યા હરી ગુણ ગ્રામ.

સંસારી પ્રાણીનાં શ્રવણથી, કોટી અઘ મૂકાય છે;
તે અંતકાળે વૈમાને બેસી, વૈકુંઠ સદને જાય છે.

વળણ.

પ્રાણી વૈકુંઠ સદને નિવાસ પામે, ગર્ભવાસ ન આવે ફરી;
કર જોડી ભટ વલ્લભ કહે છે, શ્રોતા ભજો શ્રી હરી હરી.

ઈતિ શ્રીમદ્ભાગવતે પંચમસ્કંધે
ષડ્વિંશોધ્યાયઃ ॥૨૬॥



# શ્રીમદ્ભાગવત.

## (કવિવલ્લભકૃત—પદબંધ.)

## ષષ્ઠસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

રાગ ગોડી.

શ્રી ગણનાયકને નમું પાય, શંકર સુત મુને કરો કરૂણાય;
જગ વંદન ફરસી ગ્રહે પાણ, જેને સદાય અમૃત વાણ.
સુધબુધ નારીનો સ્તવું કંથ. કૃપા કરો મુને યશવંત;
જેના પુત્ર છે લાભ ને લક્ષ, ઉત્તમ મોદિકનું કરે ભક્ષ.
મુષકારૂઢ પ્રભુ પ્રૌઢ પ્રતાપ, અવિચળ વાણી મુજને આપ;
સ્વામી રંક ભક્તને કરજો દયા, અજ્ઞાની મુઢ જાણીને મયા.
શુદ્ધ વાણી અક્ષર તવ લહું, તમ કૃપાથી હરીરસ કહું;
શ્રી સરસ્વતિ કરજો સાર, મારે છે તારો આધાર.
અવિચળ પ્રબંધ વાણી આપજો, અઘ દુષ્ટ મતી કાપજો;
શ્વેત ભુષણ શ્વેતવાહન, હંસાસની માતા ધન્ય ધન્ય.
વીણા ને પુસ્તક ધારિણી, સદા ભકતને સુખ કારિણી;
વેદ,શાસ્ત્રમધ્યે આદ્યની, કૃપા કરજો મુને વાગ્વાદિની.
શ્રી સરસ્વતી કરો કૃપાય, તમથકી ગ્રંથ પુરણ થાય;
ષષ્ઠસ્કંધનું વર્ણન જેહ, શ્રીમદ્ભાગવત મધ્યે એહ.
સુતપુરાણીક શૌનકને કહે, હરિગુણ જેને હૃદયા રહે;
એક મને સુણો નરનાર, કૃપા કરશે શ્રી વિશ્વાધાર.
ઓગણીશ અધ્યાયની એ કથા, હરિજન સાંભળજો સર્વથા;
શ્રી શુકજીના પ્રણમી પાય, પ્રશ્ન પૂછે પરીક્ષિત રાય.
રાય ઉત્તાનપાદનો વંશ, સુણી કથા મેં સર્વ પ્રભુ અંશ;
વળી પ્રિયવ્રત વંશવિસ્તાર, તે મેં સાંભળ્યો આરોપાર.
ભુગોળ ખગોળ નર્કની કથા, તે સૌ મેં જાણી સર્વથા;
કહ્યા નરકાધિકારી જન જેહ, સ્વામીજી મેં સાંભળ્યું તેહ.
નરક નામ તમે કહ્યાં બહૂ, તે મધ્યે પડે છે પ્રાણી બહૂ;
તેને છૂટવાની વિધિ કહો, મુજ સ્વામિ તમો સહુ લહો.
જેજે કર્મ કીધાં સંજોગવી, તે શા પ્રકારે છૂટે ભોગવી;

**શુકોવાચઃ-**

માનસિક વાચિક કાયિક પાપ થાય, પ્રાયશ્ચિત કર્યેથી દૂર પલાય.
ન કરે પ્રાયશ્ચિત તો નરકે જાય. તે કહી ગયોછુંજ કથાય;
એમ શુક કહે સાંભળ રાય, એ પ્રશ્નતણો ઉત્તર થાય.
અજાણતાં જે કર્મ આચરે, તેનો થોડામાં છુટકો કરે;
જાણી જોઇને કરે જે પાપ, તે ભોગવશે આપો આપ.
જાણી જોઈ કરે પરમ અઘ સહી. તેનો કહીંએ છુટકો નહી;
રૂડું કર્મ કરે જન જેહ. પરમેશ્વરને સમર્પે તેહ
તે છુટે બંધન સંસાર, અર્પે સત્કર્મ વિશ્વાધાર;
પરમેશ્વરને નામે છૂટીયે, જો હરીનામ રૂપી ધન લૂટીયે.
વળતો પૂછે અભિમન્યુ તન, સ્વામી આગે કોઇ થયો છે જન;
જે હરી નામનું સ્મરણ કરતાં, પાપથી છૂટયો તે મરતાં.
તે કથા મુજને સંભળાવો આજ, કૃપા કરી શ્રી મુની મહારાજ;
વદે વ્યાસ સૂત ગુણવાન, સાંભળ પરીક્ષિત એક આખ્યાન.
અજામિલ† એક બ્રાહ્મણ હતો, તે સ્વધર્મ માર્ગ નિંદતો;

---

* પ્રથમાધ્યાયમાં વિષ્ણુના દૂતોએ પાપીને છોડવ્યા પછી તેનું પાપ કહેવાને માટે યમદૂતોએ ધર્માદિનું લક્ષણ કહ્યું તે કથા પ્રસંગ છે.

* વિશેષમાં શ્રી શુકે પરીક્ષિતને મૂળ ભાગવતમાં કહ્યુ છે કે—કૃચ્છ્ર અને ચાંદ્રાયણાદિક પ્રાયશ્ચિતથી પાપ સમૂળ નાશ પામે છે એમ છેજ નહિ. અજ્ઞાની માણસજ પ્રાયશ્ચિતનો અધિકારી છે. પ્રાયશ્ચિતથી પાપનો નાશ થાય છે, છતાં અજ્ઞાન હોવાથી પુનઃ પાપ કરે છે. ખરૂં પ્રાયશ્ચિત તો જ્ઞાનજ છે. પથ્ય અન્ન ખાનાર માણસને જેમ વ્યાધિ ન થતાં શરીરે સારો રહે છે તેમ નિયમથી વર્તનારને રાગ દ્વેષાદિકની હરકત ન થતાં તત્ત્વજ્ઞાન મેળવવામાં સમર્થ થાય છે ને ત્યારે સાંતી પામે છે. જ્ઞાન માર્ગથી પણ ભક્તિ માર્ગ શ્રેષ્ઠ છે. [મૂળ ભાગવતમાંથી સંક્ષેપ્ત.

† કનોજમાં એનો જન્મ થયો હતો.

બ્રહ્મ કર્મ તેણે તજ્યાં સહુ, રાય સાંભળ કથા તેની કહું;
તેનાં છૂટયાં છે દારૂણ પાપ, 'શ્રી નારાયણ' નામ પ્રતાપ.
દાસી એક હતી તે નગ્ર મોઝાર, રૂપ તેજ તણો ભંડાર;
સોલ શણગાર શરીરે ધરે, પુરૂષો કેરાં ચંચળ ચિત્ત હરે.
ઇંદ્રની અપ્સરા મૂકે માન, ઘણી દાસી તેને સંનિધાન;
જે કો તેને મંદિર જાય, મોહ બાણે તેનાં મન વશ થાય.
જે જન તેની દ્રષ્ટીએ પડે, તેના પ્રાણ રહે દાસી વડે;
એમ હરે તેનાં તન મન ધન, મોહ પાશે સૌ થાય બંધન.
એ અજામિલ દ્વિજનો અવતાર, સતી સાધ્વી તે ઘેર નાર;
હવા તેને સાત-ત્રણ બાળ, ભીક્ષા માંગી કરે પ્રતિપાળ.
એક સમે દ્વિજ ભિક્ષાને* પળે, તેની દાસી સાથે દ્રષ્ટી મળે;
મોહ્યો દ્વીજ વાગ્યાં મોહ બાણ, થયો અજામિલનો વિહ્‌વલ પ્રાણ.
તે વેશ્યા સાથે આસક્ત થયો, બ્રહ્મ કર્મ ક્રિયા છાંડિયો;
તે સૌ કર્મ વેદને તજે, વેશ્યાતણું નામ બ્રાહ્મણ ભજે.
નિત્ય અન્યાય કરે અપાર, દુષ્ટોને મળિ ફાડે ધન ભંડાર;
પરદ્રોહ કરી લાવે બહુ ધન, વેશ્યાનું સંતોષે મન.
પંથીનું ધન લૂટી લીયે, આવી વેશ્યાને કર દીયે;
દ્વિજ ઘેર રિધસિધ હુતી જેહ, વેશ્યાને સૌ આપી તેહ.
રાત દિવસ વેશ્યાને ઘેર, કળ ન પડે તેને બીજી પેર;
નાત જાત તજ્યો પરિવાર, નિત્ય આવે વેશ્યાને દ્વાર.
વેશ્યા સંગે રંગે રમે, ધર્મ વાત એકો નહીં ગમે;
અઠ્યાસી વર્ષનો અજામિલ થયો, તોયે વેશ્યા ઘર જાતો ન રહ્યો.
નિજ પરિવાર શું માયા નહીં, વેશ્યાનું પોષણ કરે જઈ;
બહુ વૃદ્ધ હવો દ્વિજ તેહ, જરા વશ થઈ વ્યાકુલ દેહ.
ઉદ્યમ કરતો જ્યારે અટકયો, પછી વેશ્યાને મંદિર ગયો;
ધન હુતું ત્યારે માનતી દહાડી, નિર્ધન દેખીને મુકિયો કાઢી.
પછી આવી પડિયો તેને ઘેર, કુટુંબ સર્વને લાગી મેહેર;
શુશ્રૂષા સહુ તેની કરે, દયા ભાવ મનમાંહે ધરે.
એમ કરતાં તેનો આવ્યો કાળ, મરવા નાંખ્યો છે પડસાળ;
યમદૂત ધર્મરાયના જેહ, પ્રાણ લેવાને આવ્યા તેહ.
શ્યામ વર્ણ કરમાં લોહ દંડ, બીહામણા દીસે પ્રચંડ;
ક્રૂર ભયંકર મહા વિકરાળ, દીર્ઘ નેત્ર પાવકની જ્વાળ.

* એ અજામિલ એક દિવસે પિતાની આજ્ઞાથી વનમાં ફળ, ફૂલ વગેરે લેવા ગયો હતો, ત્યાંથી પાછા વળતાં કોઈ કામી શુદ્ર રાંડની સાથે ચાલ્યો આવતો હતો તે તેના જોવામાં આવ્યો. આળોટતી તથા મદિરાના મદને લીધે જેને વસ્ત્રનું પણ ભાન નથી એવી તે રાંડને જોઇ અજામિલ પૂર્વ કર્મને વિસરી તેની સાથે તેને ઘેર ગયો, ને પછી તેના પ્રેમ પાશમાં બંધાઇ ધર્મથી ભ્રષ્ટ થયો.

વદન વિકાસી કરડે દંત, લાવે અધર્મીનો ક્ષણમાં અંત;
દીઠા યમ જ્યારે આવ્યા પાસ, અજામિલ પામ્યો મહા ત્રાસ.
અતિ ભય પામી મનમાં રૂએ, વપુ ધ્રૂજે ને ડગમગ જૂએ;
દશે પુત્ર હતા તેણે ઠામ, તેમાં કનિષ્ઠનું 'નારાયણ'* નામ.
લાગ્યો ભય દેખી યમનો પ્રસાદ, ત્યારે 'નારાયણ' સુતને કર્યો સાદ;
અરે 'નારાયણ' ઓરો આવ, ત્રણ યમદૂતથી મુજને મુકાવ.
તવ શ્રીહરીયે જાણી વાત, તેડયા હરીજન શ્રી જુગતાત;
પ્રભુ કહે પાર્ષદોને સહી, તમો જાઓ પૃથ્વીપર ભાઇ.
લઇ જાઓ તમે દિવ્ય વૈમાન, અજામિલ દ્વિજ સંનિધાન;
તેને યમકિંકર દુઃખ દેશે ઘણું, (પણ) હવે બળ નહીં ચાલે તે તણું.
તેણે 'નારાયણ' નામ અક્ષર ભણ્યો, માટે અધિકારી વૈકુંઠતણો;
જઇ યમયાતનાથી મૂકાવો, વૈમાન એસાડી વૈકુંઠ લાવો.
પાર્ષદોએ કરયા પ્રણામ, આવિયા અજામિલને ધામ;
અતિ શોભા સહિત વૈમાન, રત્ન મણિરચના મંગળ ઠામ.
યમદૂતને તો દૂર કરી, તવ પાર્ષદ પ્રત્યે યમ બોલ્યા ફરી;
ત્યાં યમદૂત† કરે છે પ્રશ્ન, કોણ તમો શું ઇચ્છોછો મન?

* છોકરાનું નામ નારાયણ હતું. એ પુત્રને ઘણા પ્રેમથી તે બોલાવતો હતો. નારાયણ એ પ્રભુનું નામ છે, તેથી એ નામ પણ ભકિતરૂપ થયું છે એમ તાત્પર્ય કહ્યું છે.

† 'યમદૂત કહે છે—યમની આજ્ઞાને અટકાવનારા તમે કોણ છોરે? કોના દૂત છો? કયાંથી આવ્યા છો? આ પાપીને લઈ જવામાં શા વાસ્તે અટકાવો છો? તમે દેવ છો કે ઉપદેવ છો, કે મોટા સિદ્ધ છો? અમે તમને પિછાણતા નથી તેથી રીસ કરશો નહિ, પણ તમો સઘળા પીળા વસ્ત્રવાળા કુંડળાદિભૂષણ ધારણ કરનારાઓ કોણ છો? ધર્મનું રક્ષણ કરનારા યમરાજાના અમો કિંકર છિયે તેને શા માટે તમે અટકાવો છો?' એ સાંભળતાં ભગવાનના પાર્ષદોએ કહ્યું કે,—'તમો જો ધર્મ રાજાના પાર્ષદો છો તો ધર્મનું જે તત્વ અને લક્ષણ છે તે અમને કહો. શિક્ષા કિયા નિયમથી કરવી ? શિક્ષાનું સ્થાન કિયું? જે કોઇ કર્મ કરનાર છે, તે સર્વ શિક્ષાને યોગ્ય છે કે તેમાં માણસોજ શિક્ષા કરવા લાયક છે? તે માણસોમાં પણ સર્વ કે થોડાક?' એ વાકય સાંભળી યમદૂતોએ કહ્યું કે,—'જે કરવાની વેદમાં આજ્ઞા છે તે ધર્મ અને જે કરવાની વેદમાં મના છે તે અધર્મ. વેદ નારાયણના નિશ્વાસથી પોતાની મેળે ઉત્પન્ન થયો છે તેટલા માટે તે નારાયણ સ્વરૂપ છે એમ અમોએ સાંભળ્યું છે. બ્રાહ્મણાદિ ચાર વર્ણોને જુદા પાળ્યા તે નારાયણ વેદજ છે. સૂર્ય, અગ્નિ, આકાશ, વાયુ, ગૌ, ચંદ્ર, સંધ્યા, રાત્રિ, દિવસ, જળ, પૃથ્વી, કાળ અને ધર્મ એટલા જીવ વડે થયેલા અધર્માદિકના સાક્ષી છે. સાક્ષિઓ દ્વારા જણાયલો અધર્મ, શિક્ષા કરવાનું સ્થાનક છે. સઘળાં પ્રાણી કર્મ પ્રમાણે શિક્ષાને પાત્ર છે. કર્મ કરનારથી પુણ્ય અને પાપ બન્ને થાય છે, કારણ કે તેઓને ગુણોનો સંગ લાગેલો છે. કર્તારહિતથી પાપ થતું નથી પણ દેહધારી કર્મ કર્યા વગર રહી શકતોજ નથી, માટે કર્મ કરનારાથી અવશ્ય પાપ થાય છે. માટે સર્વ પ્રાણી શિક્ષાને લાયક છે. જે પ્રાણી વર્તમાન જન્મમાં મૂઢ,

હરિજન* કહે સાંભળો દૂતોં, એ તો વાત દીસે અદભુત;
સઘળે તપાસ કરવા અતિ, હરીએ કરી મેલ્યા અધિપતી.
પોતાનું ઘર ઉગારી કરી, કાં પ્રજાને પીડો છો ફરી.
પ્રજાને કષ્ટ કરો છો તમો ઘણું, અહિં બળ ચાલે નહિ તમતણું;
એણે નારાયણનું લીધું નામ, એણે સ્વર્ગમાં કીધો ઠામ.
તમારો અહિં લાગજ નથી, સંબંધ વિના વિચારો કથી;
અન્યોન્ય એમ વાદજ કરે, સુતો અજામિલ શ્રવણે ધરે.
તવ અજામિલ સાવધાન થાય, મનમાં બહુ બહુ તે પસ્તાય;
મેં શુભ કર્મ કાંઇ કીધાં નહીં, મિથ્યા જન્મ ખોયો અહીં રહી.
હવે કંઇ કરૂં મારૂં સાધંન. જો કરૂણા કરે જુગજીવંન;
અજામિલે શુભ મતિ આચરી, ભજવા માંડિયા તરત શ્રી હરી.

વળણ.

શ્રી હરીને તુર્ત ભજવા માંડિયો, અજામિલ પાપી કહેવાયરે;
કરજોડી કહે વિપ્ર વલ્લભ, થયો ષષ્ઠમનો પ્રથમોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે ષષ્ઠસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥૧॥

---

## અધ્યાય ૨ જો.[†]

### કડવુ ૨ જું-રાગ સામેરી.

શ્રી શુકજી બોલ્યા સાંભળ રાયજી, અજામિલની જેહ કથાયજી;
ગાતાં સુણતાં દુર્મતિ જાયજી, દેહીના સહુ બંધ મૂકાયજી.

ચાલ.

મૂકાયે બંધ સર્વથા પ્રાણી, શ્રવણે સુણતાં એહ;
એક મને જન સાંભળે, તો પવિત્ર થાયે દેહ.

---

દુઃખી અને અધાર્મિક છે, તે ભુત જન્મમાં તેવોજ હતો અને ભવિષ્ય જન્મમાં તેવોજ થશે એમ અનુમાન થાય છે. વર્તમાન જન્મ ઉપરથી પણ ભુત, ભવિષ્ય જન્મની પરીક્ષા થાય છે. યમરાજા તો તેની નગરીમાં બેઠા બેઠા જીવના પૂર્વ જન્મની સ્થિતિને મનથી બરાબર જાણે છે, ભવિષ્યની સ્થિતિને યોગ્ય રીતે જાણે છે; કારણ કે તે ઈશ્વરકોટિમાંછે. અવિદ્યા રૂપ ઉપાધિવાળો જીવ તો કેવળ વર્તમાન દેહનેજ જાણે છે, પણ ભુત ભવિષ્ય દેહને જાણી શકતો નથી. કર્મ કરવાની પાંચ કર્મેદ્રિ, પાંચ જ્ઞાનેંદ્રિ, જ્ઞાનેંદ્રિયોથી જાણવાના પાંચ વિષયો અને મન એ સોલ ઉપાધિ યુકત પોતે સત્તરમો એકજ જીવ જ્ઞાનેન્દ્રિ, કર્મેદ્રિ અને મનના વિષયને પામે છે. ઉપર કહેલા સોલ ભાગવાળો અને ત્રણ ગુણથી બનેલો લિંગ દેહ જીવને વારંવાર જન્મ મરણ વગેરે સંસારમાં આપ્યા કરે છે, જેથી હર્ષ, શોક, ભય અને પીડા થાય છે. છ ઇંદ્રિયો નહિ જીતનારા અજ્ઞાની જીવને તો તેની મરજી ન છતાં પણ લિંગ શરીર, કર્મ કરાવે છે. કોઇ પ્રાણી ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વગર કદી રેહેતો નથી, જીવને આ સઘળી ખટપટ દેહાભિમાનથી થએલી છે, તે દેહાભિમાન પરમેશ્વરના ભજનથી ટળે છે. આ અજામિલ પૂર્વે તો શાસ્ત્રનો અભ્યાસવાળો હતો, તેમ સર્વસદ્ગુણ સંપન્ન હતો, પણ વેશ્યાના સંસર્ગથી શાસ્ત્ર માર્ગનું ઉલ્લંઘન કરી ક્રૂર કર્મ કરતો હતો તેમ તેનું પ્રાયશ્ચિત પણ કર્યું નથી, તેથી અમે યમ પાસે લઇ જઇશું, જ્યાં શિક્ષા થવાથી એ પ્રાણી પાપ મુકત થશે.' [મૂ. ભા. સં

*અહિંયા બીજા અધ્યાયની વાત શરૂ થાય છે.

† પ્રભુના પાર્ષદોએ યમદૂતોનાં ઉપર પ્રમાણેનાં વચન સાંભળીને આ પ્રમાણે પ્રતિઉત્તર આપ્યો છે કે–'અહો! ન્યાયની સભાને અધર્મે અભડાવી છે. એ સભામાં શિક્ષાને લાયક નહિ એવા નિષ્પાપ લોકોને વૃથા શિક્ષા કરવામાં આવે છે. ન્યાયાધિશો પ્રજાનાં માતા પિતા તુલ્ય ગણાય છે, તેથી તેમણે સમ દૃષ્ટિ રાખવી જોઈએ. જ્યારે ન્યાયાધિશો નિરપરાધીઓને શિક્ષા કરવા લાગે ત્યારે પ્રજાએ કોને શરણે જવું? ન્યાયાધિશ જો અધર્મથી વર્તે તો બીજાઓ પણ તે પ્રમાણે વર્તે. જેના ખોળામાં માથું મૂકીને લોકો સુઈ રહે છે, તેજ માણસ જો પશુ જેવો બની ધર્માધર્મ જાણતો ન હોય તો તેને વિશ્વાસઘાતનું પાપ લાગે છે. અજામિલ કરોડો જન્મના પાપનુ પ્રાયશ્ચિત કરી ચુકયો છે, કારણ કે પરવશ અવસ્થામાં તેણે મંગળરૂપ ભગવાનનું નામ લીધું છે. 'હે નારાયણ, આવ' એ વાકયમાં માત્ર ચાર અક્ષરનું ભગવાનનું નામ છે, તદૃપિ તેના પાપનું તેથી નિવારણ થયું છે. ચોર, મદ્યપાની, મિત્રદ્રોહી, બ્રહ્મહત્યારો, સાવકી માનો સંગ કરનાર, સ્ત્રીહત્યારો, રાજહત્યારો, પિતૃહત્યારો, ગૌહત્યારો, અને બીજા સર્વે પાપીઓને વાસ્તે ભગવાનનું નામ લેવાય એજ ઉત્તમ પ્રાયશ્ચિત છે. પ્રાયશ્ચિત પાપોના મૂળને મટાડનાર નથી, કેમકે પ્રાયશ્ચિત કર્યા પછી પણ મન પાછું પાપમાં દોડે છે માટે પાપોનો નાશ કરવાની ઇચ્છા ધરાવનારા પુરૂષને તો ભગવાનના ગુણોનું વર્ણનજ પ્રાયશ્ચિત છે. માટે સઘળા પાપનું પ્રાયશ્ચિત કરનાર અજામિલને તમારે લઇ જવો નહિ, કારણ કે અંતકાળ વેળાએ આ માણસે પૂર્ણ અક્ષરથી ભગવાનનું નામ લીધું છે. પુત્રાદિકના નામ ઉપરથી, મશ્કરીથી, ગાવાનો આલાપ પૂરવા માટે અથવા ગાળ દઇને પણ ભગવાનનું નામ લેવાય તો તેનાં સઘળા પાપોનો નાશ થાય છે. પડતાં, ઠેસ વાગતાં, સર્પ કરડતાં, તાવ વગેરે પીડા થતાં અથવા લાકડી વગેરે વાગતાં જે માણસ પરવશપણાથી ભગવાનનું નામ લે છે તે યમપુરીમાં કષ્ટ ભોગવવા યોગ્ય નથી. મોટા મોટા ઋષિઓએ નાના પાપ માટે નાનાં અને મોટાં પાપ માટે મોટાં પ્રાયશ્ચિતો કહેલાં છે; પણ ભગવાનના નામને એ વ્યવસ્થા લાગુ પડતી નથી. જેમ બિંદુ માત્ર મદિરા પીવાથી અઘોર પાપ થાય છે, તેમ ભગવદ્ સ્મરણથી સઘળાં પાપ નાશ પામે છે. જેમ અત્યુત્તમ ઔષધ શ્રદ્ધા વગર ખવાઈ ગયું હોય તોપણ તે પોતાનો ગુણ કર્યા વગર રેહેતું નથી તેમ ભગવાનના નામ રૂપી મંત્ર કોઇના કહ્યા વગર વા શ્રદ્ધા વગર બોલાય તોપણ તે પોતાનું કાર્ય કરે છે. [મૂ. ભા. સં.

* આ બીજા અધ્યાયમાં વિષ્ણુના પાર્ષદોએ યમના દુતને ભગવાનના નામનો અદ્ભૂત મહિમા સંભળાવ્યો (એ વાત વલ્લભે પ્રથમાધ્યાયમાં લીધી છે. પણ મૂળમાં બીજામાં છે.) પછી કેટલાક દિવસે અજામિલને વિષ્ણુ લોકમાં લઇ ગયા એ કથા પ્રસંગ છે.

સુતપુરાંણીક શૌનક ઋષી પ્રત્યે કહે છે કથાય;
પછી અજામિલ તેણે સમે, હરિગણને લાગ્યો પાય.
યમના દૂત આવ્યા હતા ત્યાં, પ્રાણ લેવા જેહ;
હરીજને તેમને પ્રીછવ્યા તેથી, પાછા વળીયા તેહ.
તે દૂત યમ પ્રત્યે વદે, સાંભળોને મહારાજ;
પ્રભુ પાર્ષદ આવિયા તેણે, કાઢિયા અમને આજ.
લઇ જાયે છે વૈકુંઠ મધ્યે, પાપી અજામિલ જેહ;
પાર્ષદ અમને નહિ માન આપે, કાઢી મુકે છે તેહ.
અજામિલને° પાર્ષદ કહે, વૈમાને બેસો આજ;
વૈકુંઠમાં શ્રી નાથજી, તમને તેડે છે મહારાજ.
અજામિલ વાણી વદે, સાંભળો હરિજન વાત;
એકવાર હું સાવધાન થઇને, આરાધું જુગતાત.
સ્વામી તમારા દર્શનથા, પવિત્ર થયું મુજ અંગ;
તમ કૃપાથી સાવધ થઇને, આરાધું શ્રીરંગ.
પછી મુજપર કૃપા કરશો, શ્રી હરી ધરશો બાંહે;
ચર્ણ હરીના પામવા, મુને ઇચ્છા ઘણી મનમાંહે.
તમો હમણાં પાછા પધારો, જાઓ સ્વર્ગ સદન મોઝાર;
આજ્ઞા માગી સાંચર્યા પાર્ષદ, આવ્યા પ્રભૂ ફુરે દ્વાર.
વૃત્તાંત સૌ માંડી કહ્યું ત્યારે, રીઝિયા શ્રીમહારાજ;
અજામિલને શાંતિ આવી, વિમાસે મન સાથ.
વાર્તા કહીને વળ્યા વેગેં, હરીજન તેણી વાર;
અજામિલને સાતા હવી, સાવધાન હવો તે વાર.
પાર્ષદને જોઇ પ્રણામ કીધા, ઇચ્છા કીધી મન માંહિ;
તુરત અંતરધ્યાન હવા ફરિ ગણ, વૈકુંઠ ગયા પ્રભુ જ્યાંહે.
મન વિમાસે તે પાતકી, ધિક્ક ધિક્ક મુને આ વાર;
પ્રભુને મેં ભજ્યા નહિ, કેમ થાય મુજ ઓદ્ધાર.
(પછે) યમદૂત પાસથી સાંભળ્યો હતો, વેદ પ્રતિપાદિત ધર્મ;
નિગુણ ધર્મને આધિન હવો તે, જાણ્યા શ્રી પરબ્રહ્મ.
તે બોલ્યો નિજ આત્મા પ્રત્યે, ઓ પાપી દુષ્ટ પ્રાણિયા;
શ્રી પરબ્રહ્મ પરમાત્માને, તેં શા માટે નવ જાણિયા.
ધિક્કાર છે મુજ કાયને, ધિક્કાર છે બ્રાહ્મણ નાત;
પતિવ્રતા નારીને ત્યજી મેં, નિચ નારીને અર્પિ જાત.
મધુપાન કરતી નિચ દુષ્ટાને, પ્રેમે જોઇ તેહને;
સંતપુરૂષે નિંદેલો હું, ધિક્ક કાજળરૂપ આ દેહને.
કુલાંગાર અધમ પાતકી, વળી અતિ અનાચારી હુંય;
નારકી ને વળી પાતકી ને, હરી મળશો શુંય ?

° અહિંથી ૧૩ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† પાછા ફરી અજામિલ પાસે પ્રભુપાર્ષદ આવ્યા.

મેં જોયું સ્વપ્ન કે સાચું શું, નથી સમજાતી કંઈ વાત;
અદ્દભુત ચમત્કાર એ શું હવો, નથી જાણતો દિન કે રાત.
ક્યાં ગયા યમના દૂત પેલા, જે ખેંચતા ફાંસી ઘાલી;
છોડાવ્યો જે સુંદર સ્વરૂપે, તે સિદ્ધ ગયા ક્યાં ચાલી.
મંદ ભાગ્યવાળો હું આ જન્મમાં, પણ પૂર્વનાં પુણ્ય કંઈ ફળિયાં;
એ પુણ્યે પ્રભુ મુજને, આ જન્મે નિશ્ચે આવી મળિયા.
હું જુગારી મદિરા પિનારો, કીધો બહુ વ્યભિચાર;
તે નારાયણને ક્યાં ઓળખું, નથી સમજિયો હું આચાર.
નહિ ભેળાઉં હવે આ નિચ સંગમાં, નથી ગમતો સંસાર;
પ્રભુ નામ સ્મરી જીતીશ બાજી, ઉતરીશ ભવપાર.
એમ ક્ષણવારમાં ત્યજી માયા, કાયાનો નધર્યો મોહ;
શુક કહે પરીક્ષિત રાયને, સત્સંગનું ફળ એ હોય.
પરિતાપ કરતાં વૈરાગ્ય ઊપન્યો, દમવાને લાગ્યો કાય;
ઘરબાર કુટુંબ સ્ત્રી તજીને, મહા વિષમ વનમાં જાય.
તીર્થાટન કીધું ઘણુંએક, આવિયું વન ગંભીર;
રમ્ય સ્થાનક શોભતું, સાક્ષાત ગંગા તીર.
અઢાર ભાર વનસ્પતિ, ખગ હંસ સારસ સાર;
પુષ્પ પ્રેમલ રમ્ય મારૂત, ભ્રમર કરે ગુંજાર.
અનેક ઋષિઓ બેઠા, કરવા દેહતણાં સાધંન;
અજામિલ ગંગા તટે આવી, માંડયું તપ આસંન.
ઋષી વૃંદ બેઠા જ્યાં, ગંગાજીનાં વહે છે નિર્મળ ઝર્ણ;
અજામિલે તપ ધ્યાન માંડયું, ચતુર્ભુજનું કરિ સ્મર્ણ.
સાધુ સમાગમ સંત સેવા, ઉત્તમ જે કહેવાય;
ભક્તિ ધરિ ઈંદ્રિય સ્વાદ મૂકી, ભજે શ્રીવૈકુંઠરાય.
દ્વાદશાક્ષર° મંત્ર ઋષીએ ત્યાં, આપીઓ નિરધાર;
અહર્નિશ દ્વિજ આરાધે, સાક્ષાત દેવ મોરાર.
વૃષા શીત ને ગ્રીષ્મ કાળે, તીવ્ર માંડિયું તપ;
માળા ન મુકે રતી ન ચુકે, જપે હરિનામ જપ.
મનકામના ધરી પ્રભુ મળવાની, આરાધે અજામિલ;
દૃઢ ભાવ રાખ્યો હૃદયમાં, બહુ પાળે ઉત્તમ શીલ.
આત્મા પરમાત્માની માંહિ, લય પમાડયો પ્રાણ;
ગંગાતટે શરીર છાંડયું, થયું તે હરિને જાણ.†

* આ લીટીનો સંબંધ મૂળભાગતમાં નથી.
† જ્યારે ભગવાનના સ્વરૂપમાં તેની બુદ્ધિની નિશ્ચળતા થઇ ત્યારે ભગવાનના પાર્ષદો તેની પાસે આવ્યા. તે પાર્ષદોને પ્રણામ કર્યા પછી તેનો દેહ ગંગામાં છુટયો; ને તેને તુરત ભગવાનના પાર્ષદ જેવું સ્વરૂપ પ્રાપ્ત થયું, એ એક 'નારાયણ' નામનું મહાત્મ્યછે.

મોકલ્યા હરિજન હરીએ, વૈમાન લઈ તે વાર;
પુષ્પ વૃષ્ટિ ગગન કરતા, હવા તે નીરધાર.
અજામિલને બેસાડિયો, મણિ રત્નજડીત વૈમાન;
હરીજન સરખો કરી લાવ્યા, જ્યાં બેઠા શ્રી ભગવાન.
વૈકુંઠનાથે કૃપા કીધી, આપ્યું વૈકુંઠ ધામ;
હરિ નામ કેરા પ્રતાપથી, તે પામ્યો ઉત્તમ ઠામ.
અજામિલે ફક્ત પુત્ર ભાવે, હરી નામનો કર્યો ઉચ્ચાર;
તે ઉદ્ધાર થયો તો દ્વિજનો, કૃપા કરી ઓરાર.
નારાયણ પુત્રનું નામ લેતાં, ત્રુઠયા શ્રી અવિનાશ;
યમ દૂતથી મૂકાવીને તેને, હરિયે આપ્યો વૈકુંઠ વાસ.
તો શ્રદ્ધાપૂર્વક ભાવથી જે, સદા ભજે હરીનામ;
એને કેમ વિસારશે, સાક્ષાત પૂરણ કામ.
હરી નામના આધારનો છે, મોટો મહિમા જાણ;
પ્રાણી ભવસાગર તરે, કૃપા કરે સારંગપાણ.
શ્રી રામકૃષ્ણ ગોવિંદ નામે, છૂટીયે આ સંસાર;
નિર્લેપ રાખે ભક્તને, ભગવંત વિશ્વાધાર.
માટે રાય પરીક્ષિત સર્વથા, હૃદયે ભજિયે રામ;
સંસાર છે સૌ સ્વાર્થનો, (પણ) અંતે હરિ આવે કામ.
દ્વિજ અજામિલની કથા જે, સાંભળે નર ને નાર;
કૃપા કરે તેને શ્રીવિષ્ણુ, પ્રભુજીવન જગદાધાર.
એ કથા શ્રવણે પાન કરતાં, સાધન દેહનું થાય;
દૃઢ ભાવે ભગવાન ભજે, જેણે કોટી અઘ મૂકાય.

વળણ.

કોટિ અઘ મૂકાય પ્રાણી, શ્રીગોવિંદ નામ લેતાં સહી;
દ્વિતીય અધ્યાય થયો પૂરણ, ષષ્ઠસ્કંધ કથા કહી.

## ઈતિ શ્રીમદ્‍ભાગવતે ષષ્ઠસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥

---

## અધ્યાય ૩ જો.*

### કડવું ૩ જું-રાગ સામેરી.

શ્રી શુકદેવ વાણી ઉચરે, સાંભળો પરીક્ષિત ભૂપરે;
ગોવિંદ નામનો મહિમા મોટો, પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપરે.
અજામિલે પૂત્ર ભાવે, બોલાવ્યા શ્રીગોપાળરે;
વૈકુંઠ વાસ તેનો હવો, ઉદ્ધાર્યો હરીયે તત્કાળરે.
સદા નિત્યે રાત્રિ દિવસ જે, ભજે સારંગપાણરે;
હરિભજન ભાવે જે કરે, રસના મધુરી વાણરે.
વૈકુંઠ પામે તેમાં આશ્ચર્ય કશું નથી, વિસારે ન દયાળરે;
ભજન ભાવે દૃઢ ધીરજ રહે, હરી લે સધ સંભાળરે.
અનેક ભક્ત ઉદ્ધારીયા, કરૂણા કરી મહારાજરે;
નિજ દાસનાં હરી લાડ પાળે, અવસરે આવે કાજરે.
માટે સર્વથા ગોવિંદ ભજીએ, દીન પ્રત્યે એકવારરે;
આ સ્થિર કાયા છે નહિ, અનિત્ય ગતિ સંસારરે
હવે સાંભળ રાય કથા કહું, યમદૂત આવ્યા જેહરે;
અજામિલને ભુવનથી, યમસદન પહોંચ્યા તેહરે.
યમદૂત પાછા વળી આવ્યા, ધર્મ રાયને ભુવનરે;
પ્રણામ કરી યમરાયને, પછી બોલિયા મુખ વચનરે.
સ્વામીજી અમો ગયાતા, અજામિલ ફેરે દ્વારરે;
તમ આજ્ઞા લોપી હરીજને, તેને મૂકાવ્યો તે વારરે.
અમને તુરત કઢાવીયા ત્યાં, હરિજન હૂતા ચારરે;
તે આગળ બળ અમારૂં, ચાલ્યું નહીં લગારરે.
હરીજને તેને મૂકાવ્યો, અમ સર્વને અળગા કરીરે;
ઘણું પ્રયત્ન કર્યું પણ તેને, અમે સ્પર્શી શકયા નવ ફરીરે.
અધિકારી છે સ્વર્ગતણો, તેણે કહી એવી પેરરે;
માનભંગ હવા અમો પછી, આવ્યા પાછા ઘેરરે.
એવી વાણી સાંભળી, વદે ધર્મરાય* સોહાગરે;
હરી જન જ્યાં આવ્યા હશે ત્યાં, આપણો નહીં લાગરે.

---

● આ ત્રિજા અધ્યાયમાં યમરાજાએ વૈષ્ણવોના ઉત્કર્ષનું વર્ણન કરી પોતાના દૂતોને શાંત કરી વૈષ્ણવોના દાસ બનાવ્યા તે કથા પ્રસંગ છે.

* મૂળ સંસ્કૃત ભાગવત્‌માં યમ રાજા આ પ્રમાણે પોતાના દૂત પ્રત્યે કહે છે,—હે દૂતો, સ્થાવર જંગમના અધિપતી મારાથી જુદાજ છે. હું તો જંગમોનો, તેમાં પણ પ્રાણીઓનો અને વિશેષે કરી પાપીઓનોજ સ્વામી છું, ને પરમ્ પ્રભુ પરમાત્માને તાબે રહી વર્તુ છું. હું, ઇંદ્ર, નિર્‌ઋતિ, વરૂણ, ચંદ્રમા, અગ્નિ, શિવ, પવન, સૂર્ય, બ્રહ્મા, અદિતિના પુત્ર, વિશ્વેદેવા, વસુ, સાધ્ય, મરૂદ્‍ગણ, સિદ્ધ લોકો અને બીજા ભૃગુ વગેરે પ્રજાપતિયો અને દેવતાના સ્વામિયો કે, જેઓને રજોગુણ તથા તમોગુણનો સ્પર્શ નથી, અર્થાત્ જેઓમાં સત્વગુણ પ્રધાન છે એવા સર્વે મહાત્માઓ પણ ઇશ્વરેચ્છાને જાણી શકતા નથી, તો બીજાનું કોણ ગજું ! એ ભગવાનના પાર્ષદો ભગવદ્‍ભક્તિ કરનારાઓનું મારાથી, શત્રુઓથી અને અગ્નિ આદિ ઉપદ્રવોથી રક્ષણ કરે છે. બ્રહ્મા, નારદ, સદાશિવ, સનત્કુમાર, કપિલ મુનિ, મનુ, પ્રહ્લાદ, જનકરાજા, ભીષ્મ પિતામહ, બલિરાજા, શુકદેવજી અને હું એ બાર જણાજ ભગવાનના પરમધર્મને જાણીએ છીએ. જે ધર્મ જાણવાથી મુક્તિ થાય છે. ઉપર કહેલાં બાર જણ શિવાય બીજા ઋષિયો ભગવાનના નામનો અત્યંત ગુપ્ત પ્રભાવ ન જાણવાથી

જ્યાં નારાયણની ભક્તિ હશે, ત્યાં આપણું ચાલે નહીંરે;
તેને દ્વારે મા જશો, રાય ધર્મે એમ વાણી કહીરે.
અજામિલ પુત્ર તે પરમેશ્વર, સાક્ષાત શ્રી અવિનાશરે;
મારો ભય એને નહીં, જેને સદા હરી પાસરે.
હું એ નિત્યે કરૂં છું અહિં, ભજન શ્રી અવિનાશરે;
અહોરાત્ર હરીને ચિંતવું, મુને હરી મળ્યાની આશરે.
અમો મુકેલા તેના છીએ, તેના ચરણના દાસરે;
એ નિરાકાર સાકાર સ્વામિ, અખંડ શ્રી અવિનાશરે.
એ પરમેશ્વરથી સર્વે સૃષ્ટિ, ઉત્પત્ત થઇ કહેવાયરે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ને, બ્રહ્માંડની રચનાયરે.
રૂદ્ર બ્રહ્મા રવિ શશિ તારા, ઇંદ્ર હું ને કુબેરરે;
વરૂણ વન્હી તેજ વાયુ, દીગપાળ પર્વત મેરરે.
દેવ દાનવ માનવી, અપ્સરા ગુણી ગાંધર્વરે;
મુનિ માત્ર મોટા સિદ્ધ તાપસ, એ પ્રભુને વશ સર્વરે.
યક્ષ કીન્નર વિદ્યાધર ને, ભૂત પ્રેત વૈતાળરે;
નગ નાગ આર્ણવ દ્વીપ રચના, રોગ વ્યાધી વહાલરે.
શ્રી જગદીશની આજ્ઞાથી, સૌને જુજવા અધિકારરે;
હરી આજ્ઞાથી કાર્ય સઘળાં, અમો કરૂં નિરધારરે.
નારાયણની કથા કીર્ત્તન, ગોષ્ટિ હોયે જ્યાંહિરે;
ગોવિંદનાં ગુણ ગાન ગાયે, રખે જાઓ તમો તાંહિરે.
પ્રભુથકી જે પરાંગમૂખ હોયે, દુષ્ટમતિ પાપીષ્ટરે;
જેને દયા લવલેશ નહીં, વળી દુરાત્મા મહા દુષ્ટરે.
તેને તમો અહિં લાવજો, તતખેવ કાઢી પ્રાણરે;
બહુ માર દેજો મર્મના, તમો છોડો તો મારી આણરે.
શુકદેવ પરીક્ષિતને કહે, આખ્યાન અજામિલનું જેહરે;
મલયાચળમાં અગસ્ત્ય ઋષિએ, કહ્યું હતું મુને તેહરે.
એક મને જે સાંભળે તેનું, પાપ પ્રલય થાયરે;
મળે ફળ વૈકુંઠતણું, કરે કૃપા વૈકુંઠરાયરે.

**વળણ.**

વૈકુંઠરાય કૃપા કરે તેને, ભવબંધન જાયે બળી;
હરી કેરૂં એક નામ સ્મરતાં, સર્વ પાપ જાયે ટળી;

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ષષ્ઠસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥**

બીજાં મહાન્ પ્રાયશ્ચિતો બતાવે છે, અથવા સર્વે લોકો સ્તુતિ વાક્યોવાળા વેદમાંજ આગ્રહી બનીને જડ થયેલા, મખ જેવાં મોટાં કામો કરે છે, તેથી તેને ભગવત્ નામરૂપિ નાના પ્રાયશ્ચિતમાં શ્રદ્ધા બેસતી નથી, તેથી તેઓ મોટાં મોટાં પ્રાયશ્ચિતો કરે છે. વળી ભગવાનનું નામ જાણવાથી મુક્તિ મળે એ સારૂં નહિ, એમ ધારી તેઓએ મોટાં મોટાં પ્રાયશ્ચિતો બતાવ્યાં હશે. પણ ખરૂં તો ભગવાનનું નામજછે. [ મૂ. ભા.

## અધ્યાય ૪ થો.*

### કડવું ૪ થું–રાગ આશાવરી.

સુતપુરાણીક હરીકથા, ઋષિ શૌનકને સંભળાવે;
નૈમિષારણ્ય વિષે ઋષિ બેઠા, સૌ કોને મન ભાવે.
રાય પરીક્ષિત શુકજી પ્રત્યે, વચન કહે શીર નામી;
પ્રાચીનબર્હી† રાયતણી, તમે કથા કહી જે સ્વામી.
પ્રાચીનબર્હી રાય નારદને, ઊપદેશે નિરધાર;
વૈકુંઠ ગતિને પામ્યો ભૂપતિ, તૃઠ્યા વિશ્વાધાર.
તેહ પછી જે સૃષ્ટિ વાધી, તેહ કથા વિસ્તારો;
એ અમૃત પાન કથાથી સ્વામી, કરો જન્મ કૃતારથ મારો.
શુકજી વાણી એણીપેરે બોલ્યા, સાંભળ પરીક્ષિત રાય;
પ્રચેતાના દશ પુત્ર હવા, તેનો કહું મહિમાય.
તપ કરવાને સમુદ્ર તીરે, ગયા હતા તે બાળ;
તે ફરીને પાછા આવ્યા, અવનિપર તેણે કાળ.
ચોદિશાએ જોવા લાગ્યા, પ્રચેતાના કુમાર;
પૃથ્વિપર બહુ વૃક્ષ વધી પડયાં, છે તેનો નહિં પાર.
જ્યાં જુવે ત્યાં વૃક્ષજ દીસે, સ્નગ્ધ પત્ર ગંભીર;
વનસ્પતિ સઘળે દેખીને, આશ્ચર્ય પામ્યા વીર.
માર્ગ સઘળો રોધન કીધો, વૃક્ષ અપરિમિત હોય;
વાટ ઘાટ સૌ વિષમ થયાં, પંથે ચાલી ન શકે કોય.
તે દેખી પ્રચેતાના પુત્રને, ક્રોધ ચડયો છે અપાર;
વાયુને અગ્નિ ઉપજાવ્યાં મુખથી, નેત્ર થયાં રક્ત તેવાર.
તપ બળથી બહુ અગ્નિ પ્રગટયો, પાવક નાંખે જ્વાળ;
દશે દીશા તેણે બળવા લાગી, વૃક્ષતણો હોય કાળ.
પાવક સઘળે દ્રુમને બાળે, વર્ત્યો હાહાકાર;
પવન અગ્નિને સબળ ઝાટકે, જાય આરોપાર.
પ્રલય કાળ સમ જેમ પાવક, ત્રિભૂવનને પ્રજાળે;
તેમ પ્રચેતાના પુત્ર કોપથી, વૃક્ષ સર્વને બાળે.
વૃક્ષ બળી ઘણાં પ્રલય થયાં છે, થયો ઘણાં વૃક્ષનો પાત;
વનસ્પતિ સ્વામિ ચંદ્રમા, તેણે સાંભળી એ વાત.

* આ ચોથા અધ્યાયમાં પ્રજાની સૃષ્ટિવાસ્તે દક્ષે તપથી અને હંસગુહ્ય સ્તોત્રથી ભગવાનનું આરાધન કર્યું, તે કથા પ્રસંગ છે.

† ચતુર્થસ્કંધની છેવટે જે ૩૧ મા અધ્યાયમાં અપૂર્ણ કથા રહેલીછે તે ત્યાંથી પૂર્ણ કરવામાં આવીછે, ને પ્રચેતાનું વર્ણન પુનરાવર્તન રૂપ અત્રે કરેલું છે.

નાઠાં વૃક્ષ તે ઈંદુને કહે, રાખ પ્રભૂજી શર્ણ;
પ્રચેતાના પૂત્ર કોપ્યા, અમને પમાડે મર્ણ.
અઢારભાર વનસ્પતિ આદિ, સરવ કીધું દહન;
માટે કૃપા કરી બીજ ઉગારો, એમ વિનયનાં કહ્યાં વચન.
એવી વાણી સુણી ચંદ્રમા, વૈમાન થયા અશ્વાર;
શીઘ્રે પ્રચેતાના પુત્રની આગળ, આવ્યા અત્રિ કુમાર.
પ્રચેતાના પુત્રની શશિયે, સ્તુતિ* અપરિમિત કીધી;
વિનય વાકય બહુ ચંદ્રે ભાખ્યાં, કાર્યે પામવા સિદ્ધિ.
સ્તુતિ સ્તવન અતિ વિનય કરીને,બળતાં વન રખાવ્યાં;
તરૂવર આર્ગે નમ્યા તાપસને, બળતાં સર્વ મુકાવ્યાં.
વનસ્પતિ બળતી રખાવીને, ચંદ્ર સ્થાનક જાય;
હવે સાંભળ પરીક્ષિત કહું, દક્ષ કેરી કથાય.
પ્રમ્લોચનાની+ પુત્રી હતી, શરીરે ગોરે વાન;
પ્રચેતા દશ પુત્રોની વચ્ચે, પરણાવી તે ગુણવાન.
પ્રચેતાના દશ પુત્રથી તેને, હવો એક કુમાર;
દક્ષ એવું નામ તેનું, ધર્યું છે નિરધાર.
તે દક્ષ પ્રજા પતિને સાઠ પૂત્રી, હવી પરમ નિધાન;
ત્રૈલોકય મોહન રૂપ સુંદર, ચાતુરી ગુણવાન.
જેહ થકી ત્રૈલોકયમાં સૃષ્ટિ, વૃદ્ધિ પામી અનંત;
તોએ મન માન્યું નહીં, સંપૂર્ણ દક્ષનું ચંત્ત.
વિશેષ સૃષ્ટિ વાધતી તેણે, ન દીઠી નિરધાર;
પછી સૃષ્ટિ વધારવા અર્થે, કરે મન બહુ વિચાર.
રેવાત્રટ વિંધ્યાચળ પાસે, જઇ કર્યો તપ અભ્યાસ;
અર્ઘ તીર્થ અધોમુખે જઈ, આરાધ્યા અવિનાશ.

વેદ માર્ગે સ્તવ્યા વિશ્વંભર, સદ્ય હવા તુષ્ટમાન;
ગરૂડે ચડી ગોવિંદ આવ્યા, દક્ષને સંનિધાન.
પરમાત્મા તુષ્ટમાન હવા, હરી ચતુર્ભુજ અવતાર;
વર માગ દક્ષ તું શીઘ્રતાથી, એમ વદે જગદાધાર.
પ્રજાપતિએ° વિષ્ણુકેરી, સ્તુતિ કરી છે અનેક;
હર્ષીત વદને હરીયે વર, આપીયો† સુવિવેક.
પ્રભુ કહે અવતાર મેં, ભકતને કાજે લીધા;
પ્રજાપતિની§ પુત્રી‡ સાથે, પાણીગ્રહણ જે કીધા.
તેહથકી તારે પ્રજા થાશે, ઘણી સંતતિ પરિવાર;
એવું કહી અદ્રષ્ટ હવા, હરી પૂર્ણબ્રહ્મ મોરાર.
વરદાન હવું એમ દક્ષને, કરૂણા કરી શ્રી દયાળ;
સેવક કેરૂં પ્રતિપાલન, કરે છે એમ દયાળ.
જેવું માગ્યું તેવું આપી, હરી હવા અંતર્ધ્યાન;
દક્ષ પ્રજાપતિ ઘર આવ્યો, વર લાવ્યો શુભ સંતાન.
જે જેવી ઇચ્છા કરે તેને, તેવી પહોંચે આશ;
ભક્તનો સ્વામિ સદા કૃપાનિધિ, સદા વસે સેવક પાસ.

---

* ચંદ્રમા પ્રચેતાઓની સ્તુતિકરે છે, 'હે પ્રચેતાઓ, રાંક ઝાડોપર અતિ ક્રોધ કરવો તમને યોગ્ય નથી. સ્થાવર જીવ, જંગમ જીવોનું અન્ન છે, હાથવાળાઓનું હાથ વગરના જીવ અન્ન છે, અને બે પગવાળા જીવોનું ચાર પગવાળા જીવો અન્ન છે. તમારા પિતા અને બ્રહ્માએ તમને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી છે માટે તમે વૃક્ષોનો નાશ કરો નહિ. બાળકનાં રક્ષક માતા પિતા છે, નેત્રની રક્ષક પાંપણ છે, સ્ત્રીનો રક્ષક સ્વામિ છે, ભિક્ષુકોનો રક્ષક ગૃહસ્થાશ્રમી છે, અજ્ઞાનીનો રક્ષક જ્ઞાની છે ને પ્રજાનો રક્ષક પ્રજાપતિ છે; માટે હે પ્રચેતાઓ તમોને પ્રાપ્ત થયેલા ક્રોધને આત્મ વિચારથી શાંત કરશો તોજ સંસાર બંધનથી મુક્ત થવાય છે. બાકી રહેલા વૃક્ષોનું અને તમારૂં કલ્યાણ થાઓ; અને આ વૃક્ષે પાળેલી કન્યાને પરણો. એ પ્રમાણે ચંદ્રમાએ તેઓને શાંત કર્યા. [ મૂળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

+ કંડુ ઋષિનું તપ ભંગ કરવા પ્રમ્લોચના અપ્સરાને ઈંદ્રે મોકલી તે અપ્સરાને ગર્ભ રહ્યો, તો ગર્ભને ઝાડ નીચે મૂકી ભાગી ગઇ હતી તે પુત્રી.

° પ્રજાપતિએ આ પ્રમાણે સ્તુતી કરી છેઃ-જીવ તથા માયાના નિયંતા, સ્વયંપ્રકાશ, દેહાદિકને સત્ય માનનાર, જેના સ્વરૂપને જીવો જાણી શકતા નથી એવા આપને પ્રણામ કરૂં છું. રૂપાદિક વિષયો ચક્ષુ વગેરે ઈંદ્રિયોની સહાયતાને અને પ્રકાશપણાને જાણતાં નથી તેમજ આ જીવ શરીરમાં સાથે રહ્યા છતાં સાથે રહેલા પ્રપંચના દૃષ્ટા અને મિત્ર રૂપ અંતર્યામિની મૈત્રીને જાણતો નથી, તે પરમેશ્વરને નમસ્કાર કરૂં છું. દેહાદિ વિષયો પોતાને, પોતાને જણાવનારી ઈંદ્રિઓને અને તેઓના નિયંતા દેવતાઓને જાણતા નથી પણ એ ત્રણેને જીવ તો જાણે છે; છતાં પોતાનું રૂપ સર્વજ્ઞ અનંત છે, તેને જાણી શકતો નથી, તેસ્વરૂપની હું સ્તુતિ કરૂં છું. જેની માયા શક્તિનું સત્ વા અસત્ અર્થાત્ માયાને સાચી કહેવાઇ શકાય નહિ કે ખોટી કહેવાય નહિ-કારણ કે સાચી હોય તો જ્ઞાન વખતે નષ્ટ ન થવી જોઇએ, ને ખોટી હોય તો દેખાવીજ ન જોઇએ, એટલા માટે કોઇથી તે ચોક્કસ થઇ શકતું નથી (એમ વેદાંતનો સિદ્ધાંત છે) એવા તે પ્રભુ મૂજપર પ્રસન્ન થજો. એ રીતે ઘણા પ્રકારે સ્તુતિ કરી છે. [ મૂ૦ ભા૦ સં૦.

† ભગવાન દક્ષની સ્તુતિ સાંભળી કહે છે-હે દક્ષ, ધ્યાન મારૂં હૃદય છે, મંત્રનો જપ મારા દેહરૂપ છે, ક્રિયા મારી આકૃતિ છે, યજ્ઞો મારા અંગરૂપ છે, ધર્મ મારા મનરૂપ છે, અને દેવતાઓ મારા પ્રાણરૂપ છે. સૃષ્ટિ પૂર્વે હુંજ હતો અંદર તથા બહાર બીજું કંઇ પણ નહોતું. પૂર્વે મારી શક્તિથી વધેલા તે બ્રહ્માએ તપનાં પ્રભાવથી નવ પ્રજાપતિને ઉત્પન્ન કર્યા. તે નવ પ્રજાપતિ માહેલા પંચજન પ્રજાપતિની પુત્રીની સાથે તું વિવાહ કર, તને તેથી સંતાન થશે. [ મૂ૦ ભા૦

§ પંચજન પ્રજાપતિ.

‡ આસિકની નામની પુત્રી.

**વળણ.**

સદા સેવક પાસે વસે પ્રભુજી,સત્ય સાંભળ પરીક્ષિતરાયરે;
આ ષષ્ઠસ્કંધે હરી કથાનો, હવો ચતુર્થોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

## અધ્યાય ૫ મો.*

કડવું ૫ મું-રાગ વેરાડી.

શુકજી વદે શુભ વાણી, સાંભળ પરીક્ષિતરાય;
દક્ષ પ્રજાપતિને દશ સહસ્ર, પુત્ર થયા હરીએ કરી કૃપાય;
પંચન પ્રજાપતિની પુત્રિ, નામે અસિકની કહેવાય;
હર્યશ્વ નામે પુત્રો થયા, ગુણ તેના ન વર્ણાય.
તે નારાયણ સર† ત્રટ વિષે, તપ કાજ ગયા વન.
ચિત્ત ચતુર્ભુજ ચર્ણે ધર્યાં, દ્રઢ ધ્યાન એક આસન;
એવે નારદ ઋષિ અંતરિક્ષથી, આવીયા એકવાર;
જ્યાં દક્ષ પ્રજાપતિ કેરા, પુત્રો તપ કરે છે અપાર.
નારદ ઋષિને આવ્યા દેખી, સર્વને હર્ષ ન માય;
વિણાપાણીની કરી પૂજા, પ્રણમી લાગ્યા પાય.
નારદ ઋષિએ દક્ષના પુત્રને, કહ્યું સિદ્ધાંતનું જ્ઞાન;
દેહ સંજ્ઞા સર્વ માર્ગ દેવના, સંભળાવ્યું ભગવાન.
પછી પોતાની બુદ્ધિથી, હર્યશ્વો કરે વિચાર;
નારદે જે વાક્ય કહ્યાં, તે વિચારિયાં હૃદયા મોઝાર.

**નારદ વચનઃ-**

લિંગ શરીર પૃથ્વિ જાણવી, બીજો પુરૂષ તે ઇશ્વિર હોય;
મન બુદ્ધિ ઇશ્વિરની કૃતિ, જીવ નામે લિંગ શરીર હોય.
તત્વ તે પંચમું સહી, શુભ પંચ પંચ ને પંચ;
વંદુ ચક્ર ને કાળ છઠું,સાતમો જીવાત્મા છે સંચ.
શાસ્ત્ર તે પીતા સહી, તેની પાળીએ આજ્ઞાય;
સ્વજન કુટુંબ પરિવાર માયા, સર્વ તે મિથ્યાય;
ગહન ગતિ સંસારની, માંહે સ્થીર નથી કો રૂપ;
શ્રીકૃષ્ણ આત્મારામ અક્ષર, પૂર્ણબ્રહ્મ સ્વરૂપ.
માત પિતા કોનાં નહીં, સૌ સ્વાર્થે કુટુંબ પરિવાર;
ભ્રાત સહોદર સગાં બાંધવ, પુત્ર કલત્ર કુમાર.
સગપણ છે સૌ સ્વાર્થનું, જેમ ખગ કરે વૃક્ષ વિશ્રામ;
પ્રાતઃકાળે ઊડી ચાલે, સૌ પોતપોતાને કામ.
સંપત્તિ વિપત્તિ એ દેહવંતને, સર્વ માયાના દોષ;
માયા ભેદી જીવને ત્યારે, અંત્યે થાયે શોષ.
માટે નિરંજન નિરાકાર હરી, અકળ અક્ષર નાથ;
ચર્ણે ધરીહરી શર્ણે રહીયે, ન મુકીએ તેનો સાથ.
એવું જ્ઞાન વિચાર્યું હર્યશ્વે, મનન કરે માંહો માંહે;
વિચાર કરતાં બાળક સૌને, વૈરાગ્ય થયો ત્યાંહે.
ઋષી નારદને ચર્ણે નમી, વૈકુંઠ ગયા પછી તેહ;
દક્ષ પ્રજાપતિના પુત્ર તાપસ, દશ સહસ્ર હુતા જેહ.
દક્ષ પિતાયે સાંભળ્યું જે, પુત્ર સર્વ ગયા સ્વર્ગ સદન;
નારદ ઊપર દક્ષને તેથી, ક્રોધ હવો ઉત્પન્ન.
દક્ષ કહે તપ બળથકી કરૂં, બ્રહ્મ પુત્રનો નાશ;
અરિષ્ટ એવું દેખતાં અજ, શીઘ્રે આવ્યા પાસ.
ક્રોધ સમાવ્યો બ્રહ્માએ, (પછે) દક્ષે ઊપજાવ્યા સહસ્ર તન;
સબળાશ્વ તેમનાં નામ પાડયાં, રાજી થયા બ્રહ્મતંન.
તે વળી નારાયણસરને વિષે, તપે જઇ બેઠા બાળ;
દ્રઢ ધ્યાનથી જગદીશનું, તપ ઉગ્ર કીધું તે કાળ.
વળી નારદે ત્યાં પધારીને, પૂર્વવત કહ્યું જ્ઞાન;
તેઓ સર્વે વૈકુંઠ ગયા, લય પામ્યા મધ્ય ભગવાન.
એવું અરિષ્ટ દેખી અદ્ભુત, દક્ષ મન દુઃખ સહ્યું ન જાય;
નારદને તેથી શાપ દીધો, ક્રોધ અંગ ન માય.
શ્રાપ વચન મુખ દક્ષ બોલ્યા, નારદ સાંભળ વાત;
ઊપાધિ સઘળે કરે છે તું, અન્યાય બહુ દિન રાત.
એક મુહૂર્તથી જો તું અધિકો, બેસે કોની પાસ;
તો શરીર તુજ શતખંડ§ થાજો, પામજે ક્ષણમાં નાશ.
ત્રીભૂવનમાં ભ્રમણ કરજે, રખે રહેતો એક ઠામ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વર્ણવજે હરિ ગુણ ગ્રામ.
એવો શાપ દીધો ઋષી, નારદને દક્ષે તે કાળ;
ત્રિભુવનમાં સાંચરે નારદ, ગુણ ગાય મુખે ગોપાળ

**વળણ.**

ગુણ ગાય ગોવિંદજીના નારદ, અધ્યાય પાંચ પુરી કથા;
ભાગવત ષષ્ઠસ્કંધ સુણતાં, જાય સૌ દુઃખ સર્વથા.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

* આ પાંચમા અધ્યાયમાં દક્ષપુત્રોને નારદજીએ જ્ઞાન વચનથી પ્રભુ ભજનમાં પ્રેર્યા તે સાંભળી દક્ષે નારદને શાપ દીધો એ કથા પ્રસંગ છે.

† આ નારાયણસર હાલમાં કચ્છમાં છે તેજ.

§ આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

# અધ્યાય ૬ ઠ્ઠો.*

**કડવું ૬ ઠ્ઠું-રાગ દેશાખ-મલ્હાર.**

શ્રી શુકદેવજીરે, પરીક્ષિત પ્રત્યે ઊચરે;
કથા ભાગવતનીરે, ત્રિભુવન પાવન કરે.
દક્ષે દીધોરે, શ્રાપ નારદ ઋષિને સહી;
એક મુહૂર્તથીરે, અધિક ક્ષણ રહેવાય નહી.
ત્રણ લોકમાંરે, વીણાપાણી સાંચરે;
કથા હરીનીરે, ગોવિંદ ગુણ વિસ્તરે.
ઋષી નારદરે, શ્રાપ સુણી ઝાંખા થયા;
ત્રિભુવનમાંરે, હરિ ગુણ વર્ણવી રહ્યા.
અસિકનીથીરે, દક્ષને સાઠ હવી દીકરી;
પ્રજા તેનીરે, સુણ રાય કહું વિસ્તરી.
ધર્મરાયનેરે, દશ પુત્રી પરણાવી સહી;
કન્યાના ગુણરે, વર્ણવ્યા જાય નહીં.
એ કન્યાનાં નામરે, કહું તુને સર્વથા;
ભાનુ, લંબા, કકુભરે, જામિ, વિશ્વા, સાધ્યા.
મરૂત્વતી, વસુરે, મુહૂર્તા અને સંકલ્પા;
એ દશ ધર્મનીરે, નારી હવી પ્રતિવ્રતા.
દશે નારીનેરે, પુત્રો રૂડા થયા તહીં;
ભાનુને દેવઋષભરે, તેને ઇંદ્રસેન સહી.
લંબાને વિદ્યોતરે, સ્તનયિત્નુ તેનો પુત્ર;
કકુભનો સંકટરે, તેનો કીકટ ને દુર્ગપુત્ર.
જામિનો સ્વર્ગરે, નંદિ પુત્ર તેનો કહાવે;
વિશ્વાનો વિશ્વદેવારે, મુવો સંતતિ અભાવે.
સાધ્યાના સાધ્યારે, પુત્રો તેના રૂડા હવા;
તેમના અર્થ સિદ્ધરે, જગમાં નામી થયા.
મરૂત્વતિનેરે, મરૂત્વાન ને જયંત ભાઇ;
જયંત પ્રભુ અંશીરે, ઉપેંદ્ર પદ સરસાઇ.
વસુના દ્રોણ પ્રાણરે,ધ્રુવ અગ્નિ ને અર્ક;
વસુ, વિભાવસુરે, દોષ એ અષ્ટ વસુ ભક્ત.
દ્રોણ ને ત્રણરે, પુત્ર હર્ષ, શોક ને ભય;
પ્રાણને એમજરે, સહ, આયુ ને પુરોજવ.
ધ્રુવ સ્ત્રી ધરણીરે, અનેક પુત્રની માતા;
તર્ષ આદિ પુત્રનેરે, અર્ક વસુ થયો ત્રાતા.

અગ્નિની નારીરે, વસોર્ધારા પતિવ્રતા;
દ્રવિણક આદિનીરે, થઈ તે સાધ્વી માતા.
કાર્તિક સ્વામીરે, કૃતિકાના ઉધરેલા;
અગ્નિ પુત્ર કહેવાયરે, અગ્નિ પુત્ર પ્રિછેલા.
પ્રભુ અંશીરે, શિશુમાર દોષ પુત્ર;
વસુનો પુત્રરે, વિશ્વકર્માનો જન્મ અત્ર.
વિશ્વકર્માનીરે, નારી કૃતિને ચાક્ષુષ મનુ;
તેના વિશ્વ, સાધ્યરે, એ પુત્ર રૂડા ગણું.
વિભાવસુનેરે, સંતાન ત્રણ હુવા ઉત્પન્ન;
વ્યુષ્ટ, રોચિષરે, આતપ મહા ભાગ્યવાન.
આતપનો એકજરે, પંચયામ પરાક્રમી;
મુહૂર્તા વસુનેરે, મૌહૂર્તિક બહુનામી.
સંકલ્પાનોરે, સંકલ્પ મહા માયાવી;
કામદેવ તેનોરે, સૃષ્ટિનો બહુ ભાવી.
દક્ષ વંશરે, એ પ્રમાણે ગવાય અહિં;
બીજી ઋષિ કશ્યપનેરે, તેર આપી કન્યા સહી.
અદિતિ, દિતિરે, દનુ, સુરસા, કાષ્ઠા;
ઇલા, મુનિ, તામ્રારે, ક્રોધવશા અરિષ્ટા.
સુરભિ, સરમા, તિમિરે, એ તેર કશ્યપ નારી;
તેનો વંશ વેલોરે, કહું હવે વિસ્તારી.
અદિતિથી વિવસ્વાનરે, અર્યમા, સવિતા, પૂષા;
ભગ ને ધાતારે, વિધાતા, મિત્ર, ત્વષ્ટા.
વરૂણ ને શક્રરે, ઉરૂક્રમ, તે વામનજી;
એ બાર સંતાનરે, અદિતિ મહા ભાગ્યવતી.
વિવસ્વાનની સંજ્ઞારે, હતી મહા સાધ્વી;
તેણે પેટે મનુ*રે, જેને યમ યમુના જોડી આવી
એક સમયરે સંજ્ઞા, અશ્વિની રૂપ ધરી;
ભૂમિ વિષે આવિનેરે. વિવસ્વાનનો સંગ કરી.
અશ્વિનિકુમારરે, સંતાન ત્યાં તેને હવા;
દેવ વૈદ કહાવેરે, ભોગ ભોગવે નવ નવા.
વિવસ્વાનની† નારીરે, છાંયા સૂર્ય પાસ ધરી;
એ છાંયાથીરે, ત્રણની ઉતપત્તિ કરી.
શનૈશ્વર મોટોરે, સાવર્ણી નામે મનુ;
એ તપતી કન્યારે, સંતતિ તેની ગણું.
તપતી કન્યારે, સંવરણ રાયને વરી,
એની કથારે, સુણતા પ્રેમ વ્યાપે ફરી.‡

* આ છઠ્ઠા અધ્યાયમાં દક્ષે ઉત્પન્ન કરેલી સાઠ દીકરીઓના જુદા જુદા વંશ કહેતાં તેમાં અદિતિના પુત્રથી વિશ્વરૂપના જન્મનો કથા પ્રસંગ છે.

* વૈવસ્વતમનુ. † એટલે સૂર્ય.

‡ એ સંવરણના પ્રેમમાં તપતી લીન થઇ ગઇ'તી તેથી ગૌતમ ઋષીએ એને શ્રાપ આપ્યો હતો. એની કથા ઘણી રસીક છે.

બીજો પુત્રરે, અર્યમાનને ચર્ષણી થયા;
આત્મ જ્ઞાનીરે, ગુણ તેનો ન જાય કહ્યા.
પૂષા નિર્વંશરે, ત્વષ્ટા દૈત ભગિનને વર્યો;
સન્નિવેશ વિશ્વરૂપનોરે, રચનાએ જન્મ કર્યો.
એક સમયેરે, બૃહસ્પતિ રીસાઇ ગયા;
વિશ્વરૂપનેરે, દેવોએ ગુરૂ કર્યા.
મહા ભાગ્યશાળીરે, શત્રુ દોહિત્ર હતા;
કાર્ય સમયેરે, દેવ પેરે પૂજતા.
ત્રીજી દનુનેરે (તેથી) એકસઠ† દાનવ થયા;
એ મહા પરાક્રમીરે, ગુણ તેના ન જાયે કહ્યા.
અરિષ્ટા નારીથીરે, ગંધર્વોના જન્મ થયા;
સુરસાથી રાક્ષસરે, ઇલાથી વૃક્ષો વધ્યા
મૂનિથી રંભારે, ક્રોધવશાના દદશૂક સર્પો;
તામ્રા પતિવ્રતારે, તેનાથી બાજ ને ગરજો.
સુરભી નારીનારે, પાડા બળદો આદિ પશુ;
દ્વિખરીવાળારે, સર્વ જનાવર તેના કહીશું.
સરમા નારીનારે, વિકાળ સર્વ પ્રાણી;
તિમિ તેરમીરે, જલ જતુ આદિ ગણી.
એમ કશ્યપનોરે, વાધ્યો જગમાં વશ;
તેની આ સૃષ્ટિરે, જાણ રાય તુ તેનો અશ.

પછે સત્તાવીશરે*, ચંદ્રને પરણાવી ખરી;
બે+ ભૂતનેરે, પરણાવી દક્ષે દીકરી.
ઋષિ અંગીરાનેરે, બે‡ આપી છે બાળકી;
યુગ્મ§ કૃશાશ્વ વર્યોરે, કન્યા દક્ષ ભૂપાળની.
(તાર્ક્ષ્ય)કશ્યપનેરે, પરણાવી ચાર‖ કુમારીકા;
મન મોહિનીરે, સ્વરૂપ ત્રૈલોક્ય તારીકા.
તે કન્યાઓનીરે, પ્રજા ઉત્પન્ન થઈ ઘણી;
મુખે સંખ્યારે, નહી કહેવાય તે તણી.
દેવ દાનવરે, યક્ષ કિન્નર ને માનવી;
નદી સાગર રે, પર્વત મોટા રાનવી.
અરૂણ ગરૂડ રે, વિષધર સર્પ સર્વ કહ્યા;
આકાશના તારારે, જીવજત જે પૃથ્વિ રહ્યા.
અઠયાસી સહસ્રશુરે, બીજા તાપસ વળી;
મુનિ વૃન્દરે, સિદ્ધ સૌની મડળી
નવ દ્રોણશુરે, બારે મેઘ વન્હી વળી;
મારૂત ને ગણેરે, છત્રીશ રાજ્ય કુળી.
દશે દિગપાળશુરે, ભાર અષ્ટાદશ વનસ્પતિ;
દક્ષ કન્યાથીરે, સઘળી સૃષ્ટિ ઉત્પતિ.
ત સતાનથીરે, સતતી પ્રજા વાધી બહુ,
પ્રજા ઘણી પ્રગટીરે, ત્રૈલોકય ભરાયુ સહુ.

* ત્વષ્ટાની સ્ત્રીને દૈત્યોની બેહેન.

† એમા મુખ્ય અઢાર આ છે—દ્વિમૂર્દ્ધા, શંબર, અરિષ્ટ, હયગ્રીવ વિભાવસુ, અયોમૂખ, શંકુશિરા, સ્વર્ભાનુ, કપિલ, અરૂણ, પુલોમા, વૃષપર્વા, એકચક્ર, અનુતાપન, ધૂમ્રકેશ, વિરૂપાક્ષ, વિપ્રચિત્તિ અને દુર્જય એ અઢાર મુખ્ય છે સ્વર્ભાનુની દીકરી સુપ્રભા નમુચિને પરણી; વૃષપર્વાની દીકરી શર્મિષ્ઠા નહુષ રાજાના દીકરા યયાતિને પરણી. વૈશ્વાનર, જેને ટીકાકાર શ્રીધરે કશ્યપની સ્ત્રી દનુનો પુત્ર કહ્યો છે, તેને ઉપદાનવી, હયશિરા, પુલોમા અને કાલકા નામે ચાર પુત્રી હતી; તેમા ઉપદાનવી હિરણ્યાક્ષને પરણાવી, હયશિરા ક્રતુને પરણાવી, અને બ્રહ્માની આજ્ઞાથી કશ્યપ પુલોમા તથા કાલકાને પરણ્યા. એ પુલોમા અને કાલકાને પૌલોમ અને કાલકેય નામે સાઠ હજાર બળવાન દાનવો થયા; યજ્ઞમાં વિઘ્ન કરનાર એ દાનવોને અર્જુને સ્વર્ગમા જઈ ઇંદ્રનું પ્રિય કરવા વાસ્તે એકલાએજ માર્યા હતા. વિપ્રચિત્તિ નામના દાનવથી સિંહિકા નામની સ્ત્રીથી રાહુ અને સો કેતુ નામે પુત્રો ઉત્પન્ન થયા. એ રાહુ પાછળથી ગ્રહની પદવી પામ્યો છે.

* કૃત્તિકાદિ સત્તાવિશ નક્ષત્ર (દક્ષની પુત્રીઓ) ચંદ્રની સ્ત્રીઓ છે તેમા ચંદ્રનો રોહિણીપર અતિ પ્યાર હતો, તેથી બીજીનો અનાદર કરવાથી દક્ષ શાપ દેવાથી તેને ક્ષયરોગ થયો કહેવાય છે. ચંદ્રે દક્ષને પ્રસન્ન કર્યા તેથી ક્ષયથી નાશ પામેલી કળા પ્રાપ્ત થઇ, પણ સતાન થયા નથી.

\+ ભૂતને બે સ્ત્રી હતી, તેમા સુરૂપા સ્ત્રીથી કરોડો રૂદ્ર થયા, તેમાં રૈવત. અજ, ભવ, ભીમ, વામ ઉગ્ર, વૃષા, કપિ, અજૈકપાદ, અહિર્બુધ્ન્ય, બહુ રૂપ અને મહાન્ એ અગિયાર મુખ્ય રૂદ્રો તેઓના પાર્ષદ રૂપ ગણાય છે. ભૂતની બીજી સ્ત્રીથી ભયંકર ભૂત અને વિનાયકો ઉત્પન્ન થયા છે.

‡ અંગિરાને સ્વધા અને સતી નામે બે સ્ત્રી હતી, તેમા સ્વધાથી પિતૃઓ થયા અને સતીએ અથર્વ વેદને પોતાનો પુત્ર ઠરાવ્યો.

§ કૃશાશ્વને અર્ચિ અને ધિષણા નામે બે સ્ત્રી હતી, તેમા અર્ચિથી ધૂમ્રકેશ અને ધિષણાથી વેદસિરા, દેવલ, વયુન અને મનુ નામે ચાર પુત્રો થયા છે.

‖ તાર્ક્ષ્યને વિનતા, કદ્રુ, પતંગી, અને યામિની નામે ચાર સ્ત્રી હતી, તેમાં વિનતાથી ગરૂડ અને સૂર્ય સારથી અરુણ થયાછે. કદ્રુથી અનેક નાગ થયા. પતંગીથી પક્ષીઓ થયાં અને યામિનીથી ટીડ થયાં.

ઋષિ કશ્યપનેરે, અદિતિથી બાર કુમાર હવા;
તેમાંથીરે, વૈવસ્વાન અંશ શોભે અભિનવા.
તેના પુત્રનુંરે, નામ ધર્મ રાજા ધર્યું;
ઋષિ સૌ મળીરે, જાતિ કર્મ તેને કર્યું.
તે તો અધિકારીરે, યમપુર રાજ્ય કરે રહી;
વૈવસ્વાનની પત્નીરે, તાપ ન સહે અશ્વિની* થઈ.
તેથી પ્રગટયોરે, અશ્વિનીકુમાર કાયા ધરી;
છાંયા† કેરોરે, તન શનિ પ્રગટયો ફરી.
વિશ્વરૂપરે, ત્વષ્ટા પ્રજાપતિનું તેજ છે;
સર્વ દૈત્યનોરે, વિશ્વરૂપ ભાણેજ છે.
દેવતાએરે, ગુરૂ કરી તેના પાગ પૂજ્યા;
નમે ચરણેરે, આનંદે અતિ રીઝયા.
તે તો ગુરૂ બૃહસ્પતિરે, રીસાવ્યા માટે સહી;
વિશ્વરૂપનેરે, દેવે ગુરૂ કરી માન્યો રહી.
રીસાઈનેરે, બ્રહસ્પતિ સ્વર્ગ મુકી ગયા;
આવ્યા ભૃગુ ક્ષેત્રેરે, નર્મદા તટે તે રહ્યા.
સુતપુરાણીકરે, કથા શૌનક પ્રત્યે ઊચરે;
સભામાં ઋષિ બેઠારે, સર્વ સાથ શ્રવણ ધરે.

વળણ.

શ્રવણપાન કથા કરે ઋષિ, વર્ણન ષષ્ઠસ્કંધરે.
ષષ્ઠાધ્યાય થયો પૂરો, શ્રીભાગવત પુરાણ પ્રબંધરે;

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥૬॥**

---

## અધ્યાય ૭ મો.‡

**કડવું ૭ મું-રાગ રામગ્રી.**

પરીક્ષિત કહે પૂછો શુક સ્વામીજી;
તમે સર્વ પ્રીછો અંતરયામીજી.
ગુરૂ અમર તો બૃહસ્પતિ જેહજી;
રીસાયા કેમ સુર પ્રત્યે તેહજી.

**ચાલ.**

કેમ રીસાયા સહસ્રાક્ષ ઉપર, બૃહસ્પતિ મહારાજ;
વિસ્તારપૂર્વક જે હવું તે, કહો મુજને આજ.
વ્યાસ નંદન વદે વાણી, સાંભળો પરીક્ષિત રાય;
એક સમે બેઠો પુરંદર* ત્યાં, રચી રમ્ય સભાય.
સુગંધી, પુષ્પ નાંખી કીધો છે, રમ્ય આસન ધામ;
તેત્રીશ કોટી દેવતાએ, આવી કર્યો પ્રણામ.
મેઘ મારૂત વરૂણ વન્હી, નવ દ્રોણ દશે દિગપાળ;
ઈંદ્ર સાંનિધ્ય સર્વ ઉભા, રહ્યા તેણે કાળ.
સભા બેસવા યોગ્ય હતા તે, બેઠા નમાવી શીશ;
ઈંદ્રાસનપર બેઠો છે, સાક્ષાત મઘવાધીશ.
ગુણી ગાંધર્વ ગાન કરે, ગ્રહી વાદીત્ર ચંગ મૃદંગ;
છત્રીશ જાતિ વાજાં વાગે, સભામાં તે રંગ.
સર્વોપરિ અપ્સરાઉ ત્યાં, વૃંદ કરે છે નૃત્ય;
તાલ તાને છંદમાં ને, કલા કાન પગંદ.
અનેક સેવક ઉભા સાંનિધ્ય, કરગ્રહી હથીયાર;
ટોપ ટાટર સજે બખતર, અમરના અશ્વાર.
જરકસી જળહળે છે, સૂર્ય કીર્ણ સમાન;
અનેક પાર્ષદ રહ્યા ઉભા, શોભતા બળવાન.
આભૂષણ મણિ રત્ન હીરા, જડિત ઝાકઝમાળ;
દેખી શત્રુ નાશ પામે, અરિ દલના કાળ.
પુષ્પ પ્રેમલ કૃષ્ણાગર, સુગંધ વાયુ વાય;
ઈંદ્રાણી અર્ધાંગ મઘવા, બેઠો રાજ સભાય.
વાજીંત્ર વાજે અવનવાં, હોય પુષ્પનો પર્જન્ય;
સુરપતિ સમો ત્રૈલોક્યમાં, તે સમે નહિ કો અન્ય.
એવી સભા ભરી સુરરાય, બેઠો કરી ગર્વ અપાર;
ઉલ્હાસ પામી આવિયા, ગુરૂ બૃહસ્પતિ તેણીવાર.
ત્યારે કો ઊઠયા નહીં, મઘવાયે ન દીધું માન;
અહંકારે ઈંદ્ર ઘણું ભર્યો, બેસી રહ્યો યજમાન.
માન ગુરૂ પામ્યા નહીં, તવ ચડયો ક્રોધ અપાર;
આ સભા સાથે શક્રને, શાપ દઈ કરૂં સંહાર.
રક્ત નેત્ર દીસે ભયાનક, ક્રોધથી ધ્રૂજે કાય;
છેડયો વિષધર સર્પની પેરે, તેમ ગુરૂ વ્યાકુળ થાય.
ક્રોધ દેખી બૃહસ્પતીનો, સભા ધ્રૂજી સર્વ;
ઓ નાશ હમણાં સર્વ અમરનો, ગળ્યો સૌનો ગર્વ.
સભા તજીને નીસર્યા, ઋષિ રીસાવી ઘેર જાય;
વિનય વાક્યો બોલતા, સુર શક્ર† પૂછે ધાય.

---

* સૂર્યનું તેજ ઉગ્ર હોવાથી તે ઘોડીનું રૂપ લઈ ભાગી, તેની વાંસે ઘોડા રૂપે કામાતુર એવા વૈવસ્વાન ગયા; ને ત્યાં જે ગર્ભ રહ્યો તે ગર્ભમાંથી અશ્વનીકુમાર થયા.

† સંજ્ઞાનું બીજું નામ છાંયા છે.

‡ આ સાતમા અધ્યાયમાં ગુરૂથી ત્યાગ થયેલા દેવતાઓએ વિશ્વરૂપની પ્રાર્થના કીધી, તેથી તે પુરોહિત થયા, તે કથા પ્રસંગ છે.

* ઈંદ્ર.

† અહિંથી માંડી ચાર કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

સુર સ્તુતિ સ્તવન કરે ઘણું, ક્ષમા કરો ભૂદેવ;
ગુરૂએ જ્યેષ્ટિકા* પ્રહારથી, સૌને નસાડયા તતખેવ.
બળતો પાવક ઘૃતે સીંચ્યો, તેમ ગુરૂ કોપે ચઢિયા;
તેત્રીશ કોટિનો નાશ કરૂં, એમજ રીસે હડહડિયા.
બ્રહ્મ દંડના ત્રાસથી સૌ, અમર નાઠા જાય;
દ્રષ્ટિ આગળ કો ન થોભે, પડે આખડે બેઠા થાય.
પાછા વળી સૌ આવીયા, જ્યાં ઈદ્રનું આસન;
ગુરૂ ક્રોધનું કલ્પાંત દેખી, ધ્રુજ્યો મઘવા મન.
રીસાવી ગુરૂ આવીયા, ભૃગુ ક્ષેત્ર રેવા પાસ;
તપે જઈ બેઠા ઋષિ ત્યાં, આરાધે અવિનાશ.
શુક્રાચાર્યે દૈત્ય હંકાર્યા, હવે જઈ લો ઈદ્રાસન;
અમર ગુરૂ રીસાવી આવ્યા, મઘવા હવો બળહીન.
ઘણા દૈત્યનું કટક ચડયું,રણ સુભટ ચડયા અસ્વાર;
સ્વર્ગ વિષે જઈ યુદ્ધ માંડયું, વર્ત્યો હાહાકાર.
પોતાતણાં ને પારકા, રણ મધ્યે નવ ઓળખાય;
દેવ દાનવતણું રણમાં, જુદ્ધ દારૂણ થાય.
વાજીત્ર વાજે ઊભય સૈન્યમાં, ગર્જના બહુ હોય;
મહા યુદ્ધ દારૂણ પ્રવર્ત્યું, તેને કળી ન શકે કોય.
ગુરૂ શુક્રની વિદ્યાથી ત્યાં, ઊઠે અસુર સર્વ;
ભયે ઈંદ્ર નાઠો સંગ્રામ મૂકી, તજી મનનો ગર્વ.
સુરપતિ આદે અમર સૌકો, ગયા નાસી વન;
રાક્ષસે રીધસીધ્ર સર્વે લીધી, વળિ લુટયું ઈદ્રાસન.
બંધ બાંધી દેવતાને, વિષમ દીધો માર;
એક ગુરૂ બૃહસ્પતિ વિના એમ, ભાગ્યો સુરનો અહંકાર.
ઈદ્ર આદે અમર સૌ કો, આવ્યા બ્રહ્મા પાસ;
સ્વામી શરણે રાખો અમને, અસુર ભયથી પામ્યા ત્રાસ.
ગુરૂજી રીસાવી ગયા, નથી આશ રેહેતી ભગવંત;
અસુર કોપ્યા સર્વ કો હવે,આવ્યો અમારો અંત.
ત્યારે પિતામહ વાણી વદે, સાંભળો સર્વ કુમાર;
ગુરૂ વિના રહેવા તણો, તમને નહિ અધિકાર.
ગુરૂ વિણ જ્ઞાન સુઝેનહીં ને,ગુરૂ વિણ જય નવ હોય;
ગુરૂ વિના નગુરા સહી, તમને ન માને કોય†.

બ્રહ્મ આજ્ઞાથી દેવ સર્વ મળી, ગુરૂ કર્યા વિશ્વરૂપ;
ફરિ કટક સજ કીધું સહી, રણ ચડયો મઘવા ભૂપ.
ઘણું યુદ્ધ કીધું વાસવે, રાક્ષસ કર્યા સંહાર;
ઈદ્રાસન મુકી રાક્ષસ સૌ, નાસી ગયા તત્કાળ.
ઈદ્રાસન પાછું મૂકાવ્યું ને, ઈદ્રની ફરી આણ;
પ્રભુએ ઈદ્રને કવચ આપ્યું, ત્રુઠયા સારંગપાણ.
કવચ પેહેરી દૈત્ય જીત્યા, ફરી બેઠો ઈદ્રાસન;
પણ ગુરૂ બૃહસ્પતિ વિના, દેખીયે સુનું સ્વર્ગભુવન.
બ્રહ્મવચનથી વિશ્વરૂપને, ગુરૂ કીધા દેવે;
ગુરૂ કૃપાથી ઈદ્રાસન તે, પાછું લીધું એવે.

વળણ.

પાછું લીધું તતખેવરે, રણમાં મઘવા જીત્યો સહી;
સપ્તાધ્યાય થયા પૂરણ, એ કથા ભાગવતની કહી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮ મું-રાગ વેરાડી.

શુકજી કહે સુણ રાજન, આ ષષ્ઠસ્કંધનું આખ્યાન;
વિશ્વરૂપ ગુરૂ કીધો દેવ, દૈત્ય સર્વ નાઠા તતખેવ.
નારાયણાત્મક મંત્રજ જેહ, ગુરૂએ મઘવાને આપ્યો તેહ;
જપે જાપ મંત્ર અષ્ટાક્ષર તણો, સહસ્રાક્ષ મન હરખ્યો ઘણો.
તે મંત્રથી હરી હવા તુષ્ટમાન, આવ્યા ઈંદ્ર પાસે ભગવાન;
કૃપા કરી આપ્યું વરદાન, દયાનિધિ ઉભા સંનિધાન.
કવચ નારાયણ આપ્યું હરી, નખશીખ અંગે રક્ષા કરી;
અંગન્યાસ કીધા મહારાજ, સુરપતિનાં સર્યાં શુભ કાજ.
શક્રને કૃપા કરી કરૂણાલ, અંતર્ધ્યાન હવા ગોપાલ;
નિત્યે જપ અષ્ટાક્ષર સોય, નારાયણ નામે જય હોય.

---

* પછી ઈદ્રે મનમાં ઘણો પશ્ચાતાપ કીધો હતો ને ગુરૂને ઘરને વિષે જઈ ગોત્યા પણ તે અલોપ થઇ ગયા જણાયા હતા.

† પછી બ્રહ્માએ કહ્યું કે તમે ત્વષ્ટાના દીકરા વિશ્વરૂપને ગુરૂ કરો. એ રીતે બ્રહ્માનાં વાકય સાંભળી ઈદ્રે વિશ્વરૂપ પાસે જઇને કહ્યું કે, આચાર્ય,બ્રહ્માની મૂર્તિ છે; વડીલ,પ્રજાપતિની મૂર્તિ છે;બાઇ,ઈદ્રની મૂર્તિ છે, મા સાક્ષાત્ પૃથ્વીની મૂર્તિ છે; બેન, દયાની મૂર્તિ છે; અને અતિથિ; પોતે ધર્મની મૂર્તિછે, માટે પીડા પામેલા અમો તારા વડીલ અને અતિથિ છિયે, માટે શત્રુથી થયેલી અમારી પીડાને તપથી મટાડતાં તારે અમારી આજ્ઞા પાળવી જોઇએ. તું કે જે વેદ જાણનારો છો તેને અમે ગુરૂ થવાની માગણી કરીએ છીએ. પછી વિશ્વરૂપે પ્રસન્ન થઇ ઈંદ્રાદિ દેવતાને કહ્યું કે જો કે પુરોહિતપણું ધર્મવાળા પુરૂષોએ ધીકારેલું છે, અને બ્રહ્મતેજ ક્ષય કરનારૂં છે, તથાપિ તમોએ માગણી કરી તેથી તે કામ હું સ્વીકારૂં છું, કેમકે વડીલનું કહ્યું માનવું એજ શ્રેષ્ઠ ધર્મ છે.

* આ આઠમા અધ્યાયમાં નારાયણ કવચથી રક્ષા થયેલી છે જેની એવા ઈદ્રે દૈત્યોને જીત્યા, તે નારાયણ કવચ વિશ્વરૂપે ઈદ્રને કેવી રીતે કહ્યું તે કથા પ્રસંગ છે.

**તવ પ્રશ્ન કરે પરીક્ષિત રાય,** નારાયણ કવચ કેવું કેહેવાય;
**વિસ્તારપૂર્વક કહો તે કવચ,** જેથી ઈંદ્ર રક્ષણ પામ્યો સત્ય.

**શુકદેવોવાચઃ-**

**સુણ એકાગ્રચિત્તથી ભૂપ,** વિશ્વરૂપે કહેલું કવચ અનૂપ;
**વિશ્વરૂપ ઈંદ્ર પ્રત્યે** ઓચરે, એ કવચ ભય સઘ ત્રાસ હરે.
**કોઇ ત્રાસ આવ્યો હોય ત્યારે,** નારાયણ કવચ કરે કાર્ય સિધરે;
**હાથ** પગ ધોઈ આચમન કરવું, ઉત્તરે મુખ કરી જનોઈ ધરવું.
**અષ્ટાક્ષર** દ્વાદશ મંત્ર ઉચારી, અંગન્યાસ કરન્યાસ કરી;
વાણી નિયમ મન રાખી રેહેવું, નારાયણ કવચ પેરી લેવું.
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૧
ॐ नमो नारायणाय મંત્ર કથી, ન્યાસ કરવો સર્વાંગે પ્રથમથી;
૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
પાગ ઘુંટણ સાથળ ને પેટ, હૃદય વક્ષઃસ્થળ મસ્તક સમેટ.
વર્ણાનુક્રમે ન્યાસ કરવું, કવચ પેહેરી સર્વાંગે ઉગરવું;
પછી ભણવું ॐ नमो भगवते वासुदेवाय,* દ્વાદશાક્ષર મંત્ર એ કેહેવાય.
એ મંત્રથી અંગુળી આદિ હસ્ત, ન્યાસ કરવો હસ્ત સમસ્ત;
પછી ओं विष्णवे नमः મંત્ર ભણવો, ઓં કાર હૃદયને સ્વામી ગણવો
વિકાર મસ્તકે, ષ ભ્રકુટી મધ્યે, ण શિખાએ, वे નેત્રે न સર્વ સંધિયે;
म કારનો मःअस्त्रायफट् એમ કહી, દિગ્બંધમાં જોડવો સહી.
પછે નારાયણનું ધ્યાન ધરવું, પછે નારાયણ કવચ ઉચરવું;
ઓં શબ્દનો પ્રથમ કરવો ઉચ્ચાર, કરવી સ્તુતિ તે નિર્વિકાર.
પ્રભુ ગરૂડગામી અષ્ટસિદ્ધિવાળા, અષ્ટબાહુ શંખચક્ર ધરનારા;
ગદા બાણ ધનુષ પાસ ધારી, હરિ ભગવાન રક્ષા કરજો મારી.
જળ જંતુ આદી વસે જેઓ વારી, મત્સ્યાવતાર રક્ષા કરજો મારી;
સ્થળમાં બટુકરૂપ વામન રક્ષજો, ત્રિવિક્રમ અંતરિક્ષમાં રક્ષા કરજો.
વનસંગ્રામાદિ સંકટસ્થળમાં, નૃસિંહભગવાન રક્ષાકરજો હરપળમાં;
વરાહભગવાન માર્ગમાં રક્ષાકરજો, શિખરે ફર્સુરામ શિતળ કર ધરજો.
પ્રવાસમાં રામ લક્ષ્મણ બંને ભ્રાત, રક્ષા કરજો લવ કુશના તાત;
અભિચાર આદિ ઉગ્ર ધર્મ જેહ, નારાયણ રક્ષા કરજો નિજ ગેહ.
નર ભગવાન ગર્વ મારજો, યોગભ્રંશથી દતાત્રેય તારજો;
કર્મબંધથી કપિલ દેવ રાખજો, સનત્કુમાર કામથી રક્ષા કરજો.
માર્ગે જાતા દેવ નમન ન હોય, હયગ્રીવ પ્રભુ રક્ષા કરજો સોય;
ભગવત્ સેવામાં વિઘ્ન જો થાય, નારદ મુનિ રક્ષા કરજો ત્યાંય.
પાપકર્મ કરે થાઉં નર્કાધિકારી, કચ્છાવતાર રક્ષા કરજો ત્યાં મારી;
કુપથ્યથી ધન્વંતરી રક્ષા કરજો, કામ ક્રોધ ઋષભદેવ હરજો.
લોકાપવાદ આવે કદિ અંગે, યજ્ઞાવતાર રક્ષા કરજો તત્પ્રસંગે;
લોકઉપઘાતસમે બળભદ્ર થજો સહાય, ક્રોધવશો શેષજી ગ્રહજોબાહ્ય.

વેદવ્યાસ મુકાવજો અજ્ઞાન, પાખંડ તજાવી બુદ્ધાવતાર દેજો જ્ઞાન;
કાળના મેલરૂપ કળિયુગથી સ્વામી, રક્ષા કરજો કલ્કી બહુનામી.
પ્રાતઃકાળમાં ગદા વડે મારૂં, કેશવ ભગવાન રક્ષા કરજો ચારૂં;
સંગવકાળે રક્ષા કરજો નાથ, વેણુધારી ગોવિંદ ધરજો હાથ.
પૂર્વાન્હકાળમાં રક્ષા કરજો મારી, સાંગધારી નારાયણ મુરારી;
મધ્યાન્હકાળે સંકટ આવે ઘણું, રક્ષા કરજો ચક્રધારી વિષ્ણુ.
અપરાન્હકાળમાં સહાય કરજો, ધનુષધારી મધુહા દુઃખ હરજો;
સાયંકાળે રક્ષા કરજો સ્વામી, ત્રિમુર્તિ માધવ અનંતનામી.
ઇંદ્રિયોના સ્વામિ શ્રીભગવાન, પ્રદોષકાળે રક્ષા કરજો રાખું ધ્યાન;
મધરાત અધરાત રક્ષા કરજો પ્રભૂ, પદ્મનાભ પરાક્રમી વિભૂ.
પાછલી રાત્રિના રક્ષજો ભગવાન, શ્રીવત્સધામા સંનિધાન;
પરોઢિયે રક્ષા કરજો મારી, જનાર્દન પ્રભુ શમશેર ધારી.
પ્રભાતે રક્ષજો દામોદર દક્ષ, સઘળી સાંધ્યે વિશ્વેશ્વર પ્રત્યક્ષ;
રક્ષાએ આવજો સર્વ દેવ, સચરાચર વ્યાપક પ્રભુ અવશ્યમેવ.
પ્રલયકાળ—અગ્નિ જેવાં તિક્ષણ ચક્ર, બાળ શત્રુ સૈન્ય પ્રત્યક્ષ;
વજ્રબળી પ્રભુ ભૂજે ગદા, ભૂત યક્ષ રાક્ષસના કર ચૂરા.
પ્યારી ગદા છે પ્રભુને પૂર્ણ, શત્રુને મારી કર તું ચૂર્ણ;
પ્રભુના પ્યારા પવિત્ર શંખ, પિશાચ બ્રહ્મ રાક્ષસને દે તું દંખ.
નસાડ પ્રથમ, પ્રેત રાક્ષસ આદિ, દુષ્ટ મારીને દે તું પ્રસાદી;
ખડ્ગ કાપ શત્રુ જે મુજ હોય, નેત્ર ઢાંક ઢાળ, દુષ્ટ ન જોય.
દુષ્ટનીદષ્ટિ હરિલઈ રક્ષાકરજો, ભગવતનામઅસ્ત્રે જંતુ લય થજો;
ગરૂડભગવાન કષ્ટ સર્વ કાપો, વિષ્વક્સેન નામથી અમરપદ આપો.
નામ, રૂપ, વાહન પ્રભુનાં જેહ, રક્ષા કરજો અમારી સર્વ તેહ;
બુદ્ધિ, ઈદ્રિ, મન અને પ્રાણ, પ્રભુ પાર્ષદ રક્ષા કરજો નિર્વાણ.
સર્વ જગત્ છે પ્રભુ સ્વરૂપ, નાશ કરજો ઉપદ્રવ ત્રિભુવન ભૂપ;
સર્વ સ્વરૂપે ને સર્વે કાળે, માયા મુકાવી મુક્તિ તું આળે.
દિશા ખુણા ઉંચે અને નિચે, બહાર અંદર અને સર્વ દિસે;
રક્ષા કરજો પ્રલ્હાદ હરિભક્ત, નૃસિંહ ભયથી મુકાવ્યું જગત.
એવું કવચ વિશ્વરૂપે દીધું, ઈંદ્રે પેહેર્યું કારજ તેનું સિધ્યું;
ધરી કવચ નારાયણતણું, જીતે જગત ભય નડે ન અણું.
એ વિદ્યા કવચ જેણે ધર્યું, રાય ચોર વ્યાધિ ગ્રહ ભય હર્યું;
રક્ષામંત્ર વિશ્વરૂપ કહે, મઘવા મનમાં હર્ષેજ ધરે.
આગે કૌશિકને કરૂણા કરી, આપ્યો મંત્ર નારાયણ હરી;
કૌશિક ઋષિ ભણે ગુણવાન, એવે મૃત્યુ આવ્યું સન્નિધાન.
નારાયણાત્મક મંત્ર આવડો કહ્યો, તે ભણતાં માર્ગમાંથી વહ્યો;
તે ભણતો પંથે મૃત્યુ પામિયો, તે મારગ એક ગાંધર્વ ચડિયો.
ચિત્રરથ તેનું અભિધાન, ગાંધર્વ બેઠો છે વિમાન;
તે બ્રાહ્મણને પંથ પ્રીછયો નહીં, ચલાવ્યું વૈમાન તેપર સહી.

* એ મંત્રથી હાથની સર્વ અંગુલી, હથેલી ને હાથનો ન્યાસ કરવો.

ચિત્રરથનું વિમાન બ્રાહ્મણને અડયું,તત્ક્ષણ તે ત્યાં ભાગી પડયું;
વિમાનના શત કટકા થાય, મન ચિત્રરથ ગાંધર્વ શંકાય.
ગાંધર્વને મન થયો છે ભય, તવ વદે વાલખિલ્ય ઋષિય;
એ બ્રાહ્મણનાં અસ્થિ જેહ, જઇ સરસ્વતિમાં પધરાવો તેહ.
તો એ વિમાન તારૂં ચાલશે, યશ મહિમાયે તું મહાલશે;
સુંણી એવું, ઋષીનાં અસ્થિ સર્વ, વીણીને કર ગૃહ્યાં ગાંધર્વ.
સરસ્વતી તણે તીર લઇ જાય, જઇ નાખ્યાં તે બ્રહ્મ જળમાંય;
તે ઋષિનો હવો વૈકુંઠ વાસ, કૃપા કરી તેને અવિનાશ.
ગાંધર્વ અસ્થિ પધરાવી કરી, વિમાને પછી આવ્યો ફરી;
તત્ક્ષણ વૈમાન ચાલ્યું આકાશ, ગાંધર્વ મનમાં પામ્યો ઉલ્હાસ.
પુષ્પ વૃષ્ટિ ગગનથી થાય, જય મંગળ વાણી બોલાય;
એ નારાયણાત્મક મંત્રાખ્યાન, જેહ સાંભળે ધરીને ધ્યાન.
તેને કરૂણા કરે ગોવિંદ, અહોરાત્ર રહે મન આનંદ;
સાંભળતાં વેરી વશ થાય, દેહી પવિત્ર સંસાર છુતાય.
માટે સંતને સાંભળવું સહી, મુની શુકજીએ વાણી કહી.
નારાયણ નામે ઉદ્ધાર, દુસ્તર ભવ હરિ ઊતારે પાર;
નારાયણ નામે વૈકુંઠવાસ, સદા હરી રહે તેની પાસ.
નારાયણ નામે ભય વામીએ, નારાયણ નામે સુખ પામીએ;
નારાયણ નામે તન મન ધન, નારાયણ નામે પાપ દહન.
નારાયણ નામે વ્યાપાર, આપે રિધ્ધ સિધ્ધ વિશ્વાધાર;
યશ કીર્તિ નારાયણ નામ, જેથી પામાયે વૈકુંઠ ધામ.

**વળણ.**

વૈકુંઠ ધામ નારાયણ નામે, સાંભળ પરીક્ષત રાયરે;
અષ્ટાધ્યાય હવા પુરા, આ ષષ્ઠસ્કંધ કથાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે નારાયણ કવચં નામાષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥**

---

## અધ્યાય ૯ મો.*

### કડવું ૯ મું-રાગ મારૂ.

શુકજી બોલે સાંભળ હવે રાયરે, વિશ્વરૂપની જેહ કથાયરે;
દેવે ગુરૂ કીધો છે જેહરે, દૈત્યોનો છે ભાણેજ તેહરે.
ઘણું શોભે અંગનું વાર્ણરે, વિશ્વરૂપને મસ્તક ત્રણરે;
એકે કરે સોમ† પાનરે, એકે ભક્ષ ભોજન‡ પકવાન્નરે.
એકે સુરાપાન મુખમાંથીરે, કલવિંક પક્ષી થયા છે ત્યાંથીરે.
દેવોને ભાગ પ્રત્યક્ષ આપેરે,(તેથી)આનંદ અમર સૌને વ્યાપેરે;
(પણ) દેવતાથી છાનો જોઇ લાગરે, દૈત્યને આપે ગુપ્ત ભાગરે;
તે તો મોસાળના પક્ષ માટરે, તેથી દેવને થાય ઉચાટરે.
તેવી ઇંદ્રે જાણી વાતરે, આ તો અદ્ભુત અતિ ઉત્પાતરે;
સહસ્રાક્ષને ચડિયો કોપરે, કરૂં વિશ્વરૂપનો લોપરે.
ઇંદ્ર આકુળવ્યાકુળ થાયરે, મન ક્રોધ સહ્યો નવ જાયરે;
તેનાં રક્ત હવાં લોચનરે, જેવી પાવક જ્વાલ દહનરે.
હવી ભ્રકુટી ચક્ર કોદંડરે, દીર્ઘ ધનુષાકાર પ્રચંડરે;
વજ્ર ગૃહીને સુરનો નાથરે, ઘણું કોપિયો સુરનો સાથરે.
સર્વ અમર શું આવ્યો ત્યાંહિરે, વિશ્વરૂપ યજ્ઞ કરે જ્યાંહિરે;
મઘવાને મન ઘણી રીશરે, માર્યું વજ્ર ગુરૂને શીશરે.
મસ્તક ત્રણે થયાં છે દહનરે, કીધું વિશ્વરૂપનું પતનરે;
પડી ત્રણે મસ્તકની હારરે, તવ વર્ત્યો હાહાકારરે.
દેખી દુઃખ પામ્યા દૈત્ય માત્રરે, એ શું કર્મ કીધું કૂપાત્રરે;
ચડી બ્રહ્મહત્યા ઇંદ્રને શીશરે, મન પસ્તાય વજ્રાધીશરે.
ઘણી બીકથકી સુર રાયરે*, મુકી આસન વનમાં જાયરે;
ત્યાં કીધું જપ તપ ધ્યાનરે, પ્રભુ આવ્યા શ્રી ભગવાનરે.
એક† યજ્ઞ કરાવ્યો હરી આપરે, તેથી છૂટયો હત્યાનું પાપરે;
(પછે) બ્રહ્મહત્યાએ કીધો પ્રણામરે, સ્વામિ આપોને વસવા ઠામરે.
હું કયાં રહું કેણે ઠારરે, ત્યારે સ્થાનક આપ્યાં ચારરે;
ચારે ભાગે વેહેંચી હત્યાયરે, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે.
એક ભાગ અવનીને આપ્યો સોયરે, ભુમિ ખારી‡ તેણે હોયરે;
બીજો ભાગ આપી વૃક્ષને હત્યાયરે, તપાપે લાખ§ ગુંદર થાયરે.
ત્રીજો ભાગ સ્રીને‖ હત્યાયરે, નારી રજસ્વળા ¶ તેણે થાયરે;
ચોથી જળને× આપી હત્યાયરે,તેણે લીલ** ફીણોટા થાયરે.
ત્રણ લેહેર નીરને દીજેરે, પછી પવિત્ર પાણી પીજેરે;
એમ હત્યા ભાગ ચોપાસરે,વેહેંચી હત્યાનો કીધો નાશરે.

---

* આ નવમા અધ્યાયમાં ક્રોધથી ઈંદ્રે વિશ્વરૂપને મારી નાખ્યો તેથી ત્વષ્ટાએ વૃત્રાસુરને પેદા કર્યો, ને તેથી ભય પામી દેવતાએ ભગવાનની સ્તુતિ કરી તથા ભગવાને દધીચિના અસ્થિનું વજ્ર બનાવવાનો ઉપદેશ દીધો તે કથા પ્રસંગ છે.

† સોમપાન કરવાવાળા મસ્તકમાંથી કપિંજલ પક્ષી થયા કેહેવાયછે.

‡ ભક્ષ ભોજન કરવાવાળા મસ્તકમાંથી તેતર પક્ષી થયા કેહેવાયછે.

* જો કે બ્રહ્મહત્યાનું નિવારણ કરવા ઈન્દ્ર સમર્થ હતો, તોપણ એક વર્ષ સુધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કીધું, ને વર્ષ પુરૂં થયા પછી લોકાપવાદ દૂર કરવાને માટે ચાર ભાગે તેને વેહેંચી દીધી છે.

† આ દોઢ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

‡ જે ખારો ભાગ તે બ્રહ્મહત્યા જાણવી.

§ જે ગુંદરનો ભાગ તે બ્રહ્મહત્યા જાણવી.

‖ એક ભાગ હત્યા સ્રીઓએ લીધી તે એવી બોલીથી કે જણવા સુધી મૈથુન થાય તોપણ ગર્ભને ઇજા આવે નહિ.

¶ માસે માસે જે રજ આવે છે તે બ્રહ્મહત્યા જાણવી.

× એક હત્યા જળે લીધી તે એવી બોલીથી કે, અમને ઉલેચી નાખે તોપણ પાછાં તેટલાંજ થઇ રહીએ.

** લીલ આદિ જે બાઝે છે તે બ્રહ્મહત્યા જાણવી.

નિષ્કલંક* હવો સુર રાયરે, તેને ઉતરી બ્રહ્મહત્યાયરે;
જઇબેઠો પછી નિજ આસનરે, પછે મનાવ્યા બૃહસ્પતિમુનિજનરે.
જઇ પ્રાણમી લાગ્યા પાયરે, ફરી આવ્યા નિજપુર માંયરે;
હવે સાંભળ રાય વિખ્યાતરે, વિશ્વરૂપનો કીધો ઇંદ્રે પાતરે.
ત્વષ્ટા પ્રજાપતિ તેનો તાતરે, પુત્રવધની સાંભળી વાતરે;
અતિ ક્રોધ હવો ઉત્પન્નરે, હૈયે લાગ્યો હુતાશનરે.
ઇંદ્રરાયને હણવા કામરે, એક યજ્ઞ માંડયો તેણે ઠામરે;
પૂર્ણ આહુતી કીધી વિવેકરે, ત્યારે પુરૂષ પ્રગટ હવો એકરે.
ઘોર શબ્દ શરીર પ્રચંડરે, શીર અડકયું જઈ બ્રહ્માંડરે;
બસેં યોજન તેની કાયરે, ભુજા દંડની સબળ સંખ્યાયરે.
તેનાં નેત્ર મહા વિક્રાળરે, જાણે પાવક નાંખે જ્વાળરે;
કાળું મેઘ શ્યામ શરીરરે, મોટા દંત તે વૃક્ષ સમીરરે.
પ્રૌઢ પર્વત જેનું શરીરરે, ભ્રગુટી ચડી દારૂણ શીરરે;
જાણે કરશે પ્રલય સર્વરે, દેખી સુરે તજ્યા મન ગર્વરે.
તેનું વૃત્રાસુર† એવું નામરે, ત્વષ્ટા પ્રજાપતિને કર્યો પ્રણામરે;
સ્વામી વિશ્વરૂપનો વધકારીરે, તેને હમણાં નાંખું સંહારીરે.
કહો તો ત્રિભુવન ગ્રાસું મહારાજરે, ઇંદ્ર કયાં જશે જીવતો આજરે;
એવું કહીને ઉઠયો જોધરે, હૃદયે દારૂણ ધરતો ક્રોધરે
આવે ઉતાવળો તતખેવરે, દેખી ભય પામ્યા છે દેવરે;
ઘણું દૈત્ય સૈન્ય છે સાથરે, આવ્યો શીઘ્ર જહાં સુરનાથરે.
દીઠો આવતો થકો આકાશરે, મઘવા મનમાં પામ્યો ત્રાસરે;
આસન તજીને સુર રાયરે, દેવ‡ સૌ સાથે નાઠા જાયરે.
અમર આવ્યા હરીને શર્ણેરે, જઇ વિનવીયા શ્યામવર્ણેરે;
અજ ઇંદ્રાદિક સ્તુતિ§ બોલેરે, સ્વામી નહીં કો તમારે તોલેરે.
અનેક સમે કલ્પાંત ને કાળરે, તમો પ્રગટયા દીન દયાળરે;
તમ નાભિકમળને ધન્યરે, જહાં બ્રહ્મા હવા ઉત્પન્નરે.
ત્યાં વાયુ કરે અતિ ગતીરે, મહારે પડિયા બ્રહ્મપતીરે;
ત્યાં શુશ્રૂષા હરી તમો કીધીરે, દુઃખ આરત સૌ હરિ લીધીરે.
જ્યારે પીડા અમને થાયરે, ત્યારે પ્રભુ કરોછો અમને સહાયરે;
અમને તમારો આધારરે, શર્ણ રાખો હો વિશ્વાધારરે.
હવે કરૂણા કરો શ્યામવર્ણરે, નહીંતર આવ્યાં અમારાં મર્ણરે;
એવી સ્તુતિ કરીને અનંતરે, દેવે સંતાપ્યા શ્રી ભગવંતરે.
થયા પરમેશ્વર તુષ્ટમાનરે, આવી બોલ્યા શ્રીભગવાનરે;
જ્યારે દીઠા વૈકુંઠરાયરે, ત્યારે દેવ નમ્યા સૌ પાયરે.
હસી બોલ્યા તવ વૈકુંઠનાથરે, તમો સાંભળો સૌ સુરસાથરે;
વૃત્રાસુરને હણવા કાજરે, એક ઉપાય કરો તમો આજરે.
મુનિ દધીચિ બેઠા છે જ્યાંહિરે, તમે જાઓ અમર સૌ ત્યાંહિરે;
દધીચિ ઋષીનાં અસ્થિ જેહરે, તમો સુર જઇ જાચો તેહરે.
અશ્વિની કુમાર* ભણ્યા તે કાજેરે, ઋષિ અસ્થિ† આપશે તે માટેરે;
મુખે નહિ કરે નકારરે, એમ બોલે શ્રી વિશ્વાધારરે.

---

* આ દોઢ કડીની મતલબ મૂળ ભાગવતમાં નથી.

† ચિત્રરથ રાજાને પાર્વતીએ શાપ દીધો તેથી તે વૃત્રાસુર થયો એ વાત આ સ્કંધના ૧૭મા અધ્યાયમાં છે.

‡ પ્રથમ તો દેવતાઓ લડયા પણ હાર્યા એટલે ભાગી ગયા હતા

§ દેવતા સ્તુતિ કરે છે કે-વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક, બ્રહ્માદિક અને અમે પણ ભય પામી જેની આજ્ઞા પ્રમાણે ચાલીએ છીએ, તે પરમેશ્વર અમારા રક્ષક થાઓ. જે અમારા આત્મારૂપ, ઇષ્ટદેવ, સર્વરૂપ, સર્વથી અન્ય, સર્વના પરમ કારણરૂપ, પ્રધાન પુરૂપ રૂપ, અને શરણાગતનું રક્ષણ કરનાર છો તેને અમે શરણે જઇએ છિએ. એ રીતે ઘણા પ્રકારે સ્તુતિ કરી. તે પછી ભગવાને તેઓને તેઓનાં હૃદયમાં દર્શન દીધું, ત્યાર પછી બહાર પ્રકટ રૂપે દર્શન દીધું એટલે દેવતાઓએ પાછા પગમાં પડી બીજી વખત સ્તુતિ આ પ્રમાણે કીધી-આપ કે જે યજ્ઞરૂપિ સામર્થ્ય વાળા છો, કાળરૂપ છો, દૈત્યોપર ચક્ર ફેંકનાર અને સુંદર નામવાળા છો, તેમને વારંવાર પ્રણામ કરૂંછું. હે પ્રભો, આપ ત્રણ ગુણના સ્વામિ છો, તેઓનાં ત્રણ ગુણથી પર નિર્ગુણ સ્વરૂપને જાણવાને કોઈ પણ સમર્થ નથી. આપની લીલાનો પ્રકાર ન સમજી શકાય એવો છે. કેમકે આશ્રય રહિત અને નિર્ગુણ આપને અમારી સહાયતાની ગરજ ન રાખતાં નિર્વિકાર સ્વરૂપથીજ આ જગતને સરજો છો, પાળો છો, ને સંહાર કરો છો. સર્વાંતર્યામીપણાને લીધે સર્વ વિષયોના પ્રકાશ કરવા ઉપરથી જાણવામાં આવતા જે આપ છો તેને શ્રુતિઓ એક રૂપજ બાકી રાખે છે. હે ભગવાન્! આપ કે જે, સર્વ જગતની ઉત્પત્તિ. સ્થિતિ અને પ્રલયકાળમાં નિમિત્તરૂપ થતી દિવ્ય માયાથી વિનોદ કરનાર છો, સઘળા જીવોના સમૂહોના અંતઃકરણોમાં બ્રહ્મસ્વરૂપ તથા અંતર્યામી સ્વરૂપથી અને બહાર પ્રધાન રૂપથી સર્વનાં મૂળ કારણને લીધે દેશ કાલાદિ દેહની અવસ્થાનો અનુભવ કરનારા છે અને બુદ્ધિ આદિ સઘળા પદાર્થોના સાક્ષી, નિરંજન સ્વરૂપ, પરમાત્મા તથા પરબ્રહ્મ છો, તેમની પાસે અમારે કંઇ કંઇ બાબત જણાવવી જોઇએ, એવા ઇશ્વરને અમે પ્રણામ કરીએ છીએ. [ મૂ. ભા. ટી.

* દધીચિ બ્રહ્મવિદ્યામાં પરિપૂર્ણ છે એમ ધારી અશ્વિનીકુમારે આવીને તેમને કહ્યું કે અમને બ્રહ્મવિદ્યા આપો. દધીચિએ કહ્યું કે હમણાં હું કામમાં છું માટે પછી આવજો. એવો ઉત્તર સાંભળી અશ્વિનીકુમાર ઉઠયો કે તરત ઇંદ્રે આવી ઋષિને કહ્યું કે, એ વૈદ્યોને તમે વિદ્યા આપશો મા, ને જો આપશો તો હું તમારૂં માથું કાપી નાખીશ. એમ કહી ઇંદ્ર ગયા કે તરત અશ્વિનીકુમાર આવ્યા. દધીચિએ જ્યારે ઇંદ્રે કહેલી વાત અશ્વિનીકુમારને કહી ત્યારે અશ્વિનીકુમારે કહ્યું કે અમો પ્રથમથીજ તમારૂં માથું કાપી ઘોડાનું માથું ચડાવશું, તે અશ્વમુખેથી તમારે અમને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરવો. તે પ્રમાણે ઇંદ્રે માથું કાપી નાખ્યા પછી પાછું અશ્વિનીકુમારે માથું ચડાવ્યું છે.

† ભગવાને કહ્યું કે, એ માટે દધીચિનું માથું કાપ્યાથી તમને પ્રાયશ્ચિત લાગશે નહિ ને તમો અસ્થિ લીધા બાદ અશ્વિનીકુમાર તેમને (દધીચિને) જીવતા કરશે ને ઇંદ્રનું પણ રહેશે.

પછી વજ્ર તેનું સોયરે, વિશ્વકર્માથી તે ઘડાયું હોયરે;
નીપજશે તેનું વજ્રાયુધરે, ગૃહી દૈત્યશું કરજો યુદ્ધરે.
તેહ વજ્ર વિના એની દેહરે, બીજા કશાથી ન મરે એહરે;
ઈંદ્ર વજ્ર કરમાં સાહેરે, તેથી શીર તેનું છેદાયરે.
એવું કહી શ્રી ભગવાનરે, હરી હવા અંતર્ધ્યાનરે;
દીધી અમરને જે શીક્ષાયરે, કરતા હવા તેહ ઉપાયરે.

વળણ.

કરે તેહ ઉપાય અમર સૌ, વર પામી પાછા વળ્યારે;
શ્રોતા જન મુખ હરી ભણો, હરી ગુણ જાયે નવ કળ્યારે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે ષષ્ઠસ્કંધે નવમોધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.*

### કડવું ૧૦ મું-રાગ વેરાડી.

શુકજી વાણી એણીપેરે બોલે, સાંભળો પરીક્ષિત રાય;
અમર સૌકો ટોળે મળીને, દધીચિ ઋષી કને જાય.
સ્તુતિ સ્તવન પ્રણામ કરી, જઇ ચર્ણે નમાવ્યાં શીશ;
દધીચિ ઋષિએ દેવ સર્વને, દીધી છે આશીષ.
આદરમાન દીધાં અમરને, આપીયાં આસન;
અમર પ્રત્યે બોલીયા ત્યાં, દધીચિ ઋષિ વચન.
શા અર્થે આવ્યા આ સ્થાનક, અમ સરખું કાંઇ કામ;
તેણે સમે ત્યાં ઇંદ્રે આવી, કર્યો દંડ પ્રણામ.
સ્વામી વૃત્રાસુર રાક્ષસ પ્રગટ્યો, મહા બળિયો અહંકારી;
દેવ ઋષી જન માનવ પીડયા, ઘણી પ્રજા સંહારી.
તેના ભયથી અમો નાઠા, મનમાં પામ્યા ત્રાસ;
વન વિષે અમો જઇ રહ્યા, તવ વાણી હવી આકાશ.
વૃત્રાસુર મહા બળી છે, કોથી નહીં જીતાય;
એ પાપીને હણવા અર્થે, કરજો એક ઉપાય.
દધીચિ ઋષી કનેથી અસ્થી, જાચી લાવો દેહનું;
વિશ્વકર્મા પાસે જઇને, વજ્ર ઘડાવો તેહનું.
એ આયુધ કરમાં ધરી, જ્યારે વઢશે વજ્રાધીશ;
તે વજ્ર યોગે વૃત્રાસુરનું, શીઘ્રે છેદાશે શીશ.
તે માટે અમો અહિં આવ્યા છીં, અસ્થી યાચવા સ્વામી;
ત્રિભુવન જન સર્વ ઉગરશે, તમથી અંતર્યામી.
એવાં વચન સુણી અમરનાં, ઋષિ દધીચિ વિમાસે મન;
સૌ દેવ મળી યાચે મુજ અસ્થી, રક્ષવા ત્રિભુવન જન.
આ દેહી અમરને અર્થે, પ્રાણ તજું તતખેવ;
પછી સુરીનર પ્રત્યે વાણી, બોલીયા ઋષિ દેવ.
તમો સૌ મળી માહરાં, અસ્થિ યાચો છો આજ;
પણ દેહી તજતાં છે દોહેલું, અપાર સુરના રાજ.
પણ તમ અર્થે આ મિથ્યા દેહી, કૃતારથ થાય મારી;
જન્મ સાર્થક થયો મારો, એમ મેં વાત વિચારી.
તે સમે ઉત્તર મુખે બેઠા, ઋષિ કરી દર્ભાસન;
ધરણીધરનું ધ્યાન ધર્યું, આરાધ્યા જગજીવન.
દધીચિ ઋષિએ ચિત્ત આરોપ્યું, ચતુર્ભુજને ચર્ણે;
કર મધ્યે જપમાળા ગૃહીને, કરે હરીનું સ્મર્ણ.
એવી રીતે યોગ ધ્યાને, દેહ તજ્યો તાત્કાળ;
ઘણી શોભા સાથે પહોંચ્યા, વૈકુંઠ શ્રી તે દયાળ.
પછી ઇંદ્રે અસ્થિ ઋષિ શરીરનાં, કઢાવ્યાં તે વાર;
વિશ્વકર્માને તેડાવી આપિયાં, તે વજ્ર કરવા નિર્ધાર.
વિશ્વકર્માએ વજ્ર ઘડીયું, વિદ્યુત્ કાર્ણાકાર;
જળહળે જ્યોતિ તેજ અદભુત, તીવ્ર દારૂણ ધાર.
વિશ્વકર્માએ કળા પોતાની, સૌ વાપરી તે કાળ;
તે ઇંદ્રને આપિયું સહી, હરખિયો સુર ભૂપાળ.
ઇંદ્ર ઐરાવતે ચડિયો, કર વજ્ર ધર્યું તત્કાળ;
શંખ નાદે દશો દિશાથી, આવી મળ્યા સુર બાળ.
અંતરિક્ષ માર્ગે યુદ્ધ કરતો, આવીયો સુર રાય;
તેત્રીશ કોટિ સાથ યોદ્ધા*, અમરની શોભાય.
દળ† સર્વ સાથે આવ્યો વૃત્રાસુર, રોપિયો રણસ્થંભ;
અન્યોન્ય શંખનાદ થયા, ને યુદ્ધનો કર્યો આરંભ.
ખડ્ગ ખેડાં ઝળાહળ ફરસી, ચકમકતી તલવાર;
સેળભેળા દેવદાનવ, કરે મારો માર.
તેટલામાં વૃત્રાસુરનું, સૈન્ય નાઠું જાય;
વૃત્રાસુરે સેનાને, કહ્યો આ ઉપાય.

---

* આ દશમા અધ્યાયમાં દધીચિનાં હાડકાંથી બનાવેલું વજ્ર લઇ ઇદ્રે દેવતા સહિત વૃત્રાસુર અને તેના સંબંધી દૈત્યો સાથે યુદ્ધ કર્યું તેનો કથા પ્રસંગ છે.

* રૂદ્ર, વસુ, આદિત્ય, અશ્વિનીકુમાર, પિતૃ, અગ્નિઓ, વાયુ, ઋભુ, સાધ્ય અને વિશ્વદેવાઓ તે સેનામાં મુખ્ય હતા.

† નમુચિ, શંબર, અનર્વા, દ્વિમૂર્દ્ધા, ઋષભ, અંબર, હયગ્રીવ, શંકુશિરા, વિપ્રચિત્તિ, અયોમુખ, પુલોમા, વૃષપર્વા, પ્રહેતિ, હેતિ, ઉત્કલ, સુમાલી અને માલી વગેરે હજારો રાક્ષસો તેની સેનામાં હતા. તે દૈત્યો ઘણા ઘણા પ્રકારના અસ્ત્રોથી લડયા. છેવટે વૃત્રાસુર તરફના દૈત્યો ભાગ્યા હતા.

**વૃત્રાસુર વચનઃ-**

જન્મે તેને જાવું છે, નાઠે મુકો મામ;
ધિક્ક ધિક્ક સર્વેથી શૂરો, બોળ્યું જનમાં નામ.
મરણથી યશ બહુ મળે, પરલોકે સુખાસંન;
સ્વર્ગતણી અપ્સરા સર્વે, પ્રેમે ભેટે તંન.
યોગ યાગથી યુધ્ધે મરવું, ભલું બહુ કહેવાય;
યુધ્ધે પાછી પાની કરે, તેના પૂર્વજ નરકે જાય.
પછે ઘણા કાળ યુદ્ધ કીધું સહી, કેમે ન આવે અંત.
ત્રેતાયુગે નર્મદા તીરે, વઢયા તે બળવંત;

વળણ.

વઢયા એ બળવંત રણમાં, યુદ્ધ અપરિમિત થાયરે;
ભાગવત ષષ્ઠસ્કંધ કથાનો, પૂર્ણ દશમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે દશમો-ધ્યાયઃ ॥ ૧૦ ॥**

---

## અધ્યાય ૧૧ મો.*

### કડવું ૧૧ મું-રાગ મારૂ.

શુકજી બોલીયા સુણ પરીક્ષિતરાય, ઘણું† દેવદાનવને યુદ્ધ થાય;
ત્રીવ્ર આયુધ્ધ કરમાંહે ધરતા, હોકારના શબ્દ ખંખાર કરતા.
સજી ટોપ ટાટર બખતર ભાલા, ઘણા સ્વાર ને છે ઘણા માંહે પાળા;
લથબથ ઉન્મત્ત સમર્થ શૂરા, પડે ઘાય છેદાય ને થાય પૂરા.
મહા યુદ્ધ આયુધ્ધ રણમાંહે મારે, પડે શીશ પૃથ્વિ ઉપર ખડગ પ્રહારે.
ભુંગળ ને સાંગ તલવાર બાણ, વાગે અંગ અભંગ ને જાય પ્રાણ.
મુગદલ તોમર ગ્રહી ગુર્જ હાથે, અન્ય મારે કરી રીસ માથે.
ભીડમાળ ખજુવા ખંજર ધારી, અખંડ લોહદંડ પ્રચંડ ધારી.
છુટે ચક્ર બંદૂક ને નાળ ગોળા, દેખી નાસતાં દૈત્યનાં ટોળેટોળાં.
સણસણાટ કરતાં શર બાણ છૂટે, ભેદતા હૃદેલોળ કપોલ ફૂટે.
ભલાં પંચ શબ્દી વાજીત્ર વાજે, ઘન ગર્જના ઘોર ગંભીર ગાજે.
નાઠા દૈત્ય દશોદિશા મામ મૂકી, પડે આખડે મારે ધશી દેવ ઢુંકી.
ઘણા દૈત્યનો નાશ ક્ષણમાંહે કીધો, જીત્યો સંગ્રામ યશ શક્રે લીધો.
વૃત્રાસુર તે નાસતો સૈન્ય દેખી, મઘવા પ્રત્યે બોલતો મર્મ દ્વેષી.

**વૃત્રાસુરવચનઃ-**

જે નાસતા પુરૂષ સંગ્રામ હારી, તેને રણમાંશું હણે વજ્રધારી?
રણ નાસતા પુંઠે સુભટે ન જવાય, વીર હોય તો સેહેજ બળીહાંક થાય.
એવું કહીને આવ્યો ઈંદ્ર સામો, દેખી દેવનો સાથ સૌ ત્રાસ પામ્યો.
કહે ઈંદ્રને બળ હોય તુજ હાથે, તો યુદ્ધ કરી શકશે તું મુજ સાથે.

**શુકવચનઃ-**

વૃત્રાસુર ઈંદ્ર સંગ્રામ માંડયો, રણભોમ્યનો ઠામ કોણે ન છાંડયો.
વાહનથી ઉતરીયા વીર બળીયા, વઢયા મલ યુદ્ધ નવ જાયે કળીયા.
પાડી ચીસ રીશે અંગ ઝાલે, માહા મોહું આયુધ્ધ અંગે પછાડે.
શરીરે શરઘાત શોણીત ધાર, શોભે દેવીના કુંભ પાછળ જ્વાર.
મારે વૃક્ષ મોટાં સમૂળાં ઊપાડી, કરે પાષાણના પ્રહાર પર્વત ફાડી.
એવો દેવદાનવ સંગ્રામ થાય, ભંગાણ ભુંબાણ સહસ કપાય.
મહા મોટા જોદ્ધા બહુ વિદારે, શરીરે નહિ શુદ્ધ ને ઘાય મારે.
કેશ વૃક્ષ સમાન શરીર ભાસે, દેખી જુધ દારૂણ સુભટ ત્રાસે.
મુખે દૈત્ય ગર્જતો છે શ્યામ કાળો, આવી ઈંદ્ર સામો દંસીદંત પાળો.
દ્વિનેત્ર દાવાનળ અગ્નિ જ્વાળ, ક્રોધે મુછ ફરકે જેમ સર્પ કાળ.
દોડી શક્ર સામો આવ્યો દોટ દેતો, વાગે દેવનાં શસ્ત્ર સંગ્રામ લેતો.
ઉગ્ર આયુધ્ધ ઈંદ્ર ઉપર નાંખે, મુખે ગર્વ વાણી ઘણી દુષ્ટ ભાખે.

**વૃત્રાસુર વચનઃ-**

બળ હોય જો સુરપતિ અંગ તારે, તો આવ મુજ સાથ બાથ મારે
રણ યુદ્ધ મૂકી રખે જાય નાસી, સંગ્રામ તજતાં કરે દેવ હાંસી.
ઘણા દૈત્ય અમારા પૂર્વે સંહાર્યા, કરી કપટ સર્વે છેતરીને માર્યા.
આજ જોઉં બળ સર્વ હું તારૂં, ન મૂકું મઘવા તુજને હું મારૂં.
અલ્યા બ્રહ્મહત્યારા ગુરૂ હત્યારા, મૂજ બંધુને મારણહારા;
શત્રુ તું સદાનો થયો મારો, હવે ઉગરવાનો નથી તુજને આરો.
મારીશ તુજને પ્રચંડ યુદ્ધ કરીશ, તારી કીર્તિને સહજમાં હણીશ.
રાક્ષસ પેરે કરે તું કૃત્ય, ધિક્ક ધિક્ક અધર્મી ઓ ઈંદ્ર.
આવ હાથ જોજે હવે મારો, સઘ લઈશ હું પ્રાણ હવે તારો.
કદાપિ તું મુજને મારશે, કર્મ બંધનથી છુટી તારશે.
નાંખ નાંખ અમોઘ અસ્ત્ર તારૂં, ઝટ શીર કાપ હવે તું મારૂં.
વ્યર્થ જાશે ન તારૂં એ વજ્ર, નિશ્ચે મુજ શિર છેદશે એ વજ્ર.
બન્યું અસ્ત્ર એ દધીચિના તેજનું, અસ્ત્ર વજ્ર થયું એ હું જાણું.
વળી જ્યાં પ્રભુ પોતે હોય, વિજય લક્ષ્મિ ને ગુણ સર્વ સ્હાય.
થશે તારો વિજય એ જાણું, પણ ભય હું મને નવ આણું.
કરશે નાશ મારો તું સહેજે, તેથી અમર થશે મારી દેહ જે.
એ પ્રભુ કૃપા મળવી ન સેહેલ, માર માર કર શક્ર તું પેહેલ.
કરે વૃત્ર પ્રભુનું સ્તવન, કરો પાપીને એ પ્રભુ પાવન.
નથી જોઇતી રિદ્ધિ ને સિદ્ધિ, નથી જોઇતી મુને નવનિધિ.
ઇચ્છતો નથિ સ્વર્ગ પતાળનું રાજ, નથી બ્રહ્મલોક જોઇતા આજ.

---

* આ અગિઆરમા અધ્યાયમાં ઇંદ્ર સાથે યુદ્ધ કરતાં વૃત્રાસુરે ભક્તિ અને જ્ઞાનયુક્ત કેટલીક વાતો કીધી તેની કથા છે.

† અહિંથી માંડી નીચેની ૧૩ લીટી સુધીની તમામ વાત મુળ ભાગવતના દશમા અધ્યાયમાં છે.

હું માયામાં ભોળવાયો, તેથી થયો છું બહુ બહુ હરાયો.
તેને તારો મભૂ અંતર્યામી, દેહ વાસના કાઢજો બહુ નામી.
મઘવાને એમ ચેતાવ્યો બહુ, પછે લડવાને લાગ્યા સહુ.

વળણ.

મઘવા પ્રત્યે, એમ કહે વૃત્રાસુર રાયરે;
એકાદશ અધ્યાય હવા પૂરણ, ષષ્ઠસ્કંધ તણી કથાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે એકાદશોધ્યાયઃ ॥૧૧॥**

---

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૨ મું–રાગ સામેરી.

શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિતરાય;
વૃત્રાસુરને ઈંદ્રના, યુદ્ધનો કહું મહિમાય.
બાણ વૃષ્ટિ કરે ઘણી ત્યાં, થઈ રહ્યો અંધકાર;
ગદા ખડ્ગ પરીઘ ફરસી, તીવ્ર દારૂણ માર.
અપાર ઝળકે જગન મહામણી, રત્ન હીરા જોડ;
શોભે ઘનવાદળ વિષે જેમ, ચળકતી વિદ્યોત.
સામ સામા આવીયા રણ, વૃત્રાસુર ને શક્ર;
શબ્દ ઊઠે વાણી છુટે, ગડગડે રથ ચક્ર.
વીર ઝુઝે ધર્ણ ધ્રુજે, ન સૂજે રવી તેજ;
સબળ બળ કલ્પાંત કરતા, પરાક્રમી રણરેજ.
જેમ વઢે દંતી ક્રોધશું, મદ ભર્યા મહા વિક્રાળ;
એમ વૃત્રાસુરને ઇંદ્રનું, યુદ્ધ થયું તેણે કાળ.
પૂછે ગૃહી ગજ ફેરવે રણ, કરે બળિયા પ્રહાર;
પાષાણ શીખર શિલા પર્વત, કરે વૃષ્ટિ અપાર.
વૃત્રાસુર ક્રોધે ચડયો, મહા યુદ્ધ કીધું એવ,
તે સમે રણમાં થકી, નાશી ગયા સૌ દેવ.
પછી ઈંદ્ર ઉપર ધસ્યો રાક્ષસ, કરે ત્યાં બહુ માર;
તેણે સમે શક્રના દળમાં, હવો હાહાકાર.
પછી વૃત્રાસુરે એક શીલા, મારી દીસતી પ્રચંડ;
વજ્ર પ્રહારે સુરપતીયે, આવતી કીધી શત ખંડ.
પછી ક્રોધથી ત્યાં વૃત્રાસુરે, માર્યું ઉપાડી ઝાડ;
ઈદ્રને વાગ્યું સહી, તેણે પડયો અંગે ખાડ.

પછી સાંગ ગૃહી કર વાસવે, ઘંટા વિભૂષિત હોય;
ઘૂઘરીના સ્વર રણઝણે, એવા સુભટ બળીયા જોય.
વછૂટી કરમાંથકી આણી, અગ્ર અગ્ની જ્વાળ;
ત્રિભૂવન ઉત્પાત થયો, ખળભળ્યાં સ્વર્ગ પાતાળ.
ભમવા લાગી દશે દીશા, શોભિ અગ્નિ આકાર;
મંત્ર પ્રયોજન શીઘ્રે આવી, વૃત્રાસુરને પાસ.
અનેક આયુધ રાક્ષસે, પાઠવ્યા કરવા છેદ;
વેદમંત્ર વાસવથકી ક્રમે, ન પામે ઉછેદ.
શીઘ્રે શબ્દ કરતી આવી, બેઠી દક્ષિણ કર માંહિ;
ભુજ ભેદી અંગ છેદી, કર્યો વ્યાકુળ ત્યાંહિ.
વૃત્રાસુરને શરીરે, પ્રગટયો ઘણો પરિતાપ;
અગ્નિ જ્વાળા અંગ લાગી, પ્રબળ સાંગ પ્રતાપ.
એવું દેખી ઉતર્યો, ગજથકી મઘવા દેવ;
વૃત્રાસુરના ભુજ વિષે જઇ, વજ્ર માર્યું એવ.
તત્કાળ ભુજ* ભાંગી પડયો, ક્ષણમાંહિ જોતાં ધાર્ણ;
વૃત્રાસુર મનમાં વિચારે, હવે આવ્યું નિશ્ચે માર્ણ.

---

*આ બારમા અધ્યાયમાં ઇંદ્રે મોટા યુદ્ધમાં વૃત્રાસુરને માર્યો તેનો કથા પ્રસંગ છે.

* હાથ કપાવાથી વૃત્રાસુરે ઇંદ્રને જમણામાં પ્રહાર કર્યો તેમ તેના હાથિને પણ પ્રહાર કર્યો, તેથી ઇંદ્રના હાથમાંથી વજ્ર હેઠું પડી ગયું. એ વૃત્રાસુરે અત્યંત મોટું અને અદ્ભુત પ્રરાક્રમ કર્યું, તેથી ઈંદ્ર શરમાઇ ગયો. શત્રુની સમક્ષ સ્વહસ્તથી પડી ગયલું વજ્ર જ્યારે ઇંદ્રે લીધું નહિ ત્યારે વૃત્રાસુર કહેવા લાગ્યો. હે ઇન્દ્ર, તું વજ્ર લઇને મને માર, આ વખતે મુંઝાવું ન જોઈએ. હથિયાર ધરી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા દેહાભિમાની લોકો નિરંતર જીતેજ એમ હોય નહિ. ક્યાંય વિજય પણ થાય ને ક્યાંય પરાજય પણ થાય. સર્વત્ર જય તો નારાયણનોજ થાય છે. શરીરની શક્તિ, મનની શક્તિ, ઇંદ્રિયોની શક્તિ, પ્રાણ, અમરપણું અને મરણ એઓનું કારણજ કાળ છે, પણ તેને લોકો ન જાણવાથી જડ દેહને તેના કારણરૂપ માને છે. લાકડાની પૂતળી અને યંત્રનો મૃગ, નચાવનારના તંત્રમાંજ રેહે છે, તેમ સઘળાં પ્રાણિયો ઇશ્વરનાજ તંત્રમાં રેહે છે એમ જાણજે. એટલા માટે યશ, અપયશ, જય, પરાજય, સુખ, દુઃખ અને જીવિત તથા મરણ, હર્ષ કે શોક રાખવો જોઇયે નહિ. સત્વ, રજ અને તમ પ્રકૃતિના ગુણ છે, પણ આત્માના નથી. આત્મા તો ફક્ત સાક્ષી છે એમ જે જાણે, તે હર્ષ શોકાદિથી બંધાતો નથી. હે ઇંદ્ર, હું હારી ગયો છું, મારા હાથ તથા હથિયાર કપાઇ ગયાં છે છતાં તારા પ્રાણ લેવાની ઇચ્છાથી હું જે યથાશક્તિ પરાક્રમ કરૂં છું તે જો. આ યુદ્ધ રૂપિ જુગાર છે, આમાં બાણ રૂપિ પાશા છે, વાહન રૂપિ શોગઠાં છે, અને પ્રાણરૂપી મૂંઢ લડે છે, અને આ જુગારમાં કોણ જીતશે તથા કોણ હારશે તે જણાઇ શકાતું નથી. એવાં વૃત્રાસુરનાં વાક્ય સાંભળી, ઇન્દ્રે નિષ્કપટ રીતે માન આપી કહ્યું કે, હે દાનવ, તું જીવન્મુક્ત છે, કારણ કે મોક્ષના સ્વામિ ભગવાનમાં જેની ભક્તિ હોય તેને સ્વર્ગાદિ ક્ષુદ્ર સુખનું કંઇ પ્રયોજન નથી. [શ્રુ. ભા. સં.

રૂધીર વહેતું નવ રહે જેમ, પર્વતથી નીર ઝર્ણ;
ગજારૂઢ મઘવા હવો, કરી સ્મરણ અશરણશર્ણ.
વૃત્રાસુર કોપે ચડયો, એક ગૃહી પરિઘ વિશાળ;
ફેરવી મારી ઈંદ્રને, પછી ગાજ્યો ભૂપાળ.
અન્યોન્ય યુદ્ધ સબળું, વિશેષ વાધ્યું ત્યાંહિ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વાસી,જુએ યુદ્ધ સૌ ત્યાંહિ.
ઘોર શબ્દ પ્રચંડ કરી, ઊત્પત્યો રાક્ષસ રાય;
ઇંદ્ર સામો આવિયો, મન માંહિ ક્રોધ ન માય.
ઐરાવતને ત્રીશુળ મારી, ઊંચકયો તે વાર;
ગજ સહિત ઈંદ્રને ગળતો, હવો તે નિરધાર.
ગળ્યો મઘવા સાંભળ્યો, સુર સર્વ પામ્યા ત્રાસ;
દશો દિશ નાઠા સહી, જય તણી મૂકી આશ.
ત્યારે હાહાકાર હવો સહી, દળ સર્વ નાઠું જાય;
રાક્ષસે ઈંદ્રને ગળ્યો, ઉત્પાત દારૂણ થાય.
શેષ સળકયો ધરા ધ્રુજી, બીના સુરનર મન;
સ્વર્ગ મૃત્યુ પાતાળવાસી, દેવ ગણ ગાંધર્વ.
સુરપતીએ દૈત્ય ઉદરમાં, વજ્રનો કીધો પ્રહાર;
ગજ સહીત તત્ક્ષણ નિસર્યો ઈંદ્ર, પેટ ફાડી બાહાર.
જયજયકાર વર્તી રહ્યો, ફરી મંડાયો સંગ્રામ;
દેવ સહુ નાઠા હતા તે, આવી મળ્યા તેણે ઠામ.
દળ મધ્ય ગર્જ્યો વૃત્રાસુરને, કર્યો સબળો માર;
સર્વાંગ ભગ્ન કર્યો સહી, વપુ વજ્ર કેરે પ્રહાર.
તોએ વૃત્રાસુર યુદ્ધ કરે, મન બીક નહીં લવલેશ;
સંગ્રામ કરતાં કરતાં વ્યાકુળ, થઈ ગયો સૂરેશ.
ગદા ગૃહી હાથમાં દાનવ, ઇંદ્ર સામો ધાય;
ઐરાવતના કુંભસ્થળમાં, માર્યો ગદાનો ઘાય.
વળી ગદા એક ગજ સુંઢ સામી, છૂટી મારી ત્યાંહિ;
ગજે સુંઢની ઝાપટથી તે, ઊડાડી ક્ષણ માંહે.
પછી ખડ્ગ લીધુ ક્રોધશુ, રણ ધસ્યો દાનવ રાય;
આ માર્યો મઘવા ચેતજે, હવે જીવતો નહીં જાય.
લઘુ લાઘવી ઇંદ્રે કરી ને, કરી વજ્રની ઘાત;
તેણે ખડ્ગ સોતો કર કાપી, કર્યો પૃથ્વિપાત.
હસ્ત વહોણો હાક દઈને, આવિયો કરિ રીશ;
રક્તલોચન કોપ દારૂણ, છેદવાને શીશ.
ગર્જના શબ્દ પ્રચંડ કીધો, ગડગડયો જેમ મેઘ;
વળી ઈંદ્ર સામો ધસ્યો દાવ, કરી સબળો વેગ.
આવતો દેખી સુરપતીએ, સાંગ મારી ત્યાંહિ;
તત્કાળ જઈ ભેદી હૃદયે તે, દૈત્યના ઉરમાંહિ.
વજ્રધારી મંત્ર પ્રયોજીત, સબળ મૂકે બાણ;
વૃત્રાસુર ભેદ્યો સહી, તેના હવા વ્યાકુળ પ્રાણ.
વૃત્રાસુરે મહા ક્રોધથી, કર્યો ચર્ણ કેરો પ્રહાર;
ગજસહિત મઘવા પડયો હેઠો, તવ થયો હાહાકાર.
ઈંદ્ર ઉઠયો કોપથી જઈ, વજ્ર માર્યું શીશ;
તત્કાળ પૃથ્વિ પડયો રાક્ષસ, વૃત્રાસુર જે ધીશ.
વૃત્રાસુરના કંઠ ઉપર, કરયા વજ્રના પ્રહાર;
ઇંદ્ર કોપે કંઠ તેનો, વજ્રશું તાણી વાર.
મન વેગે વજ્ર કાપતું હતુ, વૃત્રાસુરનું શીશ;
તો પણ તેને વાઢતાં થયું, વર્ષ રાત્ર ને દીશ.
ઘણે દોહિલે વર્ષ દહાડે, થયુ શરીર છેદન;
પ્રાણ પાપના ગયા ત્યારે, સુર સર્વ હર્ષિત મન.
કુસુમ વૃષ્ટિ જય શબ્દ થાયે, હર્ષ સૌને હોય;
સુરપતીને રણ વખાણે, ધન ધન કહે સૌ કોય.
ત્રિભુવનના જન સર્વેને, મન હવો હર્ષ અપાર;
પણ ઇંદ્રને ચિંતા થઇ, દુઃખી હવો તેણી વાર.
એવી વાણી શુકની સાંભળી, વદે પરીક્ષતરાય;
સ્વામિ ત્રિભૂવનના જન સર્વને,મનમાં હર્ષ ન માય.
અમર મુનિવર સ્વર્ગ મૃત્યુ, પાતાળ વાસી જેહ;
વૃત્રાસુર વધ સાંભળી, આનંદ પામ્યા તેહ.
પણ ઈંદ્ર મન ઝાંખો થયો, દુઃખવત સુરનો રાય;
સુરપતિ હર્ષ પામ્યો નહી. એ કારણ શુ કહેવાય.
શુકદેવજી કહે રાય સુણો, ઇંદ્રને બ્રહ્મહત્યાય;
વૃત્રાસુર માર્યો સહી તે. આવી લાગી કાય.
તે કારણથી ઈંદ્રને, ઉપન્યો નહીં ઉલ્હાસ;
મન ભગ્ન તો મઘવા હવો.પણ કરશે કૃપા અવિનાશ.

વલણ.

કૃપા કરશે અવિનાશ ભક્તને. સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રી ભાગવત ષષ્ઠસ્કંધના. પૂર્ણ દ્વાદશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે દ્વાદશો-**
**ધ્યાયઃ ॥૧૨॥**

# અધ્યાય ૧૩ મો.*

## કડવું ૧૩ મું-રાગ મલ્હાર.

સુતપુરાણીક ઊચરે, ઋષિ શૌનક પ્રત્યે કથાયરે;
શુકજી અભિમન્યુ સુતને કહે, તું સાંભળ પરીક્ષિતરાયરે.
ઈંદ્રને બ્રહ્મહત્યા બેઠી તેણે, બહુ દુઃખ પામ્યો મનરે;
તે ત્રિભુવનમાં ભમ્યો સહી, નવ બેસાયું ઈંદ્રાસનરે.
હત્યા લાગી નાઠો સહી, ગયો સ્વર્ગ મૃત્યુ પાતાળરે;
પાછળ હત્યા† આવે ગર્જતી, આગળ નહાસે સૂરપાળરે.
નાસીને ઈંદ્ર ગયો સહી, છે માન સરોવર જ્યાંહેરે;
સૂત્રનો તંતુ થઈ રહ્યો, જળ કમળ દાંડા માંહેરે.
સહસ્ર દલનું કમળ છે, તેની શોભાનો નહિ પારરે;
ત્યાં હત્યા ભ્રમર સ્વરૂપ થઈને, ઉપર કરે ગુંજારરે.
ઈંદ્ર કમળ નળીમાં રહી નિત્ય, પામે દુઃખ અપારરે;
સ્મરણ કરે શ્રીનાથનું, આરાધે વિશ્વાધારરે;
સાંભળ પરીક્ષિત ભૂપતિ, હવે ઈંદ્રાસનની કથાયરે;
સુરપતિ વિના સૂનું તે, દેવતાને દુઃખ ન માયરે.
સઘળે હીંડે શોધતા પણ, ભાળિ ન ભૂપતીની ભાળરે;
ત્યારે અમર સૌ વાણી વદે, હવે થાશે કોણ હવાલરે.
એક સહસ્ર વર્ષ છાનો રહ્યો, અગોપ સુરનો રાયરે;
ઘણો સૂક્ષ્મ હવો અદૃષ્ટ તે, કમળ દાંડા માંયરે.
ત્યારે ઈંદ્ર પદ બેઠો સહી, નહુષ નામે રાજનરે;
સર્વે મળી તેને આપીયું, રાય ઈંદ્રનું ઈંદ્રાસનરે.
સૌ અશ્વમેઘ કીધા સહી, રાય નહુષે ત્યાં યજ્ઞરે;
પર્વત પ્રૌઢ પ્રતાપિ પુન્યનો, યશ કીર્તિ પહોંચી ગગનરે.
પૂર્ણાહુતી કીધી પછે, આવ્યો બેસવા ઈંદ્રાસનરે;
પણ તામસ સ્વભાવ નહુષનો, તેથી સુકૃત હવાં સૌ દહનરે.
ઈંદ્રાણીને‡ વરવાતણી, મનમાં કરી ઇચ્છાયરે;
ઈંદ્રાણી ઇચ્છાનુસાર તેણે, રૂષી વાહન કીધા ત્યાંયરે.
અગસ્ત્યાદિ રૂષીની, માગી રાયે સહાયરે;
મહા ઋષિને વાહને જોતરી, બેઠો સુખપાલ નહુષરાયરે.
માર્ગે જાતાં વીપ્રને, તિરસ્કાર કરી દીધો મારરે;
ક્રોધાંત કાળ વાડવ હવા, તેમણે દીધો શાપ તે વારરે;
હે દુષ્ટાત્મા તું દુઃખ દે અમને, ઉચલાવીને ભારરે.
તો તું અજગર થા પાપી, આ વન મહિં સર્પ અવતારરે.
ત્યારે નહુષ આસનથી પડયો, સર્વ ઋષિને લાગ્યો પાયરે;
મેં અજ્ઞાનીએ અન્યાય કીધો, ક્ષમા કરો ઋષી રાયરે.
રાય કાલાવાલા કરે ઘણા, કહો સ્વામિ ઉદ્ધરવા ઉપાયરે;
તવ મુનિવર વળતા એમ વદે, વચન મિથ્યા ન થાયરે.
હરિ ચતુર્ભુજને દર્શને, થાશે વનમાં તુજ ઉદ્ધારરે;
સ્વર્ગવાસ તુને આપશે, કરૂણા કરી દેવ મોરારરે.
વચન ઋષિનાં સાંભળી રાય, ભમતો પડીયો ધાર્ણરે;
મોટો અજગર થઇ પડયો જ્યાં, હતું મોટું અરણ્યરે.
શ્રીશુક પરીક્ષિતને કહે, જો પીડયા બ્રહ્મ ઋષિ રાયરે;
તો નહુષરાય અજગર હવો, બ્રાહ્મણને દુઃખ દીધું કાયરે.
શ્રીહરી વારંવાર કહે છે જે, બ્રાહ્મણ માહરૂં રૂપરે;
કશું અંતર તેમાં નહીં, સત્ય સાંભળ પરીક્ષિત ભૂપરે
એવું જાણી જે જન દુભશે, બ્રાહ્મણને સંસારરે;
રાય નહુષની ગતી પામશે, નર્કે નવ થાય તેનો ડારરે.
હવે સાંભળો ઈંદ્રની કથા, જે બેઠો કમળ મોઝારરે;
ત્યાં બ્રહ્મા આવ્યા છે સહી, સાથે છે વિશ્વાધારરે.
પાસ જઇ બોલાવે સરસ્વતી, તવ ઈંદ્ર કહે છે વચનરે;
મુને બ્રહ્મહત્યાનો ભય ઘણો, કેમ નીકળું સ્વામિનરે.
પછી બ્રહ્મહત્યાને બ્રહ્માજીએ, આપ્યો વસવા ઠામરે;
યજ્ઞથી નાશ પમાડી, તે ગઇ કરીને પ્રણામરે.
અગ્ની જ્યોતિ મિત્રિ સહી, જળ પૃથ્વિ સ્ત્રી વૃક્ષવાસરે;
બ્રહ્મહત્યા ત્યાં જઈ રહી, ઈંદ્ર મૂકાવ્યો અવિનાશરે.
ઈંદ્રે યજ્ઞ કીધો સહી, જે વિષ્ણુ યાગ કહેવાયરે;
વેદ મંત્રની વિધિ સ્તુતિએ, સંતોષ્યા વૈકુંઠરાયરે.
ઇંદ્રાસન બેઠો સહી, સુરરાયનું હરખ્યું મનરે;
અમર સૌ આનંદ પામ્યા, ઋષિ મુનિ માનવ જનરે.

---

* આ તેરમા અધ્યાયમાં વૃત્રાસુરને મારવાની બ્રહ્મહત્યા પછવાડે લાગવાથી ઘણા દિવસ સુધી છુપાયલા ઈંદ્રની વિષ્ણુએ રક્ષા કરી, તેમજ નહુષ રાજા ઇન્દ્ર થયો પણ ઇંદ્રાણી પર કામાંધ થવાથી, ને ઇંદ્રાણીના કહેવા પ્રમાણે વર્તવાથી અજગર થયો તે કથા પ્રસંગ છે.

† એ હત્યાનું સ્વરૂપ આવું કલ્પ્યું છેઃ-દેઢડી જેવાં રૂપવાળી, જરાથી ધ્રુજતી, ક્ષય રોગથી લેવાઇ ગયેલી, લોહીવાળા લુગડાંવાળી અને છુટા મૂકેલા ધોળા નિમાળાવાળી હતી.

‡ ઇંદ્રાસનપર બેઠેલા નહુષે ઇંદ્રાણીને કહ્યું કે, હાલ તો હું ઇન્દ્ર છું માટે તારે મારૂં સેવન કરવું ને મારી પત્નિ થવું જોઇયે. એ બાબતનો ખુલાસો ઇંદ્રાણિએ બૃહસ્પતિને પૂછયો, ત્યારે બૃહસ્પતિએ એવી યુક્તિ બતાવી કે, તું નહુષને કહે કે બ્રાહ્મણ પાસે પાલખી ઉપાડી મારે ત્યાં આવે તો તારી અર્ધાંગના થાઉં. તે વાત કબુલ કરી નહુષે અગસ્ત્ય વગેરે ઋષિ પાસે પાલખી ઉપડાવી. નહુષ કામાંધ થયો હતો ને ઇન્દ્રાણીને વરવા ઘણો અધિરો થઇ પડ્યો હતો તેથી રસ્તામાં જતાં માર્ગમાં સર્પ સર્પ (ચાલો ચાલો) એમ કહી અગસ્ત્યને પગ અડાડયો તેથી તેણે શાપ દીધો કે અજગર થા. એથી તે પાછો પદભ્રષ્ટ થયો હતો.

ઈંદ્રાણી હરખી ઘણું, મઘવાને લાગી પાયરે;
જય શબ્દ વર્તી રહ્યા સ્વર્ગમાં, આનંદ ઉત્સવ થાયરે.
વૃત્રાસુર ઇન્દ્રે હણ્યો, તે પામ્યો સ્વર્ગ નિવાસરે;
કૃપા કરી કમળાપતિએ, રાખ્યો પોતાની પાસરે.

વળણ.

પ્રભુએ રાખ્યો પાસ તેને, કરૂણા કીધી શ્રી હરી;
થયા તેર અધ્યાય પૂરા, કથા ષષ્ઠસ્કંધ વીસ્તરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ત્રયોદશોધ્યાયઃ ॥૧૩॥**

---

## અધ્યાય ૧૪ મો.*

### કડવું ૧૪ મું-રાગ વેરાડી.

શ્રી શુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિત રાયજી;
શ્રી ભાગવતની કથા સુણતાં, પાપી પાવન થાયજી.
ઈંદ્રે વૃત્રાસુર હણ્યો, પછી ઊતારી હત્યાયજી;
સ્વર્ગ સદન પામ્યો વૃત્રાસુર, ત્રુઠવા વૈકુંઠ રાયજી.
ત્યારે પરીક્ષિત પ્રશ્ન પૂછે, મુને કહો વળી વ્યાસકુમારજી;
વૃત્રાસુરે તો અમર સાથે, કીધું વૈર અપારજી.
દેવ સર્વને દુઃખ દીધું તે, સૌ જાણ્યું જુગતાતજી;
તો વૃત્રાસુર કેમ વૈકુંઠ પામ્યો, અસંભવિત એ વાતજી.
પરીક્ષિતનું એ પ્રશ્ન સાંભળી, બોલીયા શુકદેવજી;
એક પુરાતન ઇતિહાસ તુંને, સંભળાવું અવશ્યમેવજી.
ચિત્રકેતુ એક રાય હતો, તેના વૈભવનો નહીં પારજી;
હીરા રત્ન માણી મુક્તાફળ, અખુટ ભર્યા ભંડારજી.
અનેક વાહન અતિ સામગ્રી, ભુવન મનોહર દીસેજી;
રિધસિધની સંખ્યા નહીં, સંપત્તિ જોતા મન હીસેજી.
વાપી કૂપ તળાવ મનોહર, સુગંધ વાડી વનજી;
અનેક વિધિ ક્રીડા સ્થાનક, શું કરૂં મુખે વર્ણનજી.
તે રાયને ક્રોડ સ્ત્રી હતી, જેનાં રૂપ મનોહર સારજી;
અનેક ચાતુરી મહા વિચિક્ષણ, તેજતણો નહીં પારજી.
પણ તે રાજા હતો વાંઝીયો, એકે સ્ત્રીને નહીં બાળજી;
પુત્ર વિના ઘણું દુઃખ પામે, મનમાં તે ભૂપાળજી.
રાત દિવસ ઝૂરે મહિપતી, અંતર શોક અપારજી;
તે રાજાને ઘેર પધાર્યા, અંગિરા ઋષિ એક વારજી.
કુશળ પ્રશ્ન ઋષિએ પૂછ્યા, રાજાને તે ઠામજી;
આદરમાન દીધું રાજાએ, કીધા વિનય પ્રણામજી.
રાયે ઋષીની આગળ કીધી, દુઃખ કેરી વાતજી;
સ્વામિ અર્થ, ગર્થ, ભંડાર રાજ્ય રિધ્ધ, છે સંપત્તિ અસંખ્યાતજી.
એક ક્રોડ સ્ત્રી પરણ્યો હું સ્વામિ, કીધા મેં કોટિ ઉપાયજી;
પણ પુત્ર એકે નહીં મુની મારે, મહા ચિંતા મન થાયજી.
પુત્ર વિના આ સર્વ સૂનું, ધન વૈભવ રાજ્ય શરિરજી;
એવું કહી ચિત્રકેતુ રાજાએ, નિજ નયણે ભર્યાં નીરજી.
તે દેખી ઋષિને દયા ઉપની, ચરુ* કીધા તે વારજી;
પટરાણી કૃતદ્યુતિને પાસે તેડી, પવિત્રપણે નિરધારજી.
આશિષ દઇ તેહ ઋષિએ, આપ્યા ચરુ કરેલા જેહજી;
અંતર્ધાન થયા ઋષી ત્યાંથી, વર આપીને એહજી.
મહા ઋષીની કૃપા થકી, એક હવો કૃતદ્યુતિને બાળજી;
પ્રજા કુટુંબ સૌએ આનંદ્યું, હરખ્યો મન ભૂપાળજી.
વધામણી વેહેંચી મહીપતિએ, સંતોષ્યા સૌ જનજી;
પુણ્ય સ્નાન કરીને દાન સમર્પ્યાં, વાહન વસ્ત્ર ને ધનજી.
હાથા તોરણ દ્વારે મંગળ, ચિત્ર શાથીઆ શેરીજી;
પંચશબ્દ વાજિંત્ર મનોહર, વાજે મૃદંગ ન ફેરીજી.
ઠામઠામથી ભેટજ આવે, રાયને તેણી વારજી;
રાજદ્વારમાં સૌ આનંદ્યું, ઉઘડ્યાં ધર્મનાં દ્વારજી.
પછી રાજકુંવરને વિઘ્ન હતું, સાંભળ પરીક્ષિત રાયજી;
પટરાણીને પુત્ર થયો જોઈ, શોક દુઃખ ન સમાયજી.
હવે તે ઉપર પ્રેમ ઘણો ધરશે રાજા, પટરાણી માની મોટીજી;
એને પ્રભુ પ્રતાપે પુત્ર હવો ને, આપણ રહી સૌ ખોટીજી.
એવું વિમાસી કપટ કરી સુત, જોવા આવી નારીજી;
વીષ દીધું કુંવરને તત્ક્ષણ, રાણીઓએ નાંખ્યો મારીજી†.

---

* આ ચૌદમા અધ્યાયમાં ઘણા શ્રમથી પ્રાપ્ત થએલો પુત્ર તુરત મરી જતાં ચિત્રકેતુ રાજાને ઘણા સ્નેહને લીધે ઘણો શોક થયો એ કથા કહેલી છે.

* ત્વષ્ટા દેવનો ચરૂ રાંધી ત્વષ્ટા દેવનું પૂજન કરી કૃતદ્યુતિ નામે પટરાણીને તે અવશેષ અન્ન ખવરાવ્યું તેને ચરૂ કહે છે. રાજાને વળી ઋષીએ કહ્યું કે આથી તને પુત્ર થશે અને હર્ષ શોક બન્ને થશે.

† એ પુત્રની ઓરમાન માતા ઝેર દઈને ગઇ તે પછી રાણી ફરતી ફરતી પુત્રની પાસે ગઇ ત્યારે પુત્રને સુતેલો જોયો, તેથી જાણ્યું કે સુઇ ગયોછે. પરંતુ ઘણા વખત સુધી તે ઉઠ્યોજ નહિ ત્યારે ધાવને ધવરાવવા માટે મોકલી. ધાવ જઇને જુવે છે, તો પુત્રને મૂએલો દીઠો કે તરત આક્રંદ કરવા લાગી. તે આક્રંદ સાંભળી રાજા પણ ધાઇને આવ્યો, ને મૂર્છા ખાઇ હેઠો પડયો. તે વખતે રાણી નીચે પ્રમાણે વિલાપ કરવા લાગીઃ—અરે દૈવડા, તું અત્યંત મૂર્ખ દેખાય છે, કેમકે તારી સૃષ્ટિને નહીં ઘટે એવું કામ સમયે સમયે કરેછે. મોટાં જીવતાં નાનાનું મરણ કરવું એ

ત્યારે હાહાકાર હવો મંદિરમાં, ઉત્પાત બહુ થાયજી;
પુત્રનું મરણ સાંભળતાં તુરતજ, મુર્છાગત હવો રાયજી.
રડે પડે આક્રંદ કરે ને, પિંડ પછાડે ધર્ણીજી;
હૃદયા પ્રહાર કરે શીર કૂટે, કહે હવે શે નાવે મર્ણીજી.
ચિત્રકેતુરાજાએ શોક કર્યો બહુ, પામ્યો દુઃખ અપારજી;
પુત્ર પુત્ર કહી દુઃખ આણે ને, નયણે વેહે જળ ધારજી.
અચેત થઇને પડયો અવની, ભૂપતિને નહિ ભાનજી;
હા હા શબ્દ હવો મંદિરમાં, સૌ આવ્યા સંનિધ્યાનજી.
ઘણું યત્ન કરે રાજા, બહુ વૈદ્યનાં ઔષધ થાયજી;
એવો ઉત્પાત સાંભળી ત્યાં,આવ્યા નારદ અંગિરાયજી.
અન્ય ઋષિ સાથે છે તેમની, નારદ વીણાપાણીજી;
ચિત્રકેતુ રાજાને ભુવને, આવતાં વાર ન આણીજી.

વળણુ.

નારદ ઋષિ ત્યાં પધાર્યા, સાંભળ પરીક્ષિતરાયરે;
ચૌદ અધ્યાય હવા પૂરણ, ષષ્ઠસ્કંધ કથાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥૧૪॥**

---

## અધ્યાય ૧૫ મો.*

### કડવુ ૧૫ મું—રાગ સોરઠ.

શુકજી કહે સુણ પરીક્ષિતરાય,ચિત્રકેતુને મહા દુઃખ થાય;
પુત્રનો શોક સહ્યો ન જાય, પૃથ્વિપર રાય પડી ઝુરાય.
એવી વાત સાંભળતાં ત્યાંહિ, નારદ અંગિરા આવ્યા ક્ષણ માંહિ;
ઋષિ અંગિરા ચિત્રકેતુને દ્વાર,નારદ સાથે આવ્યા તેણીવાર.

ઉદક અંજલિ† ઋષિએ ગૃહી, છાંટી રાય બોલાવ્યો સહી;
ચિત્રકેતુ હવો સાવધાન, દીઠા નારદ અંગિરા ભગવાન.
કર જોડી કર્યો છે પ્રણામ, અંગિરા નારદને તેણે ઠામ;
ભૂપતિ આસન બેઠા થાય, પણ મૂખે વાચા ન બોલાય.
અતિ શોક ભર્યો છે હૃદે, તવ મુનિવર વળતા વદે;
સાંભળ ચિત્રકેતુ રાજાન, નારદ અંગિરા દે છે જ્ઞાન
અનિત્ય આ દેહ જાણવી સહી, એની આશા ધરીયે નહીં;
આ સ્વપ્નવત જૂઠો સંસાર, મિથ્યા મોહ માયા અહંકાર.
કોની માત ને કોનો તાત, કોનું કુટુંબ કોના ભ્રાત;
સગપણ સંબંધ કોનો નથી, રાય તુજને શું કહીયે કથી.
કાકા, માતુલ, સ્ત્રિ ને પૂત્ર, માયા પાસે બાંધ્યું ઘરસૂત્ર;
એહ હુતો કોનો કુમાર, તું છે કોનો તે મનમાં વિચાર.
એ સૌ માયાના છે ભેદ, બ્રહ્મા ભણે ચતુર્મુખ વેદ;
જે સંસારમાં અવતર્યા સહી, માયાયે કો મૂકિયાં નહીં.
બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય ઉદાર, શુદ્ર સાથે છે વર્ણ અઢાર;
જ્ઞાની ધ્યાની યોગી ને યતી, મોટા તાપસ ને મહાગતી.
એ સર્વે કર્મે છે સંસાર, ચિત્રકેતુ તું મનથી વિચાર;
પક્ષી વૃક્ષનો વિશ્રામજ કરે, પ્રભાતે દશો દિશ સાંચરે;
તેમ સંસાર કારમો જાણ, ચિત્રકેતુ મન શોક ન આણ.
સુણી એવાં ઋષિનાં વચન, તવ રાય થયો સાવધાન;
અહો જ્ઞાનિ મુનિ અવધૂત, કોણના તમો કહાવો પૂત.
નારદ,સનત્કુમાર અંગિરા રૂખી,દેવલ અસિત, વ્યાસએ મુખી;
પરશુરામ વસિષ્ઠ ગૌતમ, કપિલ, શુક, દુર્વાસા, ચ્યવન.
યાજ્ઞવલ્ક્ય આદિ ભગવાન, ફરતા આપે છે સર્વને જ્ઞાન;
એ સર્વમાંથી કોણ તમો કહાવો,મુજ મૂઢનો ભય ટળાવો.
ઘાડા અંધકારે કૂપમાં હુંય, જ્ઞાન દિપથી જણાવો છે શુય;
તવ બોલ્યા અંગિરા રૂખી, મુર્ખ કાં માને દુઃખી ને સુખી.
પુત્ર ઇચ્છા હવી જ્યારે તુને, યાચના કીધી હતી તેં મુને;
તે અંગિરા મારૂં નામ, આ બ્રહ્મપુત્ર નારદ અભિધાન.
તે કરવા તારો ઓદ્ધાર, આવ્યા છિયે તુજને દ્વાર;
તજ શોક ને ભજ ભગવાન, ભગવદ્ ભક્તને ન શોક, છે જ્ઞાન.
પ્રથમ ઇચ્છા કે જ્ઞાન કથું, પુત્ર લુબ્ધને કહેવું વૃથા મથવું.
આવ્યો પુત્ર ને દિધો ઉપદેશ, પુત્રવાનના કેવા થાય વેશ;
મમતા માયાના વિષયો દુઃખદાયી,શાંતિના વિષયો છે ચિરસ્થાયી.
જેમ ઘટમાળ કૂપને માંય, એક ભરાય એક ઠલવાય.
તેમ આવાગમન સંસાર સહી, એનો શોક મન ધરવો નહીં;
દેવ દાનવ ને માનવ રાય, અગ્ની સૂર્ય શશિ ને વાય.

---

બહુ ઉલટું છે, અને જો તારી એમજ કરવાની ઇચ્છા હોય તો તું ખરેખર પ્રાણી માત્રનો શત્રુ છે પણ દયાળુ નથી. જો પ્રાણીઓને પોત પોતાના કર્મને લીધે અહીં જન્મ મરણનો બરોબર અનુક્રમ ન રહેતો હોય તો પછી તારૂં શું કામ છે? આ પ્રમાણે વિપત્તિ જોઇને કોઇ પણ પ્રાણી પુત્રપર સ્નેહ કરશે નહિ, તેથી તારી સૃષ્ટિને હાની થશે. હે દીકરા, હું રાંક અને અનાથ છું; તેનો ત્યારે ત્યાગ કરવો જોઇતો નથી. શોકમાં ડુબી ગયલા આ તારા પિતા સામું જો. હે કુમાર, બેઠો થા, તારા ગોઠીઆ તને રમવા બોલાવે છે. તને બહુજ ભુખ લાગી હશે, માટે સ્તનપાન કર, ને જે અમે પોતાનાં છિયે તેઓનો શોક મટાડ. હે પુત્ર, આનંદથી ભરેલી દૃષ્ટિ યુકત તારા મુખ કમળને હું જોઇ શકતી નથી. એ પ્રમાણે બહુ પ્રકારે વિલાપ કર્યો. [ મૂ. ભા. સં.

* આ પંદરમા અધ્યાયમાં અંગિરા અને નારદજીએ તત્ત્વનો ઉપદેશ કરી ચિત્રકેતુનો શોક મટાડયો તે કથા પ્રસંગ છે.

† આ વાત મૂળ ભાગવતમાં નથી.

વરૂણ ધર્મ દિગપાળ કુબેર, અષ્ટકુળ પર્વત ને મેર;
અઢારભાર વનસ્પતિ સહુ, કો કાળે નાશ પામે સહુ.
એમ સ્થિર ગતિ નહિ છે કોય, અસ્થિર ગતિ સર્વેને હોય;
નિરાકાર હરી નિરંજન જેહ, માયાથી અળગો છે તેહ.
તેહ પ્રભુની જે ઇચ્છાય, તે નીપજશે સાંભળ રાય;
અક્ષર રૂપ અવિનાશી સહી, તે વિના કો બીજો નહીં.
નારદ અંગિરાએ કહ્યું એ જ્ઞાન, સુણી શોક તજ્યો રાજન;
નારદ અંગિરાએ કરૂણા કરી, મંત્ર એક આપ્યો અનુસરી.
આ મંત્રથી તુજ મોહ વામશે, તું મુક્તિ અંતે પામશે;
અંગિરા નારદ વાણી ઉચરી, હરીજન હર્ષે ભણો શ્રીહરી.

વળણ.

શ્રી હરીના નામથી, વિષ્ણુ ચર્ણની પ્રાપ્તી થાયરે;
ષષ્ટસ્કંધ ભાગવતના, થયા પંદર પૂરણ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે ષષ્ઠસ્કંધે પંચદશોધ્યાયઃ ॥૧૫॥**

---

## અધ્યાય ૧૬ મો.*

### કડવું ૧૬ મું-રાગ આશાવરી.

શ્રીશુકજી બોલે મુખ વચનરે, તું સાંભળ પરીક્ષિત રાજનરે;
તેહ ચિત્રકેતુ ભૂપાળરે, તેહ વનમાં આવ્યો તત્કાળરે.
ઋષિ નારદ મંત્ર આપ્યો જેહરે, એકાંતે બેસી જપ્યો તેહરે;
તે વન ઘર વાડી માંહેરે, છે રાયનું મંદિર જ્યાંહેરે.
જપ્યો મંત્ર શુદ્ધ જાપ યુક્તિરે, રાય ચિત્રકેતુને હવી મુક્તિરે;
તોએ ભૂપનો મોહ ન જાયરે, ચિત્રકેતુનો શોક ન માયરે.
પછી નારદ ઋષિ નિરધારરે, રાય સાંનિધ્ય તેણી વારરે;
જે મૃત્યુ પામ્યો હુતો કુમારરે, તેને બોલાવ્યો તેણી વારરે
ઋષિએ મંત્રીને છાંટયું નીરરે, સુતનું સજીવ કીધું શરીરરે;
નારદ બોલાવ્યો તેણી વારરે, જોઇ હરખ્યો મન ભૂપાળરે.
તવ પિતા પુત્રને મળિયોરે, રાય ચિત્રકેતુનો મોહ ટળિયોરે;
પિતાએ આલિંગન દીધુંરે, તેનું શીર્ષ ગૃહણ કીધુંરે.
તવ પુત્રે બોલાવ્યો તાતરે, કહી જ્ઞાન માર્ગની વાતરે;
આ અનિત્ય છે સંસારરે, મિથ્યા મોહ માયા પરિવારરે.
તમો મુજ શોક મિથ્યા આણોરે, પિતા અસ્થિર ગતિ સૌ જાણોરે;
એવાં વદ વચન* કુમારરે, નિરજીવ હવો તેણી વારરે.
નિજ પિતાનો ટાળી શોકરે, સુત પામ્યો ઉત્તમ લોકરે;
ચિત્રકેતુની જેહ કથાયરે, તું સાંભળ પરીક્ષિત રાયરે.
વિષ દીધું હતું જે માયરે†, તેહ ઘર મુકી મહાવન જાયરે;
બાળ હત્યાનો‡ દોષ કીધોરે, જઇ ઉગ્ર નિયમ તેણે લીધોરે.
પછી ચિત્રકેતુ રાજાનરે, મનમાંહે વિચાર્યું જ્ઞાનરે;
ભૂપતિ આવ્યો યમુના તીરરે, તપે બેઠો ધરીને ધીરરે.
નારદ મંત્ર§ આપ્યો છે જેહરે, મહારાજાએ જપિયો તેહરે;
મંત્ર ઉત્તમ છે ઋચ્યા વેદરે, તેનો નહિ કો પામે ભેદરે.
જપ્યો મંત્ર જાપ દીન સાત॥રે, કીધી કરૂણા વૈકુંઠનાથરે;
ત્યાં આવીને શ્રીભગવાનરે, રાજાને આપ્યું વરદાનરે.
ત્રીભુવનમાં ફરવા કાજરે, વૈમાન આપીયું મહારાજરે;
તે વૈમાન બેઠો રાજાનરે, હવા હરી અંતરધ્યાનરે.

---

* આ સોળમા અધ્યાયમાં નારદજીએ ચિત્રકેતુના મૃત્યુ પામેલા પુત્રને બોલાવી રાજાને શોક રહિત કરી શેષનાગને પ્રસન્ન કરવાની વિદ્યાનો ઉપદેશ કર્યો, તે કથા પ્રસંગ છે.

* તે મૃત જીવ બોલ્યો—મને મરી ગયેલો જાણી શોક કરો છો ત્યારે શત્રુ માની હર્ષ શાસારૂ કરતાં નથી? કારણ કે સંબંધી, સપિંડ, શત્રુ, મધ્યસ્થ, મિત્ર, ઉદાસીન અને દ્વેષીઓ ઇત્યાદિ સર્વે અનુક્રમથી થાય છે; તેથી પુત્રાદિકનો સંબંધ કંઇ તેનો તે કાયમ રહે એવો નિયમ નથી. માટે આ દેહ મારો નથી. અનેક યોનિમાં ફરનારો જીવ એનો એજ રહેછે. પોતાની માયાના ગુણથી પોતાને જગતરૂપ બનાવનાર પણ એજ છે. જીવને કોઈ પોતાનો તથા પારકો નથી, માટે મારે કોની સાથે રહેવું? આત્મા કાર્ય કારણનો સાક્ષી છે, પણ ભોકતા નથી, માટે મારો સંબંધ માનીને કોઇએ શોક કરવો જોઇએ નહિ. [મુળ ભાગવતમાંથી સંક્ષિપ્ત.

† અંગિરા ઋષિનાં વચનામૃતો સાંભળવાથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

‡ તે સાવકાંએ ઋષિના કહેવા પ્રમાણે યમુના કિનારે જઇ બાળહત્યાનું પ્રાયશ્ચિત કર્યું.

§ નારદે નિચે પ્રમાણે મંત્રોપદેશ આપ્યો હતો:—વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, અને સંકર્ષણ રૂપ આપ ભગવાનને મનથી નમસ્કાર કરીએ છીએ. અનુભવ રૂપ, પરમાનંદ મૂર્તિ, આત્મારામ, શાંત અને દ્વૈત દૃષ્ટિથી રહિત આપને નમસ્કાર કરીએ છીએ. આ જગત્ જેમાં રહ્યું છે, જેમાં લય પામે છે અને જેથી ઉત્પન્ન થાય છે, તે પરબ્રહ્મ રૂપ આપને નમસ્કાર કરીએ છીએ. મન, બુદ્ધિ અને ઇંદ્રિયો જેને જાણતી નથી અને આકાશ માફક જે અંદર તથા બહાર વ્યાપી રહેલ છે તેને હું પ્રણામ કરૂં છું. [મુ. ભા. [illegible]

॥ રાજા સાત દિવસ જલાહાર કરી રહ્યો, તેથી તેને વિદ્યાધરોનું અધિપતિપણું મળ્યું, પછી કેટલેક દિવસે મન પહોંચે ત્યાં પહોંચવાની ગતિ મળવાથી ચિત્રકેતુ શેષનાગ પાસે ગયો. પછી તેણે ભગવાનનાં દર્શન કરી તેને પગે લાગી નિચે પ્રમાણે સ્તુતિ કીધી હતી.

વૈમાનારૂઢ થઇ ભૂપાળરે, પછે ચિત્રકેતુ પાસ આવ્યો પાતાળરે;
શેષનાગને લાગ્યો પાયરે, ઘણી સ્તુતિ* કરી ત્યાં રાયરે.
કરજોડીને ધરિયું ધ્યાનરે, શેષનાગે કહ્યું ઘણું જ્ઞાનરે;†
જે નવધા ભક્તિ કહેવાયરે, તેનો શેષનાગે કહ્યો મહિમાયરે.
કહ્યું આત્માજ્ઞાન સાધનરે, સુણી રીઝયો મન રાજનરે;
જ્ઞાન ઘણું પામ્યો ગુણવાનરે,શેષનાગ હવા અંતર્ધ્યાનરે.
હવે સાંભળો હરિજન સંતરે, ભણો શ્રી ગોવિંદ ભગવંતરે;
હરી નામથી મુક્ત થાયરે,સંસાર તજીને જીવ મોક્ષે જાયરે.

વળણ.

શ્રી ગોવિંદ હરી, પ્રભૂ નામથી કોટી પાતક જાયરે;
શ્રીમદ્ભાગવત ષષ્ઠસ્કંધનો, હવો શોડષમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે શોડષોધ્યાયઃ ॥૧૬॥**

---

* એ સ્તુતિ આ પ્રમાણે કરે છે-તમો અજિત છતાં પણ સમ દૃષ્ટિવાળાથી જીતાયલા છો; તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આપનાજ પ્રભાવથી થાય છે. વિષયવાંછના પણ જો તમારામાં અર્પણ કરી હોય તો શેકેલા બીજ જેમ બીજા બીજને ઉત્પન્ન કરી શકતાં નથી તેમ તેઓ બીજા દેહને ઉત્પન્ન કરી શકતાં નથી, જો વાસનાથી નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન ધર્યું હોય તો ધીરે ધીરે નિર્ગુણપણું પ્રાપ્ત થાયછે. પોતા પારકાના ભિન્નભાવવાળો ધર્મ પાળવાથી પોતાનું તથા પારકાનું શું ભલું થાય છે અને શું કાર્ય સિધ્ધ થાય છે? ધર્મ રીતિ પ્રમાણે શરીરને પીડવાથી આત્મારૂપ ભગવાનને પીડા થાય છે અને બીજાને પીડન, થવાથી અધર્મ અને આત્માનું પીડન બન્ને થાય છે. હે ભગવન્! આપના દર્શનથી અમારાં ચિત્તનો મેલ નાશ પામ્યો છે. જેના શ્વાસ લેવા પછી પ્રજાપતિઓ શ્વાસ લે છે, જેને જાણ્યા પછી જ્ઞાનેંદ્રિયો જાણી શકે છે, અને જેના માથાપર પૃથ્વીનું મંડળ સર્ષવના દાણા જેટલું છે, તે હજાર મસ્તકવાળા શ્રી શેષભગવાનને નમસ્કાર કરૂં છું. [ મૂ. ભા. સં.

† શ્રી શેષભગવાને કહ્યું કે—નારદજી તથા અંગિરાએ મારા સંબંધમાં તને જે ઉપદેશ કર્યો, તે વિદ્યાથી અને મારા દર્શનથી તું કૃતાર્થ થયો છે. વેદ અને પરબ્રહ્મ એ બે મારાંજ સ્વરૂપ છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાનો અનુભવ કરનાર એકજ આત્મા છે. જો આ મારૂં બ્રહ્મ સ્વરૂપ ભુલી જવાય તો તે પોતાથી જુદું પડી જાય છે અને જુદું પડ્યા પછી જીવને વારંવાર જન્મ મરણ રૂપ સંસાર થાય છે. સ્ત્રી પુરૂષનાં જોડલાં સુખની પ્રાપ્તિને માટે અને દુઃખના નાશને માટે ક્રિયા કરે છે, પણ તે ક્રિયાઓથી દુઃખ મટતું નથી અને સુખ મળતું નથી. જીવાત્મા તથા પરમાત્મા એકજ છે, એમ જાણવું એજ ખરો સ્વાર્થ છે, એમ યોગમાં પહોંચેલી બુદ્ધિવાળાઓએ સમજવું. તું શાસ્ત્ર જ્ઞાનથી તથા અપરોક્ષ જ્ઞાનથી સંપન્ન રહી આ મારા વચનનો સાવધાનપણાથી નિદિધ્યાસ કરીશ તો તુરત મોક્ષ મળશે. [ મૂ. ભા. સં

# અધ્યાય ૧૭મો.*

## કડવું ૧૭ મું–રાગ કેદારો.

શ્રી શુકજી કથા ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે;
પાવન પ્રશ્ન કરે કથા શ્રી હરીની સહીરે.

ચાલ.

પાવન પ્રશ્ન મનોહર સ્વામી,વાણી સાંભળજો હરીજન;
રાય ચિત્રકેતુને શેષ નાગે કહ્યું, આત્મજ્ઞાન સાધન.
અંતર્ધ્યાન હવા ત્યાંથી જે, શેષ નાગ કહેવાય;
તવ ચિત્રકેતુ રાજા, વૈમાને બેસી કૈલાસે જાય.
તેણે સમે મુનિ સહિત, બેઠા છે મહેશ;
ગિરિજાને અંકે બેસાડી, આલિંગન કરે વિશ્વેશ.
વિશ્વ જનની પાર્વતી માતા, આદ્ય શક્તી કહેવાય;
શિવ અર્ધાંગે બેસી કરે હાસ્ય વિલાસ શ્રી ઉમયાય.
એવું દેખીને ચિત્રકેતુએ, હાસ્ય કર્યું તેણીવાર;
તેણે સમે મન આદ્ય શક્તિને, ચડિયો ક્રોધ અપાર.
ચિત્રકેતુ મહેશ પ્રત્યે, બોલ્યો હાસ્ય વચન;
ધર્મ ઉપદેશક મહાદેવ, હરિ સાક્ષાત્ વસેછે મન.
બ્રહ્મજ્ઞાનની વાતો બહુ, કરવામાં છે કુશળ;
સભા અધ્યક્ષ, સ્વામિ ગુરૂજી, તેણે તજી લજ્જા કેવળ.
લજ્જા મુકી નીતિ મૂકી, પ્રત્યક્ષ કરે વિહાર;
પામર જન જે કર્મ કરે નહિ,તે શિવજી કરે આ પ્રકાર.
સભા મધ્યે અર્ધાંગે બેઠા, ઉમિયા સહિત મહેશ;
લજ્જા મન ધરે નહિ કોની, એ શું છે વિશ્વેશ.
ક્રોધ ચઢયો ઉમિયાજીને, કોપ્યાં ગીરીજા માત;
શ્રાપ દેવાને હોઠ હાલ્યા, કોપ્યા જાુગના તાત.
રીસે લોચન રક્ત હવાં, તવ કીધો શાપ ઉચ્ચાર.
તું અસુર યોની પામજે, ઘર રાક્ષસ કુળ અવતાર.
ચિત્રકેતુ સુણતાં દુઃખ પામ્યો,જઇ નમ્યો દેવીને ચર્ણે;
વિનય વચન ઘણી સ્તુતિ† કરે, સાંનિધ્ય શંકરશર્ણે.

---

* આ સત્તરમા અધ્યાયમાં અમોઘ સિધ્ધ પામેલો, આકાશ માર્ગે ફરતો ચિત્રકેતુ શંકરની મશ્કરી કરવાને લીધે પાર્વતીનો શાપ થવાથી વૃત્રાસુર રાક્ષસના અવતારને પામ્યો તેનો કથા પ્રસંગ છે.

†ચિત્રકેતુએ આ પ્રમાણે વિનવણી કીધીકે—હે માતાજી, તમારા શાપને હું માથે ચડાવું છું. અજ્ઞાનથી મોહ પામેલો જીવ આ સંસાર રૂપિ ચક્રમાં સર્વ કાળ અને સર્વ દેશમાં સુખ દુઃખાદિ ભોગવ્યા કરેછે. જે મૂર્ખ હોયછે તેજ પોતાને અથવા બીજાને કર્તા માને છે. આ સંસાર રૂપિ ગુણોના પ્રવાહમાં શાપ, અનુગ્રહ, સ્વર્ગ, નરક,

કાલાવાલા કરવા લાગ્યો, કરગરતો ભૂપાળ;
હું અજ્ઞાની મહા અપરાધી, કરો માત સંભાળ.
કરૂણા કરવી રંકને મા, આપો આજ ઉદ્ધાર;
ક્ષમા કરીએ અપરાધ મારો, મા મુને ઉતારો પાર.
તદાકાળ પાર્વતી માતને, દયા ઉપની ત્યાંહે;
શાપનો ઉદ્ધાર કીધો ભુપતિને, આદિશક્તિએ ક્ષણમાંહે.
મુજ વાચા મિથ્યા નહીં થાયે, તું રાક્ષસ થઇશ અવતાર;
યજ્ઞ કુંડ વિષેથી પ્રગટીશ, કરીશ વૈર દેવ શું અપાર.
યુદ્ધ કરી તુને મઘવા મારશે, વજ્રે છેદશે શીશ;
ત્યારે તુજ ઉદ્ધાર થાશે, કૃપા કરશે શ્રી જગદીશ.
શ્રી નારાયણના દર્શનથી, તું પામશે વૈકુંઠ વાસ;
એવું શાપ વચન સાંભળી, રાય પામ્યો મનમાં ત્રાસ.
શાપ લઇ ત્યાંથી પાછો વળિયો, ચિત્રકેતુ મહિપાળ;
અતિશે મનમાં દુઃખ પામ્યો, મારા થાશે કોણ હવાલ.
પછી શંકર પાર્વતી પ્રત્યે, બોલે વચન તેણી વાર;
એ ભક્ત છે ભગવાનનો, એને ન ઘટે શાપનો માર.
એવા રંકને શાપ ન દીજે, એ તો આપણો કહાવે;
હરીહરમાં અંતર નહીં નીગમે, તમ ચિત્તમાં શું આવે.
ઘણાં વચન એમ કીધાં શીવજીએ, પાર્વતીને ત્યાંહિ;
જગદંબા સાંભળી રહ્યાં ત્યાં, વિચારી મનમાંહિ.
શ્રી શુકદેવ કહે પરીક્ષિત રાજા, શ્રવણે ધરજો એહ;
તે ચિત્રકેતુ રાજા વૃત્રાસુર, રાક્ષસનો પામ્યો દેહ.
એ યજ્ઞ કુંડ વિષેથી પ્રગટયો, મહા બળીયો કહેવાય;
અમર સાથે વૈર કર્યું તે, પૂર્વ શાપ મહિમાય.
વૃત્રાસુર થઇ અવતર્યો રાક્ષસ, ચિત્રકેતુ* ભૂપાળ;
વૈકુંઠ વાસ હવો તે માટે, પામ્યો પ્રભુજી કૃપાળ.
હવે જે કો એહ પુરૂષનું, આખ્યાન સુણે નરનાર;
તેને કરૂણા કરે શ્રી નાથજી, જગજીવન જગદાધાર.
સકલ તીર્થતણું ફળ પામે, પહોંચે મનની આશ;
બ્રહ્મહત્યાદિક પાપ નાસે, કૃપા કરે શ્રી અવિનાશ.
મુક્તિ પદાર્થ તે અંતે પામે. સંસારથી મૂકાય;
સાધુ હરીજન હરી ભણો મુખ, જન્મનું સાર્થક થાય.

વલણ.

જન્મ સાર્થક થાય સર્વથા, અધ્યાય સપ્તદશ સહી;
કરજોડી ભટ વલ્લભે આ, ષષ્ઠસ્કંધની કથા કહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે**
**સપ્તદશોધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.*

### કડવું ૧૮ મું–રાગ રામગ્રી.

શુકજી કહે સાંભળ રાયજી, હરીગુણ સુણતાં ભવ દુઃખ જાયજી;
મોટો મહિમા હરી યશ વર્ણાયજી, ભાગ્ય હોય તો અનુભવ થાયજી.

ચાલ.

ભાગ્ય હોય તો સાંભળે એ, કથા ભાગવત સાર;
કશ્યપથી ઘણી સૃષ્ટિ વાધી, તેનો કહું વિસ્તાર.
પરબ્રહ્મથી એક પદ્મ પ્રગટ્યું, તેથી બ્રહ્મા હવા ઉત્પન્ન;
પ્રજાપતિના મરીચિ, તેના કશ્યપ નામે તન.
વળી અદિતિના પુત્ર પાંચમા, સવિતા† જેનું નામ;
વંશ વાધ્યો તે તણો, ભગ પામ્યો પુરણ ધામ.
એ છઠ્ઠો પુત્ર અદિતિનો છે, સિદ્ધિ નારી પરમ ગુણવાન;
તેનાથી મહિમા, વિભુ, પ્રભુ પુત્ર હવા, પુત્રિ આશિષ અભિધાન.
સપ્તમ પુત્ર ધાતા હતો, ચાર નારીનો સ્વામિ;
કુહૂ, સિનિવાલી, રાકા અનુમતિ. વંશ વૃદ્ધિને પામી‡.
અષ્ટમ પુત્ર વિધાતાને, ક્રિયા સ્ત્રીથી જન્મ્યા;
પુરીષ્ય નામે અગ્નિ પ્રગટ્યા, સૌને હૃદયે ગમ્યા.
નવમા વરૂણ પુત્રની સ્ત્રી, ચર્ષણીથી ભ્રગુ ઉત્પન્ન;
વળી વાલ્મીકિ સ્વામી પણ તેના, વરૂણ પુત્ર ગણયંત.
મિત્ર§ પુત્રને રેવતિ નારથી, અરિષ્ટ, ઉત્સર્ગ ને પિપ્પળ;
એકાદશમા શક્રરાય ને, પૈલોમીથી જયંત પ્રબળ.

---

સુખ અને દુઃખ શું છે! કાંઈ પણ નથી. સર્વમાં સમાન અને નિર્લેપ એ ઈશ્વરને પ્રિય, અપ્રિય, જ્ઞાતિ, બંધુ, પરાયો કે પોતાનો કોઈ પણ નથી. એમને સુખમાં પ્રીતિ નથી ત્યારે પ્રીતિથી થતો રોષ તો ક્યાંથીજ હોય, તથાપિ ઇશ્વરી માયાથી સૃષ્ટિ રૂપ પાપ પુણ્ય વગેર કર્મજ પ્રાણિઓને જન્મ રૂપ સંસાર આપવાને સમર્થ થાય છે. માટે આ જે હું ક્ષમા માગું છું, તે શાપથી મારો છુટકારો થવાને વાસ્તે નહિ, પણ મારૂં બોલવું યોગ્ય છતાં તમે અયોગ્ય માનો છો તેની ક્ષમા યાચું છું.

* અદિતિના ચોથા પુત્ર ત્વષ્ટાનો વંશ કહેવાના પ્રસંગમાં વિશ્વરૂપ અને વૃત્રાસુરનું આખ્યાન કહ્યું છે, તે જોવું.

* આ અઢારમા અધ્યાયમાં અદિતિના બાકી રહેલા પુત્રોના વંશની કથા અને ઇંદ્રે દિતિના ગર્ભમાં મરૂતને તોડી નાંખ્યો તે કથા પ્રસંગ છે.

† સવિતાને પૃશ્નિ નામની સ્ત્રીથી ગાયત્રી, વ્યાહૃતિ, ત્રણ વેદ, અગ્નિ હોત્ર, પશુયાગ, સોમયાગ, ચાતુર્માસ્ય, અને પંચ મહાયજ્ઞોના દેવતાઓ થયા

‡ કુહૂને સાય, સિનિવાલીને દર્શ, રાકાને પ્રાતર્ અને અનુમતિને પૂર્ણમાસ પુત્રો હતા. § સૂર્ય.

બીજા ઋષભ ને મિઢુષ નામે, પરાક્રમી કહાવે તેહ;
દ્વાદશમા ઉરૂક્રમ પુત્રથી, બૃહચ્છ્લોક પુત્ર છેય.
એ રીતે વંશ અદિતિનો, પૂરો હવો રાજાન;
દિતિ પેટે હિરણ્યકશિપુ, અને હિરણ્યાક્ષ બે સંતાન.
હિરણ્યકશિપુના ભારજા, ક્યાધુ* દાનવી નામ;
તેને પ્રલ્હાદ પુત્ર હવો તે, ભજે નિરંતર રામ.
તેણે આત્મસાધન કર્યું, પોતે સેવ્યા વિશ્વાધાર;
ક્ષણ ભક્તિથી ચુકયો નહીં, કૃપા કીધી શ્રીમોરાર.
પ્રલ્હાદ કેરા બાંધવ બીજા, ત્રણ† છે જે કુમાર;
ચાર પુત્ર ને એક પુત્રી, હવી છે નિરધાર.
સિંહિકા‡ એવું જાણજો, તે કન્યાનું અભિધાન;
તેથકી બળી રાજા હવા, સાંભળ કથા ગુણવાન.
પ્રલ્હાદને વિરોચન હવો છે, તેનો સુત બળિરાય§;
તેને અશના નામે સ્ત્રી હતી, તેનો શું વખાણું મહિમાય.
સો પુત્રો તેને હવા સહી, તેમાં જ્યેષ્ટ પુત્ર રાયબાણ;
બળ વિર્યે અધિક પ્રતાપિ, વામન સુત બાણ નિરવાણ.
પવન પુત્ર દિતિને હવા, સંખ્યા ઓગણપંચાસ;
મારૂત ગણ સર્વે થયા તે, દિતિઉદર ગર્ભવાસ.
તવ રાય પરીક્ષિત ઊચરે, મુનિ તણે લાગી પાય;
સ્વામિ એકેવારે ઉદરમાં, ઓગણપચાશ કેમ થાય.
શુક કહે સુણ રાય તું, દિતિને પુત્ર હવા બે જેહ;
તે ઈંદ્રે રણ આગળ થઇને, નાશ કીધા તેહ.
તે પુત્ર શોકે માત દિતિ, ધરે દુઃખ અપાર;
ઈંદ્ર ઊપર રોષ અતિશે, રાખે દિતિ નાર.
દિતિ કશ્યપ કને નિત્યે, શુશ્રૂષા કરે થઇ દીન;
હું રંકને કરૂણા કરો ઋષિ, દિન જાણી સ્વામિન.
શુશ્રૂષા તેની દેખીને, ઋષિ કશ્યપ હવા તુષ્ટમાન;
માગ દિતિ આપું તુજને, મનવાંછિત વરદાન.
નિજ પતિ પ્રત્યે વદે દિતિ, સ્વામિ આપો એક બાળ;
રણ મધ્યે મઘવાને હણે, ઈંદ્ર દુષ્ટ મહા ચંડાળ.
અભિલાખ છે એહ મુજને, સ્વામિ પુરો મારી આશ;
પુત્ર એવો આપિયે જે, ઈંદ્રનો કરે નાશ.
એવાં વચન સુણી દિતિનાં, મન ખેદ* થયો અપાર;
પણ વચન મિથ્યા થાય નહિ, તેથી વદ્યાં તેણી વાર.
કશ્યપ કહે સુણ સુંદરી, એ ઈંદ્ર નહિ મરાય;
દેવતા સાથે મળ્યો, તેનો કેમ પરાજ્ય થાય.
નાશ સુરપતિનો નથી, પણ કરો એક ઉપાય;
મુજ કહ્યા પ્રમાણે વ્રત કરો, તો કામ તારૂં થાય.
જે પ્રમાણે હું કહું છું, તે પ્રમાણે જો કરીશ
તથી પુત્ર એક તારે હશે, ચિંતા સર્વ હરિશ.
તે વ્રત આચરો વેહેલાં વેહેલાં, પહોંચશે મનની હામ;
પુત્ર એવો ઉપજશે, સિધ્ધિ પામશો સૌ કામ.
પણ ઈંદ્ર આવશે વીઘ્ન કરવા, ચેતજે તું નાર;
પછે વિષ્ણુ વ્રતનો મંત્ર આપ્યો, કશ્યપે તેણીવાર.
દિતિ સ્વામિ પ્રત્યે બોલી, વ્રત પામી પૂર્ણ રીતે;
કાર્યાકાર્ય કહો તમો સ્વામિ, જે આચરૂં હું પ્રીતે.
કશ્યપ મૂનિ તવ વદતા હવા, સુણો સતિ નારી;
હિંસા તજવી, ગાળ ન વદવી, સત્ય બોલવું પ્યારી.
નખ રૂવાનું છેદન તજવું, તજવું અમંગળ કાર્ય;
પાણીએ પેસી સ્નાન કરવું, ક્રોધ તે નિત્ય વાર્ય.
ધોયેલુંજ વસ્ત્ર ધારણ કરવું, નવિન માળા ધાર;
ઉચ્છિષ્ટ, ભદ્રકાળી નૈવેદ્ય, માંસનો ન કરીશ આહાર.
રજસ્વળાએ નિરખેલું ને, શુદ્રે આણેલું અન્ન;
ખોબે ખોબે પાણી ન પીવું, એ સર્વ પદાર્થ અપ્રસન્ન.
એઠે મૂખે, આચમન વિના, કદી ન ફરતી નાર;
સંધ્યાકાળે, છુટે કેશે, કદિ ન નિકળીશ બહાર.
શણગાર ધરવા મુખ્ય તારે, શરીરે વસ્ત્ર ધાર;
વિષ્ણુ વ્રતનો મહિમા મોટો, સૂણ પ્રતાપિ નાર.
પગ ધોવા, સાવધ થઇને, ઉત્તરે રાખીશ ન શીશ;
નગ્ન શરીરે, સંધ્યા કાળે, અન્ય સાથે† ન સુઇશ.

---

* એ જંભદાનવની દીકરી હતી.

† તેના નામઃ—સંન્હાદ, અનુન્હાદ અને ન્હાદ.

‡ સિંહિકા વિપ્રચિત્તિ દાનવને પરણાવી હતી, તેનો રાહુ પુત્ર થયો; એ રાહુ અમૃત પીતો હતો તે વખતે ચક્રથી ભગવાને તેનો શિરચ્છેદ કર્યો હતો. સંન્હાદને કૃતિ સ્ત્રીથી પંચજન પુત્ર થયો. ન્હાદને ધમની સ્ત્રીથી વાતાપિ અને ઇલ્વલ નામે પુત્ર થયા. ઇલ્વલે અતિથિ થએલા અગસ્ત્ય મુનિને જમાડવા સારૂ વાતાપિને ઘેટો બનાવી રાંધ્યો હતો. અનુન્હાદને સૂર્મ્યા સ્ત્રીથી બાષ્કલ અને મહિષ નામે બે પુત્ર થયા હતા.

§ બળિરાજાનો પ્રભાવ અષ્ટમસ્કંધમાં કહેવામાં આવ્યો છે.

*કશ્યપ ખેદ કરેછે, 'અહો! આજ મને મોટો અધર્મ પ્રાપ્ત થયો છે. સ્ત્રી રૂપ માયાથી ફસાયલો હું જરૂર નરકે પડીશ. સ્ત્રી તો પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે, તેમાં તેનો કશો દોષ નથી. સ્ત્રીનાં વચનો કાનને અમૃત તુલ્ય લાગેછે. પણ હશે. થયું તે થયું. સ્ત્રી ચેષ્ટાની કોઇને પણ ખબર પડતી નથી. મેં વચન તો આપ્યું, માટે મારૂં વચન પણ ન જવું જોઇએ ને ઈંદ્રનો વધ પણ ન થવો જોઈએ એવી યુક્તિ કંઇ રચ્યું. ને તે પ્રમાણે વરદાન આપ્યું.

† અર્થાત્ કોઇ બાળક સાથે પણ નહિ.

ધોયેલાં વસ્ત્રો પવિત્રપણાથી, મંગળ પદાર્થ સહિત;
પ્રાત:કાળે જમ્યા પૂર્વે, બ્રાહ્મણ ગાય પુજશ.
માળા ચંદન આદિ પદાર્થે, પુજજે સૌભાગ્યવતિ;
પતિનું ધ્યાન હૃદયે ધરજે, પ્રભૂ પ્રસન્ન થશે હે સતિ.
એ વ્રત એક વર્ષ સુધી, આચરજે પૂર્ણ પ્રેમ;
અચળ નિયમ મનમાં ધરજે, ન તજશ એકે નેમ.

**શુકવચન:-**

એ વિષ્ણુ વ્રત આચર્યું અબળા, પવિત્રપણે નિજધામ;
ગર્ભ રહ્યો દિતિના ઉદરમાં, કૃપા કીધી શ્યામ.

વળણ.

કૃપા કીધી કશ્યપે, વ્રત કરાવ્યું ઋષિ રાયરે;
અષ્ટાદશ અધ્યાય હવા પુરા, આ ષષ્ઠસ્કંધ કથાયરે.

---

કડવું ૧૯ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી વાણી ઊચરે સુણ રાયરે;
શ્રીમદ્ ભાગવત પૂર્ણ પવિત્ર કથાયરે,
ઋષિ પત્નિએ શુભ દિવસે વ્રત લીધું રે,
દિતિએ એક વર્ષ પર્યંત વિષ્ણુ વ્રત કીધું રે.

ચાલ.

વિષ્ણુવ્રત આચર્યું અબળા, નિજ મંદિરમાં પવિત્રપણે;
વેદ માર્ગે કીધું તેવું, કર્યું વ્રત આનંદે ઘણે.
નાના વિધના નિયમ રાખ્યા, વળી આખડી બાધા ધરે;
નિગમ મંત્રનો જાપ જપતાં, વિષ્ણુ વ્રત દિતિ કરે.
કર્મ સઘળાં સાચવે, આચરે વ્રત દિતિ સહી;
નિજ શયન કરતી સાથરે, તે પવિત્ર કુશ સય્યા સહી.
તે ઈંદ્રે સૌ વૃત્તાંત જાણ્યું, કારણ વ્રત દિતિતણું;
વરદાનની વારતા સુણી તવ, શક્ર પામ્યો ભય ઘણું.
વિમાસે મન સુરપતિ, ગર્ભ દિતિનો બળિયો હશે;
જો આજથી કાંઈ ન ચેતું તો, નિશ્ચે મુજને મારશે.
માટે વિઘ્ન કંઈ કરવું સહી, કપટ પાખે જય નહીં;
એવું વિચારી ઈંદ્ર આવ્યો, દિતિ માસી જ્યાં રહી.
રાય બ્રાહ્મણ કેરૂં રૂપ ધરી, કપટ કરી આવ્યો તહાં;
વિષ્ણુવ્રત વન આચરે છે, ઋષિપત્ની દિતિ જહાં.

* "અહિંથી માંડી તે ઠેઠ "આખ્યાન એ જન સાંભળે તેને, હોય સ્વર્ગતણી મતી;" તે લીટીની વાત સુધીની વાત મૂળ ભાગવતમાં ૧૮ મા અધ્યાયમાં છે. તે તેથી આ અધ્યાયમાંનો તેટલો ભાગ અમે ૧૮મા અધ્યાયમાંજ લીધો છે, જો કે અસલ પ્રતમાં ૧૯માં અધ્યાયમાં એ વાર્તા કહી છે. અને એજ કારણથી, નિચેના ૧૯મા અધ્યાયમાં પ્રારંભની ચાર લીટી નથી.

વ્રત છિદ્ર જોતો હીંડે છે પણ, લાગ કહીં પામે નહીં;
એક સમે દિતિ સુતાં છે ત્યાં, એક ગતિ વિપરીત થઇ.
પાદ પ્રક્ષાલન કર્યા વિના, એમની એમ ઘરમાં ગઇ;
અજીઠું મોઢું ધોયા વિના, તે સુવાને તત્પર થઇ.
તેમ સંધ્યાએ જઈ સુતી, દિતિ નિજ સ્થાનક જહાં;
સૂક્ષ્મરૂપે ઇંદ્ર પેઠો ઉદરમાં, વજ્ર કરમાં લઇ તહાં.
ભર નિદ્રાવશ દિતિ હવી, તવ ઈંદ્ર મન કોપજ ધરે;
વજ્રથી ગર્ભના સાત કટકા કર્યા, મારતાં નવ ઓસરે.
તોએ તે કટકા બેઠા થયા, મન ઈંદ્રનો ભય નહીં ગણે;
વળી વજ્ર પ્રહારે શક્ર સાતે, કટકાને શીઘ્ર હણે.
પછી એકેકના સાત સાત, કટકા કર્યા છે સુરપતિ;
તે વજ્રપ્રહારે થયા છેદન, નવ ચાલે અન્ય શસ્ત્રની ગતી.
તોએ તે ઓગણપચાશ કટકા, હાલવા લાગ્યા સહી;
વળી હણવા ઈંદ્ર ઉઠયો, વજ્ર કર માંહે ગૃહી.
ત્યારે તે બોલ્યા વિનય કરી, અમો ભ્રાત થઇશું દેવના;
તું આજ અમને કાં હણે, અમે કરશું તમારી સેવના.
એવી દીન વાણી સાંભળીને, ઈંદ્રે મેલ્યા જીવતા;
ઓગણ પચાશ વાયુ થયા તે, રહ્યા દેવને સેવતા.
મારૂતગણ એમ ઉદય પામ્યા, ઓગપચાશે દેહિ ધરી;
ઈંદ્રનો ભય નિવાર્યો એમ, કરૂણા કીધી શ્રીહરી.
નિંદ્રાથકી તવ દિતિ જાગ્યાં, પુત્ર સર્વ દીઠા તહાં;
ત્યારે ઈંદ્રને પૂછ્યું દિતિએ, આ પુત્ર કયાંથી આવ્યા હ્યાં.
મેં તો પુત્ર એક માગિયો, ને આ તો દેખું છું ઘણા;
નિજ માતાને ચરણે નમિ શક્રે, વિનવવામાં રાખી ન મણા.
ત્યારે ઈંદ્ર નમિ બોલિયો, એ કાર્ય કર્યું મેં પાપીએ;
પછી તેણે વાત સર્વે, કહી દિતિને માંડીને.

**ઈંદ્રવચન:-**

સ્વાર્થ દૃષ્ટિ સદા કરનારી મા, જાણ્યો અભિપ્રાય તમારો;
ગુપ્ત વેશે આવી રહ્યો, ગર્ભનો આણ્યો આરો.
ગર્ભના કટકા સાત કીધા, સાત કુમાર અવતર્યા;
તેના વળી સાત સાત હવા, તોપણ તેઓ નવ મુવા.
પ્રભુ પ્રતાપિ આ કામ છે, એવું ધાર્યું મેં હે માતા;
મુર્ખ મેં અપરાધ કીધો, ક્ષમા કરી ધરો સાતા.
ગર્ભ સર્વ અમર થયા છે, કીધો અપરાધ બહુ મોટો;
વિષય સુખ મેં તજ્યાં છે, હું થયો છું બહુ છોટો.
પછી દિતિ માતને નમ્યો, ચરણે સુરપતિ વેગે કરી;
પગે વળગ્યો ન રહે અળગો, તવ માતાએ પ્રીતિ ધરી.

તવ ઇંદ્રને માથે હાથ મૂકી, માત દિતિ દયા ધરે;
આજ્ઞા માગી સૂરપતિ, તે સ્વર્ગ સદને સાંચરે.
દિતિના જે પુત્ર બળીયા, ઓગણપચાસ વાયુ કહ્યા;
નિજમાતાને ચરણે નમીને, સુરપતી સાથે ગયા.
એમ પવનગણ સૌ ઉદય પામ્યા, શુક કહે સુણ ભૂપતિ;
આખ્યાન એ જન સાંભળે તેને,હોયે સ્વર્ગ તણી ગતી.*

**ઇતિ શ્રીમદ્ભાગવતે ષષ્ઠસ્કંધે અષ્ટાદશો-ધ્યાયઃ ॥૧૮॥**

## અધ્યાય ૧૯ મો.†

કડવું ૨૦ મું-રાગ ધન્યાશ્રી.‡

રાય પરીક્ષિત પ્રશ્ન કરે, કહો પુંસવન વ્રતનો વિધિ;
પુત્ર પ્રાપ્તિ પામે વાંઝીયો, થાય તેની કાર્ય સિદ્ધિ.

**શુકોવાચઃ-**

માર્ગશિર્ષ શુકલ પ્રતિપદાયે, આરંભ વ્રતનો સ્ત્રી કરે;
પતિ આજ્ઞા લઇ વ્રત કરવું, એવો શાસ્ત્રજ લેખ ધરે.
મરૂત જન્મની કથા સુણવી, બ્રાહ્મણ વચને કરે આરંભ;
સ્નાન કરી,સ્વચ્છ વસ્ત્ર પેરી, શણગાર ધરિ કરવો પ્રારંભ.
પ્રભાતે ભોજન પેહેલાં, લક્ષ્મિ ભગવાનને પૂજવા;
પ્રાર્થના કરવી પ્રેમ ભાવે, સ્નેહ સહિત મંત્ર ભજવા.
"હે પૂર્ણ કામી, લક્ષ્મિપતે, સર્વ સિદ્ધિ નિવાસરૂપ;
અપેક્ષા રહિત આપને, નમસ્કાર કરૂં હે ભૂપ.
કૃપા, વૈભવ, તેજ, મહિમા, સામર્થ્યવાન્ છો હે પ્રભૂ;
સર્વ ઉત્તમ ગૂણે શોભો, સચરાચર ત્રિભુવન વિભૂ.
હે વિષ્ણુ પત્નિ, યોગમાયા, પ્રભૂ પ્યારી ભાગ્યશાળી;
હે લક્ષ્મિજી હું પ્રેમે વંદુ, પ્રસન્ન થાઓ માત મારી."
નિત્ય પ્રત્યે આવાહન, અર્ધ્ય પાદ્ય આચમન કરતા;
સ્નાન, વસ્ત્ર, જનોઈ, ભૂષણ, ચંદન, પુષ્પ ધરતાં;
વળી ધૂપ દીપ નૈવેદ્ય આદિ, કરવા ઉપચાર પ્રેમ ધરી;
સર્વ વિષ્ણુને અર્પણ કરીને, સ્તુતિ કરવી ફરી ફરી.
"ઓમ્ મહાત્મા ભગવાન તમને, નમું છું વારંવાર;
પ્રભાવમય વિભૂતિ પતિ, આપું બળી પ્રેમે, તું તાર."

પછે બાર આહુતી હોમતાં, નિજ મંત્રને કરવો ઉચ્ચાર;
અગ્નિમાં આહુતી કરેથી, પ્રેમે ઉતરે જન પાર.
ओं नमो भगवते महापुरुषाय, महाविभूतिपतये स्वाहा;
એ મંત્રનો ઉચ્ચાર કરીને, આહુતિ હોમવી ત્યાંહા.
સર્વ સંપતિ ઇચ્છાવાનેતો, લક્ષ્મિ ભગવાનનું પૂજન કરી;
ચિત્ત ભક્તિથી શુદ્ધ રાખી, દંડવત્ પ્રણામ પ્રેમે કરી;
દશવાર મંત્ર જપ કરી, પછે સ્તુતિ કરવી નાથની;
એ ભક્તિ પ્રેમપૂર્વક હોય તો, પૂરે ઇચ્છા સર્વ સાથની.
'હે નારાયણ હે લક્ષ્મીજી, જગત સ્વામી ને કારણ રૂપ છો;
આ લક્ષ્મીજી સૂક્ષ્મ પ્રકૃતિમય, માયા શક્તિના ભૂપ છો.
લક્ષ્મીનાયક સાક્ષાત તમો, પરમ પુરૂષ અવતારી;
સર્વ યજ્ઞરૂપ તમો પ્રભો, લક્ષ્મી યજ્ઞ ભાવના વાળી.
લક્ષ્મિજી ક્રીયારૂપ છે, વળી તમો ફળના ભોકતા;
લક્ષ્મિજી ગુણો પ્રકટતારૂપ,અને તમો ગુણોએ શોભતા.
તમો પ્રાણી માત્રના આત્મા, શ્રી ઇંદ્રિય અંતરરૂપ છો;
શ્રી નામરૂપાત્મક છે, તમો પ્રકાશ-આધાર ભૂપ છો.
હે મોટી કીર્તિવાળા પ્રભો, વર આપ દીનાનાથ;
સફળ કરો મનોરથ સર્વ, ગ્રહો મુજ રંકનો હાથ.
એ સ્તુતિ કરી પછે, નૈવેદ્ય પ્રેમે પ્રાસન કરે;
આ સ્તોત્ર વદે પૂર્ણ પ્રેમે, તેનાં અઘ દુઃખ પ્રભુ હરે.
વારંવાર પૂજન કરતાં, પ્રેમે ગદગદીત થાય;
સ્ત્રીએ પતિને પ્રભુ ગણવો, સેવા કરી પતિ ગુણ ગાય.
ભક્તિપૂર્વક પતિ સેવા, કરતાં સુખ પામે ઘણું;
પતિનું પ્રિય સર્વ રીતે કરે હરખે, નવ દુઃખ ગણે અણું.
પતિએ પણ પ્રેમપૂર્વક, સર્વ કાર્યે કરવી સહાય;
અન્યોન્ય જે કંઈ કરે, તેથી પ્રભુજી પ્રસન્ન થાય.
રજસ્વલાદિક પ્રસંગ પ્રત્યે, પતિએ કરવી સેવા સર્વ;
વિષ્ણુ વ્રતનો નેમ લીધા પછે, અધવચે ન ધરવો ગર્વ.
ન તોડવું એ વ્રત લીધેલું, નવ કરવું આળસ કદી;
સર્વ કાર્ય સિદ્ધ થાશે, ભગવાન પ્રસન્ન થશે યદી.
બ્રાહ્મણ, પતિપુત્રવતિ સધવાનું, પૂજન કરવું પ્રેમ કરી;
પ્રાસન કરવો પ્રસાદ સર્વ, પ્રથમ ધરવો શ્રી હરી.
બાર માસ પર્યંત વ્રત આચરિ,વ્રત સમાપ્ત કરવું સહી;
કાર્તિક અમાસ્યાએ, ઉપવાસ એક ધરવો તહીં.
પ્રાતઃકાલે પ્રેમથી, દુધ રાંધેલાં ચોખા હોમવા;
બ્રાહ્મણનો આશિર્વાદ લઇ, પછે સર્વ કાર્ય સાધવાં.
શેષ રહેલા ચરૂમાંથી, જે સ્ત્રી પ્રસાદ આરોગશે;
સ્ત્રી પુરૂષ સર્વનાં, કાર્ય સઘળાં ત્યાં થશે.

* અહિં છેવટે વર્ણન નથી તેનું કારણ એજ કે કવિ "વલ્લભ"ની પ્રતમાં તે ઓગણીશમા અધ્યાયમાં વાત છે.

† આ ઓગણીસમા અધ્યાયમાં દિતિએ પ્રભુને પ્રસન્ન કરવા પુંસવન વ્રત કીધું તેનો વિધિ સવિસ્તર કહ્યો છે.

‡ ઉપલા અધ્યાયમાં જે ટીકા લખી છે તે જોવી.

આ વ્રત વિધિયુક્ત પુરૂષ, પ્રેમ ધરીને આચરે;
મનવાંચ્છિત પદાર્થ પામે, સર્વ આશા તેની ફળે.
સ્ત્રી આચરે યશ પુત્ર પામે, ઘર મળે લાભ પામશે;
સૌભાગ્યવતી શોભશે નારી, ચિરંજીવી સ્વામી થશે.
કન્યા આચરે એ વ્રત વિધિયે, વર રૂડાને વરશે;
વિધવા આચરે વ્રત તો, ઉત્તમ ગતિ તેની હશે.
સંતાન જેના મૃત્યુ વશ હોય, તે દુઃખ પ્રભુજી ટાળશે;
નિર્ધન ધનવંતો થશે, કરૂપવાન સરૂપને પામશે.
રોગીયાના રોગ જાશે, દુઃખીયાનાં દુઃખ જશે;
એ વ્રત અતિ ઉત્તમ છે, સર્વ કાર્ય સિદ્ધિ થશે.
હોમ પૂર્ણ થયા પછી, શ્રી પ્રભુ થાય પ્રસન્ન;
કાર્ય સર્વ સિદ્ધ પામે, ને પામે સંતતિ જંન.
આ સંતાન ઉત્પત્તિ વ્રત તુજને, સંભળાવ્યું સુણ રાયજી;
ગર્ભ યોગાને પ્રેમથી, પરીક્ષિત લાગ્યો પાયજી.
જે પ્રાણી શ્રવણ શ્રદ્ધાએ કરે, શુદ્ધ ભાવથી ભાગવત કથા;
મુકતી પદાર્થની થાય પ્રાપ્તી, જન્મ મરણ જાયે વ્રથા.
નરનાર બાળક વૃદ્ધ પ્રાણી, કથા હરીની સાંભળે;
કરૂણા કરે શ્રીકૃષ્ણ સ્વામિ, સાક્ષાત હરી તેને મળે.
સુતાં બેઠાં કાર્ય કરતાં, નામ હરીનું લીજીએ;
પર્મ પદ પામશો હરીજન, કથા કીર્તન કીજીએ.
સંવત સત્તર ચોસઠમાં, વૈશાખ શુદ દ્વિતીયા સહી;
રવિવારે કથા રૂડી, ચંદ્ર દર્શનને સમે કહી.
ઔદિચ્ય જ્ઞાતિ ટોળકીયા, દ્વિજ શંકને વાણી હવી;
નાનાભટ સુત વલ્લભે, આ કથા હરી ગુણની કવી.
અલ્પ બુદ્ધિ હું પામર પ્રાણીને, કરી કરૂણા શ્રી હરી;
પદબંધની ગતિ મુને નથી, પણ કૃપા પરબ્રહ્મે કરી.
આ કથા શ્રવણે પાન કરતાં, શ્રી વિષ્ણુ કૃપા કરે;
સર્વથા નરનાર પ્રાણી, સંસાર સાગરથી તરે.
ષષ્ઠસ્કંધ પુરો હવો, એમ વ્યાસ સુતે વાણી કહી;
સપ્તમસ્કંધ વિષે કથા, હરિ કૃપાથી કહીશું સહી.
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ નામને, મોટો છે મહિમાય;
ઓગણીશ અધ્યાય હવા, પુરા દયા વૈકુંઠ રાય.

વળણ.

કૃપા વૈકુંઠરાયની હવી, કથા આ પૂરણ થઇ;
કર જોડી ભટ વલ્લભ કહે, હવે ભવતણી ભાવટ ગઇ.

**ઇતિ શ્રીમદ્‍ભાગવતે ષષ્ઠસ્કંધે એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥**



# શ્રીમદ્ભાગવત.

## (કવિવલ્લભકૃત–પદબંધ.)

## સપ્તમસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

**રાગ સામેરી.**

શ્રી ગુરૂગણપતિ સ્વામિ, સ્તવું શીશ નામી;
સરસ્વતિ માત કરૂણા કીજે, સુબુદ્ધિ સેવકને દીજીયેરે.

**ચાલ.**

સુબુદ્ધિ દીજે રંકને, કરૂણા કરો તમો માત;
દયા કરજો વિઘ્ન હરજો, દેજો મસ્તક હાથ.
કાલો ઘેલો કાંઈ ન જાણું, હું બુદ્ધિહીન છું બાળ;
અજ્ઞાનતા મમ દેહની, દુર્મતી સઘળી ટાળ.
સુત પુરાણીક નિત્ય કથા કહે, નિમિષારણ્યમોઝાર;
શૌનક ઋષિ શ્રવણે ધરે, ગોવિંદ ગુણ વિસ્તાર.
શ્રીભાગવતની કથા ઉત્તમ, સપ્તમસ્કંધ વર્ણન;
શ્રોતાજન સૌ સાંભળો, દેહી થશે પાવન.
સપ્તમસ્કંધના દશપંચ અધ્યાય, વ્યાસવાણી સાર.
હરીજન હરખે શ્રવણ કરતાં, ઉતરે ભવ પાર.
શ્રી શુક પ્રત્યે બેઉ કરજોડી, પરીક્ષિત રાય ઉચરે;
સ્વામી તમારી નિર્મળ વાણી, ત્રૈલોકયને પાવન કરે.
સ્વામિ પ્રશ્ન સંદેહ ભાંગીયે, મુજ હૃદયે ઊદય હવું;
વૃત્તાંત સર્વ કીધું યુક્તિપૂર્વક, હવે સંભળાવો નવું.
પરમેશ્વરને દેવદૈત્યમાં, અંતર નથી લગાર;
આ સૌ રચના પ્રભૂજીની, નિર્મિત સકલ સંસાર.
અધિક ઓછા કો નહીં, બેઉ વામ દક્ષિણ ચક્ષ;
તોય અસુરને કેમ સંહાર્યા, કરી ઈંદ્રની પક્ષ.
બેઉ વિશ્વંભરને આરાધે, બેઉનો પ્રભુ કહેવાય,
ઈંદ્ર રાખ્યો દૈત્ય માર્યા, કારણ કંઈ ન કળાય.
એવી વાણી સાંભળીને, વ્યાસ પુત્ર વદે સહિ;
રાય પરીક્ષિત સાંભળો, કારણ સૌ સમજાવું અહિં.
એ પરમેશ્વરને ત્રણ ગુણ છે, તેના જુજવા પ્રકાર;
સાત્વિક રાજસ ને તામસ, એ ત્રણે ગુણ નિરધાર.
એ ત્રણે ગુણમાં ઈશ્વરી, ઈચ્છાએ રમે છે નાથ;
પ્રપંચ બુદ્ધિ ભેદ કળા જ્યાં, હોય જેવો સાથ.
જે જે ગુણથી જે ઉપન્યાં, તે તે ગુણે તેનો નાશ;
અકળ અદ્ભુત બ્રહ્મ જ્યોતિ, અમર એક અવિનાશ.+
વિસમ ભાવ પ્રભુને નથી, નહિ કરે કોઇની પક્ષ;
કારણાર્થે દિતિપુત્ર હિરણ્યકશ્યપુ,ને હણ્યો હિરણ્યાક્ષ.
સનકાદિકના શાપથી, એ પડયા ભૂમિ મોઝાર;
અનુગ્રહ કરવા કારણે, મારી આપિઓ આધાર.
પ્રભુએ રાગ દ્વેષાદિક તજી, દૈત્ય માર્યા કારણ સહિત;
નારદજીએ યુધિષ્ઠિર પ્રત્યે, કહ્યું છે ઉત્તમ ચરિત્ર.
તે ચરિત્ર કહું હું તુજ પ્રત્યે, સાંભળ રાય સુજાણ;
આ ચરિત્ર સુણતાં થાય પ્રાણી, નિષ્પાપ તે નિર્વાણ.
પૂર્વે રાજા યુધિષ્ઠિરે, રાજસૂય માંડયો યજ્ઞ;
દેશ દેશના મહિપતિ તેડયા, આવ્યા સૌ ત્યાં સુજ્ઞ.

---

* આ પ્રથમાધ્યાયમાં હિરણ્યકશ્યપુ અને હિરણ્યાક્ષ રાક્ષસ કેમ ઉત્પન્ન થયા તેનું કારણ દરશાવ્યું છે તે કથાપ્રસંગ છે.

+ આ સ્થળે શુક પરીક્ષિતને વિસ્તારપૂર્વક કહે છે–જો કે ભગવાન્ પોતે પ્રકૃતિથી પર, નિર્ગુણ, અજન્મા અને રાગ દ્વેષાદિકના કારણ રૂપ દેહેંદ્રિયથી રહિત છે, તોપણ પોતાની કલ્પેલી માયાના ગુણોના કલ્પેલા સંબંધથી મરનાર, મારનાર બન્ને રૂપે જણાય છે. એ ગુણો જો ભગવાનના પોતાના હોય તો પ્રાકૃત પુરૂષની પેઠે તેમાં વિષમપણું થાય, પણ તેમ નથી; કેમકે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો પ્રકૃતિનાજ છે. એ ગુણોનો ઘટારો વધારો એકી વખતે થતો નથી, પણ કાળના ક્રમ પ્રમાણે થાય છે વિદ્વાનો સ્વભાવવાદ, કાળવાદ અને કર્મવાદનો નિષેધ કરી દાર્યો દેખાવા પરથી પોતાના જીવાત્માને વિચાર શક્તિથી જુદો ગણે છે. એ અજન્મા ઈશ્વર કાળ પ્રધાન કે પુરૂષને પણ તાબે નથી.
[ શ્રી. ભા. સં.

બહુ સૈન્ય સાથે આવિયો, તે યજ્ઞ સમિપ શિશુપાળ;
શ્રીકૃષ્ણ દીઠા પાપીએ તવ, ચડયો ક્રોધ તત્કાળ.
પ્રથમ પૂજા શ્રીકૃષ્ણની, કરે યુધિષ્ઠિર ભૂપાળ;
તે દેખી શિશુપાળ થયો બેઠો, મૂખે દેતો ગાળ.
સો ગાળ સાંખી શ્યામળે, પછે મૂકયું ચક્ર જગદીશ;
સુદર્શન વાગ્યું જઈ શીશુપાળને, છેદાયું દુષ્ટનું શીશ.
તે ધામથી પ્રગટયું તેજ સુંદર, લયપામ્યું હરી મુખમાંહિં;
રાય યુધિષ્ઠિરે મન વિચાર્યું, અદ્ભુત દેખી ત્યાંહિં.
ત્યારે નારદ ઋષિને પુછિયું, શીઘ્રે યુધિષ્ઠિર રાય;
આ અદ્ભુત દેખી હૃદે મુની, ઘણું આશ્ચર્ય થાય.
નિંદા, સ્તુતિ સત્કાર, તિરસ્કાર, ઇશ્વરને ન સંભવે લેશ;
એ સર્વ આ દેહને વળગે, ઇશ્વર નિરંજન વેશ.
ગાળ, પિડા પ્રભુજીને, આવે ન કદિ આ સંગ;
પ્રભુ નિરંજન નિરાકાર છે, તે નવ બંધાયે કો રંગ.
દેહને વધ ને ગાળ અડકે, એ દેહાભિમાનનો ધર્મ;
ઇશ્વિર સર્વનો આત્મા, દેહાભિમાન રહિત છે પર્મ.

**નારદ વચનઃ-**

દૈત્યનો કરે નાશ પ્રભુ, તે અનુગ્રહ કારણ છેય;
ભુંડુ ન ઇચ્છિ પ્રાણી જ્યારે, (તો) પરબ્રહ્મ કેમ ઇચ્છેય.
પ્રભુને ન પિડા સંભવે, નવ ગણે નિંદા કોઇની;
જો ભજે નિરંજન નાથને, તો નવ જુએ જાત તે તણી.
વૈર, ભક્તિ, સ્નેહ, ભય, કોઇ કારણથી ભક્તિ કરે;
ઇશ્વિર વિણ ન જુએ અન્ય તો, નિશ્ચે તે ભવસાગર તરે.
વેરથી તન્મય થાય પ્રાણી, તેવો નવ થાય ભક્તિ થકી;
વેરભક્તિ શ્રેષ્ટ તેથી, પુરાણો કહે છે મથી મથી.
વેરભાવે પ્રભુ સ્મરણ, થાય દિન ને રાત્ર;
પ્રભુ પ્રભુ ને પ્રભુ ભજે, તેથી તરે દુષ્ટ પ્રાણી માત્ર.
ભક્તિથી પ્રાણી સ્વર્ગ પામે, તેમ દ્વેષ* સ્નેહ* ભય* કામ*;
તર્યા પ્રાણી અધર્મિઓ, ને પામ્યા બ્રહ્મ ધામ.
વેન આદિ રાય પૂર્વે, પડયા નર્ક મોઝાર;
ઇશ્વરના વેરી નહીં, વળી નાસ્તિકના અવતાર.
તે કારણથી રાયજી, તે પડયા પાપી નર્ક;
પણ શિશુપાળતો દ્વેષભાવે, ભક્તિ કરતો પ્રત્યક્ષ.
શિશુપાળ ને દંતવક્ત્ર, હતા પ્રભુના પાર્ષદ;
બ્રહ્મ શાપથી પડયા ભોમી, તેનું કહું તને હાર્દ.

તવ રાય યુધિષ્ઠિર પ્રશ્ન કરે, કહો વિસ્તારી એ વૃત્તાંત;
વૈકુંઠથી પડયા પ્રાણી, એ કારણ હોય કૃત્તાંત.
વૈકુંઠવાસીને પ્રાકૃત દેહ, એ અસંભવીત છે વાત;
વીણાપાણી કૃપા કરી, કહો પાર્ષદ અદ્ભુત ગાથ.
એ લઘુ વય થકી શીશુપાલ, વૈર આણતો પ્રભુ સાથ;
ધર્મ ભાંગ્યા દેવ પીડયા, દુઃખી કર્યા સાધુ માત્ર.
તેને સાયુજ્ય મુક્તિ પમાડયો, કરી કરૂણા વૈકુંઠરાય;
એ દુષ્ટને સદ્ગતિ થઇ, મુજ હૃદયે આશ્ચર્ય થાય.
તે વૃત્તાંત વિસ્તારી કહો મુને, વીણાપાણી દેવ;
ત્યારે નારદજી એમ ઊચરે, સાંભળો રાજા તમેવ.
એક સમે પ્રભુ પોઢયા હતા, વૈકુંઠ સદન મોઝાર;
દ્વારપાળક પોલીયા, જય વિજય સાચવે દ્વાર.
તે સમે પધારિયા, સનકાદિક મહા મૂન્ય;
મરીચિ આદીથી શ્રેષ્ટ તે, અવતાર કહું ધનધન્ય.
છ વર્ષના બાળકા, વળી દિગંબર છે અંગ;
પ્રભુતા તેની નવ પિછાણી, ગર્વિષ્ટ થયા બે જંન.
અટકાવ્યા દ્વારે પેસતા, તવ કોપિયા તે મૂનિ;
શાપ દીધો સહજમાં, વાત એકે નવ સુણી.
સનકાદિકના શ્રાપથી તે, આવીને પડીયા ધરણ;
કહ્યું તમે પૂર્વ સ્થળ આવજો, અવતાર ભોગવી ત્રણ.
અસુરયોની અવતરી, નિત્ય વૈર ધરજો પ્રભુ સાથ;
તો પૂર્વનું સ્થળ પામશો, કૃપા કરશે વૈકુંઠનાથ.
ત્યારે તે હેઠા પડયા, આવી અવતર્યા સંસાર;
તે આસુરી યોન પામિયા, દિતિ ઉદર અવતાર.
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ પ્રથમે, બીજે રાવણ ને કુંભકર્ણ;
દંતવક્ત્ર ને શિશુપાળ ત્રીજે અવતાર, વાર એમ ત્રણ.
દિતિ પુત્ર હિરણ્યકશ્યપુ, ને હિરણ્યાક્ષ પરાક્રમી બહુ;
ઉત્પાત માંડયો ભૂમિપર, ખળભળ્યાં પાતાળ સહુ.
હિરણ્યાક્ષ જ્યેષ્ટ બંધુના, વરાહે હરયા પ્રાણ;
હિરણ્યકશ્યપુને હણ્યો, નૃસિંહ અવતારે નિર્વાણ.
તે બીજે જન્મે અવતર્યા, કુંભકર્ણ રાવણ રાય;
રામચંદ્રે હણ્યા બન્નેને, કારણ સીતાહરણ કહેવાય.
એ રામચરિત્ર હો રાયજી," સંભળાવશે માર્કંડ;
પાતિક સર્વ નાશશે, તારણ પામશે તુંજ પંડ.
ત્રીજે જન્મ તે પાર્ષદો, થયા શિશુપાળ દંત વક્ત્ર;
હણ્યા કૃષ્ણે સુદર્શને, રાજસુ યજ્ઞે અત્ર.

---

* શિશુપાળ દ્વેષથી, પાંડવો સ્નેહથી, કંસ ભયથી અને ગોપીઓ કામથી પ્રભુધામને પામી છે.

તે શિશુપાળ સાયુજ્યમુક્તિ પામ્યો,એમાં અચરજ શું હોય;
કરૂણા કરી શ્રી કૃષ્ણજીએ, નિજ દાસ જાણી સોય.
તવ રાય યુધિષ્ઠિર પ્રશ્ન કરે, કહો પ્રલ્હાદ પિતા ચરિત્ર;
ભક્ત પ્રલ્હાદનું ચરિત્ર સુંદર, કહો મુનિ અહો પવિત્ર.

વળણ.

પવિત્ર કથા નારદ કહે, સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી વલ્લભ કહે, હરિજન ભજજો શ્રી યદુરાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥૧॥**

---

## અધ્યાય ૨ જો.*

### કડવું ૨ જું-રાગ રામગ્રી.

શુકજી બોલે સાંભળ રાયજી, સપ્તમસ્કંધની એ કથાયજી;
શ્રવણે સુણતાં પાતિક જાયજી, કંઈએક મનસા નિર્મળ થાયજી.

ચાલ.

થાય નિર્મળ આત્મ બુદ્ધિ, કૃપા કરે અવિનાશ;
નિજ ભક્ત જાણી દયા આણી, હરી સદા રહે પાસ.

**નારદોવાચઃ-**

હવે કથા સાંભળો ધર્મરાજા, હિરણ્યાક્ષ દાનવ જેહ;
વરાહ રૂપે પ્રથમ પ્રભુએ, સંહાર્યો તો તેહ.
તે સુણી હિરણ્યકશિપુએ, કર્યું પ્રભુ સાથે ઘાડું વેર;
સર્વ ધર્મ ઉછેદ કીધા, વર્તાવા માંડયો કેર.
તેણે પોતાના સર્વ સેવક, તેડયા તેણી વાર;
લોહ પાસ દંડ મુદ્દગલ ગૃહીને, આગળ ઉભા તૈયાર.
સર્વ દૂત† પ્રત્યે વદે વાણી, હિરણ્યકશિપુ ભૂપ;
દશે દિશા તમો પરવરો, કરો વિઘ્ન જ્યાં યજ્ઞ રૂપ.
તમો બ્રાહ્મણને પીડા કરો, કરો સાધુ સંતનો નાશ;
સિબાળક સુરભિને કષ્ટો, જઈ પમાડો ત્રાસ.
જે કોઈ જન ધર્મ વર્તાવે, તેનો કરો સંહાર;
ગામ ભાંગી દગ્ધ કરજો, મારો સંતને ઠાર.
કૂપ વાપી તળાવ ભાંજો, ધર્મની સૌ જાત;
તીર્થ યાત્રા યજ્ઞ યજન, શિવાલય કરો નિપાત.
દેવને ગૃહી દંડ કરજો, મુનિ માત્ર કરજો ભક્ષ;
જો કોઈ વઢે તો મુને જાણ કરજો,હું કરીશ તમારી પક્ષ.
ધર્મ મૂળ વિષ્ણુ કહાવે, મુજને તેશું વેર.
તપ, યજ્ઞ, વેદાધ્યયન, નાશ કરો આ ફેર.
નવ ભજે કો વિષ્ણુને, એ આજ્ઞા કરજો ધીશ;
વિષ્ણું ભજે તે પ્રાણીનું, સદ્ય છેદજો શીશ.
એવી વાણી સાંભળીને, ધસ્યા સેવક સર્વ;
દશે દિશા તે પરવર્યા, અભિમાન કરતા ગર્વ.
અધર્મ વર્તાવે સેવક સર્વે, અન્યાય કરતા હીંડે;
ધર્મનાં સ્થાનક સઘળે ભાંગ્યાં, સાધુ સંતને પીડે.
પરાયાં ને સ્વકુટુંબને, શીક્ષા અવળી દે તેય;
અધર્મ વર્તાવ્યો અવનીમાં, અપયશ સઘળે લેય.
હિરણ્યકશિપુના ભય ત્રાસે, કોણે નહિ રહેવાય;
રાય આજ્ઞાથી એ પ્રમાણે, પીડે રાક્ષસો ત્યાંય.
પછી મૃતક્રિયા કરી ભ્રાતૃની, કરવા બેઠો સાંત્વનાય.
સગાં કુટુંબ સર્વને તેડી, બોલ્યો દુષ્ટ એ ત્યાંય.
સુણો માત મારી, ભાભી પ્યારી,પુત્ર મિત્ર સર્વને કુટુંબ;
રણમાં મૃત્યુ પામે તેનો, નવ કરવું શોક રૂદંન.
રણે મરવું શૂર પુરૂષને, અતિ ઉમંગી વાત;
આ જીવ તો મરતો નથી, તું જાણ મોરી માત.
જીવ મરે નહિ, ઘટે નહિ, તે શુદ્ધ ને સર્વત્ર;
સર્વજ્ઞ અને અનાદિ છે, તે જાણ પરમ પવિત્ર.
તો મુવો તેને ધારવો, એ મહા અધર્મનું વેણ;
શોક કરવો ન દેહનો, એ જાણ તું નિર્વાણ.
જન્મ, મૃત્યુ, હર્ષ શોક, વૃથા સર્વે વાત;
પ્રિય અપ્રિય પ્રાપ્તિ અપ્રાપ્તિ, કર્મ અકર્મ મિથ્યા ઉચાટ.

એ સંબંધે એક આખ્યાન કહું, તું સુણ દિતિ માય;
તુજ પ્રત્યે કહું તે એ ઇતિહાસ, સાંભળજે ધર્મરાય.

સુયજ્ઞ રાજા ઉશીનર નગરમાં, પામ્યો યુધ્ધથી નાશ;
તેનું કુટુંબ મળીને અતિ દુઃખ ધરે, વિંટી બેઠાં ચોપાસ.

કોઈ વૈરીએ તેને માર્યો, પડયો સુયજ્ઞરાય ધારણ;
રાણી સૌ આક્રંદ* કરે છે, ભૂપતિ પામ્યો મર્ણ.

---

* આ બીજા અધ્યાયમાં હિરણ્યકશિપુએ વિષ્ણુના દ્વેષને લીધે દાનવોની પાસે લોકોને પીડા અપાવી પોતાના ભાઈ હિરણ્યાક્ષના પુત્રાદિની સાંત્વના કીધી તેનો કથા પ્રસંગ છે.

† દૂતનાં નામ છેઃ-દ્વિમૂર્ધા, ત્ર્યક્ષ, શંબર, શતબાહુ, હયગ્રીવ, નમુચિ, પાક, ઇલ્વલ, વિપ્રચિત્તિ, શકુન.

* રાણીઓ આક્રંદ કરે છે કે -હે સ્વામી, અમારી ઉપર ક્રૂરપણાથી વર્તનારા વિધાતાએ તમને અદૃશ્ય સ્થિતિ આપી છે.

ત્યારે યમ રાજાએ બાળકનું, સ્વરૂપ લીધું ત્યાંહિં;
તત્ક્ષણ પોતે આવીયા, તે રાજકુંવર છે જ્યાંહિં.
તેના કુટુંબને જ્ઞાન* શિખામણ દે છે યમ નરેશ;
વળી કુલિંગપક્ષીની કથા, સંભળાવે છે બાળકવેશ.
એક સમે એક વ્યાધ કુટ, હણવાનું છે મન;
તે જાળ નાંખી બેઠો છે, મહા અગોચર જ્યાં વન.
એક કાલિંગની સ્ત્રી પડી તે, મહા જાળ કેરે પાસ;
ત્યારે કાલિંગ આવ્યો ચાષિતા, દેખી પાસે હવો નિરાશ.
સ્ત્રિનું દુઃખ દેખી સ્વામીએ, નિજ નેત્ર ભર્યા નીર;
વિલાપ કીધો આંસુએ કરી, ભીનું સઘળું શરીર.
પક્ષી આશાબંધ હવો થકો, આવ્યો તે સુંદરી પાસ;
ત્યારે વ્યાધે એક બાણ મૂકી, કલિંગ કીધો નાશ.
સ્ત્રી માયા સંગપણ થકી તે, ગયા કપોતના પ્રાણ;
નારી તે માટે સર્વથા, દુઃખકારક મુખ્ય છે જાણ.
એ સંગપણ છે સ્વાર્થનું, જ્યાં લગી માયા મોહ;
અવધિ આવે પુત્ર સર્વને, તજે તરૂવર સોય.
તે માટે માયા સ્નેહ પ્રીતિ તે, જાણવી દુઃખનું મૂળ;
પ્રથમ પ્રીતી મીઠી લાગે, પછી ઉપજે છે શૂળ.
યમ કહે જે મુર્ખ હોય તે, કરે શોક ને હર્ષ;
પણ તત્વ તે કંઇ પામે નહિ, નવ થાય કોદી હર્ષ.

આ પતિ તમારો આ જન્મે, નવ ઉઠે પળવાર;
મિથ્યા શોક તજી ભજો હરી, ઉતરો ભવપાર.
અનિત્ય આ સંસાર છે, સુખ દુઃખ ધરશો આ દેહ;
જ્ઞાન આવું સાંભળીને, શોક રહિત હવાં તેહ.
તવ હિરણ્યકશ્યપુ એમ વદે, કાં ધરો માતા શોક;
જગત અનિત્ય ને અસત્ય છે, જાણો સર્વ આ ફોક.
એ સુણી પ્રભુ ધ્યાન કરવા, દિતિએ કર્યો વિચાર;
તે કરે છે ધ્યાન જગદીશનું, ત્યજ્યો પુત્ર શોક તેવાર.
ગોવિંદજીના ધ્યાનથી હવો, તેનો વૈકુંઠ વાસ;
સદગતિ પામી હવી, કરૂણા કીધી શ્રી અવિનાશ.

વળણ.

કૃપા હવી અવિનાશની, આ સપ્તમસ્કંધ કથાયરે;
બીજો અધ્યાય હવો પૂરો, કરી હરીએ કરૂણાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે સપ્તમસ્કંધે દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥**

## અધ્યાય ૩ જો.*

કડવું ૩ જું—રાગ કેદારો.

શ્રી શુકજી વાણી ઉચરે, રાય પરીક્ષિત શ્રવણે ધરે.
વિસ્તરે કથા સપ્તમસ્કંધનીરે.

ચાલ.

સપ્તમસ્કંધ કથા સાંભળતાં, મહા પાતીક અઘ જાય;
સુતપુરાણીક કથા કહે છે, સુણો શૌનક ઋષિ રાય
નારદમુનિ યુધિષ્ઠિર પ્રત્યે, બોલ્યા અમૃત વેણ;
હિરણ્યકશિપુએ ગર્જના માંડી, કીધાં દુષ્ટનાં ચેહેન.
એક સમે અસુર મહાબળી, હીરણ્યકશિપુ જેહ;
ત્રણ લોકમાં આણ ફેરવું મારી, મન વિચારે તેહ.
પ્રથમે નિજપુર રાજ્ય મેલી, તપ કાજ ચાલ્યો વન;
મંદરાચલની ગુફા વિષે જઇ, બેઠો કરી આસન.
વૃષા શીત ઋતુ ગ્રીષ્મ વેઠતો, વિધવિધ કષ્ટ પ્રકાર;
ક્ષુધા તૃષા નિંદ્રા તજીને, કરે પવન કેરો આહાર.
નિશ્ચળ ધ્યાન ધરે ધાતાનું, મનમાં મોટી આશ;
એવું ઊગ્રતપ દૈત્યનું દેખી, ત્રિભુવનમાં પડયો ત્રાસ.

જેણે તમને પ્રથમ ઉશીનર દેશના રક્ષણ કર્તા કર્યા હતા તેણેજ આજે શોકના વધારનાર કર્યા છે. કરેલા ઉપકારને જાણનાર તમ વિના અમે શી રીતે જીવિ શકીશું? માટે તમે જ્યાં જવાના, ત્યાં અમને લઇ જાઓ. એ પ્રમાણે મૃત્યુ પામેલા પતિને લઈ વિલાપ કરતી અને બાળી દેવાની ઇચ્છા નોતી કરતી ત્યાં તો સૂર્યાસ્ત થયો. તેથી તેઓ વિશેષ વિલાપ કરતી હતી.

* યમ કહે છે– અહો! આ માણસો અમારાથી મોટી અવસ્થાવાળો છે અને જગતનાં જન્મ મરણાદિના પ્રકારને જાણનારાં છતાં અતિ ઘણો મોહ દેખાય છે. માણસ તો જ્યાંથી આવ્યો હતો ત્યાંજ ગયો, અને પોતાની પણ તેવીજ સ્થિતિ છતાં શોક કરે છે. અહો! તમારાથી અમે અત્યંત ધન્ય છે. માબાપે અમને તજી દીધેલા છે. અમે બાળક છીએ તોપણ કશી ચિંતા કરતા નથી માટે અનાથ અને વગડામાં રહેતો હોય પણ જો તેના ઉપર ઇશ્વરની કૃપા હોય તો તે જીવે છે અને ઘરમાં સારી રીતે રક્ષણ થતું હોય પણ તેના પર ઈશ્વરી કૃપા ન હોય તો તે જીવતો નથી. જો કે આત્મા દેહમાં રહેલો છે, તથાપિ તે દેહથી જુદો છે. સુખ દુઃખાદિ સાચાં છે, એમ માનવું અને બોલવું એજ પોતાનો આગ્રહ છે એટલા માટે જ્ઞાની પુરૂષો આત્માને નિત્ય અને દેહાદિને અનિત્ય જાણી તેનો શોક કરતા નથી ને જાણતાં છતાં શોક કરતાં હોય તો એમ સમજવું કે, જ્ઞાનથી દૃઢતા ન હોવાને લીધે તેને પોતાનું સ્વ મટી નથી.

[ભા. ટી.

પાર્વતીના લલચાવવાથી જાળમાં ફસાઇ ગઇ હતી.

* આ ત્રીજા અધ્યાયમાં હિરણ્યકશ્યપુના તપથી જગતને તપી રહેલું જોઇ બ્રહ્મા આવ્યા, ને તપ જોઇ વિસ્મય પામ્યા; પછી હિરણ્યકશ્યપુએ સ્તુતિ કરી અને બ્રહ્માએ વર દીધો તે કથા પ્રસંગ છે.

પૃથ્વિ પર્વત સમુદ્ર સરિતા, સર્વે ડોલવા લાગ્યું;
સ્થાવર જંગમ સર્વે બીના, વિહંગમનું બળ ભાગ્યું.
અતિશે દેહ દમી તે દાનવે, એવું ઉગ્ર તપ કીધું;
ઇંદ્રતણું ઇંદ્રાસન ડોલ્યું, મઘવા કુળ મન બીધું.
ત્યારે ઇંદ્રને સાથ લઇને, નાસી ગયા સૌ દેવ;
મનજ્ઞાન વિચારી શિઘ્રે આવ્યા, બ્રહ્મસદન તતખેવ.
વૃત્તાંત* સઘળું કહ્યું બ્રહ્માને, સુરપતિ લાગ્યો પાય;
સ્વામિએ રાક્ષસના તપબળથી,અમોએ નહિ રહેવાય.
આસનાવાસના કરી બ્રહ્માએ,આસન તજ્યું તેણીવાર;
ભૃગુ દક્ષાદિ સાથે લઇ, બ્રહ્મા આવ્યા તે ઠાર.
હિરણ્યકશિપુને તપથી જગાડયો,બ્રહ્મા હવા તુષ્ટમાન;
દૈત્ય પ્રત્યે કમળભૂ બોલ્યા, માગ માગ વરદાન.
આવું ઉગ્ર તપ તું શાને કરે છે,તું જે માગે તે આપું;
મુજ વાચા સત્યાર્થ જાણજે,સ્થાનક સ્થિર કરી સ્થાપું.†
બ્રહ્માએ કમંડલ કરમાં ઝાલી, બ્રહ્મજળે નિરધાર;
ગંગોદકે અભિશેક કર્યો, ત્યારે વર્ત્યો જયજયકાર.
આસનાવાસના કરી સંતોષ પમાડયો,પ્રજાપતિયે તેણીવાર;
વર માગસુત શીઘ્રે આપું તુજને,વાહવાહ તપ ધરનાર.
એવાં વચન સુંણી સ્તુતિ‡ કરી દૈત્યે. નમિયો બ્રહ્માને પાય;
સ્વામિ વર આપો, કો કારણે મૃત્યુ મૃજનું નવ થાય.

પશુ પક્ષી અગ્ર પર્વત મને, ન મારે વિષધર પ્રાણી;
આયુધ શસ્ત્રથી પાત ન થાઉં, વળી સાંભળો વાણી.
દેવદાનવ ને યક્ષકિન્નર, યુધ્ધે મુજથી હારે;
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર, કો રણમાં મુજને ન મારે.
અષ્ટોત્તર શત વ્યાધી ન વ્યાપે, મુને રહે સદા યૌવન;
સઘળે ગતિ જવાની મુને, હું ભમું ત્રણ ભુવન.
મંત્રયંત્ર ભૂત પ્રેત પિશાચ,તે નહીં પ્રભવે મુજ અંગ;
અનેક વિધિના પ્રહાર નવાગે,કરો વપુ મારૂં અભંગ.
દિવસ રાત્રે સૂકે લીલે, ન હોય મારો નાશ;
ગાંધર્વ વિદ્યાધર યક્ષ કિન્નર, શત્રુ સૌ પામે ત્રાસ.
ભોમિયે નમરૂ, અંતરિક્ષે ન મરૂં,ઘરમાં ન મરૂ બહાર;
લોહકાષ્ટ પાવકથી નૂ મરૂં, વશ વરતે સકળ સંસાર.
કીટ પતંગ આદે સૃષ્ટિમાં, નીરમ્યાં તમે જે સ્વામી;
તે કોથી મુજ નાશ ન થાય,એ વર આપો અંતરયામી.
સૃષ્ટી તમારીમાં નીપન્યા, સુભટ ભુવન જે ત્રણ;
તમ પ્રતાપે કોઇ વડે કરી, ન હોયે મારૂં મર્ણ.
સર્વ લોકપાળનો મહિમા, વળી મહિમાવંત આપ;
એ પ્રતાપ મુજને આપો સ્વામી,ચિરંજીવ કરી સ્થાપ.
તપ યોગ્ય પ્રભાવવાળી, અણીમાદિ સિદ્ધિ જેહ;
આપો આપ કૃપા કરી, કાર્ય થાય મુજ સર્વેય.
જો તમો તુષ્ટમાન હવાતો, એ વર આપો સ્વામી;
મારૂં વાક્ય સફળજ કરશો, કરૂણામય અંતરયામી.
અસ્તુ વચન કહીને ધાતાયે, આપ્યું ત્યાં વરદાન;
અવિચળ વર આપીને બ્રહ્મા, હવા અંતર્ધ્યાન.

વળણ.

અંતર્ધ્યાન હવા બ્રહ્મા, સ્વસ્થાને સુર સૌ જાયરે;
સપ્તમસ્કંધ શ્રી હરી કથાનો, હવો તૃતીયોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે તૃતીયો-
## ધ્યાયઃ ॥૩॥

---

* ઇંદ્રાદિ દેવતા, બ્રહ્માને હિરણ્યકશ્યપુ પર દ્વેષ થાય તે માટે ખોટું સમજાવવા નિચે પ્રમાણે કહે છેઃ—હે બ્રહ્મા, આ સર્વ જગતને તપ અને યોગની નિષ્ઠાથી રચી સર્વ લોક કરતાં ઉત્તમ સત્યલોકમાં તમે જેમ બેઠા છો, તે પ્રમાણે હું પણ તપ અને યોગમાં વધુ ઇચ્છા રાખી મારે વાસ્તે કરીશ. જો કે શરીર તો અલ્પાયુષી છે, તેથી નાશ થવાનો સંભવ છે, તોપણ કાળ અને આત્મા અવિનાશી છે; માટે ઘણા અવતારથી પણ મારૂં એ કામ સિદ્ધ કરીશ. હું સામર્થ્યથી દેવના દૈત્યો અને દૈત્યોના દેવો તથા પુણ્યનું પાપ અને પાપનું પુણ્ય ઠરાવી જગતને ઉલટ પાલટ કરી નાખીશ. કલ્પને છેડે કાળ ગતિથી નાશ પામનારાં બીજાં ધ્રુવ પદ વિગેરેનું મારે કંઇ પણ પ્રયોજન નથી. મારે તો બ્રહ્માની પદવી લેવી છે. આ પ્રમાણે હિરણ્યકશ્યપુનો આગ્રહ સાંભળ્યો છે, માટે આપને હવે જે યોગ્ય જણાય તે કરો. જો આપ સ્થાન ભ્રષ્ટ થશો તો બીજાઓનું પણ અનિષ્ટ થશે. [મૂ. ભા.

† વિશેષમાં બ્રહ્માએ કહ્યું કેઃ—હું તપથી સિદ્ધ થયો છું. તારા હૃદયનીઅદ્ભુત ધીરજ મેં જોઇ તારા દેહને સાંખી વગેરે ખાઇ ગઇ તથાપિ અસ્થિમાં પ્રાણ રહેલો છે. અગાઉ કોઇ પણ ઋષિઓએ આ પ્રમાણે તપ કર્યું નથી. દેવતાઓનાં સો વર્ષ સુધી પાણી વગર પ્રાણ રાખવો એ કોનાથી બની શકે? હિમ્મતવાળાથી પણ ન બની શકે એવા તારા નિશ્ચયથી હું વશ થયો છું માટે હું તારા સર્વ મનોરથ પૂરીશ.

‡ હિરણ્યકશિપુ સ્તુતિ કરી કહે છે કે—કલ્પાંત કાળે ઉત્પન્ન કરેલા ઘાટા તમોગુણથી ઢંકાએલા આ જગતને જે સ્વયંપ્રકાશ રૂપ આપે સ્વપ્રકાશથી પ્રગટ દેખાડયું છે, તથા ત્રિગુણાત્મક સ્વરૂપથી આ જગતને સ્રજો છો, પાળો છો તથા સંહારો છો તે, રજ, સત્વ અને તમોગુણવાળા તમને પ્રણામ કરૂં છું. આકાશાદિ પંચભૂત, શબ્દાદિક વિષયો અને વાસનાઓને સ્રજનાર પણ આપજ છો. સઘળી વિદ્યા અને કળા આપનાંજ શરીર રૂપ છે. હે અનંત, વિદ્યા અને અવિદ્યા શક્તિવાળા જે આપ તેને મન વચનથી ન પહોંચાય એવાં રૂપ વડે આ સઘળા જગતમાં વ્યાપ્ત છો તેમને પ્રણામ કરૂં છે. [મૂ. ભા. સં.

# અધ્યાય ૪ થો.*

### કડવું ૪ થું-રાગ સારંગ-ચાલ ટુકડી.

નારદ કહે સુણ યુધિષ્ઠિરરાય, મહા વર પામ્યો દાનવ રાય;
વરદાન લઈ અસુર ઘેર આવિયો,માણી મોતીએ મળાયે વધાવિયો.
આવી બેઠો નિજ આસંન, પાસે તેડિયા સેવક જંન;
પ્રથમ સ્મરણ બાંધવ વધ કરી,દ્વેષ વધાર્યો રોમ રોમ ફરી.
વિષ્ણુનો ઇચ્છે મન નાશ, તેથી આપવા લાગ્યો ત્રાસ;
ગડગડયો તે ત્રિભૂવન, કરવા લાગ્યો સર્વને પતન.
જીતી દીશા દેવ અસુર ત્રણ લોક,મનુષ્ય રાજાપર કીધો ક્રોપ;
ગરૂડ સર્પ સિદ્ધ ચારણ વિદ્યાધર,ઋષિ પિતૃ યક્ષ મનુ ગંધર્વ.
જીત્યા ભૂત પ્રેત ને પીશાચ, પણ તેને નવ આવી આંચ;
પછે સ્વર્ગતણું લેવાને રાજ, શીઘ્રે તત્પર થયો મહારાજ.
સુણી પંચશબ્દ વાગ્યાં નીસાન,સર્વ દૈત્યને હતું તે જાણ;
આયુધ કવચ ધરી સૈન્યાય,આવ્યા રાક્ષસ રાજ સભાય.
શોભે બખતર પાખર ટોપ, અસુર દીસે અતિ ભર્યા કોપ;
અનેક સૈન્ય સાથે લઇ રાય, સ્વર્ગે સુરશું વઢવા જાય.
આવી ગર્જના કીધી ત્યાંહિ, સુરપતિનું સ્થાનક છે જ્યાંહિ;
એવું દૈત્યનું દેખી બળ, શક્રે સજ કીધું નીજ દળ.
દુંદુભિ શબ્દ વાજીત્ર ગડગડે,શસ્ત્ર ગૃહીને સુર રણ ચડે;
તેત્રીશ કોટિ દેવનો સાથ, સર્વ આયુધ ગૃહ્યાં છે હાથ.
મઘવા ક્રોધ કરી ગડગડયો, ઐરાવત હસ્તિપર ચડયો;
શંખ નાદ કર્યો તાત્કાળ, ગર્જવા લાગ્યાં સપ્ત પાતાળ.
અંતરિક્ષ માર્ગે યુદ્ધ કરતા સહી, રાક્ષસનો માર્ગ રોક્યો જઈ.
લોહદંત દારૂણ કડકડે, દેવ દૈત્ય માંહિમાંહે વઢે;
દેવ દાનવની વાગી હાંક, જેમ અમર ક્ષિતિ ચડયા ચાક.
અનેક વિધિનાં મૂકે બાણ, ભલા સુભટ તજે રણ પ્રાણ;
તીવ્ર આયુદ્ધ કરમાં ધરે, માંહોમાંહે મારે ન મરે.
લથબથ હવા તે ઠામ, મહા દારુણ વરત્યો સંગ્રામ;
અનેક દૈત્ય રણ યુધ્ધે મરે, તેને ભાર્ગવ જીવતા કરે.
શીશ ગાત્ર પડે રણ ચાર્ણ, શસ્ત્ર ઘાતથકી કર ધાર્ણ;
તીવ્ર આયુધ કરમાં સાર, વરતે રણમાં હાહાકાર.
વાહન ભાગી પડે રણ છત્ર, સુરશું મલ વઢે સર્વત્ર;
દુષ્ટ દૈત્યનો વસમો માર, અમર સૈન્યે ખાધા ઓસાર.
નાઠો ઈંદ્ર તજી સંગ્રામ, નાઠા દેવ મુકીને ઠામ;
દૈત્યે સ્વર્ગમાં દુંદુભિ દીધું, આવીને ઈંદ્રાસન લીધું.
રાક્ષસ સ્વર્ગ માંહે પડયા ત્રુટી,વૈભવ સહુ લીધા લુટી;
સ્વર્ગમાંથી સુર કાઢિયા બહાર,બંધન કરીને માર્યા બહુ માર.
નાશી ઈંદ્ર જઈ બેઠો વન તપે, ઈંદ્ર પદ લીધું હિરણ્યકશ્યપે;
સ્વર્ગથી દેવતા કાઢયા મારી, હવો ત્રૈલોક્યનો અધિકારી.
ક્ષણમાં ઈંદ્રને માર્યો કાઢી, સ્વર્ગમાં રાજ માંડયું દહાડી;
વિશ્વકર્મા રચીત એ સ્વર્ગ, તેની શોભા અનુપમ અપૂર્વ.
સર્વ સ્થળે લક્ષ્મિનો વાસ, મરકત મણિમય સર્વ આવાસ;
વિદ્રુમમણિનાં આસન, સ્ફટિકમણિની ભિતો અનુપમ.
વૈદુર્યમણિનાં સ્થંભ ચળકે, પદ્મરાગ ને શેષમણી ઝળકે;
સ્વચ્છ સફેત શય્યા શોહે, ચારેકોરનાં મોતિ મન મોહે.
રૂમઝુમ શબ્દનો રણકાર, દેવાંગના કરે થેઇ થેઇકાર;
રત્નમય દર્પણમાં જુવે મૂખ, સુંદર દંતવાળી પામે સૂખ.
એવું ઈંદ્રનું ભોવન લીધું, રાજ સુખે કરવા મન કીધું;
સર્વ દેવો કરે તેની સેવા, થરથર ધ્રુજે અસુર બળી એવા.
વિશ્વાવસુ તુંબરૂ ને હું, ગાયન કરીયે, કહીયે દુઃખ શું;
ગંધર્વ ઋષી ને વિદ્યાધર, અપ્સરા સ્તવે વારંવાર
મનુષ્ય અને દેવતા સર્વ, તેને જોઇને તજે ગર્વ;
આપે દાન આદિ સર્વ ભાગ,એવો તેનો ઉપનો તાગ.*
વશ વર્તે ગુફાગીરી વૃક્ષ, વશ વર્તે રત્નાકર પ્રત્યક્ષ;
વશ વર્તે ત્રિભુવનના ભૂપ, વશ વર્તે દેવ સ્વરૂપ.
વશ વર્તે ઋષિ મુનિજંન, વશ વર્તે કારણરૂપ ત્રણ્ય;
કીધો લોકમાં મહા ઉત્પાત, સર્વત્ર ચલાવી પોતાની ખ્યાત.
અમર સદન મૃત્યુ પાતાળ, સઘળે આણ ફરી તાત્કાળ;
દેવ સર્વ ટોળે મળિયા વન, અમર સર્વ વિચારે મન.
તેત્રીશ ક્રોડ દેવ સુરરાય, સર્વ મળી વૈકુંઠે જાય;
બેઠા છે નારાયણ જ્યાંહે, દેવ સર્વકો આવ્યા ત્યાંહે.
અમર સર્વ સ્તુતિ કરે ઘણી, પૂર્ણ બ્રહ્મ પરમેશ્વરતણી;
અગમ અગોચર હરિ આદિ અંત, ભક્તને કૃપા કરો ભગવંત.
એમ અમરે સ્તુતિ કરી અનુભવી, તવ આકાશે વાણી હવી;
જે કો સંત ઉપર દ્વેષ કરશે, તે પાપી શીઘ્રે ત્યાં મરશે.
તમો ધીરજ રાખજો મન, આકાશ શબ્દ હવો ઉત્પન્ન;
પુત્ર પ્રલ્હાદપર એ દ્રોહ કરશે, ત્યારે એનું મૃત્યુ થશે.
વરદાનથી વધ્યો છે નૃપ, પતન થાશે ઘડિમાં ભૂપ;
એવાં વચન સાંભળતાં દેવ, મનમાં આનંદ્યા એવ.
વાચા વર લઇ સ્થાનક આવ્યા, હરીએ હર્ષ સૌને ઉપજાવ્યા;
કેટલેક દીવસે નિરધાર, દૈત્યને પુત્ર હવા છે ચાર.

---

* આ ચોથા અધ્યાયમાં હિરણ્યકશ્યપુએ વરદાન મેળવી, સઘળા લોકપાલોને જીતી વિષ્ણુનો દ્વેષ કરી સર્વ દેવતાઓને દુઃખ દીધું તે કથા પ્રસંગ છે.

* તાગ એટલે દોર-દમામ-ભય.

તેમાં જ્યેષ્ઠનું પ્રલ્હાદ નામ, તે ભક્તિભાવે ભજે શ્રીરામ;
તે ભક્તને આનંદકારી, બ્રાહ્મણ ઋષિના દુઃખહારી;
જીતેંદ્રિ ને સારો સ્વભાવ, પ્રાણી માત્રપર પરમભાવ.
મહાત્મા અર્ણે નમે દાસપેરે, રંકપર પિતાપેરે પ્રેમ ધરે;
સમોવડિયા સાથે બંધુભાવ કરતો, ગુરૂને ઇશ્વિરસમ તે ગણુતો.
અભિમાન ને નહિ અહંકાર, દુઃખ ઉદ્વેગનો હતો ધિક્કાર;
ઇંદ્રિ પ્રાણ દેહ બુદ્ધિ વશ, વિષય સુખનો કરતો ધ્વંશ.
અસુર છતે તે હતો સુર, કામના રહિત મહા ધીર;
ગાયો ગુણ બ્રહ્માદિપર્યંત સર્વે, અન્ય ભક્તના ગળ્યા ગર્વ.
હજી ભજે સર્વે પ્રલ્હાદ, એના નામથી થાયે આહલ્લાદ;
વાસુદેવ ભગવાન પ્રત્યે પ્રીત, નવધા ભક્તિ પરમ પુનિત.
હરતાં ફરતાં અષ્ટ જામ, નવ મૂકે હરીનું નામ;
ખાતાં પીતાં હરતાં ફરતાં, સુતાં બેસતાં હરીને ભજતાં.
ભગવાન રૂપી વળગ્યું હતું ભૂત, થયો હતો તેમાં એક રૂપ;
પ્રભુ ચિંતન કરતાં કદી રોતો, તનમય થતાં કદી કદી હસતો.
ઉંચે સ્વરે કદી કરે ગાન, કદિ ગર્જે મેઘ સમાન;
ભજન કરતાં કરે કદિ નૃત્ય, ચેષ્ટા કરે પ્રભુ પ્રત્યક્ષ.
કદિ ધ્યાન ધરી રહે અબોલ, કદી ગાતો તાલી દઇ રંગરોળ;
થાયે મંન શાંત, પમાડે શાંત, પ્રલ્હાદ હતો મહા ભાગ્યવાન.
સુણ્યાં એવાં પુત્રનાં ચેહેન, હિરણ્યકશિપુથી ન થયું સહન;
કીધો તેના સંગે અવરોધ, કીધો નિજ પુત્રપર ક્રોધ.
પ્રલ્હાદ પરમેશ્વરની ભક્તી કરે, તવ યુધિષ્ઠિર નારદ પ્રત્યે ઊચરે;

**યુધિષ્ઠિર વચન:-**

પ્રલ્હાદ નિત્યે ભજે શ્રી હરી, એવા પુત્ર પર પિતાએ ઈર્ષા કરી.
શામાટે પીતાને રીશ, જપે પ્રલ્હાદ શ્રી જગદીશ;
તે મુજને કહોને વિસ્તારી, તવ બોલ્યા શ્રી વીણાધારી.

**વળણ.**

વીણાધારી કહે યુધષ્ઠિરને, સાંભળ પરીક્ષિત રાયરે;
સપ્તમસ્કંધ શ્રી હરી કથાનો, હવા અધ્યાય ચારરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

## અધ્યાય ૫ મો.*

**કડવું ૫ મું-રાગ સામેરી.**

શ્રી શુક વાણી ઊચરે, સાંભળ પરીક્ષિત રાય;
પ્રલ્હાદને નિશાળે મેલ્યો, પિતાએ ભણવાય.
ઋષી શુક્રાચાર્ય મહાયોગીછે, સૌ અસુરના ગુરૂ એહ;
નિત્યે તે પ્રલ્હાદને ભણાવે, કૃપા કરીને એહ.
તેને પુત્રો બેય છે, શંડ અને અમર્ક નામ.
રાજગૃહ પાસે રહે છે, નીતિ ભણાવે શુભ કામ;
ભાર્ગવે શિક્ષા કરી ઘણી, યત્નતણો નહિ પાર;
ભણે એક, શ્રીરામ કૃષ્ણ, મુખે બીજો નહિ ઊચ્ચાર.
એકવાર પિતાએ પુત્રને, પૂછ્યું સાંભળ બાળ;
સંસારમાં તો શું સારૂં છે, તે કહે મુને તું આ કાળ.
પ્રલ્હાદ વાણી ઊચરે, તાતને કરીને પ્રણામ;
"હું મારૂં" અભિમાન તજવું, વનમાં કરવો વિશ્રામ.
પ્રભુને આરાધવા, એ મુખ્ય છે પિતા કર્મ;
સુખ સંપત તેમાં વસે, એ આપણો છે ધર્મ.
એવી વાણી સાંભળીને, ચડિયો તાતને કાળ;
એ શુક્ર ગુરુએ શુક્ર મીત્રે, વણસાડયો મુજબાળ†.
પછી ગુરૂ પુત્રની પાસે, મેલ્યો તે વિચિક્ષણ તન;
એ સાથે જઈ ભણો નિત્યે, કરો વિદ્યાધ્યયન.
શિક્ષા દીધી તેહને, એને રાજ્ય નીતિ ભણાવો;
ગુરૂ પુત્રો તેને પુછે, તને આવું કોણે ભણાવ્યો‡.
પ્રલ્હાદ તવ વાણી વદે, તમે સુણો ઋષિરાય;
આ પારકો પોતાતણો, એ માયા સૌ કેહેવાય.
પણ નિર્વિકારી માયા ત્યાગી, પ્રભૂ પૂર્ણ ધામ;
બુદ્ધિવંત ને મહા બલી, તે પ્રભુને કરો પ્રણામ.

---

* આ પાંચમા અધ્યાયમાં ગુરુથી જે ભણેલ હતો, તે ભણતરનો ત્યાગ કરી, વિષ્ણુ સ્તુતિ કરતા એવા પ્રલ્હાદજીને, તેના પિતાએ હાથી, સર્પાદિથી તાડન કરયો તોપણ મરયો નહિ તે કથા પ્રસંગ છે.

† એ પછી ગુરૂને કહ્યું કે, અરે! છોકરાની બુદ્ધિ પારકા વિચારથી ફરી જાય છે હવે પુરોહિતે તેને ઘરમાં રાખીનેજ ભણાવવો, નિકર વિષ્ણુના પક્ષવાળા ગુપ્ત વેષે તેને ઉપદેશ દેશે.

‡ પછી દૈત્યના પુરોહિતોએ પ્રલ્હાદને પોતાને ઘેર લાવી, સારાં વખાણ કરી, ધીરેથી પૂછ્યું-હે પુત્ર પ્રલ્હાદ, તારૂં ભલું થાજો. તું સત્ય બોલજે, અસત્ય બોલીશ મા. આ અન્ય બાળકની બુદ્ધિમાં ફેરફાર ન છતાં તારી બુદ્ધમાં કેમ ફેરફાર થયો? તે અમો સાંભળવા ઇચ્છિયે છિયે તે કહે.

એ પ્રભુને પામે જે જન, તે થાય નિર્વિકાર;
વિષય બુદ્ધિ તેથી ઘટે, તરે સકળ સંસાર.
અજ્ઞાન ને બુદ્ધિ હીણ જે, વળી અવિવેકી મુર્ખ;
પ્રભુને પરાયો પોતાતણો, ગણે અધર્મિ પુર્ખ.
પરમાત્મા બુદ્ધિ મુજની, કરે છે બહુ પવિત્ર;
શું ગાંઉ સ્વામિ તે તણા, સાધુ જે ચરિત્ર.
સુંણી વચન પ્રભુ ભક્તનાં, કોપિયો દૈત્યદાસ;
પ્રલ્હાદને શિક્ષા દેવા, માંગી છડી શિષ્ય પાસ.
અરે દૈત્ય કુલાંગાર મુર્ખ, કરે શું એ કામ;
આપણે જે શું વેર છે, તે ભજ્યો કેમ રામ?
એમ બહુ બિહાવ્યો બ્રાહ્મણે,પણ નવ બિનો તે બાળ;
ગુરુ ભણાવે ગ્રંથ સર્વે, પણ તજે તે તાત્કાળ.
એમ ઘણા દિવસ વહી ગયા, એક દિવસ પૂછે તાત;
અરે પૂત્ર તું શું ભણ્યો, મુને યથારથ કહે વાત.
પ્રલ્હાદ વળતો એમ વદે,હું ભણ્યું નામ શ્રી ભગવંત;
શ્રીરામ કૃષ્ણ ગોવિંદ તારક, નારાયણનો મંત્ર.
વિષ્ણુ ભક્તિ શ્રવણ કીર્ત્તન, સ્મરણ વંદન પૂજન;
ચરણસેવન, દાસત્વ, સખાપણું દેહાર્પણ;
એ નવધા ભક્તિ મુજને, લાગે વહાલી તાત;
શ્રેષ્ઠ ભણતર એ ભણ્યો, બીજી વહાલી ન વાત.
ગુરૂ ભણાવે તે નવ ભણું, ભાવે ન બીજી વાત;
મુજને વહાલા રામજી. રામજીની વહાલી ગાથ.
સુણી વચન કુંમારનાં, કોપિયો તે દૈત્ય;
બ્રાહ્મણ પ્રત્યે વચન કહે, સાંભળ દુષ્ટ તું સત્ય.
હે બ્રાહ્મણ, દુર્બુદ્ધિયા, નિચ માનુષ્ય જંન;
શત્રુ મિત્રતા શિખવી, બગાડયો મુજ તંન.
તવ શુક્રાચાર્ય વદે વાણી, સાંભળો મહારાજ;
શિખવું તે નવ શિખે, નવ શિખવું તે શિખે કુમાર.
કોપ કરી બોલ્યો રાક્ષસ, સુંણી ગુરુ વચન;
શિખ્યો કયાંથી મુર્ખ, આ દુષ્ટ દારૂણ તંન.
પ્રલ્હાદજી તવ ઓચરે, સુણો* દૈત મહારાજ;
પરમાત્માની વાર્તાને હું, જાણું છું સાક્ષાત.
દુષ્ટ પાપી નવ ઓળખે, આ જગતતણા આધાર;
સ્વાત્મ બુદ્ધિએ હું પિછાણું,સચરાચર જુગદાધાર.
ત્યારે હિરણ્યકશિપુ બોલ્યો, સાંભળ દુષ્ટ કુમાર;
હું જે સાથે આચરૂં છું, મૂળ વૈર અપાર.
તેને ભજે છે તે માટે તું, મારો વૈરી અપાર;
એમ વદી ભૂપર ફેંકીયો, ક્ષણું ન લાગી વાર.
પૃથ્વી ઉપર તે પડયો, ઇશ્વરે કરી રક્ષાય;
તુંને હું શતખંડ કરાવું, જોઉં કોણ કરે છે સહાય.
પાસે સેવક તેડીયા પછી, રાય કરી બોલ્યો રીશ;
આ પુત્ર મારો વૈરી છે, એનું શીઘ્રે છેદો શીશ.
એને મારવામાં મન શંકા, રખે ધરતા લગાર;
જેમ તેમ કરી પાપીષ્ટનો, શીઘ્રે કરો સંહાર.
શીખામણ દીધી બહુ, શુળીએ ઘાલજો નિરધાર;
પર્વત શિખરથી હેઠો પછાડી, દેજો દારુણ માર.
શકે અગ્નિ પ્રજાળી, કાષ્ટ બાળી નાંખજો તેમાં;
કંઠે શીલા બાંધી બોળો હદે,અસંખ્ય જળ હોય જેમાં.
કે મદોન્મતહસ્તિ આગળ એને, બાંધી નાંખો અંગ;
જઇ શસ્ત્ર પ્રહારે શીશ છેદો, કરો કાયા ભંગ.
કે વિષ પાઓ હળાહળ ઘોળી, ઝેરના જે અંશ;
સર્પ વિંછુ મોટા વિષધર, દેવડાવો તેના દંશ.
શૃંગી નખી પશુ વ્યાઘ્ર મોટા,તે આગળ નાંખો બાળ;
સર્વથા અરે સેવકો તમે, આણો એનો કાળ.
દૈત્ય લઇ કુંવરને સાંચર્યો, મારવા અર્થે જાય;
પ્રલ્હાદે સ્મરણ કર્યું હ્રદયમાં, પરમાત્મા વૈકુંઠરાય.
બહુ શસ્ત્ર ભાગ્યાં મારતાં, દૈત્યે દીધો દારૂણ માર;
પિતા વાર્યું કોનું ન કરે, વર્ત્યો હાહાકાર.
દુષ્ટને મન દયા નહીં, લવલેશ માત્ર લગાર;
સુતને દૈત્ય વળગ્યા સામટા, તે કરે અસખ્ય પ્રહાર.
હથિયાર ભાંગે સામટાં, સુતને નહિ વાગે અંગ;
તે કરૂણા શ્રી પ્રભૂની, સહાય થયા શ્રી રંગ.
શૃંગી નખી ને વ્યાઘ્ર હસ્તી, આગળ નાંખ્યો બાળ;
હસ્ત ચર્ણ બંધન કરી, અકળાવતા તત્કાળ.

* પ્રલ્હાદજીએ જે વચન કહ્યાં તે આ છેઃ—ઘરનીજ ચિંતા કરનાર, ભોગવેલા વિષયનેજ ભોગવનાર, અને અજીતેંદ્રિયપણાથી જન્મ મરણ પામ્યા કરતાં પુરુષોની બુદ્ધિ પોતાથી, કોઇના ઉપદેશથી કે પરસ્પરની વાતોથી ભગવાનને પ્રાપ્ત થતી નથી. બ્રાહ્મણાદિક નામોવાળી વેદવાણી રૂપ ઇશ્વરની દોરીમાં બંધાયલા, વિષય વાસનાવાળા, તેવાઓનેજ ગુરુ કરી માનનારા લોકો ભગવાનને જાણતા નથી એટલુંજ નહિ પણ આંધળાએ દોરેલા આંધળાની પેઠે ખાડમાં પડે છે. સર્વ પ્રકારના અહંકારથી રહિત મહાત્મા પુરૂષોના ચરણાર્વિંદની રજમાં સ્નાન ન કરે ત્યાં સુધી એ લોકોની બુદ્ધિ ભગવદ્ચરણમાં પહોંચતી નથી તેથી સંસાર રૂપિ અનર્થ મટતો નથી.

[ સુ. ભા. સ.

પ્રહ્લાદનું અંગ બાધ ચાટે, હસ્તિ ફેરવે શુંઢ શરીર;
ખીજવે સેવક પશુને, તો પણ દુઃખ દેતાં ન ધીર.
પછી વિશમ બંધન કરીનાંખ્યો, હદ અગોચર જ્યાંહે;
શિલાકંઠથી વછૂટી ગઇ, આવીયો સ્થળ ત્રટ ત્યાંહે.
પર્વતને શીખરે ચડાવી, નાંખિયો હેઠો ધાર્ણ;
માર્ણથી ત્યાં ઊગર્યો, કરી કૃપા અશરણશર્ણ.
ચિતા સીંચી પાવક પ્રગટયો, અગ્નિમાં નાખ્યો બાળ;
અગ્નિનું સ્થાનક હતું શીતળ, એને ઊગાર્યો ગોપાળ.
ખીજવ્યાં વિષધર જનાવર, દેતાં ડંશ અપાર;
પણ વિષ કુંવરને ચડે નહિ, તે કૃપા વિશ્વાધાર.
એમ કોટી ભેદ ઊપાય હણવા, પ્રપંચ કીધા અનેક;
પણ કૃપા શ્રી જગદીશની, ટીકી ન લાગી એક.
પછી રાયે આગળ સેવક વદે, અનેક કીધા ઊપાય;
જ્યાં ત્યાંથી એને ઉગારે છે, સ્વામી શ્રી વૈકુંઠ રાય.
ગુરૂ પુત્રને કહ્યુ, એને રાજ્યનાતિ ભણાવો;
ફરી શિક્ષા સુબુદ્ધિ દઇને, મુજ ભણી શીઘ્ર લાવો.
નિશાળે ગુરૂ લઈ ગયા વળી, ભણે શ્રીરામનું નામ;
ગોવિંદ કૃષ્ણ મુકુંદ માધવ, હરી કેશવ ઘનશ્યામ.
ગુરૂ ઘર કામે ગયા ત્યારે, સુની હતી નિશાળ;
ત્યારે સૈ નિશાળીઆને, કહેતો હવો તે બાળ.
એ સર્વ બાળ પંપાળ મેલી, ભણો ગુણ ગોવિંદ;
આવો ગુણ ગોવિંદના, હરી પૂર્ણ પ્રેમાનંદ.
શ્રી પરમેશ્વરને સેવતાં, વૈકુંઠની પ્રાપ્તી થાય;
નારાયણનો મંત્ર ભણાવ્યો, આનંદ અંગ ન માય.
તે દૈત્ય પુત્ર નિશાળીઆ, સૈ આપ સરખા કીધા;
તીલક છાપા માળ તુલસી, ગોવિંદ ગુણ હૃદે લીધા.
પ્રહ્લાદ નિત્યે જે ભણતા તે, સર્વ ભણે નીશાળ;
હરિ રામ કૃષ્ણ ગોવિંદ માધવ, ભગવંત શ્રીગોપાળ.
તે નિશાળીયાને જ્ઞાન કહે છે, પ્રહ્લાદ હરીનો દાસ;
સાધુ જનો શ્રી હરી કહે, જેથી કૃપા કરે અવિનાશ.

વલણ.

કૃપા કરે અવિનાશજી, પ્રભુ ચર્ણની પ્રાપ્તી થાયરે;
[illegible] શ્રી હરીકથાનો, હવે [illegible] થાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે પંચમો-**
**ધ્યાય ॥ ૫ ॥**

[illegible] આ લીટીથી વાર્તા [illegible] છે.

## અધ્યાય ૬ ઠો.

### કડવું ૬ ઠું-રાગ સમેરી.

કથા શુકદેવ બોલે રાયજી, હરી ભકતનો કહું મહિમાયજી;
પ્રહ્લાદે નિશાળીઆને કહ્યું જ્ઞાનજી, ભાવે ભજો શ્રી ભગવાનજી.

ચાલ.

**પ્રહ્લાદ વચન:-**

શ્રી ભગવાનને ભજો નિત્યે, જય કૃપા સારંગનાથ;
એક વૃત્તાંત તમને કહું તે, સાંભળો સૈ સાથ.
તમો મનમાં જાણતા હશો જે, વૃદ્ધ થઇ ભજીશું રામ;
વય વીતિ જશે વાતમાં ત્યારે, સર્વ મિથ્યા કામ.
વૃદ્ધ વયે પરમેશ્વર ભજશું, એવું મન ઉપજાવે;
જો લઘુ વયથી અભ્યાસ હોયે તો, વૃદ્ધ પણે મન આવે.
અજીતેંદ્રિય પુરૂષનું, સૌ વર્ષ આયુષ્ય સાર;
તેમાં અર્ધ નિષ્ફળ જાણો, કરી જુઓ મન વિચાર.
નિદ્રા રૂપિ મહા મોહમાં, પડે છે પ્રાણી તે વારે;
તેથી અર્દ્ધાયુષ વ્યર્થ જાતાં, ગતિ ન જણાયે કયારે.
વીશ વર્ષ તો બાળકપણનાં, અજ્ઞાન ને કુમારવસ્થાય;
કંઈ વિષય રમતાં જાયે આયુષ્ય, જે યૌવનભાગ સંધાય.
વીશ વર્ષ વૃદ્ધાવસ્થાનાં, બોકી જાય છે આયુષ્યં રોગ;
તોયે પ્રાણીને તૃષ્ણા ન ટળે, ભોગવિ સઘળા ભોગ.
પછી સ્વાર્થ ઉપર જાય દષ્ટિ, જ્યારે દેહી વૃદ્ધ થાય;
પછી પરમેશ્વરને ભજો કયારે, વીમાસો મન માંય.
આ જીવ સૌ સંસારમાં, જેવાં કર્મ કરે અનુસાર;
તેવી યોની ભોગવે, તે પામે તેવો અવતાર.
સ્વર્ગ મૃત્યુ પાતાળ લોકે, ગતી જાવા થાય;
પણ પરમેશ્વરના નામ વિના, સંસારથી નવ મૂકાય.
એ ગહન ગતિ ગોવદની તેમાં, કોઇ ન પામે પાર;
ચેતશે તે જીતશે, સંસાર નર ને નાર.
માયા વળગી મીણ થઇને, તેને છુટે નહિ અંગ;
શ્રી ગોવિંદ નામે છૂટીએ, માટે ભાવે ભજો શ્રીરંગ.
માત તાત ને પૂત્ર બાંધવ, સગાં સંબંધી જેહ;
સગપણ છે સૌ સ્વાર્થનું, પણ સર્વ મીથ્યા તેહ.
સર્વથા તમો પરમેશ્વરને, ભજો ભાવે મીત્ર;
હરી ગોવિંદ નામે થશે મૂક્તિ, ગાઓ પ્રભુનું ચરિત્ર.

---

* આ છઠ્ઠા અધ્યાયમાં પ્રહ્લાદે પોતે જે નારદ પાસેથી જ્ઞાન મેળવ્યું હતું તે જ્ઞાનનો દૈત્યોના બાળકોને કૃપા કરી ઉપદેશ કર્યો તે કથા પ્રસંગ છે.

તારક મંત્ર ભવસીંધુ તારે, નારાયણનું નામ;
મુકુંદ માધવ મધુસુદન, પૂરે મનોરથ કામ.
આ પારકું આ માહેરૂં, એથી તૃષ્ણા ન થાય શાંત;
પુત્ર મિત્ર સગાં સહોદર, એ સૌ ઠાલી ભ્રાંત.
બેડી રૂપ ને કાળરૂપ, વળી કરાવે ધર્મ ધ્વંશ;
તજો દૈતરૂપ, ભજો ભગવંત, થાઓ શુદ્ધ અંશ.
નારાયણને પ્રસન્ન કરો, મેહેનત નથી તલ ભાર;
સર્વ સ્થાનક વ્યાપક એ, સચરાચર અવતાર.
પ્રભુ દયાળુ અને કરૂણાળું, વળી મુક્તિ દયણહાર;
ધર્મ અર્થ કામ મોક્ષ સર્વે, પ્રભુના એ વિકાર.
એ સર્વ કર્તવ્ય કરવા, પ્રભુને સમર્પણ;
નિર્મળ થઇ માયા તજી, કરવું ભગવદ્દ સમરણ.
એમ જ્ઞાન સહુ નિશાળીયાને, દીધું ભક્ત પ્રલ્હાદ;
સાંભળી સર્વ આનંદ પામ્યા, હવો મન ઉલ્હાસ.
ત્યારે તે નિશાળીયાઓને, હૃદય ઉપન્યું જ્ઞાન;
શ્રી રામકૃષ્ણ શું રંગ લાગ્યો, ભજે મન ભગવાન.
તીલક છાપા કંઠ તુળસી, ધરણીધરનું ધ્યાન;
કીર્તન ભજન ભગવાનનું, ગોવિંદ ગુણયશ ગાન.
પ્રલ્હાદ પ્રત્યે ઉચરે, નિશાળીયા સૌ સાથ;
મિત્ર એક સંદેહ અમ મનમાં, કહે તું સાચી વાત.
આપણ એકઠા ભણું છઉં, નિશાળમાં આ સ્થાન;
પણ ક્યાં થકી તું પામીયો, એ મુક્તિ મારગ જ્ઞાન.
એ સાધન તુજને કહ્યું કોણે, પ્રભુ યશ જ્ઞાન નિધાન;
ક્યાં પામ્યો ને કયે સમય, તુંને કૃપા કરી ભગવાન.
આ નિગમ માર્ગ ને મંત્ર, નારાયણનો આપ્યો સાર;
તે કહે અમને યથારથ, એ વાતનો વિસ્તાર.
પ્રલ્હાદ વળતો ઉચરે, સાંભળો સાચું બાળ;
મીત્ર મારા કહું તમને, જેવી કૃપા દીન દયાળ.
નારદ ઋષિએ કહ્યું મુજને, મંત્ર સાધન જ્ઞાન;
તે વિસ્તારપૂર્વક કહું તમને, સાંભળો આખ્યાન.
સુતપુરાણીક ઉચરે, સાંભળો શૌનક સાથ;
કથા સપ્તમસ્કંધની, ચરિત્ર વૈકુંઠ નાથ.

વળણ.

ચરિત્ર વૈકુંઠ નાથનાં, સાંભળતાં અઘ જાયરે;
શ્રોતા બોલો શ્રીહરી, હવે થયો ષષ્ઠોધ્યાયરે

**ઇતિ શ્રીમદ્દભાગવતે સપ્તમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥૬॥**

# અધ્યાય ૭ મો.*

## કડવું ૭ મું-રાગ મારૂ.

રાય પરીક્ષિત પુછે વાતરે, સ્વામિ પ્રશ્ન કહો સાક્ષાતરે;
કેમ પ્રલ્હાદને એવડું જ્ઞાનરે, કેમ કૃપા કરી શ્રીભગવાનરે.
તવ શુક મુની બોલ્યા વચનરે, કથા સાંભળ અભિમન્યુ તનરે;
એને નારદે સંભળાવ્યું જેહરે, તુંને કહું વિસ્તારીને તેહરે.
તે પ્રસંગ પ્રલ્હાદજી ભણેરે, સર્વે નિશાળીયા ચિત્ત દઇ સુણેરે.
હિરણ્યકશિપુ પિતાએ એકવારરે, મનમાંહે કર્યો વિચારરે;
ત્રિભુવન કરૂં આજ્ઞાકારીરે, સઘળે આણ ફેરવું મારીરે.
એવું વિચારીને મનરે, તપ કાજ ચાલ્યા મહાવનરે;
ક્ષુધા તૃષા તજી આસન કર્યુંરે, ત્યાં ધ્યાન બ્રહ્માનું ધર્યુંરે.
તપ કરે હિરણ્યકશિપુ વીરરે, ઘણું કષ્ટ વેઠે છે શરીરરે;
તે જાણી વાત પછી અમરેશરે, હવે જઇ ભાંજું એનો દેશરે.
ઈંદ્રે કટક કીધું સૌ સજરે, ફરકે હયગજ રથપર ધ્વજરે;
શીઘ્રે આવ્યો શત્રુને ઠામરે, જઇ વિષ્ણુ શ્રોણીતપુર ગામરે.
આવ્યા યુદ્ધે દૈત્ય બળવંતરે, જેના પરાક્રમનો નહીં અંતરે;
ગૃહ્યાં દારૂણ આયુદ્ધ હાથરે, જઇ ઈંદ્રશું મારે બાથરે.
મંડાયો મહાસંગ્રામરે, રણવીર ન મૂકે મામરે;
ખડ્ગ ખપુઆ તોમર બાણરે, ભલા શૂરા તજે ત્યાં પ્રાણરે.
તોમર ત્રીશુળ ગદા ભીડમાળરે, છુટે તોપ તે દુર્ગની નાળરે;
પાખર બખતર કવચ ને ટોપરે, વઢે રાક્ષસ ભરાયા કોપરે.
રણયુદ્ધ હવું અપારરે, ત્યાં વર્ત્યો હાહાકારરે;
ઈંદ્રે રાક્ષસ માર્યા સર્વેરે, તે તો નાઠા તજી મન ગર્વરે.
સૈન્ય ભંગ હવું તે ઠામરે, દેવે લીધું દૈત્યનું ગામરે;
સહુ દાનવ નાઠા જાયરે, તેને મનમાં શોક ન માયરે.
દૈત્ય ગૃહીને કીધા બંધનરે, લૂટ્યા માલ ભંડાર ને ધનરે;
લુટી રીધ્ય સીધ્યનો નહિ પારરે, હિરણ્યકશિપુ કેરી નારરે.
દેવતાએ લીધી તેણી વારરે, વળી કર્યા દૈત્યને દે મારરે;
મૂઆ દૈત્ય અસંખ્ય અપારરે, ઈંદ્રે વાળ્યો ત્યાં સંહારરે.
ઘણા દૈત્યને બાંધી લીધારે, કરી પ્રહાર ને આગળ કીધારે;
ઐરાવત ઉપર તેવારરે, શોભે સુરેંદ્ર રૂડો અસ્વારરે.
માર્ગે ચાલતો કીધો મઘવાયરે, ત્યાં દુંદુભિના શબ્દ થાયરે;
શકટ ઊંટ પોઠીની હારરે, ધન ભરી ચલાવ્યા ભારરે.

---

* આ સાતમા અધ્યાયમાં પ્રલ્હાદજીએ નારદદ્વારા ગર્ભમાં જે જ્ઞાન સાંભળ્યું હતું, તે છોકરાઓને વિશ્વાસ બેસાડવા સારૂ કહી દેખાડયું તે કથા પ્રસંગ છે.

ધ્વજા પંચશબ્દ વાજીંત્રરે, મઘવા શીર શોભે છત્રરે;
ચતુરંગી સૈન્યા સાથરે, ઘણું શોભે સુરનો નાથરે.
જય શબ્દ યાચક જન બોલેરે, જન કો નહિ મઘવા તોલેરે;
નારી રાયની, માતા મારીરે, લઇ ચાલ્યો સ્વર્ગ અધિકારીરે.

ઈંદ્ર મારગ ચાલ્યો જાયરે, એવે મળ્યા નારદ ઋષી રાયરે;
ત્યાં ઇંદ્રે કર્યો પ્રણામરે, વીણાપાણીને તેણે ઠામરે.
આ હિરણ્યકશિપુની નારરે, ગૃહી જાઊં છું સ્વર્ગ મોઝારરે;
કહે નારદ સુણ સુર રાયરે, એવો નવ કીજે અન્યાયરે.
સ્ત્રી બંધનનું ઘણું છે પાપરે, જો તું જ્ઞાન વિચારી આપરે;
એ અબળા કહેવાચે રાંકરે, એમાં એનો શો છે વાંકરે.
કહ્યું ઈંદ્રને ઋષિએ સમજાવીરે, માતા મારીને સદ્ય મૂકાવીરે;

**શુકવચનઃ-**

તું સાંભળ અભિમન્યુ કુમારરે, ગર્ભ હતો તંને ઉદર મોઝારરે.
તે પ્રલ્હાદ હરીનો દાસરે, તેણે કીધો છે ત્યાં વાસરે;
કહે નારદ સુણ ઇંદ્ર વચનરે, એ જે ગર્ભ થશે ઉત્પન્નરે;
છે એ પરમેશ્વરનો દાસરે, એપર કૃપા પ્રભૂ અવિનાશરે.
એથી કાર્ય તમારૂં થાશેરે, દૈત્ય ભય થકી તું મૂકાશેરે;
એવાં વચન સુણ્યાં મઘવાયરે, ઋષીજીને નમ્યો પછી પાયરે.
ઋષિ નારદની કરી પૂજાયરે, પછી ઈંદ્ર સ્વસ્થાનક જાયરે.
પ્રલ્હાદની માતા જેહરે, વીણાધારી કહેતા તેને એહરે;
તમારો સ્વામી છે વનવાસરે, માટે તમો રહો મારી પાસરે.
તપ કરી આવે તમ નાથરે, ત્યાં લગી રહો મમ સાથરે;
તમને કો ન કરે અન્ય વિઘ્નરે, ભય મઘવાનો ન રાખો મનરે.
તમારો પતિવ્રતાનો ધર્મરે, તમો રહો મારે આશ્રમરે;
અબળા સત્ય તમો છો દીનરે, તાત રૂપે જાણો મુન્યરે.

**પ્રલ્હાદવચનઃ-**

એવી દીનવાણી ઘણી ભાખીરે, ત્યારે માતા મારી થઇ રાજીરે;
પછે તેને ઋષિ નારદે સહીરે, પરમેશ્વરની લીલા કહીરે,
તારક મંત્ર નારાયણ જેહરે, કથા જ્ઞાને સંભળાવ્યો તેહરે;
ગોવિંદ ગુણ ગ્રામ વિસ્તારરે, શીખ્યો માત ઉદર મોઝારરે.
ઋષિ જ્ઞાન વિચારે મનરે, એથી વિષ્ણુ ભક્ત હશે ઊતપન્નરે;
પ્રલ્હાદ કહે સુણો મુજ ભ્રાતરે, એમ જ્ઞાન હું પામ્યો ખ્યાતરે.
ઋષિ નારદે કરૂણા કીધીરે, એવી અમને સુબુદ્ધિ દીધીરે;
એ તારકમંત્ર* મળીઓ આપરે, ઋષિ નારદચર્ણે પ્રતાપરે.

ગર્ભ ઉદરમાં ગોખ્યું મેં જેહરે, કહ્યું જ્ઞાન તમોને તેહરે;
ગર્ભમાં શીખ્યો હું એ વિધાયરે, કરી કરૂણા શ્રી વૈકુંઠરાયરે.

(પછે) હિરણ્યકશિપુની નારી જેહરે, નારદને ઘેર હુતી તેહરે;
શુક* કહે સુણ પરીક્ષિત રાયરે, હિરણ્યકશિપુ લઈ ભુવન જાયરે.

---

* પ્રલ્હાદે નિશાળિયા પ્રત્યે કહ્યું કે, નારદે મારી માતાને આ પ્રમાણે જ્ઞાન કહ્યું હતુંઃ—જાયતે અર્થાત્ જન્મે છે. આસ્ત અર્થાત્ જન્મ્યા પછી છે. વર્દ્ધતે અર્થાત્ વધે છે. વિપરિણમતે અર્થાત્ રૂપાંતર પામે છે. અપક્ષીયતે - અર્થાત્ ઓછું થાય છે. અને નશ્યતિ અર્થાત્ નાશ પામે છે. એ છ વિકારો દેહનેજ થાય છે, આત્માને થતા નથી. વૃક્ષ હોવાથી જેમ ફળને વિકાર થાય છે તેમ આત્મા હોવાથી દેહને વિકાર થાય છે. આત્મા નિત્ય છે, ક્ષીણ થતો નથી, શુદ્ધ છે, એક છે. દેહાદિકને જાણે છે, સર્વનો આશ્રય છે, નિર્વિકાર છે. સ્વયંપ્રકાશ છે, સર્વનું કારણ છે, વ્યાપક છે, અસંગ છે અને કોઇથી ઢંકાતો નથી. દેહ અનિત્ય છે, ક્ષીણ થાય છે, અશુદ્ધ છે, અનેક છે, જડ છે, આત્માના આશ્રયથી છે, સવિકાર છે, પરપ્રકાશ છે, કાર્ય પદારથ છે, અમુક સ્થળમાંજ રહે છે, સસંગ છે, નહાના વસ્ત્રથી પણ ઢંકાય છે. એ પ્રમાણે બાર લક્ષણોની બારે જુદાઇથી આત્માને બરાબર ઓળખી દેહાદિકમાં થએલી અહંતા મમતા રૂપ ખોટી સમજણનો ત્યાગ કરવો. માયા, મહત્તત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ. અને ગંધ એ આઠ પ્રકૃતિઓ ગણાય છે. સત્વ, રજ અને તમ એ ત્રણ માયાના ગુણ છે, માટે માયાથી જુદા ગણાતા નથી. અગિયાર ઈન્દ્રિ અને પંચ મહાભૂત મળીને સોલ વિકાર ગણાય છે. એટલે આઠ પ્રકૃત ને સોલ વિકાર મળી ચોવીશ તત્વ છે. તેઓમાં સર્વના શાક્ષી આત્મા છે. એ ચોવીશ તત્વોનો સંઘાત, એ દેહ કહેવાય છે. તે દેહ સ્થાવર જંગમ બે પ્રકારનો છે. આ દેહની અંદર આત્માને શોધવો જોઇએ, અને તે સહેજ થઇ શકે એમ છે, કેમકે 'આ આત્મા નહિ' એમ કહી જડ પદાર્થોને જુદા સમજતાં એ પોતાની મેળે જૂદો જણાય છે. જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની વૃત્તિઓ છે, એ વૃત્તિઓનો જે જાણનાર, તે સર્વનો સાક્ષી અને સર્વથી પર આત્મા છે. ખરી રીતે જોતાં સંસારનું દ્વાર બુદ્ધિ છે, કેમકે બુદ્ધિના ગુણ અને કર્મોથી સંસાર રચાયલો છે. એનું મૂળ અજ્ઞાન છે, તેથી ખોટો છતાં પણ દેખાય છે. જિતેન્દ્રિય પુરુષો એ પ્રમાણેજ ભગવાનની ભક્તિ કરે છે. ભગવાનનો મનથી સ્પર્શ થાય એજ મલિન મનવાળા પ્રાણીના જન્મ મરણના ફેરાને ટાળનાર છે, અને એજ મોક્ષ સુખ છે એવો પંડિતોનો નિશ્ચય છે, એટલા માટે હૃદયમાં અંતર્યામિ ભગવાનને ભજ્વો. વિદ્વાનનું અભિમાન ધરાવનાર માણસ જે ફળ ધારીને કર્મ કરે છે, તેથી તેને ઉલટું જ ફળ મળે છે, એ અવશ્ય છે. કર્મ કરવાથી નિરંતર દુઃખની પ્રાપ્તિ થાય છે, પણ કર્મ નહિ કરવાથીજ સુખ રહ્યા કરે છે. કર્મને લીધે ગર્ભ વગેરે સ્થિતિઓમાં કલેશ પામ્યા કરતાં પ્રાણિઓને ઉપર લખેલા પદાર્થોથી કેટલું અને કેવું સુખ મળે છે તે લક્ષમાં લ્યો. પ્રાણી પોતા રૂપ માની લીધેલા દેહથી કર્મો કર્યા કરે છે અને કર્મથી પાછો દેહ ધર્યા કરે છે, માટે સુખ ભોગવવાનો તો અવસર આવતોજ નથી. વાસ્તવિક રીતે જોતાં કર્મ અને દેહ, એ બન્ને અજ્ઞાનથીજ થાય છે. [મૂ. ભા. સં.

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

લઈ ચાલ્યો રાય નિજ દેશરે, જે હિરણ્યકશિપુ નરેશરે.
ત્યાં વર્ત્યો જયજયકારરે, મળ્યા દૈત્ય કુટુંબ પરિવારરે;
ત્યાં દુંદુભિના નાદ થાયરે, મહા મંગળ શબ્દ બોલાયરે.

વળણ

જય શબ્દ મંગળ વરતી રહ્યો,સત્ય સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી વલ્લભ કહે છે, હવો સપ્તમો પૂર્ણ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે સપ્તમો-
ધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮ મું-રાગ મારૂ.

શુકજી કહે સાંભળ રાયરે, એ સપ્તમસ્કંધ કથાયરે;
સુણે એક મને નરનારરે, ફરી નહિ તેને અવતારરે.
પ્રલ્હાદ નિત્યે જાય નિશાળરે, અહર્નિશ ભણાવે બાળરે;
તેમણે પ્રલ્હાદનું કહ્યું કીધુંરે, નામ નારાયણનું હૃદે લીધુંરે.
પછાડી પાટીપાટલા ધર્ણીરે, ભણે ભાવે અશરણશર્ણીરે;
સહુ નામ હરિનું લેવા લાગ્યારે,તેમના જન્મ પાપ ભય ભાગ્યારે.
સૌને અંતર થવા લાગ્યું જ્ઞાનરે,કરે ભાવે ભક્તિ ભગવાનરે;
તીલક છાપાં તુળસી માળરે, ગોષ્ટ કિર્તન મુખે ગોપાળરે.
એવે આવ્યા ગુરૂજી ત્યાંહિરે, છે નિશાળીયા સહુ જ્યાંહિરે;
ગુરૂએ ભણતા દીઠા બાળરે, કરે સ્મરણ હૃદય ગોપાળરે.
દેખી ગુરૂને ચડયો ક્રોધ અપારરે,બાળક સર્વેને દીધો મારરે;
રાય હિરણ્યકશિપુને દ્વારરે, લઈ આવ્યો રાજકુમારરે.
આ તમારો લોની બાળરે, એણે વણસાડી મારી નિશાળરે;
નિશાળીયાને દીધો ઉપદેશરે, સૌ આરાધે છે દેવેશરે.
હવે મહા દુઃખીયો હું થયોરે, મારો ઉપદેશ વ્યર્થ ગયોરે;
હું હવે ઉપદેશ કેમજ દઈશરે, હું કોણ ઉપાય કરીશરે.
સુણી હિરણ્યકશિપુને ચડયો કાળરે,લાલચોળ નેત્ર વિશાળરે;
દુષ્ટે કાઢી તરત તલવારરે, પ્રલ્હાદ ભક્તને દેવા મારરે.
પુત્રપર ધાયો કરી રીશરે, છેદવા નિજકુંવરનું શીશરે;
એવે આવી પ્રલ્હાદની માયરે,† રાયને અંતરાઈ થાયરે.
કરનુ ખડ્ગ ઝુંટાને લીધુંરે, રાજાને બહુ દૂષણ દીધુંરે;
ધન્ય ધન્ય મતિ ભુપાળરે, તમો હાથે હણો નિજ બાળરે.
એમ કહી સમજાવ્યું જ્ઞાનરે, ક્ષણ શાંત થયો રાજાનરે;
પણ ક્રોધ રાયને મનરે, નથી શમતો તે હુતાશનરે.
પછી હિરણ્યકશિપુએ કુમારરે, નિજ પાસે તેડયો નિરધારરે.

**હિરણ્યકશિપુ વચન:-**

તું માનજે સાચું બાળરે, હું આણીશ તારો કાળરે.
તેં તો વાર્યું ન કીધું મારૂરે, હવે તુજને હું સંહારૂરે;
તુંને રાખનારો હોય જેહરે, મુજને દેખાડ તું તેહરે.
આવિયું હવે તારૂં મર્ણરે, કર શીઘ્રે ઇષ્ટનું સ્મર્ણરે;
હે વિનય વગરના અતિ મંદરે, હેમૂઢ મતિ કુલાંગાર પાખંડરે;
મોકલીશ તને સદ્ય યમપૂરરે, ત્યારે શાંત થશે મૂજ ઊરરે.
લોકપાળ ને બ્રહ્મારૂદ્રક પેરે, મારા ત્રાસથી જેઓ ને નવ જંપરે;
તે માને મારી આણરે, તું કરે શું મારૂં અપમાનરે?
છેદીશ સદ્ય તારૂં શીશરે, ત્યારે હોલવાશે મૂજ રીશરે;
ધરે કોણ તણો આશ્રય તુંયરે, જણાવ જોર તારૂં છે શુંયરે.
પ્રલ્હાદ વદે મુખ વાતરે, તમો સાંભળો મારા તાતરે.
શું લવો છો આળપંપાળરે, જ્ઞાન ઘેલા થયા છો ભુપાળરે;
છે પરાક્રમ પ્રૌઢ નરેશરે, તમે ઝીત્યા સઘળા દેશરે.
છત્રીશ કુળી રાજકુમારરે, તે સૌ તમથી પામ્યા હારરે;
ત્રણ ભુવન જીતી વશ કીધાંરે, તમે દંડ સર્વેના લાધારે.
અહંકાર અતિ મન હોયરે, જાણે હું સરખો નહીં કોયરે;
પણ છ ઈદ્રિ જીતો જાણરે, તો જીતો તમારો પ્રાણરે.
જો જીતો પોતાનું મનરે, તો જીત્યા ત્રણ ભુવનરે;
એવડું દેખાડો આપરે, જુઓ જ્ઞાન વિચારી બાપરે.
સર્વસ્વ રહે છે અહીં પ્રતાપરે, સાથે આવે પુન્ય ને પાપરે;
માટે મૂકી સર્વ ઉપાયરે, ભજો ભાવે શ્રી વૈકુંઠરાયરે.
તમો જાણો છો મન મોઝારરે, કે હું જીત્યો સકળ સંસારરે;
લો એક નારાયણનું નામરે, જે અંતે આવે કામરે.
કીધા બ્રહ્મા રૂદ્રને વશ્યરે, બળના બળરૂપ ઇશ્વર સમર્થરે;
કાળરૂપ પરાક્રમી એ પુર્ણરે, તેને ન જાણો જે કે મુર્ખરે.
દેહ સંપત્તિમન સંપત્તિ ધારીરે,ધૈર્ય બળ ઈદ્રિ નિયંતાકારીરે;
ત્રણ ગુણનો સ્વામિ ભૂપાળરે, સજે પાળે ને કરે સંહારરે.
ભજો તેને હો પુજ્ય તાતરે, તો જાયે તમારો ઉચાટરે;
રક્ષણ કરે એ દેવમોરારરે, તેને ભજ્યાથી ઉતરો પારરે.
તવ હિરણ્યકશિપુ કહે વચનરે,તું સાંભળ દુષ્ટ મતિ તનરે;
અલ્યા તારો પરમેશ્વર છે ક્યાંહરે, દેખાડ શીઘ્રે મુજને આંહિરે.

---

* આ આઠમા અધ્યાયમાં ઘણા ક્રોધથી પુત્રને મારી નાંખતા હિરણ્યકશિપુને નૃસિંહજીએ પોતે પ્રગટ થઈ માર્યો અને બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરી, તે કથા પ્રસંગ છે.

† અહિંથી ચાર લીટીની વાત મૂળભાગવતમાં નથી.

કેવું છે તેનું સ્વરૂપરે, એમ વદે હિરણ્યકશિપુ ભૂપરે;
તારો રક્ષણ કર્તા જેહરે, મુજને દેખાડ તું શિઘ્ર તેહરે.
વદે પ્રલ્હાદ સાંભળો તાતરે, તમો શે નથી જાણતા વાતરે;
હરિ સચરાચર વ્યાપક રામરે, સઘળે છે ઠામેઠામરે.
સ્થાવર જંગમ વ્યાપક નાથરે, જુઓ જ્ઞાન વિચારી તાતરે;
ત્યારે પિતા કહે તુજને મારૂં રે, અલ્યા હવે હું નહિ ઉગારૂં રે.
તેડ તારો પ્રભુ જે જાણરે, આવી ઉગારે તારો પ્રાણરે;
પુત્ર હણવા કીધો પ્રારંભરે, રાયે દીર્ઘ રોપાવ્યો‡ સ્થંભરે.
લોહ વજ્રમય સ્થંભ નિરધારરે, ઘણું ધીકાવ્યો અંગારરે;
બહુ સેવક તેડયા પાસરે, રાજાએ દીધી આશરે.
તમો કર નગ્ન ગ્રહી હથિયારરે, પ્રલ્હાદને દેવા મારો મારરે;
(સ્થંભની) પ્રજ્વળેછે અગ્નિ જ્વાળરે, જઇ પહોંચી ગગને
તે કાળરે.
પવને પાવક ઘુમઘુમ થાયરે, તેને પાસે નહિ રહેવાયરે;
રક્તવર્ણ સ્થભ તે દીસેરે, ત્યારે રાજા બોલ્યો રીસેરે.
જા પ્રલ્હાદ પુત્ર તું નેટરે, આ સ્થંભને જઇ તું ભેટરે;
જો ઓસરસે એથી વીરરે, તો શતખંડ કરાવું શરીરરે.
ત્યારે પ્રલ્હાદે સમર્યા રામરે, પ્રભુ આવો અવસરે કામરે;
હરી સાહે થાજો આવારરે, મારે છે તારો આધારરે.
પાપી બાપ કરે છે ઘાતરે, મુને મૂકાવો જગતાતરે;
હરી હાસ્ય તમારૂં થાશેરે, ભક્તવત્સલ બર્દ તારૂં જાશેરે.
કરો કરૂણા વૈકુંઠવાસીરે, હે નારાયણ અવિનાશીરે;
હરી તમ ચર્ણે હું વળગ્યોરે, રખે મુજને કરતા અળગોરે.
મુને મરવાની તો નથી બીકરે, હરી વધારો મહિમા અધિકરે;
મારે આ વેળા નથી કોયરે, આધાર એક તારો હોયરે.
એમ પ્રલ્હાદે ધર્યું ધ્યાનરે, આવ્યા વાહારે શ્રીભગવાનરે;
પ્રલ્હાદને બુદ્ધિ દીધીરે, સ્થંભ સામી દ્રષ્ટી કીધીરે.
સ્થંભે કીડી ચડતી દીઠી ત્રાણરે, ત્યારે હરખ્યું કુંવરનું મનરે;
હરિભક્ત હૃદયમાં મહાલ્યોરે, પછી સ્થંભને ભેટવા ચાલ્યોરે.
હવો શીતળ સ્થંભ તે સોયરે, પ્રલ્હાદ વિના ન દેખે કોયરે;
દેખી ભક્તને સ્થંભ તે ફાટયોરે, ત્યારે રાક્ષસ સાથ સૌ નાઠોરે.
ઘન ગર્જે તેમ હવો નાદરે, પ્રભુ દેખે છે ભક્ત પ્રલ્હાદરે;
શંખ શબ્દ કરી મહારાજરે, ત્યાં પ્રગટ હવા ક્ષણમાંજરે.

અર્ધ નર અર્ધ સિંહ સ્વરૂપરે, ધર્યું વિક્રાળ રૂપ વૈકુંઠ ભૂપરે;
એ મહા નાદથી ખળભળી ધર્ણીરે, એવું બ્રહ્માએ સાંભળ્યું કર્ણીરે.
મુખ દીર્ઘ વદન વિક્રાળરે, બેઉ નેત્ર અગ્નિ જ્વાળરે;
નખ દીર્ઘ વજ્રની આણીરે, જાણે ઝળકે ઉજ્વળ માણીરે.
હવું મહા ભયંકર રૂપરે, દેખી થરથર ધ્રૂજ્યો ભૂપરે.
સત્ય કરવા બ્રહ્મા વચનરે, વળી કરવા ભક્તનું તારણરે;
ધર્યો અમાનુષિક દેહરે, જોતાં કંપે સર્વે તેહરે.
હિરણ્યકશિપુએ જાણ્યું મનરે, મુજને નક્કી પમાડશે પતનરે.
નથી જાનવર નથી મનુષરે, નથી જડજંગમ કો રૂપરે;
સુવર્ણ સમ ચળકે નેત્રરે, જટા કેશનો આડંબર વક્રરે.
વિકરાળ દાઢ ભયંકર ભટકેરે, જીભ તરવાર સમ ત્યાં લટકેરે;
ભ્રકુટી કપાળ બે ભયંકરરે, કાન ઉંચા અને વળી અક્કડરે.
ફાટું મૂખ ગુફા જેવું નાકરે, ડોક ટુંકી પીઠ મોટી વાંકરે;
છાતિ વિશાળ પેટ પડખૂરે, શરીર સ્વર્ગે પહોંચે તેટલુંરે.
નખ શસ્ત્ર જેવાછે ભારીરે, શંખ ચક્ર ગદા પદ્મ ધારીરે;
જોઇ ભાગ્યા દેવદાનવ જનરે, વિષ્ણુંપ્રકટ હવા દૈત કરવા પતનરે.
આવ્યું મર્ણ વિચારે રાયરે, હવે જીવ્યાનો નહિ ઉપાયરે;
હરીયે કીધી ગર્જના કરી ક્રોધરે, હવા માર્ગ સઘળા રોધરે.
નદી સાગર જળ ઉછળીયાંરે, પાતાળ સાતે ત્યાં ખળભળીયાંરે;
ભુલ્યા વિધી લખતાં લેખરે, મહા શબ્દથી સળકયા શેષરે.
ડોલ્યા દિગ્પાળ ને કૂબેરરે, ડોલ્યા પર્વત સકલ સુમેરરે;
એવું વિક્રાળ નૃસિંહ રૂપરે, ચાલી આવ્યા જ્યાંછે ભૂપરે.
સુણી ગોવિંદ શબ્દ ગંભીરરે, ન રહ્યું કોના મનની ધીરરે;
શ્રીનૃસિંહે ક્રોધ મન કીધોરે, હિરણ્યકશિપુને ઝડપી લીધોરે.
પ્રભુએ ઉંચું જોયું એવેરે, દીઠો દીવસ* બાકી દેવેરે;
પ્રભુએ પાછો મેલ્યો તેણીવારરે, દેખી દેવ કરે વિચારરે.
સર્વ દેવતા એમજ ભાંખેરે, રખે દુષ્ટને જીવતો રાખેરે;
પ્રભુએ રમત કરી રચનાયરે, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે.
દૈત્યને મારવાની છે વારરે, એવું વિચારે વિશ્વાધારરે;
કરે યુદ્ધ તે દાનવ સાથેરે, ગદા ઉંચકી પ્રભુએ હાથેરે;
તવ દોડિયો દાનવ દુષ્ટરે, ઘા કીધો પ્રભુને પૃષ્ઠરે.
ઝડપ્યો નૃસિંહે દૈત્ય રાયરે, છટકયો લઘુલાઘવીથી ત્યાંયરે;
થરથરયા દશદિગ્પાળરે, રખે જીવતો રહે ભૂપાળરે.

‡ અહીંથી માંડી સાડી બાવીશ લીટીની અંદર જે વાતછે, તે પ્રમાણે મૂળ ભાગવતમાં નથી પણ તેથી ઉલટી વાતછે. મૂળ ભાગવતમાં હિરણ્યકશિપુએ પૂછ્યું કે, ઇશ્વર કયાં છે, ત્યારે પ્રલ્હાદે કહ્યું કે સર્વત્ર છે. હિરણ્યકશિપુ—આ સ્થંભમાં છે? પ્રલ્હાદ—હા. હિર-હિરણ્યકશિપુ—બતાવ? પ્રલ્હાદ—જુઓ છે તે. પછી તે થાભલાંને તરવાર મારી કે તરત તેમાંથી નૃસિંહે શબ્દ કર્યા તથાપિ ઇશ્વરને જાણ્યા નહિ ત્યારે તે થાંભલો ફાડી માંહેથી નૃસિંહભગવાન નિકળ્યા.

* જરા દિવસ જોયો, તેથી પકડીને મૂકી દીધો એમ વલ્લભે લખ્યુંછે, પણ મૂળ ભાગવતમાં તો જરા રમત કરવા સારૂ પકડી મૂકી દીધો એમ છે.

જાણી દેવતણી ચિંતાયરે, નૃસિંહને અટ્ટહાસ થાયરે;
પછે સર્પ ઉંદરને પકડે જેમરે, પકડયો રાક્ષસ પ્રભુએ તેમરે;
સૂર્ય અસ્તાચળ પહોંચતો થાયરે, થઇ સંધ્યાની વેળાયરે.
અર્ધ અસ્ત હવા રવી દેવરે, હરીએ ગ્રહ્યો દૈત્ય એવરે;
ઘસડી ગયા ઉંબરની મધ્યરે, સાથળપર લીધો સદ્યરે.
નથી દિવસ ને નથી રેણીરે, સંધ્યા વેળા પ્રભુએ ગણીરે;
નહિ શસ્ત્ર નહિ આયુધરે, નખે ચિરયો દાનવ મૂઢરે.
ક્રોધે શોભે રક્ત નેત્રરે, તેજ ન સહેવાય સર્વત્રરે.
પ્રેમ સહિત ચાટે પછી પેટરે, ધરા ધ્રૂજે ને શળકે શેષરે.
તેનાં આંતરડાંની માળરે, સોહાવી કંઠે દયાળરે;
તેના અંગથી તેજ હતું ત્યાંહિરે, લય પામ્યું હરિ મુખ માંહિરે.
તેનું તેજ હરીયે હરી લીધુંરે, પછી ગાત્ર શરીરનું કીધુંરે;
હરિ રૂપને દેખી સર્વ જનરે, ભય પામ્યાં ત્રણ ભુવનરે.
ત્યાં બીધી સર્વ પ્રજાયરે, કોણે પાસે નહિ રહેવાયરે;
સહુ નાઠા પામી ત્રાસરે, એક પ્રલ્હાદ રહ્યો છે પાસરે.
દેખી દેવ હવા સંતુષ્ટરે, કીધી ગગનથી પુષ્પની વૃષ્ટરે;
ત્યાંહાં વર્ત્યો જયજયકારરે, સ્વામિ ધન્ય ધન્ય જગદાધારરે.
ત્યાં આવ્યા દેવ સહુ કોયરે, અજ ઈંદ્રાદિક શિવ હોયરે;
સર્વ સ્તુતિ કરે તે ઠામરે, સ્વામીએ રૂડું કીધું કામરે.
પ્રાણી સર્વની પીડા ટાળીરે, ધન્ય ધન્ય વિષ્ણુ વનમાળીરે;
એ ત્રિલોકને દમતો પાપીરે, એણે સર્વ સૃષ્ટિ સંતાપીરે.
તમો હણ્યો દૈત્ય બળવંતરે, સુખી હવા અમર ઋષિ સંતરે.
બ્રહ્મા બોલે દીન વચનરે, અનંત શક્તિવાળા ભગવંતરે;
ઉત્પત્તિ સ્થિતિ લય કરનારરે, નમું તુંને હે જગદાધારરે.

**સદાશિવઃ—**

કોપ આપનો પ્રલયકારીરે, માર્યો દૈત્ય અલ્પ આયુધધારીરે;
શાંત થાઓ દીનદયાળરે, નમું ભક્તવત્સળ ભૂપાળરે.

**ઈંદ્રઃ—**

રક્ષા કીધી દેવપુરારરે, હૃદય કમળ ધ્યાન આપનું સારરે;
નવ ઇચ્છું ક્ષણભંગુર રાજરે, મુક્તિ પ્યારી નથી પ્રભુ આજરે.

**ઋષિઃ—**

આદિ પુરૂષ શર્ણાગત રક્ષકરે, રક્ષા કારણ અવતર્યા પ્રત્યક્ષરે;
અવતાર ધર્યો અમ સુખ માટેરે, નમિયે નમિયે સકળ સિદ્ધિ સાથેરે.

પિતૃ સિદ્ધ વિદ્યાધર વિનવેરે, નાગ મનુ સ્તુતિ કરી ભજેરે;
પ્રજાપતિ ગંધર્વ ગુણ ગાયરે, પ્રભુ ગુણ તે નહિ વર્ણાયરે.

એમ સ્તુતિ કરી પણ શાંત ન થયારે, નૃસિંહે કીધી નવ કંઇ દયારે;
ત્યાં દુંદુભિના સ્વર થાયરે, જય શબ્દ મંગળ વરતાયરે.
શુક કહે સુણ પરીક્ષિતરાયરે, હવો અષ્ટમો પૂર્ણ અધ્યાયરે;
શ્રોતાજન બોલો શ્રી હરીરે, જેથી જન્મ ન આવે ફરીરે.

**વળણ.**

જેથી જન્મ ફરી નવ આવે, એવો હરી નામ મહીમાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, હવો પુર્ણ અષ્ટમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે સપ્તમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥**

---

## અધ્યાય ૯ મો.*

### કડવું ૯ મું–રાગ વેરાડી.

શુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાયજી;
પછી પરમેશ્વરના પાર્ષદ આવ્યા, નંદસુનંદ કહેવાયજી.
અમર ગરૂડ આદ સર્વે મળી, સ્તુતિ કરે તેણીવારજી;
તોએ પ્રભુજી શાંત ન થાયે, મનમાં ક્રોધ અપારજી.
નૃસિંહ રૂપ વિક્રાળ દેખી, સૌ બીહીવા લાગ્યા ત્યાંયજી;
સર્વ જન નાશે ત્યાંથી, ભય પામે મનની માંહેજી.
દૃષ્ટીએ કોણે ઉભું રહેવાય નહીં, સૌ નાસે પામી ત્રાસજી;
જગદીશ કેરી કૃપાથી એક, આગળ ઉભો પ્રલ્હાદ દાસજી.
બેઉ કરજોડી આગળ ઉભો છે, તેને હૃદયે હરિનું ધ્યાનજી;
સ્તુતિ ઉચરે મન શારિંગધરની, ભજન શ્રી ભગવાનજી.
તન્મય દેહ હરિ ધ્યાનમાં, લેહ હરિની લાગીજી;
બ્રહ્મ જ્ઞાન અપરોક્ષ થયું છે, ભ્રમણા સર્વ ભાગીજી.
પછી સમસ્ત દેવ ટોળે મળી આવ્યા, લક્ષ્મીને લાગ્યા પાયજી;
તમો જઇ સ્તુતિ કરો પ્રભુની, ક્રોધ સમાવો વૈકુંઠરાયજી.
એ વિકટ રૂપ હરી સમાવે, તમો સંતોષો જઈ સ્વામીજી;
તમને કરૂણા કરશે માધવ, નિશ્ચે અંતરજામીજી.
લક્ષ્મી કહે એ સ્વરૂપ સામું, મુજથી નહીં જોવાયજી;
એ વિક્રાળ રૂપ સમાવા કારણ, તમો કરો એક ઉપાયજી.
સર્વે મળી તમો કહો પ્રલ્હાદને, એથી સમશે રૂપજી.
જેને અર્થે રૂપ ધર્યું છે, સ્વામી વૈકુંઠ ભૂપજી.

---

* આ નવમા અધ્યાયમાં બ્હીકને લીધે બ્રહ્માએ પ્રેરેલા પ્રલ્હાદે કોપ શાન્ત્યર્થે મહા ભયંકર નૃસિંહજીની સ્તુતિ કરી તે કથા પ્રસંગ છે.

સર્વ મળી પછી બીહીતા બીહીતા, આવ્યા પ્રલ્હાદ પાસજી.
ઘણો વિનય પ્રલ્હાદનો કીધો, તે દેખે અવિનાશજી.
તમો સ્તુતિ કરી હરીરૂપ સમાવો, નહિ તો થશે ઉત્પાતજી;
એ અસહ્ય ક્રોધરૂપ કરાવો નિવારણ, રીઝવો વૈકુંઠનાથજી.
અમર સર્વનાં વિનય વચન સુણી, ભક્ત નમ્યો પ્રભુને ચરણેજી;
પ્રલ્હાદે દંડ પ્રણામ કર્યા, ધન્ય સ્વામિ અશરણશરણેજી.
પછી પાસે જઇને ચરણે લાગ્યો, જન્મતાપ ભય ભાગ્યોજી.
નૃસિંહજીએ મસ્તક હાથ મૂકયો, કહ્યું પુત્ર વર માગોજી.
હરીયે હસ્ત મસ્તક મેલ્યો તવ, નિર્મળ હવું અંતઃકરણેજી;
પછી પ્રલ્હાદે સ્તુતિ† કીધી, સાંનિધ્ય શ્યામલ વર્ણેજી.
સાંભળો સ્વામિ ગરૂડગામી, અંતર્યામી ઇશજી;
તું મારે ને તું ઉગારે, તારે તું શ્રી જગદીશજી.
દીનબંધુ દયાસિંધુ તુજ ભક્તિ, રાખે અનાથને શરણેજી;
આ વિશ્વ છે તમારે આધારે, રહ્યાં ભૂવન ત્રણજી.

સુખકર્તા દુઃખહર્તા માધવ, ભક્તાર્થે ભુવન પ્રકાશજી;
આદિ અવિનાશી તું વૈકુંઠવાસી, નિજભક્તની પુરે આશજી.
શંખ ચક્ર ને ગદા પદ્મ, ને પીતાંબર પરિધાનજી;
સાધુ સંતનો રક્ષણકારી, ભક્તવત્સલ ભગવાનજી.
ત્રિગુણાતિત પૂર્ણ બ્રહ્મ પરમેશ્વર, પ્રભુ શ્રી અંતરયામીજી;
સહસ્ત્રશીર્ષા તુંને વેદ વર્ણવે, નારાયણ બહુ નામીજી.
તું સંપૂર્ણ વૈરાટ છે સ્વામિ, ચોથાટ ચાલ છે તારોજી;
અનેક ભક્ત તાર્યા દૈત્ય માર્યા, થયો જન્મ કૃતારથ મારોજી.
હે પરમેશ્વર, હે નૃસિંહજી, દુષ્ટ પિતાને આપે માર્યોજી;
ક્રોધ સમાવો, તાપ મિટાવો, એ દુષ્ટને દયાએ તાર્યોજી.
હિરણ્યકશિપુ દૈત્યને માર્યો, સાધુ થયા પ્રસન્નજી;
ક્રોધ સમાવો નૃસિંહજી, કરો પ્રસન્ન વદનજી.
હે પ્રભો આ રૂપ ભયંકર, નખ, મોઢું ને જીભજી;
કેશ તમારા છે રકતવાળા, એથી ન લાગે બીકજી.
પણ હે દીનવત્સળ મહા પ્રભો, દુષ્ટ સંસારથી બિહુંજી;
તારો નાથ ગ્રહ્યો મુજ હાથ, તો કાર્ય મારૂં થિયુંજી.
હે મહા પ્રભુ હું નવ ઇચ્છું, બ્રહ્માનુ સુખ કાંઇજી;
તે સર્વ મૂજ પીતા આધિન, લક્ષ્મિ સુખ કંઇ નાહિજી.
નથી ઇચ્છતો કોઇ દૈવ સિદ્ધિ, નથી ઇચ્છતો રાજ ભોગજી;
ભોગ જોગ તો રોગકારક, તેનો નંદો સંજોગજી.
આપના ભકતના દાસ તરીકે, સેવા ઇચ્છું મનજી;
કૃપા કરો હે સ્વામિ મારા, તો થાઉં ધન ધનજી.
રજોગુણી દૈત્ય પિતા હતો, વળી અસુર અધર્મી કુળજી;
એ સર્વ કયાં ને કૃપા કયાં, સ્વામિસેવાનું મૂળજી.
પ્રભુહસ્ત ઇચ્છે શિવને બ્રહ્મા, તે ન પામે પળ એકજી;
તે હસ્તકમળ મુજ શિરે ધર્યો, રાખ્યો રંકનો ટેકજી.
કૃપા તમારી પૂર્ણ હવી છે, નહિ તેને હું પાત્રજી;
પૂર્વે નારદે રક્ષણ કીધું તું, જેથી બચ્યું આ ગાત્રજી.
હવે તારો નૃસિંહ સ્વામિ, ગમે ન બીજી વાતજી;
દાસ તણો હું દાસ નિરંતર, ઝાલો રંકનો હાથજી.
નવ જાણું હો નાથ તમારૂં, સચરાચર જે રૂપજી;
નથી ચોંટતું પ્રભુ ચરણમાં, મન મારૂં હો ભૂપજી.
નવ ઇચ્છું કંઇ વિષય ભોગને, નવ ઇચ્છું અન્ય ભાવજી;
ચરણ કમળનો મોટો મહિમા, તેનો એકજ લહાવજી.
ગૃહસ્થાશ્રમનું દુઃખ છે ભારે, એક કાઢતાં બીજું થાયજી;
સુખ ભોગવે તૃપ્તિ નથી કંઈ, અનેક રોગને પમાયજી.

† વિશેષમાં ભાગવતમાં આ પ્રમાણે છે—કે જે અસુર જાતિનો છું, તેના ઉપર પ્રસન્ન કેમ થાઓ? પરંતુ હું ધારૂં છું કે, ધન, ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિતપણું, ઇંદ્રિયોની નિપુણતા, કાંતિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ, અને અષ્ટાંગયોગ એઓમાંથી કોઇ પણ ઉપાય ભગવાનને પ્રસન્ન કરવા માટે પરિપૂર્ણ નથી. ભગવાન તો ગજેંદ્રની ઉપર કેવળ ભકિતથીજ પ્રસન્ન થયા હતા. હું તો "કદી ચાંડાલ જાતિનો હોય તો પણ મન, વચન, કર્મ, ધન, અને પ્રાણને ભગવાનમાં અર્પણ કરી રહ્યો હોય" તેને શ્રેષ્ઠ માનું છું; કારણ કે એવો ચાંડાળ સર્વ કુળને પવિત્ર કરે છે અને ઘણા ગર્વવાળો બ્રાહ્મણ તો પોતાને પણ પવિત્ર કરી શકતો નથી. ભકિત રહિત માણસને ઉપર કહેલા ગુણો ફકત ગર્વને માટે છે. જે ભગવાનની પૂજા કરે છે, તે પૂજાના ફળની પ્રાપ્તિ થાય તે માટે કરે છે. હે નૃસિંહ, લોકો પોતાના ભયના નાશના વાસ્તેજ આપના રૂપનું સ્મરણ કરેછે, તો રૂપનાં સ્મરણથીજ ભય મટી જશે, માટે હવે ક્રોધ રાખવાનું પ્રયોજન નથી. હે દીનવત્સલ, અસત્ય અને ઉગ્ર સંસાર રૂપિ ચક્રના દુઃખથી હું બીહું છું. હે પરમેશ્વર, રજો ગુણથી રચાએલા શરીરવાળો, અને તમો ગુણના વધારાવાળા આ દૈત્યના કુળમાં જન્મેલો હું કયાં અને આપની કૃપા કયાં? જે કૃપાથી પરમ પુરૂપાર્થ રૂપ આપનું હસ્ત કમળ કે જે બ્રહ્મા, શદાશિવ, કે લક્ષ્મીજીનાં મસ્તક પર ધરાતું નથી તે મારા મસ્તક પર ધરાયું. હે અનંત, મારા પ્રાણનું રક્ષણ અને મારા પિતાનો વધ જે આપે કર્યો, તે પોતાના દાસ અને ઋષિ વચન મિથ્યા ન થવા માટે કર્યો છે, એમ માનું છું. તમે હયગ્રીવનો અવતાર ધરી, વેદનો દ્રોહ કરનારા મહા બળવાન્ અને તમોગુણ તથા રજોગુણ રૂપિ મધુકૈટભ નામના દૈત્યોને મારી બ્રહ્માને પાછા વેદ લાવી આપ્યા હતા; કારણકે સત્વ ગુણજ તમારાં પ્રિય શરીર રૂપિ ગણાય છે. મૌન, વ્રત, શાસ્ત્ર શ્રવણ, તપ, અધ્યયન, સ્વધર્મ, વ્યાખ્યાન, એકાંતવાસ, જપ અને સમાધિ એ દશ મોક્ષના ઉપાય છે, એ ખરી વાત છે, પરંતુ એ ઉપાયો અજિતેંદ્રિય પુરુષોને પેટ ભરવાના છે. સર્વથી શ્રેષ્ટ તો તમારી પ્રેમભક્તિ છે. [ મૂ. ભા. સં.

ધિક્ક સુખ ગૃહસ્થાશ્રમીનું, દમે કામ વિકારજી;
અનેક છળ પ્રપંચ કરે ને, પીડે સકળ સંસારજી.
મૌન્ય, વ્રત, શાસ્ત્રશ્રવણ, તપ, અધ્યયન, ને સ્વધર્મજી;
વ્યાખ્યાન, એકાંત વાસ ને, જપ સમાધિ પર્મજી;
એ દશે મોક્ષ સિદ્ધિદાતા, ગણે લોક અજ્ઞાનજી;
અજિતેંદ્રિયને કામે આવે, દંભિ ને પેટ સાધનજી.
પણ મુજને દાસભક્તિ ભાવે, બીજી ન વાર્તા રૂચેજી;
નૃસિંહ પ્રભુ શર્ણે રાખો, એજ જીવ્હા આ વદેજી.
દાસત્વભક્તિ મૂજને આપો, રહુ તમારે ચરણેજી;
નૃસિંહ ભગવાન થાઓ કૃપાળુ, લો તમારે શરણેજી.
હે મહા પ્રભો નૃસિંહ સ્વામિ, મુકાવો આ વારજી;
સેવા તમારી અર્પો મુજને, તરૂં આ દુષ્ટ સંસારજી.
એવી સ્તુતિ કરીને ચર્ણે લાગ્યો, પ્રલ્હાદ હરીનો દાસજી;
નિર્મળ વાણી સ્તવન સાંભળી, મન રીઝયા અવિનાશજી.
પ્રલ્હાદની એ સ્તુતિ સાંભળી, હવા નૃસિંહ પ્રસન્નજી;
ક્રોધ શાંત કરીને બોલ્યા, પ્રભુ મહા બળવંતજી.
હે દૈત્ય કુળમાં શિરોમણી, પ્રસન્ન તુજપર હવોજી;
મનગમતો વર માંગી લે તું, પૂર્ણ કામ હું તેવોજી.
પ્રસન્ન કરયા જેણે મુજને, તેને હું આધિનજી;
દર્શન પામ્યો મુજનું જે જન, તાપ ન રહે કંઇ મનજી.
હે ધૈર્યવાન સાધુ શિરોમણી, તું છે મહા ભાગ્યવાનજી;
સર્વ ભાવથી પ્રસન્ન હવો તું પર, કીધો મુજ સમાનજી;
ક્રોધ સમાવ્યો શ્રી નૃસિંહે, ભક્તને કરૂણા કીધીજી;
આલિંગન દઇ હૃદયા ચાંપ્યો, અવિચળ બુદ્ધિ દીધીજી.
દિવ્ય સ્વરૂપે હવા પરમેશ્વર, વર્ત્યો જયજયકારજી;
ભક્ત પ્રલ્હાદને કૃપા કીધી, સ્વામિ વિશ્વાધારજી.

વળણ.

વિશ્વાધારે કૃપા કીધી, એ કથા સપ્તમસ્કંધ વિસ્તરી;
નવમો અધ્યાય પૂર્ણ હવો, સાધુજન બોલો શ્રીહરી.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે સપ્તમસ્કંધે નવમોધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.*

### કડવું ૧૦ મું—રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે;
આ સપ્તમસ્કંધ કથાય, મહિમા છે ઘણોરે.
એ કથા પરમેશ્વરતણી, તુને વહાલીરે;
તારો આત્મા છે અતિ શુદ્ધ, પુછે લલચાવીરે.

ચાલ.

પૂછે લલચાવી આત્મા, એ કથા પરમેશ્વરતણી;
પછી પ્રલ્હાદ વાણી ઉચરે, સાંભળો તમો ત્રીભુવન ધણી.
તમો એમ કહો છો પ્રભૂ જે, વરદાન માગો મુજકને;
વરદાન ભક્તિ તમારી, એ કૃપા કરી આપો મૂને.
સદા તમારા ચર્ણની ભક્તિ, હરી હું માગું સહી;
ચર્ણે રાખો સદા મુને, હું અન્ય કંઇ ઇચ્છું નહી.
આપો વરદાન એટલું, નવ થાયે કામના મુજને;
કામના તજાવી મુક્તિ દો, પ્રભુ યાચુંછું હું તમ કને.
કામનાથી રાજ્ય લક્ષ્મિ, વળી દેહના ધર્મ ભોગવું;
એ નથી ઇચ્છતો હે સ્વામિ, મુક્તિપદ ને જોગ હું.
તવ પરમેશ્વરે વરદાન આપ્યું, કૃપા હરિયે કીધી ઘણી;
એક મન્વંતરનું રાજ્ય કરજે, શ્રી ગોવિંદજીએ વાણી ભણી.
સાચા ભક્તો કોદી ન ઇચ્છે, આ લોક પરલોક સુખને;
તે ઇચ્છે અભે પદને, માયિક સુખને ગણે તુચ્છ તે.
શ્રી નૃસિંહ કહે તું મારે વિષે, પ્રીતી ભાવજ રાખજે;
વિષ્ણુ ભક્તિ અચળ મનસા, પ્રાતે હરી રસ ચાખજે.
પ્રલ્હાદ કહે મારે પિતાએ, તમશું વૈર કીધું ઘણું;
અપરાધ અવગણના ને પાતક, તમો જાણોછો તે તણું.
દેવનાં દ્રવ્ય હર્યાં એણે, મુનિ માત્ર પિડયા બહુ;
તીર્થ યાત્રા યજ્ઞ ભાગ્યા, અવર પાપ કીધાં સહુ.
એ અધર્મી પિતાને મોક્ષ આપો, તો મારો મહિમા રહે;
એવાં વચન ભક્તનાં સાંભળી, શ્રી નૃસિંહજી વાણી કહે.
પરબ્રહ્મ કહે હે સાધુ સુણજે, જે કુળે વૈષ્ણવ અવતરે;
તેની એકવિશ પેઢી નિશ્ચે, સર્વ તેથી ઉદ્ધરે.
વરદાન આપી દાસને, ત્યાં સર્વ આશ પુરી કરી;
અમરગણ સર્વ ઋષી જોતાં, વળી વચન બોલ્યા શ્રીહરી.

---

* આ દશમા અધ્યાયમાં પ્રલ્હાદપર અનુગ્રહ કરી ભગવાન્ અંતર્ધ્યાન થયા, અને પ્રસંગોપાત વિષ્ણુએ રૂદ્રપર અનુગ્રહ કર્યો તે કથા પ્રસંગ છે.

વિષ્ણુભક્તનો મોટો મહિમા, કહેતાં પાર ન પામીયે;
વિષ્ણુ ભક્તના સંગથી, સંસાર અઘ સૌ વામીયે.
સંસારનાં મહા દુષ્ટ પ્રાણી, વિષ્ણુ ભક્તની દ્રષ્ટે પડે;
ભૂત પ્રેત પિશાચ વ્યાધિ, યમયાચના તેને નહીં નડે.
વિષ્ણુ ભક્તપર દ્વેષ આણી, અભિમાન પાપી જે ધરે;
નર્કમાં નહિ ઠામ તેનો, એવું શ્રીહરી ઉચરે.
પછે બ્રહ્માએ અતિ ઘણી સ્તુતા કીધી, દેવતા સુખીયા થયા.
સ્તુતિ કરીને રૂપ સમાવ્યું, પરિબ્રહ્મ સ્વસ્થાનક ગયા;
અંતર્યામીએ જાતાં કહ્યું, તમો સુણો અમર સૌ સર્વથા;
હવે વરદાન એવું દૈત્યને આપશો, તો પામશો પાછી વ્રથા.
પ્રલ્હાદને રાજ્યાસને બેસાડયો, અભિષેક કીધો શ્રીહરી;
સ્વસ્થાનક ગયા નાથજી, એમ ભક્તને કરૂણા કરી.
એ નૃસિંહનું સ્તોત્ર પ્રાણી, નર નાર પ્રિતે સાંભળે;
અડસઠ તીર્થનું ફળ મળે, નિશ્ચે કોટી પાતક પ્રજ્વળે.
વૈકુંઠ પ્રાપ્તી થાય તેને, કૃપા કેશવજી કરે;
સંસાર સાગર વિષે પ્રાણી, શ્રવણ ભક્તિયે તરે.
એ આખ્યાન એક ચિત્તે સુણતાં, સકળ શુભ પ્રાપ્તી સહી;
ચાર પદાર્થની પ્રાપ્તી થાયે, યમ કિંકર પીડે નહીં.
એમ જય વિજય પાર્ષદ પ્રભુના, હણ્યા દેવે તો તહિ;
બીજે જન્મે રાવણ કુંભકર્ણ થઇ પડયા અહિ.
રામનું ચિંતવન પૂર્વ પેરે, હ્રદયમાં વ્યાપિ રહ્યું;
દ્વેષભાવે પ્રભુ સ્તવિયા, તદ્રૂપ તેઓનું થયું.
સુતાં ઉઠતાં બેસતાં, દે સર્વને દુષ્ટ બહુ દંડ;
અધર્મ ચલાવ્યો પાપીએ, પિડે સકળ બ્રહ્માંડ.
નાશ કર્યો તે પાપીનો, પછી આપિ શિઘ્ર મુક્તિ;
તે શિશુપાળ દંતવક્ત્ર થયા, ભૂલિ ગયા પ્રભુ ભક્તિ.
હે રાય યુધિષ્ઠિર તમ પ્રશ્નનું, એમ સમાધાન હવું અહિ;
પ્રલ્હાદ ચરિત્ર પ્રભુ પરાક્રમ, આખ્યાન એ પુરૂં સહિ.
ભગવાનનું પરાક્રમ ભલું, નવ વર્ણાય મારો થકી;
તુજ ભાગ્ય મોટું રાયજી, પરબ્રહ્મ તું થી દૂર નથી.
આ શ્રી કૃષ્ણ પરબ્રહ્મ છે, જે મૂનિજનને નવ મળે;
તે વસે તુજ ચરણ સમીપે, એ ભાગ્ય તારૂં કોણજ કળે.
સદાશિવ ને બ્રહ્માજી, જેને નવ ઓળખે કદા;
પ્રસન્ન થાય તે તુજપર, મટાવી તુજની આપદા.
પ્રલ્હાદથી છે ભાગ્ય તારૂં, શ્રેષ્ટ, સુણ હે રાયજી;
તારા ભાગ્યનો પાર ભાઇ, કોઇથી નવ વર્ણાયજી.
દશમો અધ્યાય પૂર્ણ હવો, એ કથા સપ્તમસ્કંધની;
શ્રી ભાગવત સાંભળો હરિજન, લીલા શ્રી ગોવિંદની.

વલણ.

લીલા શ્રી ગોવિંદની, સાંભળો હરીજન હેત કરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, સાધુ જન બોલો શ્રીહરી.

### કડવું ૧૧ મું-રાગ ગોડીની ચાલ ટુકડી.*

શ્રી શુકજી મુખ વદે વચન, સાંભળરે અભિમન્યુના તન;
કહે સુતપુરાણી શૌનક સુણો, મહિમા શ્રી પ્રભુજીતણો.
શ્રી નારદજીને લાગી પાય, પ્રશ્ન પૂછે યુધિષ્ઠિરરાય;
મય દૈત્ય સાથે મહાદેવ, મહા યુદ્ધ થયું ત્યાં એવ.
માંહિમાંહિ શાથી થયો સંગ્રામ, તે વિસ્તારીને કહોયે સ્વામ;
શ્રી શંકરનો મહિમા જેહ, વૃદ્ધિ પમાડીને કહો તેહ.
તવ નારદ વદે વચન, ભલું પ્રશ્ન પૂછયું રાજન;
એક સમે દૈત્ય સર્વ ક્રોય, અમર સાથે દારૂણ યુદ્ધ હોય.
બ્રહ્મા ઈંદ્ર અને હાર સાથ, રાક્ષસ જઇને મારે બાથ;
અકળાવ્યા અમર સૌ ત્યાંહિ, દૈત્યે યુદ્ધ કીધું રણમાંહિ.
અમર સર્વે મળી તેણીવાર, યુધ્યે દૈત્ય કર્યા બહુ સંહાર;
દારૂણ દેવતણો સંગ્રામ, નાઠા દૈત્ય મુકીને ગામ.
રાક્ષસ સર્વે નાશીને ગયા, મય દૈત્યને શરણ આવીયા;
સાલે અંગે પ્રહાર આયુધતણા, રાક્ષસ રૂદન કરે અતિ ઘણા.
આસના વાસના મયદાનવ કરે, ભેદ પ્રપંચ યુદ્ધને અનુસરે;
ત્રણ નગ્ર ઉપજાવ્યાં શોભાય, તેનો ત્રિપુરાસુર કીધો રાય.
તે નગ્ર ગગનમાં સાંચરે, સપ્તપાતાળમાં પરવરે;
મૃત્યુલોકશું ત્રીભુવન ભમે, ત્રિપુરાસુર એમ રંગે રમે.
પછી આવ્યો દૈત્ય ગિરિ કૈલાશ, જ્યાં બેઠા શિવ અવિનાશ;
દૈત્ય કહે મેં સર્વજીત્યારાણરાજ, હવેઆપયુદ્ધતું મુજનેઆજ.†
તવ મહાદેવ શું યુદ્ધ કીધું ઘણું, વર્ણન થાય નહીં તે તણું;
મહાબળીયો દાનવ ત્રિપુરાર, શ્રીમહાદેવ મનાવ્યા હાર.
પછિ વિષ્ણુ તેને વાંસે થાય, રાક્ષસને હણવાને જાય;
શ્રીહરીયે દૈત્ય સંહાર્યા ત્યાંય, મહા ક્રોધ કરી મનમાંય.
સારિંગ ધનુષનાં ઉત્તમ બાણ, વઢે દૈત્ય તજે રણ પ્રાણ;
તવ મય દૈત્યની માયા હવી, વાપિ અમૃતની થઇ એક નવી.

* આ કડવું અગિયારમાં અધ્યાયનું મૂળ પ્રતમાંનુંછે. કવિ 'વલ્લભે' વિષ્ણુએ રૂદ્ર પર અનુગ્રહ કર્યો તે કથા પ્રસંગ અગિયારમામાં લીધો છે, પણ ભાગવતમાં અગિયારમાંની અંદર મનુષ્ય માત્રના સાધારણ ધર્મો, ચાર વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મો અને સ્ત્રીઓના ધર્મોનો કથા પ્રસંગ છે, જે વલ્લભે ૧૨ મામાં લીધો છે, પણ ભાગવત પ્રમાણે મેળવવા માટે એ કડવું અમે ૧૦મામાં દાખલ કીધું છે.

† 'વલ્લભ' કૃતમાં ત્રિપુરે યુદ્ધની યાચના કરી છે, પણ મૂળમાં તેમ નથી, પણ દેવતાની પ્રાર્થનાથી યુદ્ધ કરવા શિવજી ગયા એમ છે.

જે કો દૈત્ય મરે છે ત્યાંહિ, તાણી નાખે વાપી માંહિ;
દૈત્ય અમર થાયે તે બહુ, મહા બળીયા નવ યૌવન સહુ.
તવ પ્રભુએ સ્વરૂપ ધર્યું ત્યાં ગાય, બ્રહ્માજી વાછરડો થાય;
સુરભિ વત્સે રમત કીધી, વાપિ અમૃતની શોષી લીધી.
સ્વરૂપ ધેનુનું પ્રભુએ લીધું, બારે વાપીનું અમૃત પીધું;
પછી દૈત્ય* કો નહીં ઊગરે, રણ સંગ્રામ કરતાં મરે.
જે દૈત્ય હુતા ત્રીપુરાસુર પાસ, મહાદેવે સહુ કીધા નાશ;
હતો દૈત્ય ત્રિપુરાસુર જેહ, શીવે ત્રિશુલે માર્યો તેહ.
જયજય શબ્દ હવો તેણીવાર, દુંદુભિ વાગ્યાં ગગને સાર;
દેવે સ્તુતી કીધી અતિ ઘણી, ભોળા ચન્દ્ર શિશુકર તણી.
જય મંગળ વાણી બોલાય, આજ્ઞા માગી સૌ સ્થાનક જાય;
શ્રી શંકરનો અતિ મહિમાય, બ્રહ્મા વેદે ચતુર્મુખ ગાય.

વળણ.

વેદ ચતુરમુખે ગાય બ્રહ્મા, સત્ય સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રી ભાગવત સપ્તમસ્કંધનો, હવો દશમો† અધ્યાયરે.

## ઈતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે દશમોધ્યાયઃ ॥૧૦॥

# અધ્યાય ૧૧ મો.‡

### કડવું ૧૨ મું-રાગ દેશાખ.

શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિતરાય;
સુત પુરાણીક શૌનકને, સંભળાવે એહ કથાય.
રાય યુધિષ્ઠિરે નારદ પ્રત્યે, ચતુર્વર્ણના પૂછ્યા ધર્મ;
વિસ્તાર પૂર્વક કહો ઋષિજી, આચરવાં કોણ કર્મ.
ત્યારે વીણાપાણી ઊચરે, સાંભળો ચિત્ત દઈ રાય;
બદ્રિકાશ્રમને વિષે એ, મુને કહ્યું છે વૈકુંઠરાય.
નારાયણે મુજને કહ્યું છે, તે સાંભળો રાજન;
વર્ણ ચારેતણા ધર્મનું, જ્ઞાનનું શુદ્ધ આખ્યાન.
તે વિસ્તારી તમને કહું, સાંભળો સાચું ધર્મ;
આધાર ધર્મ ચારે વર્ણનો, જે સાંભળ તું રાય પર્મ.

* પછી અમૃત પીને ભગવાને પોતાની શક્તિથી મહાદેવને રથ, ઘોડાદી નવા આપીને તેમાં બેસાડી લડવા મોકલ્યા.

† મૂળમાં ૧૧ મો છે.

‡ આ અગિયારમા અધ્યાયમાં મનુષ્ય માત્રના સાધારણ ધર્મો, ચાર વર્ણોના વિશેષ તથા સામાન્ય ધર્મો અને સ્ત્રિઓના ધર્મોનો કથા પ્રસંગ લીધો છે.

સત્ય, દયા, વ્રત, પવિત્રતાદિ, ત્રીશ લક્ષણ જેહ;
ચારે વર્ણને ધર્મ સરખા*, ચાલવા સૌ તેહ.
સહનશીળપણું રાખવું, યોગ્યાયોગ્ય વિવેક;
આત્મ સંયમ ઈંદ્રિનિગ્રહ, અહિંસા બ્રહ્મચર્ય છેક.
દાન, જપ, સરળતા, સંતોષ મહાત્મા સેવન;
નિવૃત્તિ ને મનુષ્ય કર્તવ્ય, નિષ્ફળતાનું અધ્યયન.
વૃથા ભાષણ ત્યાગવું, દેહ આત્માનો ભેદ;
બીજા પ્રાણીને વિભાગ દેતા, નવ ધરવો કદિ ખેદ.
મનુષ્ય આત્માને સદા, દેવરૂપ જાણ નિર્ધાર;
શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા ને નમસ્કાર.
દાસપણું ને સખાપણું, એ લક્ષણ છે ત્રીશ;
સાધારણ એ ધર્મ છે, તું જાણ રાય એ ઈષ્ટ.
એ સર્વ કર્મ કરે થકી, થાય પ્રસન્ન ભગવાન;
વિશેષ કહું જે ધર્મ તે પર, રાખ તું સર્વ ધ્યાન.
પ્રથમ ધર્મ બ્રાહ્મણતણા, સાંભળો ધર્મ કુમાર;
મન, ઈંદ્રિ નિગ્રહ કરવો, વ્રત પવિત્રતાદિ સાર.

* વેદ મંત્રોથી જેને ગર્ભાધાન આદિ સંસ્કારો પૂર્ણ રીતે થયા હોય તે દ્વિજ કહેવાય છે. ને એ સંસ્કાર બ્રહ્માએ તેને કરવા કહેલો હોય તેનેજ થાય છે. જે દ્વિજો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યો કુલથી અને આચારથી શુદ્ધ હોય તેઓને યજ્ઞ, વેદાધ્યયન અને દાન એ ત્રણ કર્મો તથા આશ્રમના સંબંધની ક્રિયાઓ કરવાની આજ્ઞા છે. ઉપર બતાવેલાં ત્રણ કર્મો, ભણાવવું, યજ્ઞ કરાવવો અને પ્રતિગ્રહ લેવો એ ૭ કર્મ બ્રાહ્મણોને વાસ્તે છે. તેઓમાં છેલ્લાં ત્રણ બ્રાહ્મણોની આજીવિકા રૂપ છે. ક્ષત્રિઓને વિપત્તિને વખતે એક પ્રતિગ્રહ સિવાય યજ્ઞ કરાવવાની અને ભણાવવાનું કાર્ય કરવાની છૂટ છે. જે ક્ષત્રી રાજા હોય તેને વાસ્તે કર, દંડ અને જકાત આદિ આજીવિકા છે. એ કર પણ બ્રાહ્મણ પાસેથી લેવો નહિ. વૈશ્યે ખેડ અને વેપારથી પોતાની આજીવિકા ચલાવવી અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીને રહેવું. શુદ્રે દ્વિજોને અનુસરી રહેવું, ને દ્વિજે પોતાના ધણિ પાસેથી પગાર લઈ તેમાંથી આજીવિકા ચલાવવી. ખેડ આદિ ધંધો, માગ્યા વગર મળે તે વસ્તુ, ધાન માગવું અને શિલોંછન એ ચાર પ્રકારની બ્રાહ્મણની વૃત્તિઓ બીજા યુગોમાં હતી અને તેઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ ગણાતી હતી. ઉતરતા વર્ણે કષ્ટના સમય વગર પોતાથી ઉત્તમ વર્ણની આજીવિકાનું ગ્રહણ કરવું નહીં, તેમાં ક્ષત્રિયને એક પ્રતિગ્રહ શિવાય બાકી સઘળા દ્વિજોની આજીવિકાનું ગ્રહણ કરવાની છુટ છે. ઋતથી અર્થાત્ ખેતર કે હાટ વગેરેમાં પડતા મૂકેલા કણોથી, અમૃતથી અર્થાત્ માગ્યા વગર મળવાથી, મૃતથી અર્થાત્ રોજ ભીખ માગવાથી, પ્રમૃતથી અર્થાત્ ખેડ કરવાથી અને સત્યાનૃત અર્થાત્ વેપાર કરવાથી આજીવિકા ચલાવવી પણ, કુતરાની વૃત્તિની અર્થાત્ પોતા કરતાં નીચની સેવા કરવાની વૃતિનો ત્યાગ કરવો. એ કુતરાની વૃત્તિનો બ્રાહ્મણ તથા રાજાએ અવશ્ય ત્યાગ કરવો. કારણ કે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે.

સંતોષ ક્ષમા ને સરલતા, જ્ઞાન દયા નિર્ધાર;
પ્રભુ પરાયણપણે વર્તે, બ્રાહ્મણ સાક્ષાત્કાર.
ધર્મ કહું ક્ષત્રીતણો, પ્રજા પાળવી સોહાગ;
સઘળે ક્ષમાપણું રાખવું, ને યુદ્ધમાં ઉત્સાહ.
પ્રભાવ, ધૈર્ય, તેજવાળો, દાન ને મનનો જય;
બ્રહ્મ સેવા પ્રસન્ન થવું, ક્ષત્રિ ધર્મ છે એમ.
વૈશ્ય ધર્મ જે વણજ કરવા, ધનતણો કરે સંગ્રેહ;
દેવ ભક્તિમાં મન જોડે, ગુરૂ ભક્તિ કરે જેહ.
ધર્મ વૃદ્ધિ સંસાર સુખો, આસ્તિકપણું નિરધાર,
ઉદ્યોગ ડહાપણ રાખવું, એ વૈશ્યના આચાર.
શુદ્રકેરો ધર્મ એ જે, ઉંચ વર્ણને કરે પ્રણામ;
પવિત્રતા તેણે રાખવી, ગૌ બ્રાહ્મણનું ઇચ્છે ક્ષેમ*.
સ્ત્રિનો ધર્મ ભરથાર સેવા, કરે દીન ને રાત;
પતિવ્રતા ધર્મને પાળે, સાધ્વી તે સાક્ષાત.
પતિ સેવા સદા કરવી, પતિ અનુકૂલ નિજ દેહ;
પતિબંધુ પર પ્રેમ ધરવો, પતિવ્રત નિયમ પાળે તેહ.
વાળવું લીપવું કામ કરવું, નમ્ર થઇ કરે કાજ;
જીતેંદ્રિય રહી પતિ પ્રત્યે, વચન બોલે સુખસાજ.
શણગાર સદા અંગે ધરી, રેહેવું પરમ પુનિત;
સ્વચ્છ રહિ સંતોષ ધરવો, પતિ ભજે તે નિત્ય.
પ્રમાદ તજી, સત્ય વદવું, બોલવું પ્રિય વચંન;
ભોગ પદાર્થ ભલો ન ગણતાં, તજી,ધરે મન આનંદ.
ગાફલતા સર્વે તજવી, ભક્તિ કરવી પતિ નેટ;
લક્ષ્મિ પૂજે ભગવાનને, તેમ પતિ હેત સમેત.
ભગવાન પેરે પુજે પતિ, આનંદ પામે અનુપ;
વિષ્ણુ ગતીને તે પામે, થાય લક્ષ્મિ રૂપ.
વળી સ્ત્રીયે સ્વામિ સંતોષવો, ઘરનાં કરે સર્વ કામ;
ભરથાર વ્રત જે આચરે તે, આચરવું નિજધામ.
માતપિતાની સેવા કરે, એ પુત્રનો અધિકાર;
સાધુ સંત વિદ્યાર્થી, ગુરૂ સેવાથી પામે પાર.
દેવતા, અર્ઘ ને પૂજા સામગ્રી, સાચવવા સૌ ધર્મ;
એમ સૌ વર્ણે આચરવાં, આપણાં કાર્યો કર્મ.
વળી મદ્યપાન કરવું નહીં, નહિ લોપવા આચાર;
અભક્ષ હોય તે ભક્ષ ન કરવું, સ્વપ્ને ન વ્યભિચાર.

* પવિત્રતા રાખવી, નિષ્કપટપણાથી માલેકની સેવા કરવી, મંત્ર ભણ્યા વગર વૈશ્વદેવાદિક પંચયજ્ઞો કરવા, ચોરી ન કરવી અને સત્ય બોલવું, એ શુદ્રના ધર્મ છે.



વર્ણે સર્વ સત્કર્મ કરે, ને સુકૃત મારગ જેહ;
સૌ પરબ્રહ્મને સમર્પીએ, સાંભળો રાજા તેહ.
વિકર્મ આચરીયે નહીં, અઘથકી મહા દુઃખ થાય;
અકર્મ મારગથકી પ્રાણી, નર્ક માંહે પલાય.
વિકર્મથકી જે વેગળો તે, મુક્તિનો સાથી હોય;
વૈકુંઠ તેને કહું, સત્ય માનજો સહુ કોય.

વળણ.

સત્ય માનજો સર્વ કો પ્રાણી,કથા શ્રી ભાગવતતણી;
એકાદશમો અધ્યાય સપ્તમસ્કંધનો,કૃપા શ્રી વૈકુંઠ ધણી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે એકાદશોધ્યાયઃ ॥૧૧॥**

## અધ્યાય ૧૨ મો.*

**કડવું ૧૩ મું-રાગ આશાવરી.**

શુકદેવ કહે સુણ પરીક્ષિત, એ કથાતણો વિસ્તારરે;
નારદ ઋષિ ધર્મ ચારે વર્ણના, કહે સુણો ધર્મ કુમારરે.
બ્રહ્મચારીએ ગુરૂ ઘરે, શ્રી ગુરૂની સેવા કરવીરે;
સ્નાનદાન દેવતાર્ચન પૂજા, પછી વિધિયે આચરવીરે.
જીતેંદ્રિય થઇ ગુરૂતણું હીત, ઇચ્છવું બહુ પ્રેમેરે;
દૃઢ પ્રેમે સેવા કરવી, ત્રિકાળે ઉત્તમ નેમેરે.
ત્રિકાળ સંધ્યા આચરવી, દ્વિકાળે† મૌન ધારીરે;
વેદાધ્યયન ગુરૂપાસથી કરવું,પ્રણામ કરી આનંદ કારીરે.
મેખલા દંડ કમંડલું જટા, વસ્ત્ર મૃગચર્મ ઓઢીરે;
થોડું જમવું શ્રદ્ધા રાખી, ઇંદ્રિને રાખવી મોડીરે‡.
સ્ત્રિશું પ્રીતિ ન કરવી ઝાઝી, બ્રહ્મચર્ય વ્રત પાળેરે;
ગુરૂજીને ચર્ણે રહેવું પ્રથમે, આપ પોતાનું સંભાળેરે.
લંપટ પુરૂષનો ત્યાગ કરવો, સ્ત્રીની વાત ન ઉચરવીરે;
એ નેમ ચૂકે તો ઇંદ્રિયો સર્વે, વિફરી જાય પહેલીરે.
ગુરૂપત્ની તરૂણ હોય તો, કેશમર્દન ન કરાવેરે;
સ્ત્રી અગ્નિ, પુરૂષ ઘૃતરૂપ, મળતાં વ્રત મુકાવેરે.
જ્ઞાન વ્યવહાર સંપાદન કરવા, ઇશ્વર ઉપાસન કરવુંરે;
દેહાદિકને મિથ્યા માની, ભાવે વ્રત આચરવુંરે.
જે ભિક્ષા લાવે માગીને તે, ગુરૂની આગળ મૂકેરે;
રાત દિવસ ગુરૂ શુશ્રૂષા કરવી, સેવાથી નવ ચુકેરે.

* આ બારમા અધ્યાયમાં બ્રહ્મચારી તથા વાનપ્રસ્થના ધર્મનો કથા પ્રસંગ છે.

† દ્વિકાળે એટલે સાયંકાળે તથા પ્રાતઃકાળે.

‡ મોડવું એટલે અંકુશમાં રાખવું.

પછી ગુરૂ આપે જે ભિક્ષા, તેટલી કરવી આહારરે;
જેટલાં વર્ષ પાળી શકે તેટલાં, વર્ષ પાળે બ્રહ્મચારરે.
અંજન ન કરવું મર્દન ન કરવું,તૈલાદિક કરે ત્યાગરે;
સ્ત્રી, સ્ત્રી મિત્ર* નવ જોવા, જુએ તો વ્રતમાં પાપરે.
મદ્ય, માંસ, માળા સુગંધલેપન,ત્યાગવાં મનથી સત્યરે;
વેદ વેદાંતનો અભ્યાસ કરવો, કશે ન થવું આસક્તરે.
ગુરૂ દક્ષિણા આપી પ્રેમે, આચરવા સર્વે ધર્મરે;
આ બ્રહ્મ ધર્મના નિયમ કહ્યા, વેદ પુરાણે પર્મરે.
પછી ગૃહસ્થાશ્રમ ધર્મ આચરવો, પવિત્રપણે નિત્ય રહીયેરે;
સંન્યસ્ત ગૃહી પછી વનમાં જાવું, વાનપ્રસ્થ થઇ રહીયેરે.
સાથે સ્ત્રિ, અગ્નિ હોત્ર લઇને, સ્વામિ સાથે જાયરે;
પતિવ્રતાનો ધર્મ આચરવો, સાંભળ પરીક્ષિત રાયરે.
વનમાં પર્ણકુટી કરીને રહેવું,તીર્થ સ્થળ હોય જ્યાંહેરે;
અથવા જઇને નિવાસ કરવો, પર્વતની ગુફામાંહેરે.
જેહ સૂર્યને કીર્ણે પાકે, તેહ લાવવું અન્નરે;
અગ્નિ હોત્રમાં તે હોમવું, નીપજાવવું ભોજંનરે.
વન ઉપની નાનવી† રાંધી, હોમવો પુરોડાશરે;
નવિન અંન નિત્યે જમવું,તાઢ તડકો સેવવો ખાસરે.
વલ્કલ ધારણ કરવાં અંગે, જટા શિશે હોયરે;
તપ આદરવું ભક્તિ કરવી, હરિ વિણ અન્ય ન જોયરે.
વનફુલ પહેરી વનફળ ખાવાં, અલ્પ અહાર નિત્ય કરવોરે;
નરનારીએ તપ આચરવાં, આશ્રય હરીનો ધરવોરે.
ત્રિકાળ સંધ્યા સ્મર્ણ કરે નિત્ય, પવિત્રપણે વ્રત પાળેરે;
સ્વામિ સેવા કરે યોષિતા, નિત્ય જ્ઞાન દૃષ્ટિએ ભાળેરે.
તેહ વ્રત આચરવું દ્વિજને, વર્ષ પૂરણ બારરે.
યુગ્મ જણાં-પતિ પત્નિને, એમ કરવો એહ પ્રકારરે.
તથા યથા સંપતે ચાલવું, પાળવો અગ્નિ હોત્રનો ધર્મરે;
નિત્યે ભણવા વેદ ઋચાસ્વર, એ બ્રાહ્મણ કુળ ધર્મરે.
પછી અગ્નિહોત્રી પાતના પાદ, સ્ત્રિએ ધોઇને પીવારે;
યથા સંપત ન્યાય પાળવો, આચરવાં કર્મ એવારે.
તે ચોવિશ તત્વો‡ મન વિષે, પાછાં અંતઃકરણમાં આણીરે;
આત્મા પરમાત્મા સમજીને, ભજવા સારંગપાણીરે.
અસમર્થ થયે અનસન વ્રત, લેવું ધરી હુલાસરે;
અહંતા મમતા ત્યાગવી, દેહ ધર્મનો કરવો નાશરે.

* સ્ત્રીમિત્ર-એટલે સ્ત્રી સાથે સ્નેહ નહિ કરવો. † એક જાતનું અનાજ છે. ‡ ચોવીસ તત્વ સંબંધી ત્રીજા સ્કંધના છઠ્ઠા અધ્યાયની ૧ લી નોટમાં જુઓ.

ઇંદ્રિય સર્વેનું દમન કરવું, આચરવાં ઉત્તમ વ્રતરે;
પરમાત્માને ઓળખી લેવો, અદ્વૈત રૂપ થયું તર્તરે.
વિરામ પામવું મન થકી, દેહનો કરવો ત્યાગરે;
એ ઉત્તમ ધર્મ વાનપ્રસ્થના, સાંભળ ધરી પૂર્ણ રાગરે.
તેવાં કર્મથી પરબ્રહ્મને પામે, સાંભળ પરીક્ષિતરાયરે;
શ્રી ભાગવત સપ્તમસ્કંધના, હવા દ્વાદશ અધ્યાયરે.

વળણ.

શ્રી ભાગવત સપ્તમસ્કંધના, દ્વાદશ અધ્યાય હવા પવિત્રરે;
શ્રોતાવક્તા પ્રેમે સુણો, સાધુ કેરાં ચરિત્રરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે દ્વાદશો-ધ્યાયઃ ॥૧૨॥

## અધ્યાય ૧૩ મો.*

### કડવું ૧૪ મું-રાગ સારંગ.

વ્યાસ નંદન વાણી ઊચરે, સાંભળ અભિમન્યુ બાળ;
કરે ચારે વર્ણને સરખી દયા તે, સમર્થ દીનદયાળ.
જો સમર્થ હોય તો સદા આચરે, સંન્યાસના જે ધર્મ;
વેદ માર્ગમાં જેમ કહ્યું છે, તેવું કરે ષટ્કર્મ.
ત્રિકાળ સ્નાન સંધ્યા કરે, કૌપીન ને આસન;
દંડ કમંડળ ગૃહે હાથે, એ સંન્યસ્તનાં ચિન્હ.
એક રાત્રથી અધિક ન કરે, ગ્રામ માંહે નીવાસ;
વાદ વિવાદ તજી રહે, સદા પ્રણવ મન ઉલ્હાસ.
મન ગોવિંદને અર્પે રાખવું, સદા હરિશું સ્નેહ;
સમ દૃષ્ટિ જન સર્વત્ર રાખે, સંન્યસ્ત મારગ તેહ.
પ્રણવ જપ જપવો સહી,નિત્ય અહર્નિશ એ જ્ઞાન;
બ્રહ્મ દંડ ક્ષણ નવ મેલવો,ભાવે ભજન શ્રી ભગવાન.
લંગોટી શિવાય કાંઇ, વસ્ત્ર ન ધરવું સાથ;
પરબ્રહ્મને પીછાણવા, ગૃહણ કરવો તેનો હાથ.
આત્મા પ્રત્યે પ્રીતિ, ધરવી, ફરવું, એકાંત;
કાર્યા કારણથી પર, પરબ્રહ્મ વસે બ્રહ્માંડ.
આત્મ વ્યાપકતા નિર્ખવી, આત્મા લક્ષમાં લેઇ;
આત્મ સ્વરૂપ નિહાળી ચિત્તમાં, એ સંન્યસ્ત વ્રત સહી.
મર્ણ ન ઇચ્છવું જીવિત ન ઇચ્છવું, જોવી કાળની વાટ;
અનાત્મ પ્રતિપાદિત શાસ્ત્રમાં, કરવો સદા ઉચાટ.
જોશ, તર્ક વિવાદ સર્વે, ઉદ્યોગ અભ્યાસનો ત્યાગ;
જ્ઞાન પૂર્ણ મેળવવું, એ શુદ્ધ છે વૈરાગ્ય.

*આ તેરમા અધ્યાયમાં સાધક સંન્યાસીનો ધર્મ અને અવધુતના ઇતિહાસ રૂપે સિદ્ધની અવસ્થાનો કથા પ્રસંગ છે.

મઠ આશ્રમ ત્યાગવા, બાળ ચેષ્ટા આચાર;
જડભરત વૃત્તિ સાચવી, કરવો જ્ઞાનનો આહાર.
તો તે બ્રહ્મજ્ઞાની થાય યોગી, જુગદીશમાં લય થાય;
સંન્યસ્ત ધર્મને આચરે બ્રાહ્મણ, મોક્ષ મારગ જાય.
સાધુ સંતશું સંગ કરવા, એ મુક્તિ લક્ષણ ભાવ;
તે સંસારમાં જાશે તરી, જન જ્ઞાનરૂપી નાવ.
એ ઉપર ઇતિહાસ કેરી, કથા સાંભળ રાય;
એક સમે કાવેરી સરિતાએ, પ્રલ્હાદ ગયા નાહવાય.
પ્રલ્હાદને ત્યાં મળ્યો એક, અવધૂત યોગી વેષ;
અજગરવ્રત આચર્યું છે તેણે, પુષ્ટ અંગનો ભેષ.
પ્રલ્હાદ તેની કરી પૂજા, મન ધરી પ્રેમ અપાર;
પછી પ્રશ્ન પૂછે અવધૂતને, હિરણ્યકશિપુનો કુમાર.
સ્વામિ ભીક્ષા કર્યા વિના, આવડો મોટો શો દેહ;
પ્રચંડ દેહ એ શે આધારે? હું આશ્ચર્ય પામું એહ.
ઉદ્યોગથી ધન મળે, ધનવાનો પામે સૂખ;
સુખથી ભોગ ભોગથી પુષ્ટતા, એ શાસ્ત્રનું સ્વરૂપ.
આપ તો સુતા રહ્યા, નવ કરો કોઇ ઉદ્યોગ;
ધન નથી સિદ્ધિ નથી, કાં ભોગવો છો ભોગ?
દેહે હૃષ્ટપુષ્ટ દિવ્ય છે, કારણ નવ કલ્પાય;
વિદ્વાન, સમર્થ ચતુર છો, કર્મ નવ કરિયાં કયાંય;
અને અજગરવ્રત તમો, આચર્યું છે મહારાજ;
તે વિધિપૂર્વક કહો મુને, કૃપા કરીને આજ.
તવ અવધૂત વાણી ઊચરે, સાંભળો ભક્ત પ્રલ્હાદ;
વિસ્તારપૂર્વક કહું તુજને, કથા એહ અનાદ.
આ સંસાર રિત અનિત્ય છે, જાણજે હરીના દાસ;
તે માટે મેં સંસાર છાંડયો, ભજું છું શ્રી અવિનાશ.
જે વસ્તુ સંસારની તે, સર્વમાં હોય બંધન;
માટે મેં સહુ ત્યાગ કીધું, સાંભળજે હરી જન.
અજગરવ્રત આચરી રહ્યો છું, સુખદુઃખ મારે સમાન;
સમચિત્ત થઇને વિષ્ણુ ભક્તિ, કરૂં છું આ સ્થાન.
નારાયણ વિન મિથ્યા સર્વે, અચળ વિશ્વાધાર;
મેં આત્મા પરમાત્માને સોંપી, વશ્ય કર્યું મન સાર.
ચોવિશ તત્વ સમસ્ત ઇંદ્રિના, ઉપેક્ષા રાજન;
તે સર્વ મન વિષે સમર્પ્યાં છે, મનમાં આણ્યું છે મન.
મન પ્રકૃતિને વિષે પ્રકૃતિ, પુરૂષને વિષે સહજ આસન;
એહ પ્રમાણે સર્વ ઇંદ્રિયથકી, અળગ કીધું મેં મન.
નિવૃત્તિ માર્ગ શ્રેષ્ઠ છે, નવ દુઃખ ત્યાં તલભાર;
ભોગ એ અનીત્ય જોઇ, નિરૂધમનો આધાર;
પ્રારબ્ધ વશ વર્તું છું, ભોગવું દેહાદિકના જે ધર્મ;
આવે તે ભોગવવા, નથી તેમાં લેતો શર્મ.
મારે બે ગુરૂ છે, તેમાં એક છે મધુકર;
બીજો ગુરૂ મેં કર્યો છે, મહાવન વિષે અજગર.
તે મધુકર મધુનો સંગ્રહ કરે છે, ન કરવો નિરધાર;
ધનથકી બહુ ભય ઉપને, ધનના ધણીને તૃષ્ણા અપાર.
ભય દેખી સંગ્રહ ત્યાગ કર્યો છે, સંચિતથી દુઃખ થાય;
પછી મોહ માયામાં પડે, વૈકુંઠ તે કેમ જાય?
તાઢું મોળું મીઠું ઉનું, ખારૂં ખાટું અન્ન;
વાસી તાજું જે મળે તે, કરૂં પ્રેમે પ્રાસન્ન.
જાડું પતળું ચીર વલ્કળ, મળે વસ્ત્ર જેહ;
પ્રેમે અંગે ધારણ કરૂં, નવ કરૂં કંઇ સંદેહ.
સમયે રાનમાં સયન કરૂં, સમયે ફરૂં સુખપાલ;
નિંદા સ્તુતિ નવ મન ધરૂં, સુણ દૈત્ય પુત્ર એ હેવાલ.
ભેદ બુદ્ધિ ત્યાગ કાધી, *હોમ્યો મનની માંય;
વૃત્તિને વિભ્રમમને હોમી, વિભ્રમને અહંકાર જ્યાંય.
પરમાત્માને જાણવા, સત્ય સ્વરૂપ એક રૂપ;
તેજ સાધન શ્રેષ્ઠ છે, જાણ હે દૈત્ય ભૂપ.
અજગર વ્રત આચર્યું તેણે, યથા લાભ સંતોષ;
હું સંતોષ ધર્મે રહું છું, સંસાર મારગ ફોક.
એવો મહિમા મન વિષે, સંતુષ્ટ છું નિરધાર;
પ્રલ્હાદ મેં તુજને કહ્યો છે, પ્રશ્નનો વિસ્તાર.
પ્રલ્હાદ એવું સાંભળી, અવધૂતને લાગ્યો પાય;
અવધૂતની આજ્ઞા માગી, પ્રલ્હાદ સ્થાનક જાય.

**વળણ.**

પ્રલ્હાદ પછી સ્થાનક ગયા, સુણો યુધિષ્ઠિર રાયરે,
એ સપ્તમસ્કંધ હરીકથાનો હવો, ત્રયોદશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે ત્રયોદશો-ધ્યાયઃ ॥૧૩॥**

---

## અધ્યાય ૧૪ મો.†

### કડવું ૧૫ મું–રાગ ધન્યાશ્રી.

રાજા પરીક્ષિત ઊચરે, શુકજી પ્રત્યેરે;
એ પવિત્રકથાનું પાન, કરૂં છઉં પ્રિત્યેરે.

---

* ભેદબુદ્ધિને મનની માંહે હોમી.

† આ ચૌદમા અધ્યાયમાં ગૃહસ્થનો મોક્ષદાયક ધર્મ અને દેશ કાળ વગેરેના ભેદથી બીજા સંસાર સંબંધી સુખ આપનારા ધર્મોનો કથા પ્રસંગ છે.

હવે વિસ્તારી કહો મુને શુકજી સહીરે;
ગૃહસ્થાશ્રમકેરા ધર્મ, સંભળાવો કહીરે.

ચાલ.

ગૃહસ્થના જે ધર્મ સ્વામિ, સંભળાવો કરૂણા કરી;
તવ રાય યુધિષ્ઠિર પ્રત્યે, નારદજીએ વાણી ઉચરી.
ગૃહસ્થના ધર્મ છે નિગમમાં જે, યથા લાભ સંતોષ રહે;
સમસ્ત જીવપર દયા રાખવી, એવું શ્રી શુકજી કહે.
સ્વજન કુટુંબ સ્ત્રી પૂત્રનું તે, સંપાલન થોડું કરે;
નિત્ય દયા ભાવ સંતોષ રાખે, નિગમ મારગ આચરે.
ઘરમાં રહી સર્વ ક્રિયા કરવી કૃષ્ણાર્પણ, પ્રેમે ધરી;
શાંત પુરૂષે સ્ત્રી ત્યાગ કરી, કથા સુણવી પ્રેમ કરી.
પુત્ર સ્ત્રીની આસક્તિનો, ત્યાગ કરવો ધીરે ધીરે;
સ્વપ્ન પેરે સંસાર જાણવો, ત્યાગવો સર્વ પેરે પેરે.
વૈરાગ્ય ધરવો મન થકી, પછી કરવો સર્વ ઉદ્યોગ;
ઇશ્વર પ્રિત્યર્થે કર્મ આચરવાં, તજવા જગતના ભોગ.
પ્રાણી માત્રપર દયા ધરવી, હરવી પીડા જન તણી;
દેશ કાળે આચરવું સદા, મમતા કરવી હરી ભણી.
અતિથી સેવન સદા કરવું, તજવી દેહતણી પ્રીતિ;
મળ મૂત્ર મય આ દેહ મિથ્યા, આસકિત એમાં કુડમતિ.
શરીર તે મૃત ધર્મ છે રાય, એવું જાણી સર્વદા;
હૃદય જ્ઞાન ભક્તિ આચરે, નર તજે સઘળી આપદા.
શ્રદ્ધા વિધિ જુગતે કરીને, શ્રાદ્ધ પિત્રીનાં સારીયે;
સ્નાનદાન દ્વિજેશ્વર પૂજા, કરી પૂર્વજ તારીયે.
પૂર્ણમાસી અમાસ ને, વ્યતિપાત સંક્રાંતી સહી;
પક્ષ વત્સર સંવત્સરાદિક, જન્મ નક્ષત્રને સાથે લહી;
ગૃહસ્થ પ્રથમે તીર્થસ્નાન કરી, શાલીગ્રામ સેવા કરે;
પછી શ્રાદ્ધ વિધિએ સારવું,અભિમાન મનમાં નવ ધરે.
સાનુભાવકો મળે મોટા, ત્યારે શ્રાદ્ધને સારીયે;
વળી નદી સમુદ્રે તીર્થ તીરે, પિતૃને ઉદ્ધારીયે.
વળી તીર્થ પર્વત શિવાલય, સર જળ પવિત્ર સ્થળ જહાં;
શ્રાદ્ધ વિધિયે સારવું દ્વિજ, ઋષિને તેડી તહાં.
વળી દાન ને સત્કર્મ કરીયે, તે વિષ્ણુને અર્પીયે;
યોગ યજ્ઞ ધ્યાન તપ, તે શ્રી જગદીશને સમર્પીયે.
ગૃહસ્થને ગોવિંદનું નિત્ય, ભજન સ્માર્ણ કરવું સહી;
શ્રીકૃષ્ણાર્પણ કરી દ્વિજ પ્રત્યે, દાન જન આપે સહી.
ગૌબ્રાહ્મણની સેવા કરવી, સાધૂ સંતને પાળવા;
ગર્વ મત્સર કામ ક્રોધ ને, લોભ મદ મોહ ટાળવા.
કરાવે બ્રહ્મભોજન, અતિથિને અન્ન નિત્યે આપવું;
સંસારનું જે મહા બંધન તે, જ્ઞાન ખડ્ગે કાપવું.
સ્વકુટુંબનું પોષણ કરીને, અતિથિને સંતોષવા;
દયા ભાવ બહુ મનમાં રાખી, પિતૃ લોકને પોષવા.
વળી શ્રાદ્ધ કાળે વિશેષ કર્મ, મોટા પવિત્ર દિવસ આવે યદા;
પંચ મહા અધર્મ છે તે થકી, દૂર રહેવું સર્વદા.
હે રાય યુધિષ્ઠિર સુણ તું, સત્પાત્ર ભગવતરૂપ;
તુજ યજ્ઞમાં સર્વથી, શ્રેષ્ઠ શ્રી કૃષ્ણ સ્વરૂપ.
બ્રહ્માંડ રૂપી વૃક્ષના, જાણ મૂળ છે ભગવાન;
ભગવાનની પૂજા કરેથી, તૃપ્ત થાય આત્મજન.
આ જગત છે ભગવાન માયા, એથી નથી કાંઇપર;
પુરૂષ પુજન શ્રેષ્ઠ છે, તું જાણ રાય આ વાર.
મનુષ્યમાં જ્ઞાની પૂજ્ય, જ્ઞાનિમાં અવધૂત
ત્રેતાયુગે પ્રતિમા પૂજન, શાસ્ત્ર કહે છે ભૂપ.
પ્રતિમા પૂજન શ્રેષ્ઠ કહાવે, પણ ઇર્ષા કરવી ત્યાગ;
ઈર્ષા રહિત જનને પ્રભુ, આપે સર્વ ભાગ.
મનુષ્ય મધ્યે શ્રેષ્ઠ છે, આત્મ સંયમ જે બ્રહ્મ;
વેદાભ્યાસી, પૂર્ણ જ્ઞાની, પાળે વળી નીજ ધર્મ.
ત્રિલોકયનું તારણ કરતા, કૃષ્ણ રૂપ કહેવાય;
દૈવતરૂપ બ્રાહ્મણ છે, આત્મા કૃષ્ણ મનાય.

વળણ.

મનાય આત્મા કૃષ્ણસ્વયં, બ્રાહ્મણ શુદ્ધ રૂપરે
અધ્યાય હવો ચૌદમો, સાંભળ યુધિષ્ઠિર ભૂપરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥૧૪॥**

---

## અધ્યાય ૧૫ મો.*

**કડવું ૧૬ મું-રાગ ધન્યાશ્રી.**

કંઇક બ્રહ્મ કર્મનિષ્ઠ જનછે, કંઇ તપનિષ્ઠ હોય;
કંઇક વેદાધ્યયની, કંઇક જ્ઞાનનિષ્ઠ સોય.
દેવપિતૃ કાર્યાર્થે, જ્ઞાનિ બ્રહ્મ કરાવે ભોજન;
બે ત્રણ દ્વિજ જ્ઞાનિ જમે, તો થાય પિતૃ પાવન.

---

* આ અધ્યાયમાં સર્વ વર્ણ તથા આશ્રમની રીતિ અને સંસાર રૂપ મોક્ષ ધર્મ કહ્યો છે.

શ્રાદ્ધ કાળે માંસ વર્જવું, અન્નનું પાન કરાવે;
નિજનિજ ધર્મ એ રૂડા, તેથી કાર્ય સર્વ થાવે.
નિત્ય નૈમિત્તિક સર્વ ક્રિયા, કરવી રૂડે પ્રકાર;
વિધર્મ પરધર્મ આભાસ ઉપમા, છળ ધર્મનો ધિક્કાર.
અધર્મે બાધા ઉપને તે, અધર્મજ કહીયે સહી;
પાખંડ ધર્મ આચરે પૃથ્વિ, તે છળગતિ સંગે કહી.
ઇચ્છાએ અભ્યાસ કરે તે, ધર્મ છે અભ્યાસ;
જે કાર્યને વિષે ધર્મ પાળે તે, પ્રાણી ધર્મપ્રકાશ.
આત્મારામ પવિત્રપણે નિત્ય, રહેવું ગૃહસ્થને યથા;
ગુણગ્રામ નારાયણતણા, તેની સદા સાંભળવી કથા.
જેણે ઇંદ્રિનાં સુખ ઇચ્છીયાં, સંસારમાં જન અવતરી;
શ્વાન તે નર જાણવા, ઘેર ઘેર ફરે છે ભ્રમણ કરી.
કામ ક્રોધનો અંત્યજ છે પણ, લોભને અંત્યજ નથી;
તે માટે એ લોભ તજવો, ક્યાં સુધી કહીએ કથી.
ભૂખ તરસ વેઠયા થકી, અંત કામનાનો આવે;
અંગે પીડા કરે પ્રાણી, ક્રોધ મન નવ ભાવે.
પણ લોભપાપી મહા મોટો, પાર કો પામે નહિ;
દિગ્વિજય કરે રાજ્ય ભોગવે, તોયે તૃપ્ત થાયે નહિ.
અસંતોષે નર્ક પ્રાપ્ત થાયે, વિદ્વાનો બહુ બહુ ગયા;
લોભ પાપી મહાબળી, ભૂલી ભરમે ઘણા વહ્યા.
સંકલ્પ ત્યાગી કામને, જીતવો નિર્ધાર;
કામ ત્યાગી ક્રોધ જીતવો, તો ઉતરે ભવ પાર.
ધન અનર્થ સમજવો મનમાં, જીતવો તેથી લોભ;
સ્વરૂપ વિચારી ભય જીતવો, આત્માનાત્માથી મોહ શોક.
મહાત્મા સેવી દંભ જીતવો, હિંસા જીતવી પ્રમાણ;
સમાધિએ દૈવ દુઃખી જીતી, યોગ બળ જીત નિર્વાણ.
સત્વ ગુણ રાખી નિદ્રા, સત્વથી તમો ન હોય;
શાંતિથી દયાદિ ગુણ જીતી, હરિ સ્વરૂપ હૃદે જોય.
ગુરૂ ભક્તિ શ્રેષ્ઠ સર્વથી, પ્રભુ સ્વરૂપ છે ગુરૂ;
જ્ઞાનરૂપી દીવો દેનારા, ગુરૂ છે શુદ્ધ પ્રભૂ.
સંન્યાસીને ગ્રામ્ય સેવા, ન કરવી નિત્યે રહી;
પ્રભાતે ઉઠી ચાલવું વનમાંહે, જ્ઞાન મારગ મન ગૃહી.
બ્રાહ્મણ અતિથી ને યતિ થઇ, પંચેન્દ્રિય લાલચ કરે;
સંન્યાસી થઇ સ્વાદ ઇચ્છે, તે મહા નરકે સાંચરે.
દેહ રૂપી રથે બેસી જન, સૌ દેશ પર્યંત જાય;
એક પુરંજન તે જીવ કહીએ, સાંભળ પરીક્ષિત રાય.

તે દેહીના સેવક, ક્રોધ લોભ મોહ મદ મત્સર સેવા કરે;
એવે રથે બેસી વિકર્મ કરતો, સંસાર સઘળે સાંચરે.
(પણ) એવે રથે બેસીને જે, મહા પુરૂષની સેવા કરે;
તો સ્વર્ગ તેને ઢુકડું, મહા મુક્તિની પ્રાપ્તી ખરે.
લક્ષ ચોરાશી અવતાર ધરતાં, મનુષ્ય દેહને પામીયે;
શ્રીવિષ્ણુનું ધ્યાન ધરતાં, જન્મ મરણ વામીયે.
પ્રવૃત્તિ કર્મ જે આચરે, વર્ણ ત્રણ જેહ કહાવે;
એ પ્રવૃત્તિ કર્મથી પણ પ્રાણી, સ્વર્ગે શિઘ્રે સિધાવે.
નિવૃત્તિ કર્મ હવે કહું, સુણ રાય હે સુજાણ;
સંકલ્પ વિકલ્પ ઈંદ્રી હોએ, મનમાંહે નિર્વાણ.
વાણીને અક્ષર સમુદયે હોમે, અક્ષરને ઓંકાર સંધ;
ઓંકારને બિંદુમાં હોમે, બિંદુને નાદ, નાદને પ્રાણ મધ્ય.
પ્રાણ હોમે પરબ્રહ્મ મધ્યે, એ નિવૃત્તિ કર્મ રીતિ;
એવો જ્ઞાની પુરૂષ પૂર્ણપણે, પામે સર્વ સિદ્ધિ.
એ જ્ઞાની પ્રથમ અગ્નિ પાસે, પછે સૂર્ય પાસે જાય;
શુક્લ, ઉત્તરાયણ પાસ જઇ, પછે બ્રહ્મા પાસે પલાય.
બ્રહ્મ લોકે ભોગ ભોગવી, તૈજશ પામે શરીર;
સૂક્ષ્મ દેહનો લય કરી, પછે બ્રહ્મ થાય તે વીર.
દેહાદિક મિથ્યા ગણવું, સાર એમાં એકે નથી;
પરમાત્મા એ સત્ય છે, પુરાણ વારંવાર કહે મથી.
અવિદ્યા મટે નહિ, ત્યાં લગણ જીવ ભુલે અહીં;
નિત્ય વસ્તુ કોઇ નથી, એ નિશ્ચે માનવું સહી.
અવિદ્યા મટે, જીવની ત્યારે, સર્વ ભ્રાંતિ સેહેજે ટળે;
અદ્વૈત સ્થિતિ પામે પ્રાણી, સંશય તેના સદ્ય બળે.
જાગૃતે કંઈ છે નહિ, બ્રહ્મ વીના વસ્તુ એક;
ભાવદ્વૈત દશા ત્યજે, તો જાણે સકળ વિવેક.
ક્રિયાદ્વૈત ને દ્રવ્યદ્વૈત, એ જાણે પૂર્ણ જે જંન;
આત્મારામને શોધે પછી, પૂર્ણ પરાત્મા પરબ્રહ્મ.
વળા વેદમાં મારગ કહ્યા છે, યુગ્મ સાંભળ તે કહું;
એક પ્રવૃત્તિ ને નિવૃત્તિ, તેણે વિશ્વ વ્યાપ્યું છે સહુ.
પ્રવૃત્તિથકી જે કર્મ કરે, તે ફરીને જન અવતરે;
નિવૃત્તિ આચરી રહ્યો તે, સ્વર્ગ સદને સાંચરે.
પ્રવૃત્તિ નિવૃત્તિ બુદ્ધિ, સ્ત્રિનો* સ્વામી આત્મા સહી;
જેવી સ્ત્રીને રહે વળગી, તેવું ફળ પામે અહીં.
પ્રવૃત્તિ સંસાર માર્ગ દેખાડે, ને વળી માયા બહુ;
હાસ્યવિનોદ વ્યાપાર ક્રિડા, કરે સંસારના વિષે સહુ.

* એ બે સ્ત્રી આત્માની કલ્પેલી છે, તેથી જેવી બુદ્ધિ આત્માને થાય તેવી ગતિને પામે.

પ્રવૃત્તિ સંગે પ્રીતડી તે, ધૂળપર લીંપણ યથા;
શુકદેવ પરીક્ષિતને કહે, રાય નિવૃત્તિની સુણો કથા.
નિત્ય જ્ઞાન મારગ સ્નાન સેવા, નિવૃત્તિ ઉપજાવતી;
સંસાર સાગર વિષેથી, તારીને યમથી મૂકાવતી.
તે માટે એ નિવૃત્તિ મારગ, આચરવો હરિજનને;
જ્ઞાનબુદ્ધિએ રાખવું, નિત્ય ધ્યાન દૃઢ રાખી મનને.
ઋષી નારદ રાય યુધિષ્ઠિરને, જ્ઞાન બુદ્ધિ કથા કહે;
એ કાયાને માયા ઘણી, સંપત વિપત સઘળી સહે.
વિણાપાણી કહે સુણ રાજા, મુજ જન્મનું વૃત્તાંત જેહ;
પ્રથમ જન્મે હું તો ઉપવર્ણ, ગાંધર્વ જાતિ દેહ.
લંપટ કામી હું હતો, એક સમે અમર સભાય;
ગાન નાટક નૃત્ય માંડયું, ગયો ગાવા ત્યાંય.
હું અપ્સરાનો હવો સંગી, તવ દેવે દીધો શાપ;
કામી દૃષ્ટિ કરી તો મુને, સદ્ય લાગ્યું પાપ.
શાપ ઉગ્ર દીધો મૂને, દેવતાયે વાણી કહી;
દાસી પૂત્ર તું થજે પાપી, જો અવિદ્યા કીધી અહીં.
તે શાપથી દાસી પૂત્ર થઇ, અવતાર મેં લીધો તહીં;
પછી બ્રાહ્મણની મેં કરી સેવા, ભાવ ધરી મન મહી.
ત્યાં બ્રાહ્મણે મુને મંત્ર આપ્યો, નારાયણનો સાર;
તે મંત્ર સાધન ધ્યાન યોગે, હવો દ્વિજ અવતાર,
અતિ ઉગ્ર ભક્તિ મેં કરી, તપ કરી હરીનું ધ્યાન;
ત્યાં લય પામ્યો લીલા હવી, મુને કૃપા કરી ભગવાન.
પછી બ્રહ્માનો પુત્ર થઇ, હું અવતર્યો નારદ નામ;
તે સર્વ બ્રાહ્મણ કૃપાથી, પામ્યો અતિ ઉત્તમ ધામ.
હે રાય તું છે ભાગ્યશાળી, બીરાજે પરબ્રહ્મ કૃષ્ણ;
ત્રિલોકય તારણ મહા પ્રભો, પરમ પવિત્ર તુજ મિત્ર.
જેને શોધે મોટા મુનિ, શિવ બ્રહ્માદિક નવ પામે;
જેનું સ્વરૂપ કોઇ ન જાણે, તે વશે તુજ ધામે.
મૈત્ય ભક્તિ ઉપસમાદિક, મળવાને પૂજા કરૂં;
ક્ષણ માત્ર થાય કૃષ્ણ અળગા, દુઃખ બીજું કો નવ ધરૂં.
એવું કહી આશીર્વાદ દઇ, ઋષિ નારદ ત્યાંથી ગયા;
રાય યુધિષ્ઠિર નિત્ય ભજે કૃષ્ણ, કથા સાંભળી તૃપ્ત થયા.
બ્રહ્મપદની સેવા કરે નિત્ય, સુણી નારદનું જ્ઞાન;
વિશેષ ભક્તિ રાજાએ માંડી, શ્રીકૃષ્ણ લહી ભગવાન.
સંસારમાં જન અવતરી, દ્વિજની ભાવથી પૂજા કરે;
વિષ્ણુનું પૂજન તે થયું, એમ સુતપુરાણી ઊચરે.
શુક કહે સુણ રાય પરીક્ષિત, કથા પૂરણ તો હવી;
શ્રી ભાગવત સપ્તમસ્કંધની, લીલા પ્રાકૃત નવી નવી.
સંવત સત્તર ચોસઠ વર્ષે, ઉત્તર અયન કહેવાય;
માસ જ્યેષ્ઠ ને કૃષ્ણ પક્ષે, દસમી દિવસે લખાય.
સૌભાગ્ય યોગ બુધ્રવાસરે, પરિપૂર્ણ હવી આ કથાય;
નરનાર શ્રવણે સાંભળે તો, સમસ્ત અઘ મૂકાય.
ઔદિચ્ય જ્ઞાતિ વિપ્ર ઉત્તમ, નાનાભટ સુત રંક;
શ્રી ગોવિંદે આ કથા કીધી, હું ન જાણું એકે અંક.
શ્રી સૂર્યપુર તાપી તટે, બેગમપુરામાં વાસ;
શ્રી ગુરૂ ચર્ણ કૃપાથકી, હવું એવું જ્ઞાન પ્રકાશ.
જન્મ મરણની જાય ભાવટ, પવિત્ર થાયે અંગ;
ધર્માર્થ કામ ને મોક્ષ એ ચારે, પામે રહી સત્સંગ.
શ્રી વિષ્ણુ કરૂણા કરે, જન તરે ભવ સંસાર;
અધ્યાય પંદર થયા પૂરણ, યથામતિ વિસ્તાર.

**વળણ.**

યથામતિ વિસ્તાર શ્રોતા, કથા હરી પૂરણ કરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતાજન બોલો શ્રી હરી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે સપ્તમસ્કંધે પંચદશોધ્યાય: ॥૧૫॥**



# શ્રીમદ્ભાગવત.

## (કવિવલ્લભકૃત–પદબંધ.)

## અષ્ટમસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

રાગ કેદારો.

શ્રીશૈલસુત ચર્ણે ચિત્ત ધરૂં, સરસ્વતિને પ્રણામજ કરૂં;
આદરૂં કથા શ્રી અષ્ટમસ્કંધનીરે.

ચાલ.

અષ્ટમસ્કંધની કથાવિષે હરી, આપો અવિચળવાણી;
ભણે સાંભળે ભાવસહિત, ધન્ય ધન્ય કહીએ તે પ્રાણી.
હરી કથારસ પ્રેમ ન પાધો તો, દેહ ધર્યો શું કરવા;
એણે જન્મ ધર્યો અપરાધી, આવ્યા જનુનીનું જોર હરવા.
નારાયણ નામનો મોટો મહિમા, જન સંકષ્ટે સમર્યો જાય;
તારકમંત્ર તારે ભવસિંધુ, મહિમા વેદ ભણાય.
યોગ યજ્ઞ તપ આદિ લઈને, સ્નાન દાન સાધન;
સકળ પદારથ વિષ્ણુ નામે, હરી ભાવે ભજો હરીજન.
ભારદ્વાજ સનકાદિક શંકર, શેષ પરીક્ષિત રાય;
શૌનકઋષિ જન્મેજયે રસ લીધો, શ્રવણભક્તિ સુખદાય.
કલિયુગમાંહે સદ્યફળ થાય, જો ભકિત કરે દૃઢ ભાવે;
જેજન વૈકુંઠનાથને ધ્યાય તે, જનુની જઠરે ન આવે.
અઢાર પુરાણમાં ઘણી કથા છે, કહી કવિ વાણી વિસ્તાર;
તે માંહે શ્રીભાગવત તે, બ્રહ્મ નિરૂપણ સાર.
નિગમ ચારે તણું તત્વ છે, સાંભળતાં અઘ જાય;
શ્રોતા વકતા ને જન પૃચ્છક, સર્વે પાવન થાય.
અષ્ટમસ્કંધ કથારસ પાવન, પ્રાકૃત કહું વિસ્તારી;
જે સાંભળતાં કોટિ જન્મનાં, અઘ છૂટે નરનારી.
અડસઠ તીર્થતણું ફળ પામે, કૃપા કરે અવિનાશ;
એ ચોવીશ અધ્યાય શ્રવણપાનથી, પહોંચે મનની આશ.
ઋષિ શૌનકને સંભળાવે, આ કથા શ્રીસૂતપુરાણી;
પરીક્ષિત રાજા વ્યાસ પૂત્રને, પ્રશ્ન પૂછે શુભ વાણી.
સ્વામિ મેં સ્વાયંભૂવ મનુની કથાસુણી, તમો વર્ણવી જેહ;
ચાર મન્વંતરની કથા કહો, મુને તેનો છે સંદેહ.
વળતું શ્રી શુકદેવ કહે તું, સાંભળ રાય વિસ્તાર;
સ્વાયંભૂવ મનુને હવા છે, રૂડા યુગ્મ કુમાર.
ત્રણ કન્યા ઉદય હવી, સ્વાયંભુવ મનુને ભુવન;
તે રાય બહુ કાળ રાજ્ય ભોગવી, તપકાજ પધાર્યા વન.
સુનંદા નદીતીર જઈને, એક પગે ઉગ્ર તપારંભ કીધો;
જમણો† પગતણો અંગુઠો, પૃથ્વી ઉપર દીધો.

---

* આ પેહેલા અધ્યાયમાં સ્વાયંભુવ, સ્વારોચિષ, ઉત્તમ અને તામસ એ ચાર મનુઓનું નિરૂપણ કરવાનો કથા પ્રસંગ છે.

† સ્વાયંભુવ મનુ તપ કરતાં આ પ્રમાણે બોલે છેઃ–જેથી જગતને ચેતના મળે છે, પણ જગત્ જેને ચેતના આપતું નથી, જગત્ સુઇ રહે છે, તથાપિ જે સાક્ષીપણાથી જાગેછે, એવા ઇશ્વરને કોઇ લોકો જાણતા નથી પણ તે ઇશ્વર સર્વ લોકને જાણે છે. સૃષ્ટિમાં જે જે વસ્તુ ઉત્પન્ન થઇ છે તે સર્વમાં ઇશ્વર છે, માટે તે ઇશ્વર જે આપે તેથી સંતોષ માનવો, પણ કોઇનું ધન લઈ લેવાની ઇચ્છા કરવી નહિ. જે સર્વને જુવે છે, પણ જેને કોઇ જોઇ શકતું નથી ને જેનું જ્ઞાન કદી પણ બંધ પડતું નથી, તે સર્વ પ્રાણીઓના અંતર્યામી અસંગ પ્રભુને ભજો. જે ઇશ્વરને આદિ, અંત, મધ્ય, પોતાનો, પરાયો, અંદર કે બહાર કોઇ પણ નથી અને જગત્ના આદિ, અંત, મધ્ય, પોતાના કે પરાયા અંદર અને બહાર જે છે તથા જગત્ જે રૂપ છે, તે સત્ય પરિપૂર્ણ પરમાત્મા છે. ઘણાં નામવાળા, સત્ય, સ્વયંપ્રકાશ, અજન્મા, નિર્વિકાર અને જગત્ રૂપ જેનો દેહ છે, એવા તે ઇશ્વર સ્વશક્તિ રૂપ માયાથી આ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે અને વિદ્યાથી માયાનો ત્યાગ કરી નિષ્ક્રિય થઇને રહે છે, એટલા માટે ઋષિઓ પણ મોક્ષ પામવા વાસ્તે પ્રથમથી કર્મ કરે છે, કેમકે કર્મ કરનાર માણસ બહુધા અંતે કર્મ રહિત થાય છે. સ્વરૂપના લાભથીજ પૂર્ણ કામ રેહેનાર ઇશ્વર ભગવાન્ કર્મ કરે છે તોપણ તેમાં બંધાતા નથી એટલા માટે જેઓ ઇશ્વરને અનુસરે છે તેઓ પણ કર્મથી બંધાતા નથી. કર્મ કરતાં છતાં પણ નિરહંકાર રહેનાર, સર્વજ્ઞ, કામના રહિત, પરિપૂર્ણ, બીજાએ નહીં જોયેલા, સ્વઆચરણથી લોકોને શીખામણ દેતા, મનુષ્ય અવતારને ઘટે એવા માર્ગમાં રહેનાર ઇશ્વરને શરણે હું જાઉં છું. [શ્રૂ. ભા. સ.

પ્રજા* સર્વને શીક્ષા દીધી, રાયે તપે જતી વાર;
જે રખે તમો દુ:ખ દેતા,કોઇ પ્રાણીને અંગે લગાર.
ગુરૂ, સુરભિ, બ્રાહ્મણ, વૈશ્નવ, સાધૂની સેવા કરીયે;
દયા દાન દ્રઢ ભક્તિ ભાવથી, દુસ્તર શીઘ્રે તરીયે.
એવી શીક્ષા કહી વળાવ્યા, સર્વે સ્થાનક જાય;
પછે જઇને સમાધિમાં, બેઠા સ્વાયંભુવ રાય.
પરવશ જાણી તે રાયને, રાક્ષસો ખાવા ધાય;
દૈત્યેચ્છા જાણી યજ્ઞાવતારે, વધ ઇચ્છયો મનમાંય.
પ્રકટ પુરુષોતમ હવા ત્યાં, શોભા કહી નવ જાય;
શ્રી વત્સલાંછને શોભે પ્રભુ, વર્ણન તેનું નવ થાય.
યામ નામે અવતાર લઇ, શ્રી હરીયે દૈત્ય કર્યા પતન;
યજ્ઞાવતાર મન્વંતરમાં, એકજ છે ઈંદ્ર ને ભગવન.
અગ્નિ પુત્ર સ્વારોચિષને, દ્વિતીય મનુ જાણો;
દ્યુમાન સુષેણ અને ત્રીજો, રોચિષ્માન પુત્ર પ્રમાણો.
રોચન નામે ઇદ્ર હતો, તુષિતાદિક દેવતાય;
ઉર્જસ્તંભ જે બ્રહ્મવાદીઓ, તેઓ સપ્તર્ષિ કહેવાય.
વેદશિરા ઋષિની સ્ત્રી, પાળે પતિવ્રતા ધર્મ;
તુષિતા ઉદરથી પ્રભુ પ્રગટયા,વિભુ નામે પૂરણ બ્રહ્મ.
અઠયાસી સહસ્ર વ્રતધારી ઋષિ, સુકૈમારાવસ્થાથી બ્રહ્મચારી;
તે સર્વે વિભુ ઇશ્વર પાસથી, નિયમ શિખ્યા છે ભારી.
પ્રિયવ્રત પુત્ર ઉત્તમને, ત્રીજો મનુ પ્રમાણો;
પવન, સૃંજય યજ્ઞહોત્ર તે, તેના પુત્રો માનો.
પ્રમદાદિ પુત્રો વસિષ્ઠના, સપ્તર્ષિ કહેવાણા;
સત્ય, ભદ્ર અને વેદશ્રુત, દેવતા એ થપાણા.
સત્યજિત નામે ઇન્દ્ર હતો, પરાક્રમે અતિ શૂર;
ધર્મની સૂનૃતા સ્ત્રીથકી, સત્યસેન પ્રભુ મહાપૂર.
સત્યસેન પ્રભુએ ઈંદ્રની રક્ષા, યક્ષ રાક્ષસથી કીધી;
તે સર્વેનો નાશ કરીને, અભયપદવી ઈંદ્રને દીધી.
ચોથો મન્વંતર જે તામસ†, તેને છે દશ પૂત્ર‡;
સત્ય, હરિ, વીર દેવતાઓ, થયા પરમ પવિત્ર.
ત્રિશિખ નામે ઇન્દ્ર થયો,જ્યોતિર્ધામાદિ સપ્ત ઋષિ;
વિધૃતિના પુત્ર બીજા, વૈધૃતિ નામે મુખિ.
તેણે કાળ ગતિથી નષ્ટ થયેલા,વેદનું પ્રતિપાલન કીધું;
એ મનવંતરમાં પ્રભુ પ્રકટયા, ધારણા સૌને દિધું.

હરિમેધાની હરિણી સ્ત્રીથી,હરી અવતરયા નિરધાર;
'હરી' નામે પ્રભૂ પ્રકટ હવા તે, પરમેશ્વર અવતાર.
એણે અવતારે શ્રી હરીયે, ગજેંદ્રને મૂકાવ્યો;
કીર્તિ યશ મહિમા મહારાજે, ભક્ત હેત ઉપજાવ્યો.

વળણ.

ભક્તહિતે મહારાજ પ્રગટયા, સાંભળ પરીક્ષિત રાયરે;
શ્રોતા બોલો શ્રી હરી, હવો અષ્ટમનો પ્રથમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે પ્રથમો-ધ્યાયઃ ॥૧॥**

---

## અધ્યાય ૨ જો.

### કડવું ૨ જું–રાગ રામગ્રી.

રાય પરીક્ષિત પુછે એહજી, હરીયે ગજેંદ્ર મુકાવ્યો જેહજી;
તે વિસ્તારી કહો ઋષિરાયજી,હરી ગુણ સુણતાં મહા સુખ થાયજી.

ચાલ.

સુખ થાય ને દુ:ખ જાય, સાંભળો ગોવિંદ ચરિત્ર;
વિસ્તારપૂર્વક કહો મુજને, વ્યાસ પૂત્ર પવિત્ર.
એવી વાણી સાંભળી, શુકદેવ કહે સુણ રાય;
તેં ભલું પ્રશ્ન એ પૂછિયું, તેનો કહું મહિમાય.
હરિગુણ સુણતાં સાધુને, ઉલ્હાસ મનમાં હોય;
ધન્ય ધન્ય તુ રાય પરીક્ષિત, એ પ્રશ્ન કીધું સોય.
મેરૂથી દક્ષિણ દિશાયે, ત્રિકુટ પર્વત નામ;
ક્ષીર સમૂદ્ર ત્રટ સાંનિધ્ય છે, વન મનોહર તે ઠામ.
ત્રણ શીખર છે ત્રિકુટને, શોભાતણો નહિ પાર;
કનકમય શોભા ઘણી, કરે શૃંગ તે ઝાલકાર.
ઉંચાઇમાં દશ હજાર યોજન,પર્વતજ તે અતિ સ્હોય;
પહોળાઇ પણ છે તેટલી, વર્ણવી ન શકે કોય.
ત્રણ શૃંગમાં એક સુવાર્ણનું, લોહનું રૂપું અકેક;
રત્નમય વૃક્ષ લતા ત્યાં છે, પુષ્પ ગુચ્છ વિશેક.
નિર્મળ ઝરણ ત્યાં વહે છે, ધુધુ કરે મનહર નાદ;
દુધેલ મોજાએ મૂળ ધોવાયે, જોતાં વધે આલ્હાદ.
મરકત મણીએ ભુમિ શોભે, સિદ્ધ ચારણ ગંધર્વ;
ગીરી ગેહેવર મધ્યે વસે, ક્રીડા કરે તે સર્વ.
અપ્સરાઓ થેઇ કાર કરતી,કીન્નર સ્વરે ગુફા ગાજંત;
સિંહ નાદ પેરે પ્રતિધ્વનિ, ગીરી કરે તે વાજંત્ર.

---

* અહીં કડીની વાત મૂળ ભાગવતમાં નથી.
† એ પ્રિયવ્રતનો દીકરો ને ઉત્તમનો ભાઈ થાય.
‡ પૃથુ, ખ્યાતિ, નર અને કેતુ ઇત્યાદિ.

* આ બીજા અધ્યાયમાં હાથણીઓની સાથે ક્રીડા કરતાં અને ઇશ્વરેચ્છાથી મઘરે પકડેલા ગજેંદ્રે ઇશ્વરનું સ્મરણ કર્યું એ કથા પ્રસંગ છે.

મહા મનોહર એવી રચના, શું વર્ણવું મહિપાળ;
મણિ રત્ન હીરા ઝવેર માણક, જડિત ઝાકઝમાળ.
વનસ્પતિ પુષ્પ સુગંધી, શોભા કહી નવ જાય;
મોગરા માલતી કેતકી, રમ્ય મારૂત વાય.
ચંપક ચંબેલી જાુઈ, ગુલાબની શોભાય;
દેવતરૂવર દ્રાક્ષ દાડીમ, આમ્રની રચનાય.
સિંહ વ્યાઘ્ર શુકર ગોચમરી, મૃગ અને માતંગ;
અનેક પશુ પક્ષી વસે ત્યાં, શોભિત નાનારંગ.
ખગ, બગ, સારસ, મયૂર, કોયલ, હંસ વનમાં હોય;
કીર કોકિલ શબ્દ સુંદર, વર્ણવી શકે ન કોય.
એક* શૃંગે રવિનું સ્થાનક, શોભા કહી નવ જાય;
બીજું સેવ્યું ચંદ્રમાએ, તપ કર્યું જઇ ત્યાંય.
શૃંગ ત્રીજું બ્રહ્મસદન વ્રત, બ્રહ્માનું આસન;
નાના પુષ્પ સુગંધ શીતલ, પવન ગતિ પાવન.
અનેક તાપસ ઋષિજને, ત્યાં કર્યો છે નીવાસ;
પરબ્રહ્મને આરાધતાં જન, ત્રિકુટ પર્વત પાસ.
તે પર્વત પાસે સરોવર છે, કાંચન પંકજ† નામ;
સરની પાસે દ્રુમ લતા, વન શોભતું તે ઠામ.
પોયણી પ્રફુલિત થઇ છે, કમલનો નહિ પાર;
ગુલ્મૈકીચક વેણુ શોભા, પુષ્પ ભાર અઢાર.
દશ યોજન વિસ્તિર્ણ છે, તે સરોવર વનસાર;
અનેક શોભા તે વનમાં, શત યોજન મોઝાર.
ત્યાં દેવ ઋષિએ નિવાસ કીધા, કરવા તપ સાધન;
પર્વતની ત્યાં ગુફા સુંદર, પણ મલીન પંકજ વન.
એ ત્રિકુટના એક ભાગમાં, ઋતુમત્ નામે કુંજ;
વરૂણ સ્વામિ તે તણો, ત્યાં પુષ્પના બહુ ગુચ્છ.
એ વરૂણનું મંદિર ત્યાં છે, એ સરોવર સંનિધાન;
તે વનમાં હસ્તિનાં યુથ છે, અતિ ઉન્મત્ત ઉદાન.
તે સર્વ ગજનો આધિપતિ, ગજેંદ્ર મહાબળવંત;
લલિત પંકજ વન નિવાસી, બળતણો નહિ અંત.
મદ ઝરતો અંગે ઉત્તમ, ઉજ્વળ છે શોભાય;
આરક્ત લોચન પ્રચંડ દેહી, શ્વેત છે કાયાય.
અનેક ગજ શું પરવરે, શોભા તણો નહિ પાર;
ઐરાવત સમ બળ છે જેનું, સાંભળ રાજકુમાર.
એક વાર ગ્રીષ્મઋતુ સમે, હસ્તિ રંગે રમે ક્રિડાય;
ત્યાં તૃષા ગજને ઉપની, સર‡ ભણી ચાલ્યો જાય.

માર્ગ મધ્યે ચાલતાં, ભાંગે વૃક્ષ કાંટા જાળ;
સિંહ સર્પ મૃગ ગેંડા, કાળિયાર મૂકે લાળ.
સુવર પાડા રીંછડાં, વાંનર કુતરા તુંડ;
ગજેંદ્રના ડમકારાથી, સૌ કરે દોડા દોડ.
વળી દમામથી ધ્રુજાવતો, પર્વતને ચોપાસ;
હાથિણીઓ સહિત ગજેંદ્ર પોતે, ફરે કરી ઉલ્લાસ.
ભમરથી ઘેરાયલો એ, મદ વિવ્હલ છે નેત્ર;
કમળ સુંધી સર તટે આવ્યો, કુટુંબ જન સમેત.
ગજ પંકજ સરમાં પેઠો, પીવા જળ સરોવર માંહિ;
ગજેંદ્રે શુંઢ ભરી લીધું, અમૃત જળ તે ત્યાંહિ.
શરીરપર ઉડાવ્યું વળી, ફેરવ્યું ચોપાસ;
હાથણીપર ફેંકિયું, ક્રીડા અમૃત વિલાસ.
નાહે નહવાડે, પાયે પીયે, એમ કરે હાસ્ય તે ત્યાંહે;
તે હાલતું જળ એક ગ્રાહે દીઠું, આવ્યો ગજેંદ્ર છે જ્યાંહે.
ગજનો પગ ગ્રહ્યો મુખમાં, જળ વિષે નિરધાર;
તાણતો ગજને જળ વિષે, સર્વ દેખતાં તેણીવાર.
હસ્તિ તાણે સ્થળ ભણી, વળી ગ્રાહ જળમાં સોય;
પણ બેઉ સરખા પરાક્રમી, બળે હારે ન જીતે કોય.
વહારે અનેક હસ્તિ આવિયા. કર્યા કોટિ ઉપાય;
પણ ચર્ણ ગ્રાહ મૂકે નહિ, જે ગૃહ્યો છે મુખમાંય.
એમ અન્યોન્ય સંગ્રામ હવો, વર્ષ સહસ્ર પર્યંત;
લથબથ બેઉ થાયે સહી પણ, કોય ન પામે અંત.
પ્રહાર પડઘાથી જળ સૌ હાલે, ગગન ઉડે નીર;
ગજેંદ્ર દુઃખ પામ્યો ઘણું, કેમ ન પામે તટ તીર.
બહુ કાળ યુદ્ધમાં વહિ ગયો, ગજેંદ્ર હવો શક્તિહીણ;
ગ્રાહ શક્તિ વધી ગઇ, છુટવા ન સુઝયાં ચિન્હ.
ગજેંદ્ર વિચારે મન વિષે, ન છોડવે મુજ જાત;
હાથ ન છોડવે મુજને, તો હાથિણીની શી વાત
આ ગ્રાહ છે કોઇ દૈવીજન, તેથી મહા સમર્થ;
સ્તવું પ્રભુને સહેજમાં તો, તારે હું જે અસમર્થ.
ગ્રાહ ગજપદને ન મૂકે, તવ ધર્યું હરીનું ધ્યાન;
હસ્તિએ ત્યાં સ્તવન માંડયું, વહાર કરો ભગવાન.

વળણ.

શ્રીભગવાન પધારીયે, કરવા રંકની રક્ષાયરે;
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, હવો દ્વિતીયોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥**

* એ ત્રણ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† મૂળ ભાગવતમાં એ નામ નથી. ‡ સરોવર.

# અધ્યાય ૩ જો.*

## કડવું ૩ જું-રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ રાય, શ્રીહરીનો કહું મહિમાય;
ગ્રાહે ચર્ણે ગૃહ્યો ગજ જેહ, મૂખમાંથી ન મૂકે તેહ.
વર્ષ સહસ્ત્ર હવો સંગ્રામ, ગ્રાહ ગજનો તેણે ઠામ;
બીજા બહુ ગજે બળ કીધું તહીં, પણ ગ્રાહે મૂખથી મૂકયો નહીં.
તવ અકળાયો હસ્તિનો પ્રાણ, ગજેદ્ર પામ્યો દુ:ખ નિર્વાણ;
તવ શ્રીહરીનું માંડ્યું ધ્યાન, સ્તુતિ કરી સમર્યા ભગવાન.
પ્રથમ માનસી પૂજા કરી, એક ચિત્તે આરાધ્યા હરી;
સંધ્યાનિયમ માર્જન આચરે, મન સાધુ હરિ આગળ ધરે.
જ્ઞાન રૂપિ કરી દિપક પ્રકાશ, એ માનસી પૂજા શ્રીઅવિનાશ;
મનસા કુસુમતણા ઉપહાર, ભૂષણ વસ્ત્ર ધરાવે સાર.
પંચેંદ્રિય વશ્ય નૈવેદ્ય કરે, એમ ધ્યાન હરિનું ધરે;
એ ધ્યાન ધર્યું હૃદયાય, સમર્યા શીઘ્રે શ્રી વૈકુંઠરાય.

**ગજેંદ્ર સ્તુતિઃ-**

જેના ચૈતન્યથી થયું આ જગત, જેના વડે છે આ સર્વત્ર;
પરમ પ્રભુ પરાત્મા સ્વામિ, નમસ્કાર કરૂં અંતરયામિ.
પુરૂષ આદિ કારણ સ્વરૂપ, ધરૂં ધ્યાન ત્રિભુવન ભૂપ;
જેમાં જગત સર્વે સમાયું, જગત જેમાંથી ઉત્પન્ન થાયું.
જેથી જગત છે, વળી જે જગત રૂપ, કાર્યો કારણ જાદા અનૂપ;
સ્વત: સિદ્ધ પ્રભુ ભગવાન, શરણે આવું તુજ સનિધાન.
અખંડ જ્ઞાનમય સ્વયંપ્રકાશ, ઇદ્રી પ્રકાશક શ્રી અવિનાશ;
કદિ થાઓ સ્વરૂપે પ્રત્યક્ષ, કદિ આપ થાઓ અદર્શ.
કદિ જુઓ માયા તમારી, એ હરિ રક્ષા કરો હવે મારી;
સર્વ લોક અને લોકપાળ, સર્વ કારણો નાશ પામે અંતકાળ.
તે સમયે ગહન ને અનંત, અંધકાર વ્યાપે છે અંત;
તે અંધકારમાં વ્યાપક બિરાજે, રક્ષા કરો તે પ્રભુ આજે.
નટ પેરે લીલા કરનાર, રૂપ તે ન જાણે ઋષિ કો વાર;
તે અન્ય જીવથી કેમ કળાય, રક્ષા કરો એ ત્રિભુવન રાય.
મહા મંગળ સ્વરૂપ ઇચ્છે જેમ, સંગ માત્ર મુનિ તજે તેમ;
આત્મ દ્રષ્ટિ મિત્રતા રાખે, અખંડ બ્રહ્મચર્ય જે દાખે.
મંગળમય પ્રભુનું જે નામ, ગતિ આપો તે શ્રી ભગવાન;
જન્મ કર્મ નામ રૂપ ગુણ, દોષમાંનું નથી કંઇપણ.
છતાં જન્મ ધરે માયાએ કરી, તારણ કરો એવા શ્રી હરિ;
પરબ્રહ્મ અનંત શક્તિવાળા, રૂપ રહિત ઘણા રૂપાળા.
અનેક અદ્દ્ભુત કર્મ કરનાર, તે પરમેશ્વર મૂજને તાર;
અન્ય પ્રકાશથી ન પરખાય, પરમાત્મા વાણીથી નવ પહોંચાય.
સાક્ષી મન ચિત્ત વૃત્તિ જેહ, પહોંચી નવ શકે કેમેય;
મોક્ષના સ્વામિ મોક્ષાનંદ, જ્ઞાતા પામે છોડે સર્વ ફંદ.
સંન્યાસથી હરીને જે પામે, પ્રણામ કરૂં છું તે પ્રભુને આ ઠામે;
શાંત, ઘોર મૂઢપણું ધારણ કરે, સત્વાદિક ગુણોને જે અનુસરે.
ભેદ રહિત સમજ્ઞાનમય પ્રભુ, પ્રણામ કરીને હું આરાધું;
જીવ રૂપ અને જીવ મૂળ રૂપ, સર્વ સ્વામિ માયા કારણ ભૂપ.
સર્વના સાક્ષિનું ધ્યાન ધરૂં, એ મહા પ્રભુને પ્રણામ કરૂં;
સર્વ ઇંદ્રિ વિષય જાણણહાર, પદાર્થ માત્ર સત રૂપ વિસ્તાર.
ઇંદ્રિયો વૃત્તિથી સર્વ જણાય, પ્રણામ કરૂ તે ત્રિભુવન રાય;
કારણરૂપ છતે કારણ રહિત, કારણ રૂપ છતે નિર્વિકાર રીત.
શાસ્ત્ર ને વેદના છો સાગર, મોક્ષરૂપ ને આશ્રમના ઘર;
એવા અનંત પ્રભુ બહુ નામિ, પ્રણામ કરૂં હે ત્રિભુવન સ્વામિ.
અનંત ગુણી જ્ઞાનાગ્નિરૂપ*, પરમ જ્ઞાનવાન પ્રભુ ભૂપ;
આત્મા સ્વરૂપની ભાવનાવાળા, વિધિ નિષેધનો ત્યાગ કરનારા.
જ્ઞાનિ છો સ્વયં પ્રકાશે, નમું તે પ્રભુને મુક્તિ આશે;
મુજ જેવા શરણાગત જીવ, અવિદ્યા પાશથી તારે એ શિવ.
મુક્ત, દયાળુ, આલસ નથી, પરિચ્છેદ રહિત પૂર્ણ સર્વથી;
અંતર્યામી રૂપે સર્વ વ્યાપિ, પ્રણામ કરૂ છુ મૂકાવો પાપી.
દેહ પુત્ર સગાં ઘર ધન, આસક્તિવાન ન પામે તુજ ચર્ણ;
ગુણ સંગતિ રહિત હે ભૂપ, આસાક્ત રહિત ચિતવે અનુપ.
જ્ઞાન સ્વરૂપ વિશ્વાધાર, અખંડ અવિનાશી મુજને તાર;
ધર્મ અર્થ કામ મોક્ષ ઇચ્છાવાળા, મનવાંચ્છિત ફળ દેનારા.
વળી આપે અમર સુખ દેહ, છુટકો કરો મુજનો પ્રભુ તેહ;
પરબ્રહ્મ પરમેશ્વર અપ્રકટરૂપ, અગમ્ય સૂક્ષ્મ અત્યંત દૂર.
પરિપૂર્ણ, આદ્ય અનંત, સર્વ રીતે સેવે હરિ જન;
જેના ગાનમાં થાય ચકચૂર, એવા પ્રભુ સહાય થજો હે શૂર.
વેદ સ્થાવર જંગમ બ્રહ્મા દેવ, બન્યા સ્વઅંશમાંથી એવ
એ ઇશ્વર પામો જય સદા, સ્તુતિ કરૂં પ્રભુ હરો આપદા.
બુદ્ધિ મન ઇંદ્રિ ને આ શરીર, નિકળે સ્વયંપ્રકાશ શરીર†;
સ્વયંપ્રકાશ રૂપમાં પુન: કરે પ્રવેશ, જય આપો એ ત્રિભુવનેશ‡.

---

* આ ત્રીજા અધ્યાયમાં ગજેંદ્રની સ્તુતિથી ભગવાને ગજેંદ્રના ગ્રાહથી અને દેવળ મુનિના શાપથી ગ્રાહનો ઉદ્ધાર કર્યો એ કથા પ્રસંગ છે.

* જેમ અરણિથી ઢંકાયલો અગ્નિ હોય તેવો જ્ઞાનાગ્નિ ગુપ્ત છે. † તેજ.

‡ એ પ્રકાશ આ પ્રમાણે નિકળી સમાય છે:-જેમ અગ્નિની જ્વાળા અગ્નિમાંથી નિકળે ને પાછી તેમાંજ સમાય, જેમ સૂર્યનાં કીરણો સૂર્યમાંથી નિકળે ને પાછાં સૂર્યમાં સમાય તેમજ.

પશુ પક્ષી મનુ દૈત્ય દેવ, સ્ત્રી પુરૂષ નપુંસકન એવ;
ગુણ કર્મ કાર્ય કારણ, કોઇ રૂપ નથી ધારણ.
સર્વથી પર નેતિ નેતિ કહાવે, સર્વ સ્વરૂપ પ્રભુ જય પાવે,
કરો છુટકો મારો હે હરિ, અમોઘ મારો, મારો જે અરી.
છુટકો થયે ન ઇચ્છું જીવન, કરૂં પ્રભુ પછી તારૂં સેવન;
અજ્ઞાનમય હાથિસ્વરૂપ, પ્રયોજન શું છે તેનું ઓ ભૂપ.
અજ્ઞાન હું ન જાણું આત્મા, છુટી ઇચ્છું જાણવા પરમાત્મા;
હે ભગવાન જગતસર્જનાર, જગતરૂપ જગતાધાર.
જગતથી પર જગતે રમનાર, જગતના આત્મા વિશ્વાધાર.
અજન્મા પરમ પદરૂપ હરિ, નમું મોક્ષની ઇચ્છા કરી.
યોગથી કર્મને દાહે જે યોગી, શુદ્ધ થયેલા એ જે જોગી;
જુએ હૃદય સમિપ તુંજ આસંન, નમું યોગેશ્વર ભગવન.
સર્વ ઇંદ્રિરૂપ છો પ્રત્યક્ષ, શરણાગતનું કરો છો રક્ષ:
અનંત શક્તિવાળા હે પ્રભૂ, ન પામે દુષ્ટ જન તુને વિભૂ.
ત્રણ શક્તિના નિયતા નાથ, પ્રણામ કરૂં છું જોડી હાથ;
માયા વ્યાપિ છે જેને પ્રભાવે, દેહાભિમાને જુએ આત્મા અભાવે.
જેનું મહાત્મ્ય છે અપરપાર, એ ભગવનને કરૂં નમસ્કાર;
હરી અંતરયામી અવિનાશ, હરી છોડાવો બંધન પાશ.
શંખ ચક્ર ગદાધર દેવ, અમર મુનિવર કરે તુજ સેવ.
ભક્તવત્સળ હે ઘનશ્યામ, પરમેશ્વર પ્રભુ અંતરયામ;
પિતાંબર ધારી શ્રી મહારાજ, મારી સહાય કરો હરી આજ.
ગરૂડધ્વજ ગોવિંદ ગોપાળ, તું અનાથનો નાથ દયાળ;
પ્રભૂજી આ મેં નહિ સહેવાય, શ્યામળીયાજી કરો મુજ સહાય.
અનેક ભક્તને કરૂણા કરી, સમર્યું દર્શન દીધું હે હરી;
મરણકાળ હવે મારો હવો, કૃપા કરી મુજ સામું જૂવો.
હું છું તારા દાસનો દાસ, કૃપા કરો મુને અવિનાશ;
ભક્તવત્સળ શ્રીમહારાજ, મુને આ દુઃખથી મૂકાવો આજ.
એમ અનેક સ્તુતિ હસ્તિ ઉચરે, ગજસ્તોત્ર કુંજર ત્યાં કરે.
એવું હસ્તીએ ધર્યું ધ્યાન, ગજ વહારે આવ્યા ભગવાન;
શ્રીહરી અવતાર પ્રભુનો જેહ, ગરૂડે ચડી પધાર્યા તેહ.
ચતુર્ભુજ છે શોભિત અંગ, આયુધ શંખ ચક્ર ગદા સારંગ;
પિતાંબર ઝળકે કંઠે કૌસ્તુભમણી, જડિત મુકુટની શોભા ઘણી.
આવતા દીઠા જગજીવન, તવ હરખ્યું કુંજર મન;
તવ ગજે સુંઢ પાણીની ભરી, પરમેશ્વરની પૂજા કરી.
સુંઢમાંહે એક કમળ ભરાવ્યું, હરખે શ્રીહરીને ચડાવ્યું;
પછી પ્રદક્ષિણા મનસા દીધી, માનસી પૂજા હરીની કીધી.
દીનવચન ભાખે ગજરાય, ધન્ય હરી મુને કીધી કૃપાય;
હે નારાયણ હે ભગવાન્, સર્વના ગુરૂ તમને પ્રણામ.

ઘણી ઘણી સ્તુતિ કરી ધર્યું ધ્યાન, ગજે સંતોષ્યા શ્રીભગવાન.
પ્રભુએ ગજેંદ્રને કરૂણા કરી, ચક્ર મેલ્યું સુદર્શન હરી;
જળમાં જઇ પેઠું તે તત્ક્ષણ, ગ્રાહનું મુખ કીધું છેદન.
કાપ્યું મુખ પડયું જળમાંય, મૂકાવ્યો હસ્તીનો ત્યાં પાય;
દુંદુભિ શબ્દ આકાશે થાય, જય ગજ તારક વૈકુંઠરાય.
ઇંદ્ર અમર સૌ રહ્યા આકાશ, કુસુમે વધાવ્યા અવિનાશ;
ધન્ય ધન્ય ભક્ત હિતેચ્છુ હરી, ગજને પ્રભૂ તમે કરૂણા કરી.
ગ્રાહનું મસ્તક નાખ્યું કાપી, મોક્ષ પદવી તેને આપી;
એવો જશમહિમા અવિનાશ, ભકતજનની પૂરે આશ.

વલણ.

આશ પુરે અવિનાશજી, નિજભક્તપર કરૂણા કરી;
તૃતીય અધ્યાય હવો પુરો, સાધુજન બોલો શ્રીહરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥**

---

## અધ્યાય ૪ થો.

### કડવું ૪ થું-રાગ ધન્યાશ્રી.

શુકજી વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય;
ગજે ઘણી મન હેતથી, કરી હરી તણી સેવાય.
સ્તુતિ સ્તવન કરી સંતોષ્યા, અવિનાશ વૈકુંઠનાથ;
ગ્રાહ વિદાર્યો ચક્રશુ, મૂક્તિ હવી તે સાથ.
ગજેંદ્રને ત્યાં છોડાવિયો, શ્રી હરીયે નિરધાર;
આશા પૂરી દાસની, કરી કૃપા દેવ મોરાર.
તે યશ વિસ્તર્યો ત્રૈલોક્યમાં, હરી ભકતવત્સળ નામ;
ગજ ગ્રાહથી મૂકાવીયો, એવો અબળ જન વિશ્રામ.
ગ્રાહને જ્યારે વિડાર્યો ત્યારે, પ્રગટ હવું એક રૂપ;
તેહ પૂર્વે હતો ગાંધર્વ, પ્રકટયું રૂપ અનૂપ.
દેવલ ઋષિના શ્રાપથી, હુહુ નામ ગાંધર્વ એવ;
ગ્રાહ થઇ પડયો હતો તે, પ્રકટ હવો તતખેવ.
અવિનાશી યશના સ્થાન રૂપ, પ્રભુનું કરતો ગાન;
ગુણ કીર્તન કથવા લાગિયો, પ્રણમ્યો શ્રી ભગવાન.
પ્રદક્ષિણા પ્રેમે કરી, સ્વસ્થાનકે ગયો તેય;
પ્રભુ સ્પર્શથી છુટિયો ત્યાં, ગજેંદ્ર રાજા જેય.

---

* આ ચોથા અધ્યાયમાં ગ્રાહ પાછો ગંધર્વ થયો અને ગજેંદ્રને ભગવાન્ પોતાનો પાર્ષદ બનાવી પોતાના ધામમાં લઇ ગયા એ કથા પ્રસંગ છે.

પીળાં વસ્ત્ર પરિધાન કરેલા, ભુજ હવા ત્યાં ચાર;
દિવ્ય દેહમય થયો પ્રભુથી, વૈકુંઠ પામ્યો તે વાર.
તવ રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, કહો શુક ઋષિરાય;
કેમ શાપ હવો ગાંધર્વને, તે કહો સર્વ કથાય.
કહે શુક, દેવલ ઋષિ એક વાર, બેઠા ઈંદ્રસભા મોઝાર;
હાહા ગાન* કીધું ગાંધર્વે, હાહા હુહું નિશ્ચિંતે ઠાર.
તપથી ચૂકયો મુનિવર ક્રોધે, કહેતો તેણે ઠામ;
શાપ વાણી વદે દેવલ, તું ગ્રાહ યોની પામ.
નિશ્ચિંતપણે તું ગાન કરે છે, ધરે ન શંકા લગાર;
તું ગ્રાહરૂપ પામજે પાપી, જળમાં મઘર અવતાર.
દેવલ ઋષિના શાપથી તે, મઘર હવો જળમાંહે;
શ્રી હરીનાં દર્શન થકી તેને, *હવી મૂક્તિ ત્યાંહે.
એ ગજ પૂર્વે ઈંદ્રદ્યુમ્ન રાજા,-તણો હતો અવતાર;
પંડુ દેશનો રાજા હતો, તેનો કહું વિસ્તાર.
એક સમે ભૂપતિ સાંચર્યો, ઇંદ્રદ્યુમ્ન જે કહેવાય;
ગૃહસ્થાશ્રમ મેલી કરીને, તપ કરવા વન જાય.
ગીરિ મલયાચળ સમિપ આવી, ધર્યું નારાયણનું ધ્યાન;
ઉગ્ર તપ આરાધતો મન, ભજન શ્રીભગવાન.
રાય પૂણ્ય વ્રત આચરી બેઠો, બોલે નહિ કો સાથ;
એવે સમે ત્યાં આવીયા, અગસ્ત્ય ઋષિ સાક્ષાત.
તે રાજાએ વ્રત ધર્યું માટે, ઉઠયો નહિ તેણીવાર;
આદર ઋષિને નવ કર્યો, માટે ચઢિયો ક્રોધ અપાર.
પૂજા ન કીધી ઋષીની, કીધો નહીં નમસ્કાર;
એમ મુનીવ્રત આચરી બેઠો, ભૂપતિ તે ઠાર.
મનુષ્ય ભાવથી પુજા ન કીધી, નમી ન કર્યુ સ્તવન;
આવકાર અગસ્ત્ય પામ્યા નહીં, તવ ક્રોધ હવો ઉત્પન્ન.
અગસ્ત્ય ઋષિએ શાપ દીધો, રાય પ્રત્યે નિરધાર;
તું હસ્તિયોનિ પામજે, મહા દુષ્ટ પશૂ અવતાર.
તે અગસ્ત્ય ઋષિનો શાપ રાયને, હવો તેણે ઠામ;
તવ સ્તુતિ કરતો રાય બોલ્યો, ઋષિને કરી પ્રણામ.

મહારાજ તમ વચન નિશ્ચે, કેમે મિથ્યા ન થાય;
ઉદ્ધાર મુજને આપીયે, કરુણા કરી ઋષિ રાય.
અગસ્ત્ય ઋષિ વાણી વદે, સુંણ રાય સત્ય વચન;
તું ત્રિકુટાચળ સાંનિધ્ય વસજે, જહાં છે પંકજ વન.
તૃષા તુજને લાગશે, જળ પીવા આવીશ ત્યાંહે;
તવ એક ગ્રાહ તુજ ચર્ણ ગૃહશે, સરતણા જળ માંહે.
ત્યારે તું ગજ* સ્તોત્રે કરશે, નારાયણ વર્ણન;
કૃપા કરી ત્યાં આવશે, પરબ્રહ્મ જગજીવન;
પ્રભુ ગ્રાહ હણી મુકાવશે, તુંને આપશે વૈકુંઠવાસ;
સ્તુતિ કરતાં શ્રી વિષ્ણુજી, પૂરશે મનની આશ.
તે માટે એ ગજ દેહ રાજા, સાંભળ પરીક્ષિત રાય;
શ્રી હરીયે તેને મૂકાવિયો,તે ગજ નમ્યો પ્રભુને પાય.
પ્રભુએ ત્યારે પ્રસન્ન થઇ, કહ્યાં વચન† જે તેને;
સર્વ લોકે તે સુણ્યાં, હર્ષ થયો મન એને.
ગજ ગ્રાહ બન્ને શાપથી છૂટયા, બન્નો બેઠા દિવ્ય વિમાન;
તે દિવ્ય રૂપ હવા ચતુર્ભુજ, કરી કૃપા શ્રીભગવાન.
પ્રભુએ પોતાનો કર્યો પાર્ષદ, ગજ સેવકને નિરધાર;
સર્વ દેવે તવ કરી પૂજા, મન ધરી પ્રેમ અપાર.
સ્તુતિ સ્તવન પૂજન કર્યું, આનંદ પામ્યા મન;
શ્રી ગોવિંદ ગુણ ગ્રામ ગાતાં, ગયા સ્વર્ગ સદન.
નર નાર જે કો સાંભળે, ગજેંદ્રમોક્ષ આખ્યાન;
સકળ પદાર્થ પામે સહી, કૃપા કરે શ્રીભગવાન.

---

* ગાંધર્વે ગાન કીધું તેથી ઋષિ કોપિત થયા એમ "વલ્લભે" પોતાની કવિતામાં લખ્યું છે, પણ તે મૂળ ભાગવતમાં વાત નથી. ભાગવતમાં તો આમ છે કે હુહુ ગાંધર્વ સ્ત્રી સહ તળાવમાં ક્રીડા કરતો હતો તે વખતે દેવલ ઋષિ નાહવા આવ્યા હતા તેના પગ ખેંચ્યા તેથી તેણે શાપ દીધો કે, તું ગ્રાહ થજે. પછી ગાંધર્વે ક્ષમા માગી ત્યારે ઋષિએ કહ્યું કે હાલ તેં મને જેમ પગ ઝાલી ખેંચ્યો તેમ તું ગજેંદ્રને પકડીશ ત્યારે તેથી તારો ઉદ્ધાર થશે.

* કવિ "વલ્લભે" જણાવ્યું છે કે ઈંદ્રદ્યુમ્ને હાથિનો શ્રાપ પામતાં ઋષિની સ્તુતિ કીધી, પણ મૂલ ભાગવતમાં સ્તુતિ નથી, પણ શાપના નિવારણમાં ઋષિએ કહ્યું કે તું તે વખતે જે સ્તોત્રથી સ્તુતિ કરીશ તે ગજેંદ્ર સ્તોત્ર કહેવાશે. મૂળ ભાગવતમાં એમ લખ્યું છે કે, જ્યારે તે રાજા હતો ત્યારે તેણે ભગવાનની ભક્તિ કરી હતી, તેથા પૂર્વના પુણ્યથી અંત વખતે ઇશ્વરનું સ્મરણ યાદ આવ્યું.

† ભગવાન કહે છેઃ—તું, હું, આ તળાવ, આ પર્વત, ગુફા, વન, અનેક જાતનાં વાંસનાં ઝાડ, કલ્પવૃક્ષ, બ્રહ્મા, સદાશિવના સ્થાનક રૂપ આ શિખરો, ક્ષિર સાગર, શ્વેતદ્વીપ, શ્રીવત્સ, કૌસ્તુભમણી, વનમાળા, કૌમોદકી ગદા, સુદર્શન ચક્ર, પાંચજન્ય શંખ, ગરૂડ, શેષનાગ, લક્ષ્મીદેવી, નારદમુનિ, સદાશિવ, પ્રહ્લાદ, મત્સ્ય તથા કચ્છપ અવતારોથી કરેલાં મારાં પવિત્ર કર્મો, સૂર્ય, ચંદ્રમા, અગ્નિ,(ઓંકાર), (સત્ય), માયા, ગાયો, બ્રાહ્મણો, ધર્મો, ચંદ્ર, કશ્યપ, ધર્મની સ્ત્રીઓ, ગંગા, સરસ્વતી, નંદા, યમુના, ઐરાવત હાથી, ધ્રુવ, સપ્તઋષિઓ અને પવિત્ર કીર્તિવાળા મનુષ્યો કે જે સઘળાં મારી વિભૂતિ રૂપ છે, તેઓનું પાછલી રાત્રે ઉઠી સ્મરણ કરવાથી તેનાં સઘળાં પાપ નાશ પામે છે, ને તેં કરેલાં સ્તોત્રથી જે મારી સ્તુતિ કરશે તેઓને અંતાવસ્થાએ હું નિર્મળ બુદ્ધિ આપીશ.

સંસારનો ભય નહિ તેને, પાપ પ્રલય થાય;
વૈકુંઠવાસ અવિનાશ આપે, માયા થકી મુકાય.
શ્રી ભાગવત અષ્ટમસ્કંધનો, એ ચતુર્થોધ્યાય;
ભણે સાંભળે સાધુ જન, તેનાં સર્વ પાતિક જાય.

વળણ.

સર્વ પાતિક થાય પ્રલય, શ્રી હરી નામજ ઊચરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે તેને, શ્રી હરી કરૂણા કરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.*

### કડવું ૫ મું-રાગ ગોડી-ચાલ ટુકડી.

શુકજી કહે સાંભળ રાય, પાંચમા મન્વંતરની કથાય;
પાંચમો મન્વંતર રૈવત નામ, જેણે કર્યાં છે ઉત્તમ કામ.
વિંધ્ય, બલી, અર્જુન, તેને હવા છે પુત્રો ત્રણ;
વિભુ નામે ત્યાં ઇન્દ્ર હતા, થયા ભુતરયાદિ દેવતા.
હિરણ્યરોમા ને વેદશિરા, ઉર્ધ્વબાહુ સપ્તઋષિ હુવા;
શુભ્ર સ્ત્રી વિકુંઠાથકી સાર, હવો વૈકુંઠ પ્રભૂ અવતાર.
હવા વૈકુંઠ નામે કંઇ દેવ, દર્શનથી નાશ થાય અઘ એવ;
લક્ષ્મી સાથે રમવા કાજ, અવતાર ધર્યો મહારાજ.
શ્રી વૈકુંઠનાથ વિષ્ણુ નામ, લક્ષ્મીજીને રમવાનું ઠામ;
પ્રભુએ વૈકુંઠ સ્વરૂપ ધરી, સાધુ સંતને કરૂણા કરી.
છઠે મન્વંતરે ચાક્ષુષ નામ, મંત્રદ્રુમ નામે ઇંદ્ર તે ઠામ;
પુરૂ, પુરૂષ, સુદ્યુમ્ન કુમાર, આપ્યાદિ દેવગણ અપાર;
હવિષ્માન્ વીરકાદિક જેહ, સપ્તર્ષિઓ કહેવાયે તેહ.
વૈરાજ સ્ત્રી સંભૂતિ ઉદર, અજીત પરમેશ્વરનો અવતાર;
તેણે ક્ષીરસાગરને મથી, ચૌદ રત્ન કાઢયાં તે માંહેથી.
અમૃત આણાવ્યું વિશ્વાધાર, મેરૂ રવૈ† કીધો તેણીવાર;
કચ્છપ રૂપ પરમેશ્વર ધરી, મેરૂ તળે રહ્યા આસન કરી.
મંદરાચળ મહાગિરીવર જેહ, શ્રી હરીયે તટે ધર્યો તેહ;
સમુદ્ર મથન કરીને મોરાર, રત્ન ચતુર્દશ કાઢયાં બહાર.
રાય પરીક્ષિત પૂછે યથા, શુકજી વિસ્તારી કહો એ કથા;

* આ પાંચમા અધ્યાયમાં પાંચમો તથા છઠ્ઠો મન્વંતર અને બ્રહ્મશાપથી લક્ષ્મી રહિત થએલા દેવતાઓએ કરેલી ભગવાનની સ્તુતિનો કથા પ્રસંગ છે. † રવાઇ.

મંદરાચળ મથન કહો કથાય, જેથી દુક્રિત દૂર પળાય;
કચ્છપ રૂપ ધર્યું કેમ હરી, અમૃત મેળવ્યું કેમે કરી.
બન્યા હોય જે અદ્ભુત પ્રસંગ, કહો મુને મુનિ ધરી ઉમંગ;
થાય ઠંડું સુણી પ્રભુ ચરિત્ર, તાપ સમવાથી થાઉં પવિત્ર.
દૈત્ય અમર સંગાથે રહી, કેમ મથન કર્યું કહો સહી.
ચૌદ રત્ન પ્રભુએ કાઢયાં જેહ, મુજને વિસ્તારી કહો તેહ;
તવ શુકદેવ કહે સુણ રાય, સમુદ્ર મથનની જેહ કથાય.
એક સમે અનુપમ ઠામ, દેવ દૈત્યને હવો સંગ્રામ;
દૈત્યે દેવ ઘણા મારીયા, યુદ્ધમાં બહુ સંહારીયા.
દારૂણ દૈત્યતણો સંગ્રામ, નાઠા દેવ તજીને મામ;
દુર્વાસા શાપથી લક્ષ્મી* જાય, મનમાં તેમને શોક ન માય.
રાક્ષસ પડયા હતા રણ જેહ, ભાર્ગવે જીવતા કીધા તેહ;
રાક્ષસથી ભય પામ્યા મન, અમર માત્ર જઇ વસ્યા વન.
ત્યાં અમર સર્વ કો ટોળે મળી, વિચારે વાત દેવ મંડળી;
વાત વિમાસી દુઃખીયા થયા, પછી ભૂર્લોક† ભણી તે ગયા.
બ્રહ્માની ત્યાં સ્તુતિ કરી ઘણી, દુઃખની વાત કીધી આપણી;
દેવને દુઃખે આસુડાં ઝરે, તવ બ્રહ્મા વાણી ઉચરે.
કમળભૂ કહે હું આવું સાથ, ચાલો જઇએ જ્યાં વૈકુંઠનાથ;
બ્રહ્મા ઇંદ્ર દેવ સર્વે કોય, વિષ્ણુ ભણી ચાલ્યા સૌ સોય.
ત્યાં પરમેશ્વરનું માંડયું ધ્યાન, સ્તુતિ‡ કરી સમર્યા ભગવાન;

* દુર્વાસાએ એક દિવસે માર્ગમાં જતાં ઇન્દ્રને ફૂલની માળા પેહેરાવી, તે માળા લક્ષ્મીમદથી ગર્વિત થયેલા ઇન્દ્રે ઐરાવત હાથીના ડોકપર ફેંકી, ઐરાવતે મદોન્મત્તપણાથી એ માળાને છુંદી નાંખી, તેથી કોપ પામેલા દુર્વાસાએ શાપ દીધો કે ત્રણ લોક સહિત તું લક્ષ્મી રહિત થજે.

† મેરૂ પર્વતપર આવેલી બ્રહ્મસભામાં.

‡ બ્રહ્મા આ પ્રમાણે સ્તુતિ કરે છેઃ-દેવોમાં ઉત્તમ એવા, સત્ય, વિક્રિયા રહિત. અનંત, અનાદિ, સર્વવ્યાપક, ઉપાધિ રહિત, અતર્ક્ય, મન કરતાં પણ આગળ વધનાર, વાણીના અવિષય, અને ઉદાર એવા આપને પ્રણામ કરૂં છું. પ્રાણ, મન, બુદ્ધિ ને અહંકારના જાણનાર, વિષય અને ઇંદ્રિ રૂપથી જણાતા, અજ્ઞાન રહિત, દેહ રહિત, અક્ષર, આકાશની પેઠે વ્યાપક, ત્રણ યુગમાં પ્રકટ થનાર, વિદ્યા વા અવિદ્યા જે જીવના પક્ષમાં રેહેનાર છે તેથી રહિત આપને શરણ છું. માયાએ પ્રેરાતા, મનોમય, દશ ઇંદ્રિ અને પાંચ પ્રાણ મળી પંદર આરાવાળા, શીઘ્ર ચાલનાર, ત્રણ (ગુણ) નાભીવાળા, વિજળીની પેઠે ચંચળ અને આઠ (પ્રકૃતિ) પાટાવાળા આ જીવના ચક્રરૂપ દેહાદિકની ધરીરૂપ જે સત્ય પરમાત્મા છો તેને શરણ છું. ત્રણ લોક અને સઘળા લોકપાળો જે જળથી ઉત્પન્ન થાય છે, જીવે છે અને વધે છે, તે મોટી શક્તિવાળું જળ જેના વીર્યરૂપ છે તે, મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો. ધનને ઉત્પન્ન કરનાર, યજ્ઞાદિક કર્મની પ્રવૃત્તિને વાસ્તે ઉત્પન્ન થએલો, અને પેટની અંદર અન્ન વગેરે પદાર્થોને રાંધી નાખનાર અગ્નિ

તવ શ્રીહરી ત્યાં પ્રકટ થાય, દેવ સર્વને હર્ષ ન માય.
હરીનું પૂજન સ્તવન દેવ કરે, અતિ આનંદ હ્રદયમાં ધરે;
પછી પરમેશ્વરની સ્તુતિ સહી, વૈરાટસ્વરૂપથી ઉત્પત્તિ કહી.
બ્રહ્મા આદ દેવ સૌ સાથ, સ્તુતિ કરીને વિનવ્યા નાથ;
કમળભૂએ ધર્યુંહરીનું ધ્યાન, હવે પ્રકટો સ્વામિ ભગવાન.
પીડા પ્રજાને બહુ થાય છે, તમે સર્વને માથે સહાય છે;
માટે કૃપા કરો ભગવાન, અમે ઉભા તવ સંનિધાન.

વળણ.

સહાય સર્વની કરો સ્વામિ, એમ અજ ઇંદ્રાદિક ઉચરે,
પાંચમો અધ્યાય હવો પૂરણ, કથા ભાગવત વિસ્તરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

---

## અધ્યાય ૬ ઠો.*

**કડવું છઠું—રાગ આશાવરી.**

શ્રીશુકદેવ વાણી વદે, સાંભળો પરીક્ષિતરાય;
દેવ સર્વ સંગાથે હરીનું, સ્તવન કરે બ્રહ્માય.
તેજપુંજ પ્રભુ પ્રકટ હવા, દેખે બ્રહ્મા શિવભગવાન;
મહા તેજોમય છે સ્વરૂપ, હરી શોભા રમ્ય નિદાન.

---

જેનું મુખ કેહેવાય છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી પર કૃપા કરો. દેવયાન નામના માર્ગના દેવતા, વેદમય, પરબ્રહ્મની ઉપાસનાના સ્થાનકરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળરૂપ સૂર્ય જેનાં નેત્રરૂપ કેહેવાય છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારી ઉપર કૃપા કરો જેના વક્ષઃસ્થળમાંથી લક્ષ્મી, છાયામાંથી પિતૃ, સ્તનમાંથી ધર્મ, પીઠમાંથી અધર્મ. મસ્તકમાંથી સ્વર્ગ અને વિહારમાંથી અપ્સરાઓ પ્રકટી છે, તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા ઉપર કૃપા કરો. પંચ મહાભૂત, કાળ, કર્મ, ગુણ અને લોકપ્રપંચ કે જે નિરૂપણ કરવાને અશક્ય અને વિદ્વાનોએ મિથ્યા જાણી તજી દીધા છે, તે સઘળું જેની યોગમાયાએ બનાવેલું કેહેવાય છે તે મોટી વિભૂતિવાળા પરમાત્મા અમારા પર કૃપા કરો. વિષયમાં લંપટ રેહેનારા પ્રાણીઓનાં કામ ઘણાં કલેશવાળાં, થોડા સારવાળાં, અને ખરી રીતે વ્યર્થ જાય છે, પણ આપને અર્પણ કરેલાં કર્મો એવાં થતાં નથી. અલ્પ અને માત્ર આભાસરૂપ કર્મ પણ ઈશ્વરને અર્પણ કરવામાં આવે તો વ્યર્થ જાય નહીં, કેમકે ઈશ્વર માણસોના પ્યારા અને હિત આત્મારૂપ છે. ઝાડના મૂળમાં પાણીનું રેડવું જેમ સર્વ સ્કંધ અને શાખાઓને વૃદ્ધિરૂપ છે તેમ ભગવાનનું આરાધન સર્વના અને પોતાના પણ આરાધનરૂપ છે, એવા આપને પ્રણામ કરું છું. [મૂ. ભા.

* આ છઠ્ઠા અધ્યાયમાં વિષ્ણુ પ્રકટ થતાં દેવતાઓએ તેમની ફરી સ્તુતી કરી, ને વિષ્ણુએ આપેલી સલાહ પ્રમાણે દૈત્યોની સાથે અમૃત મેળવવાની મોટી તૈયારી કરી, તે કથા પ્રસંગ છે.

પ્રભુ સ્વરૂપ સ્વચ્છ શોભતું, મરકત મણિ સમ શ્યામ;
કમળ ગર્ભ સમ રકત નેત્ર છે, પિળું વસ્ત્ર કર્યું પરિધાન.
સર્વ અંગ સુંદર દીસે, મુખ ભ્રકુટી કાંતિવાન;
કીરીટ બાજુબંધ ઝળહળે, પ્રસન્ન વદન ભગવાન.
મુખ કમળની શોભા ઉત્તમ, કપોળ ઝળહળે તેજ;
કટી મેખલા, કંકણહાર નેપુર, કૌસ્તુભ ધર્યું સુહેજ.
વક્ષઃસ્થળમાં લક્ષ્મિ બેઠાં, શ્રી અંગમાં વનમાળ;
સુદર્શનાદિક અસ્ત્ર શસ્ત્ર, દેહ ધરી સ્તવે દયાળ.
શિવ બ્રહ્માએ સ્વરૂપ નિરખ્યું, કીધા દંડવત્ પ્રણામ;
સ્તુતિ કીધી સર્વે ત્યાં, સ્તવિયા ઘનશ્યામ.
જન્મ સ્થિતિ નાશ રહિત, નિર્ગુણ મોક્ષ સુખરૂપ;
સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, અમાપ ત્રીભુવન ભૂપ.
પ્રભાવ જેનો અતિ ભારે, મહા તેજના અંબાર;
પ્રણામ તુજને પ્રેમે કરૂં, ઉતાર તું ભવ પાર.
હે પુરૂષોત્તમ હે મહા પ્રભુ, કલ્યાણ ઇચ્છક જેય;
જન વેદોક્ત કે તંત્રોક્તથી, પૂજન કરે અવશ્ય પ્રેય.
જે સ્વરૂપને નિત્ય સેવે, તે આ સાક્ષાત ભૂપ;
આ જગતમય સ્વરૂપમાં, જોઉં હું બ્રહ્મ સ્વરૂપ.
હે નાથ, હે પદ્મનાભ પ્રભો, ઇચ્છા કરી બહુ કાળ;
પ્રત્યક્ષ દર્શન કરવા તણી ઇચ્છા, તે દર્શન થયાં હાલ.
દાવાગ્નિથી પીડિત હસ્તી*, ગંગોદક નિર્ખિ સુખિ થાય;
એમ સુખિયા અમે હવા, એ પૂર્ણ કૃપા કેહેવાય.
શર્ણે આવ્યા આપને, હે અંતર્યામી ભૂપ;
ચર્ણે લઇ લજ્જા રાખો, સચરાચર સ્વરૂપ.
ઘટઘટ વ્યાપક આપ છો, જાણો સૌ મન વાત;
સુખ ઉપાય પ્રભુ સૂચવો, તારો ત્રિભુવન તાત.
એમ બ્રહ્મા આદ દેવ મળીને, બહુ સ્તુતિ ત્યાં કીધી;
સૌને દયાળે કરૂણા કીધી, આરત ભંજન કૃપાનીધી.
અવિનાશીનું સ્વરૂપ નિર્ખતાં, દુઃખ દેવનું જાય;
સૌના મનોરથ પહોંચિયા, આનંદ અંગ ન માય.
પ્રસન્ન થઈ પરમેશ્વર બોલ્યા, દેવતણી સંનિધાન;
હવે થોડે કાળે મહા સુખ પામશો, આપ્યું હરિયે વરદાન
શ્રીહરીયે એમ વચન કહ્યું તમો, દૈત્યની પાસે જાઓ;
છળ પ્રપંચ આદરીને, અનેક રીતે સમજાઓ.
સંધી કરી સંપે રહો, ઇચ્છા પૂર્ણ થશે સહિ;
સમુદ્ર મથન કરવાની પ્રભુએ, વાર્તા ત્યાં કહી.

---

* હાથી જેમ દાવાનળથી પિડાયલો ગંગાનું વારી નિરખી શિતલ થાય, તેમ તમારૂં દર્શન પામી અમે થયા છિયે.

એમ તમ મળીને સમુદ્ર મથીએ, લાભ ઘણો તો લઈએ;
દૈત્યને કહો પ્રેમે કરી, સર્વે એકઠા થઈએ.
અમૃત નિકળશે તે થકી, તેથી થાશે લાભ;
શ્રમ કરીશું બન્નો જણા, તેમાં સરખો ભાગ.
સમુદ્ર મધ્યે મંદરાચળની, રવઈ મથવાને કરશું;
મંદરાચળ ઉપાડી લાવો તે, કચ્છપ પૃષ્ઠે ધરશું.
વાસુકી નાગનાં નેતરાં કરી, સમુદ્ર મથશું એહ;
અમૃત નીસરશે નિધિમાંથી, વેંહેંચી લઈશું તેહ.
પ્રથમ બુદ્ધિ ભેદ પ્રપંચ કરી, જઈ મળો તેની સાથ;
પછી વાત સૌ સારી થશે, એમ બોલ્યા વૈકુંઠનાથ.
એવી વાણી હરીની સાંભળી, દેવને હર્ષ ન માય;
દૈત્યપતિની* સામા જઈને, તત્ક્ષણ મળ્યો સુરરાય.
સુરરાયને નિરખીને, યુદ્ધ સામગ્રી સજ હોય;
ઈંદ્રે વિનય વચન કહીને, પ્રેર્યા દૈત્ય સૌ કોય;
સમુદ્રથી ત્યાં રત્ન કાઢ્યાની, વાત કહી સમજાવી;
અતિ આદર દેવતાનો દેખીને,દૈત્ય તણે મન ભાવી.
પછી મંદરાચળ જઈ ઉપાડિયો, દેવ દૈત્યે લીધો માથે;
ચારે પાસ નમે છે ભારે, ઝાલ્યો સર્વે હાથે.
દેવ દૈત્ય મળી એકઠા, ગિરિ લાવ્યા ત્યાં નિરધાર;
માર્ગે ચાલતાં મંદરાચળનો, લાગે છે બહુ ભાર.
ભારે ગિરી ઉચલાય નહીં, ત્યારે હેઠો નાખ્યો તેહ;
કીધા ઉપાય ઉપાડવાને, પણ ન હાલે ગિરી એહ.
ત્યાં ત્રિભૂવન જન સૌ મળ્યા છે,જોવાગીરિસંનિધાન;
એવે સમે ત્યાં ગરૂડે ચડીને,આવ્યા શ્રી ભગવાન†.
પછી દેવ દૈત્ય સર્વે મળીને, ઉચલ્યો ગિરિ તેવાર;
શિઘ્રે ગરૂડ ઉપર ચડાવી, પોતે થયા ત્યાં અસ્વાર.
લઈ ગિરી ખગ આકાશે ઉડયો, જૂએ સૌકો ત્યાંહિ;
નીચે ઉતરી ગરૂડે ગીરી મૂકયો, સાગરના જળ માંહે.
પછી ગરૂડ વળ્યો ત્યાં થકી, આજ્ઞા માગી જાય;
દેવ દૈત્ય હરી મળિને વિમાસે, વાત સમુદ્ર મથવાય.
રાક્ષસને આજ્ઞા આપી તે, વાસૂકી લઈ આવ્યા;
વૃક્ષવેલી સામગ્રી સર્વે, નાનાવિધ ઉપજાવ્યાં.
પ્રભુજી કચ્છપ રૂપ ધરીને, જળમાં સ્થિર થયા ત્યાંય;
શ્રી ભાગવતના અષ્ટમસ્કંધનો, હવો ષષ્ઠોધ્યાય.

* બળીરાયને.

† એ સમયે કાર્ય સિદ્ધિ માટે ભગવાને આવી જે દેવ વા દૈત્ય કચરાણા હતા, તેને હાથ ફેરવી સાજા કર્યા.

વલણ.

ષષ્ઠોધ્યાય હવો પૂરણ, કથા શ્રીહરીની વિસ્તરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે છે, સાધુ જન બોલો શ્રીહરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ષષ્ઠો-ધ્યાયઃ ॥૬॥**

---

## અધ્યાય ૭ મો.*

### કડવું ૭ મું–રાગ દેશાખ–મલ્હાર.

કહે શુકજીરે, પરીક્ષિત સાંભળ સહી;
ખગે પર્વતરે, જળમાં મૂકયો જઈ.
લક્ષ યોજનરે, ઉંચ્ચાઈ ગીરીતણી;
રૂડી રચનારે,• મંદરાચળની ઘણી.
કીધું તેથી પ્રૌઢરે, કચ્છપ રૂપ હરી;
પીઠ ઉપરરે, મંદરાચળને રહ્યા ગૃહી.
વીટાળી વાસુકીરે, નાગનું કીધું નેતરૂં†;
દેવદાનવરે, તાણીને કીધું ખરૂં.
મુખે વળગ્યારે, રાક્ષસ બળીયા બહુ;
વાસુકીને પુંછેરે, દેવતા વળગ્યા સહુ.
તળે થકીરે, પ્રભ‡ પર્વતને ધરે;
સમુદ્ર મથવારે, એવી કળમથ કરે.
માંડયો મથવારે,સમુદ્ર દેવ રાક્ષસ મળી;
દેવ દૈત્યનેરે, ઉપની મનમાં રળી.

* આ સાતમા અધ્યાયમાં મથનમાંથી ઉત્પન્ન થએલાં ઝેરની બીકથી દેવને દૈત્ય ડરી ગયા ને પછી સદાશિવની સ્તુતિ કરી એટલે તેઓ તે પી ગયા તે કથા પ્રસંગ છે.

† ભગવાને પ્રથમ એ વાસુકીનું નેતરૂં કીધું અને તરત ફેણ તરફનો ભાગ ઝાલ્યો. તેથી દેવતાઓએ પણ તેજ ભાગ ઝાલ્યો. આ ભગવાનની વર્તણુક દૈત્યોને ગમી નહીં. તેથી તે દૈત્યો કહેવા લાગ્યા કે, અમે વેદાધ્યયન અને શાસ્ત્ર શ્રવણથી સંપન્ન છિયે તેમ જન્મ તથા કર્મથી પ્રખ્યાત છિયે તેથી સર્પના અમંગળ પૂંછડાને પકડશું નહિ, એમ કહી તે સમે મુંગા રહેલા દૈત્યોને જોઇ ભગવાને મોંનો ભાગ છોડી પુંછડાનો પકડયો એટલે દેવતા-ઓએ પુંછડાનો ભાગ પકડયો. આમા પ્રભુની રાજનીતિ–ભેદ બુદ્ધિ બહુ મોટી જણાઈ છે.

‡ જે વખતે તળેના આધારવગરનો મંદરાચળ મથવા લાગ્યા, તે વખતે તે અંદર પેસી ગયો ત્યારે કચ્છપાવતારથી લાખ યોજનની પીઠપર પર્વતને ધારણ કરી, પ્રભુએ તેને બહાર કાઢયો. નિકળેલા પર્વતને જોઈ દેવ તથા દૈત્યો ઘણા ખુશી થયા ને પુનઃ મથવાનો આરંભ કર્યો, તે વખતે ભગવાને દેવ, દૈત્ય તથા વાસુકીમાં ગુપ્ત રીતે પ્રવેશ કર્યો.

બેસી વિમાનેરે, દેવ સર્વ આવ્યા તહાં;
તેહ જોવાનેરે, જળધી ફેરો તટ જહાં.
સિદ્ધ યોગીયોરે, મુનીવર મોટા આવીયા;
મહા પુરૂષનેરે, પર્મ હર્ષ ઊપજાવાયા.
વાસુકીનાગનારે, મુખથી જ્વાળા નીકળી;
લાગી બળવારે, રાક્ષસની જે મંડળી*.
અકળાયોરે, વાસુકી દુઃખ પામ્યો ઘણું;
અતી ચંપાઇનેરે,ખંડાયું અંગ તે તણું.
મુખે ફીણુરે, લાળ નાગ નાખે ત્યાં;
ચોપાસરે, અગ્નીના ભડકા જ્યાં.
બીધા રાક્ષસરે, તોએ મુખ મુકે નહી;
નાગ વાસુકીરે, મહા દુઃખ પામ્યો સહી.
વિષ જ્વાળથીરે,દાનવ મહા બળીયા બળે;
ન સહેવાયરે, સમુદ્રના જળમાં ટળવળે.
થાક્યા ત્યાં બન્નેરે, દેવ દૈત્યો બન્ને પૂરા;
સમુદ્ર ગર્જેરે, થાય તેમના ચૂરા.
પછી પ્રભુએરે, મથન નેત્રું ધર્યું હાથે;
ગડગડ ઘુઘરૂંરે,થનથન મેર આપે નાચે.
સમુદ્ર વાસીરે, મઘર કાચબા તરે;
જળ હાથીરે, તિમિંગળ સઘ મરે.
સમુદ્ર મથતાંરે, પ્રથમ વિષ ત્યાં નીપન્યું;
વાસુકીનાગનુંરે, સાથે તે એકઠું મળ્યું.
તે વિષ જ્વાળાથીરે,પ્રાણી કો નવ ઉગરે;
પ્રભુ સ્તવિયારે, કારણ કોઇયે ના કળે.
તવ સૌ મળીરે, શંકરને શરણે ગયા;
સ્તુતિ† કરતાંરે, શંકરની આગળ રહ્યા.
સ્વામી અમનેરે, આ વિષ બાળી મારશે;
હવે તમ વિણુરે, અહીંથી કોણ ઉગારશે.
દેવ બોલેરે, સાંનિધ્ય શ્રી ત્રિપુરારની;
સ્વામિ રક્ષારે, કરો સૌ સંસારની.
ભોળા શંભુજીરે, તમે કરૂણાનિધાનજી;
સર્વ સુખ કરોરે, શ્રી શંકર ભગવાનજી.
અગ્નિ રવિ શશિરે,ત્રિ નેત્રની શોભા ઘણી;
તુજ નામથીરે, દુઃખ સૌ જાય ટળી.
વ્યાઘ્ર અંબરરે, અંગે વિભૂતિ ચડે સદા;

* એ જ્વાળાથી પૌલોમ, કાલેય, બળિ અને ઇલ્વલ વગેરે દૈત્યો દાવાગ્નિથી બળી ગયલા દેવદારના ઝાડ જેવા થઇ ગયા.

† પ્રજાપતિઓ સ્તુતિ કરે છે.

શીવજી ટાળેરે, સેવક જનની આપદા.
રૂંઢમાળારે, અંગે સર્પ સોહે ઘણા;
શૂલ, પિનાકરે, શોભે સ્વર ડમરૂ તણા.
વૃષભારૂઢરે, કર્પૂર ગૌર વપુ સહી;
સ્તુતિ તારીરે, કરવા કો સમર્થ નહીં.
દેવ દાનવરે, મુનીજન માનવ બહૂ;
તુને પામવારે, ઇચ્છે છે પ્રાણી સહૂ.
શ્રી શંકરરે, અજન્મે પ્રગટયા તમો;
તમ પારનેરે, ન પામીયે પામર અમો.
અકળ અવિનાશીરે,નિરાકાર સાકાર છો;
સ્થિતિ ઉત્પત્તિરે, ક્ષણમાં સંહારક છો.
આ બ્રાંહ્મડ સઘળુંરે, પ્રભુજી તમો કર્યું;
હરિ હર બ્રહ્માનુંરે, સ્વરૂપ તમે એક ધર્યું.
હરિ હર બ્રહ્મારે, ત્રણે તમો એક સહી;
સ્વામી તમમાંરે,ભિન્ન ભાવ કાંઇ છે નહીં.
અગ્નિ જ્યોતમાંરે, જ્યોતિ ત્રણ એકઠી મળે;
સ્વઇચ્છાએરે, જ્યોતિ ત્રણ ભેગી ભળે.
સ્વામિ તમમાંરે, ભિન્ન ભાવ જે આગ્રશે;
તેને પાતકરે, નિત્ય નિત્ય નવાં થશે.
તુજ લીલારે, કોઈ જન જાણે નહી;
પ્રથક્ પ્રથક્ લેખશેરે,પ્રાણી તે મુરખ સહી.
હવે કરૂણારે, સ્વામિજી અમને કરો;
છે વિનતિરે, સેવકની ચિત્તમાં ધરો.
તમો સૃષ્ટિરે, પ્રજા સર્વ ઉદય કરી;
તેને બાળવારે, વિષની જ્વાળા નિકળી.
કરો નિવારણરે, સ્વામિ એથી ઉગારીયે;
રાખી શરણેરે, કષ્ટ સંહારીયે.
એક ક્ષણમાંરે, પ્રલય એ કરશે સહુ;
મહા દારૂણરે, હળાહળ વ્યાપ્યું છે બહુ
એવું સાંભળીરે, શંકરજી* હસ્યા તહાં;
તમો લાવોરે, વિષનું પાત્ર સુખે ઇહાં.

* શંકરે પ્રથમ પાર્વતિને પુછ્યું કે—હે પ્રિયા, પ્રાણના બચાવને ઇચ્છનારી આ પ્રજાને મારે અભયદાન દેવુંજ જોઇએ. કેમકે ગરીબોનું રક્ષણ કરવું એજ સમર્થ પુરુષનું પ્રયોજન છે. જે પુરુષ બીજા ઉપર દયા કરેછે તે પુરુષનાપર સર્વના આત્મામય ભગવાન પ્રસન્ન થાય ત્યારે સ્થાવર—જંગમ સહિત હું પ્રસન્ન થાઉં છું. એટલા માટે ઝેર પીજાઉ છું. એ પ્રમાણે પાર્વતીની રજા લઇ શિવજીએ ઝેર પીવાની તૈયારી કરી હતી.

વિષ સઘળુંરે, શંકર આગળ સર્વે ધર્યું;
તે ગૃહ્યું હાથમાંરે, શ્રીમહાદેવે પ્રાશન કર્યું.
વિષ પિધુંરે, સદાશીવના મુખમાં ગયું;
સુંણ પરીક્ષિતરે, તે જાણ પાર્વતીને થયું.
ધસી* પાસેરે, સતી ત્યાં આવ્યાં સહી;
ભોળાનાથનીરે, આવીને ગ્રીવા ગૃહી.
સતીયે જાણ્યુંરે, રખે સ્વામિ વિષથી મરે;
તેટલા માટેરે, કંઠ સદાશીવનો ધરે.
તેણે એઠું ચોટીરે, વિષ મહાદેવને ગળે;
ગળું દાઝેરે, વિષની જ્વાળા બળે.
હવું નીલુંરે, બહાર વિષ ભેદ્યું રહી;
તે માટેરે, નિલકંઠ નામ શિવનું સહી.
સર્વે દેવતારે, ધન્ય ધન્ય વાણિ ઉચરે;
સ્વામિ તમ વિનારે, અમારૂં રક્ષણ કોણ કરે.
ઉષ્ણ† પાળેરે, વિષ ઘણું બળ કરે તહાં;
માટે ગળતીરે, બંધાવવી શીવાલય જહાં.
શીવ ઉપરરે, જળ ધારા ગળતી મૂકાવશે;
તેનાં પાતક બળશેરે, મુક્તિની પ્રાપ્તી થશે.
જો મુખથી પેટમાંરે, ઉતરત વિષ શીવને ત્યાં;
તો જઠરાગ્નિરે, બાળી ભસ્મ કરત ક્ષણમાં.
એવું દેખીરે, સતિ મનમાં ઝાંખી થઈ;
આ તો વિપરીતરે, અવળી વાત થઇ ગઇ.
શીવને વિષ પીતાંરે, છાંટા પૃથ્વિ પડી ગયા;
તેના સર્પરે, આદિ ઝેરી જીવ થયા.
લીધું વિંછુએરે, વિષ ત્યાંથી આંકડે;
ભોમી વિષનીરે, ખાંણ હવી વિષ ગાંગડે.
એટલે અવનીથીરે, વિષ વૃક્ષ ઉગ્યાં બહુ;
અફિણ આદિરે, પૃથ્વિપર થયાં સહુ.
તેથી ચાલ્યુંરે, વિષ સંસારમાં ઘણું;
શ્રી મહાદેવેરે, સંકટ હર્યું ભક્તજનતણું.

વળણ.

ભક્ત જનનાં વિઘ્ન હર્યાં, સાંભળ પરીક્ષિતરાયરે;
અષ્ટમસ્કંધ શ્રીહરી કથાનો, હવો સાતમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે સપ્તમો-ધ્યાયઃ ॥ ૭ ॥**

* અહિંથી ૭ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† અહિંથી આઠ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.



# અધ્યાય ૮ મો.*

## કડવું ૮ મું-રાગ વેરાડી.

શ્રી શુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિતરાયજી;
વળી સમુદ્ર મથવાને લાગ્યા, દેવ દાનવ જે કહેવાયજી.
પ્રથમ ધેનુ કામદુઘા, ત્યાં આવી તે ઋષીઓએ લીધીજી;
ધર્મકાજ કરીને સંતોષ્યા, વળી મથે સમુદ્ર સંભાળીજી.
ઉચ્ચૈશ્રવા કરી અશ્વ નિકળ્યો, મથતાંમાં તે વારજી;
તે અશ્વની ઇચ્છા કરી બળિરાયે, ફરવા ત્રિભૂવન મોઝારજી.
પછી ઐરાવત હસ્તિ આવ્યો, તે યાચી લીધો સુરરાયજી;
પારીજાતિકનું વૃક્ષજ આવ્યું, તેપણ લીધું મઘવાયજી.
મથન કરતાં કૌસ્તુભ માણક, નિકળ્યું તેજ અપારજી;
શ્રી પ્રભુને કંઠે આરોપ્યું, દેવ દૈત્યે તે વારજી.
પછી અપ્સરા આવી ત્યારે, ગૃહી દૈત્યે હાથેજી;
કલહ ભાંગી સ્વર્ગમાં મોકલી, સૌ સાંનિધ્ય વૈકુંઠનાથેજી.
પછી શ્રીલક્ષ્મી આવીયાં, સાગર મથતાં તેણીવારજી;
દેવદાનવે પૂજા કરીને, પ્રણામ કર્યો નિર્ધારજી.
કરજોડીને આગળ ઉભા, દેવદૈત્ય તેણી વારજી;
ઘણી સ્તુતિ કીધી લક્ષ્મીજીની, વર્ત્યો જય જયકારજી.
લક્ષ્મિજીની દિવ્ય કાંતિ, જોઇ થયા સર્વ પ્રસન્નજી;
ઇંદ્રે પ્રેમ સહિત લક્ષ્મિને, દિધું દિવ્યાસનજી.
દેહધારી સર્વે નદ નદિઓ, સુવર્ણ કળશ લાવીજી;
અભિષેક કારણે પ્રભુએ, ઔષધી આણી તે ભાવીજી.
ગાયોએ પંચ ગવ્ય આપ્યાં, ઋતુ રાજે ફળ ફૂલજી;
એ પ્રમાણે સર્વે સેવી, લક્ષ્મિ સૌ સુખ મૂળજી.
શાસ્ત્ર વિધિએ શ્રીને સર્વે, ઋષિએ અભિષેક કીધોજી;
મધુર મંગળ ગાયન ગાયે, ગંધર્વે યશ લીધોજી.
નર નારીઓ નાચે ગાયે, મૃદંગ મુરજ શંખ વાગેજી;
દિગ્પાલોએ પ્રેમ ભરીને, અભિષેક જળ ત્યાં દીયેજી.
બ્રાહ્મણો વેદ મંત્ર ભણે ને, પિતાજી† વસ્ત્ર આપેજી;
વરૂણ ભ્રમરે વિટેલી વૈજયંતી, માળા કંઠે સ્થાપેજી.
વિચિત્ર આભુષણ વિશ્વકર્માયે, સરસ્વતિએ આપ્યો હારજી;
બ્રહ્માજીએ કમળ આપ્યું, નાગ વર્ગે કુંડળ સારજી.
લક્ષ્મિજી પછી ત્યાંથી, હસ્તે મુખે ચાલેજી;
કુંડળથી મુખડું બહુ શોભે, પેટ પાતળું હાલેજી.

* આ આઠમા અધ્યાયમાં સમુદ્ર મથનના પ્રસંગમાં લક્ષ્મીજી ભગવાનને વર્યાં, ધન્વંતરીનુ અમૃત દૈત્યોએ હરી લીધું અને મોહિની અવતાર થયો તે કથા પ્રસંગ છે. †સાગર.

પીન પયોધર ચંદન ચર્ચિત, કેસરથી લીપેલાંજી;
ઝાંઝરનો ઝમકાર સુંદર, હેમ-વેળપેરે શોભેલાંજી.
પતિતણી ખોળ કરવા માંડી, જોયે દોષ રહિતજી;
ગંધર્વ યક્ષ દેવ દૈત્યને જોયા, દોષ સહિત પતિતજી.
સદગુણ વૃત્તિમાં સ્થિરતાવાળાં, પાત લક્ષ્મિજી શોધેજી;
ધ્યાન ધરે પણ લક્ષમાં ન આવે, જેમ જેમ જ્યાં ત્યાં ગોતેજી.
તપસ્વી* છતે ક્રોધાંધી, જ્ઞાની† છતે અસંગજી;
મોટા‡ છતાં કામદાસ તે, સમર્થ§ છતે ન બલવંતજી.
ધર્મિષ્ટ‖ છતે નવ દયાળું, દાન¶ દે નવ ઇચ્છે મુક્તિજી;
પરાક્રમી× પણ કાળ વસ છે, ગુણ સંગ**રહિતપે ન બેઠી ભ-
ક્તિજી.

દિર્ધાયુષી†† પણ નવ સંસારી, શૃંગારી‡‡ પણ નવ ચિરજી;
દિર્ધાયુષીને શૃંગારી છતે, સ્મશાન વાસી શીવ વીરજી.
પૂર્ણ પુરૂષોત્તમ છે નિર્દોષી, ઇચ્છે ન મુજનો સાથજી;
પણ એ પૂર્ણ પ્રભુ મારો, હજો આ જન્મે નાથજી.
સ્વાશ્રયી ને ધર્મ જ્ઞાની, સર્વ સિદ્ધિના ધારીજી;
એ પ્રભુ મુજના નાથ હજો, ઇચ્છા પુરે દેવ હરીજી.
પ્રેમ ધરી સ્વહસ્ત મધ્યેની, નવિન કમળની માળાજી;
હરીને કંઠે આરોપી લક્ષ્મિયે, ઉભા રહ્યાં ઓશિયાળાંજી.
વક્ષસ્થળ બેસવાની ઇચ્છાએ, જોયું પ્રભુની સામુંજી;
ત્રિલોક પિતાએ ત્રિલોક માતાને, રાખ્યા અંતર સામુંજી.
સૌમ્ય દષ્ટિ કરી પ્રભુએ તવ, આનંદ્યા સર્વ લોકજી;
સંખ તૂર્ય મૃદંગ વાજે, સમી ગયો સર્વ શોકજી.
બ્રહ્મા રૂદ્ર ને પ્રજાપતિએ, પુષ્પવૃષ્ટિ ત્યાં કીધીજી;
દૈત્યો દેખી બળવા લાગ્યા, કે લજ્જા સર્વની લીધીજી.
શ્રી લક્ષ્મીજી યુક્તિ રચીને, વર્યાં વિષ્ણુ મહારાજજી;
દેવદાનવ સૌ આનંદ્યા, સકળ થયાં શુભ કાજજી.
વળી મથતાં વારૂણી મદિરા, સ્ત્રીરૂપ ધરીને આવીજી;
સર્વ મળી તે અસુરને આપી, દૈત્યો તણે મન ભાવીજી.
પછી ધન્વંતરી વૈદ્ય નીસર્યો, અમૃત કળશ લઇ હાથજી;
કળસ જોઇને દૈત્યોને, ચેન પડે નહિ મંન સાથજી.
કળશ અમૃતનો ઝોંટી લીધો, દૈત્યે કરમાંથી તે વારજી§§;
દાનવ સર્વે સુધાને અર્થે, કરે વળગાવળગ અપારજી.

નિર્બળ દૈત્યો એમ વધ્યા, દેવ દાનવનો સરખો ભાગજી;
શ્રમ વેઠયો સર્વેએ સરખો, તેમનો પણ છે લાગજી.
એક દાનવ કહે એ અમો લઇશું, બીજો કહે ન અપાયજી;
અન્યોન્ય તે લડવા લાગ્યા, તવ પ્રકટયા વૈકુંઠરાયજી.
મોહિની રૂપ ધરી પ્રભુ પ્રગટ્યા, શોભાનો નહિ પારજી;
તે દેખી ત્રિભુવન મોહ પામે, શોડષ તન શણગારજી.
મોહિની સ્વરૂપ ધર્યું મહારાજે, મોહે સર્વે જનજી;
એ સ્વરૂપનું રે રાયજી, કોથી નવ થાય વર્ણનજી.
અંગરંગ સુંદર શ્યામળો, અવયવ સર્વે રૂપાળાજી;
સરખા કર્ણમાં આભુષણ શોહે, કપોળ નાસિકા મુખ ઉજમાળાજી
તરૂણાવસ્થાના ભાર થકી, શોહે ઉપડેલાં સ્તનજી;
શરીર તેથી લચી રહ્યું છે, દુષ્ટ નિર્ખતાં થાય પતનજી.
પેટ પાતળું પોયણ સરખું, મુખ સુગંધ અપારજી;
નેત્ર કટાક્ષ પડે સર્વે કોઈ, મોહ ખાઇ તેણી વારજી.
મલ્લિકા ફુલની માળા શીશમાં, કોટની શોભા સુંદરજી;
કંઠે આભરણ ઝગઝગે, ભુજે બાજુબંધ ને અંમરજી.
ચોટલો ભલો શિરે શોભે, તકતકતું કપાળજી;
નિતંબરૂપી બેટ ઉપર, કટિમેખલાનો ચમત્કારજી.
ચરણ તણા ઝાંઝર મધ્યેથી, રણઝણ થાયે નાદજી;
દેવ દૈત્ય એ સ્વરૂપ જોઇ, વિસર્યા ધર્મ સાક્ષાતજી.
મોહિની અવતારના હાવભાવ, ને હલવાનો લેહેકાટજી;
ઉલાળેલી ભ્રમરના વિલાસથી, કામને થયો ઉચાટજી.
રખે એ મુજનું આસન લે, કાઢે મુજને મારીજી;
રતિનારીએ ગર્વ તજ્યો, શોભા જશે આ ફરીજી.
દૈત્ય સર્વમાં કામ વ્યાપ્યો, ભૂલ્યા મુકી વઢવાડજી;
એ નારીનો ઠમકો સાંભળી, દોડયા તેણી વારજી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ નિવાસી, મોહ્યા જન સૌ કોયજી;
જેણે સ્વરૂપ મોહિનીનું દીઠું, તન્મય તે જોયજી.

વળણ.

તન્મય સ્વરૂપ નિર્ખિ, ભુલ્યા જન સૌ ત્યાંયરે;
શ્રી ભાગવત અષ્ટમસ્કંધનો, થયો અષ્ટમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે અષ્ટમો-ધ્યાયઃ ॥૮॥**

---

* દુર્વાસા. † બ્રુહસ્પતિ ‡ બ્રહ્મા. § ઇંદ્ર. ‖ પર્શુરામ. ¶ શિબીરાજા. × શહસ્ત્રાર્જુન. ** સનકાદિક. †† માર્કંડેય ઋષિ. ‡‡ હિરણ્યકશિપુ. §§ જ્યારે દૈત્યે કળશ ઝોંટી લીધો, ત્યારે દેવતા ભગવાનને શરણે ગયા. તે વખતે ભગવાને કહ્યું કે, મુંઝાઓ નહિ, દૈત્યોમાં પરસ્પર કજીયો ઉત્પન્ન કરી મારી માયાના બળથી તમારૂં કાર્ય સિદ્ધ કરીશ.

# અધ્યાય ૯ મો.*

## કડવું ૯ મું–રાગ વેરાડી.

શ્રી શુકદેવ એમ કહે, સુણ પરીક્ષિત રાયજી;
દૈત્યો વઢવા લાગ્યા, કવણ ચમત્કાર ત્યાં થાયજી.
સ્નેહ તજી લૂટારા પેરે, અમૃત માટે કરે મારામારજી;
તેટલામાં મોહિની ભાળી, વળ્યા તે તર્ફ તે વારજી.
આ રૂપવતિ કાંતિમય અબળા, જુવાનોને જોરેજી;
ઠમઠમ પગલાં ઉપાડીને, ચાલે છે બહુ તોરેજી.
એમ કામાતુર થઈને સર્વે, આવ્યા તેની પાસજી;
પ્રશ્ન પૂછયું મુખડું ભાળી, મુકી સર્વે નિશ્વાસજી.†
હે સુંદરી, કમળસમ નેત્રાળી, અમમનને દાહવે કેમજી;
કયાંથી આવી? શું ઇચ્છે છે? કોણ તમો છો, કોણ તર્ફ છે પ્રેમજી.‡
દેવ દૈત્ય સિદ્ધ ગાંધર્વ કિન્નર, લોકપાળની નથી નારજી;
તો મનુષ્ય નારી કહાવે કયાંથી, કહે તારો વિસ્તારજી.
અમારી ઇચ્છા કરવા પૂરણ, શું પ્રભુએ તુજને પ્રેરીજી?
કે સ્વેચ્છાથી મદનાક્ષી પધારી, કરવા સંપી ફરીજી.
હે માનવતિ થા પ્રસન્ન અમપર, કલહ અમારો મિટાવોજી;
બંધુ છતે સૌ વેર બાંધીએ, સમાધાન કરી અમૃત પાવોજી.
સમુદ્ર મથન કરીને મેળવ્યું, અમૃત તે આ વારજી;
કલહ મીટાવી દે સર્વેને, કર અમનો ઓદ્ધારજી.
સુણી વચન હરિ હસ્યા ઝીણું, નેત્ર કટાક્ષથી ભેદ્યાંજી;
ઠમકો કીધો ઝટકો દિધો, કાળજ સર્વનાં વેધ્યાંજી.
પછે નિચી નેણ કરીને મોહિણી, બોલ્યાં હાસ્ય વચનજી;
કશ્યપ પુત્રો હું છિનાળને, થાઓ કેમ સ્વાધિનજી?
ડાહ્યો જન સ્ત્રી કેરો, કરે ન કદિ વિશ્વાસજી;
સ્ત્રી વિશ્વાસ કરે જે જન તે, મૂકે નક્કિ નિશ્વાસજી.
હે અસુર પુત્રો જાણો મનથી, કુતરો ને છિનાળજી;
નવનવાં તે શોધે નિત્યે, કોપર ન તેને વહાલજી.
હાસ્ય વચનથી પ્રેમ ઘેલડા, મુર્ખ અસુર મતિ મંદજી;
પૂર્ણ વિશ્વાસ મૂકયો તેપર, પામ્યા ઘણો આનંદજી.
એ સત્વાદી સાધવી નારી, નવ કરે અધર્મ કેદીજી;
વાજબી ભાગ આપશે સર્વેને, શિર છેદશું અધર્મ જેદીજી.
એમ મોહિની રૂપ દેખી દૈત્યને, ન રહી શુદ્ધ શરીરજી;
મોહિનીએ મોહ પમાડી દૈત્યનો, લીધો સુધા કળશ નીરજી.
દૈત્ય મોહ પામી આસકત હવા, તેથી બળ નવ ચાલ્યું લગારજી;
કળશ અમૃતનો લીધો હાથમાં, મોહિનીયે તેણીવારજી.
પછી દેવ દૈત્યને કહે મોહિની*, બેસો થઇ એક હારજી;
સામસામા તમો બેસજો, બોલ્યા વિશ્વાધારજી.
દેવ દૈત્ય સર્વે ટોળે મળી બેઠા, કીધી એકજ હારજી;
મોહિનીએ તવ અમૃત કળશને, લીધો હસ્તમાં તે વારજી.
દેવદાનવ પંક્તિએ બેઠા, સભા મધ્યે મોહિની આવ્યાંજી;
લટકાળી ચાલ નિહાળી સર્વેને, મનમાં અતિસે ભાવ્યાંજી.
મોહિનીના સાથળ સુંદર, હાથલી કોરના જેવાજી;
નિતંબ ભારથી ચાલે મંદમંદ, નેત્ર મદથી છે વિંચેલાજી.
રેશમી વસ્ત્ર અંગે શોહે, સુવર્ણ ઝાંઝર ઝમકેજી;
સ્તન ઘડારૂપ શોભે છે, કાને કુંડળ લટકેજી.
કાન નાક ને ગાલ મુખડું, એકેકથી ઉપમા ભારીજી;
હસ્ત મધ્યે કળશ રાખ્યો, વેહેંચવાની કીધી તૈયારીજી.
લક્ષ્મીથી લક્ષ વધુ શોભે, વિષ્ણુથી વિશેષજી;
સ્તનને લટકે ખસે છેડો, તે વેશ વર્ણવિ ન શકે શેષજી.
સમયે સ્તનપર સમયે નિચે, વસ્ત્ર થાએ અળગુંજી;
મોહ પાસથી અંધ થયા સૌ, જાણે મોહે ભુત વળગ્યુંજી.
દૈત્યને અમૃત આપવું તે, સર્પ દૂધને પેરજી;
હરીએ ઇચ્છિયું દેવને દેવા, દૈત્ય ટાલા કાઢવા ઘેરજી.
ભેદ પ્રપંચ કીધો શ્રીહરીયે, અમૃત પાવામાં છળ કીધુંજી;
નેણનું મટકું મારી કરીને, પાત્ર તે કરમાં લીધુંજી.
દૈત્યને છળ ભેદ કરી ટાળ્યા, ને દેવને હરી પાયજી;
છળ કરી દાનવ રાખ્યા દૂર‡, શ્રી સ્વામિ વૈકુંઠરાયજી.

---

*આ નવમા અધ્યાયમાં મોહ વશ થયેલા દૈત્યોએ અમૃતનું પાત્ર ભગવાનને આપી દઈ, ભગવાને તેઓને છેતરી દેવતાઓને અમૃત આપ્યું એ કથા પ્રસંગ છે.

† મોહિનીનું સ્વરૂપ જોઇને કામાતુર થયેલા દૈત્યોએ એમ વિચાર્યું કે એ આપણે પ્રાપ્ત થાય તો ઠીક; અને એનાથી કોનું ભાગ્ય ઉઘડશે એવા વિચારે નિશ્વાસ મૂકયો.

‡ કોની તરફ પ્રીતિ કરો છો અર્થાત્ કોણ તમારા ધણી છે.

* મોહિનીરૂપ ભગવાને સરત કીધી કે હું યોગ્ય અથવા અયોગ્ય જે કાંઇ કરું તે તમે કબુલ રાખો તો તમને અમૃત વહેંચી આપું. એ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું સાંભળી તેના પ્રપંચને નહિ જાણનાર તે દૈત્યોએ હા પાડી.

† દેવ દૈત્યો નાહી ધોઇ, ગમે તેવાં વસ્ત્રો પહેરી, દર્ભોને ઉગમણી અણી કોર રાખીને તે પર બેઠા.

‡ દેવ દૈત્યને અમૃત વેહેંચી આપવાની ગોઠવણ મોહિનીએ એવી કીધી કે જેથી દેવનેજ ભાગે અમૃત આવે પણ દૈત્યોને ભાગે અમૃત આવે નહીં. એટલે અમુક અમુકને આંતરે દેવ દૈત્યને બેસાડયા ને જ્યાંથી ગણે ત્યાંથી નવમો જે આવે તેને અમૃત આપ્યું, તેથી સર્વે અમૃત પીનારાઓ દેવતાજ આવ્યા, ને દૈત્યો રહી ગયા. પ્રથમથી મોહિનીએ સરત કીધી હતી કે હું જે કરું તે તમારે માન્ય કરવું ને તેથી દૈત્યોથી પ્રથમ કંઈ પણ બોલાયું નહિ.

રાહુ દાનવ જાણી ગયો તે, આવ્યો દેવની પાસજી;
રવિ શશીની વચમાં બેઠો, મન સુધા પીવાની આશજી.
તવ સૂર્ય ચંદ્રે કરી સમસ્યા, નેત્ર પલ્લવી ત્યાંહેજી;
આ રાક્ષસ સાથમાંથી દાનવ, આવી બેઠો છે આંહેજી.
ત્યારે ચક્ર લઇ હરીયે છેદ્યું, રાહુનું શીર તેણી વારજી;
તેને કંઠ થકી ઉતરવા ન દીધું, અમૃત અંશ લગારજી.
મસ્તક અમર થયું દાનવનું, એ અમૃતનો મહિમાયજી;
તેથી રવિ શશીથી વૈર કરે એ, ગ્રહણ સમય જવ થાયજી.
દેવે પ્રભુનાં ચર્ણ સેવિયાં, માટે અમરજ કીધાજી;
સૌ દૈત્ય પ્રભુથી વિમુખ હતા માટે, મોહનીયે નવ દીધાજી.
તેથી અમૃત ન પાયું દાનવ, હવા કલેશ વિભાગીજી;
દેવ સર્વને અમર કર્યા તે, કૃપા° પ્રભુની સોહાગીજી.
દેવતાને અમૃત પાયું, દૈત્ય ભરાયા રોષજી;
મોહિનીએ નિજ સ્વરૂપ ટાળી, ધર્યું સ્વરૂપ વિશ્વેશજી.
અમૃત મંથનમાં શ્રમ છે સરખો, પણ દૈત ન પામ્યા લેશજી;
પ્રભુદાસ દેવ હતા તેથી, આપ્યું અમૃત વિશ્વેશજી.
શંખ, સારિંગ, કૌસ્તુભમણી, વળી નિકળ્યાં રત્ન નિરધારજી;
ચૌદ રત્નો એજ પ્રમાણે, નીકળ્યાં તેણી વારજી.
તેહ ચતુર્દશ શી રીતે તેની, એકત્ર કરી સંખ્યાયજી;
મુનિવર મુજને કૃપા કરી કહો, વદે પરીક્ષિતરાયજી.
લક્ષ્મી[1] કૌસ્તુભ[2] નામે મણા ને, પારિજાતિકનું[3] વૃક્ષજી;
મદિરાકુંભ[4] ને વૈદ્ય ધન્વંતરિ[5], ચંદ્રમા[6] નીકળ્યા સમક્ષજી.
કામદુઘા[7] ગૌ ગજ ઐરાવત[8], અપ્સરા[9] રંભાયજી;
સપ્ત મુખી હય[10] સુધા કલશ[11], હરી ધનુષની[12] અતિ શોભાયજી.
શંખ[13] નૌતમ વિષ કલશ જે, હલાહલ[14] કહેવાયજી;
શુક કહે સુણ પરીક્ષિત એ, રત્ન તણી સંખ્યાયજી.
એ રત્ન કાઢ્યાં જળનિધિમાંથી, પ્રભૂ શ્રીવૈકુંઠરાયજી;
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, હવો નવમો અધ્યાયજી.

વળણ.

નવમો અધ્યાય હવો પૂરણ, કૃપા શ્રીહરીયે કરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, સાધુજન બોલો શ્રી હરીહરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે**
**નવમોધ્યાયઃ ॥૯॥**

---

# અધ્યાય ૧૦ મો.*

**કડવું ૧૦ મું–રાગ ધન્યાશ્રી–ચાલ ટેકની.**

શુકદેવ ભણે સુણ પરીક્ષિત રાય, શ્રીહરીનો યશ મહિમાય;
કચ્છપરૂપ ધરીને મોરાર, રત્ન ચતુર્દશ કાઢ્યાં બહાર.
દેવતાએ અમૃત પીધું સહી, તેહ વારતા દાનવે લહી;
સુધાપાન કર્યું સુરરાય, અમર હવા સર્વ દેવતાય.
એ મહાબળીયા સુર હતા સહી, હવે એકે જીતાશે નહીં;
આપણને છળે છેતરી, અમૃત દેવને પાયું હરી.
સર્વ દૈત્ય વિમાસણ કરે, હવે એ માર્યા નહિ મરે;
અમૃત પીધાથકી સુર સર્વ, મનમાં ધરવા લાગ્યા ગર્વ.
તેત્રીશ કોટિ ત્યાં તત્પર થાય, મઘવાને† મંદીર જાય;
સાંભળીયે સુરપતિ મહારાજ, હવે આપણાં સીધ્યાં કાજ.
દૈત્ય આપણને દુઃખ દેતા ઘણું, બળ કાંઇ ન ચાલે આપણું;
હવે જઇ રાક્ષસને મારીયે, શોધી જ્યાં ત્યાંથી સંહારીયે.
કો કહે બળીને બંધન કરી, લાવું એકલો હું કર ધરી;
કો કહે દાનવ સૌને હણી, લાવું રિદ્ધિ સહુ રાક્ષસ તણી.
કો કહે શત્રૂને હણીએ, એનો ભય હવે ન ગણીયે;
એવાં અમરનાં સુણી વચન, હવું પ્રસન્ન મઘવાનું મન.
અમર હવા માટે સૌ દેવ, જઇ રાક્ષસને પીડે તતખેવ;
દૈત્ય તણાં હતાં જ્યાં ધામ, અમર આવી કરે સંગ્રામ.
દેવ‡ અતિ વૈર દાનવથી કરે, મનમાંહે સુરાતન ધરે;
તવ બળીરાયને§ હવું જાણ, મહા ક્રોધ ચડયો નિરવાણ.
સૈન્ય‖ સૌ તત્પર કીધું સહી, સંગ્રામ માંડયો સુર સામો જઇ.

---

* આ દશમા અધ્યાયમાં દૈત્યોએ યુદ્ધ મચાવતાં તેઓની માયાથી દેવતાઓ મુંઝાયા તે વખતે ભગવાન્ પ્રકટ થયા એ કથા પ્રસંગ છે.

† અહિંથી દશ લીટીનો સંબંધ મૂળ ભાગવતમાં નથી.

‡ કવિ "વલ્લભ" લખે છે કે દેવો દાનવસુ ઘણું જેર કરે છે, પરંતુ મૂળ ભાગવતમાં તો નિચે પ્રમાણે છેઃ–દૈત્યો શત્રુ એવા દેવતાઓની અમૃતથી વૃદ્ધિ થતી જોઇ અસહનતાવાળા દૈત્યો દેવતા સામે લડવા તૈયાર થયા ને તેથી યુદ્ધ થયું છે.

§ બળીરાજા વૈહાયસ નામના વિમાનમાં બેસી લડવા આવ્યો. એ વિમાન ઈચ્છામાં આવે ત્યાં જનારૂં ને ઘડીકમાં દેખાય ને ન દેખાય એવું વિચિત્ર હતું.

‖ નમુચિ, શંબર, બાણ, વિપ્રચિત્તિ, અયોમુખ, દ્વિમૂર્ધા, કાલનાભ, પ્રેહતિ, હેતિ, ઇલ્વલ, શકુનિ ભૂતસંતાપ, વજ્રદંષ્ટ્ર, વિરોચન, હયગ્રીવ, શંકુશિરા, કપિલ, મેઘદુંદુભિ, તારક, ચક્રદ્દ, શુંભ, નિશુંભ, જંભ, અરિષ્ટ, ઉત્કલ, નેમી, ત્રણપુરનો સ્વામી મયદાનવ, પૌલોમ, કાલેય અને નિવાતકવચ આદિ દૈત્યો કે જેઓને અમૃતનો ભાગ નહિ મળતાં ફક્ત કલેશનોજ ભાગ મળ્યો છે અને જેઓએ રણમાં ઘણીવાર દેવતાઓને જીતિ લીધા છે તેઓ સિંહનાદ કરી મોટા શબ્દવાળા શંખ વગાડતા દૈત્યો દેવ સામા લડવાને આવ્યા હતા.

ક્ષીર સાગરને સુંદર તીર, લડે સુભટ થઇ ભડવીર;
તુમુલ યુધ્ધ થયું તે વાર, લડે અશ્વારે અશ્વાર.
પેદળ સાથે લડે પેદળ, હાથી સાથે હાથી દળ;
રથી સાથે રથી ત્યાં લડે, સુભટ લડે આખડે ને પડે.
'દૈવાસુર' સંગ્રામનું નામ, લડતા નવ રાખ્યો કો ઠામ.
જોદ્ધને ભાત ભાતનાં વાહન,રીંછ દીપડાપર કીધાં આસન;
બગલાં શશલાં ને મગરમચ્છ, મૃગ પાડા પર ને મનુષ્ય.
એમ જળના સ્થળના જંતુ જેહ, વાહને આણ્યા છે તેહ;
સજ્યાં બખતર તાટર ને તોપ, શસ્ત્રને કીધા છે સુંદર ચાપ.
એવા યોદ્ધા મહા બળવાન,લડવા લાગ્યા સમાને સમાન;
દેવ દૈત્યનો હવો સંગ્રામ, મહા અતુલ યુદ્ધ તે ઠામ.
દુંદુભિ ભાતભાતી ગડગડે, મહા સુભટ તે રણમાં વઢે;
દૈત્ય કટકતણો નહિ પાર,સંખ્યા બોતેર ક્રોડ* વિસ્તાર.
યુદ્ધે પામે ન કો તે હાર, ઇન્દ્ર સહિત લડે તે વાર;
મઘવા મન નાદે ગડગડે, ઐરાવત હસ્તીપર ચડે;
સુર સર્વની કરવા પક્ષ, વઢવા આવ્યો શક્ર પ્રત્યક્ષ;
કરવા માંડયું તેઓએ દ્વંદ્વ યુદ્ધ,બળિરાય ને ઈન્દ્ર મહા ક્રુદ્ધ;
તારકાસુર સાથે કાર્તિક સ્વામિ,હેતિના સાથે વરૂણ પરાક્રમિ.
પ્રહેતી સાથે મિત્રદેવ, કાલનાભ ને યમ રાજેય;
મયદાનવ વિશ્વકર્મા સૂર, ત્વષ્ટા દેવ ને શંબરાશુર.
સવિતા સામે વિરોચન, અપરાજિત ને નમુચીને ધન;
અશ્વિનીકુમાર ને વૃષપર્વા, બાણાસૂર ને સૂર્ય દેવા.
રાહુ સાથે ચંદ્રમા લડે, પુલોમા સાથે વાયુ આથડે;
નિશુંભ ને શુંભ છે બે શૂર, ભદ્રકાલી વળગ્યાં છે બે ઉર.
જંભ દૈત્ય સાથે વૃષાકપી, મહિષાસુર. ને વિભાવસુ અતિ;
બ્રહ્મ પુત્રો બાઝયા છે પૂરા, ઇલ્વલ વાતાદિના કરે ચૂરા.
કામદેવ સામો દુર્મર્ષઆવિયો,માતૃગણ સામો ઉત્કલ ન ફાવિયો;
શુક્ર ને ગુરૂનું યુદ્ધ વિચિત્ર, નરકાસુર ને શનિ લડે તત્ર.
નિવાતકવચ મરૂતને વળગે, કાલેય વસુદેવ નવ છુટે;
પૌલોમ સાથે વિશ્વેદેવ, ક્રોધવશ સામા રૂદ્ર અવશ્ય એવ.
એમ યુદ્ધ મચ્યું મહા ઘોર, પડે આખડે ને શેહોરબકોર;
દ્વંદ્વ યુદ્ધમાં નવ રાખી બાકી, જીત્યા ગણાયા બડભાગી;
કંઇના હસ્ત કપાયા કર્ણ, સાથળ જાંઘ ને કપાયા ચર્ણ.
દૈત્ય પડયા ભૂમિમાં બહુ, બળિને જાણ થયું એ સહુ;
ક્રોપિઓ બળિ તેણીવાર, આવ્યો મઘવા સમિપ કરતો માર.

* મૂળ ભાગવતમાં દૈત્યની સંખ્યા લખી નથી.

કીધો ધનુષતણો ટંકાર, ઇન્દ્રપર સાંધ્યાં બાણ ૭ ચાર;
ત્રણ છોડિયાં ઐરાવતપર, ચાર છોડ્યાં અશ્વ ને રથ.
એક મહાવતપર મુકયું બાણ, ઈંદ્રે કાપ્યાં કરી ધનુસંધાણ;
કોપિ બળિએ ઉપાડી સાંગ, ઈંદ્રે તાત્કાળ કીધી તે ભંગ.
બળિ થયો તવ અંતરધ્યાન, માયા કરીને મુકિયાં બાણ;
દાવાગ્નિ ત્યાં બળવા લાગ્યો, શિલા વરસાદથી ભય વ્યાપ્યો.
વાયુ પ્રેર્યો બલિયે બળિયો, મઘવા દેખીને ખળભળિયો;
ધર્યું ધરણીધરનું ધ્યાન, પ્રકટ હવા શ્રી ભગવાન.
ગરૂડે ચડી આવ્યા વૈકુંઠ રાય, અમર સર્વ તણી રક્ષાય;
કાળનેમી દૈત્ય છે એક, મહાપરાક્રમી વિર વિવેક.
તે ભગવંત સામો ધસ્યો, મહા ક્રોધ પૂરીત નવ ખસ્યો.
બાણ મૂકયાં અપરિમિત એવ, અવિનાશ ઉપર તત્ખેવ
અંધકાર બહુ હવો તેવ, ધસ્યા મઘવા અને સર્વ દેવ.
ચોપાસ કરે મારામાર, મહાતીવ્ર આયુધની ધાર;
પરીઘ સાંગ ત્રિશૂલ ભાલા ખળકે, ખડગ અણીઓ બહુ ઝળકે.
માયા કીધી રાક્ષસે તેવાર, વરસાવા પાષાણની ધાર;
અંતરિક્ષ અંધારૂં બહુ કીધું, દેવસેનામાં ભંગાણ દીધું
નેમી પહોંચ્યો ગગનની માંહિ,ફેંકે બહુ વિધ બાણ ત્યાંહિ;
અકળાવ્યા દેવ સૌ ત્યારે, કોપ્યા પુરૂષપુરાણ તેવારે.
ક્રોધ ધરી શર મૂકયાં અનંત, રાક્ષસી માયાનો કીધો ભંગ;
પ્રત્યક્ષ દિસ્યો કાળનેમી ત્યાંહે, ચક્ર માર્યું તેના શીશ માંહે.
બળિ પ્રધાનને પતન કીધો, દેવે દુંદુંભી ડંકો દીધો;
માલિ સુમાલી નાંખ્યા કાપી, માલ્યવાનને યમપુરી આપી.
અતુલ† યુદ્ધ હવું તે ઠામ, દેવ દૈત્યનો મહા સંગ્રામ;
રાક્ષસ અમરનો વર્ત્યો માર, મૂર્ચ્છિત થઈ પડતા ભુમો઼ઝાર
અમર ઇન્દ્ર અવિનાશી હરી, હણે રાક્ષસને ક્રોધે કરી;
આયુધ તીવ્રતણા બહુ માર, રણમાં વર્ત્યો હાહાકાર.
દૈત્ય માત્રને ફરી જગાડયા, મારી રણક્ષેત્રમાં પાડયા;
બળીરાય યુદ્ધે અતિ લડે,ક્રોધે દેવ દૈત્ય અમર સૌ વઢે.

વળણ.

દેવ દાનવ વઢે ક્રોધે, સાંભળ પરીક્ષિત રાયરે;
એ અષ્ટમ સ્કંધ હરીકથાનો, હવો દશમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દશમો-
ધ્યાયઃ ॥૧૦॥**

---

† અહિંથી અગિયારમા અધ્યાયની વાત શરૂ થાય છે.

# અધ્યાય ૧૧ મો*

**કડવું ૧૧ મું–રાગ આશાવરી.**

શ્રી શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિતરાય;
દેવ દાનવતણું રણમાં, યુદ્ધ દારૂણ થાય.
બાણ વૃષ્ટિ કરે ઘણી, જેમ મેઘ મૂશળ ધાર;
ઈંદ્ર ઐરાવત ચડી આવ્યો, સુરની કરવા વહાર.
પછી યુદ્ધ દારૂણ મંડાયું, વરતાયો સંગ્રામ;
બળિરાય મહા ક્રોધે બળતો, આવ્યો તેણે ઠામ.
અદૃશ્ય અવિનાશી હવા, રણમાંથકી મોરાર;
તવ ધસ્યા દાનવ આવીયા,મન ધરી ક્રોધ અપાર.
ઈંદ્ર સામો આવીયો, સંગ્રામ માટ બળીરાય;
ઈંદ્રને બળીરાયનું, મહા યુદ્ધ દારૂણ થાય.
મેઘ મારૂત અગ્નિ આદે, અમર જે કહેવાય;
દેવ દૈત્યો વઢે અતિશે, ક્રોધ મન નવ માય.
સુરેંદ્ર પોતે ગજે ચઢયો, શીર કનક છત્ર પ્રચંડ;
વજ્ર આયુદ્ધ ધર્યું કરમાં, જેવો અંતક દંડ.
બંદિજન બહુ શૂર ચડાવે, વીરરસ ત્યાં ગાય;
રણ પંચ શબ્દ વાજીત્ર વાજે,દુંદુભિના શબ્દ થાય.
ઐરાવત હસ્તી ઉપરથી, મારતો મઘવા† બાણ;
મહા સુભટ બળિયા પરાક્રમી,રાક્ષસ તજે રણ પ્રાણ.
બાણ વૃષ્ટિ કરે બહુ, મહા ક્રોધશું બળિરાય;
બોતેર ક્રોટી દૈત્ય બળિયા, સૈન્યની સંખ્યાય.
બળીરાય હસ્તીએ ચડી, આવ્યો મઘવા પાસ‡;
દાનવ આવ્યા સામટા, અમરને પમાડયો ત્રાસ.

બહુ બાણ માર્યાં ઈંદ્રે, બળિરાયને તે વાર;
વિમાનથી બળિ ઢળી પડયો, વર્ત્યો ત્યાં હાહાકાર.
એ જોઇને ધસ્યો ત્યાં, જંભાસુર મહાબળવંત;
ઈંદ્ર રાયને મારવા, કકડાવ્યા વજ્રદંત.
સહસ્રાક્ષ પ્રત્યે વદે વાણી, જંભાસુર* જે કહેવાય;
તમો† જાણો છો જે દૈત્ય ભાગ્યા, યુદ્ધથી રણ માંય.
સન્મુખ ઊભા છઉં અમો, કરવા મહા સંગ્રામ;
હવે વીર હોય તે આવજો,એમ વચન કહે તે ઠામ.
પછી અન્યોન્ય યુદ્ધ દારૂણ, મંડાયું તેઠાર;
ગુર્જ ગોળા પરીઘ ફરશી, ચક્રના બહુ માર.
ભોગળ મુદ્ગળ ગદા ખડ્ગ, ને બાણનો નહિ પાર;
પટા સાંગ ત્રિશૂળ ભાલા, ગૃહી કરતા પ્રહાર.
ટોપ ટાટર સલે બખતર, સર્વ છેદન થાય;
જીવરખી અંગરખી ભેદી, સોંસરા શર જાય.
પાખર થકી વાહનથી, રણ પડે મહા અસ્વાર;
શૂર ચક્રી શૂર થાતો, હવો તે હાહાકાર.

---

* આ અગિયારમા અધ્યાયમાં દેવતાઓ દૈત્યોને મારવા મંડયા તેઓને તેમ ન કરવાને નારદજીએ કહ્યું અને શુક્રાચાર્યે મુવેલા દૈત્યોને પાછા સજીવન કર્યા એ કથાપ્રસંગ છે.

† પ્રથમ બાણ છોડતાં ઈંદ્રે બળિને કહ્યું:–હે મૂઢ,જેમ છોકરાઓની નજર બંધ કરી નટ તેઓનું ધન હરી લે છે, તેમ તું પણ અમે કે જેઓ માયાના સ્વામી છિએ તેઓને માયાથી જીતવાને ઇચ્છે છે. જે લોકો માયાથી સ્વર્ગમાં આવવાને ઇચ્છે છે અને જેઓ સ્વર્ગથી પણ ઉંચે જવાને ઇચ્છે છે તે અજ્ઞાન ચોર લોકોને તેઓના પેહેલા સ્થાનકથી પણ નીચે ફેંકી દઉં છું એવો હું, દુષ્ટ માયાવી એવો તું, તેનું માથું આ સો ધારવાળા વજ્રથી કાપી લઇશ. માટે તારે જે સંબંધી જનોને મળવું હોય તેને મળી લે. [ મૂ. ભા.

‡ ઇંદ્રનું ઉપલું વેણ સાંભળી બળીયે ઈંદ્રના બોલ્યાનો ઉત્તર આપ્યો કે–સંગ્રામ કરતાં જેઓનાં કર્મ કાળ વશ છે, એવા સઘળા લોકોને કીર્તિ,જય, પરાજય, અને મરણ અનુક્રમથી થાય છે.સઘળા લોકો કાળને આધીન છે એમ વિદ્વાન્ પુરૂષો જાણે છે, માટે તેઓ કોઇ વાતમાં હર્ષ તથા શોક કરતા નથી. પણ એ બાબતમાં તમે દેવો અજ્ઞાન છો. તમે તો જેઓ કીર્તિ અને જય વગેરેમાં પોતાનેજ કર્તા માનો છો અને તેથી સાધુ પુરૂષોને ખેદ કરવા યોગ્ય છો તેઓનાં વચનને અમે સ્વીકારતા નથી. એ પ્રમાણેનાં વાક્યો સાંભળતાંજ ઈન્દ્રે એ બળીરાજાની ઉપર અમોઘ વજ્ર નાખ્યું, જેથી તે વિમાન સહિત ધરતી ઉપર પડયો. [મૂ. ભા.

* બળીરાજાનો મિત્ર અને સંબંધી જંભાસુર પોતાના મિત્રને પડી ગયેલો જોઇ મુવેલા મિત્રની પણ મિત્રાઇ સાચવવા માટે ઇંદ્રની સામો આવ્યો. સિંહપર બેઠેલા જંભાસુરે સામે આવી વેગથી ગદા ઉપાડી ઇંદ્રની હાંસડીમાં મારી અને તેના હાથીને પણ મારી, તે વખતે તે હાથી ગોઠણભર થઇ ગયો. તેટલામાં હજાર ઘોડા જોડેલો રથ માતલિ સારથીએ આણ્યો, તેમાં બેસીને ઇન્દ્ર લડવા ગયો. તે વખતે જંભાસુરે બળતા ત્રિશૂળનો માતલિના પર ઘા કર્યો, તે માતલિ સહન કરી રહ્યો પણ તેટલામાં ક્રોધ પામેલા ઇન્દ્રે વજ્રથી તે જંભાસુરનું માથું કાપી નાખ્યું. જંભાસુરના મોતના સમાચાર સાંભળી નમુચિ, બળ અને પાક નામે ત્રણ દૈત્યો લડવાને આવ્યા. તેઓ ઇન્દ્રપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યા. બળ દૈત્યે હાથ ચલાકીથી ઇંદ્રના હજાર ઘોડાને તેટલાંજ બાણથી વિંધી નાખ્યા, પાક દૈત્યે એકજવાર સાંધીને મૂકેલાં બસો બાણથી માતલિને તથા રથનાં સઘળાં અંગોને જુદાં જુદાં વીંધી નાખ્યાં અને નમુચિ દૈત્યે સોનાનાં પુંખવાળાં પંદર મોટાં બાણોથી યુદ્ધમાં ઇન્દ્રને વીંધી મેઘની પેરે ગર્જના કરી ઈન્દ્રને ઢાંકી દીધો. બળ અને પાકનું માથું પછી ચક્રથી કાપી નાખ્યું.

† અહિંથી માંડી ૨૧ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

ભાથા ખૂટે કવચ તૂટે, ઊઠે અગ્નિ જ્વાળ;
રથ ચૂર્ણ થાય વૈમાન ભાંગે, વઢે વીર વિકાળ.
દૈત્યે સર્વે વિંટીયા સુર, રાય જે કહેવાય;
કુંડે ઘાલ્યો હસ્તિને જ્યમ, મહા માર ચોગમ થાય.
ઐરાવત સબળો વઢે, કરે સુંઢે ખડ્ગના પ્રહાર;
સાંકળ મારી દૈત્યને, પછાડે પૃથિવી મોઝાર.
કો દૈત્ય ચરણે ચાંપીયા, કો હણ્યા દંતલ ઘાય;
ખડ્ગ સાંકળ મારથી, રણ અસુર ઊડ્યા જાય.
બાણ વૃષ્ટિ શક્ર કરે, મેઘની પેરે ત્યાંહિ;
શર મારથી બહુ અસુર પડે, નહીં રહેવાય રણમાંહિ.
શુરા દૈત્યે ઈંદ્રનો, હસ્તી પમાડ્યો પ્રાણ;
મહા માર મુદ્ગલનો કર્યો, તેથિ પામ્યો તુર્તજ મર્ણ.
મેઘાડંબર સહીત ભોમિપર પડિયો તે સુરરાય;
વળી રથ આરૂઢ મઘવા હવો, તે દૈત્ય સામો ધાય.
જળ ભર્યાં જેમ વાદળાં, તેમ ચાલતા માતંગ;
શબ્દ કરતા કુંડે ફરતા, શોભે શ્યામળ રંગ.
પંચાશ કોટી ભૂમંડળ તે, ચડયું બાણે ચાક;
વીર ઝુંઝે પ્રાણ ધ્રૂજે, શૂરા મારે હાક.
વજ્ર મૂકયું સુરપતીએ, આણી મનમાં રીશ;
નમુચિ રાક્ષસ અદ્દષ્ટ* હવો, તેનું નવ છેદાયું શીશ.
આકાશ વાણી તવ હવી, લીલે સુકે પદાર્થે ન નાશ;
વરદાન પામ્યો એ છે, તેથી ગર્વે ફરે આકાશ.
મઘવાએ મન વિચાર્યું, સમુદ્ર ફીણ છે યોગ્ય;
લીલું નહિ સુકું નહિ, નાશ માટે એ ઉપયોગ.
પછી સમુદ્ર ફીણના બાણે, કર્યો અમરે માર;
સર્વાંગ ઢાંકી શીશ છેદ્યું, હવો હાહાકાર.
વળી બાણ† વૃષ્ટિ કરે ઘણી, ગર્જના શબ્દ પ્રચંડ;
ગગનમાં ગર્જના સુણી, ભય પામ્યું બ્રહ્માંડ.

પોતાના ને પારકા, રણમાંય નવ ઓળખાય;
એમ દેવ દાનવતણું રણમાં, યુદ્ધ દારૂણ થાય.
તે વાત બ્રહ્માએ સુણી, વઢી થાશે બહુ સંહાર;
ઋષિ નારદને મોકલ્યા, વારવાને તે ઠાર.
વીણાપાણીએ સમજાવીને, વારીયા બેઉ વીર;
તમો સમાન બળીયા છો, હવે યુદ્ધ તજો રણધીર.
દેવ પ્રત્યે વદે વાણી, નારદ મુનિ તે વાર;
અમર લક્ષ્મી મળિ તમને, હવે આ શો પ્રકાર?
કમલભૂએ વારવા મુને, મોકલ્યો આ ઠામ;
નારદ ઋષિએ સમજાવીને, સમાવ્યો સંગ્રામ.
માંહો માંહે વઢી મરતા, રાખીયા ઋષિરાય;
નારદ ઋષિને પ્રણામ કરી, સૌ સૌને સ્થાનક જાય.
પછી શુક્રાચાર્ય ગુરૂકને, મૃતસંજીવ વિદ્યા અધ્યયન;
ભણી બળિરાયને અભિષેક દઇ, બેસાડયો રાજ્યાસન.
શુક્ર ગુરૂએ મંત્ર ભણીને, જીવાડયો બળિરાય;
દૈત્ય મન આનંદ પામ્યા, જય શબ્દ ત્યાં વરતાય.
જય જયકાર થઇ રહ્યો, રાક્ષસી સૈન્યા માંય;
શુક્રાચાર્યને બળિ નમી બોલ્યો, સ્વામિ ભલી કીધી સહાય.

**વળણ.**

સહાય કીધી ગુરૂજી તમો, અસુર માત્ર એમ કહી રહ્યા;
શ્રી ભાગવત અષ્ટમસ્કંધના, એકાદશ અધ્યાય પૂર્ણ થયા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે એકાદશો-ધ્યાયઃ ॥૧૧॥**

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૨ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી કહે સુણ રાય, ભાગવત કથારે;
એ સાંભળતાં મહા સુખ થાય, જાય ભવની વ્યથારે.
મોહિનીરૂપ ધર્યું વિષ્ણુએ, સૌ મોહ પામ્યારે;
તે શંકરે સાંભળી વાત, જોવા માટે આવ્યારે.

**ચાલ.**

જોવા આવ્યા સદાશીવ, મોહિનીરૂપ શ્રી હરીતણું;
કૈલાશ ગિરીથી પધાર્યા, શું વર્ણન કરી શકું શિવતણું.

---

* પોતાના બન્ને સાથી—પાક ને બળાસુરને—મરણ પામેલા જોઇ નમુચિ રાક્ષસને અતિ ક્રોધ ચડવાથી ઇન્દ્રને મારવાના ઘણા ઘણા ઉપાયો કર્યા, પણ તે વ્યર્થ ગયા. તેમ ઇન્દ્રે પણ વજ્ર માર્યું તથાપિ ડોક કપાઇ નહિ ત્યારે ઇન્દ્રને અતિ ચિંતા થઇ. તેવામાં આકાશવાણી થઈ કે, આ રાક્ષસ લીલી તથા સુકી વસ્તુથી મરશે નહિ, કારણ કે એ રીતે તેણે વરદાન મેળવ્યું છે. પછી વિચાર કરતાં ઈંદ્રને સુઝયું કે સમુદ્રનું ફીણ લીલું તેમ સુકું પણ નથી એમ ધારી તે સમુદ્રફીણથી નમુચિનું મસ્તક કાપ્યું. તે વખતે વિશ્વાવસુ અને પરાવસુ ગાંધર્વો ગાયન કરવા લાગ્યા; અને દેવતાઓ કેસરીસિંહ જેમ મૃગને મારે તેમ દૈત્યોને મારવા લાગ્યા. તે વખતે દૈત્યોનો નાશ થતો જોઇ બ્રહ્માએ મોકલેલા નારદજીએ ત્યાં પધારી દેવતાઓને વારયા.

† બાણાસુર.

* આ બારમાં અધ્યાયમાં મોહિની રૂપના વિલાસ જોવામાં ઉત્સુક થએલા મહાદેવને ભગવાને મોહ ઉપજાવી છળીને પાછી સાંત્વના કરી તે કથા પ્રસંગ છે.

વૃષભારૂઢ પિનાકપાણી, પાર્વતિ સહ ત્યાં આવીયા;
વૈકુંઠમાં શિવ પધાર્યા ત્યાં, સર્વને મન ભાવીયા.
સુણી હરી સામા ગયા, એક આસને બેઠા હરી;
પાર્વતિ લક્ષ્મી મળ્યાં પ્રેમે, હર્ષ શું વાર્તા કરી.
પછી પ્રભૂનું વર્ણન કીધું, શીવે સ્વર્ગભુવન વિષે;
પ્રભૂ અકળ અદ્ભુત,અવિનાશિ છો,તમે વ્યાપીયા વૈરાટરૂપે.
તવ વિષ્ણુ કહે તમ મુજ સ્વરૂપમાં, ભિન્નભાવ તો છે નહીં;
હરિહર અળગા લેખશે તે, અજ્ઞાની પ્રાણી સહી.
તવ શીવ કહે હે હરી ઇચ્છા, એક મારે મન રહી;
મોહિનીરૂપ જોવા તમારૂં હું, કૈલાશથી આવ્યો અહીં.
હે દેવના પણ દેવ તું, જગત વ્યાપક એ પ્રભુ;
આદિ અંત ને મધ્યે વસતા, સચરાચર ત્રિભુવન વિભુ.
નિષ્કામ મુનિ વાંસના તજી, ભજે છે ભાવે કરી;
પૂર્ણ,અમૃત,નિર્ગુણ સ્વામિ,આનંદમય પ્રભુનો નવ અરી.
સર્વમય સર્વથી પર, પરબ્રહ્મ ત્રિતત્વ*રૂપ છો;
ભેદાભેદ રહિત, દ્વૈત અદ્વૈત કારણ ભૂપ છો.
વેદાંતિ પરબ્રહ્મ ગણે, મિમાંસક ધર્મ રૂપ ગણે;
સાંખ્ય કાર્યા કારણથીપર,પંચરાત્ર નવશક્તિ પ્રભુ ભણે.
યોગ જ્ઞાતા પૂર્ણ રીતે, જાણે છે સ્વતંત્ર તને;
અવિનાશી મહા પુરૂષ તું, કળ્યો કયમ આવે મને.
બ્રહ્મા મરીચિ નવ ઓળખે,આ બનાવ્યું તુજ જગત જે;
તો તુંને કયમજ ઓળખે, ઓળખે એકલો ભક્તરે.
વાયુપેરે વ્યાપક સઘળે, સર્વના જ્ઞાતા તમો;
ગુણોથી રમણ કરતાં પ્રભુ,જાણું છું કંઇએક અમો.
પણ મોહિનીનું સ્વરૂપ જોવા,ઇચ્છા છે મુજ મન ઘણી;
હવે તે મુજને દેખાડો, કરૂણા કરી વૈકુંઠ ધણી.
તવ શુકદેવ વાણી ઉચરે, સાંભળી શીવ વચંન;
રાક્ષસ છળવા રૂપ ધર્યું, તે બતાવે મોહંન.
મહાદેવ પ્રત્યે પ્રભુ કહે, એ સ્વરૂપ કામી મન વશે;
કામી પુરૂષને એ સ્વરૂપ વહાલું,તે શીવજી તમને કયમ રૂચે?
પણ ઇચ્છા છે જવ તમતણી, પુરીશ આણી વાર;
મહાદેવજી તમો સોચ કરતા, રખે મન લગાર.
એવી વાણી બોલતા, પરબ્રહ્મ અદ્રષ્ટ હવા;
અંતર્ધ્યાન અવિનાશ થઇને, અન્ય સ્થાનક આવીયા.
વૈકુંઠમાં એક રમ્ય વાડી, પર્મ શોભા તે તણી;
કલ્પતરૂ સુરદ્રુમ ઘણાં, બીજી સુશોભિત રચના ઘણી.

મોહિનીરૂપ ધરી પ્રભૂજી તે, વાડીમાં ઉભા રહ્યા;
શ્રી મહાદેવજી આસન તજીને, વાટિકા જોવા ગયા.
(શિવે) તે વાટિકામાં કન્યા દીઠી, તેવી ત્રિભુવનમાં નહીં;
તે મોહિનીરૂપ મહારાજનું, દેખી શિવ મોહ્યા સહી.
શોડષ તન શણગાર શોભે, મુખ ચંદ્રવત ચળકયા કરે;
ત્રિભુવન જન સર્વ મોહે, મહા તાપસનાં મન હરે.
રૂપે અતિ ઘણી શોભતી, મન ગમતાં વસ્રો ધર્યાં;
કટિમેખલા નિતંબપર, વસ્રો કટીપર સુંદર ધર્યાં.
દડો ઉછાળે મોહિની, ઉંચો નિચો અંગ મરોડ;
કંપિત સ્તન શોભે ઘણાં, કરે ઝાકમઝોળ.
સ્તનપર હાર સુંદર હીલે, મોહે મનડું જનનું;
કડકા કેડના તે કરે, શોભે નૌતમ તનડું.
નિતંબપરથી વસ્ર ખસે, ને કેશ સુંદર શોહે;
ડાબે હાથે બાંધતી કેશ, મુનિવરનાં મન મોહે.
કટાક્ષ મારે કાળજું કોરે, દડો ઉછાળે તાનમાં;
જરા જુએ જરા લજાએ, શિવને નાંખ્યા ગુલતાનમાં.
મંદહાસ્ય સહિત કટાક્ષ માર્યાં, વિવ્હળ થયા સદાશિવ સહી;
પાર્વતીને ત્યજી ઉઠયા, જોવા મોહિનીને તહીં.
દડો ફેંકયો દૂર ત્યાં, લેવા દોડી મોહિની;
ઝીણું વસ્ર પવને ઉડયું, સદાશિવે જોઇ જઇ.
કટીમેખલેથી વસ્ર ઉડયું, નિર્ખ્યું ગૌર અંગ તે તણું;
ભાન ભુલ્યા શીવજી, વૈરાગ્ય ભૂલ્યા તે સઘું.
બહુ ફુટડી, વળી રૂપડી, અર્ધ મિચ્યાં નેણ છે;
મીન મૃગ બે હારિયા, એવા સુંદર નેણ બે.
અણિયાળી આંખે ભાળતી, મોહ બાણ માર્યાં સહેજમાં;
અડપલીઆળી આંખે ઝાંખીને, બતાવ્યું મન હેજમાં.
તેને દેખીને શીવજીને, વિરહ વ્યાપ્યો અતિ ઘણો;
મોહ્યા શંકર મન વિષે, પરવશ પ્રાણ હવો શંભૂતણો.
કામદેવનો પાસ પકડી, શિવ ઉઠયા ઉમિયા મૂકી;
જ્ઞાન ચૂકયું, ભાવ મુકયો, ગયા વૈરાગ નકી ચૂકી.
નગ્ન નારી, બહુ પ્યારી, શીવજી વસ તેને હવા;
પાસે આવ્યા, મન ભાવ્યા,હસી રમણિ તે વશ થયાં.
હસી થોડું, મુખ મોડયું, લજાયલી ઉભી નહી;
વૃક્ષ ઓથે, શિવ જોતે, છુપાવવાને ત્યાં ગઇ.
મન હરાયું, ચિત્ત ચોરાયું, વશ હવા એ દેવ;
હાથિણી કેડે હાથી દોડે,તેમ દોડયા શ્રી મહાદેવ.

* ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલયના કારણરૂપ.

કામાસક્ત હવા શંકર તે, સ્ત્રિ પૂંઠે ધાયા સહી;
આગળ પાછળ જાય દોડયા, રહેવાયે ત્રહેથી નહીં.
વેગે દોડતી અંગ મરોડતી, નારિ કેશ ઝાલ્યા સદાશીવે;
હાથ પકડી, અંગ ઝકડી, આલિંગન કર્યું વિધવિધે.
લીધી પાસે, પ્રેમ આશે, દબાવી સ્વઅંગથી;
કેશ છુટા, નિતંબ મોટા, છુટી ગઇ શિવ સંગથી.
બલાત્કારે, સ્તન ભારે, દિવ્ય રૂપી મોહિણી;
ભાગી વેહેલી, મુકી શીવને, દેવ લીલા જોઇ રહ્યા.
સદાશિવ પૂઠે દોડયા પ્રેમે, કામદેવને વસ હવા;
ગૌ પુંઠે જેમ સાંઢ દોડે, તેમ શીવની થઇ દશા.
ત્યાં વિર્ય દ્રાવ શીવને હવું, મોહિની તો નાશી ગઇ;
મહાદેવજી ત્યાં લજ્જા પામ્યા, અકળગતિ એ શી થઈ.
મહાદેવનું વિર્ય પૃથિવા પડયું, તે ભમિ સુવર્ણની થઇ;
કામાંધ ચયેલા શીવને, નદી ગીરીવરે જોયા સહી.
તવ મોહિનીનું સ્વરૂપ તજીને, સ્વદેહ પ્રભુજી થયા;
માયા યોગ દેખાડયો શંકરને, પ્રભુએ પ્રેમ વચન કહ્યાં.
લજ્જા પામ્યા શીવ કહે, હરી ધન્ય ધન્ય માયા તાહરી;
મોહિનીનું સ્વરૂપ જોતાં, સુધ બુધ નહીં રહી માહરી.
તો અન્યનો શો આશરો, જે દૈત્ય મોહ પામ્યા બહુ;
અમૃત માટે મદ્ય પાયું દૈત્યોને, દેવ અમર કીધા સહુ.
વળી શાશ્રા ગુણ વર્ણવું, એમ શંકર વાણી ઉચરે;
શ્રી મહાદેવજી આજ્ઞા માગી, પાર્વતી કને સાંચરે.
મહાદેવે પાર્વતી પાસ આવી, વાર્તા માંડીને કહી;
પરમેશ્વરની લીલા અકળ, એની ગતી કોયે નવ લહી.
પરમેશ્વરની માયા દુસ્તર, એ તરવા કો સમર્થ નહીં;
સર્વથા જેમ તેમ પ્રભૂજીનું, સ્મરણ કરવું રે સહી.
મોહિની સ્વરૂપ મહારાજનું, શંકર જોવા આવિયા;
કથા શ્રવણે પાન કરી તે, સાધુ જન સુખીયા થયા.
કરૂણા કરે કૃપાનિધિ, સાક્ષાત્ અવિનાશી હરી;
પામે પદારથ સકળ તે, ગર્ભવાસ ન આવે ફરી.

*એ સમે ભગવાન કહે છે–હે સર્વ દેવોમાં ઉત્તમ, મારી સ્ત્રીરૂપ માયામાં મોહ પામ્યા છતાં પણ પાછા તમે પોતાથીજ પોતાની સ્થિતિમાં રહ્યા એ ઘણું સારૂં થયું. અનેક પ્રકારના ભાવને ઉત્પન્ન કરતી, અને અજીતેંદ્રિય પુરૂષોથી ન જીતાય એવી મારી માયા તમ સિવાય આસક્તિ પામેલો બીજો કોઇ પણ પુરૂષ તજી શકેજ નહિ. હું કે જે સૃષ્ટિઆદિનાં કારણરૂપ છું, તેના કાળરૂપ પ્રભાવને લીધે વધતા રજોગુણ વગેરે અંશવાળી આ મારી ગુણમય માયા તમારો પરાભવ નહિ કરે.



વળણ.

ફરી ગર્ભવાસ આવે નહીં, સાંભળ પરીક્ષિત રાયરે;
અષ્ટમસ્કંધ હરી કથાના, હવા દ્વાદશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દ્વાદશોધ્યાયઃ ॥૧૨॥**

---

# અધ્યાય ૧૩ મો.*

## કડવું ૧૩ મું–રાગ સારંગ.

શ્રી શુકજી કહે સાંભળ રાય,સપ્તમ મન્વંતરની કથાય;
સાતમો મન્વંતર જેહ, શ્રદ્ધાવંત રાજા સુણો તેહ.
વૈવસ્વત† મનવંતર અહીં, કથા એહ વિસ્તારની સહી;
સપ્ત ઋષીતણાં જે નામ, તે સાંભળ વર્ણન ગુણગ્રામ.

ચાલ.

કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, નિરધાર, વિશ્વામિત્ર, ગૌતમ શુભકાર;
જમદગ્નિ, ને ભરદ્વાજ, સપ્ત કહ્યા એ ઋષીમહારાજ.
અષ્ટમી ઋષી પત્નિ છે સાર, કશ્યપ ઋષી પિતા નીરધાર;
વામનજી તેના છે નાના બાળ, જાણો વાત તમે નિરધાર.
ત્યાં વામનનો અવતાર, પ્રગટયા પ્રભુ વિશ્વાધાર;
કથા ભવિષ્ય મન્વંતરતણી, વંશાવળી છે એની ઘણી.
જેહ વિશ્વકર્મા દીકરી, સવિતાને પરણાવી તે ખરી;
પુત્રી ત્રણ તેનાં અભિધાન, શુકજી કહે સુણ રાજાન.
એકનું સંજ્ઞા છે નામ, તે શ્રી રવીના પુરે મનકામ;
બીજી પૂત્રી છાયા કહી, ત્રીજીનું નામ વડવા સહી.
સંજ્ઞાને‡ યમાદિ છે બાળ, વડવાના અશ્વિનીકુમાર;
છાયાથકી સાવર્ણિમનુ એવ, એમ પૂત્ર પ્રગટયા તતખેવ.

* આ તેરમા અધ્યાયમાં સાતમાથી આરંભી સઘળા મન્વંતરો, જે મન્વંતરોમાં દરેકના છ છ પ્રકાર છે તે જુદા જુદા કહ્યા છે.

†એ સૂર્યનો પુત્રછે. જે શ્રાદ્ધદેવ એ નામથી પ્રખ્યાત હાલ સાતમો મનુચાલુ છે તે છે, તેનાં સંતાનનાં નામ શ્રી શુકે આ પ્રમાણે કહ્યાછેઃ– ઇક્ષ્વાકુ, નભગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, નાભાગ, દિષ્ટ, કરૂષ, પૃષધ્ર, અને વસુમાન એ દશ વૈવસ્વત (શ્રાદ્ધદેવ) મનુના પુત્ર હતા. તેના વખતમાં આદિત્ય, વસુ, રૂદ્ર, વિશ્વદેવા, મરૂત, અશ્વિનીકુમાર અને ઋભુ એ નામે દેવતા હતા. પુરંદર નામનો ઈન્દ્ર હતો.

‡ સંજ્ઞાને યમ, યમુના અને શ્રાધ્ધદેવ મનુ નામે ત્રણ સંતાનછે.

શનૈશ્વર ને તપતી કન્યાય, તેનો મહિમા કહ્યો નવ જાય;
સંવરણ ને તપતી કન્યા વરી, તેની ખ્યાત સઘળે વિસ્તરી.
અષ્ટમો સાવર્ણિ મન્વંતર સહી જેની કાંતિ વિશેષે કહી;
સાવર્ણિને છે બાળ બે* સહી, બળિ† રાજ ભોગવે ત્યાંહી.
પણ હવડાં તે પોતાનું રાજ, ભોગવે છે પાતાળે આજ;
એ મન્વંતરે સપ્ત ઋષિ થશે, તે હમણાં પૃથ્વિપર વશે.
એક ગાલવ, બીજો દીપ્તિમાન, ત્રીજા પરશુરામ નીધાન;
ચોથા અશ્વત્થામા ઋષીરાય, પાંચમા કૃપાચાર્ય કહેવાય.
છઠ્ઠા ઋષી શૃંગ તે પાસ, સાતમા ઋષી વેદવ્યાસ;‡
હવે નવમા મન્વંતરની કથા, જે કહું તે સાંભળો યથા.
વરૂણ પુત્ર દક્ષ સાવર્ણિ મનુ હશે,§ ધ્રુતિમાનાદિ સપ્તઋષિ થશે;
અદ્‌ભુત થશે ઈંદ્ર ત્યાંય, સ્વર્ગ ભોગવશે સુરકાય.
ઋષભ દેવ|| પવિત્ર અપાર, તે પરમેશ્વરનો અવતાર;
બ્રહ્મસાવર્ણિ¶ દશમો મનુ, ઉપશ્લોક કેરો તે તનુ.
શુંભ એવું નામ છે સાર, તે તો ઇન્દ્ર કેરો અવતાર;
ત્યારે ઈંદ્ર મહા પરાક્રમી હશે, તેની કીર્તિ સઘળે વ્યાપશે.
વિશ્વકસેન× નામે સાર, તે પરમેશ્વરનો અવતાર,
ધર્મ સાવર્ણિ અગિયારમો મનુ, સત્ય ધર્માદિદશ તેને તનુ**.
વિહંગમ્ કામગમ ને નિર્વાણ ઋષિ, દેવ એ ત્રણ મુખી;
વૈધૃતિ ઇન્દ્રનું નામ, તે કરશે મહા ઉત્તમ કામ.
આર્યકુની સ્ત્રી વૈધૃતાથકી થશે, ધર્મસેતુ પ્રભુ અવતરશે;
બારમો રૂદ્ર સાવર્ણિ મનુ,†† મહા બળપરાક્રમ હશે તે તનું.

---

* નિર્મોક અને વિરજસ્કા એ બે પુત્રનાં નામ છે.

† એ વિરોચનનો પુત્ર.

‡ એ સાત સપ્તર્ષિ છે. એ મન્વંતરમાં દેવગુહ્યની સ્ત્રી સરસ્વતીના ઉદરથી સાર્વભૌમ એવે નામે ભગવાનનો અવતાર થશે. તે પુરંદર (સાતમા મન્વંતરના ઈન્દ્ર) પાસેથી ત્રિલોકનું રાજ્ય હરી બળિ રાજાને આપશે.

§ તેને ભૂતકેતુ અને દીપ્તિકેતુ આદિ પુત્રો થશે. પાર અને મરીચિ ગર્ભાદિ દેવતાઓ થશે.

|| આયુષ્યમાનની સ્ત્રી અંબુધારાના એ પુત્ર તે મન્વંતરમાં છે.

¶ ભુરિષેણાદિ તેના પુત્રો છે. હવિષ્માન્. સુકૃત, સત્ય, જય અને મૂર્ત્તિ એ પાંચ તથા બીજા બે મળી સાત સપ્તર્ષિ થશે. સુવાસન અને વિરૂદ્ધાદિ નામના દેવતા એ મન્વંતરમાં થશે.

× પ્રજાપતિના ગૃહ વિષે વિપૂચિ સ્ત્રીથી વિષ્વકસેન પ્રભુ થશે, તે ઇન્દ્રને સહાયકારી થશે.

** અરૂણાદિક સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે.

†† એમનુને દેવવાન્, ઉપદેવ અને દેવશ્રેષ્ઠાદિ તેના પુત્રો થશે. ઋતધામા નામે ઇન્દ્ર થશે. હરિતાદિ દેવતાઓ થશે. તપોમૂર્તિ, તપસ્વી અને આગ્નીધ્રકાદિ સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે.

પરમેશ્વર સ્વધામા* અવતાર, હશે પ્રગટ શ્રી વિશ્વાધાર;
તેરમો દેવસાવર્ણિ† સહી, મન્વંતર થાશે તે આ મહી.
ઈંદ્ર દિવસ્પતિ‡ હશે, તેનો મહિમા ઘણો જગે થશે;
પરમેશ્વર યોગેશ્વર§ સહી, અવતાર પ્રભુનો થાશે આ મહી.
કરશે દિવસ્પતિની સહાય, તેનો યશ આ જુગે ગવાય;
ચૌદમો ઇન્દ્ર સાવર્ણિ|| મનુ છેય, પ્રૌઢ મહિમા તેનો રહેય.
બૃહદ્‌ભાનુ પ્રભુ અવતાર, કર્મકાંડનો કરશે વિસ્તાર;
એ ચૌદ મન્વંતર અવતાર, સંક્ષેપે કહ્યા પ્રથક્ આવાર.
તે સઘળા પરમેશના અંશ, ધર્યા અવતાર સર્વે સુવંશ;
પ્રભૂની પાળે તે આજ્ઞાય, જે ચૌદ મન્વંતર કહેવાય.

વળણ.

આજ્ઞા પાળે મનુ સર્વે, એવો હરી મહિમા કહ્યો;
શ્રીભાગવત અષ્ટમસ્કંધનો, અધ્યાય તેરમો પૂર્ણ થયો.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે ત્રયોદશોધ્યાયઃ ॥૧૩॥**

---

## અધ્યાય ૧૪ મો.¶

### કડવું ૧૪ મું–રાગ મારૂ.

રાય પરીક્ષિત પ્રશ્ન કરે, કહો મનુ-ઈંદ્રનાં કાજ;
કેવી રીતે વર્તે તેઓ, તે કથા કહો મહારાજ.
શ્રી શુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિત રાય;
ચારે યુગમાં શાસ્ત્ર ચારે, યુગવર્ણન વરણાય.

---

* સત્યસહસની સ્ત્રી સૂનૃતાનો એ પુત્ર છે.

† એ મનુને ચિત્રસેન અને વિચિત્રાદિ તેના પુત્રો થશે. સુકર્મ અને સુત્રામ નામે એ મન્વંતરમાં દેવતા થાશે.

‡ અને નિર્મોક, તત્વદર્શાદિ સપ્તર્ષિઓ તે મન્વંતરમાં થશે.

§ એ દેવહોત્રની સ્ત્રી બૃહતીના પુત્રનાં નામો છે.

|| એ મનુને ઉરૂ અને ગંભીરબુદ્ધિ આદિ તેના પુત્રો થશે. પવિત્ર અને ચાક્ષુષ નામના દેવતાઓ થશે. શુચિ નામે ઇન્દ્ર થશે. આગ્ન, બાહુ, શુચિ, શુદ્ધ અને માગધાદિ સપ્તર્ષિઓ થશે. સત્રાયણની સ્ત્રી વિશાલાના ઉદરથી બૃહદ્‌ભાનુ નામે ભગવાનનો અંશાવતાર થશે, તે કર્મ કાંડની ક્રીયાનો વિસ્તાર કરશે.

¶ આ ચૌદમા અધ્યાયમાં ઇશ્વરાધિનમાં રહેનારા મનુ આદિનાં જેવી રીતે જોઇએ તેવી રીતે પૃથક્ પૃથક્ કામનું વર્ણન કર્યું છે.

મનુ, મનુપુત્ર, સપ્તર્ષિ, ઈંદ્ર અને દેવતાય;
પ્રત્યેક યુગના પ્રત્યેક જન,રહે અંશાવતાર આશ્રાય.
યજ્ઞાદિક પ્રભુ અંશાવતારી, પ્રેરણા કરે જે જેય;
મનુ આદિ લોકો, જગત મર્યાદા ચલાવેય.
સપ્તર્ષિઓ સનાતન ધર્મ તે, ચલાવે રૂડી રીત;
વેદ તત્વને શોધે શિખે, ધર્મપર બહુ પ્રીત.
ચોયુગે મનુના અવતારે, ઘણો ધર્મ પ્રવર્તાવ્યો;
પ્રજા પાળક પોતે થઈને, યશ સઘળે ગવરાવ્યો.
પરમેશ્વરનાં નામ કીર્તન, કરે છે સર્વ પ્રજાય;
ધર્મ માર્ગ આચરતાં અંતે, કૃપા કરે જગરાય.
સ્ત્રિ સેવા સ્વામિની કરે, ને પુરૂષ માત ને તાત;
ગૃહસ્થ મારગ એમ આચરે, વેદ વિષે વિખ્યાત.
રાજા થઇને પ્રજાને પાળે, દુઃખ દીયે ન લગાર;
પ્રતિપાલન પ્રજાનું કરવું, એ ભૂપત ધર્મ નિરધાર.
ઈંદ્ર પ્રજાને અર્થે દ્વાદશ, મેઘની વૃષ્ટી કરે;
વાપી કૂપ સરોવર સરિતા, પૂરણ જળથી ભરે.
અન્ન સહુ નિપજાવે રવી, તે પ્રજા તણે હિતકાજ;
પરઉપકાર કરે પ્રાણી જે, કૃપા શ્રી મહારાજ.
ઋષેશ્વર મહા યજ્ઞ કરીને, ધર્મ સહુ પ્રવર્તાવે;
તે સઘળું પ્રજા અર્થે, તેઓ સુખ ઉપજાવે.
સનકાદિક સિદ્ધને સ્વરૂપે, જ્ઞાનોપદેશ કરે ભગવાન;
યાજ્ઞવલ્ક્યને રૂપે, કર્મોપદેશ કરે નિદાન.
દત્તાત્રેયને રૂપે યોગનો, આપે રૂડો ઉપદેશ;
પ્રજાપતિને રૂપે કરે, સૃષ્ટિ ઉપજાવે એસ.
નામરૂપાત્મક માયાથી, મોહ પામેલા જે લોક;
અનેક શાસ્ત્રથી સિદ્ધ કરે પ્રભુતા, પણ સમજે છે કોક.
બીજી પ્રજા છે તે કરે, પ્રભૂજીનાં નામ કીર્ત્તન;
ભક્તિ ભાવે દયા દાનશું, ગોવિંદ ગુણ વર્ણન.
મહા કલ્પનાં પેટા કલ્પમાં, આમ ચાલે છે ધર્મ;
પેટા કલ્પમાં ચૌદ મનુ, સાંભળ રાય ગુણ પર્મ.
તે ઉપકાર કરી ઊપજાવે, પ્રજા વિષે શુભ ધર્મ;
જપતપ ધ્યાન આદિ લેઇને, જે સંસારનાં સત્કર્મ.

**વળણ.**

સંસારનાં સત્કર્મ સર્વે, ધર્મને અર્થે સહી;
ચૌદ અધ્યાય હવા પૂરા, અષ્ટમસ્કંધ કથા કહી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥ ૧૪ ॥**

## અધ્યાય ૧૫ મો.*

**કડવું ૧૫ મું-રાગ રામગ્રી.**

રાજા પરીક્ષિત પૂછે વાતજી, શુક સ્વામિ કહો વિખ્યાતજી;
હરિયે વામન અવતાર લીધોજી,યાચવામાં બળી બંધન કીધોજી.

**ચાલ.**

વામન અવતારે બળીને બાંધ્યો, પ્રભૂજીએ જેહ;
વરૂણપાશે બાંધ્યો તેની, કથા કહો ઋષિ તેહ.
ત્રણ પગલાં પૃથ્વી પ્રદક્ષિણામાં, માંગી છે શે કાજ;
ભિક્ષા માંગતા વણ અપરાધે, કાં બાંધ્યો બળિરાજ.
શુકદેવ વાણી ઉચરે, સાંભળ પરીક્ષિત ભૂપ;
બળી માટે શ્રી પ્રભુએ, ધર્યું વામન રૂપ.
જઈ યજ્ઞનો ત્યાં રોધ કીધો, યાચીયો બળીરાય;
વિસ્તારપૂર્વક કહું તુંજને, માંડી એહ કથાય.
વૈવસ્વત મનવંતરે, થયો વામન અવતાર;
બળી ઈંદ્રના યુદ્ધનો, પ્રથમે કહું વિસ્તાર.
પૂર્વે ઈંદ્રે બળી હણ્યો. તેની હતી રીધ સીધ જેહ;
દેવતા સૌ મળીને, લૂટયું સઘળું તેહ.
ત્યાં દેવ પ્રત્યે ન ચાલ્યું, દાનવનું નિરધાર;
પછી શુક્રગુરૂ વિદ્યા ભણ્યા, જે મૃતસંજીવન સાર.
બળીરાયને જઈ જીવાડયો તે, ગુરૂને લાગ્યો પાય;
સેવા ભક્તિ વિશેષ કરીને, સતોષિયા ઋષી રાય.
ભ્રગુવંશના ઋષી તેડયા, ભાર્ગવે તે વાર;
વિશ્વજીત યજ્ઞ કરાવવાને, વરત્યો જય જયકાર.
મૃત્યુંજયના મંત્ર ભણાવ્યા, યજ્ઞ પૂરણ કર્યો;
સૂર્ય કાંતિસમ કુંડ વિષેથી, રથ એક નિસર્યો.
આયુધ અસ્ત્ર ને શસ્ત્ર સામગ્રીસહ, રથમણીમય જડયો;
અગ્નિ જાળસમ ધ્વજા ફરકે,રથ મેઘ સમ ગડગડયો.
યુગ્મ ભાથા શરે ભર્યા, ટોપ કવચ એ સૌ માપ;
તે દીઠે શત્રુનાં યુથ નાસે, પ્રબળ રથનો પ્રતાપ.
આયુધ ધરી બળી રથે, બેઠો શુક્રને કરીને પ્રણામ;
બળી અસુરે આવી સ્વર્ગ ઘેર્યું, ફરી માંડયો સંગ્રામ.
તવ નવપલ્લવ સદા શોભતી, પ્રલ્હાદે દીધી માળ;
શુક્રાચાર્યે શંખ દીધો, શોભે બળિ આકઝમાળ.
સ્વર્ગની શોભા અનુપમ, નંદન વાડી રમ્ય;
કુંજે ફરે પક્ષી ટોળેટોળાં, ગુંજાર ભ્રમર ગમ્ય.

---

* આ પંદરમા અધ્યાયમાં શુક્રાચાર્યના કહેવાથી બળિરાયે વિશ્વજીત નામે યજ્ઞ કીધો, ને તે યજ્ઞના પ્રભાવથી બળિરાયે સ્વર્ગ જીત્યું અને તેની બીકથી દેવતાઓ છુપાઇ ગયા એ કથા પ્રસંગ છે.

મદોન્મત ભ્રમર તાન લે છે, ફુલભારથી લેહેકે વૃક્ષ;
સરોવર વિષે હંસ સારસ, નાચે દેવાંગના પ્રત્યક્ષ.
યુવતિ ત્યાં બહુજ શોભે, જેમ અગ્નિ શોભે જ્વાળે;
બળિરાયે તે દેવનગરી, ઘેરી લીધી તે કાળે.
સુવર્ણ કીલ્લો ઝળહળે, સુવર્ણનાં છે દ્વાર;
સ્ફટીકમણીના દરવાજા, હિરા મોતીનો ન પાર.
સભા, રસ્તા, મેહેલો સર્વે, મણિમય ઝાટકાર;
પરવાળા ને પન્ના ઝળકે, હિરા હાર અપાર.
ચંદ્રવા મોતીના ને મણી ધ્વજા, નાના પ્રકાર;
મોર ભ્રમર દેવાંગનાઓ, કરે ગાન લલકાર.
મૃદંગ શંખ આનક દુંદુભી, વીણા મુરજ ચંગ;
તાળ વેણું વાજાં વાજે, થેઇ થેઇ નાટારંભ.
સૂર્ય પ્રભાથી વિશેષ છે, ઈંદ્રે નગરી જ્યાંય;
અધર્મિ, છળ, લાંઠ, કામી, પામે ના પેસવા ત્યાંય.
એ દેવધાની નગરી સુંદર, ઘેરી રાયે બાણ;
શુક્રનો શંખ ત્યાં વગાડયો, જણાવી ત્યાં આણ.
અસુર બળીયા ચડીને ગયા તે, હવું ઇંદ્રને જાણ;
તેત્રીશ કોટી* કર્યા તત્પર, ગડગડયાં નીશાન.
ઐરાવતે મઘવા ચડયો, મહા ક્રોધ શું તત્કાળ;
મેઘાડંબર ધરી શંખ કર્યો ઈંદ્રે,ગાજ્યા દશદિગપાળ.
મેઘ મારૂત દ્રોણ પાવક, વસુ જે કહેવાય;
શક્રની સાથે ચડયા રણ, યુધ્ધ કરવા જાય.
અશ્વ ગજરથ અનેક પાળા, સૈન્યાનો નહિ પાર;
ટોપ ટાટર સજ્યા બખતર, પાખર્યા અસવાર.
જાયે ચાલ્યા યુધ્ધે સર્વે, દુંદુભિના નાદ થાય;
બૃહસ્પતિ ગુરૂને પ્રશ્ન પૂછ્યું, યુદ્ધનું સુર રાય.
બળિ બળિયો ક્વણ કારણ, કહો મુની આજ;
ભગાડયો હતો આપણે,તે તત્પર કેમ ઋષિરાજ.
ત્યારે ઈન્દ્રને બૃહસ્પતિ‡ કહે, બળિને ફળ્યો છે યાગ;
આ વાર આપણે નાસવું, પણ નથી યુધ્ધનો લાગ.
તવ ઇંદ્ર વળતો બોલીયો, ગુરૂને કરીને પ્રણામ;
કેમ નાસું હું ગામ મૂકી, કરીશ જઈ સંગ્રામ.*
મહા યુદ્ધ અમરે આદર્યું, ગાજ્યો વાસવ વિક્રાળ;
સજી આયુધ આવીયા, સૌ સૂર ત્યાં તત્કાળ.
બોતેર કોટિ દૈત્ય સંખ્યાથી, ચડયો છે બળીરાય;
અંતરિક્ષ મારગ યુદ્ધ કરતા, આવે અવનીમાંય.
દેવ દાનવ શેળભેળા, થયા તેણી વાર;
ગદા ખડ્ગ ત્રિશૂલના રણે, કરે મારો માર.
શબ્દ ઊઠે બાણ છૂટે, સામા સામા નર્મ;
આયુધ ઝળકે ખડગ ખળકે, ઢળકે ભાલા પર્મ.
માથા ખૂટે કવચ તૂટે, ઊઠે અગ્ની જ્વાળ;
રથ ચૂર્ણ થાયે વૈમાન ભાંગે, વઢે વીર વિક્રાળ.
બાણ છુટે બહુ રણ વિષે ત્યાં, હવો મહા અંધકાર;
કૃત આયુધ ને સાંગ ભાલા, ખડગના બહુ પ્રહાર.
મૂછ મરડે આંખ તરડે, કરડે ક્રોધે દંત;
વાહને ચડયા મુખે ગડગડયા, આવી આથડયા બળવંત.
ધ્વજા પતાકા ફર ફરે ને, ગડ ગડે રથ ચક્ર;
બળી હંકારે અસુરને, સુરને હંકારે શક્ર.
જળ ભર્યાં જેમ વાદળાં તેમ, ચાલતા માતંગ,
શબ્દ કરતા દોટ ભરતા, પર્વત સમ છે અંગ.
ઘણી ઝીક યુધ્ધની મચી, ચઢયું પૃથ્વિ મંડળ ચાક;
વીર ઝુઝે ધર્ણ ધ્રૂજે, શૂરા મારે હાક.
શૂક્રાચાર્ય ને બૃહસ્પતિ, સંગ્રામ સામો થાય;
બળી સામો આવીયો, સંગ્રામને સુર રાય.
બાણાસુર ને જયંત વળગ્યા, ઊભય બળ ભંડાર;
વિરૂપાક્ષ સામા આવીયા, ક્રોધે અશ્વિનીકુમાર.
યુપાક્ષ ને યમરાય આવ્યા, કરી ક્રોધ અપાર;
વિશાલાક્ષ ને મુખે આવ્યા, ગડગડી ઘનબાર.
બિડાગાક્ષ ને કૂબેર વળગ્યા, રાહુ ને રવિરાય;
ધૂમ્રકેતને જીતવા, અડતાળીશ અગ્નિ જાય.

* અહિંથી માંડી આઠ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† દેવતા સહિત ઇન્દ્ર કહે છે-હે ગુરુ બૃહસ્પતિ, આપણા પૂર્વના વૈરી બળી રાયે ભારે તૈયારી કરી છે, અને ધારીએ છીએ કે હાલ તે કોઇનાથી જીતી શકાય એમ નથી. જાણે જગતને ગળી જતા હોય, દશ દિશાઓને ચાટતો હોય, અને દૃષ્ટિથી દિશાઓને બાળતો હોય એવો એ બળીરાજા પ્રલયકાળના અગ્નિની પેઠે લડવા ઉભો છે મારો શત્રુ તે બળી આવો જોરાવર કેમ થયો તેનું કારણ કહો.

‡ બૃહસ્પતિ કહે છે-આ તારા શત્રુનું પ્રબળ બ્રહ્મવાદિ ભૃગુ કુળના જોરથી વૃદ્ધિ પામ્યું છે. ઇશ્વર સિવાય કોઇ પણ તેને જીતવા સમર્થ નથી માટે શત્રુનો સમય ફરે ત્યાં સુધી સ્વર્ગ છોડી નાશી જાઓ. જ્યારે તે બ્રાહ્મણોનું અપમાન કરશે ત્યારે તેની પરિવાર સહિત પડતી થશે એ રીતે બૃહસ્પતિના કહેવાથી જુદાં જુદાં રૂપ ધરી દેવતાઓ સ્વર્ગ છોડી નાસી ગયા.

* અહિંથી માંડી નીચેની ૪૬ લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં નથી.

મહાબળીયો પરાક્રમિ, સર્વદમન રાક્ષસ નામ;
પંચાશમાં એક -ચુન મારૂત, કરે મહાસંગ્રામ.

મયદાનવ ને વિશ્વકર્મા, મુખે આવી અડયા;
અશ્વે અશ્વ ને રથેરથ, ત્યાં ગજેગજ આથડયા.

અતિરથી ને મહારથી, પાળા તણો નહિ પાર;
તેત્રીશ કોટિ ને બોતર કોટી, તે હવા એકાકાર.

દેવ દાનવ પડે રણમાં, યુધ્ધ દારૂણ થાય;
રૂધિરની સરિતા વિષે, બહુ જન તણાયા જાય.

આપ વખાણે ધનુષ તાણે, ન આણે મન માર્ણ;
કાળા ટોપ શીશે ભર્યા, દીસે રીસે, ભયાનક વર્ણ.

અંધકાર હવો તેથી કોઇ, ઓળખ્યા નવ જાય;
બહુ દેવદાનવ પડયા રણમાં, યુદ્ધ દારૂણ થાય.

જે પુરૂષ પૃથ્વિ વિષેથી, ઇચ્છતા સ્વર્ગ નિરધાર;
બળી સૈન્યમાં આવી કરીને, કરે યુદ્ધ અપાર.

પણ શુક્રાચાર્યની વિદ્યાથી, મૃત દૈત્ય બેઠા થાય;
બળ દેખી બળીરાયનું, નાશી ગયો સુરરાય.

સ્વર્ગ મૂકી અમર નાઠા, હવો હાહાકાર;
બળીરાય આવ્યો સ્વર્ગમાં, કીધો વિજય તે વાર.

સ્વર્ગ લૂટયું દાનવે, મનમાંહે આણી વેર;
બાંધી ઝાલ્યા દેવતા, રીધ સર્વ લાવ્યા ઘેર.

સ્વર્ગ અમરાપુરી વિષે, ફેરવી બળીએ આણ;
જય કરી બળિરાય આવ્યો, શ્રોણિતપુર નિજગામ.

ગુરૂ શુક્રાચાર્યને નમ્યો, શત યજ્ઞ† કર્યા બળીરાય;
તમ પ્રતાપે યજ્ઞ પુરૂષે, કીધી મારી સહાય.

વળણ.

કીધી મારી સહાય સ્વામિ, બળિરાય વાણી ઉચરે;
પંચદશ અધ્યાય હવા, કથા અષ્ટમ વિસ્તરે.

ઈતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે
પંચદશોધ્યાયઃ ॥ ૧૫ ॥

---

† તે પછી બળીરાજાની ઈન્દ્ર પદવી સ્થિર કરાવાને ભૃગુકુલોત્પન્ન બ્રાહ્મણોએ સો યજ્ઞ કરાવવાનો આરંભ કર્યો હતો.

## અધ્યાય ૧૬ મો.*

### કડવું ૧૬ મું-રાગ મારૂ.

શ્રી શુકદેવ વાણી વદે, સાંભળ પરીક્ષિતરાય;
સુત પુરાણીક શૌનક ઋષિને, સંભળાવે છે કથાય.

બળિરાજાયે રણયુદ્ધ કરીને, દેવ પમાડયા હાર;
સ્વર્ગ તજી સર્વે સૂર ગયા, મહા વિષમ વન મોઝાર.

રણસંગ્રામ તજીને આવ્યા, બળીરાજા નિજધામ;
શુક્રાચાર્યની પાસે જઇને, કીધા વિનય પ્રણામ.

તમ† કૃપાથી રણ વિષે મુને, જય હવો ઋષિરાય;
હવે પદવી લઉં ઈંદ્રની, જો કરો કરૂણાય.

ગુરૂ કહે સુણ રાય તુજને, ઈંદ્રપદની ઇચ્છાય;
શત અશ્વમેધ કીધા વિના, કોઇએ ઈંદ્રાસન ન બેસાય.

તવ અશ્વમેધનો પ્રારંભ માંડયો, મંડપ રચીને વિશાળ;
મુખે માગ્યું આપે વિપ્રને, દિક્ષાગૃહી ભૂપાળ.

એમ નવાણું યજ્ઞ કીધા, રહ્યો બાકી એક;
ત્યારે ઈંદ્રને ચિંતા થઈ તે, વિચારતો વિવેક.

યુધ્ધે જીતું કેમ કરી, છે બુદ્ધિના વિચાર;
સુર સર્વ સાથે ઈંદ્ર આવ્યો, કશ્યપ ઋષીને દ્વાર.

સમગ્ર સૂર એકાંત આવ્યા, જહાં અદિતિ માત;
પ્રસૂતાને પગે લાગી ઈંદ્રે, કર્યું આંસુપાત.

**ઈંદ્ર વચનઃ-**

પ્રબળ દુઃખ મા અમને પડયું, તેનિ નથી તમને દાઝ;
બળિએ સોમો યજ્ઞ આરંભ્યો, લેવા મારૂં રાજ.

પછે આસનાવાસના કરી માથે, મસ્તક મૂકયો હાથ;
એ ચિંતા છે જગદીશને, કહ્યું ઘેર જાઓ સુરનાથ.

એ અધર્મના રોધનો અમો, આરંભશું ઉપાય;
ગોવિંદને છે ધર્મ વહાલો, રાજ્ય તમારૂં ન જાય.

આનંદ પામી અમર વળીયા, વનમાં કીધો વાસ;
અદિતિને દુઃખ વ્યાપ્યું, મૂકે મન નિશ્વાસ.

કષ્ટ પામતાં દેહ સુકાયો, થયાં કૃશ્ય સમાન;
કશ્યપ પાસે સતિ ગયાં, કરી જીર્ણ પટ પરિધાન.

---

* આ સોલમા અધ્યાયમાં પુત્રોની ખરાબી થવાથી શોક કરતી આદતિને તેના પતિ કશ્યપે તેણીની પ્રાર્થનાથી પયોવ્રતનો ઉપદેશ કર્યો તે કથા પ્રસંગ છે.

† અહિંથી માંડી ૧૯લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં નથી.

અદિતિને ઊચાટ મનમાં, ઘણો હવો નિરધાર;
શોકાતુર થઈને આવી તે, જ્યાં તપ કરે ભરથાર*.
એવી કશ્યપ ઋષીએ દીઠી, મુખથી ઝાંખી નાર;
શોક કરતી મનન કરતી, દુઃખ આણી તે વાર.
કશ્યપ કહે સુંણ સુંદરી, શું તમે લોપ્યો ધર્મ;
કે તમે લોપ કર્યું સહી, જે અગ્નિ હોત્રનું કર્મ.
કે વજ્ર વચન કોઇએ કહ્યું, કે ખોયું કંઇ ધનમાલ;
કે નીચ જનનો સ્પર્શ હવો, કવણ કારણ આ હવાલ.
શું અતિથી સત્કાર નવ થયો, કે ભૂલિ અગ્નિ સૌમ્ય;
બ્રાહ્મણ અગ્નિ પ્રભુ મુખરૂપ, અગ્નિને ન દીધો હોમ.
કે પુત્ર વનવાસી થયા, તે દુઃખ ધરે છે મન;
એટલામાં દુઃખ કિયું તુજને, સાચું કહે સ્ત્રી જન.
વળતું અદિતિ વાક્ય વદે, પતિ ચર્ણે મસ્તક નામી;
તમો સૌ વાત જાણો છો, શું પૂછો મુજ સ્વામિ.
ધર્મ અર્થ કામ ત્રિવર્ગનું, ક્ષેત્ર છે આ ઘર;
એ ત્રિવર્ગમાં નથી હાનિ, જાણો એ ધર્માગાર.
સદા કરૂં છું સ્વામિતણું, ચિંતન મૂજ મનમાય;
તે પ્રભાવે નથી ચુકી કંઇ, સત્કાર સેવા કયાંય.
આપ જેવા પ્રભુ મારા, પૂર્ણ પરાક્રમી સ્વામિ;
કોણ ઇચ્છા સફળ ન થાયે, તે જાણો છો બહુનામી.
બળિરાજાયે લીધુંછે, મમ પૂત્ર રાજ્યાસન;
એ વાતે તમને છે ખામી, પ્રભૂ જૂઓ વિચારી મન.
એણે અશ્વમેધ નવાણું કીધા, લેવા ઇંદ્રનું રાજ;
મુજ પુત્રો વનવાસ વેઠે, તે નથી તમને દાઝ.
બળી રાજા પાસેથી ઇંદ્રને, આસન પાછું અપાવો;
સ્વર્ગભૂવનમાં મઘવાને, સ્વામિ તમે વસાવો.
શુકદેવ કહે અદિતિની એ, પ્રાર્થના કશ્યપે સુંણી;
સ્મિત હાસ્ય કરતા વદ્યા, કશ્યપ મહા મુની.
ભગવાનની માયા બળ ભારે, સ્નેહથી જગ બંધાઇ રહ્યું;
પતિ પુત્ર પત્નિ મધ્યે, આ જગ સર્વે પ્રોવાઇ ગયું.
પણ કોની પત્નિ કોનો પતિ, કવણ પુત્ર ને મિત્ર;
કેવળ મોહ એ ઇંદ્રિનો, ભજ ભગવાન તું અત્ર.
ઇશ્વર ભક્તિ કરવા થકી, થાયે મનોરથ પૂર્ણ;
ભક્તિ સાફલ્ય કાર્ય કરે, છે પ્રભુ અશરણશર્ણ.

* મૂળ ભાગવતમાં એથી ઉલટી હકીકત છે. અદિતિના આશ્રમમાં કશ્યપમૂનિ ઘણા કાળે સમાધિમાંથી ઉઠી આવ્યા, ત્યાં રાંક મોઢાવાળી સ્ત્રીને જોઇને પ્રશ્ન કીધો હતો.

તવ અદિતિ વાણી વદે, કવણ રીતે ભક્તિ આદરૂં;
પુત્ર પિડા ટળે તે વિધ કહો, હું પ્રભુ પ્રસન્ન કરૂં.
કશ્યપ કહે બળી રાયે ઇંદ્રાસન, માટે દીક્ષા ધરી;
પણ સદ્ધર્મે પરબ્રહ્મ છે, ધર્મ પ્રિય શ્રીહરી.
પૂર્વે સંતાન ઇચ્છા હવી, બ્રહ્માને મેં પુછિયું;
તે વ્રત આદર યથાવિધે, બ્રહ્માએ મુજને જે કહ્યું.
વિષ્ણુવ્રત તું આચર અબળા, રાયે જેથી જગજીવન;
પ્રભુ તુંને વરદાન આપશે, સાંભળ વ્રત વરણન.
પયોવ્રત છે નામ એનું, ફાલ્ગુન પ્રતિપદાથી કરીયે;
સ્નાનદાન પૂજા વિધિ સઘળી, વિષ્ણુવ્રત આચરીયે.
ફાલ્ગુણ શુદિ પડવાથી દ્વાદશી, દિવસ બાર પર્યંત;
વિષ્ણુવ્રત આચરતાં તુજને, કૃપા કરે ભગવંત.
દૂધ આહાર કરવો શુદ્ધ ચિત્તે, કર ભક્તિ ભગવંત;
અમાસે સુવરે ખણેલી માટીનું, અંગ કરવું લેપન.
વેહેતે જળે સ્નાન કરવું, કરવો મંત્રોચ્ચાર;
એ મંત્ર ભણતાં શુદ્ધ વૃત્તિ, રાખવી તે વાર.
હે દેવિ, આદિવરાહ પ્રભુ એ, કાઢી પાતાળથી બહાર;
પાપ પ્રલે કરજે શિઘ્રે, પ્રણામ કરૂં આવાર.'
નિત્ય નૈમિત્તિક નિયમ કરીને, સૂર્ય જપનું કરવું પૂજન;
મુર્ત્તિ, અગ્નિ, ગુરૂદેવને, પૂજવા જાણી ભગવન.
તે સમયે આ મંત્ર ભણવો, "સર્વાંતર્યામી વાસુદેવ;
સર્વના સાક્ષી, મહા પુરૂષ, ઐશ્વર્યવાન હે પરમેશ.
અપ્રકટ, સૂક્ષ્મ, આદિપુરૂષ, ચોવિશ તત્વ જાણણહાર;
પ્રણામ કરૂં પ્રેમ સહિત, સાંખ્યના પ્રવર્તાવનાર.
ત્રણ ચર્ણ, દ્વે શિર ને, ચાર સિંગ ને સપ્ત હસ્ત;
ત્રિવેદમાં બંધાયેલા પ્રભુ, પ્રણમું અષ્ટાંગ સમસ્ત.
હે શિવજી હે રૂદ્રજી, હે શક્તિધારી મહા બળવાન;
સર્વ વિદ્યાપતિ ભૂતપતિ, નમસ્કાર કરૂં ભગવાન.
પ્રાણ રૂપ, હિરણ્ય ગર્ભ પ્રભુ, યોગેશ્વર જેનું શરીર;
નમસ્કાર કરૂં છું તે પ્રભુને, જગત આત્મા વીર.
આદિ પ્રભુ, સાક્ષિભૂત, નરનારાયણ હે વિષ્ણુ;
હે ઘનશ્યામ મરકત મણિમય, પિતાંબર કેશવ જિષ્ણુ.
હે લક્ષ્મિપતે, લક્ષ્મિ પ્રિય, હે સર્વોત્તમ અકામ;
હે વરદાયક કલ્યાણ કર્તા, મહા કાંતિમય લલામ*.

* મનોહર કાંતિવાળા.

દેવ અને લક્ષ્મિજી જેના સેવે, સુગંધમય ચરણ;
ચરણરજ તે મૂજ શીરપર, રહો, પ્રભુ થાઓ પ્રસન્ન.
એમ મંત્ર ભણી પાદ્ય આચ-મન, કરી પછી પૂજન;
પય સ્નાન કરાવી ગંધ પુષ્પા-દિકે,કરવું આવાહન.
દ્વાદશાક્ષર મંત્ર નિત્યે ભણવો, પૂર્વે ધરાવવા શણગાર;
ઘી ગોળ દૂધપાક નૈવેદ્ય કરી, હોમવા તે ઠાર.
પછી નૈવેદ્ય પ્રાશન કરવું, અદિતિ પ્રેમ સહિત;
એકસો આઠ જપ તે પછી જ-પવા, થવું ઇંદ્રિજીત.
પ્રદક્ષિણા કરવી મહા પ્રભુની, પ્રેમે કરવા પ્રણામ;
નિર્માલ્ય પ્રભુનું શીરે ધરી,પછે પધરાવવા સ્વસ્થાન.
દૂધપાક સહિત ભોજન કરાવવું,બે બ્રાહ્મણ ઋષિરાય;
ઋષિ આજ્ઞા લઇ જમે, તો કાર્ય સિદ્ધિ થાય.
રાત્રિના નિર્મળ થઈને, કરવું સહેજ સયન;
બ્રહ્મચર્ય વ્રત પ્રેમે પાળવું, પ્રભુ થાય તેથી પ્રસન્ન.
ફરી પ્રભાતે ઉઠી પૂજન કરવું, નિત્ય પ્રત્યે એ પ્રકાર;
દૂધાહાર નિત્યે કરવો, નવ કરવો બિજો આહાર.
દ્વાદશ દિન પર્યંત બ્રહ્મને, કરાવવું ભોજન;
પ્રતિપદથી ત્રયોદશી તક, કરવું પ્રભુ પૂજન.
ઇંદ્રિય દમન પ્રેમે કરવું, કરવું ધર્તિએ આસન;
ત્રિકાળ સ્નાન કરી, મિથ્યા ભાષણ, ન કરે તે જંન.
સર્વ ભોગનો ત્યાગ કરવો, હિંસા ન કરવી પ્રાણ;
ભગવાન પરાયણ વર્તવું, વ્રત કરે રહિ સાવધાન.
ત્રયોદશીને દીને બ્રહ્મવચને, કરવું હરી પૂજન;
ધન લોભનો ત્યાગ ઇચ્છી, નવરાવવા ભગવંન.
શિપિવિષ્ટ વિષ્ણુ કારણે, દૂધમાં ચરૂ રાંધ;
તે ચરૂથી ભગવાન પૂજા, કરી ઇચ્છા સાધ.
જ્ઞાનાચાર્ય ઋત્વિજને, દે વસ્ત્ર ગૌનું દાન;
જ્ઞાનિને દેવા થકી, થાયે પ્રસન્ન ભગવાન.
અન્ય બ્રાહ્મણ આવે કોઇ, જમાડજે ધરી પ્રેમ;
યથાયોગ્ય દક્ષિણા ગુરૂને, આપી ધરજે નેમ.
અન્નાદિકથી પ્રસન્ન કરવા, દીન અંધ ને કંગાળ;
કદાપિ આવી પહોંચે કોઇ, જાતનો ચાંડાળ.
ભગવાન સેવા સમયે કરે, નૃત્ય વાદ્ય ને ગાન;
કથા કીર્તન સ્વસ્તિવાચને, આરાધજે ભગવાન.
મંડળ કાઢી કનક કળશનું, ત્યાં કરવું હરિ સ્થાપન;
પરમેશ્વરની પૂજા કરવી, નમન સ્તુતિ ને સ્તવન.

વિષ્ણુમંત્ર તે બ્રહ્માએ આપ્યો, એને જપજે જાપ;
એક અંજલિ નિત્ય પયપાન કરજે, પ્રબળ વ્રત પ્રતાપ.
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, કરજે વિવિધ પ્રકાર;
તાંબુલ અર્પી સ્તુતિ કરજે, સાંનિધ્ય વિશ્વાધાર.
એ રીતે વ્રત બ્રાહ્મણ ભોજન, આપવાં રૂડાં દાન;
એવું વ્રત નારાયણ અર્પિત, કરજે નિજ સ્વસ્થાન.
ત્યાર પછી તારા મન કેરા, મનોરથ પુરણ થાશે;
સૂરપતિને ભય રાક્ષસનો, છે તે તત્ક્ષણ જાશે.
એ પયોવ્રત શ્રી બ્રહ્માએ,કહ્યું હતું મુજને હેત કરી;
હે ભાગ્યવતિ અદિતિ, તે મેં તુંને કહ્યું ફરી.
એ વ્રત આચરી જીતેન્દ્રિ થઇ, ભાવે ભજ ભગવંત;
ઇચ્છા પૂર્ણ કરશે તે હરિ, આપશે પુત્ર બળવંત.
એ વ્રત સર્વ યજ્ઞરૂપ છે, સર્વ વ્રત તપનું સાર;
સર્વ દાનથી શ્રેષ્ઠ છે, ઇશ્વર પ્રસન્ન કરનાર.
તેજ ઉત્તમ નિયમ, ખરે યમ,ને ખરૂં તપ ને દાન;
ખરૂં વ્રત ને ખરો યજ્ઞ, જેથી પ્રસન્ન થાય ભગવાન.
સાવધાન રહિ વ્રત આચરે, સિદ્ધ થાશે મનોરથ;
પૂર્ણ ઇચ્છા કરશે તારી, પ્રભુ મહા સમર્થ.
કરૂણાથી વિષ્ણુ વ્રતનો, મંત્ર આપ્યો કશ્યપે હેત કરી;
ભુવન જઇને વ્રત પ્રારંભ્યું, વિષ્ણુ સ્મરણ આચરી.
ફાલ્ગુન શુદી પડવાથી તે, દ્વાદશી પર્યંત;
આરંભી વ્રત કર્યું અબળાએ, કૃપા કરી ભગવંત.

**વળણ.**

કૃપા કરી શ્રી પ્રભૂએ એને, પ્રગટયા વૈકુંઠરાયરે;
શ્રી ભાગવત અષ્ટમસ્કંધના, સોલ હવા અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે શોડષો-દશાયઃ ॥૧૬॥**

---

## અધ્યાય ૧૭ મો.*

**કડવું ૧૭ મું-રાગ મેવાડો.**

શુકદેવ કહે સુણ પરીક્ષિત રાજા, કથાતણો વિસ્તારજી;
અદિતિને પ્રસન્ન હવા, પરમેશ્વર જુગદાધારજી.

---

* આ સત્તરમા અધ્યાયમાં અદિતિએ પયોવ્રત કરતાં તેના મનોરથ પૂર્ણ કરવા માટે ભગવાન તેના પુત્ર થયા તે કથા પ્રસંગ છે.

એક બુદ્ધિ ને એક નિષ્ઠાથી, ભગવતચિંતવન કર્યુંજી;
સર્વાત્મા વાસુદેવમાં, શુદ્ધ ચિત્ત મન ધર્યુંજી.
વ્રતતણા પ્રભાવથકી, પ્રભુ પ્રકટયા જુગદાધારજી;
પિતાંબર અંગે શોહેછે, શંખ ચક્ર ગદા ધરનારજી.
તત્ક્ષણે અદિતિ ત્યાં ઉઠી, પ્રભુને કીધા પ્રણામજી;
ભૂમિથી ઉઠી આદરપૂર્વક, સ્તુતિ કરે તે ઠામજી.
ગદ્‌ગદિત કંઠે હોઇ અબલા, વામનજીની માતાજી;
પ્રભુ દર્શનથી બહુ આનંદ્યા, થયા છે પુત્ર પનોતાજી.
તવ પ્રત્યક્ષ પરમેશ્વર બોલ્યા, માગ સતી વરદાનજી;
પયવ્રત પવિત્રપણે તેં આચર્યું, ધરીને મારૂં ધ્યાનજી.
ચતુર્ભુજને દેખી ચતુરાં, સ્તવન કરતી અપારજી;
ધન્ય ધન્ય પ્રભુ કરૂણા કીધી, સફળ મુજ અવતારજી.
હે યજ્ઞેશ્વર, હે યજ્ઞપુર્ખ, અચ્યુત તિર્થપાદજી;
શ્રવણ માત્રથી મંગળકારક, ત્રિભુવનમાં વિખ્યાતજી.
શરણાગતના સંકટહારી, કરો મુજનું કલ્યાણજી;
જગત રૂપઉત્પત્તિ સ્થિતિ દાતા, દીનાનાથને નથી અજાણજી.
હે અનંત પૂર્ણાનંદી, સુંદર આપનું શરીરજી;
સ્વર્ગ મૃત્યુ પાતાળના સ્વામિ, જ્ઞાન મોક્ષના વીરજી.
અકલરૂપ અવિનાશી તમે, અભેદ અંતર્યામીજી,
વૈરાટ રૂપ સચરાચર વ્યાપક, નારાયણ બહુનામીજી.
તુંજ આદી, અંત, મધ્ય ન જાણે, બ્રહ્મા અમર સુરરાયજી;
એમ કરી ઘણી સ્તુતિ અદિતિ, લાગી હરીને પાયજી.
હે સ્વામી અંતર્યામી તમને, શી અજાણી વાતજી;
બળિ દાનવે ઈંદ્રાસન લીધું, વરત્યો મહા ઉત્પાતજી.
ઈંદ્ર આદિ દેવ તે, વનવાસ વસ્યા જઇ સર્વેજી;
સ્વર્ગસદન દાનવે લીધું, મન આણી મહા ગર્વેજી.
ઈંદ્રની સહાય કરો જગજીવન, અદિતિ બોલી વચનજી;
એવું વિનયનું વચન સાંભળી, બોલ્યા *જગજીવનજી.
બળિરાજા ગર્વિષ્ટ છે, ઊતારૂં દાનવનો અહંકારજી;
યજ્ઞ ધ્વંસ કરવા અર્થે, તુજ ઉદરે લઇશ અવતારજી.
પયોવ્રત કરેથી પ્રસન્ન હવો છું, કરો કશ્યપનું સેવનજી;
કશ્યપ મુનિના વિર્ય થકી, જન્મિશ તૂજને ભુવનજી.

* એ અકળસ્વરૂપે આ પ્રમાણે કહ્યું છેઃ—હે અદિતિ, તમારી ઇચ્છા મેં જાણી છે. હે દેવિ, એ દૈત્યના યુથપતિ હમણાં કોઇ પણ રીતે જીતી શકાય એમ નથી, કારણ કે જેઓનો કાળ હમણાં અનુકૂલ છે એવા બ્રાહ્મણો તેમની રક્ષા કરે છે. એઓની ઊપર પરાક્રમથી તો સુખ મળે એમ નથી, પણ હું કોઇ પણ ઉપાય શોધી કાઢીશ. હું તમારા પતિના અંગમાં પ્રવેશ કરી તમારો પુત્ર અવતરીશ માટે પતિનું સેવન કરો. આ વાત તમારે કોઇને પણ કહેવી નહીં.

અંતર્ધ્યાન હવા અવિનાશી, એવાં કહીને વચનજી;
વધામણી કહેવાને અર્થે ગયા, બેઠા કશ્યપ મુનિજનજી.
દૂર થકી અબળાને દેખી, બોલાવી ઋષીરાયજી;
વરદાન હરીયે આપીયું તે, ન કહી સ્વામીને કથાયજી.
કશ્યપે જાણ્યું જ્ઞાન માર્ગથી, તેં વશ કીધા વૈકુંઠરાયજી;
તુજ પુત્રનો ભય ભાગીયો, રાજ કરશે હવે સુરરાયજી.
સ્વામિને પ્રણામ કરીને, નિજ ભુવને અદિતિ આવીજી;
હરી પ્રતાપે હવી સગર્ભા, કાંતિ અંગ શોભાવીજી.
અવિનાશી આવીને વસીયા, વામનજી અવતારજી;
તે બ્રહ્મા ઈંદ્રે વાત સુંણી, આવ્યા ગગન મોઝારજી.
ગર્ભ વિષે વિશ્વંભર છે, તેની સ્તુતિ* કરે સૌ દેવજી;
જય જય ઉરૂક્રમ પરમેશ્વર, અકળ સ્વરૂપ અવશ્યમેવજી.
બ્રાહ્મણ દેવ અને ત્રિગુણમય, ઉદરે વસે ત્રિલોકજી;
વેદ પ્રકાશક, જીવાંતર્યામી, વળી ઉપર વસે ત્રિલોકજી.
પૂર્વ જન્મે અદિતિ ઉદરે, પૃશ્નિ, નામે અવતારજી;
આદિ અંત ને મધ્યરૂપ પ્રભુ, અનંત શક્તિમય આધારજી.
સ્થાવર જંગમ પ્રજા અને, પ્રજાપતિના પ્રાણજી;
જળે ડુબતા દેવોને તો, શરણરૂપ છો વહાણજી.
તુજ માયાનો પાર ન જાણે, સુરીનર મુનિવર સર્વેજી;
મહાબળીયા દાનવ હતા, તેનો તમે તજાવ્યો ગર્વેજી.
જેવાર સંસાર વિષે પ્રજાને, મહા કષ્ટ પ્રવર્તાયજી;
તેણે સમે તમે પ્રકટરૂપ કરી, આવો છો વૈકુંઠરાયજી.
ગર્ભ સ્તુતિ એમ કરી વળ્યા, દેવ બ્રહ્મા સુર રાજનજી;
દ્વાદશી દિને અવતાર હવો પ્રભૂ, પ્રકટ હવા ભગવંનજી.

વળણ.

પ્રકટ હવા શ્રી પ્રભૂજી પૂરણ, એમ નિજ ભક્તને કરૂણા કરી.
સત્તરમો અધ્યાય થયો પૂરણ, સાધુજન બોલો શ્રી હરી.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે સપ્તદશોધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.†

**કડવું ૧૮ મું—રાગ ધન્યાશ્રી.**

શુકજી કહે પરીક્ષિત પ્રત્યે હરી કથારે, પ્રભૂ ચરિત્ર સુણે જાય વ્યથારે;
એક મન જે સાંભળે નરનારીરે, તેને કૃપા કરે મહારાજ શ્રીમોરારીરે.

* એ સ્તુતિ ગુહ્ય નામથી કરી છે.

† આ અઢારમા અધ્યાયમાં સર્વે જણાએ સત્કાર કરેલા ભગવાન્ વામન રૂપ ધરી બળિના યજ્ઞમાં ગયા, ત્યાં બળિરાયે વર માગવાનું કહ્યું, તે કથા પ્રસંગ છે.

## ચાલ.

શ્રી મોરારી કરૂણા કરે, જો કથા હરીની સાંભળો;
શ્રવણે કથા રસ પાન કરતાં, કોટી પાતક પ્રજ્વળે.
વામનજી અદિતિ માતાના, ગર્ભ વિષે સુખે રહી;
પ્રગટ હવા શ્રી વામન રૂપે, તેમાં કાંઇ સંદેહ નહી.
અવતાર વામનતણો* અદભુત,તે જોઇ મોહ પામે સહુ;
અંશાવતાર એ પરબ્રહ્મનું, વર્ણન શું માંડી કહું.
પગ ને પાની ટુંકડાં છે, અંગુલી લઘુવય કહી;
શિખા સુત્ર મસ્તક જટા ધરી, મૌંજીધર બ્રહ્મચારીસહી.
ચંદ્રવદન શુભ શોભતું,હરી ચર્ણ કમળ ચળકયા કરે;
બ્રહ્મચારી બાળવયમાં, અતિ સ્વરૂપ શોભા ધરે.
દેવ દુંદુભી વાગિયાં, આનંદ વર્ત્યો ચોદીસે;
સ્વર્ગ, પૃથ્વી, દેવ બ્રાહ્મણ, ગાયો પક્ષિ મન હિસે.
ભાદ્રપદ દ્વાદશી દિને, અભિજીત મુહૂર્ત વાર ભોમે;
નક્ષત્ર તારા અનુકૂલ હોઇને, પ્રકટયા મધ્યાન્હ સમે.
બારસે વામન પ્રભુ પ્રકટયા, શોભાનો તો પાર નથી;
વિજયાદ્વાદશી એ બારસ કહાવે, પુરાણો કહે સર્વથી
દેવ મનુ પિતૃ રાક્ષસ, સિદ્ધ ચારણ ગાંધર્વ મુનિ;
નૃત્ય કરે સ્તુતિ કરે, વખાણ કરે બહુ બહુ ભણી.
અદિતિ અતિ પ્રસન્ન થઇને, નિહાળે વામન રૂપ;
કશ્યપ મુનિ જયજય ભણે, ચૈતન્ય ભગવન્ ભૂપ.
વામન રૂપ ભગવન્ જોઇને, જાત કર્મ બ્રહ્માએ કરાવ્યું;
સંસ્કાર કીધા વિધવિધે, નામ વામન ધરાવ્યું.
સંસ્કાર સહ ઉપવિત† દીધું, માત પિતા આનંદીયાં;
વૈકુંઠ અધિપતિ વામનજી, ચૌદ લોકે વંદીયા.
ઉપવીત સઘળાં કર્મ સર્વ, દેવે મળી કીધાં તહાં;
અનેક યાચક દાન પામ્યા, હર્ષાંઆ તે મનમહાં.

માત પિતાની સ્તુતિ કરી, પછી* વામનજી વળતા પૂછે;
તમો કૃપા કરો નિજ પુત્રને, કંઈ કામ કરવા તે ઇચ્છે.
માત પિત તવ બોલીયાં, પુત્ર આજ્ઞા પાળો જો તમો;
યજ્ઞભંગ બળીનો કરો, એ તમ કને માગું અમો,
ઈન્દ્રાસન તમો ઈંદ્રનું, પાછું વાળીને આપો હરી;
કરૂણા કરો કૃપાનિધિ, માતા એ વાણી ઓચરી.
ત્યારે વામન કહે વિશ્વાસ રાખી, રહેજો હૃદયા ધારણે;
મન હશે તે થશે સહી હું, જાઉં બળીને બારણે.
એવું કહી આજ્ઞા માગીને, અંતર્ધ્યાન હવા હરી;
યજ્ઞ બળીનો થાય છે ત્યાં, પધાર્યા કરૂણા કરી.
રેવાજીને ઉત્તર કાંઠે, યજ્ઞ રાયનો શોભીયે;
મંડપ યોજન બારનો તે, નિરખતાં મન લોભીયે.
દુંદુભિ શબ્દ સોહામણા.ત્યાં ગીત ગુણીજન ગાય છે;
વેદ ધ્વનિ ત્યાં વિપ્ર કરતા, આહુતી યજ્ઞની થાય છે.
વામને રેવા સ્નાન કરીને, પુર પ્રવેશ કીધો સહી;
પ્રજા સૌ પ્રભુ સ્વરૂપ નિરખી, હૃદયમાં મોહી રહી.
દ્વારે† આવ્યા બળીને પ્રભુ, પ્રતિહાર પેસવા દે નહી;
તવ પોળે બેઠા પ્રભુજી, વેદાધ્યયન માંડયું સહી.
વેદતણી ધ્વની સાંભળીને, ત્રિલોક્ય સૌએ ખળભળ્યાં;
દેવ દાનવ, મુનિ માનવ, ડોલ્યાં જળ પર્વત શિળા.
ભ્રગુ ક્ષેત્રમાં ભય સૌ પામ્યા, ગુરૂને મંત્ર સુઝે નહીં;
એમ વિઘ્ન યજ્ઞમાં હવું તવ, બળીરાયે વાણી કહી.
વામનજીને તેડવા મોકલ્યા, સુત સેવક ત્યાંય;
મંડપમાં ઋષી આવે નહીં, ત્યારે ઊઠિયા બળીરાય.
આસનતજી ઋષિ સમીપ આવ્યા,કહ્યું ન કીધું ગુરૂતણું;
વામનજીને પગે લાગ્યા, સ્તવન કીધું ત્યાં ઘણું.
વામનજી તવ કૃપા કરીને, મંડપ મધ્યે આવીયા;
બ્રાહ્મણને ભૂપતિ સર્વે, તે થકી શોભાવીયા‡.

---

* એ વામનહરિનું સ્વરૂપ આવું હતું:—ચાર ભુજાવાળા, શંખચક્રાદિ ધારણ કરનાર, સ્યામ કાંતિવાળા, કંકણાદિ આભુષણ ધરેલા, વનમાળા પહેરેલા, અતિ સુંદર શોભતા હતા. એના જન્મ વખતે દિશા અને નવાણો સ્વચ્છ હતાં, દેવ, ગાયો, પક્ષી અને બ્રાહ્મણાદિ પ્રસન્ન દેખાતા હતા. શ્રવણ નક્ષત્રવાળી બારસને દિવસે અભિજિત મુહૂર્તના સમયમાં જન્મ થયો, તે વખતે બરોબર મધ્યાન્હ સમય હતો. એ બારસનું વિજયાદ્વાદશી એવું નામ કહેવાય છે. શંખ, દુંદુભિ આદિ વાજીત્રો વાગવા લાગ્યાં. ગંધર્વાદિ ગાયનો કરવા લાગ્યા; મુનિ આદિ સ્તુતિ કરવા લાગ્યા. સિદ્ધ વિદ્યાધરાદિ પ્રસન્ન થયા.

† વામનજીનેજનોઇ દેતી વખતે સૂર્યે ગાયત્રી મંત્રનો ઉપદેશ કર્યો, બૃહસ્પતિએ જનોઇ પહેરાવ્યું, કશ્યપે મેખલા દીધી, પૃથ્વીએ કાળિયાર મૃગનું ચર્મ આપ્યું, ચંદ્રે ખાખરાનો દંડ આપ્યો, અદિતિએ કૌપીન આપી. સ્વર્ગે છત્ર આપ્યું, બ્રહ્માએ કમંડળ દીધું, સપ્તર્ષિઓએ દર્ભ ફેરવવાની માળા દીધી, કુબેરજીએ ભિક્ષાપાત્ર દીધું, ને પાર્વતીએ ભીક્ષા આપી.

* અહિંથી માંડી સાડા સાત લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† અહિંથી માંડી ૧૨ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

‡ ઋત્વિજ, યજમાન અને સભાસદો કે જેઓનાં તેજ વામનજીના તેજથી ઝાંખાં થઇ ગયાં છે, એવા તેઓ તર્ક કરવા લાગ્યા કે આ તે યજ્ઞ જોવાની ઇચ્છાથી શું સૂર્ય આવે છે? કે અગ્નિ આવે છે? કે સનત્કુમાર આવે છે? એવામાં કમંડળ ઝાલેલું છે જેણે એવા વામન ભગવાન્ મંડપમાં આવ્યા. તે વખતે વામનજીના તેજથી અંજાયલા ભૃગુ કુલના બ્રાહ્મણોએ તેને માન આપ્યું ને બળીરાયે આસન આપ્યું.

રાજા બળીએ આસન દઇ, ચર્ણ પખાળી પૂજા કરી;
મુનિ ચર્ણામૃતથી હવો કૃતારથ, એવી વાણી ઊચરી.
જે ચર્ણોદકને ઈંદ્ર ઇચ્છે, ઇચ્છે બ્રહ્મા શીવ જતિ;
તે બળિએ પ્રક્ષાલન કરીને, મસ્તકે ધર્યું પ્રેમે અતિ.
પછે બળિ બોલ્યો પ્રેમસું, આપ ભલે પધારયા;
આજ્ઞા કરો તે કાર્ય કરૂં, કારજ મારાં સારિયાં.
આપનો પ્રતાપ મોટો, જાણે બ્રહ્મર્ષિનુ તેજ;
સાક્ષાત દેહ ધારી આવ્યું, ભલે પધાર્યા અમ ગેહ.*
પધાર્યા મુજ ભોમ પ્રત્યે, પિતૃ મુજ તરપત થયાં;
કુલ તાર્યું આપે આજે, યજ્ઞ કારજ સર્વે સિદ્ધ હુવાં.
હે મુનિપુત્ર આપ સુંણો, યથાવિધિ થયો હોમ;
નિષ્પાપ કીધો મુજને, કીધી દૃષ્ટિ જવ સોમ.
ટુકડાં પગલાં આપનાં, તેથી પૃથ્વી થઇ પવિત્ર;
હે બટુક બાળક બ્રહ્મચારી, કાર્ય સોંપો કંઈ અત્ર.
સુરભી, સુવર્ણ, સદન, સ્ત્રી,કંઇ લઇ પ્રસન્ન થાઓ મુને;
સમૃદ્ધિવાળાં ગામ આદિ, માંગો જોઇએ મુજ કને.
હે વામનરૂપ મહામુનિ, જે જોઇએ તે માગો અહીં;
અશ્વ ગજ રથ રાજ્ય લીલા, માગો તે આપું સહી.

વળણ.

જે માગો તે આપું સહીં, એમ બળીરાયે વાણી કહી;
અષ્ટમસ્કંધ હરી કથાના, અઢાર અધ્યાય હવા સહી.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥**

---

## અધ્યાય ૧૯ મો.†

### કડવું ૧૯ મું–રાગ મારૂ.

શુકજી કહે છે સુંણ રાયરે, ઋષી વામનની જે કથાયરે;
બળી રાયે કીધું પૂજનરે, સંતોષ્યા ઋષિ વામનરે.
ઋષી વામનજી વદે વાણીરે, બળી.પુત્રની ખ્યાત વિખાણીરે;
તેં આરંભ્યું દાન અવારીરે, ધન્ય ધન્ય જનેતા તારીરે.
વચન કહ્યાં હમણાં તેં જેયરે, એ તુજ કુળને ઘટે છેયરે;
ધર્મ સહિત કીર્તિ વર્ધકરે, વળી તુજ કુળ શ્રેય સાધકરે.
તુજ કુળમાં સર્વે ઉદય થયારે, નમાલા નથી કોઇ અવતરયારે;
દાન કે યુદ્ધ કાંઇ યાચેરે, તે તું શિદ્યે તેને આપેરે.
નિર્મળ યશ પ્રલ્હાદનો તુજ કુળેરે, ચંદ્ર પેરે શિતળ છે મૂખેરે;
હિરણ્યાક્ષ રાક્ષસ જે મોટોરે, વરાહે, વખાણ્યો નવ છોટોરે.
તેના પરાક્રમનું બળ ભારીરે, રાય તુંને કહું શું વિસ્તારીરે;
હિરણ્યકશિપુએ નસાડયા દેવરે,સ્વર્ગ ઉજડ કીધું તત્ખેવરે.
વિષ્ણુ નાઠા મૂકીને ભામરે, વૈકુંઠ તજાવ્યું તેણે તે ઠામરે;
બ્હીક ધરી વિષ્ણું તે અંગ પેઠારે, પણ પરાક્રમ તેના છે હેઠારે.
સર્વ સ્થળે શોધી ભૂપ વળ્યોરે, પણ વિષ્ણુ ન કેઠે મળ્યોરે;
તવ હિરણ્યકશિપુ રાય ભણેરે,હિરણ્યાક્ષ પાસ ગયો એકો ક્ષણેરે.
વિરોચન પિતા જે તારોરે, તેના બળ પરાક્રમનો ન આરોરે;
વેષ પાલટી દેવતા ગયારે, ભિક્ષા માંગીને નિચા થયારે.
આયુષ્ય માંગ્યુ દાનમાં દેવેરે,આપ્યું આયુષ્ય તુજ પિતે તત્ખેવેરે;
કલ્પવૃક્ષ હોયે નવનીધીરે, ઉત્તમની તે ઉત્તમ બુદ્ધિરે.
અગ્નીથા તે દીપક જ્યોતિરે, હોયે સ્વાતિ બિંદુનાં મોતીરે;
વ્યાઘ્રના વ્યાઘ્ર સિંહના સિંહરે, પ્રલ્હાદે પ્રસન્ન કીધા નૃસિંહરે.
હિરણ્યકશિપુથી તું વાધ્યોરે, વેદાંત સત્ય એ માર્ગ તેં ઝાલ્યોરે;
યાચક નહીં જાય નિર્મુખ મળીરે,હું તો આવ્યો એવું સાંભળીરે.
જાચક નવ જાય તુજ કનેથીરે, એવું જાણી આવ્યો શુદ્ધ મનેથીરે;
નથી મુજને કાંઈ લોભરે, માગું જેટલું જોઇયે ભાગરે.
ત્રણ પગલાં પૃથ્વી માગુંરે, હે દૈત્યેન્દ્ર હું એટલું યાચુંરે;
અમે બ્રાહ્મણ છિયે નિર્વિકારીરે,વિશેષ ઇચ્છા ન કરીએ કો દહાડીરે.
તવ કર જોડી બોલ્યા બળીરાયરે, શુભ બ્રાહ્મણ વર્ણે પ્રસાયરે;
શ્રીવામનજી* તમ પધાર્યેરે, આજ કોટિ યજ્ઞ ફળ મારેરે.

શ્રી વામન કહે સુંણ રાજનરે, તારા પૂર્વજને ધન્ય ધન્યરે;
જેણે બ્રહ્મ વચન થાપ્યાંરે, જે યાચકે માંગ્યાં તે આપ્યાંરે.

અવની આપ મારા ત્રણ કદમરે, એમ બોલે શ્રીપરબ્રહ્મરે;
જગતમાં જેટલી પ્રેમ વસ્તરે, અજીતેન્દ્રિયને મળે તે સમસ્તરે

ત્રણ કદમ પૃથ્વીએ ન તરપત થાયરે,નવખંડ મળે આશા ન પૂરાયરે;
લોભીયાને નવ થાયે તૃપ્તિરે, લોભે પામે ઘણી વિપત્તિરે.

---

* ગેહ એટલે ઘેર.

† આ ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ત્રણ પગલાં પૃથ્વી માગતાં, અને તે આપવાની બળી રાજાએ હા પાડતાં ચેતી ગયલા શુક્રાચાર્યે બળિરાજાને વાર્યો, તે કથા પ્રસંગ છે.

* બળિ કહે છે–હે વામન, તારી વાતો વૃદ્ધ માણસ સ્વીકારે તેવી છે, પરંતુ તું બાળક અને મૂઢ બુદ્ધિવાળો છે, તેથી સ્વાર્થ શું છે? તે બરાબર સમજતો નથી. હું કે જે જગતેશ્વર અને આખો દ્વીપ આપી દઉં એવો છું, તેને વાર્તાથી રાજી કરી તું ફક્ત ત્રણ પાદજ પૃથ્વી માગે છે તેથી મૂર્ખ જણાય છે. જે પુરૂષ મારી પાસ માગે તેને ફરીવાર માગવુંજ ન પડે એટલા માટે હે બટુક, તને જોઇએ તેટલી પૃથ્વી મારી પાસથી માગ, કે જેથી તારી આજીવિકા ચાલે.

પૃથુ ગયાદિ રાજાનરે, ધન લોભમાં ખોયા પ્રાણરે;
સ્વસંતોષીને સુખ છે સહેજરે, અસંતોષી પર દુઃખનું તેજરે.
ધન વિષયમાં અસંતોષીરે, જન્મ મરણ કારણના દોષીરે;
બ્રાહ્મણને સંતોષ પરમ ધનરે, સંતોષે તેજ આપે ભગવનરે.
અસંતોષે તેજ રેહે ઠરીરે, તેથી ત્રણ ડગ માગ્યાં ફરીરે;
મુને ત્રણ ડગનું છે કામરે, પ્રયોજન નથી વધુ હરામરે.
એવું માગ્યું ઋષી વામનરે, ત્યારે હસીયો બળીરાજનરે;
એવું* અલ્પ શું માગ્યું સ્વામીરે, એવું આપતાં લાગે ખામીરે.
લો આપું એક દેશનું રાજરે, ધન વૈભવ લો મહારાજરે;
ગજ હય રથ વાહન સારરે, પરણો શુભ સુંદર નારરે.
તવ વામન કહે સુણ રાયરે, મારે નથી કંઇ ઇચ્છાયરે;
જો પાળો ધ્રૂજ વચનરે, પૃથ્વી આપ પગલાં ત્રણરે.
રાજા મૂક વચન ને વિવાદરે, વૈભવ તો હોયે ઉન્માદરે.
ક્રોધ જાણ્યો ઋષીના રાયરે, તવ તુલસી લીધી કર માંયરે.
દાન આપે છે બળી રાજનરે, તવ ભાર્ગવ બોલ્યા વચનરે;
ગુરૂ શુક્ર વદે કરી રીશરે, એ છે વામન શ્રી જગદીશરે.
કરવા દેવતણું ભલું કાર્યરે,અદિતિ કુખે જન્મ્યા આ વારરે;
છે વિષ્ણુ બટુક અવતારરે, સર્વ હરી લેશે આણે ઠારરે.
દેશે ઇંદ્રને સર્વ સિદ્ધીરે, રાજસાજ અને નવનિધીરે;
વધારશે પ્રચંડ સ્વરૂપરે, ત્રણ ડગનો ત્રિભુવન ભુપરે.
મૂંઢ મન વિચારને વાતરે, સર્વ અર્પિ રાખશે શું સાથરે;
દાન દેવામાં વિચાર કીજેરે, આજીવિકાનું દાન ન દિજેરે.
આજીવીકા હોય જો આબાદરે. થાય દાન યજ્ઞનાં કાજરે;
ધનનો વ્યય વિચારી કીજેરે, સર્વે કોદી ન અર્પિ દીજેરે.
ઋગવેદમાં કહ્યા જે ધર્મરે, સુણ રાય તું તે કહું પર્મરે;
સત્ય અસત્ય ભેળું કરવુંરે, પછે રાયજી તારે આચરવુંરે.
ભિક્ષુકને આપે બહુ દાનરે, તે પોતે થાયે નિરધનરે;
તારૂં વચન તું સત્વર પાળરે,અસત્ય વદી ન આણતો આળરે;
અસત્ય ભાષાણી મુવો જગતરે, મુવે નરકે જાય તે સતરે.
માટે વચલો રસ્તો તું સાધરે, તેથી નવ આવે કંઇ બાધરે;
સ્ત્રી પાસે ને મશ્કરીમાંયરે, આજીવિકા રક્ષણ ને વિવાહ થાયરે,
પ્રાણ, ગૌ, બ્રાહ્મણ રક્ષા કાજરે, અસત બોલે ન આવે લાજરે.
ન હોયે બ્રાહ્મણ એ ભિક્ષાવાળોરે, એવું જાણીને પગ ન પખાળોરે;
દાનવ મૂકયા છે એણે વાહીરે, મોહિનીરૂપે વારૂણી પાઇરે.
એ સદા કરે દેવની સહાયરે, એ વામન નથી જગરાયરે;
એ માગશે કંઇ તુજ પાસેરે, ભંગ યજ્ઞનો નિશ્ચે થાશેરે.

* અહિંથી માંડી સાત લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

વિચારીને વાતજ કીજેરે, દેવ છળથી રાજા બહીજેરે;
એણે દાનવ વાહીને માર્યારે, છળ ભેદથી દૈત્ય સંહાર્યારે.
એ ત્રણ ડગમાં અવની લેશેરે, ઋષિ વામન તુને દુઃખ દેશેરે;
વસવા સ્થાનક રહેશે ન ભૂપરે, લેશે વામન વૈરાટરૂપરે.
તું વણ પૂછે પડે છે કૂપરે, નિશ્ચે ભટકી મરશે આ ભૂપરે;
ત્રિપદમાં લેશે ત્રિભૂવનરે, તું પામીશ કષ્ટ રાજનરે.
દેઊં શિક્ષા મુને હેત દાજેરે, વામન પ્રભુ હવા છળવા કાજેરે;
દ્વિપદમાં લેશે ત્રિભૂવનનાં ગામરે, ત્રિજાનો નહીં મળશે ઠામરે.
તે તું ક્યાંથી આપશે રાજનરે, તું જોને વિચારી મનરે;
હું કહું શિક્ષા તુજ કાજરે, જો ચેતે રાય તું આજરે.

વલણ.

શુક કહે ચેતજે રાજા, વામન એ વિષ્ણુ હોયરે;
ભાગવત અષ્ટમસ્કંધના, હવા ઓગણીશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે એકોનવિંશો-ધ્યાયઃ ॥૧૯॥**

---

## અધ્યાય ૨૦મો.

### કડવું ૨૦ મું-રાગ રામગ્રી.

વેદ વ્યાસનો તંન ઊચરે, સાંભળ અભિમન્યુ તનજી;
બાળ રાજાએ ગુરૂના કહેવાથી, ક્ષણ એક વિમાસ્યું મનજી.
ક્ષણ રહ્યો બોલ્યા વિના, પછી બોલ્યો વચન બળીરાયજી;
સ્વામિ તમો મુજને કહો છો પણ, વિચારો ગુરુ હૃદયાયજી.
વેદ માર્ગમાં ગૃહસ્થને કરવા, કહ્યું છે યજ્ઞ વ્રત દાનજી;
જે માગે દ્વિજ તે અર્પણ કીજે, એમ બોલ્યો રાજાનજી.
જો કદી પ્રભુ આવ્યા હશે, વામન ધરી અવતારજી;
તો મુજ પૂર્વજનું ભાગ્ય ઉદય હતું, ધારૂં એવું નિરધારજી.†

* આ વિશમા અધ્યાયમાં અસત્યથી ભય પામતા બળિરાયે ભગવાનનું કપટ જાણ્યા છતાં પણ તેમને ત્રણ પગલાં પૃથ્વીનું દાન દીધું કે તત્ક્ષણે ભગવાને વૈરાટ રૂપ ધારણ કીધું એ કથા પ્રસંગ છે.

† બળિરાજા કહે છે,-હે ગુરૂ, તમે સાચી વાત કહી, કારણ કે ધન, સુખ, યશ અને આજીવિકાને હરકત ન આવે એવો ગૃહસ્થોએ ધર્મ કરવો જોઈએ, પણ હું કે જે પ્રહ્લાદના પૌત્ર છું તે "દાન દઇશ" એવી પ્રતિજ્ઞા કર્યા પછી: ધનના લોભથી કૃપણ બની બ્રાહ્મણને કેમ ના કહી શકું વારૂ ! જે ના બ્રાહ્મણને ઠગવાથી બીહું છું તેવો નરક, દારિદ્રય કે મોતથી પણ બીતો નથી. આ લોકમાં ધનાદિ જે વૈભવ મરવા પછી છોડી દેવા જોઇએ, તે જીવતેજ પોતાને હાથે શા માટે ન આપવા ? પૂર્વે દધીચિ અને શિબિ રાજાએ પોતાના દુસ્ત્યજ પ્રાણ આપીને પણ બીજાનું ભલુ કર્યું છે. વેદવેત્તા બ્રાહ્મણના મનોરથ પૂરતાં દારિદ્રય આવે તો તેને હું સારૂ માનું છું. હું દાન આપીશ. બટુક જે માંગે તે આપીશ, આપીશ. [મૂ. ભા.

હે બ્રહ્મર્ષિ આપ સુણો, સત્ય મુજ વચનજી;
યુદ્ધ માગણ દેનારા પુષ્કળ, પણ નવ દેનારા ધનજી.
યાચક જનનું કાર્ય સિદ્ધ કરતાં, દારિદ્ર આવે દોડયુંજી;
વિદ્વાન બ્રાહ્મણને દાન દેતાં, ન આવે તે તેડયુંજી.
હું ઉદાર ને પ્રલ્હાદ પૌત્ર, કેમ કરૂં અનાદરજી;
બટુક વિષ્ણુ હોશે તવ, દેશે મુજ ભાગ્યને આદરજી.
નિરાપરાધી હું છું સ્વામિ, કેમ કરશે મુને છળજી;
બીહીક ધરીને વિષ્ણુ આવ્યા, એ ભાગ્યની ન પડે કળજી.
ધારત તો વિષ્ણુ મુજને, મારી ભૂમિ સુવાડતજી;
તે વિષ્ણું મુજ પાસે આવે, શું કોઇપિણ ના પાડતજી?
આપીશ એને ત્રણ કદમ, આ પૃથ્વી આ વારજી;
જોઇએ મારે જોઇએ ઉગારે, પણ નવ કરીશ નકારજી.
રાજાએ ગુરુ શુક્રાચાર્યનું, કહ્યું ન માન્યું ત્યાંહેજી;
તે માટે શુક્રે રાજા શ્રાપ્યો, ક્રોધ ધરી મનમાંહેજી.
ગુરુ લોપી પાપી રાજા તેં, મુજ શિક્ષા નવ માનીજી;
તુજ લક્ષ્મીનો નાશ થજો ને, જાજો તુજ રાજધાનીજી.
વરુણપાશથી થાજો તારા, અંગનું બંધનજી;
રાજ્યપદ, વૈભવ સૌ જાજો, ગુરુ બોલ્યા ક્રોધ વચનજી.
તોયે બળીરાયે વચન લોપીને, પાણીપાત્ર અણાવ્યુંજી;
કનકઝારી ભરી લાવી નારી, ભૂપતિને મન ભાવ્યુંજી.
કરમાં ઝારી ગૃહીને લાવી, વિંધ્યાવળિ જે રાણીજી;
ગંગોદક તે મધ્યે ભર્યું, સાંભળ રાજા વાણીજી.
ચંદન તુલસીએ પૂજા કીધી, કર ઉદક રાયે લીધુંજી;*
મહા યોગીને સ્વપ્ને પણ ન મળે, તે ચર્ણોદક રાયે પીધુંજી.
તુલસીદલ જલ ગ્રહી બળી બોલે, દાન લ્યો વિશ્વનાથજી;
સભા સઘળી દેખતાં શ્રી, હરીયે ધર્યો છે હાથજી.
પૃથ્વી દાન લીધું વામને તવ, વાધ્યા શ્રી ભગવાનજી;
પગ તળિયે પાતાળ ચાંપ્યું, પગમાં પૃથ્વી સ્થાનજી.
પીંડીએ પર્વત, ધુંટણે પક્ષી, સાથળે પવન ગણજી;
વસ્ત્રમાં સંધ્યા, ગુહ્યમાં પ્રજાપતિ, પેડુમાં દૈત્ય જનજી.
નાભિમાં આકાશ, કુખે સાગર, છાતિમાં નક્ષત્ર પંક્તિજી;
હૃદયમાં ધર્મ, સ્તનમાં ઋત સત્ય, મનમાં ચંદ્ર ભક્તિજી.

વક્ષ:સ્થળમાં કમળધારીણી, લક્ષ્મીજીનો છે ઠામજી;
ભુજે ઈંદ્રાદિ દેવતાઓ, કંઠે શબ્દ ને સામજી.
કર્ણમાં દિશા ને શિશમાં સ્વર્ગ, કેશમાં મેઘનો પાસજી;
નાસિકામાં વાયુ, નેત્રમાં સૂર્ય, મુખે અગ્નિ વાસજી.
વાણીમાં વેદ, રસનાએ વરૂણ, ભ્રકુટીમાં વિધિ નિષેધજી;
પાંપણે દિન રાત, ને લલાટે વસ્યો છે ક્રોધજી.
હોઠમાં લોભ ને સ્પર્શમાં કામ, જળમાં વિર્ય, પીઠે છે અધર્મજી;
છાયામાં મૃત્યુ, હાસ્યમાં માયા, યજ્ઞગતિ જે ચર્ણજી.*
રોમ રોમે ઔષધિ, નાડીઓ નદિ, નખે શિલા વસીજી;
બ્રહ્માએ બુદ્ધિમાં વાસ કીધો, ઈંદ્રિમાં દેવ ઋષિજી.
ગાત્રમાં સ્થાવર જંગમ પ્રાણી, દિઠા એમ બળિરાયેજી;
સર્વાત્મક સ્વામિ સ્વરૂપ નિરખી, દૈત્યને બહુ મોહ થાયેજી.
ચક્ર શંખ ગદા ને ખડગ, અખુટ બાણ ભંડારજી;
સુનંદ આદિ પાર્ષદ પ્રભુના, સ્તવન કરે તે ઠારજી.
કીરીટ, કુંડળ મણી બાજુબંધ, કટી મેખલા વનમાળાજી;
વસ્ત્રાભરણ શોહે અંગે, દીપે નાથ રઢીયાળાજી.
વિરાટ રૂપ ઉર ભગવાને લઇ, એક પગે પૃથ્વી વીટીજી;
અંગ સમાયું આકાશ મધ્યે, હાથે દીશા ભરી લીધીજી.
બીજા ડગથી સ્વર્ગ વિટયું, પહોંચ્યો પગ ત્રિલોકજી;
ત્રીજા પગનો ઠામ નવ મળ્યો, બળિને થયો તવ શોકજી.
ત્રિજું પગલું મુકયાનો ઠામ, નવ મળે જાશે વચનજી,
એવું વૈરાટ રૂપ પ્રભુએ ધર્યું, સુણ પરીક્ષીત રાજનજી.

વળણ.

સાંભળ પરીક્ષિતરાય, વામન વૈરાટ સ્વરૂપે હવા હરી;
વીશ અધ્યાય હવા પૂરા, કૃપા શ્રી હરીયે કરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે વિંશોધ્યાયઃ ॥૨૦॥**

## અધ્યાય ૨૧ મો.†

**કડવું ૨૧ મું–રાગ મલ્હાર.**

શુકદેવ વાણી ઉચરે તું, સાંભળ પરીક્ષિતરાયરે;
વૈરાટ રૂપ ધર્યું મહારાજે, હવે તેની કહું શોભાયરે.
બળી રાજાએ દાન દીધું, તવ વધ્યા શ્રી જગદીશરે;
અતિ વિક્રમ સ્વરૂપ હતું તે, બ્રહ્માંડે અડકયું શીશરે‡.

* જે વખતે બળીરાયે જળ માથે ચડાવ્યું, તે વખતે આકાશમાં ઉભેલા દેવતા ગંધર્વાદિ તેની સરલતાનાં વખાણ કરતા પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા, કિન્નરો ગાવા લાગ્યા, અને સઘળા કહેવા લાગ્યા કે, આ મોટા મનવાળા બળિરાજાએ જાણતાં છતાં પણ શત્રુને ત્રૈલોક્યના રાજ્યનું દાન દીધું, એ કોઇનાથી ન બની શકે એવું અતિ શ્રેષ્ઠ કામ કર્યું છે. [ મૂ. ભા. સં.

* ચર્ણની ગતિ તેમાં યજ્ઞ.

† આ એકવિશમા અધ્યાયમાં વિષ્ણુએ, લોકોમાં બળી રાજાની મોટાઇ પ્રખ્યાત કરવા સારૂ પગલાં પૂરાં ન થવાના નિમિત્તથી બળિરાયને બંધન કરવાનો કથા પ્રસંગ કહ્યો છે.

‡ આ આઠ લીટી સુધી ગયા અધ્યાયનું પુનરાવર્તન છે.

સાતમે પાતાળે જઇ પહોંચ્યા, પ્રભુજીના ચર્ણરે;
રવિ શશિ શોભે નેત્ર પાસે, ધન્ય લીલા અશરણ શર્ણરે.
અઢાર ભાર જે વનસ્પતિ, નદી નાવશું પર્વત જેહરે;
દાનવ માનવ દેવતા સૌ, શરીરે રાખ્યા તેહરે.
બ્રહ્મા ઇંદ્ર અંગે રહ્યા, રહ્યા મસ્તકે શ્રી મહાદેવરે;
ક્રોધ અગ્નિ જ્વાળા નેત્રથી,જાણે પ્રગટ થશે તતખેવરે.
ભૂર્લોક તે નાભિ પ્રભૂની, એવું વૈરાટરૂપ નિધાનરે;
ગગને પહોંચ્યા ગોવિંદજી, તે જોઇ રહ્યો બળી રાજાનરે.
ગાજ્યા* ગોવિંદ ખળભળ્યું, હાલ્યાં સપ્ત પાતાળરે;
ઉછળ્યો સાગર મેરૂ ડોલ્યો, સળક્યો ધરાધર બાળરે.
સ્થંભ કડકડીને પડયા, મુખે ગડગડયા હરીરાયરે;
વિપરીત નદી અવળી વહી, ગર્ભપાત રાક્ષસીનાં થાયરે.
પાતાળ પૃથ્વી લીધાં હરીયે, એક ચરણે નિરધારરે;
બીજો ચર્ણ સત્ય લોક† પહોંચ્યોજઇ, વાધ્યા જગદાધારરે.
બીજો‡ ચાર્ણ નખ બ્રહ્માંડે અડયો, ફાટ્યું બ્રહ્માંડ ગોળરે;
વૈરાટ સ્વરૂપ શ્રીનાથનાં, ક્રોધ, લોચન રાતાં ચોળરે.
અંગુષ્ટ નખે બ્રહ્માંડ ફાટ્યું તેણે,ગંગા પ્રકટીત હોયરે;
એવું સ્વરૂપ હરીનું દેખતામાં, ભય પામ્યા સૌ કોયરે.
સ્વેત ચંદન ચરચિયું બળીયે, પૂજ્યા શ્યામ શરીરરે;
તે ચંદન ધોવાયું ગંગાજળે, હવું ઉજ્વળ ગંગા નીરરે.
વાળ્યો પગ ત્રીજું કદમ ભરવાને, કરવા દેવનું કામરે;
ઋષી વામન કહે બળીરાયને,આપ ત્રિજા પગનો ઠામરે.

એ સુણી દૈત્યો બહુ કોપ્યા, અંગ ક્રોધ અપારરે;
આ બટુક બ્રાહ્મણ નથી, માયાવિ વિષ્ણું અવતારરે.
બ્રાહ્મણ રૂપે અગોપ રહી, દેવનું કાર્ય એ સારેરે;
સર્વસ્વ હરાયું આપણા સ્વામિનું, એમ દૈત્ય વિચારેરે.
સ્વામિએ તો સત્ય ગ્રહ્યું છે, જેથી નવ કરે તસ ભારરે;
પણ બટુકને જો મારિયે તો, બચે બળિ આવારરે.
પછે અસુર યોદ્ધા બળી રાયના, ઉઠયા કરી ક્રોધ અપારરે;
ઋપી વામનને પગે વળગી, આયુધના કરતા પ્રહારરે.
એવે શ્રી હરીના ગણ નંદ-સુનંદ, ગરૂડ કહેવાયરે;
મારી અસુર અળગા કર્યા, તવ બોલિયો બળિરાયરે.
હે સેવકો સૌ સાંભળો, છે વિપરિત આપણી ગત્યરે;
કાળ વસ છિયે આપણે, આપણે વર્તિએ સત્યરે.
કાળ ઉલ્લંઘન નવ કરી શકે, પ્રાણી કોઇ સમર્થરે;
મંત્રિ યોદ્ધા કિલ્લા કોટ, વળી સારે નવ કદિ અર્થરે.
છે દૈવ પ્રતિકૂળ આપણને હમણાં, છે દેવને સાનુકૂળરે;
શાંત થાઓ ધીરા પડો,(જ્યાં સુધી)કાળ નથાયે અનુકૂળરે.
દૈત્ય સર્વે નાઠા તત્ક્ષણ, પેસી ગયા પાતાળરે;
ગરૂડેપ્રભુની ઇચ્છા જાણી, વરૂણે બળિ બાંધ્યો તત્કાળરે.
પ્રભુ લીલા એવી નિરખી, તવ વર્ત્યો હાહાકારરે;
હે નિરપરાધિ બળિ રાયને, શા માટે આ પ્રહારરે.
બળિ રાયે દ્રઢ મન ધરી, રાખ્યું એક ચિત્ત શુદ્ધ મનરે;
સ્થિરતા જોવા તે તણી, બોલ્યા વામનપ્રભુ વચનરે.
ત્રણ ડગ તેં પૃથ્વી આપી, બે ડગમાં ભૂ ને સ્વર્ગરે;
ત્રીજું ડગ હું કયાં ધરૂં, બોલ્યા પ્રભુ દાખ્યો ગર્વરે.
દાન કરેલી પૃથ્વી હે બળિ, આપી નવ શકે આ વારરે;
ગુરૂ વચન લોપ્યું માટે, તું પડજે નરકમાં નિર્ધારરે.
તેં ઠગાઇ કીધી મુજ કને, મિથ્યા મનોરથ સર્વરે;
નરકે પડશો નિશ્ચે રાજા, નથી તું જ યોગે સ્વર્ગરે.

વળણ.

સ્વર્ગ યોગ તું નથી થયો, એકવીશમો અધ્યાયરે;
કરજોડી ભટ વલ્લભ કહે, બોલો જેજે જદુરાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે એકવિંશો-
ધ્યાયઃ ॥૨૧॥**

---

* અહીંથી ચાર લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† એ રીતે ભગવાનના ચરણારવિંદને સત્ય લોકમાં આવેલું જોઇ, બ્રહ્મા, મરીચિ વગેરે ઋષિઓ, સનત્કુમારાદિ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, યોગીઓ, વેદ, ઉપવેદ, નિયમ, યમ, તર્ક, ઇતિહાસ, શિક્ષાદિક વેદના અંગ, પુરાણ અને તેઓની સંહિતાઓ, દેહધારી રૂપે તથા બીજાઓ, કે જેઓનાં કર્મ દોષ યોગ રૂપિ વાયુથી પ્રદીપ્ત થએલા જ્ઞાન રૂપ અગ્નિ વડે નાશ પામેલા છે, તેઓ સઘળા ભગવાનના ચરણાર્વિંદ પાસે આવી, તેના ચરણને પ્રણામ કર્યા પછી બ્રહ્માએ તેના પાદનું જલથી પૂજન કરી ભક્તિપૂર્વક સ્તુતિ કરી. ભગવાનનું ચરણ ધોવાને લીધે પવિત્ર થયેલું જળ આકાશમાંથી પડતાં "ગંગા" એવું નામ મળ્યું છે. જાણે ભગવાનની સ્વચ્છ કીર્તિજ હોયની શું ! એવી એ ગંગા ત્રૈલોક્યને પવિત્ર કરે છે. પછી પોતાના વિસ્તારને સમાવી લઇ વામન રૂપે ઉભેલા ભગવાનનું બ્રહ્માદિ લોકપાલોએ પૂજન કર્યું. જળ, નૈવેદ્ય, માળા, દિવ્ય ચંદનનાં લેપન, સુગંધી ધૂપ, દીપ, શાળ, અક્ષત, ફળ, અંકુર ભગવાનનાં મહિમાની નિશાનીવાળાં સ્તોત્રો, જય શબ્દ, નૃત્ય, વાજંત્ર, ગાયન અને શંખ તથા દુંદુભિના શબ્દોથી ભગવાનનો સત્કાર સર્વે કર્યો. રીંછના રાજા જાંબુવાને સર્વ દિશામાં ભેરી વગાડી વિજયરૂપિ મહોત્સવને જાહેર કર્યો.

‡ અહિંથી માંડી છ કડીની વાતનો સંબંધ મૂળ ભાગવત પ્રમાણે નથી.

# અધ્યાય ૨૨ મો.*

### કડવું ૨૨ મું–રાગ મલ્હાર.

શુક મુનિ પછે બોલ્યા, સુણ પરીક્ષિત મહારાજરે;
ભગવાને દુખી કરેલો, બળિ બોલ્યો પ્રભુ કાજરે.
છોડો મુને રણછોડજી, આપું ત્રીજા પદનો ઠામરે;
બોલ્યો બાંધેલો થકો, વળી કૃપા કરો પ્રભુ શ્યામરે.
દાન દેવું સ્વીકાર્યું, નથી કીધું કંઇ કપટરે;
કપટ તો પ્રભુ તમે, કર્યું છે ગુપ્ત રહી અપ્રકટરે.
વામન રૂપે દાન લીધું, વૈરાટ રૂપે પૃથ્વી ભરી લીધીરે;
પણ હું તલભાર નવ ચુકૂં, વાચા કરૂં હું સિદ્ધિરે.
ત્રીજું ડગ મુજ શીરે, મૂકોને શ્રી મહારાજરે;
આ દેહ પૃથ્વી ભાગ છે, ચર્ણ ધરે સરશે કાજરે.
પદભ્રષ્ટ છતે, અસત્ય કદી, નવ વદું કોઇ વારરે;
મહાત્મા હાથે દંડ મળે તે, શ્રેષ્ઠ દંડ છે નિર્ધારરે.
મદાંધ થઇએ અમો પોતે, કરો કલ્યાણ રહી પરોક્ષરે;
યોગી જન પામે નહિ કદા, તેવો આપો છો મોક્ષરે.
વરૂણપાશથી બાંધ્યો, તોપણ નવ લાજું લગારરે;
પ્રલ્હાદ પુત્ર ગણી અનુગ્રહ કરો, ધન ધન મુજ અવતારરે.
મુજ દાદા પ્રલ્હાદજી, તેનું પુણ્ય આવ્યું મને આડેરે;
અનુગ્રહ કર્યો મુજતણો, તે દાદાજીને સપાડેરે.
છો પ્રત્યક્ષ મુજના વેરી, પણ પરોક્ષે છો સ્નેહીરે;
ચરણ ક્યાં છે આપનાં, હું અસુર કાયા નમેરીરે.
અહોભાગ્ય છે મજતણું, થયા દીનોનાથ કૃપાળરે;
ચરણમાં રાખો હે પ્રભુ, હો દિનાનાથ દયાળરે.
તવ સ્વર્ગથી બ્રહ્મા આવ્યા, આવ્યા દશે ત્યાં દિગપાળરે;
સ્તુતિ કરે તે બળીને છોડવા, પણ ન થાય નાથ કૃપાળરે.
બળિયે સ્તુતિ કીધી ઘણી પછે, કીધો આરત નાદરે;
પછે ધ્યાન મૂકીને તપ થકી, ધાઇ આવ્યા ભક્ત પ્રલ્હાદરે.

ભક્ત પ્રલ્હાદ દીઠા આવતા, તવ લાજ્યા શ્રીજગદીશરે;
મેં બળીને દુઃખ દીધું ઘણું, રખે વૈષ્ણવને ચડે રીશરે.

તુળસી માળા સ્માર્ણ હાથે, ચંદને ચર્ચ્યું શરીરરેઃ
પિતામહને દેખી બળીયે, નેત્રે ભરીયાં નીરરે.

આસના વાસના પુત્રની કરી ત્યાં, બોલ્યા ભક્ત પ્રલ્હાદરે;
નથી સમય આ રોવાનો સુત, મનમાં ધર ઉલ્હાસરે.

પછે વૈરાટરૂપની સ્તુતિ કરે, પ્રલ્હાદ નમીને ચર્ણરે;

**પ્રલ્હાદ વચનઃ–**

અમો અધર્મીને કરી કૃપા, ધન્ય સ્વામિ અશરણ શર્ણરે.

હે મહા પ્રભુ હે અનંતેશ્વર, બળિનું લીધું ઈંદ્રપદરે;
એ યોગ્ય કાર્ય કર્યું પ્રભુ, ઉતાર્યો એનો મદરે.

મોહવશ થયેલા મુર્ખનો, અનુગ્રહ કીધો મહારાજરે;
તાર્યો પૌત્ર મુજતણો, એ કૃપા શ્રી અવિનાશરે.

નૃસિંહ રૂપ, વારાહ ધર્યું, હરી આવાગમન અવતારરે;
તમો પ્રકટ હવા પરબ્રહ્મ પોતે, કીધો અમ કુળનો ઉદ્ધારરે.

તમે વૈરાટરૂપે હરી પ્રભુ, સચરાચર તમારો વાસરે;
જય જગદીશ અવિનાશજી, તમે પૂરી અમારી આશરે.

મહા તાપસ, યોગેશ્વર કો પણ, તારી યુક્તિ ન જાણેરે;
બ્રહ્મા શંકર, સુરપતિ, વળી શેષ પાર ન આણેરે.

પછે સુરપતિ બ્રહ્મા* વિંધ્યાવળિ†ને, પરમ ભક્ત પ્રલ્હાદરે;
સર્વે મળીને સ્તુતિ કરી, મન રીઝિયા દીનોનાથરે.

બાંધ્યો‡ થકો બળી બોલીયો, મારે હૃદય ધરો પ્રભુ પાયરે;
હરી ત્રિજું પદ લોની ભરી, તવ ત્રુઠ્યા વૈકુંઠરાયરે.

બળી રાજાને છોડિયો સહી, પછી છૂટયા વરૂણના પાશરે;
વામનરૂપ હવા હરી ત્યાં, દયા કરી અવિનાશરે.

---

* આ બાવિસમા અધ્યાયમાં ભગવાને પ્રસન્ન થઇ વરદાન આપતાં બળિરાયને સુતલ પાતાલનું રાજ આપ્યું અને તેટલો અનુગ્રહ પણ ઓછો માની ભગવાન તેના દ્વારપાળ થઇ રહ્યા તે કથા પ્રસંગ છે.

* બ્રહ્મા સ્તુતિ કરતા કહે છે–હે દેવના દેવ, આ બળિરાજાનું તમે સર્વસ્વ હરી લીધું હવે એને છોડી દો. કેમકે તે દંડને લાયક રહ્યો નથી. સઘળી પૃથ્વી અને પોતાના કર્મથી મેળવેલા લોકો રૂપિ સર્વસ્વ આ બળિરાજાએ આપને અર્પણ કરી દીધું અને દૃઢ બુધ્ધિથી પોતાનો દેહ પણ અર્પિ દીધો. પવિત્ર બુદ્ધિનો પુરૂષ દ્વેષને લીધે તણખલાથી પણ આપનું પૂજન કરે તો તેને પણ ઉત્તમ ગતિ મળે છે, ત્યારે મનમાં જરા પણ ખેદ ન લાવતાં જેણે આખું જગત્ તમને અર્પણ કર્યું તેને પીડા કેમ થવી જોઇએ?

† વિંધ્યાવળિ કહે છે–હે ઈશ્વર, પોતાની ક્રીડાને વાસ્તે આ ત્રૈલોક્ય તમેજ કર્યું છે, તેમાં બીજા નીચ બુદ્ધિવાળા અને નિર્લજ્જ પુરુષો અમથુંજ પોતાનું સ્વામિપણું ગણે છે. ત્રૈલોક્યના કર્તા, પાલક અને નાશ કરનાર તમેજ છો; અને અન્ય પુરૂષોને સ્વતંત્રનો અધિકાર પણ તમેજ આપ્યો છે, માટે બીજા કોઇ તમને આપે એ વાત અસંભવિત છે. કેમકે સઘળું તમારૂં પોતાનુંજ છે.

‡ અહિંથી માંડી સાત કડીનો સંબંધ મૂળ ભાગવતને મળતો નથી.

**ભગવાનોવાચઃ-**

સુણો બ્રહ્મા સુણુ હે ભક્ત, કરૂં અનુગ્રહ જેહનોરે;
જો ધન મદ હોય તો શિક્ષે, ધન ભય તોડું તેહનોરે.
ધન મદથી છાકેલો મુર્ખ, કરે અવજ્ઞા મારીરે;
ધનમદી પુરૂષ ગર્વિ ભારે, ભજે નવ મોરારીરે.
એ પરતંત્ર જીવ સ્વકર્મ યોગે, લે બહુ અવતારરે;
કર્મ અવસ્થા રૂપ વિધાનો, ગર્વ ન ધરે ઉતરે પારરે.
મુજ ભક્તને નવ હોયે, કોઇ વાતનો મદરે;
(જો) ધન સંપત્તિથી વિમુખ થાય, પામે મુજનું પદરે.
આપું સંપત્તિ ઐશ્વર્ય સર્વે, અભક્તનું હરૂં ધનરે;
ભક્તનો અનુગ્રહ સેહેજે કરૂં, થાઉં મદ તોડીને પ્રસન્નરે.
મહાબળિઓ બળિરાય, જીત્યો મુને આજરે;
નવ મુંઝાયો નવ પાડિયો, સર્યાં સકળ એનાં કાજરે.
ધન હરાયું, સ્થાનથી પડિયો, શત્રુ હાથે બંધાયોરે;
તિરસ્કાર પામ્યો, જ્ઞાતે તજ્યો, તો પણ નવ મુંઝાયોરે.
વેદના વેઠી ગુરૂએ શ્રાપ્યો, દુઃખ દીધું ભારીરે;
પણ સત્ય ન તજ્યું, ધર્મે રહ્યો, જોઇ માયારે મારીરે.
પ્રસન્ન થયોછું એનાપર, હું આપું ઉત્તમ સ્થાનરે;
આઠમે મન્વંતરે ઇંદ્ર થાશે, એમ બોલ્યા શ્રી ભગવાનરે.
તે કાળ સુધી એ પાતાળે રહેશે,ન થાશે શોક સંતાપરે;
આધિ વ્યાધિ ઉપાધિ ન પીડે, નવ પામે તું ઉચાટરે.
નવ પીડે કોઇ દેવ કે દાનવ, પીડે ચક્રે કરૂં છેદનરે.
કદી દેવ દેવેન્દ્ર પીડા આપે, ભેદું સુર શત્રુનું તનરે;
હું ભક્તપર બહુ પ્રસન્ન છું,હું ભક્તતણો દાસાનુદાસરે.
ભક્ત કારણે આ જગ રચ્યું,એમ બોલ્યા શ્રીઅવિનાશરે.
ત્યાં જય જય શબ્દ થઇ રહ્યો, પુષ્પવૃષ્ટિ કરે સુરરાયરે;
દુંદુભિ શબ્દ સોહામણા, આકાશ વિષેથી થાયરે.
પ્રભુ પ્રલ્હાદને ભેટયા જઇ, બળી રાયને તેડયો પાસરે;
વામનરૂપે ભક્તશું એમ, વચન વદે અવિનાશરે.
સુતળપાતાલનું રાજ્ય કર તું,કર્યો મન્વંતર બળીરાજરે;
આઠમે* મન્વંતરે તું ઇંદ્રપદ, પામશે સહસાજરે.
આ મનવંતર રાજ્ય કરજે ત્યાં, દઢ ધારણા રાખી મનરે;
પ્રતિહાર થઇ જયેષ્ટિકા ગૃહી હું, રહીશ તુજ ભુવનરે.
મારે ચક્ર ગૃહીને કર વિષે, તારી કરવી રક્ષાયરે;
પછી મારે ચર્ણે આવશે તું, એમ બોલ્યા વૈકુંઠરાયરે,

* સાવર્ણિ નામે આઠમા મન્વંતરમાં ઇન્દ્રપદ પામીશ.

એમ કહીને બળીરાયને, મોકલ્યો પાતાળરે;
સૌના જોવામાં બળિ બાંધ્યો, પણ બંધાયા ગોપાળરે.

વલણ.

બંધાયા ગોપાળ પોતે વચને,અધ્યાય બાવિશ પૂરા હવા;
અષ્ટમસ્કંધ ભાગવત કથા,એ ગોવિંદના ગુણ અવનવા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે દ્વાવિંશોધ્યાયઃ ॥૨૨॥**

## અધ્યાય ૨૩ મો.*

**કડવું ૨૩ મું-રાગ ધન્યાશ્રી.**

પરીક્ષિત પ્રત્યે શુકમુનિ, વાણી વદેરે;
શ્રી ભાગવતની કથાય, રાખો હૃદેરે.
રાય બળી કરંજોડીને, સ્તુતિ બોલેરે;
પ્રભૂ ત્રિભૂવનમાં કોઈ, નહિ હરી તોલેરે.

**ચાલ.**

તુલના તમારી કો નહીં, બળીરાય વાણી ઉચરે†;
તુજનામે ગર્ભવાસ છૂટે, ફરી ભૂમાં નવ અવતરે.
અહો મહારાજ શરણાગતપર, કરી કૃપા અવનવી;
ફળ્યો ઉદ્યમ મળ્યા હરી, એ કૃપા તુજની બહુ હવી.
નહિ પામે જન સ્વર્ગના, તે પદવી મુજને મળી;
પ્રણામ કરી હું પાયે નમુંછું, પહોંચી મુજ મનની રળી.
પરીબ્રહ્મને પ્રણામ કરીને, પાતાળ ભુવને સાંચરે;
વામને વસવા ઠામ આપ્યો, પુંઠેથી પ્રભુ પરવરે.

* આ ત્રેવીશમા અધ્યાયમાં બળિ.રાજા પોતાના દાદા સહિત સુતળ પાતાળમાં જતાં ઇન્દ્ર વામનજીના પ્રભાવથી સ્વર્ગનું રાજ્ય પામી પાછો પહેલા જેવોજ આનંદ કરવા લાગ્યો એ કથા પ્રસંગ છે.

† પૌત્રપર પ્રભુએ અનુગ્રહ કીધો ત્યારે પ્રલ્હાદ કહે છે- હે ભગવન્, જેઓને સઘળું જગત્ નમે છે, એવા બ્રહ્માદિ પણ જેના ચરણારવિંદમાં નમે છે, તે આપ અમ અસુર લોકોના દ્વારપાળ થયા. આવો અનુગ્રહ બ્રહ્મા, લક્ષ્મી કે સદાશિવને પણ મળ્યો નથી ત્યારે બીજાઓને તો ક્યાંથીજ મળ્યો હોય. હે શરણ આપનાર, બ્રહ્માદિ દેવતાઓ પણ આપનાં ચરણ કમળના રસનું ઘણા કાળ સુધી સેવન કરવાને લીધે મોટા ઐશ્વર્યને ભોગવે છે ત્યારે અમે કે જેઓ દુરાચારી તથા ઉગ્ર જાતિના છીએ અને તમારા ચરણકમળનું નિરંતર સેવન કરનાર પણ નથી તેઓને આપની કૃપા દૃષ્ટિ, જેવી પૂર્ણ સેવાથી મળે તેવી મળી તેનું કારણ શું હશે એ સમજાતું નથી. સર્વજ્ઞ અને અખિલ બ્રહ્માંડને સૃજનાર છો, તેમનું ચરિત્ર બહુજ વિચિત્ર છે. કલ્પવૃક્ષ પોતાના આશ્રીતોનોજ મનોરથ પૂરે છે, પણ તે ખરાબ ગણાતો નથી. એ દૃષ્ટાંત આપને પણ યોગ્ય છે.

ઈંદ્રાસન પ્રભુ ઈંદ્રનું રાખ્યું, દેવતા સુખીયા થયા;
બળીદ્વારે ભક્તવત્સલ હરી, પોળીઆ થઇ રહ્યા.
ઈંદ્રને અમરાવતી આપી, માતના મનોરથ પૂર્ણ કર્યાં;
પ્રહ્‌લાદ ભક્તને કૃપા કીધી, દાસનાં દુઃખો સૌ હર્યાં.
સુતલ પાતાળને વિષે, રહેવા ભક્તને આજ્ઞા કરી;
ત્યાં અહર્નિશ તું મુજને દેખશે, વદે વાણી શ્રીહરી*.
પછે બળિ સાથે પ્રહ્‌લાદજી, પૌત્ર સંગે પરવર્યા;
ભગવાનને નમસ્કાર કરીને, સ્વસ્થાનકે તે ગયા.
પરમેશ્વરે પછી દૈત્ય પુરોહિત, શુક્રને વાણી કહી;
સોમો યજ્ઞ બળીનો અધુરો, તે તમે પૂર્ણ કરો સહી.
ભાર્ગવ કહે જગતાત અહીં, જો પધાર્યા સ્વામિ તમે;
તો કોટી યજ્ઞ બળીને હવા, પ્રભુ ઘણું શું કહીયે અમે.
આજ્ઞા લઇ ગોવિંદની, ગુરૂએ સોમો યજ્ઞ પુરો કર્યો;
બળીરાય મનવંતર હવો તે, સચરાચર યશ વિસ્તર્યો.
શુક્ર ઋષીની આજ્ઞા માંગી, સુર ઋષિ સૌ સ્થાનક ગયા;
પ્રભુ દર્શને આવેલા જન તે, સ્વસ્થાનક પ્રત્યે ગયા.
પછે ઈંદ્ર વામન પ્રભુને, તેડી ગયો સ્વર્ગ ભુવન;
વામનજીથી રક્ષાયલો, ઈંદ્ર કરે આનંદ ધનધન.
બંધુ કાજ સારવાને, પ્રભુ પ્રકટયા વામન રૂપ;
સ્વર્ગનું રાજ ઇંદ્રને દેઇ, કાર્ય સાંધિયું સુર ભૂપ.
સર્વ દેવે વામનજીને, લોકપાલ પદવી આપી;
વેદ દેવ ધર્મ યશ લક્ષ્મી માટે,વામને માન્ય તે રાખી.
બ્રહ્માશિવ શનકાદિક, બહુ વખાણે વામન પ્રભુ;
અદભૂત કાર્ય કીધું છે, અદિતિ પુત્ર પરમ વિભુ.
જ્યારે યજ્ઞનો આરંભ કરીયે, તવ વામન રૂપ સંભારીયે;
આ કથા શ્રવણે પાન કરતાં, સમગ્ર પૂર્વજ તારીયે.
એ કથા વામન તણી જે, ભણે ભણાવે પ્રીતે સાંભળે;
થાયે ફ્લ તીર્થોતણું, વળી અનેક પાતક પ્રજવળે.
સુતાં બેઠાં કાજ કરતાં, લેવું વામન નામ;
તો પદાર્થો ચાર પામીયે, ધર્માર્થ મોક્ષ ને કામ.

*ભગવાન પ્રહ્‌લાદને કહેછે—હે પુત્ર, તમારૂં કલ્યાણ થશે તમારા પૌત્ર સાથે તમો પણ સુતળ પાતાળમાં જાઓ. અને જ્ઞાતિઓને સુખ આપો ત્યાં હું હાથમાં ગદા લઇ તમારી ચોકી કરીશ, તેથી તમને રોજ દર્શન થશે અને દર્શનના મોટા આનંદથી તમારા કર્મ બંધનો ટળી જશે.

વલણ.

સકળ પદારથ પામે પ્રાણી, સુણતાં હરી કથાયરે.
શ્રી ભાગવત અષ્ટમ સ્કંધના, હવા ત્રેવીશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે અષ્ટમસ્કંધે ત્રયવિંશોધ્યાયઃ ॥૨૩॥**

---

## અધ્યાય ૨૪ મો.*

### કડવું ૨૪ મું-રાગ ધન્યાશ્રી.

રાય પરીક્ષિત શુકજી પ્રત્યે, પૂછે નમાવી શીશજી;
મત્સ્યાવતારની કથા કહો, મુને કૃપા કરી ઋષી ધીશજી.
બળિ અનુગ્રહ કારણે, પ્રભુએ ધર્યું વામન રૂપજી;
યાચકપણું કીધું સેહેજે, રાજ આપ્યું શક્ર ભૂપજી.
તજી સ્વરૂપ માંછલાનું, ધર્યું કવણ કારણ કેવાયજી;
એ ચરિત્ર છે સુખ દાયી, સુણેથી ગતિ શુભ થાયજી.
વ્યાસ નંદન વચન વદે તું, સાંભળ પરીક્ષતરાયજી;
મત્સ્યાવતાર ધર્યો જગદીશે, તેની કહું કથાયજી.
ગૌબ્રાહ્મણ દેવ સાધુ રક્ષવા, પ્રભુ લે છે અવતારજી;
ઉંચ નિચપણું પ્રભુ ન પામે, અંતર્યામી જુગદાધારજી.
વાયુ જેમ ઉંચે નિચે સ્થાને ફરે, પણ રેહે પવિત્રજી;
શુદ્ધ સત્વગુણમય પ્રભુ, ઉંચ નિચ સર્વના મિત્રજી.
ગયા કલ્પમાં બ્રહ્માનો, દિવસ થયો જવ પુરોજી;
મહાપ્રલય થયો છે સેહેજમાં, ફર્યું જળ ન સુઝે તેડોજી.
પૃથિવી આકાશ સ્વર્ગ સર્વે, જળમાં સેહેજે ડુબ્યાજી;
જળ જળ સર્વે સ્થળ પર વ્યાપ્યું, બ્રહ્માજી પણ ભુલ્યાજી.
તે મહાકાળ વિષે સર્વે, સૃષ્ટિ થઈ સંહારજી
ત્યારે જળે શેષશાઇ પોઢયા, માધવ જગદાધારજી.
તેણે સમે બ્રહ્માના મુખથી, વેદ હવા ઉત્પન્નજી;
તે વેદ બ્રહ્મા પાસથી, હરી ગયો દૈત્ય રાજનજી.
મહાબળીયો હયગ્રીવ તે, હરી ગયો ચારે વેદજી;
તેણે સમે ત્યાં મત્સ્ય રૂપ ધર્યું, શ્રી હરીયે અભેદજી.
હયગ્રીવનો વધ કરીને પ્રભુએ, મેળવીયા વેદ ચારજી;
હયગ્રીવને શોધી માર્યો, હરીયે મત્સ્યાવતારજી.
મત્સ્ય કેરૂં સ્વરૂપ અદભુત, અતી શોભીત અંગજી;
વેદ લાવી આપ્યા બ્રહ્માને, કૃપા કરી શ્રી રંગજી.

* આ ચોવિશમા અધ્યાયમાં ભગવાનના મત્સ્યાવતારની લીલા કહીછે.

એક પુરાતન ઇતિહાસ છે, તે સાંભળ અભિમન્યુ બાળજી;
કોઈ એક સત્ય વ્રત* રાજાએ, કૌતિક કીધું ભૂપાળજી.
તે હવડાં સૂર્ય પૂત્ર અવતર્યો, શ્રાદ્ધ દેવ રાજનજી;
કૃતમાળા નદીમાં તર્પણ કરતો, પવિત્ર કરી દ્રઢ મનજી.
અંજલી ભરીને ઉદક આપતાં, મત્સ્ય આવ્યું કરમાંહેજી;
મત્સ્ય જોઈ આશ્ચર્ય પામ્યો, વિચારે સત્યવ્રત રાયેજી.
દયા કરી નિજ આશ્રમે, આણ્યું રાયે મત્સ્ય તેવારજી;
તવ તે મત્સ્યને વાચા થઇ, ત્યાં વાક્ય વદે ઉચ્ચારજી.
"મોટા મત્સ્યના ભય માટે, હું આવ્યો તારે શર્ણજી;
દયા કરી તું મુજને પાળજે, કો રખે કરે મુજ હર્ણજી."
કળશમાં મૂકી તે મત્સ્યને, લઇ ગયા નિજ આશ્રમજી;
કળશ મધ્યે વધ્યું મત્સ્ય તે, બોલ્યું દીન વચનજી.
"મૂક મુજને મોટે સ્થાને, જ્યાં રહું હું સુખેજી;"
પછે કળશ મધ્યેથી કાઢી મૂકયું, મોટા પાણીના હ્રદેજી.
છ ઘડીમાં ત્રણ હાથ વધ્યું, તે મત્સ્ય તેણી વારજી;
"ઠામ આપો રાયજી મુજને, કાઢો મુજને બહારજી."
મોટા એક સરોવરની મધ્યે, લઇને મૂકયું તે મત્સ્યજી;
જોત જોતાંમાં વધ્યું મત્સ્ય તે, રાય ન સમજ્યો રહસ્યજી.
સરોવર સર્વે વિંટી લીધું, મચ્છથી નવ રેહેવાયજી;
અનેક જળાશયમાં મૂકયું, પણ વધારો બહુ થાયજી.
જ્યાં જ્યાં મૂકે ત્યાં ત્યાં માછલું, થાયે બહુ તે મૌઢજી;
તે દેખીને સત્યવ્રત રાજા, થઇ રહ્યો દીંગમુઢજી.
તે મત્સ્ય લઇ સમુદ્રમાં મૂકવા, જાયે સત્યવ્રત રાજનજી;
તવ રાજા મત્યે મત્સ્યે કહ્યું, કંઇક કૌતક વચનજી.
"હે રાયજી મુજને તું, નવ સાગરમાં નાંખીશજી;
મોટા મઘરો ખાશે મુજને, તે કેમ કરીને હું સાંખીશજી."
તવ રાજા બોલ્યો પ્રેમે, હે મત્સ્યરૂપ અવતારીજી;
મુંઝવણ મુજને બહુ કીધી, કોણ તમો આવારીજી.
એક દિનમાં સત યોજન, વધ્યા તમો એ રૂપજી;
મચ્છ છો કે મઘર છો, છો જળચરના તમો ભૂપજી.
નથી સુંણ્યો ને નથી સાંભળ્યો, આવડો મોટો મચ્છજી;
શું નારાયણ પ્રભુ તમો છો, કે શેષસાઇ પ્રત્યક્ષજી?
હું ધારૂં છું મહા પ્રભુ તમો, અનેક લીલા કરનારજી;
શરણાગત હું દાસ તમારો, ઉતારો ભવ પારજી.
કવણ કારણે રૂપ આ, ધર્યું પ્રભુ બહુ નામીજી;
આ અદ્દભુત રૂપ નિહાળતાં, ગમ્યા અંતરજામીજી.
હું ભકતને આ લીલા અદ્દભુત, દાખવી તમે પ્રેમેજી;
કારણ કહો હે અનંતેશ્વર, વર્યો દેહ કોણ નેમેજી.
તવ મત્સ્યરૂપી પ્રભુ વદ્યા, "સાંભળજે હે રાયજી;
પ્રલય લીલા દાખવવા માટે, કારણ રૂપ કેહેવાયજી.
સાંભળ રાજા સાતમે દહાડે, પ્રલય હશે નીરધારજી;
સાતે સમુદ્રનાં જળ એકઠાં, થાશે તેણી વારજી.
મુજ પ્રેરણાથી નાવ આવશે, તેમાં બેસજે મહીપાળજી;
જો કદાચિત્ નહીં બેસે તો, થાશે સર્વથા કાળજી.
સઘળી ભુનું બીજ* નાવમાં, વળી લેજે સપ્તઋષિ રાજનજી;
મહા પ્રલયનો વાયુ વાસે, નાવને થશે બહુ કંપનજી;
આવીશ ત્યાં હું તારી પાસે, ત્યારે રાખજે સ્મરણજી.
તે નાવ મુજને શૃંગે દ્રઢ કરી, વાસુકીનું કરજે બંધનજી†.
વિહાર કરાવીશ રતનાગરમાં હું, છું પરમેશ્વર અવતારજી;
મહિમા મારો તું જાણશે, હું પરબ્રહ્મ જુગદાધારજી."
એવું કહી મત્સ્ય અદષ્ટ હવું તે, જોતાંમાં અંતર્ધ્યાનજી;
શ્રી ગોવિંદ ગયા સ્વસ્થાનક, ગુણસાગર ભગવાનજી.
એમ કરતાં છ દિવસ વહી ગયા, આવ્યો સાતમો દિનજી;
રાજા ક્ષણ વીસરતો નથી, જે વાત કહી છે મીનજી.
સાતમે દહાડે પ્રથમે યામે, વરસ્યો મેઘ અપારજી;
સર્વે સૃષ્ટિનો લોપજ કીધો, જોતામાં તે વારજી.
સત્યવ્રત કૃતમાળા તીરે, ધ્યાન ધરી બેઠો ભૂપજી;
એવે ઉદક વ્યાપ્યું સઘળે ક્ષીતી, ઝબકોળ્યા સપ્ત દ્વિપજી.
એવે નાવ એક આવીયું તે સ્થળ, બેઠો ભૂપતિ ત્યાંહિજી;
પૃથ્વીનું જે બીજ હતું તે, સૌ રાખ્યું નાવની માંહિજી.
ગગન પર્યંત નાવ ઊડવા લાગ્યું, જળનાદ કરે ગંભીરજી;
તે દેખીને નાવ વિષેના જન, ત્રાસ પામતા વીરજી.
સપ્તર્ષિ ને રાય સત્યવ્રત, ડોલે નાવની માંહિજી;
ઋષિએ કહ્યું હે રાયજી હવે, ભગવત સ્મરો ત્યાંયેજી.
તવ રાજાએ ત્યાં પરમેશ્વરનું, કીધું સબળું ધ્યાનજી;
મત્સ્યાવતાર ધરી હરી આવ્યા, કૃપાકરી ભગવાનજી.
તે સાવ સુવર્ણનો, સિંગડાવાળો, સવા લક્ષ યોજન લાંબોજી;
એ અદ્દભુતરૂપ નિહાળી, રાયજી થયો આભોજી.
તેહ મત્સ્યને શૃંગે બાંધ્યું, દ્રઢ કરીને નાવજી;
પછી સ્તુતિ કરી રાયે હરીની, મન ધરી અતિ ભાવજી.

* એ દ્રવિડ દેશનો રાજા હતો.

* ઔષધી તથા સર્પાદિએ સાથે ધીરજથી ચઢજો.

† વાસુકી નામના દોરડાથી.

"હે અનાદિ કાળની અવિદ્યા રહિત પ્રભુ પરમેશજી;
સંસારરૂપી દુસ્તર સાગરથી, ટાળો દુરમતિ હંમેશજી.
દેહાભિમાનને ભેદી નાંખો, દુર્મતિ સર્વે ટાળોજી;
મળ બાળીને નિજ સ્વરૂપ તે, પ્રભુજી અમને આલોજી.
અન્ય ગુરૂ દેવ સર્વે, તુજની નવ આવે તોલેજી;
મુર્ખ જન શું મુર્ખજનનો, ગુરૂ થાય મિથ્યા ડોલેજી.
અંધાને અંધો કદિ, દોરવી ન શકે નિર્ધારજી;
સત્ય ગુરૂના તમો છો સ્વામી, જુગના એક આધારજી.
તમો માતા તમો તાતા, તમો મુનિ ને મિત્રજી;
તમો ગુરૂ, તમો જ્ઞાનિ, સિદ્ધિ ધો પવિત્રજી.
અંધાપેરે અમો સર્વે, નિજ સ્વરૂપને ન જાણીએજી;
આપ સર્વેસ્વર, સચરાચર છો, રૂપને કેમ વખાણીએજી.
ઉદાર અને મોટા સ્વામિ, ગુરૂ અમારા આપજી;
નિજ સ્વરૂપને ઓળખાવી, સંકટ સર્વે કાપજી.
દુર્મતિ સર્વે શિઘ્ર વિદારો, સદ્દમતિ શિઘ્ર આપોજી;
પરમારથ પ્રકાશ કરોને, અહંકારને તમો કાપોજી."
મહા સાગરે વિહાર કરતા, મચ્છે કહ્યાં વચનજી;
સંસાર સર્વે જળ પરપોટો, જાણ નિશ્ચે રાજનજી.
મત્સ્યાવતારે શ્રી પ્રભુએ, રાજાને કહ્યું જ્ઞાનજી;
સાંખ્ય યોગ કહ્યો સમજાવી, રીઝયો મન રાજાનજી.
તેહ મત્સ્ય પૂરણ પરમાનંદ, પરમેશ્વર અવતારજી;
જેણે પૃથ્વીનું બીજ રાખ્યું, વેદ રાખ્યા પ્રભુએ સારજી.
કહ્યું સનાતન જ્ઞાન મચ્છે, સુંણ્યું ઋષિ સમેતજી;
જ્ઞાન આપ્યું નિજ સ્વરૂપનું, ધરીને સુહેતજી.
એ સત્યવ્રત રાય જાણ તું, આ કલ્પનો મનુજી;
વૈવસ્વત મનુ એ કેહેવાયો, કીર્તિ તેની શી ભણુંજી.
માયારૂપી મચ્છ અને, સત્યવ્રતનો સંવાદજી;
સુંણે, ગાયે, ભણે ભણાવે, થાયે તે નિષ્પાપજી.
એ સ્વરૂપનું નિત્યે જે જન, કીર્તન કરે ધરી ઉલ્લાસજી;
સંકષ્ટ તેનાં શિઘ્ર જાયે, પૂરે સર્વે આશજી.
એ મત્સ્યાવતારની કથા સાંભળતાં, જન્મકોટિ અઘ વામેજી;
ઘેર બેઠાં સકળ સુખ શોભા, ચાર પદારથ પામેજી.
પ્રલય સમયે હયગ્રીવ મારી, વેદને રાખ્યા ઠામજી;
સત્યર્ષિને બ્રહ્મજ્ઞાન આપ્યું, કરૂં તે મચ્છને પ્રણામજી.
શ્રી ભાગવત કથા સાંભળતાં, મહા પાતક અઘ જાયજી;
જન્મ મર્ણનો ભય સૌ ભાગે, કાયા નિર્મળ થાયજી.
અષ્ટમસ્કંધ એ હવો પૂરણ, કરૂણા વિશ્વાધારજી;
સ્નેહે કથા સાંભળે નર નારી, ઉતરશે ભવ પારજી.
ચોવીશ અધ્યાય હવા પૂરણ, ગ્રંથ ગણીત નિરધારજી;
સાધુ સંત હરીજન કૃપાથી, હવી કથા વિસ્તારજી.
સંવત્ સત્તર પાસેંટ વરસે, ઉત્તમ આષાઢ માસજી,
શુક્લ પક્ષ નવમી ભોમવારે, કથા હવી પ્રકાશજી.
પ્રથમ યામની રાત્ર પર, ગઇ ઘટીકા ચારજી;
તે વેળાયે કથા સોતી, પ્રભુ ગુણ વર્ણન સારજી.
શ્રી સૂર્યપૂર તાપી દક્ષિણ તટે, બેગમપુરમાં વાસજી;
ઔદિચ્ય જ્ઞાતિ ટોલકીયા, દ્વિજ વલ્લભનામ પ્રકાશજી.
શુભમસ્તુ કલ્યાણકારી, જય મંગળ હરી નામજી;
કરજોડી વલ્લભ કહે, કરૂણા કરો સુંદર શ્યામજી.
શ્રોતા વક્તા પૃચ્છક જન, સૌના મનની પહોંચે આશજી;
શ્રી ભાગવત કથા રસ સુંણતાં, કૃપા કરે અવિનાશજી.
શ્રી ભાગવતનો ગૂઢ અર્થ, તે કોઇએ લહ્યો નવ જાયજી;
મહા પંડિત વિદ્વાન ટિકા કરે, તોપણ નવ સમજાયજી.
પણ ભક્તિભાવ જો હોય મનમાં, હરીપર પૂરણ પ્રેમજી;
તો ખરો અર્થ તેને હૃદયે વસશે, જાશે સઘળા વહેમજી.
અનેક અર્થ ભાગવતના, તેમાં નાસ્તિક પુરૂષ ગુંચાયજી;
શંકા કાઢે અવનવી જેનું, ન મળે થડ મૂળ કાંયજી.
એવા જનને પ્રાપ્ત ન થાયે, શ્રી ભાગવતનું જ્ઞાનજી;
પાપ બુદ્ધિ પ્રબળ તેથી, ન રહે સાચી સાનજી.
પૂર્ણ પ્રેમ પ્રભૂપર આણી, સાંભળવા જે ઇચ્છેજી;
સત્ય વચન તેને હૃદયે ઠસશે, તે મહા જ્ઞાનને પ્રીછેજી.

**વળણ.**

પ્રીછે તે મહાજ્ઞાનને રાજા, સત્ય વચન હૃદયે ઠસી;
દિન દિનના અભ્યાસથી પ્રાણી, નિશ્ચે વૈકુંઠમાં જશે.

**ઇતિશ્રીમદ્ભાગવતે અષ્ટમસ્કંધે ચતુર્વિંશોધ્યાયઃ ॥૨૪॥**



# શ્રી મ દ્ ભા ગ વ ત.

## (કવિવલ્લભકૃત—પદબંધ.)

## નવમસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

**રાગ કેદારો.**

ગુરુ ગુણસાગર ગણપતી, સમરૂં દેવી શ્રી સરસ્વતી;
શુભ મતિ મુજને દીજીયેરે.
ગજવદન સુંઢાધારી, ઉત્તમ મોદિક ભિક્ષા કરી,
મુષકારૂઢ મસ્વરી, કૃપા મુજને કીજીએરે.

**ચાલ.**

કૃપા મુજને કરો સ્વામિ, શંકરજીના બાળ;
ગજકર્ણ લંબોદર ઉજ્વળ, એક દંત શુભ માળ.
સુધબુધ નારી લક્ષ લાભ તન, આયુધ ફરસી ધારી;
ગ્રંથ આદ સ્તવું ગણપતિ, આશા પૂરો મારી.
કમલભૂની કુમારિકા, સરસ્વતિને લાગું પાય;
શ્વેત વસ્ત્ર ને શ્વેત ભૂષણ, વાહન હંસ કહેવાય.
કૃપા કરજે કલ્યાણી તું, સચરાચર વ્યાપક માત;
દીન દૂર્બળ સેવક જાણીને, મસ્તક મૂકજો હાથ.
ગણપતિ સરસ્વતિ કૃપાથી, પૂરણ થાય કથાય;
એ સાંભળતાં જન્મ કોટીનાં, દારૂણ અધ પલાય.
શ્રી વ્યાસ વાણી શ્રીમદ્ભાગવત, કથા નવમસ્કંધ;
સભા વિષે પરીક્ષિત સાંભળતાં, પામ્યો પ્રેમાનંદ.
સુત પુરાણીક શૌનક ઋષીને, નૈમિષારણ્યમાં સુંણાવે;
હરીજનને મન વલ્લભ હરી કથા, પરીક્ષિતને મનભાવે.
શ્રી શુકદેવ વદે છે વાણી, સાંભળ પરીક્ષિત રાય;
નવમસ્કંધના અધ્યાય ચોવીશ, શ્રી ભાગવત કથાય.
એક અક્ષર શ્રવણે ધરતાં, પહોંચે મનની આશ;
અઘ વામે સુખ પામે પ્રાણી, સ્વર્ગભુવનમાં વાસ.
પરીક્ષિત પ્રશ્ન પુછે શુકજીને, કહો પ્રભુ કથા મહીમાય;
ભૂગોળ ખગોળ ને સૃષ્ટિ રચના, કહી મન્વંતરની કથાય.
હવે ચંદ્ર સુર્ય વંશની કથા, મુજને સંભળાવો સ્વામી;
વંશાવળી સર્વે રાજાની, જે મોટા મહિપતિ નામી.
ઇક્ષ્વાકુ વંશની ઉત્પત્તિ સર્વે, માંડીને સંભળાવો,
પવિત્ર કીર્તિવાળા સર્વે, તેની કથા સુંણાવો.
શુકમુનિ તવ વાણી વદે, સાંભળ રાય પવિત્ર;
વૈવસ્વત મનુના વંશની મોટી, વાતો કહું છું અત્ર.
વિસ્તાર કરતાં પાર ન આવે, એવું એ ચરિત્ર;
સર્વે ચરિત્ર સાંભળતાં, થાય જન મન પવિત્ર.
કલ્પાંત કાળે જગત સર્વે, હતું ઇશ્વર રૂપ;
ઇશ્વર વિના ન અન્ય કોઇ, સાંભળ સાધુ ભૂપ.
પ્રભુ નાભિમાંથી સુવર્ણમય, કમળનો હવો પોટ;*
એ પોટામાંથી બ્રહ્મા નિપન્યા, તેના મરીચિ મોટ.
મરીચના કશ્યપ મુનિ, કશ્યપનો સૂર્ય દેવ;
સૂર્યની સંજ્ઞા સ્ત્રી થકી, શ્રાદ્ધદેવ અવશ્યમેવ.
તેની પત્નિ શ્રદ્ધા કહાવે, તેને દશ છે તન;
ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધૃષ્ટ, કરૂષક, નરિષ્યંત.
પૃષધ્ર, નભગ અને કવિ, એ દશ કુમારનાં નામ;
એ થકી એકેકો વંશ હવો, જાણ રાય સુંજાણ.
શ્રાદ્ધદેવ મનુએ પુત્રજ માગ્યો, શ્રદ્ધાએ કન્યાય;

**પરીક્ષિતવચન:—**

તેહ કથા સાંભળવા કારણ, ઇચ્છા મુજ હૃદયાય.

**શુકવચન:—**

હોતા ઋષિને દ્રવ્ય આપી, ચર હતો તે પલટાવ્યો;
શુકજી કહે સાંભળ રાજા, એવો અનર્થ ઉપજાવ્યો.

* આ પ્રથમ અધ્યાયમાં વૈવસ્વતના પુત્રના વંશમાં ચંદ્ર વંશની ઉત્પતિ કહેતાં સુદ્યુમ્ન સ્ત્રી કેમ થઇ ગયો એ કથા કહીછે.

* પોટ એટલે પોટો—પોટાદડો.

તેથી રાયને ઇલા કન્યા, ઉદય હતી નિરધાર;
તે સાંભળી વસિષ્ઠ ઋષી, મનમાં કરે છે વિચાર.
મનુએ ખેદ ધરી તે મુનીને, કર્યો પ્રશ્ન તતખેવ;
પુત્ર માંગ્યો ને પુત્રી હતી, કારણ શું રૂષી દેવ.
ઋષિ વિચારે મનની મધ્યે, કન્યા હતા શા માટ;
મુનિ મનમાં દુઃખ પામ્યા, ભર્યો અતિ ઉચાટ.
વસિષ્ઠ કહે શ્રી પરમેશ્વરનું, કરૂં ઉગ્ર તપ ધ્યાન;
વિશ્વભર કને પછો માગું, મનવાંછિત વરદાન.
જેન કરીયે કન્યા ફીટીને, યજમાન પુત્રજ થાય;
એ કન્યાનો પુત્ર ઉપજાવું, એમ વદે ઋષિરાય.
પછી તપ કરીને વસિષ્ઠ ઋષીએ, આરાધ્યા ભગવાન;
પ્રસન્ન થયા પ્રભુજી, આપ્યું શુદ્ધ વરદાન.
ઇલા હતી તે ટળી ગઇ, સુદ્યુમ્ન પુરૂષ ઉપજાવ્યો;
પ્રૌઢ થયો તે રાજકુંવર, વન મૃગયા રમવા આવ્યો.
મેરૂ પર્વતની તલાટીમાં, સુંદર વન કહેવાય;
સુદ્યુમ્ન રાય ત્યાં જતા હતા,સાથે અનેક દળ રચનાય.
તેનું કટક સૌ સ્ત્રિરૂપ હવું છે, નર સઘળા થઇ નારી;
અશ્વ હતા તે થયા અશ્વિની, શું કહું તુજને વિસ્તારી.
ઉંટો હતા તે થઇ ઉંટડી, ગજ થયા હાથીણી દેહ;
એવી કથા સાંભળતાં, પરીક્ષિત મન ઉપન્યો સંદેહ.
શ્રી શુકજીને પ્રણામ કરીને, પૂછે પરીક્ષિત રાય;
તે કટક સ્ત્રીરુપ શા માટે હવું,તે સંભળાવોને કથાય.
વદે વચન વળતા શ્રી શુકજી, સાંભળ અભિમન્યુ તન;
એક સમે પૂર્વે તે વનમાં, આવ્યા પંચવદન.
વસ્ત્ર વિના ત્યાં નગ્ન દેહ,વિલાસ કરે શ્રી મહાદેવ;
અર્ધાંગે ઉમયા બેઠાં છે, શોભે શિવ સૂરદેવ.
સ્વકાંતિથી પ્રકાશ કરતા, આવ્યા અનેક ઋષીરાય;
તેણે સમે ત્યાં આકાશ માર્ગે, દર્શનની ઇચ્છાય.
મહા મોટા તાપસ દેખીને, મહાદેવ મન લજવાય;
શિવ શક્તિ બેઠાં થયાં તત્ક્ષણ, વસ્ત્ર ધર્યાં શિવરાય.
પંચવદનને ક્રોધ ચડયો તવ, બોલ્યા શંકર વાણી;
શ્રાપ દીધો તે વનને, તત્ક્ષણ ત્રિશૂળ પાણી.
વન્હિસમ લોચન હવાં, કોપ્યા પ્રભુ ત્રિપુરારી;
એ વનમાં જે જન આવે, સદ્ય હજો તે નારી.
તે વનને શ્રાપીને શંભુ, ચાલ્યા ગિરિ કૈલાશ;
એવું સાંભળતાં તે ખંડનાં પ્રાણી, પામીયાં સૌ ત્રાસ.

તે વનમાં જે જન આવે, પશુ પક્ષી નર આકાર;
વચન શ્રાપ શંકરનો પ્રૌઢો, તત્ક્ષણ થાય તે નાર.
શુકજી કહે સાંભળ રાજા, તેથી સૈન્ય હવું સૌ નારી;
અશ્વ અશ્વિની પુરૂષ યોષિતા, મહિમા વચન ત્રિપુરારી.
કેટલાક રાજક્ષત્રી લજ્જા પામી,તપ કાજ ચાલ્યા વંન;
સ્ત્રિ રૂપે ઘણું લજવાયા, મહા શોક ધરે તે મંન.
અનુચરી સહિત ઇલા કન્યા, ફરતી ફરે વનવન;
મહાભય મનમાં ધરે તે કન્યા, તાપ ન સહે તે તન.
એક સમે બેઠો બુધ* વનમાં, મહા તપ સાધન સાધે;
નિગમ મંત્રે જાપ કરીને, શ્રીહરીને આરાધે.
એવે સમે બુધ* આશ્રમ સાંનિધ્ય, તે યોષિતા આવી;
તે ઇલા સ્ત્રી દેખી બુધ મોહ્યો, તત્ક્ષણ ત્યાં બોલાવી.
હાવભાવ કટાક્ષ દેખીને, બુધે આશ્રમે રાખી;
તેહ થકી સંતાન હવાં ત્યાં, ચંદ્ર સૂર્ય છે સાખી.
તેહ થકી સંતાન હવું તે, પુરૂરવા પુત્ર કહેવાય;
પછી ઇલાએ વસિષ્ઠ આરાધ્યા, મનમાં શોક ન માય.
વસિષ્ઠ ઋષિએ શ્રી મહાદેવનું, આરાધન ત્યાં કીધું;
થોડે કાળે શ્રી મહાદેવે, આવીને દર્શન દીધું.
શ્રી મહાદેવે તે સુદ્યુમ્નને, આપ્યું પછી વરદાન;
એક માસ તું સ્ત્રિ રહેજે, એક માસ પુરૂષ સુજાણ.
એવો વર આપી શિવ ચાલ્યા, ગયા નિજ આસન;
શિવ વરદાને નર તન હવું, આનંદ પામ્યો મન.
તેને ત્રણ† પુત્ર હવા મહા બળીયા, તે દક્ષિણના રાજન;
તે દક્ષિણના અધિકારી થઇને, ચલાવે રાજ્યાસન.
પછિ રાજ્યાસન પુત્રને આપી, સુદ્યુમ્ન તપે જાય;
પુરૂરવાને આસન‡ આપ્યું, આનંદ અંગ ન માય.

વલણ.

આનંદ અંગ ન માય, પુરૂરવા રાજ્યાસન બેઠો સહી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, એ પ્રથમાધ્યાય કથા કહી.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે નવમસ્કંધે પ્રથમો-ધ્યાયઃ ॥૧॥**

---

* એ મુનિ–અને ગ્રહ.

† તે ત્રણ પુત્રનાં નામઃ—ઉત્કલ, ગય અને વિમળ.

‡ પુરૂરવાને પ્રતિષ્ઠાન પુરીનો અર્થાત્ પ્રયાગની પાસે ઝુંસી કહેવાય છે તેનો રાજ્યાધિકાર સોંપ્યો હતો.

# અધ્યાય ૨ જો.*

## કડવું ૨ જું–રાગ સામેરી.

સુત પુરાણીક ઉચરે, સાંભળો સૌ ઋષી સાથરે;
શુકદેવ પરાક્ષિતને કહે, હરી કથા વૈકુંઠ નાથરે.
વૈવસ્વત મનવંતરે. યમુના તટે નિરધારરે;
વર્ષ સો પર્યંત કીધું, ઉગ્ર તપ તે ઠારરે.
તેને પુત્રો દશ હવા, ઇક્ષ્વાકુ† આદિ કુમારરે;
અયોધ્યા નગરી વિષે હવે, પ્રથમ તેને અધિકારરે.
મનુ પુત્ર પૃષધ્ર, કરે ગાયનું પાલનરે;
સાવધ રહીને તે, વસિષ્ઠનું કરે સેવનરે.
ઋષિ વસિષ્ઠની ગાય ચોકી કરે, મનમાં હર્ષ ન માયરે;
ગૌવાડામાં‡ રાત્રે રહે, કરે તેની રક્ષાયરે.
મધ્ય રાત્રે એક વ્યાઘ્ર આવ્યો, ભાંગી વાડાની વાડરે;
સુરભિને વાઘે ગ્રહી તવ, પાડે ગાય બરાડરે.
ગૌ બૂમ સાંભળીને, ધાયો તે રાજનરે;
કીલ અંધારે દોડિયો, ચુકિયો તે સાધનરે.
તરવાર ગ્રહી મુર્ખ રાજાએ, કર્યો વ્યાઘ્રનો ઘાતરે;
વ્યાઘ્ર કર્યું મહારથી, સદ્ય સુરભિ પામી નિપાતરે.
વ્યાઘ્ર ભય પામીને નાઠો, મૂકી તેણે દોટરે;
રાય અનર્થ કીધો ત્યાં, ચૂક્યો પોતાની ચોટરે.
તત્કાળ જોતામાં હવું, ધેનુનું ત્યાં મર્ણરે;
તોછડો ઘા વ્યાઘ્રને વાગ્યો, તેનો છેદાયો કર્ણરે.
પ્રભાતકાળે વસિષ્ઠે જાણ્યું, હવી સુરભિ નાશરે;
વસિષ્ઠ ઋષીનો ક્રોધ દેખી, રાજા પામ્યો ત્રાસરે.
વસિષ્ઠ ઋષીના ક્રોધથી, ભય પામે ચૌદભુવનરે;
અગ્નીજ્વાળા નેત્ર થયાં, જાણે કરશે સર્વ દહનરે.
પછી શ્રાપ દીધો રાજાને, તું શૂદ્રઈ પાપી થા અહીંરે;

**પૃષધ્ર વચન:–**

હવે ઉદ્ધાર મારો કેમ થશે, ત્યારે ઋષીએ વાણી કહીરે.
તપ§ ઉગ્ર કરજે વન વિષે તુંને, પરમેશ્વર દર્શન હશેરે;
તું પરમ પદ પામશે રાજા, વૈકુંઠગતિ તુજને થશેરે.
એવું ઋષીનું વચન સાંભળી, તપ ઉગ્ર કીધું તે વારરે;
તેહ પરમ પદ પામીયો, રાય તુઠ્યા દેવમોરારરે.
કવિ પૂત્ર† તપે ગયો, આરાધવા અવિનાશરે;
કારૂષ‡ તે પરણ્યો સહી, તે કરે રમ્યવિલાસરે.
તે થકી પૂત્ર હવા સહી, સાંભળો પરીક્ષિત રાયરે;
તેની ખ્યાત ઉત્તમ જાણવી, કારૂષ ક્ષત્રી કહેવાયરે.
પાંચમાં પુત્ર ધૃષ્ટથી, ધાર્ષ્ટ ક્ષત્રિ ઉત્પન્નરે;
પુત્ર બીજા નૃગને સુમતિ, તેનો ભૂતજ્યોતિ તેનો વસુ તનરે.
વસુનો પ્રતીક પુત્ર જાણો, પ્રતીકનો ઓઘવાનરે;
તેહ થકી ઓઘવાનવતિ કન્યા, ને ઓઘવાન તનરે.
ઓઘવતી સુદર્શનને આપી, તેથી ઘણી વાધી મજાયરે;
વંશાવળી હતી છે ઘણી; સુણો રાય તેહ કથાયરે.
સાતમા નરષ્યિંતને, ચિત્રસેન તન હવોરે;
તેનો દક્ષ, દક્ષનો મીઢવાન, તેનો કૂર્મ થયોરે.
ઇન્દ્રસેન, સત્યશ્રવા, ઉરૂશ્રવા તેનો તનરે;
ઉરૂશ્રવાને દેવદત્ત, દેવદત્તને અગ્નિ ઉત્પન્નરે.
એ અગ્નિ અગ્નિવેશ્યાયન, બ્રાહ્મણ કુળ તેનુંરે;
શુદ્ધ એ વશ હવા છે, ગાન કરૂં શું એનુંરે.
ચોથા પુત્ર દિષ્ટને, નભગ હવો કુમારરે;
તેને નાભાગ પુત્ર હવો, વૈશ્યના પાળે આચારરે.
નાભાગનો ભલંદન, તેનો વત્સપ્રીતિરે;
તેનો પ્રાંશુ, તેનો પ્રમતિ, ખનિત્ર, ચાક્ષુસ ને વિવિંશતિરે.
તેનો રંભ, તેનો ખનિનેત્ર, તેનો કરંધમ કહાવેરે;
તેનો અવીક્ષિત રાય હવો, તેના મરૂત પુત્ર સુહાવેરે.

---

* આ બીજા અધ્યાયમાં વૈવસ્વત મનુના પુત્રોમાં બે જણ વૈરાગ્યથી અપુત્ર રહ્યા અને કરૂષકાદિ પાંચ પુત્રોના વંશનો વિસ્તાર કર્યો છે

† ઇક્ષ્વાકુ આદિ કુમારનાં નામ પ્રથમાધ્યાયમાં છે.

‡ મનુના (૮) પૃષધ્ર પુત્રને વસિષ્ઠ ગુરૂએ ગાયોના પાલન સારૂ રાખ્યો હતો. તે રાત્રિએ ખડા ચોકીથી ગાયોનું પાલન કરતો હતો. એક દિવસે રાત્રે વર્ષાદ વર્ષતો હતો તે સમયમાં એક વાઘ ગાયોના વાડામાં આવ્યો, તેથી સુતેલી ગાયો બીકને લીધે ઉઠીને વાડામાં દોડવા લાગી.

§ પૃષધ્રે શ્રાપને માથે ચઢવી લઇ, તે દિવસથી મુનિ વ્રત પાળી બ્રહ્મચર્ય પાળ્યું. સર્વાત્મા, સર્વથા ઇતર અને નિર્મળ ભગવાનની ભક્તિથી એકાગ્ર થએલો, સર્વ પ્રાણીઓનો મિત્ર, સમદ્રષ્ટિવાળો, જીતેંદ્રિય, સંગ રહિત, પરિગ્રહ રહિત અને શાંત અંતઃકરણવાળો પૃષધ્ર ઇશ્વરેચ્છાથી જે કાંઇ મળે તે પર પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. જ્ઞાનથી તૃપ્ત થએલો, પોતાના જીવાત્માને પરમાત્મામાં ધારી દઇ સમાધિમાં રહેતો એવો એ પૃષધ્ર જડ, અંધ અને બહેરા જેવી આકૃતિથી પૃથ્વીમાં ફરતો હતો. એ રીતે વૃત્તિ રાખતાં વનમાં નિકળી ગયો. ત્યાં ઉત્પન્ન થએલા દાવાનળને જોઇ તેમાં પોતાના દેહને બાળી પરબ્રહ્મને પામ્યો.

* આ ચાર લીટીનો સંબંધ મૂળ ભાગવત પ્રમાણે નથી.

† સૌથી નાનો કવિ બાળકપણમાંજ પરબ્રહ્મને જાણી સર્વ ઇચ્છાનો ત્યાગ કરી, બંધુ તથા રાજ્યનો ત્યાગ કરી વનમાં ગયો હતો અને ત્યાં ચિત્તમાં પરમાત્માનું ધ્યાન ધરી મુક્તિ પામ્યો હતો.

‡ કારૂષ નામે ક્ષત્રિયો થયા. તે સઘળા બ્રાહ્મણોને માનનાર, ધર્મપર પ્રીતિ ધરનાર, અને ઉત્તર દિશામાં રાજ્ય કરતા હતા.

દિષ્ટ રાજા થકી વૈશ્યનો, વંશ હવો ઉત્પન્નરે;
છેલ્લો મરૂત* રાજા હવો, તેણે કીધા અનેક યજ્ઞરે.

યસ સામગ્રી પાત્ર મંડપ, કનકમય સહુ હોયરે;
તે યજ્ઞલીલા જોવા આવ્યા, ત્રિભુવન જન સૌ કોયરે.

મરૂતવંશમાં તૃણબીંદુ, હતો રાય રૂપવાનરે;
અલંબુસા રંભા વરી, મોહી રૂપે થઇ ગુલતાનરે.

તે અપ્સરાને ત્રણ પુત્ર ને, ઇડવીડા કન્યાયરે
એ કન્યાના ઉદર થકી, કુબેર જન્મ્યા ત્યાંયરે.

કુબેર પિતા વિશ્રવા, વર્યા ઇડિવીડા નારીરે;
એ ઇડવિડા રમણીય હતી, ગણી વિશ્રવાએ પ્યારીરે.

છેલ્લો રાય જનમેજય હવો, મહિમાનો નહિ પારરે;
શ્રી સૂર્યવંશની વંશાવળીનો, સાંભળ રાય વિસ્તારરે.

વળણ.

વિસ્તાર કથા સાંભળ ભૂપતિ, નવમસ્કંધ કથાયરે;
શ્રીમદ્ ભાગવત હરી કથાનો, હવો દ્વિતીયોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે દ્વિતીયો-ધ્યાયઃ ॥૨॥**

---

* એ મરૂત ચક્રવર્તિ હતો. અંગિરાના પુત્ર સંવર્ત્તે મરૂતને યજ્ઞ કરાવ્યો હતો. જેવો મરૂતનો યજ્ઞ થયો હતો તેવો કોઇનો પણ થયો નથી. એના યજ્ઞમાં જે કાંઇ પાત્રાદિક હતું તે સઘળું સોનાનું હતું. એના યજ્ઞમાં સોમપાનથી ઇન્દ્ર અને દક્ષિણાથી બ્રાહ્મણો રાજી થયા હતા. વાયુદેવ પીરસનારા અને વિશ્વેદેવા સભાસદ થયા હતા. મરૂતનો પુત્ર દમ, તેનો રાજ્યવર્દ્ધન, તેનો સુધૃતિ, તેનો નર, તેનો કેવળ, તેનો બંધુમાન, તેનો વેગવાન્, તેનો બંધુ અને તેનો તૃણબિંદુ નામે પુત્ર થયો. એ ઘણા ગુણવાળા તૃણબિંદુ રાજાને અલંબુસા અપ્સરા વરી હતી. એ અપ્સરાથી તેને પુત્રો પણ થયા હતા અને ઇડવિડા કન્યા થઇ હતી. મોટા યોગેશ્વર એવા પુલસ્ત્યના પુત્ર વિશ્રવા ઋષિએ ઇડવિડા કન્યાથી કુબેરજીને ઉત્પન્ન કર્યા. વિશાલ, શૂન્યબંધુ અને ધુમ્રકેતુ એ ત્રણ તૃણબિંદુના પુત્ર હતા; તેઓમાં વંશ સ્થાપનારા વિશાલ રાજાએ વૈશાલી નગરી સ્થાપી. વિશાલનો હેમચંદ્ર, તેનો ધૂમ્રાક્ષ, તેનો સંયમ, અને સંયમને કૃશાશ્વ અને સહદેવ નામે બે પુત્ર હતા. કૃશાશ્વને સોમદત્ત પુત્ર થયો, જેણે અશ્વમેધ યજ્ઞથી ભગવાનનું પૂજન કરી યોગેશ્વરના આશયથી મોક્ષગતિ મેળવી હતી. સોમદત્તનો સુમતિ થયો અને તેનો જનમેજય થયો.

## અધ્યાય ૩ જો.*

### કડવું ૩ જું–રાગ રામગ્રી.

શુકજી ભાખે સાંભળ રાયજી, નવમસ્કંધની એહ કથાયજી;
શર્યાતિને એક કન્યાયજી, રૂપનિધાન નવ નવી થાયજી.

ચાલ.

અવનવી સુંદર અતિ એ, કન્યા છે સુકુમાર;
વળી તે શર્યાતિ રાયને, હુતી વહાલી અપાર.
કમળ સરખાં નેત્ર શોભે, સુકન્યા તેનું નામ;
અતિ રૂપવતિ, અતિ વહાલી, રૂપે મુકો ઋષિમામ.
એક સમે શર્યાતિ મૃગયા નીસર્યો, સાથે ગઇ કન્યાય;
મહા ઘોર વનમાં આવીયાં, જ્યાં ચ્યવન છે ઋષીરાય.
પિતા મૃગયા રમે છે એવે, રાજ પુત્રી જેહ;
ચ્યવન ઋષી જ્યાં બેઠા છે ત્યાં, રમતી આવી તેહ.
ઊગ્ર તપે ઋષી બેઠા છે, ધર્યું ધરણીધરનું ધ્યાન;
અગ્નિ સમાં બે નેત્ર તકતકે, ઋષીને નથી રહી સાન.
કન્યાએ જાણ્યું ચકચકે છે, આગીયા અનુપમ પાંખ;
મન રમત વિચારી કુંવરીયે, વીંધી કંટકથી બે આંખ.†
તોએ ઋષી કંઇ જાણે નહીં, તપ યોગ ધ્યાનમાં મન;
તપોનિધને સુધ નહીં જે, કાઢિયાં બેઉ રતન.
તે પાપથી સૈન્યા તણાં, મળ રોધ સૌ બંધાય;
સૌ સૈન્યની એ ગતિ હવી, ત્યારે રાય દુઃખીયો થાય.
તવ રાજાએ પૂછિયું સૈન્યને, મુનિનો કીધો શું અન્યાય?
ત્યારે પિતા પ્રત્યે વચન વળતી, વદે તે કન્યાય.
અજાણે મેં નેત્ર વિંધ્યાં, અન્યાય હવો અપાર;
તે પાપથી એ સૈન્ય સર્વે, દુઃખ પામે નિરધાર.
ત્યારે રાય વેગે આવિયો, ઋષીને નમ્યો જઇ ચર્ણ;
પતિતને પાવન કરો, કહી લોટવા લાગ્યો ધર્ણ.
તપોનિધિ તમો મહા તાપસ, દયા સિંધુ સાધ;
સર્વથા તમો ક્ષમા કરો પ્રભુ, કુંવરીનો અપરાધ.
પ્રણિપત કરી ઋષી ચ્યવનને, પરણાવી કન્યાય;
આ ઋષીજીની સેવા વિષે, મુકિ રાય લાગિયો પાય.
ચ્યવન મુનિ આનંદીયા, વર આપીયો તે વાર;
મળરોધ છોડયા સર્વના, ત્યાં હવો જયજયકાર.

---

* આ ત્રિજા અધ્યાયમાં મનુના ત્રિજા પુત્ર શર્યાતિના વંશમાં સુકન્યા અને રેવતનાં મોટાં અદ્ભુત આખ્યાન કહ્યાંછે.

† ઋષિની આંખ વિંધાઇ તે વખતે તેમાંથી અથાગ લોહી નિકળ્યું હતું.

તે કન્યા શર્યાતિ રાયની, સેવે ચ્યવન દિન રાત;
શુશ્રૂષા કરે પતિની તે, ન ચૂકે ક્ષણમાત્ર.
ઋષીની આજ્ઞા લઇ રાયે, જતો હતો નિજ દેશ;
નીજ સૈન્ય સાથે આવીયો, નિજ ભુવન શીઘ્ર નરેશ.
એક સમય આવ્યા યુગ્મ ઋષી, મુનિ ચ્યવન કેરે ધામ;
મહાતાપસ ઊગ્ર અશ્વિનિ-કુમાર* તેમનાં નામ.
તેમણે ચ્યવન ઋષીને પાણીના, ધ્રોમાં કરાવ્યું સ્નાન;
દિવ્ય સ્વરૂપ હતું ઋષીનું, કૃપા કરી શ્રીભગવાન.
વૃદ્ધ વેશ ટળ્યો મુનિનો, કાંતિ પૂર્ણ પ્રકાશ;
સ્ત્રીઓ મોહ પામે ક્ષણમાં, તેવા હવા ઋષિ સાક્ષાત.
સુંદર વસ્ત્ર કાને કુંડળ, ઉર એકાવળ હાર;
સૂર્ય પેરે કાંતિ શોભે, સુકન્યા કરે વિચાર.
નેત્ર બેઉ આવ્યાં સહી, ઋષી આનંદ પામ્યા મન;
પછી† અશ્વિનીકુમારને કરાવ્યું, તેણે વેદનું અધ્યયન.
એક સમે ઋષી ચ્યવન કેરે, આશ્રમ આવ્યો રાય;
ચ્યવન મુનિનો દેહ નિહાળી, રાય વિસ્મય થાય;
સુકન્યા આવી પડી પગે, પણ રાયે કર્યો રોષ.
હે દુષ્ટા, હે હતભાગીણી ચ્યવનનો કીધો શું દોષ?
શું તે મુનિનો ત્યાગ કરી, આ જાર વર્યો તેહ;
હે ભુંડી કન્યા ધિક્કક તુંને, કાં તું સેવન કરે એહ?
યાર સંગે રમે નિર્લજ, ધરે ન કંઇ મનખેદ;
સ્વામિ અને પિતા તણાં, નર્કે પડે વંશ નીશ્ચેય.
પછી સુકન્યા પ્રેમે વદી, સુણો પિતાજી વાત;
આ મુજપતિ ચ્યવન મુનિ, જમાઇ તમારા સાક્ષાત.
શર્યાતિ રાયે પ્રણમીયા જઈ, ચ્યવન ઋષીના પાય.
કૃતાર્થ થયો હું રાયજી, આનંદ અંગ ન માય.
આશ્ચર્ય પામ્યો ભૂપતિ, તવ બોલી તે કન્યાય;
પછે વૃત્તાંત સૌ માંડી કહ્યું તે, સાંભળીયું પીતાય.

એ તૈજસ ઋષી છે સહી, એને આવ્યું દિવ્ય સ્વરૂપ;
એવી વાણી સાંભળી, નિજ હૃદય હરખ્યો ભૂપ.
શર્યાતિયે યજ્ઞ કીધો, વિધિ ધર્મ માર્ગ સોહાગ;
અશ્વિનીકુમાર ત્યાં પધાર્યા, તેમને પ્રથમ આપ્યો ભાગ.
ચ્યવનને દિવ્ય સ્વરૂપ દીધું, તે વેળાએ કીધી શર્ત;
યજ્ઞમાં સોમરસ આપીશ, એ છે મુજ વર્ત.
તેમને યજ્ઞના ભાગ અપાવ્યા, દેવથી* નિરધાર;
તેણે સમે મુનિ યુગ્મ હર્ષિત, તે હવા અપરંપાર.
શર્યાતિને ત્રણ પુત્ર, ઉત્તાનબર્હિ, આનર્ત ભૂરિષેણ;
આનર્તને રેવત હવો, હરિભક્તિ વિણ નવ ચેહેન.
તેણે દ્વારિકાં ભોમિ વસાવી, પ્રથમ સિંધુ ત્રટ તેણીવાર.
પ્રજાને પાળી પ્રેમે, યશ વ્યાપ્યો અપાર.
તેથી આનર્ત† દેશ શુભ, કહેવાય છે એનું નામ;
તેણે કુશસ્થળી વાસી સહી જે, પવિત્ર ક્ષેત્ર શુભ ધામ.
તે રેવતને પૂત્ર શત, હવા સુણ પરીક્ષિતરાય;
તેમાં જ્યેષ્ટ પૂત્ર કકુદ્મિ, બળ વિર્ય કળ્યું નહિ જાય.
અને એક રેવતી પુત્રી સહી, મહા રૂપ શોભાયમાન;
ગુણ રૂપ લક્ષણ ચાતુરી, બળ બુદ્ધિ માંહે નિધાન.
તેને અર્થે વર જોવા કારણ, ભૂપ ગયો બ્રહ્મસદન;
બ્રહ્મા પ્રત્યે સૌ કહી વાર્તા, પુત્રી તણું હિતકારણ.
આ કન્યાયોગ વરની ભાળ કહો, એમ કહી લાગ્યો પાય;
એવી ભૂપતિની વાણી સુણી, તવ વદે ત્યાં બ્રહ્માય.
બ્રહ્મા કહે વર પરાક્રમી મહા, પૂર્વે હૂતા જેહ;
આયુષ્ય ભોગવી સર્વે, સ્વર્ગે ગયા રાજા તેહ.
પણ એક વર હમણાં છે સહી, તેને થયા છે યુગ ચાર;
પુરાતની વર બળિભદ્ર છે, તેને પરણાવો કુમાર.
શ્રી કૃષ્ણ પરમાત્મા પોતે, જન્મ્યા છે બળવાન;
તેના બંધુ બળિભદ્રને, કન્યા દે એ ગુણવાન.
તે રેવતી કન્યા બળીદેવને, પરણાવી ભૂપાળ;
કન્યાદાન દઇને ભૂપતિ, બદ્રિકાશ્રમ ગયો તત્કાળ.

---

* ચ્યવન કહે છે—હે ઉત્તમ વૈદ્યો, મને યુવાન કરી દ્યો; મારી અવસ્થા અને રૂપ સ્ત્રીને પસંદ પડે એવાં કરી આપો. તો તમને આજસુધી યજ્ઞમાં સોમરસનો ભાગ મળતો નથી, તે હું આપીશ. મોટા વૈદ્ય અશ્વિનીકુમારોએ તે વાતનો સ્વીકાર કરી ચ્યવનને કહ્યું કે, સિદ્ધ લોકોએ બનાવેલા આ ધ્રોમાં તમે ડુબકી મારો. પછી તે ચ્યવન ઋષિને લઇ બન્ને અશ્વિનીકુમારો ધ્રોમાં પેઠા, પછી ત્રણે સરખા રૂપવાળા ત્રણ પુરૂષો એ ધ્રોમાંથી નિકળ્યા. એ ત્રણે પુરૂષોને સરખાં રૂપવાળા જોઇને પોતાના પતિને નહિ ઓળખવાથી સુકન્યાએ અશ્વિની કુમારની પ્રાર્થના કરી. તેનાં પતિવ્રતાપણાથી રાજી થએલા બે અશ્વિનીકુમાર સુકન્યાને ચ્યવન મુનિ ઓળખાવી સ્વર્ગમાં ગયા.

† આ લીંટીની વાત મૂળ ભાગવતમાં નથી.

* ચ્યવન ઋષિએ પોતાની શક્તિથી તેઓને સોમરસનો ભાગ આપ્યો; એ જોઇ તુરત ક્રોધ પામેલા ઇન્દ્રે અસહનતાથી ચ્યવનને મારી નાંખવા વજ્ર ઉગામ્યું, પણ ચ્યવને વજ્ર સહિત ઇન્દ્રનો હાથ થંભાવી દીધો. ત્યાંથી સઘળાઓએ અશ્વિની કુમારને સોમનો ભાગ દેવાની શરૂઆત કરી.

† ઓખામંડળ.

વળણ.

તપ કરવા ભૂપતિ ચાલ્યો, સાંભળ પરીક્ષિત રાયરે;
તૃતીય અધ્યાય હવો પૂરણ; નવમસ્કંધ કથાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે તૃતીયો-ધ્યાયઃ ॥૩॥

---

## અધ્યાય ૪ થો.*

### કડવું ૪ થું-રાગ સામેરી.

સુત પુરાણીક ઉચરે, સાંભળો શૌનક સાથ;
શુકદેવ પરીક્ષિતને કહે, એ કથા વૈકુંઠ નાથ.
નાભાગ† રાજા બ્રહ્મચારી હવા, તજ્યું સઘળું રાજ;
સંસાર‡ મુકી વન ગયા, હરી આરાધનને કાજ.
વન વિષે તપ સાધન કરતાં, રાયને થઇ ઇચ્છાય;
તે ફરી પાછા ભુવન આવ્યા, નિજ રાજ્ય જ્યાં કહેવાય.
તેણે ભ્રાત પાસે આવી માગ્યું, રાજ્યનું આસન;
ભ્રાત વાણી ઉચરે તવ, સાંભળ બંધવ જન.
જા પિતા પાસે તું સત્વરે, એ આપશે તુને ભાગ;
પિતા સોંપ્યા તુજને, તુજ ભાગ્યનો એ લાગ.
નાભાગે પિતા પાસ જઇ, કહ્યું સર્વ વૃત્તાંત;
સોંપ્યા મુજને તાતજી, કરો મુજ મન શાંત.
તવ નભગ રાજા બોલીયા, સાંભળ સાધુ પુત્ર;
મુજથી નવ કદિ ચાલશે, તારૂં કાંઇ ઘર સુત્ર.
પણ ઉપાય દાખવું તુજને, થાયે જીવન નિરધાર;
અંગિરા કુળના બ્રાહ્મણો, કરે યજ્ઞ તે આ વાર.
છ છ દિવસે કર્મ કરતા, કરે મોટી ભૂલ;
જા સિદ્ધ તેની પાસ તું, કહે વાતનું જે મૂળ.
વિશ્વદેવાનાં સૂક્ત બે, કહે જઇ તે પાસ;
ભૂખ મટશે યજ્ઞ થાશે, રાખજે તેપર વિશ્વાસ.
તે યજ્ઞ કરી સ્વર્ગે જાશે, તવ આપશે મિલકત;
કાર્ય થાશે તુજતણું, વાત માનજે એ સત્ય.

જહાં બ્રાહ્મણ યજ્ઞ કરેછે, ત્યાં ગયો નાભાગ નિરધાર*;
તે બ્રાહ્મણ આટવો ગૃહી બેઠા છે, તે યજ્ઞ સમિપે સાર;
કાર્ય સિદ્ધ થયું નાભાગનું, વર્ત્યો જય જયકાર;
સ્વર્ગે ગયા તે બ્રાહ્મણો, મીલકત આપી તે વાર.
જવ નાભાગ તે દ્રવ્ય લેવા, લાગ્યો ધરિ ઉમંગ;
એક કાળ પુરૂષ આવ્યો, તેણે કર્યો રંગમાં ભંગ.

**કાલપુરૂષોવાચ :-**

એ મીલકત છે મુજની, તું કોણ છે લેનાર;
નાભાગ કહે રહે દૂર તું, મળી બ્રાહ્મણથી આ વાર.
તવ કાળ પુરૂષે વાણી કહી, જા પૂછ તુજ પીતાય;
તે કહે તો આપું તુજને, એ મુજની ઇચ્છાય.
નાભાગે જઇ પિતા કને, પૂછિયું તેણી વાર;
પિતા બોલ્યા સત્ય એ, દ્રવ્ય ન તુજનું નિર્ધાર.
યજ્ઞમાં કંઇ શેષ રહે, તે રૂદ્ર મોટો દેવ;
તુજ પાસે જે આવ્યો, તે રૂપ મહાદેવ.
પછે રૂદ્રને નમન કરી, નાભાગ બોલ્યો એમ;
લ્યો દ્રવ્ય તમતણું, હું આપું છું ધરી પ્રેમ.
રૂદ્ર બોલ્યા પ્રેમથી, છે ન્યાયી તુજ પિતાય;
તું પણ સત્ય બોલ્યો છે, મંત્રદ્રષ્ટા થશે હ્યાંય.
દેઉં સનાતન બ્રહ્મજ્ઞાન, વળી દેઉં દ્રવ્ય જોય;
એ ઉમંગે આજ્ઞા સ્વીકારી, એમ રૂદ્ર ઇચ્છે છેય.
પછે રૂદ્ર અંતરધ્યાન હવા, ગયા ગીરી કૈલાશ;
નાભાગ રાચ્યો મન વિષે, પહોંચી મનની આશ.
નાભાગને એક પુત્ર થયો, અંબરીષ જેનું નામ;
સંસારમાં અવતરી તેણે, કર્યાં ઉત્તમ કામ.
વૈષ્ણવ ને ધર્માત્મા, હરિ ભક્ત પરમ પુનિત;
બ્રહ્મ શ્રાપ નવ લાગિયો, એવું ભાગ્ય શુદ્ધ ચિત.
નીતિ ધર્મ મારગને આચરે, નિરખે પ્રભુનું સ્વરૂપ;
સંસાર તૃણવત્ લેખવે, અંબરીષ મહાત્મા ભૂપ.
અન્યાય કોપ કીધો નહીં, એણે કંઇ ન કીધું પાપ;
નિજ ભુવને બેઠાં ઋષીએ, આવીને દીધો શ્રાપ.
ઋષી દુર્વાસાએ શાપીઓ, તે ક્રોધ શું ભૂપાળ;
પણ શ્રાપ તેને ન લાગ્યો, કરી કૃપા દીનદયાળ.
તવ રાય પરીક્ષિત ઉચરે, શુકને નમીને પાય;
શ્રાપ કેમ લાગ્યો નહીં, પ્રભુ કહો તે કથાય.
એ અંબરીષનાં શાં પૂણ્ય હતાં,કેમ કૃપા કરી મહારાજ;
વિસ્તારપૂર્વક ઋષી મુજને, કહો મહિમા આજ.

---

* આ ચોથા અધ્યાયમાં મનુના નવમા પુત્ર નભગ તથા તેના પુત્ર નાભાગની અને તેના પુત્ર અંબરીષ ભકતની કથાનો પ્રસંગછે.

† નભગના પુત્ર નાભાગ ગુરુને ઘેર ભણવા રહ્યા હતા. તે નૈષ્ઠિક બ્રહ્મચારીજ રેહેશે એમ ધારી તેના મોટા ભાઇઓએ તેનો કાંઇ પણ ભાગ નહિ રાખતાં પિતાની સઘળી મિલકત માંહોમાંહે વેહેંચી લીધી હતી.

‡ અહિંથી બે લીંટીની વાત મૂળ ભાગવતમાં નથી.

* પછી તેની પાસે જઇ તે પ્રમાણે કરતાં બ્રાહ્મણે દુનો કંઇ ધન બાકી રહ્યું હતું તે નાભાગને આપી સ્વર્ગમાં ગયા.

વ્યાસનંદન ઉચર્યા તવ, સુણો અભિમન્યુ બાળ;
એ અંબરીષ પૂર્વે હવો રાજા, ચક્રવર્તિ ભૂપાળ.
તે સપ્ત દ્વીપનું રાજ્ય કરતો, સમુદ્રાંત પર્યંત;
મુનિ માત્ર સર્વે સિદ્ધ સાધક, સુખી કીધા સંત.
એક ચક્રે રાજ્ય કરતો, લોપી દ્વિપ મર્યાદાય;
પણ રાજ્યને સ્વપ્નાવત્ લેખે, તેહ અંબરીષ રાય.
નાશવંત સંસાર લેખે, અંતે વૈભવ અપવિત્ર;
એમ અંબરિષ ચિત્તે જાણતો, રાખે મનમાં પ્રભુ ચરિત્ર.
તેનું ચિત્ત હરી ચર્ણે લાગ્યું તે, અળગું નથાય લગાર;
મુખ વાણીયે ગોવિંદના, ગુણ ગ્રામ બોલે સાર.
સ્વહસ્તે શ્રી પરબ્રહ્મજીનું, ભાવે કરે પૂજન;
શ્રવણે હરી કથા સાંભળે, આનંદ પામે મન.
નેત્રે પ્રભુનું સ્વરૂપ જોયે, રમે સદા પ્રભુના સંગ;
દર્શન કરે શ્રી નાથજીનું, શુભ ગાત્ર થાય સુચંગ.
અશન કરે આગ્રહે, તુલસી ચર્ણોદક શુભ પાન;
નાસિકાએ શ્રી વિષ્ણુ ચર્ણનું, આઘ્રહણ કરે રાજન.
પગથી તીર્થ યાત્રા કરે, અડસઠ તીરથ ક્ષેત્ર;
સ્નાન દાન પ્રભુ ધ્યાનમાં, સદા પ્રસંન વદન ને નેત્ર.
મસ્તકે પ્રણામ કીધા એણે, પરમેશ્વરનો વ્યાપાર;
રાય ધર્મ મારગ આચરે એમ, અવની ચક્ર મોઝાર.
ગૌ બ્રાહ્મણની કરે સેવા, ચાલે મારગ વેદ;
સાધુ હરીજન ભક્તમાં મન, દ્વિધા ન કરે ભેદ.
એમ ધર્મ રાજ્ય તે પાળતો, અંબરીષ ભક્ત રાય;
ચાર વર્ણાશ્રમી આદે, સુખી સૌ કો થાય.
એક દિવસ રાયે યજ્ઞનો, પ્રારંભ માંડયો ત્યાંય;
શ્રી સરસ્વતિના તટ વિષે, શુભ બ્રહ્મજળ છે જ્યાંય.
યજ્ઞનો આરંભ કર્યો ત્યાં, તેડયા સૌ ઋષિ* દેવ;
ત્રિભુવનના જન સૌ આવે, અંબરીષ યજ્ઞ અવશ્યમેવ.
પ્રજા સદા હરિ સંગે રમે, નવ ઇચ્છે સ્વર્ગ લોક;
તપ, ભક્તિ, સ્વધર્મ યોગથી, સમ્યો સૌનો શોક.
રાય અંબરિષે હૃદયા મધ્યે, રાખ્યું હરિનું ધ્યાન;
સદન સ્ત્રી સહોદર સર્વે, તજ્યાં તેણે ઠામ.

* અંબરીષ રાજાએ વસિષ્ઠ, અસિત અને ગૌતમ વગેરે ઋષિઓ પાસે પ્રયોગના વિસ્તાર કરાવી નિર્જળ દેશમાં સરસ્વતીને કીનારે ઘણા અશ્વમેધોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું. અને પોતે મોટી સમૃદ્ધિવાળો હોવાથી તે યજ્ઞોમાં અંગ અને દક્ષિણાનો ઘણો વધારો કરયો. એના યજ્ઞોમાં સભાસદો, ને ઋત્વિજ બ્રાહ્મણો પણ દેવતા જેવા દિસતા હતા. એ રાજાએ ધીરે ધીરે સઘળો સંસાર સંગ છોડી દીધો હતો. [બૃ. ભા. સં.

રત્ન અંબર હસ્તી ઘોડા, વળી નૌતમ ઠાઠ;
તજ્યા રાયે હરિ હેતે, મન હરી નામનો ઘાટ.
હરિ વિણા કંઇ દેખે નહિ, હરિ સર્વે ઠામે જોય;
સંસારમાં રહ્યો છતો, કોઈ વસ્તુને ન મોય.
એમ પ્રભૂએ મન વિચારી તેના, યજ્ઞની રક્ષાય;
સુદર્શન ત્યાં ચક્ર મેલ્યું, કૃપા કરીને જગરાય.
નીજ દાસ જાણી આશ પૂરણ, કરે શ્રી અવિનાશ;
સુદર્શન ત્યાં નિવારે છે, યજ્ઞ વિઘ્નના ત્રાસ.
તે* યજ્ઞ પૂરણ હવો; કરૂણા હવી શ્રી ભગવાન;
ત્યાં અંબરીષને આપ્યું પ્રભુએ, મનવાંછિત વરદાન.
વર આપ્યો કરૂણા કરીને, વદે શ્રી અવિનાશ;
હે દાસ મારા, સર્વથા હું, રહીશ તારી પાસ.
દૃઢ ભક્તિ આપી અંબરીષને, હરી હવા અંતર્ધ્યાન;
એક સમે દ્વાદશી† વ્રત, આચરીયું તે રાજન.
યમૂના તટે મધુવન છે, શોભા કહી નવ જાય;
ત્યાં સંવત્સર એકનું વ્રત, આચરે છે રાય.
અભયાવૈતરણી વ્રત કરે, રાય નિશાએ જાગર્ણ;
અહર્નિશ આનંદમાં રહે, નિત્યે હરીનું સ્મર્ણ.
તીલક છાપા અંગ તુલસી, સાધુ હરીજન સંગ;
એમ વ્રત રાય અંબરીષ આચરે, દ્વાદશી શ્રીરંગ.
એકાદશીએ નિત્ય કર્મ કરી, આચરે રાય ઉપવાસ;
અભય વ્રત આચરે અંબરીષ, મન ભજન અવિનાશ.
દ્વાદશી દિન પ્રભાતે પૂજે, અનેક ઋષીના પાય;
બ્રહ્મ વૃંદની પૂજા કરી, છાસઠ કોટી આપે ગાય.
અનેક બ્રાહ્મણને જમાડે, સાધુ હરીજન સાથ;
પછી પારણું પોતે કરે, એવી કૃપા શ્રી લક્ષ્મીનાથ.
એક સમે દ્વાદશી દિને આવ્યા, દુર્વાસા ઋષી જન;
તે અમર સર્વે મોકલ્યા છે, સાંભળ અભિમન્યુ તન.
અંબરીષના વ્રત પ્રબળથી, સૌ હવા વ્યાકુળ દેવ;
ઈંદ્રે દુર્વાસાને ઉશ્કેરી, મોકલ્યા તતખેવ.
સ્વામિ વિઘ્ન કરો જઇ વ્રતમાં, તો રહે મારૂં રાજ;
ઇન્દ્રપર કરૂણા કરીને, આવીયા ઋષી મહારાજ.
અતિથિ થઇ દુર્વાસા આવ્યા, કરવા દેવનું કામ;
દેખી અંબરીષ આનંદ પામ્યો, કીધા વિનય પ્રણામ.
અર્ધ્યપાદ્ય પૂજા કરી, રાયે સંતોષ્યા ભૂદેવ;
ચર્ણામૃત કર ધરી રહ્યો, ઘણી સ્તુતિ કરી તહાં એવ.

* અહિંથી પાંચ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.
† અભયાવૈતરણીનું એક વર્ષનું વ્રત લીધું હતું.

પારણું કરવાને રાખ્યા સ્વામિ, આજ કૃપા કરો અમને;
જન્મ મારો થયો કૃતારથ, સ્વામી વિનવું છું તમને.
ભાવ દેખી અંબરીષ ભૂપનો, દુર્વાસા કરવા ગયા સ્નાન;
નિત્યતર્પણ હું કરી આવું, સ્થિર રહેજે રાજન.
કાલિંદ્રીમાં માર્જન કરવા, ઋષી ગયા તે વાર;
તેણે સમે અંબરીષ રાજા, કરે મન વિચાર.
દ્વાદશી ઘટીકા એક રહિ, ઋષિ ના વળ્યા તે વાર;
ઋષિ તો સ્નાન નિમિત્તે, દમવા ઇચ્છે અંબરીષને તે ઠાર.
અંબરીષ વિચારે જ્ઞાન દષ્ટે, આજ છે દ્વાદશી થોડી;
તેણે સમે બીજા મુનિવરને પૂછે, પ્રશ્ન કરે કરજોડી.
કહો સ્વામિ શું કરવું ઘટે, દ્વાદશી જાય છે વહી;
રાયનાં એવાં વચન સાંભળી, ઋષીએ વાણી કહી.
દ્વાદશી નંતર ત્રયોદશીમાં, પારણું કરશે તું રાય;
તો બ્રહ્મહત્યા પાપ લાગશે, રૌરવ નિશ્ચે નરકે પચાય.
વળી દુર્વાસા આવ્યા, પ્રથમ કરે જો તું અહાર;
અધર્મ લાગે બહુ તુને, તેમાં નવ કાંઇ સાર.
વળી પારણું તજે તો, અનેક એકાદશી વ્રત જાય;
એવા ધર્મ સંકટમાં, આવી પડયો તે રાય.
'અનેક એકાદશીનાં ફળ જાયે,' તવ રાય વિમાસે મન;
દિગ્મૂઢ થઇ ચિંતા કરે છે તવ, બોલ્યા ઋષીયો વચન.
રાય પવિત્ર થઇ આસન બેસી, કરો ચર્ણોદક આહાર;
તેણે કરી સંતોષ પામશે, સ્વામિ વિશ્વાધાર.
જળવ્રત પ્રાશન કરે, વળે પારણું એવ;
એ આહાર નિઃહાર કહાવે, ત્રુઠે રૂઠે નવ દેવ.
જળાહાર કરી રાય પછી, જુએ ઋષિની વાટ;
નિત્ય નૈમિત્તિક નિયમ કરે, ત્યાં જાણ્યો રાયનો ઘાટ.
ઋષી વચને ચર્ણોદકનો, આહાર કર્યો રાજંન;
તે સમાચાર દુર્વાસાએ જાણ્યો, જ્યાં કરે છે સંધ્યાવંદન.
તત્ક્ષણ દુર્વાસા કોપ્યા, શાપ્યો સદ્ય ભૂપાળ;
ક્રોધાંત કાળ હવા મુનિવર, જેમ પ્રજ્વળે અગ્નિ જ્વાળ.
વળ્યા ઋષિ જમના થકી, રાયે કર્યા પ્રણામ;
પણ રક્ત નેત્ર ભાળીને, ગાત્ર ગળ્યાં તે ઠામ.
દુર્વાસાનાં ગાત્ર સર્વ, ડગમગે ને ધ્રુજે;
ભમર ચઢાવી વક્ર મુખે, ક્રોધ કીધો નવ સુઝે.
પછી અત્યંત ક્રોધ કરીને, બોલ્યા ઋષિ એમ;
આ અંબરિષ ક્રુર થયો, અભક્ત છે ને નહિ ક્ષેમ.
મહા અભિમાની, અતિ મદી, અતિથીનો નવ આદર;
જમ્યો પ્રેમે ધીક તુંને, નવ રાખ્યો કોનો ડર.
પછે ક્રોધ કરીને ઋષીએ, કીધાં નેત્ર રાતાંચોળ;
ગડગડયા ખૂબ મુનિ ત્યાં, જાણે મેઘ ચઢયા સોળ*.
દુર્વાસા ઋષીએ રાય અંબરીષને, શ્યાપ દીધો તે વાર;
અરે† પાપીષ્ટ તું અવનીમાં, લેજે દશ અવતાર.
અત્રીનંદને એવો શાપ દીધો, તવ હવો હાહાકાર;
ઋષી શ્યાપ સાંભળી, રાય પામ્યો દુઃખ અપાર.
અંબરીષ રાયે સ્તુતિ કરીને, પૂજ્યા વિશ્વાધાર;
સ્વામિજી ભય નિવારો, અવતાર દુષ્ટ સંસાર.
હું ઘણો ભયભીત થાઉં છું, અવતારનો બહુ ત્રાસ;
આકાશ વાણી હવી પછી ત્યાં, બોલ્યા શ્રીઅવિનાશ.
અરે રાજા બીહીશમાં, ઋષી શાપથી નીરધાર;
તારે અર્થે પૃથ્વીપર હું, ધરીશ દશ અવતાર.
એવું દુર્વાસાએ સાંભળ્યું જે, હરીએ કરી કરૂણાય;
તવ અનુસૂયાના પુત્રને, મનમાં ક્રોધ ન માય.
પ્રભુએ રક્ષણ કીધું, તવ અધિકો વ્યાપ્યો ક્રોધ;
બહુ ક્રોધે ઋષિ બોલિયા, જાણે કરે વિશ્વનો રોધ.
રક્ત નેત્ર વન્હી સમાં, કર જટા ગૃહી ભૂદેવ;
અવની સાથે પછાડતાં, એક કૃત્યા પ્રકટી તતખેવ.
લાલ વર્ણી બળતી જળતી, ચરણે ધ્રુજાવે ધર્ણ;
તરવાર ગ્રહી સીધી ધસી, પણ નવ ખસ્યો રાયનો ચર્ણ.
અંબરીષને બાળવા લાગી, સૌ ઋષી સાથે ત્યાંહિ;
ત્યારે પરમેશ્વરનું ચક્ર આડું, આવીયું ક્ષણ માંહિ.
તે ચક્રે કૃત્યા બાળી, ભસ્મ કીધી તેહ;
પછી ચક્ર ચાલ્યું દગ્ધ કરવા, દુર્વાસાનો દેહ.
શ્રમ અફળ ગયો ને વળી ચક્રે પૂઠે પલાય;
મહા ક્રોધી મુનિને, તે દુઃખ નવ ખમાય.
આગળ મુનિ, પુઠે ચક્ર, દોડયા બહુ જાય;
જ્યાં જાય મુનિ ત્યાં ત્યાં, ચક્ર પુઠે ધાય.
દશે દિશે નાસે દુર્વાસા, ચક્ર પૂઠ મૂકે નહીં;
મેરૂ ગુફામાં જઈ પેઠા, પણ સુદર્શને દેહિ દહી.
સમુદ્રમાંહે પરવર્યા, બ્રહ્મા‡ ભણી ઋષી જાય;
પણ ક્ષણએક સ્થીર રહે જ્યાં, ત્યાં ચક્ર બાળે કાય.

---

* આ ઉપમા અલંકાર છે. બાર મેઘ સદા ચડીને ગડગડે, પણ દુર્વાસા તો એવા કોપ્યા ને ગડગડયા કે બારથી પણ ચાર જાદા.

† અહિથી માંડી ૧૧ લીટીની વાત આ અધ્યાયમાં મૂળ ભાગવતમાં નથી.

‡ બ્રહ્મા કહે છે—હે દુર્વાસા, બે પરાર્દ્ધ સુધીની ક્રીડાનો અંત આવશે, ત્યારે બાળી નાંખવાને ઈચ્છતા જે કાળરૂપ ભગવાનની ભમર ફરવાથીજ જગત સહિત મારૂં આ સ્થાનક ઉડી જશે અને હું, સદાશિવ, દક્ષ, ભૃગુ વગેરે પ્રજાપતિઓ, ભૂપતિઓ તથા મોટા મોટા દેવ વગેરે સઘળા, જેની આજ્ઞા

બ્રહ્માથી રક્ષણ નવ થયું, કહ્યું જાઓ ભક્ત કેરે શર્ણ;
કીધો દ્રોહ ભક્તનો, નવ તારે અશરણશર્ણ.
ઈંદ્રાસન ને રૂદ્રાસન, વળી જોયું કૈલાસ ભુવન;*
પાતાળમાં ઋષી જઇ રહ્યા, ત્યાં દહે દહિ સુદર્શન.
શરણ કો રાખે નહીં, તવ દુઃખ પામ્યા ઋષી રાય;
તે પૂઠે ચક્ર આવ્યું ગર્જતું, તે પ્રજાળે ઋષિ કાય.
સર્વે કો વાણી વદે, તમો જાઓ વિષ્ણુ શર્ણ;
ભક્ત તેનો દુભાયો છે, કરે કૃપા શ્યામવર્ણ.
કહીંએ રહી શકાયું નહીં, તવ વૈકુંઠ ગયા ઋષી દેવ;
વૈકુંઠનાથની ઘણી સ્તુતિ કીધી, ત્યાં જઇ તતખેવ.
દીનવાણી ઋષી કહે, પ્રભુ શર્ણે રાખો સ્વામ;
કૃપા કરી આ ચક્રને, નીવારો અંતરયામ.
મેં અપરાધ કીધો ઘણો જે, દુભ્યો તમારો દાસ;
શ્યાપ દીધો અંબરીષને મેં, ક્ષમા કરો અવિનાશ.
હે અનંતેશ્વર, હે પ્રભો, નિવારો અપરાધ;
પ્રભાવ નવ જાણ્યો ભક્તનો, હવે થયો છું સાધ.
નિવારો આ ભય મુજનું, કીધું ખોટું કર્મ;
નારકિ જીવના તારક પ્રભુ, હું નવ જાણું તુજ મર્મ.
લીલા છે બહુ તુજની, તારી કળા અપરંપાર;
તુજ ભક્ત તુંથી શ્રેષ્ઠ છે, એ જાણ્યું આ વાર.
તવ શ્રી પ્રભુ વાણી વદે. સાંભળો ઋષી જન,
હું ભક્તાધિન, ભક્ત દાસ છું, પરતંત્ર મારૂં તન.
ભક્ત વહાલા મુજને, કીધો ભક્તે મૂને વશ;
સાધુ ભક્તે જીત્યો મુને, ભક્ત તે મુજનો યશ.
હું ભક્ત રૂપે, ભક્ત છું, વળી રહું ભક્તની પાસ;
નવ ઇચ્છું આ અંગ અંગના, હું ભક્તનો છું દાસ.
સ્ત્રી પુત્ર ઘર પ્રાણ સર્વે, તજ્યા મુજને કાજ;
આવ્યો શરણે મુજને, તેને કેમ તજું હું આજ.
ભક્ત સેવે મુજને સદા, રૂડી સ્ત્રીને જેમ સ્વામિ;
એ ભક્તિ વશ વર્તું સદા, એમ બોલ્યા અંતરજામી.

ભક્ત ઇચ્છે નવ ચતુરધા, મુક્તિના જે પ્રકાર;
સાલોક્ય મુક્તિ ન ઇચ્છે, એ ભક્ત મુજ પ્રાણાધાર.
નવ ઇચ્છે જ્યારે સિદ્ધિને, તવ નાશકારી વસ્ત—
કયમ ઇચ્છે ભક્ત જન, એ વિચારો મુનિ શ્રેષ્ઠ.
મજ હૃદય રૂપ ભક્ત છે, હું છું સાધુ રૂપ;
એ તે હું હું તે એ ગણો, બોલ્યા ત્રિભુવન ભૂપ.
પણ સુણો મુનિ શ્રેષ્ઠ તમે, ટળશે તમારો ભય;
જ્યાંથી ઉપન્યું દુઃખ આ, ત્યાં ગયે થાશે જય.
સાધુ જનપર કુદષ્ટિ કરતા, પામે સ્વયં દુઃખ;
અવિનય કરવાથકી, જાય બ્રહ્માણનું સૂખ.
તપ વિદ્યા એ બે, કરે બ્રહ્મનું કલ્યાણ;
પણ ભક્તનો દ્રોહ કરે તો, હું ઉતારૂં અભિમાન.
જાઓ અંબરીષને શરણ, તજો મનનો ગર્વ;
ક્ષમા યાચો તે કને, કાર્ય થાશે સર્વ.
વળી ચતુર્ભુજ વદે વાણી, સાંભળો અત્રિ તન;
હું ભક્તને આધીન છું, માનજો સત્ય વચન.
તમો પાછા જઇ અંબરીષને, પમાડો સંતોષ;
તો ચક્ર રહેશે બાળતું, દુઃખ માત્ર હરશે દોષ.

વલણ.

તો ચક્ર તમને બાળતું રહેશે,એમ કહે વૈકુંઠરાયરે;
કરજોડીને વિપ્ર વલ્લભ ભણે, હવો ચતુર્થોધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.*

કડવું ૫ મું–રાગ મારૂ–ચાલ છંદની.

સુતપુરાણી વદે વાણી, આનંદ રીતેરે;
કથા સાંભળો શૌનક જ્ઞાન, પૂરણ પ્રીતેરે.

પરીક્ષિતની પ્રત્યે વ્યાસ-નો સુત બોલેરે;
રાય નહીં કોઇ ભક્તજંન, અંબરીષને તોલેરે.

અત્રી પૂત્ર એકાદશીકાજ, વ્રતને માટેરે;
શ્યાપોજ ત્યાં અંબરીષરાય, ક્રૂરે ઊચાટેરે.

---

પામીને લોકનું હિત થાય એવી રીતે તે આજ્ઞાને માથાં પર ચડાવી રહ્યા છીએ, તેના ભક્તનો તમે દ્રોહ કર્યો છે, માટે મારાથી રક્ષા થઇ શકશે નહિ. [મૂ. ભા.

* શંકર કહે છે–હે દુર્વાસા, જે વ્યાપક ભગવાનમાં બ્રહ્મારૂપ જીવનાં શરીર રૂપી એવાં અને બીજાં હજારો બ્રહ્માંડ તથા અમે પણ ક્રીડા કરીએ છીએ; સનત્કુમાર, હું, બ્રહ્મા, કપિલ, અપાંતરતમ, દેવળ, ધર્મ, આસુરિ તથા મરીચિ આદિ બીજા મોટા સિદ્ધ લોકો સર્વજ્ઞ છતાં પણ જેની માયાને જાણતા નથી, તે જગતના નાથ ભગવાનનું આ શસ્ત્ર અમથી પણ ખમી શકાય એવું નથી. માટે ભગવાનનેજ શરણે જાઓ.

* આ પાંચમા અધ્યાયમાં અંબરીષ રાજાએ ભગવાનના ચક્રને પ્રસન્ન કરી દુર્વાસાની રક્ષા કરી તે કથા પ્રસંગ છે.

### ચાલ.

અવતાર લેજે, દશ તું રાય;
મુનિવર વચન, મિથ્યા નવ થાય.
શુંણી શ્યાપ વ્યથા પામ્યો મન ભૂપ;
રાયે શીઘ્રે સ્તવ્યા અવિનાશિ રૂપ.
દુઃખ પામતો અંબરીષ ભક્ત જાણી;
હવી આકાશથી વિષ્ણુ વાણી.
રખે રાય તું મનમાં કષ્ટ પામે;
તુજ શ્યાપનાં કષ્ટ ક્ષણમાં દૂર વામે.
અવતાર દશ ધરીશ હું તુજ કાજે;
કહ્યું ભક્તને દયા કરી શ્રી મહારાજે.
સુંણી વાણી દુર્વાસાએ રીશ કીધી;
ઊદય કરી કૃત્યા ઋષી શીખ દીધી.
કૃત્યા આવતી ક્રોધ યુક્તે નિહાળે;
આવી રાય અંબરીષનું, અંગબાળે.
ઋષીએ રાયને પીડા, કરી નેત્ર વક્ર;
આવ્યું રક્ષણ કરવા, શ્રી હરી કેરૂં ચક્ર.
સુદર્શન ચક્રે, કૃત્યાને બાળી;
ભૂપ અંબરીષની, પીડા ત્યાં ટાળી.
કરે અંગ દુર્વાસાનું, દગ્ધ એહ;
સુદર્શન ચક્ર, પ્રજ્વાળે છે દેહ.
મહા ભય ત્રાસે, ઋષીવર નાઠા;
પડયા શરીરે ચક્રના, ડાઘ માઠા.
ભમ્યા સાત પાતાળ, ને સાત દ્વીપ;
જહાં જાય ત્યાં, ચક્ર દીસે સમીપ.
ગુફા ભોંયરે જઈ, મુનીવર ઢૂકે;
સુદર્શન કેડો કેમે, નવ મૂકે.
જોયો ગીરી મેરૂ ને, જળનીધી માંહિ;
જાહાં જાય ત્યાં ચક્ર, તો દેહ દાહે.
રૂડા દેવ આસનની, માળ મેડી;
ચડે ઊતરે નાસતા, ચરણ ખેડી.
અમર ઇશ બ્રહ્મા, કને જાય ઋખી;
ન રાખે કો શરણે થયા મન દુઃખી.
સર્વ દેવતા કહે મુનિ, વૈકુંઠ જાઓ;
વિષ્ણુની કૃપાથી ચક્ર, ભય મૂકાઓ.
રહી ન શકયા ઋષી, કહીંએ જ્યારે;
શીઘ્રે આવીયા વૈકુંઠપુરીમાં ત્યારે.
ઘણી સ્તુતિ લક્ષ્મી પતીની, ત્યાં કરતા;
ચક્ર કેરે ત્રાસે ઋષી, ચોગમ ફરતા,
ઋષી પાણ જોડી, વદે દીન વાણી;
આ ચક્રથી ઊગારોને, શારિંગપાણી.
અપરાધ અન્યાય મેં, અનંત કીધો;
જે તમ ભક્ત અંબરીષને, શ્યાપ દીધો.
દુર્વાસાની પ્રત્યે, બોલ્યા વૈકુંઠનાથ;
મુનિ હું ભક્તાધીન, છૂં દીન રાત.
તમો પાછા ફરીને, અંબરીષને ઘેર જાઓ;
ઋષી ચક્રનો માર, ત્યાંથી મૂકાઓ.
પછી ચક્ર દેહી, તમારી ન બાળે;
કહી* શિક્ષા દુર્વાસા પ્રત્યે દયાળે.
ઋષી આવ્યા વૈકુંઠથી, રાય પાસે;
ક્ષણ સ્થીર રહેવાય, નહીં ચક્ર ત્રાસે.
આવી ઋષિએ, રાયના ઝાલ્યા પાગ;
મુકાવો ચક્ર ભયથી, રાયજી આજ.
ઋષી દુઃખ દેખીને, અંબરીષ રાય;
સ્તુતિ કરી ચક્રને, નમીયા છે પાય.

### અંબરિષ ચક્રની સ્તુતિ કરે છે.

અગ્નિ, સૂર્ય ચંદ્ર જળ, ભૂ ને આકાશ;
વાયુ ઇંદ્રિયો આદિ, તુજ રૂપ ખાસ.
હે સુદર્શન સહસ્રધારા, હે પ્રભુ પ્રિય;
હે સર્વ અસ્ત્ર નાશક, પૃથ્વીના પતિય.
ટાળ તારો વેગ, દૂર થા પળમાં;
ઋષિને ના દુઃખ દે, રહેતા આ થળમાં.
તું છે ધર્મ અમૃત, સત્ય અને યજ્ઞ;
લોકપાળ સર્વાત્મા, પ્રભુ છે સુજ્ઞ.
સર્વ ધર્મ કારણ, અધર્મના નાશક;
ત્રિલોક રક્ષક તે શુદ્ધ, તેજ પ્રકાશક.
અદ્દભુત કૃત્ય તારૂં, ને શુદ્ધ છે તું;
રાખ ઋષિને બળતો, પ્રણમું છું હું.
હે વાણિપતિ પ્રભુ, મહિમા છે અપાર;
કાયકારણ રૂપ તું, છોટું મોટું સાર.
પ્રભુ જ્યારે પ્રેમે, કરે સર્વ નાશ;
દૈત્યદાનવ સૈન્યે પેસી, આપે બહુ ત્રાસ.

---

* "કહી શિક્ષા દુર્વાસા પ્રત્યે દયાળે," આ લીટી સુધીની વાત ચોથા અધ્યાયમા આવી ગઇ છે તોપણ પાછી આ અધ્યાયમાં પુનરાવર્તન કરેલી છે.

કદિ મેં દાન પુણ્ય, યજ્ઞ અને યાગ;
કીધાં હોય પ્રેમ સહિત, સદ્ય મુનિ રાખ.
બ્રાહ્મણ જે શ્રેષ્ઠ છે, માનિયે પરાપૂર્વ;
તેનું રક્ષણ કરો પ્રેમે, આપોપું સર્વ.
હે ભગવન્ પ્રભુ, થયા હો પ્રસન્ન;
સંતાપ ટાળો મુનિનો, તેડો સુદર્શન.

**શુકોવાચઃ-**

એમ સ્તુતિ ચક્રની ભક્ત, અંબરીષે કીધી;
દુઃખ આરત દુર્વાસાની, હરી સદ્ય લીધી.
કર બેઉ જોડી, સ્તવન રાજાયે કર્યું;
ભક્ત રાજ વચન થકી, ચક્ર ફર્યું.
રાખ્યો દેહી દુર્વાસાનો, દગ્ધ થાતો;
ભોગાર્યો અંબરીષને, શ્રાપ જાતો.
એમજ ભક્તને સહાય કીધી શ્રી નાથે;
આપ્યું ચક્ર સુદર્શન, હરીને હાથે.
ઋષીનો કેડો મૂકીને, વૈકુંઠ ચક્ર જાય;
તવ અત્રી નંદનને*, સુખ બહુ થાય.
ઘણી સ્તુતી મુખ, અંબરીષ બોલે;
નથી કોઇ તાપસ, દુર્વાસાનિ તોલે.
રાય અંબરીષ ભાખે મુખે દીનવાણી;
કરૂણા કરોને મુને, દીન જાણી.
સ્વામિ અકળ રૂપ, છો તમો રૂદ્ર અંશ;
પ્રભૂ શીઘ્રે રક્ષા કરો, મૂજ વંશ.
એવું કહી રાજાયે, કીધું પૂજન;
કીધી આરતી, ઋષીનું ત્યાં સ્તવન.
સંતોષી ઋષીના, મનના ક્રોધ ટાળ્યા;
વિનય યુક્ત કરી, પુછ પાદ પખાળ્યા.
તહાં અંબરીષે કીધી, સ્તુતિ અનેક;
બેઉ પાણ જોડી, વિધીયે વિવેક.
તવ સંતુષ્ટ હવા, દુર્વાસા પ્રત્યક્ષ;
કીધું પારણું બેસીને, અન્ન ભક્ષ.
દુર્વાસા* જમાડયા, ભોજન દાન દીધું;
પછી ભક્ત અંબરીષે, મુખે અન્ન લીધું.
બહુ આશીષ દઇને, દુર્વાસા પધાર્યા;
એકાદશી તણા, મહીમા વધાર્યા.
કહે અંબરીષ, એકાદશી જે આરાધે;
શ્રી વિષ્ણુજી તેને, વૈકુંઠ વાસ આપે.

વલણ.

વૈકુંઠમાં વાસ વિષ્ણુજી આપે, તું સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી ભટ વલ્લભ ભણે, હવો પંચમ પૂર્ણ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે પંચમો-ધ્યાયઃ ॥૫॥**

## અધ્યાય ૬ ઠો.†

**કડવું ૬ ઠું-રાગ મલ્હાર.**

શુકજી બોલેરે, પરીક્ષિતરાય સુણ કથા;
કથા સાંભળતાંરે, જાય ભવેભવની વ્રથા.
દુર્વાસાથીરે, અંબરીષરાય રાખ્યો હરી;
દાશ પોતાનોરે, જાણીને કરૂણા કરી.
એકાદશી વ્રતનોરે, મહિમા પ્રભુએ મોટો કહ્યો;
એહો વૈમાનરે, અંબરીષરાય ઉદ્ધર્યો.
જ્યેષ્ઠ પુત્રનેરે, રાયે રાજ્ય આપ્યું વળી;
વિષ્ણુ કૃપાથીરે, દુઃખ આરત સઘળી ટળી.
નૃપ અંબરીષરે, રાજ્ય તજી વનમાં ગયા;
દેહી સાધનરે, તપ કરી નિર્ભય થયા.
ત્યાં વૈમાનરે, મોકલ્યું શ્રી ભગવાનજી;
શીઘ્રે વૈકુંઠરે, આવ્યા અંબરીષ રાજાનજી.
હરીએ કરૂણાયેરે, નિવાસ આપ્યો સ્વર્ગમાં;
તહીંયાં વસેરે, ભક્ત જનોના વર્ગમાં.
અંબરીષ એકાદશીરે, ભાવ કરી જન જે કરે;
તેના પૂર્વજરે, સમસ્ત શું પોતે તરે.
એકાદશી વ્રતનોરે, મહિમા કહ્યો જાય નહીં;
એ મહા વ્રતનેરે, ઇંદ્ર અમર ઇચ્છે સહી.

---

* દુર્વાસા કહે છે—અહો! ભગવાનના દાસોની મોટાઇ મેં આજજ દીઠી, કેમકે હું અપરાધી છતાં પણ તમે મારૂં ભલું ઇચ્છો છો. ભક્તોના પતિ ભગવાનનું જેઓએ ગ્રહણ કર્યું છે એવા સાધુ લોકો જેને ન કરી શકે અને ન તજી શકે એવો કયો પદાર્થ છે? હે રાજા, મારો અપરાધ નહિ ગણતાં તમે મારો પ્રાણ બચાવ્યો એ મારા પર અનુગ્રહ કર્યો છે. જેનું નામ સાંભળવા-થી પુરુષ નિર્મળ થાય છે, તે ભગવાનના દાસ લોકોને કયો પુરુષાર્થ દુર્લભ રહે?

* સુદર્શન ચક્રના ભયથી પાછા આવતાં દુર્વાસાને એક વર્ષ થયું હતું.

† આ છઠ્ઠા અધ્યાયમાં અંબરીષનો વંશ કહ્યા પછી શશાદથી તે માંધાતા સુધી ઇક્ષ્વાકુનો વંશ અને તેમાં પ્રસંગને લીધે માંધાતાની દીકરીઓના પતિ સૌભરી ઋષિની કથાનો પ્રસંગ કહ્યો છે.

વિષ્ણુ મુખમાંરે, વ્રતકન્યા રહી છે વસી;
સહુ વ્રતમાંરે, ઉત્તમ વ્રત એકાદશી.
જે આચરતાંરે, ભવ દુઃખ સઘળાં વામીયે;
પ્રીતિ યુક્તરે, વિષ્ણુચાર્ગુન પામીયે.
રાય અંબરીષનેરે, કરૂણા જેમ કીધી હરી;
તેમ સ્વર્ગમાંરે, રહે ભક્ત, સાંનિધ્ય હરી.
બોલ્યા પુરાણીરે, શૌનક ધરજો ચિત્તમાં;
રાજ્ય* મૂકીરે, અંબરીષ રાય ગયા વનમાં.
અંબરીષનેરે, ત્રણ પુત્રો† શુભ છે સહી;
જ્યેષ્ઠ પુત્રજરે, રાજ્યાસને બેઠો તહી.
ઘણી તેહનીરે, વંશાવળી હવી છે ત્યાં;
દસ પુત્ર શુરે, પરિવાર* હતો ભુવનમાં.
ઇક્ષ્વાકુરે, રાય વૈવસ્વત‡ પૂત્ર છે;
તેને સોંપ્યુરે, રાજ્ય લીલા ઘર સૂત્ર છે.
તે ઇક્ષ્વાકુનેરે, સૌ પૂત્ર હવા સહી;
મહા બળીયારે, શોભા નવ જાયે કહી.
એ સૌ પુત્રમાંરે, પચીસ આર્યાવર્તમાં;
રાજ કરતારે, પચીસ પશ્ચિમ દેશમાં.
વિકુક્ષિ ને નેમીરે, ત્રીજો દંડક જે;
મધ્ય દેશમાંરે, રાજ કરતો હતો તે.
બાકીના દક્ષિણરે, ઉત્તર દિશા વીષે;
રાજ કરતારે, હરિનું ધ્યાન ધરે.
એક સમેરે, પિતૃનો દીન આવ્યો જદા;
ઇક્ષ્વાકુએરે, જ્યેષ્ઠ§ પુત્રને તેડયો તદા.
આજે શ્રાદ્ધજરે, પિતૃનું આપણ કીજીએ;
પિંડ દાનજરે, પિતૃને દઇને રીઝવિએ.
માટે વનમાંરે, દીકરા તમો સાંચરો;
શુભ મૃગનોરે, પવિત્રપણે વધ કરો.

મૃગ વેધીરે, શીઘ્રે લાવો હ્યાં;
પિતૃ આવ્યારે, આશાએ ભર્યા પછી જ્યાં.
પિંડ દાનજરે, કરીને પૂર્વજ તારીયે;
પિતૃ સુખ પામેરે, યશ મહિમા વધારીયે.
એવું સાંભળીરે, પુત્રજ ગયો વન વિષે;
ધનુષ બાણનારે, ભાથા ભર્યા છે અક્ષયે.
મહા વનમાંરે, આવ્યો સાંધી બાણને;
હણી મૃગનારે, તત્ક્ષણ લીધા પ્રાણને.
મૃગ માંસજરે, એકઠું કીધું બહુ;
એક પાત્રમાંરે, રાજ પુત્ર ભરતો સહુ;
માંસ દેખીરે, વિપરીત વાત પુત્રને થઇ;
ક્ષુધા પીડેરે, શુધ બુધ તેની સૌ ગઇ.
રાજપુત્રજરે, અન્યાય પોતે આચરે;
લઇ તેમાંથીરે, શશલું એક ભક્ષણ કરે.
તેણે કરીરે, અપવિત્ર માંસ સઘળું થયું;
રાજકુંવરનુંરે, ચિત્ત ક્ષણ એક નવ રહ્યું;
વનમાંથીરે, રાજકુંવર ઘેર આવીયો;
મૃગ વેધીરે, મેદ તેનું લાવીયો
ઇક્ષ્વાકુએરે, તેડયા છે ઋષી નોતરી;
શ્રાદ્ધ સારવારે, બેઠા છે આરંભ આદરી.
માંસ દેખીરે, ઉચ્છિષ્ટ છે ઋષીએ કહ્યું;
તેહ સાંભળીરે, કુંવરનું મોં ઉતરી ગયું.
અન્ય* પિંડેરે, પિતૃ તૃપ્ત કીધા સહી;
તેહ પુત્રનેરે, દેશવટો દીધો તહીં.
ઇક્ષ્વાકુરે†, રાજ્ય મૂકી વનમાં ગયા;
મહા તપથીરે, ગોવિંદને આરાધી રહ્યા.
એવું સાંભળીરે, વિકુક્ષ પાછો આવ્યો ત્યાં;
નિજ તાતનુંરે, રાજ્યાસન પૂર છે જહાં.
વિકુક્ષિરે, નામ પૂર્વે હતું સહી;
બીજું શશાદરે‡, નામ સંજ્ઞા ઋષીએ કહી.
(પછી) તે રાયના પુત્રનેરે, પટ્ટાભિષેક ઋષિએ કર્યો;
પ્રજા પાળીરે, મહીમા યશ વીસ્તર્યો.
વિકુક્ષિપુત્રનારે, ત્રણ નામ કારણે પડયાં;
પુરંજય ઇન્દ્રવાહરે, કકુત્સ્થ જગે વિસ્તર્યાં.

---

* "રાજ્ય મૂકી રે, અંબરીષ રાય ગયા વનમાં" એ લીટી સુધીની વાત મૂળ ભાગવતમાં ઉપલા અધ્યાયમાં છે.

† વિરૂપ, કેતુમાન અને શંભુ એ ત્રણ અંબરીષ રાજાના પુત્રો હતા. તેઓમાં વિરૂપનો પુત્ર પૃષદશ્વ અને તેનો પુત્ર રથીતર થયો. રથીતરને કાંઇ સંતાન ન હતું, તેથી પ્રાર્થના કરતાં આંગિરા ઋષિએ રથીતરની સ્ત્રીમાં બ્રહ્મતેજવાળા પુત્રો ઉત્પન્ન કર્યા હતા. એઓ અંગીરાના વીર્યથી રથીતરના ક્ષેત્રમાં ઉત્પન્ન થયા હતા તેથી આંગિરસ અને રથીતર ગોત્રના પણ કહેવાતા હતા. એ ક્ષત્રિય જાતિવાળા બ્રાહ્મણો રથીતરના ગોત્રમાં પ્રવર (મુખ્ય) ગણાયા છે.

‡ વૈવસ્વત મનુને છીંક આવતાં નાસિકામાંથી તે થયા હતા.

§ વિકુક્ષિને બોલાવી કહ્યું કે, તું જા અને જલદી પવિત્ર માંસ લાવ.

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† ઇક્ષ્વાકુ રાજનો ત્યાગ કરી વસિષ્ઠ સાથે સંવાદ કરતાં યોગી બની, દેહનો ત્યાગ કરી પરબ્રહ્મને પામ્યો.

‡ શશલું ખાઇ જવાથી શશાદ નામ પડયું હતું.

તેનું કારણરે, કહું રાય સુણો તમો;
યુદ્ધની મધ્યેરે, આરૂ કાર્ય કીધાં એક સમો.
એક સમયેરે, દેવ દૈત્ય મહાયુદ્ધ કરે;
સૂર હાર્યારે, દૈત્ય સુરાતન મન ધરે.
રાયની સહાયતારે, દેવતાએ માંગી ત્યાં;
રાયે કહ્યુંરે, ઇંદ્ર વૃષભ થાયે જો હ્યાં.
તેપર સ્વારીરે, કરૂં હું પ્રેમ ધરી;
પછી યુદ્ધ આરંભુરે, સહાય કરૂં પ્રેમ કરી.
ઈંદ્રે ના પાડીરે, દેવ સર્વે દુઃખીયા થયા;
પ્રભુ કહ્યાથીરે, પોઢીયા શક્ર બન્યા.
તેણી વેળારે, ઇંદ્રની સહાયે રાજા ગયો;
કર્યું મહા યુદ્ધરે, રાક્ષસ સાથ દુઃખી થયો.
તવ શીઘ્રેરે, ઇંદ્રે વૃષભની કાયા ધરી;
ઈંદ્ર વાહનેરે, બેઠો રાય આસન કરી.
તે ઉપરરે, અસ્વાર થઇ દાનવ મારીયા;
રિપુ ઇંદ્રનારે, રાક્ષસ દુષ્ટ સંહારીયા.
દિવ્ય ધનુષ ધરીરે, લીધાં બાણુ હાથમાં;
ગર્જના કીધીરે, દેવ દૈત્ય સાથમાં.
વિષ્ણુનું તેજરે, પ્રવેશ પામ્યું ત્યાં;
દૈત્ય સૈન વેર્યુંરે, ગડગડયો સહજમાં.
તુમુલ યુધ્ધેરે, રાય ઝળકયો બહુ;
ભાલે વિંધ્યારે, દૈત્ય ને દાનવ સહુ.
કંઇક કાપ્યારે, કંઇકે પાતાળે પેઠા;
કંઈ યમપુરીરે, જઇને સહેજે બેઠા.
લક્ષ્મિ સહિતરે, દૈત્ય નગર જીતિયું;
તે નગરરે, પછે ઇંદ્રને આપિયું.
પૂર જીત્યુંરે, તેથી પુરંજન કહેવાયે;
ઈંદ્ર વાહનરે, તેથી ઇંદ્રવાહ ગણાયે.
વૃષભ કાંધેરે, બેઠો તે કકુત્સ્થ થયો;
એવો નામેરે, રાય વિખ્યાત હવો.
તેહ રાજાનોરે, વંશ ઘણો હવો સહી;
એમ શુકજીયેરે, પરીક્ષિતને વાણી કહી.
એ પુરંજનનોરે, અનેના પુત્ર થયો.
તેનો પૃથુરે, પૃથુનો વિશ્વરંધી* હવો.

* વિશ્વરંધીનો ચંદ્ર, તેનો યુવનાશ્વ અને તેનો શાબસ્ત નામે પુત્ર થયો. એ શાબસ્તે શાબસ્તી નગરી સ્થાપી હતી. શાબસ્તનો બૃહદશ્વ અને તેનો કુવલયાશ્વ પુત્ર થયો.

છઠ્ઠી પેઢીએરે, કુવલયાશ્વ રાય હવો;
મહા પરાક્રમીરે, ગુણ નવ જાય કહ્યો.
સહસ્ત્ર એકવીશરે, રમ્ય પુત્ર તેના હવા;
મહાબળીયારે, સ્વરૂપ ગુણ અવનવા.
એકવિશ સહસ્રરે, પુત્ર લઇ ચઢયો;
ઉત્તંક ઋષીનેરે, રાજી કરવા ધુંધુ અસુર હણ્યો.
ધુંધુમાર નામેરે, જગમાં જશ પામ્યા;
પણ પુત્ર સર્વેરે, ધુંધુએ મુખાગ્નિથી બાળ્યા.
ત્રણ પુત્ર રહ્યારે, દઢાશ્વ ને કપિલાશ્વ;
બીજો એક મોટોરે, રહ્યો છે ભદ્રાશ્વ.
દ્રઢાશ્વનો હર્યશ્વરે, તેનો નિકુંભ તેને બર્હણાશ્વ;
કૃશાશ્વરે, તેનો સેનજીત્, તેનો યુવનાશ્વ.
એ મહારાજારે, યૌવનાશ્વ પરાક્રમિ હવો સહી;
મહા બળીયોરે, કીર્તિ નવ જાયે કહી.
તેહ રાજારે, નિઃસંતાન હુતો તહાં;
ભૂપ આવ્યોરે, મુનિવર યજ્ઞ કરે જહાં.
ખેદ પામીરે, સ્ત્રી સહુ જવ વનમાં ગયો;
દયા આણીરે, ઋષિએ ઉપાય કર્યો.
ઈંદ્ર ઇષ્ટિરે, કહાવી મુનીએ જ્યાં;
પુત્ર થાશેરે, યશ સંસારની માંહ.
એક દિનરે, રાય રાત્રિએ ઉઠયો;
તૃષા લાગીરે, તેથી તે જાગૃત થયો.
યજ્ઞ સ્થાનમાંરે, રાય લેવા ગયો વારી;
મંત્રેલુ જળરે, રાયે, પીધું અવિચારી.
તૃષા પીડેરે, રાયને અતિ ઘણું;
તેથી જળ પીધુંરે, જેમાં તેજ મુનિ તણું.
એથી રાયનેરે, ગર્ભ રહ્યો આશ્ચર્ય ઘણું;
રાય બિધેરે, કારણ પ્રથમ મન ન ગણ્યું.
તપાસ કીધીરે, પ્રભાતે મુનિયે જ્યાં;
વારી કોણેરે, પીધું છે મંત્રનું ત્યાં.
રાયે કહીરે, સર્વે માંડી વારતા;
ઇશ્વર ગતીરે, મુનિ સર્વે વિચારતા.
રાય વિચારીરે, મન ભય બહુ વિમાસે;
પેટ વધ્યુંરે, રાયનું નવ માસે.
પુત્ર કાઢયોરે, કુખ ફાડી વેગે કરી;
પય પાન વિનારે, રહ્યો બાળક દુઃખ ધરી.
તેને દયા કરીરે, ઇન્દ્રે ધવડાવી આંગળી;
તેનું નામજરે, માંધાતા સંજ્ઞા વળી.

તે માન્ધાતારે, રાજા ચક્રવર્તિ હવો;
યજ્ઞ મહિમારે, પૃથ્વિમાં કીધો નવો.
માંધાતાનુંરે, નામ વળી ત્રસદ્દસ્યું હતું;
રાવણાદિકરે, ધ્રુજે તેથી, કારણ એ મોટું.
સપ્ત દ્વિપરે, નવખંડ પૃથ્વી સહી;
તેપર રાજરે, માંધાતા કરતો તહી.
બહુ યજ્ઞોરે, કીધા પ્રેમ સહિત;
જગે જશ વ્યાપ્યોરે, ધર્મ અર્થે સાધ્યું હિત.
સૂર્ય ઉગેરે, આજ્ઞા વર્તે ત્યાં સુધી;
માંધતાનીરે, જરા આજ્ઞા સર્વે વ્યાપી.
તેને સંતતીરે, પુત્ર ત્રણ* હવા સહી;
પચાસ કન્યારે, સ્વરૂપ નિધાન સુંદર થઇ.
એક સમયેરે, સૌભરી મુનિવર કહ્યા;
સરિતા માંહિરે, સ્નાન કરવા ઋષીજી ગયા.
ઋષીએ દીઠુંરે, મત્સ્ય સંગ કરતું તહાં;
સરિતા વિષેરે, સ્નાન કરતાં મુનિ જળમાં.
દીઠો મિન સંગરે, કામ ઋષીને વ્યાપ્યો;
માન્ધાતા પાસેરે, ઋષિ ત્યાં યાચવા ગયો.
ઋષી સૌભરિરે, કામાતૂર હવા સહી;
પંચાશ કન્યાનુંરે, પાણી ગૃહણ કીધું તહીં.
તે સંગાથેરે, ઘણો વિલાસ† કીધો ઋખી;
સર્વે કન્યારે, સૌભરીયે કીધી સુખી.
સર્વે સાથેરે, ઋખી રંગે રમે;
તપ સંપત્તિથીરે, પત્નિ સર્વે તેને નમે.
ઘરની મધ્યેરે, દ્રવ્ય લીલા અપરંપાર;
બાગ બગીચારે, તળાવે નિર્મળ જળસાર.
સૌગંધિક કમળરે, સરસરે જાળિયાં;
સૈય્યા આસનરે, વસ્ત્રાભુષણ વિરામિયાં.

ચંદન લેપનરે, જ્યાં જુઓ ત્યાં અવનવા;
ભોજન પદાર્થરે, ભાત ભાતના ત્યાં હવા.
દાસ દાસીરે, ઇંદ્રાણી સરખી શોહે;
શણગાર તેનારે, મુનિનાં મન મોહે.
બંદિજનરે, ગાયન ગાય પ્રિતે;
ગાંધર્વ ગાયેરે, શોભા નિત્યે નવી નવી તે.
માંધાતા જોઇરે, રાજી થયો મનમાં;
વિસ્મય પામિરે, ગર્વ તજ્યો તે ક્ષણમાં.
ઘર શોભારે, સ્ત્રી પુત્ર ને દાસી દાસ;
રંગે રમેરે, સૌભરી રૂખો વિલાસ.
તૃપ્તિ ન થાયરે, વિષય નવ ભોગવે તાં;
જેમ અગ્નિરે, તૃપ્ત ન થાય ઘૃત લેતાં.
એક સમયેરે, ઋષીજી જ્ઞાન વિચારતા;
મત્સ્ય સંગથીરે, ઉદય થઇ આ વારતા.
તેથી માયામારે, મન મારૂં ભેદી રહ્યું;
સત્ય તપનુંરે, પુન્યવ્રત સઘળું ગયું.
એવું જાણીરે, સંસાર મેં તજવો સહી;
આ માયારે, સર્પણીમાં સુખ છે નહી.
હવે દેહ સાધનરે, આરાધું પૂરણ હરી;
મારે માયારે, જાળથી છૂટવું ફરી*.
જ્ઞાન વાર્તારે, મુનિએ વિચારી બહુ;
સંસારમારે, દુઃખનું કારણ સહું.
સંસાર આરે, અસાર છે બહુ ભુંડો;
તેને ઠામ આપ્યોરે, કારણ ગણી રૂડો.
એ ત્યાગીરે, તેથી થાઉં નિષ્પાપ;
એમ ઉપનોરે, અંતરમાં વૈરાગ.
પછી ગયા વનમાંરે, મુનિવરે તપ કીધું બહું;
સંસારનીરે, માયા મુનિએ† છેદી સહુ.

---

* એ માંધાતાને શશિબિંદુની પુત્રી બિંદુમતીથી પુરૂકુત્સ, અંબરીષ અને મુચુકુંદ નામે ત્રણ પુત્ર થયા.

† સૌભરી ઋષિ માછલાની ક્રીડા જોવાથી કામાતુર થવાને લીધે એક કન્યા માગવા ગયા. માંધાતાએ કહ્યું કે, સ્વયંવરમાં જે કન્યાની તમારા પર ઇચ્છા થાય, તે કન્યા લ્યો. સૌભરીએ વિચાર કર્યો કે, સ્ત્રિઓને વૃદ્ધ તો અપ્રિય હોય છે, મારા શરીરમાં કરચલી પડી છે, ધોળાં આવી ગયાં છે, માથું પણ હાલે છે, તેથી રાજાએ ના પાડવા જેવીજ વાત કહી. કારણ કે આ પ્રમાણે મારૂં સ્વરૂપ જોઇ કન્યા મને વરેજ નહિ. માટે સ્ત્રીઓ મનેજ ઇચ્છે એવું રૂપ કરી અંતઃપુરમાં જાઉં. પછી તે સુંદર રૂપ કરી દ્વારપાળ સાથે અંતઃપુરમાં ગયા. કન્યાઓ તે ઋષિના રૂપને જોઇ માંહોમાંહી લડવા લાગી. પછી સર્વે સૌભરી ઋષિને પ્રેમે વરી.

* મુમુક્ષે પુરુષે દાંપત્ય ધર્મવાળાઓનો સંગ સર્વથા છોડી દેવો જોઇએ. ઇંદ્રિઓને છૂટી ન મૂકવી જોઇએ. જો કદાચ દાંપત્ય ધર્મવાળાઓનો સંગ કરવો હોય તો ઇશ્વર સંબંધી ધર્મ પાળનારા સાધુ જનોનોજ કરવો. હું માછલાંનો સંગ જોઇ પચાસરૂપે થઇને તે દરેકમાં સો સો પુત્ર ઉત્પન્ન કરીને પાંચહજાર રૂપે થયો; તોપણ માયાના ગુણોથી બુદ્ધિ હરાયાને લીધે અને વિષયોને પુરુષાર્થ રૂપ માનવાને લીધે આ લોક પર લોક સંબંધી કર્મ કરવાના મનોરથના અંતને પામતો નથી. એ પ્રમાણે ઘરમાં રહેવાથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં ઋષિ વનમાં ગયો.

† મુનિ વનમા ગયા તેની સાથે તેની સ્ત્રીઓ પણ ગઇ. પછી તપ કરી આત્માને પરમાત્મામાં જોડી દીધો. એ પ્રમાણે પતિને મોક્ષ થએલો જોઇ સ્ત્રીઓ પણ પોતના પ્રભાવથી મોક્ષને પામી.

ઉગ્ર તપથીરે, પ્રભુ આવી પ્રસન્ન થયા;
હરી દર્શનથીરે, માયામોહ મુનિના ગયા.
વર આપ્યોરે, વિશ્વંભરે કરૂણા કરી;
ઋષી થયા નિર્મળરે, અંતર્ધ્યાન હવા હરી.
એવું જાણીરે, સંસારથી જે ઓસરે;
હરીને ભજતાંરે, પ્રભુ સદ્ય કરૂણા કરે.

**વળણ.**

કરૂણા સદ્ય કરે શ્રી પ્રભૂજી, તું સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી વિપ્રવલ્લભ ભણે, હવો ષષ્ઠોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ષષ્ઠોધ્યાયઃ ॥૬॥**

## અધ્યાય ૭ મો.*

**કડવું ૭ મું–રાગ સામેરી.**

સુત પુરાણીક ઉચરે, સાંભળો શૌનક ઋષિરાય;
શુક દેવ પરીક્ષિતને કહે, એ નવમસ્કંધ કથાય.
રાય માન્ધાતાને પુત્ર છે, શુભ ત્રણ જે નિરધાર;
એક અંબરીષ‡ બીજો પુરૂકુત્સ રાજા, મુચુકુંદ ત્રીજો સાર.
અંબરીષ રાયની ઘણી, વંશાવળી હવી છે ત્યાંહે;
એ અંબરીષભક્ત જેવો, પણ ભક્તમાં ગણાએ જગમાંહે.
પુરૂકુત્સનો ત્રસદસ્યુ, તેનો અનરણ્ય હવો કુમાર.
તેનો હર્યશ્વ જાણવો, તેનો અરૂણ પુત્ર નિરધાર;
તેનો નિબંધન તન કહેવાયો, તેનો સત્યવ્રત પરમ દયાળ.
એ સત્યવ્રત રાજા તે, પિતા હરિશ્ચંદ્ર ભુપાળ;
તે સત્યવ્રતનું નામ બીજું, ત્રિશંકુ છે ત્યાંય;
તેને વસિષ્ઠના શ્યાપથી, ચાંડાળતણી થઇ કાય.
તે રાયે* વન વિષે, એક સમે વિશ્વામિત્ર ઋષિ પરિવાર;
દુકાળના દુર્ભક્ષ માટે, ત્યાં ઉવાર્યો નિરધાર.
તે કારણથી અનાવૃષ્ટિ હવી, દ્વાદશ વર્ષ પર્યંત;
તેણે વર્ણાવર્ણ દુઃખ પામી, ઋષી સિદ્ધ સાધૂ સંત.
રાજા નિબંધનના પૂત્ર જે, ત્રિશંકુ છે ત્યાં જેહ;
દુકાળ ફેરી વારતા, તેણે કર્યા ઉપાય સ્વદેહ.
તે રાજાને ચાંડાળનો જે, હવો છે અવતાર;
ઋષી વિશ્વામિત્રે તપોબળે કરી, તેનો કર્યો ઉદ્ધાર.
તે ભૂપને સ્વર્ગે મોકલ્યો એવો, ઋષી તપનો પ્રતાપ;
ત્યારે દેવતાયે નિચાર્યું, એને વસિષ્ઠનો છે શાપ.
તત્કાળ કાઢયો સ્વર્ગથી, રાય આવ્યો ભમતો ધર્ણ;
ઢીલો થઇને આવતો જ્યાં, વિશ્વામિત્રનું કરે સ્મર્ણ.
ઋષી વિશ્વામિત્રે ગગનથી, આવતો દીઠો રાય;
ઋષી તિષ્ઠ તિષ્ઠ વાણી વદે, અંતરિક્ષ રહ્યો તે ત્યાંય.
ત્યારે વિશ્વામિત્રે તપ બળે, મહિમાં નવું આણ્યું સ્વર્ગ;
વૈકુંઠ શોભા પર્મ સુંદર, વળિ અમરનો જે વર્ગ.
પશુ પક્ષી રમ્ય રચના, વિવિધ અન્નરસ ખાણ;
ફળધામ રચના વિવિધલીલા, રચી ઋષીએ સ્વર્ગ સમાન.
નક્ષત્ર તારા રવિ શશિ શું, અમર ગણ ગાંધર્વ;
ઉગ્ર તપના પ્રતાપે, કરતા હવા ઋષિ સર્વ.
તે વારતા અમરે લહી, આવ્યા ઋષી સાંનિધ્ય દેવ;
તેત્રીશ કોટિ આવીયા, ત્યાં સ્વર્ગથી તતખેવ.
અનેક સ્તુતિ અમરે કરી, મુનિવર તણી નિરધાર;
ઋષિ વિશ્વામિત્રને સંતોષ્યા, ત્યાં હવો જયજયકાર.
સ્વામિજી તમો સ્વર્ગની રચના, કરી સર્વે જેહ;
એ કૃત્રિમ સૃષ્ટિ નિવારો, કહીંએ ન ચાલે તેહ.
તમ વચનથી અહોરાત્ર ત્રિશંકુને, આપશું સ્વર્ગ નિવાસ;
અભિલાખ પૂરણ થશે સહી, પૂરણ કૃપા અવિનાશ.
એમ વિશ્વામિત્રને સંતોષીને, વસિષ્ઠ ભણી સૌ જાય;
સ્તુતિ સ્તવન કરી આજ્ઞા ગૃહી, સ્વર્ગમાં લીધો રાય.
વિશ્વામિત્રે નિવારી, તવ સ્વર્ગની રચનાય;
અમર સૌ આનંદીયા, જય શબ્દ ત્યાં બોલાય.
તેને પૂત્ર હવો સહી, હરિશ્ચંદ્ર† નામે ભૂપ;
તેને ઘેર નારદ આવ્યા, ભગવાન બ્રહ્મ સ્વરૂપ.

* આ સાતમા અધ્યાયમાં માંધાતાના વંશમાં પુરૂકુત્સની તથા હરિશ્ચંદ્રની કથા વર્ણવેલી છે.

‡ માંધાતાનો ઉતમ પુત્ર જે અંબરીષ હતો, તેને તેના દાદાએ પુત્ર કરી રાખ્યો હતો. એ અંબરીષનો પુત્ર યૌવનાશ્વ થયો, અને તેનો પુત્ર હારીત થયો. એ અંબરીષ, યૌવનાશ્વ અને હારીત એ ત્રણ માંધાતાના ગોત્રમાં મુખ્ય ગણાય છે. માંધાતાના પુત્ર પુરૂકુત્સને સર્પોએ પોતાની નર્મદા નામે બહેન આપી હતી. વાસુકીના કહેવાથી એ નર્મદા પોતાના પતિને પાતાળમાં લઇ ગઇ; ત્યાં પુરૂકુત્સે વિષ્ણુની શક્તિથી ગંધર્વો કે જેઓ મારી નાખવા લાયક હતા, તેને મારી નાખ્યા. પછી નાગ પાસેથી તેને વરદાન પ્રાપ્ત થયું હતું કે, આ વાતનું જે કોઈ સ્મરણ કરશે, તેને સર્પથી ભય થશે નહિં.

* અહિંથી માંડી ૧૬ કડીની વાત શિવપુરાણમાં વર્ણવ્યા પ્રમાણે કવિએ લીધેલી જણાય છે.

† પ્રથમ એ હરિશ્ચંદ્ર અપુત્રવંત હતો.

તેણે વરૂણની માનતા, મનાવી સુંદર સાર.
જો પુત્ર અવતરે વીર મુજને, આપું ભોગમાં તેવાર.
બળિદાનમાં આપું તુજને, પુત્ર જે મુજનો સાર;
વરૂણે તથાસ્તુ ત્યાં કહ્યું, તેથી પુત્ર આવ્યો નિરધાર.
તે યજ્ઞપુરૂષની કૃપાથી, હવો રોહિતાશ્વ નામે બાળ;
તારાલોચની આનંદ પામી, મન પ્રસન્ન હવો ભુપાળ.
નિત્ય વરૂણ[1] આવે રાજ્ય દ્વારે, વાહીને પાછા વાળે;
એમ કરતાં બહુ દિવસ ગયા, તવ જાણ્યું રોહિતાશ્વ બાળે.
પછી રોહિતાશ્વ નાઠો ભુવનથી, સાંભળો સાચું રાય;
પરીક્ષિતને શુકજી કહે, હરિશ્ચંદ્ર કેરી કથાય.
રાય હરિશ્ચંદ્રને હવો ત્યાં, જલોદરનો† રોગ;
તેણે રાજ્યનું સૌ સુખ ગયું, ને સકળ ભોગ અયોગ.
નિજ તાતનું એવું દુઃખ સુણી, ઘેર પાછો આવતા તનઃ
ઇંદ્રે‡ પ્રતિબોધ દીધો વનમાં, તવ ન આવ્યો નિજભુવન.
છ વર્ષ સુધી રોહિતાશ્વ ભટકી, આવ્યો§ છે નિજધામ;
પિતા સાથે મળ્યો પ્રેમે, કર્યા કોટિ પ્રણામ.
સાહસિક રાજા હવો, હરિશ્ચંદ્ર મહા સત્યવંત;
તે સત્યથી ક્ષણ ન ચૂકે, તેને મળ્યા શ્રી ભગવંત.
હરિશ્ચંદ્રરાયે નરમેધ યજ્ઞનો, પ્રારંભ માંડ્યો ત્યાંહિ;
તે અર્થે શુનઃશેફ બ્રાહ્મણ, વેચાતો લીધો યજ્ઞ જ્યાંહે.
બત્રીશ લક્ષણો પુરૂષ છે, તે હોમવાને કાજ;
પૂર્ણાહુતિ માટે હોમવા લીધો, બહુ દ્રવ્ય ખરચી રાજ.
હોતા વિશ્વામિત્ર, આચાર્ય થઇ બેઠા નિરધાર;
જમદગ્નિ અધ્વર્યુ થયા, વસિષ્ઠ બ્રહ્મા સાર.
અયાસ્ય રૂષી ઉદ્ગાતા, એમ કરે યજ્ઞ કાજ;
યજ્ઞ કાર્યથી પ્રસન્ન થયો, સ્વર્ગનો શક્ર રાજ.
શુનઃશેફ બ્રાહ્મણ પુત્રની, કથા જે અનૂપ;
તે વિશ્વામિત્ર આખ્યાનમાં, કહીશ હે પરીક્ષિત ભૂપ.
પછી વિશ્વામિત્રે રાયને, કહ્યો આત્માજ્ઞાન વિચાર;
એ જ્ઞાનના પ્રભાવથી, માર્યો નાઠા મોહ અહંકાર.
પૃથ્વી જળ તેજ વાયુ, આકાશ ને અહંકાર;
એ સર્વેનો ખળ કર્યો સેહેજ, ધરીને જ્ઞાન વિચાર.
અહંતત્વ દશા એકલી, રાખી રાયે પાસ;
શુદ્ધ જ્ઞાન વૃત્તિ થકી, બાળ્યું અજ્ઞાન જે દાસ.
પછી મોક્ષાનંદ દશા માંયે, રાય કરે આનંદ કલોલ;
સુખરૂપ જ્ઞાન એકલું રાખી, કરે ઝાકમઝોળ.

વળણ.

ઝાકમઝોળ કરે જ્ઞાનમાં, વિશ્વામિત્ર કૃપા કરી;
સાતમો અધ્યાય હવો પૂરણ, સાધુજન ભણો શ્રીહરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે સપ્તમોઽધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮ મો.*

### કડવું ૮મું–રાગ રામગ્રી.

શુકજી બોલે સાંભળ રાયજી, હરિશ્ચંદ્ર પુત્રની રમ્ય કથાયજી;
નરમેધ નામે કીધો યજ્ઞજી, રાય તેહથકી થયો મગ્નજી.

ચાલ.

શુભ ધર્મ મારગ રોહિતે આચર્યા, પીતાથકી અનંત;
પછી વન જઇ તપ કર્યું, તેને મળ્યા શ્રી ભગવંત.
રોહીતાશ્વનો પુત્ર હરીત† રાજા, તેણે ચલાવ્યું રાજ્યાસન;
તે વંશે ભરૂક ભૂપને, બાહુક હવો મુખ્ય તન.

---

[1] પછી વરૂણે હરિશ્ચંદ્રને કહ્યું કે, તને પુત્ર આવ્યો માટે એ પુત્રને મારીને મને બળિદાન દે.
હરિશ્ચંદ્રે કહ્યું–પશુની પેઠે મારી નાંખવાનાં આ પુત્રને જ્યારે દશ દિવસ નીકળી જાય ત્યારે પવિત્ર થાય. દશ દિવસ થઇ ગયા પછી વરૂણે ફરી પાછી માગણી કરી ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું કે, આ પશુને જ્યારે દાંત આવે ત્યારે તે પવિત્ર ગણાય દાંત આવ્યા પછી વરૂણે પાછી ઉઘરાણી કરી ત્યારે હરિશ્ચંદ્રે કહ્યું કે, જ્યારે આના દાંત પડી જાય ત્યારે પવિત્ર થાય. દાંત પડી ગયા પછી વળી વરૂણે ઉઘરાણી કરી ત્યારે કહ્યું કે, જ્યારે બીજીવારના દાંત આવે ત્યારે પશુ પવિત્ર થાય. બીજીવારના દાંત આવ્યા પછી વળી વરૂણે પાછી ઉઘરાણી કરી, ત્યારે કહ્યું કે, ક્ષત્રિય જાતના પશુ સંગ્રામ કરવામા સમર્થ ગણાય ત્યારે પવિત્ર થાય. એ પ્રમાણે પુત્રના પ્રેમમાં બંધાઇને ઠગ્યા કરતા ના[illegible] જે જે સમયનો વાયદો કર્યો તે તે સમયની વરૂણ દેવ વાટ જોઇ રહ્યા.

† વરૂણે હરિશ્ચંદ્રને શાપ દેવાથી જલોદર થયો હતો.

‡ ઇન્દ્રે રોહિતાશ્વને કહ્યું કે, તીર્થયાત્રા કરી અને પૃથ્વીમાં ફરવું એજ ઉત્તમ છે આ ઉપરથી રોહિત પાછો એક વર્ષ સુધી વનમાં રહ્યો. એજ પ્રમાણે બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે વર્ષે પણ વૃદ્ધ બ્રાહ્મણના વેશમાં આવીને ઇન્દ્રે તેને પાછો વાળ્યો.

§ રોહિત ઘેર આવતો હતો, તે વખતે રસ્તામાં અજીગર્ત નામના બ્રાહ્મણ પાસેથી તેના શુનઃશેફ નામના દીકરાને ખરીદ્યો. એ શુનઃશેફને પોતાની બદલીમાં બળિદાન દેવા સારૂ પોતાના પિતા હરિશ્ચંદ્રના હાથમાં આપીને રોહિત હરિશ્ચંદ્રને પગે લાગ્યો.

* આ આઠમા અધ્યાયમાં રોહિતના વંશની અને તેમાં ઉત્પન્ન થએલા સગર રાજાના પુત્રો કપિલ મુનિનો અપરાધ કરવાથી બળી ગયા તે કથા પ્રસંગ છે.

† હરિતનો ચંપ પુત્ર થયો, ચંપનો સુદેવ, તેનો વિજય તેનો ભરૂક.

તે રાજા* મૃગયા નીસર્યો, વન વિષે ચાલ્યો જાય;
બહુ સૈન્ય સુંદર સાથ છે, આનંદ અંગ ન માય.
અનેક† શત્રુ તેના હતા, વન માંહે તેણે ઠામ;
વાટ બાંધી વન વિષે, તેમણે કર્યો મહા સંગ્રામ.
તુમુલ યુદ્ધ કરી રાજાયે, શત્રુ પમાડયા ત્રાસ;
પછી દુષ્ટ સર્વે એકઠા મળી, તે રાયનો કીધો નાશ.
હાહાકાર હવો સહી, સૌ સૈન્ય નાઠું જાય;
દળ સર્વે ભંગ પામીયું, ને રણમાં પડીયો રાય.
તે રાયને સ્ત્રીઓ હુતી, સુંદર રૂપ ભંડાર;
તેમાંની એકને ગર્ભ હુતો, નીજ જઠરકમળ મોઝાર.
કાષ્ટ ભક્ષ કરવા સાંચરી શામા, શોક પૂરીત છે કાય;
તેના ઉદરમાં ગર્ભ છે તે, જાણ્યું ઔર્વ ઋષીરાય.
સહગમન કરતી વારી રાણી, પ્રતીબોધ દઇ ઋષી દેવ;
શોકયોએ દીધું ઝેર તેને, કારણ ઇર્ષા એવ.
શોકયોએ સપ કીધો પછી, ઋષિ ઇચ્છાથી ઉગરી તતખેવ;
પણ ઝેર સહિત પુત્રજ પ્રગટયો, પૂરાણ અવધી એવ.
મહા બળીયો પરાક્રમા રાય, સગર તેહનું નામ;
સંસાર માંહે અવતરી તેણે, ઉત્તમ કીધાં કામ.
તેહ રાયને કૃપા કીધી, સાક્ષાત વિશ્વાધાર;
સગર મહિપતીને હવા છે, સાઠ સહસ્ર કુમાર.
તેહ સગર રાજાએ પિતાનું, વાળવા વૈર નિદાન;
અનેક શત્રુ સંહાર્યા, બહુ દૈત્ય જે મહા બળવાન.
અનેક રાક્ષસ કર્યા પરાજ્ય, ક્ષત્રી જીત્યા સર્વ;
જે મહા બળીયા પરાક્રમી, તેમણે તજ્યા મનના ગર્વ.
કેટલાંના‡ હોષ્ટ નાસાકાને, કર્યા છેદન કર્ણ;
સામા થયા જે બળ કરી, તે સર્વ પમાડયા મર્ણ.
કુની મૂછ દાઢી કર્યાં મુંડન, મસ્તકના જે કેશ;
અનેક ભૂપ નાશી ગયા, મૂકી પોતાનો દેશ.
કોના કર છેદન કરીને, જીવતા મૂકયા રાય;
એમ નિષ્કંટક સગરે કીધું રાજ્ય, પ્રજા સુખાણી થાય.

અશ્વમેધનો પ્રારંભ* માંડયો, સગર જેહ ભૂપાળ;
અશ્વની રક્ષાએ મોકલ્યા રાયે, સાઠ સહસ્ર જે બાળ.
નવાણું અશ્વમેધ કીધા ને, બાકી રહ્યો એક યજ્ઞ;
ત્યારે ઇંદ્ર ભય પામ્યો ઘણું, તેણે તજ્યું રાજ્યાસન.
જો યજ્ઞ એ પૂરો થશે, તો નિશ્ચે જાશે રાજ;
તેથી પ્રપંચ કીધો શક્રે, મહા ઘોર હતું કાજ.
રાજા સગરે સોમો હય, છૂટો મૂકયો કરીને પૂજાય;
સાઠ સહસ્ર પુત્ર નીસર્યા, કરવા અશ્વ રક્ષાય.
મહા વનમાં તે હય આવ્યો, સધ હર્યો ઇદ્રે તેહ;
સહસ્રાક્ષ અશ્વને લઇ ગયા, હય રાય સગરનો જેહ.
ઇશાનખુણે મુનિ કપિલજી, બેઠા કરે છે તપધ્યાન;
ત્યાં અશ્વ બાંધ્યો સગરનો, જઇ શીઘ્રે સુરરાજાન.
અશ્વ બંધન કરીને નાઠો, ત્યાં થકી સુરરાય;
અદૃષ્ટ થઇને રહ્યો છે વન ગુફા અગોચર જ્યાંય.
અશ્વ રક્ષા કારણે, જે હુતા સર્વે કુમાર;
સગર પૂત્ર હીંડે છે શોધતા, નીજ અશ્વને નિરધાર.
વન ગુફા પર્વત રહ્યા શોધી, ન લાગે કહીં ભાળ;
અમર સદનનાં સ્થાનક શોધી, આવિયા તત્કાળ.
સગર પૂત્રે દીશા ચારે, શોધી ખોદી પૃથ્વી એવ;
અશ્વ મળવા કારણે અતિ, શ્રમ કર્યો તતખેવ.
પછી પાતાળમાંહે સાંચર્યા, અશ્વ સારૂ તંન;
સગર પૂત્રે અશ્વ દીઠો, કપિલને આશ્રમ.
કુંવર સૌ કોપે ચડયા, કરવા ઋષીને પ્રહાર;
તપ ધ્યાનથી જાગ્યા પ્રભૂ, તવ દીઠા સર્વ કુમાર.
ઋષી નેત્રમાંથી પ્રકટ થઇ છે, અગ્નિ કેરી જ્વાળ;
બાળી ભસ્મ કર્યા† સહસ્ર સાઠ, સગર રાયના બાળ.
દેહ બળીને ભસ્મ થઇ, સૌ પડયા પૃથ્વી માંયે;
હાહાકાર થઇ રહ્યો, સર્વ સૈન્ય નાઠું જાયે.

---

* તે બાહુકનું રાજ્ય શત્રુઓએ લઈ લેતાં પોતાની સ્ત્રીઓ સાથે વનમાં ગયો હતો. એ રાજા વૃધ્ધ હોવાથી વનમાં મરણ પામતાં તેની રાણી તેની પછવાડે સતી થવા તૈયાર થઇ, પણ તેને સગર્ભા જાણી ઔર્વ ઋષિએ સતી થવા દીધી નહિ

† અહિંથી છ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

‡ એ સગર રાજાએ પોતાના ગુરૂ ઔર્વના કહેવાથી તાલજંઘ, યવન, શક, હૈહય અને બર્બર લોકોમાંથી કેટલાકને નહિ મારતાં વિરૂપ બનાવ્યા.

* ઔર્વ મુનિએ કહેલા ઉપાય પ્રમાણે એ રાજાએ સર્વ વેદ અને દેવરૂપ પરમાત્મા ભગવાનનું અશ્વમેધ યજ્ઞોથી પૂજન કર્યું હતું. † અત્રે શુકે પરીક્ષિતને વિશેષ કહ્યું કે, કેટલાક એમ પણ કહે છે કે, એ રાજકુમારો કપિલજીના કોપથી બળી ગયા, પણ એ વાત યોગ્ય નથી. કારણ કે જગતને પવિત્ર કરનાર કપિલજીને ક્રોધ ઉત્પન્ન થવાનો સંભવ નથી. પૃથ્વીની રજનો સ્પર્શ આકાશને કેમ સંભવે ? જેણે ચલાવેલા સાંખ્ય જ્ઞાન રૂપિ દૃઢ વહાણથી મુમુક્ષુ લોકો મૃત્યુના માર્ગ રૂપિ અપાર ભવસાગરને તરી જાય છે, તે સર્વજ્ઞ અને બ્રહ્મભૂત થએલા કપિલ દેવજીને શત્રુ મિત્ર વગેરેની ભેદ દૃષ્ટિ થવી શી રીતે સંભવે? [મૂ. ભા.

વૃત્તાંત સર્વે સાંભળી મન, દુઃખી થયો ભૂપાળ;
રાય સગરને કેશિની સ્રીથી, હવો એક સુંદર બાળ.
અસમંજસ પૂત્રનું પિતાજીએ, ધરીયું ત્યાં શુભ નામ;
કુટુંબ સૌ આનંદ પામ્યું, હર્ષ વાધ્યો તે ઠામ.
પુત્ર તે અજ્ઞાની હવો, વળી ઘેલો થયો છે તેહ;
અસમંજસ* સગર ભૂપે, નામ ધર્યું છે જેહ.
તે અનેક બાળક પ્રજાનાં, તેના ગૃહે કરમાં પાણ;
કુવામહિ ઊંચકી નાખે, જ્યાં જાય ત્યાં નિર્વાણ.
કેટલાક બાળના ચર્ણ ગૃહીને, શીલ સાથ પછાડે;
કેને મસ્તક પાછલ ફેરવી, ગગન માંહિ ઊરાડે.
કેટલાંકનાં ગાત્ર કરે સહુ, બહુ દહન કરતો ધામ;
વિપત્તિ પાડે પ્રજાને સઘ, હણે શસ્ત્રે સર્વ ઠામ.
ત્યારે ઊપડી પ્રજા સૌ, તે દેશ મૂકી જાય;
સગર રાયે વાત જાણી, જે પ્રજા દુખાણી થાય.
તવ કોપ પામ્યા મન વિષે, રાય સગર તે નિરધાર;
કુંવર તજ્યો પોતાતણો તે, કાઢયો રાજ્યથી બહાર.
અસમંજસે લોક બાળ જીવાડી, ફરી વસાવી પ્રજાય;
નિજ નિજ ભુવને આવી પ્રજા, સૌ હર્ષ અંગ ન માય.
સગરરાયના પુત્રની તરૂણીને, હુતું ઊદર આધાન;
પુત્ર તેનો પ્રકટ હવો છે, નામ અંશુમાન.
સગરરાયે મોકલ્યો તેને, અશ્વને જોવા કાજ;
વનદ્વીપ પર્વત ગુફા સૌ, શોધી વળ્યો ક્ષણમાંજ.
પિતામહનો અશ્વ ન દીઠો, પેઠો સમુદ્રના જળ માંહિ;
કપિલ ઋષીને આશ્રમે ગયો, સૌ પિતુ પડોયા જાહે.
કાકા અધોગતી પામીયા, દીઠા સહી નિરધાર;
અંશુમાન ભૂપે કપીલ ઋષીની, કરી સ્તુતિ† અપાર.

હે મહા પ્રભુ હે મહા મુનિ, નવ જાણે બ્રહ્મા તમને;
તો આ ક્ષુદ્ર જીવ મુજનો, કેમ જાણી શકે આ સમે?
કરો કૃપા હું રંકપર, દયા ધરો હે દયાળ;
હે મહા મુનિ ઇશ્વરાત્મા, થાઓ પૂર્ણ કૃપાળ.
તવ કપીલજીએ અશ્વ આપ્યો, વદે વળતો તંન;
મારા પીત્રુનો ઊદ્ધાર કહીએ, કપીલજી સ્વામીન.
ત્યારે કપીલજી વાણી વદે, તું સાંભળ સાચું બાળ;
તુજ પીત્રુનો ઊદ્ધાર મારગ, કહું છું આ કાળ.
પિત્રુ તારા મુવા છે તેનાં, અસ્થી જે કહેવાય;
તેપર ગંગાનો પ્રવાહ આવે તો, પૂર્વજ સૌ ઊદ્ધરાય.
એ નારકી સૌ થયા છે, ગંગાથી થાય ઊદ્ધાર;
જો કૃપા કરીને પધારે અહીં, ગંગાજી એકવાર.
એવી વાણી સાંભળી, સુત નમ્યો પ્રભુને પાય;
અશ્વ લાવ્યો નિજ દાદાનો, જ્યાં બેઠા સગર રાય.
વૃત્તાંત સૌ માંડી કહ્યું, નિજ પિતા પ્રત્યે તન;
વસિષ્ઠ ઋષીએ પુરો કરાવ્યો, રાયનો સોમો યજ્ઞ.
પછી સગર રાયે અંશુમાનને, આપ્યું રાજ્યાસન;
વન વિષે જઇ તપ કર્યું, આરાધ્યા જગજીવન.
પ્રગટ થયા પરિબ્રહ્મ હરી, શ્રી ગરૂડધ્વજ ગોપાળ;
ગરૂડે બેસાડી સગરને, લઇ ગયા દીન દયાળ.
નિજ સ્વર્ગમાં સગરને, આપ્યો પ્રભુએ નિવાસ;
એવા ભક્તવત્સળ દીનબંધુ, પૂરણ બ્રહ્મ પ્રકાશ.

વળણ.

રાય સગર સ્વર્ગે ગયો, કૃપા કરી અવિનાશરે;
અધ્યાય અષ્ટમો હવો પૂરો, કહે વલ્લભ વિપ્ર દાસરે.

## ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥

---

* અસમંજસ પૂર્વ જન્મમાં યોગી હતો, તે સંગદોષને લીધે યોગમાંથી ભ્રષ્ટ થતાં સગર રાજાને ઘેર અવતર્યો હતો. એ અસમંજસ પોતાને પૂર્વ જન્મનું સ્મરણ હોવાને લીધે કોઇનો સંગ નહિ થાય તે સારૂ પોતાના શરીરને ખરાબ હાલતમાં દેખાડતો હતો. જગતમાં નિંદ્ય અને જ્ઞાનિઓને અપ્રિય એવાં કામો કરતો હતો, અને લોકોને ઉદ્વેગ કરવા સારૂ કેટલાએક રમતા છોકરાઓને સરયૂ નદીમાં નાંખી દેતો હતો. એ પ્રમાણે વર્તતો હતો તેથી સગર રાજાએ સ્નેહ છોડી દઇ, તેને કાઢી મૂકતાં પોતાના યોગના પ્રભાવથી, તે સઘળા છોકરાઓને પાછા દેખાડી ત્યાંથી જતો રહ્યો હતો. સઘળા અયોધ્યાના રેહેવાસી લોકો પોતાના છોકરાઓને પાછા આવેલા જોઇ વિસ્મય પામી ગયા. અને સગર રાજાને પણ દીકરાને કાઢી મુકવાનો પસ્તાવો થયો હતો.

† અંશુમાન્ સ્તુતિ કરે છે—બ્રહ્મા પણ, આપ કે જે પોતાથી પર ઇશ્વર છો, તેમને દેખતા નથી, કે સમાધિ અથવા યુક્તિઓથી આજ સુધી જાણતા નથી, ત્યારે તેથી અર્વાચીન લોકો, કે જેઓ બ્રહ્માનાં મન, શરીર અને બુધ્ધિથી થએલી સૃષ્ટિમાં ઉત્પન્ન થએલા છે તેઓ ક્યાંથીજ જાણે? જ્યારે એમ છે ત્યારે અમ અજ્ઞાન લોકોની તો શી વાતજ કરવી? તમારી માયાથી મોહ પામવાને લીધે બહારનુંજ જ્ઞાન ધરાવનાર પ્રાણીઓ જાગૃત અને સ્વપ્નમાં વિષયોનેજ દેખે છે. અને સુષુપ્તિમાં અજ્ઞાનનેજ દેખે છે, તેથી તમે કે જે પોતામાંજ રહ્યા છો, તેમને જાણતા નથી. હે ભગવાન્, હે સર્વ પદાર્થોના નિયંતા, આજ તમારાં દર્શનથી અમારો દેહ મોહ રૂપિ પાશ કે જે કામ, કર્મ તથા ઇન્દ્રિયોના આશ્રય રૂપછે, તે કપાઇ ગયો.

# અધ્યાય ૯ મો.*

## કડવું ૯ મું—રાગ રામગ્રી.

પછી અંશુમાને ઘણા વર્ષ સુધી, તપ કાધું અતી જીર્ણ;
ગંગાને લાવી શક્યો નહિ, પૃથ્વી વિષે, પામ્યો મર્ણ.
તેનો પુત્ર દીલીપ રાજા, રાજ્ય કરતો વીર;
મર્ણ પામ્યો તપજ કરતાં, ધર્મ ધુરંધર ધીર.
તેહ ઘેરે પુત્ર હવો એક, ભગીરથ જે રાય;
નિજપુત્રને તે રાજ્ય આપી, પિતા વનમાં જાય.
તેણે રાજ્ય તજ્યું સહી, મન સ્થિર નહીં લગાર;
જે પિત મારા અધોગતી પામ્યા, તેનો કરૂં ઉદ્ધાર.
તપ કરવાને સાંચર્યો, ભગીરથ જે રાય;
એક મંત્રીને નીજરાજ્ય આપ્યું, પોતે વનમાં જાય.
ત્યાં તપ આરાધનમાં, બ્રહ્માનું ધર્યું ધ્યાન;
કમળભૂ આવ્યા તહાં, આપવા શુભ વરદાન.
શ્રી ગંગા ત્યાં પ્રસન્ન હવાં, પ્રત્યક્ષ દેખાડ્યું રૂપ;
દર્શનથી દુઃખ સર્વ નાઠું, પવિત્ર થયો તે ભૂપ.
વૃત્તાંત સૌ માંડી કહ્યું, ભગીરથ રાજાન;
જાચ્ન માતા ગંગાજી, પોતે આપે છે વરદાન.
તવ ગંગા કહે હું મેરૂ શીખરથી, આવીશ જ્યારે અહિં;
મારો પ્રવાહ ઝીલે આવતો, એવો સુભટ છે ક્યાંહે.
તેવો બળીયો પ્રકટ કર, જે, ગૃહે આવતો પ્રવાહ;
વળી રાય ભગીરથ પ્રત્યે, વાણી વદે છે ગંગાય.
વળી અન્ય પ્રાણી મુજ વિષે, પ્રજા સ્નાન કરશે જેહ;
પવિત્ર તે થાશે સહી તેની, સદા નિર્મળ દેહ.
જો ધોધ જોર મુજનું, સહે ન કોઇ જન;
તો પાતાળે હું પરવરીશ, શ્રમ તારો જશે અસંગ.
તેનાં પાપ મુજમાં રહે તે, કેમ થાય દહન;
ભગીરથ તવ ઉચરે, શ્રી ગંગાજી શું વચન.
નારાયણના ભક્ત આવી, કરશે તુજમાં સ્નાન;
તેણે તારાં પાપ જાશે, સત્ય વચન તું માન.
એવું કહીને ભગીરથ ત્યાં, લાગ્યો ગંગાને પાય;
વળી ગંગાએ ભગીરથને, બતાવ્યો એક ઉપાય.
વૃષભારૂઢ મહાદેવનું તું, ધ્યાન કરજે રાય;
તે મુજ પ્રવાહ ઝીલવા યોગ્ય છે, એમ કહી ગંગા જાય.
તવ ભગીરથે તપ કરીને, ઉપાસ્યા મહાદેવ;
ભોળાશંકર ભક્ત સાંનિધ્ય, આવીયા તતખેવ.
વૃષભારૂઢ પધારીયા, રાયને થયા તુષ્ટમાન;
કૈલાશવાસીયે આપીયું ત્યાં, મનવાંછિત વરદાન.
તવ આવાહન કર્યું ગંગાનું, તત્કાળ આવ્યા ત્યાંય;
સદાશિવે પ્રવાહ ઝીલ્યો, નીજ જટા મુકુટની માંય.
જટા મધ્યે ગંગા રહી, મન આનંદ પંચવદન;
પ્રવાહ શીવ મૂકે નહીં, તવ રાય વિચારે મન.
સહસ્ર વર્ષ પર્યંત ધ્યાને, સ્તવ્યા શંભુ રાય;
તુષ્ટમાન થઇ મહાદેવજી, મૂક્યો ત્યાં ગંગ પ્રવાહ.
જટાની એક લટ છોડી, તવ પ્રવાહ ચાલ્યો જાય;
તવ રાય એવું દેખતાં, આનંદ અંગ ન માય.
આગળ રાય ભગીરથ, હર્ષ શું ચાલે ત્યાંહિં;
તેના પાછળ પરવરે, શ્રી ગંગાજી વન માંહે.
જય શબ્દ ત્યાં વરતી રહ્યો, ને કુસુમ વૃષ્ટિ થાય;
સાઠ સહસ્ર પિતૃને ઉદ્ધાર્યા, ભગીરથ જે રાય.
તે શ્રી ગંગાજી ત્રિલોકને, અદ્યાપિ કરે પવિત્ર;
માત ગંગા તણો મહીમા, સુણજો હરીજન મીત્ર.
ત્રૈલોક્યને પાવન કરે, ઉદ્ધાર આપે માય;
નિગમ ચારે વર્ણવે છે, પુરાણે યશ તે ગવાય.
એ ગંગા શ્રી વૈકુંઠપતિનું, ચર્ણોદક છે સાર;
એ પતિતને પાવન કરે, ત્રૈલોક્ય ભોમિ મોઝાર.
શ્રી શુકદેવ વાણી વદે, સાંભળો પરીક્ષિત રાય;
એ ગંગાજીની કથા સુણતાં, જન્મ સાર્થક થાય.
ભગીરથને પુત્ર હવો, શ્રુત રાજા બળવંત;
તેનો સુત નાભરાય હવો, જેણે સેવ્યા સાધુ સંત.
તેનો સુત સિંધુદ્વીપ જાણો, તેનો અયુતાયુ બાળ;
તેનો પુત્ર ઋતુપર્ણ થયો, તે સખા હતો નળ ભૂપાળ.
તે નળને જુગાર શીખવી, શિખ્યો પોતે અશ્વવિદ્યાય;
તેનો વંશ* ઘણો હવો, સાંભળો ચિત્ત દઇ રાય.
ધર્મિષ્ટ રાજા સૂર્ય વંશી, હવા ભૂમાં અનેક;
જેણે ધર્મના માર્ગ ચલાવ્યા, જે લહે જ્ઞાન વિવેક†.

* આ નવમા અધ્યાયમાં ખટ્વાંગ રાજા સુધી અંશુમાનનો વંશ કહ્યોછે, જેના પૌત્ર ભગીરથ ગંગાજીને પૃથ્વીપર લાવ્યાછે.

† આ એક કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

* ઋતુપર્ણને સર્વકામ નામે પુત્ર થયો, તેનો સુદાસ, તેનો સૌદાસ થયો. એ સૌદાસને મદયંતી સ્ત્રી હતી. વળી તે સૌદાસ રાજા મિત્રસહ અને કલ્માષાંઘ્રિ નામથી પણ કોઈ ગ્રંથમાં કહેવાય છે. એ સૌદાસ વસિષ્ઠના શાપથી રાક્ષસ થયો હતો અને પોતાના કર્મથી નિસંતાન રહ્યો હતો.

† એક પ્રતમાં અહિંયાજ નવમસ્કંધ પૂર્ણ થાય છે, ને ત્યાં આ પ્રમાણે કડી છેઃ—

ગંગાજીનું ઉત્તમ આખ્યાન, કથ્યો ન જાય મહિમાય;
શ્રી ગંગાજીમાં સ્નાન કરતાં, દેહિ પાવન થાય.

વલણ.

દેહિ પાવન થાય પ્રાણી, કથા સુણે મન સ્થિર કરી.
કરજોડી વિપ્ર વલ્લભ કહે, સાધુજન બોલો શ્રી હરી;

---

કડવું ૧૦ મું–રાગ મારૂ.

શુકજી કહે સાંભળ રાયરે, અદ્ભુત નવમસ્કંધ કથાયરે;
એહ વર્ણન સૂર્યના વંશરે, ભૂપતિ સૌ હરીના અંશરે.
ઋતુપર્ણ વંશમાં નિરધારરે, હવો સૌદાસ નામે કુમારરે;
તે સત્યવ્રતથી ચૂકયો આપરે, તેને થયો વસિષ્ઠનો શાપરે.
ઋષી શાપ થકી નિરધારરે, મહા દુઃખ પામ્યો રાજકુમારરે;
ગલિતકુષ્ઠ નીસર્યો અંગરે, ઋષી વસિષ્ઠનો શાપ પ્રસંગરે.
અતિ આપદા પામ્યો રાયરે, મન દુઃખ સહ્યું નવ જાયરે;
સર્વ હવું ગલિત શરીરરે, રાય વ્રથાથી પાડે શરીરરે.
તવ શુકને નમીયા પાયરે, પ્રશ્ન પૂછે પરીક્ષિત રાયરે;
ઋષી વસિષ્ઠે શાપ જે દીધોરે, ગલિત કુષ્ટ રાયને ક્યમ કીધોરે.
તેહ કારણ કોણ પ્રતાપરે, ઋષી વસિષ્ઠે દીધો શાપરે;
તવ બોલ્યો વ્યાસ નંદનરે, સત્ય સાંભળ અભિમન્યુ તનરે.
ઋષી વસિષ્ઠે શાપ્યો જેહરે, તુંને કહું વિસ્તારી તેહરે;
કોઇ કાળ સમે તે રાયરે, વન મૃગયા રમવા જાયરે.
મહાવનમાં આવ્યો રાજનરે, એક રાક્ષસનું હવું દર્શનરે;
માંહો માંહે હવો સંગ્રામરે, માર્યો રાક્ષસને તેણે ઠામરે.
ભ્રાત જીવતો રહ્યો, કીધી પેરરે, લેવા ધાર્યું તેણે ત્યાં વેરરે;
રહ્યો સ્વયંપાક કરવા રાય ઘેરરે, નિત્ય વિચારે રાયસું વેરરે.
તેણે એકદી મનુષ્ય મેદરે, રાંધ્યું કરી પ્રપંચ ભેદરે;
ગુરૂ વસિષ્ઠે પીરસ્યું તેહરે, હતું માંસ મનુષ્યનું જેહરે.
દેખ્યું માંસ ઋષી રાજનરે, તવ ક્રોધ હવો ઉત્પન્નરે;
તેથી શાપ્યો રાય ઋષીધીશરે, મન ઋષીને અદકી રીશરે.
માંસ પીરસ્યું તેં મુને એહરે,તો તું થજે રાક્ષસ પાપી દેહરે*;
વર્ષ દ્વાદશ વનમાં રહેજેરે, મહા કષ્ટ તુજ અંગે સહેજેરે.
ગુરૂ શાપ થકી નીરધારરે, હવો રાક્ષસ દેહ* તે વારરે;
તે મહાવનમાં ફરતો હીંડેરે, અનેક જીવજંતુને પીડેરે.
તેહ વન વિષે એક વારરે, આવી ઋષી સંગે એક નારરે;
અતિ સુંદર વાડી મોઝારરે, રંગે રમે છે સ્ત્રી ભરથારરે.
એવે રાક્ષસ આવ્યો ત્યાંહેરે, ઋષી નરનારી વિલસે જ્યાંહેરે;
તેહ દ્વિજને ગૃહ્યો મુખ માંયરે, તવ બોલી તે કન્યાયરે.
ઋષી પત્ની બોલે વચનરે, તું સાંભળ રાક્ષસ જનરે;
એહ મુક મારો ભરથારરે, સ્વામિ સાટે કર મારો આહારરે.
ઘણો વિનયકરી કરે રૂદનરે, પણ રાક્ષસ ન આણે મનરે;
દેવતા ઋષી પત્ની પ્રત્યક્ષરે, સદ્ય સ્વામિને કીધો ભક્ષરે.
પાપીને દયા નાવી મનરે, કરી ભક્ષ, જવા માંડયું વનરે;
ઋષી પત્નિને હવો પરિતાપરે, તેહ અસૂરને દીધો શાપરે.
રીશે ઋષીપત્નિ બોલી વાણરે,સ્ત્રી સંગ કરતાં જાશે તુજ પ્રાણરે;
તેહ શાપ સાંભળતાં રાયરે, મનમાંહે અતિ દુઃખ થાયરે.
ઋષી પત્નિ જે સ્ત્રી જનરે, ભેગાં કીધાં અગ્નિ વનરે.
એહ ખડકી બળી ગઇ નારરે, પામી શ્રી વૈકુંઠ નિર્ધારરે.
વન રાક્ષસ ચાલ્યો જાયરે, અનેક પ્રાણીની પીડે કાયરે;
તે રાક્ષસને ફરતાં વનરે, એક માર્ગે મળ્યો હરી જનરે†.
છે સ્કંધે કાવડ ગંગાજળરે, શોભે ઉગ્યાં તુલસી દળરે;
તે રામેશ્વરે ચડાવવા જાયરે, મળ્યો મારગે રાક્ષસ રાયરે.
તેણે લીધું તુલસી ગંગનીરરે, સદ્ય પાવન થયું તેનું શરીરરે;
રાક્ષસ દેહ છૂટયો શાપરે, તુલસીદલ ગંગાજળ પ્રતાપરે.
બાર વરસે હવો ભૂપાળરે, દિવ્યકાંતિ ઝાકઝમાળરે;
રાય આનંદ પામ્યો મનરે, શીઘ્રે આવ્યો નિજ ભૂવનરે.
પણ સ્ત્રી સંભોગ ન‡ કરે રાયરે, શાપ સંભારે હ્રદયામાંયરે;
એક સમે રાયને દ્વારરે, આવ્યા વસિષ્ઠ ઋષી નીરધારરે.
રાયે હર્ષથી કીધું પૂજનરે, ઘણું સંતોષ્યા મુનિ જનરે;
ઘણી સ્તુતી કરી નમ્યો પાયરે, એ સૌદાસ સૂર્યવંશી રાયરે.
તેણે માગ્યું ત્યાં વરદાનરે, સ્વામિ આપો મુને સંતાનરે;
રાય આજ્ઞાથી ઋષી વસિષ્ઠેરે, ગર્ભ રાખ્યો રાણીને પ્રીતેરે.

---

"હવે નવમોધ્યાય પૂરણ, નવમસ્કંધ કથાય;
શ્રી ભાગવતનું પાન કરતાં, દેહિ પાવન થાય."

પરંતુ મૂળ ભાગવતમાં નીચલા કડવાની સઘળી કથા બાકી રહી છે, ને તેથી અમે તે કડવાનું ઉમેરણ કીધા પછીજ અધ્યાય સમાપ્ત કીધો છે.

* રાજાને રાક્ષસ થવાનો શાપ આપ્યો, પણ એ કામ રાક્ષસનું કરેલું જાણવાથી પાછળથી બાર વર્ષની અવધિ કરી હતી.

* જે વખતે વસિષ્ઠે વિનાપરાધે તે રાજાને શાપ દીધો ત્યારે રાજા પણ સાંમો શાપ દેવાને તૈયાર થયો, પણ મદયંતી રાણીએ મના કરવાથી દિશા, આકાશ, પૃથ્વી અને સઘળા જગતને જીવમય જાણી તે પાણી પોતાના પગપર નાખ્યું તેથી પોતાના પગ કાળા થઇ ગયા તેથી તે કલ્માષપાદ કહેવાયો.

† અહીંથી અઢી કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

‡ રાજાએ વનમાંથી આવતાંજ પોતાની રાણીને કામેચ્છા જણાવી, પણ રાણીને બ્રાહ્મણીના શાપની ખબર હોવાથી નાપાડી.

વસિષ્ઠના સંગથી ત્યાંયરે, રહ્યો ગર્ભ તે ઉદરમાંયરે;
એને વર્ષ સપ્ત પર્યંતરે, રહ્યો* ગર્ભ ઉદર નિશ્ચિંતરે.
તેથી અશ્મક પુત્ર અવતર્યોરે, તેનો મહિમા જાયે ન વર્ણવ્યોરે;
તેનો મૂલક† પૂત્ર ગુણવાનરે, તેથી અનેક હુવા રાજનરે.
તેહનો ખટ્વાંગ કુમારરે, જેની કીર્તિનો નહિ પારરે;
તેણુ ઘડી બેયમાં જાણ્યું મર્ણરે,તેણે આરાધ્યા અશરણશર્ણરે.
એક સમે ગયો દેવ યુદ્ધ કાજરે, દળ્યા દાનવ ને સહુસાજરે;
કીધા દેવને બહુ રંજનરે, દેવે કહ્યું માગો વરદાનરે.
પૂછયો પ્રશ્ન દેવને એમરે, કહો આયુષ્ય કેટલું ક્ષેમરે;
દેવે કહ્યું બે ઘડી છે બાકીરે,રાયને ચટપટી ચિત્તમાં લાગીરે.
તવ રાયજી મન વિચારેરે, હવે જીવવું શું છે વધારેરે;
મને ઘર સ્ત્રી પુત્ર અકારારે, રાજ્ય લક્ષ્મી સુખ શું આરારે.
નથી અધર્મમાં થઈ મતીરે, સર્વ સ્થળે જોયું ભગવદ્ ગતીરે;
દેવ દેવા ઇચ્છે વરદાનરે, તો જાઉં હરી સન્નિધાનરે.
વિષય વાંછના મહા દુઃખદાઈરે,તેથી આત્મા ન જાણે સાંહીરે;
જગત આ ગંધર્વ રૂપ જેવુંરે, એમાં સારૂં મારૂં શું કેવુંરે.
કરૂં એનો શિઘ્રે ત્યાગરે, જાઉં હરી શર્ણ તજી રાગરે;
પરમ ધર્યું નારાયણ ધ્યાનરે, તજ્યાં દેહાદિક અભિમાનરે.
પામ્યો નિજ સ્વરૂપ રૂડી પેરરે, એવો ખટ્વાંગ સુર્ય વંશ ઘેરરે;
ભગવત્ વાસુદેવ પદ પામ્યોરે, મહિમા જગમાં વખાણ્યોરે.

**વળણ.**

મહિમા જગમાં વ્યાપિયો, સુંણ પરીક્ષિત રાયરે.
શ્રીભાગવત નવમસ્કંધના, હવા નવ અધ્યાયરે;

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે નવમોધ્યાયઃ ॥૯॥**

---

## અધ્યાય ૧૦ મો.‡

### કડવું ૧૧ મું-રાગ મારૂં.

ખટ્વાંગને દીર્ઘબાહુ કુમારરે, ધર્મનિષ્ઠ પર્મ ઉદારરે;
તેનો તન રઘુરાય કહેવાયરે, તેનો મહિમા કહ્યો નવ જાયરે.
તેનો કુમાર અજ નામે બાળરે, તેના સુત દશરથ ભૂપાળરે;
રાજા દશરથે પુત્રને કાજરે, તપોવન સેવ્યા મહારાજરે.
કરૂણા કરી શ્રીભગવાનરે, રાજાને આપિયું વરદાનરે;
રાય દશરથનું હરખ્યું મનરે, એક કીધો રમ્ય યજ્ઞરે.
ચરૂ આપ્યા ઋષીએ ત્યાંહેરે, રાય દશરથના કર માંહેરે;
ચૌદ* સહસ્ર છે રાયને રાણીરે, તે મધ્યે ત્રણ છે પટરાણીરે.
કૌશલ્યા, સુમિત્રા નામરે, કૈકેય ગુણાભિધાનરે.
ચરૂ આપ્યા ઉત્તમ જેહરે, પટરાણીએ પ્રાશ્યા તેહરે;
તે ત્રણને હવાં સંતાનરે, કરૂણા કરી શ્રી ભગવાનરે.
કૌશલ્યાથી ઉદય શુભ ધામરે, શ્રી રામચંદ્ર તેનું નામરે;
કૈકેયને ભર્ત હુવો તનરે, સુમિત્રાને લક્ષ્મણ શત્રુઘ્નરે.
એહ ચારે પ્રગટયા કુમારરે, પૂર્ણ કરૂણા વિશ્વાધારરે;
થયા પાંચ વર્ષના બાળરે, વિશ્વામિત્ર આવ્યા તત્કાળરે.
પૂજા કરી રૂડી દશરથ રાયરે, ઋષી રામ લક્ષ્મણ લઇ જાયરે;
વાટમાં વિદ્યા ઘણી ભણાવીરે, રઘુનંદનને મન ભાવીરે.
પછી સાંચર્યા દેવ મોરારીરે, માર્ગે તાટિકા રાક્ષસી મારીરે;
સુખી કીધાં તે વનના પ્રાણીરે, જય શબ્દ બોલે સુર વાણીરે.
વિશ્વામિત્રે માંડયો યજ્ઞરે, દૈત્ય આવ્યો કરવા વિઘ્નરે;
શ્રી રામે મેલ્યાં બાણરે, સર્વ દૈત્યના લીધા પ્રાણરે.
નિર્વિઘ્ન યજ્ઞ કરાવ્યો રામરે, ઋષી હરખ્યા તેણુ ઠામરે;
આશિર્વાદ દીધા બહુ પેરરે, પછી ગયા જનકને ઘેરરે.
મહાદેવનું ત્ર્યંબક† જેહરે, શ્રી રામે ભાંગ્યું તેહરે;
પણ જનકનું સાચું કીધુંરે, રાયે કન્યાદાન રામને દીધુંરે.
તહાં આવ્યા દશરથ રાયરે, અનેક જાન જુગ્ત શોભાયરે;
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ રામરે, ચારે પરણ્યા તેણુ ઠામરે.
કરી પહેરામણી જનક રાયરે, ભૂપે દશરથને કર્યા વિદાયરે;
માર્ગમાં આવતાં રાજનરે, રામે ફર્શુરામનું હર્યું મનરે.
કુશળ પહોંચ્યા નિજ દેશરે, એક સમે વિચારે નરેશરે;
દેહ વૃદ્ધ હવી નિરધારરે, આપું રામને રાજ્યાધિકારરે.
રાયે તેડયા ઋષી અનેકરે, શ્રીરામને દેવા અભિષેકરે;
ત્યારે કૈકેયે માગ્યું વરદાનરે, સાંભળો દશરથ રાજાનરે.
સ્વામિ પૂર્વનું જેહ વચનરે, તે જાઓને વિમાસી મનરે;
આપો ભરતને રાજ્યાસનરે, અને રામને મોકલો વનરે.
છે સત્યવાદી દશરથ રાયરે, મુખે નકાર ન કહેવાયરે;
કીધું તાતનું વચન પ્રમાણરે, વન ચાલ્યા પુરૂષપુરાણરે.

---

* મદયંતીએ જણ્યું નહિ ત્યારે વસિષ્ઠે તેના પેટમાં પાણો મારીને પ્રસવ કરાવ્યો. તેથી જે પુત્ર થયો તે અશ્મક કહેવાણો.

† પરશુરામે જ્યારે પૃથ્વીને નિઃક્ષત્રીય કરી ત્યારે સ્ત્રીઓએ તેને પોતાની સાથે રાખીને બચાવ્યો હતો, તેથી તે નારી કવચ કહેવાયો, ને ક્ષત્રિયોના મૂળ રૂપ રહ્યો તેથી મૂળક કહેવાયો મૂળકને દશરથ, તેનો ઐડવિડ, તેનો વિશ્વસહ અને તેનો ખટ્વાંગ પુત્ર થયો.

‡ આ દશમા અધ્યાયમાં ખટ્વાંગનો વંશ અને તેમાં જન્મેલા શ્રીરામચંદ્રજીનું રાવણના વધથી તે અયોધ્યામાં પહોંચવા સુધીનો કથા પ્રસંગ છે.

* આ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

† ત્ર્યંબકને જે ત્રણસો માણસે ઉપાડયું હતું તે બાણને રામે ભાગી નાખ્યું

સાથે લક્ષ્મણ મળીયા ભ્રાતરે, વળી સીતા સતિ સંગાથરે;
શ્રીરામ વિજોગે જાણરે, રાય દશરથે તજ્યા પ્રાણરે.
ભરત શત્રુઘ્ન હુતા મોસાળરે, સુણી વાત આવ્યા બેઉ બાળરે;
દુઃખ પામ્યા તે બેઉ કુમારરે, કીધો કૈકેયનો બહુ તિરસ્કારરે.
સંસ્કાર કીધો જઇ રાયરે, બેઉ કુંવરને શોક ન માયરે;
વીમાસીને ભરત મનમાંહેરે, ગયા તેડવા રામને ત્યાંહેરે.
રાય દશરથ ગયા સ્વર્ગ સદનરે, સુણી રામલક્ષ્મણ કરે રૂદનરે;
નિજ સ્વસુર ગયા સુરલોકરે, સીતાજીએ આણ્યો મન શોકરે.
ત્યાં ભરત વદે શીર નામીરે, તમે ભુવન પધારો સ્વામીરે;
કરો રાજ્યનો અંગીકારરે, તવ બોલ્યા વિશ્વાધારરે.
મારે પાળવું તાતવચનરે, તમો મમ ભ્રાત જાઓ ભુવનરે;
કરી શ્રાદ્ધ ઉદ્ધારો તાતરે, રામે ભરતને કહી એમ વાતરે.
રાખજો તમે પોતાનું રાજરે, મારી આજ્ઞાથી–કહે મહારાજરે;
પ્રજા પાળજો રૂડી પેરરે, જેમ સુખ પામે સૌ ઘેરરે.
પ્રભુ આગળ કરતાં રૂદનરે, વદે ભ્રાત એવાં વચનરે;
સ્વામી મારે નથી જાવું ત્યાંહેરે, હું રહીશ તમ સેવા માંહેરે.
ત્યારે પાદુકા આપી શ્રી રઘુનાથેરે, મૂકયો હાથ ભરતને માથેરે;
આલિંગન દીધું રઘુરાયરે, ભરત આજ્ઞા માગી જાયરે.
નંદિગ્રામ અયોધ્યા પાસરે, ત્યાં ભરતે કીધો નિવાસરે;
પવિત્ર પાદુકા મસ્તકે ધરીરે, ત્યાં શ્રાદ્ધ દશરથનું કરીરે.
કરે પાદુકાનું પૂજનરે, ફરે પૂરે આણ રઘુનંદનરે;
ભરતે પાદુકા ધરીને માથેરે, સખા ભ્રાત શત્રુઘ્ન સાથેરે.
પછે રામજી ચાલ્યા વનરે, નિર્ખે નિત્યે ઘણા મુનિજનરે;
આશ્રમ અનેક ઋષી વિશ્રામરે, કરે દર્શન લક્ષ્મણ રામરે.
પર્વતતણાં નદી ઝર્ણરે, જાય જોતાં અશરણશર્ણરે;
પંચવટી આવ્યા અવિનાશરે, ત્યાં કીધો પ્રભૂયે નિવાસરે.
દૈત્યા શુર્પણખા આવી ત્યાંહેરે, પ્રભૂએ આશ્રમ કીધો જ્યાંહેરે;
પ્રભુ ભ્રાત જેહ લક્ષ્મણરે, તેણે છેદ્યાં તેનાં નાસા કર્ણરે.
રાક્ષસી ચેતાવા જાયરે, ખર દુખર રાક્ષસ કહેવાયરે;
રાક્ષસ ચૌદ સહસ્ર બળવંતરે, સૌ આવ્યા જ્યાં ભગવંતરે.
શ્રીરામે મૂકયાં બાણરે, દૈત્ય સર્વના તજાવ્યા પ્રાણરે;
ઘણું કોપ્યા વિશ્વાધારરે, કીધો રાક્ષસનો સંહારરે.
તાપસ સિદ્ધ સાધ ઋષી રાયરે, ત્યાંથી રાક્ષસી નાઠી જાયરે;
શુર્પણખા પામી ત્રાસરે, નાઠી ત્યાંથી મુકતી નિશ્વાસરે.
શીઘ્ર આવી રાક્ષસી પેહેલીરે, લંકા વીષે રાવણની હવેલીરે;
તે પાપણીએ પ્રેર્યાં તેહરે, લંકાપતિ રાવણ જેહરે.
શીઘ્ર રથ બેઠો રાવણ રાયરે, તે તતક્ષણ ચાલ્યો જાયરે;
ઉલંઘ્યો સમુદ્ર મન ઉલ્હાસરે, આવ્યો મામા મરીચિ પાસરે.
વૃત્તાંત કહ્યું સર્વે રાયરે, નિજ મામાને વનમાંયરે;
મરીચિએ બોધ્યો બહુ ત્યાંહેરે, પણ નવ સમજ્યો મનમાંહેરે.
કીધો મરીચિ સુવર્ણ મૃગ રૂપરે, રથમાં બેસાડયો તે ભૂપરે;
પછી શીઘ્રે આવ્યા દૈત જનરે, રઘુનાથ રહ્યા જે વનરે.
ગયા મૃગ હણવા અશરણશર્ણરે, કીધું રાવણે સીતાનું હર્ણરે;
રથારૂઢ કરી સીતા હરી જાયરે, મળ્યો પક્ષી એક માર્ગ માંયરે.
જટાયુ તેનું નામરે, તેણે કીધો મહા સંગ્રામરે;
રાવણનો રથ કટકા કીધોરે, ત્યાં પ્રાણ સારથીનો લીધોરે.
પછી પાપીયે કીધો ભેદરે, તેની પાંખો કીધી બેઉ છેદરે;
પડયો પૃથ્વી પક્ષી જાણરે, કંઠ આવી રહ્યા તેના પ્રાણરે.
સીતાએ આપ્યું શુભ વરદાનરે, લઇ ચાલ્યો લંકા રાજાનરે;
સીતા આણે દુઃખ અપારરે, માર્ગે દીઠી વાનરની હારરે.
તવ નાખ્યો ત્યાં શણગારરે, શુધ જાણવા વિશ્વાધારરે;
દેખી સીતા રાવણ ભૂપરે, કીધું સમુદ્રે ભયાનક રૂપરે.
દેખી ભય ન પામ્યો લવલેશરે, ગ્રહી સીતા શું ઉડયો લંકેશરે;
શીઘ્રે આવ્યો લંકાપૂર જ્યાંહેરે, રાય આનંદ્યો મનમાંહેરે.
અશોક વનમાં સીતા રખાવીરે, વિભીષણે માતની બુધ્ધ ઉપજાવીરે;
ઈંદ્ર બ્રહ્મા આવ્યા તેણે ઠામરે, કીધું દર્શન પૂરણ કામરે.
સતીની દુઃખ આરત ભાંગીરે, પછી ક્ષુધા તૃષા નવ લાગીરે;
શુકજી કહે સાંભળ રાયરે, રામ લક્ષ્મણ કેરી કથાયરે.
મૃગ વેધી પધાર્યા રામરે, પણ સીતા ન તેણે ઠામરે;
પ્રભુ પામ્યા વિરહ સંતાપરે, ઘણું દુઃખજ ધરતા આપરે.
ગીરી ગુફા ગોચર અરણ્યરે, સઘળે શોધે અશરણશર્ણરે;
અતિ શોકાતુર શ્રી રામરે, મળ્યો પક્ષી જટાયુ નામરે.
તે સુધ કહિ લાગ્યો પાયરે, સીતા હરી ગયો રાક્ષસ રાયરે;
ભાલ દઈ પામ્યો તે નાશરે, રામે આપ્યો તેને સ્વર્ગાવાસરે.
ત્યાં થકી સાંચર્યા ભગવાનરે, હણ્યા રાક્ષસ કબંધ અભીધાનરે;
શબ સર્વને મુક્તિ આપીરે, તેની આરત સઘળી કાપીરે.
ત્યાંથી સાંચર્યા શ્રી અવિનાશરે, આવ્યા ઋષિમુખ પર્વતપાસરે;
ત્યાં સુગ્રીવ શું મૈત્રી કીધીરે, તેહ શાસ્ત્ર પુરાણે પ્રસિદ્ધિરે.
કીધા સાતે તાડ છેદનરે, તવ સુગ્રીવ હર્ખ્યો મનરે;
નિજ મિત્રને અર્થે દયાળરે, માર્યો વાનર વાળી ભૂપાળરે.
સુગ્રીવને આપ્યું રાજરે, કરૂણા કરી શ્રી મહારાજરે;
હરખ્યો સુગ્રીવ મન મોઝારરે, મેળવ્યા વાનર પદ્મ અઢારરે.
સુધ જોવા કારણ જોધરે, મોકલ્યા દઇને પ્રતીબોધરે;
હનુમાન ને અંગદ જેહરે, બહુ સૈન્ય સંગાથે તેહરે.
આવ્યા દક્ષિણ દેશ વિખ્યાતરે, ત્યાં મળીયો ખગ સંપાતરે;
તેણે સીતાતણી શુધ કહીરે, નવી પાંખ આવી તેને સહીરે.

સમુદ્ર ઉલંઘ્યો બળવંતરે, લંકાપુર ગયા હનુમંતરે;
સીતાજીને કહ્યો સમાચારરે, ઘણા દૈત્ય કીધા સંહારરે.
લંકાપૂર કીધું દહનરે, વળીયો પાછો કપીજનરે;
આવ્યો વાનર જુથ મોઝારરે, કહ્યો અંગદને સમાચારરે.
સર્વ કપી હરખ્યા મનમાંહિરે, પછી આવ્યા રઘુનંદન જ્યાંહિરે;
સુધ સીતાની કહી હનુમંતરે, સુંણી હરખ્યા શ્રી ભગવંતરે.
સૈન્ય સાંમદ કરીને જાયરે, સમુદ્ર તટે આવ્યા રઘુરાયરે;
જ્યારે દીઠા લક્ષ્મણ રામરે, આવ્યા વરૂણ* કરતા પ્રણામરે.
સ્નેહયુકત મળ્યા મહારાજરે, પછી સાગરે બાંધી પાજરે;
ઉતારીયું દળ સૌ ક્રોયરે, રીંછ વાનર હરખ્યા સોયરે.
સૈન્યા રાઘવની જઈ ઝોકીરે, ઉઠાડી રાવણની ચોકીરે;
વિષ્ટી કરીને અંગદ આવ્યોરે, શ્રીરામ તણે મન ભાવ્યોરે.
આવી મળીયો વિભિષણ રાયરે, રામચંદ્રને લાગ્યો પાયરે;
તેને કરૂણા કરી ક્ષણમાંજરે, તેને લંકાનું આપ્યું રાજરે.
સર્વે મળી કર્યો સંગ્રામરે, વાનરે વીંટ્યું લંકા ગામરે;
પછાડે પૂછ વજાડે ગાલરે, બીહે રાક્ષસી દરપે બાળરે.
જેકો હાથે ચડે તેને તાડરે, છજાં જરૂખાં તોડી પાડરે;
નાંખે તરૂવર ને પાષાણરે, લંકામાં પડીયું ભંગાણરે.
પ્રહસ્ત† આદ મૈત્રી જોડરે, જે હુતા બેતાલીશ ક્રોડરે;
તેહ સર્વનો કીધો સંહારરે, ઘણું કોપ્યા વિશ્વાધારરે.
ઘણા દૈત્ય પડયા ત્યાં ધાર્ણરે, શ્રી રામ હાથ પામ્યા માર્ણરે;
હવો રીસે રાવણ અગ્નીવાર્ણરે, જગાડયો ભ્રાત કુંભકર્ણરે.
તેણે કીધો મહા સંગ્રામરે, ઘણા વાનર રીંછ હણ્યા ઠામરે;
શ્રીરામે પછી મૂકીને બાણરે, તેહ દુષ્ટના લીધા પ્રાણરે.
આવ્યો રાવણ વઢવા ત્યાંહિરે, વાર્યો મંદોદરીએ ઘરમાંહિરે;
હરણ કીધું સતિ નારીનું નાથરે, મોર્ણ માગી લીધું છે હાથરે.
ઇંદ્રજીત સાથે સૌ કુમારરે, રણમાં કરતા હવા સંહારરે;
ઈદ્રજીતનો સબળ સંગ્રામરે, કીધા મૂર્છિત લક્ષ્મણ રામરે.
હનુમંત ગયો ક્ષણમાંહિરે, ગીરી શૃંગ દ્રોણાચળ જ્યાંહિરે;
જ્યાં હુતાં ઔષધીનાં ઝાડરે, લીધો ઉંચકી આખો પહાડરે.
ઘણા રાક્ષસનો કીધો નાશરે, આવ્યો શીઘ્રશ્રી રામની પાસરે;
તે ઔષધીનો લાગ્યો વાયરે, નરવાનર સૌ બેઠા થાયરે.
સંજીવન ઔષધી છે જેહરે, લક્ષ્મણને છાંટી તેહરે;
તવ ઉઠયો લક્ષ્મણ ભ્રાતરે, રઘુનાથ થયા રળીયાતરે.
ગીરી હુતો પૂર્વ સ્થળ જ્યાંહિરે, વાયુ પૂત્ર મેલી આવ્યો ત્યાંહિરે;
પછી મહા યુદ્ધ કીધું તે ઠામરે, વાનરે લગાડયું લંકા ગામરે.
સહુ પડીયા પુરમાં તૂટીરે, ઘણા રાક્ષસ માર્યા કૂટીરે;
અતી રીસે લક્ષ્માણ ધીશરે, ઇન્દ્રજીતનું છેદ્યું શીશરે.
ત્યારે વર્ત્યો હાહાકારરે, સુંણી રાવણ આવ્યો બહારરે;
રણ કીધો મહા સંગ્રામરે, તવ આવ્યા સન્મુખ રામરે.
મુકયાં બાણ ધરી મન ક્રોધરે, દેખી નાઠો રાવણ જોધરે;
આવ્યો મંદીર રચના જ્યાંહિરે, હોમ કરવાને બેઠો ત્યાંહિરે.
તે વિભીષણે જાણી વાતરે, તેણે ચેતાવ્યા શ્રી રઘુનાથરે;
બહુ સુભટ ગયા ભુપ ભુવનરે, સેહેજે ભ્રષ્ટ કીધો તેનો યજ્ઞરે.
રાજકેરી જે પટરાણીરે, તે મંદોદરીને ગૃહી આણીરે;
દેખી ઉઠયો રાવણ રાયરે, તેના મનમાં તે ક્રોધ ન માયરે.
અતિ યુદ્ધ કરતો દશાનનરે, દેખી ઇન્દ્રે મોકલ્યું રથવાહનરે;
તેઉપેર બેઠા શ્રી રામરે, રણ કીધો મહા સંગ્રામરે.
બોલ્યા રામચંદ્ર વચનરે, સુંણ નિચ બુદ્ધિ રાક્ષસજનરે;
લજ્જા મૂકી હરી મમ નારીરે, ફળ ભોગવ તું આ વારીરે.
કીધું કુતરાનું એ કાર્યરે, મારૂં છું આ કાળે અધમાચાર્યરે;
છેદ્યાં રાવણનાં દશે શીશરે, કીધી કરૂણા શ્રી જગદીશરે.
તેને આપ્યો પૂર્વનો ઠામરે, જેનું જયવિજય છે નામરે;
તેજ કુંભકર્ણ રાવણનું જેહરે, હરીયે મુખમાં લીધું તેહરે.
પુષ્પ વૃષ્ટિ કરે સહુ દેવરે, રઘુનાથ ઉપર તતખેવરે;
લંકામાં હવો ઉત્પાતરે, ખળભળ્યો સર્વે સાથરે;
રાજભોવનમાં કોલાહલરે, રાવણ નાર કરે અશ્રૂપાતરે.
રૂએ કુટે ને કોલાહલ કરેરે, હે નાથ હે નાથ ઉચરેરે.
રૂએ મંદોદરી ધરી પ્રેમરે, જગત રોવડાવનાર રાવણ ગયો કેમરે;
જાઉં શરણ કોને નાથરે, પકડયો જ્યારે તમે અમ હાથરે.
કર્યું સતિ નારીનું હર્ણરે, પડયા ભૂએ થઈને તર્ણરે;
કીધી વિધવા અમ સર્વરે, હાય નાથ ગયા, ગળ્યો ગર્વરે.
એમ રૂદન કરે અપારરે, સુણે નર વાનર વિશ્વાધારરે;
મંદોદરીને ધીર દઈ તહીંરે, વિભીષણસું લગ્ન કીધું સહીરે
લંકા મોકલ્યો લક્ષ્મણ ભ્રાતરે, છે અનેક કપિ સંગાથરે;
તેડયા જ્ઞાની ઋષીઓ અનેકરે, વિભીષણને કર્યો રાજ્યાભિષેકરે.
લંકાકેરી રીધ્ધસીધ જેહરે, વિભીષણને સોંપી તેહરે;
સિતા લઇ આવ્યો વિભીષણ રાયરે, રઘુનાથને લાગ્યો પાયરે.
સિતાસું મળીયા શ્રી રામરે, પછે ધીજ કરાવ્યું તે ઠામરે;
પૂરી શાખ દશરથ રાયરે, છે સદા શુદ્ધ એ સીતાયરે.
દેવતાયે પૂરી શાખરે, છે સિતાજી શુદ્ધ કમલાક્ષરે;
પુષ્પક વિમાને હવા અસ્વારરે.સિતા સાથે ચાલ્યા વિશ્વા ધારરે.

* સિંધુને કાંઠે ત્રણ દિવસ પર્યંત ઉપવાસ કરી રાહ જોઈ, તોપણ સમુદ્ર આવ્યો નહિ ત્યારે રામે કોપ કરી બાણ સાંધ્યું, તે વખતે દેહધારી થઇને વરૂણ આવ્યો.

† નિકુંભ, કુંભ, ધૂમ્રાક્ષ, દુર્મુખ, દેવાંતક, નરાંતક, અતિકાય અને અકંપન એ રાવણ સૈન્યમાં મુખી હતા.

શ્રી રામ વદે છે વચનરે, કર સીતા જગ અવલોકનરે;
આ પ્રજા મર્ણ પામી જેહરે, મેં તુજ અર્થે સંહારી તેહરે.
વિભીષણ છે પ્રભૂની સાથરે, વળી સુગ્રીવ કપીવર સંગાથરે;
વૈમાન ચાલ્યું ગગન મોઝારરે, આવ્યું સમુદ્રને ઉતરી પારરે.
ત્યાંહા ઉતર્યા રઘુનંદનરે, કીધું રામેશ્વર બાણ સ્થાપનરે;
અનેક ઋષી જન આશ્રમ વાસરે, સિતાને દેખાડે અવિનાશરે.
આવ્યા ભરદ્વાજને આશ્રમરે, વૈમાન ઉતરીયું પુષ્પ પર્મરે;
શુભ વધામણીને કાજરે, મોકલ્યો હનુમંતને મહારાજરે.
પ્રથમ ઘોરાચે સુંણી વાતરે, મનમાંહે હવો રળીયાતરે;
આવ્યો ભર્ત શત્રુઘ્ન જ્યાંહેરે, શુભ વધામણી કહી ત્યાંહેરે.
હનુમંતે કીધો પ્રણામરે, સ્વામિ આવ્યા લક્ષ્મણ રામરે;
સુંણી ભર્તનું હરખ્યું મનરે, નિજ કુટુંબ શું શત્રુઘ્નરે.
સહુ મળવા આવ્યા ત્યાંહેરે, શ્રી રઘુવરજી છે જ્યાંહેરે;
પવિત્ર પાદુકા ભર્તને શીશરે, દેખી રીઝયા શ્રી જગદીશરે.
ભ્રાત ભર્તને હર્ષ ન માયરે, રઘુનાથને નમીયો પાયરે;
નિજ પ્રજા કુટુંબ સૌ સાથરે, મન પ્રીતે મળ્યા રઘુનાથરે.
કૌશલ્યા કૈકેય સુમીત્રાયરે, રામને મળતાં હર્ષ ન માયરે;
સીતાજી મળ્યાં સાસૂ સાથરે, વહુને શીર મૂકયો હાથરે.
ગદગદિત થઇ પડયો ભર્ત ધાર્ણરે, રોયા બહુ અશરણશાર્ણરે;
રામે તુર્ત મસ્તક મુકયો હાથરે, આસુડાં ઢાળ્યાં રઘુનાથરે.
શંખ ફુંકયો, નહિ રામ તોલેરે, રાજ રાજ્યનો જય પ્રજા બોલેરે;
ભરતે પાદુકા મસ્તકે લીધીરે, હનુમંતે છત્ર ધરી સેવા કીધીરે.
વિભિષણ સુગ્રીવ ચમર્ ઢાળેરે, શત્રુઘ્ન ધનુષ બાણ સંભાળેરે;
સિતાએ તીર્થ કમંડળ ધર્યું હાથરે, પાદ ચંપાવે રઘુવર નાથરે.
અંગદ તરવાર, જાબુવાને ઢાલરે, નક્ષત્ર રાજપેરે રામને નિહાળરે;
ઘણી શોભાથી પુરમાં આવ્યારે, નગ્ર રચના રમ્ય શોભાવ્યારે.
આવ્યા વસિષ્ઠ આદ ઋષી અનેકરે, કીધો રામને* રાજ્યાભિષેકરે;
પ્રજા સર્વનાં સીધ્યાં કાજરે, શ્રી રામનાં વર્ત્યાં રાજરે.
તરીયાં તોરણ શોભે છત્રરે, ઘેર ઘેર આનંદ સર્વત્રરે;
સર્વ લોકને હર્ષ ન માયરે, સુખી હવી સર્વ પ્રજાયરે.
આપ્યાં દાન શ્રી રઘુનંદનરે, સંતોષ્યાં યાચકનાં મનરે;
તહાં આનંદ ઉત્સવ થાયરે, સંતોષીને સૌ કીધા વિદાયરે.
રઘુનાથને નમીયા પાયરે, આજ્ઞા માગીને સૌ કો જાયરે;
ઋષીના સાથ કીધા વિદાયરે, પ્રભુ નમીયા ઋષીને પાયરે.
રામ બેઠા રાજ્યાસનરે, સંતોષ્યાં પ્રજાનાં મનરે;
ત્રેતાયુગે રામનું રાજરે, રામ રાજ છે એકજ આજરે.

* રામની જટા ઉતરાવીને વસિષ્ઠ મુનિએ કુળના વૃદ્ધ લોકોની સાથે ચાર સમુદ્રનાં જળ મંગાવીને અભિષેક કર્યો.

પ્રજાને દુઃખ નહિ લવલેશરે, મૃત્યુ નવ કરે પુરમાં પ્રવેશરે;
રામે પતિવ્રત ધર્યું પ્રેમરે, રહે સદાચાર સદનેમરે.
ગૃહસ્થ રાજના પાળે ધર્મરે, નહિ પુરમાં કોઇ સ્થળ અધર્મરે;
સતિ સિતા નમ્ર પ્રેમાળીરે, સેવા, શીલ, બુદ્ધિ વાળીરે.
બુદ્ધિવંત ને લજાજવંતરે, નમ્રતાએ હર્યું રામનું અંતરે;
એમ સુખ આપે ને લેયરે, એ રામચંદ્ર પૂર્ણ ઇશ્વર છેયરે.
હરીજન સુંણજો પ્રભુ ગુણ ગ્રામરે, સહુ સમરો સીતારામરે.

વળણ.

શ્રી સીતા રામનું સ્મરણ કરતાં, કોટી પાતક જાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ ભણે, હવો દશમો પૂર્ણ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે દશમોઽધ્યાયઃ ॥૧૦॥**

---

## અધ્યાય ૧૧ મો *

### કડવું ૧૨ મું–રાગ સામી-મલ્હાર.

સુત પુરાણીક ઉચરે, સાંભળો શૌનક ઋષીરાયરે;
શુકજી પરીક્ષિતને કહે, ભાગવત નવમસ્કંધ કથાયરે.
શ્રી રામે અયોધ્યા વિષે, રૂડા કીધા યજ્ઞ અનંતરે;
પ્રજા પાળે રઘુનાથજી, રૂડી રીતે શ્રી ભગવંતરે.
વસિષ્ઠ ઋષી આચાર્ય છે, બહુ બીજા ઋષી કહેવાયરે;
તેમને દાક્ષણા દાન દીધાં બહુ, સંતોષ્યા ઋષી રાયરે.
વળી અપરિમિત ધન હતું તે, વિપ્રોને આપ્યું સર્વરે;
ચારે† દિશા આપી સહી, દક્ષિણમાં યજ્ઞ ને પર્વરે.
અયોધ્યામાં રાજ્ય કરે પ્રભૂ, પ્રજાને હર્ષ ન માયરે;
એક સમે અનુચર મોકલ્યા, નગ્ર ચર્ચા જોવા જાયરે.

* આ અગિયારમા અધ્યાયમાં રામચંદ્રજીએ અયોધ્યા નગરી વિષે બંધુઓ સાથે જે જે યજ્ઞ વિગેરે ક્રિયા કરી, તેનો કથા પ્રસંગ છે.

† હોતા બ્રાહ્મણને દક્ષિણારૂપે પૂર્વ દિશા, બ્રહ્મા બ્રાહ્મણને દક્ષિણ દિશા, અધ્વર્યુ બ્રાહ્મણને પશ્ચિમ દિશા, ઉદ્‌ગાતા બ્રાહ્મણને ઉત્તર દિશા અને આચાર્યને દિશાઓની વચમાં જે પૃથ્વી રહી તે આપી. રામચંદ્ર એમજ માનતા હતા કે, બ્રાહ્મણુજ સઘળા રાજ્યને લાયક છે, તેથી પોતે રાજ્યની ઇચ્છા નહિ રાખતાં માત્ર પોતાના અલંકાર અને વસ્ત્રજ બાકી રાખ્યાં. અને સિતાએ અંગે ધરેલાં આભૂષણ હતાં તેટલાં રાખી બાકીનાં આપી દીધાં. બ્રાહ્મણો પણ રામચંદ્રની એવી ઉદારતા જોઇ રાજી થયા અને જેઓનાં મન પીગળી ગયાં છે એવા તે બ્રાહ્મણો રામચંદ્રજીને રાજ્ય પાછું આપીને બોલ્યા–હે મહારાજ, તમે અમને શું નથી આપ્યું ? કેમકે અમારા અંતઃકરણમાં પ્રવેશ કરીને પો-

પોતે પ્રભુજી નીસર્યા, નિશા ચર્ચા જોવા ત્યાંહિરે;
અનેક દૂત ફરતા ફરે, અયોધ્યા નગરી માંહિરે.
એક રજકને* દ્વારે આવ્યા ત્યાં, સાંભળ્યો કલેશ અપારરે;
તેની સ્ત્રી રીસાઇ પીયર ગઈહુતી, તે આવી પાછી દ્વારરે.
સ્વામીયે બંધન કરીને તેને, દીધો અપરિમિત મારરે;
દુર્વચન બોલે ઘણાં, મહા ક્રોધે તે ભરતારરે.
અરે રંડા દુષ્ટ પાપીણી, તું ગઇ તુજ બાપને ધામરે;
ફરી ઘેર આવી માહરે, તેં શું મુજને જાણ્યો રામરે?
જેષ્ટ માસ લગી રહી, રાવણ ઘર સીતા નારરે;
સંગ્રામ કરી ફરી લાવીયો, ઘર રાખી કર્યો અંગિકારરે.
તેં શું જાણ્યો મુને રામચંદ્ર? તારો મારે નથી ખપરે;
અન્યાય રાજાને છાજે સહી, પણ હું તો નહીં કંઇ ભૂપરે.
એવું કહી કેશે ગૃહી તેને, કાઢી મેલી બહારરે;
દુષ્ટે પ્રહાર કીધા ઘણા, અતિ રૂદન કરે તે નારરે.
રામજીએ શ્રવણે સુંણી તે, રજકનું કારણ ત્યાંહિરે;
દુઃખ પામી જો અતિ એ નારી, તો મહા અપકીર્તિ પૂરમાંહિરે.
હવે રાજ્ય ધર્મને રાખવા, સીતાને મોકલી વનરે;
લક્ષ્મણજી મૂકી આવીયા, જ્યાં છે વાલ્મીક મુનિ આશ્રમરે.
પ્રજા વર્ણ કહે માઠું થયું, સર્વ રજકને દે દોષરે;
દુષ્ટ અપરાધીયે શું કર્યું, એમ કહી ધરે મન શોષરે.
સિતાજીને ગર્ભ છે નિજ, ઉદરમાં નિરધારરે;
વાલ્મીક મુનિએ કૃપા કરી, નિજ સ્થળ રાખી જનક કુમારરે.
ત્યાં યુગ્મ† પુત્ર જન્મ્યા સહી, લવ કુશ ઋષીએ ધર્યાં નામરે;
લવણ‡ દૈત્યને મારવા શત્રુઘ્ન, આવ્યા છે તે ઠામરે.
લવણ દૈત્યને સંહારી ત્યાં, મથુરાં નગરી વાસીરે;
શત્રુઘ્ન રાય મહા બલીયો, જાયે કોઇથી નવ ગાજીરે.
ભરતે નગ્ર ગાંધર્વનું ભાંગ્યું, લીધી રીધસીધ ધનરે;
અનેક દૈત્ય ને દુષ્ટ સંહાર્યા, પોતે ભરત રાજનરે.
પછે યજ્ઞ રામે આરંભ્યો અશ્વમેધ,§ શ્રી અવિનાશીરે;
એ યજ્ઞ થયો અતિ ઉત્તમ, શોભા શું કહું પ્રકાશીરે.
ભર્ત શત્રુઘ્ન ને લક્ષ્મણ સર્વે, ગયા અશ્વની રક્ષાયરે;
લવકુશે અશ્વને બાંધીયો, મહા યુદ્ધ કીધું વનમાંયરે.
યુદ્ધ સમય ઓળખાવીયા, વાલ્મીકે રાઘવ રાયરે;
લવકુશ સાથે જાનકી, આવ્યાં અયોધ્યા માંયરે.
જય જયકાર વર્તી રહ્યો ત્યાં, મળ્યા શ્રી રઘુનાથરે;
નિજ કુટુંબ હરખ્યું સહુ, આનંદીયો સહુ સાથરે.
વળી શ્રી રામે સિતાને કહ્યું, જો તું ધીજ કરે અહિં નારરે;
તો નિશ્ચે મનમાં જાણજે, તુંને રાખું ભુવન મોઝારરે.
એવાં વચન પ્રભુનાં સુંણી, સતિ સિતાયે તત્કાળરે;
મુને માર્ગ* આપ તું મેદિની, એમ બોલિ સતિ દયાળરે.
પૃથ્વી ફાટી તે સમે, ને આપ્યું સિંહાસન ત્યાંહિરે;
સિતાજી બેઠાં સિંહાસને તે, ચાલ્યાં રસાતળ માંહિરે.
સિતાજી પાતાળે ગયાં તવ, રામજી આણે શોકરે;
રૂદન કરે રઘુનાથજી, તે દેખી રોતા સહુ લોકરે.
એવો લૌકિક પ્રજાને દેખાડયો, નારીનો સંબંધ દયાળરે;
પ્રજા સર્વ દુઃખી થઇ, સીતાને જતાં પાતાળરે.
શ્રી રામચંદ્રે રાજ્ય કર્યું, તેની સાંભળજો સંખ્યાયરે;
સહસ્ર ત્રયોદશ† વર્ષ રાજ્ય, સુંણ પરીક્ષિત રાયરે.
રામાવતારે પ્રભૂ લીલા કીધી ઘણી, ભક્તનાં સાર્યાં કાજરે;
સમુદ્ર માંહે પથર તાર્યા, માર્યો રાવણ શ્રી મહારાજરે.
વાનર મૈત્રી કરી પ્રભૂએ, વિભિષણને આપ્યો અધિકારરે;
તે ચૌદલોકે કીર્તિ વિસ્તરી, હરી વ્યાપક સઘળે મોઝારરે.
રાજા પરીક્ષિત પ્રશ્ન પૂછે છે, શુક મુનિને નમી પાયરે;
શ્રી રામે રાજ કેવી રીતે કીધું, તે કહો મુને કથાયરે.
તવ શુક મુનિ વદે વાણી, સુંણ પવિત્ર સાધુ જનરે;
રામચંદ્રે જે જે આજ્ઞા કીધી, તે બંધુ જને કરી ગ્રહણરે.
લોક દર્શન દેવા માટે, નિત્ય નિકળે પૂર બહારરે;
નગર સદા શણગાર સહિત, તેની શોભાનો નવ પારરે.
દેવાલય સભા, માર્ગ, શોભે ઝાક ઝમાળરે;
કનક કળશ દૂર્ગ ઘરપર શોહે, દુષ્ટ જનના પ્રભૂ કાળરે.
તરીયાં તોરણ ધ્વજા પતાકા, ફરફરે સર્વ દ્વારરે;
રામચંદ્રના પૂજન માટે, લોક આવે ઠારોઠારરે.
રાજસ્વારીએ પધારી પોતે, આવે પાછા ઘેરરે;
નરનારી સર્વે ઉમંગ સહિત, જોવા ઉલટે ચોફેરરે.

તાના સ્વરૂપના પ્રકાશથી આપ અમારા અજ્ઞાનરૂપિ અંધકારને મટાડો છો. આપ કે જે, બ્રાહ્મણોને માન આપનાર, અકુંઠિત બુદ્ધિવાળા, યશસ્વીઓમાં શિરોમણી અને લોકોને અભય દાન દેનારાઓના ચિત્તમાં ચરણ રાખનાર છો તેને પ્રણામ કરીએ છીએ. * મૂળ ભાગવતમાં રજકની જાતિ લખી નથી.

† તે લવકુશના જાત કર્માદિક સંસ્કાર વાલ્મીકિએ કર્યા હતા. લક્ષ્મણજીના અંગદ અને ચિત્રકેતુ નામે બે પુત્ર હતા, ભરતજીના તક્ષ અને પુષ્કળ નામે બે પુત્ર હતા. શત્રુઘ્નના સુબાહુ અને શ્રુતસેન નામે બે પુત્ર હતા.

‡ મધુના પુત્ર લવણને મધુવનમાં માર્યો હતો.

§ અહિંથી માંડી પાંચ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

* પોતાના પુત્રોને વાલ્મીકિને સોંપી રામના ચરણનું ધ્યાન ધરતાં પૃથ્વીના છિદ્રમાં સતિ સિતા પેશી ગયાં હતાં.

† તેર હજાર વર્ષ બ્રહ્મચર્ય વ્રતથી શ્રી રામે રાજ્ય હતું કર્યું.

પુષ્પથી વધાવે સર્વજન, નેત્ર તૃપ્ત ન થાયરે;
રાજમહેલે પધારે ત્યાં, શોભા શી કહેવાયરે.
લક્ષ્મીજીના સ્વામિ પોતે દ્રવ્યની શી ખુટરે;
દ્વારે મણિમય વિદ્રુમ ચળકે, એ શોભા નૌતમ ભૂપરે.
વૈદૂર્યમણિના સ્થંભો, ઝળહળે ચો ફેરરે;
ભિત સ્ફાટીક માણીની, મરકત માણી ઠેરઠેરરે.
સુગંધિદળ પુષ્પનો બહુ, જણાયે ઠામઠામરે;
વસ્ત્રાલંકાર અવનવા, એવું પ્રભુનું ધામરે.
સ્નેહ સહિત મંજુલ સ્વરે, પ્રિય વચન બોલે નાથરે;
સીતા સાથે રમણ કરતાં, કરે હાસ્ય વિલાસરે.
ધર્મ રક્ષાણાર્થે જન્મ્યા, સિતા નાથ રામ રાયરે;
કુશને રાજ્ય આપી ગયા, વૈકુંઠ પ્રતિ રઘુરાયરે.
તેણે રાજ્ય તે ભોગવ્યું, શ્રી રામ ગયા સ્વસ્થાનરે;
તે કથા સંભળાવું છું, તું સાંભળ ગુણ નિધાનરે.

વળણ.

સાંભળ પાંડવ કુળદિપક, કથા સૂર્યવંશી તણી;
અગિયારમો અધ્યાય થયો પૂરણ,કથા નવમસ્કંધ તણી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે એકાદશો-ધ્યાયઃ ॥૧૧॥**

---

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૩ મું–રાગ ગોડી.

શ્રી શુકજી કહે સાંભળ રાય,એ નવમસ્કંધતણી કથાય;
શૌનકને કહે સૂતપુરાણી,હરી ગુણ સાંભળજો સ્નેહ આણી.
કુશ કુંવરને આપ્યું રાજ,સ્વધામ પધાર્યા શ્રી મહારાજ;
તેહથકી હવો ઘણો વંશ, એ સઘળા પરમેશ્વરના અંશ.
કુશનો અતિથિ નામે કુમાર,તેનો નિષધ જાણો નિરધાર;
તેના સુતનું છે નભ નામ, પુંડરીક તેનો અભિરામ.
તેનો સુત ક્ષેમધન્વા સહી, તેનો દેવાનીક જાણો અહીં;
અનીહ થયો તેને પુત્ર રાય, પારિયાત્ર તેનો પુત્ર કહેવાય.
બલસ્થલ તેનો પુત્ર કહ્યો, તેનો વજ્રનાભ તો લહ્યો;
વજ્રનાભ સૂર્યનો અંશ, તેથી શોભે રવી કુળવંશ.

તેનો ખગણ, તેનો વિધૃતિ પુત્ર,તેનો હિરણ્યનાભ પુણ્યપવિત્ર;
એ હતો જૈમિનિનો શિષ્ય, આત્મયોગી ને નિર્વિકારી શ્રેષ્ટ.
પુષ્ય,ધ્રુવસંધી,તેનો સુદર્શન,અગ્નિવર્ણ,શિઘ્ર મરૂ ઉત્પન્ન;
એ મરૂ રાય અદ્યાપિ હૈયાત,કલાપ ગામમાં તેનો વાસ.
કલિ અંતે ચલાવશે સૂર્યવંશ, અધર્મનો કરશે તે ધ્વંશ;
મરૂ પુત્ર પ્રસુશ્રુત,સાંધ,અમર્ષણ, મહસ્વાન,વિશ્વસાહ્વ એ તંન.
પ્રસેનજીત ને તેનો તક્ષક, બૃહદ્બલ અતિ સમર્થ;
એને માર્યો તુજ પિતાએ, મહાભારતના યુદ્ધની માંહે.
એ રાય ઇક્ષ્વાકુ વંશે હવા, ભવિષ્ય રાયનાં નામ કહું નવાં;
બૃહદ્બલનો બૃહદ્રણ તંન, ઉરૂક્રિય, વત્સવૃદ્ધ, પ્રતિવ્યોમ.
ભાનુ,સેનાપતિ દિવાક, સહદેવ, વીર,બૃહદશ્વ કુળના નાક;
ભાનુમાન,પ્રતિકાશ્વ,એ વંશે, સુપ્રતિક, મરૂદેવ સૂર્ય અંશે.
સુનક્ષત્ર, પુષ્કર ને અંતરિક્ષ, સુતપા ને અમિત્રજીત;
બૃહદ્રાજ,બર્હિ,કૃતંજય,રણંજય,તેનો સંજય ને તેનો શાક્ય.
શુધ્ધોદ,લાંગલ, ને પ્રસેનજીત , શુદ્રક, રણક ને સુરથ;
તેનો સુમિત્ર નામે પુત્ર થશે,એમ અનુક્રમે વંશ વાધશે.
અત્રે થશે શશાદવંશ અસ્ત,એ સર્વે રાયનાં નામ સમસ્ત;
અહિં રવી વંશ પૂરો થયો, તે સૌ શાસ્ત્રપુરાણમાં લહ્યો.
શુક કહે સુણ પરીક્ષિત રાય, એ સૂર્યવંશી નૃપ કહેવાય;
ઇક્ષ્વાકુની વંશાવળી એહ, સાંભળતાં શુધ્ધ થાયે દેહ.
સુમિત્રી પૂર્વે બહુ રાય, ઘણા યશ વાધ્યા મહિમાંય;
એ કથા સૂર્ય વંશની હોય, એકે મને સાંભળે જે કોય.
તેને કરૂણા કરે અવિનાશ, સદા સર્વદા પૂરે આશ;
બાળક વૃદ્ધ યૌવન નિરધાર, સ્નેહે કથા સાંભળશે સાર.
તેને સૌ તીર્થનું ફળ થાય, વૈમાને બેસી વૈકુંઠ જાય;
એમ કૃપા કરે શ્રી હરી, ગર્ભવાસ ન પામે ફરી.

વળણ.

ગર્ભવાસ ફરી નાવે પ્રાણી, સાંભળ પરીક્ષત રાયરે;
નવમસ્કંધ શ્રી હરીકથાનો, હવો બારમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે દ્વાદશો-ધ્યાયઃ ॥૧૨॥**

---

* આ બારમા અધ્યાયમાં રામચંદ્રજીના પુત્ર કુશનો વંશ કહ્યા પછી ઇક્ષ્વાકુના પુત્ર શશાદના વંશની સમાપ્તિ સુધીનો કથા પ્રસંગ છે.

# અધ્યાય ૧૩ મો.*

### કડવું ૧૪ મું-રાગ રામગ્રી.

શુક કહે સુંણ પરીક્ષિતરાયરે,ઇક્ષ્વાકુ પુત્ર નિમિની કથાયરે;
નિમિરાયે કરવાને યજ્ઞરે,વસિષ્ઠ આદિ તેડયા મુનિજનરે.

**ચાલ.**

ઋષી સર્વ તેડયા નોતરી, ઘેર યજ્ઞ માંડયો રાય;
વસિષ્ઠ ઋષીને પ્રેમ પ્રીતે, નમ્યો રાજા પાય.
સ્વામિ મુને કરાવો તમે, યજ્ઞ ઉત્તમ સાર;
નિમિરાયને ત્યાં વરૂણ કરવા, વસિષ્ઠ બોલ્યા તેવાર.
ઇંદ્રે પણ મુને વરાવ્યો છે, રાય શક્ર ઘેર છે યજ્ઞ;
તે પુર્ણાહુતી થયા પછી, આવીશ તારે ભુવન.
એમ ભૂપને વૃત્તાંત કહીને, સાંચર્યા ઋષીરાય;
નિમિ† રાય ત્યારે વિમાસે, ચિંતા ઘણી મન થાય.
મેલ્યા ઉપસ્કર યજ્ઞના, સાંપ્રત કર્યા ઉપહાર;
તેની વિધિ હવે શું થશે, મન કરે રાય વિચાર.
ગુરૂ વસિષ્ઠ વિના કેમ લહું દિક્ષા, એમ વિચારે ભૂપાળ;
એવે અન્ય ઋષી રાજા પ્રત્યે, વાણી વદે તત્કાળ.
એ ધર્મ કારજ કરતાં રાજા, વિચારતું નહીં મન;
કોઇ અન્ય ઋષીને ગુરૂ કરી, દિક્ષા ગૃહો રાજન.
ગૌતમ ઋષીના પુત્ર જે, સત્યાંત ઋષી કહેવાય;
ગુરૂ સ્થાપના તેની કરી, દિક્ષા ગૃહી નિમિ રાય.
યજ્ઞ કર્યો ત્યાં ચાલતો, બહુ વર્યા બ્રાહ્મણ દેવ;
વેદધ્વનિ બ્રાહ્મણ ભણે, અભિષેક આશિષ એવ.
પંચ શબ્દ દુંદુભિ વાજે, શુભ નાર મંગળ ગાય;
અનેક યાચક મળ્યા છે, તે સર્વ સંતોષાય.
દાન દક્ષિણા રાય કરતો, દિક્ષા લઇને ભૂપાળ;
આનંદ મન ધરી યજ્ઞ કરતો, નિમિ ભૂપ તે કાળ.
એવે ઇંદ્ર યજ્ઞકાર્યની, પૂર્ણાહુતી ત્યાં થાય;
વસિષ્ઠ ઋષી આજ્ઞા માગી, આશ્રમ પોતાને જાય.
વસિષ્ઠ ઋષી શીઘ્રે પધાર્યા, જ્યાં નિમિ રાજન;
રાજાની યજ્ઞ રચના દેખતાં, ક્રોધ થયો ઉત્પન્ન.
સૌ‡ ઋષીઓ ઉભા થઇ, ગુરૂ વસિષ્ઠને દે માન;
પૂજાપાત્ર કર ગૃહી સાંમો, આવ્યો નિમિ રાજાન.
આવકાર ગુરૂને કર્યો જઇ, ચર્ણે લાગ્યો ભૂપાળ;
સત્યાંતને ગુરૂ સાંભળી, વસિષ્ઠને ચડિયો કાળ.
અગ્ની જ્વાળા નેત્રથી પ્રકટી, ક્રોધ સહ્યો નવ જાય;
સભા ધ્રૂજે ક્રોધથી ઋષી, આકુળ વ્યાકુળ થાય.
વસિષ્ઠ કહે ગુરૂને તજી, દિક્ષા ગૃહી અન્યની પાસ;
મૃત્યુ પામ તું રાયજી, તેં તજાવી મુજ આશ.
યજ્ઞ ભંગ હવો સહી, સર્વ ઋષી વિચારે મન;
વાયુરૂપે રાય થયો, ગુરૂ પ્રત્યે કહે વચન.
તમે યજ્ઞમાં વિઘ્ન કીધું, ધર્મ મારગ માંય;
એ અધર્મ કૃત્ય માટે, શિક્ષા કરૂં છું ત્યાંય.
સ્વામિ અન્યાય મેં કીધો નહીં, અધર્મ એક લગાર;
તોપણ શાપ દેવા પિતાજી, તમને નહિં અધિકાર.
ધર્મ માર્ગનો ધ્વંશ કીધો, આરાધતાં અશરણ શર્ણ;
તે પાપથી ગુરૂ વસિષ્ઠજી, તમે શીઘ્રે પામજો મર્ણ.
અન્યોન્ય એમ શાપ દેતાં, પડિયા બંને ધર્ણ;
તે વાયૂરૂપે ભમે સઘળે, ભુવન ત્રણ વન અરણ્ય.
પછી વસિષ્ઠ ઋષીએ, મિત્રાવરૂણના તેજમાં નિરધાર;
ઘટ મધ્યે પ્રવેશ થઇને, ફરી વસિષ્ઠ હવા અવતાર.
એક સમે ઉર્વશી જોઇ, કામાતુર હવા મિત્રાવરૂણ;
તે વિર્ય ઘટમાં રાખીને, વસિષ્ઠ થયા ઉત્પન્ન.
વસિષ્ઠ દેહી હવા સહી, ઋષી અગસ્ત્યની કરૂણાય;
રાજાના દેહનો* ઋષીયે કીધો, જીવાડવાનો ઉપાય.
ત્યારે રાજા કહે હું કાયા સુખ, નથી ઇચ્છતો મન;
કરૂણા કરી મુને સર્વથા, આપોને દિવ્યલોચન.
તવ પર્મ કૃપા કરી ઋષીએ, નેત્ર આપ્યાં સાર;
દિવ્ય ચક્ષુથી નિમી રાય ભમે, ત્રીભૂવન મોઝાર.
નિમિરાયનું શબ મથવા, ઋષિએ કીધો ઉપાય સાર;
દેહ મથન કરી જનકરાજા, ઉપજાવ્યો તેણીવાર.

---

* આ તેરમા અધ્યાયમાં ઇક્ષ્વાકુના પુત્ર નિમિના વંશની કથા છે.

† અહિંથી ચાર કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

‡ અહિંથી ત્રણ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

* બ્રાહ્મણો કે જેણે નિમિ રાજાના શબને સુગંધી વસ્તુમાં નાંખી મુકયું હતું, તેઓએ યજ્ઞ પૂરો થતાં આવેલા દેવતાઓને કહ્યું કે, તમે જો પ્રસન્ન થયા હો અને સમર્થ હો તો આ રાજાના દેહને જીવતો કરો. દેવતાઓએ હા પાડતાંજ નિમિ રાજા બોલ્યો કે, મારે દેહનું બંધન જોઇતું નથી, ભગવાનનું ધ્યાન કરનારા મુનિઓ મરવાની બીકથી દેહ મળવાની ઇચ્છાજ ન રાખતાં ભગવાનના ચરણારવિંદનું ભજન કરે છે, માટે મારે દેહ જોતો નથી. દેહ કે જે, દુઃખ, શોક તથા ભયને આપનારાં છે અને પાણીમાં માછલાઓને માથે જેમ ચો તરફથી મોત છે તેવા દેહને પામવા ઇચ્છતો નથી; ત્યારે દેવતાઓ બોલ્યા કે, નિમિ રાજા પ્રાણિ માત્રના નેત્રમાં વગર દેહેજ રહેશે; અને તે રહેવાના એંધાણ તરીકે આંખનું મીચવું તથા ઉઘડવું થશે.

મથન કરવા થકી હવો ઉત્પન્ન, મિથિલ ધર્યું નામ.
મૃત શબમાંથી જન્મ્યો તેથી, વૈદેહી નામ અભિધાન;
જન્મ્યો શબમાંથી તેથી, જનક પવિત્ર સાર.
સર્વે મળીને આપીયો તેને, રાજ્યનો અધિકાર;
જનક વૈદેહી એ વંશે હવા, સર્વ શુદ્ધ રાજાન.
એ મિથિલેશ્વરે વાંસાવી, મિથિલા નગરી જાણ;
જનક થકી વંશાવળી ઘણી, હવી છે નિરધાર.
જનકનો ઉદ્દાવસુ, તેનો નંદિવર્દ્ધન કુમાર;
સુકેતુ, દેવરાત, બૃહદ્રથ, તેનો મહાવીર્ય તંન.
સુધૃતિ, ધૃષ્ટકેતુ, હર્યશ્વ, મરૂ, પ્રતીપક એ કુળોત્પન્ન;
તેનો કૃતિરથ, તેનો દેવમીઢ, તેનો વિશ્રુત બાળ.
તેનો મહાધૃતિ, તેનો કૃતિરાત, તેનો મહારોમા ભૂપાળ;
સ્વર્ણરોમા, હ્રસ્વરોમા, વળી સીરધ્વજ* મહિમાવંત.
એ રાયે હવો મહા પરાક્રમી, એ જનક કુળ ઉત્પન્ન;
સીરધ્વજ રાય મહા પુણ્યવંત, મહિમા જગ વિસ્તાર.
એ રાજાને યજ્ઞ કરતાં, એક પેટી લાધી સાર;
હળ આણી અગ્રે ભરાણી, તત્કાળ આણી બહાર.
તે મધ્યે દીઠી એક કન્યા, મહા રૂપનો ભંડાર;
બુદ્ધિવાન ચાતુરી અદ્ભુત, સર્વ કળા ગુણજ્ઞાન.
સ્વરૂપ અતિ સુંદર મનોહર, સિતા સતી તેનું નામ;
તે રાજા એ કન્યા લઇ, પાળતો હવો ભૂપાળ.
અનેક પ્રજા તે ભૂપને, શુભ હવી છે તેણે કાળ;
તેનો પુત્ર કુશધ્વજ હવો સહી, સાંભળો પરીક્ષિતરાય.
કુશધ્વજનો ધર્મધ્વજ, તેનો કૃતધ્વજ કુંવર ગણાય;
તેના કેશિધ્વજ ને મિતધ્વજ, મિતનો ખાંડિક્ય તંન.
એ રાય પૂર્ણ જ્ઞાની, વળી શાસ્ત્ર પુરાણે પ્રવિન;
ખાંડિક્યને કાકા તણો, ભય હતો મનમાં મોટ.
તે ભયથી એ વને સંચર્યો, ટાળ્યો સર્વ ઉચાટ;
કેશિધ્વજનો ભાનુમાન્, કુંવર હતો નિર્ધાર.
તેનો શતદ્યુમ્ન, શુચિ, સનદ્વાજ, તેનો ઉર્ધ્વકેતુ તેનો અજ;
તેનો પુરૂજીત, તેનો અરિષ્ટનેમી, તેનો શ્રુતાયુ, સુપાર્શ્વક.
તેનો પુત્ર ચિત્રરથ કહાવે, તે કુળે ક્ષેમધિ, તેનો સમરથ;
તેનો સત્યરથ, તેનો ઉપગુરૂ, તેનો પુત્ર ઉપગુપ્ત વડહથ.
એ ઉપગુપ્ત અગ્નિ અંશહતો, તેને વસ્વનંત નામે કુમાર;
તેનો યુયુધા, સુભાષણ, શ્રુત, જય વિજય કુંવર નિર્ધાર.
વિજય પુત્ર ઋત તેનો, સુનક તે મહા બળવંત;
તેનો વીતહવ્ય, તેનો ધૃતિ, તેનો બહુલાશ્વ મહંત.
છેલ્લો કુંવર જીતેન્દ્રિય હવો, કૃતિ તેનું નામ;
એ જનક વંશના રાય સર્વે, પરમ ગુણ અભિરામ.
યાજ્ઞવલ્કય યોગેશ્વરથી, પામ્યા બ્રહ્મનું જ્ઞાન;
સંસારમાં સરસા છતાં, જીવનમુક્ત પૂર્ણ વિરામ.
બ્રહ્મ વિદ્યામાં અતિ કુશલ, જ્ઞાનિ ત્યાગી દેહ;
એ વંશના સર્વે જનક કહાવે, મૂળ જનક થકી વિદેહ.
એ વંશ પૂર્ણ હવો અત્રે, મહિમા વર્ણવી ન શકાય;
એ નવમસ્કંધ હરીકથાનો, હવો તેરમો અધ્યાય.

વળણ.

તેર અધ્યાય હવા પૂરણ, કથા ભાગવત વિસ્તરી;
કરજોડી વિપ્રવલ્લભ કહે, સાધુજન બોલો શ્રી હરી.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે ત્રયોદશો ધ્યાયઃ ॥૧૩॥**

---

## અધ્યાય ૧૪ મો.*

### કડવું ૧૫ મું—રાગ સામેરી.

શ્રી શુકદેવ કથા કહે, સાંભળો પરીક્ષિત રાય;
સુતપુરાણીક શૌનકને કહે, નૈમિષારણ્યની માંય.
તે સૂર્ય વંશી કથાનો કહ્યો, સર્વ મેં વિસ્તાર;
હવે ચંદ્રવંશી ભૂપતિની, વંશાવળી સાંભળ સાર.
શ્રી પરિબ્રહ્મથી કમલ પ્રગટ્યું, તેથી હવા બ્રહ્માય;
તેણે સૃષ્ટિની રચના કરી, જે ત્રીભુવન કહેવાય.
બ્રહ્મા થકી ઋષી રમ્ય પ્રગટ્યા, અત્રિ નામે કુમાર;
તેને પુત્ર સોમ પ્રગટ્યો સહી, જે ચંદ્રમા નીરધાર.
અત્રિ ઋષિના નેત્રથી, ચંદ્ર હવો ઉત્પન્ન;
તેને બ્રહ્માએ ઠરાવ્યો, બ્રાહ્મણ ઔષધીનો સ્વામીન.
વળી તે સર્વ નક્ષત્રોનો, અધિપતિ હવો નિર્ધાર;
ત્રિલોક્ય જીત્યું ચંદ્રે, પછે રાજસુ યજ્ઞ માંડ્યો સાર.

---

* અધ્યાત્મિક રામાયણના બાલકાંડમાં તે સીરધ્વજ (જનક) ને કુશધ્વજ નામે ભાઇ છે, પરંતુ મૂળ ભાગવતમાં કુશધ્વજ નામે સીરધ્વજને (જનકને) દીકરો છે, તેથી એમ અનુમાન થાય છે કે, સીરધ્વજે (જનકે) અપુત્ર હોવાને લીધે કુશધ્વજને ખોળે લીધો હશે.

* આ ચૌદમા અધ્યાયમાં બૃહસ્પતિની સ્ત્રી તારાને ચંદ્રમાથી ઉત્પન્ન થયેલા બુધના દીકરા પુરૂરવા રાજાએ ઉર્વશી અપ્સરાના સંગથી આયુ વગેરે છ પુત્રો ઉત્પન્ન થયા તેની કથા છે.

વળી ઇતિહાસની એક કથા, કહે વ્યાસજીનો તન;
એકાગ્ર ચિત્તે શ્રવણુ ધરજો, પરીક્ષિત રાજન.
એક સમે ચંદ્રમા તે, ગુરૂ બૃહસ્પતિને ઘેર જાય;
ગુરૂ પત્નિ દેખી સુધાકરને, અનંગ પીડે કાય.
અન્યોન્યે પ્રીતિ પૂરણ, હવો સ્નેહ અપાર;
મેં કીધો ચંદ્રમાયે, ગુરૂ પત્નિ સાથ વિહાર.
ચંદ્ર તે ચોરીતા લઇ ગયો, શુક્રાચાર્યને* ઘેર;
ત્યાં તારકામય દાનવ સાથે, યુદ્ધ થયું બહુ પેર.
બહુ વાર બૃહસ્પતિયે, માંગી સ્વપત્નિ નિર્ધાર;
પણ ગર્વી ચંદ્ર સમજ્યો નહિ, ભણ્યો ગર્વે નકાર.
ગુરૂએ જઇને દેવ સર્વને, વિનવિયા તે વાર;
આ ચંદ્ર અધર્મ કરે છે બહુ, તેને દ્યોની શિક્ષા સાર.
પછે દેવ દાનવ વચ્ચે, યુદ્ધ માંડ્યું રૂડી પેર;
ગુરૂ પ્રત્યે શુક્રાચાર્યને, હતું ઘાડું વેર.
સંગ્રામ દારૂણ પ્રગટીયો, રણ દેવ દૈત્યને ત્યાંહિ;
સર્વ દેવની પક્ષ કરી, મહાદેવ આવ્યા રણમાંહિ.
દેવ અને શક્રરાય, સર્વે આવ્યા ગુરૂની સહાયે;
ઘોર યુદ્ધમાં મુઆ ઘણા, ઘાણ વાળ્યો બહુ ત્યાંયે.
ત્યાં બ્રહ્મા પોતે આવ્યા છે, કરીને હંસ વાહન;
બૃહસ્પતિની સ્ત્રીને મુકાવવા,જે રાખી છે ચંદ્રે ભોવન.
ત્યાં ચંદ્રમાને યાચિયો, જઇ કર્યો વિનય અપાર;
ત્યારે ગર્ભ સહિત પાછી આણી, બૃહસ્પતિની નાર.
ગુરુએ તે લીધી પાછી, પણ જાણ્યો અધર્મ વિકાર;
ધિક્કાર કીધો નારીનો, ગુરૂએ તેણીવાર.
ચંદ્ર સંગથી તારા કુખે, હતો અશુદ્ધ ગર્ભ;
તવ કોપિત થઇ ગુરૂ વધા, ધીક વશ હવી કંદર્પ.
અન્ય વિર્યનો ગર્ભ મુજના, ક્ષેત્રથી કાઢી નાંખ;
એ અશુદ્ધ ગર્ભ મુજ સ્થળમાં, હવે તું નવ રાખ.
અન્ય સંતાન ઉત્પત્તિ માટે, બાળતો નથી તુજકાય;
પણ ક્ષણુભર જો એ ગર્ભ રેહેશે, તો થાશે ઘણો અન્યાય.
અતિ લજ્જિત તારાએ, તત્કાળ જાણ્યો કુમાર;
એ સુવર્ણમયકાંતિવાળા, બુદ્ધ જન્મ્યા તે વાર.
અતિ સકુમાર કુમાર પેખી, ચંદ્ર ગુરૂ કરે વિચાર;
એક કહે એ મુજનો, બીજો માંગે પોતાનો ભાર.
તારાએ જન્મ્યો બુધગ્રહ, બાળક પૂર્ણ જાણ;
અન્યોન્યને વાદ લાગ્યો, ખેંચે બંનો પાણ.

* અહીંથી દોઢ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી,

ચંદ્રમાએ ગૃહ્યો હસ્ત, તહાં બુદ્ધતણો નીરધાર;
બંને પુત્રને અર્થે પરસ્પર, વિવાદ કીધો અપાર.
અમર ગુરૂ કહે મારો છે સહી, ચંદ્ર કહે મુજ તન;
બુધનો હાથ બેઉ ન મૂકે, આશ્ચર્ય થયા સૌ જન.
ગુરૂ કહે યજમાન તું, પાપિષ્ટ છે અવતાર;
એ વાત કેમ કરી નીપજે,તું કરી જો મન વિચાર.
મુજ પુત્ર મૂકી પરવરો, નહીંતર દઇશ તુજને શાપ;
ત્યારે ચંદ્રમા વાણી વદે, ભાઇ જોજો આ સંતાપ.
સર્વથા એ પૂત્ર મારો, સત્ય કહું છું સાર;
જેમ કહો તેમ કરૂં પ્રતિજ્ઞા, પણ એ છે મારો કુમાર.
પછી સર્વે ઋષિ મુનિએ મળી, તારાને કર્યો પ્રશ્ન;
આ કુમાર કો તણો કુખે, સાચું બોલ ધરી ધર્મ.
લજાતી તારા મૌન્ય ધરી, બોલી નવ વચંન;
માતાની આવી નીતિ દેખી, તવ બોલ્યો તેનો તંન.
બોલ માતા, કોણ પિતા? મુજને માંગે બેય;
ખરો પિતા હોય કોણ મુજને, શિઘ્ર મુજને કેહેય.
ગુરૂ ને ચંદ્ર વળગ્યા સહી, કરે વઢવાનો ઊપાય;
તવ હંસ તજી કમલભૂ, તારા સ્ત્રી સમીપે જાય.
વૃત્તાંત પૂછ્યું તેહને, તું સત્ય કહેજે નાર;
અસત્ય વાણી રખે કહેતી, છે એ કોનો કુમાર.
ત્યારે બૃહસ્પતિની અંગનાયે, વૃત્તાંત કહ્યું સૌ ત્યાંય;
એ તન છે સહી ચંદ્રમાનો, સત્ય માનો મનમાંય.
ભાવિક વાત હવી સહી, એ અન્યાયનો નહિ પાર;
એમ કહીને ગુરૂની પત્નિ, લજ્જા પામી અપાર.
પછી બ્રહ્માએ મન વિચારી, ચંદ્રને આપ્યો બાળ;
કર ગૃહી પૂત્રને સાંચરે છે, સુધાકર તતકાળ.
અન્યાય દેખી બૃહસ્પતિને, ક્રોધ અંગ ન માય;
શાપ* દીધો સ્ત્રી પ્રત્યે, તું પક્ષિણિ થા ખગમાંય.
ચંદ્ર ઉપર ક્રોધ આણ્યો, અતીશે તે ઠામ;
ક્ષય રોગ દારૂણ ચંદ્રમા, તું દિન પ્રત્યે દુઃખ પામ.
એ શાપ બંનેને હવા, તવ હવો હાહાકાર;
વનસ્પતિ દુબળી થઇ, જે હુતી ભાર અઢાર.
તેજ હિણ થઇ ચંદ્રમાની, કાંતિ પામી નાશ;
અમૃતથી નિર્વિત્ત થયો, મનમાંહે પામ્યો ત્રાસ.
શ્યામ વર્ણ હવો સહી જે, સુધાકર કહેવાય;
અમૃત વિના સર્વ વનસ્પતિ, જન મહા દુઃખીયા થાય.

* અહિંથા માંડી એકવીશ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

તવ બ્રહ્મા આદ અમર સૌ, તે કરે મન વિચાર;
ગુરૂ બૃહસ્પતિની સ્તુતિ કીધી, સંતોષ્યા તેણીવાર.
ઈંદ્ર કહે ગુરૂ દેવજી, ચંદ્રનો કરો ઉદ્ધાર;
નહિતર નાશ થશે ત્રિભૂવન, સૃષ્ટિ સઘળી સાર.
બૃહસ્પતિએ કૃપા કરી, તવ આપીયું વરદાન;
દશપંચ દિવસ કળા વધતી, ચંદ્રને દેહવાન.
વળી પંદર દીન એ ક્ષય પામે, મમ શાપ દોષ ન જાય;
એવું વચન ગુરૂનુ સુંણી, મનમાંહે હર્ષ ન માય.
ત્રિભૂવનમાં જય શબ્દ વર્ત્યો, વનસ્પતિ મન ઉલ્હાસ;
પછી ચંદ્રમાએ યજ્ઞ કીધો, આરાધ્યા અવિનાશ.
શ્રી વિષ્ણુની કૃપાથી, સુખ શાંત પામ્યો કાય;
તપ કરી છૂટયો ચંદ્રમા, જે કર્યો અઘ અન્યાય.
એ ચંદ્રમાનો જ્યેષ્ઠ પુત્ર, બુદ્ધ નામનો બાળ;
તેને ઇલા નામે સ્ત્રી હવી, સત્ય માનજો ભૂપાળ.
તેનો પૂત્ર* પુરૂરવા, પરાક્રમી બળિયો રાય;
ગુણશીળ મહા ધર્મિષ્ટ જેનો, મહિમા કહ્યો નવ જાય.
એક સમે મીત્રાવરૂણના શાપથી, અપ્સરા ઉર્વશી જેહ;
સ્વર્ગ સદનમાં શાપી સહી, પૃથ્વીપર પડી છે તેહ.
તે પુરૂરવા રાજાએ દીઠી, તેને ગૃહી તેણીવાર;
ભૂપાળ પ્રત્યે અપ્સરા, મુખ વદે વાણ તાત્કાળ.
સ્ત્રી થઇને હું તારી સાથે, આવું છઉં રાજન;
પણ અવધ મારી કહું તુજને, માનજે સત્ય વચન.
ઘૃતનો વળી હું આહાર કરીશ, તે જાણજે તું ઇશ;
સત્ય વચન તું માનજે, પુરૂરવા નૃપધીશ.
વળી નગ્ન †મુજ નજરે પડે, તો જઇશ હું નીરધાર;
એ પ્રમાણે વર્તીશ જ્યાં સુધી, ત્યાં સુધી આ પ્રેમસાર.
ઘેંટાતણું જોડું મુજ પાસ છે, બાલટા મીઠા સાર;
તે સાચવવા પ્રેમે કરી, એ ત્રણ શર્ત કીધી નાર.
પછી ઉર્વશી ઘણા કાળ તક, રહી છે તેણે ઠામ;
જ્યાં પુરૂરવા રાજા કેરૂં, નગર છે શુભ ધામ.

એક સમે ઇન્દ્ર વાણી વદે, ઉર્વશી મારી ક્યાંય;
અનુચરને આજ્ઞા દીધી, જઇ શોધી લાવો અહાંય.
સ્વર્ગ થકી ગાંધર્વ આવ્યા, તેડવાને તેને દ્વાર;
તેણે આવીને ઘેંટા ચોર્યાં, બાંધ્યાં હતાં જે બહાર.
ઘેંટાની ચીસ સાંભળી, ઉર્વશી બોલી વચંન;
શું હરાયા મુજ બાળકાં? શું એ ધીરતા સ્વામીન?
રે તુજ વિશ્વાસે હું રહી, ગયું મારૂં પોણ;
રે વિશ્વાસઘાતી નાથરે, આશા પૂરશેરે કોણ.
રે આ રાય સુતો સ્ત્રી પેરે, નથી ચળબળતું અંગ;
એવા નપુંસકનો મેં કર્યો, કેવો મેં આ સંગ.
હીજડો ને વળિ બાયલો, એ પુરૂષને ધિક્કાર;
એવા સ્વામિથી હું વેગળી, રહીશ આણીવાર.
કઠણ વચન કહ્યાં કામની, કોપ્યો ક્રોધી કંત;
ગાંધર્વ પછવાડે દોડિયો, તરવાર ગ્રહી બળવંત.
પણ અંગે વસ્ત્ર નવ હતું, નગ્ન દીધી દોટ;
ગંધર્વોને જોઇતુ હતું, તેથી મારી એક ચોટ.
ઘેંટા મૂકયા વેગળા ને, પ્રેરી વિજળી ત્યાંય;
ઘેટા લઇને નગ્ન રાયને, ઉર્વશીએ દીઠી કાય.
એવું દેખતાંમાં ઊર્વશી, સ્વર્ગે ગઇ તેણી વાર.
પુરૂરવાએ રાજ્ય મૂકી, ભ્રમણ કર્યો સંસાર.
એક સમે રાજાને ઊર્વશી, મળી છે મારગ માંય;
કુરૂક્ષેત્રની ભૂમિ વિષે બેઉ, થયાં એકઠાં ત્યાંય.
સરસ્વતિ તટે ઉભી શોહે, ઉર્વશી રૂપ અપાર;
પંચ સખી પાસે ઉભી, રૂપ ગર્વ તણો અંબાર.
મંદહાસ્ય કરતી, લોચન મરોડે, મોહે ઋષિ મુનિજન;
પુરૂરવા તેને જોઇને, વદ્યો પ્રેમ વચન.
'થોભ થોભ ક્યાં જાયે પ્યારી, હે નિર્દય હૃદયસુન;
સુખ દેનારી પ્યારી મોરી, છોડે છે ક્યાં તુજ ધન.
આવ વેહેલી સુંણ અલબેલી, વાતો કરીયે પ્રેમે;
જો આ દેહ મુજ તણો, ગળ્યો ગયો પ્રીત નેમે.
જો મળશો નહિ મૂજને તું, કરીશ દેહ પતન;
મૃત્યુ તૂલ્ય થયો છે દેહ, તુજ નામે આ જીવન.
પ્રેમે પાસ તેડજે મુજને, અલબેલા તુજ પ્રાણ;
નહિ તેડે તો સિંહ સાવજડા, દેહ ખાશે નિર્વાણ.
હૃદયે ધ્યાન તારૂં લાગ્યું, બીજી ગમે નવ વાત;
દોડી વેહેલી ભેટજે પ્રેમે, ટાળ મનનો ઉચાટ.'

* એક વખતે નારદજીએ ઇન્દ્રની સભામાં પુરૂરવાનાં રૂપ, ગુણ, ઉદારતા, શીલ, ધન અને પરાક્રમના વર્ણનનું ગાયન કર્યું, તે વખતે કામથી પીડિત થએલી ઉર્વશી અપ્સરા કે જે મિત્રાવરૂણના શાપથી મનુષ્યપણું પામી હતી તે, પુરૂરવા પાસે આવી અને કામદેવ સરખા રૂપાળા તે પુરૂરવાને જોઇ ધીરજથી તેની પાસે ઉભી રહી તેનો પોતાનો પતિ કર્યો હતો. મહા કવિ કાલિદાસે એપરથી વિક્રમોર્વશિ ત્રોટક લખ્યું છે.

† સંભોગના વખત શિવાય બીજે વખતે નાગો દેખીશ તો જતી રહીશ.

અપ્સરા વાણી એમ કહે, "સાંભળ સાચું રાજ;
પુરૂષને મરવું કેવું, ધૈર્ય ધરી રેહે આજ.
ઈંદ્રિ રસ સુખ નથી સ્થિર,એ મસ છે દુ:ખની ખાણ;
સ્રીમૈત્રી સ્થિર નહિ હોયે, સઘ સાચું એ માન.
વરૂ સમ સ્રી હૃદય હોયે, પ્રેમ તેનો પશુ તુલ્ય;
નિર્દય, ક્રૂર, અવિચારી પાપિણી, સ્રી જાતિનું મૂળ.
અસહનતા પ્રેમે પાલે, સાહસ કરવે શૂરી;
પતિ પુત્ર ને બંધુ સંહારે, એકે વાતે ન અધૂરી.
તેનો સ્નેહ સાચો નવ હોયે, વિષતણી એ વેલી;
સ્નેહે તરછોડે, વ્યભિચારે વર્તે, મદોન્મત એ ઘેલી.
અતિ પ્રિય સદ્ગુણવાળો સ્વામિ, ત્યાગ કરે ઝટપટ;
મુર્ખ પુરૂષને મોહ પમાડી, છેતરી રમે છળકપટ.
નિત્ય નવો પતિ એ ઇચ્છે, તેના પ્રત્યે શી પ્રીત;
મુજને મોહી રાજ ત્યાગે, ધીર પુરૂષની ન રીત.
એક વર્ષ [illegible] તુજને, આવીને [illegible],
સગર્ભા હું હમણાં છું, નવ મળુ [illegible] નેમ.
મૂજ ઉદરે જે ગર્ભ છે. તે તમને [illegible] પ્રસાય;
પછી નાથ રમણ કરીશ, પૂરીશ તુજ ઇચ્છાય."
વર્ષ વિતે રાયજી, મળ્યો ઉર્વશીને હેતે;
એક રાત રહ્યો તે સંગે, ટળ્યો ઉચાટ સમેતે.
ઉર્વશીએ રાયને, આપ્યો પુત્ર ગુણનિધાન;
જતી વેળાએ ઉર્વશીએ કહ્યું, ધર ગાંધર્વનું ધ્યાન.
એ મુજના માલિક છે, મને દેશે તને સુહેત;
જો રીઝશે તો રાયજી, કાર્ય થાશે તત્ખેવ.
પુત્ર લઇ રાયે પ્રેમ સહિત, ગાંધર્વનું ધર્યું ધ્યાન;
તેણે એક અગ્નિ થાળી, આપી તે ગૃહી રાજન.
રાત દિવસ તેને ઉર્વશી ધારી, ભમતો હતો ગૃહી પાત્ર;
ઉર્વશી એ મુજ પ્યારી, એમ વદે અહોરાત્ર.
એક સમે ચેત્યો રાયજી, નહિ એ ઉર્વશી, થાળ;
જ્ઞાન વિચારી ત્યજી થાલી, પણ નવ મટી મનની ઝાળ.
નિત્યે સ્મરણ તેનું તે, પણ નવ મટે ઉચાટ;
ધ્યાન કરતાં ત્રેતાયુગે,કર્મ રૂપિ ઉગ્યા વેદ તે માટ.
વનમાં જ્યાં થાળી ધરીતી, ત્યાં ગયો રાજન;
ત્યાં એક કૌતક નિર્ખિયું,તે જોઈ ભૂલ્યો રાય ભાન.
તે સ્થાન શમડી ને પીપળો, ઉપનિયો નિરધાર;
પીપળા થકી વન્હી ઉપાય કરવા, પ્રિકાવ્યો અંગાર.
મનમાં સ્મરણ કીધું રાયે, પીપળ અરણી ધરી મનમાંય;
એક ઉર્વશી, એક હું, તેથી કાર્ય સિદ્ધિ થાય.

મથન કર્યું પ્રેમ થકી, અગ્નિ હવો ઉત્પન્ન;
એ અગ્નિ વેદોકત સંસ્કારી, તેના ત્રણ માન્યા તંન.
આહવનીય ગાર્હપત્ય, અને દક્ષિણાગ્નિરૂપ;
એ ત્રણ પુત્ર સમજ્યો પોતે, પુરૂરવા મહાભૂપ.
ઉર્વશીને મળવા માટે, એ અગ્નિનું કીધું પૂજન;
યજ્ઞેશ્વર મહા પ્રભુનું, આવાહન કીધું એક મન.
તે વડે યજ્ઞ કીધો સહી, આનંદ અંગ ન માય;
ઉર્વશીના લોકને પછી, પામિયો તે રાય.
પૂર્વ કાલનાં બીજ રૂપ, ઓંકાર એજ વેદ;
નારાયણ એક દેવતા, વર્ણાવર્ણ ન ભેદ.
આહવનિય આદિ વિભાગ નહિ, મુખ્ય અગ્નિ એક;
ત્રેતાયુગે ત્રણ વેદને, • પુરૂરવાએ કીધા સવિવેક.
યજ્ઞેશ્વરનું પૂજન કરતાં, રાય થયો નિષ્પાપ;
સ્વર્ગ લોક પ્રત્યે તે ગયો, ટળ્યો સર્વ સંતાપ.
વિરહ તેનો ગયો સઘળો, તેને કૃપા કરી અવિનાશ;
પુરૂરવા રાજાતણી, શ્રી હરીયે પૂરી આશ.

વલણ.

શ્રી હરીયે પૂરી આશ રાજાની, સહાય ત્યાં કીધી સહી;
ચતુર્દશ અધ્યાય હવા પૂરણ,કથા ભાગવતની ભાખી સહી.

ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ચતુર્દશોऽध्यायः ॥૧૪॥

---

## અધ્યાય ૧૫ મો.*

### કડવું ૧૬ મું-રાગ આશાવરી-ચાલ દીર્ઘ.

શુકદેવજી વાણી વદે, સાંભળો પરીક્ષિત ભૂપ;
તે ઉર્વશીને ષટ્ પુત્ર હવા, મહા સુંદર દિવ્ય સ્વરૂપ.
પુરૂરવા રાયજીના એ, છ પુત્ર મહા બળવંત;
નામ તેનાં કહુ તુંને, તે સુંણ રાયજી મહા સંત.
આયુ, શ્રુતાયુ† સત્યાયુ, રય, વિજય અને જય;
એ છે બાંધવો યશ બળિયા, તેનાં પરાક્રમ છે અક્ષય્ય.

---

* આ પંદરમા અધ્યાયમાં પુરૂરવાના વંસમાં ગાધિ રાજા થયો, અને તે ગાધિના દૌહિત્રના પુત્ર પરશુરામે ક્રોધથી સહસ્રાર્જુન રાજાને માર્યો એ કથા પ્રસંગ છે.

† શ્રુતાયુનો વસુમાન્, સત્યાયુનો શ્રુતંજય, રયનો એક, જયનો અમિત અને વિજયનો ભીમ નામે પુત્ર થયો હતો.

તેને અક્રેકો બાળક હવો, ખટ પૂત્ર છે નીરધાર;
વિજયને એક પુત્ર હવો, ભીમ નામ તેનું સાર;
એ ભીમને કાંચન હવો, તેને હોત્રક નામે તંન;
એ હોત્રકને એક પુત્ર હવો, જન્હુ મહા બળવંત.

એ જન્હુ રાય ગંગાજીને, પી ગયો કોગળા રૂપ;
એ તેના પરાક્રમનો મહિમા, વર્ણવાયે નવ અદ્દભુત.

જન્હુ કુળે પૂરૂ, બલાક, ને અજક, તેનો કુશ;
કુશનો કુશાંબુ હવો, તેનો ગાધી રાય સ્વરૂપ.

કુશાંબુપુત્ર ગાધીરાય હવો, મહા પરાક્રમી કહેવાય;
ગાધી રાયની પુત્રીને, ઋચીકમુનિ યાચે સ્વઇચ્છાય.

સત્યવતી કન્યા નામ છે, સાંભળો પરીક્ષિત રાય;
ઋચિક મુનિ ન યોગ્ય વર, પણ ના નહિં પડાય.

તવ રાયે કહ્યું મુનિને, જો દો મુને સહસ્ર હય;
જે ચંદ્ર જેવા શ્વેત, એક કર્ણ શ્યામ, તો થાયે જય.

એટલા અશ્વ આપો તો હે મુનિ, કાર્ય તમારૂં થાય;
પછી વરૂણ ઘેર યાચવા, અશ્વને મુનિવર જાય.

વરૂણ થકી યાચીને, લાવ્યા અશ્વ એક હજાર;
તે ગાધી રાયને આપીયા, મન ધરી પ્રેમ અપાર.

બહુ કાળ વિત્યે સંતાનાર્થે, મા પુત્રી કરે ઇચ્છાય;
તવ બે ચરૂ કીધા મુનિએ, એક ક્ષત્રિ એક બ્રહ્મ તેજમાંય.

સ્નાને ગયા ઋષિ પછી, મા દિકરીએ કીધો સંકેત;
અન્યોન્ય ચરૂ બદલ્યા, તજ્યો ઇશ્વરી વિવેક.

બ્રાહ્મણનો ચરૂ રાણી પ્રત્યે, આપીયો તેણી વાર;
રાજાનો ચરૂ ઋષી પત્નિને, અર્પીઓ નિરધાર.*

ઋચીક પુત્ર જમદગ્ની† હવા, મહાન્ તેજ ઋષીરાય;
તેના પરશુરામ ઋષી જે, વિષ્ણુ અંશ કહેવાય.

જેણે નક્ષત્રી પૃથ્વિ કરી, જેણે હણ્યા ક્ષત્રી* ઠામ;
એકવીશ વાર વિપ્રોને આપી, ધરા દાન કરી શુભનામ.
રાય પરીક્ષિત પ્રશ્ન પૂછે, કહો વ્યાસ નંદન વાત;
સર્વ ક્ષત્રીયે શાં પાપ કીધાં, કે કર્યો પરશુરામે નિપાત.
તવ શુક કહે સુણ રાયજી, એ પ્રશ્નનો ઉત્તર સાર;
ચરૂ થકી જે હવા છે, મહા દિવ્ય પર્શુ કુમાર.
હૈહય કુલોત્પન્ન હતો, એક દિવ્ય તેજ રાજાન;
સહસ્રાર્જુન નામ તેનું, રાજ ગર્વનું બહુ અભિમાન.
તે અર્જુને શ્રી દત્તાત્રીની, કરી સેવા અપાર;
તવ સહસ્ર ભુજ હવા સહી, કરૂણા કરી તે વાર.
ઇંદ્રિ શક્તિ, લક્ષ્મી, તેજ, વીર્ય, યશ, પામ્યો બળ;
અજીત્ય એ હવો સહિ, તેના બળની નહિ કંઇ કળ.
મુનિ દત્તની કૃપાથકી, સિધ્ધિ પામ્યો યુધ્ધ રૂપ;
ત્રિભુવનમાં રમે પોતે, અતિ ગર્વી એ છે ભૂપ.
ત્રુઠયા શ્રી દત્તાત્રી, એક સહસ્ર આપ્યા હાથ;
સહસ્રાર્જુન નામ પડયું, રાય આનંદ્યો મન સાથ.
એક સમે રાય આવ્યો નર્મદા તટ, પ્રવાહ વેહેતો જેહ;
રાયે સહસ્ર કરે બંધ કર્યું, જળ વેહેતું હતું તેહ.
સ્થંભી રહ્યું જળ કર વડે, શ્રી રેવાનો પ્રવાહ;
અનેક સ્ત્રી શું રંગે રમતો, સહસ્રાર્જુન જે રાય.
લંકાપુરીનો અધિપતિ, રાવણ હતો તેણે ઠામ;
દારૂણ તપ કરતો હતો, દશાનન બીજું નામ.
જળ† વૃદ્ધિ પામ્યું આસન ડુબ્યું, ઉછળ્યાં પાત્ર જેહ;
શ્રી રેવાજીના જળ વિષે, વહેવાને લાગ્યા તેહ.
દશગ્રીવ જોઇ આશ્ચર્ય થયો, જળ વિસ્તિર્ણ થયું તેવાર;
મોકલ્યા અનુચર શુધ લેવા, રાવણે તેણી વાર.
અર્ધ યોજન આવ્યા એવે, પડયો દષ્ટે રાય;
અનેક સ્ત્રી જન સાથે છે, તે કરે જળ ક્રીડાય.
અનુચરોએ રાવણ પ્રત્યે, કહ્યો તે સમાચાર;
વૈમાને બેસી રાય રાવણ, સંગ્રામે ચાલ્યો તે વાર.
રણયુદ્ધ ત્યાં સબળું થયું, રાક્ષસ થયા સંહાર;
સહસ્રાર્જુને ગૃહ્યો રાવણ, દીધો ત્યાં બહુ માર.

---

* આ વાત જાણી એટલે ઋચીક ઋષિએ પોતાની સ્ત્રીને કહ્યું કે, આ કામ તેં બહુજ ભુંડું કર્યું. તને જે પુત્ર આવશે, તે ભયંકર અને લોકોને દંડ આપે એવો થશે અને તારો જે ભાઇ થશે, તે બ્રહ્મવેત્તા થશે. પછી સત્યવતીએ કહ્યું કે, હે સ્વામિન્, એ પ્રમાણે તો નજ થવું જોઇએ. એમ પ્રાર્થના કરવા છતાં પણ ઋચીક બોલ્યા કે, ત્યારે તારો પૌત્ર ભયંકર અને દંડ આપે એવો થશે.

† જમદગ્નિનાં મા જે સત્યવતી હતાં, તે અત્યંત પવિત્ર અને લોકોને પવિત્ર કરનારાં કૌશિકી નામની નદી થયાં. જમદગ્નિ ઋષિ રેણુની દીકરી રેણુકાને પરણ્યા હતા, તેમાં જમદગ્નિને વસુમાન્ વગેરે પુત્રો થયા અને સહુથી નાના પરશુરામ થયા હતા.

* જે ક્ષત્રીઓ દુષ્ટ, પૃથ્વીના ભારરૂપ, બ્રાહ્મણોને નહિ માનનાર, અને રજોગુણ તથા તમો ગુણથી ઘેરાયલા હતા, તેઓને પરશુરામે પોતાનો થોડો અપરાધ કર્યા છતાં પણ મારી નાખ્યા.

† અહિંથી માંડી સાડાસાત લીંટીની વાત મૂળ ભાગવતમાં નથી.

બંધન કરીને લઇ ગયો, નિજભુવન* રાખ્યો તે રાય;
રાવણને ઘરમાં જઇ બાંધ્યો, સૌ પ્રજા જોવા જાય.
ઘણા દિવસ તે રહ્યો બાંધ્યો, સહસ્રાર્જુનને દ્વાર;
તે વૃત્તાંત શ્રવણે સાંભળી, ઋષી પૌલસ્ત્યે કીધો વિચાર.
સહસ્રાર્જુનને ભુવન આવ્યા, મુકાવ્યો રાવણ રાય;
પરસ્પરે મૈત્રી કરી, લંકેશ સ્થાનક જાય.
દશ સહસ્ર હસ્તીતણું બળ, બહુ તેજ આપ્યું સાર;
તે સહસ્રાર્જુન સ્ત્રી સહીત, મૃગયા ગયો એક વાર.
મૃગયા રમતો તે આવિયો, જમદગ્નીના વનમાંહે;
ઘણા સેવક સાથ છે, આવી રહ્યો છે ત્યાંહે.
ઘર પરોણો રાખીયો, જમદગ્નીયે તે રાજન;
કામદુધા સ્વર્ગથી આવી તેથી, નીપન્યાં બહુ પકવન્ન.
ભક્ષ ભોજન સર્વને પુરૂં પડયું, અન્ન તૃણ જળ સાથ;
પછી પહેરામણી સૌને કરી, જમદગ્ની ઋષીયે સ્વહાથ.
પછી સહસ્રાર્જુન† જમદગ્નીને, નમ્યો જઇ પાય;
વિનય‡ વચન ઘણાં કહ્યા ઋષીને, આપો મુજને એ ગાય.
ત્યારે ઋષી કહે ધેનુ છે, સૌ દેવતાની એહ;
તપબળ થકી મેં માગી આણી, અપાય મેં કેમ એહ.
એવી વાણી સાંભળી ભૂપે, ક્રોધથી છોડી ગાય;
સુરભી થકી બહુ જોધ પ્રગટયા, તે ક્ષત્રી પૂઠે ધાય.
ખરીથી ખુરાસાનિ હવા, મુખ ફીણથી ફીરંગી જાત;
રોમથી રોમી ઉપન્યા, શૃંગથી શીંગાણી સાક્ષાત.
સહસ્રાર્જુનનું કટક સઘળું, તે સૈન્યે કીધું નાશ;
જીવતો નૃપ નાઠો સહી, મન માંહે પામ્યો ત્રાસ.
પછી રાય ફરી સૈન્ય સજ કરી,આવ્યો ઓચિંતો ત્યાંય;
મદ છકેલો તે હવો, હરી સર્વે ગાય.
બુમ પાડતી, ખરાડતી, ગૌવત્સ સૌ હરિયાં;
ક્રોધ ચઢયો પર્શુરામને, તેથી કારજ સરિયાં.
ગૌ લઇ ગયો તવ રાય પૂઠે, ધાયા પર્શુરામ;
ક્રોધ કરતા, ધર્ણુ પ્રુજાવતા, આવ્યા પૂર્ણ કામ.
નગર મધ્યે પેઠા તવ, ચતરંગી સેના કરી તૈયાર;
બાણ ગદા તરવાર ફરે, કરે સૈન્ય મારોમાર.

* માહિષ્મતી નગરીમાં રાવણને કેદ રાખ્યો હતો.

† મહાવીર સહસ્રાર્જુન રાજા પોતાના કરતાં પણ ઋષિની શક્તિ વધારે જોઇને, તે પરોણાગતમાં પ્રસન્ન થયો નહિ, ને તે ઋષિની કામધેનુ લઇ લેવાની ઇચ્છા થઇ.

‡ અહિંથી માંડી નવ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

પણ ફરસીએથી પર્શુરામે, હણ્યું સર્વ ત્યાં સૈન્ય;
સત્તર અક્ષોણી હણી ત્યારે, રામને આવી ધૂન્ય.
ચઢયો એકલો મદથકી, આવ્યો જ્યાં પ્રભુ અંશ;
પ્રભુએ પ્રુજાવ્યા ઝાલીયાં, સૈન્યનો કીધો ધ્વંશ.
પછે બાણ ફરસી કર ગૃહી તે, રાયની પૂઠે ધાય;
સહસ્ર ભુજ છેદન કરીને, હણ્યો રણમાં રાય.
પછી આવિ પિતૃ સંતોષીયા, સોંપી વત્સ સહિત ગાય;
મહિમા ઘણો પરશુરામનો, સાંભળ પરીક્ષિત રાય.
તવ પિતાજી વાણી વદે તેં હણ્યો, વૃક્ષ ક્ષત્રી રાય;
પિતા કહે ક્ષત્રી હણ્યા તેં, કર્યો અઘ અન્યાય;
બ્રાહ્મણને ક્ષમા હોયે, તેથી શોભે કાય;
તે માટે તું તીર્થ કર, જેથી પાપ સર્વ મૂકાય.
પછી પરશુરામે વર્ષ પર્યંત, કીધી છે યાત્રાય;
પૃથ્વિ પ્રદક્ષિણા કરી આવ્યા, આનંદમાં દીન જાય.

વળણ.

આનંદ આણી પિતા વચને, તીર્થ સર્વ કીધાં સહી;
પંચદશઅધ્યાય પૂરા થયા, નવમસ્કંધ કથા કહી.

**ઇતિ શ્રીમદ્દ્ભાગવતે નવમસ્કંધે પંચદશો-ધ્યાયઃ ॥૧૫॥**

---

## અધ્યાય ૧૬ મો.†

### કડવું ૧૭ મું-રાગ ધન્યાશ્રી.

સુત પુરાણીક ઉચરે, ભાગવત કથાયરે;
એ સાંભળતાં અઘ જાય, ભવોભવની વ્રથાયરે;
શુકજી પરીક્ષિતને કહે, કથા એ વિસ્તારીરે;
સુંણતાં જન્મ કૃતારથ થાય, ચરિત્ર શ્રી મોરારીરે.

ચાલ.

ચરિત્ર સુણતાં હરી કૃપાથી, પાતક સઘળાં પ્રજ્વળે;
હરી કથા શ્રવણે પાન કરતાં, શ્રી હરી શીઘ્રે મળે.
જમદગ્નિની સ્ત્રી રેણુકા, જળ ભરવા ગંગાતટ ગઇ;
નિહાળ્યો રાજા ચિત્રરથ, કામ વાસના સહેજે થઇ.

* અહિંથી ૧૬મા અધ્યાયની વાત છે.

† આ સોળમા અધ્યાયમાં સહસ્રાર્જુનના દીકરાઓએ જમદગ્નિને મારી નાંખતાં પરશુરામે વારવાર ક્ષત્રિયોને માર્યા તેની તથા વિશ્વામિત્રના વંશની કથાનો પ્રસંગ છે.

અનેક અપ્સરા સહુ જળમાં, ક્રિડા કરે ત્યાં રાય;
કમળ માળા ઉર ધરી, જોતાં કામ ઇચ્છા થાય.
હય ગજરથ પાળા અપરિમિત, દલ સુભટ બળિયા સાથ;
ગંગા નદીમાં આવિયો તે, ચિત્રરથ ગંધર્વ નાથ.
ત્યાં અપ્સરા ગાંધર્વિ સ્ત્રી સાથે, રમતો દીઠો રાય;
ઇચ્છા થઇ તે ગંધર્વ પ્રત્યે, રમવાની મનમાંય.
રેણુકા જોવા ઉભી રહી, ચૂકી તે હોમ વેળાય;
મોડું થયેલું જાણીયું તેથી, ત્વરાથી ઘેર જાય.
માનસિક વ્યભિચાર કરેલો જાણી, કોપ્યા ત્યાં ઋષિરાય;
અનર્થ કરયો નારીએ, તેથી કોપ ઋષિનો ન સમાય.
કોપ પામેલા મુનિવરે, કહ્યાં પુત્રને વચન;
મુજ આજ્ઞાથી તમ માતનું, કરો શિર છેદન.
જમદગ્નિ પિતાનાં વચન સુણી, પુત્રે કર્યો નકાર;
ક્રોધ વ્યાપ્યો મુનિને, કર્યો પુત્રનો ધિક્કાર.
પછે પર્શુરામને કહ્યું, કર શિઘ્ર ઘાત તુજ માત;
વળી બંધુ હણ તુજ સત્વરે, એમ બોલ્યા પ્રભુ તાત.
તપ પ્રભાવ જાણે રાયજી, તેથી ઉઠયા તાત્કાળ;
ફર્શીને ગ્રહી કર મધ્યે, હણ્યા બંધુ માત તે કાળ.
માત ને ભ્રાતનાં શિર છેદ્યાં, તવ પિતા મન આનંદિયા;
વરદાન માગ સુત મુજ કને, એમ પરશુરામપે કીધી મયા.
ત્યારે પરશુરામ ચર્ણે નમી કહે, મુજ માતને જીવાડિયે;
મારા ભ્રાત ચ્યારે પડયા છે, તેમને પણ ઉઠાડિયે.
વળી મેં મારયા છે તેમને, તેનું નવ રહે જ્ઞાન;
કૃપા કીધી હે પીતાજી તો, દો એ વરદાન.
પછે પ્રેમ ધરી મુનિવરે, પુત્ર ઇચ્છા કીધી પૂર્ણ;
મંત્ર ભણ્યા ત્યાં અમૃતનો, ઉઠાડયા પામ્યા મર્ણ.
અંજલિ જળ અભિષેક કર્યો, મુનિવરે કરૂણા કરી;
તત્કાળ ઉઠી થયાં બેઠાં, ચ્યારે પુત્રસું સુંદરી.
રેણુકા માતાને નમ્યા ચરણે, ભ્રાત શું પ્રભુ પ્રીતે મળ્યા;
ચ્યારે ભ્રાત સહિત પરશુરામ, આશ્રમેથી વનમાં પળ્યા.
એક સમે પૂર્વનું વૈર લેવા, સહસ્રાર્જુનના પુત્ર આવ્યા તહાં;
મહા ઉગ્ર તપ વનને વિષે, જમદગ્નિ કરે છે જહાં.
ઋષી જમદગ્નીનું શીર છેદી, તે દુષ્ટ પાપી લઈ ગયો;*
તેણે સમે ત્રૈલોક્ય માંહે, હાહાકાર ઘણો થયો.

જમદગ્નિ શિર છેદિયું તવ, રેણુકા ધર્ણે ઢળી;
આક્રંદ કીધું કેશ ચુંટયા, છાતી કૂંધી નાંખી વળી.
છાતિ કુટતાં રેણુકાએ, પર્શુરામને સંભારિયા;
હે પર્શુરામ હે પર્શુરામ, તુજ તાતને દૈત્યે મારિયા.
એ શબ્દ સુણી ધાયા વેગે, પ્રભુ શ્રી પર્શુરામ;
તત્કાળ આવ્યા વનવિષે, જ્યાં પોતાનું ધામ.
આશ્રમે આવ્યા તપ થકી, ગતિ પિતાની જોઇ એવી સહી;
મહા ક્રોધ પ્રગટયો પરશુરામને, અગ્નિ જ્વાળ મસ્તકે ગઈ.
દુઃખ શોક રોષ રોમરોમે, વ્યાપ્યો અંગે બહુ;
વિલાપ કીધો અતિ ઘણો, ધન્ય પુત્ર, પીડા શું કહું?
હે તાત, હે સાધુ પુરૂષ, હે ધર્મનિષ્ઠ બળવં
અમને ત્યજી કયાં ગયા, હે મુનિજન સાધુ સંત.
તમ વિના અમતણી ગતિ, કેવી થશે આવાર;
પિતા તમ વિણ કોણ અમને, પુત્ર કહી લડાવશે લાડ.
પછે પિતા શબને સાચવી, રક્ષણે મુકયા ભાઈ;
અતિ ક્રોધ પ્રકટયો પ્રભુ અંગે, તેની શોભા ન જાય વર્ણાઇ.
ફરસી ગ્રહીને ધસ્યા પ્રભુજી, માહિષ્મતિ નગરી સાંચર્યા;
સકળ સૈન્ય ક્ષત્રી સંગાથે, સહસ્રાર્જુન પુત્ર સંહારિયા
નગર વચ્ચે અર્જુન પુત્રનાં, કાપ્યાં સુંદર શીશ;
લોહીની નીક વેહેવડાવી, એમ હોલવી અંતર રીશ.
બ્રાહ્મણના વેરી જે જનો, એ દેખી ઉપનો ત્રાસ;
ક્ષત્રિ નિકંદન પોણ કીધું, એ મનતણો હુલ્લાસ.
રેણુકાએ જમદગ્નિ શોકે, છાતિ કુટી એકવીશ વાર;
તેજ કારણે રામે હણ્યા, એકવીશ વાર ક્ષત્રિ કુમાર.
ઘણા ક્ષત્રી હણ્યા રામે, શાખા ટાળી સૌ તણી;
ક્રોધ કેમે ન મૂકે, નિજ પિતાનું દુઃખ ત્રિભુવન ધણી.
ગર્ભમાંથી બાળક મારયા, શોધી જાત ક્ષત્રી હણે;
નિકંદન સૌનું કરે ઋષી, નાના મોટા નવ ગણે.
એમ અનેક ક્ષત્રી હણ્યા રામે, તેની કંઇ સંખ્યા નહીં;
નીચ કુળમાં જઇ રહ્યા ક્ષત્રી, જાતિ ઉગારે સહી.
નીચ જાતિ કહી ઉગરે, ક્ષત્રી બેસે નિચ કર્મ આચરી;
એમ એકવીશ વાર નક્ષત્રી, પૃથ્વી પરશુરામે કરી.
તે અવની આપી બ્રાહ્મણને, કદી ક્ષત્રીકો પ્રગટે સહી;
ફરી સૌ ક્ષત્રીનો નાશ કરીને, ભૂદાન આપે શ્રી હરી.
પછી પિતાનું મસ્તક ચોહોડી, જમદગ્ની ઋષી જીવતા કર્યા;
તે પર્શુરામના નામ મહિમા યશ, ત્રૈલોકયમાં વિસ્તર્યા.

* જે વખતે જમદગ્નિનું માથું કાપીને લઇ ગયા ત્યારે દુઃખ તથા શોકથી પીડાએલી અને શરીરને કુટી નાંખતી રેણુકા, હે પરશુરામ, હે પરશુરામ, અહિં આવ, એમ ઉંચેસ્વરે બોલાવા લાગી.

વળી યજ્ઞ કીધા ઋષીજીએ,બ્રાહ્મણને આપી અવની* સહુ;
પૃથ્વીનો ભાર ઉતાર્યો, જે ક્ષત્રી જાત હુતી બહુ.
તે અદ્યાપિ તપ કરે, ચિરંજીવ છે મહા ઋષિ;
જેના પૂર્ણ ભક્તિભાવ હોય તેને, દર્શન દે પ્રભૂ દિલ વશી.
મહેંદ્રાચળમાં પવિત્ર સ્થાનક, વિમલસર શોભા જહાં;
પરશુરામ ઋષિ વસે, વન રમ્ય સ્થાનક છે તહાં.
પર્શુરામનું ચરિત્ર પ્રેમે, સિદ્ધ ગાંધર્વ ચારણ ગાય;
શિખે સુણે કરે તેનાં, પાતિક દૂર પળાય.
જગતના કારણ રૂપ, પ્રભુ વિષ્ણુ નાથ;
ભૃગુ કુળે અવતરી, ક્ષત્રિનો કીધો નાશ.
ભૂ ભાર ઉતારવા પ્રેમથી, હણ્યા મદ મસ્ત માતંગ;
ક્ષત્રિ મદોન્મત હોમિયા, કુરૂક્ષેત્રમાં કરીઓ રંગ†
વળી એક કથા સુંદર, સુણ રાય તું સાધુ જન;
એ કથાતણો મહિમા મોટો, કહ્યું સત્ય વચન.
ગાધીરાયનો એક પુત્ર પ્રગટયો, વિશ્વામિત્ર નામ તેતણું;
વળી તેને સો પુત્રો હવા,બળ પરાક્રમ શોભે ઘણું.
અજીતગર્તમુનિ પુત્ર શુનઃશેફને, હરિશ્ચંદ્ર રાયના યજ્ઞ વિષે;
બત્રીશ લક્ષણ જાણીને, હોમવાને લીધો ઋષે.
હોમ યત્ન કરીને બાંધ્યોછે, ત્યાં હોમવા મુનિવર મળી;
ગોવિંદ નામે હવો છુટક, આરત સૈ મનની ટળી.
તે શુનઃશેફ વિશ્વામિત્રને, ઋષિએ પાછો ફરી આપીયો;
તે માટે ભ્રાતે વૈર કીધું, ક્રોધ મનમાં સ્થાપીયો.
ઋષિએ સર્વ પુત્રને, કહ્યાં વચન પ્રેમ કરી;
આ શુનઃશેફ તમ જયેષ્ટ બાંધવ,ગણજો તમે પ્રેમે ધરી.
મધુચ્છંદાથી શ્રેષ્ઠ સર્વે, એ વાતનો કીધો નકાર;
મુનિને ક્રોધ વ્યાપ્યો તત્ક્ષણે, કર્યો બહુ ધિક્કાર.
એ પંચાશ પુત્રને શાપી મુનીયે, મ્લેચ્છવત કીધા સહી;
ત્યારે મધુચ્છંદાથી મોટાએ, તે વાતની હા કહી*.
ભૃગુકુળને કૈશિક કીધો, તવ મુનિયે કહ્યાં વચન;
શુનઃશેફને જયેષ્ટ ગણજો, હું છઉં તમપર પ્રસન્ન.
એ પંચાશ બાંધવ દ્વિજ હવા, તેણે ધર્મ તપ કીધો ઘણો;
નિજ કુળની કીર્ત્તિ વધારી છે, દીર્ઘ મહિમા તેતણો.

વળણ.

દીર્ઘ મહિમા તેહનો છે, સાંભળ પરીક્ષત રાયરે;
નવમસ્કંધે શ્રી હરી કથાનો,હવો સોલમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે નવમસ્કંધે શોડષો-ધ્યાયઃ ॥૧૬॥

---

# અધ્યાય ૧૭ મો.†

### કડવું ૧૮ મું–રાગ ધન્યાશ્રી.

વ્યાસ પુત્ર વાણી વદે, પરીક્ષિત સુણોરે;
રાય પુરૂરવાનો વંશ, વાધ્યો છે ઘણોરે.
પાંચ પુત્રમાં ચારનો, વંશ વેસ્તારે;
જગમાં થયો વિખ્યાત, હર્ષ ઘણોરેરે.

ચાલ.

નૃપ પુરૂરવાના પુત્ર, આયુને પંચ‡ પુત્ર સહીરે;
મહા બળીયા બુદ્ધિના ધામ, શોભા બહુ કહીરે.

---

* એ અવની આ પ્રમાણે આપી હતીઃ-હોતાને પૂર્વ દિશા, બ્રહ્માને દક્ષિણ દિશા, અધ્વર્યુને પશ્ચિમ દિ-શા, ઉદ્‌ગાતાને ઉત્તર દિશા, બીજા બ્રાહ્મણોને ખુણાઓ, કશ્યપને વચલો ભાગ, ઉપદ્રષ્ટાને આર્યાવર્ત અને બાકી જે પૃથ્વીનો ભાગ રહ્યો, તે સભાસદોને આપી દીધો. પછી પરશુરામ બ્રહ્માની નદી સરસ્વતીમાં અવભૃથ સ્નાન કરી, સર્વ પાપથી મુક્ત થયા. પરશુરામના પિતા જમદગ્નિ ઋષિ સત્વનાં સ્મરણ સહિત પોતાના દેહને પામી સપ્તર્ષિઓમાં સાતમા ઋષિ થયાછે. કમળ સરખા નેત્રવાળા ભગવાન પરશુરામ પણ આવતા મન્વંતરમાં સપ્તર્ષિની પદવી પામશે. [મૂ. ભા.

† યજ્ઞ વેદી.

‡ વચલો પુત્ર મધુચ્છંદા નામે હોવાથી બધા મધુચ્છંદાજ કહેવાતા હતા.

* એ રીતે હા કહ્યા પછી જે શુનઃશેફ, કે જે વેદના કેટલાએક મંત્રોનો દ્રષ્ટા છે, તેને મોટો ઠરાવી કહ્યું કે, અમે તારાથી નહાના છીએ. પછી વિશ્વામિત્રે કહ્યું કે આ શુનઃશેફને હવે તમારે કુશિક વંશનોજ સમજવો. અષ્ટક, હારિત, જય અને ક્રતુમાનાદિ બીજા પણ વિશ્વામિત્રને પુત્રો થયા હતા.

† આ સત્તરમા અધ્યાયમાં પુરૂરવાના મોટા પુત્ર આયુના પાંચ દીકરાઓમાં ચારના વંશની કથા છે.

‡ પુરૂરવાના મોટા પુત્ર આયુને પાંચ દીકરા નીચે પ્રમાણે હતાઃ–નહુષ, ક્ષત્રવૃદ્ધ, ચિત્રવાન રજિ, રંભ અને અનેના એવે નામે પુત્રો હતા. તેમાં ક્ષત્રવૃદ્ધનો વંશ આ પ્રમાણે છેઃ–ક્ષત્ર વૃદ્ધના પુત્ર સુહોત્ર, તેના કાશ્ય, કુશ અને ગૃત્સમદ નામે ત્રણ પુત્રો થયા. તેઓમાં ગૃત્સમદનો શુનક અને તેનો શૌનક નામે પુત્ર થયો. એ શૌનક ઋગ્વેદીઓમાં મોટો મુનિ કહેવાય છે. કાશ્યનો કાશિ, તેનો રાષ્ટ્ર, તેનો દીર્ઘતમા અને તેનો ધન્વંતરિ નામે પુત્ર થયો હતો.

જ્યેષ્ઠ પુત્ર નહુષ રાજાન, ક્ષત્રવૃદ્ધ દ્વિજો સહીરે;
વિર્યવાન રજિ ને રંભ, અને મહાજયીરે.
અનેક શોભા ચાતુરી, નહુષ સહુમાં વડોરે;
નિજ પિતાનું તે રાજ્ય પાળે,પ્રજા શું પ્રીતે મળ્યોરે.
ક્ષત્રવૃદ્ધ પુત્ર સુહોત્ર,તેના કાશ્ય કુશ, ગૃત્સમદ કહીએરે;
ગૃત્સમદને શુનક, તેનો શૌનક લહીએરે.
એ શૌનક ભ્રાત શતક થઇ, બ્રાહ્મણ યજ્ઞ કરતો હવોરે;
એક ભ્રાત ધન્વંતરિ હતો, તેણે મહિમા કીધો નવોરે.
એ ધન્વંતરિ પ્રભુ અંશ, સ્મરે રોગ ના આવેરે;
યજ્ઞમાં ભાગ લેનાર, આર્યુવેદ પ્રવર્તાવેરે.
ધન્વંતરિનો કેતુમાન, ભીમરથ દિવોદાસરે;
તેનો દ્યુમાન પુત્ર, તેનાં ચાર નામ ખાશરે.*
દ્યુમાનનો અલર્ક રાજા, હવો તે જાણજોરે;
સાઠ હજાર ને સાઠસો વર્ષ, રાજ કીધું પ્રમાણજોરે.
સદા યૌવન રહ્યો રાય, મહિમા મહિમાં ઘણોરે;
પૃથ્વીમાં યૌવન એણે, ભોગવ્યું સત્ય ગણોરે.
અલર્કનો સંતતિ, તેનો સુનીથ, સુકેતનરે;
તેનો ધર્મકેતુ, સત્યકેતુ, ધૃષ્ટકેતુ તેનો તંનરે.
તેનો સુકુમાર વીતિહોત્ર, તેનો ભર્ગ, ભાર્ગ ભૂમિરે;
એ કાશીરાયનો વંશ, જગમાં બહુ નમિરે.
આયુનો પુત્ર રંભ, રંભનો રભસ થયોરે;
તેનો ગભીર, તેનો અક્રિય, પ્રતાપ ન જાયે કહ્યોરે.
પાંચમાં પુત્ર અનેનાને, શુધ્ધ પછી શુચી તંનરે;
ત્રિકકુદ પછે વર્ધ્ધસારથિ, શાંતરય શુદ્ધ મનરે.
હતો આત્મજ્ઞાની એ રાય, પરાક્રમી પૂરોરે;
ન કીધાં એણે સંતાન, વંશ રહ્યો અધુરોરે;
ચોથો પુત્ર રજિ રાય, અતિ શ્રેષ્ઠ માનજોરે.
એ રજી રાય બળવંત, તે પરીક્ષિત પ્રમાણજોરે.
તે રજી રાજાએ અમરાવતી,દૈત્યને હણી લીધી સહીરે;
તે ઈદ્રને આપી તહાં, સુરપતિ હરખ્યો મન મહીરે.
ઈંદ્ર ભય પામ્યો મનમાંહી, રખે શત્રુ લે પાછીરે;
ધ્રુજ્યો સ્વર્ગનો રાય, હિમ્મત તેની નાઠીરે.
તેથી ઈદ્રે પાછી રજીને, અમરાવતી આપી હતીરે;
તેણે ઘણા કાળ અમરાવતીનું,રાજ્ય કીધું પ્રેમથીરે.
રજી મુવા પછી ઈદ્રપદ, પાછું આપ્યું નહીરે;
યજ્ઞ ભાગ રજી પુત્ર લે, તવ ઈદ્રને મનચિંતા થઈરે.

* એ ચાર નામ આ છેઃ-પ્રતર્દન, શત્રુજીત્, કૃતધ્વજ, અને કુવલયાશ્વ.

પછી ઈદ્રે કપટ કરી, અભિચારવિધાનથી પાડીયારે;
તે વિધાને ધર્મભ્રષ્ટ થયા પુત્ર, પછે તેને મારીયારે.
પછી દેવતા સૌ ટોળે મળી, ઈદ્રને રાજ્ય આપ્યું ફરીરે;
તે ઇંદ્રપદ અદ્યાપિ ભોગવે, કૃપા કીધી શ્રી હરીરે*.
ક્ષત્રવૃદ્ધની કથા, પૂરાણમાં કહી છે ઘણીરે;
સંક્ષેપ માત્રે વર્ણવું, કીર્તિ રાય ક્ષત્ર વંશતણી.

વળણ.

ક્ષત્ર વંશની કથા સાંભળી, પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ શ્રી હરી કથાનો, હવો પૂર્ણ સત્તરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે સપ્તદશો- ધ્યાયઃ ॥ ૧૭ ॥**

---

## અધ્યાય ૧૮ મો.†

**કડવું ૧૯ મું-રાગ નટની ચાલ.**

શુકજી વાણી એણીપેરે બોલ્યા, સાંભળ અભિમન્યુ તન;
રાય નહુષને ષટ્ પુત્ર હવા, મહા બળિયા તે રાજંન.
યતિ પુત્ર રાયતણો છે, મહા બળિયો બુદ્ધિમાન;
યયાતિ, સંયાતિ, આયતિ, વિયતિ, કૃતિ છે તંન.
યતિ મોટો જતિ હતો, તેણે રાજ્ય ગણ્યું દુઃખરૂપ;
પિતાના રાજની ઇચ્છા ન ધરી,જ્ઞાન પામ્યા શુદ્ધ સ્વરૂપ.
એક સમે નહુષ રાજાએ, યજ્ઞ કરી અમરાવતી લીધી;
ઇંદ્રસદન બેઠા મહારાજા, કીર્તિ ઉત્તમ કીધી.
ઈદ્રાણી વરવા જાવા અર્થે, બ્રાહ્મણ પાલખીયે જોતર્યા;
અજગર રૂપ થાજે પાપી, એમ બ્રાહ્મણ શાપજ ઉચર્યા.
બ્રાહ્મણનું વાહન કર્યું તેથી, શાપ રાયને દીધો;
નહુષે ઘણો વિનય કર્યો, તવ ઋષીએ અનુગ્રહ કીધો.
મહાવનને વિષે તું રહેજે, અજગર લઇ અવતાર;
તારે સ્થાનક આવશે પાંડવ, જે કુંતાના કુમાર.
ભીમને તમે ગ્રાહજો વનમાં, યુધિષ્ઠિર આવશે ત્યાંહે;
ધર્મરાયનાં દર્શનથી, ઉદ્ધાર થશે ક્ષણમાંહે

* આયુના દિકરા ક્ષત્રવૃધ્ધના પૌત્ર કુશનો પ્રતિ, તેનો સંજય, તેનો જય, તેનો કૃત, તેનો હર્યવન, તેનો સહદેવ, તેનો હીન, તેનો જયસેન, તેનો સંકૃતિ, તેનો જય,અને તેનો મહારથી ક્ષત્રધર્મા નામે પુત્ર થયો.

† આ અઢારમા અધ્યાયમાં નહુષનો દીકરો યયાતિ થયો, તેના પાંચ પુત્રોમાંના સહુથી નાનાએ જરા અવસ્થા લઇને પિતાને યૌવન દીધું તે કથા પ્રસંગ છે.

એવો શાપ રાજાને હવો, અજગર થઇ કાયાય;
નહુષ પડયા પછી યયાતિએ,રાજ લગામ લીધી ત્યાંય;
એ યયાતિ મહા પરાક્રમી, દીધો જગમાં ન્યાય;
ઋષી શુક્રાચાર્યની, પર્મ પુત્રી દેવયાની કન્યાય.
પાણીગૃહણ યયાતિ સાથે, થયું છે નિરધાર;
શર્મિષ્ઠાને દાસી તરીકે, મોકલી દેવયાની સાર.
વૃષપર્વા દાનવની પુત્રી, શર્મિષ્ઠા છે જેહ;
દેવયાની સાથે મોકલાવી હતી, યયાતિ રાયને એહ.
ત્યારે પરીક્ષિતરાય શુક મુનિને, પ્રશ્ન પૂછે છે એમ;
બ્રાહ્મણ કેરી પુત્રી પરણ્યો, ક્ષત્રી થઇને કેમ.
એ વિવાહ ઉલટો હવો, કારણ કેમ કળાય;
સંશય ભાંગો મુજ મનનો, શુકમુનિ બ્રહ્મરાય.
શુકજી કહે તું સાંભળ રાજા, કથા તણો વિસ્તાર;
એક સમે દેવયાની શર્મિષ્ઠા, રમવા ગયાં વનમોઝાર.
કુંજે ભમતાં ક્રીડા કરતાં, ફરતાં ફરે ચોફેર;
ભ્રમર સારસ ગાન કરે છે, ચોફેર લીલા લહેર.
ખીલી કુંજે શોભે મધુરી, ગાનની ચાલે છે ધૂન;
સર્વે સખીઓ તાનમાં આવી, થઇ થઇ કરે છે ધૂમ.
ત્યાં એક સરોવર હતું, આવી સર્વે બાળા;
વસ્ત્ર સર્વે તટે મૂકી, ઉતરી જળમાં થઇ કાળાં*.
પરસ્પરે વિહાર કરે, અન્યોન્ય મારે જળ છોળ;
જળમાં કુદડી રમતાં ભમતાં, ચકર ફરે ચકડોળ.
સરને વિષે સહુ રમે છે, સાથે ઘણી કન્યાય;
તે સમે ઇશ્વર પાર્વતિ, બેઉ ત્યાં થઇને જાય.
એવે વાયુનો વંટોળ આવ્યો, વસ્ત્ર ઉડયાં સર્વ;
જે જ્યાં હતી તે ત્યાંથી દોડી, વસ્ત્ર પહેરવા તજી ગર્વ.
ઉતાવળ કરી પહેરતાંમાં, વસ્ત્ર તે પલટાય;
ઋષિ પુત્રીનાં વસ્ત્ર તે ધર્યાં, રાજપુત્રિએ ત્યાંય.
પછી માંહો માંહે વઢી સહી, અપવાદ બોલી અપાર;
દેવયાનીએ ગર્વથી કીધો, શર્મિષ્ઠાનો તિરસ્કાર.
ક્રોધ ધરી તે બોલી, "અરે દાસી કીધું અયોગ્ય કામ;
મુજ વસ્ત્ર પરિધાન કરી, બોળ્યું બાપનું નામ.
કુતરી જેમ યજ્ઞ ભાગને, ખાઈ જાય સેહેજ;
તેમ વસ્ત્ર પેહેર્યું મુજનું, ધરી કારણ સુહેજ.
અમે બ્રાહ્મણ પરમ પૂજ્ય, તપથી પવિત્ર જગત;
ભગવાનના મુખ રૂપ છીએ, જાણે પરમાત્મા સત્ય.
વેદ માર્ગ દાખવે જનને, વળી નમે પ્રભુ મહેશ;
લક્ષ્મી લોકપાળ સર્વે, પાળે અમને હંમેશ.
હું ભૃગુ કુળોત્પન્ન શ્રેષ્ઠ છું, તુજ પિતા તરાણાતોલ;
તું શુદ્ર જાતિ વસ્ત્ર મુજનાં, અંગે ધર્યા સમતોલ."
એમ અનેક શબ્દ ત્યાં કહ્યા, દેવયાનીએ તે ઠાર;
શર્મિષ્ઠાને તસમે, વ્યાપ્યો ક્રોધ અપાર.
જેમ સપડાયલી નાગણી, ઉછળે કરી અતિ ક્રોધ;
તેમ હોઠ ડસી, દંત કરડી, બોલી કડવા બોધ.
"રે ભીખારીની દીકરી, ગર્વ ધરે શો હ્યાંય;
કુતરાપેરે ટુકડા ચાટે, શું નથી કંઇ લજ્જાય?
બકવાદ કાં કરે એટલો, ટક ટક મુખની મુક;
તું કોણ એ ભીખારડી, મુકું ન તુજપર થૂંક."
એમ બોલ ઝાઝા ત્યાં કહ્યા, કરી ક્રોધ તે ઠાર;
નગ્ન કરી કૂપમાં નાખી, દેવયાનીને તે વાર.
ભુવન શર્મિષ્ઠા જઇ રહી, આનંદ અંગ ન માય;
એવે ચંદ્રવંશી રાય યયાતિ, આવીયો ત્યાં મૃગયાય.
સર્વ સૈન્યથી છૂટો પડીયો, એકલો વન ભૂપ;
અશ્વ સઘળે ફેરવતાં એક, દીઠો વનમાં કૂપ.
વાપિ તણો આકાર દીઠો, પુરાતન નિરધાર;
મૃત્તિકાએ પુરાયો છે ઘણો, નીર નથી તે ઠાર.
અશ્વ ઉપર રહી કૂપ માંહે, જોયું યયાતિ રાય;
દિવ્ય રૂપ સુંદર શશિવદની, દીઠી માંહે કન્યાય.
નગ્ન અંગ તેનું ભાળી, વસ્ત્ર આપ્યું તાતકાળ;
કૂપથી બાહાર નીસરી, પછે પૂછયો તેનો હવાલ.
દયા કરી કાઢતાં, કન્યા ઝાલી છે દક્ષિણ હાથ;
દેવયાની ત્યાં બોલી, પાણીગૃહણ કર તું નાથ.
હસ્ત ઝાલ્યો મૂજનો, તમે મુજના પ્રાણ;
આપણો સંબંધ ઇશ્વિરી, તમે જાણો એ નિર્વાણ.
કૂપે પડી હું વેવલી, ત્યાં થયું હે રાય દર્શન;
હવે તારો મુજને, પાણીગૃહો થઇ પરસન.
શુક્રાચાર્યની હું પુત્રી છું, કચનો છે મુને શાપ;
મેં ઇચ્છા કીધી તે સંગની, ગણ્યું ન કંઇ મેં પાપ.
તે મૃતસંજીવની વિદ્યા ભણતો, મુજ પીતા પાસ;
આસકત થઇ મેં માગીયું, પરણી પૂર મન આશ.
ગુરૂ પુત્રી ગણિ તેણે ના પાડી, મેં શ્રાપ્યો તાતકાળ;
વિદ્યા તારી અફળ જશે, બુરા તુજ હવાલ.

* નાદાન.

કઠણ વેણ સુણી અજનાં, કચે શ્રાપી મુજને;
આવા અધર્મ થકી બેહેન. બ્રાહ્મણ ન પરણે તુજને.
તે કારણ થકી મુજને, બ્રાહ્મણ પરણશે કો નહિ;
રાયજી પરણો મુજને, આશા પુરો અહિંયાં સહિ.
રાયે ધર્મ વિચાર્યો, ગણ્યું નહિ કંઇ પાપ;
પાપ હોત તો આ સમે, મુને થાત ઉચાટ.
અધર્મમાં મજની મતિ, કદી નહિરે જાય;
પછી પાણીગૃહણ કરી, આશા પૂરી પળમાંય.
પછે રાય આજ્ઞા માગી દેવયાની, ગઇ શુક્રાચાર્યને ઘેર;
રૂદન કરતી પુત્રી આવી, કહી પિતાને સૌ પેર.
"યજમાન વૃષપર્વા તમારો, શર્મિષ્ઠા તેની બાળ;
મહા વનમાં તે મુને, રાખી આવી તે કાળ.
તેણે મુજને કૂપમાં નાખી, વળી દુષ્ટ વચન બહુ ભાંખે;
દાનવ થયા હવે માથા ઊફરા, આપણને નવ સાંખે."
એવી વાણી ઋષી શુક્રને, સુણતાં ચડયો ક્રોધ અપાર;
પછી રીસાઇને ચાલીયા ગુરૂ, તેના પૂરથો બહાર.
સુણી પાળે પગે છૂટો ચાલે, રાજા દોડયો જાય;
વિનય વચને સ્તુતિ કરીને, નમ્યો ગુરૂને પાય.
શુક્રાચાર્યે ક્રોધ વશથી, કહ્યાં અનેક વચન;
બહુ કઠીણજ વાકય કહ્યાં, પણ સુણી રહ્યો રાજન.
ગુરૂ શુક્રે રાયને કહ્યું, "દેવયાની રાજી થાય;
એમ કરે તો સેહેજમાં, મુજ ક્રોધ સમાય."
દેવયાનીએ કહ્યું રાયને, "પરણું હું જે સ્થળ;
તુજ પુત્રી દાસી થઇને આવે,વિલંબ ન કરે એક પળ."
પછે સંબંધી જનને કષ્ટ ભારે, એમ વિચાર્યું રાયે;
શુક્ર ગુરૂ વમે હ્યાં તો, તે કષ્ટથી મુકાયે.
તેમ વિચારી રાયજીએ, સ્વીકારી એ વાત;
ગુરૂના હૃદયમાંથી, ટળ્યો તવ ઉચાટ.
શુક્ર ગુરૂ પાછા ફરી આવ્યા, હરખ્યા નગર નિવાસી;
પછી રાયની પુત્રી શર્મિષ્ઠા, કીધી દેવયાનીની દાસી.
શુક્રાચાર્ય ઋષીજીએ, યયાતિ રાયને તેડાવ્યો;
ઘણા જાન લઇને તેહ રાજા, પરણવાને આવ્યો.
દેવયાની કન્યા પરણાવી, દાસી શર્મિષ્ઠા રાજબાળ;
શુક્રાચાર્યની રજા માગી, નિજ પુર ગયો મહિપાળ.
દેવયાનિને યુગ્મ પુત્ર હવા, યદુ તુર્વસુ નિરધાર;
બુદ્ધિ બળે વિશેષ પરાક્રમી, રૂપતણો નહીં પાર.

શર્મિષ્ઠા દાસી થઈ રહી છે, દેવયાનિને પાસ*;
રાય યયાતિને મેહેલે રહે, અભિલાષ ભરી છે આશ.
રાજકન્યાની સ્નેહ પ્રીતિ, ભૂપાળ ઘણી વખાણે;
રાય શર્મિષ્ઠાથી† રંગે રમ્યો, દેવયાનિ તે નહિ જાણે.
દાસી સાથે પ્રવર્ત્યો ભૂપ, કરૂણા કરી અપાર;
શર્મિષ્ઠા રાણીને હવા ત્યાં, ઉત્તમ ત્રણ‡ કુમાર.
તે સમાચાર શર્મિષ્ઠાનો, સૌ દેવયાનિયે જાણ્યો;
દાસી સાથે સંગ કર્યો, માટે ક્રોધ કંથપર આણ્યો.
યયાતિથી રિસાઇ દેવયાનિ, વનમાં ગઈ ઝટ ચાલી;
નિજ શુક્ર પિતાનું નામ પૂછતી, શીઘ્રે આવી બાળી.
પાળે પગે ને શોક વૈરાગે, રાજા પૂઠે ધાય;
અનેક ઉપાયથી નાર ન વળી,તવ દુઃખી થયો મન માંય.
સ્વામિ ઊપર ક્રોધ કરી, નિજ પિતાને મંદિર આવી;
શુક્ર પિતાની પાસે જઇને, વાત કહી સમજાવી.
"પિતાને કહ્યું તમ જામાત્રે, અધર્મ કર્યો અપાર;
મારી આજ્ઞા ભંગ કરીને, ગયો શર્મિષ્ઠાને દ્વાર.
શર્મિષ્ઠાને ત્રણ પુત્ર હવા, પણ વાત કહી નહીં મુજને;
મહા દુઃખ પામી હું પિતાજી,વનમાં કહેવા આવી તમને."
એવાં વચન સાંભળતાં શુક્રને, મન ચડયો ક્રોધ અપાર;
અગ્નિ જ્વાળા અંગે લાગી, વચન બાણનો માર.
ક્રોધાંતકાળ હવા મુનિ જન, ધાર્ણ પછાડે આપ;
જામાત્ર ઊપર કોપ કરીને, તત્ક્ષણ દીધો શાપ.
"મહિપતિ તું મદ વશ થઇને, આચરે અન્યાય કામ;
યયાતિ રાય તું યૌવન તજીને, જરાપણાને પામ."
તે રાજાને તવ જરા આવી,પામ્યો મન દુઃખ અનંત;
શ્વસુરકેરી સ્તુતિ કરી કહે, ઉદ્ધાર કરો મુજનો સંત.
"હે મુની તમ પુત્રીથી, મેં ભોગવ્યો નવ સંસાર;
વિષય વિલાસથી અતૃપ્ત છું,મુને ભોગ ઇચ્છા અપાર.
મુજની જરા કોઇ લે, તેનું તરૂણ મુજને આવે;
તેવી કૃપા કરો મુનીજન, તો મુજને ભાવે."
શુક્ર કહે એ મારી વાણી, મિથ્યા તો નવ થાય;
પણ જરા જેને તું આપશે, તે સહસ વર્ષે પલટાય.

---

* શર્મિષ્ઠાને વૃષપર્વાએ દેવયાનીની પાસે એક હજાર દાસી સહવર્તમાન મોકલી હતી.

† રાજકુમારીએ ઋતુ કાલમાં સંતાનને વાસ્તે પ્રાર્થના કરી. એવા સમયમાં સ્ત્રીની ઇચ્છા પરિપૂર્ણ કરવી એ ધર્મ છે, એમ વિચારી દૈવગતિથી તેનો સંગ કર્યો.

‡ દુહ્યુ, અનુ અને પૂરુ નામે ત્રણ પુત્ર થયા હતા.

દેવયાનિના યદુ* પુત્ર કને, પિતા યૌવન માગે;
નકાર શબ્દ કર્યો તવ પુત્રે, પિતા પ્રત્યે અનુરાગે.
"પિતા યૌવન નહિ આપું, એ મૂજને કેમ ભાવે;
એ જરાની અવસ્થા ઘણી છે, રોગ અપરિમિત આવે."
તવ પિતા પુત્ર પ્રત્યે કહે, તુને જરાનો ભય છે મન;
પણ મારા રાજથકી તુજ કુળને, ન ઘટે રાજ્યાસન.
એમ શાપ હવો છે યદુ પુત્રને, યાદવ વંશ વિસ્તાર;
તે માટે યાદવને ઘટિત નથી, રાજ્યતણો અધિકાર.
પછે રાયે તુર્વસુ, દ્રહ્યુને, કહ્યાં પ્રેમ વચન;
જરા લો મુજતણી, આપો તમતણું જોબંન.
ત્રણે પુત્રે ના ના પાડી, નિત્ય ભણે યૌવંન;
અનિત્ય વસ્તુ ધારી નહિ, તેથી લોપ્યું પિતુવચંન.
ચારે પૂત્રને શાપ્યા સેહેજે, કોપીયો મન ભુપાળ;
કનિષ્ઠ પુત્ર યયાતિ રાજાનો, પૂરું† નામે છે બાળ.
તેણે જરા લઇને યૌવન આપ્યું, હરખ્યો મન રાજંન;
પૂરુ કુંવરને ઘણું વખાણે, સોંપ્યું રાજ્યાસન.
યયાતિ રાજા યૌવન પામ્યો, રંગે રમે વિલાસ;
રંગભોગ વૈભવ કરે નિત્યે, રંગે રમે કામ પાસ.
દેવયાનિ નિત્યે નવનવી, કહે પ્રીતિ વાણ;
મોહ્યા રાય સ્નેહથકી, દેવયાની ચતુરસુજાણ.
ભોગ ભોગવે વિધવિધે, પણ મન તૃપ્ત ન થાય;
છેલ્લી અવસ્થાએ રાયને,થયું જ્ઞાન અપરિમિત ત્યાંય.
પ્રભુ ભગવાનનું પૂજન કીધું, ગણ્યો સંસાર અસાર;
અંતર્યામીને સંભાર્યા, નિષ્કામે જુગદાધાર.
હજારો વર્ષ વિષય પ્રેમે, ભોગવ્યા રાજાન;
તૃપ્ત મન હવું નહિ, એ વિષય તુચ્છ પ્રમાણ.
નિજ પુત્રને પાછું યૌવન આપ્યું, પોતે જરા સહી રાય;
હરી ભજન કરવાને આવ્યો, વનમા યયાતિ રાય.

વલણ.

યયાતિ રાજા વૈરાગ્ય પામ્યો, સાંભળ પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ શ્રી હરી કથાનો, હવો અષ્ટાદશમોધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ ભાગવતે નવમસ્કંધે અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥

* રાજા કહ્યું કે–હે યદુ, તારા નાનાએ આપેલી આ જરા લે અને મુને જુવાની દે.

† પૂરુ કહે છે–હે પિતા, તમે કે જેણે મને પેદા કર્યો તેનો બદલો હું શી રીતે વાળી શકું ? પિતાની કૃપાથી મોક્ષ મળે છે, તોપણ બાપનું ચિંતવેલું કામ જે કરે તે ઉત્તમ પુત્ર કહેવાય છે. એમ કહી પિતાની જરા પોતે લઈ, પોતાનું જોબન પિતાને દીધું.



# અધ્યાય ૧૯ મો.*

### કડવું ૨૦ મું–રાગ મારૂ.

શુકજી કહે સાંભળ રાયરે, રાજા યયાતિની જે કથાયરે;
પછી ભુપાળે જ્ઞાન વિચારીરે, તેડી સમિપ પોતાની નારીરે.
દેવયાનિ રાણીનું નામરે, આવી કીધા તેણીએ પ્રણામરે;
રાજા યયાતિ બોલ્યા વાણીરે, તેહ સાંભળે છે તે રાણીરે.
ઇતિહાસ કથા એક કહેછેરે, તે તો રાણી હૃદયા લહેછેરે;
જેહ પોતાનો વિસ્તારરે, તે નીદર્શન કહે તેણી વારરે.
શરીર પોતાની ચેષ્ટા જેહરે, રાય દેવયાનિને કહે તેહરે;
એક સમે મહા વનમાં જેહરે, અગોચર સ્થાનક ઘેહરે.
હુતું મન સ્નિગ્ધ પત્ર–કહે ભૂપરે, તે સ્થળે દીઠો પુરાતન કૂપરે;
હુતા વાપિતણે આકારરે, હતિ કૂવામાં અજા તે ઠારરે.
ફરતો બકરો એક કૂપે આવેરે, ચરે તરણાં કૂપનાં મનભાવેરે;
તેહ કૂપમધ્યે નિરધારરે, તરણાં ચરતાં પડેલી અજા તે ઠારરે.
તેહ બકરી મહા દુઃખ પામીરે, તવ વિચારે બકરો કામીરે;
કીધા કાઢવા અનેક ઉપાયરે, પણ કાઢી કેમ શકાયરે.
બકરે કંઠ કૂપમાં ઘાલીરે, શીંગડેવતી સ્ત્રીને ઝાલીરે;
ભરાવી શીંગડાંમાં નારરે, તેણે તત્ક્ષણ કાઢી બહારરે.
બકરી હતી જાતે રૂપાળીરે, બકરાએ કામ દૃષ્ટિથી ભાળીરે;
પછી લાવ્યો તે નીજ ધામરે, જહાં ગામ પોતાનો ઠામરે.
સ્ત્રિ સંગ કીધા વિવિધ વિલાસરે.નિજ નારીની પહોંચી આશરે;
બકરો પુષ્ટ દાઢી મૂછવાળોરે, મૈથુને ચતુર વીર્યવાન રૂપાળોરે.
બકરી રૂપાળી વરી ત્યાંયેરે,અનેક બકરી આવિ તે સ્થાનમાંયેરે;
રંગે રમે અનેક બકરી સંગરે, રતિ વધારતો જાણે અનંગરે.
ફરે ચરે હિંડે મસ્તાનરે, નવ જાણ્યું કોઇનું ભાનરે;
નિજ સ્વરૂપ ભુલ્યો ક્ષણમાંયેરે. વિષયમાં લુબ્ધ થયો ત્યાંયેરે.
એકલો રમે વહાલી બકરી સાથરે, અન્ય બકરીનો ગ્રહે નવ હાથરે;
તવ બીજી બકરી કોપી તુર્તરે, ત્યજવા સ્વામિનો સંગ એક સર્તરે.
ગણ્યો બકરો ખધો પાખંડીરે, તેનો સ્નેહ કાચો ને ખધીરે;
ગઇ નિજ રક્ષકની પાસરે, જવ નવ પુરાઇ તેની આશરે.
લંપટ બકરો ગયો તે પૂઠેરે, બેં બેં કરતો દોટ ઘણી મૂકેરે;
પણબકરી કંઇ નવ ગણકારેરે, તેના દુઃખપર બહુ માર મારેરે.
પછેબકરી રક્ષક બ્રાહ્મણ છેકરે, અજા વૃષણ કાપ્યો હર્ષ સમેતરે;
પાછો સાંધ્યો તે તાતકાળરે, બકરો હર્ખ્યો, સુણ શુક બાળરે.

* આ ઓગણીશમા અધ્યાયમા સ્વય બકરાનું ચરિત્ર દેવયાનીને સંભળાવી વૈરાગ્ય પામેલા યયાતિ રાજા મોક્ષ ગતિને પામ્યો એ કથા પ્રસંગ છે.

એ બકરો ભોગવે કુપવાળી બકરીરે,જ્ઞાન વાર્તા હ્રદે નવ ફરકીરે;
હજી ભોગવે નવ નવા વિલાસરે, તૃપ્તી ન થાય કામ આવાસરે.
સુંણ દેવયાની શુક્ર બાળરે, સંતોષ થાતો નથી એ હાળરે.
કંગાળ હું પણ છું તેવોરે, તૃપ્ત નથી થાતો તે જેવોરે;
તારા પ્રેમતણો છું દાસરે, તારી માયામાં તલ્લીન ખાસરે.
નથી જાણતો આત્મજ્ઞાનરે, ભુલ્યો શુદ્ધ બુધ ને સાનરે;
મળે ભૂનું સર્વ સુવર્ણ ને ધાન્યરે, પશુ સ્ત્રી અને સંતાનરે;
તોપણ તૃષ્ણા ન તરપત થાયરે, તોપણ મન ન સંતોખાયરે.
વિષય ભોગવવાથી નવ સંતોષરે, ભોગ ભોગવે વધે બહુ શોષરે.
જન થાય સમદૃષ્ટિવાનરે, દિશા સુઝે સંનિધાનરે,
સુખ પામે તે તાત્કાળરે, પામે હર્ષ ને પામે શુભ માળરે.
દુર્બુદ્ધિ જન તૃષ્ણા ન તજેરે, જીર્ણ થાય તોપણ તેને ભજેરે;
થાયે અંગ જીર્ણ, તૃષ્ણા યૌવનરે, એનું શું કરૂં હું વર્ણનરે.
સુખ ઇચ્છનારે ભજવા તે રામરે, સુખ થાય તે સ્થાનમાંયરે.
માતા, ભગની પુત્રી પાસરે, એક આસને બેઠે બુદ્ધિ નાશરે;
ઇંદ્રિ બળવંત ચિત્ત ચોરી જાયરે, કામ પીડે વ્રતથી મૂકાયરે.
હજાર વર્ષ વિષય સેવન કીધુંરે, તૃષ્ણાએ દુઃખ બહુ દીધુંરે;
સર્વ વસ્તુ સકલ સંજોગરે, તેણે કીધા અપરિમિત ભોગરે;
વિષય રમતાં વિત્યા બહુ કાળરે, તોએ તૃપ્તિ ન થઇ લગારરે.
આશા તૃષ્ણા ન હવી પૂરીરે,એ જ્યારે તજીએ ત્યારે અધુરીરે;
કરૂં છું તૃષ્ણા શિઘ્રે ત્યાગરે, ધરૂં છું આત્મજ્ઞાન ને વૈરાગરે.
મરૂ મૃગજ્ઞાપેરે વન ફરીરે, પરમાત્માની પ્રાપ્તી કરીરે;
ગણીશ દૃશ્ય વસ્તુ સર્વે ફોકરે, ચિંતન તજી ઉપજાવીશ શોકરે.
દૃશ્ય પદાર્થનું સેવન ચિંતનરે, નિજ સ્વરૂપનું નવ અધ્યયનરે;
(તેથી) જન્મ મરણ ફેરા થાયરે, ચેતજે આત્મજ્ઞાન માયરે.
આ અનિત્ય છે સંસારરે, માયાથી નવ પામીયે પારરે;
હરિ દિવ્યરૂપ હ્રદે લીજેરે, આરાધન અંતરમાં કીજેરે.
વિશ્વનાથનું ધરતાં ધ્યાનરે, પોતે કૃપા કરે ભગવાનરે;
જે જીવો જગદીશને હ્રદે ધરશેરે, તેહ સંસાર જળથી તરશેરે.
તેથી આપણે તજીએ વિલાસરે,જઇ વન આરાધીયે અવિનાશરે;
એવાં સ્ત્રિને વચન કહ્યાં રાયરે,સુંણ ચિત્ત ધરી પરીક્ષિતરાયરે.
તે તો આત્મ જ્ઞાનમાં આવ્યોરે, રાણીને વૈરાગ્ય ઉપજાવ્યોરે;
રાજાએ ઉતાવળ કીધીરે, તેહ રાણીને સાથે લીધીરે.
આપ્યું પુત્રોને* રાજ્યાસનરે, રાય યયાતિ ચાલ્યા વનરે;
મેલી મનથી માયા આશરે, રાજા લઇ ચાલ્યા વનવાસરે
નિજપુત્રને આપ્યું રાજરે; તેનાં સરીયાં સૌ શુભ કાજરે;
તપ કરી ધર્યું હરીનું ધ્યાનરે, ત્યાં પધાર્યા શ્રી ભગવાનરે.
તૃપ્ત થયેલી ઇંદ્રિ સઘરે, ત્યજી ગઇ પંખી તજે જેમ વૃક્ષરે;
સંગ સર્વે ત્યજ્યા તાત્કાળરે, લિંગ શરીર ત્યજ્યું ભૂપાળરે.
નિર્મળ બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તી થઇરે, રાયની બુદ્ધિ નિર્મળ ભઇરે;
પછે દેવયાનીએ કરચો વિચારરે, સ્ત્રી પુરૂષના સ્નેહને છે ધિક્કારરે.
નિવૃત્તિ માર્ગ એ મોક્ષ સાધનરે,માયીક વસ્તુ છે સ્વપ્ન સમાનરે;
જેમ વટેમાર્ગુ પરબે ભેળા થાયરે, તેવો સંબંધી જન કેહેવાયરે;
તેમાં આસક્તિ મિથ્યા જાણરે,પછે લિંગ દેહ ત્યજ્યો નિર્વાણરે.
તેમને આપ્યો વૈકુંઠ વાસરે, કરૂણા કરી શ્રી અવિનાશરે;
યયાતિ ગયા સ્વર્ગ ભુવનરે, નિજ સાથમાં છે સ્ત્રીજનરે.

વળણ.

સ્ત્રિજન સહિત તે સ્વર્ગ પહોંચ્યો, સાંભળ પરીક્ષિત રાયરે;
નવમસ્કંધ હરી કથાનો થયો, ઓગણીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥**

---

## અધ્યાય ૨૦ મો.*

### કડવું ૨૧ મું–રાગ મેવાડો.

ઋષી સુતપુરાણી કહે શૌનકને, સાંભળો હરી કથાયજી;
યયાતિ રાયનો વંશ હવો તે, વર્ણવું મહિમાયજી.
વંશ યયાતિનો ઘણો વિસ્તર્યો, કરી કરૂણા વિશ્વાધારજી;
પૂરુ† કુળમાં એક દુષ્યંત, નામે હવો રાજ કુમારજી.

---

* યયાતિ રાજાએ પૂરુને તેની જુવાની આપી દઇ તેની પાસેથી પોતાની જરા લીધી દ્રુહ્યુને અગ્નિ ખુણામાં, યદુને દક્ષિણમાં, તુર્વસુને પશ્ચિમમાં અને અનુને ઉત્તરમાં રાજ્ય આપી પૂરુને સઘળા ભૂમંડળનો સર્વોત્તમ રાજ્યાભિષેક કરી તથા તેના તાબામાં તેના સઘળા મોટા ભાઇઓને સોંપી યયાતિ રાજા વનમાં ગયો હતો.

* આ વિશમા અધ્યાયમાં પૂરુ કે જેને પોતાના પિતા યયાતિની કૃપાથી ચક્રવર્તિ રાજ્ય મળ્યું હતું, તેના વંશમાં દુષ્યંતના દીકરા ભરતના વંશનો કથા પ્રસંગ છે.

† પુરુનો જન્મેજય, તેનો પ્રચિન્વાન્, તેનો પ્રવીર, તેનો નમસ્યુ, તેનો ચારૂપાદ, તેનો સુદ્યુ, તેનો બહુગવ, તનો સંયાતિ, તેનો અહંયાતિ, અને તેનો રૌદ્રાશ્વ નામે પુત્ર થયો. રૌદ્રાશ્વને ઘૃતાચી નામની અપ્સરાથી ઋતેયુ, કુક્ષેયુ,સ્થંડિલયુ, કૃતેયુ, જલેયુ, સંતતેયુ, ધર્મેયુ,સત્યેયુ, વ્રતેયુ, અને વનેયુ એવા નામે દશ પુત્રો થયા. મુખ્ય પ્રાણને સ્વાધીન જેમ દશ ઇન્દ્રિયો રહે છે, તેમ એ દશ પુત્રો રૌદ્રાશ્વને સ્વાધીન રહ્યા. ઋતેયુનો રંતિભાર, તેના સુમતિ, ધ્રુવ અને અપ્રતિરથ એ નામના ત્રણ પુત્ર થયા. અપ્રતિરથનો કણ્વ, તેનો મેધાતિથિ, અને તેના પ્રસ્કણ્વાદિ પુત્રો થયા. એ બ્રાહ્મણપણું પામ્યા હતા. સુમતિનો રૈભ્ય અને રૈભ્યનો દુષ્યંત નામે પુત્ર થયો હતો.

તે રાજા મૃગયા વન આવ્યો, ઘણું સૈન્ય છે સાથજી;
સૈન્યથકી છૂટો પડયો રાજા, નામ દુષ્યંત નાથજી.
કણ્વ ઋષીના આશ્રમ સાંનિધ્ય, આવ્યો તે ભૂપાળજી;
તૃષાતુર હવો મહીપતિ, ત્યાં થયો છે મધ્યાન કાળજી.
જળ પિવા આવ્યો મહિપતિ. તહાં કીધો સાદ અપારજી;
કો ન બોલે ઋષિ મઠમાં એવે,આવી ઉભી એક નારજી.
સ્વરૂપકાંતિ અતિ સુંદર, શોડષ સજ્યા શણગારજી;
બુદ્ધિકળા ગુણ ચતુર વિચિક્ષણ, તેજનો નહિ પારજી.
શકુંતલા છે નામ તેનું, ઋષિ કણ્વે તેને પાળીજી;
રાય દુષ્યંત મોહ પામ્યો, તે કન્યાને ભાળીજી.
ચંદ્રવંશી રાય પાસે આવ્યો, નિજ અશ્વ ચલાવી રાયજી;
સ્વરૂપ નિધાન ઉભી છે, કણ્વ ઋષી તણી કન્યાયજી.
એવું સાંભળી પરીક્ષિત રાય, પૂછે પ્રશ્નની વાતજી;
સ્વામિ એક સંદેહ મુજ મનમાં, નિવારો સાક્ષાતજી.
ઉર્દ્ધરેતા છે કણ્વ ઋષી, એમ શાસ્ત્ર વાણી બોલેજી;
તો તેમને સંતાન ક્યાંથી, નથી તાપસ કો એમને તોલેજી.
એવું પ્રશ્ન રાજાનું સુંણીને, બોલે વ્યાસ કુમારજી;
સાંભળ પરીક્ષિત તે કન્યાની, ઉત્પત્તિનો વિસ્તારજી.
એક સમે વિશ્વામિત્ર ઋષીએ, મહા ઉગ્ર તપ કીધોજી;
તેથી સુરમુનિ સૌ અકળાયા, સુરપતિ મનમાં બીધોજી.
તવ ઇદ્રે એક અપ્સરા મોકલી, મેનકા એવું નામજી;
તપ વ્રત ભંગ કરવા આવી છે, વિશ્વામિત્ર જે ઠામજી.
અંગ સ્પર્શ કરી કંઠે વળગીને, કીધું ગાન અનંતજી;
હાવભાવ કટાક્ષ કરી મુનિનું, ધ્યાન કીધું ભંગજી.
ઋષી જાગ્યા અનંગ દાવાનળ પ્રગટયો, અપ્સરા લાગી ચરણજી;
તવ ઋષિ કહે અબળા તું, શીઘ્રે મુજને પરણજી.
ગાંધર્વ વિવાહ તત્ક્ષણ કીધો, પરણ્યાં વર કન્યાયજી;
પછી અનેક પ્રકારે ક્રિડા કીધી, આનંદ અંગ ન માયજી.
ચોર્યાશી આસનથી અબળાને, આપીયું સુખ ધામજી;
સાઠ સહસ્ર વર્ષ તપ કીધું તે, વણસ્યું સર્વ તે ઠામજી.
ઋષી વિશ્વામિત્ર મનમાં પસ્તાયા, ઉઠીને ચાલ્યા વનજી;
ઋષી વિશ્વામિત્રનો ગર્ભ રહ્યો છે, મેનકા ઉદરે આધાનજી.
એક પૂત્ર ને એક બાલકી, જનમ્યાં વન મોઝારજી;
પછી મેનકા અપ્સરા ગઇ, સ્વર્ગ સદન મોઝારજી.
પુત્ર હવો તે પણ તાપસ થયો, તપે ગયો પિતા સાથજી;
તે પુત્રીને ઋષી કણ્વ લાવ્યા, પ્રતિપાલણ કર્યું દીનરાતજી.

તે ઋષી કણ્વને ઘેર પુત્રી, પામી યૌવન કાળજી;
ઋષી કણ્વ મધ્યાન્હ સંધ્યા કરે છે,તેવે આવ્યો ત્યાં ભૂપાળજી.
શકુંતલા દુષ્યંત સામું જોતાં, હવો પ્રેમ અપારજી;
દુષ્યંત પ્રશ્ન કીધો તત્ક્ષણ, "હે સુંદરી કોણ તું સારજી,
તું કોણ અને કેની પુત્રી, ચિત મુજનું સું લાગ્યુંજી.
હશે તું કોઇ ક્ષત્રી બાળા, દુર્ભાગ્ય મુજનું ભાગ્યુંજી;
પૂરુકુળ દિપકનું અન્ય કન્યાયમાં, મન નહિ પરોવાયજી.
અધર્મ કદી તે નવ આચરે," બોલ્યો દુષ્યંત રાયજી.
તવ શકુન્તલા પ્રેમ વચને, બોલી તેણી વારજી;
વિશ્વામિત્રને મેનકા રંભાથી, છે મુજનો અવતારજી.
સ્વર્ગે જાતાં રંભાએ ત્યજી, ઋષિએ મુને પાળીજી;
હે રાયજી સત્ય આપ વદ્યા, હું ક્ષત્રિની બાળીજી.
આજ્ઞા હોય તે કહો મુને, ઉઠાવું તાત્કાળજી;
કમળ નેત્ર સમ હે રાયજી, થાઓ દીનદયાળજી.
આસન આપું બેસો તમો, નાનવી છે તૈયારજી;
મરજી હોય ત્યાં સુધી રાયજી, કરો તેના આહારજી.
પ્રસન્ન થઇ દુષ્યંત વદ્યો, કુશિક કુળનો દીવોજી;
પ્રેમ વચન સુંણીને કહું છું, ઘણું ઘણું તમો જીવોજી.
ઇચ્છું છું પાણીગ્રહણ કરવા, કરશો નવ નકારજી;
ગાંધર્વ વિવાહ કરીને તે સાથે, રાયે કીધો વિહારજી.
ભૂપ કહે હું હવડાં જઇશ, અહીંથી મુજ ભૂવનજી;
તુંને શોભા સાથે તેડાવીશ, જ્યાં છે મારૂં રાજ્યાસનજી.
શશી સૂર્ય ત્યાં કીધા સાક્ષી, પાવક પાણી દેવજી;
નિશ્ચે તારો પુત્ર થશે તેને, રાજ્ય આપું અવશ્યમેવજી.
એવું કહી નિજપુર ભણી ચાલ્યો, દુષ્યંત મોટો ભૂપજી;
શકુંતલાને ગર્ભ રહ્યો, તેણે હવાં છે દિવ્ય સ્વરૂપજી.
કણ્વ ઋષીએ દિઠી પુત્રી, હેત કરીને બોલાવીજી;
કશી ચિંતા કરે રખે કુંવરી,એ લખી વાત છે ભાવીજી.
પછી ત્રણ વર્ષ પર્યંત ઉદરમાં, તેણીયે રાખ્યો કુમારજી;
પણ દુષ્યંત રાયે ફરીને, શુધ પૂછી ન લગારજી.
શકુંતલાને બાળક પ્રગટયો, મહા બળીયો કહેવાયજી;
સહેજે વનમાં રમવા જાતાં, સિંહ વ્યાઘ્ર ગજ સાયજી.
અતિશે કષ્ટ દીયે સહી, પશુ ઉપર થાય અસ્વારજી;
સર્વ ઋષી મળીને સર્વદમન, તેનું નામ ધર્યું નિરધારજી.
પછી કણ્વ ઋષીયે શિષ્યની સાથે, મોકલી રાજદ્વારજી;
તે દેખી સ્વામિ લજવાયો, મનની માંહે અપારજી.

રાજા કહે એ અબળાને, હું ઓળખું નહીં લગારજી;
તવ અમરે અંતરિક્ષથી સાક્ષી પુરી, સત્ય કર્યું તે વારજી.
"હે રાય સુંણ પ્રેમ ધરીને, શકુન્તલા છે નિર્દોષજી;
પાણીગ્રહણ કીધું છે એનું, ગ્રહણ કર તજી રોષજી.
માતા એ ચર્મ ઠામ છે, પીતા ખરો છે વાળીજી;
પુત્ર એ નીજ સ્વરૂપ જાણો, પીતા એ ખરો માળીજી.
યમ સભામાં કદી કોસમયે, ઉઠે કંઇ સંવાદજી;
પિતા પુત્રનો માલિક થાયે, તેમાં નહિ વિવાદજી.
વંશ રાખનાર દીકરો પુરો, પુત્ નર્કથી કાઢે બહારજી;
તે કારણથી સર્વે શાસ્ત્રે, પુત્ર કહ્યો નિર્ધારજી.
શકુન્તલાને ગર્ભ તમોએ, રાખ્યો છે વનમાંહેજી;
પતિ એના, પિતા પુત્રના, નિશ્ચે જાણો ત્યાંયેજી."
સુંણી પ્રજાનો સંદેહ ભાગ્યો, મન હરખ્યો ભૂપાળજી;
શકુંતલા પટરાણી કીધી, પવિત્ર અતિ તે નારજી.
શકુંતલા રાણી સાથે પછીથી, દુષ્યંત ગયો વનવાસજી;
રાજ્યાસન તેણે ભરતને આપ્યું, આણી મન ઉલ્હાસજી.
રાજા ઋષી સર્વે મળી ધર્યું, ભરત કુંમારનું નામજી;
તે ભરત ચક્રવર્તી રાજા, થયો છે તેણે ઠામજી.
એ રાય ભગવદ્ અંશથી હવો, જમણે હાથે ચક્રજી;
બે પગમાં કમળપોટો, જાણે શોભે શક્રજી.
સામંતેય મુનિને પુરોહિત નિમી, યમનાતટ નિર્ધારજી;
તેણે અશ્વમેધ યજ્ઞ કીધા, પંચાવન તે ઠારજી.
બ્રાહ્મણ જનને બહુ ધન દીધું, પ્રેમે ગણ્યા સુપાત્રજી;
રક્ષક સમય પૃથ્વી મધ્યે, ચયન[*] કર્મ કર્યું સ્વગાત્રજી.
એ ચયન કર્મ સમયે, હજારો બ્રાહ્મણ આવ્યાજી;
પ્રત્યેક બ્રહ્માને અર્દ[†] ગૈ દીધી, સર્વેને અતિ સંતોખ્યાજી.
તેત્રીસો અશ્વ યજ્ઞ સમે, બાંધ્યા દ્વારે પ્રેમેજી;
દેવ સર્વેથી શ્રેષ્ઠ હવો, અચરજ પામ્યા વ્રત નેમેજી.
મષ્ણારકર્મ કરીને રાયે, ચૌદ લક્ષ મૃગ જાતજી;
હાથી શણગારેલા દઇને, બહુ થયો રળિયાતજી.
દિગ્વિજય કરીને રાય, કિરાન, હૂણ, અભ્ર, કંક યવનજી;
કશ, શકન્મનના લોકો જીતી, ભરતખંડ કીધો પાવનજી.
અનેક દૈત્ય યુદ્ધ કરીને, દેવનારી લઇ નાઠાજી;
પાતાળે રાયે યુદ્ધ કરીને, દેવાંગના દઇ કીધા પનોતાજી.
સત્તાવીશ સહસ્ર વર્ષ પર્યંત, એકચક્રે કીધું રાજજી;
અનેક સ્ત્રી સંગે રંગે રમ્યો, દુષ્યંત કુંવર મહારાજજી.

* એ એક જાતનું વેદોક્ત કર્મ છે.
† તેર હજાર ને ચોરાસીની સંખ્યા છે.

ભરત રાયે ઘણા દેશ, જીતીને એકઠા કીધાજી;
મહાબળીયા અતુલી રાજા, દંડ તેના લીધાજી.
નિસંતાન રહ્યો એ રાજા, પુત્ર નહિ પરીવારજી;
વ્યભિચાર શંકા સ્રીપર ધરી, તેમાં ન કાઢયો સારજી.
પછે વંશ રાખવા મરૂત્સોમ, યજ્ઞ કીધો ત્યાંયેજી;
મરૂત દેવે સંતાન દીધું, હર્ષ રાયને ન માયેજી.
તેને પુત્ર ભરદ્વાજ આવ્યો, સાંભળ અભિમન્યુતનજી;
ભરદ્વાજ કુંવરની ઉત્પત્તિ, શ્રવણે ધરો રાજનજી.
બૃહસ્પતિએ સ્વબંધુ પત્નિ, મમતાસું કીધો સંગજી;
મૈથુન કીધું પ્રેમ સહિત, લાગ્યો રૂડો રંગજી.
એ સમયે ઉતથ્ય પત્નિને, હતો ગર્ભ ઉદરેજી;
બૃહસ્પતિના વિર્યે ગર્ભ રાખ્યો, તે આણુ નવ ડરેજી.
પ્રથમ ગર્ભ હતો તેણે, ના પાડી તે કાળેજી;
ક્રોધ કરીને કાઢ્યો ત્યાંથી, પણ મૂળ ગર્ભ નવ સંભાળેજી.
બૃહસ્પતિએ મૂળ ગર્ભને, શાપ આપ્યો તે વારજી;
'અંધ થજે' હે મુર્ખ ગર્ભ, તુજનો ન હશે ઠારજી.
પણ મૂળ ગર્ભ નવ ડર્યો, ગુરૂ વિર્યને લાત મારીજી;
ક્રોધ કરીને કઠણ વચન કહિ, ગુરૂ વિર્યને નાંખ્યું કાઢીજી.
ગુરૂ વિર્ય પૃથ્વી પડ્યું ત્યાંથી, પુત્ર એક હવો ઉત્પન્નજી;
મમતા ત્યાગ કરીને ગઇ, તવ ગુરૂએ કહ્યાં વચનજી.
"એ મૂઢ મુર્ખ આવચારી અબળા, મુજ તુજ સંગનો તનજી;
પાળણ પોષણ કર તું પ્રેમે, એ છે મુજનું મનજી."
પણ મમતાએ કહ્યું તે ઠામે, "અન્યાયથી એની ઉત્પતજી;
તેથી રાખો તમ કને દ્વિવર, એ તમ પુત્ર છે સતજી."
ભર[*] અને દ્વાજ[†] એ બે સંજ્ઞાથી, ભરદ્વાજ પડિયું નામજી;
એ મોટા ઋષિ હવા છે, તેને કરૂં પ્રણામજી.
દેવતાએ સર્વે કહ્યું મમતાને, એ છે તારૂં આધાનજી;
પાળીપોષી મોટો કરજે, ન કરે તુંજ પતિ વિરાધાનજી[‡].
પણ મમતાએ ના ની હા, પાડી નહિ તે ઠારજી;
ત્યાગ કરી તે ચાલી અબળા, ક્ષણું ન લગાડી વારજી.
એ પુત્ર ભરત રાયને, મરૂતે દીધો સુહેતજી;
રાયે તેને પુત્ર પેરે પાળી, કીધો રાજ સમેતોજી.
એ ભરદ્વાજ ભરત પુત્ર ગણાયો, વરણાયો તે મહારાજજી;

* ભર એટલે પોષણ કરવું. † દ્વાજ એટલે બનેમાંથી ઉત્પન્ન થએલો.

‡ કોઈપણ રીતની હરકત.

ભરદ્વાજ ઋષી નામ તેનું, ધર્યું છે ઋષિ મુનિ કાજજી.
એ ભરદ્વાજ ઋષીની ઉત્પત્ત, નિગમમાં કહેવાયજી;
શ્રી ભાગવત નવમસ્કંધના, હવા વીશ અધ્યાયજી.

વળણ.

શ્રી ભાગવત નવસ્કંધનો, પૂર્ણ હવા વિશ અધ્યાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, શ્રી હરિએ કરી કરૂણાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે વિંશા-ધ્યાયઃ ॥૨૦॥**

---

## અધ્યાય ૨૧ મો.*

### કડવું ૨૨ મું-રાગ રામગ્રી.

શુક બોલ્યા સાંભળ રાયજી, ચંદ્ર વંશની એહ કથાયજી;
ભરદ્વાજથી વાધ્યો મહા વંશજી, કહું વિસ્તારી અંશ અંશજી.

ચાલ.

ભરદ્વાજની કથા ઈનમ, સાંભળ પરીક્ષિત રાય;
વંશ વ્યર્થ જતાં આપેલો, તેથી વિતથ નામ કહેવાય.
તે વિતથનો મન્યુ થયો, તેના બૃહત્ક્ષત્ર ને જય;
મહાવીર્ય, નર અને ગર્ગ, એ પાંચ પુત્રો અક્ષય.
તેમાં નર તણો સંકૃતિ થયો, તેના ગુરૂ, અને રંતિદેવ
ભરદ્વાજવંશે રંતિદેવ રાજા થયો પ્રૌઢ મહિમા એવ.
તેણે પ્રજા પાળી પ્રેમથું, અનેક કીધા યજ્ઞ;
જે હતું તે તેણે ઋષીને આપ્યું, રાજ્ય વૈભવ ધન.
એક સમે અડતાલીશ દિન, ન મળ્યો અન્ન આહાર;
ઓગણપચાસમે દિને અન્ન મળ્યું, ભક્ષતણો કરે મન વિચાર.
ઘૃત, દૂધપાક ને લાપસી, જ્યાં મૂકે મોઢાં માંય;
તત્ક્ષણે ઈશ્વરી એક, કૌતક ત્યાં તો થાય.
એક અતિથિ બ્રાહ્મણ આવીયો, તેને કરાવ્યું ભોજન;
બ્રાહ્મણ ગયા પછી શુદ્ર આવ્યો, રાયને આંગણ.
અન્ન વધેલું તેને આપ્યું, રાય ઉદકનો કરે આહાર;
ત્યાં શ્વાનવેષ્ટિત અતિથિ આવીયો, એ ભૂપતીને દ્વાર.
ખાવાની પ્રાર્થના કરી રાયને, તવ ભોજન આપ્યું;
પછી એક ચંડાલને રાયે, અવશેષ વારી પાયું.
તેવે આકાશથી વાણી હવી, રાજા ભલો સત્યવ્રત ધીર;
ધન્ય ધન્ય હે રાય તુજને, તું સમ ન કો વીર.

પછે ત્રિલોકના સ્વામિ પ્રભુ, બન્યા હતા અતિથી શ્વાન;
ચાંડાળ શુદ્ર હરિ સ્વયં, થયા રંતિદેવપે તુષ્ટમાન.
દર્શન દઈ કૃત કૃત્ય કીધો, રાયને તે વાર;
માયા રહીત રાયજીએ, કીધા દેવ પ્રસન્ન તે ઠાર.
અહરનિશ હરિમાં ચિત ચોટે, ઈચ્છે ન કંઇ વસ્ત;
સ્વપ્નપેરે જગ જાણે, ગણે અનિત્ય આ જગત.
રંતિદેવના સર્વે સાથીએ, સંગથી ધર્યો વૈરાગ;
નારાયણમાં લીન હવા, ત્યજ્યા રાગ અનુરાગ.
મન્યુનો પાંચમો પુત્ર ગર્ગ, પવિત્ર સત્યવાદી વીર;
તેનો મહિમા જગ મધ્યે, ગાવાય છે બહુ સ્થીર.
ગર્ગનો શિનિ થયો, તેના ગાર્ગ્ય નામે કુમાર;
એ સર્વે ક્ષત્રી મટીને, બ્રાહ્મણ થયા તે વાર.
મન્યુના ત્રીજા પુત્ર મહાવીર્ય, તેના થયા દુરિતક્ષય;
તેના ત્રય્યારૂણિ, કવિ, ત્રીજા પુષ્કરારૂણિ ત્યાંય.
તે સર્વેએ બ્રહ્મપણું, સ્વીકારિયું તેણીવાર;
પરમ વ્રત, જપ, તપ કરતા, ધરતા ધ્યાન નિરધાર.
વળી તે મન્યુરાયનો, બૃહત્ક્ષત્ર નામે પેહેલો બાળ;
તેનો હસ્તી નામે પુત્ર થયો, પરાક્રમી અતિ વિકરાળ.
યુદ્ધ વિષે બહુ ગાજતો, હવો બળીયો રાય;
તેણે હસ્તિનાપૂર વસાવિયું, શોભા કહી નવ જાય.
તેને પુત્ર ત્રણ હવા સહી, પરાક્રમી ઉગ્ર અપાર;
નામ તેનાં હું વદું છું, સાંભળો આવાર.
હસ્તીનો અજમીઢ, દ્વિમીઢ, ત્રીજો પુરૂમીઢ તંન;
અજમીઢ વંશે પ્રિયમેધાદિ, બ્રાહ્મણ સ્વરૂપ પાવંન.
અજમીઢનો બીજો બૃહદિષુ, તેનો બૃહદ્ધનુ રાય;
તેનો બૃહત્કાય, જયદ્રથ, વિશદ, સેનજિત ઉત્તરોતર કહેવાય.
સેનજિતના રૂચિરાશ્વ, દઢહનુ, અને ત્રીજો પાર નામે કુમાર;
પારના પૃથુસેન થયા, દ્વિતીય પૂત્ર નીપ નામે સાર.
તે શુકદેવની પુત્રીને પરણ્યો, કૃત્વી તેણીનું નામ;
તે થકી પૂત્ર હવો સહી, બ્રહ્મદત્ત તેણે ઠામ.
તે બ્રહ્મદત્ત હવા મહાયોગી, તેને હુતિ સરસ્વતી નાર;
તેથી થયો તેને પુત્ર વિષ્વકસેન, રૂપ ગુણ તણો ભંડાર.
જૈગીષવ્ય મુનિ ઉપદેશથી, બ્રહ્મદત્તે રચ્યો યોગ ગ્રંથ;
સુંણી કૃતારથ થાય મુનિયો, પામે મુમુક્ષુ મોક્ષ પંથ.
વિશ્વકસેનના ઉદકસ્વન, તેનો ભલ્લાદ નામે બાળ;
એ પ્રમાણે બૃહદિષુ વંશ જાણો, કહ્યો સવિસ્તર હેવાલ.

---

* આ એકવિશમા અધ્યાયમાં ભરતનો વંશ કહેતાં તેમાં રંતિદેવ અને અજમીઢ વગેરેની કીર્તિનું કથન છે.

બૃહદિષુનો કાકો દ્વિમીઢ છે, તેનો યવીનર નામે પુત્ર;
તેનો કૃતિમાન્, સત્યધૃતિ, દઢનેમિ, તેનો સુપાર્શ્વ પવિત્ર.
તેનો સુમતિ, તેનો સન્નતિમાન્, તેનો કૃતિ કહેવાય;
તે રાય શિખીયો યોગ મારગ, હિરણ્ય નાભ ઋષિરાય.
એણે પ્રાચ્યસામની સંહિતા, બનાવી ષડ ભાગ;
ભણાવી તે શિષ્યોને, તેથી પામ્યો ફળ તે યાગ.
કૃતિનો વળી નીપ થયો, તેનો ઉગ્રાયુધ, તેનો ક્ષેમ;
તેનો સુવીર, તેનો રિપુંજય, તેનો બુરૂરથ પુત્ર એમ.
વળી હસ્તી પુત્ર પુરૂમીઢને, નોતું કંઇ સંતાન;
અપુત્ર રહ્યો તે રાજવી, તેણે કીધા પ્રભુ પ્રસન્ન.
વળી અજમીઢને નલિની સ્ત્રીથી, નીલ થયો કુમાર;
નીલનો શાંતિ થયો, તેનો સુશાંતિ, તેનો પુરૂ પુત્ર સાર.
તેનો અર્ક તેનો ભર્મ્યાશ્વ, તેનો મુદ્ગલ, યવીનર;
બૃહદિષુ, કાંપિલ્ય અને, સંજય નામે પંચ કુમાર.
એ પાંચે પાંચાલ કહેવાણા, પવિત્ર સત્યવાદીય;
મોટા હતા જે મુદ્ગલ, તે વંશે થયા મૌદ્ગલ્ય ઋષિય.
તે રાજા થકી બ્રાહ્મણ હવા, તે ગયા તપને વન;
પછી તે ભર્મ્યાશ્વને મુદ્ગલ નામે, હવો એકજ તન.
વળી તેને હતું જોડલું, સાંભળ અભિમન્યુ બાળ;
એક પુત્ર અધિકારી હવો, તે દિવોદાસ ભુપાળ.
તેને કન્યા એક અહલ્યા હતી, સ્વરૂપનો નહિ પાર;
તેજ કાંતિ અપરિમિત, વરણવી વિવિધ પ્રકાર.
તે કન્યા ગૌતમ ઋષીને, પરણાવી તેવાર;
તેને પુત્ર શતાનંદ હવો, જેની બુદ્ધિનો નહીં પાર.
તેહ થકી સત્યધૃતિ હવો, તેહ થકી ઋષિ શરદ્વાન;
તેનું તપ ભંગ કરવા ઉર્વશી આવી, સ્વર્ગથી તે સ્થાન.
શરદ્વાન ઋષી દેખવાથી, તેનું વીર્ય ખળિયું જેહ;
તે વીર્ય કાસડાના ઝુમકે, મેલ્યું પૃથ્વી પડતું તેહ.
તેથી યુગ્મ ત્યાં બાળક હવાં, વનવગડાને ઠામ;
રાજા શંતનું એક સમે, વન ગયો મૃગયા કામ;
તેને તે યુગ્મ જડયાં સહી, જે હતાં વન ઠામ.
કૃપાચાર્ય અને કૃપી, રાયે ધર્યાં સુંદર નામ.
કૃપીને ઋષી દ્રોણ પરણ્યા, જે આચાર્ય ગુરૂ કહેવાય;
તેને પુત્ર અશ્વત્થામા હવો, મહાદિવ્ય જેની કાય.

**વળણ.**

કૃપીને ઋષિ દ્રોણ પરણ્યા, નવમસ્કંધ કથાયરે;
તેના પુત્ર અશ્વત્થામા થયા, હવો એકવિંશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે એકવિંશોધ્યાયઃ ॥૨૧॥**

## અધ્યાય ૨૨ મો.*

**કડવું ૨૩ મું–રાગ ચાલ દેશી.**

શુક કહે પરીક્ષિત સુણો, કહું દિવોદાસ†નો વંશ;
કથા શ્રવણ પાન કરતાં, મળે મુકિત પ્રભુ અંશઃ
મુદ્ગલના પુત્ર દિવોદાસ છે, તેનો મિત્રેયુ, તેનો ચ્યવન;
તેનો સુદાસ, તેનો સહદેવ, તેનો સોમક નામે તન.
સોમકને સત પુત્ર થયા, જયેષ્ઠ પુત્ર જંતુ પ્રમાણો;
નહાનો પૃષત પુત્ર હતો, તેનો દ્રુપદ રાય કહેવાણો.
દ્રુપદને દ્રૌપદી પુત્રી હવી, વળી ધૃષ્ટદ્યુમ્નાદિ તન;
ધૃષ્ટદ્યુમ્નનો ધૃષ્ટકેતુ, ભર્મ્યાશ્વવંશ પંચાલ રાજન.
અજમીઢ‡નો ઋક્ષ થયો, તેનો સંવરણ નામે કુમાર;
તેણે સૂર્ય પુત્રી તપતી સાથે, પાણીગ્રહણ કર્યું નિરધાર.
તે વંશે કુરૂ રાજા હવો, કુરૂ વંશથી કૌરવ પ્રમાણ;
કુરૂના પરીક્ષિત, સુધનુ, જન્હુ, ચોથા નિષધાશ્વ જાણ.
તેમાં સુધનુનો સુહોત્ર હવો, તેનો ચ્યવન તેનો કૃતિરાય;
તેનો ઉપરિચર વસુ પુત્ર થયો.તેના બૃહદ્રથ, કુશાંબ કહેવાય.
મત્સ્ય, પ્રત્યગ્ર, ચેદિ આદિ, થયા પુત્ર બહુ ત્યાંય;
ચેદિ નગરના અધિપતિ, તેઓ ચેદિરાય કહેવાય.
એ વંશે બૃહદ્રથનો કુશાગ્ર થયો,તેનો ઋષભ, તેનો સત્યહિત;
તેનો પુષ્પમાન, તેનો જહુ, પરમ પુણ્ય પવિત્ર.
(વળી) બૃહદ્રથ રાયની અન્ય સ્ત્રીએ,જણિયાં બે ફાડયાંય;
રાણીએ તેને બહાર ફગોળ્યાં,આવી જરા રાક્ષસી ત્યાંય.
'જીવ જીવ' કહી સાંધિયાં, તે જરાસંધ હવો રાય;
તેનો સહદેવ પુત્ર થયો, તેનો સોમાપિ, શ્રુતશ્રવા કહેવાય.
કુરૂ પુત્ર પરીક્ષિત રાય, હવો નિઃસંતાન એમ;
કુરૂ પુત્ર જન્હુનો§ સુરથ, તેનો વિદૂરથ, સાર્વભૌમ.
તેનો જયસેન,તેનો રાધિક, તેનો અયુત, તેનો ક્રોધન;
તેનો દેવાતિથિ, તેનો ઋષ્ય, તેનો દિલીપ રાજન.
તેને પ્રતીપ નામે પુત્ર હવો, ગુણવંત શુદ્ધ વીર;
તેને પુત્ર ત્રણ હવા સહી, અપૂર્વ ગુણ ગંભીર.

---

* આ બાવીશમા અધ્યાયમાં દિવોદાસનો વંશ કહ્યો છે. એ વંશમાં ઋક્ષ નામના રાજાના વંશમાં જરાસંધ, યુધિષ્ઠિર અને દુર્યોધનાદિ પુત્રો આવતયાં તેનું વૃત્તાંત કહ્યું છે.

† એ મુદ્ગળનો દિકરો થાય છે.

‡ એ હસ્તીરાયનો ચોથો પુત્ર થાય છે.

§ એ કુરૂનો ત્રીજો પુત્ર થાય છે.

એક દેવાપી, બીજા શંતનુ, ત્રીજો બાલ્હીક વીર;
ત્રણે થયા મહા પરાક્રમી, યશવંત બુદ્ધિ ગંભીર.
પછી દેવાપિ તપ કરવા ગયા, રાય શંતનું બેઠા રાજ;
પછી સઘળે મેઘે વૃષ્ટિ, કીધી પૃથ્વીમાંજ.
પણ હસ્તિનાપુર વિષે વૃષ્ટી, મેઘે નવ ત્યાં કીધી;
શંતનુને ઋષી કહે, દેવાપીને રાજ આપે થાશે વૃષ્ટિ.
ઋષિ વાક્ય સુણીને શંતનું, ભ્રાત સમીપે જાય;
દેશ નગરનું શુભ થાવા, ઇચ્છે રાય મનમાંય.
ભ્રાતને વિવિધ વચન કહ્યાં, નવ સમજ્યો ત્યાં ભ્રાત;
રાય પાછો આવિયો, (ત્યાં) મેઘવૃષ્ટિ થઇ સાક્ષાત.
શુકને પરીક્ષિત પુછે, કેમ દેવાપી નવ સમજાય;
શુક કહે સુણ રાયજી,શંતનુ મંત્રીઓએ કીધો ઉપાય.
મંત્રિઓને યોગ્ય દીઠું નહિ, શંતનું પૂર્વે મોકલ્યા બ્રહ્મ*;
પાખંડ મતનો ઉપદેશ કરાવ્યો, વેદ માર્ગના કીધો ધ્વંશ.
શંતનુએ પ્રાર્થના કરતી વખતે, ભ્રાતે વેદ નિંદ્યો અપાર;
દેવાપિ તેથી પતિત થયો, ટળ્યો રાજ્યતણો અધિકાર.
પછી દોષ ન લાગ્યો શંતનુને, પુન્ય પવિત્ર છે રાય;
મેઘે વૃષ્ટી કીધી સઘળે, સુખી હવી પ્રજાય.
રાય શંતનુને આસન રહ્યું, ન આવ્યા દેવાપિ વનથીય;
યોગ ધારણ કરી દેવાપી, કલાપગ્રામ રહીય.
કલીયુગે ચંદ્રવંશ નાશ થાતાં, પુનઃસત્યયુગ સ્થાપશે વંશ;
પાછો ચાલશે ચંદ્ર વંશ, તેનો આદિરાય દેવાપી પ્રભુ અંશ.
ધર્મિષ્ટ હવો તે પ્રજા વિષે, એ શંતનુ નામે ભૂપાળ;
બાલ્હીકનો સોમદત્ત હવો,તેનો ભૂરી, ભૂરીશ્રવા ને શલ.
શંતનુથી ગાંગેવ હવા, ભીષ્મ વ્રત પ્રવર્ત તેમણે કીધું;
પરશુરામને જીત્યા સંગ્રામે, મહીમંડળ યશ લીધું.
તે ગાંગેવની માત ગંગા, તેણે ગાંગેવ રાખ્યો જાણી;
પાછી પોતાને સ્વસ્થાનક ગઈ, એમ શુક બોલ્યા વાણી.
રાજા શંતનુને પછી મહારની પુત્રી, સત્યવતી પરણાવી;
એ સત્યવતી જ્યારે હુતિ કુંવારી, ત્યારે પરાશરસું સ્નેહ ભાવી.
સંગ થતાં તેને પુત્ર થયો વ્યાસ, પોતા તમારા શુભકારી;
વ્યાસે પૈલ આદિ ઋષિઓને, ભાગવતના કીધા ન ઉપકારી.
પણ મુજને શાંત સ્વભાવનો જાણી, કીધો ઉપદેશ સ્નેહ લાવી;
ભીષ્મ વ્રત ગ્રહ્યું છે ભીષ્મે, પિતા સાંનિધ્ય આવી.
શંતનુને બે પુત્ર હવા, જ્યેષ્ઠ પુત્ર ચિત્રાંગદરાય;
બીજો પુત્ર વિચિત્રવીર્ય, જે મહા બળવંત કહેવાય.

* બ્રાહ્મણો.

ચિત્રાંગદને ગાંધર્વે માર્યો, રણ મધ્યે નિરધાર;
વિચિત્રવીર્યને રાજ્યે બેસાડ્યો, ગાંગેવે તેણી વાર.
કાશી રાજાની પુત્રી સાથે, ભીષ્મે તેને પરણાવિયો;
અંબાલિકા ને અંબિકા નામ તેનું,તે પ્રજાતણું મન ભાવિયો.
તે રાય મહા કામી હવો, ક્ષય રોગ હવો છે તેને;
મિથ્યા અપવાદ રાજાને લાગ્યો, માતા સત્યવતી જેને.
તેહ રાજા અપુત્ર હવો, ક્ષય રોગે પામ્યો મર્ણ;
તવ માતા સત્યવતી ગયાં, ભીષ્મઘેરે શર્ણ.
ભીષ્મ પ્રત્યે વદે વાણી, જે સત્યવતી માત;
મુજ પુત્ર પેહેલો વેદવ્યાસ છે, તેને તેડીયે સાક્ષાત.
પછી ભિષ્મે વેદવ્યાસને, શીઘ્ર ત્યાં તેડાવ્યા;
આરાધન કીધું ઋષીનું, વેદવ્યાસ તત્ક્ષણ આવ્યા.
આસન આપી પૂજન કીધું, બેઠા વેદવ્યાસ;
કુટુંબ સર્વ આવીને બેઠું, પરાશર સુત પાસ.
નિજ વંશ નાશની વાત જે, સત્યવતીએ કહી વિસ્તારી;
પુત્ર વિના હવે રાજ્ય કેમ રહેશે,સુત શી ગતિ થાશે મારી.
પ્રૌઢ રાજ્ય અમારાં મોટાં, સંતાન નથી કો બાળ;
વેદવ્યાસ પ્રત્યે કહે માતા, થાશે કોણ હવાલ.
માટે સંતાન થાય ને વંશ રહે, કાંઇ એવો કહો ઊપાય;
નહીં તો તમો સત્યાર્થ જાણજો, રાજ્ય નિશ્ચે જાય.
તવ વ્યાસ કહે અહીં માતાજી, તેડાવો એ સ્ત્રી જંન;
વિધિ વરદાન આપ્યું જેણે, દ્રષ્ટિ પુત્ર થાયે તંન.
એવું સાંભળી માત સત્યવતી, મનમાં અતિ ઉલ્હાસી;
અંબાલિકા અંબીકા સાંનિધ્ય તેડી, ત્રીજી સાથુ દાસી.
શુદ્ધ સ્થળે વેદ વ્યાસજી બેઠા, કરી પવિત્ર આસન;
ત્રણે સ્ત્રીને તેડી સહી, કહ્યું દેહ રાખો નગ્ન.
નગ્ન વાત સાંભળતાં મનમાં, સ્ત્રી ત્રણે લજવાય;
બેઉ નેત્ર મીંચીને ઋષી સાંનિધ્ય, પ્રથમ આવી અંબિકાય.
તવ શીશ ધુણાવી વ્યાસજી કહે, એ શો કીધો વિચાર;
દ્રષ્ટી પુત્ર હશે તારે પણ, અંધ હશે તે નિર્ધાર.
તે અંબિકા રાણીથકી થયો, ઉદય ધૃતરાષ્ટ્ર રાય;
પછે વ્યાસ સાંનિધ્ય અંબાલિકા આવી, સાંભળો તેહ કથાય.
સર્વ અંગે ચંદન ચરચી, અંગ ઢાંકયું નીરધાર;
નગ્ન અંગે આવી અંબાલિકા, વ્યાસ બેઠા જે ઠાર.
વેદવ્યાસ કહે એના પુત્રનું, થશે પાંડરૂ અંગ;
શરીરે લેપ ચંદનનો કીધો, તેહતણો પ્રસંગ.
પાંડુરાય તેથકી હવા, સાંભળ અભિમન્યુ તન;
સજ્જન કુટુંબ સર્વ આનંદ્યું, મન હવા પ્રસન્ન.

ભુજવા દાસી હસતી રમતી, ઋષીની પાસે આવી;
દ્રષ્ટી પુત્ર એક તેને આપ્યો, વ્યાસજીએ ઉપજાવી.
વિદૂર નામે તે પૂત્ર હવો, જે નારાયણનો દાસ;
તેણે દ્રઢ ભક્તિ નારાયણની કીધી, કૃપા શ્રી અવિનાશ.
રાય ધૃતરાષ્ટ્ર પરણાવ્યા ભીષ્મે, ગંધાર દેશની માંય;
ગંધારપતિની લાવ્યા કન્યા, ગાંધારી કહેવાય.
રાય ધૃતરાષ્ટ્રને ગાંધારી થકી, એક સત હવા કુમાર;
તેમાં દુર્યોધન દુષ્ટ હવો, સર્વ કુળ સંહારક સાર.
પુત્રી એક હવી દુઃશલા, રૂપ તણો નહીં પાર;
તે કન્યા જયદ્રથને આપી, સિંધુપતી ઘર દ્વાર.
કુંતિભોજ રાયની પાળી કન્યા, પરણ્યા પાંડુ રાય;
જે યાદવકુળ ઉત્પન્ન હવી છે, નામ કુંતા કહેવાય.

એક સમે પાંડુ રાજા મૃગયા, ગયા હુતા વને;
એવે મૃગ મૃગલી સંગ કરતાં, થયાં રાયને દરશન.
ઋષી ઋષીપતિનિયે મૃગ તણો, ધર્યો હુતો દેહ નિર્વાણ;
પાંડુ રાજાયે તત્ક્ષણ, તે મૃગ ઉપર માર્યું બાણ.
ત્યારે નાશ પામતી મૃગલીએ, શાપ દીધો તેણી વાર;
સંભોગ કરતાં રાજા તારા, જાશે પ્રાણ નિરધાર.
તે માટે કુંતાયે તપ કીધું વને, સાથે પાંડુ રાય;
ઋષી દુર્વાસાની કૃપાથી, તેને ત્રણ પુત્ર ત્યાં થાય.
કુંવારીકા વયમાં આવ્યો હતો એક, જેનું નામ ધર્યું છે કર્ણ
યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, બાંધવ વન મધ્યે થયા ત્રણ.
ધર્મરાયના પુત્ર યુધિષ્ઠિર, વાયુપુત્ર ભીમ કહેવાય;
ઇંદ્રનો પુત્ર હવો અર્જુન, જે મહા બાણાવળી રાય.
પછી માદ્રીથી બે પુત્ર હવા, તેનાં નકુલ સહદેવ નામ;
અશ્વિનીકુમાર કૃપા થકી, તે પ્રગટ્યા તેણે ઠામ.
એક સમે રાજા પાંડુએ, કામા દ્રષ્ટિ કીધી;
મૃગનો શાપ ભૂલી ગયા, માદ્રી સંગે લીધી.
તત્કાળ પ્રાણથી રહીત હવો, રાય પાંડુ પામ્યો મર્ણ;
વૈકુંઠવાસ હવો રાયને, કૃપા કીધી અશરણશર્ણ.
એ પાંચ ભ્રાત પાંડવ કહેવાયા, પરણ્યા દ્રૌપદી નાર;
દ્રૌપદીથી પાંચ* પુત્ર હવા, તેનો અશ્વત્થામાયે કર્યો સંહાર.

તે પાંચ પાંડવને પંચ સ્ત્રી, બીજી હવીયો છે રાણી*;
તેને પુત્ર એકેકો હવો, એમ શુકજી બોલે વાણી.
અર્જુનની સ્ત્રી સુભદ્રા તેને, અભિમન્યુ નામે બાળ;
તેની રાણી વૈરાટની પુત્રી, ઉત્તરા તેના તમે ભુપાળ.
તેના જન્મેજય રાજા યજ્ઞ કરીને, સર્પ હોમશે સર્વ;
મહા મોટા મણીધર નાગ તે, સર્વ તજશે ગર્વ.
તારા પુત્ર ચાર† છે તેમાં, વડો જન્મેજય પરમ પાવન;
વડો એ પુત્ર તમારો, બેસશે રાજ્યાસન.
અશ્વમેધ કરશે રાજા, અને બીજા અનેક યજ્ઞ‡;
સર્વ ધર્મ યજ્ઞ માર્ગ ચાલશે, સંતોષશે ઋષી સર્વજ્ઞ.
તેનો શતાનીક, બ્રાહ્મણ થઇને, કરશે વિદ્યા અધ્યયન§;
પરમપદ પામશે શતાનીક, કરૂણા કરશે જગજીવન.
શતાનીકનો સહસ્ત્રાનીક, તેનો અશ્વમેધક કહેવાય;
તેનો અસીમ કૃષ્ણ થશે, ગુણ અપરિમિત ગણાય.
તેની કીર્તિ વાધી અતિ ઘણી, તેનો નિમિચક્ર કુમાર;
પછી નિમિચક્ર રાજ્ય કરતાં, તણાશે તે પૂર નિરધાર.
તે રાય કૌશાંબી નગરી સ્થાપશે, ત્યાં કરશે રાજ તે સાર;
ઉકત તેનો, પછિ ચિત્રરથ થશે, તેનો કવિરથ બાળક સાર.
તેનો વૃષ્ટિમાન, તેનો સુષેણ, તેનો સુનીથ નામે તન;
તેનો નૃચક્ષુ, તેનો સુખીનળ, તેથકી પરિપ્લવ ઉત્પન્ન.
તેનો સુનય, તેનો મેધાવી, તેનો નૃપંજય રાય;
તેનો દૂર્વ, તેનો તિમિ, તેનો બ્રહદ્રથ કહેવાય.
તેનો સુદાસ, તેનો બીજો શતાનીક, તેનો દુર્દમન;
તેનો બહીનર, તેનો દંડપાણી, તેનો નિમિરાય તન.
તેનો ક્ષેમક પુત્ર થયો, અપરિમિત ગુણવાન;
એ રીતે બૃહત્ક્ષેત્ર વંશ, કહ્યો પૂનિત નિધાન.

---

* દ્રૌપદીને યુધિષ્ઠિરથકી પ્રતિવિંધ્ય, ભીમસેનથકી શ્રુતસેન, અર્જુનથકી શ્રુત કીર્તિ, નકુલથકી શતાનીક અને સહદેવથકી શ્રુતકર્મા નામે પુત્રો થયા હતા.

* યુધિષ્ઠિરને પૌરવી નામની સ્ત્રીથી દેવક નામે પુત્ર; ભીમસેનને હિડિંબા નામની સ્ત્રીથી ઘટોત્કચ અને કાલી નામની સ્ત્રીથી સર્વંગત નામે; સહદેવને પાહાડી રાજાની દીકરી વિજયા સ્ત્રીથી સુહોત્ર; નકુલને કરેણુમતી નામની સ્ત્રીથી નિરમિત્ર, અર્જુનને ઉલૂપી નામની નાગ કન્યાથી ઈરાવાન, મણિપુરના રાજાની દીકરી ચિત્રાંગદાથી બભ્રુવાહન અને સુભદ્રાથી અભિમન્યુ થયો હતો. એઓમાં બભ્રુવાહન જો કે અર્જુનનો પુત્ર હતો, તોપણ તેના માતામહે કરેલા ઠરાવ પ્રમાણે તે માતામહનો પુત્ર થઇને રહ્યો હતો.

† જન્મેજય, શ્રુતસેન, ભીમસેન અને ઉગ્રસેન.

‡ કાવષેય કુલના તુર નામના બ્રાહ્મણને પુરોહિત કરીને અશ્વમેધ અને બીજા યજ્ઞો પણ કરશે.

§ શુકે કહ્યું કે:—તે યાજ્ઞવલ્કય ઋષિ પાસેથી ત્રણ વેદ ભણશે. કૃપાચાર્ય પાસેથી અસ્ત્ર વિદ્યા શિખશે અને શૌનક પાસેથી બ્રહ્મવિદ્યા પામશે.

તેને ક્ષેમક રાજા વંશ થકી, વૃદ્ધિ થાશે નષ્ટ;
પછી અન્ય રાય રાજ્યાસન બેસશે,શોભા જેની ઉત્કૃષ્ટ.
હવે કહું જરાસંધ વંશ કથા, હશે તેના સહદેવ રાય;
તેના વળી માર્જારિ રાય થશે, શુભ ચંદ્રવંશની માંય.
તેના શ્રુતશ્રવા, તેનો અયુતાયુ, તેનો નિરમિત્ર તંન;
તેનો સુનક્ષત્ર, તેનો બૃહત્સેન, તેથકી કર્મજીત ઉત્પન્ન.
તેનો સૃતંજય, તેનો વિપ્ર, તેનો શુચિ, તેનો ક્ષેમ;
તેનો સુવ્રત રાય હવો, તેનો ધર્મસૂત્ર, તેનો શમ.
તેનો દ્યુમત્સેન, તેનો સુમતિ, તેનો સુબલ નામે રાય;
તેનો સુનીથ, તેનો સત્યજીત, તેનો વિશ્વજીત કહેવાય.
તેનો રિપુંજય નામે પુત્ર થયો, મહા પરાક્રમી અપાર;
કીર્તિ તેની જગમાં વ્યાપી, ધર્મ ધુરંધર સાક્ષાત્કાર.
છેલ્લો રાજા રિપુંજય થશે, પ્રજા પાળક ભૂપ*;
એ મહારાજા સદ્ધર્મે ચાલશે, પોતે દિવ્ય સ્વરૂપ.
એ ચંદ્રવંશી રાજાની કથા, શ્રવણે ધરશે નરનાર;
તેને કરૂણા કરશે કમલાપતિ, જીવન વિશ્વાધાર.
જન્મ કોટિ તણા અઘ વામે, કાયા નિર્મળ થાય;
સ્વર્ગવાસ પામે તે પ્રાણી, અંતે વૈકુંઠ જાય.

વળણ.

વૈકુંઠ સદને સાંચરે પ્રાણી, સાંભળ પરીક્ષિત રાયરે;
કરજોડી વિપ્રવલ્લભ કહે, હવો બાવીશમો પૂર્ણ અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે નવસ્કંધે દ્વાવિંશો-ધ્યાયઃ ॥૨૨॥**

---

## અધ્યાય ૨૩ મો.†

### કડવું ૨૪ મું–રાગ મેવાડો.

સુત પુરાણીક વાણી ઉચરે, સુણો શૌનક ઋષી રાયજી;
ગર્ભયોગી રાય પરીક્ષિતને, સંભળાવે છે કથાયજી.
યયાતિ રાજાતણો હવો, ચોથા અનુના બાળજી;
અનુનાના સભાનર,ચક્ષુ,અને પરોક્ષ નામત્રણ કૌમારજી.
તેમાંસભાનરનો કાળનર,તેનો સંજય,તેનો જન્મેજય રાજનજી;
તેનો મહાશીલ,તેનો મહામના,તેના ઉશીનર તિતિક્ષુ તંનજી.
ઉશીનરને શિબિ,વન,શમિ, અને ચતુર્થ મોદક્ષ બાળજી;
એ સર્વે કૌમારો રૂડા, જગમાં હવા ભૂપાળજી.
શિબિને વૃષાદર્ભ, સુવીર, ભદ્ર, ચોથા કૈકય સંતાનજી;
ઉશીનર ભ્રાત તિતિક્ષુને હવો, રૂશદ્રથ ગુણ નિધાનજી.
તેનો હેમ, તેનો સુતપા, તેનો બળિ નામે કુમારજી;
દીર્ઘતમા ઋષિના વીર્યથી, બળીની સ્ત્રીને હવા તન બે-ચારજી*.
અંગ, વંગ, કલિંગ, સુહ્મ, પુંડ્ર અને અંધ્ર નામજી;
તે ષટ્ કુમારો ક્ષેત્રજ કહેવાણા, અંગ વંગાદિ આધિપત ઠામજી.
એ અંગનો ખનપાન થયો, તેનો દિવિરથ રાયજી;
તેનો ધર્મરથ, તેનો ચિત્રરથ,તેનું પરાક્રમ અતિ કહેવાયજી.
વળી રોમપાદ નામ બીજું, નવ થયું તેને સંતાનજી;
અતી દીર્ઘવંશ તેનો હવો, આ અવની ચક્ર પરમનિધાનજી.
તે વંશમાં રાય રોમપાદનો, મિત્ર દશરથ રાયજી;
રામચંદ્રજીના પિતાજી, જગમાં બહુ મહિમાયજી.
રાય દશરથે રોમપાદને, શાન્તા પુત્રી સોંપીજી;
તે શાન્તાને ઋષિ શૃંગજી, પરણ્યા પ્રેમ ધરી ચોંપેજી.
કો કાળે રોમપાદ દેશમાં, ન થઈ વૃષ્ટિ, પડ્યો દુકાળજી;
તે વખતે વેશ્યાઓએ, મોહ પમાડ્યા ઋષિ શૃંગ બાળજી.
નૃત, ગીત અને વિલાસ કરી,ઋષિ મોહ પમાડયા ત્યાંયેજી;
હરિણી પુત્ર એવા શૃંગમુનિને, લાવી નગરી માહ્યેજી.
તેહ ઋષીનું બ્રાહ્મણોએ, ઋષી શૃંગ ધર્યું નામજી;
ઇન્દ્ર ઇષ્ટિ ઋષિએ કરાવી,સંતાન સુખી દશરથ અભિરામજી.
એ રોમપાદનો ચતુરંગ થયો, તેનો પૃથુલાક્ષ નામે બાળજી;
તેનો બૃહદ્રથ,બૃહત્કર્મા,અને બૃહદ્ ભાનુ નામે કુમારજી.
તેમાં બૃહદ્રથનો બૃહન્મના, તેનો જયદ્રથ, વિજય રાયજી
વિજયને સંભૂતિ સ્ત્રીથી થયું બાળક,તે ધૃતિ નામે ગવાયજી.
તેનો ધૃતવ્રત, તેનો સત્કર્મા, તેનો અધિરથ પુત્રજી;
એ અધિરથને એક પેટી મળી. ગંગાતટથી પવિત્રજી.
તેની મધ્યેથી મળ્યું બાળક, રૂપતણો અંબારજી;
રાયે પુત્ર કરીને રાખ્યો, નોધારો આધારજી.
કુંતાને કુમારીવસ્થાએ, સુર્ય તપથી હવો કુમારજી;
કર્ણ નામ તેનું જાણો, મહા દાતાર શૂરો નર સારજી.†
કુંતાએ પ્રથમે ગંગામાં, નાખ્યો હુતો બાળજી;
તણાતો તે જળમાં આવ્યો, હસ્તિનાપુર મોઝારજી.
ક્રીડા કરતાં ગંગા તટે, અધિરથે દીઠી તણાતી પેટીજી;
તેમાંથી એ બાળક મળિયું, સુત‡ સુત§ નામની કહેતીજી.

---

* એ પછીનો વંશ દ્વાદશસ્કંધના પ્રથમાધ્યાયમાં વર્ણવ્યોછે.

† આ ત્રેવીશમા અધ્યાયમાં યયાતિના પુત્ર અનુ, દ્રુહ્યુ અને તુર્વસુના વંશ કહ્યા પછી જરાસંધ નામના રાજા સુધી યદુનો વંશ કહ્યો છે.

*એને ચાર છ. † તત્વ જેવો. બહુ માલવાળો. ‡સારથી. §પુત્ર.

એ કર્ણને રાખ્યો રાધાએ, પાળ્યો પુત્રની પેરજી;
રાય પણ પુત્રની પેરે દેતો, માન પોતાને ઘેરજી.
તે કર્ણ* ગુરૂ પરશુરામ કૃપાથી, વિદ્યા પામ્યો અપારજી;
ઇંદ્રે આવી તેને શાપ દેવાડયો, નિષ્ફળ કીધો શ્રમ સારજી.
હવે યયાતિનો વધુ વંશ કહું, સાંભળ પરીક્ષિત રાયજી;
યયાતિના દ્રુહ્યુ થયા, તેના બભ્રુ તેના સેતુ કહેવાયજી.
તેનો આરબ્ધ, તેનો ગાંધાર, તેનો ધર્મ, તેનો ધૃતજી;
તેનો દુર્મના, તેનો પ્રચેતા, તેના થયા શત સુવ્રતજી†.
એ સર્વે ઉત્તર દિશામાં રહી, મ્લેચ્છના રાજા હવાજી;
યયાતિના તુર્વસુ,તેનો વન્હિ,તેનો ભર્ગ, ભાનુમાન થયાજી.
તેનો ત્રિભાનુ,તેનો કરંધમ, તેનો મરૂત નામે બાળજી;
એ મરૂતનો દુષ્યંત થયો, ફરી અવતર્યો ભૂપાળજી.
રાજ ઇચ્છા મનમાં રહીતિ, ઇંશ્વર ઇચ્છાથી જન્મજી;
કર્મ રહિત છતે કર્મે બંધાયો, કર્મ ગતી છે પર્મજી.
તે પુનઃ અવતરયો પુરૂ‡વંશમાં, જેનું વર્ણન કહ્યું છે પૂર્વેજી;
હવે યયાતિ પુત્ર યદુતણો વંશ, વિસ્તારથી વર્ણું સર્વેજી.
જેના વંશમાં પ્રભુ પ્રગટયા,નામ લેતાં પાતક જાયજી;
યદુના સહસ્રજીત્, ક્રોષ્ટા,નળ, અને ચોથા રિપુ રાયજી.
તેમાં સહસ્રજીતનો શતજિત થયો,તેનો મહાહય,વેણુહયજી;
ત્રીજા પુત્ર હૈહય થયા, જેની કીર્તિ અપરિમિત અક્ષયજી.
તેમાં હૈહયનો ધર્મ, તેનો નેત્ર, તેનો કુંતિ, સોહંજી;
તેનો ભદ્રસેનક, તેના દુર્મદ અને ધનક બે મનમોહંજી.
ધનકના કૃતવીર્ય, કૃતાગ્નિ, કૃતવર્મા, ચતુર્થમા કૃતૌજાજી;
કૃતવીર્યનો અર્જુન§ થયો, એ હતો સપ્ત દ્વીપ રાજાજી.
ગુરૂદત્ત પાસેથી તે રાજાએ, યોગ વિદ્યા ગ્રહણ કરીજી;
પંચાશી હજાર વર્ષ સુધી તેને, રાજ્ય સુખ દીધું હરિજી.
તેને હજારો પુત્રો હતા, તે મૂવા પરશુરામ હાથજી;
મરતાં જયધ્વજ, શૂરસેન, વૃષભ અને મધુ બચ્યા સાથજી.
પાંચમો ઉર્જિત પાપીઓ, તે પાંચે ભાગી છૂટાજી;
તેનો જયધ્વજ, તાલજંઘ થયો, તેના સત પુત્ર પનોતાજી.
તાલજંઘ નામથી પ્રસિદ્ધક્ષત્રિને,સગરે|| મારી નાંખ્યાજી;
તાલજંઘનો જ્યેષ્ટ પુત્ર તે, વીતિહોત્ર હવો વિખ્યાતાજી.

* કર્ણનો વૃષસેન નામે પુત્ર થયો હતો. † સારા વ્રત કરવાથી થયેલો. ‡ યયાતિના પુત્ર પુરુને ઘેર. § સહસ્ત્રાર્જુન. || ઔર્વઋષિ પ્રતાપથી.

સહસાર્જુનનો પુત્ર મધુ તેને, સત હુવા સંતાનજી;
તેમાં વૃષ્ણિ જ્યેષ્ટ હતો, બળ પરાક્રમી મહા વિદ્વાનજી.
એ મધુ વૃષ્ણિ ને યદુ ઉપરથી, વંશ જુજવા કહેવાયજી;
માધવ,વૃષ્ણિ, યાદવ કહેવાણા, વર્ણન તેનું ન વર્ણાયજી.
તે થકી ઘણો વંશ વધ્યો છે, સાંભાળ રાજા તેહજી;
વિસ્તાર વંશતણો સાંભળતાં, દિલ ઉપને બહુ નેહજી*.

---

કડવું ૨૫ મું-રાગ ધન્યાશ્રી.

શ્રી શુકજી વાણી ઉચરે, પરીક્ષિત સુણોરે;
આ નવમસ્કંધ ભાગવત મહિમા ઘણોરે.
એક મને જે સાંભળે, હેત આણીરે;
તેને કૃપા કરે અવિનાશ, સારંગપાણીરે.

ચાલ.

સારંગ પાણી કરે કૃપા, જે કથા હરીની સાંભળે;
જે હોય પાપ પૂર્વ જન્મનું શ્રવણથી સર્વે બળે.
યદુતણા પુત્ર ક્રોષ્ટુ જાણો, તેના વૃજિનવાન્ રાય;
તેનો શ્વાહિ, તેનો રૂશેકુ, તેનો ચિત્રરથ પુત્ર કહેવાય.
તેનો શશબિંદુ નામે પુત્ર થયો, પરમ યોગી પુનિત;
અતિ વૈભવનો ભોક્તા, મહાત્મા ચક્રવર્તી ધીટ.
ચૌદ રત્ન તેનીકને હતાં, તેને દશ સહસ્ર નારી;
એકેકીને લક્ષ પુત્ર હવા, તે સર્વે પરોપકારી.
વળી તે શશબિંદુ રાજા, હવો એકબળીયો સહી;
તે યદુ કુળમાં હવો યાદવ, કીર્તિ નવ જાયે કહી.
તેહ થકી યાદવ થયા ઘણા, યદુવંશ વાધ્યો બહુ;
શશબિંદુના પુત્રમાં, છને મુખ્ય માને સહુ.
તેમાં પૃથુશ્રવાનો ધર્મ જાણો, તેનો ઉશના નામે બાળ;
તેણે સત અશ્વમેધ કીધા સહી, પુણ્ય બુદ્ધિ વિશાળ.
તેનો રૂચક નામે પુત્ર હવો, તેનો પુરૂજિત્ રાય;
રૂક્ત, રૂક્મેષ્ટુ, પૃથુ અને, જ્યામઘ નામે પંચ થાય.
જ્યામઘ રાય અપુત્ર હવો, પણ સ્ત્રી ન કરી શકે અન્ય;
સ્વરાણી શૈબ્યા બીકથી, નવ પરણી શકે સીધન.
એક દિન શત્રુભુવનથી, ભોજ્યા નામે કન્યા હરી;
રથમાં બેસાડી લાવતો હતો, તે શૈબ્યાએ દીઠી ખરી.

* અત્રે ત્રેવિશમો અધ્યાય પૂર્ણ થાય છે, તે એક પ્રતમાં તો અત્રે વળણ પણ છે, પરંતુ મૂળ ભાગવત પ્રમાણે નિચેનો કથા પ્રસંગ એ અધ્યાયમાં સમાયલો છે, ને તેને માટે એકજ પ્રતમાં નિચલું કડવું છે, જે અત્રે દાખલ કરીને તેના વળણ સાથે ત્રેવિશમો અધ્યાય પૂર્ણ કીધો છે.

ક્રોધ ભરિત શૈબ્યા વદે, હે કપટા જ્યામઘ પાપીય;
આ મુજને બેસવાના રથમાં, કોને બેસાડી તેં અહિંય.
ભયથી બીધેલો જ્યામઘ બોલ્યો, એ તુજ પુત્રની નારી;
હસતી હસતી શૈબ્યા બોલી, હું છું વાંઝણી અકારી.
તેમ નથી મુજને શોકય કોઇ, કેમ એ સંભવે પુત્ર નારી;

**જ્યામઘ કહે છેઃ-**

હે રાણી,તું જે પુત્ર પ્રસવશે, તેને યોગ્ય છે આ સુકુમારી.

**શુક કહે છેઃ-**

એવે સમયે દેવ પિતૃઓને, જ્યામઘની દયા આવી;
દેવે વચન તેનું સત્ય કરવા, વાત અદ્ભુત ઉપજાવી.
એ જ્યામઘ રાયે, ભાવ સહિત, કીધું પૂજન ભારી;
તેથી 'તથાસ્તુ' કહી દેવ ગયા,ગર્ભિણી હવી શૈબ્યા રાણી.
સમય પ્રાપ્ત થતે પુત્ર જન્મ્યો, તેનું નામ ધર્યું વિદર્ભ રાય;
પિતાએ આણેલી સતી કન્યા, પરણ્યો પછે તે રાય.

**વળણ.**

પિતાએ આણી સતી કન્યા, પરણ્યો તે વિદર્ભ રાયરે;
શ્રીમદ્ ભાગવત નવમસ્કંધનો,હવો ત્રેવીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે નવમસ્કંધે ત્રયવિંશોધ્યાયઃ ॥૨૩॥**

---

## અધ્યાય ૨૪ મો.*

### કડવું ૨૬ મું-રાગ ધન્યાશ્રી.

સુત કહે શૈનક સુણો, તે કથા સહુ માંડી કહું;
તે મધ્યે એક વિદર્ભ, મહા પરાક્રમી યાદવ બહુ.
વિદર્ભરાયને ભોજ્યા સ્રીથી, ત્રણ થયા કુમાર;
કુશ, ક્રથ અને રોમપાદ, નામ તેનાં નિરધાર.
રોમપાદ હવો આનંદદાયી, વિદર્ભ કુળ દીપક;
તેને બભ્રુ નામે પુત્ર થયો, તેનો થયો ઉશિક.
તેનો ચેદિ, તેના દમઘોષાદિ, પુત્રો થયા અનેક;
ક્રથ† તણો કુંતિ થયો, તેનો ધૃષ્ટિ નામે બાળ એક.

* આ ચોવિશમા અધ્યાયમાં વિદર્ભના ત્રણ પુત્રોની ઉત્પત્તિ અને બલભદ્ર તથા શ્રી કૃષ્ણ સુધીના અનેક પ્રકારના વંશ ક્યાં ક્યાંથી થયા તે કથા કહીછે. † વિદર્ભનો વચલો પુત્ર.

તેનો નિર્વૃતિ, તેનો દશાર્હ, તેનો વ્યોમ, તેનો જીમૂત;
તેનો વિકૃતિ, તેનો ભીમરથ, તેને નવરથ નામે પૂત.
તેનો દશરથ, તેનો શકુનિ, તેનો કરંભિ, તેનો દેવરાત;
તેનો દેવક્ષત્ર, તેનો મધુ, તેનો કુરુવંશ સાક્ષાત.
તેનો અનુ, તેનો પુરૂહોત્ર, તેનો આયુ, તેનો સાત્વત;
સાત્વતને સપ્ત પુત્ર હવા, તે છે અતિ પુણ્યવંત.
ભજમાન, ભજિ, દિવ્ય, વાષ્ણિ, દેવાવૃધ, અંધક;
સાતમા પુત્ર મહાભોજ થયા, તેમાં નવ ખોડ કે વંક.
પ્રથમ પુત્ર ભજમાનને, પહેલી સ્રીમાં નિમ્લોચી, કિંકિણ;
અને વૃષ્ણિ પુત્ર થયા, ત્રણે તણા અપરિમિત ગુણ.
દ્વિતીય સ્રીમાં શતાજિત, સહસ્રાજિત્ ને અયુતાજિત્;
એ નામે ત્રણ પુત્ર હવા, કામ કીધાં તેણે અપરિમિત.
સાત્વતના પંચમા* પુત્રને, બભ્રુ નામે થયો કુમાર;
એ દેવાવૃધ, બભ્રુ વિષે, બે શ્લોક બોલે અવાર.
તેનું તારતમ્ય અતિ ગહન, વદું છું આ વાર;
"દેવાવૃધ બભ્રુને દૂરથી, સુણતા હતા કૃપાળ.
તેવા અમો દેખીએ છિએ, એના પુણ્ય તણો નહિ પાર;
"મનુષ્યમાં શ્રેષ્ઠ" બભ્રુ છે, દેવતા સમાન દેવાવૃધ સાર.
છ હજાર પાંસઠ અષ્ટ પુરુષને, પિતા પુત્રે કીધો ઉપદેશ;
તેથી તેઓ મોક્ષ પામિયા, શરણે ગયા ત્રિલોકેશ."
સાત્વતના સપ્તમા† પુત્ર જે, ધર્મ માર્ગમાં છે ચતુર;
તે થકી ભોજકુલ ઉત્પન્ન થયું, જગ વિષે જાણ રાય શૂર.
સાત્વતના ચતુર્થ‡ પુત્રને, સુમિત્ર નામે નરેશ.
તેનો યુધાજિત્, તેના શિનિ, અનમિત્ર બે ભૂપાળ.
અનમિત્રનો નિમ્ન થયો, તેના સત્રાજિત પ્રસેન બે સૂત.
અનમિત્રનો દ્વિતીય પુત્ર, શિનિ હતો પવિત્ર પૂત.
તેનો સત્યક, તેનો યુયુધાન,§ તેનો જય, તેનો કુણિ;
તેનો યુગંધર નામે પુત્ર થયો, એ વાત રાયજી સુણિ.
અનમિત્રનો પુત્ર ત્રીજો, વૃષ્ણિ નામે કુમાર;
તેનો શ્વફલ્ક, અને ચિત્રરથ, રૂપ, ગુણ, શીલ અપાર.
શ્વફલ્કને ગાંદિની સ્રીથી, અક્રૂર, આસંગ સારમેય;
મૃદુર, મૃદુવિત્, ગિરિ, ધર્મવૃદ્ધ, સુકર્મા, ક્ષેત્રોપેક્ષય.

* દેવાવૃધ. † મહાભોજ. ‡ વૃષ્ણિ. § બીજું નામ સાત્યકી.

અરિમર્દન, શત્રુઘ્ન, ગંધમાદ,અને પ્રતિબાહુ નામે તેર પૂત્ર;
સુચીરા નામે કન્યા અવતરી, એમ વાધ્યું તેનું ઘર સૂત્ર.
અક્રૂરના દેવવાનૂ ઉપદેવ, બંને કુંવર બુદ્ધિ વિશાળ;
અક્રૂરના કાકા ચિત્રરથને, પૃથુ, વિદૂરથાદિ બાળ.
એ વૃષ્ણિ કુળના પ્રકાશ કરતા, તેજોમય કાંતિ અપાર;
સાત્વતના છઠ્ઠા* પુત્રને, કકુર ભજમાન સાર.
શુચિ અને કંબલબર્હિષ, એ નામે ચાર કુમાર;
તેમાં કકુરનો વન્હિ થયો, તેનો વિલોમા પુત્ર સાર.
તેનો કપોતરોમા, તેનો અનુ, એ કહ્યો વંશ વિસ્તાર;
અનુતણા સખા તુંબરૂ ગંધર્વ, શુભ ગુણ યુકત પ્રેમાળ.
અનુનો અંધક, તેનો દુંદુભિ, તેનો અરિદ્યોત કહેવાય;
તેનો પુનર્વસુ પુત્ર થયો, તેનાં આહુક આહુકી ત્યાંય.
આહુકને દેવક ઉગ્રસેન, બે પુત્ર થયા નિરધાર;
તેમાં દેવકનો દેવવાન, ઉપદેવ, સુદેવ, દેવવર્દ્ધન સાર;
વળી દેવકને સપ્ત પુત્રી, તેનો નામતણો કહું છું વિસ્તાર;
એક પુત્ર દેવકી કુખે, જન્મ્યા જગદાધાર.
ધૃતદેવા, સાંતિદેવા, ઉપદેવા, શ્રી દેવા, દેવ રક્ષિતા;
સહદેવા અને દેવકી, એ સાત જાણો રાય દુહિતા.
એ સપ્ત કન્યા વસુદેવને, પરણાવી રાયે ત્યાંય;
ઉગ્રસેનનો† કંસ, સુનામા, ન્યગ્રોધ, કંક, સુહૂ કહેવાય.
રાષ્ટ્રપાલ, સૃષ્ટિ અને તુષ્ટિમાન, નવ પુત્ર છે નિરધાર;
કંસા, કંસવતી, કંકા, શૂરભૂ નેરાષ્ટ્રપાલિકા કુંવરીસાર.
એ પંચને વસુદેવ કેરા, પરણિયા લઘુ ભ્રાત;
ચિત્રરથનો‡ પુત્ર વિદૂરથ, તેનો શૂર તેનો ભજમાન.
તેનો શિનિ, તેનો સ્વયંભોજ, તેનો હૃદીક, તેના દેવબાહુ;
શતધેનુ, કૃતવર્મા, દેવમીઢ, એ ચારે ગુણિયલ બહુ.
દેવમીઢનો શૂર થયો, તેને મારિષા સ્ત્રી હુતિ નિરધાર;
તે થકી વસુદેવ, દેવભાગ, દેવશ્રવા, આનક સાર.
સૃંજય, શ્યામક, કંક, શમીક,વત્સક ને વૃક નામે દશ કુમાર;
એ દશે મહા પરાક્રમી, તેની લીલા તણો નહિ પાર.
જ્યુદેવને ત્યાં વાસુદેવ હવા, ત્યારે દેવ દુંદુભિ વાજ્યાં;
આનંદ વર્ત્યો દસ દીશે, થૈ થૈકાર દેવેન્દ્રે કીધી મયાં.
પરીક્ષિત કહે શુકજી સુણો,કહો તે વાજીંત્ર કેમ વાગ્યાં તહાં;
એવું પરાક્રમ શું હતું જે, પુત્રના ગુણ ત્રિભુવન મહાં.
તવ શુક કહે સુણ રાયજી,એને ઘેર શ્રી હરી અવતર્યા;
આગમન જાણી વાજીંત્ર વાગ્યાં, દેવને મન ભાવિયા.

* અંધક. † દેવકનો મોટા ભાઇ. ‡અક્રૂરના કાકા છે.

વસુદેવને* ઘેર બેન હતી, શુભ કુંતા નામજ તેતણું;
કુંતિભોજ રાય અપુત્ર હતો, તેણે પાલન કીધું ઘણું.
પંચ ભગિની વસુદેવને, તેનાં નામ વિસ્તારી કહું;
એક કુંતા, બીજી શ્રુતદેવા, શ્રુતકીર્તિ ભાગ્યશાળી બહુ.
ચોથી શ્રુતશ્રવા, પંચમી રાજાધિદેવી નામ છે;
ગુણશીલ સરખી ચાતુરી, જેને હૃદે હરી ગુણગ્રામ છે.
કુંતિભોજ રાજા અપુત્ર, તેને કુંતા પુત્રી અર્પણ કરી;
પુત્રથકો તેને વિશેષ પાળે, કુંતિભોજ આનંદ ધરી.
તેને કુમારિ વયમાં સ્વેચ્છાથી, મંત્ર આપ્યો દુર્વાસા ઋખી;
કહ્યું મંત્ર તુજને સફળ થાશે, કુંતા તું થાશે સુખી.
ઋષી દુર્વાસાએ ઉપાસનની, વિદ્યા આપી છે તાંહ;
જે દેવને સતિ આરાધે, તે આવે અમર એક ક્ષણમાંહ.
કુંતા મતે ઋષીયે કહ્યું, જે દેવને આરાધે સહી;
મનકામના તારી પૂર્ણ કરવા, તે આવશે શિઘ્ર અહીં.
એવો મંત્ર વર આપીને, ઋષી દુર્વાસા સ્થાનક ગયા;
પરિક્ષા જોવા કુંતાએ ત્યાં, સૂર્યનારાયણ આરાધીયા.
તત્કાળ સવિતા પધાર્યા, રવિ કુંતા સાંનિધ્ય આવિયા;
કુંતાજી જોઇ થયાં વિસ્મય,રવિ કીર્ણે સઘળે શોભાવિયાં.
અનેક ઊપાયે સ્તુતિ કુંતા કરે,પણ સૂર્ય પાછા વળે નહીં;
દ્દષ્ટી પુત્ર એક સવિતાયે આપ્યો,કુંતાએ ગર્ભ ધર્યો તહીં
તે કુંવારી કાયામાં ગર્ભ ધર્યો, જોઇ સર્વ આશ્ચર્ય થયાં;
પણ કર્ણ દ્વારે કર્ણ પ્રસવ્યો, તે સૂર્ય પૂત્ર કહેવરાવીયા.
ગંગામાં નાખ્યો સહી, પછો સુતે તેને પાળીયા;
પછે કુંતાજીને પાંડુસંગે, કુંતિભોજે પરણાવીયા.
વસુદેવની બીજી બેહેન, શ્રુત દેવા જેનું નામ છે;
કરૂષાધિપત્ય વૃદ્ધશર્મા પરણ્યો, ગુણ અગણિત ધામ છે.
તે કુખે દંતવક્ર હવો, પૂર્વે જય પાર્ષદ હતો સહી;
સનકાદિકના શ્રાપ [illegible] વાસના હૃદે રહી.
ત્રીજી બેહેન શ્રુતકાર્તિ, ધૃષ્ટકેતુ રાયને વરી;
તેને સંતર્દન પંચ પુત્ર જન્મ્યા, જવ હરિયે કૃપા કરી.
દમઘોષ પરણ્યો શ્રુતશ્રવાને, શિશુપાળની તે માત;
એ શિશુપાળ વિજય હતો, પૂર્વ જન્મે વિખ્યાત.
રાજાધીદેવીને માળવાધિપત, જયસેનને પરણાવી;
બિંદ અનુબિંદ પુત્ર હવા, સર્વેને તે વાત ભાવી.

* તેમાં મોટી પૃથાને વસુદેવના બાપ શૂરે કુંતિરાજા કે જે અપુત્ર હતો તેને દીકરી તરીકે રાખવા આપી હતી. તેથી તેનું નામ 'કુંતી' કહેવાયું હતું.

વસુદેવ બંધુ દેવભાગ, બીજો દેવશ્રવા મુન્ય;
ત્રીજો આનક મહામતિ, સૃંજ્ય ને હરિની ધૂન્ય.
પંચમો બાંધ્રવ શ્યામક હતો,છઠ્ઠો વત્સક આત્મારામ;
વૃક, શમીક, કંક, એ નવ બંધુ પૂર્ણ કામ.
વસુદેવને પૌરવી, રોહીણી, ભદ્રા, મદિરા, રોચના ઇલા;
દેવકી માતા કૃષ્ણતણી, એ સપ્ત રાણીએ શોહીલા.
રોહિણી કુખે બળિભદ્રજી, અને બીજા ષટ બાળ;
બીજી રાણી સર્વેને, આપ્યા સંતાન તે ભૂપાળ.
સુભદ્રા દાદી તમતણી, દેવકીજીનાં બાળ;
રૂપગુણ ને ચાતુરી, તકતકતું છે ભાળ.
તે પરણી અર્જુન સાથે, કૃષ્ણે પરણાવી પ્રેમ ધરી;
એ યાદવ ફોઇયાત તમતણાં, હરીએ મયા કીધી ભાવે કરી.
એમ ચંદ્રવંશી હવા રાજા, યદુ કુલ વર્ણન કહ્યું;
ઉગ્રસેન બંધુની દીકરી, દેવકી નામ તેનું ધર્યું.
વસુદેવ યાદવે દેવકીનું, પાણીગ્રહણ પ્રીતે કર્યું;
તે દેવકી ઉદર પ્રભુ અવતરી, યદુ કુળને પાવન કર્યું.
વસુદેવને સપ્ત રાણી,(તેમાં) દેવકીયે આઠ બાળક જાણ્યાં;
શુકદેવ પરીક્ષિતને કહે હવે, નામ સાંભળો તે તણાં.
કીર્તિમાન્ તે કુંવર પહેલો, બીજો સુષેણ તે જાણજો;
ભદ્રસેન છે ત્રીજો, ચોથો ઋજુ પ્રમાણજો.
સમર્દન પાંચમો બાળક, ભદ્ર છઠ્ઠો હવો સહી;
બળીભદ્ર સુત છે સાતમો,આઠમા શ્રી કૃષ્ણ હવા તહી.
શ્રી કૃષ્ણજીએ અવતાર તે, ભક્ત અર્થે લીધા જહાં;
તેનો પરિવાર બહુ હવો, યશ મહિમા વાધ્યો ત્રિભુવનમાં.
દેવ કાર્ય કીધાં શ્રી કૃષ્ણજી, દૈત્ય બહુ સંહારીયા;
દુષ્ટ પાપી અધર્મી હતા, તેને પણ પ્રભુએ તારીયા.
સાધુ સંતની રક્ષા કીધી, ધર્મ મારગ આચર્યો;
શ્રી કૃષ્ણે સાધુ સુખી કીધા, મહિમા ત્રિભુવન વિસ્તર્યો.
વૈકુંઠથી હરી અવતર્યા, અમર સર્વ સાથે લઇ;
પૃથ્વીનો ભાર ઉતારિયો ને, અનેક યક્ષ હણ્યા તહીં.
અનેક લીલા કીધી પ્રભુએ, ભક્તના મનોરથ પુરીયા;
અપરિમિત જનનો ઉદ્ધાર કીધો, દાસનાં દારિદ્ર ચુરીયાં.
એમ લીલા કીધી અવિનાશી, પછે વૈકુંઠ પધાર્યા શ્રી હરી;
બળીભદ્ર સાથે સ્વધામ પહોંતા, નિજ ભક્તને કરૂણા કરી.
એ શ્રી કૃષ્ણ પૂર્ણ પરમાત્મા,મકરાકૃત કુંડળથી સોહે કાન;
સુંદર કપોલ, મંદ હસે, ઉત્સવથી ભરપૂર કહાન.

મુખ કમળ શશી સમ, આનંદ યુક્ત છે નેત્ર;
નર નારી તૃપ્ત ન થાયે, મોહે જગ સર્વત્ર.
દર્શન કરતાં જન કોઇ, નિમેષ માંડે ત્યાય;
મટકા મારે નિમી રાયને, શ્રાપે મનની માંય.
અનેક લીલા કીધી કૃષ્ણે, પરાક્રમ કીધાં અપાર;
વ્રજમાં જઇ વ્રજવાસીના, પૂર્ણ કીધા અવતાર.
પૂર્ણ પુરૂષોત્તમ એ પ્રભુ, વ્રજ વિનતાના પ્રાણ;
રાસલીલા કીધી નૂતન, દીધી ધીરજ સારંગપાણ.
રમણીય મૂર્તિ રંગ ભરપૂર, શોભે ઘાડો ઘન;
એ મૂર્તિ મુજ હૃદયે રમો, શુક કહે ભાગ્ય ધન ધન.
શત્રુ સંહારક, વિરહ મારક, પુરૂષોત્તમ એ કહાન;
તેના ચરણ કમળ પ્રેમે વંદુ, બોલે શુક પરમ સુજાણ.
સુત પુરાણીક વદે વાણી, સાંભળો શૌનક સહી;
શ્રી ભાગવત નવમસ્કંધની, એ હરી કથા પૂરણ થઇ.
એ હરી કથા પ્રીતે સાંભળે, નર નાર પ્રેમ હૃદયે ધરી;
તેને કરૂણા કરે અવિનાશજી, સાક્ષાત સ્વામિ શ્રી હરી.
એક દિવસમાં યુગ્મ ઘટીકા, પ્રીતિ યુક્તે સાંભળે;
તેને સંસાર માયા ન ભેદે, આવાગમન ખટપટ ટળે.
અકેક અક્ષર વ્યાસ વાણીએ, ભાવશું સાંભળતાં કથા;
શુકદેવ કહે પરીક્ષિતને, તેની જાય ભવોભવની વ્યથા.
ઉત્તમ કથા જે સાંભળે વા, સંભળાવે મન હર્ષ ધરી;
કર્મ દાવાનળથી દાઝતાં, ઉગારે પ્રભુ તેને કર ગ્રહી.
એક ઘડી એક અર્ધ ઘડી જન, સાંભળે પળ ક્ષણ રહી;
ભક્તિભાવે સાંભળે તેની, દુર્ગતી થાયે [illegible]
બહુ યજ્ઞ કીધે બહુ જે ફળ, બહુ દાન ને પ્રામી [illegible]
શ્રી ભાગવત તણા રસ પાનથી,જન્મ મરણ ઝંખના જશે.
ફળ અધિક છે કાળયુગમાં, એનો પાર કો પામે નહીં;
શ્રવણ ભક્તી સમાન સાધન, માનવને તો નથી અહીં.
હરી કીર્તન પ્રીતે કીજીએ, લીજીએ હરીનું નામ;
ફળ પત્ર વર કામ દુઝાવતા, દુજે નામ શ્રી રા[illegible]
ક્ષણ આયુષ્ય કળીયુગ મધ્યે, ચિત કઠણ બુદ્ધિ થશે;
અષ્ટાદશ પુરાણ વ્યાસે કહ્યાં,તે સાંભળતાં સુખ સૌને હશે.
આ બારે સ્કંધ કથા શ્રી ભાગવત, ભાવથી શ્રવણે ધરે;
સ્વજન કુટુંબ પરિવાર પૂર્વજ, સર્વ સ્વર્ગે સાંચરે.
જે વંશમાહિ કથાનો અભ્યાસ, કોઇ નર કરશે સહી;
પ્રભુ તે નરના પુણ્ય પ્રતાપે, વંશ બધો તારશે સહી.

વય બાળક યૌવન વૃદ્ધ, ને દુર્બળ કે ધન હીન;
વાંચે કથા વ્યાસ આસને, તે આગળ થાવું દીન.
મોક્ષ ઇચ્છા સ્વર્ગે જાવા, નીરંતર પ્રાણી જે કરે;
તેણે પદ પૂજવા વ્યાસના, જે ભાગવત પારાયણ હૃદે ધરે.
કામદુઘાવત્ વાણી વદે, વ્યાસ આસને બેસી જેહ;
પંચ ગુરૂ સંસારમાં, તે પિતા પ્રમાણીએ તેહ.
અજ્ઞાન નિવારી જ્ઞાન આણે, તેને તાતજ જાણિયે;
વળી ગુરૂ પિતાથી સંસારમાં, અધિક વ્યાસને જાણિયે.
લક્ષ ચોરાસી ખાણ ફરતાં, પાર દુઃખનો છે નહીં;
સત્ય ગુરૂ મળે સુખ ઉપજે, જેમ અગ્નિ સૂવર્ણ જાતી કહી.
તૃષ્ણા લોભ ને મોહ ક્રોધજ, પરહરે પ્રાણી જેહ;
દયા દાન ગુણ સાધુતણાં, બોલે સત્ય વચન તેહ.
જ્ઞાનવંત મધુર વાણી વદે, નિર્મળ મન રાખે સદા;
ન્યૂનાધિક અક્ષર બોલતાં, મન મધ્યે પામે આપદા.
કહે કથા સૌ પ્રાણીને, પરીપૂર્ણ ભક્તિ મન;
જે જન ક્ષોભ પ્રામી પરહરે, તે બેસે વ્યાસ આસન.
વ્યાસ આસને બેસવું જ્યાં લગ, પૂર્ણ થાય કથાય;
કો દેખી ઉઠવું નહીં, વ્યાસવેશ તણી પત જાય.
કથા પૂર્ણ કરીને ઉઠવું, અધુરી મુકે પાપ છે સહી;
જ્યાં દુષ્ટ મૂર્ખ બેસે ઘણા, ત્યાં કહેવા અધિકાર છે નહીં.
જ્યાં શ્વાન ધુર્તલંપટ વસે, મુખે કઠણ વચન જે જન વદે;
જ્યાં તસ્કર ચાડિયા ઘણા, યમ મંદિર દૂત સદન સદે.
એ [illegible] કહેવાનાં સ્થળ નહિ, પણ નદી પર્વત ઉત્તમ ધામ;
આ[illegible] શુભ દેશ સુજન વસે, દેવ માર્ગ હોયે જે ગામ.
સંધ્યા પૂર્ણ મનભક્તિ યુક્ત, સુણે ગૃહસ્થ હરી કથા;
વિષ્ણુ ગુણ સુણતાં, સુખ ઉપજશે જાય સંસારી વ્યથા.
કથા સાંભળવાની ગતિ કહું જે, પાર દુસ્તર પામીયે;
શુદ્ધ વચને શુદ્ધ દેહે, શુદ્ધ મનને પ્રમાણીયે.
વ્યાસ વચનપર વિશ્વાસ રાખી, કથા હૃદયે ધારીયે;
કથાં સુંણી પાછું મનન કરીયે, ભક્તિ વાત વિચારીયે.
ખબર ન પડે તો પ્રશ્ન પૂછીયે, વિનય વચન કહી વ્યાસને;
જેહ ઉત્તર વ્યાસ કહે તે, સાંભળવો હરી દાસને.
પ્રશ્ન પૂછતાં ક્રોધ કરે, તેને પ્રમાણીક નવ જાણીયે;
શ્રોતાની શંકાનું નિવારણ કરે, તેને વ્યાસ પ્રમાણીયે.
વિદ્વાન બહુશ્રુત ભક્ત પૂરણ, નિર્લોભી નિર્મળ મતી;
અક્રોધી ને મોહ રહિત, વળી જ્ઞાન વૃદ્ધ જેનો ગતી.

વૈરાગ્ય રમી રહ્યો મનમાં, એવા દ્વિજને વ્યાસ સદા કહો;
શ્રી ભાગવત હરી કથા રસ તે, એવા જન થકી સુંણી ગૃહો.
વ્યાસ પાસે કથા સુણવી, પ્રીતે પૂજન વ્યાસનું કરી;
આસન પાદ્ય ને અર્ઘ્ય, એ રીત જેવો શાસ્ત્રોમાં સરી.
અક્ષત ચંદન પુષ્પ ફલ, શુભ દક્ષિણા મુખવાસને;
ધૂપ દીપ ને આરતિ વંદન, અરપવું સૌ વ્યાસને.
યથા વિધિયે વ્યાસને પુજતાં, હરીહર પ્રત્યે થાય પ્રીત;
જેનાં પૂરણ પુન્ય હોય તેનું, થાય એવું શુદ્ધ ચિત્ત.
જે પ્રીતિયુક્તે ન સાંભળે, સભા વિષે નિરધાર;
તેહ કૃતઘ્ની જાણવો, શુક કહે પરીક્ષિતને તેવાર.
કથા સુંણતાં અધવચ મૂકી, અન્ય કાજે જાય;
તે પ્રાણી દુઃખ પામે સહી, તેની કથા મિથ્યા થાય.
તે વાદળ રૂપે જળ ભરે, જે પાઘડી રાખે શીશ;
તાંબુલ ભક્ષે કથા સુંણતાં, તે રોગથી પાડે ચીશ.
ઉંચે આસને બેસી સાંભળે, તે દંભ રૂપ કરી જાણ;
અંતે વાયસ અવતરે ને, ભોગવે નરકની ખાણ.
સિંહાસને બેસી સાંભળે, અથવા બેસી બહુ મૂલ્યાસન;
સાગડાનું વૃક્ષ અવતરે, તેહ પાપી જન.
વણ નમસ્કારે સાંભળે તે, વિષતરૂ રૂપ થાયે સહી;
લંબ ચરણે સુતો સાંભળે, અજગર યોનિ પામે કહી.
સમાન આસને બેસી સુંણે, તેને ગુરૂ નારી ગમનનું પાપ છે;
તે પાપી નરકે પડે, ને પામે મહા સંતાપ પછે.
કરે નિંદા વ્યાસ કથાતણી, જન ખર થઇ ભટકયા કરે;
સાત જન્મ તે શ્વાન યોનીયે, ફરી ફરીને અવતરે.
મર્મ વચન બોલે કુડકપટમાં, કથા સમે સભામાં રહી;
ગર્ધવ થઇ દુઃખ ભોગવે, પછી કાકીડો થાયે સહી.
પુણ્ય કથા પ્રીતે ન સાંભળે, તે નરકમાં પ્રાણી પડે;
નાનાવિધ દુઃખ ભોગવે, વનચર થઇને રડવડે.
અતિ આનંદ પૂર્ણ હરી કથા, જન પ્રીત યુક્તે સાંભળે;
અનેક રીધ સુખ ભોગવીને, અંતે શ્રી હરીને મળે.
કથામાં જે વિઘ્ન કરે, મહા મૂર્ખ પાપી તે કહ્યા;
અનેક વર્ષ નરકે રહી તે, નગર ભુંડ પ્રાણી થયા.
વિષ્ણુ કથા જે પ્રીત કરીને, વાંચશે મન ઉલ્હાસ;
બહુ સુખી તેને જાણજો, છે બ્રહ્મસદન નિવાસ.
આસન ઉત્તમ આપે વ્યાસને, શુભ ચંદન ચરચે પર્મ;
શુભ ગાદી પ્રીતે પાથરે, તે જાણવો શ્રોતાનો ધર્મ.

સિંહાસને વ્યાસ બેસાડી, પૂજન અર્ચન કીજીએ;
પખાળે ! બેઉ ચર્ણ પ્રીતે, તે ચર્ણોદક પીજીએ.

પુષ્પ ગજરા માળ ફુલની, વ્યાસ કંઠે ઘાલીયે;
મન પવિત્ર કરી હૃદયામાં, ગોવિંદને સંભારીયે.

એમ વ્યાસનું પૂજન કરે, પ્રેમે ભક્તિભાવ કથા સુણે;
પ્રભુ તેને કૃપા કરે, એમ વ્યાસ નંદન ઊચરે.

નવમસ્કંધ હવે થયો પૂરણ, શ્રીમદ્ ભાગવતની કથા;
ભણે સૂણે પ્રીછવે તો, જાય જરૂર તેની વ્રથા.

ચોવીશ અધ્યાય થયા પૂરણ, કથા શ્રી હરીની કહી;
શ્રી કૃષ્ણ ચરિત્ર તે દશમસ્કંધમાં કથા કહેવાશે સહી.

સંવત સત્તર પાંસઠ વર્ષે, ઉત્તમ ભાદ્રપદ માસ;
દશમી ગુરુવારે કથા હતી, વર્ણવ્યા શ્રી અવિનાશ.

ઔદિચ્ય જ્ઞાતિ ટોળકીયા, દ્વિજ સૂર્યપુર વિશ્રામ;
નાના ભટ સુત વિપ્ર વલ્લભ, વાર્ણ્યા હરી ગુણગ્રામ.

તાપી દક્ષિણ દિશા, બેગમપુરામાં વાસ;
શુદ્ધ અશુદ્ધ જાણું નહીં, ગુણ વર્ણવ્યા શ્રી અવિનાશ.

વલણ.

ગુણ વર્ણવ્યા અવિનાશજીના, કૃપા શ્રી હરીયે કરી;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતા બોલો શ્રી હરી હરી.

શ્રી હરી હરી ભણો સાધુ, જેણે જન્મ સાર્થક થાયજે;
શુકજી પરીક્ષિતને કહે, હવો પુર્ણ ચાવિશમોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે નવમસ્કંધે ચતુર્વિંશોધ્યાયઃ ॥૨૪॥**



# શ્રીમદ્ભાગવત

## ( કવિ પ્રેમાનંદકૃત—પદબંધ. )

## દશમસ્કંધ—પૂર્વાર્ધ.

### અધ્યાય ૧ લો.*

#### રાગ કેદારો.

શ્રી રઘુપતિને શીષ નામી, વંદુ સકળ ગુણ સ્વામી;
મખકા ગામી ગુણ આપે, અવગુણ હરેરે.

#### ચાલ.

હરે વિઘ્ન કલ્યાણ કર્તા, શૈલસુતાસુત‡ સ્વામી;
શ્રી ભાગવત દશમની લીલા, આરંભું શિર નામી.

અષ્ટાદશ પુરાણ વિષે છે, શિરોમણી શ્રી ભાગવત;
તે મધ્યે દશમની લીલા, કેવળ તત્વનું તત્વ.

અભંગ§ નૌકા|| શ્રી કૃષ્ણ નામની, ભવસાગરને તરવા;
કથા શ્રવણ કીધું નહીં તે,આવ્યો જનુની¶ જોબન હરવા.

આસક્ત થયો જે શ્રવણ ભક્તિ, મન રમ્યું રાધાવરમાં;
ભાગવત સાંભળે સ્નેહ સાથે તેને, અડસઠ તીરથ ઘરમાં.

છત્રપતિ શત સહસ્ર હવા જેને, શબ્દે ઈંદ્રાસન ડોલે;
વિષ્ણુ વૈભવ બળ ન આવે, હરી ભક્તને તોલે.

રાજકુળીમાં બે હવા રાય, પરીક્ષિત ને ભગીરથ;
જેથી શ્રી ભાગવત ગંગા પ્રગટ્યાં,જેમાં કામ મોક્ષ ને અર્થ.

શ્લોક એક શ્રી ભાગવતનો, સ્નેહથકી નવ સાંભળીયો;
શત આયુષ ભોગવ્યું તો કિંવા,જાણવું ગર્ભજ ગળીયો.

માનુષ્યદેહ દેવને દુર્લભ, કો પુણ્યે પ્રાપ્તિ થાય;
જેથી પરમપદને પામે પ્રાણી તે, ભજન વિના એળે જાય.

સંવાદ શુક પરીક્ષિત રાજાનો, કહું પ્રાકૃત પદબંધ;
નેવું અધ્યાય નારાયણ લીલા, પાવન દશમસ્કંધ.

શૌનકને કહે સુતપુરાણિક, પરીક્ષિતને શુક જોગી;
કોઇએક રસિયો રસ ચાખશે, શ્રી ભાગવતનો ભોગી.

વ્યાસાત્મજને* પરીક્ષિત પૂછે, કથા દશમની કેવી;
ગોપ વેશ ગોવિંદે લીધો, કોણ વિધ સુરભી† સેવી.

કારાગૃહમાં જન્મ થયો, ગોકુળમાં ગવાયાં ગીત;
જગત પિતા યશોદાએ બાંધ્યો, દેખીતું વિપરીત.

ખટમુખ‡ વાહન પીછ ધર્યાં ને, ગળે ગુંજાની માળ;
કદ્રુ§ સુતના શિરપર નાચ્યા, વાહી|| વેણુ રસાળ.

કોમળ મુખ પાવક¶ કેમ પીધો, લીધો ગિરિ× અંગુળીયે;
શરદ નિશાએ ગોપવધૂને, કરૂણા કીધી સામળીયે.

બકી બક વછ અઘ વિડાર્યા**, તૃણાવ્યોમ ને કેશી;
કઠિણ કંસનો કંઠજ મરડ્યો, કેશપર હૃદયા બેશી.

---

* પ્રથમાધ્યાયમાં દેવકીના પુત્રથી પોતાનું મરણ થશે એવી આકાશ વાણી સાંભળી કંસે દેવકીના ૭ પુત્રનો નાશ કીધો તે કથા કહી છે. † ઉંદર. ‡ શૈલ=પર્વત+સુતા=પુત્રી=પાર્વતી+સુત=ગણપતી. § નહિ ભાંગે તેવી. || વહાણ. ¶ માતા.

* વ્યાસના પુત્ર—શુક. † ગાય. ‡ ખટમુખ—કાર્તિક સ્વામિ—તેનું વાહન મોર. § નાગ. || વગાડી. ¶ અગ્નિ. × પર્વત. ** મારયા.

ગુરૂ સુત ગુરૂ દક્ષિણામાં આપ્યો, કાળ યવન પરજાળ્યો;
ભીમકસુતા ભગવાને આણી, મદ રૂખમૈયાનો ટાળ્યો.
સોલ સહસ્રસું લીલા કીધી, નારદ નાથ ન કળીયો;
પાંડવ પાસે કુટુંબ સાથે, દુષ્ટ દુર્યોધન દળીયો.
પરમ લીલા પુરૂષોત્તમ કેરી, સાંભળજો મુજ મન;
કૃપા કરીને કહો શુક જોગી, દશમનું વર્ણન.
ધન ધન કહી શ્રી શુકજી બોલ્યા, નરકાતીત નરેંદ્ર;
જ્ઞાનચંદ્ર પ્રગટ્યો અંતરમાં, ચંદ્રવંશના ચંદ્ર.
ધન વલ્લભ જેમ લોભી જનને, ચોરને અંધારી નીશા;
તેમ હરિજનને હરિ કથા વહાલી, જેને આવી મહાદશા.
પિતાજીને પ્રણામ કરિને, પ્રથમ અધ્યાય વિસ્તારૂં;
શ્રોતા વક્તા ઉભયતણાં, આવાગમન નિવારૂં.
સૂરજવંશી સોમવંશી, નવમામાં વખાણાણા;
યદુ રાજાના વંશ વિષે તે, યાદવ જોદ્ધ કહેવાણા.
ઉત્તરાના ઉદર વિષેથી જેણે, તુંને બળતો રાખ્યો;
તે મહિમા સંભળાવું તુજને, જે શ્રી વ્યાસે ભાખ્યો.

વલણ.

ભાખ્યો મહિમા શ્રી વ્યાસજીયે, લીલા શ્રી દશમતણીરે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, લીલા દશમની ભણીરે.

---

કડવું ૨ જું–રાગ સારંગ.

શુકજી કહે સાંભળીયે રાય, દશમસ્કંધ પ્રથમ અધ્યાય
શ્રોતા વક્તા પૂછક જંન, એ કથા ત્રણને કરે પાવંન.
પ્રાણીયે પામી મનુષ્ય દેહ, હરિ કથાસું કરવો નેહ;
સ્વલ્પ કરવું ઘરનું કામ, પળ ન મૂકવું હરિનું નામ.
વેહેવાર માત્ર કરવો વેપાર, રહેવું હરિ કથામાં તત્પર સાર;
મૂકી નિદ્રા સેજ ખાવું, હરિ કથામાં તત્પર થાવું.
ભાગવત અમૃત શ્રવણે ચાખીયે, સંસાર કામ અમથાં નાખીયે;
અધર્મી દૈત્ય વાધ્યા એકવાર, ડોલ્યો શેષ ભૂમી બહુ ભાર;
અધર્મે ધરા કંપિત થઈ, વસુધા* સુરભી રૂપે ગઈ.
ઈંદ્ર સભામધ્યે આવી ગાય, પૃથ્વીને પૂછે સુરરાય.
કાં અવની તું આંસુ ભરે, વળતી વસુધા એમ ઓચરે;
અસુર દોષે હું થરથરૂં, પ્રજા ભાર કેઇપેરે ધરૂં.
ઈંદ્રરાય પામ્યો મન શોક, પૃથ્વીને તેડી ગયો બ્રહ્મ લોક;
બ્રહ્મા આગળ રોઇ ધરા, કૃપા કરીને અજ† ઓચર્યા.
તારૂં દુઃખ મેં જાણ્યું સહી, વારૂ કીધું અહીં આવી મહી;
હિરણ્યગર્ભે‡ કીધી મયા, ક્ષીર મસુદ્રે તેડી ગયા.

શિવ બ્રહ્મા ઈંદ્રાદિક દેવ, બેસી નારાયણની માંડી સેવ;
કો ઊર્ધ્વબાહુ થઇ માંડયું ધ્યાન, કો અધો મુખે* કરે ધુમ્રપાન.
કો એક પગ અંગુષ્ઠે રહ્યા, કો દ્રઢ આસન ઊર્ધ્વ† રહેતા થયા;
કો સહસ્ર નામ ઉપનિષદ ભણે, હરી પામવા દોહેલ ઘણે.
એક વર્ષ દેવે દેહ દમી, આકાશવાણી બ્રહ્માની હવી;
જેમ દવે‡ દાધા ને છાંટે ઘંનહે§, તેમ દેવને વિષ્ણુ વચંન.
સમગ્ર દેવ દેહ સાને દમો, કરો ઉદ્યમ આળસ નિર્ગમો;
મૃત્યુ લોકમાં તમો પરવરો, યાદવ થઈ મથુરાં અવતરો.
વસુદેવ શૂરસેન કુમાર, ત્યાં અમો લેશું અવતાર;
દેવકીસુત ધરાવીશું નામ, ઉછરશું અમો ગોકુળ ગામ.
સોલ કળા પૂરણ અવતાર, શ્રીકૃષ્ણ નામે હરીશ ભૂભાર;
બીજા અવતાર બોલ્યા બાવીશ, તે લીલા અંશ મૂક્યા જુગદીશ.
રામચંદ્ર મર્યાદા પુરૂષોત્તમ, શ્રીકૃષ્ણ અવતાર પૂરણ બ્રહ્મ;
વૈકુંઠ રચના ગોકુળ આણી, રાસ રમશે સારંગપાણી.
અમર માત્ર યાદવ અવતરો, શિવ બ્રહ્મા આદ દેહ ધરો;
રામ રૂપ ધરશે ત્યાં શેષ, જોગમાયા લેશે કન્યાવેશ.
અમો રામ કૃષ્ણ સહોદર ભ્રાત, અસુરવર્ગ કરીશું નિપાત||;
પછે મૌન કીધું એવું કહી, પણ દેવ દર્શન પામ્યા નહીં.
અમર માત્ર આનંદી ર્યા, માનવ થઇ અવની અવતર્યા;
તે ટિપ્પણ અર્થે કહ્યા કોણ કોણ, બૃહસ્પતિ અવતર્યા ગુરૂદ્રોણ.
અશ્વત્થામા શ્રી મહાદેવ, જે ચિરંજીવી જોગી અવશ્યમેવ;
વિશ્વાસુ ધૃતરાષ્ટ્ર રાય, જે ગાંધર્વનો સ્વામી કહેવાય.
પાંડુ રાય કુબેરનું રૂપ, યમરાજા યુધિષ્ઠિર ભૂપ;
વાયુ વૃકોદર¶ ઇન્દ્ર અર્જુન, અશ્વિનીકુમાર તે માદ્રીતંન.
કર્ણ ભાસ્કર, ચંદ્ર અભિમંન, વિધિ અક્રૂર કામ પ્રદ્યુમ્ન;
ધૃષ્ટદ્યુમ્ન અગ્નિ અવતાર, સનક વિદુર ઓધવ ઓંકાર.
ગોપી ઋચા રાધા ભક્તિ, હલધર શેષ કન્યા શક્તિ;
શ્રીકૃષ્ણ વિષ્ણુ અશરણશર્ણ, એ કહ્યા અંશ અવતર્ણ
કહ્યા અવતાર ટિપ્પણમાં યથા, હવે આરંભુ મૂળથી કથા;
યમુનાતટ મથુરાંપુર ગામ, રાજા ઉગ્રસેનની બહુ હામ.
તે ઉગ્રસેનનો દેવક ભ્રાત, તે લઘુવયમાં પામ્યો નિપાત;
દેવકને દેવકી દીકરી, તે ઉગ્રસેનને ઉછંગે ઉછરી.

---

* પૃથ્વી. † બ્રહ્મા. ‡ બ્રહ્માએ.

* નિચે મુખે. † ઉપર. ‡ અગ્નિ. § વરસાદ. || મારીશું. ¶ ભીમ.

ઉગ્રસેનની નારી સ્વરૂપે પર્મ, તે એકવાર પામી ઋતુધર્મ;
નાહી ઉભી અંબા ફુટડી, તે કાળનેમીની દ્રષ્ટે પડી.
તેથી ઉપન્યો પાપી કંસ, તેણે પુણ્ય ધર્મમાં કીધો ધ્વંસ.

વળણ.

ધ્વંશ કરે કંસ કુમતિ તે, અસુર મારગ અનુસરેરે;
ચાલે નહીં ઉગ્રસેનનું તે, કંસ છત્ર મસ્તક ધરેરે.

---

## કડવું ૩ જું–રાગ રામગ્રી.

શ્રીશુકજી બોલ્યા સાંભળ ભૂપજી, કંસાસુર પ્રગટયો અધર્મ રૂપજી;
માનવ પ્રજા ન શકે સુખે વસીજી, કંસ કાળે શકે સુખે ધરા ગ્રસીજી.

ચાલ.

ગ્રસી ધરા અધર્મ કંસ વરતે, નાના વિધ વિપરીત;
ચાક ચઢાવી સૃષ્ટિ સર્વે, બ્રહ્માંડ ત્રણ ભયભીત.
ચતુર વેદ ને ચારે આશ્રમ, પીડિયાં ચોવર્ણ;
પ્રજા સઘળી એમ વાંચ્છે, ક્યારે ભૂપ પામે મર્ણ.
સ્વર્ગ મૃત્યુ પાતાળ જીત્યું, વશ વરતે દશ દિગ્પાળ;
પ્રજા લક્ષણ મૃગલીનો શું, કંસ પ્રગટ્યો કાળ.
જરાસંધે યુગ્મ પુત્રી, કંસને પરણાવી;
અસ્તિ પ્રાપ્તિ નામ તેનાં, પટરાણી જે કહાવી.
નરક પુંડરીક કાળયવન, શીશુપાળ જરાસંધ;
કંસ આદ મળી દેવ દમીયા, દૈત્યે બાંધ્યો બંધ.
અહંકાર લોભ ને દંભ દુર્લક્ષ, ક્રોધ વિરોધ વ્યભિચાર;
કંસરાયના રાજ્યમાં, એવો ઉપદ્રવ થયો અપાર.
ઉગ્રસેન કહે પુત્રને, આ કન્યાની શી પેર;
બેહેન તહારી દેવકી, પરણાવ રૂડે ઘેર.
માત તાત વહોણી* વગોવાય, એ સુતા અંતર શોચે;
સ્વયં પ્રભુને પરણાવો, અભિલાખ એનો પહોંચે.
કંસ વળતું બોલીયો, લગ્ન કહો ક્યાં કીજીયે;
પૂજનીક કરીને હું નમું, નથી ઠામ એવો દીજીયે.
જેને કન્યા આપીયે તેને, કીધો જોઇએ નમસ્કાર;
કો યાદવ કુળમાં ખોળી કાઢો, છે નમ્યાનો અધિકાર.
બીજાં કુળને નવ નમું, વા કન્યા રહે કુંવારી;
પિતા કહે યદુકુળ વિષે મેં, મૂક્યો છે વર વિચારી.
શૂરસેન સુત શિરોમણી, વસુદેવ એવું નામ;
યદુકુળ મધ્યે એ ઉંચો છે. સગપણ કીધાનો ઠામ.

કંસ કહે એ યુક્ત છે, વાત કરો અવશ્ય એવ;
મંત્રિ પોતાનો મોકલી, પધરાવીયા વસુદેવ.

વળણ.

વસુદેવને અતિ માન દીધાં, કંસાસુર બેઠો થયોરે;
ગર્ગાચાર્યજી તેડાવીયા, સમાચાર ઉગ્રસેને કહ્યોરે.

---

## કડવું ૪ થું–રાગ સામેરી.

કંસ કહે હો ઋષિજન, સાંભળ્યું રાયજીનું વચન;
ઉગ્રસેનનું કહ્યું આચરીયે, અમો સગા વસુદેવ કરીયે.

ચાલ.

સગપણ કીજે સર્વથા, જો મન આવે વસુદેવને;
ઉગ્રસેનની ઇચ્છા છે, પૂજનીક ચરણ સેવને.
ગર્ગ કહે અમો મોટા કીધા, કન્યા લઉં છઉં માગી;
ગુરૂ કહે વસુદેવને તવ, ભાગ્ય દશા રાય જાગી.
પિત્રાણ ભગિની ભૂપની, તુને દે છે કન્યાદાન;
વસુદેવ કહે તવ કૃપાથી, હું થયો ઈંદ્ર સમાન.
લગ્ન દિવસ તવ નિશ્ચય કીધો, મુહૂર્ત ગર્ગે આપ્યું;
વિવાહ સામગ્રી કંસે કીધી, હેત હૃદયાસું વ્યાપ્યું.
જાન લઇ વસુદેવ આવ્યા, પ્રીતે પાણ ગ્રહણ કીધું;
આદર સાથે ઉગ્રસેને, વિધિયે કન્યાદાન દીધું.
વિખ્યાત વિવાહ કંસે કીધો, ખ્યાત ક્ષિતિમહિં થઇ;
ભાટ ચારણ બંદીજન માગણ, નિર્મુખ વાળ્યું ન કોઇ.
મનવાંછિત દક્ષિણા વિપ્ર પામ્યા, ભુરસી આપી ઘણી;
પ્રેમ પૂર્વક કંસરાયે, કીધી બહુ પેરામણી.
અઢારસે રથ ચારસે ગજ, પંદરસે તોખાર;
બસેં દાસી વસ્ત્ર ધન, આપી કીધો નમસ્કાર.
જશ થયો યદુકુળ વિષે, રાય કંસ છે દાતાર;
લોક કહે ચંદ્રવંશ માંહિ, એ કંસ પ્રગટયો સાર.
નિરદે થઇ સહૃદે થયો, આંક વળ્યો મનુહારથી*;
વરકન્યા એક રથે બેસાડી, કંસાસુર થયો સારથી.
લોક સર્વે વિસ્મે થયા, ગર્વિષ્ટ મથુરાં રાણો;
તે સારથી થઇ રથ હાંકે, અહો રાસ પરાણો.
સગા ભાઇ શા કામના, પિત્રાઇ પ્રત્યે લેહેણું;
પીહેર વહોણી દેવકીનું, ટાળિયું કંસે મેહેણું.

---

* વગરની.

* મન મનાવવાને જે ઘણાં વાનાં કરવાં તે.

દેવકી અતિ મુદિત* મનમાં, માત પિતા ગયાં વિસરી;
હું દુખાણીને આ સુખ ક્યાંથી,હરખે આંસુ પડયાં નીસરી.
નિજ કીર્તિ શ્રવણે સાંભળી, કંસની દુર્બુદ્ધિ ગઇ;
એવે સમે ભાવી પદારથ, વ્યોમવાણી વિકટ† થઇ.
"શું મોહ પામ્યો ભૂપતિ, બેહેન જાણી આપણી;
ભૂપાળ તારો કાળ આવ્યો, દંશશે દેવકી સાપિણી.
મોહ પાશ બાંધ્યો બાપડો તે, કોણ આવી છોડશે;
કનિષ્ઠ પુત્ર બેનનો તે, કંઠ તારો મોડશે.
થશે અષ્ટ બાળક દેવકીને, કનિષ્ઠ તારો કાળરે";
નિજ અંતરિક્ષ વાણી સાંભળીને, ઉધડકયો ભૂપાળરે.
ચમક પેઠી ચિત્તમાં, વળી સર્પને છંછેડિયો;
દયા ગઇ નિર્દય થયો, જેમ પાવક પવને પ્રેરીયો.
એ ભગિનીને હું શું કરૂં, જે થકી પામું મર્ણ;
કન્યા જોઇ ક્રૂર દષ્ટે થયો, નયણ તે શોણિત વર્ણ.
જેનાં ફળથી મૃત્યુ પામિયે, તે છેદિયે વૃક્ષ પ્રથમ;
ભાણેજ ફળ ઉપજે નહીં, દેવકીને હણું આ ક્ષણ.
હુંકાર કરી બેઠો થયો, પ્રલયનો જેમ વારિધી‡;
દેવકી ઝાલી ચોટલે જેમ, પોપટી ગ્રહે પારધી.
તેમ ઉછળી હેઠે પડયો, ગ્રહી દેવકી સકુમાર;
જાણે જીભ કાળી નાગની, એવો ખડ્ગ કાઢયો બહાર.

વળણ.

બહાર ખડ્ગ જવ કાઢીયો, વદન તેજ ગયું ઉડીરે;
ત્રાહે ત્રાહે દેવકી કરે, વિલપે જેમ ટીટોડીરે.

---

કડવું ૫ મું—રાગ મેવાડો.

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મૂકાવે હો, નહીં પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહીએરડ્ઽ મારૂં હો, તું મથુરાંપતી;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.

* આનંદી. † ઘણી ખરાબ. ‡ વરસાદ. ઽ પીહેર.

ક્યાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારૂં દુખે હો, તાણો મા ચોટલો.
માળા મારી ત્રુટી હો, પડે કર મુદ્રડી*;
દુખે અંગ લોકડાં હો, ખસી મારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાકીએ સેંથે ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છૂટયાં હો, નવ ગઇ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, મુકયો નથી સાવલીયે†;
મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીયે.
જેને ઉછેરીરે હો, તેને નવ મારીયે;
ઘણું વોળાવી હો, ઘેર પધારીયે.
ગગન વાણી હો, કો વેરણ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામિની;
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબ્બન હો, રૂએ બાળક બાહુવાં;
રોયા હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

વળણ.

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાં નાથરે;
જેવો ધાઈ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથરે.

---

કડવું ૬ ઠું—રાગ ધનાસરી.

શ્રી વસુદેવજી વિનતિ કરે, દીનત્વ વાણી હળવે ઓચરે;
ભગિની તમારી નયણે નીર ભરે,(એનો) વધ કીધે કહો અર્થ સોસરે.

ચાલ.

અર્થ સો સરે ભગિની હણે, એ અબળાનો અવતાર;
એથી વિઘ્ન તમોને કશું છે, શત્રુ એનો કુમાર.
સ્ત્રી હત્યાનો છે દોષ મોટો, વિચારી વધ કીજીયે;
ઉછેરી પરણાવી મારતાં, લોક ઇશ્વરથી બીજીયે.
જો પ્રતીત આવે માહરી, તો સત્ય વચન ચિતમાં ધરો;
પુત્ર થશે તે હું તમને આપીશ, મુખે વધ સુતનો કરો.

* વીંટી. † ઓષ્ઠ ઉપરથી.

અષ્ટ બાળક જે એહનાં, તેથી ઘાત તમને થશે;
એટલું વિચારો તમારો શત્રુ, અમને વ્હાલો કયમ હશે.
અજા ઉદક સંબંધ જન્મ મૃત્યુ, એ જીવને હાથે નથી;
ઇશ્વર આધીન સર્વ છે, ભૂલે જીવ ગહન ગતિ.
એ કાળ વસે કાયા વિષે રાય, રખે જાણો વેગળો;
રેત રૂધિરથી પિંડ બંધાયો, કાળ વસે છે માંહે મળ્યો.
દેહ પ્રાણનું નિર્માણ છે તે, સંબંધ વિધિ પહેલો લખે;
એ પ્રાણી લોભ્યા આયુષના, કંઈ કરતાં થાઉં અજર* અખે.†
હું હણું છઉં મુને હણશે એ, સંકલ્પ વિકલ્પ પ્રાણના;
વૃથા અક્ષર કેમ હશે જે, લખ્યા પુરુષ પુરાણના.
પર્વત કોરી પેશીયે, બેશીયે ધરા અંતર જઇ;
લક્ષ રક્ષક સંગે કવચ અંગે, તોય મૃત્યુ મુકે નહીં.
તમો ઈંદ્રાદિક દિગ્પાળ છત્યા, નિરબેના દુંદુભી ગડગડે;
મુને આશ્ચર્ય મોટું થયું કે, કંસ બીહે દેવકી વડે.
વિચાર કંસ ભૂપાળનો, દિસે ઊંડો સપ્ત પાતાળથી;
જે મૃત્યુ ભય ભૂપતિ ધરે છે, કાળ છેલ્લા બાળથી.
સ્ત્રી થશે કન્યા ટળી, સીમંત હશે કો એક સમો;
ક્યારે પ્રસવશે કનિષ્ઠ બાળક, જે આજ ભય પામો તમો.
સત્ય વચન મારૂં માનજો, તમ થકી ચોરીશ કેમ;
અષ્ટ બાળક તમને આણી આપીશ, પ્રસવશે જેમ જેમ.
વિવેક આવ્યો કંસને, વસુદેવની વાચા લીધી;
કેશ મૂકી પાએ લાગ્યો, બેનની સ્તુતિ કીધી.
આકાશ વાણી સાચી જાણી, ભય પામ્યો મારો પ્રાણ;
દયા જાણી બાળ આણી આપજે, ભાઇ પોતાનો જાણ.
દેવકી કહે વીર મારા, ઊધરી હું તુજ વડે;
તે પુત્રને હું શું કરૂં, પીહેર જેથી ઊજડે.
કંસ મન આનંદ પામ્યો, ઘેર વળાવ્યાં દંપતી;
ઘણા દિવસ સુખ ભોગવ્યું, વસુદેવને બહુ સંપતી.
શત સેવક ફરે કંસના, કરે દષ્ટિ રક્ષણ વિવિધાન;
દેવકીયે એક પુત્ર પ્રસવ્યો, નામ ધર્યું કીર્તિમાન.
ગીત ગાથા તોરણ હાથા, પુત્ર પોઢાડયો પારણે;
શશિવદન શું શશિ ઉદિયો, દેવકી જાએ વારણે.
કનક આભ્રણ કર ચરણ, કરણ કટી કંઠ ભૂષણ ધર્યાં;
બાળનો કાળ ભૂપાળ છે તે, દેવકીજી વીસર્યાં.
વસુદેવે જાણી વધામણી તવ, આવીયા અબળા કને;
શું મોહ પામ્યાં સુંદરી, એ પુત્રને આપો મુજ કને.

* ક્ષય નહિ થાય તેવો. † વૃદ્ધ વય વગરનો.

તે દિવસ વિસરી ગયાં જે, મરણથી તું ઉગરી;
દેવકીને મૂર્છા થઇ, સંકેત વારતા સાંભરી.

વળણ.

સાંભરી વાર્તા સતીને જે, સત્ય વચન આપ્યું પતિરે;
કાળના કરમાં બાળક આપે, ફરી ઘેર આવવો નથીરે.

---

કડવું ૭ મું—રાગ વેશાડી—ચોપાઇ.

વસુદેવ માગે આતુર થઇ, દેવકી પુત્રને આપે નહીં;
તારી હઠ જો રાય જાણશે, પુત્ર સાથે આપણો અંત આણશે.
વચન ગયું તેનું સર્વસ્વ ગયું. અસાધુ નામ જગતમાં થયું;
ઇશ્વરથી ન બિહિજે સુંદરી,(પણ) કંસની બિહિક આપણને ખરી.
જે નિરમ્યું હશે તે થાશે સહી, લાવ કુંવરને આપું જઇ;
દેવકી કહે સાંભળીયે નાથ, કેમ ચાલે પુત્રને આપતાં હાથ.
પ્રથમ રૂપ કુવરનું જુવો, મરવા માટે કુટડો હુવો;
હું ઘેલીયે સુત કીધો સાંતરો*, ન રહ્યો ઘેર દિવસ આંતરો.
વસુદેવ કહે સાંભળીયે સતી, સત્ય જ્ઞાન તુજમાંહે નથી;
ઋણ સંબંધી દુઃખ દેઇ જાય, પારકી વસ્તુ કેમ આપણી થાય.
કેટલીવાર રોશો થઇ સુતમાત, એ વિના પુત્ર આપવા છે સાત;
એ મુહૂર્ત મંડાયું રોવાતણું, આગળ દુઃખ વેઠવું છે ઘણું.
દેઇ ચુંબન કીધું આલિંગન, પ્રાણ આપે તેમ આપ્યો તંન;
ત્યાર પહેલાં કંસને થયું જાણ, આકાશવાણીનું સાલ્યું બાણ.
કંસના મનમાં એવો વિચાર, લાગે વાર તો હણું પરિવાર;
ધુંધવાઇ બેઠો છે ભૂપાળ, આવ્યા વસુદેવ લાવ્યા બાળ.
કંસાસુરનો સંદેહ ટળ્યો, સાધુ બનેવી આસે પળ્યો;
મામે આછંગે† લીધો ભાણેજ, દેખી રૂપને આવ્યું હેજ.
વસુદેવે પોતાનો પાળ્યો ધર્મ, તો હું કાં આચરૂં દારૂણ‡ કર્મ;
કનિષ્ઠ પુત્ર શત્રુ સર્વથા, રંક સમ હણવા તે વૃથા.
ફોગટ ભગિનીનું ઘર ભાંગે, વજ્ર લેપ બાળ હત્યા લાગે;
એવો વિવેક અંતરમાં ધરી, વસુદેવને બાળક આપ્યો ફરી.
ધન ધન રાજા લોકે કહ્યો, જય જયકાર નગરમાં થયો;
વસુદેવજી વળીયા ઘર ભણી, દેવકીને પહોંચી વધામણી.
જો કંસે ન કીધો બાળક નાશ, પણ વસુદેવને નથી વિશ્વાસ;
એ રખે કહોને કહે લાગતો, નહીં લાજે પુત્ર ફરી માગતો.
ધર્મ રૂપ થઇ બેઠો કંસ, ઉગ્રસેને જાણ્યું દીપ્યો વંશ;
એ નિર્દય કંસને આવી દયા, થઇ મૃગ પર પારધીને મયા.

* બીજાના સહિત. † ખોળે. ‡ ભયંકર.

જેમ સર્પ મુખથી અમૃત નીસરે, તેમ બાળક ઉગરીયા ખરે;
નગર લોક થયાં સૌ સુખી, એવે પધાર્યા નારદ ઋખી.
પ્રગટ્યું તેજ જેમ ઉદયો ભાણ*, આસનથી ઊઠયો રાજાન;
આસન આપી પૂજા કરી, વિનય યુક્ત વાણી ઓચરી.
સ્વામી મુને કીધો કૃતાર્થ, કેમ આવ્યા કહો યથાર્થ;
નારદ કહે મુને ઇચ્છા થઇ, જે રાજ કંસનું નિરખું જઇ.
બ્રહ્મ લોક સુધી તારી વારતા, નથી દેવ તુને વિસારતા;
સુબુદ્ધિ શુર ધીર દયાવાન, ઘણું દીઠું તારૂં રાજ ધ્યાન.
તુજ સાથે મુને વાધ્યો નેહ, જાણું એક પ્રાણ ને જુજવા દેહ;
હું ચૌદ લોક ફરૂં છઉં કહે જતી, પણ આ સભા વિના મન ઠરતું નથી.
કપટ યુક્ત ઋષિની વાણી, બોલ્યો કંસ ત્યાં સાચી જાણી;
અથ ઇતિ કહ્યું ઋષિને વૃત્તાંત, વસુદેવનો પુત્ર ન કીધો શાંત†.
છેલ્લા પુત્રથી મારૂં મર્ણ, દયા આવી મુને અંતઃકર્ણ;
આપ્યો બાળક નિરખ્યું તે થાય, મેં કેવો ધર્મ કર્યો ઋષિરાય.
સાંભળી નારદે ધુંણાવ્યું શીશ, ઉપન્યો સંદેહ પૂછેછે ઇશ;
કહો સ્વામી તમો કાં થયા વિપ્ર‡, હું શું ચુકયો બોલો પ્રભુ શીઘ્ર.
મર્મ વચન ઋષિ નારદ કહે, તું કરે રાજ પણ ભેદ ન લહે,
ઘટે તીવ્ર બુદ્ધિ મહારાજા તણી, પણ તુંને શુદ્ધ નથી આપણી.
ગગન વાણીના છે ગુપ્ત ભેદ, સમજે તે નવ પામે ખેદ;
મર્મ કહેતાં હું કરૂં છું પ્રમાદ, છે હત્યા દોષ લોક અપવાદ.
પણ પાતિકથી હું બીહીતો નથી, વા તીર્થ કરીશ હું તારીવતી;
ચક્રાકારે આઠ પુત્ર મેલો, જે લીજે તે છેલ્લો પેહેલો§.
જે ગણીયે તે અષ્ટમો સહી, કનિષ્ઠ કારણ જોવું નહીં;
ન જાણીયે તુંને મારશે કીયો, આઠ ભાણેજથી સરખું બીહો.
આ જાદવ મથુરામાં તરવર્યા‖, તે માનવ થઇને અમર અવતર્યા;
તું રખે પ્રજા તારી જાણતો, વિશ્વાસ રખે કોઇનો આણતો.
તું પહેલાં દેવ અવતરિયા છે કંસ, ઉગ્રસેન આદ છે દેવ અંશ;
એવો વૈશ્વાનર¶ મૂકી ભગવાન, શ્રી નારદ પામ્યા અંતરધ્યાન.
કંસને ચટપટી થઇ ચિત વિખે, હું સુતો જગાડયો નારદ ઋખે;
સેવકને આજ્ઞા રાયની થઇ, ન શકે વસુદેવ મંદિર જઇ.
પકડી લાવો સુતસંગ અત્ર, ત્યારે ચિત્ત થશે સ્વસ્થ સર્વત્ર;
ઉન્મત્ત સુભટ ધાયા તતખેવ, અધવચથી વાળ્યા વસુદેવ.
તેડે છે રાય લઇ આવો બાળ, વસુદેવને પડી અંતર ફાળ;
મૂકયા બાળક કેમ ફેરીયા, કંસનો કાન કોણે ભભેરીયા.
આવ્યા વસુદેવ કરતા રૂદંન, શ્યામતા વ્યાપી નિસ્તેજ વદંન;
કાળ રૂપ કંસ બેઠો થયો, બાળક ઝડપી પાગે ગ્રહ્યો.
શિલા ઉપર પછાડિયો બાળ, વસુદેવ બંધન કીધાં તતકાળ;
દેવકીને સેવક લાવ્યા તેડી, બાઇયે પેહેરાવી લોઢાની બેડી.
દૃષ્ટિ રક્ષા ઉગ્રસેનને થઇ, મથુરામાં શોણિત* સરિતા વહી;
કારાગૃહમાં નાખ્યાં નરનાર, સહસ્ર રખેવાળ બેસાડયા બહાર.
શુકજીને પૂછે પરીક્ષિત ભૂપ, નારદજી કહાવે ધર્મ સ્વરૂપ;
બહુજન તાર્યા આપી ઉપદેશ, કેમ થયો નારદમાં પાપ પ્રવેશ.
દયા ન આવી અંતર માંખે, વસુદેવના પુત્ર હણાવ્યા કાંખે;
હરિજન વૈષ્ણવ કહાવે પર્મ, કેમ કીધું નારદે એવું કર્મ.
વસુદેવ પુત્ર પામ્યા યમલોક, નારદ વા કંસ એ કોને દોષ;
શુકજી કહે સાંભળીયે નરેશ, નારદને કર્મ ન લેપે લેશ.
શીઘ્ર કંસ નિપાતજ થાય, નારદે કીધો તેહ ઉપાય;
દુષ્ટ કર્મ એ જો કંસ કરે, તો પરમેશ્વર વેહેલા અવતરે.
શાપ દોષે અવતરીયાં બાળ, આગળ કથા આવશે ભૂપાળ;
નારદ છે ઇશ્વરનું મંન, નિરખ્યું, તેજ કરે મુનિજંન.
પરીક્ષિત કહે નિવરત્યો સંદેહ, પછી શું થયું પડયાં કારાગેહ;
શુકજી કહે સાંભળ ભૂપાળ, હણ્યા દેવકીના ખટ બાળ.

વળણ.

ખટ બાળક દેવકીના હણ્યા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે થયો પ્રથમો અધ્યારે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દેવકીષટ્પુત્ર હનન નામ પ્રથમો ધ્યાયઃ ॥૧॥**

---

## અધ્યાય ૨ જો.†

### કડવું ૮ મું-રાગ આશાવરી.

શ્રી શુકદેવજી કહે કથા, સાંભળ પરીક્ષિતરાયરે;
એ પ્રથમો અધ્યાય પૂર્ણ હવો, કહું દ્વિતીયો અધ્યાયરે.
ક્રૂર દૃષ્ટિ થઇ કંસાસુરની, દંશ જાદવ પર રાખ્યોરે;
સર્વ ઉપરથી સ્નેહ ઉતાર્યો, ભેદ નારદે ભાખ્યોરે.

---

* સૂર્ય. † માર્યો. ‡ કચવાટવાળા મનના.

§ અત્રે નારદે ભેદ પ્રપંચ બુદ્ધિ વાપરીને કહ્યું કે, ગોળાકારમાં આઠ પુત્રને મૂક, ને પછી ગણવા માંડ કે પેહેલો કીયો ને છેલ્લો કીયો. જ્યાંથી ગણશે ત્યાંથી પેહેલો, ને ગણતાં આઠમો આવે તે છેલ્લો. ‖ ફરે છે તે. ¶ વસવસો.

* લોહી.

† આ બીજા અધ્યાયમાં કંસને મારવા માટે દેવકીના ગર્ભમાં શ્રીપરબ્રહ્મ પુરુષ પુરૂષોત્તમ આવ્યા તેની બ્રહ્મા વિગેરે દેવોએ જે સ્તુતિ કરી અને દેવકીની સાંત્વના કીધી તેની કથા છે.

નરકાસુર* પુંડરીક જરાસંધ, શિશુપાળ ને દંતવક્રરે;
થયો સમાચાર કંસે કહાવ્યો, તમો દમજો જન્તરે.
નિર્જર† જાદવ થઇ અવતરિયા તે,વચન વિષ્ણુનું માનીરે;
પ્રજા માત્ર પીડાવા લાગી છે,કંસની ક્રૂર રાજધાનીરે.
વૃષભ વચ્છ વ્યોમાસુર તેડયા, શકટ અઘાસુર કેશીરે;
એ વહાલા મિત્રને કંસ કહે, એકાંત સભામાં બેશીરે.
ભૂપ કહે ભાઇયો શું કરવું,સત્ય યાદવ શત્રુ જાણોરે;
વિપ્ર વૈષ્ણવના ધર્મ મૂકાવો, અંત સાધુનો આણોરે.
દેવનું બળ સત્યધર્મ વડે માટે, મૂળ ધર્મનાં કાપોરે;
પૂણ્ય માર્ગમાં વિધ્વંશ‡ કરો ને, હરિજનને સંતાપોરે.
વચન સાંભળી પ્રસંન થયા એ, ઉત્તમ આજ્ઞા આપીરે;
પ્રજા સર્વને પીડવા લાગ્યા, આસુરી માયા વ્યાપીરે.
વર્ણાશ્રમ ધર્મનો ધ્વંસ કરે, વળી પતિવ્રતાને પીડેરે;
ગુપ્ત ધર્મ સાધુ જન પાળે, અસાધુ રૂપે હીંડેરે.
દ્વાર દેવાયાં દેવ સ્થળનાં નૈવેદ્ય ધૂપ દાપરે;
ઘંટા શંખની ખંડના કીધી, ભાંજ્યા મુકુંદ ને બીપરે.
અગ્નિહોત્ર આવસથ§ તણાંઇ, અસુરે પુરાયા કુંડરે;
તિલક ભૂંસી માળા તોડી, ન થાય ભસ્મ ત્રિપુંડ્રરે.
હરિ કથા વેદાધ્યયન વાર્યાં, રહી સમરણી ફરતીરે;
કો રામ શિવનું નામ ન લેશો,આણ રાયની વરતીરે.
રવિવારે કો સૂર્ય ન પૂજે, દ્વિતીયાયે નહીં સોમરે||;
મંત્ર ઇષ્ટ નહીં આરાધન, રહ્યા યજ્ઞ ને હોમરે.
પ્રાતઃસ્નાન પાર્થિવ¶ પૂજા, ન થાય તપ જપ વ્રતરે;
ગુપ્ત ધર્મ કો કરતો જાણે, બાંધી મંગાવે તર્તરે.
નહીં કથા નહીં શ્રવણ ભક્તિ, રહ્યાં બાંધ્યાં પુસ્તકરે;
જટા ધરી ન શકે સંન્યાસી, ધરાવે મુગટ મસ્તકરે.
ન પૂજાય અશ્વત્થ તુળસી સુરભી,નહીં ગુરૂ ચરણ પ્રમાણરે;
કંસ કહે વિષ્ણુને તજીને, મારૂં લિયો સહુ નામરે.
સકળ ધર્મ કર્મ લોપાયાં, વરત્યો હાહાકારરે;
કંસ પૂજાવે ધનુષ પોતાનું, વશ વરતી વર્ણ ચારરે.×

* પ્રલંબાસુર, બકાસુર, ચાણુરમલ્લ, તૃણાવર્ત દૈત્ય, મુષ્ટિકમલ્લ, અરિષ્ટાસુર, દ્વિવિદવાનર, ધેનુકાસુર અને બાણાસુરાદિની સહાયતાથી યાદવને પીડતો હતો. † દેવ. ‡ ખલેલ. § અગ્નિ હોમવાનાં સ્થળ. || ચંદ્ર. ¶ માટીના શિવનું લીંગ.

× કંસથી પીડાયલા યાદવો કુરૂ, પાંચાલ, કૈકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ, કાશી, અને કોસલ દેશમાં જતા રહ્યા ને કેટલાક કંસને અનુસરીને વર્ત્યા.

વસુદેવ દેવકી કારાગૃહમાં, તે દોહલે દહાડા નાંખેરે;
ગર્ભ રહ્યો જાણી કંસાસુર, કઠિણ સ્થાનક રાખેરે.
ખટ બાળકની હત્યા લીધી, પૂરણ પાપે ભરાયોરે;
ધર્મ ખંડે ધરા કંપી, શેષે ન ભાર ધરાયોરે.
શેષનાગને કહે પરમેશ્વર, મથુરામાં મણિધર જાઓરે;
જઇ વસો દેવકી ઉદરે, જ્યેષ્ઠ બંધુ અમારા થાઓરે.
શેષ કહે સ્વામી સાંભળીયે, કેમ જાઉં જન્મ લેવારે;
હું જેષ્ઠ ભ્રાત તમો કનિષ્ઠ સ્વામી,કેમ થાયે મેં સેવારે.
વિષ્ણુ કહે રામાવતારે તમો, સેવા કીધી અતિ સબળરે;
આણીવાર કનિષ્ઠ થઇ સેવું, થાઉં તમને ઓશિંગળરે.
આજ્ઞા મારી શેષ ન લોપો, વિદાય વિષધર* કીધોરે;
કારાગૃહમાં દેવકી કૂખે, અવતાર અહિયે લીધોરે.
દીપ્તિમાન દેહ થયો દેવકીનો,કંસ યત્ન બહુ કરતોરે;
સપ્ત માસ જવ થયા ગર્ભને, ભૂપ ભય મન ધરતો રે.

વલણ.

ધરે ભય ભાણેજનો, સાચવે બહુ ખપ કરી રે;
જગતપિતાએ તેડી જોગમાયા, એ પ્રત્યે બોલ્યા શ્રી હરીરે.

---

કડવું ૯ મું—રાગ મારૂની દેશી.

જોગમાયાને કહે મોરારી, આજ વાચા પાળો તમો નારી;
વસુદેવનો રોહિણી નારી, તે છે અપર† માત અમારી.
વસે નાસરડે‡ નંદ ઘેર, નંદ પ્રતિ પાળે બહુ પેર;
વસુદેવ નંદને છે બહુ સ્નેહ, માટે રોહિણી મૂકયાં ગોપગ્રેહ.
રંક રોહિણી સામું નિરખો, દેવકીનો ગર્ભ આકરસો§;
તે ગર્ભ રોહિણી કૂખે મૂકો, એટલે કંસ તણો ભય ચૂકો.
તે અવતરશે બળ ભાઇ, બીજું કાર્ય કરો એક બાઇ;
છે પવિત્ર નંદજીની નારી, પૂર્વે ભક્તિ કીધી છે અમારી.
તેને અમો જનેતા કહેશું, એકાદશ વર્ષ ગોકુળમાં રહેશું;
તમો જન્મ લો યસોદા કૂખે, એવી આજ્ઞા આપી શ્રીમુખે.
મથુરામાં આવ્યાં જોગ માયા, કીધી નિપટ|| સૂક્ષ્મ ત્યાં કાયા;
નિદ્રા ધારણ સાથે લાવી, પ્રાણી માત્રને નિદ્રા આવી.
સંકેત હરિયે કહ્યો તે કીધો, દેવકીનો ગર્ભ આકરસી લીધો;
ન જાણે દેવકી જે સુત હરીયો, રોહિણીની કૂખે ગર્ભ ધરીયો.

* શેષ. † સાવકી મા. ‡ દુઃખને લીધે. § ખેંચી લો. || નક્કર.

યસોદા ઉદરે પ્રવેશ કીધો, માયાએ જન્મ કન્યાનો લીધો;
યસોદાજી ને રોહિણી સતી, બેહુ અબળા થઇ ગર્ભવતી.
કારાગૃહમાં દેવકી જાગી, ફરી ફરી ઉદર જોવા લાગી;
ગળ્યો ગર્ભ ટળ્યો સંતાપ, ન દીઠો બાળક મૃત્યુ અદાપ*.
કંસે જાણ્યો ગર્ભ ગળીયો, આસન ઉપરથી ઉછળીયો;
દીઠો પ્રતાપ મારો વિખ્યાત, મારે નામે થયો ગર્ભપાત.
આવ્યો કારાગૃહે નૃપ ક્રોધી, જોયું મંદિર સઘળું શોધી;
અષ્ટ માસનું બાળ ક્યાં પળીયું, ઉડ્યું આકાશે કે ભોમે ગળીયું.
શકે પવને બાળક શોષ્યું†, કંસે હૃદય જ્ઞાને અવલોક્યું;
મારા બળ પરાક્રમ ન સ્હેવાયાં, પંચ મહાભૂતમાં ભૂત સમાયાં.
એ જંજાળ બાળકનો ભાગો, હત્યા દોષ મુને ના લાગો,
ઘેર આવ્યો તે આનંદ પામી, પછી શું કરે શ્રીપત સ્વામી.
દેવ પ્રજાની પીડા જાણી, ચિંતવ્યું ચિત્તમાં ચક્રપાણી;
ભક્તાધિન નામ પ્રભુ કહાવ્યા, બાપજી મથુરામાં આવ્યા.
રંક વસુદેવ સામું જોયું, દુઃખ દેવકી માતનું ખોયું;
યસોદાજીને ઓછંગે રમવા, ગોપ સંગે કરમો‡ જમવા.
ભોળોનાથ દયાનો ભંડાર, લીધો દેવકી ઉદર અવતાર;
આશ્વિન વદી અષ્ટમી અધરાતે, ગર્ભ રૂપ ધર્યું યદુનાથે.
દિન દિન ગર્ભ વધતો જાય, તેમ દેવકીને સુખ થાય;
વસુદેવ દેવકીને પૂછે, આવા દુખમાં આનંદ શું છે.
પડયાં કઠિણ કારાગૃહ માંહે, સપ્ત પુત્ર તણા સમ ઘાયે;
પરવશ પામો છો અંન પાણી, તો પુષ્ટ કેમ થયું વપુ§ રાણી.
તન સુખ ધરે છે રવીકાંતિ‖, કહો પ્રગટ નિવર્તે¶ ભ્રાંતી;
લજ્જાયુક્ત કહે હસી નારી, ચતુર નાથ છો જુઓ વિચારી.
અષ્ટમો પુત્ર ઉદરે આવ્યો, જાણે ત્રિભુવનનું સુખ લાવ્યો;
કંસ તૃણવત× સરખો ભાસે, ના જાણ્યું આગળ શું થાશે.
ક્ષુધા તૃષા મુજને નવ પીડે, મારૂં મન કંસ મારવા હીંડે;**
રહ્યા વસુદેવ મન વિચારી, ભાગી ભ્રાંતિ મુન્ય કર નારી.
દેવકી તનની તેજ જ્વાળા, દેખી ભય પામ્યા રખેવાળા;
કંસે વાત સેવકથી જાણી, ત્યારે સાંભરી આકાશ વાણી.
મારો શત્રુ તે ગર્ભ એહ, આવ્યો કંસ જોવા કારાગ્રેહ;
પેઠો ઘરમાં ઉઘાડી તાળું, દીઠું ભાણેજ ભાસ્કર†† અજવાળું.
દીઠી દેવકી તેજ સ્વરૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
તેજ આગળ કાંઇ નવ સૂજે, પગે દેવકીને ધરણ ધ્રૂજે.

* મરવાનો ભય. † શોષ્યું-હરી લીધું. ‡ ભાત. § અંગ. ‖ સૂર્ય જેવી અંગની તેજસ્વી શોભા. ¶ મટે. × તરણા જેવો. ** દોડે. †† ભાણેજરૂપી સૂર્ય.

વળણ.

ધરણ ધ્રૂજે ચરણ પ્રહારે, ઉદરમાં સુત મહાબળીરે;
ભય પામી કંસ બાહેર આવ્યો, કપાટ* દેવડાવિયાં વળીરે.

---

### કડવું ૧૦ મું-રાગ સામેરી.

દેખી દેવકીનું રૂપ, ભય પામ્યો કંસાસુર ભૂપ;
એ ઉદયો આઠમો બાળ, હોય સર્વથા મારો કાળ.

ચાલ.

કાળ મારો સર્વથા એ, હવે ઉગરવું નથી;
ભલી ભાતે જતન માંડ્યું, નિદ્રા ન આવે રતી.†
આજ્ઞા આપી અયુત‡ સેવકને, રૂડી પેરે રક્ષણ કરો;
સાવધાન થાઓ પ્રમાદ§ મૂકી, નિશાએ નિદ્રા પરહરો.‖
પ્રસવ સમે સદ્ય જાણ કરજો, છે ઉદરમાં મારો અરી;¶
તાળાં સાંકળ ભોગળ ભારે, ઠામ ઠામ શીલા× ધરી.
સહસ્ર સેવક મંદિર ઉપર, નવ સહસ્ર પૂઠે ફરે;
નિશા આખી ઢોલ વજાડે, તે ગર્ભની રક્ષા કરે.
નિદ્રા ન આવે કંસને, શય્યાએ સુળીવત સૂએ;
અર્ધ નિશાએ ઉઠી આવે, કાળાગૃહ તપાસી જુએ.
સ્વાદ રહીત ભોજન કરે, કંસ દેહે દુર્બળ થયો;
શત્રુ જાણી કરે ચિંતા, બ્રહ્મરૂપ ભાણેજ નવ લહ્યો.
ગર્ભને માસ પૂરણ હવા, દેવકીજી આંસુ ભરે;
લાજ પામી શીશ નામી, નાથ પ્રત્યે ઓચરે.
તમો સ્વામી મારા સાંભળો, નિર્લજ્જ થઈ વારતા કરૂં;
નહીં બેહેન જનુની નણંદ સાસુ, તમ આગળ લજ્જા પરહરૂં.
છે ધિક્ક અવતાર નારી તણો, સર્વથા જાણો તમો;
મહારાજ લાજ મૂકી કહું આજ, આવ્યો છે પ્રસવ સમો.
ગર્ભ પ્રસવનું ચિન્હ જણાયું, એ બાળક તે છેલ્લું;
છે વિઘ્ન એને કંસનું, આરોગ્યની આશા મેલું.
છે સ્વભાવ બાળક માત્રનો, પ્રસવતાં તતક્ષણ રૂએ;
સાદ સાંભળતાં જાણ થાશે, પળમાત્ર સેવક નવ સૂએ.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શુદ્ર રાજા રૂખી;
ચાર વર્ણમાં કો હશે સ્વામી, આપણ સરખું રે દુઃખી.
બોલે કાલું લાગે વહાલું, ક્ષણુંએ રૂએ ક્ષણુંએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે.

* દરવાજા. † જરા જેટલી પણ. ‡ એક લાખ. § આળસ. ‖ દૂર કરો. ¶ શત્રુ × પથરો.

એવું કહી આંસુ ભરે, સમાધાન વસુદેવજી કરે;
ભાવી પદારથ સર્વથા એ, અર્થ રોએ શો સરે.
સમજાવ્યાં સતી દેવકી, જ્ઞાન ગદ* પ્રભુયે કહ્યાં;
યોગનિદ્રા પ્રબળ પામી, દંપતિ નિદ્રાવશ થયાં.
નિશા ગઇ જ્યારે ચૌદ ઘટિકા, યોગનિદ્રા વ્યાપી ઘણું;
બ્રહ્મા આદ દેવ આવ્યા, સ્તવન કરવા ગર્ભતણું.

**વળણ.**

સ્તવન કરે સર્વ ગર્ભનું, અંતરિક્ષ અમર† ઋષિ રહ્યારે;
કોણ પ્રકારે સ્તુતિ કીધી જે, પરમેશ્વર પ્રસંન થયારે.

---

**કડવું ૧૧ મું—રાગ ગોડી.**

નમો નારાયણ નમો નમો, પ્રભુ આદિ સ્વરૂપ અનંત;
નમો બ્રહ્માનંદ નમો નમો, ત્રિગુણાતીત ભગવંત.
માયાતીત નમો નમો, ચિદાનંદ ચૈતન્ય ચિદ્રૂપ;
પ્રાંજળ‡ પ્રભુ નમો નમો, અવિગત અખંડ અનૂપ.
પ્રભુ પરાત્પર નમો નમો, નમો સહસ્રશીર્ષ§ ભગવાન;
પ્રભુ અખિલેશ્વર નમો નમો, સર્વેશ્વર સર્વપ્રતિપાલન.
નમો અનાથ નાથ અકળ હરિ, ભક્તાધીન બ્રહ્મ દયાળ;
ગર્ભ સ્વરૂપ તમો હરી, નથી તું વૃદ્ધ યૌવન બાળ.
નમો વાસુદેવ જાદવપતિ, નમો નંદન સુરભી પાળ;
પ્રથમ વચન પ્રતી પાળીયે પ્રભુ, આણીયે કંસનો કાળ.
હર‖ હિરણ્યગર્ભ¶ હરિને સ્તવે, સપ્તઋષિ દશે દિગપાળ;
દયા આવી દીન દયાળને, બોલ્યા ઉદરથી દેવકી બાળ.
છે વિલંબ એક ઘટિકાતણો, હું પ્રગટ કરૂં છું દેહ;
તમો શત શૃંગ પર્વત પરવરો, રાજા પાંડુ કરે ગ્રેહ.
કુંતાના ગર્ભનો સ્તુતિ કરો, છે અર્જુન નરનો અવતાર;
અમો થાશું તેના સારથી, ટાળશે અર્જુન ભૂનો ભાર.
અમર આનંદથી વળ્યા, મનવાંચ્છિત સીધ્યું સર્વ કાજ;
પછી કોણ રીતે પ્રકટ થયા, કારાગૃહમાં કૃષ્ણ મહારાજ.

**વળણ.**

મહારાજ ત્રિભુવનનો તે, પ્રકટ કેમ કરી થાયરે;
પરીક્ષિતને શ્રી શુક કહે, થયો દ્વિતીયો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે દેવકી ગર્ભ સ્તુતિ નામ દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥

---

* વાક્ય-વચન. † દેવ. ‡ સુબોધ યુક્ત.
§ પરથી પણ પર. ‖ શિવ. ¶ બ્રહ્મા.



## અધ્યાય ૩ જો.*

**કડવું ૧૨ મું—રાગ રામગ્રી.**

શ્રી શુકજી કહે સુણ ભૂપતિ, ઉદયા શ્રી અવિનાશ;
તૃતીય અધ્યાય વર્ણવું હું, યથા બુદ્ધિ પ્રકાશ.
વિદાય કરી સર્વ દેવને, વિચારિયું વિશ્વનાથે;
શ્રાવણ માસ વદી અષ્ટમીયે, પ્રગટિયા મધ્ય રાતે.
યોગ નિદ્રાને આજ્ઞા થઇ, હવી તે વ્યાપમાન†;
અચુત સેવક અવની ઢળ્યા, સુતા મૃત્યુ સમાન.
અચેતન કંસ થઈ પડયો, શિલાવત્ પરધાન;
નગરમાં કોઈ જાગે નહીં, સુતા ચંચળ સ્વાન.
નંદ ઓછંગે ક્રીડા કરવા, જસોદા પયપાન;
ગોપ વધુને રમાડવા, થાવા ગોકુળ કહાન.
બક બકી સંઘારવા, ગિરિ ગોવર્ધન ધરવા;
બ્રહ્મા ભોયંગને જીતવા, રાસ ક્રીડા કરવા.
આપ બંધાવા ઊખળે, કરવા કંસ સઘાર;
પાર્થનો‡ રથ હાંકવા, ઊતારવા ભૂમિ ભાર.
ભક્ત વત્સલ ભોળો હરી, સેવક જન સુખકારી;
જન્મ લઇ તે અવતરે, લીલાયે વપુ ધારી.
નિષ્કર્મને કર્મ છે ભક્તનું ભોગવે ધરી ગાત્ર;
ઉત્પત્તિ લય હરિને નથી, જન્મ તો કહેવા માત્ર.
દેવકી ગર્ભ કહેવા માત્ર છે, નથી નિજરૂપ આવરયું;
અધોમુખ§ હરિ કેમ રહે, કોઇએક વિરલે જાણ્યું.
દેવનાં દુંદુભિ ગડગડયાં, વરસ્યા પયો વર્ષાહ;
વાજિત્ર શબ્દ કોટિક થયા, નાચિયા ઉમિયાનાથ.
નિગમ નારદ સરસ્વતી, નૃત્ય કરે ગુણ ગાય;
ઇન્દ્રાદિક જય જય વદે, કુસુમ વૃષ્ટિ થાય.
આફણીયે¶ અવની ઉંચી થઇ, ફેણા શેષની હળવી;
દુઃસ્વપ્ન આવે દુષ્ટને ત્યાં, સૈન્યા કંસની દળવી.
ધ્વજા છત્ર દંડ ભાગી પડયાં, અસુરને માન મુકંન;
વરતે આનંદ હરિદાસને, દેખે ઉત્તમ સ્વપંન.
શ્રાવણ વદની અષ્ટમી, રોહિણી નક્ષત્ર બુધવાર;
મધ્ય રાતે પ્રગટ થયા, શ્રી કૃષ્ણ વિશ્વાધાર.
નીલ× પીત અંબર ધર્યાં, વપુ છે ઘનશ્યામ;
શંખ ચક્ર સારંગ ગદા, ચતુર્ભુજ છે નામ.

---

* આ ત્રીજા અધ્યાયમાં ભગવાન્ પોતે પ્રકટ રૂપે પ્રકટ થયા અને માતાપિતાએ તેની સ્તુતિ કરીને ભયને લીધે ગોકુળમાં લઇ ગયા એ કથા કહી છે. † સર્વ સ્થળે વ્યાપી રહી. પીળું. ‡ અર્જુનનો § ઊંધે મસ્તકે. ‖ દૂધ. ¶ પોતાની મેળે. ×

થયું તેજ પ્રકાશિત ભુવન વિષે, તિમિર સર્વ ઢંકાયું;
સ્વપ્ન પામ્યાં માત દેવકી, આનંદ પર્વ મંડાયું.
પ્રસવ પૂત્ર મ્હારે હવો, રમાડું છઉં હું તેડી;
પુત્રે કંસાસુર મારીયો, મારી ભાંજી બેડી.
સોલ સહસ્ર વધૂ* સાંમટી, મારે પાયે લાગી;
સ્વપ્ન અંત્યે માત દેવકી, સદ્ય ઉઠિયાં જાગી.
તેજ સ્વરૂપ દીઠા હરી, માતા લજ્જા પામી;
ઉઠો એ ઘરમાં કોણ છે, જગાડિયા જઇ સ્વામી.
વસુદેવે વાસુદેવ નિરખ્યા, શ્રીરંગ અતિ શોભાળા;
પગે લાગ્યા પ્રાણનાથને, કંઠે રાજે વૈજ્યંતિ માળા.
મકરાકૃત† કુંડળ કાંને ઝળકતાં, મુગટ માણેક જડીયાં;
નખશિખ નિરખી નાથને, સાંસે‡ વસુદેવ પડીયાં.
કર જોડી દંપતી સ્તવે, મયા રંકને કીધી;
ઉદર તપાસે દેવકી, મન માંહે બહુ બીધી.
અરે ગર્ભ મારો ક્યાં ગયો, બેહેબાકળી હોતી;
પુત્રને શોધે લાજતી, વળી હરી ભણી તે જોતી.

વલણ.

જુવે દેવકી પૂત્રને, આશ્ચર્ય અંતરમાં ધરેરે;
પછે કર જોડી વસુદેવજી, સ્તવન કેરાવનું કરેરે.

---

કડવું ૧૩ મું–રાગ મારૂની ચોપાઈ.

બોલ્યા વસુદેવ આશ્ચર્ય પામી, મેં તુંને ઓળખિયો અંતર જામી;
કોટિ દિનકર તેજ છે તનનું, છેદ્યું તિમિર§ કારા ભોવનનું.
ચતુર્ભુજ અદ્ભુત રૂપ, અખિલેશ્વર આદિ અનૂપ;
તારી ગતી તું લહે સ્વામી, શિવ બ્રહ્માયે વાત ન પામી.
કર્તુમકર્તુ સામર્થ્ય તારે, પ્રભુ કેમ આવ્યા ઘેર મારે;
કારા ભોવન કઠિણ કુસ્થાન, કેમ મન માન્યું ભગવાન.
નથી ઉઘડીયાંજી કપાટ, મંદિરમાં આવ્યા કોણ વાટ;
વિશ્વવ્યાપક પૂરણ રામ, નથી તુજ વિણ ઠાલો ઠામ.
પંચમહાભૂત તારે આધારે, નથી તુજ વિના જોતા વિચારે;
દુઃખના દાધાં છિયે નરનારી, શા વડે કરૂં પૂજા તમારી.
ન મળે પુષ્પ ચંદન કેસર, દરિદ્રિ શેને પુજે પરમેશ્વર;
એવું કહાને ભર્યાં લોચંન, ઘણું રીઝિયા તે મધુસુદંન‖.

વસુદેવ નમ્યા કર જોડ, પછે બોલ્યા શ્રી રણછોડ;
મેઘ ગંભીર માધુરી વાણી, વિનય યુક્ત કહે સારંગપાણી.
"હું પૂર્ણ બ્રહ્મ ભગવંત, હું સરખો ન આદી મધ્ય અંત;
પૂર્વે લીધા મેં અવતાર, અસુર હણી ઉતાર્યો ભૂભાર.
વૃદ્ધિ પામ્યો કંસાસુર પાપી, સૃષ્ટિમાં રહ્યો અધર્મ વ્યાપી;
હણવા કંસ થયો જન્મ મારો, વસુદેવ હું પુત્ર તમારો.
હમણાં પ્રસવ થશે ધરો શાતા, શું ગર્ભને શોધો છો માતા;
સુત* પામવા ઋષિ પત્નિ નારી, પૂર્વે ભક્તિ કીધી તમો મારી.
બહુ કાળ કીધું તપ ધ્યાન, ત્રુઠો હું, માગ્યું વરદાન;
'તમ સરખા પુત્ર એ વર દીજે, માત પીતા થઈ સુત સુખ લીજે.'
તે દહાડાનો મેં સંકલ્પ કીધો, માટે જન્મ તમો ઘેર લીધો;
એક શિક્ષા કહું તમો માનો, હમણાં થઇશ હું બાળક નાનો.
શબવત્ રક્ષક થઇને પડશે, દ્વાર આફણીયે ઉઘડશે;
મેઘ ઘણું વરસતો રેહશે, યમુનાજી પણ માર્ગ દેશે.
સાવધાન પિતાજી થાજો, મુને શ્રી ગોકુળ લેઇ જાજો;
નંદ ઘરણી† જસોદા નારી, તેણે પ્રસવી છે હમણાં કુમારી.
લેજો પુત્રી ધીટ મન કરજો, જસોદાનાં પાસામાં મુને ધરજો;
ગોકુળમાં રહેશું વર્ષ અગિયાર, બારમે વર્ષે મામાનો સંઘાર.
પુત્રી લાવજો દેવકી પાસે, દ્વાર હતાં તેમજ દેવાશે;
"કન્યા અછાડતાં વ્યોમે‡ ઉછળશે, જઇને વીજળી મેઘમાં મળશે."
શિક્ષા એમ દીધી ગોવિંદ, પછે પ્રભુ થયા બાળમુકુંદ;
કૌતક કેહતાં પાર ન આવે, અંગુઠો પગનો મુખમાં ધાવે.
મીચ્યાં લોચંન વૈકુંઠનાથ, વાળી મુઠી ન છૂટે હાથ;
વસુદેવજી વિસ્મય થાય, લીધું ઉદક અંજળી મહાંય.
ફરી પુત્રનો મેળાપ થાય, વિપ્રને આપું અયુત§ એક ગાય;
એવો સંકલ્પ વસુદેવે કીધો, દેવકીયે પુત્ર ઓછંગે લીધો.
તન વદન જોઇ મન ફૂલી, જ્ઞાન શીખામણ ગઇ ભુલી;
ચુંબન આલિંગન માત કરતી, સ્તન અગ્ર વદનમાં ધરતી
મારો નાથ વિશ્વંભર કહાવે, ભુખ્યો થઇને પયોધર‖ ધાવે.

---

* પુત્રની સ્ત્રીઓ. † માંછલીના જેવી આકૃતિ. ‡ વિમાસણમાં. § અંધકાર. ‖ શ્રીમદ્ ભાગવતમાં આ બાળસ્વરૂપ આ પ્રમાણે આપ્યું છેઃ–" નેત્ર કમળ સરખાં હતાં, ચાર ભુજા હતી, શંખ, ચક્ર ગદા રૂપી આયુધ ધારણ કીધાં હતાં, શ્રી વત્સનું ચિન્હ હતું, કંઠે કૌસ્તુભ મણિ દીપતું હતું, પીળાં વસ્ત્ર પરિધાન કીધાં હતાં, ઘેના મેઘસમાન કાંતિ હતી, અમુલ્ય વૈદૂર્યમણિથી જડિત કીરિટ કુંડલની પ્રભાથી અનેક કેશ ઝગમગી રહ્યા હતા, અતિ ઉત્તમ કટિમેખલા, બાજુબંધ, ને કંકણાદિકથી તે શોભી રહ્યા હતા. [શ્રી. ભા.

* પૂર્વે જન્મમાં દેવકી પૃશ્નિ અને વસુદેવ સુતપા નામે પ્રજાપતિ હતા. તે સમયે તપ કરીને વરદાન માગતાં પ્રથમ જન્મે પૃશ્નિ ગર્ભ, બીજે જન્મે ઉપેન્દ્ર ઉર્ફે વામન ને ત્રીજે જન્મે કૃષ્ણ થયા છે. † ધણીઆણી. ‡ આકાશમાં. § એક લક્ષ. મૂળ ભાગવતમાં નવ હજાર છે. ‖ સ્તન.

પયપાન શીખવે છે માડી,મુખમાંથી સ્તન નાખે કહાડી.
દેવકી કહે સાંભળીયે સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસી નયણાં ઉઘાડીને જોતો, દીસે ડાહ્યો શે નથી રોતો.
વસુદેવ કહે છાનાં રહીયે, આપ પુત્રને ગોકુળ જઇયે;
એણે કહ્યું તેમ આચરીયે, અગ્યાર વર્ષ તે મૌનજ ધરીયે.
દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને;
હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે ફોકટ જસોદા માતા.

વળણ.

માતા થાય જસોમતી હું, પ્રસુતા પરને સમાનરે;
વસુદેવે સ્ત્રીને પ્રીછવી, પછે લીધા શ્રી ભગવાનરે.

---

કડવું ૧૪ મું–રાગ નટ નારાયણ.

**દેવકી વચનઃ–**

ધન્ય જસોદા ધન્ય જસોદા, વણ પ્રસવે* થઇ માતા;
કોનું સાંચ્યું કોણ ભોગવે, લખ્યા લેખ વિધાતા.–ધન્ય. ટેક.
કીડી સંચે ને તેતર ખાએ, તેમ થયું આજ માહરે;
એક રાતની હું નહીં માતા, પરઘેર પુત્ર પધારે–ધન્ય૦
નંદનંદિની નાથ ઝુલાવશે, તેથી શું સુખ થાશે;
દીઠીરે ભાઇ દેવની લીલા, જસોદા ઘેર ગીત ગવાશે–ધન્ય૦
ઘમક ઘુઘરી ઠમક ઠેકડે, સુત ગોપી ઘેર રમશે;
હું અપરાધણ હરખે હણાઇ, વિજોગ પુત્રનો દમશે–ધન્ય૦
કાલાં કાલાં વચન વહાલાનાં, જસોદા માત સાંભળશે;
બારે માસ ચોમાસું મારે, વિજોગે નયણાં ગળશે–ધન્ય૦
મારે બારણે બેઠા રખેવાળા, રાક્ષસ જેવા મદમાતા;
ગોપીને ઘેર ગુણીજન ગાશે, બારણે તોરણ હાથા–ધન્ય૦
મળવા આવશે ભાઇ ભોજાઇ,જસોદાનો ધન સુખ દહાડો;
મારે કંસભાઇ ધાઇને આવશે, કરમાં ખડ્ગ ઉઘાડો–ધન્ય૦
સગી મા તે નંદની નારી, હું આસરે મ્હો બોલી;
સાંભળ્યું કહી પોપટી પ્રસવે, સુતને હુલાવે હોલી–ધન્ય૦
પધારો માતા મહીયારી માતા, જીવજો તમે ગૌચારી;
આ મનોહર મુખડે કયારે કહેશો, મુજને માતા મારી–ધન્ય૦

---

કડવું ૧૫ મું–રાગ નટ–દેશી ફેર.

ગોકુળ પધારો હો, બાળક બાલુવા† ટેક.
વન ઉડવડજો હો, પગે નહીં ખાસડા;
ગોકુળ ઉછરજો હો, પી પી છાસડી–ગો૦
મીઠાજીનાં મીઠડાં હો, કરી જાઉં મરી;
શ્યામ સલુણા હો, કયારે મળશું ફરી–ગો૦
કઠિણ દીસે હો, પુરૂષ તણાં હૈયાં;
પરઘેર જાએ હો, મુકવાને સ્વછૈયાં–ગો૦
વસુદેવ બોલ્યા હો, ઘરૂણી ઘેલી થઇ;
આપ અર્ભકને* હો, વેળા વહી ગઇ–ગો૦
હ્રુદયા ચાંપી હો, પુત્ર આગળ ધર્યો;
ધન્ય દેહ માનુષી હો, પ્રાણ ન નીસર્યો–ગો૦
થમણી† લીધી હો, દેવકી રંકની;
જેમ કો કહાડી લે હો, કીકી આંખની–ગો૦
નાથજી મારા હો, ન આ શો નાંખીજી;
લોક બે રાખજો હો, સોંપતાં શાખીજી–ગો૦
ગોપ‡ વહારા હો, પુત્ર આપશો નહીં;
વસુદેવ બોલ્યા હો, શીખ વિસરી ગઈ–ગો૦
અકળ પુરૂષને હો, ઉચલીયા ધરી;
વસુદેવ ચાલ્યા હો, રોતી રહી સુંદરી–ગો૦

---

કડવું ૧૬ મું–રાગ સામેરી–ચોપાઈ.

કે વ્રજ વૈકુંઠ થયુરે, કરે ગમન ગોકુળનાથ–કે વ્ર૦ ટેક.
પુત્રને કરમાં ગ્રહી, વસુદેવ ગોકુળ ચાલીયા;
શ્વાન સેવક શિલા સરખા, નવ બોલ્યા નવ હાલીયા–કે૦
સાંકળ તાળાં ગયાં તુટી, ભોગળ બે કટકા થઇ;
મંદમંદ વર્ષે મેવલો§ જેમ, દીનાનાથ ભીંજે નહીં–કે૦
પાવસ‖ ગાજે મંદ ઘોરે, વિજળી ચમકારા કરે;
જાદવપતિ કાદવ વિષે, વિચારી પગલાં ભરે–કે૦
રખે બિંદુ અડકે બાળને, હૃદયાસું રાખ્યા હરી;
વસુદેવજી જાણતા નથી જે, ધરાધરે ફેણા ધરી–કે૦
વસુદેવ આગળ શેષ પાછળ, આવ્યા જમુનાં તીર;
ભાનુ સુતા¶ વહે ઘોર શબ્દે. ઉભય તટ અડકયાં નીર–કે૦
ભ્રમરવમળતરંગ લેહેરી. ફેણ બુદબુદ× અતિ ઘણાં;
વસુદેવ વિચારે ઉભા રહી, ઉપાય કોણ ઉતર્યા તણા–કે૦
કોણ વલે મારી નિશા અંધારી, ચોરીનું આ છે કાજરે;
કહ્યું વચન પ્રતિપાળીયે, સમર્યા શ્રી મહારાજરે–કે૦
ન ચાલે નાવ આ જળ વિષે, કેમ ઊપડે મારા પાગરે;
દુઃખ જાણી હરીયે હુંકાર કીધો, તવ યમુનાં થઇ બે ભાગરે–કે૦
પાછળનું જળ રહ્યું થંભી, આગલું સર્વ વહી ગયું;

---

* જણ્યું. † કાલું કાલું બોલનારો.

* બાળક. † થાપણ ‡ ખોટા બોલા. § વરસાદ.
‖ વરસાદ. ¶ સૂર્ય પુત્રી યમુનાંજી. × પરપોટા.

વસુદેવજી વિસ્મે થયા, સુતનું કહ્યું સાચું થયું—કે૦
શીઘ્ર યમુનાં ઉતર્યા, વૃષ્ટિ કુસુમની* થાયરે;
ગોપ કો જાણે નહીં આવ્યા, ગોવિંદ ગોકુળ માંયરે—કે૦
આવ્યા શ્રી વૈકુંઠનાથ કે, વૃજ વૈકુંઠ થયુરે.
છે દ્વાર ઉઘાડાં નંદજીનાં, નિદ્રાવશ ગોપી ગોવાળરે;
યસોદા જાણતાં નથી મેં, પ્રસવ કીધું બાળરે—કે૦
વસુદેવ આવ્યા અંતઃપુરમાં,કઠિણ મન વજ્રવત્ કરી;
બાળકી લીધી જસોદાની, સેજે મૂકયા શ્રી હરી—કે૦
દીપક શાખી રાખીયો, તું છે પાવકનો અંશરે;
કુંવર સાટે લેઉં કન્યા, શત્રુ માથે કંસરે—કે૦
શ્રી વત્સ શોભા ભૃગુ લાંછન, રાખીયું એંધાણરે.
શત સહસ્રમાંથી શોધી કાઢું, પુત્ર જીવન પ્રાણરે—કે૦
ઘનશ્યામ ઘર સંભાળજો, ટાળજો તનના તાપરે;
પરાધીન વર્તું કારાગૃહમાં, અમો દોહેલે માબાપરે—કે૦
એવું કહી વસુદેવ વળીયા, ચાલી ન શકે ચર્ણરે;
પુત્ર પરઘેર સોંપવો, તે પે રૂડું મર્ણરે—કે૦
ખભે નાખી બાળકી, આવ્યા મથુરાં મહાંયરે;
વાટ જુવે છે દેવકી, વિજોગે વ્યાકુળી થાયરે—કે૦
મંદિરમાં આવ્યા રાયજી, કહ્યા સર્વ સમાચારરે;
ફરી યમુનાં વહેતી થઇ, હુતાં તેમ દેવાયાં દ્વારરે—કે૦

વળણ.

દ્વાર દેવાયાં હુતાં તેમજ, કન્યા આપી કર મહાંયરે;
પ્રેમાનંદ પ્રભુ અકળ લીલા, થયો તૃતીયો અધ્યાયરે.

**ઇતિશ્રીમદ્ભાગવતે દશમસ્કંધે કૃષ્ણજન્મનામ તૃતીયોધ્યાયઃ ॥૩॥**

---

## અધ્યાય ૪ થો.†

### કડવું ૧૭ મું—રાગ વેરાડીની ચોપાઈ.

રાય વસુદેવે આપી દીકરી, દેવકીના ઓછંગ ઉપર ધરી;
દેવકી કહે ધન્ય મારા નાથ, પુત્ર મુકતાં કેમ ચાલ્યા હાથ.
કુશાગ્ર‡ બુધ્ધિ શું કરૂં વખાણ, આપી રત્ન સાટે લાવ્યા પાષાણ;
વસુદેવ કહે એ બાળકી ધન્ય, પુત્ર ઉગર્યો તે એનું પુન્ય.
કંસ પતન કરશે એ તણું, ત્યારે જાણું છું તમો રોશો ઘણું;
હસ્યાં દેવકીજી સુંણી વચંન, પછે કન્યા રોઇ જેમ ગાજે ઘંન.
તવ જાગી ઉઠયા રખેવાળ, ભાઇઓ બાઇએ કંઇ પ્રસવ્યું બાળ;
કંસ કને આવ્યા તતકાળ, જાણી વાત જાગ્યો ભૂપાળ.
અષ્ટમો ગર્ભ થયો સત ઉદ, ઘસે હાથ ક્રોધે વાણી વદ;
આરક્ત* નેત્ર વપુ ધુમ્ર† વર્ણ, કંપાયમાન પ્રુજે કર ચર્ણ.
કરે હોકાર જેમ ઘન ગડગડે, ડંસે અધર દંત કડકડે;
નગ્ન ખડગ શેષ જીવ્હા જસો, જાણે ચંદ્ર ગ્રહેવા રાહુ ધસ્યો.
હું રિપુને ઝીકું આ ઘડી, ધાતાં કંસ પડયો આખડી;
પ્રજા સર્વ જોવાને મળી, ચાર વર્ણ કારાગૃહે પળી.
આકાશ વાણીનો સમો આજ, એ બાળકને શું કરે મહારાજ;
કંસ આવ્યો બંધન બારણે, ઉઘાડયાં દ્વાર હણવા કારણે.
લાવ વસુદેવ શત્રુ મુજ તણો, એને જોવા હું આતુર ઘણો;
વસુદેવ ચાલી સામા ગયા, આજ રાયજી કીધી જોઇયે દયા.
નથી પુત્ર કન્યા અવતરી, તમને શું કરશે દીકરી;
પુરુષનો ભય તમને ભુપાળ, પુત્ર થઇ નિવરત્યો જંજાળ.
કંસ કહે સાંભળ વસુદેવ, ગગન વચન માનું અવશ્યમેવ;
કાંઇ પુત્રી પુત્રનું કારણ નથી, આઠમો ગર્ભ શત્રુ સર્વથી.
ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉલાળી‡ લીધું;
વલવલે દેવકી અતિ ઘણું, રાખ્ય ઘર વસતું મુજતણું.
તમો ઘણા દિવસ વિરાજી જીવો, રેહેવા દ્યો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થાશે, એ પુણ્યે તારી હત્યા જાશે.
સપ્ત પુત્રનો શોક હું વીસારૂં, મુને મા કહે તે ભાઇ પુણ્ય તારૂં;
છે છેલ્લે આશ્રમે એ સંતાન, એ મારે શત પુત્ર સમાન.
તું વિના દયા કોણ આણેજી, મામો તુંને કહેશે ભાણેજી;
તમને ભ્રાંતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે.
મશક કેમ શોષશે સમુદ્ર, કેમ યુધ્ધે હારે મહારૂદ્ર;
શું આગીયાથી જંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન.
મૃગનો હેલ્યો મેરૂ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે;
તમે સ્વર્ગ મૃત્યું જીત્યું પાતાળ, વશ વર્તે છે દશે દિગ્પાળ.
તે પ્રતાપ મહિમા તારો ગયો, જો મરણ ભય કન્યાથી થયો;
જેમ તુંને વહાલાં તારાં છોકરાં,તેમ મુજને તો હોય મારાં ખરાં!
એ મૂક કન્યા પાયે લાગું, હું બેહેન થઇને ભિક્ષા માગું;
વિનય વચન દેવકી કેહ, પણ કંસ કાળજ નિરદય.
જેમ ટોહ્યાઇ§ ફેરવે ભીંડીમાળ, તેમ કસે ફેરવીયું બાળ;
વસુદેવ ત્રાહે કરી કર ઘસે, મુખે રૂવે પણ મનમાં હસે.

---

* ફૂલ.
† આ ચોથા અધ્યાયમાં વિજળી રૂપ બાણેજીનું વચન સાંભળી ભય પામેલા કંસે દુષ્ટ મંત્રીઓની સાથે બાળક આદિને મારી નાંખવાના વિચારની કથા કહી છે.
‡ દર્ભની અણી જેવી.

* રાતાં ચોળ. † કાળું. ‡ એકદમ ખેંચી.
§ ખેતર સાચવવા રહેલો રખેવાળ.

કુશળ ક્ષેમ જોઇયે છોકરો, ગોપ સુતા આ ઘડીયે મરો;
રાય શિલા ઊપર ઝીંકે જેટલે, કરમાંથી કન્યા છુટી તેટલે.
ઝબક તેજની જ્વાળા થઇ, ભાણેજી અભ્ર* ઘટામાં ગઈ;
ભયભીત કંસાસુર થયો, આશ્ચર્ય પામી ઊભો રહ્યો.
વછુટી મેં દઢ નવ ગ્રહી, પંખ† વિના કેમ ગગને ગઈ;
મુજ મૃત્યું સત્ય ઊગરવું નહીં,આકાશ વાણી આજસાચી થઈ.
એ કન્યા ટળી કેમ થઇ વીજળી, મેઘ ઘટામાં ઝબકે મળી;
વારૂ થયું જે ગઇ વેગળી, પાસે રહેત તો મરત બળી.
શોચના કંસતણી જાણી, વિદ્યુત કન્યા બોલી વાણી;
"અહો મૂર્ખ માતુલ મથુરાંપતિ, આવ્યું મર્ણ ઉગરવું નથી.
રખે નિર્ભય શાતા આણતો, હણ્યા સમ પુત્ર રખે જાણતો;
તું વર્ષ બારમે નિશ્ચે મરે, કહીં પાસે ભાણેજ ઉછરે.
કાંઇ સાધન કર પામે હરિ ચર્ણ, સર્વથા નહીં મૂકે મર્ણ;"
એવું કહી જોગ માયા ગઈ, કંસને મન ચિંતા બહુ થઈ.
બેહેન બનેવીની સેવા કરૂં, તો કદાપિ મર્ણ થકી ઉગરૂં;
છોડયા વસુદેવ દેવકી છોડી, ઉભો કંસરાય કર જોડી.
"બહુ વિપત દંપતી પીડિયાસાથ,તે ક્ષમા કરો મારો અપરાધ;
મુને ખટ હત્યા બાળકની થઇ, એક ગર્ભ ગળ્યો એક કન્યા ગઇ.
ન રહી પુત્રી ન રહ્યો પુત્ર, તમારૂં મેં ભાંગ્યું ઘરસૂત્ર;
જે બાળક શત્રુ થઇને નડે, પણ માતપિતાને ક્રોધ ન ચડે.
કાંટો મનનો કાઢી નાંખજો, તમે તમારી ભલાઇ રાખજો;"
રીઝયા વસુદેવ વદે વચન, "તારો વાંક નથી રાજન.
દારૂણ કર્મ ગત જન્મે કર્યાં, તો કયાંથી જીવે તે છોકરાં;
ગયું યૌવન ને આવી જરા, શું સુખ દે અમને દીકરા.
રાય તમો કરશો પ્રતિપાળણા, અમો દંપતી છું આશ્યાં કાળનાં;
બેઠો રમત માંડી આદિ પુર્ષ, શત્રુ મિત્ર જાણે જે હોય મૂર્ખ.
કોણ મારે કોણ પામે મર્ણ, અજ્ઞાને ઉકળે અંતઃકર્ણ;
એ સંતાન ઋણાબંધે થયાં, પહોંતા ભાગ ને ઉડી ગયાં.
નથી બાળક કો નથી માબાપ, તો રાય તમને શાનું પાપ;"
વસુદેવે વિવેક કહ્યો નિર્મળો, કંસરાય તવ થયો ગળગળો.
ભક્તિ કરે રાય વસુદેવ તણી, ઉગ્રસેન શાતા પામ્યા ઘણી;
યાદવ પ્રજાને નવ પીડે, કંસ ઘણું બીહીતો બીહીતો હીંડે.

વલણ.

હીંડે કંસ થઇ ધર્માત્મા, એમ કૌતક મથુરાં મહાંયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે શું કરે કંસરાયરે.

---

* આકાશમાં. † પાંખ.

કડવું ૧૮ મું-રાગ ધનાસરી.

મંદિર વળાવ્યાં વસુદેવ દેવકી,વાહન ધેન આપ્યાં સેવક સેવકી;
કંસે ન જાય જ્વાળા સહી શકી,ખટક રહી મનમાં એ વિજળી શું બકી.

ચાલ.

શું બકી ગઇ એ બાળકી, ચટપટી ચિત્તમાં થઇ રહી;
બાળક સર્વે સંહારીયાં, તોયે હું છૂટિયો નહીં.
ગુપ્ત સભામાં કંસ બેઠો, સુભટ મિત્ર તેડાવીયા;
વત્સાસુર વૃષભ કેશી, પ્રલંબ આદે આવીયા.
શકટ ગર્ધવ બક બકી, જવાલક તૃણ અઘાસુર;
શલ્ય દુશલ્ય મહામલ મુષ્ટિક, કૂટ ને ચાણુર.
અતઃપર બીજા ઘણા ત્યાં, દુષ્ટ સભા કંસે કરી;
હવે શું કરવું ભાઇયો આપણે, કલ્પાંત કન્યા ઉચરી.
સ્વલ્પ ભક્ષણ બંધ રક્ષણ, અપેક્ષણ બેહેન ધારી નહીં;
નિર્દયપણે બાળક પછાડયાં, પણ ચિંતા અમથી નવ રહી.
છો તમે સર્વ સ્નેહી મારા, કંસ ભેદ વચન કહે;
ઉપાય કરી શત્રુ હણો તો, રાજ આપણું સર્વ ક્ષેમ રહે.
છે પ્રપંચ સઘળા દેવના, માટે દેવનુ દૈવત ટાળીયે;
વેદોક્ત ધર્મ ઉચ્છેદ કરો, ઉન્માર્ગ ધર્મ પ્રતિપાળીયે.
લઘુ બાળક પાસે ગામનાં, જ્યાં દેખો ત્યાંથી હણો;
બાળક સઘળાં નાશ કરતાં, મરશે શત્રુ આપણો.
કર જોડી કેશી કહે, કરૂં વિનતી મથુરાંપતી;
બાળક સર્વ પયપાન કરાવે, સમર્થ છે પૂતનાં સતી.
આપણા કુળમાં રત્નબાઇ, વિવિધ વેશ વપુ* ધરે;
રિપુ ઓઘનો† ઓઘ‡ ટાળે, વિશ્વને વાંઝીયાં કરે.
સભામાં નિજ કીર્તિ શ્રવણે સાંભળી, પૂતનાં તવ પ્રસન્ન થઇ;
હાથ જોડી ગર્વ મોડી, કંસને પાગે નમી જઇ.
બાહુ જાડા પાગપાડા, ચકળ વકળ ડોળા ફરે;
જીભ કાઢે બૂમ પાડે, મનુષ્ય માત્ર છળી મરે.
દીર્ઘ અધર ઉષ્ટ તણા, શ્યામ જીહા ચાટતી;
સકુમાર મનુષ્યનુ શું ગજું, દેખી અસુર સભા ફાટતી.

**પૂતનાં વચનઃ-**

ભ્રાત મારા વિઘ્ન તારાં, બલા લેઇને હું મરૂં;
તારે પુણ્યે એક દિવસમાં, જગતને વાંઝીયાં કરૂં.

**કંસ વચનઃ-**

ગદ્ગદ કંઠે કંસ બોલિયો, સગાઇ બાઇ તારી ખરી;
પ્રાણ દાન મુજને તું આપે છે, હું મૃત્યુથકી જીવ્યો ફરી.

---

* શરીરના. † સમુદાયની. ‡ જથો.

આજ્ઞા આપી સર્વને, ઉચ્છેદ ધર્મ તણો કરો;
છે દેવને આશરો વિષ્ણુનો, આપણે શિવનો આશરો.
મહાદેવનું મુને વચન છે, જે દેવથી હારશો નહીં;
ગૌ બ્રાહ્મણ સંતને સંતાપો, એમ કંસની આજ્ઞા થઈ.

વળણ.

આજ્ઞા થઇ અસુરને. હવો ચતુર્થમો અધ્યાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શું થયું ગોકુળ મહાંયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે કંસઉદ્વેગો-નામ ચતુર્થોધ્યાયઃ ॥૪॥**

## અધ્યાય ૫ મો.*

**કડવું ૧૯ મું–રાગ પ્રંચમ રામગ્રી.**

શુક જોગી એમ ઓચરે, નરપતિ સાંભળોરે;
શ્રી ગોકુળની માંહી, ઉદે થયો શ્યામળોરે.
નથી જાણતી નંદની નાર, પુત્ર પ્રસવ થયોરે;
વળી મથુરાંનો જે મહારાજ, કન્યા લઇ ગયોરે.
ફરી ભીડાયાં કપાટ, કો જાગે નહીં રે;
શ્રી ગોકુળની માંહી, કુસુમ વૃષ્ટિ થઈરે.
પાછલી પહોર એક રાત્ર, નક્ષત્ર રોહિણીરે;
પુત્ર યસોદાની સેજ, ત્રિભુવનનો ધણીરે.
મંદ મંદ વરસે મેહ, નારદ નૃત્ય કરેરે;
સરસ્વતી ચારે વેદ, સ્તવન ઊચરેરે.
વાજે બહુ વાજિત્ર, અંતિરક્ષ દેવ તણાંરે;
પંકજ વેલી પુષ્પ, વરસે અતિ ઘણાંરે.
ભાગ્ય તણો ભંડાર, પનોતી યસોમતીરે;
ઝબકી ઊઠી માત, દીઠા જગતપતીરે.
જઈ જગાડયા નંદ, ઊઠો પીયુડારે;
પુત્રતણું તન તેજ, ઝાંખા દીવડારે.
ઉધડકી ઉઠયા નંદ, દીઠા નરહરીરે;
દંપતી દે આલિંગન, ચુંબન ફરી ફરીરે.
કો દેવ સ્વરૂપી પુત્ર, મળ મૂત્ર નથીરે;
પરમેશ્વરને પયપાન, કરાવે યસોમતીરે.
ઘર ઘર પ્રત્યે વાત, પહોંતી વધામણીરે;
અખ્યાણાં લાવે નાર, ગોપી સોહામણીરે.
માગણ ચારણ ભાટ, બંદીજન જશ ભણેરે;
પય દધીનો કર્દમ*, નંદને આંગણેરે.
માલણ લાવે પુષ્પ, પાન તંબોલણીરે;
કુંકુમ હાથા બાર, દેતી ગોવાલણીરે.
અશોક આંબા પત્ર, તોરણ દ્રોઇ તણાંરે;
સોવ્રણ મઢયાં શ્રીફળ, મધ્ય સોહામણાંરે.
ગોપવધુ કરે શણગાર, લાબોણી લોબરીરે;†
પુત્ર જોવાને નંદ ઘેર, ચાલી મોહલરીરે.
ભૂષણ અંબર ભેટ, ભાવે લાવતીરે,
મુક્તાફળ કનક પુષ્પ, હરિને વધાવતીરે.
સ્નાન કરી નંદરાય, વૃદ્ધિશ્રાદ્ધ કરેરે;
સંતોકયા જાચક જન, નિર્ધુખ નવ ફરેરે.
સવત્સી સુરભી દાન, કનક આપીયાંરે;
રંક થયા ધનાઢય, દારિદ્ર કાપીયાંરે.
માણેક મુક્તા રત્ન, પટકુળ પામરીરે;
જેણે જાચ્યા નંદ, ભિક્ષુક નહીં ફરીરે.
દૂધે ત્રુઠિયા મેહ, પૂર પ્રવાહ વહ્યારે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયારે.
અંધને આવ્યાં નેત્ર, બધીરે‡ સાંભળેરે;
અપંગને આવ્યા પાગ, પ્રભુને જોવા મળેરે.
પૂજ્યાં વિપ્રનાં વેદ, ચંદન કેસરેરે;
ગોકુળથી વાર્યું મર્ણ, શ્રી પરમેશ્વરેરે.
ધર્મરાયે વાર્યા જમ, ગોકુળ જાશો રખેરે;
જો ખીજશે ગોકુળનાથ, નહીં રહીયે સુખેરે.
થાયે મોરલી નાદ, વાજીત્ર વાજતાંરે;
કાંઇ ગોવાળાનાં ગાન, ગાંધર્વ નાચતાંરે.
શકે યમુનાજી થઇ ગંગ, પયપ્રવાહ મળ્યોરે;
શ્રી ગોકુળલીલા ભેદ, ન જાય કારણ કળ્યોરે.

વળણ.

અદ્ભુત લીલા ગોકુળ તણી, બ્રહ્માદિક ભૂલા ભમેરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ન જડે પાર પ્રભુનો કેમેરે.

**કડવું ૨૦ મું–પદ રાગ આશાવરી.**

કોણ પુણ્યે પુત્ર પામી, યસોદા, કોણ પુણ્યે પુત્ર પામી;
શારદ નારદ અગમ નિગમ ને, ઘટઘટ અંતરયામી–જો૦ કો૦

* આ પાંચમા અધ્યાયમાં નંદજી પુત્રનું જાત કર્મ અને મોટો ઉત્સવ કરી મથુરામાં જઇને વસુદેવને મળીને આનંદ પામ્યા તે કથા પ્રસંગ છે.

* કીચડ † લોબરી ભરવાડણને ઓઢવાની ઊનની કામળી. ‡ બેહેરા.

પ્રાણેશ્વર પરમેશ્વર પરબ્રહ્મ, નામ વિશ્વંભર કહાવેરે;
જગત અંનદાતા જીવનો જીવન, યસોદા પયોધર ધાવેરે.—જ૦
આ ત્રૈલોક્ય ત્રિગુણ* દોરીયે બાંધ્યું, ઉત્પત્તિ લય હરીને હાથેરે;
તે અબંધ† અવિગત યસોદાજીયે, બાંધયો ઉખળ સાથેરે.—જ૦
છે ચૌદ લોક એના મુખમાંહે, પ્રભુ મૃત્તિકા‡ ખાએરે;
કહે પ્રેમાનંદ યસોમતીનું, સુક્રીત§ કહ્યું નવ જાએરે.—જ૦

---

### કથા ચાલતી—રાગ આશાવરી.

શુકજી કહે સાંભળ ભૂપતિ, થયો ગોકુળમાં આનંદ;
કંસની પ્રેરી પૂતના કરે, બાળક બહુ નિકંદ‖.
પૂતનાએ સાંભળિયું જે, નંદને થયો છે બાળ;
પણ ગોકુળમાં જઇ નવ શકે, રક્ષા કરે ગોવાળ.
બકી આવી કંસ પાસે, સાંભળ વાત ભૂપાળ;
ભ્રાત તમારા પુણ્યથી મેં, સાતશે માર્યાં બાળ.
અપુત્રવાન પ્રજા થઈ, મેં શીઘ્ર સાધ્યું કામ;
ચારે પાસા ફેરી વળી, એક રહ્યું ગોકુળ ગામ.
નંદને ઘેર કુંવર આવિયો, દૂધે ત્રુઠયા મેહ;
શકે શત્રુ આપણો હશે, પડે મન સંદેહ.
ઊત્તર વય અર્ભક હુઉં, તે સાચવે બહુ પેર;
તમો અહીં તેડાવો ગોપને, હું જાઉં નંદને ઘેર.
ન ભેદ¶ પરપંચ માહરો, પુરૂષ પ્રજ્ઞાવાન×;
સ્ત્રી જન માયામાં પડે, જઇ કરાવું પયપાન.
વચન સાંભળી બેહેનનાં, આવ્યો વીરને વિશ્વાસ;
જાઓ તેડી આવો ગોપને, ત્યાં મોકલ્યા બહુ દાસ.
સમજાવી કહેજો નંદને, તેડે છે રાજજીય;
કર લાવો શ્રાવણતણો, ગોરસ ગવરીનાં ઘીય.
શીઘ્ર સેવક આવીયા, નંદજીકેરે દ્વાર;
ગવરીનાં** ઘૃત†† ભૂપ માગે, નીસરો સર્વ બહાર.
નંદજીયે સર્વ ગોપ તેડયા, તત્પર કીધા કર;
શીખ દીધી યસોદાને, સાચવજો કુંવર.
અમો જાશું મથુરાંમાં, આવીશું સાયંકાળ;
પળ માત્ર રખે અળગો કરો, છે પ્રાણજીવન બાળ.
યસોદા કહે નંદજીને, શીઘ્ર આવજો સ્વામ;
રખે થાકા થઇને નાથ મારા, રહો મથુરાં ગામ.

ગોપ સર્વે તત્પર થયા, શીકાં ભરાવ્યાં સ્કંધ*;
જુગમ શાંઢ† શકટે‡ જોડયા, બેશી ચાલ્યા નંદ.
શીઘ્ર ઘૃત ગાડાં ભર્યાં, દધી દૂધ માખણ પાત્ર;
કર લઇ મથુરાંમાં આવ્યા, ગોપ પ્રાણી માત્ર.
પૂતનાં ગઇ ગોકુળ વિષે, વસુદેવે જાણી વાત;
દંપતી દુખીયાં થયાં તે, કરે બહુ અશ્રુપાત.
રાજ સભામાં નંદ આવ્યા, કંસે દીધું બહુ માન;
ભેટ મૂકી પાયે લાગ્યા, પછી બોલીયા રાજન.
ન ઘટે તમને નંદજી, મુને રીસ અંતર આવી;
અમે સાંભળ્યું જે પુત્ર આવ્યો, વધામણી નવ કહાવી.
વારૂ કીધું વિધાતાએ, ઘણું અમો પામ્યા પ્રેમ;
મનસા વાચા નંદજી તારો, પુત્ર રહેજો ક્ષેમ.
પુત્ર આવે પિતા હરખે, આશ્ચર્ય એમાં શાનું;
પણ અમો પરમ પ્રસંન હવા, પ્રાણ કરીને માનું.
યસોદા સુખણી થઇ, સંસારનો ભય ભાગો;
ઘરેણું આગલાં ટોપી, લઇ જાઓ સુતને વાગો§.
અંન અપાવ્યું ગોપને, છે કૃપા રાયની મ્હોટી;
કંસ વિચારે જમાડીને, કરૂં જેમ તેમ ખોટી.
નંદ વળતું બોલીયા, સદા તમો આપો અંન;
હું રંકને બાળક હવો તે, રાજાજીનું છે પુણ્ય.
તમો રાજા તમો સ્વામી, તમો અમારા દેવ;
ઉછરશે જો બાળક તો, કરશે તમારી સેવ.

### વળણ.

સેવક તમારા છિએ અમો, નંદજી લાગા પાયરે;
જાણ્યું પૂતનાએ કામ કીધું હશે, કંસે આપી પછે વિદાયરે.

---

### કડવું ૨૧ મું—રાગ મારૂ.

કંસે આપી વિદાય, કારજ સીધું છે;
મનમાં ફૂલે મૂંઢ, કપટજ કીધું છે.
નંદનો નંદ પરબ્રહ્મ, પ્રાક્રમ જુવાં છે;
એમ ન જાણે કંસ, ભગિની મૂવાં છે.
પધાર્યા નંદરાય, મનમાં હરખે છે;
મળવાને વસુદેવ, મારગ નિરખે છે.
તપી રહ્યું છે તંન, ચિત્તમાં ચિંતા છે;
મળવાને આવ્યા નંદ, ઘણા ભાગ્યવંતા છે.

---

* સત્વ, રજ ને તમ. † નહિ બંધાય તેવો ‡ મટોડી. § મોટા ભાગ્યની વાત. ‖ નાશ. ¶ જાણી શકે. × ઘણો હોશયાર. ** ગાય. †† ઘી.

* ખભાં. † ખાંસી વગરના બળદ. ‡ ગાડું. § પોશાક.

ધાઇ ભેટયા બેહુ વૃદ્ધ, હૃદય ઉધડકે છે;
નેત્રે વહી જળધાર, આંસુ વરસે છે.
મળી બેઠા બેહુ મિત્ર, નંદજી ભાખે છે;
પાપીયે છોડયાં નરનાર, કૃપા દૃષ્ટિ રાખે છે.
તમો વેઠયું દુઃખ અપાર, શ્યાલક* પાપી છે;
છ બાળક કીધાં નાશ, વેદના વ્યાપી છે.
કર્મતણા જે ભોગ, પ્રાણી વેઠે છે;
કો કરે કોટિ ઉપાય, ભાગ્યથી હેઠ છે.
પણ રોહિણીના જે બાળ, વપુએ વારૂ છે;
શાતા કરો વસુદેવ, અંશ તમારૂં છે.
રોહિણીનું ન ધરશો દુઃખ, મારી ભગિની છે;
કંસને શું કરીયે રંક, અંતર અગ્નિ છે.
એને પૂછશે પરબ્રહ્મ, જે તમને પીડે છે;
કેમ સાંખશે જગદીશ, જે માઠું હીંડે છે.
પછે હસી બોલ્યા વસુદેવ, મોદ† ઉપજાવ્યો છે;
છેલ્લે આશ્રમે નંદ, પુત્ર ભલે આવ્યો છે.
થયો ખટ દિવસનો તંન, વાત અમો જાણી છે;
ધન્ય જસોદા નાર, ભાગ્ય ધણીઆણી છે.
નંદ તમને આવ્યો તંન, અમને શાતા છે;
જાણ્યું અમો પામ્યાં પુત્ર, શાખી વિધાતા છે.
પણ શીઘ્ર પધારો ઘેર, કાંઇએક કૂડું છે;
તમો છો ભાગ્યવાન, સદાએ રૂડું છે.
કંઇ સાંભળી કપટની વાત, હૃદયા ચોંકે છે;
થયો છે ગોકુળમાં ઉત્પાત, મુજ મન બીકે છે.
જઇ પુત્રનો લીયો તપાસ, ભોળી નારી છે;
ત્યાં જઇને ખાજો શ્વાસ, ઇચ્છા મારી છે.
દીસે સૂરજ શોણિતવર્ણ‡, વાયુ તો દારૂણ§ છે;
ભયાનક જમુનાં નીર, કાંઇએક કારણ છે.
તવ નંદ થયા ભયભીત, મસ્તક ડોલે છે;
પરમારથ સરખી વાત, દેવકી બોલે છે.
પુત્રથી વહાલી વસ્ત, બીજી કાંઇ છે;
યસોદાને કહેજો પ્રણામ, મારા સાંઇ‖ છે.
મારી વતી દેજો શીખ, યસોદાજી ભોળાં છે;
કંસના મોકલ્યા દૈત્ય, ટોળે ટોળાં છે.

* શાળો. † આનંદ. ‡ લાલ રંગનો § ભયંકર.
‖ આલિગંન દેવું—ભેટવું.

રખે ધીરતાં માત, લોકડાં પાપી છે;
સાચવજો પુત્ર થાપણ, પ્રભુયે આપી છે.
સંદેશો કહેજો નંદ, નાર યસોમતી;
રમાડવા જેવો છે તંન, બોલાવજો મારી વતી.
જમશો મા ખાટી વસ્ત, પુત્રને ભારે છે;
વસુદેવ કહે સાધવી નાર, પરમારથ વારે છે.

વળણ.

વારે વિવિધ પેરે દેવકી, જેમ પુત્રને સુખ થાય રે;
નંદજી ગોકુળ પરવર્યા, થયો પંચમો અધ્યાય રે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે પૂતના ગોકુળ ગમનો નામ પંચમોઽધ્યાયઃ ॥૫॥**

---

## અ ધ્યા ય ૬ ઠ્ઠો.*

### કડવું ૧૨ મું—રાગ રામગ્રી.

સાંભળ રાય શુકજી ભાખેજી, ચરિત્ર પ્રભુનાં હૃદયા રાખેજી
પૂતનાં તણું કહું વૃત્તાંતજી, ગોકુળ ચાલી પામવા અંતજી

ચાલ.

કેમ જાતી હવી પૂતનાં, ધરી માયાવિ રૂપ;
બાળક જાણી પરવરી, નવ લહ્યા ત્રિભુવન ભૂપ.
અભિલાખ અંતર અતિ ઘણો, આણું હું અર્ભક અંત;
કારજ સીઝે ભ્રાત રીઝે, લીજે યશ અત્યંત.
કેમ જીવે બાળ ગોવાળનો, હું કાળ આણું આજ;
કરી પણ† હું નીસરી તો, હરી રાખશે મારી લાજ.
શણગાર સાજે રૂપ રાજે, ગાજે ઘુઘરૂ પાય;
ઠમક અણવટ ઝમક ઝાંઝર, ચમક પહાની થાય.
નખ જ્યોતિ‡ શું ખદ્યોતની, વાજે બિછુવાનો છંદ;
પગલાં ભરે કુમકુમ ઝરે, કરે કોટિક ફંદ પ્રપંચ.
કામની ગજગામની, ભામની કરતી હાવભાવ;
રૂપ નિધિમાં§ બિંધ બૂડે, નહીં નીસરવા નાવ‖.
કટિ¶ પાતળી કટિમેખળા× છે, ઝીણી ઘુઘરમાળ;
ચીર ચરણા ચમક વરણાં, ચોળી લખીયા મરાળ**.

* આ છઠ્ઠા અધ્યાયમાં પૂતનાં ગોકુળ પરવરી, તેને મૃત્યુ વશ ભાળી અને વસુદેવે ગોકુળ જતાં તેને નિહાળીને, તેના મૃત્યુની કહાણી સાંભળી તેનો કથા પ્રસંગ છે. † કસમ લઇ.
‡ ચળકાટ. § સમુદ્ર. ‖ વહાણ. ¶ કેડ. × કેડનો કંદોરો.
** હંસ.

કંકણ ખળકે ચૂડી ચળકે, થાય ગોફણીનું ગાન;
કદળીપત્ર વાંસો વિરાજે છે, પેટ પોયણ* પાન.
ભર્યો પરિમળ નાભિ નિર્મળ, રોમાવળી† પંકજતંત‡;
મુકતામાળ હીંચે હુગહુગી§, ઉઠે છબી શોભાવંત;
શું કુચ કળશ બે કનકના, છે સુધા‖ સંપૂર્ણ;
કેસર બોળી ઝીણી ચોળી, દીસે ગોરૂં વર્ણ¶.
કર આંગળી મગની ફળી, નિર્મળ મુદ્રિકા× નંગ;
બાજુબંધ લટકે ઓઢણી ફટકે, જોબન રંગ તરંગ.
કંબુ** જેવી કપોળ શોભા, કંઠ કોકિલા†† નાદ;
વેસર‡‡ વાળી અધર પરવાળી§§, બોલતી મધુરે સાદ.
છે ગૌર ગાલે બાળ મધુકર, જેમ પોતે રચ્યો વિધિરાય;
યુગ્મ ત્રોટી‖‖ મૂલે મોટી, શ્રવણની શોભાય.
નયણાં ચંચળ સાર્યું કાજળ, ખંજન અથવા મીન¶¶;
અરચ્યા રચી કેસરતણી, ચાંદલે ચોખા લીન.
ગલુબંધ વેસર ઝૂમણું, સેંથે ટીલી શીશ×× ફૂલ;
બોર ફૂલ ને વીંટલા જડિત, સાંકળાં અણમૂલ.
શિશુ દમતી કપટે નમતી, નિરખે નારી ધીટ;
ઊન્મત્ત ઉર લેહેકાવતી, ભર્યા વિખે સ્તનનાં દીંટ.
વિસ્મે થઈ વ્રજ સુંદરી, માંહોમાંહે કરતી વાત;
શકે લક્ષ્મી આવ્યાં શોધતાં, નંદ ગૃહે વૈકુંઠનાથ.
જોઇ રહ્યાં માત યસોમતી, પૂતનાયે કીધું હાસ્ય;
ઝટક પેઠી ઘર વિષે ગઈ, પારણાં ફેરી પાસ.
માસી જાણ્યાં આવ્યાં અવિનાશી, ત્યારે નેત્ર મીચ્યાં નાથે;
નિંદ્રાવશનું રૂપ કીધું, પોઢિયા પહોળે હાથે.
જેમ ગુપ્ત ખડ્ગ કોશ*** મધ્યે, ભસ્મે††† ઢાંકયો હુતાશ‡‡‡;
જેમ અભ્રમાં આદિત્ય§§§ ઘેર્યો, ગુપ્ત રૂપ કીધું અવિનાશ.

વળણ.

અવિનાશ સુતા ગુપ્ત રૂપે, રંક નંદનો બાળરે;
પૂતનાં પ્રસંન થઇ હ્રદે, નવ લહ્યા કેશવ કાળરે.

---

* રાત્રી વિકાશી કમળ. † પેટ નજીકના બારીક વાળ. ‡ કમળના તાંતણા. § રામરામી-રામતોગી જેમાં શ્રીનાગજીનાં પગલાં હોય છતે. ‖ અમૃત. ¶ અંગ. × વીંટિ. ** શંખ. †† કોયલ. ‡‡ નાક. §§ પરવાળા જેવા લાલ. ‖‖ કાનનું ઘરેણું. ¶¶ માછલું. ×× માથે. *** મ્યાન. ††† રાખે ‡‡‡ અગ્નિ. §§§ સૂર્ય.



કડવું ૨૩ મું-રાગ-કાફી હુસેનની દેશી.

**પૂતના વચનઃ-**

જસોદા જીવન તારોરે, સ્વરૂપે સબળ સારોરે;
ઘણાં વરસ એ જીવોરે, કુળમાં પ્રગટ્યો દીવોરે—ટેક.
વળી એ દીપક ગોકુળ ગામનોરે, ગોવાળાનો રાય;
વદન* ઇંદુ† નિર્ખતાંરે, તૃપ્ત નેત્ર ન થાય—જસોદા૦
મેં જોયાં કોટિક બાળકાંરે, આ સમો નહીં કોય;
ગોકુળ ચંદ્ર ઊદે થયો એ, દીઠે મનડું મોહે—જસોદા૦
છે અમૃત મારાં સ્તનમાંહે, તે કરાવું છું પયપાન;
થાય અમર બાળકાનું, વપુ વજ્ર સમાન—જસોદા૦
વ્યાધી એક વ્યાપે નહીં ને, સદા રહે જોબન;
નંદજીયે મુને મોકલી, ધવરાવવા તારો તન—જસોદા૦
આવો બાળક બાહુવાંરે, કરો અમૃત આહાર;
જીવન જસોદા બેહેનના, હું માસી પ્રાણાધાર—જસોદા૦
હળવે લીધા ઉચલીરે, જેમ રજ્જુ‡ વિશે§ સાપ;
ભાણેજ તરધ્યો પ્રાણનોરે, માસીનું માપ્યું પાપ—જસોદા૦
જોઇ રહ્યાં જસોમતીરે, કરે પૂતનાં પાખંડ;
આંખ નચાવે મીઠું બોલે, ફરવે ભુજ દંડ—જસોદા૦
આળસ મોડે બાળકોરે, અડપટીયાળી આંખ;
સાડીનો પાલવ કરે ગ્રહી, માસી ઉડાડે માંખ—જસોદા૦
છે કઠિણ માસી પૂતના, તેમ ભાણેજ છે ધીટ;
મુખ વિકાશી મૂકીયાં, વિખ ભર્યા કુચનાં દીંટ—જસોદા૦
હ્રદે ઉપર કર ધર્યો એક, વાંસા ઉપર બીજો હાથ;
માસી લીધાં બાથમાં વિષે. ધાવે ગોકુળનાથ—જસોદા૦
તીવ્ર અગ્ર નખનાં કરીરે, વીંધ્યું માસી શરીર;
વિખ દૂધ પીધું એક ઘુંટડે. બીજે શોષ્યું રૂધીર—જસોદા૦
પેટમાં મારે પાટુઓરે§, હૈયામાં મારે શીશ;
આકરષ્યો પ્રાણ પરમેશ્વરે, તવ માસીએ પાડી ચીસ—જસોદા૦
મૂકો ભાણેજ ભૂદરારે, મેં ઓળખ્યો સુંદરશ્યામ;
જાવા દે મુને જીવતી, નહીં આવું ગોકુળ ગામ—જસોદા૦

ચોપાઈ.

જસોદા પુત્રને વારો, પીએ છે પ્રાણ તે મારો;
હું છું કંસની દૂતી, આવડું ન જાણતી હૂતી.
ગોપી કોઇ ધાઇને આવો, મુને મૃત્યુથી વેહેલી મૂકાવો;
પ્રજા મે વાંઝણી સૌ કીધી, સાતસેં બાળ હત્યા લીધી.

---

* મુખ. † ચંદ્ર. ‡ દોરડી. § ભ્રાંતિ. § લાતો.

હું તો આવી હુતી અજાણી, આવડી વાત ન જાણી;
કે મારૂં પાપ શું જાગ્યું, મૂકાવો તો પાએ લાગું.

ચાલ.

વિસ્મે થઇ વૃજ સુંદરીરે, એ મિથ્યા રંડા રોય;
તાળી દઇ ગોપી હસે, કૌતક જોવા પરખું હોય-જસોદા૦
પૂતનાં અંગે પીળક આવી, બોલાય બોબડું વેણ;
કીકીની કાળપ ગઇ, ધોળાં ફાટાં રહ્યાં નેણ-જસોદા૦
છ દહાડાનો છોકરો, મારે કર્મે વાળિયો દાટ;
હૈયું સૂણ્યુ હીકા આવે, પડ્યાં મારાં ચતાંપાટ-જસોદા૦
માસીને હીકા આવે, ઉપર ભાણુજો ધાવે—ટેક.
મૂળ રૂપ ધરીયું માયા તજી,વાધી જોજન દાઢ;
જેમ પર્વત ઊપર પોપટો તેમ, વીરાજે રણછોડ-માસી૦
બહુ વૃક્ષ ગોપનાં છાપરાંરે, પડતાં ચૂરણ થાય;
કૃપા શ્રીભગવાનની, રહ્યાં કુશળ ગોપી ને ગાય-માસી૦
છે નખે બહુ બીહામણીરે, ભુંડું રંડાનું રૂપ;
સુકી વાવ જેવી બે આંખડીરે, નાસિકા મોટો કૂપ-માસી૦
જિવ્હા જાણે સર્પણીરે, મુખ ગુફાનું દ્વાર;
કૂચ શિખર ગિરિતણાં, રમે ઉપર નંદકુમાર-માસી૦
સેવાળ સમુદ્ર શિલાતણા, તેમ છૂટા મસ્તક કેશ;
શ્રવણ છિદ્ર બીહામણાં, માંહે ગજ કરે પ્રવેશ-માસી૦

વળણ.

પ્રાણ ગયા પાપી પૂતનાં તણા, વિલપે નંદની રાણીરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, એ લીલા ગોકુળે માણીરે.

---

કડવું ૨૪ મું-રાગ વેરાડી.

કલપે† વિલપે‡ નંદની રાણી, ફરી ફરી તેને જોય;
ગોકુળમાં સર્વ સ્ત્રીજન દીસે, પુરૂષ નથી ઘેર કોય.
સ્વામીને શો ઉત્તર દેવાશે, સોંપી ગયા મુને બાળ;
કંઠ પાસ§ કરીને પિંડ પાડું, આણું હું મારો કાળ.
ઉન્મત જોબનની મદમાતી, પ્રેમ ભરી ગોવાળી;
તત્પર થઇ પૂતનાં પર ચઢવા, કટી કછી કાછડો વાળી.
નીસરણી માંડી ચડી બાળા, પગ ધરતાં પડે પડ છંદ;
કૂચ અગ્ર વદનમાં ક્રીડા કરે, ધાવે છે શ્રી બાળ મુકુંદ.
બળાત્કારે બાળક લીધો, કુશળ કુશળ એમ કહેતી;
ઉતારી અંબાને અરપ્યો, માતા ઓવારણાં લેતી.
અંગન્યાસ* કરે સર્વ ગોપી, રખે બાળક બીહીતો;
યસોદા ભાગ્યતણી ધણીયાણી,ફરી જન્મ બાળને વીતો†.
રાખો ઓરડામાં ઉષ્મા‡ થાશે, આંગણે વાયુ ટહાડો;
યસોદાને શીખવે કો ડાહી,રખે રહાડમાંથી બહાર કહાડો.
વિવિધ પ્રકારે રક્ષા કાધી, બાળ બીહીનો જાણી;
મસ્તક ઢાંકી માત યસોદા, નાંખિ ઉતારી પાણી.
ગ્રામની દેવ્યા વનની દેવ્યા, કુળ દેવ્યા જે અમારી;
બાળકની તમો રક્ષા કરજો, જાચે નંદની નારી.
પડી પૂતનાં પર્વત પ્રાયે, જોવા મળ્યાં [illegible]નાં વૃંદ;
એવે સમે મથુરાં પુર થકી, પધારિયા શ્રી નંદ.
અચાનક ભયાનક દીઠું, આ શું વરત્યો ઉત્પાત;
ગોપ પ્રત્યે નંદ કહે ભાઈ, મળી વસુદેવની વાત.
એ કંસાસુરનું કપટ ખરૂં, જઈ નંદે પૂતનાં જોઈ;
ગોપ રાયનું દર્શન દેખી, ગોપ વધુ સર્વે રોઇ.
પુરૂષ વિના પલ રખે જાએ, માણસમાં નહીં નારી;
અબળા લક્ષ મળી તો કીંવા, ન શકીયે વિઘ્ન નિવારી.
નંદ આછગે મૂકયા મધુસુદન, ચુંબન કરી પૂછે પીતા;
ત્રણ પહોરમાં કુંવર મારા, કોણ કોણ આરિયા વીતા.
હૃદયે ચાંપી મસ્તક સૂંઘ્યું, તડિયા બહુ ઋષિરાય;
આશીર્વાદ અભિષેક કરાવી, આપી સવચ્છી|| ગાય.
બીજાં દાન કીધાં વિધ વિધનાં, હોય કુંવરને કલ્યાણ;
ગોપ કહે શી વલે શબની, ગંધે જાશે પ્રાણ.
નંદ કહે ઉચલાય નહીં, છે અતુળ¶ અંગનો ભાર;
સંધે× સંધેથી** કરો કટકા, લ્યો કરવત ને કુહુવાડ.
મદોન્મત આહીર બળીયા, કાપી કટકા કીધાં;
ખડકી કાષ્ટ હુતાશન મૂકયો, ચોદશા†† ફૂંકી દીધી.
પૂતનાંનો પિંડ પરજળે, છૂટયો સુગંધ કસ્તુરી;
અગર તગર ચંદન મલીયાગર, પરિમલ વાસ મધુરી.
વાસ્યું વન ફરતું દશ યોજન, આવ્યું એક વિમાન;
પૂતનાં થઈ દેવકન્યા તે, કૃપા શ્રી ભગવાન.
સંદેહ પામી પરીક્ષિત પૂછે, કૃપા કરો શુક સ્વામી;
દુષ્ટ નારી ને બાળ હત્યારી, પરમ ગતિ કેમ પામી.
માનુભાવ‡‡ કહે મહીપતિને, એ વિષ્ણુ ચરણ મહિમાય;
જે અંત કાળે કૃષ્ણ કહે તે, યમપુરી નવ જાય.

---

* દચકિયાં. † કલ્પાંત. ‡ વિલાપ. § ફાંસો ખાઇ

* રાઈ મીઠા વગેરે ઉતારવા તે. † થયો. ‡ ગરમ. § રોળાં. || વાછરડા સાથે ગાય. ¶ નહિ તોળાય તેટલો. × સાંધે. ** સાંધેથી. †† ચારે દિશાએ. ‡‡ શુકજી.

સાક્ષાત બ્રહ્મ હૃદેપર રમીયા, એ ભાગ્ય શું નહાનું;
વૈકુંઠ નાથથી વૈકુંઠ પામે, તેમાં આશ્ચર્ય શાનું.
ભાવે કભાવે સ્તુતિ નિંદાએ, જે પરમેશ્વરને ગાશે;
વેદનાં વાક્ય કહે શુક જોગી, તે નિશ્ચે વૈકુંઠ જાશે.

વળણ.

જાશે વૈકુંઠ સર્વથા, સાંભળ પરીક્ષિત રાયરે;
પૂતનાં મોક્ષ પાવન કથા, થયા છઠ્ઠો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પૂતનાં મોક્ષ નામ ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥**

---

## અધ્યાય ૭ મો.*

કડવું ૨૫ મું-રાગ દેશાખ-તાલ ચોપાઇ.

શુક કહે સુણ પરીક્ષિત રાય, એ પાવન પૂતનાં મોક્ષ અધ્યાય;
બાળ હત્યાદિક પાતિક ટળે, જો સ્નેહ ધરી કથા સાંભળે.
તો પરમ પદની પ્રાપ્તિ થાય, જો પ્રીત રહે કથારસ મહાંય;
નામ સ્મરણથી જાય વ્યથા, કહું સાતમા અધ્યાયની કથા.
કંસ રાયને પહોંચી વાત, જે ગોકુળમાં વરત્યો ઉત્પાત;
સમાચાર રૂપિ વાગ્યું તીવ્ર બાણ, જે પૂતનાનાં શોષ્યાં પ્રાણ.
બેહેન મરી બાળક ઉગર્યો, શકે એ મારો શત્રુ ખરો;
ગાંઠ હૃદયમાં બંધન થઇ,પણ કંસે ચરચા કીધી નહીં.
શકટ વચ્છ ને તૃણાવર્ત, બગ અઘ તેડી કહ્યું ત્યાં તર્ત;
તમો છાના ગોકુળ મધ્યે પરવરો, જઇ હણો નંદનો દીકરો.
ગુપ્ત રહીને કરજો કામ, ન થાય પ્રગટ જેમ મારૂં નામ;
જાણે નંદ તો ઉજડે દેશ, એ છાનો આપુ ઉપદેશ.
ભેદ સાંભળી ચાલ્યા ભૂરં, પ્રથમ આવ્યો શકટાસુર;
એ કંસરાયનું હારદ કહ્યું, હવે શ્રી ગોકુળમાં શું થયું.
પ્રજાળી† પૂતનાંનો દેહ, પછે નંદ ગોપ પધાર્યા ગેહ‡;
માંહોમાંહે વાત કરે ગોવાળ, દેવરૂપ કો નંદનો બાળ.
રંડા મરી પોતે ઓગર્યો, કારણ રૂપ નંદનો દીકરો;
ઓપીને ઘણું વહાલા હરી, નંદ ગૂંહ આવે ફરી ફરી.
શુકજી કહે સાંભળ રાજન, આવ્યો જન્મ નક્ષત્રનો દન;
નક્ષત્ર ફરી આવ્યું રોહિણી, ઉલ્કંઠા યસોદાને ઘણી.
સ્વામીની કીધી વીનતી, માસિક કર્મ કરો કહે સતી;
નંદે પધરાવ્યા ઋષિરાય, અભિષેક કરી કીધી રક્ષાય.
ગ્રહ ચંદ્રની પૂજા કરી, અપાવ્યું દાન હાથે શ્રી હરી;
યસોદાજીને સોંપ્યો બાળ, ગાય ગોપી ગીત રસાળ.
શ્રી યસોદાજી વધ્યાં વચન, આજ ઝોળીયે પોઢડું તંન;
માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઉભી રહી ચાર.
પચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ચાર ધરી;
ચંદન કેસર કુંકુમ ઘણાં, પીળ્યાં કપાળ ગોપીકાતણાં.
મળ્યાં બહુ નાનાં છોકરાં, યસોદા વેહેચે પૈંવા કોપરાં;
મીઠાં મુખ મહીયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઉચરે.
યસોદાજીયે ઉચલી કરી, ઝોળીમાં પોઢાડ્યા હરી;
જય જયકાર કરે સુંદરી, મુખચંદ્ર બિંબ જુવે ફરી ફરી.
છે ચૌદ લોક જેનાં મુખમહાંય, તે ઝોળીમાં સુતા હરિરાય;
મુખ જોઇ યસોદા વારણે જાય, હીંડોળે ગોપી હાલરૂં ગાય.

હાલરૂં.

ઝોળીયે ઝુલો કહાન ગોવાળા, વૃજની બાળા ગાય-
હાલરૂં હાલોની નંદલાલા,—ટેક

તમે ઠમકે ચાલો નંદજીને બારણે, વારણે જાય માતા જસો-
મતી—હા૦

માબાપે દીઠાં મોહન મુખડાં, દુ:ખડાં વામિયાં સુખ
પામિયાં—હા૦

ગયાં કર્મ અંધારાં પ્રગટ્યો દીવો, ઘણું જીવો જીવન
અમારડારે—હા૦

ઉનર વય બંધાણાં ઘરમાં પારણાં, કાંઇ બારણાં
ઉઘાડ્યાં નંદરાયનાં —હા૦

છ દહાડાને છોકરે તે પૂતનારે શોષી, તારા દોષી
દુરીજન જાજો મરરે—હા૦

મોટા થઇને ચારો વન ગાવડીરે, માવડી યસોદાજી
જાશે ભામણેરે—હા૦

આણે મૂખે વજાડો વહાલા વાંસળીરે, કાંઇ વેહેલા
ગૌ ચારી ઘેર આવજોરે—હા૦

અમો ગોપી તમારી દાસીરે દેવા, કાંઇ લેવા ચરણ
રજ રસરંગરે—હા૦

અંતરિક્ષ રહી સર્વ દેવતા બોલે, નહીં કો તોલે ગોપી
સમુરે—હા૦

સંસાર હીંડોળો બાંધ્યોરે બ્રહ્મે, કાંઇ કર્મે હીંચે કોટી
જીવડારે—હા૦

---

*આ સાતમા અધ્યાયમાં શકટાસુર ને તૃણાવર્ત હણ્યા તથા મૂખારવિંદમાં બ્રહ્માંડ દેખાડ્યું તે કથા પ્રસંગ છે.
† બળિયા. ‡ બાળગો § ઘેર.

શંકર બ્રહ્મા જોગીરે ઝૂલ્યા, ભૂલ્યા બ્રમે મ્હોટા મૂનીરે—હા૦
આવાગમન હીંડોળેરે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મઝ્યારે—હા૦
જગત ઝૂલાવ્યું સોંપી કર્મને, તે બ્રહ્મને ઝૂલાવે વૃજ સુંદરીરે—હા૦
કુસુમ વૃષ્ટિ કરે છે દેવતારે પ્રીતે, આમ રીતે હીંચોળી હરિ ઊતારીયારે—હા૦
એ સુણશે પ્રીતે વા હાલરૂંરે ગાશે, તે મૂકાશે આહ સંસારથીરે—હા૦
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઇ ન જાણું, વખાણ્યું ગુણ ગોવિંદનારે—હા૦

વળણ.

ગોવિંદના ગુણ જેમ તેમ કહું, નવ લહું ડહાપણ જ્ઞાનરે;
હરિનામ દે અક્ષર વડે મળે, કોટી ગંગાજીનું સ્નાનરે.

---

કડવું ૨૬ મું—રાગ દેશાખની ચોપાઈ.

એણી રીતે ગાયું હાલરૂં, ઝોળીયે સૂતા સચરાચર;
વિવિધ લીલા કેશવ કરે, પવિત્ર કથા શુકજી ઉચરે.
અભિમન્યું તન સાંભળજે કથા, શ્રવણ ભક્તિ ટાળે જન્મ વ્યથા;
અસુર આવ્યો શકટાસુર નામ, માયા કરીને વૃજપૂર ગામ.
કપટી શકટ રૂપે થયો, સૌ શકટ મળતો આવી રહ્યો;
છૂટાં બહુ ગાડાં નંદદ્વાર, શકટ સ્થિર થયો શકટ મોઝાર.
નવ જાણે ગોપી ગોવાળ, નંદ પુત્રે જાણ્યું તતકાળ;
એ આવ્યો મુને જીતવા કારણે, શકટ રૂપ થઇ બેઠો બારણે.
ઘેર આવ્યાને આદર કીજીયે, પરમ પદ એને દીજીયે;
સુરભી દુહે શ્રી યસોમતી, મંદિરમાંથી રોયા શ્રીપતિ.
મૂક્યું કારજ સાદ સાંભળી, કાં રોયા આતા* કહી ઘરમાં પળી;
નાંખ્યું પાત્ર દૂધ ગયું ઢળી, કો ન શકે પ્રેમ માતાનો કળી.
પારણેથી લીધા ભગવાન, માતા કરાવે છે પયપાન;
સ્તન અગ્ર મુખમાં નવ ગ્રહે, બાળક કેમે ન રોતો રહે.
ખખડાવે કડાં દ્વાર સાંકળી, વજાડે ઘુઘરો મા થઇ આકળી;
સુંઘાડે પુષ્પ દેખાડે ગાય, તેમ તેમ બમણો રોતો જાય.
યસોદાને મન સંદેહ પડયો, શે આવડું બાળક આડે ચડયો;
કરડયો જંતુએ† આકળો કીધો, ન રહે હીંચોળિયો ખોળે લીધો.
પૂછે યસોદા મુખસું મુખ ધરી, તારાં દુખડાં લઇ જાઉં મરી;
ન રહે બાળક દહોવી છે ગાય, વન મૂકવાની વેળા જાય.
બાળક ટોળે મળિયાં દશવીશ, ત્યારે રોતા રહ્યા જુગદીશ;
માતા કહે બાળકને બાળકમાં ગમે, નહાના છોકરાં પાસે તે રમે.
ઝોળી એક બાંધી આંગણે, ગાયને ચરવા જાવું ઘણે;
સાડી એક લાવી કિંકરી*, શકટની ઊધે બંધન કરી.
ઝોળીમાં સુવાર્યા શ્રી ગોપાળ, પ્રભુજી રોતા રહ્યા તતકાળ;
બીજાં બાળકને કહે તાળી પાડો, હુલરાવો અલ્યાને†રમાડો.
બાળક ઝોળી વીંટી રહ્યાં, અંબા‡ ગૌશાળામાં ગયાં;
શકટાસુર થયો અતિ પ્રસંન, હું કાળને માથે સોંપ્યો તંન.
અલ્પ આયુષ્ય દીસે છે બાળ, છે દીર્ઘ આયુષ્ય કંસ ભૂપાળ;
સ્થૂળ રૂપ કરી શકટ ગડગડું, બાળક ઉપર ચાંપી ભાંગી પડું.
શકટ હણવા તત્પર હુવો, છે હરિનાં મનમાં વિચારજ જુવો;
કાલાં કાલાં વચન બાળક ભાખે, મકલાય ને પ્રભુ પાટુ નાંખે.
ધાવે અંગુઠો ખડખડ હસે, શકટ અધર જોઈ હરિ ડસે;
ક્રોધ રૂપ થયા અશરણ શર્ણ, વૃદ્ધિ પમાડયો ડાબો ચર્ણ.
બળસાથે પગ ઊપાડયો તદા, શુ મુદ્ગળ પરિઘ ભોગળ શું ગદા;
કિંવાં વજ્ર કુંજરના§ દંત, સકોમળ પગમાં બળ અત્યંત.
ન આવે બળ પરાક્રમનો માપ, (જેમ) ગજ ઉપર નાંખે કેસરી થાપ;
ન જાય ચરિત્ર પ્રભુનાં કળિયાં, દેખી સ્વરૂપ છોકરાં છળિયાં.
અતુળ બળસું નાંખ્યો પાગ, કડકડયું શકટ થયા સત ભાગ;
મહાર પૂરણ ચૂરણ ગાત્ર, ભય પામ્યાં ગાય ગોવાળા માત્ર.
મ્હોટો સાદ કરી પડીયો ધર્ણી‖, એક પાટુયે પામ્યો મર્ણ;
વિસ્મે થઈ વૃજની સુંદરી, માતાયે હૃદયામાં ચાંપ્યા હરી.
બીજા બાળને યસોદા કહે છે, એ અન્યા સર્વ તમારો છે;
તમો શકટ ભાંજ્યું સર્વે મળી, બીજી યસોદા થઇ આકળી.
બાળક કહે અન્યા નથી અમતણો, તારે પુત્રે પગ વધાર્યો ઘણો;
ગાડું ભાગું તારા તન વડે, શો વાંક અમારો બાળક સૌ રડે.
કાષ્ટાકાર¶ ગાડાંનો ગયો, શકટ દાનવ રૂપે થયો;
ત્યારે સર્વનો ટળિયો સંદેહ, અસુર કપટી દીસે એહ.
નંદે દૈત્ય નખાવ્યો બહાર, હૃદયાસું લીધા દેવ મોરાર;
આપણે બાળક પમાડયાં શર્મ, જુવો દુષ્ટ દાનવનું કર્મ.

વળણ.

પછે મોરારિને પંચગવ્ય કરાવ્યાં, આપ્યાં વિપ્રને બહુ દાનરે;
એ દ્વિતીય ચરિત્ર પૂરણ હવું, આવ્યું શકટાસુરને વિમાનરે.

---

* "ભાઈ" એ લાડનું હોલામણાનું નામ. † જીવડાએ.

* ચાકરડી. † "બાઇને" બાળકને. ‡ નંદરાણી. § હાથી. ‖ પૃથ્વીપર. ¶ લાકડાનો આકાર.

### કડવું ૨૭ મું–રાગ કાન્હડેરો.

શકટાસુર છત્યો યદુનાથે, પૂર્ણ થયું દ્વિતીય ચરિત્ર;
તૃતીય ચરિત્ર કહે ગર્ભજોગી,સાંભળ પરીક્ષિત પુણ્ય પવિત્ર–
શકટાસુર છત્યો યદુનાથે૦ ટેક.
અદ્‌ભુત આશ્ચર્ય નંદજી પામ્યા,ને ગોપ કરે વરણંન;
આ વિઘ્નથી બાળક બચ્યો, માતપિતાનાં મહોટાં પુણ્ય–શક૦
એ કંસાસુરે વારતા જાણી,બાળકે શકટનો આણ્યો અંત તર્ત;
નંદાત્મજને છતવાને, કંસે મોકલ્યો તૃણાવર્ત*–શક૦
ઘર આગણે માત યસોદા, ઊછંગે† લીધા હરિ દેવ;
મુજ અર્થે તૃણાવંત આવ્યો,સાંભળીયે જાણ્યું તતખેવ–શક૦
ઊછંગ અંબાનો બહુ દુખે, ભૂદરે જવ મૂકિયો ભાર;
યસોદાજી વિસ્મય પામ્યાં, આવો ભારે કેમ થયો કુમાર–શક૦
સુત કરે ક્રીડા માને પીડા, ફાટે પગ આપદા અપાર;
ન કહેવાય કોઈને પુત્ર છે ભારે, ઘણું દોહેલો લોકાચાર–શક૦
ચરણ ચંપાય ન થવાય બેઠાં, હરિયે માતા હરખડાવી‡;
ઉછંગ ઉપરથી અરૂપરૂ§ જોઇ,ગોવંદ મૂકયા ગબડાવી–શક૦
કાંપતી માતા ગઇ મંદિરમાં, આંગણે પહોઢિયા અનંત||;
તેવે ગડગડી ગોકુળમાં આવ્યો, વાયુ રૂપે તૃણાવર્ત–શક૦
ઉડે છાપરાં બીયે છોકરાં, ભાં શબ્દ કરે વાછરૂ;
નંદ દ્વારે અધર્મી આવ્યો, જ્યાં સુતા છે સચરાચરૂ–શક૦
ત્યાહે ત્યાહે થયું વ્રજપુરમાં,આંધી¶ ધુળ કોટ ચારે પાસ;
ગોદડી સહિત ગોવિંદજી લીધા,અસુર ઊતપતિયો×આકાશ–શક૦
ઊડે રેણુ** કાંકરા કોરાણુ, ગોકુળમાં થયો અંધકાર;
વિપરીત યમુનાજીનું જળ વહેતું, હરી હર્યા હવો હાહાકાર–શક૦
નેત્રે ન સૂઝે શરીર ધ્રુજે, ધાયાં જોવા માત યસોમતી;
ત્યાહે ત્યાહે કરી પડી અંબા, સુવાડયો ત્યાં બાળક નથી–શક૦
ગોપીનાં વૃંદ કરે આક્રંદ††, ઉપનંદ નંદજી શોધતા ફરે;
રખે માત પિતા મૃત્યું પામે, સાંભળીયો મન ચિંતા કરે–શક૦
આકાશ પ્રમાણે અસુર વાધ્યો, કંઠે વળગ્યા શ્રીભગવંત તર્ત;
ત્રૈલોક્ય ભાર મૂકીને ભાંગ્યો, મરડી નાંખ્યો કંઠ તૃણાવર્ત–શક૦
કડકડાટ શબ્દ હવો દારૂણ, જાણે ઉપડીયું બ્રહ્માંડ;
સામળીયે શલ્યાપર નાંખ્યો, શત્રુ શરીર થયું શતખડ‡‡–શક૦
તળે અસુર ઉપર અવિનાશી, ઉદયાચળ ઉપર જેમ શશી;
નિર્ભયથકી ગોપી મદમાતી, લક્ષ્મી વરને લેવા ધસી–શક૦
યસોદાજીને બાળક અરપ્યો,થઈ વાત વિસ્મે નંદને ઘણી;
વિકટ અસુર સેહેજે મૃત્યુ પામ્યો,પુત્ર રહ્યો કેમ આખે આણી–શક૦
ગોપ વધૂ સૌ મંગળ ગાયે, માતા ઉતારી નાંખે નીર;
કરવત કુવાડે કટકા કીધું, દહન કીધું દૈત્ય શરીર–શક૦
પૂતનાં ગતિ પામ્યો દાનવ, હૃદય ઉપર રમ્યા ભગવાન;
દિવ્ય દેહ પામ્યો તૃણાવર્ત, ગયો સ્વર્ગે બેસી વિમાન–શક૦
ભક્તિ ભાવે વા દ્વેશ ભાવે, હૃદયમાં રઘુપતિ રાખો;
કહે પ્રેમાનંદ હરિ ભજનવિના, રખે દિવસ એળે નાંખો–શક૦

વળણ.

મા નાંખો જન્મ ભજન વિના, કરો સીતાપતિ મિત્રરે;
શુકજી કહે સુણ ભૂપતી, થયું પૂરણ તૃતિય ચરિત્રરે.

### કડવું ૨૮ મું–રાગ વસંત.

જેજેકાર થયો ગોકુળમાં, છતિયો તૃણાવર્ત; ટેક.
કુસુમ વૃષ્ટિ કરે અમર ગણ, એવાં કાર્ય કર્યાં હરી તર્ત–જે૦
નંદને મન આનંદ ઘણોરે, કીધાં નાનાવિધ દાન;
જાણે આજ પુત્રનો જન્મ થયો છે, થૈથૈકાર સંગીત ગાન–જે૦
એ તૃતીય ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરીક્ષિત રાય;
એકવાર યસોદાજી બેઠાં છે, મોહન ઓછંગ મહાંય–જે૦
ફરી ફરી જુવે વદન વિઠ્ઠલનું, વિઘ્ન ત્રણ સંભારીયાં;
કેમ ઉગરશે કુંવર મારો, અંબાયે આસું ભરીયાં–જે૦
પૂતનાં શકટ તૃણાવર્ત પાપી, તેથી સુત ઉગરીયો;
થોડા દિવસમાં બહુ વિઘ્ન પડિયાં,માયે તે ભય મન ધરીયો–જે૦
સકળ વર્ણમાં રંક આહીરડાં,* જીવવું છે ગૌચારી;
દોહેલાં સહીયે વનમાં રહીયે, કાં પૂઠ લે અમારી–જે૦
જ્યેષ્ટિકા† મુજ અંધતણીરે, ભૂલાંનો વિશ્રામ;
ન જાણિયે આગળ શું થાશે, જો વિઘ્ન પડિયાં આમ–જે૦
કયાં જઇયે ને શું કરીયે, નહીં કોઇ બીજો ભાઇ;
યસોદા માતનું દુઃખ જાણી, હરિયે ખાધી બકાઇ‡–જે૦
વિશ્વરૂપ દેખાડયું મુખમાં, અંબાને આવે વિશ્વાસ;–ટેક.
નિમેષ§ રહી યસોદાજી નિરખી, પામી અંતર ત્રાસ–વિશ્વ૦
નવકુળ નાગ અષ્ટકુળ પર્વત, અષ્ટવસુ અષ્ટ સિદ્ધિ;
નવખંડ ને નવ જોગેશ્વર, નવ ગ્રહ ને નવ નિદ્ધિ–વિશ્વ૦
સપ્ત દ્વિપ ને સપ્ત સાગર, સપ્ત સ્વર્ગ સપ્ત પાતાળ;
સપ્ત ધાતુ ને સપ્ત ઋષિરે, સપ્ત સ્વર રસાળ–વિશ્વ૦

---

* ઘાસના આકારનો દૈત્ય. † ખોળે. ‡ ગભરાટ અને વિમાસણની વચ્ચે § આજુબાજુ. (આંતપરાં) || પરમેશ્વર. ¶ અંધારૂં. × ઉડયો. ** ધૂળ. †† રડવું. ‡‡ સો કટકા.

* ગોવાળ. † લાકડી. ‡ બગાસું.
§ આંખ ઉઘાડી મીચે તેટલો વખત નેત્ર ચળકારો.

ચતુર્વેદ ને ચાર દીશારે, ચતુર્વર્ણ ચાર આશ્રંમ;
ત્રણ ગુણ ત્રણ કાળરે, ત્રૈલોક્ય પ્રગટયા ત્રિકંમ--વિશ્વ૦
દ્વે કર્મ દ્વે વિશ્વેદેવા, દ્વે દીઠા અશ્વિનીકુમાર;
દશ દિગ્પાળ ને દશ દિશારે, દશ ઉભા ભદ્ર ધરી ભાર--વિશ્વ૦
એકાદશ રૂદ્ર એકાદશ ઇંદ્રી, શિવગણ કોટિ અગિયાર;
દ્વાદશ મેઘ ને દ્વાદશ દિનકર, ઉડગણ કોટિ અપાર—વિશ્વ૦
ઓગણપંચાસ વાયુ અડતાળીસ અગ્નિ, ઋષિ સહસ્ર અઠ્યાસી;
ઇંદ્ર ચંદ્ર ને જોગ નક્ષત્ર બહુ, તેજ કળા પ્રકાશી—વિશ્વ૦
કિન્નર અપ્સરા યક્ષ વિદ્યાધર, ગાંધર્વ ને યમરાય;
શક્તિ નવદુર્ગા ને સરસ્વતી, બ્રહ્મા જગત પિતાય—વિશ્વ૦
પર્વત તુંબરૂ નારદ ઋષિરે, નદી નવસે નવાણું;
વનસ્પતિ ભાર અષ્ટાદશ મુખમાં, લીલા શી શી વખાણું--વિશ્વ૦
વિરાટ રૂપ વદનમાં દેખી, યસોદાજીને આવ્યું જ્ઞાન;
કોનો પુત્ર હું કોની માતા, એ સ્વયં શ્રી ભગવાન—વિશ્વ૦
હું શોચના સૌ વ્યર્થ કરૂં છું, એ દીસે અંતરજામી;
પૂતનાંનો વાંક કશો જે, ધવરાવતાં મૃત્યુ પામી—વિશ્વ૦
એનો ભાર કેમ સહે શકટાસુર, મેં બાંધી અજાણે ખોઇ;
વારૂ કીધું મેં દીધો ગબડાવી, નાઠી તો નવ મુઇ—વિશ્વ૦
આજથી હું નહીં એની માતા, સમાચાર નંદને કહીયે;
આખું જગત મુખમાં દેખાડયું, દોઢ માસને છૈયે—વિશ્વ૦
એ પરમેશ્વર હું છું દાસી, કરૂં આજથી સેવ;
જ્ઞાન અંબાને એવું આવ્યું જાણી, માયા કીધી તતખેવ—વિશ્વ૦
આંખ મીચી હરિ રોવા લાગ્યા, પયપાનને ઇચ્છે;
યસોદાજીનું કહો કોણ ગજું, જ્યાં બ્રહ્મા પાર ન પીછે—વિશ્વ૦
પ્રગટી માયા જ્ઞાન ગયું રે, બાળક લેઈ ધવરાવ્યું;
યસોદા કહે શકે નિદ્રા પામી, વિશ્વરૂપ સ્વપ્નામાં આવ્યું—વિશ્વ૦
બ્રહ્મ ભાવ ગયો પુત્ર ભાવ થયો, ધવરાવ્યા સુંદર સ્યામ;
વિપ્ર પ્રેમાનંદનો સ્વામી, જન સમરો સીતારામ—વિશ્વ૦

વળણ.

સીતારામ સમરો સર્વ ભાઇ, જેમ થાય પિંડ પવિત્રરે;
એ સમાપ્ત અધ્યાય સપ્તમો, કહું શું ચતુર્થમું ચરિત્રરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે સપ્તમો-ધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮મો.*

### કડવું ૨૯ મું-રાગ કેદારો.

ચરિત્ર ચોથું પૂર્ણ થયું, કહું અષ્ટમો અધ્યાય;
ગુરૂદેવ વસુદેવે તેડયા, દંપતી નમીયાં પાય.
આસન આપી પૂજન કીધું, લીધું ચરણામૃત પ્રીતે;
ભાવ યુક્ત ભર્તાર ભામની, ઊભાં સેવકની રીતે.
પ્રાર્થના એક છે ગુરૂ સ્વામી, અમને આપદ કાળ;
તમો સંગાથે ચોરી સાની, મારે બે ઊગરીયાં છે બાળ.
એક પુત્ર રોહિણીને આવ્યો, એક દેવકીનો ઊગરીયો;
નંદ ગૃહે મૂકયો તે બાળક, વસુદેવ સત્ય ઊચરીયો.
કંસ ન જાણે ગોપ ન જાણે, મેં અદ્‌ભુત ચોરી કીધી;
મારો પુત્ર સુવાડયો સેજે, યસોદાની કન્યા લીધી.
વાત સાંભળી ઋષિવર રીઝયા, કહે ગર્ગ ભગવાન;
મારાં ભાગ્યનો પાર નહીંરે, વાંચ્યો વંશ યજમાન.
વસુદેવ કહે સર્વ પુણ્ય તમારૂં, હું રંક થયો પુત્રવાન;
નામકરણ કરો બાળકનાં, જેમ ન જાણે કંસ રાજાન.
લગ્ન જોગ જોઇ જ્યોતિષમાં, જન્મ પત્રિકા કરજો;
આયુષ જો જો રૂડા પેરે, નામ રસાળાં ધરજો.
દરિદ્રી હું પરવશ વરતું, વસુદેવે ભર્યાં લોચન;
શી દક્ષિણા આપું નામ ધર્યાની, નથી ભોજન કરવા અન્ન.
દહાડો વળશે દરિદ્ર ટળશે, ઉદ્યમી થાશે કુમાર;
દક્ષિણા અપાવીશ પુત્ર પાસે, નહીં રાખું તમારો ભાર.
મસ્તક ધુણાવી ગર્ગ કહે, એમ ઓછું વચન નવ કહીયે;
કનિષ્ઠ પુત્ર તે છે પરમેશ્વર, દર્શન કાજ અમો જઇયે.
પછે ગોકુળમાં ગર્ગ પધાર્યા, કંસરાય નવ જાણે;
નંદ યસોદા પગે પડીયાં, પ્રીત અંતરગત આણે.
ષોડશ પ્રકારે પૂજા કીધી, હું સરખું કાર્ય કહો સ્વામી;
વ્રજ લોક કેમ પાવન કીધાં, પૂછે નંદ શીશ નામી.
ગર્ગ કહે વસુદેવની નારી, રોહીણીયે પ્રસવ્યો તન;
તે બાળકનું નામ ધરવા, મોકલ્યો મુને રાજંન.
તમારે આશરે રહ્યાં રોહિણી, કંસતણો ભય જાણી;
અંન વસ્ત્ર આપ્યાં આપત્કાળમાં, (બીજા) કો ન પાએ પાણી.
આનંદ પામી આવ્યાં રોહિણી, પ્રણામ ગુરૂને કરીયો;
કુશળ ભાગ્ય કહી પુત્ર પોતાનો, ગુરૂને પાગે ધરીયો.

---

* આ આઠમા અધ્યાયમાં ભગવાનનાં નામ પાડયાં અને બાળક્રીડોત્સવમાં ભગવાને માટી ખાતાં પ્રસંગાનુસાર વિશ્વરૂપ દેખાડવાની કથા છે.

લોચન લોલ કપાળ મનોહર, ધરાધરે ધર્યો દેહ;
શેષ સ્વરૂપ અનુપમ દેખી, ઋષિનો ભાંગ્યો સંદેહ.
મણિધર માનવ થઇ અવતરિયા, માયાયે ગર્ભ આકરખ્યો;
સર્વેશ્વર પરમેશ્વર પ્રગટ્યા, ભેદ પરબ્રહ્મે નીરખ્યો.
અરે રોહિણી બાળક તારો, વિકટ સુભટ ભાગ્યવંત;
પંડિત ચિરાયુ ચતુર ઘણો, દાતા દયાળુ સંત.
એનું રૂપ નેત્રમાં રમી રહ્યું છે, મોહ્યું ગોકુળ ગામ;
દર્શનથી આરામ ઉપજે, માટે નામ એનું રામ.
ભદ્ર શબ્દ કલ્યાણને કહીયે, જીતશે બહુ સંગ્રામ;
બળ પ્રાક્રમનો પાર ન આવે, (માટે) બળભદ્ર ધરૂં છું નામ.
તારે ભાગ્યે આકર્ષણ કીધો, માટે સંકર્ષણ કહેવાય;
ચોથું નામ શ્રી હળધર કહીયે, હળ ધરશે કરમાંય.
બળદેવ નામ પાંચમું કહીયે, છઠ્ઠું રોહિણી તંન;
બીજાં નામ પ્રાક્રમે કહેવાશે, છે ભાગ્યવાન ભડ જંન.
જન્મપત્રિકા ઋષિયે કીધી, તવ નંદરાય ઉચરતા;
એક પુત્ર મારો સેવક તમારો, નામ જાઓ તેનું ધરતા.

વલણ.

ધરો નામ મમ પુત્રનું, નંદે નામ્યું શીષરે;
યસોદા લાવ્યાં પુત્રને, ગર્ગે ઓળખ્યા શ્રી જગદીશરે.

---

### કડવું ૩૦ મું-રાગ મારૂ.

દેખી યસોમતીનો તંનરે, આસનથી ઉઠયા મુની જંનરે;
ઋષિયે પ્રદક્ષિણા કીધી આરરે, કર જોડી કીધો નમસ્કારરે.
હરિને નિરખે ઋષિ રહી ઉભારે, ભૃગુલાંછન શ્રીવચ્છ શોભારે;
વિરાજે રમારમણનું રૂપરે, રૂપમાં ગર્ગ થયા તદરૂપરે.
છે લોચન લોલ વિશાળરે, બાળ મુકુંદ નંદનો બાળરે;
કોટિ ઇંદુ ગોવિંદ વદંનરે, રૂપ અનુપમ સહસ્ર મદંનરે.
લોચન દ્વારે રૂપરસ પીધોરે, ત્રિભુવનને હૃદયામાં લીધોરે;
મનમાં સ્તવ્યા શ્રી ગોવિંદરે, ત્યારે કરજોડીને કહે નંદરે.
ઋષિજી શું મોહ્યા જોઇ બાળરે, અમો રંક લોક ગોવાળરે;
રાય વસુદેવજીનું પુન્યરે, અમો રંકને મળ્યા મુનીજંનરે.
એનું નામકરણ* પ્રભુ કરીયેરે, મહાનુભાવ†મયા મન ધરીયેરે;
કેવું પુત્ર મળ્યે છે લેણુંરે, એથી ટળશે લોકનું મેણુંરે.
યસોદા કહે મસ્તક નામીરે, એનું આયુષ્ય કેટલું છે સ્વામીરે;
એ ઘેરે આવશે ગૌચારીરે, રૂડી પેર કહો વિચારીરે.

પછે બોલ્યા ગર્ગ મહારાજરે, એ તો એકાંતનું છે કાજરે;
એકાંત ભુવનની મહાંયરે, બેઠા ગર્ગ અને નંદરાયરે.
યસોદાજીને અળગાં રાખ્યાંરે, કઠિણ વાક્ય ન જેહેવાય ભાખ્યાંરે;

**ગર્ગવચન:-**

સાંભળ નંદ ગોપ મહારાજરે, સાચું કહેતાં શાની લાજરે.
ધરે ધ્રંજ કહું પ્રકાશીરે, એ બાળક બ્રહ્મ અવિનાશીરે;
એ વસુદેવ તણો પુત્ર નાનોરે, તારે ઘેર ઉછરે છે છાનોરે.
એ દેવકી સુત અવશ્યમેવરે, વસુદેવ પુત્ર વાસુદેવરે;
થયા નંદજી કંપાયમાનરે, વચન ગર્ગનું વજ્ર સમાનરે.
જાણે કાળજું કાઢી નાખ્યુંરે, મારા સ્વામીજીએ શું ભાખ્યુંરે;
એ તમો પુત્ર પારકો કહોરે, તો મારી સ્ત્રીનો ગર્ભ કયાં ગયોરે.
ગર્ગાચાર્ય કહે સુણ રાયરે, યસોદાયે પ્રસવી કન્યાયરે;
વસુદેવજીયે ચોરી કીધીરે, પુત્ર મુકીને પુત્રી લીધીરે.
મારી વાત ન હોયે જુઠીરે, નંદજી રાખો બાંધી મુઠીરે;
ગોપરાય ધીરજ મન ધારોરે, પંચરાત્રિ છે એ પુત્ર તમારોરે.
કહ્યું જસોદાને અહીં આવોરે, ધરૂં નામ પુત્રને લાવોરે;
જ્યારે દીઠા શ્રીગોવિંદરે, ઋષિનું કહ્યું વિસર્યા નંદરે.
કોણ દેવકી કોણ વસુદેવરે, એ સુત મારો અવશ્ય મેવરે;
નામ ધરવા વરત્યું લગ્નરે, નંદજી માયામાં થયા મગ્નરે.
ગર્ગ કહે નથી આશરો મારોરે, એનો કેમ વરતું વરતારોરે;
અહીં અક્ષર એક ન આવેરે, એ શૂન્ય બ્રહ્મ પ્રભુ કહાવેરે.
ન પહોંચે બુદ્ધિ મન વાણીરે, જન્મપત્રિકા લખું શું જાણીરે;
આદ્ય મધ્ય અંત્ય નવ લહીયેરે, અપરંપારને કહેવો કહીયેરે.
સૂર્ય ચંદ્ર આજ્ઞામાં હીંડેરે, નવ ગ્રહ એને નવ પીડેરે;
કાંઇ શરીર છે ઘનશ્યામરે, માટે શ્રી કૃષ્ણ એનું નામરે.
નંદ નંદન બાળ મુકુંદરે, ગોકુળ નાથ ને શ્રી ગોવિંદરે;
યસોદા જીવન નાથ ગોપાળરે, શકટ તૃણાવર્ત પૂતનાં કાળરે.
આગળ કરશે મહોટાં કામરે, જેવાં પ્રાક્રમ તેવાં નામરે;
અનંત રૂપ હરિ કહાવેરે, સહસ્ર નામે પાર ન આવેરે.
લખી આપી પત્રિકા લેખરે, કીધા આશીર્વાદ અભિષેકરે;
રીઝયાં યસોદાજી નંદરાયરે, આપી દક્ષિણામાં દુઝણી ગાયરે.
નંદે જમાડયું ગોકુળ ગામરે, ગોપ ગોખે હરીનાં નામરે;
જેણે કૃષ્ણ નામ મુખે ભણિયરે, શત જન્મનાં પાતિક હણીયારે.
ગર્ગાચાર્યે કીધા વિદાયરે, કહાવ્યું વસુદેવને નમવું પાયરે;
મુનિ આવ્યા મથુરાં મહાંયરે, કહ્યા સમાચાર સુખદાયરે.

વલણ.

સુખ સમાચાર જઈ કહ્યા, ગર્ગે ધર્યાં શુભ નામરે;
વિપ્ર પ્રેમાનંદ કહે કથા, સૌ જપો સીતારામરે.

---

* નામ પાડવું તે. † એ ભાગવાળા, મોટા પુરૂષ.

### કડવું ૩૧ મું–રાગ મારૂની દેશી ઢેર.

શુકજી કહે સુંણ રાય, ચરિત્ર શ્રી કૃષ્ણતણુંરે;
જે હોય હરિના દાસ, તેને પ્રિય ઘણુંરે.
રામ કૃષ્ણ કહી નામ, જનુની બોલાવેરે;
ઘુંટણીયે ઘનશ્યામ, માતા કને આવેરે.
બોલવું શીખ્યા બાળ, મોઠી વાણીયેરે.
ન જાણું શા કીધાં પુણ્ય, નંદની રાણીયેરે;
નાનાં ગોપનાં બાળ, માંહે દયાળ રમેરે;
ઢળી પડે બેઠા થાય, તે જનુનીને ગમેરે.
પાલવ ગ્રહી પરબ્રહ્મ, માતા કને અન માગેરે;
પેટ દેખાડીને રોય, નીચા થઈ પાયે લાગેરે.
શાં સુકૃત કીધાં સંસાર, નંદ જશોદાએ પેરે,
ચૌદ લોકના નાથ, વખાણ્યા છાસ પીયેરે.
પ્રગટ કરે અજ્ઞાન, હાથમાં દીપ ગ્રહેરે;
ઓ કરડવા આવ્યો હાઉ, રોતો ટપ રહેરે.
નિદ્રા કરે દીનોનાથ, પયોધર ધાવતારે;
અધવચ ન્હાસી જાય, પ્રભુ નવરાવતારે.
એક નેત્રે ભર્યું કાજળ, એક અમથુંજ રહેરે;
પેટમાંહી કરે પાદપ્રહાર, યસોદા માત સહેરે.
રમે તે પિતા ઉછંગ, તાણે મુછ દાઢીરે;
નંદ મુખનો તંબોળ, અધવચ વે કાઢીરે.
રીસાયે રણછોડ, ઓરડામાં ચાલેરે;
વલોવતી રહે માત, જઇ રવૈ ઝાલેરે.
ઝોળીમાં ઘાલી હાથ, માંખણ તરત કહાડેરે;
મુકાવે જો માત, તો આસુડાં પાડેરે.
ચોરી કરે ઘર મહાય, નવ બોલે સાચુંરે;
રાંધતાં લાગે વાર, કહાવે અન કાચુંરે.
અવળું ચાલે અવિનાશ, નથી સાંભળ્યું દીઠુંરે;
છાશમાં માગે ખાંડ, દુધમાં માગે મીઠુંરે.
વચ્છતણાં પુચ્છ સહાય, તાણ્યા હરિ ચાલેરે;
લપસી પડે બેઠા થાય, કાદવમાં કૃષ્ણ મહાલેરે.
છાંડે ગૌના છાંણ, ગોરસડાં ઢોળેરે;
આડી અવળી થાય માત, દૂધે અઘોળેરે.
ભડકાવે દુજણી ગાય, જેષ્ટિકા ગ્રહી દોડેરે;
એકને દોહે છે માત, બીજાનાં વચ્છ છોડેરે.
ગોકુળની વ્રજનાર, જોવા નીસરેરે;
પડે જોવાને ફંદ, ઘર ધંધો વીસરેરે.
દેખી લીલા નાર, પ્રેમ હૃદે ધરેરે;
મુકી ઘરનાં કામ, હરી પુઠે ફરેરે.
ઘર આંગણે ઘુંટણીયે, હીંડે મોડે મોડેરે;
બીજે ફળીયે જાય, ત્યાં ધડબડ દોડેરે.
મર્કટ* સૌ પંચાસ, બાળક અચુત મળેરે;
તેમાં સાંમળીયો સરદાર, રમવાને પળેરે.
શ્રી કૃષ્ણ શરીરે શ્યામ, હળધર ગોરટારે;
મુકી ન્હાનપણામાં લાજ, બેહુજણ ચોરટારે.
ગોપી જળ ભરવાને જાય, પુઠે દ્વાર ઊઘાડેરે;
સતાડયું હોય જહીં, સઘ શોધી કહાડેરે.
ટોળે મળી દશવીશ, વાંકી વાળે કોડીરે;
વચ્ચે મુકે મહીનું માટ, વળી મારે મોડીરે*.
દ્વાર ઊઘાડાં મુકી જાય, ન આણે ચિંતા કશીરે;
ધાણીયાણી મળે મારા મહાંય, તાળી દે હસી હસીરે.
કેટલીએક સ્ત્રી સાવધાન, પરઘેર ગોરસ ધરેરે;
તેને ઊંબર બેશી બાળ, સર્વ નિત્ય કરેરે
શીકે ચડાવ્યાં માટ, લાકડીયે છિદ્ર કરેરે;
વહે ગોરસની ધાર, તળે રહી મુખ ધરેરે.

વલણ.

મુખ ધરે ગોરસ પીયે, તે અમર અંતરિક્ષ જોયરે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, હવી નથી નવ હોયરે.

---

### કડવું ૩૨ મું–રાગ ગોડીની દેશી.

ગોપી આવી યસોદા પાસે, કરવા હરીની રાવજી;
વચન બોલે વઢવા સરખા, હરિ સાથે હૃદે ભાવજી.
ગોકુળ કેમ રહીયે, ભાગ્યો ગોરસનો વેપાર કહોજી કયાં જઇયે–ટેક.
ઉત્તર વય પ્રભુયે પુત્ર આપ્યો, એકનો એક લાડકવાયોજી;
આખું ગોકુળ ચાક ચડાવ્યું, પોતાને ઘેર ઘણું ડાહ્યો–ગો૦
વય નહાનો ને પાક્રમ મોટાં, અમને કહેતાં દીસુ જુઠીજી;
અતિસે થયું માટે કહેવા આવી, ખાધું સર્વે લુંટી–ગો૦
એકલો હોય તો આદર કીજે, અમને હરિ વહાલા છે હાડજી;
સહુ પરિવારે આવે સાંમળીયો, લાવે ગોપ મર્કટની‡ ધાડ–ગો૦
અપરાધ સાંભળી સામળીયાનો, અબળા થઇ ઓશીયાળીજી;
ગોરસ જતન કરો રૂડી પેરે, સાવધાન રહો ગોવાળી–
વઢવું શા સારૂ૦ ટેક.

---

* મીજબાની. † પિશાબ. ‡ વાંદરા.

થાને ક્રોધ કરો છો ગોપી, થયો જ્યાંન થયું તે તમારૂંજી;
તમો કહેતાં હો જો વ્રજનારી, તો બે સોટી મારૂં—વહ૦
શીકે ચઢાવી ગોરસ રાખો, અથવા મૂકો અંધારેજી;
મોટી કોઠીમાં લેઇ મૂકો, રાખો સાંકળ તાળાં ભારે—વહ૦
ભાગ્યવાન છો તમો વ્રજનારી, ઘણુંએક ગોરસ મળશેજી;
આંખ ચડાવી હાકલશો* મા, છૈયો મારો છળશે—વહ૦
ગોપી કહે તારા પુત્રને હાથે, ઉઘડે તાળું સટકજી;
અંધારા ઘરમાં કેશવ જાયે, થાય અજવાળું ફટક—ગો૦
ન પહોંચે તો ઉખળ† માંડે, કોઠી સઘળી સોંધેજી;
શીકે ચઢાવ્યાં દાણાં ભાંજે, લાકડીને ગોદે—ગો૦
ઊંબરે બેશી કરે લઘુશંકા, બાળકને ઠોકર મારેજી;
ઘરમાં ઘાલી સાંકળ દીજે, રમતો દીસે બ્હાર—ગો૦
વચ્છની પેરે ગૌને ધાવે, વળગે મહીને માટેજી;
સહાવા જાઉં તો આંખ મારીમાં, ફોગળો દૂધનો છાંટે—ગો૦
એક કહે હું જળ ભરીને, ઉતાવળી ઝટ હીંડીજી;
મે કહ્યું ગોરસ કેમ ઉતાર્યું, એ કહે કાઢું છું કીડી—ગો૦
એક કહે મેં જમનાતટ દીઠો, કેડે લપસાણું કરતો;
નથી થાકતો નહાનો બાળક, દીસે ઘેર ઘેર ફરતો—ગો૦
યસોમતી કહે હું કેમ કરી માનું, ઘડી અળગો નથી થાતોજી;
તો હું બાંધું ચોર કરીને, દેખાડો ગોરસ ખાતો—વહવું શા૦
એક દિવસ ગોપીનાં ઘરમાં, પેઠા નંદકુમારજી;
તાકી રહી સર્વે સુંદરીરે, તતક્ષણ દીધાં બાર—ગો૦
ગોપી સર્વે કહે માંહોમાંહિ, સહુવાયો છે ચોરજી;
મળિયું જોવા ગામજ આખું, મંડાયો સ્હોરસ્હોર—ગો૦
ઘણા દિવસે હાથ ચડયો છે, યસોદાજીને કહીયેજી;
એક કહે ચાલો મથુરામાં, કંસ કને લઇ જઇયે—ગો૦

વળણું‡.

કંસ કને લઇ જઇએ કહાનને, કરે બહુ રંજાડરે,
અરસપરસ એમ વાતો કરે, ધરે કહાનને નારરે.

---

કડવું ૯૩ મું—રાગ પરજીયો.

વલવલે વૈકુંઠનાથ ગોપી, મુને મારશે મારી માત ગોપી;
મુને છોડ તું આણીવાર ગોપી, તારો બહુ માનીશ
ઉપકાર ગોપી—ધ્રુવ.
ઘરમાંથી ઘનશ્યામજીરે, વિનય કરે બહુ પેર;

* વઢવું † બાજઠ જેવો એક પાટલો. ‡ આ "વળણું" અમારી એક પ્રતમાં છે, તેથી અહિં દાખલ કરી છે.



કૃષ્ણઃ—
આજ જાવા દો વ્રજસુંદરીરે, ફરી નહીં આવું આ
ઘેર ગોપી—વલ૦
ગોપીઃ—
ટેવ પડી ચોરી તણી રે, મહી પર ઘેરનું ભાવે;
કૃષ્ણઃ—
કહો તો વચન આપું બાપનું, ચોરી નહિ કરૂં હવે
ગોપી—વલ૦
શુકઃ—
નયન ભરે વિનતી કરેરે, જોડી બન્યો હસ્ત;
ગોપીઃ—
કંસ દંડશે નંદનેરે લૂંટી લેશે સર્વે વસ્ત ગોપી—વલ૦
શુકઃ—
તાળી વજાડે છોકરાંરે, બારણે ઉભી જોય;
અધર ડસી બોલે ગોપીકારે, તેમ તેમ માધવ રોય
ગોપી—વલ૦
એક વડે મુખ કર લુવેરે, થરથર ધ્રુજે ગાત્ર;
સમાં કરી ઉખળ ચઢીરે, શીકે ચડાવે પાત્ર
ગોપી—વલ૦
ગોપી આવી યસોદા કનેરે, બાઇ જુઓ પુત્રની પેર;
ચોર ઝાલ્યો અમો ગોરસ સાથે, આવો દેખાડું ઘેર
ગોપી—વલ૦
રોસે ભરયાં યસોમતીરે, સોટી લીધી હાથ;
ગોકુળ આખું જોવા મળ્યુરે, રૂવે ત્રિભુવનનાથ
ગોપી—વલ૦
યસોમતીઃ—
બ્હાર કાઢો ગોપી બાર ઉઘાડી, કેમ કરે પારકું જાન;
શુકઃ—
મંદિર જોયું બાર ઉઘાડી, હરી થયા અંતર્ધાન ગોપી—વલ૦
યસોમતિઃ—
કયાં છે મારો બાળ ગોપી, ફોગટ ચડાવ્યો આળ ગોપી;
માંડો રોજ રી રંજાડ ગોપી, કાનુડો ચોર દેખાડ ગોપી—ધ્રુવ૦
શુકઃ—
ઝાંખી થઇ સર્વે સુંદરીરે, નાસી ગયા કેડી વાટ;
શીકે પાત્ર ઠાલાં ચડાવ્યાં, વાળી ગયો હરીનો ઘાટ ગોપી—કયાં૦
મનાવતાં ભારે પડયાંરે, યસોદા ક્રોધાયમાન;
ઘેરથકી એક દાસી આવી, બાઇ સુતા જાગ્યા કહાન ગોપી—
કયાં છે મારો બાળ ગોપી.

**વળણ.**

ઘેર પધાર્યાં યવસોમતી, ધરાવ્યા સુંદરશ્યામરે;
જુઠી પડી સર્વે સુંદરી,સાચો પ્રેમાનંદ પ્રભુ રામરે.

---

### કડવું ૩૪ મું-રાગ ધનાસરી.

શુકજી ભાખે સુંણ હસ્તિનાપુરધણી,બાળચરિત્રની કથા છે ઘણી;
ગણતાં નવ જાયે તે ગણી, બુદ્ધિમાને લીલા મેં ભણી.

**ચાલ.**

ભણી ન જાય અગાધ લીલા, જે તરંગ ગોકુળમાં હવા;
નિત નિત મત્યે નાથજી, પ્રગટે રંગ નવા નવા.
એકવાર કૌતિક કીધું નાથે, મૃત્તિકા ભક્ષણ કરી;
સ્વાદ લાગ્યો સામળીયાને, મુખમાં મૂકે મુઠડી ભરી.
યસોદાને રામે કહ્યું, તારો પુત્ર માટી ખાયે;
જોવા આવ્યાં યસોમતી, ગ્રહી લાકડી કરમાંયે.
વદન કળા ઉડી ગઇ, અંબા આવી ઉભી રહી;
કહેરે મુખમાં શું ભર્યું છે, શ્રીનાથ દેખાડે નહીં.
ગોવિંદ બોલે ગુંગણું, મન કરે ન્હાસવાતણું;
માતાયે બેહુ હાથ સ્હાયા, દેખાડ કે ચોંટી ખણું.
મુખ વિકાસ્યું સાંમળે, માટીનાં ઢેફાં કહાડાયાં;
ફરી જોવા લાગ્યાં યસોમતી, બ્રહ્માંડ ત્રણ દેખાડાયાં.

**પદ-રાગ મારૂ.**

ખાધી માટીરે, સામળીયે ખાધી માટીરે;
ચૌદ લોક વદનમાં દીઠા, જનુની ફાટીરે-સાંમળીયે૦ ટેક.
સ્વર્ગ મૃત્યુ પાતાળ વદનમાં, સંસાર આણ્યોરે;
ભુલી યસોદા સુતનુ સગપણ, બ્રહ્મને જાણ્યોરે-સાંમળીયે૦
આખી પૃથ્વી એના મુખમાં, કિવા બે કટકા ખાધારે;
પાંડુ રોગ એને શું થાય,ફરી નહીં બાધારે-સાંમળીયે૦
એ કોનો પુત્ર હું કોની માતા, યસોદા બીધીરે;
પ્રેમાનંદ પ્રભુયે જ્ઞાન ખોયુ, ફરી માયા કીધીરે-સાંમળીયે૦

**દેશી ચાલતી.**

માતા મન વિસ્મે થઇ, એ બ્રહ્મ રૂપ સાચો હરી;
હું માતા થઇ હાંકવા આવી, જેષ્ટિકા મેં શું ગ્રહી.
બાળક થઇ ઓછંગ રમે, હું પુત્ર હેત મિથ્યા ધરૂં;
હવે મોહ મૂકી આજથી, હું વિષ્ણું જાણી સેવા કરૂં.
જ્ઞાન ઉદરથી મોહ ગયો, શ્રી કૃષ્ણે માયા વિસ્તરી;
વળી હૃદે લીધા પુત્ર જાણી, જ્ઞાન ગયું સર્વે વીસરી.

ભૂપ કહે શુક સાંભળો, મન મારૂં વિસ્મે થયું;
કોણ પુણ્ય યસોમતીનાં, દયા કરી જોઇયે કહ્યું.
માત પિતા મથુરાંમાં રહ્યાં, દેવકીયે સુખ દીઠું નહીં;
કોણ પુણ્ય યસોદાતણાં જે, વિષ્ણુની માતા થઇ.
અકળ ક્રીડા પ્રબળ સુખ, બાળ લીલા બ્રહ્મની;
મૂળ કથા મુને કહો સ્વામી, નંદ યસોદા કર્મની.
શુક કહે ગુંજ પ્રશ્ન પૂછયું, કહું ગોવિંદના ગુણગ્રામ;
વસુદ્રોણ નામે બ્રાહ્મણ હતા, ધરા સ્ત્રીનું નામ.
તીવ્ર તપ દંપતીએ કીધું, અયુત વર્ષ પર્યંત;
ભક્તિ દીઠી નરનારીની, તત્ર પધાર્યા ભગવંત.
વિષ્ણુ કહે વરદાન માગો, કૃપા અમપર કીજીયે;
દંપતીયે એમ માગીયું,તમસરખા પુત્રનું સુખ લીજીયે.
માગ્યું તે પામશો સહી,અદૃશ્ય થયા ત્રિભુવનપતી;
તે વસુદ્રોણ ધરા અવતર્યાં, થઇને નંદ યસોમતી.

**વળણ.**

યસોમતીની કહી કથા, થયો અષ્ટમો અધ્યાયરે;
કહે પ્રેમાનંદ અગાધ લીલા, રમે શ્રી યદુરાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥**

---

## અધ્યાય ૯ મો *

### કડવું ૩૫ મું-રાગ મારૂની દેશી-ફેર.

શુકજી કહે સુંણ ભૂપરે, કહું લીલા અગાધ અનૂપરે;
ઊગ્ર સુકૃત ગોપીયે કીધરે, નેત્ર દ્વારે સુધા સુખ લીધરે.
શ્રી કૃષ્ણ લીલા છે અનેકરે, શું વર્ણવું જીવ્હા એકરે;
સહસ્ર મુખ વખાણે શેષરે, લીલા ગુણનો ન આવે છેકરે.
અધ્યો નવમો નારાયણ રૂપરે, આપ બંધાયું ત્રિભુવન ભૂપરે;
અબંધ બધે બંધાણારે, ભક્ત કારણ ગીતે ગવાણારે.
ધર્યું દામોદર શુભ નામરે, ચૌદ લોકનો રાઘવ રામરે;
કરે ક્રીડા ગોવાળા સંગરે, થયા વર્ષ દિવસના નવરંગરે.
આણ તેડયો ગોપી ઘેર જાયરે, બોલે બોબડું વૈકુંઠરાયરે;
ભિક્ષુક થઇ ગોરસ જાચેરે, માખણ માટે ઘેઇ ઘેઈ નાચેરે.

---

* આ નવમા અધ્યાયમાં દૂધને ઉભરો આવવાથી દૂધ તપાસવા ગયાં ત્યાં યસોદાએ ગોળી ભાંગેલી જોઈ અને તે શ્રી કૃષ્ણનું કામ જાણી દામણાથી બાંધ્યા તે કથા છે.

કાંઇ આપી પાછું લીયે ઝૂંટીરે,ગોપી ખાણુ* ગાલમાં ચોંટીરે;
વહાલો સહુના ઘરમાં પેશેરે, જે તેડે ત્યાં જમવા બેશેરે.
ખારૂં ખાટું અંન અજીઠુંરે†, હરિને અમૃતપેં અતિ મીઠુંરે;
વ્રજ વધૂને વહાલો થાયરે, અને કાંઇએક ચોરી જાયરે.
ગોપી લેવા પૂઠે ધાયરે, સંતાડી સાંમળીયો સમ ખાયરે;
પારણે પહોડયા છે એક વારરે, નિદ્રાવશ નંદકુમારરે.
યશોદાજીયે દોહી છે ગાયરે, રેડયું ગોરસ ગોળી મહાંયરે;
સાથે કામ કરે નવ ભુલેરે, ઉકળવા દૂધ મેલ્યું છે ચુલેરે.
શ્રી કૃષ્ણનાં ચરિત્ર વખાણેરે, યશોદાજી વલોણું તાણેરે;
રખે રોતા શ્યામળ વાનરે, વલોણું રાખી રે ઘરમાં કાનરે.
ચાલે પ્રસ્વેદની‡ શ્રેણીરે§, છુટા કેશની લટકે વેણીરે;
નથ મોટી અધપર ઢળકેરે, વલોવતાં ચુડી કંકણ ખળકેરે.
ઝીણી ધાબળી પલવટ વાળીરે, એવે જાગ્યા શ્રી વનમાળીરે;
અધવચ મૂકયું દધીમંથનરે, પુત્રને કરાવ્યું પયપાનરે.
એવે ચુલે દૂધ ઉકળિયુંરે, પાત્રમાંથી પય ઉછળિયુંરે;
માતાયે જાણ્યું દૂધ વહી જાશેરે, આખા ગોરસનું જાન થાશેરે.
ધાવતાં વછોડયા યદુરાયરે, અંબા પય સાચવવા ધાયરે;
શ્રી કૃષ્ણ ભરાયા રીસેરે, પય પૂત્રપે વહાલું દીસેરે.
એ ધિક્ક પડો પાપણી માયારે, આથક દૂધ ને ઓછાં જાયારે;
એક ગોરસનું પય રાખુંરે, હું વણસાડું વલોણું આખુંરે.
કાંઈ કઠિણ વચન ઓચરતોરે, નયણે આસું ડસકાં ભરતોરે;
અધર ડસે ને ઘુઘરાતોરે, ઘુંટણીયે ગોળી પાસે જાતોરે.
અપરાધ સારૂ ક્રોધ કીધોરે, એક પાષાણ કરમાં લીધોરે;
લક્ષ્મીવર છે ઘણું લડાકરે, ફોડી ગોળી ભાંજી ભડાકરે.
વહ્યું ગોરસ પરમ રસાળરે, આખી ભરાઇ રહી પરસાળરે;
ગોરસમાં ગોવિંદજી ભીનારે, રખે મા દેખે મન ખીનારે.
નવનીત|| ઉપરથી લીધુંરે, ખોબા ભરી ભરી ગોરસ પીધુંરે;
તેડયાં મર્કટ નહાનાં બાળરે, પીયો તક્ર¶ ભરી પરનાળરે.
આનંદ્યા મર્કટ રોઢા× કહાડેરે, કક્ષાપટ** બાળક વજાડેરે;
સર્વને લઇ ઘરમાં પેઠારે, ઉખળ ઉપર પરમેશ્વર બેઠારે.
એક એકને તક્ર પિવરાવેરે, માખણ મર્કટને ખવરાવેરે;
પ્રભુ કહે ગોવાળા પ્રત્યેરે, ગોળી ભાંજશ આવજો નિત્યેરે.

વલણ.

નિત્ય એક ગોળી ભાંજશું, તમો આવજો આપણે ઘેરરે;
યસોદા આવી પરસાળમાં, આ કોણે કીધો કેરરે.

* દે. † ખાધા પછી ભાણામાં બાકી વધેલું તે.
‡ પરસેવાની. § ધાર. || માંખણ. ¶ છાસ. × ડાચું હલાવી ચાળા કરવા તે. ** કાખમાં હાથ મૂકી વગાડવી તે.

કડવું ૩૬ મું–રાગ મારૂ.

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો–આ૦
ઉઠયું વદન ને હાથ ઘસતી, પુઠે હીંડી હો;
બાઇ ગોરસનું મુને દુઃખ નથી,ભાંજી ગોળી રીઢી*હો–આ૦
પરસાળ છાસે છબછબે, જેમ તળાવની લેહેરી હો;
આખા ગોરસનું ઉજાડ વાળ્યું,દીકરો કે એ વેરી હો–આ૦
માખણ ખવરાવ્યું માંકડાંને, ઉછંકળ છૈયાં હો;
પાત્ર કુટ્યું ને નેતરૂં તુટ્યું, ભાંગો રવૈયો હો–આ૦
આખો દિવસ આજ બાંધી મૂકું,એવું કોણ મૂકાવે હો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો–આ૦

રાગ–પંચમ રામગ્રી.

સોટી લીધી હાથમાં, ધાયાં યસોમતીરે;
ઘુંટણીયે ઘનશ્યામ, ન્હાસે યદુપતીરે.
જોવા મળી વ્રજનાર, અંતરિક્ષ સુરવધૂરે;
આગળ પુત્ર ને પૂઠે માત, ખુંદ્યું ગામ બધુંરે.
બીજાં બાળક ન્હાસી જાય, મર્કટ વૃક્ષે ચડયારે;
થાકાં યસોદા માત, ધાતાં ઢળી પડયારે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરીરે;
છેડો ખસી ખસી જાય, વેણી વીખરીરે.
નહાનાં બાળક મ્હાંય, શક્તિ કયાંથી આવડીરે;
તાળી દઇ હસે ગોવાળ, દાઝે માવડીરે.
જુવે ઇંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણ તણારે;
છે આંસુ ભર્યાં લોચંન, દીસે સોહામણારે.
છે ક્રોધ ભર્યું કપાળ, રીસે તરડીયુંરે;
શોભે મોહનજીનું મૂખ, માખણ ખરડીયુંરે.
છે ખીટલીયાળા કેશ, માંહે રેણું ભરીરે;
ન્હાસે ત્રિભુવનનાથ, જુવે ફરી ફરીરે.
છે ગોરસ ખરડયો દેહ, તક્રનાં બીંદુ ઝરેરે;
એવા દુઃખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરેરે.
ઓડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતોરે;
સૌને મઢયો સિંહનો નખ, હૈડે હાલતોરે.
કમળપેં કોમળ પાય, કઠિણ ભોમ્ય ધરેરે;
ભાંગે કાંટા વાગે પાષાણ, શોણિત† અંગે ઝરેરે.
છે અંતરજામી નાથ, માને કીધી મયારે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયારે.

* ઘણા વર્ષની વપરાયલી–મજબુત. † લોહી.

હું નહીં કરૂં અન્યાય, એકવાર ચૂકોરે;
કહો તેવા ખાઉં સમ, આ વારકી મૂકોરે.
જઇને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગેરે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગેરે.
મંદિરમાં આવ્યાં માત, પાંખોટે ગ્રહીરે;
બાંધવા માંડયા હાથ, દોર પહોંચે નહીરે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદર શ્યામજીરે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજીરે.

વળણ.

ભટ પ્રેમાનંદનો છે તે સ્વામિ, અકળ કળા તેહનીરે;
શું વર્ણવું હું બંધન કથા, લીલા ન જાયે વર્ણવીરે.

---

કડવું ૩૭ મું—રાગ મારૂ-રામકળી મિશ્રિત.

બાંધ્યો કેમ જાએરે, બાપજી બાંધ્યો કેમ જાએ;
બળવંત બાંધ્યો કેમ જાયે, જેને ત્રણભુવન મુખમાંહે-બાં૦ ટેક
જેણે ત્રિગુણે ત્રિભુવન બાંધિયું, ઈંદ્ર અજ ત્રિપુરારી;
સહસ્રશીર્ષા બટુક* થઈ બેઠો, બાંધે નંદની નારીરે—બાં૦
જે ન્યાય પૂછે આખા જગતનો, એને કો નહીં પૂછનારરે;
ચોર કરીને પૂછવાનો, છે યસોદાજીને આધિકાર—બાં૦
સકળ જીવને કર્મનું બંધન, માયા ફંદ આશા પાશરે;
જગત બાંધ્યું એક દોરિયે, કેમ દામણે† બંધાય અવિનાશરે-બાં૦
આખી ગૌ શાળાનાં દોરડાં લાવી, અંબા બાંધે કુમારરે;
સાંધી સાંધી થાકી યસોમતી, રહે ટુંકડું આંગળ ચારરે—બાં૦
પામી ખેદ પ્રસ્વેદ છુટયો, થાકી જાણી માતરે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, બાંધ્યા ઊખળ સાથરે—બાં૦

છંદ ભુજંગીની ચાલ.

વાસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે, આ શું કર્મ પરબ્રહ્મને નંદ ધામે;
અખંડ અવિનાશ વપુ વેષધારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદ નારી.
પ્રભુ અચ્યુતાનંદ અવ્યકત કહીયે, નવ ભારતી વેદથી ભેદ લહીયે;
નિરાકાર સાકાર આનંદકારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદ નારી.
ગુણાતીત ગોવિંદ ગરૂડ ગામી, વ્યાપ્તમાન સર્વત્ર અંતરજામી;
પરાત્પર પ્રાણેશ સ્વઇચ્છા ચારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી.
સહસ્રશીર્ષા બ્રહ્મ શ્રી શેષશાઈ, સર્વે સામર્થ મહાસૂર સૂખદાઇ;
અસુરાંતક‡ અઘનાશક§ અવિગત‖ મુરારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી.

* બાળક. † દોરડું. ‡ અસુરનો અંત લાવનાર. § પાપનો નાશ કરનાર. ‖ જેની ગતિ ન જણાય એવો.

ચતુર્ભુજ ચિદ્રૂપ અક્ષય્ય વાણી, ગદા શંખ સારંગધર ચક્રપાણી;
મુક્તાનંદ મહારાજ સંસારતારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી.
સર્વેંદ્ર મુખચંદ્ર શ્વેતત્વ પામ્યું, સંપુટ* હાથ નિજ માતને શીષ નામ્યું.
ભક્તાધીન થઇ દીન ભરે નેત્ર વારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી;
દક્ષિણ પાણિ નવનીત દૃઢ મુષ્ટિ વાળી, તત્સમે કરે ભક્ષ રૂવે વંનમાળી
કરે વ્રજવધૂ માતને મનુહારી,† બાંધે ઉખળે બ્રહ્મને નંદ નારી.
સુકૃત યસોમતીનું કોણ જાણે, નાવે પાર શત વર્ષ નિગમ વખાણે;
કહે પ્રેમાનંદ કોણ બુદ્ધિ મ્હારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદ નારી.

રાગ મારૂ.

ખુટાં દામણાં ગૌધેનતણાં, યસોદાજી તવ થાક્યાં ઘણાં;
શ્રમિત વપુ પરસેવો વળે, શ્રીકૃષ્ણને માત બાંધે ઉખળે.
જાણ્યું જનુની પામી સંતાપ, એક દોરડે બંધાવું આપ;
મહીયારી સર્વે જોવા મળે, પ્રભુ બાંધ્યાં તાણી ઉખળે.
આવડાં જાન કેમ મુજને કર્યાં, અલ્યા જો આ ગોળીનાં ઠીકરાં;
ગોરસ દેખી કાળજું બળે, પ્રભુ બાંધ્યા તાણી ઉખળે.
જે ઉખળે બેસી ખાધું નવનીત, તેડયાં મર્કટ કીધું વિપરીત;
તે દાઝ મારી કેમજ ટળે, પ્રભુ બાંધ્યા તાણી ઉખળે.
ગોપાંગના સૌ માગે માન, અમકને લ્યો જે થયું હોય જાન;
એટલું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક ઉખળે.
નથી ગોરસ પુત્રપે ઘણો, કોએક પુણ્યે મા દીકરો જણ્યો;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાળક બાંધ્યો ઉખળે.
ન વળી સાન જો મસ્તક પળ્યું, શું એટલે જાને ખાવા ટળ્યું;
ગોપ વધૂ ચડે ઉછળે, શું બાંધ્યો બાળક ઉખળે.
ખુંચે દોરડાં પડીયા પાશ, મોટી મોરાંત‡ ઢોળાઇ છાસ;
બાઇ છોડો અમારૂં મન ઉકળે, શું બાંધ્યો બાળક ઉખળે.
અમો ભલાં જે ન કરૂં રીસ, અન્યાય કોટી કરે જુગદીસ;
માની સગાઇ પડી વેગળે, શું બાંધ્યો બાળક ઉખળે.
એનાં પગલાંનો મહીમાય, ઘેર સોંપડી નવ લખ ગાય;
ધોળું મુખ ને નયણાં ગળે, શું બાંધ્યો બાળક ઉખળે.
છોડો પુત્ર એ અમપર પાડ, એકજ એકનાં પહોંતાં લાડ;
ઘણાં હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઉખળે.
ઘરઘરનું દૂધ અમારૂં લીધો, ન થઇયે નિર્દય મૂકી દીધો;
સાંભળી યસોદાજી કલકલે, તમને શું બાંધ્યાં ઉખળે.
તમો રાવ દહાડી લાવતી, નથી લાજતી આજ મૂકાવતી;
મોઢે રૂડાં ભુડાં પૂઠળે, તમને શું બાંધ્યાં ઉખળે.

* એકઠા કરેલા. † મનાવવાની વા રીસ છોડવાની પ્રાર્થના. ‡ સંપત્તિ વા પૈસો.

આગળ બાળકની શી વલે, તમો સોડય ભલાઇ લેતાં ભલે;
એ કહાપણ શીખ્યો તમ મળે, તમને શું બાથ્યાં ઉખળે.
લઘુવયમાં છછંકળ થાય, પ્રકૃતિ ચોરીની નવ જાય;
ઘણો ક્રૂર કંસાસુર રાય, તે કેમ મૂકે જાણી અન્યાય.
રંક જાતી આહીરડાંતણી, વિભૂતિ દશ ગાય કુઝણી;
અભિમાન કીજે શ્યાં ભણી, કુંપે સગાઇ તમારી ઘણી.
એવો ઉત્તર અબળાને કહી, યસોમતી મંદિરમાં ગઇ;
ગોપાંગના સર્વ ઝાંખી થઇ, પણ છબીલોજી છોડયા નહીં.
વ્રજવનિતા સર્વ પાછી ફરી, ત્રાહે ત્રાહે વાણી ઓચરી;
પૂરણ ક્રોધ અંતરમાં ધરી, રીસાવી ચાલ્યા નર હરી.
રૂદન કરે હીંડે સાંમળો, તાણાય પૂઠેથી ઉખળો;
વ્રજસાથ જોવા સહુ મળ્યો, યમુનાં ઝંપાવા બાળક પળ્યો.
ઘસરકો ઉખળનો થાય, સરોડાં* બહુ તણાયાં જાય;
નવનીત ગ્રહ્યું કર મહાંય, ચાલે રૂવે ને માંખણ ખાય.
નિરખે ઈંદ્રાદિક અંતરિક્ષ, નંદ યજ્ઞ કીધા કાંઇ લક્ષ;
ઉખળ ખાંચ્યો પ્રકેજ વૃક્ષ, પ્રભુ કરે માંખણનું ભક્ષ.
ગોપવધૂ જોવા સંચરે, પ્રણિપત† બાળકની કરે;
ઉભાં રહી અંજળી ઓચરે, ત્રૈલોક નાથ ન્હાસી નીસરે.
ગયા ગોંદરે‡ શ્યામ શરીર, જ્યાં છે જમલાર્જુન બે વીર;
જક્ષનંદન§ જમુનાને તીર, શ્રાપે જન્મ થયા છે સ્થીર.
વૃક્ષ ભણી જોયું યદુરાય, પૂર્ણ થયો નવમો અધ્યાય;
સકળ સાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શીરોમણિ શ્રીભાગવત;
તે મધ્યે સાર છે દશમસ્કંધ, કથા જોડું હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એક નવ પડે, ચાલ્યો જાઉં સીવે સેરડે.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા મારૂં પ્રાકૃત;
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઇબંધ.
બાધું ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી વાદ કીધો પ્રકાશ, આણવા શ્રોતાને વિશ્વાસ.
વ્યાસવાણી મેં જાણી યથા, તેવી પ્રાકૃત જોડી કથા;
રામચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણ ગ્રામ,
મૂકો હરિજન ઘરનાં કામ, જેમ તેમ સમરો સીતારામ.

**વળણ.**

રામ ભજો ભાવે કરી, શુકે તાર્યો પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો નવમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે**
**નવમો ધ્યાયઃ ॥૯॥**

---

* જાર બાજરીના સાંઠા ગાય બળદને ખાતાં વધેલા તે.
† આજીજી. ‡ ગામને છેવાડે. § અસલ પ્રતમાં જક્ષ છે, માટે તેજ રેહેવા દીધો છે, પણ યક્ષ જોઇએ.

## અધ્યાય ૧૦ મો.*

### કડવું ૩૮ મું-રાગ સોરઠી.

વૃક્ષ રૂપે જક્ષ નંદન, રહ્યા જમુનાં તીરરે;
જમલાર્જુન કહી બોલાવે, ગોકુળનાં આહીરરે.
ઉર્ધ્વ વિસ્તિર્ણ ડાળ થડ, સર્વાંગે સમાનરે;
વપુ સંકોચી મનુષ્ય પેશે, અંતર મધ્યનું માનરે.
વૃક્ષજન્મ જક્ષરાજ પામ્યા, થયો નારદજીનો શ્રાપરે;
કુબેર આત્મજને મૂકાવા, હરિયે બંધાવ્યું આપરે.
પૂછે મહીપતિ માનુંભાવને, સ્વામી નિવારો સંદેહરે;
કુબેર નંદન શિવના સેવક, કેમ પામ્યા દ્રુમદેહરે.
એવું કર્મ શું આચર્યું જે, નારદને ચડયો ક્રોધરે;
ઉખળે બંધાયા શ્રીહરી, કરી માતાનું વિરોધરે.

**ચોપાઇ.**

શુક કહે કહું તેની કથા, નિવારૂં સંદેહ સર્વથા;
કુબેર વસે અલકાપુર ગામ, નળકુબર એક સુતનું નામ.
મણિગ્રીવ નામે બીજો કુમાર, ઉભય ઉછંકળ રહે અપાર;
તે રંભા સાથે ક્રીડા કરે, સહસ્ત્ર બીજી સંગે સંચરે.
તે સદાશીવને વલ્લભ ઘણા, પારશ્વદ કહાવે શિવજીતણા;
દિગ્પાળ પિતા જક્ષ રાજાન, બીજું શંકરનું બહુ માન.
ત્રીજું જોબનનું અભિમાન, તેવામાં કીધું મદ્યનું પાન;
સંગે રંભા પરમ નિધાન, ફરે આકાશે બેસી વીમાન.
કરે અપ્સરા સંગીત ગાન, ભૂલ્યા મદમાં શિવનું ધ્યાન;
સુધાવત† સ્ત્રીનું અધરપાન, ઉભયને આવ્યું અજ્ઞાન.
કામાંધને નહીં વપુસાન,‡ કૈલાશમાં શિવનું ઉદ્યાન§;
ત્યાં આવ્યા કરવા ક્રીડા સ્નાન, સંગે અપ્સરા પરમ નિધાન.
મંદાકિની ગંગા ગંભીર, વસ્ત્ર મૂક્યાં સરિતા તીર;
નિર્લજ્જ મદાંધ બેહુ વીર, નહાવા પેઠા નગ્ન શરીર.
અપ્સરાનાં મૂકાવ્યાં ચીર, માંડી ક્રીડા બહુ છાંટે નીર;
દેખી દંપતી નગ્ન અજ્ઞાન, ગગને જાતાં લાજ્યા ભાણ.
ભયભીત જોગેશ્વર થયા, પશુ પક્ષિ લજ્યા પામી રહ્યા;
કોનો ભય મનમાં નવ ધરે, નગ્ન ક્રીડા રંભા શું કરે.

---

* આ દશમા અધ્યાયમાં રીખતાં રીખતાં જમુના તટે ગયેલા ભગવાને બે જમલાર્જુન વૃક્ષને પાડયાં, ને તેમાંથી નિકળેલા જક્ષે સ્તુતિ કરી તે કથા છે.
† અમૃત સમાન.
‡ શરીરનું ભાન. § વિલાસ કરવાનો બગીચો.

વિસરી કુળપિતા મર્યાદ, ઉદય થયો અનંગ* ઉન્માદ;
વિસર્યા ધર્મ કર્મ ને નેમ, પત્નિ પૂર્વક ક્રીડા પ્રેમ.
વિસરી વિદ્યા જોગ મહાદશા, નથી જાણતા દિવસ કે નિશા;
તે નથી જાણતા લોકાચાર, તે ક્રીડામાં થયા તદાકાર.
તે મદ ભરી દ્રષ્ટે ભાળતા, તરંગ જળના ઉછાળતા;
રંભાને કરતા બહુ હાસ્ય, તાણે સ્ત્રીના ગ્રહી† કેશપાશ.
જોઇ દેવ થયા સર્વે દુઃખી, એવે પધાર્યા નારદ ઋખી;
નગ્ન ભ્રાત બેહુ દ્રષ્ટે પડયા, નારદજી ક્રોધે ધડધડયા.
લજ્જા પામી સર્વે સુંદરી, પેહેર્યાં વસ્ત્ર બાહેર નીસરી;
જક્ષ બેહુ ત્યાંથી નવ ખસ્યા, નારદને દેખી ખડખડ હસ્યા.
ક્રોધે ભરાયા નારદ જતી, એ લજ્જા મારી કરતા નથી;
ધન્ય સ્ત્રી પુરૂષ ધિક્કાર, કાંઇ એક શિક્ષા દેઉં નિરધાર.
દંડ વિના મદ નવ ઉતરે, પુનરપિ‡ એવું કર્મ ન કરે;
યદ્યપિ સેવક શંકરતણા, પણ આજ અધર્મી દીસે ઘણા.
નહીં કરે હું પર શિવજી કોપ, એણે કીધો છે ધર્મનો લોપ;
ઉતારવા બેનું અભિમાન, નિકટ આવ્યા ઋષિ ભગવાન.

**નારદ વચનઃ–**

અરે મૂર્ખો આવ્યું અજ્ઞાન, શીઘ્રે કરો જઇ પટ§ પરિધાન;
વિષ્ણુ નેત્ર સૂરજ મહારાજ, તેની તમો નવ કીધી લાજ.
શું દિવ્ય દેહ એળે નિર્ગમો, અહરનિશ રંભા સંગે રમો;
જે હસ્તે પૂજ્યા પંચવદન||, તે હસ્તે ગ્રહો નારીનાં સ્તન.
જપો ગાયત્રી ભવજળ તારણી, તે મુખે કેમ પીધા વારૂણી¶;
તમો મૃત્યુલોક પામો નિર્ધાર, પામો વૃક્ષ તણા અવતાર.
ગ્રીષ્મ શીત વર્ષા સેહેજો, સદૈવ નગ્ન ઊભા રહેજો;
જડ રૂપ નહીં વાણી બળ, નારદે બન્ચો શાપ્યા ખળ×.

**જક્ષ વચનઃ–**

કૃપા કરો કમળભૂતન**, હવે સાન વળી સ્વામીન;
કર્મ ભોગ ભોગવવો ખરો, કાંઇક શ્રાપ અનુગ્રહ કરો.
અમો જન્મ લેઉં ઉત્તમ સ્થળ, કો સીંચે મહા નદીનું જળ;
ઉત્તમ દ્રુમ†† અમારાં નામ, મહા પુરૂષ કરે જ્યાં વિશ્રામ.
શાપથી મૂકાયે થોડે કાળ, તવ નારદ બોલ્યા થઇ કૃપાળ;
ગોકુળ ગામ ગૌશાળા સૌમ્ય, જમના તીરે વ્રજની ભોમ્ય.
નિવાસી ગોપતણો પરિવાર, ત્યાં તમો ધરજો અવતાર;
નંદ પુત્ર હશે વૈકુંઠનાથ, આપ બંધાશે ઉખળ સાથ.

* કામદેવ. † પકડી. ‡ ફરીથી. § વસ્ત્ર. || શિવજી.
¶ દારૂ. × વિવેક વિનાના. ** બ્રહ્માના પુત્ર નારદ. †† ઝાડ.

મૂકાવશે તમને શ્રીહરી, કૈલાશે આવશો પાછા ફરી;
શ્રી શુકજી વાણી ઓચરી, તે જક્ષ વૃક્ષ થઇ અવતર્યા.
સાંભળી રીઝ્યા પરીક્ષિતરાય, શ્રી શુકજીને નમીયા પાય;
ઇતિહાસ પૂર્વનું મેં કહ્યું, પછે ગોકુળમાં શું કૌતિક થયું.

**શુક વચનઃ–**

ઉખળ સાથે ગોકુળનાથ, ચાલે ઘુંટણીયે ટેકા દઇ હાથ;
બાળ ચેષ્ટા પૂરણ કરી, વૃક્ષ મધ્યે પેઠા શ્રી હરી.
કર્મ દોષ તેનો પરજળ્યો, પરબ્રહ્મ સેહેજે આવી મળ્યો;
આડો ઉખળ અટકયો શ્રીહરી, કાઢે પાછો તાણી કરી.
વૃક્ષને કહે તું અળગો થા, હવડાં આવશે મારી મા;
ગોવાળા તાળી દઈ હસે, હવે સામળીયાજી કેમ જશે.
કેટલીક ગોપી ત્યાં જોવા રહી, કેટલીક યસોદાને કહેવા ગઈ;
કોલાહલ ગોકુળમાં થાય, બાળક ભરાયો બે દ્રુમ માંય;
વારતા સાંભળી ધાયા નંદ, ધાઇ યસોદા કરતી આક્રંદ;
જાણ્યું જે માતા આવી ખરી, બાળ ચેષ્ટા ગોવિંદ કરી.
મહા બળ કીધું પંકજ અક્ષ, ઉખળ ભરાવી બેહુ વૃક્ષ;
શકે શું મેઘ ગગન ગડગડયા, કે સપ્ત સાગર ઉછાળે ચડયા.
કે મેરૂ વિંધ્યાચળ આથડયા, શું દિગ્ગજ ઐરાવત વઢયા.
ગોકુળમાં શબ્દ રહ્યો ગડગડી, મૂળથી વૃક્ષ પડયાં કડકડી.
દ્રુમલતા તળે આવ્યા હરી, નવ પામે દર્શન વ્રજ સુંદરી;
હાહાકાર કોલાહલ ઘણો, ન દીઠો બાળક નંદજી તણો.
દિવ્ય દેહ પામ્યા જક્ષરાય, શ્રવણે* કુંડળ ઝગમગ થાય;
વપુ વિરાજે પટ પરિધાન, જાણે ઉદિયા શશિયર ભાણ.
બેહુ ભ્રાત ઉભા જોડી હાથ, કરે સ્તવન જેજે વૈકુંઠનાથ;
તું પરમેશ્વર તું પરબ્રહ્મ, તું આશ્રમ તું ધર્માધર્મ.
જગત પિતામહ જુગદાધાર, તુજ સત્તાયે રહ્યો સંસાર;
અમો અપરાધી અન્યાયે ભર્યા, તારી ભક્તિ અમો વિસર્યા.
વિષય લંપટ નિર્લજ્જ થયા, વિસર્યા ધ્યાન દાન ને મયા.
રંભારમણ† ચુંબન હાસ્ય, નિંદિત કર્મ બંધાયા માટે પાશ;
મદ્ય પાન વિષયમાં મગ્ન, ગંગામાં દિવસે ન્હાયા નગ્ન.
એ અધર્મથી દ્રુમ અવતર્યા, તેં આપ બંધાવી અમો ઓધર્યા;
અયુત વર્ષ ભોગવ્યો આ દેહ, બ્રહ્મ દર્શનથી આવ્યો છેહ.
અમો અલ્પ જીવ અપરાધી જક્ષ, અમો કર્યાં અન્યા કંઇક લક્ષ;
તેં ન જોયું કુડાં કર્મ ભાણી, સહચારી‡ કીધી ઘણી.
સ્તવન વિધિ અમો જાણી નહીં, એવી સ્તુતિ કીધી ઉભા રહી;
પ્રસંન થઇ બોલ્યા ભગવાન, જક્ષરાય માગો વરદાન.

* કાને. † અપ્સરા સાથે વિલાસ કરવો. ‡ જલદી.

કુબેર આત્મજ પડીયા પાય, વરદાતા તું વૈકુંઠ રાય;
માગું વર મનમહિં મુદા, તમારી ભક્તિ આપો સર્વદા.
ભક્તિ વિના પામ્યા આપદા, તમારાં ચર્ણ ન મૂકું કદા;
માગ્યો વર દીન થઈ જદા, કૃપા કરી હરિ વાણી વદા.
તમને નહીં હોય જન્મ ને મર્ણ, સ્પર્શ થયાં છે મારાં ચર્ણ;
સદાશિવનું કરજો સેવ, મારૂં રૂપ તે શ્રીમહાદેવ.
હું શિવ માંહિ અંતર નથી, જાઓ કૈલાશ વસો યક્ષપતી;
સંવાદ જક્ષ હરીનો હોય, તે વૃજવાસી નવ દેખે કોય.
પૂરણ કૃપા કીધી ભગવાન, આવ્યું સ્વર્ગેથી દિવ્ય વિમાન;
નમી બાળ મુકુંદને પાય, જઇ વિમાને બેઠા બેહુ ભાય.
નાના વિધ અગર ધૂપ પરજળે, ચમર ચારે પાસે ઢળે;
હોયે રણકાર ઘંટા ઘુઘરી, કરે ગાન નૃત્ય સુંદરી.
ધ્વજા છત્ર કળશ આસંન, ગર્જી વિમાન ગયું ગગંન;
શ્રી કૃષ્ણ પ્રતાપે દિવ્ય દેહ ધરી, મળ્યા નીજ કુટુંબને ફરી.
જક્ષ મોક્ષ કથા સાંભળે, મદ્ય પાનાદિક પાતિક ટળે;
નગ્ન જળ ક્રીડા અધર્મ, દિવા મૈથુનાદિક કુકર્મ.
અધ્યયન કરે વા સાંભળે કથા, ઘોર કર્મ પરજળે સર્વથા;
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રીભાગવત.
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, જોડયું મેં પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સીધે સેરડે.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા મારૂં પ્રાકૃત;
આપાસા અધ્યા શ્લોકસંબંધ આપાસા કડવાં ચોપાઇ બંધ.
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન;
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા;
રામ ચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ
વેહેવાર માત્ર કરો ઘરનાં કામ, શ્રોતાજન સમરો સીતાનામ;

વળણ.

રામ નામ ભાવે ભજો, શુકે તાર્યો પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પૂર્ણ દશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે**
**દશમો ધ્યાયઃ ॥૧૦॥**

---

# અધ્યાય ૧૧ મો.*

## કડવું ૩૯ મું–રાગ વેરાડી.

શ્રી શુકજી કહે સાંભળ રાજા, વૃક્ષ બે ભાંગી પડયાં;
દ્રુમ લતામાં ગુપ્ત થયા, ગોવિંદ શોધ્યા નવ જડીયા.
શ્વાસ ભરાયા નંદજી આવ્યા, પુછે યસોદા રાણી;
શીતળ શરિર વદન અતિ વિહ્વળ, નેત્રે વહે બહુ પાણી.
કયાં ગયો ભાઇ કુંવર મારો, બાળકને પૂછે નંદ;
લોક કહે વિપરીત થયું છે, દ્રુમ તળે બાળ મુકુંદ.
અરિષ્ટ સાંભળી ધરણે ઢળીયા, જેમ કદળી કુવાડે કાપી;
અંગ પછાડે આંસુ પાડે, યસોદાને વેદના વ્યાપી.
આનંદ નીર સુકે નંદ મુખનું, દુઃખ તણું નહીં લેખું;
એકવાર કુંવર પ્રાણ વલ્લભને, આણીવારે દષ્ટે હું દેખું.
વૃક્ષ લતા પત્રની ઘટામાં, ઘુંટણીયે હીંડે ઘનસામ;
સામળીયાજી શોધી કાઢયા, મળ્યું જોવા ગોકુળ ગામ.
આનંદ ધરી હરિ નંદે લીધા, ઉખળ ઉચલાયો સાથે;
આ અરિષ્ટ કોણે કીધું છે, ઘસ્યા હાથ ગોકુળ નાથે.
સકુમાર કટિયે કઠિણ દામણાં, કોણે બાંધ્યો તાણી;
ગોપી સર્વ કહે નંદજીને, એ કર્મ કીધું યસોદા રાણી.
ક્રૂર દ્રષ્ટે જોયું સ્ત્રી સામું, કૃષ્ણને કહે છોડું બાપ;
ખુતાં† દોર કુંવરને અંગે, પડયા કઠિણ બંધન કાપ.
ઘણું દોહેલે છોડયા છબીલો, હૃદયે લીધા સુંદરશ્યામ;
બંધન કીધાં દોરડે માટે, દામોદર ધરિયું નામ.
બીજાં બાળકને નંદે હાકયાં, સર્વ મળી પાડયાં ઝાડ;
આ વિઘ્નથી ઉગર્યો બાળક, તે મહા પ્રભુજીનો પાડ.
ખરા થઇ સર્વ બાળક બોલ્યા, અમો જીવતા હરિયે રાખ્યા;
ઉખળ ભરાવી તારે પુત્રે, વૃક્ષ બે મરડી નાંખ્યા.
બે પુરૂષ પ્રગટયા દ્રુમમાંથી, તેશું વાત કીધી છાની;
સ્ત્રીયે બાંધ્યો પુત્રે વૃક્ષ પાડયાં, અમ ઉપર રીસ શાની.
વાત સાંભળી મૌન્ય કીધું, નવ દીધો ઊત્તર વાળી;
પુત્ર લઈ નંદ ઘેર પધાર્યા, પુછે યસોદા ઓશિયાળી.
આ ગોળી માટે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તારૂં મંન
નંદ કહે એવું ભાસે છે શકે, તેં નથી પ્રસવ્યો તંન.

---

* આ અગિયારમા અધ્યાયમાં વૃંદાવનમાં જાતી બાળકોની સાથે વાછડાં ચરતાં, વત્સાસુર તથા બકાસુર મારવાની કથા છે.
† અંગમાં ડાઘ બેઠા.

જો કુંવર કોટિ અન્યા કરે તોય, માતા હાડ* ન જાય;
પુત્રપે તુને ગોરસ વહાલું, નેત્ર ભર્યાં નંદરાય.
ઊતર વયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની પેરે બાળક બાંધ્યો, કુમ ચાલ્યા તારા હાથ.
કાષ્ટપે પાષાણ કઠિન એમ, લોકજ વારતા વદે;
લોહ વજ્રપે કઠિણ દીસે, યસોદા તારૂં હ્રદે.
આજથી નારીનો વિશ્વાસ ન કીજે, મન માને તેમ ચાલે;
પ્રીત શાની સ્વામી ઉપર, કોઇક દહાડો ઘર ઘાલે.
મૃત્યુ તુલ્ય થયાં યસોદાજી, જાણ્યું યમનામાં ઝંપાવું;
શ્રી કૃષ્ણે જાણ્યું માતા મરશે, આનંદ ફરી ઉપજાવું.
કાલું કાલું બોલ્યા શ્રી પ્રભુ, માતાને જસ દીધો;
દોરડે મુને રક્ષા બાંધી, અભંગ અંબાયે કીધો.
મ્હોટાં વૃક્ષ પડયાં મુજ ઉપર, પિતાજી વિચારો મન;
એ રક્ષાયે હું રહ્યો જીવતો, યસોમતી માતને પુન્ય.
એવું કહીને રૂદન માંડયું, કૌતક દેવાધિ દેવ.
નંદ યસોદાને પુત્ર આપ્યો, રોતો રહ્યો તતખેવ.
બીવરાવ્યો માર્યો બંધન કીધો, તોય માતા વિના નહીં સાતા;
એકે સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા.

વળણ.

માતાનું સગપણ સર્વ શિરોમણિ.તુલના કો આવે નહીં રે;
હ્રદયે ચાંપી પુત્રને, યસોદા ઘરમાં ગઇ રે.

---

## કડવું ૪૦ મું—રાગ સારંગની ચોપાઇ.

**શુક વચન:—**

અદ્‌ભુત લીલા શ્રી ભગવાન, યસોદાજી કરાવે પયપાન;
કુશળ કુશળ ગોપી ભાખતી, યસોદા જળ ઓવારી નાંખતી.
પંચગવ્ય રક્ષા બહુ કરે, છાંટે પાણી છાંની મંત્ર ઊચરે;
નંદ તેડાવ્યા ઋષિ ભગવાન, સુપાત્રને આપ્યાં ગૌદાન.
શાકે પુત્ર પ્રસવ થયો આજ, વિનય કરે વૃજનો મહારાજ;
વિઘ્ન નિવર્તિક† મ્હોટું પર્વ, ગોપ જ્ઞાતી મેળવી છે સર્વ.
નંદ ઊપનંદ રાય વૃષભાન, કીધો વિચાર બેશી એક સ્થાન;
પૂતનાં શકટ ને તૃણાવર્ત, બાળકને વિઘ્ન ગયાં અનંત.
આ અરિષ્ટ કહ્યું નવ જાય, પડયાં વૃક્ષ દીઠે ભય થાય;
વૃક્ષ જુગ્મ‡ અંતર સાંકડું. ચુસે ચડયા મગ રહ્યા કરકું.
ચક્કીથી કણ નિસરે અભંગ, તેમ બાળકનું વાંચ્યુ§ અંગ;
એ નંદ પુત્ર સર્વનો આધાર, એને આશરે વૃજ પરિવાર.

* શરીરને લાગે તેમ.
† નાશ કરનારૂં. ‡ બે. § બચ્યું.

કદાપિ વિઘ્ન શ્રી કૃષ્ણને થાય, વિન માર્યો ગોપ સૌ મરી જાય;
પ્રાણી માત્રનો કૃષ્ણ છે પ્રાણ, એને કલ્યાણે સૌને કલ્યાણ.
કંસની ક્રૂર દીસે છે દષ્ઠ, અહીં વસતાં હાંઇ પામીયે કષ્ટ;
કીજે વાસ વનમાં મોકળો, હવે ગોપ માત્ર અહીંથી ઉચળો.*
ગોવર્ધન વૃંદાવન નિકટ, જઇ વસીયે જમુનાને તટ;
જ્યાં ગૌ ત્યાં ગોકુળ ગામ, ભાઇ આ સ્થાનકનું શું છે કામ.
ઘણાં તૃણ વૃંદાવન માંય, વાધે દૂધ ચરશે ત્યાં ગાય;
ગોપની વિભૂતિ† છે ગૌધન, સુરભી‡ સુખી સુખી વૃજજન.
શ્યાને અહીંથી નથી ઉચળતા, કયાં છાજ§ કાષ્ટ નથી મળતાં;
કયાં પડે છે મૂકવા આવાસ, જ્યાં જઇયે ત્યાં છાપરે વાસ.
નંદરાયની આજ્ઞા હોઇ. સાવધાન થયું સર્વ કોઇ;
ઉદ્યમ સૌ ચાલ્યાનો કરે, કુશળ કહાન વાણી ઉચરે.
વૃષભ વચ્છ મહીષી બહુ ગાય, ભાં શબ્દ માર્ગમાં થાય;
હીંસારવ કરે ગૌ પાછી ફરે, પોતાના વચ્છને આવી મળે.
સ્કંધે કાવડ ગોરસ ભરી, ઘૃતના ગાડવા મસ્તક ધરી;
કોણે લીધાં માટ મહીંયે ભર્યાં, ગોળી રવૈયા સીકાં નેતરાં.
ગુપ્ત દોર મંચક પારણાં, કાઢયાં ચણિયારાં લીધાં બારણાં;
શાંકળ ભોગળ કૂંચી તાળાં, ઘર શોધી લે સર્વે ઓવાળાં.
લીધી વસ્તુ જે જે કાર્જની, ઉખળ મુશળ સમ્માર્જની‖;
કાઢયા ગૌના ખીલા ખેંચી ખેંચી, લીધાં સુપ¶ ટોપ ચકડી માંચી.
શકટ ધન્ય ધાન્યનાં ભર્યાં, જુવો ઘરમાં કાંઇ વિસર્યાં;
ધાતુ પાત્ર વસ્ત્ર ગાંસડી, લઇ ગોપીકા શકટે ચડી.
થાઓ ચાલતાં વહુ સાસુભણે, ઘરમાં જઇ દાટી થાપણ ખણે;
હાલું ગોકુળ ઉદવસ્ત થયું, માંજાર શ્વાન સૌ સાથે ગયું.
શ્રી કૃષ્ણ કહે કેમ રહેશે રાકડાં, સૌ સાન કરી તેડયાં માંકડાં;
રમકડાં લીધાં જસોમતી, નવે ઘેર એવાં મળતાં નથી.
શકટ× ધીસલા જોડયા બહુ રથ, તાણે ભાર સાંઢ સમર્થ;
ઉત્તમ રથ બેઠા નંદરાય, શ્રી કૃષ્ણ બેસાડયા ખોળા માંય.
જસોદા આવે વૃજ સુંદરી, કો વાહન કો પાળી પરવરી;
એટલે આવી સીમ ગોવર્ધન તણી, ભૂમિ વૃંદાવનની સોહામણી.
ચંદ્રમાનું ઘર સોધી ઉતર્યા, વિવિધ વાડા સુરભીના કર્યા
મધ્યે ઘર કીધું નંદજી તણું, ફરતું ગામ વસ્યું અતિ ઘણું

* ચાલો. † સંપત્તિ. ‡ ગાય. § વાસ. ‖ સાવરણી.
¶ સુપડાં. × સારી ગાડી.

ભહુલ નિવાસ શ્રીગોકુળ ગામ, ઘણી ગાય માટે ગોકુળ નામ;
ઉજ્વળ મૃત્તિકા* ઓમથા† ગાર, મંદિર લીંપે વ્રજની નાર.
રંગ મંડપ ગોવાળા ભણી, વ્રજમાં શોભા વૈકુંઠતણી;
ચારે પેતુ બહુ મીઠી ચાર, પીયે નિર્મળ જમુનાનું વાર.
ન રહે ભૂખી તરસી ઘડી, ઘણું ગાય દુઝાણી ચડી;
નંદ મનને આનંદ પમાડે, રમારમણને‡ ખોળે રમાડે.
કરે બાળ ચેષ્ટા ગોપાળ, તેડે નંદ આવે તતકાળ;
જસોમતીને ઓછંગે ચઢે, કરે હાસ્ય ક્ષણમાં રડે.
કાંઇ વસ્તુ માગે નંદની રાણી, તે આપે કૃષ્ણ આણી આણી;
લાવે વળી અવળચ નાંખી દેય, નાસી જાય નહીં આવું કેય.
કોટિ ચેન નવરાવતાં કરે, અર્ધ અંઘોળ્યો નાસી નીસરે;
જો કૃષ્ણ ગુંથાવે ચોટલી, તો ઘણું માખણ આપું રોટલી.
એક નેત્રમાં કાજળ ભરે, નહીં અંજવું રોતો નીસરે;
દૂધ લેઇ મર્કટને પાય, જસોદાને વારે નંદરાય.
રખે તું કૃષ્ણને હાકટે§, હું રંકને પુત્ર પડ્યો છે પટે;
એ ચોરે નાંખે કરે ઉન્માદ||, એ આપણને મોટો છે સ્વાદ.
તુંથી ભય મારૂં મન ધરે, વળી રખે ઉખળે બંધન કરે;
શુકજી કહે હું શું શું ભણું, જે ભાગ્ય નંદ જસોદાતણું.
સાક્ષાત વિશ્વંભર જગ્ત જાણે, તે ભૂખ્યો છું કહી પાલવ તાણે;
ષટ દર્શનથી જોગેશ્વર જુવે, બ્રહ્મ માંખણ માટે રૂવે.
બ્રહ્માને સ્વપને નવ આવે, તે ગોવિંદને ગોપી નચાવે;
ચાર વર્ષના હરિજી થયા, એક દહાડો જમુનાં તીરે ગયા.
જળ ભરતી દીઠી સુંદરી, કંદર્પ રૂપ દેખાડ્યું હરી;
ગોપી સઘળી ઘેલી કરી, કોઇ ન શકે કુંભમાં¶ અંબુ× ભરી.
ત્યાં થકી બેઠાં મોહનાં બાણ, ફરી માગી લે મહીનાં દાણ;
કેમ હીંડે ગોપી પાગ ન ઠરે, ચડવાને ઢાળે લપસણું કરે.
પ્રભુ પૂઠે આગળ બળીભદ્ર, મારે કાંકરી કરે ઘટને છિદ્ર;
હરિ ગોપિને દેખાડે રામ, ઘટ ફૂટ્યો તે અલીયાનું કામ.
રોહિણી કને ગોપી વઢતી જાય, બળીભદ્ર બાપડો સમજ ખાય;
કો ગોપી જૂવે બીજી સ્ત્રી ભણી, તસ્કર કરે હરી તેની ઇંઢોણી**.
લાકડીયે બેડું ઠેસી દીયે, થયું જાન ત્રાહે ત્રાહે હરિ કહે;
જોબન નારીનાં મન રીઝવે, વૃદ્ધ ડોસીને ઘણું ખીજવે.
જાઓ પેલે આરે†† જળનો ઠામ, વહુવારૂમાં શું વૃદ્ધનું કામ;
આવે જળ ભરવા નાની છોકરી, તેને વાંદરાં વળગાડે હરી.

* માટી. † છાણ. ‡ લક્ષ્મીને રમાડનાર. § હાંકી મૂકે. || તોફાન. ¶ ઘડામાં. × પાણી. ** ઉંઢણું †† ઓવારે.

તે આરે આવે કો જોબન પુર્ખ*, તેને કહે દીસે છે મૂર્ખ;
તેને કહે આંહી શું છે કાજ, જાઓ અળગા સ્ત્રી પામે છે લાજ.
તે સાંચુ માની ગોવાળા ખસે, ગોપ વધૂ તાળી દઇ હસે;
છે નાનો પણ લક્ષણ મોટાં, બાઇ એનાં નયણાં છે ખોટાં.
ચાર વર્ષનાએ રોક્યો વાટ, આગળ શું કરશે મોટા ઉત્પાત;
ચાલો જસોદાને કહીયે હવે, જે સવારે પુત્રને પરણાવે.
જળ ભરી ગોપી ઘેર જાય, શ્રીકૃષ્ણ રૂપ રમે મન મહાંય;
એક દહાડો નંદને કહે નરહરી, અભિલાષ અંતરમાં ધરી.
પિતાજી હું કુળ કર્મ કરૂં, મોકલો મુને ચારવા વાછરૂ;
હાસ્ય કરી બોલ્યા નંદરાય, લઘુ† બાળક કેમ વનમાં જાય.
તીવ્ર તાવડ સહ્યો નવ જાય, કુશાગ્ર ખુંચે કોમળ પાય;
ઉનાળે તાવડ‡ ચોમાસે મેહ§, શીયાળે ટહાડ સહે કેમ દેહ.
ડોલે સર્પ બોલે વાઘ વરૂ, તમો બીહો તેવારે શું હું કરૂં;
સેવક આપણા ચારે છે ગાય, તું બાળક શું વનમાં જાય.
ગદ્‌ગદ કંઠે ગોવિંદ થયા, રોતા જસોદાજી પાસે ગયા;
હૃદય ઉધડકે|| ડસકાં ભરે, આસવાસના અંબાજી કરે.
વચ્છ ચારવા મોકલો માત, કહ્યું ન માને મારો તાત;
બળભદ્ર કેમ ચારે વાછરૂ, તે જોઇ જોઈ હું ઇચ્છા કરૂં.
સાંભળી વાત શ્રી ગોવિંદ તણી, જસોદા આવ્યાં નંદજી ભણી;
કટિએ ગ્રેૅ¶ લીધા ભગવાન, શીખવે માને માગ તું માન.
વિનય યુક્ત બોલ્યાં સુંદરી, કાં બાળક આવ્યો આંસુ ભરી;
એને રઢ× વન જાવાતણી, મોકલી દ્યો મન ઇચ્છા છે ઘણી.
વનનું સુખ જોઈ આવશે અપાર, નહીં કહે મોકલો બીજીવાર;
નંદ કહે કાં નહીં સુંદરી! કાલે મોકલશું મુહૂરત કરી.
બીજે દિવસે તેડયા મુનિજંન, પ્રભુને કીધું અભિષેક સિંચન;
વિપ્રને આપ્યાં નાનાવિધ દાન, પૂજ્યાં વચ્છ કીધાં સાવધાન.
કાછ** કછયો પીતાંબર પટે, જડિત કંદોરો બાંધ્યો કટે;
મસ્તક મોળીયું બાંધે તાત, આંજે લોચન જસોદા માત.
કુંડળ હાર ભુજે બાજુબંધ, દર્પણમાં મુખ નિરખે ગોવિંદ;
કેસર અર્ચિત સુભગ કપોળ††, ઓઢાડી ધાબળી રાતા ચોળ.
કટિયે ઘુઘરી ઘમઘમતી, પાયે મોજડી ચમચમતી;
એક સીકું સાથે બંધન કરી, રક્ત જેષ્ટિકા સ્કંધે ધરી.
લ્યો શાક પાક અથાણાં નાથ, સીકા માંહે મૂક્યો ભાત;
નંદરાય હરખે આંસુ ભરે, માત જસોદા મીઠડાં‡‡ કરે.

* પુરૂષ. † નાનો. ‡ તાપ. § વરસાદ. || ધડકે. ¶ કેડે. × હઠ. ** કછોટો. †† કપાળ. ‡‡ પ્રેમચુંબન.

બાળક મળ્યાં સહસ બે ચાર, તેમાં બીરાજે નંદકુમાર;
પુષ્પ દડો કનકની ગેડી, હરિને જસોદાએ આપ્યાં તેડી.
એક પચરંગ રંગ્યો વીણો, કોકીલા નાદપે સ્વર ઝીણો;
શીઘ્ર આવજો સાંજે પૂત્ર, કીધી રક્ષા છાંટયું ગૌમૂત્ર.
એક શ્યામ બિંદુ કીધું ગાલ, ઠમક ઠમકતી ચાલે ચાલ;
માત પિતાને નમિયા પાય, આશિષ લઇ પ્રભુ વનમાં જાય.
નંદજીયે કેડે ચઢાવ્યા હરી, પૂંઠે ગીત ગાય વૃજ સુંદરી;
નાનાં વચ્છ કીધાં આગળે, સર્વ જઇ ઉભું રહ્યું ભાગળે.
પ્રાર્થના નંદરાયે કરી, સર્વ ગોપને સોંપિયા હરી;
ગામ ઢુંકડાં* વચ્છ ચારજો, સવારા ઘેર પધારજો.
ક્રીડતાં આખડો તો ભુજ સહાજો, ક્ષણું ક્ષણુંયે બેકું† જળ પાજો;
રૂદન કરે તો લાવજો ઘેર, મેં બાળ સોંપ્યો બહુ પેર.
ગોપ જુક્ત ચાલ્યા શ્રી હરી, નંદ યસોદા આવ્યાં ઘેર ફરી.

વળણ.

ફર્યા નંદ આનંદ ભેર, વન ગયા સુંદર શ્યામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન જપો શ્રી રામરે.

---

### કડવું ૪૧ મું-રાગ મેવાડો.

**શુક વચન:-**

નાથ પધાર્યે વચ્છ ચારવા, ધન ધન વૃજની ધરણીજી;
ઢુંકડે પાગે આગળ ચાલે, વનમાં અશરણ શરણીજી.
વારા પરઠી વચ્છને વાળે, મધ્યાન્હે જમે ભાતજી;
ફરી ગોકુળ સંધ્યાયે આવે, રામ કૃષ્ણ બેઉ ભ્રાતજી.
માત યસોદા સામે આવે, લે હરિને હૃદયા સાથજી;
નિત્ય પ્રત્યે વચ્છ ચારી આવે, વનમાં વૈકુંઠ નાથજી.
સમાચાર રાય કંસે જાણ્યો જે, જઇ વસ્યા આઘા ગોવાળજી;
વચ્છ ચારવા યમુના તીરે, જાએ નંદનો બાળજી.
આજ્ઞા આપી વચ્છાસુરને, જા તું વૃંદાવનજી;
નંદનો નંદન ગોપ વૃંદ માંહ્ય, તેને કર તું વિઘનજી.
ગર્વ કરી વચ્છાસુર આવ્યો, સાંભળ પરીક્ષિત ભૂપજી;
વચ્છ જુથમાં ચરવા લાગ્યો, લેઇ વચ્છનું રૂપજી.
ફળ જુક્ત વૃક્ષ છે કોઠાનું, તે તળે રમે ગોવાળજી;
પકવ ફળની આવે વાસના, કોઠાં પરમ રસાળજી.
બાળકને અભિલાષ ઘણો છે, કીજે ફળનો આહારજી;
તે પ્રાર્થના કરે પવનની, તું પાડ કોઠાં બે ચારજી.
કેટલાક ગોપ ફરે વૃક્ષ પૂંઠે, ચડવા થાય સાવધાનજી;
આવ રે ફળ પડ ખોળામાં, કરે હાથની સાનજી.

* નજીક. † પડે. ‡ થોડુંક.

કો નાખે પાષાણ પવેડા,* પહોંચે નહીં દ્રુમ ડાળજી;
ભક્ષણ અર્થે કરે ઉદ્યમ, તે જાણ્યું શ્રી ગોપાળજી.
ફળ આસક્તને ફળ ખવરાવું, તર્પિત મિત્ર મુજ થાયજી;
વચ્છાસુર દ્રષ્ટિમાં રાખ્યો, મોકલીયો કંસ રાયજી.
સકળ વચ્છને પૂંઠે ધાયે, વચ્છાસુર આગળ થાયજી;
આપ આપણે વારે ગોવાળા, વચ્છ વાળવા જાયજી.
શ્રી કૃષ્ણનો વારો આવ્યો, ઉઠયા સુંદર શ્યામજી;
હસ્ત લાકડી લઇ પધાર્યા, ત્યારે બોલ્યા રામજી.
નૌતમ વચ્છ કો આજે આવ્યો, વપુનો કુંભ વર્ણજી;
ચંચળ ચાલે ચૌ દિશ જોતો, ચમકતો માંડે ચર્ણજી.
સકળ વચ્છને તે લેઇ જાયે, કરજો જેષ્ઠિકા પ્રહારજી;
ઉન્મત્ત એવી શિક્ષા દેજો, નાશે નહીં બીજી વારજી.
ગ્રહી લાકડી મૂકી હડી,† હરિયે કીધો હોકારજી;
વચ્છાસુર આનંદ્યો અંતર, નિરખ્યા નંદ કુમારજી.
જે અર્થે મેં રૂપ ધર્યું છે, કરવા કંસનું કામજી;
તે બાળક આવ્યો મુજ પાસે, મળીયો એકાંત ઠામજી.
વક્ર‡ વદન છે નેત્ર કરડાં, ભાં શબ્દ મુખે ભણતોજી;
વામ દક્ષિણ અવલોકન કરતો, પગે પૃથ્વિ ખણતોજી.
વચ્છાસુર વિચારે મનમાં, કરૂં પાટુનો પ્રહારજી;
કપટ યુક્ત વાછેરો ચાલે, આસુરી માયા અપારજી.
અમરગણ અંતરિક્ષે આવ્યા, જોવા પ્રભુનું પરાક્રમજી;
વચ્છાસુરનો વધ કરવા, હરીયે માંડયો ઉદ્યમજી.
કપટ દ્રષ્ટિ ઉભયની વર્તે, કોણ કોને કરે ઘાતજી;
તું નીકળ ટોળામાંથી પાપી, હાંકયો કરી ઊંચો હાથજી.
ઘોર શબ્દ કીધો વચ્છાસુરે, ઊચલ્યાં વચ્છ સર્વ કાયજી;
રામ આદે બાળક સર્વ બીના, અતુલ અરિષ્ટ હોયજી.
ચંદ્રને ઢાંકે રાહુનું મંડળ, પોપટને ઝડપે વ્યાળજી§;
શું ગિરિશૃંગ* પડયો મૃગ ઉપર, નાંખી પાછે પગે ફાળજી.
જોઇને જોડ પાટુ નાંખી, પ્રહારે પર્વત કટકા થાયજી;
જેમ સર્પને ગરૂડ ગ્રહે તેમ, હરિયે ગ્રહ્યા બેહુ પાયજી.
પાપી ફેરવ્યો મસ્તક ઉપર, જેમ ફેરવે ભીંડીમાળજી;
વપુ વાધ્યું એક કોશ પ્રમાણે, મૂકે નહીં ગોપાળજી.
લટપટી લીધો લટકામાંહે, લલિત લક્ષ્મીનાથજી;
અધર ડસી ડસી પછાડયો, કોઠીનાં થડ સાથેજી.
ફળ તણો વર્ષાદજ વરસ્યો, જેમ ધમધોળાયું વૃક્ષજી;
પ્રસન્ન થયા ગોવાળા સર્વે, ભાઈ કરો કોઠાંનું ભક્ષજી.

* કટકા. † દોડયા. ‡ વાંકું. § સર્પ. * પર્વતનું શિખર.

મૃત્યુ પામી પડીયો પાપી, આવ્યું દિવ્ય વિમાનજી;
વેર ભાવે વા સ્નેહ ભાવે, જેમ તેમ ભજે શ્રીભગવાનજી.
બાળક સર્વે આશ્ચર્ય પામ્યા, અસુર થયો નિપાતજી;
ફળના ઝોળા ભરી ઘેર આવ્યા, કીધી માતા આગળ વાતજી.
જાસક* ફાઠાં કૃષ્ણે ખવરાવ્યાં, પરાક્રમ કહ્યું ન જાયેજી;
નંદ યશોદાયે વાત સાંભળી, આનંદ્યાં મનમાંયેજી.

**વળણ.**

આનંદ ગોકુળમાં ઘણો, વચ્છવધ પરાક્રમ કહ્યું રે;
શુકજી કહે શ્રી કૃષ્ણનું ચરિત્ર, પંચમું પૂરણ થયું રે.

---

### કડવું ૪૨ મું–રાગ મારૂની ચોપાઈ.

શુકયોગી કહે સુણ રાય, વ્રજનાથ તણો મહિમાય;
અઘઓઘ† દહનં‡ હરિનામે, પરમ પદ શ્રોતાજન પામે.
કૃષ્ણ ચરિત્ર સુણે એક ધ્યાન, એક એક અક્ષરે ગંગાસ્નાન;
બહુ લીલા ચરિત્ર અનેક, શું કહે કવીને જીવ્હા એક.
જાણી કંસે પરાક્રમ વાત, વચ્છાસુર કૃષ્ણે કીધો નિપાત§;
ચિંતા મગ્ન કંસનું મન, કારણ રૂપ નંદજીના તન.
સમસ્યા બકાસુરને કીધી, જીત કૃષ્ણની આજ્ઞા દીધી;
પૂતનાં બાઇનુ વેર સંભારી, ગયો વૃંદાવન અહંકારી.
શ્રી શુક કહે સાંભળ ભૂપ, બકે કીધું બગલાનું રૂપ;
આવી બેઠો યમુનાતટ માંય, તે વિચાર કરે ઘણો ઘટ માંય‖.
તે સમે થયા જંત્ર મધ્યાન, આવ્યા ગોપ સહિત ભગવાન;
વચ્છને કરાવ્યું જળનું પાન, ગોવાળે કીધું યમુનામાં સ્નાન.
કોરાં વસ્ત્ર કરે પરિધાન¶, કો કરે મધુરું મોરલી ગાન;
નાહ્યા બળભદ્ર નાહ્યા કાન, બકાસુર લઇ બેઠો બક ધ્યાન.
ચેષ્ટા પંખીની તે કરતો, હળવે હળવે પગલાં ભરતો;
ચબક× ચંચ મચ્છપર નાંખે, શ્રી કૃષ્ણને દ્રષ્ટમાં રાખે.
ગોપ સાથ વાત એમ કરતો, પક્ષી મનુષ્યનો ભય નથી ધરતો;
કો કહે ધીટ દીસે છે બગ, એટલે નિકટ** આવ્યો લગભગ.
શ્રી કૃષ્ણે ગેડી કરમાં લીધી, બગ ઉડાડવા દોટ†† દીધી;
બકે વધાર્યું વપુ પ્રૌઢ, સર્વ ગોપ થયા દિગ્મૂઢ.
ઝડપી લીધા શ્રી યદુરાય, મોહન બગલાના મુખ માંય;
નાનાં બાળક નાસી પળીયાં, બળીભદ્રજી ધરણે ઢળીયા.
કો બગ મત્યે ટળવળીયા, મુક માધવને બગ બળીયા;
કો કહે કૃષ્ણ પાતળીયા, ઘેર કેમ જઇએ સામળીયા.

જાણ્યું ગોપ ઘણા કળકળીયા, છબીલાજી મુખમાંથી ઉછળીયા;
મારો નાથજી કળકળીયા*, સૂક્ષ્મ થઇ બાહેર નીકળીયા.
જઇ ગોપ માત્રને મળીયા, પરિતાપ મિત્રના ટળીયા;
બકાસુર ધાયો બીજીવાર, ઝડપી લીધા નંદકુમાર.
રમારમણે રીસ બહુ કીધી, મલ્લની પેરે જેષ્ટિકા લીધી;
જુવે ગોપ અમર સમગ્ર, તાલુમાં† માર્યું જેષ્ટિકા અગ્ર‡.
બ્રહ્માંડ ફાટતે લડથડીયો, વાંકી પીડા ઘણું તરફડીયો;
ચંચ વિભાગ ગ્રહ્યા બેહુ હાથ, મહા બળ કીધું ગોકુળનાથ.
ફાડી ચંચ ને મરડી કોટ, બકાસુર મરડી કીધો લોટપોટ;
આપ્યો ઉદ્ધાર શ્રી ભગવાન, ગયો સ્વર્ગ બેસી વિમાન.
તેનાં પીંછ સર્વ કહાડી લીધાં, ગોપે પરફ§ મસ્તક ધરી દીધાં;
કહે ગજ ભોગી સુણ રાય, પરાક્રમ પ્રભુનું કહ્યું નવ જાય.
ભગવત લીલા પરમ પવિત્ર, થયું સંપુરણ છઠ્ઠું ચરિત્ર;
બકાસુર પૂતનાનો ભ્રાત, પળમાં નાથે કીધો નિપાત.
ગોકુળમાં આવ્યા શ્રી ગોવિંદ, આગળ વાછરડાનું વૃંદ;
ગોવાળા ઘેર ઘેર કરતા વાત, બકાસુર કૃષ્ણે કીધો નિપાત.
પુછે નંદજી કહો કુંવર, ગોવાળા લાવ્યા બકનાં પર;
અમો સાંભળી કુતુહલ વાત, તમો વનમાં કર્યો ઉત્પાત.
કદાપી જાણશે રાજા કંસ, આપણા સુખનો થાશે ધ્વંસ‖;
વિભૂતિ આપણે મહિષી ક્ષીર, સર્વપે રંક જાતી આહીર.
લોક નામ ધરશે થયા ખળ, ન થઇયે દીકરા ઉછંકળ;
આપણા કુળની ચાલો ચાલ, સાંભળ્યું વચ્છ માર્યો તમો કાલ.
સાંભળ્યું બગલો માર્યો આજ, આપણા વંશને લાગે લાજ;
આપણું વચ્છ ચારવાનું કામ, વનમાં કોનું ન લીજે નામ.
કૃષ્ણ કહે સાંપે હું નાનો, રખે તમે કોઇનું કહ્યું માનો;

**વળણ.**

કોનું કહ્યું નવ માનીયે, સંતોખ્યા નંદરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકાદશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકાદશો-ધ્યાયઃ ॥૧૧॥**

---

* પુષ્કળ. † પાપનો પ્રવાહ. ‡ બાળે. § મારેલો. ‖ મન. ¶ પેહેરે. × ઓચિંતી. ** પાસે. †† હડી.

* કળાવાળા. † તાળવામાં. ‡ લાકડીની મૂઠ. § પીંછાં. ‖ નાશ.

# અધ્યાય ૧૨ મો.*

## કડવું ૪૩ મું—રાગ મારૂની દેશી.

કહે કૃષ્ણ કથા ગર્ભ જોગીરે, સુંણ ભૂપતિ હરિ રસ ભોગીરે;
નવ નવાં ચરિત્ર વખાણ્યુંરે, હદ ઠરીયું તે અધરે આણ્યુંરે.
કો વૈષ્ણવ રીઝે સુંણતારે, વક્તાને રસ ઘણો ભણતારે;
કો સ્ત્રીના ભોગી કો ધનનારે, કો શૃંગાર ભોગી ભોજનનારે.
કો ભવન ભોગી વાહનનારે, કો તપ ભોગી નર વનનારે;
કો વિદ્યા ભોગી ઘણું વાદીરે, કો મધુ† ભોગી હરિના અપરાધીરે.
વિષય ભોગે સંસાર વિરોધ્યોરે, હરિરસ ભોગી મળે શોધ્યોરે;
સકળ ભોગ તે રોગનું ધામરે, હરિરસ શીતળ વિશ્રામરે.
સાંભળ પરીક્ષિત પુણ્ય પવિત્રરે, વૈષ્ણવ વક્તાનો તું મિત્રરે;
યથા વાણીનું બળ મારૂંરે, અધ્યો દ્વાદશમો વિસ્તારૂંરે.
જાણ્યું મૃત્યુ પામ્યો વચ્છ બગલોરે, બેઠો કંસ શીથળ થઇ ઢગલોરે;
નંદ નંદન અસુર નિકંદરે, એણે વાળ્યું અસુરનું ચંદનરે.
બીડાં લઈ લઈ જે જન પળીયારે, તે કુશળ કોઇ નવ વળીયારે;
અઘાસુરને સમસ્યા કીધીરે, છત કૃષ્ણને આજ્ઞા દીધીરે.
સ્વામી સકળ ગોપને પીડુંરે, ચાલ્યો અઘાસુર લઇ બીડુંરે;
કંસે વિચાર મનમાં કીધોરે, નિશ્ચે અર્થ આપણો સીધોરે
ગયો વૃંદાવનમાં પાપીરે, એક માર્ગ લીધો વ્યાપીરે;
સંકીર્ણ‡ નળીમાં સુતોરે, જાણે સદાય માર્ગ હુતોરે.
પડયો અજગર§ વદન વિકાશીરે, ઉપલો અધર ગયો આકાશીરે;
હેઠો અધર રેણુમાં‖ રાખ્યોરે, પર્વત પ્રાય દીર્ઘ દેહ નાંખ્યોરે.
અસુરે વેષ અહીનો¶ આણ્યોરે, સમાચાર સાંભળીયે જાણ્યોરે;
અઘાસુર મોકલ્યો મામેરે, માર્ણ સમાચાર વેહેલો પામેરે.
કરવો છે બ્રહ્માસું સંવાદરે, બળભદ્રને ઉપજાવ્યો પ્રમાદરે×;
રામને આળસ આવ્યું તનમાંરે, તે દહાડે રામ ન ગયા વનમાંરે.
ચાલ્યા ગોપ જુગત જદુરાયરે, આગળ વચ્છતણો સમુદાયરે;
લાકડીયે સીકાં ભાતનાં બાંધેરે, જેષ્ટિકા ગોપ ધરે સર્વ કાંધેરે.

ચાલે માર્ગમાં ક્રીડા કરતારે, શણગાર નાનાવિધના ધરતારે;
ઉજ્વળ મૃત્તિકા લીપે અંગેરે, શરીર ચીતરે નાના રંગેરે.

કેસર ગોરૂચંદન પવિત્રરે, વજાડે વિવિધ નાદ વાજીત્રરે;
વેણું મોરલી કાંસી તાળરે, ઢમકે ઢોલ રસાળરે.

સપ્ત સ્વર વીણા બહુ વાજેરે, ચંગ ઉપંગ મૃદંગ ગાજેરે;
કો એક નાચે વજાડે તાળીરે, રસ ભીંજે રીઝે વનમાળીરે.
ગાયે ગીત સ્વર લેઇ લેઇરે, માર્ગમાં થઇ રહ્યું પેઇ પેઇરે;
મોજડી ચમચમ ઘુઘરી ઘમઘમરે, નાચે બાળક થાય ઝમઝમરે.
કોઇએક ચાલ મયંદની* લેતારે, મૃગની પેરે ઠેકડા દેતારે;
બગ હંસની પેરે ડગ ભરતારે, કળા મોરની પેરે કરતારે.
વ્યાઘ્ર શાર્દૂલની પેરે ધાતારે, કોકીલા† સ્વરે કીર્તન ગાતારે;
વૃષભ રૂપ થઇ સંચરતારે, ભાં શબ્દ કરી ઓચરતારે.
કો સર્પની ગત ભોમ્યે ચાલેરે, ઓચિંતા એકએકના પગ ઝાલેરે;
આંબા કુંપળી શિરપર ધરતારે, કો ગૌ થઇને તૃણ ચરતારે.
કો ચોર થઇને નાસેરે, લાવે બંધન કરી કૃષ્ણ પાસેરે;
કોએક ગુંથે પુષ્પની માળારે, કંઠે પેરી હીંડે ગોવાળારે.
કો દ્વ વાનરની ગત ફાળરે, ધસી ધસી ગ્રહે દ્રુમ ડાળરે;
કો ભ્રમરની પેરે ભમતારે, નાંખે દડો ગેડીયે રમતારે
કરે ક્રીડા બહુ ઉલટમાંરે, જઇ રહ્યાં યમુના તટમાંરે;
સર્વ ગોપને કહે મહારાજરે, આઘા વનમાં જઇયે આજરે.
અવિનાશી વિચારે ઘટમાંરે, આવ્યાં વાછરૂં બંસીબટમાંરે;
સુતો અજગર મુખ કરી પહોળુંરે, માંહિ પેઠું વચ્છનું ટોળુંરે.
સકળ ગોપ કર્યું ગવંનરે‡, દૈત્ય મુખ જાણ્યું વૃંદાવંનરે;
માંહોમાંહે ગોપ કરે છે વાતરે, દીસે ઊદવસ્ત વન ઉત્પાતરે.
પ્રૌઢ અજગર મુખની દાઢરે, ગોપે જાણ્યા વનના પહાડરે;
કોશ પર્યંત ગયા કુમારરે, આગળ આવ્યું ઘોર અંધારરે.
વચ્છ ભરાયાં નસાઈ§ જાળરે, અકળાયા સર્વ ગોવાળરે;
ભાં શબ્દ કરી વચ્છ ધાયરે, અન્યોન્ય માંહિ અકળાયરે.
આવે લેહેર ઘાણી વીખ જ્વાળરે, મૃત્યુ તુલ્ય થયા સર્વ બાળરે;

### વલણ.

બાળ કોલાહલ બહુ કરે, ભરે નયણે નીરરે;
કોણ મુકાવે સંકટથી, સમર્યા શ્યામ શરીરરે.

---

### કડવું ૪૪ મું—રાગ પરજીયો.

રૂવે વચ્છ ગોવાળ વાલા, શીઘ્રે લ્યો સંભાળ વ્હાલા—ધ્રુવ.
સહાય કરો કૃષ્ણ સામળારે, સમાવો પરિતાપ;
અમો કોણ સ્થાનક આવી પડયા, ગોપ કરે છે વિલાપ વ્હાલા—રૂ.
વિષથી થયાં વ્યાકુળ વાછરૂંરે, નથી નિસરવાની વાટ;
ગોવર્ધન ગોકુળ નવ દીસે, ક્યાં ગયો યમુના ઘાટ વ્હાલા—રૂ.
આ નોહે વૃંદાવન વીઠલારે, સ્થાનક કઠિણ કઠોર;
દૂર્વાસના પરિતાપ ઘણોરે, અકળાઇયે અંધારૂં ઘોર વ્હાલા—રૂ.

---

* આ બારમા અધ્યાયમાં અજગર રૂપે આવેલો અઘાસુર ગોવાળિયા તથા વાછડાઓને ગળી ગયો, ને તેને કંઠેથી માર્યો તે કથા છે. † દારૂ. ‡ સાંકડી. § મોટો સર્પ. ‖ ધૂળ. ¶ સર્પનો. × આળસ.

* હાથી. † કોયલ. ‡ ગમન. § નસો.

તૃણ શકટ ને બક બકીરે, મોડયા જમલાર્જુન;
તે બળ તારૂં ક્યાં ગયુરે, મૂકાવ યસોદા તંન વ્હાલા—રૂ.
કંઠ રૂંધાએ ગોપનારે, મુખે આવે ફિણ;
લેહેર ખાઇ પડે વાછરૂરે, નહીં જીવે દુઝણી ધેન વ્હાલા—રૂ.
પીડા જાણી વચ્છ પીંડારની, દયાનિધિ ગોકુળરાય;
અજ્ઞાન જણાવ્યું કૃષ્ણજી પેઠા, અજગરના મુખ મહાંય વ્હાલા—રૂ.
અસુર આનંદ્યો અતિ ઘણુ રે, ન હલાવે જીવ્હા દાઢ;
જ્યારે કંઠે આવ્યા કૃષ્ણજી ત્યારે, એકઠા લીધા બે હાડ* વ્હાલા—રૂ.
હાહાકાર થયો સ્વર્ગમાંરે, અટકયો ગગને ભાણ;
ત્રાહે ત્રાહે કરે દેવતા, અજગરે ગ્રાસ્યા ભગવાન વ્હાલા—રૂ.
અભ્ર ઘટામાં ઉડગાણ† સાથે જેમ. ઈંદુ કરે પયાણ;
અજગર મુખમાં ગોપ સંગાથે, પેઠા પુરૂષ પુરાણ વ્હાલા—રૂ.
અમરવૃંદ આક્રંદ કરેરે, સાવધાન નંદકુમાર;
એ અઘાસુરનું શું ગજું છે, ઉતારવો ભુભાર વ્હાલા—રૂ.
વાછરડાં પાડે રોડીયારે‡, પુચ્છ ચડાવ્યાં શીશ;
ભાં શબ્દ કરે પેટમાં ફરે, દેખી કોપ્યા શ્રી જુગદીશ વ્હાલા—રૂ.
અસુરે મુખ મેળીયુરે, હરીયે વધાર્યું તંન;
રૂંધાયો કંઠ પાપી તણોરે, બાંધ્યાં શ્વાસ પવંન વ્હાલા—રૂ.
અજગર અકળાયો ઘણુરે, તલખે તરફડાં ખાય;
જીવ્હા અમી શકે નહીંરે, વદનમાં વાધ્યા વૈકુંઠ રાય વ્હાલા—રૂ.
તીવ્ર અગ્ર જેષ્ટિકાતણુરે, વીડાર્યું દશમું દ્વાર;
મોટા ઘરમાં મૂકયું જાળીયું, થયું અજવાળું ઝાતકાળ વ્હાલા—રૂ.
તેને તેજે સર્વ ટોળે મળ્યારે, દીઠા દેવ મોરાર;
તાળુવાંને માર્ગે કરીરે, નિસર્યા ગોવાળા બહાર વ્હાલા—રૂ.
કૃષ્ણે બેહુ હાથે કરીરે, અધર ગ્રહ્યા પછે બેય;
મધ્યેથી ઉતરડી§ નાંખીયો, અઘાસુરનો દેહ વ્હાલા—રૂ.

વળણ.

ઉતરડયો દેહ અસુરનો, બહુ લીલા કીધી શ્રી ભગવાનરે;
અઘાસુર સ્વર્ગે ગયો, બેસી દિવ્ય વિમાનરે.

---

કડવું ૪૫ મું—રાગ વેરાડીની ચોપાઈ.

અઘાસુર ઉતરડયો હરી, તે ત્વચા‖ વન વિષે પાથરી;
વિષ જ્વાળાએ વચ્છ લડથડયાં, જીવ્હા કાઢી પૃથ્વી પડયાં.
ગોવાળા ધર્ણે ઉપર ઢળે, સુધા¶ દૃષ્ટિ કીધી સાંમળે;
ઉતર્યું વીખ આવ્યા ઘટ પ્રાણી, પ્રભુયે પાયું અમૃત આપણા જાણી.

* હોઠ. † તારા. ‡ બુમો. § ચીરી. ‖ ચામડી. ¶ અમિ.

યમુનાં તટ આવ્યા જદુવીર, તૃષિત વચ્છને પાયું નીર;
જળમાં પધાર્યા અશરણ શરણ, વચ્છનાં વપુ કીધાં પક્ષાલણ*.
ગોપ માત્રે કીધાં મંજંન, પવિત્ર કરી પેહેર્યાં વસંન†;
શ્રી કૃષ્ણને નમ્યા સર્વે પાય, જીવત દાન દીધું હરિ રાય.
વચ્છ જુથને આગળ કરી, અઘચર્મ પાસે આવ્યા હરી;
અસ્થિ રૂધિર માંસ અળગું થયું, પવિત્ર ચર્મ રમવાને કહ્યું.
વાછરૂ વનમાં ચરતાં ફરે, ચર્મ ઉપર બ્રહ્મ ક્રીડા કરે;
પૌગંડ‡ અવસ્થાનું પ્રાક્રમ, અઘાસુર પામ્યો પદ પરંમ.
વર્ષ દિવસ વચ્ચે વહી ગયો, ગોપે સમાચાર ગોકુળમાં કહ્યો;
બાર માસ વચ્ચે ગયા વહી, કિશોર અવસ્થા હરિની થઇ.

વળણ.

કિશોર અવસ્થા કૃષ્ણને થઇ, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો દ્વાદશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે દ્વાદશોધ્યાય: ॥ ૧૨ ॥**

---

## અધ્યાય ૧૩ મો.§

કડવું ૪૬ મું—રાગ રામગ્રી.

**પરીક્ષિત વચન:—**

બેહુ કર જોડી પૂછે પ્રશ્નજી, પરાક્રમ મોટું કીધું કૃષ્ણજી;
સાંભળીયે વિદાર્યો અઘનો દેહજી, મુને ઉપન્યો એક સંદેહજી.

ચાલ.

સંદેહ એક ઉદે થયો, તે નિવારો સ્વામીન;
વચ્છ બગની વારતા, ગોકુળમાં થઇ તે દિન.
અઘાસુરનો વર્ષે એકે, જાણિયો સમાચાર;
મોટું પરાક્રમ રહ્યું છાનું, ન બોલ્યા મહિના બાર.
પાંચમું વર્ષ ઉતરતે, કીધું એ પરાક્રમ;
સાતમું વર્ષ બેસતે, ગોકુળમાં જાણ્યું ક્યમ.
ક્ષણું એક છાના નવ રહે, ચંચળ સઘળા બાળ;
બારમાસ કેમ બોલ્યા નહીં, એ સંદેહ ટાળો કૃપાળ.
સાધુ સાધુ શુકજી કહે, ધન્ય ભૂપતિ ધીમાન‖;
એ ભેદ ગુપ્ત પ્રગટ કરૂં, તે લીલા શ્રી ભગવાન.

* ધોયાં † વસ્ત્ર. ‡ પાંચ વર્ષનું.
§ આ તેરમા અધ્યાયમાં બ્રહ્મા માયાવડે વાછડાં અને ગોપને હરી જતાં શ્રી કૃષ્ણે તે સર્વે રૂપ થઈ એક વર્ષ સુધી તેજ પ્રમાણે લીલા કીધી તે કથા છે. ‖ બુદ્ધિવાળા.

જેમ વ્યભિચારિણીને નવનવા, પુરૂષ વલ્લભ પ્રાણ;
ગોવિંદના ગુણ નવનવા, વલ્લભ ભક્તને નિર્વાણ.
પરાક્રમ પંચમાં વર્ષનું, સપ્તમે જાણ્યું તેહ;
બાર માસ ગોપે ગુપ્ત રાખ્યું, તે નિવારૂં સંદેહ.
અઘાસુરના ચર્મનું, પ્રભુયે કીધું પરિસ્તરણ*;
આર્દ્ર† ઉપર ગોપ સાથે, બેઠા અશરણશરણ.
શ્રી કૃષ્ણે કીધી ગોપ મંડળી, એકત્ર કીધું અન્ન;
પરમેશ્વર પીરસવા રહ્યા, કરી કટી બંધન.
ભાત દાળ ને રોટલી, પક્વાન્ન નાના પેર;
શ્રીખંડ કરમો રાયતું, પાપડ કેરી કેર.
સારાં ઘૃત નવનીત ગોરસ, જીરા લવણ જુગતે તક્ર;
કૌતક જોઈ શ્રી કૃષ્ણનાં, થયા વિસ્મે ભાનુ‡ શક્ર§.
સપ્ત ઋષી દિગ્પાળ દશ, તે દેખી થયા દિગ્મૂઢ;
આ ગોપમાં બેસી જમે, થયો ઘેલો ગરૂડારૂઢ.
પુત્ર કહાવે યસોદાનો, અવતર્યો દેવકી પેટ;
બ્રહ્મ ચર્મ ઉપર જમે, ન જુવે ઊચ્છિષ્ઠ આભડ છેટ.
નાનાં બાળક ગોપનાં, જમતાં રિસાઇ જાય;
આસને બેસાડે મનાવી, શ્રી કૃષ્ણ લાગે પાય.
ગોવાળ બાળનાં લાડ પાળે, જાણી પોતાના દાસ;
જમી ન જાણે પંચ વર્ષનાં, ગોવિંદ ભરાવે ગ્રાસ.
એક વાટકે ગોરસ પીયે, આરોગે એક થાળ;
કોના મુખનું અન્ન ઝુંટી, જમે ત્રૈલોક્યનો પ્રતિપાળ.
એક અન્ન જમી રહે ને, બીજું પીરસે નાથ;
જળને સાટે કામળે હરિ, લુવે અજીઠા હાથ.
અર્ધ કરડી ચીરી અથાણાંની, ઝૂટી લીયે ભગવાન;
જોઇ આશ્ચર્ય પામ્યા દેવતા, ને આવિયું અજ્ઞાન.
તે જગત પિતાયે જાણીયું, અજ‖આવ્યો જોવા કામ;
દેખી વિધાતા¶વિસ્મય થયો, એ ન હોય કેવળ રામ.

---

### કડવું ૪૭ મું—પદ રામગ્રી.

ચર્મ ઉપર બ્રહ્મ તે કેમ જમે, જોઇ બ્રહ્માજી ભૂલો ભમે.—ધ્રુવ.
જેના નાભિકમળથી હું થયો, જે ઘટ ઘટ રામ રમી રહ્યો;
જેણે રાવણાદિક રોળીયા, તે કેમ જમે ગોપના જુઠા કોળીયા—ચર્મ.
વૈકુંઠનું આસન પરહર્યું, લીધું અજગરનું ચર્મ પાથર્યું;
વળગ્યું રૂધિર પગની પેનીયે, એને વિષ્ણુ કરી કેમ માનીયે—ચર્મ.
જે યજ્ઞ વિષે આવે નહીં, જેને આધારે પ્રજા રહી;
નથી ખટદર્શનમાં દીસતો, તે કેમ હીંડે ગોવાળાને પીરસતો—ચર્મ.
પોતે સૃષ્ટીમાંહે નથી ઘડયો, તોયે બ્રહ્મા નેટ ભૂલો પડયો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, તેને જાણે શિવ જેવા જતી—ચ૰

### રાગ દેશી ચાલની.

શુકજી કહે સુંણ ભૂપતી, ભુલ્યો પ્રજાપતિ ગહનગતી;
જોઇ બાળ લીલા અતિ થઈ, ભ્રષ્ટ બ્રહ્માની મતિ ગઈ.
સર્વ દેવનાં ગયાં દૈવત ધર્મ, જે આને માને છે બ્રહ્મ;
ચર્માસન ઉચ્છિષ્ટ ભોજન, એ પામર જીવનું કર્મ.
વળી વિધિ મનમાં વિચારે, જે મેં તો નિરખ્યો નથી;
કાંઇ નિશ્ચે કરી પાછો ફરૂં, જોઊં જીવ કે કમળાપતી.
પ્રપંચ કીધો પદ્માસને, શ્રીકૃષ્ણ છે સચરાચર;
વેગળે ગયાં તૃણ ચરતાં, હરણ કીધાં વાછરૂ.
વચ્છ મૂકયાં બ્રહ્મ લોકમાં, વળી બ્રહ્માજી આવ્યા ફરી;
ચોર કર્મ ચતુરાનનનું, તતકાળ જાણ્યું શ્રી હરી.
જગત પિતાયે હું જીવ જાણ્યો, જમતો જોઇ ગોપયુક્ત;
ઇશ્વર તત્વ દેખાડું હું મારૂં, અર્ભકપણું* નહીં ઉક્ત.
વિશ્વાત્માયે વિચાર્યું મનમાં, પાડું વિધિને વિપત્ત;
એને બ્રહ્મ લીલા દેખાડું, આદર કરી અગત્ય.
ગોવાળાને શ્રી હરી કહે, ભોજન કરો થઇ સ્વસ્થ;
એણીવારે વારો મારો, હું વાળી લાવું વચ્છ.
સર્વ ગોપ કહે ગોવિંદને, સીઘ્રે આવજો સ્વામીન;
કંઠે અન્ન ન ઉતરે, તમ વના પ્રાણજીવંન.
કર આંગળીના અંતરમાં, કીધાં અથાણાં ગ્રહણ;
હાથમાં લઈ કોળીયા કહે, જાઓ અશરણશરણ.
તમો આવ્યા પછી ગ્રાસ ભરશું, પ્રીતે કહે પીંડાર;
શ્રી કૃષ્ણ ગયા વચ્છ વાળવા, તે દૂર નંદ કુમાર.
બ્રહ્માજીએ ભોજન કરતા, હર્યા સર્વ ગોવાળ;
વિધ કહે જોઉં ઇશ્વરપણું, શું કરે નંદનો બાળ.

### વલણ.

બાળક એ નંદ ગોપનો, એ મંદિર કેમ જાશે ફરીરે;
જાણાશે જીવ કે ઇશ્વરપણું, વચ્છ ગોપને વિધ ગયો હરીરે.

---

* બેસવાનું પાથરણું. † સર્પનું ચામડું.
‡ સૂર્ય. § ઇન્દ્ર. ‖ બ્રહ્મા. ¶ બ્રહ્મા.

* બાળકપણું.

## કડવું ૪૮ મું–રાગ સારંગની ચોપાઇ.

શ્રી કૃષ્ણે જોયું વન ઉભાં રહી, ત્યાં વચ્છ એક દીઠું નહીં;
વિશ્વાત્માયે કીધો વિચાર, કાંઇએક કારણ થયું નિરધાર.
નહીં દાનવ રાક્ષસ અહીં કોય, કાંઇએક છળ દેવતાનો હોય;
કયો દેવ એવી માયા કરે, કે વચ્છ જૂથ હેલામાં* હરે.
જેણે હું સાથે છળ કીધું આમ, સર્વથા એ બ્રહ્માનું કામ;
શ્રીકૃષ્ણ પધાર્યા પાછા વળી, સ્થાનકથી ગઇ ગોપમંડળી.
સચ્ચિદાનંદ કીધો વિચાર, હિરણ્યગર્ભે હર્યા સર્વ કુમાર;
મમ પરિક્ષા કાજ હર્યાં વચ્છ ગોપ, ન ઘટે મુજને કરવો કોપ.
મારી માયા બળવંત ઘણી, કેમ તરે બુદ્ધિ બ્રહ્મા તણી;
શિવ જાણે કિંવા જાણે નહીં, તો કોણ આશરો અજનો અહીં.
ગોપ વિના કેમ ઘેર પરવરૂં, મરે દુઝણી ગાય વિના વાછરૂં;
કેમ બ્રહ્માની હું પ્રાર્થના કરૂં, જે આપ વિધિ પાછાં વાછરૂં.
મમ નાભિકમળનું જંતુ એહ, કિંવા ગોપ હરી ગયો જેહ†;
પુત્ર વિના ગોપી શી આવટે, મુને એકલાં ઘેર જાવું ન ઘટે.
એ પૂર્ણ પરીક્ષા મારી કરે, રાજસ ગુણનો ગર્વ ઉતરે;
દેખે ભાગ્ય વ્રજવાસી તણું, હું અભિમાન બ્રહ્માનું હણું.
સર્વ પિતામહ શ્રી વાસુદેવ, નવાં વચ્છ કીધાં તતખેવ;
પ્રગટયા ગોપ નવા તતકાળ, પૂર્વે જેવાં હુતાં બાળ.
પુચ્છ નેત્ર નાસા ને કર્ણ, સકળ વચ્છનાં તેવા વર્ણ;
પુષ્ટ ત્યાં પુષ્ટ દુર્બળે દુર્બળ, કો શીત સ્વભાવ કોઇએક ચંચળ
શ્યામ શ્વેત ને ગોરાં હરણાં, ભાં શબ્દ કરે મુખમાં તરણાં;
નાનાં મોટાં શીંડાં જેવા શિંગાળ, ભડકતાં ફટકે દેતાં ફાળ.
જેવાં હુતાં તેવાં કીધાં યદુરાય, વેણું સાંભળી નમે પ્રભુને પાય;
તેમના તેમ કીધા ગોવાળ, તેવી વાણી પરમ રસાળ
તેવા સ્વભાવ તેવાં આચર્ણ, ગૌર શ્યામ કો ઘઉંલે વર્ણ;
તેવાં વસ્ત્ર તેવા શણગાર, મુગટ ધાબળી ગુંજાહાર‡.
તેનાં નામ લીધે બોલે તતકાળ, આપ આપણાં વચ્છ વાળે ગોવાળ;
ગોપનાં નામ પાઠે આવડે, સરજનારો કેમ ભૂલો પડે.
કર્તુમકર્તું સમર્થ શ્રી હરી, હેલામાં ગોપ મંડળી કરી;
લેખે બ્રહ્માયે કીધું પ્રાક્રમ, પણ પરબ્રહ્મ છતાયે કયમ.
જે નવા ગોપ કીધા શ્રી પતી, અઘાસુરનું મૃત્યુ તે જાણતા નથી;
દૈત્ય પતન તે પૂઠે થયા. સંધ્યા સમે શ્રી ગોકુળ ગયા.
શુકજી કહે શી રીતે ભણું, કૌતક શ્રી કરૂણામય તણું;
વાજે મહુઅર વેણુ રસાળ, આગળ વચ્છ પુઠે ગોવાળ.
કુસુમ હાર નાનાવિધ ધરે, પડે પ્રહાર દડા ઉપરે;
મધ્યે શ્રી કૃષ્ણ ફરતા સહુ, શિશુ વાળી પલવટ હાંકે પશુ.
વચ્છ ખરીની રેણુ ઉડે છે ઘણી, રેણુયુક્ત દેહ ત્રીકમ તણી;
ગોપ વધૂ દર્શન કારણે, રહી ઉભી બારણે બારણે.
પ્રબળ ગતી પરમેશ્વર તણી, પૃથક ગોપ ગયા ઘર ભણી;
આપ આપણે ઘેર વાછરૂ ગયાં, જઇ બંધન ખીલે ઉભાં રહ્યાં.
હીંસારવ શબ્દ મુરલી ભણે, દ્વીગુણ હેત વચ્છ ઉપર ગણે;
સવે દૂધ વણ દોયે ગાય, વહે પ્રવાહ ગૌશાળા માંય.
તે નવાં વચ્છ ગૌ જાણે નહીં, અદ્ભુત માયા શ્રી હરીની થઇ;
ગોપ સર્વ મંદિરમાં ગયા, દ્વીગુણ વલ્લભ માતાને થયા.
આપ આપણે સ્થાનક બેઠા જઈ, છે કૃત્રિમ પણ કો ભૂલ્યા નહીં;
કુટુંબ માત્રનાં જાણે નામ, જેછિકા વસ્ત્ર મૂકે નિત ઠામ.
તે સ્થાનક બેસી કરે ભોજન, જનુની પ્રીતે પીરસે અંન;
રસોઇ કરાવી ગયા વન જેહ, ગોપે માગ્યું અંન તેનું તેહ.
ન પડે ભ્રાંતિ પ્રીતિ થઇ ઘણી, અદ્ભુત લીલા કેશવતણી;
વળી સાંજ પડે વળી વહાણું વાય, કૃત્રિમ ગોપ નિત્યે વન જાય.
પણ સંકર્ષણ તે પ્રીછે નહીં, જે નવી સૃષ્ટિ અનોપમ થઇ;
ભૂલ્યો ભોયંગમ* માયા ઘણી, યદ્યપિ નવ કુળનો છે ધણી.
યદ્યપિ ત્રેતા યુગે શ્રીપતિ, પણ બળીભદ્ર પાર પામતો નથી;
અઘનું ચર્મ દીઠું હળધરે, તે ઉપરે નિત્યે ક્રીડા કરે.
જાણ્યું સદૈવ એ દીસે ચર્મ, પણ ન પ્રીછ્યું હરિનું પ્રાક્રમ;
નવા ગોપ વનમાં કરે વિલાસ, વહી ગયા એમ દ્વાદશ માસ.
બ્રહ્માયે મનમાં કર્યો વિચાર, જોઉં શું કરે નંદકુમાર;
પ્રગટ થાશે ઇશ્વરપણું, જે પ્રાક્રમ લોકમાં છે ઘણું.
આવ્યો અજ જોવા ઉદ્યમ, દીઠાં ગોપ વચ્છ તેમનાં તેમ;
ગોપ મંડળ ત્યાં દર્શ દીસે, સર્વ બાળકને પ્રભુજી પ્રીસે†.
વાછરડાં તેવાં તેટલાં ચરે, બ્રહ્માજી મન સંદેહ ધરે;
આ કીયાં ને કીયાં મેં હર્યાં, કે બ્રહ્મ લોકથી હેઠાં ઉતર્યાં.
એણે નવાં તો નથી કીધાં, હું લઇ ગયો તે તાણી લીધાં;
એવો સંદેહ મનમાં ધરી, બ્રહ્મલોક ગયા બ્રહ્મા ફરી.
જુવે તો વચ્છ મૂક્યાં ત્યાનાં ત્યાંય, વળી વિધિ આવ્યો વૃંદાવનમાંય;
વળી તેવાં દીઠાં વચ્છ બાળ, પ્રભુયે બ્રહ્મા નાંખ્યો માયા જાળ.
અજને આશ્ચર્ય અતર વસ્યું, શ્રી કૃષ્ણે પ્રગટવાં બાળક પશુ;
ગાય ચરવા જતી વન વેગળી, તે દહાડે વચ્છને આવી મળી.
સામળીયે મેલ્યો સંકેત, દેખાડવા ગૌ વચ્છનું હેત;
દેખી વચ્છને મુરલી ધસી, શકે પ્રેમબાણ મૂક્યું કસી.
એવું હેત પ્રસુતા નવ કરે, ચાટે હીંસે વચ્છ પૂઠે ફરે;

* હેલામાં. † ઘેર. ‡ ચણોઠીની માળા.

* શેષનાગ–બળભદ્ર. † પીરસે.

એવે આવ્યા વૃદ્ધ ગોવાળ, ધાઇ હૃદયે લીધાં નાનાં બાળ.
થઇ દીનાનાથની મોટી દયા, સર્વ ચતુર્ભુજ ગોવાળા થયા;
તેણે પીતાંબર કીધાં પરિધાન, સકળ બાળ થયા શ્રીભગવાન.
સંકર્ષણને સંદેહ થયો, સઘ ભેદ ભૂધરનો લહ્યો;
શ્રી કૃષ્ણ ભાણી જુવે ફરી ફરી, ભૂલ્યો ભ્રાત હરીયે માયા વિસ્તરી.
બ્રહ્માયે કૌતક દીઠું અપાર, ચતુર્ભુજ થયા ગોપકુમાર;
એકેકું બ્રહ્માંડ ગોપ પૂઠળે, એકેકો બ્રહ્મા તે પૂઠળે.
ગ્રહ્યાં શંખ ચક્ર ગદા સારંગ, દીસે ગોવાળા સર્વ શ્રીરંગ;
વિરંચી જોઇ વ્યાકુળ થયો, યસોદા પુત્રનો મહિમા લહ્યો.
એ પૂરણ બ્રહ્મ છે પરાત્પર, હું અજ્ઞાની પ્રાણી છું પામર;
એ સર્વેશ્વર પરમેશ્વર રામ, નહીં એ સાથે અટકયાનું કામ.
એ સચ્ચિદાનંદ કલ્યાણ શીવ, હું અપરાધી છું માયા જીવ;
પરીક્ષા કરતાં થયો અપરાધ, વિવાદ કર્મે થયો હું બાધ.
ક્રૂર દૃષ્ટિ માધવની થઇ, હવે નિશ્ચે મારી પદવી ગઇ;
પ્રભુ કોણ પ્રકારે કરૂણા કરે, જે ચડયો ક્રોધ પરબ્રહ્મનો ઉતરે.
મુને પરીક્ષાનો લાગો સ્વાદ, થયો પરમેશ્વર સાથે વાદ;
સમાધાન શી પેરે થાય, હું પડું જઇ પ્રભુજીને પાય.
બ્રહ્માનું હારદ પ્રભુયે લહ્યું, ત્યારે ગોપ રૂપ પોતાનું ગ્રહ્યું;
બ્રહ્માંડ બ્રહ્મા ચતુર્ભુજ બાળ, તે હરિયે રૂપ હર્યું તતકાળ.
તવ ગોપ વેષ ગોવિંદજી થયા, પીરસવા પલવટ વાળી રહ્યા;
પછે હંસ થકી હેઠા ઉતર્યા, શ્રી કૃષ્ણ શર્ણું બ્રહ્મા સંચર્યા.
સાંભળ પરીક્ષત ચતુરસુજાણ, બ્રહ્મા નિમેષ તણું નિર્માણ;
ત્રીશમો ભાગ નિમેષનો રાય, તે વર્ષ એક આપણનું થાય.
પછે અષ્ટભુજ સંપુટ કરી, વિનય યુક્ત વાણી ઓચરી;
પ્રજાપતિ હરિને લાગે પાય, પૂર્ણ થયો ત્રયોદશમો અધ્યાય.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણિ શ્રી ભાગવત.
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, મેં કીધું પ્રાકૃત પદબંધ.
કથા પ્રસંગ એકે નવ પડે, ચાલ્યો જાઉં સીધે સેરડે;
આપાસા ભટ વાંચે સંસ્કૃત, આપાસા મારૂં પ્રાકૃત.
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપાઇબંધ;
નથી કીધો વાદ વચન પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ.
રખે જાણો કીધું અભિમાન, વકતા કવિતા શ્રી ભગવાન;
રામચરણ કમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ.

વલણ.

પ્રેમાનંદ ભજે સીતાપતિ, જેમ માયાથી મૂકાયરે;
સુત પુરાણિક કહે કથા, થયો ત્રયોદશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયોદશો-ધ્યાયઃ ॥૧૩॥**

## અધ્યાય ૧૪ મો.*

### કડવું ૪૯ મું—રાગ પરજીયો.

બ્રહ્મા સ્તવે પરબ્રહ્મ સ્વામી, મુને લાગું માયા કર્મ સ્વામી—ધ્રુવ.
ગોપ રખે નવ સાંભળે, નવ રખે સંકર્ષણ;
હિરણ્ય ગર્ભ આવી સ્તવે, નમો નારાયણને ચર્ણ સ્વામી—બ્ર.
તું સ્થાણું તું સહસ્રશીર્ષો, તું અવિગત અપરંપાર;
તારી સત્તાયે પરમેશ્વર રહ્યો છે, સર્વ સંસાર સ્વામી—બ્ર.
તારાં નાભિકમળથી ઊપન્યો છઉં, પામર પ્રાણી હુંય;
અવતાર ઊદભીજ જીવનો હું, તુજને જાણું શુંય સ્વામી—બ્ર.
મૂને કર્મ સોપ્યું તે સાંભળો, હું કર્તા કહેવા માત્ર;
હું પ્રજાને ભાંજું ઘડું રે જેમ, કુંભારનાં ઘટપાત્ર સ્વામી—બ્ર.
સત્વ રજ તમો ગુણે કરીરે, તેં બાંધ્યું જગત જુગદીશ;
તમો માયા મૂકી મુને ભુલવ્યો તો, હું ઉપર શી રીસ સ્વામી—બ્ર.
શ્રી કૃષ્ણ દેવને પરહરીરે, જે કો પૂજે બીજો દેવ;
અંતર આણી પૂજશે તેની, અફળ જાશે સેવ સ્વામી—બ્ર.
જેમ કો ખાંડે કુસકારે, પણ તાંદુલની પ્રાપ્તિ ન થાય;
અન્ય ભક્તિ તેવી જાણવી, તુજ વિના ગોકુળરાય સ્વામી—બ્ર.
દેવ બ્રાહ્મણ ગૌ પૂજવારે, જાણી અંતર્જામી રામ;
હરિ વિના અન્ય ભાસે નહીં, તે તો પામે પરમ ધામ સ્વામી—બ્ર.
આદિ મધ્ય અંત તું હરિરે, સંસાર બાંધ્યો એક સૂત્ર;
મેં સત્ય ચિદાનંદ ઓળખ્યો, થયો ગોળ નંદનો પુત્ર સ્વામી—બ્ર.
ભ્રાંતિ પડી મન માહરે રે, આર્દ્ર* ચર્મ આસન;
ઉચ્છિષ્ટ અંન ગોવાળનું, કેમ બ્રહ્મ કરે ભોજન સ્વામી—બ્ર.
હું અજ્ઞાની અલ્પ જીવ છુ રે, જેવાં જળચળ મચ્છ ને કચ્છ
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં હર્યા ગોપ ને વચ્છ સ્વામી—બ્ર.
પ્રભુ તો હું જાઉં ઘાન કેરે. કૃપા દ્રષ્ટે જુવો એકવાર;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, જે મેં કીધો અહંકાર સ્વામી—બ્ર.
આપણા સેવકતણીરે, તમો સદાય રાખો છો લાજ;
તે અપરાધ ક્ષમા કરો સ્વામી, મેં મનુષ્ય જાણ્યા મહારાજ સ્વામી-બ્ર.
તું નિમેષમાં જગત ભાંજે ઘડેરે, સર્વ શક્તિમાન સમર્થ;
મેં વ્યાપકરૂપ ન ઓળખ્યું, પ્રભુ થઈ આવ્યો અનર્થ સ્વામી—બ્ર.
વૃંદાવન વૈકુંઠ જાણવુ રે, ગોકુળ તે પરમ ધામ;
કોટિ જગત તીરથ વાસો વસે, જ્યાં હીંડે કેશવરામ સ્વામી—બ્ર.

---

* આ ચૌદમા અધ્યાયમાં પ્રભુનું અદ્ભુત ચરિત્ર દેખી તેનો નિશ્ચય કરવામાં અશક્ત થએલા ને મોહ પામેલા બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી તે કથા પ્રસંગ છે.

* મરેલા સર્પનું તાજું.

**વલણ.**

રામ કૃષ્ણ જ્યાં દેહ ધરે, ત્યાંજ વૈકુંઠ ઠામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ભાઇ ભજો સીતારામરે.

---

**કડવું ૫૦ મું—રાગ મારૂની ચોપાઈ.**

કરે સ્તવન ચતુરાનંન, કીજે કરૂણા કમળ લોચંન;
હું છું માયા મગ્ન અપરાધી, રાજસ ગુણે કુવિદ્યા વાધી.
તું છે સત્ય અસત્ય સંસાર, દ્રષ્ટિ પદાર્થ સર્વ વિકાર;
સત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ.
તેં ત્રિગુણે જગત સાંકળીયું, વિશ્વ માયાપંકમાં* કળીયું;
તું અક્ષર અભેદ અવિનાશ, તેજ કળા કોટી પ્રકાશ.
ઊત્પત્તિ સ્થિતિ લય નહીં તારે, બ્રહ્માંડ કોટિ તારે આધારે;
તું તે વિશ્વ પિતામહ સ્વામી, સર્વ જીવનો અંતર્જામી.
સ્થાવર જંગમમાં રહ્યો વ્યાપી, પંચમા ભુતને સત્તા આપી;
તું તે સરજે પાળે સંહારે, એકલો અનેક રૂપ વિસ્તારે.
તું તે સૂક્ષ્મ મધ્યમ સ્થૂળ, તું તે સકળ સૃષ્ટિનું મૂળ;
તું તે ઘટઘટ દેહનો સાક્ષી, સ્વરૂપ અરૂપ શૂન્યાકારી.
ઘટઘટ મધ્યે ગુપ્ત રહે છે, તું સમગ્ર વપુને વહે છે;
દેવ દાનવ માનવ પશુ, સઘળે બ્રહ્મ સ્વરૂપ વસ્યું.
કીડી કુંજર પર્વત રાઇ, સમાન રામ તું રહ્યો સમાઈ;
વિરાટ વામન બાળમુકુંદ, તું સર્વમય શ્રી ગોવિંદ.
સર્વ સૃષ્ટિ સંહાર કરી, પ્રયાગવટ પત્રે સૂવો છો હરી;
તારા મુખમાં જગત સમાય, ભૂલે માર્કંડેય જેવા રૂષિરાય.
ચારે વેદ તે તારો શ્વાસ, તુંને નેતિ નેતિ કહે અવિનાશ;
નાભિકમળથી મુજ જન્મ થાય, હું નિરમું સૃષ્ટિ તારી સત્તાય.
તારી સત્તાયે હું લખું લેખ, તારી સત્તાયે ધરા ધરે શેષ;
તારી સત્તાયે સૃષ્ટિ ધરે ભોમ, તારી સત્તાયે સૂર્ય તપે વ્યોમ.
તારી સત્તાયે પવન ગતિમાન, તારી સત્તાયે ઇંદ્ર રાજધાન;
તારી સત્તાયે મેઘજળ વર્ષે, તારા દર્શનને શિવ તરસે.
સર્વ દેવનું દૈવત તુંય, પામર પ્રાણી સમજે શૂંય;
તુંને મૂકી અન્યને ઉપાસે, તેના બેહુ પદારથ જાશે.
મૂકી સાળ ને કુસકા ખાંડે, આચરે અન્ય માર્ગ તુજને છાંડે;
મૂકી ગંગજળ કૂપનું આણે, મૂકી ગજ ને મહીષ પલાણે.
મૂકી દેવ દૈતને ધ્યાય, પાળે અજા પરહરી ગાય;
લંપટ સ્ત્રી ભજે અન્ય સ્વામી, તારી ભક્તિ વિના લાગે ખામી.
જે વેદ માર્ગ મૂકી છાંડે, અન્ય માર્ગ પાખંડ માંડે;
તુજને મૂકી પૂજાવે આપ, તેને કોટી હત્યા શિર પાપ.
અન્ય દેવ પૂજવા વિષ્ણુ જાણી, સઘળે વ્યાપક સારંગપાણી;
સમદર્શી જે જન થાશે, તે મનસા વાચા વૈકુંઠ જાશે.
થાશે અન્ય માર્ગની મમતા, તે જન મરશે ભવમાં ભમતા;
જો રહ્યો મનમાં રાગ દ્વેશ, તો કિંવા ધર્યો તાપસ વેષ.
અહંકાર કામ ક્રોધ મત્સર, તે તસ્કર લૂંટે જીવનું ઘર;
પ્રાણી થયો માયાબંધ જુક્તિ, નથી કીધી જ્યાં લગી તારી ભક્તિ.
ત્યાં લગી જીવને જમ દર્શન, જ્યાં લગી નથી તારૂં ભજંન;
ત્યાં લગે આવાગમન જન્મ મર્ણ, જ્યાં લગે ન સેવ્યાં તમારાં ચર્ણ.
જે કોઇ અન્ય દેવને ધ્યાય, તે વિમાને બેસી સ્વર્ગે જાય;
ક્ષીણ પુણ્યપડે મૃત્યુ લોક, ફરી ભોગવે તે હર્ષ શોક.
તારે ચરણે જે મસ્તક નામે, તે ધ્રુવની પેરે પદવી પામે;
અચળ પદવી પામે પ્રાણી, એવું નિશ્ચે કહે વેદવાણી.
પ્રભુ તેં વચ્છ ગોપ ઉપજાવ્યાં, તમો વચ્છ થઇ મુરલીને ધાવ્યા;
કોનો પુત્ર થયો કોનો ભાઇ, ગોપ રૂપ થયા જદુરાઇ.
લીજે મૂળગાં વચ્છ ને ગોપ, મુજ ઉપરથી ઉતારો કોપ;
એવું કહી પગે પડયા બ્રહ્માય. હરી આગળ ગોલાંટા ખાય.
શિરના કેશે નાશાગ્ર* લુવે. અષ્ટ નેત્ર ભરી અજ રૂવે;
બ્રહ્માને કર ગૃહી બેઠો કીધો, હરીયે હૃદયા સાથે લીધો.
મસ્તક ઊપર ધરીયો હાથ, હસીને બોલ્યા ગોકુળનાથ;
મેઘ ગંભિર સુધા સમાન, મધુર વચન વદે ભગવાન.

**શ્રી કૃષ્ણ ઉવાચઃ—**

દુસ્તર પ્રબળ છે મારી માયા, મોટા જોગેશ્વર લેવાયા;
માયા શિવ સનકાદિકને દમે, માયામાં લક્ષ્મી ભૂલાં ભમે.
મારી માયાથી તરે મારો દાસ, જે તજે વિષય ને વિલાસ;
બ્રહ્મા તુંને લાગ્યું રાજસ કર્મ, તમો ન જાણો ભકતનો ધર્મ.
તું ઉપર નથી ક્રોધે ભરાયો, મેં માયા મૂકી તુંને વાહ્યો;
મારા ભકત સાથે જો વઢશો, તો બ્રહ્મ લોકથી હેઠા પડશો.
એવું કહી વિધિને કીધો વિદાય, પ્રજાપતિ નમ્યો પ્રભુને પાય;
બ્રહ્મલોક ગયા અજપાણી, મૂકયાં વચ્છ ગોપ વૃંદાવન આણી.
ચર્મ ઉપર ગોપ બેસાડયા, હરિયે પહેલાનાં સર્વ લય પમાડયા;
નવાં વચ્છ કીધાં અંતર્ધાન, જુનાને વાળવા ગયા ભગવાન.
હરિ ફરી આવે ગોપ ઇચ્છે, પાસેથી બળીભદ્ર કાંઇ ન પૂછે;
હરણ કરી ગયા પ્રજાપતિ, તે વચ્છ ગોપ જાણતા નથી.

---

* માયા રૂપિ કીચડમાં.

* નાકનો આગલો ભાગ.

બાદશ માસ નિમેષ સમાન, મૂળગી વાતનું રહ્યું છે જ્ઞાન;
જુવે વાટ આવે અવિનાશ, કરતળ માંહે અંનના ગ્રાસ.
અથાણાંની ચીરી અંગુલીમાં ભરાવી, એવી માયા શ્રીકૃષ્ણે ઉપજાવી;
તે નથી થયાં કોહ્યાં ટાઢાં અંન, વચ્ચે વહી ગયો વર્ષ દંન.
કીધું કૌતક શ્રી વનમાળી, વાયદો પાળ્યો આવ્યા વચ્છ વાળી;
હસી ગોપ કહે છે વચંન, પધારો નાથ કીજે ભોજંન.
બળીભદ્ર ગોપ સહુ સાથે, તે અંન લીધું વૈકુંઠનાથે;
છે અંન વાસી ટાઢું કોહ્યું, જોયો પ્રેમ અંન નવ જોયું.
બ્રહ્મા જાણે હું જમવા જાઊં, ગોવાળા સરખો પાવન થાઊં;
અંન પડશે ભુમિ મોઝાર, તેને વીણી કરીશ હું આહાર.
કમળાનાથે કૌતિક કીધું, રજ માત્ર પડવા નવ દીધું;
બ્રહ્મા આકુળવ્યાકુળ થાય, મનષા હરી પ્રસાદમાં જાય.
વિરંચીયે વિચાર્યું મન સાથ, નદીમાં મછણ* લેશે યદુનાથ;
શુદ્ધાચમન કરતાં પડશે અંન, તેનું હું જઇ કરૂં ભોજંન.
મચ્છ રૂપ બ્રહ્માયે લીધું, જાણ્યું મારૂં કારજ સીધું;
બ્રહ્મા આવ્યો જાણી યદુનાથ, કામળે લુયા એઠા હાથ.
(પણ) પ્રસાદ બ્રહ્મા પામ્યો નહીં, એ ટિપ્પણ† કથા વિસ્તારી કહી;
હરિપ્રસાદ મહિમા જાણે સંત, શું જાણે વિષયી પામર જંન.
સંધ્યા સમે ગોપ યદુરાય, તે પધાર્યા ગોકુળ માંય;
ઘેર ઘેર વળાવ્યા ગોવાળ, સાંભળ કથા પરીક્ષિત ભૂપાળ.
ગોપ કહે સુણો નંદમહારાજ, શ્રીકૃષ્ણે અજગર‡ માર્યો આજ;
મોટું પરાક્રમ પ્રભુયે કર્યું, રમવા તેનું ચર્મ પાથર્યું.
ઘેર ઘેર મહિમા કેશવતણો, કંસે જાણ્યું આજ અઘાસુર હણ્યો;
એવી માયા મોહનની થઇ, પણ અસુર કો મીંચ્યા નહીં.
પૌગંડ§ અવસ્થાનું પરાક્રમ રાય, જાણ્યું કીશોર અવસ્થા માંય;
બ્રહ્મા નિમેષ વર્ષ વહી ગયું, સંદેહ નિવારણ કારણ કહ્યું.
એ બ્રહ્મ સ્તુતિ જે કોઇ સાંભળે, ચૌર કર્મનું પાતિક‖ ટળે;
ગંગા સ્નાન એક શ્લોકે વળે, બ્રહ્મ હત્યાદિક પાતિક જળે.
એ શાસ્ત્રથી જોડી છે કથા, મેં શુકવાણી જાણી યથા;
સાંભળો શ્રોતા પુણ્ય પવિત્ર, થયું પૂરણ સમસ્તું ચરિત્ર.
ભજો સીતાપતિ રઘુવીર, જેમ પામો ભવજળ તીર;
કહે પ્રેમાનંદ શ્રીરામ, જીવ્હાએ રમજો તારૂં નામ.

* મુખ ધોવું તે અથવા ચળું દેવું. † સંક્ષેપ. ‡ મોટો સર્પ. § પાંચ વર્ષની અંદરમાં જે અવસ્થા તે. ‖ પાપ.

વલણ.

રામ હૃદય રહેજો સદા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયા ચતુર્દશ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥**

---

## અધ્યાય ૧૫મો.*

### કડવું ૫૧ મું—રાગ કેદારો.

શ્રી શુકજી કહે સુણ રાયરે, શ્રી કૃષ્ણ તણો મહિમાયરે;
કાંઇ ગાય ચારવાની મનષા થઇરે, પૌગંડ અવસ્થા વહી ગઇરે.
કિશોર અવસ્થા થઇરે, કરૂણામયની લીલા કેમ જાય કહીરે;

ચાલ.

કહી ન જાય અદ્‌ભુત લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;
નેતિ નેતિ† નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી.
યથા બુદ્ધિ તથા કહું કથા, વૃથા મરૂં વક્તા નામ;
કવિ વ્યાસ વક્તા શુક સ્વામી, પરીક્ષિત પરમ ધામ.
માયા મગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ;
શું પ્રાકૃતબંધ બાંધે ભાગવતનું, કરતા હરતા શ્રી રામ.
પરીક્ષિતને કહે ગર્ભ યોગી, શૌનિકને સૂત પુરાણી;
છે પાવન અર્ચો પંચ દશમો, ચારે ચૌ ચક્ર પાણી.
વાછરૂ લઘુ ગોપને સોંપ્યાં, ગોવિંદ ચરાવે ગાય;
આપ સમાણાં‡ બાળક સંગે, નિત્ય પ્રત્યે વૃંદાવન જાય.
નિત્ય નિત્ય રંગ તરંગ ઘણેરા, રમત રમે રણછોડ;
પ્રબળ ભાગ્ય ગોપનાં દેખી, દેવને થાએ કોડ.
દ્રુમ વેલી ફૂલી વૃંદાવન, ફળી વનસ્પતિ અષ્ટાદશ ભાર;
નાનાવિધ કુસુમ બહુ રંગી, ષટપદ§ કરે ગુંજાર.
રૂચિત શબ્દ વિહંગમ‖ બોલે, ડોલે લતા વાયુ વેળ;
પંડિત પંખી હરિજસ ભણતા, પોપટ બેઠા કેળ.
શ્રીફળ ફોફળ સરઘુ સીમળ, સાદડીયા સીસમ સાગ;
અગર તગર મળીયાગર બીલી, ચંદને ચડીયા નાગ.

* આ પંદરમા અધ્યાયમાં ગાયોને પાળી, ધેનુકાસુરને માર્યો ને કાલિય નામના ઝેરથી ગોવાળિયાઓનું રક્ષણ કર્યું તથા અજગરના મુખમાં જવાથી નિરર્થક ક્લેશિત થયેલા મિત્રોને પાકા ફળવાળા તાડ વનમાં પેસાડ્યા તે કથા છે.

†. એ નહિ એ નહિ એવું ઇશ્વરનું અદ્‌ભુત સ્વરૂપ તે.

‡ સરખા. § ભમરા. ‖ હંસ.

આંબા આંબલી કોઠી કાથકી, કદમ વૃક્ષ શોભાળ;
પીપળા પીપળી આસોપાલવ, વટ લટે હીંચે ગોવાળ.

મોગરા માલતી વેલ વાળો, ફુરા વર ભાણના બોથા;
ચારોળી ચંપક ચમેલી માંહે, મધુકર ખાયે ગોથાં.

જાઇ જુઇ કેતકી દાડમી, નારંગી લવીંગ દ્રાખ;
ખજુરી ખારેક ફણુસી ફાળસી, પડે પીળી આંબા શાખ.

લીંબુડી કેરણી કંથારી, કમરખી જાંબુ બોર;
તાલ તમાલ સાલ ને સમડી, રાયણ રાતાં અંકોર.

ખાંડો ફુળી પરવેલ વળી, પંકજ પોયણ અનંત;
નવાં અંકુર પાટલ ને કેસુ, વાસ વસે વસંત.

વૃંદાવનમાં તુળશીનાં વૃંદ, વિલસે વ્રજનાં બાળ;
ગુંજા માંજર ને વૈજયંતી, હીંચે પાગ પ્રમાણે માળ.

કપોત કોકીલા સુડા સારસ, ચક્રવાક ને મોર;
મરાળ મધુકર ને ટીટોડી બોલે, ચાતક ચારા ચકોર.

શશક* જંબુક+ વરૂ વણિઅર, વ્યાઘ્ર કેસરી વ્યાળ;
મુખમાં તરણાં હીંડે હરણાં, ફટક દેતાં ફાળ.

ભાવન પાવન છે જમુનાં તટ, બંસી બટ બીરાજે;
રાગ રસાળા ગાય ગોવાળા, વાજે વેણુ મોરલી ગાજે.

અંગે ઉલટ મોરે મુગટ, કાંને કુંડળ લટકે;
શ્યામળીની પલવટ વાળી, ધાતાં પાલવ ફટકે.

ગાય ચરે ગોવાળા નાચે, મધ્યે રામ કૃષ્ણ બે ઉભા;
ભાઇ શું વિખાણે વેદ બિચારા, વૃંદાવનની શોભા.

શુકવાણીની ચોરી કીધી, આશરો મારે શાનો;
ભટ પ્રેમાનંદ કહે હરિદાસો, થોડું ઘણું કરી માનો.

શ્રી કૃષ્ણ કહે અગ્રજને‡ તમારો, મોટો માહમા રામ;
આ વૃક્ષ તમને નીચાં થઇ થઇ, કરે છે દંડવત્ પ્રણામ.

પક્ષી સ્તુતિ કરે છે તમારી, છો યાદવ રાજકુમાર;
અમને કોઇ નમતું નથી, અમો જાતિતણા પીંડાર.

વડા વીરને શોભા આપે, હસતાં હાંકે ગાય;
તાલ§ વનમાં ગયા ગોવાળા, સાંભળ પરીક્ષિત રાય.

વળણ.

રાય પરીક્ષિત સાંભળો, ગોવિંદના ગુણ ગ્રામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતા જન સમરો સીતા રામરે.

* શશલાં. + શિયાળિયાં. ‡ મોટાને. § તાડવન.

કડવું પર મું–રાગ કેદારાની ચોપાઇ–દેશી ફેર.

કહે ભૂપતિને શુક જોગી, સુંણ રાય હરીરસ ભોગી;
વૃંદાવનમાં તાડનું વંન, ગયા ગોપ હાંકી ગૌધંન.

તૃણ ચરે સુરભી* રૂચી આણી, પીયે નિર્મળ યમુનાં પાણી;
બેઠા શ્રીકૃષ્ણ દ્રુમની† છાંય, ગોપ તળાંસે‡ પ્રભુના પાય.

ભકત વત્સલ અશરણશર્ણું, બળી ભદ્રનાં ચાંપે હરિ ચર્ણું;
તે અંતરિક્ષથી દેવતા ભાળે, રામાવતારનું સાટું વાળે.

છે પરિપક્વ તાડનાં ફળ, આવે રૂચિત ફળનો પરિમળ;
ઉત્કંઠા ગોવાળાને હુવી, સર્વે કહ્યું પ્રભુને વીનવી.

ઘણાં ઉચાં ફળ કેમ લીજે, કોણ પ્રકારે પ્રાશન કીજે;
ઘણો બળવંત વાયુ વાયે, તો ફળની પ્રાપ્તિ થાયે.

શ્રી કૃષ્ણ કહે સુણો ભાઇ, આપણે જાવું એ ફળ ખાઇ;
ધરો વાયુ દેવતાનું ધ્યાન, માગો મારૂત§ કને ફળનું દાન.

કરે કૌતુક દીન દયાળ, સાંભળ પરીક્ષિત ભૂપાળ;
એક કો કંસનો પ્રેર્યો પાપી, દૈત્યને કંસે આજ્ઞા આપી.

ગર્દભાસુર‖ તેનું નામ, આવ્યો જીતવા ગોવિંદ રામ;
તાડ વનમાં આવી વસીયો, ગોપ મંડળી ઊપર ધસીયો.

ધ્રુજે ધર્ણ બળે ચર્ણ મુકે, ઊંચું મુખ કરી ગર્ધવ ભુંકે;
ગોવિંદને ભૂર¶ બીહાવે, હાંકી કાઢે ફરી ફરી આવે.

ઊંચું પુચ્છ કરી કરી ધાય, તાડ વનની કરે રક્ષાય;
તેના વનમાં ન જાતું કોય, સહુને ગર્ધવનો ભય હોય.

નિરખે ગોવાળા હરી માટે, નાંખે પાટુ પગ ઊફરાટે;
ભયયુક્ત થયા સહુ બાળ, ઊઠયા બળીભદ્ર શ્રી ગોપાળ.

બીજા ગોપ ગોવંદને વારે, રખે પાટુ પ્રભુને મારે;
પછે રામ કૃષ્ણ બેહુ બળીયા, લેઇ લાકડી પૂઠે પળીયા.

અસુરે ઓળખ્યા નંદકુમાર, શત્રુ કંસનો એ નિરધાર;
એને કરૂં પાટુનો પ્રહાર, મથુરામાં થાય જેજેકાર.

મુદિત× થાશે કંસનું ચિત્ત, મુને આપશે ઘણું એક વિત્ત**;
છે અભિલાખે ભર્યો અધર્મી, મરવું હરિ હાથે મૂકયું નિર્મી.

કીધો શબ્દ વદન વિકાશી, નાઠા ગોપ રહ્યા અવિનાશી;
વપુ ભૂરસું ભસ્મે ભરીયું, કપટ આવે આંખમાં તરિયું.

દેહની વાસના દુર્ગંધ ઊઠે, અરડાયે ફરે હરિ પૂઠે;
જુવે કપટ દ્રષ્ટિ કર્મ બળે, પૂઠે ફરતાં પ્રદક્ષિણા વળે.

સૂક્ષ્મ માર્ગને સંત પ્રીછે, દર્શન નારાયણનું ઇચ્છે;
અસુર દ્વેષ બુદ્ધિ ધરી આવ્યો, ક્રોધ અંતરમાં ઊપજાવ્યો.

* ગાય. † ઝાડ. ‡ ચાંપે. § વાયું. ‖ મૂળ ભાગવતમાં ધેનુકાસુર નામ લખ્યુછે. ¶ ગધેડો. × રાજી. ** દ્રવ્ય.

દ્રષ્ટિમાં રૂપ કૃષ્ણનું રાખી, જોડ પાદ્ર પ્રભુપર નાંખી;
મૂખે ભુંકયો કરી ભુંકાર, ગોપવૃંદ કરે હાહાકાર.
કીધી લીલા અશરણશરણે, ગ્રહ્યાં હાથમાં ગર્ધવનાં ચરણે;
લટકામાં નાથે લીધો ઊછલી, ગર્ધવ ગોફણ ભલે મળી.
મસ્તક ઊપર ફેરવે યદુરાય,તેમ તેમ અસુર વાધતો જાય;
કીધો લક્ષ્મી નાથે લટકો, તાડના થડ સાથે તે પટકો.
આખું વન ગરજ્યું ગડગડાટ, પડયાં તાડ ફળ દડદડાટ;
થયું મસ્તક પતીતનો ભૂકો, માતા ઊદરશયનથી ચૂકો.
ગયો સ્વર્ગ ચડીને વિમાન, આપ્યો અમરલોક ભગવાન;
ગોવાળે ફળ વીણીને લીધાં, પહોંતો સ્વાદ ને પ્રાશન કીધાં.
શ્રી કૃષ્ણનું કરે વરણન, ફળ પામ્યાં તમારે પુણ્ય;
સર્વ ગોપ વાસુદેવ મોરારી, ગયા ગોકુળ મુરલી ચારી.
વિરહે વ્યાકુળ વ્રજની નારી, સંધ્યાયે આવ્યા આનંદકારી;
નિવર્ત્યો દિવસ તણો વિયોગ, થયો સંધ્યાયે દ્રષ્ટિ સંજોગ.
હરિ વિણ ચાર પ્રહર જુગ ચાર, વ્રજવધુ પ્રેમ ભરી છે અપાર;
ઘેર ઘેર ગોપે કહ્યો સમાચાર, શ્રી કૃષ્ણે આપ્યો ફળનો આહાર.
મહા બળ કીધું ગોકુળનાથે, ઝીંકયો ગર્ધવ દ્રુમ થડ સાથે;
શુકદેવ કહે સુણ રાય, થયો પૂરણ પંદરમો અધ્યાય.

**વલણ.**

અધ્યાય પંદરમો પૂરણ થયો, ચરિત્ર અદ્દભુ લીલા ધામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, શ્રોતાજન સમરો સીતા રામરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચદશો-
ધ્યાયઃ ॥૧૫॥**

---

## અધ્યાય ૧૬ મો.*

**કડવું ૫૩ મું–રાગ સામેરી.**

કહે શુકજી સાંભળ રાયરે, કહું નાગદમણ મહિમાયરે;
કહે શૌનકને સુતપુરાણીરે, કાળીનાગ નાથ્યો ચક્રપાણીરે.
કીધું કૌતુક ગોપી નાથેરે, ગયા વનમાં ગોવાળા સાથેરે;
તે દહાડે ઘેર રહ્યા છે રામરે, કરવું છે સર્પ સંબંધી કામરે.
પૂઠે ગોપ આગળ ગાયરે, વાદે મધુવર વેણુ વાયરે;
ગોપ પ્રત્યે પ્રભુ કહેવા લાગ્યારે, આપણ આજે વનમાં જાયે આઘારે.
એમ કહી દૂર ગયા ભગવાનરે, થયા વનમાં જંત્રી† મધ્યાનરે;
થયા તૃષિત ગોવાળા ગાયરે, વિષજળ જાણી મુરલી ધાયરે.
ગોપ ગૌને જતી વાળેરે, જણાવ્યો કહ્યું શ્રી ગોપાળેરે;
પીવા લો મુખે ગૌને પાણીરે, તવ ગોવાળા વદે છે વાણીરે.
કહે છે ગોવિંદને ગોવાળારે, એ જળમાં છે વિષની જ્વાળારે;
તમો નથી જાણતા વનમાળીરે, અહિં વાસો વસે સર્પ કાળીરે.
કાલિંદીના દ્રહ*વિષે ભરિયારે, પીતાં પાણી કોઇ ન ઉગરીયારે;
પડે છે પક્ષી ગગને જાતારે, મન કેમ માને શ્રી પાતારે.
સુણી ગોપ સખાની વાણીરે, ભરાયા ક્રોધે સારંગ પાણીરે;
કાલિને કાઢવાની દ્રષ્ટ કીધીરે, પીધો જળ સૌને આજ્ઞા દીધીરે.
સર્વે કહ્યું કૃષ્ણનું કીધુંરે, પ્રાણી માત્રે તં જળ પીધુંરે;
ગાય ગોપને ચડીયું ઝેરરે, સહુ ધર્ણે ઢળ્યું આવી લેહેરરે.
નાથે અમૃત દ્રષ્ટિયે જોયુંરે, જોતાંમાં હળાહળ ખોયુંરે;
ઉઠી ગાય ગોપ થયા બેઠારે, સહુકો જળમાં નાવા પેઠારે.
છાંટે છોળ જળમાં ઝીલેરે, સર્પ ગરલ† સ્પર્શ થયો ડાંલેરે;
સર્વને મૃત્યુ તણા ભય ભાગારે, જમુનાની રેતીમાં રમવા લાગારે.
જેને સામળીયો છે સહાયરે, તેને સર્પ થકી શું થાયરે;
જે કાળીની ફૂંકે ફાટે પહાડરે,કોઇ લગે ન મળે એક ઝાડરે.
કાળું જળ લીલી શેવાળરે, કાળી નાગ મુકે વિખ જ્વાળરે;
મનષા‡ સર્પ કાઢવાની કીધીરે, ગોવિંદે ગેડી કરમાં લીધીરે.
કટિ પીતાંબર પલવટ વાળીરે, ગેડી દડે રમ વનમાળીરે;
કહે સહુ ગોપને ગોકુળ રાયરે, રખે ભાઇ દડો જમુનામા જાયરે.
જેના વતી દડો એમાં જાશેરે, નાંખનારો લેવા ધાશેરે;
એવી પરઠ§ કીધી મહારાજેરે, કાળી નાગને નાથવા કાજેરે.
મારે હાક સખાને તેડીરે, પડે પ્રહાર દડા પર ગેડીરે;
ધાય છે ગોવાળા મદમાતારે, ભર્યા શ્વાસ ગુલાંટા ખાતારે.
હાથનાં કડાં ઉંચાં ચડાવેરે, મારે દોટ પાધરી ફાવેરે;
એક હારે એક લઇ જાયરે, વાળવા બીજુ‖ પૂઠે ધાયરે.
લાગ સામળીયાનો આવ્યોરે, દડો ગેડી માંહે ભરાવ્યોરે;
મારી દોટ આંકડે ચડીયોરે, દડો જઇ યમુનાં મધ્યે પડીયોરે.
હસ્યા ગોપ દેઇ દેઇ તાળીરે, થયા ઓશીયાળા વનમાળીરે;
વચન પોતાનું પ્રતિ પાળેરે, ચડયા નાથ કદમની ડાળેરે.
બાંધી કેડ કાછડો વાળીરે, ધ્રુજે કદમ વૃક્ષની ડાળીરે;
વાળ્યો અંબોડો દીનાનાથેરે, માગી વીદાય ગોવાળા સાથેરે;
ભાઇ હું જમુનામાં ઝંપાવુરે, દડો સર્વથા શોધી લાવુંરે.
રખે કોઇ રોતા ગોકુળ જાતારે, સાંભ મરશે મારી માતારે.
ધરજો ધીરજ ઘટિકા ચારરે, કમાણો આવું તો નીરધારરે;
ફરી મેળવશો વિશ્વાધારરે, ન મળ્યા તો છેલ્લો નમસ્કારરે.

---

* આ સોલમા અધ્યાયમાં ભગવાને યમુનાજીના દ્રહમાં-થી કાલિય નામનો નિગ્રહ કર્યો તથા તેની સ્ત્રીઓનીસ્તુતિથી પાછો અનુગ્રહ કર્યો તે કથા છે. † ખરા-બરાબર મધ્યાન્હ.

* ધરો–ઘુનો. † લાળ. ‡ ઇચ્છા. § સરત. ‖ એકની સહાયતામાં બીજો હોય તે.

આંખળા સહુ પાયે લાગેરે, પટ* પાથરીને માન† માગેરે;
દડા માટે કાણુ ઝંપાવેરે, કહ્યું ગોપનું મન નવ આવેરે.

**વલણ.**

નવ આવે મનમાં નાથને, પડવાને તત્પર થયારે;
કદમ દ્રુમની ડાળીએ, પરમાત્મા ઉભા રહ્યારે.

---

**કડવું ૫૪ મું—છંદ ભુજંગપ્રયાતની દેશી.**

ગુરૂ ચર્ણ પંકજનું, ધ્યાન રાખું,
કાળીનાગ શ્રીકૃષ્ણનું યુદ્ધ ભાખું;
ગુરૂ ગણપતિ સરસ્વતી શીશ નામું,
શુક વદન વાણીનો પ્રસાદ પામું.
હૃદે ઉપની માહરે અભિલાખા,
બાંધું નાગદમણ ગુજરાતી ભાખા;
કાલીદમન તે નાગદમણ કહાવ્યું,
દડા કારણે દેવે જળમાં ઝંપાવ્યું.
શું છે કાર્જ મહારાજ દડાનું તારે,
મૂકો છોકરવાદી ગોવાળ વારે;
તું વિના નંદરાય કેમ દેહ ધરશે,
સુણી વાત યસોમતી સદ્ય‡ મરશે.
કહ્યું ગોપનું સામળો કેમ માને,
ગ્રહી મુખમાં ગેડલી નાથ કહાને;
કછી કાછ અંબોડલો શીશ વાળી,
ઉંચા હાથ કરી દેછે નાથ તાળી.
જોડી પાગ રાખ્યા છે વૈકુંઠ નાથે,
બાંધી મહુઅર વાંસળી કટિ કુ સાથે;
કીધો નાદ ઉન્માદ મહા ક્રોધ આણી,
કુદ્યો કહાન કોડામણો ચક્રપાણી.
બળ ચર્ણના ભારથી શેષ ચાંપ્યો,
ચળ્યો ચંદ્ર નક્ષત્ર ને ભાનુ કાંપ્યો;
ડોલ્યો મેરૂ કૈલાશ મહાદેવ બળીયો,
મરયાદા મુકી નિધિ ખળભળીયો.
ત્રિલોકનો ભાર બળ બહાર આવ્યું,
જળી યમના મધ્ય વાલે ઝંપાવ્યું;
નવ નાગનું કુળ કૃષ્ણે બીહાવ્યું,
તળ સાતનું જળ બાહેર આવ્યું.
પડ્યો વારતાં કેમ કરિયે ભાઇ,
કળ્યા ગોપ ધરણી સહુ લેહેર ખાઇ;
રૂવે બાળકાં લોચને નીર રેડે,
બેસી કાંઠડે કૃષ્ણને બહાર તેડે.
સખા સર્વને સાંમળે દુઃખ દીધું,
યસોદાસુતે જળવિષે શુરે કીધું;
બેઠા બારણે સર્પને વંનમાળી,
મુખે બોલતા કયાં ગયો સર્પ કાળી.
મુકે મુખ પર હાથ ને નેત્ર ઘોળે*,
દેખી નાગણી નાર મળી સર્વ ટોળે;
ઝમક ઝાંઝરી ઘુઘરી પાયે કાંબી,
છુટા કેશ કોઇ નારની વેણી લાંબી.
મુખચંદ્ર ગજેંદ્રની ચાલ ચાલે,
ગૌર ઉદર પર હેમનો હાર હાલે;
ખળકાવતી ચુડલો ચપળ જોતી,
નથ ઢળકતી નિર્મળું નાકે મોતા.
પેહેર્યાં ચીર ચરણા મણી માથે ઝળકે,
દેતી હાથ મોઢે હીંડે હલકે હલકે;
પૂછે નાથને નાગણી શીશ નામી,
તારૂં રૂપ જોઇ અમો પ્રીત પામી.
ધન્ય માવડી તાહરી પુત્ર જાયો,
સુખી તાતનો બાળ છે લાડવાયો;
કોણ ગામ કોણ નામ છે નાત તારી,
કર ગેડલી મહુવર વેણુ ધારી.
રાતી આંખડી રેખ છે સુભટ શૂરા,
બોલો બાળકા લાડ લક્ષણ પુરા;
તારાં નાકનું મોતી અધર લાગે,
તારૂં મુખ જોતાં ભુખ તર્ષ ભાગે.
આપું આસન બેસો બાળક નાના,
જાગે નાગ કાળી બોલો છાના છાના;
અહીં આવતાં કહો કાં ન બીના,
મોટું આશ્ચર્ય પામી જે શેન ભીના.
કોઇ કહે રાખીયે એને અહીંજ વાસે,
કોઇ કહે માતારે એની મરી જાશે;
કો કહે બ્રહ્માયે બાળક નથી ઘડિયો,
ધન્ય માત પીતા જેને પેટ પડિયો.
ભૃગુલાંછન શ્રીવત્સ રૂડું લાગે,
જૂવે નાર તળુવાં† દિસે પદ્મ પાગે;

* વસ્ત્ર. † ના કહે. ‡ દુરવળ—તરફડશે. ફુકેડ.

* ચકળ વકળ ડોળા ફેરવે.—બીહામણા ડોળા કરે.
† પગના તળિયાં.

કલ્લી સાંકળી ઘુઘરી પાય વાજે,
છબી અંગની જોઇ અનંગ લાજે.
ઝિણી ધાબળી કેડસું બાંધી તાણી,
ગ્રહી ગેડલી હાથમાં ક્રોધ આણી;
બાપ ભૂલો પડયો કે અજ્ઞાન આવ્યું,
કાળી નાગના દ્રહ વિષે કાં ઝંપાવ્યું.
સુંણી નારની વાણી શ્રી કૃષ્ણ ભાખે,
પડે જળ વિષે કોણ સાક્રમ પાખે;
શું ન ઓળખો સુંદરી નંદ નામ,
વસું જમુના તીરે ગોકુળ ગામ.
યસોદા માત મારી છે નંદ તાત,
મારી બેલ બળીભદ્ર છે જ્યેષ્ટ ભ્રાત;
શ્રી કૃષ્ણ ગોપેશ છે નામ મારૂં,
આહીરની જાતિ અમો ધેનુ ચારૂં.
પીજે ભાવતાં દૂધ નવનીત છાસ,
કરૂં દાણ ક્રીડા રમું રંગ રાસ;
અમૂલક દડો પડયો નીર માંય,
કયાં છે ચોર કાળી કહે કૃષ્ણ રાય.
કોણે ઠામ આપ્યો વસ્યો સર્પ કાળી,
વૃંદાવનની વેલ જ્વાળે પ્રજાળી*;
નદી જળ નિર્મળ વિખવંત કીધું,
ખગ મૃગ મનૂષ્યને દુ:ખ દીધું.
યસોદા પય પાનનું બળ દેખાડું,
કાળી નાગને દ્રહ થકી બ્હાર કાઢું;
સુંણી વચન હસી દીયે નાર તાળી,
કહે છે કેડનો લાંક† છતે તું કાળી.
કયાંઇ સાંભળ્યો છે કાળી નાગ કાને,
ભોળા સામળા આહીં તું આવ્યો શાને;
નહીં ભ્રાત સંઘાત સુભટ સાથે,
નથી લોહ રક્ષા ગ્રહી ગેડી હાથે.
અમો માન માગું તારા કુશળ માટે,
કાળી નાગની ફૂંકથી ગગન ફાટે;
એવું જાણી ફરો તમો નાથ ભોળા,
અમો માન માગું પાથરીને ખોળા.

* બાળી. † કેડનું વાંકાપણું.

### વળણ.

ખોળા પાથરે સર્વ નાગણી, ફરી ફરી લાગે પાયરે;
મરડી મરડી સાંભળો, સર્પ ભુવનમાં જાયરે.

---

### કડવું પપમું-રાગ મારૂ.

**નાગણી વચન:-**

મોઢે મ બોલોરે, સર્પ સાંભળશેરે;
બાઇ અટકાવો બાર, બાળક છળશેરે.
લાડકા છો લાડકવાયા, ઊન્મદ મલ્લ ગોવાળ;
દૂધમલ કોઇનું કહ્યું ન માને, કાં સુતો જગાડે કાળ-મોઢે.
કાળી નાગથી કંસ કંપે, કંપે જમકિંકર;
તું શતફણને કેમ કરી જીતે, ઘેલા નંદકુંવર-મોઢે.
મૂળ પોતાનું વિચારીયેરે, તું ઉદ થયો આજ કાલ;
કંસને ઘેર ગોરસ લઇ જાતાં, નંદને પડી છે ટાલ*-મોઢે.

**કૃષ્ણ વચન:-**

એ વચન સંભારેને સર્પણી, મૂકાવું નામ આ ઠામ;
એવું કહી મંદિરમાં પેઠા, પ્રેમાનંદ પ્રભુરામ-મોઢે.

### રાગ મારૂની દેશી ફેર-પદ.

**નાગણી વચન:-**

હો બાઇ બાળક ઘેલો દીસે છે, કહ્યું કોઇનું ન માને;
આફણીયે નાસશે દેખીને, વારો છો શાને-હો૦
લટપટી લેશે ફણામાં, કુશળે કેમ ફરશે;
માઠા સમાચાર જાણી એનાં, માત પિતા સદ્ય મરશે-હો૦
સંગ કીધો જડ ગોવાળાનો, ટાઢી રાબ શીરાવે;
પીંડારો વન પશુને ચારે, બુદ્ધિ કોની લાવે-હો૦
બીવરાવ્યો ન બીયે બાળકડો, વઢવામાં છે રસીયો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, મંદિરમાં તે ધસીયો-હો૦

### રાગ વેરાડી.

**શુક વચન:-**

નાગ સન્મુખ સામળીયા તતપર થયા, એવે ગોવાળા શ્રી ગોકુળ ગયા;
ત્રાહે ત્રાહે કરી જીવ્હા ડસે, તે મસ્તક ધુણે ને કર ઘસે.
શોક સંયુકત શ્વાસે ભરાયા, શું બેઠા નંદ બાળક ઉચર્યા;
વરત્યું વિપરિત વિસ્મય વાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત.

* તાળવાના વાલ ઘસાઇ જાય તે.

વારતાં ચઢયો વૃક્ષની ડાળ, પુત્ર તમારો ગયો પાતાળ;
દારૂણ વાત શ્રવણે સાંભળી, પડયા નંદજી મૂર્છા વળી.
જેમ કુંવાડે કાપી કદળી, તેમ જસોમતી ધરણે ઢળી;
ટોળે મળ્યાં ગોપીનાં વૃંદ, પછાડે અંગ કરે આક્રંદ.
રૂવે દંપતી વેદના ઘણી, ધાયા નંદજી યમુનાં ભણી;
શકે સર્વસ્વ લૂંટી લીધું નથી, એવે રૂપે ધાયાં યસોમતી.
જેમ વચ્છ વિના વીહોલી ગાવડી, શ્રી કૃષ્ણ વિના તેવી માવડી;
ત્રાહે પુત્ર ત્રાહે પુત્ર કેતી જાય, પડે ધરણે વળી બેઠી થાય.
દ્રહ ઉપકંઠ આવ્યું સહુ કોય, ઝંપાવાનું સ્થળ ફરી ફરી જોય;
દેખાડે ગોપ આંગળીયે કરી, આ ડાળ ચડી ઝંપાવ્યું શ્રીહરી.
ઝંપાપાત કરવા જસોદા ધાઈ, અબા બળીભદ્રે રાખી સાહી;
ઉપનંદે નંદ ગ્રહ્યા બળ કરી, રૂવે જસોમતિ ગુણ આચરી.

---

### કડવું ૫૬ મું–રાગ વેરાડી.

**જસોદા વચનઃ–**

મારૂં માણકડું રીસાવ્યુંરે, સામળાયા.
તારા મનમાં એ શું આવ્યુંરે, સામળીયા;
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપાવ્યુંરે, સામળીયા–મા૦
કાલિંદીનું કાળું પાણી, માંહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળીરે, સા૦–મા૦
સંતાન રૂપીયું મોટું ધન તે, કરમે લીધું લૂંટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડયું કેમ છૂટીરે, સા૦–મા૦
પુત્ર પામી હું છેલે આશ્રમે*, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વીજોગ આગે બાળીરે, સા૦–મા૦
નાકે મોતી પાયે ઘુઘરી, મોર મુગટ શિર ધારી;
ફરી રૂપ હું ક્યાંથી દેખું, હરિ આવે ગૌ ચારીરે, સા૦–મા૦
કાને કુંડળ મૂખમાં મોરલી, સાંજે ગોકુળ આવો;
ભૂખ્યો છો કહી પેટ દેખાડો, મા કહી મને બોલાવોરે, સા૦–મા૦
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂં† માગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગેરે, સા૦–મા૦
તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે આ, ગાયો હીંસી હીંસી મરશેરે, સા૦–મા૦
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ પૂતળી તારે, રમકડે કોણ રમશેરે, સા૦–મા૦
કાંઇ તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો ત્યાં જણાયે, સાંભળતાં હૈડું ફાટેરે, સા૦–મા૦
કાષ્ટે પાષાણ કઠીણ છે, તેથે કઠીણ છે લોહું;
વજ્ર તુલ્ય છે કાળજું મારૂં, લોકને શું દેખાડું મોહુંરે, સા૦–મા૦
તેં મખાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઇ આવ્યું;
ઉખળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપાવ્યુંરે, સા૦–મા૦
નંદ યસોદા ગાય ગોવાળા, વ્યાકુળ વૃજની નારી;
ચાર ઘડી પૂઠે સર્વે પડજો, હળધર રાખે વારીરે, સા૦–મા૦

---

### કડવું ૫૭ મું–રાગ સામેરી.

શુકજી કહે સુણ નૃપતિ, જાણી વ્રજવાસીનું દુઃખ;
ગોપ ગોપીને ધીરજ આપવા, હરિયે લીધો મોરલી મૂખ.
નિજ ભક્તને આનંદ પમાડવા, જગાડવા સર્પ કાળી;
ઘોર નાદે મહુવર વાઇ, પીંડાર પીંડા ટાળી.
ચૌદ લોક તે શબ્દ પહોંતો, ધાઇ વ્રજની નારી;
બાઈ વધામણી વધામણી, કુશળ છે દેવ મોરારી.
પાતાળ માંહે વેણું વાજે, છે કહાનને કલ્યાણ;
નંદ યસોદા થયાં બેઠાં, ઠામ આવ્યા પ્રાણ.
ગીત ગાય વૃજ સુંદરી, સુંણી નાદ સુરભી હીસે;
જળમાં જુવે ગોવાળીયા, કાંઇ કરતાં કૃષ્ણજી દીસે.
વાંસળીયે વૃજ લોકને, અમૃત પાયું વનમાળી;
તે ઘોર શબ્દ સાંભળી, ભડકી ઊઠયો નાગ કાળી.
રૂવે નાગણ નેહે ભરી, બાળકનું શું થાશે;
કેમ જીવશે એની માવડી, સુંણી તાત જીવડો જાશે.
કહે ભોયંગને* ભામની કરો, કૃપા ભોળા ભરથાર;
દયા આણો દીન જાણી, છે રંક નંદ કુમાર.
ક્રૂર રૂપે કૃષ્ણ જોયા, શત ફણા ફુંફુવાવી;
ગોવિંદજી બીતા નથી, વિશેષ વેણું ધુધવાવી.
ગેડી લીધી એક હાથમાં, ઝુઝકાર્યો† કહે કુમાર;
પાછા ખસી આઘા ધસી, કીધો ફણા ઊપર પ્રહાર.
જેષ્ટિકા‡ વાગી ઘણી, ખંડન§ પામ્યો મણી;
ધસ્યો કાળી કાળ સરખો, છે રીસ અંતર ઘણી.
ચંદ્રને જેમ રાહુ લેપે, સુરજને જેમ મેહ;
તેમ કાળી નાગની ફણા મધ્યે, સામળીયાનો દેહ.

---

* વયે. † દહીં વલોવાનું દોરડું.

* સર્પને. † છંછેડયો. ‡ લાકડી. § ભાંગ્યો.

જેમ મહા જળમાં રત્ન પડીયું, બાવળમાં ચંદન છોડ;
તેમ કાળીનાગના ગુંછળાંમાં, બીરાજે રણછોડ.

લક્ષ્મીનાથ લીધા લટપટી, કરી ફણાનો ફૂતકાર;
વિષજ્વાળથી જળ ઊકળ્યું, વર્ષે હળાહળ અંગાર.

છટકી છબીલોજી નીસર્યા, થયા ચતુર્ભુજ શ્રી નાથ;
ફરી છંદે મોરલી વજાડે, ફરવે ગેડી હાથ.

કાળીનાગ કૃષ્ણ યુધ્ધે ચડયા, ફરે ફણાધર રાય;
હુંકાર ભાંખે ઝડપ નાંખે, હરિ નાના મોટા થાય.

ચૂવે ગરલધારા ફૂતકારા, કરે ઝગારા મણી શીશ;
ઝગે નયણ તારાં ઉભય સારાં, કરે હોકારા જુગદીશ.

જીભ કાઢે ચંચ ફાડે, દેખાડે વિખદંત;
અધર કરડે આંખ તરડે, મરડે અંગ અનંત.

હાંકે છંછેડી નિકટ તેડી, કરે ગેડી મ્હાર;
પછે રીસ કીધી દોટ દીધી, લીધી બાથ નંદકુમાર.

વંનમાળી નાગ કાળી, લે સંભાળી ઘાય;
પાતાળ ગાજે ઢીક વાગે, વિરાજે વૈકુંઠરાય.

અડવડે હેઠા પડે ને, ગડગડે જેમ મેહ;
પાછી પેની નવ કરે, સમાન યોદ્ધા બેય.

ચાર ઘટિકા યુદ્ધ હવું, પછે કોપીયા જદુરાઈ;
પદ મ્હાર કીધો પૃષ્ઠમાં, પડયો નાગ મૂર્છા ખાઇ.

ગેડી વડે શત નાક ફાડયાં, પરાક્રમ કીધું પ્રૌઢ;
નાગ નાથ્યો દોરડે, ઉપર પ્રભુ થયા આરૂઢ.

અમર કમળ પાતાળનાં, લીધાં લક્ષ્મીનાથ;
દડો લઇને નાગ હાંકયો. પૂઠે નાગણીનો સાથ.

સર્પણી સૌ વલ વલે, મૂકો અમારો સ્વામીન;
અમો ભિક્ષુકી દાતાર તું, પ્રભૂ આપ એવાતંન.

કહ્યું ન માને કૃષ્ણજી, પૂઠે સ્તવે નાગણ નાર;
જેજેકાર ગોપી કરે, પ્રભુ નીસર્યા જળથી બ્હાર.

નીજ કંઠના હાર ત્રોડી, મુક્તા ફળે વધાવે;
વેગળા રહી સહુકો સ્તવે, પણ પાસે કો નવ આવે.

મૂકો અમારા નાથને, નાગણી સહુકો જાચે;
કાળી નાગની ફણા ઉપર, કૃષ્ણ થેઇ થેઇ નાચે.

ગોવાળા સહુ વેણુ વજાડે, ગીત ગાય ગોવાળી;
દેવતા જે જે કરે ને, નાચે વજાડે તાળી.

અંતરિક્ષે નાચે અપ્સરા, ગાય ગાંધર્વ ગીત;
સપ્ત ઋષિશ્વર સ્તુતિ કરે, નાથ્યો નાગ કીધું નૃત*.

* નૃત્ય.

વિખધર ઘણું ક્રોધે ચડીયો, વીંટાયો કૃષ્ણને દેહ;
સર્પમાં શોભે સામળો, જેમ ચંદ્ર ઢાંકયો મેહ.

ચૂડ ભરી નખશિખ લગે, કરે ગોપ હાહાકાર;
શ્રી કૃષ્ણે પુચ્છ કરમાં ગ્રહી, ચાંપી ફણા પદભાર*.

શરીર પુષ્ટ કીધું ઘણું, તડતડયું નાગનું તન;
જીભ કાઢી પડયો કાળી, સર્પણી કરે સ્તવંન.

નાગણીયે નિજ બાળક મૂકયાં, કૃષ્ણજીને શર્ણે;
રંક સામું જુઓ સ્વામી, નાગણી લાગે ચર્ણે.

ઘણું ઉત્તમ તમો કીધું, ઉતાર્યો અરિનો દર્પ†;
યદ્યપી સ્વામી અમારો, પણ સાધ નોતો સર્પ.

અહંકાર એનો ઉતાર્યો, પૂરણ પામ્યો મ્હાર;
દયા કરો અમ દીનને, કૃપાળ નંદકુમાર.

ગોપ ગોપી સ્તુતી કરે, સ્તવે જસોદા નંદ;
સર્વની સ્તુતિ સાંભળી, ઉતર્યા શ્રી ગોવિંદ.

નયણ ઢાળી પડયો કાળી, શત મુખે વહે જળધાર;
શ્રી કૃષ્ણ કંઠે આરોપ્યો, નાગણીયે કમળનો હાર.

કૃષ્ણ કૃપાએ સર્પ ઉઠયો, કરે સ્તવન દંડવત્ પ્રણામ;
પ્રભુ કહે એ સ્થાનક મૂકી, કર તું બીજે ઠામ.

સર્પ કહે સ્વામી કયાં વસું, ગરૂડ મુજને ખાય;
શ્રી કૃષ્ણ કહે તું અમર થયો, ફણાપર રમ્યા મારા પાય.

આ દ્રહનું જળ નિરવિખ કરી, જા રમણદ્વીપની મહાંય;
ગરૂડ તુજને નહીં દમે, કીધી કૃપા કેશવરાય.

પરિવાર સાથે પરવર્યો, મણી દ્વીપ ગયો ફણાધર;
થયું નિરવિખ જળ યમુનાં તણું, મળ્યો વેદ નંદકુંવર.

રાય પરીક્ષિત પૂછતો, એક સંદેહ છે સ્વામીન;
કાળી નાગની જ્વાળથી, બહુ વૃક્ષ થયા દહંન.

કદમનો વૃક્ષ કેમ રહ્યો, તે વદો વ્યાસ કુમાર;

**શુક વચન:–**

અમૃત પાન કરી ગરૂડ, અવની આવિયો એકવાર.

સ્વભાવ છે પંખીતણો, લુવે ચંચ કરી કાંઇ ભક્ષ;
અમૃત ભરી કદમે ઘસી, માટે અમર થયો એ વૃક્ષ.

પરીક્ષિત રાય પ્રસંન થયા, સંદેહ પામ્યો શાંત;
સુધાસ્પર્શે‡ દ્રુમ રહ્યો, એ પીછયું મેં વૃત્તાંત.

નાગદમણ જે સાંભળે, કો વૃદ્ધ જોબન બાળ;
તેને સર્પ ભય ઉપજે નહીં, કૃપા કરે શ્રી ગોપાળ.

* પગના ભારે. † અહંકાર. ‡ અમૃતના સ્પર્શથી.

એ નવમું ચરિત્ર પૂરણ હતું, ઉત્તમ નાગ દમણ;
પરીક્ષિત આનંદ પામીયા, મુદિત* અંતઃકર્ણ.

વલણ.

મોહ પામ્યો મહિપતિ સુણી, નાગદમણ મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ષોડશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષોડશો-ધ્યાયઃ ॥૧૬॥**

---

## અધ્યાય ૧૭ મો.†

### કડવું ૫૮ મું-રાગ દેશાખની ચોપાઇ.

શુકજીને પૂછે ભૂપતી, સંદેહ એક નિવારો જતી;
ગરૂડ સર્પને વેર કેમ થયું, એ ધરામાં‡ કુટુંબ કેમ આવી રહ્યું.
શુકજીયે વાણી ઓચરી, એ પૂર્વ કથા કહું વિસ્તરી;
મૂળ કથા સાંભળીયે નૃપ, વિનતાનો ગરૂડ કદ્રુનો સર્પ.
દાસત્વનું દુખ [illegible]ખા મન ધરે, ગરૂડ નાગનું ભક્ષણ કરે;
રમણ દ્વીપમાં નવકુળ વસે, અચિંતો ગરૂડ આવી ગ્રસે.
શત સહસ્ત્રને ઝડપી જાય, નાગ લોકનો ક્ષય બહુ થાય;
પછે સર્પ માત્રે કીધો વિચાર, નવ કુળનો થાશે સંઘાર.
ગરૂડ જાચ્યો કરી વિવેક, તુંને નિત્યે સર્પ આપવો એક;
વારા કીધા નવકુળ મહાંય,તે ગરૂડ ભણી આપણીયે જાય.
કાળીનો વારો આવ્યો એકવાર, સર્પે મનમાં કર્યો વિચાર;
શત ફણાનો ગર્વ મન ધર્યો, કુટુંબ લઇ કાળી પરવર્યો.
મારૂં કોઇ મરે તો મહિમા કશો, તવ ગરૂડ પક્ષી પૂઠે ધસ્યો;
કુટુંબ સાથ સર્વ આગળ કર્યો, કાળી વઢવા પાછો ફર્યો.
ઘોર યુદ્ધ મારગમાં થાય, વઢતો કુટુંબ લેતો જાય;
ગરૂડ ઉપરથી ફેરા ફરે, પણ કાળી સહુની રક્ષા કરે.
ચંચ પ્રહાર કરે પંખી ઘણાં, નાખે દાટ ફુતકારે ફણા;
ક્રોધ રૂપ થયો ખગ જંન, એવે આવ્યું વૃંદાવન.
જઇ ધરામાં બેઠો કાળી નાગ, મરે ગરૂડ જો મૂકે પાગ;
શ્રાપ ભય અંતરમાં ધર્યો, પછે ગરૂડ હારી પાછો ફર્યો.
શુકને પૂછે પરીક્ષિત રાય, પક્ષીને શાપ કેનો ધરા મહાંય;
છે ત્રીલોકમાં ગરૂડની ગતી, એ ધરામાં કાં પેશાતું નથી.
શુક કહે સાંભળીયે રાય, બ્રહ્મ શાપનો કહું મહિમાય;
એ ધરો ઊપકંઠ તપનો ઠામ, રહેતો ઋષિ સૌભરિ નામ.
જળમાં મચ્છ હતા અનેક, તેમાં શ્રેષ્ઠ હતો મચ્છ એક;
મીન નિર્મળ જળમાં રમે, તે ઋષિશ્વરના મનમાં ગમે.
થઇ મચ્છ સંઘાથે માયા ઘણી, ગરૂડ આવ્યો તે ધરો ભણી;
ચંચ પ્રહાર તે જળમાં કીધો, મોટો મચ્છ તે મૂખમાં લીધો.
સૌભરિયે દીઠું પ્રત્યક્ષ, કીધો મચ્છ ગરૂડે ભક્ષ;
મરણ થયું વૃદ્ધ મચ્છતણું, પરિવાર તેનો રોયો ઘણું.
વળી તે મચ્છનું માડયું ભોજંન, ક્રોધરૂપ થયા ઋષિ જંન;
સૌભરિ કહે પક્ષી દુર્મતી, મારી તુને મર્યાદા નથી.
જળચરની તું હિંસા કરે, પરમાંસથી દુર્ભર ભરે;
ફરી આ ધરોમાં મૂકીશ જો ચર્ણ,તો તું નિશ્ચે પામીશ માર્ણ.
પરીક્ષિતને કહે શુક જતી, માટે ગરૂડે ત્યાં અવાતું નથી;
તે શાપ જોગનો જાણી લાગ,માટે આવી પેઠો કાળી નાગ.
એ કથા પ્રસંગ શાપનો કહ્યો, પ્રસંન પરીક્ષિત રાજા થયો;

**પરીક્ષિત વચન:-**

સ્વામી કુટુંબ કાળીનું નીસર્યું, પછે શ્રીકૃષ્ણે ત્યાં શું કર્યું.
શુક કહે સાંભળ રાજન, પ્રૌઢ કર્મ કીધું શ્રીભગવાન;
સર્પ વળાવી ગોકુળરાય, માતા પિતાને નમીયા પાય.
ભેટયાં યસોદા આરત ઘણી, મળ્યા રામ ભેટયાં રોહીણી;
દીધાં ગોપ માત્રને આલિંગન, ગોપીને કીધું આસ્વાસંન.
ફેરવ્યો સૌને વાંસે હાથ, નંદે ઉછંગ લીધા શ્રી નાથ;
કેટલાએક સંકલ્પ કીધાં દાન, બળિભદ્રે ઓળખ્યા ભગવાન.
શરીર જૂવે માતા યસોમતી, સર્પનો ડંશ તો દીસતો નથી;
રખે વિખ ચડયું હોય સામળવાન,જૂવે તળુઆં* તપાસી ચાંપે કાન.
અદ્ભુત માયા પ્રભુજી તણી, શુકજી કહે કેમ શકું ભણી;
ત્યાં મળી બેઠાં ગોપી ગોવાળ, તે સ્થાનક થયો સંધ્યાકાળ.
ગોપને કહે નંદ મહારાજ, અહિં વિશ્રામ કરો સહુ આજ;
તવ નંદરાયનું માન્યું કહ્યું, સહુ કો યમુના તટમાં રહ્યું.
નિશાએ સુખ પામ્યા આહીર, છે શીતળ વેળુ શીતળ નીર;
રાયને શીતળ વાય સમીર, બેઠા ગોપ વૃંદમાં† શ્યામ શરીર.
કૃષ્ણગોષ્ટ‡ વલ્લભ સહુને ગમે, કોઇએક સૂતા કોઇ જાગે તે સમે;
શુકજી કહે સાંભળ ભૂનાથ, ત્યાં અગ્નિ આવ્યો અકસ્માત.
છે દારૂણ દાવાનળની જ્વાળ, નાઠી ધેન નાઠા ગોવાળ;
નાસે ગોપી કટિ લીધાં બાળ, ભડકતાં વચ્ચે દેતાં બહુ ફાળ.
તાપે યમુનાં જળ ઉકળે, મચ્છ કચ્છ દાઝિયાં ઉછળે;
વનવેલ ગાજે ગડગડાટ, તાપે દ્રુમ ફાટે ચડચડાટ.

---

* આનંદી. † આ સત્તરમા અધ્યાયમાં ભગવાને કાલિય નાગને સમુદ્રના દ્વીપમાં મોકલ્યો, અને પોતાના દુઃખથી થાકી જઇને સુઇ ગયેલા પોતાના બંધુઓની દાવાનળથી રક્ષા કરી તે કથા છે. ‡ પાણી વાળી જગ્યા.

* પગનાં તળીયાં. † ટોળું. ‡ કૃષ્ણની વાતો.

અગ્નિ જ્વાળા ગોપને કુપી, વૈશ્વાનર* સરખી વેળુ† તપી;
વૃંદાવન પાવક પરજળ્યો, ગોવાળા પૂઠે વીંટી વળ્યો.
ગોપ જ્ઞાતી સર્વે વ્યાકુલ થઇ, પ્રજા હરિ શરણાગત ગઇ;
કરે વિનતી સર્વે કરજોડ, રાખ્ય રાખ્ય સ્વામી રણછોડ.
ગોવિંદને ઘેરી ગોપી રહી, શીતળતા હરિ ચરણે થઇ;
બાળક પ્રભુને સ્કંધે ચડે, સુરભી પ્રભુને પાયે પડે.
બહુ સાદ કરે વાછરૂ ફરે, નંદજી નયણે આંસુ ભરે;
ત્રાહે ત્રાહે યસોદાજી કરે, હળધર હરિની સ્તુતિ ઉચરે.
દેવલોક સહુ વ્યાકુળ થયો, તીવ્ર ધૂમ્ર‡ આકાશે ગયો;
પછે નિજ ભક્તિનું દુઃખ જાણી, શ્રી કૃષ્ણ કહે કરૂણા આણી.
તમો ગોપ માત્ર મીચો લોચંન, આફણીએ§ સમશે હુતાશન;
નયણે કર દીધા સર્વ કોય, અંગુળી ચાળે|| હેરી¶ જોય.
સહુ ગોપ ગોપીમન સંદેહ ધરે, કેમ સમાધાન સામળીયો કરે;
પછે પ્રભુએ આકર્ષણ કીધો, દાવાનળ મુખમાંહે લીધો.
તે આકર્ષિ આણ્યો ઢુકડો**, પીધો અગ્નિ જેમ પય ઘુંટડો;
પળ માત્ર વીલંબ ન થયો, ન જાણીએ પાવક કયાં ગયો.
ગોપ થયા સર્વ કંપાયમાન, દાવાનળ કેમ કીધો પાન;
ફરી માયા પ્રભુએ વિસ્તરી, આશ્ચર્ય ગોપ ગયા વીસરી.
ક્ષણમાં બ્રહ્માંડ ભાંજે ઘડે, તેને શું શીખવવું પડે;
કર્તુમકર્તું†† સમર્થ શ્રી હરી, અદ્‌ભુત લીલા સહેજે કરી.
ગોવાળ સહુ સુખીયા થયા, પ્રાતઃકાળે શ્રી ગોકુળ ગયા;
પાવક ભક્ષણ પરાક્રમ કહ્યું, દશમું ચરિત્ર પૂરણ થયું.

**વળણ.**

દશમું ચરિત્ર પૂરણ થયું, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સપ્તદશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે સપ્તદશોધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.‡‡

**કડવું ૫૯ મું-રાગ સારંગ.**

શુકજી કહે સાંભળીયે રાજા, ભગવંત ગુણ મહિમાયજી;
બીજે દિવસે ગોપ પધાર્યા, શ્રી ગોકુળના માંયજી.

* દાવાનળ. † રેતી. ‡ ધુમાડો. § પોતાની મેળે.
|| વચમાંથી ¶ જુવે. ** પાસ. †† કરવા ન કરવા.
‡‡ આ અઢારમા અધ્યાયમાં ગુણુ વડે વસંતના સરખી દીસતી ગ્રીષ્મ ઋતુમાં ભગવાને લીલાથી બળભદ્ર પાસે પ્રલંબાસુરને મરાવ્યો તે કથા છે.

ઘણું એક દાન શ્રી નંદે કીધું, વિઘ્ન નિવરત્યું જાણીજી;
જગદીશના શીશ ઉપર યસોદા, નાંખે ઉતારી પાણીજી.
મોટાં વિઘ્ન નિવરત્યાં હરિને, સર્પે પાવક જ્વાળજી;
મહીયારી સહુ મંગળ ગાયે, કુશળ કહાન ગોવાળજી.
એકવાર શ્રી વૃંદાવનમાં, ગોવિંદ ચારે ગાયજી;
દાધું વન નવ પલ્લવ કીધું, ત્રિવિધિ વાયે વાયજી.
સદા વસંત વસે વૃંદાવન, આરક્ત કુસુમ પલાશજી;
વજાડે વેણું ગોપ સંગ લીધા, ગૌ ચારે અવિનાશજી.
ભાંડીરક* વન ગયા ગોપીવર, છે વડનાં મોટાં વૃક્ષજી;
નીચી ડાળે બાળક હીંચે, ઝુલે પંકજ ચક્ષજી.
કંસનો મોકલ્યો અસુર આવ્યો, છે પ્રલંબ એવું નામજી;
અંતર જામીયે તત્ક્ષણ જાણ્યું, કૂડું એનો ઠામજી.
નવી રમત આરંભી કૃષ્ણે, અસુર આવ્યો જાણીજી;
ઉડણ પીપળી રમે પુરૂષોત્તમ, દ્વેશ અસુર પર આણીજી.
બે બે ગોપના ભેરૂ† કીધા, હારે તે વાહન થાયજી;
પચ્ચીસ ધનુષનાં પઇયાં કીધાં, ત્યાં લગી ઉચલી જાયજી.
ગોપ રૂપ થઇ પ્રલંબ આવ્યો, પ્રભુએ દષ્ટમાં લીધોજી;
મહિમા વધારવા બળિભદ્રજીનો, પ્રલંબ ભેરૂ કીધોજી.
રામ આદે ગોપ ન જાણે, જાણે જુગદાધારજી;
રમત રમતાં પ્રલંબ હાર્યો, ઊપર બેઠા રોહિણી કુમારજી.
અગ્રજને લઇ અસુર ચાલ્યો, અવાધથકી‡ આઘેરોજી;
ગોપ કહે ભલો મળ્યો અજ્ઞાની, આધકો ફરેછે ફેરોજી.
સંકર્ષણ અંતરગત રીઝયા, કરે ગોપ સન્મુખ હાસ્યજી;
એવે અકસ્માત પ્રલંબ વાધ્યો, રામને લઇ આકાશજી.
હાહાકાર કરે ગોવાળા, આવરિયું અંધકારજી;
માથે પુચ્છ ને સુરભી નાસે, શ્રી કૃષ્ણે કીધો હુંકારજી.
પ્રલંબ વૃદ્ધિ પામ્યો ત્રણ યોજન, હળધરનું કીધું હર્ણજી;
પીળા કેશ ને લીલાં લોચન, વપુનું છે ઘોર વર્ણજી.
લોહતણા તે દંત કડ કડાવે, લાંબા હસ્ત બેહુ નાંખેજી;
એક લીધો લઉં છઉં બીજાને, હરિ સામું જોઇ ભાખેજી.
અંતરિક્ષ અમરનાં વૃંદ જુવે છે, દીસે રામ શોભાયમાનજી;
જેમ ઇન્દ્ર બીરાજે મેઘ અભ્રમાં§, ઉદયાચળપર ભાણજી||.
મોટાં વૃક્ષપર હંસ યથારથ, વટપત્રે¶ બાળ મુકુંદજી;

* ભાંડારક નામનો વનમાં વડ હતો તેથી પ્રેમાનંદે તે વનનું નામ ભાંડરીક રાખ્યું છે. † સાથી. ‡ હદ. § વાદળામાં.
|| સૂર્ય. ¶ પ્રયાગ વડના પત્રપર શ્રી શેષશાઇ ભગવાન પોઢે છે તે.

તેમ બિરાજે પ્રલંબ ઉપર, જ્યેષ્ઠ વસુદેવ નંદજી.
મહુઅર વાઇ ગર્જના સાથે, સમર્થ શ્રી ભગવાનજી;
ધરાધર* કાં ધૈર્ય મૂકો છો, સામળીયે કીધી સાનજી.
નિજ સ્વરૂપ સમર્યું હળધરે, ક્રોધે મુષ્ટિ વાળીજી;
ઉંચો કર કીધો બળિભદ્રે, ક્રૂર દષ્ટે ભાળીજી.
પ્રહાર કીધો પ્રલંબ શિશે†, મહાબળે બળદેવજી;
પડયો પ્રલંબ એક ગડદે‡, પ્રાણ ગયા તતખેવજી.
જેજેકાર થયો વૃંદાવન, ભેટયા બન્યો ભાઇજી;
ધન્ય ધન્ય કહે ગોવાળા, જાણ્યો રામ મહિમાયજી.
પ્રલંબ દેહ લગાડી દીધો, કીધું યુદ્ધ વૃંદાવનજી;
ભૂમિભાર ઉતાર્યો અચ્યુત§, દીપાવ્યો રોહિણી તંનજી.
પુષ્પ વૃષ્ટિ કીધી સહુ દેવે, વખાણ્યા કેશવ રામજી;
અસુર મારી સુરભી ચારી, ગયા ગોકુલ ગામજી.
ઘેર ઘેર વાત કરે ગોવાળા, વખાણી વખાણીજી;
બલિભદ્રે આજ પ્રલંબ માર્યો, મુષ્ટિયે લીધો પ્રાણજી.

વળણ.

પ્રાણ લીધો એક મુષ્ટિયે, હલધરનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો અષ્ટાદશમો અધ્યાયરે.

### ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટાદશોધ્યાયઃ ॥૧૮॥

---

## અધ્યાય ૧૯ મો.॥

### કડવું ૬૦ મું-રાગ સારંગની ચોપાઇ.

શુક કહે સુણ પરીક્ષિત રાય, શ્રીકૃષ્ણ ચરાવે વનમાં ગાય;
નિત પ્રત્યે લીલા નવનવી કરે, દ્વાદશ વનમાં પ્રભુજી ફરે.
મધ્યાન્હ વેળા વનમાં થઇ, ગાયો ચરતી વેગળે ગઇ;
ક્ષેત્ર હતું એક સરોડાંતણું, ખરૂં જાળ તે વનમાં ઘણું.
તે વનમાં ગયાં ગૌ ધંન, લાગો દાવાનળ હુતાસંન;
ગોપ સાથ સહુ છે વેગળો, ગૌ પૂઠે પાવક વીંટી વળ્યો.
અનળ પ્રબળ વાયુ છે ઘણો, થયો તીવ્ર તાપ દાવાનળ તણો;
તપિત તન સુરભીનાં થયાં, પ્રસ્વેદનાં જલ બિંદુ વહ્યાં.
ત્રાસે ગાય નાસે અરીપરો¶, ન શકે અગ્નિ આગળ નીસરી;
ભાં શબ્દ સુરભી ભાંખે, એકેક પર જઇ કોટ નાંખે.
ધાઇ ધાઇ સહુ ટોળે થાય, કાઢી જીભ પડે ભૂમિમાંય;
શ્રી કૃષ્ણ ધ્યાન સુરભી સહુ ધરે, ઉકળી અકળાઇ આંસુ ભરે.
આકાશ સર્વ ધૂમ્રે આવર્યું, આચ્છાદ્યો* ભાનુ અંધારૂં કર્યું;
ફાટે વાંસ વૃક્ષ ચડચડે, બળે પાંખ પંખી તરફડે.
મશક† શશક‡ મૃગ પામે ત્રાસ, ફાટે ફણા સર્પ મૂકે શ્વાસ;
કીટ પતંગ દહ્યા કંઇ કોટ, ઊઠે ધૂમ્રના ગોટેગોટ.
તે જ્વાળા જઇ પહોંતી આકાશ, બળભદ્રે વિનવ્યા અવિનાશ;
સ્વામી કાંઇએક અરિષ્ટ§ થયું, મહા દુર્વનમાં ગૌધન ગયું.
ધૂમ્રાવરણ વ્યાપ્યું વન વિષે, ભાઇ સુરભી પીડા પામે રખે;
એવું સાંભળી ઉઠયા દયાળ, ધાયા રામ કૃષ્ણ સહિત ગોવાળ.
સહુ સરોડાનાં વનમાં ગયા, દેખી દાવાનલ વિસ્મે થયા;
વન્હીયે‖ ઘેરી દીઠી ગાય, જ્યાં રૂવે ગોપ પછાડે કાય.
શ્રી કૃષ્ણ સ્તુતિ કરે ગોવાળ, પ્રભુ પશુની લીજે સંભાળ;
આપણું જીવિત્વ તે ગૌધન, તેને દહે છે હુતાશંન.
ગાય વિના ઘેર કેમ જઇયે, માતપિતાને જઇ શું કહિયે;
વલવલીને વાછરૂ મરે, માત વિના દેહ કેઇ પેરે ધરે.
જો દગ્ધ વૃંદ¶ સુરભીનું થયું, તો ગોપ વર્ગનું જીવન ગયું;
એવું કહી રોયા ગોવાળ, તવ દયા કીધી દીનદયાળ.
પછે વેણું વજાડી વૈકુંઠરાય, સાન કરી સહુ તેડી ગાય;
હરિ જોવા હેત સહુને આવ્યું, અગ્નિ જ્વાળ માંહે ઝંપાવ્યું.
દહન ભય× સુરભી વીસરી, હરિ મળવા પાવકમાં નીસરી;
એક રોમ તેનું નવ દહ્યું, ગૌવૃંદ ગોવિંદ પાસે ગયું.
તે વ્યાકુળ થઇ હીંસારવ કરે, પ્રસ્વેદ જળની ધારા ઝરે;
તે પાએ પડવા હરખે હીંડી, ભાં શબ્દ કરે પાવકે પીડી.
ફેરવે હાથ હરિ પાસે તેડી, પરિતાપ તણી વેદના ફેડી;
ગ્રહી કંઠ ગૌ હૃદયે ભીડી, હરણી** ડોલી** ખાંડી** મીંડી**.
કાબરી** કાળી** ને કલોડી**, વાંસળી નાદે સહુકો દોડી;
હરિ ચરણે ગૌ આવી સકળ, ગૌ પૂઠે ધાયો દાવાનળ.
વૃક્ષ તણી લતા પરજળે, આગળ ગૌ પાવક પૂંઠળે;
હાહાકાર કરે ગોવાળ, નાસો રામકૃષ્ણ એ આવી જ્વાળ.
ગાય ગોપની પીડા ઘણી જાણી, પછે પરમેશ્વર બોલ્યા વાણી;
તમો સખા સહુ મીચો લોચન, નિવારણ થાશે હુતાશન††.
નેત્ર ઉપર દીધા ગોપે હાથ, જૂવે હેરી‡‡ શું કરે છે નાથ;
ક્રોધ રૂપ કીધું યદુરાય, પાવક લીધો બેહુ કર મહાંય.

---

* શેષનાગ. † માથે. ‡ મુક્કી. § પ્રભુ. ‖ આ ઓગણીશમા આખ્યાનમા મુંજારણ્યમાં પેહેલા ગોવાળિયા અને ગાયોની ભગવાને દાવાનળ પીને રક્ષા કરી તે કથા છે ¶ આઘી પાછી.

* છાઇ નાંખ્યો. † ‡ શશલાં. § ખરાબ. ‖ અગ્નિએ. ¶ ટોળું. × બળી જઇશું એવો ભય. ** ગાયોના રંગપરથી તેની જાતો ઠરાવેલી. †† અગ્નિ. ‡‡ કાણી આંખે.

મૂખમાં મૂક્યો હુતાશંન, પયની પેરે કીધો પ્રાસંન.
જેમ સમુદ્રમાં પડે વિજળી, તેમ અગ્નિ જ્વાળ ગોવિંદે ગળી;
જેમ અગસ્ત્યે પીધો સાગર, તેમ પાવક પીધો નંદકુંવર.
વારતા સ્વપ્ન સરખી થઇ, શું દાવાનળ અહીં હુતો નહીં;
કૃપાદષ્ટે જોયું કમળ ચક્ષ, થયાં નવપલ્લવ વનનાં વૃક્ષ.
પછે અમર સ્તુતિ કરે અંતરિક્ષ, પાવક પીધો જોતાં પ્રત્યક્ષ;
ગોવાળા વિચારે મન મહાંય, આપણ કેમ ફરી આવ્યા અહાંય.
ગોવાળે જાણ્યું તતખેવ, નંદપુત્ર તે દેવાધિદેવ;
અવિગતિ* દીસે અકળ, એણે જોતાં પીધો દાવાનળ.
એ સાક્ષાત નાથ નરહરી, એને કેમ માનીયે માનવ કરી;
સર્વથા એ વૈકુંઠરાય, ગોવાળા સહુ લાગ્યા પાય.
શ્રી હરિયે માયા વિસ્તરી, ગોપ જ્ઞાન ગયા વીસરી;
સખા ભાવ ગોવાળે ધર્યો, બ્રહ્મભાવ મનથી નીસર્યો.
અદ્ભુત લીલા હરિયે કરી, સંધ્યાએ ગોકુળ આવ્યા ફરી;
વિરહે વ્યાકુળ વ્રજ સુંદરી, એક દિવસ જાણે ચોહો† જુગ કરી.
તે આતુર થઇ ઉભી બારણે, પ્રભુ દર્શન કરવા કારણે;
ઘેર ઘેર વારતા ગોપે કરી, આજ મરણથી સુરભી ઉગરી.
મહત્કર્મ કીધું ભગવાન, દારૂણ દાવાનળ કીધો પાન;
શુકજી કહે સાંભળીયે રાય, એ વન્હી ભક્ષ કહ્યો મહિમાય.
એ દશમ લીલા પરમ પવિત્ર, કહેવાયું દ્વાદશમું ચરિત્ર;
એ અધ્યાય ભણે વા સાંભળે, ત્રિવિધ તાપ તેના સદ્ય ટળે.

**વળણ.**

ટળે તાપ શ્રોતાતણા એ, કથાનો મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દાવાનળ પાનો નામ એકોનવિંશોધ્યાયઃ ॥૧૯॥**

---

## અધ્યાય ૨૦ મો.‡

કડવું ૬૬ મું—રાગ મલ્હાર.

ગોવિંદ ચરિત્ર કહે ગર્ભ યોગી, સાંભળીયે ભૂપાળજી;
અદ્ભુત લીલા વૃંદાવનની, વરણું વર્ષાકાળજી.
શ્રી ગોકુળમાં ગાજે ગાજે, વરસી છે વરસાદજી;
તેવામાં ગોધન ચરાવે, રામ કૃષ્ણ બે ભ્રાતજી.
ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારૂં ઘોરજી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોરજી.
અમૃત* સ્વરે કોકિલા† બોલે, ભ્રમર કરે ગુંજારજી;
અભ્ર ઘટાને‡ દેખી ન્હાસે, વચ્છ કરે હીંસારજી.
આદિત્ય§ ઉડગણ‖ ઈંદુ¶ આચ્છાદ્યાં×, વાદળી ગઇ સર્વ વ્યાપીજી;
અનંત જંતુ ઉદયા અવનીમાં, સૃષ્ટિ વિધિયે થાપીજી.
કીટ પતંગ પંચવરણાં, મંડુક** કરે મુખ રેંકારજી;
નીલાં તૃણ થયાં અવનીમાં, ઉદયાં દ્રુમ અંકૂરજી.
નવિન પત્ર કુસુમ નાનાવિધ, નદીએ આવ્યાં પૂરજી;
નદી તટ ઉભા ગોવાળા, તે વાય વેણુ મધુરજી.
કાદવે મારગ પૂરાણા, વણિકે મૂકયા વેપારજી;
આશ્રમ કીધા સંન્યાસીએ, એક સ્થળ રહે માસ ચ્યારજી.
નાના વ્રત કરે સહુ નારી, તાપસ બેઠા માળેજી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમ ધર્મ પાળેજી;
દૂગણાં†† દૂધ કરે છે સુરભી, ચરે નીલાં તૃણજી.
કર જષ્ટિકા કાળે લંગોટી, વન જાય અશરણશર્ણજી.
ઝડી‡‡ કરી વરસે મેહવલીયો, નયણે સૂરજ ન સૂજેજી;
વૃક્ષ તળે ઊભા અવિનાશી, ટાઢે થરથર ધ્રુજેજી.
ઉપર જળ તળે જળ વેહે છે, નથી બેસવાનો ઠામજી;
પલાશ પત્રના§§ ટોપ કરી ધરે, મરતક કેશવ રામજી.
સાંજ સમે આવે શ્રી ગોકુળ, પૂર ભરયાં વહે નાળાંજી;
કો તરે તુમડાં કટિયે બાંધી, ગૌ પુચ્છ વળગે ગોવાળાજી.
સામળીયાને સામા આવે, તારા‖‖ લેઈ નંદરાયજી;
સંસાર તારણ બીયે નદીમાં, જોઇને મૂકે પાયજી.
કોટી કૌતુક કરે કમળાવર, સુણ પરીક્ષિત રાજનજી;
એ તો વર્ષાકાળની કહી લીલા, કહું શીતકાળ વરણંનજી.
હવે હું વર્ણવું શોભા શરદની, આવ્યો આશ્વિન માસજી;
તિમિર નિવરત્યું અભ્રઘટાનું, થયું નિર્મળ આકાશજી.
પ્રગટ ઉડગણ ઈંદુ ભાસે, પ્રૌઢા જ્યોતિ કરે માર્તંડજી¶¶;
રવી કીરણે પંક** સૂકવ્યા, નિર્મળ કીધા નવખંડજી.
નિર્મળ જળ થયાં સર્વ સરિતાનાં, વિકાસ્યાં પંકજ ઉઘડીયાંજી;
ઉત્પત્તિ થઇ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડિયાંજી.
પશુ પંખીણી થઇ સગર્ભા, નવિન જીવ અવતરિયાજી;
નીજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરીયાજી.

---

* મોટી ગતિ. † ચાર. ‡ આ વીશમા અધ્યાયમાં વર્ષા અને શરદ ઋતુના વર્ણન સહ ગોવાળીઆ અને બળભદ્ર સહિત ભગવાનની વર્ષા ઋતુ સંબંધી લીલાનું વર્ણન છે.

* મધુર. † કોયલ. ‡ વાદળાંના ઘેરાવો. § સૂર્ય. ‖ તારા. ¶ ચંદ્રમા. × ઢાંક્યાં. ** દેડકાં. †† બમણાં. ‡‡ વરસાદનું જોરમાં પડવું તે. §§ ખાખરાનાં પાંદડાંના. ‖‖ તરનારા. ¶¶ સૂર્ય. ×× કાદવ.

પર્ણકુટી તજી ઉઠીને ચાલ્યા, તીર્થે કરવા સંન્યાસીજી;
આગિયા ઉઘડ્યા કાદવ સૂકયો, ઘર લીપે પૂરવાસીજી.
નૌકા મૂકી સમુદ્રમાંહે, વેપાર કરે વેપારીજી;
વિવાહ કર્મ કરે વર્ણ ચારે, ગીત ગાય શુભ નારીજી.
યજ્ઞહોમ થાયે વેદાધ્યયન, દાન આપે દાતારજી;
ભક્ત મૂકાએ મળ્યાથી જેમ, અગ્રથી મૂકાયો સૂરજી.
વૈષ્ણવે મહોત્સવ કીધો, શણગારયાં દેવસ્થળજી;
નવાં અન્ન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફળજી.
વેપારીએ ગ્રામાંતર* કીધાં, પરવરિયા પરદેશજી;
એ શીતકાળનું છે વર્ણન, લીલા શ્રી હૃષીકેશજી.
શરદ સમે વૃંદાવન માંહે, વિઠ્ઠલ વેણુ વજાડેજી;
સ્નેહ ઉપજાવે વ્રજવનિતાને, કામાગ્નીયે દઝાડેજી.

વળણ.

જગાડે કામ શ્યામ સુંદર, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો વીશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે વિંશો-ધ્યાયઃ ॥૨૦॥**

## અધ્યાય ૨૧ મો.†

### કડવું ૬૨ મું–રાગ ગોડી–દેશીની ચોપાઇ.

શુક કહે સાંભળીએ રાજા, વાય વેણુ સુંદર શ્યામજી;
વ્યાકુળ થઇ છે વ્રજની નારી, પીડે પાપી કામ, વેણુ વાજે છે.
મળવાને તરશે મન, દેહડાં દાઝે છે; વહુવારૂને મરજાદ,
મનડું લાજે છે–ટેક.

નંદનંદનની વાંસલડીરે, વિરહ લાગ્યો ભંડારજી;
મન હીસે છે હરિ મળવાને, પાછું પીડે લોકાચાર, વેણુ વાજે છે–મ૦
આશ્વિન માસ કુસુમ બહુ ફૂલ્યાં, ગોવિંદ ચારે ગાયજી,
મોહન ચરણે મન જઇ બેઠું, દેહ રહ્યો ઘરમ્હાંય, વેણુ વાજે છે–મ૦
અમૃતપેં અદકેરો મીઠો, વાંસળડીનો નાદજી;
દેવકન્યા કાંઇ નવ મીઠે, ગોપી જાણે સ્વાદ, વેણુ વાજે છે–મ૦
કો જળ ભરવા મસે ગઇ યમુનાજી, પાણી દીધું રેડીજી;
વૃંદાવન ઝોખી જઇ અબળા, તુટી ઘરની બેડી, વેણુ વાજે છે–મ૦
કોઇએક નિસરી વાછરૂ પાવા, કો ગઇ પટકુળ ધોવાજી;
કોઇએ મસ કીધું નહાવાનું, ઇચ્છે હરિપદ જોવા, વેણુ વાજે છે–મ૦
સકળ સ્ત્રી ટોળે મળી કહે, ક્યમ કરિ જઇએ બાઇજી;
છે ગોવાળા સામગ્રીઆ સાથે, કોના પુત્ર કોના ભાઇ, વેણુ વાજે છે–મ૦
ધિક્ પુત્ર ધિક્ સહોદર, ધિક્ પતિ સગાં પિત્રાઇજી;
એ સગાં સર્વે ઠગ જાણવાં, હરિ દર્શનનાં અંતરાઇ, વેણુ વાજે છે–મ૦
પ્રેમ જેતલ ત્રા વનિતાનો, શુક કહે સાંભળ ભૂપજી;
પ્રેમાનંદ નજુ સાનને મળવા, તે ગોપી પુરૂષનાં રૂપ, વેણુ વાજે છે–મ૦

---

### કડવું ૬૩ મું–રાગ ગોડી.

નદી કાલિંદીને કાંઠડેરે, ઉભી રહી વ્રજનાર;
વિયોગ દમે દીનાનાથનોરે, નેત્રે ભરતી વાર.
બાઇ નિકટ વાજે વાંસળીરે, હરિ સાથે બ્રાતકુમાર;
ક્યમ મળિયે છવન કૃષ્ણનેરે, ધિક્ અબળાનો અવતાર.
ધન વૃંદાવનની વેલડીરે, ધન્ય વૃંદાવનની ધર્ણ;
એનાં તૃણ થઇ નવ અવતરીરે, ઉપર ચાલત હરિનાં ચર્ણ.
શાને કહેત બ્રહ્મા તુંનેરે, જો જન્મ વાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળીરે, તો અધરતણો રસ લેત.
ગોપી ગુંજા કેમ ન અવતરીરે, હરિ કંઠે શોભત હાર;
વિધિ અમને આપ્યો નહીંરે, પશુ પંખીનો અવતાર.
ધન મૃગ વૃંદાવનતણારે, જે સાંભળે મોરલીનાદ;
કસ્તૂરી થઇ વેણુ રસતણીરે, કે રસિયો જાણે સ્વાદ.
અમો કાં નવ સરજી પંખીણીરે, કરત છબીલાને છાંય;
અમોને કાં નવ નિર્મિ જેઠિકારે, રહેત હરિતણા કરમાંય.
સ્વર્ગતણું સુખ ભોગવેરે, ધન્ય વૃંદાવનનાં ઝાડ;
જો થાત અમો વનવેલડીરે, તો માનત બ્રહ્માનો પાડ.
અજ અમને શે નવ આપિયેરે, દડાતણો અવતાર;
અમો મહા સુખ કરી માનતરે, પ્રભુ કરત ગેડીનો પ્રહાર.
નંદ ગૃહે દાસી ના અવતરીરે, તું બહ્યો બ્રહ્માદેવ;
કૃતારથ થાતી અમોરે, તો કરત હરિની સેવ.
છઉ આતુર અભિલાષે ભરીરે, વિરહ પ્રજાળે વ્રજનાર;
ભક્તિ જાણી ત્યાં આવિયારે, ભક્તવત્સલ સેવનાગર.
કંદર્પ રૂપ દેખાડીયુંરે, સહુ ગોપી લાગી પાય;
શી ઇચ્છા રાખો મન વિષેરે, પૂછે વૈકુંઠ રાય.
લજ્જા સંયુક્ત બોલી સુંદરીરે, અમો પ્રગટ કેમ કહેવાય;
સુખ ઇચ્છું છૌં કમળાતણુંરે, કૃપા કરો શ્રી કૃષ્ણરાય.

---

* એક ગામથી બીજે ગામ જવું તે.

† આ એકવિશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ સુંદર વૃંદાવનમાં ગયા, તેનો વેણુ નાદ સાંભળીને ગોપીઓએ કહેલી વાતની કથા છે.

હરિ કહે સુણો સુંદરીરે, આચરો કાત્યાયની વ્રત;
છે મહિમા મોટો વ્રતનોરે, મનવાંછિત પામશો તર્ત.
અંતર્ધાન થયા એવું કહીરે, સહુ ગોપી આવી ઘેર;
કાત્યાયની વ્રત આરંભિયુંરે, સાધે પ્રભુ પામ્યાની પેર.
હરિ ચરણે ચિત્ત બાંધી રહીરે, વ્રત કરે વૃજનાર;
શુકજી કહે રાય સાંભળોરે, ગઇ ગોપી કર્મને પાર.

વળણ.

અકર્મ અબળા સકર્મ થઇ, વશ્ય કીધા વૈકુંઠ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકવીશમો અધ્યાયરે.

**ઇતિશ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ગોપીકા પ્રબોધ-નો નામ એકવિંશોધ્યાયઃ ॥૨૧॥**

---

## અધ્યાય ૨૨ મો.*

### કડવું ૬૪ મું-રાગ મારૂની દેશી.

સામળિયે શિક્ષણ તો દીધું, વૃજ સુંદરીએ વ્રત કીધું;
જઇ યમુના કરે પ્રાતઃસ્નાન, આપે વિપ્રને ઉત્તમ દાન.
કરે ભોમિશયન દેહ દમતી, અલવણ ભોજન નિત્યે જમતી;
ઘૃત દીપ અહરનિશ રાખે, કૃષ્ણ કૃષ્ણ ફરી ફરી ભાખે.
કરે અખોટ પટ પરિધાન, પળ માત્ર ન મૂકે ધ્યાન;
ક્રોધ પ્રમાદ મૂકયા વરજ, ગોપવધૂ પાળે બ્રહ્મચરજ.
પૂજે અશ્વત્થ તુળસી ગાય, પૂજે વૃદ્ધ વિપ્ર ઋષિરાય;
સર્વત્ર રાખે કૃષ્ણનો ભાવ, હરિચરણે બુદ્ધિ દ્રઢાવ.
પૂરણ વ્રત થયું એક માસે, ભક્તિ જાણી શ્રી અવિનાશી;
ગોપી ટોળે મળીને વિમાસે, મનવાંછિત ફળ કયમ થાશે.
ચાલો વૃંદાવનમાં જઇએ, અભિલાષા પ્રભુને કહીએ;
એકત્ર થઇ વૃજનારી, ગઇ નાવા સર્વે સ્હવારી.
ઇચ્છે મેળાપ પ્રભુનો થાવા, હરિ આવશે મુરલી વાવા;
કાલિંદીનો દ્રહ કાળી વાળો, છે કદંબ વૃક્ષ શોભાળો.
ત્યાં ગોપવધૂ કરે સ્નાન, નાતાં થયા જંત્ર મધ્યાન;
મન માધવ ચરણે મગ્ન, નારી નાહે યમુનામાં નગ્ન.
થઇ નિર્લજ્જ નાથને નેહે, નથી સૂત્ર તંતુ એક દેહે;
બોલે વિવિધ વ્યંગ રસ વાણી, ગ્રહી તરંગ ઉછાળે પાણી.
એક એકને વળગે તરતી, મચ્છપેરે યમુનામાં ફરતી;
જુએ વાટ વિઠલની નારી, એવે આવ્યા શ્રી દેવ મોરારી.
ઉભા રહી જોઇ સહુ શ્યામા, પરબ્રહ્મ અતિ સુખ પામ્યા;
નગ્ન નિર્લજ્જ નયને ન નિરખી, ત્યાં લગી ન થાય મુજ સરખી.
એવું હું તું અંતર ટાળું, પછે કમળા ભાવે ભાળું;
નથી દેખતી કોઇ ગોવાળી, વસ્ત્ર હરિયાં શ્રી વનમાળી.
બાંધ્યો ગાંઠડો શ્રી ગોપાળે, ચઢી બેઠા કદમની ડાળે;
સ્ત્રીનાં ચહેન જુએ મહારાજ, વિચાર્યું જે મૂકાવું લાજ.
પછે ખંખારયા આનંદકારી, તવ ઝબકી સહુ વૃજનારી;
કોઇ એક પુરૂષતણો ખંખારો, માંહોમાંહે નાર કરે અણસારો.

વળણ.

સમશ્યા માંહોમાંહી કરે, અંગુળી મુખમાંહે ધરીરે;
બાઇ પુરૂષ કો આવ્યો સહી, વસ્ત્ર પેહેરો સર્વ સુંદરીરે.

---

### કડવું ૬૫ મું.-રાગ મારૂ-દેશી ફેર.

લાજી વૃજની નાર, ચિંતા ચિત્તમાં ધરે;
પુરૂષ દેખશે દેહ, બાહેર કેમ નીસરે.
વિસ્મે થઇ કરે વાત, નિર્લજ્જ છેક થયાં;
કેમ નગ્ન જાશું ઘેર, પટકુળ તે સર્વે ગયાં.
નથી આવી વાયુની વેળ, વસ્ત્ર ઉડયાં જાણીએ;
એ નોહે મનુષનું કામ, કર્મ દેવનું ગણીએ.
ઘસે હાથ ધ્રૂણાવે શીશ, વૃજજન બાપડાં;
છે મોટો લોભી ચોર, ન મૂકયાં બે કાપડાં.
આવ્યા હશે સો પંચાશ, બાંધી ગયા ગાંસડી;
નવ ઉગરયાં ચરણાં ચીર, ન મૂકી નાડાછડી.
કેમ જઇયે બાઇ ઘેર, હરયાં વસ્ત્ર વેરીયે;
કો આણી આપે વનફૂળ, પાનડાં પેહેરીયે.
હવડાં થયા જંત્ર મધ્યાન, નિશા છે વેગળી;
વળી પ્રગટશે શત્રુ ચંદ્ર, નિશા થશે નિર્મળી.
કોણ ધુર્તે કીધું કર્મ, ન જાએ કપટ કળ્યું;
વસ્ત્ર જાતાં તો ગઇ લાજ, કાત્યાયની વ્રત ફળ્યું.
મૃગનયની ચૌ દિશ જોય, કરૂણા કીજીએ;
જેણે લીધાં હોય પટકૂળ, દરશન દીજીએ.
અમો અબળાનો અવતાર, લાજે જાઉં મરી;
પુરૂષને એની ન ખોડ, હીંડે કોપીન ધરી.
અબળાના અવયવ, રાખ્યા ગુપ્ત ભલા;
નારી નરકનો કુંડ, પુરૂષ હોય નિર્મળા.

---

* આ બાવીશમાં અધ્યાયમાં વસ્ત્ર લઇ લેવાની લીલાથી કુમારિકાઓને વરદાન આપી ભગવાન યજ્ઞશાલા નજીક આવ્યા તે કહ્યા છે.

અમો લાગું તમારે પાય, અબળા આતુર હવી;
કેમ નીસરીએ અમો બહાર, દેખે ગગને રવી.
એક કહે જાણ્યો એ ચોર, વિચારી સત્ય ભણ્યું;
નવનીત ચિત્તનો ચોર, આ કર્મછે તે તણું.
ઘો દર્શન દીનાનાથ, કદમની ડાળ ચઢી;
પછી પ્રગટ થયા છે કૃષ્ણ, વીનવે સુંદરી.
દેખી મદન ગોપાળ, સંતાઇ નાર ખસે;
તાળી દેઇ વૃજનાર, મુખે કર દેઇ હસે.
એકેક પૂંઠે સંતાય, વદન નિજ ગુપ્ત કરે;
કો ઢાંકતી કૂચ ફળ, ચોટલો ઉપર ધરે.
કો અંગુળી ધરે મુખ માંય, પટ પ્રણમી માગે;
કો વેગળેથી વૃજનાર, હરિને પાયે લાગે.
કો વાંકી દ્રષ્ટે જોઇ, શ્યામા અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સામૂં જોઈ હસે.
કો પડી ગઇ જળમાંય, ઢાંકે તન વેણુ વડે;
કો વઢવા તત્પર થાય, ઉંચી ભમર ચઢે.
કો મુખ મરડી કરે વાત, જોબન દર્પ ભરી;
મુને ગમે નહિ એ ચેન, વિરોધની વાત ખરી.
બાળા મુગ્ધા ગોરી શ્યામ, પ્રભુનું સ્તવન કરે;
પટ આપોને પ્રાણનાથ, હરિ તવ ઓચરે.
તમોએ દુભ્યા દેવ, તે માટે વસ્ત્ર ગયાં;
મુને જડિયાં તે દશ પાંચ, દેવને લેતાં રહ્યાં.
ઓળખીને લો પટકૂળ, નીસરો બહાર રખે;
મારી પ્રત્યે શો છે બાધ, હું થકી લાજો રખે.

**વળણ.**

રખે સખી લજ્જા કરો, હું બાળકની બાધા કશીરે;
વાકય સાંભળી શ્યામનાં, શ્યામા તાળી દેઇ હશીરે.

---

## કડવું ૬૬ મું-રાગ પરજીયો.

કર અંગુળી મુખમાં ધરીરે, વસ્ત્ર માગે વૃજનાર;
અમો પુરૂષની દ્દષ્ટિ આગળે, કેમ નગ્ન નીસરૂં બહાર વહાલા.
છીં અબળાનો અવતાર વહાલા, છે કઠિણ લોકાચાર વહાલા,
નહીં નગ્ન નહાયે બીજીવાર વહાલા.-ટેક.
સ્વભાવ છે એ સ્ત્રી તણોરે, નગ્ન સર્વથા નહાય;
એવું જાણી અમો પેઠી જળમાં, એ થઇ આવ્યો અન્યાય વ-છીં.
અમો બાળક કરી કેમ નહાયેરે, દીસો કોટિક કામ;
અમો તમને ઓળખુરે, મિથ્યા બાળક નામ વ-છીં.
વસ્ત્ર હરે કોણ દેવતારે, ન પડે કોનો હાથ;
લોચન કહે છે ચોરનાં, છો લક્ષણવંતા નાથ વ-છીં.
પુરૂષ બીજા કો આવશેરે, જન્મની જાશે લાજ;
માંહોમાંહી હાડ ન જાવું, એ મોટમ નોય મહારાજ વ-છીં.
દ્રુમ ડાળે દયાળજીરે, વસ્ત્ર લીધાં કર મ્હાંય;
પહોંચી ન શકે ગોપીકારે, એક વ્હેંતનું છેટું થાય વ-છીં.
ચીર ચોળીને ચરણીયારે, ધાબળી ઓઢણી ઘાટ;
નીલાંબર પટોળી પીતાંબર, શોભે પાંચ પટાના પાટ વ-છીં.
દેખાડે પણ નાંખે નહીંરે, અકળાઇ વૃજનાર;
કૃષ્ણ કહે લજ્જા પરહરોરે, અબળા નીસરો બહાર વ-છીં.
ડાળથકી થડે આવીયારે, વિપ્ર પ્રભુ વૈકુંઠનાથ;
ગોપિકા બાહેર નીસરી, લજ્જા સ્થાનક દેઈ હાથ વ-છીં.

---

## કડવું ૬૭ મું-રાગ રામગ્રી.

દ્રુમથડે આવ્યા દેવ મોરારીજી, વસ્ત્ર લો ઓળખી નીસરો નારીજી;
ગોપી વિચારે વિપત બહુ પાડીજી, કેમ નીસરીએ દેહ ઉઘાડીજી.

**ચાલ.**

ઉઘાડો દેહ આપણો બાઇ, દેખે નંદ કુમાર;
કાં ન આવો કૃષ્ણ કહે, શે લાગે આવડી વાર.
મારી લજ્જા તમો કાં ધરો છો, કીધી કુળ મરયાદા લોપ;
હવડાં વજાડીશ વાંસળી, ધાઇ આવશે સઘળા ગોપ.
આવો કે જાઊં છું ગોકુળે, કહીશ ઘેર ઘેર સમાચાર;
તેડી લાવું પરીવારને, માત પિતા તમ ભરથાર.
તમને સૂર્યની લજ્જા નહીં તો, હું બાળકની શી લાજ;
તમો સતી છો તે જાણું છીં, લાજે નવ થાયે કાજ.
ભય પામી સહુ ભામની, રખે તેડી આવે કુટુંબ;
એ જે કહે તે માનીએ, તેડતાં ન કરે વિલંબ.
બાઇ નિર્લજ્જ થઇને નીસરો, મૂકો પતિવ્રતાનાં પોણ;
પ્રાણનાથની બાધા નહીં, એ વાત જાણશે કોણ.
ધીરજ ધારી ગોપનારી, નીસરી નગ્ન સમસ્ત;
નીચી થઇ પ્રભુ પાસે આવી, લજ્જાથાનક દીધા હસ્ત.
સર્વાંગ દેહ દીઠો નહીં, વિચાર્યું વિશ્વાધાર;
દુભ્યા દેવ કૃપા કરે, કરો સુરજને નમસ્કાર.
કાત્યાયની વ્રત આચર્યું પણ, અંતે ચૂકી નાર;
નગ્ન દેહ દીઠા વરૂણે, જે વસે નીર મોઝાર.
વિચારે સર્વ વ્રજ વધૂ, એ કરાવે છે પ્રણામ;
અભિલાષ નગ્ન જોવા તણો, લે કોકટ સૂર્યનું નામ.

આ શરીર છે શ્રી કૃષ્ણનાં, રહે અંતરમાં અવિનાશ;
વ્રત કીધું એને પામવા, એમ આણ્યો મન વિશ્વાસ.
અમો વરૂણને ઓળખું નહિ, છે દેવ નંદકુમાર;
સ્ત્રિએ સૂરજને મસે કરી, કીધો કૃષ્ણને નમસ્કાર.
એ ભેદ જાણે ભક્ત હરિના, સાંભળ પરીક્ષિત ભૂપ;
પરિબ્રહ્મ નારી નગ્ન જોઇ, કીધી બ્રહ્મ સ્વરૂપ.
મુખ સામું જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યાં શ્રીભગવાન;
ગોવિંદ વીટયા ગોપીએ, કીધાં પટ પરિધાન.
શ્રીકૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
હવે વાર શી છે શ્યામળા, પ્રભુ આપ તારો સંગ.
વ્રત તમારૂં પૂર્ણ થયું હું, રીઝયો અપરમપાર;
કર્મ રહિત અબળા થઇ, ફરી નહિ પામો અવતાર.
લક્ષ્મીનું સુખ પામશો, શરદ સમે બહુ પેર;
તેડીશ વનમાં વેણુ વાઇ, તમો આજ જાઓ ઘેર.
ગોપીકાએ વિચાર્યું જે, ગૃહીએ હરિના હાથ;
શ્રીકૃષ્ણને નગ્ન કીજીએ તો, રહે છાની આપણી વાત.
વસ્ત્ર કાઢવા ગોપી ધસી, અદર્શ હવા મોરાર;
વિસ્મે થઇ ગોકુળ ગઈ, સુખ પામી સહુકો નાર.
ગોપ વૃંદમાં ગોવિંદ ગયા, છે શોભિત વૃંદાવંન;
રામ પ્રત્યે કૃષ્ણ કહે છે, વૃક્ષનું વરણંન.
વિરંચીની સૃષ્ટિમાં ધન, વૃક્ષનો અવતાર;
વૃક્ષનીપેરે મનુષ્યે કોઈ, કરવો પર ઉપકાર.
ટાઢ તાવડ વર્ષા વેઠે, પ્રજાને ફળ કરે અર્પણ;
જીવતાં છાયા પત્ર આપે, મુએ આપે સર્પણ*.
જે પુરૂષમાં એવાં લક્ષણ, તેને વૈકુંઠ ઠામ;
ગોકુળ જાતાં વસ્ત્ર હરણ મહિમા, કહ્યો પૂરણ કામ.

વળણ.

રામકૃષ્ણ ગોકુળ આવિઆ, સુણ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બાવીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ગોપીવસ્ત્ર હરણો નામ દ્વાવિંશો ધ્યાયઃ ॥૨૨॥**

---

## અધ્યાય ૨૩ મો.†

કડવું ૬૮ મું-રાગ દેશાખની ચોપાઇ.

શુકજી કહે સાંભળિયે રાય, રૂષિપત્નીનો કહું મહિમાય;
એ વસ્ત્ર હરણનું કારણ કહ્યું, ચરિત્ર તેરમું પૂરણ થયું.
છે અદ્ભુત લીલા વિશ્વાધાર, વૃંદાવન ગયા એક વાર;
દ્વાદશ વનને અંતે ગયા, બીજીવાર સહુ ભૂખ્યા થયા.
શ્રમિત થયા હીંડીને ઘણું, પ્રબળ થયું જઠરાગ્નિતણું;
દ્રુમ છાયાતળે બેઠા બાળ, શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યા ગોવાળ.
પાસેનાં અન્ન સહુ જમી રહ્યા, બીજીવાર ક્ષુધાતુર થયા;
શ્રીકૃષ્ણ કહે ભાઇ કહો છો સત, મુજને ભૂખ લાગી છે અત્યંત.
બળભદ્રજી પણ ભૂખ્યા ભાસે, ન મળે ગ્રાસ તે કોને પાસે;
આ ધૂમ્ર જાતો દીસે ગગન, ઋષીશ્વર કરતા દીસે છે યગન.
સંભળાય છે વેદ વાણીના સ્વર, એ સ્થાનક વસે છે ઋષીશ્વર;
આશ્રમ દીસે છે અતિ ઘણા, દશપાંચ સખા જાઓ આપણા.
પર્ણકુટિ આગળ ઉભા રહેજો, રામકૃષ્ણ ભૂખ્યા છે જઇ કહેજો;
માગ્યું અન્ન આપશે તતકાળ, દશ કહેતાં સહસ્ર ગયા ગોવાળ.
ક્ષુધાતુર અભિલાષે ભરયા, શીઘ્ર થઇ સર્વકો પરવરયા;
કો કહે અન્ન વસ્ત્રમાં લીજીએ, હરિને સમર્પી ભોજન કીજીએ.
કોણે વસ્ત્ર તણી ઝોળી વાળી, કોણે કીધી મોટી પત્રાળી;
અન્ન આસક્ત ગોવાળા થયા, તે યજ્ઞ દ્વારે જઇ ઉભા રહ્યા.
મંડપમાં બેઠા છે મુની, ઘોર શબ્દ થાય વેદની ધુની;
વિદ્યાબળે વાધ્યો છે ગર્વ, અભિમાન અશ્વે ચડયા છે સર્વ.
કરે હોમ સ્વાહા ભણી ભણી, ન જાણે વાત હરિ પામ્યાતણી;
અમો પંડિત અમો વેદીયા, પણ જ્ઞાને કો નથી ભેદીયા.
ક્રોધાગ્નિયે રહ્યા પરજળી, માન રૂપ બેઠી મંડળી;
તે કરે સોમ વલ્લીનાં પાન, તેજસ્વી ઋષિ જ્વાજલ્યમાન.
ભણે વેદ સૂત્ર ક્રમ જટા, લાગ્યો છે વાદ શબ્દની ઘટા;
તે સમુદ્ર પુરની પેરે ચઢે, સરખે સરખા ભણતાં વઢે.
જંગોટા કછોટા કુશ આસન, કો સાધે જોગ બાંધી પવન;
કો ઉર્ધ્વ બાહુ કરે ધૂમ્રપાન, કો વક્તા થઇ ચર્ચે જ્ઞાન.
કો ભેદ ખટ ચક્રના કથે, મગ્ન છે આપ આપણે મતે;
કથે ધર્મ ન્યાય ને પાતાંજળી, વ્યાકરણ વેદાંત કથે છે મળી.
મીમાંસા બ્રહ્મવિદ્યાના પ્રયોગ, આત્મા ધર્મ કથે અષ્ટાંગ જોગ;
તત્વમસિ ભણે ઉપનિષદ, પણ અધ્યયનના વાધ્યા છે મદ.
મદાંધ કાંઇ દેખતા નથી, ન પામ્યા પાર થાક્યા જળમથી;
જ્યાં લગી ન આવે આત્મજ્ઞાન, ન મળે ત્યાં લગી શ્રીભગવાન.
લક્ષપતિ કોટિ પતિ ધનવાન, તેપેં બ્રાહ્મણને ઘણું અભિમાન;
છત્રપતિપેં આધકું ગણે, જે બ્રાહ્મણ બે અક્ષર ભણે.
તે વાદે મહિષની પેરે વઢે, તેને હરિ મારગ શોધ્યો નવ જડે;
આસ્તિક આચાર પાળે અનેક, પણ વેગળો વૈષ્ણવનો વિવેક.
છે અધ્યયન ગર્વે ઉન્મત્ત મતિ, તે ગોવાળા ભણી જોતા નથી;
કો કહે આહિરની પડી છાયા, કેમ દીજે હોમ ફરી ન્હાયા.

---

* છેવટનું. † આ ત્રેવીશમા અધ્યાયમા ગોવાળિયાએ પાસે અન્નની યાચના કરાવવાના નિમિત્તથી બ્રાહ્મણોની સ્ત્રી ઉપર અનુગ્રહ કરીને ભગવાને બ્રાહ્મણોને શોક કરાવ્યો.

રહે વેગળા છે પશુપાળ, તવ માન ભ્રષ્ટ થયા ગોવાળ;
ઉભા રહ્યા એક મુહૂર્ત માત્ર, અર્ભક ઓશિયાળા ધરે અંનપાત્ર.
અવતરચા કૃષ્ણ આહીરને પેટ, તો અમારી શી છે આભડછેટ;
આપણ સામું ન કરે અવલોકંન,તો કેમ માગ્યું આપે અંન.
એક કહે આજ્ઞા આપી હરી, તો માગ્યા વિના કેમ જઈએ ફરી;
વળી પ હરિયે કહ્યું એ ખલુ, પણ માગ્યાપેં ભાઇ મરવું ભલું.
ઘણું ધીટ થયા ધીરજ આણી, ઋષિ પ્રત્યે ગોપ વદ્યા વાણી;
ઇચ્છા છે પરમેશ્વર તણી, અમો મોકલ્યા હરિયે તમ ભણી.
મમત્વ છે મુરલીધર તણું, જાણી પવિત્ર અંન તમારૂં ઘણું;
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, કાંઇ આપો તો લેઇ જઇયે અંન.
મુખ મરડ્યાં એવું સાંભળી, સહુ હશી બ્રાહ્મણની મંડળી;
આચાર્ય બોલ્યો કરમાં રૂચી, ગોપને યજ્ઞ અંનની રૂચી.
તમો પશુપાળ રહો વનમાંય, તમારે સ્પર્શે અન્ન અભડાય;
જે ગાય ચારે જેષ્ટિકા ગ્રહી, તે અમો કૃષ્ણને માનું નહીં.
પરમેશ્વર શું ચારે પશુ, અમો ભુલું અધ્યયન કશું;
બોલ્યા બ્રાહ્મણ વચન કઠોર, ન ઓળખ્યા બ્રહ્મ નંદકિશોર.
હાકેટ્યા બાળ પાછા વળ્યા, રામ કૃષ્ણ પાસે જઇ મળ્યા;
સજળ નેત્ર છે કંપાયમાન, દેખી માનભંગ પૂછે ભગવાન.
સખા શે ઓશિયાળા થયા,કોની પાસે અંન માગવા ગયા;
ગોપ કહે જાચ્યા ઋષિજંન, અમો જીવ્યા તે તમારૂં પુણ્ય.
તમારૂં નામ લીધું ફરી ફરી,તેને બોલ્યા તે કેમ કહિયે હરી;
અમારો ધર્મ નહીં કૃષ્ણ રાય, પ્રભુ ગોષ્ઠ કરતાં નિંદા થાય.
જો સ્વામી કીજે રાત અપવાસ,તો અંન ન માગીયે બ્રાહ્મણ પાસ;
શ્રીકૃષ્ણ કહે કાં જાચ્યા ઋષી, મિત્ર મારા થયા મહા દુઃખી.
ભાઈ ક્ષુધા તો ભાંગે આપણી,જો તમે જાઓ ઋષિપત્નીભણી;
સ્ત્રી જનનાં હોય કોમળ હ્રદે, કરૂણા ભક્તિ નારીને હ્રદે.
નિત્યે વેણુ નાદ સુણે આપણો, અભિલાખ છે મળવાનો ઘણો;
તમો જઇ જાચો ઋષીની સુંદરી, આપશે પાત્ર અન્નનાં ભરી.
ગોપ કહે કેમ ઉત્તર દીજીએ, ત્યાં જાતાં અમો ઘણું બીજીએ;
ઋષીપત્નીયો ક્યમ રૂડી હશે, બીજી વાર વળી ફેરો થશે.
કેમ કીજીએ આજ્ઞા લોપ, ઋષીપત્ની પાસે ચાલ્યા ગોપ;
યજ્ઞમંડપ ભણી નવ ગયા, આશ્રમ દ્વાર જઇ ઊભા રહ્યા.
જવ દીઠી ગોપતણી મંડળી, પૂછવા બ્રાહ્મણી ટોળે મળી;
આશ્રમ આશ્રમથી નીસરી, ગ્વાલ પ્રત્યે અબળા ઊચરી.
તમો કીએ ઠામ વસો ગોવાળ, ક્યાંઇ દીઠા છે દીનદયાળ;
યસોદા નંદન શ્યામળવાન, કાળી નાથન ગોકુળ કહાન.
અમો નિત્ય સાંભળું મોરલી ગાન,શ્રી કૃષ્ણનું હ્રદયે રાખું ધ્યાન;
તમારી ટોળીમાં શું નથી હરી, કહે પ્રમદા ભક્તિ રસ ભરી.

ગોપ કહે સાંભળીએ માત, છે નિકટ ઊભા બંન્ધો ભ્રાત;
છે ગોકુળમાં અમારો વાસ, અમો છૈં શ્રીકૃષ્ણના દાસ.
એક વાર અમો આવી ફરી ગયા, ભરતાર તમારે ઊત્તર કહ્યા;
ભૂખ્યા છે બેહુ બાંધવ જંન, તમ પાસે લેવા મોકલ્યા અન્ન.

વળણ.

અન્ન માગે છે શ્રી હરી, એવી વારતા ગોપે કહીરે;
ભૂખ્યા જાણી ભગવંતને, મૃત્યુ તુલ્ય અબળા થઈરે.

---

### કડવું ૬૮ મું-રાગ મેવાડો.

વારતા સાંભળી હો, જે ભૂખ્યા છે હરી;
હ્રદયે દાધી હો, ઋષીની સુંદરી.
જ્ઞાતિ કુટુંબની હો, લજ્જા પરહરી;
ઘર કૃત્ય મૂકી હો, સહુકો નીસરી.
અવળાં વસ્ત્ર પેહેરચાં હો, ભૂષણ વીસરી;
ખટરસ અંન હો, લીધાં ભોજન ભરી.
દ્રષ્ટિ હરિ ચરણે હો, ન જૂએ પાછું ફરી;
નિધિ* ભણી સરિતા હો, તેમ તે સાંચરી.
કુટુંબ મરયાદા હો, લજ્જા પરહરી;
પતિ પરિવાર હો, તેણીએ તુચ્છ કરી.
ચાલે જેમ પંખીણી હો, અથવા ખેચરી;
ભાક્ત અબળાની હો, થઈ એમ ઉફરી.
હરિને નામે હો, ભવસાગર તરી;
પતિ પુત્ર પિતા હો, લાગે જેવાં અરી.
જે હરિને મળતાં હો, થાય છે અંતરી;
બ્રાહ્મણ ધાયા હો, દંડ કરમાં ધરી.
યજ્ઞ રહ્યો અમથો હો, રહ્યા વેદ ભાખવા;
ઋષી સહુ ધાયા હો, નારીને રાખવા.
અયુક્ત આચરે હો, નારી થઇ પાપણી;
પ્રીત પિંડાર સું હો, મૂકી સેવા આપણી.
ત્રાડો પછાડો હો, એહ સ્થાનક હણો;
સ્ત્રી હણ્યાનું હો, રખે પાતિક ગણો.
ઋષી સહુ થાક્યા હો, નારીને પહોંચ્યા નહીં;
મનને વેગે હો, હરિ ચરણે ગઇ.
એક ઋષિપત્ની હો, નિજ નાથે ગ્રહી;
સહુ મળ્યા મારવા હો, એહ બુદ્ધિ કોણ થઈ.

---

* સમુદ્ર તરફ.

નાથે ગૃહ્યો ચોટલો હો, ભ્રાતે તો હાથ ગૃહ્યા;
મુનિવર સઘળા હો, એકને રોકી રહ્યા.
મહા દુઃખ પામી હો, નેત્રે નદી વહી;
સહુ હરિ પામી હો, હું એકલી રહી.
કોણ કર્મ મારૂં હો, નવ નિરખ્યા હરી;
સહુ સત્યવંતી હો, અસતી હું ખરી.
વિયોગે દાઝી હો, પ્રેમ પીડે ઘણો;
તેણીએ મૂક્યો હો, દેહ સદ્ય આપણો.
પહોંતી હરિ ચરણે હો, ચતુર્ભુજ રૂપ થયું;
બ્રાહ્મણના હાથમાં હો, અમથું શબ રહ્યું.
સહુ સ્ત્રી પહેલી હો, હરિ કને તે ગઈ;
લક્ષ્મી સરખી હો, વિષ્ણુ કને તે રહી.
ભક્તિ પ્રીતનું હો, કારણ મોટું છે;
હરિભજન વિના હો, બીજું સહુ ખોટું છે.

વળણ.

ખોટું સર્વ ભજન વિના, ભજતાં પામીએ પારરે;
ઋષિપત્ની હરિને મળી, તેનો કહું વિસ્તારરે.

---

કડવું ૭૦ મું–રાગ વેરાડીની ચોપાઈ.

શ્રીકૃષ્ણ કને અબલા આવી, તે ચતુર વિધનાં અન્ન લાવી;
કો સ્નેહપક્વ* લાવી પાયસાન્ન†, નાનાવિધ ઉત્તમ પક્વાન્ન.
ક્વાથ પક્વ ઉબણ લાવી ખીચડી, મસ્તક લીધી બળતી તાંબડી;
તે નથી દાઝતા નેહે ભરી, કો લાવી પલાળી બાજરી.
કો ભાત દાળ મોદિક પોળી, આણ્યાં મહી શર્કરા ઘોળી;
પૂરી પૂડા ઢોકળાં વડાં, કો લાવી કંદમૂળ પાંદડાં.
કો કોઠાં બીલાં લાવી ગોરડી, કો પત્ર શાખ લેઈ દોડી;
કો અકિંચન અબલા બાપડી, તે લઈ આવી પાપડ પાપડી.
દરિદ્રી સ્વામી ઘરમાં વઢકણો, તે લેઈ આવી જળનો કરવડો;
ઘરમાં અનાથ વ્યાપી સર્વત્ર, તે લેઇ આવી તુળસીનું પત્ર.
કો દુર્બળ ઉભી રહી હરિને પાસ, તે લેઇ આવી છે માગી છાસ;
સ્હોડમાંથી કેમ શકે કાઢી, તે લેઇ આવી રોટલી ટાઢી.
ઘૃત માખણ કો લાવી દહીં, તે સર્વે હરિ પાસે જઇ રહી;
રૂપા કંચોળાં કનક થાળી, કો દુર્બળ લાવી પત્રાળી.
કો ભૂષણ ભરી દીસે છે રૂડી, કોને હાથે બે ત્રણ ચૂડી;
કોની ઝાલ્યે સૂરજની આભા ઘટી, કો દુર્બળ કાંને કુંકાવટી.

* ઘી આદિ ચોપડથી તળેલાં–રાંધેલાં અન્ન. † દૂધથી રાંધેલું અન્ન.

કોને પટોળી મોઘાં પટકૂળ, કોને ઝરણ કામળી વનફૂળ;
દરિદ્ર ભાગ્ય સઘળે વ્યાપી રહ્યું, કર્મ થકી કો નવ ઉગર્યું.
જો ઉજડ વનમાં બેસે જઇ, પણ ભાગ્ય રેખા મૂકે નહીં;
નિર્ભાગી સંગ રાજનો કરે, તે ઉદ્યમ કરતો ભૂખે મરે.
શુકજી કહે સાંભળ ભૂપતી, કો હરિને ઓછી અદકી નથી;
કૃપાનાથ કમળ લોચન, પ્રથમ લીધું દુર્બળનું અન્ન.
પકવાન્ન ધાન ફળ વા પત્ર, હરિએ સકળ અન્ન કીધું એકત્ર;
બેઠ્યું અન્ન કામળ પાથરી, ગોપ માત્રને પીરસે હરી.
વિખાણી વિખાણી આરોગે ગ્રાસ, ઋષિ પત્નીને કહે અવિનાશ;
અન્નનો ગ્રાસ શું કહું કથી, ત્રૈલોક્ય મહિ હું પામ્યો નથી.
મારો તાપ ક્ષુધાનો શમ્યો, જે જન્મ મધ્યે એવું નથી જમ્યો;
કેમ વિખાણું સ્વાદ વાણીએ, મનમાંનું મનમાં જાણીએ.
ક્ષુધા દુઃખ અમારૂં તમો હર્યું, ઠરજો પેટ જેમ અમારૂં ઠર્યું;
નિજ ભર્તારની સેવા કરો, જાઓ સતિ સહુ પાછાં ફરો;
ગૃહકૃત્ય ધંધો અનુસરો, સ્વામીનું વચન મન ધરો.

વળણ.

સેવા કરો નિજ નાથની, સકળ ધર્મ થાય ઉદરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછી ઋષિ પત્નીતેશું વદરે.

---

કડવું ૭૧ મું–રાગ ધનાસરી.

શ્રીકૃષ્ણ પ્રત્યે અબળા ઊચરે, વેદનું ભાખ્યું કોણ ખોટું કરે;
તારે ચરણે આવ્યું તે કયમ પાછું ફરે, અમને ફરતાં વેદને શું ઉગરે.

ચાલ.

વેદને શું ઊગરે જે, શરણ આવ્યું પાછું ફરે;
કૃષ્ણ મૂકી કુટુંબ સેવે તે, નાના દુઃખ દેહે ધરે.
પરિવારથી પરવારવા, અમો ઇચ્છા કરૂં છૈં ઘણી;
સદૈવ રાખો નિકટ સ્વામી, કરૂં સેવા તમતણી.

**શ્રી ભગવાનુવાચઃ–**

શ્રીકૃષ્ણ કહે બાઇ સાંભળો, તમો મુક્તિ પામવા યોગ થઈ;
તારો પોતાના ભર્તારને, એકલાં તો શોભો નહીં.
તમ થકી હું વેગળો નથી, સંસારનાં દુઃખ પામશો;
કૃપા કરી વરદાન આપ્યું, અંતે વૈકુંઠ પામશો.
ઘણું કહી વાળી સતી, હરિયે હરખ ઉપજાવીઆ;
મુક્તિ દેખી પેલી નારની, બ્રાહ્મણ હરિ કને આવીઆ.
પશ્ચાત્તાપ પામ્યા ઘણું, ઋષિ સ્તવન કરે વેગળા રહી;
વૃષભની પેરે વહિ વિદ્યા, કૃષ્ણ બ્રહ્મ જાણ્યા નહીં.

વિપ્ર વંશે અવતરયા, સંસ્કાર અડતાળીશ;
હોમ કરી કરી હાથ થાકયા, જાણ્યા નહીં જુગદીશ.
યાચક થઇ હરિયે અન્ન યાચ્યું, અમો જાણ્યા ગોવાળ;
અમો બુડયા સ્ત્રી તરી, તારી મોટી માયા જાળ.
અપરાધ ક્ષમા કરો સ્વામી, એવું કહી નીચા નમ્યા;
શ્રી કૃષ્ણ કહે તરશો સ્ત્રી વડે, આટલા દિવસ ભૂલા ભમ્યા.

વળણ.

પાય લાગી બ્રાહ્મણ વળ્યા, ઋષિ પત્નીનો મહિમા કહ્યો;
ભટ પ્રેમાનંદ કહે કથા, અધ્યાય ત્રેવીશમો થયો.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયવિંશો-ધ્યાયઃ ॥ ૨૩ ॥**

---

## અધ્યાય ૨૪ મો.*

કડવું ૭૨ મું-રાગ દેશાખની ચોપાઇ.

શુક કહે સુણ ભૂપતિ, અદ્ભુત લીલા અવિગતી;
મારી વતી ક્યમ જાએ કહી, કેસવ કથાને વિસ્તરી.

ચાલ.

વિસ્તાર કરી જાણું નહીં, અદ્ભુત લીલા બ્રહ્મ;
જીવ વખાણે કેમ કરી જે, લાગ્યું માયા કર્મ.
ભેદ ન પ્રીછે ભારતી, વેદ નેતિ વિખાણે;
પરાત્પરની પ્રબળ લીલા, પામર જન શું જાણે.
એ ઋષિપત્નીની કથા, આદરે લીધાં અન્ન;
હવે ચાર અધ્યાય વર્ણવું, જેમાં ધરચો ગોવરધન.
મદ હરચો મઘવા તણો, નિવારી પાવસ વૃષ્ટ;
સપ્ત દિવસ શૈલ રાખ્યો, હર્યું વૃંજનું કષ્ટ.
ઉપનંદ ને વૃષભાન રાજા, સમગ્ર ગોપ પરિવાર;
નંદજીને ઘેર આવી, કીધો ઓચ્છવ વિચાર.
કાલે ઓચ્છવ કીજીએ, પૂજીએ પાક શાસન†;
વૃદ્ધ ગોપને વિનવીને, બોલિયા મધુસૂદન.
એ શો વિચાર તમો કરો, પરમેશ્વર એમ પૂછે;
ઉજાણી ઠરાવી કાલની, એ હારદ કહોની શું છે.

પ્રાણવલ્લભ સાંભળો, કહું ઓચ્છવનું વૃત્તાંત;
ઈંદ્ર મહોચ્છવ કીજીએ તો, વિઘ્ન પામે શાંત.
સદૈવ પૂજા કીજીએ, સંવત્સરે એક વાર;
ઈંદ્ર પૂજાનું ક્વણ ફળ તે, પૂછે જુગદાધાર.
છે પ્રબળ મહિમા ઈંદ્રનો, એમ બોલીયા નંદરાય;
શક્રની* આજ્ઞા વડે, મેઘની વૃષ્ટી થાય.
મેઘથી તૃણ ઉપજે, ચાલે આપણો વેહેવાર;
સંતોષ પામે સૂરભિ†, એવડે તરવો સંસાર.
રાજાને જેમ રાજપદવી, આપણને ગોધંન;
વૃંજવાસી સુખ ભોગવે તે, ઈંદ્રપૂજાનું પુણ્ય.
હાસ્ય કરીને કહે હરી, દૃષણ કેમ દેઊં તાત;
મારે મન રૂચતી નથી, જે તમે કહો છો વાત.
શું જગત જીવે ઈંદ્રવડે, ન ઘટે વૃદ્ધને અજ્ઞાન;
અશ્વમેધને બળે પામ્યો, સ્વર્ગનું રાજ્યસ્થાન.
નિર્મે‡ બ્રહ્મા સૃષ્ટિને, પરમેશ્વર પ્રતિપાળે;
અષ્ટ માસની અવધિ કીધી, આવી મેઘ વરસે કાળે.
ચાર માસ રવિ ઘણું તપે, ચાર માસ શીત સમીર;
તેમ ચાર માહના ચોમાસું, મેઘ વરસે નીર.
આપઆપણું કારજ કરે, જે વિધિએ બાંધ્યું નિર્માણ;
મેઘ વરસે આજ્ઞા વિષ્ણુની, શું ઈંદ્રનું પ્રાધાન્ય.
અયુક્ત પૂજા પરહરો, કરો જે હોયે યુક્ત;
એ ભક્તિ છે વ્યભિચારની, એમ જોતા નથી જુક્ત.
સ્ત્રી નિજપતિને પરહરી, કરે અન્ય નરનો સંગ;
તેને કેમ કહીયે પતિવ્રતા, છે યથા એહ પ્રસંગ.
વસીએ જેની તળેટી, વળી તૃણ ચરે ગોધંન;
આપણો એહ દેવતા, સહુ પૂજો ગોવરધંન.
આ ઓચ્છવ પૂજી ગોવરધનને, ઈંદ્રને દ્યો રેહેવા;
જો પ્રતાપ દેખો પર્વતનો, તો સદૈવ કરજો સેવા.
અમો બાળકની બુદ્ધિ સ્વલ્પ છે, તમો ડાહ્યા થાશો સર્વ;
ઘટે તો પૂજો ગિરી, છે કાલ મોટું પર્વ.
ગોપ વૃદ્ધ પ્રસન્ન હવા, વિશેક વારતા માની;
ગોવરધનને પૂજવો, ઈંદ્રની પૂજા શાની.
એહ ભ્રષ્ટ મારગ પરહરો, નહીં ઉચિત પ્રશસ્ત;
સંપાદી વચન શ્રીકૃષ્ણનું, ઉઠયા ગોપ સમસ્ત.

વળણ.

સમસ્ત ગોપે નિરધાર કીધો, ઉત્તમ વિચાર્યું શ્રી હરિએ;
બીજે દિવસ સહુ ગોપ ગોપી, પરવરયાં પૂજવા ગિરિએ.

---

* આ ચોવીશમા અધ્યાયમાં ઘણા પ્રકારેથી ઇન્દ્રનો યજ્ઞ બંધ પડાવી ભગવાને ગોવર્ધન પર્વતનો મહોત્સવ કરયો છે તે કથા છે. વળી ભૂમિના દેવ બ્રાહ્મણોનો ગર્વ ઉતારી સ્વર્ગના દેવ ઇન્દ્રનો પણ ગર્વ ઉતારવા ઇન્દ્રનો યજ્ઞ બંધ રખાવ્યો છે. † ઈંદ્ર.

* ઈંદ્ર. † ગાય. ‡ સર્જે.

### કડવું ૭૩ મું–રાગ આસેરી.

સમસ્ત વ્રજે ગોપનો ચાલ્યો, પૂજવા ગોવરધંન;
રંગ્યાં શૃંગ અંગ ચીતરયાં, શણગારયાં ગૌધંન. સમ૦
કનક ઝાંઝરી પાગ ધરીરે, ઠમક વાછરૂ ચાલે;
ગોપ સમસ્ત ચાલ્યા ઉજાણી,લાકડીયે શીકાં ઘાલે. સમ૦
શકટ રથ ઘીસલાં જોડયાં, વૃષભ પોઠી કીધા;
ઉન્મત્ત ગોપીએ અન્ન ભરીરે,મસ્તક ટોપલા લીધા. સમ૦
બાળક લીધાં છે કટિ લંકે, પટોળી પાયે રોળંતી;
વ્રજ વધૂ હીંડે મદમાતી, મોરલી નાદે ડોલંતી. સમ૦
વેણુનાદ કરે ગોવાળા, વળી ગીત બાળા ગાય;
આભરણ આભૂષણ નાનાવિધ,શોભા વરણવી ન જાય. સમ૦
ગોવર્ધન નિકટ સહુ આવ્યું, તવ કરે જેજે કાર;
પ્રાણી માત્ર પૂજે પર્વતને, જેમ કહે નંદ કુમાર. સમ૦
સ્વયંપાક કીધા સહુ ગોપે, પવિત્ર અંન રસોઇ;
બ્રાહ્મણ પાસે હોમ કરાવ્યા, પછે પૂજા વેળા થઇ. સમ૦
પર્વત મહાક્ષણા કીધી, નાહી ઉભા નંદરાય;
ગૃહસ્થ ઋષીને તેડી તેડી, આપી સવત્સી ગાય. સમ૦
અબોટિયાં પરિધાન કરીને, પર્વત પાસે આવે;
શાક પાક સ્વાદિક અન્ન ઉત્તમ,નૈવેદ ગિરિને લાવે. સમ૦
ધૂપ દીપ આરતી અજવાળી,મૂકી નૈવેદની થાળી;
બીજું રૂપ ધરીને બેઠા, પર્વતમાં વનમાળી. સમ૦
ગોવરધન પૂજે ગોવાળા, ઉલટ આણી મંન;
શ્રીકૃષ્ણ કહે કરોની પરીક્ષા, ગીરી લે છે અન્ન. સમ૦
પર્વત દેવ સાધુને મૂકી, કો પૂજે ઇંદ્ર અહંકારી;
ગિરિમાં પોતે ગોપમાં પોતે,કરે કૌતુક દેવ મોરારી. સમ૦
પર્વતમાંથી અન્ન આરોગે, લાંબો કરી હરિ હાથ;
રૂપ દેખીને આશ્ચર્ય પામ્યા,ધન્ય ધન્ય ગોકુળનાથ. સમ૦
ઘેર ઘેરથી નીસરી વ્રજનારી,સહુ દરશન કાજે આવે;
કો અક્ષત કો પુષ્પ લેઇને, કો મુક્તાફળે વધાવે. સમ૦
તાળી શંખ વાંસળી વાજે, ચંગ મૃદંગ બહુ ઢોલ;
ભર્યા આનંગે નાચે છંદે, રસ વરસે અતોલ. સમ૦
જય ગોવરધન જય ગોવરધન, ગોપ વદે છે વાણી–ટેક.
પાગે લાગી દીનત્વ ભાખે, (ત્યાં) નંદજીની રાણી. જય૦
માતા માગે પર્વત પાસે, જોડી બંન્યો પાણ;
દેવ ગોવરધન હું પાગે લાગું,મારા પુત્રને કરો કલ્યાણ. જય૦

### વળણ.

ગોકુળમાં સહુ આવિયા, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચોવીશમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ગોવર્ધન પૂજનોનામ ચતુર્વિંશો-દ્યાયઃ ॥૨૪॥

---

## અધ્યાય ૨૫ મો.*

### કડવું ૭૪ મું–રાગ દેશાખની ચોપાઈ.

શ્રી ગોવરધનનાં પૂજા કરી, યુગમ રૂપ કીધાં શ્રીહરી;
આવીઆ સાંજે ફરી, ગોકુળ વિષેરે.

### ચાલ.

ગોકુળમાં આવ્યાં વ્રજવાસી, પર્વતને તે વખાણે;
ભાઇ ગોવરધનને ગર્વ નથી, સહુ ભોજન સાચું જાણે.
આટલા દિવસનું વૃથા ગયું, જે પૂજ્યો પાકશાસંન;
એકવાર ન સાંભળ્યું ભાઇઓ, જે હાથે લીધું અન્ન.
મઘવાને મદ રાજ્ય તણો છે, નથી ગોવરધનને ગર્વ;
વારંવાર પૂજો પર્વતને, જેવારે આવે પર્વ.
નંદ પુત્રની તીવ્ર બુદ્ધિ છે, ગોપ કરે વર્ણન;
એ કથા તો અહીંથી રહી, શું થયું સ્વર્ગસદંન.
ઇંદ્ર સભામાં નારદ આવ્યા, મઘવાએ† માનત્યાં દીધું;
આપ્યા આસન માનુભાવને‡, પ્રેમે પૂજન કીધું.
કેમ કૃપા કીધી હો ઋષિજી, નારદ વળતું ભાખે;
સાવધાન રાજ્ય તેનું કહીએ, જે દષ્ટ સઘળે રાખે.
મેં ઘણા ઇંદ્રનાં રાજ્ય જોયાં, બહુ કાળ થયો છે મુજને;
ઉન્મત્ત પ્રજાએ તું ઊવેખ્યો, શુદ્ધ નથી તે તુજને.
અંતરધ્યાન થયા એવું કહી, નારદે કૌતુક કીધું;
ઇંદ્રે જોયું મંન વિચારી, કોણે મારૂં પૂજન લીધું.
ભૂગોળના અનુચર આવ્યા, તે બોલ્યા કરી પ્રણામ;
સ્વામી ગોકુળવાસીએ પર્વત પૂજ્યો, ગોર્વધન છે નામ.
મહોત્સવ તમારો લોપ્યો, નંદપુત્ર તણે પ્રતિબોધ;
વાત સાંભળી સેવક મુખના, ચડયો ઇંદ્રને ક્રોધ.

---

* આ પચ્ચીશમા અધ્યાયમાં વ્રજનો નાશ કરવાને વાસ્તે ઇન્દ્રે વૃષ્ટિ કરી, ને ભગવાને ગોવર્ધન ઉપાડી વર્ષાદથી ગોકુળની રક્ષા કરી તે કથા છે. † ઇંદ્રે. ‡ મોટા પુરૂષ.

સકળ લોકમાં રંક ગોવાળાં, જે જીવે પશુ ચારી;
આહીરડાં ઉનમારગ ચાલે,તો કોણ રાખે મર્યાદા મારી.
નંદને ઘેર એક પુત્ર થયો તે, કહાવે છે અવતારી;
નવો મારગ તે બાળકે કીધો, વરશોત લોપી મારી.
મદ ઘણો છે મહિયારાંને, ધેનુ અગણિત દૂઝે;
રૂડીપેરે શિક્ષા દઉં ફરી, પર્વતને નવ પૂજે.
દ્વાદશ મેઘને આજ્ઞા આપી, જળ ગોકુળ ઉપર રેડો;
ગૌ ગોપ તાણો યમુનામાં, મૂળથી ગામ ઉખેડો.
વાયુ સર્વ સંઘાથે જાઓ, ઉડાડો પર્વત શૃંગ;
જો મારા કરનો ભંગજ કીધો, તો કરો ગોકુળનો ભંગ.
કાં નહીં સ્વામી, કહી થયા તત્પર, પવન ને પરજંન;
અંધકાર થયો ગોકુળમાં, ઘન ગાજે ગગંન.
તિમિર આગળ કાંઇ ન સૂઝે, રવિજ્યોત અભ્રે બાંધી;
કોરાણુ ઉડે થાય કડાકા, પ્રબળ વાયુની આંધી.
ભય યુક્ત નાસે નરનારી, ભવન આપણાં ભૂલે;
ગિરિ શૃંગ શિલા બહુ વરસે, ઉડે વૃક્ષ સમૂળે.
અકાળ મેઘ કોપીને આવ્યો, કો નવ પ્રીછે કારણ;
છાજ છાપરાં ઉડી ગયાં, રહ્યાં ભોમ ધારણ.
ચમક ઝમક વીજળી ચમકે, ચમકે નાહાનાં બાળ;
નંદ મંદિર સર્વ કો આવ્યું, રાખે દીનદયાળ.
વાછરૂ પાસે સુરભી નહાસે, ઉખાંગતા નહાસે સાંડ;
કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાગશે બ્રહ્માંડ.

વળણ.

શું બ્રહ્માંડ શકે ભાંગશે, હરિયે જાણ્યો ઇંદ્રનો ક્રોધરે;
મઘવાનો મદ ઉતારવા, સાંડ્યા યાદવ યોધરે.

---

### કડવું ૭૫ મું–રાગ મલ્હાર.

ગગન ઘટા ઘન ઘોરતણી, ઘુમે પવને ઘેર્યું ગામરે;
ગોપી ગોપ ગૌ દુઃખ પામીયાં,દેખી કોપ્યા ઘણું ઘનશ્યામરે.
અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મૂશળ ધારરે;
જાણે જીવ્હા શું વાસુકીની, થાય વિદ્યુતતણા ચમકારરે.
વૃજ વધૂ થરથર ધ્રુજતી, ગોપ વાત કરે માંહોમહાંયરે;
કૃષ્ણ બાળકનું કહ્યું કર્યું, કુશળ ક્યાંથી થાયરે.
ત્રિભુવન સ્વામી શત્રુ થયો, તે નંદપુત્ર પસાયરે;
પર્વત આપણે પૂજ્યો તે, શું કરે ગોપીની સહાયરે.
જ્યાં જઇએ ત્યાં રાજ ઇંદ્રનું, સ્વર્ગ મૃત્યુ પાતાળે આણરે;
ક્યાંઇ ઉગરવાનું સ્થળ છે નહીં, વૃજ લોક ગયો નિર્વાણરે.
કો કહે દાવાનળથી રાખ્યાં, સમાવી વિષની જ્વાળરે;
સહુ કૃષ્ણને શરણે આવીયું, રાખો રાખો શ્રીગોપાળરે.
નંદ યસોદા ચિંતા કરે, રખે વિઘ્ન કૃષ્ણને થાયરે;
બાઇ સાત વર્ષના બાળકો, કેમ કરે તમારી સહાયરે.
તમો વૃદ્ધ કહ્યું કાં માનીયું, જે પૂજ્યો ગોવરધંનરે;
જો સુરપતિએ મેહ મોકલ્યા તો, શું કરે મારો તંનરે.
માતા આંખ મીંચે ભગવાનની,રખે વિજળીએ બીહીએ બાળરે;
બારે મેઘ સાથે તૂટી પડયા, જેમ પ્રલય કરે પશુપાળરે.
મઘવાનો મદ ઉતારવા, ઉગારવા વૃજનો સાથરે;
પર્વતનો જસ વધારવા, હરિએ લાંબો કીધો હાથરે.
જેમ વર્ષાકાળના તૃણને, ઊપાડે નહાનું બાળરે;
જેમ ઉન્મત્ત ગજ લે શુંઢમાં, સકોમળ કમળનો નાળરે.
તેમ પર્વત લીધો ઉચળી, લીલાએ લક્ષ્મીનાથરે.
શ્રમ કાંઇ પહોંતો નથી, જેમ કો મુદ્રિકા ધરે હાથરે;
ગિરિ ગોકુળ ઉપર આણીયો,ધરયો કનિષ્ઠ અંગુળીઅગ્રરે.
પર્વત તળે આવી રહ્યું, સહુ ગોકુળ ગામ સમગ્રરે.

વળણ.

સમગ્ર વર્ગ શ્રી વ્રજતણો, આવી ઠરયો ગિરિ તળેરે;
પ્રેમાનંદ પ્રભુરામની, અકળ ગતિ કો નવ કળેરે.

---

### કડવું ૭૬ મું–રાગ શીરોરી.

જળથી ગોપ વર્ગ ઊગરયો,શ્રી ગોવિંદ ગોવરધન ધરયો;
એક ચરણે જેષ્ઠિકા ધરી, રહ્યા એકે પાગે હરી.
નારાયણ ચતુર્ભુજ થયા, એક હસ્તે પર્વત તોળી રહ્યા,
એક હસ્તે કરે સમાધાન,બેહુ હસ્તે વેણુ વાએ ભગવાન.
ઊપર મહા જળની ઝકઝોળ, હેઠળ ગોપ કરે કલ્લોલ;
ગિરિશૃંગ ગરીગરી પડે, માંહામાંહે શિલા આથડે.
કાષ્ઠ કર્દમ કાંટા ઘણા, અકળાએ મરણમાં નહીં મણા;
ગજ શુંઢાકારે જલ ધાર, વાદ વદી વરસે ઘન બાર.
ઊડે આંધીના ગોટેગોટ, વરસે સરવડાં દોટેદોટ;
આઠમો દધી* ગોકુળમાં હશે, સમુદ્ર સાતે ઠાલા થશે.
કોપ્યા ઘન વરસે સામટા, અભ્ર ઉપર થાએ અભ્રની ઘટા;
દિશા કિરણ ન સૂઝે રવી, શું દીસ છપીને જામની હવી.
રાત દિવસ દીસે સમાન, હારયા મેઘ વરસી નીદાન;
ગોપ સર્વને શાતા થઇ, પણ અંધારે કો દેખે નહીં.

---

* સમુદ્ર.

વપુ તેજ પ્રગટ્યું ભગવાન, શું થયા ઉદય શશિયર ભાણ;*
દીઠો ગિરિ હરિ કર ઊપરે, ગોપ સાથ સહુ સંદેહ ધરે.
પરાક્રમ દીઠું અજવાળું થયે, આપણ ઊગરયા ગોવર્ધન ગ્રહે;
કેમ રહેશે ગિરિ અંગુળીવડે, રખે આપણ ઉપર આવી પડે.
હાથે હાથનું કામ માંહોમાંહી કૃષ, લાકડીના ટેકા ગોવાળા દેય;
માએ જાણ્યું રખે થાકે છૈયો, યશોદાજીએ ધરયો રવૈયો.
કો નાહાના બાળક પહોંચે નહીં, દે થોભણ ઊખળ ઊપર રહી;
કો વૃષભ ચડી દે ગિરિને હાથ, શ્યાં અભિમાન કરે સહુ સાથ.
નિમિત્ત માત્ર છે કૃષ્ણનું નામ, છે પાંચે પોંચે હાથોહાથનું કામ;
જેને મનમાં ગર્વ ઘણો આવે, તે ઊપર ગિરિ હરિ ઘણો નમાવે.
તે પડતો દેખી રોવું માંડે, લાગે ભાર થોભણ મૂકી છાંડે;
ઊંચો કર કીધો યદુપતિ, તે ગોવાળે પહોંચાતું નથી.
ગિરિધારી રાખ્યું ગોકુળ ગામ, તે માટે ધરિયું ગિરિધર નામ;
એમ વહી ગયા દિન સાત, વૃષ્ટિ કરી થાકા વરસાત.
પરીક્ષિત રાજા પૂછે પ્રશ્ન, મોટું પરાક્રમ કીધું કૃષ્ણ;
શુક સ્વામી ટાળો સંદેહ, સપ્ત દિવસ વરસ્યા બહુ મેહ.
સમુદ્રનું તટ ઠાલું થયું, તે અગાધ જળ સ્વામી ક્યાં ગયું;
છે અનંત લીલા ભગવાન, શુક કહે સાંભળ રાજન.
વિચાર્યું અંતરમાં હૃષી કેશ, એ જળથી તણાશે દેશોદેશ;
એ પૃથ્વીમાં પાણી રેલાશે, પૂરમાં પર્વત નગર ઠેલાશે.
હું માટે ઇંદ્રે કીધી વૃષ્ટ, તો મારી પ્રજા કેમ પામે કષ્ટ;
ક્યાં ગયું જળ ન જડે પરિશોધ, શ્રી કૃષ્ણે અત્યંત કીધો ક્રોધ.
ક્રોધાગ્નિયે તાપ્યા નરહરિ, તપ્તમાન થયો આખો ગિરિ;
જેમ જળ છાંટ્યું ઊને તાવડે, તે માંહે બળે પણ બહાર ન પડે.
તે દગ્ધ સ્પર્શ માત્રમાં થાય, એક બિંદુ અળગું નવ જાય;
તેમ ગોવર્ધનમાં જળ પરજળ્યું, એક બુંદ બહાર નવ નીકળ્યું.
ક્રોધાગ્નિયે પરજાળ્યું તોય,† પરીક્ષિત સંદેહ નિવારણ હોય;
દારૂણ વૃષ્ટિ થઈ દિન સાત, થાક્યા હારી વળ્યા વરસાત
તે દાંતે તૃણ ગ્રહીને ગયા, સમાચાર વાસવને‡ કહ્યા;
તમો સ્તવન કરો નારાયણતણું, શ્રી કૃષ્ણ દેવ કોપ્યા છે ઘણું.
ચિંતાતુર થયો સુરરાય§, તે કહેવાશે આગલે અધ્યાય;
વિઘ્ન વ્રજવાસી કેરું ગયું, પ્રગટ્યો ભાનુ અજવાળું થયું.
ગોકુળ પ્રજા સર્વ ભૂખી રહી, પણ ક્ષુધાએ કો પીડ્યું નહીં;
પ્રજા વિશ્વંભરને ચરણે વસી, ભૂખ તરસ બાઇ તેને ક્સી.
પછે સ્થાનક મૂકયો ગોવર્ધન, ગોપ દે માંહોમાંહે આલિંગન;
વધામણી ઘેર ઘેર નવનવી, ગોકુળમાં થઇ દીપોત્સવી‖.

* ચંદ્ર સૂર્ય. † પાણી. ‡ ઇંદ્ર. § ઇંદ્ર. ‖ દીવાળી.

વળણ.

દીપોત્સવી થઈ વ્રજ વિષે, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો પંચવિશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ઈંદ્ર કોપનામ પંચવિંશોધ્યાય: ॥૨૫॥**

---

## અધ્યાય ૨૬ મો.*

કડવું ૭૭ મું–રાગ આશાવરી.

ગોવરધન હરિયે ધર્યો, દુઃખ વૃજનું વામ્યું†;
પરાક્રમ દેખી કૃષ્ણનું, સહુ આશ્ચર્ય પામ્યું.–ટેક.
ગોવરધન૦ દુઃખ૦
પરાક્રમ૦ સહુ૦

સાત વરસને બાળકે, નીવાર્યો વરસાત;
કર અંગુળીએ ગિરિ ધરી, રાખીઓ દિન સાત.–ગો૦
એ બળ ક્યાંથી બાળને, અનુભવ હોય તે જાણે;
બીજું કો માને નહીં, વિશ્વાસ નવ તે આણે.–ગો૦
ગોપ સહુ મળી આવિયા, નંદજીને પાસ;
મોટું ભાગ્ય છે વૃજપતિ, પુત્ર શ્રી અવિનાશ.–ગો૦
મનુષ કરી કેમ માનીએ, એ છે અંતર્યામી;
આપણે કરમે કરી, દેહ માનુષી પામી.–ગો૦
પરિબ્રહ્મ તો નિષ્કર્મ છે, જન્મ નોહે કર્મ પાખે;
ઇશ્વરને કર્મ નિજ ભક્તનાં, ભેદ ભારતી‡ ભાખે.–ગો૦
બ્રહ્મ દશા એ બાળની, અમો જાણી અવિલોકી;
ખટ દીવસને બાળકે, પૂતના સદ્ય શોખી.–ગો૦
માસ દિવસના નાથજી, આણ્યો શકટનો§ અંત;
વરસ દિવસના શ્રી હરિએ, હણ્યો તૃણાવર્ત.–ગો૦
દધિનું ભાજન ભાંજિયું, તક્ર ચોહોદિશ રેડી;
સવા વર્ષને સામળે, નાખ્યાં વૃક્ષ‖ ઉખેડી.–ગો૦
વચ્છાસુર પછાડીયો, કોંઠીના થડ સાથે;
બગાસુર મરડી મારીયો, ચંચ ચીરી હાથે.–ગો૦

* આ છવીશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણના અદ્ભુત કર્મથી વિસ્મય પામેલા ગોવાલીયાઓને નંદરાયે ગર્ગાચાર્યનાં વચન સંભળાવી તેના ઐશ્વર્યનું વર્ણન કર્યું તે કથા છે.

† દૂર કર્યું. ‡ સરસ્વતી. § શકટાસુર નામનો દૈત્ય. ‖ જમલાર્જુન નામના.

અઘનો દેહ ઉતરડીયો, કીધું મહા ત્યાં બળ;
ગર્દભાસુર પછાડીયો, પાડયાં તાડ ફળ.—ગો૦
કાળી માન મર્દન કરી, કાઢિયો સહ કુટુંબ;
બળભદ્ર પાસે મરાવીયો, તેણે પાપી પ્રલંબ.—ગો૦
પણ આ પરાક્રમથી અવધિ વળી, આખો પર્વત તોળ્યો;
નંદપુત્રની જોડનો, બીજો ન મળે ખોળ્યો.—ગો૦
મહંત ભાગ્ય રાય તમતણું, પુત્ર સામળ જેવા;
કોણ સુકૃત પૂર્વે આચરયાં, સુતનાં સુખ તો લેવા.—ગો૦
ગત જન્મની વારતા, જાણો છો નંદરાય;
કોણ પુણ્યે પુત્ર પામીયા, અમને સંદેહ થાય.—ગો૦
નંદ કહે સહુ ગોપને, હું કાંઇ નથી લહેતો;
સુકૃત પોતાનું જાણ્યાવિના, લાજું મિથ્યા કહેતો.—ગો૦
વ્રજ લોકને પુણ્યે કરી, પામ્યો છોં હું પૂત્ર;
આશીરવાદ દો સહુ મળી, મારૂં દીપે ઘરસૂત્ર.—ગો૦
ગર્ગાચાર્ય કહી ગયા, પુત્ર મહા બળી થાશે;
પરાક્રમી થાશે અતિ ઘણો, તેવાં નામ ધરાશે.—ગો૦
એનો ગર્ગે પાર લહ્યો નહી, શું લહીયે પામર પ્રાણી;
હું કાંઇ લહેતો નથી, બોલ્યા નંદજી વાણી.—ગો૦
સહુ ગોપે પૂજ્યા નંદજી, વરત્યો જયજયકાર;
શ્રીકૃષ્ણને પાગે સહુ કો પડે, તું છે વિશ્વાધાર.—ગો૦

**વળણ.**

આધાર વ્રજ પરિવારનો, નમે ગોપ સહુ પાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છવીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષડ્વિંશોધ્યાયઃ ॥૨૬॥**

## અધ્યાય ૨૭ મો.*

### કડવું ૭૮ મું-રાગ સામેરી.

શ્રી શુકજી કહે વિષ્ણુ મહિમાય, ભયયુકત થયો સુરરાય;
મેં બહુ દુહ્વ્યા દીન દયાળ, મારો આવ્યો ફીટણ કાળ.

**ચાલ.**

આવ્યો ફીટણ કાળ મારો, દયાળને દૂહવ્યા ઘણું;
કો રાખવા સમરથ નથી, ગયું આસન મુજ તણું.
દુઃખ કહ્યું ગુરુ દેવને જે, મૂને આવી દુર્મતી;
સાનુકૂળ થાય શ્રીહરી તે, ઉપાય કહીએ બૃહસ્પતી.
ગુરૂ કહે ગર્વ ગયો તારો, ગોવિંદ જવ ગિરિ ધર્યો;
મમત્વ મૂકી મેઘ વળીઆ, અહંકાર તારો ઉતર્યો.
પરિવાર પિંડારનો પીડવા તેં, પાવસ મેલ્યો કેમ;
પરાભવ પામી પૂછવા આવ્યો, કાં પુછયું નહિ પ્રથમ.
ઋષિરાય મેં હૃષિકેશ દૂભવ્યા, રમારમણ જાણ્યા નહીં;
બાહુનું બળ પ્રબળ દેખી, બાળબુદ્ધિ મારી ગઇ.
સ્વામીજી તમો સાથે આવો, હું સામળાની સ્તુતિ કરૂં;
ક્રૂર દૃષ્ટિની સૌમ દૃષ્ટિ થાય, અરિષ્ટથી હું ઉગરૂં.
બૃહસ્પતિ ને સુરપતિ સાથે, અને કામદુધાય;
દેવાંગના ઇંદ્રાણી ઐરાવત, આવ્યાં ગોકુળ માંય.
અર્ધ નિશાએ અંતરિક્ષ રહી, જય જય અમર ઓચરયા;
કો ન જાણે તેમ મંદિરમાંથી, કૃષ્ણ બાહેર નીસરયા.
ગુરુ દેવને આગળ કરી, ઉઠયો લાજતો સુરરાય;
પ્રદક્ષણા કીધી પાણ જોડી, ઇંદ્ર પડીયો પાય.
સુરેશ કેશ મસ્તક તણા, સર્વેશ ચરણે લ્હોય;
નખ ચંદ્ર મુગટ મણી તણી, આભા એકત્ર હોય.
સહસ્ર કમળે દે કમળ સીંચ્યા, કરી અશ્રુપાત;
ભ્રમરનું સુખ પાણે લીધું, કૃતારથ થયો સુરનાથ.
ઇંદ્ર ઉઠાડયો કર ગ્રહી, પુરૂષોત્તમ બોલ્યા હસી;
અમો રંક ઉપર પાવસ મેલ્યો, કોણ બુદ્ધિ તમને વસી.
મૃત્યુલોક સહુપે દીન છે, તેમાં રંક જાતિ આહીર;
કીટ ઉપર કૂહાર મૂકયો, અમ ઉપર દારૂણ નીર.
અમો રંક આહીરડાં, તમો છો દેવમાં છત્ર;
ક્યાં સમુદ્ર ક્યાં સ્વલ્પ નદી, ક્યાં ગોપ કયાં શક્ર;
સુધાપી સમરથ તમો, અમે નિર્બળ પીજે તક્ર.
ક્યાં મનુષ ક્યાં દેવતા, શ્રીકૃષ્ણ બોલ્યા વક્ર;
વક્રોકત વાણી સાંભળી, તે સમયે ભાખે ભૂપતી.
તું પરબ્રહ્મ પરમાત્મા, હું અધમ પ્રાણી દુર્મતી.
અપરાધ અજ્ઞાને થયો, હું ભૂલ્યો રાજમદે કરી;
પર્જન્ય દ્વાદશ મોકલ્યા તે, નિવાર્યા પર્વત ધરી.
નિજ ભકતને પ્રતિપાળવા, ટાળવા ભૂનો ભાર;
પતિત કોટી સંધારવા, હરી તેં લીધો અવતાર.
મહોત્સવ પ્રભુ ટાળતાં, મહામદ મારો ગયો;
પરબ્રહ્મ દર્શન ભ્રાંત ભાગી, પતીત હું માંજળ* થયો.

* આ સત્તાવિશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણનો મોટો પ્રભાવ જોઇને કામધેનુ તથા ઇન્દ્રે તેના અભિષેકનો મોટો ઉત્સવ કર્યો તે કથા છે.

* પવિત્ર.

વિમાન વામા વિષય સેવા,વિલાસ ભોગ નાના ભર્જ્યું;
પશુપતિ પ્રજાપતિ પાર ન પામે, તો હું પારમનું શું ગર્જ્યું.
તું સર્વાતીત* મુરલી બજાવે, પ્રગટ પીંડારો થઇ.
તારી ભૂલવણીએ ભ્રાંતિ આવી, મુને દોષ દેવો નહીં.
સર્વ સરજે સર્વ મય તું, કાં ધરો ક્રોની તમા;
તારી માયા અપરાધ કરાવે, તુંજ બાપ કરે ક્ષમા.
એવું કહી વળી પાયે લાગ્યો,એક આણ્યું દિવ્ય આસંન;
ઉપર બેસાડયા શ્રીહરી, સુરપતિ કરે પૂજંન.
કામદુઘાએ સ્તન વિપેથી, પ્રગટી પયની ધાર;
તે પય પંચામૃત† થયું, નવરાવ્યા નંદ કુમાર.
સુરસરીનું‡ જળ ભરયું શુંઢે, અભ્ર ઘંટ ત્યાં તોળીયો;
એક કળશ એરાવતે આણી, શ્રીહરિ ઊપર ઢોળીયો.
નિશાપાત§ પટકૂળ લાવ્યો, ઉદધિ‖ ભૂષણ લાવિયો;
નંદ સુત સાંતરા કીધા, મુગુટ શિર શોભાવિયો.
બૃહસ્પતિયે અભિસિંચન¶ કીધું, નારદે કીધું ગાન;
અપ્સરા સર્વે નૃત્ય કીધું, રીઝયા શ્રીભગવાન.
ઇંદ્ર મસ્તક પર કર ધરીને, વદે વિશ્વાધાર;
કલ્યાણ ઇચ્છો આપણું તો, કરશો મા અહંકાર.
મુજ સંઘાપે વાદ કરજે, હું નહીં પમાડું ખેદ;
મારા ભક્તનો જેણે દ્વેષ કીધો, તેનું ઘાલીશ હું ઉચ્છેદ×.

વલણ.

પાએ લાગી માન માગી, સ્વર્ગે ગયા સુરરાયરે;
સૂત પુરાણીક કહે કથા, થયો સત્તવિંશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ઇંદ્ર સ્તવનો**
**નામ સપ્તવિંશોઽધ્યાયઃ ॥૨૭॥**

---

## અધ્યાય ૨૮ મો.**

### કડવું ૭૯ મું—રાગ દેસાખની ચોપાઈ.

શુકજી કહે સાંભળીયે રાય, એ કહ્યો ઇંદ્ર જય મહિમાય;
સત્તાવિશમો થયો અધ્યાય, વાક્ય સમુદ્ર તરયો કેમ જાય.
નંદને ઇચ્છા ઉપની એકવાર, કીધો અંતર મહિ વિચાર;
પૂછ્યું બ્રાહ્મણને કરી નમસ્કાર, કોણ વ્રતે પામું ભવપાર.
ઘરના વ્યક્તિ આયુશ જાય વહ્યું, સુકૃત વિના વય વૃથા ગયું;
ઉત્તર વય તન જીરણ થયું, આત્મ સાધન કાંઇ નવ લહ્યું.
કેમ તરિયે દુસ્તર સંસાર, ન પામિયે પુનરપિ અવતાર;
આયુશ થોડું પુણ્ય અપાર, આપો ઉપદેશ કરો ઉપકાર,
પ્રશ્ન સુંણી બોલ્યા મહાનુભાવ, હરિચરણે ચિત્ત રાખો દાવ;
જો મુક્તિ પામવાનો છે ભાવ, છે એકાદશીવ્રત ભવનું નાવ.
આચરો અભયા એકાદશી, ક્ષાલણ થાશે કર્મ પળ*મસી†;
જો માધવ ચરણે મનસા વસી, તો જન્મ મરણની ચિંતા કશી.
રૂક્માંગદે અભયા આચરી, તો જનુની જઠરે ન આવ્યો ફરી;
વેદોક્ત અમ્બરીષ કરી, તો શાપ લઇ અવતરયા શ્રીહરી.
વિપ્રાણે અભયાને વેદ સપ્રીત, જે કરે તે થાય સુકીત;
આચરતાં મુક્તિ પામીયે તર્ત, સર્વોપરી છે અભયા વર્ત.
સર્વોત્તમ આવે માગસર માસ, સુદી દશમીથી કરવો અભ્યાસ;
હવિષ્યાન્ન લેવા પંચ ગ્રાસ, એકાદશી કરવો અપવાસ.
નિશાયે કરવું જાગરણ, હરી કથાનું કરવું શ્રવણ;
દ્વાદશીમાં જમાડવા બ્રાહ્મણ, યથા શક્તિ દક્ષિણા અર્પણ.
ભિન્ન ભિન્ન છે દંત ધાવંન, પૃથક્ દેવનાં આવાહંન;
પૃથક્ પુષ્પ અર્ઘ નિવેદંન, કરાવે વિપ્ર કરો પુજંન.
ચોવીસનાં ભિન્ન ભિન્ન છે દાન, સદૈવ વ્રત કીજે રાજાન;
દ્વાદશ ત્રણ વર્ષ એક નિદાન, તો મુક્તિફળ આપે ભગવાન.
છે તારા ઘરમાં ત્રિભુવનપતિ, શ્રી કૃષ્ણ બ્રહ્મ સાચો સર્વથી;
તારે વ્રતનું કારણ નથી, તેં પામી મૂકયો છે અવિગતી.
પણ લો નીમ કરો વ્રત રાય, ધર્મ તે દીઠા પુઠે થાય;
નંદ આનંદ પામ્યા મનમહાંય, વેદોક્ત માંડી અભયાય.
એકાદશી કરે બીજા ગોપ, પૂજે ધેનુ અશ્વત્થ તુળસી રોપ;
શ્રીકૃષ્ણના મનમાં ચડિયો કોપ, શો પ્રત્યક્ષ મારો કીધો લોપ.
અગિયાર માસ વ્રતને થયા, નિશાએ નંદજી નહાવા ગયા;
અર્ધ નિશાનો ભેદ નવ લહ્યો, જાણ્યું સહવારે પ્રાતઃકાળ થયો.
સ્વલ્પ દ્વાદશીનો ભેદ આણી, ઘણી રાત્ર નંદે નવ જાણી;
પેઠા મર્જન ને હાલ્યું પાણી, કહે વરૂણ સેવક સુણો વાણી.
કોણ નહાય છે ઉલટ આણી, સૂતાં જગાડયાં જળનાં પ્રાણી;
મરયાદા મારી નવ આણી, અહીં લઇ આવો તેને તાણી.
જળ પ્રયોગ કરાવે બ્રાહ્મણ, નંદ ઉભા કરે તર્પણ;
આવી સેવકે તાણ્યાં ચરણ, સદ્ય નંદનું કીધું હરણ.
વિપ્ર ગોપ કરે શ્હોરા શ્હોર, ન સૂઝે યમુનાં કાળી ઘોર;
સેવક કહે સાહી આણ્યો ચોર, કોપ્યા વરૂણ વદે કઠોર.

---

* સર્વથકી અળગા. † દૂધ, દહીં, ઘી, મધ, સાકર એ પાંચે મળીને પંચામૃત કહેવાય છે. ‡ ગંગા. § ચંદ્રમા. ‖ સમુદ્ર. ¶ મંત્ર ભણી અભિષેક કરવો તે-જળ છાંટવું તે. × નખોદ કાઢવું તે. ** આ અઠ્ઠાવિશમા અધ્યાયમાં ભગવાન વરૂણ લોકમાંથી નંદરાયને લાવ્યા અને ગોવાલિયાઓને વૈકુંઠ દેખાડયો તે કથા છે.

* જરા. † કાળાસ.

રૂડી પેર બાંધો ને તરાડો, એને કારાગૃહમાં બેસાડો;
રખે કહ્યા વિના બહાર કહાડો, ન નહાય ફરી વિપત પાડો.
નંદજી જ્યારે બંધન થયા, ગોપ સર્વ ગોકુળમાં ગયા;
સમાચાર યસોદાને કહ્યા, બૂડયા નંદ પાણીમાં વહ્યા.
જાણી વાત જે બૂડયા નંદ, ધાયાં ગોપ ગોપીનાં વૃંદ;
ધાઇ યસોદા કરતી આક્રંદ, હો પિતા કરી રોયા ગોવિંદ.
સહુ યમનાં તટ આવ્યા ગોવાળ, કો કહે પાણીમાં નાંખો જાળ;
માથે હાથ દઇ બેઠા ગોપાળ, કેમ જીવીશ હું નહાનો બાળ.
પછે રોતા બોલ્યા સુંદર શ્યામ, તમે યસોમતીને રાખો રામ;
એ ઉન્મત્ત વરુણનું જે કામ, પ્રાતઃ થયા પુંઠે કરશું સંગ્રામ.
એમ કરતાં થયો પ્રાતઃકાળ, નંદ પ્રત્યે પૂછે દિગ્પાળ;
કોણ જાતિ તારી બુદ્ધિ બાળ, નંદ કહે હું છૌં ગોવાળ.
રંક આહીર વસું ગોકુળ ગામ, વ્રજપતિ નંદ છે મારૂં નામ;
એક પુત્ર મારે સુંદર શ્યામ, હું નહાવા આવ્યો અભયા કામ.
વચન સાંભળી ભડકયો રાય, વરુણ પડયો નંદજીને પાય;
સ્વામી મેં મોટો કીધો અન્યાય, છે પરમેશ્વર તારા ઘરમાંય.
તું જગતપિતાનો પિતા મહારાજ, મેં મોટો કીધો અન્યા આજ;
કોપ્યા કૃષ્ણ ગયું મમ રાજ, તમો નંદજી મારી રાખો લાજ.
આપી આસન પૂજન કરે, હૂં દાસ દાસ વાણી ઓચરે;
કર જોડી પ્રદક્ષિણા કરે, મુગટ ઉતારી ચરણે ધરે.
અરચે કેસર કુંકુમ ચંદન, નૌતમ પેહેરાવ્યાં વસંન;
પાલખીએ બેઠા ગોપ સ્વામીન, સ્ત્રી ભરતાર થયાં બેહુ વાહંન.
પૂજ્યા નંદ વદન શોભતું, ઓઢયું પીતાંબર અંગ ઓપતું;
મુગટ મોતીવૃંદ ઝૂમતું, બેઠા પાલખીએ ઝાલી ઢુમતું.
અગર ધૂપ વાયુ વ્યંજન, પૂંઠે બંધીજન બોલે ધન ધન;
કૌતુક નંદ વિચારે મંન, આ સર્વે દીકરાનાં પુણ્ય.
ઝંપાવા કટિ બાંધી મોરાર, વારે છે સહુ વૃજની નાર;
એવે હાલ્યું યમુનાં વાર, ગાજતે નંદજી નીસરયા બહાર.
નાનાવિધ વાજે વાજિંત્ર, વિખાણે સહુ કૃષ્ણ ચરિત્ર;
વરુણ કહે હું થયો પવિત્ર, આજ નંદરાય મેં કીધા મિત્ર.
દેવવૃંદ બાહેર નીકળ્યું, ગોપીવૃંદ સહુ જોવા મળ્યું;
પીડા દુઃખ કોને નવ કળ્યું, સહુ કહે વ્રત નંદજીને ફળ્યું.
યસોદાને હિત હૈયે વ્યાપે, મોહ પામી પતિને પ્રતાપે;
કૃષ્ણ વધામણી સહુને આપે, આજ નવો જન્મ પામ્યો છે બાપે.
ભેટયા કૃષ્ણ મળ્યું સહુ કોય, નંદ સમે વિચારી જોય;
ભક્તિ વરુણની અતિસેં હોય, નમ્યો વરુણ કરજોડી દોય.
પછે રામકૃષ્ણની પૂજા કરી, ભેટ પ્રભુને ચરણે ધરી;
કર જોડી વિનવિયા હરી, પછે યથારથ વાણી ઓચરી.
સ્વામી નંદ મારો રાખ્યો ભાર, પણ અન્યાય મેં કીધો અપાર;
અજ્ઞાને બંધન કીધા પ્રહાર, ક્ષમા કરો તે વિશ્વાધાર.
હરિ કહે સાંભળ વરુણ, શું કરૂં જો તું આવ્યો શરણ;
જે જન વંદે મારા ચરણ, તેને કદા ન હોએ મરણ.
વળ્યો વરુણ કરી નમસ્કાર, ધંન સકળ ગોપ પરિવાર;
વૈકુંઠ નાથે લીધો અવતાર, એમ કહી વરુણ ગયો નિજદ્વાર.
પછે યમુનાજીમાં મર્દન કરી, આગળ ગોપ પુંઠે સુંદરી;
સહુ ગોકુળમાં આવ્યું ફરી, દ્વાદશી સધાવી પિતાને હરી.
જે વરુણે જાતી વેળા કહ્યું, તે ગોપ સર્વના મનમાં રહ્યું;
જ્ઞાન વરુણ વાણીથી લહ્યું, વૈકુંઠ જોવાને મન સહુનું થયું.

વળણ.

થયું મન સર્વ ગોપનું, વૈકુંઠ જઇએ અવશ્યએવરે;
આરત જાણી ભક્તની, હરિયે વૈકુંઠ કીધું તતખેવરે.

---

## કડવું ૮૦ મું–રાગ વસંત

મારે વહાલે વૈકુંઠ દેખાડયું, ગોપવૃંદ આનંદ પમાડયું.
અભિપ્રાય ગોપનો જાણી, કૃપાનાથે કરુણા આણી;
નિજદાસ જાણી સુખ દીધું, ગોકુલ વૈકુંઠ સરખું કીધું–મા૦
જીભ શું શકે શોભા વખાણી,લીલા વૈકુંઠની વૃજ આણી;
ચતુર્ભુજ થયા અવિનાશી, આશ્ચર્ય પામ્યાં વૃજવાસી–મા૦
ચતુર્ભુજ થયા સહુ ગોવાળા, ચતુર્ભુજ રૂપે થઇ બાળા;
ચતુર્ભુજ યસોદા નંદરાય, ચતુર્ભુજ થઇ ગોકુળની ગાય–મા૦
ચતુર્ભુજ પંખી ગગનનાં, ચતુર્ભુજ થયા વૃક્ષ વનનાં;
ચતુર્ભુજ યમુનાનાં જંતુ, ચતુર્ભુજ થયા કામ વસંતુ–મા૦
શંખ ચક્ર ધરયાં સારંગ, ઘનશ્યામ થયા સહુ અંગ;
નીલ પીત પેહેરયાં છે વસંન, સહુને બેસવા ગરૂડ વાહંન–મા૦
ગોપી થઇ સહુ કમળા જેવી, ઊભી નિજ પ્રભુ ચરણ સેવી;
ગોપે જન્મ મરણ દુઃખ વામ્યું,સહુએ બ્રહ્માનંદ સુખ પામ્યું–મા૦
વાજે વાજિંત્ર અનહદ તાળ, સપ્ત સ્વર બોલે પરમ રસાળ;
નારદ તુંબર વેણુ વાય, ઉપનિષદ્ નિગમ મુખ ગાય–મા૦
દર્શન અમૃત સેવક ચાખે, શિવ સનકાદિક યશ ભાખે;
વૃજવાસીને મહા સુખ દીધું, કષ્ટાતીત ગોકલીયું કીધું. મા૦
નહીં રોગ વિયોગ નહીં શોક, બ્રહ્મ રૂપ થયા વૃજ લોક;
નહીં કર્મ સંકલ્પ જંજાળ,નહીં જન્મ મરણ નહીં કાળ–મા૦
નહીં મોહ માયા વૃદ્ધિ હાની,નહીં લંપટ કો અભિમાની;
નહીં ઉદ્વેગ કષ્ટ નહીં ખેદ, જ્યાં નથી ચોરી છળભેદ–મા૦

નહીં બ્રહ્મ પંચ મહા ભૂત, નહીં વ્યાધી નહીં યમદૂત;
સાકાર નિરાકાર ભાસે, રવિ કોટિક તેજ પ્રકાસે—મા૦
સાચું વૈકુંઠ ગોકુળ આણ્યું, ગોપે વૈકુંઠનું સુખ માણ્યું;
જેવું વેદ વૈકુંઠ ભાખ્યું, તેવું મુહૂર્ત ગોકુળમાં રાખ્યું—મા૦
વૈકુંઠ પાછું સંવરિયું, હતું તેમજ ગોકુળ કરિયું;
પછે વૈષ્ણવી માયા વિસ્તારી, કૃષ્ણે ભુલાવ્યાં નરનારી—મા૦

વલણ.

નરનારી ફરી ભોળવ્યાં, પ્રભુ લીલા કહી નવ જાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો અઠાવિશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે વૈકુંઠ દર્શનો-નામ અષ્ટાવિંશોધ્યાયઃ ॥૨૮॥**

## અધ્યાય ૨૯ મો.*

### કડવું ૮૧ મું-રાગ સામેરી.

શિવસુત શારદાને શિર નામી, પ્રથમે સમરૂં સીતા સ્વામી;
શ્રી રઘુપતિને હૃદયે રાખું, રાસ ક્રીડાની લીલા ભાખું.

ચાલ.

ભાખું લીલા રાસની, અવિનાશ ગોપીશું રમ્યા;
થઈ ક્રીડા બ્રહ્મનિશા તણી, જ્યાં બ્રહ્માદિક ભૂલા ભમ્યા.
એ વાત છે અગમ નિગમની, કંઇ એક ભાખે ભારતી;
સીતા પતિની ગહન ગતિ, શું જાણે નર સ્વલ્પ મતી.
પરમ હંસ કહે છે પરીક્ષિતને, શૌનકને સુત પુરાણી;
તે રાસ લીલા વર્ણવું, જે વ્યાસજીએ વખાણી.
સ્ત્રી તણું સુખ આપવાને, વૃજવધૂ મનમાં ધરી;
શરદ નિશા દીઠી દીપતી, વૃંદાવન ગયા શ્રી હરી.
વિકાસ પામી કુમોદિની, દ્રુમલતા શોભે ઘણી;
ચકોર મોર નિશાએ બોલે, ચંદ્રમાને ચાંદ્રણી.
અમી વરસે ઈંદુ કિરણે, વનસ્પતિ શોભે ઘણી;
પ્રેમાનંદ પ્રભુ રામજીની, ઇચ્છા થઇ ક્રીડા તણી.

### કડવું ૮૨ મું-રાગ સામેરી.

વિશ્વ પિતામહે જોઇ રયણી, તે સમે સાંભરી સૌ મૃગ નયણી;
સ્થિર રહે ચંદ્રને આજ્ઞા દીધી, નિશા ખટમાસની નાથે કીધી.

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં રાસને વાસ્તે ગોપીઓની સાથે ભગવાનની ઉત્તર, પ્રતિઉત્તરની તથા રાસ સમારંભે શ્રીકૃષ્ણ અંતરધાન થવાની કથા છે.

ચાલ.

કીધી નિશા ખટ માસની, રાસ રમવા શ્રીહરી;
તાદશ દર્શન દેવ ન પામે, વિઠ્ઠલે માયા વિસ્તરી.
કરે ઝગારા ચંદ્ર તારા, પીછ મુગટનાં ઝળકતાં;
છે માણિક્ય જ્યોતિ નખતણી શ્રવણે તે કુંડળ લળકતાં.
વૈજયંતિ માળ દયાળ કંઠે, લોચન ભાળ વિશાળ;
પીતાંબર કટિ કાછ કછિયો, કોટિ કામ મદન ગોપાળ.
સ્ફટિક શિલાપર ચઢી કેશવ, ઉભા રહ્યા એક પાગે;
વેણુ ધરિયો અધર ઉપર, વજાડયા ખટ રાગે.
રસાળ વાણી વેણુની, શકે કામબાણ મૂક્યાં કસી;
વિરહ વિશેષ રસ ચોપડયાં, પેઠાં ગોપીકાને હૃદે ધસી.
વ્યાકુળ થઇ વૃજ સુંદરી, સર્વનાં તનમન લીધાં હરી;
પ્રેમાનંદ પ્રભુ રામ ચરણે, જે જેમ તે તેમ આવી મળી.

### કડવું ૮૩ મું-રાગ ગોડી.

આ વેણુ વાજે છે, બાઈ સામળિયો કરે સાન;
આ વેણુ વાજે છે.

કામનીયે ધરિયો કાન, આ વેણુ વાજે છે;
ભાગાં કામ લાગ્યાં ધ્યાન, આ વેણુ વાજે છે-ધ્રુવપદ.
વિઠ્ઠલજીની વાંસળીરે, વિરહિણીને વિષ બાણરે;
શબ્દ સ્વર શ્રવણમાં પેઠો, તલમલ કીધા પ્રાણ—આ૦
જે જેમ તે તેમ ઉઠી અબળા, લોપી કુળ મરયાદરે;
ગોપ વધૂને ઘેલું લાગ્યું, ઘટ ઘુમ્યો વાંસળી નાદ—આ૦
વિપરીત કામ કરે સહુ શ્યામા, કામ દૂત પડયા કેડેરે;
ગૌ દોહીને દૂધની દોહોણી, જળ ગોળીમાં રેડે—આ૦
કો વચ્છને સાટે ગૌને છોડે, સાંઢને સેલો વાળેરે;
કો બાળકને સુવાડી હેઠાં, ઉપર ઢોલીયો ઢાળે—આ૦
કો ઉંધી દોણી માંડે અબળા, ઉતાવળી ગૌ દોહેરે;
કોઇ દોષ દીએ દીપકને, અવળાં દર્પણ જોએ—આ૦
રસોઇમાંથી વેણુ સાંભળી, ભોજન કરે છે નાથરે;
તે અન્ન પીરસતી ઉઠી ચાલી, ચાટુવો રહ્યો છે હાથ—આ૦
ઉઘાડાં કપાટ ઉચાટ નથી, મારૂં વણસશે ઘર સૂત્રરે;
કોઇક ધાવતો નાંખી ચાલી, પ્રાણપેં વહાલો પુત્ર—આ૦
કોઇક નહાતાં નાદ સાંભળ્યો, મન થયું હરિમાં મગ્નરે;
તે જળે નિગળતી ઉઠી ચાલી, વસ્ત્ર વહોણી નગ્ન—આ૦
કોઇક નયણે કાજળ ભરતી, આંજ્યું એક લોચનરે;
કરજળી* કરમાંહે અમથી, તેમ ચાલી સીમંતન—આ૦

* મેસ પાડવાનું કોડિયું.

અવળાં આભરણ ભૂષણ પહેરયાં, મનડું રહ્યું જુગદીશરે;
ઓઢણી પહેરી કટિ સંગાથે, ચરણાં ઓઢયાં શીશ—ઓ૦
એક બાંહે પહેરી ચોળીની, માંહે અવળો આણ્યો હાથરે;
એક સ્તન ઊઘાડો દીસે, જેમ દહેરાં વિના ઉમયા નાથ—ઓ૦
કો જળેકરીને સેંથો પૂરે, કો નયણે આંજે સીન્દૂરરે;
કો કોઇને પૂછે નહીં બાળા, પ્રેમ ઉદધીનું પૂર—ઓ૦
કરમુદ્રિકા પગ અંગુળિયે, વિછુવા કર અંગુળી માંયેરે;
ચરણનાં ઝાંઝર કાને પહેરયાં, કર કંકણ પહેરયાં પાયે—ઓ૦
કટિ મેખલા કંઠે પેહેરી, કટિ વિંટયા મોતી હારરે;
ગળુબંધ પાવલીયે બાંધ્યો, પગ ઘુઘરી કંઠ ઘમકાર—ઓ૦
ગોફણો બાજુબંધને સ્થાનક, પહોંચે બાંધ્યાં શિશ ફૂલરે;
આભૂષણ મારગમાં પડતાં, જેનાં મોઘાં મૂલ—ઓ૦
શ્યામા ગૌરી બીજી મુગ્ધા, ચતુર જાતિની નારરે;
પદ્મિની ચિત્રિણી હસ્તિની હીંડે, મળવા દેવ મોરાર—ઓ૦
સૌ જાણે હું જાઉં પહેલી, લેઇશ એકલી સ્વાદરે;
કામે વ્યાકુળ કહ્યું ન માને, પુઠે કરે સ્વામી સાદ—ઓ૦
એક સ્ત્રી ભરતારે જઇ ઝાલી, તે તત્ક્ષણ પામી મરણરે;
ચતુર્ભુજ થઇ સહુ પેહેલી, પહોંતી હરીને ચરણ. ઓ૦
જ્ઞાન અજ્ઞાને કામે ક્રોધે, કો ભજે નંદ કુમારરે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, તારે ભવ સંસાર—ઓ૦

---

### કડવું ૮૪ મું—રાગ સામેરી.

ગોપ વધૂ સહુ ચાલી, ન રહે કંથ કુટુંબની ઝાલી;
નમસ્કાર નાથજીને કીધા, ગોપીએ ગોવિંદ વીંટી લીધા.

ચાલ.

ગોપ વધૂ વીંટી વળી, ચાંદરણી જેમ ચંદ્રને;
તેમ ગોપીકા ઉભી રહી, વીંટયા શ્રી ગોપેંદ્રને.
શ્વાસ ભરાઈ ભામિની, નાથને નિરખે નેહ ભરી;
દષ્ટે દષ્ટ મળી તેવારે, ધર્મ બોલ્યા શ્રીહરી.
નિઃકામરૂપે વદે વિઠ્ઠલ, ગોપ વધૂ ઘેલાં થશો;
અબળા માણસ અર્ધ નિશાએ, કહોજી કોણ સ્થાનક જશો.
કો પુરૂષ સાથે છે નહીં, સમુદાય દીસે સ્ત્રી તણો;
કોણ કારજ વન આવ્યા તણું, ભામની સાચું ભણો.
હસિત વદને કહે અબળા, મન તારે ચરણે વસ્યું;
અમો લક્ષ્મીકેરૂં સુખ ઇચ્છું, પ્રભુ જાણીને પૂછવું કશું.
વિરહે વ્યાકુળ છીએ ઘણાં, સંગ આપો શ્રી જુગદીશરે;
પ્રેમાનંદ પ્રભુરામજીએ, સુણી ધૂણાવ્યું શીષરે.

### કડવું ૮૫ મું—રાગ પંચમ રામગ્રી.

ધર્મ વચન બોલ્યા હરી, શ્યામા સાંભળોરે;
માનો મારો પ્રતિબોધ, બાળા પાછી વળોરે.
એ વાતે લાજે માત તાત, લાજે કુળ આપણુંરે;
પૂર્વજ નરકે જાય, યથારથ અમો ભણુંરે.
જે સાથે ઘરસૂત્ર, પરણી માંડીયેરે;
પતિ જાણો પરમેશ્વર, તેને કેમ છાંડીયેરે.
હોએ જોગી રોગી મૂર્ખ, વરવો વઢકણોરે;
કૃપણ દરિદ્રી ભ્રષ્ટ, કષ્ટ દે ક્રોધી ઘણોરે.
કુબડો કાળો ક્રૂર, બધીર બોબડોરે;
અપંગ અંધ ને મૂક, સઠ સૂમડોરે.
વ્યભિચારી લંપટ વૃદ્ધ, શક્તિ શુદ્ધ ગઇરે;
એટલાં હોયે લાંછન, તોયે તે તજીયે નહીંરે.
જો પરહરિયે નિજનાથ, વિષ્ણુ કોપે ચડેરે;
ઉભય કુળના લોક, નિશ્ચે નરકે પડેરે.
વ્યભિચારથી વાધે વંશ, વર્ણશંકર કહીયેરે;
તેનું ન લાગે પિંડદાન, પ્રેત રૂપ રહીયેરે.
જો વિષ્ણુ થકી વિમુખ, પાપી હોએ પતીરે;
તોએ સેવીએ નિજ ભરતાર, તેનો દોષ નથીરે.
મુને જાણો છો જુગદીશ, તો તમો પાછી વળોરે;
ઘેર બેઠાં ધરજો ધ્યાન, હું નથી વેગળોરે.
અમો શું જાણું વ્યભિચાર, અનુભવ છે નહીંરે;
બ્રહ્મચર્યજ કરવા ભંગ, તમે તત્પર થઇરે.
પરધન લોભી કંસ, જાણે વારતારે;
અમારા તમારા વૃદ્ધ, રહે ગૌ ચારતારે.
પ્રેમાનંદ પ્રભુરામ, જ્ઞાન શિક્ષા કહીરે;
સાંભળીને વ્રજનાર, તે મૃત્યુ તુલ્ય થઇરે.

---

### કડવું ૮૬ મું—રાગ મારૂની ચાલ.

**શ્રી શુકોવાચઃ—**

ઉત્તર આપ્યો અવિનાશ, ધર્મની વાત કહી;
હતો ઉત્સાહ સહુ નાર, રૂપે ઝાંખી થઈ.
કરે માંહોમાંહી અવલોકન, કર્મની વાત કહે;
ઊંડા મૂકે નિશ્વાસ, લલાટે હાથ દીએ.
કો મુખ ઉપર દે હાથ, વઢવા દોડતી;
કો નયણાં ચઢાવી જોય, નથી દષ્ટ ચોરતી.

કો કરી હસ્તનાં ચિન્હ, હરિ કને આવતી;
કો અધર ડશીને જોય, હરિને બીહાવતી.
કો કરપર દઇ કપોળ*, બેસે શિથળ થઇ;
કોઇ એક માગે માર્ગ, વિધ્રિકને ઊભાં રહી.
કો નિંદે કાત્યાયનીની વ્રત, સુકૃત વૃથા ગયું;
એણે જોયાં નગ્ન શરીર, આજ બ્રહ્મચર્ય થયું.
કો ઝટકે લાંબા કેશ, અંબોડો ફરી વાળે;
કો લે અંગુળી મુખમાંહે, નયણે જળ ઢાળે.
કો નમી કરે નમસ્કાર, હરિના ગુણ જાણતી;
કો અલબેલી કરે આળ, અંગુઠે ધરા ખણતી.
કોનાં કરમાયાં છે વદન, હીમથી કમળ યથા;
કામાગ્નિ દહતો દેહ, પ્રગટી વિરહ વ્યથા.
સંપુટ કરી નિજ હાથ, વામા વચન વદે;
સ્પર્શ કરવા તુજ હાથ, ઇચ્છે અમારાં હદે.
અમો મેલી પતિકુળ લાજ, બાળક પરહરયાં;
અમો અમારાં શીશ, તારે ચરણ ધરયાં.
અમો ન ગણ્યો લોકાચાર, નિર્લજ્જ થઇ ભજૂ;
તારી દાસીને દેવા દુઃખ, યમનું કોણ ગજૂ.
અમો સોંપ્યાં તુજને શરીર, એથી ધર્મ કીધો;
તમો બ્રહ્માને દો દંડ, તો કંસથી કેમ બીધો.
તુંને મળતાં થાશે અધર્મ, તો થાવા દ્યો સુખે;
શું અધિકું કરશે યમરાય, નાંખશે નરક વિખે.
તારૂં હૃદય પરમ વિશાળ, જેપર લક્ષ્મી રમે;
અમને દે આલિંગન, વિરહની જ્વાળા સમે.
શેં લગાડો છો વાર, અમો અપરાધી છીં
આપ અધરામૃતનું પાન, દુઃખની દાધી છીં.
તમારાં ચરણની પહાની નાથ,અમ હૃદયે ધરો;
છે ઉન્મત્ત કઠિણ કુચ, મર્દી શિથળ કરો.
ઇચ્છે છે અમારા હાથ, તારાં ચરણ પામવા;
તેં લીધો છે અવતાર, અમને સુખ આપવા.
તુંને મૂકી કરીએ અન્ય સેવ,તે વ્યભિચાર ખરો;
યસોદાએ પ્રસવ્યો બાળ, તે દીનાનાથ વરો.
તારો વિરહ વધારણ વેણ, શાને વજાડીયો;
કાળજે મૂકી ઘાય, અમને જગાડીયો.
જે આવ્યું તારે શરણ, તે નિર્મુખ કેમ જાશે;
જો અમો વળું નીરાશ, નિગમ ખોટા થાશે.

* લમણા.

જો પડશે અમારા પિંડ,તો નિર્મુખ નહીં જાશો;
વળી લેશું લક્ષ્મીનું સુખ, નિર્મળ તવ થાશો.
રીઝયા શ્રી રણછોડ, વિનતી હૃદય ધરી;
પ્રેમાનંદ પ્રભુ શ્રી રામ, ગોપી કમલા કરી.

---

**કડવું ૮૭ મું–રાગ રામગ્રી.**

વચન સ્નેહનાં સાંભળી નિદાનજી,કરૂણા કીધી શ્રી ભગવાનજી;
પ્રેમદા નિરખી પત્ની સમાનજી,હસીને બોલ્યા દીધું માનજી.

**ઢાળ.**

માન દીધું હાસ્ય કીધું, સીધું શ્યામા કાજ;
સાન કીધી સંગે લીધી, ગયા યમુનાં તટ મહારાજ.
વહે ખળહળ નીર નિર્મળ, ઝળહળ ચંદ્ર આકાશ;
શીતળ વેળુમાં ગોપી ટોળું, રમે શ્રી અવિનાશ.
મરયાદ છાંડી ક્રીડા માંડી, સ્ત્રીસંગ સુંદર શ્યામ;
ચિન્હ ચાતુર્ય હાવભાવે, સ્ત્રીને ઉપજાવે કામ.
આલિંગન ચુંબન કોટિ કૌતુક, કળા આસન અંગ;
રમણ ભ્રમણ નમણ દીનત્વ, રાચે જાચે સંગ.
ઉપજાવે મોદ વિનોદ વાતે, વક્ર વચનની ઘાત;
ચૂંદડી ફરે અંકે ધરે, કરે જંઘે નખના પાત.
આસન સાધે વિરહ વાધે, મર્મ મારે હસ્ત;
સુરત સંગ્રામે એક શ્યામે, જીતી નારી સમસ્ત.
લે પરસ્પર અધર વિપરીત, શયન સૂખજ ધામ;
શિથળ શરીર છે વિખેલી વેણી, પોષ્યો પુરણ કામ.
સમી વિરહ જ્વાળા મુદિત બાળા, કાર્યસીધે આવ્યો ગર્વ;
ધન્ય ગોપીતણો જન્મ, આજ અમથી હેઠું સર્વ.
સર્વ સોહિની મનમોહિની,મોહ પમાડયા શ્રીઅવિનાશ;
કૃષ્ણ કુરંગ આવી પડયો, અમ નયણ પ્રેમને પાશ.
અભિમાન આવ્યું નારને, સઘ જાણ્યું શ્રીભગવાન;
ગોપી સર્વ વિસ્મે થઇ, હરિ હવા અંતર્ધાન.

**વળણ.**

અંતર્ધાન હવા હરી, અબળા વ્યાકુળ થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ઓગણત્રીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે**
**એકોનત્રિંશોધ્યાયઃ ॥૨૯॥**

---

# અધ્યાય ૩૦ મો.*

## કડવું ૮૮ મું-રાગ મારૂ.

ગોવિંદ વિના ગોપી થઇ ઘેલી—ટેક.
શો અપરાધ થયોજી અમારો, કયાં ગયા મેહેલી—ગો૦
હસ્તિ વિના હસ્તિની, રાજા વિન સાહેલી;
માથે ચડાવી દુઃખ સાગરમાં, કાં દીધાં ઠેલી—ગો૦
વેણુનાદ સાંભળી અમો, ચરણે આવી વેહેલી;
જો અમને મૂકનાર હતા, કાં પ્રીત કરી પેહેલી—ગો૦
શરદ સમે આવ્યું ચોમાસું, લાગી આંસુની ઝેલી;
પ્રેમાનંદપ્રભુ અમો તુજવિના મરશું, એ વિનંતી છે છેલી—ગો૦

---

## કડવું ૮૯ મું-રાગ વેરાડીની ચોપાઇ.

એકેકને પૂછે સુંદરી, બાઇ શા માટે રીસાવ્યા હરી;
કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કરી ઓચરે, તે સામળીયાને શોધતી ફરે.
વીહીલાં વદન નેત્રે વહે નીર, પૂઠળ જાય તણાતાં ચીર;
નીચી થઇ થઇ નિરખે પંથ, કેઇ વાટે ગયા કમળાકંથ.
ન દેખે પગલાં રૂએ સુંદરી, વડ પીપળ પ્રત્યે બાળા ઉચરી;
ઉપરકાર કરો જુઓ ખપ કરી, કઇદિશા પધારયા શ્રીહરી.
આસોપાલવને પાલવ પાથરે, જો જીવનને અબળા ઉચરે;
વળી પંખીને પૂછે કામની, ભાળ જુઓ સુંદર શ્યામની.
કો પૃથ્વીને પૂછે પ્રેમદા, તુજપર હીંડે સહુ સર્વદા;
ત્રણવાર તુંને કરૂણા કરી, એકવાર દંતને અગ્રે ધરી.
બીજીવાર ત્રિપદ કીધી મહારાજ, ત્રીજીવાર દોહી સમૃદ્ધિકાજ;
સદૈવ કૃપા હરિ તુજને કરે, દેખાડ કૃષ્ણ હશે તુજ ઉપરે.
જોતી હીંડે વનમાં સખે, પ્રભુવિના પગ બાઇ જાતી રખે;
શશિ કિરણ સુધા શીતળ, તે ગોપીને મન વરો અનળ.
વિરહ તપ્ત થયાં છે તન, ગોપી કદળીને દે આલિંગન;
સુધબુધ વહોણી શ્યામા થઇ, તે દિશા મારગ પ્રીછે નહીં.
વન ભોમ વિષે પરવરે, પગલાં કાંટા ઉપર ધરે;
ઢળી પડે વળી બેઠી થાય, પણ ગુણ ગ્રામ ગોવિંદના ગાય.
કો જુએ પર્વત ઉપર ચડી, પરિશોધ કરતાં થઇ બે ઘડી;
શ્રમિત થઇ બોલી એક સતી, વિલપે વિઠ્ઠલ જડવો નથી.
એના ચરિત્રના વેશ કાઢી રમો, વિયોગ ટળે નિશા નિર્ગમો;
કો થઇ યસોદા કો થઇ નંદ, કો થઇ પૂતના બાળ મુકુંદ.
કો શકટ થઇ બાવે ઝોળી, કો પાષાણે લેઇ ભાંજે ગોળી;
કો ઉડાડે રેણુ થઈ તૃણાવર્ત, કો ઉખળ થઇ બાંધે પ્રભુ તર્ત.
કો કૃષ્ણ થઇ બંધાવે રડે, કો એક વૃક્ષ થઇ ભાંગી પડે;
દોહોનારી કો સુરભી થાય, એક વચ્છ થઇ ધાવે ગાય.
કો માટી ખાય વિકાશે વદન, કો વચ્છાસુર થઇ આવે વન;
કો બકાસુર અઘ રૂપે થાય, કો કદમ ચડી ઝંપાવા જાય.
કો કાળી થઇ ખુંદાવે શરીર, કદંબ જઇ બેસે ચોરી ચીર;
સકળ ચરિત્ર શ્યામનાં રમે, વિયોગ દાઝી નિશા નિર્ગમે.
રમત રમી ચાલી વન વિખે, શ્રી કૃષ્ણ ચરિત્ર ગાએ મુખે;
વિરહિણી ન દમે વિયોગ, આતુર વાંછે ફરી સંયોગ.
પગલાં દીઠાં શ્રી મોરારનાં, નહાનાં પગલાં પાસે નારનાં;
દંપતી ચાલ્યાં છે સર્વથી, ડગારો કાંઇ એકલો નથી.
હરિપદ પદ્મતણું એંધાંણ, આણે મારગે ગયા પુરૂષ પુરાણ;
સાથે સ્ત્રી હીંડે છે ટુકડે પાગ, બાઇ તે નારીનું મોટું ભાગ્ય.
લક્ષ્મીપેં તે વહાલી ઘણી, તે માટે આપણે અળખામણી;
શનૈઃ શનૈઃ હીંડયા છે હરી, આગળ લીધે કોમળ સુંદરી.
ગોપી પગલાંની પૂજા કરે, કુસુમ લેઇ લેઇ ઉપર ધરે;
કો ચડાવે નિજ કંઠનો હાર, કો સ્તવન કરી કરે નમસ્કાર.
કો પદરેણુ ચડાવે શીશ, તે પૂજા માની લે જુગદીશ;
દીઠો દંપતી બેઠાનો ઠામ, બાઇ આ સ્થાનક પોખ્યો છે કામ.
સ્ત્રી બેસાડી છે પછેડી પાથરી, અબળા પુંઠે બેઠા છે હરી;
માલતી પુષ્પ પડયાં છે ખરી, શ્રી કૃષ્ણે કેશ ગુંથ્યા પુષ્પે ભરી.
દીસે ઉછંગપર લીધી નાર, કાંઇ દીનત્વ ભાખ્યું દેવ મોરાર;
ભૂમિમાં ખુંતી દશ આંગુળી, જાચ્યો છે સંગ હરિયે ટળવળી.
વેરાયાં મોતી તૂટો છે હાર, બળાત્કારે કીધો છે વિહાર;
અહીંથી ગમન આઘેરૂં કર્યું, વળી તે પગલું ગોપીએ ધર્યું.
ધંન તે સ્ત્રી હરીને વહાલી, જે સામળીયાની સાથે ચાલી;
આગળ સ્ત્રીનાં પગલાં દીઠાં નહીં, ગોપ વધુ સર્વ વિસ્મે થઇ.
ઘણું થાકી દીસે સુંદરી, શું સ્કંધ લેઇ ચાલ્યા શ્રી હરી;
તેનું ભાગ્ય વિચારી ગોપી રૂએ, વિયોગ દાઝી પગલાં જુએ.
પ્રભુએ જાણ્યો તેનો અહંકાર, કપટે બોલ્યા નંદકુમાર;
હું થાકયો છૂં કહે ગોપાળ, લગારેક વળગો વૃક્ષની ડાળ.
તે સ્ત્રી વળગી ડાળે ભરી બાથ, તળેથી નીસરી નાઠા નાથ;
અંતર્ધાન થયા શ્રી પતી, ટળવળતી તે મૂકી સતી.
નિરધાર નારી ઘણું રડે, ભાંગે ચરણ જો હેઠી પડે;
શક્તિ નહીં વૃક્ષ ઉપર ચડે, અંતરિયાળ અબળા તરફડે.
ઘણું શિક્ષા પામી નંદકુમાર, નહીં ગર્વ કરૂં હું બીજીવાર;
જો કપટ વાત આવી કીધી, પ્રભુ સાથે મુને શાને લીધી.

---

* આ ત્રીશમા અધ્યાયમાં ઉન્મત્તની પેઠે અનિયમિત રીતે વન વન પ્રત્યે ભટકતી વિરહ વ્યાકુળ ગોપીઓ ભગવાનને શોધે છે તે કથા છે.

નહીં ગોપી ને નહીં ગોવાળ, ક્યાં મૂને મૂકી અંતરિયાળ;
રૂદન કરે એકલી વનમાંહે, સહુ ગોપી શોધતી આવી તહિં.
હરિ વિના કેમ એકલાં થયાં, એ ઝાડે કેમ ઝુમતાં રહ્યાં;
તમો અમ સાથે કપટ કીધું, રૂડીપેરે સંગ સુખ લીધું.
ટોળે મળી સહુ વ્રજની નારી, તેણીને વૃક્ષથી હેઠી ઉતારી;
પછે ગોપવધુ તેને પૂછે, કહો સમાચાર કારણ શું છે.
તે સ્ત્રી કહે કરમે દઇ હાથ, અભિમાન કરી મેં ભુલ્યા નાથ;
આવ્યો ગર્વ હું સ્કંધે ચઢી, તજી ગયા નાથ વિપત બહુ પડી.
સત્યે બાઇ કહે સર્વ સુંદરી, દુઃખ પામ્યાં અભિમાને કરી;
ભાંડીરક વન જોયું વંશીવટ, ફરી આવ્યાં સહુ યમુનાં તટ.

વળણ.

યમુનાં તટ મળીને બેઠી, ગોવિંદના ગુણ ગાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે ત્રિંશોઽધ્યાય ॥૩૦॥**

---

## અધ્યાય ૩૧ મો.*

### કડવું ૯૦ મું—રાગ રામગ્રી.

ગોપી સ્તવે ગોપાળને, દર્શન દોજી દયાળ;
અમૃત દષ્ટે આવી જુઓ, સમે વિરહની જ્વાળ—ગો૦
વિયોગ પાપી દમે ઘણું, આપોજી સંયોગ;
છે ઔષધ તારી આંખમાં, અમને વાધ્યો રોગ—ગો૦
મુખ કમળ દેખાડીયે, લોચન રસ ભરિયાં;
એક વાર જોવાનો કોડ છે, પીછ મોરનાં ધરિયાં—ગો૦
માતાયે તમો જનમીયા, વરસ્યા દૂધે મેહ;
તે દિવસથી તારાં ચર્ણને, અમો સોંપ્યા દેહ—ગો૦
વ્રત કીધું કાત્યાયની, તેં વપુ નગ્ન જોયાં;
નિર્લજ્જ થઇ પણ સંગ નહીં, બેહુ વાનાં ખોયાં—ગો૦
કામ કાળે નાગે ડંસી, વિરહ વિખ ચડિયું;
આવજે ગોવિંદ ગારૂડી, ધ્યાન તારૂં ધરિયું—ગો૦
નહીં ઘરનાં નહીં તમતણાં, અમને અધવચ માર્યાં;
દાવાનળ ઇંદ્ર કોપથી, અમો કાં ઊગાર્યાં—ગો૦
ઊંચાં ચડાવી નાંખીયાં, પાસે તેડી વિછોયાં;
પ્રીત કરીને પરભવ્યાં, લાજ ટાળી વિગોયાં—ગો૦
ગોપીનાથ નામ શાને ધર્યું, જો કીધાં અનાથ;
જો વેહેતી નદીમાં મૂકીએ, તેનો નવ નગ્રહીએ હાથ—ગો૦
જે મુખે સ્તુતિ બોલીએ, નિંદા કેમરે કીજે;
પંચામૃતે જમાડીએ, તેને કેમ વીષ દીજે—ગો૦
તમો વિશ્વને ઊગારવાં, માનુષી દેહ ધારયો;
સહાય કરો સર્વ દાસને, તો અમોને કાં મારો—ગો૦
કોમળ હસ્ત તમારડા, તે કમળા કૂચ જાણે;
અમ હૃદે કર તે ધરો, હૈયું ધીરજ આણે—ગો૦
રક્ત અધર રસે ભર્યા, રસ વાંશળી વાયો;
તે અધર અધરે ધરી, અમને અમૃત પાઓ—ગો૦
સ્વાદ જુઓ દશન* ડશી, કશી લાજ ન આણો;
અમ સાથે ક્રીડા કરો, વેગળી રખે જાણો—ગો૦
નવનીતપેં કોમળ ઘણું, છે તમારા ચર્ણ;
ખૂંચશે કઠિણ કાંકરી, કુશાગ્ર તીવ્ર તૃણ—ગો૦
બાવળ કંટક ગોખરૂ, ખૂંચશે પગ તળુએ;
અમો પૂઠે નથી દોડતાં, હીંડજો હળુએ હળુએ—ગો૦
જે ચરણ વચ્છ પુઠે ફર્યાં, ખૂંદ્યો કાળી નાગ;
તેમ ખુંદો અમારાં હૃદે, મૂકી કોમળ પાગ—ગો૦

વળણ.

કોમળ પાગ પ્રાણનાથના, અમો સેવવા ઇચ્છુંરે;
જગપતી જીવપતી તું હરી, બીજું કાંઇયે ન પ્રીછુરે.

---

### કડવું ૯૧ મું—રાગ વંગ વેરાડી.

ગોવિંદના ગુણ ગાય ગોપી, કરે વિવિધ વિલાપ;
પરિતાપ પામી પરહરતાં, પૃથવી પછાડે આપ.
કો કહે નિર્દય નંદનો નંદન, કઠિણ મનનો પુર્ખ;
અપક્વ સ્નેહમાં દેહ સમરપ્યો, આપણ મોટી મુર્ખ.
કો કહે પડો યમુનામાં, જીવીને શું કરીએ;
એક કહે હત્યા હરિને લાગે, જો ઝંપાવી મરીએ.
કો કહે હો કરૂણાસાગર, વેણુ વજાડી વહાયાં;
સાચું જાણી મંદિર મૂકયું, સહુપેં છૌં અમો ડાયાં.
એક કહે હરિ નાહાના હુતા, વચ્છ ચારવા જાતા;
એક દહાડો રઢ લેઇને બેઠા, નહીં જાઉં હું માતા.
એકલો હું ભય પામું છૌં, રામને મોકલો સાથ;
આજ એકલા શેં નથી બીતા, તમો અધનિશાએ નાથ.
તારી કથા કિલબિષને ટાળે, છે નામ મહિમા પર્મ;
દર્શન ગુણ ગાતાં દુઃખ વામું, પ્રૌઢ અમારાં કર્મ.

---

* આ એકત્રીશમા અધ્યાયમાં નિરાશ થઇને પાછી યમુનાજીને કાંઠે આવેલી સ્ત્રીઓએ ભગવાનનું ગાયન કરીને તેના આગમનને ઇચ્છયું તે કથા છે.

* દાંત.

ક્યાં લગી અમો ધીરજ રાખું, જો છેક દીધો છેહ;
પછે આવી શું કરશો સ્વામી, પડશે અમારો દેહ.
કો કંઠે પાશ કરે કબરીનો*,કો કદંબ ચડે ઝંપાવા;
કો એક શોધે વિષની મૂળી, પ્રાણ વિના દેહ થાવા.

વળણ.

પ્રાણ તજવા તત્પર થઈ, તવ આવ્યા વૈકુંઠરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકત્રીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકત્રિંશોઽધ્યાયઃ ॥ ૩૧ ॥**

---

## અધ્યાય ૩૨ મો.†

### કડવું ૯૨ મું–રાગ મારૂની ચોપાઈ.

ગોપીકા ઘણું વ્યાકુળ જાણી, પધાર્યા પ્રભુ સારંગપાણી;
અભ્ર ભેદી નીસરે ભાણ, તેમ પ્રગટ્યા શ્રી ભગવાન.
મોરપીછ ચંદ્રિકા ચળકે, વાંકી અલક શ્રવણ શું લળકે;
ગાલપર શ્વેત કુંડળ ઢળકે, જોતાંમાં સતિનાં મન લળકે.
કોટિ કળા કંદર્પ લાવણ્ય, કોટિક ચંદ્ર કળા ધરી તંન;
કોટિક ઈદ્રકળા વિલાસી, કોટિ સુધા અધર અવિનાશી.
કોટિક તીર્થવાન પાવંન, કોટિ યોગેશ્વરનું સ્તવંન;
અંગોઅંગ અનંગ નચાવ્યો,વિલાસ વેશ વપુ શોભાવ્યો.
પામી દર્શન હરખ ભરાઇ, ગોપી ધરણ ઢળી લેહેર ખાઇ;
તે સુખ શું કવિ વીખાણે, ગોપીનું સુખ ગોપી જાણે.
કો મળવા સન્મુખ ધાઈ, મૂકયું મસ્તક હરિ પદ સાહી;
પૂઠે વીટી વળી વ્રજનારી, સર્વે સાહ્યા દેવ મોરારી.
રખે ફરી જાતા પ્રાણનાથ, ગૃહ્યા ગોપીએ હરિના હાથ;
યમુનાજીની રેતી શીતળ, વહે શીતળ જળ નિર્મળ.
ચંદ્ર કિરણે તેજ બહુ રચના, શું વર્ણવી શકે ચર્મ રસના;
વેળુનું એક આસન કરિયું, વસ્ત્ર પીતાંબર પાથરિયું.
આપ આપણાં વસ્ત્ર પાથરતી, સામળાને સુખાસન કરતી;
ઊપર બેઠા દેવ મોરારી, કરે પૂજા વ્રજની નારી.
કો પખાળે પ્રભુના પાય, કો લે ચરણામૃત તૃપ્ત ન થાય;
નિજ પટ પાલવ પદ લ્હોતા, પદ રેખા ફરી ફરી જોતી.
નાના કુસુમ હાર આરોપે, નૈવેદ્ય કરે તન સોંપે;
કો હરિના પાગ તળાંસે, કો હસ્ત ફેરવે હરિને વાંસે.
કો વસ્ત્ર સાથે વસ્ત્ર સાંધે, કો પાગ સાથે પાગ બાંધે;
કો કાનમાં કહેવા કાંઇ આવે,કો કુખમાં અંગુળી ઘલાવે.
કો કર ગૃહી અંગુળી મરડે, કો સામી રહી દંત કરડે;
કો આવે લલિત થઈ પાસે, ચુંબન કરી હસતી નહાસે.
કો સ્વાદ લે હૃદયા ભીડી, ખવરાવે કો પાનની બીડી;
લાવે ચંદન કુંકુમ કેસર, રંગ રોળ કીધા પરમેશ્વર.
કો આરોગે તંબોળ માગી, કોઇને દર્શનની ટક લાગી;
જોઇ રૂપ હૃદયમાં રાખે, કો સ્કંધ ઉપર સ્કંધ નાંખે.
કો અધર સુધારસ ચાખે, તે સુખ કવિજન શું ભાખે;
કો નાચે વાજિત્ર વજાડે, હાવભાવ કટાક્ષ દેખાડે.
કંદર્પ દર્પે મદમાતી, કો વિલાસ રાસ ગીત ગાતી;
વિયોગ સંયોગે બંધ કીધો,હરિ તેં આયુષ આપી યશ લીધો.
પ્રાણ દાન સમો નહીં ધર્મ, વૈદ્યે પરમ જાણ્યો રોગ મર્મ;
ભગવાન શોભે સ્ત્રી ભેળા, શું વિખાણે કવિ તે વેળા.
નિર્મળ ચંદ્ર ગગને યોભ્યો, દાક્ષાયણી સાથે ઘણું શોભ્યો;
સીંચ્યું વૃંદાવન શીતળ કરણે, ઝાકળ અમૃત ઠરિયું ધરણે.
ગોપ વધૂ કહે મસ્તક નામી,અમો વિયોગ પીડા બહુ પામી;
અભિમાને સેવા ભક્તિ ચૂકી, ન ઘટે તમને જાવું મૂકી.
એક પુરૂષ ભજતાંને ભજે, એક પુરૂષ ભજતાંને તજે;
ભજતાં અણભજતાંને સમાન, તે પુરૂષ યોગી ભગવાન.
ભજતાંને ભજે જન જેહ, નહીં પાડ ઉછીનું તેહ;
ન સંભારે ભજતાંને પુર્ખ, તે કૃતઘ્ની પાપી મૂર્ખ.
ભજતો અણભજતો અજ્ઞાન,બેહુ પર રાખે દૃષ્ટિ સમાન;
તે પુરૂષ તે આતમારામ, તમોમાં તે ગુણ પૂરણ કામ.
અલ્પ બુદ્ધિ અભક્તિ અમારી,ઘણી ઘણી કરી માનો છો મોરારી;
મોટા યોગેશ્વર નીજનામી, તે તારો પાર ન પામે સ્વામી.
લક્ષ્મી અહરનિશ ચરણ ઉપાસે,તેવી ભકતી કોણ નારીથી થાશે;
ન જાણું સેવા જ્ઞાન પટ પેહેરી,ત્રેવડી કમળાપેં અધિકેરી.

**શ્રી ભગવાનુવાચઃ–**

ધન્ય ગોપવધૂ પ્રેમે પૂરી, વાણી અમૃતપેં મધૂરી;
મોટા યોગેશ્વર આત્મા દર્શી, રહ્યા મમ દર્શનને તર્ષી.
સર્વોપરિ છે ભક્તિ તમારી, સર્વસ્વ મૂકી શરણ પધારી;
મૂક્યાં પુત્ર પતિ કુળ લાજ, લોપ્યો કઠિણ કંસ મહારાજ.
મારે ચરણે સમરપ્યું ચિત્ત, હું વલ્લભ માન્યો આર્તવોત;
તમને સમરપ્યો મમ દેહ, લ્યો માગી જોઇયે જેહ.

---

* અંબોડાનો ?

† આ બત્રીશમા અધ્યાયમાં વિરહનાં વચનો સાંભળવાથી વિરહ વચનથી આર્દ્ર અંતઃકરણવાળા થએલા શ્રીકૃષ્ણે પ્રકટ થઇ, માન આપીને સાંત્વના કરી તે કથા છે.

વળણ.

જે જોઇએ તે લીજીએ, બોલ્યા વૈકુંઠ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બતરીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીદ્દભાગવતે દશમસ્કંધે દ્વાત્રિંશો-ધ્યાયઃ ॥૩૨॥**

---

## અધ્યાય ૩૩ મો.*

### કડવું ૯૩ મું—રાગ વસંત.

શરદ નિશા બ્રહ્મનિશા કીધી, રાસ રચ્યો ભગવંત;
વિવિધ પુષ્પ વૃંદાવન ફૂલ્યું, પોખ્યા કામ વસંત—શરદ.
ખટરૂત પ્રગટી એકે કાળે, ખટમાસની કીધી રયણી;
અનંત રૂપ ધરયાં પરમેશ્વર, રાસ રમે મૃગનયણી—શરદ.
કાછ કાછ્યો મચ્યો રસ ભારી, રચ્યો રાસ અખાડો;
પ્રેમ મચ્યો લચ્યો લક્ષ્મીવર, ગાએ પ્રસંગ ઉઘાડો—શરદ.
સત્તાવીસો† શોભ્યો ગગને થોભ્યો, તે લોભ્યો જોવા રાસ;
સોલ સહસ્રવદને સોલકળા હારયો, નભ ઇંદુનો ઉજાસ—શરદ.
વિઠ્ઠલજી વચ્ચે વેણુ વજાડે, ગોપી ગાએ ગીત;
કઠિણ કુચ ખૂંચે રસિયાને, કરપલ્લવ નવનીત—શરદ.
બેએ ગોપી વચ્ચે ગોવિંદજી, બેલડીએ ફરતો;
મરકત મણી કનક મણકામાં, તે તેમ શોભા ધરતો—શરદ.
મોહ ઉદે વિનોદે વિઠ્ઠલના, ગોપવધૂ સર્વ રીઝે;
ઇચ્છા થઇ અજ‡ ઇંદ્રાદિકને, રાસ દર્શન જઇ કીજે—શરદ.
શંકર નારદ પર્વત આવ્યા, ગાંધર્વ અમર કિન્નર;
વેદ વૈખરી વરુણ વાયુ, વન્હી વિદ્યાધર—શરદ.
સપ્ત ઋષી સપ્ત સાહેર સરિતા, મોહ્યા પર્વત મોહ્યા નાગ;
ગોપીશ્વરે બ્રહ્માંડજ પૂર્યું, તાનમાન ખટરાગ—શરદ.
ચંગ મૃદંગ ઉપંગ વાંશળી, અમૃત કુંડળા ઢોલ;
સપ્ત સ્વર વેણા વજાડે, ઉતારે ગીતના બોલ—શરદ.
કટિ મેખલા ઘુઘરી ઝાંઝર, વીછુવાના ઝમકાર;
નૃત્ય કરે ને ફરે ફૂદડી, સંગીત વિવિધ વિહાર—શરદ.
ઇંદ્રાણી બ્રહ્માણી રૂદ્રાણી, દિવ્ય ચક્ષુ વડે જોય;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, પ્રગટ ન દેખે કોય—શરદ.

---

* આ ત્રેત્રીશમા અધ્યાયમાં ગોપીયોના મંડળના મધ્યમાં આવેલા ભગવાને જળ અને સ્થળની ક્રીડાઓથી ગોપીને રમાડ્યાની કથા છે.

† સત્તાવિશ નક્ષત્ર સહિત. ‡ બ્રહ્મા.

### કડવું ૯૪ મું—દોહરા.

શ્રી ગુરૂ ગણપતિ શારદા, સમરૂં શ્રી રઘુવીર;
વર્ણવું ક્રીડા રાસની, જે રચ્યો યમુનાં તીર.
હરિજન હશે તે જાણશે, પ્રેમભક્તિની પેર;
મૂરખ નિંદા બોલશે, જાવા યમને ઘેર.
નિંદ્ય કર્મ નાસ્તિક દેખશે, બ્રહ્મ લીલા દેખશે સંત;
પ્રેમાનંદ પ્રભુ રામજીનાં, ચરિત્ર અગમ અનંત.

### ચોપાઈ છંદની ચાલ.

અનંત ચરિત્ર પવિત્ર ભણીયે,
ભક્તિ જ્ઞાન વાધે અવિવેક હણીયે;
વ્રજનાર મોરાર રમે રાસ રંગે,
હરિ સામળો ગોપીકા ગૌર અંગે.
પ્રાણનાથ પીંડારણી રંગ રાચે;
પરિબ્રહ્મ ભોળો થેઇ થેઇ નાચે.
વાયે વાંશળી મોરલી અધર દઇ;
આપે નાર સકુમારને અંક લેઇ.
ખૂંચે રાખડી ગોફણી બાળા ઢીલે,
સ્નેહ શ્યામ સાગરમાં નાર ઝીલે;
થેઇકાર ઝંમકાર ઘંમકાર બોલે,
મળે માન સંગાતનું વેદ ડોલે.
વાજે કિંકણી ઘૂઘરી વેણુ વીણા,
રસ ઓઘ આહીરણી કંઠ ઝીણા;
ગાયે નાર સંગીત શ્રી વનમાળી,
નચાવે નાર પુઠે દેઇ દેઇ તાળી.
ગુણવંત ગોપાંગના ઘણું વહાલી,
તેને પાસ રાખી ગળે બાંહે ઘાલી;
હરિ હાથીયો ઉન્મત્ત મદ ઝરતો,
શું કમલિનીમાં નથી નાગ ફરતો.
કરે રંભન ચુંબન કંઠ ઝૂમે,
નથી તૃપ્તિ કંદર્પ દર્પ ઘૂમે;
હસી કામ વિકારનાં નેત્ર ઘોળે,
છુટો સાંડ સાંકળથી ધેનુ ઢોળે.
ગ્રહી બાંહે ગોપીતણા સ્કંધ મોડે,
થઈ આકળો કંચુકી બંધ છોડે;
કહીં રંક કહીં વૃદ્ધ કહીં બાળ ઘેલો,
અલભ્ય દુઃસાધ્ય ગોપીને સેહેલો.

સુએ સામળો પત્રની સેજ સાજી,
રમે એકલો નાથ છે નાર ઝાઝી;
ઉન્માદ સંવાદ બહુ સ્વાદ પોષે,
દખીતો વ્યભિચાર નવ કર્મ દોષે.
કુચ કુંભ ભુજ બળ શિથિલ કરતો,
સ્ત્રી સંગ અભંગ નથી મદ ઝરતો;
ચારે નેણ વાચે વેણ ને દીન ભાખે,
માગે માન અધરામૃત પ્રેમ ચાખે.
ગ્રહે નાડા છડી કાંસકી કર માંહિ,
ગુંથે કેશ ગોપીના ગોવિંદરાએ;
ભક્તાધીન થઇ દીન ત્યાં સંગ માગે,
કરે માન ગોપી હરી પાગે લાગે.
મનાવે મોરારી સકુમાર નારી,
કરે અદ્ભુત રંગ નટ વેશ ધારી;
થઇ ઊભો અલબેલડો અંગ મોડે,
નહાસે હાથ તાળી દેઇ નાર દોડે.
દ્રુમ પુંજના* કુંજમાં ગુપ્ત થાયે,
રમે રાસ વિલાસ વૈકુંઠ રાયે;
સાહેલડી બેલડી હીંડે વળગી,
જ્યાં કૃષ્ણ ત્યાં નાર ન થાય અળગી.

વળણ.

અળગી ન થાયે અધ ઘડી, તે પડી પ્રેમને પાશરે;
પ્રેમાનંદ પ્રભુ રામજી, રચ્યો મંડળ રાસરે.

---

### કડવું ૯૫ મું-રાગ આશાવરી છંદ ત્રિતાલો.

આનંદ કંદ નંદ નંદ છંદ રાગ રાગણી,
વેણુ વાય ગીત ગાય સરાય સહુ સોહાગણી;
રૂપ સરસ સોલ વરસ રમે અંક લેઇ લેઈ,
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઇ થેઇ.
સ્વરૂપ શ્યામ કોટિ કામ વામ દક્ષિણ સુંદરી,
ગોપી સાથ મધ્ય નાથ હાથ બે સ્કંધે ધરી;
કંદર્પ દર્પ તર્પ તર્પ માંહે બાહે દેઇ દેઇ,
ગોપાળ લાલ શરદ કાળ રમે રાસ થેઇ થેઇ.
ઝમક તાલ શ્રીજબાળ રસાળ ગીત ભાખતી,
ભ્રમણ રમણ નેહ નમણ રૂપ હ્રદે રાખતી;
અધર ડસે ચીર ખસે હસે તાળી દેઇ દેઇ,
ગોપાલાલ શરદ કાળ રમે રાસ થેઇ થેઇ.
ચિત્ત ચોરતી કો ગોરટી કો સામળી સોહામણી,
કો મોહિની મનમોહિની કટાક્ષ કીકી કામની;
આલિંગન રંજન ચુંબન રમણ લીલા કવી કહે કેઇ કેઇ
ગોપાળલાલ શરદ કાળ રમે રાસ થેઇ થેઇ.

---

### કડવું ૯૬ મું-રાગ કેદારો.

હરિ રાસ વિરાજે છે.
હરિ રાસ વિરાજે છે, વાજે મોરલી વેણ;
સંગીત નૃત્ય કરે મૃગનયણી, નચાવે અંબુજ નેણ-રાસ૦
ગોપી સાથે સ્વરમેળીને, ગાયે મદન ગોપાળ;
મોહ્યું સ્વર્ગ ને મોહ્યું મહીસ્થળ, કાંઇ મોહ્યાં સપ્ત પાતાળ-રાસ૦
ઇંદ્ર ચંદ્ર અને, રૂદ્ર બ્રહ્મા, મોહ્યા વરૂણ કુબેર;
સુરવર ઋષિવર સાગર મોહ્યા, કાંઇ ડોલ્યા પર્વત મેર-રાસ૦
મોહ્યા જક્ષ કિન્નર વિદ્યાધર મોહ્યા અમર ગાંધર્વ;
વારાંગના મોહી રંભાદિક, ગયા ગાનરૂપના ગર્વ-રાસ૦
ખગમૃગ મીન મોહી દ્રુમ વેલી, મોહ્યે મહીધર ધીર;
સ્થિર સમીર શશિમંડળ, સ્થિર થયું યમુનાં નીર-રાસ૦
નાના વાદ સંવાદ ગીતના, સોહે શબ્દ ઓંકાર;
ઉપનિષદ વાંસળીમાં વાજે, નાચે નંદકુમાર-રાસ૦
બ્રહ્મનિશા શ્રી બ્રહ્મે કીધી, બ્રહ્મ વિદ્યા બ્રહ્મ ગાય;
બ્રહ્માદિક ભૂલા ભૂલવણી, તે જોવા વ્યાકુળ થાય-રાસ૦
રસ જામ્યો બહુ રાસમંડળનો, ગોપી કરે હરિપદ સેવ;
નાદ સાંભળી નાચ્યા નારદ, નાચ્યા શ્રી મહાદેવ-રાસ૦
નાચ્યા વેદ વૈખરી* ગણપતિ, ડોલે દેવાંગના મન મોહ;
સુરવર્ગે શ્રવણે સુખ પામ્યા, ન પામે નેત્ર સુખ કોય-રાસ૦
સનકાદિક નારદ શ્રી શંકર, એ પરમ હંસ હરિદાસ;
પ્રેમાનંદ પ્રભુએ દેખાડયો, પ્રગટ ભક્તને રાસ-રાસ૦

---

### કડવું ૯૭ મું-રાગ સોરઠ.

રમે નારાયણ નટ રૂપેરે, રમે નારાયણ નટ રૂપેરે;
કોટિ બ્રહ્માંડ ધરે પરમેશ્વર, એક એક રોમ કુંપેરે-રમે૦
ચોસઠ સહસ્ર કરપદ લોચન, શ્રવણ ચોસઠ હજારરે;
મસ્તક બત્રીસ સહસ્ર નાસિકા, સોલ સહસ્ર નિશા ભરથારરે-રમે૦

---

* ઢગલો; જથો.

* વાણી; શ્રી સરસ્વતી.

બત્રીસ સહસ્ર કળશ રસ ભર્યા, સોળ સહસ્ર અલંકારરે;
બિહંગમી સોળ સહસ્ર બાંધ્યે, નિધિ સંખ્યા સ્વર રસાળરે—રમે૦
સોળસહસ્રમુખી થઇ ગંગા, વિષ્ણુપાદોદકી થાવારે;
પ્રેમાનંદ પ્રભુરામની લીલા, શેષ સમર્થ નહીં ગાવારે—રમે૦

---

### કડવું ૯૮ મું—રાગ કેદારાના છંદની ચાલ.

પરબ્રહ્મ નિ:કર્મ તે પર્મ ક્રીડા કરે,
રાસ વિલાસ વ્યભિચાર ભાસે;
ભક્તવિશ્રામ શ્રી રામ કરુણા નિધિ;
નામ લેતાં કોટિ કર્મ ન્હાસે—પરબ્રહ્મ૦
જગત પ્રતિપાળ કૃપાળ કરુણા નિધિ,
અગમ નિગમ નેતિ નેતિ ગાયે;
ગુણાતીત ગોપી સંગ રંગ ક્રીડા કરે,
ભરે ભુજ બાથ લે અંકમાંહે—પરબ્રહ્મ૦
નાચે નચાવે હસીને હસાવે,
બાળીને તાળી દે વંનમાળી;
પાગે લાગી પ્રભુ સંગ માગે પણ,
માન કરી ના કહે ચિત્રશાળી—પરબ્રહ્મ૦
સાહેલડી બેલડી ઘેલડી ગર્વસું,
ટાળે દર્પ કંદર્પનો શ્યામ સાથી;
એકે અનેક નિર્બળ નાર કરી,
કમોદની માંહે શું છૂટો હાથી—પરબ્રહ્મ૦
દંત ઘાત નખપાત શોણિત ઝંખા ઝરે,
અર્ધચંદ્ર ગાલે એંધાણ કીધું;
મૂકાવાયાં માન ભગવાન ભોગી ઘણું,
અધર પીયૂષ અત્યંત પીધું—પરબ્રહ્મ૦
સેહેજમાં સેહેજ વિપરીત ક્રીડા કરે,
સંગ અભગ ન સૂર છંડે;
હઠાવી હસ્તિની ચિત્રિણી પદ્મિની,
કામી કુમારકા વ્રત ખંડે—પરબ્રહ્મ૦
સંપૂર્ણ ભોગ રસ ભોગ સંયોગથી,
નિરૂરાગ નારી થઇ વૈદ્ય મળીયો;
યથા નાર મોરાર તો રૂપ નાનાં ધરે,
અવિગતિ નાથ કથમ જાય કળીયો—પરબ્રહ્મ૦
પોખીયો કામ સગ્રામ સુરત રમી,
નિગમી નિશા ખટ માસ કેરી;
રાસ આયાસમાં શ્વાસ શ્યામા ભરી,
ફરે કુંડળી કેશ લાંબા વિખેરી—પરબ્રહ્મ૦
ચંગ મૃદંગ ઉપંગ વેણા વાંસળી,
ખંજરી ઘૂઘરી ઘમક પાયે;
ભેરી નફેરી સરણાઇ સારંગતણી,
વાજે ઢોલકી બોલકી ગીત ગાયે—પરબ્રહ્મ૦
તાળ રસાળ કંકણ કટિ મેખલા,
વાદ્ય ધમકાર બહુ નાદ બોલે;
ઝૂમકે ઝૂમણાં જાળી બહુ ભાતની,
અલક લટે જેમ સર્પ ડોલે—પરબ્રહ્મ૦
પડે હાર શૃંગાર શ્યામાતણા નાચતાં,
વિણી વિણી વિઠલો પાસે રાખે;
નાચતાં પટકૂલ ખસી પડે નારનાં,
પૂઠેથી જગદીશ શીષ ઢાંકે—પરબ્રહ્મ૦

વળણ.

ઢાંકે શીષ વૃજનારનાં, રમાડયો કામ કમળાવરેરે;
પ્રેમાનંદ પ્રભુ રામ લીલા, પરીક્ષિત મન સંદેહ ધરેરે.

---

### કડવું ૯૯ મું—રાગ ધનાસરી.

બેહુ કર જોડી રાય વાણી વદે, સ્વામી મુજને સંશય થયો ઉદે;
ધર્મ સ્થાપવા રૂપ બ્રહ્મે ધર્યું, પૂર્ણાનંદે નિંદ્ય કર્મ કેમ કર્યું.

ઢાળ.

કેમ કરયું કર્મ કૃષ્ણજીએ, અવતરયા અધર્મ ટાળવા;
તો પરસ્ત્રીસાથે કેમ રમ્યા, જો દેહ ધરયો ધર્મ પાળવા.
પ્રશ્ન સુણી શ્રીશુક કહે, જે ભિન્ન એનો ભેદ;
જ્ઞાની દેખે બ્રહ્મ લીલા, અજ્ઞાની પામે ખેદ.
પરીક્ષિત રાય ન ભૂલીએ, એ ભૂલવણી કર્મ ભ્રષ્ટને;
સમજીને તે પ્રશ્ન પૂછયો, પ્રાછવવા સર્વ સૃષ્ટને
ગુણાતીતને ગુણ ભેદ નહીં, જે વેદ બ્રહ્મ વખાણીયો:
જેવું ઇચ્છયું ગોપીયે, પામી ભોગ સાચું જાણીયો.
એ કામે જગત નચાવીયું, કૃષ્ણે નચાવીયો કામ;
માર* રમાડયો મર્કટવત, છે કૃષ્ણ આત્મારામ.
ધન તન અધિકાર આયુષ, વિદ્યાબળે થાઉં છત્રપતી;
જે ભાવે ભજે તે તેવું પામે, પણ હરિ વશ થતો નથી.

---

* માર એટલે કામદેવ.

ગોપીયે ભજ્યો કામ ભાવે, તો વિલાસ પામી સુંદરી;
સંભોગ સુખ નહીં નાથને, નિર્લેપ અળગા શ્રીહરી.
હુતાશન છે સર્વ ભક્ષી, દહે માંસ મળ મૂત્ર ચર્મ;
જ્વાજલ્યતા મૂકે નહીં, તેમ કૃષ્ણને નહીં કર્મ.
અહંકાર મોટાને નથી, શિવે વિષ કંઠે ધર્યું;
શુભ અશુભ પ્રભુને નથી, દષ્ટાંત શુકજીએ ઉચર્યું.
સર્પ ગ્રહણ અગ્નિ ભક્ષણ, કુસુમવત ધરયો ગિરી;
પરિતાપ ભાર લાગ્યો નહીં, કર્મ રહિત સેવી સુંદરી.
ભક્તે જોવી બ્રહ્મ લીલા, તે ભવસિંધુ સેહેજે તરે;
કૃષ્ણે કીધું તે અમો કરૂં, વ્યભિચારી નરકે સાંચરે.
મનસા એ ચિંતવીએ નહીં, જે નિંદ્ય કર્મ નાથે કર્યું;
વૃથા જન્મ ગયો તેનો, યૌવન જનુનીનું હરયું.
ગોપી છે વેદની ઋચા, શ્રીકૃષ્ણ વેદ સ્વરૂપ;
વૃંદાવન વૈકુંઠ જાણવું, રખે ભેદ આણો ભૂપ.
ખટરાગ તે ખટશાસ્ત્ર છે, વેણુ શબ્દ તે ઓંકાર;
ચંદ્રાવળી તે બ્રહ્મ વિદ્યા, રાધા ભક્તિનો અવતાર.
પરીક્ષિત રાય પ્રસંન થયો, સંદેહ ટળ્યો સ્વામીન;
ગર્ભ યોગી* કહે ભૂપતી, એ રાસનું વરણન.
ગોકુળ માંહે ગોપ સુતા, નિજ અંગના કહે અહીં;
અકૃત્રિમ કૃત્રીમ કૃષ્ણ છે, સોલ સહસ્ર બીજી થઇ.
નિશા જે ખટ માસની, તે ગોપીને મન બે ઘડી;
ઘેર વળાવી ઘણું દોહેલે, તે પરવરી પાગે પડી.
આપ આપણે મંદિર સર્વ આવી, કૃત્રિમસ્ત્રી તતક્ષણ ટળી;
પ્રેમાનંદ પ્રભુરામની લીલા, કોને નવ જાયે કળી.
આખ્યાન રાસક્રીડા તણું, ભણે અથવા સાંભળે;
કોટિ પાતક પરજળે, આવાગમન ફેરો ટળે.

વલણ.

ટળે ફેરો ગર્ભવાસનો, શુક કહે સાંભળ રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો તેત્રીસમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયસ્ત્રંશોધ્યાયઃ ॥૩૩॥**

* શુકદેવજી.

## અધ્યાય ૩૪ મો.*

### કડવું ૧૦૦ મું–રાગ દેશાખની ચોપાઈ.

રાસ ચરિત્ર પરિપૂરણ થયું, યથા બુદ્ધિ પ્રાકૃતે કહ્યું;
શુકજી કહે સાંભળ રાજાન, અદ્‌ભુત લીલા શ્રીભગવાન.
ગોપી સહુ કૃતારથ થઇ, તે કથા પંચ અધ્યાયે કહી;
નંદે કીધું એક વાર, તેડયો સર્વ ગોપ પરિવાર.
ગોપ સર્વ તત્પર થઇયે, દેવી અંબાની યાત્રા જઇએ;
રાયના પ્રતિબોધ સાંભળ્યા, વ્રજવાસી યાત્રાકાજ પળ્ય.
સકુટુંબ ગોપ તણો પરિવાર, નંદ યસોદા જુગદાધાર;
સંગાતે ગયાં રોહિણી રામ, પછે રીસે ભરાયા સુંદર શ્યામ.
મારા ચરણ કમળ પરહરે, એ અંબાની કેમ પૂજા કરે;
દઉં શિક્ષા જેમ આવે જ્ઞાન, એમ વિચારી ચાલ્યા ભગવાન.
આવ્યુ અંબિકા દેવસ્થળ, આનંદ પામ્યા ગોપ સકળ;
છે સરસ્વતીનું પાવન તીર, ઉતર્યા તટમાં સર્વ આહીર.
પ્રથમ કીધો તીરથ અપવાસ, કહે નંદ હું અંબાનો દાસ;
વૃદ્ધ શ્રાદ્ધ કીધાં તર્પણ, વિપ્રને દાન કીધાં અર્પણ.
સવત્સી ધેનુ દાન સુવર્ણ, આપે નંદ પખાળી ચર્ણ;
સ્ત્રી પુત્ર સાથે નંદરાય, પધારયા દેવ સ્થળ માંય.
સ્તોત્ર પાઠ નાના ઊચરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
ધૂપ દીપ ને ઘંટાનાદ, નૈવેદ્ય ધરી વેહેંચ્યા પરસાદ.
શ્રી કૃષ્ણને કહે છે નંદરાય, પુત્ર પડો દેવીને પાય;
જો અંબાજી મૂકે શિર પાણ, તો સદા તુજને હોય કલ્યાણ.
તત્પર થયા પ્રભુ પૂજવા, અંબાજી લાગ્યાં ધ્રુજવા;
પછે સમસ્યા કરી દેવી નમે, હું દાસીને કેમ પૂજો તમે.
પાછા ફર્યા સમજી શ્રી હરી, ત્યારે રીસ નંદ પિતાએ કરી;
એ વ્યાપી વિશ્વ વિષે એકલી, ન દીઠી બુદ્ધ પુત્રની ભલી.
કહ્યું ન કરે સુત ઉછંકળ, પુત્ર શું જાણે પૂજાનું ફળ;
જગદંબા મા પરમેશ્વરી, એની સત્તાએ સૃષ્ટિ વિધિયે કરી.
પિતાને કહે જગજીવંન, ન કરૂં અન્ય દેવ પૂજન;
ઇષ્ટદેવ છે ગોવરધંન, જે વડે સુખીયાં આપણ ગોધન.
સદૈવ પૂજા કીજીએ તેતણી, તમારી ભક્તિ છે વ્યભિચારિણી;
એવું કહી હસ્યા શ્રી હરી, વારતા નંદે ચિત્તમાં ધરી.
પૂજા કરતાં થયો સાયંકાળ, સરસ્વતી તટ સુતા ગોવાળ;
સમય અર્ધ નિશાનો હો, નિદ્રાવશ થયું સર્વ કોય.

* આ ચોત્રીશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે નંદરાયને અજગરથી અને સુદરશન વિદ્યાધરને બ્રાહ્મણોના શાપથી મુક્ત કર્યો તથા શંખચૂડને માર્યો તે કથા છે.

શુકજી કહે સાંભળીયે ભૂપ, એક અજગર આવ્યો દારૂણ રૂપ;
તે પેઠો ગોપ મડળી માંય, આવ્યો જ્યાં સુતા નંદરાય.
નંદનો પાગ મુખમાંહે ગળ્યો, લેઇ નંદને અજગર પળ્યો;
જંઘા લગી ગ્રસ્યો વામ પાય, આક્રંદ કરે રૂએ નંદરાય.
હે કૃષ્ણ પુત્ર તારો છે આધાર, તુ વિના કોણ કરે મમ વહાર;
મૂકાવ્યો વરૂણ થકી એકવાર, વળી આજ વિપત્ત પડી અપાર.
તુંને પરમેશ્વર કહે સહુકોય, કૃપા કરી મુજ સામું જોય;
વિવિધ વિલાપ કરે ઘણું રોય, જાગ્યા ગોપ વર્ગ સહુકોય.
હાહાકાર પડે ખુંખાણુ, કોણે રામકૃષ્ણને કીધું જાણ;
ત્રાહે ત્રાહે કરે ગોપી માત્ર, રૂએ યસોદા પછાડે ગાત્ર.
અજગરે ગ્રાસ્યા નંદરાય, એ લેઇ પ્રાણનાથને જાય;
કો છે પ્રાણ દાતા કહાવે, કાળમુખથી *પ્રભુને મૂકાવે.
ઉન્મત્ત ગોપ ધાયા દરબડી, પાષાણ ગેડી ગ્રહી લાકડી;
પડે અજગર ઉપર પ્રહાર, મુખથી નંદ કરે પોકાર.
નાસે અજગર નિરભે થઈ, પડે પ્રહાર પણ મૂકે નહીં;
ઘોરવનમાં અજગર ગયો, શ્રમિત ગોપ સાથ સહુ થયો.
ગોપાંગના રોતી એમ કહે, આપણને તારથ વ્રત ન સહે;
જો પૂરવે કીધું અભયા વ્રત, તે વ્રતનું ફળ પામ્યાં તર્ત.
આણીવાર તો આંકેજ વળ્યો, એ સર્પ રાયજીને લઇ પળ્યો;
ભાઇ ગોવરધનની કીજે સેવ, નદ ઉપારો બીજા દેવ.
ન છૂટે નંદ આશા ટળી, બેઠું ઘર અંબાજી ફળી;
ધાયા રામ કૃષ્ણ બેહુ ભ્રાત, બળભદ્રે બહુ કીધી ઘાત.
તોએ નંદને મૂકયા નહીં, પદ પ્રહાર કૃષ્ણે કીધો જઇ;
ચરણ સ્પર્શ કીધો જેટલે, અજગર રૂપ તજ્યું તેટલે.
કૃપા કમળા વરની હવી, દિવ્ય દેહ પામ્યો ગાંધ્રવી;
દિવ્ય પટ કીધાં પરિધાન†, વપુવર્ણ‡ વિદ્યુત સમાન.
કુંડળ બાજુબંધ કંઠે હાર, ધરી ગદા એક હસ્ત મોઝાર;
વામ સ્કંધે શુભ વીણા ધરી, એવી દેહ પ્રગટ જવ કરી.
ગોવાળા સહુ વિસ્મે થાય, ગાંધર્વ નમ્યો નંદજીને પાય,
નિર્વિઘ નંદ થયા તતખેવ, છે ઘરમાં વિશ્વંભર દેવ.
પ્રભુને ચાર પ્રદક્ષિણા કરી, હું દાસ દાસ વાણી ઓચરી;
કું પતિતને કૃતારથ કીધો, મૂળ દેહ તમો મુજને દીધો.
સ્પર્શી ચરણ રેણુનો થયો, કર્મ ભોગ સર્વ મારો ગયો;
ગાંધર્વે એવી વીનતી કરી, કૃપા કરી પછે શ્રી હરી.

**શ્રી ભગવાનુવાચ:-**

સંદેહ પામ્યા છે ગોપ સર્વ, તું વૃત્તાંત તારૂં કહે ગાંધર્વ;
કોણ કારણ ગ્રાસ્યા નંદરાય, કાં સર્પ રૂપ થયો વનમાંય.

**ગાંધર્વ ઉવાચ;-**

સ્વામી અંતર્યામી હરી, ઘટ ઘટ બ્રહ્મ રહ્યો વિસ્તરી;
લોક નિમિત્ત પૂછે સર્વથા, શું અજાણી મારી છે કથા.
ગોપનો સંદેહ પામે શાંત, વૃત્તાંત પૂછ્યો કમળા કાંત;
વસતો હું અમરાવતી ગામ, ગાંધર્વ સુદર્શન મારૂં નામ.
સુર કન્યા પામી મોહ સર્વ, મને રૂપગુણનો વાધ્યો ગર્વ;
મારા રૂપ થકી મોહતો શક્ર, એક બ્રાહ્મણ હુતો અષ્ટાવક્ર.
અષ્ટ ઠામ વાંકો કૂબડો, તે તાપસ મારી દષ્ટે પડયો;
સરસ્વતીમાં કરતો નિત્ય ધ્યાન, હું ગયો ત્યાં કરવા સ્નાન.
વક્ર જોઇ મુને આવ્યું હાસ્ય, હું ગયો બ્રાહ્મણની પાસ;
વક્રોક્તિ* હું બોલ્યો જઇ, રત્નગર્ભા તુજ માતા† સહી.
તે સ્ત્રીનું પુણ્ય હશે અપાર, જે તમ સરખો પામી ભરતાર;
શરીરનું ઋષિ કરજો જતન, તમો પૃથિવીમાં દીસો છો રતન.
યૌવનમદ વાંકા હીંડો છો શુંય, આ લટકો દેખીને મોહ્યો હુંય;
જો દેખશે રૂપ તમારૂં યતી, કો સતીનાં સત રહેવાં નથી.
વક્ર બોલ જવ મેં ઉચર્યા, તવ ક્રોધ કરી બોલ્યા અંગિરા;
અષ્ટાવક્રજી ક્રોધે વદ, પાપી તું ભરયો રૂપને મદ.
જો વક્રોક્તિએ બોલ્યો વ્યંગ, તો ઠામ ઠામ થાઓ વાંકું અંગ;
તું વક્ર થઇ ચાલે નિરધાર, પામજે અજગરનો અવતાર.

**સુદર્શનોવાચ:-**

સ્વામી મે કીધો અપરાધ, ક્રૂર વચને મેં દૂભ્યા સાધ;
માનુભાવ મુને મયા કરો, શાપ અનુગ્રહ સ્વામી કરો.
પ્રણીપત કીધી રોયો ઘણું, કૃપાળ મન છે ઋષિજી તણું;

**અષ્ટાવક્રોવાચ:-**

"અંબિકા નિકટ થઇ રહેજે વ્યાળ, આવશે યાત્રાએ નંદ ગોવાળ.
નંદનો મુખમાં ગ્રહેજે ચર્ણ, મૂકાવા ધાશે અશરણ શર્ણ;
શ્રી કૃષ્ણ ચરણ રેણુ અડશે, અજગર દેહ તારો પડશે.
સદ્ય મૂકાશે મારો શાપ," "પછે ધરયું મેં અહીંનું આપ;
અયુત વર્ષ ગયાં મુને વહી, આજ તમારી કરૂણા થઇ."
કર્મ કથા કહી નમીયો પાય, શ્રીકૃષ્ણે તેને આપી વિદાય;
કર્મ પ્રસંગ મહિમા સાંભળ્યો, ગોપ સર્વનો સંદેહ ટળ્યો.

* પતિ, પિતા, ગુરૂ વગેરે વડીલ જનોને પ્રભુ, વગેરે વિશેષણો અપાય. †પહેરવું તે. ‡દેહનો વર્ણ.

* વાંકું બોલવું; મશ્કરીમાં બોલવું તે. † આ સંબંધ કંઇ બરોબર લાગતો નથી.

પછે નંદે જાણ્યું રૂડી પેર, છે સકળ દેવતા મારે ઘેર;
પછે ભોજન કીધાં પ્રાતઃકાળ, વળ્યા તીરથ કરી ગોવાળ.
નંદ યસોદા પામ્યાં સૂખ, શ્રીકૃષ્ણ નામથી જાએ દૂઃખ;
ગોકુળ આવ્યો વૃજ પરિવાર, પુરૂષોત્તમ જાણ્યો નંદકુમાર.
જે કો કથા પ્રીતે સાંભળે, બ્રહ્મશાપ પાતિક પરજળે;
પૂજા દરશણ અંબાનું વળે, ભય અજગર સર્પનો ટળે.

**શ્રીશુકોવાચઃ—**

સાંભળ પરીક્ષીત પુણ્યપવિત્ર, પૂરણ થયું અંબિકા ચરિત્ર;
એકવાર વૃંદાવન માંય, શ્રીરામ કૃષ્ણ ચરાવે ગાય.
જવ વેળા સાયંકાલની થઇ, ગોપી જળ ભરવા મીષે ગઇ;
સહુ ગોપ ગોપી ટોળે થયાં, જળક્રીડા કરવા રાત્રે રહ્યાં.
ગોપી સરિતા શ્યામ સમુદ્ર, સોલ કળાએ પ્રગટયો ચંદ્ર;
તે કિરણે અમૃત ધારા ઝરે, ગોપ ગોપી સહુ ક્રીડા કરે.
કુમોદિની મોદ પામી ઘણું, પ્રકાશ્યું તેજ ચંદ્રે આપણું;
આવે લેહેર ઉછાળે નીર. ત્રિવિધ મંદ વાયે સમીર.
ગોપી ગોવાળા કેવળરામ, કરે ક્રીડા પોષણ કામ;
એક જક્ષ આવ્યો તેણે ઠામ, શંખચૂડ છે તેનું નામ.
કુબેરનો મંત્રી બળવાન, દીઠી ગોપીકા રૂપનિધાન;
વળી દૃષ્ટે ન ઓળખ્યા હરી, પેઠો જળમાં ઘેરી સુંદરી.
ઉંડળમાં* ઘાલી બહુ નાર, જક્ષ ચાલ્યો ગગન મુઝાર;
આક્રંદ વિલાપ કરે સુંદરી, તમવિણ કોણ મૂકાવે હરી.
તેં ઘણીવાર કીધી સંભાળ, સમાવી વિષ અગ્નિની જ્વાળ;
મેઘને નિવાર્યો પર્વત ધરી, બેવાર નંદને કરૂણા કરી.
દુઃખ દેખી ગોપીજનતણું, રામકૃષ્ણ બે કોપ્યા ઘણું;
ધાયા ધરણીધર પૂઠળે, એક વૃક્ષ ઉપાડી લીધો બળે.
વૃક્ષનું નામ કહીએ દેવદાર, કરમાં લઇ કીધો હોંકાર;
દયાળને દેખી સુંદરી, તવ શાતા અંતરમાં ધરી.
જક્ષે દીઠા દેવ મોરાર, અધવચ મૂકી દીધી નાર;
હળધર મૂકયા ગોપી પાસ, જક્ષ પૂઠે ધાયા અવિનાશ.
હરિયે જવ હોંકારો કરયો, શંખચૂડ તવ પાછો ફરયો;
એક ગદાવડે માંડયો સંગ્રામ, વૃક્ષે વઢતા સુંદરશ્યામ.
ત્યાં ઘોર યુદ્ધ થયું અંતરિક્ષ, હરિયે મારી પાડયો જક્ષ;
ઉત્તમ ગતિ થઇ તેહ તણી, તેને મસ્તક એક હૂતો મણી.
છે શંખચૂડ તે માટે નામ, તે મણિ લિધો સુંદર શ્યામ;
બળીભદ્રને તે આપ્યો જઇ, ગોપાંગના સર્વે સુખણી થઇ.
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વે શિરોમણી શ્રી ભાગવત;
તેમાં સાર છે દશમસ્કંધ, જોડું હું પ્રાકૃત પદબંધ.

* બાથમાં.

આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારૂં પ્રાકૃત;
કથા પ્રસંગ એકૂ નવ પડે, ચાલ્યો જાણે સિધે સેરડે.
કો કહેશે કીધો અહંકાર, છે મારા મનનો જુવો વિચાર;
નથી વિખાણ્યો મેં પોતાને, વિશ્વાસ આવે જેમ શ્રોતાને.
રામચરણ* કમળમકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ;
શુક કહે સાંભળીયે ધીશ, પૂરણ થયા અધ્યાય ચોતરીશ.

વળણ.

ચોતરીશમો અધ્યાય પુરણ થયો, લીલા સુંદર શ્યામરે;
રખે પ્રેમાનંદ વીસરે, અધક્ષણ સીતા રામરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ચતુસ્રિંશો-
ધ્યાયઃ ॥૩૪॥**

## અધ્યાય ૩૫ મો.†

### કડવું ૧૦૧ મું—રાગ સામેરી.

અકળ લીલા નાથની, કવી કેમ વખાણે;
શુક કહે સુખ ગોપીતણું, ગોપીકા મન જાણે.
અજ ઇશ આદિત્ય ઇંદુ, અને વળી ઇંદ્રાદિક;
તે વૃજ લીલા પ્રીછે નહીં, છે વૈકુંઠપેં અધીક.
એકવાર વૃંદાવન વિષે, વળી વાયો વેણ રસાળ;
મોહ પામી વૃજ સુંદરી, વળી મોહ્યાં ગૌ ગોવાળ.
જળ ક્રીડા માંડી સામળે, ગોપ રામ ને ગોવાળી;
ચોળીને નવરાવે ધેનુ વચ્છને, વનમાં વનમાળી.
દ્રુમ વેલી ફૂલી ઘણું, વાસ વસ્યો વસંત;
છે કમળવરણી કામિની, છે ભ્રમર શ્રી ભગવંત.
ચકોર મોર ચાતક બોલે, હરે શબ્દે ચિત્ત;
વિઠ્ઠલ વજાડે વાંસળી, ગોપિકા ગાએ ગીત.
કટી મેખલા કંકણ ઘૂઘરી, ઝાંઝર રમઝમ થાય;
ગાયે બાળી પાડે તાળી, નાચે નરહરી રાય.
બળીભદ્ર ગાએ પૂઠળે, ઉછળે યૌવન બાળ;
મૃદંગ વાજે ચંગ ગાજે, સંગીત સઘળી તાળ.
તે સ્વરે આકાશ પૂર્યું, પાતાળ પૂર્યાં સાત;
સહસ્ર ફણાએ શેષ ડોલ્યો, મોહ્યા કદ્રુ જાત.

* કમળમાં જેમ વચમાં ઝીણી રજ—મકરંદ હોય છે તેમ પ્રભુના ચરણરૂપી કમળનો મકરંદ—રજ. † આ પાંત્રીસમા અધ્યાયમાં ભગવાન વનમાં જવાથી ગોપીઓએ યુગલગીત ગાતાં ગાતાં કઠિનતાથી દિવસ નિર્ગમન કર્યાની કથા છે.

નર અમર મૂની મોહ્યા, હવી રવી ને ચંદ્ર;
અષ્ટ શૈલ શિખર ડોલ્યા, મોહ્યા સપ્ત સમુદ્ર.
કાર્જે રહ્યું ધર્મ રાજનું, વિસ્મે થયા ચિત્ર ગુપ્ત;
વિમાન બેસી દેવ આવ્યા, આવિયા ઋષિ સપ્ત.
અષ્ટ વસુ ને વિશ્વેદેવા, વળી અશ્વિની કુમાર;
આવ્યા વિદ્યાધરજક્ષકિન્નર, મોહ પામ્યા મેઘ બાર.
ઘૃતાચી મેનકા રંભા, તિલોત્તમા ઉર્વશી;
ગાન સાંભળી ગોપીકાનું, જોવા વૃંદાવન ધસી.
નારાયણનું નાટ્ય દેખી, ગગને નાચ્યા દેવ;
સાવિત્રિસું બ્રહ્મા નાચ્યા, પરહરી અહંમેવ.
સરસ્વતી ને નિગમ નાચ્યાં, કરે સંગિત ગાન;
ઉમયા સંગાથે નૃત્ય માંડ્યું, સદાશિવ ભગવાન.
ડાક ડમરૂ ઝાંઝ ઝમરૂં, શંખ શિંગી ફૂંકે;
સંગાથે શિવશક્તિ નાચે, તાન માન ન ચૂકે.
પિશાચ પ્રેત ને ભૂત ભૈરવ, શાકિણી સિંહારી;
સ્કંધ વેણા વાદે નાચે, શોભે શ્રી ત્રિપુરારી.
રસ ઓઘ યમુનાં તટ વિષે, અભિલાખ સુરને થાય;
અમો ગોપીકા નિરમો નહીં, ભૂલો બ્રહ્મા રાય.
નારદ તુંબર વેણુ વાએ, સુરનર થયા એક સુત્ર;
તેતરીસ કોટી દેવ કહે, જય જય યસોદા પુત્ર.
ન જન્મ આવ્યો વૃક્ષનો, વા વૃંદાવનનાં તૃણ;
તો અમો પાવન થાત જો,ઉપર ફરત ગોપીનાં ચર્ણ.

વલણ.

ચરણ અડે ગોપીતણાં, ધન વૃંદાવનનાં તૃણરે;
અખંડ પૃજ ક્રીડા કરે, નાથ અશરણ શર્ણરે.

---

કડવું ૧૦૨ જું—રાગ ગોડી.

ગોપીનાથ આવ્યા ઘેર ગૌચારી,વાજે વાંસળી મોરલી નાદ;
દેવ અહંમેવ મૂકી ગયા, ચાખ્યા ગોપીગાનના સ્વાદ—ગોપી૦
છે ગોપ સખા સહુ પૂઠળે, આગળ કીધી સહુ ગાય;
મધ્ય મોરલીધર પરવરે, સંગે વિરાજે હળધરરાય—ગોપી૦
વનમાળા પહેરી વનમાળીયે, વૈજયંતી પાગ પ્રમાણ;
ગુંજાહાર ટોડર તુળસીનાં, કેમ કરી શકે તે વખાણ—ગોપી૦
ચળકે મુગટ મોર ચંદ્રનો, ઝળકે કુંડળ કાન;
વિધુત્વત્ પટકુળ પેહેરીયું, વપુ શોભે શ્યામળવાન—ગોપી૦
લીલાંબર પલવટ વાળી, ધરી અધરે કનકની વેણ;
જેમ ઉમયાનાથ વિભુત ધરે, તેમ અડકી છે ગૌ પદરેણુ—ગોપી૦
નાહાનાં વચ્છ ચાલે મુખઆગળે, હરિ હાંકે વાંસે મૂકી હાથ;
થાકાં જાણી વચ્છને લીયે, સ્કંધે વૈકુંઠનાથ—ગોપી૦
બોલે શબ્દ સહસ્રક વેણુના, ઉડે રેણુના ઓઘ આકાશ;
ઉભી ગોપી ગામને ગોંદરે, નિરખે આવતા શ્રી અવિનાશ—ગોપી૦
નિમેષ રહી તે દર્શન કરે, નખશિખ ફરી ફરીને જોય;
સ્વરૂપ સ્વાદ લે સુંદરી પણ, નયણાં તૃપ્ત ન હોય—ગોપી૦
પરિબ્રહ્મ ઉભા રહીને આપે, સંભાળી ગોપને ગાય;
કરે માત યસોદા આરતી, ગોપ વધૂ મંગળ ગાય—ગોપી૦
નિત્ય પ્રત્યે લીલા નવનવી, ધન ગોપી ગોકુળ ગામ;
અવિગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ પ્રભુરામ—ગોપી૦

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચત્રિંશો-**
**ધ્યાયઃ ॥૩૫॥**

---

## અધ્યાય ૩૬ મો.*

કડવું ૧૦૩ જું—રાગ સારંગ.

**શ્રી શુકોવાચ:—**

એ નાટારંભ શ્રી હરિનો કર્યો, પાંતરાશમો અધ્યો પૂરણ થયો;
વિખ્યાત વાત જાણી હરિતણી, થઇ કંસરાયને ચિંતા ઘણી.
એક દૈત્ય તેડ્યો પરાક્રમ પૂર, છે નામ તેનું વૃષભાસૂર;
નિકટ તેડી કહે છે કંસરાય, તમો પધારો ગોકુળમાંય.
છે રામકૃષ્ણ બળીયા બે વીર, તે ઉછંકળ થયા છે આહીર;
સુભટ જેટલા મેં મોકલ્યા, તે કુશળે પાછા નવ વળ્યા.
તું સર્વેમાં શૂર ધીર છે ઘણું, જઈ પ્રગટ કરો પરાક્રમ આપણું;
ગર્વ કરી તે તત્પર થયો, વૃષભાસુર તે ગોકુળ ગયો.
વૃથા પુષ્ટ થયો ગજરાજ, તે કરવા આવ્યો કંસનું કાજ;
યમુનાં તટ જમ સરખો જોધ, કીધો જગધાટે વિરોધ.
સબળ સાંડ ઘૂમે આરડે, ઉછળે ફરે ને આડો પડે;
તે એ,ખાંગે ઉન્મત્ત ત્રાડે, શૃંગ વડે ત્રોડી ભેખડ પાડે.
વૃક્ષલતા પશુ પખીને હણે, પાગની ખુરીયે પૃથિવી ખણે;
વજ્રવત છે ચારે ચર્ણ, ક્રોધે લોચન થયાં લોહી વર્ણ.
ઉડાડે રેણુ ભરાવી શૃંગ, શું આવ્યો ઐરાવત માતંગ;
સ્થૂલ સ્કંધ ઉભું કીધું, સ્કંધે ગગન વ્યાપી લીધું.

---

* આ છત્રીશમા અધ્યાયમાં ભગવાને અરિષ્ટાસુરને માર્યો તે ઉપરથી વિચાર કરતાં કંસે નારદના વચનથી શ્રીકૃષ્ણ અને બલીભદ્રને વસુદેવના સુત જાણી અક્રૂરને આજ્ઞા કરી તે કથા છે.

† મૂળ ભાગવતમાં અરિષ્ટાસુર એ પ્રમાણે નામ છે.

તે મુખે ફીણ ફીસોટા ઝરે, બળદ યમુના તટમાં ફરે;
ઝાટકે પુચ્છ ઉડાડે વાર, જળ ભરતી નાઠી વૃજનાર.
નાઠા ગોવાળા નાઠી ગાય, નાસી પેઠું સહુ ગોકુળ માંય,
આવ્યો વૃષભ ગોકુળને ઝાંપે, થર થર વૃજવાસી કાંપે.
પડે ધુંબ વરત્યો ઉત્પાત, તે રામકૃષ્ણ ભણી આવી વાત;
સમાચાર સાંભળી તત્પર થયા, પરમેશ્વર વૃષભ સામાં ગયા.
કછી કાછ ગેડી કર ધરી, તેડયો સાંડ સમરથ શ્રીહરી;
ગયા કૃષ્ણ વારતા સાંભળી, નંદ યસોદાને મૂર્છા વળી.
હાહાકાર કરે સહુ કોય, ભય પામી વૃજ વનિતા રોય;
અમર ગણ જોતા આકાશ, વૃષભને સાદ કરે અવિનાશ.
ધસ્યો વૃષભાસુર દીધી હડી, તીવ્ર શૃંગ પ્રભુ સામાં કરી;
ફેરવી પુચ્છ મસ્તક આણી, ધસ્યો સન્મુખ સારંગપાણી.
ઉડે રેણુ પદપ્રહારે કરી, સુરજ તેજ લીધું આવરી;
ધ્રુજે ચરણ ન સૂઝે સૂર, હરિ સાથે વાધ્યો દાનવ ક્રૂર.
નીચો નમી કરવા ગયો ઘાત, બેહુ શૃંગ સ્હાયાં યદુનાથ;
ઊંચે મસ્તક રાખ્યો કર ધરી, તે ન શકે આઘો પાછો ફરી.
દૈત્યે બળ કીધું અત્યંત, લીલાએ શૃંગ ગૃહ્યાં ભગવંત;
મહાબળ કીધું નંદકુમાર, તે પાછો ઠેલ્યો ધનુષ અઢાર.
ધન્ય ધન્ય દેવતા ઓચરે, પ્રભુ પાખે કોણ પરાક્રમ કરે;
વૃષભ મરડી પાડયો ધરણ, તેના સ્કંધ ઉપર દીધો ચર્ણ.
દારૂણ બળ કીધું મહા બળી, આડો નાંખીને કોટ આમળી;
કાઢી જીભ બરાડી પાડી, મુખમાંથી શૃંગ લીધાં કહાડી.
મૃત્યુ પામ્યો વૃષભાસુર તતખેવ, પુષ્પવૃષ્ટિ કીધી સુરદેવ;
તે ગયો સ્વર્ગ બેસી વિમાન, મળ્યા માત પિતાને શ્રીભગવાન.
વૃજવાસી સુખ પામ્યા ઘણું, દેખી પરાક્રમ પ્રભુજીતણું;
આવ્યા જોવા નારદ ઋષિરાય, દીઠો વૃષભાસુર ભૂ માંય.
પ્રસંન પરમહંસ ઋષિ થયા, તે જોઇ નારદ મથુરાં ગયા;
હરખ્યો કંસ દીધું બહુ માન, આપી આસન પૂજ્યા ભગવાન.
કૃતાંજલી કરી પૂછે રાય, કેમ સેવકને કીધી કરૂણાય;
એકાદશ વર્ષે આવ્યા ફરી, તમો દીધી શિક્ષા મેં આચરી.
નારદ કહે સાંભળ ભૂપતી, મેં કહ્યું તે તું ચેત્યો નથી;
આકાશવાણી વૃથા ન જાય, તુંને વિષમ વેળા આવી રાય.
તે નંદપુત્રનું દીઠું તેજ, ત્યાં ઉછરે છે તારા ભાણેજ;
સુખે દુહવાયો સુરનો સાથ, હવે ચોરી શી કહું તુજને વાત.
મિથ્યા નંદનું વસ્યું ઘરસૂત્ર, છે રામકૃષ્ણ દેવકીના પુત્ર;
તે ગુપ્ત થઇ ગોકુળ સેવે, ચોરી મૂક્યા છે રાય વસુદેવે.

વચન સાંભળી લાગી જ્વાળ, કાઢી ખેડું* ઉઠયો ભૂપાળ;
તે રીસે રાતડો ઘૂમે ઘણું, મસ્તક છેદવા વસુદેવ તણું.
મમ શત્રુ મૂકયા પરઘેર, મારે બેહેન બનેવી સાથે વેર;
નારદ કહે સાંભળ ભૂપાળ, કનિષ્ઠ પુત્ર છે તારો કાળ.
સુગમ હણવું એ દંપતી તણું, છે બાળક જીતવા દોહેલે ઘણું;
દંપતી રાખ્યાં કરી સમાધાન, સકળ વાતે સમરથ ભગવાન.
કંસને નારદ કહે છે વળી, કૃષ્ણ ચરિત્ર તું ન શકે કળી;
બક બકી અઘ વત્સાસૂર, ગર્ધવ પ્રલંબ સરખા ક્રૂર.
સકળ યોધ શ્રીકૃષ્ણે હણ્યા, તો તમે ગોપપુત્ર કેમ ગણ્યા;
આવ્યો કાળ કાંઈ થા સાવધાન, નારદજી થયા અંતર્ધ્યાન.
કંસાસુરને ચડીયો કાળ, વસુદેવે મૂકયાં કેમ બાળ;
એ છળ કરી છાના ઉછરયા, એ ભાણેજ શત્રુ હોય માહરા.
ઉપની વ્યાધિ પમાડું શાંત, પછે કંસાસુર બેઠો એકાંત;
શલ દુશલ મુષ્ટિક ચાણુર, તેડયા કૂટ કેશી વ્યોમાસુર.
કીધો વિચાર એકાંત બેશી, છે વહાલો મિત્ર કંસને કેશી;
હે સખા આપણે શું કરવું, ગોપ થકી નથી ઉગરવું.
જણાવ્યું નારદે કીધું ભલ, રામકૃષ્ણ મોટા છે મલ;
તે વસુદેવે મૂકયા ગોકુળે, તે દુષ્પ્રમલ ગાજે નિજ બળે.
આપણે સુભટ જે જે મોકલ્યા, તે કુશળે પાછા નવ ફરયા;
તમ વિના કારજ નહીં થાય, જાઓ વ્યોમ કેશી ગોકુળમહાંય.
કંસે આજ્ઞા એવી કહી, બે અસુર બોલ્યા ઉભા થઇ;
કેશી કહે સાંભળ મહારાજ, ક્ષણમાત્ર એ કરવું કાજ.
જઇ કરૂં નંદને અપુત્રવાન, ચાલ્યો પાપી કરી અભિમાન;
પછે પંચમલ્લને આજ્ઞા થઇ, કરો તત્પર મલ્લ અખાડો જઇ.
કંસાસુર મનમાં કરે વિચાર, અહિં તેડાવું નંદકુમાર;
વ્યોમ કેશીથી અર્થ નવ સરે, કૃષ્ણ આગળ કેશી નવ ઉગરે.
કાંઇ કપટ કરી તેડાવું અહીં, પછે વળતા બાળક જાશે કહીં;
છે સાધુ અક્રૂર હરિનો દાસ, સાધુનો ગોપને છે વિશ્વાસ.
એકાંત વિચાર્યું કંસાસુર, પછે તેડાવ્યા વૈષ્ણવ અક્રૂર;
દીધું માન ગળે ઘાલી હાથ, કહે મનની વાત મથુરાંનાથ.
તમો અક્રૂરજી માનો સર્વથી, મારૂં તું વિના કોઇયે નથી;
કો ઉછંકુળ બેરડા અજ્ઞાન, મારે કર્મે મળ્યા એવા પરધાન.
શત્રુ સરખો ઉગ્રસેન તાત, કોણ આગળ કહું દુઃખની વાત;
તમો સમદર્શી છો વૈષ્ણવરાય, માટે કહું છું અંતરના અભિપ્રાય.
તમો નંદપુત્રનું દીઠું તેજ, છે બેઉએ મારા ભાણેજ;
આકાશવાણી તમને સાંભરે. તે રામકૃષ્ણ શત્રુ છાના ઉછરે.

---

* ખડ્ગ; તરવાર.

ઘણા સુભટ કીધા સંહાર, મુને સાલે છે વસુદેવ કુમાર;
રહ્યા તમ સાથે રાખું અંતર, કીજે યજ્ઞ કીધાનું મખાંતર.
કીજે ધનુષ યાગનું મંડાણ, પૂજનનું મારે ધનુષ પ્રમાણ;
પ્રતિપદાએ આરંભ થાય, ચતુર્દશીયે યજ્ઞ પ્રતોષાય.
તેડાવીયે એક ગામ ગામના, મલ્લ માને છે મારી આમન્યા;
તેડાવીયે ગોકુળના ગોવાળ, મહિ મળતા આવે બેહુ બાળ.
પછે હું મનનું માન્યું કરૂં, હું તમ આગળ સાચું ઓચરૂં;
માટે ભક્ત રાજતમો વેહેલા થાઓ, તેડવા નંદને ગોકુળ જાઓ.
સહુ ગોપને કાલે અહીં લાવજો, બેહુ બાળકને તેડી આવજો;
મંગાવજો ગોરસ ઘી ઘણાં, છે સેવક આહીર આપણાં.
આપણે રામકૃષ્ણ સાથે કામ, ઉગ્રસેનનો દેઈશ ઠામ;
યાદવ માત્રનો કરશું ઘાણ, પછે આપણને કલ્યાણ.
એકવાર બાળક દ્રષ્ટે પડે, કરૂં કારજ હું હસ્તી વડે;
મલ્લઅખાડે રાખું મલ્લપંચ, છે મારા મનને એવો પરપંચ.
પછે આપણને ચિંતા નથી, હું રાજા તમો થાજો યુથપતિ;
સર્વથા કામ થાયે તમ વડે, જાઓ અક્રૂર ગોકુળ ગામડે.
અક્રૂર કહે હસતું મુખ કરી, તીવ્ર બુદ્ધિ રાય તમારી ખરી;
ઘણું પ્રસન્ન થયું મમ હૃદે, અદ્ભુત છળ તેં કીધું ઉદે.
રાય હવે કામ સીધ્યું આપણું, મનોરથ મારો પોતો ઘણું;
રૂડું કરશો અશરણ શર્ણ, ઉછંકળ પાપી પામશે મર્ણ.
બાળકને તેડી લાવું કાલ, છે અક્રૂરને દર્શનનું વહાલ;
જો મથુરામાં આવે જગદીશ, તો હરિ ભાંજે પાપીનું શીષ.
જાઉં ગોકુળ કહી બેઠા થયા, અક્રૂર પોતાને મંદિર ગયા;
કંસાસુર પ્રસંન થયો અત્યંત, અક્રૂરને વહાલા શ્રી ભગવંત.

વલણ.

ભગવંત વહાલા ભક્તને, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો છત્રીશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટત્રિંશો ધ્યાયઃ ॥૩૬॥**

---

## અધ્યાય ૩૭ મો.*

**કડવું ૧૦૪ મું-રાગ કહાલેરો.**

**શ્રી શુકોવાચ:-**

કાલિંદી તટે કેસી આવ્યો, ક્રૂર કપટી કંસનો મિત્ર;
રૂપ ધર્યું કાળા ઘોડાનું, પ્રગટી માયા અસુર ચરિત્ર-કા૦
મુખ શબ્દ ભયાનક ભાસે, મેઘની પેરે હણ હણતો;
વામ દક્ષિણ ફરતો ચાલે, અવની પાદ વડે ખણતો-કા૦
ઝાટકે પુચ્છ કોટે કેશાવાળી, મૂકે દોટ યમુનાં તીર;
ફીણ ફીસોટા મુખથી ઝરે, ધૂણે શીષ ધ્રૂજાવે શરીર-કા૦
ઉન્માદ કરે મદદર્પે ભરયો, ઉડાડે રેણુ પછાડે ચર્ણ;
સર્પ ફણાવત શ્રવણ ઉભા, લોચન દીસે લોહી વર્ણ-કા૦
શું ગોકુળ ગગન એકત્ર કરશે, અમર સહુ કાંપે અંતરિક્ષ;
ગોપ વર્ગને ચિંતા શાની, જો માથે પરમેશ્વરનું પક્ષ-કા૦
મોટો વર એને અહિધરનો, આયુષ રોમાવળીમાં વસે;
દેવ સર્વ વિચારે અંતરિક્ષ, ભાઈઓ ગોકુળમાં શું થાશે-કા૦
છે ક્રૂર કેશી સખા કંસનો, કેશ વડે કરશે સંગ્રામ;
કેશાવળીની વજ્ર ધારા છે, તે માટે ધર્યું કેશી નામ-કા૦
ઉતરે ભાર જો મરે કેશી, શું ગજું છે પછે કંસજતણું;
છે ઉછંકળ અસુર વર્ગમાં, અધર્મી છે કેશી ઘણું-કા૦
શૌનકને કહે સૂત પુરાણિક, પરીક્ષિતને શુક સ્વામી;
ગોપ વધૂ જળ ભરતી નાઠી, નાઠી મુરલી ભય પામી-કા૦
વેણુ લાકડી મુગટ ધ્રાબળી, પડે ધર્ણે નાસે પિંડાર;
ગોકુળ ગોંદરે ઘૂમે ઘોડો, નાસો નાસો પડે પુકાર-કા૦
પુચ્છ પ્રહારે દ્રુમ બહુ છેદ્યાં, રોકી વાટ રહ્યો ઝાંપે;
વૃષભાન ઉપનંદ યસોદા, ભય પામ્યાં થરથર કાંપે-કા૦
પૂઠળ વાટ કરી સહુ નાસો, પછવાડે છીંડાં પાડો;
નંદ કહે ગોપી ગૌધનને, ગોપમાત્ર બાહેર કહાડો-કા૦
કહે યસોદા નંદરાયને, આજ આવ્યો દોહેલો દહાડો;
સમૃદ્ધિ સરવે લૂટી લેવા દ્યો, એક સામળીયાને સંતાડો-કા૦
માત પિતાને કહે પરમેશ્વર, તમો ક્ષણું એક ધરજો ધીર;
સંકર્ષણને સાથે તેડી, યુદ્ધકાજ આવ્યા શ્યામ શરીર-કા૦

વલણ.

યુદ્ધ કરવા યદુનાથજી, આવ્યા કેશીને પાસરે;
બળભદ્રને પૂઠળ કરી, આગળ થયા અવિનાશરે.

---

* આ સાડત્રીશમા અધ્યાયમાં ભગવાને કેશી દૈત્યને મારતાં ભવિષ્ય કાળનાં કર્મો કહ્યાં અને નારદજીએ તેની સ્તુતી કરી, અને તે પછી ભગવાને ક્રીડા કરતાં વ્યોમાસુરને માર્યો તે કથા છે.

### કડવું ૧૦૫ મું-રાગ મારૂની-ચોપાઇ.

હરીયે હોંકારયો હય યદા, હણહણી એ આવ્યો તદા;
આવ્યો નિકટ વિકટ સુભટ, ફરતો ફરતો કૂડકપટ.
વળી નીચો ઊંચો લાંબો થાય, મુખ વિકારી ગ્રસવા ધાય;
આગલો પાગ ઊંચો ઊલાળે, પાટુ મારવા પાછો વળે.
કૃષ્ણ ઉપર નાખે કેશવાળી, પણ સામળીયો લે સંભાળી;
હસ્તમાં ગેડી હોકારા કરે, કૃષ્ણ કેશી બેહુ ફૂંડે ફરે.
સાચવે ઘાત શૂરા સંગ્રામ, ઘણું ઘૂમે ઘોડો ઘનશ્યામ;
ત્યાં જુએ ગોપ ગોપીનાં વૃંદ, યસોદા નંદ કરે આક્રંદ.
ક્યાં અશ્વ કયાં પુત્ર કોમળ, કયાં સમુદ્ર ક્યાં કૂપનું જળ;
ક્યાં નદી ને કયાં ખાબડું, કયાં વ્યાઘ્ર શશક બાપડું.
કેશી કમળાવર વાદે વઢે, પદ પ્રહારે પડછંદા પડે;
ફેરવે નાથ કરમાં ગેડી, કરે પ્રહાર પામે તેડી.
તે પાડી ચીસ ને પાછો હઠે, ફેરવી પુચ્છ બેહું આછટે;
ખુર રેણુએ ગગન આવરયુ, પછે ક્રોધ કરી વપુ વિખરયું.
કેશવાળી ધારા [illegible]જતણી, છે રોમાવ[illegible] [illegible];
ફેરવે પુચ્છ ખડ્ગની ધાર, મદ પ્રસ્વેદ છૂટે [illegible]પાર,
નારાયણ લઘુ લાઘવી કરે, ચોહો [illegible] વચ્ચે [illegible]શી નીસરે;
પછે ઘોડે ઘેરયા શ્રી રણછોડ, પ્રભુપર પાટુ નાંખી જોડ.
લક્ષ્મીવરે સાચવ્યો લાગ, ગ્રહ્યા હસ્તમાં બેહુ પાગ;
તે કેશ્યો બળ કરી અત્યંત, જઇ પડ્યો શત ધનુષ પર્યંત.
આસ્ફાટન સ્કંધ કીધું શ્રી હરી, તવ દાનવ આવ્યો પાછો ફરી;
વદન વિકાશી મૂકી દોટ, તે ગ્રેહેવા ઇચ્છે હરિની કોટ.
પ્રપંચ કીધો ગોકુળનાથ, તેના મુખમાં આપ્યો ડાબો હાથ;
દૈત્યે જાણ્યું ભલો યોગ મળ્યો, સ્કંધ લગી હસ્ત હરિનો ગળ્યો.
તે કાળજ ફાડી આઘો ગયો, વળી જાડો સ્તંભ પ્રમાણે થયો;
ક્રોધાગ્નિ પ્રગટ્યો શ્રી કૃષ્ણ, ધમ્યું લોહ તેમ કર કીધો ઉષ્ણ.
તપે હસ્ત લોઢું ધગધગે, ઉદર મૂકી આવ્યો ગુદ લગે;
અંતર ત્વચા બળે ચડચડે, ક્રોધાગ્નિ અંતર ધડધડે.
જેમ શર વેધ્યો હોલો ફડફડે, નવે દ્વાર વેધ્યાં કર વડે;
શ્વાસોશ્વાસ જવ થતો રહ્યો, મર્ણ તુલ્ય તવ કેશી થયો.
ફાટાં રહ્યાં નેત્ર નમાવ્યા કાન, ઢળી કોટ ટળી સુધ સાન;
વહે ફીણ જીવ્હા નીકળી, શ્રી કૃષ્ણે હસ્ત વધારયો વળી.
જેમ વેહેરયું કાષ્ટ થાએ બે પાટ, તેમ કેશી ફાટો ચડચડાટ;
પાડી ચીસ નીસરયા પ્રાણ, તવ દેવતણાં વાગાં નીશાણ.
તે પરમગતિ પામ્યો પાપિષ્ટ, કરે દેવ કુસુમની વૃષ્ટ;
ગોપ કરે સહુ જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર.
ઉતારયો ભાર થયુ સર્વ સુખી, એવે પધારયા નારદ ઋખી;
નમ્યા ચર્ણ પ્રદિક્ષણા કરી, નાચ્યા નારદ વેણા ધરી.
ઋષીને હરિયે દીધાં માન, તવ બોલ્યા નારદ ભગવાન;
છો બ્રહ્મારૂપ પૂરણ અવતાર, ભલો ઉતાર્યો ભુતળ ભાર.
ઘણાં કારજ કીધાં ને કરશો, કાલે તમો મથુરાં પરવરશો;
હણશો હસ્તિને પરમ દહાડે, છે મલ્લ મારવા મલ્લ અખાડે.
કંસાસુરને કરો નિપાત, છોડવશો બાંધ્યાં માત ને તાત;
પછે ઉગ્રસેનને આપી રાજ, ભાગી આવશો અવતિ મહારાજ.
જરાસંધ [illegible]તવો છે હરિ, [illegible]વન મારવો પ્રપંચે કરી;
શિશુપાળ મુખ થાશો શ્યામવ[illegible], રૂક્મણિનું પ્રભુ કરશો હર્ણ.
નિધન નરકાસુરને કરી, વરશો સોલ સહસ્ર સુંદરી;
અસુર માત્ર કરશો સંઘાર, ઉતારશો ભૂતળનો ભાર.
અક્રૂર તેડવા આવશે આજ, ખોટી મા થાશો મહારાજ;
હરી સામળીયે કીધાં સાન, શ્રીનારદ પામ્યા અંતરધાન.
શુક[illegible] કહે સાંભળીયે રાય, તે ગઇ વારતા મથુરાં માંય;
કેશીનો સમાચાર સાંભળી, તવ કંસાસુરને મૂર્છા વળી.
અંતરગત પામ્યો પરિતાપ, કેશી કેશી કહી કીધો વિલાપ;
શુંડવિના ભાઇ જેવો ગજ, થાય વિના પંખ પક્ષી આજ.
પ્રત્યંચા વિના જેવું ચાપ, મણિ દંત વિના જેવો સાપ;
દ્રવ્યવિના જેવો દાતાર, વ્યર્થ બેંડું જેમ ખાંડી ધાર.
હોય મધ્ય પુતળી પાખે નેત્ર, વાડધણી વિના જેવું ક્ષેત્ર;
હોય વિદ્યા વિના જેવી રસના, આજ તેમ થયો હું કેશીવિના.
ઉતાવળા મોકલ્યા અક્રૂર, ત્યાર પેહેલાં ગયો છે વ્યોમાસૂર;
નિપાતન કેશીને કરી, ધેનુ ચરાવા ચાલ્યા હરી.
જળક્રીડા માંડી મહારાજ, સંગ બળિભદ્ર ગોપનો સાજ;
ભીલૂ પરડી જળમાં જઇ નહાય. હારે તે ઉચલી લઇ તટ જાય.
વ્યોમાસુર આવ્યો ગોપ થઇ, ગોવાળા કો સમજ્યા નહીં;
તે ઘણા ગોપને ચોરી જાય, જઇ સંતાડે તે ગફા મહાંય.
જવ અર્ધ ગોવાળા ઓછા થયા, શ્રીકૃષ્ણ કહે સખા ક્યાં ગયા;
દીઠો દાનવ ને મૂકી દોટ, જઈ વ્યોમાસુરની ઝાલી કોટ.
મરડી આમળી નાખ્યો ધર્ણ, પદપ્રહારે પમાડ્યો મર્ણ;
એમ વધ વ્યોમાસુરનો થયો, તે દેવ થઇને સ્વર્ગે ગયો.
સમાચાર તે કંસે સાંભળ્યો, વ્યોમાસુર કેશી પાસે પળ્યો;
શ્રીકૃષ્ણ પધારયા ગોકુળ માંય, તે દહાડે છેલ્લી ચારી ગાય.
માયા ઉતારી વૈકુંઠરાય, શ્રીવૃંદાવનથી થયા વિદાય;
ગૌ ગોપથી ઉતારયું મન, અતિ દુઃખ પામ્યા જગજીવન.
ગોવર્ધનને કરી પ્રણામ, ગોકુળ આવ્યા શ્રીભગવાન;
સંભાળી સહુને આપી ગાય, નરહરીનાં નેત્ર ભરાય.

વળણ.

ભરચાં નેત્ર નારાયણે, સાંભળ પરીક્ષત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સાડત્રીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે કેશી વ્યોમાસુરાદિ વધો નામ સપ્તત્રિંશોધ્યાય: ॥૩૭॥**

---

## અધ્યાય ૩૮ મો*.

### કડવું ૧૦૬ મું—રાગ રામગ્રી.

શુકજી ભાખે સાંભળ ભૂપતી, પરમેશ્વરને માયા મોહ નથી;
મન ઉતાર્યું ગોકુળમાંથી, જીવશે ગોવાળા હરિનામથી.

ચાલ.

નામ નારાયણ વડે, જીવશે વ્રજ પરિવાર,
સુખ દેવા યદુવંશને, શ્રીકૃષ્ણે કીધો વિચાર.
વધ જાણી વ્યોમાસુરનો, કાહાવ્યું કંસાસૂર;
ઉતાવળ ઘણી રાયની, તત્પર થયા અક્રૂર.
પ્રાત:કાળ સંધ્યા કરી, ધરી હરિનું ધ્યાન;
માળા મુદ્રા તિલક તુળસી, દિવ્યાંબર પરિધાન.
પુષ્પ ચંદન સુગંધ શ્રીફળ, ભરી પૂજાનાં પાત્ર;
અક્રૂરે સામગ્રી કીધી, ચર્ચવા શ્રીહરિ ગાત્ર.
મથુરાંપુરી એક કોશ મુકી, થયો પશ્ચાતાપ;
કંસે કારજ ઘોર સોંપ્યું, કોણ મારૂં પાપ.
કઠણ મલ્લ છે મલ્લ અખાડે, સકુમાર કેશવરામ;
બાળક પીડા પામશે, થશે વદન મારૂં શ્યામ.
થયો ગોઝારો ત્રૈલોકમાં, હું કંસાસુરનો દૂત;
વિશ્વ કહેશે વાહી તેડયા, અક્રૂરે નંદસૂત.
અતિ ઘણું અનુચિત કિધું મેં, હું કાં રહ્યો આરોગ્ય;
પરાધીન કંસને વરતુ, એ જીવ્યું અયોગ્ય.
મથુરાં આવશે કૃષ્ણજી, શું થાશે ગોકુળ માંય;
કેમ જીવશે યસોદા, જેમ વચ્છ વિહોણી ગાય.
એક કંસ રૂડું માનશે, માઠું માનશે સંસાર;
મુને કાળ સરખો દેખશે, સહુ ગોપનો પરિવાર.
હું ગણાયો અસુર મળતો, ભક્ત નહીં કહે કોય;
અપયસ થયો ઉત્તર વયે, મુને મૃત્યુ કેમ નવ હોય.

એક બુદ્ધ વિચારી સાધુએ, ઉભય સ્વારથ થાય;
શીખામણ દેઉં શ્રીકૃષ્ણને, જે ટળી રહે બે ભાય.
નસાડી મૂકું વનવિષે, મને શું કરશે ભૂપાળ;
કહીશ કહ્યું નવ માનિયું, બાળક છે રંગિયા ગોવાળ.
નિજ મને નિરધાર કીધો, આવ્યો યમુનાંતટ રથ;
ગોકુળ દીઠું દૂરથી, તવ ઉપના મનોરથ.

વળણ.

મનોરથ અક્રૂરને થયો, મળવા સુંદરશ્યામરે;
છે અક્રૂરને વહાલા ઘણું, પ્રેમાનંદ પ્રભુરામરે.

---

### કડવું ૧૦૭ મું—રાગ પંચમ પરભાતી.

અક્રૂર બેઠા રથ, મનોરથ બહુ કરેરે;
અંતરમાં અભિલાષ, નાનાવિધ ધરેરે.
હું જોઇશ ગોકુળ ગામ, સર્વ સોહામણુંરે;
સ્વર્ગલોક કોણ માત્ર, શોભે વ્રજ ઘણુંરે.
યમુનાજીનો ઘાટ, વાટ વનતણીરે;
જળ ભરતી જોઇશ નાર, ગોપી સોહામણીરે.
ધાબળીયાળી ધન, ચૂડો કહોણી લગેરે;
તે દામોદરની દાસ, હું જઈ પડું પગેરે.
વૃંદાવનનાં ઝાડ, ફાલ્યાં ફૂલ્યાં ફળ્યાંરે;
તેનું પામીશ હું દરશન, ભારે ભાંગ્યાં વળ્યાંરે.
તુળસી કયારા કોટિ, માંજર ડોલતીરે;
સાંભળીશ શબ્દરસાળ, મધુકર બોલતીરે.
દેખીશ ધાતી ધેન, ધોળી દૂધે ભરીરે;
માકડી હરણી ગોરી, કાળી કાબરીરે.
ખાંડી મીંડી ગીણી, ડોલી કુંડળીરે;
આજ દેખીશ હું દરશન, ગાયની મંડળીરે.
નાનાં મોટાં વચ્છ, સાંડ સોહામણારે;
લટકાળા ગોવાળ, સખા કૃષ્ણતણારે.
મુને સુકન સારા થાય, માન દેશે હરિરે;
મળી સામી નાર, વારિ ઘટે ભરીરે.
ઉતર્યો દક્ષિણ પાસ, કાળો મૃગલોરે;
ચાસ સારસ શુક, શબ્દ કરે ભલોરે.
ચકોર મોર ને હંસ, બોલે કોકીલારે;
ફરકે જમણી આંખ, સુકન થાયે ભલારે.
સુકનનું એ ફળ, સામળીયો મળેરે;
હું ને હરજી થઇયે એક, કંસાસુર બળેરે.

---

* આ આડત્રીશમા અધ્યાયમાં અક્રૂરજી માર્ગમાં જેવો વિચાર કરીને ગોકુળમાં ગયા, તે પ્રમાણેજ શ્રીકૃષ્ણ અને બળભદ્ર તેમને પોતાને ઘેર તેડી જઇ સારો સત્કાર કર્યો તે કથા છે.

ગત જન્મનું પુણ્ય, પ્રબળ મારૂં હશેરે;
પ્રભુનું પામીશ દરશન,લોચન ધન્ય થશેરે.
આવો અક્રૂરરાય, કહેશે કૃષ્ણ મુખેરે;
હું તે વેળાનું રૂપ, રાખીશ હૃદે વિખેરે.
હરિ દહોતા હોશે ગાય, દોણી કરે ધરીરે;
દેખીશ રેડતા દૂધ, પાત્ર ભરી ભરીરે.
બ્રહ્મા સરખા નંદ, સાવિત્રી યસોમતીરે;
રખે કરે મારી લાજ, હું છોં યાદવપતીરે.
ઘોડાની ઘુઘરમાળ, ઘંટા ઘમકશેરે;
કહેશે આવ્યું કોણ, ભત્રીજા ચમકશેરે.
ઓળખશે તતકાળ, સામા આવશેરે;
કાકાજી કહીને કૃષ્ણ, મુને બોલાવશેરે.
હું લાગીશ પ્રભુને પાય, હરિ ઉઠાડશે હાથેરે;
ગળામાં ઘાલી બહાંય, ચાંપશે હૃદયા સાથેરે.
લક્ષ્મીને રમ્યાનું સ્થાન,વહાલાજીનું છે હૃદેરે;
ગોપીનો વિશ્રામ, ચરચ્યું મગમદેરે.
કૌસ્તુભમણિ વનમાળ,તુળસી મંજર ગુંજારે;
તે અડશે મારે અંગ, ભેટશે ભરી ભુજારે.
વામ દક્ષિણ વીર, વળગી બેલડીરે;
દેખાડશે દીનદયાળ, ગોકુળની સેરડીરે.
તેડી જાશે મંદિર માંય, પ્રીતે આદર કરીરે;
બેસાડશે દિવ્યાસન, પૂછશે વાત હરિરે.
એવો અંતરનો અભિલાષ, મનોરથ બહુ થયારે;
થાતે સાયંકાળ, અક્રૂર ગોકુળ ગયારે.

વલણ.

ગયા સંધ્યા સમે ગોકુળે, આવ્યા નંદને આંગણેરે;
મેળાપ કાકા કૃષ્ણનો તે, કથા શ્રી શુકજી ભણેરે.

---

### કડવું ૧૦૮ મું-રાગ ધનાસરી.

રથજ આવ્યો નંદજીને બારણે, અક્રૂર પધાર્યા કોઇએક કારણે;
ભત્રીજાને દેખી કાકાજી હસ્યા,મૂકી ગૌ દોહાવી મળવા હરિ ધસ્યા.

ચાલ.

ધસ્યા શ્રીકૃષ્ણ હેત સાથે, સંકર્ષણ પૂઠે ગયા;
અક્રૂર પ્રીતે પાય લાગા, નાથજીયે કર ગ્રહ્યા.
પરસ્પરે સ્તવન કીધાં, ભત્રીજા વામ દક્ષિણ રહ્યા;
વળગી હાથે આદર સાથે, મંદિરમાં તેડી ગયા.
આવી ભેટ્યા નંદજી, આનંદી માત યસોમતી;
અર્થ જાણ્યાવિના પ્રીત કીધી, યમદૂતવત જાણતા નથી.
નામે છે જળ યસોમતી, નંદ પખાળે પાય;
બળીભદ્રજીયે ધૂપ કીધો, વિઠ્ઠલ ઢોળે વાય.
ચંદન કુમ કુમ કેસર માળા,આરતી કરી સ્તવન કર્યું;
અક્રૂરચરણે નંદરાયે, પ્રેમસું મસ્તક ધર્યું.
ઘૃત પકવાન્ન પય શર્કરા, ભોજન નાના પ્રકાર;
મુખવાસ આપી સેજ બેસાડયા,દીઠી સ્વાગત ભ્રાત કુમાર.
અક્રૂરને પૂછે કૃષ્ણજી, કહો સમાચાર મથુરાંતણા;
અમો સાંભળ્યું જે કંસરાયે,યાદવ સહુ પીડયા ઘણા.
ઉગ્રસેનજી શું કરે છે, પદવી પુત્ર તળે ગઈ;
જીવે છે વસુદેવ દેવકી જે, કારાગૃહે નાખ્યાં લઈ.
અક્રૂર વળતું બોલીયા, તમો સાંભળો ગોકુળપતી;
કંસનું બળ ત્યાં લગે, મહાપુરૂષ ત્યાં આવ્યા નથી.
વસુદેવ દેવકી છૂટશે, દુઃખ જાશે યાદવતણાં;
માતતાતે સંભાળ લીધી નહીં, ત્યાં લગે બાળક દયામણાં.
રાજ કંસાસુર તણે, સૂખ પ્રજાને ત્યાં કશું;
પરાધીન પ્રજા થઇ જેમ, ખાટકીને ઘેર પશૂ.
કાકાનાં વાક્ય સાંભળીને, ક્રોધ્યા કેશવ રાય;
સંકલ્પ કીધો કુશળ માટે, અચ્યુત આપશું ગાય.

વલણ.

ગાય આપશું વિપ્રને, જ્યારે મળશે માત પિતાયરે,
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો આડત્રીશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટત્રિંશો-ધ્યાયઃ ।।૩૮।।**

---

## અધ્યાય ૩૯ મો.*

### કડવું ૧૦૯ મું-રાગ મેવાડો.

**શ્રીનંદોવાચઃ-**

અહો અક્રૂરજી કેમ પધાર્યા, અમ સરખું કાંઇ કાજજી;
અમ ગોપને મંદિર આવ્યા, તમ સરખા મહારાજજી.
નંદજીનાં વચન સુણીને, બોલ્યા શ્રી અક્રૂરજી;
મથુરાં માંહે યાગ કરે છે, કઠિણ કંસાસૂરજી.

* આ ઓગણચાલીશમા અધ્યાયમાં ભગવાન મથુરાંમાં જતાં ગોપીઓએ વિરહના વિલાપ કર્યા અને અક્રૂરજીને યમુનાજીમાં વિષ્ણુ લોકનું દર્શન થયું તે કથા છે.

તમને હું તેડવા મોકલ્યો છૌં, એ આમંત્રણની રીતજી;
શ્રી કૃષ્ણને મળવાની ઇચ્છા, કંસાસુરને પ્રીતજી.
સકળ ગોપ રામ કૃષ્ણ સંઘાથે, તમને નીમંત્રણજી;
નોતરૂં સાંભળી નંદજીનું, હરખ્યું અંતઃકર્ણજી.
કપટ ન જાણ્યું કંસાસુરનું, આનંદ્યા નંદરાયજી;
ગોપ સર્વે તતપર થાઓ, સાદ પાડ્યો પુર મહાંયજી.
દૂધ ઘૃત લીધો મહી માખણ, ભૂપને ભેટ કરવાજી;
રામ કૃષ્ણને જાતા જાણી, ગોપી લાગી દુઃખ ધરવાજી.
આગળથી વ્રજ વધૂએ જાણ્યું, છે કાંઇ કપટનો વાતજી;
ફરી નહીં આવે મથુરાંથી, જો જાશે પ્રાણનાથજી.
એકેકને ઘેર જાએ ગોપી, કરે વાત મૂકી નિશ્વાસજી;
મધુપુર જાશે મોહનજી તો, મળવાની શી આશાજી.
ચાર યુગ નિશા થઇ ભારે, ન મળી નેત્ર નિમેષજી;
આણ વિચાર્યું નંદ કરે છે, છે કંસને હરિશું દ્વેષજી.
કો એક સ્ત્રીને નિદ્રા આવી, તેને ઘોર સ્વપ્નજી;
હરિ વિયોગનુ આગમ થાએ, ફરકે જમણુ લોચનજી.
નંદરાયને નિદ્રા આવી, પોઢિયાં યસોદા માતજી;
શ્રી કૃષ્ણે એકાંતે પૂછી, અક્રૂરજીને વાતજી.
ઘણુ દુઃખ મુને છે કાકાજી, કંસે હણ્યા ખટ ભ્રાતજી;
અદ્યાપિ કારાગૃહ વેઠે છે, અમારાં માત તાતજી.
કાકાજી તમો ભલે પધાર્યા, અમને દીધું માનજી;
કાલે કંસાસુરને મારૂં, એમ બોલ્યા ભગવાનજી.
વાત કરતાં વહાણું વાયુ, સજ થયા ગોવાળજી;
ગોપ વધૂને અંતર ભારે, જાણે કૃતાંત કાળજી.

વળણ.

કાળ દેખે કામના, અક્રૂર નોહે પણ ક્રૂર ખરેરે;
જો જાવા દેશો કૃષ્ણને તો, મળવાની આસ્યા પરહરેરે.

---

### કડવું ૧૧૦ મું-રાગ વેરાડીની ચોપાઇ.

વ્રજ બાળાને જ્વાળા વિખતાણી,શ્યામ રામ જાએ મથુરાંભણી;
બ્હીલાં વદન એકત્ર સુંદરી, શિર ડોલે બોલે જાશે હરી.
મથુરાંની નારી કામણ ભરી, તે મોહશે જોશે કટાક્ષજ કરી;
હાવભાવ આદર ચાતુરી, અનેક વચન બોલે માધુરી.
નહીં દૂષણ ભૂષણ સોળે ભરી,ગજ ગામિની ભામિની સર્વોપરી;
મૃગનયણી સ્વાણી રમી જાણે, તે જતીને રતીમાં ઘેર આણે.
આપણો સ્વામી કામી નંદકુમાર,વહાલાને વહાલો છે વ્યભિચાર;
તજે ગોળ જે શર્કરા ચાખે, પામે રત્ન તો કાચને શિદ રાખે.
શિદ સેવે ગુંદી જે પામે દ્રાખ,મથુરાંવાસી આપણ સરખી લાખ;
તે ક્ષત્રાણી રાણી ગુણભંડાર, આપણ આહીર દુર્બળ અવતાર.
તે પેહેરે પટોળી ચીર નિર્મળાં, આપણે પેહેરીયે જાડા કામળા;
તેને મુક્તાફળ માળા મોટી, બાઇ આપણી કોટે ચણોઠી.
તેને સેસફૂલ સેંથો રાખડી, આપણે મહીની ગોળી ચડી;
તે જાણે ઉગટ કરી મુખ માંજી,આપણ ન જાણીએ લોચન આંજી.
તેને સપ્ત ભૂમિનાં મંદિર ખરાં, આપણને વસવા નીચાં છાપરાં;
તે પંચામૃત જમાડે સુંદરી, આપણે પાઇયે છાસ વાટકો ભરી.
ચોર ચોર કરી આપણ વહડીયાં,ક્યાં નગ્રનાયિકા ક્યાં ગામડીયાં;
ક્યાં કનકને ક્યાં કથીર, ક્યાં ઉત્તમ ક્ષત્રી ક્યાં આહીર.
બાઇ જ્ઞાન નંદરાયનું ગયું, પાપી અક્રૂરનું માન્યું કહ્યું;
થઇ મૂર્ખ યસોદા માવડી, કાલજ પુત્રને મૂકે કહાડી.
ગોપી આકુળ વ્યાકુળ હોય, તે શરદસુખ સંભારી રોય;
બાઇ કોણ વાંસળી વજાડશે, કોણ રાસક્રીડા રમાડશે.
દાણલેવા ઘાટ કોણ રોકશે, વ્યંગવચન કોણ કહી ટોકશે;
જેણે ચંદન ચરચી દઝાડયાં, ઉંચાં ચડાવી પછાડયાં.
બાઇ રંકને કેમ છાજે મણી, અભાગિયા ને અનાથ ઘણી;
માનસુકન બાઇ થાય છે ઘણા, હરિ તરછોડે એમાં નહીં મણા.
પછે બ્રહ્માને સહુ દે છે ખોડ, કાં સંયોગ મળ્યો રણછોડ;
સંયોગ કરી કાં કરો વિયોગ,કેમ સેહેશું વિયોગ લક્ષણ રોગ.
એ રોગને ઔષધ કાંઇ નહીં મળે, એ ગુપ્ત માર અંતર પરજળે;
ધન્વંતરી જો વાહારે ધાય, પણ દીર્ઘ રોગ દૂર નવ થાય.
હારી જાયે અશ્વિની કુમાર, ન ભેદે ઔષધનો ઉપચાર;
તો વ્યાધિ અમારા તતક્ષણ ટળે, જો ફરી મોરલીધર મળે.
બ્રહ્મા તુજ કને માગું એહ, તું રખે આપતો માનુષી દેહ;
જો આપે માનુષા અવતાર, તો ન કરીશ કોસું મિત્રાચાર.
જો મેળે શુભ મિત્ર સંયોગ, તો નવ પાડીશ વળનો વિયોગ;
જો વિયોગ દેહ અંતઃકરણ, તો ઉતાવળું તું આપે મરણ.
ધન્ય મૃત્યુ જીવવું ધિક્કાર, જો મેલી જાયે પ્રાણાધાર;
હે બ્રહ્મા એક તેં કૂડું કર્યું, જે અક્રૂર નામ પાપીનું ધર્યું.
†ઉદવસ્ત કરે છે ગોકુળ ગામ, એ દુષ્ટનુ ઘટે ક્રૂર‡ નામ;
અમારે લલાટે તેં લખ્યા અક્ષર, સદા ગોપી રમશે કમળાવર.
તે અક્ષર ભૂસે છે અક્રૂર, ધાઓ વાહારે વેહેલા થાય અસૂર§;
રાતા ટળી થાય અક્ષર શ્યામ, તો અચળવિધિ નહીં તારૂં નામ.

---

* ઘાતકી નહી તે; નિર્દય નહી તે. † ઉજડ કરવું તે. ‡ નિર્દય–ઘાતકી. § આ ઠેકાણે અસૂર એટલે મોડું એમ અર્થ છે.

ઠગ રૂપ બ્રહ્મા અમો ઓળખ્યા, મથુરાંની શ્રીને અક્ષર લખ્યા;
સુકૃત અમારાં સર્વે ગયાં, અમો જેવાં હુતાં તેવાં રહ્યાં.
ઘણા યાદવ મૂઆ મથુરા મહાંય, તો અક્રૂર પાપી જીવ્યો કાંય;
શકટ હવડાં જોતરાશે, બાઇ રથે બેસી જીવન જાશે.
માંહો માંહે વાત કરે સુંદરી, શ્રીકૃષ્ણવિના જીવશું કેમ કરી;
હોય દીપક વહોણું જેવું ગેહ, બાઇ પ્રાણ પાખે જેવો દેહ.
થાય જળવિના જેવી વેલડી, રાણીવિના જેમ સાહેલડી;
મણિધર વિના જેવી કાંચળી, બાઇ યથા નેત્ર ગઇ પૂતળી.
વિનય રહિત જેવી રસના, તેવાં આપણ વિઠ્ઠલ વિના;
ચાંદ્રણી ચંદ્રવિના જેમ થાય, ગોવિંદ વિના તેમ થાશે ગાય.
સૂર્ય વિના જેમ હોય ગગન, શ્રીકૃષ્ણ વિના તેમ વૃંદાવન;
ભરથાર વિના નારીનાં સ્તન, ગોપાળ વિના તેમ ગોવરધન.
મૃગ વિના જેવી મૃગલી, વ્હાલા વિના તેવી વાંસળી;
જેમ છત્ર વિના જેષ્ટિકા પડી, હરિ વિના તેવી લાકડી.
રાજા વિના છત્ર સૂનું યથા, મોરપીછ મુગટ તેવો સર્વથા;
જેમ ધનહીન વેપારી થાય, તેવે રૂપે થાશે નંદરાય.
જેમ જળ વિના નિરસ વાવડી, તેવી થાશે યશોદા માવડી;
એવા વિચાર કરે કામિની, રોઇ રોઇ ખોઇ આખી જામિની.
શુકજી કહે સાંભળ ભૂપાળ, સાવધાન થયા સહુ ગોવાળ;
દૂધ દધિ ઘૃત ને નવનીત, લીધી ભેટ મળવાની રીત.
ઉન્મત્ત સાંઢ શકટ જોતર્યા, ગોપ તતપર થઇ પરવર્યા;
પછે રામ કૃષ્ણ કીધા સાંતરા, નંદરાય અતિ હરખે ભર્યા.
શ્રી કૃષ્ણને શિક્ષા દે છે નંદ, કેવા ડાહ્યા થાઓ છો ગોવિંદ;
ઘણું દોહેલું છે રાજદ્વાર, તું ધૈર્ય રાખજે પ્રાણ આધાર.
પ્રથમ પ્રણામ જઇ કીજીએ, જીકાર કરી ઉત્તર દીજીયે;
કીજીયે વાત બોલતાં નવ બીજીએ, કાંઇ આપે તે શિર નામી લીજીયે.
સભામાં અરૂંપરૂં નવ જોઇયે, મારા દામોદર ડાહ્યા હોઇયે;
પ્રથમ મુહૂર્ત્ત કરાયું આજ, સંતોખવો છે કંસ મહારાજ.
યશોમતી કરાવે શૃંગાર, મારો પુત્ર જોઇ આવશે રાજદ્વાર;
પંચગવ્ય રક્ષા બહુ કરી, સુત સાંજે વેહેલા આવજો ફરી.
જો વાસો રેહેશો મથુરાંમાંય, તો તું વિના મારી રાત ન જાય;
નહીં તો નંદ તમો વાસો રહેજો, પણ કૃષ્ણને ઘેર મોકલી દેજો.
દધિ પ્રાશન કીધું ભોજન, છેડે ખાવું કાંઇ કીધું બંધન;
બીજા ગોપને કહે યશોદા માવડી, શ્રીકૃષ્ણને સૂનો મા મૂકશો અધઘડી.
હળધરને સોંપી આપ્યા હરી, મરી જાઉં હું માઠડાં કરી;
વ્રજવાસીને હરિ મૂકી હીંડે, પરિબ્રહ્મને માયા કેમ પીડે.
પરિત્યાગ ગોકુળનો કરે, ગોપવધૂ સહુ આંસુ ભરે;
કપાળે કુમકુમ ચાંદલા કરા, શુભ અક્ષત તે ઉપર ધરી.
કુશળ દક્ષિણા આપી ઘણી, મહાવ પધારે મથુરાં ભણી;
જેમ માતપિતા બાળકને હણે, તેથી વ્રજમન કીધું ઘણે.
ઉછેર્યાં વૃક્ષને છેદે માળી, વિયોગ ખડ્ગે છેદી વ્રજબાળી;
જેમ જેમ હરિ બહાર પગલાં ભરે, તેમ તેમ ગાય હીંસારા કરે.
જેમ જેમ સૂરજ અસ્તાચળ જાય, તેમ તેમ અંધકાર બહુ થાય;
જેમ જેમ ચાલે જુગદાધાર, તેમ તેમ ગોકુળ થાય સુનકાર.
ફેરવ્યો ગાયને વાંસે હાથ, વાછરૂને ચાંપ્યાં હૃદયા સાથ;
માયા ઉતારી સુરભી તણી, માત યસોદા દીસે દયામણી.
જનુનીને ભેટયા ભુજ ભરી, પ્રભુને આંસુ પડયાં નીસરી;
યસોમતીનું હેત સાંભરયું, વ્યાપી માયા બ્રહ્મપણું વીસરયું.
શત કલ્પ સેવા કરવા રહીયે, પણ માને ઓશિંકળ નવ થઇયે;
મેં ઘણે ઠામ લીધો અવતાર, પણ માતનું સુખ લીધું આવાર.
શત સહસ્ત્રસગપણ છે સર્વથી, પણ જનુનીનું હેત કહીંએ નથી;
હું વિના ગોપી જીવશે કેમ કરી, મુને મળી પતિ લજ્જા પરહરી.
વસુદેવ દેવકી પ્રાણ અક્રૂર, વ્યાપી માયા નયણે વહે જળ પૂર;
ફરી આપ સંભાર્યું હરી, કીધું હાસ્ય માયા પરહરી.
કાની ગાય ગોપી યસોમતી, નિર્લેપ બ્રહ્મને માયા નથી;
હસતાં અંબાને પાગે પડી, અક્રૂરને રથ જઇ બેઠા ચહડી.
શું જાણે યસોદા ઘેલી થઇ, જુએ જાતા જીવન ઉભી રહી;
એક ઘડી નથી કીધા વેગળા, તમો સહવારા આવજો સામળા.
રસોઇ કરી હું જોઇશ વાટ, કરશો વિલંબ થાશે ઉચ્ચાટ;
પછે હા કહી રથ હાંકયો હરી, દીધી આશ માએ જાણી ખરી.
ગોપીકાને કીધી કરની સાન, ઉતાવળો રથ ખેડયો ભગવાન;
ગોપીકાએ કપટ જાણ્યું તતકાળ, છેહ દીધો છળ કીધું ગોપાળ.
બાઇ પ્રાણ જાય ત્યાં લજ્જા કશી, નિર્લજ્જ થઇ સહુ પૂઠે ધસી;
ગુપ્ત સ્નેહને પ્રગટજ કર્યો, ફરી વળી રથ હાથે ધર્યો.

વલણ.

ધર્યો રથ જઇ ગોપીયે, શ્યામા સહુ વીંટી વળીરે;
સમસ્યા કરે સામળો પણ, તિલ ન થાય વેગળીરે.

---

### કડવું ૧૨૧ મું—રાગ મેવાડો.

નહીં જાવા દીજેરે, જીવન નહીં જાવા દીજે,
નહીં દીજે જાવા નાથજીરે, તમને નંદરાયની છે આણ;
પાછા વળશો હારમાનીરે, તમને જોડી કહું છું પાણ—નહીં.
કપટ દીસેરે, કહાના કાંઇ કપટ દીસે,
કપટ ભાસે અમનેરે, પડી પેટડીયાંમાં ફાળ;
ગોપી દેહ સામળીયારે, આતમા લેઇ ચાલ્યો અક્રૂરકાળ—નહીં.

સુકન માઠાંરે, થાય અમને સુકન માઠાં,
સુકન માઠેરાં થાય તે દેખીએરે, આંખો ગગને સૂર;
દવ લાગો વૃંદાવનેરે, યમુના શોણિત પૂર—નહીં.
ગોકુળ સૂનુંરે, સામળીયા ગોકુળ સૂનું,
ગોકુળ સૂનું સામળારે, સૂની તમારી ગાય;
અમો નિરભાગી આહીરડાંરે, અક્રૂર લુંટી જાય—નહીં.
કો વાહારે ચડજોરે, કો વાહાર ચડજો,
કો વાહારે ચડજો રાંકનીરે, અમો અબળા છોં બળહીન;
કૃષ્ણવિના શું જીવુંરે, અમો દૈવે કીધાં દીન—નહીં.
અમો સાથે આવુંરે, પ્રભુ અમો સાથે આવું,
સાથે આવું સામળારે, નથી કુટુંબનો અરથ;
સેરડામાં સુતી સુંદરીરે, હાંકો હૃદયા ઉપર રથ—નહીં.
સ્નેહ સંભારોરે, સામળીયા સ્નેહ સંભારો,
સ્નેહ સંભારો શામળારે, સરદ સમેની રાત,
પાછા વળો કે પ્રગટ કહુંરે, કો વૃદ્ધ સાંભળશે વાત—નહીં.
બાંધી મુઠીરે, રાખીએ બાંધી મુઠી,
બાંધી મુઠી રાખીએરે, ઉઘાડે અનરથ;
અમો નિર્લજ્જ થઇને બોલશુંરે, નથી વારવા કો સમરથ—નહીં.
અમો દાસી તારીરે, દામોદર દાસી તારી,
દાસી છોં અમો તારીરે, તું સ્વામી દીન દયાળ;
પ્રાણનાથ પોતાનો પરહરેરે, કોણ બીજું લે સંભાળ—નહીં.
શો વાંક અમારોરે, વહાલા શો વાંક અમારો,
શો વાંક અમારો વિઠ્ઠલારે, જે મૂકો છો મહારાજ;
જો તુમ્હ્માં તરછોડશોરે, તો જીવ્યાનું શું કાજ—નહીં.
અમો આગમ જાણ્યુંરે, વહાલા અમો આગમ જાણ્યું,
આગમ સુજે સામળારે, મનને નિશ્ચે થાય;
હવે મળવું દોહલુંરે, નહીં આવો ગોકુળ મહાંય—નહીં.
છૂટી વેણીરે, કોની છૂટી વેણી,
છૂટા કેશ ઉઘાડાં મસ્તકેરે, પટકુળ ભોમ ભરાય;
મુખમાં મૂકે દશ આંગળીરે, અબળા આડી થાય—નહીં.
આંસુ ભરતીરે, શ્યામા આંસુ ભરતી,
આંસુ ભરતી ભામનીરે, પટ પાથરી માગે માન;
રખે ભાગે પાપી કંસનેરે, કાંઇ કહ્યું માનો કહાન—નહીં.
લજ્જા મૂકીરે, ગોપીયે લજ્જા મૂકી,
લજ્જા મૂકી ગોપીયેરે, બાઇ પ્રગટ કહે ભરથાર;
સ્ત્રી થઇને પાલવ ઝાલેરે, શું કરશે સંસાર—નહીં.
મનનું કારણરે, ગોપીનાં મનનું કારણ,
મનનું કારણ ઓળખ્યુંરે, સાચે વહશો વૃજનાર;
ભાર પોતાનો રાખવારે, રથથી ઉતર્યા મોરાર—નહીં
અળગી તેડીરે, ગોપી સહુ અળગી તેડી,
અળગી તેડી સુંદરીરે, કરની કીધી સાન;
દશને* રસના ડંસીરે, શિર ધુણાવે ભગવાન—નહીં.

**શ્રી ભગવાનુવાચ:-**

ઘેર પધારોરે, ગોપી ઘેર પધારો—ટેક.
ઘેલાં ન થઇયેરે, એમ ઘેલાં નવ થઇયે,
ન થઇયે ઘેલાં સુંદરીરે, છે કઠિણ લોકાચાર;
બ્રહ્મચારી મુને સહુ જાણે છેરે, કાં ભાંજો છો તમો ભાર—ઘેર૦
ઘણી પ્રીત તમારીરે, બાળા ઘણી પ્રીત તમારી,
તમારી પ્રીતને દોરડે, હું બાંધ્યો છોં નિરધાર;
આ વચન મારું માનજોરે, હું ફરી મળીશ એકવાર—ઘેર
ભરમે ભૂલીરે, ગોપીકા ભરમે ભૂલી,
ભરમે ભૂલી ભામનીરે, ન પ્રીછી બોલ્યાનો અર્થ;
છળ કરી છબીલો ચાલ્યોરે, પછે હાંકી મુકયો રથ—ઘેર૦

---

કડવું ૧૧૨ મું—રાગ ધનાસરી ઢેવાડો.

વાહી વૃજનારી હો, રથ હાંકયો હરી;
ફેક છેહ દીધો હો, નવ જોયું ફરી.
મોહન પધાર્યા હો, શ્રી મથુરાં ભણી;
આશાએ બાંધી હો, નારી વૃન્દતણી.
યમુનાના કરાડા હો, ગોપી ફરી જુએ:
રથ જાય વેગળો હો, તેમ તેમ ઘણું રૂએ.
ધ્વજા રથની હો, દીસે ફરકતી;
વિયોગે વેધી હો, અબળા લટકતી.
રથ રેણુ ઉડે હો, નાથ ગયા વેગળે;
નિરખે નાથને હો, નિમેષ† ના મળે.
કાજળ ધોવાયાં હો, રોઇ રાતા આંખડી;
છેતરી છબીલે હો, વૃજ વધૂ રાંકડી.
કો ધાય પૂઠળે હો, કો દ્રુમપર ચડે;
લેતી વારણાં હો, કાંઇએક દ્રષ્ટિ પડે.
કો એક બેઠી હો, કર મસ્તકે ધરી;
કો સુકન જોતી હો, ફરી આવશે હરી.
હેઠાં ઉતરીને હો, વાત છાની કરી;
તે પગલાં પેખે હો, અબળા મોહ ભરી.
તે ચરણની રેણુ હો, ગોપી વદન કરે;
દષ્ટ મથુરાં ભણી હો, પાછી નવ ફરે.

---

* દાંતે. † આંખ મીચ ઉઘાડ કરવી તે.

ઘણું દોહેલે હો, ગોપી ઘેર ગઈ;
વ્રજની વેદના હો, કેમ જાએ કહી.
સાંભળ રાજા હો, શુકજી ઓચરે;
મારગમાં જાતાં હો, અક્રૂર ચિંતા કરે.
ત્રિક બુદ્ધિ મારી હો, કોણ કર્મ આચરૂં;
બાળક બેહુ ભોળા હો, કેમ લેઇ સાંચરૂં.
કપટી રાજા હો, કંસ કૂડે ભરયો;
બાળકનું શું ગજું હો, સંદેહ મન ધરયો.

વળણ.

સંદેહ અક્રૂરને થયો, એ રામ કૃષ્ણનું શું ગજુરે;
પાછા વાળું બાળને, મરયાદા કંસની તજુરે.

---

### કડવું ૧૧૩ મું-રાગ ધનાસરી.

અક્રૂરને ચિંતા થઇ મનમાં, બાળકની રી પેરજી;
કેમ કુશળ હોયે પોપટને, પડયા પારધી ઘેરજી.
શ્યામવર્ણ મુખ મારૂં થાશે, જો કંસ કરશે ઘાતજી;
બાળક બેહુને વળાવું પાછા, કહું કપટની વાતજી.
વિચારતાં આવ્યું યમુના તટ, ઉતરવાને ઘાટજી;
અક્રૂર ચાલ્યા મર્જન કરવા, અંતરમાં ઉચાટજી.
પ્રાતઃસ્નાન કરો બેહુ બાંધવ, ઉત્તર દે કૃષ્ણ દેવજી;
આહીરને ઘેર અમો ઉછરયા, નથી નહાવાની ટેવજી.
તમો સ્નાન કરો કાકાજી, નહાયા નહીં જગદીશજી;
કેવળ બાળક કૃષ્ણજી જાણ્યા, કાકે ધુણાવ્યું શીશજી.
અક્રૂરજી પેઠા યમુનામાં, શ્રી કૃષ્ણે કૌતક કીધુંજી;
ઉદકમાંહે કાકાજીને, હરિયે દરશણ દીધુંજી.
રામ કૃષ્ણ બે જળમાં દીઠા, અક્રૂર વિસ્મે થાયજી;
હવડાં રથ ઉપર બે હૂતા,કેમ આવ્યા જળ મહાંયજી.
અક્રૂરે જોયું બહાર નીસરી, દીઠા રથ ઉપર બે ભાઇજી;
બીજી વાર જોયું જળ મધ્યે, સૂતા છે શેષ શાઇજી.

વળણ.

શેષ રૂપ અનૂપ દીઠું, અક્રૂર વિસ્મે થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા,થયો ઓગણચાલીશમો અધ્યાયરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનચત્વારિંશોધ્યાયઃ ॥૩૯॥

---

## અધ્યાય ૪૦ મો.*

### કડવું ૧૧૪ મું-રાગ દેશાખની ચોપાઈ.

શુક કહે સાંભળ પરીક્ષિત ભૂપ, અક્રૂરે દીઠું બ્રહ્મસ્વરૂપ;
જળ માંહે દીઠા જુગતાત, શેષશાયી સુતા સાક્ષાત.
અષ્ટ મહા સિદ્ધિ ઉભી છે દ્વાર, ચરણ તળાસે કમળા નાર;
શેષ રૂપ છે રોહિણી તંન, તેને પૃષ્ઠે કીધું લંબાસન.
બ્રહ્માજી ઉભો છે એક પાસ, એક પાસે બેઠા પતિ કૈલાસ;
વેદ સ્તવે છે બંદી સમાન, ઋષિ નારદ કરે સંગીત ગાન.
નવનિધિ દાસી સેવા કરે, પ્રભુ કોટિ ઇંદુની આભા ધરે;
ભક્તિ મુક્તિ બેહુ ઉભી દાસ, એવા અક્રૂરે દીઠા અવિનાશ.
હરખે આંસુ લોચનથી ખરે, અક્રૂર સ્તવન કેશવનું કરે;
નમો જગત પિતા નમો નારાયણ, નમો આદિ રૂપ નમો પરાયણ.
નમો નરક નિવારણ વિશ્વાધાર, નમો સાકાર નમો શૂન્યાકાર;
નમો માયાતીત ગુણાતીત રામ, નમો શાતા શાંતિ વિશ્વવિશ્રામ.
નમો પ્રપંચપર પરમાવધિ, સંસાર રોગ નામ ઔષધિ;
અવિગતિ મહાગતિ ગહનગતિ, સર્વેશ્વર પરમેશ્વર પ્રાણપતિ.
છે આદિ અંતે મધ્યે સમાન, નહીં નામ ઠામ ગામ ભગવાન;
અકળ મહાબળ નિર્મળ નામ, સર્વ ઘટવ્યાપક પૂરણ કામ.
નિઃકર્મ બ્રહ્મ સદોદિત ધામ, છો ભક્તવત્સલ પૂરણ રામ;
તારી સત્તાએ ઉભો સંસાર, મોટા યોગેશ્વર નવ પામે પાર.
તું વિરાટ વામન રૂપ અરૂપ, તું સચ્ચિદાનંદ છે ચિદ્રૂપ;
થાકી સરસ્વતી થાકા વેદ, હું પામર કેમ કરી પામું ભેદ.
શાસ્ત્ર પુરાણે કાંઇ એક કહ્યું, તો માનુભાવથી લોકે લહ્યું;
તું સહસ્ર શીર્ષા રૂપ અકળ, વિકાશ્યું તારૂં નાભિકમળ.
તે કમળથી બ્રહ્મા ઉપન્યો, તે બ્રહ્મા અંશ બ્રહ્મ રૂપનો;
બ્રહ્માએ તપ કીધું અત્યંત, તમો આજ્ઞા આપી શ્રીભગવંત.
સકળ સૃષ્ટિ બ્રહ્માએ કરી, માંહે સત્તા તેજ તમારૂં ધરી;
ચૌદ લોક ત્રણ બ્રહ્માંડ, સપ્તદ્વીપ કીધા નવ ખંડ.
સાગર સરિતા શૈલ ને સર્પ, ચતુર્વર્ણ પ્રજા મંત્રી નર્પ;
અંબર અવનિ અમર દાનવ, પતંગ પશુ પક્ષી માનવ.
શશક મશક કીટ જળચર, સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર;
નામ બ્રહ્માનું પણ કર્તા તુંય, વિરંચિ બાપડો સમજે શૂંય.
બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીશ, કો કોટિ બ્રહ્માંડ કહે છે જુગદિશ;
તારે રોમ અગ્રે બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત.

---

* આ ચાલીશમા અધ્યાયમાં અક્રૂરજીએ શ્રી કૃષ્ણને પરમેશ્વર માની પ્રણામ કરતાં સગુણ અને નિર્ગુણ ભેદથી ભક્તિપૂર્વક સ્તુતી કરી તે કયા છે.

જેમ ઉંબરનાં વૃક્ષને ફળ બહુ, તે ફળનાં જંતુનો પાર ન લહું;
એકેક ફળમાં નવ નવ ખંડ, તે ફળને જીવ જાણે બ્રહ્માંડ.
ખંડ ખંડના જીવ ઓળખતા નથી, પ્રભુતારી મોટી ગહનગતી;
ઘુલરના જીવ કરે છે વિચાર, છે આ બ્રહ્માંડ એમાં સંસાર.
અંતર મધ્ય ઉપર જો ચડે, બીજા ખંડમાં જીવ તે ભૂલો પડે;
તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળ, ઉત્પત્તિ સ્થિતિ લય તેમાં કાળ.
તે ભૂલા ભ્રમે ઘુલરમાં પડયા, તે બ્રહ્મને શું જાણે જીવડા;
ભાગે ઘુલર બાહેર નીસરે, પછે આ બ્રહ્માંડ અવલોકન કરે.
દેખે સુર ચંદ્ર પૃથ્વી આકાશ, ફળ બ્રહ્માંડ જવ પામ્યું નાશ;
પૃથ્વી ઘુલરનો પ્રાણી હુંય, અક્રૂર કહે સ્વામી સમજ્યું શુંય.
અનંત ઘુલર ફળ અનંત, એકેકા ફળમાં કોટી જંત;
તેમ પૃથ્વીમાં હું પામર પ્રાણી, માયા બંધે હું બાંધ્યો છોં તાણી.
શંખાસુર મહા ઉન્મત્ત થયો, તે વેદ ચારને ચોરી ગયો;
મૂકાવવા વેદ લીધો અવતાર, તે મચ્છરૂપ તુંને નમસ્કાર.
સમુદ્રનું કરવા મથંન, કમઠ* રૂપ લીધું ભગવંત;
ચૌદ રત્ન તેં કાઢયાં બહાર, તે કચ્છરૂપ તુંને નમસ્કાર.
હિરણ્યાક્ષ જવ અવની હરી, કીધી વાહાર વરાહ દેહ ધરી;
હણ્યો અસુર કરી ગદા પ્રહાર, તે શુકર રૂપ તુંને નમસ્કાર.
પ્રહ્‌લાદ બાંધ્યા સ્તંભસું તાણી, કીધો કાષ્ટ વાસ કરૂણા આણી;
હિરણ્યકશ્યપ ચીરયો જગદાધાર, તે નૃસિંહરૂપ તુંને નમસ્કાર.
અશ્વમેધ કીધો બળિભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી વ્યાપ્યો સંસાર, તે વામનરૂપ તુંને નમસ્કાર.
બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ટાળવા કલેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, તે હંસરૂપ તુંને નમસ્કાર.
વેણુ વપુ થકી અવતરયા, તમો સુરભી રૂપે દોહી ધરા;
બાંધી નીતિ શીખવ્યો સંસાર, તે પૃથુરૂપ તુંને નમસ્કાર.
અત્રિવંશ ઉદયા અવિનાશ, અષ્ટાંગ યોગ પોખ્યો અવિનાશ;
પુજાવી પાદુકા ધર્મ વિસ્તાર, તે દત્તાત્રેય તુંને નમસ્કાર.
કર્દમ ગૃહે ઉદયા ભગવાન, માતાને આપ્યું નિજ જ્ઞાન;
દેવહુતી કીધી બ્રહ્માકાર, તે કપિલરૂપ તુંને નમસ્કાર.
અસુર કુળને કરવા કલેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, તે નારદરૂપ તુંને નમસ્કાર.
ક્ષમા શાંતિ અહિંસા નેમ, સમદર્શી સહુ પ્રાણી પ્રેમ;
ખટ ચક્ર ભેદ કીધો વિસ્તાર, તે ઋષભદેવ તુંને નમસ્કાર.
ગજરાજ જવ ગ્રાહે ગ્રહ્યો, માતંગ† મૃત્યુતુલ્ય તવ થયો;
તેની વાહારે ધાયા વિશ્વાધાર, તે હયગ્રીવરૂપ તુંને નમસ્કાર.

* કૂર્મ–કાચબાનું. † હાથી.

શેષનાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય ધર્મ પાળ્યો ભગવાન;
સાધ્યો યોગ પ્રણવ ઓંકાર, તે સનકરૂપ તુંને નમસ્કાર.
થયા ઉન્મત્ત ક્ષત્રી તંન, તેં હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રી કીધી એકવીસ વાર, તે પરશુરામ તુંને નમસ્કાર.
વૈદ્યેશ્વર દેવતા વદે, ચૌદ રત્નમાં રૂપ કીધું ઉદે;
ઉપકાર કારણ ઔષધ ઉપચાર, તે ધન્વંતરીરૂપ તુંને નમસ્કાર.
તેં અસુર સૈન્ય સકળ વાહ્યું, અમૃત દેવને પ્રીતે પાયું;
તેં નારી થઇ મોહ્યો સંસાર, તે મોહિનીરૂપ તુંને નમસ્કાર.
કૌશલ્યા ગર્ભરત્ન રઘુવીર, શલ્યા તારી બાંધ્યું સાયરનીર;
રાવણ કુળ કીધો સંઘાર, તે રામચંદ્ર તુંને નમસ્કાર.
તેં ધર્મ નિત્ય કીધું નિર્માણ, કર્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશરનંદન પરમ ઉદાર, તે વ્યાસ રૂપ તુંને નમસ્કાર.
તાપસરૂપ ધર્યું જુગદીશ, તપ કીધું વર્ષ સહસ્ર છત્રીશ;
ઉર્વશીને આપ્યો અવતાર, તે નરનારાયણ તુંને નમસ્કાર.
તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેષ તું બ્રહ્મ સ્વરૂપ;
બુદ્ધ કલ્કી અગ્રે અવતાર, શ્રીકૃષ્ણ બ્રહ્મ તુંને નમસ્કાર.
હું અપરાધી કૃતારથ થયો, પાપ ઓઘ તુજ દર્શને દહ્યો;
યસોદાનંદન જગદાધાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર.
તું પરમેશ્વર સર્વેશ્વર હરી, ચરાચર વિશ્વ રહ્યા વિસ્તરી;
દુષ્ટ હણવા તું લે છે અવતાર, વસુદેવપુત્ર તુંને નમસ્કાર.
હરખ આંસુ અક્રૂરને ઝરે, હું દાસ દાસ વાણી ઓચરે;
તેં હણવા કંસ ધરયો અવતાર, જયગોકુળનાથ તુંને નમસ્કાર.
એવી સ્તુતિ અક્રૂરની સુણી, કૃપા કરી કહે ત્રિભુવન ધણી;
સાધુભકત કાંઇ માગ વરદાન, અક્રૂર કહે ચરણે રાખો ભગવાન.
સદૈવ સેવા કરૂં તુજતણી, કરો કલ્યાણ કંસને હણી;
સફળ હશે માગ્યું વરદાન, શેષશાયી રૂપ થયું અંતર્ધાન.
તે ઇંદ્રજાળની પેરે થયું, સ્વપ્ન સરખું આવી ગયું;
અક્રૂર નીસરયા જળથી બહાર, રથપર દીઠા દેવમોરાર.
શત જન્મનું પાતિક બળે, અક્રૂર સ્તુતિ કરે સાંભળે;
શુકજી કહે સાંભળિયે રાય, પૂર્ણ થયો ચાલીશમો અધ્યાય.
વકતા કવિતા શ્રીગોવિંદ, નિમિત્ત માત્ર છે પ્રેમાનંદ;
છે કાલા વાલા હરિ ગુણગ્રામ, શ્રોતાજન કહો સીતારામ.

વળણ.

સીતાપતિ રામ કહો પ્રાણી, જન્મ સાર્થક થાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચાલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અક્રૂર સ્તુતિ કથનોનામ ચત્વારિંશોધ્યાયઃ ॥૪૦॥**

# અધ્યાય ૪૧ મો.*

## કડવું ૧૧૫ મું-રાગ રામગ્રી.

**શ્રી શુકોવાચઃ-**

અક્રૂરજીને પ્રભુજી પૂછેજી, ઘણીવાર લાગી કાકા શું છેજી.

**ઢાળ.**

શું છે કાકા કૃષ્ણ પૂછે, કાં નહાતાં લાગી વાર;
સૂરજ તો ઊંચા રહ્યા, કોને જળમાં કીધો નમસ્કાર.
નીરમાં નીચા થઇ, કોણ સાથે કીધી વાત;
અહીં બેઠા અમો સર્વ દીઠું, કહોજી કારણ તાત.
શું દર્શણ પામ્યા વરૂણનું, કે દીઠું યમુનાં રૂપ;
તમો આવડું કોને નમ્યા, કહો યાદવ ભૂપ.
અક્રૂર વળતું બોલીયા, વજ્યો છબીલા છેક;
રથ ઉપર તે જળ વિષે છે, દર્શન બન્ને એક.
વૈર્ય આવ્યું ભ્રાંતિ ભાંગી, નિવરત્યું અજ્ઞાન;
મન મારૂં નિરભે થયું, એ કિંવા કંસ રાજાન.

**શ્રી ભગવાનુવાચઃ-**

સંકલ્પ વિકલ્પ પરહરો, નિરભે થાઓ તાત;
કોણ કોને મારશે, દૈવની વિપરીત વાત.
કાંઇ પ્રાતઃકાળે દેખશો, થશે જે થાનાર;
અક્રૂર રથ બેસાડીયા, ચાલીયા જુગદાધાર.
જેમ દીપક આવે ઘર વિષે, ગગનમાં શશિ ભાણ;
તેમ મથુરામાં આવિયા, ગૌર સામળવાન.
જગત તારણ ઉતરયા, નાવે તે યમુનાં તીર;
ઉગ્રસેનની વાડી વિષે, ઊતરયા સહુ આહીર.
દિવસ ઘટિકા ખટ રહ્યો, અક્રૂરને કહે નંદ;
કંસને કાલે મેળવશું, બાળક રામ ગોવિંદ.
આ વાડી માંહે નિશા રહેશું, અક્રૂર કહે ભલું રાય;
કાકા આવ્યા કૃષ્ણ પાસે, છે મનોરથ મન મ્હાંય.
અક્રૂરજી વિનતી કરે, અભિલાખ પહોંચે પૂર્ણ;
હું દાસ ગૃહે કૃપા કરો, પ્રભુ પધારો પ્રાઘૂણ.
કૃષ્ણ કહે નથી કંસ મારયો, નથી થયાં માબાપ મુક્ત;
કાર્ય થયા વિના પ્રોહોણ જમું, એ દેખીતું છે અયુક્ત.
અમો કંસને ઘેર આવિયા, નથી મળ્યા મથુરાં રાય;
આજ્ઞા વિના પ્રોહોણા જમું તો, મામાજી દૂભાય.

અક્રૂરજીને વચન આપ્યું, નેહે નંદકુમાર;
કો સમે હું પ્રોહોણો આવીશ, અણતેડયો એકવાર.
સમાચાર જઇ કહો કંસને, આવ્યા નંદકુમાર;
ભૂપ તમને ભેટવાનો, કીધો કાલ વિચાર.
જાજો કારાગૃહ ભણી, કાંઇ કરજો કરની સાન;
જણાવજો માબાપને જે, આવ્યા રામ ભગવાન.
થઇ અવધ્ય વરસ અગિયારની, તે જાણે છે વસુદેવ;
સમસ્યા કરજો તાતને, તે સમજશે તતખેવ.
એમ કહી અક્રૂર વળાવ્યા, તે ગયા રાજદ્વાર;
પાસે બેસાડી કંસ પૂછે, કહોજી સમાચાર.
કાંઇ થયું ઇચ્છયું આપણું, આવ્યા કેશવરામ;
અક્રૂર કહે હા ભૂપતી, તે સિદ્ધ પામ્યું કામ.
વાડી માંહે ઉતરયો, સર્વ ગોપનો પરિવાર;
ભલી ભાતે મળવા આવશે, કાલે નંદના કુમાર.
મેં જેમ મન ચિંતવ્યું, તે થયું ને થાશે;
અક્રૂરજી કહે કંસને, સહુ કાલે દુઃખ જાશે.
કંસરાય રીઝયા ઘણું, તેં સબળ કીધો સંચ;
અક્રૂરજીને આપીયાં, પેહરવાનાં વસ્ત્ર પંચ.
ઉજ્વળ અશ્વ પલાણ સાથે, અર્પણ કીધો રાય;
અક્રૂરને કરૂણા કરી, સર્વ લોક વિસ્મે થાય.
અક્રૂર નિજ મંદિર ગયા, આનંદ્યો કંસાસૂર;
દર્શન કરવા શ્રીકૃષ્ણનું, સહુ પ્રજા થઈ આતૂર.
ઘેર ઘેર ચાલી વારતા, બાઇ જેની કરતાં વાત;
યસોદાજીવન ભકત મોહન, આવિયા બેહુ ભ્રાત.
લજ્જા મૂકે કુળવધૂ, નિરખવા દેવ મોરાર;
વૃદ્ધનું વારયું નવ કરે, પરવરે વાડી મોઝાર.
નિજ પ્રજાની પ્રીત જાણી, કહે નંદને રણછોડ;
આજ્ઞા આપો પિતાજી, છે ચહુટું જોવાનું કોડ.
છે કેવાં મંદિર નગ્રનાં, છજાં ઝરૂખા પોળ;
સેરી રૂળીયાં નિરખીયે, જે હાટહાટની ઓળ.
નંદ કહે ગોવિંદને, તમો સાંભળો બળદેવ;
મોકલતાં મન માને નહીં, જે ઉછંકળની ટેવ.
ઉન્માદ ગોકુળમાં ભલો, જે કો નહીં પુછનાર;
મથુરાંનો મારગ ભિન્ન લે, જ્યાં કંસનો અધિકાર.
શ્રી કૃષ્ણ કહે પિતાજી સુણો, નગર જોવાનું કામ;
પરગામને અમો ઓળખું, નહીં લીજીયે કોનું નામ
તવ આજ્ઞા નંદની હતી, તતપર થયા બે ભાય;
સાથે અચુત ગોવાળીયા, પ્રભુ ગયા મથુરાં માંય.

* આ અકતાલીશમા અધ્યાયમાં મથુરામાં પેસતાં શ્રી કૃષ્ણે રંગનારાને મારયો અને પછી સુદામા નામના માલીને તથા દરજીપર પ્રસન્ન થઈ તેમને વરદાન દીધાની કથા છે.

વળણ.

મથુરાં વિષે માધવ ગયા, વાજે વાંસળી બહુ છંદરે;
પ્રેમાનંદ પ્રભુ નિરખવા, થયો લોકને આનંદરે.

---

### કડવું ૧૧૬ મું-રાગ વસંત.

હરિ મથુરા નગરીનું ચહુટું, જુએ જુગદાધાર;
વેણુ રસાળા ગાય ગોવાળા, મધ્યે નંદકુમાર-મ૦
અચુત સખા સંઘાતે ચાલે, કો બાળ યૌવન કિશોર;
પૂરપોળે પેઠા પિંડારા, વાજે મુરલી ઘનઘોર-મ૦
બાળક સહુ લટકતાં ચાલે, ઓઢી લાબરી લટકે;
કાળી કાંબળ ધાબળ ધોળી, ચુંદડી રંગ ચટકે-મ૦
કેસર રસ બોળ્યાં ઓળીયાં, ખોસ્યાં અશોક આંબાપાન;
ગુંજા પ્રવાળાં તુળસી ટોડર, હૃદે હીંચે પરમ નિધાન-મ૦
કાછ કછ્યા છે પંચ વર્ણા, કણદોરે ઘુઘરમાળ;
લટકાવે લાકડી કંદુક ગેડી, ચાલે ચમકતા ગોવાળ-મ૦
ઉડગણમાં જેમ ઇંદુ બિરાજે, તેવી મંડળી શોભી;
મથુરાંની પોળે પેસતાં, મળ્યો મામાનો ધોબી-મ૦
પરિયટ* હાંકે પોઠિયો, આવ્યો પટકુળ પખાળી;
ગોપને સાન કીધી સામળીયે, લાવો વસ્ત્રને વાળી-મ૦
ઉન્મત્ત ગોપ ગયા કહેતામાં, ખાળ્યો ધોબી પાડે ચીસ;
નમ્ર વાણીયે રજક પ્રત્યે, બોલ્યા શ્રી જુગદીશ-મ૦
પરિયટ પાસે યાચે પરમેશ્વર, પૂરો ઇચ્છા અમારી;
એ વસ્ત્ર ચાર ઘડી અમો પેહેરૂં, પાછાં આપશું ઉતારી-મ૦
સુખી લોક છે નગ્ર નિવાસી, અમો રંક કહે રણછોડ;
સાંતરા થઇ ચાલું ચહુટાંમાં, તું પૂર મારાં કોડ-મ૦
અધમ બુદ્ધિ ઉન્મત્ત અજ્ઞાની, એ ઓળખ્યા નહીં અવિનાશ;
માધવ માગે ધોબી ના કેહે, અમર હસે આકાશ-મ૦

**રજકોવાચઃ-**

તમો પિંડારા પશુઆં ચારો, શું સમજો રાજધાની;
જેમ રવિરથે બેસવા ઇચ્છે, આગિયો અજ્ઞાની-મ૦
શ્રવણે સાંભળ્યો કંસરાજા, તેના એ પટકુલ;
આજ ગોવાળાનો કાળ આવ્યો, હું થાઇશ અનુકૂળ-મ૦
કૃષ્ણનો કર તરછોડી નાંખ્યો, ક્રોધ્યા શ્રી જુગદીશ;
વામ ભુજે લપડાક મારી, પડયું પરિયટનું શીશ-મ૦
ઢળ્યો ધોબી ધર્ણ વિષે, કીધી કૃપા શ્રીભગવાન;
રજક ચત્રભુજ થઇ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન-મ૦

ભાવ કુભાવે પ્રીતે દ્વેષે, ભક્તિ દરશણ થાય;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, સેવ્યો નિષ્ફળ ના જાય-મ૦
રામ કૃષ્ણે પટકુળ પેહેરયાં, વેંહેંચી આપ્યાં સર્વ ગોવાળ;
સોઇ સુલક્ષણને મંદિર, ગયા દીન દયાળ-મ૦
સુઇકારને કહે લક્ષ્મીવર, આવ હરિજન ઓરો;
મોટી કબાય કરો બેસતી, ઘટે ત્યાં ઘો દોરો-મ૦
થયો સજ ગજ કાતર લેઇ, અંગુઠી સોય લીધી;
ઉભાં ઉભાં રામ કૃષ્ણની, બેસતી કબાય કીધી-મ૦
પ્રદક્ષિણા કરી પાગ પડિયો, સોઇ રોઇ માન માગે;
આપદાંબુજ પામ્યાનું ફળ, ભવભ્રમણ મુને ભાગે-મ૦
સાયુજ્ય મુક્તિ તેને આપી, જન્મના ભયથી ટળીયો;
આગળ જાતાં વનમાળીને, માળી એક મળીયો-મ૦
કુસુમ હાર માગ્યા મહારાજે, લેઇ જાતો કંસને ઘેર;
માળીયે વિચાર્યું નહીં આપું તો, થાશે ધોબીની પેર-મ૦
વનમાળીને માળી હાથે, આરોપે વનમાળ;
તે માની લે લાખની પૂજા, પ્રીતે મદન ગોપાળ-મ૦
ચંપાં ચોસર ને વૈજ્યંતી, પૂજ્યા ગોપ પુરૂષ પુરાણ;
માળી કહે પુષ્પ પ્રભુને પહોતાં, કંસને પાષાણ-મ૦
સાન્નિધ્ય મુક્તિ આપી માળીને, સુદામો* લાગ્યો પાય;
દયાળ ગોવાળા સાથે આવ્યા, ચોક ચહુટા માંય-મ૦
મથુરાં થઇ વૈકુંઠ સરખી, વૈકુંઠ નાથને આવે;
અટારીયે ચડી નિરખે બાળી, વનમાળીને વધાવે-મ૦
કનક કુસુમ મુક્તાફળ છુટાં, માણેક ચુની હીરા;
વધાવી આશિશ દે અબળા, કુશળ રેહો બેહુ વીરા-મ૦
મૃગમદ ચંદન મળીયાગર, પૂજે નારી હૃદયા વહાલ;
સુગંધ સોંધા કુંકુમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ-મ૦
કદલી સ્તંભ આંબાનાં ટોડર તોરણ, પૂરે સાથીયા દ્વાર;
વીસારી ભય કંસાસુરનો, હરિ ગુણ ગાય સહુ નાર-મ૦
વાજિત્ર વાજે શ્રીફળ ભાંજે, વૈષ્ણવ વેહેંચે પ્રસાદ;
ધામ કામ મૂકી સહુ ધાએ, સાંભળી વેણુના નાદ-મ૦
જેને શક્તિ નહીં ચાલ્યાની, છે દર્શનનો અનુરાગ;
કૃષ્ણ કૃપાએ અપંગ ચાલ્યા, પાંગળાને આવ્યા પાગ-મ૦
શ્રવણે બધીર થયા સાંભળતા, મૂક થયા વાચાળ;
જન્મ અંધને હરિ કૃપાએ, લોચન લોલ વિશાળ-મ૦
બાળકને બળ થયું હીંડયાનું, આવ્યાં વૃદ્ધને જોબન;
રોગી પુરૂષ નિરોગી થયા, નિર્ધનને આવ્યું ધન-મ૦

---

* ધોબી.

* એ માળીનું નામ છે.

અજ્ઞાનીને જ્ઞાન આવ્યું, પતિત થયા નિઃપાપ;
કો વંધ્યા સ્ત્રીને ગર્ભ રહ્યો, હરિ દર્શનનો પ્રતાપ—મ૦
રોગ દોષ શોક ભય ચિંતા, અધર્મ આળસ અજ્ઞાન;
અન્યાય સર્વ મથુરાંથી નાઠા, જવ આવ્યા શ્રીભગવાન—મ૦
વિવેક ધર્મ ને કરૂણા ભક્તિ, પ્રીત ને આચાર;
તપ જપ સત્ય ક્ષમા ઉદ્યમ, સાથે લાવ્યા નંદકુમાર—મ૦

વળણ.

કુંવર શ્રી નંદરાયનો, એ સીતાપતિ રઘુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો એકતાલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે શ્રી કૃષ્ણ મથુરાં પ્રવેશો નામ એકચત્વારિંશો-ધ્યાયઃ ॥૪૧॥**

---

## અધ્યાય ૪૨ મો.*

### કડવું ૧૧૭ મું–રાગ મારૂનો દેશી.

કહે પરીક્ષિતને શુક યોગીરે, સુણ ભૂપતિ હરિ રસ ભોગીરે;
કહું લીલા લક્ષ્મી વરનીરે, લીધી વાટ કંસના ઘરનીરે.
રાજદ્વારનો મારગ લીધોરે, નગ્ર લોક કૃતારથ કીધોરે;
પ્રભુ પાગ પ્રજા સહુ લાગેરે, દુખ દરિદ્ર દર્શને ભાગેરે.
અકૃત કર્તા સમર્થરે, પૂરે લાભ કામ મોક્ષ અર્થરે;
અઢળક ભોળો અવિનાશીરે, દીઠી કંસતણી એક દાસીરે.
તેની સાથે સાહેલી ચારરે, દીધાં કામ કરે વહે ભારરે;
કખુજી† વાંકી ઠામે ઠામરે, તેનું કુબ્જા દાસી નામરે.
છે વક્ર વપુ ઘણું વૃદ્ધારે, તેને ધર્મ વિષ્ણુપર શ્રદ્ધારે;
ઇચ્છે ઇશ્વર મળે કાંઇ કરતરે, પરાધીન કંસને વરતરે.
રસાળ ચંદન ઘસી જાણેરે, તેની પૂજા અમર વિખાણેરે;
તેનું અર્ચન દેવને દુર્લભરે, છે કંસને ચંદન વલ્લભરે.
જાય છે થાળ પૂજાની પૂરીરે, કેસર મળીયાગર કસ્તૂરીરે;
અત્તર અર્ક અરગજા તેલરે, સુગંધ સોંધાની રંગરેલરે.
કનક કચોળાં પૂજા ભરીયાંરે, પૂજવા કંસને તતપર કરીયાંરે;
જોવે જાય છે અંતરજામીરે, મળી કુબ્જા પ્રભુને સામીરે.
ઘણું વૃદ્ધ વપુ થયું દર્ગુરે, સમેમાન થયાં વર્ષ પૂર્ણરે;
કર લાકડી ન શકે હીંડીરે, પળી પાંપણ ભમર થઈ ભીડીરે.
મસ્તક શ્યામ કેશ નહીં એકરે, બેવડ વળી ચાલે છેકરે;
ટાંટા ચરણ છે લૂલા હસ્તરે, રૂધિર માંસ વિના ત્વચા અસ્તરે.
સામળીયે સમસ્યા કીધીરે, ગોવાળે કુબ્જા દીઠી લીધીરે;
કરે કૌતુક લાકડી ઝાલેરે, ગોવાળા ખોડા થઇ થઇ ચાલેરે.
હસે બાળક દેઇ દેઇ તાળીરે, બ્રહ્માએ નીરમાંન લીધી વાળીરે;
મોટો લાભ દર્શન થયું ઇયાંથું રે, એ રત્ન ગોકુલમાં* ક્યાંથુરે.
આવી કુબ્જા કેશવ પાસેરે, હસી પૂછયું શ્રી અવિનાશેરે;
કહો સુંદરી રૂપ રસાલરે, શે ભરી છે કનકની થાલરે.
કોણ નામ કહો ક્યાં જાશોરે, કાંઇ કૃપાળ અમને થાશોરે;
કહે કુબ્જા મસ્તક નામીરે, હું દાસી તમારી સ્વામીરે.
મારો જન્મ થયો સહુ આળેરે, કીધી દાસી કંસ ભૂપાળેરે;
ગમે કંસને ચંદન મારૂં રે, આજ કરૂં પૂજન તમારૂં રે.
લ્યો પૂજા મોહન હું માગું રે,આજ મારૂં ચંદન લેખે લાગું રે;
યદ્યપી કંસને અર્થે ઘસીયું રે, ચિત્ત તમારે ચરણે વસીયું રે.
સાંભળી રીઝયા શ્રી વનમાળીરે, ચૌટામાં બેઠા આસન વાળીરે;
કરૂણા કીધી વૈકુંઠનાથેરે, ચર્ચે કુબ્જા વાંકે હાથેરે.
દેવતા દાસી ભાગ્ય વખાણેરે, પ્રભુને પૂજે અવસર આણેરે;
પુરની પ્રજા આશ્ચર્ય પામેરે, કીધી કૃતારથ શ્રી ભગવાનેરે.
કીધી અર્ચા ચરચ્યું ચંદનરે, પાસેથી પૂજ્યા રોહિણી નંદનરે;
અન્ય ગોપનાં પૂજન કરિયાંરે,હરખ આંસુ દાસીયે ભરિયાંરે;
મુને પરમ કૃતારથ કીધીરે, કમળા કાંત પૂજા લીધીરે.
દાસીના પ્રીત બહુ જાણીરે, કુબ્જાકને ગયા સારંગ પાણીરે;
દામોદર દાસીને ત્રઠારે, ચાંપ્યો પદ અંગુઠે અંગુઠારે.
હસી ગ્રહી હડબચી હાથેરે, ચીબુક ચાંપા આકરષી નાથેરે;
છુટી ત્રૂટી સહુ નસાજાળરે, વારૂ વૈદ્ય મળ્યો નંદલાલરે.
આવ્યું યૌવન નાઠી જરારે, રૂપ જોઇ લાજે અપ્સરારે;
જાણે કમળા શું ઇંદ્રાણીરે, હોઇ જગદંબા દુર્ગા રાણીરે.
તિલોત્તમા રંભા ઉર્વશીરે, કુબ્જા આગળ દેવાંગના કશીરે;
શંગાર સોલ સોલ વર્ષેરે, તેનું હરિ વરવા મન તર્ષેરે.
ચંચળ ચપળ ચતુરાં નારીરે, સોહેજે સામળીયે શણગારીરે;
હાવ ભાવ પ્રભુસું કરતીરે, રસિયાળાં લોચન કીકી ફરતીરે.
નેહે નમતી રમતી ચાલેરે, પ્રભુનુંરૂપ નયણાંમાં ઘાલેરે;
જોવા રૂપ પ્રજા સહુ દોડીરે,જોઇયે લક્ષ્મીતુલ્ય થઇ જોડીરે.

---

* આ બેંતાલીશમા અધ્યાયમાં કૃષ્ણે કુબ્જાને વાંકી ચુંકી મટાડી, ધનુષ્ય ભાંગ્યું ને ધનુષ્યના રક્ષકો માર્યા પછી કંસને અપશુકન દેખાયાની અને અખાડાના ઉત્સવની કથા છે.

† કુબડી.

* ("ગોકુળમાં" નહિ પણ "મથુરામાં" એમ જોઇએ?)

દેહ મરડી ઘરડી ટાળીરે, વારૂ વૈદ્ય મળ્યો વનમાળીરે;
હૂતા બગલાવત શિરના કેશરે, થયો ચોટલો ફણિધર વેશરે
હૂતાં લોચન છાયા વળીયારે, થયાં અણિયાળાં કર્ણસું મળીયારે;
દંતવિના વદન ગયું મળીરે, થયા દશન દાડેમની કળીરે.
હૂતી ભંમર પૂણી સરખીરે, થઈ ધનુષ બાણ આકરખીરે;
વાંસે વરસોળી બાંધ્યો બચકોરે, થઇ કણુર કામ કરે મચકોરે.
નિત્ય લાકડી ગ્રહીને ચાલેરે, આજ પુષ્પકંદુક* ઉછાળેરે;
સુકું હૃદયા કદરૂપ અંગરે, સ્તન થયા લઘુગિરિ શૃંગરે.
ચાલતી કેડે કર દઇરે, આજ હીંડે થંનગ થેઇરે;
આપણ ડોશી કહેતાં સહુરે, આજ દીસે પદ્મિની વહુરે.
હુતાં ચરણ કાષ્ટનાં ખોડરે, થયા પાદ કદળી છોડરે;
દરિદ્રી દાસીના અવતારરે, પનોતીએ પેહેર્યા સોલ શૃંગારરે.
અકતું કતું સમર્થ શ્યામરે, એનાં ચરણ સંત વિશ્રામરે;
પ્રભુનિ સ્તુતિ કરે વાર્યું ચારરે, હસતા ચાલ્યા નંદકુમારરે.
ફરી વળી કુબ્જા કરી લટકોરે, ગ્રહ્યો પરમેશ્વરનો પટકોરે;
થનાર હોએ તે દૈઇશ થાવારે, નહીં દેઉં જીવનજી જાવારે.
આપ્યાં રૂપ યૌવન શૃંગારરે, તું વિના કોને કરૂં ભરથારરે;
સામળા કરે લોચન સાગુસારરે, લોકમાં જાય આપણો ભારરે.
બોલી કુબ્જા કરી નમસ્કારરે, અમો દાસીને શો લોકાચારરે;
ઘેર પધારો પાગે લાગુંરે, હરિ હું કમળાનું સુખ માગુંરે.
શ્રી કૃષ્ણ કહે સાંભળ નારીરે, આવીશ હું મામાજીને મારીરે;
સર્વથા આવીશ હું વાણું તદર્થારે, આપી વચન મૂકાવ્યો છેડોરે.
ગઇ કુબ્જા ઝુપડી પાસેરે, થયા સમ ભૂમિના આવાસરે;
દાસ દાસી સમૃદ્ધિ બહુ પેરરે, માણી માણેક મોતી ઝવેરરે.
કનક કોઠી ભર્યાં ભંડારરે, હળિયો લક્ષ્મીના ભરથારરે.

વલણ.

રીઝયો ભરથાર રમાતણો, કુબ્જા સમૃદ્ધિ પામી ઘણીરે;
હવે કહું કથા શ્રી કૃષ્ણની જે, પધાર્યા કંસ ભુવન ભણીરે.

---

### કડવું ૧૧૮ મું-રાગ સામેરી.

વીદાય કુબ્જાને કીધી, સંગે ગોપ મંડળી લીધી;
મામાને ચેતાવવા માટે, પ્રભુ ચાલ્યા મોસાળના વાટે.

ઢાળ.

વાટ લીધી કંસ ઘરની, મધ્ય ચોક વિષે ગયા;
એક ધનુષ પૂજાએ કંસનું, દેહેરા આગળ જઇ રહ્યા.
ત્રણ તાડ પ્રમાણે ઉંચો મેડો, તે ઉપર ધનુષ ધર્યું
પૂજા કરાવે પ્રજા પાસે, કઠિણ પોણુ કંસે કર્યું.
શિવ બ્રહ્મા દિગ્પાળ દશ, વિષ્ણુ વેદ ને સરસ્વતી;
દેવતાનો લોપ કીધો, કંસ કહે દૈવત નથી.
હું પરમેશ્વર પ્રજાપતિ, સહુ પૂજો મારૂં ચાપ;
મનવાંછિત ફળ પામશો, મમ ધનુષ ધ્યાન પ્રતાપ.
પરવશ પ્રજા તે ચાપ પૂજે, પરમેશ્વરને પરહરી;
ઉપહાર સમર્પે શરાસનને, ધ્યાન રઘુપતિનું ધરી.
પ્રગટ સ્તુતિ કરે કંસની, અભિલાખ બીજો મનધરે;
છાનું માગે પૂજા કરી, કંસરાય વેહેલો મરે.
અખંડ દીપક ઘૃતતણા, પ્રહર પ્રહરે થાય આરતી;
નૃત્ય તાંડવ ઘંટા બોલે, દેખી કોપ્યા કમળાપતી.
આમ પૂજાએ ચાપ અસુરતણું, ઉચ્છેદ ધર્મ તણો થયો;
હવે મારૂ દુષ્ટને, એક નિશાનો અંતર રહ્યો.
અધર્મ ઉથાપી ધર્મ થાપું, કીધો શબ્દ ઘનશું ગડગડયા;
દીનાનાથે દોટ મૂકી, ધનુષને મેડે ચડયા.
કંસના મૂકયા સહસ્ર સેવક, થયા હરિને સન્મુખ.
અપવિત્ર ગોપ આગા રહો, અભડાવશો શુદ્ધ ધનૂખ;
તે અસુરને આગા કરીને, પેઠા અશરણશરણ;
ધનુષ લીધું ઊંચલી, કીધું તાણી કટકા ત્રણ.
પાતાળ સ્વર્ગે શબ્દ પહોંતો, ભડકયો કંસ શિરે ઘાત;
આનંદ પામી યાદવી, થયા આસુરી ગર્ભપાત.
પછાડયા સેવક પાંચસો, અને પાંચસેં ન્હાસી ગયા;
સમાચાર મામાને હતો જે, પ્રગટ ભાણેજા થયા.
અધર્મ ટાળ્યો ધનુષ ભાંજી, નિરખે દેવ ગગને રહ્યા;
પ્રભુ પંચ કારજ કરી, ફરી વાડીમાં ગયા.
રંક રૂપે રહ્યા ઉભા, જાણે બોલતાં આવડે નહીં;
નંદજી આનંદ પામ્યા, હૃદયે ચાંપ્યા કરગ્રહી.
કાંઇ કડાકો થયો નગ્રમાં, મેં મનમાં ચિંતા ધરી;
વારૂ કીધું પુત્ર મારા, જે સહવારા આવ્યા ફરી.
ગોવિંદ કહે છે નંદને, નિર્બળ સાધુ રૂપે થઇ;
અમો તમારૂં વચન માન્યું, ઉન્માદ કાંઇ કીધો નહીં.
ધનુષ ભાંજ્યું ધોબી લૂટયો, નંદ કાંઇ જાણતા નથી;
તે નિશા વાડીમાં સુતા, ગોપ સહિત કમળાપતી.
સોઇ માળી રજક દાસી, ધનુષ ત્રણ કટકા થયું;
સમાચાર પહોંતો કંસને, તે દુઃખે હૃદયજ દહ્યું.

* ફૂલનો દડો.

ચિંતા કરતાં શયન કીધું, સ્વપ્ન પામ્યો ભૂપતી;
જાગી ઉઠયો અચાનકે, વિચાર્યું કુશળ નથી.

### સ્વપ્ન વર્ણન.

રાય સ્વપ્ન પામ્યો ઘોરરે, ઉઠયો અચાનક કરી શ્હેર;
કો કાળ પુરૂષે મુને બાંધીયોરે, હું પરમેશ્વરનો ચોર—રાય૦
યમુના દીઠી રૂધીર વર્ણીરે, ઉત્પાત થાશે કાંઇ;
મસ્તક વોહોણા પ્રેતનેરે, ધાઇ કંસે દીધું સાંઇ—રાય૦
ચંદ્રમા પૃથીવિ પડયોરે, સૂર્ય રાહુએ ગ્રસ્યો;
ધ્વજા સાથે છત્ર ભાંગ્યુંરે, મુગટ માથાંનો ખસ્યો—રાય૦
સ્નાન કીધું તેલ ધારેરે, રક્ત ચંદન ચર્ચ્યું ભાળ;
શ્યામપટ પરિધાન કીધાંરે, કંઠે કરેણાંની માળ—રાય૦
ભોજન કીધું ખીરનુંરે, છે શ્યામ લોહની થાળ;
નિજ નારી દીઠી રંડા રૂપેરે, લાગી ચોદિશ અગ્નિજ્વાળ—રાય૦
ઉષ્ટ્ર ગર્દભ માકડાંરે, મહિષી બાર બાંધી ઘણી;
મહીષ ઉપર ચડયો રાજારે, ગયો દક્ષિણ દિશા ભાણી—રાય૦
મસ્તક વોહોણી છાયા દીઠીરે, કાયા કાળ સર્પે ડસી;
રાણી સાહેલી નગ્ન નાચેરે, કંસ વિખાણે હસી હસી—રાય૦
ઉલૂક વાયસ ગીધ પંખીરે, સીંચાણા ભમતી ઘણી;
કંસ જાણે ચંચુ મ્હારેરે, ઠુંપે કાયા મુજ તણી—રાય૦
સ્વપ્ન વિચારી નિશ્વાસ મૂકેરે, થયો દુઃખે પ્રાતઃકાળ;
પંચ મલ્લ તેડયા મલ્લ અખાડેરે, શલ તોશલ વિકરાલ.
ચાણૂર મુષ્ટિક કૂટ નામેરે, તત્પર મલ્લ કંસે કરયા;
વસુદેવ દેવકી તેડાવીયાંરે, જે જુએ વરતા દીકરા.
સાંકળ લોહની હાથે પાગેરે,ડગમગતાં હીંડે એ પડયાં;
યુદ્ધ જોવા મલ્લ અખાડેરે, આણી બેસાડયાં બાપડાં.
છે દંપતીને વિપત્ત ઘણીરે, મોટું સાલ થયું ઊદ;
મૂછ ઊપર હાથ મૂકીરે, કંસાસુર વાણી વદે.
વસુદેવ તારૂં કપટ જાણ્યુંરે, પુત્ર મૂકયા ગોકુળ જઇ;
દેખાડી કન્યા પારકીરે, મુને નારદે વારતા કહી.
રામ કૃષ્ણ હવડાં આવશેરે, કરાવું મલ્લસું સંગ્રામ;
જો હણાવું તમ દેખતાંરે, તો કંસાસુર મારૂં નામ.
વસુદેવ નીચું જોઇ રહ્યારે, દેવકી આંસુ ભરે;
રામ કૃષ્ણને તેડી લાવોરે, સેવકસું રાય ઓચરે.
રખે નાહાસી જાતા ગોકુળેરે, ધાઓ જેષ્ટિકાદાર;
માતંગ રાખો મારગમાંરે, શીખવ્યો કુંતાર*.
સાંકડી વાટે કુંજર રાખ્યોરે, ક્રૂર કુવલયાપીડ†;
મથુરામાં હાક વાગીરે, થઇ મલ્લ અખાડે ભીડ.

* માહાવત. † એ હાથીનું નામ.

પ્રજા સહુ જોવા મળીરે, બેઠો કંસ પાપી મેડે;
રામકૃષ્ણને સેવક કેહેરે, ઉઠો રાય તમને તેડે.

### વળણ.

તેડે છે રાય શીઘ્ર ચાલો, થયા તત્પર બંન્યો ભાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો બેતાલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિચત્વારિંશોધ્યાયઃ ॥૪૨॥**

---

## અધ્યાય ૪૩ મો.*

### કડવું ૧૧૯ મું–રાગ રામગ્રી.

મલ્લુએ જાચ્યા પિતા નંદજી, દે કર જોડી કેહે ગોવિંદજી;
આજ્ઞા તમારી હોય તત્પર થઇયેજી, રાજદ્વારે કેહો તો જઇયેજી.

### ચાલ.

રાજદ્વારે જઇયે તાતજી, આવ્યો છે રાયનો દાસ;
અમો અઘટતું નહીં આચરૂં, તમો રાખજો વિશ્વાસ.
નંદજી કેહે કંસ સાથે, વિચારી કરજો વાત;
પૂઠળથી અમો આવું છૌં, વૃદ્ધ ગોપનો સાથ.
સમાન વયના ગોપ સાથે, પધારયા બેઉ ભ્રાત;
જોડ જોઇ રામ કૃષ્ણની, કરે પ્રજા આંસુપાત.
સજ કીધા ગજ મલ્લ રાયે, છે કંસ કેવળ કાળ;
મળવું જાણી જાય છે, નથી વિઘ્ન લેતા બાળ.
કો સમજાવી કહે કૃષ્ણને, જે વળો પાછા વીર;
એક કેહે કાલે ધનુષ ભાંજ્યું, નહીં હારે હરજી ધીર.
એક કેહે નંદપુત્રને, રાખજો શ્રીજુગદીશ;
જે વિઘ્ન હોય શ્રીકૃષ્ણને, તે પડજો અમારે શીષ.
એક કેહે કેમ જીવશે, અની યસોદા માત;
કપટ કંસાસુર તણું, નથી જાણતા એનો તાત.
પ્રીય વચન પ્રજાતણાં, તે સાંભળે શ્રીરંગ;
રાજદ્વારના મારગ મધ્યે, દીઠો એક માતંગ.
છે ભદ્ર જાતિક તણો હસ્તી, શું ચડયું ઘન વાદળ;
પર્વત પ્રાયે પિંડ મોટો, છે અચુત ગજનું બળ.
જેમ ધાતુ સમ ગિરિ ઝરે, તેમ ઝરે મદ ધાર;
ઊન્મત્ત ઉજ્વળ દંત દે, શિવ શૂળને આકાર.

* આ ત્રેતાલીશમાં અધ્યાયમાં કુવલયાપીડ હાથીને મારી શ્રીકૃષ્ણ તથા બળભદ્રે અખાડામાં પ્રવેશ કર્યો તથા ત્યાં ચાણૂરે જાપણુ કર્યું તે કથા છે.

કનક પાટી દશન મઢ્યા, જડ્યા હીરા અમૂલ;
શ્રવણ ફટકે શુંડ લટકે, ચટકે પાખર ઝૂલ.
મગ્ન માતંગ મદ્ય પાને, ખીજવ્યો ઘૂમે ઘોર;
પગ પછાડે ચીસ પાડે, કરે લોક શોહોરાશોહોર.
રક્ત લોચન રૂધિર વર્ણો, ઘણું વક્ર દૃષ્ટે જોય;
સંકીર્ણ* મારગ રહ્યો રોકી, જઇ શકે નહીં કોય.
ગજ દેખી ગોપ ચમક્યા, છે કુંજર શૈલ સમાન;
ન કીધું વાર્યું કોઇનું, આગળ થયા શ્રીભગવાન.
ત્રાહે ત્રાહે પ્રજા કરે, નંદપુત્ર કેવળ બાળ;
ગગને નિરખે દેવતા, ગયા ગજ કને તતકાળ.
અગ્રજ† પૂઠે પ્રભુ અગ્ર, સમગ્ર સુરનર જોય;
માતંગ મુખ માધવ મળ્યા, ન જાણીયે શું હોય.
ઓઢ્યાં પટકુળ માતુલતણાં‡, પરિધાન કીધાં પર્મ
ગરૂડ સાથે વઢે પોપટ, લોક કહે કોણ ધર્મ.
અપરાધ કંસાસુર કરે, કેમ છતે મગરને મચ્છ;
ક્યાં કુંજર ક્યાં કૃષ્ણજી, ક્યાં મહીષ નહાનું અજ.
ક્યાં મુક્તાફળ ક્યાં શલ્યા, ક્યાં વજ્ર પંકજતંતઈ§;
પ્રજા કહે શ્રી કૃષ્ણને, રાખજો શ્રી ભગવંત.
કોમળ વાણી મુખકમળની, વદે વિશ્વાધાર;
અમો ગોપ બાળક બીહીયે છે, ગજ પરો કર કુતાર.
મળવા જાવું ભૂપાળને, અતિ કાળ અમને થાય;
બીજી વાટે હાંક હસ્તી, માગે માન માધવરાય.
ગર્વે હસી અધર ડંસી, કહે કૃષ્ણને કુંતાર;
એ કુંજર રાજા કંસનો, છે કોણ ફેરવનાર.
અમો નામ તમારૂં સાંભળ્યું, દુધમલ્લ દામોદર;
તો સતી માત યશોમતી, જો છતે મમ કુંજર.
પર્વત ધર્યો તેં નાગ નાથ્યો, પાછળે પછાડ્યો પ્રલંબ;
બે વીર રણના ધીર છો, કાં કરો યુદ્ધનો વિલંબ.
બળદેવ કહે શ્રી કૃષ્ણને, જઇ વઢું હું ભગવંત;
જઈ નરડું કંઠ કુંતારનો, ખાણી કાઢું કુંજર દંત.
લક્ષ્મીનાથ કહે હાથ જોડી, ભાઇ તમને પહોંચે શ્રમ;
હું ઉભાં તમો યુદ્ધ કરો તે, કનિષ્ઠનો નહીં ધર્મ.

* આવવા માટે નરમી રાખ્યો હતો તે માર્ગ
† પોતાના કરતાં આગળ જન્મેલા એવા બળદેવજી.
‡ મામાનાં. § કમળના નાળની માંહેનો ઝીણો તાંતણો.

### વળણ.

ધર્મ એ જે હું વઢું, અંબોડો વાળ્યો શીષરે;
વાગો મૂકી કાછ કછીયો, ધસ્યા શ્રીજુગદીશરે.

---

### કડવું ૧૨૦ મું–રાગ સામેરી.

અંબોડો વાળી કાછ કછીયો, ગેડી લીધી હાથ;
નિજ સ્કંધ આસ્ફાટન કરી, ગાજ્યા ગોકુળનાથ.
ગોવાળા વજાડે વાંસળી, જે સામળીયાના સાથી;
શ્રી હરી સન્મુખ થયા, કુતારે હાંક્યો હાથી.
શુંડદંડ ઉંચો કરીને, મુખે પાડે રીર;
જેમ ઘુમે ચોમાસે વાદળું, ભરી સાગર નીર.
કે અંધારો પર્વત ઉતપત્યો, ગડગડ્યો લંકા કોટ;
કે ઘોર મંડળ રાહુનું, વા મૂકી ઐરાવત દોટ.
બહુ રેણુ ઉપર ઉલટે, આવર્યું અંધકાર;
પરમેશ્વરના દેહ ઉપર, નાંખ્યો શુંડાપ્રહાર.
લક્ષ્મી કાંત લટી ગયા. ચૂકવ્યો ગજ ઘાય;
કુંજર ઘૂમે ઘૂમરી, વામ દક્ષિણ હરિ જાય.
વનમાળીને શુંડ વાળી, છટકી નીસરે બહાર;
ઉંચલી લે દંત ઉપરે, ખસી જાય ઓરાર.
પૂઠળે જઇ પૂછ મરડે, મારે ગેડી ભડાક;
ખભો થાબડે આગળ જઇ, હસ્તી ચડાવ્યો ચાક.
મદ ઝરે મોતી ખરે, કરે કુંજર શ્રમ;
ભડકાવ્યો માતંગ ભૂધરે, ભૂલવાણીના ભ્રમ.
ચહુટાંનાં ઘરોનું ચોડ વાળ્યું, દૈત્યનો વાળ્યો દાટ;
હસ્તીને લેઇ હરી નાહાસે, છે અસુર ઘરની વાટ.
કલ્યાણ યાદવ લોકને, વળે દાનવનો ઘાણ;
મંદિર મૂકી દૈત્ય નાહાસે, પડે બહુ બુંબાણ.
લઘુ લાઘવી માધવ કરે, ફરે ચક્રાકાર;
કુંતારે ગજ પેરિયો, કરી અંકુશ પ્રહાર.
ગજે લીધા પ્રભુ પગ વચ્ચે, છટકી ગયા ત્યાં નાથ;
કુંજર પૂઠે કૃષ્ણ આવ્યા, ગ્રહ્યું પૂછડું બે હાથ.
પ્રબળ બળ કીધુ હરી, અંતરિક્ષ જુએ સુર સાથ;
પુચ્છ ગ્રહીને પાછો તાણ્યો, હસ્યા શ્રી વિશ્વનાથ.
હવું નથી ને હોતું નથી, બળ કીધું શ્રી ભગવંત;
પચીશ ધનુષ પર્યંત તાણ્યો, આણવા ગજનો અંત.
કુસુમ વૃષ્ટિ સુરનર કરે, ધન્ય ધન્ય નંદકુમાર;
કુંતાર લજ્જા પામિયો, કીધો અંકુશ પ્રહાર.

સુંઢકારી ગજ ફેરવ્યો, તે ધસ્યો પાડી ચીસ;
જેષ્ટિકા નાંખી કરથકી, નાઠા શ્રી જુગદીશ.
ચરિત્ર સચ્ચિદાનંદ તણાં, શુકદેવ કહે શું કહીયે;
પશુથી પરમેશ્વર નાહાસે, વિચારી વિસ્મે થઈયે.
ત્રાહે ત્રાહે મજા કેહે, હજો કૃષ્ણને કલ્યાણ;
કૌતક કીધું નાહાસતાં, પડયા ઢળી પુરૂષ પુરાણ.
હાહાકાર હવો તદા, આપદા પામ્યા ગોપ;
પડતામાં માતંગ પેરિયો, કુંતારને થઇ ચોપ.
લટપટી ગોવિંદ લીધા, ખીજ્યો ગાજે ગજેંદ્ર;
ભગવંત ઉપર દંત દીધા, રાહુ ગ્રાસે જેમ ચદ્ર.
સૂક્ષ્મ શરીર શ્રી હરિયે કીધું, ઉઠી નાઠા મોરાર;
પાતાળમાંહે દંત પેઠા, થયા પૃથ્વી પાર.
કૂપ થયા બે દંત સ્થાનક, શુંડે વાવ ખણાઈ;
શ્રમિત થયો દંત કાઢતાં, તવ કૃષ્ણ આવ્યા ધાઇ.
પદ પ્રહાર કીધો કુંભસ્થળમાં, ગજે પાડી ચીસ;
કુંતારને એક ઠોઠ મારી, ગયું ઉડી શીષ.
દોટ મૂકી કોટ ઝાલી, ગજ પછાડ્યો શ્રીરંગ;
માધવે મહા બળ કરી, મરડી પાડ્યો માતંગ.
વજનો છેદ્યો પડે પર્વત, તેમ પડયો બળવંત;
ઘુંટણ દેઇ મસ્તકે કાઢ્યા, સમૂળા બેહુ દંત.
કુવલયાપીડ મરણ પામ્યો, ઉદ્ધાર આપ્યો ભગવાન;
ચતુર્ભુજ થઇ સ્વર્ગે ચાલ્યો, બેસી દિવ્ય વિમાન.
મજા સહુ આનંદ પામી, આવ્યો દેવને વિશ્વાસ;
પરીક્ષા થઇ શ્રીકૃષ્ણની, એ કંસનો કરશે નાશ.
ભેટયા જઈ બળભદ્રને, પરવરયા બે બળવંત;
મલ્લ અખાડે વીર આવ્યા, સ્કંધે ધરી ગજદંત.
રજેભરયા ઘનશ્યામજી, ઝરે યુદ્ધ શ્રમ જળ;
કેશવ રામ આગળે, પૂઠે ગોપ સકળ.
વાજે મહુવર વાંસળી, ગાય ગોપ તાળી પાડે;
નિરભે થકા દેવકી નંદન, આવ્યા મલ્લ અખાડે.
મલ્લ યુદ્ધ જોવા કારણે, થઇ દાનવ માનવ ભીડ;
કંસે સમાચાર સાંભળ્યો જે, પડયો કુવલયાપીડ.
ચમક પેઠી ચિત્તમાં તે, ચડયું મન ચગડોળ;
રામ કૃષ્ણ આવ્યા રીસમાં, છે નયણાં રાતાં ચોળ.
માત પિતા ને મલ્લ મામો, જુએ મર્મે માહાવ;
અનંત રૂપે કૃષ્ણ દીઠા, જેને જેવો ભાવ.
વૈષ્ણવે વ્યાપક રૂપે દીઠા, સંન્યાસીયે શંકર;
કામિનીયે કંદર્પ રૂપે દીઠા, નાથ નંદકુવર.
બાળમુકુન્દ દીઠા બાળકે, તેડે પ્રીત આણી પર્મે;
સુભટે દીઠા શૂરવીર, જ્ઞાનીયે પરબ્રહ્મ.
પંચમલ્લે મલ્લ દીઠા, માત તાતે દીઠા બાળ;
ઉગ્રસેને વિશ્વંભર દીઠા, કંસે દીઠા કાળ.

વલણ.

કાળ દીઠા કંસરાયે, ફાળ પડી મનમાંયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ત્રેતાલીશમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રયચત્વારિંશોધ્યાયઃ ॥૪૩॥

---

## અધ્યાય ૪૪ મો.*

કડવું ૨૨૨ મું—રાગ કહાલેરો.

મલ્લ અખાડે માધવ આવ્યા, મામાજીને મળવારે;
દામોદરની વક્ર દ્રષ્ટિ છે, દૈત્ય કુટુંબને દળવારે.
ઇંદ્ર અજ આદિત્યને ઈંદુ, અમર ઉડગણ ગાંધર્વ રાયરે;
યમ કુબેર વરુણ વાયુ વન્હી, કંસમરણ જોવા જાયરે—મલ્લ૦
ઉગ્રસેન ઉદ્ધવને અક્રૂર, વિચારે શું થાશેરે;
શુક કહે શું સમુદ્ર શુકશે, દેવકીને નિશ્વાસેરે—મલ્લ૦
પંચમલ્લ તેડે ત્રીકમને, ઉતરો મલ્લ અખાડેરે;
ચાણુર મુષ્ટિક સ્કંધ થાબડે, દેવકી આંસુ પાડેરે—મલ્લ૦
પુરની સ્ત્રી કહે રાજા ચૂકે, કાં બાળક મલ્લ વઢાવેરે;
એક કહે કંસ અભિમાની, ઇશ્વર કળા દેખાડેરે—મલ્લ૦
ક્યાં મલ્લને ક્યાં મોરલીધર, ક્યાં બાવળ ક્યાં ચંદનરે;
ક્યાં મૃગને ક્યાં પંચાનન, ક્યાં મલ્લ ક્યાં જસોદા નંદનરે—મલ્લ૦
આજ સમો પાપાનો દીસે, ભૂલો વિષયુ રોટ તાણીરે;
અક્રૂરને પૂછશે પરમેશ્વર, બાળક આવ્યા આણીરે—મલ્લ૦
ભયયુક્ત મન મથુરાંની, તાત આંસુ જળ પાડ્યુંરે;
વસુદેવજીને કારાગૃહનું, રૂપ ચતુર્ભુજ દેખાડ્યુંરે—મલ્લ૦
સમજ્યાં માતતાત થઇ રાતા, નોહે પુત્ર હારવાવાળારે;
સમસ્યા હળધરને કીધી, કરી નયણાંના ચાળારે—મલ્લ૦
રાજાની આજ્ઞાથી બોલ્યો, એક કંસતણો પરધાનરે;
દર્શન કરીને થાઓ કૃતારથ, નિરખો કંસ રાજનરે—મલ્લ૦

* આ ચુમ્માલીશમા અધ્યાયમાં બન્ને બંધુઓએ મલ્લોને તથા કંસાદિને મારયા, તથા કંસની સ્ત્રીઓની આશ્વાસના કરી અને માતપિતાનું દર્શન કર્યું તે કથા છે.

**ભૂપતિ મેડા ઉપર બેઠા, ગોવાળા મસ્તક નામોરે;**
**આજ્ઞા છે વઢો મલ્લ શાથે, છતો તો કાંઇ પામોરે—મલ૦**
**નમ્રવચન વદે શ્રી વિઠ્ઠલ, અમો ગોવાળા ગૌ ચારૂરે;**
**મદોન્મત્ત મલ્લ સાથે વઢવું, કોણુ ગજું અમારૂરે—મલ૦**
**અમો મળવા આવ્યા મહીપતિને, યગ્ન માલવો જાણીરે;**
**કપટ કરી અક્રૂરે તેડયા, દુઃખ ઘોછો અહિં આણીરે—મલ૦**

**વળણુ.**

**આણી પેર કપટ કરો, અમો શું જાણું સંગ્રામરે;**
**પંચમલ્લ કહે શ્રીકૃષ્ણને, હવે નાઠાનું નહીં કામરે.**

*

**ચોપાઇ.**

તવ આજ્ઞા કંસાસુરની થઇ, બંનો બાળક જાવા પામે નહીં;
એ શત્રુ હાથે નવ આવે ફરી, જો જો દૃષ્ટિ નાઠાની કરી.
ઘણા મિત્ર તણાં હું માગું વેર, તો કેમ કુશળે જાવા દેઉં ઘેર;
ક્રોધ કરી ચાણૂર ઉચરયો, તમો રામ કૃષ્ણ કૂદે ઉતરો.
તમો કહોકો કેમ કીજે સંગ્રામ, અમો તમારાં સાંભળ્યાં છે નામ;
બકી બક વછ વ્યોમાસુર, શકટને પાડ્યું કીધો ચૂર.
આણ્યો પ્રલંબ કેશીનો અંત, હલકાં કાઢયા ગજના દંત;
છો દુષ્ઠમલ્લ ઉન્મત્ત ગોવાળ, થાઓ વેહેલા કેહે છે ભૂપાળ.
નોહે ગોકુળ જે ચાલે અન્યાય, કીધું મન માન્યું વૃંદાવન માંય;
તમો કંસરાયનો ભય નવ ગણ્યો, પોળે પેસતાં પચિટ હણ્યો.
લૂટ્યો માળી લૂંટી કૂબડી, ધનુષ અભડાવ્યું મેડે ચડી;
તમો રાજનગરમાં અન્યા કર્યો, તો કુશળે કેમ પાછા ફરો.
જો ન્હાસો તો ઉગરવું નથી, શત્રુ માથા પર મથુરાં પતી.
શ્રીકૃષ્ણ કેહે તત્પર થાઓ રામ, કરો મન મૂકી ધીરા સંગ્રામ.
કછ્યો કાછ રામે તતખેવ, મલ્લકળા પ્રગટી બળદેવ;
સ્કંધ જંઘા આસ્ફોટન કરી, ઉતર્યા કૂદે હળધર હરી.
મસ્તક અંબોડા વાળી વીર, ઉલટ્યા જેમ ઉદધીનું નીર;
આસ્ફોટન આસન ચોર્યાસી, છે પાકે પંડિત અભ્યાસી.
કરે લઘુ લાઘવી પુરૂષ પુરાણ, જોઇ પંચમલ્લનાં ગયાં ઓસાન;
અસુર વીર થયા નિર્વીર્ય, અક્રૂર ઉદ્ધવને આવ્યાં ધૈર્ય.
શીઘ્ર થાઓ એમ કેહે છે રાય, ઘુંટણ ભેર કંસાસુર થાય;
બેઠા અષ્ટ ભ્રાત પોતાના પૂંઠે, ધર્યાં છે હાથ ખડ્ગની મુઠે.
**કંસની નાર જાળીયે જોય, ગડગડે નિશાણુ હોકારા હોય;**
**શ્રીમંડળ સરણાઇ રણતૂર, પડ બાંધી આવ્યા બેહુ શૂર.**

બંદીજન બોલે યશ બોલ, છંટાયે નીર ઠબુકે ઢોલ;
જુએ દાનવ માનવ સુરવર્ગ, શું એક થયાં અવનિ ને સ્વર્ગ.
અથડાયે માંહો માંહે વિમાન, સહુ જુવે યુદ્ધ કરતા ભગવાન;
ત્યાં પંચમલ્લ હોંકારા કરે, સાંભળી દેવકી આંસુ ભરે.
શુકજી કહે સાંભળીયે રાય, હવે મલ્લયુદ્ધ શી પેરે થાય;
વાધ્યા ચાણૂર સુંદર શ્યામ, શલ તુશલને વળગ્યા રામ.
વળી કૂટ કૃષ્ણજી ઉપર ગયો, મુષ્ટિક હળધર સામો થયો;
તળે ઉપર ગરબડતા જાય, પડે વીર વળી બેઠા થાય.
પદ પ્રહાર મુષ્ટિક બહુ પડે, સ્કંધે સ્કંધ આવી આથડે
દે ગુલાંટ વળગે ભુજ ભરી, ઉદરમાં મારે શિર નીસરી;
મુષ્ટિકને મારે હળધર ઢીક, કડકડે પાંસળી આવે હીક.
પડે પડછંદા ઘુમે ભગવંત, ગદાને ઠામ આવ્યા ગજદંત.
ધીર ધબડકે ધ્રુજે ધરા, નાથે વક્ર દૈત્ય કીધા પાધરા;
ફરી ફરી બાઝે વાજે મર્મ, દાનવ પીડા પામે પર્મ.
ઉઠે શબ્દ હુંકારા ઘણા, ભૂ ભારે મરડાયે ફણા;
ઉડે રેણુ પદ પ્રહારે કરી, આદિત્ય કીર્ણે લીધાં આવરી.
વઢે પંચ ગજસું બે કેસરી, ભૂલા દાનવ માયા પરમેશ્વરી;
શૂરત્વ વાધે ગુણીજન ગાય, સાંભળી મલ્લ માટીડા થાય.
વકારે કંસ હોકારા કરી, ચાણૂરે બાથમાં લીધા હરી;
શબ્દ થયો તવ હાહાકાર, કેમ ઉગરશે નંદકુમાર.
દાનવે કૃષ્ણ નાંખ્યા ઊચળી, વિશ્વનાથ તવ વળગ્યા વળી;
ચાણૂર ઉચળ્યો ઝાલી ચર્ણ, વસ્ત્રની પેરે પછાડયો ધર્ણ.
જઇ પાડ્યુ મારો પુરૂષ પુરાણ, ચાણૂર મલ્લના લીધા પ્રાણ;
મુષ્ટિક માર્યો મુષ્ટિપ્રહાર, શલ તુશલ કીધા સંઘાર.
કૂટ પછાડયો કંઠે ધરી, મેઘ ગર્જના રામે કરી;
પંચ મલ્લ માર્યા તતકાળ, વાંસળી વાયે નાચે ગોવાળ.
રામ કૃષ્ણ બે દેખી જોધ, કંસાસુરને ચડીયો ક્રોધ;
વકારી સૈન્યા સહુ વીર, ન પામે જાવા નંદ આહીર.
જઇ લૂટી લાવો ગોકુળ ગામ, પિતા ઉગ્રસેનનો ફેડો ઠામ;
વસુદેવ દેવકીને જઇ હણો, રખે ન્હાસે શત્રુ કૃષ્ણ આપણો.
એવી આજ્ઞા કંસની થઇ, ધાયા દાનવ આયુધ ગ્રહી;
નાહાસી લોક પડે બુંબાણ, ઘેર્યા દાનવે પુરુષ પુરાણ.
તુટયા દૈત્ય કરે મારામાર, ચળકે સાંગ ફરસી તલવાર;
ગદા ભોગળ ભાર અતુળ, ખપુવા ખંજર મૂસળ શૂળ.
હકાર્યા હસ્તી દાનવ ધીશ, પૂરણ ક્રોધ કીધો જગદીશ;
આરક્ત લોચન પાડી રીડ, કાળરૂપ કીધું યદુવીર.
ગજ ઉપર ધાયે પંચાનન, તેમ રીસે ધાયા નારાયણ;
**મામાજી થાજે સાવધાન, હું ભાણુજો છોં શ્રીભગવાન.**

* લખેલી પ્રતમાં અહીં આગળ કડવું જુદું પાડેલું છે.

એહવું કહીને મૂકી દોટ, જઇ કંસાસુરની ઝાલી ફોટ;
જેમ ગરૂડ ઝડપી લે સર્પને, તેમ કૃષ્ણે લીધો નર્પને.
ગયું ઓસાન કંસાસુર તણું, પર્વતપેં હરિ ભારે ઘણું;
મેડેથી મરડી નાંખ્યો ધર્ણું, હૃદેપર બેઠા અશરણશર્ણું.
જેમ મૃગલા ઉપર બેસે વાઘ, તેમ કાળજ ઉપર દીધા પાગ;
નાહાસી ગઇ સૈન્યા ન રહ્યું કોય, રાણી સાહેલી કૂટે રોય.
અરે દૈવ શું થાશે હાવે, કો છે રાયજીને મુકાવે;
અરે કર્મ સંભવતું નથી, નંદને છૈયે માર્યો છત્રપતી.
ઉઠયા ભ્રાત કંસાસુર તણા, અકેકી લપડાકે રામે હણ્યા;
મુવા બાંધવ રાણી રોય, કંસાસુર તે ટગમગ જોય.
તેડાવ્યો તમે અક્રૂર કને, મામાજી ઓળખો છો મુને;
ખટ ભ્રાત મારા માજાણ્યા, તે શલ્યા સાથે ઝીકી હણ્યા.
તે વૈર હું વાળીશ આજ, કાં સુખે સુતા છો મહારાજ;
જે વચન કહી ગઇ વીજળી, તે મામાજી આજ વારતા મળી.
એવું કહી બહુ દીધો ભાર, ન શકે હાલી કંસ લગાર;
તવ કંસાસુરને આવ્યું જ્ઞાન, એ ભાણેજ મારો સ્વયં ભગવાન.
કીધાં કર્મ ભોગવવાં સહી, નયણે આંસુજળ ચાલ્યું વહી;
અંતરિક્ષ દેવ કહે જયકાર, મહાબળ કીધું નંદકુમાર.
મરડયો કંઠ આમળી શીષ, મરતાં મામે પાડી ચીસ;
અમર નર આનંદ્યા ઘણા, ગયા પ્રાણ કંસાસુર તણા.
જય જયકાર ત્રૈલોકે થયો, કંસાસુર વિમાને બેસી ગયો;
વસુદેવ કને આવ્યા ગોપાળ, સાંકળ બેડી તૂટી તતકાળ.
પ્રદક્ષિણા માતપિતાની કરી, પાગે લાગ્યા હળધર હરી;
માતાને ભેટયા યુગ્મ કુમાર, દેવકીને પ્રગટી પયની ધાર.
કેમ ઝાલ્યું રેહે જનુનીનું હેત, હરખે દંપતી થયાં અચેત;
દિગ્મૂઢ થઇ દીકરા જુવે, હરિ માતપિતાનાં આંસુ લુવે.
જય જય કૃષ્ણ દેવતા કરે, યાદવ સહુ જોવા પરહરે;
અસુર લોકને પડીયો ત્રાસ, દશો દિશા કરે નાસાનાસ.
મૂકયાં કલત્ર મૂકયા ભંડાર, રહ્યાં અસુરનાં ઉઘાડાં દ્વાર;
સૂરજથકી નાહાસે અંધકાર, તેમ અધર્મી નાઠા નિરધાર.
પાવકથી જેમ નાહાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત;
અધર્મ ઉદ્વેગ ભય ઉચ્ચાટ, અપરાધે લીધી બીજી વાટ.
યાદવ કન્યા હરખે આવતી, ત્રોડી હાર મુક્તા વધાવતી;
શુકજી કહે સાંભળીયે રાય, કૃષ્ણ માત પિતાને લાગ્યા પાય.

વલણ.

પાય લાગા પરમાત્મા, મૂકાવ્યા ઉગ્રસેન રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો ચુમ્માલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે ચતુશ્ચત્વારિંશોધ્યાયઃ ॥૪૪॥**



## અધ્યાય ૪૫ મો.*

### કડવું ૧૨૨ મું-રાગ ધન્યાશ્રી.

શુકજી કહે કથારે, સાંભળ પરીક્ષિત ભૂપ;
ભૂલ્યાં માતપિતારે, પુત્ર જાણ્યા બ્રહ્મ સ્વરૂપ.
પ્રબળ બળ કૃષ્ણનુ રે, માર્યો મામો મલ્લમેગળ;
થયું દષ્ટિ આગળરે, એ નોહે બાળકનુ બળ.
એ કૃષ્ણરૂપ વિષ્ણુ તણુ રે, અમો કેમ થઇયે માબાપ;
પુત્રભાવને પરહરેરે, દંપતીનાં જાડ્યાં આપ.
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ફરી આવ્યું અજ્ઞાન;
માતપિતાએ જાણિયુરે, એ બે અમારાં સંતાન.
પુત્ર પરઘેર ઉછર્યારે, થયા પરાધીન પીંડાર;
દિવસ નાંખ્યા દોહલેરે, ગૌચારી વર્ષ અગિયાર.
અમો દરિદ્રી દુઃખે દહ્યાંરે, નહીં અંન ભુવન ભંડાર;
આજ અમો પાસે એટલુ નથીરે, કીજીયે પુત્રને પ્રોહોણાચાર.
મનોરથ માબાપનારે, જાણી કહે યદુવીર;
અમો સેવા તસ્કર તમતણારે, માબાપ જાણ્યાં આહીર.
કારા ગૃહે પરવશ રહ્યાંરે, દુઃખ વેઠયું અગમ અપાર;
સહવારાં ના છોડવ્યાંરે, છે અમારૂં બળ ધિક્કાર.
સંસારમાં સગું કો નથીરે, પુત્રને માતપિતા સમાન;
અંબા જેવી અંબિકારે, પિતા તે શ્રી ભગવાન.
પુત્રને તીરથ જાતરારે, વસે માત પિતાને પાય;
માતપિતાને પરહરીરે, જે તીરથ નાહાવા જાય.
ડોસાં દુઃખ પામે ઘણુરે, પુત્ર કરે સુકૃતસ્નાન;
તે દાન પુણ્ય આળે ગયુરે, તે થયુ ભસ્મ હોમ† સમાન.
શત વરસ સેવે માતનેરે, જો કનકે તોળે કાય;
તો નિશા એક શીતકાળનીરે, પુત્ર ઓસંકળ નવ થાય.
જનક‡ જનુની દુહુવીયાંરે, તે દીકરો દૈત્ય સમાન;
તે કૃતઘ્ની કાળે ગ્રસ્યોરે, સદા વિમુખ શ્રી ભગવાન.
તે દરિદ્ર દુઃખે ભર્યોરે, જે ભરે પરઘેર પેટ;
જેણે માત પિતા સેવ્યાં નહીંરે, તે કરે નીચની વેઠ.
તિરસ્કાર કરે તાતનેરે, તે પામે પશુનો અવતાર;
કીટ પડે તેના દેહનેરે, કરે વાયસ ચંચુ પ્રહાર.

---

* આ પાંસતાલીશમા અધ્યાયમાં ભગવાને માતપિતાની અને નંદાદિકની સાંત્વના કરી, ઉગ્રસેનને રાજ્યાભિષેક કરયો અને તે ગુરુ ઘેર રહી પાછા મથુરાંમાં પધારયા તે કથા છે.

† રાખમાં જેમ ઘી હોમે તે વૃથા જાય તેમ.

‡ પિતા.

વૃદ્ધ માતાપીતાને પરહરેરે, સ્ત્રીને વશ વરતે અજ્ઞાન;
લોભી ધન મેળવી મરેરે, તે અવતરે થઇ શ્વાન.
જે તજે બેહેન ભાણેજરે, પોખે પોતાની કાય;
તે ગ્રામ શૂકર થઇ અવતરેરે, મળમૂત્ર પરનાં ખાય.
નીચ મિત્રને માને ઘણુંરે, ઘણું પોખે સાસર વેડ;
ક્રૂર વચન કેહે અતીતનેરે, તેની રોગ ન મૂકે કેડ.
વિષ્ણુ રૂપ ગુરૂ શિષ્યનેરે, કનિષ્ઠને જ્યેષ્ઠ ભ્રાત;
પૂજનીક સ્વામી દાસનેરે, સ્ત્રીને વિષ્ણુ નિજનાથ.
ગૌ બ્રાહ્મણ વૈષ્ણવ જતીરે, પૂજનીકની કીજે સેવ;
જેને જે જોગ માનવારે, તેને તે વિષ્ણુ દેવ.
સેવાથી જન જે ગયારે, તે બૂડો ભવજળ માંયે;
અમો માતપિતાને સેવ્યાં નહીંરે, કહી રોયા યાદવરાય.
અમો વૃંદાવન રમતા ફરતારે, તમારે પગે સાકળ;
તે અપરાધ ક્ષમા કરોરે, છૌ પુત્ર કડવાં ફળ.
આગળ સુખ ઘણું પામશોરે, ફરી મંડાશે ઘરસૂત્ર;
સંસાર લોક સુખ દીઠ્યેરે, તો રામ કૃષ્ણ તમારા પુત્ર.
કાચાં ફળ તે પાકશેરે, અમો મોટા થાશું તન;
રાજ સભામાં પરવરોરે, બેસો પિતા રાજ આસંન
રાજ સભામાં આવિયાંરે, માતપિતા કેશવ રામ;
માતામહને વિનવેરે, કર જોડી સુંદર શ્યામ.
યયાતી રાયનો શાપ છેરે, હોય જ્યેષ્ઠ કુમાર;
તે જ્યેષ્ઠપુત્રને છે નહીં રે, રાજછત્રનો અધિકાર.
વસુદેવ વડા શૂરસેનનેરે, વસુદેવના વડા રામ;
હું કનિષ્ઠને ઘટે નહીંરે, છત્રપતીનું નામ.
માતામહ તમને ઘટેરે, છત્ર જોગ છો વૃદ્ધ સાધ;
કંસ આદે પુત્ર મારિયારે, તે ક્ષમા કરો અપરાધ.

**ઉગ્રસેનોવાચઃ—**

ભલે કંસાસુર મારિયોરે, યાદવકુળ કીધું પવિત્ર;
અધર્મ સઘળો ટાળીયોરે, ભલે પધાર્યા દોહિત્ર.
હું પુત્ર કરી નવ માનતારે, લાગો હુતો કર્મ સંયોગ;
શ્રીકૃષ્ણ વૈદ્ય પધારિયારે, ગયો કંસ લક્ષણ રોગ.
જે પુત્ર ચાલે ઉન્માર્ગેરે, તે પિતાને તજવા જોગ;
થજો વેહેલું મૃત્યુ માબાપનુંરે, જો પુત્ર રેહે આરોગ.
તે પુત્રથી વાંઝિયાં ભલાંરે, જે લજાવે કુળ નામ;
કાંપે પૂર્વજ તેહનારે, આપશે અધમ ઠામ.
ત્રિકમજી હું તારિયોરે, મારીયો કંસ કપૂત;
છો કૃષ્ણ દોહિત્ર દીકરારે, મારૂં ફરી વર્યું ઘરસૂત્ર.
પુત્ર પૌત્ર શિષ્ય ભાણેજરે, દોહિત્ર ભગિની દાન;
વૃદ્ધ પુરૂષને એ કહ્યાંરે, શાસ્ત્રે ખટ સંતાન.
સાતમો પુત્રી પતીરે, જમાત્ર સુત નિરધાર;
એ સમ પુત્ર કરી માનવારે, જેના પિંડનો અધિકાર.
આ રાજ તમારૂં છે હરીરે, તવ રીઝ્યા શ્રી ભગવાન;
ઉગ્રસેનને ટીલું કરીરે, આપ્યું રાજ્ય કૃષ્ણ ભગવાન.
રણકાર ઘંટા ઘુઘરીરે, વાગાં પટહ બહુ નીશાણ;
આણ ફરી ઉગ્રસેનનીરે, થયું નંદજીને જાણ.
મળવા કારણ કંસનેરે, થયો તત્પર ગોપ પરિવાર;
બૂમ પડી મથુરાં વિષેરે, માર્યો કંસ હાહાકાર.
મેગલ મલ મામો હણ્યોરે, ઉછંકળ શ્રી ગોપાળ;
રાજ આપ્યું ઉગ્રસેનનેરે, પડી નંદજીને ફાળ.
શ્વાસ ભર્યા કેહે નંદજીરે, જાઓ તેડી આવો કો શ્યામ;
અમો ન્હાસી જાઉં ગોકુળ વિષેરે, અહીં રહ્યાનું નહીં કામ.
ગોપ જોડો સહુ ગાડલાંરે, ઉતરો યમુનાં પાર;
હવે ગોકુળમાં રેહેવું નથીરે, જઇ નસાડો પુત્ર નાર.
યસોદાને કહો વારતારે, તારે પુત્રે કીધો કેહેર;
કંસ મરડી મારિયોરે, પડ્યું જરાસંધસું વેર.
હું રંકને એક દીકરોરે, તે ઉછંકળ ઉન્મત્ત;
તે શીખામણ માને નહીંરે, મુને ગણે તૃણવત.
ગોવાળા નંદે મોકલ્યારે, તેડવા શ્યામબળવાન;
તે રાજદ્વારે ઉભા રહીરે, કરે શ્યામરામને સાન.
સમજી ગયાં માત દેવકીરે, રખે કૃષ્ણને લેઇ જાય;
હજુ ખ્યાલ મુકતા નથીરે, છે ઓઢી ચારવી ગાય.
દેવકી કેહે શ્રી કૃષ્ણનેરે, શું છે ગોવાળાનું કાજ;
વિદાય આપો નંદનેરે, છે તે કેહેતાં શી લાજ.
ગોપ વેશને પરહરોરે, ધરો રાજપુત્રના શણગાર;
શું વિચારો છો વિઠ્ઠલારે, શી ઉત્તર દેતાં વાર.
સાચું સગપણ આપણુંરે, છે ગોપની મેળી પ્રીત;
જો નંદ યસોદા ખીજશેરે, તો શું થાશે વિપરીત.
હોય તે કેહેતાં લજજા કરીરે, હું પુત્ર તુંને પૂછું;
બાળ સુખ યસોદાએ ભોગવ્યુંરે, વળી કાંઇ રહ્યું છે ઓછું.

વળણ.

શું ઓછું છે યસોદાને, મેળાપ તેનો ટાળોરે;
પ્રેમાનંદ પ્રભુરામજી, નંદને પાછા વાળોરે.

---

### કડવું ૧૨૩ મું-પદ ૧ લું-રાગ મારૂ.

**શ્રીભગવાનુવાચઃ-**

યસોદા કેમ જીવે, મારૂં સગપણ જાણી ફોક;
પિતાને પ્રકાશી કેહેતાં, નંદજી જાય યમલોક-યસોદા૦
પાસામાં લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હતી,
મુને કોરડે પાસામાં લીધો, મા ભીનામાં સૂતા-યસોદા૦
એક ઘડી નથી અળગો કીધો, દીઠા વિના થાય ઘેલી;
હું વિના નંદજીને દેખી, મરશે કેહેતાં પેહેલી-યસોદા૦
જાગૃત સ્વપ્ન માંહિ ધ્યાનજ મારૂં, પુત્ર સુખમાં બૂડી;
હું વિના વલવલી મરશે, જેમ ટળવળે ટીટૂડી-યસોદા૦
મથુરાં નગરીમાં આણી, વૈકુંઠ જો વાસું;
પ્રેમાનંદ પ્રભુરામ કેહે, ક્યાંથી યસોદાનું પાસુ-યસોદા૦

---

### પદ ૨ જું-રાગ મારૂ.

કેમ ઉત્તર આપું પિતાને, કેમ ઉત્તર આપું;
વચન વજના પ્રહાર કરી, કેમ કાળજડું કાપું-કેમ૦
ખોળે બેસાડી ગ્રાસ ભરાવ્યા, શા ગુણ ગાઉં;
કેમ કહું પિતા નહીં મારો, કૃતઘ્ની કેહવાઉં-કેમ૦
કાંઇ એક વિઘ્ન જો થાતું મુજને, કોટિક કરતા દાન;
તે નંદને કેમ ઉત્તર આપું, નહીં તારો સંતાન-કેમ૦
યસોદાસુત નંદનો નંદન, કહી બોલાવે સઘળા લોક;
બીજાં સગપણ ફરી ફરી થાયે, માબાપ ન થાયે ફોક-કેમ૦
તું નહીં પિતા હું નહીં બાળક, કેહેતાં થાય મુખ શ્યામ;
એવું કહાને આંસુ ઢાળ્યાં, પ્રેમાનંદ પ્રભુરામ-કેમ૦

---

### પદ ૩ જું-રાગ સામેરી.

**શ્રીદેવક્યુવાચઃ-**

જુઠી પ્રીત સગપણ સાચુ રે, માહયારાંની માયા મૂકો
જીવન હું જાચુ રે-જુઠી૦
સંગત કીધી આપત કાળમાં, હવે માયા મૂકો રે;
પરઘેર પેટ ભરી ગૌચારી, લખતાં વિધાતા ચૂકો રે-જુઠી૦
અર્ભકને ભાવે કોએલ મૂકે, પુત્ર કાગ ખોળામાંહે રે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઇ બેસે કોએલ ટોળામાંહે રે-જુઠી૦
સમુદ્રનું જળ સમુદ્રમાં આવે, વર્ષા મેઘ લઇ જાયે રે;
હંસ બગલામાં જો બેસે, કુળને લાંછન થાયે રે-જુઠી.
દેવકી કહે નંદજીને વાળો, જે આશ્યા મૂકી જાયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, સગપણ ફોક ન થાયે રે-જુઠી૦

### પદ ૪ થું-રાગ સામેરી.

**શ્રીકૃષ્ણઉવાચઃ-**

શું પ્રીત જાણો મા મારી રે, યસોદાની પ્રીત ઉપર સો
સગપણ નાંખું વારી રે-શું૦
સ્નેહ વિના સગપણ દેવાસુર*, કિંવા સહોદર ભાઇ રે;
એકેકનાં રૂધિરને તરસે, તો ધિક્ પડો સગાઇ રે-શું૦
મુખમાં વચ્છનાં ચર્મને માટે, ગાય પ્રાતે દૂઝે રે;
મોટાં વાછડને શૃંગે મારે, સગપણ કાંઇ ન સૂઝે રે-શું૦
પ્રીત માટે પતી સાથે, સ્ત્રી બળે મઢીમાં પેસી રે;
કુળ કંદ દીકરો મરી જાએ, સગી મા રહે બેસી રે-શું૦
ગોકુળનું સુખ નથી વૈકુંઠે, તો ક્યાંથી મથુરાંમાંયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, યસોદાના ગુણ ગાયે રે-શું૦

---

### પદ ૫ મું-રાગ કેદારો.

**શ્રીવસુદેવોવાચઃ-**

આપો નંદજીને વિદાય, આપો નંદજીને વિદાય;
વસુદેવ કહે શ્રીકૃષ્ણને, સહુ ગોપ ખોટી થાય-આપો૦
વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય;
ઉત્તર દેજો એવી રીતે, જેમ ડોસો નવ દુખાય-આપો૦
ગોકુળ શું છે વેગળું, કો સમે કરજો કૃપાય;
કેહેશો તો નંદયસોમતિને, વાસશું મથુરાં માંય-આપો૦
અહિં રહે પ્રીત ટળી નથી રે, સાચાં માત પિતાય;
પુત્રનું સુખ અમો પામશું, ને નંદપુણ્યે પશાય-આપો૦
વાંક નથી વિઠ્ઠલ તમારો, ઉત્તર કેમ દેવાય;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા વાડી માંય-આપો૦

---

### પદ ૬ ઠું-રાગ ગોડી.

વિદાય કરવા ગોપને રે, આવ્યા વાડી માંહે ગોવિંદ;
કાંઇ રીસ કરી શ્રી કૃષ્ણને રે, શ્વાસ ભર્યા કહે નંદ-વિદા૦
હું રંક રેહેવાનું નથી રે, પુત્ર તેં માંડ્યો ઉન્માદ;
આપણ પશુ પાળી જીવિયે રે, શો બળીયાસું સંવાદ-વિદા૦
સાંભળ્યું કંસાસુર તેં હણ્યો રે, છે જરાસંધસું કામ;
હવે ગોકુળમાં રેહેવાનું નથી રે, શોધો વસવાનો ઠામ-વિદા૦
તું મન માને તેમ આચરે રે, ન માને મારી શીખ;
તેં દૈત્ય માત્ર શત્રુ કર્યા રે, હું રંક મગાવ્યો ભીખ-વિદા૦
એ મલ્લ રૂપને પરહરો રે, ધરો ગોવાળાનો વેખ;
તમારો વાંક કશો નથી રે, છે મારા કરમની રેખ-વિદા૦

---

* દેવ અને અસુર દૈત્ય.

ગજદંત નાંખી દીઓ દીકરારે, ધરો જેષ્ટિકા વેણુ;
રામકૃષ્ણના દેહનીરે, નંદજી ખંખેરે રેણુ–વિદા૦
પ્રીત દેખી પિતાતણીરે, ચાલી હરીને આંસુધાર;
નંદે જાણ્યું પીડા થઈરે, કાંઈ વઢતાં લાગો પ્રહાર–વિદા૦
હૃદે સું લીધા શ્રી હરીરે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિ પ્રહાર થયા મલ્લનારે, ઘણું વાગ્યું શ્યામ શરીર–વિદા૦
ઉપાય ઔષધ કીજીયેરે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજો બાખડી ગાયનુંરે, રૂડો થાશે દેહ–વિદા૦
રામ રેહેશે કે ત્યાં આવશેરે, મૂકાવા વસુદેવ તાત;
સુખે રહો અહિં રામજીરે, મોકલું છૌં રોહિણી માત–વિદા૦
માત પિતાને પ્રતિ પાળજોરે, છે દુઃખીયા વસુદેવ;
રોહિણીની સરખી રામજીરે, દેવકીની કરજો સેવ–વિદા૦
તપાસ લેજો શ્રી કૃષ્ણનોરે, હળધર માગું છૌં માન;
સબળ સંપ બે મિત્રનોરે, લોકે જાણ્યા ભાઇ સમાન–વિદા૦
બોલ સુણી નંદરાયનોરે, જોયું નીચું રાજકુંવર;
કઠિણ મન કરી બોલિયારે, વિપ્ર પ્રભુ પરમેશ્વર–વિદા૦

---

પદ ૭ મું–રાગ ગોડી.

**શ્રીકૃષ્ણોવાચઃ–**

અમો ઓસીંકળ કેમ થઇયેરે, ગોકુળ સ્વામી;
એવું કહીને આંસુ ભરીયાં, અંતરયામી–અમો૦
અમો તમારે મંદિર આવ્યા, લેહેણું કાંઇ લેવા;
નંદ અમો તમને માનું છૌં, પીતાજી જેવા–અમો૦
સગા પુત્રને હેત ન રાખે, તેવું હેત કીધું;
કૃતઘ્ની હું આજ થયો જે, તમને દુઃખ દીધું–અમો૦
ખોળે ચડી મેં મૂછ તાણી, પાટુ બહુ મારી;
પર પુત્રનું ખુંધું ખમિયાં, ધન નર ને નારી–અમો૦
સાકર દૂધ વાટકીયે પાયું, ખોળે બેસાડી;
નહીં આવે યસોદાને તોલે, દેવકી માડી–અમો૦
પુત્રની પેરે ત્રેવડજો, રખે ઉતારો માયા;
અમો છૌં વસુદેવના નંદન, દેવકીના જાયા–અમો૦
નાસરડે ગોકુળમાં આવ્યા, મામાજીને માટે;
ઉછેરનારને ઉત્તર દેતાં, કાળજ નવ ફાટે–અમો૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરે, વીદાય આપી;
મૂર્છા ખાઇ નંદ પડયા, શું દ્રુમ નાંખ્યો કાપી–અમો૦

---

પદ ૮ મું–રાગ રામગ્રી.

**શ્રીનંદોવાચઃ–**

એ શું બોલો છો સામળા, ઘેલો થયો રણછોડ;
પાણી ગ્રહણ કીધું નથી, વહુ જોવાનું કોડ–એ૦
વિણ વિચાર્યું નવ બોલીયે, હસે દુરિજન લોક;
નથી દીઠું નથી સાંભળ્યું, પુત્રનું સગપણ ફોક–એ૦
દીઠાં મંદિર માળિયાં, દીઠી ઘોડાની ઘોષ;
દીઠા લોક રળિયામણા, થઇ તુંને રેહેવાની હોંશ–એ૦
દૂષણ છળ્યાને ઉપજે, જો કહિયે બીજાં માબાપ;
વસુદેવ તાત છે રામને, એને કેહતાં નહીં પાપ–એ૦
આપણ ન્યાત આહીરડાં, ક્ષત્રી છે વસુદેવ;
રામે તાત કહ્યા હશે, પડી તુંને કેહેવાની ટેવ–એ૦
ગોવિંદ બેસો ગાડલે, ઉભા છે સહુ ગોવાળ;
હવડાં શત્રુકો આવશે, કાલા કાં કરો અતિ કાળ*–એ૦
નીચું જોઈ કેહે નાથજી, નયણે ઢાળી નીર;
અમો પુત્ર છૌં પારકા, તમો જાઓ મંદીર.
આશ્યા મૂકો નંદજી.
અર્ધનિશા હું આવિયો, માત યસોદાને પાસ;
કન્યા તમારી વીજળી તે, ઉડી ગઇ આકાશ–આ૦
મનસાવાચા માનજો, નથી કૌતક વાત;
સગા પિતા વસુદેવજી, તમો છો પાળક તાત–આ૦
આપણે સગપણ છે નહીં, કહી ચાલીયા જગદીશ;
બીજીવાર ધરણે ઢળ્યા, પાડે નંદજી ચીશ–આ૦
નંદ ગોવાળા વલવલે, નીસાસે ફાટે પહાડ;
રોયા ગગને દેવતા, રોયાં વાડીનાં ઝાડ–આ૦
વિલાપ નંદના સાંભળીરે, રોયાં નગરનાં લોક;
જાતાં રામ રોયા ઘણું, શ્રી હરીને ઉપન્યો શોક–આ૦
નંદ કેહે ગોવાળાને, વાગ્યું વચનનું બાણ;
વાળી લાવો કો કૃષ્ણને, મારા જાશે પ્રાણ–આ૦
વિપ્ર પ્રભુએ સાંભળ્યું, રોયા પરમેશ્વર;
આંસુ લોહ્યાં નંદનાં, ફર્યા રાજકુંમાર–આ૦

---

પદ ૯ મું–રાગ પરજીયો.

**શ્રીનંદઉવાચઃ–**

સુંદર સામળારે, મુને હુતી તારી આશ;
ગોકુળિયું ઉજડ કરીરે, કાં કીધો મથુરાં વાસ–સુંદર૦

---

* મોડું; અસુરું.

મેં ઉછેર્યો આદર કરીરે, સાચો જાણી પુત્ર;
તુજ સાટે ગઈ દીકરીરે, મારૂં ઉજાડયું ઘરસૂત્ર—સુંદર૦
યસોદા કેમ જીવશેરે, સાંભળી દારૂણ વાત;
રોઈ રોઈ ખોશે આંખડીરે, કોણ ગ્રેહેશે તેના હાથ—સુંદર૦
વિશ્વાસઘાત કીધો મુજનેરે, હું દુર્બળનો આધાર;
લોક કેહેશે મુને વાંઝિયોરે, મારાં ફરી દેવાયાં દ્વાર—સુંદર૦
એક અવગુણે સર્વ ગુણ ગયારે, બાંધ્યો ઉખળ સાથ;
તે દુઃખ તારે મન વસ્યુંરે, દુહાયો દીનાનાથ—સુંદર૦
વસુદેવે મુને લુંટીયોરે, નથી પૂછનારૂં કોઈ;
હું નિર્ધનને ધન દીકરોરે, સગપણ નાંખ્યું ધોઈ—સુંદર૦
કોણ વલોવવા લાગશેરે, થાકશે યસોદા નાર;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરરે, આવી જાઓ એકવાર—સુંદર૦

---

પદ ૧૦ મું–રાગ મારૂ.

**શ્રીનંદ ઉવાચ:–**

ચાલ સામળિયા ઘેર જઈયેરે, એવા કઠિણ નઠોર ન થઈયેરે—ચા.
કેમ ગોધન વનમાં ચરશેરે, ગાયો તું વિના હીંસી મરશેરે;
કોણ સીકું લાકડીયે ધરશેરે, કોણ ગોરસ ચોરી કરશેરે—ચા.
તારી માતાનું ચિત્ત ચળશેરે, વાંસળીયે જાળાં વળશેરે;
તારે રમકડે કોણ રમશેરે, તારી ત્રાંસળીયે કોણ જમશેરે—ચા.
મોર મુગુટ ક્યાં મૂકશેરે, કોણ કચોળે દૂધ પીશેરે;
કોણ સેલો વાળી ગૌ દોશેરે, કોણ કેડ બાંધી વલોવશેરે—ચા.
કોણ રૂડાં શિખામણ દેશેરે, હવે પિતા મુને કોણ કહેશેરે;
મુને છે છેલ્લો આશ્રમરે, હવે હું દહાડા નાંખીશ કેમરે—ચા.
હુતું વૈકુંઠ ગોકુળ ગામરે, હવે નેસડો ફરી થયું નામરે;
યસોદા કેમ બહાર નીસરશેરે, વાંઝા કહી લોક પાછાં ફરશેરે—ચા.
અમને માણસમાંથી ટાળ્યારે, દીકરો થઈ કાળજ બાળ્યારે;
અમો ભુલ્યાં આશા આણીરે, પારકી થાપણ નવ જાણીરે—ચા.
વાયસ થઈ વાત્સલ્ય કીધુંરે, ફરી કોએલે બચલું લીધુંરે;
વિપ્ર પ્રભુ પરમેશ્વરરે, મારૂં ફરી વસાવો ઘરરે—ચા.

---

પદ ૧૧ મું–રાગ મેવાડો.

**શ્રીકૃષ્ણોવાચ:–**

ગોકુળ જાઓરે, નંદજી ગોકુળ જાઓ—ગો૦
ફરી ગોકુળ જાઓ નંદજીરે, મૂકો મનની આશ;
નાસરડે અમો આવીયારે, કીધો તમ ઘેર વાસ—ગો૦ ૬૦
ધીરજ ધરીયેરે, રાયજી ધીરજ ધરીયે,
ધીરજ ધરીયે નંદજીરે, એ જૂઠો છે સંસાર;
પરમેશ્વર વિના કો નથીરે, છે ફોકટીયો પરિવાર—ગો૦ ૬૦
ઘણું એક દાઝેરે, અમને ઘણું એક દાઝે,
ઘણું દાઝે છે મુજનેરે, પણ દોહેલો લોકાચાર;
કેમ માત પિતાને પરહરૂં રે, અમો દેવકીના કુમાર—ગો૦ ૬૦
બેહુ દુઃખ પડિયાંરે, મુને બેહુ દુઃખ પડિયાં,
બેહુ દુઃખ પડિયાં બાપજીરે, હું કોને આપું છેહ;
મન માણુ રહેશે ગોકુળેરે, મારો મથુરાં રેહેશે દેહ—ગો૦ ૬૦
સુખ શ્રી ગોકુળનુંરે, જે સુખ શ્રી ગોકુળનું,
ગોકુળ મોટું સુખ ભોગવ્યુંરે, ન મળે વૈકુંઠ માંય;
લક્ષ ચોરાશી દેહ ધરૂં રે, તોયે ન મળે યસોદા માય—ગો૦ ૬૦
સ્કંધે ધરૂં કાવડરે, ઊંચલી સ્કંધે ધરૂં કાવડ,
ઊંચલી સ્કંધે કાવડરે, કરાવું તીર્થ સકળ;
તોએ એક ઘડી યસોમતિનેરે, નવ થાઊં ઓસીંકળ—ગો૦ ૬૦
અમો છૌં તમારારે, નંદજી છૌં તમારા,
અમો દાસ તમારા રાયજીરે, ફરી ચરણે નામ્યું શીષ;
વિદાય આજથી આપણુંરે, કહી ચાલ્યા શ્રીજગદીશ—ગો૦ ૬૦
ધરણે ઢળીયારે, નંદજી ધરણે ઢળીયા,
ધરણે ઢળ્યા નંદજીરે, થઈ પડયા અચેત;
શ્રીકૃષ્ણે માયા વિસ્તરીરે, ઉતર્યું પિતાનું હેત—ગો૦ ૬૦
કુંવર કોનોરે, કૃષ્ણ એ કુંવર કોનો,
કુંવર મારો છે નહીંરે, હું ફોકટ થાઉં તાત;
એ પુત્ર સત્ય વસુદેવનોરે, મુને ગર્ગે કહી છે વાત.

નંદજી ચાલ્યારે.

નંદજી ચાલ્યારે, રોતા નંદજી ચાલ્યા;
નંદ ગયા શ્રી ગોકુળેરે, ત્યાં વરત્યા જે ઉત્પાત;
તે કહી ન શક્યા શુકદેવજીરે, કો વૈષ્ણવ જાણે વાત—નંદજી૦
તાત વળાવીરે, ગોપનો સાથ વળાવી;
વળ્યા વિઠ્ઠલ માયાતાતરે, તાતને કરૂણા કર;
સંતોખ્યાં વસુદેવ દેવકીરે, વિપ્ર પ્રભુ પરમેશ્વર—નંદજી૦

---

પદ ૧૨ મું–રાગ સારંગ.

**શ્રી શુકોવાચ:–**

નંદ ગોપને કરી વિદાય, તાત કને આવ્યા યદુરાય;
મામી બેહુની પ્રશંસા કરી, વિનયયુક્ત બોલ્યા શ્રી હરી.
અમે તમારો હણ્યો ભરથાર, ઘણું સાલે તમારા ગયા સણગાર;
દૈવ પ્રત્યે કાંઈ ચાલે નહીં, મારી મામી બે વિધવા થઈ.

મારા ૭ બાંધવ મામે મારીયા, તે દુઃખે મામા મેં સંઘારીયા;
પશ્ચાતાપ થયો પામું છું દુઃખ, હવે ક્યાં દેખવું મામાનું મૂખ.
ન ટળે ભાવી પદારથ વાત, કુટુંબ કલેશ થયો ઉત્પાત;
તમો મનમાં દુઃખ પરહરો, આ તમારૂં ઘર તમે વાપરો.
અમને પોષ્ય વર્ગ જાણજો, નિજ સંતાનનું હેત આણજો;
સભામાં આવ્યા એવું કહી, મથુરાં નગરી પાવન થઇ.
ધર્મ પડો વાજે પુરમાંય; ઉગ્રસેનની આણ દેવાય;
નાઠા લોક કંસનો ભય ધરી, તે પાછા સહુકો આવ્યા ફરી.
અધર્મ ઉથાપી થાપ્યો ધર્મ, ચારે વર્ણ પાળે કુળ ધર્મ;
વસુદેવ વસ્યા પોતાને ઘેર, રાજધાન માંડયું બહુ પેર.
ગર્ગાચાર્યને કહે વસુદેવ, જાત કર્મ કીધું વાસુદેવ;
જાણ્યું પુત્ર પ્રસવ્યા છે આજ,વૃદ્ધ શ્રાદ્ધ કીધું મહારાજ.
ગણપતિ ગોત્રજ પૂજા કરી, નાન્દી કર્મ કીધું હેત ધરી;
કદળીસ્તંભ તોરણ હાથા, ગાયે સોહાસણી ગીત ગાથા.
સંકલ્પ કીધો કાળા ગૃહ માંય, બે અયુત દ્વિજને આપી ગાય;
પુજ્યા બ્રાહ્મણ ગર્ગાચાર્ય, શાંતિક પુષ્ટિ કીધું કાર્ય.
ત્યાં કીધી સહુ ક્ષત્રીની રીત, રામકૃષ્ણને દીધાં ઉપવીત;
શ્રીગોકુળથી આવ્યાં રોહિણી, પોહોંતી હોંસ બેહુ માતાતણી.
કંસનું દ્રવ્ય લીધું નરહરી, પિતાના ઘરમાં લક્ષ્મી ભરી;
હય હસ્તી રથ મહિષી ગાય, પાત્ર ચામર આસન સેજ્યાય.
માણેક મુક્તાફળ રત્ન ઝવેર,તે સર્વે મોકલ્યું વસુદેવને ઘેર;
જે વિભુતિ કંસે મેળવી ઘણી, વસુદેવ થયા તે વસ્તુના ધણી.
માખી મધુના સંચય કરે, પાછળ આંહેડી લુટી સાંચરે;
વાંઝીયાંનું ધન રાજા વાવરે, કીડી સાંચે ને તીતર ચરે.
વૃદ્ધની સ્ત્રીને ભોગવે અન્ય, તેમ કંસાસુરનું લુંટયું ધન;
લક્ષ્મી ગઇ ને ગયો સ્વામી, ભાણેજે મંગાવ્યાં ભીખ મામી
પછે માત પિતાને લાગ્યા પાય, પછે રામ કૃષ્ણે માગી વીદાય;
વસુદેવમંત્યે બોલ્યા શ્રીહરી, જરાસંધ સરખા બાથે અરી.
મેં કંસાસુરનો ફેડયો ઠામ, જરાસંધ સાથે થાશે સંગ્રામ;
જો આજ્ઞા હોયે તમતણી, ધનુર્વિદ્યા અમો આવું ભણી.
પિતા કહે કાં નથી પુરૂષ પુરાણ, શ્રીરામ કૃષ્ણે કીધું પ્રયાણ;
સમ પુરીમાં તીર્થ મુખી, અવંતી નગરીમાં એક ઋખી
વિદ્યાનિધિ સાંદીપનિ નામ, તેને ઘેર આવ્યા કેશવરામ;
ત્યાં દીઠા એક મનોહર મઠ, જ્યાં વિદ્યાર્થીની બેઠી હઠ.
કો ભણે બ્રહ્મ વિદ્યા નિર્મળ, ધર્મ શાસ્ત્ર ભણે કો પાતંજળ;
કો મીમાંસા શાસ્ત્ર ન્યાય વ્યાકર્ણ, કો વેદાંત શિખાણ અષ્ટાદશપુર્ણ.
કો યોગ વિદ્યા ભણે નોળી કર્મ, કો ષટચક્રના શીખે મર્મ;
કો અસ્ત્ર શસ્ત્ર મંત્ર વિદ્યા ભણે, છે ભીડ ઘણેરી ગુરૂને આંગણે.

જ્યોતિષ વૈદ્યક પરીક્ષા મણિતણી, જળસ્તંભ વિદ્યા અતિઘણી;
મંત્ર જંત્ર વશીકરણ અપાર, શુક કહે શું વર્ણવું વિસ્તાર.
કો ભણે આંક માયિક કળા ભણે, સકળ વિદ્યા ગુરૂજીમાં મળે;
છે અધ્યયન શબ્દનો મોટો ઘોષ, ફરતો સંભળાયે બે કોશ.
રામ કૃષ્ણ આવ્યા નિશાળ માંય, જેમ તારામાં રવિ ચંદ્રમાય;
વિસ્મે વિદ્યાર્થી જોઇ રહ્યા, સાંદીપનિ ઋષિ બેઠા થયા.
પ્રભુની સામા ગયા ઋષિરાય, શ્રીકૃષ્ણ નમ્યા ગુરૂજીને પાય;
આસન આપી પૂજા કરી, ગુરૂજીયે વાણી ઓચરી.
મુને કૃતારથ કીધો આજ, કહો ક્યાંથી આવ્યા મહારાજ;
કોણ નામ ગામ કુળ ન્યાત, શું કારજ છે મુજ સંઘાથ.

**શ્રીભગવાનુવાચઃ—**

એક છે ગામડું યમુનાં તીર, જ્યાં રંકલોક વસે આહીર;
તેની પાસે અમારો વાસ, છૌં ક્ષત્રી બોલ્યા અવિનાશ.
ઋષિ તમારૂં જાણી નામ, આવ્યા છૌ કાંઇ ભણવા કામ;
આપો વિદ્યા કરૂણા કરી, ઘણું દુર્બળ છૌં બોલ્યા હરિ.
વિનય વાત હૃદયામાં વસી, સાંદીપનિ ઋષિ બોલ્યા હસી;
છો આત્મા તમો મારા બેય, ભણો બાપ ગમે જે જેહ.
છો જગત ગુરૂ થાઓ મારા શિષ્ય, ત્યારે સાન કીધી જુગદીશ;
માંહો માંહ સમજ્યા ગુરૂ ગોપાળ, સામળીયે શોભાવી નિશાળ.
એક વડો શિષ્ય સુદામો નામ, તેને સોંપીયા કેશવ રામ;
ભણાવજે તું હેત ખપ કરી, પંડિત થાય શ્રી હળધર હરી.
પછે ઘરમાં રાખ્યા જુગદાધાર, સાંદીપનિ સેવા કરે અપાર;
નિજ પત્નીને કહે છે ભરથાર, આ બાળક છે કારણ અવતાર.
શેષરૂપ બીજો શેષ શાઇ, આપણે ઘેર આવ્યા બે ભાઇ;
ફરી ફરી નહીં આવે એહ, આપણું પાવન કીધું ગેહ.
એ પરઘર ભિક્ષા માગે નહીં, ભોજન કરશે યથા રૂચિ અહીં;
એવી શિક્ષા અબળાને કહી, ગુરૂપત્ની સેવામાં તત્પર થઇ.
વાત્સલ્ય કરે બેહુ બાંધવતણું, તે નેત્ર પ્રાણપે વલ્લભ ઘણું;
ગુરૂ વાક્ય જે શ્રવણે પડે, તે તતક્ષણ હરિને આવડે.
ચૌદ વિદ્યા ને ચોહોંતેર કળા, નિગમ શાસ્ત્ર અર્થ નિર્મળા,
ધનુર્વિદ્યા વિવિધ સંગ્રામ, પામી પંડિત કેશવ રામ;
વિદ્યાર્થી સહુ વિસ્મે થાય, નગર લોક દર્શને જાય;
કહ્યું સ્ત્રીને કરજો રૂડી સેવ, ગ્રામાંતર ગયા ગુરૂ દેવ.
ગામ ગયા જાણી ભરથાર, ગોરાણીયે મન કીધો વિચાર;
સરપણ નથી કટકો ઘરમાંય, તો કીયે રસોઈ શી પેરે થાય.
બેઠા જમે છે કેશવરામ, તો તેને સોંપું તે કામ;
આવી નિશાળે જ્યાંબેઠા હરી, બોલ્યાં ગોરાણી મુખ હસતું કરી.

કાંઈ કામ કેહેતી લાજું છું હું, રસોઇ વિના તમો જમશો શું;
આજ આવી અટક્યું છે કામ, ઘરમાં નથી ઈંધણનું નામ.
તમો ભુખ્યા મુને કળ કેમ પડે, હું પાક સ્થિતિ કરૂં શા વડે;
અમો કાળ નિર્ગાહ દોહેલે કીજીયે,ધન વિના સરપણ શે લીજીયે.
અમો અજાચકનો પાળુ ધર્મ, ઘણું દોહેલે ચાલે ગૃહસ્થાશ્રમ;
સરપણ કારણ માગું માન, સાંભળી બોલ્યા શ્રી ભગવાન.
કર જોડી કહે કમળાપતી, ગુરૂ પત્નીને કીધી વીનતી;
સરપણ અમો લાવું સરવથી, પણ કુહાડા અમ પાસે નથી.
ગોરાણી તવ બોલ્યાં હસી, પ્રભુ કુહાડાની ચિંતા કશી;
ઘણું ઉંચે માળ ગયાં ગોરાણી, કુહાડા ત્રણ આપ્યા આણી.
આપી દોરડી બાંધવા કામ, ઉઠયા કૃષ્ણ સુદામો રામ;
ભારે સ્કંધે કુહાડા ધર્યા, સરપણ કાજે સામળિયો સાંચર્યા.
શ્રી હરજી હીંડે પાળે પાગ, છે અવંતીનું મોટું ભાગ્ય;
પ્રજા પુરની વિસ્મે થાય, રાજકુંવર બે વનમાં જાય.
દૂર વનમાં માધવ ગયા, હીંડતાં બાળક શ્રમિત થયા;
દીઠું કાષ્ટ એક મોટું પડયું, પ્રભુ કહે હીરવા સરખું જડયું.
સુદામો હળધર ને હરિરાય, કુહાડા લીધા કરમાંય;
બાંધ્યા પલવટ રાજે રણછોડ, કુહાડે મારી ફાડયું ખોડ.
અમર ગગને કૌતુક જોય, પ્રભુનો પાર ન પામે કોય;
નેતિ નેતિ કહે ચારે વેદ, પંડિત કોય નવ પામે ભેદ.
શું જાણે પુરાણ શાસ્ત્ર બાપડાં, તે લક્ષ્મીવર ચીરે લાકડાં;
પછે તાણી બાંધ્યા ભારા ત્રણ, એક કૌતુક કીધું અશરણશર્ણ.
થયું વાદળ વીજળી અંધકાર, મેઘ આણ્યો મૂશળધાર
આંધી પવનતણી સુસવાટ, ધ્રુજી દેહ ચઢી બહુ ટહાડ.
ત્યાં ત્રણે બેઠા ટોળે મળી, બીહે સુદામો ઝબકે વીજળી;
રખે એ કથા રહી એટલે, ગુરૂજી ઘેર આવ્યા તેટલે.
થયા વિસ્મે બાળક દીઠાં નહીં, ગુરૂપત્ની તવ ઝાંખી થઇ,
હવે સ્વામી મુજને શાપે ખરા, શુ કરૂં કેમ ન આવ્યા છોકરા.
અબળા આકુળ વ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય;
માનુભાવ ઘણું દુખિયા થયા, કહીં ન દીસે બાળક કયાં ગયા.
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતી, તે શ્યામ મૂરત કયાં દેખાતી નથી;
તન ધ્રુજે મુખ સુકું થાય, બોલી અબળા લાગી પાય.
જો ક્ષમા કરો તો કહું વારતા, રખે શાપ દઇ મુજને મારતા;
સુદામો કેશવ ને શ્રી રામ, મેં મોકલ્યા સરપણ લેવા કામ.
વચન વિનતાનાં સાંભળી, સંદીપનિને મૂર્ચ્છા વળી;
અરે મૂર્ખ દુષ્ટા સાપિણી, તેં કોણ કર્મ કીધું પાપિણી.
છે જેષ્ઠ માસનો તાવડ શ્રેષ્ઠ, સકુમાર મોકલ્યા લેવા કાષ્ટ;
તેવામાં આવ્યો વરસાત, મહા લોભણીયે કીધો ઉત્પાત.

ત્રાહે ત્રાહે કરે શોકે ભર્યા, શોધવા સંદીપનિ નીસર્યા;
નદી નાળે આવ્યાં જળપુર, રામકૃષ્ણને સાદ કરે છે ગુરુ.
સામો સાદ કીધો ગોપાળ, ગુરૂજીએ દીઠા ત્રણે બાળ;
પછે વિશેષ સામળિયાજી કાંપ્યા, સંદીપનિએ હૃદયાસું ચાંપ્યા.
વિઠલજી તુંને વેળા પડી, વેરી વરસાતે કીધી ઝડી;
પાપણીયે દુખ દીધું ઘણું, એ કારજ નોહે તમતણું.
ગુરૂ પ્રત્યે કહે કમળાપતી, અપરાધ ગોરાણીનો નથી;
અમો ઉન્મત્ત અભિલાષે ભર્યા, સરપણ લેવા ત્રણે નીસર્યા.
ગુરૂ પ્રત્યે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરૂં વિદ્યાર્થીનો ધર્મ;
એવું કહી ચાલ્યા જગદીશ, સરપણ ભારા ત્રણેને શીષ.
વચને ગુરૂ સંતુષ્ટ કીધા, ભારા કાષ્ટ તણા મસ્તક લીધા;
ગુરૂ કહે નથી સરપણનું કાજ, હું ઓળખું છૌં તમને મહારાજ.
ત્રાહે ત્રાહે સંદીપનિ ભણે, ધિક્કાર મુને અંતરમાં ગણે;
પોતા મંદિર નાખ્યાં સરપણ, જઇ ગોરાણીને લાગ્યા ચરણ.
કોરાં વસ્ત્ર આપ્યાં ઋષિજંન, તપાડયા પ્રગટી હુતાશંન;
જમાડયા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ટ જે લાવ્યા હરી.
તે નગ્ર લોક સહુકો લેઇ જાય, એક કાષ્ટ ઓછું નવ થાય;
એ કથા સરપણ તણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત.
કોઇ એક પુસ્તકે છે નહીં એહ, ભાઇ તે માટે ઉપજે સંદેહ;
કોઇ એક પુસ્તકે છે એ સર્વથા, તે માટે પદબંધ કીધી કથા.
વળી એક કૌતક કીધું વિશ્વાધાર, ગોરાણી ગૌ દોહછે એકવાર;
સુરભી સ્તન બેઠાં કર ધરી, પણ દોહોણી કોઠીમાં વીસરી.
ગુરૂપત્નીયે વિચાર્યું મન માંય, હું ઉઠું તો સુરભી મીણાય;
સમશ્યા શ્રીકૃષ્ણને કરી, ઘરમાંથી દોહોણી લાવો શ્રીહરી.
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધાર્યો આંગણે બેઠાં હાથ;
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઇ વિસ્મે થઇ ગોરાણી.
કો પૂર્ણ બ્રહ્મ દીસે છે એહ, ભક્ત કારણ લીધો માનવ દેહ;
જવ ભોજન કરવા આવ્યા પતિ, તવ અબળાએ કીધી વીનતી.
સંદીપાનને કહે છે સતી, એ વિભુરૂપ છે વિદ્યારથી;
અભિલાષ થયો એક મુને, હું ગુરૂ દક્ષિણામાં માગું એકને
જેવી કાષ્ટ આણ્યાની કથા, પ્રસંગ દોહોણનો તેવો સર્વથા;
કો ગ્રંથ વિષે કહ્યું છે એહ, રખે શ્રોતા મન આણો સંદેહ.
બે માસ ઉપર દિન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર;
થઇ સુદામા સું મૈત્રી ઘણી, જે વિદ્યા એક નિશાળે ભણી.
તે એક થાળે ભોજન કરે, શયન કરે એક સાથરે;
બેલડાંયે વળગી હીંડે બેય, શ્રી કૃષ્ણ સુદામાને વાધ્યો સ્નેહ.
કરે વાત તાળી દેઈ હસી, તે ગુહ્ય વાત ન રાખે કશી;
રામકૃષ્ણ જ્યારે ભણી ઉતર્યા, જઈ ગુરૂ પ્રત્યે વાણી આચર્યા.

અમને વિદાય પ્રભુ કીજીયે, કાંઇ ગુરૂ દક્ષિણા માગી લીજીયે;
અમો આપું એવું મિથ્યા ખરૂં, એવું માગજો કે હું આપી શકું.
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્લભ હું જાણું મહારાજ;
તું વિશ્વંભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર.
ધર્યો દેહ ધર્મ કારણે, ભણવા આવ્યો મારે બારણે;
ન પામે પાર નારદ સરખા જતી, તુને ઓળખે ઉમયાપતી.
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાન, કરે દુર્વાસા ધૂમ્રપાન;
કો કાશી જઇ કરવત લીયે, પણ તું કોને દર્શન નવ દીયે.
હું અપરાધી પામર પ્રાણી, મુને મોટો કીધો પુરૂષ પુરાણી;
સકળ પદારથ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું.
હું માગું સમરથ શ્રીહરી, જનુની જઠર ન દેખું ફરી;
દીનવાણી મન લજ્જા આણી, ગુરૂ દક્ષિણા માગે ગોરાણી.
કાષ્ટ અણાવ્યાં મેં ત્રીકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા;
ભરથારને મુક્તિ આપજો હરી, માંહે મળતી હું ભવસાગર તરી.
એક વાતું હું માગું ગોપાળ, ક્ષીપ્રામાંહે એક બુડયો બાળ;
પાંચ વરસનો પરમનિધાન, મુને તે આણી આપો ભગવાન.
રામ કૃષ્ણ બે તત્પર થયા, ક્ષીપ્રાતીરે ગોવિંદ ગયા;
સ્ત્રી રૂપે બહાર નીસરી નદી, શ્રીકૃષ્ણે ક્રોધે વાણી વદી.
ગુરૂ પુત્ર લાવ કહે શ્યામ શરીર, નહીંતર તારૂં શોષું છું નીર;
પયોધરી* કહે લાગી પાય, તે પુત્ર ગયો છે સાગર માંય.
પ્રભુને આપ્યું આર્બુવતું† એંધાણ, પછે ત્યાં પધારયા પુરૂષ પુરાણ;
કીધી ગર્જના ગોકુળ નાથ, સમુદ્ર નીસર્યો જોડી હાથ.
ક્રોધ કરી બોલ્યા શ્રીગોપાળ, લાવ રત્નાગર ગુરૂનો બાળ;

**સમુદ્રોવાચઃ—**

એક પંચજન નામે અસુર, તે પ્રજાને દુઃખ દે છે ક્રૂર.
તેને પૂછો જુગજીવન, ગ્રાસ્યો હોય જો ગુરૂનો તન;
અન્યા માગ જળમાં કરે, તે કોનો કાઢયો નવ નીસરે.
શ્રીકૃષ્ણ કહે એ મોટું કામ, નથી આયુધ શે કીજે સંગ્રામ;
સમુદ્રે સમય રાખ્યો તદા, કૌમોદકી નામે આપી ગદા.
તટમાં મૂકયા હળધર ભ્રાત, મહાજળમાં પેઠા ગોકુળનાથ;
પાતાળ સાત ખોળ્યાં ખપ કરી, મળ્યો દૈત્ય દેવનો અરી.
દાનવ ધાયો ગાજી મુખે, ગદાયુદ્ધ થયું જળ વિખે;
તે કંઠ ગ્રહી મરડી પાડયો, તેનું ઉદર વિડારી શંખ કહાડયો.
પાંચજન્ય તે શંખનું નામ, તે કરમાં લીધો છે સુંદરશ્યામ;
કરી નાદ ને તત્પર થયા, ધર્મરાજને મંદિર ગયા.

* નદી. † સમુદ્રનું.

જઇ સંયમનીની પોળે રહ્યા, ભયભીત યમકિંકર થયા;
સેવક કહે સાંભળ ભૂપાળ, પુરપોળે આવ્યો માનવ બાળ.
સામળો સુંદર રૂપ રસાળ, તેને શબ્દે ભય પામે છે કાળ;
મોટું આશ્ચર્ય અહિં આવ્યાની ગતી, એવું સાંભળી બોલ્યા યમપતી.
જાઓ તેડી લાવો મુજ પાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ;
સેવક પ્રભુને તેડવા પળ્યા, દેવલોક સહુ જોવા મળ્યા.
શંખનાદ કીધો ભગવાન, તે શબ્દે ભય પામ્યો બળવાન;
ચૌદ લોક તે શબ્દે ગરગડયા, યમકિંકર નાઠા અડવડયા.
અઠાવીશ કુંડ છે નરક તણા, પડયા છે પ્રાણી તેમાં ઘણા;
વિશ્વાસઘાતી બ્રહ્મઘાતકી, પતિવ્રતા પીડણ પાતકી.
કો ગૌ કન્યા વિક્રય કરતા, શિવ પૂજા બ્રહ્મત્વ હરતા;
ગામ વન દાહક પાપિષ્ટ, અભક્ષી* મદ્યપાની મહા દુષ્ટ.
પરવૃત્તિ છેદક નિંદાપાડી, રજસ્વળા ભોગી સંગત માઠી;
બ્રાહ્મણ માન ખંડન કરનાર, પારકી થાપણના હરનાર.
મિથ્યા વાદ પિશુનતા ઘણી, નિંદા કરે તીર્થ દેવ તણી;
એવાં આચર્યાં પાતક ઘોર, તે પ્રાણી હરિ સેવાનો ચોર.
કુંભીપાક પચ્યા તે પ્રાણ, ન આવે નીસરવા નિર્વાણ;
અસિપત્ર લવણકુંડ વિખે, રૌરવ નરક પડયા અધોમુખે.
યમકિંકર બાંધીને ત્રાડે, કોનાં લોચન વાયસ કહાડે;
કોનાં શરીર શ્વાનજ ફાડે, લોહને સ્થંભ ઉષ્ણ કરી ભેટાડે.
અઠાવીશ કુંડે પાપી પડયા, કોટયાનકોટ બાંધ્યા જીવડા;
શંખ વજાડયો શ્રીભગવાન, તે શબ્દ પડયો પ્રાણીને કાન.
છેદાયાં પાતક શબ્દે કરી, તે જીવે જાણ્યું આવ્યા હરી;
સહુ નરક થકી બહાર નીસર્યા, સર્વે દેહ ચતુર્ભુજ ધર્યા.
યમને મસ્તક મૂકી પાય, તે સકળ જીવ વૈકુંઠે જાય;
સહુ પ્રાણી વિમાને બેસી ગયા, નરક કુંડ સહુ ઠાલા થયા.
આસન મૂકી ધાયો રાય, ધર્મરાય પડયો હરિને પાય;
સકળ જીવ કીધા ઉદ્ધાર, હવે ઓળખ્યા જુગદાધાર.
સભામાં પધરાવ્યા હરી, સ્તવન કરીને પૂજા કરી;
કાંઇ સ્વામી છે હું સરખું કામ, વળતું બોલ્યા સુંદરશ્યામ.
સંદીપનિ ઋષિનો એક બાળ, તેને લઇ આવ્યો છે કાળ;
રાય તે બાળકને લાવો ફરી, યમે આણી આપ્યો શીઘ્ર કરી.
કીધી ધર્મરાયે વીનતી, એણે મશે પધાર્યા ગોકુળપતી;
કાંઇ હું સરખું કાજ ભગવાન, મુને જાણજો દાસ સમાન.
શ્રીકૃષ્ણ કહે આજ્ઞા મુજતણી, ન જાશો મારા ભકતજ ભણી;
બાળકને લેઇ ચાલ્યા અવિનાશ, રામકૃષ્ણ પધાર્યા ગુરૂની પાસ.

* અભક્ષ્ય ભક્ષી.

આપી બાળક લાગ્યા પાય, ગુરૂજી પાસે માગી વિદાય;
નગર લોક દુઃખી થયાં ઘણું, પામી હુતી અવંતી વૈકુંઠપણું.
હૃદેમાં રૂપ ગુરૂ ધરી રહ્યા, સુદામો ઘણું વળાવા ગયા;
નગર લોક પાછા વળીયા, ફર્યા આંસુ ભરતા નિશાળિયા.
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેજો તપાસ;
જેમ તેમ ફરી મળજો એકવાર, એમ કહી ચાલ્યા જુગદાધાર.
પોતાને ગામ સુદામો ગયા, તે ભક્તરાજ અજાચી થયા;
તેનું દરિદ્ર છેદશે જાદવરાય, કથા કેહેવાશે એંશીમે અધ્યાય.
રામકૃષ્ણ પધાર્યા મથુરાં માંય, ઉગ્રસેન આદે સહુ સામાં જાય;
પ્રભુ માતપિતાને નમિયા પાય, જેજેકાર થયો મથુરાં માંય.
માતામહ કરે રાજ ધાન, છે અગ્રવર્તી શ્રીભગવાન;
સકળ શાસ્ત્ર નિગમનું તત્વ, સર્વ શિરોમણી શ્રીભાગવત.
તે મધ્યે ઉત્તમ દશમસ્કંધ, કરૂં હું પ્રાકૃત પદબંધ;
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સિધે શેરડે.
આપાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આપાસા મારૂં પ્રાકૃત;
આપાસા અધ્યા શ્લોક સંબંધ, આપાસા કડવાં ચોપઈ બંધ.
બાંધું ગ્રંથ જોડ સમાન, કેહેશે લોક કીધું અભિમાન;
નથી કીધો વાદ વિલાસ, કાંઇ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસવાણી જાણી યથા, તેવી પ્રાકૃતે જોડી કથા;
શ્રીરામ ચરણ કમળ મકરંદ, તે લેવા ઇચ્છે પ્રેમાનંદ.
મૂળ અર્થ છે પ્રાકૃત નામ, શ્રોતાને વલ્લભ ગુણ ગ્રામ;
મૂકો હરિજન ઘરનાં કામ, ભજો જેમ તેમ સીતારામ.

વલણ.

રામ નામ નિર્મળ ઘણું, લેતાં દુષ્કૃત જાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા, થયો પિસ્તાલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ ભાગવતે દશમસ્કંધે પંચચત્વારિંશો ધ્યાયઃ ॥ ૪૫ ॥**

---

## અધ્યાય ૪૬ મો.*

### કડવું ૧૨૪ મું-રાગ બગવેશાડી.

શ્રીરામકૃષ્ણ આવ્યા મથુરામાં, વર્ત્યો જયજયકાર;
યાદવ લોક ઘણું સુખ પામ્યા, સુખ પામી વર્ણ ચાર.
માત પિતાને પાયે લાગી, પૂછ્યા કહ્યા સમાચાર;
વિદ્યાર્થીના વેષ તજીને, થયા રાજકુમાર.
આસન ભોજન વાહન પટકુળ, આયુધ શુભ શણગાર;
કરે પ્રતિપાલણ નગર પ્રજાનું, ટાળ્યા ચોર ચખાર.
રાજધાની માંડી મથુરામાં, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
અધ્યયન કરી આવ્યા સામળીયા, ગઈ ગોકુળમાં વાત.
મનમોહનને મળવા કારણ, વ્યાકુળ થઈ સર્વે ગોપી;
મથુરામાં કેમે કરી જઇએ, આજ્ઞા પ્રભુની લોપી.
મહીયારી મધુપુરને મારગ, ઉભી પંથ નિહાળે;
કુબ્જા સોકાનું સુખ સંભારી, નયણે આંસુ ઢાળે.
યમુના સાગરપેં થઇ મોટી, તો ઉલ્લંઘન કેમ થાયે;
મર્યાદા લક્ષણ પર્વત મધ્યે, તો ગોપવધૂ કેમ જાયે.
મહા દુઃખ જાણી વ્રજ વનિતાનું, વિચાર્યું કમળાકાંત;
સેવક પોતાનો મનનો માન્યો, ઉદ્ધવ તેડાવ્યો એકાંત.
દીઠાં સજળ લોચન સામળીયાંનાં, ઉદ્ધવજી એમ પૂછે;
સદાનંદ સચ્ચિદાનંદ ગોવિંદ, દયાળ તુને દુઃખ શૂં છે.
જેના સ્મરણમાત્રથી મહા કષ્ટ ન્હાસે, હે કર્માતીત* પરબ્રહ્મ;
શું નિકટ વર્તી દાસને, દેખાડો દેહ ધર્યાનો ધર્મ.
મનનુ કારણ કહો કરૂણામય, શુ દુઃખ હૃદેમાં વિચાર્યું;
ઉદ્ધવજીએ એવું કહી લોહ્યાં, નાથ નેત્રનાં આંસું,

---

### રાગ મેવાડો.

પ્રભુજી બોલ્યા હો, નયણે જળ ભરી;
કહું મારાં અંતરગતનું દુઃખ હો વીરાજી.
કંઇ ન ફરી દેખું હો, આણી આણી આંખડિયે;
રાંકડી યસોદાનું મૂખ હો વીરાજી.
મુને મથુરાંનું રાજ ગમતું નથી;
વહાલો મુને ગોકુળિયાનો વાસ હો વીરાજી.
દેવકીનું ખટરસ અન્ન ભાવે નહીં;
વહાલી મુને વ્રજનારીની છાસ હો વીરાજી.
ગજ રથ અશ્વ હો, મુને અળખામણા;
ગમે મુને ગોકુળિયાની ગાય હો વીરાજી.
મુને કૃતઘ્ની લોક કેહતા હશે;
ભાઈ મેં હાંકી કાઢ્યા નંદરાય હો વીરાજી.
વૃંદાવન ગોવર્ધન ગાવડી;
વાંસળી મોરલી યમુના તીર હો વીરાજી.
અહર્નિશ મુને સહુ સાંભરે;
પલક ન વિસરે વ્રજની નાર હો વીરાજી.

---

* આ છેતાલીશમા અધ્યાયમાં ઉદ્ધવજીને વ્રજમાં મોકલી ભગવાને તેમની વાણીથી યશોદા તથા નંદરાયનો શોક મટાડ્યો એ કથા છે.

* કર્મ-પ્રારબ્ધ જેને છે નહિ એવા.

ભ્રાત માત પિતાની ચોરી કીજીયે;
પણ મિત્રને કહીયે મનની વાત હો વીરાજી.
ગોપીને ગુપ્ત સંદેશડો;
ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ હો વીરાજી.

---

### કડવું ૧૨૫ મું—રાગ સામેરી.

ગુપ્ત વાત ઉદ્ધવસુરે માંડી, પ્રભુ બોલ્યા લજ્જા છાંડી;
ઉધ્ધવજી તમો છો મારા ભ્રાત, કહું ગોપીકા સંબંધની વાત.

#### ચાલ.

કહું વાત વ્રજસુંદરી તણી, મન મૂકી તુજ આગળે;
સમાધાન થાય ગોપિકાનું, જો લખું સંદેશો કાગળે.
જે અલ્પ બુધ્ધિનાં ઓછા માણસ, તેને ગુપ્ત વાત નવ કહીયે;
તે મિત્ર શત્રુ થઇ નીવડે, હળવાં મળે હળવાં થઇયે.
ભારે પુરૂષ ભક્તરાજ છો, તો વદી કહું લજ્જા તજી;
લક્ષ્મીવંત વ્રજસુંદરી, મેં કામક્રીડાએ ભજી.
તે વિયોગિણી વિલપે ઘણું, વિશ્વાસ દઇ મેં વાહી;
અહિં આવશે તો ઉપહાસ થાશે, તમો જાઓ ત્યાં ભાઇ.
જઇ કામ પ્રીત મુકાવજો, નવ ઇચ્છે વિષયા ભોગ;
અધ્યાત્મ ઉપદેશ આપજો, શીખવજો જઇ યોગ.
નંદ યશોમતીને જ્ઞાન કહેજો, જે પુત્ર ભાવને પરહરે;
સમાધાન વ્રજવાસીતણું, ભાઇ તમ વિના જઇ કોણ કરે.
આપણો રથ બેસવાને આપી, વિદાય ઉદ્ધવજી કર્યા;
હરિદાસ શોભે હરિ સરખા, શણગાર કેશવના ધર્યા.
વિચાર કરતો વૈષ્ણવ આવ્યો, સંધ્યાયે વ્રજપુર વિષે;
જોઇ શોભા શ્રી ગોકુળ તણી, શુક કહે શું કહું એક મુખે.
મલપતી હીંસતી ગાય ચાલે, વાછરૂ ભાંભાં શબ્દ કરે;
સાંઢ ત્રાડે ચીસ પાડે, તે ગોંદરે દોડતા ફરે.
ગીતનું ગાવું વેણુનું વાવું, આવે ગોવાળા ગૌ ચારી;
ઉદ્ધવ જુએ મુરલી હુંફ, કરે કામ વ્રજની નારી.
ધેનુ ખુરની રેણુ ઉડે, ગગન મધ્યે ઘટા થઇ;
નંદ ઘેર ઉદ્ધવ આવ્યા, કો વ્રજવાસીયે દીઠા નહીં.
યશોદાની દાસીયે ઉદ્ધવ, જાણિયા ત્રિભોવન ધણી;
હરખે ભરાઇ દાસી ધાઇ, આપું નંદરાય વધામણી.
ઉત્તમ રથ આંગણું છૂટો, ગોકુળ ગામ શોભાવિયું;
યશોદાજી જુઓ આવી, કો કૃષ્ણ સરખું આવિયું.
વાત સાંભળી ધાયાં દંપતી, હરિ નામે નાઠાં દૂખડાં;
જેમ વસંત માસે ફરી ફૂલે, દવનાં દાધ્યાં રૂખડાં.
માત ઊઠી વેણી છૂટી, ઘણું હોંફલી હરખે ભરી;
લાંબા કર કરી ભેટવા ધાઇ, આવ મળીયે શ્રી હરી.
નિરાશ થઇ ઉદ્ધવને દેખી, એ નોહે મારો શ્યામ;
ઉદ્ધવ આવી પાય લાગ્યા, કીધો દંડ પ્રણામ.
હું સેવક છૌં સામળિયાનો, મુને મોકલ્યો યદુનાથે;
હાથ ઝાલી નંદજીયે, લીધા ઉદ્ધવ હૃદયા સાથે.
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યાં ઘણું;
આસન આપી આદરે, પૂજન કીધું ઉદ્ધવ તણું.
પાય પખાળ્યા પય વડે, ચરણોદક લીધાં દંપતી;
પ્રદક્ષિણા કરી પાણ જોડયા, નંદજી કરે વીનતી.

---

### કડવું ૧૨૬ મું—રાગ ગોડી.

**શ્રી નંદોવાચ:—**

ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધાં અમો;
માનુભાવની ભેટ અમારે થઇ, આળસુને આંગણે ગંગા વહી.
જેમ આગિયાને ઘેર આવે આદીત, જેમ ગોવિંદ આવે પાપીને ચીત;
અમો રંકને ઘેર આવ્યા ભક્તમણી, તમો સંભાળ લીધી દુખળ તણી.
અમો આકાશથી પૃથ્વી પર પડયાં, પુત્ર વિયોગ પારધી* કર ચડયાં;
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીઘ્રે ઘૃત પકવાન.
તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય સેજ્યાપર બેસાડયા હરિદાસ;
ઢોળે વાયુ નંદજી ઝાલી વીજણો, તે સમદેઇ વારે ભક્ત હરિતણો.
જાણે સર્વસ્ત કોણે લૂટી લીધી, યસોદાજીએ એમ વીનતી કીધી;
કહો વીરા ઉદ્ધવ ચતુરસુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ.
રાખે છે માતપિતાસું પ્રેમ, છે રામકૃષ્ણ બેહુ કુશળ ક્ષેમ;
કહીંયે સંભારેછે ગોકુળ ગામ, મુને સંભારે છે સુંદરશ્યામ.
કહીંયે સંભારેછે નંદજી તાત, તમ સાથે કીધી કાંઇ અમારી વાત;
જો ભાગ્યવાન માતા દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ.
છે પુષ્ટ વપુ કે થયા દૂબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા;
ફરી ફરી ઉદ્ધવને પૂછે માય, અહિં આવશે કે કહાવી નાય.
ઉદ્ધવ સાંભળ્યુંછે કહીં ત્રિભોવન માંય, પ્રસુતાને તજી પુત્ર પારકો થાય;
ઉદ્ધવ પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાંશાં પૂર્વે કીધાં પાપ.
મેં મળતાં ભાંજ્યાં હોશે વેવીશાળ, મેં ચડાવ્યાં હોશે સાધવીને આળ;

---

* પુત્રના વિયોગ રૂપિ પારધી.

બાળ વૃક્ષતણી શું ભાંજી ડાળ,મેં શું ફોડી હોશે સરોવર પાળ.
મેં પમાડયું હોશે વિશ્વાસ દઇ મૃત્ત, મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત્ત;
પર દુઃખ દઇ મેં કીધો ગર્વ,શકે મેં ઉડાડી હોશે પાણીની પર્વ.
રંક પડોશીને મેં કીધાં સાલ,કે મેં અભડાવી બ્રાહ્મણની થાલ;
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય, મેં સાધુને માર્યા શબ્દના ઘાય.
મેં શું તીર્થ ધોયાં મળમૂત્ર, ઉદ્ધવ કોણ પાપે ગયો મારો પુત્ર;
ભાઇ તમો કોહો તે હું પ્રાયશ્ચિત કરૂં,પાળે પાગે અડસઠ તીરથ ફરૂં.
કરૂં અપવાસ તીવ્ર તપ બહુપેર, જો સામળીયો ફરી આવે ઘેર.
આ ઘરમાં રમતો મારો બાળ, મુને ખાવા ધાયે ઓરડા પરસાળ;
ઉઘડયું ફરી દેવાયું બારણું, પુત્રને સુવાનું સુનું પારણું.
જન્મ સમેના હાથા અમથા રહ્યા,ગોવિંદજી ગોકુળ છાંડી ગયા.
જેણે ભાંજી ગોળી પાષાણુ નાંખી, તે કટકા હું રહી છું રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્ધવ તે આ રૂપાનો વાડકો.
મોર પોપટ પુતળીયો ગેડી દડી, આ પેલી વજાડવાની વાંસળી પડી;
પાઘડી ટોપીને આંગલાં ઘણાં, આ જુઓ કામળી પીછોડી હરી તણાં.
સુતો સવારો ઉઠતો મોડો, મારા પુત્ર વિના સુનો સોડો;
ઉદ્ધવજી કેમ ધીરજ ધરૂં, એ દુઃખે હું ફાટી નવ મરૂં.
કાંઇ દેવકીને પૂછશે ધર્મરાય, એણીએ દેખીતો કીધો અન્યાય;
અમો વિધાતાને એક વીનતા કરીયે, હું ને દેવકી સાથે મરીયે.
ધર્મરાજ આગળ હું જઘડું જઇ,ઉભી રાખું હું દેવકીને પાલવ ગ્રહી;
યમ રાઠ ચુકાવશે ખરી, મારો પુત્ર અપાવશે પાછો ફરી.
અવતાર લઈ ગોકુળમાં આવીશ, એના એ પુત્રને હું લડાવીશ;
એમ યસોદાજી રૂએ ટળવળે, ઉદ્ધવને નયણે આંસુ ઢળે.
ઉદ્ધવજીને કહે નંદરાય, શ્રીકૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઊછેર્યો પુત્ર હું માંહે જમાડયો, ભર્યા ગામમાંથી હું હાંકી કાઢયો.
મુને કહ્યું આપણું સગપણ ફોક, શ્રીકૃષ્ણે હસાવ્યા દુર્જન લોક;
એવું દંપતીનું દુઃખ જોઇ સાંભળી, ઉદ્ધવની થઇ ઉભી રોમાવળી.
વૈષ્ણવ મનમાં ઘણું આવટે, શ્રીકૃષ્ણને આવડું કરવું ન ઘટે;
ઘણું ગોપ લોક મમના નિર્મળા,ન આવે વસુદેવ દેવકી સોલમી કળા.

**વળણ.**

કો કળા ન આવે સોલમી, ધન્ય સ્નેહ વૃજવાસી તણોરે;
પછે ઉદ્ધવજી ઉપદેશ આપે, વિખાણે જ્ઞાન મારગ ઘણોરે.

---

**કડવું ૧૨૭ મું-રાગ ધનાસરી.**

બેહુ કર જોડી ઉદ્ધવ ઓચરે, વિવિધ વિલાપ અર્થે કાંઈ નવ સરે;
લખ્યું વિધાતાનું પાછું નવ ફરે,જે જન જ્ઞાની તે મન ધીરજ ધરે.

**ચાલ.**

ધીરજ ધરે ધીમાન* જ્ઞાની, અસાર જાણે સંસારને;
સર્વભૂત બ્રહ્મ નિશ્ચય કરે, પરહરે વિષય વિકારને.
ગોત્ર કલત્ર ને પુત્ર મિત્ર, ભ્રાત ભગિની સેવક પશુ;
એ ગત જન્મને ઋણ સંબંધે, કુટુંબ ઘરમાં થઇ વસ્યું.
ઋણ પુરૂં થાય સવારૂં જાએ, તે ફરી પાછું નવ જુએ;
કુટુંબી પૂઠે રહ્યાં તે, વૃથા અજ્ઞાને રૂએ.
કર્મબંધન ટળે જેના નામથી, નિવર્તે જીવને સંસાર;
તે નિષ્કર્મ બ્રહ્મ શ્રી કૃષ્ણને, મા કેમ હોય અવતાર.
બ્રહ્માંડ ચૌદ લોકમાં, વિશ્વાત્મા વ્યાપી રહ્યો;
એ ચતુર્ભુજ એ સહસ શીર્ષા†, જેની નાભીથી બ્રહ્મા થયો.
એકલા છે માયાતીત, ગુણાતીત શ્રી ગોપાળ;
એ પરાત્પર શ્રી કૃષ્ણને, તમે રખે જાણો બાળ.
પ્રાણેશ્વર પરમેશ્વર શ્રી હરી, કોઇ પામે નહીં પ્રભુતાપણું;
એ જગત પિતાને પુત્ર કહેતાં, બંધન થાય મા આપણું.
દેવકીએ નથી પ્રસવ કીધો, તમે ઉછેરિયો નથી;
એવું જાણી બ્રહ્મ ભાવે જુઓ, પુત્ર ભાવ મૂકી સર્વથી.
કો આદિ અંત્ય બીછે નહીં, અનેક રૂપે વિસ્તર્યો;
પ્રેમાનંદ પ્રભુ બ્રહ્મ જાણી, પુત્ર ભાવને પરહરો.

**રાગ પંચમ રામગ્રી.**

માત યસોદા બોલીયાં, ઉદ્ધવ સાંભળોરે;
અમો અજ્ઞાનીને મંન, કાળો કામળોરે.
તેને ન ચડે દૂજો રંગ, પેહેલાંની શ્યામતારે;
ગુણહીણ ગોવાળા લોક, જ્ઞાન નથી પામતારે.
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નવ કળેરે;
હું કેમ કરી આણું વિશ્વાસ,બાંધ્યો મેં ઊખળેરે.
પ્રસવ સમેનો દિન, સ્ત્રીને હોયે દોહલોરે;
ઉદરમાં દશ માસ, વહ્યો મેં સામળોરે.
પોઢાડયો મેં પાલણે, ગાયાં હાલરૂંરે;
તે સુખ સંભારી જોઇ, રોઇ રોઇ મરૂંરે.
મુખ ઉપર આવતા કેશ,આંખડી મીચતોરે;
સોને મઢયો સિંહનો નખ, હઇડે હીંચતોરે.

---

* સુબુદ્ધિવાન. † હજારો મસ્તકવાળો.

કુંડળના પ્રતિબિંબ, જોયા આલમાંરે;
ઠુંઠકે પાએ ચાલતો, આ પરસાળમાંરે.
જળમાં ભરતો મૂઠ, દેખી ચંદ્ર ચળકતોરે;
વઢતાં બે મંજાર, મારી કોટે વળગતોરે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટિયેરે;
તે મુખ સંભારી જોઇ, અમો નવ ફાટિયેરે.
ઘુઘરિયાળી ગોફણી, લટકે નાકે મોતીરે;
ઠમક ઠમકડે ચાલતો, હું પૂઠે જોતીરે.
રોતો ખુંચતા ઘુઘરા, પગની પાંનીયેરે;
તમો કોહો એ બ્રહ્મ, અમો કેમ માનીયેરે.
ત્રણ ભોવનનો નાથ, ચારે કેમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુની, હું તો ગાવડીરે.

---

કડવું ૧૨૮ મું-રાગ રામગ્રી.

ગોષ્ઠ કરતાં રજની વિહાણીજી, હરિરસ પીતાંતૃપ્ત નહીં પ્રાણીજી;
ગોપી સહુ જાગી પ્રાત થયો જાણીજી,કૃષ્ણ ગુણ ગાતી માધુરી-
વાણીજી.

ચાલ.

જે વાણી વ્રજવનિતા તણી, છે સુધાપેં માધૂર્ય;
કો વલોવે સુરભી દુહે છે, પ્રગટ થાતે સૂર્ય.
પ્રબળ પ્રેમ પીંડારણીના છે, ઉલટ ઉદધિ સમાન;
રસ ઓઘ અમૃત ઊપન્યો, ઉદ્ધવે ધરિયો કાન.
કર કંકણ કટિ મેખલા, ઝાંઝરી ઘુઘરી નાદ;
હરિ ગુણ ગાતાં ભૂષણ વાજે, ઉપજે અમૃત સ્વાદ.
ઘમકે ઘુઘરી ચમકે ચુંદડી, ઘુમે વલોણું ઘોર;
નેતરૂં તાણી ગુણ લિખાણી, ગાયે નંદ કિશોર.
બળવંત બાળી પલટ વાળી, ચુડા ચડાવ્યા બાંહે;
ઘરમાંહે ફરતી કામ કરતી, મનથા માધવમાંહે.
વેણી છૂટે હાર તૂટે, બાંધે વાછરૂ છોડે ગાય;
જાયે ગોંદરે ગૌ વળાવા, ઇચ્છે દરશણ હરિનું થાય.
સ્નેહ દેખી વ્રજનારનો, ચાલી ઉદ્ધવ નયણે જળધાર;
જઇ દરશણ કરૂં ગોપી તણું, મારો સફળ થાય અવતાર.
રસ ઓઘ અબળા ગોપની છે, ગોવિંદ ગુણમાં મગંન;
ગોળીડાંના ઘુમવાથી, રહ્યું ગાજી ગગંન.
અંતરગત હું થયો પાવન, સાંભળી ગોવિંદ ચરીત્ર;
જઇ લોચને જોઉં વ્રજવધૂ, મારો થાય પિંડ પવિત્ર.
જળ ભરવા યમુનાં તીરે, નીસરી વ્રજનાર;
એ પ્રાણઘાતક સરખો દીઠો, રથ નંદને દ્વાર.
જળ વીસરી ગઇ ટોળે થઇ, સહુ રહી ઘેરી રથ;
સારથીને લીધો મારવા, ક્રોધે ગોપિકા ઉન્મત્ત.
શું પુનરપિ પાપી આવિયો, અક્રૂર નંદને ગેહ;
પ્રાણ પ્રથમ હરા ગયો, હવે લેવા આવ્યો દેહ.
પ્રથમ રથતણા કટકા કરો, આદરી ગોપ કુમાર;
સારથીનો બુંબારવ સાંભળી, ઉદ્ધવ આવ્યા બહાર.
દરશણ દેખી હરિદાસનું, ગોપિકા પામી લાજ;
ઉદ્ધવજી ઓળખ્યા નહીં, જાણ્યું આવ્યા શ્રીમહારાજ.
હરખ આંસુ ભરી સુંદરી, જેવા પાલવ ગ્રેહેવા જાય;
તમોને મળવા શ્રીકૃષ્ણે મોકલ્યા, કહી ઉદ્ધવ લાગ્યા પાય.
કાંઇ કાહાવ્યો સંદેશો સાંભળો, મુજ સાથે નથી ભ્રાંત;
હું નાહી આવું યમુના વિષે, તમો મળજો બાઇ એકાંત.
શુક કેહે એવું કહીને, તે ઉદ્ધવનું જાવું;
એટલા અંતરમાં વ્રજ વધુનું, ટોળું એક થાવું.
ઉદ્ધવજીયે જઇ મરજન* કીધું, કીધો ન્યાસ† પ્રાણ ગ્રહણ‡;
તરણીતનયાના તરંગમાં, કીધાં સંધ્યા તર્પણ.
દૂર્વા તુળસી તિલ જવ દર્ભ, નિત્ય કર્મ કીધું નિધાન;
પ્રાચી§ દિશા રહી ઊર્ધ્વ પાણી||, પછે કીધું સૂર્ય ઉપસ્થાન.
વિષ્ણુ સહસ્ત્ર નામનો પાઠ કરી, ધર્યાં તિલક તુળસી માળ;
કટયાંબર¶ પેહેરી પીતાંબર ઓઢી, ધર્યો મુગટ પરમ શોભાળ.
ગ્રહી કનક ઝારી કર વિષે, પવિત્રી પેહેરી પાણ;
પધાર્યા શ્રી ગોકુળ વિષે, જય કૃષ્ણ વદતા વાણ.
ભાગળથી જઇ આગળે, ઊભી રહી સહુ નાર;
ઉદ્ધવને કહે પાગ લાગી, નયણે ભરતી વાર.

વળણ.

વાર ભરતી રૂદન કરતી, પૂછે છે કુશળ યદુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા,થયો છેંતાલીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્ચ-**
**ત્વારિંશોધ્યાયઃ ॥૪૬॥**

---

* સ્નાન કર્યું. † મંત્રવડે ઇંદ્રિયોની શુદ્ધિ કરવી તે.
‡ પ્રાણાયામ. § પૂર્વ દિશા. || ઉંચે હાથે.
¶ ધોતિયું.

## અધ્યાય ૪૭ મો.*

### કડવું ૧૨૯ મું—રાગ પરજિયો.

એકાંત ઉદ્ધવજી બેસાડિયા રે, વ્રજ વધૂએ કરી નમસ્કાર;
પૂજા કરી પૂછે નાર ગોપી, શ્યામ રામનો સમાચાર—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ, કાંઈ અમ ઊપર છે પ્રેમ ઉદ્ધવ,
અહિં આવ્યાનો લીધો શું નેમ ઉદ્ધવ.
ક્યારે સંભારે છે સામળો, કેમ મૂક્યાં વીસારી;
દાવ પડ્યો દાસી કુબ્જાનો, અમો અપરાધેણ હારી—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક પૂછે મથુરામાં માધવ, ક્રીડા કરે છે કેમ;
અમો જોવા આવું કૃષ્ણ કુબડીને, કેમ માંડ્યો ગૃહસ્થાશ્રમ—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક કહે કંઈ ડહાપણ શીખ્યા, સામળીયો બળદેવ;
પરઘેર જાવું ને ગોરસ ખાવું, વીસરી ચોરાની ટેવ—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક પૂછે અવંતીમાં જઈને, ભણી આવ્યા ભગવંત;
જાણીયે છઈયે કાંઈ કૃષ્ણગુરુ, શીખ્યા હશે લક્ષણ અનંત—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
એક કહે ક્યારે આવશે, કે તજ્યું ગોકુળ છેક;
ચૌદ વિદ્યા ભણી આવ્યા વિઠલ, પણ ખોઈ આવ્યા છે વિવેક—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.
વિવેક વિના કાંઇ જ્ઞાન ન આવે, ન સૂઝે સ્નેહ વિચાર;
પ્રેમાનંદ પ્રભુ અમને મળતાં, લાજતા હશે આ વાર—ઉદ્ધવ,
છે કૃષ્ણને કુશળી ક્ષેમ ઉદ્ધવ.

### રાગ સામેરી.

પીંડારણીનો પ્રેમ દેખી, ઉદ્ધવ વાતું ઓચરે,
વાંક નહીં બાઈ તમારો, અગાધ સુખ કેમ વીસરે;
વિયોગ વન્હી બાળતો હશે, કેઇ પેર મન ધીરજ ધરે,
જ્ઞાન લક્ષણ વૈદ્ય આવે તો, વિષય વ્યાધિ પીડા હરે.
બાઇ તજો ક્રીડા ભોગ, જાયે વિરહલક્ષણ રોગ;
એક સંદેશો શ્રીકૃષ્ણે કહાવ્યો, સાધો સહુકો જોગ—ટેક.
અગિયાર વરસ ગોકુળ વિષે, મેં કીધો તમારો સંગ;
અંતર ટાળવા વસ્ત્ર હરિયાં, મેં નગ્ન નિરખ્યાં અંગ;
તમારે લેખે પ્રીત ભાગી, મારે છે સ્નેહ અભંગ,
જો સાત સમુદ્રમાં ચોળી ધોઇયે, ન જાયે લાખી રંગ—બાઇ૦
બહાર પ્રીત ન કીજીયે, છે કઠણ લોકાચાર,
ગુપ્ત સ્નેહ તે સબળ સારો, નિંદે નહીં સંસાર;
યોગાભ્યાસને સાધતાં, તમો થાશો બ્રહ્માકાર,
અધ્યાત્મ સુખ પામ્યા પુંઠે, વીસરશો સંસાર—બાઇ૦
ઉદ્ધવ કહે બાઇ છેલ્લો સંદેશો, કહાવ્યો તમારે મીત્ર,
વળી ગુપ્ત વારતા કહાવી છે, શ્રીપંકજ નેત્ર;
સૂર્ય ગ્રહણે આવજો, મળશું આપણ કુરૂક્ષેત્ર,
સજની તજો ક્રીડા ભોગને, તમો જોગ લીયો સર્વત્ર—બાઇ૦
જો પ્રીત પુરૂષોત્તમતણી, શું કહાવ્યું તમને ગદ,
ઇંદ્રાદિક પઇ પીછે નહીં, છે એવાં ભારે પદ;
ધંન ભક્તિ તમારી માત મારી, વળી પ્રેમની હદ,
જે ભક્ત થાયે તમ સરખું, તેને મળે સામળીયો સદ્ય—બાઇ૦
પ્રભુનો પાર ન પામે પ્રજાપતી, જે નાભીથકો થયો ઉદ,
ભટકતી ફરે ભારતી, જેને નેતિ નેતિ નિગમ વદે;
સનકાદિક શંકર નારદજી, અહર્નિશ ધ્યાન રાખે હૃદે,
તે બ્રહ્મ નચાવ્યો માખણ માટે, તમારો કર્મમાનુ થયો ઉદે—બાઇ૦
જે ભક્તના હિત કારણે, ધરે ગદા સારંગ ચક્ર,
હિરણ્યકશ્યપ રાવણાદિક, હણ્યા દાનવ વક્ર;
જેણે મેઘ નિવાર્યો ગિરિધરી, તૃણવત કીધો શક્ર,
તે જગજીવન વિશ્વંભરે, બાઇ પીધી તમારી તક્ર—બાઇ૦
આદિ મધ્ય ને અંત્ય લખતાં ન આવે જેની અવધ,
ખટ ચક્ર શોધે પાર ન પામે, કપિલ સરખા સિધ્ધ;
એવા પ્રભુ જે ભક્ત વત્સલ, તમને કહાવ્યું ગદ્ય,
તે પ્રેમાનંદ પ્રભુ તમો રાખો, ગુપ્ત કૃષ્નની મધ્ય—બાઇ૦

---

### કડવું ૧૩૦ મું—રાગ વેરાડી.

સંદેશો સાભળી વ્રજનારી, વદનકળા થઇ ઝાંખી;
ફૂલબાણ વાગ્યાં કાળજમાં, મહીયારી મારી નાંખી.
મૌન કરો ઉદ્ધવજી વીરા, ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાંને શું મારો ભાઇ, સ્નેહ તમારો જાણ્યો.
અમો પ્રીત પ્રીછી પુરુષોત્તમ, ઘાણું જાણી અમારી દાઝ;
જોગી થાઓ અમને કહાવ્યું, પોતે કરે છે રાજ.
કુળ મરયાદા મૂકી મળીયાં, તે લોક દે છે મેહેણાં;
લજ્જા સુખ અમો ખોઇને બેઠાં, વળી રોઇને ખોયાં નયેણાં.
સર્વસ્વ જાયે તે સંન્યાસી, હરિધન બેઠાં વળાવી;
અક્રૂરે અમો જોગણ કીધાં, ગયો પાપી ભસ્મ ચોળાવી.

* આ સડતાલીશમા અધ્યાયમાં ભગવાનની આજ્ઞાથી ગોપીઓને તત્વનો ઉપદેશ કરી, તેઓની આજ્ઞા લઇ પાછા મથુરાં આવ્યા તે કથા છે.

કુબ્જે મૌન લીધું અમો ઉદ્ધવ, ઉત્તર કોઇને નવ આપું;
વાટ જોઈ અમો પાણી ભરતી, યમુનાનાં તીરે તાપું.
લેહે લાગી છે લટકાળાની, ગયે પ્રીત અદકેરી વાધી;
તેલ ભર્યા વિના મસ્તક માંહે, જટા આકુળીયે બાંધી.
અમો કંથા કૃષ્ણ કથાની પેહેરૂં, શૃંગારતણો પંથ ઝાલું;
કામ મગન અબધૂત થઇને, નિઃશંક ગોકુળમાં ચાલું.
જે સંદેશો શ્રી કૃષ્ણે કહાવ્યો, તે તમો ફરી લેતા જાઓ;
ગોપ વધૂ કેહે ઉદ્ધવજીને, તમો સંન્યાસી થાઓ.
જંગોટા કછોટા ગોદડી કંથા, પેહેરો સોહામણો વાગો;
તુંબી પાત્રને કરમાં ઝાલી, ઘેર ઘેર ભીક્ષા માંગો.
સ્મશાન ભસ્મ શરીરે ચોળો, મુગટ પીતાંબર મૂકો;
ગૃહસ્થ કુબ્જાને બારણે બેસી, ઉદ્ધવજી શીંગી ફૂંકો.
ઉપદેશ દેજો કૃષ્ણ કુબ્જાને, સાધે જોગારૂઢ;
સદ્ય વૈરાગ્ય તેને ઊપજશે, અમો શું જાણું આહીર મૂઢ.
અમૃતનો ઘટ મુખ લગી ભરીયો, ઉપર ભરીયે તે વહી જાય;
શ્રી કૃષ્ણ ભર્યા છે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સમાય.
કૃષ્ણ હૃદયામાં કૃષ્ણજી બાહેર, જ્યાં જોઇયે ત્યાં યદુરાય;
એવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઉદ્ધવજી લાગ્યા પાય.
ગોષ્ઠી સાંભળવા ગોપી ઉદ્ધવની, સાંભળ પરીક્ષિત ભૂપ;
મધુરાંથી શ્રી કૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનું રૂપ.
મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઉદ્ધવજી કાંઇયે નવ પ્રીછે, ગોપીયે ઓળખ્યા હરિ રાય.
વૃજબાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ મસે ઉપર બેસે, લેઈ સ્વાદ ને ઉડી જાય.
જઇ છૂટી વેણીમાંહે ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉડાડતાં મુખ ઉપર આવે, લેઇ ન્હાસે અધરનો સ્વાદ.
કામનીયે શ્રી કૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ પ્રભુ રામ;
ભમરાના ગુણ ગોપીયે ગાયા, માટે ભમરગીતા ધર્યું નામ.

---

## કડવું ૧૩૧ મું-રાગ ગોડી.

ઉદ્ધવજી શું કીધુંરે, એણે સામળીયે,
નિર્ગુણના ગુણ સંભારીને, અંતર ગતમાં બળીયે.
એણે સામળીયે-ઉ૦
કુટુંબ સઘળું વેરી કીધું, હરીસું માયા લાગીરે;
લોભી લોક થઇને બેઠો, પરહરીયાં અભાગીરે-એ૦
લાજ મૂકાવી વસ્ત્ર હરીને, વપૂ અમારાં જોયાંરે;
મનમાન્યું પોતાનું કીધું, અમો ગોવાળાં વિગોયાંરે-એ૦
સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર આપણાં સોંપ્યાંરે;
પ્રાણનાથ પરદેશી થયા તે, કર્મ અમારાં કાપ્યાંરે-એ૦
ગુપ્ત વાત ઉઘાડી કેહેતાં, ઉદ્ધવ મરીયે લાજેરે;
શરદ સમેનું સુખ સંભારી, મનમાં રહીએ દાઝીરે-એ૦
જેમ કામી પુરૂષને ગુણિકા તેડે, ફંદ મોહનો નાંખીરે;
દ્રવ્યહીણ થયો જાણીને, રંડા કાઢે હાંકીરે-એ૦
જેમ મૃગલો મૂકે દાધા વનને, બીજા વનનો થાય વાસીરે;
ગૃહસ્થને જેમ છાંડી જાયે, આહાર જડે સંન્યાસીરે-એ૦
ઉદ્ધવજી શ્રીકૃષ્ણે કીધું, જેમ લોભી આચાર્યેરે;
યજમાનને ફરી નવ પૂછે, થયું દક્ષિણાનું કાર્યરે-એ૦
પંખી તજે જેમ સરોવરિયાને, જળ ગયું જવ સૂકીરે;
તેમ પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા અમને મૂકીરે-એ૦

---

## કડવું ૧૩૨ મું-રાગ વસંત.

ભોગી ભ્રમરાને ઉદ્ધવ, ભમતો ભાળો;
રખે જંતુ કરીને જાણો, છે ધૂરત કપટી કાળો-ભો૦
જેટલા કાળા તે સહુ કપટી, વિશ્વાસ કોનો નવ કરીયે;
કાળા સર્પની સંગત કરતાં, કોઇક દહાડો મરીયે-ભો૦
ઝીલીયે જો કાળી યમુનામાં, અધવચ આણી બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, જો મસ્તક મૂકીયે ખોળે-ભો૦
તેલે કાળા કેશ પોખીયે, અંતે ધોળા થાય;
પંથી કો કુશળે નવ આવે, જે કાળી રાતે જાય-ભો૦
કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, વાંછે બહુ મકરંદ;
કુસુમ ઘટા ગોકુળની દેખી, પામે છે આનંદ-ભો૦
નીરસ પુષ્પ છે વૃંદાવનનાં, મધુકર જા મધુ વનમાં;
શિવ વલ્લભ કુસુમની વાસના, ખુંતી છે તુજ તનમાં-ભો૦
તારૂં વદનાગ્ર આરક્ત થયું છે, અમારી શોક્યનું કુંકુમ લાગું;
તે દેખાડવા શું આવ્યો ધૂરત, જા અહીંયો માન માગું-ભો૦
અમારે પાગે શું ફરી લાગે, અમો ધૂરતને નવ ધીરૂં;
ત્રુટું મન સાંધ્યું નવ જાયે, જેમ મોતી વચ્ચેથી ચીર્યું-ભો૦
ગોપ વધૂ કેહે ઉધ્ધવજીને, મધુકરનાં કૌતુક નીરખો;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભ્રમરા સરખો-ભો૦

## રાગ ગોડીની દેશી.

કૃષ્ણા કેહે શ્રી કૃષ્ણને, સુણ ભમરારે;
શું લાવ્યો ખટપટ ભેખ. ભોગી ભમરારે.
શકે દીધું આલિંગન શોક્યને, સુણ ભમરારે;
મુખે લાગી કુંકુમ રેખ. ભોગી ભમરારે.

હોયે ચાર પાગ જે જીવને, સુંણ ભમરારે;
તેનું પણ નામ કહેવાય. ભોગી ભમરારે.
તેને અજ્ઞાન હોયે અતિઘણું, સુંણ ભમરારે;
મુખ ઘાલે ઉચ્છિષ્ટ માંય. ભોગી ભમરારે.
ખટ અંગ છે તારે વિષે, સુંણ ભમરારે;
માટે દાઠ પણ તારૂં નામ. ભોગી ભમરારે.
રાધા પંકજ પરહરી, સુંણ ભમરારે;
કીધો દાસી ધંતુરે વિશ્રામ. ભોગી ભમરારે.
આજ મધુવન પ્રફુલિત થયું, સુંણ ભમરારે;
તું શ્રમ કરી આવ્યો વ્યર્થ. ભોગી ભમરારે.
તું માન પામીશ મથુરાં વિષે, સુંણ ભમરારે;
ત્યાં સરશે તારો અર્થ. ભોગી ભમરારે.
નિરસ પુષ્પ છે વૃંદાવનતણાં, સુંણ ભમરારે;
લે ધંતુરાનો વાસ. ભોગી ભમરારે.
છે શ્વેત માળ તારા કંઠમાં, સુંણ ભમરારે;
ક્યાં કરી આવ્યો તું વિલાસ. ભોગી ભમરારે.
તત્વ રસ તું લેઇ ગયો, સુંણ ભમરારે;
પોતાનું આપ વિચાર. ભોગી ભમરારે.
પ્રેમાનંદ પ્રભુ પૂઠે પડયો, સુંણ ભમરારે;
અમો મરતાંને નવ માર. ભોગી ભમરારે.

---

## કડવું ૧૩૩ મું-રાગ ગોડી.

વિષય રસ છાંડો વ્રજસુંદરીરે,બાઇ આણો આતમ જ્ઞાન;
એ મિથ્યા વિરહ ઉદે થયોરે, નથી વેગળા શ્રી ભગવાન-વિષ૦
ભોગ ક્રીડા મન ઇચ્છીએ નહીંરે, કામ વાસના વાધે કર્મ;
રખે કેશવને કામી ગણોરે, છે કૃષ્ણજી કેવળ બ્રહ્મ-વિષ૦
અંતર્યામી અણું અળગો નથીરે, અવલોકો અંતરમાંય;
જો પ્રગટે દીપક જ્ઞાનનોરે, અરૂપ બ્રહ્મનું દર્શન થાય-વિષ૦
જેમ ભ્રાંતિ પડી ભમરા વિષેરે, પ્રીછો તમો તમારૂં પ્રશ્ન;
એ ન્યાયે જુઓ પ્રાણી માત્રમાંરે,રહ્યો વ્યાપી તમારો કૃષ્ણ-વિષ૦
દાનવ માનવ પિત્રુ દેવતારે, પક્ષી કીટ પતંગ પશુય;
નીચ ઉંચ સ્થૂળ સૂક્ષ્મ વિષેરે, જ્યાં જોઇયે ત્યાં બ્રહ્મ સ્વરૂપ-વિષ૦
રખે બ્રહ્મને અળગું જાણતાંરે, બ્રહ્મ તે બાઇ નંદકુમાર;
એને માત પિતા કો છે નહીંરે, એ નિરંજન નિરાકાર-વિષ૦
અણે ત્રણ્ય ગુણે જગત બાંધયુંરે,છે આપોપે અળગો નાથ;
ક્ષણમાં કોટિ બ્રહ્માંડ ભાંજે ઘડેરે, ન પડે અડકાડવો હાથ.-વિષ૦

તમારા દેહમાં છે શ્રી કૃષ્ણજીરે, શોધી જોતાં મળશે તુર્ત;
આત્માએ પરમાત્મા જાણશોરે, જેમ માખણ તાવે ઘૃત-વિષ૦
જેમ કાષ્ઠ વિષે વન્હિ વસ્યોરે, તે પ્રગટ મંથને થાય;
તેમ ક્ષેત્રમાંથી ક્ષેત્રજ્ઞ પામીયેરે, નથી વેગળો વૈકુંઠરાય-વિષ૦
હોય સુરભી નાનાવર્ણનીરે, પણ પય તે એક વર્ણ;
જળ એક લેહેરી બહુ જાતનીરે, જેમ કુંડળમાંહે સુવર્ણ-વિષ૦
જેમ જળ ઘટમાંહે ચંદ્રમારે, પ્રતિ બિંબ થાયે અનેક;
જેમ અભ્ર ઘટાથી વેગળીરે, વિદ્યુલ્લતા વિશેક-વિષ૦
કર કંકણ દર્પણ કશુંરે, છે શામળીયો સન્મૂખ;
ક્યાં તમો ત્યાં કૃષ્ણજીરે, બાઇ મિથ્યા ધરવું દુઃખ-વિષ૦
છે પટકુળ કોટિ પ્રકારનાંરે, પણ જોતાં જાતિ એક સૂત્ર;
એ દ્રષ્ટાંતે તમો જાણજોરે, સર્વ વ્યાપી યસોદા પૂત્ર-વિષ૦
ઉપદેશ માનો હું રંકનોરે, તમને મળશે વૈકુંઠરાય;
જાણી વિપ્ર પ્રભુની કિંકરીરે, ઉદ્ધવજી નમીયા પાય-વિષ૦

---

## કડવું ૧૩૪ મું-રાગ વેરાડીની દેશી.

### શ્રી ગોપ્ય ઉચુઃ

કુબ્જા વલ્લભ પ્રીત કરીને, જોગ સંદેશો કહાવ્યોરે ઉદ્ધવજી;
જેણે ફળ બદરીનાં ખાધાં, તેને દ્રાક્ષ ન ભાવેરે ઉદ્ધવજી.
અમો અપરાધી આહીરડાંને, જ્ઞાન કાંઈ નવ આવેરે ઉદ્ધવજી;
તમો અહિં ભલે આવ્યારે ઉધ્ધવજી, મનમાં રૂડા ભાવ્યારે ઉદ્ધવજી.
અમો થયાં પવિત્રરે ઉધ્ધવજી, સુણીને હરિનાં ચરિત્રરે ઉધ્ધવજી;
ભૂધરજીના ભાઇરે ઉધ્ધવજી, ગોપીના સુખદાઇરે ઉધ્ધવજી.
શ્યો વાંક અમારોરે ઉદ્ધવજી, મરતાંને શું મારોરે ઉદ્ધવજી;
જોગ જ્ઞાન કુબ્જાને આપો, માનું તમારો પાડરે ઉદ્ધવજી.
બ્રહ્મવિદ્યા કુબ્જાને આપો, શીખી જાશે વેહેલીરે ઉદ્ધવજી;
અમો આહીરડી મહીડાં વેચું, ઓઢું ધાબળ મેલીરે ઉદ્ધવજી.
તમો અહીં ભલે આવ્યારે ઉદ્ધવજી, મનમાં રૂડા ભાવ્યારે ઉદ્ધવજી;
જોગ અભ્યાસની વાત સાંભળી, અમો અબળા બહુ બીહિજેરે ઉદ્ધવજી;
જ્ઞાન સુધા તે વિષને તોલે, હરિ અધરામૃત પીજેરે ઉદ્ધવજી.
પ્રાણનાથને બાથ ભરીને, હૃદયા ઉપર લીજેરે ઉદ્ધવજી;
તમો અહિં ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી.
અમો તપ ત્રીકમજી, જપ જીવનજી, વ્રત વિઠ્ઠલજીનું કીજેરે ઉદ્ધવજી;
ભૂધરજી ભજન અમારે, રૂપ હૃદયામાં લીજેરે ઉદ્ધવજી.

મુખચંદ્ર હરીનું ઝાલી કરમાં, અધરસુધારસ પીજેરે ઉદ્ધવજી.
તમો અહિં ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી;
સર્વસ્વ દાન હરીને આપ્યું, બીજું દાન નવ કરીયેરે ઉદ્ધવજી.
ગોવિંદ વિના ઘેલાં થઇને, શ્રીગોકુળમાં ફરીયેરે ઉદ્ધવજી;
પ્રેમાનંદ પ્રભુને ભજતાં, ભવસાગરને તરીયેરે ઉદ્ધવજી.
તમો અહિં ભલે આવ્યારે ઉદ્ધવજી, સંદેશો મોહનજીનો લાવ્યારે ઉદ્ધવજી.

---

કડવું ૧૩૫ મું–રાગ દેશાખ ઘોળની ચાલ.

ઉદ્ધવજી પડયા ગોપીને પાગજી, આજ પ્રગટ થયું મન ભાગ્યજી;
ધન્ય શ્રીગોકુળ ધન્ય આહીરજી, ધન્ય ધન્ય યમુનાનું તીરજી.
ધન્ય શ્રીગોવર્ધન ધન્ય ગાયજી, ધન્ય ગોવાળા નંદરાયજી;
ધન્ય ધન્ય યસોદા માતજી, ધન્ય ધન્ય બળીભદ્ર ભ્રાતજી.
ધન્ય ધન્ય વૃંદાવન દ્રુમવેલીજી, ધન્ય ગોપવધૂ અલબેલીજી;
ધન્ય ધન્ય વૃજભૂમિનાં તૃણજી, જે ઉપર ચાલ્યાં હરિનાં ચર્ણજી.
વૈરભાવ બ્રહ્માએ કીધોજી, મુને અહિં અવતાર ન દીધોજી;
ઉદ્ધવજીનો કર ઝાલીજી, ગોપી વૃંદાવનમાં ચાલીજી.
ક્રીડા ભોમી જઇ દેખાડેજી, સ્થળ જોઇ આંસું પાડેજી;
આ ગોંદરે ગોવિંદ રેહેતાજી, અમારી મુરલી સંભાળી લેતાજી.
ગોપસંગ આ મારગમાં જાતાજી, લટકતી ચાલે વાંસળી વાતાજી;
આ તે મથુરાંની વાટજી, જૂઓ ઉદ્ધવજી દાણનો ઘાટજી.
સખા ગોપને શીખવી દેતાજી, અમ પાસે દાણ પ્રભુ લેતાજી;
આ ઊંડા દ્રહ ભણી ભાળોજી, અહીં સર્પ રેહેતો એક કાળોજી.
કીધું મખાંતર દડો નાંખીજી, અહિંથી મણીધર કાઢયો હાંકીજી;
ચોરયાં ચીર અહિં દીન દયાળેજી, ચડયા આ કદમની ડાળેજી.
સૂરજને કરાવ્યા નમસ્કારજી, નગ્ન જોઇ અમો નંદકુમારજી;
ધરયો ગિરિ અંગુળી અગ્રેજી, રાખ્યાં બુડતાં ગોપ સમગ્રેજી.
અહિં ગોપ ચરિત્ર બહુ કીધાંજી, ઋષિ પત્નીનાં અન્ન અહિં લીધાંજી
અહિં પ્રલંબ રામે પછાડયોજી, અહિં વાહાલાજીયે વેણું વજાડયોજી.
બેઠાં કામ બાણ અમો જાગીજી, આવી હરિને પાયે લાગીજી;
જ્ઞાન ઉત્તર અમો કીધાજી, અમને પ્રતિ ઉત્તર દીધાજી.
આ સ્થાનક રાસ રમાડીજી, ગુંથી વેણી ઓછંગ બેસાડીજી;
અહિં થયા પ્રભુ અંતર્ધ્યાનજી, અહિં ફરી મળ્યા શ્રીભગવાનજી.
રાસ મંડળ આ સ્થળ કીધુંજી, અમો લક્ષ્મી તણું સુખ લીધુંજી;
એમ દેખાડયાં દ્વાદશ વનજી, ઘણું રીઝયા વૈષ્ણવ જનજી
ગોપી નિત્યે વૃંદાવન મ્હાંયજી, ઉદ્ધવજીને તેડી જાયજી;
એક કેહે શું કીધું સામળિયેજી, અમો ફરી મળશું કે નવ મળીયેજી.
ઉદ્ધવજી માધવને જે મળશેજી, તે જન માણસમાંથી ટળશેજી;
મોહોટા પ્રિયવ્રત સરખા રાયજી, થયા જોગી એને પસાયજી.
એણે શું કીધું રામા અવતારજી, આવી વરવા રાક્ષસી નારજી;
તેડી ઘરમાં વિશ્વાસ આપીજી, તે વળાવી નાક કાન કાપીજી.
એણે લાખ લડાવ્યાં લાડજી, મૂકયાં છવતાં તે એના પાડજી;
સીતા સરખી સ્ત્રી પરણેલીજી, ધોબીને વચને હાંકી મેહેલીજી.
વૃંદા સતીનું સત મેલાવ્યુંજી, એના હાથમાં કહો શું આવ્યુંજી;
હુતો શું સામળિયો ઉપવાસીજી, ધાવતાં શોષી પૂતના માસીજી.
શંખ ચક્ર ગદા ધર્યાં મહારાજેજી, રંક અબળાને હણવા કાજેજી;
અમો પરહરિયો પરિતાપજી, એણે બીજાં કીધાં માબાપજી.
અમારી મેલી સગાઇ શેલેખેજી, જેના ધણી માબાપને ઉવેખેજી;
ગોપી વ્યંગ વચન બહુ ભાખેજી, હૃદય કમળમાં ઉદ્ધવ રાખેજી.
શુકદેવ કહે સુંણ રાયજી, પછે ઉદ્ધવે માગી વિદાયજી;
પ્રભુને ભેટ મોકલે વૃજનારીજી, કો કહે આપજો ધાબળી મારીજી.
કો મોકલે માખણ બાળીજી, કો મોકલે ગુંજાહાર વનમાળીજી;
પાવડી મોજડી વેણુ લાકડીજી, મુગટ મોળીયાં ને ગેડી દડીજી.
મોકલે દર્પણ ભૂષણ સુંદરીજી, ગોરસ તક્રતણાં ભાજન ભરીજી;
બાજુબંધ કુંડળ મુદ્રિકા ઘણીજી, કરે વીનતી નાર ગોકુળતણીજી.
બોલે વિરહે ગોપી ઘેલીજી, આપજો ભેટ મારી સહુ પેહેલીજી;
પ્રથમ વિનતી મારી કેહેજોજી, લગારેક નામ મારૂં જઇ લેજોજી.
જોઇ ઉદ્ધવ વિસ્મે થાયજી, ભેટ રથમાં કેહી પેરે સમાયજી;
નમ્યા યસોમતીને પાયજી, માગી નંદ કને વીદાયજી;

વળણ.

વિદાય માગી પાય લાગી, ઉદ્ધવજી આંસુ ભરેરે;
કહાવે સંદેશો ઉધ્ધવ સાથે, યસોદાજી ઊચરેરે.

---

કડવું ૧૩૬ મું–રાગ ધનાસરી.

**યશોદા ઉવાચઃ–**

ઓધવજી કહેજો બંન્યો ભ્રાતને, સુખેણી કરજો દેવકી માતને;
રખે છેહ દેતા વસુદેવ તાતને, એકવાર મળજો અમો અનાથને.

ચાલ.

અનાથ અમો રોઈ રહ્યાં, ગયાં સુખ કેમ આવશે;
મીઠે બોલે શ્રીકૃષ્ણજી, મુને માત કહી બોલાવશે.
દુર્બળ જાણી ગોપને, કો સમે ગોકુળ આવજો;
ધીરે નહીં જો દેવકી તો, સાથે તેડી લાવજો.

જોઇ જાઓ છો તેવું કહેજો, સંચ શ્રી ગોકુળતણા;
ન ઘટે દીનાનાથને, દુઃખ દીધામાં નહીં મણા.
એટલું કહેજો દેવકીને, જે પુત્રનું સુખ લીધું અમો;
પાગે લાગશે કુળવંત કુબ્જા, વહુનાં સુખ લેજો તમો.
ઉદ્ધવજી પછે ચાલીયા, નમી યસોદાને પાય;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો સડતાલીશમો અધ્યાય.

વળણ.

સંવાદ ઉદ્ધવ ગોપિકાનો, ભણે અથવા સાંભળેરે;
એ બ્રહ્મલીલા ભ્રમરગીતા, પંચ મહા પાતિક પરજળેરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તચત્વારિંશોધ્યાયઃ ॥ ૪૭ ॥**

---

## અધ્યાય ૪૮ મો.*

### કડવું ૧૩૭ મું-રાગ આશાવરી.

વૃજવાસીયે વૈષ્ણવ વળાવ્યા, ઉદ્ધવજી મથુરાંમાં આવ્યા;
ઘણું ભાવ્યા ભક્તમણિ ભગવંતનેરે.

ચાલ.

ભગવંત ઘણું પ્રસન્ન થયા, દીધું આલિંગન;
કહો વારતા વૃજ લોકની, પૂછે જુગજીવંન.
ગદ્ગદ્ કંઠે થયા ઉધ્ધવ, નયણે જળની ધાર;
સામળીયાને અથ ઇતી, કહ્યો સમાચાર.
મહારાજ દુઃખ ગોપીતણું, નથી કહેવા હું સમર્થ;
મારી જીવ્હાએ કેમ કહું જે, તમો કીધો અનર્થ.
છે ગોકુળ માંહે ચોમાસું, વરસાદ બારે માસ;
અશ્રુપાત વૃજનારીતણા, હું દેખી પામ્યો ત્રાસ.
નંદજીના નિશ્વાસથી, સુકશે વૃંદાવન;
દુઃખ જોઇ યસોદા માતનું, મારાં ફૂટાં નહીં લોચંન.
દયાસિંધુ નામ ધરાવી, નિર્દય મન નવ કીજીયે;
જેને પંચામૃત જમાડીયે, તેને વિષ કેમ દીજીયે.
પ્રતાપ સંગ વૃજભામિના, કુકર્મ ઓઘ બળી ગયો;
દર્શન ગોપી ગોપીતણે, પતિત હું પાવન થયો.
શ્રી કૃષ્ણ કહે તે સત્ય ઉધ્ધવ, વૃજથી વિરંચી વેગળે;
ગોપ લોકની પ્રીત વીરા, વૈકુંઠમાંહે નવ મળે.
ઉધ્ધવ તુંને વિશ્વાસ છે, હું ગોપીકાને કેમ દમું;
તિલભાર હું અળગો નથી, અખંડ રાસક્રીડા રમું.
મુને વગોવ્યો તમ આગળે, ગોપીનું ટોળું છોડિયું;
ભાઇ મિથ્યા કુબ્જા નારનું, કલંક માથે ચોડિયું.
મેં ઔષધ કીધું અનાથ જાણી,લોકે ચડાવ્યું આળ;
હવે જાઉં ઘેર કુબ્જાતણે, લાગનાર લાગી ગાળ.
તેજ રથ ઉધ્ધવતણો, ઘમઘમતી ઘુઘરમાળ;
કુબ્જાને મંદિર ઉધ્ધવ સાથે, પધાર્યા શ્રી ગોપાળ.
છે ભવ્ય ભુવન કુબ્જાતણું, શોભીતા સપ્ત માળ;
શું સ્પર્શ કરશે ગગનને, છે કળશ ઝાકઝમાળ.
છજા જરૂખા રાવટી, અગાસી અટાળી જાળી;
વિચિત્ર ચંદ્રવા ચોકમાં, ઝુમે ઝુમણાં બહુ થાળી.
પરસાળ પટમાં સામસામા, પાટ બેસણ ઢાળી;
બારશાક સ્થંભ ને કઠેરા, કનક તોરણ પરવાળી.
છે મીણાકારી કામ ભારે, કનકની એક કોટડી;
સંબંધ થાશે કુબ્જા સાથે, ગોવિંદજીસું ગોઠડી.
છે શય્યા સુકડ કાષ્ટની, ચરચ્યું છે મૃગમદ વાટી;
હંસપીછના તળાઇ તકીયા, પંચરંગ હીરની પાટી.
દશ સહસ્ર દાસી કરે સેવા, કુબ્જા રૂપ રસાળ;
દાસી કમળારૂપ કીધી, રીઝ્યા દીન દયાળ.

વળણ.

દીન દયાળ પધારીયા, કહ્યો દાસીયે સમાચારરે;
બીજા મંદિરમાંહે કુબ્જા ગઇ,કરવા સોલ શણગારરે.

---

### કડવું ૧૩૮ મું-રાગ મારૂની દેશી.

શય્યાએ બેઠા અવિનાશીરે, તેડો કુબ્જાની એક દાસીરે;
તેને પૂછે છે ચક્રપાણીરે, કયાં ગયાં કુબ્જા રાણીરે.
બોલી દાસી કરી નમસ્કારરે, રાણી આવે કરી શણગારરે;
કરી ઉગટ ઉષ્ણોદક સ્નાનરે, ચરચ્યું ચંદન આવ્યાં પાનરે.
યક્ષ કર્દમ લેપન કરીયાંરે, કેશમાં ધુમ્ર અગરના ભરીયાંરે;
ભર્યું કાજળ બે આંખડીયેરે, સેંથો શેશફૂલ રાખડીયેરે.
ગળું બંધ ગોફણો ત્રોટીરે, માળા મુક્તાફળની મોટીરે;
ચોરસ બિંદી નથનાં મોતીરે, કરતી તિલક દર્પણ જોતીરે.
દંતપંક્તિ શું દાડેમ કળીરે, કાળે રંગે રંગ્યા છે વળીરે;
છુટી લટ શું નાગણ કાળીરે, રાજે અધર બિંબ પરવાળીરે.
લોચન અગ્ર શ્રવણે અડિયાંરે, શું ખંજન ગાલે પડિયાંરે;
મણકા માળા ને માદળીયાંરે, બાજુબંધ વીટી આંગળીયાંરે.

---

* આ અડતાલીશમા અધ્યાયમાં ભગવાને કુબ્જાની સાથે વિહાર કર્યો અને અક્રૂરજીને ઘેર જઇને તેને હસ્તિનાપુર જવાની આજ્ઞા કરી તે કથા છે.

ચુની હીરા જડયા છે ઘરનેરે, ચાલી મોહવા રાધાવરનેરે;
કટિમેખલા કંકણ વાજેરે, ગૌર વદન શ્યામ તિલક રાજેરે.
જાણે માતંગાણી મદ ગળતીરે, હીંડે બાળા બેવડ વળતીરે;
કુંકુમવરણાં પગલાં ભરીયારે, થાયે ઝમક ઝમક ઝાંઝરીયાંરે.
વિછુવા ઘુઘરા અણુવટ ઘમકેરે, આળખ્યા હંસ ચોળીયે ચમકેરે;
પેહેરી પંચરંગની સાડીરે, પુષ્પ હાર ફૂલી શું વાડીરે.
દીસે નારી અદ્ભુત રૂપરે, આગળ દાસી ઉવેંખે ધૂપરે;
મુખ આગળ દર્પણ ધરતીરે, કો ચાલે ચામર કરતીરે.
દાસી માતી વાંકે અંબોડેરે, ગ્રહી જેષ્ટિકા આગળ દોડેરે;
આવી કુબ્જા એવી રીતેરે, દીનાનાથે તેડી પ્રીતેરે.
બોલી કુબ્જા કરી પ્રણામરે, વચન પાળ્યું સુંદરશ્યામરે;
કીધી કરની સમસ્યાયરે, આપો ઉદ્ધવજીને વીદાયરે.
બોલ્યા હાસ્ય કરી યદુવીરરે, છે ઉદ્ધવ મારૂં શરીરરે;
એવું કહીને વૈકુંઠનાથેરે, તાણી કુબ્જા ગ્રહીને હાથેરે.
જેમ ઝબકે વીજળી આકાશેરે, આવી અબળા પ્રભુની પાસેરે;
દાસી મળવા થાયે થોડી થોડીરે, બોલી બાળા બેહુ કર જોડીરે.
હું નીચને આ શું ઓરીયોરે, મેં વિશ્વનાથ વર વરીયોરે;
મુને મળીયા પાંડુરંગારે, વહી આળસુને ઘેર ગંગારે.

**શ્રીકૃષ્ણઉવાચ:–**

પૂર્વે વચન તમને દીધુંરે, તે માટે આવવું કીધુંરે;
લજ્જા મુકીને રંગ માંડોરે, તમો લજ્જા ઉદ્ધવની છાંડોરે.
એણે તૃણવત કીધું જગતરે, સખીરૂપ થયો છે ભક્તરે;
પ્રશંસા ઉદ્ધવની કીધીરે, પછે અબળા અંકે લીધીરે.
બેઠી કુબ્જા ડાબે ખોળેરે, ઉભા ઉદ્ધવ વાયુ ઢોળેરે;
થયાં મગન અબળા અવિનાશીરે, આવી દ્વારપાળ એક દાસીરે.
કહ્યું બળભદ્ર આવ્યા દ્વારેરે, સાંભળી ઉદ્ધવ આવ્યા બાહારેરે;
હસી રામે ગ્રહ્યા ભુજદંડરે, બેઠા બંન્યો આગલે ખંડરે.
સઘ સમજ્યા હળધર ભ્રાતરે, ન પૂછી વિઠ્ઠલની વાતરે;
ભાઇ શ્રીગોકુળ જઇ આવ્યારે, કહો સમાચાર શો લાવ્યારે.
કહો ઘટે તેવો સમાચારરે, ઘણું રીઝયા રોહિણી કુમારરે;
કીધી ક્રીડા કુબ્જા સાથેરે, માગી વીદાય વૈકુંઠ નાથેરે.
રામ માયામાં ભમાવ્યારે, જાણે શ્રીકૃષ્ણ બાહેરથી આવ્યારે;
રથપર બેઠા ત્રણે વીરરે, ગયા અક્રૂરને મંદીરરે.

વલણ.

મંદિરે ગયા અક્રૂરને, રામકૃષ્ણ ઉધ્ધવ જંનરે;
દેખી રામકૃષ્ણની જોડને, કાકાજી થયા પ્રસન્નરે.

---

કડવું ૧૩૯ મું–રાગ વેરાડી ચોપાઇ.

શુકજી કેહે સાંભળ રાજાન, અક્રૂરે પૂજ્યા શ્રીભગવાન;
કીધી વિનતી આસન આપી, હું કૃતારથ કીધો પાપી.
સૌમ્યદૃષ્ટિ થઇ મુજ ઉપરે, જે કૃપા કીધી પરમેશ્વરે;
કીધું અર્ઘપાદ પૂજન પ્રદક્ષિણ, ધર્યું મસ્તક કેશવને ચરણ.
હાંહાં કહી કહે જુગદાધાર, નથી તમને નમ્યાનો અધિકાર;
વસુદેવને સ્થાનક છો તમો, તમારે પાગે લાગું છૌં અમો.
પૂર્વે વચન આપ્યું મહારાજ, તે માટે પ્રોણા આવ્યાછૌં આજ;
પરમ પ્રસન્ન કાકાજી થયા, અક્રૂર અંતઃપુરમાં ગયા.
નિજપત્નીને આજ્ઞા દીધી, સ્વાદિષ્ઠ રસોઇ તતક્ષણ કીધી;
ઉધ્ધવ રામ ને જુગજીવન, અક્રૂરને ઘેર કીધું ભોજન.
ચતુર્વિધિનાં ખટરસ અન્ન, તે વિખાણી જમ્યા મધુસુદંન;
મુખવાસ કરી બેઠા શ્રીપતી, પછે અક્રૂરની કીધી વીનતી.
એક મોહું દુઃખ થયું છે ઉદે, શોકાગ્નિયે દાઝે છે હૃદે;
કુંતાસુત હસ્તિના પુર વિખે, તેને અંન વસ્ત્ર મળે છે દુઃખે.
સુયોધન* શકુનિ રાધિ કુમાર†, દુઃશાસન આદે દુષ્ટ ચાર;
તે પાંડવને પીડે છે ઘણું, જઇ સહાય કરો ભાણેજાતણું.
શ્રીમુખે કહ્યું શ્રી મહારાજ, હું અવતર્યો છોં પાંડવને કાજ;
પ્રતિપાલણા પાંડવતણી, મુજને ઇચ્છા છે અતિ ઘણી.
આજ કાલ આવશે માગધપતી‡, મોહું યુદ્ધ થાશે સર્વથી;
અધક્ષણ મુને નથી સાવકાશ, તો કેમ લેઉં પાંડવતણો તપાસ.
સમજાવજો પાંડવને ઘણું કહી, કુંતાનાં આંસુ લોહોજો જઇ;
જઈ ભીષ્માદિકને લજાવજો, કાંઇ દુર્યોધનને બીહાવજો.
તમો વિના કારજ નવ થાય, માટે શીઘ્ર પધારો યાદવરાય;
અક્રૂરજી તવ તત્પર થયા, એક કોશ કૃષ્ણ વળાવા ગયા.

વળણ.§

ગયા વળાવા કૃષ્ણજી, સાંભળ પરીક્ષિત રાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, થયો અડતાલીશમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટચત્વારિંશોધ્યાય: ॥૪૮॥

---

* દુર્યોધન. † કરણ.

‡ મગધ દેશના લોકનો રાજા જરાસંધ.

§ મૂળ લખેલી ગુજરાતી પ્રતમાં તો અત્રે વળણ પણ નથી તેમજ અધ્યાય પણ જુદો ન પાડતાં અધ્યાય ૪૮ મોજ ચાલુ રહેલ છે અને આગળ જતાં:–

શુકજી કહે સાંભળિયે રાજંન, કહું અક્રૂરજીનાં ગદ વચંન;

આ ટુંક આગળ:–

"એ અધ્યો થયો પર્મ પાવંન, શ્રોતા સહુ સાંભળજો મંન;
પુરણ થયા અધ્યા અડતાલીશ, પ્રેમાનંદ વળી નામે શીશ."

એ પ્રમાણેની ટૂક વધારે લખી અધ્યાય ૪૮ મો પુરો કીધેલો છે.

# અધ્યાય ૪૯ મો.*

### કડવું ૧૪૦ મું–રાગ વેરાડીની ચોપાઈ.

વળ્યા વળાવી કેશવરામ, અક્રૂર ગયા કૌરવને ગામ;
પ્રતિહારે જઇ વારતા કહી, કૌરવ સભા સહુ બેઠી થઇ.
ભીષ્મ કૃપ દ્રોણ અશ્વત્થામા, તજી આસન સહુ ગયા સામા;
વિદુરજી છે કર્ણ વિકર્ણ, જઇ ભેટ્યા ને લાગ્યા ચર્ણ.
ધૃતરાષ્ટ્રને કહે છે વિદુર, મથુરાંથી આવ્યો છે અક્રૂર;
થયો આંખો વાર્ત્તા સાંભળી, હ્રદે કમળ નાંખ્યું આવરી.
મિથ્યા સ્તવન મુખ [illegible]તું કરી, આવો યાદવ અવી વાણી ઓચરી;
અંધ વચન [illegible]લ્યો માધુર્ય, આજ મારા ઘરમાં પ્રગટ્યો સૂર્ય.
ફટારી આંખ લાંબા કરી હાથ, અક્રૂર લીધા હ્રદયા સાથ;
હું નેત્ર વિના શાને નીરખું, આ સાચું કે સ્વપ્ન સરખું.
અક્રૂર બેસાડ્યા દિવ્યાસન, ભીષ્મજીએ કીધું પૂજન;
વિદુરે ચરણ પ્રક્ષાલણ કીધું, તે પાદોદક પ્રેમે લીધું.
અક્રૂર પ્રત્યે કીધી વિનતી, બોલ્યો ધૃતરાષ્ટ્ર દુર્મતી;
અક્રૂરજી ભલે પધાર્યા તમો, ઘણું સુખ પામ્યા છીં અમો.
કેમ થયું આવવું અક્રૂર, પાવન કીધું હસ્તિનાપુર;
છે યાદવ સહુને કુશળીક્ષેમ, માંહોમાંહે સહુ રાખે છે પ્રેમ.
વારૂ છે ઉગ્રસેન વસુદેવ, રામ કૃષ્ણ કરે છે સેવ;
ગોકુળમાં બે કેમ ઉછર્યા, કેશી કંસથી કેમ ઉગર્યા.
સાંભળ્યું રામ કૃષ્ણ યોધ્ધા છે ઘણું, સંઘાર્યું દળ દાનવતણું;
તે બાળક મુને વહાલા છે જાણ, કહો રામ કૃષ્ણને છે કલ્યાણ.
કંઇ અમ સરખું કારજ કહિયે, યાદવના મૂક્યા અહિં રહિયે;
હું ઘણો દુઃખીયો યાદવરાય, કઠિણ હ્રદે ફાટી નવ જાય.
જે પાંડુ સરખો બાંધવ મરે, અપંગ હું સરખો ઉગરે;
પાંખ વિના પંખી શુંડવિના ગજ, તેમ ભાઇ વિના હું થયો અકજ.
આયુધ વિના જેવો ઝુઝાર, ધન વિના જેવો દાતાર;
જ્ઞાન વિના જેવું અધ્યયન, ભાવ વિના જેવું ભોજન.
ભ્રાત વિના હું તેવો થયો, સહોદર મુજને મૂકી ગયો;
પણ પુણ્ય તમારે નરપાળક, પાંડુને પંચ થયા બાળક.
તે કુંતાને ઓછંગે ઉછરે, ઇશ્વર તેની રક્ષા કરે;
યુધિષ્ઠિર ભીમસેન અર્જુન, એ ત્રણે કુંતાના તંન.
નકુળ સહદેવ રૂપ રસાળ, એ બંનો ભાઇ માદ્રીના બાળ;
સહગમન કરી સ્વર્ગે ગઇ. કુંતા પુત્ર પાળવા રહી.
મેં મૂક્યા છે વિદુરને ખોળે, એ ભાણેજને તમો મળો ટોળે;
પાંચે પાંડવ મળવાને આવ્યા, તે વિદુરજીએ ઓળખાવ્યા.
અક્રૂરે લીધા હ્રદયા સાથ, પાંચેને મસ્તક મૂક્યો હાથ;
ભરાયું હ્રદે નેત્રે જળધાર, કહો બાપ શા સમાચાર.
વસો છો કાકાના ઘરમાંય, તો દુર્બળ દેહ તમારા કાંય;
મલીન વસ્ત્ર જુનાં પરિધાન, નયણે જળધારા [illegible] સમાન.
શીઘ્ર કહો કોણ દે છે દુઃખ, શા માટે દીસે [illegible] છો મુખ;
નીચું જોયું યુધિષ્ઠિર રાય, કેમ કાકાના અવગુણ કે[illegible]વાય.
ન બોલ્યા અર્જુન માદ્રીકુમાર, નથી બોલ્યાનો તેને અધિકાર.
તવ બોલ્યા ભીમસેન દુઃખ ધરી, ક્રોધે લોચન રાતાં કરી.
છે ભીષ્મપિતામહ ભોળા ઘણું, શું ચાલે વિદુર વૈરાગી તણું;
આશીયાળા ભિક્ષુક કૃપ ને દ્રોણ, તો દુષ્ટને વારે બીજું કોણ.
જે દિવસના અમો આવ્યા ઘેર, તે દહાડેથી કાકે માંડ્યું વેર;
છે શકુની સરખો માથે યમ, તો અમો મામા ઉછરીયે કયમ.
મીઠા બોલા ધૃતરાષ્ટ્ર નર્પ, પણ મનનો કાકો કાળો સર્પ;
શત કૌરવ શકુની ને કર્ણ, તે અમો પાંચેનું ઇચ્છે મર્ણ.
હું વૃક્ષે ચડાવી ધમધોળ્યો, હું યમુનામાંહે ઝાલી બોળ્યો;
વિષ મોદિક ભોજન કાકાથી કર્યાં, શ્યામ સર્પ સેહેજે પાથર્યાં.
આપ્યું અન્ન અમો જમીયે, ભિક્ષા માગી દહાડા નિર્ગમીયે;
વિના અગ્નિયે અંતર પરજળ્યું, દુઃખીયાને મરણ હોય વેગળું.
આકાશથી પડ્યા ધરાયે ધર્યા, પરાધીન જીવવું દુઃખે ભર્યા;
પેહેરૂં કૌરવનાં ઉતર્યાં લુગડાં, વાવરવા ઘરમાં પાત્ર તુમડાં.
ધિક્ નિકુળ સહદેવનું મોસાળ, થયો શલ્ય સરખો શલ્ય ભૂપાળ;
અમારે રંક વસુદેવ મામો, જેનો તપાસ અમો લીજે સામો.
રામ કૃષ્ણ પરઘેર પેટજ ભરે, તે સહાય અમારી શી પેરે કરે;
અક્રૂરે સગપણ રાખ્યું જતું, મામા થઇ તમે રાખ્યું છતું.
વચન ભીમતણાં સાંભળી, બોલ્યા અક્રૂર મન પરજળી;
શુકજી કહે સાંભળ રાજન, કહું અક્રૂરજીનાં ગદ વચન*.
અક્રૂર બોલ્યા ક્રોધાયમાન, સાંભળ ધૃતરાષ્ટ્ર રાજાન;
તેં દમ્યાં બાંધવનાં સંતાન, તો તું ઉપર કોપ્યા શ્રીભગવાન.

---

* આ ઓગણપચાસમા અધ્યાયમાં અક્રૂરજી હસ્તિનાપુરમાં ગયા ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રમાં અને ભાઇના પુત્ર પાંડવોમાં વિષમ દૃષ્ટિથી વર્તે છે, એ જાણી પાછા મથુરાં આવ્યા તે કથા છે.

* મૂળ લખેલી ગુજરાતી પ્રતમાં અહીં આગળ નીચે પ્રમાણે તૂક લખી અધ્યાય અડતાલીશમો પુરો કરેલો છે.

"એ અધ્યો થયો પર્મ પાવન, શ્રોતા સહુ સાંભળજો મન;
પુરણ થયા અધ્યા અડતાલીશ, પ્રેમાનંદ વળી નામે શીષ."

જાણ્યું જે દુઃખ દિયોછો તમો, તે માટે આવ્યા છૌં અમો;
ભત્રીજા શો દમો છો તમો, બાળક સાથે છળ કેમ રમો.
મથુરાંમાં સાંભળ્યું જેવું, અમો ધૃતરાષ્ટ્ર અહિં દીઠું તેવું;
ન ઘટે તુજને દુઃખ દેવું, માંહોમાંહિ વઢીને શું લેવું.
હું સાથે ગોષ્ટ પ્રીતની કરી, નયણું પાણી ટસકાં ભરી;
હવે જાણ્યો મેં અંતરનો અરી, તારૂં શુભ કેમ કરશે હરી.
મદમાતા તારા પુત્ર સકળ, પાંડવના દેહ દીસે છે દુર્બળ;
મળ્યા છે શકુની સરખા ખળ, તો પડતું છે હળધરનું હળ.
શત પુત્ર તારા સોહામણા, આ પાંડવ દીસે દયામણા;
તારા શું ક્ષત્રાણી જણ્યા, એ પાંડવ શું છે દાસીતણા.
મળ્યાં કૌરવને ભૂષણ ઘડવા, આ પાંડવ કાં દીસે અડવા;
રખે મારા બોલ લાગે કડવા, ઘણું ગર્વે ચડ્યા તે અંતે પડવા.
નવાં વસ્ત્ર કૌરવે અંગે ધર્યાં, પાંડવ પહેરે છે જૂનાં ઉતર્યાં;
દંપતી પુત્ર રમાડે હરખે ભર્યા, શું નરનારી ભવસાગર તર્યા.
બે પક્ષ ધર્મ કરી તોળીયે, આત્મજ્ઞાન અંતર ખોળીયે;
પાંડવ ભૂમી ઉપર સુએ, તારા સુત સુએ ઢોલીયે.
એ માગી અન્ન ટહાડા નિર્ગમે, કૌરવ સુખ પૂછીને જમે;
તું કાકો દૈત્ય થઇને દમે, અતિ ઘણું ઇશ્વરને નહીં ગમે.
કૌરવને બેસવા રથ વાહન, હીંડે પાળે પાગે પાંડુતન;
કૌરવને વસવા દિવ્ય ભુવન, પાંડવને છે છાર્ણું સદન.
કપટ દુષ્ટ ચતુષ્ટય તણું, કાં બાળકને પીડે ઘણું;
જો તું હિત વાંછે આપણું, તો અર્ધ રાજ કર અળખામણું.
તમો પાંડવસું માંડયો છે વિરોધ, તે માટે ચડ્યો પ્રભુને ક્રોધ;
તું ઉપર સાંડયા યાદવ યોધ, ઉગ્રસેને દીધો પ્રતિબોધ.
કર્મરેખા પત્ર તારૂં રૂઠું, તે ચડ્યું છળ પાછું ઊતર્યું;
સમાધાન વસુદેવે કર્યું, તો કૌરવ કુળ મરતું ઊગર્યું.
શ્રી કૃષ્ણે કહાવ્યું છે મુજ સંગાથ, તે સાંભળજે તું કૌરવનાથ;
જો પર્વત સાથે ભરીયે બાથ, તો ભગ્ન થાય પોતાના હાથ.
જો છાંટીયે રવિચંદ્રને ખેહ, તો રજ ભરાયે આપણો દેહ;
હું કહેલું વાક્ય કહું છૌં એહ, તમો પાંડવ સાથે રાખો સ્નેહ.
શ્રી કૃષ્ણે કહાવ્યું છે ક્રોધિત કરી, સહુકો સાંભળજો ચિત્ત ધરી;
કદાપિ પાંડવ પીડયા ફરી, તો નિશ્ચે તમને હણશે શ્રી હરી.
ભીષ્મ કહે કહાવ્યું છે ધર્મ, પ્રભુને દુઃખ લાગ્યું છે પર્મ;
ધૃતરાષ્ટ્ર આચરે છે અધર્મ, તો ભોગવશે પોતાનું કર્મ.
અક્રૂરજી કહે વજ્ર વચંન, કૌરવનાં જેમ દાઝે મંન;
કરે સમસ્યા ગંગા તંન,* શું કરશે શકુની દુર્યોધંન.
ભીષ્મ દ્રોણ કૃપની છે સહાય, તે બળે અક્રૂર નિરભે થાય;
વચન વજ્રના મૂકે ઘાય, જેમ કૌરવનાં હૃદે ફાટી જાય.
અક્રૂર કહે સાંભળ ભૂપાળ, તું છે અવિવેકી માયા જાળ;
જો પીડાશે કુંતાના બાળ, તો તારા પુત્રનો આવ્યો કાળ.
જેણે પૂતનાના શોષ્યા પ્રાણ, પાટુએ શકટનો વાળ્યો ઘાણ;
ગોપી જીવન પુરૂષ પુરાણ, જ્યાં કૃષ્ણદેવ ત્યાં કોટિ કલ્યાણ.
જેણે બગાસુરની ફાડી ચાંચ, દાવાનળ પીતાં ન આવી આંચ;
છે તેને આસરે પાંડવ પાંચ, છે યાદવરૂપ તણી મોટી ઘાંચ.
વત્સ અઘાસુર નાંખ્યો ઉતરડી, નાંખ્યા જમલાર્જુન બે મરડી;
તમ ઉપર દાંત રહ્યા છે કરડી, કૌરવને મારશે ભચરડી.
કાળી નાગની પાગે ખુંદી ફણા, પછાડયા પ્રલંબ સરખા ઘણા;
જીત્યો વરૂણ ન રાખી મણા, તો કોણ માત્ર બાળક તુજતણા.
આંગુળી અગ્રે ગોવર્ધન ધર્યો, જેણે ગર્વ ઇંદ્રનો ઉતર્યો;
જેણે ગોપ વર્ગ ઉગાર્યો, જેની રમતમાં બ્રહ્મા હાર્યો.
જેણે ક્રોધાગ્નિયે પ્રજાળ્યો કેશી, ભાંજ્યું ધનુષ નગ્રમાં પેશી;
મેડેથી મામો પાડયો ઠેશી, માર્યો કંસ હૃદે પર બેશી.
ન પામે પાર ભવ ઇંદ્રવિધાતા, નિગમ નારદ હીંડે ગુણ ગાતા;
જે વિશ્વંભર વિશ્વ સુખ દાતા, તે પાંડવનો કનિષ્ટ ભ્રાતા.
હું મોકલ્યો છૌં પાંડવની દાઝે, સહુ જીવો છો ગાંગેવની લાજે;
કહાવ્યું છે શ્રી મુખે મહારાજે, હું અવતર્યો છૌં પાંડવને કાજે.
ફુલ્યો છે દેખી યોદ્ધાના જોડા, મહારે ઘણા પાંડવ છે થોડા;
છે કુંતી સુત ભાગ્યવાન પ્રૌઢા, અર્જુનના હું હાંકીશ ઘોડા.
છે સગા પાંડવ મારા મિત્ર, ભીમ અર્જુનનાં છે ભિન્ન ચરિત્ર;
કુદષ્ટે જુએ તેનાં કાઢું નેત્ર, જોશો બળ મારૂં કુરૂક્ષેત્ર.
તમો છાંના હાડ જાઓ છો છેક, કરોછો ભેદ પ્રપંચ અનેક;
જો રાખશો પાંડવ સાથે ટેક, તો નહીં મૂકું કુશળે કૌરવ એક.
સાધુને દમતાં દયા નવ આણો, કુકર્મ કરી શું આપ વખાણો;
તમો કૃષ્ણ અર્જુન એક પ્રમાણો, રખે પાંડવને છોછા જાણો.
એમ કહાવ્યું છે શ્રી રણછોડ, છૌં બાંધવ રામકૃષ્ણની જોડ;
પાંડવના સેવક છપ્પન ક્રોડ, વળતા અમને દેશો ખોડ.
કપટ તમારાં સહુ સાંભળી, છપ્પન કોટિ રહ્યા છે પરજળી;
જો પાંડવને દુઃખ દેશો વળી, હું શત કૌરવને નાંખીશ દળી.
છૌં એક રૂપ અમો અર્જુન, પાંડવ મારાં છે લોચંન;
પાંડવ હું નિર્ધનનું ધંન, એવું જાણી દુઃખ દેજો રાજંન.
પાંડવરક્ષાકાજ હું આયુધ ધરૂં, અહર્નિશ પાંડવની પુંઠે ફરૂં;
વિરોધ વૃક્ષ થડ થકી કાપજો, તમો અક્રૂરનું કહ્યું થાપજો.

* ભીષ્મ પિતામહ.

અર્ધ રાજ પાંડવનું આપજો, નહીં તો વનમાં જઇ તાપજો;
હું જરાસંધ રાજાને હણી, બીજી સેના હણવી છે ઘણી.
પછે હું આવીશ હસ્તિના પુર ભણી, સેવા કરવા કૈરવ તણી;
અક્રૂરનાં ક્રૂર વાક્ય સાંભળી, રીઝી સાધુતણી મંડળી.
અસાધુનાં હૃદે ગયાં પરજળી, કાકાને મૂખે કાળપ વળી;
કંપાયમાન થઇ કૈરવપતી, કીધી અક્રૂરની વિનતી.
લોકનું કહ્યું માનો સર્વથી, કાંઇ કપટ વાત હું લેતો નથી;
એ રિપુલોક પાડે છે વેર, કો અગ્નિ મૂકે પોતાને ઘેર.
હું જો લાડુમાં જમાડું ઝેર, તો ચળે મેરૂ વસુધા દે વેર;
તમો કહેશો તે કરશું નિરધાર, મેં નવ દુહવાએ વસુદેવકુમાર.
હસાવ્યો ભત્રીજે સંસાર, હું વૃદ્ધ પુરૂષને છે ધિક્કાર;
ભેદ રહિત યથાર્થ ભાખું, હરિ ઉપર રાજ ઉતારી નાંખું.
આપું રાજ પાંડવને આખું, શ્રીકૃષ્ણની શિક્ષા હૃદે રાખું;
અક્રૂર ઘેર મેં વિદ્યા શીખી, અમો પાંડવ પાસે જમશું ભીખી.
કૃષ્ણ સુખે કૈરવને મારો ઝીકી, પણ દુર્યોધન ને ભીમ
આંખની કીકી;
કિંવા બે ફુટી આંખડી, મારે પાંચ આંખ બ્રહ્માએ ઘડી.
સુખે યાદવ અહિં આવો ચડી, છે પાંડવ હું અંધની લાકડી;
નમ્ર શબ્દ કાપટ્યના કહ્યા, અક્રૂરજી અતિ વિસ્મે થયા.
પાંચે પાંડવ હાથે ગ્રહ્યા, અક્રૂર કુંતા પાસે ગયા;
બાંધવ દીઠા પાંડવ માતે, બેનડ લાધી હૃદયા સાથે.
કૃતારથ માન્યું ભગિની ભ્રાતે, વાંસા ભીના આંસુપાતે;
આશીશ દેઇ ઓવારણાં લીધાં, દરશણ અમૃત આંખે પીધાં.
સહોદર આવે કારજ સીધ્યાં, અમો નિરાધાર સહુ ઉપરાં કીધાં;
દીસે છે દૈવની ગત અનેરી, નાંખી વનમાં પિતા થયા વેરી.
કુંતી ભોજરાયે ઉછેરી, કોણે તપાસ ન લીધો ફરી;
મારા કુંવર દયામણા હીંડે શેરી, વચ્છ સાથે સુરભી વાઘે ઘેરી.
હું ફોઇ કહાવું કેશવ કેરી, આજ થઇ વરતું કૈરવની ચેરી;
કહો સારૂ છે વસુદેવ ભાઇ, અને રૂડી છે બન્ને ભોજાઇ.
આવી રામ કૃષ્ણને ઘણી વડાઇ, ફોઇનું સગપણ શું ગયું ધોવાઇ;
કંસાસુર નાંખ્યો ઉખેડી, માતામહ રાજ બેસાડ્યો તેડી.
માતપિતાની ભાંગી બેડી, અમારૂં સગપણ નાંખ્યું ફેડી;
આજ ભત્રીજા થયા બહુ કરમી, જીત્યા બ્રહ્માદિકને ભરમી.
હરિ ઉભાં દમે કૈરવ અધર્મિ, હું વિધાતાએ દુર્બળ નીર્મિ;

**અક્રૂરઉવાચઃ-**

ઘણું ચિંતા કરે છે યાદવપતિ, પાંડવને પળ વીસરતા નથી.
નહીં જીવે કૈરવ દુર્મતી, એમ કહી રોતી રાખ્યાં સતી.
ચાર માસ રહ્યા અક્રૂર રાજાન, કીધું કૈરવ સાથે સમાધાન.
પાંડવને અપાવ્યું રાજ્યધાન, પરીક્ષિતને કહે શુક ભગવાન;
ભગિની ભાણેજને લાગી પાય, અક્રૂર ત્યાંથી થયા વિદાય.
ભીષ્મ દ્રોણને ભેટ્યા જઇ, કૈરવને તે શિક્ષા કહી;
ફરી આવ્યા મથુરાં માંય, ઓગણપચાશમો થયો અધ્યાય;

વલણ.

અધ્યાય ઓગણપચાશમો, સાંભળ્યો રાય નિરધારરે;
અક્રૂર મળ્યા શ્રી કૃષ્ણને, કહ્યા પાંડવના સમાચારરે.

ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોન
પંચાશત્તમોઽધ્યાયઃ ॥૪૯॥

# दशमस्कंध पूर्वार्द्ध समाप्त.

# દશમસ્કંધ–ઉત્તરાર્ધ.

## અધ્યાય ૫૦ મો.*

**કડવું ૧૪૧ મું–રાગ સામેરી.**

સાંભળ હરીરસ ભોગી, પરીક્ષિતને કહે શુકયોગી;
કહું પૂર્વ કથા વિસ્તારી, જે અસ્તિ પ્રાપ્તિ કંસની નારી.

**ચાલ.**

બે નારી કંસાસુર તણી, નાથ ગયે વિધવા થઇ,
જેમ યાદવ કો જાણે નહીં, તેમ પીહેર પોતાને ગઇ.
મગધદેશ ગિરિવ્રજ નગરી, તાત જરાસંધ દ્વારે;
રાજસભામાં પુત્રી આવી, લોચન જળ પ્રવાહરે.
વૈધવ્ય દેખી દીકરીનું, વિસ્મે થયો માગધપતી;
આસન તજી સન્મુખ ગયો, કેમ આવી સુતા સતી.
કાં કરમાયાં વદન અંબુજ, શોષ્યું સૌભાગ્ય લક્ષણ નીર;
છે હીન ભર્મ નીલ પટકુળ, કાં કૃશ થયાં છે શરીર.
નથી ભુષણ કાજળ અંગ અડતાં, શા માટે થઇ રાંકડી;
પિતાએ નિજ પટ પલ્લવે કરી, લોહી ચારે આંખડી.
કુંવરી કહે શીર નામી, પિતા અમો વૈધવ્ય‡ પામી;
પામ્યો નાશ અમારો સ્વામી, લાગી મોટા સગાને ખામી.

**વલણ.**

ખામી લાગી તાત તમને, સંભાવના લેતા નથી;
મોટું કલંક જે મારીયો, દાસને પીનારે છત્રપતી.

**ચાલ.**

યુગ્મ ભાણેજ ગોકુળ માંહે, નંદે છાંના રાખીયા;
તે મલ્લ અખાડે આવ્યા મલ્લરૂપે. મહીપતી મરડી નાંખીયા.
રામ કૃષ્ણે સર્વસ્વ લીધું, અમો હાંકી કહાડી;
વાત સાંભળી બન્હી લાગો, બોલ્યો જરાસંધ ત્રાડી.
જો મૃગવાસુ મથુરાં વિષે, પૃથવી કરૂં નિર્યાદવી;§
જો વેર વાળું જમાનનું, તો માતા મારી સાધવી.
પુત્રી વળાવી અંતઃપુરમાં, જરાસંધે યોદ્ધા તેડાવીયા;
દંતવક્ત્ર શિશુપાળ શાલવ, અસુર અધરમી આવિયા.
અંગપતી ને કલંગપતી, વાસુદેવ પુંડરીક મહા બળી;
જરાસંધે ક્રોધ કીધો, ત્રેવીશ અક્ષોહિણી સૈન્યા મળી.
હય હસ્તિ રથ પાળા, શોભે સૈન્યા ચતુરંગણી;
વહાણું વાતે કટક આવ્યું, વીટી પુરી યાદવ તણી.
હણહણે હય ગજ ચીસ પાડે, રથચક્ર ખેડાં ખડખડે;
ખડગ ખળકે સાંગ ચળકે, ધ્વજ ગગને ફડફડે.
હાકા હોકે શંખ ફૂંકે, દુંદુભી ગોમુખ ગરગડે;
આંખ તરડે મૂછ મરડે, દંત દાનવના કરકડે.
ચમર ઢાળે પાખર ખળકે, શસ્ત્ર નાના સુસુવે;
તોમર ત્રિશૂળ ને મુદગર ગદા, ભિંડીમાળ ગોળા હુહુવે.
ચડ્યા દાનવ તુરંગ ઉપર, જેમ વૃક્ષ વીટે પહાડને;
ગજ બળવંતે દંત દીધા, પાડવા પોળ કમાડને.
શોહાર સાંભળી ચમક પેઠી, ચિત્ત ચડ્યાં ચગડોળરે;
શ્રીકૃષ્ણ ચરણે યાદવે, નમાવ્યાં જઇ કપોળરે.
રાખીયે રણછોડ સ્વામી, રમાવર રણધીરરે;
સ્વાગતા કરવા વેહેવાઇની, ઉઠયા શ્યામશરીરરે.
ઉગ્રસેન ઉધ્ધવ અક્રૂરજી, વસુદેવ આદે વૃધ્ધરે;
ઘરડા મૂકયા ગામ માંહે, જેમને ધર્યાં આયુદ્ધરે.
રૂકમ દેવકી રોહિણી માતા, ત્યાં વઢશો કેમ કરી;
પ્રસુતાની આશીશ લેઇ, પરવર્યા હળધર હરી.
સહુ યોધાને કહે શ્રી કૃષ્ણજી, કાયર જન પાછા ફરો;
મરણીક હોય જે માથાં વોહોણા, તે મારી સાથે સાંચરો.
અશ્વ ગજ રથ ધનુષ ભાથા, કવચ અળગાં પરહરો;
પાળે પાગે બાપ મારા, ખડગ ખેડાં કર ધરો.
રામકૃષ્ણ આગળ થયા, રોષે આંખ છે અતિ રાતડી;
મુગટ સજ્યા કાછ કછીયા, પીતાંબરની ગાતડી.
ચૌદ સોલ ને વીશ વર્ષ, ત્રીશમાં સર્વ શૂર ધી;
દ્વાર ઉઘાડી સૈન્ય ધાયું, પર્વણીયે જેમ ઉદધી.
જરાસંધથી કોશ આગળ, સૈન્યા દુર્ગ ઘેરી રહી;
શ્રીકૃષ્ણના શંખનાદથી, ન્હાસી રાયની પૂઠે ગઇ.

---

* આ પચાશમા અધ્યાયમાં ભગવાન્ જાણે જરાસંધથી ભયયુક્ત થયા હોય તેવો ડોળ દેખાડી સમુદ્રમાં કિલ્લો કરાવી પોતાના સંબંધીને લઈ ગયા તે કથા છે.

† દુબળું. ‡ વિધવાપણું–રંડાપો. § યાદવ વગરની.

જરાસંધ વિસ્મે થયો, જવ ગાજ્યા વસુદેવ પુત્ર;
નાસવા અશ્વદળ દાનવનું, ચંચળ વાહન કરે મળમૂત્ર.
પાંચજન્યનો શબ્દ પહોંતો, બ્રહ્મલોક પાતાળરે;
વક્ર મોળીયે વક્ર દ્રષ્ટે, વીરાજે શ્રીગોપાળરે.
અશ્વ ગજ રથ ઉપરે, ગાજે દાનવ દુર્મતી;
યાદવ વિચારે શ્રીકૃષ્ણને, આજ બેસવા વાહન નથી.
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં છે ચારરે;
ગંગજળ કલ્લોલવત છે, ઉજ્વળ વેદ* તોખારરે.
બલાહક† પુષ્પદંત† સુગ્રીવ,† મેઘવર્ણ† હય નામરે;
વૈકુંઠથી રથ ઉતર્યો, જ્યાં ઉભા સુંદર શ્યામરે.
મેઘઘોષ નામ તે રથતણું, બેસાડયો દારૂક સારથી;
આજ્ઞા લઇ વડા વીરની, જઇ રથે ચડયા રમાપતી.
અચુત ભાનુ આભાસ મુગટની, કુંડળ લજાવે ઈંદુ;
વિદ્યુતવત પટ પીત રાજે, શોભે મણિ કરૂણાસિંધુ.
શ્રીરંગને સારંગ શોભે, કુમોદકી રાજે કર વિષે;
નંદક ખડગ કટિશું ધર્યો, પાંચજન્ય વિરાજે મુખે.
કર અંગુળીએ વક્ર ચક્ર ધરિયું, શું ઉપ્રલકાળનો અંક;
ક્રોધ રૂપ દેખી શ્રીકૃષ્ણનું, દાનવને થઇ શંક.
બેહુ કટકના વિકટ સુભટ, નિકટ આવી આથડયા;
અશ્વે અશ્વ ગજે ગજ વાધ્યા, પતંગવત પાળા પડયા.

વળણ.

પડયા વીર પતંગ પેરે, પુરમાંથી યોધ ધાયા અતીરે;
મથુરાંલક્ષણ નારી શું, સૈન્યાને પ્રસવતી હતીરે.

કડવું ૧૪૨ મું—રાગ સારંગ.

જવ રમાપતી થયા રથ આરૂઢ, દેખી દાનવ થયા દિગમૂઢ;
બોલે જરાસંધ અહંકાર, એ રામકૃષ્ણ દીસે સકુમાર.
એ બાળક ઉપર આયુધ ધરૂં શું,એ સાથે વઢતાં લાજું હું;
તવ હાસ્ય કરી બોલ્યો શિશુપાળ, એ બાળ નહીં છે કંસનો કાળ.
સૂચવ્યું વેર રાય રોષે ચડયો,હાંકયો ગજ જેમ ઘન ગડગડયો;
યાદવ માગધ આવી અડયા, એકેકને શું કઠિણ ગ્રહ નડયા.
મુખે વીર કરે મારો માર, ફરવે બેઉં ટુંકડી તરવાર;
ઝળકે કાળરાત્રી સરખી ફરશી,બેહુ પાસ બાણ રહ્યાં છે વર્શી.
ગદા ગુરજ પડે બહુ શિલા, માંહો માંહે વીર વિખાણે ભલા;
ત્રિશૂળ શક્તિ ભોગળ ભીંડીમાળ, કાતી ગુપ્તી મહા વિક્રાળ.

થાય ગિરિ તરૂવરની વૃષ્ટી અપાર,મલ્લ યુધ્ધ ગજદંત કુઠાર;
શળકે શેષ સુભટને ચર્ણ, ધીર ધબકે પ્રુજે ધર્ણ.
જે અવનિ ઉપર ઉન્મત્ત આથડે, તે પાયે પડછંદા પાતાળે પડે;
રવિમંડળ રેણું આચ્છાદિયું,બેહુ દળનું બળ સબળ વાધિયું.
બળિભદ્ર સાથે વાધ્યો શિશુપાળ,આવ્યા જરાસંધ ને શ્રીગોપાળ;
કૃતવર્મા ને પુંડરીક રાય, સાત્યકી શાલવનું યુદ્ધ થાય.
ચંદ્રકેત સામો ધૂમ્રનેત્ર, ભોજ દંતવક્ત્ર પાડે રણક્ષેત્ર;
સુધન્વા સામા દુરમતી, સફળી યાદવ ને અંગપતી.
કુશનાભ કૈતવ વઢે અનીત, વાધ્યા સર્વદમન ને સત્રાજીત;
પ્રસન યાદવરાય પ્રવીર, કલિંગપતી મહા બાહુ ધીર.
દેઢ કવચ ને કાશી રાજન, વિરૂપાક્ષ વિદલુત બળવંત.
શંખ ચૂડ સામો વજ્રનાભ, પડે શબ્દ ગર્ભવંતીના ગાભ.
ગજ સાથે ગજ રથ સાથે રથ, મલ્લેમલ્લ થયા લથબથ;
પાળે પાળા અશ્વ અશ્વ સાથ, વઢે વીર વાવરતા હાથ.
પડે હસ્તી ફાટાં કુંભસ્થળ, રૂધિર ધારા વેહે ખળહળ;
દ્વંદ્વ યુદ્ધ થયું એક જામ, યથા વૃત્રાસુર ઈંદ્રનો સંગ્રામ.
પડે હસ્ત નેત્ર ને કર્ણ, છેદાએ પાણ નાસિકા ચર્ણ;
કબંધ મસ્તક વોહોણાં બહુડે, અગ્નિ અસ્ત્ર પાવક ધડધડે.
શુક કેહે વાત ન જાયે વદી, ભયાનક થઇ રૂધિરની નદી;
તે સારતાનું હું કરૂં વિખાણ, પરીક્ષિતને કેહે શુક ભગવાન.
માંસ અસ્થિનાં ત્રટ બે થયાં, રૂધિર રૂપી મહાજળ વહ્યાં;
ગજકબંધ શું ગ્રાહ વિક્રાળ, સુભટ કેશ શું નોહે સેવાળ.
વીરનાભિ વેહે ભ્રમર વિમળ, નરનેત્ર શું મચ્છ ચંચળ;
સુભટમુગટ શું બગલાં જસા, શું નેત્ર મીનને ગ્રેહવા ધસ્યા;
શોભે સર્પ સરખા નરના ભુજ,રાજપુત્રનાં મુખ શું ફુલ્યાં અંબુજ;
ભૃકુટી ભ્રમર શું લે મકરંદ, જંબુક યોગિણી પામ્યાં આનંદ.
ઉંચાં નીચાં વેહે ક્ષત્રીનાં અંગ,ચાલે તરંગ રૂપિના બહુ તુરંગ;
કો શોણિત સારતા ન શકે તરી, અવળા રથ શું નૌકા તરી.
એમ દારૂણ નદી રૂધિરની વહી, સંગમે યમુનાં રાતી થઇ;
નવસેંનવાણું વેદ વદી, કૃષ્ણે પૂરણ સહસ્ર શું કીધ નદી.
દેખી ઘોર યુદ્ધ બળવાન, દેવ થયા સહુ કંપાયમાન;
બળિભદ્રે કીધું બળ ઘણું, ભાગ્યું બળ જરાસંધ તણું.
હળે તાણી મારે મુસળે, તે શત્રુ રળીખાવાથી ટળે;
સુદર્શણ ચક્ર હરીનું ફરે, એવાં અચુત શીષ ઉતરે.
ચક્ર વન્હી પ્રગટી જ્વાળ, કોપ્યા કૃષ્ણ નાઠો શિશુપાળ;
દંતવક્ત્ર પુંડરીક વાસુદેવ, તે નાઠા સહુ મૂકી અહમેવ.
માર માર વાણી બકી, ધાયા પુઠે કૃતવર્મા સાત્યકી;
સહુ જીવ લઇ ન્હાસે નરપતી, વસ્ત્ર વાહનની શુદ્ધી નથી.

* ચાર. † મૂળ ભાગવતમાં શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક એ નામના ચાર ઘોડાનાં નામ નેપનમાં અધ્યાયમાં આપ્યાં છે.

ઉઘાડાં મસ્તક પાળા પાય, પરસેવ છૂટે શ્વાસ ન માય;
સહુ જાણે જરાસંધની ઓથ, લાખેલાખ પડી રણ લોથ.
દ્વાદશ માર્ગે સૈન્યા જાય, લથડે પડે વળી બેઠા થાય;
પડે અંબાડી ભાંજે બહુ ધ્વજ,નાઠા યોધ જેમ વ્યાઘ્રથી અજા.
હે જરાસંધ શરણાગત રાખ, તું દળ દળાતું નયણે દાખ;
ત્રેવીશ અક્ષૌહિણીની ટાળી સાખ, ચક્ર સુદર્શણ ચઢીયું ચાક.
દીનત્વ વચન દીનનું સાંભળી,ખીજ્યો જરાસંધ અંતર પરજળી;
અચુત માણની ગદા કર ધરી, ધસ્યો રાય પાળો ઉતરી.
જેમ ધાયે ગજ ત્રોડી સાંકળ, તેમ માગધપતીયે કીધું બળ;
અહીં ચરણ યાદવ પછાડયા, બહુ હસ્તી હડસેલીને પાડયા.
ઘાથી ગદા રથ વાંકા વાળે, મહારથી ગ્રહી ઊંચા ઊછાળે;
રાય જરાસંધ કોપ્યો અદ્ભુત, યાદવ નાહાસે યોદ્ધા જુથ.
તે જરાસંધનો જોઇ સંગ્રામ,ધરી હળ મુસળ ધાયા શ્રીરામ;
જેમ ઘુઘુવે બે વનના વાઘ, જેમ ફુંફુવે કાળા બે નાગ.
જેમ દાવાનળ પવને ધડધડે, જેમ બેહુ પાસથી ઘન ગડગડે;
જેમ પર્વણીયે ગાજે નિધિ જળ, તેમ ગાજે બેહુ દળ સબળ.
ધાયો જરાસંધ સબળ રાય, નાંખ્યો ગદાતણો જઇ ઘાય;
સંભાળી ઘાય રામ ગડગડે, લીધો જરાસંધ તાણી હળ વડે.
માગધ પાડયો મહીસ્થળ માય, લીધું મુસળ કરવા ઘાય;
એવે પધાર્યા શ્રીભગવાન, બળિભદ્ર પાસે માગ્યું માન.
રખે રામજી એને હણો, એ શ્વશુર આપણા મામાતણો;
કુટુંબ વિરોધ કરીયે શાને, આપણો મામી બેહુ માકુ માને.
જીવશે તો બહુકશે ઘણીવાર, છે ઉતારતો પૃથ્વીનો ભાર;
એવું કહી મૂકાવ્યો રાય, મૂકયો બળીભદ્રે નમાવી પાય.
નાઠો જરાસંધ લાજ્યો અત્યંત,તવ બોલ્યા શાલ્વરાય બળવંત;
શું ઓપથકી નાહાસો છો આમ,ફરો રાય આપણ કીજે સંગ્રામ.
કહે જરાસંધ સત્ય કહોછો તમો, વળી યુદ્ધ કરવા આવશું કો સમો;
એવું કહી પલાયન કીધું, પડયું રણ યાદવે લુંટી લીધું.
જીવતાં વાહન શસ્ત્ર વસ્ત્ર શણગાર, ગયો લુટી યાદવનો પરિવાર;
વળી ત્રેવીશ અક્ષૌહિણી સૈન્યા કરી,આવ્યો જરાસંધ સતમે દિન ફરી.
મથુરાંની પોળે આવી આડયો, વળી રામ કૃષ્ણે મારી કાહાડયો;
ત્રેવીશ અક્ષૌહિણી સૈન્યા ફરી કરી, તે સોળવાર આવ્યો ફરી ફરી.
સત્તરમી વાર આવ્યો કરી ટેક, મધ્યે કૌતુક ઉપન્યું એક;
એક મ્લેચ્છ રાજા મહા શિરોમણી,છે ત્રણ કોટિ યવનનો ધણી.
તે શસ્ત્ર અસ્ત્રે માર્યો નવ મરે, તે ઉપાસના શંકરની કરે;
ન બોળે નીર પાવક નવ બાળે, વાયુ ન શોષે હિમે નવ ગળે.
વજ્ર અંગ કાયા નવ છેદે, શક્તિ બાણ ત્રિશૂળ નવ ભેદે;
ન પામે નાશ ગિરિ વૃક્ષવડે, કાળા સર્પનું વિષ નવ ચડે.
તે જાય યુદ્ધ ને જ્યાં મન ગમે, કાળયવન નામ જગતને દમે;
એકવાર ગયા નારદ ઋષિ જંન, નારદને પૂછે કાળયવંન.
કહો ઋષિજી મેં જીત્યો સંસાર,આજ મળે કો મુજ સાથ વઢનાર;
ઉતારે મદ મારા કરતણો, છે ઋષિજી કો નિશ્ચે ભણો.
ઋષિ નારદ કહે સાંભળિયે રાય,હોય મમત્વ તો જા મથુરાં માંય;
રામ કૃષ્ણ બે વસુદેવના બાળ, શ્યામ ગૌરવ છે રૂપ રસાળ.
નીલ પીત પટ કરે પરિધાન, જેનું યોગેશ્વર ધરે છે ધ્યાન;
ઋષિ નારદ ગયા મમરો મૂકી, ઉઠયો કાળયવન વઢવા હૂકી.
ત્રણ કોટિ યવન લેઇ સાથ, જઇ મથુરાં ઘેર્યું અર્ધ રાત;
તે સમાચાર માગધને થયો, જરાસંધ આવી વાટે રહ્યો.
યવને ઘેર્યા કેશવરામ, ભલું થયું પરભાર્યું કામ;
નાસતાં યાદવનો વાળું દાટ, રહ્યો જરાસંધ બાંધી વાટ.
યવને વીટી યાદવપુરી, સૂતું સર્વ જાગે એક શ્રીહરી;
વિચાર્યું મનમાં શ્રીગોપાળ, નીત નવા થાય જંજાળ.
મોટા શત્રુ સાથે પડિયાં વેર, તો કહીં પલાયનની કીજે પેર;
એવું વિચાર્યું શ્રીભગવાન, તવ ધર્યું વિશ્વકર્માનું ધ્યાન.
તેડયાં યોગમાયા નિધિરાય*,આવી ત્રણે નમીયાં હરિને પાય;
સમુદ્રને કહે સુંદરશ્યામ, આપ જળમાં બેટ વસવા ગામ.
કહ્યું વિશ્વકર્માને નિપાવો નગ્ર, શાકતને કહે લેઇ જાઓ સમગ્ર;
પશ્ચિમનિધિયે બેટ આપ્યો વિશાળ,વિશ્વકર્માએ નગ્ર કીધું તતકાળ.
બે ઘટિકામાં નીપાવ્યું ગામ, તે માટે ધર્યું દ્વારિકાં નામ;
છે સપ્ત ધામના દુર્ગ વિશાળ, છે કનક કોસીસા ઝાકઝમાળ.
ઘરમાં શોભા બહુ ભારી બુર્જ,જડિત કળશ ઝળકે જેમ સુર્જ;
એમ ચિત્રરેખા ઘણી પુતળી પોળ,ચોક ચહુટાં શોભે છજાંની ઓળ.
છે શેરી ફળીયાં શોભિત હાટ, સ્ફટિક શલ્યાએ બાંધ્યા રસ્તા વાટ;
જડિત કનક કઠેરા હારે હાર, પરસાળ પટમાં ઓરડા ગજાર.
કનક ચોસલે બાંધ્યા ચોક, બહુ જાળી અટારી બારી ગોખ;
બીરાજે છજાં ઝરૂખાં ઝાકઝમાળ, ભોંયરાં અગાસી મેડી માળ.
કળશ ઘટ આગળ ઈંઢુઆભા ઘટી,શોભે ધ્વજ પતાકા બહુ રાવટી;
ઘેર ઘેર નવ પલ્લવ વાડી કુંજ, ઉંકે મણી માણેક તેજના પુંજ.
ચંદનના સ્તંભ એવાં કમાડ, હયશાળા ગૌશાળા ગજવાડ;
રસોઇ ભોવન દેવસ્થળ ઘણાં, શયન સદન બહુ સોહામણાં.
બહુ રંગ ભીંતે ચિત્ર લખીયાં, આસ્તરણ આસન ગાદી તકીયા;
રાજદ્વાર સભા શણગારી, નવભાતી મણી મીનાકારી.
વિશ્વકર્માએ નગ્ર તત્પર કીધું, પછે યોગમાયાએ કાર્ય કરી દીધું;
શુકજી કહે સુંણ પરીક્ષિત ભુપ, દેવ્યાએ લીધાં કોટિ સ્વરૂપ.

* સમુદ્ર.

મથુરાંની પ્રજા સુતી છે જેમ, ઉંચલી લીધી તે જેમની તેમ;
ઘોરનિદ્રામાં કો જાણે નહીં, દ્વારિકામાં સહુ સુવાડયું જઇ.
છત્ર આસન રથ માનવ પશુ, મથુરાંમાં નવ મૂંકયું કશું;
ભાંડપાત્ર શય્યા પટકુળ, ઉત્તમ વૃક્ષ લીધાં સમૂળ.
હરી સાંત્યાં ધન મથુરાંમાં, તેમનાં તેમ જઇ ડાટયાં ત્યાં;
સકળ જીવ દ્વારામતી ગયા, મથુરામાં બે બાંધવ રહ્યા.
એ અદ્ભુત લીલા વૈકુંઠરાય, શુકજી કેહે કેમ વર્ણવી જાય;

વળણ.

કેમ વરણવું એક જીવ્હાએ કરી, પરમેશ્વર મહિમાયરે;
ભટ પ્રેમાનંદ કેહે કથા, થયો પચ્ચાશમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે દશમસ્કંધે પંચાશત્તમો-ધ્યાયઃ ॥૫૦॥**

---

## અધ્યાય ૫૧ મો.*

### કડવું ૧૪૩ મું-રાગ રામગ્રી.

શુકજી કેહે સાંભળ નરપતી, પ્રભુએ પુરી† કીધી દ્વારામતી;
મથુરામાં રહ્યા શ્રી ગોપાળ, રામ જગાડયા થયો પ્રાતઃકાળ.

ચાલ.

પ્રાતઃકાળ થાતે યદુનાથે, જગાડયા બળરામ;
સંકર્ષણ તવ થયા વિસ્મે, ઉદવસ્ત દીઠું ગામ.
નહીં નરનાર બાળક પશુ પંખી, નહીં મૂષક મર્કટ શ્વાન;
આશ્ચર્ય પામ્યા રામ દેખી, બોલ્યા શ્રીભગવાન.
જે વાત વીતી અથ ઇતિ, તે કહ્યો સમાચાર;
યવન ચોધે ગામ ઘેર્યું, વીરા કોણ વિચાર.
બળિભદ્ર વળતું બોલીયા, મુને પૂછ્યાનો શો અર્થ;
કાલયવનને મારવાને, તમો છો સમર્થ.
કાલયવનને હું હણું, એમ કેહે જુગદાધાર;
રામ કહે એના સૈન્યને, તો હું કરૂં સંઘાર.
એવું કહીને રામ કૃષ્ણે. ઉઘાડયાં પુરદ્વાર;
નારદે કહ્યું હતું તેવા, રામ રાજકુમાર.
નીલ પીત પટ ઓળાયાં છે, ચંદન ચર્ચિત કાય;
અસ્ત્ર શસ્ત્ર વાહન વેહોણા, ઉભા પાળા પાય.

જાણ્યું બાળકને જઈ ગ્રહું, ધાયો દાનવ ધીશ;
કાલયવન પૂઠે થયો, પછે નાઠા શ્રીજુગદીશ.
બળિભદ્રે સહુ સૈન્ય રોકયું, કર્યો વૃક્ષ વડે સંગ્રામ;
કાલયવનને લઇ ગયા, કરી ભેદ સુંદરશ્યામ.
ભર્યો શ્વાસે નાથ ન્હાસે, ઢળી પડે બેઠા થાય;
હવડાં ગ્રહુ છું યવન જાણે, આશા પાશ બાંધ્યો જાય.
નદી નાળાં વૃક્ષ જાળાં, પર્વત પંખી વન;
ન્હાસે ઉવાટે વસ્ત્ર ફાટે, વીંધાય કાંટે તન.
એક ગુફા ઘોર ગિરિ તણી, તેમાં પેઠા શ્રીગોવિંદ;
એક પુરૂષ સૂતો ગુફા મધ્યે, નામ રાય મુચકુંદ.
અયુત વર્ષની નિદ્રા કરીને, પોઢિયો પર્વતમાંય;
તેને પીતાંબર ઓઢાડિયું, કીધો ભેદ યાદવરાય.
આઘા જઇ કંદરામાંહે, થયા ગુપ્ત જુગજીવન;
સામળીયાને શોધતો, ગયો ગુફામાંહે યવન.
મુચકુંદને જોઇ મોદ પામ્યો, જાણ્યા નંદકિશોર;
યવન કહે રે ઉઠ યાદવ, શું સંતાઇ સૂતો ચોર.
તેં જાણ્યું મહતકર્મ કીધું, અસુર નહીં આવે અત્ર;
કાલયવનને અજાણ્યું શું, મેં જોઇ મૂકયા છે સર્વત્ર.
નિર્ભય થઇ શયન કીધું, ગાજ્યો યવન અંધાકાર;
મુકુંદ જાણી મુચકુંદને, તેણે કીધો પાટુ પ્રહાર.
મહા પુરૂષને થઈ પ્રબળ પીડા, ક્રોધે ઉઘાડયાં લોચન;
નિદ્રાભગના નેત્રથી, પ્રગટીયો હુતાશન.
ક્રોધાનળની જ્વાળ પ્રગટી, પ્રલયવત વિક્રાળ;
કાળયવન બાળી ભસ્મ કીધો, તવ હસ્યા શ્રી ગોપાળ.
મુચકુંદ મનમાં વિચારે, મેં કોણ કીધો દહન;
પરભાર્યું કારજ કરી, ખંખાર્યા જગજીવન.
શબ્દ સાંભળી ફરી જોયું, દીઠા દેવ મુકુંદ;
કોણ છે તું બાળકા, એમ પૂછે રાય મુચકુંદ.
લઘુરૂપ કો લક્ષણવંતો, છે લોચન લાલ વિશાળ;
અંધારે ગુફામાંહે એકલો, બીતો નથી તું બાળ.
આ પીતાંબર મેં કોનું ઓઢયું, કોણે કીધો પ્રહાર;
જાણતો હોય તો કેહે મુજને,એ કોણ થયું બળીને છાર.
પરીક્ષિત પૂછે શ્રી શુકદેવજીને, કહો કૃપા નિધાન;
કથા કહો મુચકુંદની, જેને મળ્યા શ્રીભગવાન.
ક્રોધાગ્નિયે કેમ દુષ્ટ દહ્યો, અભંગ જેનું અંગ;
પ્રશ્ન સાંભળી કેહે શુકયોગી, પૂર્વ કથા પ્રસંગ.
પ્રશ્નોત્તર શુકદેવ વદે, ધન્ય રાય શ્રીમાન;
કહું કથા મુચકુંદની, જે મળ્યા શ્રીભગવાન.

---

* આ એકાવનમા અધ્યાયમાં ભગવાને કાલયવનને મુચકુંદની દૃષ્ટિથી મરાવ્યો; પછી મુચકુંદે સ્તુતિ કરતાં તેનાપર કૃપા કરી તે કથા છે. † નગરી.

દેવતાને દુઃખ પડીયું, દૈત્યે દમ્યા અપાર;
પ્રાર્થના કરવા મહીપતિની, આવ્યો સુર પરિવાર.
શત્રુજિત રવિવંશદીપન, જાચ્યો માંધાતા મહીપાળ;
ઈંદ્ર કહે નરેંદ્રને, લ્યો અમરની સંભાળ.
માન્ધાતાએ નિજ પુત્ર તેડયો, મુચકુંદ એવું નામ;
જાઓ સ્વર્ગની રક્ષા કરો, પિતાએ આપ્યું કામ.
પછે મુચકુંદ ગયા અમરાવતી, નિર્ભય કીધાં નિજ સર્વ;
અસુર દાટ વાળી ઉચાટ ટાળ્યા, નાચે અપ્સરા ગાંધર્વ.
હાસ્ય વિનોદ મગ્ન મન, શૃંગાર વિવિધ વિલાસ;
દાનવ કોટિક નાશ કીધા, ગયો અમરનો ત્રાસ.
બે અયુત વર્ષ રક્ષા કીધી, તવ રીઝ્યા સુરગાર્જન;
ઈંદ્ર પુત્ર જયંત નામે, પામ્યો બળ યૌવંન.
તેને સ્વર્ગ રક્ષાનું કારજ સોંપ્યુ, બોલ્યા ઈંદ્ર ભગવાન;
વિદાય આપી મુચકુંદને, માગો કાંઈ વરદાન.
તમો શ્રમ કીધો અતિ ઘણો. તે અન્યથી નવ હોય;
તમારા વારાના પૃથ્વી માંહે, લોક ન મળે કોય.
ત્રણ વર મુચકુંદે માગ્યા, ઉજાગરે વ્યાકુળ રાય;
અયુત વર્ષ નિદ્રા કરૂં, જગાડે તે ભસ્મ થઇ જાય.
ત્રીજો વર જે મુક્તિ પામું, મળે વૈકુંઠ રાય;
એવો વર પામી મુચકુંદ, સુતા એક ગુફાની માંય.
એ પૂર્વ કથા નિદ્રા તણી, જે હણ્યો કાળયવંન;
પરીક્ષિત રાય પ્રસન્ન હુવા, સમાધાન થયું સ્વામીન.

મૂળ કથા શ્રીશુક કહે, સાંભળીયે ભૂપાળ;
મુચકુંદે પૂછ્યું માધવને, કહે સાચું કોણ તું બાળ.

શ્રીકૃષ્ણ કહે મુચકુંદને, સાંભળ રવિવંશી રાય;
મુને બ્રહ્માદિક ઓળખે નહીં, નિગમ નેતિ કરી ગાય.

ભૂમી ભાર ઉતારવા, અમો લેઉં છૌં અવતાર;
બ્રહ્મા આદે સર્વે દેવતાએ, મુને સ્તવ્યો એકવાર.

વસુદેવ સુત થઇ અવતર્યો, વાસુદેવ મારૂં નામ;
અધર્મનો ઉચ્છેદ કીધો, ફેડયો કંસનો ઠામ.

ક્રોધાગ્નિયે તુજ નેત્રથી, બળાવ્યો કાલયવંન;
તું ભક્ત માટે ભૂપતી, મેં દીધું આજ દર્શન.

કૃતાંજળી કરી પાય લાગ્યો, મુકુંદને મુચકુંદ;
પરબ્રહ્મને કેમ ઓળખું, હું અપરાધી મતિમંદ.

નરેંદ્રે ઉપેંદ્રને, કહ્યું પોતાનું વૃત્તાંત;
અપરાધ મારો ક્ષમા કીજે, જય જય કમળા કાંત.

છે આદ્ય મધ્ય ને અંત્ય તું, અનંત અપરપાર;
પરાત્પર પરબ્રહ્મ ઇશ્વર, જય જય જુગદાધાર.
વિશ્વકર્ત્તા વિશ્વંભર, વિશ્વપાળક. વિશ્વાધાર;
જય વિશ્વેશ્વર વિશ્વાત્મા, વિધાતા રહિતવિકાર.
ભૃગુ બ્રહ્મા બૃહસ્પતી, તારો ભવ ન જાણે ભેદ;
ભટકતી ભારતા ફરે. પ્રભુ રહ્યા અટકી વેદ.
આદિત્ય ઇંદુ ઈંદ્ર ઉડગણ, અમર કોટિ તેત્રીશ;
અનિલ અનલ દુર્ગ અવની, તે કો નવ જાણે જુગદીશ.
સાગર સરિતા સપ્ત ઋષી, નવકુળ નાયક સર્પ;
અષ્ટવસુ ને વિશ્વેદેવા, ન જાણે મોટા નર્પ.
અધ્યયન ધન આધાર તું, પરિવાર તું પદ્મનાભ,
વ્યાપાર કીધો તુજ નામનો, પ્રભુ તેણે લુંટયા લાભ.
તારા સ્મરણ વિના વ્યાપાર કીધા, અન્ય કોટાન કોટ;
કુબેર તુલ્યે ધંન થયું પણ, અંતે આવી ખોટ.
ઉપરાજ્ઞને જઠર પોષ્યું, પોખી પોતાની નાર;
તેણે વૃથા વપુ વધાર્યું, કાળને ચરવા ચાર.
જાગૃત શયન સ્વપ્ન લક્ષણ, પ્રાત રાત્રિ મધ્યાન;
હું કલેશ કરતો ઉઠયો સૂતો, ભજન નહીં શ્રીભગવાન.
મમત્વ મદ મોહે ભર્યો, ઘણો મચ્છર માયા મગંન;
સ્વભાવે નથી નીચું નિરખ્યું, જોયું ગર્વે ગગંન.

ઘણું લોલ લોભી લંપટ શઠ, કપટી હૃદે કઠોર;
પલમાત્ર શ્રીબ્રહ્મ ભજ્યા નહીં, હું છૌં નાથ તારો ચોર.

અમરાવતીમાં આયુષ્ય ખોયું, કરી અરીસું યુદ્ધ;
અયુત વર્ષ નિદ્રામાં ગયાં, શબવત શરીર અશુદ્ધ.

સ્નાન દાન ને ધ્યાન અધ્યયન, સંત સંગત નહીં ઉપગાર;
શલ્યાવત સુતો રહ્યો, ગયો ઊંઘમાં અવતાર.

માત તાત ને ગુરૂ ગોસાંઇ, નવ સેવ્યા વિપ્ર સાધ;
આયુષ્ય ખોયું અન્યાય કરતે, ક્ષમા કરો અપરાધ.

માનુષ દેહની ત્રણ અવસ્થા, નહીં ચોથી અવસ્થા કોય;
કીટ પડે કે ભસ્મ થાય, ખાય શ્વાન વિષ્ટા હોય.

માનુષ દેહથી પશુ ભલાં, અજ્ઞાને નહીં કર્મ;
મળમૂત્ર માંસ રૂધિર અસ્થિ, કોને અર્થે આવે ચર્મ.

માનુષ દેહ તો ધન્ય કહીએ, ભજે શ્રીગોપાળ;
જેણે રામ નામ ભજ્યું નહીં, તે જનુનીજોબનકાળ.

મુને ગર્ગાચાર્યે કહ્યું હતું, તુંને મળશે શ્રીમહારાજ;
તે વિપ્ર વચન સાચું થયું, મેં નિરખ્યા નરહરિ આજ.

ખટ શાસ્ત્ર ને ચાર વેદ, કથા પુરાણ અઢાર;
તે પાઠ કરતાં ગોવિંદ ગુણનો, કેમે ન આવે પાર.
અલ્પ આયુષ્ય સ્વલ્પ બુધ્ધિ, ગુણ હીણ ગર્વી મૂઢ;
હું કીટ વિષયકુંડનો, શું સ્તવું ગરુડારૂઢ.
એવું કહીને પાય પડીયો, યુગ્મ જોડી પાણ;
માંગ વર રવિવંશોદ્ભવ*, એમ વધ્યા પુરુષપુરાણ.
ગદ ગદ કંઠે બોલિયા, ગોવિંદસું મુચકુંદ;
આવાગમનનાં કર્મ કાપો, આપો ચરણારવિંદ.
શ્રીકૃષ્ણ કહે નિદ્રાવડે, છે અશુદ્ધ તારો દેહ;
આધકાર નહીં વૈકુંઠનો, રાય પિંડ પાડો એહ.
પછે વૈકુંઠ પામશો તમો, કહી ગયા શ્રીભગવાન;
મુચકુંદ બદ્રિકાશ્રમ જઇને, ધર્યું હરિનું ધ્યાન.
થોડા દિવસમાં દેહ તજિયો, આવ્યું દિવ્ય વિમાન;
વૈકુંઠ વૈષ્ણવ પામિયો, એમ કહે શુક ભગવાન.

**વલણ.**

ભગવાન શુક કહે શ્રવણે, કોટિ પાતક જાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા,થયો એકાવનમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકપંચાશત્તમોધ્યાયઃ ॥૫૧॥**

## અધ્યાય ૫૨ મો.†

### કડવું ૧૪૪ મું-રાગ ગોડી.

શ્રીકૃષ્ણ કાર્ય પરભાર્યું કરી, ફરી મથુરાંમાં આવ્યા હરી;
રામે હળમુસળ કર ધરી, અર્ધ કચરી માર્યા અરી.
યવન મારતાં બહુ ઉગર્યા, તે કૃષ્ણે આવી પૂરા કર્યા;
અધર્મી નાઠા તે ઉગર્યા, દ્વારીકાં બે બાંધવ પરવર્યા.
મથુરાંની માયા મૂકી ઘણી, સામળા ચાલ્યા સોરઠ ભણી;
સૈન્યા રાય જરાસંધ તણી, આગળ ઉભી બીહામણી.
બાંધી મારગ માગધ રહ્યો, મુદિત‡ માધવ દેખી થયો;
નથી સામાચાર યવનનો લહ્યો, જે મ્લેચ્છ મુચકુંદ દષ્ટીયે દહ્યો.
યવનથી નાઠા બે ભાય, આવી પડયા મારા દળ માંય;
સૈન્યાને કહે માગધરાય, રામ કૃષ્ણ કુશળે નવ જાય.

દીઠા દાનવે બાંધી વાટ, સંકર્ષણને થયો ઉચાટ;
ભાઇ નથી ઉગરવાનો ઘાટ, કરી યુદ્ધ હવે વાળો દાટ.
શ્રીકૃષ્ણ કહે સત્ય કહો છો તમે, આપણને દાનવ વઢતાં દમે;
આજ યુદ્ધે જીત ન થાય કેમે, ભાઇ પલાયનનો* દીસે સમો.
મૂકી સૈન્યા જમણે પાસ, નાઠા હળધર શ્રી અવિનાશ;
કહે જરાસંધ ભરિયો શ્વાસ, નેટ નીસરી પીધી છાસ.
નોહે યાદવ ક્ષત્રી ખરા, નીવડયા નંદતણા છોકરા;
હવડાં જઇ ઝૂકું અહીંસરા†, ધાયો જરાસંધ દુષ્ટ ધરા.
પ્રભુ તેવડયા‡ તસ્કર વત, કોટિ અસુર ધાયા ઉન્મત્ત;
બહુ પાળા હસ્તિ ઘોડા રથ, ધાતાં સહુ થાયે લથબથ.
પડે હોહોર ચીસ બુંબાણ, વરસે શૂળ શક્તિ બહુ બાણ;
ન રહ્યું શસ્ત્ર અસ્ત્ર નિર્માણ, નાંખે અસુર પૂંઠે પાષાણ.
ઉડે ધૂળકટ ફોરણ વાય, મારો કહેતા દાનવ ધાય;
નાસતાં ચેષ્ટા કરે યદુરાય, ઢળી પડે વળી બેઠા થાય.
એ અકળ ગતિ નવ જાયે કળી, છુટે પલવટ બાંધે વળી;
હળધરને હીંડયાની ગતિ ટળી, એવે સૈન્યા પૂંઠે આવી મળી.
રામ કહે સાંભળ શ્રીપતિ, આવી પહોંતા બહુ દુર્મતી§;
મારૂં મરણ આવ્યું સર્વથી, હવે મેં દોડાતું નથી.
વડો વીર દીઠા લડથડયા, ન મૂકે દાનવ પૂંઠે પડયા;
લીધા રામ ખભે હરિ ગડગડયા, પરમેશ્વર પર્વત ઉપર ચડયા.
છે ગોમતાચળ|| તે ગિરિનું નામ, ચડી ગુપ્ત થયા કેશવરામ;
જરાસંધ કહે સીધ્યું કામ, હવે નથી નાઠાનો ઠામ.
જઇ પર્વત વીટયો ચોપાસ, ખડકી કાષ્ટ¶ મૂકયો હુતાશ;×
ગઇ અગ્નિ જ્વાળા આકાશ, બોલ્યા રામ શી ગતિ અવિનાશ.
ભાઇ નથી ઉગરવાનો ઉપાય, જુઓ જ્વાળા ચોપાસે જાય;
ભય ઉપજાવે લાગી લાય, ફાટે વાંસ કડાકા થાય.
શુકર મૃગ પડયાં તરફડે, દગ્ધ પાંખ પંખી ફડ ફડે;
ધુમ્ર વાયુ ધુમસ ધડધડે, સામળીયા કાંઇ સૂજ નવ પડે.
કહો શું કામ અહીં કાઢયું ચડી, જન્મ સંભારણ વેળા પડી;
થઇ અવગતિ મરશું તરફડી, વારૂ થાત જો મરતા લડી.
કોણ વાત કહેશે ઘેર આપણી, રોઇ મરશે દેવકી રોહિણી;
મામી બેહુ હરખશે ઘણી, મગધમાં જાશે વધામણી.
બળિભદ્રની આતુર વાણી, લીધું પીતાંબર સારંગપાણી;
પછે હળધરને પાસે આણી, બેહુએ કટિ** ત્યાં બાંધ્યાં તાણી.

---

* સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલો.

† આ બાવનમા અધ્યાયમાં જાણે ભયભિત થયા હોય, તેમ દોડતા, દ્વારકાંમાં ગએલા ભગવાને એક બ્રાહ્મણે કહેલા રૂક્મિણીના સંદેશાને સ્વિકાર્યો તે કથા છે.

‡ આનંદી.

* ભાગવાનો. † પળ વારમાં. ‡ યુક્તિ રચી.

§ દુષ્ટ મતિવાળા. || મૂળ ભાગવતમાં 'પ્રવર્ષણ' એવું પર્વતનું નામ છે. ¶ લાકડાં. × અગ્નિ. ** કમ્મર.

ક્ષીની ગતિ કીધી યદુપતી, તે જરાસંધ જાણતો નથી;
રામને લઇ ઉડયા અવિગતી, બેહુ જઇ ઉતરયા દ્વારામતી.
રામકૃષ્ણ જાતા નવ જોયા, ગાજ્યો જરાસંધ દાનવ મોહ્યા;
બેહુ યાદવે જીવ પોતાના ખોયા, ગયા ઘેર દૂધે ઉભર પીયા.
અસ્તિ પ્રાપ્તિ આનંદી થાયું, હવે વેર વળ્યું કંસાસુર તણું;
મૂળ કથા શુકજી કહે ભણું, વિસ્તારૂં મનુનું મનુતાપણું.
જાગ્યા લોક દ્વારિકામાંય, નવું નગ્ર દેખી વિસ્મે થાય;
પરસ્પરે સહુ પૂછવા જાય, સહુ સમજ્યા ઉદ્ધવ વૈષ્ણવરાય.
સહુ સમજાવ્યા યાદવ પરિવાર, એવે પધાર્યા જુગદાધાર;
થયો કુશસ્થળીમાં* જેજેકાર, કહ્યા કુટુંબને સર્વે સમાચાર.

વલણ.

સમાચાર કહ્યા અથ ઇતિ, દહ્યો યવન વાસ્યું ગામરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, જે પરણ્યા કેશવરામરે.

---

કડવું ૨૪૫ મું†–રાગ કેદારો.

શુકજી કહે સાંભળ રાજા, કહું ગોવિંદના ગુણ ગ્રામ;
વૈદર્ભીને‡ વિઠ્ઠલ પરણ્યા, રેવતીને વરિયા રામ.
છપ્પન કોટિ છે યાદવ, રચના શ્રી જુગદીશ;
એકેકા ઘરમાં કુટુંબ છે, માણસ અડતાલીશ.
પ્રતિ પાલણા કરે પ્રજાની, સમરથ શ્રી ભગવાન;
વ્યાધિ અકાલ મૃત્યુ નહીં કોઇને, કાંપે યમ રાજાન.
દ્વારામતીમાં પ્રજા ન માઈ, એક નવું નીપજાવ્યું ગામ;
કીધી દ્વારિકાં સામી એક, ઊપદ્વારિકાં ધર્યું નામ.
ઉગ્રસેન શિર છત્ર બિરાજે, ધણી વસુદેવ રાજાન;
સેનાપતી સાત્યકી યાદવ, અક્રૂર કીધા પ્રધાન.
યુદ્ધપતી હળધરજી કીધા, સ્વામી શ્રી ગોપાળ;
વિનતિ ઉદ્ધવજી પહોંચાડે, કીધો કૃતવર્મા કોટવાળ.
સુખસાતા અડિયાતા દહાડા, જ્યાં રાજા જુગદાધાર;
વસુદેવ દેવકી ગોષ્ઠ કરે છે, પામ્યાં છે સુખ અપાર.
કારાગૃહના કપરા દહાડા, સંભારતાં દુઃખ વ્યાપે;
આજ ઇંદ્ર ઇંદ્રાણીપેં અદકાં, સુખી પુત્રતણે પ્રતાપે.
રાજ્ય ભુવન ધન ભોજન ભૂષણ, વાહન વસન આસન;
સકળ સુખ આપણે પામ્યાં, પણ એક દુઃખ મોટું મન.

જરાસંધ સરખો શિર શત્રુ, કીધા ગોકુળમાં અન્યાય;
તે માટે દીકરાને કો નહીં આપે, કુળવંતી કન્યાય.
રોહિણી પુત્ર રંગે છે ગોરો, તેની વાત ક્યાંઇ પણ થાશે;
મારો પુત્ર કાળો ઉછંકળ, કુંવારો ભવ જાશે.
નીચ કુળની લક્ષ મળે તોહે, મારૂં દુઃખ નવ ભાગે;
જ્યાં લગે કો છત્રપતીની, પુત્રી પાગે નવ લાગે.
વસુદેવ કહેરે ઘેલી ઘરણી, એ વિચાર તારો ખોટો;
આપણા પુત્રને પરણાવવાને, પરમેશ્વર છે મોટો.
શ્રીકૃષ્ણે તતક્ષણ જાણ્યું, માત પિતાની દાઝ;
એટલી વહુવર આગળ લાવું, જે માતા આવે વાજ.
એક દહાડો સકળ યાદવની, સભા શ્રીકૃષ્ણે કીધી;
અંતરિક્ષથી એક રાજા આવ્યો, કુંડે કન્યા લીધી.
એકવીશ તાડ પ્રમાણે ઉંચો, કન્યા તે પણ એવી;
હિમાચળના ઉછંગ* ઉપર, જગત માતા† જેવી.
સુભટ સર્વે વિસ્મે પામ્યા, દેખી તાત કુમારી;
તે રાજાએ આવિને પૂછ્યું, કયાં છે મૂસળધારી‡.
ઉગ્રસેને અતિ આદર કીધો, કહો પધાર્યા કોણ કામ;
પ્રણામ કરીને રાજા બોલ્યો, છે રેવત મારૂં નામ.
રવિવંશ ઇક્ષ્વાકુ કુળ મારૂં, છત્રપતિ રાજકુમાર;
હું રેવતી પુત્રીને લેઇ ગયો, બ્રહ્મા કને એકવાર.
મુહૂર્ત માત્ર રહ્યો હું ઉભો, વહી ગયા યુગ ચાર;
જગતપિતાએ સામું જોયું, હું બોલ્યો કરી નમસ્કાર.
વર વિચારી મેં મૂકયા હતા, નામ કહ્યાં સભામાંય;
કયા વરને કન્યા આપું, જે અખંડ સૌભાગ્ય થાય.
હાસ્ય કરી હિરણ્યગર્ભ§ કહે, વહી ગયા યુગચાર;
તેં ચીતવ્યા વર તે પૃથિવી માંહે, ફરી અવતર્યા લક્ષવાર.
આજ જુનો વર છે ધરાધર‖, રોહિણીનંદન નામ;
તેને જઇ કન્યા આપો, તુજ યોગ્ય જમાઇ રામ.
તે માટે હું આવ્યો સ્વામી, મુને કૃતારથ કીજે;
ઉગ્રસેન કહે હળધરને, કન્યા યોગ્ય છે લીજે.
સરખે સરખા યાદવ હસિયા, વિવાહ રૂડો થાશે;
કન્યા નોહે પણ કન્યો દીસે, કીયા ઘરમાં માશે.
પિતાએ પુત્રી હેઠી મૂકી, અવની¶ અડિયા પાય;
જોતાં રૂપ ગયું કૃત યુગનું, થઇ દ્વાપરની કન્યાય.
જેજેકાર થયો યદુકુળમાં, શોભિયા સંકર્ષણ×;
કન્યાદાન આપ્યું રાજાએ, કીધું પાણી ગ્રહણ.

---

* દ્વારકાંમાં.
† આ કડવાની વાત મૂળ ભાગવતમાં નથી.
‡ વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી, માટે વૈદર્ભી એ રૂક્મિણીનું નામ છે.

* ખોળા. † પાર્વતી. ‡ શ્રી બળિભદ્ર. § બ્રહ્મદેવ.
‖ પૃથ્વીને ધારણ કરનાર. ¶ પૃથ્વી. × શ્રીબળિભદ્રજી.

### વળણ.

પાણી ગ્રહણ કીધું રેવતી રામે, રેવત તપ કરવા ગયોરે;
કહું સંબંધ શ્રીગોપાળનો, જે રૂકમિણી સાથે થયોરે.

---

### કડવું ૧૪૬ મું–રાગ રામગ્રી.

પ્રથમે પ્રણમું સીતા રામજી, વિઘ્ન હરે વૈખરીને કરૂં પ્રણામજી;
શ્રીભાગવત રસ અમૃત ભાખું જી, પદબંધ કરવા અભિલાષ રાખું જી.

### ચાલ.

અભિલાષ રાખું રમ્ય* વાણી, આપ શ્રી રણછોડ;
કથા કહું રૂક્મિણી હરણની, બાંધુ જુગતે જોડ.
વ્યાકરણ વાણી શબ્દ સુંદર, સુરસરિતા† શુભ વાણ;
છે અમૃતપેં અધિક માધુર, કો પીયે ચતુરસુજાણ.
કોમળ શીતળ નિર્મળ સુખકર, દુઃખકર હરિનું નામ;
પ્રેમાનંદ પવિત્ર થાવા, ગાયા રાજીવલોચન‡ રામ.
રસ અનુભવી ચતુર પંડિત, બાંધે બંધ જુગત અપાર;
લલિત§ પદ ગૌરવ ઘણું, વેહે વાણી ગંગાધાર;
એવા કવિને ભક્તિ નહીં, જેમ બીજ વોહોણું ક્ષેત્ર;
પદ બંધ કિંવા પ્રીત વોહોણું, જેમ પુતલી પાખે નેત્ર.
પંડિત થયા નવ હરિ લહ્યા, પ્રજળી રહ્યા નિજ અહંકાર;
ભક્તિ વિના અધ્યયન યથા, વેહે વૃષભ‖ પુસ્તક ભાર.
કો કહેશે તેં ગર્વ કીધો, કવિને તિરસ્કાર;
કહ્યો ઉપદેશ પ્રાણી માત્રને, હરિ ભજન સહુ પેં સાર.
એ મરણ પગલાં હેઠ છે, ફરે સીચાણો કાળ;
હરતાં ફરતાં કારજ કરતાં, ભજો શ્રી ગોપાળ
રૂક્મિણી હરણની કહું કથા, જોડી યથા વેદ વ્યાસ;
જો પ્રીતિપૂર્વક સાંભળે તો, ટળે જન્મ મરણનો ત્રાસ.

### વળણ.

ટળે ત્રાસ જન્મ મરણનો, હરિભજન નવ ચૂકીયેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરનું, પળ માત્ર નામ ન મૂકીયેરે.

---

### કડવું ૧૪૭ મું–રાગ સામેરી.

શ્રીશુકજી કેહે સાંભળિયે રાય, શ્રીકૃષ્ણ કમળાનો વિહિવાય;
શ્રીહરિયે મથુરાંમાં અવતાર લીધો, લક્ષ્મીયે મનમાં વિચાર કીધો.
વિચાર કીધો વપુ¶ ધરવા, સેવવા પાદ શ્રીહરી;
વિદર્ભા દેશ ભીમકને ઘેર, રૂકૂમિણી થઇ અવતરી.
સ્વરૂપ સુંદર શીલ સાગર, સ્તવી ન શકે સર[illegible];
ભીમકને ભુવન પધારિયા, એકવાર ત્યાં નારદ જતી.
એકાંત અંતઃપુર વિષે, પૂજ્યા ઋષિ આદર કરી;
દંપતી ઋષિને પાય લાગ્યાં, વિનય વાણી આચરી.
મહારાજ આજ હું રંકને, કૃતાર્થ ઋષિજી કરો;
હું સરખું કાંઇ કાર્ય સ્વામી, સેવક જાણી આચરો.
ભક્તેંદ્ર* કહે નરેંદ્રને†, ધર્મ સૌજન્ય સુણી ઘણું;
અજલોકથી‡ અમો આવ્યા, અવલોકવા§ મન આતુર ઘણું;
છે સપ્ત સ્વર્ગે વાત તારી, વૈદર્ભી વૈષ્ણવ મણી;
જેનો યશ છે જગત માંહે, ધન્ય જનુની તે તણી.
ભૂપતીના ભલપણાને, વિખાણે છે મહાજતી;
રૂકૂમિણીને‖ તેડી આવી, માતા જે સુવજાવતી.
પુત્રી જઇને પાગે લાગો, વર માગો ઋષિવર કને;
મહંત ભાગ્ય જે મુનિ મળિયા, સૌભાગ્ય મોટો હશે તને.
નારદ ઋષિને પાય પડિયાં, રૂકૂમિણી જુગતે કરી;
તારો હાથ વૈકુંઠનાથ ગ્રહેશે, વરદાન વાણી આચરી.
આશ્ચર્ય પામી શીષ નામી, વિદર્ભનો સ્વામી વદે,
તમો વિચારી વરદાન આપો, વિશ્વાસ કેમ આવે હૃદે.
ક્યાં ખદ્યોત¶ ને ક્યાં રવી, એ જોગવાઇ જોતાં નવ મળી;
ક્યાં ઋષિકેશ× ક્યાં રૂકૂમિણી, ક્યાં ગરૂડ ક્યાં ચરકલી.
ક્યા પુણ્યે એ જમાઇ પામું, જેનો પાર વિધિ પામે નહીં;
નિઃસંદેહ છે નારદ કહે, સગાઇ એ નિશ્ચે થઇ.
જેમ જનકસુતા** રામે વરી, તેમ પહોંચશે તમ કોડ;
યાદવપતિ દ્વારામતીમાં, વસુદેવસુત રણછોડ.
અરિ†† દળવા અવનિ અવતર્યો, એ આઠમો અવતાર;
કષ્ટ‡‡ નિવારણ સૃષ્ટિનું, શ્રી કૃષ્ણ જુગદાધાર.
છે અયુત આદિત્યતણી આભા§§, મુગટ ઉગટ મુખ નિર્મળું;
નીલ પીત પટકુળ રાજે, ઘનવર્ણું તેનું સામળું.
નવ માણી મકરાકૃત કુંડળ, હાર વૈજયંતી કૌસ્તુભ મણી;
બાજુબંધ પહોંચી મુદ્રિકા‖‖, હરે જ્યોતિ સુત અત્રીતણી.¶¶
નખ ઇંદુ આભા આપતી, જે ઉડગણની શોભા હરે;
જેને મસ્તક કર કમળ ધરે, તેને કૃતારથ સેહજે કરે.

---

* મનોહર † ગંગા. ‡ કમળ સરખા નેત્રવાળા.
§ સુંદર. ‖ બળદ. ¶ શરીર.

* ભક્તોમાં શ્રેષ્ઠ એવા નારદજી. † રાજા.
‡ બ્રહ્મલોક–સત્યલોક કે જ્યાં બ્રહ્માદિનું સ્થાન છે. § નિરખવા.
‖ અહિંથી માંડી કડવું પુરૂં થવા સુધીની વાત મૂળ ભાગવતમાં નથી.
¶ તારા. × ભગવાન. ** સીતાજી. †† શત્રુ–દુષ્ટ
‡‡ દુઃખ. §§ કાંતિ. ‖‖ વીંટિ.
¶¶ સુત અત્રી–અત્રી સુત–ચંદ્રમા.

ફુલ્યાં નેત્ર અંબુજ ચતુર્ભુજ, રાજે રમ્ય રોમાવળી;
નાસિકા શુકચંચુ પ્રમાણે, શ્વેત દંત દાડમ કળી.
વિશાળ હ્રદે કટિ પાતળી, અધર કાતળી આંબાતણી;
ચરણ કમળનું ધ્યાન ધરતાં, જેવું નવપડે ભવબાણી.
એ ધ્યાન કેવળ બ્રહ્મનું, હ્રદે રાખો તમે મહીપતી;
એવું કહી અદ્રષ્ટ થયા, પધારયા નારદજતી.
ઉપદેશ પામ્યાં પિતા પુત્રી, શ્રી કૃષ્ણ ધ્યાન હ્રદે રહ્યું;
પરીક્ષિત પુછે ઋષિને, પછે સ્વામીજી શું થયું.

### વળણ.

શું થયું સ્વામી કહો મુજને, જે નારદજી આવી ગયારે;
વૈદર્ભી કેમ પ્રભુને વરી, દયાળે કીધી દયારે.

---

### કડવું ૧૪૮ મું-રાગ રામગ્રી.

દ્વૈપાયનસુત[*] કહે શુક જોગીજી, સાંભળ પરીક્ષિત ભાગવત ભોગીજી;
વળ્યા વેણુધારી[†] આપી વરદાનજી, પિતા પુત્રીને લાગ્યું ધ્યાનજી.

### ચાલ.

ધ્યાન લાગ્યું દુઃખ ભાગ્યું, મળ્યા ગુરૂ ગુણવાન;
રૂકુમિણી કન્યા સ્વપ્નમાંહે, દેખી શ્રી ભગવાન.
એક દિવસ પાંચે પુત્ર પ્રત્યે, કહે ભીમક રાજન;
ક્યાંઇ રૂકમિણીને વર વિચારો, દીજે કન્યાદાન.
તવ કુંવર વળતું બોલિયા, તમો વૃદ્ધ બુદ્ધિ વિશાળ;
જ્યાં ઘટે ત્યાં પિતાજી, તમો કરો વેવીસાળ.
હાસ્ય કરી ભીમક કહે, કહી ગયા છે ઋષરાય;
વસુદેવ સુત શ્રીકૃષ્ણને, આપણ આપીએ કન્યાય.
તવ જ્યેષ્ઠ પુત્ર અજ્ઞાન અર્ગુવ, હરિ વિમુખ મતિ મૂઢ;
વખાણ્યો શિશુપાળ તેણે, નિંદ્યા ગરૂડારૂઢ.
ગુણહીન માયાલીન બોલ્યો, તીમર ચડાવી ભાળ;
શું કરૂં જો પિતાજી છો, નહીંતર આણત કાળ.
વૃદ્ધ અવસ્થા મનુષ્યને કરે, ભ્રષ્ટ અંતઃકર્ણ;
વપુ શીથળ વિપરીત બુદ્ધિ, તેથેં રૂડું મર્ણ.
હારદ નવ લેહ નારદનું, જેને વિરોધ ઉપર પ્રેમ;
ખળવાક્ય જે ખરાં માને, તેને સંભવે નહીં ક્ષેમ.
નવે ગ્રહ જાગે કુકર્મ લાગે, થાય પરમેશ્વરનો કોપ;
એટલા પદારથ હોય ત્યારે, જમાઇ થાયે ગોપ.

અમો વીર પાંચે જીવતાં, કેમ વરે નીચ ગોવાળ;
જો સગાનું સુખ લીજીયે તો, કીજીયે સગો શિશુપાળ.
ભીમક કહે ભલું કાં નહીં, શોધી કાઢિયું સતુપાત્ર;
આપણા કુળને નવ ઘટે, યાદવપતિ જામાત્ર.
એવું કહીને વિદાય આપી, નિજ ગૃહે ગયા કુમાર;
પણ રૂકમિને[*] ચટક લાગી, કીધો ગુપ્ત વિચાર.
જનક જેમ જાણે નહીં, તેમ જુગતે તેડું જાન;
જાણશે તો યાદવ આવશે, નથી પિતાને કંઇ સાન.
ગુપ્ત પત્ર લખી ચલાવ્યું, ચેદી દેશમુજાર;
પત્ર આપી શિશુપાળને, સેવકે કર્યો નમસ્કાર.
કંકોતરી કુંકુમે પૂજી, રાયે કીધું અવલોકન;
આ પત્ર અત્ર જે આવિયું, છે વધામણીનાં ચેહેન.
સ્વસ્તિ શ્રી સર્વ દેશ શિરોમણી, ચેદી દેશ વિશાળ;
દમઘોષનંદન ભાગ્યનિધ, શત્રુ સહસ્રના કાળ.
પરકારજ કરતા દુઃખ હરતા, ઔદાર્ય[†] નૃપવર્ય[‡];
ધર્મધામ સ્વરૂપ કામ, સોમવંશના સૂર્ય.
વિદ્યા વિનય વિવેક સંપન્ન, શૂર ધીર ધીમાન;
રાજમણિ શિશુપાળ સ્વામી, દંતવક્ત્ર બળવાન.
વિદર્ભવાસી આજ્ઞાવર્ત્તી, સેવક રૂકમિ એ નામ;
એ વિનંતી ભૂપતી મારા, શતસહસ્ર પ્રણામ.
છે બેહેન મારી રૂકૃમિણી, તે પામી કન્યાકાળ;
અમો તમને અર્પણ કીધી, શોભશે વેવીસાળ.
છે પિતાનું મન અન્ય સ્થાનક, તે અમો કીધું વ્યર્થ;
આપણા મનમાં ન આવ્યું તો, શું પિતાનું સામર્થ્ય.
છે શુભ લગ્ન માઘ શુદિમાં, સપ્તમી સોમવાર;
અહિં શીઘ્ર સ્વામી પધારવું, લખ્યો દિવસતે નિર્ધાર.

### વળણ.

નિર્ધાર દિવસ લગ્નતણો, લાવજો સાથ ચોદ્ધાતણોરે;
પત્રિકા વાંચ્યા હ્રદયા ચાંપી, મિથ્યા વર હરખ્યો ઘણોરે.

---

### કડવું ૧૪૯ મું-રાગ વેરાડી.

શુકજી કેહે ભૂપતિ સાંભળો, કૃષ્ણ રૂકમિણીનો માહમા નિર્મળો;
દિવસ એક લગ્ન વચ્ચે રહ્યો, રૂકૃમિ ભીમક પાસે ગયો.
બોલ્યો પિતા પ્રત્યે કૃતાંજળી કરી, ઘણું ગર્વ યુક્ત વાણી ઓચરી;
બાઇનું વેવીસાળ નિશ્ચે કીધું, પરમ દહાડાનું લગ્ન મેં લીધું.

---

* વેદ વ્યાસના પુત્ર શુકદેવજી. † નારદજી.
‡ મોટો રૂકૃમિ, તેથી નાના રૂકૃમરથ, રૂકૃમ બાહુ, રૂકૃમ-કેશ, અને રૂકૃમમાલી.

* રૂકૃમિણીનો મોટો ભાઇ.
† ઉદાર. ‡ રાજાઓમાં ઉત્તમ.

શુભવાત આવ્યો છઉં પૂછવા, શિશુપાળ વર મેં રાખ્યો વરવા;
શાંતિગ્રહ ગોત્રજ દેવ્યા, આપો ભુરસી દાન બ્રાહ્મણ સેવા.
વેહેવાઇ જાનની સ્વાગત કરજો, કલ્પના તજી ઉલટ ધરજો;
વિરોધ વાત સુંણો સુતતણી, ભેદ્યાં ભૂપસું ભાલા અણી.
વચન વિષ પેં કડવાં ઘણાં, ક્રોધે તમ તન લાગાં તાપણાં;
શબ્દ ઘાય વજ્રપેં દોહેલો, રાયનું કાળજ બળી થયું કોએલો.
વારૂ કીધું કહી વળાવ્યા તંન, એકાંતે ભીમકે કીધું રૂદંન;
ગઇ ગંગા આવ્યું શોણિતપૂર*, ગયો ઐરાવત આવ્યો મહિષાસુર.
તજી બ્રાહ્મણ પૂજે ચાંડાળ, હરિ પરહરી તેડયો શિશુપાળ;
એ પુત્રપેં ભલો અપુત્ર અવતાર, જે પુત્રે દીધું મુક્તિનું દ્વાર.
શું કરે પુત્ર પ્રભુને ગમ્યું એમ, હરિની રૂચી હોયતો એમ થાયે કેમ;
જે વિશ્વંભર જગતનું પોષણ કરે, તે કન્યાદાનને કેમ કરધરે.
દેહ દમે જોગી જેને કારણે, તે કેમ આવે મારે બારણે;
જે ખટ દરશણે ખોળ્યો નવ દીસે, મારી સ્ત્રીતેને કંસાર કયાંથી પીરશે.

એ દીકરો દૈત્ય થઇ નીવડયો, દુ:ખ દેવા પતિત પેટે પડયો;
અણગમતી રાખી વાત ગુપ્ત કરી, કહે વારૂ કામ કીધાં દીકરી.
પછે રાજમંડપમાં રાજા ગયા, પિતા પુત્રનો વિરોધ કોઇ નવ લહ્યો;
માંડયા હોમ અધ્યયન તેડયા આચાર્ય, લૌકિક રાખવા ભીમકે માંડયું કાર્ય.

ઘેર ઘેર પુરમાં વારતા થઇ, શિશુપાળ જરાસંધ આવશે સહી;
વર જાન ઉતરવા કામ, રૂક્મિએ એક સણગાર્યું ધામ.
હય રથ ગજ શાળા વિશાળ, છે તોરણ ટોડા ઝાકઝમાળ;
શય્યા તકિયા આસન પરિસ્તર્ણું†, ચંદ્રવા ઝુમાણાં ઝગે સોવર્ણું.
ઘૃત પકવ શર્કરા બહુ પકવાંન, પ્રથમ આવી આરોગે જાન;
ગોરસ ઘૃત દૂધ નવનીત, સર્વ કીધાં કામ દુધાની રીત.
જળ કદમપત્ર ઉભય પાસા, ભર્યાં શીતળ જળ એળચી વાસ્યાં;
અમરાપુરી‡ શું અવની ઉતાર્યું, વસે ઉતારવા ઘર શણગાર્યું.
વાહનને સારૂ તૃણ ટોળે કીધાં, ગજ અશ્વ પશુનાં કામ સીધાં;
વાજે પટહ દુંદુભી ઢોલ, બંદી ભાટ બોલે યશબોલ.

વળણ.

યશ બોલે ઢોલ વાજે, નફેરી શરણાઇરે;
રૂક્મિણીયે જાણી વારતા, તવ પડી મૂર્છા ખાઇરે.

---

* લોહીનું પૂર-પ્રવાહ. † પાથરણાં-અસ્તર.
* સ્વર્ગ.

### કડવું ૧૫૦ મું-રાગ દેશાખની દેશી.

કે વારતા સાંભળીરે, જે વીરે મેળવ્યું વેવીસાળ;
ન તેડયા શ્રી કૃષ્ણજીરે, પડી પેટડીયામાં ફાળ.
શુધબુધ શક્તિ ગઇરે, થઇ શીથળ છૂટી વેણ;
વપુ વિયોગ દહ્યુંરે, મુને નવ મળ્યા અંબુજ નેણ.
થયો જુઠો નારદ જતીરે, નવ મળ્યા શ્રીગોપાળ;
દૈવ રંભ આવતોરે, મારા સ્વપ્નમાં શિશુપાળ.
ઉભી થઇ અવની પડેરે, મૂકે અંગુળી મુખમાંય;
ચિત્ત ચગડોળે ચડયુંરે, મંદિરમાં અરી પરી ધાય.
પીઠી ચોળવારે, આવી પ્રીતે પંચ ભોજાઇ;
ભાભી વિરમે થઇરે, પૂછે શું થયું કહો બાઇ.
છે દિવસ આનંદનોરે, જાશો છત્રપતીને મંદીર;
કેવા વર શોધિયોરે, બાઇ ધન્ય તમારા વીર.
બેસાડી આસનેરે, કીધો પીઠીનો આચાર;
વહુવારૂ સર્વ મળીરે, કહ્યા સાસુને સમાચાર.
માતા વજાવતીરે, આવ્યાં રૂક્મિણીને ભોવંન;
કાં રૂઓ છો દીકરીરે, માએ દીધું આલિંગંન.
નિજ પટ પાલવેરે, લોહી લોચન પુછે માત;
આજ દિવસ મંગળતણોરે, બાઇ નવ કીજે આંસુ પાત.
કોણ દુ:ખે દીકરીરે, તું રૂએ છે મીઠી;
હસી બોલ્યાં રૂક્મિણીરે, પેઠી લોચનમાં પીઠી.
તવ માતા પાછી ફરીરે, ઘણું સાતા મન આણી;
એક સખી પોતાતણીરે, તે પ્રત્યે વધ્યાં કન્યા વાણી.
તું તેડી લાવ વિપ્રનેરે, જે દ્વારામતી લગી જાય;
મળ્યો મુનિ હરિશ્રવારે, ગ્રહી જેષ્ટિકા કર માંય.
વપુ જરાયુક્ત છેરે, ઉભો રહી રહી લે છે શ્વાસ;
તેડી તે વિપ્રનેરે, ગઇ દાસી કન્યા પાસ.
જોઈ ઋષિ રૂપનેરે, રૂક્મિણીએ ધુણાવ્યું શીષ;
સખી તુંને શું કહુંરે, મારા કર્મ ઉપર રીશ.

વળણ.

રીશ કરૂં મારા કર્મ ઉપર, બ્રાહ્મણ તુંને ભલો મળ્યોરે;
કારજ સર્વે સિદ્ધ પામ્યાં, વિચાર મનનો વેગળોરે.

---

### કડવું ૧૫૧ મું-રાગ આસાવરી.

બેસવા દિવ્ય આસન ધરી, હરિ ભટની પૂજા કરી;
આચરી કર જોડી કન્યા પછેરે.

### ચાલ.

કૃતાંજલી કરી કહે કન્યા, રૂચિર* શબ્દ કોકિલા સ્વરી;
મુનિ હરિશ્રવા તમો પધારો, પધાર્યા કેવળ હરી.
માનુભાવ વાર્ત્તા મનતણી, માન મૂકી કહું તમ આગળે;
શ્રીકૃષ્ણ વર નારદે કહ્યું, લખ્યું લિધિ કર્મને કાગળે.
રૂક્મિએ શિશુપાળ તેડયો, તે તમો જાણતા હશો જતી;
મારૂં મન છે શ્રીકૃષ્ણ ઉપર, શિશુપાળ રજ† ગમતો નથી.
પત્ર લઇને ગુપ્ત જાઓ, મુનિવર દ્વારીકાં લગે;
પરમેશ્વર તમ વડે પામું, એવું કહીને લાગી પગે.

### હરિશ્રવોવાચઃ—

મસ્તક ધુણાવી કર ઘસી, મૂકયો મુખ નિશ્વાસ;
શું જોઇ મુજને કામ સોંપે, એ મિથ્યા મનની આશ.
ઘણે કષ્ટે ભિક્ષા માગી, નવ શકું ગાઉડે ચાલી;
ઘર ઊંબર ઓળંગતાં, મુજને ચડે ચરણે ખાલી.
વિશ્રામ કરતો હીંડું વાટે, ન શકું શ્વાસે બોલી;
આ પર્વતપેં મુને ભારે લાગે, શેરેક કણની‡ ઝોળી.
આધાર એક જેષ્ટિકા તણો, ઊંચલી ઘરૂં હું ચર્ણ;
નેત્રે નીર ઝરણ ઝરે, દેહ શીથળ ફૂટા કર્ણ.
ભિક્ષાનું અન્ન ઘેર જાયે, ત્યારે થાય રસોઇ;
બાઇ તેં તારૂં સ્વારથ જોયું, પણ મારી આરત નવ જોઈ.
યદ્યપિ દ્વારિકાં વેગળી, ઉદ્યમીને ઢુંકડી થાય;
ખોટી થાઊં ત્રણ દિવસ તો, છોકરાં શું ખાય.
રૂક્મિણી ગઇ મંદિર માંહ, લાવી પાત્ર ભરી સોવર્ણ;
ઋષિએ દીઠાં રત્ન માણેક, હરખ્યું અંતઃકર્ણ.
લેઇ દ્રવ્યની બાંધી ગાંઠડી, બાઇ સિદ્ધ થાશે કામ;
મધ્યાન્હે લાવું શ્રીકૃષ્ણને, તો હરિશ્રવા ધરૂં નામ.
ધંન આવ્યે વોવન આવ્યું, શુક કહે સુણ રાય;
પછે પત્ર લખે રૂક્મિણી, તે ઉલટ અંગ ન માય.

### વળણ.

ઉલટ અંગ ન માય મેહેલા, ગોવિંદના ગુણ ગાતી મુખે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, પત્ર કોણ જુગતે લખે.

---

* મનને આનંદ આપનાર; સુંદર.
† જરા માત્ર. ‡ દાણાની.

### કડવું ૧૫૨ મું-રાગ મારૂની ચોપાઇ.

શુકજી કહે સુણ છત્ર ધારી, કહું પત્રની વિગત વિસ્તારી;
લીધો કાગળ રાજકુંમારી, લક્ષ્મીયે લેખણ કરમાં ધારી.
કીધો નારદને પ્રથમ પ્રણામ, લખ્યું શૈલ્યસુતાસુત* નામ;
સિદ્ધ પામે વિવાહ શુભ કામ, મુકતપુરી શ્રીદ્વારીકાં ગામ.
શ્રેષ્ઠ સપ્ત પુરીની માંય, વિશ્વકર્માકૃત† કેહેવાય;
અહર્નિશ‡ ચક્ર કરે રક્ષાય, જેને સ્મરણે કિલ્મિષ§ જાય.
હે નરઉત્તમ દેવોત્તમ દયાળ, અસુરાંતક સુરભી પ્રતિપાળ;
કાળયવન કેશી કંસ કાળ, જયજય યાદવ દેવકી બાળ.
માયાતીત ગુણાતીત સ્વામી, નરકનિવારણ નિર્મળ નામી;
જગજીવન અંતર્યામી, જય જય ગોવિંદ ગરૂડાગામી.
પરમારથ કરતા તતખેવ, ભક્ત જનજિત અહમેવ;||
ઇચ્છું પ્રભુ પદપંકજ સેવ, વસુદેવ જય વાસુદેવ.
સર્વેશ્વર શ્રીઅવિનાશ, જગત ચૈતન તેજ પ્રકાશ;
ભીમક સુતા વિદર્ભ નિવાસી,લખિતંગ રૂકમિણી ચરણ દાસી.
જો કીજે સપ્ત સમુદ્રની સાહી, બેસે સરસ્વતી લખવા ડાહી;
તું છે અપરમપાર યદુરાઇ, તો કોણમાત્ર મારી ચતુરાઇ.
જો પૃથ્વી આકાશનું પત્ર થાય, અઢારભાર લેખણ સંખ્યાય;
કોટિકલ્પ લખે શિવરાય, પણ તમારા ગુણ લખ્યા નવ જાય.
તું છે અખિલ બ્રહ્માંડનો ધણી,જાણો દાસી મને પોતાતણી;
છે વિનતી થોડા માંહે ઘણી, ન જોશો મારાં કુકર્મ ભણી.
ઋષિ નારદે વરણવ્યા શ્રી ગોપાળ, પિતાને વાત ગમી તતકાળ;
દુષ્ટ ભાઇયે ભાંજ્યું વેવીસાળ, અણચાલતે આવે શિશુપાળ.
હું જીવું છું તમારી આશે, નારદશારદને વિશ્વાસે;
સિંહનો ભાગ જંબુક¶ લેઇ જાશે, તો ઉપહાસ પ્રભુ તમને થાશે.
કરવા અંબિકાનું પૂજન, સંધ્યાસમે જઇશ રાજંન;
ત્યાં તમો આવજો મધુસુદન, આપણ મળશું જગજીવન.
જો વિલંબ× કરશો સારંગપાણી,સમે નહીં આવો કરૂણા આણી;
બાંધીશ કંઠપાશ** હું તાણી, તમ ઉપર કાઢીશ પ્રાણી.
પ્રભુ વિના દુઃખમાંથી કોણ કહાડે, સગો ભાઇ ગયો ઘાણું હાડે;
વેહેલા આવજો પરમ દહાડે, દવ શિશુપાળને ફેરો પાડે.

### વળણ.

ફેરો પડે શિશુપાળને, આવજો ત્રિભુવન ધણીરે;
સંભાળ લેજો મારી તમે,જેમ પ્રથમ લીધી સીતાતણીરે.

---

* ગણપતી. † વિશ્વકર્મા નામના દેવે રચેલું.
‡ રાત્રે તથા દિવસે. § પાપ. || હું જ અર્થાત્ સર્વમય.
¶ શિયાળ. × વખત. ** ગળાફાંસો

**કડવું ૧૫૩ મું-રાગ મારૂની આંચળી.**

વિઠ્ઠલા વાઘે ઘેરી, વિઠ્ઠલા વાઘે ઘેરી ગાય;
દાવાનળથી બળતી રાખી ગૈ, તેમ કરજો મારી સહાય-વિ૦
ભ્રાત રૂકમિણી છે રૂપે પારધી, તેણે નાંખી મોટી જાળ;
કુટુંબ કુળમાં હું એકલી છું, કહાડો દીનદયાળ-વિ૦
આવે છે મુને ગ્રસન* કરવા, શિશુપાળ રૂપી વ્યાઘ્ર વિકાળ;
એવું જાણી વાહારે ચડજો, ભક્ત વત્સલ શ્રી ગોપાળ-વિ૦
કુંદનપુર રૂપીયું વન દારુણ, થયો ભીલ રૂકમિ મુજ ભ્રાત;
શિશુપાળરૂપી અગ્નિ લગાડયો, જરાસંધ પવનસું સાથ-વિ૦
હું બળી મરૂંછું પોપટી, તારા ગુણ ગાતાં જગતાત;
અનંગ ઓધ†વિષે બળતી રાખો, વિઠલજી થાઓ વરસાત-વિ૦
વિદર્ભા દેશ કો લક્ષણ સાગર, રૂકમિ રૂપિ છે તાણ;
માગધપતિ સરખા મચ્છદખી, કાંપે છે મારા પ્રાણ-વિ૦
શિશુપાળ રૂપી ગ્રાહ ગ્રસે છે, આવે જાન રૂપીયું ઉધાન‡;
બૂડું છું હું અબળા માણસ,વહાલાજી થાઓ વાહાણ-વિ૦
ગોકુળ રાખ્યું ગિરિ ધરીને, દાવાનળ પીધો વંન;
ચંદન માટે ચેરી‡ કીધી, રૂપે રંભા સમાન.-વિ૦
સુધાપેં મોંઘું ગોપીકાને, આપ્યું અધરામૃતનું પાન;
એવું જાણી હું આશા રાખું, રખે ભુલો શ્રીભગવાન-વિ૦
વિરહ રોગ કાંઇ વૈદ્ય ન જાણે, જે ગુપ્ત હૃદયનું દુઃખ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર વાંચ્છું, ચરણ કમળનું સુખ-વિ૦

વલણ.

જેમ જાનકી વર્યાં મિથિલામાંહે, ત્રોડી ત્ર્યંબકધનુષરે;
તેમ મુને વરજો વિઠલજી, ત્રોડી શિશુપાળનું મુખરે.

---

**કડવું ૧૫૪ મું-રાગ દેશાખની ચોપાઈ.**

કુંકુમે પૂજી કંકોતરી, શિરનામે લખ્યા શ્રીહરી;
હરિશ્રવાના હાથમાં ધરી, વિનયયુક્ત વાણી ઓચરી.
અયુક્ત વિપ્રને દેવું કાજ, એ શ્રમ ક્ષમા કરજો મહારાજ;
હું અબળાની તમો રાખો લાજ, કેવા આવો જાણે આવ્યા આજ.
મુખ વચન કેજો અતિ ઘણાં, જેમ કારજ સિદ્ધ થાય મુજતણાં;
બીજાં કારજકરજો અળખામણાં,હરિને કેહજો ગયું જોઇયે હમણાં.
ગદ્ગદ કંઠે રામા ભણે, મુનિવર જાવું છે અતિ ઘણે;
મારૂં મન તમને પિતાવત ગણે,રહ્યા પ્રાણ વળગી આશા તાંતણે.
ઋષિ સ્તુતિ કરવા હું સમરથ નથી, હું દુર્બળની છેલી વીનતી;
જેમ તેમ લાવજો યાદવપતિ, કરીશ સેવા જે થાશે મુજ થકી.

હરિશ્રવોવાચ:-

ખાઇ છે વાત કહું મનની, ધાતાં રક્ષા નહીં કરૂં તનની;
મુને પ્રીતિ નથી દક્ષિણા ધનની, ન લાવું કૃષ્ણને તો લાજે જનની.
શિશુપાળને વાળું નિર્મુખ ફરી, લગ્ન વેળા અહિં લાવું શ્રીહરી;
મીઠળ બાંધી રેહેજો સાંતરી, ચાલ્યા હરિભટ લાકડી ધરી.
પુઠે ગઇ જળાવા બાળી, વેહેલા આવજો જાતાં જુઓ વાળી;
પેલો કાગળ બાંધજો સંભાળી, હીંડવા શક્તિ આપજો વનમાળી.
ફરી સમશ્યા મોકલી ઠિંકરી, રખે ઘર પાચ્ચે જાતો વીસરી;
ગામ ગોંદરે પહોંતો ઢિંકા, હરિશ્રવા ગયો નિજદ્વારિકા*.
બાળક બહાર કાઢીને તેડી નાર, લે ધંન આ ઘરમાં ભડારા;
લોકને જાચી જમજો જુવાર, ફરયું ભાગ્ય ત્રુઠા દેવ મોરાર.
દીઠું ધંન ગયું દુઃખડું, શતછિદ્રયુક્ત† લીધું તુમડું;
પત્નીનું નવપલ્લવ મુખડું, ફરએ ડગલા માંહિ નહીં કુમકું.
ચલાવ્યાં ચરણ ચડે બહુ શ્વાસ, દેખી દાસીને આવ્યો વિશ્વાસ;
ફાટે ઉપાને§ રેણુ ઉડે ચોહોપાસ, જાણે દળ જાયે અક્ષૌહિણી પચાસ.
મુનિ ગમન કરે છે મલ્લ સમાન, વાગે ઠેસ ચંપાયે શ્વાન;
મૂકતાં ગામ થાકા ભગવાન, જાએ દાસી આંખ આડા કરી કાન.
પોળે પહોંચાડી દાસી વળી, શુદ્ધ શક્તિ મુનીની ટળી;
પ્રસ્વેદ ધારા ચાલી ગળી, વિકાસ્યું મુખ જીવ્હા નીકળી.

વલણ.

જીવ્હા કહાડે નેત્રે નવ સુઝે, વળે ઝાંઝવાં બહુરે;
શ્રમ કરી બે પોહોર ચાલ્યો, પણ લેખે હીંડયો રેઢ ગાઉરે.

---

**કડવું ૧૫૫ મું-રાગ રામચી.**

હરિભટ હબકયા વાટ વિચારીજી, કયાં એ કન્યા કયાં દેવમોરારીજી;
કયાં કુંદનપુર ક્યાં દ્વારામતીજી,કેમ કામ થાશે સદ્ય મારીવતીજી.

ચાલ.

મારી વતી દ્વારામતી, કેમ પહોંચાશે ભાઇ આજ;
દક્ષિણા લેઇ વિશ્વાસ દેઇ, મેં મિથ્યા લીધું કાજ.
વિશ્વાસ ઘાતકનું ઘોર પાતક, મેં મિથ્યા દીધી આશ;
રૂકમિણીના નિશ્વાસ આગળ, હુને હોશે નરકનિવાસ.
મેં સ્વાર્થ જોયું પોતાતણું, વણસાડયું કન્યાનું કામ;
એ લોભે યશ મારો ગયો, થયું વિશ્વાસઘાતક નામ.
હે ગરૂડગામી અંતર્યામી, ચિદાનંદ દીન દયાળ;
તમે વહેરે ચડજો વૈદર્ભીની, પેહલાં લેજો મારી સંભાળ.

---

* ગળવા; ગ્રાસવા. † ટોળાં; છોળ્યો. ‡ દાસી.

* પોતાનું ઘેર. † દાટ. ‡ સો કાણાંવાળું. § જોડાથી.

શીતળ છાયા દ્રુમતણી*, ઋષિ બેઠા ચિંતા આણી;
પ્રભુ તું જાણે મુને ભાર નહીં, પછે સુતો સોડો તાણી,
શુક કહે સુણ ભૂપતી, થાય જે કાંઇ ભાવી;
શીથળ ગાત્રે સુતાં માત્રમાં, સદ્ય નિદ્રા આવી.
છે વિશ્વંભર વિશ્વાત્મા, વસુદેવાત્મજ વાસુદેવ;
એક મુહૂર્તમાં ઉચલી આણ્યો, દ્વારિકાં તતખેવ.
સંગમ છે ગોમતી સાગરનો, છે શીતળ દ્રુમની છાંય;
ગાંઠડી લાકડી સંગાથે આણી, સુવાડયો ઋષિરાય.
એક સ્વપ્ન આવ્યુ વિપ્રને, મુને મળ્યા અશરણશર્ણ;
કુંદનપુર શ્રીકૃષ્ણ આવ્યા, કીધું રુક્મિણીનું હરણ.
શિશુપાળ જરાસંધ યુદ્ધ કરે છે, રખે યાદવ લૂટે ગામ;
સ્વપ્ન સાચું જાણી જાગી ઉઠયો, દ્રવ્ય સાચવવા કામ.
જુએ તો દીઠી દ્વારીકાં, કનક કોસીસા જળ હળાટ;
ચક્ર સુદર્શન સુસવે, સાગર ગાજે ઘુઘવાટ.
માતંગ તુરંગ રથ રાજતાં, ગાજતા અધ્યયન ઘોષ;
ધામ કળશના માળી ઝળકે, ફરતા આભા એક કોશ.
ધજા પતાકા ફરફરે, થરથરે ભાલા અગ્ર;
મૃગયા રમી યાદવ વળ્યા સહુ, છત્યા લોક સમગ્ર.
સુરાંગનાને લજાવતી, ભાવતી સુભગ શરીર;
યૌવનવતી ગજગતી ચાલે, ઝમકે ઝાંઝર ચમકે ચીર.
કો નીર ભરતી મર્દન કરતી, ફરતી ગોમતીને તીર;
વૈકુંઠનું સુખ સર્વે આવ્યુ, વસુદેવને મંદીર.
જોઇ હરિશ્રવા વિસ્મે થયો, છે સ્વપ્ન કે એ સત્ય;
હું જાગુ છું કે ઉંઘુ છું, પૂછે લોકને ગઇ મત્ય.
આ શુ વિદર્ભે વીંટયો સાગરે, કેમ થયું આવું કુંદનપુર;
શકે લંકામાં હું કયા થકો, કો ઉચલી લાવ્યો અક્રૂર.
વૈકુંઠ અથવા અમરાવતી, મુને શુદ્ધી નથી લગાર;
ભાઇ નામ શું એ નગરનું, કોણ છત્રનો ધરનાર.
હાંસી કરી કહે પુરવાસી, કાં વાડવ† થયા દિગમૂઢ;
નગરી નામ દ્વારામતી, સ્વામી શ્રી કૃષ્ણ ગરુડારૂઢ.
સવાસો યોજન બે ઘડીમાં, આવ્યાં ચચળ ચર્ણ;
હીંડતાં હસ્તિ ઘોડા ફાટે, મોટા પક્ષી પામે મર્ણ.
સંવત્સર માસને દિવસ પૂછી, કીધું તે નિરધાર;
ધન્ય ધન્ય પગ એ મારા, મુનિને આવ્યો અહંકાર.
નેત્ર અંજાયાં સામે તડકે, આવા સુતો આ ઠામ;
ઝાંઝવાં આવ્યાં આંખે જળ ઝરે, માટે નવ દીઠું ગામ.

* ઝાડની. † બ્રાહ્મણ.

વલણ.

ગામ નવ દીઠું સબળ હીંડયો, આનંદ્યો ઋષિરાયરે;
ગોમતીમાં મરજન કીધું, પછે દ્વારામતીમાં જાયરે.

કડવું ૧૧૬ મું—રાગ સારંગની ચોપાઇ.

ગોમતી મરજન કરી ઋષિરાય, લીધું તુમડું લાકડી કરમાંય;
માનુભાવ પુરમાંહે પળ્યા, યાદવ લોક સહુ સામા મળ્યા.
કો કહે દરિદ્રી ઘેલા થયા, રમતાં છોકરાં ખીજવવા ગયાં;
પુઠેથી રેણું* કાંકરા ઉડાડે, ધાયે બાળક બહુ તાળી પાડે.
છે ઉગ્રસેન સભાનું દ્વાર, જ્યાં ઉભા છે અદ્ભુત પ્રતિહાર;
ડોલે હસ્તિ બોલે યશ ભાટ, અકળાયો વિપ્ર નહીં જાવા વાટ.
વૃદ્ધ વિપ્ર દેખી કંગાલ, એક દયાળુ બોલ્યો દ્વારપાળ;
કહો ઋષિવર કૃપા કેમ કરી, બ્રાહ્મણ કહે મળવા ઇચ્છા શ્રી હરી.
સભામાંહે ગયો પ્રતિહાર, જઇ મંત્રીને કહ્યા સમાચાર;
મંત્રીયે કીધી ઉદ્ધવને વિનતી, ઉદ્ધવે વિનવ્યા યાદવપતી.
સ્વામી તમને મળવા કારણે, એક વૃદ્ધ વિપ્ર આવ્યો બારણે;
નેત્ર સમશ્યા કીધી જગદીશ, લેવા વિપ્રને ધાયા દશાવીશ.
ગ્રહી હાથ પાગ આકળા કીધા, સેવક હરિશ્રવાને ઉંચલી લીધો;
શ્રી કૃષ્ણ આગળ મૂકયો આણી, આપી આસન પૂછે ચક્ર પાણી.
કહો માનુભાવ કૃપા કેમ કરી, તવ ઋષિયે આપી કંકોતરી;
શ્રીહરિ પત્ર વાંચવા વ્યાકુળ ઘણા, ઓળખ્યા અક્ષર લક્ષ્મીતણા.
એ કંકોતરી કમળાની ખરી, હૃદયે ચાંપી વાંચે શ્રીહરી;
ચતુરાનું પત્ર વાંચ્યું ભગવાન, થયા બેઠા રથ કીધો સાવધાન.
પ્રશંસા કીધી બ્રાહ્મણ તણી, જમાડી દક્ષિણા આપી ઘણી;
પ્રભુએ જાણી કમળાની આપદા, ધર્યાં શંખ ચક્ર સારંગ ને ગદા.
લેઇ રથમાં બેસાડયો હરિશ્રવા, ચાલતાં સમાચાર માંડયા પૂછવા;
સાત્યકીને કીધી કરની સાન, જઇ સકળ સૈન્ય કીધુ સાવધાન.
સાત્યકીએ વિનવ્યા જઇ રામ, શીઘ્રે ચાલો પધાર્યા શ્યામ;
ઉઠયા હળધર વાત નવ જડી, છપ્પન કોટિ ઉઠયા ભડભડી.
હય ગજ રથ પાળા બહુ ધાય, એ ચતુરંગણી સૈન્યા કહેવાય;
પટહ ઢોલ વાજે બહુ ભેર, વાહન પદ રજની ઘનઘેર.
હલકે ગજ લાંબા પગ કરી, પર્વતને પાંખ શું આવી ફરી;
પાખરીયા પરવરિયા તોખાર, વિવિધ વર્ણના જાતિ અપાર.
પિશાચમુખા પાવક વર્ણા, ઉજ્વળ આરબી ગોરા હર્ણા;
છુટ કછી તેજી નાચતા, ઉડગણ પંખાળા પાણી પંથા.
કામી કુમેદ કાળા કાબરા, ચાલે અંતરિક્ષ નવ અડે ધરા;
રથપાળા બહુ જાતાં ધાય, કો જળ પીવા ખોટી નવ થાય.

* ધૂળ.

દ્વારિકાંની પ્રજા સહુ વિસ્મે થઇ,વસુદેવ આદે કો બીછે નહીં;
આસી ભર્યા ઓઢ્ઢા બહુ હસે,મહિમાંહે પુછે કારજ શું હશે.
નવ ધાકે ધાયે છપ્પન ક્રોડ, રતોવાઇ ચાલે શ્રીરણછોડ;
ઉત્સાહ ઉદ્યમ પ્રાણી માત્રને, ન પહોંચે શ્રમ કોનાં ગાત્રને.
રથ પડે ઉંધા પણ નવ ભાગે, ક્ષુધા તૃષા કોને નવ લાગે;
ઓળંગે નદી પર્વત ને વંન,અહોરાત્ર* પ્રભુજી કરે ગમંન†.

વળણ.

ગમન કરે ગોવિંદજી, જઇ પહોંતા યદુરાયરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, પછે રૂકૂમિણીને શું થાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિપંચાશત્તમો-ધ્યાયઃ ॥૫૨॥**

## અધ્યાય ૫૩ મો.‡

### કડવું ૧૫૭ મું-રાગ ગોડી.

સાહેલી હરિ ભટ ગયો હાડ-ધ્રુ૦
સાહેલીને કહે સુંદરી, આવ્યો લગ્નના દહાડોરે;
પ્રાણનાથ આવી નવ પહોંતા,મારો કર્મ પર્વત થયો આડોરે-સાહે૦
રખે શિશુપાળ સત્વરો આવે, મુને ચડે છે ટાઢરે;
વિઠ્ઠલ વૈદ્ય પધારજો, જાય મારી સત્વર ટાઢરે-સાહે૦
વેવીસાળીયો વૃદ્ધ મળ્યો, ગતજન્મનો શત્રુ હુતોરે;
વિશ્વાસ આપી પાપી બ્રાહ્મણ, મારગમાં શું સુતોરે-સાહે૦
અધ્યાનમાં મહારાજ ન આવ્યા, વારી રાખ્યા કોણેરે;
અરૂણને§ અબળા જાચે, રથ હાંક મોણે મોણેરે-સાહે૦
ઉચ્ચૈઃશ્રવસ‖ જો હળવો હીંડે, તો દહાડો મોટો થાયરે;
સામળીયો તો આવી પહોંચે, હું રવિને લાગું પાયરે-સાહે૦
છે અવતાર અબળાના દોહેલા,એ દુઃખ દ્રોણઆગળ કહિયેરે;
વિધાતા જો પાંખ આપે તો, સામાં ઉડી જઇયેરે-સાહે૦
કાંઈ હરિશ્રવા શું કહેતાં ચૂકો, છે રોઝ વંનનું પૂરૂં રે;
કાંઇ કાગળમાં અયુક્ત લખાણું,શું તેણે મન નવ માન્યું રે-સાહે૦
શું વીર¶ વેરીયે વાત જાણી, વાડવ પાછો વાળ્યોરે;
શિશુપાળ શું એણેવાટે આવ્યો, તેણે બ્રાહ્મણ બાળ્યોરે-સાહે૦
શું મારગમાંહે વ્યાઘ્ર મળ્યો,તેણે વાડવ મન બીહીનોરે;
કે નદી મોટી ઉતરતાં, શું કાગળ પાણીમાં ભીનોરે-સાહે૦
શું ચેદી દેશ ગયા પરમેશ્વર, વેરીના વશ કરવારે;
શિશુપાળને મારીને પછે, આવશે મુને વરવારે-સાહે૦
સંકલ્પ વિકલ્પ વૈદર્ભીના, કહેતાં પાર ન આવેરે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વિરહ વન્હી સમાવેરે-સાહે૦

### કડવું ૧૫૮ મું-રાગ પરજીયો.

રૂકમિણી જુએ જીવનની વાટ રૂકૂમિણી,
રવિ જાય થાય ઉચાટ રૂકૂમિણી-ધ્રુ૦
વિરહે વૈદર્ભી વ્યાકુળીરે, આકળી મળવા થાય;
કંથ દર્શન કાજે પથ નિહાળે, જોવા ઝરૂખે જાય-રૂ૦
શુકન જુએ છે સુંદરી, નરહરિ આવે શીઘ્ર;
શીથળ વિથળ વિલપે બાળા, વદન કમળ થયું દીઘ્ર-રૂ૦
શું સ્વાતી બુંદ લોચન ગળેરે, હૃદય કમળ મુજ ભીંજાય;
જળધારા શું માંડી બાળા, ઉર ઇશ્વર પૂજાય-રૂ૦
છે શીતળ માળા મુક્તા ફળની, તે લાગે વન્હી સમાન;
આભૂષણ ઉતારી નાંખે, લેઇ યોગ ભજું ભગવાન-રૂ૦
હો નારદ વેવીસાળીયારે, નવ આવ્યા શ્રીમહારાજ;
વદરાન વૃથા ગયું વીણાધર, જો ન આવે નરહરી આજ-રૂ૦
ત્રીજો પોહોર વાજે છે સજની, ઘડિયાળુ ઘણુ ઘણાય;
શબ્દબાણ સોંસરે નીસરે, કો વિખાણે ચંદ્રનો રાય-રૂ૦
તન તપે થઇ તાલાવેલી*, ચંદન ચરચે દાસ;
રખે કુંદનપુર પ્રલે થઇ જાતુ, બાળાને નિશ્વાસ-રૂ૦
ડોહોળાઇ આંખ ધોવાયું કાજળ,દુષ્ટરાહુએ ગ્રાસ્યો ચંદ્રમાય.
લેહેર ખાઇ લક્ષ્મી† પડે, સાહેલી ચાંપે પાય-રૂ૦
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, આ આવ્યા પ્રાણનાથ;
એમ સખીયે વિશ્વાસ દેઇ, ઊઠાડી ગ્રહી હાથ-રૂ૦

### કડવું ૧૫૯ મું-રાગ મેવાડાની દેશી.

સખી રત્નાવળીના, કરગ્રહી ઊઠી થઇ હો સુંદરી;
ત્રીજે માળને ઝરૂખે, જોવા ગઇ હો મદનપુતળી.
સાહેલી લક્ષ્મીનાં, આંસુ લુએ હો સુંદરી;
વાટે મીટ માંડી, જુએ હો મદનપુતળી.

**રૂકમિણ્યુવાચઃ-**

કાંઇ સાચાં ને સુકન ભલાં, મુને થાય છે હો સાહેલડી;
મારા ઘુંઘટનો પાલવ,‡ખસી ખસી જાય છે સુણ બેલડી.

---

* દિવસ ને રાત. † ગમન કરવું તે.
‡ આ ત્રેપનમા અધ્યાનમાં વિચિત્ર કર્મ કરનારા શ્રી કૃષ્ણે વિદર્ભ દેશમાં જઇ શત્રુના સમક્ષ બલાત્કારથી રૂકૂમિણીનું હરણ કર્યું એ કથા છે. § સૂર્યના રથના સારથી.
‖ સૂર્યના રથનો ઘોડો. ¶ ભાઈ.

* કાઠિયાવાડમાં 'બાલાવેલા' કહે છે.
† રૂકમિણી શ્રી લક્ષ્મીજીનો અવતાર છે માટે લક્ષ્મી કહ્યું છે.
‡ છેડો.

કાંઇ શૌર ગયો, મન મારૂં હરખે હો સાહેલડી;
કાંઇ ડાબીરે આંખ, ઘણું ફરકે છે સુંણુ બેલડી.
કાંઇ બોલે છે વાયસ*, આપણે બારણે હો સાહેલડી;
હવે આવ્યો છે પ્રાણ, હઇયા ધારણે સુંણુ બેલડી.
ઓ દળપદરેણુએ†, વાદળ ભર્યું હો સાહેલડી;
જો જો પેલું, રવિમંડળ ઝાંખું કર્યું સુંણુ બેલડી.
જો અંબાડીના, કળશની આભા‡ ચળકતી હો સાહેલડી;
દીસે કોટી એક, ધ્વજા સુંદર ફરકતી સુંણુ બેલડી.
ઓ ડચકારા થાય, બહુ સારથી તણા હો સાહેલડી;
ટોપ ટાટર બખતર, પાખરીયાછે ઘણા યોધ સુંણુ બેલડી.
શું યાદવ દળનો, સાયર§ ઉલટિયો હો સાહેલડી;
નહીં મૂકેરે મુને, સામળીયો હડીયો સુંણુ બેલડી.
વાત કરતાં હરિનો, રથ મીટે‖ પડીયો હર્ખી સુંદરી;
પાસે બેસાડયો હરિયે, હરિભટ રાંકડીયો દાખવ્યો બેલડી.
દર્શન દેખીને, અંબા¶ ઉભી થઇ હર્ખી સુંદરી;
રૂપરસ પીતાં, નિમેષ નયણાંની ગઈ હર્ખી સુંદરી.

વળણ.

નિમેષ× નહીં હરિ નિરખતાં, દીઠા જેમ નારદે કહ્યારે;
હરિશ્રવાને વિદાય આપી, વિઠલ વાડીમાં ગયારે.

---

### કડવું ૧૬૦ મું-રાગ રામગ્રી.

રાજાની વાડીયે ઉતર્યા, પુરૂષ પુરાણજી;
માળી આવ્યો પુરવિષે, કીધું રાયને જાણજી.

ચાલ.

હરિ આવે હરખ્યો ઘણું, ભક્ત ભીમક ભૂપ;
મહીપાળ છુટી ચાલે ધસ્યો, જોવા બ્રહ્મ સ્વરૂપ–હરિ૦
હાંફતો હરિશ્રવા ગયો, કહ્યા શુભ સમાચાર;
રૂકમિણીયે આપી વધામણી, મોઘો મુકતા ફળનો હાર–હરિ૦
આસન છત્ર પૂજા ઘણી, દહીં દૂધનાં દોહોણાં;
સામગ્રી કરી રાય ચાલીયા, સામળીયાને સામોણાં–હરિ૦
તે રૂકમિ કંઇ જાણતો નથી, જે આવ્યા શ્રીરણછોડ;
ત્રૈલોકયનું રાજ શું પામીયો, પહોંતા રાયના કોડ–હરિ૦
ચાહોવર્ણે પ્રજા જે પુરતણી, હરિ દર્શન કાજે ધાઇ;
વૈકુંઠ સુખ સેહેજે થયું, નિરખતાં બે ભાઇ*–હરિ૦
વિદર્ભ પુર વૈકુંઠ થયું, વિશ્વનાથ પધારે;
કૃતારથ આપણા કર્યા, આજ જુગદાધારે–હરિ૦
શ્વશૂર† દીઠા આવતા, જેની ચાલ છે છૂટી;
દશ ડગલાં શ્રીકૃષ્ણજી, ગયા તે સામા ઉઠી–હરિ૦
વૈદર્ભીપિતા પાગે પડયો, હરિયે ગ્રહ્યા હાથ;
હાં હાં કરી બેઠા કર્યા, ચાંપ્યો હૃદયા સાથ–હરિ૦
કુશળ ક્ષેમ પૂછી વારતા, આપી દિવ્ય આસંન;
રાજાએ રામકૃષ્ણનું, કીધું પ્રેમે પૂજન–હરિ૦
નખ શિખ નિરખે નાથને, નરપતિ અતિ રીજે;
નયણે હર્ષે આંસુ ઝરે, આસ્તરણપટ‡ ભીંજે–હરિ૦
આભા અયુત§ રવિ તણી, મણી મુગટના ઝળકે;
ગળ સ્થળમાં પ્રતિબિંબ પડે, કુંડળ દિવ્ય લળકે–હરિ૦
અંબુજ‖ વર્ણાં અણિયાળાં, નેત્ર પરમ રસાળ;
ભૃગુટી કોદંડ¶ તાણીયુંરે, કપોળ લોલ વિશાળ–હરિ૦
લજાવે શુક× ચંચને, નાસિકાની દાંડી;
જ્યાં જુએ ત્યાં ખુંચી રહે, જુએ મીટ માંડી–હરિ૦
રક્ત અધર દંત દાડમ કળી, ચંદન ચર્ચિત અંગ;
આજાનબાહુ** ચક્રગદા ધર્યા, શોભે શંખ સારંગ–હરિ૦
વિશાળ હૃદે કૌસ્તુભમણિ, નાભિ સુધાની શું ખાણ;
ચરણ કમળ લગી નીરખિયાં, રાયે સારંગપાણ–હરિ૦
નીલ પીતાંબર પેહેરિયાં, શોભે ભૃગુ લાંછન††;
જે એંધાણ આપ્યું ઋષિ નારદે, પામ્યા તે દર્શન–હરિ૦
વિનય યુક્ત દર્શન કરી, રાય બોલ્યા શિરનામી;
ભીમક પૂછે શ્રી કૃષ્ણને, કેમ પધાર્યા સ્વામી–હરિ૦
છિયે મોસાળીયા અમો વરતણા, ફોઇસુત શિશુપાળ;
મોસાળું કરવા અમો આવિયા, બોલ્યા શ્રીવર ગોપાળ–હરિ૦

વળણ.

ગોપાળ કહે ભૂપાળને, અમો શિશુપાળની છું જાનરે;
ભીમકરાય રીઝયા ઘણું, ભલે પધાર્યા શ્યામરે.

---

* કાગડો. † સેના ચાલતી વેળાની ઉડતી ધુળે કરીને. ‡ પ્રભા–તેજ. § સાગર. ‖ નજરે. ¶ રૂકમિણીજી. × પાંપણુનો પળકારો.

* આ ખોટું છે. મૂળ ભાગવતમાં એમ છે કે પ્રથમ એકલા શ્રીકૃષ્ણજી ગયા હતા, ને પાછળથી બળભદ્રજી સહાયે આવ્યા હતા. † સસરો. ‡ અંગવસ્ત્ર–દુપટ્ટા. § દશ હજાર. ‖ કમળ. ¶ ધનુષ; કમાન. × પોપટ. ** ઘુંટણ સુધી પહોંચે એટલા લાંબા હાથ. †† ભૃગુ લાંછન એટલે પુરૂષના હૃદયના મધ્યમાંનો ખાડા જેવો સુશોભિત કેશવાળો ભાગ.

### કડવું ૧૬૧ મું–રાગ મારૂ.

આનંદ્યું અતિ ચિત્ત, મહારાજા તણું;
શિશુપાળને ઉતરવા ધામ, શણગાર્યું છે ઘણું.
ત્યાં ઉતાર્યા અવિનાશ, જાણી જાનૈયા;
ભોળો ભીમકરાય, વેહેવાઈ કરી માનીયા.
ઘૃત નાના પકવાંન, કરી ભંડાર ભર્યા;
યાદવ માત્રે કર્યા પ્રસાદ, ઓરડા ઠાલા કર્યા.
શીતળ જળ મુખ વાસ, આરોગે હેત આણી;
વાહનને નાંખી ચાર, જે ઇષ્ટ દાણોપાણી.
તે પુરની ચાહારે વર્ણ, દરશન કાજે આવે છે;
ઘટે કન્યાને આ ભરથાર, પ્રજાને મન ભાવે છે.
ધન ધન ભીમકનું રાજ, હરિ દરશન કીધું;
અમે રંક પ્રજા કર્મે હીણ, વૈકુંઠનું સુખ લીધું.
કરે યાદવ માંહે માંહે વાત, ભુવન ભલું લાધું*;
કોને કાજે કીધું પકવાંન, કોણે કરડી ખાધું.
ઉતારી યાદવની જાન, ભીમકરાય વળ્યો;
વિવાહ મંડપને દ્વાર, રૂક્મિ ત્યાં સામો મળ્યો.
કહો ક્યાં જઈ આવ્યા તાત, શ્રમિત† શ્વાસે ભર્યા;
આચાર્ય જુવે છે વાટ, સેવક શોધતા ફર્યા.
ગ્રહશાંતિક પૂજન હોમ, બેસો જઇ ભદ્ર પીઠે;
ચડશે તમને રીસ, મારૂં મોહો દીઠે.
માથાં ઉપર આવી જાન, દુંદુભી વાજે છે;
ફરતા હીંડો છો તાત, મન કાંઇ લાજે છે.
હસતું કરી વદંન, હાંફ્યો હરખે ભર્યો;
જાણ્યું પુત્ર થાશે પ્રસંન, પિતા પછી ઓચર્યો.
જાણ્યા વિના તું પુત્ર, કરે નિંદા મારી;
જાનોવાસા માંહે, જાન હું આવ્યો ઉતારી.
લાગી સ્વાગત‡ કરતાં વાર, માટે થયો ખોટી;
કોઇને પહોંતું નહીં પકવાંન, જાન ઘણી મોટી.
સુણી આશ્ચર્ય સરખી વાત, પિતા તણા મોની;
ફરી કહો તમો મુને તાત, એ જાન આવી કોની.

**ભીમકોવાચ:-**

લઈ યાદવનો પરિવાર, કૃષ્ણ પધારીયા;
કરશો મોસાળું શ્રીકાર, મેં ઘરમાં ઉતારીયા.

**શુકોવાચ:-**

પડી પેટડીયામાં ફાળ, દુઃખ જવાળે દાધો;
શું વચન રૂપિયો સર્પ, નૃપનંદન* ખાધો.
ઉછંકળ યાદવ ચોર, નીચ ગોવાળીયા;
શિશુપાળનું ઇચ્છે મર્ણ, કોના મોસાળીયા.
જે ગોપવધૂનો† યાર, ઉનમાર્ગે ચાલ્યો;
મોસાળ ઉજાડણ કૃષ્ણ, તે ઘરમાં કેમ ઘાલ્યો.
ભીમક કહે હો મૂર્ખ, થઇ શું તુને દુરમતી;
પ્રેમાનંદ પ્રભુ પરબ્રહ્મ, તું તેને જાણતો નથી.

વળણ.

પ્રેમાનંદ પ્રભુ પરમેશને, નવ ઓળખે દુરમતી;
તાત વાત સુંણી બોલિયો, દુષ્ટ રૂક્મિયો અતિ.

---

### કડવું ૧૬૨ મું‡–રાગ મારૂની દેશી ફેર.

દગ્ધ હૃદે§ રૂક્મિ ત્યાં બોલ્યો, કર્યો તાતનો તિરસ્કારરે;
ઘરડાં માણસ શાને જીવે, ભોમીને કરવા ભારરે—
ડોસાને પેલું લાગું, હું દૈવ કને મૃત્યુ માગું;
શત્રુ પિતા પ્રત્યે નવ ચાલ્યું, ડોસે પાસે રહી ઘર ઘાલ્યું–ટેક.
જેમ રામ કૃષ્ણ ઉન્મત્ત ગોવાળા, ન રહે ઘરમાં સાંત્યારે;
જગ જાણે શિશુપાળના શત્રુ, તે ઘરમાં કેમ ઘાલ્યારે–ડોસા૦
નિમંત્રણ|| પાખે પીંડારા¶, આવ્યાનું શું કારણરે;
ભિક્ષુકજન વણ તેડયા આવે, ભાટ બંદીજન ચારણરે–ડોસા૦
યાદવ નોહે એ યમના કિંકર, જરાસંધ સરખા ત્રાસેરે;
હવે વરકન્યા કુશળે નવ પરણે, અરે દૈવ શું થાશેરે–ડોસા૦
મેં કેટલો શ્રમ કીધો ઘરપુઠે, ધન ખરચ્યું જાની વાસેરે;
દુરિજન શત્રુ ત્યાં ઉતાર્યા, વરની વલે શું થાશેરે–ડોસા૦
દારૂણ કર્મ ડોસાનું દેખી, કાળજ મારૂં દાધુંરે;
મેં જાન નિમિત્ત પકવાન્ન કીધું, તે યાદવ સર્વે ખાધુંરે–ડોસા૦
તવ રૂકમિને મંત્રી કેહે છે, રખે લેતા તેનું નામરે;
ઘર મૂકી નિસરો કહેશો તો, લૂંટશે આખું ગામરે–ડોસા૦
જાન આવ્યાની વધામણી આવી, ચાલો સામા જઇએરે;
વરકન્યા શીઘ્રે પરણાવો, જઇ જરાસંધને કહિયેરે–ડોસા૦

---

* મળ્યું. † થાકેલા. ‡ આગતા સ્વાગતા.

* રાજપુત્ર રૂક્મિ. † ગોપિઓ.
‡ આ કડવાની બાબત મૂળ ભાગવતમાં નથી.
§ બળતે કાળજે. || નોંતરૂં. ¶ ઢુંઢારા.

રૂકૂમિયો કહે છે મંત્રીને, મુજને કાંઇયે ન સૂઝેરે;
તાતવચનનો ઘાવ પડયો, તે ઔષધે નવ રૂઝેરે-ડોસા૦
મહા સુખમાં હું દુઃખને પામ્યો,કાળજ મારૂં બેધુંરે;
શું કરૂં જો લોક મળ્યા છે,નહિંતો શીશ પિતાનું છેદુંરે-ડોસા૦

વલણ.

છેદું મસ્તક પિતાતણું, કાંપ્યો ભીમકરાયરે;
આવી વધામણી જાનની,તવ રૂકૂમિ સામો જાયરે.

---

કડવું ૧૬૩ મું-રાગ દેશાખની ચોપાઇ.

શુકજી કહે સાંભળીયે રાય, શિશુપાળ વરવા તત્પર થાય;
થયા દંતવક્ત્ર શાલવ સાવધાન, નરક પુંડરીક મહા બળવાન.
શું જરાસંધનું સૈન્ય વિખાણું,થઇ સંખ્યા અક્ષૌહિણી* પંચાણું;
ભારે ભીડ ભયાનક હોયે, સહુ ખાવાનું, વઢવાનું નહિ કોયે.
શુકન વંદી વર ઘોડે ચડયો, ખસ્યો મુગટ ચડતાં આખડયો;
હો હો શબ્દ થાય કેકેકાણ, ફાલુ ગર્દભ બોલે સીયાણ.
ઉલુક† વાયસ ઉલ્કાપાત‡, જાન ઉપર શોણિત વરસાત;
ઉડે રેણુ વાયુ વાયે, શ્યામ§ સર્પ વામાંગે‖ જાયે
ધુણે શીશ ચિંતા મન ધરી, નથી આવવું કુશળે ઘેર ફરી;
જરાસંધને પુછે શિશુપાળ, કાંઇએક નેટ થાશે જંજાળ.
જરાસંધ તવ બોલ્યો હસી, રખે ચિંતા તમો કરતા કશી,
માનવ દાનવ દેવ ગાંધર્વ, આપણું છતા મૂક્યા છે સર્વ.
કાંઇ રામકૃષ્ણ વઢતા ચડી મુખે,તે મજાબ્યા ગોમતાચળ વિષે;
ન જાણીયે ત્યાંથી ઉગર્યા, સત્તર વાર નાશી નીસર્યા.
કિંવા આવ્યા અઢારમી વાર, સાવધાન રેહજો ક્ષત્રી કુમાર;
નહીં ઓસરે જેની માતા સાધ્વી,આજ પૃથિવી કરીયે નિર્યાદવી.
એમ વિચાર કરતા પરવર્યા, કુંદનપુર આવી ઉતર્યા,
ઉદઘોષ¶ જાન આવ્યાનો થયો,ભલી ભાતે રૂકૂમિ સામો ગયો.
હયગજભીડ વાટ નવ જડે, દહાડે લોક ભૂલા બહુ પડે;
વાજે ભેર દુંદુભિ ગડગડે, ભડકે ઘોડા રથ બહુ આથડે;
શું લિલાયે પ્રજા કીધી એકત્ર, શું વિદર્ભીલોક મળ્યા સર્વત્ર.
આવી ભેટયા રૂકૂમિને શિશુપાળ,કહ્યું કાનમાં આવ્યો છે ગોવાળ.
વાત સાંભળી યાદવતણી, રાયે જોયું જરાસંધ ભણી;
ગુપ્ત વાત અન્યોન્ય બહુ કરી, માગધરાયે વાણી ઓચરી.

એ આવ્યા તે પાછા નવ ફરે, અનર્થ કાંઇએક નિશ્ચે કરે;
એ માનશુકનનું પામ્યા ફળ, દુઃખદાયક આવ્યા ઉચ્છૃંખલ*;
રૂકૂમિને કહે જરાસંધ, હસ્તમેલાપકનો થાય સંબંધ;
જેમ તેમ વરકન્યાને વરે, પછે સાથ સહુ ભોજન કરે.
વર પરણ્યાનો પહોંચે અભિલાખ, તો પેહેરામણી અમો પામ્યા લાખ;
રૂકૂમિયો તવ બેઠો થયો, ઉતાવળો નિજ મંદિર ગયો.
મોકલી સામગ્રી સ્નાનતણી, ક્ષુધાએ જાન પીડાએ ઘણી;
કરે વાત માંહોમાંહે જાનરડી, પેહેલાં વરકન્યા ઊઠાડો પરણી.
છે ભુખ્યાં બાળક કરે રૂદન,બાઇ મધ્ય રાત્રે મળવું છે અન્ન;
કો કહે અન્નનું દુઃખ ધરિયે વળતું,જો જળ પીવાનું નથી મળતું.
આવ્યા છે રામ કૃષ્ણ માતા કહે, તો બીહે બાળક રોતાં રહે;
બીહે છે જાન આવી ચાક, પડી રામ કૃષ્ણની મોટી હાક.
રૂકૂમિએ તેડયાં છે શું કરવા, જો નહીં જાનને વાસો ઊતરવા;
કો કહે શું કરે રૂકૂમિ તે બાઇ, કીધું યાદવ સર્વ ગયા ખાઇ.
એમ કરે વાત ધરે છે શોક, જોવા જાન ગયાં પુર લોક;
શિશુપાળનું દર્શન કરી, પ્રજા નિંદા કરતી પાછી ફરી.
શું ભીમકને લાગું ઘેલું, નવ જોયું રૂપ વરનું પેહેલું;
ક્યાં વિષ ને ક્યાં અમૃત કણી, ક્યાં શિશુપાળ ક્યાં રૂકૂમિણી.
ક્યાં મહિષી† ને ક્યાં ગાય, ક્યાં બાવળ ને ક્યાં જાય‡;
ક્યાં વાયસ ને ક્યાં પોપટી, એ જાન આવી સર્વે ફોકટી.
શોધ્યા વિના વર ક્યાંયે મળે,માબાપ વિભૂતિ§ દેખી ઢળે;
એ જોડી જોઇ કાળજ બળે, બાંધ્યું રત્ન વાયસને ગળે.
શ્રી કૃષ્ણ યોગ્ય છે એ સુંદરી,શિશુપાળ નિર્મુખ જાજો ફરી;
એમ કહેતી પ્રજા પુરમાં ગઇ, બેઠો શિશુપાળ સાંતરો થઇ.
ઘણું નાહાયો મિથ્યા નાંખ્યું જળ, મિથ્યા કર બાંધ્યું મીંઢળ;
વરની ફોઇ આવી વહાલે, કાજળ ટપકું કીધું વરને ગાલે.
ડાહી કાકી માસી દે શિક્ષા, તમો પાસે રાખજો લોહ રક્ષા.

વળણ.

રક્ષા કાંઇ પાસે રાખજો, સગાં દે શિક્ષાયરે;
સોળે શૃંગાર સજી રૂકૂમિણી,અંબિકા પૂજવા જાયરે.

---

* ૨૧૮૭૦ હાથી ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, ૧૦૯૩૫૦ પાયદળને એક અક્ષૌહિણી સૈન્ય કહે છે.
† ઘુવડ નામનું પક્ષી ‡ તારાઓનું અતિશય ખરવું તે. § કાળા. ‖ ડાબી બાજુએ. ¶ ઘેઘાટ.

* મર્યાદાબહારના † પાડા. ‡ જાયનું ફૂલ-કોમળતા સરખાવી છે. § રિદ્ધિ સિદ્ધિ.

### કડવું ૧૬૪ મું–રાગ ગોડી દેશી સજની.

વૈદર્ભી પૂજવા જાય, દેવી અંબાને;
વાજે વાજાં મંગળ ગાય, દેવી અંબાને.
વર વરવા વૈકુંઠરાય, દેવી અંબાને–ટેક.

મંજન ચંદન ચીર ને ચોસર,પેહેરી નવસર મુક્તા માળજી;
કપોળ કેસર કુંકુમ મૃગમદ*, કાજળ નયણે વિશાળ–દે૦
ગળુબંદ બાજુબંદ ચુડલો કંકણ, સાંકળી વીંટી છાપજી;
ક્ષુદ્ર ઘંટાળી નેપુર અણવટ, શણગાર્યું લક્ષ્મીયે આપ–દે૦
લીધી સાહેલી મનમાની સાથે,વાગે ભેર મૃદંગ નિશાણજી;
બેહેનડ ચાલી પૂજન કરવા, થયું ભ્રાત રૂક્મિને જાણ–દે૦
જરાસંધ શિશુપાળે જાણ્યું, એ કન્યાનો છે નેમજી;
પાણિ ગ્રહણ નહીં કરે પૂજ્યા વિના,ઇચ્છે વરને કુશળી ક્ષેમ–દે૦
મંત્રીને શિશુપાળ કહે, મૂકાવો કન્યાને કુટેવજી
તમો અમારી થઇ પટરાણી, તો હવે શા પૂજવા દેવ–દે૦
પ્રતિઉત્તર પ્રધાન કહે છે, આવ્યા યાદવ આણે કારજી;
શિશુપાળ બીહીનો રામ કૃષ્ણથી, નીસરી નવ શકી નાર–દે૦
અચુત યોદ્ધાને આજ્ઞા આપી, રાણીનું રક્ષણ કરજોજી;
કુળ દેવીની સેવા કરાવી, શીઘ્ર પાછાં વળજો–દે૦

વલણ.

શીઘ્રે ફરજો યત્ન બહુ કરજો, સુભટ સાથ તત્પર થયોરે;
જાતી વાલવા બેનને, ભ્રાત રૂક્મિ રોષે ગયોરે.

---

### કડવું ૧૬૫ મું–રાગ ગોડી.

ભ્રાત રૂક્મિ કહે ક્યાં જાય છે,અલબેલડી વેહેલીરે;
એ કોણે શીખવી કુટેવ, બેનલડી ઘેલીરે.
સ્વઇચ્છાએ ઉઠી નીસરી, અલબેલડી વેહેલીરે;
સ્ત્રી માણસને શ્યા દેવ, બેનલડી ઘેલીરે.
માત તાત ભ્રાત જાણે નહીં, અલબેલડી વેહેલીરે;
તું તેર વરસનું બાળ, બેનલડી ઘેલીરે.
નિર્લજ્જ સ્વભાવ જો જાણશે,અલબેલડી વેહેલીરે;
તો ફરી જાશે શિશુપાળ, બેનલડી ઘેલીરે.
તું કઠિણ સમો નથી જાણતી,અલબેલડી વેહેલીરે;
નવ કાઢિયે બાહેર પાગ, બેનલડી ઘેલીરે.
રામ કૃષ્ણ ચોર બે આવીયા, અલબેલડી વેહેલીરે;
નથી નીસરવાનો લાગ, બેનલડી ઘેલીરે.
પ્રથમ વરો શિશુપાળને, અલબેલડી વેહેલીરે;
તસ્કર છે યાદવ રાય, બેનલડી ઘેલીરે.
પછે સુખે અંબાને પૂજજો, અલબેલડી વેહેલીરે;
આજ બેસી રહો ઘર માંય, બેનલડી ઘેલીરે.
હાસ્ય કરી વધાં રૂક્મિણી, સુંણ વીરારે;
તું જેવા જેના ભ્રાત, વિદર્ભ કુળ હીરારે.
શિશુપાળ જરાસંધ ગામમાં, સુંણ વીરારે;
મુને કોણ અડાડે હાથ, વિદર્ભ કુળ હીરારે.
તારાં આયુદ્ધ પરાક્રમ લાજશે, સુંણ વીરારે;
જો હું નહીં નીસરૂં બહાર, વિદર્ભ કુળ હીરારે.
તુને લૌકિક લાંચ્છન લાગશે, સુંણ વીરારે;
તું બાંધવ આપ વિચાર, વિદર્ભ કુળ હીરારે.

વલણ.

વિખાણ પોતાનું સાંભળી, ગર્વે ફૂલ્યું ગાત્રરે;
જા ભયવિના બાઇ તું પૂજવા, છે રામકૃષ્ણ કોણ માત્રરે.

**ઇતિ શ્રી ગુર્જ્જર કવિ શિરોમણી કવિ પ્રેમાનંદ કૃતદશમસ્કંધ શ્રીમદ્ભાગવત્ પદબંધ સમાપ્ત.**

---

* કસ્તૂરી.

સૂચના–કવિ શિરોમણી પ્રેમાનંદ ભટ્ટે આટલે સુધી કવિતામાં દશમસ્કંધ ભાગવત રચ્યા પછી તેનો કાળ પાસે આવી પહોંચેલો જણાય છે. આપરથી એ કવિએ પોતાના ચાર શિષ્યને દશમસ્કંધનો બાકીનો ભાગ પૂર્ણ કરવાને કહ્યાથી, સુંદરને તે કાર્ય માટે યોગ્ય ગણ્યો, ને તેણે ત્યાંથી બાકી રહેલો ભાગ પૂર્ણ કીધો છે.

એપરથી તકરાર એવી ઉઠી છે કે પ્રેમાનંદે ક્યાં સુધી કીધું છે ને સુંદર મેવાડાએ ક્યાંથી શરૂ કીધું છે. ત્રેપનમાં અધ્યાયના ૧૫૭,૧૫૮, ૧૬૧માં પ્રેમાનંદની મહોર છાપ છે, ને બાકીના કડવામાં તે નથી; અર્થાત્ આટલું તો નક્કીપણે કહી શકાય કે ૧૬૧ કડવા સુધી પ્રેમાનંદકૃત કાવ્ય છે. તે પછીના ચાર કડવાં એટલે ૧૬૨થી ૧૬૫ સુધીના કડવાંમાં કોઇપણ સ્થળે પ્રેમાનંદની છાપ નથી, પરંતુ તેમજ બાવનમાં અધ્યાયના કેટલાક કડવામાં પણ છાપ નથી, અને ઓખાહરણ, નળાખ્યાન વિગેરે એ કવિના બીજા કાવ્યમાં કેટલેક સ્થલે છાપ મારી નથી પરંતુ ભાગવત્માં સર્વ સ્થળે છાપ છે, તો આટલા કડવાંમાં કેમ નહિ! ધારી શકીએ છીએ કે કવિની તબીયત સારી નહિ હોય તેવા વખતમાં આ કડવાં લખાયલાં હોવાં જોઇયે.

સુંદરે જેટલું કાવ્ય લખ્યું છે તે સર્વે એકજ દેશી ને એકજ કડવામાં લખ્યું છે, ને પ્રેમાનંદે તો જુદા જુદા રાગરાગણીમાં લખ્યું છે ને અધ્યાયો ઘણા કડવામાં પૂર્ણ કીધા છે. તેજ પ્રમાણે આ ત્રેપનમાં અધ્યાયના છેલ્લા પાંચમાના ચાર કડવા જણાય છે.

વળી બાનીની ભભક ને રસાલંકારનો ઝગારો એ ચારે કડવામાં પૂર્વપેરેજ જણાય છે. કડવાનો પ્રારંભ, પદરચના, શબ્દાર્થ ઉપયોગ–જેવા કે ક્ષુદ્રઘંટાળી, બેહેનડ, અલબેલી વેહેલી, લોકીકલાંછન ઇત્યાદિ.–પ્રાસની રચના ને કાવ્યની સર્વે ઘટના ૧૬૬મા કડવાંથી તદન નિરાળી પડે છે. કાવ્ય વર્ણન પણ પૂર્વ પેરેજ ભભકતું ને શોભતું ચિતડું ચોરતું ૧૬૨ થી ૧૬૫ સુધી જણાય છે. સુંદરમાં બાનકની બલિહારીજ નથી, ને એ ૧૬૬મું કડવું તદન જુદુજ પડતું જણાય છે એટલે આ ૧૬૫મા સુધીની સર્વ કૃતિ પ્રેમાનંદની નિર્વિવાદિત ઠરે છે.

સુંદરનાં રચેલા ૧૬૬મા કડવામાં ખુલ્લું જણાય છે કે પ્રેમાનંદની રચના નથીજ. એ કડવામાં પ્રાસરચનાજ કંઈ નવીન છે. બીડ સામા બીડીક, ધુઅકેત સામા તતખેવ, આવી સામા દેવી, દાસે સામા કીજે, વનમાળી સામા તમારી, ઈત્યાદી પ્રાસ પ્રસંગ પ્રેમાનંદમાં ક્વચિતજ જણાય છે તે આમાં ઠામઠામ દર્શન દેછે. વળી પ્રેમાનંદની હંમેશની છાપ "રામચરણકમળ મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ," ને તુક ૧૬૬ માને અંતે બદલાઇને "પ્રભુના ચરણકમળમકરંદ, લેવા ઇચ્છે દાસના મન" એમ ફેરફાર થયો છે, જેવો ફેરફાર પ્રેમાનંદમાં કોઇપણ સ્થળે થયો જણાતો નથી. સુંદર પોતે પણ લખે છે કે "અધ્યાય બાવનથી અધુરોરે, હરિકૃપાએ થયો પૂરોરે," એટલે આ નવા કડવાના પ્રારંભથીજ પ્રેમાનંદનું કાવ્ય સમાપ્ત થયું છે, ને સુંદરનું શરૂ થયું છે. ૧૬૬મું કડવું જેવું નિરસ છે તેવું પ્રેમાનંદના કોઇપણ કાવ્યમાં નથી; તો પછી આ હરિકથાના કાવ્યમાં નિરસ, નિસ્તેજ તો ક્યાંથીજ હોય! જો કે સુંદરના સર્વે કડવામાં આ કડવું શ્રેષ્ટ છે, તોપણ મને પોતાને તો વિપ્ર વલ્લભ કરતાં પણ એ કડવું નિર્માલ્ય જણાય છે એમ બેધડક કહી શકું છું.

# શ્રીમદ્ભાગવત

## (પ્રેમાનંદ શિષ્ય-ધનદાસસુત સુંદર મેવાડાકૃત-પદબંધ.)

કડવું ૧૬૬ મું-રાગ મારૂની દેશી ચાલતી-કંઇક ફેર.

દસ સહસ્ત્ર સુભટ સાહેલીરે, કરવા રક્ષાણ પૂઠે મેલીરે;
પંચ શબ્દ છંદ સું વાજેરે, પુઠે ધૂપ અગર બહુ રાજેરે.
ધરી ધ્યાન શ્રી કૃષ્ણનું મંનરે, ચાલ્યાં રૂકમિણી દેવી પૂજંનરે;
પૂજ્યા સાજ સખીકર થાળરે, રૂકમિણી ચાલે ગજગતી ચાલરે.
ઋષી પત્ની સંગે બહુ નારીરે, મળી મંગળ ગાયે બાળીરે;
ધર્યું મુન્ય તે દરશન કાજરે, કાર્ય કરવા ઇચ્છેશ્રી મહારાજરે.
ચોહો પાસાથી ચંમર ઢળાયરે, છડીદાર સખી સાતસો જાયરે;
યશ યાચક ગાંધર્વ ગાનરે, નાચે અપ્સરા સહસ્ત્ર સમાનરે.
નગ્રદ્વાર* તજી આવ્યાં બહારરે, શોભા પરમ મનોહર સારરે;
થઇ માર્ગમાં બહુ ભીડરે, રામકૃષ્ણની બહુ બીહીકરે.
જાન લોક સંગ રખવાળારે, ધર્યાં આયુધ મહા વિક્રાળરે;
એવી રીતે રૂકૂમિણી આવેરે, જ્યાં દેહેરૂં અંબાજીનું કહાવેરે.
પાગપખાળી કીધું આચમંનરે, આવી ભવાનીને લાગ્યાં ચરણરે;
સખી શીખવે પૂજા સારરે, ધૂપ દીપ નૈવેદ્ય પ્રકારરે.
સિંદુર ચરચીને પુષ્પે વધાવેરે, રત્ન જ્યેતિના કીધા દીપરે;
મુન્યવ્રત મૂકયું પછી ત્યાંયરે, પૂજા કરી માગે વર કૃષ્ણરાયરે.

**રૂકૂમિણિ સ્તુતિ કરે છેઃ-**

પાર્વતી ભવાની, નામરે, પરિવારને કરૂં પ્રણામરે,
મૂળ પ્રકૃતિ માયા તારીરે, નવાં રૂપ અનંત હું વારીરે.
માને આજ્ઞા બ્રહ્મા દેવરે, ચોસેંટ જોગિણી કરે તારી સેવરે;
મહિષાસુરમર્દની માતરે, મધુ કૈટભ હણી કીધા નિપાતરે.
ચંડ મુંડ ને ધૂમ્રકેત રે, શુંભ નિશુંભ માર્યા તતખેવરે;
છપ્પન કોટિ રૂપ ધર્યાં કામરે, માટે ચામુંડા પડયું નામરે.
અનંત રૂપ ના આવે થાગરે, ભુલા જોગેશ્વર રૂષી રાયરે;
અંબા નવ દુર્ગા સપ્ત સિંગીરે, હિંગળાજ ને જ્વાળા મુખીરે.
ભદ્રકાળી આશાપુરી નામરે, જોગમાયા અષ્ટભુજા નામરે;
બ્રહ્મ ચંડી ને તુળજા દેવીરે, મહામાયા ટાળે દુઃખ એવીરે.
ગ્રહ્યા આસુરી* વેશ વળી જાણરે, હણ્યા દૈત્ય મહા બળવાનરે;
હેમ તનયા† જોગેશ્વરી નારીરે, ઘણું શું કહું જુવો વિચારીરે.
કૃષ્ણ આવ્યા છે અહિં જાણીરે, મુને કયારે મળે કલ્યાણીરે;
મેઘ શ્યામ છે તેનો વર્ણરે, મુગુટ કુંડળ કેશ કર્ણરે.
અંબા આપો એ વર નામરે, એનું હું ધરૂં છું ધ્યાનરે;
સ્તુતિ કરીને લાગ્યાં પાયરે, થયા ત્યાં થકી પાછાં વિદાયરે.
સહી સમાણી મળી ગાયાં ગીતરે, દેવી અંબાને પ્રસંન રીતરે;
બ્રહ્મ નારીની‡ પૂજા સારરે, આપ્યાં રત્ન ભૂષણ હારરે.
કરી પૂજન બાહેર આવીરે, પછે વેંહેંચ્યો પ્રસાદ દેવીરે;
થયાં તતપર મંદિર જાવારે, રૂકૂમિણી કહે કૃષ્ણ ન આવ્યારે.
ભાળે અરૂં પરૂં હરિ નવ દીસેરે, ચિંતા મનમાં હવે શું કીજેરે;
રંમ ઝંમ તે નેપુર વાયેરે, સખી કર ગ્રહી ચાલ્યાં જાયેરે.
શું વિખાણે કવિ શણગારરે, પોતે લક્ષ્મી તેજ અંબારરે;
કોટિ ચંદ્રની જ્યોતિ છે કાંતીરે, દિશા ઉજવળ જગમગ થાતારે.
દેખી રૂપને બીજા રાયરે, તતક્ષાણ થયા મૂર્છાયરે;
પડયા ગજ હય રથથી ભોમરે, તેની ગઇ સુધ ને ફેમરે.

* પોળ; કોટનો દરવાજો.

* દૈત્યોના જેવા. † હિમાલયની પુત્રી પાર્વતી.
‡ બ્રાહ્મણોની સ્ત્રીઓ.

રૂકૂમિણી વિચારે મનરે, એવે આવ્યા મધુ સુદનરે;
કર ઊંચો કરી જુએ વાટરે, કયારે આવશે વિશ્વનાથરે.
મારી બાંહ ગ્રહીને લીજેરે, મનવાંછિતનાં સુખ દીજેરે;
સિંહનું ભક્ષ જેમ જબુક* પામેરે, હું છું ભાગ તમારે નામરે.
શિશુપાળનું મુખ ત્રોડીરે, લઇ જાઓ કાં થાઓ ખોટીરે;
કરો વિલંબ કાં વનમાળીરે, હું તો જોઉં છું વાટ તમારીરે.
તમને પત્ર લખ્યું હતું એવુંરે, દેહેરે આવજો ઘણુ શું કેવુંરે;
બીજો વર નથી વરવો સ્વામીરે, મારે તમ વિના અંતરજામીરે.
જન્મ જન્મની હું છું તમારીરે, હવે કાં મૂકો નાથ વિસારીરે;
વેહેલા આવજો સારંગ પાણીરે, લેજો વીનતી છેલ્લી માનીરે.
નહિંતર દેહ કરીશ હું ત્યાજરે, ત્રિકમ તમ કારણ આજરે;
લક્ષ્મીની વિનંતી જાણીરે, પોતે આવ્યા પુરૂષ પુરાણીરે.
રથે ઉજવળ ઘોડા ચારરે, એવો રથ દીઠો તેણીવારરે;
દેખી રૂપ ને લજ્જા પામીરે, હરખ થયો દીઠા જવ સ્વામીરે.
મોહ પામી બીજી ઘણું નારીરે, જ્યારે દીઠા શ્રી ગિરિધારીરે;
મધ્યાન સમે અભિજીત મુહૂર્તરે, કર્યું હરણ કન્યાનું તુર્તરે.
કર ધરી બેસાડયાં રથેરે, અશ્વ હાંકયા માર્ગના પથેરે;
સહુ જોઇ રહ્યા રણધીરરે, લેઇ જાયે હરિ મહા વીરરે.
ડગમગ જુએ પણ કાંઈ નવ ચાલેરે, તેની આગળથી રથ ભાજેરે;
જય જયકાર વદે સુરજનરે, આનંદ દુંદુભિ વાગ્યાં ગગનરે.
નાચે નારદ વેણાધારીરે, તુંબર† કેહે યુદ્ધ હોશે ભારીરે;
સહુ યાદવસું બળદેવરે, આવી મળ્યા પ્રભુને તતખેવરે.
ચતુરંગિણી સૈન્યા સારરે, શોભા શી કહું તેની અપારરે;
ગજ ઉપર દુંદુભી વાજેરે, યુદ્ધ ઇચ્છા હોય તે આવેરે.
દમ ઘોષ જરાસંધ રાયરે, શિશુપાળ આદ સજ થાયરે;
સિંહની આગળથી મૃગ જાયરે, વેગે ધાઓ કહે રાણા રાયરે.
ધિક્ ધિક્ આપણા લોકરે, ધર્યાં આયુધ તે સૌ ફોકરે;
સહુ દેખતાં એ ગોવાળરે, કન્યા હરી ગયો ગોપાળરે.
શું બેઠા ગઇ છે શુદ્ધરે, સર્વે મળીને કીજે યુદ્ધરે;
થઇ આજ્ઞા રાયની જાણીરે, મળ્યું દળ પંચાણું અક્ષૌહિણીરે.
થયા તત્પર રાણા રાયરે, મેઘાડંબર છત્ર ધરાયરે;
કવચ ટોપ સજ્યાં હથિયારરે, રણતૂર પંચ શબ્દ બહુ થાયરે.
ધ્વજ ફરફરે ગજ નીશાનરે, ધ્રુજે ધરા કાંપ્યા ઇશાનરે‡;
યુદ્ધ યાદવસું હવે થાશેરે, તે આગલા અધ્યાયે કેહેવાશેરે.
શુકદેવ કહે સુણ રાયરે, હરિગુણનો ના આવે પારરે;
પ્રભુનાં ચરણકમળ મકરંદરે, લેવા ઇચ્છે દાસનાં મનરે.
અધ્યાય ભાવનથી અધુરોરે, હરિ કૃપાએ થયો પૂરોરે;

વળણ.

હરિ કૃપાએ થયો અધ્યાય પૂરોરે, ત્રેપનમો એ પ્રમાણરે;
ધનદાસના સુત શુભ કહે, સુંદર મેવાડા નામરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે રૂકૂમિણી હરણ નામો ત્રિપંચાશત્તમોધ્યાયઃ ॥૫૩॥**

---

## અધ્યાય ૫૪ મો.*

**કડવું ૧૬૭ મું-રાગ સામેરી.**

શુકદેવ કહે સુણ રાયરે, લક્ષ્મીપતિનો વિવાહરે;
શ્રોતા ભજિયે નિશદિન† રામરે, અંતે આવે એજ તો કામરે.
મોટા યોગેશ્વર ધરે ધ્યાનરે, હરિજન ગાયે હરિગુણ ગાનરે;
માધવરાય સરખા કહિયે અરીરે, તેનો મદ ટાળે હળધર હરીરે.

ચાલ.

મદ ટાળશે હળધર હરી, એ કહું કથા ભાવે કરી;
પુઠે જરાસંધ શિશુપાળનું દળ, આવે છે વેગે કરી.
દંતવક્ત્ર પુંડરીક શાલવ, સંગે આવે છે ધસ્યા;
પર્વણિયે દધિવેળ‡ આવે, તેમ આવે દશે દશ્યા.
કો ગજ ચડી કો અશ્વ ચડી, કો રથે બેસી પાળા બહુ;
ખડગ કરમાં ઉઘાડા લઈ, જેમ દામની§ ચમકે સહુ.
રૂકૂમિણી કહે પ્રભુ મુજ માટે, થશે શ્રમ તમને આ સમે;
શ્રીકૃષ્ણ કહે કાં ચિંતા કરો, એ દુષ્ટને હણશું અમે.
બળિભદ્ર આગળ નવ ડરે, મહારથી‖ યોદ્ધા અતિરથી¶;
બીજાનો શો આશરો, માટે કલ્પના તજો સતી.
સૈન્ય આવ્યું શિશુપાળનું, માર માર મુખથી એમ વદે;
તસ્કરની× પેરે અરે યાદવ, કન્યાને કેમ લઇ પળે**.
આખર નંદ આહીરનો સુત, શૂર હોએ સન્મુખ વઢે;
કપટ વેશે હરણ કરી ગયો, કોણ માર્ગમાં એ ઘટે.
વકાર્યા શૂર થયા સામા, શ્રીગદ ને બળદેવ વ્હડે;
અજ્ઞાની નથી જાણતા, જે આવી દીપે પતંગ પડે.

---

* શિયાળ. † સંગીત વિદ્યાનો શિરોમણી તુંબરૂ મુની. ‡ ઈશાન એટલે-ઈશાન દિશાના પતિ રૂદ્ર; પણ આ ઠેકાણે સર્વ દિગ્પાળો.

* આ ચોપનમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે શત્રુના પક્ષના રાજાઓને હરાવી, રૂકૂમિને વિરૂપ કરી દ્વારિકામાં રૂકૂમિણિનું પાણી ગ્રહણ કર્યું તે કથા છે. † રાત્રિ દિવસ.
‡ દધિવેળ એટલે સમુદ્રના જળમાંનાં મોજાં-ભરતી. § વિજળી.
‖ રથ વાળી સેનાના અધિપતિ. ¶ ઘણા રથવાળા સૈન્યના પતિ. × ચોરની. ** જાય.

સત્તરવાર નાઠો જરાસંધ, કહેતાં શું લજ્જા નહીં;
વળી હોંસ મનમાં કાં કરે, સંગ્રામ માટ આવ્યો અહીં.
બાણના વરસાદ વરસે, યાદવના સૈન્યને વિષે;
બળિભદ્ર આદ સર્વે યાદવ, થયા તત્પર યુદ્ધ વિષે.
ખડ્ગ ચર્મ ત્રિશૂળ કરમાં, ઉડે બાણ દારુણ ઘણાં;
ગદા ને સાંગ ને નાળ ગોળા, પડછંદ* ધ્રુજે ધરા.
મૃગ ટોળામાં કેસરી, જો એક હોયે તો ભણી;
યાદવ કહે તમો વળો પાછા, ફોકટ મરો છો શ્યા ભણી.
પાછી પાની નવ કરે, વીર વઢે સામા થઇ.
ધૂળના ધુમ્રકોટ ઊડે, ગગન પરસ† કરે જઇ;
સંગ્રામ કરતાં હળધર જીત્યા, હળ મુસળે માર્યા સહુ;
રૂધિરની સરિતા‡ વહી, પડયા શૂર પૃથ્વીપર બહુ.
ભૂત ભૈરવ યોગિણી, તે તૃપ્ત મન પામ્યાં ઘણું;
યશ ગાય યદુરાયનો, ત્રૈલોક્યમાં જેણે સુંણ્યું.
વઢતાં વીર જે ઊગર્યા, તે નાસી તો ત્યાંથી ગયા;
સૈન્ય નાઠું શિશુપાળનું, દેખી જરાસંધ વિસ્મે થયા.
યાદવ સૈન્યમાં નિશાણ વાજે, ગર્જના હોયે ઘણી;
શ્રીકૃષ્ણ રૂક્મિણી સંગ છે, ત્યાં સદા જય વધામણી.
શિશુપાળને આવી મળ્યો, રાય જરાસંધ મારગ વિખે;
દમઘોષ આદ બિજા યોદ્ધા, મળ્યા અન્યોન્ય મહા દુ:ખે.
સમજાવે શિશુપાળને, રાય જરાસંધ તેડી કરી;
ક્ષત્રી કેરા ધર્મ છે, કોવાર હારીયે જીતીયે ફરી.
સત્તરવાર હું નાઠો હુતો, જીત્યો વાર અઢારમી;
હરખ શોક કંઇ મારે નથી, એ વાત સહુને મન ગમી.
કાષ્ટ પુતળી જેમ નચાવે, તેમ નાચે જાણો સહુ;
અદષ્ટ હાથે સર્વ છે, એ શોચના ટાળો બહુ.
કુશળ છે તો એવી કન્યા, મળશે રાય તમને ફરી;
સમજાવી શિશુપાળને, દેશ ગયા મુખ નીચું કરી.
રૂક્મિને તવ જાણ થઇ જે.કન્યા હરી ગયો આહીર;
ડાહેલ દેશના રાય સર્વે, ગયા પોતાને ઘેર.
સુંણી ભીમક મન આનંદ પામ્યો,પુત્રીનું ભાગ્ય તો ફળ્યું;
શ્રી કૃષ્ણ વર સર્વેને ગમે,રૂક્મિ વિના સહુ કહે થયું ભલું.
એવું સાંભળીને રૂક્મિ તપ્યો, ક્રોધસું વાણી ઓચરે;
ગોવાળો ગોપાળ એ કેમ, બેન મારીને વરે.
હું તો ખરો યુદ્ધ કરી લાવું, બેન મારીને સહી;
નહિ તો નગર પ્રવેશ નવ કરૂં, ઠાલો જો આવું ફરી.

* પડછાથી. † સ્પર્શ. ‡ નદી.

એમ કહીને દીધું દદામું*, યોદ્ધ સહુ ટોળે મળ્યા;
એક અક્ષૌહિણી સૈન્ય સંઘાથે, આવી યાદવસું વઢયા.
શસ્ત્ર અસ્ત્ર પરસ્પરે, યુદ્ધ બહુ પેરે થયું;
રૂક્મિ કુંવરનુ સૈન્ય સર્વે, યાદવ આગળ નવ રહ્યું.
રૂક્મિણી શ્રીકૃષ્ણનો, તવ રથ દીઠો મહામણી;
કનક રત્નમય જડિત છે, ઘણી શોભા શી કહું તેતણી.
તેજપુંજ† પ્રકાશ દીસે, લક્ષ્મી વર બેઠા છે જ્યાંહાં;
તે દેખી રૂક્મિએ આવી, બાણ ત્રણ હાથે ગ્રહ્યાં.
ધુતારા ઠગ વિદ્યા કરી તેં, જિતિયા ભૂપ મહાબળી;
હવે પરાક્રમ જોઊં હું તારૂં, આવ મુજ સાંમો વળી.
યાચક ગુણીજન ભિક્ષા માટે, વણ તેડયા યાચે જ્યાંહાં;
તેમ આવ્યા નોહોતરા પાખે, લજ્જા નહીં તમને ત્યાંહાં.
યાદવ કુળમાં ચોર તું, કેમ વાયસની પેરે પળે લઇ;
એમ કહીને બાણ નાંખ્યાં, શ્રીકૃષ્ણ ઉપર રૂક્મિએ સહી.
આવતાં રૂક્મિણી કંથે, બાણ ત્રણ કટકા કર્યા;
પછે બાણ પંદર રૂક્મિઆપર, શ્રીકૃષ્ણજીએ તો ધર્યા.
બાણ છ રૂક્મિયા ઉપર, ચાર ચાર ઘોડા સહી;
બે બાણે સારથી હણ્યો, ધજા રથ છેદ્યાં જઇ.
રથ ભાંગો મૂર્છા વળી, રાય બીજે રથ બેઠો જઇ;
પાંચ બાણ રૂક્મિએ નાંખ્યાં, શ્રીકૃષ્ણજી ઉપર કસી.
તે હરીયે આવતાં ભાંજ્યાં, એમ અનેક અસ્ત્ર આવી પડે;
હથિયાર તેનાં સર્વે ખૂટાં, યુદ્ધ કરે પછે શ્યા વડે.
ખડ્ગ લેઇને રથથી હેઠો, ઉતર્યો પૃથિવી ઉપરે;
વિચાર્યું એને હણું ત્યારે, કારજ મારૂં તો સરે.
શ્રીકૃષ્ણજી ઉપર નાંખવા, એમ આવીયો મંદમતી;
તે ખડ્ગ છેદ્યું આવતું, છે એવા શ્રીકમળાપતી.
શ્રીકૃષ્ણજીએ ખડ્ગ લીધું, રૂક્મિને ત્યાં મારવા;
રૂક્મિણીજી પાગે પડયાં, સ્વામીએ કરવી દયા.
મુજ ભ્રાતને મારવો નવ ઘટે, એ જીવતદાન દિયો મુને;
કલંક આવે મુજને સ્વામી, ત્રૈલોકયમાંયે જે શુણે.
રાક્ષસનો એ અંશ પર્વે, વિચાર્યું મનમાં રહી;
રૂક્મિણીનું કહ્યું માન્યું, આગળ એ હણવો સહી.
તતક્ષણ તેને બંધન કીધો, ખડ્ગે ભદ્ર‡ કર્યું જઇ;
અર્ધ મૂંચ્છ ને અર્ધ ડાઢી, પાટા મસ્તક પાડયા સહી.
પછવાઇ કરીને રથે બાંધ્યો, શોભા રૂક્મિની ગઇ;
એટલે હળધર આવિયા, આ શું કામ કર્યું ભાઇ.

* નગારૂં. † ઢગલો.
‡ તરવારે કરીને માથું મુંડન કીધું–હજામત કરાવી.

આપણા એ સગા વહાલા, વેહેવાઇ કહિયે શિરોમણી;
એને તમે કેમ રથે બાંધ્યો, બુધ તમારી કોણે હણી.
રૂક્મિણી મન લજ્જા પામ્યાં, ભાઇનું દુઃખ અતિ ધરી;
વળી જ્ઞાન દૃષ્ટિએ વિચારી, મનથી ચિંતા પરહરી.
બળિભદ્ર આવી સમજાવે, તમો દુઃખ મા ધરશો સતી;
તમારે સહુ સમદૃષ્ટ છે, વળી એ ને એ અદકી નથી.
એણે આવતાં ત્રણ બાણ મૂકયાં, શ્રી કૃષ્ણજીઉપર કહું;
એ રૂક્મિને નવ ઘટે, તમો વિચારીને જુવો વહુ.
એજ એનું કીધું પામ્યો, દોષ કોને દેવો નહીં;
સમાધાન કરી કૃષ્ણ પાસે, આવી હળધર કેહે સહી.
ઉગ્રસેન ઠપકો દેશે જે, બળીભદ્ર શું હુતા નહીં;
રાઢ એવડી શે વધારી, શું કેહેશુ રાયને જઇ.
માટે છોડી મૂકો રૂક્મિને, તમે માનો એ મારૂં કહ્યું;
જેવું કીધું તેવું એ ફળ, પામ્યો છે શિક્ષા બહુ.
બળીભદ્રની આજ્ઞા માની, છોડિયા રથથી રથી;
લજ્જા ગઇ છે રાયની, પણ શું કરે ચાલતું નથી.
સમજાવે બળિભદ્રજી, ત્યાં રૂક્મિને તો કહે ફરી;
હાર જીત એ ધર્મ ક્ષત્રીનો, ચિંતા મનથી કરો પરી.
ત્યાં થકી રૂક્મિએ આવી, બીજું પૂર* વસાવિયું;
નગ્ર ભોજકટ† નામ તેનું, પોણ કર્યું માટે આહં રહું.
વિદ્રભા દેશ રાય ભીમકને ઘેર, રૂક્મિ તો ફરી નવ ગયો;
હવે મુખડું હું શું દેખાડું, લજ્જાયે શરમીત થયો.
યાદવ જાનમાં નિશાણ વાજે, જિત્યાનાં દુદુભિ હોય સુખે;
નમો નમો જય શબ્દ થાયે, પચજન્ય‡ વાજે મુખે.
ત્યાં થકી સર્વે જાન ચાલી, શ્રીકૃષ્ણ રૂક્મિણી મહા પ્રભુ;
મૂળ માધવપૂર§ આવી, ઉતર્યા શોભા બહુ.
યાદવકુળમાં શ્રી કૃષ્ણજી, પ્રતાપ જેનો છે ઘણો;
ભેટ લેઇ દેશ દેશના ભુપ, મળ્યા જેણે શ્રવણે સુંણ્યો.
રત્નાગર‖ બ્રહ્મવેશે આવી, નમ્યા પ્રભુને પ્રીતે જઇ;
શ્રી કૃષ્ણ કેહે અમ વિવાહ અર્થે, પવિત્ર ક્ષેત્ર દીજે મહી¶.
સમુદ્ર કહે સ્વામી સૃષ્ટિ તમારી, આજ્ઞાયે વિધિ લખે;
શેષ ઇંદ્ર દિગ્પાળ સર્વે, આવી તમને નમે પગે.
હું તો છું આજ્ઞાકારી, સદા સેવક શ્રી પતી;
એમ કહી એક યોજન આપ્યો, ગયો રત્નાગર ખસી.

* નગર; શેહેર. † જે જગ્યોએ વિરૂપ કર્યો ત્યાંજ તેણે તે નગર બાંધ્યું. ‡ એ નામનો શ્રી કૃષ્ણનો શંખ. § દ્વારકાં. ‖ સમુદ્ર, લક્ષ્મિનો પિતા માટે. ¶ પૃથ્વી; જમીન.

મંડપ વિવિધ વિશાળ મણિમય, વિશ્વકર્માએ કર્યું સહુ;
સામગ્રી વિવાહતણી, તે કરી તત્પર ત્યાં બહુ.
વિવિધ પેરની રચી રચના, ચંદ્રવા મોતી ઝાલરૂ;
ગલીચા જાજમ તકીયા, કીના તે ચિત્ર શોભા બહુ.
રૂક્મિણી કહે સ્વામીને, એક મનોરથ છે શ્રીપતી;
માત પીતા તો મારાં નથી, કેમ વિવાહ કરો એ વિનતી.
પત્ર લખી રાય તેડાવ્યા, તે આવ્યા છે બહુ રિધ લઇ;
વસુદેવ દેવકી આદ સહુકો, મળ્યું છે ત્રૈલોકય અહીં.
મંડપ ને ગણપતી પૂજન, કંકણ બાંધ્યાં હરખસું;
ગર્ગાચાર્યજ ગોર કહે, તેમ કરે કુળાચારસું.
ગ્રહ શાંતી કરીને દાનદક્ષિણા, વિપ્રને આપે ઘણી;
મિષ્ટાન્ન ભોજન સર્વને, ગત દિવસ શોભા બની.
પંચશબ્દ નિશાન વાજે, લગ્ન દિવસ આવ્યો સહી;
કલવો ભીમકે મોકલ્યો, કરે રીત પરણ્યાની કહી.
વરઘોડે સહુ સાથ તેડયા, તે મળ્યા મંડપમાં સહુ;
તેલ ફુલેલ અરગજા લેપન, સુગંધ બેહેકે છે બહુ.
કર્યાં કેસર છાંટણાં, આપ્યાં પાન શ્રીફળ શ્રીહરી;
સાબેલા કંઇ સહસ્ત્ર આગળ, અવર જન બીજા વળી.
કોટી કંદર્પ* રૂપ લાવણ્ય, તેજધામ કહિયે પ્રભુ;
કામની દિગ્મૂઢ થયાં છે, દેખી રૂપ પ્રસન્ન સહુ.
અશ્વ મહામૂલ જડિત સાજે, બેઠા છે ત્રિભુવન ધણી;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધર્વ ગાન શોભા ઘણી.
કુંભ† જળના યુગ્મ સામા, લાવે છે પ્રમદા ભરી;
તેને રત્નજ આપિયાં, આવી તોરણે પહોંતા શ્રીહરી.
શુદ્ધમતી સ્ત્રી ભીમકની, છે સંગે ચાર સોહામણી;
કંચન થાળમાં રત્ન દીપક, આવી છે શ્રીકૃષ્ણ ભણી.
નિરખી રૂપ ઘણું હરખ પામી, ઉમંગ મન માયે નહીં;
ઉપરથી દેવ નીર છાંટે, આરોપ્યો હાર પોતે શ્રીહરી.
પોંહોંકી‡ મંડપમાંહે આણ્યા, બેસાડયા રત્નઆસને;
રૂક્મિણી કન્યા ત્યાં પધરાવ્યાં, સાવધાન ઋષીજી ભણે.
આડાં અંતરપટ ધર્યાં, વરમાળ વિપ્ર ધરી રહ્યા;
મોહ્યાં રૂક્મિણી જડિત ખુંપે, વિશ્વા વીશ પુરણ થયા.
વરમાળ કંઠે ત્યાં આરોપી, શ્રીકૃષ્ણ રૂક્મિણી કર ધર્યો;
ભીમકે કન્યાદાન દીધાં, વિવાહરંગ રસે ભર્યો.
આરોગ્યા કંસાર રીતે, મંગળ ચાર ફર્યા પ્રભુ;
વિપ્રને બહુ દાન આપ્યાં, તે યશ ગાયે નરનારી સહુ.

* કામદેવ. † ઘડો. ‡ પોંખી.

અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ આવી, ઉભાં છે ત્યાં હરખસું;
ખાજાં ઘેબર જલેબી, સર્વ જાનને ભલીભાતસું.
ઉવેતર* કરી વળાવીયાં,રાય ભીમકે રિધ આપી ઘણી;
ગજ રથ અશ્વ અનેક ઉપર,જડિત સાત સોવ્રણ માણી.
જેને જેવાં ઘટે તેવાં, વસ્ત્ર આપ્યાં છે તદા;
કુંકુમ છાપા પરસ્પરે થાયે, કર જોડી ભીમક વદ્યા.
આ તન મન ધન તમારૂં,અમો સેવક છિયે હરિ તમતણા;
વળાવે વહુવરને ભીમક, પ્રેમ જળે ભર્યાં નયણાં.
દેવકીને શુદ્ધમતિ મળિયાં, કંઠે બે ગદ્‍ ગદ્‍ થઇ;
અમે તો વેગળાં રહ્યાં, હવે ફરીને મળશું કહીં.
આ રૂક્મિણી બાઇ તમારે ખોળે,માતપિતા હવેતમે થયાં;
પુત્રીને તવ ભેટી માતા, નેત્રથી આંસુ વહ્યાં.
વસુદેવ આદી અન્ય લોકને, મળ્યા ભીમક રાય;
પછીશાકર પાન વિશેષ વેહેંચ્યાં,જેજે શબ્દ જાનમાંથાય.
વળાવી પછે જાનને, ગયા નગર ભીમક નરપતી;
ભલી ભાતે વિવાહ કરીને, આવી જાન દ્વારામતી.
વધામણી જઈ પહોંતી રાયને, ઉગ્રસેન હરખ્યા ઘણું;
વાડીમાં સહુ સાથ ભોજન, કીધાં છે પ્રભુતાપણું.
નગરના સહુ લોક સામા, મળ્યા હળધર શ્રી હરી;
પાન બીડાં બરાસસું, તેને આપ્યાં છે આદર કરી.
મંગળ ઘોષ નિશાન ફરકે, યાચક જન યશ બોલતા;
અપ્સરા નૃત કરે આગળ, એ રીતે પૂરમાં પધારતા.
શુંડ ભરી ગજ નીર આગળ, છાંટતા ચાલે વળી;
તાલ ઝાંઝ મૃદંગ વાગે, ગાંધર્વ ગાન શોભા ભલી.
કંચનમય નગ્ર જગમગે, રત્ન દીપક ઘેર ઘેર સહુ;
પટકુળ બાંધ્યાં હાટ મંદિર, શોભા પુરની શી કહુ.
છજાં અટાળી ગોખ જાળી,સુગંધ મઘ મઘ હોયે તદા;
વૈકુંઠ રચના નગ્રની, જ્યાં કૃષ્ણ રૂક્મિણી રેહે સદા.
ધ્વજ પતાકા તોરણ લટકે, કુંકુમ કેસર છાંટયાં સહી;
પુષ્પે વધાવે નગરની નારી, લક્ષ્મી વરને જોઇ રહી.
એમ સમાપ આવી ભુવન પહોંતાં, ઉતર્યા રથથી શ્રીહરી;
બેન સુભદ્રા વારણાં લે, રત્નદીપ આરતી કરી.
મંદિરમાં જઇ કૃષ્ણ રૂક્મિણી, ગોત્રજની પૂજા કરે;
દોરડે દશ ગાંઠ કંકણ, છોડિયાં ત્યાં પરસ્પરે.
માત પિતાને નમ્યા ચરણે, આશિષ દીધી અતિભલી;
સર્વ જાનને બહુ માન દઇને, વળાવી પ્રીતે કરી.

* ગૌરવ.

શ્રીકૃષ્ણ રૂક્મિણી નિર્મળ યશ એ, ગાય સહુ આનંદસું;
શ્રોતાજન શ્રવણે સુણો, રાખો ચિત્ત ગોવિંદસું.
એમણે સૃષ્ટિ નિપાવા* ક્ષણમાં, માયાયે ભૂલ્યાં બહુ;
એ અકળગત† ગોવિંદની, કો નવ કળી જાએ સહુ.
શુકદેવ કેહે સુણ રાયજી, રૂક્મિણી વિવાહ કહ્યો સહી;
એ સંક્ષેપે કરી જાણજો, હરિ ચરિત્રનો પાર નહીં.
આકાશ માર્ગે પંખી ઉડે, જેને જેવી છે ગતી;
ઉડતાં ઉડતાં પંખી થાકે, પાર કો પામતું નથી.
છે કાલાવાલા શ્રીહરિ નામના, ગાઉં ગુણ ગોવિંદજી;
શ્રોતાજન ભાવે કરી, ભજજો રઘુપતિ રાયજી.

વળણ.

ભજિયે રામ કૃષ્ણ મુખથી, તરો ભવ સંસારરે;
ધનદાસના સુત કેહે સુંદર થયો, ચોપનમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‍ભાગવતે દશમસ્કંધે શ્રી રૂક્મિણી લગ્ન નામો ચતુષ્પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૪॥**

---

## અધ્યાય ૫૫ મો.‡

### કડવું ૧૯૮ મું–રાગ સામેરી.

શ્રી શુકદેવજી વદ્યા વચંન, સાંભળ પરીક્ષિત મહા રાજંન;
શ્રીકૃષ્ણ રૂક્મિણી એ પ્રભુ કહાવે, કામ જન્મ લેશે કહું હાવે.
જન્મ જન્મનાં કિલ્મિષ જાય, શ્રી રામ કૃષ્ણજો મુખે કેહેવાય;
રામ નામ શીતળ એવું જાણી, શીવે આરાધ્યા પુરૂષ પુરાણી.
કિંચિત્ ધ્યાનમાં ન આવે ચિદ્‍રૂપ, દેહ ધ્યાન નહીં તદ્‍રૂપ;
તાળી લાગી પરીબ્રહ્મ સાથ, રતિ કામ આવ્યાં છળવા નાથ.
વસંત ઋતુ પોતાના ગણ, શિવને જીતશે જાણ્યું મંન;
મોટા સાથે ભરિયે બાથ, કેમ નિપજશે આગળ વાત.
બ્રહ્મા ઇંદ્ર જીત્યા ભૂદેવ, હવે શિવને જીતું તતખેવ;

ચાલ.

હવે શિવને જીતું જઇ, સન્મુખ બાણ સાંધી રહ્યા;
ધ્યાનમાંહિ કામ પ્રગટયો, શંકર મન વિસ્મે થયા.
નેત્ર ઉઘાડી જોયું શંકર, કામ દ્રષ્ટ પડયો સહી;
તતક્ષણ બાળી ભસ્મ કીધો, રતી તવ રોતી રહી.

* ઉત્પન્ન કરવા. † કોઇ કળી ન શકે તેવી શક્તિ.
‡ આ પંચાવનમા અધ્યાયમાં શ્રીકૃષ્ણને પ્રદ્યુમ્ન નામે પુત્ર અવતર્યા, એને શંબરાસુર હરી ગયો, અને તે પ્રદ્યુમ્ન શંબરાસુરને મારી સ્ત્રી સહિત દ્વારકાંમાં આવ્યો તે કથા છે.

કાષ્ટ મંગાવી ચિતા રચી, વ્યોમથી* વાણી થઈ;
સતી મા થાઓ સ્વામી મળશે, એજ જન્મે તમને હરી.
નારદ કહે તે માનજો, માટે જાઓ પાછાં ઘેર સતી;
વિચાર્યું એ સત્ય વાણી, આનંદ મન પામ્યાં રતી.
ત્યાં થકી પછી ઠામ આવ્યાં, દૈત્ય ભયે જરા થઇ;
શંબરાસુર એને લઇ ગયો, ભલું જાળવશે ઘર એ સહી.
શ્રી કૃષ્ણજીએ જાણિયું, શિવે કંદર્પ† બાળ્યો સહી;
મદન પાખે‡ સૃષ્ટિ સર્વે, રહી છે અટકી અહીં.
શિવને પ્રસંન કરી, માગ્યો વર પ્રદ્યુમ્ન§ પુત્ર હવા;
શંબરાસુરે જાણિયું, છ દિવસમાં લેઇ ગયા.
વાટે જાતાં નારદે કહ્યું છે, એથી મૃત્યુ તારૂં થશે;
વિચાર્યું મનમાં સહી, એણે કહ્યું તે સાચું હશે.
તે માટે એ બાળક નાંખ્યો, સમુદ્રમાંહે મચ્છે ગળ્યો;
જાળમાંહે મચ્છ આવ્યો, ઢીમર‖ કહે દીસે ભલો.
રૂપ દેખી મચ્છનું, એ ભેટ રાયને જઇ કર્યો;
મચ્છ ચીર્યો, બાળક જોઇ, શંબર ઘણું હરખે ભર્યો.
એ પુત્ર મારે ધર્મનો, લેઇ સોંપ્યો રતિને જઇ;
યત્ન કરજો રૂડી પેરે, તે કાળને જાણતો નથી.
માયાવતીએ¶ ઉછેર્યો, પય× પાઇને મોટો કર્યો;
ધનુર્વિદ્યા સર્વ એણે, શીખવીને નેહ ધર્યો.
નારદ આવીને કહ્યું રતીને, વાત પૂર્વ વૃત્તાંતની;
સ્વામી તારો એ ખરો, તું માનજે સત્ય માનુની.
કામનો અવતાર પ્રદ્યુમ્ન, શ્રીકૃષ્ણ ઘેર જન્મ્યા સતી;
વર્ષ દ્વાદશ થાય ત્યારે, કામ ભાવે રમો રતી.
શંબરને પ્રદ્યુમ્ન હાથે, ચક્રે કરીને મારજો;
તતક્ષણ અહીંથી દ્વારકામાં, શીઘ્રે દંપતિ** આવજો.
માતા એની વાટ જુએ છે, પુત્ર શોક કરે ઘણું;
એવું કહી નારદ ગયા, એ રતિયે મન આશ્ચર્ય સુણ્યું.
સ્વામી જાણી પ્રીત બહુ કરે, સેવા કરે છે અતિ ભલી;
આનંદ મગ્ન ઉત્સાહ મનમાં, વ્યોમની†† વાણી મળી.
એવે પ્રદ્યુમ્ન થયા મોટા, વર્ષ દ્વાદશમે સહી;
હાવભાવ કટાક્ષ માયા, કામ સાથે કરે રતી.

* આકાશથી. † કામદેવ. ‡ કામદેવ વગર.
§ શ્રીકૃષ્ણ તથા રૂક્મિણી થકી અવતરેલો પુત્ર કે જેને દશ દિવસ થયા પહેલાંજ હરી ગયો. ‖ માછી.
¶ રતીએ. × દૂધ. ** સ્ત્રી પુરૂષ બંને. †† આકાશની.

બાળક કહે હવે કામ ભાવજ, કરો છો એ શું જોઇ;
મેં તો જાણી માત મારી, કેમ બુદ્ધ એવી થઇ.
પૂર્વે સ્વામી મારા છો તમે, નારદ મુજને આવી કહ્યું;
માટે શંબર સાથે યુદ્ધ કરો, પછે ચાલો ઘેર જઇયે બેહુ.
વેરી તમારો દૈત્ય છે, હવે હણો એને તુરત શાણા;
વૃત્તાંત સર્વે કહ્યો સ્વામીને, પ્રદ્યુમ્ન હરખ્યા ત્યાં ઘણા.
અભિલાષ કરવા મુજસાથે, વેર કરે તમસું ઘણું;
તે માટે આ ગદા લઇને, હણો એને માનો કહ્યું.
ગદા લઇને પ્રદ્યુમ્ન આવ્યા, શંબર મન વિસ્મે થયો;
અરે પુત્ર તમે કાળ રૂપે, કેમ આવ્યા કારણ કહો.
પ્રદ્યુમ્ન કહે હે દુષ્ટ રાજા, પૂર્વે તું છો મારો અરી;
છ દિવસનો મુજને નાંખ્યો, સમુદ્રમાં મચ્છ ગયો ગળી.
ઢીમરને હાથે ચડ્યો ત્યારે, આવ્યો હું અહિંઆં ફરી;
તે માટે હવે યુદ્ધ કીજે, ઉઠ તું મારો અરી*.
દૈત્ય કહે મેં પુત્ર જાણ્યો, એ તો વેરી પ્રગટ હવો;
ગદા એક હાથે ગ્રહી, રાય યુદ્ધ કાજે સજ થયો.
માર માર તિર્યક† ફેંવે ગદા, પ્રદ્યુમ્ન સન્મુખ થઇ વઢે;
ગદા ત્રિશૂળ ને બાણ ફરસી, વરસે જેમ પુરજ ચઢે.
અગ્નિ અસ્ત્રજ મેઘ અસ્ત્રજ, પરસ્પર યુદ્ધ હોય ભલું;
અદૃષ્ટ થઇ આકાશે રહીને, દૈત્ય બાણ નાંખે ઘણું.
દૈત્ય માયા પ્રબળ મોટી, પ્રદ્યુમ્ન ત્યાં વિસ્મે થયો;
રતી કહે સ્વામી ધિરજ ધરજો, ચક્ર આપું તે લીયો.
માયાનો અવતાર રતિ છે, મનમાં કલ્પે તે કરે;
ચક્રે કરી શિર છેદિયું, દૈત્ય પડ્યો છે પૃથિવીવિષે.
દેવનાં દુંદુભી વાગિયાં, પુષ્પવૃષ્ટી સુર કરે;
દૈત્યનાં મુખ થયાં નીચાં, આણ યાદવની ફરે.
માયાવતી વિમાન બેસી, આકાશ માર્ગે ઉતપતાં;
દ્વારામતિમાં આવયાં, રૂકમિણી મંદિર જ્યાં હતાં.
સોલ સહસ્ર મધ્ય ઘર, શ્રી‡ મોહ તે પામી ઘણી;
નવ યૌવન રૂપ વિશાળ રતિનું, ઝગમગે ગગનદામણી§.
શ્રીકૃષ્ણ સરખું રૂપ પ્રદ્યુમ્નનું, લજ્જા ધરી ઘરમાં ગઇ;
જાળીયે જોઇ રહ્યાં રૂક્મિણી, શ્રીકૃષ્ણ નહીં વિસ્મે થઇ.
બહાર આવી સ્ત્રી ત્યાં સર્વે, જોયું રૂપ પ્રદ્યુમ્ન ને રતી;
રૂક્મિણીને પૂછે સ્ત્રી સહુ, કોણ છે એ કહો સતી.
રૂક્મિણી કહે ગયો હુતો, પુત્ર મારો તે હશે;
એવું કેહેતાં સ્તનમાંથી, પયધારા ગઇ મુખે.

* શત્રુ. † નાકી ચુંકી. ‡ લક્ષ્મીનો અવતાર રૂક્મિણી.
§ જેમ આકાશમાં વીજળી તેમ.

એટલે વસુદેવ દેવકી, શ્રીકૃષ્ણ હળધર આવિયાં;
બાળક સામું જોયું ત્યારે, દેખી મન વિસ્મે થયાં.
તતક્ષણ નારદ ત્યાં પધાર્યા, વાત પૂર્વ કથા કહી;
રતીનો અવતાર વહુ એ, પુત્ર પ્રદ્યુમ્ન જાણો સહી.
સાંભળી ઘણું હર્ષ પામ્યાં, હૃદયમાં લીધા જઈ;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, જય જય શબ્દ વાણી થઇ.
આજ મંગળ ફરી વધામણી, મળી નાર ગાયે પ્રેમસું;
યાચક જન યશ વિપ્રને, આપ્યાં દાન બહુ હર્ષસું.
સાકર પાન વિશેષ સર્વને, શ્રીકૃષ્ણજીએ આપીયાં;
રૂક્મિણીજી વહુ પુત્રને લેઈ, પછે મંદિરમાં ગયાં.
શુકદેવ કહે સુણ રાયની, હરિ લીલા અગમ્ય* અથાગ છે;
શેષ પાર પામે નહિ, શુક કહે જીવ્હા એક છે.

વળણ.

શુક કહે જીવ્હા એક છે, જન ભજવા શ્રીમહારાજરે;
મન દાસના સુત કહે સુંદર, થયો પંચાવનમો અધ્યાયરે.

### ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચપંચાશત્તમોધ્યાયઃ ॥ ૫૫ ॥

---

## અધ્યાય ૫૬ મો.†

### કડવું ૧૯૯ મું–રાગ કેદારો.

શ્રી શુકદેવને પરીક્ષિત પૂછે, મણીની કથા કહો સ્વામી;
વિખ્યાત વાત છે મણીની માટે, પૂછું છું શિર નામી.
વળી સત્રાજિતે હરિને, સતભામા કેમ પરણાવી;
હરિ કથા રસ પિતાં મુજને, કેમે તૃપ્તિ નવ આવી.

ચાલ.

શુક યોગી કહે સાંભળ રાજા, મણિની કથા કહું વાણી;
સત્રાજિત‡ સૂરજ ઉપાસિક, મણી આપ્યો ભક્ત જાણી.
આઠ ભાર§ નિત સોવ્રણ ઝરે છે, દુર્લક્ષ|| ન હોયે દેશ;
વ્યાધી પીડા અલ્પ મૃત્યુ¶ નહિ, એવો મણી છે નરેશ+.
તે મણી લઇ સભામાં આવ્યા, સત્રાજિત રાજાન;
ઉગ્રસેન મહીપાળ જાણીને, મળવા આવ્યા રાજાન.
નગ્રલોક સહુ આશ્ચર્ય પામ્યું, સૂરજ અહિં કેમ આવે*;
તેજ આગળ રહેવાય નહિ ત્યારે, આવી કહ્યું રાજદ્વારે.
શ્રીકૃષ્ણ કહે એ સૂરજ નોહે, મણિ સત્રાજિત માનો;
એટલે સમિપ આવ્યા તતક્ષણ, સંદેહ ભાંગ્યો મનમાંનો.
રથથી ઉતરી ઉગ્રસેનને, ભેટ મૂકીને મળિયા;
ત્યાં થકી શ્રીકૃષ્ણને આવી, પ્રેમે પ્રણામજ કરિયા.
સ્તુતિ કરી ઉભા રહ્યા ત્યારે, શ્રીકૃષ્ણે આદર દીધો;
પાસે બેસાડી પૂછ્યો સમાચાર, સત્રાજિત ઘણું રીજ્યો.
પરસ્પર તવ વાત કરીને, શીખ માગી ઘેર જાયે;
ફરી સમાગમ થયો ત્યારે, મણી માગ્યો યદુરાયે.
ઉગ્રસેન યોગ્ય એ મણી છાજે, આપો માનો વચંન;
જોવા માગ્યો તોયે ન આપ્યો, મણી અમૂલ્ય રતંન.
પ્રતિઉત્તર શ્રીકૃષ્ણને દીધો, મણી આપ્યો કેમ જાય;
વચન હરીનું ઉથાપીને, તવ ચાલ્યો રોશભેર રાય.
ત્યાં થકી પછી મંદિર આવ્યો, મણીનું કરી યતંન;
પ્રસેન† યાદવ બાંધીને કંઠે, ગયો મૃગયા વન.
મૃગયા રમતાં સિંહે માર્યો, સિંહને માર્યો રીંછે‡;
રીંછ મણીને લઇ ગયો, તે બાંધ્યો પુત્રી જ્યાં છે.
રમત માટે પારણા ઉપર, જુએ જાંબુ કુમારી;
રામા અવતારનો જાંબુવાન, રહ્યો ગુફા ગેવર સારી.
ફરી તપાસ લીયે સત્રાજિત, મણી ન દીઠો ઘરમાંહે;
અરૂપરૂ† જોયું મણિ ન લાધે, વિસ્મે મનમાં થાયે.
પુત્રી કહે કાકાજી હવડાં, અશ્વે બેસી ગયા વંન;
મણી તેણે કંઠે બાંધ્યો છે, માનો પિતાજી વચંન.
વાત સાંભળી આશ્ચર્ય પામ્યો, રૂડું નવ કીધું ભાઈ;
મણીને માથે શત્રુ ઘણા છે, કુશળે ન આવે ભાઈ.
માનસુકન થાયે સત્રાજિતને, ફરકે ડાબું અંગ;
એટલે સમાચાર મણીના આવ્યા, દુઃખી થયા ગતિભંગ.
ક્રિયા કર્મ દીન તેર થયા પછી, વાત કરે અન્યોન્ય;
દુઃખ ભાઇનું ઘણું ધરે, પછી બોલ્યો એ વચન.

---

* ન જણાઇ શકાય એવી.

† આ છપ્પનમા અધ્યાયમાં ભગવાને પોતાના પર ખોટો અભિશાપ આપતાં મણીને લાવી આપ્યો; પછી જાંબવાન અને સત્રાજિતની કન્યાને પરણ્યા એ કથા છે.

‡ એક યાદવનું નામ છે.

§ ચારશે તોલાની એક તુલા અને વીશ તુલાનો એક ભાર.

|| કાળ. ¶ નાની ઉમરમાં મરવું તે. + રાજા.

* હે વિભુ, હે ઇશ્વર, હે શંખ ચક્રને ધારણ કરનાર, હે કમળ સરખા નેત્રવાળા, હે નંદ નંદન, સ્વ રશ્મિના સમૂહથી જન નેત્રના તેજનું હરણ કરનારા, તિવ્ર કિરણ યુક્ત સૂર્યદેવ તમારાં દર્શનને વાસ્તેજ આવે છે. સર્વ ભૂમંડળને વિષે મહાન્ દેવો પણ તમારા માર્ગને શોધે છે. હે પ્રભુ, હમણાં આપને યાદવોમાં ગુપ્ત રીતે રહેલા જાણી સૂર્યદેવ તમારું દર્શન કરવા આવે છે. આ પ્રમાણે અજાણ્યા માણસોનું બોલવું સાંભળી ભગવાને હસીને કહ્યું કે આ સૂર્યદેવ નથી પણ મણીથી પ્રકાશિત રહેલો સત્રાજિત છે. † સત્રાજિતનો ભાઇ. ‡ જાંબવાને.

† આસપાસ.

શ્રી કૃષ્ણે મારો ભ્રાત મરાવ્યો, મણિમાટે ચિત્ત રાખી;
શું કરૂં હવે શું થાશે, કેમ રહિયે એહ સાંખી.
ચાલી વાત આવી સભામાં, જાણ્યું છે અંતર્યામી;
સૈન્ય સહુ સજ કરીને ચાલ્યા, માતામહને* શિર નામી.
માગી† તેડાવી માગ કઢાવ્યો, સત્રાજિત ઘર જ્યાંથી;
પહેલું પગલું અશ્વનું શોધી, માગી લેઇ ચાલ્યો ત્યાંથી.
નગ્ર મૂકીને બાહેર આવ્યા, માગી ચાલ્યો વનવંન;
આગળ માગી પાછળ સૈન્યા, શોધવા સત્રાજિત રતંન.
જોતાં જોતાં માગ જડયો છે, આ ઠામે માર્યો સિંહે;
અશ્વ સંઘાપે ઠામજ માર્યો, વિસ્મે વાતજ કહિયે.
ત્યાંથી પગલું સિંહનું શોધી, માગી ચાલ્યો જાય વંન;
આગળ જાતાં સિંહને માર્યો, રિંછ કહિયે બળવંન.
ત્યાંથી પગલું રીંછનું જોતાં, આવ્યો પર્વત આરો‡;
તે મધ્યે એક ગુફાદ્વારમાં, માગી કહે ચોર તમારો.
રથથી ઉતર્યા શ્રીકૃષ્ણજી પોતે, બોલ્યા મુખથી વાણી;
આ ગુફા મધ્યે હું જાઉં છું, તમો રહો સહુ માણી.
તે માટે હું કહું તે માનો, સાંભળજો રૂડી પેર;
દ્વાદશ દિનમાં નહીં આવું તો, તમો જાજો ફરી ઘેર.
એવો પરઠ§ કરીને પેઠા, દ્વાર ગુફાનું ઉઘાડી;
આગળ જાતાં પારણા માંહે, સુતાં જાંબુ કુમારી.
તે ઉપર મણિ દિઠો ત્યારે, આનંદ પામ્યા મંન;
એટલે રીંછ આવ્યો ગંધ જાણી, ક્રોધે રક્ત લોચંન.
કોણ તું આ ઠામ આવ્યો, કહોની મુજને વાત;
વનચર જીવ પંખી નવ આવે, કેમ આવ્યો શું કાજ.
શ્રીકૃષ્ણ કહે માણી કાજે આવ્યો, માથે આવ્યું આળ;
સત્રાજિતનો ભાઇ સિંહે માર્યો, સિંહને માર્યો તેં ભાળ.
તે માટે મણિ હું લેવા આવ્યો, આપ મુજને આણી;
એવું સાંભળી રીંછે મુષ્ટિના, પ્રહાર કર્યા તવ જાણી.
લથબથી ગડદા કોણી, મલ્લના પેરે વઢતાં;
રાત દિવસ એમ યુદ્ધ કરતાં, દિવસ અઠાવીશ વીતા.
વમન થયું છે રૂધીર રીંછને, તેનો ચાલ્યો પ્રવાહ;
તે દેખી મન ભંગ થયું છે, જાંબુવાન પામ્યો હાર.
રીંછે જાણ્યું છે પરમેશ્વર, મનુષ્ય જાણ્યા મેં મૂઢ;
કરી પ્રદક્ષિણા ચરણે લાગ્યો, સ્વામી ગરૂડારૂઢ‖.

* ઉગ્રસેન. † પગલાં ઉપરથી માર્ગ શોધનાર. ‡ હદ.
§ સરત. ‖ ગરૂડનાપર સ્વાર થનારા પ્રભુ.

તમને કહું છું સત્ય હું, મુને જીતે નહીં પ્રભુ વિના કોયે;
તે માટે મેં ઓળખ્યા, સ્વામી કૃપા કરી આવ્યા સોયે.
તમે લંકા જીતી રાવણ માર્યો, દીધું વિભિષણ રાજ;
મેં કહ્યું ન માની યુદ્ધ કીધું, તે પોંતીમારી આશ આજ.
દાઢાગ્રે* પૃથ્વીને લેવા , માર્યો હિરણ્યાક્ષ દૈત્ય;
સમુદ્ર પ્રતાપે આવી મળ્યા તો, હું પામરની કોણ ગત્ય.
સ્તુતિ કરી કહે આજ્ઞા મુજને, દીજે શ્રી મહારાજ;
શ્રીકૃષ્ણ કહે મુને મણિ આપો, આવ્યો છું તે કાજ.
રામાવતારે કહ્યુ હતું મેં, દરશન દશું આવી;
એક પંથ દો કારજ માટે, એ બુદ્ધિ મનમાં ભાવી.
રીંછ કહે સ્વામી સર્વ તમારૂં, હુ છું આજ્ઞાધારી;
માણી લાવીને ચરણે મૂક્યો, ઉપર કન્યા લો અંગિકારી.
આનંદ દુંદુભી દેવનાં વાગ્યાં, જાતાં વૈકુઠ ભૂપતિ;
વિદાય થઇ હરિ ત્યાંથી ચાલ્યા, રીંછને આપી મુક્તિ.
અવધ થઇ સૈન્ય ફરી ગયું છે, કહ્યો આવી સમાચાર;
વસુદેવ દેવકી આદ સઉ કો, પામ્યાં દુઃખ અપાર.
સત્રાજિતને દોષ દીયે કહે, વાંક એનો જન જાણી;
અંબિકા દેહેરે દેવકી આદ, બેઠાં તજી અંન પાણી.
તેવે સમે વ્યોમ વાણી થઇ, કહે આવે છે ભગવાન;
સ્તુતિ કરી ચંદ્રભાગાની, ત્યારે પ્રકટ થયા ત્યાં શ્યામ.
દેખીને સહુ આનંદ પામ્યાં, મંગળ ગાયે નારી;
દેવકીને આવી પાગે લાગ્યાં, શ્રીકૃષ્ણ જાંબુકુમારી.
વધામણી માતાને દેઇ ઘેર, ચાલ્યા દુંદુભી થાય;
ઉગ્રસેનને શ્રીકૃષ્ણ મળિયા, કહી વાત સુખદાય.
મણી માટે ઘણો શ્રમ થયો છે. પૂર્વ કથા કહી માંડી;
ઉગ્રસેને સત્રાજિતને આપ્યો, મણી સભામાં તેડી.
મિથ્યા આળ દીધું મેં કૃષ્ણને, ઝાંખો થઇ કહે એમ;
નીચું મુખ કરી ઘેર આવ્યો, સત્રાજિત રાજંન.
રાત દિવસ ચિંતા ધરે મનમાં, પછે વિચાર્યું એવું;
શતધન્વાના પુત્રને કહીને, આપી કન્યા મનાવું.
એવો વિચાર કરી સતભામા, શ્રીકૃષ્ણને પરણાવી;
ઉપર મણી આપવા લાગ્યા, શ્રીકૃષ્ણે ના ત્યાં કહાવી.
મણી અમારો છે અમે લેશું,હવડાં રાખો તમે રાય;
શ્રીકૃષ્ણને સત્રાજિત નમી કહે, ક્ષમા કરજો અન્યાય.
રૂડી રીતે સતભામા પરણાવીને, આપી રીદ્ધિ અનેક;
થોડે ઘણું કરી માનો હરિજન, શું કહે જીવ્હા એક.

* દાઢની અણી ઉપર.

રૂપકુંડમાં સ્નાન કરાવ્યું, જાંબુવતી પામ્યાં રૂપ;
પરણ્યાની રીતે હરિ પરણ્યા, એવા યાદવભૂપ.
શુક યોગી કહે સાંભળ રાજા, પુણ્ય કથા સાંભળિયે;
માનુષ્ય દેહ દેવને દુર્લભ, રામકૃષ્ણ મુખ કહિયે.

વળણ.

રામકૃષ્ણ ભજિયે સદા, એવો ન આવે દાવરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છપ્પનમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્ પંચાશત્તમોધ્યાયઃ ॥ ૫૬ ॥**

---

## અધ્યાય ૫૭ મો.*

**કડવું ૧૭૦ મું-રાગ સારંગની ઢુંક ચાલ.**

શુક કહે સાંભળ રાજંન,વળી મણીની કથા કહું પાવંન;
પેહેલાં દુર્યોધનની કહું વાત, પાંડવ સાથે રમે છળઘાત.
પિતામહનું† કહ્યું નવ માની,બુદ્ધ ગઇ ધૃતરાષ્ટ્ર રાજાની;
સર્વે ઇચ્છે મૃત્યુ પાંડવનું કેમ થાય,શકુની આદ દુર્યોધન રાય.

ચાલ.

કૌરવ ઇચ્છે મૃત્યુ પાંડવનું,અભિમન્યુ સુત સુણ રણધીર;
ઘણે ઠામે એણે કપટ કર્યાં, પણ રાખ્યા શ્યામશરીર.
વાર્ણાવટનું‡ રાજ પાંડવને, આપવા કપટની વાત;
લાખના ધવળ§ દારૂ ભરાવીને, મંદિર કીધાં એકાંત.
અંન દ્રવ્ય સામગ્રી સર્વે, મૂકી પાંડવને કહે જાય;
રાય આજ્ઞાએ શીઘ્રે પધાર્યા, પંચ॥ બધુ ને કુંતા માય.
નગ્રલોક વળાવા ગયાં, પ્રીત પાંડવપર જાણી;
વાટે ચાલતાં શીખજ દીધી, વીદુરે તવ છાની.
ગદ્ગદ્ કંઠે વળ્યા વળાવીને, પાંડવ બેઠા જઇ રાજ;
દુર્યોધનનું કપટ જાણી,દુઃખ પામ્યા યુધિષ્ઠિર મહારાજ.
ભીમ અર્જુન સેહેદેવ નિકુળે, કુંતાને કહી વાત;
સાંભળીને ચિત વ્યગ્ર થયું, સાવધાન રહેવું ભ્રાત.
માતા પાસે વ્રત ઉજવાવી, ખરચ્યા દ્રવ્ય ભંડાર;
બ્રહ્મ ભોજન સજન સહુ તેડીને,કીધા અંન આહાર.
દુર્યોધનની નિંદા બોલે, પાંડવનો યશ ગાય;
સાંભળીને હૃદય ઘણું દાઝે, એનો કરૂં ઉપાય.
તે દિવસ પ્રધાનને કહિ ગયા, આજ્ઞાએ રહ્યા બહાર;
મધ્ય નિશાયે* મંદિર ફુંક્યું,નિસરવાનું રોક્યું દ્વાર.
નિંદ્રામાંથી ઝબકી ઉઠયા, પાંડવે મનમાં જાણ્યું;
વિદુરે વાત કહી ભાઇ સાચી, આગ† આવી જુઓ સામું.
સહદેવને કહે રાય યુધિષ્ઠિર, નિસરવાની ક્યાંઇ વાટ;
શું જુઓ આ સુરંગ દીસે છે,નીસરો વેહેલા ભ્રાત.
ભીમે અગ્નિ ફુંક્યો પાછો, માતા લીધાં ખાંધે;
શ્રી કૃષ્ણ કૃષ્ણ મુખ વદતા વાણી, નીસર્યા યમુનાં ઘાટે.
પાંચ પુત્ર સંઘાતે કેવટ, અંન પામી રહ્યાં રાતે;
દગ્ધ થઇ તે ઘરમાં બળ્યાં, જાણ્યું છે સર્વ સાથે.
લાખાગૃહમાં પાંડવ બાળ્યા, ચાલી ચોહોદીશ વાત;
એ સમાચાર પ્રભુને પહોંતા, શીઘ્ર થયા તે નાથ.
રથ મંગાવી સજ કરાવ્યો, સારથી લીધો સંગ;
હસ્તિનાપુરમાં આવી પહોંતા, કહ્યો વિદુરે પ્રસંગ.
એ કથા રહી ઇહ્યાંથી, હવે મણિનો કહું વિસ્તાર;
શતધન્વા કૃતવર્મા અક્રૂર, મળી વિચાર્યું સાર.
સત્રાજિતે એમ કહ્યું, એ કન્યા તમને આપી;
મણિ માટે શોક કરીને, કૃષ્ણને કન્યા પરણાવી.
તે માટે મણિ લેઇને એને, તુરત મારિયે ઠામ;
એવો વિચાર કરીને ચાલ્યા, સત્રાજિતને ધામ.
શય્યા ઉપર રાયે શયન કર્યું છે, નિદ્રાવશ ગઇ રાત;
તે સમે શતધન્વા‡ ઘરમાં, આવ્યો ઉઘાડી કપાટ.
સતભામા તવ જાગૃત બેઠાં, પિતાને નિદ્રા આવી;
યમદૂત સરખો નયણે નિરખ્યો,બીહીનાં રાજકુંમારી.
કોણ તમે આ વેળા આવ્યા, શું છે તમને કાજ;
પ્રતિઉત્તર આપ્યો નહીં તેણે, માર્યો સત્રાજિત રાજ.
મણિ લેઇને તુરતજ નાઠો, અક્રૂરને કહી વાત;
શ્રીકૃષ્ણ નહિ આજ સુતું નગરમાં, તે માટે કરી ઘાત.
સતભામાએ રૂદન કીધું, કરવો કોણ ઉપાય;
પિતા મારો જેણે હણ્યો, તેને કરૂં શિક્ષાય.
લવણ તેલમાં પિતા શબ મૂક્યું, પોતે ગયાં હરિ પાસ;
હસ્તિનાપુરમાં આવી પહોંતાં, કહી સ્વામીને વાત.
શતધન્વાએ હણ્યો પિતા મારો, મણિ લેઈ ગયો અન્યાઈ;
સાંભળીને હરિ ઘણું રોયા, સંગે હળધર ભાઈ.

---

* આ સતાવનમા અધ્યાયમાં શતધન્વાનને મારવાના પ્રસંગાનુસાર પોતાની ઉપર ફરી વાર આવેલા અભિશ્રાપને અક્રૂરજી પાસેથી મણી મગાવી મટાડ્યો તે કથા છે.
† ૨ ભીષ્મપિતામહ. ‡ ઇંદ્રપ્રસ્થ. § ઘર ॥ પાંડવો.

* રાત્રીએ. † અગ્નિ.
‡ શ્રી કૃષ્ણને પાંડવ પાસે ગયેલા જાણી, અક્રૂરજી તથા કૃતવર્માએ શતધન્વાને કહ્યું કે, તું સત્રાજિત પાસેથી મણિ શા વાસ્તે લઇ લેતો નથી? જેણે રત્ન સરખી કન્યા આપવાને તને હા પાડયા છતાં આપી નહીં ને કૃષ્ણને આપી.

રથે બેસી પ્રભુ શીઘ્રે પધાર્યા, સતભામા લીધાં સંગ;
દ્વારકાને ગોંદરે તવ, આવી પહોંતા ભગવંત.
શતધન્વાએ જાણ્યું હરિ આવ્યા, થરથર ધ્રુજે કાય;
અક્રૂરને કહે સ્વામી કરજો, તમે મારી કંઇ સહાય.
એણે કંસ જરાસંધ સરખા જીત્યા,કાલયવન કીધો ભસ્મ;
કોણ માત્ર હું ચોર હરિનો, કીધાં મેં આવાં કર્મ.
મણિ અક્રૂરને આપી નાઠો, અશ્વે બેસી તતક્ષણ;
એ સમાચાર પ્રભુજીએ જાણ્યા, બોલ્યા શ્રી મુખ વચન.
સતભામા તમે મંદિર જાઓ, અમે ધરશું તેની પૂઠ;
શતધન્વાને હણી કરીને, આવશું તમ ઘેર તુર્ત.
એમ કહી રથ હાંક્યો ત્યાંથી,રામ કૃષ્ણ બેહુ બળિયા;
શત યોજન જઇ પહોંતો શતધન્વા,અશ્વ થાક્યા પાગે પળિયા.
રથથી ઉતરી પગે ચાલ્યા, પોતે શ્રીભગવાન;
ચક્રે કરીને શીશ વિદાર્યું, શતધન્વાનું જાણ.
મણિ ખોળ્યો નવ લાધ્યો, આવી બળીભદ્રને કહી વાત;
સાંભળીને હળધર તવ બોલ્યા, શાને કરી તેની ઘાત.
મણિ તમારી સાજસમાં છે, કોઇ પાસે એ જાણ્યું;
રીસાવીને જનક નગરમાં, ગયા રામ મન માન્યું.
આદરમાન બહુ પેરે દીધાં, જનકને પૂજન કીધું;
દુર્યોધન એ જાણી આવ્યો, ગદા યુદ્ધ સહુ શીખ્યું.
ભાઇયે ભાઇમાં રાઢ થઇ છે, મણિ માટે તવ જાણી;
મનાવ્યા હળધર નવ માને, શું કરે સારંગપાણી.
રથ બેસીને દ્વારિકાં આવ્યાં, પોતે સુંદરશ્યામ;
સતભામાને કહે મણિ નહીં તે પાસે,માર્યો શતધન્વા તે ઠામ.
રાક્ષસનો એ અંશજ હતો, નહિતર મારત કોણ;
સતભામા કહે સ્વામી મારા, તમે તે રાખ્યું પોણ.
અગ્નિદાહ કર્યો સસરાને, ક્રિયા કર્મ પોતે કીધું;
દિવસ વિત્યા પછી ઘેર પધાર્યા, કારજ સર્વે સીધ્યું.
કૃતવર્મા અક્રૂરે વિચાર્યું, હવે કેમ રેહવાશે;
મણિ લેઇને શીઘ્રે પધાર્યા, પૂર્વ દિશા શું થાશે.
જ્યાં જાય ત્યાં મણિ પ્રતાપે, માન પામે બહુ સુખ;
રાજધાની શિવની ત્યાં આવ્યા,ભાગ્યાં સર્વ તનાં દુઃખ.
ત્યાં રહી સદાવ્રત ચલાવ્યાં, ઘાટ ગંગાજીના બાંધ્યા;
દુર્ભિક્ષ્ય હોય ત્યાં પરજન્ય* થાયે, અક્રૂર યશ ગવાયા.
સમાચાર બળિભદ્રે જાણ્યો, મણિ અક્રૂરનો પાસ;
એવું વિચારી દ્વારિકાં આવ્યા, મળ્યા શ્રી અવિનાશ.

* વરસાદ.

પ્રજા કહે અક્રૂર તેડાવો, તે વિના નહીં સુખ શ્યામ;
શ્રીકૃષ્ણને ગમતી થઇ વાત, પરભાર્યું થયું કામ.
અક્રૂર તેડાવ્યા સભા માંહે, દીધાં આદરમાન;
પૂજા કરી હરિયે પૂછયા સમાચાર, સહુ દેખતાં ભગવાન.
દાનપતિમાં ખ્યાત તમારી, દેશ દેશ થયું નામ;
તે માટે મણિ છે તમપાસે, આપો એમ કહે શ્યામ.
મણિના ધણી પત્નિને પુત્રજ, પુત્ર તણો પુત્રજ સાર;
અથવા કુટુંબી તેજ પામે, પિંડનો જેને અધિકાર.
સતભામાને પુત્ર થયો છે, મણિનો એ અધિકારી;
અક્રૂર કહે સ્વામી સર્વે તમારૂં, હું છઊં આજ્ઞાધારી.
મણિ છોડી સભામાં મૂક્યો, જોઇ થયા દીગ્મૂઢ;
પાછો મણિ અક્રૂરને આપ્યો, તુઠા ગરૂડારૂઢ.
શુકયોગી કહે સાંભળ રાજા, મણિની કથા કહી સાર;
બળીભદ્રને સંદે મન ભાંગ્યો, વરત્યો જય જયકાર.
મણિ આખ્યાન સુણે નરનારી, ઊતરે તેનું આળ;
સુંદર હરિનો દાસ કહે છે, થયો સત્તાવનમો અધ્યાય.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્ત પંચાશત્તમોધ્યાયઃ ।।૫૭।।**

## અધ્યાય ૫૮ મો.*

**કડવું ૧૭૧ મું-રાગ રામગ્રી.**

શુકજી બોલ્યા સાંભળ રાયજી, હરિરસ પીતાં તૃપ્તિ ન થાયજી.

**ચાલ.**

નિર્મળ મન થાય હરિરસ પીતાં,સાંભળ પરીક્ષત રાય;
પાંચ કન્યા પરણી હરિ લાવ્યા, કેહેશું આ અધ્યાય.
લાખા ગૃહથી પાંડવ વાંચ્યા, તે આવ્યા ઇંદ્રપ્રસ્થાન;
એ સમાચાર પ્રભુએ જાણ્યા, શીઘ્ર થયા તતક્ષણ.
રથ મંગાવી સજ્ય† કરાવ્યો, મળવાને ઘણું હેત;
રથ બેસી ઇંદ્રપ્રસ્થમાં, આવિયા સૈન્ય સમેત.
રાય યુધિષ્ઠિર ભીમ અર્જુન, નિકુળ ને સેહેદેવ;
સાંમા જઇને મળ્યા પરસ્પર, પૂછ્યું કુશલીક્ષેમ.
રથથી ઉતરી પાંડવ સાથે, આવ્યા મંદિર માંહિ;
આસન બેસાડી પૂજ્યા હરિને,સ્તુતિ કરે હરિની ત્યાંહિ.

* આ અઠ્ઠાવનમા અધ્યાયમાં કાલિંદી, મિત્રવિંદા, સત્યા, ભદ્રા અને લક્ષ્મણા એ પાંચ સ્ત્રીઓ સાથે વિવાહ કીધાનું કહ્યા છે. † તૈયાર.

યોગેશ્વરને દર્શન દુર્લભ, તે અમને મહારાજ;
કોણ પુણ્યે કરી પામ્યા તમને, એમ કહે છે ધર્મ રાજ.
કુંતા દ્રૌપદી મળ્યાં આવી, પૂછ્યા ફોઇએ સમાચાર;
વસુદેવ દેવકી કારાગૃહમાં, પામ્યાં કષ્ટ અપાર.
કંસ વિદારી યાદવકુળને, આપ્યું છે તમો સુખ;
પછે અક્રૂરને મોકલ્યા, ભાઇયે જાણી એનનું દુઃખ.
કોણ તપાસ લિયે અમારો, તમ વિના સુંદરશ્યામ;
જ્યાં જ્યાં કષ્ટ પડે ત્યાં આવી, રાખો છો ભગવાન.
લાખા ગૃહમાં બાળતાં એને, દયા ન આવી કયમ;
દુર્યોધને એમ મૃત્યુ ઇચ્છયું, તે જાણો છો તમો મન.
શ્રી કૃષ્ણ કહે એનાં ફળ આગળ, પામશે દુર્યોધન;
કુંતાજી પછી વાત કરીને, ઉઠયાં છે તતક્ષણ.
નાના પ્રકારે રસોઇ કરી, ફોઇયે જમાડયા પાંડવ સાથ;
વસ્ત્રાભૂષણ પેહેરી સભામાં, બેઠા છે જગદાધાર.
યાચક જન યશ ગાંધર્વ ગાયે, વાજે તાલ મૃદંગ;
કેટલીક લલના* નૃત કરે છે, થઇ રહ્યો અતિ રંગ.
ચાતુર્માસ એ રીતે રહ્યા, પછે મૃગયા કાજ હરિ જાય;
અર્જુન સારથી થઇ રમે છે, હરણ રોજ સીકાર.
તે સમે જળ તૃષા† લાગી, પીવા ગયા અર્જુન;
જુએ તો જળ મધ્યે મંદિર, તપ કરે સ્ત્રી જંન.
પારથ કહે શું નામ તમારૂં, શું પડયું તપનું કામ;
શ્રી વિષ્ણુ પામવા તપ કરૂં છઉં, સૂર્યદેહા‡ મારૂં નામ.
પિતાએ મંદિર કરી આપ્યું, ઇચ્છું એ વર કાજ;
પારથે આવા કહ્યું ત્યારે, લાવ્યા શ્રી મહારાજ.
કુંતા દ્રૌપદી હરખ પામ્યાં, દીઠાં યમુનાં સંગ;
રથથી ઊતરી પગે લાગ્યાં, મળ્યા હરિ રસ સંગ.
વિશ્વકર્માને કહે છે શ્રી હરિ, રચો નવું પુર ગામ;
તતક્ષણ કીધું હેમ મણિમય, હરિપુર ધારયું નામ.
તે સમે અગ્નિ પિંડ રોગી થઇને, આવયા હરી શર્ણે;
મોરૂ રાજાના યજ્ઞ મધ્યે, મુને થયું છે અજીર્ણ.
મસ્તક બે છ નેત્ર કહિયે, સાત જીવ્હા ત્રણ પગ;
વસ્ત્રાભૂષણ પેહેર્યાં અંગે, અગ્નિ બ્રહ્મસ્વરૂપ.
શ્રી કૃષ્ણજીયે મન વિચાર્યું, અર્જુનના હિત માટે;
રથે બેસાને ખાંડવ વનમાં, આવ્યા પારથ સાથે.
અગ્નિને કહ્યું આ ઔષધી પોચો, બળે ભાર અઢાર;
જાણીને ઇન્દ્ર વઢવા આવ્યો, મેઘ તે મુસળ ધાર

* નાજુક સુંદર સ્ત્રી. † તરશ ‡ કાલંદી.

બાણની ઠાઠ બાંધી અર્જુને, પડે નહીં જવ ટીપ;
અગ્નિનું અજીરણ ટાળયું, નર નારાયણ વીર.
ઇન્દ્ર કહે ઉપકારજ માટે, આવિ[illegible] પ્રાણજીવંન;
મળી પ્રભુને ત્યાંથી પધાર્યા, સુરપતિ રાજંન.
અગ્નિએ રથ અશ્વ સંઘાથે, આપિયો પારથ કાજ;
ધનુષ બાણ અક્ષય ભાથા આપી, તે ગયો પોતાને ઠામ.
મયદાનવને બળતો રાખ્યો, સભા પાંડવની કીધી;
જળને ઠામે સ્થળ દીસે છે, સ્થળને ઠામે જળ સિદ્ધિ.
દુર્યોધનને ભ્રાંતિ થઈ છે, રચિયો મરણ ઉપાય;
આજ્ઞા પ્રભુની લેઇ ત્યાંથી, મયદાનવ ગયા પાતાળ.
હવે દ્વારકાં જાવા તત્પર, માગે હરિ વિદાય;
રાય કહે સ્વામિ હજી રહિયે, ગદ્ ગદ્ કંઠજ થાય.
મળી પાંડવને દ્વારિકાં આવ્યા, હરખ્યાં માત ને તાત;
કાલિંદી પરણ્યા હરિ પ્રીતે, વરત્યો જયજયકાર.
અયોધ્યા* સૂર્યવંશી રાજા, અનંગજીત† એવું નામ;
તેની કન્યાને કહ્યું છે નારદે, રહ્યું ચિત્તમાં ધ્યાન.
પિતાયે તવ પોણજ કીધું, વૃષભ નાથે સાત;
તેને એ કન્યા હું આપું, દેશ દેશ ગઇ વાત.
અનેક ભૂપ મળ્યા છે આવી, વૃષભ તે નવ નથાય;
સાંભળીને શ્રી કૃષ્ણજી આવ્યા, દેખી નમ્યા તવરાય.
પૂજા કરીને સન્માન દીધાં, અનંગજિતે બહુ જાણ;
શ્રી કૃષ્ણ કહે અમ યોગ્ય છે, માટે દીજે કન્યાદાન.
રાય કહે મેં પોણ કર્યું છે, રાખો પત રહે નામ;
સાંભળીને હરિ વૃષભ§ પાસે, આવ્યા શ્રી ભગવાન.
જાળિયે બેઠાં જુવે છે કન્યા, દીઠું મનોહર રૂપ;
દેખીને દિગ્મૂઢ થયાં, એ હજો સ્વામી તદરૂપ.
વૃષભ ભયેથી વીર નાઠા, સોંડયા યાદવ યોદ્ધ
કાછ ભીડી ધર્યાં સાતજ રૂપે, નાથ્યા એકીવાર.
કન્યાએ વરમાળજ નાંખી, વાગ્યાં દેવ નીશાન;
પરણ્યાની રીતે હરિ પરણ્યા, આપ્યાં રાયે બહુ દાન.
નવ લક્ષ અશ્વ મણિમય, એક અયુત આપી ગાય;
નવ સહસ્ર તવ હસ્તિ આપ્યા, દાશી ત્રણ હજાર.
વસ્ત્ર ભૂષણ વિવિધ પેરના, આપી નમિયા પાય;
વિદાય કર્યા આપા સૈન્ય સંઘાથે, ચાલ્યા યાદવરાય.
દેશ દેશના ભૂપ મળ્યા, આવ્યા છે ઘેરી વાટ;
પારથના ભયથી ભૂપ નાઠા, જીતી આવ્યા ઘેર નાથ.

* કોસલ દેશનો રાજા. † મૂળ ભાગવતમાં નાગ્નજિતિ નામ છે. § બળદ.

શ્રુતસેનની* કન્યા કહિયે, લક્ષ્મણા એવું નામ;
પોણ કરી જળમાં જઇ વીંધે, મચ્છ તે વરે પ્રમાણ.
સાંભળીને હરિ તતક્ષણ પોતે,ચાલ્યા અર્જુન સહાય;
સ્વયંવર મંડપ માંહે પહોંતા, મળ્યા બહુ રાણા રાય.
બાણાવળી ભુપ બાણજ નાંખે, મચ્છ કોઇએ ન વિંધાય;
પારથે બાણ નાખ્યું જળમાં જોઇ,છેટું રહ્યું આંગળ ચાર.
નીચું જોઇ જળમાં ઉપરથી, મચ્છ વિંધ્યો તતકાળ;
કન્યાએ વરમાળજ નાંખી, પરણ્યા દીનદયાળ.
ગજ રથ અશ્વ રાયે આપ્યા, વિનય કરી નમ્યા પાય;
વિદાય થઇ પ્રભુ દ્વારીકાં આવ્યા, આનંદ ઓચ્છવ થાય.
અવંતિના† રાજાની‡ બહેન, મિત્રવંદા છે તેનું નામ;
દુર્યોધનને આપવા કહી, એ જાણ્યું શ્રીભગવાન.
યાદવકુળની કન્યા કહિયે, તે કેમ લઈ જાય મૂઢ;
હરણ કરી દ્વારીકાં લાવ્યા, પરણ્યા ગરૂડારૂઢ.
કુરૂવંશના રાયની§ કન્યા, ભદ્રા કહિયે નામ;
હરણ કરીને ઘેરજ લાવ્યા, પરણ્યા સુંદરશ્યામ.
વિવાહનો વિસ્તાર આગળ, કહેવાશે કુરૂક્ષેત્ર;
અમૃતને જેમ ગરૂડ લીએ, તેમ આણી હરી કરી ક્ષાત્ર.
શુક કહે આઠે‖ પટરાણી, એ રીતે પરણ્યા હરિ રાય;
સુંદર હરિનો દાસ કહે, થયો અઠાવનમો અધ્યાય.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટપંચાશત્તમોધ્યાયઃ ॥૫૮॥**

---

## અધ્યાય ૫૯ મો.¶

### કડવું ૧૭૨ મું-રાગ કેદારો.

વધા પરીક્ષિત શુક પ્રત્યે વાણી,સોલસહસ્ર પરણ્યા સારંગપાણી;
તે વિસ્તારી સ્વામી કહો અર્થ, તે સાંભળવા કરૂં મનોર્થ.

### ચાલ.

સાંભળવા મનોરથ કરૂં છું, કૃપા કરી સ્વામી કહિયે;
શુકજી કહે ધન્ય ધન્ય પરીક્ષિત,ભકત શિરોમણ લહિયે.
સતભામાને મંદિર શ્રીહરિ, બેઠા છે એકાંત;
તે સમે ઇંદ્ર કહેવાને આવ્યા, નરકાસુરની વાત.
કુંડળમાંનાં છત્ર અમારાં, લીધાં છે એણે સ્વામી;
નગ્નની કન્યા ભૂપ ગાંધર્વની, હરણ કરી બહુ આણી.
સાત કોટ નગ્નને ફરતા, એવો છે વસમો ઠામ;
સતભામાની મનષા થઇ છે, જોવા [illegible]પુર ગામ.
એમ કહી ગયા શક્ર ત્યાંથી, વિચાર્યું પ્રભુ મંન;
રૂક્‌મિણીને મંદિર આવ્યા, પોતે પ્રાણજીવન.
એવે નારદ મળ્યા છે આવી, પુષ્પ મૂકયું એક ભેટ;
લક્ષ્મીજી સેવામાં તેને, આપ્યું હરિએ હેત.
અર્ઘપાદ્ય પૂજા કરી પૂછયા, સ્વર્ગ સમાચાર દેવ;
વાત કહી સતભામાને ઘેર, આવ્યા નારદ તતખેવ.
દેખીને સનમાનજ દીધાં, કેમ કૃપા કરી સ્વામી;
નારદ કહે પુષ્પ સ્વર્ગનું, ભેટ કર્યું અમો આવી.
પુષ્પ દેઇ રૂક્‌મણીને આપ્યું,શ્રી કૃષ્ણે સત્ય વચંન;
આઠ માંહે એ પટરાણી, તું પર નહીં કાંઇ મન.
એમ કહીને ઋષી ગયા છે, તે મન જાણ્યું અંતર્યામી;
સતભામાને મંદિર આવ્યા, પોતે સારંગપાણી.
બોલાવ્યાં પણ તે નવ બોલે, રીસાયાં સતભામા;
પ્રતિઉત્તર દીધો છે તમને, રૂક્‌મિણી વહાલાં રામ.
તે સાથે જઇ વાત કરોની, મનની હોયે સ્વામ;
એ પુત્રવતીને માન ઘણું છે, અમ સાથે શું છે કામ.
શ્રીકૃષ્ણ કહે શા માટે કરો છો, મનમાં આવડો ક્રોધ;
સતભામા કહે અંતર કીધો, જાણજો એ પ્રતિબોધ.
નારદજીએ પુષ્પ આપ્યું તે, જોવાનું હતું કોડ;
એક પાંખડી અમને નહિ આપી, એવા કઠિણ કઠોર.
સાંભળ્યું છે એ વૃક્ષ ઉપર, ભમર રૂપે દેવ કરે ગુંજાર;
એમ કહી ફરી મુન્ય ધર્યું છે, એ થોડે કહ્યો વિસ્તાર.
આભુષણ* ઉતારી નાંખ્યાં, થયું છે વિકળ† સ્વરૂપ;
શ્રીકૃષ્ણ કહે પુષ્પ માટે મનમાં, ઇયમ ધરો છો દુઃખ.
કહો તો વૃક્ષ સમેત આણી, રોપું તમારે દ્વાર;
રાજપુત્રી ઘટે નહીં તમને, આ શી ઘરમાં રાઢ.
સમજાવ્યાં સમજે નહીં, સતભામા ઘણું રીશાળ;
ચાલો જઇયે વૃક્ષને લેવા, ઉઠયા હસી તતકાળ.

---

* મદ્ર દેશના રાજાની દીકરી. † માળવાના. ‡ વિંદ અને અનુવિંદ કે જેઓ દુર્યોધનની ઇચ્છા પ્રમાણે ચાલનારા હતા, તેઓએ સ્વયંવરમાં પોતાની બેન શ્રીકૃષ્ણમાં આસક્ત થયા છતાં પણ તેને પરણવા દીધી નહિ. શ્રીકૃષ્ણ ભગવાન, એ મિત્રવંદા જે પોતાની ફોઇ રાજાધિદેવીની દીકરી હતી તેને સર્વ રાજાઓ જોતાં છતાં બલાત્કારથી હરી ગયા. § કેકય દેશમાં ઉત્પન્ન થયેલી અને શ્રુતકીર્તિ નામની પોતાની ફોઇની છોકરી 'ભદ્રા' ને સંતર્દન આદિ ભાઇઓએ આપવાથી ભગવાન પરણ્યા. ‖ રૂક્‌મિણી, જાંબવતી, સતભામા, નાગ્નજીતિ, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રવિંદા એ આઠ પટરાણી હતી. ¶ આ ઓગણસાઠમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ નરકાસુરને મારી તેણે હરી આણેલી હજારો કન્યાઓને પરણ્યા; અને સ્વર્ગમાંથી પારિજાતનું ઝાડ લાવ્યા એ કથા છે.

* ઘરેણાં. † બે ડોળ.

એક પંથ બેઉ કામજ કરવા, વિચાર્યું પ્રભુ મનમાં;
ગરૂડે બેસી સતભામા સાથે, આવ્યા વિષયાપૂર ગામમાં.
પર્વત જળ અગ્નિના કોટજ, કહિયે વિસ્મે વાત;
વાયુ બાણે જળજ શોષ્યું, ચક્રે પર્વત જીત્યા સાત.
પંચમુખો એક દૈત્ય જળમાં, કરે બહુ સંગ્રામ;
ચક્રે કરીને શિશ વિદાર્યું, જીત્યા શ્રીભગવાન.
સાત પુત્ર* એ દૈત્યના સાંમા, આવ્યા નાંખતા બાણ;
તેને હણી પ્રભુદ્વારે આવ્યા, નરકાસુરને થઇ જાણ.
જેષ્ઠ પુત્ર બહુ સૈન્ય સંઘાથે, આવ્યો દુંદુભી વાતે;
તે પણ હરિયે હાર મનાવ્યો, જીત્યો છે યદુનાથે.
નરકાસુર સજ થઇને આવ્યો, સાથે ઘણુંએક સૈન્ય;
કીડીનો પ્રવેશ નહીં, અહિં કેમ આવ્યા કહે વાણ.
શ્રીકૃષ્ણ કહે અન્યાય કરી તેં, આણી બહુ કન્યાય;
તે માટે તુને હણવા કાજે, આવ્યો છું સુણ રાય.
પરસ્પરે બહુ બાણજ વરસે, અતુલ યુદ્ધ થયું જાણ;
સતભામા કહે શું જુઓછો, ચક્રે શિશ પડયું ધરણ.
નરકાસુરનો શોકજ કીધો, પૂર્વે તે પૃથિવી માત;
શ્રીકૃષ્ણ કહે સતભામાને, તમે કહ્યું ત્યારે કીધી ઘાત.
દૈત્યતણું એ શિશ વિદાર્યું, વાગ્યાં દેવ નિશાન;
સુતના સુત લઇ સાંમી આવા, નરકાસુરની મા જાણ.
છત્ર કુંડળ ભેટજ મૂકીને, નમિયાં પ્રભુને ચરણ;
રાખો રાખો હરિ શરણે આવી, બોલ્યાં દીન વચન.
વિશ્વંભર તમે વિશ્વને પાળો, કહિયે પુરૂષ પુરાણ;
મંદભાગી જાણે નહીં તમને, તે ફરે ચારે ખાણ.
નરકાસુરની સ્ત્રી કહે છે, ક્ષમા કરો અન્યાય;
આજ્ઞા લેઇ સહગમન કીધું, પામ્યાં હરિપદ રાય.
ભગદંતને એ રાજ આપ્યું, આવ્યા હરિ એને ધામ;
પંચ શબ્દ ત્યાં વાજાં વાજે, વરતી કૃષ્ણની આણ.
જુએ તો નવનીધ ઘરમાં, ભર્યા કોશ ભંડાર;
સોલ સહસ્ત્ર સત રહે છે, તેનાં ઉઘાડયાં આવી દ્વાર.
બહાર કાઢી જળે સ્નાન કરાવી, પહેરાવ્યા સાણગાર;
સુખાસન બેસાડીને, પછી મોકલી નગ્રમોજાર.
દેખી રૂપ સહુ મોહજ પામી, વર્યાં મને કરી સ્વામી;
સ્તુતિ કરીને પગે લાગ્યાં, રીઝયા અંતરયામા.
ઐરાવત પણ ચોંશટ કહિયે, અવર ગજ બહુ જાણ;
દ્રવ્ય ભરીને ખચ્ચર સંગે, મોકલ્યા પુર ભગવાન.

* તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્, અને અરૂણ, એ સાતે પુત્ર પીઠ નામના સેનાપતિને લઇને લડવા આવ્યા.

વળી સૈન્ય બહુ સંગે વળાવાને, આપ્યું દુંદુભી વાજે;
ભગદંતને તવ શીખ દેઈ આવ્યા, અમરાપુરી મહારાજે.
આસન બેસાડી પૂજન કીધું, તે સંતોખ્યા દેઈ માન;
ઈંદ્ર કહે કૃતારથ કીધો, આવ્યા શ્રીભગવાન.
કુંડળ છત્ર આપીને શ્રીહરી, બોલ્યા મુખ વચંન;
નરકાસુરનું કારજ કીધું, જાણજો એ રાજંન.
શીખ લેઇ હરી ચાલ્યા ત્યાંથી, સતભામા કહે સ્વામી;
પારિજાતનું વૃક્ષ કયાં છે, આપો મુજને આણી.
વાડીમાંથી વૃક્ષ ઉપાડી, લેઇ ચાલ્યા ભગવાન;
ઈંદ્રાણી કહે કેમ લેઇ જાયે, આવ્યા યુદ્ધ સુરરાજાન.
સ્ત્રીને કહે બહુ ભારી વઢે છે, ઇંદ્રને કહે એ અજ્ઞાન;
દેવ સહિત સર્વે ગયા હારી,. શક્ર ગયા પછી ઠામ.
જીતીને પ્રભુ દ્વારિકાં આવ્યા, વાગ્યાં બહુ નિશાણ;
સતભામાની વાડી મધ્યે, વૃક્ષ રોપ્યો એ જાણ.
સહસ્ત્ર પાંખડાનું એક ફૂલજ, સુગંધ મઘ મઘ બેહેકે;
લોક કહે આનંદ વનથી, લાવ્યા હરિ જુઓ હેતે.
વિશ્વકર્માને કહે અહિં કરો, મંડપ વિવિધ વિશાળ;
સોલ સહસ્ત્ર શત હેમ મણિમય, કીધાં છે તાત્કાળ.
તેટલાં રૂપ ધરી હરી પરણ્યા, તેટલા ગુરૂ માત તાત;
ચોરી સરી કંસારજ ખાધા, વર્ત્યો જય જયકાર.
શુકજી કહે એ રીતે પરણ્યા, સાંભળ પરીક્ષિતરાય;
ઘેર ઘેર ચરિત્ર શ્રી કૃષ્ણનાં, પ્રેમે ગાય છે નરનાર.

વળણ.

ગાય છે નરનાર હરિજન, ભજવા શ્રી યદુરાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઓગણસાઠમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનષષ્ઠિતમોઽધ્યાયઃ ॥૫૯॥

---

## અધ્યાય ૬૦ મો.*

### કડવું ૧૭૩ મું-રાગ કેદારો.

શુક પરીક્ષિતને કહે છે મોદ, રૂક્મિણી કૃષ્ણનો સુણો વિનોદ;
સોલસહસ્ત્રના મણિમય ધામ, મધ્યે રૂક્મિણી મંદિર શ્યામ.
કેસર ચંદનના છંટકાવ, આંગણે માણેક ચોક જડાવ;
સોહે વાટિકા વૃક્ષ રસાળ, તુળસી પુષ્પ વૃંદાવન સાર.

* આ સાઠમા અધ્યાયમાં ભગવાને મશ્કરીથી રૂક્મિણીને કચવાવ્યાં, પછી પ્રેમના કલહમાં તેની સાંત્વના કરી એ કથા છે.

અગર ધૂપ સુગંધ બહુ ગંધાય,એવાં મંદિર અતિ શોભાય;
ત્યાં શ્રી કૃષ્ણ સેજે બિરાજે, ઉભાં રૂકૂમિણી સેવા કાજે.
જડિત મણિમય સેજ અમૂલ્ય, ઉપર સોહે મોતીની ઝૂલ્ય;
હીરપાટી ઓસીસાં તળાઇ, સમુદ્ર ફીણ એવી ચતુરાઇ.
તેપર વસ્ત્ર અનોપમ સાર, તેના મૂલ્યતણો નહીં પાર;
કંચન પુતળી ચિત્ર વિશાળ, કરમાં દિપક રત્ન ઝળકાર.
મંદિર જાળી જગમગ જ્યોત, જાણે ઊગ્યા રવિ શશિ કોટ;
કવિ શું કહે પરમ નિધાન, એવી શય્યાએ પોઢયા ભગવાન.

ચાલ.

ભગવાન એવી શય્યાએ પોઢયા, રૂકૂમિણી ઢાળે છે વાય;
વિનોદ કરવાની થઇ ઇચ્છા, મન માંહિ યદુરાય.
વૈકુંઠના ગુણ તેવા અહિંયાં, છે કે નહીં જોઊં મર્મ;
રૂકૂમિણીનું મુખચંદ્ર જોઇને, કહેવાનું થયું મન.
સદા વદન પ્રસંન રહે જોવા, ક્રોધનું મુખ એમ જાણી;
તેવે સમે શ્રી લક્ષ્મી સાથે, બોલ્યા હરિ હસી વાણી.
શું મોહ પામ્યાં અમરૂપ જોઇને,અમો છઊં સામળવાન;
ગુણહીણ યાચક થઇ ખાધાં, નવનીત ગોકુળ ગામ.
નંદના નંદન કહાવ્યું ગોવાળા, ગોધન વનમાં ચારી;
રાજછત્ર ચમર નહીં અમને, તમો તો રાજકુમારી.
વનચર* અમો વનના વાસી, થીર ન રહેવું એ મીછાં;
નાનપણામાં લાજ એવી કાઢી, શું જોઇ અમને રીઝ્યાં.
અમો ઉદાસી છું વિતરાગી, સંસારપર નહીં મન;
પત્ર લખીને મોકલ્યું માટે, આવ્યા સત્ય વચન.
દમઘોષ જાન જોવાની ઇચ્છા, એક પંથ બેહુ કામ;
વચન તમારૂં પાળવા માટે, જાણજો એ સાવધાન.
અમારે નહોતી કિંચિત્ ઇચ્છા, તમારે મોટા સાથે શુ ન મન;
જરાસંધ યવનની ધાકે, આવ્યા સમુદ્રને શર્ણ.
દંતવક્ત્ર શિશુપાળ રૂપવંત, વર્યાં નહીં કેમ તેને;
તે યોગ્ય છો તમો ભામિની, રાજ પોતાનાં જેને.
કયાં રાજા ને કયાં અમે, તે પૂરે તમારાં કોડ;
સમતોલ હોય ત્યાં વિવાહ કીજે, સરખે સરખી જોડ.
બાપે કહ્યું આ કન્યા દીજે, શ્રીકૃષ્ણને એ માન;
તવ રૂકૂમિ કહે એ નીચ ગોવાળા,કુળહીણ એ અપમાન.
બુદ્ધ ભ્રષ્ટ થઇ બાપ તમારી, એવું બોલ્યા તાત;
એને કેમ પ્રણામજ કીજે, ઉઠયા એમ કહી વાત.

દમઘોષ સરખા કહિયે રાજા, છત્રપતિ મહીપાળ;
રૂડાં સગાંથી રૂડા એમ કહી, ભાંજ્યું છે વેવીસાળ.
એ લક્ષણે થયું વિરૂપ એનું, ગઇ ભાઇની લાજ;
એટલું કરીને અમ સંગાથે, શું હતું તમારે કાજ.
સકળસભામાં પોણ કરી આવ્યો,અદષ્ટ* સાથે કાંઇનવ ચાલ્યું;
બેન માટે એણે નગ્ર તજીને, બીજૂં પૂર વસાવ્યું.
એવા રાજાને તજી કરીને, આવ્યાં રંકને ઘેર;
રૂકમિને તો માઠું મનાવી, કર્યું તેશું તમે વેર.
માટે હજી લગી શુ અહિં અડયું છે,જુઓ મન વિચારી;
બીજા રાજાને વરવું હોય તો, વરો ભીમકકુમારી.
ગદવચન સાંભળિયાં ત્યારે, રૂકૂમિણી બીહીનાં મંન;
રામા અવતારે સીતા તજી, તેમ રખે તજો પડયાં ધર્ણ.
પુષ્પ હાર સણગાર પડયા છે, અંગથી હેઠા ખાંચે;
શ્રી કૃષ્ણજીએ મન વિચાર્યું, કરમાણું મુખ શ્યાને.
શય્યાથી ઉતરી ચાર ભુજાયે, હરિએ ઊંચલી લીધાં;
બે હાથે કરી કેશ સમાર્યા, નેત્ર મુખ લુએ તેનાં.
આભુષણ લીધાં સહુ વીણી, પોતે શ્રી પરિબ્રહ્મ;
રૂકૂમિણી તોલે કોય ન આવે, પ્રસંન થયા કહે ધન્ય.
વળી વસ્ત્રે કરીને વારો† નાંખે, સમજાવે ભગવાન;
મેં તો હાસ્ય કર્યું મુખ જોવા, તેં માન્યું સત્ય જાણ.
પ્રસંન થઇ સ્વામી સંગે બોલ્યાં, રકૂમિણી અમૃતવાણી;
તમે કહ્યું તે સત્ય સ્વામી, જાણે વિરલા જ્ઞાની.
ચાર વરણમાં કોણ કરે છે, બીજીવાર વિવાહ રંગ;
તમે કહ્યું હજી શું ગયું છે, બીહીની હું ચિત્ત ભંગ.
તે માટે મુને મૂર્છા આવી, જાણો છો અંતરજામી;
તમને શ્રમ‡ થયો મુજમાટે, ક્ષમા કરો એ સ્વામી.
શું રૂપ જોઇને મોહ્યાં અમને, એમ કહ્યું ભગવાન;
રવિ શશિને જ્યોતિજ આપી, તેજના છો તમો ધામ.
જુગે જુગે અવતાર ધરો છો, શ્વેત રક્ત પીત શ્યામ;
દ્વાપર અંત્યે રૂપ ધર્યું છે, કલીમાં સામળવાન.
વળી કહ્યું કિંચિત્ અમને, માયા નહીં વિતરાગ;
સનકાદિક સરખા તમ સાથી, ત્રિગુણાતીત તમો નાથ
માન્ધાતા મુચકુંદ આદે, રાજ તજી ગયા વન;
રાજને અંતે નરક પડે, માટે સેવે તમારા ચરણ.
લક્ષ્મીની ઇચ્છા કરે તે તો, માયા જીવ અજ્ઞાની;
સર્વ તજી તમને ભજે, તે પરમ હંસ કહિયે સ્વામી.

* વનમાં ચરવાવાળા.

* ભાવી. † પવન. ‡ મહેનત.

ગુણહીણુ અમે નંદના નંદન, નવનીત ખાધાં ચોરી;
કોણુ ભાગ્ય વૃજવનિતા કેરૂં, જુઓ નાથ વિચારી.
યાચક થઈ માગ્યું બળી પાસે, પૃથ્વી પગલાં ત્રણ;
સુતળનું તેને રાજ આપ્યું, રહ્યા પોતે અશરણશર્ણ.
તમે કહ્યું અમે સમુદ્રને શરણે, આવી રહ્યા ભગવંત;
ક્ષીરસાગરમાં શયન કરો છો, શેશશાઇ યશવંત.
વળી કહ્યું ક્યાં રાજા છીયે અમો, જુઓ મન વિચારી;
બીજા રાજા ક્ષણભંગુર કહિયે,તમો તો શ્રી અવિનાશી.
તે માટે મહારાજા મહા પ્રભુ, સર્વ શિરોમણી સ્વામી;
કોટી બ્રહ્માંડ ફરે રોમ કૂપજ, ઘટ ઘટ અંતરજામી.
અહંકારી અભિમાની તેના, ઉતાર્યા છે ગર્વ;
સર્વ રાજાને જીતીને તમે, મુજને લાવ્યા છો સમર્થ.
હરિચરણ વિમુખ હોય નારી, તેને વરે શિશુપાળ;
હું તો તમારી જન્મ જન્મની, બીજો નહીં ભરથાર.
તમો શ્રી પરિબ્રહ્મ કહિયે, હું માયા ગુણવંત;
જે જે વચન કહ્યાં તે થાપ્યાં, રીઝ્યા શ્રી ભગવંત.
રૂક્મિણીને કહે શ્રીકૃષ્ણ પોતે, ધન્ય બુદ્ધિ છે તમારી;
મારૂં વચન ઉથાપ્યું નહિ તે, હવો રંગ રસ ભારી.
કામી પુરૂષને દેહ ન દખાડિયે, માયામાં થાયે મગંન;
હાસ્ય વિનોદ એ રીતે કીધા, પોતે પ્રાણજીવંન.
શ્રીકૃષ્ણને માયા નહિ લેપે, જુઓ જન વિચારી;
સોળ સહસ્રમાં કો મોહ ઉપજાવવા, સમર્થ ન હવી નારી.
એકેકીને દશ પુત્ર એક પુત્રી, એકેકીને સહસ્ર દાસી;
લક્ષ્મી પોતે હરિ સેવામાં, પતિવ્રતા ધર્મ રાસી*.

**વળણ.**

પતિવ્રતાના એ ધર્મ છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સાઠમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષષ્ઠિતમોધ્યાયઃ ॥૬૦॥**

## અધ્યાય ૬૧ મો.†

### કડવું ૧૭૪ મું-રાગ વેરાડી.

શુક પરીક્ષિતને કહે વાણી, શૌનકને કહે સૂતપુરાણી;
છપ્પન કોટી યાદવનો વિસ્તાર, શું કહે જીવ્હા અનંત અપાર.

* સમૂહ. † આ એકસઠમા અધ્યાયમાં ભગવાનના પુત્ર પૌત્રાદિક સંતાનની અને અનિરૂદ્ધના વિવાહમાં બળભદ્રે રૂક્મિને માર્યાની કથા છે.

કહિયે લીલા શ્રી ગિરિધારી, સોલ સહસ્ર શત આઠ નારી;
એટલાં રૂપ ધરી શ્રીભગવાન, સર્વના પૂરે મનોરથ કામ.
કોમળ વાણી વચન મધુર, શ્રીકૃષ્ણ હરે પ્રમદાનાં મંન;
મુગટ કુંડળ મકરાકાર, દેખી મોહ પામી સૌ નાર.
જગમગ જ્યોતિ મનોહર સાર,હરિને મોહ નહિ જાઉં બલિહાર;
એ રીતે ચાલે ગૃહસ્થાશ્રમ, રંગ રસ ક્રીડા કરે પરિબ્રહ્મ.
દશ* પુત્ર ને કન્યા એક, શું કહે જીવ્હા ચરિત્ર અનેક;

**ચાલ.**

શુક કહે ચરિત્ર અનેક છે, થોડે કહું રાજંન;
રૂક્મિણના પુત્ર પ્રદ્યુમ્ન†, તેના અનિરૂદ્ધ કહિયે તંન.
ભોજકટમાં જન્મ થયો છે, મહા વીર વિખ્યાત;
સોલ સહસ્રના પુત્રના પુત્રજ, કોટી કોટી વિસ્તાર.
પૃથિવી સરસવ ભાર રહી છે, મસ્તકપર ન જણાય;
સહસ્રજિવ્હા પણ સમરથ નહીં, ગુણ કેહેવાને રાય.
રૂક્મિણીની કન્યા કહિયે, ચારૂમતી તેનું નામ;
કૃતવર્માના પુત્રને આપી, વિવાહ રંગ રસમાન.
કન્યાદાન ત્યાં પોતે દીધાં, આપ્યું ઘણું એક વીત;
ગજ રથ અશ્વ પેહેરામણી, નમ્યા કહિયે રીત.
પ્રદ્યુમ્ન પરણ્યા રૂક્મિતણી, કન્યા કમળ લોચંન‡;
પરીક્ષિત પૂછે શુકને સ્વામી, એ સંધે ઉપન્યો મંન.
શ્રી કૃષ્ણ સાથે વેર હતું ને, કન્યા કેમ આપી બ્રહ્મ;
તમે કહેશો એ પુરાણમાં નહીં, હું ક્યાંથી કહું રાજન.
યોગેશ્વર તમે સર્વે જાણો છો, ભૂત ભવિષ્ય મુનીરાય;
તે માટે કૃપા કરીને કહિયે, વિસ્તારી મુને વાત.

* શ્રીકૃષ્ણની દરેક સ્ત્રીને દશ પુત્ર હતા તેમાંથી આઠ પટરાણીના દશ પુત્ર નીચે પ્રમાણે જાણવા:-શ્રીકૃષ્ણ ભગવાનને રૂક્મિણી સ્ત્રીથી પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, સુદેષ્ણ, ચારૂદેહ, સુચારૂ, ચારૂગુપ્ત, ભદ્રચારૂ, ચારૂચંદ્ર, વિચારૂ અને ચારૂ. સત્યભામાથી ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન્, ચંદ્રભાનુ, બૃહદ્ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ. જાંબવતીથી સાંબ, સુમિત્ર, પુરૂજિત્, શતજિત્, સહસ્રજીત્, વિજય, ચિત્રકેતુ, વસુમાન્, દ્રવિણ, અને કૃતુ. નાગ્નજિતીથી વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન્, વૃષ, આમ, શંકુ, વસુ અને કુંતિ. કાલિંદીથી શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાંતિ, દર્શ, પૂર્ણમાસ અને સોમક. લક્ષ્મણાથી પ્રઘોષ, ગાત્રવાન્, સિંહ, બલ, પ્રબલ, ઉર્ધ્વગ, મહાશક્તિ, સહ, ઓજ, અને અપરાજિત્. મિત્રવિંદાથી વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્દ્ધન, અન્નાદ, મહાશ, પાવન, વહ્નિ અને ક્ષુધિ. ભદ્રા, (શૈબ્યા)થી સંગ્રામજીત્, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત્, જય, સુભદ્ર, વામ, આયુ, અને સત્યક. એ આઠ ઉપરાંત રોહિણીમાં દીપ્તિમાનૂ અને તામ્રતપ્તાદિ પુત્રો થયા.

† પ્રદ્યુમ્ન રૂક્મિની કુંવરી રૂક્મવતીને પરણ્યા તેથી અનિરૂદ્ધ થયો. ‡ મૂળ ભાગવતમાં રૂક્મવતી નામ છે.

શુકવચન:—
રૂક્મિએ કન્યાનો જ્યારે, માંડયો સ્વયંવર યાગ;
પ્રદ્યુમ્ન લાવ્યા હરણ કરીને, જીતી સઘળા રાય.
રૂક્મિને ગમતું થયું, એ મસે મળશે બેન;
તેડાવીને લગ્ન કર્યાં છે, મળ્યાં રંગ રસ એમ.
ગજ રથ અશ્વ અનેક આપી, નમ્યા હરિને પાય;
વિદાય થઇને આવ્યાં ત્યાંથી, જીતી યાદવરાય.
રૂક્મિણીએ રૂક્મિને કહ્યું, અનિરૂદ્ધ વેરે માન;
પુત્રની પુત્રી સુલોચના*, એ આપી છે નિર્વાણ.
શ્રી કૃષ્ણને ગમતી નહીં વાતજ, વિરોધનો છે ઠામ;
લક્ષ્મીએ આવી કહ્યું ત્યારે, માન્યું વચન ભગવાન.
વિવાહનો આરંભજ માંડયો, હરખ અતિ ઘણો મંન;
રૂક્મિયે ભલી શોભા કરી છે, મંડપ મણિમય રમ્ય.
પત્ર લખી ભૂપ એની પાસાના, તેડાવ્યા થઇ ભીડ;
શ્રીકૃષ્ણને લગ્ન પત્રિકા આપી,શીઘ્રે થયા તત્પર યદુવીર.
વિવાહ કાજે પ્રભુ હરખ સાથે, નીસર્યા કાઢી જાન;
નગ્રનિવાસી લોક તેડયા, વિનય કરી ઘણું માન.
છપ્પન ક્રોટિ યાદવ સંગ લીધા, અવર બહુ રાજંન;
ચતુરંગી સૈન્યા શોભિતા છે, ગજરથ વાજે નિશાન.
એ રીતે પ્રભુ જાન લેઇને, આવ્યા નગર મોઝાર;
રૂક્મિએ ઘણું માન દઇને, ઉતારયા ભલે ઠાર.
અનિરૂદ્ધને કન્યા પરણાવી, ઉમંગ ઘણો અતિ મંન;
ચોરી સરી કંસારજ ખાધા, પરવારયા કરી લગંન.
સભાસહિત પરધાન સંઘાતે, બેઠા છે રાજંન;
તેવે સમે બળભદ્ર સભામાં, આવ્યા છે આદરમાન.
કલંગ દેશના ભૂપ કહે છે, રૂક્મિને તવ વાત;
વેહેવાઈ તમારા રમી જાણે,માટે સમસ્ત રમીએ આજ.
રૂક્મિ કહે જુવટ રમીએ, ભરો મુઠ તમો રામ;
શત સહસ્ર દશ સહસ્ર લગી,ચઢયા દ્રવ્ય તે લક્ષ પ્રમાણ.
રમત રમતાં હળધર જીત્યા, માને નહીં રાય મૂઢ;
સભા સૌ ત્યાં રૂક્મિની, શેશ બોલ્યા નહીં દૃઢ.
એમ રમતાં દશ ક્રોડજ સૂધી, ચડયા રામ થઇ જીત;
તોપણ કહે રૂક્મિ જીત્યો, દુષ્ટ સભા એ રીત.
તેવે સમે વ્યોમ વાણી થઇ છે,જીત્યા સહી બળિભદ્ર;
રૂક્મિ કહે વાણી વૃથા થઇ, માને નહીં લાવો દ્રવ્ય.
પાસે બેઠા તે હસીને કહે છે, રમી શું જાણે ગોવાળ;
સભા મધ્યે એમ હાસ્ય કર્યું,ત્યારે ક્રોધ ચડયો છે દયાળ.

* મૂળ ભાગવતમાં રોચના એવું નામ છે.

શ્રીકૃષ્ણના દર્શન કારણ, થઇ દેવ વિમાનની ભીડ;
હોનાર* છે તેને કોણજ રાખે, એમ કહે યદુવીર.
એવા દુષ્ટને હણવા કાજે, આવ્યા છિયે અમો જાણ;
રૂક્મને ત્યાં મસ્તક મારી, ભોગળે કાઢિયા પ્રાણ.
હસી કહ્યું તેના દાંતજ પાડયા, પુરી જેણે કુડી સાખ;
ધડથકી તેની જીવ્હા કાઢી, નાઠી સભા પડી હાક.
રૂક્મિણીયે મન જાણ્યું ત્યારે, બોલ્યાં નહીં કરી ધીર;
શ્રીકૃષ્ણને બળભદ્રે કહ્યું તવ,શીઘ્રે તત્પર થયા યદુવીર.
વહુવર લેઇ સહુ જાન સંઘાતે, આવ્યા પુર ભગવાન;
જાન સહુને આદર સાથે, વિદાય કરી ગઇ ઠામ.
શુકજી કહે શ્રીહરિની લીલા, સાંભળ પરીક્ષિતરાય;
સુંદર હરિનો દાસ કહે, થયો એકસઠમો અધ્યાય.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકષષ્ઠિતમોધ્યાયઃ ॥ ૬૧ ॥**

## અધ્યાય ૬૨ મો.†

### કડવું ૧૭૫ મું—રાગ કેદારો.

પરીક્ષિત પૂછે મસ્તક નામી, ઓખા અનિરૂદ્ધને કેમ પામી;
શુકદેવ કહે સુંણરાય, બાણાસુર શીવનો ભક્ત કહેવાય.
પંચાગ્નિ સેવા ધર્યું ધ્યાન, કર્યું ઊર્ધ્વે મસ્તકે ધુમ્રપાન‡;
તપ આચર્યું છે બહુ દીન, પછે ભોળાનાથ થયા છે પ્રસંન.

### ચાલ.

પ્રસંન થયા શિવશંકર ભોળા, તુઠયા ઉમિયા સ્વામી;
સહસ્ર હાથ બહુ બળજ આપ્યું, એ જાણજો બહુ નામી.
પર્વત સરખાં નાંખે મસળી, અતુળ બળ એનું જાણ;
સહસ્ર હાથે તાળ મૃદંગ વાજે, નૃત્ય કરે ગાય ગાન.
તેણે કરી શિવ રિઝયા મનસું, માગો વળી વરદાન;
બાણાસુર કહે મારા નગરની, રક્ષા કરો ભગવાન.
તે માટે શિવ રક્ષા કરે છે, શોણિતપુર વિખ્યાત;
નગ્રની પુઠે ચોકી કરે છે, શિવજી ત્યાં દિનરાત.
ત્રીજીવાર શિવ સંગે યુદ્ધજ માંગ્યું, જોયું મેં ત્રિલોક;
મુજ સમોવડ ન રહે ઉભો, તમવિના બીજો ફોક.

* ભાવી; બનનાર.

† આ બાસઠમા અધ્યાયમાં ઘણા હસ્તવાળા બાણાસુરે અનિરૂદ્ધને પોતાની કન્યા ઓખાની સાથે રમણ કરવાના અપરાધને સારૂ બાંધ્યો તે કથા છે. ‡ ધુમ્ર લેવો.

સહસ્ર હાથને શું જ કીજે, મિથ્યા વહું એ ભાર;
તમો કહેશો મેં વરજ આપ્યો, આવો મુજ સંઘાથ.
અંતરજામીએ જાણ્યું મનમાં, એ છે ખળનાં કામ;
શિવ કહે હું સરખા તમને, આવી મળશે ભગવાન.
ધ્વજાકેતુ પડશે તારો, ત્યારે જાણજે આવ્યો તુજ માટ;
હરખ પામીને ઘેર આવ્યો, બાણ જુએ તેની વાટ.
એક દિવસ ઉમયાસંગ શિવજી, ક્રીડા કરે છે વંન;
પાર્વતીના દર્શન કાજે આવ્યાં, ઓખા વિહ્વળ મંન.
ઉમિયા કહે છે ઓખા બાઇને, પહોંચશે મનની આશ
થોડા દિવસમાં પરણશે તું, સ્વપ્નમાં સ્વામી ખાસ
તેજ તારો સ્વામી થાશે, મહા પુરૂષ ગુણવંત;
વૈશાખ સુદ દ્વાદશીને દીને, માનજે સત સત.
વચન અબાનાં સાંભળી ત્યાંથી, આવ્યાં છે અંતઃપુર માંય;
કૌભાંડની તનયા સેવામાં, ચિત્રલેહા આપી ત્યાંય.
પાર્વતીએ કહ્યો છે તે દીન, રમી ગયો મહા મન્ન;
મધ્ય નિશાયે* જાગી જોયું તો, દીઠા નહીં બાઇએ કંથ.
ક્યાં ગયા સ્વામી કહેતી ઊઠી, કરતી બહુ રૂદંન;
ચિત્રલેહા કહે શું છે બાઈ, જાણ્યું સખીયે મંન.
ઓખા કહે તેજ પુંજ આવી, રમી ગયો કો વીર;
એ વર મુજને આણી આપો, નહિતર તજું આ શરીર.
દુઃખ સાગરમાં નાંખી ગયા છે, અધર અમૃત પાઇ;
તુંથી કારજ થાશે માટે, આણી આપો મુને બાઇ.
સખી કહે કેવો છે તે વીર, દેખાડ આપું આણી;
ઓખા કહે નામઠામ ન જાણું, દેઈ પિર કહું મુજ સ્વામી.
સરસ્વતીનો અવતાર છે માટે, ચિત્રલેહા લખે સાર;
સાત દિવસમાં લખી દેખાડ્યું, સ્વર્ગ મૃત્યુ પાતાળ.
પટ દેખાડ્યો આણી ત્યારે, માન્યું નહીં બાઇનું મંન;
ચિત્રલેહા કહે લખવું રહ્યું છે, દ્વારીકાં પાવન.
છપ્પન કોટી યાદવ લખિયા, શ્રીકૃષ્ણનો પરિવાર;
અનિરૂદ્ધ લખતાં દીઠા બાઇયે, લજ્જા ધરી તેણે ઠાર.
મુગટ કુંડળ ધરી પીતાંબર, મહા મનોહર રૂપ;
એ ધુર્તે† મારૂં મન હર્યું છે, આણી આપો બાઇ એ ભૂપ.
ચિત્રલેહા કહે બાઇ કોણ પ્રકારે, જાઉં દ્વારીકાં ગામ;
ચક્ર સુદર્શન ફરતું રહે છે, જઇ જોઉં જો થાય કામ.
એવું કહી તતક્ષણ ચાલ્યાં, આકાશ માર્ગે ત્યાંય;
ખટ ઘડીમાં આવી પહોંતા, ગોમતી સંગમ જ્યાંય.
વિચાર્યું કેમ જાઉં ત્યાં, સ્નાન કરે ઋષીદેવ;
નારદજી કહે કેમ પધાર્યાં, કહો બાઇ અવશ્યમેવ.
ચિત્રલેહા કહે શોણિતપુરથી, આવી છું મહારાજ;
બાણાસુરની તનયા* તેને, સ્વપ્ન લાગું છે એ કાજ.
અનિરૂદ્ધ સાથે ભોગ વિલાસજ, એણે હર્યું તેનું મંન;
તે માટે કેમ કારજ થાશે, ભલે મળ્યા મુનિજંન.
નારદજીએ મન વિચાર્યું, થાશે યુદ્ધ ત્યાં સોય;
તામસી† વિદ્યા આપી ઋષીએ, દેખે નહીં જાઓ કોય.
કર જોડી નમસ્કાર કરીને, ગયાં છે તેણે ઠામ;
સોલ સહસ્રના મંદિર મધ્યે, રૂક્મિણી જ્યાં ભગવાન.
તે મધ્યે પ્રદ્યુમ્નનું ઘર છે, અનિરૂદ્ધ જ્યાં રહે છે;
તેજપુંજ કંઇ લલના ઊભી, નૃત્ય ત્યાંય કરે છે.
તે સમે ત્યાં આવી જોયું, બેઠા છે અનિરૂદ્ધ;
ઓખા સાથે રમી ગયા તે, સંભારે હૃદયા મધ્ય.
ચિત્રલેહાયે મોહ પમાડી, વિદાય કીધી લલના;
અનિરૂદ્ધને કહે ચિરંજીવી રહો, પહોંચે મનોરથ મનના.
અનિરૂદ્ધ કહે તું કોણ હો, આવી છે શું કાજ;
પ્રતિઉત્તર કહે સેવા તમને, આવી છું મહારાજ.
બળીના સુત બાણાસુર કહિયે, મહા વીર વિખ્યાત;
તેની તનયા ઓખા બાઇસું, રમી ગયા તમો રાત.
તમ પાખે પ્રાણ નવ રાખે, આવો ત્યાં રાજંન;
અનિરૂદ્ધ કહે એ દૈત્યની કન્યા, કેમ માને મુજ મંન.
ચિત્રલેહા કહે સાંભળો રાજા, પિતામહની વાત;
નરકાસુરની સોલ સહસ્રજ, લાવ્યા છે કંઇ જાત.
વચન સાંભળી અનિરૂદ્ધ બોલ્યા, લઇ જાઓ મુને તુર્ત;
તેને સ્વપ્ન થયું તેવું મુજને, માનો એ સત સત.
લેઇ અનિરૂદ્ધને જાય છે એવે, ચક્ર મળ્યું તેને જાણ;
નારદનું સ્મર્ણ કર્યું ત્યારે, આવ્યા છે તે નિર્વાણ.
દેવ કારજ લેઇ જાય છે એને, જાતાં વારસો મા કોય;
નારદજીનાં વચન સાંભળી, ચક્ર ગયું ફરી સોય.
તતક્ષણ ચિત્રલેહા લેઇ આવી, ઓખાને મંદિર;
ઓળખી લે બાઇ સ્વામી તારો, અનિરૂદ્ધ એ મહા વીર.
દેખીને ઘણું હરખજ પામી, દીધાં છે આદરમાન;
સ્તુતિ કરીને પાગે લાગ્યાં, રાખ્યું તેસું ધ્યાન.
ચિત્રલેહા કહે મોટું ભાગ્ય તારૂં, વર છે રૂપનિધાન;
એની સાથે ક્રીડા કીજે, રાખો મન સમાધાન.

* રાત્રિએ. † ઠગલો.

* છોકરી. † તામસ ગુણવાળી.

સસરો ત્રણ લોકનો સ્વામી, એ ભાગ્ય શું નાનું;
ઓખા કહે ધન્ય ધન્ય તુજને, એ વર તુંથી પામું.
તેલ મરદન કરી સ્નાન કરાવ્યું, ભુષણ બહુ વિધિ અંગ;
આસન બેસાડી ગાંધર્વ વિવાહ, કર્યો છે રસરંગ.
હાસ્યવિનોદ ચોપટ રમે, દેખી સેવક કરે એમ વાત;
કીડીનો પ્રવેશ નહીં અહિં, પુરુષ આવ્યો કઈ વાટ.
જે પુરૂષની સંગે રમે નારી, તેનાં રૂપ હોય ભિન્ન;
તે માટે એ ઓખાબાઇનું, દીસે છે એવું ચિન્હ.
બાણાસુરને કહિયે નહિંતર, આણશે આપણો અંત;
તતક્ષણ આવી કહ્યું ત્યારે, કોપ્યા છે રાય બળવંત.
રખેવાળ તમે શુદ્ધિ નવ રાખી, આવ્યો તે કોણ વાટ;
સેવક કહે સ્વામી કારણ શું કહિયે, ધીર્યાં નહીં ક્ષણ માત્ર.
ધ્વજકેતુ પડયો તવ જાણ્યુ, હોશે કો બળવંત;
લક્ષ યોદ્ધાને આજ્ઞા આપી, કરો તેશું યુદ્ધ.
આવતાં દેખી ભોગળ લઇને, ઉઠયો છે અનિરૂદ્ધ;
યુદ્ધ કરી સહુ ઠામજ માર્યા, પહોંતી વાત તે તુર્ત.
કોભાંડને આજ્ઞા કરી રાયે, કરો તેશું યુદ્ધ;
રથે બેસીને સૈન્ય સંગાથે, આવ્યા જ્યાં અનિરૂદ્ધ.
દેખી કટક ઓખા કહે છે, નાનડિયા ભરથાર;
કેમ વઢશો ફરી સૈન્યજ આવ્યું, વેરી થયો મુજ તાત.
મેં એનું તો શું વણસાડયું, શો કર્યો મેં અન્યાય;
પાર્વતીએ આપ્યો છે વર, સમજે કેમ નહીં એ રાય.
મૃગતણાં ટોળાં બહુ તેમાં, કેસરી પ્રગટયો એક;
તે આગળ શું પરાક્રમ એનું, વિનતા જુઓ વિવેક.
કાલાવાલાએ નહીં છૂટિયે, તું તો ઘેલી છો નાર;
તારા પિતાએ મોકલ્યા સહસ્ર તે, મારે લેખે ચાર.
એમ કહી ઘર બહાર આવ્યા, થયા છે બહુ સંગ્રામ;
સૈન્ય સહિત જીતીને ઘાયેલ, કીધો છે પરધાન.
એ સમાચાર જાણીને આવ્યા, બાણાસુર રાજંન;
કોભાંડ કહે સ્વામી કારણ કહિયે, જુઓ વિચારી મંન.
શક્ર તોલે પરાક્રમ છે એનું, શું વિખાણું વાત;
તે માટે કહ્યું માનો એ તો, પૂજ્ય થયો કેમ થાય ઘાત.
બાણાસુર કહે શું જુઓ છો, એણે કર્યો મહા અન્યાયે;
વજીર કહે ગાંધર્વ વિવાહ, કીધો છે તમ કન્યાયે.
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, એકનાં લક્ષજ થાય;
એણી પેરે યુદ્ધ બહુજ થયું, શું કહું કું સંખ્યાય.
ખડ્ગ બેઠા અસ્ત્ર શસ્ત્રજ, સાંગ ને ગડનાલ;
અનિરૂદ્ધ સૌને પુરો પડે છે, મહા વીર વિશાળ.
ચિત્રલેહા ને નારદ સંભાર્યા, તે આવ્યા તતક્ષણ.
બીહીશ મા તું અનિરૂદ્ધ, તારે માથે છે પરિબ્રહ્મ.
અનિરૂદ્ધ કહે સ્વામી તમ પ્રતાપે, જીત્યા છે બહુ વીર;
એમ કહી ફરી યુદ્ધ કીધું, રાય આવ્યા સમરે ધીર.
યુદ્ધ કરતાં રાયે અનિરૂદ્ધને, ઘેરી લીધો તતક્ષણ;
નાગાસ્ત્રે બંધન કરી, જીતી ચાલ્યો છે રાજંન.
ઓખા કહે હવે શુંજ કરવુ, વેરી થયો મુજ બાપ;
બાળક જાણી દયા ન આણી, એમ કહી કરે વિલાપ.
એ સમાચાર લેઇને ચાલ્યા, નારદજી તતક્ષણ;
યુદ્ધ બહુ પેરે ત્યાં થાયે, આવશે અશરણશરણ.

વલણ.

આવશે ભગવાન એવું, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો બાસઠમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિષષ્ટિતમોધ્યાયઃ ॥૬૨॥

---

## અધ્યાય ૬૩ મો.*

### કડવું ૧૭૬ મું–રાગ સામેરી.

કહે ભુપતિને શુક યોગી, સુંણ રાય હરિ કથા રસ ભોગી;
રૂક્મિણી ચિંતા કરે છે મંન, જુઓ કોઇ અહિંથી લઇ ગયું છે તંન;
મોટી અચરજ કહિયે વાત, ચિંતા શી કરો એમ કહે છે નાથ.

ચાલ.

ચિંતા શી કરો ભામિની, એવે આવ્યા નારદ દેવ;
આદરમાન બહુ પેરે દીધાં, બોલ્યા હરિ તતખેવ.
ત્રણ લોકમાં ગમન તમારૂં, અનિરૂદ્ધની કહો ભાળ;

**નારદોવાચઃ–**

મુનિ કહે બાંધ્યા છે તમ પૌત્રને, શોણિતપુર ભૂપાળ.
ચિત્રલેહા લઇ ગઇ છે એને, આકાશ માર્ગે ધન્ય;
બાણાસુરની તનયા સાથે, ગાંધર્વ વિવાહ કીધો બ્રહ્મ.
યુદ્ધ ઘણું કીધું તમ પુત્રે, પણ બાણાસુર બળવાન;
નાગાસ્ત્રે અનિરૂદ્ધને બાંધી, રાખ્યા છે વસમો ઠામ.
શ્રી કૃષ્ણનું મન નારદ કહિયે, પરબારી સુંણી વાત.

---

* આ ત્રેસઠમા અધ્યાયમાં બાણાસુર ને યાદવોને યુદ્ધ થતાં જ્વરે તથા શદાશિવે બાણાસુરના હાથ કાપી નાંખનારા શ્રી કૃષ્ણની સ્તુતિ કરી તે કથા છે.

સૈન્ય સહુ સજ કરીને આવ્યા, વાગ્યા નિશાને ઘાય;
દશ* અક્ષૌહિણી સૈન્યા સંગાથે, ચડયા છે યાદવરાય.
પ્રદ્યુમ્ન સૈન્યાના નાયક કહિયે, ગદ ને સાંબ† કુમાર;
ગરૂડપર શ્રીકૃષ્ણ ને હળધર, બેઠા છે બેહુ વીર;
ચતુરંગિણી સૈન્યા આગળ, થઇ માર્ગમાં ભીડ.
એ રીતે પ્રભુ આવી પહોંતા, વાગ્યાં બહુ રણતૂર;
વાડી ઉખેડી નગ્ર વીટીને, પડયા છે યાદવ શૂર.
બહારના પુરની ભાંજી અટારી, દગ્ધ કર્યું તવ જાણ;
બાણાસુરને જાણ થયું તવ, સૈન્ય કર્યું સાવધાન.
દશ અક્ષૌહિણી સૈન્યા સાથે, નીસરિયા રાજાન;
મોર ઉપર છે સ્વામી કાર્તિક, નંદી ઉપર શિવ બ્રહ્મ.
સન્મુખ આવી રહ્યા ઊભા, બેહુ ગમાથી જાણ;
ભુત પિશાચ શિવની સૈન્યા, થાયે છે બહુ સંગ્રામ.
શિવજી ને ભગવાનજ પોતે, સાત્યકી ને બાણાસુર;
બળિભદ્ર ને કોભાંડ બેહુયે, મહા બળ ભરપુર.
પ્રદ્યુમ્ન સ્વામી કાર્તિક એ રીતે, પરસ્પર યુદ્ધ વિશેષ;
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, દેવ વિમાનની ભીડ.
શિવજી ને ભગવાન બેહુ, મૂકે બહુ વિધ બાણ;
પીનાકપાણી સારંગપાણી, વાયુ પર્વતસું એમ જાણ.
સર્પ અસ્ત્ર ગરૂડ અસ્ત્ર, અગ્નિ ત્યાં પરજન્ય.
પરસ્પરે હારે નહીં બેહુએ, વિચાર્યું પ્રભુ મંન;
મોહાસ્ત્રે કરી મોહ પમાડયા, શિવજી નંદીપર જાણ;
જીતીને પ્રભુ યુદ્ધ કાજ આવ્યા, જ્યાં છે બાણાસુર રાજાન.
અશ્વ સહસ્ર એ રથે જોડયા મહા વીર વિક્રાળ;
પાંચશે બાણ એક વારે મૂકયાં, જેવાં કૃતાંત કાળ.
શ્રીકૃષ્ણજીએ આવતાં છેદ્યાં, ભાંજ્યો તેનો રથ;
પાંચજન્ય ત્યાં શંખ વગાડયો, જીત્યા પ્રભુ સમરથ.
નગ્ન થઈને કોટરા આવી, બાણાસુરની માય;
શ્રીકૃષ્ણજી ઉફરાટા એવે, નાઠા નગરમાં રાય.
બલભદ્રે કોભાંડ નસાડયો, પ્રદ્યુમ્ને કાર્તિક સ્વામ;
એ રીતે પ્રભુની જીત થઇ છે, વાગ્યાં બહુ નિશાન.
એવે શિવજી આળસ મોડી, જાગ્યા છે રણમાંય;
મુખ બગાસું ખાતાં તરિયો, નીસરિયો તવ ત્યાંય.
ત્રણ મસ્તક ત્રણ નાસિકા, નેત્ર છ ને છ હાથ;
તરિયો કહે મુને આજ્ઞા દીજે, બાળી કરૂં સહુ ભસ્મ.

મેરૂની જેણે શિખર બાળી, એવો એ બળવાન;
શિવ કહે એના સૈન્યમાં જઈને, કરો સહુને હેરાન.
આજ્ઞા લેઇ પેહેલાં શેષને અંગે, ચઢયો છે તમ શરીર;
ત્રાહે ત્રાહે મારૂં અંગ બળે છે, રાખો તમે શ્રી જગદીશ.
શ્રીકૃષ્ણ કહે એને શિક્ષા કરૂં, ધીર ધરો મન કરો દઢ;
નારાયણજ્વર તુરત આવી, લાગ્યો તરિયાને પુઠ.
સ્વર્ગ મૃત્યુ પાતાલ ફર્યો, એને કોઈ ન રાખે શર્ણ;
શ્રીકૃષ્ણને ચરણે નમી કહે, રાખો પ્રાણજીવન.
તમારે જ્વરે તમ કર્યો મુને, શરણ આવ્યો હું દીન;
સ્તુતિ ઘણી કરી તરિયાએ, તમો રક્ષણ કરો સ્વામીન.
બ્રહ્મરૂપ તમો સૃજો પાળો, શિવ રૂપે સંઘાર;
સચ્ચિદાનંદ રહ્યા છો વ્યાપી, તુમથી નહીં કો સંસાર.
તમને મૂકીને અન્યને ભજશે, તેને પીડશે જ્વર બ્રહ્મ;
હું તો તમારે શરણે આવ્યો, મુને પીડા હોયે કયમ.
દયાનિધિ ભગવાન કહે છે, સાંભળો તરિયાજી ધન્ય;
તારો મારો સવાદ ગાશે, સાંભળશે એકે મન.
તેને ઘેર તું જાઇશ મા, એ આપો મુજને વચંન;
વચન આપી તરિયો ગયો ત્યાંથી, નમી પ્રભુને ચર્ણ.
એવે બાણાસુર સૈન્ય લેઇ આવ્યો, રથ બેસી સાવધાન;
અસ્ત્ર શસ્ત્ર બહુ બાણજ વરસે, થાય છે સંગ્રામ.
શ્રીકૃષ્ણે તો મન વિચાર્યું, ઉતારૂં એનો ભાર;
ચક્રે કરીને હાથજ છેદ્યા, વૃક્ષ તણી જેમ ડાળ.
તે સમે આવ્યા શિવ ત્યાં, સ્તુતિ કરે હરિની ત્યાંય;
અભય વર આપ્યો હરિ મેં એને, તે કેમ મિથ્યા થાય.
તમે કહ્યું પ્રલ્હાદનો વંશજ, મારવો નહીં ગદ;
દયાનિધિ ભગવાન કહે છે, ઉતાર્યો એનો મદ.
હંસે બેસી અજ આવ્યા છે, કહે માંહોમાંહી શી રાઢ;
હરિહરનો મેળાપ કરી અજ, ગયા પોતાને ઠાર.
ચાર ભુજ રાખ્યા છે તેના, માન્યું બ્રહ્મવચંન;
આપ સરીખો કીધો હરિયે, શિવ થયા પ્રસંન.
રથે બેસાડી વહુ વર લાવ્યા, શોભા ઘણી સાથે રાય;
શ્રીકૃષ્ણને આવી ચરણે લાગ્યો, ક્ષમા કરો અન્યાય.
પહેરામણી મનગમતી કીધી, ગજ રથ અશ્વ અપાર;
અક્ષૌહિણી સૈન્યા આપી રાયે, વળાવ્યા ભલી ભાત.
મળી શિવને દ્વારિકાં આવ્યા, વાગ્યાં જીત નિશાન;
સૈન્ય સૌને આદર સાથે, વળાવ્યાં દેઇ માન.
ઓખા અનિરૂદ્ધનો વિવાહ, સાંભળે જે ગાશે;
તેને જ્વર પીડા નહીં કોઈ દી, ત્રિવિધ તાપ સહુ જાશે.

* મૂળ ભાગવતમાં બાર છે.
† બળભદ્ર, સાત્યકિ, સારણ, નંદ, ઉપનંદ, તથા ભદ્ર આદિ યાદવોએ શોણિતપુર ઘેર્યું.

વળણ.

માનજો વિશ્વાસથી તમે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ત્રેસઠમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રિષષ્ઠિતમોધ્યાયઃ ॥ ૬૩ ॥**

---

## અધ્યાય ૬૪ મો.*

### કડવું ૧૭૭ મું-રાગ કેદારો.

શુક કહે સાંભળ ભૂપ તું, જે કહું એક ચીત;
વળી કહું નારાયણ લીલા, સંક્ષેપે કરી પ્રીત.

ચાલ.

સંક્ષેપે કરી જાણજો, કહું કથા રાજંન;
નગ્રમાંથી બાળક સંગે, નીસરિયા પ્રદ્યુમ્ન.
સાંબ કુમાર ને ગદ ભાનું, ચાલ્યા રમતા વન;
રમતાં રમતાં વાડી મધ્યે, આવ્યા બહુ થયો શ્રમ.
તૃષા લાગી જળતણી, જોતા ફરે છે રાજંન;
જુએ તો એક કૂપ મધ્યે, દીઠો કરકટ ત્યાંય.
કાઢવાને સોંડયા બાળક, દયા થઇ યદુવીર;
સમુદ્રમાં એને મૂકીએ, અહીં કષ્ટ પામે જીવ.
દોરડાં ચર્મનાં વળી બાંધી, એવી પુષ્ટ તેની કાય;
સભા મધ્યે જઇ કહ્યું, તવ આવ્યા શ્રીભગવાન.
કર વધારી વામ હાથે, કાઢિયો ભાગ્યનિધાન;
સ્પર્શ કરતાં દિવ્ય દેહ થઈ, મુગટ કુંડળ સાર.
પરિક્રમા કરી નમ્યો ચરણે, સ્તુતિ ઘણી કરી રાય;

**નૃગરાજા સ્તુતિ કરે છેઃ-**

આદ્ય અંત્ય ને મધ્ય તમ વિના, અવર નહીં કો શ્યામ;
મુજ દિન ઉપર ઘણી કૃપા કરી, આવ્યા છો ભગવાન.
નગ્રનિવાસી લોક યાદવ, જુએ ઊભા તેહ;
તે દેખતાં પ્રભુએ કહ્યું, કેમ પામ્યો કરકટ દેહ.
અંતર્યામી જાણો છો, પણ આજ્ઞા ધરૂં શીશ;
પ્રણામ કરીને વધ્યા વાણી, સાંભળો શ્રીજગદીશ.
પૂર્વે હુતો હું† નગ્રનો રાજા, કર્યાં મેં બહુ દાન;
ગજ રથ અશ્વ ગૌ ભૂમિ વિપ્રને, આપ્યાં છે નિદાન.
વસ્ત્ર સુવર્ણ તીલ આદ, સદાવ્રતે દીધાં અંન;
જન્મ સઘળો એમ ગયો, સ્વામી કરતાં પુને પુન્ય.
તારાની કો કરે ગણના, મેઘનાં બિંદૂ સોય;
પણ ગૌનું લેખું નહીં, શું કહું મુખથી જોય.
સુવર્ણ શીંગી રૂપાખુરી ભૂષણ, નવા પ્રિય વચ્છ સાથ;
વેહેર સરોવર કૂપ એ રીતે, ધર્મ કર્યાં વિપ્રને નાથ.
એક ગાય આપી વિપ્રને, ભળી ટોળાંમાંય બીજે દીન;
વઢતાં વઢતાં આવ્યા બ્રાહ્મણ, સમજે નહીં તે કયમ.
એકની સહસ્ર લક્ષ સુધી, દેવા માંડી રમ્ય;
બ્રાહ્મણ કહે અમો એજ લેશું, મૂકી ગયા બેહુ બ્રહ્મ.
તે માટે યમદૂત અંતે, લેઇ ગયા મુને શૂન્ય;
ધર્મ કહે ચિત્રગુપ્તને, એનું જુઓ પાપ ને પુન્ય.
ચિત્રગુપ્ત કહે સાંભળો, એના પુન્યનો નહીં પાર;
બ્રાહ્મણ બેહૂ ગયા રોષે, પાતક એ મહારાજ.
ધર્મ કહે પેહેલાં પાપ કે પુન્ય, ભોગવશો રાજંન;
મેં કહ્યું થોડું પાતક પેહેલું, ભોગવું આ જન્મ.
તે માટે કરકટ દેહ ધરી, પડયો વરસ હજાર;
તમ પ્રતાપે છુટયો સ્વામી, પહોંતા મનોરથ આજ.
એમ કહીને નમ્યા એવે, આવ્યું દિવ્ય વિમાન;
તેપર બેસી ગયા વૈકુંઠ, વાજતે નીશાન.
શ્રી કૃષ્ણ કહે સુણો યાદવના તન, સાંભળ્યું એ પ્રશ્ન;
બ્રાહ્મણોને કો દુભવશો, તે પામશો બહુ કષ્ટ.
બ્રાહ્મણોનો અંશ હળાહળ વિષ, પચે નહીં કહે ઇશ;
જે વિષ ખાયે તે મરે, એ તો શોધે પરિયા વીશ.
વૃત્તિ આપી લીયે પાછી, પડે આંસુ ભોમ;
જેટલી રજ ભીંજે તેટલાં, વરસ થાય કૃમી ભોગ.
જુઓ પાતકનો કહું લેશ નહીં, તોયે વળગ્યું આવી રાય;
સર્વને શીખામણ હવી, પ્રભુ આવ્યા લેઈ પરિવાર.

વળણ.

યાદવના સહુ કુંવર આવ્યા, શુક કહે સુણ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ચોસઠમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ચતુઃષષ્ઠિતમોધ્યાયઃ ॥૬૪॥**

---

* આ ચોસઠમા અધ્યાયમાં ભગવાને નૃગરાજાને શાપથી છોડાવ્યો અને બ્રાહ્મણોનું ધન લઇ લેવાના દોષને કહીને આભમાની રાજાને શિખામણ આપી એ કથા છે.

† ઇક્ષ્વાકુનો દિકરો નૃગ રાજા.

# અધ્યાય ૬૫ મો.*

## કડવું ૧૭૮ મું–રાગ કેદારો.

શુકદેવ વદ્યા છે વચંન, સાંભળ પરીક્ષિત મહા રાજંન;
નંદ યસોદા વૃજનો સાથ, મળવા જુએ હરિની વાટ.
એકવાર આવે તો મળીયે, શું માયા છેક તોડી હરીયે;
અંતર્યામીએ જાણ્યું મંન, મુને અવકાશ† નહીં હોયે.
ઇચ્છા બળભદ્ર થઇ જાણ, જઇને નીરખું ગોકુળ ગામ;
જન્મ ભૂમિ જોઉં એકવાર, રથ સજ કીધો તેણીવાર.

ચાલ.

સજ કરાવી બેઠા રથ પર, આવ્યા વૃંદાવન;
ગોકુળનાં ત્યાં વૃક્ષ દેખી, હરખ્યા છે ઘણું મન.
આગમન સાંભળી વૃજવાસી સામાં, મળ્યાં આવી પ્રેમ;
શ્રી કૃષ્ણના સમાચાર પેહેલાં, પૂછે કુશલી ક્ષેમ.
ત્યાંથકી રથ આવો છૂટો, નંદ રહે જે ઠામ;
દંડવત્ કરતા જઈ મળ્યા, નંદને બલરામ.
આલિંગન દઈ ખોળે બેસાડયા, હજો પુત્ર કલ્યાણ;
યસોદાજી મળ્યાં આવી,હરખ અતિ ઘણો મન જાણ.
આદરમાન બહુ પેરે દીધાં, સંતોષ્યા ભલીભાત;
શ્રી કૃષ્ણના સમાચાર પ્રેમે, પૂછે યસોદા માત.
કંસ હણીને છોડાવ્યાં, માત તાત સુંદર સ્યામ;
યાદવ કુળને સુખ હવું, ભલું કર્યું છે એ કામ.
ઘણા દિવસ એમ વહિ ગયા,અમો જોઉં જીવનની વાટ;
ચકોર ઇચ્છે ચંદ્રને, તેમ મળવાની કરૂં આશ.
વસુદેવ દેવકી આદ સહુકો, કુશલ છે કહો તંન;
ક્યારેય અમને સંભારે કે, નહીં પ્રાણજીવંન.
એમ કહીને નેત્રથી તવ, પડી આંસુની ધાર;
યસોદાના પ્રેમ આગળ, હવી ન હોયે માત.
બલભદ્ર કહે સહુ કુશલ છે, હરિ મળવાને કરે હેત;
એકવાર તમને મળશે માતા, જાણજો કુરૂક્ષેત્ર.
એવું કહી સમાધાન કરે એવે, આવી છે વ્રજનાર;
બલીભદ્રને જોઇ હરખ પામી,પૂછ્યા સહુ સમાચાર.
શ્રી કૃષ્ણજીયે કહ્યું હોય કાંઇ, કહો અમને રામ;
કોઈ વેળા અમને સંભારે કે, તજી માયા રામ.
રાજ સુખમાં ભુલ્યા છે, અમને સંભારે તે શીદ;
બળભદ્ર કહે એકવાર તમને, મળશે શ્રી જગદીશ.
મધુમાસ ત્યાં રહ્યા છે, રમે ગોપી સંગે શેષ;
વન ને ઉપવન હરીનાં, જુએ ચરીત્ર વિશેષ.
વરૂણે ભેટજ મોકલી, વસ્ત્ર સુરાપાન;
પાન કરતાં મદીરા ચઢી, રમે ગાય ગોપી રામ.
પૃથ્વી સરસવભાર જેના, મસ્તકપર ન જણાય;
એવા એ શેષશાઇ જિવ્હા, સહસ્ર હરિગુણ ગાય.
ઉષ્ણકાળે જળક્રીડા કરવા, ઇચ્છા થઇ શેષ જ્યારે;
યમુનાજીને તેડયાં પાસે, આવે નહિ ચઢયો ક્રોધ ત્યારે.
આયુદ્ધનું સ્મરણ કર્યું ત્યારે, આવી ઉભું સંગ;
હળ ઘાલીને તાણિયાં યમુનાંને,કરવા ઇચ્છિયાં શતખંડ.
(ત્યારે)કાલિંદી દિવ્ય દેહ ધરીને, આવી નમીયાં પાય;
સ્તુતિ ઘણી કરી શેષની, ક્ષમા કરો અન્યાય.
જળક્રીડા કરી શેષ પ્રસંન હવા,કહે સર્વદેહા તું ધન્ય;
સ્નાનથી પ્રાણી દુસ્તર તરે, ને પામે સ્વર્ગસદંન.
ધન્ય યમુનાં ધન્ય એ વ્રજ, ધન્ય ગોકુળ ગામ;
ગોરસનું સુખ અહીંયાં એવું, નહીં બીજે ઠામ.
માસ બે એમ વહી ગયા, જાવા તત્પર થયું મંન;
ભેટ ઉત્તમ મોકલે, તે ગોપી પ્રાણજીવંન.
નંદ યસોદાને મળી રથપર, બેઠા છે તવ શેષ;
સારથીએ અશ્વ હાંકયા, ચાલ્યા છે શ્રીનરેશ.
દ્વારીકામાં આવી પહોંતા, મળ્યા શ્રીભગાન;
સમાચાર તવ શ્રીગોકુળના, પૂછયા સુંદરશ્યામ.
શેષ કહે નંદયશોદાજી, ગોપ ગોપી બાળ;
મળવાને આતુર છે ઘણાં, એક વાર મળીયે દયાળ.
આ ભેટ તમને મોકલી, ઘણો રાખે તમપર પ્રેમ;
સમાચાર સર્વે કહ્યા શેષે, વ્રજજન કુશલીક્ષેમ.
સાંભળી ગદ્ગદ્ થયા, ત્યારે સંભાર્યાં માતતાત;
યશોદાને તોલે નહીં કો, અવર બીજી માત.
શુકદેવ કહે સુણો રાયજી,એ કહ્યાં ચરિત્ર શ્રીરામ;
અદ્યાપિ એ કાલિંદીનો, પ્રવાહ વાંકો તેણે ઠામ.

વળણ.

પ્રવાહ વાંકો વહે હરિજન, ભજવા શ્રી યદુરાયરે;
ધનદાસના સુત કહે સુંદર,થયો પાંસઠમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચ-
ષષ્ઠિતમો ધ્યાયઃ ॥ ૬૫ ॥**

* આ પાંસઠમા અધ્યાયમાં ગોકુળમાં આવેલા બળભદ્રે ગોપીઓની સાથે રમતાં મદને લીધે યમુનાજીને ખેંચ્યાં એ કથા છે.
† વખત.

## અધ્યાય ૬૬ મો.*

### કડવું ૧૭૯ મું-રાગ રામગ્રી.

**શુકજી બોલ્યા સુણ રાજનજી,શ્રીકૃષ્ણ લીલા અતિ પાવનજી.**

**ચાલ.**

પાવન કથા હરિ નામની, સાંભળો અભિમન્યુ તંન;
મિથ્યા વાસુદેવ નામે એક, કરૂ દેશના રાજંન;
રમત રમતાં બાળકે કહ્યું છે, નાનપણામાં જાણ;
એ પ્રજા તારી તું જ સ્વામી, તે માટે પાડયું નામ.
એના મનને ઉપન્યું, એક મનોરથ રાજંન;
ઇચ્છા પ્રભુનું કરવું છે, જાણજો એ મંન.
દૂતને રાયે કહ્યું તેડી, સાંભળો મારાં વેણ.
શ્રીકૃષ્ણને તમો જઇ કહો, એ મૂકો મારાં ચેહેન;
શંક ચક્ર ગદા પદ્મ, એ તો ધર્યાં આયુધ ફોક;
એ ચાર ભુજાએ મેં ધર્યાં, તે જાણે છે ત્રિલોક.
એ ભેખ મારો મૂકી દ્યો, નહિંતર યુદ્ધ માટ થાઓ સાવધાન;
એમ કહી દૂત મોકલ્યો, તે આવ્યો દ્વારીકાં જાણ.
સભા મધ્યે જઇ કહ્યું, જયાં બેઠા છે મહારાજ;
પૌંડ્રક વાસુદેવે મોકલ્યો, મુને કહેવાને તમ પાસ.
ઉગ્રસેન રાયની સામા, બેઠા છે ઉદ્ધવ આદિ જંન;
છપ્પન ક્રોડ સહુ દેખતાં, દૂતે કહ્યાં એહ વચંન.
આયુધ મારાં ગદા પદ્મ એ, ચક્ર ગરૂડ વાહન જાણ;
એ ચેહેન મારાં મુકી દ્યો, નહિં તો યુદ્ધ માટે થાઓ સાવધાન.
હું વાસુદેવ ને તું કોણ બીજો, રમત કરી શું બાળ;
રાજ તમને આપ્યું કોણે, જે કરો છો આ ઠાર.
એ પ્રજા મારી હું સ્વામી, તું તો યાદવરાય;
આવો આપણ યુદ્ધ કીજે, જીતે તે કરે રાજ.
યુદ્ધ ન કરો તો શર્ણ આવો, કહ્યાં દૂતે વચંન;
સાંભળી હરી હસ્યા મંદ મંદ, સભા સહુ રાજંન.
વચન સાંભળી તેનાં એવાં, આશ્ચર્ય પામ્યા રાય;
મંદમતી અજ્ઞાન તે શું, ભુલ્યો મસ્તક ઘાય.
કંસ કેશી યવન આદ, હણ્યા છે ક્ષણ માંય;
એને હણતાં વાર શી છે, એમ વદ્યા રાય ત્યાંય.
પૌંડ્રક વાસુદેવ કોણ છે, જેણે કહ્યાં એ વચંન;
શ્રીકૃષ્ણ કહે એનું મૃત્યું આવ્યું, જાણજો રાજન.

દૂતને હરી કહે એ જે, જઇ કહો એને કાજ;
એ ચેન તારાં મૂકે છે કે, મૂકાવું તુજ રાજ.
વળી કહે મારે શરણે આવો, મેં સુણ્યો એહ અનુરાગ;
મુવા પુઠે શર્ણે તારે, આવશે એ કાગ.
એ દૂતે આવી કહ્યું રાયને, થયા યુદ્ધ માટે સજ;
અહીંથકી થયા કૃષ્ણ તત્પર, મંગાવ્યો તવ રથ.
શ્રીકૃષ્ણ કહે એણે જગાડયા,નહિંતર કોણ લેતું હતું નામ;
મિથ્યા વાસુદેવ એમ કહે, માટે કરવું એનું કામ.
સાજ કંચન રત્ન મણિમય, જડિત રથ અમૂલ્ય;
શ્વેત અશ્વ ચાર જોડયા, વાગ્યાં બહુ રણતૂર.
રથે બેસી હરિ સન્મુખ ચાલ્યા, આવિયા પૌંડ્રક દેશ;
કાશીરાજાની સીમ મધ્યે, પડયું દળ નરેશ.
કાશીરાજા એના મિત્ર છે. જ્યાં હતા એહ રાજંન;
સાંભળ્યું જે કૃષ્ણ આવ્યા, નીસરિયા તતક્ષણ.
બે અક્ષૌહિણી સૈન્ય સાથે, આવ્યા વાસુદેવ રાજંન;
સન્મુખ આવી રહ્યા ઉભા, દીસે બેહુએ સમાન.
શંખ ચક્ર ગદા પદ્મ અંગે, પીતાંબર પરીધાન;
એ રીતે ચતુર્ભુજ વાહન, ગરૂડધ્વજ સાવધાન.
શ્રીકૃષ્ણ કહે તેં કહેવડાવ્યું, જે મૂક મારો વેશ;
એ ભેખને હું મૂકાવું, ત્યારે જાણજે નરેશ.
એમ કહીને અસ્ત્ર શસ્ત્ર મૂકયાં, બાણના વરસાદ;
યુદ્ધ બહુ પેર થયું ત્યારે, સોંડયા યાદવ યોદ્ધ.
શ્રીકૃષ્ણજીએ ચક્રે કરીને, પાડયું મસ્તક તતક્ષેવ;
પૌંડ્રક વાસુદેવ પડયા રણમાં, જુવે ગગને દેવ.
પાછળથી કાશીરાજા આવી, કરે બહુ સંગ્રામ;
પૌંડ્રકના એ મિત્ર કહિયે, સૈન્ય ઘણું એક જાણ.
શસ્ત્ર અસ્ત્ર બહુ બાણજ વરસે, એકનાં લક્ષજ થાય;
શ્રીકૃષ્ણજીએ વિચાર્યું, હવે કરૂં એને ઘાય.
બાણે કરી શિર છેદિયું, એ જુએ દેવ ગગંન;
કાશીરાજાનું ઉડયું મસ્તક, ગયું જ્યાં છે તંન.
સભા સર્વે બેઠી છે, તે દેખતાં શિશ પડયું ત્યાંય;
પુત્ર કહે આ મસ્તક કોનું, વિચારે મનમાંય.
સાંભળી રાણી જોવા આવ્યાં, અનેક સખી સંગાથ;
જોઇને કુટી પડિયાં, એ સ્વામી મારો નાથ.
પુત્રે જાણ્યું પિતાનું શિશ, ઘણો શોક કીધો મન;
ક્રિયા કર્મ કરીને પછી, આરાધ્યા શિવ બ્રહ્મ.
પૌંડ્રક વાસુદેવ ચત્રભુજ થઇ, ગયો બેસી વિમાન;
દયાનિધિ ભગવાન એવા, કર્યો આપ સમાન.

* આ છાસઠમા અધ્યાયમાં ભગવાને કાશીમાં જઇ પૌંડ્રકને અને તેના મિત્રને માર્યા, પછી સુદક્ષિણના મરણ આદિ કામ થયું એ કથા છે.

ત્યાં થકી પ્રભુ વળ્યા પાછા, આવ્યા દ્વારીકાં ગામ;
ઉગ્રસેનને કહ્યું આવી, વાગ્યાં જીત નીશાન.
કાશીરાજાના પુત્રે તપ કરી, શિવજી કર્યા પ્રસંન;
માગ માગ તું શું માગે, પછે વધા મુખ વચંન.
મારા પિતાનો મારનાર જે, તેનો કેડું ઠામ;
એ ઉપાય સ્વામી કહો અમને, માગું એ વરદાન.
શિવે મનમાં જાણિયું, એ કરે કુડું કર્મ;
શ્રી કૃષ્ણ તો પરીબ્રહ્મ છે, નહીં જાણે મૂઢ એ મર્મ.
શિવ કહે કરો યજ્ઞ ત્યાંથી, પ્રગટે અગ્નિ પુર્ણ;
શુદ્ધ મંત્રે કરી હોમશો તો, કાર્ય થાશે તુર્ત.
પિતાએ કર્યું ફળ પામ્યા છે, વળી કરે છે એ પોણ;
મર્ણ એનું આવ્યું છે, એને રાખનારૂં કોણ.
વર આપી શિવજી ગયા, તેણે માંડયો યજ્ઞ આરંભ;
અભિચાર મંત્રે હોમ્યું વિધે, પ્રગટયો પુરૂષ પ્રચંડ.
ત્રણ મસ્તક જેના કેશ રાતા, રક્ત લોચન આંખ;
થઇ આજ્ઞા જાઓ દ્વારીકાં, તેને બાળી કરો રાખ.
જઇને વાડી બાળી તેણે, લોક આવ્યા રાજ સભાયે;
રાખો રાખો બળતા અમને, સ્વામી શ્રી યદુરાયે.
જ્વાળા આવી ચો દિશાથી, અગ્નિ જાજ્વલ્યમાન;
દેખીને હરિ વધા મા બીહો, એનો કેડું ઠામ.
ચક્રને આજ્ઞા કરી, દેખી નાઠા અગ્નિ જાગ;
હોમનાર* ને રાજપુત્ર, એને બાળી કીધા રાખ.
ઊલટો મંત્ર એ કર્યો ભુંડું, કરતાં રૂડું કેમ થાય;
ચક્ર ગયું તેણે નગ્ર બાળ્યું, કાશીપુરી કહેવાય.
એક ક્ષણમાં ફરી આવ્યું, બેઠા જ્યાં ભગવાન;
શિવની રાજધાની હરિ કહે, ભલું કર્યું એ કામ.
લોકો સહુ એમ વદ સાચા, શ્રી કૃષ્ણ એ યદુરાય;
સમર્થ સાથે બાથ ભીડી, કુશળ કેમ કરી થાય.
શુકદેવ કહે સુણ રાયજી, એવા કહિયે શ્રી પરિબ્રહ્મ;
જુઓ વેર ભાવે મિથ્યા વાસુદેવ, ગયા સ્વર્ગ સદંન.
વેર ભાવે ભક્તિ ભાવે, ભજે જે કો રાય;
અંતે પદવી પામે ઉત્તમ, દયાનિધિ ભગવાન.
સુતપુરાણિકે શૈનક આગળ, કહ્યું છે નિમિષારણ્ય;
શ્રોતાજન ભાવે કરીને, ભજિયે શ્રી અશરણશરણ.

વલણ.

ભજિયે શ્રી મોરાર નિશદિન, તરો ભવ સંસારરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છાસઠમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્ષષ્ઠિતમોધ્યાયઃ ॥૬૬॥**

* સુદક્ષિણ.

## અધ્યાય ૬૭ મો.*

### કડવું ૧૮૦ મું—રાગ રામગ્રી.

કહે પરીક્ષિતને શુક સ્વામી, શૈનકને કહે સુતપુરાણી;
શ્રોતા ભજિયે યાદવરાય, એવો ફરી ન આવે દાવ.

ચાલ.

ફરી ફરી દાવ આવે નહીં, હરિ પૂરે મનની આશ;
હવે કહું ચરિત્ર બળિભદ્રનાં, તે સાંભળો ઇતિહાસ.
રામાવતારનો રહ્યો વાનર, સુગ્રીવનો પરધાન;
મયંદનો એ ભ્રાત મહા બળી, દ્વિવિદ કપીનું નામ.
અયુત ગજનું બળ છે એને, એવા કપી રણધીર;
સન્મુખ એની આવે નહીં, સંગ્રામમાં કો વીર.
જેના તાડ સરખા હસ્ત રહે, નરકાસુરને દેશ;
તે સાથે ઘણી પ્રીત માટે, કરે હરિસું દ્વેશ.
મિત્રનું એ વેર લેવા, આવી કરે છે દ્વંદ;
દ્વારીકાંની આસપાસજ, ભાંજે ગામ અનંત.
વૃક્ષ પર્વત આવી નાંખે, દગ્ધ કરે બળવાન;
સમુદ્રનું જળ ઠેલે હાથે, વહી જાયે બહુ ગામ.
લોકને ઘેરી ઘાલે ગુફામાં, કરે એવો અન્યાય;
ભય કોઇનો આણે નહીં, ફરે નિર્ભય થઇ રાય.
મરણ નિશ્ચે આવિયું, એ દુષ્ટનું હવે આમ;
અંતર્યામીએ જાણિયું, કરૂં પરભાર્યું એ કામ.
વનવિહાર માટે રેવતાચળ પર્વત, ગયા રમતા રામ;
અનેક લલના સંગ એવે, આવ્યો કપી તેણે ઠામ.
વાગે તાલ મૃદંગ ગાયે, નૃત્ય અતિ ઘણો રંગ;
તે સમે એ દુષ્ટે આવી, કર્યો રંગમાં ભંગ.
વળગીને સ્ત્રીનાં વસ્ત્ર કાઢે, કરે છે તેને નગ્ન;
આગળ આવી ગુહ્ય દેખાડે, વળી ગુદ એ મન મગ્ન.
કુદીને વૃક્ષ ઉપર બેસે, ચંચળ મહા વિક્રાળ;
શેષ કહે મારી મરયાદ નહીં, આવ્યો એનો કાળ.
વૃક્ષ ઉપાડી નાંખે ઉપર, દીસે કપી પ્રચંડ;
જેમ નાંખે તેમ શેષ ભાંજી, કરે એ સતખંડ.
યુદ્ધ કરતાં વૃક્ષ ખૂટાં, મળે નહીં આસપાસ;
પાષાણ લાવી નાંખે છે, આપે કપી ત્યાં ત્રાસ.
તે ખુટા પછી મુષ્ટિ પ્રહારે, કરે સબળો માર;
આકાશે જઈ ઉપર પડે આવી, કેમે ન પામે હાર.

* આ સડસઠમા અધ્યાયમાં રૈવતક પર્વતમાં માદરા પીને સ્ત્રીઓની સાથે સ્વચ્છંદ રીતે ક્રીડા કરતા બળીભદ્રે દુષ્ટ દ્વિવિદ વાનર માર્યાની કથા છે.

સુરાપાનનો કળસ લેઇને, ફોડ્યો કપિયે આમ;
શેષને તવ ક્રોધ ચડિયો, ફેડું એનો ઠામ.
આયુધ હળ એ ઉપર શું ધરૂં, એ વાનર છે કોણ માત્ર;
એમ કહીને હળધર ઉઠયા, યુદ્ધ બહુ થયું સર્વત્ર.
મુષ્ટી મારી મસ્તક ઉપર, કપી પડ્યો મુર્છા ખાઇ ધાર્ણ;
રૂધીર ઓકયો મુખ થકી, ગયા પ્રાણ તતક્ષણ.
દેવનાં દુંદુભી વાગિયાં, પુષ્પ વૃષ્ટિ બહુ થાય;
મોટું સાલ નિવારિયું, ધન ધન યાદવરાય.
જય જયકાર સઘળે થયો, નવ ખંડે જાણી વાત;
વાનર શેષે હણ્યો ક્ષણમાં, આનંદ પ્રવર્ત્યો ભલી ભાત.
ત્યાં થકી પછી દ્વારીકામાં, આવ્યા છે બળરામ;
સમાચાર પ્રભુને કહ્યા, ઘણું રીઝ્યા સુંદર શ્યામ.
ઉગ્રસેનને પ્રણામ કરીને, કહી શેષે વાત;
વનવિહાર માટે ગયા ત્યારે, આવ્યો વાનર કુજાત.
તમ પ્રતાપે એ દુષ્ટનો, યુદ્ધ કરી ફેડ્યો ઠામ;
ઉગ્રસેનને સહુ સભા કહે, ભલું ટાળ્યું શાલ તમે રામ.
સુર અસુર જીતે નહીં, શેષનું બળ વિખ્યાત;
ઈંદ્રજીતને હણ્યો ક્ષણમાં, વાનરની શી વાત.
તાલ મૃદંગ ઝાંઝ વાગે, ગાયે ગાંધર્વ ગાન;
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચકજન યશગાન.
શુકદેવ કહે સુણ રાયજી, એ કહ્યાં ચરિત્ર મેં શેષ;
સુતપરાણીકે શૌનક આગળ, કહી કથા ત્યાં નરેશ.

### વળણ.

કહી કથા સંક્ષેપે હરિજન, ભજવા શ્રી ગોપાળરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સડસઠમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સસષ્ઠિતમોધ્યાયઃ ॥૬૭॥**

---

## અધ્યાય ૬૮ મો.*

### કડવું ૧૮૧ મું–રાગ સામેરી.

કહે પરીક્ષિત શુક સ્વામી, સાંભળ વિષ્ણુવાત ગુણગ્રામી;
કહ્યાં રામચરિત્ર વળી રમ્ય, તે તમો સાંભળો ચિત્ત દેઇ મંન.

### ચાલ.

સાંભળો એ કહું કથા, અભિમન્યુ સુત મહારાજ;
દુર્યોધનને ઘેર સ્વયંવર, માંડ્યો કન્યાને વરકાજ.
પિતાને વહાલી ઘણું, એ કન્યા* કમળ લોચંન;
ઇચ્છાયે વર વરે કન્યા, જાણજો રાજંન.
દેશ દેશ પત્રજ મોકલ્યાં, આવી મળ્યા બહુ રાય;
દ્વારીકામાં જાણ થઇ ત્યારે, શીઘ્રે થયા સર્વે ત્યાંય.
રથ મંગાવી સજ્જ કરાવ્યો, બેઠા સાંબકુમાર;
ત્યાંથી વેગે આવી પહોંતા, હસ્તિના પુર મુજાર.
સ્વયંવર મંડપ માંહે બેઠા, પિતામહ વૃદ્ધરાય;
સભા મધ્યે ભીડ થઇ એવે, આવ્યા અતિ રાણાય.
પીઠી ચોળી સ્નાન કીધાં, કન્યાએ તેણીવાર;
વસ્ત્ર ભૂષણ સજી અંગે, નિસરિયાં જોવાં બહાર.
કેટલીએક દાસી છે સેવામાં, ચોપાસા ચમર ઢળાય;
વરમાળ કરમાં જોતી જોતી, ચાલે છે ગજ ચાલ.
પણ કોઇ ચિત્ત આવે નહીં, એ કન્યાને વર મંન;
મુગટ કુંડળ રૂપ સુંદર, દીઠા તે હરિના તંન;
દેખી ચિત્ત વિહ્વળ થયું, કન્યાનું તતક્ષણ.
સાંબકુમારને ધીરજ ના રહી, કર્યું કન્યાનું હર્ણ.
રથ બેસાડી લેઈ ગયા છે, વેગે સાંબ કુમાર;
ઇચ્છા હોય તે આવો યુદ્ધને, જોઇ રહ્યા સહુ તેણીવાર.
પિતામહ રાય ધૃતરાષ્ટ્રના, મનમાં હતું સત;
સાંબકુમારને કન્યા દીજે, કહીએ એ કુળવંત.
દુર્યોધને સ્વયંવર માંડ્યો, થયું તેનું કાજ;
પણ અમ દેખતાં કન્યા હરી, એણે ગણી નહીં મુજ લાજ.
આવી અમને પૂછ્યું નહીં, ન કર્યા અમને પ્રણામ;
યાદવના એ બાળક કહિયે, ઘટે નહીં અજ્ઞાન.
દુર્યોધન કહે કરૂં શિક્ષા, આજ્ઞા દીઓ મમ તાત;
પિતામહ કહે હણશો મા, નહિંતર થાશે ઉત્પાત.
દુર્યોધન કરણ શલ્ય આદી, મહારથી છે શૂર;
રથે બેસીને ગયા પોતે, ધરી તેની પૂઠ.
અરે બાળક હરણ કરી તું, જાય છે કેમ ધીર;
શૂર છો તો આવ સન્મૂખ, ક્યમ નાસે છે યદુવીર.
વકાર્યા તવ થયા સામા, યુદ્ધ કાજ હરિતંન;
બહુ ગમાથી બાણ વરસે, અકળાયા રાજંન.
શસ્ત્ર અસ્ત્ર ને ધનુર્વિદ્યા, થયું યુદ્ધ અતિ સાર;
છએ જાણને પડે પુરા, એવા સાંબકુમાર.

---

* આ અડસઠમા અધ્યાયમાં કૌરવોએ યુદ્ધ કરી સાંબને રોકી મૂકતાં તેને છોડાવવા આવેલા બળભદ્રે હસ્તિના પુર ખેંચ્યું તે કથા છે.

* તે કન્યાનું નામ લક્ષ્મણા છે.

દુર્યોધન કહે ધન્ય બાળક, મહા વીર અતિ કાય;
ભુરિશ્રવાને કહ્યું રાયે, કેમ એ જીતાય.
પ્રતિ ઉત્તર કહે ચાર જણા મળી, હણો ચારે અશ્વ;
બે મળી સારથીનું શીશ, ભાંજીયે તવ થાય વશ.
ત્યારે એ વીર હાથ આવે, માન્યું રાય વચન;
યુદ્ધ કરી ધરી લીધો એ રીતે, લેઈ ગયા રાજન.
પિતામહને પ્રણામ કીધો, લાવ્યા ધરી યાદવ બાળ;
દેખીને સહુ દયા કરે છે, દીસે રૂપ વિશાળ.
સમાચાર આવી કહ્યા ત્યારે, નારદજીએ તતક્ષણ;
સાંભળી ઉગ્રસેન કોપ્યા, સજ થયા રાજન.
છપ્પન ક્રોડ યાદવ આદે, અવર બીજા શૂર;
સૈન્ય સર્વે થયું તત્પર, વાગ્યાં બહુ રણતૂર.
શેષે મનમાં વિચાર્યું ત્યાં, માંહોમાંહી થશે ઉત્પાત;
લઘુ ભ્રાતને આવી કહ્યું, તમે માનો મારી વાત.
સગાં સાથે વિરોધ કરવો, ઘટે નહીં એ શ્યામ;
તેને હું જઈને સમજાવું, હોય આજ્ઞા કહે રામ.
વચન જ્યેષ્ઠનું માનીને, તવ રહ્યા શ્રી ભગવાન;
બળભદ્ર ઉદ્ધવ રથે બેસીને, આવ્યા કૌરવ ગામ.
દુર્યોધન મહા દુષ્ટ છે, શેષે વિચાર્યું મન માંય;
વાડીમાં પોતે ઉતર્યા, મોકલ્યા ઉદ્ધવ ત્યાંય.
સભા સહિત પ્રધાન સંગે, બેઠા છે રાજન;
ભીષ્મ દ્રોણ ને કર્ણ શકુની, મળ્યા ઉદ્ધવ મંન.
બળભદ્ર વાડીમાં ઉતર્યા, મને મોકલ્યો કહેવા રાજ;
દુર્યોધને મન જાણીયું, આવ્યા હેતથી અમ કાજ.
પૂજાની સામગ્રી લેઇ આવી, મળ્યા છે રાજન;
અર્ઘ્યપાદ પૂજા કરી પછી, પૂછ્યું સહુ સુખાસંન.
સાંબ કુમારની વાત નહીં, તવ બોલ્યા યાદવરાય;
ઉગ્રસેને કહાવ્યું તમને, કર્યો એ અન્યાય.
તમો છ જણા એ એકલો, પછે શું કરે તે બાળ;
અધર્મ યુદ્ધ કરી લેઇ ગયા, એ ઘટે નહીં ભૂપાળ.
સાંભળી દુર્યોધન ત્યાં બોલ્યો, ઉગ્રસેન કોણ થાય રાજ;
અમે કીધા સગા જાણી તમને, કુંતા પાંડુ કાજ.
અમારૂં આપ્યું રાજ તેને, ભોગવે યદુવીર;
તે અમને કરે છે આજ્ઞા, જુઓ ઉલટી રીત.
ઊપાન* પગનાં ચડયાં મસ્તક, લજ્જા નહીં કહેતાં મંન;
અમો જુઓને તે જુઓ, એમ વદ્યા રાય વચંન.
રીસાવીને ગયા નગરમાં, થયું એ ઉત્પાત;
બળભદ્ર કહે શું બોલીયા છે, અણસમજી કાંઇ વાત.
હેત કરતાં કહેત થયું, હવે નિશ્ચે એ નિરધાર;
ચડયું દળ મેં વાળ્યું પાછું, જાણ્યો નહીં ઉપકાર.
ઉગ્રસેન તે સેવક એના, નમે જેને ભગવાન;
ઇંદ્ર અજ દિગ્પાળ સર્વે, માને એની આણ.
તેને મૂઢ જાણતા નથી, અતિ ગર્વે ચઢિયા રાય;
પશુ વશ થાયે જયેષ્ટિકાયે*, કરૂં એને શિક્ષાય.
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યા છે રામ;
હળ મુસળ લેઈ ઉઠયા તતક્ષણ, નાખું ઊંધું ગામ.
ત્યાં લગી સમજે નહીં, ઘાલું દક્ષિણ દિશા પૂર;
નગ્રવાસી સર્વે થયા વ્યાકુળ, કોપ્યા છે મહા શૂર.
પિતામહ તવ વદ્યા વાણી, શું જુઓ છો બાળ;
જઇ મનાવો બળિભદ્રને, નહિંતર આવ્યો કાળ.
પૂજાની સામગ્રી લેઇને, ચાલ્યા છે તવ રાય;
શેષને આવી નમ્યા ચરણે, ક્ષમા કરો અન્યાય.
તમારે ક્રોધ કરવો હોય નહીં, મહા પ્રલે થાશે આમ;
અમે તમારાં બાળક છિયે, અમ ઉપર ક્રોધ શો રામ.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમે શેષશાઇ ભગવાન;
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભક્તનાં કરો કામ સાવધાન.
મનાવ્યા બળભદ્રને પછી, પૂજા કરી ભલી રીત;
ઘેર તેડી આદરમાન દીધાં, પ્રસંન થયા કરી પ્રીત.
વરકન્યા પરણાવીને પછે, વિદાય કરે છે રાય;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, નારી ત્યાં મંગળ ગાય.
પેહેરામણી કીધી ભલી, રાયે આપ્યું ઘણું એક વીત;
બારસેં રથ ગજ ને, છ સહસ્ર હેમજડીત.
અયુત અશ્વ તો સાજ સુદ્ધાં, દાસી શત પ્રમાણ;
વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, આપી નમિયા જાણ.
વળાવાને સૈન્ય સહિતજ, થયા તત્પર રાય;
મળી સૌને શેષ ત્યાંથી, વિનયથી માંગી વિદાય.
પછે રથે બેસાડી વહુવરને, લેઇ ચાલ્યા જીત નિશાણ;
વળાવીને વળ્યા પાછા, દુર્યોધનાદિ ચતુરસુજાણ.
અદ્યાપી તે ઠામ વાંકો, હસ્તિનાપુર કહેવાય;
દ્વારીકામાં આવી પહોંતા, મળ્યા યાદવરાય.
બલભદ્રે આવી સભામાં, કહ્યા સહુ સમાચાર;
સાંભળી ઉગ્રસેન હરખ્યા, ભલુ કર્યું જઇ કાજ.

* જોડા.

* લાકડીએ.

વહુ આવા નમ્યાં ચરણે, આશિષ દે ભગવાન;
મંગળ ગાયે માનુની, ત્યાં વાજે બહુ નિશાન.
શુકદેવ કહે સુણ રાયજી, મેં કહ્યાં ચરિત્ર એ શેષ;
સૂતપુરાણિકે શૌનક પ્રત્યે, કહ્યું છે નરેશ.

વળણ.

સંક્ષેપે કરિ કહ્યું હરીજન, ભજવા શ્રીગોપાળરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો અડસઠમો અધ્યાયરે.

## ઈતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે અષ્ટ-ષષ્ઠિતમોધ્યાયઃ ॥ ૬૮ ॥

---

## અધ્યાય ૬૯ મો.*

### કડવું ૧૮૨ મું–રાગ સામેરી.

શુકદેવ વદ્યા છે વચંન, સાંભળ ઉત્તરા કુંવર ધન્ય;
ઇચ્છા થઇ ઋષિજીને મંન, શ્રીકૃષ્ણજીનો જોઉં ગૃહસ્થાશ્રંમ.
આવ્યા સ્વર્ગ થકી મૃત્યુલોક, દીઠી પુરી દ્વારીકાં ગોખ;
શોહે વાટિકા† વન અતિ રમ્ય, આંબા કદળી દ્રાક્ષ દાડમ્ય.
ભર્યાં સરોવર મહા ગંભીર, કમળ પુષ્પ આછાં જળનીર;
દેખી નગ્ર થયા રળિયાત, કંચન મણિમય ઝગમગાટ.
ફરતા દુર્ગ નગરને સાત, ચાલ્યા જાયે ઋષિ જ્યાં નાથ;
કહિયે નવલખ ઘર અટાળી, એ રીતે કહ્યાં ગોખ જાળી.
ધ્વજા ચૌટાં તોરણ ચોક, શોભે પરમ મનોહર લોક;
કેસર ચંદનના છટકાવ, અગર સુગંધ એવા ભાવ.
સોલ સહસ્રના કહિયે ધામ, તે મધ્યે રૂકૃમિણી મંદિર શ્યામ;

ચાલ.

લક્ષ્મીને ઘેર સિંહાસનપર, વિરાજે મહારાજ;
રૂકૃમિણી કરે વિંજાણ, સહસ્ર દાસી ઉભી સેવા કાજ.
એવે નારદ ત્યાં પધાર્યા, દીઠા શ્રી ભગવાન;
મંદિર રચના શી કહું, જાણે ઉદયા શશિયર ભાન.
ઉઠી હરિયે માન દીધાં, પૂજા કરી ભલીભાત;
કૃતારથ અમને કરિયાં, કહો અમ સરખું કાંઇ કાજ.
ઋષિ કહે તમ દર્શન માટે, અમો અહિં આવ્યા છિયે શ્યામ;
સ્વર્ગના સમાચાર પ્રભુને, કહ્યા ઋષિએ જાણ.

પ્રીતિયુક્ત વાર્ત્તા કરી ત્યાંથી, ઉઠયા છે મુનિજંન;
સતભામાને મંદિર જુએ તો, બેઠા છે ભગવંન
રમે પાસા સોગઠે, સતભામા સું મહારાજા
આવો નારદ વદ્યા શ્રીહરી, જોઇ વળ્યા ઋષિરાજ.
ત્યાંથકી જાંબુવતીને મંદિર, આવ્યા નારદ મુન;
જુએ તો બાળક રમાડે, ખોળે લઇ ભગવાન.
કાલિંદીને ઘેર જુએ તો, સ્નાન કરે છે નાથ;
ભદ્રાને ત્યાં અગ્નિહોત્રજ, નાગ્નજિતી શું કરે વાત.
મિત્રવૃંદાને ત્યાં જુએ તો, ભોજન કરે છે દયાળ;
વળી જુએ તો પોહોડયા છે, લક્ષ્મણા ઢોળે વાય.
સોલ સહસ્રને ઘેર એ રીતે, પૂરી રહ્યા મનમોદ;
કયાંઈ જુએ તો બેઠા છે, કયાંઈ કરે છે બ્રહ્મભોજ.
કયાંઈ જુએ તો ઉદ્ધવ સાથે, બેસી કરે છે વિચાર,
વળી જુએ તો યજ્ઞશાળામાં, ઉભા છે દેવ મોરાર.
કયાંઈ ભાગા રથને સજ કરાવે, આગળ રહીને ત્યાંય;
કયાંઈ જુએ તો ન્યાય કરવા, બેઠા છે પંચમાંય.
કયાંઈ જુએ તો અશ્વશાળામાં, જુએ અશ્વની ચાલ;
કયાંઈ જુએ તો અશ્વે બેસી, મૃગયા કાજ પ્રભુ જાય.
વળી જુએ તો જળ પાનબીડાં, આણી આપે છે નાર;
કયાંઈ જુએ તો એકાંતે બેસી, કરે સ્ત્રીસું વાત.
વળી જુએ તો કન્યાને હરી, પરણાવે રૂડી રીતે;
ગજ રથ અશ્વ ને ભૂષણ, આપે છે બહુ પ્રીતે.
જાન લઇને જાય પુત્રને, પરણાવા મહારાજ;
કોઇને આણી આપે છે, કોઇને મોકલે લેવા કાજ.
કયાંઈ સુધી વળાવી પુત્રીને, આપે છે ઘણું એક વીત;
કયાંઈ જુએ તો સભા સહિતજ, બેઠા છે એ રીત.
કયાંઈ જુએ તો વિનોદમાં, કયાંઈ કરે સંગીત ગાન;
કયાંઈ જુએ તો દેવપૂજન, કરે છે ભગવાન.
ભગવાનને ઘણું ભક્ત વહાલા, ભક્તને હરિ એમ;
કયાંઈ જુએ તો ધ્યાનમાં હરિ, બેઠા આસન નેમ.
કયાંઈ જુએ તો ભંડારમાં જઇ, જુએ તપાસી દામ;
નામું લેખું મેળવે, પોતે બેસી તેણે ઠામ.
કયાંઈ જુએ તો સૈન્યને, મોકલે દેશ મુઝાર;
કયાંઈ અપ્સરા નૃત્ય કરે આગળ, જુએ દેવ મોરાર.
કયાંઈ જુએ તો સૈન્યને લેઇ, ચઢે શ્રી ભગવાન;
દુષ્ટનો નિગ્રહ* કરીને, આવે જીત કરી નીશાન.

---

* આ ઓગણોતેરમા અધ્યાયમાં પ્રત્યેક ઘરમાં ભગવાનનું ગૃહસ્થપણું જોઇ વિસ્મય પામેલા નારદજી વખાણ કરતા કરતા દ્વારકાંમાંથી ગયા તે કથા છે. † વાડી.

* તાબે કરવો.

ક્યાંઈ મૃગ ને કેસરી વન, ચરે એકે ઠામ;
એકેકને છેડે નહીં, પ્રતાપ એવો શ્યામ.
પ્રજા સુખ પામે ઘણૂં, ઘેર ઘેર ઓચ્છવ થાય;
શ્રી કૃષ્ણ ચરિત્રને ગાય છે, ત્રૈલોક્યમાં નરનાર.
ક્યાંઈ જુએ તો રથે બેસી, જાયે રાજ સભાય;
ધર્મ શાસ્ત્ર જે કહે તેવા, કરે જઈ ત્યાં ન્યાય.
એ રીતે ગૃહસ્થાશ્રમ નારદ, જોઇ વળ્યા તતક્ષણ;
જ્યાં જુએ ત્યાં સચરાચર, વ્યાપી રહ્યા પર બ્રહ્મ.
સઘળે ફરી ફરી રૂકમિણી મંદિર, આવ્યા નારદમુન્ય;
સિંહાસન પર બેઠા છે, હરિ પોતે પ્રાણજીવંન.
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ;
ચરણ કમળનું ધ્યાન ધરે તે, થાયે છે તદ્ રૂપ.
મનમાં રૂષિએ જાણિયું, એ વિષ્ણુ માયા સાર;
એ સ્વરૂપ દીસે નિત્ય નવાં, કોઈ ન પામે પાર.
પરિક્રમા કરી પાય લાગ્યા, શ્રી કૃષ્ણને મુનીજંન;
ક્ષમા કરો અપરાધ સ્વામી, હું પામર તમો ભગવંન.
દયાનિધિ ભગવાન કહે, હે પુત્ર સાંભળ વાત;
તું કાંઇ આશ્ચર્યે પામીશ તો, હું માયાથી વિતરાગ.
લોક સંધે જાણવા, એ માર્ગ ગૃહસ્થાશ્રમ;
વિદાય થઇ નારદ ત્યાંથી, ચાલ્યા છે તતક્ષણ.
વિણાનો ટંકાર કરતાં, ગયા સ્વર્ગ સમિપ;
ઈંદ્ર અજ શિવ સભામાં, ગાયાં શ્રી કૃષ્ણ ચરિત્ર.

**વળણ.**

ગાયાં શ્રી કૃષ્ણ ચરિત્રને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઓગણોતેરમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનસપ્તતિતમોઽધ્યાયઃ ૬૯॥**

## અધ્યાય ૭૦ મો.*

### કડવું ૧૮૩ મું-રાગ ધન્યાશ્રી.

શિવસુત સારદાને શિર નામી, પ્રથમે પ્રણમું સીતા સ્વામી;
એ શ્રી વિષ્ણુ કહિયે પરીબ્રહ્મ, ભક્તને કાજે આવ્યા કરી શ્રમ.
મચ્છ કચ્છ વરાહ નૃસિંહ, વામન રૂપ ધર્યાં પ્રભુ અહીં;
પરશુરામ રામ કૃષ્ણ નામ, એની કથા કહું સાવધાન.

* આ સીત્તેરમા અધ્યાયમાં શ્રી કૃષ્ણનાં આન્હિક કર્મની તથા દૂત અને નારદજીએ કહેલા કાર્યની બાબતમાં વિચાર કર્યો તે કથા છે.

શુકદેવ કહે સુણ રાજ, જનને દેખાડવા મારગ કાજ;
સત યુગમાં હંસનું ધ્યાન, ત્રેતામાંય શ્રી રામ નામ.
દ્વાપરને અંતે શ્રી કૃષ્ણ, હરિજન ગાઇયે મંન પ્રસંન;
એ છે દાતા વિશ્વંભર નામ, ભક્તને આપે ઉત્તમ ઠામ.
મનુષ્ય દેહને એ ખટ કર્મ, તરવા માર્ગના એ ધર્મ;
કુકડા વાસે ખટ ઘડી રાત, ત્યારે જાગવું એ વેદ વાત.
મુહૂર્તમાત્ર લેવું હરિનું નામ, પ્રેમે ગાવા હરિ ગુણ ગ્રામ;
પ્રથમે જોવું ગૌનું મુખ, પછે વૃષભનું આનંદ સુખ.
ઉઠી અરણ્યભૂમી જાવું પ્રાત, મૃત્તિકા વડે કરવા શુદ્ધ હાથ;
દંતધાવન* કરવું નિર્ધાર, પછે રવિને કરવા નમસ્કાર.
સ્નાન કરી શુદ્ધ આચમંન, તુળસી જળ ને રવી પુજંન;
ગૌ બ્રાહ્મણ પૃથ્વી આકાશ, પરિક્રમા અષ્ટ ભુજા પ્રકાશ.

**ચાલ ચોપાઇ.**

ષોડશ પ્રકારે પૂજન દેવનું, કરવું એ સાવધાન;
તેલ સુગંધ અંગ લેપન, પંચામૃત જળ સ્નાન.
પુષ્પ ચંદન તિલક દર્પણ, ધૂપ દીપ નૈવેદ્ય;
આરતી દંડવત્ અને ઘંટા, કરવી પ્રભુજીની સેવ.
ભક્તને હરિ હરીને ભકત, પરસ્પર એ રીત;
ભગવાનને ઘણું ભક્ત વહાલા, ગણે નહિ ઉંચનીચ.
તિલક દ્વાદશ કરવું આસન, બેસવું જપ ધરી ધ્યાન;
સહસ્ર નામ નીત્ય લેવું પ્રભુનું, સ્થિર મન કરી જાણ.
ભક્તની પ્રતિમા કરી, પોતે પૂજે દેવને ઠામ;
ધ્રુવ અમ્બરીષ પ્રહ્લાદ આદ, જાણજો મનમાંય.
એ રીતે પ્રભુ કરે મારગ, દેખાડે જનને કાજ;
ધ્યાનથી ઊઠી દાન એ રીતે, અર્બુદ આપે ગાય.
તેર સહસ્ર ને ચોર્યાસી થઇ, સોવ્રણશિંગી શીશ;
આપીને હરિ ભોજન કરે, જળ બીડી લીએ જગદીશ.
વસ્ત્ર ભૂષણ પેહેરી અંગે, બેઠા છે શ્રી યદુરાય;
કો ભેટ આણી મૂકે ફળ, તે વેહેચીને પ્રભુ ખાય.
એક ભાગ વિપ્રને આપે, બીજો મીત્રને જાણ;
ત્રીજો ભાગ તવ સ્ત્રીને આપે, ચોથો લીયે ભગવાન.
દેશ દેશના લોક આવે, કરવાને ફરીયાદ;
ઉગ્રસેનને કહેવું સ્વામી, તમથકી થાયે વાત.
એટલે રથ સજ કરીને, લાવ્યા સન્મુખ ત્યાંય;
દારૂકે પ્રણામ કીધો, પ્રભુ બેસીયે રથમાંય.

* દાતણ.

રાજસભાની વેળા થઇ, ત્યારે ઉઠ્યા તતક્ષણ નાથ;
સારથીનો હાથ ગ્રહી, રથે બેઠા ઉદ્ધવ સાથ.
સોલ સહસ્ર સ્ત્રી એમ જાણે, મારે ઘેરથી બેઠા રથ;
સર્વનાં મન રાખે શ્રીહરિ, સચરાચર શ્રી ગોવિંદ.
કંઈ સેવક આગળ ચાલે, સહસ્ર સહસ્રનાં વૃંદ;
ભાટ ચારણ બંદીજન, યશ બોલે નાના છંદ.
એ રીતે પ્રભુ આવી પહોંતા, રાજ સભા ભગવાન;
દેખીને સહુ સભા ઉઠી, દીધાં આદરમાન.
ઉગ્રસેનને પ્રણામ કરીને, બેઠા સન્મુખ શ્યામ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગાન.
અપ્સરા નૃત્ય કરે છે આગળ, થઇ રહ્યો નાટારંભ;
તેવે સમે દૂત પત્ર લેઇને, આવ્યો જ્યાં શ્રી રંગ.
પ્રણામ કરીને વદ્યા વાણી, સાંભળો મહારાજ;
જરાસંધના બંધનમાં ત્યાં, બહુ પડયા છે રાજ.
વીશ સહસ્ર ને આઠસેં, જીતી લેઇ ગયો બલવંત;
તેણે પત્રજ મોકલ્યું, આવી છોડાવો ભગવંત.
પત્ર વાંચી જોયું તેમાં, લખ્યું એહ પ્રમાણ;
વસુદેવને ઘેર અવતર્યા છો, જાણ્યું એ ભગવાન.
દુષ્ટનો નિગ્રહ કરો છો, ભક્તની કરો છો રક્ષાય;
તમ વિના અન્ય કોણ છોડાવે, એ વિનતી યદુરાય.
મળ્યા ભૂપ તેને જવા દીધા, અમે ન મળ્યા માટે બંધ;
ઘણા દિવસ દુઃખ ભોગવ્યું, હવે મૂકાવો ભગવંત.
તમો કહેશો હું એકલો, તમો હતા વીશ હજાર;
સહુ મળી તેને જીત્યો નહીં, હું એકથી શું થાય.
એમ કહેશો એ નહીં સ્વામી, તમો પુરૂષ પુરાણ;
બાળકની સંભાળ તમ વિના, કોણ લિયે ભગવાન.
સત્તરવાર તમ ધાકે નાઠો, જરાસંધ રણધીર;
અઢારમી વાર જીત્યો તમથી, બીહીયે નહીં યદુવીર.
રાજ મદે કરી ભુલા તમને, જાણ્યા નહીં જુગદીશ;
તે માટે આવી રક્ષા કરવી, માનજો એ ઇશ.
દૂત કહે સ્વામી બાળકને, સ્ત્રી કહે રાજાની એમ;
હવે આવશે તમ તાત તેને, છોડાવશે પરિશ્રમ.
સુતાં બેઠાં કામ કરતાં, ગાય દળતાં ચરિત્ર;
ક્ષણ એક તમને વિસરે નહીં, જાણજો શ્રી જુગદીશ.
કંસ કેશી યવન આદે, હણ્યા છે ક્ષણમાંય;
એને હણતાં વાર શી છે, એમ વદે સ્ત્રી ત્યાંય.
સાંભળી હરિ વદ્યા વાણી, આવ્યો એનો કાળ;
કીધું તેવું પામશે, એ જરાસંધ ભૂપાળ.

છપ્પન કોટિમાં વિરાજે હરિ, તારા માંહે જેમ ચંદ્ર;
દયાનિધિ ભગવાન કહે, હવે છોડવવા રાજેંદ્ર.
આકાશથી એવે નારદ આવ્યા, તેજના બહુ પુંજ;
ઉઠી હરિયે માન આસન, બેસાડયા કરી પુજન.
કેમ કૃપા કરી આવ્યા અહિં, કહો યથાર્થ તમે વાત;
તમારે કંઇ લોભ નથી, પણ આવ્યા હેતને કાજ.
ઋષિ કહે રાય યુધિષ્ઠિર, તમને તેડે છે પરિશ્રમ;
તમારી હોય આજ્ઞા તો, કરૂં રાજસુયજ્ઞ.
આવી મનોરથ પૂરિયે, ભક્તની પહોંચે આશ;
પૃથ્વી જીતી યજ્ઞ કરવો, જાણો છો અવિનાશ.
તે માટે કહેવા મોકલ્યા, તમવિના નહીં થાય કાજ;
તમારાં દર્શન કાજ સહુ, આવી મળશે રાજ.
શ્રીકૃષ્ણ કહે એ કુશળ છે, સહુ પાંડવનો પરિવાર;
ઋષિ કહે તમ કૃપાએ, સહુ કુશળ છે યદુરાય.
શીઘ્રે તત્પર થાઓ સ્વામી, માનો મુજ વચંન;
અંતર્યામિયે જાણ્યું મનમાં, હવે કરવું શુંય.
સમાચાર બે આવી પહોંતા, પ્રથમ જાઊં ક્યાંય;
બળભદ્ર પ્રદ્યુમ્ન સભામાં બેઠા, તેના એ મનમાંય.
પ્રથમ રાજા છોડાવીયે, એ મનતણો અભિપ્રાય;
શ્રીકૃષ્ણને ગમતું નથી, પછે ઉદ્ધવને કહે કર્ણમાંય.
તમારે ચિત શુંય આવે, વદ્યા શ્રીમુખ પુંજ;
પ્રધાનને બુધ્ધ હોય અદકી, કહો અમને સુજ.
ઉદ્ધવ કહે સ્વામી જાણો છો, મુને મોટો કરો છો ઇશ;
લોક વેહેવારને પૂછો છો તમો, રાજધાનીની એ રીત.
પ્રણામ કરી વદ્યા ઉદ્ધવ, સાંભળો શ્રી યદુનાથ;
જરાસંધ નિમિત્ત માત્ર છે, મૃત્યુ ભીમને છે હાથ.
વજ્ર અંગ છે જરાસંધનું, તેથી વજ્ર છે ભીમ;
ગદા યુદ્ધે પ્રવિણ બેહુએ, જાણે છે ભીમ ભર્મ.
તે માટે ઇંદ્રપ્રસ્થ જાવું, પ્રથમ શ્રીભગવાન;
સભા સહુને ગમી વાતજ, ધન્ય ધન્ય હરિના પ્રધાન.
અંતર્યામીને કરવું છે, ભલું પરબાર્યું કામ;
પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ જોઇ રહ્યા, ન બોલ્યા મુખથી રામ.
નારદને તવ શીખ દઈને, મોકલ્યા તતક્ષણ;
ધર્મરાયને કહ્યું આવી, હરિ આવે છે રાજંન
સાંભળી ઘણું હરખ પામ્યા, કરી તૈયારી વિવિધ પ્રકાર
કુંતા દ્રૌપદી સુભદ્રાયે, જાણ્યું આવે છે નંદકુમાર.
આવે છે ભગવાન અહીંયાં, ઉમંગ મન ન માય;
દૂતને હરિ એમ કહે, જઇ કહો રાજને આમ.

આવી તમને છોડાવશું, સત માનજો રાજાન;
દૂતે એમ જઇ કહ્યું રાયને, હરખ પામ્યા નિદાન.
જરાસંધનાં બંધનથી, હવે છૂટશું કહે રાય;
શ્રીકૃષ્ણનું અહિં થશે દર્શણ, મોક્ષ પ્રાપ્તિ થાય.
અહિં માંહિ એમ કહે રાજા, પતિત પાવન શ્યામ;
વળી ભવભ્રમણથી છુટશું, જુઓ ફળ્યું ભાગ્ય નિદાન.
નારદજી વળી દૂતને કરી, વિદાય થયા સાવધાન;
સૈન્ય સર્વે સજ કરાવ્યું, વાગ્યાં બહુ નિશાન.
સારથીને કહે શ્રીહરિ, રથ કરો તત્પર તૈયાર;
સભા વિસર્જન થઇ ત્યાંથી, ઉઠયા દેવમોરાર.

**વળણ.**

ઉઠયા શ્રીહરિ જાવાને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સિત્તેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તતિતમોઽધ્યાયઃ ॥ ૭૦ ॥**

## અધ્યાય ૭૧ મો.*

### કડવું ૧૮૪ મું-રાગ રામગ્રી.

શ્રી શુકદેવજી વદ્યા વચન, સાંભળ ઉત્તરા કુંવર ધન્ય;
સાથે આવે છે પાપને પુન્ય, રહ્યું જ્યાંનું ત્યાં શુન્ય.
કોટી દ્રવ્ય તે કામ ન આવે, શ્રીહરિ નામ તે પાર ઉતારે;
યુધિષ્ઠિરે વિચાર્યું મન, હવે કરૂં હું રાજસુયજ્ઞ.
સહાયકારી સખા શ્રીભગવાન, પૃથ્વીમાં કીર્તિ રહે યશ નામ;
એવે આવ્યા નારદ દેવ, કહેવા મોકલ્યા પ્રભુને તતક્ષેવ.
જુઓ ધર્મની આજ્ઞા માની, પ્રથમ ઇંદ્રપ્રસ્થ જુઓ સ્વામી;
હરિને પાંડવપર ઘણું હેત, પોતે જાય છે લક્ષ્મી સમેત.

**ચાલ.**

લક્ષ્મી સહિત હરિ જાય છે, સાંભળો પરીક્ષિત રાય;
સારથી રથ સજ કરીને, લાવ્યો અતિ શોભાય.
સાવ કંચન રથ મણીમય, જડીત નંગ અમૂલ્ય;
વિસ્વકર્માએ ઘડયો પોતે, થાયે નહીં એનું મૂલ્ય.
શ્વેત અશ્વ ત્યાં ચાર જોડયા, હેમ રાસે જાણ;
સુગ્રીવ પુષ્પદંત આદ, કહિયે અશ્વનાં નામ.
શંખ ચક્ર ને ગદા સારંગ, આયુધ રથમાં સાવધાન;
સૈન્ય સર્વે થયું તત્પર, ગરૂડધ્વજ ભગવાન.

* આ એકોતેરમા અધ્યાયમાં ઉદ્ધવજીના વિચારથી શ્રીકૃષ્ણ ભગવાન ઇંદ્રપ્રસ્થમાં જતાં પાંડવોને પરમ ઉત્સવ થયો તે કથા છે.

ગજ રથ અશ્વ ને પાય પાળા, ચતુરંગિણી ચાલ;
શણગાર્યું સહુ સૈન્ય મખમલ, કહિયે લાલમલાલ.
ગજને બાંધી હેમ ઘંટા, અશ્વને ઘુઘરમાળ;
સજે બખતર ટોપ પાખર, કહિયે ઝાકઝમાલ.
રૂક્મિણી આદ સોલ સહસ્ર જ, જાવા મન પ્રસંન;
પાંડવનો એ યજ્ઞ જોવા, ઇચ્છા થઈ સહુ મંન.
શ્રીકૃષ્ણની આજ્ઞા લેઇ, તવ થયાં તત્પર સંગ;
પુત્ર પ્રદ્યુમ્ન ભાનુ આદ, વિવિધ ભૂષણ અંગ.
રાયને પ્રણામ કરી હરિ, થયા ત્યાંથી વિદાય;
બળભદ્રની તવ શીખ લેઇને, બેઠા રથે યદુરાય.
સુખાસન નરવાહન તેપર, બેઠા છે સ્ત્રી જંન;
રત્ન મણીમય શોભિત ઉપર, જાળી મોતીની રમ્ય.
પંચ શબ્દ નિશાન વાગ્યાં, ધ્વજા ફરકે અપાર;
સૈન્યના સહુ નાયક પ્રભુને, નમી થયા અસ્વાર.
કોઇએક સેવક આગળ ચાલે, રહ્યા તે રહે પૂઠે;
આગળ રથ શ્રી કૃષ્ણજીનો, રૂક્મિણીનો તે પૂઠે.
એ રીતે બહુ સૈન્ય સંગાથે, ચાલ્યા શ્રી યદુનાથ;
ડેરા તંબુ ગલેચા ને, કીનાત તકીયા સાથ.
બાજાર સાથે વિવિધ મેવા, વસ્તુનો નહીં પાર;
વાટે વાસો જ્યાં રહે ત્યાં, જાણે વસ્યું નગર નવું સાર.
કુશસ્થલી મૂકી જાય ચાલ્યા, અન્ય દેશ દયાળ;
સોરઠ ને ગીરનારથી, પ્રભુ આવ્યા દેશ પંચાળ.
મારવાડ ને ગુજરાત આગળ, ચાલ્યા જ્યાં કુરૂક્ષેત્ર;
રાજધાની એ રીતે મારગ, જાય છે જન સહમિત્ર.
જ્યાં ઉતરે ત્યાં આનંદ ઓચ્છવ, થાય રાગ ને રંગ;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય સંગ.
એમ દેશ મૂકી આવી પહોંતા, સમીપે ઇંદ્રપ્રસ્થ;
સમાચાર પહોંતો રાયને, તે નીસર્યા તતક્ષણ.
સૈન્ય સર્વે સજ કરાવ્યું, વાગ્યાં બહુ નિશાન;
સારથી રથ વેગે લાવ્યા, બેઠા સંગ પ્રધાન.
ભીમ અર્જુન નકુળ સહદેવ, ભકત હરિના જંન;
બહુ સૈન્ય સાથે આવ્યા સાંમા, યુધિષ્ઠિર રાજંન.
આવતા ભગવાને દીઠા, હરખ્યું અંતઃકર્ણ;
મળવાને પ્રભુ રથથી હેઠે, ઉતર્યા તતક્ષણ.
યુધિષ્ઠિર તવ મળ્યા આવી, ભેટયા ઘણોએક પ્રેમ;
કંઠ ગદ્દગદ્દ મધુર વાણીયે, પૂછ્યું કુશળી ક્ષેમ.
ભીમસેન તવ હરખ સાથે, ભેટયા પ્રભુની સાથ;
ભુજ પસારી અર્જુનને હરિ, લીયે હૃદયા સાથ.

ફરી ફરી આલિંગન પ્રેમે, દીયે છે મધુસૂદન;
પારથપર ઘણી કૃપાદૃષ્ટી, કહિયે પ્રાણજીવન.
નિકુળ સહદેવ નમ્યા ચરણે, આવીને રસરંગ;
તતક્ષણ ઉંચલી લીધા હૃદયે, ફેરવ્યા ભુજ અંગ.
અવર બીજા રાય આવી, નમાવે તવ શીશ;
સર્વને સન્માન હરિયે, દીધાં છે એ રીત.
વાટિકા વૃક્ષ પરમ સુંદર, કહિયે જળનાં ઠામ;
ક્ષણએક ત્યાં વિશ્રામ લઇને, બેઠા રથે ભગવાન.
ત્યાંથકી પ્રભુ શીઘ્રે ચાલ્યા, વાજ્યા નિશાને ઘાય;
પ્રકાર પુર ને પરમ શોભા, દેખતાં ભુખ જાય.
નગ્રનિવાસી લોક કાંગરે, જુએ હરિને હેતે;
પાંડવ સાથે નગ્રમાં પ્રભુ, આવ્યા સૈન્ય સમેતે.
પુરની શોભા શી કહું, અતિ રમ્ય ભાગ્ય નિધાન;
દેખીને ઘણું હરખ પામ્યા, રીઝયા શ્રીભગવાન.
સમ ભૂમિ અવાસ સુંદર, થઇ રહ્યો ઝાતકાર;
ધ્વજા પતાકા તોરણ લટકે, ચંદનના છંટકાવ.
જેણે સાંભળ્યું હરિ આવ્યા છે, તે ઉઠયા જેમના તેમ;
કોઇ બાળકને ધવરાવતાં, કો સ્નાન ભોજન એમ.
દરશન કાજ આતુર ઘણું, જોવા મળે નરનાર;
અંધને જોવા નેત્ર આવ્યાં, અપંગને પગ ત્યાંય.
પુષ્પે વધાવે લક્ષ્મીવરને, શોભા કહી નવ જાય;
તેજપુંજ પ્રકાશ દેખી, નેત્ર તૃપ્ત ન થાય.
કોઈ છજ્જાં જાલી અટાળી રહી, નાંખે મોતીની મૂઠ;
વારી વારી લીયે મીડડાં, દેખી ગરૂડારૂઢ.
દયાનિધી ભગવાન સહુને, આપે દર્શન ધન્ય;
કૃપાદૃષ્ટી ક્રોધ નહીં, સદા હસિત વદંન.
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધર્વ ગાન;
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચક જન યશ માન.
એ રીતે હરિ આવી પહોંતા, પાંડવ રહે જે ઠામ;
મંદિર રચના શી કહું, જાણે ઉગ્યા શશિયર ભાણ.
રથથી ઉતરી પાંડવ સાથે, ગયા મંદિર માંય;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુ, મળ્યાં આવી ત્યાંય.
રત્ન દીપક આરતી, સોહે મુક્તા કંચનથાળ;
પૂજાની સામગ્રી શીઘ્રે, કરી છે તત્કાળ.
આસન મણિમય જડાવ તેપર, બેસાડયા પૂજન કરી;
પુષ્પહાર સુગંધ એ રીતે, અગરના બહુ ધૂપ ધરી.
ફોઇને દેખી ઉઠયા શ્રીહરિ, નમ્યા આવી પાય;
સમાચાર સહુ પરસ્પરે, પૂછ્યા છે સુખદાય.

કૃષ્ણને મળી રૂકૂમિણી પાસે, આવ્યાં ફોઇ તતક્ષેવ;
સર્વને સન્માન દઇને, પૂછયું કુશળી ક્ષેમ.
રૂકૂમિણી આવી પગે લાગ્યાં, અવર બીજાં જાણ;
સુભદ્રાને મળ્યાં આશિશ, દ્રૌપદી દે સન્માન.
રૂકૂમિણીની કરી પૂજા, દ્રૌપદીએ પ્રીતે;
સતભામા જાંબુવતી આદે, જાણજો એ રીતે.
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ બેઠા, ચમર ઢળે ચોપાસ;
ભીમ અર્જુમ નકુળ સહદેવ, ઉભા સેવા કાજ.
રાય કહે મેં મોકલ્યા, તમ પાસે નારદ દેવ;
દયા કરી પરિવાર સાથે, આવ્યા છો તતક્ષેવ.
મુજ દિન ઉપર કૃપા કીધી, પધાર્યા ભગવાન;
આ જન્મ સફળ થયો મારો, પવિત્ર કર્યાં મમ ધામ.
હવે આજ્ઞા હોય તમારી, તો કરૂં રાજસુયજ્ઞ;
તમ પ્રતાપે જીતસું, સહુ દેશના રાજંન.
ભક્તવત્સલ બર્દ સ્વામી, પાળો ભક્તનાં લાડ;
દયાનિધિ ભગવાન કહે, એ શી કહો છો વાત.
શેષને બહુ માન દઇને, ઉતાર્યા ભલે ઠામ;
ભક્ષ્યભોજન વિવિધ પેરનાં, હરિ કૃપાયે જાણ.
સર્વને અંન પૂરવી, પછી પોતે લે મહારાજ;
ભોજનની વેળા થઇ, કોઇ ઉઠાડે જમવા કાજ.
તેલ સુગંધી મર્દન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટી પેહેર્યાં શોભે, દામિની ઘનશ્યામ.
અંગુછે કરી અંગ લોહ્યાં, કીધાં શુદ્ધ આચમંન;
રવીને નમસ્કાર કરી પ્રભુ, બેઠા રત્ન આસંન.
બાવનાં ચંદન કેસર, તિલક દ્વાદશ છાપ;
ધ્યાન બ્રહ્મનું ધરી પ્રીતે, બેઠા પાંડવ કૃષ્ણની સાથ.
સુવર્ણ થાળ કંચોળા ચોશઠ, પીરશે કુંતા હેત;
ખાજાં ઘેવર જલેબી, એ આદે વસ્તુ અનેક.
કારેલાં સિંગફળી કોળાં, તુરિયાં વૃંતાક*;
સુરણ કદળી વિવિધ પેરનાં, શું વખાણું પાક.
આદું લીંબુ રાયતાં, કંઇ ભાતનાં એ રાન;
શાક પાક ખટરસ ભોજન, આરોગ્યા ભગવાન.
પ્રસંદ વદને કહ્યું ફોઇને, ભાવતાં એ અંન;
સ્વાદ છે અતિઘણો શું કહું, એમ વિખાણે પરિબ્રહ્મ.
ભોજન કરી હરિ ઉઠયા ભાનુ, પુત્ર પ્રદ્યુમ્ન સંગ;
શીતળ જળ મુખવાસ બીડી, વસ્ત્ર ભૂષણ અંગ.

* રીંગણાં.

રૂકૃમિણી સોલ સહસ્ર સાથે, કીધાં છે ભોજંન;
સહસ્ર સહસ્ર સંગ દાસી સહુને, પહોંતાં છે એ અંન.
પાકશાળામાં હરિ કૃપાયે, ઘટે નહીં અંન ત્યાંય;
અંનપૂર્ણા અંન પૂરી રહ્યાં, પોતે લક્ષ્મી ઘરમાંય.
કુંતા દ્રૌપદી સુભદ્રા જમી, બેઠાં રૂકૃમિણી પાસ;
સતભામા જાંબુવતી યમુના, કરે છે પ્રેમે વાત.
આદરમાન એ રીતે સહુને, દીધાં છે રાજંન;
લક્ષ્મી નારાયણ રહ્યાં જે ઘેર, તેને સાંની ન્યુન.
પાંડવ સાથે સભા મધ્યે, બેઠા છે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય ગાન.
એ રીતે નિત્યે આનંદ ઓચ્છવ, થાય હરિ ચરચાય;
એક દિવસ પ્રભુ પારથ સાથે, મૃગયા કાજ વન જાય.
અર્જુનના સારથી થઇ રથ, હાંકે ગ્રહી હેમરાસ;
ધ્વજાપર હનુમાન રહે, જ્યારે સમરે ત્યારે પાસ.
શ્રોતા મન સંદેહ ભાંગે, કહું કપિની ક્ષાત;
સંક્ષેપે કરી જાણજો, કહી પારથે પ્રભુને વાત.
મુજ સરખો બાણાવળી કો, નહોતો રામની પાસ;
ઠાઠ બાંધી ઉતારત સહુ, સૈન્યા પેલે પાર.
શ્રીકૃષ્ણ કહે તમ સરખા કો નહીં, રામા અવતારે વીર;
જઇ જીતો હનુમાનને, એક રહ્યો છે રણધીર.
જઇ ઠાઠ બાંધી ભાંજી કપિયે, હારે તે કરે સેવ;
અર્જુન હાર્યો જાણ્યું પ્રભુએ, આવ્યા છે તતક્ષેવ.
કો સાક્ષી છે ફરી ઠાઠ બાંધો, મૂક્યું છે વજ્ર હેઠેય;
આકાશ જઇ કપી પડ્યા કૂદી, ભાગી નહીં હાર્યા ત્યાંય.
તે માટે કપિ રહ્યા ધ્વજાપર, કરવું હરિ ઇચ્છાય;
સંગ્રામમાં જઇ કરવી સહાયતા, કરવી ભારથ કથાય.
ધનંજય અવતાર નરનો, કર્યું તપ બહુ કાળ;
એ પુન્યે કરી પામ્યા અર્જુન, સંગ શ્રી ગોપાળ.
બાણાવળીમાં સીમા અર્જુન, ઠાઠ બાંધી ક્રેમ;
એક સહસ્ર લક્ષ કોટી, હરિ કૃપા થઇ એમ.
પારથ સાથે મિત્રાચારજ, કહેવા ગુંજની વાત;
ખાવું પીવું બેસવું હરિને, સુવું શય્યાએ સાથ.
કરે કરી સુતા ખસેડે, ત્યારે ખસે ભગવાન;
અર્જુનનાં એવાં લાડ પાળે, ભક્ત વત્સલ શ્યામ.
ભીષ્મ માટે ચક્ર યુદ્ધમાં, ધર્યું પ્રભુએ હાથ;
પોતાની પોણ ગઈ રાખી, ભક્તની પોણ નાથ.
કો ઋષિ કહે પૃથ્વી મોટાં, પૃથ્વી કહે શેષ કૂર્મ;
કૂર્મ કહે દધિ અગસ્ત્ય મોટા, અગસ્ત્ય કહે ગગન.
ગગન કહે હરિ મોટા, નભને કર્યું એક પદ;
હરિ કહે મોટા ભકત મુજને, રાખે હદિયા મધ્ય.

વળણ.

ભકતને મોટા કર્યા, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર,થયો એકોતેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એક સપ્ત-તિતમોધ્યાયઃ ॥૭૧॥**

---

## અધ્યાય ૭૨ મો.*

**કડવું ૧૮૫ મું-રાગ રામગ્રી.**

વધ્યા પરીક્ષિત સુણો મુનિજંન,હરિગુણ સાંભળવા મુજમંન;
નવાં ચરિત્ર હરિનાં રમ્ય, એ સાંભળતાં તૃપ્ત નહીં મંન.
કહેશો દિવસ રહ્યો છે એક, કયમ સાંભળશો ગુણ અનેક;
જે સાંભળ્યું તે લેખે લાગ્યુ,એ શુક સ્વામી હું તમકને માગું.
જેમ આવ્યા તેમ જાવું શૂન્ય, એ મારે સાંભળ્યા સાથે પૂન્ય;
શુકદેવ કહે સુંણ રાય, તત્વનું તત્વ કહ્યું સુખદાય.
હેમતનયા પ્રેમપાલક, તેના સહોદર સુત વિવેક;
તેના રિપુપત્ની બાંધવ જાણો, નિશદિન ધરિયે તેનું ધ્યાન.

ચાલ.

ધ્યાન ધરો શ્રીકૃષ્ણનું, સદા હરિ રાખો હૃદય;
અનેક શાસ્ત્ર પુરાણ ખોળ્યાં, પણ તત્વ અક્ષર બેય.
ગિરિ કાજળ પાત્ર સિંધુ, લેખણ એ વન[illegible];
પત્ર ઉર્વી લખે સરસ્વતી, તોય ન [illegible] થાગ.
શેષ પાર પામે નહીં, કહ્યું સંક્ષેપે રાજંન;
સભા સહિત પરધાન સંગે, બેઠા છે શ્રીધર્મ.
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, સંગે શ્રીભગવાન;
ભીમ અર્જુન નિકુળ સહદેવ, કહિયે સર્વે સાવધાન.
પ્રદ્યુમ્ન સાંબકુમાર ભાનૂ, અવર બીજા રાય;
વર્ણ ચારે સભા મધ્યે, થાયે રામ કથાય.
શત કોટી શ્લોક શિવજીયે, વહેંચ્યા ત્રણ ભોવંન;
માર્કંડેયઋષિ કહે ધર્મ આગળ, સાંભળો હરિજંન.
આનંદ ઓચ્છવ સદા મંગળ, થાય રાગ ને રંગ;
સભામાંહે હરિ વિરાજે, જેમ તારામાં શોભે ચંદ્ર.

---

* આ બોતેરમા અધ્યાયમાં યુધિષ્ઠિર રાજાએ પોતાના કાર્યનું નિવેદન કરતાં ભગવાને જરાસંધને જીતી લેવો કઠિણ જાણી, તેને ભિમના હાથથી મરાવ્યો તે કથા છે.

એવા આનંદમાં વિચાર્યું, પ્રથમ કહું કોને વાત;
વૃદ્ધ કહેશે પૂછ્યું નહીં, પણ એથી શુંયેજ થાય.
વિનવ્યા ભગવાનને રાયે, સ્તુતિ ઘણી કરી ત્યાંય;
રાજસૂય યજ્ઞ કરવા, ઇચ્છા થઇ મનમાંય.
ગુરુપત્નિને પુત્ર આપ્યો, પૂર્યો મનોરથ નાથ;
તેમ મનોરથ પુરીએ, ભક્તની પહોંચે આશ.
પૃથ્વી જીતી યજ્ઞ એ, તમ કૃપા હોય ત્યારે થાય;
સહાયકારી તમ સરખા માંયે, કહિયે યાદવરાય.
વચન રાયનાં સાંભળી, પછે બોલ્યા પ્રાણજીવન;
તમે કહ્યું તે સત્ય સત્યજ, વિચારી જુઓ મન.
અહંકારી પેહેલાં દુર્યોધન, એ દુર્જય કેમ જીતાય;
જરાસંધ શિશુપાળ આદ્દ, મહાબળીયા વિખ્યાત.
તમો કહ્યું તે સત્ય સ્વામી, વધ્યા રાય વચંન;
શ્રીમુખે કરી કહો ત્યારે, જીતિયે રાજંન.
વચન રાયનું સાંભળી, ઘણું પ્રસંન થયા યદુરાય;
ચારે ભાઇ પ્રત્યે મુખે કહ્યું, જીતો ચારે દિશાય.
પેહેલાં અર્જુન ગયા વનમાં, તપ કરવાને કાજ;
ઈંદ્ર શિવને પ્રસંન કરી ઘેર, આવ્યા પારથ રાજ.
વળી ભગવાને તેજ મૂકયું, વિજય કોઇયે ન જીતાય;
બાણાવળીમાં શિરે અર્જુન, ગદા યુદ્ધ ભીમરાય.
થઇ આજ્ઞા ભગવાનની, તવ ઉઠયા ચારે શૂર;
પ્રણામ કરીને થયા તત્પર, વાગ્યાં બહુ રણતૂર.
ઘણું સૈન્ય સાથે આપ્યું રાયે, શીખ લેઇ તવ જાય;
ઉત્તર દિશા અર્જુન ગયા, ભીમ પૂર્વ દિશાય.
સહદેવને દક્ષિણ દિશા, નકુળ પશ્ચિમ દેશ;
ચારે દિશાના ભૂપ સર્વે, જીત્યા જઇને નરેશ.
ઉત્તર દિશા રહે મયૂરધ્વજ રાજા, કર્યો તેણે યજ્ઞ;
ગજશુંડાકારે ઘૃત ત્યાં થયું, અગ્નિને અજીર્ણ.
પિંડરોગી થઇ આવ્યો હરી કને, રાખો દુઃખથી શ્યામ;
દેખીને હરિ દયાળે, ઉપકારનું કરાવ્યું કામ.
જીવન મૂળ ઔષધી આપી, માર્યું ખાંડવ વંન;
તેણે કરી દિવ્ય દેહ ધરી અગ્નિ, ગયા થઇને પ્રસન્ન.
લક્ષ લક્ષ થાય બ્રહ્મ ભોજન, તેને વિવિધપેરનાં અન્ન;
સુવર્ણ પાત્રે જમે સર્વે, જૂઠાં નાખી દે રાજંન.
યજ્ઞ અંતે વિપ્રને, ઉંચલાય તેટલાં દ્રવ્ય;
ભાર ઘણો થયે નાખ્યું વાટે, તે લાવ્યા અર્જુન સર્વ.
પૃથ્વી ઉપર પડયું દ્રવ્ય સહુ, તે રાયનું વેદવાત;
એ રીતે જીતી દ્રવ્ય લેઇને, આવ્યા ચારે ભ્રાત.

યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને, આવી કર્યો પ્રણામ;
ભીમસેન કહે જરાસંધ વિના, જીત્યા સહુ રાજાન.
શ્રીકૃષ્ણ કહે એને જીત્યા વિના, જુઓ યજ્ઞ કેમ થાય;
યુધિષ્ઠિર કરે વિનતી, એ તમ થકી જીતાય.
વિચાર્યું પ્રભુએ સહી, એને શિવનું છે વરદાન;
શસ્ત્રે અસ્ત્રે મરે નહીં, હવે કરવું શું એ ઠામ.
યુધિષ્ઠિર એવું સાંભળીને, વધ્યા મુખથી વાણ;
એમ કરતાં તમને શ્રમ થાય તે, ક્ષમા કરો ભગવાન.
સૈન્ય લઇને જઇયે પણ ત્યાં, સૈન્યે નહીં જીતાય;
વિપ્રનો અમો વેષ લેઇને, જઇયે તો વશ થાય.
ભીમ અર્જુન સંગ લેઇને, સોંડયા યાદવરાય;
ક્ષત્રી વેશ તજી કરી, ધર્યો વિપ્રવેશ એ કાજ.
ધોતિયાં કટી પેહેરિયાં, મસ્તક શ્વેત કહિયે પાઘ;
શ્રીરામ નામની છાપ એવા, વસ્ત્ર બાંધે સાર.
તિલક કેસર ધર્યાં અંગે, સુવર્ણની જપમાળ;
એક મુખી રૂદ્રાક્ષ કંઠે, બ્રહ્મ તેજ વિશાળ.
એ રીતે પ્રભુ રાજ સભામાં, જઇ પહોંતા ત્યાં નાથ;
જરાસંધને દ્વારે આવ્યા, ભીમ અર્જુન સાથ.
ભોજનની વેળા થઇ, તેડયા વિપ્ર જમવા કાજ;
તે સમે ભિક્ષાંન દેહી કરીને, ઉભા શ્રીમહારાજ.
અગ્નિ હોત્ર પૂજા કરી, મુહૂર્ત માત્ર જુએ છે વાટ;
કો યાચક આવે તેને આપું, એવે શબ્દ સાંભળ્યો રાય.
શું માગો છો એમ કહ્યું ત્યારે, વધ્યા મધુસુદંન;
જે માગું તે આપશો, ઉદાર તમો રાજંન.
તમારો યશ સાંભળી, અમો આવ્યા છું મહારાજ;
મનના મનોરથ પહોંચશે, તમ થકી સરશે કાજ.
આપવા સરખું હોશે તમને, આપશું કહે રાય;
તમો કહેશો પુત્ર કે સ્ત્રી, તે કેમ આપ્યાં જાય.
વિપ્ર કહે તમો સત્ય કહો છો, સાંભળો મુજ વાત;
સત્યવાદી ચુકે નહીં, તે આપે છે ભલી ભાત.
હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી, સત મૂકયાં નહીં મન દ્રઢ;
એ ઇતિહાસ પુરાતન કહ્યો, સંક્ષેપે રાજંન.
વિશ્વામિત્ર વસિષ્ઠ બેઉને, માંહોમાંય થયો વાદ;
તે માટે યજમાન સાથે, બેટે એ સંવાદ.
ઈંદ્ર સભામાં વસિષ્ઠ ઋષિયે, કર્યું રાયનું વખાણ;
સત્યવાદી હરિશ્ચંદ્ર સરખા, હવા ન હશે રાણ.
વિશ્વામિત્ર કહે તો ખરો, હું ચુકવું સત કાજ;
વરાહ રૂપે જઈ વાડી ઉખાડી, એ જાણી રાયે વાત.

તતક્ષણ આવીને વાડી ઘેરી, સૈન્યને કહે રાય;
આ કુક્કર જાશે જેની આગળથી, તેને કરૂં શિક્ષાય.
વિચાર્યું મનમાં સહી, વૃથા રંક મારયો જાય;
એના અશ્વ આગળથી નાઠો, દોડયા હરિશ્ચંદ્રરાય.
એ રૂપ તજીને વિપ્ર થયા, કર્યું તીર્થ માયા સ્થાન;
હરિશ્ચંદ્રરાયે સ્નાન કરી ત્યાં, આપ્યાં સર્વસ્વ દાન.
ગજ રથ અશ્વ ભંડાર આપ્યાં, વિચાર્યું નહીં મંન;
વિશ્વામિત્રે માયાયે કરી, હરી લીધૂં ધંન.
તોહે રણ માથે રહ્યું છે, સવાભાર સુવર્ણ;
તે કાજે પરગામ સીસું, વેચાયાં જણ ત્રણ.
મંદિર તજી રાય નીસર્યા, રોહીદાસ તારા સંગ;
નગ્ર પોળ મૂકીને, રાજા ચાલ્યા મારગ પંથ.
સ્મરણ કર્યું શ્રી સારંગધરનું, હરિ ચર્ણસું મન;
વિશ્વામિત્ર જાયે છે પુઠે, લેવાને સ્વસુવર્ણ.
સુવર્ણનું શું કામ પડયું છે, જોવા રાયનું સત્ય;
અનેક પ્રકારે કરે માયા, પણ મૂકે નહીં કો ગત્ય.
ઉષ્ણકાળ ઘણી તૃષા લાગી, પરબની થઇ ભેટ;
આપ્યા વિના કેમ જળ લીયે, જુઓ ત્રણેનું ચિત્ત એક.
શિવની તે રાજધાનીમાં જઇ, ઉભાં ચૌટે ચોક;
મસ્તક તૃણનો પુળો દેખી, મૂલ કરે છે લોક.
અર્ધ ભારે સ્ત્રીને રાખી, વિપ્રે ટેલને કાજ;
પાય ભારે રોહીદાસ રાખ્યો, રહ્યા હરિશ્ચંદ્ર રાજ.
કોઇ લીયે નહીં પછી પુર મધ્યે ત્યાં, રહ્યા કાશી માંય;
મણીકર્ણિકાના ઘાટ ઉપર, મંડપ હતો તેને ત્યાંય.
કો મરે તેને કાષ્ટ* આપે, રાખ્યા છે એ કામ;
ઋષિનું ઋણ† આપ્યું તોયે, પૂંઠ ન મૂકે નિદાન.
રોહીદાસને વિપ્રે મોકલ્યા, લેવા પુષ્પ વાડીમાંય;
સર્પે ખાધો આવી માતા, વિલાપ કરતા ત્યાંય.
તેની પાસે બેઠા જઇ, આવ્યું કલંક મિથ્યા ભાસ;
લોક કહે એણે ખાધો, મારવા લેઇ ગયા દ્રુમ પાસ.
તેણે આપી આજ્ઞા સેવકને, એને કરો તમે ઠાર;
સ્ત્રીને દેખી શું કરે, એ કરવું સ્વામી અસાર.
હવે સમરો હોય તેને, આવે અવઘડ કામ;
હરિ વિના રાખે નહીં કો, દયાનિધિ ગુણધામ.
એમ કહીને ઉઠયા તતક્ષણ, ખડ્ગ લેઇને હાથ;
તારા કહે હરિશ્ચંદ્ર કહો હરિ, સમરૂં છું હે નાથ.

* લાકડાં † કરજ.

અવર હું જાણતી નથી, કહેતાં ઉગામ્યો તેણે ઘાય;
ચતુર્ભુજ આવી હાથ ઝાલ્યો, ધન્ય હરિશ્ચંદ્ર રાય.
માગ માગ પ્રસંન થયો છું, તારી ભક્તિ દ્રઢ કહે શ્યામ;
રાય કહે હવે શરણે રાખો, નગર સહિત નિજ ધામ*.
નગર અયોધ્યા સહિત ત્રણે, ગયાં તે બેસી વિમાન;
ભક્તને હરિ લેઇ ગયા છે, વાજતે મધુર નીશાન.
પૃથ્વી જીતી યજ્ઞ કીધા, રાજસૂય રઘુરાયે;
વિપ્રને બહુ દાન આપ્યાં, ના ન કહે ચિત્ત માંયે.
સર્વસ્વ† આપી રહ્યા ઉભા, આવ્યો વિદ્યાર્થી રાજ;
ચૌદ કોટી સોનૈયા, તેણે માગ્યા ગુરુને કાજ.
વિચાર્યું જઇ કુબેરને, જીતી લાવું બહુ દ્રવ્ય;
પ્રતાપ જાણી તેણે મોકલ્યા, રાયે આપ્યા વિપ્રને સર્વે.
દધીચી ઋષિએ અસ્થિ‡ આપ્યાં, દેવતણા ઉપકાર;
કો પ્રાણથી વહાલું નહીં, જુઓ એવા એ ઉદાર.
રંતી દેવ ચાલીશ દિવસે, પારણું કરે ધન્ય;
પોતે સ્ત્રી પુત્ર વહુ સાથે, ભોજન તત્પર અંન.
તે સમે ક્ષુધાર્થી એક, આવ્યો યાચક રંક;
તે અંન સર્વે આપ્યું તેને, ચારેનું મન નિઃશંક.
એ પુન્યે કરી દર્શન પોતે, ચતુરર્ભુજ ભગવાન;
કુટુંબ સાથે ગયાં સ્વર્ગે, બેસી દિવ્ય વિમાન.
બળીરાય પાસે ભૂમિ માગી, વિપ્રે પગલાં ત્રણ;
શુક્રાચાર્યે ના કહી, સત ચુકયા નહીં રાજંન.
દયાનિધિ ભગવાન તેને, પ્રસંન થયા કહે ધન્ય;
સુતળનું§ આપ્યું રાજ તેને, દ્વારે રહ્યા શ્રી પરિબ્રહ્મ.
કર્ણ ત્યાગી બલી રઘુ એ, ત્યાગી જીમૂતવાહન‖;
હરિશ્ચંદ્ર સરખા નહીં ત્યાગી, હવા ન હોશે પ્રમાણ.
અદ્યાપિ એ કીર્તિ જગમાં, રહે છે યશ નામ;
તે માટે નાશવંત કાયા એ, સાધન કરો સાવધાન.
કૃમિ વિષ્ટા ભસ્મ દેહના, પ્રકાર ત્રણ સુહાય;
સુકૃત હોય તે આવે સંગે, જુઓ વિચારી રાય.
વચન વિપ્રનાં સાંભળીને ઉઠયા, આવ્યા છે રાજદ્વાર;
જરાસંધે ઓળખ્યા, તમો વિપ્ર નહીં નિરધાર.
ક્ષત્રી વેશ તજી કરી, તમો ધર્યો વિપ્રનો વેશ;
ધનુષના શુભ છેક અંગુલીએ, દીસો પરમ નરેશ.
વિપ્ર નહીં તમો યાદવના તંન, ઓળખ્યા રૂડી પેર;
આ તો અર્જુન ભીમ છે, એ મશે આવ્યા મારે ઘેર.

* ધામ. † સઘળું. ‡ હાડકાં. § પાતાળ. ‖ ઇંદ્ર.

શું માગો છો આપું તમને, વધ્યા રાય વચંન;
પ્રાણ માગે તો આપું આ વેળા, એ ધર્મ મારો જંન.
વિપ્ર કહે અમો યુદ્ધ માગું, અવર નહીં કાંઇ કામ;
જરાસંધ કહે યુદ્ધ માટે, કરવો આવડો શ્રમ.
વિપ્ર કહે તમે મહા બળિયા, તે માટે ધર્યો વેષ;
મોટા મોટા ભૂપ જીતી, લાવ્યા અહિં નરેશ.
લાવીને વળી દુઃખ દેવા, તેને ઘાલ્યા છે ગુફા માંહીં;
એવું તમને ઘટે નહીં, કહેવા આવ્યા છીએ અમો આંહીં.
તે માટે એને મૂકી દ્યો, નહીંતર યુદ્ધ માટ થાઓ સજ્જ;
વચન વિપ્રનાં સાંભળી, વધ્યો મુખથી રાજેંદ્ર.
એ મુજને આવી મળ્યા નહીં, કેમ મૂકું યુદ્ધ કરૂં અન્યાય;
તમ સાથે હું નહીં વઢું, તમો નહાસો છો યાદવરાય.
સંગ્રામમાં નહાસવું નહીં, એ ક્ષત્રી કેરો ધર્મ;
અઢારમી વાર નાઠા હતા, જુઓ વિચારી મર્મ.
અર્જુન તો બાણાવળી, ગદા યુદ્ધ શું જાણે મર્મ;
એ જુઓ ને હું જુઓ, એ કહિયે યુદ્ધ અધર્મ.
કાંઇએક ભીમસેન ઠરે મુજસું, તમારૂં નહીં કામ;
બોલશો મા તમે વચ્ચે આવી, ભીમ થાઓ સાવધાન.
એમ કહી આજ્ઞા આપી, સેવકને તતક્ષણ;
ગદા બે આણી મૂકી આગળ, ગમે તે લ્યો મંન.
ભીમસેને જોઇ લીધી, ગદા લોહ પ્રચંડ;
જરાસંધ તવ થયા શીઘ્રે, યુદ્ધ કાજ બળવંત.
શ્રી કૃષ્ણ કહે ચાલો બહાર જઇએ, સરખે સરખા મલ્લ;
પડછંડે ઘર પડે અહિંયાં, માન્યું રાયનું દલ.
વિપ્રને આજ્ઞા આપી ત્યાં, કરો તમો ભોજંન;
એમ કહીને બહાર આવ્યા, નગ્ર તજી રાજંન.
મંડળ કરીને રહ્યા ઉભા, મલ્લવિદ્યાની રીત;
તે મલ્લ યુદ્ધ જોવા કારણે, થઇ દાનવ માનવ ભીડ.
મસ્તક કેશ અંબોડા વાળો, ઉલટયા દધી નીર;
સ્કંધ્ર જંઘા આસ્ફોટન*, કરે છે બેહુ વીર.
શ્રીકૃષ્ણ કહે ભીમસેનને, મન મૂકી કરો સંગ્રામ;
કશી કાછ બેહુ થયા તત્પર, ગદા લેઇ સાવધાન.
પોતાનું અંગ ચકુવીને, મારે છે જોઇ સ્વાર્થ;
એક એકને ગાંજે નહીં, મલ્લ વિદ્યામાં સમર્થ.
પરસ્પર સમાન બેહુએ, યુદ્ધ અતિ ઘણું થાય;
ગદા ભાંગી ચૂર્ણ થઇ પણ, વાગે નહીં અંગ ઘાય.

* સાથળ ઠોકવા.

સ્કંધે સ્કંધજ આફળે, આવી વળગે બેહુ રાજંન;
ધબડકે ત્યાં ધરા ધ્રુજે, ઉડે બેહુ ગગંન.
ગડબડતા જાય તળે ઉપર, વળી બેઠા થાય;
ઉદરમાં મસ્તક મારે જઇને, મલ યુદ્ધ કહેવાય.
પદપ્રહાર* ગદા મુષ્ટિ કોણી, એમ વઢે છે રાજંન;
સંધ્યાકાળે ઘેર આવી, કરે છે ભોજંન.
રાતે વાસે સુવું ઘરમાં, દિવસે કરવું યુદ્ધ;
જરાસંધનું બળ દેખી, ભીમતણી ગઈ શુદ્ધ.
એ રીતે યુદ્ધ કરતાં વીત્યા, દિવસો સત્તાવીશ;
ભીમે આવી કહ્યું રાત્રે, પોહોડયા જ્યાં જગદીશ†.
પગ તલાસી‡ નિદ્રામાંથી, જગાડયા પરિબ્રહ્મ;
તમો કહેશો કહ્યું નહીં, હું કહેવા આવ્યો એમ.
જરાસંધના મારથી, થયું શિથળ વિખળ શરીર;
તે માટે યુદ્ધ નહીં કરૂં હવે, જાણજો જગદીશ.
મલ્લ વિદ્યામાં પ્રવિણ એ છે, જરાસંધ બળવાન;
મનમાં પ્રભુએ જાણીયું, ગયું ભીમનું અભિમાન.
શ્રીકૃષ્ણ કહે જરાસંધનું, આવ્યું મૃત્યુ રહ્યો દીન એક;
તે માટે હવે પુરો યશ લ્યો, ટાળો મન ઉદ્વેગ§.
હારો ત્યારે મુજ સામું જોજો, કરજો હું કહું તેમ
ત્યારે તેને જીતશો, એમાં નહીં કાંઇ શ્રમ.
ત્યાં થકી ભીમ ઠામ આવી, સુતા છે સુખાસન;
પ્રાત થયો ખટકર્મ કરીને, ચાલ્યા મન પ્રસંન.
બહાર આવી યુદ્ધ કરે છે, મલ્લવિદ્યા ભરપૂર;
શ્રીકૃષ્ણ અર્જુન ત્યાં જુએ, ભાંગી અંગ થાય ચૂર.
પગ ધરી ભીમને નાંખ્યો હેઠો, ભૂમિ પર ધ્રુજે ધર્ણ;
ભીમસેને જાણિયું, હવે આવ્યું મારૂં મર્ણ.
શ્રીકૃષ્ણ સામું જોયું ત્યારે, જાણ્યું પ્રભુએ મંન;
ઇસારો કરી કહ્યું પ્રભુએ તેમ, ભીમે પછાડયો રાજંન.
લેઈ ભૂમી સાથે અફાળ્યો, ઉપર મૂક્યો પાગ;
એક પગ કરથી ગ્રહી, ભીમે ચીરી કર્યા બે ભાગ.
જેમ નાંખે તેમ પાછાં આવી, ફરી અંગ સંધાય;
ચીરી દેખાડી સોટી પ્રભુએ, ત્યારે પડી એ કાય.
અવળી સવળી ફાડી નાંખી, વચ્ચે કર્યું શિવલિંગ;
ફરી અંગ સંધાય નહીં, પછે તજી દેહ થયો ભંગ.
પ્રસવતાં બે ફાડ થઈ, માંએ નાંખી દીધી નકામ;
જરા રાક્ષસીએ સાંધ્યા માટે, જરાસંધ પડયું નામ.

* પગનો માર. † કૃષ્ણ. ‡ ચાંપી. § ખેદ.

જુઓ યશ મહિમા એણે, જીત્યા છે બહુ રાય;
ભાગ્ય પુરૂષનું ફળે નહીં, જે લખ્યું વિધિએ થાય.
તપ કરી શિવ પાસે માગ્યું, મરૂં નહીં વરદાન;
ગદા યુદ્ધમાં મર્મ જોઇને, શિવ કહે ભીમ કાઢશે માણ.
અવર કોઇ જીતે નહીં, એ જાણજો કહ્યું વચંન;
વર આપી શિવ ગયા સ્થાનક, હવું મન પ્રસંન.
તે માટે યશ આવ્યો ભીમને, સુણો શ્રોતાજંન;
કરતા હરતા શ્રીકૃષ્ણજી, એ નિમિત્ત માત્ર છે ધન્ય.
નગરનાં બહુ લોક જોવા, મળ્યાં છે તેણે ઠામ;
હાહાકાર પુરમાં થયો, ભેટ્યા ભીમ ને ગોવિંદ રામ.
ઘાય પડ્યા ભીમને વાંસે, ફેરવ્યો ભુજ શ્યામ;
સહદેવ આવી નમ્યા ચરણે, વાગ્યાં જીત નીશાન.
જેવાના તેવા થયા, હવે આજ્ઞા મમ દેવ;
સ્તુતિ કરી સહદેવે પ્રભુની ઘણી, ત્યારે પ્રસન્ન થયા તતક્ષેવ.
ભગવાન કહે તમો પિતાને, દાહ કરો એ વાત;
આજ્ઞા મસ્તક ધરીને, આવ્યા જ્યાં પડ્યા હતા નિજતાત.
તાત તાત કરી રોયા સહદેવ, ઉઠો તમે શૂર સોમ;
ઘર તજી કેમ બહાર આવી, સુતા છો રણ ભોમ.
શ્રીકૃષ્ણ અર્જુન આવ્યા, તમને કહેતાને હો બાપ;
તેનું કહ્યું માન્યું નહીં, એમ કહી કરે વિલાપ.
સમજાવે શ્રીકૃષ્ણ અર્જુન, મળ્યા લોક અનંત;
દાહ સ્નાન કરી ઘેર આવ્યા, પછે છોડાવ્યા રાજેંદ્ર.
કૃપા કરી સહદેવ આવ્યા, નમ્યા પ્રભુને ચર્ણ;
માગધનું એને રાજ આપ્યું, ત્રુઠા અશરણશર્ણ.

વળણ.

ત્રુઠા અશરણશર્ણ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો બોતેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વિસપ્તતિતમોધ્યાયઃ ॥૭૨॥**

---

## અધ્યાય ૭૩ મો.*

**કડવું ૧૮૬ મું-રાગ રામગ્રી.**

શુકજી બોલ્યા સુણ રાજંનજી,હરિગુણ ગાતાં શુદ્ધ થાય મંનજી.

**ચાલ.**

ગાતાં સુણતાં પવિત્ર થાયે, સાંભળ પરીક્ષિત રાય;
ગુફાદ્વારે આવીને ઉભા, પોતે શ્રી મહારાજ.
સહદેવે આણી મૂકયાં આસન, રત્ન મણિમય જડાવ;
શ્રી કૃષ્ણ અર્જુન ભીમ જોવા, બેઠા છે ઘણો ભાવ.
લઈ આજ્ઞા સહદેવને, જઇ ઊઘાડયાં તે દ્વાર;
વીશ સહસ્ર ને આઠસેં, રાય નીસરિયા છે બહાર.
નખ મોટા વસ્ત્ર જીરણ, દેખીને કહે પ્રભુ ધન્ય;
ઘણા દિવસ જરાસંધે રાખ્યા, બંધન મહા રાજંન.
ભક્ત મારા કષ્ટ પામ્યા, દયાનિધિ કહે શ્યામ;
ચતુર્ભુજ થઇ દર્શન આપ્યાં, સર્વે રાયને ભગવાન.
શંખ ચક્ર ગદા પદ્મ પોતે, ધર્યાં આયુધ પુંજ†;
મુગટ કુંડળ રૂપ સુંદર, તેજના બહુ પુંજ.
દેખીને રાય નમ્યા આવી, સ્તુતિ ઘણી કરી ત્યાંહી;
અમ પતિતને દર્શન દેવા, આવ્યા છો પ્રભુ આંહી.
સૃજો પાલો સંહારો‡ છો, તમને કહિયે પુરૂષ પુરાણ;
આદિ અંત્ય ને મધ્ય, તમ વિના અવર નહીં કો શ્યામ.
યોગેશ્વરને દર્શન દુર્લભ, તે અમને અવિનાશ;
જરાસંધનું ભલું થાઓ, છુટા અમો ભવપાશ.
ઘણા દિવસ દુઃખ ભોગવ્યાં, તે ગયાં સર્વે આજ;
અમ માટે તમને શ્રમ§ થયો, તે ક્ષમા કરો મહારાજ.
વિપ્રનો તમો વેશ લેઇને, આવ્યા છો આ ઠાર;
ભક્તવત્સલ બિરદશાલી‖, કહાવો દેવ મોરાર.
જરાસંધે રાખ્યા બંધનમાં તો, જ્ઞાન થયું અમ કાજ;
ભક્તિ થઇ તમ દર્શન પામ્યા, એ મિસે યદુરાજ.
નહિંતર અમો છૂટત નહીં, એ બંધનથી નીરધાર;
કાંઇ સુકૃત પુણ્ય કર્યાં હશે, તમો મળ્યા દેવ મોરાર.
આવાગમનનો ફેરો અમને, ટળ્યો શ્રી મહારાજ;
રાજ્યમદે કરી પડવું સ્વામી, ભલું થયું એ કાજ.

---

* આ ત્રોતેરમા અધ્યાયમાં રાજાઓને છોડાવી તેઓને ઘટતી રીતે તેના દેશમાં મોકલી શ્રીકૃષ્ણ પાછા ઇંદ્રપ્રસ્થ પધાર્યા તે કથા છે. † સમૂહ. ‡ મારો. § મહેનત. ‖ પ્રતિજ્ઞાવાળા.

જુઠી દેહ તેને સાચી કરીને, માને છે મૂઢ જંન;
તમને જેણે નહીં ઓળખ્યા, તે પડે ભવ બંધંન.
એમ સ્તુતિ કરી કર જોડી ઉભા, વિનય કરી સહુ રાજ;
આજ જન્મ થયો અમારો, સર્યાં સર્વે કાજ.
શ્રી કૃષ્ણ કહે ભવ બંધનથી, કેમ છુટશો સહુ રાય;
કીધાં કર્મ તે ભોગવો, એ શું ગજે પડયાની વાત.
રાય કહે તમ દર્શનથી, ગયાં પાતક સઘળાં એહ;
હવે જન્મ મરણ નહીં, એમાં નવ સંદેહ
સાંભળી હરિ વદ્યા વાણી, જાઓ પોતાને દેશ;
ગૃહ કુટુંબ પરિવારને જઇ, મળો વેહેલા નરેશ.
આજ્ઞા સર્વે મસ્તક ધરો, એમ બોલ્યા યદુરાય;

**રાજાના ઉવાચ:–**

રાજ્ય અમો નહીં કરૂં સ્વામી, રાજ્યથી મદ થાય.
ભક્તિ તમારી રહેજો હૃદયે, ચરણ કમળનું ધ્યાન;
જેણે કરીને ભવદુસ્તર તરીને, પામીએ શ્રી ભગવાન.
શ્રી કૃષ્ણ કહે તમો રાજ કરો જઇ, તમને મદ નહીં થાય;
અંત્ય સમે મારૂં સ્મર્ણ કરજો, પામશો પદ રાય.
રાજ્ય મદ કરી વઢે ભાંજે, માંહોમાંહા જઇ ગામ;
હું મોટો એ કનિષ્ઠ એમ કહે, ભમે ભૂતળ માંય.
અહંકારે કરી પડયા એવા, કહું તમને રાજ;
જમદગ્નિએ પરોણા રાખ્યા, સહસ્રાર્જુન કાજ.
સહુ સૈન્ય સાથે ઇચ્છા ભોજન, નાના વિધ પકવાંન;
તેડયાં સ્વર્ગથી કામ ધેનુ, તેણે પૂર્ણ કર્યાં મન કામ.
જે જોઇયે તે સર્વે પૂરણ, ઘટે નહીં કો વસ્ત;
દેખીને તવ વિસ્મે પામ્યા, ફરી રાયની મત્ત.
જમદગ્નિને કહ્યું રાયે, આપો એ કામધેન;
ઋષિના કહેતાં લેઇ ગયા, ત્યાંથી નીસર્યું બહુ સૈન્ય.
શૃંગમાંથી સિંધી નીસર્યા, મુખેથી મુલતાન;
ખુરથી ખુરાસાની પુંઠેથી પારસી, રોમથી રૂમસાન.
યુદ્ધ કરીને નસાડયા, સહસ્રાર્જુન રાજ;
કામ ધેનુ સ્વર્ગે ગયાં, પછી માંહોમાંહિ થઇ રાઢ*.
તેને શાની ખોટ છે, રાજ્યમદે થઇ મતિમંદ;
પર્શુરામે હણ્યા ક્ષત્રી, ફેડયો રાયનો ફંદ.
નહુષ રાજા ઈંદ્ર પદવી, ભોગવે બળવાન;
ઈંદ્રાણી સું ભોગ કરવા, મતિ થઇ કહું માન.

ઈંદ્રાણીયે કહ્યું ગુરૂને, તેણે કહ્યો એ દાવ;
જે પર કોઇ બેઠું નહીં, તે વાહન પર બેસી આવ.
આવીને એમ કહ્યું ત્યારે, હરખ્યું રાયનું મંન;
વિચાર્યું કોનું વાહન નહીં એ, વિપ્ર ધર્યા મુનિજંન.
સુખાસન પર બેસી વેહેલો, જાય કરવા ભોગ;
સર્પ થયા ઋષિ શ્રાપથી, જઇ પડયા અજગર ભોમ.
વેન રાજાએ કહ્યું વિપ્રને, ભજો ગ્રહો મુજ નામ;
હું પ્રજા પતિ હુંજ સ્વામી, અવર નહીં કો જાણ.
ઋષિ શ્રાપે ભસ્મ થયા છે, ગર્વ કરી મતિમંદ;
રાવણ સીતા હરી ગયો, જુઓ એવા એ મદ અંધ.
પરનારી પ્રત્યક્ષ કહિયે, વિષ હળાહળ અંગ;
રાવણનાં મસ્તક ગયાં તે, પરનારીને સંગ.
મદ કરી એ પડયા રાજા, જુઓ વિચારી મંન;
તમને મદ મત્સર નહીં, મુજ કૃપાએ રાજંન.
તે માટે પરિવારને જઇ, વેહેલા મળો કરો રાજ;
પાંડવના તમે યજ્ઞ મધ્યે, આવજો સરે કાજ.
વચન પ્રભુનાં ધરી મસ્તક, થયા તત્પર રાય;
સહદેવે તેડી પરોણા રાખ્યા, કર્યો આદરભાવ.
નાઇ તેડાવી નખ ઉતરાવ્યા, સ્નાન એ ખટકર્મ;
ભોજન નાનાવિધ તણાં, જળપાન એ રાજંન.
મુગટ કુંડળ વસ્ત્રાભૂષણ, રથ સાજ સહીત;
આપીને તવ વિદાય કીધા, સહદેવે ભલી રીત.
પ્રણામ હરિને કરી ત્યાંથી, ગયા દેશ રાજંન;
પરિવારને સહુ મળ્યા આવી, ગાય હરિયશ ધન્ય.
શ્રીકૃષ્ણ અર્જુન ભીમની, ભલી પૂજા કીધી રાય;
વસ્ત્રાભૂષણ આપી સહદેવ, નમ્યા હરિને પાય.
સેવા ચોર હું છું સ્વામી તે, ક્ષમા કરો અપરાધ;
પ્રસંન થયા હરિ વદે વાણી, હવે કરો સુખે રાજ.
સહદેવે રથ સજ કરાવી, મંગાવ્યો તે ઠામ;
સૈન્ય આપી વિદાય કીધા, ગયા શ્રી ભગવાન.
પાંચજન્ય જઇ શંખ વજાડયો, શ્રીમુખે કરી ધન્ય;
ધર્મ રાયે જાણિયું, જીતી આવ્યા શ્રી પરિબ્રહ્મ.
ઈંદ્રપ્રસ્થમાં જઇ પહોંચ્યા, વાગ્યાં જીત નિશાન;
યુધિષ્ઠિરને મળ્યા આવી, ભીમ અર્જુન શ્યામ.
સમાચાર મળી કહ્યા તતક્ષણ, રાયને ભગવાન;
જુઓ પરાક્રમ ભીમનું, માર્યો જરાસંધ બળવાન.
વીશ સહસ્ર ને આઠસેં, સર્વ છોડાવ્યા રાજંન;
સાંભળી રાય યુધિષ્ઠિર, ઘણું હરખ પામ્યા મંન.

---

* રાડ.

સ્તુતિ કરી પ્રભુની ઘણી, તમો પુર્યાં મનનાં કામ;
મુજ કરતાં તમને શ્રમ થયો, તે ક્ષમા કરો ભગવાન.
બ્રાહ્મણનો તમો વેશ લઇને, ગયા શ્રી મહારાજ;
યાચક થઇને માગ્યું દ્વારે, ગણી નહીં તમે લાજ.
ક્ષત્રી તો યાચે નહીં, પણ યાચવું પડયું શ્યામ;
કષ્ટ પડે જ્યારે ભક્તને, ત્યારે કરો એવાં કામ.
દેવ કાજે સ્ત્રી થયા છો, ધર્યું સુંદર સ્વરૂપ;
ભક્તવત્સલ બિરદશાળી, કહિયે વૈકુંઠ ભૂપ.

વળણ.

કહિયે વૈકુંઠ ભૂપરે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ત્રોતેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ત્રિસપ્તતિતમોઽધ્યાયઃ ॥૭૩॥**

## અધ્યાય ૭૪ મો.*

**કડવું ૧૮૭ મું-રાગ રામગ્રી.**

કહે પરીક્ષિતને શુક યોગી, સાંભળ રાય હરિરસ ભોગી;†
રાખો વિષ્ણુ ચરણસું મન, જેથી ટળે ચોર્યાસી ભ્રમણ.

ચાલ.

લક્ષ ચોર્યાશી ટળે ફેરા, સાંભળો પરીક્ષિત ભૂપ;
યુધિષ્ઠિર કહે યજ્ઞ કરૂં, હોય આજ્ઞા બ્રહ્મ સ્વરૂપ.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, ત્યારે પ્રસંન થયા ભગવાન;
થઇ આજ્ઞા રાય યુધિષ્ઠિરને, કરો યજ્ઞનાં કામ.
દેશ દેશ પત્રજ મોકલ્યા, આવી મળ્યા સહુ રાય;
સહસ્ર અઠયાસી મળ્યા ઋષિ, ત્યાં યજ્ઞ આરંભ થાય.
વસિષ્ઠ ને વામદેવ અત્રિ, કશ્યપ આદિ ત્રીશ;
વર્યા બ્રાહ્મણ મોટા મોટા, જાણે યજ્ઞની રીત.
સુવર્ણ હળે કરી ભોમ શોધી, રચ્યા મંડપ વિશાળ;
અગ્નિકુંડ તો પંચ કીધા, ઋષિજીએ તતકાળ.
સામગ્રી સહુ કરી તત્પર, વિવિધ પેરની રમ્ય;
યજ્ઞના આરંભે બેઠા, દીક્ષા લઇ રાજંન.
દ્રૌપદી સંગે રાય બિરાજે, શોભા કહી નવ જાય;
અગ્નિકુંડ દીપ્યમાન ઋષિજી, હોમે ભણીને સ્વાહાય.

ભીમ અર્જુન નકુળ સહદેવ, દુર્યોધન તે સંગ;
સરભરામાં ઉભા સહુ પોતે, પૂર્ણ પૂર્ણાનંદ.
મંડપમાં બહુ ભીડ થઇ, જોવા મળ્યાં ત્રણ લોક;
યજ્ઞ પરિપૂર્ણ ત્યાં થયો, હવો પૂર્ણાશ્રમે મોક્ષ.
સ્વર્ગના લોક આવે અહિંઆં, અહિંનાં જાયે સ્વર્ગ;
પૂર્વે આવાગમન એકજ, જાણજો સહુ શુભ વર્ગ.
પૂજાની સામગ્રી શીઘ્રે, કરી છે તાતકાળ;
પ્રથમ પૂજા કોની કરવી, વિચારે ભૂપાળ.
વર્ણ ચારે મળી અહિંઆં, કોનું પૂજન મુખ્ય;
મોટા મોટા બેઠા મુનિજન, દર્શનથી જાય દુઃખ.
સહદેવને તવ પૂછયું રાયે, પ્રથમ કોનું પૂજંન;
પછે આજ્ઞા મસ્તક ધરી, બોલિયા મુખે વચંન.
પ્રથમ પૂજન કીજીયે, શ્રીકૃષ્ણ વિશ્વાધાર;
સર્વનું એ મૂળ કહિયે, જુઓ વિચારી રાજ.
પછે પૂજન વિપ્રનું, એ કહિયે મોટા બ્રહ્મ;
ત્યાર પછી સહુ રાયનું, એ જાણજો રાજંન.
ગંગા આદિ તીર્થ કોટી, વસે પ્રભુને ચર્ણ;
તીર્થરૂપી વિપ્ર અહિંઆં, હરિ વાલા છે ઘણું મંન.
સકળ તીર્થ આવ્યાં અહિંયાં, જુઓ મન ભૂપાળ;
સાંભળી સહુ સભા હરખી, રીજ્યા દીનદયાળ.
સહદેવ મોટા જ્ઞાની કહિયે, જાણે સઘળો ધર્મ;
ઘટે તેવું કહ્યું એણે, માન્યું વચન એ પર્મ.
પૂજાની સામગ્રી લેઈ રાય, આવ્યા જ્યાં યદુવીર;
ચર્ણ પખાલી ચર્ણોદક, નામે દ્રૌપદી તવ નીર.
ચર્ણામૃત મસ્તક ધરીને, કીધા છે પ્રસંન;
વળી મંદિરમાં છાંટયાં સઘળે, પ્રેમે કરી રાજંન.
કેસર ચંદન ચરચ્યાં ભાલે, કુંકુમ અક્ષત સોય;
પુષ્પ તુળસીમાળ કંઠે, સુગંધ મઘમઘ હોય.
ધૂપ દીપ રત્ન આરતી, કરી નમ્યા પ્રભુને પાય;
શિશુપાળ વિના સહુને ગમ્યું, ત્યાં વરત્યો જયજયકાર.
ભરી સભા સહુ બેઠી છે, એક યોજન લગી પ્રમાણ
શબ્દ સાંભળી જાણ્યું સર્વે, પૂજા થઇ ભગવાન.
જાણીને શિશુપાળ ઉઠયો, ખડ્ગ લેઇ તતકાળ;
ઋષિરાય સહુ રહ્યા અમથા, પ્રથમ પૂજ્યા ગોવાળ.
કુળહીણને અજાત કહિયે, જ્ઞાતિથી એ બાહાર;
જ્યાં જાય ત્યાં ખાતા ફરે, એવા એ ગોચાર.
માતપિતા બે કહિયે એનાં, ઉછર્યા ગોપને ત્યાંય,
દધી માખણ ખાધાં ચોરી, લજ્જા નહીં મનમાંય.

---

* ચુમ્મોત્તેરમા અધ્યાયમાં યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં મુખ્ય પૂજાના પ્રસંગમાં શ્રીકૃષ્ણ ભગવાને શિશુપાળનો વધ કર્યો તે વિગેરે કથા છે.

† વિષ્ણુની કથામાં પ્રેમ રાખનાર.

જેમ યજ્ઞ પૂર્ણ સમે કો, કાગને આપે અંન;
તેમ ઋષિ રહ્યા ને એની પૂજા, ઘટે નહીં રાજંન.
પિતામહ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર, એ બેઠા પ્રભુની પાસ;
વચન એવાં સાંભળ્યાં, એણે નંધા શ્રી અવિનાશ*.
ભીમ અર્જુન નકુળ સહદેવ, શત ભ્રાત દુર્યોધંન;
ધનુષબાણ ગદા લેઇને, ઉઠયા છે તતક્ષણ.
જેણે સાંભળી એ નિંદા તેણે, અંગુલી ધરી કાન;
નિંદામાં બેસવું નહીં, ઉઠી જાવું બીજે ઠામ.
સાધુ તથા શ્રીભગવાનની, કો કરે નિંદા શૂન્ય;
ભલાએ બેસવું નહીં, એ સાંભળે જાય પૂન્ય.
પૂજામાં એણે વિઘ્ન કીધું, નિંદ્યા શ્રીજગદીશ;
ગદા લઈ ભીમ જાય એ સમે, વારે છે પ્રભુ ઇશ.
તમારૂં નહીં કામ ઇહાં, એ છે મહા બળવાન;
ભીમ અર્જુન દુર્યોધન એ, રહ્યા ઉભા દુઃખી મંન.
વિચાર્યું પ્રભુએ સહી, એ કરે છે અન્યાય;
યજ્ઞમાં એણે વિધ્વંસ કર્યો, પાપનિધિ તે આપ સુહાય.
સો ગાળ તેણે દીધી ત્યાં લગી,બોલ્યા નહીં ગોવાળ;
ફોઇને એ વચન આપ્યું, માટે સાંખી ગાળ.
પછે ચક્રે કરી શિર છેદ્યું, તેણે તજ્યા તતક્ષણ પ્રાણ;
તેજ આવી મળ્યું પ્રભુને, દયાનિધિ ભગવાન.
રાય મનમોહિત થયા, સાંભળો વૈકુંઠ ભૂપ;
તમારો એ દ્વેષી કહિયે, કેમ થયો તદરૂપ.
શ્રીકૃષ્ણ કહે એ દ્વારપાળજ, જય વિજય અતિમોક્ષ;
સનકાદિકના શ્રાપથી, વેરભાવે મૃત્યુ લોક.
હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષ કહિયે, રાવણ ને કુંભકર્ણ;
દંતવક્ત્ર શિશુપાળ એ, ત્રણ જન્મે આવ્યા મુજશર્ણ.
જન્મ થયો શિશુપાળનો ત્યારે, ચાર ભુજ ત્રણ આંખ;
તે જોઇ મોહ પામી માતા, કહિયે વિસ્મય વાત.
આકાશથી વાણી થઇ, પડશે હાથ બે એક નેત્ર;
જેના ખોળામાં બેસાડતાં પડે, જાણ તેથી તું મૃત્ય.
હરિને ખોળે બેસાડતાં પડયા, જાણ્યું એથી કાળ;
ફોઇ કહે એને મારીશમાં, હરિ કહે સાંખીશ શત ગાળ.
તે માટે મેં હણ્યો એને, જાણજો રાજંન;
સાંભળી સહુ હરખ પામ્યું, હરખ્યું અંતઃકર્ણ.
ઋષિ સર્વની કીધી પૂજા, રાય કહે ધન્ય ધન્ય;
પંચશબ્દ નિશાન વાગ્યાં, રીઝ્યા અશરણશર્ણ.

યુધિષ્ઠિર કહે ધન્ય શ્રીહરિ, પૂરયાં મનોરથ મંન;
યજ્ઞ અંતે સ્નાન કરવા, જઇયે ગંગા પ્રભ.
પરિવાર સાથે થયા તત્પર, પોતે સુંદરશ્યામ;
રથ મંગાવી સજ કરાવ્યો, ચાલ્યા શ્રી ભગવાન.
ભીમ અર્જુન નકુળ સહદેવ, યુધિષ્ઠિર મહારાજ;
દુર્યોધન શત* ભ્રાત સાથે, અવર બીજા રાજ.
રૂકમિણી આદિ સોલ સહસ્રજ, દ્રૌપદી સહુ સાથ;
એ રીતે આવ્યા શોભા સાથે, ગંગાતટ શ્રીનાથ.
રથથી ઉતરી સ્નાન તર્પણ, કીધાં છે એ રીત;
માંહોમાંહી જલક્રીડા કરે છે, નીર ઉડાડે બહુ પ્રીત.
રૂકમણી આદિ સર્વ સ્ત્રી, એ રીતે રમે જલ માંહિ;
યુધિષ્ઠર સંગ દ્રૌપદી, આવી સ્નાન કરે છે ત્યાંહિ.
એ પ્રવાહ નીચો સ્નાન સર્વે, કરયાં છે ઘડે સ્નાન;
સ્નાન અંતે વિપ્રને આપ્યાં, દાન થાય વેદ ધૂન્ય.
સ્નાન કરી સર્વે ઘેર આવ્યા, વાજતે નિશાન;
યાચક જન યશ છંદ બોલે, અપ્સરા નૃત્ય ગાન.
એ રીતે ધર્મરાય આવી, ખર્ચે છે બહુ દામ;
આનંદ ઓચ્છવ ગીત મંગળ, આપે વિપ્રને બહુ દાન.
યજ્ઞ અંતે દક્ષિણા દેવા, ઉઘાડયા ભંડાર;
જે માગે તેને ના ન કહેવી, એવા ધર્મ ઉદાર.
શ્રી ભગવાન કહે ભંડાર ઉપર, દુર્યોધનનું કામ;
હથેલી માંહે જવની રેખા, ઘટે નહીં કાંઇ દામ.
એ આપશે વિશેષ સહુને, ગાશે યશ ધન્ય ધન્ય;
તે માટે ભંડાર ઉપર, બેસાડયા રાજંન.
જેવાંને તેવાં ઘટે સદા, સોંપે છે પ્રભુ કામ;
ભીમસેન તે દ્રવ્ય આણી, આપે છે તે ઠામ.
નકુળ સહદેવ અવર બીજા, કરે છે એ કાજ;
દ્રવ્ય આણી ગંજ કીધા, દુર્યોધનની પાસ.
મોટા મોટા ઋષિ સર્વે, મળ્યા છે તે ઠાર;
અર્જુન સહુને માન દઇને, વિનય કરે છે અપાર.
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, સંગ શ્રી ભગવાન;
યુધિષ્ઠિર એ સભા સહિતજ, બેઠા જુએ તે ઠામ.
યાચક જનની ભીડ થઈ છે, લક્ષોલક્ષ અપાર;
દુર્યોધન કહે તેમ આપે, કર્ણ મહા ઉદાર.
કુંકુમ અક્ષત ભાળ વિપ્રને, થાય વેદના ઘોષ;
જે માગે તેને વિશેષ આપે, શોનૈયા ભરી પોશ†.

* નાશરહિત.

* શો. † ખોબા.

ગજ રથ અશ્વ અનેક ઉપર, જડીત મણિમય સાજ;
વિપ્રને કૃષ્ણાર્પણ કરી, આપે છે ધર્મરાજ.
વરૂણને ઘેર થયો તેવો, યજ્ઞ આજ નિરધાર;
યશ ગાય ધર્મ રાયનો, ત્રૈલોકયમાં નરનાર.
દુર્યોધનને ગમ્યું નહીં, જુઓ પાંડવનો યશ ગાય;
મારો યશ બોલે નહીં કો, દેખી નવ શકાય.
રાજાએ ઋષિની સ્તુતિ કરી, ભગવાનની તે ઠામ;
શિશુપાળે નિંદ્યા તેને, કર્યો આપ સમાન.
યુધિષ્ઠિર કરે વીનતી, હવે કરવાં ઘરનાં કાજ;
જ્ઞાતિ ભોજન વિપ્રને, સહુ સામગ્રી કરો તૈયાર.
સભા વિસર્જન થઇ ત્યાંથી, ઉઠયા શ્રી ભગવાન;
મંદિરમાં આવી સરભરા પોતે, કરે સુંદરશ્યામ.
રૂકૃમિણી આદિ સોલ સહસ્રજ, કરે ઘરનાં કાજ;
દ્રૌપદી પટરાણી સહુ એ, શું વિખાણું રાજ.
યજ્ઞ કરીને પરવાર્યા, હવે બ્રહ્મભોજ ત્યાં થાય;
દાંડી નોબત વાજે દ્વારે, શોભા શી કહું ત્યાંય.

**વળણ.**

શોભા શી કહું તે સમે, શુક કહે સાંભળ રાયરે.
ધનદાસના સુત કહે સુંદર, થયો ચુમ્મોતેરમો અધ્યાયરે;

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ચતુઃસપ્તતિતમોધ્યાયઃ ॥૭૪॥**

## અધ્યાય ૭૫ મો.*

**કડવું ૧૮૮ મું-રાગ કેદારાની ચોપાઇ.**

શુક કહે સાંભળ રાયરે, શ્રી કૃષ્ણ તણો મહિમાયરે;
પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદરે†, કહાવે નંદના બાલ મુકુંદરે;
આવ્યા દેહ ધરી ભક્તને કાજેરે, પ્રભુની લીલા કહી નવ જાયેરે.

**ચાલ.**

કહી નવ જાય અગાધ લીલા, થાકાં મન બુદ્ધિ વાણી;
નેતિ‡ નેતિ કહિ નિગમ પોકારે, શું કહે પામર પ્રાણી.
શ્રી શુકદેવને પરીક્ષિત પૂછે, એ વિસ્તાર કહો સ્વામી;
દુર્યોધનને કેમ ગમ્યું નહીં, યજ્ઞ પાંડવની રાજધાની.
યુધિષ્ઠિર મહારાજ કહિયે, પુણ્યશ્લોક* જેનાં નામ;
અજાત શત્રુ નહીં રિપુ એને, નામ લીધે સરે કામ.
પોતાના જે વાલા હોય તે, રૂડે થાય રળિયાત;
ધર્મરાયે બહુ ધર્મ કર્યાં તે, ગમ્યાં નહીં કેમ રાય.
શુકદેવ કહે પરીક્ષિતને, સાંભળો એ રાજંન;
ગંગા સ્નાન કરી ઘેર આવ્યા, થાય છે બ્રહ્મ ભોજંન.
લક્ષ્મી નારાયણ પોતે ઘરમાં, કરે છે કામકાજ;
તે દેખી દુર્યોધન દાઝયો, જાણજો મહારાજ.
સહસ્ર અઠયાસી આદિ ઋષિ તેને, ઇચ્છા ભોજન અંન;
સ્નાન કરી ઋષિ બેઠા તત્પર, પૂજા કરે રાજંન
સહદેવ વિપ્રની પૂજા કરે છે, થાય છે વેદની ધ્વનિ;
કેસર ચંદન ચરચ્યાં ભાલે, કહિયે ઋષિ મહા મુનિ.
સમસ્ત ઋષિનું તીર્થ રાયને, આણી આપે શ્રીભગવાન;
ધર્મ ધુરંધર ભાગ્યજ મોટું, કહિયે પરમ નિધાન.
કોણ કોણ ઋષિ આવ્યા અહિંયા, ભૃગુ દુર્વાસા આપ;
ગૌતમ ને વિશ્વામિત્ર આદે, દર્શનથી જાય પાપ.
ખીર ખાંડ પંચામૃત ભોજન, આરોગે મુનિજંન;
વસ્ત્રે કરી હરિ વાયરો નાંખે, ધીરે ભોજન કરો બ્રહ્મ.
જે જોઇયે તે હરિ કૃપાએ, પૂરણ છે સહુ ઠામ;
રખે રાયને શુકનજ આવે, આપ ઉભા ગુણધામ.
જ્ઞાતિ સહુને બેસ જમાડયાં, નાનાવિધિ પકવાંન;
આરોગી શુદ્ધ આચમન લીધાં, આપ્યાં છે ફોફળપાન.
ભોજન કરી ઋષિ ઉઠયા ત્યારે, વિચાર્યું પ્રભુએ મંન;
પિતાંબરની પલવટ† વાળી, લીયે છે જુઠાં અંન.
પત્રાવળી લેઇ નાંખે પોતે, ભક્તવત્સલ ભગવાન;
રાય યુધિષ્ઠિર કહે આવી, એ શું કરો સ્વામી કામ.
પ્રતિઉત્તર કહે રાજાને, આપ‡ તેજ ભૂદેવ;
ત્રણ વર્ણને આજ્ઞા વેદની, કીજે વિપ્રની સેવ.
એ મોટા આપણ કનિષ્ઠ ભાઇ, ચારેના પિતા એક;
હરિ સેવામાં તત્પર એ છે, જુઓ વિચારી વિવેક.
ગૌ બ્રાહ્મણને કાજે શ્રી હરિ, વરસાવે છે મેહ;
એની પાછળ જગત જીવે છે, એમાં નહીં સંદેહ.
તે માટે વિપ્ર મોટા કહિયે, જાણજો એ રાજંન;
એને આપ્યું તે હરિને પોંચે, પુણ્ય ઘડે તતક્ષણ.

---

* પંચોતેરમા અધ્યાયમાં યજ્ઞ થઇ રહ્યા પછી જે સ્નાન કરવામાં આવે છે તેનો ઉત્સવ જોઇ દુર્યોધનના મનમાં દ્વેષ આવ્યો તેને લીધે તેને ભ્રમ થયો અને તેમાં તેનું અપમાન થયું તે કહ્યા છે.

† સત્-ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં રહેનાર-ચિદ્ જ્ઞાન મૂર્તિ-આનંદ-પ્રેમ સ્વરૂપ આ ત્રણે વસ્તુનો સમૂહ તેનું નામ ઈશ્વર કહેવાય છે, તે ઇશ્વર શિવાય બીજામાં રહેતું નથી.

‡ વેદમાં इदंब्रह्म આ બ્રહ્મ એમ જેટલી વસ્તુ છે તેટલી વસ્તુ બતાવી છે ત્યારે નૈતિ તે નહિ એમ કહે છે, છેવટે જે અવશેષ રહે છે તેનું નામ ઇશ્વર જાણવું.

* પવિત્ર. † છેડો. ‡ મારા રૂપ.

પુણ્યે કરીને સ્વર્ગે જઇયે, અયુત ગુણ સુખ ત્યાંય;
એથી લક્ષગુણ સદા આનંદ, જાણજો વૈકુંઠ માંય.
સાંભળી રાય હરખ પામ્યા, ભલું કહ્યું ભગવાન;
વપુ ધરીને જનને દેખાડવા, કરો છો એવાં કામ.
સમસ્ત ઋષિની પૂજા કરી રાજા, આપે છે દક્ષિણા દાન;
આશિર્વાદ દઇને ઋષિજી, ગયા પોતાને ઠામ.
દેશ દેશના રાય મળ્યા, તેની પૂજા કરે છે રાય;
વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, આપી કર્યા છે વિદાય.
લક્ષ્મીનારાયણ આવ્યાં ઘરમાં, એ ભાગ્ય કહો શું નાનું;
શ્રી કૃષ્ણને પ્રણામ કરી સહુ, ગયા દેશ મન માન્યું.
વિદાય થઇ સહુ ઠામ પધાર્યું, કરે યજ્ઞની વાત;
ત્રણ લોકમાં કીર્તિ ચાલી, ધન્ય યુધિષ્ઠિર ભ્રાત.
એવા ઉદાર થાશે નહીં આગળ, દીન દયાળ મહારાજ;
રાજ કરે પણ દ્વેષ નહીં, એમ ન શહે કાને માર.
દુર્યોધન અહંકારી તેપર, શ્રી હરિનું નહીં મંન;
પાંડવ હરિને વહાલા છે ઘણું, કહિયે પ્રાણજીવંન.
દુર્યોધન સદાવ્રત ચલાવે, પણ યશ નહીં રાજંન;
તે માટે યશ આવ્યો એને, એમ કહે સહુ રાજંન.
વિદાય કરીને રાય યુધિષ્ઠિર, વિચારે મનમાંહિ;
શ્રીકૃષ્ણ આજ્ઞા માગશે ત્યારે, શું કરવું મેં આંહિ.
તે માટે સહુ પરોણા રાખું, જાવા નહીં દઉં જાણ;
પરોણા જાય ત્યારે શ્રીકૃષ્ણ જાય, કેમ કરી રહે મારા પ્રાણ.
રાય કને આવી આજ્ઞા માગે, વિનય કરી શ્રી શુભધામ;
ઘણા દિવસ થયા છે અહિંયાં, હવે જાશું અમો ગામ.
તે માટે મુને આજ્ઞા આપો, સૈન્ય ઘણું મુજ સાથ;
ક્યાં લગી હવે રાખશો રાજા, એમ કહે યદુનાથ.
રાય કહે ઘણું સૈન્ય છે માટે, શું થયું જુઓ મંન;
જે આવે તેના રજક લઇ સાથે, વિશ્વંભર પૂરે અંન.
હજી લગીયે પરોણા સર્વે, વિદાય નથી કર્યા કોઇ;
તો તમને કેમ આજ્ઞા આપું, માનો વચન રહ્યા જોઈ.
પ્રદ્યુમ્ન આદિ રૂક્મિણી સહુને, આજ્ઞા આપે શ્યામ;
તમો જાઓ હવે દ્વારકાં, પાછળ આવું છું હું ગામ.
રૂક્મિણીજીએ આજ્ઞા માગી, કુંતાજીની પાસ;
કુંતા કહે તમો આવ્યાં તેથી, પૂર્ણ થઈ અમારી આશ.
કંચન ચીર મંગાવી સહુને, પેરાવ્યાં રૂડી રીત;
વળી વેલાં આવજો બાઈ, રાખજો અમપર પ્રીત.
મળી કરી સહુ સૈન્ય સંઘાતે, ચાલ્યા છે પ્રદ્યુમ્ન;
મોક્ષપુરીમાં આવી પહોંચ્યા, મળી પૂછ્યું સુખાસન.
સભા સહિત પ્રધાન સંઘાતે, બેઠા છે મહીપાળ;
સ્તુતિ કરી રાય કૃષ્ણની, રાય રીઝયા દીનદયાળ.
તમ પ્રતાપે યજ્ઞ થયો છે, વાગ્યાં બહુ નીશાન;
તાલ ઝાંઝ મૃદંગો વાગે, ગાય છે ગાંધર્વ ગાન.
તે સમે દુર્યોધન આવ્યા, જોવા મયની સભાય;
નીલ મણિમય રચી છે રચના, શોભા કહી નવ જાય.
થળને ઠામ થઇ જળની ભ્રાંતી, જળને ઠામ દીસે છે સ્થળ;
વસ્ત્ર કરી ઉંચાં જાય છે ત્યાં, મિથ્યા દીસે છે જળ.
જળને ઠામ ચાલ્યા જાય છે, પડયા રાય ભીનાં થયાં વસ્ત્ર;
મનમાં ઘણું લજ્જા પામ્યા, શી કરવી હવે ગત્ય.
દેખીને સહુ સભા હસી છે, ધર્મ વિના એક જાણ;
અંધતણા જે અંધજ કહિયે, એમ વદે તવ વાણ.
રાય યુધિષ્ઠિર વારે તેમ કરે, નેત્ર ઇસારો શ્યામ;
તેમ તેમ ભીમ આદિ સહુ હસતા, રહે નહીં તે ઠામ.
જાળિયે રહીને જુએ છે, રાણી દ્રૌપદી આદિ મુખ્ય;
અજાત શત્રુને નહીં ગમતું, પડયા ભાઇ પામ્યા બહુ દુઃખ.
તતક્ષણ વસ્ત્ર દઇને રાયે, મોકલ્યા છે પ્રધાન;
ભાઇને કહો આ સુકાં વસ્ત્રજ, પહેરો થઇ સાવધાન.
ત્યાં થકી દુર્યોધન રાજા, ગયા રીસાઇ ઠામ;
સૈન્ય સહુ સજ કરી ચાલ્યા, થઇ રાયને જાણ.
રાય કહે માઠું થયું છે, કુળનો આવ્યો છેહ;
માંહોમાંહિ વિરોધ થયો, ભાઇ રીસાઈ ગયા ગેહ.
શ્રીકૃષ્ણને ગમતી થઇ વાતજ, રોપાયું વિષ બીજ;
ભૂમી ભાર વિશેષ થયો એ, કાર્ય થયું હવે સિદ્ધ.
દુર્યોધન તવ આવી પહોંચ્યા, હસ્તિનાપુર મુઝાર;
ઇંદ્રપ્રસ્થમાં હરણ ચરાવું, એમ કહે છે રાય.
નપાંડવી પૃથ્વી કરૂં હું, મને કર્યું સભામાં હાસ્ય;
હવે ટાળી દાઝ સમે નહીં, કરૂં પાંડવનો નાશ.
એ કળીનો અવતાર કહીયે, દુર્યોધન રાજન;
પાંડવનો યશ મહિમા દેખી, ગમ્યું નહીં તેને મંન.

બળણ.

ગમ્યું નહીં મન દુર્યોધનને, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો પંચોતેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચસપ્તતિતમોધ્યાયઃ ॥૭૫॥**

---

# અધ્યાય ૭૬ મો.*

### કડવું ૧૮૯ મું-રાગ કેદારો.

શુક કહે હસ્તિનાપુર ધણી, શીપેર વરણવું લીલા હરિ તણી;
શ્રીકૃષ્ણ ચરિત્રની કથા છે ઘણી, એક જિહ્વાયે કેમ જાય ભણી.

### ચાલ.

ભણી ન જાય અગાધ લીલા, શું કરે પામર પ્રાણી;
પાંડવનો યજ્ઞ થયો પરિપૂર્ણ, કૃપા સારંગ પાણી.
શિશુપાળનો મિત્ર સાલ્વ રાજા, વિચાર્યું તેણે મન;
રૂક્મિણી હરણ કરી ગયા ત્યારે, કહ્યું હતું મેં એમ.
યાદવને હું રહેવા નહીં દઉં, ત્યારે સહી તુજ મિત્ર;
ત્યાર પછે શિશુપાળ સભામાં, માર્યો એ વિપરીત.
તે માટે હવે યાદવ સહુનો, કરૂં તે કચ્ચરઘાણ;
તો હું મિત્રનો ઉપકારી થાઉં, રહે વચન એ પ્રમાણ.
હું શીપેરે જઇ જીતું એને, એ છે મહાબળવાન;
તપ કરી શિવને આરાધું, તે પૂરે મનનાં કામ.
એવું જાણીને વનમાં આવી, આરાધ્યા શિવ બ્રહ્મ;
એક સંવત્સર મુષ્ટિ ધૂળની, ખાઈ કર્યું તપ ત્યમ.
શિવજીયે તવ મન વિચાર્યું, એ કરે છે કુડું કર્મ;
શ્રીકૃષ્ણનો એ દ્વેષી કાહયે, હું કેમ થાઉં પ્રસંન.
એણે પ્રાણ લગી આરંભ્યું, તપ કર્યું એક ચિત્ત;
હત્યા દોષ લાગે મુજને, શિવ કહે હવે શી રીત.
તે માટે ભોળાનાથે આવી, દીધું છે દરશન;
માગ માગ તું શું વર માગે, ત્યારે સાલ્વ વદ્યો જ વચન.
માગું યાદવ સાથે યુદ્ધ કરૂં, દેખે નહીં એવું વૈમાન;
મયદાનવને આજ્ઞા આપી, શિવજી થયા તિરોધ્યાન.
તેણે ઘડી આપ્યું સાલ્વને, માયા વિમાન કહેવાય;
ક્ષણ દેખે ક્ષણ નહીંજ દેખે, ક્ષણ સૂક્ષ્મ સ્થૂળ થાય.
ક્ષણમાં સ્વર્ગ મૃત્યુ પાતાળજ, જઇ આવે ફરી ઠામ;
તે વિમાન બેસીને દ્વારિકાં, આવ્યા સાલ્વ રાજાન.
સૈન્ય ઘણું પ્રધાન સંઘાતે, બેઠા છે એક ઠામ;
તતક્ષણ આવી વાડી ઉખેડી, જાણ્યું નગરમાં રામ.
પુરની અટાળી ભાંજી પૂર્વે, ભાંજ્યા નગરના કોટ;
ઉપર આવી ત્રુટી પડે છે, દેખે નહીં તેને કોય.

* છોતેરમા અધ્યાયમાં યાદવો સાથે સાલ્વને મોટી લડાઇ થઇ તેમાં ધુમાનની ગદા વાગવાથી પ્રદ્યુમ્ન યુદ્ધમાંથી નીકળી ગયો તે કથા છે.



ત્રાહે ત્રાહે લોક કાંપ્યા ત્યારે, આવી કહ્યું રાજંન;
સાંભળીને બહુ સૈન્ય સંઘાતે, ચાલ્યા છે પ્રદ્યુમ્ન.
સાત્યકી યાદવ શાંબ ને ભાનુ, અવર બીજા બહુ રાય;
પાંચજન્ય નીસાન વાજ્યાં, યુદ્ધ બહુ પેરે થાય.
અસ્ત્ર શસ્ત્ર બહુ બાણજ વરસે, એકના લક્ષ થાય અનંત;
ત્યાંથી શલ્યા પર્વત નાંખે, સાલ્વ મહા બળવંત.
પરસ્પર અસ્ત્ર શસ્ત્ર વરસે, કરે છે સાલ્વ માર;
વાયુ અસ્ત્રે કરી આંધી, આગળ સુઝે નહીં લગાર.
ઉડે રેણું રવી નવ દીસે, અકળાયું સહુ સૈન્ય;
પ્રદ્યુમ્ન સાંધી પર્વતાસ્ત્રજ, નિવારે છે પવંન.
શત બાણ મૂકયાં સાલ્વ ઉપર, પ્રદ્યુમ્ન કહે સાવધાન;
પચીશ બાણ ધુમાન ઉપર, કહિયે જે પ્રધાન.
એકેકું સહુ સૈન્યજ ઉપર, પડયા તેના બહુ વીર;
સાલ્વ બાણ આવતાં છેદ્યાં, શૂર શિરોમણિ ધીર.
પ્રદ્યુમ્ન સરખા નહીં કો યોદ્ધા, જાણ્યું સાલ્વે મન;
ધુમાનને કહે શું જુઓ છો, એમ વદ્યા રાજંન.
કરી પ્રણામ ધુમાનજ આવ્યો, જ્યાં ઉભા પ્રદ્યુમ્ન;
ગદા સાંગ ત્રિશૂળ ને બાણજ, વરસે જેમ પરજન્ય.
સાત્યકી યાદવ સાંબ ને ભાનુ, સમાન બેહુ વીર;
સરખે સરખા યુદ્ધ કરે છે, શું કહું રણધીર.
યુદ્ધ કરતાં પ્રદ્યુમ્નને આવી, ગદા લાગી અંગ;
મૂર્ચ્છા ખાઇ રથ ઉપર સુતા, થઇ પડયા ગતિ ભંગ.
સારથીયે તવ મંન વિચાર્યું, શી કરૂં હવે ગત્ય;
યુદ્ધમાંથી રથ ફેરી આણ્યો, લેઇ ગયો છે તુર્ત.
ક્ષણ એક પછી સાવધાન થઇને, બોલ્યા મૂખ વચંન;
કલંક આવ્યું મુજને કહેશે, વિમુખ થયા પ્રદ્યુમ્ન.
ભાબી સર્વે હસશે મુજને, કાયર થયા યુદ્ધમાંય;
સાંભળીને મુજ તાત મનમાં, લજ્યા પામશે ત્યાંય.
બળભદ્ર કહેશે પ્રદ્યુમ્ન જઇ, શું કર્યું પરાક્રમ;
તે માટે મુંને લજ્જા આવી, જુઓ વિચારી મન.
સારથી કહે સ્વામી ધર્મ રાખ્યો, વાંક નહીં મુજ તેમ;
રથી પડે ત્યારે સારથી રાખે, સારથીને રથી એમ.
પડયા પછી આવી ઘા કરે કો ત્યારે ત્યાં શું કરૂં હું રાય;
તે માટે રથ હાંકયો ત્યાંથી, ક્ષમા કરો અન્યાય.
જળ મગાવી મુખ પખાળ્યું, ફરીને થયા સાવધાન;
આંહિ થકી રથ હાંકયો શીઘ્રે, ઉભો જ્યાં ધુમાન.
સારથીએ રથ હાંકયો ત્યાંથી, યુદ્ધમાં આવ્યા સન્મુખ ધીર;
ધનુષનો ટંકારજ કરતાં, પ્રદ્યુમ્ન મહા વીર.

**વળણ.**

પ્રદ્યુમ્ન રણધાર છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છોતેરમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષટ્સપ્તતિતમો ધ્યાયઃ ॥ ૭૬ ॥**

---

## અધ્યાય ૭૭ મો.*

કડવું ૧૯૦ મું—રાગ રામગ્રી.

શુકજી બોલ્યા સુણ રાજનજી, પ્રદ્યુમ્ન હરખ્યા દેખી દ્યુમાનજી;

**ચાલ.**

હરખ પામ્યા દેખી તેણે, મુકયાં બહુ વિધ બાણ;
આવતાં પ્રદ્યુમ્ને છેદ્યાં, એવાં શૂર સુજાણ.
આઠ બાણ દ્યુમાન ઉપર, મૂકયા છે તતખેવ;
ચાર બાણે ચાર ઘોડા, એકે ધ્વજા છેદી એવ.
એક બાણે ધનુષ ભાંજયું, એકે છેદ્યું શીષ;
એકલા લક્ષ સૈન્ય ઉપર, જિત્યા છે રણ ઇશ.
દ્યુમાનનું ઉડાડયું મસ્તક, એવા પ્રદ્યુમ્ન શૂર;
સાંબકુમાર ને ગદ ભાનુએ, સૈન્ય કીધું ત્યાં ચૂર.
એવે સાલ્વ આવી પહોંચ્યો યુદ્ધ માટ સાવધાન;
અહીં થકી ગદ સાંબ પ્રદ્યુમ્ન, કરે છે બહુ સંગ્રામ.
બાણના વરસાદ વરસે, પરસ્પર એ રીત;
રાત દિવસ એમ યુદ્ધને, થયા દિવસ સત્યાવિશ.
શુકન માઠાં થાય ત્યારે, જાણ્યું શ્રી ભગવાન;
યુધિષ્ઠિર કને આજ્ઞા માગે, જાઉં દ્વારીકાં ગામ.
રાય કહે તમ વિના મુજને, લાગે સઘળું શૂન્ય;
તે માટે વળી રહિયે સ્વામી, માનો વચન એ મુજ.
પિતામહને કહ્યું પ્રભુએ, સમજાવી કહો રાજ;
નગરમાં ઉત્પાત દીસે, માટે જાવું આજ.
ભીષ્મ પિતામહે કહ્યું ત્યારે, માન્યું છે તવ રાય;
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, આપી કીધા વિદાય.
કુંતા દ્રૌપદી સુભદ્રાને, મળ્યા જઇ અવશ્ય મેવ;
મળી સહુને બેઠા રથપર, ચાલ્યા છે તતક્ષેવ.
નગ્ર તજીને જાય સન્મુખ, શુકન માઠાં થાય;
વામ ભુજાએ લોચન ફરકે, મનુષ્ય ચરિત્ર કહેવાય.
દડમજલ પ્રભુ આવી પહોંચ્યા, દ્વારિકાંને પાસ;
દૃષ્ટિ*પાતે થાય સંગ્રામ,(તેથી) નવ ગયા નગર અવિનાશ.
સારથીને કહે નગ્ર મારગ, મૂકી દ્યો સાવધાન;
ત્યાં થકી રથ ફેરવ્યો, આવ્યા સાલ્વ જ્યાં ભગવાન.
પરસ્પર સંગ્રામ થાય ત્યાં, આવી પહોંચ્યા પરિબ્રહ્મ;
ગરૂડધ્વજ રથ ઓળખ્યો, દેખી હરખ્યા છે પ્રદ્યુમ્ન.
સાલ્વે મન ત્યાં જાણિયું, હવે ચાલે નહીં પરાક્રમ;
એ કૃષ્ણ સર્વનું મૂળ કહિયે, જાણે સઘળો મર્મ.
હવે હું જીતીશ નહીં, પણ યુદ્ધ માટ થયા સજ;
સૈન્યની બહુ ખેહ આગળ, સુઝે નહીં રથ ધ્વજ.
સાત્યકી યાદવ સાંબ ને ભાનુ, જુએ પ્રભુની વાટ;
હજી કૃષ્ણ આવ્યા નહીં, એમ કરે સૈન્યમાં વાત.
કોઇયે દીઠા કોઇએ નહીં, પછે ઓળખ્યો એ રથ;
ધીરજ આવી સર્વને, હવે જીતશે સમર્થ.
પરસ્પર સમાન બેહુએ, કરે મહા સંગ્રામ;
સાલ્વ શ્રીકૃષ્ણજી ઉપર, મૂકયાં છે બહુ બાણ.
હાથમાંથી ધનુષ્ય પાડયુ, એવા સાલ્વ સુવીર;
શ્રીકૃષ્ણજીએ બાણ નાંખ્યાં, સાલ્વ ઉપર ધીર.
બાણે કરી ડામાડોલ થયું, વૈમાન ફરે જેમ ચક્ર;
ગદા મારી હૈડબચી ઉપર, રૂધિર ઓકે નિજ વક્ત્ર.
ક્ષણ એક પછી સાવધાન થઇને, બોલ્યા મુખથી વાણ;
શિશુપાળની સ્ત્રી હરણ કરીને, લાવ્યા હવે સાવધાન.
વળી સભામાં એકલો જાણી, હણ્યો ગરીબ તે ઠાર;
મિત્રનો ઉપકારી થાઉં, હવે સહો મુજ પ્રહાર.
એમ કહીને બાણ નાંખ્યાં, વરસે જેમ પરજન્ય;
શ્રીકૃષ્ણજીએ આવતાં તે, છેદ્યાં છે તતક્ષણ.
ત્યાર પછી ભગવાને નાંખ્યાં, યુદ્ધ બહુ પેર થાય;
અકળાયા પછે વિમુખ થઇને, નાઠો સાલ્વ ત્યાં રાય.
ત્યાં જઇને કરી માયા, દૂત મોકલ્યો કહી એમ;
શ્રીકૃષ્ણ મુખ આવી દૂતે, કહ્યાં એવાં વચંન.
માત દેવકીયે મોકલ્યો, મુને કહેવાને તમકાજ;
વસુદેવને બાંધી સાલ્વ રાજા, લેઈ ગયો મહારાજ.
સાંભળી ચિત્ત થયું વ્યગ્ર, વિચાર્યું ત્યાં રહ્યા શેષ;
બળભદ્ર સરખા પાસે નગરમાં, કેમ કીધો પ્રવેશ.

---

* સત્યોતેરમા અધ્યાયમાં ભગવાને માયાવી વિદ્યામાં નિપુણ એવા સાલ્વનો વધ કર્યો અને સૌભ વિમાનના કટકા કરી નાંખ્યા તે કથા છે.

* નજર.

એટલે સાવધાન થઇને, આવ્યા ત્યાં સાલ્વરાય;
તુજ જનેતાને બાંધી લાવ્યા, જુઓ કરૂં શિક્ષાય.
તુજ દેખતાં એને હણું, એમાં નહીં સંદેહ;
વસુદેવ કહે પુત્ર છોડવો, શું જુઓ છો તમો એહ.
દેખીને મન શોક કીધો, નેત્ર ભર્યાં જળ નીર;
મુજ દેખતાં મુજ પિતાને, એ હણે છે વિપરીત.
સાલ્વે ત્યાં વસુદેવનું, તતક્ષણ પાડયું શીશ;
ક્ષણ એક તવ હરિ મોહ પામ્યા, જાણ્યું માયા ઇશ.
બાણે કરી વૈમાન હરિયે, ઉડાડયું આકાશ;
ફરતું ફરતું ઘુમરી ખાઇ, આવ્યું પ્રભુની પાસ.
ગદા મારી ચૂર્ણ કીધું, જઇ પડયું દધિ માંય;
સૈન્ય સર્વે હણ્યું પ્રભુએ, પડયા વીર બહુ ત્યાંય.
પગેચાલી સાલ્વ રાજા, આવ્યા યુદ્ધ માટ સાવધાન;
શ્રીકૃષ્ણજીએ વિચાર્યું, હવે ફેડું એનો ઠામ.
ચક્રે કરી તવ શ્રીહરિયે, ઉડાડયું તેનું શીશ;
મુગટ કુંડળ સહિત ભૂપર, પડયું છે થઇ જીત.
દેવનાં દુંદુભી વાજિયાં, પુષ્પવૃષ્ટિ થાય;
પાંચજન્ય એ શંખ શબ્દજ, વરત્યો જયજયકાર.

વળણ.

વરત્યો જયજયકાર એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સિત્તોતેરમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે સપ્તસપ્તતિતમોધ્યાયઃ ॥૭૭॥

## અધ્યાય ૭૮ મો.*

### કડવું ૧૯૧ મું-રાગ આદુલ ગોડી.

પરીક્ષિત કહે સ્વામી વળી, પુણ્ય કથા સંભળાવો ભલી;
શુકજી કહે શી રીતે ભણૂં, ચરિત્ર હરિનું છે અતિ ઘણું.

ચાલ.

અગાધ ચરિત્ર કહ્યું નવ જાયે, સાંભળો પરીક્ષિત રાય;
દંતવક્ત્ર સજ્જ થઇને આવ્યો, યુદ્ધ કરવાને કાજ.
સન્મુખ આવીને રહ્યા ઉભા, બોલ્યા મનમાં રીસ;
શિશુપાળ શાલ્વ પૌંડ્રક વાસુદેવ, હણ્યા તમો જગદીશ.
એ મિત્ર મારા હસશે મુજને, સ્વર્ગ થકી ઋષિકેશ;
તે માટે ઉપકારી થાવા, આવ્યો છું હું વિશેષ.
ગદા સાંગ લઇ થયા તત્પર, પગે પાળા રાજન;
શ્રીકૃષ્ણજી રથ થકી હેઠા, ઉતર્યા તતક્ષણ.
ગદા લઇને એકલા પોતે, ચાલ્યા શ્રીભગવાન;
તું કંઇ મારો વેરી નહીં, ફોકટ કાં મરે કહે શ્યામ.
દંતવક્ત્ર કહે મિત્ર મારા, હણ્યાં કહું તે મર્મ;
હવે મળ્યા તમે એકલા, માટે જુઓ મુજ પરાક્રમ.
મેં તો તમને ઓળખ્યા, તમો કહિયે પુરૂષ પુરાણ;
તેને હણી તમે મોક્ષ આપી, તેમ મુજને શ્યામ.
તે માટે યુદ્ધ કરી મરવું, મિત્રનો એ ધર્મ;
હોય આજ્ઞા તો ગદા તમપર, નાંખું શ્રીપરિબ્રહ્મ.
ભગવાન કહે તમો સાંભળો, કો કહેશે મુજને માર;
પ્રાણથી વાહાલું નહીં, એ જુઓ વિચારી સાર.
દંતવક્ત્ર કહે તમો સ્વામી, હું સેવક હણું કેમ;
પણ મિત્ર માટે હણું છું, તે ક્ષમા કરવું બ્રહ્મ.
એમ કહી ભગવાનને તવ, ગદા મારી શીષ,
કમળનું જેમ પુષ્પ વાગે, તેમ વાગી જગદીશ.
ઠામથી હાલ્યા નહીં, ભલી પૂજા કરી તતક્ષેવ;
સેવકનો એ ધર્મ છે, પેહેલાં સ્વામીની કરવી સેવ.
એમ કહીને ગદા પ્રભુએ, ઉગામી સાવધાન;
તતક્ષણ તેના મસ્તક ઉપર, મારી કાઢયા પ્રાણ.
તેજ આવી મળ્યું પ્રભુને, વાગ્યાં જીત નિશાન;
એનો ભાઇ વિદૂરથ આવ્યો, યુદ્ધ માટ તેણે ઠામ.
ભગવાન કહે એ સાથે શું વઢું, એનું બળ કોણમાત્ર;
ચક્રે કરી શિર ઉડાડયું, તે જઇ પડયું દૂર ગાત્ર.
દેવનાં દુંદુભી વાગ્યાં, પુષ્પ વરસે અપાર;
સાંભળી સહુ હર્ષ પામ્યા, વરત્યો જયજયકાર.
કંસ કેશી યવન સાલ્વ, જરાસંધ શિશુપાળ;
પુતનાં આદિ દૈત્ય વિદૂરથ, મારી ઉતાર્યો ભુમિભાર.
એમ સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, યશ ગાય હરિનો ધન્ય;
સાંબકુમાર ને ગદભાનુ, મળ્યા આવી પ્રદ્યુમ્ન.
હથિયાર કર ધરવાં નહીં, હવે કોણપર ધરે શ્યામ;
સમાચાર સહુ કહ્યા પદ્યુમ્ને, રીઝ્યા શ્રી ભગવાન.
બહુ સૈન્ય સાથે ચાલ્યા નગરમાં, વાજતે નિશાન;
યાચક જન યશ છંદ બોલે, અપ્સરા નૃત્ય ગાન.
ચંદનના છંટકાવ કીધા, અગર ધૂપ સુગંધ;
પુષ્પે વધાવે નરનારી, જોવા મળ્યાં સહુ વૃંદ.

---

* આ અઠયોતેરમા અધ્યાયમાં દંતવક્ત્ર તથા વિદૂરથને મારી શ્રીકૃષ્ણ દ્વારકાંમાં વિહાર કરવા લાગ્યા અને પછી બલદેવજીએ રોમહર્ષણનો નાશ કર્યો એ કથા છે.

એ રીતે પ્રભુ આવા પહોંચ્યા, મળ્યું કુટુંબ પરિવાર;
ઉગ્રસેન બલભદ્રને આવી, કહ્યા સહુ સમાચાર.
સભા સહિત પ્રધાન સંગે, બેઠા યાદવરાય;
સાંભળી સહુ હરખ પામ્યા, આનંદ ઉત્સવ થાય.
શેષે મનમાં વિચાર્યું, રહ્યો કૌરવદળ હવે ભાર;
દુર્યોધન કહેશે આવો એમ ભાણી, જાવું પડે નિરધાર.
તેનો પક્ષ કરી વઢવું પડે, શી કરવી હવે ગત્ય;
પાંડવની મેર શ્રીકૃષ્ણ છે, મેં કેમ યુદ્ધ થાય અસત્ય.
વિચારીને તીર્થયાત્રાયે, નીસર્યા ઋષિસાથ;
દ્વારિકાંથી આવી પહોંચ્યા, પ્રથમ તેજ પ્રભાસ.
સરસ્વતી જઇ સ્નાન કીધાં, સાગર સંગમ માંહિ;
અષ્ટભુજા છે ઇશ્વરી, વળી ચક્ર તીર્થ છે ત્યાંહિ.
સોમનાથનાં કરી દર્શન, ચાલ્યા ત્યાંથી શેષ;
પ્રાચી ને સરસ્વતી સ્નાન, કીધાં તીર્થ વિશેષ.
એમ તીર્થ કરતાં આવી પહોંચ્યાં, પ્રાગરાજ કહેવાય;
શ્રીગંગા યમુનાં સરસ્વતી, ત્યાં નાહ્યા યદુરાય.
અષ્ટતીર્થ કરી ચાલ્યા આગળ,નૈમિષારણ્ય જ્યાં એહ;
રાય કહે નૈમિષારણ્ય કેમ, શુક કહે ટાળું સંદેહ.
સમસ્ત ઋષિયે કહ્યું અજને, સાંભળો મહારાજ;
કલી આવ્યો કયાં રહિયે, એકાંત આપો ઠામ.
શ્રવણ કીર્તન ધ્યાન હરિનું, ધરિયે હૃદય માંહિ;
સહસ્ર વર્ષ લગી નીમ અમને,વિઘ્ન ન થાયે ત્યાંહિ.
સાંભળી અજ વધા વાણી, સાંભળો પુત્ર વાત;
આ ચક્ર મારૂં મોકલું, એ ઠરે ત્યાં તમ વાસ.
ચક્ર આવી ઠર્યું અહિયાં, પુણ્યક્ષેત્ર મુઝાર;
નિમિષમાં એ ઠર્યું માટે, નૈમિષારણ્ય કહેવાય.
લોમહર્ષણ વ્યાસના શીષ્ય, કહે ઋષિને કથાય;
શુકદેવ કહે સુણ રાયજી,એ કહ્યો ક્ષેત્ર મહિમાય.
સહસ્ર અઠયાસી સાંભળે, એવે આવ્યા હરિભ્રાત;
ઋષિયે બહુ માન દીધાં, પૂજા કરી ભલી ભાત.
સામું જોયું તો પુરાણીક ત્યાં, કહે હરિની કથાય;
દખીને નમસ્કાર નહીં, ન કીધો આદરભાવ.
રીસાવ્યા બળભદ્ર કહે, વ્યાસના કહિયે શિષ્ય;
ધર્મસાસ્ત્રના વક્તા કહિયે, એ જાણે જ્ઞાનની રીત.
આવ્યા અમો વસુદેવના અંશ,સંકર્ષણ જાણે નામ;
એણે મન ઓળખ્યા નહીં, ન જોયું વાંચે પુરાણ.
એનું કીધું એ ભોગવશે,શાને લીજે આપણ નામ;
પણ ધર્મમર્યાદા રાખવી, ફરી નહિ કરે એવું કામ.

એમ કહીને દર્ભ શેષે, લિધો છે તવ હાથ;
એવું તમને ઘટે નહીં, કહી નાંખ્યો તેપર નાથ.
ભાવી પદાર્થ વજ્ર થઇને, લાગ્યું તેને લીન;
તતક્ષણ મસ્તક પડયું હેઠું, દ્વાદશીને દીન.
હાહાકાર થયો તે સમે, ઋષિ કહે શું કર્યું ભદ્ર;
બળિભદ્ર કહે એ શૂદ્ર છે, મેં સેજે નાંખ્યો દર્ભ.
તે એને તરવાર થઇને, લાગ્યો છે અંગે મર્મ;
થનાર છે તેને કોણ રાખે, જુઓ વિચારી મંન.
ઋષિ કહે વ્યાસ આસન બેસી, કહે પ્રભુની કથાય;
તેને વ્યાસ કરી માનવા, એમ કહે નિગમ ન્યાય.
તમો તો મહારાજ છો, કહું લોક વ્યવહારને કાજ;
તમોએ એને માન્યો નહીં, ત્યારે કોણ માને રાજ.
શેષ કહે એને જીવાડું, તમો કહો તે કરૂં કામ;
ઋષિ કહે તમો સમર્થ છો, જે ચાહો તે કરો કામ.
મારી ને વળી જીવાડો, આગળ રૂડું નહીં દવેશ;
મૃત્યુંલોકમાં એમ કરશે કો,માટે માનો વચન કહ્યું શેષ.
એના પુત્રને બેસાડો, એ આસન ઉપર રામ;
અગ્રશ્રવાને તેડી રામે, બેસાડયો દઇ માન.
નમસ્કાર કરી વ્યાસ આસને, બેઠા છે એહ પ્રમાણ;
કૃપા કરીને કહ્યું શેષે, હજો તુજ કલ્યાણ.
સમસ્ત ઋષિયે પૂજા કીધી, ભાવસું પુન્યક્ષેત્ર;
સુતપુરાણીક શૌનક આગળ, કહે કથા હરિ એક.
ઋષિને બળિભદ્ર કહે, શી આજ્ઞા મુને હોય;
બ્રહ્મહત્યા કેમ છુટશું, એ ઉપાય કહો મુનિ સોય.
ઋષિ કહે ઇલ્વણ તેના, સુત તે બીલ્વણ;
પૂર્ણમાસી યજ્ઞમાં, આવી કરે છે વિઘ્ન.
રક્ત માંસ ને સુરાપાનજ, નાંખે છે અગ્નિ કુંડ;
તે માટે એને હણીને કરો, તીર્થ એ ભરતખંડ.
બાર વર્ષ એમ તીર્થ કરતાં, નિર્ગમાવે દીન;
પાતક સર્વે થયાં પ્રલય, કહે છે વેદ વચંન.
તમો ઇશ્વર એક સંવત્સર, ફરવું છે તીર્થ શેષ;
ત્યારે બ્રહ્મહત્યા ઉતરે, એમાં નહીં સંદેહ.
ધર્મસાસ્ત્ર એમ કહે સ્વામી, જુઓ વિચારી રાજ;
તમે તો મહારાજ છો, પછે ગમે તે કરો કાજ.
બળભદ્ર એવું સાંભળી, વિચાર્યું તવ મંન;
ઋષિયે કહ્યું તે સત્ય આગળ, રાખવો એ ધર્મ.

**વળણ.**

રાખવો છે ધર્મ એ, શુક કહે સાંભળો રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઇઠોતેરમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટસપ્તતિતમોઽધ્યાયઃ ॥૭૮॥**

---

# અધ્યાય ૭૯ મો.*

### કડવું ૧૯૨ મું–રાગ રામગ્રી.

શુકજી એણીપેરે વધા વચન,સાંભળ પરીક્ષિત મહારાજંન;
પર્વણીયે યજ્ઞ કરે છે ઋષી, બીલ્વળ આવ્યો છે દુર્મુખી.
અંધકાર આગળ સુઝે નહીં,ઋષી કહે શું કરવું અહીં;
રૂધિર માંસ પરૂ નાખે એહ, બલભદ્રજીયે તવ દીઠા તેહ.

**ચાલ.**

દીઠા છે બલભદ્રજીયે, સાંભળો અભિમન્યુ તંન;
આયુધનું સ્મરણ કર્યું, તે આવ્યું છે તતક્ષણ.
દૈત્ય કાળો કાજળ સરખો, તામ્ર કહિયે કેશ;
દંત એ વિક્રાળ દેખી, વિસ્મય પામ્યા શેષ.
એ દુષ્ટને હું હણું એમ કહી, લીધું હળ મૂસળ;
હળે તાણી લીધો માર્યું, મૂસળ ટાળ્યું સલ.
પહાડ સરખો દૈત્ય આવી, પડયો પૃથ્વી માંય;
રૂધિર ઓકયો મુખથકી, ગયા પ્રાણ તતક્ષણ ત્યાંય.
વૃત્રાસુરને ઇંદ્રે માર્યો, તેમ હરખ્યા દેવ;
પુષ્પની વૃષ્ટી થઇ, આનંદ્યા તતખેવ.
ઋષિયે રામની પૂજા કીધી, દુષ્ટનો ફેડયો ઠામ;
વિદાય થઇને ઉત્તર દિશાએ, ચાલ્યા તીર્થ કાજે રામ.
બિંદુસરોવરને તીર્થે કર્દમે†, તપ કર્યું બહુ કાળ;
તપ દેખીને વિષ્ણુ નેત્રથી, આંસુ ખરયાં તે ઠાર.
તે માટે બિંદુસરોવર ત્યાં, નહાયા જઇને રામ;
એમાંથી એ પ્રવાહ ચાલ્યો, સરયૂ કહિયે નામ.
પુષ્કર ગુરૂ સર્વ તીર્થના, એ કહિયે સરોવર પુંજ;
પાતાળથી જળ બિંબ ઊપર, નીસર્યાં જળ શુદ્ધ.
ત્યાં સ્નાન પૂજા કરી આગળ,ચાલ્યા છે તવ રામ;
હરદ્વાર ને કેદાર બદ્રી, ફર્યા સઘળે ઠામ.
અયોધ્યા કાશીપુરી પાટણ, ગંડકી વૈજનાથ;
શોણહૃદ ને પુન્યપુન્યા, ગયા જઇ સાર્યાં શ્રાદ્ધ.
એક સો ને એક કુળ ત્યાં, ઉદ્ધરે છે મોક્ષદાય;
જગન્નાથથી ગંગાસાગર, આવ્યા યાદવરાય.
સહસ્ર મુખે જઇ મળ્યાં ગંગા, નહાયા સંગમમાંય;
સપ્ત મુખે ગોમતી ગંગા, તે પણ મળ્યાં દધિ જ્યાંય.
ત્યાંથકી મળીઆગર આવ્યા, અગસ્ત્ય રહે જે ઠામ;
મલકાર્જુન થઇ કાંચીપુરીમાં, આવ્યા ફરતા રામ.
સેતુબંધ રામેશ્વર આવી, સ્નાન કીધાં શેષ;
અચ્યુત ત્યાં ગોદાન આપ્યાં, વિપ્રયે કરી વિશેષ.
ગોકર્ણ પુણ્યક્ષેત્ર દુર્ગા, ભવાની બળપૂર;
સ્વામીકાર્તિક થઇ આગળ, આવ્યા પંઢરપૂર.
ભીમા તુંગભદ્રા ભામા, કૃષ્ણા ત્રિવેણી પુણ્યક્ષેત્ર;
ચંદ્રભાગામાં સ્નાન કીધાં, ઋષીસંગે શેષ.
માતતાતની સેવા પુંડરીકે, કરી છે ચિત્ત ઠામ;
પ્રસંન વિઠ્ઠલ રહ્યા ઉભા, અદ્યાપિ તે ગામ.
દક્ષિણનાં સર્વ તીર્થ રામે, કર્યાં છે શુદ્ધ મંન;
પંપાસરોવર મૂકી આવ્યા, દંડકારણ્ય જ્યાં વંન.
ત્ર્યંબકેશ્વર ગોદાવરીનો, માહમા કહિયે વિશેષ;
કુશાવર્તના કુંડમાં આવી, નહાયા છે તવ શેષ.
સિંહનો ગુરૂ થાય સિંહસ્થે, આવે દેવ સમસ્ત;
એક સંવત્સર નહાયા અહિયાં, એવું છે એ તીર્થ.
ત્યાંથકી જઇ નૃસિંહ તીર્થે, આવ્યા ફરતા રામ;
હિરણ્યકશ્યપને માર્યો જ્યાં છે, બ્રહ્મહત્યા ગઇ તે ઠામ.
સૂર્યદહામાં સ્નાન કીધાં, નૃસિંહે અવશ્યમેવ;
તે માટે નૃસિંહજી નામજ, તીર્થનું ચાંગદેવ.
નૃસિંહ તીર્થમાં સ્નાન કરીને, ચાલ્યા આગળ રામ;
નર્મદા કાવેરી સંગમ, નહાયા જઇ તે ઠામ.
માન્ધાતા તીર્થ ક્ષીપ્રા, અવંતી મોક્ષ રાસ;
સકળ તીર્થ કરી પાછા, આવ્યા છે પ્રભાસ.
કૈરવ પાંડવ માંહોમાંહે, કરે છે બહુ સંગ્રામ;
અષ્ટાદશ દિન થયા યુદ્ધને, જાણ્યું એ બળરામ.
અઢાર અક્ષૌહિણી સૈન્ય સર્વે,નાશ પામ્યું જ્યાંય;
દુર્યોધન ને ભીમ એ બેહુ, વઢે છે હજુ ત્યાંય.
સાંભળી બળભદ્ર કહે, જઇ કહું રાજને કાજ;
પ્રભાસથી તવ આવી પહોંતા, કુરૂક્ષેત્ર મુઝાર.

---

* આ ઓગણએંશીમા અધ્યાયમાં બળભદ્રે બ્રાહ્મણોને રાજી કરવા માટે બલ્વલ દૈત્યને માર્યો ત્યાર પછી તીર્થયાત્રા કરી સૂતની હત્યાનું પ્રાયશ્ચિત્ત કર્યું એ કથા છે. † એક ઋષિ.

શ્રીકૃષ્ણ પાંડવ બેઠા છે, તેને મળ્યા જઇ રામ;
આસન આપી પૂજા કીધી, પાંડવે તેણે ઠામ.
શ્રીકૃષ્ણ મુખે બોલ્યા નહીં, રખે ક્રોધ કરે જ્યેષ્ઠ ભ્રાત;
મંડળ કરી બેહુ વઢે છે, શેષ ગયા કહેવા કાજ.
દુર્યોધનને રામ કહે, હવે શાને કરો છો યુદ્ધ;
તમો છો તો સર્વ મળશે, માનો કહું એ શુદ્ધ.
ગદાયુદ્ધમાં બેહુ સરખા, વઢે છે મલ્લ રીત;
સાંભળી દુર્યોધન બોલ્યા, હવે શું જગદીશ.
સૈન્ય સર્વે નાશ પામ્યું, એ ગઈ પહેલાં વાત;
હવે કહેવું તે વૃથા, જુઓ પડયા છે શત ભ્રાત.
પુત્ર બંધુ તજી સુજને, ગયા સ્વર્ગ સદંન*;
તે ગયા ને હું રહું એમાં, નહીં કાંઈ ધર્મ.
તે માટે યુદ્ધ કરી મરવું, જાણજો આ ઠામ;
છેલ્લો એ નમસ્કાર તમને, કરૂં છું હું રામ.
માન્યું નહીં તવ ફર્યા પાછા, ત્યાં થકી બળદેવ;
તીર્થ કરતા આવી પહોંતા, દ્વારિકાં અવશ્યમેવ.
આવીને ત્યાંનાં તીર્થ કીધાં, ભાવસું યદુરાય;
વસિષ્ઠ લાવ્યા ગોમતી, તેનો મહિમા કહ્યો નવ જાય.
સ્નાન કરતાં પાતક સર્વે, બળી ભસ્મજ થાય;
ચક્રતીર્થમાં જે મરે તે, ચક્ર થઇને જાય.
પદ્મતીર્થમાં પદ્મ થાયે, શંખોદ્ધારે શંખ;
મોક્ષપુરી એ દ્વારિકાં એનો, મહિમા કહું અસંખ્ય.
તીર્થ કરી શેષ પરવર્યા, જોડું હાથ એ મંનવિચાર;
ઇષ્ટ†મિત્ર ઋષિ સ્ત્રીસાથે, ચાલ્યા ફરી નિમિષારણ્ય સાર.
સોરઠ ને મચ્છ કચ્છ દેશજ, મૂકયા ગઢ ગિરનાર;
એ રીતે આવી મળ્યા ઋષિ ઘણું, પ્રસંન થયા તેણીવાર.
બળભદ્ર કહે તમ આજ્ઞાએ, કીધાં તીર્થ મેં સર્વ;
હવે અમો અહીં હાથ જોડું, એ કારજ કરવાં પર્વ.
યજ્ઞનો આરંભ કીધો, ઋષીજીયે તતકાળ;
સ્ત્રી સંગે શેષે હાથ જોડયા, રીઝયા મંન દયાળ.
યજ્ઞ અંત્યે સમસ્ત ઋષીને, કરાવ્યાં ભોજંન;
વિપ્રને કહ્યું જે માંગો, તે આપું દક્ષિણા ધન્ય.
વિપ્ર કહે ધનનું શું કરવું, અમો માગું દક્ષિણા જ્ઞાન;
જ્ઞાને કરી એ દુસ્તર તરીયે, જઇએ ઉત્તમ ઠામ.
બલીભદ્ર કહે સહુ જગતને વિષે, એક શબ્દમય બ્રહ્મ;
રવિ એક પ્રતિબિંબજ‡ ઘટઘટ, તેમ જાણો મંન.

જાણે તે તદ્રૂપ થાયે, નહીંતર ભમે ભવમાંય;
તમે માગ્યું જ્ઞાન એ મેં, આપ્યું તમને ત્યાંય.
સાંભળી ઋષી હરખ પામ્યા, સ્તુતિ કરી બોલ્યા વેણ;
તીર્થના એ વેષ મૂકી, ધરો રાજાનાં ચેહેન.
વસ્ત્રાભૂષણ આપ્યાં ઋષીયે, વિનય કરી કરજોડ;
તમો ગુરૂ અમો શિષ્ય સ્વામી, પહોંચ્યા મનના કોડ.
મુગટ કુંડળ પહેર્યાં પીતાંબર, શોભા કહી નવ જાય;
તારામાં જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં યદુરાય.
દેવે આવી સ્તુતિ કરી, તમો કહિયે શ્રીવાસુદેવ;
સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ, ચારે મૂર્તિ છે એક.

વળણ.

એક રૂપ કરી જાણવા, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ઓગણ્યાએસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકોનાશીતિતમોધ્યાયઃ ॥ ૭૯ ॥**

---

## અધ્યાય ૮૦ મો.*

### કડવું ૧૯૩ મું–રાગ રામગ્રી.

વદ્યા પરીક્ષિત શુક પ્રત્યે એમ, હરિનાં ચરિત્ર થઇ રહ્યાં કેમ;
જે તમો બીજાં કહો મુનિજંન, હરિગુણ સાંભળવા મુજ મંન.
કહ્યાં ચરિત્ર તમો બળરામ, તે અમો સાંભળ્યાં ચિત્ત દઇ કાન;
હવે કહો ચરિત્ર હરિ રમ્ય, એ સાંભળતાં તૃપ્તિ નહીં મંન.
કહેશો સાભળ્યાં છે તમો ઘણાં, એમ મા જાણશો મુનિજંન;
શુકદેવ વદ્યા છે એમ વચંન, સાંભળો વિષ્ણુભકત રાજંન.

ચાલ.

સાંભળો હવે કથા કહું, ભગવાનની રાજંન;
તમારૂં ચિત્ત હરિકથાપર, બીજાપર નહીં મંન.
સકળ સભા સહુ સાંભળે, તેમાં તમારો ઘણો ભાવ;
શરીર તો નિઃસાર છે, એમાં સાર હરિગુણ ગ્રામ.
રસનાએ હરિનામ લેવું, ત્યારે રસના સાર;
મધુર વચને બોલવું, એ મૂકી મનનો રાગ.

---

* ઠામ. † વાહાલા.
‡ સર્વે એક છતાં તેનું પ્રતિબીંબ જુદી જુદી જગામાં જુદા જુદા આકારનું પડેછે તેમાં અજ્ઞાની મનુષ્યને ભ્રમ પેદા થાય છે. તેમજ પરબ્રહ્મ પણ એક છતાં અનેકમાં જુદા જુદા રૂપે ભાસે છે પરંતુ એકજ રૂપ છે. * આ એંશીમા અધ્યાયમાં ધન લેવા માટે પોતાને ઘેર આવેલા સુદામાની શ્રીકૃષ્ણે પૂજા કરી ગુરૂને ઘેર રહેવાની વાત પૂછી તે કથા છે.

કરે કરી હરિ પૂજા કરવી, વળી એ પુણ્ય દાન;
મસ્તક તે હરિને નમાવે, ગૌ સાધુ વિપ્રને જાણ.
નેત્રે હરિનાં દરશન કરવાં, સાંભળવા ગુણ કાને;
પગે કરી હરિ મંદિર જાવું, તીર્થે એ સાવધાને.
તો દેહ ધર્યાનું સફળ છે, નહીં તો વૃથા જન્મ ધર્યો શૂન્ય;
ક્ષણભંગુર એ દેહ સાથે, આવે સુકૃત પુણ્ય.
તે માટે હરિભક્તિ કરવી, ભક્તિએ વશ શ્યામ;
હવે સુદામાની કહું કથા, એ સાંભળો સાવધાન.
અયાચક વૃત્તિ પાળે સુદામો, હરિ ઉપર તેનું મંન;
ક્ષણમાત્ર તે વિસરે નહીં, એવા ભક્ત રાજંન.
થોડું ઘણું અંન મળ્યું તેમાં, રાખે છે સંતોષ;
સાંદીપનિને ઘેર આવ્યા, ભણવા કાજ ઉદ્યોગ.
સકળ વિદ્યાએ પૂર્ણ ગુરૂજી, એવા ગુરૂ સમર્થ;
વેદ વિદ્યા ધનુર્વિદ્યા, ભણે જે મનોર્થ.
એને મઠે ભણવાને આવ્યા, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
સાંદીપનિ બહુ માન દઇ, હેતે શીખવે રળિયાત.
પાટી દેખાડવા સુદામા પાસે, આવે દેવમોરાર;
વડો નિશાળિયો કહાવે મઠમાં, થઇ છે મિત્રાચાર.
ખાવું પીવું ભણવું ભોજન, સુવું એકે ઠામ;
સુદામા સાથે પ્રીત એવી, થઇ છે શ્રીભગવાન.
ચોસટ દહાડે ચૌદ વિદ્યા, ભણ્યા શ્રીયદુરાય;
ગુરૂસુત દક્ષિણામાં આપી, હરિ થયા વિદાય.
સુદામાને ભેટી રોયા, પોતે જુગદાધાર;
મહાનુભાવ ફરી મળજો મુજને, માગું છું એક વાર.
સુદામો ગદગદ્ કંઠ થઇ કહે, ભક્ત હજો મુજ શ્યામ;
મળી કરી મથુરામાં આવ્યા, હળધર શ્રી ભગવાન.
સુદામો ઘેર આવ્યા ભણીને, માંડયો ગૃહસ્થાશ્રમ;
તૂટી મઢી વસ્ત્ર જીર્ણ પહેરે, નિર્ગમે જ્યમ ત્યમ દીન.
ધાતુપાત્ર મળે નહીં, અલક્ષ્મીનો ત્યાં વાસ;
દરિદ્રે ઘણું પીડયા ઋષીને, મળે નહીં કોડી પાસ.
પતિવ્રતા ધર્મ પાળે પત્ની, પ્રજા થઇ છે પેટ;
ભુખ્યાં બાળક વલવલે, એમ દરિદ્ર આવ્યું નેટ.
મળ્યું તો ઋષિ ખાય નહીંતર, ભુખ્યા કરે છે શયન;
પત્ની પુત્રનું પુરૂં પાડે, કોનું કામ કરી પ્રતિદિન.
પછે અંન જડતું રહ્યું, તવ શું કરે સ્ત્રીજંન;
સ્વામીને કેમ કહું મુખથી, જે આણી આપો અંન.
ન કહું તો અર્થ કેમ થાયે, લાજે વણશે કાજ;
લાજ મૂકી કહેવા આવ્યાં, છેક અડયું છે આજ.

કર જોડીને રહ્યાં ઉભાં, વિનતી સ્વામીનાથ;
તમારે છે શ્રીકૃષ્ણ સરખા, મિત્ર સાંભળી વાત.
તે માટે જાઓ યાચવા, પુરશે મનનાં કામ;
તમો કહેશો વૈકુંઠમાં છે, કેમ જાવું તે ઠામ.
એમ નહીં હવડાં દ્વારિકામાં, રહે છે સ્વામીન;
દરિદ્ર દ્રુમને કાપશે, કાંઇ કર્યું નહીં મેં પુણ્ય.
કહો કહ્યા વના કેમ જાણશે, તે આપશે જાણી દીન;
એમ નહીં તે કરૂણાનિધિ છે, જાણશે હરિ મંન.
આજ સુધી મેં કહ્યું નહીં,સ્વામી નૈવેદ્ય વિના રહે દેવ;
બાળક જીવે કેમ કરી, માટે માનો વચન અવશ્ય એવ.
ધીરજ કેમ ધરૂં સ્વામી, શું છે આપણે સુખ;
નખ મોટાં વસ્ત્ર જીર્ણ દેખી, થાય છે મુને દુઃખ.
દર્ભતણી ત્રુટી સાદડી, તેપર શયન કરોછો નાથ;
તે માટે જાઓ યાચવા, હું કહું જોડી હાથ.
તમો કહેશો કેમ માગું, માગતાં આવે લાજ;
વિભીષણે જઇ શીષ નામ્યું તો, આપ્યું લંકારાજ.
તમો જ્ઞાની સર્વ જાણો છો, હું કહું તે અન્યાય;
પણ શું કરિયે યાચવું પડયું, એ વાતની નહીં લાજ.
અયાચક વ્રત ભાંગશે, એમ જાણશો સ્વામીનાથ;
એમ નહીં પણ વિશ્વ સર્વે, માગે છે એ પાસ.
જગત ભિક્ષુક દાતા એ છે, જુઓ વિચારી મંન;
સ્ત્રીનાં વાકયને સાંભળીને, બોલ્યા ઋષિ વચંન.
અંતર્યામી રહ્યા વ્યાપક, જાણે મનની વાત;
આપનારો હોય તો અહિં બેઠાં, આપશે વિશ્વનાથ.
સ્ત્રી કહે અગ્નિ પાસે આવે, તેની જાયે ટાઢ;
માગ્યા વિના કેમ આપશે, વિવાદે થાયે રાઢ.
સાંભળી સુદામો કહે ભલું, એ મસે મળશે શ્યામ;
ભેટ શું જઇ મૂકું આગળ, પાસે નહીં કાંઇ દામ.
મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
દીન વચન જઇ કહેવું એથી, મૃત્યુ સારૂં થાય.
સ્ત્રીને ઋષિજી એમ કહે, તમો જીત્યાં હાર્યો હુંય;
કહો ભાભી ને ભગવંત આગળ, ભેટ મૂકું શુંય.
હરખ પામી પડોશણને, આવી કહિ એ વાત;
ચાર મુષ્ટિ તાંદુલ તેણે, આપ્યાં છે તતકાળ.
સ્વામીને કહ્યું લીજીયે આ, તાંદુલ પૂરે આસ;
બાંધવાને મળે નહીં કાંઇ, [illegible] સારૂં પાસ.
ઊપરા ઉપરી બંધન કીધાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે તાંદુલ બાંધ્યા, જેમ છોડતાં ચડે રીશ.

એ તાંદુલ લઈને શીઘ્રે ત્યાંથી, નીસર્યા મુનિજંન;
હરિ કૃપાયે આવી પહોંતા, દ્વારિકાં પુરી ધન્ય.
ગોમતીમાં સ્નાન કીધાં, પ્રયોગ તર્પણ ધ્યાન;
તિલક દ્વાદશ ધર્યાં અંગે, ચાલ્યા જપતા હરિ નામ.
ત્રણ પોળ મુકી ગયા આગળ, જોતાં નગ્રનાં ધામ;
સાવ કંચન રત્નમણિમય, શું કરૂં પુરનું વખાણ.
એ રીતે તે આવી પહોંતા, યાદવના ઘર પાસ;
જુએ તો મોટી અટાળી, તે દેખી વિસ્મય થાય.
હરિ કૃપાયે જાય ચાલ્યા, લીધું નહીં કોઇયે નામ;
સોલ સહસ્રના મંદિર મધ્યે, રૂકૂમિણી ઘેર શ્યામ.
તે ઠામે આવી ઉભા ઋષીજી, વિચાર્યું તવ મંન;
ક્યા ઘરમાં જાઉં હવે, દીઠા ત્યાં પ્રાણજીવંન.
ઉઠીને તતક્ષણ સામા ચાલી, આવીયા શ્રીભગવાન;
ભુજ પસારી લીધા ઋષિને, ભેટ્યા આદરમાન.
ગદ્ગદ્ કંઠે થયા શ્રીહરિ, નેત્ર ભર્યાં તવ નીર;
બાંહે ધરી પ્રભુ લેઇ ગયા છે, પોતાને મંદીર.
સિંહાસનપર બેસાડ્યા, ઋષિ જોઇ થયા રળિયાત;
પૂજાની સામગ્રી શીઘ્રે, નંગાવી તાતકાળ.
સાંભળી રૂકૂમિણી ઉઠયાં, કરવા ઋષીની સેવ;
સુવર્ણ પાત્રમાં પૂજા લેઇને, આવ્યાં છે તતક્ષેવ.
સુદામાનાં ચરણ ગ્રહીને, પખાળે મહારાજ;
રૂકૂમિણી જળ નામે ઉપર, પૂર્યા મનોરથ આજ.
અર્ઘપાદ્ય પૂજા કરી, લેઇ ચરણામૃત ધર્યું શીષ;
કૃતારથ અમને કર્યાં, આજ પધાર્યા ઋષી ઇશ.
સાંભળી સોલ સહસ્ર આવી, જોવા હરિના મિત્ર;
જોઇ સહુ ત્યાં હસવા લાગી, એ શું જુઓ હરિની પ્રીત.
દેહે દુર્બળ વસ્ત્ર જીરણ, દેખાય છે કદ રૂપ;
સતભામા કહે મિત્ર હરિના, કુટડા ઘણું રૂપ.
એમ કાનેકાન કરે વારતા, એ જાણ્યું દેવમોરાર;
શ્રીકૃષ્ણ કહે એની સેવા કરશે, તે વહાલી મુજને નાર.
સાંભળી કો વીંજણ લેઇને, આવી ઢોળે વાય;
કો પાન બીડી જળની લોટી, ઉભી લઇ સેવાકાજ.
સુદામાસું પ્રીત વારતા, કરે શ્રીપરિબ્રહ્મ;

**શ્રીકૃષ્ણઉવાચઃ—**

થાકા હશો મિત્ર સુદામા, તમને થયો છે માર્ગમાં શ્રમ.
કાંઈ તમને સાંભરે છે, કે નહીં પૂર્વની વાત;
સાંદીપનિને ઘેર આપણ, ભણતા બેહુએ સાથ.
ભણી ગયા પછી તમારો, કેમ થયો છે નિર્વાહ;
પરણ્યા છો કે નહીં દીસે, ચેહેન પરણ્યાનાં ક્યાંહ.
વસ્ત્ર ભૂષણ નહીં એ કેમ, ચાલે ગૃહસ્થાશ્રમ;
બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમજ, પછે જાણો વાનપ્રસ્થ.
એ પછી સંન્યાસ કહિયે, તરવા મારગ ધર્મ;
મિત્ર મારા કષ્ટ પામ્યા, દુઃખે ગયા છે દીન.
ગોવિંદે માંડી ગોઠડી, મિત્ર સાંભળો મારી વાત;
ચિંતા શી પડી આવડી, જે દુર્બળ દીસે કાય.
સંતાન સુખ નહીં ઘરમાં, શું ભાભીયે આણ્યા વાજ;
કે જ્ઞાને કરી ત્યાગી થયા, સંસારપર નહીં ભાવ.
તપે કરી ઇંદ્રી વશ કરો છો, કે દેહદમન મન વૈરાગ્ય;
એટલા દુઃખમાં સ્યું દુઃખ તે, કહો મુજને અનુરાગ.
ઋષી કહે તમ વિયોગે કરી, પામ્યો છું હું દુઃખ;
અંતર્યામી મળ્યા છો, તો હવે થાશે સુખ.
સામળિયા આજ મળ્યા તમને, સાંભરે છે કે શૂન્ય;
ગોરને ઘેર એક સ્વરે કરી, ભણતા વેદની ધૂંન્ય.
સ્ત્રીને સોંપી ગયા ગુરૂજી, કરવા યજ્ઞનાં કામ;
ગુરૂપત્નિયે વિચાર્યું, આજ ઈંધણ નહીં ઘરમાંય.
આપણને આવી કહ્યું, છેક અઠયું છે શિષ્ય;
કાષ્ટ કઠકો મળે નહીં, હું રસોઇ કરૂં શી રીત.
સાંભળી તતક્ષણ ચાલ્યા, કુવાઢા લેઇ સ્કંધ;
હું તમે બળભદ્ર સાથે, ગયા વનમાં સંધ.
ખોડ ફાડી ભારા ત્રણે, બાંધ્યા છે તતક્ષણ;
સાંભરે કે નહીં તમને, જુઓ વિચારી મન.
તે સમે વાયુ આંધી આવી, વરસ્યો બહુ વરસાદ;
રવિ અસ્તાંગત દિશા ભુલ થઇ, સુઝે નહીં કાંઇ વાટ.
નદી નાળાં પૂર આવ્યાં, ટાઢે ધ્રુજીએ વનમાંય;
એકેકના કર ગ્રહી ચાલ્યા, વિપત પડે બહુ ત્યાંય.
રખે કો ભુલા પડે થઇ, અંધારી ઘણી રાત;
વસ્ત્ર ભીનાં વળી ઉપર, વરસે છે વરસાત.
એ રીતે આપણે રાત સઘળી, ફર્યા છિએ મુનિજંન;
સુદામા કહે સાંભરે મુને, રહ્યા રાત્રે વન.
શ્રીકૃષ્ણ કહે વળી સાંભરે, મિત્ર કહું તમને વાત;
પ્રાતઃકાળ થયે ભારા લઇને, ચાલ્યા ત્રણ જણ વાટ.
ગુરૂએ આવી કહ્યું સ્ત્રીને, ક્યાં ગયા એ બાળ;
ગોરાણી કહે મોકલ્યા મેં, લેવા સરપણ કાજ.
રીસ કીધી અતિ ઘણી, તેં એ શું કીધું કર્મ;
રામ કૃષ્ણ બેહુ ભણવા આવ્યા, એ કહિયે પરિબ્રહ્મ.

સુકુમાર બાળક મોકલ્યા, કેમ કરી રાખું ધીરજ;
હજી લગી આવ્યા નહીં, વરસે મેઘ ચમકે વીજ.
રાત્રિ થઇ નદી પૂર આવ્યાં, શું કરે તે બાળ;
સ્ત્રીને એ રીતે કહ્યું ગુરૂએ, ચિંતામાં ગઇ રાત.
બાળક વનમાં રહ્યાં ભુખ્યાં, શું કરૂં હવે જોય;
પ્રાતઃકાળે આવ્યા ખોળતા, આપણને દેખી મન મોય.
ધાઈ આવીને ભારા નંખાવ્યા, લીધા હૃદયા સાથ;
એમ કરતાં તમને કષ્ટ પડયું, કહી મૂકયો મસ્તક હાથ.
પ્રસન થયા છે આપણને, ઘેર તેડી ગયા ઉલ્લાસ;
તમારી વિદ્યા તમને ફળજો, દીધો આશિરવાદ.
ગૌ દેતાં કર વધારી તમે, દહોણી આપી થયું જ્ઞાન;
ગોરાણીએ પુત્ર માગ્યો, મુવો તે આપ્યો જાણ.
વિદાય થઇને ઘેર આવ્યા, એ સાંભરે મિત્ર વાત;
તે દહાડાના આજ ફરીને, મળ્યા છિયે રળિયાત.
સાંભળી ઋષીજી વધ્યા, મુને સાંભરે મહારાજ;
આજ જન્મ મારો થયો સફળ, દરશનથી સર્યાં કાજ.
તમે કહ્યું ગૃહસ્થાશ્રમ, કેમ ચાલે છે તમારો;
તમ કૃપાથી આજ સુધી, થયો છે નિર્વાહ મારો.
જગતગુરૂ તેમને કહિયે સ્વામી, ભણ્યા ગુરૂની પાસ;
ભણવું ભણાવવું શું પડે તમને, લોક વેહેવારને કાજ.
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, એક અનંત સ્વરૂપ;
કોટિ કોટિ બ્રહ્માંડ ફરે છે, તમારાં રોમકૂપ.
તમો વિશ્વંભર વિશ્વપાલક, આપો સહુને અંન;
અમને શાની છે ચિંતા, માથે તમો પરબ્રહ્મ.
સંસારનું સુખ સ્વપ્ન સરખું, સાચું હરિનું છે નામ;
શ્રવણ કીર્તન ધ્યાન ધરે તે, પામે વૈકુંઠ ધામ.
પરસ્પર વાત એમ કરે છે, ઋષી ને ભગવાન;
સુતપુરાણીકે શૌનક આગળ, કહ્યું છે નિર્વાણ.

વળણ.

કહ્યું છે એ નિર્વાણરે, કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો એંસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અશી-તિતમોધ્યાયઃ ॥ ૮૦ ॥**

---

# અધ્યાય ૮૧ મો.*

## કડવું ૧૯૪ મું-રાગ કેદારો.

શુક કહે સુણ રાજંન, હરિનાં ચરિત્ર કહું અતિ રમ્ય;
સુદામા પર પ્રભુની પ્રીત, પૂર્વની વાત કરે જગદીશ.

ચાલ.

જગદીશ કહે મારા મિત્રને, નથી દ્રવ્યની ઇચ્છાય;
ધણિયાણીને ઇચ્છા છે, મન જાણ્યું યદુરાય.
દીધા વિના કેમ પામશો, એમ કહે મધુસુદંન;
સાત જન્મ લગી જોયું પ્રભુયે, મળે નહીં કાંઇ પુન્ય.
વૈભવ મારો દેખીને, એ લાજશે મન સાથ;
તે માટે તાંડુલ મુજને, આપશે નહીં હાથ.
મિત્રને કહે અમારે કાજે, લાવ્યા છો શું હેત;
દેવગુરૂ તથા રાજદ્વારે, મૂકવી કાંઇ ભેટ.
પત્ર અથવા પુષ્પ કે ફળ, કરે મુને અરપણ,
તેણે કરી હું સંતોષ થાઉં, ઘણે નહીં રીઝે મંન.
ભાભીયે ભેટ મોકલી તે, આપો અમને વરત;
લાવ્યા છો શી ગાંઠડી, કાંઇ દીસે એમાં તત્વ.
ઋષિજી મન વિચારે ત્યાં, તુચ્છ ભેટ મૂકું શુંય;
શ્રીકૃષ્ણના વૈભવ જુઓ†, રંક દુર્બળ બ્રાહ્મણ હુંય.
કંચન મણિમય કહિયે રચના, સપ્ત ભૂમી અવાસ;
મુક્તાફળનાં તોરણ દ્વારે, તેજ પુંજ પ્રકાશ.
અષ્ટસિદ્ધિ નવનિદ્ધિ ઘરમાં, ભર્યા કોષભંડાર;
શું જોઇને એ તાંડુલ આપું, કરે મંન વિચાર.
શ્રીકૃષ્ણે મંન વિચાર્યું, એને આપતાં આવે લાજ;
હસતાં હસતાં તાણી લીધી, ગાંઠડી યદુરાજ.
દેખીને ઘણું પ્રસંન થયા છે, છોડે છે પોતે ગાંઠ;
સુદામાનું દારિદ્ર ખોવા, પ્રીત ઘણી એ માટ.
જેમ છોડે તેમ ભવનાં બંધન, છુટતાં જાયે ત્યાંય;
છોડતાં તાંડુલજ દીઠા, હરખ્યા ઘણું મનમાંય.
ઋષીને ભગવાન કહે છે, તમે કેમ જાણી મનની વાત;
ભગવાનને એ વહાલા છે, માટે લાવ્યા છે એ ભાવ.
સ્ત્રી સર્વે આશ્ચર્ય પામી, આ શું એમ કહે નારી;
આવડું એણે બંધન કીધું, કર્યું યત્ન બહુ ભારી.

---

* આ એકાશીમા અધ્યાયમાં ભગવાને મિત્રના તાંડુલ ખાઇ તેના આશ્રમમાં ઇંદ્રને પણ દુર્લભ એવી લક્ષ્મી કરી આપી એ કથા છે. † જુદા પ્રકારનો.

માંહોમાંહિ કહે છે નારી, એવી શું શું છે વસ્ત;
જે દેખી રળિયાતજ થાય છે, હરિ છોડે છે સ્વહસ્ત.
એક મુષ્ટિ આરોગ્યા ભરી બીજી,લક્ષ્મીયે ઝાલિયો હાથ;
શાક તુલ્યે આપ્યું હવે શું, આપશો મુજને નાથ.
પછે તમને ગમે તે ખરૂં, સમજિયા દેવ મોરાર;
બાકી સ્ત્રીને વેહેંચી આપ્યા, પ્રેમે તાંદુલ સાર.
એક તાંદુલ ભાવનો તે, કહિયે લક્ષ સમાન;
રૂક્મિણીને કહે શ્રી હરિ, તે જાણજો મનમાંય.
એ સરખું મેં આપ્યું નહીં, એમ વધ્યા જગદાધાર;
આપ્યું તે રૂક્મિણી જાણે, બીજી ન જાણે નાર.
શ્રી કૃષ્ણ કહે મારા મિત્ર ભૂખ્યા, કરો સામગ્રી તૈયાર;
માર્ગમાં ઘણો શ્રમ થયો, સાંભળો સ્ત્રીયે વાત.
એકો પાણી અંન સામગ્રી, કર્યું છે સર્વ તર્ત;
રૂક્મિણી કહે ઉઠાડો. હવે ઋષીને ભગવંત.
એમ વાત કરિને ત્યાંથી, ઉઠયા છે ભગવાન;
સુદામાને તેલ મર્દન, ઉષ્ણોદક શુભ સ્નાન.
મિષ્ટાન્ન ભોજન શાતળ જળ,મુખવાસ બીડી બરાસ;
રત્નજડિત શય્યા ઉપર, સુવાડયા ઋષીરાજ.
શ્રી કૃષ્ણ ઋષીના પાગ ચાંપે, લક્ષ્મી ઢોળે વાય;
નિદ્રાવશ તવ થયા ઋષીજી, સુતા પછી યદુરાય.
પ્રાતઃકાળ થયો વિદાય માગી,ચાલ્યા સુદામા સાવધાન;
વળાવાને ગયા સંગે, પોતે શ્રી ભગવાન.
સુદામાને ભેટયા શ્રીહરિ, ફરીને મળવું કયાંય;
ડાબે હાથે વળાવી પ્રભુ, આવ્યા મંદિરમાંય.
સતભામા કહે જાંબુવતીને, કૃપણ થયા જુઓ હેત;
બ્રાહ્મણ દુર્બળ ગયો તેને, આપી નહીં કોડી એક.
રૂક્મિણી કહે સમજો શું તમો,પ્રભુની વાત છે ગૂઢ;
આપ્યું પણ મુખે નવ કહ્યું,જુઓ એવા ગરૂડારૂઢ.
માર્ગમાં ઋષી જાય ચાલ્યા, કરતા મંન વિચાર;
ભલું થયું આપ્યું નહીં, મુને દ્રવ્ય દેવમોરાર.
મિત્રે જાણ્યું દ્રવ્ય આપું તો, માયામાં થાય મગ્ન;
તેમાટે હેત કર્યું મુજપર, રાખ્યો મારો ધર્મ.
પાપને મૂળે અવતરે, એ મૃત્યુ લોક અવતાર;
હું રંક કૃપણ પતિતને, કોણ,આવડું હેત કરનાર.
તેલ સુગંધી મર્દન કીધાં, ઉષ્ણોદક એવો ભાવ;
થાકા છો મિત્ર નાહાઓ ઘણે જળે, ઉતરે પગ થાક.
ભોજન કરાવી શય્યા ઉપર, સુવાડયા ગયો શ્રંમ;
ઉશીસાં મખમલ તળાઇ, સમુદ્ર ફેણ જેવી નરંમ.

થાકા છો મિત્ર એમ કહીને, ચાંપ્યા મારા પાય;
રૂક્મિણી ઉભાં સેવા કાજે, ઢોળે વીંઝણ વાય.
એટલું સુખ કયાંથી મુજને હું રંકને જુઓ પ્રેમ;
હું પામર તે ઇશ્વર કહિયે, વિચારે ઋષિ એમ.
ભલું થયું કાંઇ ન આપ્યું મુજને, કર્યું રૂડું કામ;
સુખે હરિ સ્મરણ નહીં,દુઃખે સ્મરીયે નિત્ય રામ.
વળી ઋખી મંન વિચારે,કાંઇ આપ્યું નહીં મહારાજ;
બાળક કહેશે પિતાજી, શું લાવ્યા છો અમકાજ.
વળી કહે ધન મદ કરીને, પડતા કુંભીપાક;
સમજી કર્યું મુજ સખાયે, મુને કર્યો એ ઉપકાર.
ભક્તિ મોટી સર્વથી, જેણે વશ થાયે ભગવાન;
એમ વિચાર કરતા આવી પહોંતા,દીઠું ઋષિયે ગામ.
વાટિકા વૃક્ષ પરમ સુંદર, ભર્યાં સરોવર સુહાય;
કમળપુષ્પ સુગંધ મેહેકે, દેખી વિસ્મય થાય.
જોતાં જોતાં ચાલ્યા નગરમાં, આવ્યા મંદિર સમીપ;
સપ્ત ભોમી અવાસ મણીમય, દીઠા છે એ રીત.
સાવ કંચન રત્ન હીરા, જડીત સ્થંભ અમૂલ્ય;
વિશ્વકર્માયે રચી રચના, થાય નહીં કંઇ મૂલ્ય.
છજાં અટાલી ગોખ જાળી, બેસવાના ઠામ;
મુકતાફળનાં તોરણ લટકે, શું વખાણું ધામ.
સુવર્ણ પુતળી રત્ન ઘરમાં, દીસે જ્યોતિ પ્રકાશ;
ગલેચા જાજમ તકીયા, ત્રુઠા છે અવિનાશ.
હેમકળશ ત્યાં ધ્વજા ઉપર, દેવ વિમાનની ભાત;
સહસ્ર સહસ્ર દાસી ભૂષણ, પેહેર્યાં મણીમય જડીત.
રત્નજડીત શય્યા ઉપર, ચંદ્રવે મોતી ઝૂલ;
ઇંદ્રના જેવી કહિયે વિભુતી, શોભા મંદિર રમ્ય.
મદ ગલીત ગજ હેમ સાંકળે, ઝુલે છે તે ઠામ;
યાચકજન યશ છંદ બોલે, અપ્સરા નૃત ગાન.
દોહોરી નોબત વાજે દ્વારે, થઇ રહ્યો નાટારંગ;
એ શું વિશ્વકર્માએ કર્યું ક્ષણમાં,વિચારે મુનિ પુંગ.
મનુષ્ય પામર શું કરે, એ કહિયે રચના દેવ;
અરૂં પરૂં જુએ ઋષીજી,પણ જડે નહીં ઘર એવ.
ઠામ ભુલ્યો પણ ગામ નીશ્ચે, દીસે કો ધનવંત;
એજ ભોવનમાં જે રહે, જેણે સેવ્યા ચરણભગવંત.
હસ્તિ ડોલે આંગણે, વળી હય કરે હીંસાર;
અચુત સેવક ઉભા દ્વારે, વળી એ પ્રતિહાર.
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગાન;
સુદામાજીયે વિચાર્યું, કો છત્રપતિનું ધામ.

મઢી મારી ક્યાં ગઇ, ને ક્યાં ગયાં સ્ત્રી બાળ;
એ શું મુજને ભ્રાંતિ થઇ છે, દીશા ભુલ જંજાળ.
સળ્યાં સરખાં છોકરાં, દિસે લુટી સરખી નાર;
ત્રુટી સરખી ઝુંપડી, તે દીસે નહીં નિરધાર.
વળી મનમાં વિચાર્યું, એ કહિયે મારો ઠામ;
એટલી વારમાં કોણ કરે, અકૃત્રિમ કરતા શ્યામ.
ક્ષણમાત્રમાં સુવર્ણ દ્વારિકાં, રચી છે અતિસાર;
ક્ષણમાં સૃષ્ટિ સંહાર કરે તો, એને કરતાં શી વાર.
અહો સખાએ મુજને કહ્યું નહીં,છેવટની ઘડી સુધી જોઇ;
સાવ કંચન રત્ન મણીમય, આપ્યાં મંદિર એહ.
આગળથી એ રચ્યાં મંદિર, જાણે લક્ષ્મી તાત;
બીજું કો જાણે નહીં, એવા મિત્ર મારા ભ્રાત.
એકેક કણ તે ઇંદ્રાસનપેં, અધિક માન્યો શ્યામ;
તુચ્છ ભેટ તે ઘણીકરીને, માની લે ભગવાન.
ગદ્‌ ગદ્‌ કંઠે થયો સુદામો, નેત્ર વહે જળધાર.
કોટી કોટી પ્રણામ પ્રભુને, કરૂં છું નમસ્કાર.
હવે પતિવ્રતા ઘેર વાટ જુએ છે,સ્વામીની શી રીત;
સોલ સણગાર વસ્ત્ર ભૂષણ, પેહરિયાં કંચન ચીર.
નેપુર રણઝણ વિછુઆ, વાજે મણીમય જડાવ;
ગલુબંધ બાજુબંધ બેરખા, કરકંકણ મુકતા હાર.
રત્નમણીમય ઝાલ ઝબુકે, શોભે છે મુખચંદ્ર;
નવયૌવન રૂપ વિશાળ સતીનું, એ કૃપા શ્રીગોવિંદ.
રત્ન આસને બેસી ઝરૂખે, જુએ સ્વામીની વાટ;
કાંઇએક દાસી સેવામાં તે, કરે છે કામકાજ.
કો પાનબીડી જળની ઝારી, કો પુષ્પના લેઈ હાર;
અગર ધૂપ સુગંધ બેહેકે, શોભા કહી નવ જાય.
સેવકને એમ કહે મુખથી, સુદામાની નાર;
મારા સ્વામીને પ્રતાપે કરી, એ મળી રિદ્ધિ અપાર.
ભગવાન તેને પ્રસંન થયા, આવતા હોશે વાટ;
એમ કહીને જુએ છે એવે, નયણે નીરખ્યા નાથ.
સહસ્ર દાસી સંગ પોતે, લક્ષ્મી સરખું રૂપ;
પૂજાની સામગ્રી લેઇને, આવ્યાં છે સન્મુખ.
ઋષી મન આશ્ચર્ય હવા, કો આવે છે સ્ત્રી ત્યાંય;
ઇંદ્રાણી કે લક્ષ્મી પોતે, વિચારે મનમાંય.
એટલે સહસ્ર દાસી સાથે, વીટી લીધા બ્રહ્મ;
સુદામાને કહે નારી, દરિદ્ર ગયાં તમારે પુન્ય.
પૂજા કરીને ચરણે લાગ્યાં, સ્વામીનો ગ્રહ્યો હાથ;
હરિ કૃપાએ થયાં મંદિર, જાણજો સ્વામીનાથ.
એમ કહીને ગયાં તેડી, મંદિરમાં ઝાતકાર;
શ્રીકૃષ્ણ સરખું રૂપ ઋષીનું, થયુ તેજ પ્રકાશ.
વસ્ત્રાભૂષણ વિવિધપેરનાં, સાવ મણીમય જડાવ;
બાળક દીઠાં રૂપ સુંદર, વર્ત્યો જયજયકાર.
સિંહાસનપર બેસાડ્યા ઋષિરાજ, ચમર ઢળે ચોપાસ.
કંઇએક સેવક ઊભા આગળ, જાણીયે કૈલાસ.
સ્ફટીક મણિમય કહિયે મંદિર, સુવર્ણનાં સહુ પાત્ર;
ઋષિનો વૈભવ જોતાં, કુબેર તે કોણ માત્ર.
તાલ ઝાંઝ મૃદંગ વાગે, આનંદ ઓછવ થાય;
યાચકને ઋષિ દાન આપે, દરિદ્ર તેનાં જાય.
ઋષિ મનમાં વિચારે, રખે માયામાં થાઉં મગ્ન;
સદૈવ મારી મનમા રહેજો, શ્રી કૃષ્ણને ચર્ણ.
પ્રભુયે આપ્યું તો ભોગવવું, પણ ચિત્ત રહે ઉદાસ;
જન્મ જન્મ શ્રીકૃષ્ણની, ભક્તિ હોય અવિનાશ.
એમ અહંકૃ વાનું તજતા જાયે, વિષયપર નહીં મંન;
શ્રવણ કીર્તન ધ્યાન હરિનું, નીર્ગમે એમ દીન્ન.
અંતર્યામીએ જાણ્યું એનું, મંન રહે ઉદાસ;
હરિભક્તિયે અંત્ય પદવી, પામે વૈકુંઠ વાસ.
સુદામાનું ચરિત્ર ગાયે, સાંભળે નર ને નાર;
દરિદ્ર તેને પીડે નહીં, તે પામે ઉત્તમ ઠાર;

વલણ.

પામે ઉત્તમ ઠામ એ, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર,થયો એક્યાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે એકાશીતિતમોઽધ્યાયઃ ॥ ૮૧ ॥**

---

# અધ્યાય ૮૨ મો.*

## કડવું ૧૯૫ મું-રાગ રામગ્રી.

શ્રીશુકદેવ કહે સુંણ રાય, હરી કુરૂક્ષેત્રની યાત્રા જાય;
સૂર્યગ્રહણ આવ્યું મોટું પર્વ,લઇ પરિવાર સાથે ચાલ્યા સર્વ.
ઉગ્રસેન વસુદેવ તાત, પ્રદ્યુમ્ન સાંબ ને બળ ભ્રાત;
સાત્યકી યાદવ ગદ બળવાન, વાગ્યાં દુંદુભી બહુ નીશાન.
અનિરૂદ્ધ કૃતવર્મા મૂકયા ગામ, રક્ષા કારણ શ્રીભગવાન;
ગજ રથ અશ્વ બેસી સુખાસંન,થયા તત્પર શ્રી પરિબ્રહ્મ.

* આ બ્યાશીમા અધ્યાયમાં સૂર્ય ગ્રહણના પર્વ ઉપર કુરૂક્ષેત્રમાં આવેલા રાજાઓ યાદવોને જોઇ પરસ્પર પ્રીતિથી ભગવાનની વાર્તા કરવા લાગ્યા તે કથા છે

## ચાલ.

શ્રી પરીબ્રહ્મ પોતે જાય છે, સાંભળો પરીક્ષિતરાય;
કહેશો એટલાં એ તીર્થ મૂકી, કુરૂક્ષેત્ર કેમ જાય.
મ્લેચ્છ પરાયણ હણ્યા ક્ષત્રી, હણ્યા એકવીશવાર;
તે પર્શુરામની બ્રહ્મ હત્યા, ઊતરી એ ઠાર.
દૈત્યની પેરે પીડતા, માટે હણ્યા છત્ર વિશેષ;
અહીંયાં આવી કીધું તર્પણ, હત્યા ગઇ તતક્ષેવ.
તે માટે પુણ્ય ક્ષેત્ર છે, સહુ ગયા તેણે ઠામ;
તે દિવસ અપવાસ ખીજે, સૂર્જગ્રહણ કીધાં સ્નાન.
ખગ્રાસ સઘળો ગળ્યો રાહુયે, પર્વ મોટું એહ;
ગ્રહણ અંતે દાન ગૌનાં, આપ્યાં વિપ્રને તેહ.
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, દીધાં દાન અનેક;
તીર્થ કરીને વાડીમાં પ્રભુ, ઉતર્યા સહુ સમેત.
છાયા શીતળ વૃક્ષની, ફળફૂલ આમ્રનાં ઝાડ;
બ્રહ્મભોજન દાન દક્ષિણા, આપ્યાં છે તે ઠાર.
સભાસહિત પ્રધાન સંગે, બેઠા છે ભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાય ગાંધર્વ ગાન.
તીર્થ કરી હરિ પરવર્યા, મળ્યા લોક બહુ પુણ્યક્ષેત્ર;
ઠામ ઠામ સહુ ઉતર્યા તેને, મળવાનું કરે હેત.
કહિયે દેશ પંચાળના, વૈરાટ દ્રુપદ દેશ;
દેશ દેશના ભૂપ મળ્યા અહિયાં, તીર્થ મહા વિશેષ.
ભીષ્મ પિતામહ વૃદ્ધ પોતે, ધૃતરાષ્ટ્ર રાજંન;
ગાંધારી શત પુત્ર આદ, સૈન્યનો નહીં પાર.
દ્રોણાચાર્ય કરણ કૃપ આદ, કહિયે દુર્યોધંન;
ભીમ અર્જુન નકુળ સહદેવ, યુધિષ્ઠિર મહિપાળ.
કુંતા દ્રૌપદી સુભદ્રા, વળી કહિયે બીજો પરિવાર;
નંદ યસોદા ગોપ ગોપી, આવ્યાં તેણે ઠાર.
વચન પ્રભુએ કહ્યું હતું જે, મળશું અમો કુરૂક્ષેત્ર;
એક પંથ બેહુ કામ તીર્થે, આવ્યા સહુ સમેત.
હરિદર્શનનો લાભ મોટો, સર્વથી ઘણું પુણ્ય;
વસુદેવજીને મળવા આવ્યાં, કુંતાજી તતક્ષણ.
દ્રૌપદી સંગે સુભદ્રા, એ આદ કંઇ એક નાર;
બેહેનને આવતાં દેખી, ઉઠયા મળવા રાય.
મળીને સમાચાર પરસ્પર, પૂછ્યા છે સુખદાય;
વસુદેવ કહે બેહેન ઘણે દિવસે, મળ્યા તમને આજ.
કુંતાજી કહે ભાઇ સાંભળો, કહું દુઃખની વાત;
શ્રીકૃષ્ણ સરખા ભત્રિજા, તમ સરખા મારે ભ્રાત.
જુઓ આવડું કષ્ટ પડ્યું અમને,લીધી નહીં સંભાળ;
અદૃષ્ટ વાંકું છે અમારૂં, તમો શું કરો ભૂપાળ.
જ્યારે અદૃષ્ટ હોશે પાધરૂં, ત્યારે સર્વ સાનુકૂળ થાય;
સાંભળી વસુદેવ કહે બેહેન, સત્ય કહ્યું તમે આપ.
જુઓ કારાગૃહમાં દોહલા દિન, નીર્ગમ્યાં અમે એમ;
તમારો તપાસ અમે કેમ, લિજિયે આવી બેહેન.
હવડાં દહાડા વળ્યા છે, તમ ભત્રીજાને પુણ્ય;
હવે તમોને કષ્ટ પડશે, જ્યારે સહાય કરશે શૂન્ય.
કંસ પાપીયે પીડયાં અમને, દીધું છે ઘણું દુઃખ;
એ દુષ્ટનો નિગ્રહ કરીને, આપ્યું પુત્રે સુખ.
વસુદેવજી એમ કહે છે, એવે આવ્યા બહુ રાજંન;
ઉગ્રસેન સહુ સભા બેઠી, પોતે મધુસુદંન.
રાજસૂયમાં મળ્યા રાજા તે, સર્વ પાંડવ સાથ;
ઉગ્રસેન વસુદેવને, આવી મળ્યા સુખ દાય.
સ્તુતિ કરી રાયે અતિ ઘણી, વસુદેવની તેણે ઠામ;
ધન ભાગ્ય યાદવ તણાં, જેના વંશમાં ભગવાન.
અરસપરસજ બોલવું, અહર્નિશ રેહેવું પાસ;
મનુષ્યભાવે કરી જાણો છો, એ કહિયે અવિનાશ.
કોઇએક વેળા કરગ્રહી વાર્તા, કરવી હરિસું એમ;
એકે પંગતે ભોજન કરવું, એકે સાથરે શયંન.
ઉગ્રસેન આદ સર્વને, એમ કહે છે રાજંન;
એ ભાગ્ય શું નાહાનું તમને, સંગે જગજીવંન.
સંસાર તો અસાર છે, અહિં જન્મ મરણનું દુઃખ;
ઉંધે મસ્તક રેહેવું નર્કમાં, શું છે અહિંયાં સુખ.
સંસારસાગર તરવા નૌકા, કહિયે પ્રભુનું નામ;
શ્રીકૃષ્ણ પોતે સાંભળે, મળી ગયા રાયજી ઠામ.
શ્રીગોકુળથી નંદ યસોદા, ગોપ ગોપી ત્યાંય;
જાણ્યું જે ભગવાન અમને, મળશે તીરથમાંય.
તે માટે કુરૂક્ષેત્ર આવી, મળ્યા નંદ વસુદેવ;
મળી કરી સમાચાર પૂછ્યા, અન્યોન્ય સહુ ક્ષેમ.
આદરમાન વસુદેવે દીધાં, ગદ્ગદ્ કંઠે થાય;
તમારો ઉપકાર અમે ક્યારે, છૂટશું નંદરાય.
તમારે પુન્યે ઉછરિયા એ, બાળક બેહુએ ધન્ય;
ઓશિંગળ કેમ થઇશું તમારાં, એમ વદ્યા રાજંન.
ખોળે બેસાડી રામ કૃષ્ણને, દીધાં આલિંગન;
નંદ કહે પુત્ર ઘણે દિવસે, મળ્યા જળ ભર્યાં લોચન.
ક્યારેય અમને સંભારો કે, નહીં સુંદર શ્યામ;
રાજ સુખમાં ભુલા છો, હવે સંભારો શું કામ.

શ્રીકૃષ્ણ કહે છે પિતાજી,તમને વિસારતા નથી ત્યાંય;
સદૈવ મારી મનિષા રહે છે, જાણજો વૃજમાંય.
યસોદાજી દેવકીને, આવ્યાં મળવા કાજ;
રોહિણી સહુ મળ્યાં પ્રેમે, પૂછી વાત સુખદાય.
યસોદાને દેખી બેઉ, આવી મળ્યાં તતક્ષેવ;
ખોળે બેસાડી આલિંગન મા, પૂછે કુશળક્ષેમ.
ઘણે દિવસે મળ્યા અમને, નેત્ર વહે જળધાર;
દેવકી કહે યસોદાજી, તમો ખરાં માત તાત.
નાહાનાથી મોટા કર્યા, તમવડે ઉછર્યા તન;
અમને તો જાણતા નથી, તમ ઉપર હરિનું મન.
શ્રીકૃષ્ણ મુખથી વધ્યા વાણી, સાંભળો મુજ વાત;
તમારી તુલનાયે પૃથિવીમાં કો, હવી ન હોશે માત.
ગદ્ ગદ્ કંઠે થઇને કહે, આવી ઉતરો અમપાસ;
અમો રહું ત્યાં લગી તમો રહેવું,એમ વધ્યા અવિનાશ.
નંદ યસોદા ગોપ ગોપી, ઉતર્યાં સહુ ત્યાંય;
મળવાને વૃજનાર સર્વે, આવી છે પ્રભુ જ્યાંય.
નયણે નરખ્યા નાથને, ઘણું હરખ પામી મન;
કોઇએક વેળા અમને સંભારો કે, નહીં પ્રાણજીવન.
બાળલીલા આપણ રમ્યાં તે, કેમ વીસરે કહે શ્યામ;
મળવાને અવકાશ નહીં જે, આવું ગોકુળગામ.
જરાસંધ કાળયવન પૌંડ્રક, સાલ્વ ને દંતવક્ત્ર;
એ આગળ આવી ન શક્યા,તમો માનજો તે સત્ય.
કાળને વશ સર્વ છે, એમ કહે છે યાદવરાય;
તૃણને જેમ વાયુ ઉડાડે, ફરી ન મળવું થાય.
વાદળ એકઠું મળે આવી, વિયોગ થાય ક્ષણમાંય;
વાયુ પરજન્ય ઉડાડી ને, લેઇ જાય ક્યાંનું ક્યાંય.
તેમ સહુ એ કાળને વશ, જાણજો તમો ન્યાય;
પંચભૂતથી દેહ થાયે, ફરી તેમાં સમાય.
જેમ મૃત્તિકાથી ઘટ નીપજે, ભાત ભાતના ત્યાંય;
ભિંજાય ત્યારે મૃત્તિકા થઇ, મળે પૃથિવીમાંય.
સુવર્ણના બહુ ઘાટ નીપજે, નામ તેનાં અનેક;
ભાંગે ત્યારે સુવર્ણ કહિયે, તેમ ઘટ ઘટમાં એક.
જે જાણે તે તદરૂપ મુજને, મળે આવી જીવ;
નહીંતર ભુલા ભમે દુઃખ સુખ, ભોગવે એ રીત.
યોગેશ્વરને દરશન દુર્લભ, તે તમે જુઓ મંન;
જ્ઞાન ગદ વિભુયે કહ્યાં, ત્યારે ઓળખ્યા એ બ્રહ્મ.
ગોપી કહે તમ માયાથી, રહે ચિત્ત અમારૂ ઉદાસ;
એટલું સ્વામી માગું છું, તે દીજીયે અવિનાશ.
શ્રીકૃષ્ણ કહે તમો મોક્ષ પામ્યાં, મુજ કૃપાયે એહ;
તમને જન્મ મરણ નહીં, એમાં નહીં સંદેહ.
સાંભળી વૃજનારી સર્વે, હરખ પામી ઘણું મંન;
ગોપી તનમય થઇ ગઇ છે, દેખે સઘળે બ્રહ્મ.

વલણ.

બ્રહ્મભાવે તે દેખે છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો બ્યાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે દ્વયશીતિતમોધ્યાયઃ ॥૮૨॥**

---

## અધ્યાય ૮૩ મો.*

**કડવું ૧૯૬ મું–રાગ રામગ્રી.**

શ્રી શુકદેવજી વધ્યા વચંન,સાંભળ પરીક્ષિત મહારાજંન;
પાંડવ આવ્યા બહુ સૈન્યસાથ, મળવા કાજે ત્યાંયદુનાથ.

**ચાલ.**

મળવા શ્રી યદુનાથને, એ આવ્યા છે રાજંન;
યુધિષ્ઠિરને દેખીને, સામા ગયા છે પરિબ્રહ્મ.
ભુજ પસારી લીધા રાયને, ભેટયા આંદરમાન;
સમાચાર તવ ક્ષેમકુશળના, પૂછે શ્રી ભગવાન.
રાય કહે જેને ભક્તિ તમતણી, તેને ક્ષેમકલ્યાણ;
કથા અમૃત શ્રવણ કીર્તન, ચરણ કમળનું ધ્યાન.
તેને શાની ચિંતા જેને, માથે શ્રી પરિબ્રહ્મ;
નિર્ભય થઇને ફરે ભૂતળ, શું કરે તેને યમ.
રાજ્ય તથા પરિવાર ઘરસું, મમત્વ નહીં સ્વામીન;
ચિત્ત અમારૂં તમારે ચર્ણે, રહે છે થઈ લીન.
બીજું અમને ગમે નહીં,સદા ભાક્ત હોય મુજ શ્યામ;
તદરૂપ તમને દેખું છું, સર્વત્ર શ્રી ભગવાન.
સ્તુતિ રાયે પ્રભુની કરી, ઘણું રીજ્યા દેવ મોરાર;
એમ ઠામે ઠામ વાત પ્રભુની, કરે છે નર નાર.
અંતઃપુરમાં દ્રૌપદી, રૂકમિણી આદ સહસ્ર;
એમ મળીને કરે વાર્તા, દ્રૌપદી પૂછે અત્ર.
રૂકમિણીને કહ્યું પેહેલાં, કેમ પરણ્યા તેહ;
સાંભળવાની ઇચ્છા છે, માટે કહો મુજને એહ.

---

* ત્ર્યાશીમા અધ્યાયમાં સ્ત્રિઓ ભગવાનના કથાનો ઉત્સવ કરવા લાગી, તેમાં કૃષ્ણની સ્ત્રીઓએ પોતાના વિવાહની કથા દ્રૌપદી પાસે કહી બતાવી તે કથા છે.

રૂકૃમિણી કહે ભાઇયે મુજને, આપી હતી નિર્વાણ;
શિશુપાળને તેડાં ગયાં, તે આવ્યા લેઇ બહુ જાન.
મારૂં ચિત્ત તો હરિચરણે, મેં પત્ર મોકલ્યું ત્યાંય;
લગ્ન દિવસપર આવીં પહોંચ્યા, હરખ અતિ મનમાંય.
અંબિકા દેહેરે હું ગઇ, પૂજી નાસતાં જોઇ વાટ;
સ્મરણ કીધું સારંગધરનું, લેઇ ગયા મુને નાથ.
સર્વે રાજાને છતી મુજને, પરણ્યા લક્ષ્મીકાંત;
હું એનાં ઘરની કિંકરી છું, પછી કહી સત્યભામાયે વાત.
મારા પિતાને સૂર્યે આપ્યો, સ્યમંતકમણિ તે ત્યાંય;
શ્રીહરિયે માગ્યો આપ્યો નહીં, પછી મૂક્યો જઇ ઘરમાંય.
પ્રસેન યાદવ કંઠે બાંધી, ગયા મૃગયા વંન;
મૃગયા રમતાં સિંહે માર્યો, સિંહને રીંછે જઇ એમ.
કાને કાન કરે વારતા, આગળ કહાવ્યો માગ;
રીંછ સાથે અઠ્ઠાવીશ દિન, વઢિયા જઇ વીતરાગ.
રીંછને છતી મણિ લાવ્યા, જાંબુવતી સંગ નાર;
પિતાને પરિતાપ થયો મેં, મિથ્યા દીધું આળ.
અક્રૂરને આપવા કહી, મુને પરણાવી હરિ સાથ;
ઘેર આવી જાંબુવતી પરણ્યાં, છિયે અમો એની દાસ.
કાલિંદી કહે તપ કરતી, મુને વર્યા શ્રીજગદીશ;
મૃગયા રમતાં મળ્યા મુજને, પરણ્યા છે ભલી રીત.
નાગ્નજિતી કહે મારા પિતાયે, વૃષભની કરી પોણ;
સાત સ્વરૂપે કરી નાથ્યા, મુજને પરણ્યા છે પરિબ્રહ્મ.
તે માટે હું એના ઘરની, માર્જનીનું કરૂં કામ;
લક્ષ્મણા કહે પિતાયે કરી, મચ્છની પોણ જાણ.
મારૂં ચિત્ત ને પિતાનું ચિત્ત, ભગવાન ઉપર મન;
મોટા મોટા ભુપ સાથે, વેર થાય માટે કર્યું પોણ.
જળમાં જોઈ ઉંચો મચ્છ વેધે, વરે તેહ પ્રમાણ;
સર્વ રાજા જોઇ રહ્યા, કોણે ન ઘાલી હામ.
શિશુપાળ આદે કરણ સરખા, જોઇ રહ્યા બાંધી કચ્છ;
બાણાવળી અર્જુન તેણે, વિંધાયો નહીં તે મચ્છ.
ત્યાર પછી ભગવાન ઉઠ્યા. ધનુષ બાણ લેઇ હાથ.
જળ નીચું જોઇ ઉપરથી, મચ્છ વિંધ્યો યદુનાથ;
સ્વર્ગથી પુષ્પ વૃષ્ટિ થઇ છે, જીત્યા પુરૂષપુરાણ;
રત્નમાળા હું લઇ ઉભી, અદૃશ્ય થયા ભગવાન.
રાય સર્વે મોહ પામ્યા, દેખી મારૂં રૂપ;
હું જોતી જોતી આવું છું. નહીં દીઠા યાદવભૂપ.
જાણ્યું જે મુજ વિના મૂર્છા, ખાઇ પડશે ધર્ણ;
તતક્ષણ ત્યાંથી પ્રકટ દર્શન, દીધું અશરણશર્ણ.
વરમાળ કંઠે આરોપી, તવ વાગ્યાં દેવ નિશાન;
જયજયાકાર સઘળે થયો, એ રીતે પરણ્યા શ્યામ.
મચ્છ વિંધી અર્જુન તમને, પરણ્યા તે એ રીત;
એ રીતે મચ્છ વેધી મુજને, વર્યા છે રણજીત.
ગજ રથ અશ્વ અનેક દાસી, લેખું મુજથી ન થાય;
મારા પિતાયે પેહેરામણી ઘણી, આપી નમિયા પાય.
અક્ષૌહિણી સૈન્ય આપ્યું સાથે, વળાવ્યા દઇ માન;
રથે બેસાડી લઇ ગયા, મુને વાજતે નીશાન.
સારથીને કહ્યું પ્રભુયે, હાંક વેહેલો તું રથ;
સર્વે રાજાને છતી આડે, પરણ્યા શ્રીજગદીશ;
છું એ ઘરની કિંકરી, બાઇ જાણજો વિશેષ.
સોલ સહસ કહે નરકાસુરે, આણી અમને વાજ
નાગ ગાંધર્વ દેવકન્યા, રોકી એણે એ કાજ.
ઇંદ્રે આવી કહ્યું ત્યારે, ચઢ્યા તેપર શ્યામ;
નર્કાસુરને હણી અમને, લાવ્યા દ્વારિકાં ગામ.
સોળ સહસ ને એકસો રૂપ, ધર્યાં શ્રીભગવાન;
તેટલાં વસુદેવ દેવકી, ને તેટલા ગુરૂ ઠામ.
મને કરી અમે વર્યાં પ્રભુને, ગર્ફા ઉઘાડી ત્યાંય;
આણીને એ રીતે પધાર્યાં, દ્વારિકાંપુર માંય.
સાંભળી ઘણું હરખ પામી, દ્રૌપદી મનમાંય;
પરણ્યાનો વિસ્તાર સર્વે, કહ્યો કુરૂક્ષેત્ર ત્યાંય.
શુકદેવજી કહે રાયજી, કહ્યાં ચરિત્ર હરિનાં રમ્ય;
શ્રોતાજન ભાવે કરીને, ભજીયે પ્રાણજીવન.

વળણ.

ભજીયે શ્રીકૃષ્ણ નામ, એ થયા ત્ર્યાશી અધ્યાય પ્રમાણરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો મેવાડા જ્ઞાતિ પ્રસિદ્ધરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે ત્ર્યાશીતિતમોધ્યાયઃ ॥ ૮૩ ॥**

## અધ્યાય ૮૪ મો.

### કડવું ૧૯૬ મું—રાગ ધનાસરી.

શુકદેવ કહે સુંણ રાય, સાંભળી પ્રસંન થયા મનમાંય;
કુંતા ગાંધારી યસોદા માત, ગોપી સહુ થયાં રળીયાત.
સભામાં જેણે સાંભળ્યું કાન, તે સર્વ વખાણે ગુણ ભગવાન;

* આ ચોર્યાશીમા અધ્યાયમાં મુનિઓનો સમાગમ થતાં વસુદેવના યજ્ઞના ઉત્સાહની તથા સંબંધીઓને મોકલવા વિગેરેની કથા છે.

## ચાલ.

ભગવાનના ગુણ ગાય એવે,આવ્યા ત્યાં મુનિ પુંગ;
હરિદર્શનની ઇચ્છા મનમાં, હરખ અતિ ઉમંગ.
વસિષ્ઠ ને સતદેવ અત્રિ, ભૃગુ દુર્વાસા રામ;
વ્યાસ નારદ અંગિરા, વિશ્વામિત્ર ગૌતમ વામ.
અગસ્ત્ય ઋષિ માર્કંડ લોમહર્ષ, ચ્યવન ઋષી ગુરૂદેવ;
આવતા દેખી સભા સહિતજ, ઉઠયા હરિ તતક્ષેવ.
આસન આપી પૂજા કોધી, પવિત્ર કર્યાં મમ ઠામ;
કૃતારથ અમને કર્યા, ભલે પધાર્યા કહે શ્યામ.
સ્તુતિ કરી ઋષિની ઘણી, તમો કહિયે ભૂદેવ;
કૃપા કરીને આવ્યા અમને, દરશન દેવા એવ.
તીર્થમાં જઈ સ્નાન કરિયે,ત્યારે પામે ફળ તે સત;
પ્રતિમા કો કાળે છે, સિદ્ધ મળે ફળ તૂર્ત.
ઋષિ કહે અમને મોટા કીધા, સાંભળો હરિ વાત;
પ્રતિમા વળી તીર્થ કોટી, જુદાં છે શું નાથ.
તમો જ્યારે એમ કહો ત્યારે,માને કોણ મહારાજ;
ભગવાન કહે એ ભક્તિ માર્ગ, લોક સંદેહ કાજ.
પ્રતિમા અષ્ટ ધાતુની, વળી તીર્થ કહિયે સાર;
તમ સરખા સાધુનાં દરશન,પુણ્ય હોય ત્યારે થાય.
વેદ શાસ્ત્રના વકતા તમો છો, તમથી પામે જ્ઞાન;
જ્ઞાને કરીને ભક્તિ થાયે, ભક્તિયે નિજ ધામ.
જુઓ જનકે કોટિ નરકના જીવ,તારિયા રામપ્રતાપ;
સાધુ સમાગમ એવો છે, શું કહું મુખથી વાત.
તમથી તીરથ પ્રતિમાની, પ્રતિષ્ઠા જાણે લોક;
તેમાટે તમો મોટા પ્રભુયે, સ્તુતિ કરી શ્રીમુખ.
સર્વ જનને જાણવા એ, ત્યાં કહ્યું સભામાંય;
સાંભળી ઋષિ પ્રસંન થયા ઘણું,હરખ પાંમ્યા ત્યાંય.
ધન્યધન્ય શ્રીમહારાજ તમને, વધા ઋષિજી વાણ;
ધર્મ મર્યાદા રાખવા, એ કહ્યું શ્રીભગવાન.
અમે તમારા સેવક છિએ,જુઓ સ્તુતિ કરી ઘણી સોય;
તમારો મહિમા એ સ્વામી, જાણે જ્ઞાની કોય.
તમો ને પરિપ્રહ્મ કહિયે, માયાથી ગુણવિકાર;
મૃતિકાથી ભાત ભાતના ઘટ, નીપજે તે સાર.
ભાંગે ત્યારે મૃત્તિકા, તેમ દીસે માયાલોક;
સ્વપ્નમાં સુખ ભોગવે, પ્રાણી જાગે ત્યારે ફોક.
તેમ તમે ખરા માયા જુઠી, દીસે સહુ પ્રપંચ;
સચ્ચિદાનંદ રહ્યા વ્યાપી, રમત રચી એ સંચ.
તમ ચરણથી ગંગા પ્રગટી, તે આપે પ્રાણીને મોક્ષ;
યાદવ બીજા રાય તમને, ઓળખે નહીં લોક.
એ તો આપણા સગાવાહાલા, એમ કરી જાણે મન;
ખાવું પીવું બેસવું સંગે, સુવું એક આસન.
એમ ન જાણે જગદીશ છે, કેમ બરાબરી કરૂં શીવ;
મર્યાદા પાખે નહીં, એ બ્રહ્મ આપણ જીવ.
એમ સ્તુતિ કરી ઋષિયે ઘણી,હવે આજ્ઞા દ્યો જઇયે ઠામ;
ભક્તિ તમારી હજો અમને, માગું છું એ ભગવાન.
માન્ધાતા મહીપતી, મુચકુંદ એના તન;
તેને તમે કેમ મુક્તિ આપી, તે અમને પરિબ્રહ્મ.
વચન ઋષિનાં સાંભળી, હરિ થયા મન રળીયાત;
પિતામહ સંગ ધૃતરાષ્ટ્ર રાય, વળી યુધિષ્ઠિર વિખ્યાત.
ઉગ્રસેન સહુ સભા કહે, ઋષીયે કર્યા પાવંન;
શ્રીકૃષ્ણ મુખથી વધા વાણી, સાંભળો મુનિજંન.
ભાવ હોય તો પ્રતિમા ફળે, તીર્થ એ સુખદાય;
કહેશો આટલાં જળ તેમ ગંગા, કેમ ફળ તેને થાય.
તમ સરખા સાધુને પ્રાણી, જાણે નહીં મતિમંદ;
સંસારમાં સુખ વિષે તેમાં, પડયા જન એ ફંદ.
ગંગા કહે મહા પાતકી, આવી નહાયે મુજમાં તેહ;
તે પાતક હું જ્યારે છુટું, સાધુ મળે સંત એહ.
ત્રૈલોક્યને પાવન કરે, તે કહે છે જુઓ એમ;
સાધુ સંગત એવી છે, એ જાણે નહીં કો કેમ.
આટલાં જે મનુષ્ય છે, તેમ જાણે તમને મૂઢ;
ગૌ ખર પશુ કરી જાણવા, એમ વધા ગરૂડારૂઢ.
તમે અમારૂં દેવત છો, તમ વિના નહિ કો અન્ય;
તમને આપે તે હરિને પહોંચે, મોટા તમો મુનિજંન.
તમારાં એ ચર્ણની રજ, પવિત્ર કરે ત્રૈલોક્ય;
તીર્થ સઘળાં વસે ચરણે, જ્ઞાન ઉપદેશ મોક્ષ.
આગળ આવશે કળી, વિપ્રને માનશે કોણ આમ;
તે માટે સભા સહુ દેખતાં, કહે છે એમ શ્યામ.
સાંભળી ઋષિ વિચારે, હરિ મહિમા કળ્યો નવ જાય;
સકળ સૃષ્ટિનું મૂળ વિષ્ણું, જગતપિતા કહેવાય.
વસુદેવનંદન કહાવે જગતમાં,એ વિટંબણા સરખી વાત;
પ્રભુને જન્મ મરણ નહિ, એ જાણે વિરલા સત.
વિપ્ર કહે આવ્યા દરશણ માટે,જુઓ સ્તુતિ કરી એવી પ્રીત;
આપણને મોટા કર્યા, એવા ભક્તવત્સળ ઇશ.
એમ માંહિમાંહે કરે વારતા, ઘણું હરખ પામ્યા મંન;
એ વિશ્વંભર વિશ્વપાલક, કહીયે મધુસુદંન.

ઋષિ કહે શ્રીકૃષ્ણને તમને, સેવિએ અમો દાસ;
અમો પામર તમો મહા પ્રભુ, મોટા તમો અવિનાશ.
યોગેશ્વરને દરશણ દુર્લભ, તે અમને મહારાજ;
દિવ્યચક્ષુ દેખે નહીં તે, તે ચર્મચક્ષુ દીઠા નાથ.
અષ્ટાંગ યોગ સાધે ત્યારે, દરશન થાયે હૃદયામાંય;
તે પ્રભુ અમે નયણે નિરખ્યા, પ્રત્યક્ષ જુઓ હ્યાંય.
એમ સ્તુતિ કરીને ઉઠયા ત્યારે, માગ્યું એ વરદાન;
ભક્તિ તમારી હજો અમને, બીજું નહીં કાંઈ શ્યામ.
ધૃતરાષ્ટ્ર ઉગ્રસેન આદ, પિતામહ ધર્મરાય;
તે દેખતાં પરિક્રમા કરી ઋષી, નમ્યા પ્રભુને પાય.
સભા સર્વની શીખ લઈને, ચાલ્યા છે મુનિજંન;
વસુદેવજી તવ ઉઠીને વિનવે, આવી ધર્યાં ઋષિનાં ચર્ણ.
તમ સરખા મહંત મોટા, આવે અમો થયા રળિયાત;
તમ વિના ઉપદેશ કોણ કરે, સાંભળો મુનિ વાત.
સંસારનાં રૂડાં ભુંડાં કર્મ તે, થયા બંધન ભાર;
એ કેમ કરી હવે છુટિયે, કેમ ઉતરીયે ભવ પાર.
વચન રાયનાં સાંભળી, તવ બોલ્યા નારદ વાણ;
જગત ગુરૂ છે એના ઘરમાં, એ પુછે અમને જ્ઞાન.
ગંગાથી રહે સહસ્ર યોજન, તેને જાવાનું મંન;
પાસે હોય ત્યારે ભાવ ન ઉપજે, જાણજો રાજંન.
ગંગા તજીને અન્ય તીર્થની, કરે છે જન આશ;
તેજ જગન્નિવાસ કૃષ્ણજી મૂકી, આવ્યા છો અમ પાસ.
ઉદક પૃથ્વી વાયુ અગ્નિ, સુરજ એ સ્વર્ગવાસ;
એને ભજિયે કે આને ભજિયે, દુગધાએ ફળનાશ.
તે માટે ભાવ ધરી પ્રભુજીને, ભજિયે મન દઢાવ;
સકળ મનોરથ થાય પૂરણ, કૃપાનિધિ સુખદાય.
યજ્ઞ દાન વ્રત તીર્થથી, ભવ છૂટીયે રાજન;
વસુદેવ કહે એ જન્મ લઈને, ભોગવવાં કાંઇ કર્મ.
પાપ પુન્ય બેઉએ ભોગવવાં, એમાં નહીં સંદેહ;
ઋષી કહે તમો સત્ય કહો પણ, સાંભળો કહું એહ.
શ્રીવિષ્ણુ અર્પણ કરીયે કર્મ, નિઃકામના રાજંન;
જ્ઞાને કરી દેહ ધરે જેને, વાસના નહીં મંન.
તે માટે કરો યજ્ઞ એ પુણ્યે, પામશો હરિધામ;
તમે તો સહજે તર્યા છો, લોક સંદેહ કામ.
ગૃહસ્થના એ ધર્મ છે, પામ્યા ખર્ચવું દ્રવ્ય રાય;
સંચે કરીને મૂકે ઉંડું, વાસનાયે સર્પ થાય.
તુળશી જળે કરી પાત્ર જોઈને, દીયે વિપ્રને દાન;
જળના સ્વામી વરૂણ એ પુણ્યે, આપે વિષ્ણુને આમ.
વિષ્ણુ આજ્ઞાયે સહસ્રગણું, રવિ જોઇયે તે આપે દામ;
કિરણે જળ એકગણું શોષે, આપે લક્ષ પ્રમાણ.
જેમ ચંદ્ર કિર્ણે અમૃત તેણે, જીવે સૌ ત્યાં વૃક્ષ.
તેમ રવિ કિર્ણે જગત એ, હરિ કૃપાયે દ્રવ્ય લક્ષ.
તુળસી ત્યાં સાક્ષી પુરે, કીધું હોય જેણે પુણ્ય;
શ્રીવિષ્ણુના ગણ લઇ જાયે, અંતે પામે હરિપદ ધન્ય.
ક્ષણભંગુર એ દેહ તેણે, કરવું સાધન ભદ્ર;
યજ્ઞ દાન એ પુન્ય માર્ગે, ઘટે નહીં કાંઇ દ્રવ્ય.
ઇહ લોક ને પરલોકમાં, તેનો ગાયે યશ ધન્યધન્ય;
તે માટે તમે યજ્ઞ આરંભ, કરો એ રાજંન.
એણે કરી સંતોષ થાયે, યજ્ઞ પુરૂષ એ બ્રહ્મ;
ઈંદ્રે યજ્ઞ કર્યા ઘણા તો, પામ્યા સ્વર્ગસંદન.
વચન મુનિનાં સાંભળી, ઘણું પ્રસંન થયા વસુદેવ;
યજ્ઞ કાર્ય કરવાને ત્યાં, ઋષિઓને રાખ્યા છે અવશ્યમેવ.
થઈ આજ્ઞા રામ કૃષ્ણને, કરો સામગ્રી સૌ તૈયાર;
મોટા મોટા ઋષીશ્વર મળ્યા, દાજ છે આ ઠાર.
વચન તાતનાં મસ્તક ધરી, કરે યજ્ઞનાં કામ;
સંઘમાં પડો ફેરવ્યો, કોઈ જાયે નહીં હવે ગામ.
પંચ દિવસ સૌ રાખ્યા તેને, વિવિધ પેરનાં અંન;
યજ્ઞ સામગ્રી કરી શીઘ્રે, મંડપ મણિમય રમ્ય.
વસુદેવજી મૃગચર્મ દીક્ષા, ધરી બેઠા ત્યાંય;
દેવકી આદ સ્ત્રી અષ્ટાદશ, સંગે મંડપમાંય.
પૂજાની સામગ્રી સર્વે, મંગાવી તતક્ષેવ;
કેસર ચંદન પુષ્પ તુળસી, પૂજા કરે વસુદેવ.
આસન મણિમય જડાવ તે પર, બેસાડયા વિપ્ર ઇશ;
ચર્ણ પખાળી ચર્ણોદક લઈ, ધર્યા છે તવ શીષ.
વર્યા વિપ્ર તેની પૂજા કીધી, ભાવ શું ઘણી પ્રીત;
અગ્નિકુંડ દીપ્રમાન કીધા, મંત્ર ભણી એ રીત.
હોમ સામગ્રી ઋષાની આગળ, મૂકી યજ્ઞ કુંડ છે જ્યાંહા;
તિલ ઘૃત આદ અનેક વસ્તુ, હોમે ભણીને સ્વાહા.
શ્રીકૃષ્ણ રૂકૂમિણી આદ સૌ કો, કરે યજ્ઞનાં કામ;
બળભદ્ર સ્ત્રી પરિવાર સાથે, પુત્ર પ્રદ્યુમ્ન સાંબ.
મંડપમાં ભીડ બહુ જોવા, મળ્યા લોક અપાર;
દેખીને ઘણું હર્ષ પામ્યા, વરત્યો જયજયકાર.
વસ્ત્રાભૂષણ વિવિધ પેરનાં, પેહેર્યાં છે સૌ અંગ;
યજ્ઞમાં ઝાતકાર શોભા, થઇ રહ્યો અતિ રંગ.
યાચકજન યશ છંદ બોલે, કીર્તિ ગુણ શ્રીભગવાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાયે ગાંધર્વ ગુણ ગાન.

યજ્ઞ અંત્યે સ્નાન માટે, ચાલ્યા રામ-હૃદ છે જ્યાંય;
વસુદેવ નાહાયા તે પ્રવાહ હેઠળ, નાહાવું સર્વ કો ત્યાંય.
આપ્યાં વસ્ત્ર ભીનાં યાચકને, નવાં પેહેર્યાં છે સુખદાય;
પંચ શબ્દ નિશાન વાગ્યાં, આવ્યા આશ્રમ રાય.
ષોડશ પ્રકારે પૂજા કરીને, આપ્યાં વિપ્રને દાન;
યાચકની બહુ ભીડ થઇ, દેવા ઉભા શ્રીભગવાન.
વર્ષ્યા તેને વિશેષ દક્ષિણા, શ્રીકૃષ્ણ ત્યાં શું ન્યૂન;
ગજ રથ અશ્વ ગૌ ભૂમી દાનજ, કર્યાં છે બહુ પુણ્ય.
વસ્ત્રાભૂષણ વીપ્રને ત્યાં, રત્ન મુક્તા હેમ;
જે માગે તેને ના નહીં, ઉદાર અતિ ઘણો પ્રેમ.
સમસ્ત ઋષિ સંગ સર્વને,આપ્યાં ઇચ્છા ભોજન અંન;
ઇંદ્રે કીધો એવો યજ્ઞ એ, વખાણે સહુ જંન.
સોરઠ મચ્છ પંચાળના, કંક વંક દેશના રાય;
ભરતખંડના લોક સર્વે, આવ્યા દર્શન કાજ.
સૂર્યગ્રહણ કુરૂક્ષેત્ર બીજું, જોવા હરિનું રૂપ;
તે માટે તે જાતરામાં, મળ્યા છે બહુ ભૂપ.
હવે પરવાર્યા કરી તીરથ, માગે આજ્ઞા હરિ પાસ;
વસ્ત્રાભૂષણ સેવક શુદ્ધાં, આપી કીધા વિદાય.
પિતામહ ધૃતરાષ્ટ્ર પાંડવ, અવર બહુ રાજંન,
શ્રીકૃષ્ણને મળી થયા તત્પર, આજ્ઞા દો હવે બ્રહ્મ.
કુંતા દ્રૌપદી સુભદ્રા, એ આદ બીજી નાર;
દેવકી આદે રૂકૃમિણી સૌ, મળ્યાં પ્રેમ અપાર.
પેરામણી કીધી ભલી, જેને ઘટે જેવી રીત;
મળી કરી સહુ દેશ ચાલ્યાં, ગાયે હરિજન ગીત.
નંદ યસોદા ગોપ ગોપી, માગે આવી વિદાય;
વસુદેવ કહે હવે પરવાર્યાં, સંગ બેઠા નહીં કરી વાત.
કારાગૃહમાં દોહેલે દુઃખ, ભોગવ્યાં જેમ તેમ;
હવે સ્રીપુત્ર રાજમાંહે, ભૂલ્યા તમને એમ.
તમારી પરોણા ચાકરી ન થઇ, આજ ભોજન સાથ;
નાનાવિધ પકવાંન સાથે રાયે, જમાડયાં ગોપ માત્ર.
બળભદ્રજીયે બીજે દિવસે, રાખ્યાં ગોપ સમસ્ત;
ત્રીજે દિવસે શ્રીકૃષ્ણે રાખ્યાં, ચોથે સાત્યકી ગદ.
એમ પરોણાચારી હેત નંદપર, રાખે અશરણશરણ;
આજ રહો હવે કાલે જાઓ,એમ વીત્યા માસજ ત્રણ.
નંદ કહે હવે ક્યાં લગી, હોયે આજ્ઞા હરિ એમ;
શ્રીકૃષ્ણ કહે છે પિતાજી, તમ વિના ગમશે કેમ.
મારૂં ચિત્ત રહે વૃજવિષે, ક્યારે દેખું ગોકુળ ગામ;
પણ શું કરૂં રાજકાજ આગળ,અવાય નહીં તેણે ઠામ.

ભલે એ મળે વૃજસાથ મુજને,મળ્યો છે જુઓ આંહીં;
ઘણે દિવસે મળ્યા આપણ, ફરી મળવું ક્યાંહીં.
એટલે વર્ષાકાળ આવ્યો, જાવા મન પ્રફુલ્લ;
નંદ યસોદા ગોપ ગોપાને, આપી વસ્તુ અમૂલ્ય.
વસ્ત્રાભૂષણ વિવિધ પેરના, રત્ન હેમ જડાવ;
એ તમ સરખું આપ્યું નહીં, વિનય કરે દીનદયાળ.
વસુદેવ દેવકી રામ કૃષ્ણ એ, મળ્યા પ્રેમ અપાર;
સૈન્ય સાથે વળાવાને, આપ્યું દેવ મોરાર,
મળી નંદ યસોદા ચાલ્યાં, ગોપ ગોપી ગામ;
શ્રીકૃષ્ણ વિરહ ભર્યાં લોચન, રહ્યું ચિત્તમાં ધ્યાન.
હવે ઉગ્રસેન સહુ યાદવ સાથે, થયા સજ પ્રમાણ;
ગજ રથ અશ્વ એ સુખાસન પર,બેઠા વાજે નિશાન.
રામ કૃષ્ણ તે સંઘ લેઈ આવ્યા, દ્વારિકાં જગદીશ;
આનંદ ઓછવ ગીત મંગળ, રાજધાની એ રીત.

વળણ.

એ રીતે આવ્યા નગરમાં, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો ચાર્યાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ચતુરશીતિતમોધ્યાયઃ ॥૮૪॥**

---

## અધ્યાય ૮૫ મો.*

**કડવું ૧૯૮ મું-રાગ રામગ્રી.**

શુક પરીક્ષતને કહે વાણી, સૌનકને સૂતપુરાણી;
કથામૃત નવનવી શ્યામ, શ્રોતા સાંભળો થઇ સાવધાન.

ચાલ.

સાવધાન થઇને સાંભળો એ ચરિત્ર હરિનાં રમ્ય;
જે સહુ દેખો તે કારમું, સાચું નામ શ્રીપરિબ્રહ્મ.
એ કીર્તિ છે રામ નામની, પાપના બહુ પહાડ;
બલીહારી પ્રભુના નામની, જેણે બાળી કીધી રાખ.
હુતાશનની એક કણિકા, તૃણ મેરૂ સમાન;
બાળી તેને ભસ્મ કરે તેમ, પાપને હરિ નામ.
વસુદેવને ઋષિ કહી ગયા, એ કૃષ્ણ પૂર્ણાનંદ;
તેણે કરીને વિશેષ જ્ઞાનજ, ઓળખ્યા ગોવિંદ.

---

* પંચાશીમા અધ્યાયમાં પ્રાર્થના કરવાથી શ્રીકૃષ્ણ તથા બલદેવે પિતાને જ્ઞાન આપ્યું અને માતાને મરી ગયેલા દીકરા આણી આપ્યા તે કથા છે.

વસુદેવજી ઘરમાં ગયા, જ્યાં બેઠા છે વિશ્વનાથ;
તતક્ષણ ઉઠી નમ્યા તાતને, મસ્તક મૂકયો હાથ.

ધન્ય ધન્ય તમને મેં ઓળખ્યા, તમને કહિયે શ્રીપરિબ્રહ્મ;
સર્જો પાળો સંહારો, તમો પિતા જગતસ્વામીન.

તમો પિતા કહી મુને બોલાવોછો, એ વિટંબણ જોય;
તમારી સત્તાએ સંસાર ઉભો, તમવિના નહીં કોય.

બ્રહ્મથી એ તત્વ માયા, એથી પ્રકૃતિ એમ;
એમાં છે પ્રતિબિંબ છાયા, રવિ જળ ઘટ તેમ.

પૃથ્વીપર જન રહે છે, એ પૃથ્વી મસ્તક શેષ;
કૂર્મ ઉપર શેષ તળે જળ, શક્તિ શ્યામ તમ વિશેષ.

વાયુ તૃણને ઉડાડે, એ સત્તા વાયુની એમ;
દિસે નહીં વ્યાપી રહ્યા વાયુ, જાણજો બ્રહ્મ તેમ.

સઘળે તમે વ્યાપી રહ્યા છો, તમને દેખે નહીં કો જંન;
માયાયે વશ્યા કરે પ્રાણી, ભોગવે દુઃખ ભગવંન.

ફરી મનુષ્ય દેહ પુણ્યે, પામે ઉત્તમ કાય;
બધીર મૂકા અંધ તેને, કેમ હરિ પ્રાપ્ત થાય.

સર્વાંગ દેહ પામ્યાં સારી, જાણે નહીં મન મૂઢ;
મનુષ દેહ દેવને દુર્લભ, એથી વાસ વૈકુંઠ.

એ દેહે ઓળખ્યા નહીં, શબ્દબ્રહ્મ પૂર્ણાનંદ;
દીપક હાથમાં ને પડે કૂપે, એવા એ મતિ અંધ.

એમ ન જાણે આપણ પડયા છિએ, કાળના મુખમાંય;
રાત દિવસ અહંતા મમતામાં, તે ફરે ભૂલ્યા ત્યાંય.

તૃષ્ણા તૃપ્ત થાયે નહીં, જો પામે ઇંદ્રનું રાજ;
તો પણ તે બ્રહ્મલોક ઇચ્છે, એવા મૂઢ નહીં લાજ.

સ્થિર થઈ ક્ષણમાત્ર તે જુઓ, લીયે નહીં હરિ નામ;
તમારી માયા પ્રબળ તેને, ફેરવે ચારે ખાણ.

તમો કહેશો હું બ્રહ્મ છું, મનુષ્ય દેહ ધર્યું કેમ;
એમ નહીં તમે પૃથ્વી ભારજ, ઉતાર્યો આવી બ્રહ્મ.

સનકાદિકના શ્રાપથી, જય વિજય પડિયા ભોમ;
તે કારણ તમો દેહ ધરીને, આવ્યા યદુકુળ શ્યામ.

તે માટે મારા પુત્ર નહીં, તમો સચ્ચિદાનંદ બ્રહ્મ;
તમને જન ઓળખે નહીં, તેનો શોચ કરૂં હું મંન.

સ્થાવર જંગમ ફરતાં ફરતાં, આવે નહીં કહું થાગ;
ત શ્રમ એળે ગયો, નરદેહ ન જાણ્યો પ્રગટ.

શ્રી કૃષ્ણ વળતું બોલિયા, તમે કહી તે સત્ય વાત;
આવડી સ્તુતિ મારી શું કરો, શું જોઇયે તમારે તાત.

પૂર્વે તમે તપ કરી માગ્યું, મુજ કને વરદાન;
તમ સરખા મારે પુત્ર હોય માટે, આવ્યા છિએ તમ ધામ.

હું જે છું તે જાણજો મનમાં, ચરચા શી કરો તાત;
લોકને તમો જણાવો, હજુ કરવું આગળ કાજ.

વસુદેવ કહે ભવબંધનથી, તારો મુજને તંન;
ભક્તિ તમારી હજો હૃદયે, માગું છું એ બ્રહ્મ.

કારાગૃહમાં દરશન આપ્યું તે, અમો વીસર્યા ભાન;
માયા તમારી દૂર થયે જાણ્યા, પુત્ર ભાવે ગયું જ્ઞાન.

શ્રીકૃષ્ણ કહે સુણો પિતાજી, તમો જુઓ જ્ઞાન વિવેક;
હું તું ભાવ છાંડી મુજને, દેખો સઘળે એક.

તમો તો સહેજે તર્યા, કહું લોક સંદેહ કાજ;
ભાવે કરી મુજને ભજે, તે છૂટશે ભવ રાજ.

વસુદેવ મુન્ય ધરી રહ્યા, ફરી બોલ્યા નહીં તવ ભૂપ;
જ્ઞાને કરી તનમય થયા, દેખે સઘળે બ્રહ્મ સ્વરૂપ.

શુકદેવ કહે સુણ રાયજી, આવ્યાં દેવકી પ્રભુજી પાસ;
પુત્ર પહેલા છ નાશ પામ્યા તે, માગશી એ આશ.

સ્તુતિ કરે મા દેવકી, મેં જાણ્યા તમ જે પરિબ્રહ્મ;
જય નારાયણ જય પુરૂષોત્તમ, જય જય મધુસુદંન.

મુકુંદ માધવ કેશવ વિષ્ણુ, સદા વદન પ્રફુલ્લ;
યોગેશ્વર તમે કરતા હરતા, સર્વ સૃષ્ટિનું મૂળ.

નિમિત્ત માત્ર એ બ્રહ્મા વિશ્વને, સૃજે છે ભગવાન;
ઇંદ્ર યમ દિગ્પાળ રવી શશી, આજ્ઞાયે કરે કામ.

તે માટે મારા પુત્ર નહીં, એ કહેવાને જન્મ વાદ;
સર્વ ભુતના સાક્ષી તમો છો, નિરાકાર સાકાર.

તમો કહેશો કેમ મનુષ્ય દેહ ધરી, ભોગવવું સુખ દુઃખ;
તે માટે તમો મનુષ્ય નહીં, ધર્યું દેવકાજે રૂપ.

મનોરથ એક ઉપન્યો, તમને કહેવા શ્રીજગદીશ;
છ પુત્ર મારા મુઆ છે તે, આણી આપો ઇશ.

એકવાર તેને જોઉં દષ્ટે, પહોંચે મનની આશ;
કર જોડી કરૂં વિનતી, એ માનો શ્રીઅવિનાશ.

તમે કહેશો હું કયાંથી લાવું, મુઆ પુત્ર ફરી ત્યાંય;
એમ નહીં ભુત ભવિષ્ય તમને, કળે છે મનમાંય.

તે માટે મુને આણી આપો, તમથકી થાયે કામ;
ગુરૂપુત્ર તમો યમ નગરથી, આણી આપ્યો શ્યામ.

ગોરાણીની આજ્ઞા તમો, લેઇ ચઢાવી શીષ;
તેમ મારી આજ્ઞા ચઢાવી ત્યાંથી, લાવી આપો શ્રીજગદીશ.

વચન માતાનાં સાંભળી, પછે બોલ્યા મધુસૂદંન;
એમાં કેટલીએક વાત છે, આણી આપું તમારા તંન.

રથ મગાવી સજ કરાવી, બેઠા દેવમોર;
સુતળમાં પ્રભુ આવી પહોંચ્યા, બળી રહે જે ઠાર

દેખીને રાય શીઘ્ર ઉઠયા, કર્યા દંડવત્ પ્રણામ;
આસન મણિમય જડાવ તેપર,બેસાડયા ભગવાન.
અર્ઘપાદ પૂજા કરી, લઇ ચરણોદક ધર્યું શીષ;
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, ભાવસું ભલી રીત.
તમે દેવગુરૂ વળી અમારા,એ ભાવ નહીં જુઓ શ્યામ;
સંસાર દુઃખમાં પડયા અમને, ઉદ્ધારો ભગવાન.
આ તન મન ધન તમને અર્પણ,દાસના છિએ દાસ;
કૃતારથ તમે અમને કર્યા,કહો અમ સરખું કાંઇ કાજ.
સ્તુતિ કરી પ્રભુની ઘણી,ત્યારે પ્રસન્ન થઇ કહે શ્યામ;
મન વશ કરો એ તરવું સુલભ,જુઓ વિચારી જ્ઞાન.
તમને શાની ચંત્યા જેને, માથે છે પરિબ્રહ્મ;
હવે કહું એક વાત તે તમો, સાંભળો રાજન.
છ ભ્રાત મારા મા જણ્યા, તે આવ્યા છે આ ઠામ;
તે કારણ અમો આવ્યા અહિંયાં,લેવાને સાવધાન.
પૂર્વે મરાચિને ઉર્ણા સ્ત્રીથી*,પુત્ર છ કહિયે મોક્ષ;
અજને શ્રાપે અસુરયોની, પામ્યા છે મૃત્યુ લોક.
એ વિસ્તારી કહું સાંભળો, સરસ્વતી રૂપનિધાન;
તે દેખીને પુઠે દોડયા અજ,રૂપે લીધું હણવા બાણ.
જયેષ્ઠ પુત્રને દેખી નાઠા, મૂકી તેની પૂઠ;
રેતસ્ખલિત થયા તેવામાં, કામ દુર્જય મૂઢ.
સાઠ સહસ્ર બાળ ખટ સન્મુખ, ચાલે રવિની સાથ;
ઇચ્છા પ્રભુની કરવું એ દેખી,હસ્યા એ છ ભ્રાત.
જગતપિતા એવું કરે ત્યારે,ચાલે કેમ એ ધર્મ;
દેખીને અજ કહે મારા, પુત્ર થઇ હસે કેમ.
મોટા કરે તે સમજી તેને, નિંદે છે કેમ મૂઢ;
પગે કરીને રેત ધર્યું તેના, સાઠ સહસ્ર રૂષી ગુઢ.
શું જોઇને હસ્યા અજ કહે, કરૂં એની હવે પેર;
શ્રાપ થયો પામ્યા અસુર યોની, હિરણ્યકશ્યપને ઘેર.
ત્યાંથકી યોગમાયાયે, આણિ મૂકયા દેવકીકુખ;
ભોજરાજ એ કંસ એણે, હણ્યા છે એ દુઃખ.
માતા શોક કરે ઘણો, એ પામ્યા છે દુર્મર્ણ;
ઇશ્વર જાણી કહ્યું મુજને, આણી આપો તંન.
તે માટે તમો શીઘ્રે સુતને, આપો મુજને રાય;
વિલંબ અહિં કરવો નહીં, એ માનો સહી સુખદાય.
તમો કહેશો અહિયાં કયાંથી,એમ નહીં જુએ તેહ;
આ પેલા છ બેઠા આહંયાં, એમાં નહીં સંદેહ.

સૂતપુરાણીક શૌનક આગળ, કહે છે એ કથાય;
અકળ ગતિ ગોવિંદની, કોણે કળી નવ જાય.
બળી કહે અમરાવતીથી, અધિક સુતળ સાર;
તમે એને કેમ લઇ જાઓ છો, મૃત્યુ લોક મુઝાર.
ભગવાન કહે એ સત્ય કહો મુને, ધાવનાં રહ્યું શેષ;
તેનું એ પયપાન કરશે, તેથી પદવી નરેશ.
વચન પ્રભુનાં ધરી મસ્તક, આપ્યા છ એ બાળ;
રથે બેસાડી લેઇ ચાલ્યા છે, ત્યાંથી દીનદયાળ.
ભ્રાત લેઇ ભગવાન આવ્યા દ્વારિકાં પુર માંય;
માતાને કહે લીયો પુત્ર તમારા,હરખ્યાં મન જોઇ ત્યાંય.
જેવા હતા તેવા એ બાળક, કહિયે રૂપ રશાળ;
કૃત્રિમકર્તા સમર્થ શ્રીહરિ, ધન્ય શ્રીગોપાળ.
દેખતાં પયધાર છુટી, માનું હેત ઘણૂં મંન;
ખોળે બેસાડી આલિંગન દેઈ,ધવરાવ્યા છે તંન.
મુહૂર્ત માત્ર બેઠા સહી, પછે આવ્યું દિવ્ય વિમાન;
વિષ્ણુના ગણ ચતુર્ભુજ એ, દીઠા રૂપનિધાન.
માતપિતા ભ્રાત સહુને, કીધા નમસ્કાર;
છયે જણ બેસી ગયા ત્યાં, વરત્યો જયજયકાર.
માતાયે મન જાણ્યું એ મુને, ભ્રાંત થઇ શું બાલ;
સ્વપ્નની પેરે થઇ ગયું છે, એ જુઠી માયા જાળ.
કોનાં બાળક કોનાં આપણ, એ સહુ મિથ્યા ફોક;
બ્રહ્મની એ માયામાંહે, ભુલ્યા સર્વે લોક.
એવા એ ભગવાન ઘટમાં, સખા કહિયે બ્રહ્મ;
તેને તો જાણતા નથી, પછે ભોગવે દુઃખ કર્મ.
પ્રાણ વહાલા તેને વાહાલા, ઘટમાં બ્રહ્મ ને તેજ;
એ છે તો સ્ત્રી પુત્ર જન વાહાલું,નહીં તો અપ્રિય એજ.
એમ સ્તુતિ કરે મા દેવકી, એ કૃષ્ણ શ્રીપરિબ્રહ્મ;
પુત્ર છ મુને આણી આપ્યા, વાર ન લાગી ક્ષણ.
મેં ઓળખ્યા ભગવાનને, એ કહિયે વૈકુંઠ ભૂપ;
હું તું ભાવ ટળી ગયો, સઘળે દેખે એક સ્વરૂપ.

વળણ.

તદ્રૂપ થયાં મા દેવકી, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર,થયો પંચ્યાશીમો અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે પંચાશીતિતમોધ્યાયઃ ॥૮૫॥

---

* સ્વાયંભુવ મન્વંતરમાં.
† સ્મર, ઉદ્ગીથ, પરિષ્વંગ,પતંગ, ક્ષુદ્રભૃત અને ઘૃણિ.

# અધ્યાય ૮૯ મો.*

## કડવું ૧૯૮ મું--રાગ સામેરી.

કહે પરીક્ષિતને શુક એમ, પ્રભુનાં ચરિત્ર અતિ ઘણાં રમ્ય;
હરિરસ પીતાં તૃપ્ત ન થઇયે, કહ્યું વસુદેવને જ્ઞાન હરિયે.
જાણ્યા દેવકીયે જીવના જીવન, થયાં તનમય દેખે એક બ્રહ્મ;
ભવબંધનના છુટા પાશ, થોડામાં જ્ઞાન કહ્યું અવિનાશ.
મારી પિતામહી હરિની બેન, અર્જુન હરી કરી લાવ્યા કેમ;
દુર્યોધન ઉપર શેષનું મંન, એ વિસ્તારી કહો મુનિજંન.
શુકજી કહે સુણ રાય, તમ પિતામહનો કહું મહિમાય;

### ચાલ.

મહિમા કહું તે સાંભળો, ચિત્ત દઇને રાજંન;
તીર્થ યાત્રા કરવાને તવ, નિસર્યા અર્જુન
ફરતા ફરતા પ્રભાસમાંહે, આવી પોહોંચ્યા ગુડાકેશ;
સાંભળ્યું જે દુર્યોધંનને, કન્યા આપે શેષ.
મોટા મોટા ભૂપ આવી, માગે છે કન્યાય;
બળભદ્ર તેને આપે નહીં, તે ફરી પાછા જાય.
વસુદેવ દેવકી શ્રીકૃષ્ણનું, છે અર્જુન ઉપર મંન;
એ સમાચાર જાણી પાર્થ, નિસરિયા તતક્ષણ.
વિચાર્યું બળભદ્ર આગળ, ચાલે નહીં પરાક્રમ;
સંન્યાસી ત્રિદંડી થઇને, જાઊં જોઊં મર્મ.
તે માટે એ વેશ ધરીને, આવ્યા દ્વારિકાં માંય;
વાટે વાસો જ્યાં રહે, ત્યાં પૂજા કરે સહુ લોક.
નગ્રમાં ચારે વર્ણ આવી, નમે છે રસ રંગ;
તેજ પુંજ પ્રકાશ દીસે, નર નારાયણ અંશ.
તે જાણતા નથી કપટ વેશને, ધર્યો છે અર્જુન;
ભોજન કાજ સૌ તેડી જાયે, ભાવસું ધન્ય ધન્ય.
બળભદ્રે જાણ્યું સન્યાસી એ, દીસે જ્ઞાની બ્રહ્મ;
એક દિવસ ભોજન કાજે, તેડી લાવ્યા મંન પ્રસંન.
આસન આપી પૂજન કીધું, પંચામૃત ભોજંન;
સુભદ્રાજી આવી ઉભાં, દીઠાં કન્યા રતન.
દેવાંગના જાણે સ્વર્ગથી શું, આવી છે ઘણું રૂપ;
કન્યાયે તવ ઓળખ્યા, નહીં સંન્યાસી કો ભૂપ.
દેખીને ચિત્ત થયું વિહ્વળ, અર્જુનનું તતક્ષેવ;
સુભદ્રાનું અર્જુન ઉપર, બેહુનું ચિત્ત એક.

આજાનુબાહુ વિશાળ લોચન, દીસે છે તેજવંત;
કન્યાયે મન જાણિયું, એ વર હજો ભગવંત.
ભોજન કરીને ઉઠયા શેષે, આપ્યાં બીડાં બરાસ;
શ્રીકૃષ્ણને મળી ગયા આશ્રમ, જાણ્યું તે અવિનાશ.
પ્રીત થઇ ત્યારે કો વેળા આવી, કહે છે બ્રહ્મજ્ઞાન;
શ્રીકૃષ્ણનો મત લેઇ પારથ, થયા પછે સાવધાન.
અંબિકાની જાત્રાયે, નીસરિયું સહુકોય;
રથે બેસીને સુભદ્રાજી, જાય છે જુએ લોક.
સંન્યાસી ત્યાં જોવા ઉભા, દીઠો રથ એ જડાવ;
કંઇએક યોદ્ધા રક્ષાકારણ, સંગે વીર વિક્રાળ.
પારથે મન જાણિયું, ભલો દાવ છે કરૂં કામ;
સારથીને પાડયો ઢોળી, બેઠા રથે સાવધાન.
ધનુષ તેનાં લઇ પારથે, નસાડયા સહુ વીર;
ત્યાંથી રથ લઇ ગયા છે, ધનુર્વિદ્યા ધીર.
નગ્રમાંહે હાક વાગી, સંન્યાસીયે કર્યું કામ;
સુભદ્રાનું હરણ કરીને, લેઇ ગયા તેને ગામ.
સાંભળી બળીભદ્ર કોપ્યા, તે જાણ્યું પારથ રાય;
બેનને કેમ લેઇ જાયે, કેડું એનો ઠામ.
હવે નગ્ર સુદ્ધાં નાખું ઉંધું, હસ્તિનાપુર તે ગામ.
સમુદ્રની જેમ વેળ આવે, તેમ કોપ્યા છે રામ;
હળમુસળનું સ્મરણ કરિયું શેષે, આવી ઉભૂં એવ;
રથે બેસીને જાય એવે, વારે છે ગુરૂદેવ.
સમજાવે સૌ રામને, તમે શાંત કરો હવે ક્રોધ;
માનો તો અમો કહું તમને, સાંભળો પ્રતિબોધ.
હવે આપણા પૂજ્ય થયા છે, એ સાથે શી રાઢ;
વિધાતાયે લખ્યા લેખ તે, મીટે નહીં એ સાર.
ભાવી પદારથ હોનાર છે, તેને શું કરવું જુઓ મંન;
ક્ષત્રીનો એ ધર્મ છે, જીતી કરે ગાંધર્વ લગંન.
સમજાવ્યા સમજે નહીં, તવ ચાલ્યા હળધર શેષ;
એ સમાચાર શ્રીકૃષ્ણે જાણ્યા, ઉઠયા છે તતક્ષેવ.
કો એ આગળ જીતે નહીં, તો અર્જુન છે કોણ માત્ર;
મારો ભક્ત હાર્યો ત્યારે હું હાર્યો, આવ્યા છે જ્યાં ભ્રાત.
વિનય કરીને નમ્યા ચરણે, શેષને અવિનાશ;
સુભદ્રા દીજે અર્જુનને, તે માગી લેઉં તમ પાસ.
તમારૂં ચિત્ત દુર્યોધનપર, અર્જુન શું છે કાંઇ હીણ;
તે માટે તેને તેડાવીને, લગ્ન કરો શુભ દીન.
વચન પ્રભુનાં સાંભળી, પછે ક્રોધ કીધો શાંત;
પારથને હરિયે તેડાવીને, મેળવ્યા ભાગી ભ્રાંત.

* છયાશીમા અધ્યાયમાં અર્જુને સુભદ્રાનું હરણ કર્યું અને શ્રીકૃષ્ણે મિથિલા નગરીમાં જઇ રાજા અને બ્રાહ્મણને રાજી કર્યા એ કથા છે.

હવે વિવાહનો આરંભ માંડયો, હરખસું બળદેવ;
સામગ્રી બહુ કીધી શીઘ્રે, વાર ન લાગી એવ.
મંડપ થંભ જડાવંના, ચંદરવે મોતી ઝુલ;
રત્નદીપક ઝગમગે, શોહે શોભા અતિ ઘણી રમ્ય.
ગલિચા જાજમ તકિયા, શોભે મંડપમાંય;
કીનાતે ચિત્ર વિચિત્ર પુતળી, બોલશે જાણે ત્યાંય.
મંડપ છાંયો મોગરે, દ્વારે તોરણ કદળી થંભ;
અગર ધૂપ સુગંધ એ રીતે, વિવાહના આરંભ.
પત્ર લખીને તેડાવ્યા તે, આવ્યા સજન સહુ કોય;
છપ્પન કોટિ યાદવ મંડપમાં, મળ્યા રંગરસ જોય.
સુભદ્રાજી અર્જુનને, પછે પરણાવ્યાં રૂડી રીત;
વસુદેવે કન્યાદાન દીધું, ઉપર ઘણું એક વીત.
ઢોલના ઢમકાર થાયે, ગાયે ગીત મળી નાર;
ચોરી સારી કંસાર ખાધા, ફર્યાં મંગળ ચાર.
ખાજાં ઘેબર જલેબી, સર્વે સાથ ત્યાં પકવાંન;
ઉમેતર કરી વળાવ્યાં છે, વહુવરને બળરામ.
ગજ રથ અશ્વ અનેક ઉપર, જડિત મણિ મયસાજ;
દાસ દાસી વસ્ત્ર ભૂષણ, આપી કર્યો નમસ્કાર.
સૈન્ય આપી વળાવ્યાં પછી, થઇ અતિ ઘણી પ્રીત;
શુકદેવ કહે સુંણ રાયજી, તમો પરણ્યાની પૂછી રીત.
શ્રુતદેવ બ્રાહ્મણ ભક્ત હરિના, જનક એ બેહુ જન;
હવે કહું કથા તે સાંભળો, સ્થિર થઇ તમે રાજંન.
મિથિલ દેશના રાજા કહિયે, પુણ્યશ્લોક જેનું નામ;
એના નગરમાં રહે બ્રાહ્મણ, શું કરૂં બેહુનાં વખાણ.
બ્રહ્મચર્ય વ્રત પાળે બ્રાહ્મણ, સંતોષી વીતરાગ;
થોડું અંન મળ્યું તેમાંથી, નિત્ય કાઢે છે પંચભાગ.
હરિચરણે દૃઢ ભાવ બેહુનાં, ચિત્ત પ્રભુની પાસ;
ભક્ત જાણી દેવા દરશન, જાય છે અવિનાશ.
એકલા કેમ જઇયે એવે, આવ્યા મળવા બ્રહ્મ;
વ્યાસ નારદ અત્રિ મોટા, કહિયે ઋષી ચ્યવન.
વામદેવ ને પરશુરામજ, અંગિરા શુકદેવ;
દેખીને હરિ પ્રસંન થયા, કહે સિદ્ધ થાવું એવ.
રથ મંગાવી સજ કરાવ્યો, અશ્વ જોડયા ચાર;
ઋષી સંગે રથે બેસિને, ચાલ્યા દેવ મોરાર.
જેણે સાંભળ્યું તે પૂજા લેઇને, સામા આવ્યા મળવા પ્રેમ;
ત્રિવિધિ* તાપ સહુ ગયા તેના, દરશનથી સુખ ક્ષેમ.

સોરઠ ને મરુઠ કચ્છ વંકેજ, મૂકયા દેશ ગુજરાત;
મિથિલા નગરી સમીપ આવ્યા, જાણી બેહુએ વાત.
સાંભળી તત્ક્ષણ ઉઠયા, વિપ્ર ને રાજંન;
પૂજાની સામગ્રી સંગે, નગરનાં બહુ જંન.
કોઇ પુષ્પ તુળશી ફળ દૂર્વા, ભેટ માંગલ્ય વસ્ત;
જનક ને શ્રુતદેવ આવી, નમ્યા પ્રભુને સમસ્ત.
પુષ્પે વધાવે અતિ પ્રેમે કરી, જયજય કમળ લોચન;
સર્વને સન્માન દેઇને, મળ્યા મધુસુદન.
એ બેહુ ભક્તે કહ્યું સાથે, ચાલો મમ ઘર શ્યામ;
આગળ પાછળ બોલ્યા નહીં, પછે વિચારે ભગવાન.
પ્રથમ કોને મંદીર જાવું, બેહુએ ભક્ત સમાન;
તતક્ષણ બે રૂપ ધર્યાં પ્રભુએ, ગયા બેહુને ધામ.
અશ્વ રથ બે સારથી, બે રૂપ ઋષિનાં તેમ;
રાય જાણે છે મારી સાથે, વિપ્ર જાણે એમ.
નગ્ર પોળ મૂકી આવી પહોંતા, મધ્યે ચોક વિસાળ;
જોવાને બહુ ભીડ પ્રભુને, વધાવે નર નાર.
પુષ્પની વૃષ્ટી કરે સહુ, બોલે જય જય વાણ;
સર્વને દરશન આપે, કૃપાનિધિ ભગવાન.
એ રીતે પ્રભુ ભક્તને ઘેર, ગયા જગજીવન;
બેહુનાં મન રાખ્યાં હરિયે, કોઇ ન જાણે મર્મ.
આસન માણમય જડાવ તેપર, બેસાડયા ભગવાન;
પ્રથમ પૂજા રાજાની તે, કહિયે પરમ નિધાન.
ઋષિ સર્વને માન દેઇને, બેસાડયા રત્ન આસંન;
પૂજાની સામગ્રી પેહેલાં, મંગાવી રાજંન.
કેસર ચંદન પુષ્પ તુળસી, રત્ન દીપક થાળ;
સખી સંગે જનક સ્ત્રી લેઇ, આવ્યાં છે તતકાળ.
તેજના બહુ પુંજ દેખી, નમ્યા પ્રભુને પ્રીત;
જનક હરિના પગ પખાળે, સ્ત્રી નાખે ઉપર નીર.
ચરણામૃત લઇ ધર્યાં મસ્તક, પીધાં છે સુખદાય;
છાટયાં મંદિરમાં સર્વને, વેહેંચી આપ્યાં રાય.
કેસર ચંદન ચરચ્યાં ભાલે, સમરપ્યા પુષ્પ હાર;
અગર ધૂપ સુગંધ આરતી, થઇ રહ્યો ઝાતકાર.
ષોડશ પ્રકારે પૂજા કીધી, ઋષિની ભલી રીત;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, ગાંધર્વ ગાયે ગીત.
સ્તુતિ કરી પ્રભુની ઘણી, આવ્યા ઋષી સંગે શ્યામ;
કૃતાર્થ તો અમને કર્યા, આજ પવિત્ર કરિયાં મમ ધામ.
વ્યાસ નારદ પરશુરામને, ચ્યવન અત્રિ વામદેવ;
એનાં મુજને દરશન થયાં, તમ પ્રતાપે હૃષીકેશ.

* અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ.

વિનતિ કરી પ્રભુની ઘણી, હવે પહોંતા મનોરથ મંન;
આજ જન્મ સફળ થયો મારો, દીઠા મેં પરિબ્રહ્મ.
વચન ભક્તનાં સાંભળી, ઘણું રીજ્યા ઋષિ ભગવાન;
ભોજનની વેળા થઇ, ઉઠો જમવા સુંદરશ્યામ.
તેલ સુગંધ મર્દન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
પીતાંબર કટિ પહેરિયાં, શુદ્ધ આચમન તિલક ધ્યાન.
નાનાવિધિ પકવાંન ઋષી સંગ, આરોગ્યા શ્રીરંગ;
શીતળ જળ મુખવાસ બીડી, વસ્ત્રાભૂષણ અંગ.
આનંદ ઓછવ ગીત મંગલ, સદા જ્યાં યદુરાય;
જનક હરિનાં ચરણ તળાસે, સ્ત્રી ઢોળે છે વાય.
હરિ સેવામાં તત્પર ઉભા, બેહુએ નર ને નાર;
શ્રીકૃષ્ણ કહે આવડી ભક્તિ, શ્રમ તમને થાય.
ઓશિંગળ કેમ થઇયે તમને, વધ્યા જનક રાજંન;
વેદ વચન એ સાચું કરવા, આવ્યા મધુસુદંન.
ભક્તનાં તમે લાડ પાળ્યાં, સચ્ચિદાનંદ ભુપ;
પ્રલ્હાદ કાજે સ્તંભમાંથી, ધર્યું નૃસિંહ રૂપ.
ભક્તિ દેખી રાયની, ઘણું રીઝયા ઋષિ ભગવાન;
શુકદેવ કહે શ્રુતદેવની, હવે કહું કથા રાજંન.
વિપ્રને તેડી ગયા મંદિર, તેજના બહુ પુંજ;
સ્રીને કહે આવ્યા જુઓ, સંગે મોટા મુનિજંન.
કોણ સુકૃત કર્યાં આપણે, જે થયું હરિ દરશન;
ઉમંગ મન માયે નહીં, આવી નમ્યા હરિને ચરણ.
દંપતી કહે રંકને ઘેર, કૃપા કરી ભગવાન;
ભક્તને મોટા કર્યા, તમને કહિયે પુરૂષપુરાણ.
દર્ભાસન આપ્યાં પત્રનાં, આંણી મૂક્યાં છે તતક્ષેવ;
તે ઉપર શ્રીહરી બેસાડયા, સંગે ઋષિજી ભૂદેવ.
ચરણ પખાળી પૂજા કીધી, ચરણામૃત ધર્યાં શીશ;
મૃત્તિકા પાત્રમાં ધૂપ દીધા, રીજ્યા શ્રીજગદીશ.
નૈવેદ્ય જળફળ વિવિધપેરનાં, સાકર તાંદુલ સાર;
સર્વ પાક કરી મૂકયા આગળ, હરખ્યાં મંન અપાર.
શ્રુતદેવને પ્રભુયે કહ્યું, એકાંત તેડી વાત;
ઋષિ રહ્યા ને મારી પૂજા, ઘટે નહીં ભક્ત રાજ.
કેમ વિષય બુદ્ધિ થઇ તમારી, જુઓ બેઠા છે બ્રહ્મ;
વ્યાસ નારદ વામ શુક, અત્રિ ઋષિ ચ્યવંન.
દરશનથી નિષ્પાપ થઇયે, એવા એ પરશુરામ;
ધન્ય ભાગ્ય છે તમારૂં, એ આવ્યા છે તમ ધામ.
એનું અંતર નહીં મુને, ભક્ત વાહાલા એહ;
ચતુર્ભુજ મારૂં રૂપ એ પણ, વાહાલું નહીં મુને તેહ.

બળભદ્ર મારા ભ્રાત છે, વળી લક્ષ્મી કહિયે જેહ;
ભક્ત વહાલા એવું કો નહીં, એમાં નહીં સંદેહ.
તે માટે એની પૂજા કરવી, ભાવસું શ્રુતદેવ;
વચન પ્રભુનાં ધર્યાં મસ્તક, પૂજ્યા ઋષિ તતક્ષેવ.
આંબા જાંબુ રાયણ કદળી, દ્રાક્ષ દાડમ સાર;
શીતળ જળ આણી મૂકયાં આગળ, રીજ્યા ઋષિજી દયાળ.
તારામાં જેમ ચંદ્ર શોભે, વિપ્રમાં શ્રીમોરાર;
ઘણું મગન થયાં પછે, સ્તુતિ કરે નરનાર.
મુજ રંકપર ઘણી કૃપા કરીને, આવ્યા છો ભગવાન;
આજ જન્મ મારો થયો સફળ, પવિત્ર કર્યાં મમ ધામ.
ઉંચ નીચ ને રંક રાવજ, સરખાં તમને મોરાર;
વસ્ત્ર કરમાં ધરી હરખે, નાચ્યાં નર ને નાર.
તન મન તમપર વારૂં સ્વામી, તમો પૂર્ણાનંદ;
ગંગા આદે તીર્થ કોટિ, વસે ચરણારવિંદ.
સકળ તીરથ આવ્યાં જુઓ, ઋષી સંગ સમેત;
હું દીન દુર્બળ દાસ ઉપર, કોણ કરે એવડું હેત.
ધન્ય દિવસ ધન્ય પોહોર આ ઘડી, નિરખ્યા વૈકુંઠરાય.
હરખ મન માયે નહીં, પ્રેમે નૃત કરે ગુણ ગાય;
પ્રદક્ષિણા કરી નમ્યાં ચરણે, પહોંચ્યા મનના કોડ.
ભક્તિ દેખી નરનારની, ઘણું રીજ્યા ઋષિ રણછોડ.
માગ માગ હું પ્રસંન છું, તમ ભક્તિ દ્રઢ કહે ધન્ય;
દરશનથી તનમય થયાં, સઘળે દેખે એકજ બ્રહ્મ.
ભક્ત કહે સ્વામી શરણ રાખો, કૃપાનિધિ ભગવાન;
ભવ ભ્રમણથી છૂટિયે, હું માગું એ વરદાન.
જે માગ્યું તે આપ્યું ભક્તને, પહોંતાં બેહુનાં કોડ;
થોડા દિવસમાં પામશો પદ, કહે શ્રીરણછોડ.
દરશન માટ થઇ ભીડ પછી, જોવા મળ્યો છે સમુદાય;
આખા દિવસનો તાપ ચંદ્રથી, જાય તેમ શીતળ થાય.
શ્રુતદેવ જાણે મારે ઘેર શ્રીહરિ, જનક જાણે તેમ;
રાજઘેરથી રાજ સભામાં, જાયે નિત્યે પ્રભુ એમ.
તાલ ઝાંઝ મૃદંગ વાગે, ગાયે ગાંધર્વ ગાન;
અપ્સરા નૃત્ય કરે આગળ, યાચક જન યશ ગાય.
ઘણા દિવસ રહ્યા ભાવ ભક્તનો, પછે માગી વિદાય;
મિથિલદેશ મૂકી આવી પહોંતા, દ્વારિકાં શ્રીયદુરાય.
સાંભળી નગ્ર લોક સામા, આવ્યા મળવા પ્રેમ;
ઉગ્રસેન વસુદેવ દેવકીયે, પૂછ્યું કુશળક્ષેમ.
ભક્ત ઉપર એવી પ્રીત પ્રભુને, સુણો શ્રોતાજંન;
સૂતપુરાણીયે શૌનકને કહ્યું, સંક્ષેપે રાજંન.

**વળણ.**

સંક્ષેપે કરી જાણજો, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો છયાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે ષડશીતિતમોધ્યાયઃ ॥ ૮૬ ॥**

---

## અધ્યાય ૮૭ મો.*

### કડવું ૨૦૦ મું-રાગ રામગ્રી.

પરીક્ષિત શુકને કહે શીશ નામી, તમો કહ્યો નિરાકાર બ્રહ્મસ્વામી;
નહીં નામ ઠામ રૂપ ધામ, તો કેમ પ્રગટ થયા ગુણગ્રામ.
વેદ સ્તુતિ કરી જુઓ કેમ, દેહ ધરી કોણે ગાયા તેતો બ્રહ્મ;
મને સંદેહ ... મંન, તે વિસ્તારી કહો મુનજંન.
શુક કહે બ્રહ્મ લીલા અગાધ, કહું નારાયણ નારદનો સંવાદ;

**ચાલ.**

સંવાદ કહું એ સાંભળો, અભિમન્યુસુત રાજંન;
નારદ પર ઘણી કૃપાદષ્ટિ, કહિયે પ્રભુનું મંન.
હેત કરીને વીણા પ્રભુયે, આપી મુનિને હાથ;
ચૌદભુવનમાં કીર્તિ પ્રભુની, ગાયે તુંબર સાથ
ફરતા ફરતા આવી પહોંતા, મુનિ બદ્રિકાશ્રંમ;
નરનારાયણ તપ કરે, તે દેખી થયા પ્રસંન.
આવીને પ્રણામ કીધા, બોલ્યા મુખથી વાણ;
અમારૂં મન શીતળ થયું નહીં, હરિકથા વિના શ્યામ.
તે માટે અમો આવ્યા અહિંયાં, કરવા અમૃત પાન;
કૃપા કરીને કહો સ્વામી, તમ થકી પામું જ્ઞાન.
મુનીનાં વાક્ય સાંભળી, વદ્યા નારાયણ તવ મૂખ;
સનત્કુમારે શૌનક આગળ, કહિ કથા જનલોક.
તે તમને કહું પુરાતન, સાંભળો ગુણ બ્રહ્મ;
તમો જ્ઞાની કહેવું શું પડે, જાણો છો મુનિજંન.
નારદ કહે હું કયાં ગયો, જ્યારે કથા થઇ જનલોક;
મુને કેમ હોયે અજાણ્યું એ, વિસ્મે વાતજ હોય.
નારાયણ કહે શ્વેતદ્વીપજ, ગયા હતા મુનિજંન;
તે માટે તમે જાણ્યું નહીં, હવે કહું કથા એ બ્રહ્મ.
નિરાકાર આકાર નહીં, બ્રહ્મ કહિયે તેજના પુંજ;
ઇચ્છા થઇ બહુ સાંભળવા, બ્રહ્મની મુનિ પુંગ.
માયા લીન થઇ રહે બ્રહ્મસું, આજ્ઞાયે કરે કામ;
પ્રકૃતિ પુરૂષથી વેગળા, પોતે સાક્ષી પુરૂષ પુરાણ.
બ્રહ્મથી એ તત્વ માયા, એથી સઘળી સૃષ્ટ;
સર્વ જીવનું મૂળ એ છે, જાણજો કહું સ્પષ્ટ.
વૈરાટ રૂપ જેમાં ચૌદ લોકજ, એમાં છે અંડ એક;
કોટી કોટી એવાં અંડજ, કહિયે પ્રભુને અનેક.
ઊર્ણનાભ મુખતાર કાઢી, રમે મન રીઝાય;
વળી ઇચ્છાયે લીયે મુખમાં, તેમ બ્રહ્મ ઇચ્છાય.
અકળ ગત ગોવિંદની, કોણે કળી નહીં મુનિજંન;
નારાયણ એમ કહે કથા, શુક કહે સુણ રાજંન.
છત્રીશ યોજન પીઠ પોહોળી, એવા સંકર્ષણ;
શેષશાયી જળમાં શયન કરે છે, તેપર અશરણશર્ણ.
વિશ્વને એ સૃજે રાત્રે, શીઘ્રે કહ્યો એ ભેદ;
સૃષ્ટિનો જ્યારે સમો થાય ત્યારે, શ્વાસોશ્વાસથી વેદ.
દેહ ધરી વેદ સ્તુતિ પ્રભુને, જગાડે કરી ગાન;
રાજાને ઢાઢી જગાડે, તેમ એ સાવધાન.
પ્રાતસમો જ્યારે થાય ત્યારે, સૃષ્ટિનો આરંભ;
જય નારાયણ જય વિષ્ણુ, જય જય શ્રી પરિબ્રહ્મ.
જય પુરૂષોત્તમ કેશવ માધવ, જય સચ્ચિદાનંદ;
એમ કહી શ્રુતિ જગાડે, જે શબ્દ શ્રીગોવિંદ.
પૂર્વે પ્રભુનાં ચરિત્ર નામને, ગાય છે શ્રુતિ ધન્ય;
પ્રાત થયો હવે જાગીયે, કરવા સૃષ્ટિ જગજીવન.
તમો કહેશો મુજને કાં જગાડો, સૃષ્ટિનું શું કામ;
એથી બંધન થાય મુજને, એમ નહીં ભગવાન.
તમને બંધન છે નહીં, તમે કૃત્રિમ કરતા શ્યામ;
મને સૃષ્ટિ સંહાર કરો છો, તમે પુરૂષપુરાણ.

---

* સત્યાશીમા અધ્યાયમાં નારાયણ અને નારદના સંવાદ રૂપે વેદોએ કરેલી ગુણોની આલંબન સ્તુતિ પરિણામે નિર્ગુણને પહોંચે તે કથા છે.

આ સત્યાસી, અઠચાસી અને નેવ્યાસી, એ ત્રણ અધ્યાય શ્રીમદ્ ભાગવત્‌ના દશમસ્કંધમાં ક્ષેપક છે, એમ કેટલાક ટીકાકારો કહે છે. શ્રીધર સ્વામિએ શ્રીમદ્ ભાગવતની ટીકાના પ્રારંભમાંજ જણાવ્યું છે કે એ ભાગવતના ૩૩૨ અધ્યાય છે, પરંતુ સર્વ ભાગવતમાં ૩૩૫ અધ્યાય છે. કેટલાક ટીકાકારો જણાવે છે કે વત્સહરણના ત્રણ અધ્યાય ક્ષેપક છે. પણ તે અધ્યાય ક્ષેપક હોય તેના કરતાં આ ત્રણ અધ્યાય ક્ષેપક ગાનવાનાં ચાર મજબુત કારણો છે. (૧) પરીક્ષિતે યદુવંશમાં અવતરેલા શ્રી કૃષ્ણ પરમાત્મા તથા સંકર્ષણનું ચરિત્ર જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કીધો હતો, પણ આ ત્રણ અધ્યાયમાં તેમનું ચરિત્રજ નથી. જો કે નેવ્યાસીમા અધ્યાયમાં શ્રી કૃષ્ણનું કંઇક ચરિત્ર છે, તોપણ તેમાં ઘણો વિરોધ છે. (૨) નેવ્યાસીમા અધ્યાયમાં શ્રી કૃષ્ણે પોતાને પરમાત્મા, સ્વમુખે કહ્યા તે સંભવતું નથી. (૩) વિષ્ણુ શિવનો અભેદ સિદ્ધ કરતાં વૃકાસુર તથા ભૃગુના પ્રસંગમાં શિવ વિષ્ણુનો અભેદ મટવાને બદલે શિવને હલકા વર્ણવ્યા છે. (૪) ટીકાકારે સન્માર્ગ શબ્દનો અર્થ ઉઠાવેલો ખરો નથી.

ઓંકાર એ શબ્દ સર્વનું, બીજ કહિયે બ્રહ્મ;
નાભિકમળથી બ્રહ્મા, એથી સૃષ્ટિ ઉપની ધન્ય.

બ્રહ્મરૂપે સૃજો પાળો, વિષ્ણુરૂપે જગદીશ;
શીવ રૂપે સંહાર કરો છો, તમો ત્રિગુણાતીત.

પ્રતિબિંબ છાયા સર્વ ઘટમાં, એક અનંત સ્વરૂપ;
જીવના ઇશ્વર તમે, જે જાણે તે તદરૂપ.

સંકર્ષણના મુખથી, જ્યારે નીસરે વિષ જવાળ;
જગત સહુનો પ્રલે જુવો, બાળીને કરે છે છાર.

શત વર્ષ પરજન્ય વરસે, સમસ્ત શુંડાધાર;
પૃથ્વી જળમય કરશે ત્યારે, ફરી નવો વિસ્તાર.

સઘળે જળ બિંબ દીસે, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
ત્યારે સ્વામી તમે એકલા, કો સંગ નહીં શ્રીદયાળ.

તમારી ગત પ્રભુ તમો જાણો, બીજું ન જાણે કોય;
સહસ્ર જીવ્હાયે સમર્થ નહીં, કહેવા શેષ તે ગુણ સોય.

તમે કહેશો આવડી મારી, સ્તુતિ કરો કાં સેવ;
મુને ભજો તેમ અગ્નિને ભજો, એ શું નહીં છે દેવ.

જે થકી યજ્ઞ હોમ વરસે, મેહ સ્વર્ગથી પોણ;
એ થકી અંન સૃષ્ટિ સર્વે, એથી મોટું કોણ.

તે માટે એને ભજો એમ નહીં, શ્રુતિ કહે સુણો બ્રહ્મ;
એ અંશછે તમ તેજ સ્વામી, તમથી નહિ કોઇ અન્ય.

બાજીગર ખેલ કરે આંબાનો, લાગે ફલ જુએ લોક;
તેમ ઇંદ્રજાળ માયા તમારી, દીસે તે સહુ ફોક.

માટે તમે ખરા એ માયા જુઠી, જાણે નહીં તમને જંન;
કથામૃત શ્રવણ કીર્તન, કરે તે ધન્ય ધન્ય.

અધમ પાપી અન્ત જાતી, ભજે તમને નાથ;
તે સરખા તરી જાય સ્વર્ગે, તો બીજાની શી વાત.

ભક્તિ હીણ જાણે નહીં, તે ફોકટ પૃથ્વી ભાર;
લક્ષ ચોર્યાશી ફેરા ફરી પામ્યો, મનુષ્યદેહ અવતાર.

બધીર મૂગો નેત્ર નોહે, કેમ લીયે હરિ નામ;
નેત્ર કર્ણ એ જીવ્હા આપી, ગાવા ગુણ ભગવાન.

પુત્ર કલત્ર દ્રવ્યમાંયે, ભુલ્યા ભમે જન એહ;
ઘટઘટમાંહે તમે રહ્યા વ્યાપી, દેખે નહીં હૃદયામાંહ.

કાષ્ટમાં રહે વન્હી છાનો, દેખે નહીં તેને કોય;
મથે ત્યારે તેમ તમે પ્રગટ, અંતરજામી સોય.

નાભિકળમાં કસ્તુરી, મૃગ ખોળતાં ફરે વંન;
આત્મારામ વિરાજે ઘટમાં, જાણે નહીં મૂઢ જંન.

એમ ન જાણે શત વરસનું, આયુષ્ય કળીમાંહે પુણ્ય;
એમાંથી જુઓ મિથ્યા ભાષણે, થયુ કાંઇએક નુન્ય

પંચોતેર રહ્યાં આશરે, તે ન ભોગવે ધરી કાય;
અર્ધ તો ગયાં રાત્રિમાં, અર્ધ રહ્યાં છે હાંય.

બાળ અવસ્થા રમતમાંહે, તરૂણ અવસ્થા સ્રીસંગ;
વૃદ્ધાવસ્થા તૃષ્ણામાં પછે, ભજશે કયારે શ્રીરંગ.

હું તું એ તો અહંકારનું મૂળ, અહંકારે કરી કામ;
ક્રોધ લોભ એ વાસનાયે, ફરે જીવ ચારે ખાણ.

એ જ્ઞાન કહ્યું છે મનુષ્યને, કો જાણે હરિના જંન;
જાણે તે તદરૂપ ગંગા, સાગર તેમ એ બ્રહ્મ.

સહસ્ર નદી જઇ ભળે દધિમાં, એક રસ એક નામ;
નદીનો કાંઇ નાશ નથી, તેમ જીવ એહ પ્રમાણ.

પતંજલીનું શાસ્ત્ર એમ કહે, જીવ એ કેમ બ્રહ્મ;
જીવ જુદા ઇશ્વર જુદા, ઉંચ નીચ દેહ ધરે કેમ.

કર્તુમકર્તુ સમરથ સ્વામી, જીવથી શું થાય;
એમ વાદ કરે ખટ શાસ્ત્ર ત્યારે, શ્રુતિ કહે સુણો ન્યાય.

સુવર્ણ એક તેના ઘાટ બહુવિધ, ભાગે ત્યારે સુવર્ણ;
તેમ બ્રહ્મ એક એ માયા ઉપાધી, જીવને જન્મ મર્ણ.

એક વૃક્ષપર બે પંખી, એક ખાય ફળ એક શૂન્ય;
સ્વાદ લીયે તે ભોગવે, પોતે સાક્ષી પાપ ને પુણ્ય.

ગુણ કરી ઉંચ નીચ યોનિ, ફરે ભવમાં જીવ;
વાસનાયે રહિત જે જીવ, થાય છે પછે શીવ.

ભગવાન કહેછે નિગમને, મુને ઓળખ્યા તમે કેમ;
હું બ્રહ્મ ક્યાં રહું કો નવ જાણે, શીઘ્રે કરીને એમ.

કેમ જાણી મારી સ્તુતિ કરો છો, એ અસંભવ વાત;
શ્રુતિ કહે તમ માયાયે કરી, પ્રગટ ગુણ વિખ્યાત.

પ્રકૃતિ જડ તેમાં પવન મૂકી, રમત કરો છો રમ્ય;
તમ કૃપાયે કહું સ્વામી, શ્રોતા વકતા બ્રહ્મ.

તમે સર્વના છો આત્મા, અવિનાશી કહિયે બ્રહ્મ;
દેવ દિગપાળ સહુ આજ્ઞામાં, ફરે છે રવિ ચંદ્ર એમ.

મર્યાદા મૂકી જાય નહીં જળ, એવા એ દધિ સાધુ;
જઠરઅગ્નિ પચાવે અંન, અદકું ઓછું ન થાય.

તમ આજ્ઞાયે ચાલે તેને, સદા હોય કલ્યાણ;
મર્યાદા મૂકી ચાલે તેને, કુશળ કેમ હોય શ્યામ.

તે ભવભ્રમણ ફરી આવે, ત્યારે પામે બ્રહ્મા દેહ;
તેજ ઉત્તમ વેદ વકતા, જાણે હરિને જેહ;

ધનદાસ સુત ગૃહ તજી થાયે, સંન્યાસી ધરે દંડ;
પરમ હંસ તમ ચરણે ચિત્ત, તે પામે પદવી અખંડ.

જો માયામાં ચિત્ત રહે ઉપર, ભક્તિ અંતર દંભ*;
રીજવે ઇંદ્રી સ્વાદ માટે, જંન ફરે નવ ખંડ.
મનુષ્ય દેહે ઓળખ્યા નહીં, તે કહિયે કાષ્ટ પાષાણ;
પ્રેમતુલ્ય તંને જાણવા, નિર્જીવ એજ પ્રમાણ.
જેમ ધુંવેરે કરી દેખે નહીં, પાસે પોતાનું અંગ;
તેમ વિષયી માયામાં પડયા તે, ભૂલા તમને બ્રહ્મ.
આત્મઘાતી કહિયે જેણે, જાણ્યા નહીં હરિરાય;
આઠ પહોરમાં એક ક્ષણ જો, ભજે તો શુભ થાય.
નહિંતર કર્મે બાંધ્યો ફરે પ્રાણી, ભોગવે સંસાર;
ન્યાય કહે કેમ કર્મ મોટું, ઈશ્વર નહીં જુઓ સાર.
નિગમ કહે એ સાક્ષી પ્રભુ, એને લેપે નહીં કાંઇ કર્મ;
ઇશ્વર કોઇનું રૂડું ભુંડું, નવ કરે જાણો મર્મ.
બ્રહ્મ કરે છે કુલાલવૃત્તિ, વિષ્ણુ ધરે અવતાર;
શિવ યોગી એ કર્મને વશ, ફરે રવિ નિરધાર.
ત્રિગુણાતીત છે વેગળા, તે કહિયે મોટા વિશેષ;
એની આજ્ઞાયે સૃષ્ટિ કરે છે, બ્રહ્મા વિષ્ણુ મહેશ.
બ્રહ્મથી ઓંકાર તત્વજ, તત્વથી થયું વૈરાટ;
સહસ્રપદ જેના સહસ્ર હાથજ, સહસ્ર મસ્તક કાન.
મુગટ કુંડળ સહસ્રજ છે, તેજના ભંડાર;
પાર કો પામે નહીં, એવા કહિયે દેવમોરાર.
બાળક જળમાં મુખ પોતાનું, જોઇ રમે તે સાથ;
તેમ પોતાના પ્રતિબિંબ સાથે, રમત રમે વિશ્વનાથ.
શાસ્ત્ર કહે એ આત્મતાર્થી, મનુષ્ય પામે મોક્ષ;
અહંતાથી પડે હેઠા, ભોગવે ફળ જોખ.
મીમાંસા શાસ્ત્ર કહે કર્મના, લેખ ટળે નહીં સત્ય વાત;
જ્યોતિષી કહે ગ્રહ બળિયા, માંહોમાંહી એમ વાદ.
શાસ્ત્રે કહ્યું પણ ઠરાવીને, વેદ કહ્યું એ પ્રમાણ;
રવિ એક પ્રતિબિંબ જળ ઘટ, તેમ એક ભગવાન.
આદ્ય અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યા પૂર્ણાનંદ;
હરિ વિના કો છે નહીં, સ્તુતિ કરે મુખે વેદ.
ઘટમાં બ્રહ્મનું તેજ છે તો, વહાલું લાગે સજંન;
હંસ જ્યારે રમી જાય ત્યારે, પ્રિય નહીં જુઓ મંન.
પ્રાણથકી એ પ્રિય વહાલા, એમાં નહીં સંદેહ;
એવા પ્રભુને ભજે નહીં, મદ અંધ કહિયે તેહ.
કલ્પવૃક્ષને તજી જે કો, સેવે બીજો દેવ;
માતપિતાને પરહરી, મૂઢ કરે નીચની સેવ.

* ઢોંગ



કાળભુજંગ ફુફુવાટ કરતો, ફરે મસ્તક સદાય;
એમ ન જાણે પાસે હવડાં, ભજીયે ભલો છે દાય*.
જન્મ સઘળો ગયો એળે, અંત્ય સમે કહે રામ;
વિમાન બેસી જાય સ્વર્ગે, વાજતે નીશાન.
નામનો પ્રતાપ એવો, જુઓ મન વિવેક;
નેતિનેતિ નિગમ કહે, ગુણ કેમ ન આવે છેક.
શત વરસ કમળ જળમાં, અજ ગયા ન જડયો થાગ;
કહેતાં કહેતાં વાણી થાકી, ચરિત્ર કહ્યાં નવ જાય.
જન લોકની મૃત્યુ લોકમાં, મુનિ કહી કથા એ સાર;
સાંભળી સ્તુતિ કરી પ્રભુની, નારદજીયે તેણીવાર.
તમે બ્રહ્મા ઇશ્વર સ્વામી, તમે શ્રીવિષ્ણુ બ્રહ્મ;
તમારી સત્તાયે સંસાર ઉભો, તમ વિના નહિ અન્ય.
ઇંદ્ર વરૂણ કુબેર યમ એ, શશી વન્હી ભાણ;
જળ સ્થળ સઘળે તમો વ્યાપી, ઘણું શું કહું શ્યામ.
તપ કરો છો લોક સંઘે, ભક્તજનને કાજ;
એ રીતે તપ કરે તેને, પ્રસંન થાય મહારાજ.
નારાયણ કહે ધન્ય નારદ, ભક્તમાં તમો મોક્ષ;
અહર્નિશ પ્રભુનાં ચરિત્ર ગાતાં, ફરો છો ત્રૈલોક્ય.
નમસ્કાર કરીને ગયા ત્યાંથી, નારદ પહોંતા આશ;
વિણાનો ટંકાર કરતા, આવ્યા જ્યાં વેદવ્યાસ.
કાષ્ટમાંથી અગ્નિ મથતાં, ખળ્યું વ્યાસનું રેત;
અરણીમાં આવી પડયું તેથી, ઉપન્યા શુકદેવ.
નારદ દેખી વ્યાસ ઉઠયા, થયા મન રળિયાત;
ત્રણ લોકમાં ફરી આવ્યા, કહો કાંઇ એક વાત.
મુનિ કહે મુને નારાયણે કહ્યું, તે કહું તમને જ્ઞાન;
ઉપદેશ કરીને ગયા સ્વર્ગે, ગાય હરિરસ ગાન.
શ્રીહરિ દાતા ભુક્તા કહીયે, પ્રજાપતિ વિપ્ર અન્ય;
વેદ વાક્ય સત્તા એ, શુક કહે સુણો રાજંન.
તમે કહ્યું નિરાકાર તે, સાકાર કેમ થાય બ્રહ્મ;
યથા બુદ્ધિયે કહ્યું તે, એ જુઓ જ્ઞાન દષ્ટિયે મન.

વળણ.

જાણજો બ્રહ્મ એક છે, શુક કહે સાંભળ રાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો સત્યાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે દશમસ્કંધે સપ્તાશીતિત-**
**મોઽધ્યાયઃ ॥૮૭॥**

* વખત.

# અધ્યાય ૮૮ મો*

### કડવું ૨૦૧ મું-રાગ રામગ્રી.

વધા પરીક્ષિત શુક મત્યે વાણી, સંધે ઉપન્યો એક મુને સ્વામી; શિવ કહિએ દિગંબર જોગી, દ્રવ્યની ઇચ્છાએ તેને ભજે ભોગી. વિષ્ણુ લક્ષ્મીવાન છે એક, કો વેળા તેને ભજે નહીં કેમ; વધા શુકજી મન પ્રસંન, સાંભળ પરીક્ષિત એ રાજંન.

ચાલ.

કહું કથા વિષ્ણુની તમને, સાંભળો દઈ કાન;
પૂર્વે પૂછ્યું ભગવાનને, તમ પિતામહ સાવધાન.
તેમ તમને કહું હું શ્રીહરી, બેઠા પાંડવ સાથ;
યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને કહે, સાંભળો સ્વામીનાથ.
શિવ પ્રસંન કેમ થાય વેહેલા, વિષ્ણુ નહીં કેમ તેહ;
એ વિસ્તારીને કહો મુજને, ટળે મન સંદેહ.
શિવ તો યોગી ભોગી વિષ્ણુ, કહિયે લક્ષ્મીવાન;
તે ઉતાવળા કેમ પ્રસંન ન થાયે, ભક્તપર ભગવાન.
વચન રાયનાં સાંભળી, વળતા વધા શ્રીમહારાજ;
ભક્તને જ્યારે જોઇયે ત્યારે, આપું દ્રવ્ય તે કાજ.
ધ્રુવને અવિચળ રાજ્ય લક્ષ્મી, આપ્યું નિર્ભય તેહ;
લક્ષ્મી વિના શોભે નહીં, જુઓ રાજ્યપદવી તેહ.
છત્રીશ સહસ્ર વરસ ધ્રુવે, ભોગવ્યું સુખે રાજ;
અંત્યે તારામંડળ મધ્યે, આપ્યો અવિચળ ઠાર.
જે વેળા જેને જોઇયે, તેવો આપું દ્રવ્ય અનંત;
સમી સમી તેનો લેઊં પાછો, થાય નહીં મદ અંધ.
ધન હોય ત્યારે કુટુંબ મિત્રજ, આશ્થાયે કરે મીત;
પ્રાણથી હું વહાલો મુજને, તજે તે પર ચીત.
તે માટે તેની લક્ષ્મા હરી લઊં, ત્યારે આવે જ્ઞાન;
પછે મુજને ઓળખે, તવ ગાય હરિ યશ ગાન.
સ્મરણ ભક્તિયે પામે પદી, એથી શું છે બીજું સાર;
લક્ષ્મીને મદ ફરવું સુખ દુઃખ, ભોગવે સંસાર.
તેમાટે હું આપું નહીં, લક્ષ્મી એ ધર્મરાય;
સાંભળી રાય પ્રસંન થયા છે, ધન્ય હરિ સુખદાય.
વિષ્ણુ તો ખરી કસોટી લીયે, ત્યારે થાય પ્રસંન;
કહું ઇતિહાસ પુરાતન, શુક કહે સુણો રાજંન.
શિબિ રાજા ભક્ત મહા દ્રઢ, સત્યવાદી ચાલે ધર્મ;
શરણે આવ્યો હોય તેને રાખે, સદાવ્રતી તે અંન.
જે માગે તેને ના નહીં કહેવી, એવા તે ઉદાર;
ત્રૈલોક્યમાં ચાલી કીર્તિ, જોવા આવ્યા દિશ્વાધાર.
વાઘરી રૂપે થયા દેખી, પંખી નાઠાં જાય;
એક કપોત આવી બેઠો રાયને, ખોળે વિસ્મય વાત.
શરણે આવ્યો તેને રાખવો, એવી રાયની પોણ;
પારધી કહે આપો મુજને, રાય કહે તું કોણ.
હું પારધી આવ્યો લેવા એને, રાય કહે બીજું માગ;
એ વિના માગો તે આપું, શરણે આવ્યો મુજ લાજ.
વાઘરી કહે મુને એજ આપો, કુટુંબ પોષણ થાય;
નહીંતર આજ અપવાસ અમને, ના કહો જઇયે રાય.
ધર્મ સંકટ પડ્યું રાયને, વધા મુખથી વાણ;
એ બરાબર માંગશો તે આપું, શાસ્ત્ર આજ્ઞાએ માગ.
વાઘરી કહે તમ અંગનું, આપો એ બરાબર માંસ;
સાંભળી રાય હરખ્યા એવે, આવી સ્ત્રી તે પાસ.
સ્ત્રી કહે અર્ધ અંગ હું છું, આપીશ માંસ એ કાજ;
પુત્ર કહે એવે હુંજ આપું, વાઘરી કહે નહીં રાજ.
તમારૂં એ માંસજ મુજને, આપો તો લેઊં રાય;
તોળ્યું તે બરાબર અંગ રાયનું, તોએ પુરૂં નવ થાય.
રાણીયે આપ્યું પુત્રે આપ્યું, તોએ ઉંચું જાય;
રાય કહે મારૂં મસ્તક આપું, ત્યારે પુરૂં થાય.
એમ કહીને ખડ્ગ કંઠે, મૂક્યું છે રાજંન;
ચતુર્ભુજ થઇ દર્શન આપ્યું, માગ માગ હું પ્રસંન.
તે માટે વિષ્ણુ એવા શુક કહે, ધન્ય શ્રી ગોપાળ;
હવે કહું કથા શિવજી તણી, તે સાંભળો ભૂપાળ.
એક દૈત્ય શકુનીનો પુત્ર તેનું, વૃકાસુર કહિયે નામ;
તપ કરવાને જાય એવે, મળ્યા નારદ સ્વામી.
તેજપુંજ પ્રકાશ દેખી, નમ્યો મુનીને પાય;
ત્રણ દેવમાં કહ્યો વેહેલો, પ્રસંન થાય કહો તેહ.
હતો મનમાં સંકલ્પ વિકલ્પ, ભલે મળ્યા મુનીજંન;
સાંભળી ઋષિજી વધા, વેહેલા શિવ થાય પ્રસંન.
શંકર ભોળા આપશે, જે માગશો તે વસ્ત;
પાછું ફરી તે જુએ નહીં, એને આપશું કોણ ગત્ય.
સંકટમાં પોતે પડે છે, વર આપીને જુઓ વાત;
એ સંક્ષેપે કરી કહું તમને, સાંભળો દૈત્યરાજ.
રાવણને વેહેલા પ્રસંન થયા, તેને આપ્યો વર એ યોગ્ય;
પરાક્રમ બળ કો તોલ ન આવે, જીત્યું તણે ત્રૈલોક્ય.
કૈલાસ સરખું ગડગડાવ્યું, કરે શિવસું યુદ્ધ;
લંકામાં લઇ જાઊં એને, એવો તે મદ અંધ.

*આ અઠયાશીમા અધ્યાયમાં વિષ્ણુનાં ભક્તને મોક્ષ મળે છે અને બીજા દેવના ભક્તને ઐશ્વર્ય મળે છે એ કથા છે.

બાણાસુરને પ્રસંન થયા, શિવે આપ્યા સહસ્રજ હાથ;
વઢવા કો સમર્થ નહીં, આવ્યા યુદ્ધ કાજ શિવ સાથ.
શિવ કહે મે વર આપ્યો, એ તો આવ્યો મુજસું દુષ્ટ;
સમજાવી કહ્યું દૈત્યને, મુજ સરખો મળશે પુષ્ટ.
ભક્તવત્સલ તેના નગરમાં, કરે શિવ રક્ષાય;
તે માટે જઇ આરાધો, વળી કહું સુણો દૈત્યરાય.
વિદ્યુન્માળીને પ્રસંન થયા, તેણે માગ્યું વરદાન;
સૂર્યના જેવું તેજ આપો, હું ફરૂં બેસી વિમાન.
માગ્યું તે શિવે આપ્યું તે પછે, ફરે રવિસંદેશ;
સૂર્યના રથ જાય તેની, પાછળ તેજ વિશેષ.
રવિયે મનમાં વિચાર્યું, થયો કાળનો હવે લોપ;
પોતાને તેજે વિદ્યુન્માળીને, બાળી કીધો ફોક.
શિવે જાણ્યું ભક્ત મારો, દગ્ધ કર્યો છે આજ;
ત્રિશૂળ લઇ તતક્ષણ ઉઠી, હણ્યું રવિને ક્ષણમાંજ.
સૂર્યે મનમાં જાણ્યું શિવજી, કોપ્યા મુજપર શંભુ;
મારે હવે ઉગરવું નથી, નકિ શરણ જાઉં હું વિભુ.
તે માટે રાજધાનીમાં જઈ, છુપાયા પાતાળ;
શિવે જાણ્યું રવિ શરણ આવ્યા,પ્રસંન થયા તતકાળ.
અદ્યાપિ સૂર્યકુંડ કાશીમાં, લોલાર્ક કહિયે નામ;
એવા એ શિવ ભોળા નારદે, કહ્યું દૈત્યને આમ.
મનના મનોરથ પહોંચશે, એમ કહી ગયા મુનિજંન;
વૃકાસુર જઇ તપ કરે છે, બદ્રિકાશ્રમ ધન્ય.
ઉંચે ચરણે ઉર્ધ્વ વદને, કરે ધૂમ્ર તે પાન;
એક મને શિવ આરાધ્યા તેણે,ધર્યું હૃદયમાં દૃઢ ધ્યાન.
તોહે શિવ તેને પ્રસંન નહીં,તવ હોમ્યું શરીરનું માંસ;
સાત દિવસ થયા હોમ કરતાં, પછે થયા છે નિરાશ.
શીષકમળ હોમવા માંડયું, વિચાર્યું શિવે મંન;
હત્યાદોષ એ લાગે મુજને, શિવ થયા પ્રસંન.
અગ્નિકુંડથી પ્રગટયા પોતે, નીસરિયા તતક્ષેવ;
માગ માગ તું શું માગે છે, એમ વદ્યા મહાદેવ.
શા માટે એવું કરોછો, શિવ સમજાવે ભલી રીત;
વિષ ખાયે કો ઝંપાવે, તેને મનાવે તે ઇશ.
એમ કહી ભુજ ફેરવ્યો, થયું શરીર દૈત્યનું દિવ્ય;
સ્તુતિ કરીને નમ્યો ચરણે, માગું તમ કને શિવ.
જેના મસ્તકપર હાથ મૂકું, તે બળીને થાય રાખ;
શિવ કહે એણે એ શું માગ્યું, કાહયે એ ખળ જાત.
સર્પને પય પાય તોએ, કરે આવી ડંશ;
તેમ એને વર આપું, રખે કરે મુજસું ધ્વંસ.
શિવજી મન દુખવાયા, પણ શું કરે ભોળાનાથ;
માગ્યો તે વર આપી શિવજી, જાય છે કૈલાસ.
કેમ જણાયે પારખું, પાસે દિસે નહીં બીજું કોય;
શિવ મસ્તક જો હાથ મૂકું, લેઉં એની સ્ત્રી જોય.
એમ કહિને પૂઠળ દોડયો, મૂકવા ખળ હાથ;
ત્રણ ભુવનમાં ફર્યા શિવજી, આવ્યા જ્યાં છે નાથ.
કોઇથી દૈત્ય વળ્યો નહીં, એ જાણ્યું પ્રભુયે મંન;
શિવ કહે તે પેહેલાં જઇને, નિવાર્યું એ વિઘ્ન.
લાજશે મુજ દેખીને શિવ, ધર્યું બટુકનું રૂપ;
મૃગચર્મ કમંડળ કરમાં, બ્રહ્મચારી થયા ભૂપ.
પોતે સન્મુખ ગયા તેની, કોઇ ન જાણે મર્મ;
મહાપુરૂષ તેજવંત દેખી, ભાવ ઉપન્યો મંન.
પાસે આવી દૈત્યે પ્રભુને, કર્યો છે નમસ્કાર;
ભગવાન કહે ઉતાવળા કયાં, જાઓ છો કોણ ઠાર.
શ્વાસોશ્વાસ માતો નથી,ક્ષણ ઉભા રહી ખાઓ શ્વાસ;
આવડો શ્રમ કરો છો શું, જીવની નહીં આશ.
પ્રાણ વહાલા સર્વને, એને આપીયે રૂડું સુખ;
અકળાયા ઘણું દોડતા, મુજ કહો શું છે દુઃખ.
દૈત્ય કહે શિવે વર આપ્યો, જોઉં પરીક્ષા મૂકી હાથ;
ખરૂં ખોટું જાણવા પુઠળ, દોડું છું સ્વામીનાથ.
ભગવાન કહે ધન્ય ધન્ય એ તું, શકુનીનો છે તંન;
શિવને કહે તું ભલો લાગે, તે ભંગી ભાઇ જુઓ મંન.
દૈત્ય કહે તે મહેશ્વર છે, નમે સહુ તેને કાજ;
તે શું સમર્થ છે નહીં, વર આપવા મહારાજ.
બટુક કહે તમો સત્ય કહો છો, સાંભળો દૈત્યરાય.
દક્ષનો એને શ્રાપ થયો છે, ગયો યશ મહિમાય.
પીશાચ થઇને ફરે સંગે, ભૂત પ્રેત એ મિત્ર;
દિગબર ગળે રૂંઢમાળા, સર્પ ભૂષણ એ રીત.
વાઘાંબર ડાક ડમરૂ કરમાં, ત્રિશૂળ અંગ ભભુત;
દેવ એને સંગે નહીં, તું તેને કહે લાગો ધૂર્ત.
શિવજી મસ્તક હાથ મૂકી, નૃત્ય કરતા તે રાય;
મંત્ર તુને કાંઈ કહ્યો છે એમ, હાથ મૂકે શું થાય.
એ યોગીનો વિશ્વાસ શો, તું જો વિચારી મંન;
તે માટે ઘેર જાઓ પાછા, માનો એહ વચંન,
નહિંતર પરીક્ષા જુઓ પોતાના, મસ્તક પર મૂકી હાથ;
ખરૂં ખોટું કંકણ કરમાં, દર્પણનું શું કાજ.
વિષ્ણુ માયાયે હર્યું ચિત્તને, વિશ્વાસ આવ્યો મંન;
એણે મારા પિતાનું નામ લીધું, કહિયે એ ગુરૂબ્રહ્મ.

દીસે છે વય અતિ નાની, બુદ્ધિ ઘણી વચન રસાળ;
ઇચ્છા પ્રભુની કરવું એને, કોણ છે રાખણહાર.
આનંદ મનમાં હવે નાચ્યો, મસ્તક મૂકી હાથ;
કર મૂકતાં તે દૈત્ય કાયા, બળીને થઇ રાખ.
દૈત્ય મોટો પહાડ સરખો, ક્ષણ ના લાગી વાર;
દેવનાં દુંદુભી વાગિયાં, વર્ત્યો જય જયકાર.
એવે શિવજી આવી ઉભા, તેને કહે છે ભગવાન;
શું જોઇ એવા દૈત્યને વર, આપ્યો કેમ કલ્યાણ.
આપીને સંકટમાં પડો, વિચારી કરવું કામ;
શિવ કહે પ્રાણ લગી તાણ્યું મેં, આપ્યો વર એ શ્યામ.
વર માગે તેને આપવો મેં, ના કેમ કરી થાય.
સંભાળનારા તમો છો તો, અમને શી ચિંતાય;
સ્તુતિ કરી શિવ ગયા સ્વર્ગે, વિષ્ણુ ગયા છે ઠામ.
વૃકાસુર બળી ભસ્મ થયો માટે, ભસ્માસુર પડ્યું નામ;
વર આપવાને ભોળાશંકર, વિષ્ણુ લે સંભાળ.
ત્રણે મૂર્તિ એક છે, શુક કહે સુણ ભૂપાળ.
તમે કહ્યું શિવ આપે લક્ષ્મી, વેહેલા એ વરદાન;
શ્રી વિષ્ણુ તો ઉતાવળા, નહીં આપે એ કહ્યું જ્ઞાન.
ભાવે કરી ભણે સાંભળે એ, અધ્યાય અતિ પાવન;
કષ્ટથી તેને રાખે શ્રી હરિ, સુણો શ્રોતાજંન.

વલણ.

શ્રોતાજન કહ્યું જ્ઞાન એ, જુઓ એવા વૈકુંઠરાયરે;
ધનદાસના સુત કહે સુંદર, થયો અઠયાસીમો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે અષ્ટાશીતિતમોઽધ્યાયઃ ॥૮૮॥**

## અધ્યાય ૮૯ મો.*

**કડવું ૨૦૨ મું–રાગ રામગ્રી.**

શુકજી કહે શી રીતે ભણું, ચરિત્ર હરિનું છે અતિઘણું;
થાક્યાં સરસ્વતી થાક્યા વેદ, પાર ન પામે પ્રભુનો છેક.
સંક્ષેપે કરી કહું રાજંન, સાંભળજો થીર થઇને મંન;

ચાલ.

થીર થઇ તમે સાંભળો, કહું કથા હરિની રમ્ય;
નિમિષારણ્ય સરસ્વતી તીરે, બેઠા છે ઋષિજંન.
સહસ્ર વર્ષનો નેમ ત્યાં, કળી કરે નહીં પ્રવેશ;
પરીક્ષિત રાજાના રાજ્યમાં, ચાલે નહીં લવલેશ.
તે માટે એ જ્ઞાનયજ્ઞજ, કરે છે ભલો દાવ;
મંત્રે કરીને મૃત્યું તેડયા, તે આવ્યા છે ધરી કાય.
ઋષિ કહે તમો ભાગ લીયો, યજ્ઞમાં એ જોય;
અમને વ્યાધિ પીડે નહીં, સહસ્ર વર્ષ ન મરે કોય.
તે માટે અમ પાસે બેસો, મૃત્યુ કહે સુણો બ્રહ્મ;
કેમ બેસું તમ પાસે કરવું, કામ સ્વર્ગ સદંન.
સૂતપુરાણીયે કથા આરંભ, માંડયો છે રાજંન;
ઋષિ કહે હવે કથામાંથી, ઉઠવું નહીં યમ.
તે માટે સહસ્ર વર્ષ સુધી, રહ્યા છે મૃત્યુ ત્યાંય;
જેનો ભય તે પાસે બેઠા, હરખ્યા ઋષી મનમાંય.
માંહોમાંહે ઋષિ વદે ત્રણમાં, કોનું ધરીયે ધ્યાન;
કોઈ કહે શિવ બ્રહ્માનુ, કો કહે વિષ્ણુનું આમ.
ત્રણે ગુણમાં મોટો કોણ, એમ કોલાહલ બહુ થાય;
ઋષિ કહે જુઓ પરીક્ષા, પછે સાંભળીયે કથાય.
સર્વે મળીને કહ્યું ભૃગુને, કેમ ટળે સંદેહ;
ત્રણે ગુણમાં કયા ગુણે કરી, પામીયે પદ એહ.
ભૃગુ કહે ધીર ધરો, હું જોઇ આવું ત્યાં લગી બ્રહ્મ;
આજ્ઞા લઇને જઈ પહોંતા, પેહેલા બ્રહ્મસદન.
ચાર મુખ ચાર સભા અજની, યોજન સત પ્રમાણ;
પંચાસ ક્રોડ ગાંધર્વ ઉભા, અપ્સરા નૃત્ય ગાન.
એવામાં ભૃગુ આવ્યા મળવા, પિતા છે જેણે ઠામ;
બ્રહ્માયે દીઠા આવતા, જ્યેષ્ઠ પુત્ર દીજે માન.
એટલે આવી બેઠા બ્રહ્મ કને, કીધો નહીં નમસ્કાર;
અજ કહે મારા પુત્ર થઇ મુને, નમ્યા નહીં નિરધાર.
હું થકી શું એજ મોટો, બોલ્યા નહીં જુઓ બોધ;
એમ કહી ભૃગુટી ફેરવી, નેત્ર જ્વાળા ઉપન્યો ક્રોધ.
જળ છાંટીને શ્રાપે એવે, સાવિત્રીયે વાર્યા તેહ;
મનમાંહે બ્રહ્માયે જાણ્યું, આવ્યા પરીક્ષાને મુજ એહ.
ક્રોધ સમાવી રહ્યા અબોલા, બોલ્યા નહીં ફરી વાત;
પિતાને નમસ્કાર કરીને, ઉઠયા ભૃગુ ધરી વાટ.
રજોગુણ જોઇ વળ્યા ત્યાંથી, આવ્યા ઋષિ કૈલાસ;
પંચવદન ભાળ* ચંદ્ર ઝળકે, બેઠા શ્રીઅવિનાશ.

*નેવાશીમા અધ્યાયમાં 'કયો દેવ મોટો' આવી શંકા થતાં પરીક્ષા કરીને તે વિષ્ણુ મોટા છે આમ ભૃગુએ મુનિઓની પાસે કહ્યું તે તથા ભગવાને બ્રાહ્મણના કુમારો લાવી આપ્યા તે કથા છે.

* કપાળે.

કુબેર એ પરધાન પાસે, પાર્વતી અર્ધાંગ;
યક્ષ કિંનર ભુત પ્રેતજ, સભામાં નૃત્ય રંગ.
એવે ભૃગુ ઋષિ જઇ પહોંતા, દીઠા નયણે એમ;
ઉઠીને શિવ જાય સામાં, મળવાને અતિ પ્રેમ.
ભૃગુયે મનમાં જાણ્યું શિવને, કંઠે છે રૂંઢમાળ;
સર્પ હાર અમંગળ દેખી, મળ્યા નહીં અજબાળ.
આવીને ઋષિ બેઠા ન કરી, વાત નહીં પ્રણામ;
શિવ કહે અમો મળવા ઉઠયા, મળ્યા નહીં કેંહું ઠામ.
એમ કહી ત્રિશૂળ નાંખવા, થયા તત્પર ત્યાંય;
પાર્વતીયે વાર્યા ત્યારે, સમજ્યા શિવ મન માંય.
મુજ પરીક્ષા કાજ આવ્યા ઋષિજી, વૃથા મેં કરી રીસ;
ક્રોધ મનમાં સમાવીને, બેઠા છે તવ ઇશ.
ભૃગુયે ઉઠી પ્રણામ કીધો, ક્ષમા કરો અન્યાય;
તમો ગુણ જોઈ વળ્યા ત્યાંથી, ગયા જ્યાં મહારાજ.
વૈકુંઠ શોભા શી કહું, થઇ રહ્યો છે ઝળકાર;
હેમ મણિમય સુંદર મંદિર, આવ્યા હરિને દ્વાર.
પીતાંબર ઓઢી પોઢયા છે, લક્ષ્મી તળાંસે પાય;
કો સેવામાં જળ ઝારી લેઇને, કો ઉભી છે વીંજણ વાય.
ભૃગુ કહે એને ક્રોધ કેમ ચઢે, વિચાર્યું તવ ત્યાંય;
એમ તો ક્રોધ ચઢે નહીં, મારી લાત હૃદયામાંય.
તતક્ષણ શ્રીહરિ જાગી ઉઠયા, નમ્યા ઋષિને સાર;
વાગ્યું હશે તમને મારૂં, હૃદય કઠણ છે અપાર.
ચરણ તમારાં કોમળ સ્વામી, મેં માર્યા દૈત્ય અનેક;
તેણે કરી હૃદે કઠણ થયુંછે, તમો જુઓ વિચારી વિવેક.
એમ કહીને ચરણ સેવન, કરે છે પ્રાણજીવંન;
ક્ષણ એક બેસી વિશ્રામ લ્યો, તમને શ્રમ થયો મુનિજંન.
અર્ઘપાદ પૂજા કરી, લેઇ ચર્ણામૃત ધર્યું શીશ;
વળી મંદિરમાંહિ છાંટિયું, વધ્યા શ્રીજુગદીશ.
તમારાં ચર્ણ તીર્થને એ, પવિત્ર કરે કહું ગુંજ;
પાતકી આવી નહાય ગંગામાં, સાધુ નહાયે થાય શુદ્ધ.
મારે વિષે દિગપાલ દેવ સહુ, થયા એહ પવિત્ર;
ઋષિ કહે ધન્ય ધન્ય મહા પ્રભુ, જુઓ ઉલટી રીત.
મેં તો કીધો પ્રહાર શ્રીહરિ, કરો મારૂં સ્તવંન;
નેત્રથી આંસુધાર ગદ્‌ગદ્‌, કંઠે કહે છે વચંન.
ધન્ય શ્રી ભગવાન તમ વિના, કોણ પાળે લાડ;
સત્વગુણને જોઇ ત્યાંથી, વળ્યા ભૃગુ તત્કાળ.
ઋષિશ્વરને કહ્યું આવી, ત્રણે સરખા દેવ;
તેમાં સત્વગુણ તે શ્રેષ્ઠ જાણો, એમાં નહીં સંદેહ.

જે વીતી તે માંડી કહી, બ્રહ્મા શિવની વાત;
શ્રીવિષ્ણુના ગુણ કહ્યા ત્યારે, ઋષિ થયા રળિયાત.
રજોગુણે કરી મનુષ્ય દેહને, પામે તે અવશ્યમેવ;
તમો ગુણે કરી દૈત્યભાવને, સત્વગુણે કરી વિપ્રદેવ.
તે માટે સત્વગુણે કરીને, ધરે પ્રભુનું ધ્યાન;
સાંભળી બ્રહ્મ સભા હરખી, ધન્ય શ્રી ભગવાન.
ભૃગુ લાંછન ભૂષણ પ્રભુએ, ધર્યાં હૃદયા રમ્ય;
ભક્તનાં જુઓ લાડ પાળ્યાં, એવા મધુસુદંન.
સુતપુરાણીકે સૌનક આગળ, કહી કથા અતિસાર;
સત્વગુણે કરી અંતે પદવી, પામે તે નિરધાર.
વેદાંત શાસ્ત્ર પુરાણ વક્તા, ઋષી કહે સૂત ધન્ય;
વ્યાસ પ્રસાદે કથાઅમૃત, પ્રવાહ વહે મુખ રમ્ય.
ઋષી સર્વે વખાણે ધન્ય ધન્ય, એ પરીક્ષિત રાય;
જેની સભામાં કથા હરિની, થાય પ્રભુ ચર્ચાય.
વખાણે શુક પરીક્ષિતને, એવો ઋષીનો ભાવ;
હરિકથાપર પ્રેમ વિપ્રને, શ્રવણ કરે ભલો દાવ.
શ્રવણ ભક્તિયે અંત્યે ઋષિજી, ગયા બેસી વિમાન;
શુકદેવ કહે સુંણ રાયજી, વળી કહું કથા ભગવાન.
દ્વારકામાં બ્રાહ્મણનો પુત્ર, જન્મતાં પામ્યો નાશ;
રૂદન કરતાં આવ્યો સભામાં, બેઠા જ્યાં અવિનાશ.
ઉગ્રસેન બળભદ્ર યાદવ, પ્રધુમ્ન એ મહા વીર;
દેખતાં વિપ્રે સન્મુખ આવી, કહ્યું છે એ રીત.
શત વરસનું આયુષ્ય વિધિયે, લખ્યું છે એહ પ્રમાણ;
તે કેમ મિથ્યા થાય જુઓ, વિચારીને શ્યામ.
વિષયી લોભી દ્વેષી રાજા, પ્રજા પીડણ જેહ;
પરદુઃખને જાણે નહીં, એવા દુષ્ટ કહિયે તેહ.
પ્રભાતે ઉઠી કર્મ કર્યા વિના, જાયે મૃગયા વંન;
એમ ન જાણે હિંસા કરૂં તે, ભોગવવું લઇ જન્મ.
આખર એ દુઃખદાયક ભુંડાં, કર્મ કરી પડે ફંદ;
આપણો જીવ તેવો સર્વનો, એમ જાણે નહીં મતિ મંદ.
રાજા પાપે પ્રજા દરિદ્રી, પીડા પામે કષ્ટ;
પુત્રનો વિયોગ થાયે, તેમ થયું જુઓ અદષ્ટ.
પછે સમજાવીને મોકલ્યા, વિપ્રને એહ પ્રમાણ;
એ રીતે એનાં આઠ બાળક, નાશ પામ્યાં જાણ.
નવમી વેળા સભા મધ્યે, બેઠા પાર્થ પોતે આપ;
તે દેખતાં વીપ્રે બાળક આણી, નાખ્યું કરે છે વીલાપ.
નવ બાળક મારાં મુઆં છે, તમો સાંભળો નહીં રાવ;
અર્જુન કહે વિપ્રને, એ શુંય છે મુજ કહો વાત.

વિપ્ર કહે તારી આગળ શું કહું, તુંથી શું એ થાય;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ સરખા રાય.
એણે આણી આપ્યો નહીં મુજને, તું શું ભાંગીશ દુઃખ;
બાળ બુદ્ધિ એ શું બોલો છો, સભામાં જુઓ મુખ.
પાર્થ કહે વાસુદેવ નહીં, હું સંકર્ષણ નહીં નામ;
હું ધનંજય ધનુષધારી, કહો તે કરૂં કામ.
વિપ્ર કહે નવ બાળક પાપે, મુઆં છે એ જોર,
સભા મધ્યે કહ્યું દુઃખ પણ, સાંભળે નહીં કોય.
પાર્થ કહે હવે પ્રસવ થાયે તવ, કરજો મુજને જાણ;
ત્યાં લગી હું રહીશ બાળક, લઇ જાય તે કોણ ઠામ.
વિપ્ર કહે વાસુદેવ આગળ, બોલો સમર્થ નરેશ;
અર્જુન કહે એ ક્ષત્રી નોહે, કહિયે નટના વેશ.
એ શું આણી આપશે, એમાં પુરૂષાર્થ છે શુંય;
એ બ્રાહ્મણનાં કર્મ કરે બેઠાં, આણી આપીશ હુંય.
ગૌ બ્રાહ્મણની વાહારે ધાયે, તે કહિયે રાજન;
તમો રૂદન કરો એ સાંભળે, એ ક્ષત્રીનો નહિ ધર્મ.
વિપ્ર કહે કર્તુમકર્તું, સમરથ શ્રીભગવાન;
તેણે નહીં મારો પુત્ર રાખ્યો, તું કેમ રાખીશ જાણ.
અર્જુન કહે જ્યાં હોય ત્યાંથી, લાવું સહી રાખે કોણ;
ન લાવું તો અગ્નિમાંહે, બળી મરૂં એ પોણ.
સભા મધ્યે એમ કહ્યું ત્યારે, બોલ્યા નહીં ભગવાન;
અર્જુનનું એ વચન માની, વિપ્ર ગયા ફરી ઠામ.
લોક કહે આજ રડતો વિપ્ર નહીં, જાય છે ઘેર મુન્ય;
વિપ્ર કહે મુને પાર્થે કહ્યું છે, આણી આપું તુજ તન.
એક સંવત્સર રહ્યા પારથ, પ્રસવનો આવ્યો દિન;
વિપ્ર તેડી ગયા મંદિર, બેસો આહં સ્વામીન.
તે સમે શરપંજર બાંધી, ગયા અર્જુન વીર;
પવનનો પ્રવેશ ન થાયે, ધનુર્વિદ્યા ધીર.
પ્રસવતાં તતક્ષણ બાળકે, કર્યું તવ રૂદન;
જોયું તો દીસે નહીં, વિપ્ર કહે ક્યાં ગયો તન.
પૃથ્વી ગળી ગઇ શું થયું, પુત્ર ગયો તે કોણ વાટ;
સભામાં આવી કહ્યું, જ્યાં બેઠા છે પાર્થ જાત.
ધિક્ ધિક્ તારાં પરાક્રમ બળને, વૃથા કર્યું તે પોણ;
એમ ન જાણ્યું ભગવાન બેઠા, સભામાં કોણ કોણ.
સંકર્ષણ પ્રદ્યુમ્ન સરખા, તે આગળ તું શુંય;
તેં ઉફરાં બોલિયે એમ કહ્યું, આણી આપું હુંય.
એ નપુંસકને કહે માન્યું, હું પણ મુરખમાંય;
એમ તો પુત્રનું મુખ દેખતો, આ તો સમૂળો ગયો ક્યાંય.

ગાંડીવધનુષ ગાંડું થઇ ગયું, એમ વદ્યા વિપ્ર બ્રહ્મ;
અર્જુન મનમાં લાજિયા, વિપ્ર બોલ્યા એ શું વચન.
સભા સહુ કો દેખતાં, મારૂં કીધું છે અપમાન;
અરે બ્રાહ્મણ ધીરજ ધર, આણી આપું થા સાવધાન.
શંકરનું સ્મરણ કરી, ગયા દક્ષિણ દિશા અર્જુન;
યોગાભ્યાસે જઇ પહોંતા, યમનગર રાજન.
છ્યાસી સહસ્ર યોજન યમપુરી, ત્યાં ગયા એક ક્ષણમાંય;
શાસ્ત્ર વકતા ઋષી સંગે, બેઠા છે ધર્મ ત્યાંય.
પંચાશ યોજન સભા યમની, પચીશ એ ચિત્રગુપ્ત;
દેખીને ઉઠી માન દીધાં, કેમ આવ્યા ભુપત.
પાર્થ કહે વિપ્રના સુત, આવ્યા દશ રાજન;
તેને અમો લેવા આવ્યા અહિં, તે આપો અમને યમ.
જે મરે તે આવે અહિંયાં, પ્રથમ લેખું થાય;
પછે જેવાં કર્મ તેવાં, ઠામ આપો રાય.
યમ કહે તમો સત્ય કહો પણ, આવ્યા નહીં આ ઠામ;
વિદાય થઇને પૂર્વ દિશાયે, ગયા ઇંદ્રને ગામ.
નંદનવન વૃક્ષ વાટિકા, અતિ કહિયે રમણીક ધન્ય;
બેસવાનાં ઠામ જળસ્થળ, શોભા મણિમય રમ્ય.
તેત્રીસ કોટિ દેવ સભામાં, વિરાજે શક્ર નામ;
તાળ ઝાંઝ મૃદંગ વાગે, અપ્સરા નૃત્ય ગાન.
તે સમે આવી ઉભા પાર્થ, દીધાં બહુપેર માન;
મળી કરી સમાચાર લેઇને, આવ્યા પૂર્વ ઇશાન.
રૂદ્ર પૂરી જોઇ વળ્યા, ત્યાંથી આવ્યા ઉત્તર દિશાય;
અલકાપૂર કુબેરને, જઇ પૂછ્યું પાર્થરાય.
અહિંયાં તો નથી આવ્યા સ્વામી, વદ્યા યક્ષ એમ વાણ;
ધનના ધણી કુબેર જુઓ, કહિયે શિવપરધાન.
જોઇને પછે ગયા આગળ, પશ્ચિમ દિશા અર્જુન;
વરૂણ કહે આજ કૃપા કરી કેમ, આવ્યા અહિં રાજન.
પારથ કહે અહિંયા વિપ્રના તન, આવ્યા હોય લેવા કાજ;
વરૂણને કહી ઉડયા ત્યાંથી, ચિંતા થઈ તવ રાજ.
નવ નવ યોજન કોટિ અંતરે, વસે દશે દિગ્પાળ;
દશે દિશા સ્વર્ગ લોક જોયાં, કયાંઇ ન લીધી ભાળ.
જોતાં જોતાં એમ જાય પારથ, ધનુષ ગાંડીવ હાથ;
તળ વિતળ સુતળ રસાતળ, ખોળ્યાં સપ્ત પાતાળ.
સ્વર્ગ મૃત્યુ નાગ લોક જોયા, નાના મોટા ઠામ;
બ્રાહ્મણના પુત્ર જડયા નહીં, હવે સહી મેં તજવા પ્રાણ.
જળ સ્થળ સઘળે જોઇ પાછા, આવ્યા દ્વારિકાં ગામ;
લજ્જાશ્રમિત થયા હવે, શું કહે વિપ્રને ધામ.

સભામાં કાને સાંભળ્યો મેં, વિપ્રનો સંતાપ;
ક્ષત્રી થઇ દુઃખ ભાંજ્યું નહીં, એ લાગું મુજને પાપ.
ગૌ બ્રાહ્મણની વાહારે ન ચઢે, ક્ષત્રી ન કહિયે તેહ;
તે માટે દેહ તજું ત્યારે, છુટું પાતક એહ.
કાષ્ઠ મગાવી ચિતા રચી છે, અગ્નિ કર્યો પ્રવેશ;
અંતર્યામિયે જાણ્યું એવે, તજે પ્રાણ નરેશ.
તતક્ષણ આવી એમ કહ્યું, એ શું કરે અર્જુન;
એકાએક શું જોઇ સભામાં, કરી પોણ રાજંન.
એમ ન જાણ્યું એ ઇશ્વર આધીન,આપણે કહ્યે શું થાય;
અર્જુન કહે અપમાન થયું, હવે જીવ્યાનું શું કાજ.
શ્રીકૃષ્ણ કહે તમ કીર્તિ વધશે, લાવશો જ્યારે બાળ;
ધન્ય ધન્ય કહેશે જગતમાં, ગાશે યશ ભૂપાળ.
તે માટે ધીર ધરો ક્ષણ એક, કાં બળો રાજંન;
ચાલો તમને દેખાડું હું, વિપ્રના દશ તંન.
વૈકુંઠનો રથ અશ્વ જોડી, મગાવ્યો તતકાળ;
અર્જુનને બેસાડી શીઘ્રે, ચાલ્યા દીન દયાળ;
સપ્તસાગર દ્વીપ પર્વત, મર્યાદા રૂપી જેહ;
ખાર સમુદ્ર લક્ષ યોજન બીજો, દ્વીગુણ રસનો તેહ.
ક્ષીરસાગર દધિમધ મીઠો, એક એકથી બમણો એમ.
તેટલા લોક વસે ત્યાં મધ્યે, મૂકી ગયા પરીબ્રહ્મ.
આગળ કંચન ભોમ કહિયે, પછે લોકાલોક;
પચાશ ક્રોડ પૃથ્વીને ફરતાં, પ્રથમ દુર્ગ ત્યાં એક.
દશ સહસ્ર યોજન ગિરિ ત્યાં ઉંચો,ત્યાં લગી સૂર્યનો ગમ;
પછે તિમિર રથ સુઝે નહીં, રહ્યો અટકી એમ.
આગળ લોકાલોક દીસે, માર્ગ નહિ ઉચાટ;
ચક્રનું સ્મરણ કર્યું ત્યારે, આવી કરે છે વાટ.
લોકાલોક ભેદી ચક્ર ચાલ્યું, સહસ્ર રવિ તેજ વિશેક;
આગળ ચક્ર ને પાછળ રથ, એવે આવ્યો એનો છેક.
શ્રીરામબાણ તેમ ચક્ર ફરે નહીં, ચાલે તેજ વિશેષ;
તે તેજે કરી તિમિર નેત્રે, આવિયાં પાર્થ નરેશ.
શ્રીકૃષ્ણ કહે સાવધાન થાઓ, નેત્ર ચોળી અર્જુન;
જુએ તો જળ બિંબમધ્યે, દીઠું મંદિર રમ્ય.
સહસ્ર સ્તંભનું કહિયે મણિમય, ત્યાં ગયા નરનારાયણ;
જુએ તો શેષશાયી બેઠા, અષ્ટભુજા ભગવાન.
શ્વેત રૂપે શેષ જેનો, ફણા કહિયે સહસ્ર;
ઉપર મણી ઝાતકાર શોભા, લીલાંબર અંગે વસ્ત્ર.
એવા સંકર્ષણ તેપર, વિરાજે દેવમોરાર;
મુગટ મસ્તક ધર્યાં કાને, કુંડળ મકરાકાર.
શંખ ચક્ર ગદા આયુધ આઠે, દેહ ધરી ઉભા પાસ;
ભક્ત મુક્તિ સિદ્ધિ આગળ, કરે છે કામકાજ ખાસ.
પીતાંબર ઘન દામિની, એવા શોભે શ્રી ઘનશ્યામ;
કોટી રવિનું તેજ રથથી, ઉતર્યા શ્રીભગવાન.
શ્રીકૃષ્ણ દેખી હસ્યા મંદમંદ, અષ્ટભુજા ભગવાન;
અર્જુનને દેખાડવા, અહિં આવ્યા પૂર્ણાનંદ.
નર નારાણ બેહુયે આવી, કર્યો છે નમસ્કાર;
શ્રીકૃષ્ણ એ પરિબ્રહ્મ જાણી, દીધા આદર સાર.
કૃપા કરીને આવ્યા અમને, દરશણ દેવા શ્યામ;
કૃતાર્થ અમને કર્યા તમે, કહો અમ સરખું કંઇ કામ.
શ્રીકૃષ્ણ કહે દશ બાળક વિપ્રનાં,આવ્યા છિએ લેવા અહિં;
અષ્ટભુજા ભગવાન કહે, મેં આણ્યા જુઓ ઘરમાંહિ.
નર નારાયણ અવતર્યા, એ પૃથિવીપર જાણ્યું મંન;
દરશનની મુને ઇચ્છા એ મસે, મળ્યા શ્રીપરિબ્રહ્મ.
ભુમી ભાર ઉતારીને, પરવારિયા હવે શ્યામ;
વળી કાંઇ કામ રહ્યું હોય તે, શીઘ્રે કરી આવો ધામ.
દેખાડવાને ધર્મ મારગ, ધરી છે આ દેહ;
એ માર્ગ જોઇ પ્રજા ચાલે, તો પામે પદવી તેહ.
હવે સ્વામી શીઘ્રે વેહેલા, આવો પ્રાણજીવન;
સાંભળી પ્રસંન થયા, પછે વધ્યા શ્રી પરિબ્રહ્મ.
થોડા દિવસમાં આવું છું, લેઇ બાળક ચાલ્યા શ્યામ;
એક મુહૂર્તમાં આવી પોહોંતા, દ્વારિકાં પુર ગામ.
બ્રાહ્મણના પુત્ર દશ લાવિયા, વાગ્યાં જીત નીશાન;
વિપ્રે આશિર્વાદ દીધો, હજો તમને કલ્યાણ.
નગ્ર સહુ કો એમ કહે, ધન્ય ધન્ય શ્રીગોવિંદ;
યાદવે પણ ઓળખ્યા, એ કહિયે પૂર્ણાનંદ.
અર્જુને તવ જાણ્યું મનમાં, એ યોગેશ્વર ભગવાન;
મેં જાણ્યું મારા સખા મિત્રજ, કરાવ્યાં બહુ કામ.
સારથી થઈ રથ હાંક્યા, ભક્તવત્સલ પ્રભુ ઇશ;
હું સેવક એ સ્વામી કહિયે, જુઓ ઉભા શીશ.
મહિમા પ્રભુનો કો લેહે નહીં, એ સર્વે જાણ્યું મન;
વિદાય થઇને ચાલ્યા અર્જુન, હસ્તિના પુરમાં જાણ.
કંઇ યજ્ઞ પુન્ય પ્રભુયે કર્યાં, વળી કરાવ્યા ધર્મ સાર;
અદ્યાપિ એ કીર્તિ જગમાં, ગાયે યશ નર નાર.

**વલણ.**

**આપે યશ અવિનાશનો, શુક કહે સાંભળ રાયરે;**
**ધનદાસના સુતકહે સુંદર, થયો નેવ્યાશીમો અધ્યાયરે.**

**ઇતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે એકો-નનવતિતમોઽધ્યાયઃ ॥ ૮૯ ॥**

---

## અધ્યાય ૯૦ મો.*

**કડવું ૨૦૩ મું-રાગ રામગ્રી.**

વળી પરીક્ષિત શુક પ્રત્યે વાણી, સંશે ઉપન્યો એક મુને સ્વામી,
શ્રીકૃષ્ણ કહિયે પુરૂષ પુરાણ, અષ્ટ ભુજાના કોણ ભગવાન.
શુકદેવ કહે સુણો હંસ, એ વાસુદેવનો કહિયે અંશ;
વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ ચારે એકજ પ્રસન્ન.
તે માટે અનિરૂદ્ધ મૂર્તિમાન, અષ્ટ ભુજાના એક ભગવાન;

**ચાલ-ચોપાઈ.**

ભગવાન એ અષ્ટ ભુજાના, શ્રીવિષ્ણુ અંશ રાજંન;
નર નારાયણ એક કહિયે, તમે એ જાણો મન.
અર્જુનને દેખાડવા, શ્રીકૃષ્ણ લેઇ ગયા ત્યાંય;
એ જાણે મારા સગા મિત્રજ, ભ્રાન ટળે મનમાંય.
વળી દ્વારકાંના લોક યાદવ, જાણે એ કૃષ્ણ રામ;
હરિકૃપાયે ઓળખ્યા, એ કહિયે શ્રીભગવાન.
એ યોગેશ્વર પરબ્રહ્મ કહિયે, એ વિના નહીં કોય;
આનંદ ઓચ્છવ ગીત મંગળ, સદા જે ત્યાં હોય.
સુખી લોક ધનાઢ્યા† સહુ કો, રોગ નહી પ્રજાવાન;
તેજવંત નરનાર દીસે, કહીયે રૂપનિધાન.
દેવાંગના જાણે સ્વર્ગથી, શું આવી છે આ ઠાર;
એવી સ્ત્રી સહુ દિસે નગરમાં, થઇ રહ્યો ઝાતકાર.
ધ્વજા પતાકા તોરણ કેસર, ચંદનના છંટકાવ;
અગર ધુપ સુગંધ મઘમઘ, રત્ન દીપક ભાવ.
છજાં ઝરૂખા રાવટી, મોટા સપ્તભોમી અવાસ;
હેમ કળશ ઝગમગી રહ્યા, મધ્યે મોટા ચોક અવાસ.
ઐરાવત ચાલે ડોલતા, મદ ઝરે મારગમાંય;
તેણે કર્દમ અશ્વખુરે, ઉડે ખેહ તે ત્યાંય
રથ ચાલે અશ્વ ધમ ધમ, ગળે ઘુઘર માળ;
એ રીતે રાજ્ય માર્ગમાં, આનંદ અતિ ભૂપાળ.
વાટિકા વૃક્ષ અતિ સુંદર, દ્રાક્ષ દાડમ બોર;
આંબા જાંબુ રાયણ કદળી, વિવિધ જાતના પોર.
માલતી ચંપક મોગરો, ગુલાબ તુળસીવન;
વાવ સરોવર કૂપ જળના, ઠામે રમણિક રમ્ય.
ગ્રીષ્મ ઋતુ જાણી જળક્રીડા, ચાલ્યા પુરૂષપુરાણ;
સોલ સહસ સાથે સ્ત્રી સહુ છે, વાજતે નીશાન.
તેટલાં રૂપ ઘર ઘરથી ધરી, નિસરિયા સુંદર શ્યામ;
સર્વનાં મન રાખે પોતે, એક શ્રીભગવાન.
ભર્યા સરોવર કમળ ફુલ્યાં, સુગંધ મઘમઘ સાર;
નાવાને સહુ પેઠાં જળમાં, છાંટે માંહોમાંહી જળ નાર.
સર્વ સ્ત્રી મળી દક્ષિણભુજા ભણી, છાંટે છે આવી પાસ;
ત્યારે શ્રીહરિ વામ ભુજા ભણી, છાંટે નીર સુવાસ.
જળ ક્રીડાની રીત કરે છે, ઉડાડે બહુ નીર;
સર્વને પુરા પડે પોતે, એક પોતે શ્રી યદુવીર.
જેમ હસ્તણીના ટોળામાં, ગજ શોભે તેમ શ્રીરંગ;
હવે ઘણું થયુ હરિ એમ કહે, પછે નીસરિયાં રસરંગ.
ભીનાં વસ્ત્ર મૂકી નવાં પેહેર્યાં, વિવિધ પેરનાં અંગ;
યાચક જનની ભીડ બહુ યશ, ગાયે નાના છંદ.
તેને વસ્ત્ર તે ભીનાં સર્વે, આપ્યાં છે બહુ મૂલ્ય;
રૂકૂમિણી આદે સુખાસનપર, બેઠાં મોતીની ઝૂલ્ય.
શ્રીકૃષ્ણ રથપર બેઠા આગળ, વાજે બહુ નીશાન;
પાછળથી નરવાહન સ્ત્રી સહુ, આવ્યાં પોતાને આસન.
એ રીતે ઘેર આવીને પ્રભુ, ગયા રાજસભાય;
દેખીને સહુ સભા ઉઠી, રીજયા યાદવરાય.
ઇદ્રે મોકલી સભા પેહેલી, બેસવા શ્રીહરિ કાજ;
યમનું ત્યાં ચાલે નહીં, સદા આનંદ નિર્ભય રાજ.
પાંડવને મયે આપી તેવી, સભા રમણીક રમ્ય;
જળને ઠામે સ્થળની ભ્રાંતી, સ્થળને ઠામે જળ ત્યમ.
એવી સભા ભગવાનની, જાણે પ્રગટયા રવિ ઉદ્યોત*;
હેમ મણિમય જડિત રચના, શોભા ઝગમગજ્યોત.
એ સભામાં યાદવ સર્વે, ઉગ્રસેન રાજંન;
રાયને પ્રણામ કરીને, બેઠા સન્મુખ મુનિજંન.
ઉગ્રસેન મહારાજ કહીયે, પોતે પ્રભુ પરધાન;
તાલ ઝાંઝ મૃદંગ વાજે, અપ્સરા નૃત્ય ગાન.
એ રીતે નિત્ય આનંદ ઓચ્છવ, સદા માંગલ્ય હોય;
સભા વિસર્જન થઇ તવ, હરિ આવ્યા ઘેર જોય.

---

* આ નેવુમા અધ્યાયમાં ફરીથી ટુંકામા શ્રીકૃષ્ણની લીલા અને યદુવંશીઓનું કારણપૂર્વક અસંખ્યાત પત્નીની કથા છે.
† ધનથી પૂર્ણ.

* પ્રકાશ.

સોલ સહસ્રમાં રૂક્મિણીનું, મંદિર પરમનિધાન;
ચુનીમાં મધ્ય નાયક શોભે,તેમ ઝગઝગ ગુણવાન.
રથથી ઉતરી શ્રીકૃષ્ણ પોતે,આવ્યા મંદિર જ્યાંય;
રૂક્મિણી સહસ્ર દાસી સંગે, ઉભાં સેવામાંય.
આસન મણિમય જડાવ તેપર, બેઠા દેવમોરાર;
શીતળ જળ મુખવાસ બીડી,આપે રૂક્મિણી નાર.
નિદ્રા આવી તે સમે, હરિ પોઢયા છે સુખાસંન;
સમુદ્રફેણ જેવિ શય્યા કહિયે, શોભા રમણિક રમ્ય.
લક્ષ્મી પોતે પગ તળાંસે, ખોળામાં લઈ એમ;
શ્રીકૃષ્ણ ચરણનો વિરહ ક્ષણ એક,સેહેવાયે નહિ અતિ પ્રેમ.
સોલ સહસ્ર એમ રીતે પ્રભુની, સેવા કરે ઘણો ભાવ,
કો પાન બીડા જળ લઇ, કો ઉભી વીજણું વાય.
પ્રેમે કરી તનમય થઇ, સહુ વીસરી ગઇ દેહ ભાન;
ટીટોડીને કહે થોડું બોલ, સુતા જાગશે ભગવાન.
પળમાત્ર બોલતી રહે નહીં તું,સ્વામી વિરહને કાજ,
અમને શ્રીકૃષ્ણવિના ક્ષણ એક, જાયે તો જુગ આજ.
ચકલીને કહે રાત્રે આવડો, શોક કરે કેમ ગાન;
સ્વામીના વિયોગ માટે, અમને થાય તેમ મંન.
સમુદ્રને કહે રાત ને દિન, કાં કરે ઘુઘવાટ;
રત્ન તમારાં હર્યાં તે દુખે, નિદ્રા નહિ કરો ઉચાટ.
જેમ અમારાં મન હર્યાં,અમને નિદ્રા નહીં દિન રાત;
તેમ શું તમને થયું, એવુ દિસે છે તીર્થરાજ.
મંદરાચળથી સુગંધિ વાયુ, આવે તેને કહે એમ;
અમને શું દિપ્યમાન કરે છે, કામ દુર્જયી જેમ.
કટાક્ષદષ્ટિ જોયું હરિયે, વાગાં અમને બાણ;
શરીરે ઘા પડયા એવામાં, વાયુ દુઃખ દે નિર્વાણ.
અમે તમારૂં શું વાણસાડયું જે,વૈર કરો અમસાથ;
એવું તમને ઘટે નહીં, એ જુઓ વિચારી વાત.
મેઘને કહે તમારે નામે, નામ પડયું મેઘશ્યામ;
તમારી ઉપમા આવી પ્રભુને,જુઓ ભાગ્યનિધાન.
મંદમંદ વરસે ઝીણી બુંદે, શું કારણ કહેવાય;
અમને જેમ શ્રીકૃષ્ણ વિરહે, નેત્ર જળ તેમ થાય.
ચંદ્રને કહે ક્ષય રોગા તમે, થીર થઇ રહ્યા કેમ;
જેમ અમારાંમન કૃષ્ણ પાખે, ચાલે નહીં આગળ તમ.
ગોવર્ધન ગિરિને કહ્યું, ઉંચો શૃંગ કરો શું કામ;
હરિ મળવા ઇચ્છા થઇ, જેમ અમે ઇચ્છું તેમ આમ.
અમો મોટી શોધું ઔષધી, આપો જીવન મળ;
ઉપકાર વૃક્ષ ફૂલ ફળ નહીં કો, આવે તમ સમતુલ.

તમો તો પ્રીત કરો હરિસું, કેમ મેળાપજ થાય;
આખર એ દુખદાયક એને, વિરહે તજવી કાય.
કોકિલાને કહે મધુરાક્ષી, સ્વરે કરી કરો ગાન;
મુવું હોય તે જીવતું થાયે, કરે અમૃત પાન.
તેમ તમે હરિગુણ ગાયા, તેથી આવ્યા ઘટમાં પ્રાણ;
હંસને કહે વૈકુંઠથી દૂત, આવ્યા અહિં કેમ જાણ.
સમાચાર લાવ્યા રમાપતિના તે કહો અમને કાજ;
દુરથી તમે આવ્યા માટે, થાકા હશો પક્ષીરાજ.
જળ પીયો વળી ક્ષુધા હોય તો, પય પીયો એ પ્રમાણ;
કુશળ છે ભગવાન એ કહો, હજો તમને કલ્યાણ.
એમ સ્ત્રી સર્વ થઇ તનમય, લાગ્યું હરિસું ધ્યાન;
હરિ પાસ છે દેખે નહીં, તેની દષ્ટિ હૃદયે માંડયા કાન.
હરિ કૃપાયે જ્ઞાન થયું છે, સુણો શ્રોતા કાન;
જુએ તો ખોળામાં શયન કરેછે, રહ્યું નહીં કાંઇ ભાન.
જ્યાં જુએ ત્યાં શ્રીકૃષ્ણ વ્યાપક, દેખે સઘળે ઠામ;
હું તું ભાવ રહ્યો નહીં, તદ્રૂપ જાવું સ્વધામ.
રૂક્મિણી આદે એક એકને, દશ પુત્ર એક કન્યાય;
એક લક્ષ ને સહસ્ર એકસઠ, એમી પુત્ર એ થાય.
એવા ગૃહસ્થાશ્રમ પ્રભુના, આનંદ સઘળી રીધ;
ત્રૈલોક્યનો વૈભવ ઘરમાં, અષ્ટ સિદ્ધિ નવ નીધ.
એવામાં કાંઇ પુણ્ય પ્રભુયે, કર્યાં અતિ સુખદાય;
વાવરતાં ખુટે નહીં, શુક કહે સાંભળ હે રાય.
નીત્ય પ્રત્યે ગૌદાન આપે, વિપ્રને પ્રભુ જેહ;
બીજા દાનનું લેખું નહીં, શું કહું તમને એહ.
મૃત્યુ લોકને દેખાડવા, એ રીત ગૃહસ્થાશ્રમ;
ધર્મ માર્ગ સ્થાપવા, આસક્ત નહીં પ્રભુ મંન.
પુત્ર પૌત્ર તેના, કહિયે અસખ્યાત;
પરિવાર પ્રભુનો ગણ્યો ન જાયે, બિજાની શી વાત.
યાદવનાં અષ્ટકુળ ભોજક, અંધક મધુ એવા નામ;
એકના દશ શત સહસ્રજ, લક્ષ કોટી પ્રમાણ.
છપ્પન કોટિ યાદવ તેના, પુત્ર પૌત્ર અપાર;
અયુત વર્ષ એની કથા કહુ, તોયે ન આવે પાર.
ત્રણ કોટી અઠારસે* ગુરૂ, ભણાવે નીશાળ;
બાળકનું લેખુ નહીં, એવા યદુવંશ ભૂપાળ.
રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધના વજ્રનાભ†;
એના સુત પ્રતિબાહુ આગળ, ચાલ્યો વંશ એ લાભ.

*મૂળ ભાગવતમાં અઠયાસીસે છે.

† વજ્રનાભનો પ્રતિબાહુ, તેનો સુબાહુ તેનો શાંતસેન અને તેનો શતસેન પુત્ર થયો હતો.

પૃથ્વી ભાર સહુ ઉતાર્યો, મન વિચાર્યું ભગવાન;
યાદવકુળ એક રહ્યું તેનું, પરભાર્યું કરૂં કામ.
મારા ભુજના અંશ એને, બીજો હણે એવો કોણ;
મારાને હું કેમ હણું, વિપ્ર શ્રાપે મરે એ પોણ.
એવો વિચાર કરીને શ્રીકૃષ્ણ, પરવાર્યા સાવધાન;
યાદવનો હવે કાળ આવ્યો, પોઢયા શ્રીભગવાન.
*હવે એકાદશસ્કંધની કથા, એમાં કહું છું હરિજંન;
શ્રીકૃષ્ણ જન્મ સ્વધામ પૂરણ, ચરિત્ર થાય અતિ રમ્ય.
ઉદ્ધવ હરિના ભક્ત તેણે, જાણ્યો એ અભિપ્રાય;
એકાંત શ્રી હરિ બેઠા છે,ત્યાં આવી નમિયા પાય.
એક વિનંતી છે હે સ્વામી, એમ જાણ્યું જશો વૈકુંઠ;
કાળ આવ્યો લોકનો, શું થાશે ગરૂડારૂઢ.
અંતર્યામીયે જાણ્યું એ ભલું, પૂછે જન સુખ કાજ;
ઉદ્ધવને કહે કથામૃત ત્યાં, મૂકું છું હું આજ.
પુરાણમાં એ અધિક ભાગવત, કહિએ મારૂં તેજ;
શ્રવણ કીર્તન ધ્યાનથી જન, પામશે પદ એજ.
એમાં જ્ઞાન વૈરાગ્ય ભક્તિ, ભક્તિયે હોય મોક્ષ;
મારો ભક્ત મુજને દેખશે,હું વ્યાપી રહ્યો ત્રૈલોક્ય.
જળસ્થળ સઘળે જાણે મુજને,હું વિના નહિ કોય;
ઉદ્ધવ તુજને કહું જ્ઞાન તે, કહેજે ભક્તને જોય.
તે માટે તમો રહો ભૂપર, કહેવા એ ઉપદેશ;
અંતે મુજને પામશો, એમાં નહીં સંદેહ.
ઉદ્ધવ કહે તમ વિના સ્વામી, એક ક્ષણ જુગ જાય;
હું તમારી સાથે આવીશ, નહીંતર તજું આ કાય.
જ્ઞાન ગદ પ્રભુયે કહ્યાં, ત્યારે સમજ્યા વૈષ્ણવજંન;
પણ ચિંતા મનમાં ઉપની,હરિ વિના કેમ ઠરે મંન.
હવે મુજને દર્શન દુર્લભ, ફરીને મળવું ક્યાંય;
કેમ સહીશ વિયોગ પ્રભુનો, શોક કરે મનમાંય.
થઇ આજ્ઞા ભગવાનની તો, શું કરે હરિજંન;
રાજ કાજ કરશે સહુ, શ્રીકૃષ્ણ ચરણે મંન.
દુર્વાસા આદે ઋષી મળવા, આવ્યા કહી શુભ વાત;
મળી પ્રભુને આવી ઉતર્યા, વાટિકા રમ્ય રાત.
ત્યાં પીંડતારક કુંડ પાંડવે, સાર્યું છે જાણી તીર્થ;
તર્યા છે પીંડ લોટના, માટે નામ પડયું એ પ્રસિદ્ધ.
એ ઠામે ઋષિ બેઠા છે તેમાં, દુર્વાસા મહંત;
યાદવના બહુ કુંવર રમતા, આવ્યા ત્યાં ગુણવંત.
રમતાં રમતાં હેલા*માંહે, કર્યું ઋષિનું હાસ્ય;
સાંબકુમારને સ્રીનો વેશ ધરાવી,લાવ્યા મુનિની પાસ.
ચીર પહેરાવી કટિ આગળ, કીધું મોટું પેટ;
હોનાર છે તેને કોણ વારે, આવી લાગ્યું નેટ.
બાળક કહે આ સ્રી કહેતાં, લજ્યા પામે મંન;
અમો તમને પૂછું છું, એ શું જણશે મુનિજંન.
ઋષિયે મનમાં જાણ્યું, એણે કીધી કપટની વાત;
રામ જનાર્દન વિના શ્રાપ્યા, ઋષિયે યદુકુળ સાક્ષાત.
દુર્વાસા તવ વદ્યા બાળક, સાંભળો થઇ સાવધાન;
એ જણશે મુસળું, યાદવ માત્રનો કરશે ઘાણ.
સાંભળી ઘણું લજ્જા પામ્યા, શી કરવી હવે પેર;
વિપ્રશ્રાપ ફરે નહીં, આપણો વાંક શું કહેશું ઘેર.
નિસ્તેજ થઇને બાળક ત્યાંથી, ગયા મૂકી અહમેવ;
વસ્ત્ર છોડતાં પડયું નીસરી, મુસળું તતખેવ.
સમાચાર આવી પહોંતો પ્રભુને,બોલ્યા નહીં ધર્યું મુન્ય;
ભાવી પદારથ લખ્યું એને, રાખે એવું કુણ.
જુઓ બાળકે કરી છલણા, તેણે થયો છે વિપ્રનો શ્રાપ;
તે કેમ મિથ્યા થાય, યાદવ માંહોમાંહિ કરે વાત.
સભામાં આણી મૂકયું મૂસળું, કર્યું છે લોહ ચૂર;
સમુદ્રમાં સહુ ઘસી નાંખ્યું, તેમાંની શેષ પણ દૂર.
નગરમાં ઉતપાત વાયસ, લાગ્યા છે હવે કેમ†;
સભામાંહિ‡ સહુ યાદવને, પછે કહે શ્રીહરિ એમ.
ચાલો પ્રભાસે જઇયે યાત્રા, ત્યાંથી છુટિયે બ્રહ્મશ્રાપ;
વચન પ્રભુનાં માનીને, તવ શીઘ્રે થયો સહુ સાથ.
શ્રીકૃષ્ણ બળભદ્ર યાદવ સર્વે, ગયા છે પ્રભાસ;
પેહેલે દિવસે સ્નાન તર્પણ, કીધાં તીર્થ અપવાસ.
બીજે દિવસે શ્રાદ્ધ સારીયાં, આપ્યાં બહુ વિધ્રિ દાન;
ભોજન કરાવ્યાં વિપ્રને પોતે, પરવાર્યા કરી કામ.
આપ આપણે સહુ ઠામ બેઠા,આનંદ ઓચ્છવ ગાન;
તે સમે ઘટ વારૂણી આવી, સ્વર્ગથી ઠામ ઠામ.
શ્રીકૃષ્ણ વિના સહુ યાદવે, એ પીધી છે ચઢી જોર;
માંહોમાંહિ મર્મ વાક્ય ઉઠયાં, યુદ્ધ થાયે ઘોર.
પ્રદ્યુમ્ન કૃતવર્મા બેહુ, સાત્યકી ને ગદભાન;
ખડ્ગ ચામર સાંગ કરમાં, ધનુષ ને વળી બાણ.
હથિયાર ભાગાં ગડદા કોણી, હઠે નહીં એ પોણ;
મર્યાદા મૂકીને વઢે છે, નહીં જાણતા એ કોણ.

* અહિંથી એકાદશ સ્કંધના પ્રથમાધ્યાયની વાત શરૂ થાય છે.

* સેહેજમાં.
† અહિં એકાદશનો પેહેલો અધ્યાય પૂર્ણ થાય છે.
‡ અહિંથી એકાદશસ્કંધના ત્રીશમા અધ્યાયની વાત શરૂ થાય છે.

બળભદ્ર વારે માને નહીં, એમ ગઇ યાદવ બુદ્ધ;
સાગર સંગમ સરસ્વતી, ત્યાં થાય છે બહુ યુદ્ધ.
એમ ન જાણે આ પિતા છે, પુત્ર બંધુ ભ્રાત;
લોહ ચુર ઉડયાં ભાલપત્રે, કરે સબળો માર.
તેણે કરી એક મુહૂર્તમાં સહુ, પડયા યાદવ ભોમ;
છપ્પન ક્રોડ એ નાશ પામ્યા, રહ્યા શેષ હરિ સોમ.
વાંસે વાંસ ઘસાય ત્યારે, અગ્નિયે થાય ભસ્મ;
તેમ ઇચ્છા પ્રભુની કરવું, પોતે જુએ બેઠા બ્રહ્મ.
બળભદ્ર કહે શ્રીકૃષ્ણને, મુને આજ્ઞા શ્રીગોપાળ;
યોગાભ્યાસે દેહ દહી, મળિયા શેષ પાતાળ.
શ્રીકૃષ્ણ ત્યાંથી પીપળ છાંયે, બેઠા જઇ ક્ષણમાત્ર;
તે સમે મૈત્રેય ઉદ્ધવ, આવી નમિયા પાય.
નેત્રથી આંસુધારા ચાલી, સ્તુતિ કરી કહે વાણ;
અમને સ્વામી સંગે તેડો, કેમ રહેશે પ્રાણ.
વચન ભક્તનાં સાંભળી, પછે વદ્યા શ્રીયદુરાય
મૈત્રેયને કહે વિદુર મુજને, મળ્યા નહી સમે આય.
તે માટે તમને જ્ઞાન કહ્યું એ, કહેજો વિદુરને કાન;
જાઓ અંત્યે મુજને પામશો, મળી થયા ઋષિ વિદાય.
ઉદ્ધવને કહ્યું જાઓ અહીંથી, તમો બદ્રિકાશ્રમ;
ત્યાં જઇ ઉપદેશ જ્ઞાને, પામશો પદ બ્રહ્મ.
આજ્ઞા મસ્તક ધરી ઇહાંથી, ગયા ઉદ્ધવ વન;
ફરી ફરી મુખ જુએ પ્રભુનું, વહે જળ લોચન.
ઉરૂ ઉપર ચર્ણ મૂકી, બેઠા છે વિશ્વનાથ,
લોહચૂર કરતાં શેષ તેની, ભાલ પારધી હાથ.
પદ્મ દેખી બાણ માર્યું, પારધીયે હરિચર્ણ;
જાણ્યું જે મૃગનયણ ચળકે, લાગું અશરણશર્ણ.
આવી જોયું ભગવાન દીઠા, કરી મનમાં શોચ;
શ્રીકૃષ્ણ કહે મારી ઇચ્છાયે થયું, શાને કરે છે શોચ.
પારધી કહે હણ્યો મુજને, કર્યો મેં અન્યાય;
શ્રીકૃષ્ણ કહે પૂર્વે વેર વાળી, આપ્યું તુજને આજ.
એને મોક્ષ આપી હીરણ્યાતીરે, આવ્યા સુંદરશ્યામ;
એવે સારથી રથ તુળસી માર્ગે, આવી કર્યો પ્રણામ.
વિનય કરીને વધ્યા વાણી, આજ્ઞા પ્રભ દેવ;
શ્રીકૃષ્ણ કહે અહિં રથ મૂકી, જા દ્વારિકાં તતક્ષેવ.
સમાચાર જઇ કહો તાતને, થયું આ રીતે કહે ઇશ;
પછી મુજને પામશો, તેને વિદાય આપી જગદીશ.*

કોટી* કોટી વિમાન દેવનાં, આવ્યાં દરશન કાજ;
સ્તુતિ કરીને કહે સ્વામી, ઉતાર્યો ભૂભાર.
સુનું છે વૈકુંઠ શીઘ્રે, જાવું ત્યાં મહારાજ;
ચતુર્ભુજ થઇ દર્શન હરિયે, આપ્યાં દેવને કાજ.
તેજના બહુ પુંજ વિષ્ણુ, રૂપે થયા ભગવાન;
રથે બેસી ગરૂડ ગયા છે, વાજતે નીશાન.
રવિ શશિ તારા ધ્રુવનું મંડળ શોભા રમણીક રમ્ય;
જન લોક તપ સત્ય લોક મૂકી, ગયા શ્રીપરિબ્રહ્મ.
દારૂકે જઇ કહ્યું તાતને, થઇ છે જે રીત;
મુહૂર્તમાત્રમાં યાદવ માંહોમાંહિ, વઢી મુઆ વિપરીત.
યોગાભ્યાસે દેહ તજીને, ગયા હળધર ઠામ;
સ્વદેહ ચતુર્ભુજ થઇને, ગયા હરિ નિજ ધામ.
મુને કહેવા મોકલ્યો, અહિં રહેશો મા તમો કોય;
સાત દિવસ પછી સમુદ્ર આવી, લોપશે નગ્રજ સોય.
ઉગ્રસેન વસુદેવ દેવકીયે, સાંભળતાં તજ્યા પ્રાણ;
રૂકમિણી આદ સોલ સહસ્ત્ર દેહ, તજી ગયાં નિજધામ.
પાર્થ કહે મુને વંચી હરિ ગયા, કહી નહિં કાંઇ [illegible];
એમ કહીને રૂદન માંડયું, પાળશે કોણ લાડ
એવું કહી મુન્ય ધર્યું તવ ઘણું, શોક કરે મનમાંય.
હવે મુજને દર્શણ દુર્લભ, ફરી મળવું ક્યાંય.
નગ્ર તજીને લોક ત્યાંથી, જઇ રહ્યાં શંખોદ્ધાર;
વજ્રનાભ ને ધનંજય મળી, ક્રિયા કરી નીરધાર.
પડો પુરમાં ફેરવ્યો, વરતી યુધિષ્ઠિરની આણ;
શ્રીકૃષ્ણનો યશ ગાય નિર્મળ, પ્રજા સહુ તેણે ઠામ.
રાજ સોંપી ચાલ્યા ત્યાંથી, વજ્રનાભ અર્જુન;
ગોપી મળવા આવ્યાં સંગે, ગયા ઇંદ્રપ્રસ્થાન.
માર્ગમાં ગોવાળ લુંટે, ચાલે નહીં પરાક્રમ;
અદ્યાપી તે ઠામ નીપજે, ગોપીચંદન રમ્ય.
તેજ અર્જુન જુએ ઉભા, તેજ ગાંડીવ બાણ;
તેજ ગયું પ્રભુ વિના લાગે, સઘળે સુનું રાણ.
શુકદેવ કહે સુણો રાયજી, કહું વિદુર ઉદ્ધવ સંવાદ;
એક અક્ષૌહિણી સૈન્યસું આવ્યા, વિષ્ટિ કરવા દયાળ.
દુર્યોધનને કહ્યું સભામાં, આપો તમે અર્ધ રાજ;
નહીતર એ પાંચ ગામ આપો, સરે પાંડવ કાજ.
ભીષ્મ પતામહ ધૃતરાષ્ટ ત્યાં, સાંભળે છે કાન;
વચન પ્રભુનું મન્યું નહીં, ગયા રીસાવી ભગવાન.

---

* અહિં એકાદશ સ્કંધના ત્રીશમા અધ્યાયની વાત સંપૂર્ણ થાય છે.

* અહિંયા એકાદશ સ્કંધના એકત્રીશમા અધ્યાયની વાત શરૂ થાય છે.

વિદુરે સમજાવી કહ્યું, ન માન્યું એ હોનાર;
રાયને ચઢયો ક્રોધ કાકાને, કાઢી મુકયો બહાર;
તીર્થ કરતાં ઉદ્ધવને, આવી મળ્યા મધુવન સાર;
પૂછ્યું કૌરવ પાંડવ કુશળ છે, એ કહો મુજને સમાચાર.
એક સંવત્સર થયો ત્યાંની, જાણી નહીં મેં વાત;
ઉદ્ધવ કહે સાધુને પીડે, તેને શુભ કેમ થાય.
જુઓ વિષ્ટિ કરવા ગયા શ્રીહરિ, માન્યું નહીં એણે મુઢ;
અહંકાર અભિમાની તેપર, રૂઠયા ગરૂડારૂઢ.
તમે કહ્યું તમને કાઢી મૂકયા, નગરથી એણે બહાર;
તે માટે તેને શું કુશળ કહું, કહેતાં જીભ ખંચાય.
જુઓ રાવણે કુદૃષ્ટિ રાખી, વિભીષણપર સાર;
તમપર દુર્યોધને રાખી, થયું કુળ સહુ નાશ.
એવા એ મદ અંધ તે નહીં, જાણે એહ રીત જન;
કૌરવ પાંડવ યુદ્ધ થયું, પડયું અઢાર અક્ષૌહિણી સૈન્ય.
ધૃતરાષ્ટ્ર ગાંધારી પાંડવ, રહ્યા છે થયો કેહેર;
સાંભળી ઘણું રૂદન કીધું, અંધની શી પેર.
શ્રીકૃષ્ણના સમાચાર કહો મુને, કુશળ છે સહુ પરિવાર;
ઉદ્ધવ કહે હરિ કુશળ તેનું, પૂછવું શું વિચાર.
જુઓ પુતના પ્રાણ લેવા આવી, તેને આપી મોક્ષ;
શરીર તેનું દાહ કર્યું, છુટી સુગંધ મઘમઘ ત્ર્યક્ષ.
એવા શ્રીહરિ યાદવ કુળમાં, પ્રગટી રવિ થયો અસ્ત;
સાંભળી બેહુએ રૂદન કીધું, વિદુર ઉદ્ધવ સંત.
ઉદ્ધવ કહે હરિયે સંભાર્યા, મળ્યા નહીં સમે ક્યાંય;
મૈત્રેય ઋષિને જ્ઞાન કહ્યુ, એ કહેજો વિદુરને કાજ.
તે માટે જાઓ કહેશે એ પછે, ગયા વિદુર તેણે ઠામ;
હરદ્વારમાં મૈત્રેય મળ્યા તેણે, કહ્યું તત્વજ્ઞાન.
એ આદિ અંત્ય ને મધ્ય વ્યાપી, રહ્યા પૂર્ણાનંદ;
વિદુર મૈત્રેય સંવાદ છે ઘણો, જાણજો એ સત્ય.
ઉદ્ધવ બદ્રિકેદાર દેહ તજી, ગયા છે નિજ ધામ;
વિદુર હસ્તિનાપુર આવી, મળ્યા પાંડવ ગામ.
ધૃતરાષ્ટ્ર ગાંધારીને જઇ, મળ્યા કર્યું રૂદન;
સમજાવી કહ્યુ ભાઇને, હવે કરવુ કાંઇ સાધન.
એ ભીમે તારા પુત્ર હણ્યા, તેને હાથે જમે કુંમ;
પ્રતિબોધ કરી લઇ ગયા છે, એહ બદ્રિકાશ્રમ.
યોગાભ્યાસે દેહ તજી ગયા, દંપતી નિજ ધામ;
પ્રભાસે જઇ વિદુરે દેહ મૂકી, પામ્યા ઉત્તમ ઠામ.
પ્રાતઃકાળ આવ્યા સેવા કરવા, યુધિષ્ઠિર રાજન;
દીઠાં નહીં માત તાત સંજય, ક્યાં ગયાં દુઃખી મંન.

નેત્ર ભરી કહે મુને વંચી, ગયા પુણ્ય શ્રી લોક;
સાંભળી એવો શોક કરતા, આવ્યા નારદ મોક્ષ.
પરમ પદને પામ્યા તેનો, શાને કરો છો શોક;
તે ગયા કાળે તમને જાવું, રેહેશે નહીં જુઓ કોઇ લોક.
સરામાં આવી રાત્રે વાસો, રહે વટાઉ લોક;
પ્રભાતે ઉઠી જાયે દશો દિશાયે, જેમ હટવાડે લોક.
કોનાં માત તાત બધુ સ્વામી, કોનાં પુત્ર સ્ત્રી ધન;
તમો જ્ઞાની એ વિષ્ણુ માયા, જુઓ વિચારી મન.
જે આવે તેનો નાશ અહિયાં, રહે નહીં કો સ્થીર;
કો સુખાસન બેસી જાય છે, કો બાંધ્યા જાય જંજીર.
ઇશ્વરઆધીન જગત સર્વે, સ્વાધીન નહી અહિં કોય;
રહ્યા ગયાનો શોચ ન કરવો, કહી ગયા મુનિ જોય.
યુધિષ્ઠિર ચિંતા કરે, હજુ આવ્યા નહીં અર્જુન;
સાત માસ તેને વહી ગયા, ત્યાં થયું કાંઇ વિઘન.
વામ ભુજાએ લોચન ફરકે, નગ્રમાં ઉતપાત;
ભીમને કહે કુશળ નહી હવે, આવ્યા અર્જુન ભ્રાત.
સમાચાર પૂછયા યાદવરાયના, કુશલ પ્રદ્યુમ્ન રામ;
સાંબકુમાર ને ગદ ભાનુ, અનિરૂદ્ધ એ સાવધાન.
શ્રીકૃષ્ણનો પરિવાર સર્વે, કુશળ છે બોલ્યા સૂખ;
જાણીયે ત્યાં કલ્પાંત થયો, નિસ્તેજ દીસે મૂખ.
કંઠ ગદ્ગદ્ નેત્ર જળ, પછે વદ્યા મુખથી વાણ;
ભક્તવત્સલ ગયે મે તમ, મળવા રાખ્યા પ્રાણ.
જેને પ્રતાપે પૃથ્વી જીતી, રાજ કરો છો રાય;
તે મૂર્તિ દિસતી નથી, મેં વિયોગ કેમ સહેવાય.
મુજ વિના ભોજનને અટકી, બેસતા વિશ્વનાથ;
અર્જુન આવે ત્યારે ભોજન, શયન કરવું સાથ.
રાજસૂય એ યજ્ઞમાંહે, કર્યાં ઘરનાં કામ;
પત્રાવળી જુઠી વિપ્રની, લઇ નાંખતા શ્રીભગવાન.
મચ્છ વિંધી દ્રૌપદી લાવ્યા, સભામાં પુર્યાં ચીર;
લાક્ષાગૃહથી બળતા રાખ્યા, દુર્વાસા વન વીર.
સદાશિવને જીત્યા યુદ્ધમાં, દહ્યુ ખાંડવ વન;
ઈંદ્રાસન જઈ અર્ધ આસને, બેસતા રાજન,
ગૌધેન વાળી ગયા કૌરવ, સાંભળ્યું એ કાન;
ઉત્તરકુંવર લઈ સંગે, રથ ખેડયો તેણે ઠામ.
ભીષ્મ દ્રોણ કરણ સલ્ય સરખા, મહારથી મહા શ્રીટ;
મોહાસ્ત્રજે કરી મોહ પમાડયા, લાવ્યા ગૌ થઇ જીત.
યુદ્ધ કરી તેને જીતી આવ્યા, પડયું જગમાં નામ;
ગૌ વાળે તેહ અર્જુન, પ્રતાપ શ્રીભગવાન.

કૌરવ રૂપી સૈન્ય સાગર, તર્યા છિએ સ્વામીનાથ;
બે ભુજે મારી રક્ષા કરતા, બે યુદ્ધ સૈન્ય સાથ.
રક્ષા કરી રાખવા ધ્વજાપર, પુર્યા એમ મનોરથ;
અઢાર અક્ષૌહિણી સૈન્ય મધ્યે, રાખ્યો રથ સમર્થ.
તૃષા લાગી અશ્વને, માર્યું બાણ પૃથ્વી લીન;
જળ કાઢી મેં પાયા યુદ્ધમાં, જે હતા સ્વામીન.
મુજ માટે ચતુર્ભુજ થઈ, કરતા હરિ સંગ્રામ;
પોતાનું અંગ આગળ કરે, રખે મિત્રને લાગે બાણ.
સારથી થઈ રથ હાંક્યા, કરાવ્યાં નીચ કામ;
કોઇ વેળા મેં સભા મધ્યે, હાસ્ય કીધું ભગવાન.
અપરાધ મારો રહ્યો તેણે, ચઢી નહીં કાંઇ રીસ;
એવી મુજ પ્રતીત તે આજ, તજી ગયા ભાઇ ઇશ.
બ્રહ્મશ્રાપે યાદવ સહુ મુઆ, રહ્યો એક વજ્રનાભ;
સાંભળી મૂર્છા થઈ રાયને, પડયા કરે છે વિલાપ.
નકુળ સહદેવ ભીમસેને, જાણી વાત તતક્ષણ;
કુંતા દ્રૌપદી સુભદ્રા સહુયે, કર્યાં બહુ રૂદંન.
કુંતા કહે ઘણા દિવસ થયા મુને, મળ્યા નહીં જોઉ વાટ;
આવો તો પરોણાચારી કરૂં હું, સુના કરૂં છુ સાદ.
જ્યારે અમને કષ્ટ પડે ત્યારે, આવતા ભગવાન;
તે અમને મૂકી ક્યાં ગયા, કુંતાયે તજિયા પ્રાણ.
પાર્થ કહે હરિયે કહ્યું, અહીં રહેશો મા રાજંન;
પરીક્ષિતને તવ રાજ આપી, ગયા સ્વર્ગસદંન.
શુકદેવ કહે સુણો રાયજી, કહ્યાં કૃષ્ણચરિત્ર અતિ રમ્ય;
સુતપુરાણીયે શૌનક આગળ, કહી કથા પરિબ્રહ્મ.

હેમાલયમાં ભ્રાત ચારે, ગળ્યા દ્રૌપદી સંગ;
સ્વદેહે ધર્મ ગયા વૈકુંઠ, પામ્યા પદ શ્રીરંગ.
શ્રોતાજન અહંતામમતા મૂકી, ભજવા શ્રીભગવાન;
પતિવ્રતા બેઠી રહી, જુઓ ગણિકા ચઢિ વિમાન.
વજ્રનાભને મથુરાનું, રાજ આપી ગયા ધર્મ;
પ્રજાનું પાલણ કરે, સુણો શ્રોતાજંન.
શ્રીભાગવત કથા પ્રેમે, સાંભળે નર નાર;
શ્રોતા વકતા પૂછક જન, તે પામે પદ નિરધાર.
ભગવાન પ્રિય અર્થે કહ્યું, જનરંજને શું થાય;
કોઇ નંદો કોઈ વંદો કોઇ કહો, પ્રેમે ગાયા ગુણ યદુરાય.
સંવત સત્તર છન્નુએ, વસંત પંચમી દિન;
દશમસ્કંધ પૂરણ થયો છે, ધારો તમો હરિજંન.
હરિજન કો ખોડ મા દેશો, અજાણે કીધો ગ્રંથ;
મારા હૃદયમાં હરિ વસ્યા, તે કહ્યું છે એ સંત.
કરતા હરતા પોતે શ્રીહરિ, નિમિત્ત માત્ર હું દાસ,
શ્રોતા વકતા બ્રહ્મ હરિજન, ભજવા શ્રીઅવિનાશ.

વળણ.

ભજવા શ્રીભગવાન એ યથા, થયા અધ્યાય નેવું ભણ્યા રામરે;
ધનદાસના સુત કહે સુંદર, મેવાડા જ્ઞાતે પ્રસિદ્ધ નામરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દશમસ્કંધે નવતિતમોધ્યાય: ॥૯૦॥**



# શ્રીમદ્‌ભાગવત.

## (કવિવલ્લભકૃત—પદબંધ.)

## એકાદશસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

#### કડવું ૧ લું–રાગ કેદારો.

શ્રી ગુરૂ ગણપતિ શારદા, કૃપા કરો ભક્તને સર્વદા;
છે મને ઉત્સાહ કહેવા કથા એકાદશસ્કંધનીરે.

ચાલ.

એકાદશ સ્કંધ કથારસ બાંધું, કૃપા કરો ગુણરાય;
કૈલાશવાસી શંકરનો સુત, જેની ગિરિજા માય.
શુધબુધ નારી લક્ષ લાભ સુત, મોદીકનો છે અહાર;
ગજવદન પાવન લંબોદર, સિંદૂરનો શણગાર.
મુષકારૂઢ ફરશીધરા તું, વિઘ્નહરણ બહુનામી;
પિતાંબરધારી સુખકારી, સઘળે વ્યાપક સ્વામી.
અનેક ભક્તને કરૂણા કીધી, દીધી અવિચળ વાણી;
એકાદશસ્કંધ જ્ઞાન કથા, અગોચર આપો મુજ આણી.
બ્રહ્મકુમારી સરસ્વતી મા, વીણા પુસ્તકધારિણી;
સ્ફટીકમણી શણગાર અનુપમ, ત્રિવિધતાપ દુઃખ હારિણી.
કમલાસની હંસ ઉત્તમ વાહન, શ્વેત વસ્ત્ર શણગાર;
ચંદ્રવદન ઉપમા અતિ ઉત્તમ, ઉજવળ મુક્તાહાર.
ષોડશ તન શણગાર વિરાજીત, વરદાયિની વિખ્યાત;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે તું, સઘળે વ્યાપક માત.
વાગ્વાદિની કહાવે તુજને, સુરીનર મુનિવર જાણે;
વેદ શાસ્ત્ર પુરાણ વિષે, વળી નિગમ તુજને વખાણે.
મહા જડમતિ જે મૂર્ખ હતા, તે પંડિત કીધા માણી;
અનેક ભક્તને કૃપા કરે તું, કમળ મુખી કલ્યાણી.

તેમ મુંને મા કરૂણા કરજે, જાણી પામર રંક;
નિગમ શાસ્ત્ર પુરાણનું, અધ્યયન હું નવજાણું અંક.
એકાદશસ્કંધ કથા કહેવા, મેં ભરી છે ઊલટ .આભ;
મુજ જીભે નિવાસ કરો માતાજી, જેમ થાય પૂરણ લાભ.
અલ્પમતિ માતા છે મુજને, અવિચળ વાણી આપો;
માયા દોષ નીવારણ કરીને, કિલમષ સઘળા કાપો.
સાધુ સંત હરીજન કરૂણાથી, કથા પ્રબંધ વિસ્તારૂં;
ગરૂડધ્વજ ગોવિંદ પ્રભુજી, મન સ્થીર રાખજો મારૂં,
નૈમિષારણ્ય વિષે ઋષિ સર્વને, સંભળાવે સુત પુરાણી;
ગંગાતટે પરીક્ષિત રાજા પ્રત્યે, શુકજી કહે છે વાણી.
એકાદશસ્કંધ ભાગવત કથા, અધ્યાય છે એકત્રીશ;
હરી ગુણ શ્રવણે પાન કર્યાથી, કૃપા કરે જગદીશ.
એક સમે શ્રી કૃષ્ણજી, મનમાં વિચારે શ્રી યદુનાથ;
હજી પૃથ્વિનો ભાર ઉતર્યો નથી, રહ્યો છે યાદવસાથ.
પાંડવ પ્રેર્યા કૈરવ સંહાર્યા, અક્ષૌહિણી કટક અઢાર;
અનેક દૈત્ય નિકંદન કીધા, ઉતાર્યો ભૂમિનો ભાર.
કંસ ને કાળયવન સંહાર્યો, મહા પાપી શિશુપાળ;
પૃથ્વીનો ઘણો ભાર નિવાર્યો, સમર્થ દીનદયાળ.
હજી છપ્પન કોટિ ઉભા છે, તેનો ક્ષય કેમ થાશે;
જેમ તેમ શીઘ્રે નાશ પમાડવા, વિચાર્યું શ્રી અવિનાશે.
યાદવકુળ ઉભું છે ત્યાં લગી, નથી ઉતર્યો ભૂભાર;
શ્રી કૃષ્ણજી નિજ હૃદયા વિષે, વિમાસે વિશ્વાધાર.
મોટા યોદ્ધા બળીષ્ટ છે યાદવ, મહા પરાક્રમ શૂરધારી;
ભૂત* પ્રેત આવ્યા છે અદ્‌ભુત, કોણ શકે એને મારી.
અન્યો અન્યમાં કલેશ ઉપજાવી, યાદવને સંહારૂં;
યાદવાસ્થળી કરે સૌ મળીને, હરીએ એમ વિચાર્યું.
પૃથ્વીનો સૌ ભાર ઉતારી, પછી જાવું સ્વધામ;
વૈકુંઠ સદન જવાની ઇચ્છા, કીધી સુંદર શ્યામ.

---

* આ પેહેલા અધ્યાયમાં મુસલ સંબંધી શાપ નિમિત્તથી યદુકુલના ક્ષયનો આરંભ કેમ થયો તે કથા પ્રસંગ છે.

* પૂર્વ જન્મમાં યાદવોના અવતારમાં હતા.

સંસાર લોકમાં પરમેશ્વરનું, પૃથ્વીપેં મૂક્યું નામ;
યાદવને શાપ દુર્વાસા મુખથી, દેવાડયો પ્રભુએ તે ઠામ.
તવ શુકદેવ પ્રત્યે પુછે, રૂષી પરીક્ષિત રાય;

**પરીક્ષિદુવાચ—**

ક્રેમ શાપ દીધો દુર્વાસા ઋષીયે, તેની કહો કથાય.
બ્રાહ્મણને સદા નમનારો, યદુવંશ ગણાય;
ઉદાર અને વૃદ્ધતણો દાસ, તેને શ્રાપ એ આશ્ચર્ય થાય.
યાદવો પ્રભુને બહુ વહાલા, પ્રભુના તે દાસ;
તેને શ્રાપ એ મહા કોપછે, કારણ કહો મુનિ આજ.
શ્રાપતણું કારણ કહો, એક ચિતવાન લડયા કેમ;
શાપ કારણ કહો મુનિ, તો થાય કુશલી ક્ષેમ.
વ્યાસનંદન પરીક્ષિત પ્રત્યે, કથા કહે વિસ્તારી;

**શ્રી શુકોવાચ—**

એહ પ્રશ્નનો ઉત્તર સાંભળો, ચરિત્ર શ્રી દેવ મોરારી.
ઇશ્વર કૃપા એમાં હતી, કીધું કૃષ્ણે ધાર્યું કામ;
એમાં આશ્ચર્ય શું હતું, મહાપુરૂષ જે નિષ્કામ.
શ્રી કૃષ્ણે સર્વે સંહારી, પછે યદુવંશ લીધો મન;
ધર્મ સ્થાપવા કારણે, સૌના હણાવ્યા તંન.
પૂર્ણ સ્વરૂપી ને દેહધારી, છતાં એ શુદ્ધ સ્વરૂપ;
શુભ કર્મ કર્તા, ભય ન ધર્તા, કીર્તિ વ્યાપી ત્રી ભૂપ.
ઘણા કાર્યો કૃષ્ણે કીધાં, પછે મનમાં લીધી વાત;
વસુદેવ ગૃહે રહેતા તેમણે, ઘડી યાદવની ઘાત.
પ્રભુ આજ્ઞાથી કંઇક રૂષી, પિંડારકમાં કરે તપ;
તે તપનો ભંગ કરતા, ગયો યાદવનો જંપ.
એકસમે ઋષી દુર્વાસા આવ્યા, પિંડતારક તીર્થ છે જ્યાંય;
યોગી એક આસને બેઠા, દઢ ધ્યાને તપ કરે ત્યાંય.
બીજા અનેક ઋષી આવ્યા છે, પરાક તીર્થની યાત્ર;
કશ્યપ, વસિષ્ઠ, અત્રિ વળી, બીજા ઋષી મહાપાત્ર.
અસિત, કણ્વ ને કશ્યપ, ભૃગુ, અંગિરાય;
વામદેવ, અત્રિ, નારદ, પવિત્ર છે ઋષી કાય.
સર્વમુનિ, ગૌતમ ને ગાલવ, જમદગ્નિ ભરદ્વાજ;
ચ્યવન, ઔરવ આદિ મુનિશું, વિશ્વામિત્ર ઋષીરાજ.
શર્દ્વાન, સૌભરી, શતાનંદ, શૌનક, સૂત પુરાણી;
જમદગ્નિ, માર્કંડય ઋષીશ્વર, આવ્યા ક્ષેત્ર શુભ જાણી.
દ્દવ્યાસ, પરાશર, શુકજી, દેવલ, દક્ષ, માતંગ;
ગર્ગમુનિ મળી આવ્યા છે, જાણી પુન્ય ક્ષેત્ર પ્રસંગ.
સહસ્ર અઠયાસી મુનીવર સાથે, અનેક સાધુ સંત;
તે સર્વ હરી દર્શનને આવ્યા, સાંનિધ્ય શ્રી ભગવંત.
તે તીર્થ સમીપે ઋષી સર્વકો, કરે છે નિત ષટ્ કર્મ;
દઢ ભક્તિ સત્ય યોગધ્યાને, આરાધે શ્રી પરબ્રહ્મ.
તેજ પર્વ સમે યાદવ કુંવરો, સર્વ સાંતરા થાય;
ગર્વે ભર્યા જળ ક્રીડા કરવા, આવ્યા આનંદ માય.
શ્રી કૃષ્ણકેરો પુત્ર જે કહીયે, જાંબુવતીથી ઉત્પન્ન;
તેને સ્ત્રીનો વેશ લેવાડયો, જે સાંબ નામે તન.
શણગાર સોળે અંગધરાવી, ઉદરે બાંધ્યું લોહપાત્ર;
ગર્ભવતી સ્ત્રી દીસે છે, જાણે પ્રસવે બાળક અત્ર.
સર્વ મળી પછી આવ્યા કપટે, ઋષી દુર્વસા* જે ઠામ;
અત્રિ સુતને કુંવરોએ જઇને, કીધા દંડ પ્રણામ.
સ્તુતિ સ્તવન પૂજા કરી સૌ, બાળક નમિયા પાય;
કૃષ્ણ કુંવર ઋષી સાંનિધ્ય ઉભો, મનમાં હર્ષ ન માય;
યાદવના સુત કહે સ્વામિ તમને, સૂઝે ત્રણ ભુવન;
ત્રિકાળ જ્ઞાની ઋષી નાયક છો, સ્વામિજી ધન્ય ધન્ય.
એવું જાણી અમો આવ્યા છઉં, પૂછવા તમને સ્વામિ;
ત્રિકાળકેરૂં સર્વ સૂઝે, તમને અંતર્યામી.
માટે મુનિવર આપ કહો, આ અબળા તે શું જણશે;
ક્રોપ કરી દુર્વાસા બોલ્યા, એ છપ્પનકોટિ યાદવ હણશે.
સર્વ મળી તમો મારી સાંનિધ્ય, કરવા આવ્યા હાસ્ય;
છપ્પન કોટી યાદવનો એથી, નિશ્ચય થાશે નાશ.
યદુકુળને નિકંદન કરશે, મુસળ જણશે એહ;
એ મુસળ યદુવંશને હણશે, એમાં નહીં સંદેહ.
ઋષી કપટ ભાવ જાણીને કોપ્યા, ક્રોધે દીધો શાપ;
શાપ વચન શ્રવણે સાંભળતાં, દુઃખ પામ્યા સૌ આપ;
ભવિષ્ય પદારથ ભાવિ વાત છે, આગળ એ હોનાર;
શાપ લઇ કુંવર સૌ આવ્યા, જ્યાં છે જગદાધાર.
શાપ† વચન કહીને દુર્વાસા, ત્યાંથી ઉઠી જાય;
મહા વનમાં જઇ તપે બેઠા, ઋષિ આરાધે વૈકુંઠરાય.
યાદવ સુત સૌ વિમાસે, આપણે નબળું કારજ કીધું;
ઋષી સાંનિધ્ય જો હાસ્ય કર્યું, તો તત્ક્ષણ દુષણ દીધું.
શાપ લઇ સર્વે સુત આવ્યા, ફરી દ્વારિકાં ગામ,
સભા વિષે ઉગ્રસેનની સાંનિધ્ય, પુત્રે કર્યો દંડવત્ પ્રણામ.

---

* મૂળ ભાગવતમાં સર્વે મુનિને પૂછ્યું એમ છે.
† આ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

વજ્ર સમાન તે મુસળ લઇ, ઉગ્રસેન આગળ મેલ્યું બાળ;
વજ્ર શાપ દુર્વાસાએ દીધો, થશે એથી આપણો કાળ.
ઉગ્રસેનની આગળ સર્વે, વાત કહી વિસ્તારી;
તે અંતર્યામી સૌ પ્રીછે છે, કર્તા દેવ મુરારી.
પછી* સર્વે કુંવરપર ક્રોધ કરીને, બોલ્યા વિશ્વાધાર;
દુર્વાસા ઋષીને છળ્યા તમેં, અન્યાય કીધો અપાર.
ઉગ્રસેન કહે ઋષી શાપ તે, કેમે મિથ્યા ન થાય;
હવે યદુકુળ ક્ષય આવ્યો નીશ્ચે, બોલ્યા યાદવ રાય.
ઉગ્રસેન કહે તમો સર્વ મળીને, સમુદ્ર તીરે જાઓ;
મુસળ શિલાપર ઘશી નાંખજો, જેમ તેમ સુખીયા થાઓ.
મુસળ બધું ઘશી નાંખો જળમાં, રખે લગાડો વાર;
ઉગ્રસેનનું એવું વચન સુણીને, સાંચર્યા સર્વ કુમાર.
ઋષી દુર્વાસાકેરા શાપનું, મુસળ હતું જેહ;
સમુદ્ર તટે જઇ શીલા ઉપર, સર્વે ઘસ્યું છે તેહ.
ઘસતાં ઘસતાં અંશ તેનો, જળ મધ્યે તે જાય;
સમુદ્ર લેહેરે આવે વાયુ, તેણે સમાગમ થાય.
તે મુસળને પ્રભાસ સાંનિધ્ય, ઘશી નાખ્યું તે વાર;
ઘસતાં શેષ અંશ રહી ગયું, સહુ કરે છે મનવિચાર.
સર્વ મળી મન વાત વિચારી, સમુદ્રમાં નાંખ્યું તેહ;
કૃષ્ણ કુંવરનું મુસળ ઘસતાં, અંશ ઉગર્યું જેહ.
ગગન વિષેથી આવતું દીઠું, મત્સ્યે તે ત્યાં પ્રત્યક્ષ;
નીજ ગ્રાસ જાણી એકમીને, અંશ કર્યોછે તે ભક્ષ.
મુસળ અંશ હતું જે પાણી, પ્રભાસ ઠરીયું તેહ;
પાન દંડ થઇને ઉગ્યું છે, સર્વ વજ્ર જળ જેહ.
પ્રભાસ ક્ષેત્રમાં એક માછીયે, તે સમે જળે નાંખી જાળ;
મુસળ અંશ સહિત તે માછલું, જળમાં પડ્યું તત્કાળ.
પછી ઉદર ચીર્યું મત્સ્યનું, લોહ નીસર્યું તેણીવાર;
વિદ્યુત વર્ણ તે શોભતું, થાય તેજ થકી ઝાતકાર.
એક વ્યાધે તેનું મૂલ આપી, લોહ તે વેચાતું લીધું;
તે વ્યાધે તેને શરમાં બેસાડી, ભાલોડ તેનું કીધું.
પરીક્ષિત પ્રત્યે શુકજી બોલે, સાંભલ રાજા વાણી;
કરતા હરતા આદિ પુરૂષ છે, પોતે સારિંગપાણી.
મુસળ અંશ પાન થઇ ઉગ્યું, તેણે યાદવ યુદ્ધ કરશે;
માંહો માંહે તે પાનને સાટે, સંગ્રામ કરીને મરશે.
વ્યાધે ભાલોડ શરની માંહે, બેસાડ્યો અંશ જેહ;
શ્રી કૃષ્ણજીના ચરણ કમળમાં, નિશ્ચે વાગશે એહ.

* આ કડીની વાત મૂળ ભાગવતમાં નથી.

ઋષી વચન જે શાપ થયો તેને,સત્ય કરતા અવિનાશ;
કરતાહરતા શ્રી પરમેશ્વર, પરબ્રહ્મ પૂર્ણ પ્રકાશ.
શ્રીમદ્ ભાગવત એકાદશસ્કંધનો, મોટો છે મહિમાય;
પરીક્ષિત પ્રત્યે શુકજીએ કીધો, પૂર્ણ પ્રથમોધ્યાય.

વળણ.

અધ્યાય પેહેલો હવો પૂરણ, કથા એકાદશ વિસ્તરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, શ્રોતાજન બોલો શ્રીહરી.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે પ્રથમોધ્યાયઃ ॥૧॥**

---

## અધ્યાય ૨ જો.*

### કડવું ૨ જું-રાગ ગોડીની ચાલ ટુકડી.

ગર્ભયોગી એમ કહે કથાય, તે શ્રવણ પાન કરે પરીક્ષિતરાય;
શૌનકને કહે સૂતપુરાણી, નૈમિષારણ્ય વિષે વદે વાણી.
જે દ્વારિકાનગરી શ્રી કૃષ્ણતણી,ત્યાં મણી માણેકની રચના ઘણી
અનેક અવાસ સુશોભિત ઠામ, વસે છે જ્યાં શ્રી કેશવરામ.
સર્વદા સુખી છે સહુ લોક, કોઇને સ્વપ્નામાં નહીં શોક;
બ્રાહ્મણ આદિ વર્ણ જે ચાર,એ આદિ બીજી વર્ણ અઢાર.
દ્વારિકાવાસી જન છે જેહ, શ્રી હરીયે પાળ્યા છે તેહ;
છે નગર દ્વારિકામાં સૌ સુખી, તે પુરમાં નવ દીસે કો દુઃખી.
સર્વને મસ્તક પ્રભુનો હાથ, બોલે જય જય વૈકુંઠનાથ;
ત્યાં બહુ ઋષીએ કીધા નિવાસ,વસે છે જ્યાં શ્રી અવિનાશ.
શ્રી હરીનાં દર્શન કરવા નિરધાર,નિત્ય નારદ આવે એકવાર;
ભગત ધ્યાન ભગવંતનું ધરે, હરી સાધુસંતની રક્ષા કરે.
અનેક ભક્તની પુરી આશ, વ્યાપક સચરાચર બ્રહ્મપ્રકાશ;
શ્રી વિષ્ણુ પૂર્ણ અંશે અવતર્યા હરી, સર્વ ભક્તને કરૂણા કરી.
માનવદેહી પામ્યા જે જન, તેને નીરખે જુગજીવન;
ઇંદ્રીતણાં જે સર્વે કર્મ, તે તજીને પ્રાણી ભજે પરબ્રહ્મ.
ત્યાં સકળ ઇંદ્રિ ઉત્તમ હોય, ત્યારે પ્રભુને ભજે સૌ કોય;
સંકલ્પ તજીને ભાવે ભજે, માયા મમતા મનની તજે.
જેણે સ્વાદ કીધા પરિત્યાજ, તેને સદ્ય કૃપા કરે મહારાજ;
એક સમે ઋષીનારદ જેહ, હરી દર્શને આવ્યા છે તેહ.

* આ બીજા અધ્યાયમાં વસુદેવે પૂછ્યું ત્યારે નારદે નિમિરાજા અને યોગેશ્વરોના સંવાદ રૂપ ભગવદ્ સંબંધી ધર્મો કહ્યા તે કથા છે.

પ્રીતે મળીયા વિશ્વાધાર, નારદ ઋષી આપે તેણી વાર;
શ્રી હરીને પ્રણામજ કરે, નારદ ઋષી ત્યાંથી સાંચરે.
મનમાં પ્રેમ ધરીને અપાર, આવ્યા નારદ વસુદેવને દ્વાર;
હવું દર્શન ઋષી નારદતણું, તવ વસુદેવ હરખ્યા મન ઘણું.
પ્રેમ ધરીને ઉઠયા વસુદેવ, નારદ ઋષીને પ્રણમ્યા તતખેવ;
આરતી અર્ધ્ય કીધી પૂજાય, વીણાપાણીને નમીયા પાય.
સ્તુતિ સ્તવન ઘણું ઉચરે, પર્મ હર્ષ હૃદયામાં ધરે;
આસન આપ્યું આણી પ્રેમ, પ્રથમે પૂછે કુશળ ક્ષેમ.
સ્વામિ દર્શનથી કૃતાર્થ અમો,ભલે કૃપા કરી પધાર્યા તમો;
કંઈ જ્ઞાનની કહોને કથાય, જેણે આત્મા કૃતારથ થાય.
વીણાપાણીને કરી પ્રણામ, વસુદેવ પૂછે તેણે ઠામ;

**વસુદેવોવાચ–**

સ્વામિ ભાગવત કથા તીર્થ જેહ, મુજને વિસ્તારી કહો તેહ.
વૈષ્ણવ ધર્મનો મારગ સહી, તે મુને વિસ્તારી કહો અહીં;
જન્મમરણ ભય જેથી વામીયે, સદા મોક્ષ પદાર્થ પામીયે.
સંસારની માયા પામે નાશ, સઘળે ભાસે બ્રહ્મ પ્રકાશ;
સુંણતાં સ્વર્ગ સદન હોય ગતી, અઘ અંગે ન અડકે રતી.
જેણે સંસાર સાગરને મૂકીયે,વૈકુંઠ સ્વર્ગ શીઘ્રે જઇ ઢુકીયે;
તપસાધન જપ કરીને ધ્યાન, શીઘ્રે પામીયે શ્રી ભગવાન.
એવી વિષ્ણુની માયા સહી, મુજમાં પ્રીછવાની ગતી નહીં;
કંઇ ધર્મ કથાનુ કહો જ્ઞાન, કરૂણા કરો મુને આ સ્થાન.
જેથી છુટીયે સૌ સંસાર, નારદમુનિ કહો તે પ્રકાર;
વેદાંતસાર ભાગ તજે ધર્મ, તે વિસ્તારી કહો મુને પર્મ.
એવું પ્રશ્ન વસુદેવ ઉચરે, તો નારદ ઋષી શ્રવણે ધરે;
તવ બોલ્યા ઋષી નારદ યથા, શ્રીવસુદેવ પ્રત્યે ભગવત્ કથા
પ્રીતિ યુક્ત પામ્યા ઉલ્હાસ, નારદ ઋષી કરે વચન પ્રકાશ;

**નારદોવાચ–**

ભાગવત ધર્મ જે ઉત્તમ સાર, તે ભલુ પ્રશ્ન પૂછ્યું આ વાર.
ભાગવત ધર્મ વિષ્ણુ મહિમાય, શ્રવણે ધરતાં કૃતારથ થાય;
એ કથા શ્રી નારાયણ તણી, ભણે ભણાવે પ્રીતે ઘણી.
તે મહા પાપીને પાવન કરે, જેમ અર્ક તિમર સહુ હરે;
તમે મુજને જે પૂછ્યું રાય, સાંભળો ઇતિહાસ એક કથાય.
પુરાતન ઇતિહાસ છે એહ, તમને વિસ્તારી કહું તેહ;
એક વિદેહી હવો છે રાય, નિમિ નામ તેનું કહેવાય.
તે તણો જે ભાગવત ધર્મ, સુણો તે કથા અનાદીપમ;
ઋષભદેવ હવા રાજન, અંશ તે કહીયે ભગવન.
એકસો તેને હવા કુમાર, તેમાં જ્યેષ્ટ છે ભરત ઉદાર;
મહા સાધુ ને જ્ઞાની સહી, તે સરખો કો પરાક્રમી નહીં.
ભરતખંડ તેને નામે હવો, જેણે યશ મહિમા કીધો નવો
વળી ઋષભદેવના નવતન, બ્રહ્મજ્ઞાનિ થઈ ભમે ત્રિભુવન.
પ્રભુઅંશી સુત એહ, નવ યોગેશ્વર કહીયે તેહ;
તેહતણાં સાંભળજો નામ, ઋષીનારદ બોલ્યા તેણે ઠામ.
એક કવિ ને બીજો હરી, ત્રીજો અંતરિક્ષ સંજ્ઞા જાણો હરી;
ચોથો પ્રબુદ્ધ નામે બાળ, પિપ્પલાયન પાંચમો સુબાળ.
છઠ્ઠો તે છે આવીર્હોત્ર, દ્રુમિલ છે સાતમો સુગોત્ર;
ચમસ તે આઠમો કહ્યો, નવમો કરભાજન નામે થયો.
ઋષિ કરભાજન હે રાય, એની બુદ્ધિ પવિત્ર કહેવાય;
એ નવ યોગેશ્વર મહામુનિ, એ સરખા કો તાપસ નહીં.
જાણે તે જગત આત્મારૂપ, તે વિના સર્વ માયા કૂપ;
એવા યોગેશ્વર નવ જેહ, ત્રિભુવનમાં સાંચરે છે તેહ.
ઉર્ધ્વ રહેતા તપતા ઘણું, શું અહીં વર્ણન કરીએ તેમનું;
એ આત્માદૃષ્ટિ હવા કુમાર, જેને તાતની કૃપા અપાર.
પરમાત્મા નિરૂપણ યોગેશ્વર કહે રહે, આત્માભ્યાસમાં મન ધરે;
દિગંબર ને બ્રહ્મવિદ્યાએ નિપૂણ, નવ યોગેશ્વર છે સંપૂરણ.
કાર્યા કારણરૂપને જાણે, ભગવદ્રૂપ જગતને પીછાણે;
પ્રભુથી જાણે પોતાને ભિન્ન, ત્રણ લોકમાં કરે આગમન.
તે જીવનમુક્તિ લહે સૌ જ્ઞાન, તેને કૃપા પુરણ ભગવાન;
તે યોગી મન કરી વિચાર, આવ્યા નિમિ રાજાને દ્વાર.
નિમિ રાય કરે છે યજ્ઞ, તેણે અનેક તેડયા મુનિજન;
ત્યાં આવ્યા નવયોગી ઋષીરાય, નિમિરાય તે નમીયા પાય.
અર્ધ્ય પાદ્ય પુજા આરતી કરી, ધર્મ સ્નેહ પ્રીતિ મન ધરી;
આસન નવેને આપ્યાં રાય, બેઠા મુનીવર હવી સભાય.
દીન વચન મુખે ઉચરે, ઘણું સ્તવન નિમિ રાજા કરે;

**નિમ્યુવાચ–**

અમને પાવન કરવા કાજ, ભલે પધાર્યા શ્રી મહારાજ.
તમ દર્શને કરી પાવન થયો, જન્મ તાપ ભય સહુ ગયો;
કહો મુને સર્વોતમ કલ્યાણ ઉપાય, જેથી કાર્ય સિદ્ધિ મુજ થાય.
સ્વામી માનવ દેહ ધરી વળી, જન જાણે માયાને મહાગળી;
કેમ સંસાર કર્મ બંધન છુટાય, તે મુને પ્રશ્ન કહો ઋષીરાય.
જે ભક્તિથી હોય વૈકુંઠ વાસ, કૃપા કરે પ્રભુ અવિનાશ;
તે ભક્તીનું કહો ઋષી જ્ઞાન, જેથી પામીયે શ્રી ભગવાન.
સુંણી હર્ષ પામ્યા તે બાળ, તેને આત્મજ્ઞાન કહે તત્કાળ;

**કવિયોગેશ્વરોવાચ–**

યોગેશ્વર કહે સાંભળ રાય, નારાયણની જેહ કથાય.
શ્રી નારાયણનાં ભજતાં ચર્ણ, સદ્ય છૂટશે જન્મને મર્ણ;
નારદ કહે વસુદેવજી સુંણો, એ નવ યોગીનો મહિમા ઘણો.

એ જ્ઞાનથી પામીયે હરીનું ધ્યાન, અંત્યે કૃપા કરે ભગવાન;
ભાગવતધર્મ ઉત્તમ કહેવાય, જેણે પામીયે વૈકુંઠરાય.
ભગવદ ચર્ણે ધરવું ધ્યાન, એ ઉત્તમ કાર્ય આ જગે જાણ;
દેહાદિકથી ઉદ્વેગ પામેલા જન, અભિમાન તજે થાય પાવન.
પ્રભુએ મન ધારી વાક્ય મને કહ્યાં, એ લક્ષણ સત્ય મેં લહ્યાં;
તો દુઃખનો આવે સર્વે પાર, પ્રાણી ઉતરે ભવને પાર.
યોગાદિક કર્મમાં વિઘ્ન નડે, પ્રભુ ભજનમાં રજ નવ અડે;
ભગવદ ધર્મમાં નેત્ર અંધકરી, દોડયો જાય પ્રાણી વેગ ધરી;
તોપણ પ્રત્યવાય નવ લાગે, એવો પ્રભુ મહિમા મહાભાગે;
નેત્ર તે શ્રુતિ ને સ્મૃતિ જાણે, ઉતરે ભવ સાગર આ ટાંણે;
મન વચન કાયેથી કરીએ જેહ, શ્રી હરીને સમર્પીયે તેહ.
મન બુદ્ધિ ઈંદ્રિયે સહી, જે જે કારજ કરીએ અહીં;
તે પ્રભુજીને અર્પવું સર્વ, પોતે કર્યું એવો તજવો ગર્વ.
તે જન સંસારથી મૂકાય, જેણે આરાધ્યા વૈકુંઠરાય.
નારાયણથી અળગો સંસાર, એ ત્રણ ગુણે વ્યાપક વિસ્તાર.
આ મિથ્યા ગ્રહ દારા સુત ધન, અચળ સ્વરૂપ એક જગજીવન;
એમ કૃત્ય કરે જનજેહ, તેને નવ અડકે માયા દેહ;
અજ્ઞાને કલ્પેલો ભય જાય, જ્ઞાન ઈશ્વર ભણે સોહાય.
અજ્ઞાને જન હું હું કરે, ભય કારણ એ જાતો ગ્રહે.
પણ હું દેહછું એ જ્યારે જાય, હું આત્મા છું મનમાં થાય;
ત્યારે પ્રાણીને સુખ આવે, અને સંકટ સઘળા જાવે.
વિષય છે મનનો વિલાસ, મનોનિગ્રહ કરેથી થાય ત્યાગ.
શ્રી ગુરૂની આજ્ઞા પાળીયે, ને મીથ્યા માયા મોહ ટાળીયે;
શ્રી ગુરૂની આજ્ઞાએ કરી, સદા નિરંતર સેવો શ્રી હરી.
માયા સંસારાદિક છે જેહ, સ્વપ્ન સમાન જાણવી તેહ;
જેમ સ્વપ્ને સુખ લીલા કરે, જાગેને માહાદુઃખ મન ધરે;
તે લીલા જેમ થાયે ફોક, તેમ માયા સંસારીક લોક.
જેને સંકલ્પ વિકલ્પ મન ઘણો, પર્મ ભોગી તે માયા તણો;
તે સંસારે આવે નિરધાર, જેને સંકલ્પ મનમોઝાર;
તે માટે નારાયણનું દ્રઢ ધ્યાન, સાંભળીયે હરીના ગુણ જ્ઞાન.
જન્મ કર્મ ગુણ જ્ઞાન સાંભળે, પાતિક સઘળાં તેનાં બળે;
મનોનિગ્રહ જો નવ થાય, તો કહું મહાકલ્યાણનો ઉપાય.
ભગવાનના જન્મ જે જે થયા, તેના નામ સ્મરણ મને ગ્રેહવા;
શ્રવણ કીર્તન કરતા ન ધરવી લાજ, નિસ્પૃહ થઇ ફરવું જગે આજ;
દાંભિક ભક્તિ ન અંગે ધરવી, પણ ઝોડપેઠે પકડી ભક્તિ કરવી.
કદિ ભક્ત હસે, કદી રૂવે, હર્ષથી ચીસપાડીને જુએ;
જયજય કરતો કરે નૃત્ય ગાન, એમ ભક્ત થાય ગુલતાન.
પૃથ્વી, પાણી, તેજ, આકાશ, વૃક્ષ, પ્રાણી, નદિ, ગીરીરાજ;
ભગવદ્ રૂપ સર્વેને જુએ, તેજ રૂપ ધરીને મોહ્યે;
એવી ભક્તિથી સર્વે થાય પ્રાપ્ત, તેમ કરેથી ટળે સંતાપ.
ભોજન કરતાં કણે કણે સુખ, ક્ષુધાનું ટળે પૂર્વ દુઃખ;
તેમ પ્રેમલક્ષણા ભક્તિથી થાય, વૈરાગ્ય ભજનથી દુઃખ જાય.
પૂર્ણજમતા પૂર્ણાનંદ, તેમ પૂર્ણ ભક્તિથી બ્રહ્માનંદ;
વળી સર્વ સંગે માયા ત્યાગે સંસાર, કામ ક્રોધ કરે પરિહાર;
સદા સંગ સાધુનો કરે, દયા ભાવ મન સાથે ધરે;
સર્વ ભૂતાત્મા છે જેહ, સમચિત્ત સઘળે રાખે તેહ;
આત્મા જાણીને આણે દયા, તો થાય લક્ષ્માવરની મયા.
વિશ્વમાં દેખે પ્રભુ જે જન. સચરાચર વ્યાપક સ્વામિન;
સૌ પ્રાને પ્રભુના અંશ જાણે, તો નિશ્ચે પ્રભુને પછાણે.
જ્ઞાન ભક્તિ વૈરાગ્યે કરી, પૂર્ણ ચિત્ત પ્રભુ ચર્ણે ધરી;
જે દ્રઢ ભક્તિએ મન સાથે ભજે, અસ્થિર દોષ માયાના તજે;
પ્રાને હરીનાં દેખે ચર્ણ, વ્યાપક સઘળે અશરણ શર્ણ;
એમ ભક્તિ ધ્યાને કરે સેવાય, તે ભાગવત ધર્મ ઉત્તમ કહેવા.
વળી યોગેશ્વરને નમીયા પાય, પ્રેમ ધરી પૂછે નિમિરાય.

**નિમ્યુવાચ—**

જે નારાયણના જનના ચિત, તે વિસ્તારી કહો મહંત સુરીત;
વૈષ્ણવ કોણ તે કહો વિસ્તારી, કેવા સ્વભાવ ને કેવા આચારી;
વૈષ્ણવ શું બોલેને શું પાળે, કેવા તે હોય કહો કેમ મહાલે.
તવ યોગેશ્વર કહે કથાય, શ્રવણે પાન કરે નિમિરાય;

**હરિ યોગેશ્વરઉવાચ—**

સર્વ ભૂતમાં હરીનું રૂપ, વ્યાપક સઘળે શ્રી વૈકુંઠ ભૂપ;
જેને ઈશ્વર ઉપર હોય સ્નેહ, ઈશ્વર ભક્ત શું ધરે બહુ નેહ;
મુર્ખ ઉપર કૃપા સદા રાખે, શત્રુપર ઉપેક્ષા નવ દાખે;
સઘળે નારાયણ જોય જેહ, શુભ ઉત્તમ વૈષ્ણવ છે તેહ.
વળી મધ્યમ વૈષ્ણવ કહેવાય, ભેદ બુદ્ધિ જેના મનમાય;
મૈત્રીયે દેખે પોતાના જન, તે કહીયે મધ્ય સાધન.
જે જે કાર્ય કહ્યાં સંસાર, તે સાથે સર્વ કરે વેહેવાર;
પણ પ્રીતિ ભાવ માયા ન ધરે, નિર્વાહ મન જાણીને કરે.
શ્રી હરીની ભક્તિ વિશેષે કરે, ઈંદ્રિને વશ નહીં અનુસરે;
દેહ ઈંદ્રિના પ્રાણના ધર્મ, તેણે પામે પ્રાણી મન પર્મ.
પ્રતિમા પૂજે ધરી મન જ્ઞાન, સાધનનું નહી તેને અજ્ઞાન;
તે પ્રાકૃત વૈષ્ણવ જાણો રાય, જે એમ આરાધે માનસકાય.
એ ભાગવત ધર્મ સુણરાય, જેણે જન્મ કૃતારથ થાય;
જેને જ્યારે કષ્ટ કાંઇ પડે, તવ હરી નામ આધાર કરી રડે.

પછી મનમાં સંભારે રામ, પરમેશ્વર પ્રભુ અંતરયામ;
જે સંકટે સમરે વૈકુંઠરાય, તે મધ્ય ધર્મ ભક્તિ કહેવાય.
વળી ઉત્તમ વૈષ્ણવ ઉપજે, શુભ ચિંતન વસુદેવને ભજે;
જન્મ કર્મનું વર્ણન કરે, ગૃહસ્થાશ્રમ છતાં અહંભાવ ન ધરે.
વળી સુણો રાય જ્ઞાનને કથી, મારૂં પારકું જેને મન નથી;
તે વૈષ્ણવ કહીયે શુભસાર, તેને કરૂણા વિશ્વાધાર.
એ ઉત્તમ વૈષ્ણવ લક્ષણ કહ્યું, જે જાણવા ઇચ્છે જન સહુ;
તે ભગવાનમાં સદાચિત ધરે, ત્રૈલોક્યનું રાજ હદે નવ અડે;
પ્રભુ ચર્ણથી ગણે સર્વે તુચ્છ, ભગવદ નામનું ઝાલે પુચ્છ;
સેવા કરવામાં સદા તતપર, પ્રભુના દર્શનમાં સદા આગળ;
તૃષ્ણાતાપ નવ તેને અંગે, સદા રમે પ્રભુના સંગે;
પ્રભુના નામથી તે તાપ મટાવે, ચિત્ત બીજે કયાંઇ ન ગુંથાવે;
પ્રભુ નામની શોભા મને લાવે, તેથી તેના ત્રિવિધતાપ સમાવે;
જેમ ચંદ્ર ઉદય થયે સૂર્ય તાપ સમે, તેમ તેના સર્વે તાપ નિર્ગમે;
જો ત્રીભુવન સુખ આપિયે આજ, તોએ ભક્તિ ન કરે ત્યાગ;
એક નિમિષ ભક્તિ ન મૂકે, ચિત્ત હરી ચર્ણથી ન ચૂકે;
તે ઉત્તમ ઉગ્ર ભક્તિ નીરધાર, એણે ભવજળ ઉતરે.
નારાયણરૂપી વૃક્ષ છે જાણ, જેની શાખા સચરાચર પ્રમાણ.
સ્વર્ગ મૃત્યુ પાતાળે એહ, ત્રિભુવનમાં વિસ્તરી તેહ;
તે વૃક્ષને આશ્રયે જાય જન, માયા પાસ થાય છેદન.
જેના હૃદયમાં હરીનું નામ, જે સચરાચર નીરખે શ્રીરામ;
જેને હૃદયે વસે શ્રી હરી, અળગા નહીં, ન શકે નીસરી.
એ તત્વ ધ્યાન ભાગવત કહીયે રાય, વળી જ્ઞાન ધર્મ સુણો કથાય;
ભગવંતથી વેગળા જન જેહ, હવે સાં વાલ્યા છે તેહ
પ્રથમ અલ્પ પામે તે સુખ, તેને પાછળથી મહા દુઃખ;
જેને હૃદે જ્ઞાન ન લગાર, મનમાં રાખે બહુ અહંકાર;
કામ, ક્રોધ, મોહ, મત્સર ધરે, પંચ ઇંદ્રિ સુખે અનુસરે;
તે કેમ પામે વૈકુંઠવાસ, સદાકાળ તે રહે નિરાશ.
મનસા દહન કરે જન કર્મ, જે સચરાચર જાણે પરબ્રહ્મ;
સમચિત્ત દ્રષ્ટી રાખે સમાન, તેને કૃપા કરે ભગવાન.

વળણ.

શ્રી ભગવાન કૃપા કરે, સાંભળ પરીક્ષિત રાયરે;
એકાદશસ્કંધ ભાગવત કથાનો, હવો દ્વિતીયોધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે દ્વિતીયો-ધ્યાયઃ ॥૨॥**

---

# અધ્યાય ૩ જો.*

**કડવું ૩ જું—રાગ રામગ્રી.**

એણીપેરે બોલ્યા સૂતપુરાણીજી, સુણો શૌનક આનંદ આણીજી;
પરીક્ષિત પ્રત્યે કહે શુકદેવજી, વસુદેવને નારદ એવજી.

ચાલ.

ઋષીનારદ કહે વસુદેવને, હરી કથા રસ મહિમાય;
યોગેશ્વર શુભ જ્ઞાન કહે તે, સાંભળે નિમિ રાય.
એક સમે રાજા જનક ગયાતા, અંતરિક્ષ ઋષીને ધામ†;
અંતરિક્ષ ઋષિને, જઇ કીધા દંડ પ્રણામ.
સ્તુતિ સ્તવન પ્રેમે કરીને, ચર્ણે નમ્યો ભૂપાળ;
અંતરિક્ષ ઋષીએ આસન આપ્યું, રાય જનકને તત્કાળ.
પર્મ પ્રીત આનંદ સાંનિધ્ય, બેઠા છે ઋષી દેવ;
તવ અંતરિક્ષ ઋષીને જનક પૂછે, પ્રશ્ન એક તતખેવ.
સ્વામિજી વિષ્ણુની માયા જાણવા, ઇચ્છા છે મુને આજ;
તે કૃપા કરીને કહો મુજને, અંતરિક્ષ ઋષી મહારાજ.
એજ પ્રશ્ન નિમિરાજાએ, અંતરિક્ષ મુનિને કીધો;
પર્મ ભક્તિનો મહા મનોરથ, રાયે મનમાં લીધો.

**નિમિરાજોવાચ—**

આ જગતને પ્રભુ માયારૂપ, જાણે જન ઉત્તમ ભક્ત;
તો કહો યોગેશ્વર અમને, તે માયામાં રહે કેમ આશક્ત.
પ્રભુ માયા કેવી કહીએ, તેનું કહો સ્વરૂપ;
ત્રિવિધ તાપે તપેલાને તમે, શાંતિ આપો અનૂપ.
તવ અંતરિક્ષ વદે વાણી, નિમિ સાંભળ વાત;

**અંતરિક્ષોવાચઃ—**

તેજ વાયુ આકાશ પૃથ્વી, પવન પાણી જાત.
એ પંચભૂતે પિંડ પ્રગટયો, તે વૈષ્ણવી માયા હોય.
વળી બ્રહ્મા આદ અવર મુનિવર, જીવજંત જે જોય;
મહા પુરૂષ જે અધિકારી, વળી ગાંધર્વ યક્ષ ને દેવ;
પંચ મહાભૂત આદ પ્રાણી, વૈષ્ણવી માયા એવ.
કર્મેન્દ્રિથી વાસના સહિત, કર્મો થાએ જેહ;
કર્મના સુખ દુઃખ ફળો લેતા, ભટકે પ્રાણી તેહ;
મુક્ત થતો નથી તેથી પ્રાણી, એ માયા જાણ;
જન્મ મરણમાં આવે ભવભવ, તે તું સાચું માન.

---

* આ ત્રીજા અધ્યાયમાં માયા, માયા તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ, એ ચાર વિષયના પ્રશ્નોના ઉત્તર યોગેશ્વરોએ આપ્યા એ કથા પ્રસંગ છે.

† આ કથા પ્રસંગ શ્રીમદ્‌ ભાગવતમાં નથી.

પ્રલયના આરંભ અંત સમયે, સ્થૂળ ને સુક્ષ્મ રૂપ;
કાળ ખેંચે પોતા ભણી, એ માયાનું સ્વરૂપ.
પ્રલય કાળે પૃથ્વીપર, એક સો વર્ષ પર્યંત;
અનાવૃષ્ટિ થાયે સઘળે, સૂર્ય તપાવે ભગવંત;
ત્રાહે ત્રાહે લોકો કરે, શેષ વરસાવે અગન;
ચોમેર વાયુ ફુંકે જોરે, એ માયાનું વિઘન.
મેઘ ધારા હાથી સૂઢ સમ, ફેરવે ચોપાસે;
બ્રહ્માંડ જળમાં લીન થાયે, એ માયા રૂપ મુને ભાસે.
પછે માત્ર એક બ્રહ્માંડ, સૂક્ષ્મ રૂપે સોહે;
પરબ્રહ્મમાં મન લગાડે, તેથી મનડું મોહે.
પંચમભૂત જે કહાવે, તે એક બીજાથી હરાયે;
ઉત્પત્તિ સ્થીતિ ને પ્રલયવાળી,માયા જોઇ ન કોઇ ધરાયે.
વળી સંસાર જે ઉત્પત્ત સૃષ્ટી,તે વૈષ્ણવી માયા જાણ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે એને, સચરાચર વખાણ.
એ માયા સઘળે વ્યાપી રહી છે, મેલી વૈકુંઠનાથે;
કીર્તિ પોતાની વૃદ્ધિ પમાડવા, ઇંદ્રિ દેવ સૈ સાથે.
બીજું સર્વ જે સર્જીત દીસે, સૈ તે માયા રૂપ;
ઋષી અંતરિક્ષ એમ જ્ઞાન કહે તે, સાંભળે નિમિ ભૂપ.
શ્રી હરીએ પોતાની કિર્તિ વધારવા, સર્જ્યો સર્વ સંસાર;
તે માયા પંચમહાભૂતમાં, વ્યાપી છે સર્વત્ર નિરધાર.
પંચ મહાભૂતે સંસારમાં, દેહી ઉદય સહી થાય;
માયા કર્મથી સંસાર સંગથી, તે નર્કે પડે કાય.
દેહી થકી પ્રાણી નર્કે પડે છે, આચરતાં અઘ કર્મ;
એ દેહીથી મોક્ષ પામીયે, જો ઓળખીયે પરબ્રહ્મ.
નર્ક ને સ્વર્ગ કર્મથી પામે, સાંભળ નિમિરાય;
શુભ કર્મથી વૈકુંઠ પ્રામી, અકર્મે નરકે જવાય.
જ્યારે કાળ પૂર્ણ કલ્પાંતજ હોયે, સૃષ્ટિનો થાયે નાશ;
જ્યોતિ સર્વ એકત્ર મળે છે, જ્યાં પૂર્ણ બ્રહ્મ પ્રકાશ.
જેમ બીજમાં વૃક્ષજ હોયે, અતિ દીર્ઘ તરૂ સમાય;
તેમ જીવનાં સર્વ કર્મ તે, હરી અંગમાં લય થાય.
ફળ ઇચ્છે નીરખવા વૃક્ષને, વૃક્ષ ફળમાં તેમ;
સદા જીવ એ પરિબ્રહ્મને પણ, પ્રાણમાં પ્રભુ એમ.
માયા વિસ્તારી સૃષ્ટિ રચે છે, પૂરણ શ્રી અવિનાશ;
ત્યારે પ્રગટ બ્રહ્મ ભાસે સહી, સર્વત્ર હરીનો વાસ.
જ્યારે સૃષ્ટિને પોતે ઉદય કરે, સ્વયં હરી વૈકુંઠરાય;
ત્યારે આપ આપણાં કર્મ લઇને, જીવ સૈ ઊભા થાય.
કર્મ વાક્ય ને કર્મ સંચિત, હોયે પૂર્વે જેહ;
સંસારમાં આવી કરીને, ભોગવે પ્રાણી તેહ.
વૈરાટ સ્વરૂપ શ્રી નાથનું, શોભા કહી નવ જાય;
તે શેષશાઇ પોઢયા છે હરી, પોતે વૈકુંઠરાય.
શ્રી નારાયણની નાભીથી, હવું કમળ ઉત્પન્ન;
તેહ કમલથી બ્રહ્મા પ્રગટયા, સાક્ષાત ચતુરાનન.
આદિ બ્રહ્મા થકી આ સંસારની, માયાતણો વિસ્તાર;
સચરાચર વ્યાપક શ્રી હરી, ત્રૈલોકયમાં નીરધાર.
એ પરમેશ્વરની માયાથી, અહંકાર વાધે અંગ;
કોટી ભેદ પ્રપંચ ભાવ તે, માયાના સૈ છે રંગ.
શ્રી વિષ્ણુથી બ્રહ્માંડ સઘળું, ઉપજે છે આકાર;
વળી સૃષ્ટિ સર્વે નાશ પામી, અંતે હરી મોઝાર.
એ અપૂર્વ બળ વૈષ્ણવી માયા, તેણે થાય અહંકાર;
ગર્વ, મત્સર, કામ, ક્રોધ એ, માયાનો પરિવાર.
લોભ, મોહ, મદ, આશા, તૃષ્ણાં, ભ્રાંતિ, ઇર્ષા નામ;
હિંસાઆદિ અપરિમિત છે, માયાનું પરિણામ.
અહંકારથી મોહ થાય છે, મોહથી કામ ને ક્રોધ;
નિજકુટુંબ સાથે કરે આમજ, માયા સઘળે રોધ.
વાયુ, પૃથ્વિ, તેજ, તત્વશું, ઉદક ને આકાશ;
સર્વ સૃષ્ટિ મધ્યે વ્યાપક, પ્રભુ શ્રી અવિનાશ.
ભજન કીર્તન કીજે પ્રભુનું, આરાધન દૃઢ ધ્યાન;
કુકર્મ નાસે તે થકી, કરૂણા કરે શ્રી ભગવાન.
તે જ્ઞાન રાજાએ ગ્રહ્યું, આનંદ પામ્યો મન;
ચોથો યોગેશ્વર પ્રબુદ્ધ છે, તે પ્રત્યે પૂછે રાજન.

**નિમ્યુવાચ–**

પ્રબુદ્ધ યોગેશ્વરને વિનવી, પ્રશ્ન પૂછે છે રાય;
સ્વામિ સંસાર માયા પાશ તે, કેમ કરી છેદન થાય.
તે છૂટવાનો ઉપાય કહો, તવ વદે યોગી જન;

**પ્રબુદ્ધ ઉવાચ–**

એકાગ્રચીત્તે શ્રવણે ધરજો, જ્ઞાન સાર સાધન.
સર્વ વિષય પરિત્યાગ કરતાં, આવે મને વૈરાગ;
ત્યારે પરમેશ્વરના ચર્ણની, ઉપજે ભક્તિ સોહાગ.
હરી ભક્તિ જ્યારે આવે હ્રુદયમાં, ઉતરે માયા સર્વ;
સંસાર માર્ગથી તે રહે અલગો, કામ ક્રોધ મદ ગર્વ.
પરમેશ્વરને જ્યાં ત્યાં નિરખતાં, ભજવું બ્રહ્મસ્વરૂપ;
સ્વર્ગ સુખ નિજ સદનમાં તે, ભોગવે અનુપ.
સંસાર માયા કંઇ પણ સાચી, માનશે જન જેહ;
તે છૂટે નહીં કદી સંસારથી, એમાં નહીં સંદેહ.

ધન ઘર સંતાન સર્વે, છે પીડા કારણ રૂપ;
તે મળે તો પણ દુઃખ છે, ન મળે તો પણ દુઃખ.
પરલોકની સુખ સંપતિ, તે પણ કાળે પામે નાશ;
સ્પર્ધ્ધા ઇર્ષ્યા તેમાં રહે, ભય કાળનો એ વિલાસ.
પણ જેહ સુખ ઇચ્છે પૂર્ણ રીતે, તેણે ગુરૂ શર્ણે જાવું;
સર્વે તાપ સમાવીને, પરબ્રહ્મમાં એકત્ર થાવું.
ગુરૂને, આત્માને ઇશ જાણી, ધર્મ જ્ઞાન તે શિખે;
ભગવાન પ્રસન્ન થઇ ને, કદિ ન તેને મૂકે.
વૈરાગ વૃતિ ધરીને પ્રેમે, સાધુનો કરવો સંગ;
દીનજન પર દયા ધરીને, નમ્રતાનો મનમાં રંગ.
માટી લઇને કરવું પવિત્ર, અગર્વથી મન અંગ;
સ્વધર્મનું આચરણ કરી, (કરવો) ક્ષમા સરલતાનો સંગ.
વૃથા ભાષણ ત્યાગવું, બ્રહ્મચર્ય ધરવું સેહેજ;
દ્રોહવૃતિ ત્યાગીને, વેદ ભણવા સુહેજ.
હર્ષ શોક રહિત થાવું, એકાંતે કરવો વાસ;
સત્ ચિત્તથી આત્મા જાણી, ઇશ્વરનો નિદિધ્યાસ.
અભિમાન રહિત થઇને પછે, વલકલ ધરવા અંગ;
અનિંદા, પ્રાણાયામ, મૌન ધરી, સંતોષનો કરવો સંગ.
ઇંદ્રિયનિગ્રહ ધરી રહેવું, પ્રભુથી રંગ લાગે;
જપ તપ સર્વે વસ્તુ પ્રભુને અર્પે,તો જન્મમરણ ભય ભાગે.
પ્રભુ સ્વામિ, પોતે સેવક, જે ધરે એવો ભાવ;
તો તે પ્રાણી આ વિકટ જગને, તરી જાએ એક નાવ.
એવા અલૌકીક ભક્ત જનો, આ જગતે થોડા જાણો;
વૈષ્ણવ જનો જે જે કહાવે, તે પાખંડી પ્રમાણો.
ભગવદ્ ભક્તો પ્રભુ સેવામાં, થાયે છે ગુલતાન;
નિવૃત રહીને સુખ દુઃખ ત્યાગે,ગણે નહિં કંઇ માન.
નારાયણમાં તત્પર રહેતા, તરે ભવ સંસાર;
પરમ ભક્તિ કરે જન તો, ઉતરે ભવપાર.
જે કો સમસ્ત ભુતને વિષે, વ્યાપક દેખે જગદીશ;
પ્રીતિભાવે દયા રાખી, આરાધે સર્વત્ર ઇશ.
સર્વભુત મધ્યે શ્રી હરીને, ચિંતવીયે નિરધાર;
દયા રાખવી મન વિષે, ભાગવત ધર્મ એ સાર.
શુભકર્મ સર્વ કીજે સહી, પ્રીતિથી વ્રત તીર્થ દાન;
ભણવું ભણાવવું સાધુની સંગતે, કઠણ જે આત્મજ્ઞાન.
કીર્તન કથા ગોવિંદ ગુણની, ને શ્રવણ ભક્તિ જેહ;
તે સર્વ અર્પણ કીજીએ, વિષ્ણુને ધરી પરમ સ્નેહ.
એ મારગથી સંસાર માયા, ઉતરીયે ભવપાર;
સંસાર તેને નવ લેપે, કરે કૃપા શ્રી વિશ્વાધાર.

પૂર્વનાં કર્મ એકાંતરથી, સુખ ભોગવે સંસાર;
પૂર્વનાં પ્રાયશ્ચિત્ત પ્રાણી, દુઃખ ભોગવે છે અપાર.
પિપ્પલાયન યોગેશ્વર પ્રત્યે, પછી પૂછે છે ભૂપ;

**(નિમ્યુવાચ–**

સ્વામિ જ્ઞાન સાધન કહો મુને, કૃપા કરી અનૂપ.
નારાયણમાં તત્પર રેહેતા, તરે કેમ પ્રાણી;
કહો મોટા મૂની મને, આપની અવિચળ વાણી.
પિપ્પલાયન યોગેશ્વર, તવ જ્ઞાન કહે છે સાર;
તે એકાગ્રચિત્તે કરીને, શ્રવણે ધરે નિમ્યુ તેણીવાર.

**(પિપ્પલાયન ઉવાચ–**

યોગી કહે વસ્તુ ભાવે, ઘટ ભાંગે શબ્દ પ્રકટિત હોય;
તે શબ્દ સઘળે વ્યાપે છે, તે શ્રવણે સુણે સૌ કોય.
તેમ જીવાત્મા રૂપી નારાયણ, બોલે છે નીરધાર.
તે સર્વત્ર વ્યાપક છે, સર્વ ભૂત માંહે મોરાર.
શ્રી નારાયણ તેને જાણવા, જે શબ્દ વાચારૂપ;
તે સ્વરૂપ વાધે ઘટે નહીં, સત્ય માનજે તું ભૂપ.
પ્રભુને જરા મરણ યૌવન નહીં, જ્યોતિમય તેનું અંગ;
હસ્ત ચરણ મુખ નેત્ર નાસા, કંઇ નથી તેને સંગ.
અખંડ જ્યોતિ આદિ અક્ષય, અકળ શ્રી અવિનાશ;
પરિબ્રહ્મ તે હરી જાણવા, જે સચરાચર પ્રકાશ.
તેહસ્વરૂપ શ્રી પરમેશ્વરનું, આત્મા રૂપે ભાસે;
જેનું નામ લેતાં પ્રાણીનાં, સૌ જન્મનાં અઘ નાસે.
સચરાચર વ્યાપી રહ્યો, જે નારાયણ કહેવાય;
નિજ હૃદયે તેનું સ્મરણ કરતાં, માયા થકી મૂકાય.
બ્રહ્મ સ્વરૂપ જે જન જાણે, તેને લેપે ન માયા;
બ્રહ્મ નથી જાડો ઝીણો, નથી તેને કંઇ કાયા.
મન વાણી કહી નહિ તેને, આત્મા તત્વ જે જાણે;
સર્વે જગતનું કારણ રૂપ, બ્રહ્મને સૌ પીછાણે.
બ્રહ્મ મધ્યે માયા શક્તિ, મોટી વસે અહોરાત;
તે માયા મને કરીને, દિસે છે સાક્ષાત.
એજ બ્રહ્મ એકજ છે, જે તે ત્રિગુણે જણાય;
સત્વ રજ ને તમના તમાં, તેના ચરિત્ર ગણાય.
તેની ક્રિયા શક્તિપરથી સુત્ર,અને જ્ઞાન શક્તિથી મહત્તત્વ;
તે ઉપાધિરૂપ અહંકાર છે, એ માનજે તું સત્ય.
આત્મા કદિ નવ જન્મે, નથી ઉત્પતિ સ્થિતિ ને મર્ણ;
તેને કંઇ લાગો નહિ, એ અજન્માજન્મ.
સર્વ કાળે સર્વે દેશે, અખંડિત આપે આત્મા જ્ઞાન;
એ સર્વત્ર એકરૂપ છે, પણ પ્રાણી ભૂલે ભાન.

આત્મા કદિ બદલાય નહિ, માટે જાણજે એક;
જરાયુજ, અંડજ, ઉદ્ભિજજ, ને સ્વેદજમાં હે છેક.
બ્રહ્મ સર્વ વ્યાપક સર્વાત્મા, છતે નહિ તેને લેપ;
ત્રણે અવસ્થાએ આત્મા, નિર્વિકારી એ છેક.
સુષુપ્તિમાં આત્મા હોયે, જ્યારે જાગે જન;
ત્યારે જ્ઞાન થાયે સેહેજમાં, એ જાણો તેનું લક્ષણ.
ધન, સુત, દારા, સંપતિ સર્વ, ત્યજે જન આ કાળ;
નિર્મળ દૃષ્ટિ કરે જન જ્યારે, સુદ્ધ થાય તાત્કાળ.
અવિદ્યા ત્યાગે, મેળ ધોયે, અપરોક્ષ પામે જ્ઞાન;
ત્યારે પ્રાણી નિવૃતિનાં, પોહોંચે પરમ ધામ.
તવ રાય પૂછે યોગેંદ્રને, કરી વિનય પ્રણામ;

**નિમ્યુવાચ-**

શું આચરવે નિષ્કર્મ થઇએ, એવું બતાવો કામ.
ભક્તિ, કર્મ યોગ આધિન, કર્મનું શું લક્ષણ;
આત્મ જ્ઞાન કેમ પામે, કહો તમે મુની જન.
સનકાદિકને મુજ પિતાએ, કીધો તો એ પ્રશ્ન;
પણ તે મુનિ સર્વેશે, ન દિધો ઉત્તર તે ક્ષણ.
નવમાંના છઠ્ઠા યોગેશ્વર, વદે રાય પ્રત્યે વચંન;

**આવિર્હોત્ર ઉવાચ-**

સાંનિધ્ય બેસી એકાગ્રચીત્તે, સાંભળજો રાજંન.
જે વેદ માર્ગે ધર્મ કહ્યા છે, યાગદાન શુભ કર્મ;
તપ જપ ને દૃઢ ધ્યાન ભાવે, ભજો શ્રી પરિબ્રહ્મ.
જેહ સ્વર્ગનું ફળ વાંછે તે, યોગ કર્મ કહેવાય;
ધર્મ ધ્યાન ને દયા દાન શુભ, યજ્ઞકર્મ મહિમાય.
સુકૃત કર્મ શ્રી કૃષ્ણજીને, અર્પણ કીજે સર્વ;
કામ ક્રોધ ને લોભ માયા, તજીને મનનો ગર્વ.
તેણે કરી હોયે નિષ્કામના, ફળ ભક્તિ આવે જ્ઞાન;
તે નારાયણને પામશે, તેને કૃપા કરે ભગવાન.
વેદમાં છે નહીં એવું, કર્મ અન્ય આચરે જેહ;
તે સ્વર્ગ ફળ કેમ પામશે, કુમાર્ગે નિઃસંદેહ.
તેણે મન એમ જાણવું જે, પામશું સ્વર્ગ સદંન;
વેદ માર્ગ જેણે નવ ઓળખ્યો, તેને કેમ મળે સ્વામિંન.
વેદ નથી મનુષ્ય કૃત, પણ પ્રભુના આપેલ;
તેને પૂર્ણપણે માને તો, સમજે કર્મ ધર્મ સેહેલ.
કર્માદિકના ગૂઢ વિષયમાં, મુઝાયે વિદ્વાન;
તો તમ પિતાને સનકાદિક કહે તે, ગળે કેમ ઉતરે જ્ઞાન.
વેદ છે પરોક્ષ વાદરૂપ, તે સમજે ચતુરસુજાણ;
વેદાદીક કર્મ નથી સૂચવતા, કર્મ તજાવે પ્રમાણ.

સ્વર્ગાદિકનાં સુખ જે જે, વેદમાં કહ્યાં છેય;
તેમાં ક્ષણીક સુખ હોયે, જાણે નિપૂણ જન જેય.
ઔષધ કારણે ખાઉ આપે, પણ ખાઉમાં નથી લાભ;
શરીર સુધરે ઔષધે, એ મોટો છે પ્રતાપ.
તેમજ કર્મ કહ્યાં છે કરવાં, પણ જેમ ખાઉ નથી મૂળ;
તેમજ કર્મ કરી છોડવા, તો જાય તનનું શૂળ.
પ્રથમ કર્મ નહિ તજવાં, જ્ઞાન પામી કરવા ત્યાગ;
જીતેન્દ્રિય થઇ પ્રભુ પામીને, તજે કર્મ મહાભાગ.
કર્મ સઘળાં ઇશ્વરાર્પણ કરવાં, તો શુદ્ધ થાય ચિત્ત;
જ્ઞાન મળે તે પછી, એ મોટું છે વિત્ત.
વેદમાં ફળ થવા કહ્યાં છે, પણ ફળની લાલચ ત્યાગી;
લાલચ માટે ફળ કહ્યાં છે, એ સમજે કો બડભાગી.
આત્મા જાણ્યા વિના જે જન, મરે તે કંગાળ.
તેના બ્રહ્મચર્ય ને તપ યાગ, તેમાં શો છે માલ.
નિષ્કામ કર્મ કરવાથકી, મળે મોટો લાભ;
સ્વર્ગાદિક મળે સેહેજે, પણ એ માયાનો ભાગ.
જેથી સ્વર્ગ સદનને પામીયે, તે તજવો મારગ પર્મ;
સચરાચરમાં એકત્ર થાવુ, આચરવું તેવું કર્મ.
પરધર્મને આશ્રયી રહ્યા તે, અધર્મી કહીયે રાય;
જે વેદ માર્ગે ચાલશે તે, વૈકુંઠે જન જાય.
હવે તને તંત્રોક્ત કર્મ, કહું છું આણી વાર;
રાય તું શુદ્ધ ચિતે મન ને, કર્ણમાં તે ધાર.
જીવ જે બ્રહ્મરૂપ છે, તેણે દેહાદિક બંધન ત્યાગી;
તંત્રોક્ત ને વેદોક્ત માર્ગે, ઇશ્વર સેવી થવું બડભાગી.
ભગવાનની સેવા કરવી, આચાર્યને પૂછી;
મૂર્ત્તિનું સેવન કરવું, પવિત્રપણાથી બેસી.
પ્રભુનું સ્વરૂપ પૂજા સમયે, હૃદયા મધે ધારી;
ચંદન પુષ્પથી પુજન કરીને, તરી જાય સંસારી.
જે વેદમાં કહ્યું તેજ કરીયે, વેદ મુર્ત્તિ પૂજંન;
જળ સ્થળ સૂર્યને નમસ્કાર કરવા, એ છે જગજીવંન.
તથા માનસી પૂજા કરે, ચિત્તમાંહિ હરિનું ધ્યાન;
નખશીખપર્યંત નીરખે, નિજ હૃદયામાં ભગવાન.
મનસા કુસુમ ઉપહાર હરીને, ધરાવે શણગાર;
શ્રધ્ધારૂપ અગર ધૂપ કરીને, સંતોષે વિશ્વાધાર.
જ્ઞાન રૂપી પ્રકટાવો રૂડો, પરમ દીપક જ્યોત;
શ્રી વિષ્ણુને પૂજે ભાવધરી, હરી સઘળે ઉદ્યોત.
શુભ શ્રદ્ધા ધૂપ મન કરવો, બ્રહ્મઅગ્ની માંહે દહંન;
વિષય ઇંદ્રિનું નૈવેદ્ય કરીને, ભાવે ભજો હરીજંન.

સંકલ્પ વિકલ્પ તાંબૂળ પુંગી, અર્પણ કીજે આહાર;
માનસી પુજા વિધયુક્તે કરી, મન રીઝે વિશ્વાધાર.
વળી અતિથિવેલા સાચવે, સંસારીપ્રાણી ધર્મ;
જે દયાભાવ વૈરાગ્ય રાખી, દહન કરે અઘ કર્મ.
એટલે સ્થાનક ધર્મ રહ્યા છે, તે સાચવે જનકોય;
નિજભુવનમાં બેઠાં તેને, વૈકુંઠ પ્રાપ્તિ હોય.
એ ધર્મ સાચવી પૂજા કરી, તેણે પૂજ્યા વૈકુંઠનાથ;
સર્વ કર્મ વિષ્ણુને અર્પ્યાં, કર્યો હરીજનનો સાથ.
સર્વ કર્મ હરીને સમર્પતાં, સેહેજે ધર્મ પ્રાપ્તી થાય;
તે મોહમાયા તરે પ્રાણી, સંસારથી મુકાય.
શુકજી કહે સુણરાય પરીક્ષિત, એ એકાદશ સ્કંધ કથાય;
અધ્યાત્મ જ્ઞાન પવિત્ર એ, હવા પૂરણ ત્રણ અધ્યાય.

વળણ.

ત્રણ અધ્યાય હવા હરીજન, જ્ઞાન રાખો હૃદે ધરી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, સાધુજન કહો શ્રી હરી.

## ઈતિ શ્રીમદ્ ભાગવતે એકાદશસ્કંધે તૃતીયોધ્યાયઃ ॥૩॥

---

# અધ્યાય ૪ થો.*

### કડવું ૪ થું-રાગ આશાવરી.

શુકદેવ વાણી ઊચરે, સાંભળો પરીક્ષિત રાય;
સપ્તમ યોગીશ્વર કહે છે, નિમિ રાયને કથાય.
રાય પૂછે છે પ્રશ્ન રૂડાં, નમી ઋષીને પાય;

**નિમ્યુવાચ**—

સ્વામિજી વિષ્ણુએ અવતાર લીધા, સૃષ્ટિ રચનામાંય.
હરીએ આવેશ કરી રૂપ ધરીયાં, તેના કહો ગુણગ્રામ;
જેહ ધર્મ કીધા તે વિસ્તારી, કહો મુજને સ્વામિ.
દ્રુમિલ નામે યોગેશ્વર જે, સાતમા કહે છે જ્ઞાન;
તે એકાગ્રચિત્તે શ્રવણે, ધરે છે નિમિ રાજાન.

**દ્રુમિલ ઉવાચ**—

શ્રી નારાયણનાગુણ ગ્રામનો, નથી નિગમે પાર;
પરબ્રહ્મ આદિ દેહથી, ઉદય હવા સર્વ અવતાર.
દેહ થકી પંચભૂત ઊપજાવી, ને હવું વૈરાટ રૂપ;
અંશ માત્ર તેમાં અવતર્યા છે, સ્વામિ વૈકુંઠભૂપ.
તે વૈરાટમાં ત્રૈલોકય અવતરે, શ્રી હરી મહારાજ;
માયાને ફેલાવીને પ્રભુ, કરે સંસારનો સાજ.
વળી માયાને મળી ઈદ્રિ, કર્મ સર્વ કરે સંસાર;
જીવને જ્ઞાન ને ચૈતન્યતા છે, માયાનો વિસ્તાર.
જીવ જ્ઞાન ચૈતન્ય તેજબળ, પંચતત્વ વળી અંગ;
ત્રિગુણે કરીને શરીર ઊભું, થાય છે દર્શન સંગ.
સત્વગુણ ને રજોગુણ વળી, તમોગુણ કહેવાય;
તે વિશ્વને ઉદય કરે પાળે, સંહાર તેથી થાય.
ભાજે ઘડે એકત્ર કરે, શ્રી હરીતણી એ લીલાય;
ઋષી નારદ કહે વસુદેવજી, સાંભળો એ જ્ઞાન કથાય.
રજો ગુણને આશ્રયી બ્રહ્મા, સૃષ્ટિ કરે ઉત્પન્ન;
વિશ્વ વ્યાપક સૃષ્ટિમાં શુભ, દેખીયે દરશન.
સત્વ ગુણ આશ્રયીને વિષ્ણુ, પાળે સૃષ્ટિ અભિરામ;
વેદ માર્ગ હરી ધર્મ પળાવે, સારે પ્રજાનાં કામ.
તમોગુણ આશ્રયી સંગ રહે, સાક્ષાત શ્રી ત્રિપુરાર;
તે રૂદ્રરૂપે વિશ્વ સઘળું, કરતા નિયમથી સંહાર.
એમ વિશ્વને ભાંગે સહી, પ્રભુ રૂદ્ર રૂપે નાથ;
સકલ સૃષ્ટિ નાશ પામે, કલ્પાંત પ્રલય સાથ.
એ ત્રીગુણે કરી અવતાર લીલા, કેરાં છે સૌ કર્મ;
એ જ્ઞાન માર્ગની કથા ઉત્તમ, સાંભળો રાજા પર્મ.
દક્ષ પ્રજાપતિ કેરી પુત્રી, ધર્મને પરણી જેહ;
તે પુત્રી થકી નર નારાયણ, અવતાર પામ્યા દેહ.
બદ્રિકાશ્રમે તપ કર્યું, નિષ્કામના ભક્તિ જ્ઞાન;
સ્નેહ કામના યોગે સંતોષ્યા, ભગવાન તેણે સ્થાન.
સ્નેહ કામના યોગની ભક્તી, નારદે કહી નીરધાર;
તે આચરે તે હરિપદ પામે, પ્રત્યક્ષ વિશ્વાધાર.
એવું નારાયણ બદ્રિકાશ્રમે, તપ કરે શુભ સ્થાન;
મોટા મોટા ઋષેશ્વરોને, કહ્યું શ્રી હરીયે જ્ઞાન.
શ્રી નારાયણ તપ કરે વન, ઉગ્ર આસન ધ્યાન;
તેણે ઈંદ્ર ભય પામીયો, જે સ્વર્ગતણો રાજાન.
ઈંદ્રે એમ મન વિમાસ્યું, મારૂં લેશે રાજ્યાસન;
તપ ઉગ્ર દેખી નારાયણનું, ભય પામ્યો મઘવા મન.
તપ થકી ચૂકવું એમને, એમ કરે શક્ર વિચાર;
પછી કામા આદિ અપ્સરા, બહુ તેડાવી તેણી વાર.
ઋતુ વસંત ને રમ્ય વાયુ, અપ્સરા સાથે કામ;
સહસ્રાક્ષ આગળ આવી ઊભા, કરીને દંડ પ્રણામ.
તવ ઈંદ્રે શિક્ષા દઈ સર્વને, મોકલ્યા વનમાંય
તમે જાઓ શીઘ્રે સર્વકો, તપ કરે નારાયણ જ્યાંય.

---

* આ ચોથા અધ્યાયમાં દ્રુમિલ નામના યોગેશ્વરે ભગવાનની અવતાર લીલાના પ્રશ્નનો ઉત્તર આપ્યો એ કથા પ્રસંગ છે.

વાજીંત્ર ગૃહી શુભ ગાન નાટક, કળા કરજો અપાર;
છળ પાડજો જઇ નારાયણને, રખે લગાડો વાર.
આજ્ઞા લઇ સૌ આવીયા, ઈંદ્રના અનુચર સાથ;
તે વૃત્તાંત જોવા અંતરિક્ષ આવ્યો, સચીપતિ સુરનાથ.
ઈંદ્રની મોકલી અપ્સરા ને, અનંગ ઋતુ છે જેહ;
બદ્રિકાશ્રમે શ્રી હરી સાંનિધ, દેખે છે ત્યાં તેહ.
શક્રના મનની વાત જાણી, પ્રભુયે તેણી વાર;
પોતે પર્મ સુંદર અપ્સરા, પ્રકટ કરી ઓરાર.
મનોહર મહાદિવ્યકાંતિ, સ્વરૂપ અદ્દભુત અંગ;
શણગાર સોલે વિરાજીત મુખ, જ્યોતિ પ્રકટ શુભ રંગ.
તે નૃત્ય કરતી કળા જ્ઞાને, સાંનિધ્ય શ્રી જગતાત;
વાજીંત્ર ચંગ મૃદંગ નાટક, થાય ત્યાં દિનરાત.
તે જોઇને આશ્ચર્ય થયા છે, ગગનથી સૌ દેવ;
પછી શીઘ્રતાયે શ્રી હરી સાંનીધ્ય, આવીયા તતખેવ.
સ્તુતિ કીધી ત્યાં અપરિમિત. ચરણ નમ્યો સુર ત્યાંય;
સ્વામિ અપરાધ અમારો ક્ષમા કરો, કોટીક જે અન્યાય.
અપ્સરા દેખ્યાં નારાયણને. દેવ ઉપર નહીં રીશ;
ઘણી દયા કીધી દાસને, સાક્ષાત શ્રી જગદીશ.
સમસ્ત દેવતાની પ્રત્યે, કહે પ્રભુજી વાણ;
તમો રખે મન ભય પામો, એમ વદે સારિંગપાણ.
મુજ ભણી આવ્યા યાચવા, તમો માગશો જે મન;
તે સત્યસત્ય આપવું નિશ્ચે, એમ વદે પ્રભુ વચન.
પછી દેવ સર્વે લજ્યા પામ્યા, નીચા નમ્યા જઇ ચર્ણ;
શ્રી નારાયણની સ્તુતિ કરે, ધન્ય ધન્ય અશરણ શર્ણ.
તું સૃજે પાળે ને સંહારે, હરિ વિશ્વનો આધાર;
વિશ્વપાલક વિશ્વવ્યાપક, વિશ્વંભર અવતાર.
વિદ્યાસ્વરૂપ તે તું સહી, હરી આત્મારૂપ ભગવાન;
આત્મારામ અવિનાશી તું, તુજ વિષે સઘળું જ્ઞાન.
વૈરાટ વામન વેષ તારો, ત્રિભુવનમાં વાસ;
સચરાચરમાં વ્યાપક તું, હરી પૂર્ણ બ્રહ્મ પ્રકાશ.
તુજ સ્વરૂપના ભકતને હરી, કેમ ઉપજે વિઘ્ન;
દેવ અમો દ્રોહી થયા સર્વે, ક્ષમા કરશો સ્વામિન.
રાક્ષસો દ્રોહિ હતા બહુ, મહા દુષ્ટ પાપી જેય;
ઈંદ્ર પદને માથે પગ દઇ, વૈકુંઠ આવ્યા તેય.
વળિ દુઃખ દેતા અમને ઘણું, જે હતા પાપી જન;
ભય તેમનો ટાળી ઉગાર્યા, રાખ્યું ઈંદ્રસદન.
તે બંધનનો ટાળનાર હરી, તુંજ છે નીરધાર;
તુજ વીના બીજો કો નહીં, જોયો સકળ સંસાર.
દેવના મહા વિઘ્ન પડીયા, સંસાર માંહે પતન;
ક્રોધ કેણે જીતાયો નહીં, અજ્ઞાન મોહ મદ ધન.
તો અમો કેમ જીતશું, માયાથી મહારાજ;
એમ દેવે સ્તુતિ કરી ઘણી, તેમનાં સકલ સીઝયાં કાજ.
સંતોષ પામ્યા નારાયણ, સુણી દેવનું સ્તવન;
કૃપા કરી સૌપર હરીએ, આપ હવા અતિ પ્રસન્ન.
દેવતા ઉપર નારાયણને, નથી ચડી મન રીશ;
સંતોષ પમાડયા સર્વને ત્યાં, કૃપા શ્રી જગદીશ.
શ્રી નારાયણે અપ્સરા, નવી નિપજાવા નીરધાર;
તે જોઈ અમર વિસ્મય થયા, ધન્યલીલાદેવ ઓરાર.
ત્યારે નારાયણ હસ્યા ચિત્તમાં, પ્રસંન શ્રી ભગવાન;
હરીએ અપ્સરા આપી દેવને, ઉર્વશી નામ અભિધાન.
તેનું સ્વરૂપ જોઇ દેવ મોહ્યા, લાવ્યા ઈંદ્રની પાસ;
શક્ર સાંન્ધિય આવી, અમરે ગુણ વાર્ણવ્યા શ્રીઅવિનાશ.
સુણી ઈંદ્ર વિસ્મય પામીયો, જોઇ અપ્સરાનું રૂપ;
ધન્ય લીલા શ્રી નાથની, ધન્ય વૈકુંઠ ભુપ.
હંસાવતાર લઇ હરીએ કહ્યું, સનકાદિકને જ્ઞાન;
આત્મયોગ કહ્યો હરી, ગુણવાર્ણવ્યા ભગવાન.
વળી દત્તાત્રેયનો અવતાર જેણે, કર્યા ગુરૂ ચોવિશ;
ગુણ ગુણ સર્વના ગૃહી લીધા, તત્વમારગ ઈશ.
સનતકુમાર ને ઋષભદેવ, વિષ્ણુ અંશ અવતાર;
વળી વેદ વ્યાસ હવા પ્રભુ, ગુણ ત્રિભુવન વિસ્તાર
વળી વિશ્વ નિપજાવવા અર્થે, હયગ્રીવનો અવતાર;
હરી મત્સ્યરૂપે વેદ વાળ્યા, શંખાસુર કર્યો સંહાર.
મત્સ્યાવતાર ધરી પ્રભુએ, નાવે રાજાને રાખ્યો શ્રૃંગે;
વિશ્વનાં બી રાખીયાં, તે નાવમાં શ્રી રંગે.
વરાહ રૂપે પૃથ્વી આણી, હરિણ્યાક્ષનો કરી અંત;
સમુદ્ર વલોવ્યો કૂર્મ રૂપે, પ્રભુ શ્રી ભગવંત.
મદરાચળ પૃષ્ઠે ધર્યો, કાઢયાં રત્ન ચતુર્દશ બહાર;
અમૃત પાઇ દેવ અમર કીધા, અસુર થયા સંહાર.
હરી અવતારે ગજેંદ્રને, મૂકાવ્યો જગદાધાર;
નૃસિંહરૂપે શ્રી નાથે, કર્યો હિરણ્યકશિપુ સંહાર.
પ્રલ્હાદને અવિચળ પદ આપિયું, ચર્ણે રાખ્યો દાસ;
આશા પુરી દાસની હરી, રહ્યા વશ અવિનાશ.
એક અવતારે પ્રભુએ, મહાસમુદ્ર આ સંસાર;
ઋષી મેલાવ્યા સંસારથી, કરી કૃપા વિશ્વાધાર.
એક અવતારે ઈંદ્ર, વૃત્રાસુરથી હાર્યો મહારાજ;
રણયુધ્ધથી છોડાવી તેનાં, સારીયાં શુભ કાજ.

દેવ અસુર સંગ્રામ જ્યારે, હણીયા દૈત્ય અનંત;
રાક્ષસ મારી સુખી કીધા, સાધુને ભગવંત.
અમરાવતી પુરી ઇંદ્રને આપી, સુખીયા કીધા દેવ;
અમર મુનિવર તણી રક્ષા, હરીયે કરી તતખેવ.
હરી, વામન અવતાર લઈને, આવ્યા બળીને દ્વાર;
યજ્ઞમાં જાચ્યો રાયને, કરૂણા કરી શ્રી મોરાર.
સુખ ધામ આપ્યું રાય બળીને, મોકલીયો પાતાળ;
ત્યાં દ્વારપાળ થઈ રહ્યા હરી, દિનાનાથ દયાળ.
ઈંદ્રાસન ઇંદ્રનું રાખ્યું, સુખી કર્યાં જન સર્વ;
મહા દુષ્ટ મતિ જે દૈત્ય હુંતા, નીવાર્યો તેમનો ગર્વ.
ત્રણ પદ અવની ભરવા ધરીયું, પ્રભુએ વૈરાટ સ્વરૂપ;
મહિમા ત્રિભુવન વિસ્તાર્યો, જય જય ત્રીભુવન ભૂપ.
પરશુરામે દ્વારા ક્ષત્રી, ઘણા કીધા નાશ;
એકવીશ વાર નક્ષત્રી કરી ભૂ, પુરી વિપ્રની આશ.
શ્રી રામ લક્ષ્મણ સ્વરૂપ લઈને, ગયા વન રઘુરાય;
કુંભકરણ રાવણ હણ્યા, રાક્ષસ બળીયા કહેવાય.
સર્વ લોકનાં પાપ હણ્યાં, અવતાર ધરીને રામ;
હરિ કીર્ત્તિ સઘળે વિસ્તરી, પ્રભુ સચરાચર ગુણગ્રામ.
રામ નામથી પાપ સૌનાં, થાય છે દહન;
સુખી કીધા સાધુ સર્વે, અવર મુનિવર જન.
શ્રી કૃષ્ણ અવતાર લઈ પ્રભુએ, ઉતાર્યો ભૂભાર;
કંસ, કેશી, શિશુપાળ, સાલ્વ, કર્યો દૈત્ય સંહાર.
કૌરવ સૌ કુરૂક્ષેત્રમાં હણીયા, બીજા દૈત્ય અનેક;
સાધુસંતનું રક્ષણ કીધું, જાણે જે જ્ઞાન વિવેક.
અકળીત કામ કીધાં ઘણાં, વળી ઘણા જીત્યા રાય;
સોલ હજાર ને અષ્ટોત્તર શત, પરણ્યા હરી કન્યાય.
અનેક સુધર્મો અવનિ વિષે, ચાલતા કીધા નાથ;
ત્રૈલોક્ય જન કીધા સુખી, સુર, પન્નગ, માનવ સાથ.
બુદ્ધાવતાર ધરીને વેદ માર્ગના, રાખશે પરમ સત્ધર્મ;
પાખંડી ઘેર અધર્મ જશે, ને રેહેશે પવિત્રતા સત્કર્મ.
દુષ્ટ દાનવને ઘણું મોહ, પમાડશે મહારાજ;
અવનીમાં ઉન્મત્ત જે હીંડે, યવન પાપી આજ;
તે સર્વને મોહ પમાડી, વળી વેદ વાળશે સાર;
કૃપા કરી હરી રાખશે, સાધુને શ્રી મોરાર.
વળી કળી મધ્યે કલ્કી, અવતાર લેશે નાથ;
વિશ્વ થશે આનંદમય, થશે સુખી ભક્તનો સાથ.
અસુરનો સંહાર કરશે, ધર્મ માર્ગ ઉત્પન્ન;
યજ્ઞ યાગાદિક કરી, સંતોષશે હરી જન.

અગ્ન ગૌ બ્રાહ્મણ સાધુનું, પૂજન થશે નીરધાર;
હજી પૃથ્વી આપશે પ્રભુ, વિપ્રને એક વાર.
પ્રજા સુખી હરી કૃપાથી, સુખી થશે સૌ સંસાર;
જન ધર્મ માર્ગે ચાલશે, ત્રિભુવનમાં જય જયકાર.
એ જન્મ કર્મ પ્રભુજીતણાં, જે શીખે સુણે કે ગાય;
તે સ્વર્ગ સુખ પામે સહી, કૃપા કરે વૈકુંઠરાય.

વલણ.

કૃપા કરે વૈકુંઠરાય સેહજે, અધ્યાય ચોથો હવો પૂર્ણ.
ભટ વલ્લભ કહે સાધુ જનના, તાપ હરે હરિ પૂર્ણ.

**ઈતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ચતુર્થો-ધ્યાયઃ ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.*

### કડવું ૫ મું-રાગ આશાવરી.

**નારદોવાચ-**

શ્રી નારાયણની ભક્તિથી, વેગળો રહેશે જેહ;
અનેક પ્રકારનાં સંકટ વેઠી, નર્ક પળાશે તેહ.
ચારે વર્ણ પ્રભુના અંગથી, નીપજ્યા નારધાર;
તવ વસુદેવ પૂછે નારદજી, મુને તે કહો વિસ્તાર.
કેમ પ્રભુજીતણા અંગથી, ઉત્પન્ન ચારે વર્ણ;
તેહ કથા મુજને કહો સ્વામિ, ચરિત્ર અશરણશર્ણ.
વીણાધારી ઉચરે તવ, સુણો શ્રી વસુદેવ;
શ્રી હરીકેરા અંગથી જે, ઉપન્યા છે એવ.
નવ યોગેશ્વરને નિમિરાયે, એ પ્રશ્ન પુછ્યું પવિત્ર;

**નિમ્યુવાચ-**

હે બ્રહ્મવેત્તા મૂનિ મુજને, કહો પ્રભુ ચરિત્ર.
પ્રભુ ભક્ત વિઘ્ન શિરે, પાગ ધરે નિરધાર;
ભવાટવી તરી જાયે, ઉતરે ભવપાર.
ભક્ત જનને વિઘ્ન પીડે, તો અભક્તના શા હાલ;
શી ગતી થાયે તેની, તેના કહો મુને હાલ.
ચમસ નામે આઠમા યોગી, બોલ્યા મુખે વાણ;

**ચમસોવાચ-**

સાંભળ રાય નિશ્ચે કહું છું, તેનું જે પરમાણ.
પ્રથમ મુખથી બ્રાહ્મણ હવા, પવિત્ર ઋષી અવતાર;
તે યજ્ઞ યાગાદિક કરે, નિત્ય સેવે વિશ્વાધાર.

---

* આ પાંચમા અધ્યાયમાં ભક્તિ વગરના લોકોની ગતિ અને યુગ યુગ પ્રત્યેનો પૂજા વિધિ કેમ થાય તે કથા છે.

વેદ લઈ ઉપન્યા બ્રાહ્મણ, કરે વેદાધ્યયન;
તે સંતોષે વિષ્ણુને ભાવે, ભજન કરે હરી જન.
હરી બાહુથી શુભ ક્ષત્રી ઉપન્યા, ધર્મ જાતિ ઉદાર;
ગૌ બ્રાહ્મણની કરે સેવા, સાધુ રક્ષણ સાર.
ઉરૂથકી વૈશ્ય ઊપન્યા, તે પર્મ સાધુસંત;
શૂદ્ર ઉપન્યા હરી ચર્ણથી, પરાક્રમી શીળવંત.
વર્ણ ચારે હવી છે, શ્રી વિષ્ણુથી ઉત્પન્ન;
સમાન ભક્તિ સર્વને, આપે છે જગજીવન.
સમાન સેવા સર્વને, આપ આપણો અધિકાર;
ભજન કીર્તન કરે સૌ જન, સંતોષે વિશ્વાધાર.
વર્ણ ચારે ઉપની તે, વિષ્ણુ અંગ વિવેક;
બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્રથી, થઇ શુદ્ર વર્ણ અનેક.
નારાયણને પુન્ય ભાવે, જાણે નવ જે જન;
વર્ણાશ્રમથી ભ્રષ્ટ થઇને, પતિત થાય તત્ક્ષણ.
જેનાથી ભગવાનતણું, ભજન કીર્તન છે દૂર;
તે પર હે રાય તમોએ, કરવી કરૂણા પૂર.
વેદ વાણીની ફળ સિદ્ધિને, સાધી જે જન જાણે;
એ અર્થે દગ્ધ પ્રાણીઓ, નવ સુધરે કો ટાણે.
અનશ્રી ને અહંકારી, મુર્ખ મહા મતિમંદ;
અપ્સરા સુવિહાર આશાએ, કરે કર્મ પાખંડ;
રજોગુણની વૃદ્ધિવાળા, ફોકટ તૃષ્ણાવાળા;
ઢોંગી અભિમાની પાખંડી, કરે પ્રભુ ભક્તના ચાળા;
સ્ત્રી સેવન કરી આનંદ પામે, ઘર સુખમાં બહુ રાચે;
ધન હરે પ્રભુથી ટળે, સ્ત્રી સનમુખ જેઓ નાચે;
દંભી, હિંસક ને વ્યભિચારી, સંપત્તિ ઐશ્વર્ય માની;
વિદ્યા દાન રૂપ બળ ગર્વી, પ્રભુ ભક્તને કરે હાણી;
વેદ વેદવચન બહુ લવે, પણ વેદને અણુ નવ જાણે;
એ પાખંડી ઢોંગી જનની, નિંદા વેદ પુરાણે.
વેદ પ્રભુને રંચ ન જાણે, વેદ નામે કરે ઢોંગ;
વેદ પ્રભુરૂપ છે તે તજી, કરે નવનવા સોંગ.
વેદ સર્વત્ર નિવૃત્તિ રૂપ છે, કરે મૈથુન હિંસા નિષેધ;
પણ ઉલટા અસંગ કરીને, બોલે વાક્ય દોષ.
નિવૃતિવાન્ વેદને પાપી, પંડિત પ્રવૃતિમાં લાવે;
એ પાપી જન મહા દોષી, જનને જગતે ભુલાવે.
વેદના જે મૂળ અર્થ છે, તે થકી હોય અજાણ;
(તેથી) મૈથુન માંસ ભક્ષણ સુરાપાનને, મૂળ ગણે પ્રમાણ.
મનુષ્ય જનને એ ગોથાના, માર્ગ સર્વે કેહેવાય;
નિયમ વાક્ય એ કો નહિ, નહિ શાસ્ત્રે એ મનાય.

આગમવાદી એમ કહે કે, ઋતુ કાળે સ્ત્રી મૈથુન;
કરે પ્રાણી જે મહાભાવે, તેને થાયે પૂણ્ય.
અવશેષ રહેલું માંસ ખાવું, વળી સૌત્રામણીકરી.
થાય તે મધ્યે થકી, પીવું મદ્ય પ્રેમ ધરી.
એ સર્વે પરિસાંખ્ય વાક્ય, કેહેવાએ નિરધાર;
એ કદિ માનવા નહિ, બોલ્યા યોગી અવતાર.
ધર્મ કરવો ધનતણો, એ કાજ છે મહા પુણ્ય;
પરોક્ષજ્ઞાન તે થકી થાએ, રાય તું એ સુણ્ય.
પરોપકાર કાઢી ધનને, વાવરે સ્વકારણ;
પ્રબળ મૃત્યુ મન ન લહે, મૂકે ન તે ધારણ*.
પરની અંદર મોહ ધરે, કો આત્માનો દ્રોહ;
પુત્ર પરિવાર મધે, સર્વે વસ્તુ જોય;
એ પ્રાણી પૃથ્વી વિષે, દુર્ગતિ પામે સેહેજ;
ધર્મ, અર્થ નહિ જાણે તેથી, કરે આત્મા નેહેસ.
એ આત્મઘાતી થઇ, પામે જનમ મરણ;
ભગવાનથકી વિમુખજન તે, પામે દુઃખ કારણ.
અંતકાળે સ્ત્રી ધનપુત્રનો, ઇચ્છાવિણ કરે ત્યાગ;
પણ મોહ રહે તે વિષે, નરકે પડે મંદભાગ.
વળી જે કૃષ્ણ ભક્તિ પ્રવર્તાવે, અવતાર ધરી સંસાર;
એ વિષ્ણુની કૃપા થકી, સેહેજે ઉતરેજ પાર.
રાજા દ્વિજ રાજર્ષિ વણિક ને, શૂદ્ર એ નર નામે;
તે શ્રીહરીના ભજન વિન, શ્રી પ્રભુજીને નહીં પામે.
વેદ છાંડી મોહ આણી, વિષયે બેઘા જેહ;
(પણ)પ્રીતે નારાયણનું નામ ઉચરતાં, વૈકુંઠ પામે તેહ.
અંણે કર્મ ઉધ્ધાર પામીયે, પરમેશ્વર કરે પ્રીત;
સાધુ સંગ રહી જ્ઞાન ગૃહે, એ ભક્ત જનની રીત.
નારાયણ મંત્ર જાપ હરી કથા, શ્રવણે કરે પાન;
સદા સંગ સાધુનો કરે તેને, સાંનિધ્ય શ્રી ભગવાન.
ભક્તવત્સલ ભાવ જોઇ, હરી આપે વૈકુંઠ ધામ;
ક્ષણ અળગા સેવકથી નવ રહે, પ્રભુ શ્રી પૂરણ કામ.
જે વેદ માર્ગ નથી આચરતા, તે મૂર્ખ પ્રાણી કહાવે;
માયા મોહસાગરમાં બૂડે, અનેક કલેશ ઉપજાવે.
મધ મક્ષીકા સ્વાદ વાહી, પ્રાણ તજે છે વન;
તેમ માયા વશ રહેતાં પ્રાણી, થાય છે બંધન.
પાખંડ ધર્મ પ્રવર્તાવે બહાર તે, દંભપણું કહેવાય;
રજોગુણને આચરતાં, દાંભીક કર્મ રચનાય.
વળી નારાયણની ભક્તિ વિના, સંસાર વિષે જે પ્રાણી;
સ્ત્રીએ જીત્યા પુરૂષ તે, જાણવા શુકર-ખર અજ્ઞાની.

* પ્રભુપર વિશ્વાસ.

નારાયણની ભક્તિ કેરા, દ્રોહી નર છે જેહ;
સંસાર વિષયમાં ખૂડયા કહીયે, મુક્તિ ન પામે તેહ.
ઈંદ્રિમાં મન આસક્ત કરે ને, ઇશ્વરને નવ જાણે;
ઘરસૂત્રની ધાણી ખાંધે, ધરીને ધુંસરૂં તાણે.
કામ, ક્રોધ, લોભ, મોહ, મદમાં, ભેદી રહે છે કાય;
પંચેદ્રિયથી પચ્યો રહે, નિત્ય વ્યાપક રહે તે માંય.
પંચઈંદ્રિ સુખ અર્થે પરને, દુઃખ દેતા જેહ;
માયારૂપ સંસાર તરી, કેમ વૈકુંઠ પામે તેહ?
વળી કામનાએ યજ્ઞ આચરે, કરી પશુનો અંત;
તે પાપ કર્મથી નર્કે પડે,જેણે નવ ઓળખ્યા ભગવંત.
વળી જે નારાયણ ભક્તિની,અવગણના કરે માણી;
યમના દૂત તેના કેશ ગૃહીને, લાવે યમપુર તાણી.
નારાયણની ભક્તિ વિના તો, મનોરથ પૂર્ણ ન થાય;
તલ તજીને વેળુ પીલે, પાત્ર તે કેમ ભરાય.
ગૃહસ્થાશ્રમ સંસારમાં, સ્રી પુત્ર કુટુંબ પરિવાર;
સર્વ માયા સુખ સંપૂર્ણ લઇ, પરિબ્રહ્મને સેવે સાર.
સંસારનો પરિત્યાગ કરી, નિત્ય ધરે હરીનું ધ્યાન;
સાધુ જનની કરે સંગત, લેખે સર્વ સમાન.
યજ્ઞ માટે પશુને હણે, પરપીડા ન કરે જન;
સોમપાનનું ગ્રહણ કરે, ધિક્ક એ પાપી જન.
દ્રવ્ય વિવેક ધર્મ માર્ગમાં, ખર્ચે આણી સુહેત;
વળી પોતે શ્રી નારાયણને, ભજે ભાવ સમેત.
વેદ શાસ્ત્ર પુરાણ જાણી, કરે નારાયણનું ભજન;
નિજ હૃદયમાં ઓળખે, શ્રી વિષ્ણુ મધુસૂદન.
એ જ્ઞાન રાખી અંગમાં, ઓળખે શ્રી અવિનાશ;
તેને સ્વર્ગ વેગળું નથી, સદા હરી રહે છે પાસ.
સ્વાર્થ અર્થે પરને પીડે, જે કો રહી સંસાર;
પરપીડા કરી દેહ પોષે, ધીક નર તે અવતાર.
પોતાને હાથે મરે તે, આત્માઘાતી કહેવાય;
મહા પાપી તે સહી, તેની પડે નર્કે કાય.
જે કો વેદ માર્ગે ન ચાલે, તે દુષ્ટાત્મા પાપી જન;
જે અન્ય કર્મો આચરે, તે પાપી થાયે તત્ક્ષણ.
બીજા મનોરથ સર્વ વણસે, સાંભળ પરીક્ષિતરાય;
ઘર ધર્મ વૈભવ સર્વ મેલી, નર્ક મધ્યે જાય.
આ અનિત્ય સંસારમાં, ચેતશે આવી જેહ;
સુખ પામી પૂર્ણ હશે તેને, તેમાં નહીં સંદેહ.

વળી નિમિરાય વાણી વદે, નમી યોગેશ્વરને ચર્ણે;

**નિમ્યુવાચ–**

એ પરમેશ્વરના અવતાર તે,ક્યારે અવતર્યા અશરણશર્ણે.
શી શી વર્ણે અવતર્યા છે,તેનાં નામ કહો મહારાજ;
સ્વરૂપ વર્ણે કેવાં છે પ્રભૂનાં, કૃપા કરી કહો આજ.
એવું પ્રશ્ન રાયનું સુણી, કરભાજન યોગેશ્વર જેહ;
જ્ઞાન નિમિરાજા પ્રત્યે, વિસ્તારી કહે તેહ.

**કરભાજન ઉવાચ–**

યોગી કહે નૃપ સાંભળો, હરી અવતાર વર્ણું રંગ;
એ પરમેશ્વર ત્રિગુણે કરી, અવતર્યા છે ઉમંગ.
આકાશ વર્ણે અભિધાન ધારી,હરી પુજીએ પરબ્રહ્મ;
નાના પ્રકારે ઉપચાર પૂજા, કીજીએ સતકર્મ.

**નિમ્યુવાચ–**

નિમિરાય પછી પ્રશ્ન પુછે, કહો મુને ભગવાન;
ભક્તિ કરવી એમ કહો તો, કહો ભગવાનનું માન.
કિયા કાળમાં, કિયા વર્ણના, કેવા તે આકારી;
કીયા નામથી કેઇ રીતે, પુજાએ એ મુરારી.
નિમીને કરભાજન કહે છે, વસુદેવને વીણા ધારી;

**કરભાજન ઉવાચ–**

મુકતા મત્સ હંસની શોભા, ધારી દેવ મોરારી.
ચતુરભુજ અંબુજવત ઉપમા, જટાધારી મહારાજ;
વ્યાકુલી વસ્ત્ર ધર્યાં હરી અંગે,સેવકજન સુખકાજ.
મૃગચર્મ ઉપવીત જપમાળા, ગૃહી દંડ કમંડલુ હાથે;
શિખા સૂત્ર પુસ્તકની શોભા, બ્રહ્મદંડ લીધો હાથે.
શ્વેતવસ્ત્ર શુકલાંબર ધારી, પરમેશ્વર અવતાર;
ગૌ બ્રાહ્મણ સાધુજન રક્ષણ, કીધું વિશ્વાધાર.
સાત્વીક વેદ માર્ગ શુભ, ધર્મ કલા સૌ જાણે;
તપ કરી પરમેશ્વરને ભજે, તે વિધિનિગમે વખાણે.
સંસાર દોષ મોહ માયા, મત્સર મન મધ્યેથી ટાળી;
ધ્યાન ધરી હૃદયે હરી રાખે,કરમાં ગૃહી જપ માળી.
તે અવતારનું નામ હંસ તે,શમદમ ધર્મ આચરતાં;*
પ્રજા સર્વ શું પૂજે પરમેશ્વર, જન પરમ હર્ષ ધરતા.
કથાપુરાણ વૈકુંઠ યોગેશ્વર,તીર્થ અચળ વિષે બેઠા તપે;
પરમાત્મા પ્રભુનું ધ્યાન ધરીને,નીગમે મંત્ર શુભ જપે.

* એ શિવાયના બીજા અવતારનાં નામો આ પ્રમાણે છેઃ–(હંસ,) સુપર્ણ, વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર, મનુ, ઇશ્વર, પુરૂષ, અવ્યક્ત, અને પરમાત્મા.

ત્રેતાયુગ મધ્યે પરમેશ્વર, રક્ત વર્ણ છે રંગ;
રક્તાંબર શોભા ભૂષણ, શ્રી હરી ધરે નિજ અંગ.
યજ્ઞ મૂર્તિ અવતાર પ્રભુનો, યજ્ઞ પુરૂષ છે નામ;
ચાર હાથ અતિ ઉત્તમ ઉપમા, અરૂણરંગ અભિરામ.
શિખા સૂત્ર માળા ને મેખળા, ત્રણ ઉપવિત હાર;
સુવર્ણકાંતિ ઝળકે સુંદર, અંગ કરે ઝળકાર.
જળ જ્યોતિ મેઘપુંદવળી, આત્મા દેવ વરતાય;
શ્રુચી શ્રુવ તે યજ્ઞ મૂર્ત્તિને, પ્રજા સર્વકો ધ્યાય.
અમર મુનિવર માનવ સર્વકો, યજ્ઞ કરે સતકર્મ;
તે સર્વ અર્પણ કરે પ્રભુને, સંતોષથી પરબ્રહ્મ.
ધર્માર્થ લોક સૌ પરમેશ્વરનું, નામ જપે દીન રાત;
નિશ્ચળ ધર્મ વિષે મન રહેતાં, પ્રભવે નહીં દુઃખ માત્ર.
પ્રજા પરમેશ્વરનું નામ જપે, વિષ્ણુ યજ્ઞ અવતાર;
વિષ્ણુયજ્ઞ સર્વ ધર્મમય, સંસાર સૃષ્ટિ આકાર.
દિવ્ય દેહી અલૌકીકમૂર્ત્તિ (તેને), મુનિવર આદિ સર્વ;
માનવ દાનવ યક્ષપતિ સૌ, સેવે ગુણી ગાંધર્વ.
દ્વાપુર-યુગ મધ્યે પરમેશ્વર, પીતવર્ણ આકાર;
ચતુર્ભુજ સદા સુખકારી, જીવન જગદાધાર.
પીતાંબર આભૂષણ પીળાં, પીતવર્ણ શણગાર;
શંખ ચક્ર ગદા અને સારિંગ, પદ્મ પંક ઉર હાર.
બાણ ધનુષ સારિંગ ધરે કર, હૃદયે શ્રી વચ્છલાંછન;
કૌસ્તુભમણી વનમાળ શોભા, એવું રૂપ દર્શન.
મનુષ્ય દેહિ અવતારીક, મસ્તક મુકુટ પર્મ શોભાય;
શ્રવણે કુંડળ તુલસીદળની, માળા ધરી કંઠમાય.
પદ્મનાભ પૂરણ પુરૂષોત્તમ, પરાક્રમનો નહીં પાર;
રજોગુણ ઉપચારી પ્રજા કરે, વેદ માર્ગ નિરધાર.
અકલ સ્વરૂપ અવિનાશી, અદભુત અંગપીત સુવર્ણ;
અંતર્ધ્યાન ધરી હરીનું ભાવે, ભજે અશર્ણશર્ણ.
વાસુદેવ સંકર્ષણ પ્રધુમ્ન, અનિરૂદ્ધ આદ જેહ;
વેદ મારગે નિત્ય ભજે છે, ધ્યાન ધરી હરીનું તેહ.
ભગવત વસુદેવજીને ભજતાં, વિશ્વેશ્વર ભગવાન;
વિશ્વાત્મા વિશ્વપાળક કહીયે, વિશ્વંભર વિશ્વ નિધાન,
એ સર્વને પરમેશ્વર રૂપે, ભાવે ભજે જે જન;
તેને માયા દોષ ન ભેદે, હરી વસાવે સ્વર્ગ સદન.
અવની ઉપર અઘ નિવારી, અનેક રાક્ષસ માર્યા;
વૈર ભાવ ધરીને વઢતા, તે પણ પ્રભુજીએ તાર્યા.
અનેક ભક્તને ઉદ્ધાર આપી, સુખી સર્વ જન કરીયા;
પૃથ્વીપર પ્રગટયા પરમેશ્વર, ગુણ સઘળે વિસ્તરીયાં.

ગરૂડધ્વજ ગોપાળ શ્રી ગોવિંદ, ભક્તને સદ્ય કૃપાળ;
દુઃખ હરતા સુખ કરતા માધવ, દીનાનાથ દયાળ.
બ્રહ્મા ઈંદ્ર મુનિ માનવ સેવે, ત્રિભુવનના જે પ્રાણી;
સર્વ ભક્તની આશા પુરે, હરી દયા દીલ આણી.
કળિયુગ મધ્યે કૃષ્ણવર્ણ છે, પરમેશ્વર અવતાર;
કૃષ્ણ, બુદ્ધ અવતાર કલંકી, વ્યાપક વિશ્વાધાર.
સોળ કળા સંપૂર્ણ શોભે, કૃષ્ણાંબર ધર નાથ;
કૃષ્ણ આયુધ કૃષ્ણ ભૂષણ, કૃષ્ણવર્ણ જન સાથ.
તે પરમેશ્વરનું ભજન કરતાં, કોટિ યજ્ઞ ફળ આપે;
ભવ બંધન જે દુસ્તર માયા, પાશ તેના સૌ કાપે.
ત્રણ ધ્યાને હરી સ્તુતિ કરીને, સેવો વિશ્વાધાર;
નિગમ મંત્ર નારાયણ નામે, ઉતરશો ભવપાર.
કીર્તન ભજન ગોવિંદનું, સ્તવન કરે ધરી ભાવ;
તે જન તરશે ભવનિધિ, હરી નામ કેરે નાવ.
જેવા યુગ તેવા પ્રભુજીયે, ધરીયા છે અવતાર;
સ્વરૂપ વર્ણ આભૂષણ આયુધ, રંગ શોભા સાર,
જે જે અવતારે યશ વિસ્તર્યા, પૃથક પૃથક મહારાજ;
જેવા અવતાર તેવા પ્રભુના, સેવક જન સુખ કાજ.
વળી તેવા લોક પ્રભુને, ઇચ્છે શુભ કલ્યાણ;
મનવાંછિત ફળ આપે નિશ્ચે, સ્વામિ સારિંગપાણ.
કળિયુગમાં ફળ સદ્ય થાયે, કૃપા કરે ભગવાન;
દઢ ધ્યાને સાધુજન સુખીયા, અમર મુનિવર માન.
કળિયુગમાં નારાયણ નામે, સકલ તીર્થ ફળ થાય;
મનુષ્ય દેહ ધરી ભજતાં, સ્વર્ગ સદન જીવ જાય.
વિષ્ણુ ભક્તિથી સાધન પામીયે, છૂટીયે સંસાર;
મોહમાયા મત્સર મમતા, છૂટે પાપ નર નાર.
કહેતાં ત્રેતાયુગના પ્રાણી, સૌ કરતાં મન વિચાર;
કળિયુગમાં અવતરીયે આપણ, સફળ થાય અવતાર.
કળિયુગમાંહે વિષ્ણુ નામ, શ્રી નારાયણનું લઈશું;
કીર્તન ભજન કરી હરી ચરણે, સદા નીરંતર રહીશું.
સૌને મુખ શ્રી નારાયણ, સૌ વિષ્ણુ ભક્તનો સંગ;
શ્રી વિષ્ણુ ભક્ત તણા સમાગમથી, પવિત્ર થાયે અંગ.
કળિયુગે જન્મ થયાથી, પ્રભુનું વિશેષ નામ લેવાય;
દ્રાવિડદેશે અક્ષયમાળા, નદી સ્નાને કાયા શુદ્ધ થાય.
યમુના, રેવા, કાવેરી, પયસ્વિની શુભ જેહી;
તાપી, ત્રિવેણી, સરસ્વતી નહાતાં, પવિત્ર થાયે દેહી.
બીજાં મોટા તીર્થ છે કહેતાં, ન આવે કંઈ પાર;
તે સેવતાં સૌ દુઃખ જાયે, કરૂણા કરે શ્રી મોરાર.

થાય કાયા શુદ્ધ સર્વથા, વ્યાપે ન માયા અંગ;
ત્રણ ઋણથી છૂટીએ, શ્રીવિષ્ણુ ભક્તીને સંગ.
શ્રી વિષ્ણુ ભક્તિ ભજન કરતાં, કૃપાકરે અવિનાશ;
તેને પાર્ષદ કરીને રાખે, શ્રીપ્રભુજી નીજ પાસ.
એવાં પવિત્ર પ્રાણી જાણવાં,જેને ગોવિંદનામ વિશ્વાસ;
આશાપુરે તેની હરી સ્વયં, પરમાત્મા બ્રહ્મપ્રકાશ.

**નારદઉવાચ—**

એ પ્રમાણે હે વસુદેવજી, નિમિ ને યોગેશ્વરનું જ્ઞાન*;
એ સાંભળતા પાપી જન, સેહેજે થાય પાવન.
મિથિલા નગરીતણો ભૂપતિ, જનક નામ રાજન;
નવ યોગેશ્વરે નૃપતિ પ્રત્યે, ત્યાં કહ્યું છે બહુ જ્ઞાન;
એવું જ્ઞાન શ્રવણે સાંભળતાં, આનંદ પામ્યો રાય;
વિનય વચન સ્તુતિ પ્રણીપત કરીને,લાગ્યો ઋષીને પાય.
એવું જ્ઞાન કહી જનકરાયને, યોગી પામ્યા અંતર્ધ્યાન;
તેણે સમે નારદ ત્યાં કહેતાં, વસુદેવજીને જ્ઞાન.
નવ યોગેશ્વરે ધર્મ કહ્યા,તે નારદ ઋષીએ સંભળાવ્યા;
ભાગવત ધર્મ સાધનમાર્ગ, વસુદેવને મન ભાવ્યા.
નારદ કહે નવયોગેશ્વરનો, જ્ઞાન સંવાદ એ ધર્મ;
સત્યાર્થ કરી તે માનજો, આ ઉત્તમ ભાગવત ધર્મ.
યોગેશ્વરના અંગથકી, અળગા નહીં ગુણવાન;
જે ધર્મ મારગ આચરશે, તેને સમીપ શ્રીભગવાન.
દૃઢ ધ્યાને પદ્માસનવાળી, જે આરાધે ઇશ;
તેને કરૂણા કરે કમળાવર, સમર્થ શ્રી જગદીશ.
નેહ કામનાએ પ્રભુને ભજતાં, સ્વર્ગ પામશે પ્રાણી;
સચરાચર વ્યાપક વિશ્વંભર, વેદ ભણે છે વાણી.
વળી વસુદેવ દેવકી તમારા, ભાગ્યતણો નહીં પાર;
તમારા ભુવન વિષે શ્રીપ્રભુ, પુત્ર ભાવે અવતાર.
શ્રી કૃષ્ણ પુત્ર ભાવે તમ મંદિર, છે તમને ધન ધન્ય;
તમ સમાન ત્રિભૂવન મધ્યે, નથી કો પ્રાણી અન્ય.
સહજ દર્શને અલ્પ ધ્યાને, અલ્પ મળ્યા એ સાર;
આસન પૂજન ભોજન ભાવે, સંતોષો વિશ્વાધાર.
શ્રી કૃષ્ણમાં પુત્ર ભાવ તજી, આત્મા પવિત્ર કરજો;
ધન્ય ધન્ય છે ભાગ્ય તમારૂં, મહીમંડળે યશ વધજો.
અનેક જીવનો ઉદ્ધાર કીધો, અનેક પાપીને તાર્યા;
વૈર ભાવે અસુર સર્વને, અવિનાશીયે ઉદ્ધાર્યા.
અનેક દૈત્યને મુક્તિ આપી તો,એશું આશ્ચર્ય કહેવાય;
કૃપા કીધી તમને ઘણી, સાક્ષાત શ્રી વૈકુંઠરાય.

* એક પ્રતમાં અત્રેથી કડવું જુદું પાડવામાં આવ્યું છે.

ગોપ ગોપી સંત સાધુ, પાંડવ સાથ પરિવાર;
તે સર્વેને કરૂણા કીધા, જીવન જગદાધાર.
તે માટે વસુદેવજી તમે, મૂકો બીજી વાત;
સર્વ ઉપાયો છોડી ગોવિંદ, ભજન કરો દિનરાત.
હવે પુત્ર ભાવ નિવારીયે, એને જાણો આત્મારામ;
સકળ પદાર્થ એથી પામશો, હરી પૂરે મનનાં કામ.
આત્મારામ જાણી એને ભજજો,પરમેશ્વર એ પ્રમાણી;
પૃથ્વીભાર નિવારણ કરવા, અવતર્યા સારિંગપાણી.
પુત્ર ભાવ મનથી મેલીને, સેવો અશર્ણશર્ણ;
એહ હવે કૃપા કરશે, માધવજી શ્યામળ વર્ણ.
પૃથ્વીપરના દુષ્ટ દૈત્યનો, કરવાને સંહાર;
ધર્મ રાખવા શ્રી કૃષ્ણજીએ, ધર્યો પૃથ્વી અવતાર.
ભૂભાર હરવા અવતર્યા, હરી સાધુ જનને પાળે;
દૈવીજીવને ભકતી કરવા, અવતાર લીધો દયાળે.

**શુક ઉવાચઃ—**

વસુદેવ દેવકી જ્ઞાન એવું, સાંભળી નિરધાર;
વિસ્મય પામ્યા અતિ મન મધ્યે,સાંભળી વચન તેવાર.
શ્રીકૃષ્ણ વિષે પરબ્રહ્મ મતિ આણી, ભાવે ભજે વસુદેવ;
દેવકી માત મન હર્ષ ધરી, આરાધે તતખેવ.
બ્રહ્મોપદેશ કરી ઋષી નારદે, મંત્ર આપ્યો તતકાળે;
ધર્મ માર્ગ આચરે યદુ, સત્ય સકળ સંભાળે.
એ આખ્યાન સુણે જે પ્રાણી, મનમાં ધરી આનંદ;
તેને કૃપા કરે કરૂણાનિધિ, ગુણસાગર ગોવિંદ.
તેનાં પાપ સકળ નહાશે, સાંભળતાં બ્રહ્મપદ પામે;
જન્મકોટિનાં મહાદારૂણ અઘ, કામ ક્રોધભય વામે.
પંચાધ્યાય થયા હવે પૂરણ, એકાદશની કથાય;
દૃઢ મન કરીને શ્રવણે ધરતાં, જન્મકોટિ અઘ જાય.

**વળણ.**

જન્મ કોટીનાં જાય અઘ, દેહી શુદ્ધ નિર્મળ થાય સહી;
સાધુજન શ્રી હરી કહો, જેથી યમ કિંકર પીડે નહીં.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે એકાદશસ્કંધે**
**પંચમોધ્યાયઃ ॥૫॥**

———

# અધ્યાય ૬ ઠ્ઠો.*

## કડવું-૭ મું-રાગ મારૂની ચાલ ટુકડી.

સુત પુરાણીક બોલ્યા વાણીરે, પ્રેમ શૌનક ઋષીનો જાણીરે;
શુકદેવ વદે સુણ રાયરે, જેહ સાધન જ્ઞાન મહિમાયરે,
એક સમે મળ્યા સૌ દેવરે, સુરીનર મુનીવર સૌ એવરે;
રૂદ્ર ઈંદ્ર બ્રહ્મા નીરધારરે, યોગેશ્વર સંતનું કુમારરે.
અગ્નિ મેઘ મારૂત કહેવાયરે, વસુ દ્રોણ દિગપાળ ધાયરે;
સુરસંગે કુટુંબ પરિવારરે, આવે સૌ દ્વારિકાપુરી મોઝારરે.
રવિ, શશી ને રાજા ધર્મરે, આવ્યા સર્વ અમર જન પર્મરે;
ઋષી નારદ આદિ સૌ સાથરે, આવ્યા જહાં દ્વારિકાનાથરે.
દ્વારિકા નગ્ર શોભામાનરે, જહાં વસે છે શ્રી ભગવાનરે;
ત્યાં અનેક પ્રભુના દાસરે, રવિ શશિ જ્યોત ધામ પ્રકાશરે.
ઘણો કૃષ્ણજીનો મહિમાયરે, સદા સુખી છે સર્વ પ્રજાયરે;
યશવ્યાપક શ્યામ ને રામરે, અતિ ઉત્તમ દ્વારિકા ગામરે.
ઘણો શોભે છે યાદવનો દરારે, તેહ નીરખે અમર નરેશરે;
શુભ રચના જોતાં એવરે, હરી સાંનિધ્ય આવ્યા દેવરે.
હવું શ્રી કૃષ્ણનું દરશનરે, સુર સર્વ આનંદ્યા મનરે;
હરીના તેજ તણો નહિ પારરે,તેણે શોભે નગ્ર અતિ સારરે.
દેવ જોતાં તૃપ્તિ ન પામેરે, હરીને ચરણે મસ્તક નામેરે;
સ્વર્ગવાસી લાવે પુષ્પ હારરે, પુજ્યા ચંદને વિશ્વાધારરે.
સ્તુતિ કરે સહુદેવ વર્ગેરે, પુરરચના શોભે સ્વર્ગેરે;
દેખી રીઝયો દેવનો સાથરે, દેવ સર્વે ઉભા જોડી હાથરે.
દેવ સ્તુતિ કરે બહુ પ્રેમેરે, હે નાથ રહ્યા શુભ નેમેરે;
બુદ્ધિ, પ્રાણ, ઇંદ્રિથી ન આવેરે, પ્રભુ ચરણારવિંદ મન ભાવેરે,
હે અજીત હે ઉત્તમ મહાત્મારે, બાળી નાખો અશુભ જે તમારે.
ચરણાવિંદમાં આપો, ભક્તિરે, મુમુક્ષુ જેની કરે આસક્તિરે;
મહા ભક્તનો જોઇ નેમરે, લક્ષ્મિજી કરતાં અદકો પ્રેમરે.
જે ચરણે બલી બંધન હોયરે, સત્ય લોક મધે જાયરે;
ધ્વજાપેરે જે ચરણ સોહેરે, દેવ ગાંધર્વના મનમોહેરે.
જે ચરણના જય થકીરે, દેવ સેના સ્વર્ગમાં રહી નકીરે;
અસુર સેના પાતાળે ચાંપીરે, તે ચરણથી બચાવો પામીરે.
જગતનું ઉત્પતિ સ્થિતિ લય કારણરે, પ્રકૃતિ મહત્તત્વ ધારણરે;
સર્વ જનનાં મટાડો પાપરે, ટાળો દેવ સર્વેના સંતાપરે.
હે સચરાચર વ્યાપી કૃષ્ણરે, મટાડો અમારી તૃષ્ણારે.
એમ દેવ સર્વે સ્તુતિ કરેરે, પ્રભુ ધ્યાન તેપર ધરેરે;
પછે બ્રહ્મા વધ્યા વચનરે, તેપર લક્ષ દીધું શ્રી ભગવંતરે.

**બ્રહ્મોવાચ–**

હજી આ પૃથ્વીનો ભારરે, શું રાખી રહ્યા દેવ મોરારરે;
તમને વર્ણવ્યા સાગર તીરરે, તે સંભારો શ્યામ શરીરરે.
પ્રભૂ ભાર ઉતારી લીજેરે, અવનીને અતિ સુખ દીજેરે;
કુળ ઉદ્ધારી યાદવ સાથરે, નીજધામ પધારો નાથરે.
અમો તેડવા આવ્યા આજરે, આવો વૈકુંઠે શ્રીમહારાજરે;
એમ બ્રહ્મા વાણી બોલેરે, સ્વામિ નહીં કો તમારે તોલેરે.
હરી આપે કીધો બહુ શ્રમરે, જાતો રાખ્યો સઘળો ધર્મરે;
કળિયુગનાં પ્રાણી નર નારરે, તમ નામથી પામે ઉધ્ધારરે.
અનેક ભક્તને કરૂણા કીધીરે, તેને અવિચળ પદવી દીધીરે;
વળી તમારો છે મોરાર રે, યાદવ કુળ મધે અવતારરે.
પ્રભુ એ શું આશ્ચર્ય હોય,એમાં માહીત નહીં જન કોયરે;
ઘણાં વર્ષ થયાં મહારાજરે, તમો પ્રગટયા ભક્તને કાજરે.
વળી જે કો તમારા જનરે, કરે ગુણ ગ્રામ કથા કીર્તનરે;
તે સંસાર છૂટશે પ્રાણીરે, વદે બ્રહ્મા મુખે વેદ વાણીરે.
હવે યાદવનું કુળ જેહરે, કરો ઉધ્ધાર પ્રભુજી તેહરે;
જે દુર્વાસા ઋષીનો શાપરે, કરો સાચો હે વિશ્વવ્યાપરે.
હવે કરૂણા કીજે શ્યામરે, તમો પધારો નિજ ધામરે;
સર્વભક્ત ને વૈકુંઠવાસીરે, ઇચ્છે નિજધામ આવે અવિનાશીરે.
નિત્ય કરવાને હરી સેવરે, મન ઇચ્છેછે સુરિનર દેવરે;
હવે કરો અમને કૃપાયરે, સ્તુતિ સાંભળો વૈકુંઠરાયરે.
સહુ દેવ ઇચ્છે છે મનરે, કયારે આવશો જગજીવનરે;
છે સુનું સ્વર્ગ સદનરે, અંગીકાર કરો સ્વામિનરે.
એમ બ્રહ્માએ કહી વાણીરે,સુણી બોલ્યા સારિંગ પાણીરે;

**ભગવાન ઉવાચ–**

તહાં વચન કહે જગતાતરે, સાંભળો બ્રહ્માજી તમો વાતરે.
કરૂણાકરી કહે દેવ મોરારીરે,હું જે આવ્યો ભૂપર અવતારીરે;
તે તો સર્વ તમારે કાજરે, ધરી રૂપ કરી તમ સાજરે.
તમને નિત્યે દમતા જેહરે, કીધા સર્વ નિવારણ તેહરે;
મેં તમારી રક્ષા કીધીરે, એહ શોભા તમને દીધીરે;
ઘણા દુષ્ટ કરી સંહારરે, વળી ઉતાર્યો પૃથ્વી ભારરે.
હવે યાદવનું કુળ જાશેરે, તેને પમાડવું છે નાશેરે.
કરવું સાચું વિપ્ર વચનરે, થાશે યાદવ સાથ પતનરે;
એને પમાડવા ઉત્તમ લોકરે, ઋષી શાપ ન થાયે ફોકરે.
ઉદ્ધારીને યાદવ જનરે, પછી આવશું સ્વર્ગ સદનરે;

**શુકોવાચ–**

બ્રહ્મા આદ લઇ સુર રાયરે, કહી મોકલ્યા વૈકુંઠરાયરે.

* આ છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માદિકોએ સ્તુતિ કરીને સ્વધામમાં પધારવાની વિનંતિ કર્યા પછી ઉદ્ધવજીએ પણ પોતાને સ્વધામમાં લઇ જવાની ભગવાન પાસે પ્રાર્થના કરી તે કથા પ્રસંગ છે.

હરીએ કહ્યો મન વીચારરે, સુરને આજ્ઞા કરી તેણીવારરે;
નમ્યા અમર હરીને પાયરે, સુર આજ્ઞા માગીને જાયરે.
બ્રહ્મ લોક ગયા બ્રહ્માયરે, સ્વર્ગે ગયા પુરંદર રાયરે;
સૌ સ્વસ્થાનકપર આવ્યારે, શ્રી હરીયે આનંદ ઉપજાવ્યારે.
એમ બોલે સુતપુરાણીરે, ઋષી શૌનક સાંભળો વાણીરે;
શુક કહે સુણ પરીક્ષિતરાયરે, કહુ દ્વારિકાકેરા કથાયરે.
અતિ મંડાયો ત્યાં ઉત્પાતરે, છે સાંનીધ્યે શ્રી જગતાતરે;
હવી શ્રોણીતમય ઘણી વૃષ્ટિરે, રજ ઉડે ન સુઝે દૃષ્ટિરે.
બહુ વાયુ સામટા વાયરે, ઉલ્કાપાત અપરમીત થાયરે;
રોયે વાયસ, રાસ શ્વાન ને ગાયરે, પ્રજા સર્વને થઇ ચીંતાયરે.
ખર ને જાંબુક બોલે કરાલરે, અતિ કરતા કાગ કુલાલરે;
રવિ તેજ રહિત ત્યાં ભાસેરે, ત્યારે સૌ કો વાત વિમાસેરે.
ત્યારે યાદવ સૌ કો આપરે, તેને સાંભાર્યો દ્વિજનો શાપરે;
સંભારે વિપ્રકેરૂં વચનરે, ઘણું દુઃખ પામતા મનરે.
ભયભીત થયા ત્યાં સર્વરે, તેણે તુટયા મનના ગર્વરે;
વિચાર કરી સહુ યદુ વાણુરે, સર્વે આવ્યા શ્રી કૃષ્ણને શર્ણરે.
આગળ આવી ઉભા સાથરે, સ્વામી રક્ષા કીજે નાથરે;
જેવો લાગ્યો છે વીપ્રનો શાપરે, તેવાં પ્રગટયાં કષ્ટ અથાપરે.
તવ વદે શ્રી કૃષ્ણ વચનરે, તમો સાંભળો યાદવ જનરે;

### શ્રી કૃષ્ણ ઉવાચ–

જ્યારે આવે આપત્તિ કાળરે. દુઃખ દોષ અનર્થ વિશાળરે.
ઉત્પાત જો દેખીએ અનંતરે, ત્યારે સ્મરીયે શ્રી ભગવંતરે;
કીજે ભજન પુન્ય ને દાનરે, જપ હોમ પુન્યવ્રત ધ્યાનરે.
વેદ પારાયણ પ્રભુ સ્તવનરે, તેણે પામે નાશ વીઘનરે;
મન મધ્યે રાખી દૃઢ જ્ઞાનરે, ભજે ભાવે શ્રી ભગવાનરે.
શુભ કરતાં સાધન ધર્મરે, છુટશો સંસારનાં કર્મરે;
હોય તીર્થ શુભસ્થળ જ્યાંહિરે, ચાલો આપણ જઇએ ત્યાંહિરે.
મનનો મુકી સર્વ વિકારરે, કરીએ આત્મસાધન તેણુ ઠારરે;
તો એ વિઘ્નનિવારણ થાયરે, એમ બોલ્યા શ્રી વૈકુંઠરાયરે.
ત્યારે વૃદ્ધ જે યાદવજનરે, તેતો સર્વ વિચારે મનરે;
સાચું કહે છે દેવમોરારીરે, એણુ આપણી પીડા નીવારીરે.
છે પ્રભાસક્ષેત્ર પવિત્રરે, જેનો મહિમા દીર્ઘ ચરિત્રરે;
ચંદ્રમા પામ્યો તો શાપરે, હુતો અંગે અતી સંતાપરે.
ક્ષયરોગી પિડા વપુ એજરે, ત્યાં તપ કરતા પામ્યો તેજરે;
છુટયો શાપ થયું શુભ અંગરે, તે પ્રભાસ તીર્થને પ્રસંગરે.
વપુકાંતિ કળા શુભ વાધીરે, દેહી પૂર્વના સરખી લાધીરે;
કળા સોળ પૂર્ણ નિરધારરે, પામ્યા ચંદ્રમા તેણુ ઠારરે.
માટે આપણ જઇએ ત્યાંહિરે, શુભ ક્ષેત્ર પ્રભાસ છે જ્યાંહિરે;
સંત સાધુ બ્રાહ્મણ દેવરે, કરીયે તૃપ્ત કરી રૂડી સેવરે.
જઈ કરીયે વ્રતપુણ્યદાનરે, જપહોમ કરી ધરીયે ધ્યાનરે;
નાના વિધનાં કરી પકવ અન્નરે, સંતોષીએ સાધુ જનરે.
બ્રહ્મભોજન આવારી દાનરે, જઇ ભજીએ શ્રી ભગવાનરે;
ધર્મ માર્ગથી કુશળતા હોયરે, એમ વિચારે યદુ સૌ કોયરે.
આપણ મૂકી દ્વારિકા ગામરે, જાવું પ્રભાસ છે જેણે ઠામરે;
એમ શ્રીકૃષ્ણ પ્રેરક થાયરે, યદુમાત્ર પ્રભાસે જાયરે.
રથ જોતરી હયવાહનરે, સજ થાયે જાદવ જનરે;
સૌ કુંટુંબ અને પરિવારરે, ચાલે સર્વ પ્રભાસે હારરે.

### શ્રી શુકઉવાચ–

તે સૌ ઉદ્ધવે જાણી વાતરે, આતો મંડાયો ઉત્પાતરે.
મુખે મુકે છે નિશ્વાસરે, આવ્યો ઉદ્ધવ હરીને પાસરે.
પ્રભુને કીધો દંડપ્રણામરે, ઘણું રીઝયા સુંદર શ્યામરે;
તવ એકાંત બેઠા જગતાતરે, પુછે ઉદ્ધવ હરીને વાતરે.

### શ્રી ઉદ્ધવોવાચઃ–

ઉદ્ધવે સ્તુતિ કીધા અપારરે, તું વ્યાપક વિશ્વાધારરે.
હે દેવના દેવ હે ઇશ્વરરે, હે યોગના સ્વામિ પરમેશ્વરરે;
હે શ્રવણ કીર્તને કરતા પવિત્રરે, હે સાધુજનના મિત્રરે.
તમો કરશો હવે કુળ સંહાર, તો શિઘ્રે મુજને તારરે;
છો સમર્થ પણ રાખ્યું બ્રહ્મ તેજરે, નવ મટાડયો શ્રાપ તે હેજરે.
હું છું તમારે શરણે હે નાથરે, મને તેડો તમારી સાથરે;
અર્ધક્ષણ નવ મૂકુ ચરણકમળરે, સ્વધામ તેડો કરી નિર્મળરે.
હે કૃષ્ણ હે પૂર્ણ કામીરે, હે મંગળરૂપ બહુ નામીરે,
મહા સ્વાદિષ્ટ તુજ ચારત્ર માનરે, નવ તૃપ્ત થાય મુજ કાનરે.
મને માયાનો નથી ભયરે, પણ તમારો વિરહ દુઃખમયરે;
તરીશ માયાને તારી શક્તિ એરે, જીતિશ માયાને તુજ ભક્તિએરે.
પણ વિરહ મને બહુ પીડેરે, તેથી શિઘ્ર મુંને સાથે તેડરે;
સર્વ ભુતમાં તારો વાસરે, ભકત જનની તું પૂરે આશરે;
હરી હું છઉં તારો દાસરે, મુને કરૂણા કરો શ્રી અવિનાશરે.
હું રહેતો સદા તમ પાસરે, રખે રાખો મુજને નિરાશરે;
સાથે વસ્ત્ર પહેરતા સારરે, સંગે રમતા કરતા આપણ અહારરે.
મુખવાસ રૂડાં અન્ન પાનરે, સંગે ક્રીડા કરતા ભગવાનરે;
ચંદન, માલા ને નીરમાલ્યરે, તે હું ગૃહણ કરતો હે દયાળરે.
તે માટે મુજને સાથે તેડોરે, રખે મુજને હરી વછોડોરે;
આપણ બેઉ મીત્ર સંગાથીરે, મુજ મંછા હરી ચરણે સમાતીરે.

મેં તમ માયા મૂકી કુમ જાયરે,એમ કહી ઉદ્ધવ નમીયા પાયરે;
ઉદ્ધવ પૂછે હરીને જ્ઞાનરે, કૃપા કરી કહો ભગવાનરે.
જે જન સાંભળે એહ કથાયરે,તેનાં પાતિક સઘળાં બળે થાયરે;
સાધુ જનની પોહોંચે આશરે,હરી આપે અવિચળ વાસરે.
જેહ ગોવિંદના ગુણ ગાશેરે, તેહ સંસારથકી મુકાશેરે;
કથા શ્રવણ કરે નર નારરે, તેને કૃપા કરે શ્રી મોરારરે.
વેદ કલ્પ વૃક્ષ છે સારરે, તેની શાખાનો નહીં પારરે;
તેનાં ફળ અઢાર પુરાણરે, સૌથી ભાગવત શ્રેષ્ટ તું જાણરે.
શુક વાણી અમૃત ફળ માનરે, પ્રેમે પીયે પરીક્ષિતરાજાનરે;
એ ભાગવત હરી રસ સારરે, જન પીયે તે ધન્ય અવતારરે.
ફરી નહીં આવે તે ગર્ભવાસરે, તેને કૃપા કરે અવિનાશરે;
કથા એકાદશની નીરધારરે, થયા અધ્યાય પૂર્ણ છે ચારરે.

વળણ.

ષટ્ અધ્યાય હવા પૂરણ, કૃપા શ્રી હરીયે કરી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, સાહે સદા રહો શ્રી હરી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥**

## અધ્યાય ૭ મો.*

### કડવું ૮ મું—રાગ મેવાડો.

શ્રી શુકદેવ વદે છે વાણી, સાંભળ પરિક્ષિત રાયજી;
શ્રી કૃષ્ણ ઉદ્ધવને કહે છે, જ્ઞાન માર્ગ કથાયજી.
શ્રી કૃષ્ણ કહે સાંભળ ઉદ્ધવ તું, મારો ભક્ત કહેવાયજી;
તે માટે હું તુજને કહું છું, સાંભળ જ્ઞાન મહિમાયજી.
બ્રહ્માદિક અહિં આવીયા હુતા, રૂદ્ર ઈંદ્રાદિક દેવજી;
અમર સર્વે તેડવા મુને, આવ્યા હુતા તતખેવજી.
તે માટે હવે વૈકુંઠ જાવું, નીશ્ચે ને નીરધારજી;
સત્ય માનજે તું ઉદ્ધવ, એમ બોલ્યા વિશ્વાધારજી.
જે કામે મેં પૃથ્વી ઉપર, લીધો હતો અવતારજી;
તે કારજ કીધાં સચરાચર, ઉતાર્યો ભૂભારજી.
યાદવ કુળ પ્રભાસે જઈને, નાશ પામશે સર્વજી;
માહો માહે સંગ્રામે મરશે, મૂકી આશા સર્વજી.
આજથકી સાતમે દિવસે, ઉલટશે સમુદ્ર પાણીજી;
દ્વારિકા સઘળી જળમાં જાશે, તું સત્ય માનજે વાણીજી.
હવે પૂર્વ સ્થાનક જાવાની, ઇચ્છા મારે છે પૂર્ણજી;
સ્વર્ગ સદન જાવું કહે માધવ, પોતે અશર્ણ શર્ણજી.
ત્યારે લોકનાં મંગળ જાશે, કળિયુગ આવશે જ્યારેજી;
વર્ણાશ્રમ સૌ ભ્રષ્ટજ થાશે, અધર્મ આચરશે ત્યારેજી.
તે માટે ઉદ્ધવ રખે તું, નિવાસ કરે આ ઠામજી;
હવે રહેવાને અધિકાર નથી, એમ બોલે શ્રીભગવાનજી.
તમો મુજમા મન આરોપી, પૃથ્વી અટણ કરજો ભ્રાતજી;
પ્રદક્ષિણા તીર્થ કરજો મુજને, સંભારજો દીનરાતજી.
મન વાણી ચક્ષુ શ્રવણથી, દેખાયે આ જગતજી;
એ જગત માયાવી ક્ષણભંગુર, જાણજે ઉદ્ધવ ભક્તજી.
સમદષ્ટિ સદાકાળ રાખવી, નવ રાખવો કંઈ ભેદજી;
જ્ઞાની જન થાજે તું પેહેલો, અજ્ઞાનિ દુઃખ વેદજી.
સર્વે ઈંદ્રિ વશ રાખીને, સ્વયં બ્રહ્મને જાણોજી;
તમે પોતે પરબ્રહ્મ ઇશ્વર છો, એમ મનમાં પરમાણોજી.
તમે બ્રહ્મ થયા પછી, કર્મનો કરજો ત્યાગજી;
વેદ કર્મનો ત્યાગ કરેથી, (સર્વ) દેવાત્માનો પામો લાગજી.
આત્માને નવ પિછાણો ત્યાં લગ, વર્ણાશ્રમ ખટકર્મજી—
કરવા કહે છે સર્વે વેદો, પણ ફળનો જાણવો મર્મજી.
યથેચ્છ આચરણ કરવાની, નથી આજ્ઞા મારીજી;
નિષિધ વસ્તુ નવ આચરવી, એ આજ્ઞા હદે ધારીજી.
જેની મતિ મારે વિષે આવે,ત્યારે ભવ દુઃખ દુષણ જાયજી;
ભવના દોષ નિવર્તે તેના, મનોરથ પૂરણ થાયજી.
વળી મારે વિષે વૃત્તી થઈ, તવ વૃદ્ધી ન પામે ગુણ કર્મજી;
જે કરે તે બાળક ચેષ્ટા એ, ગુણ કર્મ મારગ પર્મજી.
વિશ્વ વિષે મુજને દેખે, તે પદ પામે અતિ સારજી;
માટે સર્વત્ર મુને લેખવે, સદન ત્રિભુવન મોઝારજી.
સ્થાવર જંગમ સઘળે હું વ્યાપક, જળ સ્થળ મારો વાસજી;
એમ જ્ઞાન કહી આજ્ઞા આપે, ઉદ્ધવને અવિનાશજી.

**શ્રીશુકઉવાચ—**

શ્રી નારાયણ સાંનિધ્ય ઉદ્ધવે, કીધો દંડ પ્રણામજી;
ઘણી સ્તુતિ ઉચરતો ઉદ્ધવ, મુખે ગાતો હરી ગુણગ્રામજી.

**ઉદ્ધવઉવાચ—**

ત્યાગતણી તમો આજ્ઞા આપો, મૂકાય મુજથી કેમજી;
મંદમતિ ને મૂઢ જન હું તે, પહોચું એ પદને કેમજી.
આત્મા આ સ્વયં પ્રકાશક, અને સત્ય મનાયોજી;
તેનું લક્ષણ કારણ સર્વે મુજને,સ્વામી સેહેજે ભણાવોજી.

* આ સાતમા અધ્યાયમાં ઉદ્ધવજીને આત્મજ્ઞાન સિદ્ધ કરવા સારૂ અવધૂતના ઈતિહાસમાં કહેલા ગુરૂઓમાં ભગવાન આઠ ગુરૂઓનું વર્ણન કરે છે તે કથા પ્રસંગ છે.

બ્રહ્માદિકના સર્વે પ્રાણી, તુજ માયામાં લપટાણાજી;
અસત્ય વસ્તુને સત્યજ માને, સત્યના કરે ગાનાજી.
તમ વિણ સ્વામી કોને પુછે, સર્વે પાપી મૂઢજી;
તમો અવિનાશી, સર્વજ્ઞ નિર્દોષ, જાણો સઘળી ગુઢજી.
ઉદ્ધવ બોલ્યા સ્વામિ સાંભળો, મુજને કહો કંઈ સાનજી;
વળી સન્નયાસત્યાગ લક્ષણ, કહો સઘળાં ભગવાનજી.
વળી પૂર્વને વિષે સર્વથા, હોય તે કહો વિસ્તારજી;
તે ધર્મ કેમ આચરીયે સ્વામિ, જીવન જગદાધારજી.
અમો મૂર્ખ છઉં સ્વામી વળી, હું ને માહરૂં જેહજી;
એવી મતી મારી છે પ્રભુજી, તે નિવારો સંદેહજી.
તમારી માયાએ કરીને આત્મા, દેહ રચ્યો છે સ્વામિજી;
વળી તે તમો કહો માયા, કેમ મુકાય અંતરયામીજી.
પ્રભુજી તું વિશ્વ વ્યાપક છે, આત્મા રૂપ અવિનાશજી;
દેવમુનીમાં એવો કો નથી, તુંજ સમાન કાંતિ પ્રકાશજી.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં તુજ વિણ, સૌ ઝાંખા જનજી;
જે માયા મોહ નિવારણ કરી, કહે આત્મજ્ઞાનસાધનજી.
તમ માયાથી મોહ્યા ઈંદ્રાદિક, બ્રહ્મા પાર ન જાણેજી;
નારદ, શંકર, સરસ્વતી, સર્વે યોગી તુજને વખાણેજી.
સ્વામી હું તમ શરણે આવ્યો, મુને કહો કંઈ નાથજી;
કરૂણા આણી સેવક જાણી, મેલો મસ્તક હાથજી.
તું ઇશ્વર છે અંતર્યામી, પૂર્ણ બ્રહ્મ મોરારજી;
વૈકુંઠનાથ વિશ્વંભર વહાલા, વિશ્વના પ્રાણ દાતારજી.
તું પ્રાણપતિ શ્રીપતિ જગપતિ, અવિનાશિ શાર્ઙ્ગશાર્ઙ્ગીજી;
ભવ દુઃખ ભંજન દુરીજન ગંજન, દયાળ દીન ઉદ્ધારીજી.
જય પરિબ્રહ્મ હે પર્મ દયાનિધ, સૌ સુખદાતા સ્વામીજી;
જય દેવેશ યોગેશ્વર ઇશ્વર, વિશ્વંભર અંતર્યામીજી.
તુંજ આદી અંત્ય કોઇ ન જાણે, બ્રહ્મા ન પામે પારજી;
દુઃખ હરણ સુખ કરણ માધવ, અવિચળ પદદાતારજી.
બ્રહ્મા ઈંદ્ર અમર મુનિ માનવ, સ્વપ્ને ન દર્શન પામેજી;
તેહ પ્રેમ લક્ષણા ભક્તી કરતાં, ભવસાગર દુઃખ વામેજી.
તું આદિઅનાદિ અખંડ ઇશ્વર, પૂર્ણ બ્રહ્મ અવિનાશીજી;
વિશ્વંભર તું વિશ્વકર્તા, પૂરણ કાંતિ પ્રકાશીજી.
તમ શરણે હું આવ્યો છઉં, હરી મુજને કહો કંઇ જ્ઞાનજી;
ઉદ્ધવ કર જોડી સ્તુતિ બોલે, ધન્ય લીલા ભગવાનજી.
મન કામ ક્રોધમાયા નહીં દેખે, લોભ વશ નહીં થાયજી;
સંસારથી વૈરાગ્ય પામવા, જ્ઞાન કહો યદુરાયજી.
મનસા જપ તપ ધ્યાન દાન, સર્વ હરીને સમર્પણ કીજેજી;
શ્રી કેશવજીની કરૂણાથકી, ભક્તિતણું ફળ લીજેજી.

એવાં ઉદ્ધવજીનાં વચન સાંભળી, બોલ્યા જગદાધારજી;
શ્રી કૃષ્ણ ઉદ્ધવ પ્રત્યે કહે છે, જ્ઞાન પદારથ સારજી.

### શ્રી ભગવાન ઉવાચ–

સાંભળ ઉદ્ધવ જે પ્રાણીને, અંતરગત નહીં પ્રીતજી;
તો ગુરૂને કહે શું હોય તેને, ભસ્મ આજની રીતજી.
આત્મા બુદ્ધિ જ્ઞાન વિના, ગુરૂ કરે કોટિ ઉપાયજી;
જ્ઞાન પદાર્થ ગુરૂથી પામે તે, રાખવું હૃદયાયજી.
આત્માએ આત્મા પ્રબોધે, આત્મા ગુરૂને પામેજી;
અંતર્યામી સર્વત્ર દેખતાં, ભવની ભીતી વામેજી.
આત્મ જ્ઞાન ભાસે મન બુદ્ધિયે, અંતર્યામી જાણેજી;
જ્ઞાન પ્રકાશે અવિનાશીને, દર્શતાં પ્રભુ દયા આણેજી.
પ્રત્યક્ષ એનો પ્રેરનાર તે, ચૈતન્ય ભાગ કહેવાયજી;
ચૈતન્ય ભાગ તે અંતર્યામી, રાખે રૂપ હૃદયાયજી.
તે સાંખ્ય યોગ પ્રમાણે પ્રાણી, તે વિશ્વમાં મુને જાણેજી;
મનુષ્ય જન્મ પામીને માનવ, આશા તૃષ્ણા ન આણેજી.
વિશ્વયોની ઘણી અવતરે, લક્ષ ચોર્યાશી અવતારજી;
માનવ દેહીયે મુજને પામે, બોલ્યા વિશ્વાધારજી.
પંચેંદ્રિય પ્રસંગ કરી કરે, ભક્તિ ભાવે સ્તવનજી;
તપજપ તીર્થ કરે વળી, જ્ઞાન દાન ધ્યાન સાધનજી.
સંસારમાં માનવ દેહ ધરીને, જે ચેતે નહીં પ્રાણીજી;
મિથ્યા જન્મ ગયો તે જનનો, વિશ્વંભર બોલ્યા વાણીજી.
માતાનું તેણે યૌવન હરીયું, ભોમિ ભાર ચડાવ્યોજી;
હાંડી માળ જેમ રેંટને હોયે, તેમ ફેરા ફરવા આવ્યોજી.
મનુષ્ય યોનિ ધરીને પ્રાણી, જ્ઞાને મુજને પામેજી;
માનવ અવતારે ભવભય ભાગે, એમ કહે સુંદર શ્યામજી.
અવર યોનીથી પામે ન મુજને, તે પર સુણ આખ્યાનજી;
ઉદ્ધવ પ્રત્યે જ્ઞાન સાંધન એમ, કહેતા શ્રી ભગવાનજી.
પૂર્વે રાય યદુની સાથે, અવધૂતે કીધો સંવાદજી;
યદુ અવધૂતનો સંવાદ છે તે, સાંભળ ઉદ્ધવ આદજી.
યદુરાજાએ ઋષી દત્તાત્રેય પ્રત્યે, પૂછયું તેણી વારજી;

### યદુઉવાચ–

અરે અવધૂત તમે સર્વ સંગનો, કેમ કીધો પરિહારજી.
સર્વ સંગ પરિત્યાગ કરીને, અવધૂત થયા મહારાજજી;
આ સંદેહાશ્ચર્ય છે મુજને, વિસ્તારી કહો આજજી.
સદા તમે મનુષ્ય થકી, અલગા રહો મૂનીજી;
નિપુણ બુદ્ધિ સાથી થઇ છે, વાત અદભુત એ સુણીજી.

બુદ્ધિવંત છતાં બાળક પેરે, હિંડો ઠેર ઠેર ફરતાજી;
મનુષ્ય પ્રાણીની આશા તૃષ્ણા, ફેરો તેને મારતાજી.

તમને નથી કો વાતની ઇચ્છા, નથી લોભ કે કામજી;
ગંગા જળમાં કરી* હોય તેમ, શાંત રહી ભજો રામજી.

હે મહારાજ એ સાથી થયું, કેમ પામ્યા શાતાજી;
આપતણું ચરિત્ર કહો, કરો કર્મ કથાની ગાથાજી.

પછી તે ઋષીએ યદુરાયને, જ્ઞાન કહ્યું તે ઠામજી;
તે કહું તુજને સાંભળ ઉદ્ધવ, બોલ્યા સુંદર શ્યામજી.

સંસાર માંહેથી જીવ ઉદ્ધરે, તે કહું તુજને જ્ઞાનજી;
તે ઉપર અવધૂત જ્ઞાન સાધન, સાંભળ ઉદ્ધવ ધરિ માનજી.

તે અવધૂત મહા યોગેશ્વર છે, ઉગ્ર જ્ઞાન ભંડારજી:
તેમને રાજાએ પૂછ્યું, ત્યારે બોલ્યા તેણી વારજી.

**ગુરૂ દત્તાત્રેય ઉવાચ–**

અવધૂત કહે હે સાંભળ રાજા, મુજ બુદ્ધિના ગુરૂ ચોવીશજી;
ચતુર્વીશ થકી હું પામ્યો, જ્ઞાન–કૃપા જગદીશજી.

તેહ જ્ઞાન સાંભળ તું રાજા, પ્રથમ ગુરૂનાં નામજી;
પૃથ્વી[૧] વાયુ[૨] આકાશ[૩] અગ્ની[૪] ને જળ[૫], તેમને કરૂં પ્રણામજી.

ચંદ્રમા[૬] સુર્ય[૭] હોલો[૮] અજગર[૯], સાગર[૧૦] પતંગીઓ[૧૧] પંખીજી;
મધમાખી[૧૨], હાથી[૧૩] ને પારધી[૧૪], હરિણ[૧૫] ને સાતમો જખીજી[૧૬]†.

પિંગળા વેશ્યા[૧૭], ટીટોડો[૧૮], બાળક[૧૯], કન્યા[૨૦] ને બાણઘડતાજી[૨૧];
સર્પ[૨૨], કરોળીયો[૨૩] ને વિંછી[૨૪], એ ગુરૂઓ ઉપદેશ દેતાજી.

એટલાંના ગુણ લીધા મેં, ગુરૂ કરૂણાથી સારજી;
કેટલાએક ગુણ તજવા જેવા, તે મેં તજ્યા તેણીવારજી.

ચોવીશ ગુરૂમાં પ્રથમ પૃથ્વિનો, ગુણ સાંભળજે રાયજી;
પૃથ્વી‡ સરખી ક્ષમા આણવી, મનસાવાચા કાયજી.

વાયુના* સરખો પ્રાણદેહ મન, નિત્ય પવિત્રજ રહેવુંજી;
સાત્વિક આહાર કરવો જેણે, જ્ઞાન હરીગુણ ગ્રહેવુંજી.

જે જ્ઞાન પામીયે અવિનાશી, આહાર તેવો કરવોજી;
શુભમતી વાયુની પેરે કરવી, મનમાયા મોહ ન ધરવોજી.

વિષય ભોગમાં પ્રીત ન કરવી, પવિત્ર રાખવું મનજી;
ત્રીજો ગુરૂ મારો આકાશ† છે, તે સાંભળ યદુરાજનજી.

આકાશ પેરે સદા શૂન્યવત, દિન દિન પ્રત્યે રહીયેજી;
આત્મા સંગે રંગે રમતા, સ્વર્ગનું સુખ માની લઇએજી.

ચોથો ગુરૂ ઉદક‡ છે મારે, જેવું નિર્મળ નીરજી;
પોતે નિર્મળ રહિ પ્રાણીનાં, કરે પવિત્ર શરીરજી.

ઉદક જેવું નીર્મળ તીરથ, પવિત્ર કરે સર્વ અંગજી;
નિર્મળતા મેં મનમાં ગ્રહી છે, જળ ગુરૂકેરે પ્રસંગજી.

અગ્નીઽ દેવતા ગુરૂ પાંચમો, તેજતણો નહીં પારજી;
સર્વ ભક્ષ કરવું તેનીપેરે, સમાન સઘળો આહારજી.

કશો સંગ્રહ નવ કરવો તેને, નાખે સર્વ પ્રજાળીજી;
તે ગુરૂ કરી સંસાર માયા, મેં મૂકી છે ટાળીજી.

---

* હાથી. † માછલું.

‡ પૃથ્વીને પ્રાણીઓ દબાવે છે, તથાપિ તે યત્કિચિંત્ પણ ચલાયમાન થતી નથી. તેમજ દૈવાધિન ધીર પુરૂષને પ્રાણી પીડે તોપણ ચલાયમાન થવું નહિ. પર્વત પૃથ્વીરૂપ છે, તે વૃક્ષ, ઘાસ ને નિરમળ ઝરણાં ઉત્પન્ન કરીને પરોપકાર કરે છે એ ગુણ અવધૂતે ગ્રહણ કીધો. વૃક્ષ પૃથ્વીરૂપ છે. તે સદા પરાધીન રહે છે. તેને બીજા કાપીને લઇ જાય તોપણ તેને એ સ્વીકારે છે, તેમજ સાધુએ રહેવું અર્થાત્ અન્ય જન મારી નાંખે, ઉપાડી જાય તોપણ નિસ્પૃહ રહેવું.

* વાયુ જેમ વનમાં હોય છે તો રાજી થતો નથી ને અગ્નિમાં હોય છે તો કચવાતો નથી તેમ ગુણ દોષ રહિત યોગીએ સિત ઉષ્ણને સમાન ગણવા. અનુકૂળ મળે રાજી ન થવું, પ્રતિકૂળ મળે નારાજ ન થવું. વળી વાયુ સુગંધમય કે દુરગંધમય જણાય છે, પણ તેને તેનો લેપ પણ નથી, તેમ જન્મ મરણનો હર્ષ શોક સાધુને ન હોય.

† આકાશ એ સર્વમાં વ્યાપ્ત છે, તે છતાં તેને કોઇનો સંગ રંગ કે કોઇ પદાર્થથી પરિચ્છેદ નથી. તેમ દેહમાં રહ્યા છતાં પણ યોગીએ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર જંગમમાં અનુસ્યૂતપણાથી વ્યાપ્ત અને તે પણ મણીમાં સુત્ર છે તેમ નહિ, પણ સર્વ અંશમાં વ્યાપ્ત સમજી તે આત્માને કોઈ દેહાદિકના સંગ કે કોઇ પદાર્થથી પરિછેદ નથી તેમ માનવું. વળી આકાશને વાયુ કે મેઘ કે રજનો સ્પર્શ નથી, તેમ યોગીને પૃથ્વી જળ તેજનો સ્પર્શ સંબંધ નહિ એમ જાણવું.

‡ જળ જેમ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર, પવિત્ર સ્થાન, ને દર્શન, સ્પર્શ તથા કીર્તનથી પવિત્ર કરનાર છે તેમ યોગીએ સ્વચ્છ, સ્નિગ્ધ, મધુ ભાષણ કરનાર, તેમજ પવિત્ર થઇને મનુષ્ય પ્રાણીના દર્શન, કીર્તન યોગ થવુ.

§ અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી દિપ્ત થતો ક્ષોભરહીત, પેટવિના અન્ય પાત્રને નહિ રાખનાર હોવાથી સર્વ ભક્ષી છતાં દોષરહિત છે, તેમજ યોગીએ તેજસ્વી, તપથી દીપ્ત, મુંઝાવવાને અશક્ય ને પેટ વિના બીજા પાત્રને નહિ રાખનાર જોઇએ. વળિ અગ્નિ કોઈક સ્થળે ગોપ ને કોઇ સ્થળે અગોપ રહે છે ને વળિ હવિ આપનારના પાપો બાળે છે તેમ યોગીએ ગોપ અગોપ રહી અન્ન આપનારનાં પાપ બાળવાં.

ગુરૂ ચંદ્રમાની પેઠે જોને, કળા ચડે નિત્ય જેહજી;
ચડતી ઉતરતી કળા છે, ઇંદુને વ્યાપીક સર્વે દેહજી.
તે સુધાકરને કંઇ ન લાગે તેમ, સૌ સુખ દુઃખ સમાનજી;
તેમ શરીરે સુખદુઃખ વ્યાપક, સમ ચિત્ત છે રાજાનજી.
સુખ દુઃખ તો આ શરીર પરભવે,આત્માને નવ ભેદેહ્જી;
જ્ઞાન ખડ્ગ આત્મા બુદ્ધિએ, સકળ અવિદ્યા છેદેજી.
તેમ સકળ વસ્તુને દેખે, તેને નહીં આયુ અણુસારજી;
અનુભવે દેહદમન સાધન, એ આત્મ જ્ઞાન વિચારજી.
સૂર્ય મારો સાતમો ગુરૂ, કીરણથી જળ સોષેજી;
વર્ષા ઋતુમાં પાણું દે તે, મનમાં કંઇ નહિ સોચેજી.
તેમ યોગીએ લેતા દેતા, મનમાં નવ કચવાવુંજી;
આપે લીધે રેહે સમાન, એવા સાધુ થાવુંજી.
વળી સૂર્ય એકજ જાતે, પણ ભિન્ન ભિન્ન જળે રૂપજી,
તેમ જોગીએ એક હરીનાં, રૂપ દાખવવાં અદ્ભુતજી.
કપોત ગુરૂ મેં કીધો આઠમો, તેનો ગુણ મેં લીધોજી;
દ્રષ્ટાંત દીઠું કપોતનું, જોઇ સદ્ગુરૂ મેં કીધોજી.
કપોત ને એક કપોતની સ્રી, રહેતાં વનમોઝારજી;
પ્રેમબંધનની માયા તેમને, પરસ્પર અપરમપારજી.
વનમાં વાટમાં માળો ઘાલી, રહેતાં સ્રી ભરતારજી;
તેને યુગ્મસંતાન હવાં છે, એક પુત્રી એક કુમારજી.
તે બાળકનું પોષણ કરે છે, માતતાત દિનરાતજી;
નરનારી લાવે નિત્ય ચારો, અનેક ભક્ષની જાતજી.
ભરણપોષણ કરે અર્ભકનું, બેઉ વૃદ્ધિ પામતાં જાયજી;
માયામાતપિતાની સબળી, સાંભળ યદુ રાયજી.
એક સમે વ્યાધ જન આવ્યો, તે વટમાળાની પાસજી;
જાળ નાંખી તેણે બચ્ચાંપર, તે પામ્યાં મન ત્રાસજી.
તે બેઉ બાળકની સમીપે માતા, બંધઇ બેઠી તે વારજી;
ચારો લઇ આવ્યો છે વનથી, કપોત તેનો જે નરજી.
જાળપાસથી વ્યાધે બાંધ્યાં,જનુની સહીત બેઉ બાળજી;
આ અઘોર સંતાપ જોઇને, ખીન હવો તે તત્કાળજી.
અર્ભક બંને માત સંગાથે, કરતાં વિવિધ વિલાપજી;
તે દેખીને કપોતસ્વામી, પામ્યો મન સંતાપજી.
આક્રંદ રૂદન કરે દુઃખઆણી, અંગ પછાડે ઘાણુંજી;
તોએ વ્યાધને દયા નહીં, જે જંતુ પમાડે મર્ણજી.

**કપોત આક્રંદ કરે છે—**

અરેરે હું થોડા ગુણવાળાનું, ઘર ભાંગ્યું આ સુત્રજી;
મનોરથ મારા મિથ્યા થયા, રહ્યો નથી કોઇ મીત્રજી.
પ્યારી નારી પ્રેમ ધરનારી, સુપુત્ર સાથે સિધાવેજી;
સ્વર્ગે જાયે નવ મુઝાએ, દયા મારી નવ આવેજી.
રંક, દીન ને વળી રંડાયળો, જીવી ને શું હું કરૂંજી;
મુજ સ્રી પુત્ર સાથે આ વેળાએ, જઇને શિઘ્રે મરૂંજી.
મોહમાયામાં કપોત બેધો, જ્ઞાન રૂદે નહીં આવ્યુંજી;
નીજ કુટુંબનો સ્નેહ ધરીને, જાળ માંહે જંપાવ્યુંજી.
માયાના બંધનથકી, એણે કીધો ઝંપાપાતજી.
ગૃહસ્થાશ્રમ મોહ માયાથકી, દુખીયો થયો સાક્ષાતજી.
ઘરની ભક્તિ પશુ પક્ષીને, અનર્થ કારણ રૂપજી;
મનુષ્યને તે દુઃખદ અતિ છે, સાચું જાણજે ભૂપજી.
મુક્તિનો માર્ગ મળ્યા પછી, કપોત પેરે કરે આચરણજી;
મૂર્ખ મનુષ્યે એળે ગાળ્યું જીવતર, લીધું માથે મરણજી.
તે કપોત જાળમાં બંધાયો, માયા બેઠી અંગજી;
એવું જાણીને સંત પુરૂષે, તજ્યો સંસારીનો સંગજી.

**વલણ.**

સંસાર તજવો અનિત્ય જાણી, કથા એકાદશ વિસ્તરી;
કરજોડી વલ્લભ કહે, શ્રોતાજન, બોલો શ્રી હરી.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥૭॥**

---

## અધ્યાય ૮ મો.*

**કડવું ૮ મું-રાગ દેશાખ-મલ્હાર.**

શ્રી શુકજીરે, પરિક્ષિત પ્રત્યે ઉચરે;
ધન્ય હરીજનરે, કૃષ્ણકથા શ્રવણે ધરે.
તેણે અવધૂતેરે, રાજાને વનમાં કહ્યું;
જેણે ગુરૂ ચોવીશનુંરે, જ્ઞાન પદાર્થજ ગ્રહ્યું.
જેમ હોલોરે, પાશમાં બંધાઇ રહ્યો;
તેમ મનુષ્યજરે, લોક માયાથકી કહ્યો.
મનુષ્યઅવતારરે, સ્રીસુત સજન માયા ધરી;
તેતો કેમ પામેરે, આર્શીર્વાદ શીઘ્રે હરી.
હવે માનવરે, દાનવથી કપટી બહુ;
કપોતવંતરે, વિશ્વમાયાયે ગૃહ્યું સહુ.
તેહ માટેરે, સંસાર સંગ કરવો નહીં;
રેહેવું ઉદાસજરે, આકાશપેરે સહી.

---

* આ આઠમા અધ્યાયમાં અજગરાદિક નવ ગુરુ પાસેથી દત્તાત્રેયે જે શિખામણ લીધી છે તેનો કથા પ્રસંગ છે.

સંસારીક સંગથીરે, અર્થ કાંઈ નવ સરે;
ભજે પૂર્ણ કામનેરે, નારાયણ કરૂણા કરે.
એવું દેખીનેરે, કપોતગુરૂ કીધો અમો;
એક અજગરનોરે, ગુણ માહરે મન ગમ્યો.
ગુરૂ અજગરરે, સાંભળ રાજા તેહ કથા;
તે સંતોષી છેરે, બેઠાં ભક્ષ આવે યથા.
જેટલું પામેરે, તેટલું તે ભક્ષ કરે;
કદી* નવ મળેરે,તો ઇચ્છા મન નવ ધરે.
દશમો ગુરૂરે, ગૃહી સમુદ્ર ગંભીરતા;
કો પાર ન પામેરે, સાગર ગુણ વિચારતા†.
ચિત્તરાખ્યુંરે, નારાયણ ચર્ણે સહી;
અવિનાશીરે, અકળરૂપ હરીને લહી.
શ્રી હરી ચર્ણનુંરે, સાધન હૃદયે રાખવું;
પ્રીતે કરીનેરે, ભક્તિનું સુખ ચાખવું.
એકાદશમો ગુરૂરે, પતંગપક્ષી જે કર્યો;
તેમાં દીઠોરે, ઉત્તમ ગુણ પૂરણ ભર્યો.
જ્યારે પતંગજરે, દિપકજ્યોતિમાં પડયો;
જંપાપાતથીરે, એકે દોષ તેને નહીં અડયો.
સ્ત્રીની માયારે, દેખીને પુરૂષ પડે સહી;
વીષયે વાહ્યોરે, તેને ઠામ ત્રિભુવનમાં નહી.
દેખી દીપકરે, પતંગ તેમાં બળે મરી;
નારી દેખીનેરે, પુરૂષની બુદ્ધિ ચળી.
પુરૂષ પડે છેરે, અજ્ઞાને મોહ વશ થઈ;
નારી જોતાંરે, શુધ બુધ તેની સૌ ગઈ.
એવું જાણીરે, સ્ત્રી પુત્ર શું સ્નેહ કીજે નહીં;
સંસાર માંહેરે, ચેતે જ્ઞાન હૃદય ગૃહી.

વળી બારમોરે, ગુરૂ મારે મધૂકર થયો;
તે ગુરૂ મહિમારે, મેં નવ જાયે કહ્યો.
આહાર થોડોરે, લેવો મધુકરની ગતિ;
સર્વે પુષ્પનોરે, પ્રેમળ રસ લેવો અતિ.
ગુરૂ દ્વાદશ મધુકરરે, સુગંધ લઇ ઉદર* ભરે;
તેમ સર્વ માયાનોરે, પરિરસ લેવો ખરે.
વેદ માર્ગમાંરે, સમજી રસ જે ચાખશો;
ચિત્ત ચંચળરે, ચતુર્ભુજ ચરણે રાખશો.
આવાગમનરે, સંસાર ગતિ તેની ટળે;
મન મગ્નરે, માધવજી શીઘ્ર મળે.
જેમ મધમક્ષીકારે, એકઠો રસ સઘળો કરે;
તેની માયામાંરે, પ્રાણ તજી પોતે મરે.
શુભ તેરમોરે, હસ્તિ ગુરૂ છે માહરો;
વનમાં ગજરે, હસ્તિણીની સાથે ફરનારો.
મોહમદ ભર્યોરે, હસ્તી આવે છે લાડમાં;
માયા અજ્ઞાનેરે, મિથ્યા હાથણિ જોઇ પડે ખાડમાં.
હાથણિ મળ્યાનીરે, માયા માતંગે ધરી;
તો બંધાયોરે, સાંકળ ચોપગે ફરી.
ભાર ઉચલેરે, અંકુશ માર દારૂણ સહે;
આપ કૃત્યથીરે, દુઃખ દાઝ કષ્ટ કોને કહે.

---

* અજગરમાં આ પ્રમાણે ગુણ છેઃ—ઉદ્યમ ન કરતાં પ્રારબ્ધ યોગથી પોતાની મેળે દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ સ્વર્ગ, નરકને વિષે ઈંદ્રિયોના સંબંધને લીધે સુખ પણ પોતાની મેળેજ આવી મળે છે, માટે સુખનો ઉપાય કરવામાં સમજુ પુરૂષે વૃથા આયુષ્ય ગુમાવવું નહિ. ખાવાનું પ્રાપ્ત ન થાય તો પણ ઉદ્યમ ન કરતાં નસીબ ઉપર ભરોસો રાખી, ખાધા વગર ઘણા દિવસ સુધી રહેતાં, આત્મ પ્રાપ્તિરૂપ સ્વાર્થમાં લક્ષ્ય રાખવું, અને ઇન્દ્રિયો પરિપૂર્ણ હોય તોપણ તેઓનો કાંઇ વ્યાપાર કરવો નહિ.

† સમુદ્રમાં આ પ્રમાણે ગુણ છેઃ—બહાર પ્રસન્ન, અંદર ગંભીર, અનંત પારરહીત, તલસ્પર્શી નહિ, ને ગભડાવી શકાય નહિ તેવો છે. તેમજ યોગિયોએ પણ બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, તલ (ભાગ) સ્પર્શ કે અતિક્રમ કરવાને અશકય, સ્વરૂપનાં આવિર્ભાવને લીધે કાળ, અંત તથા દેશથી થતા પારથી રહિત અને રાગદ્વેષાદિક છોડી દઇ નિર્વિકાર રહેવું જોઇએ. વળી સમુદ્ર વર્ષાઋતુમાં અનેક નદીઓ મળતાં પણ વધી જતો નથી, અને ગ્રીષ્મ ઋતુમાં તેટલી નદીઓ નહિ મળતાં પણ સુકાતે-નથી, તેવી રીતે યોગીએ પણ નારાયણને પરાયણ રહી સ્ત્રી વાદિક મળતાં રાજી થવું નહિ, અને નમળવાથી કચવાવું નહિ.

* ભમરો જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં વસવાને લીધે સૂર્યાસ્ત સમયે કમળ બીડાવાથી બંધાઈ રહે છે, તેમ યોગી પણ સારા પદાર્થ મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે તો તેમાં બંધાઇ જાય છે, માટે ગૃહસ્થોને દુઃખ ન દેતાં, જેટલાથી દેહનો નિભાવ થઇ શકે તેટલાથીજ થોડું થોડું ખાવું જોઇએ, પણ ભ્રમરની પેઠે અતિ લોભમાં ન પડતાં, ભ્રમર માફક નાના મોટા પુષ્પમાંથી સાર ગ્રહણ કરવો. મધમાંખી જેમ મધનો સંગ્રહ કરતાં મરણ પામે છે, તેમ યોગી પણ સાંજને વાસ્તે કે આવતા દિવસને વાસ્તે અન્નાદિકનો સંગ્રહ કરે તો તેને પણ મરવુંજ પડે, માટે યોગિયે જેટલું હાથમાં સમાય તેટલું લેવું, અને અન્ન ભરવાના ઠામ રૂપે પોતાનું પેટજ રાખવું, પણ બીજું કાંઇ રાખવું નહિ. સાંજને વાસ્તે કે આવતા દિવસને વાસ્તે અન્નાદિનો સંગ્રહ કરવો નહિ, નહિ તો મધમાંખીની પેઠે, પોતાનો પણ વિનાશ કરે છે.

તેમ સ્ત્રી સંગેરે, સંસાર મહા દુઃખકારી સહી;
તેહ તજવોરે, દૃષ્ટાંત હસ્તીનું લઈ.
ગુરૂ ચૌદમોરે, પારધી વન જોતો ફરે;
મધુના અર્થેરે, પાત્ર પોતે કરમાં ધરે.
જેમ એકઠુંરે, કરેલું મધ વ્યાધને જડે*;
તેમ હરી આપેરે, સાધુને દુઃખ નહીં પડે.
ગુરૂ પંદરમો મારે, મૃગ કુરંગ નામે સહી;
વન હર્ણ ખરે, સાર બુદ્ધિ મનમાં ગ્રહી.
મૃગ-હર્ણજરે, ઘંટાનાદ શ્રવણે ધરી;
પ્રીતે મોહ્યોરે, વ્યાધ સામું મુખ ઉંચું કરી.
નાદ મોહથીરે, મૃગ શરઘાતે સેહેજે મરે;
એ પર વ્યાધજરે, દયા મન નવ ધરે.
તેમ સાધુજનેરે†, ગીતનાદ સુણવા નહીં;
મન રાખવુંરે, નારાયણ ચર્ણે સહી.
ગુરૂ સોલમોરે, મીન-મત્સ્ય નામે કહ્યો;
મેં સાંભળ્યોરે, જેવા ગુણ તેવો ગ્રહ્યો.
ગળે ગળી દોરીરે, માછીના હલાવતાં;
જંતુ જાણીરે, આવે મીન સૌ ધાવતાં.
જંતુ જાણીરે, મત્સ્ય કાંટો મુખમાં ગળે;
પ્રાણ નીસરતાંરે, તે ત્યાં બહુ ટળવળે.
જન મત્સ્યનીરે, વીધીયે જે આશા કરે;
સ્વાદે વાહ્યોરે, પ્રાણી વણ ખુટે મરે.

તેમ સંસારીરે, જીવ્હા સાદ જે કરે;
તે તો નિશ્ચેરે, મન વેધી ગળપણે મરે.
સુખ મનસારે, જીવ્હાને સ્વાદે સહી;
જન સંસારીરે, બંધાયા સઘળા ગૃહી.
તેહ માટેરે, સ્વાદ ન લેવા સુજનને;
હૃદયે રાખવારે, નારાયણ ધ્યાન મને.
ગુરૂ સત્તરમોરે, પિંગળા વેશ્યાને કરી;
સુણ ભૂપતિરે, તે વાત કહું વિસ્તરી.
ધનવાનનીરે, એક સમે ગુણીકા વાટ જુએ;
આવન જાવનરે, કરતી મંદિરમાં જઇ સુએ.
પંથ જોતાંરે, મધ્ય નીશા પૂરણ થઇ;
કોઈ પુરૂષ નાવ્યોરે, વાટ જોઈ વ્યાકુળિ થઇ.
કોઇ નવ આવ્યુંરે, ત્યારે, વેશ્યા વીમાસણ કરે;
વિષય વિસારી રે, જ્ઞાન હ્રુદયામાં ધરે.
વૈરાગ લાવીનેરે, હરી ચર્ણે ચિત્ત આણતી;
આ સંસારનીરે, માયા મિથ્યા જાણતી.

**પીંગલા વિલાપ કરે છે–**

મેં આટલા દિનરે, અશુભ આચર્ણ કીધાં અહીં;
જે મેં ચિંતવ્યારે, અન્ય પુરૂષ વિષય ગૃહી.*

---

* પારધીનો ગુણ–મધમાંખીએ સંભાળી રાખેલા ધનને પારધી હરી લે છે; તેમજ લોભીઆઓએ બહુ સંકટ વેઠીને સંચી રાખેલું ધન કે જે આપવાના કે ઉપભોગના કામમાં આવતું નથી, તેને બીજો બળવાન પુરૂષ ભોગવે છે, તેની પાસેથી ત્રીજો, તેની પાસેથી ચોથો એમ જે અધિક બળવાન થાય તે ભોગવે છે. ઝાડ, કોતર આદિ સ્થાનમાં રહેલા મધને જેમ પારધી જાણે છે, ને હરી લે છે, તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમાં રાખેલા ધનને પણ બીજા લોકો જાણે છે અને હરી લે છે. માટે યોગીએ વસ્તુનો સંગ્રહ નહીંજ કરવો જોઇએ. વળી જેમ મધમાંખીએ ઘણા કષ્ટથી મેળવેલા મધને વાપર્યું નહોય તે પેહેલાં પારધી હરી લે છે, તેમ ગૃહસ્થ લોકો કે જેઓ ઘણાં ઘણાં સંકટ વેઠીને મેળવેલાં ધનથી સંસારિક સુખોને ઇચ્છે છે, તેઓએ રાંધેલાં અન્નને ખાધું ન હોય તે પેહેલાંજ યોગી ખાઇ લે છે એટલે યોગીને ઉદ્યમવિના પણ ભોગ પ્રાપ્ત થાય છે.

† હરિણ ગાયનથી મોહ વશ થાય છે, તેમ સન્યાસી, પણ ગાયન સાંભળે તો મોહ વશ થાય, માટે ગાયન તજવું. મૃગલીના પુત્ર ઋષ્યશૃંગ ઋષિ વેશ્યાઓનાં વિષય સંબંધી નાચ વાજાં અને ગાયનને સેવવાથીજ તે વેશ્યાઓને રમકડાની પેઠે વશ્ય થઇ ગયા હતા.

* પિંગલા નામની વેશ્યા પાસથી, અદ્ભૂત યોગી કહે છે કે હું નિરાશપણું શિખ્યો છું. વિદેહ રાજાના નગરમાં તે વેશ્યાપણું કરતી હતી. એક દિવસે રાત્રિપર્યંત પુરૂષની વાટ જોઇ, પણ કોઇ મળ્યો નહિ, ત્યારે પોતાના ધંધાને ધિક્કાર્યો ને નિર્વેદ ઉત્પન્ન થયો. તેણે આ પ્રમાણે શોક કીધો હતો. "અહો !! વિવેક હીન એવી હું, કે જેણે મનને જીત્યું નથી, તેના મોહનો વિસ્તાર જુઓ! નીચ એવી હું તુચ્છ પુરૂષ પાસેથી વિષય વાસનાની ઇચ્છા રાખું છું. આ અપરોક્ષ એવા ઇશ્વર કે જે હમેશાં પાસે રહેનાર, ધન આપનાર અને આનંદ આપનાર છે, તેને છોડી દઇ, ઇચ્છાને પરિપૂર્ણ ન કરનાર અને દુઃખાદિને આપનાર તુચ્છ પુરુષને મૂર્ખાઇથી સેવું છું. પુરૂષનુ શરીરરૂપિ ઘરમાં વળા, વળાં અને મોભ રૂપે હાડકાં છે, તેમાં જે નવ ખાળ વહ્યા કરે છે, તે, વિષ્ટા અને મૂત્રથી ભરપૂર છે, ચામડી, રૂવાંતાં અને નખથી જડેલા છે, તેને હું વિના બીજી કોઈ સ્ત્રી "નાથ" સમજીને સેવે ? આ મહા જ્ઞાનિ વિદેહ રાજાના પુરમાં હું એકજ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છું. કેમકે સ્વરૂપને આપનારા અવિનાશી ઇશ્વરને છોડી દઇ, અન્ય ભોગની ઇચ્છા રાખું છું. એક ઇશ્વરજ પ્રાણિઓના મિત્ર અને પરમ પ્રિય આત્મારૂપે છે, માટે મારૂં મન આપવાને બદલે તેમને વેંચાતા લઈને હું હવે તેમની સાથેજ લક્ષ્મીની માફક રમણ કરીશ. વિષયો, વિષયોને આપનારા પુરુષો અને દેવતાઓ આદિ અંતવાળા અને કાળના કોળિયારૂપ છે, તેઓએ સ્ત્રીરૂપ એવી હું તેનું શું સારૂ કર્યું ? કંઈ પણ કર્યું નથી; માટે આ લોક, પરલોકમાં ઇશ્વર સિવાય બીજો કોઇ સેવવા યોગ્ય નથી. પૂર્વના

વૈભવ ધનરે, સુરપતી સ્વર્ગ રાજ હશે;
અંતે તેનારે, પાત પતન નિશ્ચે થશે.
અમરાવતીનારે, ભૂપતિયો કાળે પડે;
વિષય મિથ્યારે, તત્વમાર્ગ કોને નવ જડે.
તેહ માટેરે, શરીરનું કાંઇ છે નહીં;
આ અસ્થીરરે, પંચભૂત દેહી કહી.
ધન સંપતિરે, અંતે કંઇ કામ આવે નહીં;
આસનવાહનરે, જેમનાં તેમ રહેશે અહિં.
અંતે વૈભવરે, આત્માનો સાથી નથી;
એક આવેરે, અવસાને સાહે લક્ષ્મીપતી.
આજ વૈરાગ્યરે, ભલે આવ્યો મુજ અંગને;
જેથી મેલ્યોરે, વિષયના પ્રપંચને.
જેથી હરીનુંરે, સ્મરણ થયું મમરૂદે;
આ સંસારનીરે, રીત અનિત્ય વેશ્યા વદે.
રૂપ હરીનુંરે, સંભારે મન પ્રેમદા;
મેં તો મીથ્યારે, જન્મ મારો ખોયો જદા.
મન જ્ઞાનેરે, ધ્યાન ધરી હરીને સ્તવે;
તે હવે શ્યામારે, ચિત્તમાં પ્રભુને ચિંતવે.
સૌંચે મેલીરે, વિષયમાયા સંસારની;
દૃઢ ભક્તી કિધીરે, તે દીનથી મોરારની.*
એવું દેખીરે, અવિનાશી આવ્યા સહી;
ઇશ કૃપાથીરે, વેશ્યા હરીચર્ણે વશી રહી.
કર્મ ઉદ્ધારથીરે, તારી ગુણીકા નાયકા;
ભક્તિ ભાવેરે, માધવ મુક્તિ દાયકા.

સારા સયોગથીજ વિષ્ણુ ભગવાન મને પ્રસન્ન થએલા જણાય છે, તેથી મુને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન થયો. જો મારૂં ભાગ્ય મંદ હોત તો મને આ પ્રમાણે વૈરાગ્ય આપનાર ક્લેશ થાતજ નહિ, માટે પ્રભુજીએ આ વૈરાગ્ય આપવા રૂપિ મજપર જે ઉપકાર કર્યો છે, તેને માથે ચડાવી, લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને છોડી દઇને હું તે ઇશ્વરનેજ શરણે જાઉં છું. જ્યારે આ જગતને કાળરૂપિ સર્વથી ગ્રસ્ત થએલું જુએ અને તેથી સાવચેત થઇને આ લોક તથા પરલોકના ભોગથી વૈરાગ્ય પામે, ત્યારેજ પોતેજ પોતાનું રક્ષણ કરવામાં સમર્થ આવે છે, માટે હું પણ કેવળ પ્રેમથી ભગવાનને ભજીશ.

* એ પિંગળા વેશ્યા, આ પ્રમાણે નિશ્ચય કરી "પતિ"ની તૃષ્ણાથી ઉત્પન્ન થએલી દુષ્ટ આશાને કાપી નાંખતાં શાંતિ ધરીને શૈયામાં સુતી. આમાંથી અદભૂત યોગીએ એવો બોધ ગ્રહણ કર્યો કે, આશા રાખવી એજ મોટું દુઃખ છે, અને આશાથી રહિત રેહેવું એજ સુખ છે. જ્યારે પિંગલાએ પતિની આશા છોડી દીધી ત્યારેજ તેને સુખથી નિદ્રા આવી.

એવું જાણીરે, સંસારમાં જે ચેતશે;
કહે અવધૂતરે, તેને કૃપા શ્રી હરીની થશે.
આ સંસારમાંરે, સારનામ શ્રી રામનું;
અન્ય પદાર્થજરે, નથી કાંઇયે કામનું.
શુક ઉચરેરે, સુણ ભૂપ ભાગવત કથા;
સ્કંધ એકાદશમોરે,સુણતાં જાયે ભવનિ વ્યથા.

વલણ.

હરી કથાયે વ્યથા ભાગે, અધ્યાય આઠ પુરા થયા;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, હરીથી વિમુખ કો સુખી થયા?

## ઈતિ શ્રીમદ્ ભાગવતે એકાદશસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥૮॥

---

## અધ્યાય ૯ મો.*

### કડવું ૧૦ મું-રાગ વેરાડી-ચાલ દીર્ઘ.

શ્રી શુકદેવ વદે છે વાણી, સાંભળ પરિક્ષિત રાય;
સુત પુરાણીક શૌનક ઋષી ને, કહે છે જ્ઞાન કથાય.
યદુરાય પ્રત્યે દત્તાત્રેય, નિજગુરૂનું કહે છે આખ્યાન;
તે શ્રવણે પાન કરે છે સાધુ, કરૂણા શ્રી ભગવાન.
અવધૂત યોગી આશ્રી રહ્યા છે, ગુરૂ કીધા ચોવીશ;
જઇ યોગી દત્તાત્રેય ધ્યાને, મન રીઝયા જગદીશ.
અવધૂત કહે સાંભળ યદુરાજા, અઢારમો ગુરૂ મારો;
ચિડિક† પક્ષીણી વનમાં રહેતી, તેનો ગુણ ચિત્ત ધાર્યો.
વિહંગમની સ્ત્રી વનમાં, માળેથી ઉઠી છે એકવાર;
વિહારે મારગમાં મળતાં, તેને માંસ મળ્યું નીરધાર;
નીજ ચંચુમાં તે માંસ ગૃહીને, પક્ષિણી ઉડી ગગન;
તેવે અન્ય પક્ષીયે દીઠું, મુખમાં ભક્ષ દરશન.
ભક્ષ દેખીને બીજાં પક્ષી, ધાયાં કરતાં માર;
તે સમળીને વીંટી પક્ષી, કરે ચંચુના પ્રહાર.
અન્યો અન્ય શબ્દ કરીને, બીજાં પક્ષીને તેડે;
ક્રોધે કરી બહુ પક્ષી ધાયા, ચિડક પક્ષીણીની કેડે.
તેને માંસ ખાવા નહીં દીધું, ચંચુ ને ચર્ણે બહુ મારી;
બીજાં પક્ષી વળગ્યાં બહુ, મહા દુઃખ પામી તે નારી.

* આ નવમાં અધ્યાયમાં ટીટોડી આદિ પાસેથી તથા દેહ પાસેથી જે શીખામણ લીધી છે, તે સાંભળી યદુરાજા કૃતાર્થ થયા એમ શ્રી કૃષ્ણે ઉદ્ધવને કહ્યું તે કથા છે.

† સમળી.

તે માંસ લઇ વન સર્વ ભમી પણ, કેડો ન મેલે જંત;
તવ ચીડીકાએ મનમાં વિમાસ્યું જે, આવ્યો મારો અંત.
વિહંગમ તે ઘણું વગુતી, મનમાં વાત વિચારે;
પક્ષી જાત સૌ એકઠી થઇને, આજે મુજને મારે.
નિત્યે કોઇ મારૂં નામ ન લેતું, આજે કરે બહુ મ્હાર;
આ માંસ માટે હણે છે મુને, કારણ બીજું ન લગાર.
પછી માંસ તે નાંખી દીધું, ચિડિકાએ પ્રત્યક્ષ;
શત્રુ સર્વ વિહંગમ સાથે, દુંપી કીધું ભક્ષ.
તે માંસ છોડીને અળગી થઇ, બેઠી વૃક્ષકેરી ડાળ;
એવું જાણી સત્પુરૂષને કંઇ, લોભ ન કરવો ભૂપાળ.
તે માટે સંસારમાં પ્રાણીને, લોભ ન કરવો મન;
અતિ લોભે ચિડિકાની પેરે, ઘણું થાય વિઘન.
લોભ અંતે મહા દુઃખકારી, પ્રાણ તજાવે એહ;
એ દષ્ટાંત દેખી ચીડીકાને, ગુરૂ કીધો મેં તેહ.
ઓગણીશમો ગુરૂ બાળ છે, માટે સાંભળ તું રાજન;
પરીબ્રહ્મને ચિંતવવા માટે, કરવાં એ સર્વ જતન.
બાળકને કશી ચિંતા મનમાં, મળવે નહીં લગાર;
શત્રુ મિત્ર જળ અગ્નિ વિષે, ધરે સમાન સર્વ નિરધાર.
કશી ચિંતા નથી બાળકને, પુરુષે તેમ નિરંતર રહેવું
સુખ દુખ સર્વ સમાન લેખવી, નામ શ્રી હરીનું લેવું.
જેમ ધનનો સંચિત જે પ્રાણી, અંતે મહા દુઃખ પામે;
ધનરહિત સુખીયા જન જાણો, તે હર્ષ શોક ન માને.
ઘણી પ્રવૃતિ થકી દુઃખ છે, નીવૃત્તિ મહા સુખકારી;
તે માટે આત્મા શીતળ કરીને, ભજવા શ્રી દેવ મોરારી.
સમદ્રષ્ટી બાળક સચરાચર, વસ્તુ સકળને લેખે;
સંસારીકની વાત ન પ્રીછે, સઘળે સરખું દેખે.
એકાકી રહેવું સાધુએ, ચિંતા કશી નવ કરવી;
અન્ય સાથે સ્નેહ પ્રીતિ મમતા, મનમાં કદિ નવ ધરવી.
કુમારિકા કન્યા એક છે, વલી વીશમો ગુરૂ મારે;
તેહ તણો ગુણ મેં લીધો, તેહ ગુણ અમૂલ્યજ ધારે.
એક સમે કુંવારિકા કન્યા, બેઠી છે એક ઠામ;
એવે સમે વેહેવાઇ પરોણા, આવ્યા તેણે ધામ.
તે સમે કોઇ મનુષ્ય નહતું, વેહેવાઇ આવ્યા જવ ઘેર;
ચોખા ખાંડવા બાળ કુમારી, બેઠી એણીપેર.
ત્યાં ધબકારે ચુડી કરમાંની, ખડ ખડ ખડવા લાગી;
જ્ઞાન ગૃહી ને કરમાની, વધતી ચૂડી વડી કરી નાંખી.
એકેકી રાખી કર મહીં, તવ શબ્દ ન થયો તતખેવ;
ખડખડાટને કાઢી નાંખ્યો. કન્યાએ અવશ્યમેવ.

તેમજ સાધુએ એકાકી રહેવું, મન હરી ચર્ણે રાખી;
સંસાર તજી ભાવે નિત્ય ભજીએ, શશી સૂર્યને કરી સાખી.
એકાકી રહેતાં પ્રાણીને, બંધન કશું નવ થાય;
સંસારમાં જે દીસે રચના, તે મિથ્યા મોહ માયાય.
એકવીશમો ગુરૂ તીર કરનારો, તેનો ગુણ સુણ રાય;
એક ચિત્ત તેનું તીર બાંધવામાં, આડું અવળું ન જાય,
તેવામાં એક રાયની સ્વારી, ત્યાં થઇ ને ગઇ ચાલી;
તેનું ચિત્ત તીરમાં લાગ્યું, તેથી તેણે તે નવ ભાલી*.
એવું એકાગ્રચિત્ત રાખવું સાધુને, હરીનું કરવું ધ્યાન;
બહારની માયા પ્રીછતો નથી, જેનું સ્વકાર્યમાં મન.
બાવીશનો ગુરૂ વિષધર સર્પ, જેમ વસવાને કરે ધામ;
સર્પ ઉંદરનું ખણ્યું દર ભોગવે, સુખ પામે તે ઠામ†.
તેમ સાધુએ ઘર કરવું નહીં, સાંભળ યદુ ભૂપાળ;
જેમ કીજે વણસે સર્વે મોટી, મોહ માયાની જાળ.
પરમેશ્વરે જે આપ્યું હોય તે, કરી લેવું પ્રમાણ;
થોડે ઘણે સંતોષ રાખવો, રીઝે સારિંગપાણ.
સર્પ ગુણગ્રહી ચિત્ત દૃઢ કરી, માયાથી રહેવું દૂર;
આસન કરી એકાંતે ભજીએ, જ્ઞાન હોય ભરપૂર.
માયાથકી કાળને નવ માને, સંસારનો રસ ભાવે;
એ ત્રીગુણે કરી ત્રિકમજી તે, વિશ્વ સકલ નિપજાવે.
પછી કાળ પહોંચે છે ત્યારે, સર્વ સૃષ્ટિ સમાવે સ્વામી;
તે અપાર બળ વૈષ્ણવી માયા, ધરતા અંતરયામી.
કરોળીયાને એવું જાણી, ગુરૂ ત્રેવીશમો કીધો;
તેનો ગુણ ગૃહ્યો મેં રૂદયે, અંતરમાહિ રિઝયો.

* બાણ ઘડનારનું એક ચિત જોઇને ગુરૂદત્તાત્રિયે કહ્યું કે બ્રહ્માકાર ચિત્તવાળો યોગી બહારના પદાર્થને અને સુખ-દુઃખાદિને પણ જાણતો નથી, માટે દૃઢ વૈરાગ્યથી મનમાં વિક્ષેપ ઉઠવા દેવો નહિ, અને આળસનો ત્યાગ કરી, મનને પરમાનંદરૂપ ભગવાનમાં સ્થિર રાખ્યા કરવું. વૃત્તિઓથી રહિત થએલું મન બ્રહ્માકારપણાથી રહે એજ "અસંપ્રજ્ઞાત" નામની સમાધી કહેવાય છે.

† સર્પ એકલો ફરે છે, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે, ગતિપરથી વિષવાન્ કે નિરવિષવાન્ જણાતો નથી, સંગે કોઇ નહિ, અને થોડું બોલે છે; તેમ યોગિયે પણ પોતાનું એક રહેઠાણ રાખવું નહિ, સાવચેત રહેવું અને એકાંતમાં વસતાં છતાં પણ કોઇ રીતે પોતાની રીતભાત બીજાને જાણવા દેવી નહિ, થોડું બોલવું, સંગ ન કરવો, ને ઘર ન બાંધતા કોઇના ઘરમાં રહેવું.

જેમ ઉર્ણ નાભી કરોળીયો, પોતાની લાળે નીરધાર;
સ્થિતિ સઘળી કરે છે રહેવા, જાળ બાંધી અપાર.
અનેક રચના વિવિધ ગુણથી, કરે ક્ષણમાં જાળ;
વળી શરવળતે ગળી જાય છે, નીજ મુખની લાલ.
તે વિધી પરમેશ્વરની છે, વ્યાપક સઘળે જાણો;
નિરાકાર નિરંજન નિર્ગુણ, તે હરી સગુણ વખાણો*.
વળી ઇઅળ ગુરૂ ચોવીશમો મારે, સાંભળ તેહ કથાય;
તેને ભમરી દે ચટકો, દશે દુઃખ પામે કાય.
ઘરમાં રાખીને પુરે બારણું, ભમરી ઇળને ચટકે ત્યાંહે;
પછી તેની બ્હિકે ધ્યાન તેનું, રહેશે હૃદયા માંહે.
ઇળ એકમને ધ્યાન ધરે, ફરી રખે ચટકે કાય;
તે ધ્યાન યોગે અનુભવતાં, ઇળની ભમરી થાય.
તેમ પ્રાણી પ્રભુનું ધ્યાન ધરે, તો પ્રભુમાં લય પામે;
હરી ધ્યાને હરી અર્ણુ પામે, સઘળાં પાપને વામે.
એ દૃષ્ટાંત દેખી શ્રી હરીનું, ધ્યાન અહરનીશ કરીયે;
સ્નાન દાન ગોવિંદ ભજન તે, સદાકાળ આચરીયે.
ગોવિંદ ગુણ ગાતાં સાંભળતાં, પાપી પાવન થાય;
વિશ્વનાથ વિશ્વંભર વ્યાપક, રાખો નિજ હૃદયાય.
સર્વ પછી મેં અસ્થીર દેહને, ગુરૂ પચીશમો કીધો નીરધાર†;
આ દેહ કદી સ્થીર છે નહીં, એને પડતાં નહીં કંઇવાર.

સંસાર અથવા ત્રિભુવનમાં, દેહ ધરે જે પ્રાણી;
અંત્યે નાશ સર્વનો છે, એમ વેદ વદે છે વાણી.
એ જાણી સૌ સંગ પરહરો, અને કરો સદા સૌ ત્યાજ;
નારાયણનો આશ્રય કરવો, સમર્થ શ્રી મહારાજ.
હરી ભજન નિરંતર કરીયે, માયા મોહ નિવારી;
ધન્ય આત્મા દેહનું સાધન, ભાવે ભજો શ્રીમોરારી.
સમસ્ત ઇંદ્રિ વિષય ભોગવતાં, સકલ ધર્મ લોપાય;
ઇંદ્રિ સ્વાદ પરિત્યાગ કરીને, સેવો શ્રીવૈકુંઠ રાય.
પરમેશ્વર વિષે ઘણી પ્રીતી, ઉદય થાય નિરધાર;
તે મધ્યે અંતરયામી પ્રભુ, પૂરણ વિશ્વાધાર.
આ કાયામાં નિવાસ કરે છે, આત્મા અંશ ભગવાન;
તે મનુષ્ય દેહ મધ્યે સુખ પામે, સુણ યદુ રાજાન.
તે સ્થાનક રહી જ્ઞાન ગૃહીને, મારૂં ધ્યાનજ ધરવું;
શ્રદ્ધાપર્વક ભક્તિ ભાવે, સ્નાનદાન આચરવું.
લક્ષચોરાસી દેહ ધરે પણ, દુર્લભ મનુષ્યાવતાર;
જે માનવ દેહ ધરી ન ચેત્યો, તે જનને છે ધિક્કાર.
હરી ભજન દેહ સાધન કરવું, સદગુરૂને રહીશર્ણું;
અંતઃકરણમાં અવિનાશીનું, સદા કીજીએ સ્મર્ણું.
આ દેહી મૃત જાણીને સ્થિર, શીઘ્રે કરવું સાધન;
વૃદ્ધપણાની વાટ ન જોવી, જુઓ વિમાસી મન.
અજાનું બાંધ્યું શરીર છે, અજાને વણસતાં નહીં વાર;
તે કાયા કેમ સ્થિર રહે, જ્ઞાની જો જો કરી વિચાર.
એવું મન જાણીને પ્રાણી, ચેતો આ સંસાર;
માનવ દેહીનો લાભ લઇને, સેવો જગદાધાર.
અવધૂત કહે દેહ એવી જાણી, સાધન એનું કરીયે;
સ્નાનદાન હરી સેવા કરતાં, ભવ દુઃખસાગર તરીયે.

**શ્રીભગવાનઉવાચ**–

એવું અવધૂતે યદુ રાજાને, કહ્યું જ્ઞાન સમજાવી;
પાવન થયો હરી જનને મળતાં, જ્ઞાનગમ્ય સુખપાવી.
આપણા કુળમાં એવા હવા, પ્રતાપિ યદુરાજાન;
મજના તજના દાદા એવા, બીજા શ્રીભગવાન.

---

* કરોળીઓ હૃદયમાંથી નિકલેલી લાલ કાઢી, રમી પાછી ગળી જાય છે, તેમ યોગીએ જગતમાં રહેવું. ઈશ્વર પોતાની માયાથી પૂર્વે સરજેલા આ જગતમાં રમી તેમાં પરમાત્મા લય થાયછે, તેને સ્વજાતિ વિજાતિ કે સ્વગત કંઇ ભેદ નથી. નારાયણ દેવ પોતાનાજ સ્વરૂપમાં રહ્યા છે. વળી તે ઉપાધિ રહિત, સ્વયં પ્રકાશ, અનુભવાત્મક આનંદના સમૂહરૂપ, "મોક્ષ" એવા નામથી કહેવા યોગ્ય, આદિ પુરુષ, પ્રધાન તથા પુરુષના ઈશ્વર કે જેને બ્રહ્માદિક તથા બીજા યુક્ત પુરુષો પામે છે, એવા તો તે એક પરમાત્માજ છે. વળી સમષ્ટિરૂપ મહત્તત્વ કે જેથી જીવ જન્માંતર ધર્યા કરે છે, તેમાંજ આ જગત્ ગુંથાઇ રહ્યું છે, અને તેને લીધેજ મહત્તત્વનું "સૂત્ર" એવું નામ કહેવાય છે.

† અવધૂતે કહ્યું કે, છેલ્લે મેં આ દેહને પચીશમો ગુરુ કીધો છે, કારણ કે મને વૈરાગ્ય અને વિવેક દેહથકી પ્રાપ્ત થયાં છે, તેથી આ દેહ અત્યંત ઉપકારી છે. તો પણ તે ઉપર પ્રીતિ નહિ રાખતાં આ શરીર "કુતરાં કાગડાનુંજ ભક્ષ છે" એવો નિશ્ચય રાખીને હું સર્વ સંગ છોડી દઇને ફરૂં છું. ધનમાં પ્રથમજ સુખ દેખવામાં આવે છે, માટે તેનો સંચય કરનારો પુરૂષ દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ભૃત્ય, ઘર સંબંધીઓના વર્ગોને વધારતાં તેનું પોષણ કરે છે, તે દેહ પોતાનું આયુષ્ય પૂરૂં થઇ રહેતાં નાશ પામે છે, માટે દેહમાં દુઃખ ભોગવવા રૂપજ રહ્યું છે. વળી તે દેહના દરેક અવયવ પોત પોતાના તરફ દેહને ખેંચે છે તેથી મેં દેહને દુઃખરૂપ જાણી વૈરાગ્ય રાખ્યો છે. ઇશ્વરી માયાને લીધે અનેક પ્રાણિયો ઉત્પન્ન થએલાં છે, પણ તેમાંની કોઇની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી, એમ ધારી હૃદયમાં અસંતોષ હોવાને લીધે છેલ્લીવારે મનુષ્ય દેહ કે જેની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે, તેને સર્જી પ્રભુ રાજી થયા હતા. માટે મનુષ્ય દેહ કે જે અતિ દુર્લભ છે તેને પામી, ઇશ્વરમાં નિષ્ઠા રાખવી જોઈએ. માટે ઝાઝા ગુરુ કરી, વિષય વાસના ત્યાગ કરી જ્ઞાનરૂપિ દીપ ગ્રહણ કરી સંસારમાં હું વિચરૂં છું.

અનેક કથા અવધૂતે કહી, દાદાજી પામ્યા જ્ઞાન;
એ કહી કથા ઉદ્ધવજી પ્રત્યે, કૃપા કરી ભગવાન.

**શ્રીશુકઉવાચ–**

એકાગ્રચિત્તે શ્રવણે ધરજો, ભક્તિ કરી મન ભાવે;
સંસાર દુસ્તરને તરશો, શ્રીવિષ્ણુ નામની નાવે.

**વળણ.**

વિષ્ણુ નામ ઉચ્ચાર કરતાં, સકળ સુખ થાયે સહી;
કરજોડી વિપ્રવલ્લભ કહે, એ નવ અધ્યાયની કથા કહી.

**ઇતિ શ્રી મદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે નવમોધ્યાયઃ ॥ ૯ ॥**

## અધ્યાય ૧૦ મો.*

**કડવું ૧૧ મું–રાગ મારૂ–ચાલ હુકડી.**

વ્યગ્ર સર્વે છોડવી, સાચા તત્વ શું પ્રીત માંડવી;
ઇર્ષા વ્યર્થ વદવાનો વ્યાજ, માયાથી રેહેવું ઉદાસ.
સર્વ અંગમાં આત્મા છે એક, ભિન્નભાવનો તજવો વિવેક;
સર્વેને સ્વસ્ત્રી પુરૂષથી સુખ છે, તો વિશેષ એને તે શું દે છે.
સ્ત્રી પુત્રાદિકથી થવું ઉદાસ, તેમાં શુદ્ધ સાચો સન્યાસ;
દેહાદિકથી આત્મા જુદો જાણે, સ્ત્રી પુત્રમાંથી મમતા તજે તે ટાણે.
આત્મા જણાયે અનિત્ય, પણ તે તો જાણવો સત્ય;
આત્મા નિત્ય અનાદિ ને મુક્ત, અને એક સદોદિત સત્ય.
દેહ અનિત્ય ને ઉત્પન્ન થયેલ, બદ્ધ અનેક ને જાતે મેળ;
માટે દેહ આત્માનું જુદા માન, ઉદ્ધવ આત્માને સત્ય પ્રમાણ.
વિચારપૂર્વક આત્માને જાણી, દેહાદિકની મમતા ટાળવી;
આત્મા સ્વયં પ્રકાશ જ્ઞાન સ્વરૂપ, નિત્ય અને એક તદ્રૂપ.
દેહ સંબંધે કર્તા ભોક્તાપણું પામે, પણ ઉપાધિ નડે નવ નામે;
આત્મા વિના સર્વે અનિત્ય, તે માયામય જાણ તું સત્ય.
સર્વેથી વિરક્ત થઇ થા આત્મજ્ઞાનિ, તેથી મુક્તિ ચતુર્ધા તું ને પામી;
મિમાંસકો એથી જુદુ ભણે, પણ તેને સાધુ સત્ય નવ ગણે.
આત્માને તે ભિન્નભિન્ન કહે, સુખ દુઃખનો ભોક્તા લહે;
એ અનિત્યને વસ્ત્રઘટરૂપ, તેમાં નથી સત્ય સ્વરૂપ.
તે ભોગવે કર્મના ભોગ, તેને અંગે થાય છે રોગ;
તેથી વૈરાગ્ય વૃતિ નવ સારી, શું એ સાચું ઉદ્ધવ ? પુછે મુરારી.
મિમાંસક નિવૃતિને નિંદે, પ્રવૃતિ રાણીને તે તો વંદે;
પ્રવૃતિના જે છે ભોગી, તે તો જાણો જન્મના રોગી.
આ જગને મિમાંસક ભુલાવે, મુર્ખ યજ્ઞને ગોથાં ખવાડે;
જ્ઞાનિને ન ભાસે જગમાં સુખ, અજ્ઞાનિને ન ભાસે જગમાં દુઃખ.
અજ્ઞાનિ કર્મ કરીને ફુલાય, એમે સુખી કહી તે ગુણ ગાય;
પણ મૃત્યુને તે નવ શકે વાલી, ત્યારે કર્મનસિબે શું, કયાં માલી!
મોત માથે ફેરા ફરે, ત્યારે મન કેમ સુખ કંઇ ધરે;
એમ બોલે સુત પુરાણી, ઋષી શૌનક સાંભળો વાણી.
શુક કહે સુણ પરિક્ષિત રાય, એકાદશસ્કંધ કેરી કથાય;
ઉદ્ધવને કહે શ્રી ભગવંત, તું સાંભળને જ્ઞાની સંત.
તું જાણજે અસ્થિર છે કાયા, મારી સઘળે વ્યાપકમાયા;
એમ વચન કહ્યું જદુનાથે, માટે નથી તેડતો યાદવ સાથે.
વળી વાક્ય વદે ભગવાન, તે તું સાંભળ ઉદ્ધવ જ્ઞાન;
એહ ધર્મ માર્ગ જે વેદ, મેં પ્રગટ કર્યો છે ભેદ.
પંચરાત્રાદિકે આજ્ઞા મેં કીધી, તે તો શિક્ષા બ્રહ્માને દીધી;
વરણાશ્રમ કુળ આચાર, તેહ કામના ધર્મ જે સાર.
સઘળા ઉદ્યોગમાં વિપરિત થાય, નિષ્કામપણું ત્યારે હોય;
નેહકામના ધર્મ આચરવો, જ્ઞાને આત્માને શુદ્ધ કરવો.
ઇંદ્રિથી વિષય જાણે જંન, તે ખોટા ગણો સૌ મંન;
વિષયનાં આચર્ણ છે જેહ, જોઇ વૈરાગ આણવો તેહ.
સકામ કર્મ સર્વે તજવા, નિષ્કામ કર્મ સર્વે ભજવા;
નિત્ય નૈમિતિક કર્મ કરેથી, નિષ્કામીપણું આવે તેથી.
મને ભજે પ્રાણી જેહ, અહિંસાદિક યજ્ઞ કર્મ કરે તેહ;
ગુરૂ સેવન નિત્યે કરવાં, સ્ત્રી પુત્રાદિક તે નિશ્ચે તજવાં.
આ સંસાર થકી ઓસરવું, મારે વિષે મન દૃઢ ધરવું;
મમ સાથે પ્રીત જે કરશે, પ્રાણી ભવસાગર તે તરશે.
તેથી ઉપાય સકળને છાંડી, પ્રેમે પ્રીત હું સાથે માંડી;
જે મુજ સાથે મન મેળાવે, દૃઢ વૈરાગ્ય તેને આવે.
એમ સંસાર માયા તૂટે, ત્યારે વિષય પાસથી છૂટે;
ત્યારે ભવ દુઃખ તેનાં વામે, પછી મારા સ્વરૂપને પામે.
સ્વાદ ઇંદ્રિ મનોરથ જેહ, સહુ નિષ્ફળ જાણવાં તેહ;
પ્રવૃત્તિ મારગને જે તજશે, જે નિવૃત્તિયે મુજને ભજશે.
મારૂં પદ પામે તે પ્રાણી, સત્ય સત્ય વદે વેદ વાણી;
પ્રવૃત્તિ મારગ છે નિર્મૂળ, તેથી અંત્યમાં છે દુઃખ શૂળ.
જે પ્રવૃત્તિનો આશ્રયી થાશે, તેહ વિષયોથી નર્કે પલાશે;
તે માટે વિષય નવ કરવું, આત્મ જ્ઞાન હૃદયમાં ધરવું.
દેહ ધારીને ઇંદ્રિ દમન, ભાવે કરવું મારૂં ભજન;
મારી પૂજા ભક્તિયે કરવી, નેહ કામનાયે આચરવી.

---

* આ દશમા અધ્યાયમાં દેહના સંબંધથી આત્માને સંસાર છે પરંતુ ખરૂં જોતાં નથી તેનું બીજા મતોના ખંડન પૂર્વક વર્ણન કરશે.

જ્ઞાન પૂછીયે સદગુરૂ સેવી, વિષય તૃષ્ણા સૌ મૂકી દેવી;
પરમેશ્વરના રૂપને જાણી, મુને ભજો વૈરાગજ આણી.
સચરાચર મારૂં રૂપ, એમ બોલ્યા વૈકુંઠ ભૂપ;
વળી ગૃહસ્થ હોય જન જેહ, સ્ત્રિ પુત્રની માયા વશ દેહ.
તેણે સર્વથી ઉદાસી રહેવું, હરી નામ રૂદેમાં લેવું;
જેમ પંકજ જળને સંગ, અંબુજ તેને ન અડકે અંગ.
તેમ રાખવી સ્વજન શું પ્રીત, અંબુજ ઉદકની ધરવી રીત;
દેહ મિથ્યા જાણવી માયા, આ સ્થીર નથી કંઇ કાયા.
તેહ દૃષ્ટાંત જોજો વિચારી, એમ બોલ્યા તે દેવ મોરારી;
જેમ કાષ્ટ મથતાં સબળ, ઉદય પામે છે અગ્નિ અનલ.
સર્વ પ્રાણી પ્રીત ધરી મન, તે પાવકનું કરે પૂજન;
પણ કાષ્ટને કો નહીં પૂજે, એવું અખીલ લોકને સુજે.
તેહ મારા સ્વરૂપને પ્રકાશે, આત્મારૂપ સર્વત્ર ભાસે;
સર્વ વિશ્વ લેખે અવિનાશ, હરી પ્રગટ સુયોનિ પ્રકાશ.
દેહ ત્રિગુણાત્મક કહેવાય. તેહ જ્ઞાને કરીને લેવાય;
એહ ત્રણ ગુણનો પરિવાર, ગુણે વાધ્યો છે સંસાર.
માયા થકી કરીને પ્રાણી, હરી સેવો ભક્તિ જાણી.
હરી સેવેને માયા વિસારે, તે તો શર્ણે સદા રહે મારે;
જેહ એક આત્મા પ્રત્યે ધાય, સદ્ય પામે તે વૈકુંઠરાય.
શ્રી હરીને પામવા રંગે, અતિ આદર કરવો અંગે;
આત્મવાચીક જ્ઞાન તે ગ્રહેવું, નિત્ય સાધુ સંગતે રહેવું.
તેથી સદ્‌વિદ્યા પામીયે, દેહનાં દુષ્કૃત સૌ વામીયે;
સેવા સદગુરૂ કેરી કરવી, મનમધ્યે માયા નવ ધરવી.
તેણે સકળ પદારથ સુખ, તેથી ભાગે ભવનાં દુઃખ;
ભક્તિ ભાવે ભૂધરની કરીયે, સ્નાનદાન સેવા આચરીયે.
માયા ગુણ રહીતે થાવું, તેને અનેક સુખ ઉપજાવું;
અગ્નિ જવાળ જગદીશ કહેવાય, તથા ધુમ્રવત્ પ્રાણી થાય.
જીવકર્મ કરે જે પ્રાણી, તેથી મિથ્યા થાય સત્યવાણી;
તેથી પામે ફરી અવતાર, કર્મ ભોગવે વારંવાર.
જન્મમર્ણ જરાના ભોગ, નાના વિધના પ્રભવે રોગ;
જેથી સાધન પામે તેહ, કર્મ ત્યાગ કરે જન જેહ.
કર્મ તજી કરે મારૂં ભજન, કરે સ્મર્ણ શુભ કિર્તન;
અવિચળ પદવી તેને આપું, શુભ સ્થાનકે સ્થીર કરી સ્થાપું.
મારૂં સ્મરણ નિરંતર કરશે, જન ભવસાગર તે સુખે તરશે;
જેને જ્ઞાની સૌ કો વખાણે, મુજને નહીં તેતો જાણે.
તે કહીંયે સુખ ન પામે ધામ, જેણે મારૂં ન જાણ્યું નામ;
તે પંડિતને મૂરખ જાણો, જેણે મુજને રૂદે નવ આણ્યો.

મારી ભક્તિ કરે જન નામે, મમશરણે થઈ સુખ પામે;
આ અનિત્ય રૂપ સંસાર, તેમાં વિષય નર્કનું દ્વાર.
એને આશ્રયી રહ્યા જે જંત, તે તો જન સદા મૂર્ખવંત;
આ દેહ વિષે મૃત્યુ જાણી, ભાવે ભજવા સારિંગપાણી.
સંસારથકી રહેજો અળગા, નારાયણ નામને રહેજો વળગ્યા;
વિષયારસ કાઢી મૂકો, તમે ડાહ્યા થઇ રખે ચુકો.
ભાવે કરશે મારૂં ભજન, તે અવતાર આત્મ સાધન;
આ લોકે નવ સુખ તું જાણ, પરલોકે ન નક્કી પ્રમાણ.
સ્વર્ગાદિક લોક પણ દોષ ભરેલ, તેમાં પણ ઈર્ષાદિકનો મેલ;
સ્વર્ગાદિક છે નિસ્સાર, પ્રભુ તત્વ એ શુદ્ધ વિચાર.
એકાગ્રચિત્તે મુજને ભજે, વેદ કર્મથી દેવને પૂજે.
યજ્ઞ કરી જન સ્વર્ગને પામે, જ્યાં શુભ ભાગ્ય આરામે;
વૈમાને તે બેસી હીંડે, તેને ક્ષુધા તૃષા નહીં પીડે.
ગાય ગાંધર્વ વાજીંત્ર હાથે, વળી અનેક અપ્સરા સાથે;
બહુ લીલા કરતો પ્રાણી, ફરે સર્વત્ર આનંદ આણી.
સ્વઇચ્છાથી લીલા કરતો, શુભ સ્વર્ગમાં શોભા ધરતો;
ક્રીડા કરતો એમ અજાણે, ધન્ય પોતાનું ભાગ્ય વખાણે.
ક્ષીણ પુણ્ય થયે સ્વર્ગથી પડે,ત્યારે એ કાચા સુખને શું રડે?
યજ્ઞ કરતા પુરૂષ સ્વર્ગે જાય, દિવ્ય ભોગ ભોગી તે થાય;
સુંદર વેશ ધરી વિમાને બેસી, વિહાર કરે રંભા સંગ પેસી.
મને જાણે જે યાગનું ફળ, તે તો હું ભોગવું છું સકળ;
અહંકાર ધરે અતિ મન, જાણે હું જેવો નહીં કો જન.
નિત્ય ઈંદ્ર સભામાં બેસે, સુખ સ્વર્ગનું નિત્યે લેશે;
જ્યારે પુણ્યનો આવે પાર, ત્યારે ફરી પામે અવતાર.
પૂણ્ય ખૂટે સ્વર્ગથી પડશે, તેને દોષ સાંસારિક નડશે;
જવ સુકૃતનો થયો નાશ, પછી મૃત્યુ લોક નિવાસ.
જ્યારે સુકૃત ખુટે નામે, ત્યારે લોક પાતકને પામે;
તેને અમર માત્ર નહીં રાખે, સ્વર્ગથી ઉંધે મસ્તકે નાખે.
અધોગતિને પામે તેહ, સંસાર માયામાં ભેદ્યો જેહ;
કુડી માયા મમતાની આશે, પછી યમપૂર રહેવું પડશે.
એવા સકામ ભક્તિના ફળ, એનો કેદિ નવ કરવો અમળ;
પ્રાણી અધર્મની સંગતિ કરતા, તે તો લક્ષ ચોર્યાશીમાં ફરતો.
સ્ત્રીથી છેતાયા જે જન કામી, રહે તે સાથે મોહ પામી.
તેહ જીવો તો નરકે પડશે, તેને સ્વર્ગ માર્ગ નહીં જડશે;
અધર્મિ જનની ઉલટી ગતિ, તેની કેવી થાય છે અતિ.
કામી, છંદી, લોભી જન, હિંસક ને પાપી જેનું મન;
ભૂત પ્રેતનું જે જન સેવન કરે, એ નર નિશ્ચે નર્કે સંચરે.

લે તે શ્વાન માંજાર અવતાર, ત્યાં રહી પામે દુઃખ અપાર.
પણ તે છૂટવાને છે ઉપાય, એમ બોલ્યા વૈકુંઠ રાય;
જો કો ભક્તિ માહરી કરશે, નેહ કામનાએ આચરશે;
રૂડાં સુકૃત કરે જન જેહ, મુને સર્વ સમર્પે તેહ;
પ્રાણી જે જે આચરે ધર્મ, તેહ મુજને સમર્પે કર્મ;
માનવ અવતારે પ્રાણી, મારૂં ભજન કરે હીત આણી;
તે તો મારા પામે પ્રાણું, વદે એમ અશરણશરણું;
ઈંદ્ર અમર વિરંચિ દેવ, સૌ મુજને ભજે અવશ્યમેવ.
સર્વ વિશ્વને મારૂં ભજન, એમ બોલ્યા જગજીવન;
જે કો કાળ રૂપી હોય, તેને ભલું માનજો સોય.
ગુણ બુદ્ધિએ નીરખે જેહ, નાના રૂપથી દેખે તેહ;
સર્વ માયા સુખ મિથ્યા જાણી, રૂદે રાખજો સારિંગપાણી.
મન ત્યાગ કરી અભિમાન, ભાવે ભજશો શ્રી ભગવાન;
તેને મનવાંછિત સુખ આપું, ભય જાય દુઃખ સઘળાં કાપું.
બીજું આળપંપાળ વિસારે, ચિત્તમાં ચતુર્ભુજને ધારે;
કર્મમાં પ્રવર્તેલો પુરૂષ, કદિ સ્વપ્ને નવ પામે સુખ.
લોકો નિત્ય નથી એમ જાણ, લોકપાળ ને સુખ નિર્વાણ.
લોકનો હું છું સદૈવ કાળ, લોકપાળ કલ્પ અંતે નિર્માળ.
પરાર્ધ વર્ષપર્યંત આયુષ્ય ભોગવે, તેવા બ્રહ્મા હું કાળની બિક ધરે.
માટે વૈરાગ્યવાન નિશ્ચે સુખી, બાકી જગત જાણજે દુઃખી.
એમ જ્ઞાન કહ્યું અવિનાશ, સાંભળી રીઝયો ઉદ્ધવ દાસ.
વળી ઉદ્ધવ પૂછે કહો સ્વામિ, કરી કરૂણા અંતરજામી;
આ દેહથી ત્રિગુણ ઉત્પન્ન, તેનું પ્રથક કહો કારણ.
વળી તેહથકી આપ્રાણ, લય પામે છે સહુ પ્રાણ;
દેહથી બંધન મુકાય, તેનાં લક્ષણ કહો યદુરાય.
જેથી સુખ પામે સૌ પ્રાણી, તમો દયા કરો દીન જાણી;
દેહાદિક છતે મુક્તિ મળે કે નહિ, કે દેહ છુટયા પછી મુક્તિ સહી.
મુક્ત પુરૂષ વર્તે શી રીતે, બદ્ધ પુરૂષ વર્તે કેવી પ્રીતે;
વિહાર બદ્ધ કરે કેવા પ્રકારે, ભોગ ભોગવે કેવા આચારે.
બેસે, ચાલે, ઉઠે, સુવે કેમ, તેમજ મુક્ત કરે કહો શ્યામ;
આપો ઉત્તર કૃષ્ણ મહારાજ, કરો દાસાનુદાસનું કાજ.
તેહ જ્ઞાન કહો મહારાજ, સાંભળવા ઇચ્છા છે આજ.

વલણ.

સાંભળવા ઇચ્છા આજ સ્વામિ, એમ ઉદ્ધવ વિનતી કરે;
દશમ અધ્યાય થયો પૂરો, કથા એકાદશની વિસ્તરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે**
**દશમોઽધ્યાયઃ ॥૧૦॥**

## અધ્યાય ૧૧ મો.*

### કડવું ૧૧ મું-રાગ મેવાડો.

શ્રી શુકદેવ વદે છે વાણી, સાંભળ અભિમન્યુ તનજી;
શ્રી કૃષ્ણ ઉદ્ધવને કહે છે, જ્ઞાન કથા સાધનજી.
જે જીવ મુક્તિ નીરગુણથી, પામે સ્વર્ગ સદનમાં વાસજી;
તે જીવના સુખરૂપ છે, બદ્ધ મુક્ત બે દાસજી.
બદ્ધ અને મુક્ત વચ્ચે, કશો ભેદ નથી જાણજી;
એ બંનો આધિન મુજ વર્તે, તે માન નિર્માણજી.
પ્રાણીઓને મોક્ષનું દાતા, જ્ઞાન છે નિર્ધારજી;
અજ્ઞાન છે તે બંધનકારી, તેમાં નવ વિચારજી.
હું અજ્ઞાન મેરૂ ત્યાં તક, જીવ બંધનને પામેજી;
જ્ઞાન આપું તવ પ્રાણીને, લઇ જાય મુક્તિ ધામેજી.
જીવ નથી અનેક ભૂમિમાં, એક છે નિર્ધારજી;
મારાથી અભિન્ન નથી, એમ બોલ્યા શ્રી મોરારજી.
જીવને બંધ મોક્ષ સંભવે, મને નહિ તલ ભારજી;
જેમ† ચંદ્ર બીંબને જળહાલેથી, લાગે નહિ લગારજી.
અવિદ્યાના સંગે કરીને, જીવન કાજ જાણોજી;
અવિદ્યાવંત જીવ આ જગે, બંધને પડે એમ માનોજી.
મોક્ષ જીવને થાય ત્યારે, ઇશ્વરને નવ વળગોજી;
આ સુક્ષ્મ વાત તમે ઉદ્ધવ સમજો, સર્વથી ઇશ્વર અલગોજી.
બદ્ધ મોક્ષના પ્રશ્નના ઉત્તર, ઉદ્ધવ હવે આપુંજી;
એકમાં જીવ ઇશ્વિર વચ્ચે ભેદ, સ્થીર કરીને થાપુંજી.
બીજામાં જીવે જીવ વચ્ચે, મોટો ભેદ ગણાયજી;
આ ભેદ સમજાવું તુજને, ત્યારે સત્ય મનાયજી.
એક શારીરી ઇશ્વર જીવમાં, જીવને શોક ઇશ્વરને આનંદજી;
ઇશ્વર નિયંતામાં રહે, જીવ નિયમ્યપણે મંદજી.
વૃક્ષે રહેલા પક્ષી સર્વે, વૃક્ષથી છે પરાંજી;
શરીરરૂપી વૃક્ષ મધ્યેના, જીવ ઇશ્વર અરાંપરાંજી.
એમ જીવ ઇશ્વર ભેદ જાણે, જાણે મુજને ઇશજી;
તેને ફરી અવતાર નહીં, એમ વચનવદે જુગદીશજી.
અવિદ્યા અજ્ઞાન થકી, માયાનું બંધન પામેજી;
અકર્મ વિષયા રંગે રાચ્યો, તે સુખ સઘળાં વામેજી.
ઇશ્વર સર્વજ્ઞ સર્વે જ્ઞાતા, સંપૂર્ણ પૂર્ણ કામજી.

---

* અગ્યારમા અધ્યાયમાં ભગવાન બદ્ધ, મુક્ત સાધુનાં અને ભક્તિનાં લક્ષણ કહેછે.

† જળ હાલે, એટલે ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડેલું હોય છે, તે પણ હાલે એમ જણાય, પણ વાસ્તવિક રીતે ચંદ્રને કંઇ લાગતું વળગતું નથી.

આત્મા તે આત્મીક કર્મને, ભોગવે છે તે ઠામજી.
પરમાત્મા તે કર્મને બાળી, ભસ્મ કરે નિરધારજી;
સર્વ કર્મ થકી નિરંતર, અળગો વિશ્વાધારજી.
વળી જે પુરૂષને માન અપમાન, યુગ્મ માર્ગ સમાનજી;
તે શીઘ્ર મારૂં પદ પામે, એમ કહે ભગવાનજી.
જેને ભેદાભેદ નથી, તે છુટે બંધન પ્રાણીજી;
સંસાર સમુદ્ર તરીને પામે, મુજને સ્વર્ગ વખાણીજી.
ઇશ્વર કદી કર્મ ફળો ન ભોગવે, પોતે છે સર્વજ્ઞજી;
જીવ કર્મ ફળ ભોગવે, વળી સાથે છે અલ્પજ્ઞજી.
જીવ નવ જીતે પોતાને, વળી તે છેય અબુદ્ધજી;
તેટલા માટે જીવને ગણ્યો, અનાદિ કાળથી બદ્ધજી.
ઇશ્વિર માયા મધે, રહ્યો છતાં, સત્ય ગુણનો ધારકજી;
અનાદિ કાળથી મુક્ત છે, સર્વે જીવનો તારકજી.
માયામાં આવરણ નહિ, તવ વ્યાપે વળી મોહજી;
એથી ઇશ્વર મુક્ત ગણાયે, જીવ બદ્ધ છે જોયજી.
જીવ જીવ વચેનો ભેદ છે, તે અતિ સુક્ષ્મ વાતજી;
સ્વપ્નનો જીવ ને જાગૃત જીવ, એ સુખ દુઃખની ઘાતજી.
સ્વપ્ન સુખ દુઃખનો જાગૃતાવસ્થાએ,જીવને નવ ભાવજી;
એ ભેદ જે જાણે તે જાણે, ન કહે તેમાં માવજી*.
અજ્ઞાનિ જન ઇંદ્રિ ભોગમાં, સદાય રહે બંધાયોજી;
હું કરૂં ને હું ભોગવું, એમ કહે ભરમાયોજી.
જ્ઞાનિ જન તો મુક્ત થઇને, સર્વેથી રહે પરજી;
ઇંદ્રિ કર્મ વૃક્ષ માને, વૃક્ષ સગોદર સર્વજી.
હરવું ફરવું, ખાવું પીવું,નાહવું જોવું કરે નિત્યજી;
પોતે પરનો પર રહે, સમજે સર્વે અનિત્યજી.
સૂર્ય પ્રતિબિંબ જળની મધે, છતાં સ્પર્શે નવ લગારજી;
વાયુ પેરે સર્વ હરે ફરે, પણ લેપન નવ લગારજી.
મુક્ત પુરૂષને પિડક પ્રાણી, ગમે તેટલું પીડેજી;
કે પુજન અર્ચન કરે તેનું, તોપણ શાંતે હીંડેજી.
રાગ દ્વેષ કંઇ નવ ધરે, પોતે રહે નિર્વિકારજી;
તે મુક્ત જાણજે તું, બીજો બદ્ધ નિર્ધારજી.
સારા નરતાને સમાન ગણે, સ્તુતિ નિંદા નવ ધારેજી;
આત્મારામ થઇને સર્વત્ર હીંડે, મુક્તને માયા ન અડેજી.
વળી જેને વાણીયે પરમેશ્વરનું, નામ ન જાણે જનજી;
તે વિદ્યા વાણી વાંઝણી કહીયે, એમ બોલ્યા ભગવનજી.

* માવો–તત્વ.

મસ્તક મુજને નહીં નમ્યું તે, તુંબીફળ કહેવાયજી;
જે ચર્ણે તીર્થ યાત્રા ન કીધી, તે કાષ્ટવત ગણાયજી.
જે જીવ્હાએ હરી નામ ન જપ્યું, દાદુર સરખી તેહજી;
શ્રવણ ભક્તિ જેણે કરી નહીં, વૃક્ષકોતર એ દેહજી.
જેણે નેત્રે મારૂં સ્વરૂપ ન નીરખ્યું, તે મોર પીછ સમાનજી;
કાષ્ટવત કર તેતણા જેણે, પૂજ્યા નહીં ભગવાનજી.
જેણે મારૂં ભજન કીરતન ને, હૃદયે રાખ્યું ધ્યાનજી;
કર્મ કરે તે મુંજને સોંપે, તે છૂટે વિષય નિદાનજી.
વળી સાધુ સંગતથી છુટે, અનુભવ કરતાં જ્ઞાનજી;
યોગ ધ્યાનથી મુજને પામે, અવિચળ શુભ સ્થાનજી.
હે ઉદ્ધવ જે જન પ્રેમે, મારી કથા સાંભળશેજી;
મારા ગુણનું ગાન કરશે, સ્મરણ અનુકરણ કરશેજી.
મમ અર્થે ધર્મ અર્થ સેવે, મમ માટે રહે ઉદાસજી;
તે પુરૂષ મજને વહાલો, હું રહું તેની પાસજી.
ભક્તિ મારી પ્રેમે કરે, મને નિશ્ચે પીછાણેજી;
તે મુક્ત પુરૂષ સર્વત્ર જાણો, બીજો બદ્ધ પ્રમાણોજી.
વળી ઉદ્ધવ શ્રી કૃષ્ણને પૂછે, પ્રેમે કરી પ્રણામજી;

**ઉદ્ધવોવાચ–**

સ્વામિ સાધુ તે કોને કહીયે, કહો મુને સુંદર શ્યામજી.
ભક્તિ વળી કેવા પ્રકારની, તેનો કહો પ્રકારજી;
હે સ્વામિ સમજાવો મજને, તો થાયે મજ ઉધ્ધારજી.
ઉદ્ધવને શ્રી કૃષ્ણ કહે, સાધુના ત્રીસ લક્ષણજી;

**શ્રી ભગવાન ઉવાચઃ-**

એ લક્ષણથી જાણવો સંતને,જેના હૃદયમાં રહે ક્ષણક્ષણજી.
પ્રથમ લક્ષણ સાધુનું, જેને સમદ્રષ્ટિ[૧] હોયજી;
ઉત્તમ મધ્યમ[૨] માન અપમાન, સમાન લેખે સોયજી.
ગંભિરતા[૩] ને દયા[૪] સૌ ઉપર, મુજને ભજે[૫] નિજ જાણેજી;
પાખંડ ધર્મ[૬] પરિત્યાગ કરીને, વેદ માર્ગ વખાણેજી.
યથા વિધયે મળે તેવો, સંતોષ[૭] રાખી કરે અહારજી;
આશા તૃષ્ણા[૮] લાલસા, ને તજે મોહ અહંકારજી.
સંસારમાં કમળ[૯] જળની વિધયે, રાખે જે જન પ્રીતજી;
સર્વ વિષય પરિત્યાગ[૧૦] કરે, એ સાધુ લક્ષણ રીતજી.
પર પોતાનાં જન[૧૧] વિષે કંઇ, ભેદ ભાવ નવ આણેજી;
સર્વ ભૂત વિષે વ્યાપક[૧૨], મુજને સઘળે જાણેજી.

કીર્તન ભજન[13] કરે માહરૂં, વળી પુરાણ સુણે[14] વખાણજી;
દયા દાન દક્ષિણા[15] જે જાણે, તેને સાધુ પ્રમાણજી.
પરનો દ્રોહ[16] કદી નવ કરે, સદા સર્વદા ઉપકારી[17]જી;
ધૈર્ય ધારક[18], પરિગ્રહતા[19] નહિ, સદા રહે નિર્વિકારી[20]જી.
જ્ઞાન દેવે કુશળ[21] પોતે, સદા રહે સંતોષી[22]જી;
શાંત[23] ચિતમય, મનન[24] કરતા, ઈર્ષા રહિત[25] અદોષીજી.
ક્ષુધાપીપાસા જરા મૃત્યુને, ગણે પોતાથી[26] પરજી;
મજ આશ્રયી[27], મજનો સેવક, હું તેનું છું ઘરજી.
ઇન્દ્રિ નિગ્રહવાળો[28], કોમળ[29] સદા, સત્ય રૂપ બળવાન[30]જી;
એ સાધુના ત્રીસ લક્ષણ, જાણે શ્રી ભગવાનજી.
વળી શ્રી સૂર્યને જલ અંજલિભરી, અર્ધે કરે પૂજનજી;
અગ્ની સ્થાપીને હોમ કરે, દે અતિથીને ભોજનજી.
સુરભીને શુભ તૃણ ચરાવે, શ્વાન વાયસને ગ્રાસજી;
વિષ્ણુ ભક્તસુ અતિ પ્રેમે મળવું, કપટ ન રાખે પાસજી.
આકાશ ધ્યાન કરી વાયુને, પૂજે વ્યાપક જાણીજી;
ઉદકને ઉદકશું પૂજે, પ્રેમપ્રીતિ મન આણીજી.
પૃથ્વીનું સ્થૂળ ભાવ ધરીને, નિત્યે કરે પૂજનજી;
આત્માને વિષે પરમાત્મારૂપે, ચીંતવવું દરશનજી.
એટલાં સ્થાનકને પૂજે, તેણે પૂજા મારી કીધીજી;
તેણે કરી હું સંતોષ પામું, એ હરીયે કહી વીધીજી.
વળી તુજને જ્ઞાન કહું, એમ બોલ્યા વૈકુંઠ રાયજી;
જે સાંભળતાં અનેક જન્મનાં, મહાદારૂણ અઘ જાયજી.
કર્મ માર્ગે જ્ઞાન આચરતાં, ભવદુઃખ સાગર તરશોજી;
કર્મવિના સુખા જ્ઞાનને ધાતાં, ભવબંધનમાં ફરશોજી.
ઇંદ્રિયઇંદ્રિના ભોગ નિવારે, ગુણથી ગુણ સંયોગજી;
સ્વાદ ઇંદ્રિયે વાહ્યો પ્રાણી, આચરે વિષયના ભોગજી.
ઇદ્રિ ગુણ આચરતા પ્રાણી, વણ બાંધે બંધાયજી;
જ્ઞાનઆત્મભક્તિથી વિસ્તરે, આચરે ન દાન દયાયજી.
જોતાં જમતાં સર્વસ કરતાં, સુગંધ લેતાં હરખેજી;
પણ ઈશ્વરને ભોકતા જાણે,તે જીવનમુક્તિ નીરખેજી.
ક્ષમાવંત સત્યવાદી પ્રાણી, મિત્ર જગતને જાણેજી;
જીતેંદ્રિય મદ ગર્વ વર્જીત, મુજને નિત્ય વખાણેજી.
પંચ મહાભૂત કર્તા જાણી, મારૂં સદા કરે ધ્યાનજી;
અવિચળ પદ આપું હું તેને, એમ બોલ્યા શ્રીભગવાનજી.

ભક્તિનું લક્ષણ કહું હવે, તે છે સેહેલું શુદ્ધજી;
જ્ઞાનિ જન ઝટમાં જાણે,નવ સમજે કોઇ અબુદ્ધજી.
મારી મૂર્તિ, મારા ભક્તનું, દર્શન સેવન કરવુંજી;
શ્રદ્ધાપૂર્વક કથા કીર્તન, હૃદયા મધે ધરવુંજી.
જન્માષ્ટમી આદિક ઉત્સવ કરવા, વ્રતો કરવા સારજી;
યાત્રા નૈવેદ્ય કરીને પુજવી મૂર્તિઓ નિર્ધારજી.
અભિમાન ને દંભ તજીને, દેવ મંદિરે ફરવુંજી;
પર ઉપકાર કહેવો નવ મુખે, એ રીતે આચરવુંજી.
મજને જે સમર્પણ કીધું, તેનો કરવો ત્યાગજી;
પોતાને પ્રિય હોય જે વસ્તુ, તે ધરવી ધરી રાગજી.
આ રીતે અર્પણ કરવાથી, અક્ષયપણાને પામેજી;
એ ઉદ્ધવ સાધુ સર્વે જન, એ પ્રમાણ પ્રીછાણેજી.
સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગૌ, વૈષ્ણવ ને હૃદયાકાશજી;
પવન,જળ,પૃથ્વી,સ્વાત્મા ને પ્રાણી,મુજ જેવા એ ખાસજી.
એ એકાદશ સ્થાનક, મુજના જેવા જાણજી;
એ પૂજવાથી નિશ્ચે પ્રાણી, મુજને પામે માનજી.
સત્સંગ એ સર્વેથી ઉત્તમ, સત્સંગથી મળું હુંજી;
સત્સંગ સંસાર તરવા યોગ છે, જાણજે ઉદ્ધવ તુંજી.
સત્સંગ એ શિરોમણી છે, સર્વમાં એ સારજી;
સત્સંગ કરે કોઈ પ્રાણી, તે ઉતરે ભવપારજી;
સત્સંગ સર્વથી શ્રેષ્ટ છે, અપાત્રને કરે પાત્રજી.
સત્સંગ કરે તે પરમ ભકત,મુને ન વિસારે ક્ષણ માત્રજી;

વલણ.

ક્ષણમાત્ર મુજને વિસારે નહીં, ઉદ્ધવને હરીયે કથા કહી;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, અધ્યાય એકાદશ હવા સહી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે એકાદશોધ્યાયઃ ॥૧૧॥

---

## અધ્યાય ૧૨ મો.*

### કડવું ૧૩ મું-રાગ ધન્યાશ્રી.

શુકજી વાણી ઉચરે, સુણ પરિક્ષિત સહીરે;
ભક્ત ઉધ્ધવને શ્રી કૃષ્ણજી, જ્ઞાન કહે નિજ લહીરે.
આ કથા એકાદશસ્કંધની, જેકો સાંભળેરે;
વળે ફળ તીર્થ ક્રોડ, પાતિક દેહનાં પ્રજવળેરે.

---

* બારમા અધ્યાયમાં પ્રથમ સાધુના સંગનો મહિમા અને પછી કર્મ કરવા તજવાની કથા કહી છે.

ચાલ.

ક્રોડ પાતિક પ્રજાળે, શ્રીનાથજી કરૂણા કરે;
ભકત ઉદ્ધવ પ્રત્યે શ્રીહરી, કથા જ્ઞાનની ઉચરે.

**શ્રીભગવાનઉવાચ—**

યોગયુકતે દાનપુન્યે, દેહ દમનથી મુજને ભજે;
તીર્થ ધ્યાને આત્મજ્ઞાને, દયાદાને ભક્તિ ઉપજે.
સત્સંગ મને પ્રિય છે, તેવું ના યોગ તત્વ વિવેકથા;
તપ વેદાધ્યન ધર્મ યજ્ઞ, સંન્યાસ કે નવ ક્રોથકી.
પૂર્વકાળે દેવદાનવ, મૃગ પક્ષી ને નાગ લોક;
સિદ્ધ ચારણ ગાંધર્વ શુદ્રો, પામ્યા મુને તજી શોક.
તે પ્રતાપ સર્વે સત્સંગનો, સત્સંગ સર્વથી શ્રેષ્ઠ છે;
સત્સંગનો પ્રતાપ મોટો, જેમ લોહને પારસ ઇષ્ટ છે.
સાધુસંગતિ સદગુરૂસેવા, ભક્તિ ભાવે રાખે ગ્રહી;
બ્રહ્મવિધા સ્વાદને ચાખે, જનમાયાથી અળગો રહી.
જે જન યજ્ઞ કરીને દાન આપે, નિષ્કામના ભક્તિ સદા;
તેહ થકી સંતોષ પામું, સાંભળ ઉદ્ધવ સર્વદા.
વળી તીર્થ યાત્રા કરે સઘળે, સ્વરૂપ મારૂં જાણશે;
સર્વત્ર વ્યાપક શ્રીહરી, વિશ્વાસ એ મન આણશે.
તેથી હું સંતોષ પામું, મુજ ભકતને કરૂણા કરૂં;
પર્મમિત્ર જાણી પ્રેમપ્રીતે, હું સદા સંગે સંચરૂં.
સાધુની સંગત કરે નિત્ય, કથાકીર્તન આચરે;
મારે વિષે વિશ્વાસ રાખી, સર્વ કર્મ મુને અર્પણ કરે.
કુસુમ, પત્ર ફળ પ્રીતે અરપી, ભાવકરી મુજને ભજે;
તેને મનવાંછિત ફળ આપું, જો પ્રાણી દુષ્કર્મો તજે.
હરીકથા પ્રીતે સાંભળે તેથી, સંતોષ હું પામું સહી;
જે મારો હોય તે ભજે મુજને, તેમાં કંઇ અચરજ નહીં.
જેણે આગળ સંતસાધુ, ઋષીની રક્ષા કરી;
વ્યાસનંદન પરિક્ષિતને, કહે સાંભળો કહું વિસ્તરી.
મારે વિષે જેણે ભક્તિ જાણી,રાખી પ્રીત પુરણ મન ધરી;
મેં આશાપુરી દાસની, એમ હરીયે વાણી ઉચરી.
અનેક દૈત્ય ઉદ્ધાર પામ્યા, જેણે માનસા મન ધરી;
વૈરભાવે દૈત્ય તર્યા બહુ, એવો ઉધ્ધારક હું હરી.
વળી મિત્રભાવે ભજે મુજને, સ્નેહ મન પામી ઘણું;
તે સૌને મેં કૃપા કીધી, નામ હવે તેમનાં ભણું.
વ્રત્રાસુર ઉધ્ધાર પામ્યો, અઘાસૂર બળીયો બહુ;
પ્રલ્હાદને કરૂણા કરી તે, જગત જાણે છે સહુ.
નવ જાણ્યા વેદ તેમણે, નવ કીધા વ્રત ઉપવાસ;
નવ ઉપાસ્યા દેવ દેવી, પણ સત્સંગનો લાગ્યો પાસ.
યોગાધ્યાન, ને દાન વ્રતે, તપ કરે, સુણે વ્યાખ્યાન;
એ સર્વેથી જે મને ન પામે,તે સત્સંગથી પામે માન.
વર આપ્યા બહુ અસુરને, મેં ભક્તભાવ જોઇ કરી;
વૈકુંઠ મધ્યે નિવાસ આપ્યો, એમ વદે વાણી શ્રીહરી.
બાણાસુર કુટુંબ સાથે, બળીરાજા બાંધ્યો વળી;
મયદાનવને કૃપા કીધી, તેણે ભક્તિ કીધી ભલી.
વિભીષણનું ભય હરીને, કીધો મેં લંકાપતી;
આવાગમનનું દુઃખ ટાળ્યું, વૈકુંઠ જાવા છે ગતી.
સુગ્રીવ હનુમંત સબરી તાપસ, વાળી વાનર તે સહી;
ભજન કરતાં માહરૂં, મમ શરણને પામ્યા અહિં.
જટાયુ પક્ષી મોક્ષ પમાડયો, તે સ્વર્ગ સદને જઇ વસ્યો;
કબંધ દૈત્યને દયા કીધી, વૈર ભાવથી આવી ધસ્યો.
જાંબુવંત જે રીંછનો સ્વામિ, તેની મેં કન્યા વરી;
સાધુ જાણી કૃપા કીધી, જો મારૂં ધ્યાન રહ્યો ધરી.
ગજને ગ્રાહથી ઉગાર્યો, ગજગ્રાહ શું વૈકુંઠ ગયો;
જટાસુર બાંધી મોક્ષ આપ્યો, તેણે મુજ મહિમા લહ્યો.
ગોપીકાની આશ પુરી, કુબજા કીધી પાધરી;
ઋષીપત્નિ પ્રીતે અન્ન લાવી, સાયુજ્ય મુક્તિ પામી ખરી.
અનેક સુરભિ કામધેનું શું, ગરૂડ પક્ષી મુજને ભજે;
મેં મારાની કરી રક્ષા, મારો તે મુજને નવ તજે.
કાળી નાગને કરી કરૂણા, ઉત્તમ સ્થળ આપ્યું સહી;
યમુના જળ નિર્વિષ કરી, મેં અનેક ઉદ્ધાર્યા અહિં.
ગોકુળ છોડી મથુરા જાતાં, દ્રઢ કીધું મુજ શું મન;
તે વ્રજ વનિતાએ મજ વિના, નવ જાણ્યો અન્ય જન.
સુખકારી મજ વિના તેને, નવ કોઇ વસ્તુ કો વાર;
વિહાર કરનારી વ્રજની બાળી, જાણે મને પ્રાણાધાર.
મજ સંગથી દેહ ભાન ભુલી, ભુલી પીતા ને માત;
લોક લાજ નવ રાખી રહી, મજ વિના નવ થઈ શાંત.
વંદ્રાવનમાં વિહાર કરતાં, છ માસની એક રાત;
ક્ષણ જેટલી ગણી તેણે, કરી વિષય વિલાસની વાત.
ચાર પહોરની બીજી રાત્રિ, મજ વિના દુઃખ રૂપ;
એ કારણ સત્સંગ પ્રતાપનો, એમ બોલ્યા ત્રિભુવન ભૂપ.
અક્રૂર આવ્યા તેડવા, ત્યારે ગોપીકા સ્નેહ કરતી ઘણી
બ્રીજવાસીની ભક્તિ દીઠી, આશા પુરી તેહ તણી.

તે પ્રેમથી ઉદ્ધાર પામી, શરણ મમ મૂક્યું નહીં;
સમુદ્ર સંગમી સરિતા હોય તેમ, તેઓ મુજને મળી સહી.
સમુદ્રમાં સરિતા મળે તવ, જળે જળ એકઠાં તથા;
એમ હું પર જે ભાવ રાખે, તેવી ગતિ પામે જથા.
મુજ વિષે જે ભાવ રાખે, તે હું મા લય પામશે;
આવાગમનનું દુઃખ સઘળું, તે પ્રાણીનું વામશે.
મારે વિષે ચિત્ત આરોપે, તે શર્ણે મારે આવશે;
વિમાન બેસાડી ભક્ત મારા, તેને સ્વર્ગ સદને લાવશે.
હુંમા લય પામશે તે જન, તેમાં કંઇ સંદેહ નહીં;
સદાકાળ તે સ્વર્ગનું સુખ, ભોગવે પ્રાણી સહી.

**ઉદ્ધવોવાચ—**

ઉદ્ધવ કહે સ્વામિ તમોએ, સદુપદેશ મુને કહ્યા;
હજી મારો મોહ જતો નથી, જે સકળ અંગે વ્યાપી રહ્યા.
ત્યારે શ્રી હરી એમ કહે, સાંભળો ભક્ત ઉદ્ધવ કથા;

**શ્રી કૃષ્ણ ઉવાચ—**

જે સાંભળે સુખ ઉપજે, ને જાય ભવ દુઃખની વ્યથા.
જીવાત્માને વિષે ઇંદ્રિ, માયા બ્રહ્મને જાણજે;
આ માયાથી સૌ ઉપજે છે, વિશ્વાસ મનમાં આણજે.
જેમ અગ્નિમાં કાષ્ટ હોમીયે, અગ્નિ વાધે છે ઘણો;
તે હુતદ્રવ્યથી પ્રબળ થાયે. પાર નહીં કંઇ તે તણો.
તેમ માયા કર્મ સંયોગે, અધિક તે થાયે સહી;
એ કર્મથી બહુ પાપ વાધે, તેમાં કંઇ સંદેહ નહીં.
સંસાર સૌ જડવત છે, તે થકી ભાસે કર્મણાં;
વસ્તુગતે બંધન મોક્ષ થાયે, એ સૌ માયા ભરમણા.
માયાકેરો ભ્રમ તજીને, જે કો જન મુજને ભજે;
તેનો મોક્ષ બંધન ભ્રમ જાશે, અવિદ્યાની માયા તજે.

**ઉદ્ધવોવાચ—**

વળી ઉદ્ધવ પુછે છે, સાક્ષાત શ્રી ભગવાનને;
કૃપા કરી હરી કહો મુજને, શરીર ધારી જ્ઞાનને.

**શ્રી કૃષ્ણ ઉવાચ—**

પ્રભુ કહે સાંભળ ઉદ્ધવ, એ પ્રશ્ન હું તુજને કહું;
એ શરીરધારી જીવજંતો. તેમાં વ્યાપક હું રહું.
ષટ ચક્ર ભેદી શોધીયે, ત્યારે આત્માને જાણીયે સહી;
મારૂં રૂપ ત્યાં સૂક્ષ્મ છે, એમ શ્રી હરીએ વાણી કહી.
વૈરાટરૂપે રહ્યો વિશ્વમાં વ્યાપિ, તેજ મુજને જાણવો;
સર્વત્ર વ્યાપક હું રહ્યો, એવો વિચાર મનમાં આણવો.

ઉદ્ધવ કહે મહારાજ શ્રી, જો કૃપા મુજ ઉપર કરી*;
વૈરાટ સ્વરૂપ જે તમારૂં, હરી કહો મુજને વિસ્તરી.
શ્રી કૃષ્ણ કહે ઉદ્ધવ પ્રત્યે, તેં રૂડું પ્રશ્ન પૂછ્યું સહી;
વિશ્વ વ્યાપક રૂપ માહરૂં, તેહ કથા સાંભળ ચિત્ત ધરી.
ભૂરલોક તે નાભી મારી, સ્વર્ગ લોક તે મસ્તક ભણું;
યુગ્મ ચર્ણે પાતાળ સાતે, વર્ણન તેનું છે ઘણું.
ચંદ્ર સૂર્ય તે નેત્ર સ્થાનક, દશદિશા બાહૂ જાણજે;
સકળ પર્વત અસ્થિ સ્થાનક, એવું ચિત્ત પ્રમાણજે.
મેદ રૂધીર સમુદ્ર સાતે, વળી નાડી તે સઘળી નદી;
સહસ્ર મસ્તક માહરે, એમ વેદ ચારે સ્તુતિ વદી.
રોમ સ્થાનક વનસ્પતિ, જે ભાર અષ્ટાદશ કહી;
નવકુળ નાગ મમ રૂપ મધ્યે, નિરંતર રહે છે સહી.
સપ્ત લોક દશે દિશા, પાતાળ રચના છે વળી;
નક્ષત્ર સુર તેત્રીશ આદ, સકળ રૂપની મંડળી.
સ્વર્ગ મૃત્યુ પાતાળ મધ્યે, સકળ પ્રાણી જે કહ્યા;
તે સઘળાને આધાર મારો, તે સૌ મુજ માંહે રહ્યા.
શંખ, ચક્ર ને ગદા સારિંગ, મુકુટ મણી શોભા ધરે;
કૌસ્તુભ મણી વપુ શ્યામ શોભા, કુંડળ બેઉ ચમચમ કરે.
એવું સ્વરૂપ મારૂં ધ્યાન ભાવે, સદા ચિત્તમાં આણશે;
પ્રીત મુજ ઉપર કરીને, પરિબ્રહ્મ મુજને જાણશે;
સર્વથા તેને કરૂં કરૂણા, તેમાં કંઇ સંદેહ નહીં;
અંબરીષ, ધ્રુવ, પ્રલ્હાદ સરખા, શર્ણે મમ પામ્યા સહી.
ભક્તિ ભાવે ભજે મુજને, હું નીકટ તેને રહું;
મુજ દાસને કરૂણા કરીને, અનેક અઘની ક્ષમા કરૂં.
એવું જાણી વિશ્વાસ આણી, ભાવશું મુજને ભજો;
સંસાર વિષયા વિસારીને, કપટનું સ્થાનક તજો.
સમસ્ત સૃષ્ટિમાં રહ્યો વ્યાપિ, ઘટઘટમાં વ્યાપિ રહ્યો;
પણ પ્રપંચરૂપ વૃક્ષ છે તે, કાર્યાકારણ લેવા ગયો.
આત્માનું સત્યપણું જાણી, કર્મનો ત્યાગ કરજે;
તે વિના કરેલું સર્વે મિથ્યા, એમ હૃદયામાં ધરજે.
પ્રપંચરૂપી વૃક્ષ અનાદિ, ભોગ મોક્ષ ઉત્પન્ન કરે;
પૂણ્ય પાપ એ બીજ તેનાં, વાંછના મૂળિયા ઠરે.
ત્રણ ગુણ તેના થડ છે, પંચ ભૂત તે સ્કંધ જાણ;
અગિયાર ઇંદ્રિઓ શાખા છે, વાત પિત કફ છાલ માન.

* આ વિષય આ અધ્યાયની બહારનો છે. મૂળમાં હવે પછી જે વાત છે તે પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરી વાણીનું રૂપ વર્ણવેલું છે; જે બીજી જગ્યાએ હોવાથી નોટમાં પુનરાવર્તન કીધું નથી.

સુખ દુઃખ ફળ એ તે તણા,શબ્દાદિક વિષય રસ તે તણા;
જીવ ઇશ્વર બે પક્ષી વૃક્ષપર, જાણે ગુણીજનો ઘણા.
સુખ જ્ઞાનિ પુરૂષ પામે, દુઃખ કામી જન પામે સહી;
એવી રીતે પ્રપંચ વૃક્ષ તજી, ઇશ્વરને ઓલખે અહીં.
એમ ઇશ્વરને ઓલખી, પછી પરબ્રહ્મને પામવા;
પરમાત્માને પામી કરી, સાધન સર્વે છાંડવા.
જેમ વૃક્ષ છેદન કરે જન, કુવાડો કરમાં ધરી;
તેમ અકર્મ વિષયા છેદીયે, નિજ ક્ષમા બુદ્ધિયે કરી.
મોહ મદ અહંકાર સઘળો, વિષય તૃષ્ણાએ જન ફરે;
વૈરાટસ્વરૂપે ચિત્ત ધરતાં, અકર્મ સઘળાં નિસ્તરે.
સંસારસાગર તરે પ્રાણી, અંતે તે મુજને મળે;
સમુદ્ર ગામિની હોય સરિતા, તેમજ તે મુજમાં ભળે.
કૃપા કરીને શ્રીકૃષ્ણે, ઉદ્ધવને એહ કથા કહી;
શુક કહે સાંભળો પરિક્ષિત, જ્ઞાન નિજ હૃદયા ગ્રહી.
દ્વાદશ અધ્યાય થયા પૂરા, એકાદશ સ્કંધની કથા;
ભણે ભણાવે સાંભળે, તેની જાય પાપતણી વ્યથા.

વલણ.

ભયસંકષ્ટ વ્રથા ભાગે, કોટી પાતક પ્રજવળે;
કરજોડી વલ્લભ ભણે, તેને શ્રીહરી શીઘ્રે મળે.

**ઇતિ શ્રીમદ્ ભાગવતે એકાદશસ્કંધે**
**દ્વાદશોધ્યાય: ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.*

### કડવું ૧૪ મું-રાગ મલ્હાર.

શુકજી વાણી ઉચરે, તું સાંભળ પરિક્ષિત રાયરે;
ઉદ્ધવ પ્રત્યે અવિનાશી કહે, જ્ઞાન સાધન કથાયરે.

**શ્રી હરી ઉવાચ-**

અધર્મ નાશ પામે સહી, ત્યાં સંતનું પાસું હોયરે;
સત્યથી સવિતા તપે, સત્યથી સૂર સૌ કોયરે.
સત્યથી શેષ ધરા ધરે, સત્યથી વાયુ પ્રવાદરે;
ત્રીભૂવન રહ્યાં સત્યથી, તે વિચારો મન વાતરે.
સત્યથી સિદ્ધિ પામીયે, છે વિશ્વને સત્યાધારરે;
સત્ય સમાન સાધન નથી, એ સત્ય ત્રિભૂવન સારરે.
સત્યથી સર્વથા હું મળું, જહાં સત્ય ત્યાં મમ વાસરે;
સત્યે સકળ સુખ પામીયે, સર્વ પંહોચે મનની આશરે.
સત્ય થકી તો જ્ઞાન પ્રકટે, સત્ય ધર્મે અઘ જાયરે;
સત્ય રીત સંસારમાં, ઘણો સત્યનો મહિમાયરે.
સત્ય થકી દોષ સઘળા દહીએ, દેહતણાં જે કર્મરે;
આશા તૃષ્ણા મોહ મદ તે, માયાના સૌ ભર્મરે.
જેમ વાંસ ઝાડીથી ઉપજે, મહા અગ્નિ વન મોઝારરે;
તે અગ્ની વન સકળ દહી, ક્ષણમાં કરે સંહારરે.
તેમજ અસત્ય થકી, પ્રાણી પામે પાપરે;
માટે સત્ય ગ્રહણ કરવું, જાય જન્મના સંતાપરે.
દહીથી સુધર્મ ઉપન્યો, શુભમાર્ગ પમાડે દેહરે;
શ્રીહરીને હૃદયે ધરતાં, સદ્ય મોક્ષ પમાડે તેહરે.
જે કર્મ કર્યાં સંસારમાં, તેને જ્ઞાન અગ્નિ બાળરે;
અકર્મ વિષયા ટાળીને પછી, સ્વર્ગતણું સુખ આળરે.
વળી શ્વાન અજા ને ગર્ધભ, પ્રાણી જે કહેવાયરે;
તે કર્મ કરે સુખ પામવા, પણ દુઃખ ઘણેરું થાયરે.
ત્રણ ગુણની વૃતિઓ થકી, બ્રહ્મવિદ્યા નવ થાય ઉત્પન્નરે;
એ વૃતિને નિવૃત્ત કરવી, તે કરવાના કહું સાધનરે.
સત્વ ગુણની વૃદ્ધિ કરવી, રજો તમોને કાઢવી મારીરે;
સાત્વિક પદાર્થને સેવવા, એના તત્વ જોવા વિચારીરે.
તિર્થ જળ સાત્વિક છે, સુગંધાદિક જળ રાજસી જાણુરે;
મદિરાદિક જળ તામસી છે, તે છોડવું પરમાણુરે.
પ્રભાતાદિક કાળ સાત્વિક છે, મધરાત એ તામસ કાળરે;
પ્રદોષ કાળ રાજસ જાણજે, નવ સેવવો બહુ વિકરાળરે.
શિવ વૈષ્ણવા ધર્મ સાત્વિક છે, શાક્ત દિક્ષા રજો ગુણરે;
ક્ષુદ્ર દિક્ષા તમો ગુણી છે,એના ગ્રહેવા સદા અવગુણરે.
સત્વ ગુણ વધવાથકી, શુદ્ધ થાય તે કરૂપરે;
પછી પરબ્રહ્મને પીછાણે, જાણે શુદ્ધ સ્વરૂપરે.
વળી સંસારી જાણે, વિષયને સેવતાં સુખ હોયરે;
પણ વિષયથી નર્કે પડે, જન સાંભળજો સૌ કોયરે.
સ્વર્ગ થકી સંસારમાં, તે પડશે પ્રાણી પ્રાણરે;
જન્મ મરણ તેને હશે, લક્ષ ચોર્યાશી અવતારરે.
ત્યારે ઉદ્ધવ વાણી વદે, શ્રી હરીને લાગી પાયરે;

**શ્રી ઉદ્ધવ ઉવાચ–**

વિષયથી નર્કે પડે તે, માંડી કહો કથાયરે.
જીતેન્દ્રિયપણાથી સુખ છે, પણ કેમ નપામે તે જનરે;
મનુષ્યને અન્ય પ્રાણીરે, વિષયમાં કેમ થાય મગનરે.

* આ તેરમા અધ્યાયમાં સત્વગુણની વૃદ્ધિ, વિદ્યાના ઉદયને ક્રમ, હંસનો ઇતિહાસ અને ચિત્ત તથા ગુણોને તજવા પાડવાની યુક્તિ કહી છે.

**શ્રી ભગવાનોવાચ–**

વિવેક રહીત મનુષ્ય મનમાં, હું માયાનો હેવા વાસીરે;
તેથી સત્વ ગુણને ત્યજીને, રજો તમોને સેવે ન તપાસીરે.
રજો વ્યાપ્ત થતા મનમાં, સંકલ્પ વિકલ્પ ઉઠે સેહજરે;
દુષ્ટ વિષયને પછે સેવે પ્રાણી, તેમાં ઉપજે હેજરે.
તૃષ્ણાવશ્ય થાય પ્રાણી, પછે કરે કર્મ ઉત્પાતરે;
અનેક પ્રમાણ શોધ્યાં પ્રાણી, કરે નિસંશય પાપરે.
કદિ સત્વ ગુણ આવે તો દેખે,દોષ દૃષ્ટિ વિષયમાંરે;
તોપણ તે તેનાથી છેદાય નહિ, વધતી વધારે તે તૃષ્ણારે.
આ દોષ ટાળવાનો છે સેહલો, કહું તે ઉપાય તુંનેરે;
આસન પ્રાણાયમ કરીને, દ્રઢ મને ભજે મુંનેરે.
સર્વ વિષય સંગે મુક્ય કરીને, જીતવી ઈંદ્રિ સર્વેરે;
મારામાં એક ચિત થઈ જાવું,અને ગાળવો મનનો ગર્વરે.
સનકાદિક મજ સર્વે શિષ્યે, કીધો એ ઉપાયરે;
શિક્ષે પામ્યા મુજને, તે તો રહ્યા મમ હૃદયા માંયરે.

**ઉદ્ધવોવાચ–**

તવ ઉદ્ધવ વળતું વદે, સનકાદિક શિષ્ય થયા ક્યારેરે;
આ જન્મમાં નથી તેઓ, કહો કેવા તે આચારેરે.
તવ શ્રી હરી વળતા વદે, તું સાંભળ ઉદ્ધવ વાતરે;

**શ્રી ભગવાનોવાચ–**

હવે દ્રઢ મન કરી સાંભળો, પ્રશ્નતણી વિખ્યાતરે.
એક સમે સનકાદિકે, બ્રહ્માને પૂછ્યું જ્ઞાનરે;
પછી કર્મને વશ બ્રહ્માજીએ, મારૂં ધરીયું ધ્યાનરે.
હંસરૂપ ધર્યું મેં તેથી, બ્રહ્મા સાંનિધ્ય તે વારરે;
પ્રશ્ન તવ સનકાદિક મુનીયે, પૂછ્યું મુજને સારરે.
સનકાદિક એમ ઉચરે, તમો કોણ છો હંસ સ્વરૂપરે;
ત્યારે હું હંસ વાણી વધો, જે સ્વામિ વૈકુંઠ ભૂપરે.
હંસરૂપે મેં તે પ્રત્યે કહ્યુ, મુને પરમેશ્વર તમો જાણરે;
સનકાદિકે પૂજા કરી, સ્તુતી ઉચર્યા જોડી પાણરે.
પછે પ્રશ્ન એક પૂછ્યું મુજને, કેમ વિશ્વ ઊપજશે એહરે;
અંતરયામીમાં આવીને, સૌ લય પામશે તેહરે.
ત્યારે વિષય ભોગનાં પ્રાણીને, સ્વામિ શું દુઃખ થાયરે;
એવું પ્રશ્ન તે શ્રવણે સાંભળી, બોલ્યા હંસાવતાર રાયરે.
આ સંસાર વિષેના કર્મમાં, જે બુડયા થઇ બંધનરે;
લક્ષચોર્યાશી અવતરે, તેને નહીં મારૂં દર્શનરે.
પુણ્યથી પુણ્યે વાધે સહી, વળી પાપથી વાધે પાપરે;
પ્રાણી કર્યાં કર્મને ભોગવે, સંસારે આપો આપરે.
સંસારનું ચિંતવન નિવારી, મુજમાં આણે મનરે;
દ્રઢધ્યાને મુજને મળે, મળું હું, બોલે વેદ વચનરે.
મારી ભક્તિ જે આચરે, તેના વિષય ભોગ સૌ ફોકરે;
તે મુજ ચરણે આવે જરૂર, એ માનજો ઉત્તમ લોકરે.
જે પુરૂષ જાગ્રત થઈને, ભોગવે છે વળી સંસારરે;
તે સંસાર સ્વપ્નવત જાણવો, બોલ્યા વિશ્વાધારરે.
જેમ સ્વપ્ને શીર છેદીયું, જાગે ને મિથ્યા થાયરે;
વિષય તૃષ્ણા સૌ એમ છે, સત્ય સાંભળ ઉદ્ધવ ત્યાંયરે.
વળી રાજ્ય સુખ પામે સ્વપ્નમાં, જાગેને ભિક્ષુક હોયરે;
તેમ વિષય ભોગ આ સંસારના, ચિત્તમાં આણો સોયરે.
સ્વપ્નવત્ સંસાર છે, મોહ માયા મન અહંકારરે;
વિષય રસ વહાલો જે આત્માને,તે દુઃખ પામે નિરધારરે.
વિષય ભોગ સંસારના તે, જાણવા સઘળા ફોકરે;
પ્રથમ મહા સુખ ભોગવીને, અંત્યે પામે શોકરે.
મારી નિંદ્રાનું સુખ ભોગવે, સંસારી પ્રાણી જેહરે;
સંસારની નિંદ્રા મિથ્યા છે, તેમાં નહીં સંદેહરે.
દિસે સ્વરૂપ અવનિ વિષે તે, અંતે વણસે સર્વેરે;
અનિત્ય સંસાર જાણી કરી, મુનિ તજવો મનનો ગર્વરે.
આ દેહીને વિસારતા પ્રાણી, આત્મારૂપને પામેરે;
મારૂં સ્વરૂપ દ્રઢ ધ્યાને ધરે, તવ ભવભય સઘળા વામેરે.
ગુણ વિષે ચિત્ત પ્રવેશવું સહી, ચિત્તવિષે ગુણકર્મરે;
એવો વિષય સંયોગ હોય તે, જાણજો માયા ભર્મરે.
જેમ એક બ્રહ્મ અનંત છે, તેમ માયાનો એ વિકારરે;
મનની વૃત્તિ થાય શીતળ, માયાથી પામે પારરે.
હંસાવતાર ધરા પ્રભુએ, કહ્યું સનકાદિકને જ્ઞાનરે;
પછી પ્રભુ અદૃષ્ટ થયા, પુર્ણ પુરૂષોત્તમ ભગવાનરે.
તેણસમે સનકાદિકે, હંસ રૂપને કીધા પ્રણામરે;
અનેક સ્તુતિ કરી નાથની, મુનિ પોહોતા પોતાને ધામરે.
શુકજી પરિક્ષિતને કહે, એ એકાદશની કથાયરે;
અધ્યાય તેર પુરા હવા, તે સાંભળતાં દુઃખ જાયરે.
સાધુ ભાવે ભજો પ્રભુને, પામો વૈકુંઠ વાસરે;
સંતજનો એક વાર બોલો, જયજય જગત નિવાસરે.

**વલણ.**

જયજય જગત નિવાસ સ્વામિ, પ્રભુજી પુણ્યશ્લોકરે;
જે પ્રાણી તુજને ભજે પ્રભુ, તે પામે ગોલોકરે.

**ઇતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે ત્રયોદશો–ધ્યાયઃ ॥૧૩॥**

---

# અધ્યાય ૧૪ મો.*

## કડવું ૧૫ મું-રાગ રામગ્રી.

**શુકજી** બોલ્યા સાંભળ રાયજી, કથા સાંભળતાં અઘ જાયજી;
**ઉધ્ધવ** પુછે હરીને વાતજી, સાધન દેહીનું કહો જગતાતજી.

**ચાલ.**

**ઉદ્ધવઉવાચ–**

જગતાતજી ફરીને મુજને કહો, દેહીનું સાધન જ્ઞાન;
નિજ દાસ જાણી દયા આણી, કૃપા કરો ભગવાન.
શ્રેષ્ટ રૂડી કથા પાવન, બ્રહ્મ રસ વર્ણન;
તે સર્વે મમ પ્રત્યે કહો, કરૂણા કરી સ્વામિન.
વેદ સાધન બહુ બહુ છે,તો કોણ મુખ્ય કોણ ગૌણ;
ફળદાતા છે સર્વ કે, એક ફળદાતા, તે વળી કોણ ?

**શ્રી કૃષ્ણોવાચ–**

ત્યારે શ્રી કૃષ્ણ વાણી ઉચરે, સાંભળ ઉધ્ધવ મીત્ર;
મારી કથા શ્રવણે સાંભળેથી, થાય હૃદય પવિત્ર.
ફળદાતા ભક્તિ શ્રેષ્ટ સર્વમાં, બાકી સાધન ક્ષુલ્લક;
ક્ષુલ્લક સાધન ક્ષુદ્ર ફળ આપે, તેમાં નથી કંઈ મુલ્ય.
પૂર્વે મહા પ્રલયસમે, નહીં હુતી વાણી વેદ;
ત્યારે બ્રહ્માએ સ્વયંભુ મનુને, નિગમ ભણાવ્યા વેદ.
સમસ્તદેવે તેની પાસ જઇને, કીધું વેદાધ્યયન;
વેદવાણી ઉચ્ચાર કરતાં, હર્ષ પામ્યા મન.
પછી એ વેદ માર્ગ પ્રવર્ત્યો, સંસાર મધ્યે સાર;
ત્રૈલોક્યમાં વ્યાપક હવો છે, તેનો ગુણ વિસ્તાર.
મનુપાસથી દેવદાનવ, પછી માનવ સર્વ;
રાક્ષસ કિંપુરૂષ સર્વે શિખ્યા, વેદ વાણીના મર્મ.
યથામતિ સર્વે વેદના, કીધા ભિન્ન ભિન્ન અર્થ;
બુધ્ધિ પ્રમાણે વેદ સમજે, પણ ન સમજે તેનો મર્મ.
મોહ વશ થયેલા મનુષ્યો, કલ્યાણ સાધન કહે અનેક;
મિમાંસક કહે ધર્મને, શાસ્ત્રીઓ યશનો વિવેક.
વાત્સ્યાન ગણે કામને, યોગ શાસ્ત્રી સત્ય દમ શમ;
રાજનૈતિક ઐશ્વર્યને, ચાર્વાક આપે ભ્રમ†.
એમ કલ્યાણસાધન બહુ બકે,પણ આદિ અંતે દુઃખ;
ભક્તિ માર્ગ છે સર્વોત્તમ, જેમાં નિરંતર સુખ.

અન્યને પરિછન્ન સુખ છે, ભક્તને મળે પૂર્ણ;
સંતોષી સમ દૃષ્ટિવાનને, સુખમય પામે સર્ણ.
મજનાં અર્પણ કરતો ભક્ત,સ્વર્ગ મૃત્યના જે રાજ;
પાતાળ ને બીજા રાજ્યને, તુચ્છ ગણે મુજને કાજ.
ભક્તને મનમાં પ્રેમ છે, મુજ વિના અન્ય ન વાણ;
ભક્ત વહાલા મુજને, ઉદ્ધવ તું છો મારો પ્રાણ.
તુજ જેવા શીવ બ્રહ્મા નહિ, લક્ષ્મી ને બળભદ્ર;
મુજમૂર્તિ વહાલી ન તું થકી,એમ બોલ્યા સૌમ્ય ભદ્ર.
તૃષ્ણા રહીત શાંત નિર્વૈરી, એવા ભકતના હું દાસ;
એ ભક્તની ચરણરજથી, પવિત્ર કરૂં બ્રહ્માંડ ખાસ.
હે ઉધ્ધવ તું જાણજે, મજ ભક્તિ કરે પાપ નાશ;
ભક્તિથી મને વશ કરો,તેવો યોગ સાધનથી ન આશ.
ભક્તિ થકી ચંડાળ, થાયે શુદ્ધ અને પવિત્ર;
ગમે તેવો જન હોય નિચો, પણ ભક્ત મજનો મિત્ર.
ચિત્ત દ્રવે, રોમરોમે વ્યાપે, આનંદ અદ્ભુત અંગ;
નેત્રે વહે આનંદધારા, ગાયે નાચે એ ભક્તિ રંગ.
શ્રવણ કીર્તન ધ્યાન દર્શન, એ સર્વે મુજ ભકિતનાં રૂપ;
આત્મજ્ઞાન મજવિના ખોટું,એમ બોલ્યા શમદમ ભૂપ.
ભકિતવિના સાધન સર્વે, એ ઠામ જુઠા જાણ;
ભજન કરેથી નિશ્ચે પ્રાણી, ભવાટવી તરે નિર્માણ.
કામ શાસ્ત્રના માર્ગ સઘળા, કરવા શિઘ્રે નાશ;
એવા ભક્તની હું ઉધ્ધવ સત્વર, પુરીશ સઘળી આશ.
મારી માયાયે કરી કંઇ પ્રાણી, સંસારના જે જન;
માનુષી દેહ ધરી કરી, અભિમાન આણે મન.
માયાના લાધ્યા માનવી, પાખંડ કરે છે જાણ;
મહંત થઇ પોતે બેસશે, સૌ લોકમાં નિરવાણ.
પાખંડ ધર્મ પ્રકટ કરીને, પુરૂષનાં હરે મન;
દયાદાન ને દેવ પૂજન, ન કરે મુજ દર્શન.
વેદમાર્ગ તજી અને, પાખંડ કરશે અનેક;
લોકને બહાર દેખાડવા, મમભજન કરશે સુવિવેક.
સિદ્ધ થઈ બેસશે પોતે, મારૂં લઇ આચ ;
તેની આગળ સર્વે નમશે, એવી થાશે ચારે વર્ણ.
ભજન મારૂં ઉવેખી, સૌ ધરશે તેનું ધ્યાન;
મમ સ્વરૂપ દર્શન કરે, એવા અલ્પ બુધ્ધિ અજ્ઞાન.
પાખંડીને સૌ નમે, તે આગળ કરે કીર્તન;
પુજા કરે વળી તેતણી, મુને ઉવેખી સહુ જન.

---

* આ ચૌદમા અધ્યાયમાં ભક્તિજ ઉત્તમ સાધન છે, બીજું કંઈપણ ઉત્તમ સાધન નથી એ વિષયનું તથા સાધન સહિત ધ્યાન યોગનું વર્ણન કરવામાં આવ્યું છે.

† ખાવું પીવું ને ભોગવવું એજ કલ્યાણનું સાધન ચાર્વાક મતમાં છે.

તુજવો ધર્મ આચાર સઘળો, પાળશે નરનાર;
નીચને જઈ સર્વ નમશે, તજી મુજને સાર.
વર્ણાશ્રમના ધર્મ કેરો, પ્રાણી કરશે લોપ;
સિદ્ધ જ્ઞાની થઈ બેસશે,જીવજંતુને નાંખશે કૂપ.
પરવિત્ત હરવા પાખંડી, પાખંડ કરે કે અનેક;
પરવિત્તની પ્રાપ્તી થયાથી, ધરે મન સંતોષ.
નિષ્કામના જે ભક્તિ મારી, તેની ન જાણે વાત;
સિદ્ધ થઇ પોતે બેસે, સંસારમાં દિન રાત.
જપ તપ તીર્થ દયા દર્શન, કહાવે મારૂં જેહ;
તેહથકી રહે વેગળો, પાખંડી પ્રાણી તેહ.
એવી મુજ માયા અપરમિત, કો નવ પામે પાર;
લક્ષ ચોર્યાશી અવતરે, સંસારમાં બહુ વાર.
સ્વકામના ભક્તિ કરી, માગશે તે વૈભવ ધન;
મનમાં એવું ઉપને જે, બેસું ઇંદ્રાસન.
જે પ્રવૃત્તિથી રહે અળગો, નિવૃત્તિનો કરી સંગ;
તે શર્ણુ મારૂં પામશે, એમ વદે વાણી શ્રીરંગ.
તેની સદા ચિંતા હું કરૂં, તે શર્ણુ મારે દાસ;
તેથી હું ક્ષણ અળગો નહીં, એમ કહે શ્રીઅવિનાશ.
વૈકુંઠ પદ તે પામશે, વૈમાને થઇ અસ્વાર;
તે શર્ણુ મારે આવશે, એમ વદે વિશ્વાધાર.
જેનું ચિત્ત મારે વિષે, ને રાત્ર દિવસ ધરે ધ્યાન;
તેહ ભક્તિ મારી પામશે, જેના હૃદયમાં ભગવાન.
ભક્ત ભાવે દયા દાને, કથા કીર્તન ગાન;
દર્શન પુજન સ્તવન કરતાં, વૈકુંઠમાં હોય સ્થાન.
જેમ બાળે હુતાશન, સૌ ભસ્મ કરે નિરધાર;
સુકું લીલું સર્વ બાળે, ક્ષણ નવ લાગે વાર.
તેમ જેનું મન મુજમાં, નિષ્કામના મારગ સાર;
અકર્મ તેનાં સર્વ બાળું, એમ વદે શ્રી મોરાર.
સંસારિક મુજ દર્શન કરતાં, ગુણગ્રામ ગાતાં જન;
રોમાંચિત થઇ રાજી થાયે, ભાવથી કરી પૂજન.
પ્રતિમા મારી ભાવથી પૂજે, નૃત્ય કરે ને ગાય;
ત્રણલોકને પાવન કરે, એ મુજ ભક્તિનો મહિમાય.
જેમ સુવર્ણને અતિ તાપ દેતાં, વિશેષ્ય ચોખું થાય;
તેમ પ્રભુનું સ્મરણ કરતાં, અતિ સુખી હોય કાય.
પુરૂષ પવિત્ર થાયે સહીજે, ધરે હરીનું ધ્યાન;
કરૂણા કરે તેને વિષ્ણુજી, સાક્ષાત શ્રી ભગવાન.
નિશ્ચે તે પામશે મુજને, સર્વથા નિરધાર;
હું તેથી અળગો નહીં, એમ વદે વિશ્વાધાર.
મમશર્ણની ઇચ્છા કરે તે, વિષય રસ તજે સર્વ;
સંગત સ્ત્રી જનની તજે, મનમાં ધરે નહીં ગર્વ.
નિષ્કામના ભક્તિ કરી, વિષય સુખની છોડે આશ;
આશા તૃષ્ણાથી રહિત, સદા હું છઉં તેની પાસ.
તે પામશે મુજને નકી, એ વેદ વાણી સાર;
હું આશા પુરૂં દાસની, ઉધ્ધરે નરને નાર.
એવી પ્રભુની વાણી સાંભળી, ઉચરે ઉદ્ધવદાસ;

**ઉદ્ધવ ઉવાચ–**

એક પ્રશ્ન મુને ઉદય હતું, તેહ કહો શ્રી અવિનાશ
કેવા કર્મથી શા આચારે, ધરવું તમારૂં ધ્યાન;
તેહ વિધી સઘળી કહો, મુને કૃપા કરી ભગવાન.
જે ધ્યાનથી દર્શન તમારૂં, પામીયે મહારાજ;
હરીદાસ તારા ઉધરે, સંસાર સાધન કાજ.
એવું પ્રશ્ન ઉદ્ધવનું સુણીને, વદે જુગજીવન;

**ભગવાન ઉવાચ–**

તેં સાધન પુછયું ઉદ્ધવ રૂડું, તુજને છે ધન્યધન્ય.
સંસારના પ્રાણી સર્વકો, આચરે આણી સ્નેહ;
જનમાયા સાગરને તરી, મમશર્ણ પામે તેહ.
એકાંતસ્થાનક પવિત્ર જોઇને, ત્યાં કરીએ આસન;
પદ્માસન કરી બેસીયે, વળી રોધ કરીયે પવન.
ક્ષણે ક્ષણે વાયુને ખાળીયે, રોધીયે મૂળ સ્થાન;
પ્રાણાયામ કરી દેહ શોધીયે, ધરી માહરૂં ધ્યાન.
પુરક કુંભક ને રેચક એ, રોધ કીજે વાય;
કુંભકને ત્યાં રોકીયે, તે સમાવીયે ઘટ માંય.
નાસિકા અગ્રે દ્રષ્ટી કરીને, સાંભળે અર્ણવ નાદ;
મોર પિચ્છની ચંદ્રિકાવત્, નીરખે હરી ઉલ્હાસ.
ચાર ધ્યાને ચતુર્ભુજનું, કીજીએ દરશન;
આ દેહીમાં અવીનાશ જોવા, રૂડે દેહ સાધન.
પ્રથમ ધ્યાન પદ્માસને, હોય ધુમ્રજ્યોતિ પ્રકાશ;
ત્યાં પ્રેમ પૂર્ણથી પરિબ્રહ્મજી,કરૂણા કરે અવિનાશ.
બીજે ધ્યાને રક્ત વર્ણ, દેખીયે વિશ્વાધાર;
અગ્નિ સ્વરૂપ અવિનાશજી, વૈદ્યુત્ય સર્વ પ્રકાર.
નીલ પીત્ત ને રક્ત રંગે, સ્વરૂપ દેખે અનેક;
તે સ્વરૂપ મારૂં જાણજે, આણજે મન વિવેક.
પર્મજ્યોતિ દેખતાંમાં, હોય ઉદ્યોતકાર;
અંધકાર સૌ નાશ પામે, પ્રકટ જ્યોતિ સાર.

ત્રિકુટી દ્વારે ધ્યાન ત્રીજું, આચરવું નિરધાર;
ત્રિજું તાળું ઊઘડેથી, ઉદ્યોત બહુ ઝાતકાર.
જેમ શરદ કાળે ઘનવર્જિત, નિર્મળ હોય આકાશ;
તેમ સચરાચર દેખીયે, પરિપૂર્ણ તે યશ રાશ.
તહાં પ્રત્યક્ષ દીપક દેખીયે, જ્યોતિમંડળ થાય;
તે રૂપ મારૂં જાણજે, એમ કહે શ્રી વૈકુંઠરાય.
ચોથે સ્થાને જ્ઞાન ધ્યાને, દેખીયે ભગવાન;
તે સર્વ વ્યાપક વિશ્વંભર, તું ઉધ્ધવ સાચું માન.
અખંડ જ્યોતિ જળહળે, અંત્રીક્ષ ભાસે સાર;
આધાર તેને નથી કોનો, તે વિષ્ણુ રૂપ મોરાર.
એમ ચોથું તાળું ઉઘડે, બ્રહ્મરંધ્ર*ની જે ભીત;
ત્યાં પ્રગટ રૂપ પરિબ્રહ્મને, દેખીયે રૂડી રીત.
એ ચાર ધ્યાનનો ભેદ જે, જન પામશે સંસાર;
તે માયા મોહ સાગર તરીને, ઉતરશે ભવપાર.

**ઉદ્ધવોવાચ—**

ઉદ્ધવ કહે મહારાજ શ્રી, એ ધ્યાન ભેદ છે જેહ;
તે જીત્યાની વિધી કહો, શુભ પામીયે ફળ દેહ.

**શ્રી કૃષ્ણ ઉવાચ—**

તવ વદે શ્રી નાથજી, સાંભળ કહું વિસ્તાર;
બેઠાં દ્વાદશ આંગુળ વાયુ ચાલે,ચાલતાં તે અઢાર.
નિંદ્રામાં ચોવીશ આંગુળ, દોડતાં બત્રીશ;
સંભોગ કરતાં સુંદરીથી, ગતી છે છત્રીશ.
છત્રીશ આંગુળ પવન વ્યાપે, મન્મથનો જ્યાં માર;
પણ આસન દ્વાદશ જીત્યાનો, તુજને કહું પ્રકાર.
ક્ષણે ક્ષણે તે જીતાયે, પગથીએ ચડીએ જેમ;
પ્રત્યેક ખંડે અનુક્રમથી, ખંડી મુકે પગ તેમ.
પ્રથમ એક આંગળન્યૂન કરતાં, કામદગ્ધ જે હોય;
કંઇ જ્ઞાન આવે હૃદયમાં, ને માયા વીસરે સોય.
યુગ્મ આંગળ ન્યૂન કરતાં, આનંદમાં દિન જાય;
તે હર્ષ શોકને મન ન લેખે, માયા નહીં ભેદાય.
ત્રણ્ય આંગુળ ન્યૂનથી, કવી શક્તી હોયે સાર;
અનેક કાવ્ય પ્રબંધ બાંધે, કથા શાસ્ત્ર અપાર.
ચતુરાંગુળ ન્યૂન કરતાં, હોયે વાચા સિદ્ધ પ્રકાશ;
જેહ વદે તે અવિચળ વાણી, સત્ય યોગ અભ્યાસ.
પંચમે હોય દૂરદ્રષ્ટિ, સર્વ નિરખે રૂપ;
ત્રૈલોક્ય તેને પડે દ્રષ્ટે, એમ વદે વૈકુંઠ ભૂપ.
ષડાંગુળ તે ન્યૂન કરતા, ખગમાર્ગની* ગતિ થાય;
પક્ષીની પેરે પરવરે, જ્યાં જવાની ઇચ્છાય.
સાત આંગળ ન્યૂનથી, સાંભળે મેઘનો નાદ;
મેઘતણું રૂપ પોતે દેખે, શુભ દિવ્ય ચક્ષુ પ્રકાશ.
અષ્ટ આંગળ ન્યૂનથી, હોય ભૈરવનાં દરશન;
અનેક નાદ તે સાંભળે, જે ધ્વની અમર ગગન.
નવમે પોતે નવનાથ, સિદ્ધ ચોર્યાશી જે કહેવાય;
તે સર્વ સાથે મળે પ્રેમે, મેળાપ સઘળે થાય.
દશ આંગુળ વાયુ ન્યૂન કરતાં, સિદ્ધ સાધક જેહ;
અનેક આવી મળે, શીઘ્રે થાય નિર્મળ દેહ.
એકાદશમે અર્ધ છાયા, દેખીયે દરશન;
પમ પદ અવિલોકતાં, આનંદ પામે મન.
દ્વાદશમે થાય વાણી, કેશ કાયા કંચન સાર;
તેને જરા મૃત્યુનો ભય નહીં. અવતાર્ણ જે અવતાર.
પછી સઘળે બ્રહ્મ ભાસે, બ્રહ્મમાં લય થાય;
બ્રહ્મ લોકે નિવાસ તેનો, એમ વદે વૈકુંઠરાય.
ક્ષણક્ષણે અભ્યાસથી, એમ ગતિ ગગને હોય;
અનેક સુર મુનિ દેખતાં, જળ મળે મુજને સોય.
ષડચક્ર સાધન ધ્યાનયોગે, આત્માસાધન જોય;
પિંગળા સુષુમણા આરાધ્યા, અવિગતિ હોય.
સત્વ રજ ને તામસી ગુણ, ત્રણ જે કહેવાય;
તે સત્વગુણ મારે વિષે છે, રજો ગુણ બ્રહ્માય.
તામસગુણ સર્વથા શંકર, જાણજે નીરધાર;
જે રૂદ્ર રૂપે સર્વ સૃષ્ટિ, કરે છે સંહાર.
વળી પંચતત્વનું શરીર છે, સાંભળ કહું પ્રકાશ;
પૃથ્વી અપ† તેજ ને વાયુ, આકાશ પાંચે ખાસ‡.
એની પ્રકૃતિ પાંચે જુજવી, તું માનજે નિરધાર;
પ્રથમ પૃથ્વીકેરી પ્રકૃતિ, સાંભળ કહું વિસ્તાર.
અસ્થિ રકત ને ત્વચા નાડી, મેદ જે કહેવાય;
પ્રકૃતિ પૃથ્વીની સહી, એમ વદે વૈકુંઠરાય.
અપની પ્રકૃતિ લાળ, પ્રસ્વેદ મૂત્ર શૂક્ર જે હોય;
રક્ત સમિપે સાથે પાંચે, જાણજો સૌ કોય.
તેજની પ્રકૃતિ જાણીયે, ક્ષુધા તૃષા નિંદ્રા સાર;
આળસ શક્તિની સાથે, પાંચે તેજનો પરિવાર.
વાયુ કેરી પ્રકૃતિ, જ્ઞાન ધ્યાન ગોચર જેહ;
બળ કથા કીર્તન શ્રવણ, વાયુથી પ્રગટે એહ.

* બ્રહ્મરંધ્ર એ મસ્તકમાં છે.

* આકાશ. † પાણી. ‡ નકી.

આકાશ પ્રકૃતિ માયા મોહ ને, રાગ દ્વેષ નિરધાર;
અહંકાર સાથે પાંચ એ, આકાશ ગુણ વિસ્તાર.
પૃથ્વીની આશા ભાર્યા, અપની કલ્પના મન;
તેજની ભાર્યા ચિંતા શાકીણી, કરે રૂધીરનું પાન.
મનસા ભાર્યા વાયુની, ચોરટી તે કહેવાય;
શિક્ષા શિક્ષવંતી આકાશની, તે ચોવિતા સંહકાય.
એ પૃથ્વી સ્થીર બેશી રહે, આપનો શીળ સ્વભાવ;
તેજ તત્વ વાયુ ચલિત, જેમ જળની માંહે નાવ.
આકાશ ઊંચું ગગન ભાસે, એ પંચગુણ વિસ્તાર;
વળી ગુરૂ છે પંચના, તે કથા સાંભળ સાર.
પૃથ્વીનો ગુરૂ મનદેવતા, વાચા સ્વરૂપી હોય;
એ અપનો ગુરૂ ચંદ્રમા, જેને કળી ન શકે કોય.
શીતળ સ્વરૂપે સુધાકર, તે સર્વની રાખે દેહ;
અમૃત અતી ઉપજે તેથી, તેમાં નહીં સંદેહ.
તેજનો ગુરૂ શ્રી સૂર્ય ભણીયે, પાવકસ્વરૂપી જાણ;
વાયુનો ગુરૂ શુક્ર સહી, તે નાદ સ્વરૂપે પ્રમાણ.
આકાશનો ગુરૂ નિરંજન, દેવતા ભણીયે જેહ;
શૂન્ય સ્વરૂપે સર્વ, ને પ્રતિપાળ કરતા તેહ.
પંચ રંગ પંચમહાભૂતના, પ્રથક સાંભળ વાર;
પૃથ્વી તો પીત રંગીણી છે, અપ શ્વેત શરીર.
રક્ત રંગે તેજ ભણીયે, વાયુ હરિત છે રંગ;
શ્યામ રંગે આકાશ શોભે, ગગન ગોળ અભંગ.
પંચ ગુણના સ્વાદની, તું કથા સાંભળ વાત;
દૃઢ મન કરીને શ્રવણે ધરજે, વદે શ્રીજગનાતાત.
મીષ્ટ પૃથ્વી સ્વાદ નિશ્ચે, અપ ચરકો સાર;
તેજ તીખો વાયુ ખારો, આકાશ મોળો અપાર.
મેળાપ ગુણ પૃથ્વીતણો, અપ વીર્ય ગુણ જાણ;
તેજ તમો ગુણ વાયુ વશ ગુણ,આકાશ સત્વ પ્રમાણ.
મસ્તક ઘર પૃથ્વીનું છે, ગુંજ સ્થળ તે દ્વાર;
ખાનપાન અહાર રૂપી, લાલચ લોભ વ્યવહાર.
લલાટ ઘર છે અપતણું, દ્વાર ઇંદ્રિ સત્ય;
દૃષ્ટિ અહારને જાણીયે, વ્યવહાર રૂપી ને સુગત્ય.
પિત્ત ઘર છે તેહનું, વળી સુખ સુંદર દ્વાર;
દૃષ્ટિ રૂપી અહાર છે, સુકાંતિને સમકાર.
વાયુ ઘર છે નાભિ સ્થાનક, નાશિકા જાણો દ્વાર;
સુગંધ સઘળે અહાર તેને, વિવિધ છે વ્યવહાર.

આકાશનું બ્રહ્માંડ ઘર, શ્રવણ દ્વાર નિરધાર;
શબ્દરૂપી અહાર તેનો, નાદ છે વ્યવહાર.
એ ઉત્પત્તિ અવિગત્ય છે, એ ઉત્પત્તિ આકાશ;
આકાશથી તે ઉપજે વાયુ, વાયુથી તેજ સાર.
તેજથી ઉત્પત્તિ જળતણી છે, જળથકી મહી હોય;
મહી ગૃહે છે તોયને, જળ ગૃહે તેજને સોય.
તેજ ગૃહે છે વાયુને, વાયુ ગૃહે છે આકાશ;
આકાશ ગૃહે અહંકારને, આણજે મન વિશ્વાસ.
અહંકાર ગૃહે અવિગતિને, સત્વ સત્ય નિરધાર;
ત્રિગુણ પંચતણી પ્રકૃતિ, પિંડ બ્રહ્માંડ વિસ્તાર.
એ પંચમહાભૂતનું વર્ણન, કહ્યું તુજને સાર;
સદગુરૂ કૃપાથી આત્માજ્ઞાને, પામશે જન પાર.
સાધુ સમાગમ દોહેલો છે, આત્મ સાધન જ્ઞાન;
જેનું ભાગ્ય હોય તે અનુભવે,એમ બોલ્યા શ્રી ભગવાન.
એવું આત્મજ્ઞાન સાંભળી, ઉદ્ધવ કરે નમસ્કાર;
એક પ્રશ્ન ઉત્તમ વળી, હરી પ્રત્યે પૂછ્યું તે વાર.

**ઉદ્ધવોવાચ–**

સ્વામિ બ્રહ્મવિદ્યા બ્રહ્મરસ ને, બ્રહ્મસ્થાનક જેહ;
ષટ્ ચક્ર પંકજ દેહીનાં, પ્રભુ કહો મુજને તેહ.
વળી શ્વાસોશ્વાસ અંત્રીક્ષ દોરી, આત્મરૂપે લહે જાણ;
કો સદસાધુ બુધ્ય જાણે, કૃપા જો સારિંગપાણ.
ષટ્ ચક્રના જે ઇષ્ટ છે, તે દેવનાં કહો નામ;
સર્વ સંખ્યા બ્રહ્મ વર્ણન, સાંખ્ય યોગનું ધામ.
વિસ્તારપૂર્વક સર્વ મુજને, કહોની વૈકુંઠરાય;
જીવ આવે કયાં થકી આ, કયાં જઇને સમાય.
એવાં રૂડાં પ્રશ્ન ઉદ્ધવનાં, સાંભળી શ્રી ભગવાન;
વદે વાણી વિશ્વંભર, ઉદ્ધવ પ્રતે હરી જાણ.

**શ્રીકૃષ્ણ ઉવાચ–**

એ પ્રશ્ન મુજને અરજુને, પૂછયું હતું એકવાર;
મહાભારત ભીષ્મ પર્વે, જ્યાં ગતિનો વિસ્તાર.
એ કથા કહું તુને બ્રહ્મની, સાંભળ ઉદ્ધવ વીર;
જે શ્રવણ કરતાં પાપ નાસે, પવિત્ર થાય શરીર.
યોગ કમળે ઉપજે મન વિષે, કમળ કરે ત્યાં વાસ;
જ્ઞાન કમળ પ્રપંચ કરીને, થાય મન સન્યાસ.
કાયા યોગે સકળ ઉન્મત્ત, જાણજે નિરધાર.
ઉન્મતિ ધ્યાને આત્મા સહેજે, સાધુ સમાવે સાર.

એ કર્મને યોગે કરીને, પ્રાણદેહી થાય;
કલ્પના તેને ચલાવે, ઉદય કરી લઇ જાય.
મન મરે આત્મા અમર છે, જેનો નથી કંઇ નાશ;
જે ગૃહે છે તે કાળરૂપી, સદા છે ભમતો પાસ.
આત્માને પરિચય કરી, ઉત્પત્તિ ભાજે સર્વ;
શબ્દ પરિચય ધ્યાન તાળી, જો તજે મનનો ગર્વ.
વૈરાગ પરિચય થકી હોયે, સર્વથા આશ નિરાશ;
શૂન્ય પરિચય જાણજે, સર્વથા એહ સમાસ.
ઓંકાર સૌ આત્માભાવ છે, સર્વ ભૂતને માંહે;
શબ્દ અનહદ ઘટઘટ વ્યાપક, શરીર ધારી જ્યાંહે.
તે ગુરૂકૃપાથી જાણીયે જો, મળે સદગુરૂ દેવ;
વિષય સઘળા નાશ પામે, ગુરૂ કૃપાથી એવ.
શુદ્ધ વૈરાગ્ય હોય જ્ઞાન જોગે, જ્ઞાનથી વાધે જ્ઞાન;
ઉન્મુની શું પ્રકાશ થાય, ઉપજે અંતરધ્યાન.
આત્માજ્ઞાન સમચિત્ત કરે, ત્યારે પ્રાણ પામે સમાસ;
એ સમાસ લક્ષણ પામશે, જે માયાથકી ઉદાસ.
સમાસ પામ્યો જાણીએ, જ્યારે તજી નિંદ્રા ભૂખ;
આશા ત્રષ્ણા વિસારી, જ્યારે તજ્યું માયા સૂખ.
સર્વ વિષયો મળીયા, મનની ન પહોંચે આશ;
અનેક ઋષી માયા તજીને, કરે છે તેનો અભ્યાસ.
આપ ખોયાવિના નિરંજન, નહીં મળે નિરધાર;
જ્યાં લગી કલ્પના ઉપજે, ત્યાં લગી દોષ અપાર.
તે કલ્પનાને છેદીયે, જ્ઞાન ખડગે કરી વીર;
એકાદશ ઈંદ્રિય જીતવી, મન દૃઢ કરીને ધીર.
સ્વયં ધૈર્ય ધર્યાવિના, કારજ ન પામે સિદ્ધ;
ચૈતનકાર્યતો લહે જો, રવિશશી મિત્રી વીધ.
જો ચંદ્રસૂર્ય રહે એકઠા, મળી એક ઠામ,
ઉત્પત્તિ પ્રલય ન નીપજે, એમ કહે સુંદર શ્યામ.
મધ્યવર્તી મન ઉન્મની, તાળી કો જાણે જોગીજન;
સંસારમાં નીર્લેપ તે યથા, કમળ જળ દરશન.
એ અધ્યાત્મક જ્ઞાનને, અનુભવે જે સંસાર;
તે સિદ્ધ સંત હવા સહી, પામશે દુસ્તર પાર.
સદગતિ હોયે પૂર્વ પુણ્યે, ટળે સઘળાં પાપ;
સંસાર માયાથી ન ભેદાય, એવો પ્રબળ જ્ઞાન પ્રતાપ.
એમ ગુહ્ય પૂર્ણ યદા, સાધુતે 'મારૂં રૂપ;
સકળવ્યાપક હું રહ્યો, એમ વદે વૈકુંઠ ભૂપ.
અહંકાર 'હું, તું' એ ભર્મ છે, રમે સર્વ માયા માંહિ;
સ્થાવર જંગમ રહ્યો વ્યાપિ, બ્રહ્મ રૂપે ત્યાંહિ.

વિષય આચાર્ણથી ઉપજે, હું તુંનો માર્ગ જેહ;
જ્ઞાનયોગે સમાસ પામે, તેમાં નહીં સંદેહ.
જેમ પ્રભાતે સૂર્ય પ્રગટે, તિમિર સઘળું જાય;
તેમ જ્ઞાન યોગે કરીને, વિષય દૂર પલાય.
સ્વયે આપે જ્ઞાન થયા વિન, નિર્મળ થાય ન મન;
પૂર્ણ બ્રહ્મ પ્રભુ તો મળે, જો મમતા તજે એહો દિન.
જેવે યોગે ઉપજે પ્રાણી, તેવા ધરે છે વિચાર;
એ સર્વ વ્યાપક આત્મા છે, તું માનજે નિરધાર.
અવસાને જેવી વાંછના, તેવા ભોગ પામે પાર;
ઉત્પત્તિ પ્રલય બેઉ સમીપ છે,પામે પૂર્ણ બ્રહ્મ પ્રકાર.
જો સર્વથા નિવૃતિ મારગ, આચરે નહિં કંઈ કર્મ;
તો તેને કંઇ વાર નથી, પામતાં પૂરણ બ્રહ્મ.
સોહં ઉપજે મૂન્યથી, વળી અંતર માંહે સમાસ;
બંધ મોક્ષ બેઉ ભર્મના, એમ વદે શ્રી અવિનાશ.
અનુક્રમે હવે જાપ વિધા, સાંભળ તે વિસ્તાર;
એકવીશ સહસ્ર ને ષટ્શત, મેળાપ સંખ્યાસાર.
ઉન્મુની ધ્યાન કોઈએક સાધુ, જાણે વિરલો જન;
ષટ્ ચક્ર મધ્યે દેવતાનું, કરે નિત્ય દર્શન.
ખટ શત જાપ જપે ગણપતિ, છ સહસ્ર પ્રજાપતિ નામ;
છ સહસ વિષ્ણુની જપે, છ સહસ્ર શંકર ધ્યાન.
એક સહસ્ર આત્મા જપે, પરાત્મા એક હજાર;
એક સહસ્ર ગુરૂ જપે છે,એ સંખ્યા કહી નિરધાર.
સાઠ ઘડીયે પૂર્ણ થાયે, એ જાપ સૌનો મેળ;
અહોરાત્ર એમ નીપજે,ઘટ મધ્યે આત્માનો ખેલ.
એ જાપ ભેદની કથા કહી,હવે સાંભળ તેનાં નામ;
ચક્રદળની પત્રિકા, ખટ દેવનાં વિશ્રામ.
ચતુર્દલ કમલે ગણપતિનો, જાણજે નિવાસ;
પંકજ ખટદલે બ્રહ્મા વસે, મનમાં ધરી ઉલ્હાસ.
અંબુજ દશદલે વૈકુંઠવાસી, વસે શ્રી ભગવાન;
દ્વાદશ દલે શંકરજી, ત્યાં ધરે છે નિત્ય ધ્યાન.
શોડષ દલ કમળે વસે છે, આત્મા તે દિનરાત;
શક્ર અવિદ્યા સાથ પોતે, કરે છે નિત્ય વાત.
દ્વિદલ કમલે વસે પરાત્મા, પર્મ સોહંકાર;
ત્યાં મન પવન સંગે રહે, જન કો ન પામે પાર.
ત્યાં ત્રિવેણી સરિતા વહે છે, હંસ કપિલા ગાય;
પયપાન હંસ કરે સહુ, આનંદ અંગ ન માય.
બ્રહ્માંડ શીખરે સહસ્ર દલ, ત્યાં ગુરૂનો છે વાસ;
ચૈતન્ય ચેત કહી લહે, અખંડ જ્યોતિ પ્રકાસ.

નિષ્કામ યોગાભ્યાસ કરીને, ધરે છે ત્યાં ધ્યાન;
તે ષટ્ ચક્રને નીર્ખશે, જેને બ્રહ્મ વિદ્યા જ્ઞાન.
એ અનુભવતાં દ્રષ્ટે પડે છે, ધુની પ્રથમે સાર;
પર્મ જ્યોત સ્વરૂપ દેખે, અર્વે શાંતિ આકાર.
ગુરૂ જાપની જે ભેદ લે, કહું તેહ તુજને વાત;
અજપા જાપ સૌ સિદ્ધ જપે, આનંદમાં દિન રાત.
જીવ્હા અધર હાલે નહીં, ને મનમાં કરવું સ્મર્ણ;
જ્ઞાનાગ્નિએ બળે વિષય, સર્વે અઘ આવર્ણ.
જપ તપ તીર્થ વ્રત કરીને, જ્ઞાની થઇ ધરે ધ્યાન;
ગુરૂ કૃપા વિના સિદ્ધિ નથી, એમ વદે શ્રી ભગવાન.
એક પલ નીમીષ છે કે, ઘટિકા ત્રણસે સાઠ;
એ યામે સતાવીશ છે, સિદ્ધ જપે જાપ એમ પાઠ.
આહાર નિદ્રા તજે વિષય, ઉન્મુખી ધરે ધ્યાન;
સમ સંતોષ ધ્યાને કરીને, ચંચળ ચિત્ત રહે સ્થાન.
અસ્થિરને જન સ્થિર કરે, ત્રિપંચ દલ બેહુ રંગ;
શુભાશુભ ફળ પત્રિકા, મધ્ય શુન્ય અસંત.
સંતસિદ્ધ સૌ ત્યાં વસે, જહાં જન્મ જરા નહીં કાળ;
કેઈએક બ્રાહ્મણ ફરતા પત્રિકા, ફરી થાકયા તે ડાળ.
નિષ્કામના અને વૈર્યથી, નિત કરે વિષય નાશ;
અહંકાર ઉપજે વિર્યથી, વળી નાશ થાય પ્રકાશ.
એ નિર્ગુણ બ્રહ્મ અતીત છે, સર્વત્ર વ્યાપક રામ;
કંચન ઘાટ અનેક છે, પણ અંતે એકરસ ધામ.
સગુણ નિરગુણ સ્પર્શ નહીં,જ્યાંઉન્મુનિ ધ્યાને ધ્યાય;
અવની ઉદક મધ્યે ઉન્મુની રાખે,બ્રહ્મમાં લય થાય.
ખેચરી ભુચરી ચરાચરી, અગોચરી છે જ્યાંહે;
ઉન્મુનિ મુદ્રા સર્વ માંહે, વિશેષ દીસે ત્યાંહે.
પદ્માસને ઉન્મુની પ્રકારે, ધરે માહારૂં ધ્યાન;
તે શીઘ્રે પામશે સ્વરૂપને, એમ વદે શ્રીભગવાન.
પદ્માસને પવન રોધી, ધ્યાન યુક્તે સાર;
પ્રાણાયામે કરીદેહ શોધીયે, નીરખીયે મોરાર.
પૂરક કુંભક ને રેચક, એ વડે શુદ્ધ કાયા થાય;
એ ધ્યાન માર્ગે એક માસે, પવનને જીતાય.
અષ્ટદલ કમલ કાયા વિષે, જે પર્મ શોભિત હોય;
તેને તંતુમુર્ધની શું બાંધીયે, યોગમારગ સોય.
નાસિકા અગ્રે દ્રષ્ટિ કરીને, ધરે હરીનું ધ્યાન;
ચંદ્રસૂર્યને હુતાશન ત્યાં, દેખાયે ભગવાન.
તે તેજ મધ્યે રૂપ જોવું, ચતુરભુજ જે રામ;
સુંદરસુખ સોહામણું, એવો અખિલજન વિશ્રામ.
વૈરાટ સ્વરૂપ સૂક્ષ્મરૂપ, હરી પર્મ શોભિત નાથ;
તેને ફાટિકપોલ અર્ક ભાલે, રત્નમણી કંકણ હાથ.
રત્નજડિત કુંડળ મનોહર, શ્રવણ શોભા સાર;
વારૂ લોલ કપોલ કંઠે, રત્નમણીનો હાર,
શ્રીવત્સલાંછન પર્મ શોભિત, પિતાંબર ઘનશ્યામ;
અર્ધાંગ લક્ષ્મી સહિત સ્વામિ, પૂર્ણ આત્મારામ.
શંખ ચક્ર ને ગદા સારિંગ, પદ્મધર શ્રીરંગ;
એવા હરીને નીરખતાં, હોય કોટિ પાતક ભંગ.
મુકુટ મસ્તક પર્મ સુંદર, ઉર વૈજયંતી માળ;
એવા સ્વરૂપને ચિત્તે ધરતાં, કરૂણા કરે દયાળ.
ઇંદ્રિ સઘળી આકર્ષીને, મન ધરવું મારૂં ધ્યાન;
આત્માને મન એક કરીને, નીરખીયે ભગવાન.
તેહ સ્વરૂપને નીખતાં, પછી જ્યોતિભાસે રૂપ;
ચંદ્રસૂર્ય તારા ત્રિવેણી, અજ ઇંદ્ર વૈકુંઠભૂપ.
અહો ઉદ્ધવ ઇંદ્રિને, મન પવન જીતે જેહ;
મારે વિષે આરોપિ રહે, મહા સિદ્ધ યોગી તેહ.
તેને વસ્તુ સકલની પ્રાપ્તી, ગુણ ચૌદલોક વિસ્તાર;
તેને નિગમ નારદ વખાણે, એમ વદે વિશ્વાધાર.
સકળ ઇંદ્રિ જીતીને, જપે જાપ તે સાર;
બ્રહ્માગ્નિમાં અંગ હોમે, તે શીઘ્રે પામે પાર.
વ્યાસનંદન ઉચરે, સાંભળો પરિક્ષિત રાય;
શ્રી ભાગવત એકદશ સ્કંધની, પર્મ પવિત્ર કથાય.

**વળણ.**

પર્મ કથા એ અધ્યાય ચતુર્દશ, જે જન પ્રીત સાંભળે;
કરજોડી વલ્લભ કહે, તેને શ્રી હરીની કૃપા મળે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશમસ્કંધે ચતુર્દશોધ્યાયઃ ॥૧૪॥**

## અધ્યાય ૧૫ મો.*

**કડવું ૧૯ મું-રાગ ધન્યાશ્રી.**

શુકજી વાણી ઉચરે, સાંભળો પરીક્ષિતરાય;
શ્રી કૃષ્ણજી તે ઉદ્ધવ પ્રત્યે,કહે છે જ્ઞાન કથાય.
ઉદ્ધવજી શ્રી હરીને પૂછતા,પ્રશ્ન અનુપમ સાર;
ધારણા સિદ્ધિ હરી તારી જે,તેનો કહો વિસ્તાર.

* પંદરમા અધ્યાયમાં ધારણાને અનુસરનારી અને વિષ્ણુપદની પ્રાપ્તિ થવામાં વિઘ્નરૂપે માનેલી સિદ્ધિઓ કેહવી છે તેની કથા કહી છે.

### ચાલ.

વિસ્તારપૂર્વક કથા પાવન, કહો મુજને નાથ;
એવું પ્રશ્ન ઉધ્ધવજી કરે, જોડી યુગ્મ પ્રભુને હાથ.
તવ શ્રી કૃષ્ણ કહે ઉદ્ધવ પ્રત્યે,યોગ અર્થે સિદ્ધી અઢાર;
ધારણા પણ છે તેટલી, જાણ યોગ તત્વનો સાર.
એમાંની અષ્ટ સિદ્ધીઓ, રહે મુજમાં જાણ;
સારૂપ્ય મુક્તિવાનમાં, રહે કંઇ અંશે પરમાણ.
બાકી રહેલી દશ સિદ્ધિઓ, ભોગવે યોગી જન;
સત્વ ગુણ સેવન થકી, પ્રાણી પામે મમ દર્શન.
અણિમા[1],મહિમા[2],લઘિમા[3], ચોથી પ્રાપ્તિ[4] સિદ્ધિ હોય;
પ્રાકામ્ય[5], ઈશિતા[6], ને વશિતા[7], પ્રાકામ્ય[8] શ્રેષ્ઠ તું જોય.
એ અષ્ટ સિદ્ધિ વસે મુજમાં, નહિ બીજાની પાસ;
એ ભોગ ભોગવે મુજસું, ઈશ્વર અંશમાં નિવાસ.
સત્વ ગુણ વધવાથી, દશ સિદ્ધિ પામે યોગી;
એ સિદ્ધિના સુખ સર્વે, નવ શકે ભોગવે ભોગી.
તેનાં નામ કહું તુજ પ્રત્યે, સાંભળ ધરી ભાવ;
અનુર્મિત્વ[9], દૂરશ્રવણ[10], દૂરદર્શન[11] ને મનોજવ[12].
કામરૂપ[13], પરકાયપ્રવેશન[14], સ્વચ્છંદ મૃત્યુ[15] એ આઠ;
દેવસહક્રીડાદર્શન[16], એ સિદ્ધિનો બહુ ઠાઠ.
યથાસંકલ્પસંસિદ્ધિ[17], અને અપ્રતિહતાજ્ઞા[18];
એ અઢારે મહા શ્રેષ્ઠ છે, બાકી જાણવિ સર્વે અપ્રમાણ.
વળી પંચ સિદ્ધિ ક્ષુદ્ર છે, તેના ગણાવું નામ;
એ સિદ્ધિ ભોગવે કંઇ પ્રાણી, પણ ન અઢારમાંઠામ.

ત્રિકાળજ્ઞત્વ[19], અદ્વંદ્વ[20], પરચિત્તાદ્યભિજ્ઞતા[21];
પ્રતિષ્ટંભ[22] ને અપરાજય[23], એ જાણે હોય સંપૂર્ણતા.
અષ્ટાદશ સિદ્ધિ વિષે જે, અષ્ટ છે પ્રધાન;
દશથી ઉપરે આઠછે, તે જાણે પરમ ભગવાન.
તે સિદ્ધીથી સુખ પામિયે, એમ વદે વૈકુંઠરાય;
શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે, સિદ્ધી જ્ઞાન કથાય.
સકલસિદ્ધિ અનુપમ, ત્રૈલોકય મધ્યે સાર;
જે જે સિદ્ધિયે ચીંતવીયે તે, પામીયે નીરધાર.
અણિમાં મહિમા ચિંતવશે, અભ્યાસ કરીને જેહ;
તે વૈરાટસ્વરૂપને પામશે, તેમાં નહીં સંદેહ.
એ સિદ્ધિઓ ધારણ કરવાનો, કહુ હવે ઉપાય;
તે જ્ઞાન છે અતિ દોહેલું, ઉદ્ધવ જાણ મનનીમાય.
મનને ભુત સુક્ષ્મરૂપનો, આકાર આપી જોય;
એ સુક્ષ્મરૂપ ઉપાસક પ્રાણીને, અણિમા સિદ્ધ હોય*.
જ્ઞાન શક્તિવાન મહત્તત્વનો, મનને આપે આકાર;
એ ઉપાધિવાન્ મજને ધારે,તો મહિમા પામે સાર.
આકાશની મોટાઈ જાણે, જાણે મને તે સંગ;
મહિમા સિદ્ધિ પ્રાપ્ત થાય તેને, એનો નવલો રંગ.
પૃથ્વી, જળ, તેજ ને વાયુ, એ જાણે પરમાણું રૂપ;
એ પરમાણું યોગી ધારે મને, થાય સઘળાનો ભપ.
સાત્વિક અહંકારરૂપ, જાણે ઉપાધિવાન મજરૂપ;
પ્રાપ્તિ સિદ્ધિને તે પામે,એ જાણ તું શુધ્ધ સ્વરૂપ.
ક્રિયા શક્તિ ને શ્રેષ્ઠ ગણી,ઉપાસે મુજને જે જન;
પ્રાકામ્ય સિદ્ધિ તેની હોયે, હોયે શુદ્ધ જો મન.
ત્રિગુણરૂપ માયા નિયંતા, મજને જાણે પરમાણ;
ઇશિતા સિદ્ધિને તે પામે, એ માન મન નિર્વાણ.
નારાયણના શુદ્ધ રૂપને, જાણે યોગી જન જોય;
વશિતા સિદ્ધિને તે પામે, તે પ્રાણી નિસંદેહ;
નિર્ગુણતા બ્રહ્મને પીછાણે, સ્વચ્છ મને મને જોય.
પ્રાકામ્ય સિદ્ધિ પામે પ્રાણી, તેનો ભૂપ તે હોય.

---

૧ મોટા શરીરમાંથી અત્યંત સુક્ષ્મ શરીર કરવું તે. ૨ સુક્ષ્મ શરીરમાંથી મોટું કરવું તે. ૩ ભારે શરીરમાંથી હલકું કરવું તે. ૪ સર્વે પ્રાણીઓની ઇંદ્રિઓ સાથે તે તે ઇંદ્રિઓના દેવરૂપે સંબંધ કરવો તે. ૫ પરલોકના તથા આલોકના સર્વ ભોગ જોવાનું સામર્થ્ય તે. ૬ ઈશ્વરમાં માયાની અને બીજાઓ-માં માયાના અંશોની પ્રેરણા કરવાનું સામર્થ્ય તે. ૭ વિષયોના ભોગમાં અસંગ રહેવું તે. ૮ જે જે સુખની ઇચ્છા થાય તે તે સુખને અંતે પહોંચવું તે. ૯ આ શરીરમાંથી ક્ષુધા પીપાસા રહીત થવું તે. ૧૦ દૂરથી સાંભળવું. ૧૧ દૂરથી જોવું. ૧૨ મન ઈચ્છે ત્યાં શરીરનું પહોંચવું. ૧૩ ધારેલા સ્વરૂપની પ્રાપ્તિ કરવી તે. ૧૪ પરકાયા પ્રવેશ વિદ્યા તે. ૧૫ પોતાની ઇચ્છા પ્રમાણે મરણ આણવું તે. ૧૬ દેવતાઓ અપ્સરા સંગે ક્રીડા કરે છે તે ક્રીડાઓને પહોંચવું ને જોવું તે. ૧૭ સંકલ્પ પ્રમાણે પ્રાપ્તિ થાય તે. ૧૮ કોઇપણ સ્થળે આજ્ઞાનો ભંગ ન થાય તે.

૧૯ ત્રણે કાળના જાણનાર થવું તે. ૨૦ તાઢ તડકાથી હેરાન ન થવું તે. ૨૧ પરાયાના ચિત્તમાં શું છે તે જાણવું તે. ૨૨ અગ્નિ, સૂર્ય, પાણી કે વિષ આદિ કોઇપણ વસ્તુથી શરીરને હાનિ ન થાયતે. ૨૩ કોઈપણ સ્થળમાંથી હારવું નહી તે.

* મનને ભૂતસુક્ષ્મનો એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ-રૂપ સુક્ષ્મતત્વનો આકાર આપીને તે મનને એ ભૂત સુક્ષ્મરૂપ ઉપાધિવાળા ભગવાનના સ્વરૂપને ધારણ કરે, તે સુક્ષ્મ રૂપનો ઉપાસક.

શ્વેત દ્વિપપતિ સત્ય ધર્મમય પ્રભુ,મન ધારે યોગેન્દ્ર;
અનૂર્મિમત્વનો તે સ્વામિ, જાણો તેને ઇંદ્ર.
સમષ્ટિ પ્રાણરૂપ પ્રભુને જાણી, નાદસું લાગે લગન;
દૂરશ્રવણ સિધ્ધિનો તે સ્વામિ, નડે ન કોઈ વિઘ્ન.
આદિત્યમાં ચક્ષુ સંયોગે, ને ચક્ષુમાં આદિત્ય;
સુક્ષ્મ દૃષ્ટિવાન તે યોગી, દુર દર્શન પામે નિત્ય.
દેહ મનને અનુસરનારો વાયુ, કરે એકત્ર મુજ સંગ;
મનોજવ સિધ્ધિનો તે સ્વામિ, જાણે નવલો રંગ.
હું અચિંત્ય શક્તિવાન છું, અનેક પ્રકાર આકાર;
તેમાં મનની ધારણા ધરે તો,સ્વામિ કામરૂપનો સાર.
આત્માનું ચિંતન કરીને, સ્થૂળ દેહનો કરે ત્યાગ;
લિંગરૂપ પોતાનું કરે તો, પરકાયપ્રવેશને ભાગ*.
સ્વચ્છંદ મૃત્યુ સિદ્ધિ, પણ પામે ઉપલી પેર;
એ સિધ્ધિ પ્રાપ્ત હોય તો, સ્વર્ગ છે નિજ ઘેર.
પ્રભુ રમણ્ય મૂર્તિનું ચિંતવન, કરે પ્રાણી નિશદિન;
દેવસહક્રીડાનુંદર્શન, પામે આ માયીક તન.
દેવલોકના ક્રીડા સ્થળમાં, થાયે વિહારનું મન;
એક ચિતે પ્રભુનું ધ્યાન ધરે,આવે રંભા કરતી થનથન.
સત્ય સંકલ્પવાન પ્રભુનું, ચિંતન કરે મનમાંય;
યથાસંકલ્પસંસિધ્ધિ પામે, આ જગમાં ને ત્યાંય.
સર્વ નિયંતા સ્વતંત્ર પ્રભુને, જાણે જે કો જન;
અપ્રતિહતાજ્ઞા સિધ્ધિનો સ્વામી, તેને છે ધનધન.
ત્રિકાળ જ્ઞાની પરબ્રહ્મને, પૂર્ણ રીતે પીછાણે;
જન્મમરણ પામવા રૂપ,ત્રિકાળ તત્વ સિધ્ધ પામે.
પરચિત્તાદ્યભિજ્ઞતા સિધ્ધિ, ઇચ્છે જે કોઇ સંત;
પરબ્રહ્મને પૂર્ણપણે પીછાણે,તેના ભાગ્યનો નવ અંત.
મને સૂર્ય અગ્નિ જળ વાયુ, કરે નાહ ઉપઘાત;
મારૂં ચિંતવન તેવું કરેથી, નડે ન કોઇ ઘાત.
પ્રતિષ્ટંભ ને અપદંદ્વ સિધ્ધિ,પ્રાણી એમજ પામે;
એ ક્ષુદ્ર સિધ્ધિ છે તેથી, મળે છે થોડે શ્રમે.
શ્રી વત્સ ને અસ્ત્રમય છત્ર,ચામર ધ્વજધારી અવતાર;
તેનું ધ્યાન હૃદયાસુ રાખે તો, અપરાજય સિધ્ધી સાર.

*એનું સ્પષ્ટિકરણ આ પ્રમાણે છે—પગની પાનીથી ગુદાને દબાવી ઠેઠ, પ્રાણરૂપ ઉપાધિવાળા આત્માને અનુક્રમે હૃદયે, છાતિએ, કંઠે ને છેલ્લે મસ્તકે ચઢાવીને બ્રહ્મરંધ્રરૂપ દ્વારથી મનવડે પરકાયામાં પ્રવેશ કરવો ને પોતાના સ્થૂળ દેહનો ત્યાગ કરવો.

શ્રીકૃષ્ણજી ઉધ્ધવ પ્રતે, કહેતા હવા સર્વ સિધ્ધ કાજ;
મુને પામવાની અષ્ટાદશ સિધ્ધિ તે,કહી તુજને આજ.
એ અષ્ટાદશ સિધ્ધિથકી કદી, અંતરાલયનું થાય;
તે સર્વથા પામે મુજને, એમ વદે વૈકુંઠરાય.
મંત્ર જપતપ ધ્યાન સ્નાને, દાન સર્વત્ર જેહ;
તેણે કરી મુજને પામશે, તેમાં નહીં સંદેહ.
મંત્ર આદિ તપ ઔષધી, તેણે કરી પામે જન;
પરમેશ્વરને નિશ્ચે પામશે, સાંભળ મિત્ર વચન.
જે કીજે તે પરમેશ્વરને, અર્પણ કરિએ ધરી ભાવ;
હરી ભજન કર્યાથકી, પ્રાણી તરે ભવસાગર નાવ.
સર્વ સિધ્ધિનો સ્વામિ છું હું,કહું તુને એક વાત;
દેહ દમન કરી ઇંદ્રિ જીતવી, બાકી છે બકવાદ.
સર્વ સિધ્ધિ આપેલી મારી,હું પાળું ને સંહારૂં;
જાણે મુજને તેણે સિધ્ધિનું, કારજ નથી કંઇ ચારૂં.
સકામ ધારણા છોડીને, આરાધે જે મુજને;
ચાર પદાર્થ નિશ્ચે પામે, તેને કોઈ નવ દમે.
પર્મ પદ પામે તે પ્રાણી, ગર્ભ વેદના વામે;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તે ચારે પદારથ પામે.

**વળણ.**

સકળ પદારથ પામે તે પ્રાણી, ભાગે સૌ મનની વ્યથા;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, હવી પંદર અધ્યાયની કથા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે પંચદશોધ્યાયઃ ॥૧૫॥**

---

## અધ્યાય ૧૬ મો.*

**કડવું ૧૭ મું રાગ—રામગ્રી.**

શુકજી બોલ્યા સાંભળ ભૂપજી, સઘળે વ્યાપક હરીનું રૂપજી;
ઉદ્ધવ હરીને પૂછે પ્રશ્નજી, જ્ઞાન કથા કહો મુંને શ્રીકૃષ્ણજી.

**ચાલ.**

**ઉદ્ધવઉવાચ—**

મુને કથા વિસ્તારી કહો,તમે દયાનિધિ મહારાજ;
શ્રીનાથજી તમ કૃપાથી, હું થયો પાવન આજ.
આ વિશ્વ પ્રગટયું તમ થકી, તમો વિશ્વના આધાર;
તું સરજે પાળે સર્વને, ક્ષણમાં કરે સંહાર.

* આ સોળમાં અધ્યાયમાં શ્રી પરમાત્માની વિભૂતિનો કથા પ્રસંગ છે.

સર્વ વ્યાપક તમો સ્વામિ, એમ વદ વાણી વેદ;
સ્થાવર જંગમ ખાણુ ચારે, અકળરૂપ અભેદ.
તું વિશ્વ પાળક વિશ્વવંદન, વિશ્વનો આધાર;
વિશ્વંભર વિશ્વાત્મા, તમે વિશ્વ પ્રગટ કરનાર.
સર્વે વિભુતિ વિષે વ્યાપક, રહ્યા રૂપ પ્રકાશી;
આદિ મધ્ય અંતે અનાદી, અકળ તું અવિનાશી.
ઉત્પત્તિકર્ત્તા સૃષ્ટિની, નિત્યે કરો પ્રતિપાળ;
પ્રલયનો કર્ત્તા પ્રભૂ તું, કાળનો વળી તું કાળ.
નારદાદિ મોટા ઋષેશ્વર, સિદ્ધ સાધક જેહ;
પણ સર્વત્ર વ્યાપક પ્રભૂજી તમો, તેમાં નહીં સંદેહ.
વળી મધ્ય વિસ્તાર તારો, સર્વ વ્યાપક જાણ;
સત્વ રજ તામસ ગુણે, ત્રૈલોક્ય મધ્ય પ્રમાણ.
સર્વત્ર વ્યાપક કેમ રહ્યા છે, વિભુતી માંહે નિવાસ;
કૃપા કરીને કહો મુજને, દયાનિધી અવિનાશ.
સાંભળવા ઇછા ઘણી છે, વિભૂતિ રૂપ તું અવતાર;
એ પર્મ સાધન દેહનું, થાય પતિતનો ઉદ્ધાર.
એવી વાણી સાંભળીને, વદ શ્રીભગવાન;

**શ્રીભગવાનુવાચ**–

હે મિત્ર મારા પર્મ સાધુ, સાંભળ એ આખ્યાન.
એ પ્રશ્ન પૂર્વે અર્જુને મુને, પૂછયું નીરધાર;
મહાભારતમાં ભીષ્મપર્વે, જ્યાં ગીતાનો વિસ્તાર.
ગોત્રકુટુંબ વધ જાણતા, થઇ પાર્થને ચિંતાય;
મોહાતુર અર્જુન હવો, ગતિ ભંગ થઇ તેનો કાય.
તે સમે મેં ગીતા કહી, અઢાર પુરાણનું જ્ઞાન;
ત્યાં અર્જુનને મેં કહ્યું છે, તે કહું તુજને જાણ.
વિભુતિ અધ્યાય વિસ્તારીને, પછે વદ વિશ્વાધાર;
તે ઉધ્ધવ શ્રવણે ધરે, ધન્ય કૃતાર્થ અવતાર.
ફળફુલ ને વળી કાળ હું, મહાદીર્ઘ મોટું રૂપ;
વળી સૂક્ષ્મ મુજને જાણજે, એમ વદ વૈકુંઠ ભૂપ.
જીવાત્મા વળી જીવ મુને, તું જાણજે નિરધાર;
વૈરાટ સ્વરૂપે વિસ્તરૂં, વળી અંશ લઘુ આકાર.
સકળ ઈંદ્રિ વિષે તું, મનરૂપ મુજને જાણ;
બ્રહ્માત્મમધ્યે બ્રહ્મારૂપે, મુને માન પ્રમાણ.
સકળ વેદ મંત્રો વિષે, એક પ્રણવ મારૂં નામ;
તેત્રીશ કોટિ દેવતામાં, ઇંદ્રરૂપ મુજધામ.
પંચતત્વે આકાશ મુજને, જાણજે નિરધાર;
અગ્નિ રૂપે વૈશ્વાનર હું, ત્રિભુવનનો આધાર.

સકળ સુખનાં ધામ છે, તેમાં રૂપ મારૂ સ્વર્ગ;
જેની સકળ જન આશા કરે, ત્રિગુણના જન પર્મ.
સકળ મારગ ધર્મના, તે મધ્યે હું અષ્ટ યામ;
સ્નાન ધ્યાને જ્ઞાનદાને, દયા દર્શન નામ.
ઋષી સિધ્ધ જનમાં રહ્યો, વ્યાપિ કપિલ અવતાર;
મુને દ્વિજ રૂપ જાણજે, જન કો ન પામે પાર.
પક્ષી મધ્યે ગરૂડનો, હુંને જાણજે અવતાર;
પ્રજાપતિમાં દક્ષ રાજા, માનજે નીરધાર.
પૂર્વજ મધ્યે અર્યમા હું, પ્રલ્હાદ દાનવ જાણ;
નક્ષત્ર મધ્યે ચંદ્રમા, તે રૂપ મારૂં પ્રમાણ.
ઓષધી મધ્યે અન્નજળ, રૂપ પવિત્ર કહેવાય;
યક્ષ માંહે ધનદ તે હું, સ્વરૂપ મારૂં મનાય.
ગજ સૌ મધ્યે ઐરાવત હું, જાણ મારા મિત્ર;
જળ સર્વ મધ્યે વરૂણ, હુંથી થાય સર્વ પવિત્ર.
તેજમાં રવિસમ કાંતિ, વિષ્ણુ નામ સુખધામ;
મોટા વૃક્ષમાં પીપલો હું, સઘળે વ્યાપક ઠામ.
મનુષ્ય મધ્યે રાય તે હું, નૃપ પ્રભુનું રૂપ;
બીજમાં કંદર્પ તે હું, વદ વૈકુંઠ ભૂપ.
તુરંગ મધ્યે ઉચ્ચૈશ્રવા, હું અશ્વરૂપે સાર;
ધાતુ મધ્યે હેમ તે હું, કનકકાંતિ અપાર.
શિક્ષામાં જમદગ્નિનંદન*, સર્પવાસુકિ જાણ;
નાગોમાં શેષનાગ રૂપે, હું રહ્યો છું નિરવાણ.
વનચર મધ્યે કેસરી તે, સ્વરૂપ મારૂં હોય;
આશ્રમ મધ્યે જતિ રૂપે, જાણજો સૌ કોય.
નવસે નવાણું નદી છે, તે વિના બીજી જેહ;
સકળ તીર્થમાં ગંગાજી, સ્વરૂપ મારૂં તેહ.
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ દ્વિજવર, સ્થાનકમાં હું અબ્દ;
આયુધ મધ્યે વજ્ર તે હું, શંકર સદાશિવ શબ્દ.
સકળ પર્વત વિષે મેરૂ, પર્વત તે હું સાર;
તે સર્વત્ર ધારી રહ્યો હું, એમ વદ શ્રી મોરાર.
સીત મધ્યે હીમાચળ, તે મધ્યે મુજ નિવાસ;
સર્વત્ર મુજને જાણજે, એમ વદ શ્રી અવિનાશ.
વૃક્ષમાં અશ્વત્થરૂપી, પુરોહિમાં વસિષ્ટ ઋષી જેહ;
બુદ્ધિમાં હું બૃહસ્પતિ, પ્રકાશ સઘળે તેહ.
સૈન્યાપતિમાં ષટ્વદન, હું સ્વામિ કાર્તિક નામ;
સંગ્રામમાં રણ મૂખ રહીને, કરૂં સુરનાં કામ.

* ફરશુરામ.

યજ્ઞમહિ બ્રહ્મયજ્ઞ છું, દેહનું સાધન જેહ;
વ્રતમધ્યે અહિંસા જે, પ્રમાણ કરવું તેહ.
મુનિમાં નર નારાયણ, જાણવો મુજ અવતાર;
ધર્મ મધ્યે ત્યાગ તે હું, સાંભળ મિત્ર વિસ્તાર.
સનક, સનંદન, સનાતન, સનત, બ્રહ્મકુમાર;
બ્રહ્મચારી તે જાણજે, એમ વદે વિશ્વાધાર.
ગુહ્યારથમાં મૌન તે હું, જેમાં સર્વ સમાય;
સંવત્સરમાં પરમાર્થી છું, માસ માગશિર હોય.
ષટ્‌ઋતુમાં વસંત તે હું, યુગમાં કૃતયુગ સાર;
કપિમાં હનુમાન રૂપે, હું રૂદ્રનો અવતાર.
હોમ હવને યજ્ઞમાં મુને, ઘૃતસ્વરૂપી જાણ;
સકળ કવિમાં શ્રેષ્ઠ રૂપે, વેદ વ્યાસ પરમાણ.
ભક્ત મધ્યે ઉદ્ધવ તે હું, યજ્ઞમાં રૂપ ઉદાશ;
અવતાર મધ્યે શ્રીકૃષ્ણચંદ્ર, બ્રહ્મ પૂર્ણ પ્રકાશ.
અષ્ટસિદ્ધિ વર્ણવી તેમાં, અણિમા મારૂં રૂપ;
રત્નમાં મણીપદ્મ હું, એમ વદે વૈકુંઠ ભૂપ.
અપ્સરામાં પૂર્વચિતી હું, ચિત્રસેન ગાંધર્વ જાણ;
દાતાર મધ્યે બળિ દાનવ, બીભીષણ દાસ પ્રમાણ.
કાંતિ મધ્યે માર્તંડ તે હું, સુભટવીર અર્જુન;
ક્ષમા મધ્યે પૃથ્વી રૂપે, રહ્યો છું આસન.
ભૂતમાં ચૈતન્ય જાણજે, તું શત પંચ કુમાર;
દાન મધ્યે અશ્વ ઉત્તમ, અન્ન બીજું સાર.
વેદ ભણાવવામાં બ્રહ્મા હું, મંત્રમાં ઓંકાર;
છંદમાં ગાયત્રી હું છું, અક્ષરમાં આકાર.
કાચમાં માણેક હું, ને સૌંદર્યમાં કમળકોશ;
ધર્મમાં અભયદાન છે, નિર્ભયસ્થાનમાં આત્મનિષ્ટ.
સ્ત્રી પુરૂષમાં પ્રજાપતિ, માન મારી દેહ;
ધૈર્યવાનમાં દેવલ અસિત, તું જાણ મુજને તેહ.
દર્ભમાં કુશ હું છું, ધનમાં સંપતિ સાર;
ધુતમાં કપટદ્યુત છું, ભક્તમાં વસુદેવ નિર્ધાર.
જળનો મધુરસ હું છું, તેજમાં અગ્નિ પૂર્ણ;
નરમાં નર અર્જુન છે, એ જાણ તું સંપૂર્ણ.
દશ ઈંદ્રી કહાવે જન તણી, તેમાં ધર્મમાં જે દ્રષ્ટ;
તે મારૂં સ્વરૂપ જાણજે, બોલ્યા કૃષ્ણ પ્રત્યક્ષ.
વિદ્વાનમાં શુક્રાચાર્ય હું, ગાંડીવ તે ધનુષ,
શસ્ત્રધારીમાં સદાશિવ, સ્ત્રીમાં શતરૂપ.*

* શતરૂપા.

નાર મધ્યે આકાશ તે હું, સત્વમધ્યે જ્ઞાન;
એ સંક્ષેપે વિભૂતી મેં, તુજને કહી છે માન.
આયુધ મધ્યે સુદર્શન હું, વિદ્યાધર મુજ રૂપ;
વિશ્વવસુને ઉદય કરતા, સર્વત્ર હું છઉં ભૂપ.
વિશ્વને ઉપજાવી કરી, પ્રતિપાલન કરૂં સંહાર;
ચોવીશ તત્વ મુજને જાણજે, એમ વદે શ્રીમોરાર.
મૂજથી તે અન્ય અળગું, નથી એક લગાર;
ધેનુ ઘૃત લક્ષ્મી અને, જવ રૂપે રહ્યો સંસાર.
તેજ કીર્તિ સ્વબળ મુને, પ્રીછે જે મહા ભાગ;
લાજ ત્યાજ સૌભાગ્યનાં ફળ, જાણજે મુને તું સોહાગ.
જે મનવાણીયે વેહેરો કીધો, તેનું તપ ભંગ થયું નીરધાર
એમ જ્ઞાન ભગવાન કહે, ઉદ્ધવને સુખ દેનાર.
સઘળે મારૂં સ્વરૂપ છે, હું સઘળાંનું રૂપ;
મારી વિભુતિની ગણના નથી, બોલ્યા ત્રિભૂવનરૂપ.
પ્રભાવ, સંપત્તિ, કીર્ત્તિ, ઐશ્વર્ય, સૌંદર્ય લક્ષ્મીદાન;
ભાગ્ય, બળ, સહનશક્તિ, વિજ્ઞાન, એ વિભૂતિ તું જાણ.
તારો સંશય મટાડવા, મેં કહી વિભૂતિ આજ;
પણ તેમાં એકતાર ના થવું, બોલ્યા શ્રીમહારાજ.
ઈંદ્રિનિગ્રહ શ્રેષ્ટ છે, સત્વગુણે બુદ્ધિ શુદ્ધ;
એ કરેથી મુજને પામે, જાણજે તું ઉદ્ધવ બુદ્ધ.
શ્રીકૃષ્ણજી ઉદ્ધવ પ્રત્યે, એમ કહે જ્ઞાન કથાય;
મૂર્ખને સંભળાવતાં, અનુમાન કંઇ નવ થાય.
જેમ કાચા કુંભમાં, જળ ભરીને મૂકીયે નીરધાર;
તેથી ઘટ સાજો રહે નહીં, પાણી જાતાં ન લાગે વાર.
કટકા થઇને ફોક થાયે, કુંભ તે ફુટી જાય;
તેમ આત્મજ્ઞાન વિનાનું સાધન, સર્વ મિથ્યા થાય.
તે માટે મુજમાં ચિત્ત રાખી, મુજને ભજશે જેહ;
ભક્તિ કરશે માહરી, ઉદ્ધાર પામશે તેહ.
શીઘ્રતાયે મુને પામે, તેમાં સંદેહ કશો નહીં;
શ્રીકૃષ્ણ કહે સાંભળ ઉદ્ધવ, એ વિભુતિ ફેરી કથા કહી.

વલણ.

કહી કથા શ્રીકૃષ્ણજીએ, એકાદશ સ્કંધ મહિમાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, હવા ષોડસ પૂર્ણ અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે ષોડસોધ્યાય: ॥૧૬॥**

# અધ્યાય ૧૭ મો.*

## કડવું ૧૮ મું–રાગ ધન્યાશ્રી.

સુતપુરાણીક વાણીક બોલ્યા, સાંભળો શૌનક સાથજી;
પરીક્ષતને શ્રી શુકજી કહે, ઉધ્ધવને યદુનાથજી.
ઉધ્ધવજી માધવની પ્રત્યે, પૂછે જ્ઞાન કથાયજી;
સ્વામિ પ્રશ્ન એક ઉદય થયું તે, કહીયે યાદવ રાયજી.
વર્ણાશ્રમ જે ધર્મ કહ્યા તે, વળી કહો મહારાજજી;
જે જ્ઞાન સનકાદિક મુનિને, તમો કહ્યું શુભ કાજજી.
હંસાવતાર ધરીને સ્વામિ, તમો કહ્યું જે જ્ઞાનજી;
સનકાદિક જેમાં તૃપ્ત થયા, તે કથા કહો ભગવાનજી.
બ્રહ્મ સભામાં બ્રહ્મા સમો, કો વક્તા નવ હોયજી;
કૃપા કરીને મુજને કહો પ્રભુ, જ્ઞાન કથા શુભ સોયજી.
એ મનસા વાણી ભક્તની જાણી, બોલ્યા સારિંગપાણીજી;
સેવક જાણી દયા આણી, માધવ બોલ્યા વાણીજી.

**ભગવાનુવાચ–**

હે ઉધ્ધવ ધર્મ તથા મજ માટે, ભક્તિ સાધન કાજજી;
પ્રશ્ન છે તમારો ઉત્તમ, એમ બોલ્યા મહારાજજી.
કૃત્યુગ મધ્યે હંસ નામે, મનુષ્યનો એક અવતારજી;
સમસ્ત પ્રાણીને કૃપા હતી, એમ બોલ્યા વિશ્વાધારજી.
યોગવિદ્યાએ હંસરૂપે તે, ધરતા મારૂં ધ્યાનજી;
ચારે વર્ણ શ્રી હરી અંગેથી, પ્રગટ થઇ તે સ્થાનજી.
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, એ નામ કહ્યાં ચત્વારજી;
હવે પ્રથક જે સ્થાનક પ્રગટયાં, તે સાંભળ વિસ્તારજી.
જન્મ થકી લોકો કૃતારથ, કૃતયુગ તેથી નામજી;
ભિન્ન ભિન્ન ધર્મ પાળવા તે તો, ત્રેતાયુગનું કામજી.
સત્યુગમાં ઓંકાર વેદજ, બીજા વેદ નવ ઉતાજી;
મારૂં ધ્યાન ધરવું માત્ર, એ કાર્યે જપનો જોતાંજી.
ત્રેતાયુગમાં મુજ હૃદયશ્વાસથી, વેદ થયા ઉત્પન્નજી;
તેમાં હોતા, ઉદગાતા, અધ્વર્યુ હવા, એ સ્વરૂપ ભુતયજ્ઞજી.
બ્રાહ્મણ બ્રહ્મા મુખથકી પ્રગટયા, ને બાહુથી ક્ષત્રી જનજી;
વૈશ્ય વર્ણ જંઘાથી પ્રગટયા, પ્રગટરૂપ દરશનજી.
શૂદ્રો ચર્ણ થકી ઉપજાવ્યા, પ્રગટ કર્યા એમ રૂપજી;
હવે ધર્મ સૌના વિસ્તારી, કહે છે વૈકુંઠ ભૂપજી.

પેડુમાંથી ગૃહસ્થાશ્રમ હવો, હૃદયમાંથી બ્રહ્મચર્યજી;
વક્ષઃસ્થળમાંથી વાનપ્રસ્થાશ્રમ, મસ્તકમાંથી સન્યાસ પર્મજી.
મજના ઉત્તમ અંગમાંથી ઉત્તમ, નિચમાંથી નિચજી;
જયાં જયાંથી જે ઉપન્યા તેઓ, સ્વભાવે નિચ ને ઊંચજી.
બ્રહ્મચર્યનો ધર્મ ઉપજાવ્યો, જીવ્હાથી નિરધારજી;
કટિથી ગૃહસ્થનો ધર્મ ઉપજાવ્યો, એમ કહે શ્રીમોરારજી.
હરીના મસ્તકથી સંન્યાશી, ધર્મ ઉપન્યો સારજી;
મુખ થકી બ્રાહ્મણ ધર્મ ઉપન્યો, વર્ણન વિવિધ પ્રકારજી.
બ્રાહ્મણને શમ, દમ, ક્ષમા, ને પવિત્રપણું અપાવ્યુંજી;
ક્ષત્રીને સુર સુભટપણું આપ્યું, તેને મન બહુ ભાવ્યુંજી.
વળી ગૌબ્રાહ્મણની સેવા આપી, ક્ષત્રીને નીરધારજી;
સાધુ સંત ગૌદ્વિજ દુઃખ પામે, ત્યાં જઇ કરવી વારજી.
વૈશ્યને વળી વાણુજ કરાવ્યો, દાન વિપ્રને દેવાંજી;
ચર્ણ પખાળી સેવા કરવી, નામ હરીનાં લેવાંજી.
અતિ વિશેષ લોભ નહીં કરવો, ધરવું હરીનું ધ્યાનજી;
શૂદ્રને ત્રણે વર્ણને નમવું, જ્યાં મળે જેણે સ્થાનજી.
સુરભી દ્વિજની સેવા કરવી, નિર્મળ રાખવું મનજી;
તીર્થ અટણ યાત્રા કરીને, કરવું હરી કીરતનજી.
યથા લાભ સંતોષે રહેવું, લેવું હરિનું નામજી;
આત્મ ધર્મમાં તત્પર રહેવું, ભજવાં સીતારામજી.
અન્ય વર્ણ બીજા શુદ્ર છે તે, મહાઅશુધ્ધિયે હીંડેજી;
જેવાં કર્મ કીધાં અલ્પ ધીયે, તેવાં પાપ દેહિ પીડેજી.
તસ્કર કરીને અસત્ય બોલવું, સદા ભર્યો રહે ક્રોધજી;
છળ કપટ વિશ્વાસઘાતનો, સદા કરે નિરોધજી.
એ ચારે વર્ણના લક્ષણ કહ્યાં, તું સાંભળ ઉધ્ધવ મીત્રજી;
હવે ધર્મ કહું સાંભળ તેની, કથા પર્મ પવિત્રજી.
દયાધર્મ ને ક્ષમાધર્મ, સંતોષધર્મ છે જેહજી;
અને અહિંસા શીલ તપ, આચરવા સુણ કહું તેહજી.
પ્રથમ બ્રાહ્મણનાં ધર્મ કર્મ, સાંભળ તું નીરધારજી;
ગુરૂ દ્વારે વસવું લઘુવયે, ભિક્ષાનો કરવો આહારજી.
ગુરૂની સેવા નિત્યે કરવી, કરવું વેદાધ્યયનજી;
સ્નાન કરીને શિખા બાંધવી, કરવું સંધ્યા વંદનજી.
સાત્વિક અન્ન તે પોતે જમવું, અગ્નિપુજા નિત્ય કરવીજી;
વેદાધ્યયન કરી હરી ચરણે, શુધ્ધ તે મનસા ધરવીજી.
શુચિ સ્નાન ત્રિકાળની સંધ્યા, પાવત્રપણે નિત્ય રહેવુંજી;
ગુરૂને સમરતદેવ કરી માનવા, મોંજી દંડ તે ગ્રહેવુંજી.

---

* સત્તરમા અધ્યાયમાં ભક્તિના સાધનરૂપ સ્વધર્મ વિષે ઉદ્ધવજીએ પુછતાં શ્રી કૃષ્ણ હંસાવતારે કહેલા ધર્મોમાંથી બ્રહ્મચારી અને વાનપ્રસ્થના ધર્મ કહી સંભળાવે છે તે કથા છે.

જે પ્રાણીને વૈકુંઠની ઇચ્છા તે,સદા કરે હરી સેવાજી;
પરમેશ્વરનું ચિંતન કરવું, ગૃહસ્થ માર્ગને ગૃહેવાજી.
જવ દાણા કરગૃહીને જન કો, તેના કરે ષટ ભાગજી;
તેમાંથી એક કડકો લઈ, કો આપે દાન સોહાગજી;
તો તે બ્રાહ્મણે પ્રીતે લેવું, રૂદે ન ધરવો ક્રોધજી;
આશા તૃષ્ણા ત્યાગ કરીને, સંતોષ રાખવો બોધજી.
સમસ્ત જીવપર દયા આણવી, જાણી સર્વ સમાનજી;
શ્રીવિષ્ણુ શાલિગ્રામની સેવા, સુરભિ સૌ ભગવાનજી.
ત્રણે વર્ણ આગળથી જ્યારે, નમી કરે પ્રણામજી;
પછી આશિષ વચન ઉચરે, તે બ્રાહ્મણ શુભ નામજી.
કદાચિત પ્રથમ આશિષ ઉચરે, શુદ્રને હેત વચનજી;
તો તે બન્યો નર્ક અધિકારી, જાય યમ સદનજી.
આશિષ વચન પ્રથમ ઉચરતાં, સુકૃત સઘળાં જાયજી;
યુગ્મ જન તે થાશે નારકી, રૌરવ નર્કે પચાયજી.
શત્રુ મિત્ર ને ઉંચ નીચ જન, જાણવા સર્વ સમાનજી;
દ્વેષ ભાવ મનમાં નહીં ધરવો, કહેવું સૌને જ્ઞાનજી.
પ્રથમ પ્રણામ કરે જન દ્વિજને, હેત ધરીને મનજી;
ક્ષત્રિ વૈશ્યને શુદ્ર નમે, પછી ઓચરે વચનજી.
તોતે આશિષ વચન સુફળ,તેના મનની પહોચે આશજી;
અનેક પાપ નિવારણ થાયે, અંતે વૈકુંઠ વાસજી.
અરે ઉદ્ધવ સાંભળ કહું તુજને, બોલ્યા વિશ્વાધારજી;
બ્રાહ્મણને વળી મારી વચ્ચે, અંતર નથી લગારજી.
વિદ્યાવાન ને સાધુ પુરૂષ, એ બ્રાહ્મણનું હોય રૂપજી;
તેને પ્રથમ નમીને પુજા કરવી,એમ બોલ્યા વૈકુંઠ ભૂપજી.
બ્રહ્મરૂપ અગ્નીને સૂર્યઆત્મા, બ્રહ્મીભૂત બ્રહ્માયજી;
બ્રહ્મમય કરી સર્વ જાણીયે, બોલ્યા વૈકુંઠ રાયજી.
ષટ્ શાસ્ત્રપુરાણ એમ વદે, વર્ણે નિગમ વાર વારજી;
બ્રહ્મ બીજ દેખીને નમવું, પ્રીતે કરી નમસ્કારજી.
દ્વિજને સમસ્તપર દયા રાખવી,અલ્પ જીવપર કરૂણા કરવીજી;
વળી ગૃહસ્થાશ્રમની ઇચ્છા, બ્રાહ્મણે મનમાં નહીં ધરવીજી.
ગૃહસ્થાશ્રમનો ધર્મ સાચવે તો,ગુરૂને દક્ષિણા આપેજી;
વેદાધ્યયન પ્રતિગ્રહ કરતાં, દુઃખ દારીદ્રને કાપેજી.
હવે ધર્મ ક્ષત્રીનો સાંભળ, બોલ્યા શ્રીગોપાળજી;
ગૌ બ્રાહ્મણની સેવા કરવી, સાધુની પ્રતિપાળજી.
આયુધ ધરીને દયા રાખવી, રંકની રક્ષા કરવીજી;
રાજ્યનીતિનો ધર્મ પાળવો, દાનની દીક્ષા ધરવીજી.
જે બ્રાહ્મણનું કુટુંબ કંઇએ, દરિદ્રથી પીડીત હોયજી;
તેને સંતોષીને કષ્ટ ટાળવું, કરવી તેની સહાયજી.

જે ક્ષત્રીજન પ્રજા પાળે, પુત્રની પેઠે રાયજી;
તે વૈમાન બેસી નૃપનંદન, વૈકુંઠ સદને જાયજી.
બ્રાહ્મણને આપત્તિ આવે, વણીજની વૃત્તિએ જીવેજી;
તો એ ધર્મ પોતાનો પાળે, જ્ઞાન ધરી કુળ દીવેજી.
તથા રાયને કષ્ટ પડે ત્યારે, ઉદ્યમ કરવો વેપારજી;
તો એ ધર્મ પોતાનો રાખે, ધન્ય તે રાજકુમારજી.
શૂદ્રની વૃત્તિયે વૈશ્ય જીવે, જ્યારે આપત્તિ કાળજી;
તહાં ધર્મ પોતાનો રાખે, સમરે શ્રીગોપાળજી.
શુદ્રને આપત્તિ આવી પડે, ત્યારે કારૂવૃત્તિ જેહજી;
તેહ કરીને શૂદ્રને જીવવું, હરીશું રાખી સ્નેહજી.
જે પરમેશ્વરને ભજે નિરંતર, પૂર્ણ પ્રેમ દૃષ્ટ ભાવેજી;
વિષય સંસાર તજીને પ્રાણી, સ્વર્ગ સદને આવેજી.
આ સંસાર વિષેની માયા, જે દીસે છે અપારજી;
ઉદય થયું તેનો અસ્ત થાય છે, મીથ્યા મોહ અહંકારજી.
કપટ ભાવ માયાની સાંકળ, છેદવી જ્ઞાન કુહાડેજી;
આશા તૃષ્ણા લોભ ઇર્ષા, ધન જે જન નિવારેજી.
એ પરમેશ્વરને સત્ય કરીને, દૃઢભાવેથી ભજીએજી;
કપટભાવ માયાની સાંકળ, અવિદ્યા સૌ તજીએજી.
સર્વત્રવ્યાપક વિષ્ણુ જાણી, ઉદાસ રાખવું મનજી;
માયા વર્જીત જળ કમળવત્ રેવું, કરવું હરી ભજનજી.
એ ચારવર્ણથી બાહેર બીજી, વર્ણ થઇ છે અનેકજી;
તેમાં અપવિત્રતા, અસત્યતા,ચોરી અધર્મ અવિવેકજી.
કામી ક્રોધી લોભી છંદી, કજીઓ ને કંકાશજી;
એ અન્ય વર્ણના સ્વભાવ જાણજે,સદા રહે તે ઉદાસજી.
અહિંસા, સતવાદી, પરધન દ્રોહી,કામ ક્રોધનો ત્યાગજી;
ઉદ્યમિ ને પ્રેમવાણીવાન્, એ સર્વ સ્વભાવ મમભાગજી.
જેજન મુજનો ભક્ત હોય,તેણે આશ્રમનું નહિ કામજી;
અભક્તજનને આશ્રમ છે, જેને હૃદે નહિ રામજી.
વિકલ્પચિત્તવાને આશ્રમ ધરવો, પણ નવ રેહેવું તે વણજી;
ગૃહસ્થાશ્રમીએ સમાન કુળની, કન્યા વરવી શુદ્ધ મનજી.
પોતાથી તે મ્હોટી ન હોય, અનિંદિત લક્ષણજી;
ઘેર લાવી તેસું ક્રીડા કરવી, કરવું તેનું રક્ષણજી.
કામ ઇચ્છાથી અન્ય સ્રીનો, કરવો નિશ્ચે ત્યાગજી;
જે ક્રીડા કારણ અન્ય જાતી વરે, તે જાણવો હતભાગજી.
બ્રાહ્મણ ત્રણ જાતિની કન્યા, વરે તે નિર્ધારજી;
ક્ષત્રી બે જાતિને વરે, એ શાસ્રનો સારજી.

વૈશ્ય સ્વજાતિ ને શુદ્રી, વરે તો નવ દોષજી;
શુદ્ર તો શુદ્રીનેજ વરે, તેમાં રાખે સંતોષજી.
વેદ ભણે ભણાવે પ્રતિદિન, એ બ્રાહ્મણનાં કાજજી;
પ્રતિગ્રહ કરે તો તપ, તેજ, યશ જાયે, નહી રહે તેની લાજજી.
યજ્ઞ કરી વેદ ભણાવવા, એ ઉત્તમ છે ધર્મજી;
સંતોષીત રહે જે બ્રાહ્મણ, તે બ્રાહ્મણ છે પર્મજી.
સંતોષી રહિ મજમાં ચિત ધરે, તે બ્રાહ્મણને ધન્યજી;
તે છતે દેહે મુક્તિ પામે, તે વિણ વાહલો ન અન્યજી.
ધન દાન આપી દીન બ્રાહ્મણને, બચાવે જે પ્રાણીજી;
તે મુજને અતિ છે વહાલો, હોય જો નિર્માનીજી,
પિતા પેરે પ્રજાનું પાળન, રાયે કરવું સારજી;
કષ્ટ ટાલીને સુખી કરવી, પ્રજાનો રાય આધારજી.
સંપતિ વિપત્તિ વેઠે જે કોઇ, રાય તે તરે સઘજી;
ઈંદ્ર સાથે વિમાને બેસે, તેના સુખની નવ હદજી.
વૈશ્યે પણ બ્રાહ્મણ ક્ષત્રીને, આશ્રય આપવો સારોજી;
ક્ષુદ્રે તો સેવા કરવી, તે પણ સદા છે મારોજી.
સંકટ વિપત્તિ સમે વૈશ્યે, વેદ ભણાવવા સુખેજી;
દાસપણું નવ કરવું કદિ, મૃગ્યા કરે મહા દુઃખેજી.
વિપત્તિ સમે શુદ્રે સાદડી, ગુંઠા નિર્વાહ કરવોજી;
વિપત્તિ વિત્યા પછી એ, નિચ ધંધો ન આદરવોજી.
ગૃહસ્થે વેદાધ્યનથી, ઋષીને દેવું માનજી;
શ્રાધ્ધ કરીને પિતૃ સંતોષે, સ્વાહકારથી દેવને દાનજી.
બળિ દઇને ભૂતનું ને મનજળે મનુજાતજી;
નિત્ય પૂજન કરતા રેહેવું, તેમાં વૈભવ સાક્ષાતજી.
છતે કુટુંબ નિષ્પૃહ રહીને, ગૃહસ્થ કરે આચરણજી;
મુજમાં પુર્ણ ભાવ રાખે, તો એ મેળવે નારાયણજી.
સ્ત્રી પુત્ર બંધુ માત પિતા, વટેમાર્ગુ સમ જાણેજી;
વૃતિ સર્વે સંકોચી રાખે તો, સુખને નિશ્ચે પરમાણેજી.
સ્વપ્નાસમ છે ધન સુત દારા, સ્વપ્ન ગયે છે ફોકજી;
અહંતા મમતા છોડે તે જન, નવ પામે કદી શોકજી.
ઇચ્છા આવે તો વનમાં જાયે, નહિ તો ઘર છે સારૂંજી;
પ્રજા હોય તો સંન્યાસ લેવો, તેમાં નથી નઠારૂંજી.
મૂઢ જન હું મારૂં કરીને, બંધાયે સાક્ષાતજી;
લંપટ જનને લાજ ન આવે, કરે માયાની વાતજી—
(કે) માત પીતા મુજના વૃદ્ધ છે, છૈયાં છોકરાં નાહનાંજી;
છોકરા છે અનાથ મારા, દીન દુઃખી ને રાખે કો છાનાજી.
એમ ઘર ગળે બાંધિ, છુટે નવ લગારજી;
એ મુવા પછી નહિ સ્વર્ગે જાયે, અવતરે નિરધારજી.

ત્રણ અવસ્થા પૂર્ણ ભોગવી, ચોથો આશ્રમ સારજી;
સંન્યાસ ગૃહી હરી સેવા કરવી, હૃદયકમલ મોઝારજી.
સંન્યસ્ત ગૃહી જો વસે નગ્રમાં, તો માયાથી લોભાયજી;
વિશેષ માયા વ્યાપી ત્યારે, તપ સૌ મિથ્યા થાયજી.
નગ્રમાં રહેતાં અવસાને, સંસારિક માયા આવેજી;
પુનરપી જન્મ પુનરપિ મર્ણ, અનેક દુઃખ ઉપજાવેજી.
ફરી સંસારે પડે તે પ્રાણી, તામસ નર્ક નિવાસજી;
અનેક કષ્ટ ભોગવીને કાયા, ફરી ફરી પામે નાશજી.
તેથી સંન્યાસીને વનમાં રહેવું, નિર્મળ કરવું મનજી;
હરીજન થઇને તીર્થ કરવાં, નગ્ર જાણવું વનજી.
સદા સંતોષ પવિત્રપણે રહે, રાખવી દષ્ટ સમાનજી;
ભાગવત ધર્મ નિરૂપણ ઉદ્ધવ, સાંભળ કહે ભગવાનજી.
પરિક્ષતને શુકદેવ કહે છે, શૌનકને સુત પુરાણીજી;
એ જ્ઞાન કૃપા કરી કહે છે, ઉદ્ધવને સારિંગપાણીજી.
ભાવે કભાવે જે જન સાંભળે, બાળ વૃદ્ધ નરનારજી;
કૃપા કરે કરૂણાનિધિ તેપર, જીવન જગદાધારજી.
અનુભવ કરી નિજ હૃદયા રાખે, થાયે વૈકુંઠવાસીજી;
સ્વર્ગભુવને ઘણું સુખ પામે, આશા પુરે અવિનાશીજી.

વળણ.

અવિનાશી આશા પૂરે મનની, સ્વામિ વૈકુંઠરાયરે;
અધ્યાય સત્તરમો થયો પૂરો, જયજય શ્રીયદુરાયરે.

**ઈતિ શ્રી મદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે સપ્તદશમોધ્યાયઃ ॥૧૭॥**

---

## અધ્યાય ૧૮ મો.*

**કડવું ૧૯ મું–રાગ દેશાખ મલ્હાર.**

સુત પુરાણીરે, શૌનક પ્રત્યે ઉચરે;
ધન્ય હરીજનરે, કથા શ્રવણે ધરે.
શ્રીકૃષ્ણજીરે, ઉદ્ધવને કહે છે કથા;
મારી ભક્તીતોરે, કામદુધા ધેનુ યથા.
જે મુજથીરે, પરાંમુખ પ્રાણી થયો;
જન્મ તેનોરે, સંસારમાં વૃથા ગયો.

* આ અઢારમા અધ્યાયમાં વાનપ્રસ્થ તથા સંન્યાસિના ધર્મ અને અધિકારના અનુસારથી તેઓના વિશેષ ધર્મ પણ કહ્યા છે તે કથા છે.

ભૂને ભારજરે, કરવા તેણે રૂપ ધર્યું;
દુઃખ દીધુંરે, જનુનીનું યૌવન હર્યું.
પંચ ઇંદ્રિરે, જો વશ પોતે રાખી નહીં;
તો સંન્યાસીરે, કહેવા માત્ર થયો નહીં.
વનમાંહિ રહેરે, તે સંન્યાસી સાચો સહી;
સુખ વૈભવરે, ગ્રામ સેવા કરવી નહી.
તીર્થ અટણજરે, પવિત્ર સ્થળ રહેવું સહી;
બ્રહ્માનંદરે, મધ્યે મન રાખે તહીં.
સમદૃષ્ટિરે, સમાન દેખે સર્વને;
કામ ક્રોધજરે, તજી મનના ગર્વને.
મોહ અજ્ઞાનથીરે, મહા તાપસ દેવતા પડે;
તો માનવીનેરે, ભક્તિ માર્ગ ક્યાંથી જડે.
મહા પામરરે, પ્રાણી સંસારિક સહુ;
અહંકારથીરે, માયાને આક્રંદી બહુ.
એવું જાણીરે, વિષયા વિલાસ નિવારીયે;
રૂદયા માંહેરે, બ્રહ્માનંદ સુખ ધારીયે.
જે સન્યાસીરે, સર્વે તજી અળગા રહ્યા;
વિષયા છાંડીરે, બ્રહ્મ લીલામાં મગ્ન થયા.
આ સંસારમાંરે, કમળજળની રીતે ફરે;
વસે વાસોરે, એક રાત્ર જ્યાં ઉદર ભરે.
કંદ મૂળનોરે, અહાર નિત્યે કરવો સહી;
મુખે સત્ય વાણીરે, અસત્ય સ્વપ્ને નહીં.
ત્રણ કાળેરે, સ્નાન ધ્યાન પવિત્રપણે;
શુચિ સંધ્યારે, ધ્યાન ભજન મુજને અનુસરે.
ભુમિ શય્યારે, દર્ભાસન કરી સુવે;
જપે પ્રણવરે, હૃદયામાં મુજને જુવે.
ઉષ્ણકાળેરે, પંચાગ્નિ સેવે ભલો;
વૃષાકાળેરે, આકાશે બેસે એકલો.
શીતકાળમાંરે, કંઠ પ્રમાણે જળમાં રહે;
તેને શ્રીહરીરે, સાચો સન્યાસી કહે.
તપનું વિત્તરે, અર્પણ કરે મુજને;
સુણ ઉદ્ધવરે, ધર્મ વાત કહું તુજને.
શ્રી વિષ્ણુનુંરે, આરાધન પ્રીતે કરે;
ફળ ભક્ષીરે, આનંદે વનમાં ફરે.
અર્ધ્યે કરીરે, આરાધે અવિનાશને;
મોહ શક્તિરે, વર્જીત રાખે આશને.
સંન્યાસનુંરે, લક્ષણ રહે પવિત્રતા;
સમ દૃષ્ટિરે, રાખે સૌસું મિત્રતા.

કરે નિત્ય અંગેરે, કોપિન આછાદન સહી;
ચાલે મારગેરે, દંડકમંડળ કર ગૃહી.
ભુમિ શોધીરે, પગલાં વિચારી ભરે;
દયા રાખવીરે, જીવજંત રખે મરે.
જળ ગાળીનેરે, નેત્રે નીહાળી પીએ;
વદે બ્રહ્મજરે, નામ નારાયણનું લીએ.
અંગ અંતઃકર્ણરે, વાણી શૂદ્રને દંડે સદા;
સુખ દુઃખજરે, સમાન લેખવે સદા.
સંન્યાસી થઇનેરે, ભાવે ભજન મારૂં કરે;
મોહસાગરરે, માયાથી પ્રાણી તરે.
પંચયશો કરીરે, સંતોષ પામું ઘણો;
વેદ માર્ગેરે, સમાન મહિમા ઉભયનો.
ધર્મ ઉત્તમરે, કર્મ માર્ગ ગૃહસ્થનો;
બ્રહ્માનંદ પામેરે, આશ્રય શ્રેષ્ટ સંન્યસ્થનો.
વાનપ્રસ્થરે, અગ્નિહોત્ર ચાતુર માસ કરે;
મૃત્યુ પછીરે, પર્લોકે સાંચરે.
પછી પામેરે, મુજના ચરણ સદા;
મુક્ત થાયેરે, વેઠે નવ આપદા.
આવું ઉત્તમરે, સુખ મુકી દુઃખ ગ્રહે;
એવા મુર્ખજરે, જગમાં બહુ રહે.
પંચોતેર વરસેરે, વાનપ્રસ્થ છોડી સંન્યાસ ગ્રહે;
જરા† આવેરે, તો મુજનું સરણું સહે.
સંન્યાસ લેતારે, પૂર્વે તૃષ્ણા ત્યાગવી;
પ્રાજાપત્ય નામનીરે, ઇષ્ટિ ભાવે કરવી.
અગ્નિને આત્મામાંરે, સમાવવો પ્રેમ સહિ;
પરબ્રહ્મને પામેરે, એ નિશ્ચે આ જગમહિ.
બ્રાહ્મણ પાસ ભિક્ષારે, સન્યાસી લે સહિ;
પતિતાદિકનીરે, કદિ ભિક્ષા લેવી નહિ.
સાત ઘરથીરે, ભિક્ષા લેવી ઘટે;
બહુ ઘર ફરે તો, પીડા અંગે સેજે અડે.
ભિક્ષાંનરે, શુદ્ધ કરવું સુજળથી;
મૌન ધરીરે, અહાર કરવો પ્રેમથી.
નિસંગપણુંરે, જીતેન્દ્રિય થાવું ભલે;
ધૈર્ય ધારવુંરે, આત્મા સંગ બહુ હળે.
સમદૃષ્ટિ ધરીરે, અટણ કરવું સદા;
નિર્ભય નિર્જન સ્થાનેરે, વસતાં નવ આવે પીડા.

† એ વર્ષ પૂર્વે જરા આવે તો માત્ર હરિનેજ ભજવા.

વિચાર કરવોરે, એક ચિત રાખી રહી;
ઈંદ્રિ વિક્ષેપરે, બંધને પીડા સહી.
ઈંદ્રિનિગ્રહરે, મોક્ષ ગતિ પરમ રહે;
એ જાણેથીરે, સન્યાસી ધરમ છે.
ક્ષુદ્ર વૃતિરે, કદી નવ ધારવી સહી;
વિના કારણેરે, ગ્રામ્યમાં જવું નહિ.
વાનપ્રસ્થ અન્નરે, જમેથી શુદ્ધ થાયે;
સંન્યાસીનારે, સર્વ પાતિક બળી જાયે.
મિષ્ટાન્નનોરે, ત્યાગ કરવો સદા;
પરલોક આલોકમાંરે, આશક્તિયે આપદા.
નિવૃતિ ધરવીરે, મનમાં પ્રેમ સહિ;
મમતા સ્થાનરે, જગતને ગણવું નહિ.
અહંકાર સ્થાનેરે, અંગ આપણું છે;
તેથી નમળે સુખરે, તેમાં દુઃખ ઘણું છે.
સુખ સ્વલ્પ લેતાંરે, દુઃખ પામે ઘણું;
(તેથી) સુખ પદાર્થનુંરે,સ્મણ ન કરવું આણું.
પરમહંસનારે, ધર્મ સુણ ભક્ત હવે;
તેનું તાત્પર્યરે, પ્રભુજી ઉદ્ધવને કહે.
નિર્વૈર થઇનરે, ચિંતવન મુજનું કરે;
વિવેકી થઇનેરે, નિર્માન હૃદયા ધરે.
ક્રીડા ત્યાગેરે, નિપૂણ છતે રહે જડ;
પંડિત છતારે, રહેતે અતિ મંદ;
બલદ પેરેરે, ફરે હરેચિત જગે નાહ;
માત્ર ધ્યાનરે, મારૂં હૃદયામાં ગ્રહી.
વિવાદ ત્યાગવોરે, ઉદાસીનતા રાખવી;
દુર્વચનેરે, સહનતા બહુ દાખવવી.
મળે ખાવુંરે, પીવું મળે સેહેજ;
દે તે લેવુંરે, કરવું નહિ તેમાં હેજ.
ભિક્ષા માટેરે, પ્રયત્ન કરવો યથા;
ન મળે તો તેણેરે, દૈવાધિન થવું તથા.
પ્રાણ રક્ષણરે, કારણે કરવું એમ;
પ્રાણથી તત્વનોરે, વિચાર આવે તેમ.
વસ્ત્ર શૈયારે, મળે તો ઠીકજ છે;
સદા રાખવુંરે, કે એ વસ્તુને ધીકજ છે.
નીજ પ્રસાદનીરે, ભીક્ષા માગી એકઠી કરે
ભોજન સ્વાદનીરે, ઇચ્છા કંઇ મન નવધરે.
શાક પાક જળરે, પંચામૃત એકઠું કરી;
બ્રહ્માર્પણરે, કરે અંજલિ જલે ભરી.

કરે ભોજનરે, બત્રીશ ગ્રાસ પૂર્ણ સહી;
મુખ સ્વાદનીરે, વાચેકુ પ્રીછે નહી.
એવી યુક્તેરે, પરમહંસ સાધુ જમે;
બ્રહ્મજ્ઞાનેરે, શરીરમાં આત્માસું રમે;
સંસારમાંનીરે, વિષ્ણુની માયા જે કહી;
જેહ દીસેરે, તેહ વણસે સર્વ સહી.
આ સંસારમાંરે, જે જે વસ્તુ થાય ઉદય;
હરી કહે છેરે, જરૂર તેનો થાય પ્રલય.
પરહંસનારે, લક્ષણ એ મેં કહ્યાં;
ઉદ્ધવજીયેરે, હૃદયા મધ્યે ગ્રહ્યાં.
સંસારીકરે, દેહિ પ્રાણી અવતરે;
નિજ કુટુંબનીરે, માયા મોહ મિથ્યા કરે.
જેમ પક્ષીરે, વૃક્ષ વિશ્રામ કરે નિશા;
ઉડી જાયેરે, પ્રભાતે દશો દિશા.
સુણ ઉદ્ધવરે, સ્વજન કુટુંબ તેવું સહી;
માટે માયારે, સંસારની ધરવી નહી.
એવું જાણીરે, દૃઢ ચીત્તે મુને ભજે;
કરે ચિંતનરે, સકળ કાર્ય તેનાં સજે.
પંચેદ્રિય નવપોશેરે, તે સત્ય સંન્યાસી યતી;
ગુરૂ સેવાથીરે, મન અળગું ન કરે રતી.
એ અજપારે, જાપ જપે પ્રાણવ તણો;
શ્રીગુરૂથીરે, મહિમા યશ વાધે ઘણો.
તે સન્યાસીરે, બ્રહ્મને શરણે રહે;
લય પામેરે, બ્રહ્મમાં એમ વેદ કહે.
સંન્યાસી થઇરે, વિષય ઇચ્છા જે કરે;
પડે પાછોરે, લક્ષ ચોર્યાશીમાં અવતરે.
કીધાં સુકૃતરે, સર્વ નાશ થાયે સહી;
ભણે ભૂધરરે, તેમાં કંઇ સંદેહ નહી
વિષય વિલાસમાંરે, મન માન્યો રંગે રમે;
તે સંન્યાસિરે, કહેવા માત્ર ભૂપર ભમે.
પછી સન્યાસનારે, સુખે લક્ષણ વીસરે;
તે છાનોરે, ભોગી થઈ નીસરે,
સુત પુરાણીરે, શૌનકને કહે છે કથા;
એ ઉદ્ધવનેરે, શ્રીકૃષ્ણ કહે યથા.
શુભ કર્મથીરે, સન્યાસી હરીને પામશે;
આવાગમનનાંરે, દુઃખો સહુ વામશે.
પરિક્ષિતસુંરે, શુકજીએ વાણી કહી;
એકાદશનીરે, ગુપ્ત વાત સાંભળ સહી.

ગર્ભમાંથીરે, મેં તાત વચને શ્રવણે ધર્યું;
તારી આગળરે, હું બ્રહ્મ નિરૂપણ ઉચ્ચરૂં.
શ્રીભાગવતરે, ભાવ ધરીને સાંભળે;
તેનાં પાતકરે, ભવો ભવનાં દૂર પળે.

વળણ.

પળે પાતક ભવનાં તેનાં, કૃપા વૈકુંઠરાયરે;
કરજોડી વિપ્રવલ્લભ ભણે, થયો અષ્ટાદશ અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે અષ્ટાદશમોઽધ્યાયઃ ॥ ૧૮ ॥**

---

## અધ્યાય ૧૯ મો.*

કડવું ૨૦ મું-રાગ સોરઠીની ચાલ કનિષ્ટ.

વ્યાસનો સુત વદે વચન, સાંભળ હો અભિમન્યુના તન;
શૌનકને કહે સુત પુરાણી, ઉદ્ધવને કહે સારિંગપાણી.
ઉદ્ધવ પ્રત્યે કહે અવિનાશ, સાંભળ સાધુ જ્ઞાન પ્રકાશ;

**શ્રીભગવાન ઉવાચ-**

જે પુરૂષ વિદ્યાને જાણે, આત્મજ્ઞાન અભ્યંતર આણે.
તે પશુ પક્ષીવત પ્રાણી સહી, જે જ્ઞાને જ્ઞાન વધારે નહીં;
અંધકારથી દિશા ભુલ થાય, પ્રત્યક્ષ જ્ઞાને દિશા નકી થાય.
દેહાદિક પ્રપંચ મિથ્યા જાણે, પણ અનુભવ વિના નક્કી ન પ્રમાણે;
ત્યાં સુધી કરવો જ્ઞાનાભ્યાસ, આત્મતત્વ થા જ્ઞાને ઉદાસ.
દ્વૈત અદ્વૈત નિવૃત્તિ સાધન, માયા માત્ર મારી ગણ મન;
જ્ઞાનિજનને સાધના ફળરૂપ, સંસાર સ્વર્ગ નિવૃતિરૂપ હું ભુપ.
મજ વિણ અન્ય કંઈ નવ જાણે, એને વિદ્વત્સંન્યાસ પિછાણે;
જ્ઞાનિ વિજ્ઞાનિ જન તેહ, મુજનું પદ નિશ્ચે પામે એહ.
જ્ઞાનથી મળે સર્વ વસ્ત, મિથ્યા તે આગળ જપ તપ દાન સમસ્ત;
ભક્તિભાવથી ઉદ્ધવ મુને ભજો, બીજા સર્વે સાધનને તજો.
હું યજ્ઞપતિ ને યજ્ઞરાજ, યજ્ઞ કરતા મુની પામ્યા સહસાજ;
દેહાદિક વિકાર છે તું મધ્યે, તે અસત્ય જાણજે નિસંદે.
રજ્જુમાં સર્પનો થાય ભાસ, પણ આદિ અંતે તે પામે નાશ;
તેમજ દેહાદિક વિકળ જાણજે, રજ્જુ પ્રમાણે દેહ પીછાણજે.
તે નથી આદી નથી અંતે, પણ બ્રહ્મ છે સર્વત્ર પ્રીછયો સંગે;
બ્રહ્મ સદા સર્વત્ર નિર્વિકાર, તેમ તું પોતાને ધાર.
તું છે નિર્વિકારી પરબ્રહ્મ, દેહાદિક પ્રસંગ પ્રપંચ;
અવિદ્યાતણો કરવો નાશ, જ્ઞાનદીપક કરવો પ્રકાશ.
તે પુરૂષ હોય જ્ઞાની જન, વિદ્યા શાસ્ત્રનું કરે અધ્યયન;
તેણે સંસાર મિથ્યા જાણવો, માયા મોહ ન મન આણવો.
જ્ઞાને કરી સકલ સિદ્ધતા પામે, અનેક દુઃખ દેહીનાં વિરામે;
અથવા તીર્થ સેવે સિદ્ધ થાય, મહા સિદ્ધિ હરી ભજન કહેવાય.
સાંભળ ઉદ્ધવ કહે અવિનાશ, મુજને નીરખે સર્વ પ્રકાશ;
મુજ ધ્યાને પ્રાપ્ત કરવું જ્ઞાન, અંતઃકર્ણે જોવા ભગવાન.
અસ્થિર દેહી વણસે સહી, વદવેદ એમાં સંદેહ નહીં;
માયાસુખ મિથ્યા કરી જાણે, તેને જન્મ મરણ હોય શાને.
સંસારિકે મન જ્ઞાન આણવું, મિથ્યા વિષય સુખ જાણવું;
એવું જ્ઞાન રાખવું મન, કે સંસાર કૂપે હું થયો પતન;
તેમાં કાળ રૂપી છે સર્પ, રખે દસે મુજને દર્પ;
એવો ભય હૃદયે રાખીયે, શ્રીરામ કૃષ્ણવાણી ભાખીયે.
મોહાશક્તે ચૂક્યા મહા મૂર્ખ, તો શું આશ્ચર્ય ભૂ પુર્ખ*;
એવું મન જાણી નીરવીત્ત, વીભુ ચર્ણે સોંપવું ચિત્ત.
તે પ્રાણી મોહ સાગર તરે, માયા જાળ થકી નીસરે;
પછે ઉદ્ધવ પુછે કરી પ્રણામ, હે વિશ્વ મુર્તિ ને નિષ્કામ;

**ઉદ્ધવ ઉવાચ-**

વૈરાગ્ય વિજ્ઞાનસહિત શુદ્ધ જ્ઞાન, વિકળ થાય તે કહી કરો સાવધાન.
ભક્તિરૂપ યોગ પ્રસંગ કહો મુને, જે મારી સર્વ પીડા હણે;
ત્રણ તાપથી પીડીત જનને, તમ શરણવણ શાંતિ ન મનને.
મુર્ખ જગનો અલ્પજ્ઞ પ્રાણી, અજ્ઞાન કુવે પડયો શુધ્ધ જાણી;
કાઢી તેનો કરો ઉધ્ધાર, બળતરા મટાડો આ વાર.

**ભગવાન ઉવાચ-**

પૂર્વે ગાંગેય ભીષ્મ કહેવાય, પોઢયા હુતા જે બાણ સય્યાય;
સાનીધ્ય બેઠા ધર્મ અવતાર, યુધિષ્ઠિર નામે પાંડુ કુમાર.
ગંગા સુતને લાગી પાય, પૂછયો પ્રશ્ન એ યુધિષ્ઠિર રાય;
ઉત્તર ભીષ્મે કહ્યાં તે પ્રશ્ન, એ ઉદ્ધવને કહે શ્રીકૃષ્ણ.
હે ઉદ્ધવ તું વલ્લભ મુને, વિસ્તારી જ્ઞાન કહું છું તુને;
પ્રકૃતિ, પુરૂષ, મહોતત્વ, અહંકાર, પાંચ તન્માત્રા ઇંદ્રિય અગિયાર.
પંચમહાભૂત ને ત્રણ ગુણ, અનુસ્યૂત છે બ્રહ્મ નિર્ગુણ;
સ્થાવર જંગમ સકળ પ્રાણી, તેમાં સમાયા છે લે મન આણી;
પરબ્રહ્મ અનુસ્યૂત છે તેમાં, તેથી બ્રહ્મરૂપ જગતને જાણે મનમાં.
એનું નામ તે જ્ઞાન છે સત્ય, બાકી જાણ જે સર્વ અસત્ય;
જ્ઞાન થવાથી એકજ પીછાણે, તે વિજ્ઞાન જ્ઞાનને નિશ્ચે જાણે.

---

* આ ઓગણીશમા અધ્યાયમાં ઉપર જે જ્ઞાનાદિકનો નિર્ણય કરેલો છે તેના ત્યાગ કરવાની રીતી કહી છે.

* જગતનો જન.

બીજું સર્વે આલપંપાળ, કારણરૂપ બ્રહ્મને ધાર;
એ વિજ્ઞાન છે સર્વોત્તમ, સાધુ સંગ રાખીને સુણ્ય*.
જ્ઞાનદીપક થાય પ્રકાશ, થાય અજ્ઞાન તિમિરનો નાશ;
(જેમ) દર્પણ જોયે મલીનતા ટળે. તેમ જ્ઞાનથી અઘ પ્રજવળે.
વિષ્ણુ ભક્તિ ઘણી નિર્મળી, કનકલતા ફળ ફુલે ફળી;
વળી એ જ્ઞાને જ્ઞાની પ્રમાણે, એથી પચીશ તત્વને જાણે.
મારી પૂજા કરે ધરી ધ્યાન, જપે જાપ સેવા સ્નાન દાન;
વેદ કથા કીર્તન સ્તુતિ ભણે, કરે પૂજન દર્શન પવિત્રપણે.
નવધાભક્તિ કરી ચર્ણે નમે, સંકટ તાપ સંતાપ સૌ સમે;
સત્કર્મ કરે તે સમર્પે મુને, ઇચ્છા આશા ન રાખે કને.
વૈરાગ્ય વિષે કહુ હવે વાત, ઉદ્ધવ સાંભળ મુજના દાસ;
નથી ભિન્ન કંઇ જગમાં જાણજે, એ અર્થ શ્રુતિનો માનજે.
વસ્ત્ર તંતુથી નથી જેમ ભિન્ન,(તેમ) ચૈતનથી નથી જુદી કંઇ અન્ય;
એ પ્રત્યક્ષ પ્રમાણ છે સિદ્ધ, એમ બોલ્યા શ્રી જુગદીશ.

*શ્રીમદ્ ભાગવતમાં આ જ્ઞાન વિજ્ઞાનનું સ્પષ્ટિકરણ વિશેષમાં આ પ્રમાણે કીધું છે-દિશાની અપરોક્ષ થએલી ભ્રાંતિ જેમ ધારેલી દિશાના પરોક્ષ જ્ઞાનથી મટતી નથી તેમ આ સંસાર રૂપી ભ્રાંતિ કે જે અપરોક્ષ છે તેપરબ્રહ્મના પરોક્ષ જ્ઞાનથી મટે નહીં એટલે પેલા પરોક્ષવાળો પુરૂષ જગત્‌ને બ્રહ્મરૂપ જાણતો હોય તોપણ જગતની સત્તાને બ્રહ્મથી કાંઇક જુદી માન્યા કરે અને વિજ્ઞાન એટલે અપરોક્ષ જ્ઞાનવાળો જીવન્મુક્ત પુરૂષ તો સંસ્કાર માત્રથી અવશેષ રહેલા જગત્‌ને બાધ પામેલુંજ દેખે. એટલા માટે પરોક્ષ જ્ઞાનને 'જ્ઞાન' એવુ નામ આપેલું છે અને અપરોક્ષ જ્ઞાનને 'વિજ્ઞાન' એવું નામ આપેલું છે. જો મીમાંસકોના મત પ્રમાણે પદાર્થોની ઉત્પત્તિ આદિક ન હોય તો તે પદાર્થો એક કારણથી ઉત્પન્ન થએલા નહીં ઠરવાથી તેઓ એક રૂપ અને મિથ્યા ઠરે નહીં, માટે તેઓનાં ઉત્પત્તિ આદિકને નીચે પ્રમાણે સિદ્ધ કર્યાં છે,—'પદાર્થો ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળા છે; કારણ કે તેઓ સાવયવ ( અવયવવાળા ) છે. જે જે સાવયવ હોય તે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળું હોય છે. જેમ કે ઘડો સાવયવ છે માટે ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયવાળો છે'—આ અનુમાનથી, 'પદાર્થો ઉત્પત્તિ આદિકવાળા છે' એમ નિશ્ચય થયો. ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તિમાં કારણ રૂપે અને મધ્યમાં આશ્રયપણે જે વસ્તુ સર્વ કાર્યોમાં અનુસ્યૂત રેહે અને સર્વ કાર્યોનો પ્રલય થતાં જે વસ્તુ અવશેષ રેહે તે વસ્તુજ સત્ય છે એમ વિચારવું—એટલે માટી જેમ ઘટાદિક કાર્યોની ઉત્પત્તિમાં તથા રૂપાતરની પ્રાપ્તિમાં કારણ રૂપે અને મધ્યમાં આશ્રય રૂપે ઘટાદિક કાર્યોમાં અનુસ્યૂત છે અને તે ઘટાદિક કાર્યોનો નાશ થતાં અવશેષ રેહે છે માટે વ્યવહારની રીતે માટીજ સત્ય છે. તેમ પરબ્રહ્મ મહત્તત્વાદિક સઘળા કાર્યોની ઉત્પત્તિમાં તથા રૂપાંતરની પ્રાપ્તિમાં કારણ રૂપે અને મધ્યમાં આશ્રય રૂપે એ સઘળા કાર્યોમાં અનુસ્યૂત છે અને સઘળાં કાર્યોનો પ્રલય થતાં અવશેષ રેહે છે માટે પરમાર્થ રીતે બ્રહ્મજ સત્ય છે એવો નિશ્ચય કરવો. [મૂ. ભા.

જગત મિથ્યા એ લોક પ્રસિદ્ધ, કારણ દશ્ય વસ્તુ એ નકીજ.
દશ્ય પદાર્થ સર્વ મિથ્યા હોય, છીપમાં જેવું રૂપું જોય.
સર્વમાં પરબ્રહ્મને પીછાણે, તે વૈરાગ્યને નિશ્ચે જાણે.
બ્રહ્મલોક સુધીનું એ દષ્ટ સુખ, ફળરૂપ હોવાથી છે દુઃખ;
તેનો નાશ કો કાળે થાય, સ્વર્ગ સુખ ના ઇચ્છે પંડિતરાય.
ભક્તિના કહ્યા છે મેં પ્રકાર, તેનો પુનઃ કહું હું સાર.
અમૃત સમજે મજની કથા, તેમાં શ્રધ્ધા રાખે તે યથા;
મજની કથાનું વ્યાખ્યાન કરે, મજની પૂજામાં નિષ્ટા ધરે;
સ્તોત્ર ભણી સ્તુતિ કરે, સેવામાં આદર કરે પ્રાણી તરે.
સર્વાંગે નમસ્કાર કરે જે બુધ, મુજ ભક્ત પુરો થાય શુધ્ધ;
સર્વ પ્રાણીમાં મજને પેખે, મજ વાસ્તે લૌકિક ક્રિયા લેખે.
વચને ગુણ કથન મારૂં કરતો, વિશેષ આવે તો સર્વને તજતો;
જપ તપ વ્રત યજનદાન, મુજપર કરે સૌ તુષમાન;
એ ભક્તિનાં શુધ્ધ કારણ, જે ધરતા આવે તારણ.
એ પ્રેમલક્ષણા ભક્તિનું રૂપ, અવશેષ ન રહે કહે ત્રીભુપ.
ચિત્તની અંતરમાં નિષ્ટા હોય સદા, અર્થ થાય ન આવે આપદા.
શાંત સત્યગુણી જે ચીત્ત હોય, જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય ભક્તિ જોય.
દેહ ધનસુતદારામાંચિત્ત ધરે, અધર્મ અજ્ઞાનઐશ્વર્ય અભક્તિમાં પડે.

મારી ભક્તિ તેજ છે ધર્મ, એક આત્મારૂપ તેજ જ્ઞાન પર્મ;
વિષયમાં અસંગ તે વૈરાગ, અણિમા સિધ્ધ તે ઐશ્વર્ય આપ.-
એ શાસ્ત્ર વચન તુજ પાસે કહ્યાં, ઉધ્ધવે શુધ્ધ ચિતે ગ્રહ્યાં.?
ઉદ્ધવ પ્રશ્ન પૂછે મન કારણ, સ્વામિ સંદેહ કરો નિવારણ;

**ઉધ્ધવ ઉવાચ—**

સંસારમાં અવતરે જે જન, તે શું આચરે હે મધુસૂદન.
ભાગવત ધર્મ કેમ પામે આચર્ણ, પ્રકાશી કહો અશરણાશર્ણ,
યમ કેટલા કહો તેના પ્રકાર, નિયમ કેટલા કહો જુગાધાર.
શમ, દમ, તિતિક્ષા ને ધૃતિ*, દાન, તપ, શૌર્યની કહો વૃતિ†
સત્ય, ઋત, ત્યાગ, એટલે શુચ,સર્વોત્તમ ધન ભગદક્ષણા એ શુચ;
પુરૂષબળ, યજ્ઞ, લાભ ને વિદ્યા,લજા, ભુષણ ને સુખ,દુઃખ કાં કાં;
પંડિત, મુર્ખ ને માર્ગ, કુમાર્ગ, બંધુ, ઘર ને નર્ક ને સ્વર્ગ
ધનિ, નિર્ધનિ, કંગાલ સ્વતંત્ર, એ સર્વ સમજાવો મુનીન્દ્ર અત્ર.
એથી ઉલટા જે અસમાદિક, તેના કારણ કહો મુનિપિતિ‡
સુણી એવાં ઉદ્ધવનાં વચન, તવ બોલ્યા શ્રીપુરણ બ્રહ્મ.

* ધૈર્ય. † રીતિ.

‡ મુનિઓના ધન રૂપ ભગવાન.

**શ્રીભગવાન ઉવાચ–**

સાચું તે જે અહિંસા જપે, સંસાર વિસારીને તપ તપે;
એક સાચું હરિનું નામ, જે જપતાં સિદ્ધ પામે કામ.
શ્રીવિષ્ણુ નામ જપીયે જપ, ધ્યાન સમું નહીં કો તપ;
દ્વાદશ અક્ષર મંત્રે કરી, પ્રેમે પ્રીતિ પામે શ્રીહરી.
અહિંસા,સત્ય,પરધનત્યાગ,અસંગ,લજ્જા અસંચય શું નવ રાગ;
ધર્મમાં ધરવો દ્રઢ વિશ્વાસ, બ્રહ્મચર્ય, મૌન સ્થિતીનો દાસ;
અભય ક્ષમા લક્ષણ છેય, યમ કહેલા છે એ સર્વેય.
બાહ્યાંતર શૌચ, જપ, તપ, અતિથિ સત્કાર ને ધર્મે આદર;
હોમ, મારૂં પુજન નિત્યે કરવું, પરાર્થિ બની સાંચરવું;
સંતોષ અને આચાર્યની સેવા, એ નિયમ મનથી ગ્રહેવા.
મુમુક્ષુ જનને યમ સાર, કામી જનને નિયમ આધાર.
શાંતિ એ નહિ શમ તું જાણ, પણ મુજમાં નિષ્ઠાએ શમ પરમાણ.
જેહ શરીર બ્રહ્મમાં રમે, દમ એ કહિએ જે દેહને દમે.
ઇંદ્રિનિગ્રહ તે દમ જાણજે, ચોરાદિકનો નિગ્રહ ન તે માનજે.
પ્રારબ્ધથી પ્રાપ્ત થાય જે દુઃખ, સહન કરે તે તિતિક્ષા સુખ.
જીવ્યા, ઉપસ્થના વેગને રોકે, ધૃતિ કહીએ તેને આ લોકે.
પ્રાણીદ્રોહ છોડે તે દાન, ભોગ ઉપેક્ષા તે તપ તું જાણ.
વાસના રોકે તે જાણો શૂરો, બ્રહ્મ વિચારી તે સતવાદી પૂરો.
સાચુ બોલે તે નવ ઋત, સત્ય ને પ્રિય તે ઋત પ્રખ્યાત.
મનુષ્યદેહી દુર્લભ અવતાર, તીર્થ સેવન કરવું સાર;
વિષય કર્મનો કરવો ત્યાગ, માયાથી અળગો ચિત્ત ભાગ;
કામ ફળ નવ ઇચ્છા સંસાર, ત્યાગી નામ તેનું નીરધાર.
ધર્મ એજ મુખ્ય ધન, યજ્ઞ જે કરે મારૂં પુજન;
જ્ઞાનોપદેશ દક્ષિણા એ પવિત્ર, મન માનવું એ બળ સર્વત્ર.
મુજમાં વસતા ઐશ્વર્યાદિક ષટ્ગુણ, એ ભગ જાણે નિર્ગુણ.
મારી ભક્તિ એ પૂર્ણ છે લાભ, પુત્રાદિક એ જાણવું અભાગ.
શાસ્ત્ર જાણે તે નવ વિદ્યા, આત્મામાં પ્રતીતિ એ શુદ્ધ વિદ્યા.
દુષ્ટ કર્મનો કરવો જે ત્યાગ, એ લજ્જા ગણવી પરમભાગ.
કંકણ મુકટ મુર્ખ ભુષણ ગણે, તૃષ્ણા તજવી એ ભુષણ માને.
ભોગ ભોગવતા એ તો છે દુઃખ,દુઃખસુખ અનુસંધાન જીવને સુખ.
વિષય વાંચ્છના એ દુઃખ મોટું, રોગાદિક દુઃખ ગણજે છોટું.
બંધન મોક્ષ જાણે તે પંડિત પૂરો, દેહમાં મમતા એ મુર્ખને અધુરો.
મારી પ્રાપ્તિ થાય તે નિવૃતિ માર્ગ, ચિત્ત વિક્ષેપ તે કુમાર્ગ.
સત્વ ગુણનો જ્યાં ઉદય થાય, તે સ્વર્ગ મુખ્ય મનાય.
તમો ગુણ વધે તે મુખ્ય નર્ક, ગુરૂ તે બંધુ ને વળી અર્ક.
મનુષ્ય શરીર તે છે ઘર, ગુણવાન એ ધન સાર.
અસંતોષી એ દારિદ્રિ બહુ, અજિતેંદ્રિય કંગાળ જાણો સહુ
બુધ્ધિ વિષયમાં નવ જે આસક્ત, સ્વતંત્ર તે જાણો જગે મુક્ત.
વિષયોમાં આસક્ત જે જન, તે પરતંત્ર ને નહિ પાવન.
એથી ઉલટા જે સ્વરૂપ હોય, તે અશમ ને અદમાદિક તું જોય.
જે કો મારે વિષે ચિત્ત રાખે, વિષ્ણુ વિના અન્ય નવ ભાખે;
તે મોટો લાભ પામે સંસાર, સકળ લોક યશ કીર્તિ અપાર.
ભક્ત સકળ અવિદ્યા તજે, દ્રઢ ભક્તિયે મુજને ભજે;
જેણે સંતોષને ઘેર આણ્યું મન, તે ઉદ્ધવ સાચો હરીજન.
વિષય વિસારી મુજને ધાય, તે બ્રહ્માનંદ સુખીયો કહેવાય;
શરીર રૂપી છે શુભ ધામ, આત્માને વસવાનો ઠામ.
તેમાં જ્ઞાન દૃષ્ટિ રાખે ચિત્ત, મુજને સમર્પે ઉત્તમ રીત;
તેતો જન્મ મરણ ભય વામશે, અવસાને તે મુને પામશે.
ધન્ય જીવ્યો માનવ અવતાર, મનુષ્ય દેહે સાધન કરવું સાર;
મેં કહ્યું તે મુજ ભક્તે આચરવું, તેનુ ટળશે જન્મવું ને મરવું.
ફરી ફરી કહે વિશ્વાધાર, દુર્લભ માનુષા દેહ અવતાર;
એ જન્મે સાધન નવ થયું, તેનું અવતરવું વૃથા ગયું.
હસ્ત ચરણ મુખ મસ્તક નેત્ર, શ્રવણ નાસિકા સુંદર ક્ષેત્ર;
મન બુદ્ધિ કરી એક ઠામ, હૃદય કમળમાં રાખો શ્રીરામ.
નવધા ભક્તી તું આચરે, રખે અંગે આળસ તું ધરે;
સકળ ધર્મ સુકૃત વહેવાર, વિષ્ણુ અર્પણ કરવું નિર્ધાર.
ગુણ દોષ જોવા એ દોષ જાણ, એ નવ જોવા એ ગુણ પરમાણ;
એ ગુણ દોષ લક્ષણ કથા, એ જાણે સંતજન યથા
શૌનકને કહે સુત વચન, ઉદ્ધવને કહે જગજીવન;
શ્રીભાગવત એકાદશસ્કંધ, ગુણ વર્ણવ્યા શ્રીગોવિંદ.

વળણ.

શ્રીગોવિંદ ગુણારવિંદ, શુભ ઓગણીશમો અધ્યાયરે;
માનવ જન સૌ હરી ભજો, જેણે જન્મ સાર્થક થાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે એકોન–વિંશતિતમોધ્યાયઃ ॥૧૯॥**

---

## અધ્યાય ૨૦ મો.*

**કડવું ૨૧ મું–રાગ મારૂ.**

સુત પુરાણીક વાણી બોલ્યા, સાંભળો કર્ણારાય;
શ્રીકૃષ્ણને ઉદ્ધવ પુછે છે, ભક્તિરસ મહિમાય.

**ઉદ્ધવ ઉવાચ–**

ગુણ દોષ જોવા દોષ કયમ, કહો મુજને આજ;
એ વિષય છે ગૂઢ મોટો, ટાળો સંશય મહારાજ.

---

* આ વીશમાં અધ્યાયમાં ગુણ દોષની વ્યવસ્થાની ને તે અંગે ભક્તિ, જ્ઞાન ને કર્મની કથા કહી છે.

પુણ્ય અને પાપ છે, આશ્રમમાં ઉત્તમ અધમ સાર;
જાતિમાં પણ તેમ છે, તો ગુણ દોષ કેમ ન જુગાધાર.
દ્રવ્યાદિકમાં ઉત્તમ કનિષ્ઠ, સ્વર્ગને છે વળી નર્ક;
તેમજ સઘળે એ બે છે, અંધકાર ને વળી અર્ક.
ગુણ દોષની ભેદ બુદ્ધિ છે, માન અપમાન સાર;
એ ભ્રાંતિ નિવૃત કરો, અહો જુગદાધાર.

**શ્રી ભગવાનઉવાચ—**

સુણ ઉદ્ધવ નિશ્ચલ થઇ ભાવે, આત્મજ્ઞાન સાધન;
વળી તીવ્ર વૈરાગ્ય ભક્તિયે, મુજને પામે હરી જન.
પદાર્થ સર્વે તેના તેજ છે, પણ જે જે રૂપે પેખે;
ગુણ દોષ તેને જણાવ્યે, એ કારણ મનમાં દેખે.
સકામ કર્મો વેદ વર્ણવ્યાં, તેનાં કારણ છે બહુ;
જ્ઞાની જનને કંઈ નવ વળગે, એ કર્મનું કારણ કહુ.
પરીપાક દશા પામેલાને, કર્મકાંડનું નથી કામ;
પરીપાક વૈરાગ પામે ત્યારે, થાય જન નિષ્કામ.
અધબન્યો જન જે કોઇ, થાય તો તે સ્વધર્મથી ભ્રષ્ટ;
સ્વધર્મ ઉલ્લંઘન કરવાથી, થાય અધર્મનો ઇષ્ટ.
સ્વર્ગ નર્ક સૌ ભ્રમ ભાસે છે, આત્મજ્ઞાન એ સત્ય;
નિત્ય નૈમિતિક કર્મ કરે, થાય માનુષ્ય દેહ કૃતકૃત્ય.
પણ તેને કૃત કૃત્ય માની, નવ થાવું તેમાં લીન;
દેહથકી જ્ઞાન ભક્તિ પામી, દેહથી થાવું ખીન.
સર્વ કાર્ય કરતો જે પ્રાણી, મારે વિષે ચિત્ત રાખે;
ક્રોધાભિમાનથી વર્જીત રહે, વળી બ્રહ્મલીલા મન દાખે.
મનસા દઢ વિશ્વાસે રહેવું, મહાદારૂણ અઘ વામે;
ધર્મ, અર્થ, કામ, મોક્ષ ગૃહીને,મુજને તે જન પામે.
આ સંસાર વિશ્રયવત્ જાણો, માયા કૂપ અગાધ;
જ્ઞાન ચિત્તે ધરી નિત્ય રહેશે, તેને નહીં પ્રતિબાધ.
પ્રકૃતિ દુસ્તર ભાક્ત તરવાનો, વિષ્ણુ નામનું નાવ;
ધન ધાણી સંસાર અવતરી, જે ચેત્યો છળ ભાવ.
માનવ ઉત્તમ દેહ ધર્યાનું, સાધન વિશ્વાધાર;
દુઃખ સાગરથી તારે ત્રિકમ, આપે પદ અવિચળ સાર.
સુણો ઉદ્ધવ સંસારરૂપી, વૃક્ષ વિરાજે વિશાળ;
મૂળ, થડ, શાખા, પત્ર ફળને, સર્વ વ્યાપક કાળ.
સંસાર વ્યાપક મધ્યે પ્રગટ, વૃક્ષ સ્વરૂપ શરીર;
તેને કાળરૂપી કુહાડો, છેદી નાંખે છે ધીર.
કુહાડાના પ્રહાર સુણતાં, તરૂ પક્ષી ભય ધરે નેહ;
નિજધામ તજી વિહંગમ જાય છે, મૂકી વૃક્ષનો સ્નેહ.
તે કાળ કુહાડાનો ભય જાણી, ચેતો અંતર પ્રાણી;
પામે પર્મ ધર્મ ધામ સુખ ઉદ્ધવ, શાસ્ત્રવદે છે વાણી.
એવું જાણી શીલસ્વભાવે, સંતપણું આચરવું;
અજ્ઞપણે એકાંતે બેસી, સ્મરણ હરીનું કરવું.
શરીરરૂપી રથે બેસી, મનમાને ત્યાં જાવું;
આત્મારામને અચળ રાખીને, આદ્યવિષ્ણુને ધ્યાવું.
શરીરરૂપી નાવ છે સુંદર, વિલાસરૂપી કાન;
શ્રીવિષ્ણુરૂપી વાયુ કરીને, ગતિકરે સર્વ સ્થાન.
સંસાર રૂપી સમુદ્રમધ્યે, સર્વત્ર નાવ તે ચાલે;
તે માયા સાગર તરી નીસરે, બ્રહ્માનંદમાં મહાલે.
એ સંસાર સાગરથકી, પ્રભુના ગુણ પાર ઉતારે;
વૈકુંઠ સુખ આપે વિશ્વંભર,નિજ ભકત કરી સુખ સારે.
મનપંચેંદ્રિય છતે પ્રાણી, તે પામે શીઘ્રે મુજને;
એમાં સંદેહ નહીં મન આણવો,ઉદ્ધવ કહું છું તુજને.
વર્ણાશ્રમ અધિકાર પોતાનો, જેજે સ્થળ ઉત્પન્ન;
પરમેશ્વરનું કીર્તન પાવન, કરવું ભજન સ્તવન.
પરમ પદ તે પ્રાણી પામે, શીઘ્રપણે સુખધામ;
ભવદુઃખ ભાગે જરા મર્ણનાં, પહોંચે મનની હામ.
શ્રીભાગવત એ માર્ગ અનાદિ, અનુપમ આત્મસાધન;
તેમાં પ્રીત કરે પ્રીય લાગે, નીરમળ થાયે મન.
કૃપા કરે તેને અવિનાશી, સચરાચર જેહ વ્યાપે;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, તેને હરી મનવાંછિત આપે.
અંતઃકરણની માયા સાંકળ, તે છેદે જન જ્યારે;
મારે વિશે મન આરોપીને, મુજને નિત્ય સંભારે.
તેને જે માગે તે આપું, મોક્ષ મનોરથ કામ;
સકળ સુખ પામે તે પ્રાણી, પહોંચે મનની હામ.
મારા ચર્ણની સેવા માગે, ભક્ત મારો જન;
અનેક ભક્ત ચર્ણ સુખ પામ્યા, વદે શ્રીજગજીવન.
નારદ, ધ્રુવ, અંબરીષભૂપ ને, પ્રલ્હાદ વિભિષણરાય;
મારા ચર્ણની પ્રામી સુખમાં, મહાલે છે સુખકાય.
ચર્ણ શર્ણ જેણે માગ્યું, તે પર્મ સાધુ ભક્ત;
મમ પદમાં જે ચિત્ત રાખે, સદા નિષ્કામ આશક્ત.
દઢ ધ્યાનધરે મુક્તિ સુખ આપું,ભક્તિ ભાવે નિરધાર;
ઉદ્ધવ પ્રત શ્રીકૃષ્ણ ઉચરે, જ્ઞાન નિરૂપણ સાર.
હે ઉદ્ધવ હું સર્વાત્મક છું, મજ દર્શને દેહભિમાન જાય;
સંચિત ક્રિયમાણ સર્વ કર્મે, પળમાં દૂર પળાય.
જ્ઞાન યોગ એ ભક્તિવસ છે, ભક્તિ છે સ્વતંત્ર;
મજ ભક્તને જ્ઞાન યોગનું, નથી કંઇ કારણ અત્ર.

કર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ અને વળી દાન;
તીર્થ વ્રત જપ તપાદિક સર્વે, મજ ભક્તિની હેઠાણ.
મુજ ભક્ત કંઇ નવ ઇછે, ઇછે નવ વૈકુંઠ ધામ;
ખરો ભક્ત તે કેવાય, મોક્ષ નવ ઇછે કો ઠામ.
મુજ ભક્તને વેદોક્ત કર્મથી, નવ થાય કંઈ સુખ;
પાપ પુણ્ય કંઇ નવ કરે, મુજનું સ્મરણ છે મુખ.
એ મુજ પ્રાપ્તિના ત્રણ, ઉપાય કહ્યા નિરધાર;
એ કરેથી બ્રહ્મલોકને પામે, વદે શ્રી વિશ્વાધાર.
સુત પુરાણીક શૌનકને કહે, એકાદશની કથાય;
જ્ઞાનસાર એ બ્રહ્મનિરૂપણ, થયો વિશમો અધ્યાય.

**વલણ.**

વીશ અધ્યાય હવા પૂરણ, કથા બ્રહ્મની વીસ્તરી;
કરજોડી વલ્લભ ભણે, શ્રોતા બોલો શ્રીહરી.

**ઇતિશ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે વિંશતિતમોઽધ્યાયઃ ॥૨૦॥**

---

## અધ્યાય ૨૧ મો.*

**કડવું ૨૨મું-રાગ મલ્હાર.**

સુત પુરાણીક બોલીયા, સુણો શૌનકવાણી;
શુકજી પરિક્ષિતને કહે છે, કથા તે પાવન જાણી.
ઉદ્ધવ પ્રત્યે પ્રભુ કહે છે, ભક્તિ આદિક જ્ઞાન;
કૃપા કરી નીજ દાસને, અનુગ્રહ કરે ભગવાન.

**શ્રી ભગવાનઉવાચ-**

ગુણ દોષ વ્યવસ્થા માટે, જ્ઞાન ભક્ત ને કર્મ;
જ્ઞાન ભક્તિવાનૂને ન વળગે, ગુણ દોષ અધર્મ.
જ્ઞાનિ ભક્તે પ્રથમ થકી, નેષ્ટ કામમાં ધરવી ન નિષ્ટા;
નિત્ય નૈમિતિક કર્મ થકી થાય, અંતઃકરણની શુદ્ધતા.
અંતર શુદ્ધ થાય તો, જ્ઞાન કરે ત્યાં વાસ;
જ્ઞાન અભ્યાસથી વિપરિત જે, દોષ જાણજે ખાસ.
ભક્તિવાનને નવધાભક્તિ, એ છે ગુણજવાન;
એથી વિરૂદ્ધ સર્વ કૃત્યને, દોષવાન તું જાણ.
જ્ઞાન ભક્તિથી વિરૂદ્ધ જઇને, તુચ્છ વિચારે સર્વે†;
અનેક યોની ભટકે પ્રાણી, ગુણ દોષ તેમાં ન જુવે.

જગતમાં સર્વ પદાર્થ, છે સરખા સરજેલ;
તથાપિ યોગ્યાયોગ્યનો, વિચાર મેં છે આપેલ*.
શુદ્ધિથી પાપ ધર્મને, અશુદ્ધિથી અધર્મ માન;
સુતકમાં રાજા ન્યાય કરે, એ શુદ્ધિ પરમાણ.
વ્યવસ્થા કારણે કેટલુંક, રચ્યું છે નિરધાર;
પણ ધર્મ વ્યવસ્થા દાખી, એ મુને પ્રાણાધાર.
અભક્ષનું ભક્ષણ કરવાથી, થાયે મોટું પાપ;
પણ પ્રાણાંતે અભક્ષ ભક્ષથી, ન આવે સંતાપ.
અજ્ઞાનિજન કારણે, એ બાંધ્યા છે ધર્મ;
પણ વેદોક્ત ન એ માનવું, વળી ન માનવું પર્મ.
સકળ પદાર્થ સમાન છે, નથી શુદ્ધાશુદ્ધ;
દેહાદિક સમાન છે, ભિન્ન ભિન્ન જાણે મૂઢ.
સ્વાર્થ સિદ્ધિ કારણે, બાંધી ભિન્ન ભિન્ન વર્ણ;
તેમાં નથી ભિન્ન ભેદ, એ વસ્તુ છે અવર્ણ્ય.
ગુણ દોષના કારણનો, હવે કરૂં વિસ્તાર;
પરંતુ નહિ તે ગણવો, મુખ્ય વિવેક વિચાર.
મૃગ વિનાનો દેશ હોય જે, અપવિત્ર તે જાણ;
(પણ) બ્રાહ્મણપર નિષ્ટા નહિ તે, અતિ અધમ માન
મલેચ્છવાન દેશ હોય તે, અતિ અધમ ગણે;
પણ સત્પુરૂષનો હોય વાસો, પવિત્ર પંડિત ભણે.
દ્રવ્ય પ્રાપ્ત થાય તે, કાળ પવિત્ર ગણાય;
સૂતક દિવસ અપવિત્ર છે, એ આ જગે મનાય.
દેશકાળ અનુસાર છે, શુદ્ધિ અશુદ્ધિ સર્વ;
સારે દેશે સારૂં છે, નબળે અપવિત્ર પર્વ†.
દ્રવ્યાદિક પણ શુદ્ધાશુદ્ધ, વચનથી સર્વત્ર થાય;
બ્રાહ્મણ વચને અપવિત્ર તે, પવિત્ર જગે મનાય.
પુષ્પ જળથી શુદ્ધ થાય, સુગંધ લેવાથી અશુદ્ધ;
વર્ષાજળ ત્રણ દિન પછી, પવિત્ર ગણે જન બુદ્ધ.
તાજું અન્ન પવિત્ર છે, વાસી અપવિત્ર અન્ન;
તળાવ જળ પવિત્ર છે, ચંડાળ અડે નિશ દિન.
સૂર્ય ગ્રહણ સુતકાદિક, અસમર્થને છે શુદ્ધ;
સમર્થજનને અશુદ્ધ કરે, માને જન વિશુદ્ધ.
દશ દિન વિત્યા પછી, જન્માશૌચ ન લાગે;
જુનુ વસ્ત્ર નિર્ધનને શુદ્ધ, અશુધ્ધ કહ્યું બડભાગે.
આ સર્વ વસ્તુ શુદ્ધાશુદ્ધ, દેશકાળને આધાર;
સ્વસ્થતા હોય સર્વત્ર, તો ગણાય અશુદ્ધાર.

---

* આ એકવીશમાં અધ્યાયમાં સકામ કર્મ કરનારને માટે દ્રવ્ય અને દેશ આદિના ગુણ દોષની કથા કહી છે. † માયાદિક પદાર્થનું સેવન.

* મનુઆદિ સ્મૃતિમાં. † ઉત્સવાદિક મોટા દિવસો.

ચોર લુટારાનો ભય હોય તો,અશુદ્ધ શુદ્ધ ગણાય;
જુવાનીમાં અપવિત્ર ગણે તે, વયે પવિત્ર મનાય.
દેશ, કાળ, આત્મા ને દ્રવ્ય,અવસ્થા ને ઘટતો કાળ;
પવિત્ર અપવિત્ર તે ગણાયે,રાખવી તેની સંભાળ.
ધાન્ય, કાષ્ટ, ગજદંત, અસ્થિ, તંતુ ઘૃતાદિક રસ;
સુવર્ણ, ચર્મ માર્ગગારો, ઈંટ આદિક વસ્ત;
તેની શુદ્ધતા કાળ વાયુ અગ્નિ,માટી જળથી થાય;
સ્થળ સમય જોતાં શુદ્ધાશુદ્ધ, આ જગે મનાય.
એ સર્વ છે દ્રવ્ય શુધ્ધ, એમાં છે બહુ ભેદ;
તે સર્વે કહ્યા ઋષિ મુનિએ,આદ્ય અનાદિ વેદ.
સ્નાનદાન તપ બાળવસ્થા, ઉપનયનાદિક સંસ્કાર,
સંધ્યોપાસનાદિક કર્મ, એ શુધ્ધિના પ્રકાર.
સદ્ગુરૂ મુખથી મંત્ર જાણવો,એ છે શુધ્ધ સ્વરૂપ;
કર્મ ઇશ્વરાર્પણ કરેથી શુધ્ધ, કરે ત્રિભૂવન ભૂપ.
દેશ, કાળ, મંત્ર, દ્રવ્ય, કર્તા, અને કર્મ છે જેય;
ધર્મ હોય તો શુધ્ધ છે, અધર્મ અશુધ્ધ જોય.
ગુણ દોષના ભય માટે, સંપતિ વિપત્તિ વાત;
સંપતિમાં દોષ ગણાય તે, વિપત્તિમાં ગુણ સાક્ષાત.
કુટુંબ ત્યાગ એ મોટો દોષ છે,સંપતિમાં મનાયો;
વૈરાગ્યમાં એ ગુણરૂપ છે, સર્વ શાસ્ત્ર ગણાયો.
ગુણ દોષ વારતા વેદોક્ત નથી, નથી તે કંઈ સ્થિર;
ગુણ દોષ કલ્પિત છે, જાણજે ઉદ્ધવ વીર.
દોષ છે તે દોષ છે, પુનરપિ તે નવ દોષ;
ધર્મિને મદ્ય પતિત કરે, પતિતને નવ શોચ.
સ્ત્રી સંગ સન્યાસીને, મહા દોષનું છે કારણ;
ગૃહસ્થ પુરૂષે સ્ત્રી સંગનું, કરવું શુદ્ધ મને ધારણ.
પ્રથમથી જે દોષવાન, તેને દોષ નવ લાગે;
ગુણદોષ છે મિથ્યા, પણ એની પ્રવૃતિ જન ત્યાગે.
સકળ વસ્તુનો માયિક જનથી, નવ થઇ શકે ત્યાગ;
યુકિતએ મુકાવી પંડિતે, એ જાણ હે મહાભાગ.
નિવૃતિ પરમ ભાગ રૂપ છે, હરે શોક મોહ ભય;
નિવૃતિને સેવે જનતો, થાય મોટો જય.
વિષય સાર રૂપ પેખે તો, આસક્ત થાય તે જન;
આસક્તિ થાયે કામના વ્યાપે, તેથી કલેશ ઉત્પન્ન.
કલેશથી ક્રોધ વ્યાપે, ક્રોધથી સંમોહ;
સંમોહ થવાથી કાર્ય અકાર્ય, પ્રાણી કદિ નવ જોય.
કર્મ કરતા ચઢે પડે, સંપાત વિપતિ થાય પ્રામ.
વેદનાં નિવૃતિ કહિ તે ગ્રહે તો,કદી ન આવે આમ.
વેદમાં પ્રવૃતિ નથી, માને જે કો મૂર્ખ;
સ્ત્રી પુત્રાદિકને જે ભજાવે, એ વેદનું નવ સુખ.
મિમાંસક ભુલાવે જગને, કર્મકાંડી જન જેય;
આત્માતત્વને નવ જાણે, મુર્ખ છે ઉધ્ધવ તેય.
વેદમાં અહિંસા કહી છે, વળી છે નિવૃત્તિ વાત;
હિંસાદિક કર્મ કરે છે પ્રાણી, તે મતિમંદ અધાત.
કર્મ કરી જન સ્વર્ગ ઇચ્છે છે,એ વાત છે નિસ્સાર;
મને ન જાણે જે જન, તેનો ધિક્ક અવતાર.
વેદ પ્રવૃત્તિ નવ વદે, સદા નિવૃત્તિ સમજાવે;
જીવ બ્રહ્મ, સંસારી નહિ એ,સત્ય રીતે મનાવે.
જૈમિની આદિ ઋષિમુનિ,કહે વેદ યથાર્થ જાણીયે;
હું વિના વેદ જાણ્યો કહે, તેને મુર્ખ પ્રમાણિયે.
વેદ રહસ્ય સમજવો, તે છે દુર્ઘટ વાત;
પરા, પશ્યંતિ, મધ્યમા સમજવી, કઠિણ છે સાક્ષાત.
વૈખરી વાણી હિરણ્યગર્ભ, આ જગ વિષે સરજાવે;
કરોળ પેરે ગળી જાય છે, પાછી તે પેરે ઉપજાવે.
વૈખરી વાણી અતિ કઠિણ છે,તે સર્વ રીતે નવ જાણે;
હું પૂર્ણ પણે તે જાણું છું,અન્ય મિથ્યા મમત તાણે.
વેદમાં યજ્ઞરૂપ પુર્ષ કહ્યો, તે મુજને સર્વત્ર ભાળ;
તે વિના અન્યને યજ્ઞપુરૂષ ગણે,તેમાં નવ કંઇ માળ.
જે મુજથી અળગા જીવ છે, અન્ય માર્ગે ધાય;
આશા લોભ તૃષ્ણા બહુ વ્યાપે, અંગે તે ન સમાય.
પાખંડ પૃથ્વીપર કરે છે, પાપી પામર પ્રાણી;
પતિત ભાવ મનમાં ધરે છે,અહંકાર ઉરમાં આણી.
વેદ વિહિત કર્મ આચરે, પુજાવે નિજ આપ;
સિધ્ધ થઇ સઘળે ફરે, ઇચ્છે યશનો પ્રતાપ.
નિંદા કરે સૌ દેશની, મહાક્રોધી મન અહંકાર;
તે મુજને કેમ પામશે, એમ વદે શ્રી મોરાર.
જાણે હું સરખો બીજો નથી, ધરે માયા મમતા;
તે શ્વાનવત્ નર જાણવા, હીંડે ભવો ભવ ભમતા.
દુષ્ટ આત્મિક મંદ અભાગી, તે અહંકારે ભરીયા;
ભોમિ ભાર ચડાવવા જન, ભોમિ વિષે અવતરીયા.
તે મુજથી અળગો માનવી,જે મારી ભક્તિ ન જાણે;
નર્કનિવાસ ખચિત છે તેનો, કહ્યું છે શાસ્ત્ર પુરાણે.
જેજે શરીરધારી જીવ છે, તેતે રૂપ છે માહારૂં;
પણ આ અપવિત્ર દેહ છે,તેથી સઘળું અંધારૂં.

જે દેશ ગ્રામ નગ્રમાં હોયે, એકજ પણ મમદાસ;
પવિત્ર સ્થળ તે જાણવું,એમ વદે શ્રી અવિનાશ.
જ્યાં જ્યાં મારા દાસ છે, તે તે દીશા શુભ કહીએ;
સમદ્રષ્ટિએ સાધુને નીરખતાં, પવિત્ર પૂરા થઈએ.
જેના કુળમાં વિષ્ણુ ભક્ત છે, તે સર્વોત્તમ સારે;
વિષ્ણુ ભક્ત એક પુત્ર હોય તો, સઘળા કુળને તારે.
સમસ્ત પિતૃલોક સાથે, કુળ પવિત્રજ થાય;
મલીનતા મટી ઉજ્વળપણું, થાયે શ્રીજી સહાય.
અનેક કાળનાં પાપ જાય છે,મારી ભક્તિ ભાવે:
એકજ વૈશ્નવ કુળમાં થાય તો,સૌ કુળ સ્વર્ગે આવે.
એકોત્તર શતપિતૃનો, પોતે કરે ઉધ્ધાર;
યુગ્મ પક્ષ શું સ્વર્ગમાંહિ, સુખ પામે તે અપાર.
પછી બ્રહ્મસદન વાસો વસે, સુખ પામે તે ઘણું;
વિષ્ણુ લોકમાં પરવરે એ, લે સુખ મુક્તિતણું.
અનેક કાળ સુખ પામે,મારો ભક્ત જે મુજને ભજે;
બ્રહ્માનંદ સુખ પામશે તે,ભક્તપરમ મુજ નીપજે.
હવે ભક્તનાં લક્ષણ, ઉધ્ધવ પ્રત્યે કહે અવિનાશ;
પવિત્રપણે સદા રહે સુખી,મનની બ્રહ્મમાં આશ.
સમાન દ્રષ્ટિ સર્વ ઉપર છે,નિજવર્ણ ધર્મને પાળે;
પર ઉપકાર કરે સહી એ, પંથ ભક્તિને ચાલે.
વિષયથકી રહે સદા વેગળો, લોકાચાર ન ગણવો;
મિથ્યા વાક્ય બોલે નહીં, અને કામ ક્રોધને હણવો.
યથા સંપતિ દાન કરે વળી, દયા મિતિને પાળે;
મુખ થકી કદી વાદ કરે નહીં, નાસ્તિક મુખ નવ ભાળે.
દેહ દમન તીર્થે કરી કરવું, ગુપ્ત હરીનું સ્મર્ણ;
નિચ સંગતિ કરે નહીં ને, સેવે સાધુના ચર્ણ.
આજ્ઞા પાળે વેદની, નવ કરે જીવ હિંસાય;
આત્માસાધન વાત ન મૂકે, છોડે વિષય ઇચ્છાય.
દુષ્ટ ક્રોધને પરહરે, રાખે આનંદ શાતા;
પરનારીને એવી ગણે, નિજ ભગિની કે માતા.
હરી કથા પ્રીતે સાંભળે, કરે કીરતન મારૂં;
દુર્વાક્ય મુખ વદે નહીં, કદી વચન વદે ન અવિચાર્યું.
વિશ્વાસ રાખે ભક્તનો, ને મૌન શ્રધ્ધા સંતોષ;
કોને ઉપહાસ્ય કરે નહીં, વરજીત કરે સહુ રોષ.
નિજ જ્ઞાનેથી જ્ઞાન વધારી, પામે તે ઉપદેશ.
ક્ષીતિવત્ તેને ક્ષમા રાખવી, નિત્ય સ્મર્ણ દેવેશ.
દયા કરે સર્વ ભુતને, રાખે આત્મજ્ઞાન;
એ લક્ષણ જેને વસે, તેને સમિપ શ્રીભગવાન.

ગૌબ્રાહ્મણ ને ગુરૂ દેવને, જાણવા ઋષીકેશ;
પ્રેમે પ્રીતે પૂજે સહી, જાણીને મુને દેવેશ.
એવા હરી જનનાં દર્શન કરી, પામીયે મોક્ષ ધામ;
આવાગમનનો ફેરો ટળે ને, મળે સિતાપતિરામ.
એવા સાધુ કેરી સંગતે, આવે જ્ઞાનનો ભાવ;
જેનું ચિત્ત મમ ચર્ણમાં છે, પામે રૂડો લહાવ.
એક ક્ષણ નહીં મન ત્યપે તે, મિથ્યા છે દિક્ષાય;
કરે પેટ ભરવા પાખંડ તે, વદે શ્રી હરી શિક્ષાય.
દીક્ષા લીધે શું થયું જો, મન માયામાં મોહ્યું;
સુકૃત સઘળું જન્મનું તે, એક ક્ષણમાં ખોયું.
કહેવા માત્રે અતિથિ છે તે, જે વિષયામાં મહાલે;
શ્રી વિષ્ણુની ભકિત પરહરી, અન્ય માર્ગે ચાલે.
કર માંયે દીપક ગ્રહીને, પડે વિષયાકૂપે;
એવું જાણી જ્ઞાન વિચારવું, યોગી રંક કે ભુપે.
ચારે વર્ણો પોતાના, ધર્મથકી મુને પામે;
એ નિષ્કામ ધર્મ આરાધતાં, ભવનાં દુ:ખ તે વામે.
જે જન ખુચ્યો વિષયા કૂપમાં, સુખનો સાગર જાણી;
ધિક્ ધિક્ તેનું જીવવુ, એમ વદે સારિંગપાણી.
બહુ જીવ્યું તે પ્રાણીનું, વાયસ ખરને સમાન;
અંધતામિસ્ત્ર નરકે પડે, જેને વિષયા અભિમાન.
આ સંસાર તે અસાર છે, અસ્થિરવત જાણ;
શ્રીવિષ્ણુ સ્વરૂપને શોધીને,હરીહર હૃદયામાં આણ.
સ્વપ્નાવત્ સંસાર છે આ, તેનુ સુખ સૌ ખોટું;
સદ્ સાધુ સંગત અને, રામ નામ સૌથી મોટું.
અન્ય માર્ગે સુખ સ્વર્ગનાં, ભોગવીને પુન: પડશે;
વળી રડવડતા હીંડશે, યમ કિંકર તેને નડશે.
જે બ્રહ્માનંદ સુખ ભોગવે તે, વિષ્ણુ પદને પામે;
માટે હરીનું ભજન કરવું, આવે અંત્યે કામે.
પરમેશ્વરનું ચિંતન કરો, જે રહ્યો સર્વત્ર વ્યાપિ;
આ સૃષ્ટિ સકળ બ્રહ્માંડની, રચના જેણે સ્થાપિ.
પ્રભુ તે વ્યાપિ રહ્યો કેમ જાણીયે,તેહ નીરૂપણ કહીયે;
જેમ પ્રણવ ઉચ્ચાર થકી, શબ્દ સૌ ઉપજે તે લહીયે;
સકળ શબ્દ તે પ્રણવે કરે, આધારે રહી વળગ્યા;
તેહ પ્રથક શબ્દ કેમ ઉચરે,કેમ કરી થાયે અળગા.
પ્રણવ શબ્દ એકઠા મળી, જેમ વાણીયે આવે;
તેમ તેમાં વ્યાપિ રહ્યો હું,વિશ્વમાં સહજ સંભાવે.
એ દ્રષ્ટાંતને જે અનુભવે, શ્રીહરી એમ બોલે;
શોધી લેજે મુને સર્વથા, નહીં કો તેને તોલે.

એકાદશમસ્કંધ ભાગવત, કથા બ્રહ્મલીલાય;
શ્રીકૃષ્ણ ઉધ્ધવની ગોષ્ટીનો, હવો એકવીશમો અધ્યાય.

વળણ.

એકવીશ અધ્યાય પૂરણ, બ્રહ્મનિરૂપણ હરી કથા;
કરજોડી વિપ્ર વલ્લભ ભણે, ભક્તિ કામધેનુ યથા.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશમસ્કંધે એકવિંશતિતમોધ્યાયઃ ॥ ૨૧ ॥**

## અધ્યાય ૨૨ મો.*

કડવું ૨૩ મું-રાગ રામગ્રી.

**ઉદ્ધવઉવાચ-**

ઉધ્ધવ કહે શ્રી હૃષીકેશજી, સર્વજ્ઞસ્વામિ તમો સર્વેશજી;
ભવજળ તારણ સંદેહ નિવારોજી,જગતનેઆધારસ્વામિ તમારોજી.

ચાલ.

આધાર તમારો વિશ્વને,એમ ઉધ્ધવ બોલ્યા વચન;
એક પ્રશ્ન પૂછું પ્રભુજી, તે કહો જગજીવન.
ઋષી મોટા મહંત કહાવે, વિદ્યાના ભંડાર;
સકળ શાસ્ત્રનો સાર જાણે, યજ્ઞના કરનાર.
તેમણે કેટલાં તત્વ કહ્યાં, પ્રથક રૂપ અનેક;
નિશ્ચે કો જાણતા નથી, તે જ્ઞાનનો વિવેક.
કો નવ કહે કો દશ કહે, કો અષ્ટ કે ષટ્વીશ;
કો પંચવીશ કો સપ્તવીશ કહે,કો ખટ કહે કો વીશ.
એકાદશ વળી કો કહે, સપ્ત, ષોડશ કહે મુનિજન;
કો ત્રયોદશ કહે કૃષ્ણજી, એ સંદેહ મારે મન.
માટે એ તત્વ કેટલાં, ઋષિ જાણવાની ગત્ય;
જુજવાં કહે છે ભેદ પામી, તમો કહો જગપત્ય.
નિશ્ચયના કહેનાર પ્રભુજી, તમો છો સ્વામિન;
તમ વિના સંદેહ નવ ટળે, મારો જગજીવન.
એ તત્વ કહેવા યોગ્ય આપછો, અન્યને નહીં ગમ;
તમ કૃપા વિન કોણ જાણે, તમારૂં સાધન.
ગુણગાઇ થાકયા નિગમ ચારે, બ્રહ્મા ને સહસ્ત્રાક્ષ;
જપતપ વ્રતને આચર્યાં, પણ લહ્યા નહીં પ્રત્યક્ષ.
માટે નિશ્ચે મુજને કહો, પ્રભુજી સંખ્યા જેહ;
સંકલ્પવિકલ્પ મન વિષે, તે નિવારો સંદેહ.
એવું વાકય ઉધ્ધવનું લહી, બોલ્યા શ્રીયદુવીર;

**ભગવાનઉવાચ-**

ધન્ય ધન્ય ઉધ્ધવ વીર મારા, ગુણ સાગર ગંભાર.
જે ઋષી કહે છે જેટલાં તે, સત્ય ઉધ્ધવ જાણ;
મુનિ વાકય ખોટાં હોય નહીં,એમ વદે સારિંગપાણ.
આ સર્વે બુધ્ધિવાદ છે, તે નથી કંઇ અપ્રમાણ;
શમદમ પ્રાપ્તિ થાય તો, એ ટળે વાદ નિર્વાણ.
તત્વો એક બીજા મધે, અંતર્ભાવને પામે;
કાર્યરૂપ તત્વ મધે, કારણરૂપ તત્વને માને.
તત્વોનાં કાર્યો કારણ, કહું તને આ ફેર;
જીવ ઇશ્વર એ મુખ્ય તત્વ, તેમાં નવ કંઇ ફેર.
એને જે જુદા ગણે તે, જાણવા મુર્ખ જગે જન;
તે ચોવીશ તત્વ ગણીને,જીવ ઇશ્વર છવીશ ન અન્ય.
જીવ ઇશ્વર એક ગણે ને, પચીસ તત્વ પીછાણે;
ત્રણ* ગુણ રમે તો તે સર્વે, અઠાવીશ પ્રમાણે.
પુરૂષ[૧] પ્રકૃતિ[૨] મહતત્વ[૩], અહંકાર[૪] ને આકાશ[૫];
વાયુ[૬] તેજ[૭] જળ[૮] ને ભુમિ[૯], એ નવ તત્વ ખાસ.
શ્રોત્ર[૧૦] ત્વચા[૧૧] ચક્ષુ[૧૨] પ્રાણ[૧૩], જીવ્હા[૧૪] જ્ઞાનેંદ્રિય હોય;
વાણી[૧૫], હાથ[૧૬], ઉપસ્થ[૧૭], પાયુ[૧૮], પગ[૧૯] એ કર્મેન્દ્રિય જોય.
શબ્દ[૨૦], સ્પર્શ[૨૧], રૂપ[૨૨], રસ[૨૩], ગંધ[૨૪],ચોવીશ તત્વ નિરધાર;
ત્રણ ગુણ ને ઇશ્વિર એક છે, એ અઠાવીસ છે સાર.
સાત તત્વ જે ગણે છે, તેમાં પંચભુત જીવ ઇશ્વર;
પ્રકૃતિ મહત્તત્વ અંહકારને, આકાશાદિકમાં ભેળ્યા સાર.
છ તત્વમાં પંચભુતને, એક પરમાત્મા પ્રમાણ;
જીવ ઇશ્વિર એક છે, એમ ગણ્યું છે નિર્વાણ.
ચાર તત્વમાં આત્મા, અને પૃથ્વી ને જળ તેજ;
સર્વ કારણ તેથી હવાં, એમ માને છે ઋષિ મ્હેશ†.
પંચભુત, પંચશબ્દ પચેંદ્રિ, આત્મા અને વળી મન;
એ સત્તર તત્વ ગણ્યા છે, સર્વ મુક્તિનાં સાધન.
સોળ તત્વવાને ગણ્યું છે, મન આત્મા એક;
તેથી તે મન મુકી દે છે, ગણે નહિ તે સવિવેક.
તેર તત્વવાળા વાદી ગણે, પંચ ઇંદ્રિ પંચ ભૂત;
મન જીવ એએ ગણે તેમ, વળી પરમાત્મા અચ્યૂત.
પંચ ભુત ને પંચઇંદ્રિ, વળી આત્મા એ અગિયાર;
પંચ ભૂત પ્રકૃતિ મહત્તત્વ આત્મા,અહંકાર એ નવસાર.
ઋષિઓએ સર્વે ભેદ, પાડયા આ જગે જાણ;
બુધ્ધિના એ વાદ છે, નહિ રાખ એમાં માન.
જેને કહેલા મર્મ વચન, સમજનાર નથી વીર;
મર્મ વચનથી અર્થ સ્થાપવામાં, રહેતી નથી ધીર.

* આ બાવીશમા અધ્યાયમાં તત્વની સંખ્યાઓના અ-વિરોધનનો પ્રકાર, પ્રકૃતિ પુરૂષનો વિવેક અને જન્મ મરણના પ્રકાર વિગેરેની કથા છે.

* સત્વ, રજ ને તમ. † મોટા.

પણ અહંમાયા આશ્રયીન, બોલતા મહા પુર્ખે;
તેને કહ્યું દુર્ઘટ નહીં, તે જાણતા પણ મૂર્ખ.
પ્રબળ માયા મમતાણી, અગાધ નદીનું તોય;
મોહ સાગરમાં સહુજન, ખુચ્યા કુશળ કેમ હોય.
રવિ, ચંદ્ર, ઇંદ્ર ને ગણપતિ, સિદ્ધ, સાધક, સર્વ;
જે માયાને આશ્રયી રહ્યા તે, ધરે મનમાં ગર્વ.
માટે તેં જે પ્રશ્ન પૂછયું, તેમાં નહીં હરીજન;
સમ્યક્ પ્રકારે કહું તુજને, એમ બોલ્યા જગજીવન.
ભિન્ન ભિન્ન તે બોલતાં, મમ શક્તી દુર્બલતાને ગ્રહી;
વૃત્તિ કરે જે ક્ષોભ તેને, સંકલ્પ વિકલ્પ કરતા સહી.
તે કલ્પનાનું સ્થળ અહીં, વિકલ્પ અંતરમાં વસે;
માયા પાસે પ્રાણ બાંધ્યો, નિવડબંધ પ્રકૃતે વસે.
લક્ષ ચોર્યાશી યોની ફરતાં, પાર કેમે પામે નહીં;
અંતર્ઘટ ગત જ્ઞાન વર્જીત, હવા પાપી પશુવત્ સહી.
શમદમ પાળે સત્ય ચાલે, જ્ઞાન જ્ઞાન પ્રકાશી;
વિકાર દેહનો પરહરે તે, સત્ય થયો સન્યાસી.
તેને ભેદ કમળે ન ઘટે, જ્ઞાન અર્ક પ્રગટ થયો;
તેને મોહ મમતા નહીં, સાક્ષાત પરિબ્રહ્મને લહ્યો.
હર્ષ શોક કે શીત ઉષ્ણતા, માયા મમતા પરહરી;
સર્વાંગ અંતર લહ્યો અવિગત, બ્રહ્મમય કાયા ધરી.
પુરૂષ મધ્યે શ્રેષ્ઠ ઉધ્ધવ, પ્રશ્ન જે પૂછયાં સહી;
પરસ્પર પ્રવેશ થાયે, પૂર્વના અંકુરમાં રહી.
તેનું જે અધિષ્ઠાન ઉધ્ધવ, અપર્વનું સંખ્યાન;
તે થકી બીજા ઇતિર પેઠા, દેખીયે તે ઠામ.
પ્રથમને વિષે અપર મધ્યે, તત્વ કરે પ્રવેશ;
એવાં તત્વને જે પ્રીછતા, સર્વજ્ઞ કહે સર્વેશ.
તેનું પૂર્વપર પ્રશંસાન છે, જેમ ગ્રાસે છે સંભવ;
અનાદિ શક્તિ વશ થયા, નહીં મોક્ષ કહે માધવ.
આત્મદર્શી તે નહીં ને, નહિં હોય આત્મ નિવેદ;
સર્વજ્ઞ સંભવ નહીં તેને, અન્ય મારગ ભેદ.
તે વિજય માર્ગમાં પડયા, ના જીત્યા માયા રંગ;
ધૂળ ઉપર થયું લીપણ, એમ કહે શ્રીરંગ.
ક્ષણ માત્ર અળગો છે નહીં, કો જ્ઞાની પામે પાર;
માયા ગુણને રહ્યા આશ્રયી, મોક્ષ નહીં સંસાર.
માયા ગુણની સ્વામિતા, તેને આત્મ ગુણ હોયે નહીં;
સત્વ રાજસ ને તામસ જંતું, સ્થિતિ ઉત્પત્તિની સહી.
સાત્વિક તે તો જ્ઞાન મારગ, કેમ રાજસ ભોગવે;
યાચના નર્ક યોનિ તે, તામસ ગુણને અનુભવે.

ગુણ ત્રણે જે વૃત્તિ કરે, તે કાળ નિશ્ચે જાણજો;
સ્વભાવ સૂત્ર ને પુરૂષ પ્રકૃતિ, વ્યક્ત મહત્વ પ્રમાણજો.
અહંકાર નભ અનિલ જ્યોતિ, આપ ક્ષિતિ સાથે નવ;
શ્રોત્ર ને ત્વચા ઘ્રાણ કહેતાં, નાસિકા હે ઉધ્ધવ.
જીવ્હા એ જે ઉચ્ચાર શક્તિ, ગુદ કર અને ચર્ણ;
એ કર્મ ઇંદ્રિ જાણ ઉધ્ધવ, કહે અશર્ણ શર્ણ.
શબ્દ, સ્પર્શ, સુગંધ, રસ, રૂપ, પંચ એ કહ્યા હરીજન;
તે ભોગવે કર્મ યાતના, એમ કહે જગજીવન.
સૃષ્ટિ આદ એ પ્રકૃતિ, ભગવાનને અંગે રહી;
તે કર્મ કારજ કરાવે, પંકજ જીવત માર્ગે રહી.
સત્વાદિક ગુણે કરી, અવગત મહા વૃધ્ધને પામે;
વિકાર ના પામ્યા પ્રાણી તે, કહ્યું કોનું ન માને.
માહતાદિક જે પુરૂષ તે, કહેવા માત્ર નિમિત્ત;
ધાતુ સરજે છે માતુથી એ, પ્રકૃતિ મત્ય અનત્ય.
તે માયાના સંગથી એક, ઇંડ પ્રગટિત હોય;
સમ ધાતુ ગગન માર્ગે, આકાશ શબ્દ છે સોય.
તે વિષે આધાર છે, આત્મા તણો હરી જન;
જ્ઞાન માર્ગને કરે બંધન, એમ કહે જગજીવન.
તેહ થકી એ દેહ ઇંદ્રિય, પ્રાણ થાય ઉત્પન્ન;
એ પંચ તત્વ જે પંચ મહાભૂત, છઠ્ઠો પુરૂષ પાવન.
તે આત્માનો ઉદ્દેશ કરીને, પ્રવેશ કરે તે માંહિ;
અન્ન જળને આત્મા એ સૌ, ઉદય પામ્યાં ત્યાંહે.

---

### કડવું ૨૪મું–રાગ દેશાખ દેશી ફેર.*

પંચ મહાભૂત ઇંદ્રિ અગીયાર, આત્મા સાથે સત્તરસાર;
તે આત્મા ગયે એકથી, શોળ તત્વ જાણ સર્વથી.
પંચભૂત તન્માત્રા મન, એકાદશ અષ્ટ પ્રકૃતિ ગુણ ત્રણ;
એક પુરૂષ એ નવ કહેવાય, એ ઉધ્ધવ તત્વની સંખ્યાય.
ઋષી વાકય ખોટાં નહીં ભ્રાત, એ સર્વ યુક્ત છે કહે જગતાત;
પ્રકૃતિ પુરૂષ એ બન્યો સહી, પરસ્પર આશ્રી રહ્યા છે સહી.
માટે ભેદ નથી હરીજન, શ્રીમુખ બોલ્યા જગજીવન;

**ઉદ્ધવોવાચ:–**

ઉધ્ધવ કહે સાંભળો સર્વેશ, સંદેહ નિવારો દેવેશ.
પુરૂષ પ્રકૃતિને વશ રહ્યો, એ સંદેહ મારે મને લહ્યો;
પુંડરિકાક્ષ સર્વજ્ઞસ્વામિન, ભેદ છેદવા યોગ્ય પાવન.

---

* મૂળ પ્રતમાં અત્રે ૨૨મો અધ્યાય પૂર્ણ થાયછે, ને આ નવાં કડવાંથી ત્રેવસમો અધ્યાય શરૂ થાય છે. પરંતુ મૂળ ભાગવતમાં જોતાં આ અધ્યાયમાંની વાત ૨૨ મા અધ્યાયની છે તેથી આ કડવું જુદું પાડીને ૨૨ માં અધ્યાયમાં દાખલ કીધું છે. વળી ઉપલા ૨૩માં કડવામાં કેટલુંક એવું છે કે જે યથાસ્થિત સમજવું મુશ્કેળ છે.

તમથી જીવને જ્ઞાનજ થાય, તમ શક્તીયે કર્મ મુકાય;
માયાયે કરી જાણે જગત, બીજાને નહીં વહાલા શક્ત.
એવું વાક્ય ઉધ્ધવનું સુણી, ત્યારે બોલ્યા ત્રીભૂવન ધણી;

**શ્રી ભગવાન ઉવાચ–**

પુરૂષ મધ્યે શ્રેષ્ઠ કહેવાય, પ્રકૃતિ ભેદ વિકલ્પ ન થાય.
એ વિકારો આત્માને ક્ષોભે, માયા યોગે નહી મન થોભે;
કલ્પ વિકલ્પ સુબુધ્ધિ કરે, અનેક પ્રકારના સંદેહ ધરે.
પ્રકાર વિકારીકના ત્રણ, તે પ્રકાર કહે અશર્ણશર્ણ;
અધ્યાત્મક અધિદૈવાધિભૂત, મન કલ્પના કહે અચ્યૂત.
દૃષ્ટિ માત્ર જે રૂપ કહેવાય,તે તો મિથ્યા આ જગે જણાય;
પોતે આકાશમાં છે રવિ, નિરાકાર બ્રહ્મની ગતિ હવી.
પોતાની માયાયે કરી, નાના પ્રકાર તુરંગ કરે હરી;
ગુણક્ષોભ તણો જે વિકાર, ઉદય તત્વતણો પ્રકાર.
ત્રણ ગુણ મૂળ થકી વિસ્તર્યા,વિચારી વિકલ્પ તેના કર્યા;
તે વીકાર તેવા કહેવાય, વિકારીક ગુણ સુણ તું ભાય.
આત્માજ્ઞાન સ્વશ્રુ છે સત્ય, મન વાણીએ બીજાની ગત્ય;
પાપીણી પ્રકૃતિને કરી, ચાલે અન્ય મારગને ધરી.
તેને વિવેક નથી હો મિત્ર, જેનું હૃદય નથીરે પવિત્ર;
ભવસિંધુમાં મોહ્યા ફરે, એકે વાત ચિત્તે નહીં ઠરે.
ભેદા ભેદ તેને મન વસે, વિવેક વિચાર કરો નવ ઠસે;
તેને મોક્ષ નથી હરીજન, જે ગુણ પાસે થયો બંધન.
પ્રમાણ અપ્રમાણ નથી જાણતો,હિંડે મન સંદેહ આણતો;
થયો માયા સાગરનો પ્રાણી,હું હું કરતાં મન બુદ્ધિ આણિ.
એવા પુરૂષ અનિત્ય અજ્ઞાન,તે મોક્ષ ન પામે, કહે ભગવાન;
તેણે મિથ્યા ધર્યો ભૂભાર, જેણે નવ જાણ્યા જુગદાધાર.
કૃષ્ણ પ્રત્યે ઉધ્ધવ ઉચરે, કરજોડીને વીનતી કરે;

**ઉધ્ધવ ઉવાચ–**

તમથી કર્મનું પ્રાગટ થયું, તે પ્રાણીને સંગે આવી રહ્યું.
તે કર્મે કરી દેહજ ધરે, ઉંચ નીચ યોની અવતરે;
એ ગોવિંદજી પૂર્ણાનંદ, મોટો માયા પાસનો ફંદ.
દુર્વિભાવ કહેતા જણાય નહીં, સ્વભાવે બંધન થાયે સહી;
જ્ઞાન ભ્રષ્ટ થાય છેદન, ઉત્પત્તિ જીવની કહો ભગવન.

**શ્રી ભગવાન ઉવાચ–**

કર્મ રૂપ નરનું જે મન, તે કર્મઈંદ્રિયે છે બંધન;
તે અન્ય લોકને પામે સહી,જેણે આતમ ગુણ જાણ્યો નહી.
વિષયા સાંભળ્યાં જોયાં દષ્ટ, તેણે બુડયા પાપી નષ્ટ;
તે કર્મ તંત્રમાં પામે ઉદ્દ, ઉધ્ધવ પ્રત્યે શ્રીહરી વદ.
તે કર્મ યાચનામાં પામે માર્ણ, તે જ્ઞાન રહીત કહે પ્રભુ શાર્ણ;
વિષય વાંછનામાં ભેદાય, આત્મા સ્વરૂપ ન અંતરમાંય.
વિષય મનોર્થ સ્વપ્નની ગતી, કર્મબંધન કહે જુગપતિ;
જન્મ ધરી નહીં સાધન કર્યું, તેણે જનુનીનું જોબન હર્યું.
તેને મોક્ષ ક્યાંથી હોય ભ્રાત, ભટકે ભવમાં કહે જુગતાત;
તે જન્મો જન્મ વેઠે જંજાળ, અધમ યોની થાય ચાંડાળ.
કર્મે કરી દેહ નર્કે પડે, સદકર્મે સરાડે ચડે;
પૂર્વ મનોર્થ જીવાત્માય, નથી સંભારતો કહે કરૂણામય.
તેહ જીવાત્માને તું જાણ, પ્રથમ ગત રાખે પ્રમાણ;
જગત જે ઈંદ્રિયે સરજયું, ત્રણ પ્રકારે માયામાં વળગ્યું.
બાહ્ય અંતરના જે ભેદ, તેણે સ્વગતી પામે ખેદ;
હે ઉધ્ધવ પ્રાણી થાય છે નથી, તે કાળે સૂક્ષ્મ દખે સર્વથી.
જેમ જવલ્ય વનસ્પતિ ફળ, તેમ દેહ ધારીના ગુણ સફળ;
નહીં સ્થીર અસ્થીર છે કાય, નીશ્ચે પડે કહે વૈકુંઠરાય.
જેમ તેજનો દીપક નદીનું જળ,મિથ્યા આયુષ્ય એવા નર;
તેને વાણી મિથ્યા થાય છે, નિજ કર્મે પ્રગટ થાય છે.
વળી કર્મે પામે નાશે, કરમે અવતાર સોહાશે;
એ સૌ કર્મ તણો વીસ્તાર, ઉધ્ધવને કહે જુગદાધાર.
કર્મે દેવ લોક ભોગવે, કુકર્મે કરી નર્ક અનુભવે;
એ સ્વપ્રાવત્ ભ્રાંતિના મર્મ, અને કરવું ન કરવું એ ભર્મ;
જેમ અગ્નિકાષ્ટમાં સર્વથી, જ્ઞાનબુદ્ધિયે જોજો કથી.
ગર્ભ, જન્મ, બાળ, કુમાર, યૌવન, મધ્યવય, જરા અપાર;
મૃત્યુ સહિત અવસ્થા નવ, એ શરીરને જીવવર્જીત ઉદ્ધવ.
ઉંચનીચ એવી જે દેહ, ગુણસંગત ઉપાધિ છે તેહ.
પુણ્ય પાપને સારૂં ન જેહ, એક માનજે ઉધ્ધવ એહ;
પીતા, પુત્ર, બંધૂ, સંસાર, ભય નિવૃત્તિ અનુમાન પ્રકાર.
આત્માભાવ અભાવ લક્ષણ, જાણે છે કહે અશર્ણશર્ણ;
વિધિવાન નર જ્ઞાની જન, સંસાર અવસ્થા જાણે મન.
અપકવ ફળ દ્રુમથી પડે, તેમ જન્મમર્ણ આત્માને અડે;
અંત્યાવસ્થાએ પામે ભેદ, જ્ઞાન ઘટ થાયે ઉચ્છેદ.
અજ્ઞાની જે પુરૂષ કહેવાય, પ્રકૃતી થકી બંધન થાય;
જીવ કર્મે ભમાવ્યો જાણ, સત્વગુણે દેવ ઋષી પ્રમાણ.
રજોગુણના સંગી જેહ, અસુર દૈત્ય તે પામે દેહ;
તમોગુણે ભૂત પ્રેત પિશાચ, હે ઉદ્ધવ એવું માનજે સાચ.
કોઇની ગતિ કરી અવલોકન, પોતે મગ્ન થાય છે મન;
ગુણે કરી પામે છે વૃધ્ધિ, વિભ્રમે માયા ભેદની સંધી.
કલ્પના જાણી જીવની ઘણી, હરિયે મુની સંસારે ગણી;
ભ્રમણા જીવકલ્પના સંયુક્ત,તે ક્યાંથી ઉધ્ધવ પામે મુક્ત.
મિથ્યા મોહ માયા સંસાર, એ તિમિર કહે જુગદાધાર;
તેમ બુધ્ધિ તેજે ગુણે કરી, ઇચ્છા નથી મનમાંહિ ધરી.
તોપણ ચંચળ થાયે મન, હાલતું જળ કરે અવલોકન;
વક્ષ ચાલતાં દખે સહી, સુચક્ર ભમતું હોયે નહીં.

એવા પુરૂષ અજ્ઞાની જન, સ્વપ્ન સુખ સાચું ગણે મન;
વિષય ભોગ માયાનું સર્વ, દેખી મન પામે છે ગર્વ.
પણ તે મિથ્યા છે નીરધાર, તેમ આત્મ સંબંધ સંસાર;
વિષયવાંછના ખોટી પ્રીત, ભવસાગર જૂઠો અનિત્ય.
છેદી પાસને નિર્મળ થાવું, પછી ભવમાં નહીં ભમાવું;
હે ઉદ્ધવ કહું નીરધાર, વિષય કર્મ કીજે પરિહાર.
આત્માથી આત્મા ઉધ્ધારીયે, માયા કાઢવા પ્રયત્ન કરીયે;
ભાવ અભાવ ગણીયે સમતોલ, લોહ કંચન એકજ મોલ.
નિંદા સ્તુતી સમતોલે ગણું, માન ઉપમાન મત્સર ન ધરે;
પોતાનું પારકું ગણે એકત્ર, ધામ સ્વરૂપ દેખે સર્વત્ર.
ચૈતન બ્રહ્મ અચૈતન્ય કર્મ, ભેદા ભેદના ટાળે ધર્મ:
ઇહિલોકની ઇચ્છા તજે, પરલોક અંતરગત ભજે.
તામ્ર પ્રજાળતાં નીર્મળ થાય, હેમ કુંદન સરખી કાય;
અંતે ભજન વિના જન ભમે, મોહ નિશા નિંદ્રામાં રમે.
સ્વપ્નના મનોરથ મિથ્યા હોય, સશયને માણી તમ જોય;
સ્વપ્નમાં સુખ દુઃખ ભોગવે, વિષય ચિંતન કરતા સંસારે જોગવે.
માટે સંશયનો કરો ત્યાગ, આત્મ જ્ઞાન લઇ લો વૈરાગ;
કદી નિચજન કરે તિરસ્કાર, અપમાન કરી હશે અપાર.
ઇર્ષા કરે બાંધે કે મારે, આજીવીકાના રસ્તા તોડી પાડે;
થુકે, મુતરે ને બહુ રંજાડે. બ્રહ્મનિષ્ઠામાંથી તે પાડે.
એવા કષ્ટ કરે અનેક, પણ કષ્ટ સેહવાં ધરિ વિવેક;
ગમે તે પ્રયત્ને યુક્તિ શોધવી, યત્ન કરવા યુક્તિ યોજવી.

* શ્રીમદ્ભાગવતમાં આ અગત્યનો જ્ઞાનપ્રસંગ આ પ્રમાણે વિસ્તારથી લખ્યો છેઃ–

ઉદ્ધવજી પુછેછે.–હે કૃષ્ણ ! જડરૂપ પ્રકૃતિ (દેહ) અને ચૈતન્ય રૂપ પુરૂષ (આત્મા) જો કે સ્વભાવથીજ જુદાં છે તો પણ તેઓમાંથી પરસ્પરનો મુકી દેતાં પરસ્પરની પ્રતીતિ થતી નથી માટે તેઓનો ભેદ જોવામાં આવતો નથી. આત્મા દેહમાં જણાય છે અને દેહ આત્માને લઇનેજ જણાય છે, અર્થાત્ 'હું છું' આવી રીતે બન્નેનો અભેદ પ્રતીત થવાથી દેહ અને આત્માનો ભેદ દેખાતો નથી. હે કમળ સરખાં નેત્રવાળા ! હે સર્વજ્ઞ ! મારા મનમાં આ મોટો સંશય છે તેને યુક્તિથી ભરેલાં વચનોથી આપ કાપવો જોઇએ. કારણ કે આ સંસારમાં જીવોને જ્ઞાન તમારા પ્રસાદથીજ થાય છે અને અજ્ઞાન પણ તમારી માયાથીજ થયું છે તમારી માયાની ગતિને તમેજ જાણો છો, બીજો કોઇ જાણતો નથી.

ભગવાન્ કહે છે.–હે ઉદ્ધવ ! દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ છે; કારણ કે ગુણોના ક્ષોભથી થએલો આ દેહાદિક સંઘાત વિકારવાળો છે અને આત્મા નિર્વિકાર છે. હે ઉદ્ધવ ! મારી ગુણમય માયાએ ગુણોથી અનેક પ્રકારના ભેદ અને ભેદનાં જ્ઞાનોને રચ્યાં છે. જો કે આ દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે તોપણ સ્થૂલ માર્ગથી તેના અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, એવા ત્રણ ભેદ ગણવામાં આવે છે. જેમ કે ચક્ષુ અધ્યાત્મ, અધિભૂત, અને ચક્ષુના ગોલકમાં પેઠેલો સૂર્યનો અંશ અધિદૈવ કહેવામાં આવે છે. એવીજ રીતે ત્વચા, સ્પર્શ અને વાયુ; શ્રવણ, શબ્દ અને દિશાઓ; જિવ્હા, રસ અને વરૂણ; નાસિકા, ગંધ અને અશ્વિનીકુમાર; ચિત્ત, ચેતયિતવ્ય અને વાસુદેવ; મન, મંતવ્ય અને ચંદ્ર; બુદ્ધિ, બોદ્ધવ્ય અને બ્રહ્મા; તથા અહંકાર, અહંકર્તવ્ય અને રૂદ્ર, એ ત્રણ ત્રણ ભેદ સમજવા. આવી રીતે દેહાદિક સંઘાત અનેક ભેદવાળો છે અને આત્મા એકજ છે તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે. હે ઉદ્ધવ ! વળી પણ ચક્ષુ ન હોય તો રૂપ સિદ્ધ થતું નથી, રૂપ ન હોય તો ચક્ષુ સિદ્ધ થતાં નથી, ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો તેનો અધિષ્ઠાતા દેવ સિદ્ધ થતો નથી, અધિષ્ઠાતા દેવ ન હોય તો ચક્ષુની પ્રવૃત્તિ સિદ્ધ થતી નથી અને ચક્ષુની પ્રવૃત્તિ ન હોય તો રૂપનું જ્ઞાન સિદ્ધ થતું નથી. ત્વચા આદિ ત્રણ ત્રણ પદાર્થોમાં પણ એવી રીતેજ સમજવું આ પ્રમાણે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવની સિદ્ધિ પરસ્પરના આશ્રયથી થાય છે અને આત્મા તો આકાશમાં રહેલા સૂર્યની પેઠે કોઇના આશ્રયની અપેક્ષા નહીં રાખતાં પોતાથીજ સિદ્ધ થાય છે માટે એ અધ્યાત્માદિકના સંઘાત રૂપ દેહ વચ્ચે અને આત્મા વચ્ચે અત્યંત ભેદ છે. હે ઉદ્ધવ ! આત્મામાંથી એ અધ્યાત્માદિક ઉત્પન્ન થયા છે તથા તેઓ ભિન્નભિન્ન છે અને આત્મા કોઇમાંથી ઉત્પન્ન થયો નથી તથા એક રૂપ છે તેથી પણ દેહ વચ્ચે અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે. હે ઉદ્ધવ ! વળી પણ આત્મા પોતાના સ્વતઃ–સિદ્ધ જ્ઞાનથી એ અધ્યાત્માદિક સર્વને જાણે છે અને અધ્યાત્માદિક સર્વ, આત્માને જાણતાં નથી તેથી પણ દેહ અને આત્મા વચ્ચે અત્યંત ભેદ સિદ્ધ થાય છે.

ઉદ્ધવજી પુછેછે–આ તો આપે દેહ અને આત્મા વચ્ચેના ભેદનુજ વારંવાર નિરૂપણ કર્યું કે જે મારા સમજવામાં પ્રથમથીજ આવ્યું છે. હું તો એ પુછુછું કે એ દેહાદિકથી જુદા આત્માની પ્રાપ્તિ શી રીતે થાય ?

ભગવાન્ કેહેછે.–દેહાદિકનો અહંકાર મટે ત્યારે થાય. કારણ કે સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનો અહંકાર કે જે ગુણોનો ક્ષોભ કરનારા કાળ (ઇશ્વરના પ્રભાવ) રૂપ નિમિત્ત કારણને લીધે પ્રધાનમાંથી ઉત્પન્ન થએલા મહત્તત્વમાંથી ઉત્પન્ન થએલો વિકાર છે તેજ, આ અધિદૈવ, અધ્યાત્મ અને અધિભૂત રૂપ મોહમય દેહાદિક વિકલ્પનું કારણ છે.

ઉધ્ધવજી પુછેછે.–ત્યારે એ અહંકાર અને તેથી ઉત્પન્ન થએલો દેહાદિક વિકલ્પ શી રીતે મટે ?

ભગવાન્ કેહે છે.–એ અહંકાર અને તેથી ઉત્પન્ન થએલો દેહાદિક વિકલ્પ, આત્માના અજ્ઞાનને લીધેજ પ્રતીત થએલો છે માટે આત્માનું જ્ઞાન થાય ત્યારે તે અહંકાર અને વિકલ્પની નિવૃત્તિ મટે. જો કે અહંકાર અને વિકલ્પને કેટલાએક વાદીઓએ સાચા માનેલા છે, તોપણ એ વાદીઓના સઘળા વિવાદજ ખોટા છે; કારણ કે એ વિવાદો આત્માને નહી જાણવાથીજ ઊઠેલા છે. વળી એ સઘળા વિવાદો આત્માનું અસ્તિત્વ સિધ્ધ કરવાને વાસ્તે નથી પણ પ્રપંચનું અસ્તિત્વ સિધ્ધ કરવાને

## ઉદ્ધવ ઉવાચ–

ઉધ્ધવ કહે હે જુગદાધાર, અસત્ય સત્ય જાણે સંસાર;
જાણી જીવ કાયા જાળે પડે, લક્ષ ચોર્યાશીમાં આથડે.

**તુજ ચરણની ઇચ્છા તજે, અન્ય પંથના મારગ ભજે;**
**નથી જાણતો તમને મૂર્ખ, વિષય વાસના બંધન પુર્ખ.**

—વારતેછે અને તે પ્રપંચનું અસ્તિત્વ વાદીઓની પરસ્પરની સામ સામેની યુક્તિઓથીજ બાધિત થઈ જાય છે માટે તે ઉપરથીજ દેહાદિક પ્રપંચનું મોહમયપણું સિદ્ધ થાય છે,

ઉધ્ધવજી પુછેછે.—ત્યારે એમ ઠર્યું કે અહંકાર અને વિકલ્પ કાંઈ વસ્તુજ નથી. તો હવે તેઓની નિવૃત્તિ કરવાને વાસ્તે પ્રયાસ કરવાનું પણ શું પ્રયોજન છે? જે વસ્તુ મિથ્યા હોય છે તે વસ્તુ પોતાથીજ હોતી નથી માટે તેની નિવૃત્તિ કરવાનો પરિશ્રમ શા માટે કરવો જોઇએ ?

ભગવાન કેહે છે.—જો કે અહંકાર અને દેહાદિક વિકલ્પ મિથ્યાજ છે તોપણ જે લોકો પોતાના સ્વરૂપ ભૂત મારાથી બહિર્મુખ હોય છે તેઓને મટતા નથી, એટલુંજ નહીં પણ તે અહંકાર અને દેહાદિકથી થએલાં કર્મોને લીધે તે લોકો ઉંચ નીચ યોનિમાં જન્મમરણ પામ્યા કરે છે. આ પ્રમાણે છે એટલા માટે મિથ્યા પદાર્થની નિવૃત્તિ કરવા સારૂ પણ સ્વરૂપ જાણવાનો પ્રયાસ કરવાની આવશ્યકતા છે.

ઉદ્ધવજી પુછે છે—હે પ્રભૂ! હે ગોવિંદ! તમારાથી વિમુખ બુદ્ધિવાળા લોકો પોતે કરેલાં કર્મોથી જે પ્રકારે ઊંચા નીચા દેહને લે છે અને મુકે છે તે પ્રકાર અજ્ઞાનીઓની સમજમાં આવવો કઠિન છે માટે મને સમજાવો. ઘણું કરીને જગતમાં આ વિષયને સમજનારા પુરૂષો નથી; કારણ કે સઘળા લોકો માયાથી ઠગાયલા છે. આમાં મારે પુછવાનો મર્મ એટલોજ છે કે આત્મા વ્યાપક હોવાથી તેને એક દેહમાંથી બીજા દેહમાં જવું શી રીતે સંભવે? વળી આત્મા અકર્ત્તા હોવાથી તેને કર્મ થવાં શી રીતે સંભવે? અને આત્મા નિત્ય હોવાથી તેને જન્મ—મરણ થવાં શી રીતે સંભવે?

ભગવાન કહે છે—લિંગશરીરના અધ્યાસથી સઘળું સંભવે છે. પાંચ ઇંદ્રિયોથી જોડાયલું લોકોનું કર્મમય મનજ એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. એ મનથી અન્ય આત્મા તો અહંકારથીજ તે મનને અનુસરે છે એટલે અધ્યાસને લીધે મનના જવાને પોતાનું જવું માને છે. મનને પેહેલા દેહનો વિયોગ અને બીજા દેહનો યોગ, એક દેહના સ્મરણના વિયોગથી અને બીજા દેહના સ્મરણના યોગથી થાય છે. કર્મોના તંત્રમાં રેહેનારૂં મન કર્મોએ પ્રાપ્ત કરેલા આલોકના અને પરલોકના વિષયોનું ધ્યાન કરતાં ધ્યાન કરેલા વિષયોમાં લાગી જાય છે અને પહેલાના વિષયોમાંથી દૂર થાય છે અને એમ થવા પછી તે મનની સ્મૃતિ એટલે આગલા-પાછલાનું અનુસંધાન નષ્ટ થાય છે. કર્મોએ પ્રાપ્ત કરેલા બીજા દેહમાં અત્યંત આભનિવેશ થતાં તે દેહ ઉત્તમ હોય તો હર્ષાદિક કોઇ કારણથી અને અધમ હોય તો ભય તથા શોક આદિ કોઇ કારણથી મનને પેહેલા દેહનું અત્યંત વિસ્મરણ થાય એટલે પ્રથમ દેહનો અહંકાર તમામ બંધ પડી જાય એજ આત્માનું મરણ થયું કેહેવાય છે. આત્મા કાંઈ દેહની પેઠે નાશ પામી જતો નથી. મનને બીજા દેહમાં અભિનિવેશ થઇને તેમાં અત્યંત અહંકાર થઇ જતાં મનના અધ્યાસને લીધે આત્માને પણ સંપૂર્ણ રીતે 'એ દેહ હું છું' એવું અભિમાન થાય એજ આત્માનો જન્મ કેહેવાય છે. આત્મા કાંઇ દેહની પેઠે જન્મતો નથી. જેમ એક સ્વપ્ન પછી બીજું સ્વપ્ન થાય છે અને એક મનોરથ પછી બીજો મનોરથ થાય છે ત્યારે

**તેને મોક્ષ નથી સ્વામિન, ઉધ્ધવ બોલ્યા એવાં વચન;**
**નિચજન મને પીડા બહુ પાડે, તે કેમ ઉપડે આ વારે.**

વર્તમાન સ્વપ્ન અને મનોરથમાં લાગી જવાથી પેહેલાના સ્વપ્ન અને મનોરથને ભુલી જતાં મનના અધ્યાસને લીધે આત્મા પોતાને પૂર્વ સિદ્ધ છતાં પણ નવો થયલા જેવો દેખે છે તેમ મનને પૂર્વ દેહનું વિસ્મરણ અને બીજા દેહનું સ્મરણ થતાં—એટલે એક દેહનું અભિમાન મટીને બીજા દેહનું અભિમાન થતાં તે મનના અધ્યાસને લીધે આત્મા પોતાને પૂર્વસિદ્ધ છતાં પણ નવા જન્મેલા જેવો દેખે છે. મનની બીજા દેહમાં અભિનિવેશ થવા રૂપ ઉત્પત્તિ થતાં તે મનના અધ્યાસને લીધે આત્માને પોતામાં ઉત્તમ, મધ્યમ અને નીચપણું નહીં થયા છતાં પણ ભૂલથી ભાસે છે અને એમ થવાથી તે દેહનાં સંબંધમાં બહારના વિષયોને અને અંદરના સુખાદિક વિષયોને દેખે છે. સ્વપ્નમાં જેમ મિથ્યાભૂત પણ અનેક દેહ મનના અભિમાનથી ઉત્પન્ન થતાં તે દેહના સંબંધમાં આત્મા બાહારના વિષયોને અને અંદરના સુખાદિક વિષયોને દેખે છે તેમ આ પ્રસંગમાં પણ સમજવું. જેમ દુષ્ટ દીકરાનો પિતા પુત્રના અભિમાનને લીધે પુત્રના શત્રુમિત્રાદિકને પોતાના શત્રુમિત્રાદિક માની લે છે તેમ આત્મા મનના અભિમાનને લીધે મનની સાથે સંબંધ રાખનારા દેહાદિક પદાર્થોને પોતાના માની લે છે. હે ઉદ્ધવ! આ તો લોકપ્રસિદ્ધ જન્મ-મરણનું મેં નિરૂપણ કર્યું. હવે તમે નહીં પુછ્યા છતાં પણ વૈરાગ્યને વાસ્તે સૂક્ષ્મ જન્મ—મરણનું નિરૂપણ કરૂં છું. જેનો વેગ જોવામાં આવતો નથી એવા કાળને લીધે શરીર ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને ક્ષણે ક્ષણે મરે છે પણ કાળની સૂક્ષ્મતાને લીધે એ જન્મ—મરણને અવિવેકી પુરૂષો જાણતા નથી. કાળ જેમ પરિણામાદિકથી દીવાની જ્વાળાઓની, ગતિ આદિકથી જળ પ્રવાહોની અને રૂપ આદિકથી વૃક્ષનાં ફળોની અવસ્થાઓને ક્ષણે ક્ષણે બદલાવતો જાય છે તેમ સર્વ શરીરોની અવસ્થા, તેજ, બળ, કામ અને ચતુરતા આદિને ક્ષણે ક્ષણે બદલાવતો જાય છે. જગત્ ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને નાશ પામ્યા કરે છે; કારણ કે અવસ્થાઓના બેદવાળું છે. જે જે અવસ્થાઓના ભેદવાળું હોય તે ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને નાશ પામ્યા કરે એવો નિયમ છે. જેમ કે જ્વાળા આદિ પદાર્થ અવસ્થાના ભેદવાળા છે માટે ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને નાશ પામ્યા કરે છે. આ અનુમાનથી જગત્‌ની ક્ષણે ક્ષણે ઉત્પત્તિ અને ક્ષણે ક્ષણે નાશ સિદ્ધ થાય છે. જેમ જ્વાળાઓ ક્ષણે ક્ષણે બદલાતી જતાં પણ તેઓના સરખીજ બીજી જ્વાળાઓ થવાથી 'તે આ એનો એજ દીવો છે' એવી ભ્રાંતિ થાય છે, અને જેમ જળ ક્ષણે ક્ષણે બદલાતાં જતાં પણ તેઓના સરખુંજ નવું જળ થવાથી 'આ તેનો તેજ પ્રવાહ છે' એવી ભ્રાંતિ થાય છે તેમ શરીરો ક્ષણે ક્ષણે બદલાતાં જતાં પણ તેઓના સરખાંજ બીજાં શરીરો થવાથી 'આ એનો એજ પુરૂષ છે' એવી અવિવેકી માણસોને ખોટી પ્રતીતિ થાય છે અને તેને લીધે 'આ તેનો તેજ પુરૂષ છે' એમ બોલાય છે.

ઉદ્ધવજી પુછે છે—દેહના અધ્યાસવાળા પુરૂષને કર્મ, જન્મ અને મરણ છે અને બીજાને નથી એવી વ્યવસ્થા શી રીતે સંભવે? એકના એક ઘડાને એક પુરૂષ 'છે' એમ માને અને બીજો પુરૂષ 'નથી' એમ માને એમ સંભવેજ નહીં.

હું તો તુરતજ ત્યાંથી નાસું, બ્રહ્મ નિષ્ઠામાંથી પડું આ પાસું;
મારો સ્વભાવ નથી બળવાન, તેથી નહી થાય એ સાધન.
ઉપાય તેનો શિઘ્ર બતાવો, જેથી ધર્મ ન પડે આડો હાવો.
હોય કૃપા જો તમારી સાર, તો જીવ પામે ઉદ્ધાર.

---

ભગવાન્ કહે છે–દેહના અધ્યાસવાળાને પણ કર્માદિક નથી: કારણ કે વાસ્તવિક રીતે જોતાં કર્માદિક પોતેજ મિથ્યા છે. દેહના અધ્યાસવાળો પુરૂષ પણ બીજભૂત કર્મથી જન્મતો નથી અને મરતો પણ નથી. પરંતુ અજન્મા છતાં પણ ભ્રાંતિને લીધે જન્મતો હોય અને અમર છતાં પણ ભ્રાંતિને લીધે જાણે મરતો હોય એમ પ્રતીતિ થાય છે. જેમ કે મહાભૂતરૂપ અગ્નિ કલ્પપર્યંત એનો એ રેહેવા છતાં પણ કાષ્ટનો યોગ થવાથી જાણે જન્મતો હોય અને કાષ્ટનો વિયોગ થવાથી જાણે નાશ પામતો હોય એમ પ્રતીતિ થાય છે. ઉદરમાં પ્રવેશ, ઉદરમાં વૃદ્ધિ, જન્મ, બાલ્યાવસ્થા, કુમારાવસ્થા, યૌવન, અધોળપણું, ઘડપણ અને મરણ, એ નવ અવસ્થાઓ દેહની છે. દેહની આ મનઃકલ્પિત ઊંચી–નીચી અવસ્થાઓને દેહના અવિવેકને લીધે જીવ પોતામાં માની લે છે અને ઇશ્વરનો અનુગ્રહ થવાથી કોઈ જીવ 'અવસ્થાવાળા દેહનો દ્રષ્ટા અવસ્થાવાળો ન હોય' એવા વિવેક જ્ઞાનથી એ અવસ્થાઓને છોડી દે છે. જો કે જન્મ અને મરણની અવસ્થામાં મૂર્છા આવવાને લીધે પોતાના દેહનાં જન્મ–મરણ પોતાના જોવામાં આવતાં નથી, તોપણ પિતાનો દેહ જેમ મરી ગયો તેમ મારો દેહ પણ મરી જશે અને પુત્રનો દેહ જેમ જન્મ્યો છે તેમ મારો દેહ પણ જન્મ્યો છે એમ વિચારી લેવું. જન્મ–મરણવાળા દેહનો જે દ્રષ્ટા છે તેને જન્મ કે મરણ હોયજ નહીં. ઝાડના બીજથી જન્મને અને પાકી જવાથી મરણને જાણનારો જે દ્રષ્ટા છે, તે ઝાડથી ભિન્ન છે, તેમ દેહના જન્મ–મરણને જાણનારો દ્રષ્ટા દેહથી ભિન્ન છે. આ પ્રમાણે દેહાદિકથી આત્માનું યથાર્થ વિવેચન કરી લેવું જોઇએ. તે નહીં કરવાથી વિષયોમાં મોહ પામેલો મૂર્ખ પુરૂષ સંસારને પામે છે. કર્મથી ભમાયલો પુરૂષ સત્વગુણના સંગથી ઋષિ અને દેવનો અવતાર પામે છે, રજોગુણના સંગથી અસુર અને મનુષ્યનો અવતાર પામે છે અને તમોગુણના સંગથી ભૂત અને પશુ–પક્ષીનો અવતાર પામે છે; જેમ નાચતા અને ગાયન કરતા લોકોને જોતો પુરૂષ તેઓમાં રહેલા સ્વર અને તાલાદિકની ગતિનું તથા શૃંગારાદિક રસનું પોતાના મનમાં અનુવર્તન કરે છે તેમ બુદ્ધિના ગુણોને જોતો અકર્તા પુરૂષ પણ તે ગુણોના જોરથી તેઓને પોતાનામાં માની લે છે–એટલે અકર્તા છતાં પણ કર્મોથી ભમે છે. આ પ્રમાણે દૃશ્યનો ધર્મ જેમ દ્રષ્ટામાં સ્ફુરે છે તેમ ઉપાધિના ધર્મો ઉપહિતમાં ભાસે છે. એ નીચેના દૃષ્ટાંતથી સમજવું. જેમ જળમાં પ્રતિબિંબિત થએલા વૃક્ષો જળના હાલવાથી જાણે હાલતાં હોય એમ જણાય છે તેમ અંતઃકરણને જન્મમરણાદિક થવાથી તેમાં પ્રતિબિંબિત થએલો આત્મા જાણે જન્મમરણાદિક પામતો હોય એમ જણાય છે. આ પ્રમાણે ઉપાધિના ધર્મ પણ ઉપહિતમાં ભાસે છે. એ નીચેના દૃષ્ટાંતથી સમજવું. જેમ ફુદડી ફરનાર માણસની આંખોજ ફરતાં જાણે પૃથ્વીજ ફરતી હોય એમ જણાય છે તેમ આનંદાદિક આત્માના ગુણો છતાં જાણે તેઓ વિષયોના ગુણો હોય એમ જણાય છે. તેમ ગ્રાહકના ગુણો ગ્રાહ્યમાં ભાસે છે. [શ્રૂ. ભા.

વળણ.

ઉદ્ધાર પામે પ્રાણી પાપી, એ પ્રકૃતિ પુરૂષની કથાયરે;
એકાદશમસ્કંધનો, થયો બાવીશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે એકાદશમસ્કંધે**
**દ્વાવિંશતિતમોધ્યાયઃ ॥ ૨૨ ॥**

---

## અધ્યાય ૨૩ મો.*

### કડવું ૨૪ મું–રાગ રામગ્રી.

શુકજી બોલ્યા સાંભળ રાયજી, કથા સુણતાં ભવદુઃખ જાયજી.
યાદવ મધ્યે શ્રેષ્ટ ભગવાનજી, તેણે કહ્યું ઉધ્ધવને જ્ઞાનજી.
ભક્તિ મધ્યે ઉત્તમ મોક્ષજી, હરી ગુણ ગાવા જેને લક્ષજી.

ચાલ.

પ્રીત લક્ષણ ભાગ્યપાવન, ઉધ્ધવ પર્મ પવિત્ર;
જેનું હૃદય કોમલ ઘણું, ગાવા પ્રભુનાં ચરિત્ર.
શ્રીકૃષ્ણ કહે હો મિત્ર મારા, વલ્લભ ઉધ્ધવ પ્રાણ;
ઇતિહાસ એક તુજને કહું, એમ વદે સારિંગ પાણ.
હે બૃહસ્પતિના શિષ્ય સાધુ, તેં જે કર્યાં છે પ્રશ્ન;
આત્માભેદ મોહ મમતા, તે કહે છે શ્રીકૃષ્ણ.
સમાધાન કરવા કો સમર્થ નથી, જીવ પડયો મોહ જાળ;
બાણે ભેધો તાપ ન પામે, એવા પુરૂષ ગોપાળ.
પણ વચન દુષ્ટથી પ્રાણી, પર્મ પામે દુઃખ;
શાંતી મન પામે નહી, ક્યારે લહે નહીં સુખ.
તે ઉપર ઇતિહાસ ઉધ્ધવ, કહું તુજને ભાઇ;
પૂર્વની એક કથા સાંભળ, કહે શ્રી યદુરાઈ.
એકાગ્રચીત્તે શ્રવણે ધરજે, મનને રાખી ઠામ;
એ શિક્ષા છે સર્વ લોકને, એમ કહે સુંદર શ્યામ.
દુષ્ટજનને કંપાવીયો, એવો દ્વિજ એક જેહ;
ભિક્ષુક બ્રાહ્મણ કષ્ટ પામ્યો, કહું આખ્યાન તેહ.
તેણે ગાયું કષ્ટ પોતાનું, કહું તુજને નીરધાર;
પોતાના જે કર્મ કર્યાં તે, સંભળાવતો એક વાર.
ઉજ્જયની નગ્રી વીષે, હતો તેહનો વાસ;
સંપત્તિ સ્મૃધ્ધિ મળી બહુ તેહને, કહે શ્રીઅવિનાશ.
કૃષી કર્મ વેપાર કરીને, જીવતો ઋષી જન;
કદર્ય એવું નામ તેનું, કહે શ્રી જગજીવન.

---

* આ અધ્યાયમાં માયા–ધન ત્યાગ માટે ભિક્ષુકગીતા શ્રીકૃષ્ણે કહી છે તેની કથા છે.

કામક્રોધ ને લોભ મત્સર, અસુર ગુણ ઉત્પન્ન;
જ્ઞાતાચાર નહિ ગૌબ્રાહ્મણપીડક, નહીં પીતૃ પૂજન.
દયાદાન કરી ધ્યાન નહીં, સંપતિમાં જીવ રહેશ;
ઘર વિષે આત્માન ઠરે, સંતોષ નહીં, મન ક્લેશ.
કુટુંબનું પોષણ કરે નહીં, નહીં શાતા મન;
દુઃખ દેતો સજનને, સંચિત કરતો ધન.
મલીન વસ્ત્રો વળી જીર્ણ, ફાટયાં ધરે પોતે કાય;
વૃષભની પેરે કરે ધંધો, અપવિત્ર રાખે કાય.
જહાં તહાંથી દ્રવ્ય લાવે, કરે એકઠું ઠામ;
પારધી*ને અર્પણ કરે, પણ ધર્મનું નહીં નામ.
દેહ કષ્ટે દુઃખ પામે, પણ દ્રવ્ય સાથે પ્રીત;
ભોમિમાં દાટી સૂએ ઉપર, સદા ધનમાં ચિત્ત.
પરિવારને પોષે નહીં ને, નહીં આત્મનિવેદ;
દ્રવ્ય અર્થે નાના વિધના, ધરે મનમાં ભેદ†.
જહાં તહાંથી ગૃહી લાવે, પૂણ્ય વર્જીત કાય;
એવાં તેનાં કર્મ જોઇને, કુટુંબ દુઃખી થાય.
પુત્ર કલત્ર ને સ્વજન મિત્ર, જે પોતાનો પરિવાર;
દ્રોહ કરવા સર્વ લાગ્યું, દેખી દુષ્ટાચાર.
પછી કોઇ માને નહીં, નહીં પ્રીત ધરે પરિવાર;
ખેદ પામી સર્વ કો, તેનો કરે તીરસ્કાર.
દ્રવ્ય લોભી વીપ્ર એવો, નથી ગણતો તેહ;
રૂડું ભૂંડું સર્વ સરખું, ગરથ ઉપર છે સ્નેહ.
હો મિત્ર ઉધ્ધવ કહું તુજને, સાંભળજે હરીજન;
તે ઉભય લોકથી થયો અળગો, એમ કહે છે જીવન.
ધર્મ કર્મથી ભ્રષ્ટ થયો, કોપ્યા પંચયજ્ઞના દેવ;
તે ભાગ કો પામ્યા નહીં, શત્રુ હવા તતખેવ.
કુટુંબ શત્રુ, સ્વજન શત્રુ, ભ્રાત જ્ઞાત પરિવાર;
દ્રવ્ય સંચિત દેખીને સર્વ, દ્વેષ કરતા અપાર.
તે સૌ મળી અપવાદ મૂકે, મૂકે શીરપર આળ;
દ્રવ્ય હરવા કરે ઉદ્યમ, મળી બાળગોપાળ.
કંઇ એક ધન તેનું જ્ઞાતે લીધું, કંઇ ગયું તસ્કર હાથ;
કંઇ એક ચાલ્યું રાજદ્વારે, એમ થઇ ધનની ઘાત.
જેમ મક્ષીકા મધ સર્વ જાયે, થાયે મુખનો વૃથાશ્રમ;
કાગ કોયલ કરે છેદન, પછી જાય નીજ આશ્રમ.
કુંચાલ દુર્બળ વિપ્ર એવો, કદર્ય જે કહેવાય;
અપમાન પામ્યો સ્વજનથી, ભ્રષ્ટ બુધ્ધિ હવો દ્વિજરાય.

તિરસ્કાર તેનો કરે સૌ, ટોળે મળી નર નાર;
વૃદ્ધવય આવી દુઃખ પામ્યો. ચિંતા યુક્ત અપાર.
ધન નાશ હવું ત્યારે, તાપ વ્યાપ્યો બહુ;
ખેદ પામે આંસુ ઢાળે, પણ મુખ મોડે સહુ.
પછે વૈરાગ્ય મન ઉત્પન્ન હવો, બોલે મુખે વાણ;
"અહો ભુડું મેં બહુ કર્યું, વૃથા જન્મ ખોયો જાણ.
મારૂં ધન ધર્મ કારણે, નવ આપ્યું કોવાર;
રે અતિ લોભી જનને, ધનથી ન સુખ કે સાર.
એ ધન ભુડું જીવતે, આપે છે બહુ દુઃખ;
મુવા પછી નર્કે લઇ જાયે, તેમાં છે શું સુખ!
રૂપવાન નરમાં હોય જો, કદી કોઢ અલ્પ ભાગ;
નાશ પમાડે અંગ તેનું, તેમાં લગાડે આગ.
એમ અતિ લોભી મનુષ્યના, યશ ગુણ પામે નાશ;
સ્વલ્પ લોભ પણ બુડાડે, સ્વર્ગલોકના વિલાસ.
દ્રવ્ય મેળવ્યા પછી, વધારવાપર લક્ષ;
પછી રક્ષણ કેમ કરવું, જેથી કરે નહિ કો ભક્ષ.
ખરચ કરતા, નાશ થાતાં, પરિશ્રમ, ચિંતા, ત્રાસ;
એ દ્રવ્યને ધિક્કાર છે, જે આપે નવ સંન્યાસ.
ધન થકી થાય છે, મોટાં હિંસાદિક પાપ;
મિથ્યા ભાષણ, દંભ, કામ, ને ક્રોધ વિસ્મય આપ.
વળી મદ ભેદ વૈર સ્પર્ધા, અવિશ્વાસ સ્ત્રી વ્યસન;
ધૂત મદ્યનાં વસન વળગે, એ પંદર કરે અપાવન.
માટે હરેક જને ધન લોભ, તજવો નિરધાર;
આ જગે બંધુ માત તાતનો, સ્નેહ મુકાવે ધન સાર.
ધન લોભી મનુષ્યને, પરલોકે પણ દુઃખ;
આત્માનું કલ્યાણ ન પામે, નવ પામે કોદિ સુખ.
ધન લોભી પાપીજન, દેવ ઋષિ પિતૃને ન આપે ભાગ;
તે નિચ યોનીમાં પડે સદા, તેના ધનમાં ઉઠી આગ.
રે ધન મારૂં વહી ગયું, થયો હવે વયોવૃદ્ધ;
શું કરૂં કયાં જાઉ ને, હવે કેમ થાઉ હું શુદ્ધ.
રે ધન ગયું એ ઠીક થયું, જેથી આવિયો વૈરાગ;
એ નાવથી હું તરીશ નિશ્ચે, છે મારૂં મહાભાગ."
પછી તેણે મન વિમાસી, હરી ઉપર રાખ્યું ચિત;
અટણ કરીને તીર્થે ફરતો, પ્રભુને સમર્પ્યું વિત્ત.
મહા અટણ કરતો ઋષીજી તે, નગ્ર પોતાને આવ્યો;
કો એ દંડકમંડલ કરથી લીધું, કોને મન નહીં ભાવ્યો.
કો ભિક્ષામાંથી અન્ન લીયે, કોએ પ્રોઢી ઠોકર મારી;
એક ચોર કરી બાંધવા માંડયો, વિપ્ર રહ્યો તવ હારી.

* પારધીને એટલે જેમ મધમાખે સંચેલું ધન પારધી લે છે તેમ. કોઇને આપે નહિ, પોતે વાપરે નહિ. † પ્રપંચ કરે.

એક કહે એનું દ્રવ્ય ગયું તેથી, પાંખંડ એવો માંડયો;
સંસારનું એવું ચરિત્ર જોતાં,માયાના બળથી છાંડયો.
તે ભિક્ષુકે મન વશ્ય કીધું, સંસારમાં ચીત્ત ન આપે;
મન પોતાનું પ્રભુમાં આરોપી,ચર્ણકમલે ચિત્ત થાપે.
પછી ગર્વ મનનો નિવારીને, જીવ્હા દંતે હણતો;
હવે કોને દુષણ દઉં હું, કર્મ પોતાનાં ભણતો.
અનેક પ્રકારે માળવજને, દુઃખ તેને આપ્યું;
દુર્જને, દૈહિક દેવકૃત દુઃખ, તે સર્વેથી અંગ સંતાપ્યું.
સંસાર મનસા દેહ પામીને, હરીનું નામ ન લીધું;
માયા અર્થે અવતાર ખોયો, મહા અકારજ કીધું.
એમ જાણી હરીનું સમરણ, દ્વિજ વિશેષે કરતો;
માયાવર્જીત થઈને હીંડે, અનેક વચન ઓચરતો.
"આ લોક, આત્મા, દેવ, ગ્રહો, નથી દુઃખ કારણ;
દુઃખ કારણ મન છે, દેહદમે પામે નારાયણ.
મન મધ્યેથી થાય ઉભા, સત્વ રજ તમ ગુણ;
સંસાર ચક્ર તે ફરવે, એ મનમાં છે દુર્ગુણ.
ઇશ્વર છે સંગ રહિત, વળી જ્ઞાનમય અખંડ;
અવિદ્યા પીડે મુજને, પણ ન પિડે ઇશ્વર પંડ.
ધ્યાન, નિત્ય નૈમિતિક સ્વધર્મ, યમ નિયમ ને વ્રત;
એ સઘળા સત્કર્મો છે, ઈંદ્રિનિગ્રહ માત્ર સમસ્ત.
મનોનિગ્રહ એ યોગ મોટો, શાંત ચિતને શું દાન?
ભટકે ચિત સર્વ સ્થળે, પિડે પાપીને અજ્ઞાન.
મન વશ સર્વ ઈંદ્રિઓ, મન નહિ કોને વશ;
એ દેવનો પણ દેવ છે, એનો ન ધરવો પક્ષ.
મનના પ્રેરક પ્રાણીઓ, હું મારૂં કરે સૌ વાર;
ભ્રાંતિમાં ભટકે સદા, ઓઢે અજ્ઞાન અંધકાર.
સુખ દુઃખને ભોગવનાર નથી,તે છે આત્મા નિર્ગુણરૂપ;
લેપ તેને નવ લેશ લાગે, એમ વદ્યો ભિક્ષુક ભુપ.
નિરાકાર ક્રિયા રહિત આત્મા, નથી કર્તા ભોગતા;
એ આત્મા છે એકલો, તેમાં રહી છે સર્વજ્ઞતા.
દેવતા કારણ હોય તો, આત્માને શું હોય;
એકે બટકુ ભર્યું મારચો,એમાં આત્મા દોષ કેમ જોય.
આત્મા સુખદુઃખ કારણ હોય તો,એ છે સ્વસ્વભાવ રૂપ;
આત્માથી નથી ભિન્ન કંઇ,ક્રોધ ધરવો એ વિપરીત.
ગ્રહ દુઃખરૂપ હોય તેમાં, આત્માને નવ લવલેશ;
ગ્રહ પીડા ગ્રહને વળગે, એમ કહે છે જોશ.
આ દેહને ગ્રહ પીડે, પણ આત્મા તેથી ભિન્ન;
ગ્રહ પીડવાથી કદી જને, નવ કરવું મન ખિન્ન.
બ્રહ્મ વિદ્યામાં આ દેહને, લય કરીશ નિરધાર;
હે ત્રિલોકના સ્વામિ તમો,સહાય કરજો આ વાર.
ખટવાંગ રાજા ક્ષણમાં, એનિ પેરે પામ્યો મોક્ષ;
તો બ્રહ્મવિદ્યા પામીશ હું, એમ બોલ્યો લોભી રૂક્ષ*.
આત્માને કર્મ સાથે, સંબંધ નથી કાંઇ;
આત્મા દેહ નથી કર્મ કરતા, એને નથી કદિ સાંઇ†.
કાળ કારણ દુઃખનું, હોય કદિ આ દેહ;
પણ ત્યાં આત્માને શું છે, તેપર ક્રોધ મિથ્યા નિસંદેહ.
આત્મા છે અસંગ સદા, કેમ સંભવે દુઃખ અંશ;
આત્મા છે નિર્વિકારી, નવ લેપે કાંઇ વંશ.
આ સુખ દુઃખ અહંકારથી, પાળે મનુષ્ય મન;
એ સમજે તેને નવ પીડે, આ દુષ્ટ પાપી જન."
માટે હું બ્રહ્મનિષ્ટ થઇને, તરીશ ગ્રહી સાર;
એમ કહેતો શ્રીહરિ ભક્તિએ, વળગ્યો તેણી વાર.
પછી શ્રી પ્રભુ ત્યાં વદે, સુણ ઉધ્ધવ ધીર;
પુરૂષને સુખ દુઃખ દેતા, કોઇ નથી આ શરીર.
શત્રુ મિત્ર ઉદાસી આનંદ, એ મનના છે દાખેલ;
અજ્ઞાનિને વળગી રહ્યા, નથી તરવા સહેલ.
ઉધ્ધવ તમે મને નિરખી, મનોનિગ્રહ ધરો મન;
યોગ સાધન સર્વોત્તમ છે, તેથી થાય આનંદ.
એમ ચેતી મુજને ભજશે, મારૂં પદ તે પામે;
કદર્યનીપેરે જે ચેતે, તેનો સઘળો મોહ વિરામે.

**વળણ.**

મોહવિરામે માયાવર્જીત, આત્માદેહિ શુધ્ધ થાયરે;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, થયો ત્રેવીશમો અધ્યાયરે.

**ઇતિ શ્રી મદ્ભાગવતે મહાપુરાણે એકાદશસ્કંધે ત્રયોવિંશતિમોધ્યાયઃ ॥૨૩॥**

---

## અધ્યાય ૨૪ મો.‡

**કડવું ૨૬ મું-રાગ ધનાશ્રી.**

શ્રી કૃષ્ણ વળતા ઉચરેરે, કૃત્યયુગના લોક વિવેકી;
તે કેવળ ભજન કરતા હતારે, માયા મનથી ઉવેખી.

---

* રાજા. † ભેટવું-એ બે એકઠા થતા નથી.

‡ ચોવીસમા અધ્યાયમાં સાંખ્યદ્વારા આત્માથી સર્વ પદાર્થો ઉત્પન્ન થાય છે, અને પાછા આત્મામાંજ લય પામે છે, એવું ચિંતન કરવાનો ઉપદેશ કરી મનના મોહનું નિવારણ કર્યું છે.

**ચાલ.**

માયા વરજીત ભજતાં મુજને, હું ત્રીગુણ રૂપે વરતું;
સંસારી સૌ સાધન કરતાં, અન્યમાં મન નહીં ઠરતું.
વિશ્વ મધ્યે માન ઉપમાને, હાની લાભ ન થાય;
મનમાંથી જે ઉપજે છે તે, મન મુને આરોપવા ધાય.
સંસાર આયુષ્ય શ્રમ કીધા વિન, નવ છૂટે જન દેહ;
અનાદિ પુરૂષનું અધ્યયન કરતાં, મુક્તિ પામે તેહ.
એ આખ્યાન યોગ ભિક્ષુકગીતા, પ્રાત સાંભળતાં એહ;
ભક્તિ પામે પર્મ યથારથ, શ્રીપ્રભુ કહે છે તેહ.
જે કો આખ્યાન સાંભળશે, તેનું મન માહરે વિષે રહેશે;
શ્રીકૃષ્ણજી કહે જ્ઞાન ઉદયથી, જગત મિત્ર કરી લેશે.
હે ઉદ્ધવ હવે તુજ પાસે, સાંખ્ય કહું આ વાર;
કપિલાદિક આચાર્યો તેના, નિયંતા નિર્દ્ધાર.
સાંખ્ય જાણ્યા થકી પ્રાણી, સુખ દુઃખની ભ્રાંતિ ટાળે;
એ સાંખ્ય યોગ છે ઉત્તમ, કહ્યું છે દિનદયાળે.
સત્યયુગ મધ્યે સર્વે પ્રાણી, બ્રહ્મવિદ્યામાં નિપૂણ;
દ્રષ્ટા દૃશ્ય એક હતા, બ્રહ્મમાં હતા સૌ લીન.
દશ્ય પદાર્થ કાર્ય કારણ છે, દૃષ્ટા છે પુરૂષ;
જીવોના અદષ્ય કારણે, ત્રણ ગુણ થયા નિશ્ચેજ.
ત્રણ ગુણમાંથી મહતત્વ હવું, તેના છે બે ભેદ;
ક્રિયા ને જ્ઞાન શક્તિ તે છે, જે રહે છે અભેદ.
મહતત્વ વિકાર પામતાં, ઉપન્યો ત્યાંથી અહંકાર;
અહંકારના તૈજસ ને તામસ, ને ત્રિજો છે વૈકાર*.
વૈકારિકમાંથી મન ને દેવતા, હવા છે અગિયાર;
તૈજસમાંથી તેટલી ઈંદ્રિ હવી, તામસથી શબ્દાદિકસાર.
અહંકાર ચિદાકાશથી વ્યાપ્ત છે, એ ચૈતન્ય જડની ગાંઠ;
દેવ મન પ્રકાશવાળા, અહંકાર કારણ શાંત.
ઈંદ્રિ છે પ્રવૃત્તિવાન્, અહંકારનું એ કાર્ય
પંચભૂતને આવરણ છે તેથી, તામસનાં એ કાર્ય.
પ્રભુની પ્રેરણા થકી સર્વે, કીધું ઉત્પન્ન અંડ;
પાણીમાં રહેલા અંડમધ્યે, હું વ્યાપિ રહ્યો નવખંડ.
પ્રભુની નાભિ મધ્યે સર્વ કારણ, રૂપ હવું કમળ;
કમળમાંથી બ્રહ્મા હવા, બ્રહ્માએ કીધાં જળ સ્થળ.
(પછી) સ્વર્ગ લોક દેવસ્થાન હવું, ભુવર્લોક ભૂતાદિક સ્થાન;
ભૂલોક મનુષ્ય સ્થાન છે, જ્ઞાનિનું પરબ્રહ્મ ધામ.
અસુર ને નાગનાં સ્થળ, પાતાળમાં જે ગણાય;
ત્રિગુણાત્મક સર્વે ગતિ, ત્રૈલોક્યમાં મનાય.
યોગ તપ સંન્યાસથી, મહર્લોક જનલોક વાસ;
તપલોક સત્યલોક મધ્યે, હું ગતિ આપું અવિનાશ*.
મારી સર્વે શક્તિથી આ જગના, પ્રાણી પામે ઉંચી ગતિ;
નિચ ગતિને પામે પ્રાણી, જેવી ઉપજે તેને મતિ.
વૈકુંઠવિણ અન્ય સર્વે ગતિમાં, ચંચળતાનો વાસ;
માટે વૈરાગ્ય ધરવો જને, પરબ્રહ્મનો કરવો અભ્યાસ.
ઘટ કુંડળમાં માટી સુનું, નથી બદલાતા કો કાળ;
તેમ આત્મા નિત્ય જાણજે, કહે છે દીનદયાળ.
આ મહત્તત્વાદિક પદાર્થ સર્વે, નથી કોઇ સ્થીર;
અહંકારાદિકનાં એ કાર્ય કારણ, તેમાં પ્રેમ હોય હીર†.
કાર્યનાં ઉપાદાન કારણરૂપ, પ્રકૃતિ નિરધાર;
તેનો અધિષ્ઠાતા પુરૂષ છે, તેનો અધિષ્ઠાતા કાળ.
એ ત્રણે મારાં રૂપ જાણવાં, તેમાં નથી કંઇ ભિન્ન;
હું અદ્વિતીય છું સર્વત્ર, માનજે ધરી શુદ્ધ મન.
પ્રભુની ઈચ્છા હોય ત્યાં લગણ, રેહેશે આ સર્વ સૃષ્ટ;
પિતા પુત્રોરે એ ચાલી જાયે, ઇચ્છાવિણ ન થાયે કંઇ ભ્રષ્ટ.
પ્રલય સમય આવે ત્યારે, બ્રહ્માંડ સર્વે પીલાય;
પંચભૂતો પડે જૂદાં, લય એકેક મધ્યે થાય.
અંગ, અન્ન ને દેવતા, મન, શબ્દ ને અહંકાર;
મહત્તત્વ કારણ રૂપ સર્વેનો, થાય ઉત્તરોત્તર સંહાર.
માયા કાળમાં લય પામે, થાય છે એક રૂપ;
કાળ માયા પ્રવર્તકમાં, લય પામી જાય સુખરૂપ.
તે પુરૂષ પ્રકૃતિ મધ્યે, લીન થઈ થાય તદાકાર;
એક આત્મા રહે સર્વત્ર, ઉપાધિ રહિત સર્વ આધાર.
જગત સૃષ્ટિ થઇ તેથી, તેમાં થયો સર્વ લય;
આત્મા છે સર્વત્ર સદૈવ, તેને ન કોનો ભય.
જો આ વિચાર હૃદયા મધ્યે, કરે નિરંતર વાસ;
ભ્રમ બુદ્ધિ ટાળે નિશ્ચય, પામે શ્રી અવિનાશ.
આકાશમાં સૂર્ય ઉદય થયે, નવ રહે કંઇ અંધકાર;
સર્વત્ર તેજ વ્યાપી રહે, એમ કહે શ્રીમુરાર.

**વળણ.**

સર્વત્ર તેજ હરી જાણે, સમદષ્ટિ જો થાયરે;
ભણે વિપ્ર વલ્લભ સુણો સાધુ, થયો ચોવિશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ચતુર્વિંશતિતમોઽધ્યાયઃ ॥૨૪॥**

* વૈકારિક વૃત્તિ.

* અવિનાશ–વિનાશ ન પામે તેવો.
† હીર એટલે માળ.

## અધ્યાય ૨૫ મો.*

### કડવું ૨૭ મું–રાગ ગોડી દાહદરી.

**શ્રી શુકોવાચ–**

શ્રીકૃષ્ણ પોતે ત્રિગુણ ભાવને, એકત્ર કરીને કહે છે;

**શ્રી કૃષ્ણોવાચ–**

દયા વિના સંતોષ ન પામે, સત્વગુણ લક્ષણ લહે છે.
પ્રકૃતિથી પુરૂષ જુદો સમજે, પણ ગુણ ત્રણ નવ છુટાય;
ત્યાં સુધી સુખ દુઃખ નવ મટે, માટે કહું તેનો ઉપાય.
સત્વ ગુણ વૃત્તિઓ કહીએ, શમ દમ તિતિક્ષા વિવેક;
સ્વધર્મ પ્રીતિ,સત્ય,દયા,સંતોષ, પુર્વનાં અનુસંધાન એક.
વ્યય, વૈરાગ્ય, આસ્તિકતા, અયોગ્ય કર્મ અદર્શન;
દાન,સરળતા,વિનય, આત્મા, પ્રિતિ, એ સત્વ ગુણલક્ષણ.
સ્વર્ગની ઇચ્છા, યજ્ઞ કરવા, મદ ધારીને અસંતોષ;
ગર્વિ, ધન ઇચ્છાએ દેવસ્તવે, ભેદ બુદ્ધિનો બહુ દોષ;
વિષય ભોગ ને યુદ્ધ આસક્તિ, આત્મશ્લાઘા ઇચ્છે;
ઉપહાસ, આત્મસ્તુતિ પાઠક, બળથી ઉદ્યોગ વાંછે;
એ સર્વે છે રજો ગુણ વૃત્તિ, તેમાં મધ્યમ સૂખ;
એ વૃત્તિઓથી સુખ દુઃખ ન આવે, ન ભાગે ભવભૂખ.
ક્રોધ, લોભ, મિથ્યા ભાષણ, ને હિંસા દંભ ને શોક;
દુઃખદીનતા આળસ ને આશા, કજીયો, ભવ જડતા રોગ;
એ સર્વે છે તમોગુણ કારણ, પ્રાણીને દુઃખ રૂપ;
એ વૃત્તિ તજે તો પ્રાણી, પામે અતિશે સૂખ.
હું મારૂં એમ મિથ્યા બકે, ત્રણે રૂપનો ભેદ;
એને સંનિપાત સાધુ કહે, વીરલા ધરે કો ખેદ.
વ્યવહારમાં મન વસ વર્તે, જાણો એ સર્વ સંનિપાત;
સર્વે કાર્ય કરે એ પ્રાણી, પણ થાયે ઉચ્ચાટ.
સકામ કર્મમાં એક નિષ્ઠ થઇ, ગૃહસ્થાશ્રમે રહે આસક્ત;
નિત્ય નૈમિત્તિક ધર્મે ન વર્તે, એ સંનિપાત, શું શક?
સકામ કર્મ રજોગુણમય, ગૃહસ્થાશ્રમ તમોગુણ;
નિત્ય–નૈમિત્તિક સત્વ ગુણ છે, પણ નહિ કાંઇ નિર્ગુણ.
શમદમાદિક સત્વગુણ, કામ સેવન રજોગુણ;
ક્રોધાદિક તમોગુણ વૃત્તિ, એ પણ નહિ નિર્ગુણ.
જે નરનારી નિષ્કામે મુને, ભજે વસી સંસાર;
તે સત્વગુણમય પ્રાણી જાણજે, ઉતરે શીઘ્ર ભવપાર.

* આ પચીશમા અધ્યાયમાં પોતાની નિર્ગુણતાનો નિશ્ચય થવા માટે ચિત્તમાંથી ઉત્પન્ન થતી સત્વાદિક ગુણોની વૃત્તિઓ અનેક પ્રકારથી કેમ વ્યાપક રહી છે તેનો કથા પ્રસંગ છે.

સુખ આશાએ ભજે મને, તે રજોગુણ વૃત્તિ છેય;
પરને પીડા કારણે ભજે, એ તમો ગુણ નિઃસંદેહ.
સત્વ રજ તમ જીવના ગુણ છે, નથી મુને લવલેશ;
પંચભૂત કારણમાંથી પ્રકટે, એમ બોલ્યા શ્રીવિશ્વેશ.
નિત્ય મુક્ત હું રહું છું, મને નથી થાતિ આસક્તિ;
તે કારણથી કહું છું તમને, કરજો મુજની ભક્તિ
શાંત સત્વ ગુણ વધે ત્યારે, શમદમ આદિ પામે;
રજોગુણ વધે ત્યારે પ્રાણી, યશ લક્ષ્મિમાં વિરામે.
તમોગુણ વધે ત્યારે, શોક મોહ નિદ્રામાં પીડાય;
ચિત્ત સ્વચ્છ થઇ ઇંદ્રિ વિરામે, સંગ રહિત મિલાપ મુજ થાય.
વિકાર પામીને વિક્ષેપમાં પડે, જ્ઞાનેંદ્રિ ઉપરામ ન પામે;
કર્મેંદ્રિ વિકારી થાય તવ, રજોગુણમાં વિરામે.
સંકલ્પ વિકલ્પ વધે મનના, અજ્ઞાને ઉપજે ખેદ;
અસમર્થ થઇ કંઇ ન પ્રીછે, તમોગુણનો એ ભેદ.
સત્વ ગુણ વધે દેવ બળ વધે, રજોગુણે અસૂર બળ;
તમોગુણે રાક્ષસ બળ વધે, એમ ત્રણ ગુણે છે અમર.
જાગૃતમાં સત્વ ગુણ છે, સ્વપ્નમાં રજોગુણ ફરે છે;
સુષુપ્તિમાં તમોગુણ વસે છે, એ કારણ કો લહે છે.
ત્રણે અવસ્થાએ આત્મા સ્થિર છે,સત્વ ગુણે ગતિ બ્રહ્મલોક;
તમોગુણથી જડતા પામે, સ્થાવર લોકે પામે શોક.
સત્વગુણ વધે મરણ થાય તો, વૈકુંઠ પ્રાપ્તિ થાય;
રજોગુણ વધેલો મનુષ્ય પ્રાણી, ઇંદ્રલોકે પલાય.
તમોગુણ વધેલો પ્રાણી, મરે તો નર્ક નિશ્ચે પામે;
નિર્ગુણમય મનુષ્ય આ દેહે, મુજમાં સદા આરામે.
મુજ પ્રીતિ કારણે કર્મ કરે છે, સત્વ ગુણ તે જાણો;
ફળ સિદ્ધિ માટે કાર્ય કરે તે, રજોગુણ પરમાણો.
દંભ મત્સરાદિકથી કરે તે, તમોગુણી સર્વે કર્મ;
એ સમજીને કર્મ કરે તો, સાચો પાળે ધર્મ.
દેહથી આત્મા ભિન્ન ગણો, એ સાત્વિક સાધન છેય;
દેહાત્મા એકઠા ગણવા, રજોગુણ કારણ એહ.
શિશુ કે મુંગા તેમનું જ્ઞાન, એ તમોગુણનો છે ભાવ;
મારા સ્વરૂપનું જ્ઞાન હોય તે, નિશ્ચે તરે એક નાવ.
વને વસવું સત્વગુણ લક્ષણ, ગ્રામ વાસ રજોગુણ;
દ્યુતસ્થાનમાં તમોગુણ કહે, મુજ મંદિરમાં નિર્ગુણ.
આસક્તિ રહિત કર્મ કરતાં, સત્વગુણી સમજવો;
બહુ આસક્ત થઈ કર્મ કરે તે, રજોગુણી પંગુ ગણવો.

સ્મૃતિ ભ્રષ્ટ થઇ કર્મ આચરે, તમોગુણનો એ ભેદ;
મજનો આશ્રય ધારણ કરે તે, નવ પામે કદી ખેદ.
વેદ બ્રહ્મમાં પ્રેમ હોય તે, સત્વગુણનું લક્ષણ;
કર્મમાં સચ્છ્રધ્ધા ધરે પ્રાણી તે, રજો ગુણી પ્રાણી દર્શન.
અધર્મને ધર્મ માની પાળે, તમો ગુણી તેને કહીએ;
મજ સેવામાં ભાવ ધરે તેને, નિર્ગુણ બ્રહ્મ લહીએ.
અનાયાસથી પ્રાપ્ત અહાર કરે, તે થાય સત્વ ગુણવાન;
ખાટો ખારો આહાર કરે તે, રજોગુણી નિશ્ચે માન.
અશુધ્ધ આહાર કરે જે જન, તામસી વૃત્તિવાળો;
નૈવેદ આહાર કરે જે પ્રાણી, તે નવ કદિ રેહે ભુખાળો.
આત્માને જુદો ગણે તે, સુખવાસી સત્વ ગુણ;
વિષય સેવે રજોગુણીને, મોહ દીનતા તમો ગુણ.
બ્રહ્મજ્ઞાન પામે જે સુખ થાયે, તે સર્વેથી શ્રેષ્ટ;
એ પ્રમાણે સર્વ સમજે, બોલ્યા શ્રી દેવેશ.
પ્રકૃતિ પુરૂષ એ સર્વે છે, ત્રિગુણાત્મક પદાર્થ;
એ સેવવા થકી તરે પ્રાણી, પામે સાચો અર્થ.
જે જીવ એ સર્વ ગુણોને, જીતી મુજને આરાધે;
તે જીવ આ લોકવિષેથી, નિશ્ચે મુજને સાધે.
આ મનુષ્ય દેહ ઉત્તમ જાણજે, જ્ઞાન વિજ્ઞાન પમાય;
વિચક્ષણ જને મુજને સેવવો, શુધ્ધ આત્મા તવ થાય.
જીતેન્દ્રિ થઇ સાવધપણે, મુને સેવે એક ચિત્ત;
ત્રણ ગુણ ત્યાગી પ્રાણ નિશ્ચે, લિંગદેહ છોડે ખચિત.
અલિંગી ને નિર્વિઘ્ની હું, છુ પરમાત્મા પરબ્રહ્મ;
તેનું સેવન કરે નહિ જે જન, તે નહિ થાય પાવંન.
ચાર પ્રકારના ભક્ત કહાવે, તેનાં સુખ લહ્યાં નવ જાય;
દાન કહ્યાં તે દીચે સર્વે, પણ તેમાં નહિ બંધાય.
જે દીસે તે ગુણનું બંધન, મજવિણ અન્ય પદારથ તુચ્છ;
અનેક પ્રકારે મુજને ભજતાં, પ્રાણી થાય છે સ્વચ્છ.

**વળણ.**

પેખે પારબ્રહ્મને એ નિશ્ચે, એ વાત કંઇ વિસ્મય નહીં;
શ્રોતા ભણે જયજય હરી, પંચવીશ અધ્યાય કથા કહી.

**ઈતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે**
**પંચવિંશતિતમોદ્ધ્યાય: ।। ૨૫ ।।**

---

# અધ્યાય ૨૬ મો.*

**કડવું ૨૮ મું-રાગ સામેરી.**

**શ્રીકૃષ્ણોવાચ—**

શ્રીકૃષ્ણ ઉદ્ધવ પ્રત્યે વદે, મનુષ્ય દેહ ઉત્તમ;
મજ સ્વરૂપને સેહેજે જાણે, વળી પાળે સદ્ધર્મ.
જ્ઞાન નિષ્ઠાના પ્રભાવથી, લિંગ શરીરથી મુક્ત થાય;
મિથ્યા સંગને તે નવ પામે, કારજ શિઘ્ર પમાય.
જ્ઞાનિ જને આ જન્મે, નિચની સંગત તજવી;
અંધ પુઠે જાતાં અંધ થાયે, (તેથી) અસંગત નવ કરવી.
શ્રીકૃષ્ણ વળી એમ કહે, જેવી માયા આશ;
તે મુજને પામે નહિ, પણ પામે આશા બંધ પાસ.
તે ઉપર તુંને કહું છું, શુભ એક દ્દષ્ટાંત;
પુરૂરવા રાજા હવો, મહા પરાક્રમી ગુણી ને શાંત.
ઉર્વશી અપ્સરાને વર્યો, એક સમે તજી ગઇ તેહ;
વિકળ થયો મને મુંઝાવ્યો, મોહ ભેદ્યો દેહ.
ઉર્વશીનું ધ્યાન હ્રદેમાં, આક્રંદ કરી કરે વિલાપ;
હે પ્યારી, હે પ્રાણથી વહાલી, એમ રડી કરે સંતાપ.
પછી ઉર્વશી કુરૂક્ષેત્રમાં, મળી રાયને એકવાર;
તેના સંગથી રાય પુરૂરવા, સ્વર્ગે ગયો નિરધાર.
ત્યાં જઇ બહુ ક્રીડા કીધી, રમ્યો રંગ અનેક;
ઉર્વશીમાં મોહીત રહ્યો, ત્યજ્યો સર્વ વિવેક.
મોહ છુટયો તવ રાજા, ચેત્યો દીલમાં એમ;
આ દેહે મેં ભુંડું કર્યું છે, આથી નથી કઇ ક્ષેમ.
પ્રથમ રાય ઉર્વશી સંગે, રંગે રમતો બહુ;
રાત દિવસની વાત ન જાણું, શી શી મુર્ખાઇ કહું.
પણ મન વૈરાગ્ય આવ્યો જ્યારે, બોલ્યો દીન વચન;

**પુરૂરવા ઉવાચ—**

રે રે મોહ વશ થઇ હું ભુલ્યો, ખરે ખરો નાદાન.
ઉર્વશી કંઠે વળગી તેથી, કામથી થયો તલ્લિન;
સૂર્ય ચંદ્રનું ભાન ભુલ્યો, જાણ્યું ન રાત્રિ દિન.
હું ચક્રવર્તિ પ્રતાપી રાજા, સ્ત્રી પાસે મીન સમાન;
વાંદર પેરે નાચ્યો કુદ્યો, ભુલ્યો સૌ દેહભાન.
જ્યારે સ્ત્રી મૂકી ચાલી, નગ્ન થઇ પૂઠે દોડયો;
ખરની પેરે પાટુ ખાધી, તોપણ સંગ ન છોડયો.

---

* આ છવીશમા અધ્યાયમાં દુષ્ટ લોકોના સંગથી યોગ નિષ્ઠાનો ઘાત થાય છે, ને સાધુઓના સંગથી જેવી જોઇએ તેવી યોગ નિષ્ઠા પ્રાપ્ત થાય છે. તે સમજાવવા પુરૂરવા રાજાનો કથાપ્રસંગ કહ્યો છે.

ધિક મુજના ચક્રવર્તી પદને, ધિક પ્રભાવ ને બળ;
ધિક સામર્થ્ય સત્યવાદને, ધિક છે મુજનો અમલ.
જે જન સ્ત્રી વશ થયો, તેના તપ જપને ધિક્કાર;
સંન્યાસ, મૌન્ય એકાંતપણાથી, તે બળે નહિ તલભાર.
ખર સાંઢ સમ સ્ત્રી વશ હવો, પ્રતાપી હું રાજન;
તથાપિ મોહેથી નવ મુકાયો, ધિક છે મુજની સાન.
બહુ વર્ષ ઉર્વશી અધરનું, કીધું પ્રેમે પાન;
અગ્નિ આહુતીથી તૃપ્ત ન થાય, તેમ મુજ હ્રદેને માન.
કામદેવ છે રાજા જાગૃત, તે દમે મુને હંમેશ;
હું ઘેલો હરાયો ઢોર છું, તેમાં શું વિશેષ.
છીનાલ સ્ત્રીના પાસમાંથી, હરી વિણ શકે કોણ કાઢી;
હવે સર્વે સંગ તજીને, ભજીશ દેવ મોરારી.
ઇશ્વરની કૃપા વિના કદી, મોહ ન મટે જનનો;
દુર્મતિ ને કામાંધનો, તે વિણ તાપ ટળે ના તનનો.
ઉર્વશી નથી કંઇ અપરાધી, મેં ભુંડું કીધું કાજ;
રજ્જુને મેં સર્પ જાણ્યો, તેમાં રજ્જુનો શો વાંક?
મલિન, ગંદી, દુર્ગંધ ભરેલી, અપવિત્ર સ્ત્રી જન;
તેને મેં સુગંધમય, સુંદર, કહી મનાવ્યું મન.
ગંદી દેહને ઉત્તમ કહી, મનમાં મોહ જગાડયો;
દેહમાં મમતા કલ્પિત છતાં, સંદેહ નવ કંઇ કાઢયો.
દેહમાં મમતા મિથ્યા જાણ, દેહ કોનો કહેવાય?
અન્ન દાતાનો પણ તે છે, અસ્થિ તેનાં માલેક થાય.
સ્ત્રી પણ તેની માલીક છે, આપે ભોગ વિલાસ;
શેઠનો એને કહેવો ઘટે, પોષણ આપે ખાસ.
અગ્નિ દેહનો ધણી કહીએ, આ દેહ તેમાં બળે છે;
કાગડા કુતરા તેના માલીક, ભક્ષને લાયક ગણે છે.
દેહ આત્માનો સેવક છે, શુભાશુભને જાણે;
મિત્ર તેને જો કહે તોપણ ચાલે, ઉપકારને મન આણે.
એવા અસ્થિર દેહમાં, મમતા મેં બહું કીધી;
ધિક છે આ જીવવું હવે, આત્માની ભાલ ન લીધિ.
અપવિત્ર અને કીડા વિષ્ટાવાળા, દેહમાં થયો મત્ત;
કહ્યું સ્ત્રીનું મુખ સૌંદર્યમય, નાક રૂપાળું, રે ફટ ફટ.
મનોહર મંદ હાસ્યમય, મુખનાં કીધાં વખાણ;
અસ્થિ માંસ મેદવાનને, જાણી ગુણની ખાણ.
ડાહ્યા જને સ્ત્રી સંગનો, કરવો શિઘ્રે નાશ;
સ્ત્રી લંપટ જનથી સદા, રાખવો અણવિશ્વાસ.
વિષયી, ઇંદ્રિ સંગ થવાથી, માન પામે છે ક્ષોભ;
સંયોગ થતાં ક્ષોભ વધે છે, અનુભવે રહે અસંતોષ.
એકવાર વિષયમાં લેવાય તો, સદા રહે—સહે બહુ દુઃખ;
અનુભવે શું સુખ સાંભરે,ચક્ષુ અંધ છતે ઇચ્છે તે સુખ.
વિવેકી જન મત્ત ઇંદ્રિનો, કદિ ન કરે વિશ્વાસ;
ધિક છે અવિવેકી મુજને, ભંગ કરાવી સર્વે આશ.

**શ્રીકૃષ્ણોવાચ—**

આમ શોક પુરૂરવાએ, કીધો ધરી શુદ્ધ ચિત્ત;
અંતે પરમાત્માને પામ્યો, સ્ત્રી સંગ રીત વપિરત.
બુદ્ધિમંતે નિશ્ચતણો, સંગ ન કરવો લગાર;
સત્પુરૂષનો સંગ કરતાં, દુષ્ટ મતિ ન રહે કો વાર.
તિર્થ દેવથી સંતપુરૂષનો, સંગ ઉત્તમ મનાય;
અપેક્ષા રહિત મુજની ભક્તિ, તે સત્પુરૂષ ગણાય.
અહંતા મમતા જેણે ત્યાગી, સુખ દુઃખ સરખાં જાણે;
સમાન દૃષ્ટિવાળા સર્વે, સત્પુરૂષ પ્રમાણે.
સતપુરૂષો સદા મજને, ભજે હર્ષ મન આણી;
અહોરાત્ર ખડા રહે, મજમાં પ્રીત પીછાણી.
હું અનંત ગુણી આનંદી, અનુભવી, સાક્ષાત પરબ્રહ્મ;
તેની ભક્તિ જેને મળી, તેને શાની કમ*.
અગ્નિ સેવનાર જનનો, શીતભય થાયે નાશ;
સાધુ જનની સેવા કરતાં, જાય જન્મમરણનો ત્રાસ.
સાગર મધ્યે ડુબતાં જનને, નાવ અતિ સુખકર;
ભયંકર આ સંસાર મધ્યે, સત્પુરૂષ છે દુઃખ હર†.
સર્વ પ્રાણીને અન્ન સુખદ, તેમ ઉદ્ધવ, સત્પુરૂષ જાણ;
પરલોકમાં ધર્મ મુખ્ય, તેમ સત્પુરૂષ પરમાણ.
સૂર્ય ચક્ષુવાનને સદા, પ્રકાશ આપે નિરધાર;
સત્પુરૂષ ચક્ષુ વિણ જનનો, કરે નિશ્ચે આધાર.
દેવ, બાંધવ, આત્મા ને હું, સર્વમાં, સત્પુરૂષ છે મુખ્ય;
સત્પુરૂષની સેવા કરતાં, થાયે અબુધ્ધ તે બુધ્ધ.
એ દૃષ્ટાંત દેખી રાય પુરૂરવાનું, સ્ત્રીનો સંગ ન કરવો;
તૃષ્ણાનારી નરકે નાંખે, એમાં સંદેહ નવ ધરવો.
પછી તે પુરૂરવા રાયે, વૈરાગ્ય આણી મન;
મારે શરણે આવીયો, મૂળ પદ પામ્યો રાજન.
અતિ પ્રેમ આણી ભજે મુજને, સંપૂરણ કરે જાપ;
ભવબંધનથી તે મૂકાયે, છૂટે સઘળાં પાપ.
સંત સંગતિથિ મહા સુખ પામે, ભક્તિ ફળ વરદાન;
અનેક જન્મ કષ્ટ ટાળી પામે, અભયપદ સુખ ધામ.

---

* કમતી, ઓછું. † હરનાર.

વળણ.

અભયપદ સુખ ધામ પામે, ફરી ન ધરશે કાયરે;
સાધુજન સૌ હરી ભણજો, થયા છવિશ અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્‌ભાગવતે એકાદશસ્કંધે**
**ષડ્‌વિંશતિતમોઽધ્યાયઃ ॥૨૬॥**

---

## અધ્યાય ૨૭ મો.*

### કડવું ૨૯ મું-રાગ આશાવરી.

ઉદ્ધવજી પૂછે શ્રીકૃષ્ણ પ્રત્યે, ભક્તિ યોગ કહો સ્વામિરે;
બહુનામિ કહો તે મુને વિસ્તારીરે.

ચાલ.

**ઉદ્ધવોવાચ-**

હે યાદવોત્તમ મહાત્મા, કહો પૂજાનો પ્રકાર;
ભક્તજનો પૂજન કરે તે, વિધિ રીતિ કહો આ વાર.
નારદ, અંગિરા પુત્ર બૃહસ્પતિ, વેદવ્યાસ ને સૌ મુન્ય;
મનુષ્ય કલ્યાણરૂપ પુજન ગણે, તો કહો મુને તે પૂણ્ય.
બ્રહ્માજીને આપ શ્રી મુખે, કહીતી કથા એકવાર;
શિવે પાર્વતિને કહ્યો છે, તે કહો સેવા પ્રકાર.
સર્વ વર્ણ આશ્રમ માટે, એ છે શુધ્ધ કાજ;
તો આપ સેવાવિધિ કહો, જેથી સુખ પામું મહારાજ.

**શ્રીકૃષ્ણોવાચ-**

શ્રીકૃષ્ણજી કહેતા હવા જે, આદિ બ્રહ્મનું જ્ઞાન;
નારદને કહ્યું છે સહી, જે અધ્યાત્મ શ્રીભગવાન.
નારદજીએ વેદવ્યાસ પ્રત્યે, કહ્યું છે નીરધાર;
વેદવ્યાસે અંગિરા સુતને, કહ્યો પૂજન વિસ્તાર.
શ્રી મહાદેવજીયે પાર્વતિ પ્રત્યે, કહ્યો ભક્તિ અધિકાર;
તે પૂજનનો વિધિ કહું છું, તે સાંભળજે સર્વે સાર.
એક વૈદિકી, બીજી તાંત્રિકી, ત્રીજી ઉભયામિશ્રિત પુજા હોય;
ત્રિપ્રકારે પુજા મારી કરે નિત્ય, તરે ન દુઃખ જોય.
પ્રભાતમાં ઉઠી શ્રી સૂર્ય દેવને, નમસ્કાર પ્રેમે કરે;
ઉદક અર્ઘે પૂજા કરીને, પછી સર્વ કાર્યમાં પરવરે†.
ચંદન પુષ્પે કરવી પૂજા, પછી મારી સેવા કરવી;
બ્રાહ્મ મૂહૂર્તે ઉઠીને પછી, દેહાદિક શુદ્ધિ ધરવી.
મૃત્તિકાએ શૌચ કરી પછી, ચર્ણ પ્રક્ષાલન કરવું;
દંતધાવન શુદ્ધ કરીને, સ્નાન વિધિયે આચરવું.
તીર્થને વિષે સ્નાન સંધ્યા, વંદન કરવું હર્ષે;
જે જે કર્મ વેદ કહ્યાં છે, તે સર્વે કરે સુખે.
સ્વરૂપ મારૂં ધારવું હૃદયે, પંચામૃતે પૂજા કરે;
વિધિનિષેધ સૌ મનથી કાઢી, મારી પ્રતિમામાં ચિત્ત ધરે.
પાષાણમય કે કાષ્ટમય, કે સુવર્ણ માણીમઇ;
મૃત્તિકામય, વેળુમય, ધાતુમય કે મનોમય મૂર્ત્તિ સહી.
સ્થિર મને જે પ્રતિમા, પૂજે બે પ્રકારની મૂર્ત્તિ કહી;
એક સેવાથી રહે મન સ્થિરતા, સ્થૂળ પ્રતિમા સાચી લહી.
એ પ્રતિમાનું પૂજન કરવું, ધરવો આદરભાવ;
એજ પ્રભુ સર્વેનો સ્વામી, એજ શુદ્ધ મનોમય.
મૂર્તિ સેવામાં વિલંબ ન કરવો, સૂક્ષ્મ સ્વરૂપ આસન ધરે;
મન સ્થિર રાખી આચરે તો, એક ક્ષણ માત્રે તરે.
પૂજા પ્રેમ વિધિયે કરીને, ચંદન પુષ્પે પૂજે;
નમસ્કાર નૈવેદ્ય આરતી કરે, તો નારાયણ મનમાં સૂઝે.
પછી ધૂપ ચંદને પૂજીયે, વૈશ્વાનર સ્થળને વિષે;
ઘૃત આહુતી દીજીએ, થાય શુદ્ધ મન પ્રભુમાં દીસે.
સૂર્યને અર્ઘે પૂજીએ, જળમાં તર્પાણ વિધિ કરી;
મહા આનંદે ભોજન દીજે, એમ સંતોષવા શ્રી હરી.
વસ્ત્ર દક્ષિણા કરી પૂજા, મુજમાં ચિત્ત સદા ધરે;
નાના વિધનાં પુષ્પ ફળ લઇ, પૂજા તે વિધિયે કરે.
પકવાન્ન રૂડાં ભોગ ધરીને, મમ પ્રતિમાને ભાવે ભજે;
આહાર દુર્વા દર્ભે કરી, તર્પણ આદિ સર્વ કીજે.
પછી ન્યાસ ષડાંગ કરી, જળ પાત્ર પૂરણ ભરી;
અર્ઘ માત્ર ઉદકે પૂર્ણ કરે, આચમન કરે સ્વહસ્તે કરી.
હાર ધરાવી શંખોદક લઈ, પ્રોક્ષણ કરવું પ્રેમ સહી;
વેદ વિધિએ આજ્ઞા માર્ગે, પૂજા કરવી એક ચિત્ત થઇ.
ગુરૂ ઉપદેશ પ્રમાણે, અર્ઘ પાદ્ય કરે પૂજન;
તો સેવા વિધિ થાય યથાર્થ, પામે તે ભગવંન.
પાદ્ય પાત્રમાં શામો દ્રો, કમળ ને માટી સાર;
અર્ઘમાં ગંધ પુષ્પ અક્ષત યવ દર્ભ, તલ દ્રો નાંખે નિરધાર.
આચમનમાં લવિંગ કંકોળ, નાંખી કરવું પૂજન;
પાદ્ય ને હૃદય, અર્ઘને મસ્તક, શિખામંત્રથી આચમન.
એ સર્વ પાત્રની ગાયત્રી કરી, પૂજવા પ્રભુ મોરાર;
મનમાં નારાયણ મૂર્ત્તિનું, ધ્યાન ધરવું તે વાર.
દેહમાં વ્યાપ્ત થયેલી તે મૂર્ત્તિનું, કરવું પ્રેમે પાન;
માનસોપચારથી પૂજન કરતાં, હૃદયે રાખવા ભગવાન.

---

* આ સત્તાવીશમા અધ્યાયમાં પૂજનનો સર્વ પ્રકાર કહ્યો છે.
† એની નીચેની ચાર લીટીનો ભાવ મૂળ ભાગવતમાં નથી.

એ હૃદય મધ્યેની મૂર્તિનું, આવાહન ને સ્થાપના;
અંગન્યાસથી કરવું પૂજન, એ મૂર્તિનું સત્ય ગણ.
પૂજન વિધિએ કર્યા પછી, શય્યામાં પધરાવી;
અનેક વિધિએ લાડ લડાવવાં, એથી ટળે દુઃખ સૌ ભાવી.
મારી સેવા કીધા પછી, સુદર્શન, પંચજન્ય ગદાય;
તરવાર,બાણ ધનુ હળ મુશળ, કૌસ્તુભ શ્રી વત્સની પૂજા થાય.
પછે નંદસુનંદ પ્રચંડ ચંડ, બળ મહાબળ, જે ક્ષેમ*;
કુમુદેક્ષણ, કુમુદ અતિ પાવન પાર્ષદ, તેસુ રાખે મન પ્રેમ.
એ મહાપાર્ષદ ને ગરૂડ પૂજા, આઠ દિશાએ કરાય;
એ સેવાથી થાઉં પ્રસન્ન હું, ભક્ત સેવાથી મન મનાય.
અગર ચંદન કપુર કુમકુમ, ધરાવવાં અતિ પ્રીત;
ધર્મ શાસ્ત્ર માર્ગેથી ભજવા, ભાગવત ફરી રીત.
વસ્ત્ર ઉપવીત આભ્રાણ કુંડળ, મુકુટ ધરાવી શીશ;
એણીપેરે મારી પૂજા કરવી, બોલ્યા શ્રી જગદીશ.
ચાર દિશામાં બીરાજીત, દુર્ગા વિનાયક વ્યાસ;
વિષ્વકસેનને સન્મુખ ધારી, પૂજન કરવું ખાસ.
વામ ભાગે ગુરૂ રાજની, ચો દિશાએ દિગ્પાલ;
અર્ઘાદિકથી પૂજન કરવું, મુક્તિ પામે તાત્કાલ.
શક્તિવાને ચંદન અરગજા, વાળા કપૂર ને કેસર;
એવા જળથી સ્નાન કરાવવું, મંત્રનો કરવો ઉચ્ચાર.
પુષ્પ સુગંધ સમર્પવાં, ધૂપ દીપ નૈવેદ્ય સાર;
આરતી ગદગદિત કંઠે કરવી, મન ધરવો પ્રેમ અપાર.
ઉત્તમ આસન સમર્પીએ, પછી પાન બીડી ધરાવીયે;
અરીસો આગળ ધરીને, આરતી ઉતારીયે.
ભક્તે શેષ પ્રસાદ લેવો, વૈષ્ણવને આપવો સહી;
પછી મારી આગળ નૃત્ય કરવું, બીજું કંઇ જોવું નહી.
પછે પ્રભુનું ધ્યાન હૃદે, રાખવું આ રીત;
"હે સુવર્ણ સરખી કાંતિવાળા, શંખ ગદા પુનિત.
ચક્ર કમળ હસ્તે સોહે, ચાર ભુજા છે વિશાળ;
પિળાં વસ્ત્રના ધારણ કરતા, ત્રીભુવનના આધાર.
કીરીટ કુંડળ રૂડાં સોહે, કડાં કટીમેખલા મહા ભાગ;
ઉત્તમ બાજુબંધ સોહે, નૌતમ છે સોહાગ.
વક્ષસ્થળમાં શ્રી વત્સ છે, કંઠે કૌસ્તુભ માળ;
હે દીનાનાથ દયાળ દામોદર, શોહે છે વનમાળ.
એવા મહા પ્રભુની પુજા કરૂં, થાવો પ્રભુ તુષ્ટમાન;"
પછે હોમ કરવો પ્રીતથી, આહુતિ દેવી ધરી ધ્યાન.
સ્વિષ્ટકૃત નામનો હોમ કરતાં, પાર્ષદનું કરવું પુજન;
પરબ્રહ્મનું ધ્યાન ધરતાં, મંત્ર ભણતાં કરવા રંજન.
એણીપેરે નિરંતર સેવા કરી, એકાદશીયે ઉત્સવ કરે;
જન્માષ્ટમી રામનોમી, નૃસિંહ ચર્તુદશી વ્રત આદરે.
વામનદ્વાદશી મહા મોટી, એ મહોત્સવ કરવા સહી;
પછી વૈશ્વાનરનો કુંડ કરવો, અગ્ની પધરાવવા તહી.
હુતદ્રવ્ય આણી હોમ દેવા, યજ્ઞ પુરૂષ ચિંતવા સહી;
હે શ્યામ સુંદર પ્રીતપૂરણ, એવા ચતુર્ભુજ ચિત્તમાં લહી.
મુકુટ કુંડલ મેખલા, ને બેહેરખા સુંદર સાર;
મુક્તાહાર સોહામણો, શ્રીલાંછન યુક્ત શોભનાર.
કૌસ્તુભ મણીની માળા શોભે, એવું સ્વરૂપ ચિત્ત ધરવું;
નખશીખ પર્યંત નિહાળવું, અને અવર સૌ વિસરવું.
પાયસાન્ન મૂખ મંત્રે કરીને, આગળ ધરીયે ખપ કરી;
મહા મંત્ર જપવો પછી, શુદ્ધા આચમન કરવું હેત ધરી.
ઉચ્છિષ્ટ અન્ન તે વિષયાદિક છે, સમર્પવું નહીં સિદ્ધને;
પૂરણ સ્તોત્ર પ્રભુનું ભણવું, કરે નમસ્કાર ગુરૂ દેવને.
પછી એવું પ્રાર્થવું, પ્રભુ તુજ ભક્તિમાં સદા ચિત્ત ઠરે;
પ્રતિમાને શય્યા વિષે પધરાવે, સેવા શુદ્ધ આસન ધરે.
જીવ માત્રપર દયા રાખે, વૈદિકી તાંત્રીકે કરી;
સેવા એણી પેરે ભક્તે કરવી, ભાગવત દીક્ષા હૃદે ધરી.
મહા ઉત્તમ મંદિર સિદ્ધ કરીને, વન વાટીકા રાખે શુદ્ધ;
ત્યાં મારા સ્વરૂપને પધરાવીને, મહા મહોત્સવ કરે જન બુદ્ધ.
અહર્નિશ મારૂં ભજન કરવું, મારા જન્મજશ ગાય;
પુરાણ ગીતા સાંભળે, તે વિષય રસથી મૂકાય.
મારે વિષે બહુ ચિત્ત રાખે, જેને મુજસમ કોઇ વલ્લભ નહીં;
તે મારો અનન્ય ભક્ત છે, વિધિનિશેષ છુટા સહી.
તે બ્રહ્મસમ લેપાય નહીં, મહા શુદ્ધ વૈષ્ણવ સાર;
પણ જે બ્રહ્મનિંદામાં ફરે, તે કેમ પામે પાર.
વૈષ્ણવ થઇને પ્રતિમા તજે તે, લક્ષ વર્ષ વિષ્ટામાં રહે;
તે મહા નર્ક ભોગવે એમ, શ્રી પ્રભુજી વાણી કહે.
તે નર ગધેડા પ્રેત સરખા, પાપ પુણ્યના ભોગી;
નિર્લેપ રહિ પ્રતિમાં પૂજે, સાધુ ભક્ત કે યોગી.

વળણ.

મારૂં ભજન ચિત્તમાં ધરી, કેવળ ભક્તિને ચર્ણે રહ્યા;
વિપ્ર વલ્લભ કહે હરી કૃપાથી, સત્તાવિશમો અધ્યાય થયો.

**ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે**
**સપ્તવિંશતિતમોધ્યાયઃ ॥ ૨૭ ॥**

---

* ક્ષેમ એટલે સદા રેહેનારા.

# અધ્યાય ૨૮ મો.*

## કડવું ૩૦ મું–રાગ વેરાડી.

શ્રીકૃષ્ણજી વળી શિક્ષા દે છે, સાંભળ ઉદ્ધવ દાસ;

**શ્રી કૃષ્ણોવાચ–**

મારો ભક્ત નિંદે નહીં કોને, મોટો બુદ્ધિ પ્રકાશ.
મુજ કૃતિ કોણ નિંદી શકે, હુંથી અળગો તે બહુ બકે;
જો નિંદે તો સુધર્મથી પડે, હે ઉદ્ધવ તે તો રડવડે.
પ્રકૃતિ અને પુરૂષ રૂપે, જગત એકત્ર જોય;
સ્વ પર કંઇએ તે ન જાણે, એ માયાના રંગ હોય.
સ્વ પર ગુણ અવગુણ વિખાણે, ધિક્કારે કોઈ જન;
જ્ઞાન નિષ્ઠાથી પડે વેહેલો, અપવિત્ર થાયે મન.
ઈંદ્રિયો જેની નિદ્રાવશ છે, દેહ ભાન ભુલી જાય;
મનથકી સ્વપ્ન માયા મધ્યે, લય જેનો દેહ થાય.
મન જેનું લીન સ્વપ્નમાં, થતાં ભાન ભુલે સેહેજ;
સુષુપ્તિમાં આવે પ્રાણી, તજે સઘળું તેજ.
તેમ ભેદ બુદ્ધિવંત કો પ્રાણી, વિક્ષેપને પામે સહિ;
માટે ભેદ બુદ્ધિ તજવી, તેમાં કોઇ કારણ નહિ.
આત્મા અનાત્મા સંગથી, સ્વરૂપથી ભ્રષ્ટતા પામે;
જાગ્રત સુષુપ્તિવંત જેમ પ્રાણી, ભ્રષ્ટ થાય ને વિરામે.

### ચાલ.

ભ્રષ્ટ થાય ને વિરામે જન, ભેદ બુદ્ધિથી થાય પતન.
દ્વૈત મિથ્યા છે સર્વથા, સ્તુતિ નિંદા તેમ લેખજે યથા;
તેમાં સારૂં શું અને નરસું શુંય,તેમાં સુખદુઃખ એ છેશુંય?
એ વાણીથી નહિ બોલાય, મનથી જે નવ ચિંતવાય;
ઈંદ્રિયો નહિ કંઇ જાણે, તેમાં સત્ય શાનું પરમાણે.
આ અધ્યાત્મા અધિ દૈવ, અધિભૂત એ સર્વ નિર્મૂળ;
આદિ અંતવાળા જે સર્વ,તેનો નાશ છે, ન ધરવો ગર્વ.
હરી સંગત અગ્ની રૂપ, વણ ઓળખે પડીયા મહા ભૂપ;
જાણી જાગે તે પામે પાર,વિષય ભોગથી તે નિરાહાર.
તે પુરૂષ મહા જ્ઞાની સાર, મૃત્ય ભયને તે નીવાર;
ત્રણ ગુણે કરી વિશ્વ થાય, લય પામીને હુંમાં સમાય.
વળી વ્યાપી સઘળે વિસ્તરૂં, પ્રગટ કરી પાછું નીસ્તરૂં;
(માટે)કોની નિંદા સ્તુતિ કરવી નહીં,એજ્ઞાન ઉદ્ધવ કહું છું સહી.

આ વિશ્વ માયાનો વિસ્તાર, એમાં જન કોઇ ન પામે પાર;
આત્માસંગી એમાં લહે*, ઉદ્ધવ સમજીને રખે વહે.

**ઉદ્ધવોવાચ–**

તવ ઉધ્ધવ બોલ્યો મહારાજ,એક પ્રશ્ન પૂછું છું આજ;
આપ કહો છે આત્મા સ્વયં પ્રકાશ,દેહાદિક જડ ગણો ખાસ.
તો સંસારમાં કેમ પ્રીતિ ભાસ,આત્મામાં સંસાર હોય નાજ;
દેહાદિકને નવ સંસાર દેખાય, સંસારનું કારણ શું કહેવાય.
હવે સંસાર છે પ્રત્યક્ષ, તેને દેખે જગત સમસ્ત;
આત્મા અવિનાશી રાગ રહિત,જ્ઞાનીને પાપ પુણ્ય રહિત.
દેહ તો જડ પદારથ જાણો, એમાંથી કહો કંઇ પ્રમાણો.

**શ્રી કૃષ્ણોવાચ–**

ઉદ્ધવ તું છે મારા રૂપશું, આશ્રયી જીવિત રહેજે અસુ;
ભજન કરજે નિઃશંક થઇ, આનંદી આત્માને લહી.
વળી કૃષ્ણજી દે છે આશ, આત્માને મૃત્યુનો નવ ત્રાસ;
આત્માને સદ્‌બુદ્ધિ હશે, વળતો દૂર ન દેખીશ પછે.
દેહ તો કાષ્ટરૂપી કર્મ, આત્મા ઓળખે રહે છે ધર્મ;
અવિવેકી સંસારે જેમ, કર્મ કાષ્ટે પ્રજળે છે તેમ.
અગ્નિ રૂપ જે કર્મ કરી, તણખા ઉડે છે ફરી ફરી;
તેમ તત્વ ઉપજે મહી, તેણે કરી રસવર્ધન સહી.
જીવ આત્મા ને પરમાત્મા મહિં,એ ત્રણે એકઠા જ્યાં સહી;
તેને સંબંધ દેહ ઈંદ્રિ પ્રાણ, ત્યાં સુધી સંસાર પ્રમાણ;
વિષયી જનને સ્વપ્ન પદાર્થ, સુખ આપી કરે અનર્થ.
તેમ આત્મા દેહનો સંબંધ,એમાં અનેક પ્રકારના બંધ;
સ્વપ્નમાં સૌ સુખ આપે, જાગતાં અનેક કષ્ટ થાપે;
એમ આત્મા માયા જાણ ભેદ, તું સંસારથી પામ ખેદ.
શોક મોહ હર્ષ ને ભય, કામ ક્રોધ સ્પૃહા ને જય;
એ સર્વ અહંકારે જણાય,આત્માને તલ માત્ર ન સુખ થાય.
સુષુપ્તિ સમાધિમાં ન ભાસે, એથી મિથ્યા એ ગણાશે.
જીવ ઇશ્વરને છે આધિન, ચોફેર ફરે થઇ સ્વાધિન;
પણ એ આત્માથી નહીં પર, એ જાણજે તું અક્ષર†.
નિવૃત્તિ પામતા જનને મુક્તિ, અહંકાર સંસારની ભક્તિ;
તેનો તજવો વેહેલો સંગ, તે તજે પામે ઉજળો રંગ.
મન વચન કર્મ ને પ્રાણ, ગુરૂ ઉપાસના મોલ્યવાન;
તૃષ્ણાને કાપવી જ્ઞાનને ખડ્ગે,તૃષ્ણા રહીત થવું સર્વ અંગે.
જ્ઞાન સ્વરૂપ એ છે વિવેક, વિવેક તે સ્વધર્મ ને વેદ;
અનુભવ, ગુરૂ ઉપદેશ ને તર્ક, તેથી પામે વિવેક અર્ક.

---

* આ અઠ્ઠાવિશમા અધ્યાયમાં જે જ્ઞાન યોગ પૂર્વે વિસ્તારથી કહેલો છે તેનું સંક્ષેપથી ફરી નિરૂપણ કરવામાં આવ્યું છે.

* લહે–જાણે. † ખરી નહિ પડે તેવો–અચળ.–અમર.

આદિ અંતમાં જે છે જગ્ત, તે છે સર્વ કાળ પ્રત્યક્ષ;
એ જાણ વિવેકનું ફળ, એમાં સર્વ શાસ્ત્રનું બળ.
જગતના આદિ અંત ને મધ્ય, એ સર્વ કાળ હું છું સત્ય.
અનેક નામે કરૂં વ્યવહાર, એ સત્ય તું મનથી ધાર.
બ્રહ્મ સ્વરૂપમય આ જગતમાં, મને માનજે સર્વ વાતોમાં;
અનાત્મ પદાર્થનો કરવો ત્યાગ, તેથી શુધ્ધ થાયે બડભાગ.
શરીર આત્મા નથી એમ જાણુ, તે સાચો જ્ઞાની પ્રમાણું;
પૃથ્વીના વિકળરૂપ દેહ, વિકારરૂપ ન આત્મા એય;
દેહ અન્ન ટેકાથી એ રહે, અન્નવાળો આત્મા ન હોયે.
પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, એ આત્મા નથી જાણ દાસ;
પ્રકૃતિ પણ આત્મા નથી, એ જડ પદાર્થ છે સર્વથી.
જડ હોય તે આત્મા ન હોય, એ સર્વત્ર સાચું તું જોય.
મારી દ્રઢ ભક્તિમાં થાય પ્રીતિ, તો વર્તવું સદ્શાસ્ત્ર રીતિ;
કાચી ભક્તિ હોય જ્યારે, ત્યારે માયા ત્યાગવી તારે.
રાગાદિક કર્મ ન નાંખે બાળી, તો માયામાં પ્રોવાય જંજાળી.
કાચા વિષયથી યોગી ભ્રષ્ટ થાય, યોગ એ પરમ સિદ્ધિ ગણાય.
યોગ તજવો ન કદી કોયે, તેમ કરે લાભ નહિ હોયે.
કો જન્મે યોગ સિધ્ધ થાય, માટે યોગ એ શ્રેષ્ઠ મનાય.
જ્ઞાનિ દેહથી થાયે પરો, હરેક કાર્યથી થાય ન્યારો;
ખાતો પીતો ઉઠતો બેસતો, તે દેહથી થાયે પરો.
અનેક વસ્તુ મિથ્યા ગણાય, વિષય અનેક મિથ્યા કહેવાય;
આત્મા છે એક સ્થિતિવાન, અપરોક્ષ ને સ્વયં પ્રકાશમાન;
અજન્મા ને પરિચ્છેદ રહિત, એક રૂપ ને પરમ પુનિત.
વળી એ છે સદા સર્વદા ભિન્ન, એના પ્રેરીલા વાણી મન;
કાર્ય કરે છે સર્વથા તેવા, આત્માને કંઇ ન લેવા દેવા.
સંસારરૂપી વૃક્ષ મહા ગુઢ, અવિવેકી ફુલ્યા એમાં મુઢ.
કહે હું સરખો સંસારમાં નથી, અવિદ્યાએ વહી જાયે સર્વથી;
સંસાર રસ એ વિષય પાસ, ઉદ્ધવ કોઇ એક ઉગરે દાસ.
વિષય સંગતે જીવન જાય, જ્ઞાનરૂપ શસ્ત્રે વિષય છેદાય;
એ કારાગથી મુકવો એ* સહી, પર્મ ભક્તિ જે પુરૂષે લહી.
ઉદ્ધવ સર્વત્ર મુજને જાણજે, એ પ્રશ્ન ઉત્તર હૃદે આણજે;
જેમ કનકે આભ્રણ સહુ થાય, ભાગ્યું કુંડળ કનક કહેવાય.
તેમ મજમાંથી સર્વ ઉત્પન્ન, મજવિણ ન કંઇ સત્ય ગણ.
સૌ પ્રાણીથી હું અળગો નથી, તેમ વિશ્વ વર્ણું મધ્યે અર્વથી;
વળી સમસ્તને વિષે મુને જાણ, તું સમ ચિત્તે કરીને - નાણ.
વસુ, ભુ, જળ, આકાશ ને આત્મા, સચરાચર વ્યાપક હું પરાત્મા;
સમસ્તે સાક્ષી થઇ રહ્યો, વિરલે જને કોઇએ લહ્યો.

આકાશે જેમ વાયુ સમાય, પણ વાયુમાં નભ નવ માય;
તેમ મજમાં સર્વ સમાય, મને સર્વથી પર કહેવાય.
આત્માના ગુણ મહા અભેદ, વર્ણવી થાક્યા ચારે વેદ.
હવે કહું તુને પરમ જ્ઞાન, સુણ સાધુ થઇ સાવધાન;
યોગ શ્રેષ્ઠ છે સર્વથા, એમાં સંકટ કે આવે આપદા;
પણ યોગને તજવો નહિ, એમાં શુધ્ધ જ્ઞાન છે સહી;
આવે રોગાદિક વિઘ્ન, તેનો ઉપાય કહે છે મધુસુદન.
તાપ ટાઢ રોગ આવે, ચંદ્ર સૂર્ય ધારણા કરે જાયે;
વાયુ રોગ વાયુ ઉપાસને જાય, ગ્રહ સર્વ તપ મંત્રે પલાય;
કામ ક્રોધ મુજ ધ્યાનથી મટે, નામ કીર્તન જીવ્હાએ રટે;
દંભ માન યોગી સેવે મટે, એમ રોગ મટાડે યોગને ભેટે.
સિદ્ધિ સેવે તે તો મુરખ, યોગી નહીં ભવમાં કાલી રેખ.
સિદ્ધિઓનો અંતે નાશ, પરમાત્મા સેવન ન કરે નિરાશ.
યોગ સેવન છે સર્વોત્તમ, એમ બોલ્યા શ્રી પરબ્રહ્મ.
જે યોગી મજ શરણે આવે, તેને વિઘ્નો નવ સતાવે;
યોગી, નિસ્પૃહ ને સ્વરૂપ સેવનાર, નિર્વિઘ્ને ઉતરે ભવ પાર.
મુને ઓળખે નિત્ય પુરૂં આશ, તેનો મમ ચર્ણે કરાવું વાસ;
ચિત્ત વિત્ત મુને અર્પે જેહ, આપું દર્શન નહીં સંદેહ.

વળણ.

નિશ્ચે દર્શન આપું તેને, તન મન ધન અરપાયરે;
શ્રોતા જન બોલો શ્રી હરી, થયા અઠાવિશ અધ્યાયરે.

**ઈતિ શ્રી મદ્‌ભાગવતે એકાદશસ્કંધે અષ્ટાવિંશતિતમોધ્યાયઃ ॥૨૮॥**

---

## અધ્યાય ૨૯ મો.*

### કડવુ ૩૧ મું-રાગ સારંગ.

**ઉદ્ધવોવાચ–**

ઉદ્ધવ શ્રી કૃષ્ણ પ્રત્યે પૂછે છે, દુષ્ટાત્મા જીવ જેહ;
તે સ્વામિ તમને કેમ પામે, કહો વિસ્તારી તેહ.
મન જેને વશ નવ હતું, તેને કઠીણ છે યોગ;
તેથી સરળ ઉપાય સૂચવો, જેથી સેહેજે પામે જોગ.
હે કમળનેત્રમય કરૂણાસાગર, મનોનિગ્રહ છે કઠીણ;
મુંઝાયા મુનીઓ મોટ મોટા, મનથી થયા બહુ ખિન્ન.

---

* વિષય રસ.

* આ ઓગણત્રીશમા અધ્યાયમાં જે ભક્તિઓનું પૂર્વે વિસ્તારથી વર્ણન કર્યું છે તે ભક્તિયોગનું ભગવાન પોતાના ભક્ત પાસે પાછું સંક્ષેપમાં વર્ણન કરે છે.

આપ કેરા ચરણકમળમાં, ચિત્ત સર્વે રીતે હોય;
તો મુક્તિ પામે સેહેજમાં, એ વિચાર ઉત્તમ સૌ જોય.
ભક્ત હોય તમતણા જે, તે માયાથી ન પીડાય;
અન્ય જન કર્મે યોગાભિમાન છતે, મુક્ત કદી નવ થાય.
જે ભક્ત તમ શરણે હવો, તેને તમો આધિન;
રામાવતારે વાંદર સૌને, આપ હવા સ્વાધિન.
આપ જે પર તુષ્ટ હવા ત્યાં, કૃપા મુક્તિનો ન પાર;
તો આપ વિણ અન્ય દેવને, ભજે તેને ધિક્કાર.
વળી પ્રલ્હાદ અને અન્ય ભક્ત પર, હવા આપ તુષ્ટમાન;
તે કારણ તો જાણે ભક્ત જન, ભજે નહિ અન્ય પ્રાણ.*
સ્વર્ગાદિક સુખ છે તુચ્છ સર્વે, એક સુખ તમારાં ચરણ;
સ્વર્ગ સુખ તો વિષય રૂપ છે, સુખ તો અશરણશરણ.
તમારા ચરણ પ્રતાપથી, સર્વે સિદ્ધિ પમાય;
તો અન્ય સાધન શું કરે, તેથી શી સિદ્ધિ થાય.
અંતર્યામી આપ છો, વળી આચાર્ય પણ આપ;
આપના ઉપકાર બહુ છે, આપ મળે ટળે સંતાપ.
તમારા ઉપકાર મોટા, બ્રહ્માથી બદલો ન વળાય;
આપની સેવા કરે થકી, આપના ચરણ પમાય.
એવાં ઉદ્ધવ વચન સુણીને,પ્રભુ બોલ્યા કરી સ્મિત મૂખ;

**શ્રીકૃષ્ણોવાચ-**

હે ઉદ્ધવ તું જાણજે, જગ સર્વમાં હું સુખરૂપ.
મારૂં સ્મરણ કરતાં સર્વે, કર્મ મુજને સર્વે આરોપે;
તન મન ધન સર્વે મુજમાં, એકત્ર કરીને થાપે.
મજના છે જે ધર્મ સર્વ, તેમાં એકતાર થાય;
મજ સાધુસંત સંગાથે, રમે તો મુકિત પમાય.
મજના ઉત્સવ પર્વણી, કરવા ધરી બહુ પ્રેમ;
સર્વ સ્થળે મજને નિહાળી, રાખે મુજના બહુ નેમ.
ઘરમાં સ્થળમાં જળમાં સર્વત્ર, મુજને જે જન જાણે;
તે પંડિત પુરો જાણજે, સર્વ વ્યાપક મુજને પ્રમાણે.
બ્રાહ્મણ, ચંડાળ, ચોર, શાહ, પંડિત ને વળી મુર્ખ;
શાંત ક્રૂર ને સૂર્ય અંધકારમાં, દેખે મુને તે મહાપુર્ખ.
જે પુરૂષ મને સર્વત્ર દેખે, તે નવ પામે ખેદ;
પંડિત જને મુજને સર્વત્ર જોવો, નવ ગણવો કંઇ ભેદ.
ચંડાળ, ગર્દભ, સાંઢ, અશ્વ, એ સર્વમાં મુજને જોઇ;
દંડવત્ પ્રણામ કરે પ્રેમે, તે જાણજે સાચો સાંઇ.†
એવો યોગ વ્યાપે ત્યાં તક, મુને સદા જે ઉપાસે;

એથી પ્રથમ થાયે ઇશ્વરતા,(પછી) બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાશે.
બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્ત થતાં, સર્વે ક્રિયાનો કરવો ત્યાગ;
મન તન વાણી સર્વનો મજમાં, કરવો એકઠો રાગ.
સંસારમાં ના ક્લેશ ભોગવે, પ્રભુ કહે ઉદ્ધવને વાત;
જેકો આત્મા મુજને આરોપે, તે પામે મુને સાક્ષાત.
સર્વ પ્રાણીમાં મારી ભાવના, કરે એ ઉત્તમ હોય;
નિષ્કામ કર્મ આચરવાથી, કદિ અજ્ઞાની ન હોય.
સમ ભાવના એ શ્રેષ્ઠ ધર્મ, એથી મુજને પામે;
ભય શોકાદિક સર્વે માયા, પળમાં અહિંયાં વિરામે.
નાશવંત મિથ્યા મનુષ્યદેહ, ગણવો સેહેજે તુચ્છ;
સત્ય અવિનાશી મજ રૂપને, જાણે જે કો સત્ય;
એજ બુદ્ધિવાનની બુદ્ધિ ચતુરતા, વિવેકીનો વિવેક;
બીજા બુદ્ધિવંત બાપડા, પડયા માયા ખાડે છેક.
આ બ્રહ્મવાદ છે અતિ મોટો, અનેક રીતે સુખ થાય;
આ જ્ઞાન છે અતિ મોટું, તુચ્છ પ્રાણીથી ન સમજાય.
સનાતન વેદના રહસ્ય રૂપ, આ ઉત્તમ છે જ્ઞાન;
મુજ ભકત જે જાણે જણાવે, તેને હું સ્વાધિન.
જે ભકત જન આ જ્ઞાનનો, પ્રતિ દિવસ કરે પાઠ;
તે ભક્ત સર્વથી શ્રેષ્ઠ હોયે, જે જાણે મુજનો સ્વાદ.
જે ભકત આ જ્ઞાન સાંભળે, તે કર્મથી ન બંધાય;
મુજની ભક્તિને સેહેજે પામે, પાતિક દૂર પલાય.
હે ઉદ્ધવ પરબ્રહ્મ સ્વરૂપનું, આ છે ઉત્તમ જ્ઞાન;
યથાર્થ રીતે તું સમજ્યો છે, એ જ્ઞાન સાચું માન.
આ જ્ઞાન યોગ, દંભી, નાસ્તિક, હોય નહિ કદી પાત્ર;
તેને કદી નવ કહેશો તમો, તે પાપી નવ તમ મિત્ર.
દોષ રહિત, બ્રાહ્મણનો સેવક, સાધુ, પવિત્ર જેનું મન;
આસ્તિક અને ભક્તિવાન સ્ત્રી, એ યોગ છે એ જ્ઞાન.
હે ઉદ્ધવ તુજના મોહ શોક, ગયા હશે આ વાર;
તારા મનના સર્વ તાપ, સમ્યા હશે નિરધાર.
સર્વ કર્મનો હવે ત્યાગ કરી, આત્મનિવેદન જે કરે;
કલ્યાણ કરૂં તે જનનું, જે મુજ ચરણે શીશ ધરે.
એવું સાંભળી ઉદ્ધવજી તે, હરીને ચરણે લાગ્યા;
શ્રી કૃષ્ણજી કેરી અતિ સ્તુતિ કરી, તાપ સઘળા ભાગ્યા.

**ઉદ્ધવોવાચ-**

પછી ઉદ્ધવે એમ પ્રાર્થ્યું, મારૂં ચિત્ત તમ ચરણે રાખો;
રખે છાંડતાં સ્વામિ મુજને, પ્રેમ પ્રીત રીતિ દાખો.
મુજ મનનો સઘળો મોહ, મટયો છે આ પળમાં;
તમારા ચરણ મૂકી અન્ય જાગે, નવ ચિત ચોંટે કોઇ સ્થળમાં.

* પ્રાણી—કોઇ પણ બીજો જીવવાળો પદાર્થ. † સાધુ.

યાદવનો સ્નેહ પાશ હતો તે,આત્મ તત્વ ખડ્ગે કીધો નાશ;
પણ આપના ચરણમાં ચિત્ત રહે, તે રીતિ કહો અવિનાશ.

**શ્રીકૃષ્ણોવાચ–**

ઉદ્ધવને શ્રીકૃષ્ણે આશીષ દીધી,કહ્યું તું બદ્રિકાશ્રમ જાજે;
ગંગા નદી જ્યાં ગુપ્ત વહે છે, ત્યાં રહેજે શુભને કાજે.
ત્યાં રહીને જે મેં જ્ઞાન કહ્યું તે, ચિત્તમાં રાખજે વીર;
પછી શીઘ્રે મુજને પામશો, ચિત્ત રાખજે તું ધીર.
જે બ્રહ્મ પ્રાપ્તિ ઉપાય મેં કહ્યો, તેનો કરજે નિદિધ્યાસ;
વાણી ચિત્ત સર્વઆરોપી, પ્રીતિ રાખી ધરજે વિશ્વાસ.
આ કાર્ય કરવા થકી, ત્રિગુણાત્મક ગતિ સૌ જાશે;
ઉત્તમ ગતિ રૂપ મુજની પ્રાપ્તિ, સેહેજે તુને થાશે.
તવ શ્રી કૃષ્ણને અર્ધ્યે લાગી, જળથી અર્ધ્ય પખાળ્યા;
મનમાંહી એમ જાણ્યું જે, તાપજન્મના ટાળ્યા.
મુજને સાથે નથી તેડતાં, હું ચરણારવિંદ કેમ પામું;
આજ તમો મને મૂકીને જાશો, ક્યારે હું સંસાર વામું.

**શુકોવાચ–**

પછી શ્રીહરીએ આપી પાદુકા, એ હૃદયે લઈ ચાંપી;
ઘાડું રૂદન કરતા ઉદ્ધવ, બોલ્યા મુખથી નિશ્વાસ નાખી.

**ઉદ્ધવોવાચ–**

હે પરમેશ્વર, હે સચરાચર, હે પ્રાણતણા એ પ્રાણ;
આપનો વિયોગ નવ સેહેવાયે, માને ન મારૂં મન.
જન્મ મરણના તાપ ટાળ્યા, પણ તમથી થાઉં દૂર;
આ અંગને તે બહુ સાલે, પ્રભુ છો કરૂણા પૂર.
એમ ગદગદ કંઠે કરૂણાળ સ્વરે, પ્રારથ્યા પ્રભુ એવ;
ચરણ મુંખી ઉદ્ધવ ચાલ્યા, બદ્રિકાશ્રમ દેવ.
પ્રભુનું પ્રભાસ પ્રયાણ સાંભળી, કંઠ અતિ રૂંધાય;
માર્ગમાં મૈત્રેય મુનિ મળ્યા, ત્યાં જ્ઞાન કથા કહેવાય*.
પછી બદ્રિકાશ્રમ ઉદ્ધવજી પધાર્યા,ત્યાં જઇ બહુ પ્રાણી મુકાવ્યા;
પછી શરીરનો ત્યાગ કરીને, શ્રીકૃષ્ણને શરણે આવ્યા.
જે મહા પ્રભુને યોગેશ્વરો, રાત દિન સેવે નિરધાર;
તે પ્રભુએ ભક્તિ માર્ગનો, આ સંવાદ કહ્યો આ વાર.
તે સંવાદ જે જન સમજે, તે મુક્ત દશાને પામે;
તેના સંગમાં જે પરવરે, તે પ્રભુને જાયે ધામે.
વેદના સાર રૂપમાં, 'જ્ઞાન વિજ્ઞાન'રૂપ અમૃત એ જાણ;
જે કૃષ્ણ પ્રભુએ એ કાઢ્યું, તે પ્રભુને કરૂં પ્રણામ.

**વળણ.**

તે પ્રભુને કરૂં પ્રણામ કોડે, હવો શ્રીકૃષ્ણોદ્ધવ સંવાદરે;
સુણતાં શ્રીકૃષ્ણના અર્ધ્ય પામે, વામે સૌ દુઃખના નાદરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે એકોનત્રિંશતિતમોધ્યાયઃ ॥૨૯॥**

* આ સર્વ પ્રસંગ તૃતિય અધ્યાયમાં છેલ્લાં સંબંધ મેળવવો.

## અધ્યાય ૩૦ મો.*

### કડવું ૩૨ મું–રાગ સામેરી.

**પરીક્ષિતોવાચ–**

રાય પરીક્ષતે શુકદેવજીને, પૂછીયું વળી જેહ;
ઉદ્ધવ બદ્રિકાશ્રમ ગયા મુને, વિસ્તારી કહો તેહ.
પછી શ્રીકૃષ્ણે દ્વારિકામાં, શું કર્યું તે કહો કરી મયા;
આરત મુજ મનમાં ઘણી તે, સંભળાવો કરીને દયા.
યાદવ કુળ કેમ નાશ પામ્યું, તે સાંભળવા ઇચ્છાય;
સૌ વિધિપૂર્વક કહો સ્વામિ, હું પ્રણમું તમ પાય.
જે સ્વરૂપ સૌંદર્ય નિરખતા, સ્ત્રી નેત્ર નિમેષ ન દૂર થાય;
જે રૂપ કાનમાં ભણક પેરે, રહે છે યૌવનમાં સદાય.
જે રૂપનુ વર્ણન કવિ કોઇથી, નવ વરણી શકાય;
તે રૂપ કેમ સ્વધામમાં ગયું, તે કહો મુને મુનિરાય.

**શુકોવાચ–**

શુક કહે ઉદ્ધવ ગયા પુઠે, ઉત્પાત દ્વારિકામાં થાય;
અપશૂકન બહુ થાવા લાગ્યાં, સાંભળજો કહું રાય.
સ્વર્ગમાં સૂર્ય કુંડાળાં થયાં, ભૂકંપ થયા વારંવાર;
દિશાઓમાં દાહ સળગ્યો, તવ બોલ્યા જુગદાધાર.
શ્રી કૃષ્ણે આજ્ઞા કરી, અહો યાદવ રખે દ્વારિકાં રહો;
સ્ત્રી બાળ વૃદ્ધ સૌ શોક ન ધરશો,મનમાં ખેદ કંઇ ન લહો.
તમો સમસ્ત ચાલો પ્રભાસે, સરસ્વતિ ત્રટ છે જહાં;
નિત્ય સ્નાન ને તર્પણ કરજો, વેદને અનુસરી તહાં.
બ્રાહ્મણની ત્યાં સેવા કરજો, કરજો મહા પુણ્ય દાન;
તેણે કરી ઉદ્ધાર થાશે, એમ કહે શ્રી ભગવાન.
સ્નાન લેપન અર્ચાદિકથી, દેવ પૂજન કરીશું પ્રીત;
બ્રાહ્મણ પાસે સ્વસ્તિવાચન, કરાવિશું ત્યાં સુરીત.
ગૌ ભૂમિ સુવર્ણ વસ્ત્રનાં, કરીશું બહુ દાન;
હસ્તિ ઘોડા પાલખી આપીને, હોરીશું કલ્યાણ.
એ સર્વથી અસુખ આપણું, શિઘ્રે થાશે નાશ;
ઉત્તમ સ્થિતિ આપણી થશે, બોલ્યા ધરિ વિશ્વાસ.
તવ યાદવ સઘળા રથે બેસી, પ્રભાસે આવ્યા સહી;
પ્રભુના કહેવા પ્રમાણે, વિધિ કરી ભાવ સહી.

* આ ત્રીશમા અધ્યાયમાં પૂર્વે કહેલા મુસલ સંબંધી શાપના મિષથી પોતાના ધામમાં જવાને ઇચ્છતા શ્રીકૃષ્ણ ભગવાને પોતાના કુલનો સંહાર કરાવ્યો એ કથા પ્રસંગ છે.

પણ બુદ્ધિ ભ્રષ્ટ સર્વ યાદવે, વિચાર કીધો કંઇ નહિ;
મદિરાપાન તે કીધું તત્‌ક્ષણે, મદ ભર્યા ચાલ્યા વહિ.
પછી માંહોમાંહે યુદ્ધ લાગ્યું, પ્રહાર મુષ્ટિ થાય;
સંગ્રામ દારૂણ તુર્ત પ્રગટયો, મહા વજ્ર મારે ઘાય.
મદીરાપાન થકી ક્રોધ વ્યાપ્યો, હાથમાં ધર્યાં શસ્ત્ર;
ધનુષ તરવાર, ભાલા તોમ્મર, ગદા તણા હાથે અસ્ત્ર.
ધ્વજ પતાકા હાથી ઘોડા, અન્યોન્ય સંગ ત્યાં બાઝયા;
મદવાળા સર્વે યાદવ સંગે, તેઓ લડવા લાગ્યા.
પ્રદ્યુમ્ન સામા સાંબ વળગ્યા, સાત્યકી ને અનિરૂદ્ધ;
અક્રૂર કૃતવર્મા સંગ ક્રૂર થયા, ગદ તેજ* બાંધવ વિરૂદ્ધ.
સુભદ્ર ને સંગ્રામજીત વળગ્યા, સુમિત્ર ને અસુરથ;
એમ પરસ્પર લડવા લાગ્યા, મત્સરે કીધો અનરથ.
મદિરા મદથી અંધ થયેલા, યાદવ કરે મારમાર;
એક બીજાને હણે ક્રોધે, કરે નહિ કોઈ વિચાર.
પિતા પુત્રને હણતાં ન વિચારે, સસરો જમાઈને મારે;
બાંધવ બાંધવ લડે ક્રોધે, કોઇ કોઇને ના ન પાડે.
વૃષ્ણિ, અંધક, ભોજ ને સાત્વત, મધુ કકુટ ને કુંતિ;
એ કુળના યાદવો લડે, પરસ્પર ન જુએ ગતિ.
મામા ભાણેજ હણે હણાવે, સાલા બનેવી સંગ બાથ;
કાકા ભત્રિજા હણતા ના વિચારે, આવ્યા બથોબથ.
મિત્ર મિત્રને હણે સત્વરે, એમ બન્યા મતિ મૂઢ;
જ્ઞાતિમાં થયા સર્વ નિકંદન, કાઢી પ્રભુએ સુળ.
શસ્ત્ર હાથ લાગ્યાં નહીં તવ, ઉગી હતી ત્યાં પાન;
તે ઉખેડીને લડવા લાગ્યા, એ વિપ્ર શાપનું માન.
પાન તે વજ્રતણી થઇ છે, વજ્રની પેરે વાગે;
જેને પાનનો ઘા વાગ્યો, તે તુરત પ્રાણને ત્યાગે.
માંહોમાંહે યાદવ નાશ કીધા, શ્રી કૃષ્ણ દ્રષ્ટે જોય;
યાદવ કેરો અંત કીધો હવે, શોકટ આંસુ હરી લોહ.
બળિભદ્ર સમુદ્રને તીરે બેસી, સ્મર્ણ શ્રી હરીનું કરે;
દેહ ત્યાગ કીધી બળીભદ્રે, પાતાળમાં પછે પરવરે.
નાગનું સ્વરૂપ અંગિકૃત કર્યું, જોત જોતાંમાં તતખેવ;
પછી વિચાર કરતાં અશ્વત્થને થડે, બેઠા જઇને અવશ્યમેવ.
ભૂભાર ઉતાર્યો કાર્ય હવે, રહ્યું નથી તિલ માત્ર;
શ્રી મહા પ્રભુ એમ વિચારે, કરવું હવે કોણ માત્ર.
એમ વિચારતાં પીપળા વૃક્ષને ઓથે, બેઠા શ્રી ભગવાન;
એ સમયનું સ્વરૂપ નિરખતાં, થાયે તૃષાળુ શાંતિવાન;
મંગળમય ચતુર્ભુજ સ્વરૂપ, શોભે તેજ ઝાટકાર.
એ સ્વરૂપની શોભા જોતાં, ઉતરે જનભવ પાર.
દિશાઓનો સર્વ અંધકાર, દૂર થયો, પ્રભુ તેજ અપાર;
મેઘવર્ણ સમ શ્યામ સ્વરૂપી, શ્રી વત્સચિન્હ શોભા સાર.
સુવર્ણ સરખા તેજવાળા, રેશમી પટ પરિધાન;
મંદ મંદ હાસ્યમય મુખારવિંદ, શ્યામ કેશ શોભાનું શું ગાન.
નેત્ર કમળ પેરે સુંદર દિસે, મકરાકૃત કુંડળ કાને;
કટિમેખલા કીરિટ ઉપવિત, કડાં બાજુબંધ વીંટી ભીનેવાને.
વનમાળાનું આભ્રણ શોભે, ચો આયુધ છે ચોફેર;
જય જયકાર કરે મંગળમય, પ્રભુ નેત્ર થયાં છે ઘેર.*
પદ્‌માસનવાળી અશ્વત્થ થડનું, ઓઠીંગણ લઇ શ્યામ;
પગ પર પગ લઇ બેઠા તવ, એક વ્યાધ આવ્યો તે ઠામ.
મૃગ જાણીને દૂરથી વ્યાધે, શર મૂકયો નીરધાર;
પદ્મ ચળકે પ્રભુ ચરણે તે, ભેદીયો તે વાર.
પારધીયે તાણીને માર્યું, મૃગને વરાંસે બાણ;
પદ્મ કમળમાં જઇ ભેદ્યું, શ્રીકૃષ્ણે તજ્યા પ્રાણ.
બ્રહ્મ શાપ જૂઠો ન થાયે, સાચો કર્યો અધાપ;
શ્રી કૃષ્ણજી પ્રેરક થઇને, કરતા પોતે આપ.
વ્યાધ પાસે ધસી આવ્યો, તવ દીઠા શ્રી મહારાજ;
વ્યાધ મનમાં અગ્નિ સળગી, મેં કુડું કીધું કાજ.
પ્રદક્ષિણા દઇ ચર્ણે લાગ્યો, ઉભો બેઉ કરજોડ;
સ્વામિ કુબુદ્ધિ મેં ઘણી કીધી, લાગી મોટી ખોડ.
મારો વધ હવે કરો સ્વામિ, પાપ યોનિથી મુકાઉં;
મહા અઘ મુજ શીશ બેઠું, હવે હું કયાં જાઉં.
તવ શ્રી કૃષ્ણે આશિષ દીધી, તું મુજ પદ પામે સહી;
અપરાધ અહીં તારો નથી, આ તો પૂર્વનું વૈર વળ્યું અહીં.
ત્યારે વ્યાધે પરિક્રમા કરી ને, દુષ્ટ યોની વામિયો;
દુષ્કૃત સર્વે દૂર કરીને, પદ પ્રભુનું પામિયો.
એવે એક વૈમાન આવ્યું, વૈકુંઠથી તે વાર;
તે વૈમાનમાં આયુધ મૂકી, ચઢે છે જગાધાર.
એવે સમયે દારૂક સારથી, શોધવા આવ્યો મહારાજ;
કાંતિમય પ્રભુને નિહાળી, ચરણે પડયો સહસાજ.
તવ દારૂક બોલ્યો વિનય કરી, "હે મહા પ્રભુ મોરારી;
અકળ ગતિ છે નાથજી, તે જાણી શકે ન મનુ અવતારી.
આપનાં દર્શન વિના મારાં, નેત્ર થયાં છે અંધ;
આપના ચરણારવિંદ વિના, હું બની ગયો અતિ મંદ."

* શ્રી કૃષ્ણના બે ભાઇઓ.

* ઘેરાયલાં.

એટલામાં દારૂક સમસ્ત, ગરૂડ લઇ આવ્યો રથ;
પ્રભુ સંગે તે રથ ઉડ્યો, ગતિ પ્રભુની અતિ સમર્થ.
વૈમાન વૈકુંઠ ચલાવ્યું પછી, સારથીને પ્રભુ કહે;
દ્વારીકાં જઇ સંહાર કહો, જે સમાચાર તું લહે.
યાદવે યાદવ નિપાત કીધા, તે શુદ્ધ કહેજો સર્વ;
વસુદેવ દેવકીને કહેજો, વૈકુંઠ ગયા મહાપર્વ.
કહેજો તિલક વાત સઘળી, રહો શંખોદ્ધારે જઇ અને;
મારૂં પદ સો પામશો, જો સંસાર મુકી ભજશો મુને.
આ સર્વ મમ માયા રચના, કુતિ જાણે યોગી જન;
જ્ઞાનમાં એક નિષ્ઠ થજો સર્વ,વૃથા શોક તજજો શુદ્ધ મન.
પ્રભુને ચરણે નમી પછી, દારૂક ગયો દ્વારિકાં માંય;
એમ યાદવ કુળનો ક્ષય હવો, થયો ત્રીશમો અધ્યાય.

વળણ.

ત્રીશ અધ્યાય હવા પૂરણ, એકાદશ સ્કંધ કથાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ ભણે, બોલો શ્રી વૈકુંઠ રાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે એકાદશસ્કંધે ત્રિંશોધ્યાયઃ ॥૩૦॥

---

## અધ્યાય ૩૧ મો.*

### કડવું ૩૩ મું-રાગ મલ્હાર.

ત્યાર પૂઠેરે, શ્રી કૃષ્ણ બેઠા જહાં;
પછી બ્રહ્માદિકરે, સકલ મુનિ આવ્યા તહાં.
અનેક ઋષીશુરે, પાતાળના જે નાગ છે;
મહા યોગીરે, સાધુ મહા ભાગ છે.
ગાંધર્વ સર્વેરે, અપ્સરા ઉભી જહાં;
સહુ આવીરે, કૃષ્ણ ચરિત્ર ગાયે તહાં.
અપ્સરા નાચતીરે, નાટારંભ થાય છે;
લીલા પ્રભુનીરે, અતિ આનંદે ગાય છે.
અનેક દેવ સ્તુતિ કરેરે, પુષ્પ વૃષ્ટી થાય છે;
એવે શ્રીકૃષ્ણરે, સ્વધામે જાય છે.
બ્રહ્માદિ દેવોરે, વિભૂતિ પોતા તણી;
તેમણે જોઇયેરે, મોહ પામ્યા ત્રિભુવન ધણી.

ચતુરાઇ કીધીરે, સર્વેને આંજ્યા;
સમાધિ કરતરે, નેત્ર કમળ મીચીયા.
એના એ શરીરશુરે, સ્વધામે સાંચર્યા;
યોગી પેરેરે, બાળ્યું અંગના ને પરવર્યા.
બાળીત શરીરનેરે, તો જગત બળત સદા;
વળી ભક્ત જનનેરે, દર્શન વિણની આપદા.
દેવ સર્વેરે, ઉત્સવ કરે પ્રેમથી;
આપણા લોકમાંરે, પ્રભુ પધારે છે નેમથી.
દુંદુભી વાગ્યાંરે, નાચી સર્વે અપ્સરા;
મુનીજન મોહ્યારે, ગર્વ સર્વના ગળ્યા.
પૃથ્વીમાંથીરે, સત્ય ધર્મ ધીરજ ગયાં;
કીર્ત્તિ ને લક્ષ્મીરે, પ્રભુ સંગે પરવર્યાં.
લીલા કરીરે, વૈકુંઠ લોક અંગીકર્યા;
કાઇએ નવ જાણ્યુરે, એવી રીતે પરવર્યા.
જેમ વિદ્યુત ગતીરે, મનુષ્ય કો જાણે નહીં;
તેમ પ્રભુએરે, વૈકુંઠપતિ ગમન કીધું સહી.
બ્રહ્માદિક નવ લહેરે, દેવ ન જાણે વારતા;
શ્રીકૃષ્ણ જીવનરે, વૈકુંઠમાં પધારતા.
દેવતા ભુલ્યારે, બ્રહ્માને નવ દર્શન થયાં;
પાર્ષદને હવાંરે, પ્રભુએ કીધી મયા.
બ્રહ્મા ને રૂદ્રરે, વિસ્મય થઇ પ્રભુ બોળે;
રે એ પરમાત્મા પૂર્ણરે, નવ આવે એની તોલે.
રે રાયજીરે, એનીપેરે પ્રભુ રમ્યા;
તેને નવ વિકારરે, સૌના હૃદયે ગમ્યા.
એ સદા નિર્વિકારીરે, આદિ અંત મધ્ય સત્ય;
એ પ્રભુ મોટારે, એની નવ જાણે ગત્ય.
કૃષ્ણાવતારેરે, સર્વત્ર પ્રભાવ હવો;
લીલા કીધી નુતનરે, એ અવતાર પૂર્ણ થયો.
એ સર્વ શક્તિવાનરે, એમાં નવ ભિન્નતા;
એજ દેહેરે, યમસ્થાને જતા ફીરતા.
બ્રહ્માસ્ત્રથીરે, રક્ષણ તુજનું એણે કર્યું;
સદાશીવને છતીરે, તેમનું ગર્વ સકળ હર્યું.
પારધીનેરે, સ્વદેહે સ્વર્ગે મોકલ્યો;
એવા અશરણ શરણરે, પ્રભુને ભયછે કો તણો?
એ નવ અસમર્થરે, શરીર રાખવા મધ્ય;
એની લીલારે, અદ્ભુત ને અવિગત.

---

* એકત્રીશમા અધ્યાયમાં ભગવાન્ અહિંથી સ્વધામમાં પધાર્યા અને તે પછી વાસુદેવાદિક પણ પ્રીતિને લીધે તેમની પછવાડેજ ગયા તે કથા કહી છે.

યાદવ વંશનુંરે, શરીર રાખવા ઇચ્છયું નહિ;
મનુષ્ય શરીરનીરે, અવિચગતા મને ન ગ્રહી.
આત્મનિષ્ઠના કારણેરે, દેહ ત્યાગ કીધી જથા;
દિવ્યગતિ પામ્યારે, એ આત્મનિષ્ઠ માટે યથા:
સર્વે દેવ વૈકુંઠ ગયારે, કૃષ્ણ ચરિત્ર શુકજી કહે;
રાય પરીક્ષિતરે, હરિનું પદ હૃદયે લહે.
પરીક્ષિત તારોરે, જન્મ સફળ કરી રાખિયો;
પછી દારૂક સારથીરે, દ્વારિકાં આવી દાખિયો.
ઉગ્રસેન વસુદેવનેરે, તેણે આવીને કહ્યું;
જે યાદવાસ્થળીરે, પ્રભાસે થયું તે લહ્યું.
ઉદ્ધરેફુટક હવુંરે, અને વૈકુંઠે પ્રભુ ગયા;
રૂકૃમિણ્યાદિ સુંદરીરે, સુણતાં પ્રભુ પાસે ગયાં.*
વસુદેવ દેવકીરે, મુર્છાગત તત્ક્ષણ થયાં;
રે પ્રભુ કૃષ્ણરે, બલભદ્ર ક્યાંરે ગયા.
યાદવ નારી પતિ શબનેરે, લઈ અગ્નિ ભક્ષણ કીધું;
એમ જાદવાસ્થળીરે, કરી એ કાર્ય કીધું.
પછી અર્જુનરે, ઈંદ્રપ્રસ્થ ફરીને આવીયા;
પછી સમુદ્રેરે, મર્યાદા લોપી તયાં.

* પ્રભુનું મરણ સુણ્યું એટલેજ પોતાના પ્રાણ નિકળીને પ્રભુ પાસે ગયાં.

એક મંદિરરે, પ્રભુનું રહ્યું તહાં;
બીજું સર્વ ડુબ્યુંરે, કો ન મળે દ્વારકામાં.
પછી કેટલી સ્ત્રીચારે, બાળ વૃદ્ધ યાદવનાં;
પુત્ર લઇ આવીરે, અનિરૂદ્ધ પુત્ર વજ્રનાભ જ્યાં.
વજ્રનાભ કુંવરરે, રાજ્યાસને બેસાડીયો;
સભા સો પ્રણમેરે, કૃષ્ણ પ્રપૌત્રને માનિયો.
પાંચે પાંડવરે, દ્રૌપદી સહિત સ્વર્ગે ગયાં;
સુખ પામ્યાંરે, અધ્યાય એકત્રીશ પુર્ણ થયા.
દ્રૌપદિ સહિત સુખી થયરે, હરીજન કહેવાયરે;
કરજોડી કહે વલ્લભરે, પર્મહંસગતી થાયરે.
જે કોઇ કૃષ્ણનુંરે, મંગળ ચરિત્ર ગાશે જથા;
ભગવત્સ્વરૂપનીરે, પ્રાપ્તિ થાશે યથા.

વળણ.

યથા પ્રાપ્તિ ભગવત્સ્વરૂપની, થાયે પાપ સો જાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, થયો એકત્રીશમો અધ્યાયરે.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે એકાદશસ્કંધે એકત્રિંશોધ્યાયઃ ॥ ૩૧ ॥**



# શ્રીમદ્ભાગવત.

## (કવિવલ્લભકૃત–પદબંધ.)

## દ્વાદશસ્કંધ.

### અધ્યાય ૧ લો.*

**રાગ કેદારો.**

શ્રી શિવનંદનનું ધરું ધ્યાન, ગજવદન આપે બહુ જ્ઞાન;
શિવ બ્રહ્મા વિષ્ણુ જેને લહેરે.
મૂષકારૂઢ કર ફરસીધારી, ઉત્તમ ભક્ષ મોદિક અહારી;
શુભકારી, જેને નીગમ કહેરે.

**ચાલ.**

નિગમ નિધિ સુર વિધિ વખાણે, માહમા યશ ગણ રાય;
નારદ સરસ્વતિ સહસ્ર અઠયાસી, મુનીવર જેને ગાય.
શુક્લાંબર સિંદુર સેવંત્રા, શુભ ચતુર્ભુજધારી;
પદ્મવદન પાવન શિવનંદન, ભક્તજન સુખકારી.
ગિરિજા માતા શિવ સુખદાતા, ભ્રાતા કાર્તિક જેને;
સુધ બુધ નારી લક્ષ લાભ તન, પ્રથમે પ્રણમું તેને.
કમળ ભૂની કુંવરી કહાવે, કમળલોચની માત;
મુખ અંબુજ ચાર ભુજા શોભે, ત્રિભુવન યશ વિખ્યાત.
શ્વેત વપુ શ્વેતાંબર ધારિણી, વિઘ્ન નિવારિણી નામ;
વિણા કરમાં સ્ફટિકમાળા, આભૂષણ સુખ ધામ.
કમળાસન ને હંસવાહન, સકળ અંગ શણગાર;
અમૃત પાન કરે આનંદે, વદે વેદ વિધિવત સાર.
વાગ્વાદિની આદિ સરસ્વતિ, સહાય થજો સુત જાણી;
અજ્ઞાન વિદ્યા અઘ હરી મુને, આપો અવિચળ વાણી.
નિગમ પુરાણ ને સર્વ સાહિત્યનું, અધ્યયન નથી લગાર;
હું પામર પ્રાણી રંકને જાણીને, દયા કરો મા સાર.
અનેક ભક્ત આવ્યા તુજ શરણે, તેમની પૂરી આશ;
મમ માયા પાશનો ત્રાસ નિવારી, રસનાએ કરજો વાસ.
ભવ ભય ભંજની દુઃખ ગંજની, મન રંજની તું કહાવે;
સકળ શાસ્ત્ર સંવાદ તું, સ્વાદ સાહિત્ય ઉપજાવે.
કલ્યાણી કરુણા કર મુજને, આશ ઘણી છે તારી;
દ્વાદશસ્કંધ કથા શ્રી ભાગવત, ભાષાપ્રાકૃત વિસ્તારી.
અધ્યાય તેર કથારસ પાવન, નિર્મળ વ્યાસની વાણી;
નિમિષારણ્ય વિષે શૌનકને, કહે છે સૂત પુરાણી.
શ્રી કૃષ્ણ પ્રભુ સ્વધામ પધાર્યા, યાદવને લેઇ સાથે;
અવનિ કેરો ભાર ઉતાર્યો, અધર્મ નિવાર્યો નાથે.
પછે શ્રી શુકની પવિત્ર પૂજા, કીધી પરીક્ષિત રાય;
વિનય વચન બોલ્યો મુખે રાજા, પ્રણમી શુકના પાય.

**શ્રી પરીક્ષિત ઉવાચ–**

સ્વામિજી સાંભળવા ઇચ્છું, ભવિષ્ય થાશે જેહ;
કુણ કુણ રાજા પૃથ્વીઉપર, ભોગવશે રાજ નેહ.
એવાં વચન સુણી રાયનાં, ને બોલ્યા વ્યાસ કુમાર;

**શ્રી શુકોવાચ–**

હવડાં રાજ કરે હસ્તીનાપુર, તે સોમવંશી ક્ષત્રી કુમાર.
છેલે પુરંજય* રાયને મારી, પ્રધાન† લેશે રાજ ગેહ‡;
પછી પોતાના પુત્ર પ્રદ્યોતને, રાજ્યાસને બેસાડશે એહ.
તેનો પાલક નામે પુત્ર થશે, તેનો વિશાખયૂપ;
તેનો રાજક, તેનો નંદિવર્દ્ધન, એ જાણો પ્રદ્યોતન§ ભૂપ.

---

* આ પેહેલા અધ્યાયમાં કલિયુગના પ્રભાવને લીધે વર્ણસંકરાદિકથી મલિન થએલો, મગધ દેશના રાજા જરાસંધના વંશનો કથાપ્રસંગ કહ્યો છે.

---

* એનું બીજું નામ રિપુંજય હતું.
† શુનક નામે મંત્રી હતો.
‡ રાજઘર.
§ એ પાંચ રાજા એકસો આડત્રીશ વર્ષ સુધી રાજ્ય કરશે. (શ્રી શુક ભવિષ્ય કહે છે, તેથી અત્રે અમે પણ શ્રીમદ્ભાગવતમાંથી ભવિષ્ય રૂપેજ કહીએ છીએ.)

પછી શિશુનાગનો કુંવર, તેનું નામ કાકવર્ણ કહેવાશે;
તેનો ક્ષેમધર્મા, તેનો ક્ષેત્રજ્ઞ, તેનો બિંબિસાર થાશે.
તેનો અજાતશત્રુ, તેનો દર્ભક, તેનો અજય કુમાર;
તેનો નંદિવર્દ્ધન, તેનો મહાનંદિ, દશમો શિશુનાગ* સાર.
મહાનંદિનો નંદ પુત્ર, અવનિ છત્રશે મૂળથી;
મહાપદ્મ ધનનો ધણિ થાશે, ક્ષત્રી સંહારશે સૂરથી.
એ રાજાથી ઘણું કરી, અધર્મી રાય અવતરશે;
બીજા પરશુરામ સરખો, મહાપરાક્રમી કહેવાશે.
તે શુદ્રપતિ નંદરાજા તેને, સુમાલ્યાદિ અષ્ટ પુત્ર સાર;
શત વર્ષ પર્યંત ભોગવશે તે, રાજ્યતણો અધિકાર.
ચાણાક્ય† નામનો બ્રાહ્મણ કોઇ, ઉખેડશે તે રાજ્ય;
પછી ચંદ્રગુપ્તને રાજ્ય દેશે, તેની કિર્તિ જગજગે ફેલાય.
તેનો વારિસાર, તેનો અશોકવર્દ્ધન, તેનો સુયશા, તેનો સંગત;
તેનો શાલિશૂક, તેનો સોમશર્મા, તેનો શતધન્વા, તેનો બૃહદ્રથ.‡
પુષ્પમિત્ર પ્રધાન રાયને મારીને, લેશે રાજ્યાસન;
ઘણો યશ પરાક્રમ તે કરશે, અવનિમાં ઉત્પન્ન.
પુત્ર અગ્નિમિત્ર થયો, તેનો સુજ્યેષ્ઠ, તેનો વસુમિત્ર;
તેનો ભદ્રક, તેનો પુલિંદ, તેનો ઘોષ, તેનો વજ્રમિત્ર.
તેનો ભાગવત, તેનો દેવભુતિ, એ જાણો 'શૃંગ'§ વંશ તમે સાર;
કીર્તિ રાયની અતિ ફેલાણી, વર્ણન કર્યું મેં વિસ્તાર.
શૃંગ વંશનો છેલ્લો રાજા. દેવભૂતિ નિરધાર;
પરસ્ત્રી લંપટ અતિ હતો. બુદ્ધિ હીન નિસ્સાર.
તેને વસુદેવ નામે મંત્રિ હતો, કણ્વ જ્ઞાતિમાં જન્મેલ;
એ અધર્મી રાયને મારીને, રાજ્ય કરવા ઇચ્છેલ.
વસુદેવનો ભૂમિત્ર પુત્ર હશે, તેનો નારાયણ નામે સૂત;
તેનો સુશર્મા નામે પુત્ર થશે, જાણો કણ્વ વંશ‖ પૂનિત.

કણ્વ વંશના છેલ્લા રાયને, બળિ* નામે શુદ્ર હણશે;
બળી પછી કૃષ્ણ રાજા† થશે, તેનો શ્રીશાંતકર્ણ જાણ;
તેનો પૌર્ણમાસ, તેનો લંબોદર, તેનો વિકળ પ્રમાણ.
તેનો મેઘસ્વાતિ, તેનો અટમાન, તેનો અનિષ્ટકર્મા‡ કુમાર;.
તેનો તલક, તેનો પુરીષભીરૂ, તેનો સુનંદન, તેનો ચકોર.
તેના વંશમાં નવમો રાજા, શિવસ્વાતિ થાશે;
તેનો ગોમતિ, તેનો પુરીમાન્, તેનો મેદશિરા કહેવાશે.
તેનો શિવસ્કંદ, તેનો યજ્ઞશ્રી, તેનો વિજય કહેવાય;
તેનો ચંદ્રવિજ્ઞ, તેનો સલોમધિ, એ જાણો આંધ્રજાતિ§ થાય.
પછી અવભૂતિ નામે નગરીમાં, સાત આભિર રાજા થાશે;
પછી 'ગર્દભિ' નામે દશ રાજા, અતિ પરાક્રમિ કહેવાશે.
વળી 'કંક' જાતિના સોલ રાજા, જેની છે બુદ્ધિ વિશોક;
પછી અષ્ટ મ્લેચ્છ રાય થાશે, તે કરશે રાજ્ય અવિવેક;
તેઓ ધર્મ માર્ગને ભાંગશે, નિર્દય થશે નિરધાર;
પછી ચૌદ પુષ્કસ જાતના રાજા, અતિ પરાક્રમિ સાર.
તે પછી પાસેઠ ગુરૂંડ‖ જાતના, રાય થશે મહા વીર;
પણ વિષયમાં અતિ લંપટ હતા, મન નહિ તેમનું સ્થિર.
તેથી રાજપાટ ખોઇ દેશે, ધિક્કારાશે સર્વે શરિર;
એકાદશ રાય મૌન વંશિ થશે, તું સુણ અભિમન્યુ કુમાર.
મૌનરાય ત્રણ શત વર્ષસુધી, કરશે રાજ્યાધિકાર;
તે ઉપરાંતે ભુતનંદ રાજા, કિલકિલા નગરીમાં થશે સાર.
ભૂતનંદ પછી વંગિરિ, તેનો થાશે ભ્રાત શિશુનંદિ;
તે પછી યશોનંદિ રાજા, તે પછી પ્રવીરક¶ મહા આનંદિ.
ભૂતનંદાદિકના બાલ્હિક નામે, તેર પુત્ર રાજ્ય કરશે;
પછી પુષ્પમિત્ર નામે એક રાજા, પૃથ્વી ઉપર અવતરશે.
તેનો દુર્મિત્ર નામે પુત્ર રાજ્ય કરશે, કીર્તિવંત કહેવાશે;
એ બાલ્હિકવંશમાં×, જૂદા જૂદા રાજપતિ થાશે.

* એ દશ રાજા ત્રણુસો ને સાડ વર્ષ પર્યંત રાજ્ય કરશે.

† એ ચાણાક્ય તે મુદ્રા રાક્ષસ નાટકનો નાયક; ચંદ્રગુપ્તને ગાદિ પતિ કરનાર.

‡ એ મૌર્ય નામે કહેવાતા દશ રાજા એકસો ને સાડત્રીશ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે. અત્રે કવિએ શ્રીમદ્ભાગવતમાં પણ એ મૌર્ય વંશના રાજા દશ લખ્યા છે, પણ ગણવામાં નવ થાય છે, માટે વિષ્ણુ પુરાણમાં કહ્યા પ્રમાણે દશરથને તેમાં ઉમેરિયે તો બરાબર ૧૦ થશે.

§ શૃંગ નામથી ઓળખાતા દશ રાજાઓ ૧૧૨ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે.

‖ એ કણ્વ વંશના ચાર રાજાઓ કળિયુગમાં ત્રણુસો ને પીસ્તાલીશ વર્ષ સુધી પૃથ્વીને ભોગવશે.

* એ બળિ આંધ્ર જાતિનો હતો.

† એ બળીનો ભાઇ થાય.

‡ એનું બીજું નામ હાલેય હતું.

§ બળીથી સલોમધિ સુધીના ત્રીશ રાજાઓ ૪૫૬ વર્ષ સુધી પૃથ્વી ભોગવશે.

‖ એ ગુરૂંડ વંશના રાજા તેઓ ૧૦૯૯ વર્ષ રાજ્ય ભોગવશે.

¶ એ ભૂતનંદથી પ્રવીરક સુધીના રાજા ૧૦૬ વર્ષ સુધી રાજ્ય કરશે.

× બાલ્હિકોમાંથીજ સાત આંધ્રદેશના રાજા, સાત કોસલ દેશના રાજા, વૈદૂર દેશના રાજા અને નિષધ દેશના રાજા થશેક એઓ તે તે દેશના નામ ઉપરથી પ્રખ્યાત થએલા રાજાઓ એ. સમયમાંજ નોખનોખા ખંડપતિ થઇને રાજ્ય કરશે. માગધ વંશીઓમાંનો નિશ્વસ્ફુર્જિ નામનો રાજા થશે તે 'પુરંજય' એવા નામથી પ્રખ્યાત થશે.

તે પૃથ્વી ભોગવશે થોડી, પણ અધિકારી કહેવાશે;
એ રાજ્યપતિ રાજાથી, પ્રજા મહા દુઃખણી થાશે.
વળી પુરંજય* રાય હુતો તે, ધર્મ માર્ગ આચરતો;
ગૌબ્રાહ્મણની સેવા કરીને, સંતનું રક્ષણ કરતો.
તે બ્રાહ્મણને અવનિ આપતો, બીજાં દાન અનેક;
ઘણા દેશ ભોગવતો રાજા, કીર્તિ થઇ છે વિવેક.
વળી કળીયુગ મધ્યે પુરંજય†, મ્લેચ્છ હશે રાજન;
તે પાપિષ્ટ અન્યાય અઘ કરશે, ધર્મ રહિત જે મન.
તે પ્રજા સર્વને પીડા કરશે, કળિયુગમાં નિરધાર;
કળિનાં કૌતિક થાશે નવ નવાં, વર્ણોના ભ્રષ્ટાચાર.
કળિયુગમાં અનેક પ્રજા થશે તે, ખંડ ખંડના ભોગી;
બળિયા હશે તે રાજ્ય કરશે, રાજા થશે દુઃખી રોગી.
પછી ઘેર ઘેર અધિકારી થશે, કો કોને નહીં માને;
ધર્મથકી સર્વ ભ્રષ્ટ થાશે, ધર્મ ક્રિયા જપ ધ્યાને.
કળિયુગમાં જે જન ચેતશે, ધન્ય તેનો અવતાર;
અન્ય સકળ જન શ્વાન પશુવત, ભૂમિ ચડાવે ભાર.
શ્રી રામ નામ ઉચ્ચારતાં પ્રાણી, સ્વર્ગ સદન સુખ પામે;
થોડે દિવસે મળે માધવ, ભય સંકટ સૌ વામે.

વળણ.

આ દુઃખ ભાગે હરી નામ લેતાં, દ્વાદશસ્કંધ કથાયરે;
કર જોડી વિપ્ર વલ્લભ કહે, થયો પ્રથમ પૂર્ણ અધ્યાયરે.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

---

## અધ્યાય ૨ જો.‡

### કડવું ૨ જું-રાગ રામગ્રી.

શુકજી બોલે સાંભળ રાયજી, દ્વાદશસ્કંધની એહ કથાયજી;
એક ચિત્તે સુણે નરનારીજી, તે સુખે પામે ચર્ણ મોરારીજી.

ચાલ.

મુરારી કરુણા કરે, ભક્તની પૂરે આશ;
જેને સદા શ્રી હરી નામનો, સાચો હૃદય વિશ્વાસ.
જ્યારે સંપૂર્ણ કળિયુગ આવશે, તવ ધર્મ પાદ જે ચાર;
તે ભાગી પડશે ભૂ વિષે, સૌ લોપાશે નિરધાર.
જે ચાર પગ છે ધર્મના, તેનાં કહું અભિધાન;
પ્રથમ સત્ય, દ્વિતીય ક્ષમા, ત્રીજો દયા, ચોથો જ્ઞાન.
એ ચાર પગ ભાગશે સહી, પ્રભુ ધર્મના જે વાર;
તેણે સમે સંસારમાં, થાશે તે એકાકાર.
વર્ણાવર્ણ સૌ ભ્રષ્ટ થાશે, મલીન સર્વે લોક;
સંસારને વિષે સુખે રાચશે, પામવા અંતે શોક.
જે પ્રાણી ઘેર ધન હશે તે, કહેવાશે કુલીન;
નિર્ધન જો કુળવાન હશે તો, કો માને નહિ તે દીન.
બ્રાહ્મણ સંન્યાસી સાધૂના, લોપ થશે સૌ ધર્મ;
શાસ્ત્ર માર્ગ કો નહિ પાળે, પાખંડે રાચે પર્મ.
નહિ માને કો પંડિત જનને, સાધુને પીડા હોય;
દયા દાન ને ધર્મ ધ્યાન જન, આચરે નહિ કોય.
કુટુંબ સાથે વિરોધ કરશે, શ્વસુરપક્ષસુ સ્નેહ;
દ્રવ્ય અન્ન સંપત્તિ ઘટશે, કળિયુગ લક્ષણ એહ.
ઉંચનાં આચરણ પાળશે સઘળાં, નીચ હશે જે વર્ણ;
ઉત્તમ વર્ણ સૌ નીચ થઇને, અઘ આચરશે અર્ણ.
પાખંડ ધર્મને માનશે, વેગળાં તીર્થ અનંત;
યાત્રા જઇને વિષયા રમશે, દુભશે સાધૂ સંત.
જેને મસ્તક કેશ લાંબા, શોભાવાન તે સાર;
તે વિશેષ સ્વરૂપવાન નરનારી, કહેવાશે નીરધાર.
એકલો જે ઉદર ભરે તે, સ્વારથી જન હોય;
સ્વકુટુંબનેજ પોષશે, તે ચતુર બળીઓ કોય.
કીર્તિ વદશે યજમાનની તે, પામશે દ્વિજ બહુ દાન;
રાત્રિ દિવસ સેવા કરે તેને, મળે અન્ન ને પકવાન.
પ્રજા સઘળી દુષ્ટ થાશે, તેવા પૃથ્વી રાય;
બળાત્કારે રૂપવતિ બહુ, હરશે નૃપ કન્યાય.
કો કોને માનશે નહીં, અવળો થાશે આચાર;
રાજા બહુ લોભી થશે, પ્રજા પ્રત્યે તે નિરધાર.
સર્વત્ર લેશે પ્રજાનું નૃપ, તોય તૃપ્ત ન થાય;
વિણ અપરાધે દંડ દેશે, પીડાશે રંકની કાય.
રાજાના ભય ત્રાસથકી, પ્રજા જાશે વન મોઝાર;
કંદ મૂળ ખડ ધાન્ય ફળ જળ, નિત્ય કરશે આહાર.

---

* આ સતયુગનો પુરંજય ધર્મી હતો.

† પુરંજય રાજા બ્રાહ્મણાદિ વર્ણોને વટલાવીને પુલિંદ, યદુ અને મદ્રક નામના મ્લેચ્છપ્રાય કરી દેશે. એ પરાક્રમી પુરંજય ક્ષત્રીયોનો નાશ કરી પદ્મવતી નામની પુરીમાં રહેતાં હરિદ્વારથી તે પ્રયાગ સુધી ઘણા રક્ષણવાળી પૃથ્વીને ભોગવશે. પછી સોરઠ, માળવા, આભીર, શુદ્ર અને અર્બુદ માળવ નામના દેશોમાં રહેનારા બ્રાહ્મણો ઉપનયન સંસ્કારથી રહિત થશે. સિંધુ નદીના કાંઠા, ચંદ્રભાગા, કૌંતી અને કાશ્મીર દેશને શુદ્રો, મ્લેચ્છો અને વેદના આચાર વગરના વટલેલા બ્રાહ્મણો ભોગવશે.

‡ આ બીજા અધ્યાયમાં કળિયુગના દોષ બહુજ વધતાં અંતે કલ્કિ અવતાર ધરી શ્રી પ્રભુ અધર્મિષ્ટ લોકોનો નાશ કરશે તથા પાછો સત્યયુગ આવશે એ કથાપ્રસંગ કહ્યો છે.

અનાવૃષ્ટિ દુર્ભિક્ષ થાશે, શીત વાયુ વાશે અપાર;
શીત વાત અન્ન વૃષ્ટિથી થશે, પ્રજાનો સંહાર.
વર્ષ વીશ અથવા ત્રીશનાંને, વૃદ્ધ કહેશે સર્વ;
અલ્પ આયુષ અલ્પ વિદ્યાયે, ઘણો ધરશે ગર્વ.
પેટભરા ને ઠંડીયા, વિશ્વાસઘાતીક મહા દુષ્ટ;
દેવતાને તજી મલિનને, આરાધે મહા પાપિષ્ટ.
કો વેદ માર્ગને નહીં જાણે, ચાલશે અધર્મ પાખંડ;
કૈતક એવાં ઉદય થાશે જે, નવ સુણ્યાં બ્રહ્માંડ.
અસત્ય જન બહુ બોલશે, તસ્કરતણો નહીં પાર;
થશે અજા જેવી કનિષ્ઠ સુરભિ, રાય માનજો નિરધાર.
શાલ ગોધુમ અન્ન ઉત્તમ, પાકશે નહીં સસાર;
ખડ ધાન્ય અવનિપર ઉદય થાશે, તે કરશે સૌ આહાર.
આમ્રઆદિ વૃક્ષ જશે સૌ, ઉત્તમ જેનાં ફળ ફૂલ;
કવચિત વસ્તુ જે હશે તેનું, બેસશે બહુ મુલ.
વ્યભિચારિણી નારીયો થાશે, પતિને ન ગાને નાર;
અપવિત્રપણે રહેશે સદા, ભમતી હીંડે ઘરબાર.
અનેક ચરિત્રો સ્ત્રીઓ કરશે, સ્વામિ સાથ વિરોધ;
રાત્રિ દિવસ બડબડે ઘણું, શિહૃદય ધરશે ક્રોધ.
સ્વામિ પહેલાં ભોજન કરીને, શયન કરશે નાર;
નીજ કંથને ઉવેખશે, ઘણું વહાલા લાગશે જાર.
પતિવ્રતા ધર્મ નહીં પાળે સ્ત્રી, જાશે પરનર સંગ;
કો કોને માને નહીં, થશે આપ આપણે રંગ.
સબળ નિર્બળ મળી બન્ને, વઢતા રાજ્ય દ્વારે જાય;
નિર્ધનને ઉવેખશે, ધનવંત પામશે ન્યાય.
મોટા સાધુ થઇ જન બેસશે, મુખ ગાશે વિરહ કીર્તન;
પર નારીને મોહ પમાડશે, તે સાથે કરશે લગ્ન.
નિજ હૃદયથી વિસારશે, સાક્ષાત હરીનું નામ.
સાધુ હરીજન થઇ બેસશે,તે પણ આચરશે વિપરીતકામ.
વૈરાગી અન્યાય આચરશે, સંત યોગીનો દુષ્ટ વેપાર;
સેવા કરીને ગર્ભ ધરશે, નવ વરસની નાર.
તીલક છાપા અંગ તુલસી, મુખે હરીકીર્તન;
હૃદયમાં પરસ્ત્રી રમે, ઘણું મોહ પામશે સંત મન.
હરી ભક્તિપર ચિત્ત નહીં, મુખે મિથ્યા હરીગુણ ગાય;
યોગી વૈરાગી હરી જશે, ગૃહસ્થનાં ધન કન્યાય.
સાધુજી કહીને આવશે મઠ, પ્રણામ કરતી નાર;
બાવાજી તે નારને વાહી, આચરશે વ્યભિચાર.
એવો ઘોર કળિયુગ આવશે, તવ જશે સઘળો ધર્મ;
અન્યાય પાપ પ્રજા આચરશે, સંસાર કુચ્છિત કર્મ.

તે સમે ધર્મ રાખવા અર્થે, અવતાર ધરશે નાથ;
અધર્મીને મારવા, લેશે શસ્ત્ર આયુધ હાથ.
શંભલ નામાક્ષેત્ર શુભ, શોભાતણો નહીં પાર;
બ્રાહ્મણ વિષ્ણુ યશાને ઘેર, કલ્કી થશે અવતાર.
આકાશથી તેણે સમે, અશ્વ ઉતરશે અનુપમ એક;
તે વાજીયે ચડશે ગોવિંદજી, સ્વરૂપ વર્ણ અનેક.
કરમાં ખડ્ગ લેશે પ્રભુ, કરશે મ્લેચ્છનો સંહાર;
ફરી ધર્મ અવનિ ઉદય થાશે, વિશ્વમાં જયજયકાર.
નિજ કુટુંબ સાથે અનેક રાજા, નમશે પ્રભુને પાય;
તેમને કૃપા કરશે શ્રી નાથજી, આનંદ અંગ ન માય.
શશિ સૂર્ય બૃહસ્પતિ તપે, જ્યાં લગી કળિયુગ એહ;
ગૃહ એકી રાશે આવશે, ત્યારે જશે સ્થાનક એહ.
સપ્ત ઋષિમધ્ય નક્ષત્રને ભોગવે,ત્યાં લગી કળીયુગ હોય;
અમરનાં વર્ષ દ્વાદશ લગી, સત્ય માનજો સૌ કોય.
શ્રી પ્રભુ પોતે પધારશે, વૈકુંઠમાં ભગવાન;
ત્યારે તીર્થ સહુ પૃથ્વીપરથી જશે, તુ રાય સાચું માન.
પછી સત્યયુગ* આવશે, ધર્મનો ધારક જેહ;
પ્રજા સર્વને સુખ થાશે, પરસ્પર વાધશે સ્નેહ.
ધર્મ સઘળે ચાલશે, ચારે પગે નિરધાર;
તેણે સમે ત્રિભુવન વિષે, થાશે તે જય જયકાર.
ધર્મ વૃદ્ધિ બહુ પામશે, આનંદ ઉત્સવ સાર;
ધર્મ માર્ગો સઘળા ચાલશે, ઉતરશે ભૂભાર.
નૃપ ચંદ્રવંશી† સૂર્યવંશી,† બેઉ રાય કહીયે જેહ;
કલાપગ્રામ ગંગા વિષે રહી, તપ કરે છે એહ.

* ચંદ્રમા, સૂર્ય અને બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો જ્યારે સાથે-જ પુષ્યનક્ષત્રમાં પ્રવેશ કરશે ત્યારે સત્યયુગની પ્રવૃત્તિ થશે. આકાશમાં સપ્તર્ષિઓનો ઉદય થાય છે, ત્યારે તેઓમાં પ્રથમ ઉગેલા બે તારાઓના મધ્યમાં, દક્ષિણ દિશામાં સમ પ્રદેશમાં રહેલું જે નક્ષત્ર જોવામાં આવે છે, તે નક્ષત્રથી જોડાઇને આશરે મનુષ્યનાં સો વર્ષ સુધી એ સપ્તર્ષિઓ રહે છે. એ સપ્તર્ષિઓ તમારા (પરીક્ષિતના) જન્મના વખતમાં મઘા નક્ષત્રમાં હતા. અને હમણાં પણ એજ નક્ષત્ર ભોગવે છે. ભગવાન સ્વર્ગે ગયા પછી કલિયુગનો પ્રવેશ થયો છે. જ્યારથી સપ્તર્ષિઓ મઘા નક્ષત્રને ભોગવવા લાગ્યા છે, ત્યારથી દેવતાઓનાં ૧૨૦૦ વર્ષનો કળિયુગ પ્રવર્ત્યો છે. એ સપ્તર્ષિઓ હમણાંના મઘા નક્ષત્રને છોડી પૂર્વાષાઢાને પહોંચશે ત્યારથી કળીયુગ વધવા માંડશે, ને નંદરાજાના રાજ્યથી બહુજ વધશે. પછી ઉપર કહેલો કાળ વીતિ ગયા પછી પાછો સત્યુગ ચાલશે. [મૂ. ભા.

† ચંદ્રવંશી શંતનુનો ભાઇ દેવાપિ રાજા અને ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો સૂર્યવંશી મરૂ રાજા કળિયુગને અંતે વર્ણાશ્રમ ધર્મ પૃથ્વી ઉપર પુનઃ ચલાવશે.

તે થકી પુનઃ વંશ વૃદ્ધિ પામશે, રાજ્યતણો વિસ્તાર;
ચાર યુગ છે અનુક્રમે તે, આવશે નિરધાર.
તે તે રાજાનાં શરીર છૂટાં, ભસ્મ ભૂપર થયા;
તેની કથા રહી છે હવે, તમે સાંભળી પરીક્ષિતરાય.
તે બળી ભસ્મ થયા સહુ, તેમાં નહીં સંદેહ;
શરીર તેનાં છુટાં છે પણ, કથા રહી છે એહ.

વળણ.

કથા તેની જાય ચાલી, સંસારમાં ક્ષીતિ રહી;
કરજોડી વલ્લભ કહે, અધ્યાય દ્વિતીય થયો સહી.

## ઈતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે દ્વિતીયોધ્યાયઃ ॥૨॥

---

## અધ્યાય ૩ જો.*

### કડવું ૩ જું-રાગ ધન્યાશ્રી-દેશી ફેર.

ગર્ભયોગી કહે સાંભળ રાજા, કથા કહું વિસ્તારીજી;
જે સાંભળતાં સર્વ સુખ પામે, કૃપા કરે મોરારીજી.
પૃથ્વી ઉપર અનેક ભૂપતિ, થઇ ગયા ને થાશેજી;
રાજા રાણા છત્રપતિ જન, કાળ સર્વને ખાશેજી.
આ પૃથ્વી રાજાને દેખી, હસે સર્વથા મનજી;
"જે મુજપર બેસીને રાજા, બોલે ગર્વ વચનજી.
અતિ અહંકાર ધરે મન મધ્યે,જાણે હું સરખો ન કોયજી;
અભિલાખ અતિ અંતર રાખે. જે અવનિ મારી હોયજી.
મેં રાજાને હણી લીધી છે, ભૂ પરાક્રમ બળ કરીજી;
ભ્રાત તાત હણ્યા એ અર્થે, સઘળે આણ મારી ફરીજી.
પૃથુ, પુરૂરવા, ગાધિ, નહુષ, ભરત અને અર્જુનજી;
માંધાતા સગર, રામ અને, ખટ્વાંગ રાજાનજી.
ધુંધુમાર, રઘુ, તૃણબિંદુ, શર્યાતિ ને યયાતિજી;
શાંતનુ, ગય અને ભગીરથ, કુવલયાશ્વ મહામતિજી.
કકુત્સ્થ, નળ, નૃગ, હિરણ્યકશિપુ,વૃત્રાસુર રાવણ,રાક્ષસજી;
નમુચિ, શંબર, નરકાસુર, તારકાસુર, હિરણ્યાક્ષજી.
વળી અન્ય મહર્ષિ રાજાઓ, મમતા કરતા મમઅર્થેજી;
તથાપિ હું ન થઇ તેની, મરી ગયા લડી મુજ અર્થેજી".
ભ્રાતને ભ્રાત હણે સુત તાતને, એ અવનિને કાજેજી;
પણ એ અવનિ થઇ નથી કોની,લખ્યા લેખ મહારાજેજી.
એ દૃષ્ટાંત જોઇને પરીક્ષિત, મિથ્યા જાણજે માયાજી;
સંસારનું સુખ સર્વે ખોટું, કાળે મેલવી કાયાજી.
કાળ શીંચાણો શીર છે સૌને, ભ્રમણ કરે છે દહાડીજી;
અવસાને પેસી અંતરમાં, પ્રાણને લેશે કાઢીજી.
તે માટે દેહ સાધન કરવું, સંસારમાં નિરધારજી;
આત્મજ્ઞાન દિપક પ્રકટ કરી, ભજવા વિશ્વાધારજી.
તવ રાય પરીક્ષિત, વ્યાસ પુત્રને, પૂછે પ્રશ્ન શીર નામીજી;

**પરીક્ષિતોવાચ**-

વિષ્ણુ સમર્પણ કરતાં કળિયુગ, દોષ ન બાધે સ્વામીજી.
તે ભક્તિ કહો મુજને ગુરૂજી, યુગના જે વળી ધર્મજી;
કળિયુગ આદે સકળ ધર્મ, પ્રભુ વિસ્તારી કહો પર્મજી.
વળી કાળ ધર્મ કહો ઋષિનાયક,તવ બોલ્યા શ્રીશુકદેવજી;

**શ્રીશુકોવાચ**-

સત, ત્રેતા દ્વાપરની પ્રજા, ઘણી અવશ્યમેવજી.
કૃતયુગ† મધ્યે ચારે ચર્ણે, ધર્મ ચલાવ્યો રાયજી;
ત્રેતા‡ મધ્યે ત્રણ પગે, ધર્મ ખંડિત થયો એક પાયજી.
દ્વાપુર§ યુગમાં ધર્મ પ્રવર્ત્યો, યુગ્મ પગથી ભૂપજી;
કળિયુગ મધ્યે એક ચર્ણે છે, ખંડિત ત્રણ્ય અનૂપજી.

---

* આ ત્રીજા અધ્યાયમાં પૃથ્વીનાં વચનોથી રાજ્યના દોષાદિકનું વર્ણન કરી ઘણા દોષવાળા કલિયુગમાં દોષ ટાળનારા ભગવાનને નમસ્કારજ છે, એ કથાપ્રસંગ છે.

* આ કથા મેં તમારી પાસે કહી, તે કેવળ વૈરાગ્યનું નિરૂપણ કરવા માટે કહી છે, માટે એ કથા વાણીના વિલાસ રૂપ છે, પરમાર્થ રૂપ નથી.

† સત્યુગમાં ઘણા ખરા લોકો સંતોષી, દયાળુ, સર્વ પ્રાણીઓના મિત્ર સરખા, શાંત, જિતેન્દ્રિય, દુઃખાદિકનું સહન કરનારા, સમદૃષ્ટિવાળા, અને આત્માભ્યાસમાં પરિશ્રમ કરનારા હતા.

‡ ત્રેતા યુગમાં મિથ્યા ભાષણ, હિંસા, અસંતોષ અને કજીયો એ ચાર અધર્મના પાયાને લીધે ધર્મનો ચોથો ભાગ ક્ષીણ થાય છે. ત્રેતામાં ઘણા ખરા લોકો ક્રિયા તથા તપમાં એક નિષ્ઠા રાખનારા, ઘણી હિંસા નહીં કરનારા, વિષયોમાં અલંપટ, ધર્મ, અર્થ તથા કામ સુખમાં મચેલા અને બ્રાહ્મણો સર્વોત્તમ ગણાય એવા હોય છે.

§ દ્વાપરમાં અસંતોષ, હિંસા, મિથ્યા ભાષણ, દ્વેષ, એ ચાર અધર્મના પાયાને લીધે, તપ, દયા, સત્ય, અને દાન એ ચાર ધર્મ પાદમાંથી અરધો અરધો ધર્મનો પાદ ક્ષીણ થાય છે. તે વખતમાં ઘણા લોકો યશસ્વી, મોટા ગૃહસ્થ, વેદ ભણવામાં પ્રીતિવાન્, ધનવાન્, કુટુંબી, આનંદવાળા અને જેમાં ક્ષત્રીઓ અને બ્રાહ્મણો ઉત્તમ ગણાય એવા હોય છે.

ધર્મ માર્ગ કદી નહીં ચાલે, એમ વદે ધર્મ વચનજી;
લોક અતીશો લોભી થાશે, પ્રજા દુઃખી દર્શનજી.
દયા દાન ને સ્નાન સેવા, હરીને કોઇ નવ જાણેજી;
મોહ માયા અહંકારે ભરયાં, ગર્વ ક્રોધ મન આણેજી.
રાજા તામસ ગુણને આશ્રયી, પ્રજાને દુઃખ દેશેજી;
રાય અતી તૃષ્ણાના ભરીયા, પ્રજાનું સર્વસ્વ લેશેજી.
બ્રાહ્મણ ધર્મ નહીં આચરશે, સંન્યાસી નવ સત્કર્મેજી;
પતિવ્રતા ધર્મ ન પાળે નારિ, થઇ નિર્લજ્જ તજે શર્મેજી.
વેપારી ઘણું અસત્ય બોલશે, વણિક ઓછું તોળેજી;
નિર્ધન પતિને સ્ત્રી તજી જશે, સબળા સ્વામિને ખોળેજી.
ઉત્તમ સ્ત્રી તે શુદ્રને જાશે, દુષ્ટ કર્મ આચરશેજી;
શુદ્ર દૈત્યની સંગતિ કરશે, દુઃખે દુર્ભર ભરશેજી.
ઠાકરને સેવક મુકિ જાશે, પુરૂષ સ્ત્રી કુટુંબ તજશેજી;
ઉત્તમ નારી નિજ કંથ તજીને, વ્યભિચારીને ભજશેજી.
શાળા શ્વસુર માંહે રહેશે, શુદ્ર કહે તે બ્રાહ્મણ પાળેજી;
દુકાળ આવે દુર્ભક્ષ થાવે, મેઘ ન વરસે કાળેજી.
અભક્ષાભક્ષ કરશે પ્રાણી, વસ્ત્ર પુરાં નહીં પામેજી;
પિશાચ જેવા મહા પાપી થશે, પ્રજા સર્વ નર નામેજી.
એક કોડી માટે કુટુંબ સર્વે, અન્યોન્ય લડી મરશેજી;
માત પિતા સંતાનને તજશે, સંતાન તેમને તજશેજી.
પુરૂષ સ્ત્રી તજી મેલશે કો, ધર્મ વાત નહીં જાણેજી;
વિષયે વૈરાગી જોગી થાશે, વિષય સાર્થક પ્રમાણેજી.
મહા પુરૂષ થઇ પોતે બેસશે, દેવ દેવસ્થળ છાંડીજી;
વેદ માર્ગથી અળગા રહેશે, પાખંડ ધર્મો માંડીજી.
અહંકાર એવો ધરશે જે, અમ સરખા નહીં કોયજી;
બ્રાહ્મણ સાધુની સેવા કરશે, મહા ઋષી પોતે હોયજી.
શ્રીવિષ્ણુ મુખેથી પ્રગટ્યા, બ્રાહ્મણનો અવતારજી;
તે કુળને સભા માંહી બેસીને, દુષ્ટ કરશે તિરસ્કારજી.
બ્રહ્મદ્રોહિ જે પ્રાણી હોય તે, કહીંયે મુક્તિ ન પામેજી;
શ્રીનારાયણથી વિમુખ થઇને, યમપુર માંહે વિરામેજી.
પરમેશ્વરની કથા કીર્તન, ધર્મ વિષે નહીં મનજી;
પાખંડ ચરિત્ર સર્વ માનશે, એ કળિયુગનાં દર્શનજી.
(પણ) જે પ્રાણી મર્ણ સમે અવસાને, લેશે હરીનું નામજી;
ટળશે દોષ સર્વથા તેના, કરે કૃપા શ્રીરામજી.
સુતાં બેસતાં હરતાં ફરતાં, જમતાં હરીને ભજશેજી;
નહાતાં જાતાં કારજ કરતાં, વિષ્ણુ નામે અઘ તજશેજી.
એણે પ્રકારે સદા નિરંતર, જે ભજશે અવિનાશજી;
તેને કૃપા કરશે જગજીવન, મનની પૂરે આશજી.
આયુષ વૃદ્ધિ પામે તેનું, સહસ્ર થકી અતિ સારજી;
પરમેશ્વરને હૃદય ચિંતવતાં, સફળ ધર્મ નિરધારજી.
સર્વ ધર્મનાં ફળ પામે પ્રાણી, તેમાં નહીં સંદેહજી;
નિર્ગુણ સગુણ આદિ અવિનાશી, સકળ રૂપ હરી એહજી.
આ કળિયુગ દ્રવ્ય રૂપી સમુદ્ર છે, સત્ય માનજો પ્રાણીજી;
તે મધ્યે નારાયણ નામનું, રત્ન અમૂલિત જાણીજી.
હરીનામ* જ્ઞાન માર્ગથી ગ્રહીને, નીજ હૃદયામાં રાખોજી;
હરી રસપાન સુધારસ સાગર, મંદિર બેઠાં ચાખોજી.
વિષ્ણુ કૃપાથી અનેક ઉદ્ધર્યા, પ્રાણી પામર હુતા જેહજી;
ભક્તિ થકી હરી મુક્તિ ફળ આપે, તેમાં નહીં સંદેહજી.

વળણ.

સંદેહ તેમાં છે નહીં, તું સાંભળ પરીક્ષિત રાયરે;
દ્વાદશસ્કંધ શ્રી હરી કથાનો, હવો તૃતીય અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે તૃતિયોધ્યાયઃ ॥૩॥**

---

## અધ્યાય ૪ થો.†

કડવું ૪ થું–રાગ સામેરી.

સુત કહે કથા નિસ્તારી, તે શ્રવણે ધરે ઋષિ સુખકારી;
શુકજી કહે સાંભળ રાય, જે સાધન મુક્તિની કથાય.

ચાલ.

મુક્તિ સાધન કથા કહું જે, સાંભળતાં અઘ જાયરે;
પૃચ્છક પાઠક સંત શ્રોતા, સર્વે પાવન થાયરે.

**શ્રી શુકોવાચ–**

કળિયુગના દોષ કેમ ટળે, કયો ધર્મ પાળવો કળિમાંયરે;
એના ઉત્તર મેં પૂર્વે કહ્યા, વર્ણન સહિત હે રાયરે.
પરમાણુથી બે પરાર્ધ સુધી, કાળ યુગનાંજ પ્રમાણરે;
તૃતીયસ્કંધ વિષે કહ્યાં છે, તમે તે મનમાં જાણરે.
કળિયુગની ઉત્પત્તિ કહી, ઋષી કલ્પાંતનું કહું માનરે;
ચાર સહસ્રયુગે બ્રહ્મા કેરો, એક દિવસ છે નિર્માણરે.

---

* સત્યયુગમાં ભગવાનનું ધ્યાન કરવાથી, ત્રેતાયુગમાં યજ્ઞો વડે પૂજન કરવાથી, અને દ્વાપરયુગમાં સેવન કરવાથી જે ફળ થાય છે, તે ફળ કળિયુગમાં ભગવાનનું કીર્તન કરવાથીજ થાય છે.

† આ ચોથા અધ્યાયમાં નૈમિત્તિક, પ્રાકૃતિક, આત્યંતિક અને નિત્ય એવા ચાર પ્રકારના પ્રલય કહ્યા પછી સંસારથી નિસ્તાર ભગવાનની કીર્તિવડે થાય છે એ કથા પ્રસંગ કહ્યો છે.

સ્વર્ગ મૃત્યુ પાતાળ સૃષ્ટિ, સકળ રચના જેહરે;
કેટલે કાળે સર્વ ભાગી, પામશે પ્રલય તેહરે.
હવે કલ્પ લયનું પ્રમાણ કહું, તે સાંભળો રાજનરે;
ચાર હજાર યુગનો એક દિવસ,* બ્રહ્માનો માનો અભિમન્યુતંનરે.
જ્યારે અવતાર કલ્પાંત હશે સહી, સૃષ્ટિ સકળ સંહારરે;
તે કહું પરીક્ષિત સાંભળો તમને, કથાનો વિસ્તારરે.
બ્રહ્માના બે પ્રહર મધ્યે, કલ્પાંત હોય સૌ નાશરે;
અકળ અજ ને સદાશિવ થશે, એક રૂપે જ્યોતિ પ્રકાશરે.
શત વર્ષ પર્યંત તપશે સવિતા, કરી કીર્ણ અનંતરે;
તેણે કરીને સર્વ સૃષ્ટિનો, આણશે એ અંતરે.
ત્યારે સાત સમુદ્રનાં જળ શોષે, રવિ જાજવલ્યમાનરે;
તીવ્ર અગ્નિ પ્રગટ થાશે, જ્યાં પૃથ્વીનું મધ્ય સ્થાનરે.
વળી શેષ નાગના મુખ થકી, તવ પ્રકટશે અગ્નિ જવાળરે;
સર્વત્ર સૃષ્ટિ ભસ્મ થઇને, થાશે પ્રલય આકારરે.
વાયુને યોગે બ્રહ્માંડ સૌને, બાળે અગ્નિ તેવારરે;
ત્રૈલોક્ય રચના સર્વને, તે તો દહે નિરધારરે.
પછી શત વર્ષ પર્યંત પ્રગટી, વાયુ સામટા વાયરે;
પંચાશમાં એક ન્યૂન મારૂત, સર્વ એકઠા થાયરે.
તે વાયુ પ્રહારે ભસ્મ સર્વે, સદ્ય ઉડી જાયરે;
તેણે સમે લય થઇ જશે, સૌ સૃષ્ટીતણી રચનાયરે.
પછી એકસો વર્ષ સુધી વૃષ્ટિ, અખંડ મૂશળ ધારરે;
તે વૃષ્ટિથી ચૌદમે બ્રહ્માંડ ઉદક, વ્યાપશે તેણીવારરે.
એકવીશ બ્રહ્માંડ પર્યંત, વ્યાપે જળ ભરપૂરરે;
ગગને જળ વ્યાપી રહે, અતિ વેગશું બળ શૂરરે.
તે સર્વ જળ એકઠું થઇ, પૃથ્વીને પમાડે ત્રાશરે;
ક્ષિતિસકળ સ્થિતિ જળમાં રહે, એક ઉગરે અવિનાશરે.
પંચ તત્વ લય પામશે સહી, સર્વથા તેણે ઠામરે;
પૃથ્વી અપ તેજ વાયુ આકાશ, એ પંચભૂતનાં નામરે.
તે સકળ લય પામે સહી, વળી અવર તત્વો જેહરે;
હવે વર્ણન સત્વાદિ ગુણનું કહું, સાંભળતાં ટળે સંદેહરે.
સત્વાદિ ગુણને ગળી જશે, પ્રેરેલી કાળની માયાયરે;
પણ એ માયા તણો લય નથી, એ જાણજો મનમાયરે.
વળી કાળના અવયવોથી તેમાં, ન પમાડાય વિકારરે;
તેમ આદ્યંત માયાનો નથી, એ માન બુદ્ધિવંત સારરે.
સ્પષ્ટ દર્શન થતું નથી તેમ, એક રૂપે રહે સદાયરે;
અણુ પણ ઓછી થતી નથી, તે સર્વ સામાન્ય કહેવાયરે.
એ માયામાં વાણી, મનાદિ, સત્વ, તમ, રજ જાણરે;
મહતત્વાદિક, પ્રાણ, બુદ્ધિ, ઇંદ્રિયો દેવતા પ્રમાણરે.
જગતની રચના આદિ અવર, નથી રહેતું કંઇ બહારરે;
ન રહે માયામાં સ્વપ્નાદિવસ્થા, એમ માને છે ધીમંત સારરે.
વળી આકાશ, જળ, પૃથ્વી, વાયુ, સૂર્ય, અગ્નિ ન રહંતરે,
હવે કહું આત્યંતિક પ્રલય, જેનાં સાધન મોક્ષ પર્યંતરે.
બ્રહ્મજ્ઞાન વડે મોક્ષ સમજવો, સર્વ પ્રપંચતણો નાશ રૂપરે;
કદિ આત્માપેરે સત્ય હોય પ્રપંચતો, નવ સંભવે તેનો બાધક ભૂપરે.
માટે પ્રપંચ નવ જુદા જાણવા, જ્ઞાનરૂપ બ્રહ્મથી નિરધારરે;
દૃષ્ટાંતે તમને કહું તે, સુણજો તમે રાય આવારરે.
ઘટાકાશ પરિછિન્ન છતાં, અને મહાકાશ અપરિછિન્ન છેરે;
તોપણ તે બન્ને મધ્યે નવ ભેદ કલ્પવો, એ પુરાણ વાક્ય પ્રસિદ્ધ છેરે.
તેમ જીવ પરિછિન્ન જાણો છો તમે, વળી અપરિછિન્ન બ્રહ્મ મનાયરે;
તથાપિ નહિ ભેદ તેમાં, એમ જ્ઞાતાનો સિદ્ધાંત થાયરે.
ઉપાધિ વડે થએલો ભેદ, નવ બાધ કરે સ્વરૂપ એકતારરે;
તેથી જે જન ભેદ માને સ્વરૂપમાં, મૂર્ખ જાણો તે નિરધારરે.
તેમ બ્રહ્મથી ઉત્પત્ય જેની છે, એવા નર વીરલા કોઈરે;
જે વિચારથકી સ્વઉપાધિનો, અહંકાર તોડે વિજ્ઞાનથી ત્યાંઈરે.
ત્યારે જીવ સ્વસ્વરૂપ ભુત, જાણે છે તદાકારરે;
એ પ્રમાણે આત્યંતિક* પ્રલય જાણો, વિસ્તારથી વર્ણવ્યો સારરે.
જળ સર્વને ભેદ સહી, તેમાં નહીં સંદેહરે;
પણ જળને કો ભેદ નહિ, એ માનજો નિઃસંદેહરે.
તવ પરમેશ્વરનું સ્વરૂપ સઘળે, વ્યાપક કહીયે રામરે;
તેને હૃદય કમળમાં ચિંતવીને, કીજે કોટિ પ્રણામરે.
શ્રીકૃષ્ણજીનું સ્વરૂપ નિરખીને, મૃત્યુ સમયે કરીયે ધ્યાનરે;
તે બ્રહ્મમહિ લય પામે સહી, તેને કૃપા કરે ભગવાનરે.

---

* એ સંબંધમાં મૂળ ભાગવતમાં આ પ્રમાણે સ્પષ્ટિકરણ કીધું છે–બ્રહ્માના એક દિવસમાં ચૌદ મનુ થાય છે. એ બ્રહ્માનો દિવસ કલ્પ કહેવાય છે. એ કલ્પને અંતે તેજ પ્રમાણે બ્રહ્માની રાત્રી થાય છે. એ પ્રલયમાં આ ત્રણ લોકનો લય થાય છે. આ પ્રલયનું નામ નૈમિત્તિક પ્રલય છે. કારણ કે આ પ્રલયમાં નારાયણ ત્રણ લોકને પોતામાં લઈ શેષ નાગપર શયન કરેછે; અને બ્રહ્મા તે નારાયણ પર સુવે છે, તો એવી રીતે બ્રહ્માની નિદ્રાના કારણથી એ પ્રલય થાય છે. પ્રાકૃતિક પ્રલય વિષે આમ સમજાવ્યું છે–બ્રહ્માના આયુષ્યનાં બન્ને પરાર્દ્ધ પૂરાં થઇ રહે ત્યારે મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાદિ રૂપ સાતે પ્રકૃતિઓ લય પામે છે, માટે આ પ્રલયનું 'પ્રાકૃતિક પ્રલય' એવું નામ કલ્પેલું છે.

* નિત્ય પ્રલય–બ્રહ્માદિક સર્વ પદાર્થોનાં ઉત્પત્તિ અને પ્રલય ક્ષણે ક્ષણે થયા કરે છે તેને કહે છે. દેહાદિકને પણ વૃદ્ધત્વાદિક દેખાવા ઉપરથી તેઓની ક્ષણે ક્ષણે બદલાતી અવસ્થાઓ કલ્પવામાં આવે છે.

નીજ ભક્ત જાણી નાથજી, કરૂણા કરે મહારાજરે;
આશ પૂરે દાસની સૌ, ભાગે દુઃખની દાજરે.
નિરાકાર નિરંજન હરી વળી, સહસ્ર શીર્ષા રૂપરે;
તે રૂપને આરાધતાં, કરે કૃપા વૈકુંઠ ભૂપરે.

વળણ.

કૃપા કરે કમલાપતિ, અભિમન્યુ તન સાંભળ સહી;
ચોથો અધ્યાય થયો પુરો, દ્વાદશ સ્કંધ કથા કહી.

**ઈતિ શ્રીમદ્ ભાગવતે દ્વાદશસ્કંધે ચતુર્થોધ્યાયઃ ॥ ૪ ॥**

---

## અધ્યાય ૫ મો.*

### કડવું ૫ મું-રાગ ગોડી.

શુકજી કહે સાંભળીયે રાય, હરી કથાનો કહું મહિમાય;
સહસ્રશીર્ષા કહીયે નામ, સકળ ઘટ વ્યાપી અભિરામ.
જેનાથકી બ્રહ્મા અવતાર, શ્રીશંકર દેવાદિ પ્રભુસાર;
તેહ કથા મેં તુજને કહી, જે સર્વ સૃષ્ટિ ઉપજાવી સહી;
વ્યાસપુત્રનાં વંદી પાય, પરીક્ષિત પુછે છે મહિમાય;
સ્વામિ માર્ણદશા આવે જેવાર, ત્યારે શું કરીયે નીરધાર.
કયે આસને બેસીયે સહી, ધ્યાન હરીનું કરીયે કેમ રહી;
કેમ પ્રગણીશ્વરનું ધરીયે ધ્યાન, જેથી કૃપા કરે શ્રીભગવાન.
તવ વ્યાસ નંદન કહે યથા, ઉત્તરા પૂત્ર સાંભળજે કથા;
મરવું જીવવું જે નિરધાર, મિથ્યા મોહ માયા સંસાર.
માર્ણ જીવન ગતિ પામે જંત, સાંભળ નૃપ તેનું વૃત્તાંત;
દૃષ્ટાંતની પૂર્વક છે જેહ. તું સમજી મન લેજે એહ.
જેમ સ્વપ્ને પામે રાજ્યાસન, મિથ્યા ગૃહે દારા સુત ધન;
સ્વપ્ને છેદાયું દીશે શીશ, વપુ પડે થઇ કડકા વીશ.
જેમ સ્વપ્નમાં છેદાય કાય, જાગ્યા પછી સૌ મિથ્યા થાય;
તેમ નિશ્ચે એ માર્ણનો કાળ, સત્ય સત્ય માનજે મહિપાળ.
એ માર્ણ દીશા તેવી જાણીયે, નિદ્રા સ્વપ્નવત્ ન આણીયે;
વળી દૃષ્ટાંત એક સાંભળ રાય, પાત્ર મધ્યે જેમ દીપક થાય.
તેલ હોય ત્યાં સુધી બળે, પછી દિપક જ્યોતિ પામે વલે†;
સૂત્ર તેલને યોગે સહી, અખંડ જ્યોતિ પ્રજવળે રહી.
તેમ માયાકારી છે દેહ, શરીર ગુણ ઉપજે છે એહ;
કાયા માયા વ્યાપક અંગ, અવસાને તે પામે ભંગ.
હવે ગંગાસ્નાન કરી રાજન, દર્ભાસન બેસો રાજ ઋષીજન;
યોગ યુક્ત ધરો હરીનું ધ્યાન, સર્વત્ર નીરખો શ્રી ભગવાન.
એ વિષયો સર્વ દેહના ટાળશો, અકર્મ પાપ સઘળાં બાળશો;
નિજ શરીરમાં જોજો હરી, શ્રી વિષ્ણુ આવશે કરૂણા કરી.
પ્રણામ કરજો જોડી હાથ, મુક્તિ આપશે વૈકુંઠનાથ;
તારે છે ઋષીવરનો શાપ, જે વન માંહે પામ્યો સંતાપ.
સર્પનો દંશ બોલ્યો છે જેહ, (પણ) તુજને દુઃખ દેશે ન દેહ;
તું પરમેશ્વરનો છે દાસ, માટે કૃપા કરશે અવિનાશ.
તેં હરી ભક્તિ કરી છે જેહ, તો પ્રભુ ચરણે ચિત્ત રાખી રેહ;
હરી ભજને કાયા શુદ્ધ થઇ, સર્પ સ્પર્શ તેથી જણાશે નહીં.
વળી જે તુજ મન ઇચ્છા થાય, તે પ્રશ્ન પૂછજે પરીક્ષિતરાય;
તે હું તુજને માંડી કહું, જેજે વ્યાસ કૃપાથી મેં લહ્યું.
સચરાચર વ્યાપક હરી જેહ, રખે વિસારો મનથી તેહ;
પૂર્ણ બ્રહ્મ સ્વામિ અવિનાશ, અવસાને આવી પૂરશે આશ.

વળણ.

આશ પૂરશે અંતરગતની, નિજ ભક્તને કરૂણા કરી;
પંચ અધ્યાય થયા પૂરણ, કથા દ્વાદશ સ્કંધ વિસ્તરી,

**ઈતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે પંચમોધ્યાયઃ ॥૫॥**

---

## અધ્યાય ૬ ઠો.*

### કડવું ૬ ઠું-રાગ વેરાગી.

ગર્ભયોગી એમ વાણી બોલે, સાંભળો પરીક્ષિત રાય;
મેં તમને માંડી સંભળાવ્યો, માધવનો મહિમાય.
આત્મા સાધન જ્ઞાન કથાથી, જન પામે ઉદ્ધાર;
નિર્મળ મન નારાયણ ચર્ણે, જે રાખે નર નાર.
એ મારગનો અનુભવ કરતાં, તરશે ત્રિભુવન પ્રાણી;
સત્ય સત્ય શ્રી શુકજી બોલે, વેદ વદે છે વાણી.
આજ સાતમો દિવસ થયો, સંપૂર્ણ કથા વિસ્તારી;
સ્નાન દાન શુભ આસન બેસી, ભાવે ભજો મોરારી.

---

* આ પાંચમા અધ્યાયમાં સંક્ષેપથી પરબ્રહ્મનો ઉપદેશ કરીને પરીક્ષિત રાજાને તક્ષક કરડવાથી, થયેલા મૃત્યુની બીકનું નિવારણ કરવાની કથા કહી છે.

† વલે એટલે નાશને પામે.

* આ છઠ્ઠા અધ્યાયમાં પરીક્ષિતનો મોક્ષ; તેના પુત્રે કરેલું સર્પ હોમાદિક કર્મ અને વેદશાસ્ત્રના વિભાગના પ્રકરણમાં ત્રણ વેદનો વિસ્તાર કહેવામાં આવ્યો છે.

**સુતોવાચ–**

તવ રાય પરીક્ષિત ઉઠયા આસનથી,શુકજીના પ્રણમી પાય;
કરજોડીને ઘણી સ્તુતિ કીધી, વ્યાસ પૂત્રની ત્યાંય.

**પરીક્ષિતોવાચ–**

સકળ જ્ઞાન દાતા છો શુકજી, ભવદુઃખ તારણ સ્વામિ;
તૃપ્ત થયો હું કથા શ્રવણથી, તમ વચને સુખ પામી.
પૂર્ણ બ્રહ્મ પુરૂષોત્તમ શ્રીહરી, વૈકુંઠનો જે ભૂપ;
સર્વત્ર હું દેખું છું તેને, જળ સ્થળ વિષ્ણુમય રૂપ.
સંસાર રૂપી માયા વિષયની, તૃષ્ણા ભાંગી મારી;
અમૃત વાણી તમારી સુણતાં, પામ્યો પદ ગિરિધારી.
સ્વામિ તમો મુને કૃપા કરો, ભાગવત સંહિતા સંભળાવી;
આજ સાતમો દિવસ થયો, શ્રીહરી હ્રદયે વસ્યા આવી.
હવે મુને આજ્ઞા દો સ્વામિ, એકનિષ્ઠ કરૂં મુજ મન;
અંતઃકરણમાં યોગ ધ્યાને, નીરખું જગજીવન.
મન મારૂં નારાયણ અર્પ્યું, આગેપું નીરધાર;
વાણીએ વિશ્વંભરને સ્તવું, હ્રદય કમળ મોઝાર.

**સુતોવાચ–**

એવું કહીને શ્રીશુકદેવની, પૂજા બહુ વિધ કીધી;
શ્રી વ્યાસનંદને વેદ ઋચાએ, આશિષ અપરિમિત દીધી.
પૂજન કરીને પરીક્ષિત ઉઠયા, વળી ઉઠયા શ્રી શુકદેવ;
સભા સર્વ વિસર્જન થઇ છે, તેણે સમે તતખેવ.
ત્યારે રાય પરીક્ષિતે દેહીના, ભોગ વિસાર્યા સર્વ;
ગંગામાં સ્નાન કરી તટે બેસી, કુશાસન કરી તજ્યો ગર્વ.
પૂર્વાભિમૂખે બેસી પરીક્ષિત નૃપે, ધર્યું હરીનું ધ્યાન;
અંતઃકરણમાં જ્ઞાન દષ્ટિએ, નિરખ્યા શ્રી ભગવાન.
તેણે સમે તક્ષક નિકળ્યો, સ્વરૂપ પુરૂષનું ધારી;
ધન્વંતરી* વૈદ્ય મળ્યા તે વેળા, જાતાં માર્ગ મોઝારી.
વિષ પરિહાર વિષવાળણ, ઔષધિ કરમાં સાહી;
નૃપ પરીક્ષિતનું અરીષ્ટ જાણી, શીઘ્રે આવે છે ધાઇ.
પંથે ચાલતાં મળ્યા અન્યોન્ય, વાત કહી વિસ્તારી;
તક્ષક કહે એ આગળ વિષની, ગતિ ન ચાલે મારી.
સર્વથા જે તેહ ઉપાયે, કરૂં હું વૈદ્યનો નાશ;
પછી શાપ ઋષીનો સત્ય કરવા, જાઉં ભૂપતિ પાસ.
તતકાળ કરજોડી બોલ્યો, ઋષિજી મત્યે નાગ;
વિદ્યા તમારી દેખાડો મુજને, પતિત થાયે ભાગ્ય.

એક મુનિવરની કરૂણા માત્રથી, હું ધરૂં સર્પ અવતાર;
પરીક્ષા દિવ્યવિદ્યાની સ્વામિ, કરી જુઓ નિરધાર.
ગતિ તમારી ક્યાં લગી ચાલે, તે કહો મુજને સ્વામિ;
એમ કરી વિનય કરવા બહુ લાગ્યો,કરજોડી શીર નામી.
તવ વૈદ્ય કહે જ્યાં દષ્ટી ફરે મારી,ત્યાં ન મરે રોગી પ્રાણી;
સર્વ વિષથી ઉગરે સંસારિ, સત્ય સત્ય મમ વાણી.
એવું સાંભળી સર્પ શરીરે, થયો તક્ષક તેવારે;
વડના વૃક્ષને દશ કર્યો જઇ, વૈદ્ય દેખતાં ત્યારે.
તેણે સમે હલાહલ અગ્નિ, પ્રગટ હવો તતકાળ;
ચારે દિશા વડ બળવા લાગ્યો, મૂળ પત્ર ને ડાળ.
તતક્ષણ જોતાં ભસ્મ થયો, કીધો વૈદ્યે અવલોકન;
પછે નવપલ્લવ કીધો જોતજોતાં, પ્રગટ રૂપ દર્શન.
તવ નાગ વિમાસે માનુભાવનું, વચન મિથ્યા થાય;
દ્વિજરૂપે સર્પ તક્ષક થઇને, ઋષિ સાથે ચાલ્યો જાય.
નાગ વિમાસે પરીક્ષિતને, એ જીવાડે નીરધાર;
ઋષીની પાછળ કંઠે વળગ્યો, સર્પ થઈ તે વાર.
અનેક ઉપાય કર્યા વિષ વાળવા,પણ ટાંકી માત્ર નવ લાગી;
ધન્વંતરી વૈદ્ય મૂર્છિત થઈ પડયા, અંગાણી ગતિ ભાગી.
અવસાને ઋષિએ તે શાપ્યાં, નવ કુળ તારા જેહ;
સર્વ કુટુંબ પરિવાર સંગાથે, અગ્નિમાં બળજો તેહ.
એમ ધન્વંતરીએ કોપ કરીને, શાપ સર્પને દીધો;
તેણે નાગમેધ કરી સૌ બાળ્યા, યજ્ઞ જનમેજયે કીધો.
તક્ષક શાપ લઇને ચાલ્યો, ભૂપ ભણી તે જાય;
વળી એક તેને માર્ગે મળીયો, કશ્યપ ઋષીરાય.
બ્રહ્મ ઋષિ દેખીને તક્ષકે, કીધો નમી પ્રણામ;
ક્યાં જાશો સ્વામિ કહો મુજને, શું છે તમારે કામ.
તવ બ્રાહ્મણ કહે સાંભળ સાચું, દ્રવ્ય ઇચ્છા છે મુજને;
પરીક્ષિતને સર્પ વિષથી ઉગારીશ, હું સત્ય કહું છું તુજને*.
તવ તક્ષક કહે મુનીવર, જે જોઇએ તે હું આપું દાન;
અમૂલ્ય મણિ આપી દ્વિજ વાળ્યો,પહોંચ્યો ઋષીસ્વસ્થાન.

* અહિંથી માંડી ૩૨ લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

* કશ્યપ બ્રહ્મ વૈદે આ પ્રમાણે કહ્યું, તે પછી તક્ષક નાગ વડ વૃક્ષને કરડયો, કે વૃક્ષ ભડ ભડ બળવા લાગ્યો. પછી તક્ષકે કહ્યું કે આ વૃક્ષને નવપલ્લવ કરો તો હું માનું કે તમો પરીક્ષિત રાજાનું વિષ વાળશો. તુરતજ કશ્યપે વૃક્ષને નવપલ્લવ કીધો ને તક્ષક અદ્દ્ભૂત આશ્ચર્યમાં ગરક થઈ ગયો. તક્ષકે એક યુક્તિ કરીને બ્રાહ્મણને પુષ્કળ ધન આપ્યું ને ત્યાંથી પાછો વળ્યો. લોભી બ્રાહ્મણ દ્રવ્યથી સંતુષ્ટ થયો પણ રાજાનું કુશળ ન જોયું આટલી વાત ભાગવતમાં વિશેષ છે.

ત્યાર પછી તક્ષક નાગે, બ્રાહ્મણનું ધરીશું રૂપ;
મધ્યાન્હ સમયે શીઘ્ર આવ્યો, જ્યાં બેઠા પરીક્ષિત ભુપ.
તેણે સમે વનપાળતણી સ્ત્રી, લાવી ફળ બહુ ત્યાંહિ;
સુક્ષ્મ રૂપ ધરી તક્ષક પેઠો, બદ્રિફળની માંહિ.
ફળ મેલ્યાં રાજાની પાસે, સર્પે પ્રગટ્યું રૂપ;
વામ અંગે સ્પર્શ કર્યો તવ, બીધો પરીક્ષિત ભુપ.
હાહા શબ્દ હવો તેણી વેળા, વચન ઋષીનું પાળ્યું;
અનેક વૈદ્ય આવીને મળ્યા, પણ વિષ કોયે નવ વાળ્યું.
જડી બુટી મોહરા મંત્રીને, જળ પાયાં બહુ પેરે;
ભસ્મ થઇ પડયો નૃપ પરીક્ષિત, જ્વાળ વિષાગ્નિ લેહેરે.
દિવ્ય રૂપ ધરીયું તે કાળે, પરીક્ષિત જે રાજાન;
એવે સ્વર્ગેથી આવી અપ્સરા, લઇને પુષ્પ વિમાન.
હરીજન સાથે વિમાન નૃપ બેઠા, પામ્યા વૈકુંઠવાસ;
અવસાને આવી લક્ષ્મીવર, કૃપા કરી વૈકુંઠનાથ.
ઉત્તમ પદ આપ્યું રાજાને, ત્રૂઠયા દીનદયાળ;
જય જય શબ્દ હવો સ્વર્ગમાં, આવ્યે જય ભૂપાળ.
તે પરીક્ષિતનો જ્યેષ્ઠ પુત્ર જે, જનમેજય કહેવાય;
રાજ્યાસન બેસાડયો તેને, સર્વ મળી ઋષિરાય.
કનક વિભુષિત મહા મનોહર, મસ્તક છત્ર ધરાવે;
દેશ દેશના રાજા આવ્યા, ભેટ અપરિમિત લાવે.
તેણે તાત વૈર વાળવા અર્થે, માંડયો નાગમેધ યાગ.
સહસ્ર અઠ્યાસી મુનીવર તેડયા, મહા મોટા સોહાગ.
અનેક નાગ હોમે તે મધ્યે, કર્યો સર્પ સંહાર;
અષ્ટકુળ અહીં અગ્નિમાં બાળ્યાં, રાયે તેણીવાર.
વેદ મંત્રે આચાર્ય શુચિયે, કરતા આવાહન;
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષેથી, આવે નાગ તત્ક્ષણ.
એ વાત સાંભળીને ભય ત્રાસે, નાઠો તક્ષક વ્યાલ;
ઇંદ્રની સ્તુતિ અપરિમિત કીધી, રાખો શરણ ભૂપાળ.
આ વેળા મારે ત્રિભુવનમાં, સહાય નહીં કો પ્રાણી;
અગ્નીથી ઉગારો મુજને, શક્ર દયા મન આણી.
તવ ઇન્દ્રે શરણે રાખ્યો નાગને, દયા ઉપની મનમાય;
જનમેજય પૂછે સૌ ઋષીને, દુષ્ટ તક્ષક નાગ છે કયાંય.
દુષ્ટાત્મિકને શીઘ્ર લાવો, મુની કાં લગાડો વાર;
મેં તો તક્ષકનેજ અર્થે, યજ્ઞ આરંભ્યો નીરધાર.
તવ ધ્યાન ધરીને મુનિવર બોલ્યા, સાંભળ રાય વચન;
તક્ષક સ્વર્ગ સદન બેઠો છે, મઘવાને આસન.
ભૂપ કહે તે શક્ર સહિત, આણો તક્ષક નાગ;
વેદ મંત્રથી તક્ષકને હોમી, પૂર્ણ કરો આ યાગ.
એવું સાંભળી ઋષીએ ઇંદ્રનું, આવાહન ત્યાં કીધું;
ઇંદ્ર સર્પ સાથે ઇંદ્રાસન, શરૂવા મહિં લીધું.
ત્યારે હા હા શબ્દ હવો ત્રિભુવનમાં, ગુરૂએ જાણી વાત;
શીઘ્ર થઇ ઋષી બૃહસ્પતિ આવ્યા, મુકાવા સાક્ષાત.
યજ્ઞ નિવારી ઇન્દ્ર મેલાવ્યો, બૃહસ્પતિયે કહ્યું જ્ઞાન;
હે રાય જે વચન કહું તે, નિશ્ચે સાચું માન.
હે જનમેજય કહું હું તુજને, સુંણજે તું નિરધાર;
સર્પ, ચોર, અને અગ્નિ, તેમ રોગાદિક જાણો સાર.
તેથી મરણ મનુષ્યનાં થાય છે, જાણો પ્રારબ્ધ કર્મયોગ;
નથી સ્વતંત્ર સર્પાદિ પ્રાણી, પ્રેરે છે પ્રારબ્ધ યોગ.
હવે તમે યજ્ઞ બંધ કરીને, હિંસાથી હાથને વાળો;
તેમાં તમારૂં શ્રેય છે, તમે જ્ઞાન બુદ્ધિથી નિહાળો.
સુંણી વાકય બૃહસ્પતિનાં, પૂજા કરી વિવિધ પ્રકાર;
વળી સુત કહે હે શૌનક ઋષિ, કહું એક વાતનો વિસ્તાર.
બ્રાહ્મણોએ કોપ કરીને, મારિયો પરીક્ષિત મહારાજ;
તેમ જનમેજયે સર્પ બાળ્યા, પ્રમાણ સરખું મુનિરાજ.
વિદ્વાનને વળી કોપ થયો, પણ એમાં શું આશ્ચર્ય;
વિષ્ણુ માયા* મહા કઠિન છે, ટાળવી છે અતકર્ય.
જેથી વિષ્ણુ અંશી પ્રાણીઓ, અન્ય પ્રાણી ઉપર ક્રોધ પામે;
તેથી તે વૃત્તિ ક્રોધની, એમ સર્વ લોક વિરામે.
આસ્તિકે† મોસાળ ઉગાર્યું, પામ્યો વર તે સ્થાન.‡
આસ્તીકને વર આપ્યો નાગે જે, લેશે તારૂં નામ;
મારા સર્પનું વિષ ચડે નહીં તેને, એમ કહ્યું તેણે ઠામ.
બૃહસ્પતિયે જ્ઞાન કહ્યું તેથી, રીઝીયો મન રાય;
તે સુતપુરાણીક શૌનક ઋષીને, સંભળાવે છે કથાય.
શૌનકાદિ પૂછે કહો પુરાણીક, વેદ કીધા ચોભાગે;
તે કથા વિસ્તારી સંભળાવો, અતિ ઉત્તમ રસ લાગે.
તવ સુત કહે બ્રહ્માના મુખથી, પ્રથમ પ્રણવ‖ ઉત્પન્ન;
તેથી ચારે મુખે વેદ ઉપન્યા, સાંભળજો ઋષીજન.

---

* એ માયા આત્મ વિચાર વિના, બીજાં સર્વ સ્થળોમાં નિર્ભય રહે છે. જે લોકોને દેહ અને ઘરમાં હું અને મારૂં એવું મિથ્યાભિમાન ન હોય તેઓજ એ વિષ્ણુના પરમ પદને પામે છે. એટલા માટે યોગ્ય તો એ છે કે, પરાયાં દુર્વચનોનું સહન કરવું ને કોઇનું અપમાન કરવું નહિ.

† જરત્કારુ ઋષિનો પુત્ર આસ્તિક સર્પોનો ભાણેજ થાય, તેણે જન્મેજય પાસે વરદાન માગી યજ્ઞ બંધ કરાવ્યો એ વાત મહાભારતમાં છે.

‡ અહિંથી ત્રણ લીટી મૂળ ભાગવતમાં નથી.

‖ બ્રહ્માના હૃદયાકાશથી પ્રથમ નાદ થયો; તે નાદની ઉપાસનાથી યોગીઓ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવરૂપ પોતાના મેલને કહાડી નાંખીને મોક્ષ પામે છે. એ નાદમાંથી

ઋષી પરાશરથી વ્યાસ ઉપન્યા, તેણે વેહેંચ્યા વેદ;
વિસ્તાર કહું હું તે તણો, તમો સુણો તજી સૌ ભેદ.
વ્યાસે વેદ ભણાવ્યા મરિચ્યાદિને, તેમણે કહ્યા સ્વતનને;
એ બાળોએ વેદ ભેદ લહ્યા, જાણ્યું આત્મ સાધનને.
પૈલને બહ્વૃચ નામે પેહેલી, ઋગ્વેદની સંહિતા આપી;
વૈશંપાયનને નિગ નામે, યજુર્વેદની સંહિતા દીધી.
જૈમિનિને છંદોગ નામે, સામવેદ સંહિતા પતિ કીધો;
સુમંતુ નામે સ્વશિષ્યને, અથર્વવેદનો* પતિ કરી દીધો.
પૈલ મુનિએ ઇન્દ્રપ્રમિતિ બાષ્કલને, સંહિતા સર્વ ભણાવી;
બાષ્કલે ચાર ભાગ કરીને, ચારો† શિષ્યને તે જણાવી.
જ્ઞાનયુક્ત ઇન્દ્રપ્રમિતિએ, સંહિતા માંડુકેયને જણાવી;
માંડુકેયના શિષ્ય દેવમિત્રે, સૌભર્યાદિ શિષ્યને ભણાવી.
માંડુકેયના પુત્ર શાકલ્યે, પાંચ ભાગે પંચને‡ આપી;
છઠ્ઠા શિષ્ય જાતુકર્ણ્યે ત્યાં, આઠ§ ભાગે સંહિતા સ્થાપી.
તે શિષ્યોનાં નામ કહું હું, સુણજો સર્વ વિવેકી;
બલાક, પૈજ, વૈતાલ અને વીરજ, ચારે ભણ્યા મત એકી.
બાષ્કલીએ સર્વ શાખામાંથી, વાલખિલ સંહીતા કીધી;
બાલાયનિ, ભજ્ય અને કાશાર, નામે ઋષિને તે દીધી.
વૈશંપાયન શિષ્ય યજુર્વેદથી, અધ્વર્યુ પદવી પામ્યા સાર;
ગુરૂ પ્રાયશ્ચિત પોતે કરવાથી, ચરકાધ્વર્યુ કહેવાતા વાર.
બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત સમયે, યાજ્ઞવલ્કય બોલ્યા એમ;
અલ્પદૃષ્ટિ બીજા શિષ્ય છે, તેને પ્રાયશ્ચિત કર્યે શું ક્ષેમ.
અત્યંત કઠિન એ પ્રાયશ્ચિત, હું કરીશ આવાર;
એવાં વચન સુણિ મુનિનાં, ગુરૂ કોપ્યા તે વાર.

પછી ગુરૂ વળતું બોલિયા, તું જતો રહે નિરધાર;
નથી પ્રયોજન કંઇજ તારૂં, તું દીસે અભિમાની સાર.
મેં કરાવેલું અધ્યયન છોડી, જતો રહે મુજ આગળથકી;
એ પ્રમાણે ગુરૂ વાકય સાંભળી, મંત્ર* ઓકી ચાલ્યો ત્યાંથકી.
અન્ય શિષ્યો બની તેતર પક્ષી, લીધા મંત્રને મુખમાં;
યજુર્વેદની તૈત્તિરીય શાખા, નામ પડયું એમ જગતમાં.
પછી છૂટા પડેલા યાજ્ઞવલ્કયે, સૂર્ય સ્તુતિ ત્યાં આરંભી;
હે સૂર્ય, પ્રભુ, તમે સાક્ષાત, દુઃખ અજ્ઞાનને બાળોછ મૂળથકી.
કોઇથી તમે સહેવાતા નથી, તેથી જાણવા માંગું હું મંત્રો;
કૃપા કરી તમે મુજને આપો, સર્વ યજુર્વેદના તંત્રો.
યાજ્ઞવલ્કયને સૂર્યનારાયણે, વેદ કહ્યા નિરધાર;
ઘણી શાખા પ્રગટ કરી ત્યાં, યાજ્ઞવલ્કયે† તેણી વાર.
સામવેદની સહસ્ર શાખા, મુનીવરને‡ ભણાવી;
પછી સર્વ ઋષીએ અધ્યયન કીધું, ગુરૂ સમીપે આવી.
એવી રીતે વેદ સઘળે, સંસારે પામ્યા વિસ્તાર;
સંપૂર્ણ પર અધ્યાય થયા, કથા દ્વાદશસ્કંધની સાર.

વળણ.

સાર કથા ભાગવતની, જન સાંભળો પ્રીતે કરી;
કરજોડી વિપ્ર વલ્લભ કહે, હરીજન ભણો મુખે શ્રીહરી.

## ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે ષષ્ઠો-ધ્યાયઃ ॥ ૬ ॥

---

અકારાદિક ત્રણ અક્ષરમય ઓંકાર થયો. એ ઓંકારથીજ પરમાત્મા જાણવામાં આવે છે. હૃદયાકાશમાં આત્માથી પ્રકટ થએલા એ ઓંકારમાંથી વૈખરી વાણી પ્રકટ થઇ છે. બ્રહ્માએ ઓંકારના ત્રણ અક્ષરોમાંથી અક્ષરોનો સમુદાય સરજ્યો; બ્રહ્માએ યજ્ઞ સંબંધી કર્મોનો ઉપદેશ કરવા સારૂ એ અક્ષરોના સમુદાયમાંથી ચાર મોઢાવતે વ્યાહૃતિઓ સહિત અને ઓંકાર સહિત ચાર વેદ રચ્યા. [મુ. ભા.

* અથર્વાંગિરસી નામની

† એ ચાર શિષ્યનાં નામઃ—બોધ્ય, યાજ્ઞવલ્કય, પરાશર અને અગ્નિમિત્ર છે.

‡ એ પાંચ પુત્રનાં નામઃ—વાત્સ્ય, મુદ્ગલ, શાળી, ગોખલ્ય, અને શિશિર.

§ પોતાની સંહિતાના ત્રણ ભાગ અને નિરૂક્ત નામે ચોથો ભાગ.

* એ મંત્રો તે યજુર્વેદના હતા.

† યાજ્ઞવલ્કયે એ સેંકડો મંત્રોમાંથી ૧૫ શાખા કરી છે. સૂર્યે પોતાની કેશવાળી અથવા વેગથી આપી એટલા માટે વાજસની એવા નામથી પ્રખ્યાત થએલી તે શાખાઓને કણ્વ અને માધ્યંદિન બ્રાહ્મણોએ લીધી હતી. ‡ સામવેદ ભણનારા જૈમિનિએ પોતાના સુમંતુ નામના પુત્રને અને સુત્વાનૂર નામના પૌત્રને એક એક સંહિતા ભણાવી હતી. જૈમિનિના સુકર્મા નામના શિષ્યે સામવેદના મંત્રોમાંથી નોખી નોખી સંહિતાઓ કરીને હજાર શાખાઓ કરી. સુકર્મા પાસેથી કૌસલ્ય, હિરણ્યનાભ, પૌષ્યંજિ અને આવંત્ય નામના ત્રણ શિષ્યો સંહિતા ભણ્યા. તેઓની પાસેથી ૫૦૦ શિષ્યો સામવેદને ભણ્યા. પૌષ્યંજિના લૌગાક્ષિ, માંગલિ, કુલ્ય, કુશીદ અને કુક્ષિ નામના બીજા શિષ્યો હતા, તેઓએ સો સો સંહિતાનું ગ્રહણ કર્યું. હિરણ્યનાભના બીજા શિષ્ય કૃતે ચોવીશ સંહિતાઓ શિષ્યોને ભણાવી હતી. બાકી રહેલી સંહિતાને આવંત્યે પોતાના શિષ્યોને ભણાવી હતી.

## અધ્યાય ૭ મો.*

### કડવું ૭ મું-રાગ મારૂ.

એમ બોલ્યા સુત પુરાણીરે, સુણો શૌનક ચિત મન આણીરે;
છે ચોથો અથર્વ વેદરે, તેની શાખાનો કહું શુભ ભેદરે.
સુમંતુ ઋષીશ્વર જેહરે, મહા તાપસ કહીયે તેહરે;
તેણે મન કીધો વિચારરે, તેડયા શિષ્ય બહુ તેણીવારરે.
મુખ્ય શિષ્ય કબંધ કહાવ્યોરે, અથર્વ વેદ તેને ભણાવ્યોરે;
કબંધે બે વિભાગ પાડયારે, પથ્ય, વેદદર્શી શિષ્યને ભણાવ્યારે.
વેદદર્શી કરી ચાર ભાગેરે, ભણાવી ચાર† શિષ્યોને વિભાગેરે;
પથ્યે ત્રણ ભાગ તેના કીધારે, કુમુદ,શુનક, જાજલિને દીધારે.
શુનકના બભ્રુ, સૈંધવાયનૂ શિષ્યરે, તેને ભણાવ્યા કરી વિવેકરે;
સૈંધવાયનાદિકના શિષ્ય ઝાઝારે, તેમાં મુખ્ય કહું છું પંકાતારે.
સાવર્ણિઆદિ નક્ષત્રકલ્પરે, શાંતિકલ્પ, કશ્યપ અને અંગિરસરે;
એ સર્વે અથર્વ વેદના અગ્રણીરે, કહેવાયે અથર્વાચાર્ય ગ્રણીરે.
સૌ ગુરૂ થઇ માંડી નિશાળરે, અધ્યયન કરવા આવે બાળરે;
સકળ ઋષી કેરા તનરે, ત્યાં કીધું વેદાધ્યયનરે.
વળી વેદ પાંચમો જાણરે, જે કહીએ અઢાર પૂરાણરે;
કહું હું આચાર્ય તેના નિરધારરે, તમે સુણજો અત્રે વિસ્તારરે.
ત્રય્યારૂણિ,કશ્યપ,સાવર્ણિરે,અકૃતવ્રણ,વૈશંપાયન હારિત મુનીરે;
એ છ પુરાણના આચાર્યરે, મહા વિદ્વાન્ ધર્મધુરંધર ધાર્યરે.
પૂર્વે વેદવ્યાસે કરી છ‡ સંહિતારે, ભણાવી રોમહર્ષણને વેદગીતારે;
રોમહર્ષણ પાસેથી ભણ્યા મુનિરે,જેનાં નામ પૂર્વે કહ્યાં ગણિરે.
હું શિષ્યો ભાવે સંહિતા ષટરે, ગુરૂ કિધા પણ મેં છજરે.
મૂળ પુરાણની સંહિતા ચારરે, તેને ભણ્યા અમેડ્ તે સારરે.
વળી વેદ શાસ્ત્રાનુસારથીરે, પુરાણ લક્ષણ ઠરાવ્યું જ્ઞાનથીરે;
સર્ગ, વિસર્ગ, વૃત્તિ, રક્ષારે, મન્વંતર, વંશ, તથા ચરિત્ર યથારે.
સંસ્થા, મુક્તિ, હેતુ, અપાશ્રયરે,એ દશ વિષય યુક્ત પુરાણાસયરે;
દ્રષ્ચિત, સર્ગ, વિસર્ગ, વંશરે, વંશાચરિત્ર અને મન્વંતરરે.
એ પંચ વિષય હોય તે પુરાણરે, એમ માને છે જ્ઞાનિ સિદ્ધાંતરે;
દશ વિષય યુક્ત મહા પુરાણરે,પંચ વિષય યુક્ત અલ્પ પુરાણરે.

વળી દેવતા, ઇન્દ્રિ, પંચ તત્વરે*, તેની ઉત્પત્તિ કહેવાયે સર્ગરે;
વળી મહાભારત વેદ વાણીરે, તે ભણીયો અલ્પજ્ઞ સૂતપુરાણીરે.
વેદવ્યાસે વિદ્યા આપીરે, દુરબુદ્ધિ કઠણતા કાપીરે;
ષટ્ પુરાણીક ઋષિ હવારે, તેના મહિમા નિત્ય નવનવારે.
પુરાણનાં લક્ષણ જેહરે, દશ વિધ કહ્યા છે મેં તેહરે;
તે માટે બ્રહ્મદંડ એહરે, દશ લક્ષણ બોલીયે એહરે.
અષ્ટાદશ પુરાણનાં નામરે, સુણો ઋષી સર્વ ગુણગ્રામરે;
પ્રથમ કહીયે બ્રહ્મ પુરાણરે, બીજું પદ્મ તે પાપ નિવાણરે.
ત્રીજું વિષ્ણુ પુરાણ કહેવાયરે, સાંભળતાં અઘ પલાયરે;
શીવ પુરાણ ચોથું જાણરે, જેમાં શીવજીના મહિમા વખાણરે.
છે પાંચમું લિંગપુરાણરે, છઠ્ઠું ગરૂડ નામ નિર્વાણરે;
સાતમું નારદિયપુરાણ કહીયેરે, જે સાંભળતાં અઘદહીયેરે.
છે આઠમું ભાગવત પુરાણરે, જેમાં ચરિત્ર શ્રી સારિંગપાણરે;
જેને સુણતાં અઘ થાય નાશરે, હરી આપે શિઘ્ર વૈકુંઠવાસરે;
નવમું અગ્નિપુરાણ કહેવાયરે,સ્કંધપુરાણ દશમું થાયરે;
પુરાણ ભવિષ્યોત્તર જેહરે, એકાદશમું ભણીયે તેહરે.
બ્રહ્મવૈવર્ત જે પૂરાણરે, તે કહીયે દ્વાદશમું પ્રમાણરે.
તેરમું પુરાણ છે સોયરે, માર્કંડેય નામ તેનું હોયરે;
વામન પુરાણ ચૌદમું સારરે, પંદરમું વરાહ નિરધારરે;
મત્સ્ય પુરાણ સોળમું થાયરે, સત્તરમું કૂર્મ મહિમાયરે;
અઢારમું બ્રહ્માંડ પુરાણરે, એવી સંખ્યા પુરાણ પ્રમાણરે.
એહ સર્વમાં ભાગવત સારરે, જેમાં ગોવિંદગુણ ભંડારરે;
એ અઢાર પુરાણ કથાયરે, જે સાંભળતાં ભવદુઃખ જાયરે
કરે કરૂણા શ્રીઅવિનાશરે, થાય અંત્યે વૈકુંઠ વાસરે.
જેહ જ્ઞાની પુરૂષ નિરધારરે, તેને સાંભળવા અધિકારરે.
એ કથાથી પરાંગ્મુખ જેહરે, મહા પાપી ગુરૂદ્રોહી તેહરે;
તેહ અવતરીયા સંસારરે, મિથ્યા ભૂમિ ચડાવ્યો ભારરે.
એ પુરાણ અષ્ટાદશ નામરે, એને કરવા નિત્ય પ્રણામરે.
કીધા વ્યાસે શિષ્ય અનેકરે, શીખવ્યા ષટ્ શાસ્ત્ર સુવિવેકરે.

---

* આ સાતમા અધ્યાયમાં અથર્વવેદના વિસ્તાર અને પુરાણોના વિભાગનું વર્ણન કીધું તેની કથા છે.

† એ ચાર શિષ્યોનાં નામઃ—શૌલ્કાયનિ, બ્રહ્મબલિ, મોદોષ અને પિપ્પલાયની.

‡ પુરાણની.

§ તે ચાર શિષ્યમાં સુત, કશ્યપ, સાવર્ણિ અને અકૃતવ્રણ.

* મહત્તત્વાદિકમાંથી થતો અને એક બીજમાંથી બીજની પેઠે ચાલતો તેઓના સમુદાયરૂપ સ્થાવર જંગમ પ્રપંચ વિસર્ગ કહેવાય છે. સામાન્ય રીતે સ્થાવર પ્રાણીઓ આજીવિકા છે અને જંગમ પ્રાણીઓ પણ માંસ ખાવાના રાગને લીધે આજીવિકા છે, માટે મનુષ્યને સારૂ રાગથી અથવા શાસ્ત્રનાં વચન ઉપરથી જે આજીવિકા ઠરેલ છે તે વૃત્તિ કહેવાય છે. એ પ્રમાણે બીજાં દ્રષ્ટાંતો આપી વધારે વિસ્તારથી વિવેચન મૂળ ભાગવતમાં છે. સઘળાં રૂપ અને નામોમાં સત્પણાથી એ બ્રહ્મજ રહેલ છે.

વળણ.

શીખવી વિદ્યા કથા પુરાણ, શ્રી વ્યાસજીએ કરૂણા કરીરે;
સાતમો અધ્યાય થયો પૂરણ, કથા દ્વાદશસ્કંધ વિસ્તરીરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે સપ્તમોધ્યાયઃ ॥ ૭ ॥**

---

## અધ્યાય ૮ મો.*

કડવું ૮ મું—રાગ મારૂની ચાલ માટી.

શૌનકાદિક પૂછે પુરાણિકને, કથા કહો વિસ્તારી;
હે સૂત, હે સાધુ તમે, ચિરંજીવી રહો બુતળ ભારી.
આ સંસારમાં ભટકતા જનને, મુક્તિ દાતા તમે ઋષિરાય;
પૃથ્વીપર ભમતાં પ્રાણિનું, રક્ષણ કીધો સદાય.
વળી માર્કંડેય મુનીને લોકો, ચિરંજીવી કહે સાર;
કલ્પાંતે કેમ સંભવે મુનિ, માર્કંડેય શેષ અવતાર.
ઋષિ મૃકંડનો પૂત્ર માર્કંડેય, દેહ તણો ધરનાર.
દીર્ઘાયુષ આપ્યુ ઋષીવરને, કેમ કૃપા કરી શ્રી મોરાર;
મહાપ્રલયમાં ઋષી તે ઉગર્યો, પ્રાગવડને પાસ;
પ્રાગવડની શાખા પત્રે, પોઢયા શ્રી અવિનાશ.
હરિ હર બ્રહ્મા એક રૂપ થઇ, નિવાસ કીધો ત્યાં પર્ણ;
મુનિ માર્કંડેયનું આખ્યાન સુતજી, સંભળાવો સાધુ ધર્મ.
માર્કંડેય ઋષીનો મહા પ્રલયમાં, કેમ ઉગાર્યો પ્રાણ;
કેમ દર્શન આપ્યું શ્રી નાથે, તુઠ્યા સારિંગપાણ.
વળી કમળભૂનો જન્મ કહો, અડતાલીશ જે સંસ્કાર;
નિજ ગુરૂ સાંનિધ્ય તપ કરી, માર્કંડેયે કેમ મૃત્યુ જીત્યું સાર.
તવ સૂતપુરાણી વાણિ બોલ્યા, સાંભળજો ઋષીરાય;

**સૂતોવાચ—**

એ આખ્યાન છે અતિ અદ્ભુત, મહિમા કહ્યો ન જાય.
બાળકપણમાં માર્કંડેય મુનિએ, નૈષ્ટિક બ્રહ્મચર્ય વ્રત પાળ્યું;
જટા, વલ્કલ, વસ્ત્ર, કમંડલું ધરી, સર્વે શરીરે શોભાવ્યું.
દંડ, ઉપવીત, મેખલા સુંદર, કાલીઆર મૃગનું ચર્મ;
જાપની વળી માળા સાથે, દર્ભાસન શોભે પર્મ.
વૃદ્ધિ કરવા ધર્મની પોતે, અગ્નિ, સૂર્ય ગુરૂ પૂજે;
વળી સ્વશરીરને વિષે, પૂજન પ્રભુનું બહુ રૂચે.
સાયં, પ્રાતઃ કાળ વિષે, યાચવાને મુનિજી જાય;
યાચવાથી જે અન્ન આવે, તે ગુરૂ પરાયણ થાય.
વળી ગુરૂ આજ્ઞા થાય ત્યારે, ભોજન કરે ઋષિરાય;
કદી આજ્ઞા નવ કરે તો, ઉપવાસ કરે તે ત્યાંય.
એ પ્રમાણે લક્ષ વર્ષ સુધી, પ્રભુનું પૂજન કીધું;
તેથી તે જીત્યા મૃત્યુને, એવું પરાક્રમ કોયે ન કીધું.
એક સમે માર્કંડેય ઋષીયે, તપ કીધું વને સાર;
એ તપના પ્રતાપથી, આવ્યા પ્રભુ અવતાર.
ઉગ્ર તપે અતિ ધ્યાન ધર્યું તવ, વહી ગયા ષટ્ કાળ;
એવી રીતે મન્વંતર વીત્યા, ઋષિ સ્મરે દીનદયાળ.
સાતમો મનવંતર હવો, તવ ઇન્દ્રે વિચાર્યું મન;
અતિ ઉગ્ર તપ સાધે મુનિવર, રખે લેશે ઇંદ્રાસન.
ઋતુ વસંત અપ્સરા ગાંધર્વ, તેડયા શક્રે ત્યાંય;
તપ ભંગ કરવા મોકલ્યાં, સાથે છે કામદેવ રાય.
હિમાલયની ઉત્તર દિશા, ઋષિ તપ કરે છે જ્યાંય;
પુષ્પભદ્રા નદી વહે છે, ચિત્ર નામે શિલા છે ત્યાંયે.
એ માર્કંડેયનો પવિત્ર આશ્રમ, શોભી રહ્યો છે અપાર;
ઝાડનાં ઝુંડો લચી રહ્યાં છે, શોભાનો નથિ પાર.
વળી જલાશયમાં જલજ સુંદર, પક્ષી કરે ટૌકાર;
ભ્રમર ગણ ગુંજારવ કરે, શોભા અવર્ણનીય સાર.
મયુરો નાચે નટની પેરે, થૈ થૈ કાર ત્યાં થાય;
તેની અંદર પેઠો કામદેવ, હિંમ ધૈર્યની લઈ સહાય.
તેવે સમે ત્યાં વાયુ વાયો, તેણે વૃદ્ધિ પમાડયો કામ;
ફળ ફૂલ ને વળી વૃક્ષની અંદર, કીધો વસંતે ઠામ.
એ રીતે ઇન્દ્રના અનુચરોએ, સાધવા પોતાનું કામ;
તત્ સમે દીઠા પ્રદિપ્ત મુનિને, મનમાંથી ગઇ હામ.
માર્કંડેય ઋષી તપ કરે છે, ધરી શ્રીહરીનું ધ્યાન;
પુંજિકસ્થલી અપ્સરાએ નૃત્ય કીધું, તાડયું અબલાનું માન.
કામદેવે ત્યાં ધનુષ ખેંચ્યું, બાણ સાંધ્યું પંચમુખી*;
વળી વસંત ખીલ્યો બહુ રીતે, કરવા માંડયા મુનિને દુઃખી.
પુંજિકસ્થલી અપ્સરાની કટી, લચી ગઇ સ્તનના ભારે;
નૃત્ય કરતાં કેશની માળા તેની, પડી જતીતી વારવારે.
હાવભાવ કરતાં દડો ગ્રેહવા દોડી, તુટી મેખલા સાર;
વાયુથી ત્યાં વસ્ત્ર ઉડીયું, મૂકયુ કામે બાણ નિરધાર.

---

* આ આઠમા અધ્યાયમાં માર્કંડેયની તપશ્ચર્યા, કામાદિક મોહ કરનારાઓથી તેમને મોહ ન થયો અને નર નારાયણની સ્તુતિ કરી એ કથા પ્રસંગ છે.

* કામ દેવનાં પંચ બાણના નામ આ પ્રમાણે છેઃ—શોષણ, દીપન, સંમોહન, તાપન તથા ઉન્માદન.

પણ તે સિદ્ધિ નવ પામિયું, વૃથા ગયું નિરવાણ;
ક્ષીણ ક્ષીણ થયો કામદો, ભુલી ગયો દેહ ભાન.
તવ ઋષી અંગથી તેજ પ્રગટ્યું, જાજ્વલ્ય ભાન અપાર;
તે તેજથી વૈશ્વાનર પ્રગટ્યો, જોતાંમાં તે ઠાર.
ગાંધર્વ, અપ્સરા, કામ, વસંતને, કરવા લાગ્યો દહંન;
ભય પામી સૌ નાઠા ત્યાંથી, આવ્યા શક્રસદન.
વાસવને વૃત્તાંત કહ્યું સ્વામી, એનું કશું નહીં ચાલે;
એવી વાત સાંભળી મનમાં, વિમાસ્યું સુરભૂપાળે.
શ્રી* વિષ્ણુને શરણે ગયો જઈ, કહી વાત વિસ્તારી;
તેણે સમે ઋષી સાંનિધ્ય આવ્યા, પોતે શ્રી મોરારી.
નારાયણ દેખી નમ્યો ચર્ણે, માર્કંડેય ઋષી તેવાર;
અનેક સ્તુતિ† કરીને સંતોષ્યા, મન રીઝ્યા વિશ્વાધાર.
મસ્તક‡ કર મેલી કહે માધવ, હું થયો છું તુષ્ટમાન;
માર્કંડેય મુનિ માગો મમ પાસે, મન વાંછિત વરદાન.

વલણ.

મનવાંછિત વરદાન માગ, એમ વદે શ્રીવૈકુંઠ રાયરે;
અષ્ટ અધ્યાય હવા પૂરણ, દ્વાદશસ્કંધે કથાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે અષ્ટમોધ્યાયઃ ॥ ૮ ॥**

---

## અધ્યાય ૯ મો.§

કડવું ૯ મું-રાગ મેવાડો.

સુત પુરાણીક વાણી બોલે, સુણો શૌનકઋષી રાયજી;
આ દ્વાદશસ્કંધ કથા સાંભળતાં, મહા પાતક દૂર જાયજી.
નારાયણે માર્કંડેય ઋષીને, કરી કરૂણા તે સ્થાનજી;
મનવાંછિતવર માગો મુનીવર, બોલ્યા શ્રી ભગવાનજી.

તવ માર્કંડેય ઋષીએ સ્તવન કીધું, જોડી બેઉ હાથજી;
પ્રભુ તવ દર્શનથી હવો કૃતાર્થ હું, કરૂણા કીધી નાથજી.
આ નેત્રે મેં હરી દીઠા, હું સકલ પદાર્થો પામ્યોજી;
આવાગમન દુઃખ માત્ર ગયાં, હવે જન્મ મર્ણ ભય વામ્યોજી.
તમ દર્શન કરતાં હું સ્વામિ, સૌ સુખ પામ્યો આજજી;
કૃપા તમારી સદા મુજપર, હજો શ્રી મહારાજજી.
ઋષી કહે મારે અર્થ નથી કંઇ, માયા સુખ લગારજી;
સદાકાળ તમ સેવક છું હરી, લીધી મારી સારજી.
પ્રભુ એક ઇચ્છા મુજને, તમ માયા જોવા મનજી;
તે મુજને દેખાડો સ્વામિ, દયા કરી દર્શનજી.

સુતોવાચ–

અવિનાશીએ આયુષ અપરિમિત, આપ્યું તેણીવારજી;
અંતર્ધાન હવા પરમેશ્વર, વિષ્ણુ વિશ્વાધારજી.
એક સમે પવિત્રશાળામાં, પુષ્પભદ્રા નદી કેહેવાયજી;
માર્કંડેય ત્યાં તીરે બેઠા, તપ કરવા ઋષી રાયજી.
ઉગ્ર તપ અતિ નિશ્ચળ ધ્યાને, શ્રી હરીને આરાધેજી;
મન પવન જીતી વશ કીધું, કાયા કષ્ટી તપ સાધેજી.
તેણે સમે શ્રી હરીએ પ્રેર્યા, આવ્યો અપરિમિત વાયજી;
રેતી ઉડે વૃક્ષ ઉખડે, આંધી સબળી થાયજી.
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, ચડ્યો વ્યોમ પરજન્યજી;
બારે મેઘે વૃષ્ટિ કરી ત્યાં, મુશળ ધારા ઘનજી.
મહા વૃષ્ટિ કીધી વરસાદે, મન મધ્યે ઘણું કોપીજી;
સાત સમુદ્ર જળ એક થયાં, મર્યાદા સિંધુએ લોપીજી.
જળ વાધ્યું આકાશ લગી, સૌ સૃષ્ટિ પામી નાશજી;
ત્રાસ પામ્યા માર્કંડેય મુનિ, સ્તવે શ્રી અવિનાશજી.
ઋષિ જોતા ત્યાં મોજા ઉલટ્યા, ઋષીને દેતા ત્રાસજી;
ભયંકર ભૂ સાગર દેખાણો, જળ ઉછળે ચોપાસજી.
તેણે ઢાંક્યા પૃથ્વી, દ્વીપજ, ખંડ પર્વતની હારજી;
પૃથ્વી, અંતરિક્ષ સ્વર્ગ વાસી, ડુબિયાં સર્વે તે ઠારજી.
અવશેષમાં એક મુનિ રહ્યા, ભટકવા માંડયા અંધ પેરેજી;
ક્ષુધા તૃષાથી પીડિત મુનિ, દુઃખ પામ્યા તે ફેરેજી.
મઘરાદિ પ્રાણીથી દુઃખ પામતાં, પવન કરે પ્રહારજી;
અપાર અંધારામાં પડેલા, ભટકતા ઠારો ઠારજી.
જનાવરો વળી ખાવા દોડે, શોક ન મનમાં માયજી;
માર્કંડેય ઋષી ભય પામ્યા ત્યાં, જળ દેખી કૌતક થાયજી.
જળપર ઋષી માર્કંડેય તરે, ત્યાં મગરે પીડ્યો દેહજી;
સર્વત્ર જળ દેખે મહા મુનીવર, આશ્ચર્ય પામે તેહજી.

---

* આ બે લીટીની વાત મૂળ ભાગવતમાં નથી. અર્થાત્ વિષ્ણુ એની મેળેજ પ્રગટ થયા છે એમ ભાગવતમાં લેખ છે.

† માર્કંડેયે સ્તુતિ કરી તે આ પ્રમાણે છે—પ્રાણીઓનો, બ્રહ્માનો, સદાશિવનો અને મારો પણ પ્રાણ જેની પ્રેરણાથી પ્રવર્તે છે, અને પ્રાણને પછવાડે વાણી, મન અને ઇંદ્રિયો પ્રવર્તે છે, એવા આપની હું સ્તુતિ કેમ કરી શકું ? જેમ પાલનાદિક તમારું કામ છે, તેમ સૃષ્ટિ અને લય પણ તમારૂંજ કામ છે. જેનું સ્થાનક બે પરાર્ધ સુધી રહે છે, એવા બ્રહ્મા પણ, આપની ભ્રકુટીના ચાળારૂપ કાળથી બહુજ બીએ છે, ત્યારે બ્રહ્માનાં સરજેલાં પ્રાણી બીએ એમાં શું આશ્ચર્ય ? હે પ્રભો, અજ્ઞાન લોકો સત્વ ગુણનેજ ઇશ્વરનું રૂપ માને છે, પણ રજ, તમને ઇશ્વરનું રૂપ માનતા નથી. આદિ પુરૂષ બ્રહ્માને પણ સર્વના ગુરૂ આપે વેદ આપ્યા પછી આપનું જ્ઞાન થયું છે. આપના રહસ્યનો પ્રકાશ કરનાર, આપનું જ્ઞાન વેદમાંજ થાય છે; એવા આપને નમન કરૂં છું. [મૂ. ભા.

‡ આ બે લીટીની વાત મૂળ ભાગવતમાં નથી.

§ આ નવમા અધ્યાયમાં ભગવાનની માયાને જોવાની ઇચ્છા રાખતા માર્કંડેયને પ્રલયના સમુદ્રમાં પેસતાં અને નિકળતાં વારંવાર બાળકરૂપ ભગવાનના માયિક સ્વરૂપનું દર્શન કેમ થયું તેનો કથા પ્રસંગ છે.

તેહ મહા જળ ફરી લેહેરે, ઋષી તણાયા જાયજી;
અકળાયો પાણીમાં વપુ તે, આકુળ વ્યાકુળ થાયજી.
એમ ઘણા કાળ ત્યાં વહી ગયા છે,જળમધ્યે નિર્વાણજી;
ઘણી વ્યગ્રતા ઉદકમાં થઈ, વ્યાકુલ થયો અતિ પ્રાણજી.
ત્યારે વટશાખા એક દીઠી, જળ મધ્યે નીરધારજી;
પ્રયાગવટ છે નામ વૃક્ષનું, શોભાનો નહીં પારજી.
તે શાખા કર ગૃહી ઋષીએ તવ, શાંતિ પામ્યો પ્રાણજી;
તે વટપત્રે એક કૌતુક દીઠું, બાળકરૂપ પ્રમાણજી.
હરીહર બ્રહ્મા એકરૂપ થઇ, પોઢયા છે તે ઠામજી;
આદિરૂપ નારાયણ પોતે, બાળક વેશ ઘનશ્યામજી.
મહા મનોહર તે બાળક છે, શોભાનો નહીં પારજી;
પાદ ચરણ અંગુષ્ઠ ગ્રહીને, ધાવે તે કુમારજી.
તે બાળકનું મુખ જોવા, મુનિવર સમિપે જાયજી;
બાળક દેખી દયા ઉપની, માર્કંડેયને મનમાંયજી.
તે બાળકે મુખ વિકાશીને, દીર્ઘ કર્યું તેણી વારજી;
માર્કંડેય ઋષી લય પામ્યા મુખમાં,બાળકના નીરધારજી.
જેમ મશકાદિક જંતુ હસ્તીના, મુખમાં ચાલ્યા જાયજી;
માર્કંડેય ઋષિ બાળકના મુખમાં, તેવી રીતે સમાયજી.
તે બાળકના મુખની માંહે, દીઠાં સકળ બ્રહ્માંડજી;
સકળ સ્થિતિ સૃષ્ટિ બ્રહ્મા, વિશ્વલોક શુ ભાંડજી*.
સાતે સમુદ્ર અષ્ટ કુળ પર્વત, સાથે નવકુળ નાગજી;
ચર અચર ને સ્થાવર જંગમ, નૃપ મોટા મહા ભાગજી.
સૂર્ય શશિ નક્ષત્રનાં મંડળ, તારાનો નહિ પારજી;
સર સરિતા મહા વનસ્પતી, મુખમાં ભાર અઢારજી.
નવે ખંડ સૌ દ્વિપ સંગાથે, સરિતા કહીયે જેહજી;
પાતાળ લોક ને સ્વર્ગ લોક સૌ, મુખમાં દીઠાં તેહજી.
દેવ દૈત્ય માનવ પશુ પક્ષી, જળ સ્થળનાં જે પ્રાણીજી;
ચારે ખાણ જોઈ ઋષી નાયક,જ્ઞાન હૃદયમાં આણીજી.
પંચાશ ક્રોડ પૃથ્વીની રચના, દીઠી તેણે ઠામજી;
સંસાર સર્વ અવલોકન કીધો,પામ્યા મન અભિરામજી.
પછી તે બાળકે શ્વાસ મૂકયો, લીલાએ તેણીવારજી;
માર્કંડેય ઋષીને મુખ મધ્યેથી, કાઢી નાખ્યા બહારજી.
માર્કંડેયે હરીમાયા દેખી, કીધો મન વિચારજી;
સર્વથા એ પરમેશ્વર નીશ્ચે, વિશ્વંભર વિશ્વાધારજી;
એ બાળક રૂપે અવિનાશી, એવું વિમાસ્યું મનજી;
સ્તુતિ નમસ્કાર કરવા આવ્યા,સાંનિધ્ય ત્યાં ઋષી જનજી.

* વાસણ—અર્થાત્ સર્વ વસ્તુ.

સમિપ આવી વૃક્ષપત્ર બાળક, નીહાળ્યું તે વારજી;
અદૃશ્ય અંતર્ધાન હવા હરી, પોતે શ્રી મોરારજી.
જળ હતું તે સકળ લય પામ્યું,માયા થઇ સૌ નાશજી;
પૂર્વસ્થળ દીઠું ઋષી નાયક, જ્યાં તપ કેરો નિવાસજી.
તપ કરતાં તે સ્થાનક દીઠું, પૂર્વનું આસનજી;
એ સાચું કે મને સ્વપ્ન થયું, એમ ઋષી વિમાસે મનજી.
એવું મન વિચારવા લાગ્યા, માર્કંડેય મુનિ જનજી;
એમ જાણ્યું જે પૂર્વે મેં હરીનું, કીધું છે સ્તવનજી.
મેં નારાયણ મત્યે પ્રાર્થ્યું હતું, પ્રભુ તારી માયા જેહજી;
કૃપા કરી તાત દેખાડ મુજને, ઇચ્છા છે મુને એહજી.
માટે જરૂર એ મેં દીઠી સૌ, વિષ્ણુની માયા આજજી;
દેવાધિદેવે દેખાડી મુને, દયા કરી મહારાજજી.
વિશ્વ સર્વમાં વ્યાપક સઘળે, વિશ્વંભર કહેવાયજી;
તેના ગુણનો પાર ન પામે, શંકર ઇશ બ્રહ્માયજી.

વલણ.

બ્રહ્માદિ પાર પામે નહીં, આ દ્વાદશસ્કંધ કથાયરે;
કર જોડી વહાલ કહે છે, હવા નવ પૂર્ણ અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે નવમોઽધ્યાયઃ ॥ ૯ ॥**

---

## અધ્યાય ૧૦ મો.

કડવું ૧૦ મું—રાગ ભાણાવલી.

સુત બોલેરે, સાંભળજો શૌનક કથા;
હરી સ્મરણથીરે, ભાગે ભવની વ્યથા.
ઋષી માર્કંડેયેરે, ઇશ્વરની માયા લહી;
એવું જાણીરે, સ્તુતિ ઘણી કીધી સહી.
માર્કંડેય ઋષિએરે, ધરિયું ત્યાં અભિમાનજ;
મોહ પામ્યોરે, ગણી જ્ઞાન સમ માયાયજ.
હવે શરણ હુંરે, ઇચ્છું પ્રભુ તમકેરૂં;
તમે તારોરે, એવી હું ઇચ્છા મન ધરૂં.

**સુતોવાચ—**

તવ આવ્યારે, શંકરજી કરૂણા કરી;
વૃષભારૂઢેરે, અર્ધાંગે ગિરિજા ધરી.

* આ દશમા અધ્યાયમાં મહાશિવ પધારી, પ્રસન્ન થઇ માર્કંડેયને વરદાન દીધાં અને પછી અજુગ પ્રીતિથી બાપણુ કરી તેમનો સત્કાર કર્યો એ કથા છે.

ચંદ્ર ભાલેરે, મસ્તકે દીર્ઘ જટા ભલી;
શુભ આભૂષણરે, અંગે સર્પની મંડળી.
ગજ ચર્મશુરે, વ્યાઘ્રાંબર શોભા ધરે;
મણી સર્પશુરે, શીરકાંતિ ઝળક્યા કરે.
રૂંઢ માળારે, ભસ્મ ભલી ભાલે ધરી;
રક્ત અંબરરે, પવિત્ર પીળી પામરી.
ત્રીનેત્રશુરે, પંચ વદન ઝળકી રહ્યાં;
શુભ આયુધરે, સદાશીવે હસ્તે ગૃહ્યાં.
ડાક ડમરૂરે, પિનાક શૂળ શોભે ઘણું;
અતિ ઉત્તમરે, અંગ સદા શીવજીતણું.
એવો વેશ ધરીરે, ઋષિને નિરખે રહી;
પાર્વતી બોલ્યાંરે,વર્ણન બ્રાહ્મણનું કહો સહી.
પ્રગટ ફળરે, તમે ઋષિજીનું કરો;
તમે સિદ્ધિ દાતારે,તમ પાર કોણે ન લહ્યો,
તવ શિવ બોલ્યારે, નથી ઇચ્છા આ ઋષિને;
તેથી વાત કરશુરે,સાધુ સંગ થાય મહાજનને.
એમ બોલીરે,આવ્યા ઋષિ સાંનિધ્ય સહી;
શીવ દેખીરે, માર્કંડેય ઋષી બોલ્યા નહીં.
તવ શંકરરે, વાયૂને રૂપે થયા;
ઋષી માર્કંડેયનારે, મુખ મધ્યે શીઘ્રે ગયા.
માર્કંડેય ઋષિનારે, શરીરમાં પ્રવેશ કર્યો;
ત્યારે મુનિવરેરે, જ્ઞાન માર્ગને અનુસર્યો.
ઋષી માર્કંડેયેરે, મનમાં એમ જાણ્યું તદા;
જે હું હરીનુંરે, ધ્યાન કરૂં છું સદા.
શ્રી શંકરરે,‡વાણુ તેડ્યા કેમ આવીયા;
મહાદેવજીનેરે, મેં તો નથી બોલાવીયા.
શ્રી ગૌરીવરરે, આવ્યા તે કારણ કશું;
મેં તો આરાધ્યારે, લક્ષ્મીવરને હેતસું.
શીવને દેખીરે, માર્કંડેય ઘણિ સ્તુતિકરે;
કરી પૂજનરે, ચર્ણોદક મસ્તક ધરે.
કર જોડીરે, સ્તુતિ કરી ચર્ણે નમ્યા;
કીધી કરૂણારે, સદાશીવે તેણે સમા.

‡ મુનિ માર્કંડેય શીવને આ સ્વરૂપે દીઠા હતા:—વીજળી સરખી પીંગળી જટાને ધરનાર, ત્રણ નેત્રવાળા, દશ ભુજાવાળા, ઉંચા, ઉગતા સૂર્યની પેર તેજસ્વી, વાઘાંબર પહેરેલા, ત્રિશૂલ, ધનુષ્ય, બાણ, તરવાર, ઢાલ, ડમરૂ, કપાલ અને ફરસીને ધરનાર, તથા રૂદ્રાક્ષમાળા સહ દીઠા.

શ્રી શંકરરે, કૃપા કરી એમ ઉચરે;
ઋષીમાર્કંડેયરે, કરજોડી શ્રવણે ધરે.

**શંકરોવાચ—**

અમો એકજરે, હરી હર બ્રહ્મા જાણજો;
રૂપ ત્રણેરે, એક મૂર્તિ મન આણજો.
એમ જાણીરે, ભિન્ન ભાવ કરતા રખે;
તપે બેઠારે, આરાધે અંતર અક્ષે.
તુજ સરખોરે, સાધુ જન કો બીજો નહીં;
સાધુ જનશુંરે, ગોષ્ઠી કથા, કીજે સહી.
નથી રાખતારે, સાધુ સંત ભેદ દૃષ્ટિ;
તેથી ભજીએરે, ત્રણે દેવની એક સૃષ્ટિ.
તીર્થો સઘળાંરે, જળમયજ સહુ કહે છે;
મૂર્તિ સઘળીરે, પથ્થર ધાતુની વદે છે.
ઘણા વર્ષે સુધીરે,જો ધ્યાન તેનુંજ કરાયે;
આસ્થા રાખ્યેરે, તેથી પવિત્ર થવાયે.
તુજ માટેરે, આવ્યા કૈલાશથી અહીં;
વર માગોરે, જે ઇચ્છા હોય મન સહી;
ધન વૈભવરે, સકળ સુખ આપું મહી*.
ઇચ્છા મોક્ષનીરે,મન કામના કહોને સહી.

**માર્કંડેય ઉવાચ—**

તવ બોલ્યારે, મુનિવર કહે સ્વામિ સુણો;
નથી લોભજરે, વૈભવ માયા તણો.
ધર્મ શીખવવારે, ધર્માચરણ ધર્માધ્યક્ષ કરે;
(તેથી) ધર્મ પ્રવર્તેરે, સર્વ લોકો સુખે ફરે.
તમ કૃપાથીરે, પુરૂષો મોક્ષને પામે;
મુને થયાં દર્શનરે, તેથી દુઃખ સઘળાં વામે.
હરી હરનીરે, સદા ભક્તિ મુને હજો;
અવસાનેરે, શંકરજી સહાય થજો.
તવ બોલ્યારે, શંકર પ્રીત હૃદે ધરી;
આપીને વરરે, અજરામર દેહી કરી.
ઘણું આયુષરે, આપ્યું શીવજીયે તહાં;
વર આપીરે, સદાશીવ ગયા કૈલાશમાં.
માર્કંડેય મુનિરે, ફરે છે એના એ દેહમાં;
ન જન્મ મૃત્યુરે, અમર કહેવાણા લોકમાં.
તેહ માર્કંડેયરે, હજી કુશળ છે સહી;
શૌનક પ્રત્યેરે, સુતપુરાણીકે કથા કહી.

* આ પૃથ્વીપર.

**વળણ.**

સુતપુરાણીક શૌનકને કહે, દ્વાદશસ્કંધ કથાયરે;
ભટ વલ્લભ કહે હરી ચરિત્રનો, દશમો થયો અધ્યાયરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે દશમોધ્યાયઃ ॥ ૧૦ ॥**

## અધ્યાય ૧૧ મો.*

**કડવું ૧૧ મું-રાગ ધન્યાશ્રી.**

ઋષી શૌનકાદિક ઉચરે, મુખ વાણીરે;
એક પ્રશ્ન કહો ઋષીરાજ, સૂત પુરાણીરે.
સવિતા સૂર્યને પૂજવા, વીધી અનુસારીરે;
તે કહો મુનીવર આજ, કૃપા અમપર કરીરે.
સઘળા તંત્ર શાસ્ત્રના સિદ્ધાંત, કહો સંત પુજારીરે;
કેમ કલ્પે છે પ્રભુનાં અંગ, વદો વિસ્તારીરે.
પૂજન કરવાની ચતુરાઈ, આપે છે અમરપણુંરે;
તેથી ઇચ્છીએ છિએ તે કહો, કરો કૃપા ઘણુંરે.
આચરીએ કર્મ નિશ્ચે, સુત ઋષી વાણીવદરે;

**સુતોવાચ–**

પરમેશ્વરનું વૈરાટ સ્વરૂપ તે, ચિંતવીએ જ્ઞાને હૃદરે.
સત્ર, માયા, મહત્તત્વ અહંકાર, અને તન્માત્રરે;
એથી આ ઉત્પન્ન થયું જાણો, તમે શરીરનું ગાત્રરે.
જેની અંદર સર્વ જગતૂ, દશ્યમાન્ ભાસે છેરે;
વળી બ્રહ્માંડને ઇશ્વરમાં માનતાં,ઇશ્વર દેહ રૂપ ભાસે છેરે.
તેમાં પૃથ્વીને પગરૂપ જાણો, સ્વર્ગને મસ્તકરૂપરે;
આકાશને નાભિ પ્રમાણો, સૂર્ય નેત્ર ભૂપરે.
વાયુને નાસિકા જાણો, દિશા દિસે કાનરૂપરે;
પ્રજાપતિ સહુ ઉપસ્થ છે, મૃત્યુ મનાય પાયુરૂપરે.
લોકપાળ સર્વ હસ્ત છે, મનરૂપ ચંદ્ર અનૂપરે;
યજ્ઞ ભ્રુકુટિરૂપ છે, લાજ છે અધર રૂપરે.
લોભ માનો ઓષ્ઠને, ચાંદની દાંતરૂપરે;
ભ્રાંતિને હાસ્યરૂપ જાણો, વૃક્ષો રૂવાણાંરૂપરે.
વાદળાંઓ કેશ રૂપે છે, એ જાણો બ્રહ્માંડ સ્વરૂપરે;
બ્રહ્માંડપતિ પરમાત્મા છે, એ ત્રિભુવન ભૂપરે.
આ બ્રહ્માંડરૂપિ પુરૂષનું, જે કહેવાય છે પ્રમાણરે.
વળી જેવી સ્થિતિ છે તેની, વર્ણન કરૂં નિર્વાણરે.

તે પ્રમાણ સ્થિતિ નિત્યે, મનાય અલ્પ મૂર્તિમાંરે;
માટે તે મૂર્તિમાંજ રહેલું, વર્ણન કરૂં છું આમાંરે.
મૂર્તિમાં ધરેલો કૌસ્તુભ મણિ,જાણો તમે શુદ્ધ ચૈતન્યરે;
વક્ષસ્થલના ચિન્હને તો જીવ, કહે છે તે મુન્યરે.
મૂર્તિનાં મકરાકૃતિ કુંડળ, માનો સાંખ્ય ને યોગ વિવેકરે;
મૂર્તિપર જે જે મુકુટ હોય છે,તે કહેવાય છે બ્રહ્મ લોકરે.
મૂર્તિના આધારરૂપ શેષનાગ, અનંત નામે પિછાણરે;
મૂર્તિ કાજે જે કમળ કહેવાયે,તે ધર્મ જ્ઞાન યુક્ત સત્વ માનરે.
મૂર્તિના હસ્તમાં જે ગદા, તે માનો તમે શરીરરે;
તેમ વળી તે મન, ને ઇન્દ્રિયસહ, પ્રાણ એમ કહે ધીરરે.
મૂર્તિ હસ્તે શંખ દીસે,તે જળરૂપ તત્વ મનાયરે;
વળી તેના હસ્તે ચક્ર શોહે, તેજરૂપ તત્વ ગણાયરે.
તેમ શ્યામ તરવાર ધરાવેલી, આકાશ તત્વ કહેવાયરે;
તેના હસ્તે ઢાલ આપેલી, તમો ગુણ ઋષિરાયરે.
શારંગ ધનુષ્ય હસ્તવિષે, કાળ રૂપ તમે લહ્યોરે;
બાણના ભાથા કર્મરૂપ છે, બાણ ઇન્દ્રિય કહ્યોરે.
રથને પ્રમજો મન મૂર્તિનું, ઋષિ વદ એમ વાણીરે;
રથના અવયવ તન્માત્રા જાણો, વેદ કહે સત્માનીરે.
મૂર્તિના હસ્તે વર, અભયાદિક, હોય છે મુદ્રા સારરે;
તેથી આપે છે પ્રભુ નિશ્ચે, વર અભયાદિક તેવારરે.
મૂર્તિનું પૂજન કરવાથી, સર્વ રૂપે ભૂમિ પ્રમાણોરે;
ગુરૂએ આપેલી મંત્ર દીક્ષા, પોતાને પૂજન યોગ્ય જાણોરે.
પ્રભૂની પૂજા જે જન કરે છે તે, સ્વ પાપક્ષય કહેરે;
મૂર્તિના હસ્ત કમળને તેમ, ઐશ્વર્યાદિક છ ગુણ લહેરે.
મૂર્તિને ધરેલાં ચામર બન્નો, ધર્મ યશ મનાયરે;
મૂર્તિને ધરાવેલું છત્રજ, વૈકુંઠ લોક કહેવાયરે.
મૂર્તિ પાસે ગરૂડ સ્થાપેલો, વેહેનાર નિરધારરે;
મૂર્તિ સમીપે લક્ષ્મિજીને, શક્તિરૂપ જાણો સારરે*.

* આ અગ્યારમા અધ્યાયમાં પૂજાને માટે મહા પુરૂષનું વર્ણન કરવામાં આવ્યું અને પ્રતિ માસે ભિન્ન ભિન્ન સૂર્યના વ્યુહનો પ્રસંગ કહ્યો છે.

* મૂર્તિ પાસ પાર્ષદોનો અધિપતિ વિષ્વક્સેન સ્થાપવામાં આવે છે, મંદિરના દ્વાર પાસે જે નંદ આદિ આઠ દ્વારપાલ સ્થાપન કરવામાં આવે છે, તે અણિમાદિ આઠ સિદ્ધિ છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ, એ નામથી જે ચાર પ્રકારની મૂર્તિઓ કરવામાં આવે છે તે વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને તુરીયરૂપ માનવામાં આવે છે. એની અંદર પહેલો વિષય ઉપરથી, બીજો મન ઉપરથી, ત્રીજો અજ્ઞાન ઉપરથી, અને ચોથો એ ત્રણના સાક્ષીપણાથી ધારવામાં આવે છે. અંગ, ઉપાંગ, આયુધ તથા આભૂષણથી શોભતા ભગવાન પોતાની મૂર્તિમાં વિષયો, ઇન્દ્રિયો, ગોલક અને દેવતાઓને અર્થાત્ આખા બ્રહ્માંડને ધારણ કરી રહ્યા છે. 

સ્નાન દાને શુદ્ધ થઇને, વિષ્ણુજી ચિત્ત ધારીએરે;
કથા ગાથા શ્લોક સ્તોત્રે, સ્તુતિ કરી હરી સંભારીએરે.
યજ્ઞ યાગાદિક કરી હરી, વિભૂતી જેજે કહીરે;
નિત્ય આત્મનું સાધન કીજે, ગોવિંદ ગુણ હૃદયે લહીરે.
વળી શૌનક પૂછે સૂત પ્રત્યે, પવિત્ર ભાવપ્રીતે કરીરે;

**શૌનકોવાચ–**

શ્રી સૂર્યના રથ તણી શોભા, કહો સઘળી વિસ્તરીરે.
બહુ સંત બ્રાહ્મણ સાથ છે,વળી સમોવડે સૂર્ય શાશિરેરે;
તેહ કથા ઋષી કહો વિસ્તારી,સાંભળે દેહ પાવન કરેરે.

**સૂતોવાચ–**

સૂત કહે સૂર્ય ધાતાએ, ચૈત્ર માસે વિભૂતિ રવિની કહીરે;
મોટા ઋષી સૂર્યના રથ સાથે, વેદધ્વની કરે છે રહીરે.
ગાંધર્વ અપ્સરા નૃત્ય કરે છે, બહુ સર્પ રાક્ષસ છે વળીરે,
સુથાર એક વળી રથ સાથે, અરૂણ અશ્વ શોભાભળીરે.
કૃતસ્થલી નામે અપ્સરા, રાક્ષસ હેતિ જાણુજોરે;
વાસુકિ નામે નાગ સુંદર, રથકૃત યક્ષ પ્રમાણુજોરે.
પુલસ્ત્ય નામે મહા મુનિ, તુંબરૂ નામે ગંધર્વરે;
એ ગણ સાથે ચૈત્ર માસે, સૂર્ય ધાતા ફરે તજી ગર્વરે.
પુંજિકસ્થલી નામે અપ્સરા, રાક્ષસ પ્રહેતિ જાણુજોરે;
કચ્છનીર નામે નાગ સુંદર, અથૌજા યક્ષ સંગ માનજોરે.
પુલહ નામે મહા મુનિ, નારદ નામે ગંધર્વરે;
એ ગણ સાથે વૈશાખ માસે, ચાલે છે અર્યમા સૂર્યરે.
મેનકા નામે અપ્સરા, રાક્ષસ પૌરૂષેય સંગમાંરે.
તક્ષક નામે નાગ સુંદર, રથસ્વન યક્ષ રંગમાંરે.
અત્રિ નામે મહા મુનિ, ગંધર્વ હાહા નામેરે;
એ ગણ સાથે જેષ્ટ માસે, ફરે મિત્ર સૂર્ય સર્વ ઠામેરે.
રંભા નામે તે અપ્સરા, રાક્ષસ મિત્રસ્વન જાણુજોરે;
શુક્ર નામે નાગ સુંદર, સહજન્ય યક્ષ પ્રમાણુજોરે.
વસિષ્ઠ નામે મહા મુનિ, ગંધર્વ હુહૂ નામેરે;
એ ગણ સાથે આષાઢ માસે, ફરે વરૂણ સૂર્ય સર્વ ઠામેરે.
પ્રમ્લોચા નામે અપ્સરા, રાક્ષસ વર્ય જાણુજોરે;
એલાપત્ર નામે નાગ સુંદર, શ્રોતા યક્ષ પ્રમાણજોરે.
અંગિરા નામે મહા મુનિ, ગંધર્વ વિશ્વાવસુ નામેરે;
એ ગણ સાથે શ્રાવણ માસે, ફરે ઇન્દ્ર સૂર્ય સર્વ ઠામેરે.
અનુમ્લોચા નામે અપ્સરા, રાક્ષસ વ્યાઘ્ર તમે જાણુજોરે;
શંખપાલ નામે નાગ સુંદર, આસારણ યક્ષ પ્રમાણજોરે.
ભૃગુ નામે મહા મુનિ, ગંધર્વ ઉગ્રસેન નામેરે;
એ ગણ સાથે ભાદ્ર માસે, ફરે વિવસ્વાન્ સૂર્ય સર્વ ઠામેરે.
તિલોત્તમા નામે અપ્સરા, રાક્ષસ બ્રહ્માપેત જાણુજોરે;
કંબલ નામે નાગ સુંદર, શતજિત્ યક્ષ પ્રમાણજોરે.
જમદગ્નિ નામે મહા મુનિ, ગંધર્વ ધૃતરાષ્ટ્ર નામેરે;
એ ગણ સાથે આશ્વિન માસે, ફરે ત્વષ્ટા સૂર્ય સર્વ ઠામેરે.
રંભા નામે અપ્સરા, રાક્ષસ મખાપેત જાણુજોરે;
અશ્વતર નામે નાગ સુંદર, સત્યજિતુ યક્ષ પ્રમાણુજોરે.
વિશ્વામિત્ર નામે મહામુનિ, ગંધર્વ સૂર્યવર્મા નામેરે;
એ ગણ સાથે કાર્તિક માસે, ફરે વિષ્ણુ સૂર્ય સકળ ઠામેરે.
ઉર્વશી નામે અપ્સરા, રાક્ષસ વિદ્યુચ્છત્રુ જાણુજોરે;
મહાશંખ નામે નાગ સુંદર, તાર્ક્ષ યક્ષ પ્રમાણુજોરે.
કશ્યપ નામે મહામુનિ, ગંધર્વ ઋતસેન નામેરે;
એ ગણ સાથે માર્ગશિર્ષ માસે, ફરે અંશુ સૂર્ય સકળ ઠામેરે.
પૂર્વચિત્તિ નામે અપ્સરા, રાક્ષસ સ્ફૂર્જ તમે જાણુજોરે;
કર્કોટક નામે નાગ સુંદર, ઊર્ણુ યક્ષ પ્રમાણુજોરે.
આયુ નામે મહા મુનિ, ગંધર્વ અરિષ્ટનેમિ નામેરે;
એ ગણ સાથે પોષ માસે, ફરે ભગ સૂર્ય સકળ ઠામેરે.
ધૃતાચી નામે અપ્સરા, રાક્ષસ વાત તમે જાણુજોરે.
ધનંજય નામે નાગ સુંદર, સુરૂચિ યક્ષ પ્રમાણુજોરે.
ગૌતમ નામે મહા મુનિ, ગંધર્વ સુષેણ નામેરે;
એ ગણ સાથે માઘ માસે, ફરે પૂષા સૂર્ય સર્વ ઠામેરે.
સેનજિત્ નામે અપ્સરા, રાક્ષસ વેર્ચ્ચા જાણુજોરે;
ઐરાવત નામે નાગ સુંદર, ઋતુ યક્ષ પ્રમાણુજોરે.
ભરદ્વાજ નામે મહા મુનિ, ગંધર્વ વિશ્વ નામેરે.
એ ગણ સાથે ફાલ્ગુન માસે, ફરે પર્જન્ય સૂર્ય સકળ ઠામેરે.
આ સૂર્યની સર્વ વિભૂતિ, સ્મરણમાં જે જન ધરેરે;
પાપ તેનાં નાશ પામે, મુકિત તેને સદ્ય મળેરે.
વાલખિલ્ય ઋષીઓ રથ આગળ, મંત્ર અર્ઘ અર્પણ કરેરે;
અસુર બળિયા પરાક્રમી તે, ઉદક છાંટે સૌ મરેરે.
પાછે પગે ચાલે ઋષી, શ્રી સૂર્ય સામી દૃષ્ટિ રાખે સદારે;
સકળ દૈત્યના નાશ કરીને, હરે રવિની આપદારે.
એણે પ્રકારે સૂર્ય મંડળ, મેરૂ તણી પાછળ ફરેરે;
એમ બાર માસે બાર રાશી, સૂર્યનિ ગતિ વિસ્તરેરે.

**વલણ.**

સૂર્ય પ્રભાવ ગતિ એમ, બુદ્ધિમાને કથા કહી;
વિપ્ર વલ્લભ કર જોડી કહે,શ્રોતા બોલો જયજયીરે.

**ઇતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે એકાદશો–ધ્યાયઃ ॥૧૧॥**

# અધ્યાય ૧૨ મો.*

## કડવું ૧૨ મું—રાગ ધન્યાશ્રી-દેશી ફેર.

સુતપુરાણીકે શૌનક ઋષીને, કથા વિસ્તારી કહી;
તે સાંભળી આનંદ પામ્યા, રામ ભક્તિ હૃદય રહી.
નમસ્કાર કીધા પુરાણીકને, ભાવ શું પૂજ્યાં તહીં;
ભાગવત કથા પુરાણ સુણી, ઋષી હરખ પામ્યા મનમહીં.
નારાયણની કથા કહી વળી, અન્ય પુરાણે છે ઘણી;
પ્રથમ† પરીક્ષિતનું આખ્યાન કહ્યું, શોભા હસ્તિનાપુરતણી.
નારદજીનું આખ્યાન સુંદર, વર્ણવ્યું છે વિસ્તારથી;
પરીક્ષિતે અન્ન જળ ત્યાગીયું, એ વર્ણવ્યું છે મૂળથકી.
વળી યોગાભ્યાસ માંડી કહ્યો, અવતાર સઘળાની કથા;
બ્રહ્મા કમળથી નીપન્યા તે, વિસ્તારીને કહ્યું જથા.
વિદુર મૈત્રેયનો સંવાદ કહ્યો, ઉદ્ધવ ને શ્રીકૃષ્ણનો સહી;
બ્રહ્માંડની ઉત્પત્ત આદ, માયાની સૃષ્ટિ કહી.
કાળ સૂક્ષ્મ ને સ્થૂળ બેઉ, વૃત્તાંત સૌ માંડી કહ્યું;
વળી સ્વર્ગ લોક મૃત્યુની લીલા, પાતાળમાં જે જે રહ્યું.
ત્રિભુવનના લોકની રચના, શ્રીશંકરની પૂજા કહી;
અજે અર્ધ નારી ને અર્ધ નરની, દેહી પોતે ધરી સહી.
સંતરૂપ આદે સ્ત્રીની માયા, બ્રહ્માના પુત્ર કહ્યા ઘણા;
ઋષી કપિલજીએ મનોરથ સૌ, પૂર્ણ કર્યા માતા તણા.
દક્ષ પ્રજાપતિનો યજ્ઞ ધ્વંસ કરીને, શંકરનો ગણ ગયો;
ધ્રુનું ચરીત્ર સઘળું કહ્યું, જે અચળ આકાશે રહ્યો.
પૃથુરાયનાં ચરીત્ર કહ્યાં, પ્રાચીન બર્હી રાજા ભલો;
પ્રિયવ્રતનો સંવાદ કથ્યો, ઋષી નારદને વનમાં મળ્યો.
નાભિ રાજાનાં ચરિત્ર કહ્યાં, ઋષિ ભૂદેવ કેરાં અતિ ઘણાં;
અનેક ચરિત્ર કહ્યાં વિસ્તારી, ભૂપતિ જડભર્ત તણાં.
સાતે દ્વિપનાં નામ કહ્યાં, ભૂગોળ ખગોળ સાથે સહુ;
પાતાળ રચના કહી સઘળી, વર્ણવી વિસ્તારી બહુ.
નરકની સ્થિતિ કહી સઘળી, રચના સૌ કરી યમપૂરી;
પ્રચેતાના જન્મ સાથે, તેની પ્રજા નામે શુભ દીકરી.
ત્વષ્ટા પ્રજાપતિનો પુત્ર, વૃત્રાસુરતણો મહિમા કહ્યો;
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ મારી, પ્રલ્હાદનો પ્રભુએ કર ગ્રહ્યો.

---

* આ બારમા અધ્યાયમાં પ્રથમ સ્કંધથી માંડી આ પુરાણમાં કહેલા મુખ્ય મુખ્ય સર્વ વિષયોની અનુક્રમણિકા સંક્ષેપથી કહી છે તે કથા પ્રસંગ છે.

† પ્રથમસ્કંધમાં.

મન્વંતરનાં ચરિત્ર આદ, ગજેન્દ્ર મોક્ષની કહી કથા;
શ્રીનારાયણ નારદ ઋષીનાં, ચરિત્ર સર્વ કહ્યાં જથા.
સમુદ્ર મંથન દેવ કારજ, દેવતા દૈત્યે સાથે કર્યું;
તે સમે વિષ નીકળ્યું તે, સદાશીવે કંઠે ધર્યું.
દેવ દૈત્યનાં યુદ્ધ કહ્યાં, સંગ્રામ સઘળો વિસ્તરી;
સકળ ભક્ષ કર્યો નૃપ તે, સચંદ્ર રાજા કીર્તિ ખરી.
ચ્યવન ઋષીનાં નેત્ર ફોડયાં, તે કન્યા ઋષીયે વરી સહી;
આખ્યાન કાકસ્થળ રાયનું, ખટવાંગ કેરી કથા કહી.
માંધાતા સૌભરિ ઋષી, પરશુરામનાં પરાક્રમ કહ્યાં;
શ્રીરામચંદ્રનાં ચરિત્ર જે જે, જ્ઞાન બુદ્ધિયે લહ્યાં.
નિમિરાજા નાશ પામ્યો, જનક રાય ઉદય થયો;
પર્શુરામે નક્ષત્રી ભૂ કીધી, તે મહિમા માંડી કહ્યો.
નક્ષત્રી પૃથ્વી કરીને, બ્રાહ્મણને આપી સહુ;
રવિ શશિવંશી રાય કહ્યા જે, નામાંકિત હવા બહુ.
યયાતિ રાયનો યદૂ સુત તેથી, યાદવો પ્રગટયા ઘણા;
શ્રી કૃષ્ણજી ત્યાં અવતર્યા, હરી રક્ષક સંત સાધુ તણા.
દેવકી ઉદરે અવતર્યા હરી, પાર કો પામે નહીં;
પૂતનાં શોષી શકટ ભાંગ્યું, અનેક દૈત્ય હણ્યા તહીં.
વત્સ બકાસુર સંહાર્યા પ્રલંબ, ભંગ ધનુષ યજ્ઞનો વળી;
કાળી નાથ્યો નાથજીયે, ઉગારી ગોપની મંડળી.
નંદજીને સર્પે ગળ્યા, ત્યાંથી મેલાવી લાવ્યા હરી;
ગોપીકાનાં ચીર હરીને, કદંબપર બેઠા ચડી.
ઋષી પત્નિને દયા કીધી, બ્રાહ્મણનું દુઃખ ટાળીયું;
ગોવર્ધન તોળ્યો ગાયો ચારી, ધેનુકુળ ઘણું પાળીયું.
યજ્ઞાભિષેક કીધો રાસ રમીને, ગોપિકાને સુખી કરી;
શંખચૂડ સંહારીયો, દૈત્ય અરિષ્ટ ટાળ્યાં મહાબળ ભરી.
કેશી અશ્વવેશે હણ્યો પછી, અક્રુર તેડવા આવીયા;
રામકૃષ્ણ મથુરાં ગયા તે, નગ્રમાં સૌને ભાવીયા.
ગોપીકાયે વિલાપ કીધા, હરી યમુનાતટ આવ્યા સહી;
અક્રૂરને વૈકુંઠ દેખાડયું, કુવલયાપીડ હણ્યો જઇ.
મુષ્ટીક ને ચાણુર માર્યા, જેમલ પાંચે બળીયા હતા;
કંસ માર્યો કૃષ્ણજીએ, મથુરાં માંહિ થયા છતા.
ઉગ્રસેનને રાજ્ય આપ્યું, સંદીપગુરૂને કુંવર વળી;
મથુરાંવાસી યાદવ કેરી, દુઃખ આરત સઘળી ટળી.
ઉધ્ધવ રામ સમેત સૌ પ્રજાને, કૃપા કીધી શ્રીહરી;
રાય જરાસંધનું કટક માર્યું, જે સત્તર વાર આવ્યો ફરી.

દ્વારિકા વસી પારિજાતિક, સત્યભામાને આપીયું;
સુધર્મે સંભાર્યો રૂકિમણી હરી, ભય દુઃખ તેનું કાપીયું.
પછી ઉષાહરણ સંગ્રામમાં, મહાદેવ મોહ પામ્યા સહી;
બાણાસુરના હસ્ત છેદ્યા, નર્કાસુરને હણ્યો જઇ.
સોળ સહસ્ર સ્ત્રી નીજ ઘેર લાવ્યા,જુજવી એક લગ્ને વરી;
પુંડરિક વાસુદેવ કાશી રાજાશું, હણ્યો શાલવ શ્રીહરી.
દંતવકત્ર માર્યો શંબર માર્યો, મોરૂ દૈત્ય હણ્યો સહી;
પાંચ જન્ય દૈત્ય હણીને લાવ્યા, લક્ષ્મી ઘર હાથે ગૃહી.
પૃથ્વી ભાર ઉતારીયો, પાંડવને દયા કીધી ઘણી;
વિપ્ર શાપે હણ્યા યાદવ, ક્ષય કર્યો ઇચ્છા આપણી.
શ્રી કૃષ્ણજી ઉદ્ધવનો સંવાદ, કથા કહી વિસ્તારી;
આત્મજ્ઞાન યોગાભ્યાસ કરી, વૈકુંઠ પધાર્યા શ્રીહરી.
ચાર યુગનાં કહ્યાં લક્ષણ, કળિ યુગનાં લક્ષણ કહ્યાં;
ચાર પ્રકારના કહ્યા પ્રલય, વેદથી વિષ્ણુ લહ્યા.
એ ધર્મો કહ્યા સર્વ પ્રકારના, ઉત્પત્તિ સર્વ માંડી કહી;
રાય પરીક્ષિતનો દેહ ત્યાગ પછી, વેદશાખા સર્વે લહી.
માર્કંડેય ઋષીનું આખ્યાન ને, મહા પુરૂષની વર્ણન કથા;
સૂર્ય મંડળની કથા કહી,હરીએ અવતાર લીધા સર્વથા.
એ દ્વાદશસ્કંધ ભાગવત કથા, સાંભળે નર નારી સહી.
તેને કૃપા કરે બહુ અવિનાશજી, યમકિંકર પીડે નહીં;
એ કથા શ્રવણે પાન કરતાં, સાધુજન થાયે સહુ;
પવિત્ર દેહી થાય સહી, શ્રી હરી કરૂણા કરે બહુ.
પરમેશ્વરનાં ચરિત્ર ગાતાં, સકળ સુખને પામીએ;
અનેક પાપ જે અનેક જન્મનાં, તેહ સઘળાં વામીએ.
સત્કર્મ જે સંસાર માંહે, અવતરીને કીજીએ;
તેહ સમર્પવાં સૌ વિષ્ણુને, કર પ્રેમ પ્રીતે દીજીએ.
સુતપુરાણીએ શૌનક ઋષીને, કથા એ વિસ્તારી કહી;
સકળ પ્રાણી થાય પાવન, ગોવિંદ ગુણ ગૃહતાં રહી.
કામ ક્રોધ મોહ માયા તજીને, ભજન કરો ગોવિંદનું;
સંસાર વિષયા વિસારીને, શરણ ગૃહજો ભક્તનું.
ભાવશું ભગવાન ભજીએ, ભૂધરની ભકિત કરી;
કર જોડી વલ્લભ ભણે, શ્રીહરી હરી પ્રભુ શ્રીહરી.

---

### કડવું ૧૩ મું-રાગ રામગ્રી.

એણી પેરે બોલ્યા સૂતપુરાણીજી,શૌનક સુણજો આનંદ આણીજી;
ગંગાતટ સાંનિધ્યપરીક્ષિત રાયજી, શ્રીવ્યાસનંદને કહી કથાયજી.

### ચાલ.

એ હરી કથા કહી છે વ્યાસ પુત્રે, પરીક્ષિતને સાર;
સકળ મુનિવર દેખતાં, પરીક્ષિત હવા ઉદ્ધાર.
અનેક ઋષીવર તે સ્થળે હતા, ગંગાતટ સન્નિધાન;
શુક મુનીયે કથા કહી ત્યાં, કેવળ હરી રસજ્ઞાન.
હુંએ ત્યાં બેઠો હતો, મેં સાંભળ્યું છે જેહ;
અનુક્રમે વિસ્તારી, તમ પ્રત્યે મેં કહ્યું તેહ.
આખ્યાન આ કો સાંભળે, ભાગવત કથા વિસ્તાર;
તેને કૃપા કરે કમળાપતિ, મુકુંદ વિશ્વાધાર.
શ્લોક અથવા પાદ કે ફાકું, જાણે ભાવે જેહ;
અકેક અક્ષર સાંભળે જન, થાય પાવન દેહ.
ભાગવત કથા શ્રવણે સુણેથી, હોયે સ્વર્ગમાં વાસ;
પદ પામીયે પરબ્રહ્મનું, કૃપા કરે અવિનાશ.
પુષ્કર આદે તીર્થનું ફળ, નિજ ઘર બેઠે થાય;
દ્વારિકાં કાશી મથુરાં ગોકુળ, વાસ કર્યાનું ફળ થાય.
સાત દિવસમાં સાંભળે તથા, માસ વર્ષ પર્યંત;
જ્ઞાન ધરી હરી કથા સુણે તો, કૃપા કરે ભગવંત.
સંસારનાં કૃત સકલ પાતક, મનસા વાચા કાય;
નવ દ્વારથી તે નાશ પામે, દેહી નીર્મળી થાય.
દેવ પિતૃ મનુષ્યની, મન કામના શુભ હોય;
નર નારને સુકુમાર પ્રાણી, પવિત્ર થાયે સોય.
ભાગવત સુણે પાપ જાયે, અનેક ભવનાં જીર્ણ;
અર્શોધ જેમ અંધકાર ટળે, કશ્યપ સુતને કીર્ણ.
ભણે ભણાવે સાંભળે તેની, સકળ પહોંચે આશ;
ધર્મ અર્થ ને કામ મોક્ષ હોય, પૂર્ણ પ્રાપ્તિ પ્રકાશ,
વેદ ચારે ભણવાનું ફળ, સકળ પૃથ્વી દાન;
કથા શ્રવણથી કરૂણા કરે, શ્રીપુર્ણ બ્રહ્મ ભગવાન.
દ્વિજ ભણે બ્રહ્મજ્ઞાની હોયે, ભૂપ ચક્રવર્તી સાર;
જન વૈશ્યધન પામે બહુ, મહા અખુટ પારાવાર.
શૂદ્રનાં સૌ પાપ જાયે, અંગ નિર્મળ થાય;
અવિનાશી પ્રભુ અનેક રૂપે, કરે આવી સહાય.
અનેક રૂપે વિષ્ણુ છે, ત્રૈલોક્યમાં નિરધાર;
ઇંદ્ર બ્રહ્મા રૂદ્ર આદ, કો ન પામે પાર.
એવું જાણી પરમેશ્વરની, ભક્તી કરજો પર્મ;
સકળ પુન્ય થકી અધિક છે, જે ભક્તિ મારગ ધર્મ.
પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુ, પરિબ્રહ્મ જે કહેવાય;
ભાગવત વિષે પદ પદે, ગાયો વિષ્ણુ વૈકુંઠરાય.

અજરામર હરી અંતર છે, નિરાકાર સાકાર;
વ્યાપક ઉત્પત્ત પાલક પ્રલય, કરે તે ક્ષણમાં સાર.
ત્રિભુવનપતિ પરબ્રહ્મને, ભાવે કરો પ્રણામ;
જેનો પાર બ્રહ્મા ન લહે, હરી સકળ વ્યાપક રામ.
નારાયણની ભક્તિ કરતાં, આપે મુક્તિ શ્યામ.
સ્વર્ગમહીં વાસો વસે, શ્રી વિષ્ણુનું જ્યાં ધામ.
આત્મા પરાત્મા વિષે છે, સ્વયં પરિબ્રહ્મ પ્રકાશ;
સ્થાવર જંગમ રહ્યો વ્યાપિ, આત્મ અકળ અવિનાશ.
કેવળ જ્ઞાની સકલ રૂપે, દેવાધિનો એ દેવ;
પ્રણામ તેને પુરાણીકે, કરજોડી કીધો એવ.
પ્રણામ શ્રી શુકને કરૂં, જેણે પરીક્ષિત થયો ઉદ્ધાર;
સાત દીન શ્રી ભાગવત કથા, સાંભળી પામ્યો પાર.
તેવા શ્રી શુકદેવજી સ્વયં, આત્મ સાક્ષી હોય;
પંચેંદ્રિયના સ્વાદથી અળગા, સંસાર છુટ્યો સોય.
સદાકાળ શ્રી વિષ્ણુને ચર્ણે, રાખીયું મેં મન;
શ્રી વિષ્ણુ લીલા વર્ણવી, પરીક્ષિત કર્યો પાવન.
તે માટે શુકને નમી, કરૂં કોટાન કોટિ પ્રણામ;
ગુણગ્રામ હરીના હ્રદય રાખો, પહોંચે મનની હામ.
વ્યાસ વાલ્મિક ઋષીને, પ્રેમે કરૂં નમસ્કાર;
સુતપુરાણીક શૌનક પ્રત્યે, કીર્તિ કરે વિસ્તાર.
વર્ણ મધ્યે શ્રેષ્ઠ બ્રાહ્મણ જે, વિષ્ણુ મુખથી ઉત્પન્ન;
પણ જેણે પૂજ્યા વિપ્રને, તેણે પૂજ્યા જગજીવન.

વળણ.

તેણે પૂજ્યા જગજીવન નિશ્ચે, સાંભળજો શૌનક મુનિરે;
બારમો અધ્યાય થયો પૂરણ, દ્વાદશસ્કંધ ભાગવત ધ્વનિરે.

**ઈતિ શ્રીમદ્ભાગવતે દ્વાદશસ્કંધે દ્વાદશમોધ્યાયઃ ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.*

**કડવું ૧૪ મું-રાગ ધન્યાશ્રી.**

શ્રી મહાદેવ માર્કંડેય ઋષિનો, જેહ થયો સંવાદજી;
પ્રથમ પ્રણામ તેને કીજે, જેહ સ્વરૂપ અનાદજી.
ઇન્દ્ર બ્રહ્મા મહા રૂદ્ર સ્તવે, નિરંતર તેનું નામજી;
બ્રહ્મ સ્વરૂપ અનાદિ અદભુત, કરૂં તેને પ્રણામજી.
કુમાર* અવતારને નમું વળી, મંદરાચળધર જેહજી;
શેષશાઇ સ્વરૂપ સ્વામિજી, અકળ સ્વરૂપ છે એહજી.
જેને શ્વાસે સમુદ્ર લહેરે, તેને કરૂં નમસ્કારજી;
સઘળે વ્યાપક વિશ્વરૂપ છે, વિશ્વંભર વિશ્વાધારજી.
પુરાણ શ્રવણથી મહા સુખ પામે, નિર્મળ થાયે મનજી;
શ્રોતા વકતા ને જન પૂજક, સર્વે થાએ પાવનજી.
અનેક યજ્ઞ દાન ફળ પામે, સકળ તીર્થ ફળ હોયજી;
હવે શ્લોક પુરાણ તણી કહું સંખ્યા, સાંભળજો સૌ કોયજી.
પ્રથમ બ્રહ્મ પુરાણના શ્લોક, દશ સહસ્ર કહેવાયજી;
પદ્મ પુરાણના પંચાવન સહસ્ર, ગણિત શ્લોક સંખ્યાયજી
ત્રેવીશ સહસ્ર શ્લોક **વિષ્ણુ** પુરાણનું વર્ણનજી;
**શીવ**પુરાણના ચોવીશ સહસ્ર, શ્લોક સંખ્યા માનજી.
**શ્રીમદ્ભાગવત**પુરાણે, શ્લોકસંખ્યા સહસ્ર અઢારજી;
**નારદીય** પુરાણ પચીશ હજારની, ગણિત સંખ્યા સારજી.
**માર્કંડેય** પુરાણનું નવ સહસ્ર, શ્લોકે કીધું વખાણજી;
પંદર સહસ્રની ઉપર ચારસેં, સંખ્યા **અગ્નિ** પુરાણજી.
ચૌદ સહસ્રની ઉપર પાંચસેં, **ભવિષ્યોત્તર** કહેવાયજી;
**બ્રહ્મવૈવર્ત** પુરાણની સંખ્યા, સહસ્ર અઢાર થાયજી.
**લિંગ**પુરાણના શ્લોક એકાદશ, સહસ્ર સંખ્યા માનજી;
**વરાહ** પુરાણ સહસ્ર ચોવિશ, શ્લોકનું આખ્યાનજી.
**સ્કંદ** પુરાણ એકાશી સહસ્ર છે, શત એક શ્લોક સંખ્યાયજી;
**વામન** પુરાણ દશ સહસ્ર, સંખ્યા શ્લોકથી પૂરણ થાયજી.
સતર સહસ્ર શ્લોક વડે છે, કૂર્મ પુરાણનું જ્ઞાનજી;
**મત્સ્ય** પુરાણ ચૌદ સહસ્ર શ્લોકમાં, વર્ણન શ્રી ભગવાનજી.
ઓગણીશ સહસ્ર શ્લોકની કથા છે, **ગરૂડ** પુરાણ વિસ્તારજી;
દ્વાદશ સહસ્ર **બ્રહ્માંડ** પુરાણ, સંખ્યા છે તેની સારજી.
અઢાર પુરાણતણી એ સંખ્યા, વર્ણન વિવિધ પ્રકારજી;
વળી સવા લક્ષ **મહાભારત** છે, ઇતિહાસ કથા સારજી.
સપ્ત કાંડ **રામાયણે** લીલા, ઋષી વાલ્મિક કૃત કહેવાયજી;
તે આદ ઇતિહાસ કથા બહુ, તેનો પાર ન થાયજી.
અનેક કથા હરી લીલા વર્ણન, ગોવિંદ ગુણ વિસ્તારજી;
સકળ પુરાણનું સાર તત્વ છે, શ્રીભાગવત નીરધારજી.
અઢાર સહસ્ર શ્લોકનું વર્ણન, સાંભળશે જન જેહજી;
નર નારી સૌ કુટુંબ સંગાથે, પાવન થાશે દેહજી.
ભાગવત આદિ, મધ્ય, અંત્યે, વિષ્ણુ સર્વત્ર વાસજી;
નારાયણે કહ્યો પ્રજાપતિને, મહિમા તેનો ખાસજી.

---

* આ તેરમા અધ્યાયમાં પુરાણોની સંખ્યા તથા શ્રીમદ્ભાગવતના વિષય તથા પ્રયોજનાદિક કહેલા છે, તે કથા પ્રસંગ છે.

* સનકાદિક ઋષિ.

સકળ વ્યાપક છે વિશ્વંભર, તેનું લઇએ નામજી;
સંસાર સાગર ઉતારે શીઘ્રે, તારક મંત્ર શ્રી રામજી.
મન મધ્યે વૈરાગ્ય ધરીને, ભક્તિ હરીની કરવીજી;
સર્વ શાસ્ત્રનું સાર લહી, હરી ચર્ણે મનસા ધરવીજી.
હરી, હર, બ્રહ્મા, એક જાણવા, અદ્વૈતરૂપ બોલાયજી;
તે એક પરમેશ્વર સઘળે વ્યાપક, સ્થાવર જંગમ માંયજી.
ભાગવતનો મહીમા પુરાણે, સાંભળજો નિરધારજી;
ભાદ્રપદ માસની પૂર્ણે માસીયે, દાન એનું બહુ સારજી.
મંદિરમાં સિંહાસન માંડી, તે ઉપર મેહેલો પુરાણજી;
પ્રથમ પૂજા શ્રી ભાગવત કીજે, પછી વ્યાસ નીરવાણજી.
અર્ઘ્ય આરતી ધૂપ દીપ કરી, દ્વિજને નમીયે પાયજી;
અનેક સ્તુતિ કીજે સાંનિધ્ય રહી, જન્મ કૃતારથ થાયજી.
સુપાત્ર જ્ઞાતા બ્રાહ્મણ જોઇ, કીજે પુસ્તક દાનજી;
દક્ષિણા સહ શુભ વસ્ત્ર સમર્પીએ, શ્રીફળ ફોફળ પાનજી.
શ્રી ભગવાન કૃપા કરે તેને, અવસાને લે પાસજી;
ભાગવત દાન સમાન પુણ્યકો, નથી અન્ય પ્રકાશજી.
સકળ વેદનું સાર શ્રી ભાગવત, બ્રહ્મ નિરૂપણ હોયજી;
સંસાર સુખ સ્વપ્નવત જાણીયે, અનુભવિ જો જોયજી.
શ્રીમદ્‍ભાગવત રૂપી અમૃત, પાન કરે જન જેહજી;
તેને અન્ય પ્રીતિ ન હોયે, પુરાણ શ્રેષ્ઠ છે એહજી.
જ્યાં લગી ભાગવત ન સાંભળ્યું, ત્યાં લગી અન્ય પુરાણજી;
સકળ શાસ્ત્રનું તત્વ શ્રી ભાગવત, ચરિત્ર સારિંગપાણજી.
નદી સર્વમાં શ્રેષ્ઠ સરિતા, ગંગાજી કહેવાયજી;
સકળ વિષ્ણુ ઋષિમાં, શુભ વચન શુક ઋષીરાયજી.
સર્વ દેવના દેવ પોતે, વિષ્ણુ વૈકુંઠ ભૂપજી;
અવિનાશી અંતરયામી, હરી પૂર્ણ બ્રહ્મ સ્વરૂપજી.

વૃક્ષ સર્વમાં અશ્વત્થ જાણીયે, ઉચ્ચિશ્રવા હય જાતજી;
વર્ણાશ્રમમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, એમ બોલે વૈકુંઠ નાથજી.
ગીરીમાં કનકાચળ કહીયે, ગજમાં ઐરાવત જાણજી;
તેમ સકળ પુરાણ મધ્યે, શ્રીમદ્‍ભાગવત પ્રમાણજી.
વૈષ્ણવ નિર્મળને મન વલ્લભ, એ પરમહંસ છે ધર્મજી;
જેમાં નિરાકાર સાકાર ચૈતન્યમાં, સઘળે ભાસે બ્રહ્મજી.
જ્ઞાન વૈરાગ્યનાં કર્મ બોલે, ભાગવતમાં નિરધારજી;
એ કથા જે ભણે ભણાવે, સાંભળશે નરનારજી.
પ્રીતે શ્રવણ કરે જે પ્રાણી, સંસાર થકી મૂકાયેજી;
એ શ્રી ભાગવત શ્રી વાસુદેવને, પ્રણમી નમિયે પાયેજી.
શ્રી નારાયણે સર્વ ધર્મના, બ્રહ્માને ઉપદેશ દીધોજી;
કૃપા કરે તે કમળાપતિ સહુને, હરી વેદ પુરાણે પ્રસિધ્ધોજી.
ગર્ભજોગી શુકને નમું ચર્ણે, શ્રી વ્યાસજીને નમસ્કારજી;
જેણે બ્રહ્મ નિરૂપણ કથા કહીને, પરીક્ષિત ઉતાર્યો પારજી.
શ્રી ભાગવત કથા સાંભળેથી, પવિત્ર થાય સર્વે પ્રાણિજી;
સકળ ધર્મતણાં ફળ પામે, એમ વેદ વદે મુખ વાણીજી.
શ્રવણ ભક્તિથી અનેક જાતનાં, મહા દારૂણ અઘ વામેજી;
તે સંસાર સુખ સર્વત્ર ભોગવી, અંતે હરીનું પદ પામેજી.

વળણ.

અંતે હરિપદ પામે પ્રાણી, ભાગવત શ્રવણ અમૃતપાનજી;
વિપ્ર વલ્લભ ભણે સર્વે શ્રોતા, શ્રેષ્ઠ ભાગવત પુરાણજી.

**ઇતિ શ્રીમદ્‍ભાગવતે દ્વાદશસ્કંધે ત્રયોદશોધ્યાયઃ ॥ ૧૩ ॥**



# ॥ श्रीमद्भगवद्गीतामाहात्म्य-प्रार्थना-न्यास-ध्यान ॥

गीताशास्त्रमिदं पुण्यं यःपठेत्प्रयतःपुमान् ॥
विष्णोःपदमवाप्नोति भयशोकादिवर्जितः ॥१॥
गीताऽध्ययनशीलस्य प्राणायामपरस्य च ॥
नैव संति हि पापानि पूर्वजन्मकृतानिच ॥२॥
मलनिर्मोचनं पुंसां जलस्नानं दिनेदिने ॥
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥३॥
गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ॥
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥४॥
भारतामृतसर्वस्वं विष्णोर्वक्राद्विनिःसृतम् ॥
गीतागंगोदकं पीत्वा पुनर्जन्म न विद्यते ॥५॥
सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सःसुधीर्भोक्ता दुग्धं गीताऽमृतं महत् ॥६॥
एकं शास्त्रं देवकीपुत्रगीत मेको देवो देवकीपुत्र एव॥
एको मंत्रस्तस्य नामानि यानि कर्माण्येकं तस्य देवस्य सेवा॥७॥

॥इतिश्रीमद्भगवद्गीतामाहात्म्यं समाप्तम्॥

---

## ॥ अथ प्रार्थना ॥

शुक्लांबरधरं विष्णुं शशिवर्णंचतुर्भुजं ।
प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशांतये ॥१॥
नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमं ।
देवीं सरस्वतीं चैव ततोजयमुदीरयेत् ॥२॥
व्यासं वसिष्ठनप्तारं शक्तेःपौत्रमकल्मषं।
पराशरात्मजं वंदे शुकतातं तपोनिधिम् ॥३॥
व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे ।
नमो वै ब्रह्मनिधये वासिष्ठाय नमोनमः ॥४॥
अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अफाललोचनःशंभुर्भगवान् बादरायणिः ॥५॥

॥ इति प्रार्थना ॥

---

## ॥ अथन्यासादिविधिः ॥

श्रीगोपालकृष्णायनमः
ॐअस्यश्रीभगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यासऋषिः :
अनुष्टुप्छंदः ॥ श्रीकृष्णःपरमात्मा देवता ॥
अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इतिबीजं ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेतिशक्तिः ॥
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इतिकीलकं ॥

---

## ॥ अथकरन्यासः ॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकइत्यंगुष्ठाभ्यां नमः ॥
नचैनंक्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः ॥
अच्छेद्योयमदाह्योऽयमक्लेद्योऽशोष्यएव चेति मध्यमाभ्यां नमः ॥
नित्यःसर्वगतःस्थाणुरचलोऽयंसनातन इत्यनामिकाभ्यां नमः ॥
पश्य मे पार्थ रूपाणि शतशोऽथसहस्रश इति कनिष्ठिकाभ्यां नमः॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेतिकरतलकरपृष्ठाभ्यां नम : ॥

॥इति करन्यासः ॥

---

## ॥अथ हृदयादिन्यासः॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः ॥
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसेस्वाहा ॥
अच्छेद्योऽयमदाह्योयमक्लेद्यो शोष्य एव चेति शिखायै वषट् ॥
नित्यः सर्वगतःस्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुं ॥
पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेत्यस्त्राय फट् ॥

॥ इति हृदयादिन्यासः ॥

---

॥ अथ ध्यानम् ॥

श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारते ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी ।
अंब त्वा मनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥
नमोऽस्तु ते व्यासविशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥
प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥३॥
सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनं ॥
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥
भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहिनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥ ६ ॥
पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं ।
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ॥
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा ।
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसिनः श्रेयसे ॥ ७ ॥
मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥
यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवै ।
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो ।
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

॥इति ध्यानम् ॥

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા માહાત્મ્ય—પ્રાર્થના—ન્યાસ—ધ્યાન.

જે મનુષ્ય આંતર ઈંદ્રિય અને બાહ્ય ઈંદ્રિયના નિયમ પૂર્વક સાવધાન થઈ આ પવિત્ર ગીતાશાસ્ત્રનો પાઠ કરે તે ભય અને શોકમાંથી મુક્ત થઈ વિષ્ણુધામમાં જાય છે ૧. ગીતાનો પાઠ કરનારા અને પ્રાણાયામપરાયણ પુરુષનાં પૂર્વ જન્મમાં કરેલાં પાતકો અવશ્ય નાશ પામે છે ૨. મનુષ્યોને શરીરાદિનો મળ ટાળવામાટે પ્રતિદિવસ જળમાં નાહાવું પડે છે; પરંતુ ગીતારૂપ ગંગામાં એક વાર સ્નાન કીધાથીજ તરત સંસારના માનમોહાદિ મળ દૂર થાય છે ૩. બીજાં શાસ્ત્રો વાંચવાથી કંઈપણ ફળ નથી; કેવળ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો અર્થપૂર્વક પાઠ કરવો.(એજ ફળદાયી છે.) કારણ કે જે ગીતા સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનના મુખકમળમાંથી પ્રગટ થયેલી છે ૪. મહાભારતરૂપઅમૃતનું સર્વસ્વ વિષ્ણુના મુખમાંથી પ્રગટ થયેલું શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપ ગંગાજળનું પાન કરવાથી પ્રાણીને ફરીને સંસારમાં જન્મવું પડતું નથી ૫. સર્વ ઉપનિષદને ગાયો સમજવી, દોહનારા શ્રીકૃષ્ણને જાણવા, અર્જુનને વાછડો જાણવો અને ગીતારૂપ અમૃતને ઉત્તમ દૂધ સમજવું; પવિત્રબુદ્ધિ મનુષ્ય આ દૂધનો ઉપભોગ કરે છે ૬.

દેવકીના પુત્ર શ્રીકૃષ્ણે ગાયેલી ગીતાનેજ એક શાસ્ત્ર જાણવું, દેવ પણ એક શ્રીકૃષ્ણનેજ જાણવા, તેમનાં નામોને મંત્ર જાણવા; અને એક તે દેવની સેવાને સતકર્મ માનવું ૭.

**ઈતિશ્રીમદ્‌ભગવદ્‌ગીતામાહાત્મ્ય સંપૂર્ણ.**

---

ગીતાનો પાઠ કરનારા મનુષ્યે શુદ્ધવસ્ત્ર ખભે નાખી બે હાથ જોડી પ્રથમ નીચે પ્રમાણે પ્રાર્થના કરવી.

### અથ પ્રાર્થના.

શ્વેતવસ્ત્ર ધારણ કરનારા, અત્યંત શ્વેતરંગના, ચાર ભુજાવાળા, પ્રસન્ન છે મુખ જેનું એવા વિષ્ણુનું, સર્વવિઘ્નની શાંતિ કરવામાટે ધ્યાન ધરું છું. ૧

નારાયણને, નરમાં ઉત્તમ નરસ્વરૂપને, અને દેવી સરસ્વતીને નમસ્કાર કર્યા પછી ગ્રંથનો આરંભ કરવો ૨. વસિષ્ઠના પૌત્ર, સતિના પુત્ર, પાપરહિત પરાશરના પુત્ર અને શુકદેવના પિતા, તપોનિધિ શ્રી વેદવ્યાસને નમસ્કાર કરું છું. ૩

શ્રીવિષ્ણુરૂપ, સર્વત્ર વ્યાપક, બ્રહ્મસ્વરૂપ વસિષ્ઠના પુત્ર વેદવ્યાસને નમસ્કાર કરું છું. ૪

ચાર મુખ નહીં છતાં પણ બ્રહ્મા જેવા—એટલે વેદ વગેરેના વિભાગ કરનારા, બે બાહુ છતાં ચતુર્ભુજ વિષ્ણુ જેવા-એટલે વિષ્ણુના અવતારરૂપ, લલાટમાં નેત્ર નહીં છતાં શંકર જેવા-એટલે સર્વનું કલ્યાણ કરનારા ભગવાન વેદવ્યાસનો જયજય. ૫

---

### અથ ન્યાસાદિવિધિ.

આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતારૂપ મંત્રના ઋષિ ભગવાન્ વેદવ્યાસ છે; તે મંત્રનો છંદ અનુષ્ટુપ્ છે; તે મંત્રના અધિષ્ઠાતા દેવતા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. તે મંત્રનું બીજ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्चभाषस (તું ન શોચવા લાયક વસ્તુનો શોચ કરે છે અને બુદ્ધિમાનના જેવું બોલે છે.) આ છે; તે મંત્રની શક્તિ सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज (સર્વ ધર્મનો ત્યાગ કરી એક મારે શરણથા) તે છે; તે મંત્રનું કીલક अहं त्वां सर्वपापे

મ્યો મોક્ષયિષ્યામિ માશુચઃ (હું તારો સર્વપાપથી ઉદ્ધાર કરીશ તું શોચ કર મા.) તે છે.

## અથ કરન્યાસ.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यांनमः એમ ભણી બે હાથના બે અંગુઠાનો સ્પર્શ કરવો. नचैनं क्लेदयंत्यापो नशोषयति मारुत इतितर्जनीभ्यांनमः એમ ભણી બે હાથની બે તર્જની (અંગુઠા પાસેની આંગળી)નો સ્પર્શ કરવો.

नित्यःसर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यांनमः એમ ભણી બે હાથની બે અનામિકા (વચલી આંગળી)નો સ્પર્શ કરવો. पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यांनमः એમ ભણી બે હાથની બે કનિષ્ઠિકા આંગળીનો (ટચલી આંગળીનો) સ્પર્શ કરવો.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ્યાં नमः એમ ભણી બન્ને હાથનાં તળીઆં અને તેના પછવાડેના ભાગનો સ્પર્શ કરવો.

## અથ હૃદયાદિન્યાસ.

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः એમ ભણી છાતી ઉપર હાથ અડાડવો. न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा એમ ભણી મસ્તક ઉપર હાથ અડાડવો. अच्छेद्योयमदाह्योयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट् એમ ભણીશિખાને હાથ અડાડવો. नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः इति कवचाय हुं એમ ભણી બન્ને હાથ માથા ઉપરથી નીચે સુધી લઇ જવા. पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रश इति नेत्रत्रयाय वौषट् એમ ભણી બે નેત્રને હાથ લગાડવો. नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेत्यस्त्राय फट् એમ ભણી બે હાથવતી તાળી પાડવી.

## અથ ધ્યાન.

હે માતુશ્રી ભગવદ્ગીતા ! ભગવાન્ નારાયણે પોતે અર્જુનને જે સારી રીતે સમજાવેલાં, પુરાણમુનિ વેદવ્યાસે મહાભારતના મધ્ય ભાગમાં મૂકેલાં, ઈશ્વરના સ્વરૂપરૂપ અમૃતને વર્ષાવનારાં (ઇશ્વર સ્વરૂપ વર્ણવતાં), અઢાર અધ્યાયવાળાં, સંસારનો નાશ કરનારાં, તમારા સ્વરૂપનું હું ધ્યાન ધરૂં છું. ૧.

ઉઘડેલાં કમળના જેવા વિશાળ નેત્રવાળા હે વેદવ્યાસ ! આપની બુદ્ધિ અતિ વિશાળ છે. આપે ભારતરૂપી તેલ પૂરી ગીતારૂપ અનુપમ દીપક પ્રકટાવ્યો છે. ૨.

શરણે આવેલા મનુષ્યની સકળકામના પૂર્ણ કરનારા, ગીતારૂપ અમૃતનું દોહન કરનારા, હાથમાં પરોણી અને લાકડીને ધારણ કરનારા, જ્ઞાનમુદ્રાની મૂર્તિરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર હો ૩. યશોદાના પુત્ર શ્રીકૃષ્ણે અર્જુનને વાછડો કલ્પી સર્વ ઉપનિષદરૂપી ગાયોને દોહી ગીતારૂપ ઉત્તમ અમૃતનું દોહન કર્યું કે જેનો નિર્મળબુદ્ધિ મનુષ્ય ઉપભોગ કરે છે ૪. વસુદેવનાપુત્ર, કંસ અને ચાણુરનો નાશકરનારા, દેવકીને અત્યંત આનંદ ઉપજાવનારા, જગત્ પિતા શ્રીકૃષ્ણને નમસ્કાર હો ૫. પાંડવો શ્રીકૃષ્ણરૂપ કર્ણધારની મદતથી ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યરૂપી બન્ને કિનારામાં જયદ્રથરૂપ જળથી ભરેલી, શકુનીરૂપ કાળાં કમળવાળી, શલ્યરૂપ જેમાં ગ્રાહ છે, કૃપાચાર્યરૂપ જેમાં વાહાણ છે, કર્ણરૂપ મૂળથી આકુળ, અશ્વત્થામા અને વિકર્ણરૂપ ભયંકર મકરમચ્છવાળી, અને દુર્યોધનરૂપ ભમરીથી ભયકર, રણસંગ્રામરૂપી નદીને તરી ગયા. ૬.

વેદવ્યાસના વચનરૂપ સરોવરમાં જન્મેલું, નિર્મળ, હરિકથાને સારો બોધ આપવામાં ઉત્તમ, જગતમાં સજ્જનરૂપ ભ્રમરાવડે વારંવાર હર્ષથી પાન કરાતું ભારતરૂપ કમળ કળિયુગનાં પાપનો નાશ કરવાની ઈચ્છા કરનારા મનુષ્યનું કલ્યાણ કરો. ૭.

જેની કૃપા મૂગાને વાચાળ કરે છે, ને લુલાને પર્વત ઠેકાવે છે, તે પરમ આનંદમૂર્તિ માધવને નમસ્કાર કરૂં છું. ૮.

બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને વાયુઓ, દિવ્યસ્તોત્રો વડે જેની સ્તુતિ કરે છે, સામનું ગાનકરનારા અંગ, પદ અને ક્રમ સહિત ઉપનિષદોવડે જેને ગાય છે, યોગિઓ ધ્યાનથી મનને સ્થિર કરી અંતઃકરણમા જેનાં દર્શન કરે છે, અને દેવ તથા દાનવો જેના છેડાને જાણી શકતા નથી તે દેવને નમસ્કાર હો. ૯.

આવી રીતે ન્યાસ અને ધ્યાન કર્યા પછી પાઠનો આરંભ કરવો.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

## અધ્યાય ૧ લો.

॥ धृतराष्ट्र उवाच ॥

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥१॥

ધર્મ ભૂમિ કુરૂક્ષેત્રમાં, મળી યુદ્ધ ઇચ્છનાર;
સંજય શું કરતા હતા, મુજ સુત, પાંડુ કુમાર. ૧

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમેં, મિલે જુદ્ધ કે સાજ;
સંજય મો સુત પાંડવને, કીનો કૈસો કાજ. ૧

૧ હે સંજય! ધર્મભૂમિમાં કુરૂક્ષેત્રમાં મળેલા યુદ્ધના ઈચ્છાવંત મારા [પુત્રાદિક] ને પાંડવ (તે) શું કરતા હવા?

संजय उवाच ॥

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥२॥

વ્યૂહ સૈન્ય પાંડવતણું, દેખી દુર્યોધન;
ગુરૂ પાસે જઇ તે સમે, બોલ્યો રાય વચન. ૨

પાંડવ સેનાવ્યૂહ લખિ, દુર્યોધન ઢિગ આય;
નિજ આચાર્ય દ્રોણસોં, બોલ્યો ઐસે બાય. ૨

૨ પાંડવનું સૈન્યવ્યૂહે† રચેલું જોયું કે પછી આચાર્યની (દ્રોણની) પાસે જઈને રાજા (દુર્યોધન) વચન બોલ્યો (કે)—

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥३॥

જુઓ ગુરૂ પાંડવતણી, સેના મોટી એહ;
રચેલ દ્રુપદ સુતેંજ, તમ શિષ્ય ચતુર છે જેહ. ૩

પાંડવ સેના અતિ બડી, આચાર્યહિ તૂં દેખ;
ધૃષ્ટદ્યુમ્ન તવ શિષ્યનેં, વ્યૂહ રચ્યોહિ બિશેખ. ૩

૩ હે આચાર્ય! જો આ પાંડુ પુત્રોની મોટી સેના વ્યૂહે રચેલી તારા શિષ્ય બુદ્ધિમાન્ દ્રુપદ પુત્રે (ધૃષ્ટદ્યુમ્ને).

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥४॥

એમાં શૂરા, યુધ વિશે, અર્જુન ભીમ સમાન;
મહાધનુષી, મહારથ દ્રુપદ, વિરાટ ને યુયુધાન. ૪

સૂર ધનુષધારી બડે, અર્જુન ભીમ સમાન;
દ્રુપદ મહારથી ઔર પુનિ, હૈ બિરાટ યુયુધાન. ૪

૪ એ સેનામાં શૂરા, મોટાં ધનુષ્યને ધરવાવાળા, ભીમાર્જુન સમાન યુયુધાન (સાત્યકી) ને વિરાટ ને દ્રુપદ મહારથી*

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥

ધૃષ્ટકેતુ ને ચેકિતાન, બલીષ્ટ કાશીરાજ;
પુરૂજિત કુંતીભોજ નર, શ્રેષ્ટ શૈબ્ય મહારાજ. ૫

ધૃષ્ટકેતુ અરુ કાશિપતિ, ચેકિતાન બલવંત;
કુંતિભોજ અરુ શૈબ્યપુનિ, પુરુજિત્ શત્રુ નિકંત. ૫

૫ ધૃષ્ટકેતુ ને ચેકિતાન ને કાશિરાજ પરાક્રમી, પુરૂજિત ને કુંતિભોજ ને શૈબ્ય પુરૂષમાં શ્રેષ્ઠ (તે પણ).

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

યુધામન્યુ પરાક્રમી, ઉત્તમૌજા બળવાન;
દ્રૌપદિ સુત, અભિમન્યુ એ, સર્વ મહારથિ જાણ. ૬

યુધામન્યુ અરુ વિક્રમી, ઉત્તમૌજા રણ ધીર;
દ્રૌપદિસુત અભિમન્યુ યહ, મહારથી બલવીર. ૬

૬ અતિશૂર યુધામન્યુ ને પરાક્રમી ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર (અભિમન્યુ) ને દ્રૌપદીના પુત્ર (પ્રતિવિંધ્યાદિક) બધાએ મહારથી.

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

દ્વિજવર જાણો તે હવે, શ્રેષ્ટ આપણા જેહ;
મુજ સેનાપતિ આપને, જણાવવા કહું તેહ. ૭

મો સેનામો જો બડે, સમઝિનિયે દ્વિજરાજ;
નીકે જાનત મમ તિન્હે, પુરે જુદ્ધકે કાજ. ૭

૭ હે ઉત્તમ બ્રાહ્મણ! અમારા તો જે મોટા તેને જાણ; નાયક મારા સૈન્યના; સારી જાણને અર્થે કહું છું તુને (કોણ કોણ) તે.

* ધર્મક્ષેત્ર એવું કુરુક્ષેત્ર. સરસ્વતી ને યમુના એ બેની વચમાંનો પ્રદેશ તે ધર્મક્ષેત્ર, ને એમાંનો એક ભાગ તે કુરુક્ષેત્ર.

† વ્યૂહ—ચક્ર, કમળ, ગાડું, શ્યેન, ગરૂડ એવો આકાર. અહીં સૂચિ વ્યૂહ.

* મહારથી—દશ હજાર ધનુર્ધારી યોદ્ધા સામાં એકલો યુદ્ધ કરે, વળી શસ્ત્ર શાસ્ત્ર જાણે તે.

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।
अश्वत्थामा विकर्णश्च सोमदत्तिस्तथैव च ॥८॥

આપ ભીષ્મ ને કર્ણ વલિ, કૃપ રણજીતંજ જેમ;
વિકર્ણ ને ભૂરિશ્રવા, અશ્વત્થામા તેમ. ૮

તુમ અરુ ભીખમ કરણ કૃપ, જિહ અજીત સંગ્રામ;
ભૂરિશ્રવા વિકરણ અરુ, અશ્વત્થામા નામ. ૮

૮ યુદ્ધને જિતનાર એવો તું, વળી ભીષ્મ, વળી કર્ણ, વળી કૃપ; અશ્વત્થામા, વળી વિકર્ણ, અને સૌમદત્તિ (ભૂરિશ્રવા) પણ તેવોજ.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥९॥

બીજા પણ શૂરા ઘણા, મમાર્થ જિવ ત્યજનાર;
યુધમાં સર્વે કુશળ છે, વિવિધ શસ્ત્ર ધરનાર. ૯

ઔર શૂર બહુત હૈ, મોલગ તજત પરાન;
ભાત ભાત આયુધ લિયે, સબ જુધકોં બલવાન્. ૯

૯ બીજા બહુએ શૂરા મારે માટે પ્રાણ તજવાને નિશ્ચયવાળા નાના પ્રકારનાં શસ્ત્રસાધનવાળા, યુદ્ધમાં નિપુણ સર્વે (છે).

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥१०॥

પણ એ રક્ષિત ભીષ્મથી, બળ આપણું અસમર્થ;
ભીમે રાક્ષત એમનું, આ બળ દિસે સમર્થ. ૧૦

મો સેના સમરથ નહિ, ભીખમ રાખત તાહિ;
પરસેના સુસમર્થ હૈ, રાખત ભીમ સુચાહિ. ૧૦

૧૦ અમારૂં બળ (સૈન્ય) ભીષ્મે રક્ષિત છતે અપૂર્ણ (અસમર્થ) (ને) પૂર્ણ તો આ એઓનું ભીમે રક્ષિત (ભાસેછે).

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥

માટે સૌ માર્ગો વિશે, વિભાગથી થૈ સ્થીત;
આપ બધા ચોમેરથી, રક્ષો ભીષ્મ ખચીત. ૧૧

આસપાસ મો વ્યુહકે, તુમ સબ પ્રગટે હોહુ;
ભીખમકી રચ્છા કરો, ધરિકે મનમો કોહુ. ૧૧

૧૧ સગળા પ્રવેશમાર્ગને વિષે સૈન્યવિભાગે જૂદા જૂદા પણ પોતપોતાને ઠેકાણે રહ્યા એવા તમે સર્વ ભીષ્મનુંજ* સંરક્ષણ નક્કી કરો.

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

પછિ બળિ, વૃદ્ધ પિતામહે, કરતાં તેને રાજિ;
સિંહનાદ કરિને પછી, શંખ વગાડ્યો ગાજિ. ૧૨

દુર્યોધનકે હર્ષકોં, ભીખમજી ચિત ચાય;
સિંહ નાદ ઉંચો કિયો, દુઃસહ શંખ બજાય. ૧૨

૧૨ (તેટલે) તેને (દુર્યોધનને) હર્ષ ઉપજાવતાં કુરૂકુળવૃદ્ધ પ્રતાપવાન્ પિતામહ એણે ઉંચે સ્વરે સિંહ સરખી ગર્જના કરી શંખ વગાડ્યો.

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोभवत् ॥१३॥

આનક, ગોમુખ, પણવને, શંખો, ભેરી જેહ;
તરતજ વાગ્યાં તે પછી, શબ્દ થયો મહા તેહ. ૧૩

તબ શંખ ભેરી પણુવ, આનક ગોમુખ ભેર;
તાસેં છિન બાજતભયો, શબ્દ રહ્યો ભરપેર. ૧૩

૧૩ તે પછી શંખ (બીજા) ને ભેરી ને પણવ, આનક, ગોમુખવાજાં સામટાંજ ચોમેર વાગવાં લાગ્યાં તે શબ્દ મોટો ભયાનક થયો.

ततःश्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

શ્વેત અશ્વવાલા મહત, રથમાં સ્થિત પછી સાર;
કૃષ્ણાર્જુને બજાવિયા, દિવ્ય શંખ નિરધાર. ૧૪

શ્વેતબર્ણ ઘોડે લગે, મહારથહિ બનાય;
હરિ અર્જુન તાપેં ચઢે, રહે શંખ બજાય. ૧૪

૧૪. પછી ધોળે ઘોડે જોડેલા મોટા રથમાં બેઠેલા માધવ તથા અર્જુન (તે) દેવલોકના શંખ વગાડવા લાગ્યા.

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मावृकोदरः ॥१५॥

પાંચજન્ય તો માધવે, દેવદત્ત પાર્થેજ;
મહા પૌંડ્ર બજાવિયો, ઘોરકર્મિ ભીમેજ. ૧૫

દેવદત્ત અર્જુન લિયો, પાંચજન્ય યદુરાય;
ભીમ ભયાનક ભય દિયો, પૌંડ્ર શંખ બજાય. ૧૫

૧૫ કૃષ્ણે પાંચજન્ય, અર્જુને દેવદત્ત, ભીમકર્મ જેનું એવા ભીમે મહાશંખ પૌંડ્ર વગાડ્યો.

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

કુંતીપુત્ર યુધિષ્ઠિરે, અનંત વીજય સાર;
સુઘોષ મણિપુષ્પક બને, માદ્રિસુત નિરધાર. ૧૬

નૃપતિ યુધિષ્ઠિર ફુંકિયો, અનંત વિજયકો ઘોષ;
પુનિ નકુલ સહદેવને, મણુ પુષ્પક સુઘોષ. ૧૬

૧૬ કુંતીપુત્ર યુધિષ્ઠિર રાજાએ અનંતવિજય (અને) નકુલે તથા સહદેવે સુઘોષ (તથા) મણિપુષ્પક (એ નામના શંખ વગાડ્યા).

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥१७॥

વલિ અપરાજિત સાત્યકી, ધૃષ્ટદ્યુમ્ન મત્સ્યેશ;
શિખંડી મહારથિ, મહા ધનુર્ધી કાશિનરેશ. ૧૭

મહા ધનુર્ધર કાશિપતિ, રથી શિખંડી જાન;
ધૃષ્ટદ્યુમ્ન વિરાટ અતિ બલી, સાત્યકિ અજયહિ માન. ૧૭

૧૭ મોટો ધનુર્ધારી કાશિરાજ ને મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ (ને) બીજાએ ન જીતેલો એવો સાત્યકી—

* ભીષ્મ ઉભયપક્ષપાતી (પાંડવનું પણ હિત ઇચ્છનાર હોવાથી) ઉત્સાહબળ અપૂર્ણ, ને ભીમ એકપક્ષપાતી હોવાથી તે પૂર્ણ એવો દુર્યોધનનો વિચાર.

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक् ॥१८॥

અભિમન્યુ મહાબાહુ વલિ, દ્રુપદ, દ્રૌપદીતંન;
સૌયે શંખ બજાવિયા, જુદા જુદા રાજંન. ૧૮

દ્રુપદ દ્રૌપદી સુત સબેં, ઔર સુભદ્રા પૂત;
અપને અપને શંખ લે, ધુનિ કીન્હી અદ્ભુત. ૧૮

૧૮ (વળી) દ્રુપદ, દ્રૌપદીના પુત્ર, મોટા બાહુવાળો અભિમન્યુ એ સર્વેજણે, હે પૃથ્વીપતિ, જુદા જુદા શંખ વગાડયા.

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥

ભેદ્યાં તુજ સુતનાં હૃદય, મહાન શબ્દ તેજ;
પ્રતિધ્વનીથી પૂરતાં, નભ પૃથ્વીને સેજ. ૧૯

ફુટયો હિયો કૌરવનકો, શબ્દ સુન્યો તાબાર;
પૃથ્વી અરુ આકાશ મેં, પુરી રહ્યો ગુંજાર. ૧૯

૧૯ તે ઘોષ આકાશ તથા પૃથ્વીને અત્યંત પ્રતિધ્વનિયે પુરતો છતો ધૃતરાષ્ટ્રના પુત્રના હૃદયને વિદારતો હતો.

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥

પછી કપિધ્વજ અર્જુને, વ્યવસ્થિત તુજ તંન;
જોઈ શસ્ત્ર ચાલુ કિયે, ધનુષ ઉગામિ રાજંન. ૨૦

દેખે સુત ધૃતરાષ્ટ્રકે, અર્જુન ધનુખ સંવાર,
કપિવર જાકે ધ્વજ બસે, શસ્ત્રન પરત નિહાર. ૨૦

૨૦ હવે યુદ્ધને ઉદ્યોગે સજ્જ એવા કૌરવને જોઈ શસ્ત્ર ચાલતાં થયે કપિધ્વજ અર્જુને ધનુષ્ય (ગાંડીવ) ચઢાવી.

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

હૃષીકેશને તે સમે, કયું આમ મહિપાલ;

## अर्जुन उवाच ॥

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥

બને સૈન્યના મધ્યમાં, રથ રાખો ગોપાલ. ૨૧

અર્જુન કહે જુ કૃષ્ણસેં, મેરો ચિત યહ ચ્હાત;
દો સેનાકે મધ્યમે, રથ ડારો કરો માત. ૨૧

૨૧ હે. ધૃતરાષ્ટ્ર પછી કૃષ્ણને (સારથીને) આ વાકય કહ્યું! (કે) "હે અચ્યુત! બેઉ સેનના મધ્યભાગમાં મારો રથ સ્થાપ (આણી મૂક)."

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥

જ્યાંલગિ જોઉં એહુને, યુદ્ધેચ્છૂ સ્થિત નાથ;
મારે આ યુદ્ધને વિશે, વઢવું કેની સાથ. ૨૨

જબ લગ દેખો લ્હો ઈન્હેં, જુરેજુદ્ધ કે દાય;
કૌન કૌનસેં હાંલરેં, યો રનમેં સમપાય. ૨૨

૨૨ (કે) "સજ્જ થઈ રહેલા એવા યુદ્ધના ઈચ્છાવંત સર્વેને હું જોઉં (કે) આ રણસંગ્રામના ઉદ્યમમાં મારે કોણ કોણ સંગાતે યુદ્ધ કરવું" છે.)

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

વલિ દુર્યોધન દુષ્ટનું, યુધમાં પ્રિય ઇછનાર;
જે આ એ આવેલછે, દેખું તે લડનાર. ૨૩

જુધ્ધ કરણ જોધ્ધા જતે, આયે હૈ યા સાજ;
દુર્બુધ્ધિ કૌરવનકો, ભલો કરણ કે કાજ. ૨૩

૨૩ "દુર્બુદ્ધિ દુર્યોધનનું પ્રિય કરવાની ઇચ્છાવાળા યુદ્ધ કરનારા જે આ અહીં રણભૂમિમાં એકઠા થયા છે તેઓને હું જોઉં" (ત્યાંસુધી રથને સૈન્યોની મધ્યે રાખ).

## संजय उवाच ॥

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥

ગુડાકેશથી એ રિતે, શુણિને પુરૂષોત્તમ;
બને સૈન્યના મધ્યમાં, રથ રાખી ઉત્તમ. ૨૪

ઐસો કહ્યો શ્રીકિસનસેં, સુનિ અર્જુનકી બાત;
દોઉ સેનાકે માઝરથ, લે રાખ્યો તા ઘાત. ૨૪

૨૪ હે ધૃતરાષ્ટ્ર! નિદ્રા જિતેલા એવા એ (અર્જુને) એ પ્રકારે કહ્યું જેને એવા હૃષીકેશ કૃષ્ણ બંને સેનના મધ્યમાં ઉત્તમ રથને (અગ્નિદત્તને) આણી રાખી–

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥२५॥

સર્વ રાયની પાસ વલિ, ભીષ્મ દ્રોણ સન્મૂખ;
બોલ્યા જો તું પાર્થ આ, મળેલ કૌરવમૂખ. ૨૫

ભીષ્મ દ્રોણહિ આદિદે, નૃપ જું હત યા ઠોર:
અર્જુનસેં બોલત ભયે, કરિ કૌરવકી ઓર. ૨૫

૨૫ ભીષ્મ દ્રોણ પ્રમુખ છે જેને એવા સર્વે રાજાઓની સંમુખ, તે બોલ્યો (કે) હે અર્જુન! મળેલા આ કૌરવને જો.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥

ત્યાં સ્થિત દીઠા અર્જુને, વડીલ ગુરૂ નિરધાર;
કાકા મામા ભાઇ વલિ, પૌત્ર સખા સુત સાર. ૨૬

અર્જુનવો દેખે સબે, પિતા પિતામહ ભાયિ:
ગુરુ મામા ભાઇ સખા, સુત નાતીકે દાયિ. ૨૬

૨૬ ત્યાં અર્જુન જોય છે (તો) કે કાકા, વળી દાદા (ભીષ્માદિક), આચાર્ય (દ્રોણ, કૃપ), મામા, ભાઈ, પુત્રના પુત્ર (દુર્યોધનના) ને સખા.

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधुनवस्थितान् ॥२७॥

શ્વશૂર ને સુહૃદોજ પણ, બને સૈન્યની માંય;
સર્વ બંધુને જોઇ સ્થિત, કુંતીસુત તે ત્યાંય. ૨૭

સૂર સુહૃદ બંધૂ સબે, દોઉ સેનાકે માંય;
દેખે અર્જુન ઉનકો. ઠૌર ઠૌરકો પાય. ૨૭

૨૭ બંને સેનમાંના સસરાઓને, ઉપકાર કીધેલા એવા મિત્રોને પણ (જોય છે); સજ્જ થઈ રહેલા તે સર્વે બાંધવોને જોઈ તે

कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ।

## अर्जुन उवाच ॥

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥

પરં દયાથી યુક્ત થઇ, વચો શોચતાં એમ;
જોઇ કૃષ્ણ આ સ્વજનને, યુદ્ધેચ્છૂ સ્થિત જેમ. ૨૮

તિન્હે દેખ કરુણા ભઈ, તબ બોલે નર નાહ;
દેખે મૈં સબે સુહૃદ્દલ, કૃષ્ણ જુદ્ધકે દાય. ૨૮

૨૮ અત્યંત કૃપાએ વ્યાપ્ત એવો ખેદ પામતો બોલતો હવો–"હે કૃષ્ણ! સારી રીતે સજ્જ એવા યુદ્ધના ઈચ્છાવંત આ સ્વજન-સમૂહને જોઇ"—

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥

મુજ ગાત્રો કલેશાય છે, મુખ મુજ બહુ સૂકાય;
કંપ શરીરે થાય છે, ખડાં રોમ મુજ થાય. ૨૯

મો મુખ સૂકત હૈ અરુ, અંગ સબહિ સિથિલાય;
રોમ હર્ષ અરૂ હોત હૈ, દેહ કંપ બહુ ભાય. ૨૯

૨૯ "મારાં ગાત્ર ઢીલાં થાય છે ને મુખ સુકાય છે, મારાં શરીરમાં કંપારી છુટે છે ને રૂવાં ઉભાં થાય છે."

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

ગાંડિવ પડે છે હસ્તથિ, ત્વચા બળે નિરધાર;
ઉભો રહી શકતો નથી, મુજ મન ભ્રમેજ સાર. ૩૦

ધનુખ ગિરે મો હાત તેં, ત્વચા તપત અધિકાય;
ખડા રહે ના સખત હું, ભ્રમત આજ મન મોય. ૩૦

૩૦ "હાથમાંથી ગાંડીવ સરી જાયછે ને ત્વચા બળબળ થાયછે, અહીં-ઉભાં રહેવા સકતો નથી ને ભમતું હોય (તેવું) મારૂં મન (છે)."

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥

વલિ કેશવ હું જોઉછું, નિમિત્ત ઉલટાં જેય;
તેથી રણમાં બંધુ હણિ, દેખું નૈ કૈં શ્રેય. ૩૧

આપનો ભલો ન દેખિયેં, હૈ વિપરીત સુજાન!
સુજન હનન સંગ્રામ મેં, તાતેં હન્યો જુ માન. ૩૧

૩૧ "હે કેશવ! ને ચિન્હો ઉલટાં (અપશકુન) જોઉં છું; વળીયુદ્ધમાં સ્વજનને હણીને શ્રેય (સારૂં ફળ) નથી જોતો."

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥३२॥

વિજય કૃષ્ણ, ઇચ્છતો નથી, તેમ સૂખ નહિ રાજ;
રાજ્ય ભોગ જિવિતે કરી, શું અમને મહારાજ. ૩૨

ચાહોં વિજય ન કૃષ્ણજૂ, નહિં ચાહત સુખરાજ;
રાજ ભોગ ગોવિંદજૂ, નહિ જીવન કે કાજ. ૩૨

૩૨ "હે કૃષ્ણ! નથી ઈચ્છતો વિજયને તથા રાજ્યને તથા સુખને; હે ગોવિંદ! અમને રાજ્યે, ભોગે કે જીવવે શું?" (પ્રયોજન).

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥

જેને માટે ઇચ્છિયે, ભોગ સૂખ ને રાજ;
તેતો તજિ ધન પ્રાણને, આ ઉભા રણમાંજ. ૩૩

રાજ ભોગ સુખ કૃષ્ણજૂ, કરિયત ઇનકે કાજ;
લરત જીવ ધન છાંડિ કે, હમ નહિં ચહાત રાજ. ૩૩

૩૩ "જેઓને અર્થે રાજ્ય, ભોગ, સુખ અમારૂં ઈચ્છેલું તેઓ (તો) આ પ્રાણ તથા ધનનો ત્યાગ કરી યુદ્ધમાં આવી ઉભા છે."

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा ॥३४॥

કાકા, ગુરૂ, પુત્રો તથા, શ્વશુર મામા સાર;
શ્યાલા, પૌત્ર, પિતામહ, સંબંધી નિરધાર. ૩૪

આચારજ પુનિ પિતામહ, પુત્ર પૌત્રહી દેખ;
જ્ઞાતી માતુલ શ્વશુર અરુ, સાલેહી સબરેખ. ૩૪

૩૪ "ગુરૂઓ, કાકાઓ, દિકરાઓ, દાદાઓ, મામાઓ, સસરાઓ, દિકરાના દિકરાઓ, સાળાઓ તથા સંબંધીઓ"—

एतान्न हंतुमिच्छामि घ्नतोपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥

ન ઇચ્છું હણવા એમને, મુજને મારે તોય;
રાજ્ય ત્રિલોકી માટ પણ, ભૂ અર્થે કિમ સોય. ૩૫

યહ મારે મોંકોં જદપિ, હમ નહિ હનૈ બિશેષ;
રાજ તજૌં ત્રયલોક કોં, કિત ભૂમી યહ શેષ. ૩૫

૩૫ "એઓને મારવાને હું ઇચ્છતો નથી પછી હણાયો થાઉં તોપણ. હે મધુસુદન! ત્રૈલોકયના રાજ્યના હેતુથી પણ (ઈચ્છતો નથી તો), માત્ર પૃથ્વીને અર્થે શું?"

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

વલિ કૌરવને મારિ શું, અમને લાભ જણાય;
એ આતતાઇને હણિ, પાપજ અમને થાય. ૩૬

સંતતિ હનિ ધૃતરાષ્ટ્રકી, નહિ સુખ રહે મુરાર;
પાપ હુહૈ ઇનકે હને, જદપિ લઇ હથિયાર. ૩૬

૩૬ "હે જનાર્દન! કૌરવને મારેથી અમને શી પ્રીતિ હોય (સિદ્ધિ થવાની છે); એ આતતાયિને* (એવાને પણ) મારેથી અમને પાપજ લાગશે."

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥

માટે બાંધવને અમે, હણવાને નૈ યોગ્ય;
સ્વજનોને માધવ હણી, થઇયે કિમ સુખ ભોગ્ય. ૩૭

તા તેં યહ હનિયે નહી, આપ બંધુ નિરધાર;
કૃષ્ણ સ્વજનકોં મારિકે, કૈસે લહૈ સુખ સાર. ૩૭

૩૭ "માટે પોતાના ભાઈયો દુર્યોધનાદિકને મારવાને અમે યોગ્ય નથી. હે માધવ! નક્કી સ્વજનને મારીને અમે કેમ સુખી થઈશું?"

* આતતાયી–ઘરને આગ લગાડે, ઝેર ખવાડે, મારવાને શસ્ત્ર ઉગામે, ધન કે ભૂમિ કે સ્ત્રી એનું હરણ કરે તે. અર્જુનના બોલવાનો આશય કે એવાને મારવાજ એ નીતિ છે, પણ સ્વજનનો નાશ ન કરવો એ ધર્મ પ્રધાન છે.

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥

જો હણાયલા લોભથી, દેખે નૈં કૈં એહ;
દોષ કુલક્ષયકૃત તથા, મિત્ર દ્રોહમાં જેહ. ૩૮

યે યાકો દેખત નહીં, લોભ ભુલાવન માય;
કુલ ક્ષય કીન્હે દોષજે, જાનત હમ જદુરાય. ૩૮

૩૮ "લોભે નષ્ટચિત્ત એવા કૌરવ તે કુળને ક્ષય કીધાનો દોષ ને મિત્રદ્રોહનું પાપ એને નથી જોતા તોપણ"--

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥

પણ જનાર્દન કેમ અમે, દોષજ એ જોનાર;
નિવૃત થવા આ પાપથી. નૈં કરિયે વીચાર. ૩૯

જાનિ બુઝિ યહ પાપસુ, કયોં કરિ કીન્હો જાય;
કુલક્ષય કીન્હે દોષ દે, દેખત હમ યદુરાય. ૩૯

૩૯ "હે જનાર્દન! અમે કુળક્ષય કીધાના દોષને જોનારા (છતે) એ પાપથકી પાછા ફરવાનું (બચવાનું) અમારે કેમ ન જાણવું?"

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥

લય પામે કુલનાશથી, પુરાણ જે કુલધર્મ;
ધર્મ નાશથી કુલ બધે, વ્યાપી જાય અધર્મ. ૪૦

કુલક્ષય કીન્હે કુલ ધરમ, જાત સબૈ બિનસાય;
ધર્મ નાશ કુલમેં ન કયોં, હોત અધર્મ સુનાય. ૪૦

૪૦ "કુળક્ષયથી પરંપરાના કુળધર્મ નાશ પામે છે (ને) ધર્મ નષ્ટ થવાથી સઘળું કુળ (શેષ રહેલું) (તો) અધર્મને વશ થાય છે"

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥

અધર્મના જોરે કરી, કુલસ્ત્રિયો દોષાય;
કૃષ્ણ, દુષ્ટ સ્રીયો વિશે, સંકર વર્ણજ થાય. ૪૧

કૃષ્ણ અધર્મ જૈત બઢે, દુષ્ટ હોય કુલ નાર;
હોત બરન સંકર તબૈ, યનમેલી નિરધાર. ૪૧

૪૧ હે કૃષ્ણ! અધર્મને વશ થયેલી કુળની સ્રિયો દોષવાળી થાય છે (ને) ભ્રષ્ટ સ્રિયોને વિષે હે યદુકુલમંડન! વર્ણસંકર પેદા થાય છે."

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥४२॥

કુળઘાતીના વંશને, સંકર નરકર્થેજ;
ક્રિયાલુપ્ત એના પડે, પિતરોપણ નરકેજ. ૪૨

નરક પડે સંકર ભયે, કુલઘાતી યહ હોય;
પતિત હોત તિનકે પિતર, પિંડ દેત નહિ કોય. ૪૨

૪૨ "વર્ણસંકર તે કુળઘાતીના કુળને (રહેલાને) નરકનું કારણ થાય છે (ને) કુળઘાતીના પિતર શ્રાદ્ધતર્પણના લોપથી પડે છે."

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

સંકર કારક દોષ જે, કુલ ઘાતીના એહ;
ડુબેજ તેથી જાતિ કુળધર્મો શાશ્વત જેહ. ૪૩

કુલહિ બરનસંકર બને, કરત દોષ બઢાય;
જાતિ ધર્મ કુલ ધર્મ વે, દોઊ દેત નસાય. ૪૩

૪૩ "કુળઘાતીને વર્ણસંકર કરે એવા દોષથી નિરંતરના જાતિધર્મ, કુળધર્મ ને બીજા (આશ્રમધર્માદિક) લોપ પામે છે."

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

કુલધર્મોથી ભ્રષ્ટનો, વાસ નરકમાં સાર;
થાય નિત્ય હરિ એ અમે, સાંભળિયે નિરધાર. ૪૪

કુલ ધર્મકે નાશસેં, કૃષ્ણ, દેહિકો હોય;
વાસ નરકમેં હોતહૈ, કરતા જનુ સબ કોય. ૪૪

૪૪ "લોપ થયલા કુળધર્મના મનુષ્યનો હે જનાર્દન નિરંતર નરકમાં વાસ થાય છે એમ અમે સાંભળ્યું છે."

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥

અરે મોટું પાપ અમે, કરવા થયા તિયાર;
ઉભા રાજ્યસુખાર્થ જે, બંધૂ હણવા સાર. ૪૫

બડે પાપકે કરનકો. નિશ્ચય કિયો બિચાર;
રાજ્ય સુખમે લપટકર, મરત હમ નિરધાર. ૪૫

૪૫ "અરે કષ્ટ! મોટું પાપ કરવાને અમે વ્યવસાયમાં પડયા (કે) રાજ્યસુખને લોભે સ્વજનને મારવાને ઉદ્યમી થયા."

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

શસ્ત્રધારિ જો કૌરવો, સામે નહિ થાનાર;
શસ્ત્ર રહિત મુજને હણે, તો મુજ હિત નિરધાર. ૪૬

કરમે લે હથીઆર અરુ, ધાર્તરાષ્ટ્ર સબિ ધાય;
મારત મોં અનુપાય કો, હોય તબીશુભ ભાય. ૪૬

૪૬ શસ્ત્રરહિત (ને) સામો ઘા ન કરનારો એવો હું તેને શસ્ત્ર હાથમાં એવા દુર્યોધનાદિક જો રણમાં મારશે (તો) તે મારૂં અધિક કલ્યાણ કરનારૂં થશે.

**संजय उवाच ॥**

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥

એમ કહી રણમાં પછી, મૂકી શરને ચાપ;
બેઠો અર્જુન રથ વિશે, યુક્ત શોક સંતાપ. ૪૭

ઐસે કહિ અર્જુન તબૈ, બેઠ ગયો રથમાંહિ;
કરતે ડારો ધનુષ શર, શોક બઢયો મનમાંહિ. ૪૭

૪૭ હે ધૃતરાષ્ટ્ર! શોકે વ્યાકુળ મનવાળો અર્જુન એ પ્રમાણે બોલી બાણસહિત ધનુષ્યને મૂકી દઈ રથમાં બેશી ગયો.

**ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યા વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુન સંવાદમાં અર્જુન વિષાદયોગ નામનો પેહલો અધ્યાય સંપૂર્ણ.॥૧॥**

# અધ્યાય ૨ જો.

## संजय उवाच ॥

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

એમ દયાથી યુક્ત વલિ, અશ્રુવ્યાપ્તજ નેણ;
તે શોચંતાને કહે, મધુસૂદન આ વેણ. ૧

લેઉ શ્વાસ અસુવા ભરે, અર્જુન કરૂણા ભાય;
શોચ કરતાં પ્રતિયે વચન, બોલે શ્રી જદુરાય. ૧

૧ દયાવસી ગયલી જેને ને આંસુ ભરાઇ આવે આકુળ છે આંખ જેની એવા તે ખેદ કરનારાને મધુસૂદને વાક્ય કહ્યું:

## श्रीभगवानुवाच ॥

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥

પાર્થ થયો મોહ ક્યાંથિ આ, તુજને સંકટમાંય;
નીચજુષ્ટ, અસ્વર્ગ્ય વલિ, અપયશ જેથી થાય. ૨

અર્જુન યો સંગ્રામમેં, કિત દુખ પાયો મીત;
કીર્તિ સ્વર્ગ સુખ હરન યહ,નિચલોક અતિ પ્રીત. ૨

૨ એ અર્જુન ! સંકટમાં તુંને આ મોહદુઃખ ક્યાંથી પ્રાપ્ત થયું–આર્ય ન સેવે તેવું, સ્વર્ગ ન આપનારૂં (ને) અપકીર્તિ કરાવનારૂં ?

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

થા મા કાયર પાર્થ, એ, ઘટે ન તુજને સાર;
મૂકિ હૃદય દૌર્બલ્યને, ઉઠ શત્રુ પિડનાર. ૩

નપુંસકતા કબહુ ન કરે, યહ તોકો નહિ જોગ;
છાંડ ક્ષુદ્રતા હૃદયકી, ઉઠ શત્રુનકો રોગ. ૩

૩ હે પાર્થ ! નપુંસક ભાવને મા લે, તને એ યુક્ત નથી. હે શત્રુતાપ ! હૃદયની તુચ્છ દુર્બળતાને તજી ઉભો થા.

## अर्जुन उवाच ॥

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

ભીષ્મ દ્રોણ પ્રત્યેંજ હું, મધુસૂદન રણમાંય;
કેમ વઢું બાણે કરી, મુજ એ પૂજ્ય મનાય. ૫

હરજૂ યા સંગ્રામમેં, પિતામહ ઔર દ્રોન;
પૂજે હૈં શરસોહનેં, આપન કહિયે તોન. ૪

૪ હે મધુસૂદન ! ભીષ્મ સામું તથા દ્રોણ સામું બાણે કરીને હું કેમ યુદ્ધ કરૂં સંગ્રામમાં ? હે અરિસૂદન, તેઓ પૂજાને યોગ્ય છે.

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥५॥

અહીંજ અર્થી ગુરૂને હણીને, હું ભોગવું ભોગ રૂધીરથી તે
લિંપેલ, ઐં તેથિ ભિક્ષાન્નસારી, મહાનુભાવી ગુરૂને નમારી. ૫

ભીખ માંગિ બરખાઉં, ગુરૂ હનિયો અનીત;
ગુરૂહી મારિ ભોગહિ કરે, ભોગ લોહૂ પરીત. ૫

૫ અર્થકામનાવાળા ગુરૂને મારી અહીંજ રૂધિરમાં ખરડાયલા ભોગને ભોગવ્યા કરતાં મહાનુભાવ ગુરૂને ન મારી આ લોકમાં ભિક્ષાન્ન ખાવું (એ) શ્રેય (છે), નકી.

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

એઓ જિતેવા અમથી જિતાય,ન જાણિયે શ્યાથિ રૂડું જ થાય;
જેને હણીને જિવવા નચાહ્યેં, તે કૌરવે તો પ્રમુખે ઉભાય. ૬

યહ જૂ હમ નહિ જાનહિ, હારિ ભલેકી જીત;
જે નહિ મારે હમ નહિ, યેતે ઠડા હૈ મીત. ૬

૬ કાંઈ અમને સારૂં એ અમે નથી જાણતા કે એઓને અમે જીતીએ કે એઓ અમને જીતે; જેઓને મારી અમે જીવવું ઈચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના પુત્ર (તો) સન્મુખ ઉભા છે.

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

દૈન્યે કરી નષ્ટ સ્વભાવવાલો, હું ધર્મમાં મૂઢ પુછૂ દયાલો;
જે શ્રેય છે નિશ્ચિત તે કહોને, હું શિષ્યને, આશ્રિતછું વદોને. ૭

ધર્મ માંઝમે મૂઢ હોં, પૂછત કૃપા સુભાય;
દીન તિહારે સરણ હોં, દીનેં જુગત બતાય. ૭

૭ કુળક્ષયદોષે સ્વભાવ (ક્ષત્રીનો) નષ્ટ થયલો (તથા) ધર્મવિષયમાં મૂઢ એવો હું તુંને પુછું છું કે જે નિશ્ચિત શ્રેય હોય તે બોલ, હું તારો શિષ્ય તુંને શરણ છું; મને શિખવ (સમજાવ).

न हि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

પામું ભુમીનું અરિવીણ રાજ, થાઉં કદી હું વળિ દેવરાજ;
જોતો નથી તોય કંઇ ઉપાય, જેથી મુજેંદ્રી શુષ શોક જાય. ૮

ભૂમિ લોક સુર લોકકો, લહોં અકંટક રાજ;
ઇંદ્રિય સોખત હીયકો, જાનત સોક સમાજ. ૮

૮ ઇંદ્રિયોના શોષક શોકને દૂર કરાય તે (તેવું) હું જોતો નથી જો કદિ પૃથ્વી ઉપર શત્રુરહિત સઘળું રાજ્ય ને દેવતાનું અધિપતિપણું મળે (તોપણ).

## संजय उवाच ॥

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥

હૃષીકેશને એમ વદિ, શત્રુતપ અર્જુન;
નહીં કરૂં યુદ્ધ, એમ કહિ, થયો મૂક રાજંન. ૯

ઐસેં કહિ શ્રી કૃષ્ણ સોં, અર્જુન તાહી બાર;
જુદ્ધ નહો યહકહ કર, મૂક ભયો નિરધાર. ૯

૯ હે શત્રુતાપ ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે કૃષ્ણને કહી, હે ગોવિંદ નહિ યુદ્ધ કરૂં એમ બોલી અર્જુન મૌન રાખી રહ્યો.

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः॥१०॥

બોલ્યા ત્યાં પછિ કૃષ્ણ, નૃપ,હસ્તા હોયનિ તેમ;
બને સૈન્યના મધ્યમાં, તે ખેદીને એમ. ૧૦

દોઉ સેનાકે બીચમેં, અર્જુન કિયો બિષાદ;
કૃપાવંત હો કૃષ્ણ જૂ, કીન્હો બચન પ્રસાદ. ૧૦

૧૦ હે ધૃતરાષ્ટ્ર! બંને સેનાના મધ્યમાં વિષાદને પામેલાને [અર્જુનને] કૃષ્ણ હસતો હોય તેમ આ વચન બોલ્યો.

## श्रीभगवानुवाच॥

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः॥११॥

અશોચ્યને શોચેછ તું, બોલછ પંડિત વાણ;
પણ પંડિત શોચે નહીં, મૃત જિવતાને જાણ. ૧૧

સોચ અસોચ કો કહીં કરત,કહત ગ્યાનકી બાત;
સોચ ન પંડિત કરત હૈં, જીવ ન ઉપજત જાત. ૧૧

૧૧ શોક કરવો યોગ્ય નહિ તેનો શોક કરે છે. પંડિતાઇના બોલ બોલે છે; [પણ] ગતઃપ્રાણ જીવાનો ને પ્રાણયુક્ત જીવાનો [મુઆ-જીવતાનો] શોક પંડિત કરતા નથી.

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम्॥१२॥

કદી નહીં હું એમ નહિ, આ નૃપ ને તું તેમ;
એમ હવે પછિ આપણે, નહિ હોયે નહિ એમ. ૧૨

હમ તુમ ઔર હુ નૃપતિયે,ઇનકો નાસ ન હોય;
તીન લોકમેં સ્થિર રહું, યહ સબહીકો જોય. ૧૨

* ૧૨ હું, તું, આ રાજાઓ કોઈપણ કાળે નહોતા (ને) હવે પછી પણ સઘળા આપણે હોનારા નથી એમ નથી [આપણે આ દેહ પૂર્વે હતા ને આ દેહ પછી હોઈશું].

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति॥१३॥

આ વપુમાં જિવને, શિશુ યુવા જરાવય હોય;
તેમ પ્રાપ્તિ દેહ અન્યનિ, નહીં ધીર ત્યાં મોય. ૧૩

બાલ યુવા અરૂ વૃદ્ધતા, જીવ દેહિકો હોય;
જૈસો દેહાંતર લહે, ધીર ન મોહિત હોય. ૧૩

† ૧૩ જીવને [દેહાભિમાનીને] જેમ આ દેહ વિષે બાળપણ, જોબન, જરા તેમ બીજા દેહની પ્રાપ્તિ (થાય છે); તે વિષે ધીર પુરૂષ મોહ પામતો નથી.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत॥१४॥

શીત ઉષ્ણ સુખ દુઃખને, વૃત્તિસ્પર્શ દેનાર;
આવે, જાય, અનિત્ય તે, સાંખી લે તું સાર. ૧૪

અર્જુન ઇંદ્રિય ચિત્ત મિલ,બિષય દુઃખ સુખ દેત;
શીત ઉષ્ણ નહિ થીર હૈ, સહિયે તિનકો હેત. ૧૪

* ૧૪ હે કુંતીપુત્ર! માત્રા સ્પર્શ [ઇંદ્રિયનો શબ્દાદિ વિષય સાથે સંબંધ] તે તો શીતઉષ્ણ સુખદુઃખ દેનારાં આવતાં જતાં, અનિત્ય-નાશવંત છે (માટે) તેને સહન કર, ભારત!

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते॥१५॥

સુખ દુખ સમ ગણનાર જે, ધીર પુરૂષને એહ;
કરે નહીં નગાર વ્યથા, પામે મોક્ષજ તેહ. ૧૫

જાકે વ્યથા ન હોય કછુ,સુખદુઃખ દોનું સમાન;
સે હૈ બિધિ જાકે લહે, મોક્ષ આપ પરમાન. ૧૫

૧૫ હે પુરૂષશ્રેષ્ઠ! સુખદુઃખમાં સમાન (ને) ધીર જે પુરૂષને માત્રાસ્પર્શ શીતાઉષ્ણાદિક વ્યથા કરતાં નથી તે મોક્ષને પ્રાપ્ત થાય છે. [વિષયી તે નહિ]

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः॥१६॥

ભાવ અસતનો હોય નહિ,સતનો નહીં અભાવ;
જાણ્યો નિર્ણય એતણો, તત્વવિદોયેં સાવ. ૧૬

જો સતસો બિનસે નહીં, જો બિનસે સો નાય;
જો ઇન તત્વનકો લખે, ગનિયે જ્ઞાનિ ન માય. ૧૬

* ૧૬ અસતને હોવાપણું નથી ને સતને ન હોવાપણું નથી; એ બેનો જે નિર્ણય તે તત્વદર્શીઓએ દીઠો છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति॥१७॥

તે અવિનાશી જાણ સો, વ્યાપ્યું જેણે આય;
કરવા લય અવ્યય તણો, સમર્થ નહિ કો થાય. ૧૭

જ્યાસેં યહ જગ હૈ ભયો.અવિનાશી યહ જાન;
જ્યાહી બિનાસનકો ઉસકે. તાંહીં આત્મા માન. ૧૭

૧૭ અવિનાશી તો તેને જાણ (કે) જેણે આ [વિશ્વ] સર્વ વ્યાપ્યું છે [સાક્ષિત્વે કરીને]; એ અવ્યયનો (નાશરહિતનો) નાશ કરવાને કોઇપણ યોગ્ય નથી.

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत॥१८॥

અપ્રમેય અવિનાશિ નિત. આત્મા તેના દેહ;
નાશવંત કહેવાય આ, તું યુધ્ધ કર માટેહ. ૧૮

---

* સ્વજન મરશે તેનો તું શોક કરે છે. પણ મરશે એટલે શું તેઓનો સમૂળો નાશ થશે કે? નહિ. આત્મા—જીવ નાશરહિત છે; સર્વકાળ અમર છે.

† ત્યારે મરણ શું? પૂછીશ તો જાણ કે જીવે અમુક કર્મ ભોગવવાને જે દેહ લીધો હોય તે દેહ જીવરહિત થવો તે મરણ—બાકી જીવ તો એક ખોળીઉં મૂકી બીજું લે છે—મરતો નથી. અને જીવે કર્મબંધને દેહાંતર કર્યા કરવું, એ પરમાત્માની નિયતનીતિ છે. જીવ શુદ્ધ શાંત થાય ત્યારે તે જન્માંતરની ઉપાધિરહિત પરમસુખ પામે એ પણ પરમાત્માની નિયતનીતિ છે. દેહનો નાશ છે. જીવનો નથી.

* કહીશ કે સ્વજનનાં વિયોગનું દુઃખ છે તો જાણ કે જેમ ટાઢાઢ તડકો કાળવશાત્ વેઠવાં પડે છે તેમ ઇષ્ટઅનિષ્ટનું સુખદુઃખ થાય તેને પણ ક્ષણભંગુર—અનિત્ય જાણી સમજુએ શોક કરવો નહિ.

* શરીર તથા તે સંબંધી જે કંઈ તે અસત્ નિત્ય નહિ અને આત્મા સત્ તે અનિત્ય નહિ. સુખદુઃખ એ શરીર—વિષયાદિકના ધર્મ છે નાશવંત છે તેને આત્મા સાથે કંઈ પણ સંબંધ નથી.

અંતવંત સબ દેહ મેં, જીવ રહત હૈ નીત;
અવિનાશી યહ જુ કહે, જુદ્ધ કરો તો નીત. ૧૮

૧૮ હે ભારત! નિત્ય (ત્રણે કાળ સમાન) નાશ રહિત, કોઈથી ન કળાય એવો આત્મા તેના આ દેહ [સર્વે] નાશવંત છે માટે યુદ્ધ કર.

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥१९॥

જે એને હણનાર વલિ, હણેલ માને જેહ;
તે બન્ને જાણે નહીં, હણે હણાય ન એહ. ૧૯

જેને યાકો હંતા ગમે, હનો ગમે જો કોય;
યહ મારે ન મરે નહીં, અજ્ઞાની વો હોય. ૧૯

૧૯ જે [પુરૂષ] એને [આત્માને] મારનારો જાણે છે, જે એને મરેલો [મૂઓ] (એમ) માને છે તે બેઉ નથી જાણતા (કે) [આત્મા] નથી મારતો ને નથી મરાતો.

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

આ જન્મતો વા મરતો નથી આ, કદી થઈને ન બને ફરીઆ,
અજન્મ આ નિત્ય,પુરાણ,શાશ્વત,હણે શરીરે ન હણાય આ સત્. ૨૦

યહ ન મરે ઉપજે નહીં, બહે ન આગે હોય;
અજ પુરાતન નિત્ય હૈ, મારે મરે ન સોય. ૨૦

૨૦ એ [આત્મા] કોઈ કાળે પણ નથી ઉત્પન્ન થતો કે નથી મરતો; વળી થઈને થવાનો નથી [કેમકે એ] અજ [જન્મરહિત], નિત્ય, શાશ્વત (ક્ષયરહિત) પુરાણો [જૂનો] છે; શરીર હણાયું થયે (પોતે) હણાતો નથી.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् ॥२१॥

અવ્યય નિત્ય અનાશિ અજ,જાણે આને જેહ;
અર્જુન કેને કઈ રિતે, હણે હણાવે તેહ. ૨૧

જો જાનતહૈ આતમા,અવ્યય અરૂ અવિનાશ;
સો નહિ મરે ન માર સકે,અવિકારી અવિનાશ. ૨૧

૨૧ હે અર્જુન! જે (પુરૂષ) એ અવિનાશી, નિત્ય, અજ, અવ્યયને કોઈપણ પ્રકારે જાણે છે તે (પુરૂષ) કોને મારે છે (ને) કોને ઘા કરાવે છે?

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥२२॥

વસ્ત્રો જુનાં મૂકિ નરો જનેમ, બીજાં ધરે વસ્ત્ર નવીન તેમ;
શરીર જુનાં ત્યજિ જીવ એહ,બીજાં ધરે દેહ નવીન જેહ. ૨૨

જૈસે પટ જીરન તજે, પહિરત નર જુ નવીન;
દેહ પુરાનો જીવ તજે, ધરત નઈ પરવીન. ૨૨

૨૨ પુરૂષ જેમ જુના વસ્ત્રને ઉતારી નાખી બીજાં નવાં ધારણ કરે છે તેમ દેહધારી આત્મા જુનાં શરીરોનો ત્યાગ કરી બીજાં નવાંને પામે છે.

* આત્મા કહ્યો જ્યાં છે. છ ઉર્મીને કહેલા છ વિકાર તે આત્માને નથી. (જુઓ ઉપર આપેલા કોશ)

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥

છેદે એને શસ્ત્ર નહિ, અગ્ની નહિ બાળેહ;
વાયૂ તો શોષે નહીં, જલ પણ નહિ સાડેહ. ૨૩

યહ નહિં હથિયારસોં, પાવક સકે ન જારિ;
ભીંજિ સકે જલ તાહિને,સોકન સકે બતયારિ. ૨૩

૨૩ એને [આત્માને] નથી છેદતાં શસ્ત્ર ને એને નથી બાળતો અગ્નિ, એને નથી ભિંજવતું પાણી (ને) નથી સોસતો વાયુ.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

અભેદ્ય અદાહ્ય અશોષ્ય વલિ, સ્થાણૂને અકલેદ્ય;
નિત્ય સર્વગત અચલ છે, એ સનાતન અછેદ્ય. ૨૪

કટે જરે સૂખે નહી, ઔર ન ભીજન જોગ;
સદા રહે સબ ઠૌર થિર, અવિનાશી બિનરોગ. ૨૪

૨૪ એ [આત્મા] ન છેદાય, ન બળાય, ન ભિંજાય, ન સોસાય તેવો, વળી નિત્ય, સર્વમાં વિદ્યમાન, સ્થિર, અચળ, સનાતન (છે)

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥

વલિ અવ્યક્ત અચિંત્ય એ,અવિકાર્યજ કહેવાય;
એવું જાણી, શોચ તું, કરવા યોગ્ય ન થાય. ૨૫

પ્રગટ નહીં જુ અચિંત્ય હૈ,અવિકારી તૂં જાન;
ઐસેં જાકો જાનિકે, શોક ઉચિત નહીં માન. ૨૫

૨૫ એને આકારરહિત, ચિત્તમાં ન ઉતરે તેવો, વિકાર ન પામનારો (કર્મેંદ્રિયે) કહિયે; માટે એને એ પ્રકારે જાણીને તું શોક કરવાને યોગ્ય નથી.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥

જો એને નિત જન્મતો, મરતો માને તોય;
મહાબાહુ એ શોચ તું, કરવા યોગ્ય ન હોય. ૨૬

જો તૂં જાનત જીવકોં,જનમ મરણ પુનિ હોય;
તોભી શોચ નહિ ઉચિત હૈ,મનદૃઢ તામે જોય. ૨૬

૨૬ તો વળી એને નિત્ય જન્મેલો કે નિત્ય મુએલો [દેહ જન્મ-મૃત્યુ છે માટે તેના સંબંધમાં આવેલો તેને પણ] માને તોપણ એનો શોક કરવાને તું યોગ્ય નથી.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

મરણ ખચિત જન્મેલને, મૃતને જન્મ ખચીત;
ન ટલે એમાં શોચ તું, કરવા નહિજ ઉચીત. ૨૭

જો ઉપજે સો બિનાસિ હૈ,મરે સો ઉપજે આય;
હોનહાર સો હોત હૈ, તાહિન સોક બઢાય. ૨૭

૨૭ નક્કી જન્મેલાને મૃત્યુ ને મુએલાને જન્મ (છે) માટે ન ટાળી શકાય તેને વિષે તું શોક કરવાને યોગ્ય નથી.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

અવ્યક્તાદિ ભૂત છે, વ્યક્ત મધ્યમાં જાણ;
અંતે પણ અવ્યક્ત છે, દુઃખ તેમાં શું માન. ૨૮

આગે કછુ નવ દેખિયે, પાછે નહીં કછુ ભાન;
દેખ પડત હે બીચમે, તાકો સોક ન જાન. ૨૮

* ૨૮ આદિ મૂળ જેના અવ્યક્તમાં એટલે ન દેખાતાં, મધ્યે પ્રગટ દીસનારાં ને અંતે (પાછાં) અવ્યક્તમાં અદીઠ થનારાં એવાં પ્રાણીઓ છે ત્યાં [તેઓને વિષે] શોક વળી શો?

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यःशृणोति श्रुत्वाप्येनं वेद नचैव कश्चित् ।२९

આશ્ચર્યવત્ કોઇ જુવેજ એને, આશ્ચર્યવત્ તેમજ કો કહેને;
આશ્ચર્યવત્ કોઇ શુણેજ એને, જાણે વળીને શું ગિ કોઇ તેને. ૨૯

જો યાકો દેખત કહે, બોલત અચરજ લાય;
સુને અચંબો સો લગે, યહ જાનો નહિ જાય. ૨૯

૨૯ આત્મા પ્રતિ કોઈ આશ્ચર્ય સરખું જોય છે, બીજો આશ્ચર્ય સરખું બોલે છે, વળી બીજો આશ્ચર્ય સરખું સાંભળે છે, કોઈ (યથાર્થ) સાંભળીને પણ જાણી શકતા નથી.

देही नित्यमवध्योयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

આત્મા નિત્ય અવધ્ય એ, સર્વ કિયે વધ દેહ;
માટે સઉનો શોચ તું, કરવા યોગ્ય ન એહ. ૩૦

જીવ ન મારો જાત હૈ, બસત સબનકે દેહ;
તાતેં શોકન કીજિયે, કરિ કાહૂસેં નેહ. ૩૦

૩૦ હે ભારત! સર્વના દેહમાં રહેલો આત્મા સર્વદા અવધ્ય [વધ કરાય નહિ તેવો] છે માટે સર્વે પ્રાણીઓનો શોક કરવાને તું યોગ્ય નથી.

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥

સ્વધર્મને પણ જોઇને, તું ન કંપવા જોગ;
ક્ષત્રીને યુધથી બિજો, નથી શ્રેયનો યોગ. ૩૧

અપનો ધર્મ બિચાર તૂં, જિનસોં છોડ સંગ્રામ;
ધર્મ જુદ્ધતેં ક્ષત્રિકો, ઔર ન કછુ અભિરામ. ૩૧

૩૧ વળી સ્વધર્મને પણ જોઈને તું કાંપવા યોગ્ય નથી; ક્ષત્રીને ધર્મરૂપ યુદ્ધથી બીજું શ્રેય નથી.

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥

દૈવેચ્છાથી પ્રાપ્ત વલિ, સ્વર્ગ દ્વારરૂપ એહ;
યુધને પામે ક્ષત્રિયો, સુખિયા હોયે જેહ. ૩૨

અપની ઇચ્છા તેં લહો, ખુલો સ્વર્ગકો દ્વાર;
ભાગવત ક્ષત્રિય લહે, ઐસો રણ યા બાર. ૩૨

* શુદ્ધ આત્માને તો જન્મ મૃત્યુ નથી પણ દેહી આત્માને કર્મનાં ફળ જે સુખદુઃખ જન્મમરણ તે છે એમ કહીશ તો જાણ કે કર્મવશ જીવ સર્વે આદિમાં ને અંતે પ્રકૃતિમાં લયરૂપ અવસ્થામાં છે. માત્ર મધ્યકાળમાં લીલા કરે છે તો એવાંને માટે તારે શોક શો કરવો.

૨

૩૨ પોતાની મેળે [માગ્યાવિના] પ્રાપ્ત થયું, સ્વર્ગનું દ્વાર ઉઘડયું એ સરખું યુદ્ધ (તે) સભાગ્ય ક્ષત્રિયો પામે છે.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥३३॥

હવે ધર્મરૂપ યુધ્ધ આ, જોતું નહીં કરીશ;
તો પછિ સ્વધર્મ કીર્તિને, ખોઇ પાપ પામીશ. ૩૩

ઔર ધર્મ સંગ્રામકો, જાતૂં કરિ નાહિં;
તજકે કીરત ધર્મકો, પડિ હૈ પાપન માંહિ. ૩૩

૩૩ એમ છતે આ ધર્મરૂપ સંગ્રામ નહિ કરશે તો સ્વધર્મ તથા કીર્તિને હારી જઇ પાપને પામીશ.

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

તુજ અવ્યય અપકીર્તિને, ગાશે લોક હમેશ;
અપયશ, બહુ માનેલને, મરણ થકી વીશેષ. ૩૪

સબલો કહિ અબ તોહિતે, કહી અપયશ બઢાય;
અપયસ પ્રતિષ્ઠાવંતકું, મરણ હુતેં અધિકાય. ૩૪

૩૪ પ્રાણીઓ [લોક] તારી નાશ ન થાય એવી અપકીર્તિ બોલશે ને કીર્તિમાનને અપકીર્તિ તે મરણ થકી વધારે છે.

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥

મહારથ તુજને માનશે, ભયથી રણનિવૃત્ત;
જેમાં બહુમત થઇ હવે, લઘુતા પામિશ સત્ત. ૩૫

ભયતેં અર્જુન રણ તજે, યોં કહિયે સબવીર;
તોહી બહુત કર માનત હૈ, અબ લઘુ કહિહૈ ધીર. ૩૫

૩૫ તું ભયથકી રણમાંથી પાછો ફર્યો (એમ) મહારથીઓ માનશે ને એઓથી તું બહુ માન પામેલો હોવા છતાં લઘુતાને પામીશ

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

અવાચ્ય કહેશે બહુ વચન, તુજ શત્રૂ વાણબીક;
સામર્થ્યજ તુજ નિંદતાં, શું દુખ તેથી અધીક. ૩૬

તેરે અરિ સબ મિલ કહૈં, અન કહની સો બાત;
નિંદત તેરે બલસૌં, વહ દુખ લાગત તાત. ૩૬

૩૬ તારૂં સામર્થ્ય નિંદિત થઈને શત્રુઓ ઘણાક ન બોલવા જેવા બોલ બોલશે તેથી વધારે દુઃખ કયું?

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥

પામિશ સ્વર્ગ હણાઇને, ભોગવીશ મહિ જીતિ;
માટે અર્જુન ઉઠ તું, કરિ નિશ્ચય યુધ રીતિ. ૩૭

લરત મરે સ્વર્ગહિ લહૈ, જિતેયહ મહી ભોગ;
ઉઠ અર્જુન તું યુધ્ધ કર, યહિ હૈ તોકો જોગ. ૩૭

૩૭ હે કુંતીપુત્ર! તું મુઓ તો સ્વર્ગ પામીશ ને જીત્યો તો પૃથ્વીને ભોગવીશ, માટે કૃતનિશ્ચય થઈ યુદ્ધને અર્થે ઉઠ.

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

સુખ દુખ જય ને વિજય વળિ, લાભ અલાભજ જેહ;
સમ ગણિ કર યુધ તું પછી, પાપ ન પામિશ એહ. ૩૮

લાભ હાનિ સુખ દુઃખ અરૂ, જીતે હારિ સમાન;
તાતેં અર્જુન યુદ્ધ કર, પાપ લેહિ જિન માન. ૩૮

૩૮ સુખદુઃખ, લાભાલાભ, જયાજય એનેવિષે સમબુદ્ધિ કરીને યુદ્ધમાં પ્રવૃત્ત થા.

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥

એ બુદ્ધી કહિ સાંખ્યમાં, શુણુ યોગેં આ જુક્ત;
થાઈશ, જેણે યુક્ત તું, કર્મ બંધથી મુક્ત. ૩૯

સાંખ્ય બુદ્ધિ તોસોં કહી, કહત જોગ બિધિ જોય;
તા બુદ્ધિકે સંજોગ તેં, રહે કછુ કર્મ ન તોય. ૩૯

૩૯ હે પાર્થ! તુને તત્વજ્ઞાનવિષે બુદ્ધિ કહી (હવે) કર્મયોગવિષે આ બુદ્ધિ સાંભળ (કે) જેણે યુક્ત થઈ તું કર્મબંધને ટાળીશ.

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

એમાં નહિ આરંભનો, નાશ પાપ નહિ સાર;
તારે મોટા ભય થકી, એનો સ્વલ્પાચાર. ૪૦

કર્મ કરે બિન બાસના, તાકો હોય બિનાસ;
અલ્પ કરે જો ધર્મ યહ, કાટત ભવ ભય ફાસ. ૪૦

* ૪૦ એમાં (નિષ્કામ યોગમાં) ઉદ્યોગનો નાશ નથી. દોષ (પણ) નથી. એ ધર્મનો સ્વલ્પ આરંભ મોટા ભયથી રક્ષણ કરે છે.

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥

નિશ્ચયવાળી એક છે, એમાં બુદ્ધી સાર;
નિશ્ચય વિનાના જનતણિ, બુધિયોનો નહિ પાર. ૪૧

બુદ્ધિ જુ નિશ્ચયવંત કોં, એક હેતુ કે જાન;
જિનકો નિશ્ચય નાહિ તે, તિન હેં ચલ બુદ્ધમાન. ૪૧

† ૪૧ હે કુરુનંદન! એ યોગમાં નિશ્ચયરૂપ બુદ્ધિ એકજ પણ નિશ્ચયરહિત એવાની બુદ્ધિયો બહુ શાખાવાળી અનંત હોય છે.

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ४२॥

જે આ પુષ્પિતવાણિને, અવિવેકી કહે સાર;
અર્થવાદરત, એજ છે, નથી અન્ય, વદનાર. ૪૨

બેદહિ માનત સ્વર્ગ ફલ, ફુલ અજ્ઞાની હોય;
કહત જુ હૈ કછુ ઔર નહિ, તિનમેં જ્ઞાન ન હોય. ૪૨

* ૪૨ હે પાર્થ! વેદવાક્યાર્થની આસક્તિવાળા (તે) બીજું કંઈજ નથી [ સ્વર્ગાદિક ફળ ઉપરાંત તત્વજ્ઞાન જેવું કાંઈ ] એમ બોલનારા અજ્ઞાનીઓ (વેદની) પુષ્પિત [ સુંદર ] વાણીને મોટી કરીને બોલે છે [ માને છે ].

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥

સ્વર્ગઈષ્ટિ, ને કામિ તે, ફળદા એને કહે;
સંપત્તિ ભોગાર્થ બહુ, ક્રિયાવાન પણ એહ. ૪૩

ભોગ બડાઈકે લિયે, કરત કૃપાસોં પ્રીત;
સ્વર્ગ લાભકી કામના, હેત જુ તિનકે ચિત્ત. ૪૩

૪૩ ઈચ્છાએ કરીને મન વ્યાકુળ એવા, સ્વર્ગનેજ પુરૂષાર્થ માનનારા એવા [ અજ્ઞાનીઓ ] (તે) જન્મના કર્મનું ફળ દેનારી, ભોગઐશ્વર્યની પ્રાપ્તિનું સાધન, બહુ કર્મકાંડે સાધ્ય એવી ક્રિયાને બોલે છે [ વખાણે છે ].

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

તેથી ચિત્ત હરાયલાં, સુખ ભોગે આસક્ત;
સમાધિમાં નહિ તેમની, નિશ્ચય બુદ્ધી સક્ત. ૪૪

ભોગ બડાઈ કામના, ચિત તિનકો હર લેત;
નિશ્ચય કરિકેં બુદ્ધકોં, નહિ સમાધિમે દેત. ૪૪

૪૪ ભોગઐશ્વર્યના આસક્ત, પુષ્પિત વાણીએ હરાયલાં ચિત્ત જેનાં એવાની નિશ્ચયબુદ્ધિ પરમસુખ [ પરમેશ્વરમાં એકનિષ્ઠા ] વિષે થતી નથી.

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥४५॥

ત્રીગુણ વિષયી વેદ છે, થા તું ત્રણે રહીત;
થૈ દ્વંદ્વ યોગક્ષેમ વિણ, બુધ નિત સત્વે સ્થીત. ૪૫

ત્રિગુણ કર્મકોં કહત હૈ, બેદ સુત ત્યજુ ભીત;
ધીરજ ધરે સુખ દુખ લહે, જોગ છિનત જુ ચીત. ૪૫

૪૫ (સત્વાદિ) ત્રણ ગુણવાળા વિષયને કહેવાવાળા વેદ છે; (પણ) હે અર્જુન! ત્રણ ગુણરહિત થા; શીતઉષ્ણ–સુખદુઃખ–લાભહાનિ–જન્મમરણ રહિત, નિત્ય, સત્વસ્થ–ધૈર્યવાળો, યોગક્ષેમથી [ પ્રાપ્તિ રક્ષણથી ] વેગળો, સાવધ થા.

---

* વ્યવહાર કર્મમાં વિઘ્નનો સંભવ છે, વેળાએ પરિશ્રમ નિષ્ફળ થાય છે; તેમ યજ્ઞ જપાદિ અનુષ્ઠાનમાં પણ વિઘ્ન આવે છે કે વિફળ થવાય છે;–પણ ઈશ્વરાર્પિત ફલેચ્છારહિત કર્મ પૂર્ણ ન થાય તો પણ જેટલું કીધેલું તે વ્યર્થ જતું નથી ને તે કર્મમાં દોષપાપ નથી; વળી વિઘ્નસંકટમાં અડી વેળાએ ઈશ્વર સંરક્ષણ કરે છે.

† નિષ્કામપણે નિત્ય તથા નૈમિત્તિક કર્મ કરે તેની બુદ્ધિ ઈશ્વરારાધન વિષે એકજ નિષ્ઠાની છે પણ ફલેચ્છાની બુદ્ધિવાળા અનેક વાસનાએ અનેક દેવતાને અનેક પ્રકારે ભજે છે.

* ૪૨ થી તે ૪૫ સુધીના વિષયનો સાર આ પ્રમાણે: પૂર્વસંસ્કાર પરત્વે સૌ મનુષ્ય સરખી બુદ્ધિનાં હોતાં નથી; અર્થાત્ સર્વેની નિષ્કામ કર્મ કરવા વિષે નિશ્ચયબુદ્ધિ હોતી નથી; સત્વાદિ ત્રણગુણવાળા મનુષ્યને તેઓને યોગ્ય એવી જુદી જુદી કર્મમર્યાદાની શિક્ષા વેદ આપે છે. હવે મોક્ષવિષયમાં બુદ્ધિ નહિ, ધર્મનો સમજપણ અર્થકામની પ્રાપ્તિનીજ એવા જે અજ્ઞાની તે વેદવાક્યમાં કહેલાં ફળનેજ વળગી રહે. ને તે ફળ તો સાચાં–અર્થકામને પૂરાં પાડે તેવાં પણ બહુ શ્રમે; ને દૂર પરિણામે માઠાં કે જન્મ લેવા પડે ને સુખદુઃખ ભોગવવાં પડે–વેદવિહિત કર્મ નિષ્કામે કરે તેને સર્વકાળ કલ્યાણજ છે. બહુ વિઘ્ન ઓળંગ્યા પછી નિષ્કામ કેમ થવાય તો હાનિલાભમાં સમવૃત્તિ રાખવાની સમજ રાખ ને ધૈર્યથી દુઃખ સહન કર, વળી પ્રાપ્તિ તથા રક્ષણ એનો વિચાર ન રાખતાં ઈશ્વરના ઉપર વિશ્વાસ રાખી સ્વધર્મનાં કર્મ તે કર્યાં કર ઈશ્વરને અર્પણ કરું છું એમ બુદ્ધિએ.

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥४६॥

જે ઉદપાને અર્થ તે, સર્વ સરે દહમાંય;
તેમ સર્વ વેદો તણું, ફલ જ્ઞાનીને થાય. ૪૬

સરિતા સાગર કૂપસેં, સરત સર્વ સમ કાજ;
તૈસેં જાને બ્રહ્મકોં, લેત બેદકો સાર. ૪૬

* ૪૬ જેટલા અર્થ [કાર્ય પ્રયોજન] કૂપાદિકમાં [ક્ષુદ્રજળમાં] તેટલા સગળા મોટા જળાશયમાં રહ્યા છે; (તેમ) જેટલા અર્થ [કામ્ય ફળ] સર્વ વેદને વિષે તેટલા તે વિશેષ જાણીતા બ્રાહ્મણને [બ્રહ્મનિષ્ઠને] (પ્રાપ્ત થાય છે).

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥

તુજ અધિકારજ કર્મમાં,નહિ કદિ ફલમાં હોય;
નહિજ કર્મ ફળ હેતુ થા,નહિ અકર્મ પણ સોય. ૪૭

તૂં અધિકારી કર્મમેં, નહી ફલનકો હેત;
કર્મનિકે ફલ છાંડિકેં, ગહિ કર્મ કરી ચેત. ૪૭

† ૪૭ તુંને કર્મને વિષે અધિકાર થાઓ, કર્મફળને વિષે કદાપિ મા થાઓ; કર્મફળની ઇચ્છા રાખનારો તું મા થા; અકર્મને વિષે તારો સંગ મા થાઓ.

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥

મૂકિ સંગ, રહિ યોગમાં પાર્થ કર્મ કર સેજ;
સિદ્ધિ અસિદ્ધિ સમ ગણી, સમપણું યોગ કહેજ. ૪૮

જોગકેં લિયે કર્મકૂં, સબેં સંગકો ત્યાગ;
સિદ્ધિ અસિદ્ધિ સમાન ગન,વહે જોગ અનુરાગ. ૪૮

૪૮ હે ધનંજય! કર્તાપણાંનો ભાવ તજી, સિદ્ધિ અસિદ્ધિને વિષે સમ થઇ, યોગમાં સ્થિત રહી તું કર્મ કર. સમત્વને [સમાન ચિત્તવૃત્તિને] યોગ કહીએ.

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

કર્મ, યોગથી અધમ છે, પાર્થ અતીશય સાર;
માટે થા યોગાશ્રયી, કૃપણો ફલ ઇછનાર. ૪૯

બુદ્ધિ જોગસેં કર્મકો, અર્જુન તો ઘટિ જાન;
શરણુ હોહુ બુદ્ધિકે, દીન કામના માન. ૪૯

૪૯ હે ધનંજય! નિશ્ચય બુદ્ધિથકી [પરમેશાર્પણ બુદ્ધિથકી] કામ્ય કર્મ (તે) અત્યંત નિકૃષ્ટ [નીચાં] છે (માટે) બુદ્ધિને વિષે આશ્રય ઈચ્છ; સકામ કર્મ તે દીન [તુચ્છફળ આપવાવાળાં છે.]

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥

યોગી અહિ મૂકીજ દે, સર્વ પાપ ને પુણ્ય;
માટે તું યોગીજ થા, યોગ કર્મનૈપુણ્ય. ૫૦

બુદ્ધિ જુગત હોઉ તજત, કહાં પુણ્ય કહાં પાપ;
જો કર્મ તે ચતુર હૈ, સોઈ કરી તૂં આપ. ૫૦

૫૦ નિશ્ચિત બુદ્ધિ રાખનારો (તે) સારાં નઠારાં બંને કર્મનો [પુણ્ય પાપનો] ત્યાગ કરે છે માટે યોગને મળ. નિષ્કામ કર્મ કુશળતા તે યોગ.

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥

કર્મતણું ફલ ત્યાગિને, યોગી જ્ઞાનજવાન;
જન્મબંધથી મુક્ત થઇ, સુખપદ પામે મહાન. ૫૧

ચાહત નહીં કર્મ ફલ, જે પંડિત બડ ભાગ;
કર્મ બંધકો છોડિકેં, લહત મુકિત અનુરાગ. ૫૧

૫૧ નિશ્ચિત બુદ્ધિવાળા બુદ્ધિમંતો કર્મથી ઉપજતું ફળ તજી જન્મ બંધથી છૂટેલા તે ઉપદ્રવરહિત પદને પામે છે.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

દુઃપ્રવેશ્ય મોહને યદા, તરશે તુજ ધી સાર;
ત્યારે શ્રુત શ્રોતવ્યનો, વિરાગ પામિશ ધાર. ૫૨

મોહ સિંધતા જબ તજે, અર્જુન તેરી બુદ્ધ;
જબપે લે બૈરાગ કોં, ચિતમે કરિકે શુદ્ધ. ૫૨

૫૨ જ્યારે તારી બુદ્ધિ મોહમય અજ્ઞાનને તરી જશે ત્યારે સાંભળવાનું ને સાંભળેલું તેનો વૈરાગ્ય તું પામીશ.

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥

વળિ નિશ્ચય થાશે યદા, ભ્રમીત તુજ ધી એહ;
સમાધિમાં રહેશે અચલ, તદા યોગ પામેહ. ૫૩

તેરિ બુદ્ધ વૈરાગ્ય મે, સ્થીર રહી જબ ભીત;
તબ સમાધિ મે જાગતૂં, લહિયે નિશ્ચલ ચિત્ત. ૫૩

૫૩ તારી બુદ્ધિ અનેક શ્રવણે કરી મળવાલી [ભ્રમિત] થયેલી છે તે જ્યારે નિશ્ચય સમાધિને વિષે [ઈશ્વરને વિષે] સ્થિર થશે ત્યારે યોગને [તત્વજ્ઞાન સ્વરૂપને] પામીશ.

## अर्जुन उवाच ॥

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞનું, કેશવ લક્ષણ શુંજ;
તે બોલે બેસેજ શું, શું તનૂં ફરવુંજ. ૫૪

જાકિ બુદ્ધિ નિશ્ચલ સદા, તાકો ચિન્હ બતાય;
કૈસે બોલત કયોં રહત, ચલતસુ કૈસી ભાય. ૫૪

૫૪ અર્જુન—હે કેશવ! જ્ઞાનીની, સમાધિસ્થની શી ઓળખ? સ્થિર બુદ્ધિ તે કેમ બોલે, કેમ બેસે, કેમ ફરહરે.

* એક નિષ્ઠાની બુદ્ધિવાળાને બ્રહ્મજ્ઞાને કરી દિક સુખ તુચ્છ છે ને તે પણ સ્વર્ગાદિક ઇચ્છે તો પ્રાપ્ત થાય.

† તું તત્વજ્ઞાનનો અર્થી છે માટે કામના યુક્ત કર્મ જેમાં અનેક બંધન પાછળથી ભોગવવાં પડે તે મા કર અને કર્મ નજ કરવાં એવું અભિમાન પણ ર. કર્મ કર પણ નિષ્કામ થઈ.

श्रीभगवानुवाच ॥

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

સર્વ મનોગત કામને, ત્યજે પાર્થ જ્યારેહ;
રહે ખુશ પોતે આત્મમાં, સ્થિતપ્રજ્ઞ ત્યારેહ. ૫૫

જો હૈ મનમેં કામના, તિનકોં જે તજિ જાય;
આતમસોં સંતોષ ગૃહિ, નિશ્ચલ બુદ્ધિ સોય. ૫૫

૫૫ ભગવાન્—હે પાર્થ! મનમાં રહેલી સર્વ કામનાને ટાળે, પોતે પોતામાંજ સંતુષ્ટ રહે [આત્માનંદમાં રમે] ત્યારે સ્થિતપ્રજ્ઞ-જ્ઞાની કહિયે.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥५६॥

દુ:ખમાં મન ઉદ્વિગ્ન નહિ, નહિ ઇચ્છા સુખમાંય;
રહિત રાગ ભય ક્રોધથી, સ્થિતધી મુનિ કહેવાય. ૫૬

દુખમેં નહિ ભાગે નહીં, સુખ ચાહે નહિ ચિત;
તજે નેહ અરુ રોષ ભય, અચલ બુદ્ધિ સો ગાત. ૫૬

૫૬ દુ:ખમાં જેનું મન ગભરાયલું [ચંચલ] નહિ, સુખમાં જે ઈચ્છા-રહિત, પ્રીતિભયક્રોધ ગયાં છે જેનામાંથી એવો મુનિ [મનનશીલ] તે સ્થિતધી સ્થિરબુદ્ધિ કહિયે.

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥

સ્નેહ રહિત સૌમાંજ જે, શુભ અશુભ પામીજ;
કરે નહીં દ્વેષસ્તુતી, સ્થિત બુદ્ધિ તેનીજ. ૫૭

નેહ કાહુસોં નહિ કરે, ભલે બુરે નહિ ચાહ;
ભલે બુરે સોં કાજ નહિ, થિર બુદ્ધિ લખિતાહ. ૫૭

૫૭ જે સર્વત્ર સ્નેહશૂન્ય, શુભાશુભ તેતે પામીને પ્રસન્ન થતો નથી કે નિંદતો નથી તેની બુદ્ધિ સ્થિર.

यदा संहरते चायं कूर्मोंऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥

જ્યારે એ ખેંચી લિયે, કૂર્મ અંગવત સાર;
વિષય થકી સૌ ઇદ્રિયો, સ્થિતધી તેની ધાર. ૫૮

જો કછુવા નિજ અંગકોં, ખેંચ આપમેં લેત;
તૈસેં ખેંચે ઈંદ્રિયાં, તજિ વિષયનસોં હેત. ૫૮

૫૮ એ [યોગી] ઇંદ્રિયોને વિષયમાંથી જતી પાછી સંહરે સર્વ પ્રકારે, કાચબો પોતાના અંગને કરે છે તેમ, ત્યારે તેની બુદ્ધિ સ્થિર (જાણવી.)

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोप्यस्य परं दृष्ट्वा निवर्त्तते ॥५९॥

વિષય ટળે ઉપવાસિને, પણ નહિ રાગ ટળેજ;
પર બ્રહ્મને જોઈને, એને રાગ મટેજ. ૫૯

વિષય કરત હૈ દૂરસોં, તજત હૈ સુ આહાર;
આતમ દેખ્યો જાત હૈ, અભિલાખ્યો નિરધાર. ૫૯

૫૯ ઉપવાસ કરવાવાળા દેહધારીઓના વિષય નિવૃત્ત થાય છે (પણ) આસક્તિ આશા નિવૃત થતી નથી [આસક્તિતો મનમાં હોયજ;] અને સ્થિર બ્રહ્મનો અભિલાષ તે પણ પરમેશ્વરને દેખીને [એમાંજ ચિત્ત હોવાથી) નાશ પામે છે.

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥

પણ ઉદ્યોગિ વિવેકિનું, મન હરેજ કૌંતેય;
બળે કરી તે ઇંદ્રિયો, ક્ષોભક કહિયે જેય. ૬૦

જ્ઞાનવંત જો પુરુષ હૈ, લહત કઠિનતા સાથ;
ઇંદ્રિય અતિ બલવંત હૈ, તે ઉં લગાવત બાથ. ૬૦

૬૦ હે કુંતીપુત્ર ! પંડિત યત્નકરનાર એવા પણ પુરૂષની ક્ષોભક ઇંદ્રિયો બળાત્કારે મનને હરે છે.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

તે સૌ વશ કરિને રહે મત્પર યોગી સાર;
જેને વશ છે ઇંદ્રિયો, તેની સ્થિતધી ધાર. ૬૧

તાતેં રોકે, ઈંદ્રિયાં, મોમેં ચિતકો લાય;
બસ કીનો જન યહ સબે, સો થિર બુદ્ધિ સુભાય. ૬૧

૬૧ યોગી સર્વેંદ્રિયોનો સારી રીતે સંયમ કરી મારામાં તત્પર રહે; જેને ઇંદ્રિયો વશ તેની બુદ્ધિ સ્થિર.

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोभिजायते ॥६२॥

વિષય ધ્યાન કરનારનો, તેમાં સંગજ થાય;
સંગે કામજ થાય છે, કામેં ક્રોધ કરાય. ૬૨

જબ ધ્યાવત હૈ વિષયકોં, તિનતેં ઉપજત સંગ;
કામજુ ઉપજત સંગતેં, તાતેં ક્રોધ અભંગ. ૬૨

૬૨ વિષયનું ધ્યાન કરતા પુરૂષને તેને વિષે આસક્તિ—વહાલ ઉપજે છે, આસક્તિથી કામ [ભોગ લલુતા—તૃષ્ણા] અધિક થાય છે, કામથકી [એ પાર ન પડે તો] ક્રોધ પ્રગટે છે.

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

ક્રોધેં મોહજ થાય છે, સ્મૃતિ વિભ્રમ મોહથીજ;
બુદ્ધિનાશ સ્મૃતિનાશથી, થાય નાશ તથીજ. ૬૩

મોહ હોત હૈ ક્રોધતેં, મોહતેં બુધ્ધિ નાસ;
બુધ્ધિ ગયે બુધ્ધિ હિનાસત, બુધ્ધિ નસે મૃત પાસ. ૬૩

૬૩ ક્રોધથકી સંમોહ [અવિવેક—દેહાત્મતા], સંમોહ થકી સ્મૃતિનો (શાસ્ત્ર શિક્ષાનો) ભ્રમ, સ્મૃતિના ભ્રમથી બુદ્ધિનો નાશ ને બુદ્ધિના નાશથી મૃતતુલ્ય [જડ] થઈ રહે છે.

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

રાગ દ્વેષ વિણ વશ વળી, ઈંદ્રિય, તેણે સાર;
ભોગતાં વિષયોજ પણ, થાય શાંત મુનિ ધાર. ૬૪

રાગ દ્વેષકોં જો તજે, ઔર વિષયકો સેવ;
ઇંદ્રિય જો નિજ બસ કરે, લહે શાંતિકો ભેવ ૬૪

૬૪ શુદ્ધાત્મા તે રાગદ્વેષથી વેગળી થયલી ને પોતાને વશ એવી ઈંદ્રિયોએ કરીને વિષયને સેવતો છતે પ્રસાદ—શાંતિને પામે છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

શાંતીથી એનાંજ સૌ દુઃખ નાશ થૈ જાય;
પ્રસન્ન ચિતવાળાજની, સ્થિર મતિ તરતજ થાય. ૬૫

શાંતિ જબેં યહ સુગતિ હૈ, હોત દુઃખકો હાન;
બુધ્ધિ તબેં સ્થિર હોત હૈ, યહે તુચ્છ જબ માન. ૬૫

૬૫ પ્રસાદથી સર્વ દુઃખનો નાશ થાય છે (ને) પ્રસન્નચિત્તની બુદ્ધિ વહેલીજ સ્થિર થઈ રહે છે.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६॥

ન આત્મબુદ્ધિ અયોગિને, નહીં ધ્યાન પણ તેમ;
અધ્યાનીને શાંતિ નહિ, અશાંતને સુખ કેમ. ૬૬

જોગ બિના બુધ્ધી નહીં, બુધ બિન હોત ન ધ્યાન;
ધ્યાનબિના સંતોષ નહિ, તાબિન સુખ ન સુજાન. ૬૬

૬૬ અયુક્તને [ઈંદ્રિયો વશ નથી તેને] બુદ્ધિ [આત્મજ્ઞાનને પાત્ર થવાય તેવી] નથી, અયુક્તને ભાવના [ધ્યાન કરવાની શ્રદ્ધા] નથી; ધ્યાન રહિતને શાંતિ નથી [ધ્યાનથી બુદ્ધિ આત્મામાં સ્થિર થાય તે થતી નથી] (ને) શાંતિરહિતને સુખ [મોક્ષનિત્યપૂર્ણાનંદ] ક્યાંથી?

इंद्रियाणां हि चरतां यन्मनोनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥

મન ઇંદ્રીયોમાંયથી, જેની પાછળ જાય;
હરે મતી તે એનિ જિમ, વાયુ નાવ જલમાંય. ૬૭

ઈંદ્રિય જિત તિત ફિરત હૈં, તનમન લાવત ખૈંચ;
મન બુધ્ધી હર લેત હૈં, વાયુ નાવ જ્યું ખૈંચ. ૬૭

૬૭ વિષયને સેવતી એવી જે ઇંદ્રિયો તેની સાથેજ મન (પણ) જે દોડે છે [વિષય પ્રતિ] તે મન અસાવધ પુરૂષની બુદ્ધિને હરે છે [વિક્ષિપ્ત-અહીં તહીં ભમતી કરે છે] જેમ વાયુ પાણીમાં નાવને તેમ.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

માટે નિવૃત વિષય થકી, ઇંદ્રિય સૌ જેનીજ;
મહાબાહો તું જાણજે, સ્થિર બુધ્ધી તેનીજ. ૬૮

જિન ઇંદ્રિય રોકી સબૈ, ઠૌર ઠૌર તેં ધ્યાય;
વિષય ત્યાગ તિનહી કિયો, સ્થિર બુદ્ધિ તાહિ ભાય. ૬૮

૬૮ માટે હે મહાબાહુ! જેની ઇંદ્રિયો વિષયથકી સર્વ પ્રકારે સંવરાયલી તે પુરૂષની શિક્ષિતબુદ્ધિ સ્થિર રહી (સમજવી.)

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥

જાગે મુનિ તે રાત્રિમાં, સર્વ ભૂતની જેહ;
જાગે જેમાં પ્રાણિયો, રાત્રિ મુનીની તેહ. ૬૯

જો જન જાગત નહિ જહાં, તહાંહિ ઉનકો વાસ;
જીવ જહાં જાગત સબૈં, સો મુનિકો નિસિ ખાસ. ૬૯

* ૬૯ સર્વ પ્રાણીઓને જે રાત્રિ તેમાં સંયમી જાગે છે (ને) જેમાં પ્રાણીઓ જાગે છે તે તત્વ જોનારા મુનિયોની રાત્રિ છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

મર્યાદિને પૂર્ણ સમુદ્રમાં જેમ, સમાય પાણી નદિયો તણાં તેમ;
જેમાં બધી જાય ઇછા સમાઇ, તે શાંતિ પામે નહિ કામિ ભાઇ. ૭૦

જૈસેં જલ સબ સરિતકે, મિલત સમુદ્રહિ જાય;
ભોગનકી સબ કામના, શાંતી રહે તહાય. ૭૦

૭૦ પાણી પુરભરાઇ ઉભરાતું [નદીનાળાનું] અચળ-સ્થિર રહેલા સમુદ્રમાં પ્રવેશ કરે છે જેવી રીતે તેવી રીતે સર્વ ભોગવિષય જે [જ્ઞાની] પ્રતિ આવે છે [પ્રારબ્ધવશાત્] તે મુનિ શાંતિને પામે છે, ઇચ્છાવાન પુરૂષ પામતો નથી.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥

બધિ ઇચ્છાને મૂકિને, નિસ્પૃહ થઇ જે રેહ;
નિર્મમ નિરહંકાર તો, શાંતી પામે તેહ. ૭૧

તજિકે સબમન કામના, જોગી નિસ્પૃહ હોય;
અહંકાર મમતા તજે, તામેં શાંતિ જુ હોય. ૭૧

૭૧ સર્વે કોડનો ત્યાગ કરી સ્પૃહા, મમતા, અહંકાર રહિત જે પુરૂષ ભોગ ભોગવે છે તે શાંતિ [મોક્ષને] પામે છે.

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेपि ब्रह्म निर्वाणमृच्छति ॥७२॥

એ બ્રાહ્મી સ્થિતિ પાર્થ છે, મોહ્ય ન એને પામિ;
અંતે પણ એમાં રહી, પામે મોક્ષ અકામિ. ૭૨

બ્રહ્મ જ્ઞાન તોસોં કહ્યો, જાતેં મોહ ન હોય;
સો બુદ્ધિ ગૃહે અંતસમે, મિલે બ્રહ્મમેં જોય. ૭૨

† ૭૨ હે પાર્થ! આવી બ્રહ્મનિષ્ઠા છે, એને પામીને [જ્ઞાની] મોહ પામતો નથી. એ નિષ્ઠાની સ્થિતિમાં મરણકાળે રહેથી મોક્ષસંપત્તિ પામે છે.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે
શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં સાંખ્યયોગ નામનો
બીજો અધ્યાય. ॥૨॥

---

* સંસારીને આત્મજ્ઞાનમાં દ્રષ્ટિ-ગમ નહિ તેથી એ અંધકારરૂપ રાત્રિ છે પણ ઇંદ્રિયનો નિગ્રહ કરવાવાળા જાગતા છે-અર્થાત્ એઓને આત્મજ્ઞાનમાં દ્દષ્ટિ છે ને તત્વદર્શન કરે છે. ને સંસારી વિષય જેમાં ઘણા જાગતા છે ને વિષયને આત્મતત્વ જોનારાઓ અજ્ઞાન અંધકારની રાત્રિ માને છે; તેઓને વિષયમોહમાં સુઝતું નથી. લોક બ્રહ્મસ્વરૂપ વિષે નિદ્રામાં છે પણ સંન્યાસી ત્યાં જાગતા છે. અવિદ્યાની રાત્રિ તેને વિષે સંન્યાસી નિદ્રામાં છે પણ લોક વિષયમોહમાં જાગે છે.

† જ્ઞાની આત્મામાં દ્દષ્ટિ રાખતાં પ્રારબ્ધ પ્રાપ્ત થયેલા સર્વે ભોગ ભોગવે છે ને શાંતિ પામે છે પણ હું પદવાળો કુચેષ્ટા કરી શાંતિને પામતો નથી.

# અધ્યાય ૩ જો.

## अर्जुन उवाच ॥

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥

જ્ઞાન, કર્મથી શ્રેષ્ઠ છે, માનો છો જો એમ;
તો હરિ જોડો છો મને, ઘોર કર્મમાં કેમ. ૧

બુદ્ધિ ભલી હૈ કરમ તેં, કૃષ્ણ કહી તુમ જોય;
કરમ ભયાનકતેં કહો, કૈસે તરત ધોય. ૧

૧ હે જનાર્દન! કર્મથી નિશ્ચળવિવેક બુદ્ધિ [જ્ઞાન] શ્રેષ્ઠ એમ તારૂં સંમત (છે) તો હે કેશવ ! ઘોર (યુદ્ધરૂપ) કર્મમાં મને કેમ યોજે છે?

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

મિશ્રિત વાક્યે મુંઝમતી, ભ્રમાવોછ વાર્ષ્ણેય;
એક વદો નિશ્ચય કરી, પામું જેણે શ્રેય. ૨

બચન સુનેં સંદેહકે, મો બુધ્ધિ હૈ ભયભીત;
નિશ્ચય કરિ એકે કહો, લહો મુક્તિ જયા ભાત. ૨

૨ મિશ્રિત વાક્યે [જ્ઞાન ને કર્મ એનું મિશ્રણ એવે] મારી બુદ્ધિને મોહ પમાડે છે, માટે નિશ્ચયે એકજ કહે (કે) જેણેકરી હું શ્રેયને પામું.

## श्रीभगवानुवाच ॥

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥

અપાપ, પ્રથમ આ લોકમાં, નિષ્ઠા કહિ બે મેંજ;
સાંખ્યોને જ્ઞાને કરી, યોગીને કર્મેજ. ૩

નિષ્ઠા જો દય ભાંતકી, પહિલી કહી બનાય;
સિદ્ધનકો જ્ઞાન ભલો, કર્મનિષ્કર્મ બતાય. ૩

૩ આલોકમાં બે પ્રકારની નિષ્ઠા (તે) મેં હે નિર્દોષ ! પૂર્વે કહી-તત્વદર્શનની ઈચ્છાવાળા શુદ્ધ બુદ્ધિમંતને જ્ઞાનયોગે (અને) કર્મ ઉપર આસક્ત એવાને કર્મ યોગે (સંસ્કારી અધિકારપરત્વે.)

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

કર્મના અનારંભથી, નર પામે નહિ જ્ઞાન;
તેમ માત્ર સંન્યાસથી, મોક્ષ ન પામે જાણ. ૪

કર્મ બિના કિન્હે પુરુખ. જ્ઞાન લહે નહિ કોય;
કિયે સબહિ સન્યાસકોં, કોઉ મુકત ન હોય. ૪

*૪ પુરૂષ કર્મનો આરંભ ન કરવાથી જ્ઞાનયોગનિષ્ઠાને પામતો નથી, કર્મનો ત્યાગજ કરેથી સિદ્ધિ (મોક્ષ) પામતો નથી.

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥

વિના કર્મ ક્ષણ એક પણ, નહિકદિ કોઈ રહેજ;
સ્વાભાવિક ગુણથી અવશ, થૈ સૌ કર્મ કરેજ. ૫

કરમ કિયે બિનછિન કહું, રહે ન કોઉ જંત;
વિવસ ભયે કરમ કરે, બાંધિ માયા તંત. ૫

૫ કોઇ પણ [કેવારે પણ] ક્ષણમાત્ર પણ કર્મ કીધા વિના રહેતો નથી; પ્રકૃતિથી ઉપજેલા [સ્વભાવે] ગુણોએ પરતંત્ર હોઈ સર્વે (જન) કર્મ કરે છે.

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

કર્મેંદ્રિયને વશ કરી, વિષયોને મનમાય;
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય. ૬

કરમ ઇંદ્રિયન રોકિકેં, મન વિષયનકો ધ્યાન;
કપટી મૂરખ હૈં બડે, તાકોં દંભી જાન. ૬

૬ જે મૂઢ જીવ ઈંદ્રિયોના વિષયને મનમાં સ્મરતો (પણ બહારથી) કર્મેંદ્રિયોનો સંયમ [રોધ] કરી રહે છે તેને મિથ્યાચારી-કપટાચારી કહીએ.

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥

પણ મનથી જ્ઞાનેંદ્રિયો, કરિ વશ અસક્ત જેહ;
કર્મેંદ્રિયથી આચરે, કર્મ શ્રેષ્ઠ છે તેહ. ૭

મન કરિ રાખે ઈંદ્રિયાં, કછુ કર્મ ન રચાય;
ફલ અભિલાખન કોં તજે, વાતેં યહ અધિકાય. ૭

૭ હે અર્જુન ! મને કરી ઇંદ્રિયોને નિયમમાં રાખીને જે પુરૂષ કર્મેંદ્રિયોએ કર્મભોગને આચરે છે તે ફલેચ્છા વિનાનો, ચિત્તશુદ્ધિએ જ્ઞાનવાન થાય છે.

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

કર્મ અકર્મથિ શ્રેષ્ઠ છે, તું કર કર્મ હમેશ;
તુજ શરીર નિર્વાહ પણ, નૈં અકર્મથી લેશ. ૮

અન કારણો તેં કરમ હૈ, ભલે સુકૃત કર મીત;
બિનકિન્હે તે કરમકોં, દેહ રહે નહિ નીત. ૮

૮ તું નિત્ય કર્મ [સંધ્યોપાસનાદિક ]કર; કર્મ ન કરવાં તેથી કર્મ કરવાં શ્રેષ્ઠ છે. વળી કર્મ ન કરવાથી તારી શરીર સ્થિતિ નહિ રહે [દેહ નાશ પામશે. ]

यज्ञार्थात्कर्मणोन्यत्र लोकोयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचार ॥९॥

છે બંધન આ લોકને, કર્મ યજ્ઞ સીવાય;
તે અર્થે કર કર્મ તું, જેમ સંગ વિણ થાય. ૯

યજ્ઞ બિન જો કરમ હૈ, જગ બંધન સો હોય;
તિહીકાજ કર મન તજો, છોડ ફલનકો ગોત. ૯

૯. આ લોકમાં યજ્ઞને અર્થે (જે) કર્મ તેથી બીજાં તે કર્મબંધન છે; હે કુંતીપુત્ર ! તું ફલેચ્છા રહિત-નિર્બંધ થઇ ઇશ્વરપ્રિત્યર્થે કર્મ સારી રીતે આચર.

* અંતઃકરણની શુદ્ધિ થયાવિના તત્વજ્ઞાનનિષ્ઠા થતી નથી માટે વર્ણાશ્રમનાં કર્મ અવશ્ય કરવાં અને મુક્તિ તે માત્ર કર્મના ત્યાગથી નથી પણ જ્ઞાનથી છે.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक् ॥१०॥

કહ્યું સયજ્ઞ પ્રજા સૃજિ, બ્રહ્માયેં સૌ પહેલ;
આણે પામો વૃદ્ધિ એ, હો તમ ફળદા સહેલ. ૧૦

યજ્ઞ સહિત રચિ જગતકોં, કહી બિધાતા બાત;
ઉદે તિહારો યજ્ઞતેં, કામ ધેનુ યહ તાત. ૧૦

૧૦. પ્રજાપતિ પૂર્વે યજ્ઞ સહિત પ્રજા ઉત્પન્ન કરી બોલતો હવો કે યજ્ઞે કરીને ઉત્તરોત્તર વૃદ્ધિ પામો, આ યજ્ઞ [ હે બ્રાહ્મણાદિકો ] તમને ઇષ્ટકામ દેનારો થાઓ.

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥

આથિ વધારો દેવને, તમને તે નિરધાર;
એમ પરસ્પર પોષતાં, શ્રેય પામશો સાર. ૧૧

યજ્ઞ કરી દેવહિ જજો, દેવ બ્રહ્મ ફલ દેત;
બુદ્ધિ પરસ્પર [illegible] કરે, મન વાંછિત ફલ લેત. ૧૧

૧૧ તમે દેવોને આહુતી આતી સંતોષ પમાડો (ને) એથી તે દેવો તમને સંતોષો; એમ પરસ્પર વૃદ્ધિ પામતા [illegible] શ્રેયને પામશો.

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥१२॥

યજ્ઞ ભાવિત દેવ એ, દેશે તમ ઇચ્છીત;
પ્રાપ્ત એથિ એને ન દે, ખાય ચોર ખચ્ચીત. ૧૨

ઇષ્ટ ભોગકું દેત હૈ, દેવયજે તે પ્રીત;
બિન પૂજે જો લેત હૈ, સોય ચોરકી નીત. ૧૨

૧૨. યજ્ઞે કરીને પુજેલા દેવ તમને નક્કી ઈષ્ટભોગ આપશે, તેઓએ આપેલું તેઓને ન આપતાં જે ભોગવે તે ચોરજ છે.

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥

યજ્ઞ શિષ્ટ ખાનાર, સૌ પાપોથી મૂકાય;
રાંધે પોતા માટ તે, પાપી પાપજ ખાય. ૧૩

યજ્ઞ શેષ જો ખાત હૈં, પાપકુ ડારત ધોય;
યજ્ઞ બિના જો ખાત હૈ, અઘરૈ ઝૂલત સોય. ૧૩

૧૩ યજ્ઞનું શેષ ખાનારા એવા થઈને સર્વ પાતકથી મૂકાય છે; જેઓ પોતાનેજ અર્થે રસોઈ કરે છે તે પાપીઓ તો પાપનેજ ખાય છે.

अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

થાય અન્નથી પ્રાણિયો, વર્ષાદે તો અન્ન;
યજ્ઞે વર્ષા, કર્મથી, યજ્ઞ થાય ઉત્પન્ન. ૧૪

જીવ અન્નતેં હોત હૈ, અન્ન હુતેં [illegible] હોય;
મેઘ યજ્ઞતેં હોત હૈ, યજ્ઞ કરમ તેં જોય. ૧૪

* ૧૪ અન્નથી [અને પાછી વીર્યથી] પ્રાણીઓ થાય છે, વર્ષાદથી અન્ન નિપજે છે, યજ્ઞથી વર્ષાદ થાય છે (અને) યજ્ઞ (તે) યજમાનને વ્યાપારે થાય છે.

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥

કર્મ વેદથી થાય છે, વેદ અક્ષરથી જાણ;
માટે વ્યાપક બ્રહ્મ તું, નિત્ય યજ્ઞમાં માન. ૧૫

કરમ સુ ઉપજત વેદતેં, વેદ બ્રહ્મ તેં માન;
બ્રહ્મ જો સતસંગુ નમેં, તાહિ યજ્ઞ કરિ તાન. ૧૫

૧૫ કર્મ વેદથી ઉત્પન્ન થયું; વેદ અક્ષર બ્રહ્મથી ઉત્પન્ન થયો જાણ; માટે સર્વ વ્યાપક એવું જે બ્રહ્મ તે નિત્ય યજ્ઞ કર્મને વિષે રહ્યું છેજ.

एवं प्रवर्तितं चक्रं नानुवर्त्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

એમ વર્તતા ચક્રને, અનુસરે નહિ જેહ;
રમે ઇંદ્રિયે પાપિ તે, વૃથા પાર્થ જીવેહ. ૧૬

બેદ બતાયે કરમ જે, ન કરત જો નર કોય;
પાપી ઇંદ્રિય બસભયે, જન્મસુ રહત બુખોય. ૧૬

૧૬ હે પાર્થ! એ પ્રમાણે પ્રવર્તેલું ચક્ર તેને અનુસરીને જે નથી વર્તતો [ અનુષ્ઠાન નથી કરતો] તે આ લોકમાં પાપ રૂપ આયુષ્યવાળો (તથા) ઇંદ્રિયે કરીને વિષયમાં રમનારો એવો વ્યર્થ જીવે છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

પણ જે હોયે આત્મરત, આત્મતૃપ્ત પણ સોય;
આત્મામાં સંતુષ્ટ તો, તેને કર્મ ન હોય. ૧૭

આતમ સોં સંતુષ્ટ જે, આતમ સોં રત હોય;
તૃપત જુ આતમ સોં રહ્યો, તાહિ ન કરને કોય. ૧૭

૧૭ જે મનુષ્યો આત્મામાંજ રત, આત્માએ [આત્માનંદે] તૃપ્ત, આત્માને વિષેજ સંતુષ્ટ તેને કર્મ (તે) કર્તવ્ય નથી.

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

તેને કર્મ અકર્મથી, પુણ્ય પાપ નહિ આહિ;
મોક્ષાર્થે સૌમાં નહીં, તેને આશ્રય કાંઇ. ૧૮

તાહિ કિયેતેં પુણ્ય નહિ, બિન કીન્હો નહિં દોષ;
બ્રહ્માદિક સોં કાજ નહિ, આતમહિ ભયો મોક્ષ. ૧૮

* ૧૦ થી તે ૧૩ લગીના શ્લોકનો ભાવાર્થ કે ધર્મ કર્મપકી બીજાં બધાં તે બંધન કરનારાં છે. ધર્મ કર્મ જુદી જુદી કામનાપરત્વે જુદા જુદા દેવને પ્રસન્ન કરવાને કરેલાં તે જો કે પરિણામે બંધન કરનારાં છે તો પણ તે વ્યવહાર પ્રપંચના અસતકર્મનાં જેટલાં બંધન કરનારાં નથી ને કેટલીક વાતે શ્રદ્ધા, ચિત્તશુદ્ધિ, નિયમ વધારવાને બહુ સારાં છે; અને પરમાત્મા પ્રીત્યર્થ કામના રહિત તે તો સર્વોત્કૃષ્ટ છેજ. યજ્ઞ એટલે પરમાત્મા કે તેનાં અંશરૂપ દેવ પ્રીત્યર્થ જે અર્પિત કર્મ તે.—જ્ઞાન, ધ્યાન, જપ, હોમ, પૂજન, નમન, સ્મરણ, દાન ઇત્યાદિ. બ્રહ્માએ પ્રાણીઓને ઉત્પન્ન કીધા તે યજ્ઞરૂપ કર્મ કરવાની શિક્ષા આપીનેજ. જેઓ નિત્ય શાસ્ત્રોક્ત પંચ યજ્ઞ કીધા વિના જમે છે તે મોટા પાપી છે [ માટે કર્મ નજ કરવાં એમ નથી ]. સાંખ્યમાં કર્મને મોક્ષનું બંધન કહ્યું છે તે સકામ કર્મને માટે. ૧૩ શ્લોકમ—પંચયજ્ઞ વૈશ્વદેવાદિ તથા નૈવેદ્ય કીધા પછી જમવું તે યજ્ઞનું શેષ સમજવું.

* ૧૪ કર્મથી વિશ્વની ઉત્પત્તિ; બ્રહ્મ યજ્ઞ કર્મને વિષે કહ્યું છે; કર્મમાર્ગે અવશ્ય પાળવા.

*૧૮ તેને કર્મ કરવાથી અર્થ [પુણ્યલાભ] નથી; ન કરવાથીકોઈપણ [અર્થકે અનર્થ] નથી જ્ઞાનવિષયમાં; એને સર્વ પ્રાણીઓને વિષે અર્થ આશ્રય નથીજ.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥

માટે નિત્ય અસક્ત રહિ, કાર્ય કર્મ કર સાર;
કરતાં કર્મ અસક્ત નર, પામે મોક્ષજ, ધાર. ૧૯

અસક્ત નિરંતર કર્મ કરિ, બક્ત બેદકે બાય;
અસક્ત કરમહિ કરત હૈ, પરમ પુરૂષ કોં જાય. ૧૯

૧૯ માટે તું ફલેચ્છારહિત થઇ નિત્યનાં કર્ત્તવ્ય તેનું સારું આચરણ કર; આસક્તિરહિત પુરૂષ કર્મ કરતો છતો મોક્ષને પામે છે.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥

કર્મથીજ જ્ઞાની થયા, જનકાદી જે રાય;
લોકાર્થે જોતાંજ તું, કરવા યોગ્યજ થાય. ૨૦

સિદ્ધિ લહી જનકાદિકહુ, કિન્હે કરમ સમાજ;
લોક રીત જો દેખિકે, તુમ હુ કરોજુ કાજ. ૨૦

૨૦ જનકાદિક તે કર્મ કરીનેજ સારી સિધ્ધિયે આવી રહ્યા; લોકનું રક્ષણ [સ્વધર્મપ્રવર્તન] તેને જોઈને પણ કર્મ કરવાને તું યોગ્ય છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥२१॥

શ્રેષ્ઠ લોક જે આચરે, જન બીજા પણ તેજ;
પ્રમાણ પણ તે જે કરે, કરે લોક પણ એજ. ૨૧

બડે જુ આચરણ હી કરે, સોઇ માને આન;
તાહિ માગ સબજગ ચલે, બડે કરે જુ પ્રમાન. ૨૧

૨૧ શ્રેષ્ઠ જન જે જે આચરણ કરે તે તે બીજા જન કરે; તે (શ્રેષ્ઠ) જે પ્રમાણ કરે [પ્રવૃત્તિનિવૃત્તિ ધર્મને માન્ય રાખે] તેને અનુસરી લોક વર્તે.

न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥२२॥

પાર્થ નથી ત્રણ લોકમાં, મુજને કૈં કર્તવ્ય;
તોપણ વર્તુ કર્મમાં, નહિ જો કે પ્રાપ્તવ્ય. ૨૨

મોકોં કછુ કરનો નહીં, તીન લોકમેં કાજ;
ન કછુ અલો લહને ન કછુ, કરમ કરત યા સાજ. ૨૨

† ૨૨ હે પાર્થ! મારે ત્રણે લોકમાં કંઇપણ કર્ત્તવ્ય નથી પ્રાપ્ત ન થાય એવું [અલભ્ય] કે પ્રાપ્ત થાય એવું [અભિલાષવાળું] નથી (તોપણ) કર્મને વિષે વર્તુ છું [કર્મ કરતોજ રહું છું.]

यदि ह्यहं न वर्त्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्त्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥

કદિ વર્તું નહિ કર્મમાં, સાવધાન હું સાર;
તો વર્તે મુજ રીત સૌ, મનુષ્ય સર્વ પ્રકાર. ૨૩

જો હમ કરમ નહી કરોં, રહોં આલસી મીત;
ત્યોંહી સબ નર હોંયગે, મો મારગ કી રીત. ૨૩

૨૩ હે પાર્થ આળસ રહિત હું જો કોઇ સમયે કર્મને વિષે ન વર્તું તો મનુષ્ય સર્વ પ્રકારે મારે માર્ગે અનુસરે [કોઈ કર્મ ન કરે.]

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्त्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

જો હું કર્મ કરૂં નહીં, થાય લોક આ ભ્રષ્ટ;
હું સંકર કર્તા બનું, પ્રજા કરૂં આ નષ્ટ. ૨૪

જો હમ કરમ નહી કરોં, હોય સબનકો નાસ;
પ્રગટાઉં સંકર તબે, હનો પ્રજા યા આસ. ૨૪

૨૪ હું કર્મ ન કરૂં તો આ લોક નાશ પામે [ધર્મલોપે] વર્ણસંકરનો કર્તા થાઉં, એમ પ્રજાને હુંજ ભ્રષ્ટ કરૂં.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥

અજ્ઞ, કર્મમાં સક્ત થૈ, કરેછ કર્મો જેમ;
લોકાર્થેજ અસંગિ બનિ, કરે જ્ઞાનિ પણ તેમ. ૨૫

મૂરખ જો કરમનિ કરે, કરિ બહુ પ્રીત સુભાય;
લોક કાજ જ્ઞાની કરે, મન તાસોં ન લગાય. ૨૫

૨૫ હે ભારત! અણસમજુક (લોક) કર્મને વિષે આસક્ત થઈ જેમ કરે છે તેમ લોકના ધર્મરક્ષણને ઇચ્છતા એવા વિદ્વાનો (તે) આસક્તિરહિત (કર્મ) કરો.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

કરાવેજ સૌ કર્મ, નહિ ભેદ બુદ્ધી, ધાર;
કર્મસંગિ અજ્ઞાનિની, યુક્ત આચરી સાર. ૨૬

તિનકિ બુદ્ધિ ભેદ ન તજે, રહે કર્મ લપટાય;
સાવધાન જ્ઞાની રહે, મેલે ગાત બનાય. ૨૬

૨૬ વિદ્વાન્ તે કર્મની આસક્તિવાળા અજ્ઞાનીઓની બુધ્ધિને ચલિત મા કરો; સાવધાન રહી આચરણ કરી સર્વ કર્મનું સેવન કરો [કિ અજ્ઞાની શ્રધ્ધાએ કર્મ કરે ને નહિ તો તે પામર ચલિત બુદ્ધિયે ભ્રષ્ટ થશે.]

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्त्ताहमिति मन्यते ॥२७॥

કરાય સૌ, ઇંદ્રિય વડે, કર્મો અર્જુન જેહ;
કર્તા તેનો હુંજ ઇમ, વિમૂઢ માની લેહ. ૨૭

માયા કરિ ગુણ કરત હૈ, સબે કરમ યહ જાન;
અહંકાર કરિ મૂઢ જો, લેત આપનકો માન. ૨૭

૨૭ પ્રકૃતિના ગુણોએ કરાય છે એવાં કર્મોને વિષે અહંકારે મૂઢ આત્મા તે હું કર્તા એમ માને છે.

---

* ૧૭–૧૮ એ બેથી જણાવ્યું કે આત્મજ્ઞાનીને કર્મ કરવાનો અગત્ય નથી. તેને ભ્રમમાત્ર (દેવતાઓનો પણ) આશ્રય લેવાની અપેક્ષા નથી; અહંકારરહિતને વિધિનિષેધનો બાધ નથી; જ્ઞાનમાં વિઘ્નનો અભાવ છે. (૪–૧૬ એ શ્લોકથી જણાવ્યું કે અંતઃકરણની શુદ્ધિ નથી, આત્મજ્ઞાનમાં પ્રવીણ નથી ત્યાં સુધી તો યજ્ઞાદિ કર્મ અવશ્ય કરવાં.

† ૨૨–૨૩–સંધ્યાવંદન, અગ્નિહોત્ર, પિતૃદાન, અભ્યાગતની પ્રતિપાળના એ આદિ કરવું તે લોકને શીખવવાને.

*तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥

પણ ગુણ કર્મથિ આત્મને, ભિન્નજ જાણે જેહ;
ઈંદ્રિય વર્ત્તે વિષયમાં, માનિ અકર્ત્તા રેહ. ૨૮

ગુણ ઔર કર્મ બિભાગસેં, જાનત તત્વજ્ઞ કોય;
ઈંદ્રિય બિષયનસોં લગી, આપ મગન નહિ હોય. ૨૮

૨૮ હે મહાબાહુ! ગુણકર્મ વિભાગને યથાર્થ જાણનારા તે, ગુણ પોતાના વિષયવિષે વર્તે છે (એમ) માની આસક્ત થતા નથી.

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥

સજ્જ થાય ગુણ કર્મમાં, પ્રકૃતી ગુણથી અજ્ઞ;
તે અજ્ઞાની મંદને, ભેદે નહિ સર્વજ્ઞ. ૨૯

માયા ગુણ કરિ મૂઢ જે, રહે બિષય લૈલાય;
અજ્ઞાની કે જ્ઞાનિ તિન્હે, તામન કછુ ન ચલાય. ૨૯

૨૯ પ્રકૃતિના ગુણે મૂઢ તે ઈંદ્રિયગુણ સમૃદ્ધિ કર્મને વિષે આસક્ત થાય છે. તે મૂઢ મંદમતિને સર્વ જાણનારો જ્ઞાનિ ચલિત ના કરે (કર્મ થકી.)

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥३०॥

અધ્યાત્મ ચિત્ત વડે સહુ, અર્પી મુજને કર્મ;
ઇચ્છા મમતા તાપને, મૂકી કર યુદ્ધ ધર્મ. ૩૦

ચિત અધ્યાતમ આનિકેં, કરમન મોમન રાખ;
અહંકાર મમતા તજે, જુધ્ધહિકું અભિલાખ. ૩૦

૩૦ આત્માને વિષે ચિત્ત રાખીને સર્વ કર્મ મારે વિષે સમર્પી નિષ્કામ, મમતારહિત થઈને [શોકરૂપ] જ્વર વિનાનો તું યુદ્ધ કર.

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥

આ મુજ મતથી માનવો, સદાય વર્ત્તે જેહ;
અનિંદતાં રાખી શ્રદ્ધા, છૂટે કર્મથિ તેહ. ૩૧

જિનકો હૃદયામે રમત, શ્રધ્ધા સો ગહિ લેત;
તિનકે જિયમે કરમ હૈ, કરમ તજે કરિ ચેત. ૩૧

૩૧ શ્રધ્ધાવંત, નિંદા ન કરનારા જે માનવ આ મારા મતને વળગી રહે છે તે પણ કર્મ કરીને મુક્ત થાય છે.

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

પણ જે આને નિંદતાં, વર્ત્તે નહિ મુજ રીત;
તે મૂઢોને જાણ તું, નષ્ટ વિવેક રહીત. ૩૨

જો મેરે યહ મત હિકો, કરત જુ દોખ લગાય;
સો મૂરખ જાનત નહીં, હૈ અચેતકે ભાય. ૩૨

૩૨ જેઓ એ મતના દ્વેષી થઇ એ મારા મતને નહિ પાળે તેઓને સર્વજ્ઞાનાવમૂઢ વિવેકરહિત નષ્ટ એવા જાણ.

* તત્વજ્ઞાની આત્માને ઈંદ્રિયોથી જુદો માને છે પોતે ઈંદ્રિયોથી તથા કર્મોથી જુદો છે એમ માને છે એટલે કર્મેથી લેપાતા નથી.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥

પ્રકૃતીને સૌ અનુસરે, કરશે નિગ્રહ કેમ;
પ્રકૃતી સરખું આચરે, જ્ઞાનવાન પણ એમ. ૩૩

જ્ઞાનવંતહી કરત હૈ, અપની પ્રકૃતિ સમાન;
સબકોઉ નિજ પ્રકૃતિ સંગ, રોકે તેં જુ અજાન. ૩૩

* ૩૩ જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિના સરખી ચેષ્ટા કરે છે [ગુણ પ્રમાણે વર્ત્તે છે]. પ્રાણીઓ પ્રકૃતિ ભણી વળે છે [પૂર્વ સંસ્કાર પ્રમાણે] તો અટકાવ કેમ કરશે.

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥

ઇંદ્રિયના, વિષયો વિશે, રાગ દ્વેષ બે જેહ;
તેને વશ થાવું નહીં, શત્રૂ એના તેહ. ૩૪

સબ ઇંદ્રિયનકે બિખેં, રાગ દ્વેષ જો હોય,
તિનકે સંગ નર જાનહિ, રહે ન અરિ સમ જોય. ૩૪

૩૪ પ્રત્યેક ઈંદ્રિયનો પોતપોતાના વિષયમાં રાગદ્વેષ અવશ્ય હોય (તોપણ) મુમુક્ષુએ તેને વશ ન થવું (કેમકે) તે રાગદ્વેષ કલ્યાણમાર્ગના ચોર છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ;
સ્વધર્મમાં મરવૂં ભલૂં, ભય આપે પર ધર્મ. ૩૫

નૂન હોય જો નિજ ધરમ, પરતેં અધિકો માન;
નીધન ભલો નિજ ધરમમેં, પરધરમહિ ભય જાન. ૩૫

† ૩૫ સાંગોપાંગ અનુષ્ઠેલા પરધર્મથકી અંગહીન સ્વધર્મ તે શ્રેયકર; સ્વધર્મમાં મરણ (તે) શ્રેય પરધર્મ તે ભયદેનારો (છે.) [સારા લાગતા પારકા ધર્મથી સદોષ ભાસતો પોતાનો ધર્મ ભલો; પારકા ધર્મના આચરણથી નરકલક્ષણફળ પમાય.]

अर्जुन उवाच ॥

अथ केन प्रयुक्तोयं पापं चराति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

પણ બળથી યોજેલ વત, કૃષ્ણ, ન ઇચ્છે તોય;
પુરૂષ આચરે પાપ, એ, કોણે પ્રેરિત હોય. ૩૬

કહિયે પ્રેરે કૌનકે, પુરૂષાહ કરત જુ પાપ;
યાકોં ઇચ્છા નાહિં પુનિ, કર્મ દેત સંતાપ. ૩૬

૩૬ હે કૃષ્ણ! [વિવેકબળે અનર્થરૂપ પાપ કરવાને] ઈચ્છા ન કરતો છતે બળાત્કારે યોજાયલો થાય તે કોનો પ્રેરેલો પાપકર્મ આચરે છે?

* ૨૩ ૨૪નો ભાવાર્થ કે જ્ઞાની ને અજ્ઞાની બંને પૂર્વ સંસ્કાર પ્રમાણે કર્મ કરે છે—અંતર આટલો કે જ્ઞાની ઈંદ્રિયોને વશ રાખી આસક્તિ વિના માત્ર ચેષ્ટારૂપ કર્મ કરે છે અને અજ્ઞાનીઓ તેમ કરી શકતા નથી તેથી, વિષયના મોહમાં વધારે પીડાય છે. જ્ઞાની સ્વવશ છતે પૂર્વ સંસ્કારને લીધે બળે ચલિત થાય કદાપિ તો પણ તે પાછા પહેલા ઠામ આવી જાય છે. માટે શાસ્ત્રમાં કહેલાં વિધિનિષેધવાળાં કર્મની શિક્ષાથી પ્રાણીઓએ મનને ઈંદ્રિયોને વશ રાખવી.

† ઉપર કહ્યું કે સ્વભાવની પ્રકૃતિને ધર્મવિચારે અટકાવવી; પ્રકૃતિ યુદ્ધને વિષે પ્રવર્તાવનારી તેને અહિંસા એ ધર્મવિચારે અટકાવી યુદ્ધ ન કરવું જોઇએ, એવો અર્જુનનો ભાવ જાણી કૃષ્ણે કહ્યું તારી પ્રકૃતિ યુદ્ધવિષે જનારી તો તે પ્રકૃતિને માટે શાસ્ત્રોક્ત જે ધર્મ છે તેનુંજ આચરણ કર; અહિંસા એ ધર્મ તારી પ્રકૃતિવાળાને માટે નથી; એ ધર્મ બ્રાહ્મણને અવશ્ય પાળવાનો છે. અહિંસારૂપ ધર્મ તું મોહથી પાળવા જઇશ પણ તારી પ્રકૃતિ તારી પાસે બળાત્કારે યુદ્ધ કરાવશેજ.

श्रीभगवानुवाच ॥

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७॥

રજોગુણથી થાય એ, કામ, ક્રોધ પણ એજ;
મહા પાપિ બહુ અહારિ, અહિં, જાણ શત્રુ એ નેજ. ૩૭

યહ જુ કામ અરૂ ક્રોધ હૈ, રજો ગુણહિતેં હોય;
કબહૂ પૂરન હોય નહીં, પાપીકો અરિ જોય. ૩૭

૩૭ એ પ્રેરણા કરનાર કામ (છે; ને એ અતૃપ્ત થયે) એજ ક્રોધ છે, રજોગુણથી ઉપજેલો. મોટું ભોજન (વિષયભોગરૂપ) જેનું, મહાપાપરૂપ, મોક્ષમાર્ગમાં વૈરી એવો એને જાણ.

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८॥

છાદિત અગ્ની ધૂમથિ, દર્પણ મલથી જેમ;
ગર્ભ જરાયૂએ કરી, જ્ઞાનજ તેણે એમ. ૩૮

અગિન ઢકયો જયોં ધૂમસોં, દર્પણ મૈલકે ગાય;
ગર્ભ તંતુ જાલસોં ઢકયો, ત્યોં યહ તાહી ભાય. ૩૮

૩૮ જેમ ધુમાડે અગ્નિ (ને) મળે દર્પણ વેષ્ટિત થાય, જેમ ગર્ભ પડદે ઢંકાયલો હોય તેમ કામે જ્ઞાન આચ્છાદિત છે.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९॥

નિત્ય વૈરિ એ જ્ઞાનિનો, કામ રૂપ દુષ્પૂર્ણ;
અગ્ની, તેણે ઢાંકિયું, જ્ઞાન પાર્થ સંપૂર્ણ. ૩૯

જ્ઞાનહિકો અગ્યાન ઇન, બૈરી રાખ્યો ઢાપિ;
કામસુ દુઃસહ અગ્નિ હૈ, સકે ન કોઊ ધાપિ. ૩૯

૩૯ એ સદાના વેરીએ જ્ઞાનીનાં જ્ઞાનને આવરી મૂકયું છે. હે કૌંતેય! કામરૂપ ન ધરાતા એવા અગ્નિયેજ.

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ ४०॥

એને, મનમતિ ઇંદ્રિયો, આશ્રય, તેણે સાર;
કરે જીવને મોહ એ, ઢાંકિ જ્ઞાન નિરધાર. ૪૦

ઇંદ્રિય મન અરૂ બુધ્ધિ હૈ, અહિ હૈર કો જાન;
ઇન કરિકેં નાસત જુદે, જ્ઞાનહુકો અગ્યાન. ૪૦

૪૦ એને [કામને] ઇંદ્રિયો, મન, બુધ્ધિ એ આશ્રય સ્થાન કહિયે; (કામ) ઇંદ્રિયાદિકે જ્ઞાનને ઢાંકી જીવને મોહ પમાડે છે.

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१॥

માટે ઇંદ્રિયને પ્રથમ, વશ કરિ એને મૂક;
ટળે જ્ઞાન વિજ્ઞાન, એ પાપીથીજ અચૂક. ૪૧

અર્જુન તાતેં પાહલહી, તૂં ઇંદ્રિયનકો રોક;
હરત જ્ઞાન વિજ્ઞાન જો, સોં યહ પાપી ઠોંક. ૪૧

૪૧ હે શ્રેષ્ઠ ભારત! માટે તું પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં રાખી જ્ઞાનવિજ્ઞાનના નાશ કરનાર કામનો અવશ્ય નાશ કર.

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ ४२॥

વિષય થકી પર ઇંદ્રિયો, છે પર એથી મન;
મનથી પર બુદ્ધીજ છે, પર તેથી આતમંન. ૪૨

ઇંદ્રિયાં સુતનતેં પરેં તિનકેપર મન જોય;
મનકે પરે જુબુધ્ધિ હૈ, તાપેં આતમ સોય. ૪૨

જ્ઞાનેંદ્રિયો તે દેહના બીજાં અંગોથકી શ્રેષ્ઠ, મનથકી બુધ્ધિ શ્રેષ્ઠ (ને) બુધ્ધિથકી જે પર તે તો આત્માજ છે.

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३॥

એમ જાણિ પર, બુદ્ધિથી, કાર મન ધીર્યે સ્થીર;
જીત દૂરાસદ શત્રુ એ, કામરૂપ રણધીર. ૪૩

આતમ લખિ બુધ્ધિ તેંપરે, મનકોં કરિ બસમાહ;
કામરૂપ અરિ દુઃસહ હૈ, મારિ ડારોનર નાહ. ૪૩

૪૩ એ પ્રકારે બુધ્ધિથકી પરને [આત્માને] જાણી આત્માએ [શુધ્ધ-બુધ્ધિ કરીને] આત્માને [પોતાના મનને] નિશ્ચળરૂપ કરીને કામજ છે રૂપ જેનું એવા (વળી) દુઃખે કરીને પણ સાધ્ય ન થઇ શકે એવા શત્રુનો નાશ કર.

ઇતિશ્રી ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગ શાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં કર્મયોગ નામનો ત્રીજો અધ્યાય ॥ ૩ ॥

---

## અધ્યાય ૪ થો.

श्रीभगवानुवाच ॥

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥

કહ્યો સૂર્યને યોગ આ, અવ્યય, મેં નિરધાર,
સૂર્યે મનુને તેમણે, ઇક્ષ્વાકૂને સાર. ૧

યહ જોગ હૈ મેં કહ્યો, પહિલે રવિસોં જોય;
તિનહુ તબે મનુસોં કહ્યો, મનુ ઇક્ષ્વાકુ સિકાય. ૧

૧ કાળે નાશ ન પામે તેવો યોગ [કર્મયોગ] મેં પૂર્વે સૂર્યને, સૂર્યે મનુને (ને) મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો.

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

રાજર્ષી જાણેછ, ઇમ, પ્રાપ્ત પરંપર એહ,
મહત કાળના અંતરે, નાશ થયો છે જેહ. ૨

પરંપરાયા જોગકો, જાનત હૈ ઋષિ રાય;
દિન બહુત બીતે ગયે, સોઉ જોગ નસાય. ૨

૨ એમ પરંપરાપ્રાપ્ત એ યોગ રાજર્ષિયોએ જાણ્યો હતો; હે શત્રુતાપ! આ લોકમાં તે યોગ કાળેકરીને નષ્ટ થયો.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तःपुरातनः ।
भक्तोसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

તેજ પુરાતન યોગ આ, રહસ્ય ને ઉત્તમ
કર્યો તને મેં આજ, તું, ભક્ત સખા સત્તમ. ૩

વહે પુરાનો જોગ મૈં, તોકોં દિયો બતાય;
જાતેં તૂં મોમીત હૈ, ઔર હુ ભક્ત ન બાય. ૩

૩ તેજ એ પુરાતન યોગ આજ મેં તુને કહ્યો; તું ભક્ત છે વળી મારો સખા છે માટે; એ ઉત્તમ રહસ્ય (છે.)

## अर्जुन उवाच ॥

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

જન્મ આપનો આ સમય, સૂર્ય તણો તો પહેલ,
હું એ જાણું કેમ, જે, આપે પ્રથમ કહેલ. ૪

તુમતો પ્રગટહો અબે, રવીપુરાતન દેવ;
તુમહી કબનાગેં કહ્યો, જાનો ચાહત ભેવ. ૪

૪ તારો જન્મ આ કાળે (ને) સૂર્યનો પૂર્વ કાળમાં (તો) તેં પ્રથમ કહ્યો એમ હું કેમ જાણીશકું ?

## श्रीभगवानुवाच ॥

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

થયા જન્મ મુજ બહુ વળી, તારા પણ કૌંતેય,
જાણું હું તે સર્વને, તું જાણે નહિ જેય. ૫

તેરે અરુ મેરે જનમ, બીત ગયે બહુ વાર;
તૂં તિનકો જાનત નહીં, હૌં જાનત નિરધાર. ૫

૫ હે અર્જુન ! મારા (ને) તારા બહુએ જન્મ થઇ ગયા છે; શત્રુતાપ! તે સર્વ હું જાણું છું [અનાવૃતજ્ઞાનશક્તિયે] તું નથી જાણતો [ધર્માધર્મની ભેદ બુદ્ધિને લીધે.]

अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

અજ, અવિનાશી, ઇશ હું, ભૂતોનો, પણ સાર,
સ્વીકારી નિજ પ્રકૃતિ હૌં, ઇચ્છાયે અવતાર. ૬

અજ અવિનાશી પ્રગટ હૌં, જગત ઇશ કરતાર;
અપની ઇચ્છા તેં લહ્યો, સત્ત મુગત અવતાર. ૬

* ૬ હું નાશરહિત, જન્મરહિત, પ્રાણીઓનો નિયંતા છતે પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને (શુદ્ધસત્વ ગુણવાળી અતિ પ્રકાશતી આકૃતિ ધરીને] ઉત્પન્ન થાઉં છું આત્મમાયાએ [સ્વેચ્છાએ.]

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

થાયજ હાની ધર્મની, જ્યારે ભારત વીર,
વૃદ્ધી થાય અધર્મની, ત્યારે ધરૂં શરીર. ૭

અર્જુન હાનિ સુજગતમેં, પરે ધરમકે ભાય;
બઢત અધર્મ જહાં જહાં, તબ હોં જન મન આય. ૭

૭ હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ [ક્ષીણતા] (ને) અધર્મની અધિકાઈ થાય છે ત્યારે હું પોતે શરીર ધારણ કરૂં છું.

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

કરવા રક્ષા સાધુની, પાપીઓને ઠાર,
ધર્મ સ્થાપવા હું ધરૂં, યુગ યુગમાં અવતાર. ૮

સાધુનકી રચ્છા કરોં, પાપિ ન ડારોં માર;
થાપત રીત સુધરમકી, જુગ જુગ માહિ બિચાર. ૮

૮ સાધુનું સર્વ પ્રકારે રક્ષણ કરવાને, પાપીઓનો નાશ કરવાને યુગે યુગે અવતાર લઉં છું.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

જાણે તત્વથિ દિવ્ય મુજ, જન્મ કર્મ ઇમ જેહ,
દેહ તજી પામે મને, નહિ ફરિ જન્મે તેહ. ૯

મેરે જનમરુ કરમકોં, તત્વ લહે જો જાન;
દેહ તજે મોકોં મિલે, બહુ રિન જનમેં આન. ૯

૯ હે અર્જુન ! મારૂં જન્મ ને કર્મ એ પ્રકારે દિવ્ય [અલૌકિક, કેવળ લોકના અનુગ્રહનેજ માટે] જે કોઈ તત્વથી [યથાર્થ] જાણે તે દેહ છોડયા પછી [દેહાભિમાન છોડી દીધાને લીધે] ફરીથી જન્મ લેતો નથી, મારીજ પાસે આવે છે.

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

મૂકિ રાગ ભય ક્રોધને, મુજ આશ્રિત મુજબુદ્ધ,
બહુ પામ્યા મુજ ભાવને, જ્ઞાન તપેં થઇ શુદ્ધ. ૧૦

રાગ ક્રોધ ભય તજે, મો મેં રાગે ભાય;
બહુત ગ્યાનિ તપ કરિ ગયે, મોહિ માંઝ સમાય. ૧૦

૧૦ રાગ ક્રોધ ભય ગયલાં જેનાં એવા, મારે વિષે એકનિષ્ઠ એવા, મારોજ આશ્રય કરી રહેલા એવા, જ્ઞાનતપે પવિત્ર એવા ઘણાંક જણ મારા ભાવને [સાયુજ્યને] પામ્યા.

ये यथा मां प्रपद्यंते तांस्तथैवभजाम्यहम् ।
मम वर्त्मानुवर्त्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

જેમ નરો મુજને ભજે, તેમ ભજું હું સાર,
પાર્થ ભજે સૌ માનવો, મુજને સર્વ પ્રકાર. ૧૧

જો મોકોં જૈસે ભજે, તાકોં ત્યાૈં ફલ દેત;
અર્જુન નર સબ જગતમો, મોમારગ ગહિ લેત. ૧૧

* ૧૧ જેઓ જે પ્રકારે [સકામ જુદી જુદી ઈચ્છાએ કે નિષ્કામ] મને ભજે છે તેઓને તેવુંજ ફળ આપી અનુગ્રહ કરૂં છું; પાર્થ! મનુષ્યો સર્વ પ્રકારે મારાજ ભજનમાર્ગમાં વર્તે છે.

---

* આત્મમાયાયે અવતાર લેઉં—બીજા જીવની પેઠે કાળ કર્મમાયાને વશ થઇ નહિ.

* જેઓ ઈંદ્રાદિ દેવતાને સેવે છે તેઓ મનેજ સેવે છે કેમકે તેઓ મારીજ વિભૂતિ છે, હું સર્વવ્યાપી સર્વરૂપમય છું.

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

અહીંજ દેવોને ભજે, કર્મસિદ્ધિ ઇચ્છનાર,
થાય પાર્થ આ લોકમાં, કર્મસિદ્ધિ તત્કાળ. ૧૨

કરમ સિદ્ધિકી ચાહ કરી, પૂજત દેવ ન લોય;
કરમ કિયે નર લોકમેં, સિદ્ધિ બે ગહિ હોય. ૧૨

*૧૨ આ લોકમાં કર્મની સિદ્ધિના ઇચ્છાવંત (જે) દેવતાઓને યજે છે (તેઓને) કર્મજન્ય સિદ્ધિ વહેલીજ થાય છે.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

ગુણ કર્મોના ભેદથી, સૃષ્ટ જાત મેં ચાર,
કર્તા તેનો પણ મને, અકર્તા અવ્યય ધાર. ૧૩

ચાર બરન મૈં રચે હરિ, ગુન અરૂ કરમ બિભાગ;
અકરત કર્તા હો રહ્યાં, નહિ મોહે અનુરાગ. ૧૩

૧૩ મેં ગુણકર્મ વિભાગે ચાર વર્ણ [બ્રાહ્મણાદિ] ઉત્પન્ન કીધા; તેનો કર્તા છતે મને અકર્તા, અવ્યયજ જાણ.

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ १४ ॥

કર્મ મને લેપે નહીં, નહિ ઇચ્છા ફલમાંય,
જાણે મુજને એ રિતે નહિ કર્મે બંધાય. ૧૪

કરમ ન મોં કોં લગત હૈ, મોહિ ન ફલકી ચાહ;
ઐસે જાન મો કો લખે, કરમ ન બાંધત તાહ. ૧૪

૧૪ મને કર્મ લેપતાં નથી, કર્મફળને વિષે મારે સ્પૃહા નથી એમ જે મને જાણે તે કર્મ કરીને બંધાતા નથી.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

કર્યાં પૂર્વ મુમુક્ષુયેં, કર્મો જાણી એમ
માટે તું પણ પૂર્વથી, થતાં કર્મ કર તેમ. ૧૫

જે ચાહત હૈ મુક્તિકોં, કરમ કરે મનભાય;
ત્યોંહી કરમ કરો સદા, પહિલનકો મતપાય. ૧૫

† ૧૫ એ પ્રકારે જાણીને પૂર્વે મુમુક્ષુ જનોએ પણ કર્મ કીધાં છે માટે તું પૂર્વે થઇ ગયલાએ બહુ પૂર્વે જે કીધું તે કર.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

શું અકર્મને કર્મ છે, કવિ પણ એમાં મોય,
તુજને કૈં તે કર્મ જે, જાણિ અશુભને ખોય. ૧૬

કોન અકરમ સુકરમકોં, રહતજુ પંડિત મોહ;
મુગત કાજ સોઇ કર્મ મેં, કહે દેત હોં તોહ. ૧૬

૧૬ કર્મ શું અકર્મ શું એ વિષયમાં પંડિત પણ મોહ પામ્યા છે. હું તે કર્મ તુંને કહીશ કે જેને જાણીને તું અશુભથકી [સંસારથકી] મુક્ત થઈશ.

* મારી સાક્ષાત સેવા જ્ઞાનપાળવાની કઠિણ હોવાથી તેનું ફળ મોડું મળે છે.
† જ્ઞાનપ્રાપ્તિના કાળની પહેલાના કાળમાં પૂર્વજોએ કર્મ કીધાં છેજ, તેમ તું પણ કર.

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥

કર્મ તથા વીકર્મનું, તત્વ જાણવા યોગ્ય,
અકર્મનું પણ એમ, એ, કર્મગતી દુર્બોધ્ય. ૧૭

જાકે કીયે કરમ હૈ, ઔર વિકરમ સુભાય;
સુનિ અકરમ ગતિ જેયહે, ગહન કરમકે દાય. ૧૭

૧૭ વિહિત કર્મ શું તે જાણવું, વિકર્મ-નિષિદ્ધકર્મ તે પણ જાણવુ વળી અકર્મ (શાસ્ત્રોક્ત રીતિયે તત્વ જ્ઞાનવાને કર્મનો ત્યાગ કરવો] તે જાણવું યોગ્ય છે, કર્મની ગતિ ગહન (છે.)

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

જે અકર્મ તો કર્મમાં, કર્મ અકર્મમાં જોય,
શ્રેષ્ઠ યોગિ તે લોકમાં, સર્વ કર્મકૃત હોય. ૧૮

કરમન માંઝ અકરત જેં, લખે અકરમન કરમ;
બુદ્ધિવંત તિન સબકિયો, મટે મનકે ભરમ. ૧૮

° ૧૮ કર્મને વિષે અકર્મ ભાવે (ને) અકર્મને વિષે કર્મ ભાવે જે જોય તે મનુષ્યમાં બુદ્ધિમાન્; તે યુક્ત [યોગી] હોઇને સર્વ કર્મકર્તા (જાણવો.)

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥

જેના સૌ આરંભ છે, ફલ સંકલ્પ રહીત,
જ્ઞાન વડે તે શુદ્ધને, જ્ઞાની કહે પંડીત. ૧૯

જાકે સબ આરંભ નિજ, બિના કામના હોત;
તાસો પંડિત કહત જિન, દેહ કરમકો ગોત. ૧૯

† ૧૯ જેનાં સર્વે કર્મ કામસંકલ્પે વર્જિત છે, (જેણે) જ્ઞાનાગ્નિયે કર્મને બાળી નાખ્યાં છે તેને જ્ઞાનિયો પંડિત કહે છે.

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

મૂક કર્મ ફલ સંગ, વિણ આશ્રય, તૃપ્ત હમેશ,
કર્મ કરે જો કે સદા, તોય કરે નાહિ લેશ. ૨૦

કર્મ ફલ ન છોડે સદા, તૃપતિ કરે નહિ આસ;
તાકોં કરમન કરતહી, લગે ન ભવકી ફાંસ. ૨૦

૨૦ કર્મફળની આસક્તિનો ત્યાગ કરી નિત્ય તૃપ્ત, નિરભિમાન રહી કર્મને વિષે પ્રવર્તે તો તે કાંઈ કર્મ કરતો નથી [એમ જાણવું.

° આત્મા તો અકર્મ છે-હું કંઈ કરતો નથી-એમ કર્મની અભાવ બુદ્ધિયે અભિમાનરહિત થઈ દેહના ધર્મે થતાં કર્મ કરે, વળી મિથ્યા માનેલાં કર્મ છતે પણ જ્ઞાનપ્રાપ્તિના સાધનરૂપ જાણી તેને કરે તે બુદ્ધિમાન્. ઇશ્વરાર્પણ કર્મ તે અકર્મજ છે માટે તે કરવું; વળી શાસ્ત્રવિહિત કર્મ ન કરવાથી દોષ લાગે માટે તે ન કરવાં એમ જે અકર્મ તેને વિષે કર્તવ્યબુદ્ધિ રાખવી અર્થાત્ જેમાં જ્ઞાનપ્રાપ્તિવિષયમાં બાધ ન આવે તેવાં કર્મ કરવાં. સારાંશ કે જે કર્મનું બંધન નહિ તે અકર્મ અને અકર્મથી-કર્મ ન કરવાથી દોષ છે માટે કરવુંજ તે કર્મ એમ જે સમજે છે તે ખરૂં સમજે છે.

† કર્મઅનુષ્ઠાનદ્વારા ચિત્તશુદ્ધિયે તથા તત્વને વિચારે જ્ઞાનાગ્નિ પ્રગટ થાય છે.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

વશમન, આશા રહિત નર, મૂકિ સર્વ સંસાર,
શરિર કર્મ કરતાંજ, નહિ પામે પાપ લગાર. ૨૧

જીતે ઇંદ્રિય દેહ મન, કામ પરિગ્રહ જાય;
દેહ કાજ કરમન કરત, પાપ ન લાગત તાય. ૨૧

૨૧ આશા વિનાનો ચિત્તદેહાદિ વશ રાખ્યાં છે જેણે, સકળ વિષયભોગ તજેલા છે જેણે એવો જે કેવળ [કર્તાપણાનું અભિમાન ટાળી] શરીરસ્થિતિના નિભાવને માટેજ કર્મ કરે છે તે કર્મબંધન-પાપને પામતો નથી.

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ २२ ॥

સંતુષ્ટ દૈવકૃત લાભથિ, વૈર દ્વંદ્વ વિણ જેહ,
સમ વળિ સિદ્ધિ અસિદ્ધિ, તો, કરી કર્મ છુટેહ. ૨૨

જથા લાભ સંતોષજે, સુખ દુઃખ ન ગનત દોઇ;
સિદ્ધિ અસિદ્ધી એકશા, કરત નિબંધ ન હોઇ. ૨૨

૨૨ માગ્યાવિના પોતાની મેળે પ્રાપ્ત થયલા લાભમાં સંતુષ્ટ, દ્વંદ્વભાવરહિત [શીતઉષ્ણ, હાનિલાભ, પ્રીતિવેર એની સ્પૃહા ન રાખનારો,] મત્સર વિનાનો, સિદ્ધિઅસિદ્ધિને વિષે સમાનવૃત્તિવાળો તે કર્મ કરતો છતે પણ બંધન નથી પામતો.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥

જ્ઞાની, મુક્ત, અસંગિ જે, યજ્ઞ માટે કરનાર,
કર્મ બધાં તો, તે તણાં, લય પામે નિરધાર. ૨૩

વસે સબે જો કામના, જ્ઞાન લગાવે ચીત;
યજ્ઞ કાજ કરમન કરે, સોન બાંધિયે મીત. ૨૩

*૨૩ આસક્તિરહિત, કામક્રોધથી મુક્ત, બ્રહ્મજ્ઞાનમાં ચિત્ત રાખનારો, યજ્ઞને અર્થે આચરણ કરે તેનાં કર્મ વાસનાસમેત વિલીન થઇ જાય છે [અકર્મરૂપ થાય છે.]

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

બ્રહ્માર્પણ બ્રહ્માગ્નિમાં હુત બ્રહ્મે, હવિ બ્રહ્મ,
બ્રહ્મકર્મ સામાધયે, પમાય તેણે બ્રહ્મ. ૨૪

હોમ અગ્નિ સબ બ્રહ્મ હૈ, અરપી બ્રહ્મી જ્ઞાન;
જાઇ બ્રહ્મસેં સો રહે, કરમ સમાધિ સ્થાન. ૨૪

† ૨૪ બ્રહ્મ સ્રુકસ્રુવાદિ, બ્રહ્મ હોમદ્રવ્ય; બ્રહ્મ અગ્નિવિષે, બ્રહ્મરૂપ કર્તાએ હોમેલું, બ્રહ્મરૂપ કર્મને વિષે એકાગ્રચિત્તે (તે) બ્રહ્મનેજ પહોંચે છે.

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५॥

કરે દૈવ યજ્ઞજ વલી, કર્મયોગિ જે હોય,
બ્રહ્માગ્નીમાં યજ્ઞને, યજ્ઞે હોમે કોય. ૨૫

દેવનિ કોઇ ભજત હૈ, કરે યજ્ઞ બહુ ધાય;
એક બ્રહ્મમેંય જત હૈ, જ્ઞાન જોગકે દાય. ૨૫

° ૨૫ વળી કોઈ કર્મયોગી તે ઈંદ્રાદિદેવપ્રીત્યર્થે યજ્ઞનું [જ્યોતિષ્ટોમાદિકનું] શ્રદ્ધાએ અનુષ્ઠાન કરે છે (ને) કોઈ જ્ઞાનયોગી બ્રહ્મરૂપ અગ્નિવિષે બ્રહ્મરૂપ સકળ કર્મને બ્રહ્માર્પણવિધિયે હોમી દેછે.

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

બીજા સંયમ અગ્નિમાં, હોમે શ્રોત્રાદીય,
ઇંદ્રિયાગ્નિમાં અન્ય વળિ, હોમે શબ્દાદીય ૨૬

એકજુ હોમત ઇંદ્રિયન, સંજમ અગ્નિ સ્વરૂપ;
બિષયન હોમત એકજુ, ઇંદ્રિય અગ્નિ અરૂપ. ૨૬

†૨૬ બીજા તે ઇંદ્રિયનિયમરૂપ અગ્નિમાં શ્રોત્રાદિક ઈંદ્રિયોને હોમે છે [નિયમજ પ્રધાન એવા નૈષ્ઠિક બ્રહ્મચારી આદિક] (અને) બીજા ગૃહસ્થાદિક] તે શબ્દાદિ વિષયને ઈંદ્રિયરૂપ અગ્નિમાં હોમેછે.

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥

ઈદ્રી પ્રાણના, કર્મ સૌ, અન્યે હોમ કરાય,
આત્મસંયમ અગ્નિ જે, જ્ઞાન દીપ્ત તેમાંય ૨૭

જે સબ ઇંદ્રિન કે કરમ, ઔર કરમ સબ પ્રાણ;
હોમત સંજમ અગિનમેં, પ્રગટ કરે ચિત જ્ઞાન. ૨૭

૨૭ બીજા [ધ્યાનનિષ્ઠ] સર્વેદ્રિયકર્મને તથા પંચપ્રાણના વ્યાપારને જ્ઞાને કરીને પ્રજ્વલિત એવા ચિત્ત એકાગ્રયોગરૂપ અગ્નિમાં હોમે છે-[લીન કરે છે].

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

દ્રવ્ય, યોગ, તપરૂપ વલિ, યજ્ઞ કરે બહુ જાણ,
વેદજ્ઞાન રૂપ યજ્ઞ તો, બીજા યતિ વ્રતવાન ૨૮

એક યજત હૈ દ્રવ્ય સોં, એક તપસ્યા જોગ;
એકજુ પઢત બેદદિ યજે, એક જલનસોં લોગ. ૨૮

૨૮ દ્રવ્યત્યાગ-દાનરૂપ યજ્ઞ કરનારા, તપયજ્ઞ કરનારા (કૃચ્છચાંદ્રાયણાદિ), યોગયજ્ઞ કરનારા (પ્રાણાયામ અને નેતી ધોતિ ઇ.), બીજા વેદાધ્યયન તથા શાસ્ત્રજ્ઞાન એરૂપ યજ્ઞ કરનારા (કેવા) પ્રયત્નશીલ ને તીક્ષ્ણ વ્રતવાળા (હોય છે).

---

* યજ્ઞાય એટલે યજ્ઞકર્મના રક્ષણને અર્થે, લોકશિક્ષાને અર્થે, ઈશ્વરભક્તિને અર્થે ઈત્યાદિ.

† કીધું કર્મ ભોગવ્યા વિના ક્ષીણ થતું નથી એ નીતિ ઉપર કહેલા બ્રહ્મજ્ઞાનીના કર્મને લાગુ પડતી નથી કેમકે તે પોતે પોતાનાં સર્વકર્મસહિત બ્રહ્મજ છે. દેહધારી રૂપે તે પૂર્વજન્મના કર્મ ભોગવી લે પણ કલેશ પામીને નહિ અને દેહ પડ્યા પછી તો તેને ફરી જન્મ લેવાનોજ નહિ.

° બ્રહ્મ-તત્પદમાં ત્વમાત્મા-ત્વંપદને અભેદબુદ્ધિયે એકરૂપ જાણે છે.

† શાસ્ત્રવિરૂદ્ધ વિષયનું જે અગ્રહણ તે હોમ. ઈંદ્રિયોને વિષે ભોગ ભોગવે પણ આસક્તિ રહિત.

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥

વલિ કો પ્રાણાયામિયો, રુંધી પ્રાણ અપાન,
અપાન હોમે પ્રાણમાં, તેમ અપાને પ્રાણ. ૨૯

હોમ અપાનહિ પ્રાણમેં, પ્રાણ અપાનહિ માંહ;
પ્રાણ અપાનમેં રોકિકેં, રહતજુ હૈ નરનાહ. ૨૯

૨૯ (કોઈ યોગી) અપાનને વિષે પ્રાણ હોમે છે [ પૂરક પ્રાણાયામ કરે છે ], પ્રાણને વિષે અપાન હોમે છે [ રેચક પ્રાણાયામ કરે છે ] ને બીજા તે પ્રાણ અપાનની ગતિ રૂંધીને પ્રાણાયામમાં તત્પર રહે છે [ કુંભક પ્રાણાયામ કરે છે ]

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

નિયત અહારિ કો પ્રાણમાં, પ્રાણજ હોમી દય
યજ્ઞે શુદ્ધ થયેલ સૌ, યજ્ઞવીદ છે એય. ૩૦

પ્રાણનકી મે પ્રાણકો, હોમતજી આહાર;
જે સબ જાંત યજ્ઞકો, મેટે પાપ વિકાર. ૩૦

૩૦ વળી આહારને ઓછો કરવાવાળા તે ઈંદ્રિયોને વિષે શબ્દાદિ વિષયને હોમે છે. યજ્ઞે કરી ક્ષીણ કીધાં છે પાપ જેણે એવા તે સર્વે યજ્ઞ જાણનારા છે.

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

યજ્ઞશિષ્ટ અમૃત ભુજી, પામે શાશ્વત બ્રહ્મ,
અયજ્ઞિને આ લોક નહિ, ક્યમ અન્ય, સત્તમ. ૩૧

યજ્ઞશેષ અમૃત ભખે, હોત બ્રહ્મમેં લીન;
યહ લોકોં બિન યજ્ઞ નહિ, પરલોકસુ હૈ છિન્ન. ૩૨

૩૧ યજ્ઞ કરી શેષ રહેલું (જેને) અમૃત (કહીએ) (તેને) ખાનાર (તે) બ્રહ્મસનાતનને પામે છે. હે કુરુકુળ શ્રેષ્ઠ ! યજ્ઞરહિતને આલોક નથી (તો) પરલોક ક્યાંથી ?

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

કયા વેદના મુખ વિશે, બહુ વિધ યજ્ઞો એમ,
કર્મજ સર્વે જાણ તે, છુટિશ જાણી તેમ. ૩૨

બહુ ભાંત વેદન કહે, યજ્ઞ સબહુતેં માન;
તે સબ જાન્યો કરમતેં, લહે મુગત સુખ ખાન. ૩૨

૩૨ એમ નાનાપ્રકારના યજ્ઞ વેદમુખમાં વિસ્તારેલા છે તે સર્વને કર્મ જન્ય જાણ; એમ જાણી [ જ્ઞાનનિષ્ઠ થઇ ] મુક્ત થઈશ.

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥

પાર્થ દ્રવ્યમય યજ્ઞથી, જ્ઞાન યજ્ઞ વીશેષ,
સમાય સર્વે જ્ઞાનમાં, અર્જુન કર્મ અશેષ. ૩૩

દ્રવ્ય યજ્ઞતેં હૈ બડો, જ્ઞાન યજ્ઞ યહ દાય;
જિતે કરમ બેદન કહે, જ્ઞાનહુ રહત સમાય. ૩૩

૩૩ હે શત્રુતાપ ! દ્રવ્યવિકારી યજ્ઞથકી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. હે પાર્થ ! સર્વ કર્મ ફળરહિત હોઇને જ્ઞાનમાં સમાપ્તિ પામી જાય છે.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥

કરિ સેવા પ્રણિપાત વલિ, પ્રશ્ન કરીને જાણ,
તત્વ દર્શિ જે જ્ઞાનિ તે, કહેશે તુજને જ્ઞાન. ૩૪

કીજે બહુતે નમ્રતા, પ્રસન્ન સેવા ભાંતિ;
તે જ્ઞાની ઉપદેસ હૈં, જ્ઞાનસુ જિન યહ શાંતિ. ૩૪

*૩૪ (જ્ઞાનીને) નમ્રતાથી પ્રણામ કરી, પ્રશ્ન કરી, સેવા કરી તે જ્ઞાનને જાણ. તત્વદર્શી જ્ઞાની ઉપદેશ કરી તુંને જ્ઞાન સંપન્ન કરશે.

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥

જે જાણી ઈમિ મોહને, ફરિ તું નહિ પામીશ,
જેણે નિજને મુજ વિશે, ભૂત માત્ર દેખીશ. ૩૫

પાંડવ તૂં યાકે લિયે, રહિયે નહિં ફિર મોહ;
સબ જીવનકોં દેખિયે, આપ માહિકે મોહ. ૩૫

† ૩૫ હે પાંડવ ! તે જ્ઞાન પામીને ફરી ઉપર કહ્યા તેવા મોહને તું નહિ પામે (કે) જે જ્ઞાને કરીને સર્વે પ્રાણીઓને તું તારા આત્માને વિષે જોઈશ જેમ મારે વિષે (જોય છે તેમ).

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

જો કે પાપી સર્વથી, અધિક પાપિ હોઇશ,
તોય જ્ઞાનરૂપ નાવથી, પાપ સમુદ્ર તરીશ. ૩૬

સબ પાપિનમેં જો બડો, પાપીહું જો હોય;
જ્ઞાન નાવ ચઢિ ઉતરે, પાપ સિંધુ સમ જોય. ૩૬

‡ ૩૬ સર્વે પાપ કરનારાથકી અત્યંત પાપ કરનારો તું હોય કદાપિ તોપણ સર્વ પાપને જ્ઞાનરૂપ નૌકાએ કરી તું તરી જઈશ.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

બળતો અગ્ની કાષ્ઠને, ભસ્મ કરે છે જેમ,
સર્વ કર્મ, જ્ઞાનાગ્નિ પણ, ભસ્મ કરે છે તેમ. ૩૭

જૈસી જ્વાલ હુતાસકી, ડારત સબહી જાર;
જ્ઞાન અગિન ત્યોં પ્રબલ હૈ ડારત સબરી જાર. ૩૭

§ ૩૭ હે અર્જુન ! જેમ પ્રદીપ્ત અગ્નિ કાષ્ઠાદિકને ભસ્મભૂત કરે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ તે સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે.

---

* શરીરમાંના પ્રાણ વાયુની વૃત્તિ બહાર નિકળવાના ને અહારના અપાન વાયુની વૃત્તિ અંતરમાં પ્રવેશ કરવાની છે. અથવા ઉર્ધ્વ ગતિવાળો તે પ્રાણવાયુ ને અધોગતિવાળો તે અપાનવાયુ.

* ગુરૂને પ્રશ્ન કરવાં આવાં કે હું કોણ મને બંધન કેમ, મુક્તિ કેવી ઈત્યાદી

† જ્ઞાનથી તે સ્થાવર લગી સર્વે ઉત્પન્ન થયલી વસ્તુને તું તારા આત્માથી જુદી નહી દેખે; સાક્ષાત્ પરમાત્માસ્વરૂપ જે હું ને તારો આત્મા એ બેને એકજ જોઇશ. તત્પદ ને ત્વંપદ એ બે એકજ છે એમ જાણીશ.

‡ સુખદું કે કુળક્ષયાદિનું પાપ ને બંધુ વધનું દુઃખ એ તારા વિચાર આત્મજ્ઞાને નષ્ટ થશે.

§ માત્ર પ્રારબ્ધકર્મને નહિ, બાકી બીજાં બધાં સંચિત આગામી કર્મોને એમ જાણવું.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनिं विंदति ॥३८॥

પવિત્ર નહિ આ લોકમાં, અર્જુન જ્ઞાન સમાન
યોગી કાળે મેળવે, નિજમાં પોતે જ્ઞાન. ૩૮

તીન લોકમેં જ્ઞાન સમ, પાવન નહિ કછુ ઔર;
જોગ સાધના જો કરે, લહે જ્ઞાનકી ઠૌર. ૩૮

* ૩૮ આ જગતમાં જ્ઞાન સરખું પવિત્ર બીજું કંઈ નથીજ; કર્મયોગે સારી સિદ્ધિને પામેલો તે કાળે કરીને પોતેજ પોતાને વિષે જ્ઞાનને જાણે છે.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥

શ્રદ્ધાલૂ, વશઇંદ્રિ, વલિ તત્પર પામે જ્ઞાન,
પામિ જ્ઞાન તરતજ પછી, શાંતી પામે મહાન, ૩૯

ઇંદ્રિયજિત શ્રદ્ધા સહિત, પાવે ઐસો જ્ઞાન;
તા પાયે તતકાલહી, પામે શાંતિ સુજાન. ૩૯

૩૯ શ્રદ્ધાવાન્, એક પરમાત્મામાંજ ચિત્ત, ઈંદ્રિયના સંયમવાળો તે જ્ઞાનલાભ મેળવે છે (અને) જ્ઞાનલાભ કરી લેઈ વહેલોજ મોક્ષ પામે છે.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

અજ્ઞ, અશ્રદ્ધાવાન વલિ, સંશયિ પામે નાશ,
સંશયિને આ લોક નહિ, નાહ પર નહિ સુખ આશ ૪૦

જો મૂરખ શ્રદ્ધા બિન, તા કો હોય બિનાસ;
જાકોં યહ સંદેહ હૈ, દોઊ લોક નિરાસ. ૪૦

† ૪૦ અજ્ઞ, શ્રદ્ધાહીન, સંશયી (તે) નાશ પામે છે; સંશયરૂપ મન જેનું તેને આ લોકમાં સુખ નથી ને પરલોકમાં સુખ નથી.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥४१॥

યોગેં કર્મ ત્યજેલ વલિ, જ્ઞાને સંશય મુક્ત,
આત્મજ્ઞાનિને કર્મ નહિ, કરે બાધ કૈં યુક્ત. ૪૧

મોકોં અર્પે કર્મ કરે, કરિ સંદેહહુ દૂર;
જ્ઞાની બધે ન કરમસોં, રહે સદા સુખ પૂર. ૪૧

૪૧ હે ધનંજય! કર્મયોગે ત્યાગ કીધાં છે કર્મ જેણે [ફલેચ્છા રહિત થઈ ઈશ્વરાર્પણ કીધાં છે] તેને, જ્ઞાને કરીને સંશય છેદાયો છે જેનો [હું કર્તા નથી એ વિચારે દેહાભિમાન ગયું છે] તેને, પ્રમાદરહિત બુદ્ધિ થઈ છે જેની તેને કર્મ [સ્વભાવસિદ્ધ] બાંધતાં નથી.

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

માટે સંશય હૃદયમાં, અજ્ઞાને થાનાર,
છેદિ જ્ઞાનરૂપ ખડ્ગથી, ઉઠ યોગી થા સાર. ૪૨

સંદેહ જો અજ્ઞાનતેં, અપનો અર્જુન આય;
જ્ઞાન ખડ્ગસોં કાટિયે, જોગ કરે કિનતાય. ૪૨

૪૨ હે ભારત! અજ્ઞાને ઉપજેલો [ને] હૃદયમાં [બુદ્ધિમાં] સ્થિર થયેલો પોતાનો સંશય (તેને) જ્ઞાન ખડ્ગે છેદીને કર્મયોગનો આશ્રય કરી ઉઠ (યુદ્ધ કરવાને.)

**ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપનીષદ્‌માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં કર્મ બ્રહ્માર્પણયોગ નામનો ચોથો અધ્યાય. ॥૪॥**

---

## અધ્યાય ૫ મો.

### अर्जुन उवाच ॥

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

કર્મ તણો સંન્યાસ વલિ, કહોછો તેનો યોગ,
એક કહો, એમાંયથી, જે નિશ્ચય શુભ જોગ. ૧

કબહુ કહત સંન્યાસકોં, કબહુ હી કરમ જોગ;
એક કહો નિહચય કરી, મીટે જિન ભવ રોગ. ૧

૧ હે કૃષ્ણ! કર્મનો ત્યાગ ને વળી યોગ કરવાનું કહે છે એ બેમાં કલ્યાણરૂપ જે એક તે નિશ્ચયવાળું મને કહે.

### श्रीभगवानुवाच ॥

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥

કર્મયોગ, સંન્યાસ, એ, છે બન્ને શુભકાર,
પણ તેમાં સંન્યાસથી, અધિક યોગ છે સાર. ૨

કરમ જોગ સંન્યાસ અરૂ, દોઉ યે સુભ દેત;
કરમ જોગ સંન્યાસમેં, કરમ ન લહિયત ચેત. ૨

* ૨ કર્મસંન્યાસ ને કર્મયોગ એ બેઉ કલ્યાણકારક (છે) તેમાં કર્મત્યાગથી કર્મયોગ શ્રેષ્ઠ છે.

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥

સંન્યાસી તે જાણવો, ન ઇછે દ્વેષે જેહ,
છૂટે બંધનથી સુખે, દંદ્વ વિનાનો તેહ. ૩

દ્વેષ તજે ચાહહિ તજે, સો સંન્યાસી જાન;
દંદ્વ રહિત હો જો રહે, તાહી છૂટત માન. ૩

૩ હે મહાબાહુ! જે દ્વેષ કરતો નથી, જે ઈચ્છતો નથી તે નિત્ય સંન્યાસી જાણવો. સુખદુઃખાદિ દ્વંદ્વથી (જે) અળગો તે સંસારબંધથકી સુખે [શ્રમવિના] મુકાય.

---

* તપ, દાન, વ્રત, એથી ચિત્તશુદ્ધિ થાય પણ જ્ઞાને જેવી થાય તેવી બીજા કશાથી નહિ. પણ જ્ઞાન ક્યારે થાય કે નિષ્કામ કર્મયોગ સારી સાધ્યો હોય ત્યારે;—એવાને કાળે કરીને સહજ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

† ઉપદેશ સાંભળેલા નહિ કે સાંભળેલા પણ સમજેલા નહિ તે કે ગુરૂએ ઉપદેશેલું તત્વજ્ઞાન નહિ જેને તે અજ્ઞ.

* જ્ઞાનમાર્ગમાં પેહેલાને સંન્યાસ અને ન પેહેલાને યોગ એમ શ્રેય છતાએ મારે તો યોગજ છે. જ્ઞાનરહિત જે કર્મત્યાગ તેથી કર્મયોગ ભલો. નિરભિમાન જ્ઞાનીપણ નિત્યનૈમિત્તિક કર્મોનો ત્યાગ કરતો નથી તો અભિમાની અજ્ઞાની દેહાભિમાનીએ વેદોક્ત કર્મ કેમ ન કરવાં? આચરવાંજ;—ચિત્તશુદ્ધિ તથા વૈરાગ્ય પામવાને.

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पण्डिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥४॥

જ્ઞાન, યોગને કહે જુદા, નહિ પંડિત, પણ મૂર્ખ,
પામે એક સુઆચરી, ફલ બેનું જ અપૂર્ખ. ૪

જેમ સાંખ્યકાં દો કહત, મૂરખ પંડિત નાંહિ;
દો ઉનમેં એકહિ ભજે, તેકુ ફલત હૈ તાંહિ. ૪

૪ સાંખ્ય ને યોગ જુદા છે (એમ) બાળક બોલે છે, પંડિતો નહિ. એમાંથી એકને સારી રીતે આચરતાં બંનેનું ફળ પામે.

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥

પમાય પદ જે જ્ઞાનિયે, યોગીયે પણ એજ,
જ્ઞાન, યોગને એક જે, જાણે જાણે તેજ. ૫

સાંખ્યજુ લહિયત જોગ તે,સો જોગહિતે હોય;
સાંખ્ય જ્ઞાન એકે ગિને, તાકોં જ્ઞાની જોય. ૫

૫ જે સ્થાન [કૈવલ્ય] જ્ઞાનનિષ્ઠ સંન્યાસી પામે છે તે સ્થાને કર્મયોગી પણ જઈ પહોંચે છે; સાંખ્ય ને યોગ [ફળરૂપે] એકજ છે એમ જે જોય છે તેજ ખરૂં જોય છે.

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

યોગ વિના સંન્યાસ તો, પામવાજ દુખરૂપ,
યોગયુક્ત પામે મુની, તરતજ બ્રહ્મ સ્વરૂપ. ૬

લહત સન્યાસ દુઃખસોં, બિનકર મનુરે મીત;
જોગ જુગતી જો કરે. લહત બ્રહ્મ નિશ્ચિંત. ૬

૬ હે મહાબાહુ! સંન્યાસ તે કર્મયોગવિના દુઃખે સંધાય છે; કર્મયોગયુક્ત સંન્યાસી શીઘ્રજ બ્રહ્મને પામે છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥

શરિર જીતિ, મન શુધ કરી, યોગી, ઈંદ્રિય જીત,
સર્વ તણો બનિ આતમા, કર્તા પણ નહિ લીસ. ૭

ઈંદ્રિ જિતતે શુદ્ધહી, જોગ જુગત જો કોય;
જીવત જાને આતમા, કરમ લેસ સુન હોય. ૭

૭ કર્મયોગયુક્ત, ચિત્તશુદ્ધ, દેહવશ, જિતેંદ્રિય, સર્વભૂતને [જડ અજડ ને-સ્થાવરાદિ સમસ્ત જીવને] એક આત્મારૂપે જોનાર એવો (જે) તે કર્મ કરતો છતે લેપાતો નથી.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥८॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥

જોઈ, સુણી, સ્પર્શિ, સૂંઘિ વલિ,જમિ, જઈ, સુઈ, લઈ પ્રાણ,
માને યોગી તત્વવિત, "હું નહિ કરૂં ઇમ, જાણ, ૮

વદી, મૂકિ, ગ્રહિ, ખોલિ વલિ, મીંચીને પણ સાર
વર્તે ઇંદ્રિય વિષયમાં, ધારિ એમ નિરધાર. ૯

ગ્યાની કરમ ન કરત હૈ, સુની દિખે ન ભાન;
સુંઘત સોચત સુપનિત,સુનત ફિરત પુનિ જાન. ૮

જાગત સોવત ચલત અરુ, બોલત ડારહુ દેત;
ઇંદ્રી બિખયનસોં લગી, જાનતુ હૈ યહ હેત. ૯

૮-૯ કર્મયોગે તત્વજ્ઞ તે જોતો, સાંભળતો, સ્પર્શતો, સુંઘતો, ખાતો, જાગતો, ઉંઘતો, શ્વાસ મૂકતો,-બોલતો, મળમૂત્ર ત્યાગ કરતો, લેતો, નેત્ર ઉઘાડતો બંધ કરતો છતે ઈંદ્રિયો પોતપોતાના વિષયને વિષે વર્તે છે એમ નિશ્ચય કરી હું કંઇ નથીજ કરતો એમ માને છે.

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥

અર્પિ બ્રહ્મને કર્મ જે, કરે સંગ વિણ પ્રાણિ,
ને અડે તેને પાપ, જિમ, પદ્મપત્રને પાણિ. ૧૦

કરમ કરે તજિ સંગકોં,સબકોં બ્રહ્મહિ જાન;
તાકોં પાપ ન લગત હૈ,પદ્મ પત્ર જિઉં માન. ૧૦

૧૦ બ્રહ્મને વિષે આધાર રાખી ફળનો અભિલાષ તજી કર્મ કરે છે તે પાપે લિપ્ત થતો નથી જેમ કમળપત્ર પાણીથી,

कायेन मनसा बुद्धया केवलैरिंद्रियैरपि
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११॥

મન, બુદ્ધિ, શરિરે, વલી, કેવળ ઈંદ્રીયેજ;
મૂકિ સંગ કર્મો કરે, યોગી શુધ્યર્થેજ. ૧૧

દેહ બુદ્ધિ મન ઇંદ્રિયન, જોગી હુયે નિસંગ;
કરમ કરત અતિ ચાહસોં, ચિત્ત સોધકે અંગ. ૧૧

૧૧ યોગી ફળની ઈચ્છા તજીને શરીરે [સ્નાનાદિયે], મને [ધ્યાને], બુદ્ધિયે [તત્વનિશ્ચયે], અભિમાન વિનાની ઇંદ્રિયોએ અંતઃકરણની શુદ્ધિને અર્થે કર્મ કરે છે.

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥१२॥

યોગિ કર્મફલ ત્યાગિને, શાંત અતીશય થાય,
ફલમાં સક્ત અયોગિતો, કામવડે બંધાય. ૧૨

ગ્યાની હૂ મુગતી લહે, કર્મ કરે ફળ છાંડ;
મૂરખ ફલકી આસ કરે, બંધ કામના આડ. ૧૨

૧૨ યોગી કર્મફળનો ત્યાગ કરી નિષ્ઠાથી ઉત્પન્ન થયલી એવી શાંતિને પામે છે; મૂઢ કામે કરી ફળની આસક્તિવાળો અત્યંત બંધનને પામે છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥

મૂકિ કર્મ સૌ મનવડે યોગી સુખથી રેહ,
નવ દ્વારના પુર વિશે નહિ કરિ કરાવિ તેહ. ૧૩

મન કરી કરમ જે તજત, ગ્યાની તિનકોં માન;
નવ દ્વાર પુરમેં બસત, લેત સુખનકી ખાન. ૧૩

* ૧૩ ઈંદ્રિયો વશ જેને તે મનના વિવેકે સર્વ કર્મોને ટાળી નવદ્વારવાળા પુરમાં [દેહમાં] દેહધારીરૂપે ન કરતો કે કરાવતો હોઈને સુખરૂપ રહે છે.

* એ શ્લોક ચિત્તશુદ્ધિવાળાને કર્મત્યાગ શ્રેષ્ઠ છે એમ દેખાડે છે. નવદ્વાર તે બે આંખ, બે નસકોરાં, બે કાન, મુખ, અને મળમૂત્રની ઈંદ્રિયો.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥

લોકતણું કર્તૃત્વ વલિ, કર્મ કર્મ ફલ યોગ,
પ્રભુ એ સૌ સૃજતા નથી, છે સ્વાભાવિક જોગ. ૧૪

ઇશ્વર કરમ ન કરત યહ, નહી કરમ કરતાર;
કરમ ફલ નાહીં કરત, પ્રકૃતિ કરિ બિસ્તાર. ૧૪

૧૪ પ્રભુ જીવસમુદાયને કર્તાપણું કે કર્મ કે કર્મફળ સંયોગ નિર્મિત નથી કરતો [ તો શું ? ] (જીવનો) સ્વભાવ [ અવિદ્યા ] તેજ પ્રવર્તે છે ( કર્તૃત્વાદિરૂપે ).

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५॥

પ્રભુ ધારે નહિ કોઇનૂં, પાપ પુણ્ય જે હોય.
છાદિત જ્ઞાન અજ્ઞાનથિ, જીવો તેણે મોય. ૧૫

ગહેત સુકૃત કાહુકો, ઔર પાપ નહિ લેત;
છાયો જ્ઞાન અજ્ઞાનને, મોહન પ્રગટ ન હેત. ૧૫

* ૧૫ પૂર્ણકામ ઈશ્વર કોઇને પણ પાપ આપતો નથી ને કોઈનું પુણ્ય લેતો નથી. [ તે કંઇ કરતો કરાવતો નથી ]. અજ્ઞાને કરીને લપેટાયલું ( જે ) જ્ઞાન તેણે કરીને જીવ મોહ પામે છે.

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

આત્મજ્ઞાનથી જેમનૂં, નાશ થયૂં અજ્ઞાન,
તેને જાણવે સૂર્યવત, બ્રહ્મરૂપ, તે જ્ઞાન. ૧૬

દૂર કિયો અજ્ઞાન જિન, હિયેં જ્ઞાન પ્રગટાય;
દેખત ઇશ્વર રૂપતેં, જ્ઞાની સૂરક દાય. ૧૬

૧૬ જે જીવોનું તે અજ્ઞાન પરમાત્માનાં જ્ઞાને કરીને નાશ પામ્યુ (કે) તેઓનું તે પરમ ઉત્કૃષ્ટ જ્ઞાન સૂર્ય સરખું પ્રકાશે છે.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

મન બુદ્ધી તેમાં વલી, નિષ્ઠા આશ્રય તેજ,
જ્ઞાને શુદ્ધ થયેલ તે, પામે મોક્ષ ખરેજ. ૧૭

જો મનકોં અરૂ બુદ્ધિકોં, રોખત ઇશ્વર માહ;
જનમ મરણ તિનકોં નહીં, મુગત હોત હે નાહ. ૧૭

૧૭ પરમેશ્વરમાં બુદ્ધિ, તેનામાં મન, તેની નિષ્ઠા, તેજ મોટો આશ્રય જેને એવા તે (વળી) જ્ઞાનવડે નાશ પામ્યાં છે પાપ જેના એવા તે ફરી જન્મ લેવો ન પડે તેવા મોક્ષપદને પામે છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥

પંડિત વિનયિ બ્રાહ્મણ વિશે, ગૌ હસ્તીમાં સાર
શ્વાન તથા ચાંડાલમાં, પંડિત સમ જોનાર. ૧૮

બિદ્યા બિનય યુક્ત જે, ગૌ, ગજ, શુકર, શ્વાન;
જ્ઞાની ઇનકો ગણત હૈ, ભેદ લેત નહિ માન. ૧૮

* ૧૮ પંડિત-જ્ઞાની તે વિદ્યા તથા નમ્રતાએ સંપન્ન એવા બ્રાહ્મણને વિષે, ગાયને વિષે, હાથીને વિષે, કુતરાને વિષે, ચંડાળને વિષે સમદર્શી હોય છે.

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥

જીતી તેણે સૃષ્ટિ અહિં, જેનૂં મન છે સમ;
બ્રહ્મ વિશે સ્થિત તેજ છે, સમ નિર્દોષજ બ્રહ્મ. ૧૯

સમતા જિનકે જીવમેં, તિન જીતો સંસાર;
સમ બ્રહ્મ હીકોં કહત, બ્રહ્મ લીન નિરધાર. ૧૯

૧૯ જેઓનું મન સમતામાં રહ્યું તેઓએ અહીંજ [જીવતાં છતાં] સંસારને જીત્યો. સમ, નિર્દોષ એવું બ્રહ્મ છે તેથી સમવૃત્તિપુરૂષ બ્રહ્મને વિષે રહ્યા છે.

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

અપ્રિયથી ખેદ નહીં, પ્રિયથી નાહ હર્ષેહ;
બ્રહ્મસ્થિત, અસમૂઢ, સ્થિર બુદ્ધિ, બ્રહ્મવિત જેહ. ૨૦

સુખ પામે હરખે નહીં, દુખ પાયે નહિ સાય;
રાખે સ્થિર નિજ બુદ્ધિકોં, બ્રહ્મમેં રહત સમાય. ૨૦

૨૦ જે પ્રિય પામીને હરખાતો નથી, અપ્રિય પામીને ઉદ્વેગ કરતો નથી, સ્થિરબુદ્ધિ, મોહ ન પામનારો એવો બ્રહ્મવેત્તા તે બ્રહ્મને વિષે સ્થિત (જાણવો.)

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

જે, અસકત બહિ વિષયમાં, અંતર પામે સૂખ;
બ્રહ્મયોગિ તે, મેળવે સુખ અવિનાશિ અચૂક. ૨૧

બાહર કે સુખ કો તજે, હિય સુખ રહે સુજાન;
વરી બ્રહ્મ સુખકો ધરત, લહેજુ આનંદ માન. ૨૧

* ૨૧ બાહ્યવિષયમાં [સંસારમાં] આસકત મન નહિ જેનું, અંતઃકરણમાં જે સુખ તે જાણે જે, ને બ્રહ્મસમાધિયુક્ત જે, તે જ્ઞાની અક્ષયસુખને પામે છે.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥

વિષય ભોગ જે, તેજછે, કારણ દુખના સાર;
તે આદ્યંતજવાનમાં, ન વિવેકી રમનાર. ૨૨

બિષૈ જિતે સંસારકે, તેહિ દુખકો મૂલ;
ઉપજત બિનસત હૈ તિન્હે, પંડિત ગમે ન ભૂલ. ૨૨

૨૨ હે કૌંતેય! વિષયજન્ય ભોગ જે નાશવંત છે તે દુઃખકારક છે; બુદ્ધિમાન તે વિષયને વિષે ક્રીડા કરતો નથી.

---

* એ અજ્ઞાન તે માયા છે કે જે પૂર્વકર્મને અનુસારે જીવને ઉંચાં કર્મમાં પ્રવૃતિ કરાવે છે. ઇશ્વર સર્વત્ર સમાન પૂર્ણ ઐશ્વર્યવાન નિઃસંગ છે એ જ્ઞાન અને અપ્રૃત કર્મને વશ થવું એ અજ્ઞાન.

* સાત્વિક ને તામસી બંને વિષે સમતા રાખે જ્ઞાની; એમ [illegible] માયાના વિલાસ જાણી સર્વ બ્રહ્મ દેખે.

* વૈરાગ્ય-ઉપશમ-પરમાનંદ અક્ષય બ્રહ્મમાં જ્ઞાનથી ઉપજતું સુખ.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ २३ ॥

અહીંજ સહન કરી શકે, જીવતાંજ નર જેહ;
કામક્રોધના વેગને, યોગી, સુખિયો તેહ. ૨૩

કામ ક્રોધ કે વેગકોં, સાહિ સકે જુ સુભાય;
સો જોગી નિતહી રહે, તાસુખમેં લપટાય. ૨૩

૨૩ શરીરથી છૂટવાની પૂર્વે કામક્રોધથી ઉપજેલા વેગને જે અહીંજ સહી શકે તેજ યોગી, તેજ પુરૂષ, તેજ સુખી (જાણવો.)

योऽन्तःसुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोधिगच्छति ॥ २४ ॥

અંતર સુખી આરામિ જે, અંતર દ્રષ્ટી સાર,
બ્રહ્મસ્થિત તે મોક્ષને, પામે છે નિરધાર. ૨૪

જાકે હિયે પ્રકાશ હૈ, અંતર સુખ આરામ;
વહૈ જોગિ પરબ્રહ્મ હૈ, લહે બ્રહ્મકોં ધામ. ૨૪

૨૪ અંતરમાં સુખ જેને, અંતરમાં વિશ્રાંતિ જેને, અંતરમાં જ્યોતિ [જ્ઞાનપ્રકાશ] જેને તે યોગી [ચિત્ત નિગ્રહવાળો] બ્રહ્મરૂપ થઈ બ્રહ્મમાં લીનપણું પામે છે.

लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

ક્ષીણપાપ, સંશય રહિત, વલિ મન વશ કરનાર;
રૂષિયો પામે મોક્ષને, સર્વ તણા હિતકાર. ૨૫

જે જ્ઞાની પાપન તજત, હોત બ્રહ્મ મેં લીન;
દ્વંદન તિનકે જીયમેં, રહત સગુન સો દીન. ૨૫

૨૫ ક્ષીણ થયાં છે પાપ જેનાં, ભેદબુદ્ધિરૂપ સંશય છિન્ન થયા છે જેના. વશ કીધાં છે ચિત્ત મન જેણે, પ્રાણીમાત્રને વિષે હિતમાં રાચનારા તે ઋષિયો બ્રહ્મનિર્વાણ પામે છે.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

મુક્ત કામ ક્રોધે, યતી, આત્મતત્વ માહેર;
વલિ મનવશ તેનેજ તો, મોક્ષ મળે ચોમેર. ૨૬

કામક્રોધ સોં જો રહિત, અસકીન્હો નિજ ચીત;
જ્ઞાનાંત તે હૈ સદા, બ્રહ્મચહદિસ મીત. ૨૬

૨૬ કામ ક્રોધ રહિત સંન્યાસી, જિત ચિત્ત, જાણ્યો છે આત્મા જેણે તે દેહ છૂટતી વેળાજ બ્રહ્મમાં લીન થાય છે.

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२८॥

રાખી ચક્ષુ ભ્રૂમધ્ય વલિ. કરિ વિષયોને બહાર;
સમ કરી પ્રાણ અપાનને, જે નાકેં ચરનાર. ૨૭

ઇંદ્રિય મન, મતિ વશ કરી, મોક્ષ પરાયણ યુક્ત;
રાગ ક્રોધ ભય રહિત જે, સદાયછે તે મુક્ત. ૨૮

તજે બિખય સંસાર કે, દૃષ્ટિ ભોંવમેં રાખ;
પ્રાણ અપાનકુ સમ કરે, નાસતમત અભિલાખ. ૨૭

જિત ઇંદ્રિયેં સુબુદ્ધિ મન, મુગત હિમેં મન દેત;
ઇચ્છા ભય ક્રોધ જીત જે, મુક્તિ પદારથ લેત. ૨૮

૨૭-૨૮ બાહારના વિષયને બાહેરજ કરી, દૃષ્ટિને ભ્રૂકુટિના મધ્ય ભાગમાં રાખી, નાસિકામાં સંચાર કરનારા પ્રાણઅપાનને સમાન કરી, ઇંદ્રિય મન બુદ્ધિ જીતેલાં જેણે, ઇચ્છા ભય ક્રોધ ગયાં છે જેનાં, મોક્ષ પરમસ્થાનને વિષે તત્પર જે, તે મુનિ જિવતો છતે સદા મુક્તજ છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९ ॥

જાણિ મને, સૌ લોકનો, ઇશ સુહૃદ વલિ સાર;
ભોક્તા તપ ને યજ્ઞનો, થાય શાંત નિરધાર. ૨૯

તપ યજ્ઞનકો ભોગતા, સબ લોકનકો ઇશ;
શાંતિ લહે જો જાનિકેં, મોકોં પ્રભુ જગદીશ. ૨૯

૨૯ યજ્ઞ તપનો ભોક્તા [પાળનારો], સર્વ લોકનો મોટો ઈશ્વર, સર્વ પ્રાણીને મિત્રબંધુ [ઉપાધિ ન કરવાવાળો] એવો મને જાણીને [યોગી] શાંતિ-મોક્ષને પામે છે.

ઇતિ શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યા વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં સંન્યાસ-યોગ નામનો પાંચમો અધ્યાય ॥ ૫ ॥

---

## અધ્યાય ૬ ઠો.

### श्री भगवानउवाच.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

કરે કર્મ, ફલ મૂકિ તે, સંન્યાસી, યોગીજ,;
અગ્નિ ક્રિયા વિણ હોય જે, નહિ તે પાર્થ કંઇજ. ૧

કરમ ફલન ચાહે નહીં, કરમ કરે નિષ્કામ;
જોગી સંન્યાસી વહહૈ, પાવતહૈ સુખ ધામ. ૧

* ૧ કર્મફળની ઇચ્છા વિનાનો હોઈને જે કર્તવ્ય નિત્ય કર્મ કરે તે સંન્યાસી ને યોગી છે- [હોમકર્મને માટે] અગ્નિ ન રાખનારો તથા મનવાણી કાયાના કર્મનો ત્યાગ કરનારો તે સંન્યાસી યોગી નથી [ચિત્ત શુદ્ધ તથા ઈચ્છા રહિત થયું નથી ત્યાં લગી.]

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ॥
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

જેને કહે સંન્યાસ તે, યોગજ પાંડવ જાણ;
સંકલ્પ ત્યાગ વિના નહિ, થાય યોગિ કો માન. ૨

જ્યાકોં સન્યાસીહિકહૈ, વહે જોગ તૂં જાન;
બિન સન્યાસહિ જોગનહિ, યહી સાચ તૂં માન. ૨

૨ હે પાંડવ! જે સંન્યાસ કહેવાય છે તેનેજ તૂં યોગ જાણ. સંકલ્પ ન ટાળેલા એવો કોઈ પણ તે યોગી થતો નથી.

---

* ૧ કર્મ આચરે પણ જે ફળ ન ઇચ્છે ને ન આચરે તો જેને આશ નહિ તે સંન્યાસીજ છે.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

કહેછ યોગ ઇચ્છનારનું, કારણ કર્મજ સાર;
તેમજ યોગીનું કહે, શમ કારણ નિરધાર. ૩

જો કરમ હુ તેં લહત હૈ. જ્ઞાની ચિત્ત બિચાર;
જોગહિ લહે શાંતિહિ ગયે, બિભૈ ઇંદ્રિયન સાર. ૩

°૩ જ્ઞાનયોગને અર્થે અભ્યાસ ઇચ્છતા મુનિને કર્મ તે કારણ [ચિત્તશુદ્ધિનું સાધન] કહિએ; યોગપ્રાપ્ત એવાને શમ—શાંતિ વિક્ષેપકારી કર્મનો ત્યાગ,] (એ) કારણ [સાધન] કહિયે.

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

યદા વિષય ને કર્મમાં, કદિ આસક્ત ન થાય;
મૂકે સૌ સંકલ્પને, તદા યોગિ કહેવાય. ૪

બિખયન સેં અરુ કરમ સેં, હોય પ્રીત જબ દૂર;
સબ સંકલ્પનકોં તજે, જોગ રહે તબ પૂર.

૪ ઇંદ્રિયોના વિષયને વિષે કે (નિત્યનૈમિત્તિક) કર્મને વિષે આસક્ત થતો નથી, સર્વ સંકલ્પનો ત્યાગી હોય ત્યારે તે યોગારૂઢ કહિયે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

પોતે તારે આત્મને, નહિ તેને બોડેજ;
નિજબંધુ પોતેજ છે, નિજ રિપુ પણ પોતેજ. ૫

નિજ આતમકું ઉદ્ધરત, અધો ગમન કરિ હેત;
આતમાહિ રિપુ આપકો, આતમાહિ સુખ દેત. ૫

† ૫ વિવેકયુક્ત મને પોતે પોતાને ઉદ્ધારે, પોતાની અધોગતિ ન કરાવી લે; [કેમકે] પોતાનો પોતેજ [વિવેકયુક્ત] બંધુ ને પોતેજ [અહંકારયુક્ત] પોતાનો શત્રુ (છે.)

बंधुरात्मात्मनस्तस्य येनैवात्मात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

જે જીત્યો શરિરાદિને. નિજ બંધુ છે તેહ;
પણ નિજ શત્રુ છેજ તે, જીતનાર નહિ જેહ. ૬

આપહિ જીત્યો આતમા, સોઇ બંધ યાહિ;
જિન જીત્યો નહિં જૂ વહે, અરિસો બરતત તાહિ. ૬

૬ જેણે વિવેકબુદ્ધિયે જ્ઞાનાત્માનેજ જીત્યો તે જીવાત્માને જ્ઞાનાત્મા બંધુ છે (અને) અજ્ઞાનરૂપ આત્માના શત્રુભાવને વિષે પોતેજ શત્રુ સરખો વર્ત્તે છે.

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

આત્મજીત તે શાંતનું, મન નિશ્ચલ નિરધાર;
શીત ઉષ્ણ સુખ દુઃખમાં, માન અપમાને સાર. ૭

જિન જીત્યો હૈ આતમા, શાંતિ લહે બહુ જ્ઞાન;
શીત ઉષ્ણ સુખ દુઃખ જર, ઔર માન અપમાન. ૭

૭ જિત્યું છે અંતઃકરણ જેણે, અત્યંત શાંત જે. તેને શીત ઉષ્ણ સુખ દુઃખને વિષે, વળી માન અપમાન છતે, પરમાત્મા સાક્ષાત્ આત્મભાવે વર્તનારો છે [આત્મા સ્વપ્રકાશમાં નિશ્ચળ રહે છે.]

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

નિર્વિકાર, ઇંદ્રીયજિત, બને જ્ઞાનથી તૃપ્ત;
છે જેને લોષ્ટાશ્મ સમ કાંચન. તે છે યુક્ત. ૮

જાને જ્ઞાન વિજ્ઞાન જો, ઔર ઇંદ્રિજિત હોય;
સોનો પખાન એક સમ, ગને સો જોગી હોય. ૮

૮ જ્ઞાનવિજ્ઞાને તૃપ્ત આત્મા, નિર્વિકાર, વિશેષે જિતેંદ્રિય (જેને) માટીનું ઢેકું. પત્થર, સોનું એ સમાન છે જેને એવો યોગી તે યુક્ત [યોગારૂઢ] કહિયે.

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

સુહૃદ, મિત્ર, અરિ, મધ્ય ને, સાધુ ઉદાસી દ્વેષ્ય;
બંધુ, પાપિ, એ સર્વમાં, સમમતિ છેજ વિશેષ. ૯

મિત્ર ઉદાસી શત્રુ પુનિ, અરુ નિજ બંધુ સમાન;
સાધુ પાપી ચિત્તમેં, ગને એક ઉનમાન. ૯

૯ ઉપકાર વિના ઉપકાર કરનારો, સ્નેહે કરીને ઉપકાર કરનારો મિત્ર, ઘાતક—શત્રુ, કશીએ ઇચ્છા ન રાખનારો, બંને પક્ષનું હિત કરનારો, દ્વેષપાત્ર, બંધુ—સંબંધી, (એ સર્વેને) વિષે, સાધુને વિષે વળી પાપીને વિષે સમાનબુદ્ધિ જેની તે સર્વથી શ્રેષ્ઠ છે.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

નિત્ય યોગિ મન સ્થિર કરે, કરિ એકાંતે વાસ;
વપુ મન વશ કરિ એકલો, મૂકિ પરિગ્રહ આશ. ૧૦

બેઠે કૈસે એક ચિત, જોગી સાધે જોગ;
એકાકી ચાહે નકછુ, જોરે નહિ સુખ ભોગ. ૧૦

૧૦ એકાકી, અંતઃકરણ તથા શરીર નિયમમાં રાખ્યાં છે જેણે, આશારહિત, પરિગ્રહ વિનાનો એકાંતમાં રહેલો યોગી પોતાને નિરંતર જોડે ઈશ્વર સાથે [ઈશ્વરના મનનમાં મનને એકાગ્ર કરે.]

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

દર્ભ ચર્મ ને વસ્ત્રનું, નિજ આસન કરિ સ્થીર;
શુચિ જગ્યામાં મૂકિ, અતિ, નીચ ઉંચ નહિ, ધીર ૧૧

ઠૌરસુ પુનિત નિહારકે, કરિ આસન બિસ્તાર;
નહિં ઉંચા નીચા નહીં, પટકુશ ચર્મ બિચાર. ૧૧

૧૧ પવિત્રસ્થાનમાં પોતાનું આસન સ્થિર સ્થાપી નહિ અતિ ઉંચું, નહિ નીચું (વળી) પ્રથમ દર્ભ તે ઉપર ચર્મ ને તે ઉપર વસ્ત્ર—

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

ત્યાં બેસી મન સ્થિર કરી, કરે આત્મ શુધ્ધ્યર્થ;
કરિ વશ ચિત્તેંદ્રિય ક્રિયા, યોગી, યોગ, સમર્થ. ૧૨

* કર્મયોગથકી જ્ઞાનયોગ પમાય.

† આત્માને સંયમી વિરામ પામેલું પોતાનું વિરાગી સ્વરૂપ તે બંધુ છે આસક્તિવાળું રાગી સ્વરૂપ તે શત્રુ છે.

કરિ બૈઠે મનકોં થિર, સબ ઇંદ્રિયનકોં જીત;
કારકે આતમ શુદ્ધકોં, જોગ કરે યા રીત. ૧૨

તે આસને બેસીને ચિત્ત ઇંદ્રિય ક્રિયા નિયમમાં રાખ્યાં છે જેણે એવાએ મનને એકાગ્ર કરી અંતઃકરણ નિર્મળ કરવાને કારણે યોગનો અભ્યાસ કરવો.

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ १३ ॥**

શિર, ગ્રીવા, વપુને અચલ, કરિ સમ સ્થિર રાખીજ;
દિશુને નહિ જોતાંજ, નિજ, નાસિકાગ્ર જોઇજ. ૧૩

કાયા શિર અરૂ ગ્રીવકોં, રાખે એક સમાન;
દૃષ્ટિ ધરે નિજ નાસિકા, દેખ નહીં દિશઆન. ૧૩

૧૩ કાયા [મધ્યભાગ], મસ્તક, કંઠ એને અચલ [સીધાં], અચળ રાખતો સ્થિર (એવો તે) પોતાના નાસિકાગ્રને જોઇ દિશાઓને ન જોતો (એમ; વળી.)

**प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥**

થઇ શાંત ને ભય રહિત, બ્રહ્મચારિ વ્રતવાન;
કરિ મન વશ મત્પર રહે, મચ્ચિત યોગી મહાન. ૧૪

શાંતિ ગહે ભયકોં તજે, બ્રહ્મચર્ય વ્રત લેત;
મોમેં રખિ રોકે મન, લહે જોગકોં હેત. ૧૪

૧૪ પ્રશાંત, નિર્ભય, બ્રહ્મચારી ને વ્રતે રહેલો (તે) મનની વૃત્તિઓને સંવરી મારે વિષે ચિત્ત, હું જ જેને ઉત્કૃષ્ટ એવો (તે) એકાગ્ર થઇ બેસે.

**युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।**
**शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

નિત્ય જોડતાં એમ મન, યોગી વશ કરિ ચિત્ત;
પરં શાંત મુજરૂપને પામેછે ખચિત્ત. ૧૫

ઈહ બિધિ કરકી જોગકે, નિજ મનકોં થિર રાખ;
શાંતિ લહે મોંકો મિલે, રહે અબીરસ ચાખ. ૧૫

૧૫ એ પ્રકારે નિયમમાં રાખેલું મન એવો યોગી અંતઃકરણને સદા યુક્ત કરીને મોક્ષનિષ્ઠાવાળી મારે વિષે રહી એવી જે શાંતિ તે પામે છે.

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

અતિ નિદ્રા, જાગૃત અતિ, ઉપવાસી બહુ અહારિ;
થાય યોગ નહિ તેમને, કુંતીસુત બળધારિ. ૧૬

જોગ લહે નહિ બહુ ખાયે, નહિ બિન ખાયે મીત;
સોવનેહિ સોવે નહીં, અતિ જાગત નહિ નીત. ૧૬

૧૬ હે અર્જુન ! અતિઆહારને યોગ નથી; નિરાહારીને નથી; અત્યંત નિદ્રાશીલને નથી, અતિજાગ્રતને [નિદ્રાત્યાગીને] નથી.

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥**

વિહાર કર્મ ચેષ્ટા વળિ, અહાર સ્વપ્ન જાગણી;
નિયમિત જેના તેમને, થાય યોગ દુખહણી. ૧૭

જુગત આહાર બિહારસો, કરમ જોગ પુનિ હોય;
જાગત સોવત જુગત સોં, સો ડારત દુખ ધોય. ૧૭

*૧૭ ભોજન તથા ફરવું હરવું નિયમિત, કર્મને વિષે નિયમિત કાળે નિયમિત ચેષ્ટા, નિદ્રાજાગરણ નિયમિત એવાને દુઃખનાશક યોગ પ્રાપ્ત થાય છે.

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥**

ચિત્ત કરેલું વશ યદા, સ્થિર આત્મામાં થાય;
નિસ્પૃહ સૌ કામો થકી, તદા યુક્ત કેહેવાય. ૧૮

જબ નિજ ચિતકોં રોકિકેં, રાખે આતમ માંહ;
તજે સબે જો કામના, સો જોગી નર નાહ. ૧૮

૧૮ જ્યારે અત્યંત એકાગ્રચિત્ત આત્મા સ્વરૂપવિષે સ્થિતિ પામી રહે ત્યારે સર્વ કામનાથી નિસ્પૃહ એવો યુક્ત [સમાધિસ્થ] કહિયે.

**यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥**

જેમ વાયુ વિણુ સ્થાનમાં, દીપ સ્થિર રહેવાય;
આત્મયોગિ વશચિત્તને, ઉપમા, તે કહેવાય. ૧૯

જૈસો દીપ સમીર બિન, રહે જોત ઠહરાય;
જોગી નિશ્ચલ ચિત્તસોં, ઉપમા હૈ યા ભાય. ૧૯

૧૯ વાયુરહિત સ્થાનમાં રહેલો દીવો હાલતો નથી તે ઉપમા કહી છે યોગીને (કે જે) નિરોધેલી ચિત્તવૃત્તિવાળો પોતાના સમાધિયોગનો અભ્યાસી (હોય.)

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ॥**
**यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥**

જેમાં યોગાચરણથી, વશ મન શાંતજ થાય,
જોતાં મનથી આત્મને, આત્મામાં તોષાય. ૨૦

જોગી સેવત જોગકોં, ચિત્ત જહાં ઠહરાય;
નિરખત આતમ કોં તહાં, રહત સદા સુખતાય. ૨૦

૨૦ યોગાભ્યાસે નિરોધેલું ચિત્ત જ્યાં શાંત થાય ત્યાંજ પોતાના આત્માએ [અંતઃકરણવૃત્તિયે] આત્માને [પરમાત્માને] પોતાને વિષે અનુભવતો એવો સંતોષ પામે.

**सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥**

બુદ્ધિગ્રાહ્ય, અતીંદ્રિય સુખ, પામેછે અત્યંત;
રહિ જેમાં ખસતો નથી, તત્વથીજ એ સંત. ૨૧

જો સુખ ઇંદ્રિયનતેં પરેં, બહુત બુદ્ધિ કર લેત;
વા સુખ કોં જાનેં સબેં, તાપાછે નહિ હેત. ૨૧

૨૧ ઇંદ્રિયને અગમ્ય જે અત્યંત સુખ સાત્વિક અંતઃકરણે લેવાય, તે ત્યાંજ રહીને [નિજ અવસ્થામાં] જાણે તે યોગી સ્વરૂપથકી ચલિત થતો નથી.

* "બે ભાગ અન્ને પૂરવા, એક ભાગ પાણીને માટે ને એક ભાગ વાયુને માટે રાખવો" એમ કહેવાય છે.

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

જે પામી માને ન કૈં, અધિક લાભ તેથીજ;
જેમાં સ્થિત તો થાય નહિ, ચલિત મહા દુખથીજ. ૨૨

જાપાયે લાભ ન અધિક, ઔર ન જાને પ્રીત;
સ્થિરતા ગહિ ડોલે નહીં, બહુ દુખ પાયે ચિત્ત. ૨૨

૨૨ જે સુખ પામીને તેથી બીજો વધારે લાભ (તે) માનતો નથી (ને) જે સ્થિતિમાં હોઈને મોટાં દુઃખથી પણ [શસ્ત્રઘાતના દુઃખે પણ] ચલિત થતો નથી.

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥

પાર્થ જાણવો યોગ તે, રહિત દુઃખ સંયોગ;
નિશ્ચય નિર્દુખ ચિત્તથી આચરવો એ યોગ. ૨૩

દુઃખ હુકે સંજોગકો, માની લેત વિયોગ;
નિશ્ચય કરિકેં જોગ કરે, તાકૂં કરત જુ જોગ. ૨૩

૨૩ દુઃખનો સંયોગવિયોગ નથી જેને વિષે, યોગ સંજ્ઞા છે જેને વિષે (એવો) તેને જાણવો. યત્ન કરવામાં શિથિલતા-આળસ નહિ એવે ચિત્તે તે યોગ નિશ્ચયે અભ્યાસવો.

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥

સંકલ્પે થતિ કામના, મૂકી સર્વ અશેષ;
ઇંદ્રિય ગણને સર્વથી, કરિ વશ મનથિ વિશેષ. ૨૪

સંકલ્પન જો કામના, તિન્હું તજે ચિત ચાય;
મનસોં રોકે ઇંદ્રિયન, જોગ કરે યાભાય. ૨૪

૨૪ સંકલ્પથકી ઉપજેલા એવા જે કામ [અભિલાષ] તે સર્વેનો નિઃશેષ ત્યાગ કરી મને કરીને ચારે પાસથી ઇંદ્રિયસમુદાયનો નિગ્રહ કરી–

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५॥

ધીરેધીરે આત્મમાં, ધીર બુદ્ધિયે સાર;
સ્થાપી મન, શાંતજ બને, ચિંતે નહીં લગાર. ૨૫

ધીરજ ધરિ અરુ બુદ્ધિ કરે, રહે હરે સબત્યાગ;
કછુ કરે નહિ કામના, આતમસેં અનુરાગ. ૨૫

૨૫ ધૈર્યવાળી બુદ્ધિયે ધીમે ધીમે મનને નિરોધવું, મનને આત્માને વિષે [સ્વરૂપને વિષે] સ્થિર કરીને બીજું કંઈપણ ચિંતવું નહિ.

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

જે જે પ્રત્યે જાયછે, મન ચંચલ અસ્થીર,
તેથી પાછું ખેંચિ, વશ કરે આત્મમાં, ધીર. ૨૬

મન ચંચલ જિત જિતચલેં, તાકોં રાખે રોક;
કરિસંજમ નિત આતમા. સાજે તાકોં ટોક. ૨૬

૨૬ અસ્થિર ચંચળ મન જે જે વિષય પ્રતિ દોડે તે તે વિષયથકી પાછું ખેંચી આત્માનેજ વિષે વશ કરી લેવું.

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

બ્રહ્મભૂત નિષ્પાપ વલિ, શાંત રજોગુણ મન;
એ યોગીને તો મળે, સુખ ઉત્તમ અર્જુન. ૨૭

જ્યાકે મનમેં શાંતિ હૈ, પાપ રહિત જો હોય;
મગન જુ બ્રહ્માનંદકોં, તાજોગીકોં હોય. ૨૭

૨૭ શાંતિ પામેલું મન, રજોગુણ શાંત થયલો, બ્રહ્મભાવને પામેલો, પાપરહિત એવા યોગીને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે.

युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

સદા જોડતાં એમ મન, યોગી પાપ રહીત;
સેજે પામે સુખ, અતી બ્રહ્મસ્પર્શી સહીત. ૨૮

જો જોગી ઇહ બિધિ કરે, જોગ પાપકો ત્યાગ;
સહજ બ્રહ્મકો સુખ લહે, રહે આપ અનુરાગ. ૨૮

૨૮ દોષરહિત યોગી સર્વકાળ અંતઃકરણને એ પ્રકારે વશ કરે છે, સુખે કરીને આત્મસાક્ષાત્કારરૂપ એવું અત્યંત ઉત્કૃષ્ટ સુખ અનુભવે છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

પોતાને સૌ ભૂતમાં, સૌને નિજમાં સાર,
જુવે આત્મ યોગી મુની, સૌમાં સમ જોનાર. ૨૯

મોહિમેં શબ હૈરજો, સબકોં મોહી માંહિ;
મોકોં દેખત સો સદા, સોહૂં દેખત તાહિ. ૨૯

૨૯ યોગાભ્યાસે જોડાયલો, સર્વત્ર સ્થાવર જંગમ ભૂતોને વિષે એકસરખું જોનારો [પરમાત્મા સ્વરૂપને] એવો (તે) પોતાને (ને) સર્વભૂતોને પોતાનેજ વિષે જોય છે. [અવિદ્યાકૃત દેહાદિભેદ દૂર કરી સર્વત્ર સમદર્શી થાય છે.]

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

જે મુજને સૌમાં જુવે, સૌને મુજમાં જોય;
હું તેને અળગો નથી, નહિ મુજથી તે હોય. ૩૦

વ્યાપકહોં સબજીવમેં; મોકોં દેખે કોય;
કૈસેં દૂં કિતહૂં રહે, તાકો મોમેં જોય. ૩૦

૩૦ જે સર્વત્ર મને જોય છે, વળી મારેવિષે સર્વને જોય છે તેને હું પરોક્ષ અદૃશ્ય નથી રહેતો (ને) તે પણ મને પરોક્ષ નથી.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥

સર્વ ભૂતમાં સ્થિત મને, ભજે ઐક્યથી જેહ;
વર્તતાંજ કો રીત પણ, મુજમાં વર્ત્તે તેહ. ૩૧

હોઈ એક સ્થિત સબબિષે, લખે ભજે જુ મોહિ;
રહે કો નહીં ભાંતિવશ, મોમેં બરતત જોઈ. ૩૧

૩૧ એકત્વનો [બુદ્ધિભેદરહિતનો] આશ્રયી જે, સર્વ પ્રાણીમાં રહેલા મને ભજે છે સર્વપ્રકારે. જીવિતદશામાં પણ, તે યોગી મારે વિષે પ્રાપ્ત થઈ રહે છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

દેખે સૌમાં આત્મવત્, સમાન સુખ દુખ સાર;
અર્જુન યોગી શ્રેષ્ઠ તે, મુજ મતથી નિરધાર. ૩૨

સબકોં દેખે આપસમ, સુખ દુખ એકે ભાય;
સો જોગી સબ તેં બડો, મોમેં રહે સમાય. ૩૨

૩૨ હે અર્જુન! પોતાને દૃષ્ટાંતે કરી [જેવું પોતાને તેવું બીજાને એ વિચારે] સુખને કે દુઃખને જે સમાન જોય છે તે યોગી શ્રેષ્ઠ સંમત (છે.)

## अर्जुन उवाच॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम्॥ ३३॥

મધુસૂદન આ યોગ જે આપેં કર્યો સમાન;
સ્થિતિથિર તે તણિ દેખું નહિ,મન ચંચલ,ભગવાન. ૩૩

જોગ કહ્યો હમકો જુ તુમ, મોકોં એક સમાન;
રહે ન મોચિત ચંચલે, જો તુમ કિયો બખાન. ૩૩

૩૩ હે મધુસૂદન! જે આ યોગ સમદૃષ્ટિનો તેં કહ્યો એની સ્થિર સ્થિતિને હું ચંચળતાને લીધે જોઈ શકતો નથી.

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्‌दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

મન ચંચલ, બળવાન, દૃઢ, વિક્ષેપજ કરનાર;
નિગ્રહ તેનો વાયુવત, દુષ્કર માનું સાર. ૩૪

મન હૈ ચંચલ કૃષ્ણ જુ, બહુ શોક દૃઢ જાન;
તા રોકે સમ પવન હૈ, અતિહી કઠિન સુજાન. ૩૪

૩૪ હે કૃષ્ણ! મન ચંચળ, શરીર તથા ઇંદ્રિયોને પરવશ કરનાર, બળવાળું (અંકોશમાં ન રખાય તેવું દૃઢ [અભેદ્ય] (છે) તેનો નિગ્રહ કરવો અશક્ય છે વાયુની પેઠે એમ માનું છું.

## श्रीभगवानुवाच॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

ચંચલ દુર્નિગ્રહજ મન, સંશય કૈં ન લગાર;
પણ અભ્યાસ વિરાગથી, કરાય વશ નિરધાર. ૩૫

અર્જુન ઉત્તમ સાચ કહિ, મન ચંચલ નગહાય;
જોગ કિયો વૈરાગ્ય સોં, નીકે પકરો જાય. ૩૫

૩૫ હે મહાબાહુ! નિઃસંશય નિગ્રહ કરવો કઠિણ ને ચંચળ એવું મન છે. (પણ) અભ્યાસે તથા વૈરાગ્યે ધરી લેવાય છે.

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

અજિતેંદ્રિયને મુજ મતેં, છેજ યોગ અપ્રાપ્ય;
જીતેંદ્રિય ઉદ્યોગિને, ઉપાયથી છે પ્રાપ્ય. ૩૬

જિન પકર્યો નહિ ચિતનિજ, તાપેં જોગ ન હોય;
જિન અપનો મન બસકિયો, લહત જતનહૂ સોય. ૩૬

૩૬ અભ્યાસે તથા વૈરાગ્યે વશ ન કરેલું ચિત્ત એવાને યોગ પ્રાપ્ત થવો કઠિણ છે એમ મારી મતિ છે; પ્રયત્ન કરનારને તથા વશચિત્તને પ્રાપ્ત થવો શક્ય છે ઉપાયોથી.

## अर्जुन उवाच॥

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥

અયતી, શ્રદ્ધાવાન, મનચલિત યોગથી, જેહ;
યોગ સિદ્ધિ પામીજ નહિ. શું ગતિ પામે તેહ. ૩૭

અજતિ ઔર શ્રદ્ધાસહિત, યોગ ભ્રષ્ટતા પાય;
લહે ન સિદ્ધિ જોગકી. કૌનગતહિકોં જાય. ૩૭

૩૭ હે કૃષ્ણ! અલ્પપ્રયત્ન કરનાર (પણ) શ્રદ્ધાવાન, યોગથકી ચલિત (થયો હોય તે) યોગસિદ્ધિને અજ્ઞાનનિવૃત્તિને] ન પામીને કેઈ ગતિયે જાય છે?

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

શું બન્નેથી ભ્રષ્ટ થૈ, બ્રહ્મ માર્ગમાં મૂઢ;
છિન્ન અભ્રની પેઠ તે, પામે નાશ વિમૂઢ. ૩૮

કેદોહૂનવહ ભ્રષ્ટ હૈ, બાદરસો બિન સાય;
તાકો કછુ ન આસરો, રહે મૂઢ કે ભાય. ૩૮

૩૮ હે મહાબાહુ! ઉભયભ્રષ્ટ [જ્ઞાન તથા કર્મ બને થકી ચળેલો] સ્થિતિવિનાનો, બ્રહ્મના માર્ગમાં અત્યંત મૂઢ હોઈને છૂટાં પ, ડેલાં વાદળાંની પેઠે નાશ નથી પામતો શું?

एतन्मे संशयंकृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ॥ ३९ ॥

એ મુજ સંશય મૂલથી, આપ છેદવા યોગ્ય;
છેદનાર બીજો નથી, કોઇ આપવિણ જોગ્ય. ૩૯

મેરે યા સંદેહકોં, દૂરિ કરો જગદીસ;
મેરે યા સંદેહકોં, કૌન કરે તબ રીસ. ૩૯

૩૯ હે કૃષ્ણ! એ મારો સંશય સમૂળો છેદવાને તું યોગ્ય છે. તારાવિના બીજો કોઈએ સંશયને છેદે તેવો જણાતો નથી.

## श्रीभगवानुवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

પાર્થ થાય નહિ તે તણો, અહિ પરલોકે નાશ;
શુભકૃત પામે કોઇ નહિ, દુર્ગતિ રૂપ વિનાશ. ૪૦

અર્જુન દોઉ લોકમેં, તાકો હોય ન નાસ;
ભલે કરમ જો કરત હૈ, તાકોં નહિં અધબાસ. ૪૦

૪૦ હે અર્જુન! તેનો આ લોકમાં કે પરલોકમાં વિનાશ નથી [અહીં હીણીસ્થિતિ નથી ને ત્યાં નરકપ્રાપ્તિ નથી]; હે તાત! [પ્રિયભાઇ] શુભ આચરણ કરનારો કોઇપણ પુરૂષ નઠારી ગતિને નથી પામતો.

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१॥

પુણ્ય લોકને પામિ, વસિ ઘણા વર્ષ ત્યાં સાર;
તે શચિ ધનિના ઘર વિશે, યોગભ્રષ્ટ અવતાર. ૪૧

પુણ્યવંત લોકહિ લહે, રહે બહુત દિન જાય;
જોગભ્રષ્ટ ધનવંત શુચિ, તિનઘર જનમેજાય. ૪૧

૪૧ યોગભ્રષ્ટ (પુરૂષ), [અશ્વમેધાદિક] પુણ્યકર્મ કરનારાઓ જે લોકને પામે ત્યાં ઘણાંક વર્ષ વાસ અનુભવી (પછી) આચારશુદ્ધ શ્રીમંતને ઘેર જન્મ લેછે.

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અથવા થાયે જ્ઞાનિના, કુળમાં એ ઉત્પન્ન;
લોક વિશે એ જન્મ છે, દુર્લભ. કુરૂનંદન. ૪૨

બુદ્ધિવંત જોગી કુલિન, આન લેય અવતાર;
જનમ લહત એસો ધરન, દુર્લભ હૈ નિરધાર. ૪૨

૪૨ અથવા બુદ્ધિમંત યોગીનાજ કુળમાં જન્મે છે; એ પ્રકારનો જે જન્મ યોગીકુળમાં તે પણ લોકમાં અત્યંત દુર્લભ (છે.)

तत्र तं बुध्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिध्धौ कुरुनंदन ॥ ४३ ॥

પૂર્વ દેહની બુદ્ધિનો, ત્યાં પામે સંયોગ;
તેથી ફરિ સિદ્ધો વિશે, કરે યત્ન બહુ જોગ. ૪૩

તિનહૂં પહિલી દેહકો, લહત બુદ્ધિ સંજોગ;
જતન કરત હૈ સિધ્ધિકોં, બહુ વિધ સોંચહ જોગ. ૪૩

૪૩ હે કુરૂનંદન! ત્યાં (યોગીકુળમાં,) પૂર્વદેહના અભ્યાસને લીધે બુદ્ધિયોગ પામે છે; પછી વળી મોક્ષનેવિષે અધિક યત્ન કરે છે.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्त्तते ॥ ४४ ॥

અવશ, પૂર્વ અભ્યાસથી, થૈ તે પણ ખેંચાય;
યોગ તણો જીજ્ઞાસુ પણ, વેદ ઉલંઘી જાય. ૪૪

સોતે અપને બસ નહીં, હૈ પહિલો અભ્યાસ;
તાતેં ઉપજે જોગ જો, બ્રહ્મ શબ્દ મેં બાસ. ૪૪

૪૪ પૂર્વદેહના અભ્યાસે અવશ થતો છતો તે યોગી અભ્યાસે વર્તે છે; યોગનો જિજ્ઞાસુ થઈ વેદના શબ્દ બ્રહ્મને [કર્માનુષ્ઠાનને ઓળંગી આગળ જાય છે.

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

પ્રયત્નથી ઉદ્યોગિ જે, યોગિ પાપથી શુદ્ધ;
પામે શ્રેષ્ઠ ગતીજ તે, બહુ જન્મે થૈ બુદ્ધ. ૪૫

જોગી જોત જતન કરે, ડારે સબ અઘ ધોય;
બહૂ જનમ સિદ્ધ લહે, તાહિ પરમ ગતિ હોય. ૪૫

૪૫ પાપથી શુદ્ધ થયલો, અધિક પ્રયત્ન કરનારો, અનેક જન્મના યોગથી સારો જ્ઞાની થયલો તે યોગી અધિક ઉત્કૃષ્ઠ ગતિને પામે છે.

* નિદ્રાદિ કારણે ઇચ્છા ન કરે તોપણ પૂર્વના સંસ્કારને બળે તેનાથી અભ્યાસ થાયજ; તે, વિષયોથી વિમુખ થઇ બ્રહ્મમાં ચિત્ત જોડવું રાખવાનો અભ્યાસ કરેજ. પૂર્વ જન્મે [illegible] તેવાણ આ દેહે તે યોગજિજ્ઞાસુ વેદોક્ત કર્મફળની અપેક્ષા ન રાખતાં [illegible] કરી અધિક તે પામે [મુક્તિ.]

तपस्विभ्योधिको योगी ज्ञानिभ्योपि मतोधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

યોગી અધિક તપસ્વિથી, અધિક જ્ઞાનિથી, સાર;
અધિક કર્મીથી માટ તું, થા યોગી નિરધાર. ૪૬

તાપસિતેં જોગી અધિક, જ્ઞાનિ તાહૂ તેં માન;
કરમ હુતે જોગી અધિક, જોગી વ્હેતૂં માન. ૪૬

૪૬ તપસ્વીથકી [વ્રતાદિયે શરીરશોષક તેથકી] યોગી અધિક છે-જ્ઞાનીથકી (શાસ્ત્રપંડિતથકી) પણ મોટો માન્યો છે; કર્મનિષ્ઠથકી [અગ્નિહોત્રાદિ કર્મ કરનારા થકી] પણ શ્રેષ્ઠ છે; માટે હે અર્જુન! તું યોગી [જ્ઞાનનિષ્ઠ] થા.

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रध्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

સર્વ યોગિના મધ્યમાં, મુજગત મનથી જેહ;
શ્રદ્ધાવાન ભજે મને, યોગિ શ્રેષ્ઠ છે તેહ. ૪૭

જોગી રાખે મન મહી, મોમેં નિશ્ચલ ભાય;
શ્રદ્ધાવંત મોંકો ભજે, સો સબતેં અધિકાય. ૪૭

૪૭ સર્વે યોગીઓમાં પણ મારે વિષે વાળેલાં અંતઃકરણે કરીને શ્રદ્ધાવાન્ જે મને ભજે છે તે મારે મતે સર્વોપરિ શ્રેષ્ઠ છે.

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્રસંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં અભ્યાસયોગ નામનો છઠ્ઠો અધ્યાય. ॥૬॥**

---

# અધ્યાય ૭ મો.

## શ્રી भगवानउवाच.

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

મુજગત મન, મુજ આશ્રયી, કરતાં યોગજ એમ;
જાણે તું મુજ રૂપ સૌ, નિશ્ચય, સાંભલ તેમ. ૧

મેરો હીકર આસરો, મોહીસોં ચિત રાખ;
જાને નિઃસંદેહ સબ, મોતેં સુન મમ ભાખ. ૧

૧ હે પાર્થ! મારે વિષે આસક્ત મન, મારોજ આશ્રય જેને, યોગને સાધતો (એવો તું) નિઃસંશય સર્વ વિભૂતિવાન હું ને જે પ્રકારે જાણીશ તે સાંભળ-

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

સવિજ્ઞાન આ જ્ઞાનતો, કૌં તુજનેજ અશેષ;
જાણીને, અહિ જાણવા, ફરિ નાહ રહે અવશેષ. ૨

ગ્યાન ઔર બિગ્યાનસોં, તો સોં કહત બખાન;
જાકે જાને જાનવો, કછુ ન રહત હૈ જાન. ૨

૨ અનુભવસહિત એ જ્ઞાન સંપૂર્ણ હું તને કહીશ (કે) જે જાણીને અહીં પછી બીજું જાણવાનું શેષ રહેતું નથી.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३॥

કોઇ હજારે મનુજમાં, કરે યત્ન સિધ્યર્થ;
સિધમાં પણ, જાણે મને, તત્વે કોઇક સમર્થ. ૩

જતન કરત હૈ સિદ્ધકો,એક હજાર ન માન;
તિનમેં જુ કોઉ લહે,બહુત લખત મહિમાન. ૩

૩ મનુષ્ય હજારોમાં કોઈક સિદ્ધિ [આત્મજ્ઞાન] અર્થે યત્ન કરે છે; યત્ન કરનારા સિદ્ધમાં પણ કોઈકજ મને તત્વસ્વરૂપે જાણે છે.

भूमिरापोनलो वायुः खं मनो बुद्धिरेव च।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

ભુ, જલ, અગ્ની, વાયુ, નભ મન, બુદ્ધી અહંકાર;
એમ ભિન્ન મુજ જાણવી, પ્રકૃતી અષ્ટ પ્રકાર. ૪

ભુમિ નીર પાવક પવન,અંબર મન બુદ્ધિમાન;
અહંકાર યે આઠકી, માયા ભેદન જાન. ૪

૪ ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ અને મન, બુદ્ધિ, અહંકાર એમ મારી એ [આસની] પ્રકૃતિ આઠ પ્રકારે ભેદને પામી

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम्।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

પણ એ અપરા, એથિ મુજ, પરા અન્ય, તુ ધાર;
જીવભુત, મહાબાહુ, જે, સૃષ્ટીને ધરનાર. ૫

માયા મેરી અક યહ, જિન ઉપજ્યો સંસાર;
સાચી મનમેં માનિ લે, જીવ રૂપ નિરધાર. ૫

* ૫ એ [અષ્ટધા પ્રકૃતિ] અપરા [નિકૃષ્ટ ઉતરતી] છે; એથી બીજી, મારી પરા [પ્રકૃષ્ટ ઉત્તમ] જીવસ્વરૂપ પ્રકૃતિ (છે તે) જાણ; હે મહાબાહુ, જેણે [એ ચૈતન્ય પ્રકૃતિયે] આ જગત ધરી રાખેલું રહે છે

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

એ યોનીથી થાય છે, જાણ ભુત સૌ એમ;
કર્તા હું સૌ સૃષ્ટિનો, સંહર્તા, પણ તેમ. ૬

માયા તેઉ અરૂ સબે, મૂલ જીવ યહ દાય;
દો ઉપજાવત જગ સબે,તાસ કરે ચિત ચાય. ૬

† ૬ સર્વ ચરાચર ભૂતને એ પરાપરા પ્રકૃતિ ઉત્પત્તિસ્થાન-કારણ છે એમ જાણ; તેમ સર્વ જગતનો પ્રભવ પ્રલય હું (છું.)

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥

મુજથી પર બીજો નથી. હેતુ એનો કોઈ;
સૂત્રે મણિ વત્ સર્વ આ, મુજમાં રચું પરોઇ. ૭

અર્જુન મોતેં નાપરે, ઔર બાત યહ જાન
જ્યોં ગાન પોયો સૂતમેં મોમેં યોં સબ માન. ૭

૭ હે ધનંજય! મારાથકી જુદું બીજું કંઇપણ નથી: આ સર્વ જગત મારેવિષે પ્રોવાયલું છે; સૂત્રમાં મણકાનો સમુદાય તેની પેઠે

* ૫ અપરા તે જડ-કાર્યરૂપ વળી પરાને અધીન અને પરા તે મૂળ પ્રકૃતિ એ પરા તે પરમાત્માની ચૈતન્યશક્તિ કર્તૃત્વવાળી જાણી

† ૬ જીવ ચૈતન્યશક્તિ મૂળે મારાથી, પ્રકૃતિ-એ બન્નેનુ આશ્રય સ્થાન હું માટે હુંજ જગતનુ અધિષ્ઠાન અંતર્યામી છું.

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

છું રસ જળમાં, છું પ્રભા, ચંદ્ર સૂર્યની, હુંજ;
શબ્દ નભે, વેદે પ્રણવ, ઉદ્યમ નરમાં છુંજ. ૮

ચન્દ્ર સુરજકી કિરણ હું,જલરસ મોકો માન;
બે દનમેં મૈં હોં પ્રણુવ,પૌરૂષ શબ્દ બખાન. ૮

૮ હે કૌંતેય! જળને વિષે રસ (તે) હું, ચંદ્રસૂર્યની કાંતિ છું; સર્વવેદને વિષે પ્રણુવ [ઓંકાર], આકાશને વિષે શબ્દ. નરને વિષે પુરૂષાર્થ ઉદ્યમ (હું છું.)

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

પુણ્ય ગંધ છું ભૂમિમાં, તેજ અગ્નિમાં સાર;
જીવન સૌ ભુતો વિષે, તપસ્વિમાં તપ, ધાર. ૯

ગંધજુ હો યહ ભૂમમેં, હોં પાવકમેં તેજુ;
જીવનકો મૈં જીવ હોં,તાપસી તપ લખિ લેજુ.

* પૃથ્વીને વિષે પવિત્ર સુગંધ, વળી અગ્નિને વિષે તેજ છું, સર્વ પ્રાણીઓને વિષે આયુષ્ય.તપસ્વિયોને વિષે તપ [દ્વંદ્વસહનરૂપ] છું

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

બીજ સનાતન સર્વનું, પાર્થ મને તુ જાણ;
બુદ્ધિમાનની બુદ્ધિ હું, તેજ તેજિનુ, માન. ૧૦

સબ જીવનકો બીજ હોં, મોકો જાનિ જુલેહ;
બુધ્ધિવંતમેં બુધ્ધિ હોં, સબ તેજનકો ગેહ. ૧૦

૧૦ હે પાર્થ! સર્વ પ્રાણીઓનું સનાતન બીજ [કારણ] મને જાણ; બુદ્ધિમંતોની બુદ્ધિ, તેજસ્વીઓનું તેજ હું છુ.

बलं बलवतामस्मि कामरागविवर्जितम्।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

છુ હું બળ બળિયાતણું, કામ રાગ વર્જીત;
સર્વ ભુતમાં કામ હું, અર્જુન, ધર્મ સહીત. ૧૧

બલવંતનકો બલજુ હોં, કામરાગ તિન નાહિં;
કામરૂપ પૈણી જુહો, ધરમ બસે મો માંહિ. ૧૧

૧૧ હે ભરતશ્રેષ્ઠ! બળવંતોનું કામક્રોધવર્જિત બળ [સાત્વિક સ્વધર્માનુષ્ઠાનનું સામર્થ્ય] તે હું છું; ધર્મને વિરૂદ્ધ નહિ એવો પ્રાણીઓને વિષે જે કામ [સ્ત્રીપુત્રાદિકનો] તે છું.

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

જે સાત્વિક, રાજસ તથા, તામસ ભાવો જેહ;
હું તેમાં નાહ, જાણ તે મુજથી, મુજમાં તેહ. ૧૨

સાત્વિક રાજસ તામસ, જે હૈ સગરે ભાય;
યે સબ મોમેં બસત હૈં,મોહિનસોં જુ ચાય. ૧૨

૧૨ જે કંઈ સાત્વિક (શમદમાદિક], રાજસ [હર્ષ ગર્વાદિક.] તામસ [શોકમોહાદિક] જે ભાવ તેને મારાથીજ થયા જાણ; તે ભાવોમાં હું નથી [હું તેઓને અધીન નથી,] તેઓ મારે વિષે છે [મને અધીન છે.]

**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।**
**मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥**

**એ ગુણમય ત્રણ ભાવથી, રચ્યું જગત આ મોહિ;**
**જાણે નહિ પર એથી, જે, હું અવ્યય છું કોઈ. ૧૩**

તીનો ગુણકે ભાવ જે, તિન મોહ્યો સંસાર;
મોકોં કોઉ નહીં લખત,ઈન તેં પૈસે પાર. ૧૩

૧૩ એ ત્રણ ગુણમય ભાવે કરીને આ સર્વ જગત મોહિત થઈ એ ત્રણથી વેગળો નાશરહિત જે હું તેને [મને] નથી જાણતું.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ १४ ॥**

**માયા મુજ ગુણિ દેવિ એ, દુઃખેં કરી તરાય;**
**પણ ભજેછ મુજનેજ જે, તે એને તરિ જાય. ૧૪**

મેરી માયા ગુણમયી. દુઃસહ તરે ન જાય;
આવે કોઇ જો મો શરન,સોઉ તરત સુખ પાય. ૧૪

૧૪ એ દૈવી [અદ્ભુત] ગુણનથી [સાત્વિકાદિ વિકારવાળી] મારી માયા તે દુઃખે કરીને અતિક્રમણ કરાય તેવી છે; જેઓ મનેજ ભજે છે તેઓ એ માયાને તરે છે.

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः ।**
**माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥**

**અધમ, પાપી ને મૂઢ વલિ, માયાયે હૃતજ્ઞાન;**
**અસુરભાવ આશ્રીત નર, ભજે ન મુજને, જાણ. ૧૫**

પાપી મૂરખ જે જગત,સો નહિ પાવત મોદ;
ગ્યાન જુ માયા કરિ હર્યો,અસુર ગુનનમેં જેય. ૧૫

૧૫ માયાએ નષ્ટ થયલું જ્ઞાન જેઓનું એવા, અસુરભાવને વળગી રહેલા, કુકર્મ કરવાવાળા, મંદબુદ્ધિ અધમ નર (તેઓ) મને પામતા નથી.

**चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

**પુણ્યવાન મુજને ભજે, ચાર જાતના જેહ;**
**રોગી, જીજ્ઞાસૂ વલી, અર્થી, જ્ઞાની તેહ. ૧૬**

પુણ્યવંત જે ચાર બિધ,મોહિ ભજત ચિતચૈન;
ગ્યાની રોગી કરમછ, તજ ગ્યાસી સુરચૈન. ૧૬

૧૬ હે અર્જુન ! ચાર પ્રકારના પુણ્યકારી જન મને ભજે છે; હે ભરતશ્રેષ્ઠ ! આર્ત [દુઃખનિવૃત્તિને ઇચ્છનારો], જીજ્ઞાસુ (આત્મજ્ઞાનને ઈચ્છનારો). અર્થાર્થી [આલોક પરલોક સંબંધી ભોગને-લક્ષ્મી, સત્તા, કીર્તિને ઈચ્છનારો] ને જ્ઞાની [તત્વવેત્તા.]

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

**તેમાં પણ જ્ઞાની વધે, એક ભક્ત, નિતયુક્ત;**
**હું અતિ પ્રિય છું જ્ઞાનિને, મુજને છે તે મુક્ત. ૧૭**

ગ્યાની જો ભગતી કરે, સો સબતેં અધિકાય;
ગ્યાની મોકોં ભજત હૈ, ગ્યાની મોહિ સુહાય. ૧૭

૧૭ તેઓમાં સર્વદા મારામાંજ નિષ્ઠા, મારોજ એક ભક્ત એવો જ્ઞાની (તે) શ્રેષ્ઠ છે; જ્ઞાનીને અત્યંત પ્રિય હું (છું) ને તે મને પ્રિય છે.

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

**ઉદાર સૌ એ, જ્ઞાનિ તો, માનું આત્મ સ્વરૂપ;**
**આત્મ યુક્ત તે આશ્રયે, ઉત્તમ ગતિ મુજ રૂપ. ૧૮**

મેરે મત યહ સબ બડે, ગ્યાની મોકો જાન;
ઉત્તમ ગતી જુ પાયતિન,ફલ ન લેત નહિ માન. ૧૮

* ૧૮ તે સર્વે [બીજા ત્રણ] પણ ઉદાર (છે પણ) જ્ઞાની તો (મારો) આત્માજ છે [મારૂંજ આત્મસ્વરૂપ છે, હુંથી જુદો નથી] (એ) મારૂં મત (છે;) તે જ્ઞાની મારામાંજ ચિત્ત એવો, મનેજ વળગી રહેલો, પોતાની ઉત્તમ સદ્ગતિ મનેજ સમજે છે [બીજી કોઇ ઈચ્છા રાખતો નથી.]

**बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

**જ્ઞાનવાન પામે મને, બહુ જન્માન્તે સાર;**
**"સર્વ બ્રહ્મ" જાતાંજ, તે દુર્લભ છે નિરધાર. ૧૯**

બહુત જનમ અંતહિ લહૈ, ગ્યાન ભાંતરે મીત;
વાસુદેવ સબમેં લખે, સો દુર્લભ હૈ નીત. ૧૯

† ૧૯ બહુ જન્મને અંતે જ્ઞાનવાન્ (તે) સર્વ [ચરાચર] વાસુદેવજ છે એમ (સમજી) મને ભજે છે; તે મહાત્મા સુદુર્લભ છે.

**कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।**
**तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

**ઇચ્છાથી હૃતજ્ઞાન વળિ, નિજ પ્રકૃતી વશ જેહ;**
**બીજા દેવોને ભજે, નિયમ આચરી તેહ. ૨૦**

ગ્યાન નહીં તિનકે હિયે, સેવત અન્યહિ દેવ;
અપને કામ સુભાવસેં, બંધ્યો જુ વાકી ભેવ. ૨૦

‡ ૨૦ તે તે કામનાએ હણાયલું જેનું જ્ઞાન તેઓ ઉપવાસાદિ નિયમોને વળગી પોતાની પ્રકૃતિને વશ રહી બીજા દેવતાઓને, [ભૂત પ્રેત યક્ષાદિ ક્ષુદ્ર દેવતાને] ભજે છે.

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

**જે ભક્તો ભજવા ઇછે, શ્રદ્ધાયે જે દેવ;**
**તેની તે પ્રત્યે કરૂં, દઢ શ્રદ્ધા, તતખેવ. ૨૧**

શ્રધ્ધાજિત જો પૂજત હૈ, જ્યાંદેવહિ ચિત લાય;
તાકોં તાહી માંહિ દૃઢ, દેવત સિદ્ધિ બઢાય. ૨૧

૨૧ જે જે [કામી જન] જે જે (મારાં) દેવતારૂપ શરીરને ભક્તરૂપે શ્રદ્ધાએ પૂજવાને ઈચ્છે છે તેની તેની સ્થિર એવી તે તે ભક્તિને હું ધારણ કરૂં છું.

---

* કોઈ પણ ઈચ્છાએ મને ભજે છે, સંસારમાં મારા વિના સુખ આપનાર બીજું કોઈ નથી એમ સમજે છે માટે ઉદાર—મારા છે.

† અનેક જન્મનાં પુણ્ય સંચિત થયેથી છેલ્લા જન્મમાં [illegible] તત્વજ્ઞાની રૂપે થયેલો જગતમાં જે જે કંઈ જણાતમાં છે તે સંપૂર્ણ એક વાસુદેવ રહેલા છે એમ સમજી આત્મદૃષ્ટિએ મને ભજે છે—એવો મહાત્મા કોઈક વીરલોજ હોય.

‡ ૨૦ સત્વ ગુણી કામનાએ જે જન પરમેશ્વરને ભજે તેની તે કામના [illegible] થતી જાય ને ક્રમે કરી મુક્તિ થાય પણ જેઓ તમો ગુણને વશ થયેલા તે પ્રકૃતિ વશાત્ બીજા દેવની ઉપાસના કરે છે [illegible] ઇત્યાદિને માટે.

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२॥

તે શ્રદ્ધાયે યુક્ત એ, ભજે દેવને સાર;
ઇચ્છિત પામે તે થકી, મુજ નિર્મિત તે, ધાર. ૨૨

જો વાહી શ્રધ્ધા સહિત, પૂજત વાહી દેવ;
દેતજુ હોઇ કામના, વહ જાનત નહિ ભેવ. ૨૨

૨૨ તે પુરૂષ તે શ્રદ્ધાએ [મારી પ્રેરેલી] તે દેવતાનું આરાધન ઇચ્છે છે (ને) તે દેવતા પાસેથી તેની ઇચ્છાનાં ફળ મેંજ નિર્મેલાં (તે) પામે છે.

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥

પણ તે અલ્પમતીજને, ફલતે નાશી થાય;
મળે દેવયજિ દેવને, મુજ ભક્તો મુજમાંય. ૨૩

ફલ થોડો પાવત જુદે, બિના જ્ઞાન હૈ મૂઢ;
દેવ ભગત દેવન લહે, મેરો મોકોં ગૂઢ. ૨૩

*૨૩ અલ્પ બુદ્ધિવાળાને તે [મેં આપેલું] ફળ નાશવંત થાય છે- દેવતાનું યજન કરનારા દેવતાને [પોતપોતાનાં ઇષ્ટને] પામે છે (પણ) મારા ભક્ત તેમનેજ [પરમાત્માને] પામે છે.

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥

અલ્પબુધ્ધિ, હું અવ્યક્તને, માને વ્યક્તજ જેહ;
અતિ ઉત્તમ, અવિનાશિ મુજ, રૂપ ન જાણે તેહ. ૨૪

જાકી થોરી બુધ્ધિ હૈ, જાનત પ્રગટ ન મોય;
અબિનાસી ઉત્તમ જુદાં, સબતેં ન્યારો જોય. ૨૪

૨૪ અવિવેકીઓ હું અવ્યક્ત—અપ્રગટ. છતે મને વ્યક્તિ—પ્રગટતાને પામેલો માને છે; સર્વોપરિ શ્રેષ્ઠ, અત્યંત ઉત્તમ. નાશરહિત એવા મારા ભાવને [આત્મસ્વરૂપને] નથી જાણતા.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

જણાઉં નાહિ હું સર્વને, માયાયે ઢાંકેલ;
જાણે મને, અનાદિઅજ, નાહિ, જન મૂઢ બનેલ. ૨૫

ઢકો જુ માયા જાલકી, કાહું કોં ન પ્રકાસ;
મૂરખ મોહિન જાનિ હૈ, અજર અમર સુખ બાસ. ૨૫

૨૫ યોગમાયાએ ઢંકાયલો હું સર્વને પ્રકાશરૂપ-પ્રગટ નથી; મૂઢ તે જન્મરહિત નાશરહિત હું ને નથી જાણતા.

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६॥

ભુત, ભવિષ્ય ને આ સમય, અર્જુન નિપજે જેહ;
જાણું હું તે સર્વને, મુજને નહિ કો તેહ. ૨૬

જો બીતી જાનત મહિ, બરતમાન બરતંત;
હોન હાર સબહીં લખે, મોહિ લખે નહિ જંત. ૨૬

૨૬ હે અર્જુન! થઈ ગયલાં તે, વર્તમાન છે તે, હવે થનારાં તે ચરાચર ભૂતોને હું જાણું છું, મને તો કોઈ પણ જાણતું નથી.

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥

રાગ દ્વેષથી દ્વંદ્વ જે, મોહ, તેણે નિરધાર;
સૃષ્ટિ વિશે સૌ પ્રાણિયો, મોહ પામે છે સાર. ૨૭

રાગ દ્વેષ અગ્યાનતેં, સબે જુ મોહિત હોય;
માન લેત હૈ આપકોં. હમ હૈ સુખ નકિ હોય. ૨૭

૨૭ હે ભારત! શત્રુતાપ! સૃષ્ટિને વિષે [સ્થૂળ દેહને લીધે] ઇચ્છા તથા દ્વેષે ઉત્પન્ન થયલો સુખદુઃખ લાભહાનિ વિષે વિવેકરહિત જે મોહ તેણે કરીને સકળ પ્રાણીમાત્ર દૃઢ મોહને પામે છે [હું સુખી હું દુઃખી એમ.]

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥ २८ ॥

પણ જે પુણ્યજનોતણું, લય પામ્યું દુષ્કૃત;
મુક્ત દ્વંદ્વ મોહથીજ તે, ભજે મને દૃઢ વ્રત. ૨૮

પુણ્ય કરે જે જગતમેં, દૂર કિયે નિજ પાપ;
સોઉ છૂટત મોહતેં, મોકોં પાવત આપ. ૨૮

૨૮ એમાંના કોઈ પુણ્યકર્મનું આચરણ કરનારા જનનું પાપ નાશ પામ્યું તેઓ દ્વંદ્વમોહથી છૂટેલા દૃઢવ્રતવાળા મને ભજે છે.

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्न मध्यात्मं कर्म चाखिलम् ॥२९॥

જરા મરણ ટળવા કરે, આશ્રિ મને જે યત્ન;
તે જાણે અધ્યાત્મ સૌ, બ્રહ્મ કર્મ પણ કૃત્સ્ન. ૨૯

જરા મરણકે હાનિકોં, જો કોઉ કરત ઉપાય;
જાનત તે અધ્યાતમ, બ્રહ્મ કરમકે ભાય. ૨૯

*૨૯ જરા મરણથી છુટવાને માટે મારો આશ્રય ધરીને જેઓ યત્ન કરે છે તેઓ તે બ્રહ્મને જાણે છે; સર્વ અધ્યાત્મ તથા સંપૂર્ણ કર્મ પણ (જાણે છે.)

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

અધિભુત દૈવ યજ્ઞ સાહત, જાણે મુજને જેહ;
અંતે પણ જાણે મને, યોગિ વિવેકી તેહ. ૩૦

અધિ દૈવત અધિ ભૂતસોં, મોકોં જાનત મીત;
મરન સમે ભૂલત નહીં, જોગી મોકોં ચીત. ૩૦

†૩૦ અધિભૂતઅધિદૈવતસહિત, અધિયજ્ઞસહિત એવો મને જેઓ જાણે છે (તેઓ) મરણ સમયેજ એક ચિત્ત થઈ મને [પરમાત્માને] જાણે છે.

## ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપનીષદ્‌માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં જ્ઞાન વિજ્ઞાન યોગ નામનો સાતમો અધ્યાય. ॥૭॥

* દેવતાઓને પૂજનારા તે આ સંસારનું કે સ્વર્ગાદિકનું સુખ થોડોક કાળ ભોગવે છે ને મને ભજનારા જન્મ મૃત્યુ નાશ રહિત હું ને મળે છે.

* અધ્યાત્મ જ્ઞાનથી અવશ્ય જાણવાનું આ કે દેહાદિથી જુદો શુદ્ધ આત્મા છે. કર્મ તે તત્વજ્ઞાનનાં સાધનરૂપ સમજવાં.

† અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ એ વિષય આઠમા અધ્યાયમાં વિસ્તારે છે.

# અધ્યાય ૮ મો.

## अर्जुन उवाच ॥

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतंच किं प्रोक्त मधिदैवं किमुच्यते ॥ १ ॥

શું તે બ્રહ્મ અધ્યાત્મ શું, શું વલિ કર્મજ સોય;
શું અધિભૂત કહેલ છે. શું અધિદૈવજ હોય. ૧

અધ્યાતમકે બ્રહ્મકોં, કરમ કાહે જગદીશ;
અધિ દૈવત અધિ ભૂતકોં,તુમ જાનત બિરચીસ. ૧

૧ હે પુરૂષોત્તમ ! તે બ્રહ્મ શું, અધ્યાત્મ શું, કર્મ શું, વળી અધિભૂત કોને કહ્યું (ને) અધિદૈવ કોને કહીએ.

अधियज्ञः कथं कोत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोसि नियतात्मभिः ॥ २ ॥

શું અધિયજ્ઞજ, કેમ એ, આ વધુમાં રહેનાર;
અંતે તમને કેમ વલિ, વશ મન જાણે સાર. ૨

અધિ જગ્યહિ કાસોં કહત, કૈસેં તુમકોં જૌન;
કૈસે તુમકોં જાનિયે, પ્રાણુ કરત જબ ગૌન. ૨

૨ હે મધુસૂદન ! આ શરીરમાં અધિયજ્ઞ કોણ (ને) કેમ જણાય ? જિતેંદ્રિયે મરણસમે કેવે પ્રકારે જાણવા યોગ્ય છે (તે.)

## श्रीभगवानुवाच ॥

अक्षरं ब्रह्म परमं स्वभावोध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

પર અક્ષર એ બ્રહ્મ છે, છે અધ્યાત્મ સ્વભાવ;
વિસર્ગને કહે કર્મ, જે, કરે સૃષ્ટીનો ભાવ. ૩

અચ્છરકોં બ્રહ્મહિ કહત, અધ્યાતમ જુસુભાય;
જો ઉપજાવત જગતકોં, સોઈ કરમસુ દાય. ૩

* ૩ નાશરહિત સર્વોત્તમ તે બ્રહ્મ, અધ્યાત્મ તે સ્વભાવ [દેહને વિષે વસ્તુત્વે કરીને જે છે તે] અને પ્રાણીઓની પરંપરા વધારનારો દ્રવ્યાદિ વસ્તુનું અર્પણરૂપ જે ત્યાગ તે કર્મશબ્દે જાણવો.

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

અધિભૂતજ ક્ષરભાવ છે, પુરૂષજ છે અધિદૈવ;
આ વપુમાં અધિયજ્ઞ છું, નરવર હુંજ તથૈવ. ૪

દેહજુ યહ અધિ ભૂત હૈ, અધિ દૈવત હૈ જીવ;
સબ દેહનકે દેહમે, હોં અધિ જગ્યસુ પીવ. ૪

૪ નાશવંત પદાર્થ-દેહાદિક તે અધિભૂત; અધિદૈવત તે પુરૂષ [સમસ્ત દેવતાનો આત્મારૂપ હિરણ્યગર્ભ;] અધિયજ્ઞ તે હું [સર્વ યજ્ઞનો અભિમાની વિષ્ણુ] છું આ દેહને વિષે, હે દેહધારીમાં શ્રેષ્ઠ અર્જુન !

* કાળે નાશ ન પામે તે બ્રહ્મ; દેહમાં રહી તેના ભોક્તા રૂપે વર્તનાર જે જીવ તે અથવા દેહ, નામ, રૂપ ઇત્યાદિ રાખનાર જે ચૈતન્ય તે સ્વભાવ; દેવતાને ઉદ્દેશી જે યજ્ઞ તે કર્મ.

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम्
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

અંતસમય સ્મરતા મને, દેહ મૂકીને જાય;
પામે તે મુજ ભાવને, નહિ સંશય તે માય. ૫

અંત સમે દેહહુ તજત, મો સમરન જો હોય;
સો તબહી મોકોં મિલે, તહાં ન સંશય કોય. ૫

૫ મરણસમે મારૂંજ સ્મરણ કરતો કલેવર છોડીને જે જાય તે મારાં યથાર્થ રૂપને પામે એ વિષે સંશય નથી.

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

સ્મરતાં જે જે ભાવને, ત્યજેછ અંતે દેહ;
પામે તે તે ભાવને, તદ્ભાવિત નિત તેહ. ૬

પ્રાણી યહ જબ દેહ તજે,સુમરે કાજ અનાન;
તબ નિસંક વહ રૂપકોં, પાવે સોયી આન. ૬

* ૬ હે કૌંતેય ! અથવા જે જે ભાવને [દેવતા વિશેષને] સંભારતો અંતે કલેવર છોડે તે સદા ચિંતેલા ભાવમાં તરત જતાં તે તે દેવતાને પામે છે.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्धय च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ७ ॥

માટે સ્મર મુજને સદા, યુદ્ધ કરને તું સાર;
મુજમાં મન મતિ આપ, તું મળિશ મને નિરધાર. ૭

મેરો સુમરન નિત કરે, જુધ્ધ કરે કિન મીત;
અરપે મોમે બુધ્ધિ મન,હોં આઈ તબ ચીત. ૭

૭ માટે સર્વકાળ મને [સગુણ ઈશ્વરને] સ્મરતો છતો (તું સ્વધર્મ રૂપ) યુદ્ધ કર; મારે વિષે મન બુદ્ધિ અર્પેલી એવો તું મને પામીશ; સંશય નથી.

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

મન અભ્યાસેં યુક્ત જે, બીજે નહિ જનાર;
પામે તેણે ચિંતતાં, પરમ પુરૂષને સાર. ૮

જોગ ઔર અભ્યાસમેં,જાકો થિર ચિત હોય;
મો ચિંતા રાખે સદા, સુપુરૂખ પાવે સોય. ૮

૮ હે પાર્થ ! અભ્યાસવાળી સમાધિમાં જોડાઈ બીજે કહીં ન જાય તેવી ચિત્તવૃત્તિયે નિરંતર ચિંતન કરતાં પરમ પુરૂષ પ્રકાશરૂપને પામે.

कविं पुराणमनुशासितार मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूप मादित्यवर्णं तमसःपरस्तात् ॥९॥

ચિંતેજ જે,એ કવિ ને પુરાણ,શાસ્તા તથા સૂક્ષ્મ અતિજ જાણ;
સૌનોજ ધાતા, નહિ ચિંત્યરૂપ, અજ્ઞાનથી દૂર રવીસ્વરૂપ. ૯

સબ કરતા સુચ્છમ અતિ,કબિસુ પુરાતન જાન;
રબિ સમાન સબતેં પરે, સુમરનતાકોં માન. ૯

* જીવને મરણસમે અભ્યાસનું બળ હોતું નથી, કેવળ પૂર્વની વાસનાજ હોય છે અંતઃકરણ પરવશ હોવાથી જેનું સ્મરણ થઈ જાય તે પદાર્થની તેને પછી પ્રાપ્તિ થાય છે.

૯ સર્વજ્ઞ, અનાદિ, સર્વ જગતનો નિયંતા, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, સર્વને પોષણ કરનારો [કર્મફળ આપવાવાળો,] અચિંત્યરૂપ, સૂર્યના સરખો પ્રકાશક, અજ્ઞાનથી [પ્રકૃતિ–માયાથી] વેગળો એવાને જે કોઇ સ્મરે–

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्यसम्यक् सतंपरंपुरुषमुपैतिदिव्यम्

પ્રયાણકાળે સ્થિર ચિત્તથીજ,રૂડી રીતે યોગ બળે કરીજ;
તે ભક્ત,રાખી ભ્રુવચેજ પ્રાણ,પામે પરંપૂરૂષ દિવ્ય જાણ. ૧૦

મરન સમે મન થિર કરે,ભગતિ જોગ બલપાય;
ભ્રુકુટિ મધ્ય પ્રાણહિ ધરે.પરમ પુરૂખમેં જાય. ૧૦

૧૦ મરણસમયે અચળ મને પ્રેમયુક્ત થઈને વળી યોગબળે [નિશ્ચળ ચિત્તે હૃદયમાં રહેલા આત્માને] બે ભ્રુકુટીની મધ્યે પ્રાણને સારી રીતે આણીને (તે યોગી) તે પરમ પુરૂષ દિવ્યને પામે.

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

જેને કહે વેદવિદોજ બ્રહ્મ, જેમાં પ્રવેશ યતિયોજ સંભ;
જે ઇચ્છિ પાળે બ્રહ્મચર્ય વ્રત, ટુંકે તને કૌં પદ તેજ સત્ત; ૧૧

અચ્છર જાસોં કહત હૈ, બીત રાગ હો જાત;
બ્રહ્મચર્ય કોં જો કરે, તાપદ કીયો હાત. ૧૧

૧૧ જેને વેદ જાણનારા અક્ષર બોલે છે, રાગાદિ રહિત યત્ન કરનારા [સંન્યાસી] જે સ્વરૂપમાં પ્રવેશ કરે છે [ઐક્ય કરી જાણે છે,] જેને ઈચ્છનારા બ્રહ્મચર્ય આચરે છે તે પદ તને સંક્ષેપમાં કહીશ.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राण मास्थितो योगधारणाम् ॥ १२ ॥

સર્વ દ્વારને વશ કરી રૂંધિ હૃદયમાં મંન;
રાખી પ્રાણ ભ્રૂમધ્યમાં, ધરી સ્થૈર્ય અર્જુન. ૧૨

સબ દ્વારનકોં બસ કરે, મન રોકે હિયમાય;
પ્રાણહિ રાખે શીસમેં, રહે ધારણા ગાય. ૧૨

૧૨ સર્વ ઈંદ્રિયોને નિયમમાં રાખી. મનને હૃદયને વિષે રૂંધી [વિષયચિંતારહિત કરી] પોતાના પ્રાણને મૂર્ધામાં [મસ્તકમાં] સ્થિર સ્થાપી યોગધારણાને [સમાધને] લાગેલો–

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥ १३ ॥

ૐ એકાક્ષર બ્રહ્મને, ઉચ્ચરી સ્મરિને જેહ;
મૂકી દેહને જાય છે, પરગતિ પામે તેહ. ૧૩

પ્રણવાચ્છરકો જપ કરે, સુમરે મોકોં નીત;
યહ બિધિ જો યહ તજે, લહે પરમ ગતિ મીત. ૧૩

૧૩ ૐ એ એક અક્ષરરૂપ બ્રહ્મનું ઉચ્ચારણ કરતાં હુંને સ્મરતાં જે [જીવ] દેહ તજીને જાય [મુર્ધિની નાડીએ] તે પરમ ગતિને પામે.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥

સ્મરે નિત્ય મુજને વળી, અનન્ય મન જે સાર;
નિત્ય યુક્ત તે યોગિને, છુંજ સુલભ નિરધાર. ૧૪

થીર ચિત્ત મોકોં જપે, સદા નિરંતર હોય;
તા જોગીકોં સુલભ હોં, ઔર લહે નાહ કોય ૧૪

૧૪ બીજે કહીં નહિ ચિત્ત એવો જે મને નિરંતર પ્રતિદિન સ્મરેછે હે પાર્થ ! તે નિત્ય એકચિત્ત યોગીને હું સુલભ છું [અનાયાસે મળું છું].

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
प्राप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

પામિ મને, ફરિ જન્મ જે, અનિત્ય ને દુખયુક્ત;
પામે તેને નહિ, મહા, સિદ્ધ થયેલા મુક્ત. ૧૫

મહા પુરૂખ જે સિદ્ધિ લહે,મોમેં હોત જુલીન;
દુખકો ઘર યહ જનમ હૈ, તામેં હોત ન દીન. ૧૫

૧૫ પરમ સંસિદ્ધિને [મોક્ષને] પોંચેલા મહાત્મા મને આવી મળ્યા પછી અસ્થિર [તથા] દુઃખનુંજ ઠામ જે પુનર્જન્મ તે પામતા નથી.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

લોક બ્રહ્મલોકેં સહિત, પુનર્જન્મ દેનાર;
પામિ મને, મુજ ભક્ત નહિ, ફરિ જન્મ લેનાર. ૧૬

બ્રહ્માલોં જો લોક હૈં, તિનમેં ફિર તજુ કોય;
અર્જુન મોકોં પાઇકેં, જનમ લહે નહિ સોય. ૧૬

૧૬ બ્રહ્મલોકથી–માંડીને તે બીજા સૌ લોક પુનરાવૃત્તિવાળા છે; હે કૌંતેય ! મને પામીને તો (પછી)પુનર્જન્મ નથી.

सहस्रयुगपर्यंत महर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रांतां तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥

જાણે દિન બ્રહ્માતણું, હજાર યુગનું જેહ;
રાત્રી પણ યુગ સહસનિ, રાત્ર દિવસ વિદ તેહ. ૧૭

જુગ સહસ્રકે અંતલોં, બ્રહ્માકો દિન જાન;
રાત્રી ઉ તિનહો લહે, ગ્યાની કરત બખાન. ૧૭

* ૧૭ સહસ્રયુગ લગીનો બ્રહ્માનો એક દિવસ જાણે છે, સહસ્રયુગની રાત્રી જાણે છે તે જનો દિવસરાત્ર જાણનારા જાણવા [મુક્તિવિનાના.]

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

સૌ વ્યક્તો અવ્યક્તથી, દિવસે ઉત્પન થાય;
થાય લીન સૌ રાત્રિયે, તે અવ્યક્તજમાંય. ૧૮

બ્રહ્માકો દિન હોતહી, પ્રગટે યહ સંસાર;
નિસિકે આયે જાત હૈ, માયામેં તા બાર. ૧૮

૧૮ અવ્યક્ત થકી [બ્રહ્માની નિદ્રાવસ્થાથકી] સર્વે વ્યક્તિયો [સ્થાવર જંગમાદિ મૂર્તિયો] બ્રહ્મનો દિવસ થાય છે કે પ્રગટ થાય છે (ને) રાત્રિ થાય છે કે તે અવ્યક્તમાંજ લીન થઈ રહે છે.

* પુણ્યાત્માઓ ત્રૈલોક્યમાં શોકરહિત સ્થાનોમાં ઘણો વખત સ્થિર રહે છે એટલુંજ વિશેષ છે પણ તેથી શું ? તે કંઇ અવિનાશી અચળ મુક્તિપદ નથી.

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
राज्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

તેજ ચરાચર ભૂત આ, અવશજ કુરૂનંદન;
થૈ લય પામે રાત્રિયેં, થાય દિને ઉત્પન્ન. ૧૯

બાર બાર ઉપજત સબે, જીવત નાસત મીત;
બ્રહ્માકે દિન તે નશત, બહે જાત હૈ નીત. ૧૯

૧૯ હે અર્જુન! તેજ [પૂર્વસંકલ્પ હતો જેને એવા] પ્રાણીઓનો સમુદાય ઉત્પન્ન થઈ થઈને પ્રલયને પામે છે–રાત્રી પછી દિવસ ઉગતે કર્મને પરવશ એવા તે ઉત્પન્ન થાય છે.

परस्तस्मात्तु भावोन्यो व्यक्तोव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

એ અવ્યકતથિ પર ભિન્ને, ભાવ સનાતન જેહ;
નાશ થિયે સૌ ભૂત પણ, નાશ ન પામે તેહ. ૨૦

બ્રહ્મજુ માયાતેં પરે, ઇંદ્રિહુ ન અખ્યો જાય;
સબ જીવનકે નાસતેં, સો કબહૂ નાહ જાય. ૨૦

* ૨૦ માટે અવ્યક્ત [પ્રકૃતિ] થકી બીજો એવો ભાવ [સત્તાસ્વભાવ] તે જુદો [છે]; અપ્રગટ [વળી] સનાતન જે તે, સર્વે ચરાચર ભૂત નાશ પામતે છતે પણ નાશ પામતો નથી.

अव्यक्तोक्षर इत्युक्त स्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते यद्धाम परमं मम ॥ २१ ॥

કહે અક્ષર અવ્યકત વલિ, પરગતિ તેને કેહ;
જેને પામિ ન જન્મ લે, મુજ સ્વરૂપ પર તેહ. ૨૧

સોઇ અચ્છર પરમગત, તાહિ ન દેખે કોય;
ફિરે ન તાકોં પાઇકેં, પરમ ધામગેં જોય. ૨૧

૨૧ અપ્રગટ અક્ષર એમ જેને કહ્યો તેનેજ પરમગતિ કહે છે; જે ભાવને પામી ફરી જન્મ લેવો પડતો નથી તે મારૂં પરમધામ છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

થાયછેજ પર પુરૂષ તે, એક ભક્તિયે પ્રાપ્ત;
જેમાં ભૂતો રહે, બધું, જેણે છે આ વ્યાપ્ત. ૨૨

ભગતિ કરે તે પાઇયેં, પરમ પુરૂષસેં જાન;
જ્યામેં સગરે જીવ હૈ, જગ બિસ્તાર્યો આન. ૨૨

૨૨ હે પાર્થ! જેના અંતરમાં સ્થિતિ કરી રહ્યાં છે પ્રાણીઓ, જેણે આ સર્વ વ્યાપી રહ્યું છે તે ઉત્કૃષ્ટ પુરૂષ અનન્ય [એકાગ્ર] ભક્તિયે લભ્ય થાય છે.

यत्र काले त्वनावृत्ति मावृत्तिं चैव योगिनः ॥
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥

મરતાં યોગી જે સમય, ફરિ જન્મે નહિ સાર;
જન્મે ફરિ પણ જેમ, તે, સમય કહું નિરધાર. ૨૩

ફિર આવત જો કાલમેં, નહિ આવત જ્યાકાલ;
અર્જુન તો સેં કહત હૈ. સુન અનિશીખર સાલ. ૨૩

૨૩ હે ભરત શ્રેષ્ઠ! મરણ પામેલા યોગી જે કાળે ફરી જન્મ નથી પામતા ને જે કાળે ફરી જન્મ પામે છે તે કાળ હું કહું છું.

* ચરાચર ભુતને, કારણરૂપ પ્રકૃતિને પણ જે કારણરૂપ છે જેમાં જડ ચક્ષુ આદિનો અગોચર ભાવ તે અનાદિ પુરૂષ નિત્ય નાશરહિત છે.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥

અર્ચિ, દિવસ, શુધપક્ષને, ઉતરાયણમાં સાર;
જનાર બ્રહ્મજ થાય તે, બ્રહ્મવીદ જન, ધાર. ૨૪

અગિન જ્યોતિ અરુ શુક્લ પચ્છ, ઉતરાયણકો માસ;
જન તજુ જ્ઞાની યા સમે, લહત બ્રહ્મકો બાસ. ૨૪

* ૨૪ અગ્નિ, જ્યોતિદિવસ, શુકલપક્ષ, છમાસ, ઉત્તરાયન એ માર્ગે પ્રયાણ કરનારા બ્રહ્મોપાસક જન તે બ્રહ્મપદ મુક્તિને પામે છે.

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्त्तते ॥ २५ ॥

ધૂમ, રાત્રિ, વિધપક્ષ ને, દક્ષિણાયને સાર;
જાય, સ્વર્ગ પામી ફરે, કર્મ યોગિ નિરધાર. ૨૫

ધૂમ નિસા દચ્છન અયન, કૃષ્ણ પચ્છજો હોય;
સસિ મંડલ જોગી લહે, ફિરતઉ આવત સોય. ૨૫

†૨૫ ધૂમ, રાત્રી, કૃષ્ણપક્ષ, છમાસ, દક્ષિણાયન એ માર્ગે પ્રયાણ કરનારા યોગી તે ચંદ્રમાની જ્યોતિને પામી પાછા ફરે છે.

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्ति मन्ययाऽऽवर्त्तते पुनः ॥ २६ ॥

શુકલ કૃષ્ણ, એ બે ગતી, શાશ્વત અહિંજ મનાય;
એકે પામે મોક્ષ, ફરિ, જન્મ અન્યથી થાય. ૨૬

શુકલ કૃષ્ણ યહ ગતિ કહી, તે સંસારહિ હોત;
ફિર આવત હૈ એક ગતિ, એક લહતગનૂ મુક્ત. ૨૬

૨૬ એ શુકલ કૃષ્ણ માર્ગ જગતના જનની ગતિ નિત્ય માન્ય છે [આદિકાળથી ચાલતી આવીછે]; એકથી પુનરાવૃત્તિ થતી નથી ને બીજીથી થાય છે.

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

પાર્થ જાણતાં માર્ગ એ, યોગી મોય ન કોય;
માટે તું યોગીજ થા, સર્વ કાળમાં સોય. ૨૭

જો જાને દોઉ ગતિન, જોગહિ મોહન હોય;
જોગી હે અર્જુન તહૂં, સરબ કાલકો જોય. ૨૭

એ માર્ગને જાણીને કોઇ યોગી મોહ પામતો નથી માટે હે અર્જુન! સર્વકાળ યોગયુક્ત થા.

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम्

વેદો વિશે, યજ્ઞતપો વિશે જે, દાનો વિશે પુણ્ય કહેલ છે જે;
પામે બધું તે, મુનિ જાણિ એને, પામે વલી જે પદ આદિ તેને. ૨૮

* અગ્નિ આદિની અભિમાની દેવતાનું ગ્રહણ કરવું–અગ્નિ આદિ લોકમાં ઉત્તરોત્તર જઇ સંવત્સરે દેવલોકને પામ્યા પછી બ્રહ્મસ્વરૂપ થાય છે. ઉત્તરાયનના છ માસમાં શુકલપક્ષમાં દિવસે મૃત્યુ પામેલા બ્રહ્મવેત્તા તે, તે તેની દેવતાઓએ દેખાડેલ માર્ગે બ્રહ્મને પામે છે.

† ધુમાદિ અભિમાની દેવતાનું ગ્રહણ કરવું. ધુમાદિ લોકમાં ઉત્તરોત્તર જઇ સંવત્સરે પિતૃલોકમાં થઇ પછી ચંદ્ર જ્યોતિને પામી એમ કર્મફળ ભોગ કરી પાછા સંસારમાં આવે છે. એ કામનાવાળા કર્મકારીઓની ગતિ છે. દક્ષિણાયનના છ માસમાં કૃષ્ણપક્ષમાં રાત્રે મૃત્યુ પામેલા કર્મયોગી તે, તે તેની દેવતાએ દેખાડેલ માર્ગે સ્વર્ગ જઇ ભોગ ભોગવી પાછા અહીં આવે છે.

વેદ જગ્ય તપ દાનકો, ફલજુ કહે હૈ મીત;
જોગી તાફલકો લહે, સબ દિન લહે નિચીત. ૨૮

૨૮ વેદ, યજ્ઞ, તપ, દાન (અને) વિષે પુણ્યફળ જે દેખાડયું છે તે સર્વને જાણીને (પછી) ઉલ્લંઘી [કામનારહિત થઈ] યોગી આ પરમ સ્થાનને પામે છે.

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગ શાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં અક્ષરબ્રહ્મયોગ નામનો આઠમો અધ્યાય ॥૮॥**

---

# અધ્યાય ૯ મો.

## શ્રીભગવાનુવાચ ॥

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥

ગુહ્ય તને અતિ ગુપ્ત આ, વિજ્ઞાનેજ સહીત;
જ્ઞાન કહું જે જાણિને, થશે અશુભથિ રહીત. ૧

અર્જુન તો સોં કહત હોં, એક ગુપ્ત સબ બાત;
જાસો ગ્યાન બિગ્યાનકો, લહે મુગતકી જાત. ૧

*૧ (હવે) આ અત્યંતગુહ્ય, વિજ્ઞાનસહિત જ્ઞાન, હે દોષદૃષ્ટિરહિત (અર્જુન)! હું તને કહીશ જે જાણીને અશુભથકી [સંસારથકી] મુક્ત થઈશ.

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥

છે એ વિદ્યારાજ, અતિ ગુહ્ય, શુદ્ધ ને ધર્મ્ય;
એ અવ્યય ઉત્તમ સુલભ, છે પ્રત્યક્ષે ગમ્ય. ૨

ઉત્તમ બિદ્યા રાજ હૈ, અતિ પવિત્ર તૂં જાન;
ફલ તાકો તિચ્છન અતિ, કરબે કો સિખ માન. ૨

૨ એ (જ્ઞાન) વિદ્યામાં રાજા [અતિ ઉત્તમ વિદ્યા], ગુહ્યમાં રાજા [ગોપ્યમાં ગોપ્ય,] પવિત્ર, ઉત્તમ, પ્રત્યક્ષ અનુભવાય એવું [પ્રત્યક્ષ ફળ દાખવતું], ધર્મ્ય [વેદવિહિત], પ્રાપ્ત કરવાને સુલભ, નાશરહિત (છે.)

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

પણ પુરુષો એ ધર્મને, ન માનનારા જેહ;
ભમે મૃત્યુ સંસારમાં, પામિ મને નહિ, તેહ. ૩

કર એકો યા ધરમકો, જાકો સરધા નાહીં;
સો મોકો પાવત નહીં, ડોલત હૈ ભવ માહીં. ૩

૩ હે શત્રુતાપ! આ ધર્મસ્વરૂપવિષે શ્રદ્ધારહિત પુરુષો મને ન પામીને મૃત્યુરૂપ સંસારમાર્ગમાં [અનેક યોનિપ્રાપક માર્ગમાં] આવજાવ કરે છે.

* શાસ્ત્ર ભણી જે બોધ લેવો તે જ્ઞાન. વિજ્ઞાન તે સાક્ષાત પ્રત્યક્ષ અનુભવજ્ઞાન.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

મેં અવ્યક્તે સર્વ આ, વ્યાપ્યું જગતજ સાર;
મુજમાં સર્વે ભૂત એ, હું તેમાં ન લગાર. ૪

બિસ્તારો સબ જગતમેં, મોહિન દેખે કોય;
સબે જીવમેં મે બસે, મૈ હિન તામે જોય. ૪

*૪ અપ્રગટ મૂર્તિ [ઈંદ્રિયો જાણી ન શકે તેવી] એવા હુંથી [મારાથી] આ સર્વ જગત વ્યાપ્યું છે; મારામાં રહ્યાં છે સર્વે ભૂત (પણ) તેમાં હું રહ્યો નથી.

नच मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥

વલિ મુજમાં નહિ ભૂત એ, જો મુજ ઇશ્વરિ યોગ;
ધર્ત્તા પાલક હુંજ પણ, નહિ એમાં મુજ જોગ. ૫

મોમે કોઉ નહીં બસે, નહિ ઇશ્વરતા દેખ;
ઉપજાવત પાલત જુહોં, નહિ તિનમેં અવરેખ. ૫

† ૫ ભૂત મારે વિષે નથી રહ્યાં (એજ તું) જો મારો ઇશ્વરી યોગ; ભૂતને ધરનારો ભૂતમાં રહેલો (હું) નથી. મારૂં સ્વરૂપ ભૂતને ઉત્પન્ન કરી પાલણ કરે છે.

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

જેમ રહે નભમાંજ નિત, વાયુ સર્વગત મહાન;
સર્વ ભૂત પણ તેમ છે, અર્જુન, મુજમાં જાણ. ૬

જૈસો પવન અકાશમો, ફિરત રહે સબ બાર;
તેવમોમે સબ જીવ યહ, ફિરત જાન નિરધાર. ૬

‡ ૬ જેમ નિત્ય આકાશમાં રહેલો સર્વત્ર આગમન કરનારો મોટો વાયુ તેમ સર્વે ભૂત મારે વિષે છે એમ જાણ.

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

સૌ પામે કલ્પક્ષયે, મુજ પ્રકૃતીને સાર;
કલ્પારંભે હું સૃજું, ફરિ તેને નિરધાર. ૭

મેરી માયામે રહે, પ્રલે ભયે સબ જંત;
કલ્પ આદિ શિર જોતતે, મોમેં તીનકો તંત. ૭

૭ હે કૌંતેય! સર્વે ભૂત પ્રલયકાળે મારી પ્રકૃતિમાં લીન થાય છે, ફરી તે ભૂતોને ઉત્પત્તિકાળે હું ઉત્પન્ન કરૂં છું.

* મારાથી જગત થયું છે. હું સર્વત્ર પ્રવિષ્ટ છું પણ જેમ માટીનો ઘડો થાય છે ને ઘડામાં પણ માટી હોય છે તેમ હું નથી. હું તો અસંગજ છું.

† હું સર્વેનો આશ્રય છું, સર્વવ્યાપક છું તોપણ સર્વ મારામાં સ્થિત નથી એમ કેમ? ન બનવા જેવું પણ બને (અઘટઘટના) એ મારી યોગમાયા છે. અભિમાની જીવ દેહ ધારણ કરે છે, દેહમાં રહે છે ને તેનો નિર્વાહ કરે છે. હું નિરભિમાનરૂપે સર્વ દેહધારી જીવ પ્રત્યેક અને સમુદાય સમગ્રને ધારણ કરૂં છું, તેમાં રહું છું, તેનો નિર્વાહ ચલાવું છું તોપણ મારૂં મૂળ ઉત્કૃષ્ટ સ્વરૂપ તે અનું અસંગ નિઃસંગ છે—તે એ અદ્ભુત તે મારી માયાનો વૈભવ છે, મારૂં પરમ ઐશ્વર્ય છે.

‡ આકાશ વિના વસ્તુ રહે નહિ, આકાશમાં વાયુ છે પણ તેમાં ભળેલો નથી—તેમ આધાર બ્રહ્મમાં આખેય જગત છે પણ તે એ ભળ્યાં નથી—બ્રહ્મ અલિપ્ત અસંગ છે.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्न मवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

સ્વીકારી નિજ પ્રકૃતિને, સૃજું ફરિ ફરિ આ ભૂત;
પૂર્વ કર્મથી એ બધા, પરવશ પાંડૂ સૂત. ૮

આપની માયા તે લહો, સૃજત બારહિ બાર;
માયા હિકેં બસ પરો, રહે સદા સંગ સાર. ૮

૮ હું મારી માયાનો આશ્રય ધરી આ સઘળો જીવસમુદાય જે પૂર્વકર્મનાં બળને લીધે પરાધીન છે તેને વારે વારે ઉત્પન્ન કરૂં છું.

नच मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीन मसक्तं तेषु कर्मसु ॥ ९ ॥

પણ અસંગિ તે કર્મમાં, ઉદાસીન વત સાર;
હું છું, માટે નહિ મને, કર્મ બાધ કરનાર. ૯

અર્જુન મોકોં કર્મહી, કબહુ બાધત નાહીં;
સદા ઉદાસી રહત હીં, અસકત નાહિંના માંહીં. ૯

૯ હે ધનંજય! તે કર્મ [સૃષ્ટિ સ્થિતિ લય] મને બંધન કરતાં નથી, તે કર્મોવિષે આસક્તિરહિત, ઉદાસી સરખો રહેનારો હોઉં છું.

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥ १० ॥

મુજ અધ્યક્ષપણે રચે, પ્રકૃતિ વિશ્વ નિરધાર;
એજ હેતુયે થાય છે, જગતજ વારંવાર. ૧૦

હોં પ્રેરત માયા જગે, ઉપજત સબ સંગ સાર;
પારથ યેહી હેતનેં, ફિરત સુ બારહિ બાર. ૧૦

* ૧૦ હું અધ્યક્ષથી પ્રકૃતિ–માયા ચરાચર ઉત્પન્ન થાય છે; કૌંતેય! એ કારણથી જગત વારંવારે ઉત્પન્ન થાય છે.

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम्
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

મુજ ઇશ્વરિ પરભાવને, ન જાણનારા જેહ;
મનુષ દેહિ ધારી મને, નિંદે મૂઢો તેહ. ૧૧

મોકોં માનસ જાનિકે, આદર કરત ન કોય;
મૂરખ યહ જાનત નહીં, મે યહ ઇશ્વર હોય. ૧૧

† ૧૧ મારા પરમ ભાવને ન જાણતા મૂર્ખ તે સકળભૂતનો મહેશ્વર (હું છતે) મનુષ્યકાયાનો આશ્રય કરેલો એવો હું તેનો [મારો] અનાદર કરે છે.

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

વ્યર્થ આશિ ને કર્મિ તે, વ્યર્થ જ્ઞાનિ વિક્ષીમ;
મોહિનિ, રાક્ષસિ, આસુરી, પ્રકૃતિને આશ્રીત. ૧૨

ઉનકી આસ સુફલ નહીં, ગ્યાન કરમના જાય;
પ્રકૃતિ આસુરિ રાછસી, તામે બુડે જુધાય. ૧૨

૧૨ વૃથા આશાવંત [દેવતાઓ શીઘ્રફળ આપશે એમ]. વૃથા કર્મ કરનારા [અમિત આસક્તિ કામનાઓ]. વૃથા જ્ઞાનવંત [અનેક તર્ક કરનારા કે જેથી શાસ્ત્રજ્ઞાન ફળે નહિ]. વિવેકવનાના (તે) રાક્ષસી આસુરી મોહિની એવી પ્રકૃતિનેજ આશ્રિત થઇ રહી (મારો અનાદર કરે છે)

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

પણ મહાતમા એકચિત, દૈવી પ્રકૃતીવાન;
ભજે મને જાણી મને, કારણ અવ્યય મહાન. ૧૩

દૈવ પ્રકૃતિ જે મિલે, કામ ક્રોધકો ત્યાગ;
સો જાનત મોકોં સબે, સદા જિન્હેં અનુરાગ. ૧૩

૧૩ હે પાર્થ! દૈવી પ્રકૃતિને [સાત્વિકને] આશ્રિત થઈ રહેલા મહાત્મા [ઉદાર અંતઃકરણના,] હું વિના બીજે કહીં નથી મન જેનું એવા (તે) મને નાશ રહિત, જગતનું આદિકારણ જાણીને સેવે છે.

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

કર્તાં કિર્તન નિત્ય કો, દૃઢવ્રત યત્ને સક્ત;
નમતાં કઇક ભજે મને, ભક્તિયે નિત ભક્ત. ૧૪

કીર્તન મેરો જો કરે, તીનમે જુ વ્રત રાખ;
ભગતિ સહિત મોકોં નમત, મન તત્પર વહે ભાવ. ૧૪

૧૪ સર્વદા કીર્તન કરનારા [સ્તોત્રમંત્રે] નિયમ રાખનારા, દૃઢવ્રતવાળા, નમસ્કાર કરનારા, ભક્તિયે નિત્ય યુક્ત [એકાગ્રચિત્ત થઈ] મને ઉપાસે છે.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

અન્ય ભજે કો જ્ઞાનથી, એક્યેં પૃથકેં સાર;
કોઇ વિશ્વરૂપેં મને, દેખી બહુજ પ્રકાર. ૧૫

જ્ઞાન જગ્યકો ઉજ્જત હૈ, મોકોં સેવત મીત;
કોઉ માનત એ કરી, કોઉ રહત પુનીત. ૧૫

૧૫ બીજા તે જ્ઞાનયજ્ઞે યજન કરે છે; (કેટલાક) અભેદે, (કેટલાક) ભેદબુદ્ધિયે [જીવ જુદો–દાસ છે એમ], (અને કેટલાક) બહુ પ્રકારે [બ્રહ્મરુદ્રાદિ રૂપે] વિશ્વરૂપ હુંને ઉપાસે છે.

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोहमहमेवाज्य महमग्निरहं हुतम् ॥ १६ ॥

હું ક્રતુ ને હું યજ્ઞ છું, સ્વધાજ, ઔષધ હુંજ;
હુંજ મંત્ર, હું આજ્ય છું, અગ્નિ હુવન હું છુંજ. ૧૬

હોં હી ક્રતુ અરૂ જગ્ય હોં, સુધા ઓખધી જાન;
હોં પાવકમેં આજ્ય હૂં, મંત્ર હૂ મોકોં માન. ૧૬

૧૬ હું ક્રતુ [વૈદિક જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ,] હું યજ્ઞ સ્માર્ત વૈશ્વદેવાદિક, સ્વધા [શ્રાદ્ધ] હું, હું ઔષધ [અન્નપણું,] હું મંત્ર [વેદમંત્ર,] હુંજ ઘૃત [હોમને અર્થે,] હું અગ્નિ [હોમનો,] હોમેલું તે હું. [જે કંઈ તે સઘળું હું છું.]

* નિયંતા હું ને કર્મ કરનારી ત્રિગુણી માયા પ્રકૃતિ; હું દ્રષ્ટા–જોનારાની પ્રેરક છે માટેજ માયા કર્મ કરવે સમર્થ છે; મારે આશ્રયેજ તે રહી છે ને મારી સાન્નિધ્યેજ કર્મ કરે છે.

† હું વિશુદ્ધ સત્વરૂપ છતે ભક્તના રક્ષણને અર્થે મનુષ્યશરીર ધારણ કરી મનુષ્ય સરખું આચરણ કરૂં છું તેથી લોક મને ન ઓળખતાં પોતાના સમાન સમજે છે.

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

પિતા પિતામહ જગતનો, માતા ધાતા હુંજ;
જ્ઞેય, શુદ્ધ ઓંકાર, રૂગ, સામ, યજૂ હું છું જ. ૧૭

માત પિતા યા જગતકો, બ્રહ્મા હોં કરતાર;
રૂગ યજુ સામ પવિત્ર હોં, ઔર બેદ ઓંકાર. ૧૭

૧૭ આ જગતનો પિતા હું, માતા, કર્મફળદાતા, પિતામહ, જ્ઞેય [જાણવા યોગ્ય તે.] પવિત્ર, ઓંકાર, ઋક સામ યજુર્વેદ પણ હુંજ.

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधनं बीजमव्ययम् ॥१८॥

ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષિ,હું,શરણ, સુહૃત નીવાસ;
પ્રભવ, પ્રલય, આધાર, લય, કારણ છું અવિનાશ. ૧૮

ગતિ નિવાસ ભરતા સરન,સાક્ષિ પ્રભુ ઔર બંધ;
પ્રલય સ્થાન નિધાન ઔર, બીજ પ્રભાવ પ્રબંધ. ૧૮

૧૮ ગતિ [પામવાનું ઠામ,] પોષક, સ્વામી, સાક્ષી, [કર્મનો,] ભોગસ્થાન, રક્ષક, હેતુ, ઉત્પત્તિ, પ્રલય, સ્થાન [આધાર,] લયસ્થાન, બીજ, નાશરહિત (હુંજ છું.)

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

કરૂં તાપ વૃષ્ટી કરૂં, કદિ અવૃષ્ટી સાર;
જીવન મૃત્યૂ હુંજ છું, સ્થૂલ, સૂક્ષ્મ નિરધાર. ૧૯

તપત ગહી અરૂ છોડત હોં, બરખા મોહી જાન;
અમર તપત કારણ કરણ,હોંહી અરજુન માન. ૧૯

*૧૯ હે અર્જુન ! સૂર્યરૂપે તપતો હું વૃષ્ટિને ખેંચી રાખું છું ને છોડી પણ દઉં છું; અમૃત [દેવતાઓનું,] મૃત્યુ [મનુષ્યનું,] સત્ અસત્ તે પણ હું છું.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥

વેદત્રયી સોમનિ શુદ્ધ છે જે, યજ્ઞે યજી સ્વર્ગ ગતિ ઇછે તે;
પામીજ તે પુણ્ય સુરેંદ્ર લોક, ત્યાં ભોગવે દિવ્યજ દેવભોગ. ૨૦

જગ્ય કરત પાપ ન દહત, ચાહત સ્વર્ગકો બાસ;
ઇંદ્ર લોક લહી ભોગવે, દિવ્ય સુભોગ વિલાસ. ૨૦

૨૦ ત્રણ વેદના જાણનારા, સોમપાનારા [સૌત્રામણિ યજ્ઞ કરીને,] પાપથી મુકાઈ પવિત્ર થયલા (તે) યજ્ઞોએ [જ્યોતિષ્ટોમાદિયે] મને [વસુરુદ્રાદિત્ય રૂપને] યજીને સ્વર્ગમાં જવું માગે છે તેઓ પુણ્યફળ પામી ઇંદ્રના લોકને ભોગવે છે-સ્વર્ગમાં દેવને યોગ્ય એવા ઉત્તમ ભોગ ભોગવે છે.

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥२१

તે ભોગવી સ્વર્ગ પુરીજ મોટી, આવે અહીં પુણ્યગિયેજ ખૂટી;
એમ ત્રયીધર્મ અનુસરે છે, તે અર્થકામી જઇને વળે છે. ૨૧

ફિર આવત ભૂ લોકમે, ક્ષીન પુન્ય જબ હોય;
આવાગમન જુ કરત હૈ, કામબંત યહ લોય. ૨૧

૨૧ તેઓ [સ્વર્ગકામી મીમાંસક] વિશાળ સ્વર્ગલોકને ભોગવી પુણ્ય ક્ષીણ થયે મૃત્યુલોકમાં પ્રવેશ કરે છે [આવે છે;] એ પ્રકારે કેવળ વૈદિક કર્મમાર્ગને આશ્રય કરનારા, ફલેચ્છા રાખનારા તે જન્મમૃત્યુરૂપ આવજાવ [માત્ર એજ] લાભ લે છે.

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

પણ અનન્ય ભક્તો મને, ચિંતી સેવે સાર;
યોગક્ષેમ હું તે તણો, ચલાવુંછ નિરધાર. ૨૨

જો અનન્ય ભગતી કરે, મોહીમેં ચિત રાખ;
જોગ ક્ષેમ તિનકે કરોં, નિજ જનકો અભિલાખ. ૨૨

* ૨૨ (જેઓ) અનન્ય અંતઃકરણે ચિંતવન કરતા છતા મને ઉપાસે છે, નિરંતર ધ્યાનનિષ્ઠ (છે,) તેઓના યોગક્ષેમને હું ચલાવું છું.

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेपि मामेव कौन्तेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥

અન્ય દેવને જે ભજે, શ્રદ્ધા ભાવ સહીત;
ભજેછ તે મુજનેજ, પણ, વિધિથી છેજ રહીત. ૨૩

ઔર દેવકે ભગત જો, સેવત શ્રદ્ધાવંત;
વિધિ છોડે મોકોં ભજત, લહત ન મેરો અંત. ૨૩

૨૩ જે કોઈ બીજા દેવતાના ભક્ત હોઇને શ્રદ્ધાયુક્ત પૂજે છે તેઓ પણ મનેજ પૂજે છે (પણ) વિધિપૂર્વક [મોક્ષમાર્ગનો વિધિ છોડીને.]

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥

હું ભોક્તા સૌ યજ્ઞનો, પ્રભુ પણ હું નિરધાર;
જાણે મને ન તત્વથી, ફરિ તે આવે સાર. ૨૪

સબ જગ્યનકો ભોગતા, ઔર સબનકો ઇશ;
જો મમ તત્વ જાનત નહીં, ડારત તીનકે શીસ. ૨૪

૨૪ હુંજ સકળ યજ્ઞનો ભોક્તા ને ફળદાતા છું [દેવતારૂપે] (એમ) મને તત્વથી [ઈશોપાધિબિંબ રૂપે] નથી જાણતા માટે તે કર્મનિષ્ઠ લોક વારેવારે મનુષ્ય લોકમાં આવે છે-

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोपि माम् ॥ २५

મળે દેવયજિ દેવને, પિતૃને પિતૃ ભક્ત;
ભૂયતજી ભૂતોજને, મુજને મુજમાં સક્ત. ૨૫

દેવ ભગત દેવ ન લહે, પિતૃ પુજે પિતૃ ધાન;
ભૂત ભજે ભૂતહિ લહે, મો પૂજે ભગવાન. ૨૫

૨૫ દેવવ્રત કરનાર તે દેવને પામે છે, પિતૃવ્રત કરનાર તે પિતૃઓને, ભૂતાદિને સેવનાર તે ભૂતાદિ યોનિમાં અવતરે છે, (ને) મને યજનારા મને પામે છે.

* સત્-નિત્ય; ચૈતન્ય. ૨ સ્થૂળ જગત; પંચ મહાભૂત. અને અસત્-અનિત્ય; જડ. ૨ સૂક્ષ્મ સ્વરૂપ માયા, પંચ તન્માત્રા.

* યોગ-ધનાદિ લાભ ને પ્રાપ્તવસ્તુનું રક્ષણ એની ચિંતા હું રાખું છું અથવા વણમાગે તેને જે પ્રાપ્ત થાય તેનું પાલન હું કરું છું અથવા તે મુક્તિ ન ઇચ્છે તો પણ તેને આપું છું.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥

પત્ર પુષ્પ ફલ જલ મને, અર્પે પ્રીત્યે જેહ;
ગૃહણ કરૂં તે શુદ્ધનું, પ્રીત્યે અર્પિત તેહ. ૨૬

પાન ફૂલ ફલ નીરકોં, જો અર્પે કરી પ્રીત;
લેઉ દિયોહાં ભગતકોં, કરે પ્રેમ કે મીત. ૨૬

૨૬ પત્ર, પુષ્પ, ફળ, પાણી જે કોઈ ભક્તિયે મને અર્પણ કરે છે (તેનું) શુદ્ધાંતઃકરણે ભક્તિયે અર્પેલું તે હું [ભોક્તારૂપે] ભક્ષણ કરૂં છું [પ્રીતિથી સ્વીકારી તૃપ્તિ પામું છું.]

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

કરે, ખાય, હોમે વળી, આપે પણ તું જેય;
તપ કરેજ, તે સૌ મને, અર્પી દે કૌંતેય. ૨૭

જો કછુ કરત અરૂ ખાત હૈ, જો હોમત જો દેત;
અર્જુન જો તું તપ કરે, મોહિ દેત કરિહેત. ૨૭

૨૭ હે કૌંતેય! જે (કંઇ) કરે, જે ખાય, જે હોમે, જે આપે, જે તપ આચરે તે મને સમર્પણ કર [કે અક્ષયફળ થાય.]

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એમ શુભાશુભ ફલથકી, અર્જુન છૂટિ જઇશ;
સંન્યાસી ને મુક્ત થૈ, મુજને તું જ મળીશ. ૨૮

ભલે બુરે જો કરમ હૈં, તિનતેં છૂટત મીત;
જુગત જોગ સંન્યાસ કરી, મો મિલહો નિહચિત. ૨૮

૨૮ એમ કરવાથી શુભાશુભ ફળ દેનારાં કર્મબંધનથી તું મુકાઈશ (અને) સંન્યાસયોગે યુક્ત [સર્વ કર્મ ભગવાનને અર્પણ એ બુદ્ધિયે યુક્તચિત્ત] જીવન્મુક્ત તું મને પામીશ.

समोहं सर्वभूतेषु न मे द्वेष्योस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

છું હું સમ સૌ ભૂતમાં, પ્રિય અપ્રિય નહિ કાંઇ;
ભજે મને ભાવેજ, તે મુજમાં હું તમાંઇ. ૨૯

હો સબ હારે સમાન હો, મેરે પ્રીતન દ્રોહ;
મોંકો સેવે ભગત જો, તીનમેં મેરો મોહ. ૨૯

* ૨૯ સર્વભૂતને વિષે હું સમ છું, નથી મને (કોઈ) દ્વેષ કરવા જેવો કે નથી પ્રિય; જેઓ મને ભક્તિયે ભજે છે તેઓ મારા સ્વરૂપમાં (છે) ને હું તેઓનામાં (છું).

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

દુરાચારિ પણ હોય જે, ભક્ત મને ભજનાર;
સાધૂ તે વળિ જાણવો, સમ્યક નિશ્ચયિ સાર. ૩૦

દુરાચાર મોકોં ભજે, કરી અનનકે ભાય;
તાકોં તુમ સાધુ ગિનો, શુભ નિશ્ચય કેહાય. ૩૦

૩૦ અત્યંત દુરાચારી પણ અભેદબુદ્ધિયે મને ભજે (તો) તે સાધુજ માનવો (કારણ કે) ઉત્તમ નિશ્ચયવાળો તે.

* સર્વ પ્રાણીને વિષે સમાન છું પણ ફળ તો ભક્તને આપું છું. તથી અસ્તિ ભાતિ પ્રિય અંતર્યામિ રૂપે હું સમાન છું ને દર્પણ પ્રતિબિંબન્યાયે શુદ્ધાંતઃકરણમાં હું સારૂં ફળ આપું છું.



क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

થાય તુર્ત ધર્મીજ, નિત, શાંતી પામે તેહ;
નાશ ન પામે ભક્ત મુજ, અર્જુન જાણી લેહ. ૩૧

શીઘ્ર હોય ધરમાતમા, શાંત લહે બહુ ભાય;
અર્જુન નિહચય જાન તૂં, નહિ મો ભગત નસાય. ૩૧

૩૧ (દુરાચારી પણ) વહેલો સ્વધર્મચિન થાય છે ને નિત્ય શાંતિને [વિષયભોગરહિતતાને] પામે છે. હે કૌંતેય! મારો ભક્ત નાશ નથી પામતો, પ્રતિજ્ઞા કરી રાખ.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रा स्तेऽपि यांति परां गतिम् ॥३२॥

સ્ત્રી, વૈશ્યો, શૂદ્રો તથા, ચાંડાલો પણ જેહ;
અર્જુન મુજ આશ્રય કરી, પરગતિ પામે તેહ. ૩૨

અર્જુન સેવત મોહિ જો, પાપ નરજન નહુ હોય;
સ્ત્રિયા શૂદ્ર ઔર બૈસ પુનિ, લહે પરમ ગતિ સોય. ૩૨

૩૨ હે પાર્થ! મારો આશ્રય ધરી રાખનાર પાપયોનિ [ચાંડાલાદિ] પણ હોય તે. (વળી, સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર તેઓ પણ ઉત્તમ ગતિને પામે છે.

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

તો પાછ બ્રાહ્મણ ક્ષત્રિયો, પામે તેમાં શું જ;
અસુખ, અનિત્યજ લોક આ, પામિ મને ભજ તુંજ. ૩૩

દ્વિજ પુનીત અરૂ ભક્ત વર, રાજ ઋષી સુખ ભાય;
સુખ અનિત્ય યા લોકકોં, મોકોં ભજ ચિતલાય. ૩૩

૩૩ તો પછી પુણ્યશીલ ભક્ત એવા બ્રાહ્મણ તથા રાજર્ષિ (ઉત્તમ ગતિ પામશે એ શું કહેવું.) ક્ષણિક, સુખરહિત આ મનુષ્યદેહને પામીને મને ભજ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

થા મન્મન, મુજ ભક્ત થા, મદ્યજિ નમ, મુજનેજ;
થૈ મત્પર, મન જોડીને, પામિશ તું જ મનેજ. ૩૪

મોકોં ભજે નિચિંત વ્હૈ મોહીમેં મન રાખ;
યેહુ જુગત કરિ મોહિ મિલે, ત્યૌં મનસા અભિલાખ. ૩૪

૩૪ મારામાં મન એવો, મારો ભક્ત, મને પૂજનારો થા; મને નમસ્કાર કર; હુંજ એક આશ્રય જેને એવો થઇ એ પ્રકારે અંતઃકરણને મારામાં જોડી (તું) મને પામીશ.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનીષદમાં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં રાજવિદ્યા રાજગુહ્ય યોગ નામનો નવમો અધ્યાય. ॥૯॥

# અધ્યાય ૧૦ મો.

## श्रीभगवानुवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

શુણ ફરીજ મહાબાહુ તું, અતિ ઉત્તમ મુજ વાણ;
જે, તું પ્રિયને હું કહું, હિતેચ્છાયેં જાણ. ૧

ફેર બાત તોસોં કહત, સુન અર્જુન ચિત્ત લાય;
હોં પ્રસન્ન તોસોં કહત, તેરે હિતકોં બાય. ૧

૧ હે મહાબાહુ! વળી પણ મારૂં ઉત્કૃષ્ટ વચન સાંભળ; તું સંતોષ પામનારને અર્થે હિતની ઈચ્છાએ તે કહું છું.

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

જાણે નહિ મુજ પ્રભવને, મુનિ દેવો નિરધાર;
કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર. ૨

દેવ ઋખી જાને નહીં, મો ઉતપત રે મીત;
દેવ ઋખીન કે આદિ હો, નિતહિ રહત પુનીત. ૨

૨ મારો મહિમા [ઉત્પત્તિ ભાવ] દેવગણ નથી જાણતા, નથી જાણતા મહર્ષિઓ; દેવ તથા મહર્ષિ સર્વનો આદિકારણ હું છું.

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

અજ, અનાદિ, ઇશ લોકનો, જાણે મુજને જેહ;
મનુષ્યમાં સૌ પાપથી, છૂટે મોહ વિણ તેહ. ૩

અજ અનાદિ જગદીશ મુની, મોકોં લખત જુ કોય;
સબમેં જ્ઞાની વહિ બડો, પાપ નિકારત ધોય. ૩

૩ અજ, અનાદિ ને લોકનો મહેશ્વર એવો મને જે મોહ રહિત (જન) જાણે તે, મનુષ્યમાં સર્વ પાપથી મુક્ત થાય.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥

બુદ્ધિ જ્ઞાન, અસંમોહ, દમ, ક્ષમા, સત્ય, શમ સાર;
સુખ દુખ, ભાવ અભાવ વળિ, ભય અભયજ નિરધાર. ૪

બુદ્ધિ જ્ઞાન પમ દમ છમા, અબ્યાકુળ ના હોય;
સુખ દુઃખ ભાવ અભાવ યહ, ઔર અભેદ જુ હોય. ૪

૪ બુદ્ધિ [સૂક્ષ્મ અર્થ–સારાસારનો વિચાર], જ્ઞાન [આત્મા ને અનાત્મા એનો વિવેક], અસંમોહ [મોહ રહિતપણું.] ક્ષમા, સત્ય, દમ [બાહ્ય ઇંદ્રિયનું દમન,] શમ [અંતર ઈંદ્રિયને વશ રાખવી,] સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, ભય ને અભય; વળી–

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

અહિંસા, સમતા તપ વળિ, તુષ્ટિ, અપયશ, યશ, દાન;
થાય ભાવ સૌ પ્રાણિને, મુજથી બહુવિધ માન. ૫

સંતોખ અહિંસા દાન તપ, સમ અપેસ જે જાન;
જીવનકોં સબ ભાવ યહ, મોતેં હોતત આન. ૫

૫ અહિંસા, સમતા [સમાન વૃત્તિ; પ્રીતિ અપ્રીતિનો અભાવ,] તુષ્ટિ [યથા લાભ સંતોષ,] તપ [સ્વધર્મ કર્મે કાયા શોષવી,] દાન [ન્યાયે મેળવેલાંમાંથી યથાશક્તિ સત્પાત્રને,] યશ, અયશ–(એ) જૂદા જૂદા બહુ પ્રકારના ભાવ પ્રાણીઓને મારાથકીજ ઉત્પન્ન થાય છે.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

સપ્ત ચાર રૂષિ, મનુ પ્રથમ, મદ્ભાવી તે સાર;
થયાજ મનથી, જેની આ પ્રજા લોકમાં ધાર. ૬

સપ્ત ઋખી ચારો મનૂ, મો મન તેં જુઉ દેત;
સબ લોકનમેં હૈ ભરો, હોઇ નહી કો ગોત. ૬

* ૬ [ભૃગુ આદિ] મહર્ષિ સાત, એની પૂર્વે સનકાદિક ચાર તથા સ્વયંભુવાદિ મનુ (ચૌદ)–(એ) મારે વિષે નિષ્ઠાવંત એવા અયોનિજ [હું હિરણ્યગર્ભના મનસંકલ્પથી ઉત્પન્ન] એવા થયા. એઓની લોકને વિષે આ પ્રજા છે [સ્થાવરજંગમાદિ.]

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

મુજ વિભૂતિ વળિ યોગ એ, જાણે તત્વેં જેય;
જોડાયે સ્થિર યોગમાં, નિઃસંશય કૌંતેય. ૭

મેરો જોગ વિભૂતિકોં, તત્વ ગ્યાન જો લેત;
નિશ્ચળ જોગહિ સો લહત, રહત જુ યાહી હેત. ૭

૭ એ વિભૂતિને [સંપત્તિ–વિસ્તારને] તથા યોગને [ઐશ્વર્ય–સામર્થ્યને] જે યથાર્થ જાણે છે તે ચલન રહિત યોગે કરીને યુક્ત થાય છે [નિર્વિકલ્પક; સર્વજ્ઞ], એમાં સંશય નથી.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

જન્મ હેતુ હું સર્વનો, થાય સર્વ મુજથીજ;
જાણી એમ ભજે મને, ભાવયુક્ત જ્ઞાનીજ. ૮

હોં હી ઇશ્વર જગતકોં, મોહિ તેં સબ હોય;
ગ્યાનબંત યહ જાનિકેં, મોહી સેવત જોય. ૮

૮ હું સર્વની ઉત્પત્તિનો હેતુ, મારેવડે સર્વ [સ્થિતિપ્રલયાદિક] વ્યવહાર પ્રવર્તે છે, એમ માનીને ભક્તિયુક્ત વિવેક જન મને ભજે છે.

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥

રાખિ પ્રાણ મન મુજવિશે, જ્ઞાનિ પરસ્પર સાર;
રમે, મને ભજિ જાણિ નિત, ધરાય પણ નિરધાર. ૯

પ્રાન ચિતમે મોહિ ધરે, બુદ્ધિ પરસ્પર દેત;
મેરો ચરિત સુકહિ નિત, માન તોખ સુખ લેત. ૯

૯ મારામાં ચિત્ત, મારી ભણી વાળેલા પ્રાણ એવા, પરસ્પર ભગવત્સ્વરૂપનો બોધ કરનારા, ગુણકર્મને વર્ણવનારા (તે) નિત્ય મને સંતોષ પમાડે છે ને મારામાં રમે છે.

---

* સાત મહર્ષિ–ભૃગુ, મરીચિ, અત્રિ, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, પુલસ્ત્ય. ચાર તે સનક, સનંદન, સનાતન, સનત્સુજાત. મનુ ચૌદ તે સ્વયંભુ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, શ્રાદ્ધદેવ, સાવર્ણિ અને બ્રહ્મ–ધર્મ–રૂદ્ર–દેવ–ઈંદ્રસાવર્ણિ.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥

તે નિત પ્રીતિવડે મને, ભજનારાને એહ;
બુધિયોગ આપું જેથિ તાં, પામે મુજને તેહ. ૧૦

સેવત મોકોં જે સદા, ભગતી જોગકે ભાય;
ભલી બુદ્ધિ વ લહત હૈ, રહત જુ મોમેં આય. ૧૦

૧૦ નિરંતર એકાગ્ર ચિત્ત, પ્રીતિપૂર્વક ભજનારા તેઓને તે બુદ્ધિયોગ આપું છું, જેણે કરીને તેઓ મને પામે છે.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

કરૂં નાશ અજ્ઞાન તમ, કૃપાથિ તેનું સાર;
પ્રકાશિત જ્ઞાન દિપેં કરિ, અંતર રહિ નિરધાર. ૧૧

તમ અગ્યાન સું દૂરિ કરી, દયાવંત વે હોત;
હૌં કરી તિનકે હીય મેં, જ્ઞાન દીપ ઉદ્યોત. ૧૧

૧૧ તેઓનો અનુગ્રહ કરવાને અજ્ઞાનથી ઉત્પન્ન થયલા અંધકારને હૃદયમાં રહેલો હું પ્રકાશતા જ્ઞાનદીપે કરીને નાશ કરૂં છું [બુદ્ધિપ્રેરક રૂપે હું વિવેક અનુભવજ્ઞાને અવિદ્યાકૃત સંસારનો નાશ કરૂં છું.]

## अर्जुन उवाच ॥

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषंशाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

આપ બ્રહ્મપર ધામ છો, પવિત્ર ને વીશેષ;
આદિ દેવ અજ વિભુ વળી, દિવ્ય પુરૂષ હમેશ. ૧૨

તુમ પવિત્ર પરબ્રહ્મ, પરમાનંદ કો ધામ;
અવિનાશી અજ પુરૂખ હૌ, આદિ દેવતા નામ. ૧૨

૧૨ પરબ્રહ્મ, પરંધામ એવો તું પરમપવિત્ર, પુરૂષ [સર્વ શરીરાત્મા,] નિત્ય, પ્રકાશક, આદિદેવ, જન્મશૂન્ય વિભુ [સર્વવ્યાપી] (એ પ્રમાણે)–

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

એમ આપને સૌ કહે, દેવર્ષિ નારદ, વ્યાસ;
દેવળ, અસિત, રૂષી બધા, આપ વદોછો ખાસ. ૧૩

સબ રૂખી યેહ બિધિ કહત, નારદ દેવલે જાન;
વ્યાસ અસિત તુમહી કહે, તાતેં સાચો માન. ૧૩

૧૩ તુને કહે છે સર્વે ઋષિયો તથા દેવર્ષિ નારદ અસિત, દેવલ, વ્યાસ; (ને) તું પોતે પણ બોલે છે મારે અર્થે.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

માનું છું એ સત્ય સૌ, આપ કહોછો જેહ;
જાણે નહિ સુર અસુર પણ, વ્યક્તિ આપની તેહ. ૧૪

જો કછુ તુમ મોસોં કહો, માનત હૌં સત ભાય;
દાનવ દેવ ન જાનહી, તુમહિ પ્રગટ કે દીય. ૧૪

૧૪ હે કેશવ ! તું મને જે કહે છે આ સઘળું તે સત્ય માનું છું. હે ભગવન્ ! તારી વ્યક્તિ [પ્રગટતા; શરીર ધારણ કરવું, અવતરણ] દેવ નથી જાણતા, દાનવ નથી જાણતા.

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

પોતાને પોતેંજ તો, જાણો છો ભૂતેશ;
ભૂતોત્પાદક, જગપતી, પુરૂષોત્તમ દેવેશ. ૧૫

આપનકોં આપન લખો, તુમ પુરૂખોત્તમ દેવ;
જાનત ઉપજાવત રહત, પાલત દેવન દેવ. ૧૫

૧૫ હે પ્રાણીઓને ઉત્પન્ન કરનાર, હે ભૂતેશ, [સ્થાવરજંગમાદિના નિયંતા,] હે દેવના દેવ, હે જગત્પતિ ! હે પુરૂષોત્તમ ! તું પોતેજ પોતાવડે પોતાને જાણે છે [બીજા કોઈ તુંને નથી જાણતા.]

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोका निमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

છો કહેવાને યોગ્ય નિજ, દિવ્ય વિભૂતિ અશેષ;
જેથિ આપ આ લોકને, વ્યાપિ રયા વિશ્વેશ. ૧૬

નિજ બિભૂતિ મો સોં કહો, પ્રભુજી ચિતકે ભાય;
જો બિભૂતી શ્રીકૃષ્ણ જૂ, રહી જગતમેં છાય. ૧૬

૧૬ જે વિભૂતિયોએ કરીને તું આ લોકમાં વ્યાપી રહે છે તે દિવ્ય વિભૂતિયો પોતાની સંપૂર્ણ કહેવાને તું યોગ્ય છે.

कथं विद्यामहं योगिं स्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिंत्योसि भगवन्मया ॥ १७ ॥

જાણિ શકું હું આપને, સદા ચિંતતાં કેમ;
કે કે ચીજેં ચિંત્ય છો, આપ જનાર્દન તેમ. ૧૭

ધ્યાન તુમારો કરત પ્રભુ, કૈસેં જાનો તોહી;
કોન પદારથ મેં લખ્યો, સો સમજાવો મોહી. ૧૭

૧૭ હે યોગી ! [ઐશ્વર્યવાન્] હું સદા ચિંતન કરતો તુંને કેમ જાણું ? હે ભગવન્ ! મારે ક્યા ક્યા ભાવમાં (પદાર્થ-રૂપમાં) તું ચિંતન કરવાને યોગ્ય છે.

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

ફરી કહો વિસ્તારથી, યોગ વિભૂતી નીજ;
શુણતાં અમૃત થાય નહિ, મુજને હરિ તૃપ્તીજ. ૧૮

જો બિભૂતી અપની કહી, યહ જૂ મોસોં દેવ;
મોકોં તૃપતિ ન હોતહૈ, સુનત અમીરસ ભેવ. ૧૮

૧૮ હે જનાર્દન ! તારો યોગ [સર્વજ્ઞપણાનું ઐશ્વર્ય] ને (તારી) વિભૂતિ વિસ્તારે કરી ફરીથી કહે, અમૃતવાક્ય સાંભળતો એવા મને તૃપ્તિ (થતી) નથી.

## श्रीभगवानुवाच

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥

કહિશ વિભૂતી દિવ્ય મુજ, મુખ્ય પાર્થ છે જેહ;
મુજ વિભૂતિ વિસ્તારનો, લાગે નહિ કે છેહ. ૧૯

અર્જુન તોસોં હોં કહત, નિજ બિભુતિ બિસ્તાર;
મુખ્ય જીતે તોહી કહોં, હિએકે દીનન હાર. ૧૯

૧૯ હે કુંત ! [બાળકા !] તુને કહીશ મારી દિવ્યવિભુતિયો મુખ્યત્વે કરીને [મુખ્યમુખ્ય]; હે કુરૂશ્રેષ્ઠ ! મારા વિસ્તારનો પાર નથી.

अहमात्मा गुडाकेश सर्वभुताशयस्थित: ।
अहमादिश्च मध्यं च भुतानामंत एव च ॥२०॥

હું આત્મા સૌ ભુતમાં, રહેલ છું નિરધાર;
આદિ મધ્ય ને અંત પણ, ભુતાનો હું સાર. ૨૦

મૈ સબ જીવનકે હિયે, માંહી આતમ જાન;
આદિ અંત ઔ મધ્યહી, મોહી સબ મેં માન. ૨૦

૨૦ હે ગુડાકેશ [જિતેલી નિદ્રા જેણે તે; વાંકડિયા કેશ જેને તે]; સમસ્ત પ્રાણીના પ્રત્યેકના અંતરમાં રહેલો આત્મા હું છું। પ્રાણીઓને આદિ તથા મધ્ય તથા અંત હું છું [ઉત્પત્તિ, સ્થિતિ લયનો હેતુ.]

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥

છું વિષ્ણુ આદિત્યમાં, મરિચિ વાયુમાં જાણ;
શશિ નક્ષત્રે, જ્યોતિમાં, છું રવિ અંશુમાન. ૨૧

અદિત નમો મૈ વિષ્ણુ હૌં, જો તિનમે રબિ દેવ;
બાયુન માઝ મરીચિ હોં, તારનમેં સસિ દેવ. ૨૧

૨૧ [બાર] આદિત્યમાં જે વિષ્ણુ નામનો તે હું જ્યોતિયોમાં તેજસ્વી સૂર્ય, [ઓગણપચાસ] મરૂતમાં મરીચિ નામનો વાયુ, નક્ષત્રોમાં ચંદ્ર તે હું.

वेदानां सामवेदोस्मि देवानामस्मि वासव: ।
इंद्रियाणां मनश्चास्मि भुतानामस्मि चेतना ॥२२॥

સામવેદ વેદાવિશે, ઈંદ્ર દેવમાં ધાર;
મન ઈંદ્રિયમાં હુંજ છું, ચેતન ભુતે સાર. ૨૨

સામ બેદ હોં બેદમેં, ઈંદ્ર અમર ગણ માંહ;
જીવનમેં હોં ચેતના, મન ઇંદ્રિનકો તાહ. ૨૨

૨૨ વેદમાં સામવેદ છું. દેવમાં ઈંદ્ર છું, ઈંદ્રિયોમાં મન છું, શરીરોમાં ચેતના તે હું છું.

रुद्राणां शंकर श्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरु: शिखरिणामहम् ॥२३॥

શંકર હું રૂદ્રો વિશે, વસુમાં અગ્ની છુંજ;
કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ શિખરિમાં હુંજ. ૨૩

રૂદ્રનમેં શંકર જુહોં, યચ્છન માંઝ ધનેષ;
પાવક હોં સબ બસુનમેં, શૈલ સુમેરૂ દેખ. ૨૩

૨૩ [અગીઆર] રૂદ્રમાં શંકર છું, યક્ષરાક્ષસોમાં ધનનો સ્વામી કુબેર, [આઠ] વસુમાં પાવક [નામે અગ્નિ તે] છું, ઉંચા પર્વતોમાં મેરૂ છું.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंद: सरसामस्मि सागर: ॥२४॥

મને પુરોહિતમાંજ તું, મુખ્ય બૃહસ્પતિ જાણ;
સેનાપતિમાં સ્કંદ હું, અબ્ધિ તળાવેં માંન. ૨૪

દેવ પુરોહિત મુખ્ય હોં, મોહિ બૃહસ્પતી જાન;
ષષ્મુખ સેનાપતિનમેં, સરબર સાગર માન. ૨૪

૨૪ હે પાર્થ ! પુરોહિતમાં મુખ્ય બૃહસ્પતિ તે મને જાણ; સેનાપતિમાં સ્કંદ હું, સરોવરમાં સમુદ્ર છું.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोस्मि स्थावराणां हिमालय: ॥२५॥

મહર્ષિમાં ભૃગુ હુંજ છું, વાણીમાં ઓંકાર;
હિમાદ્રિ છું સ્થાવર વિશે, જપ યજ્ઞોમાં ધાર. ૨૫

મહા ઋખિનમેં ભૃગુ જુહોં, બાનિનમેં ઓંકાર;
જગ્યનમેં જપ જગ્ય હોં, સ્થાવરમેં હિમ ધાર. ૨૫

૨૫ મહર્ષિમાં ભૃગુ હું, વાણીમાં એક અક્ષર [ઓંકાર] છું, યજ્ઞોમાં જપયજ્ઞ છું, સ્થાવરમાં હિમાલય.

अश्वत्थ: सर्ववृक्षाणां देवर्षीणां च नारद: ।
गंधर्वाणां चित्ररथ: सिद्धानां कपिलो मुनि: ॥२६॥

હું નારદ દેવર્ષિમાં, પીપર વૃક્ષેં હુંજ;
ગંધર્વોમાં ચિત્રરથ, કપિલ સિધ્ધમાં છુંજ. ૨૬

વૃચ્છનમેં પિપ્પર જુ હોં, ઋખિમેં નારદ દેવ;
ગંધર્વનમેં ચિત્રરથ, કપિલ સિદ્ધમેં સેવ. ૨૬

૨૬ સર્વે વૃક્ષમાં પીપળો, દેવર્ષીમાં નારદ, ગંધર્વમાં ચિત્રરથ, સિદ્ધમાં કપિલ મુનિ.

उच्चै:श्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥२७॥

અમૃતોદભવ ઉચ્ચૈશ્રવા, અશ્વોમાં હું, જાણ;
ગજેન્દ્રોમાં ઐરાવત, રાજા નરમાં માંન. ૨૭

અસ્વનમેં ઉચ્ચૈ:શ્રવા, ઐરાવત ગજજાન;
નરપતિ હોં નર માંહિ મૈ, પોખત સબકે પ્રાન. ૨૭

૨૭ ઘોડાઓમાં અમૃતમથનમાં ઉત્પન્ન થયલો ઉચ્ચૈશ્રવ નામનો તે મને જાણ; ગજેંદ્રમાં ઐરાવત [ચાર દાંતનો હાથી;] પુરૂષોમાં રાજા.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्प: सर्पाणामस्मि वासुकि: ॥२८॥

આયુધમાં હું વજ્ર છું, પ્રજા હેતુ કંદર્પ;
કામધેનુ ધેનૂવિશે, સર્પે વાસુકિ સર્પ. ૨૮

હતિયારનમેં વજ્ર હોં, કામ ધેનુ હોં ગાય;
કામ પ્રજા કરનાર હોં, વાસુકિ સર્પન રાય. ૨૮

૨૮ આયુધમાં હું વજ્ર, દુજતી ગાયોમાં કામદુધા [ઈચ્છિત પદાર્થ દેતી] છું; પ્રજોત્પત્તિ કરનારો કંદર્પ છું; [વિષવાળા] સર્પમાં વાસુકી છું.

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितृणामर्यमा चास्मि यम: संयमतामहम् ॥ २९ ॥

છું નાગોમાં શેષ હું, વરૂણ જળચરોમાંય;
અર્યમાજ પિતૃવિશે, સંયમિમાં યમરાય. ૨૯

નાગન માંઝ અનંત હોં, વરૂણ સુ હોં જલજંત;
પિતૃનમેં હોં અર્જમાં, જમ હોં સંજમવંત. ૨૯

૨૯ [વિષ વિનાના] નાગમાં અનંત [શેષ,] જળચરમાં વરૂણ હું, પિતૃગણમાં અર્યમા નામનો પિતરનો રાજા તે છું, નિયમશાસનકારીમાં યમ હું.

प्रल्हादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

છું પ્રલ્હાદ દૈત્યો વિશે, ગણકોમાં છું કાળ;
સિંહ મૃગોમાં, પક્ષમાં, છું હું વિનતાબાળ. ૩૦

દૈત્યનમેં પ્રલ્હાદ હોં, પ્રેરન હારો કાલ;
સિંહ જુહોં સબ મૃગનમેં, પચ્છિનમેં રિપુબ્યાલ. ૩૦

૩૦ દૈત્યોમાં પ્રલ્હાદ છું, વશ કરનારા-ગણનારામાં મુખી કાળ તે હું, મૃગજાતિમાં સિંહ ને પક્ષીઓમાં ગરૂડ.

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ॥ ३१ ॥

વેગવાનમાં વાયુ હું, શસ્ત્રધારિમાં રામ;
મકર મત્સ્યમાં હુંજ છું, નદિમાં ગંગા નામ. ૩૧

ઉતા ભિન્નમેં પવન હો, શસ્ત્ર ધરનમેં રામ;
જલ જંતનમેં મગરહોં, નદિ ગંગા અભિરામ. ૩૧

૩૧ વેગવંતમાં પવન છું, શસ્ત્રધારીમાં રામ [દાશરથી] હું, મત્સ્ય જાતિમાં મગર છું, નદીઓમાં ગંગા છું.

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

આદિ અંત ને મધ્ય પણ, સૃષ્ટીનો હું સાર;
બ્રહ્મવિદ્યા વિદ્યાવિશે, વાદ વાદિમાં ધાર. ૩૨

અધ્યાતમ વિદ્યા તિન્હે, તત્વ સુબાદન માંહિ;
આદિ અંત અરૂ મધ્યહોં, સબે સૃષ્ટિકો તાંહિ. ૩૨

૩૨ હે અર્જુન ! અચેતન સૃષ્ટિ આકાશાદિ તેનો આદિ, મધ્ય, અંત હું, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા, પ્રવાદ કરનારાઓમાં [બબડાટ, આડું, વધારે બોલનારાઓમાં] વાદ [અર્થ નિર્ણય કરનારો મુખ્ય વાદ તે] હું.

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्यच ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

અકાર છું અક્ષર વિશે, દ્વંદ્વ સમાસે ધાર;
કાળ અનાશી છું વળી, ધાતા સર્વ પ્રકાર. ૩૩

અચ્છર માંઝ અકારહો, દ્વંદ્વ સમાસ નિજાન;
હોઉં અચ્છય કાલહોં, ધાતા મોંકો માન. ૩૩

૩૩ અક્ષરોમાં અકાર છું, બહુ સમાસમાં દ્વંદ્વ [ઉભય પદ પ્રધાન], અક્ષય કાળ તે હું, સઘળે મુખ એવો ધાતા (એટલે) સર્વ ફળદાતા સર્વેશ્વર હું.

मृत्युः सर्वहरश्चाह मुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

મૃત્યુ સર્વ હરનાર હું, ઉદ્ભવ થનારમાંજ;
સ્રીમાં વાણી, કીર્તિ, શ્રી, સ્મૃતિ, ધી, ધૃતી, ક્ષમાજ. ૩૪

જો સબકો સંસારહોં, અરૂ ઉપજાવન હાર;
સ્મૃતિ ધૃતિ કીરતિ સુમ્છમાં, હોહીં બુદ્ધિ સંભાર. ૩૪

૩૪ ઉત્પન્ન થયલા ને થવાના તેનું સર્વ હરણ કરનાર જે મૃત્યુ તે હું; સ્રિયોમાં કીર્તિ, શ્રી [શોભા,] વાણી, સ્મૃતિ, મેધા [ગ્રંથાર્થધારણાશક્તિ,] ધૃતિ [ધૈર્યશકિત,] ક્ષમા [એ સાત નિર્વિકાર ચિત્તવાળી ધર્મસ્રિયો તે] હું છું.

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽह मृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

બૃહત્સામ છું સામમાં, ગાયત્રી છંદેંજ;
માર્ગશીર્ષ છું માસમાં, વસંત રૂતૂયેંજ. ૩૫

મહા સામહોં સામમેં, ગાયત્રીહોં છંદ;
માર્ગશીર્ષહોં માસમેં, ઋતુ બસંત સુખકંદ. ૩૫

૩૫ સામમાં [રથંતરાદિ સામમાં] બૃહત્ સામ નામે છે તે હું, છંદોમાં [ત્રિષ્ટુભાદિ સાતમાં] ગાયત્રી છંદ તે હું, [બાર] માસમાં માર્ગશીર્ષ [નવાં ધાન્યની વૃદ્ધિ કરનારો] હું, [છ] ઋતુમાં વસંત તે હું.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

છળ જનમાં છું દ્યૂત વળિ, તેજ તેજિમાં ધાર;
જય ઉદ્યમ પણ હુંજ છું, સત્વ સાત્વિકે સાર. ૩૬

દ્યૂત જુ હોં સબ છલનમેં, તેજસ્વિનમેં તેજુ;
ઉદ્યમમે નિહચાજુ હોં, સત્ત સત્વ વત કેજુ. ૩૬

૩૬ છળ કરનારામાં દ્યૂત [જુગાર] છું, તેજસ્વીઓમાં જે તેજ હું. હું, જય છું, લાભને જોતો ઉદ્યમ છું, સાત્વિકોમાં સત્વ તે તે

वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

વાસુદેવ યાદવ વિશે, પાંડવમાં હું તુંજ;
મુનિમાં વેદવ્યાસ હું, શુક્ર કવીમાં છુંજ. ૩૭

વાસુદેવ વૃષ્ણીનમેં, પાંડવ અર્જુન રાય;
મુનિન બીચમેં બ્યાસહોં, કવિમેં ઉશના રાય. ૩૭

૩૭ યાદવોમાં વાસુદેવ [વસુદેવપુત્ર], પાંડવમાં ધનંજય [અર્જુન], મુનિમાં વ્યાસ, કવિમાં શુક્ર તે હું.

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

દંડ દમન કરનારમાં, મૌન ગુહ્યમાં માન;
નીતી જય ઇછનારમાં, જ્ઞાનવાનમાં જ્ઞાન. ૩૮

દંડબંતમેં દંડહોં, નીતબંતમેં નીત;
ગ્યાનિનમેં સબ ગ્યાનહોં, મૌન ગુહ્યમે રીત. ૩૮

૩૮ બહુ દમતા વશ ન થાય તેને દંડ [માર] છું, જિત ઈચ્છનારાને સામદાનાદિક નીતિ તે હું છું, ગુપ્ત રાખવાનાં તેમાં મૌન જ્ઞાનવંતોમાં જ્ઞાન તે હું.

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

સર્વ ભૂતનું બીજ જે, તે હું છું નિરધાર;
થાય નહીં મુજવીણ એ, ભૂત ચરાચર સાર. ૩૯

ઔખદમેં સબ અન્નમેં, કાંચન ધાતુન માહ;
સર્વસમેં જ્યોં દ્રવ્યત્વોં, મૈં બિભૂતિ નર નાહ. ૩૯

૩૯ હે અર્જુન! સમસ્ત પ્રાણીઓનું બીજ [માયોપાધિક ચૈતન્ય] તે હું, જે ચરાચર પ્રાણી માત્ર છે તે મારા વિના ન થાય.

नांतोस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

મુજ વિભૂતિ દિવ્યજ તણો, આવે અંત ન, ધાર;
માટે મેં તેનો કર્યો, સંક્ષેપે વિસ્તાર. ૪૦

મેરી દિવ્ય વિભૂતિકો, અંતન જાનો જાય;
યહતો થોરો સો કહ્યો, મેં વિભૂતકો ભાય. ૪૦

૪૦ હે શત્રુતાપ! મારી દિવ્ય વિભૂતિનો અંત નથી, વિભૂતિનો વિસ્તાર આ તો ઉદ્દેશથી કહ્યો [સંક્ષેપમાં.]

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥ ४१ ॥

વિભૂતિમત, શ્રીમત વળી, ગુણથિ અતાશય જેહ;
મુજ બળઅંશે જાણ તું, થયુંજ ઉત્પન તેહ. ૪૧

જો કછુ યા સંસારમેં, કાહૂ ગુન અધિકાય;
સો સબ મેરો તેજ હૈ, દીનો તોહી બતાય. ૪૧

૪૧ જે જે વિભૂતિમત્ [ઐશ્વર્યયુક્ત,] શ્રીમત્ [શોભાયુક્ત,] બળાધિક્યે યુક્ત સત્વ [સત્વગુણ પ્રધાન પ્રાણીમાત્ર] તે તે મારા તેજના અંશે કરીને ઉત્પન્ન થયલું તું જાણ.

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्न मेकांशेन स्थितो जगत् ॥ ४२॥

અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે શું જ;
એક અંશથી સર્વ જગ, વ્યાપિ રહ્યો આ હું જ. ૪૨

જ્ઞાન બહુત તોસોં કહ્યો, અર્જુન બાત બનાય;
સબ જગ અપને અંસસો, મૈ રાખ્યો ઠહરાય. ૪૨

૪૨ અથવા હે અર્જુન! તે બહુ પ્રકારે જાણવાથી તને શું વિશેષ છે;—હું આ સંપૂર્ણ જગતને એક અંશે કરી વ્યાપી રહ્યો છું.

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યા વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં વિભૂતિ યોગ નામનો દશમો અધ્યાય ॥ ૧૦ ॥

---

# અધ્યાય ૧૧ મો.

## अर्जुन उवाच ॥

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोयं विगतो मम ॥ १ ॥

મુજ અર્થે આપેંજ જે, કહિ અધ્યાત્મજ વાણિ;
પરમ ગુહ્ય, તેણે કરી, મોહ પામ્યો મુજ હાણિ. ૧

મોહુ પર કીન્હી દયા, અધ્યાતમ પ્રગટાય;
વચન તુમારે સુનતહી, મોહ ગયો સુન સાય. ૧

૧ મારા અનુગ્રહને કારણે પરમ ગુહ્ય, અધ્યાત્મ લક્ષણવાળું જે વચન તેં કહ્યું તેણે કરીને મારો એ મોહ ગયો [હું મારીશ ને એ મરશે એ મોહ, આ આત્મા ને આ અનાત્મા એ વચનથી ગયો.]

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष महात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

ઉત્પતિ લય ભૂતો તણાં, મહત્વ અવ્યય સાર;
કૃષ્ણ શુણ્યા મેં આપથિ, વિસ્તારેં નિરધાર. ૨

જીવનકી ઉતપત સુની, ઔર પ્રલયકી રીત;
કહિ જો તુમ બિસ્તાર સોં, આતમકી સબ નીત. ૨

૨ હે કમળપત્રાક્ષ! પ્રાણીઓનાં જન્મમરણ તારાથકીજ વિસ્તારે કરીને મેં સાંભળ્યાં, વળી (તારૂં) નાશરહિત મહાત્મ્ય [નિર્ગુણસગુણરૂપ મોટપ] પણ સાંભળ્યું.

एवमेतद्यथात्थ त्व मात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूप मैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

આપ વદાછો તેમ છે, પરમેશ્વર નિજરૂપ;
તોપણ જોવા ચાહુછું, નિજ ઐશ્વર્ય સ્વરૂપ. ૩

યો હિ જો હો કહતહોં, હરિ જુ અપને ભેવ;
દેખ્યોં ચાહતહોં અબે, રૂપ તિહારેં દેવ. ૩

૩ તું જે પ્રકારે પોતાને પરમેશ્વર કહે છે તે પ્રમાણે હે પુરૂષોત્તમ! તારૂં ઐશ્વર્યયુક્ત રૂપ જોવાને ઈચ્છું છું.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

જોઇ શકિશ હું રૂપ તે, પ્રભુ માનો જો સાર;
તો અવ્યય નિજ રૂપને, બતાવોજ નિરધાર. ૪

દેખન જોગમેં હૂં ન જો, માનત હો જદુરાય;
અબિનાશી નિજ રૂપવો, દીજે મોહિ બતાય. ૪

૪ હે પ્રભુ! તે મેં જોવું શકય (છે એમ) માને તો હે યોગેશ્વર! તું અવિનાશી એવો પોતાને દાખવ [એ સ્વરૂપ દેખાડ.]

## श्रीभगवानुवाच ॥

पश्य मे पार्थ रूपाणि शतशोथ सहस्रशः ।
नानाविधानिदिव्यानि नानावर्णाकृतीनि च ॥ ५ ॥

અર્જુન મારાં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર;
અનેક વર્ણાકૃતિ વળી, નાના વિધ નિરધાર. ૫

અર્જુન અબ તૂં દેખિલે, શત સહસ્ર મમ રૂપ;
બહુત ભાંતિહિ દિવ્યજો, નાના બરનહુ રૂપ. ૫

૫ હે પાર્થ! જે મારાં રૂપ સેંકડો ને હજારો, નાના પ્રકારનાં અદ્ભુત ને નાનાવર્ણાકૃતિનાં [નીલ પીતાદિવર્ણનાં ને કરચરણાદિ આકૃતિનાં.]

पश्यादित्यान्वसून्रुद्रा नश्विनौ मरुतस्तथा।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

આદિત્ય, વસુ, રૂદ્રો, મરૂત, વળિ અશ્વિની કુમાર;
અદિઠ પૂર્વે આશ્ચર્ય બહુ, જો તું આણે ઠાર. ૬

દૈખે રૂદ્રાદિક બસુ, અશ્વિનિ સુત મો માંહિ;
ઔર આચરજ રૂપ જે, પહિલે દેખે નાહિ. ૬

૬ હે ભારત! [બાર] આદિત્ય, [અગિયાર] રૂદ્ર, [આઠ] વસુ, [બે] અશ્વિનીકુમાર, ને [ઓગણપચાસ] મરૂતગણ જો; પૂર્વે કોઈએ ન દીઠેલાં આશ્ચર્ય બહુ બહુ તું જો.

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम्।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

સકળ ચરાચર જગતને, મુજ વપુમાંજ રહેલ;
જોતું હમણાં જો વલી, બીજું જે ઇચ્છેલ. ૭

એક ઠૌર મમ દેહમેં, ગિર ગર રહે સમાય;
દેખો ચાહત જો કછુ, સોઉ દેત દિખાય. ૭

૭ હે ગુડાકેશ! આ મારા દેહને વિષે એકત્ર સમગ્ર રહેલું એવું સચરાચર સંપૂર્ણ જગત્ આજ-અમણાંજ જો, વળી જે કંઈ બીજું [જયપરાજય આદિ] જોવાને ઈચ્છે તે પણ.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

આ નિજ ચક્ષુવડે મને, નથિ જોવા તું જોગ;
દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઇશ્વરિ યોગ. ૮

ઇન નયનન નહિ દેખિયે, દિવ્ય દેઉં દૃગ તોય;
ઇશ્વર જોગહિ સહજ તૂં, જૈસેં દેખે મોય. ૮

૮ આ સ્વચક્ષુએ [ચર્મચક્ષુએ] મને જોઈ શકીશ નહિ તો હું તુંને દિવ્યચક્ષુ આપું છું, જો મારા અસાધારણ યોગને [અઘટિત ઘટનાનાં સામર્થ્યને.]

संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

એમ કહી અર્જુનને, ઇશ્વરિ રૂપ મહંત;
યોગેશ્વર હરિયે પછી, દેખાડયું રાજંન. ૯

યોગેશ્વર શ્રીકૃષ્ણ જૂ, કહ્યો બચન યા ભાવ;
પરમ રૂપ ઇશ્વર જૂ હોં, સો દીનો પ્રગટાય.૯

૯ એમ બોલીને પછી હે રાજન્ [ધૃતરાષ્ટ્ર]! મહાયોગેશ્વર [મોટા યોગનો ઇશ્વર] હરિ અર્જુનપ્રતિ ઐશ્વર્યવાળું પરમરૂપ [વિશ્વરૂપ] દાખવતો હવો-

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम्।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

અનેક મુખ, નેત્રો, બહુ, અદ્ભુત દર્શનવાન;
અનેક દિવ્યાભરણ, બહુ, ઉદ્યુત આયુધમાન. ૧૦

બહુ આનન લોચન બહુત, દેખત અચરજ હોત;
સોભિત નાના ભૂખન, શસ્ત્ર અનેક ઉદ્યોત. ૧૦

૧૦ અનેક મુખ નયન (જેને,) અનેક અદ્ભુતનું દર્શન (જેનું,) અનેક દિવ્યાલંકાર (જેને,) અનેક ઉગામેલાં દિવ્યઆયુધ (જેને વિષે) એવું [રૂપ.]

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम्।
सर्वाश्चर्यमयं देव मनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

દિવ્ય પુષ્પ ને વસ્ત્ર ધર, દિવ્ય ગંધ લેપન;
અનંત સૌ આશ્ચર્યમય, સૌદિશ મુખ સંપન્ન. ૧૧

દિવ્ય હાર દેખો બસન, દિવ્યસુગંધ લગાય;
આપ રૂપ મુખ હુતિ તે, સોભત નાના ભાય. ૧૧

૧૧ દિવ્યપુષ્પ તથા વસ્ત્ર ધારણ કીધાં છે (જેણે), દિવ્યગંધલેપન (જેને), સર્વ આશ્ચર્યયુક્ત, પ્રકાશરૂપ, અનંત, સર્વત્ર, ચારે દિશાએ મુખ એવું [રૂપ.]

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

જો દિવિ સૂર્ય હજારની, કાંતિ એકદમ થાય;
તોએ મહાત્મની કાંતિને, મળતી કૈંક જણાય. ૧૨

કિરન સહસ્ર અકાસમેં, પુરી રહ્યો જ્યોં સોય;
દીપતતા પ્રભુકી લખે, નેકુન સમતા હોય. ૧૨

૧૨ આકાશમાં સહસ્ર સૂર્યની સામટીજ ઉઠેલી પ્રભા જો થાય (તો તે) તે મહાત્માના [વિશ્વરૂપધારીના] ભાસ સરખી થાય. [વિશ્વરૂપના તેજના કોઈ અંશની કોઈ ઉપમા અપાય.]

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

ત્યાં જગ, ઇશ શરીરમાં, સકળજ એકસ્થાન;
નાના ભેદે અર્જુને, રહેલું દીઠું જાણ. ૧૩

ભિન્ન ભેદ જે જગતમેં, સો દેખે ઈક ઠોર;
દેવ દેવકી દેહમેં, અર્જુન દેખે ઓર. ૧૩

૧૩ તેવારે ત્યાં દેવાધિદેવના શરીરમાં અનેક પ્રકારે જૂદું જૂદું (પણ) એક ઠામે આવી રહેલું સંપૂર્ણ જગત્ પાંડવ જોતો હવો.

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

પામી વિસ્મય તે પછી, રોમહર્ષી થૈ, નાથ;
નમિ મસ્તકથી દેવને, બોલ્યો જોડી હાથ. ૧૪

તાકોં તબ અચરજ ભયો, રોમ હર્ષકે દાય;
તાહુ દેખી પ્રણામ કરી, બોલ્યો ચિત્તકે ભાય. ૧૪

૧૪ તો વિસ્મયયુક્ત, રોમાંચયુક્ત [રૂમાડાં ઉભાં થયલાં એવો] તે અર્જુન પ્રકાશમાન ભગવાનને શિર નમાવી પ્રણામ કરી બે હાથ જોડી બોલતો હવોઃ-

## अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

દેખુંછ દેવો તમ દેવ દેહે, બીજાં બધાં પ્રાણિ વિશેષ જેહે;
બ્રહ્માવળી જે કમળાસનીતે, સર્પો બધા દિવ્ય રૂષી વળી જે. ૧૫

દેખતહોં તવ દેહમેં, સબ સુસ્થિર ચર સિદ્ધ;
બિધિ હર પદ્માસન ઋષિ, નાગ સબે જો વૃદ્ધ. ૧૫

૧૫ હે દેવ, જોઉં છું તારા દેહને વિષે સર્વે દેવને [ઈંદ્રાદિક] તથા ભૂતવિશેષના સમૂહને [સ્થાવરજંગમમાં જે શ્રેષ્ઠ તેને; ભૂતપિશાચને]: નાભિકમળે બેઠેલા બ્રહ્માને, મહાદેવને અને સર્વે ઋષિને, વળી દેવલોકના સર્પને [વાસુકી આદિને.]

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥

અનેક બાહુ મુખ નેત્ર પેટ, દેખું તમોને બહુ રૂપ નેટ;
ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ, દેખું ન આદી મધ્ય અંતરૂપ. ૧૬

બહુ બાહુ ઉદરહુ બહુત, મૈં દેખેં બહુ સીસ;
આદિ અંત અરૂ મધ્ય નહીં, ઐસે તુમ જગદીસ. ૧૬

૧૬ અનેક બાહુ ઉદર મુખ નેત્ર એવો, ચારેપાસ અનંતરૂપ એવો તુંને જોઉં છું: હે વિશ્વેશ્વર! નથી અંત, નથી મધ્ય, નથી વળી આદિ [મૂળસ્થાન] એવું તારૂં વિશ્વરૂપ જોઉં છું.

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतोदीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयं ॥ १७ ॥

ગદા વળી ચક્ર મુકુટવાન, ચોમેર તેજે બહુ કાંતિમાન;
દેખું અનીરીક્ષ્ય વળી અમેય, પ્રદીપ્ત અગ્ની રવિપેઠ એય. ૧૭

મુકુટ સીસકર ચક્ર ગદા, રૂપ રાજ ભગવાન;
દ્રિગન તેજ ત્યોં બિખિલહું, રબિ અરૂ અનલ સમાન. ૧૭

૧૭ મુકુટધારી, ગદાધારી, ચક્રધારી, તેજનો પુંજ, સઘળી મેર પ્રકાશવાન્ એવો તુંને જોઉં છું-નિરખવાને અશક્ય એવાને, ચારેપાસ પ્રદીપ્ત અગ્નિ તથા સૂર્યના સરખી પ્રભા જેની એવાને, ન કળાય પાર એવાને.

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

તમેજ છો બ્રહ્મ પરં સુજાણ્ય, આધાર છો વિશ્વતણાજ માન્ય;
અનાશિ ને શાશ્વત ધર્મ ત્રાણ, પુરૂષ છો મુજમતે પુરાણ. ૧૮

અચ્છર પરમહિ પ્રગટ હો, તુમ સબ જગત નિધાન;
અબિનાશી રચ્છક સધુન, આદિ પુરૂષ મનમાન. ૧૮

૧૮ તું અક્ષર પરમ જાણવા યોગ્ય [મુમુક્ષુને], તું આ વિશ્વનું ઉત્કૃષ્ટ આશ્રયસ્થાન; તું અવ્યય, નિરંતર ધર્મરક્ષણ કરનારો; તું સનાતન પુરૂષ મારે મતે (છે.)

अनादिमध्यांतमनंतवीर्य मनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥

નેત્રો શશી સૂર્ય અનંત હાથ, અનાદિ મધ્યાંત બળીજ નાથ;
દેખું જ્વળીતાગ્ની મુખોજ્વાળા, સ્વતેજથી વિશ્વ તપાવનારા. ૧૯

આદિ અંત મધ્યઉ રહિત, તુમ રબિ શશિહૈ નૈન;
તેરો મુખ દીપત અગિન, સબહી કો તપ ઐન. ૧૯

૧૯ આદિ મધ્ય અંતરહિત, અપરિમિત પરાક્રમી, અનંતબાહુ, શશિસૂર્યનેત્ર જેને એવો, પ્રજ્વલિત અગ્નિમુખ જેનું એવો, પોતાને તેજે કરીને આ વિશ્વને તપાવનાર એવો તુંને જોઉં છું.

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

આકાશ આ સર્વ દિશૂ વળી જે, વ્યાપેલ દેખું તમ એકથી તે;
અદ્‌ભુત ને આ તમ ઉગ્રરૂપ, દેખી ત્રણે લોક બિહે અનુપ. ૨૦

સબ દિસ વ્યાપે ગગનભૂ, તુમ એકહિ હો જુ;
અદ્‌ભુત રૂપ જુ ઉગ્ર લખે, પ્રવ્યથિત લોક સબે જુ. ૨૦

૨૦ હે મહાત્મન્! સ્વર્ગપૃથ્વીનું આ અંતરિક્ષ એક તુંથીજ વ્યાપ્ત (છે,) વળી સર્વે દિશાઓ; અદ્‌ભુત ઉગ્ર રૂપ તારૂં આ દેખી ત્રણે લોક વ્યથા પામ્યા (છે.)

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः

આ દેવસંઘો તમ શર્ણિ થાયે, જોડી કરો કો બિહિનેજ ગાયે;
સિધ્ધો મહર્ષી વદિ શૂભવાણી, સ્તવે તમોને અતિશે વખાણી. ૨૧

પૈઠત તોમે દેવ સબે, સ્તુતી કરત ભ્રિયમાનન;
ઋષિ ઔર સિદ્ધ મહાતમ, નિવેજુ તોકો ગ્યાન. ૨૧

૨૧ આ દેવનો સમુદાય તું પ્રતિ પ્રવેશ કરે છે, કોઇ ભય પામેલા તે હાથ જોડીને સ્તુતિ કરે છે, મહર્ષિ સિદ્ધનો સમુદાય તે સ્વસ્તિ [જગતનું કલ્યાણ] એમ બોલી પુષ્કળ સ્તુતિયોએ કરીને તુંને સ્તવે છે.

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

આદિત્ય, રૂદ્રો, વસુ, સાધ્ય આ જે, વિશ્વેશ્વિનો વાય પિતૃ તથા જે;
ગંધર્વ, યક્ષો, સિધ્ધ, દૈત્ય જેછે, આશ્ચર્ય થૈ સૌ તમને જુવેછે. ૨૨

રૂદ્ર સાધ્ય આદિત બસુ, અશ્વિનીસુત ઔ ભાય;
સિદ્ધમુનિ ગંધર્વ સબે, દેખત અચરજ પાય. ૨૨

૨૨ રૂદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય નામના દેવગણ, વિશ્વેદેવા, અશ્વિનીકુમાર, મરૂદ્‌ગણ, ઉષ્મપા નામના પિતર, ગંધર્વ, યક્ષ, અસુરો સિદ્ધ એઓનો સમુદાય-સર્વે વિસ્મય કરતા તુંને નિહાળે છે.

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् २३

અનેક નેત્રો મુખ પેટ હાથ, અનેક પાદો ઉરૂ, દાંત સાથ;
આ રૂપ મોટું ભયકારિ જોઇ, બિહેછ સૌ તેમ બિહુંછ મોહી. ૨૩

રૂપ બડો બહુ મુખ નયન, ભુજ પદ બાહુ ઉરોય;
દેખિ ભયાનક દાઢ બહુ, વ્યથિત લોક બહુ હોય. ૨૩

૨૩ હે મહાબાહુ! બહુ મુખ નેત્ર, બહુ હાથ જાંઘ પાગ, બહુ પેટ એવું, બહુ દાઢે વિકરાળ એવું તારૂં મોટું રૂપ દેખી લોકો અત્યંત વ્યથાયુક્ત છે ને હું (પણ) છું.

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वाहित्वांप्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमंचविष्णो २४

મહા દીપ્ત નેત્રી, નભને અડેળા, અનેક વર્ણી મુખ ઊઘડેલા;
તેજસ્વિ દેખી દુખિ અંતરાત્મા,પામું ન શાંતી ધૃતિને મહાત્મા. ૨૪

પાદ ભૂમિ આકાશ શિર,દ્રિગ દીરઘ મુખ લાય;
ઐસે તુમકોં દેખિકે, ધીરજુ ગયો પરાય. ૨૪

૨૪ હે વિષ્ણુ ! આકાશને અડકેલું–ઝળઝળ પ્રકાશતું–અનેક રંગવાળું–વિસ્તીર્ણ ઉઘાડેલું મુખ જેનું, દીપ્ત વિશાળ નેત્ર જેને એવો તુને દેખી અતિપીડિત અંતરાત્માવાળો હું ધૈર્યને નથી જાણતો, શમને [શાંતિને] પણ નહિ.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशोन जानेनलभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

કાળાગ્નિ જેવાં,ભયકારિ દાંતે,દેવેશ જોઇ તમ મૂખ ખાંતે;
દિશા નજાણું,નહિ સૂખ આશા,પ્રસન્ન થાઓ જગના નિવાસ. ૨૫

કાલ અગિન સમ દાઢ તનુ, બિન દેખે ભયભીત;
દિસા ભુલી સુખહૂ ન ગને,અબ કીજે પ્રભુ પ્રીત. ૨૫

૨૫ હે જગન્નિવાસ ! પ્રલયકાળના અગ્નિ સરખી વિકરાળ દાઢ તારા મુખને વિષે દેખી હું દિશાને ઓળખી શકતો નથી, શાંતિનું સુખ પામતો નથી, હે દેવેશ ! પ્રસન્ન થા.

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणःसूतपुत्रस्तथासौ सहास्मदीयैरपियोधमुख्यैः २६

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટ્રના તે, પૃથ્વીતણા આ નૃપસંઘ સાથે;
આ ભીષ્મ ને કર્ણ ગુરૂજ યોદ્ધા,સાથે અમારાપણ મુખ્યજોદ્ધા. ૨૬

પૂત સબે ધૃતરાષ્ટ્રકે, સબ નૃપતિનકે સંગ;
કરણ દ્રોણ ભીખમ મિલે, જોધા હે તબ અંગ. ૨૬

૨૬ ને આ સર્વે ધૃતરાષ્ટ્રના પુત્ર, રાજાઓના સમુદાય સાથેજ, ભીષ્મ, દ્રોણ, આ સૂતપુત્ર [કર્ણ], (ને) અમારા મુખ્યયોદ્ધાઓ પણ સાથે, તુંપ્રતિ [તારા મુખમાં] (પ્રવેશ કરે છે).

वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

દાંતે કરીને, ભયકારિ જેછે, મૂખોજ તેમાં જલદી પડેછે;
કો શ્રેષ્ઠ અંગેથઇનેજ ચૂર્ણ,દાંતો વિશે લાગિ દિસે અપૂર્ણ. ૨૭

બહુત તિહારે બદનમેં, સબે પરત હૈ આય;
કોઉ ચાબત દાઢન તળે, કોઉ રહે લપટાય. ૨૭

૨૭ [તેઓ] દાઢ વિકરાળ ભયાનક એવાં તારા મુખાનેકમાં અતિ ઉતાવળે પ્રવેશ કરે છે; કોઇ વળી મસ્તકના ચૂરા થઈ ગયલા એવા, દાંતોની વચમાં છૂટા પડી અટકેલા એવા દીસે છે.

यथा नदीनां बहवोंबुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति २८

નદી જલોના બહુ વેગ જેમ,સમુદ્ર પ્રત્યે મળિ જાય, તેમ;
મુખો તમારાં બળતાંજ જેછે, તેમાંય આ વીર નરો પડે છે. ૨૮

જો સરિતા બરખા ઋતુ, પરત સિંધુમેં જાય;
ત્યોં નૃપ તેરે બદનમે, સબે પરત હૈ આય. ૨૮

૨૮ જેમ નદીના પાણીના વેગ [વોઢ] બહુ બહુ તે,સમુદ્રને અભિમુખ થઇ તેમાં પ્રવેશ કરે છે, તેમજ આ મનુષ્યલોકના વીર તારાં જાજ્વલ્યમાન મુખાનેકમાં પ્રવેશ કરે છે.

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ।
तथैवनाशायविशंतिलोका स्तवापिवक्त्राणिसमृद्धवेगाः॥२९॥

જેવીજ રીતે બળતાગ્નિમાંય. વેગે પતંગો બળવાજ ધાય;
તેવીજ રીતે તમ મૂખમાંય,વેગે જનો આ મરવાજ ધાય. ૨૯

દીપાગનિ પતંગ લખી, પરત જ્યકોં ખોય;
ત્યોં તવ મુખમેં લોક યહ,આપ નાશ જો હોય. ૨૯

૨૯ જેમ પ્રદીપ્ત જ્વાળામાં ઉતાવળા વેગના પતંગ મરવાને ઝંપાવે છે તેમજ ઉતાવળા વેગના લોક તારા મુખમાં નાશ પામવાને ધાઈ પડે છે.

लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्यजगत्समग्रं भासस्तवोग्राःप्रतपंति विष्णो ॥३०

તેજ મુખે લોક બધાજ આપ,ખાતાંજ ચાંખો અતિશે અમાપ;
તેજે કરી લોક સમગ્ર પૂરી, સતાપ આપે તમ કાંતિ ક્રૂરી. ૩૦

કરહિ ગ્રાસ સબ લોકકોં. રસન જ્વાલ લપટાય;
કાંતિ રાવરી જગતકોં. દેત તાપ સબ ઠાય. ૩૦

૩૦ હે વિષ્ણુ ! તું ઝળઝળીત વદનોમાં ચારેપાસથી સમગ્ર લોકને ભરી (જીભે) ચાટ છે [સ્વાદ લેછે]; સમગ્ર જગતને તેજે ભરી તારા ઉગ્ર ભાસ અતિ સંતાપ કરે છે.

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तुते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं नहि प्रजानामि तवप्रवृत्तिम् ३१

પ્રસન્ન થાઓ,નમુદેવભૂપ,છો કોણ કહો આપજ ઉગ્ર રૂપ;
છે જાણવાની તમનેજ વૃત્તિ, જાણું નહીં આપતણી પ્રવૃત્તિ. ૩૧

ઉગ્ર રૂપ તુમકોં નહીં, ગોસાં કહિયે દેવ;
તુમકોં જાનેં ચહતહૌં, તવ રૂપનકો ભેવ. ૩૧

૩૧ ઉગ્રરૂપ [ભયાનક] કોણ તું પોતે, મને કહે. હે દેવશ્રેષ્ઠ ! નમસ્કાર હોજો તુંને, પ્રસન્ન થા; આદ્ય એવા તુંને જાણવાને ઈચ્છું છું, તારી પ્રવૃત્તિ [ચેષ્ટા; વાર્તા] હું જાણી શકતો નથી.

## श्रीभगवानुवाच ॥

कालोस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपित्वांन भविष्यंति सर्वे येऽवस्थिताःप्रत्यनीकेषुयोधाः३२

છું ઉગ્ર,લોક ક્ષય કારિ કાળ,અહીં થયો તે હણવાંજ હાલ;
વિનાજ તું સૌ મરશેજ આહીં,જેછે ઉભેલા પ્રતિ સૈન્યમાંહી. ૩૨

કાલ રૂપ હૈ હોં બડો, સબકો મારન હાર;
તવ બિન સબ જોધાનકો, બચિહે હૂં નિરધાર. ૩૨

* ૩૨ લોકનો ક્ષય કરનારો, પ્રવૃદ્ધિને પામેલો કાળ છું, પ્રાણીઓનો સંહાર કરવાને અહીં પ્રગટ થયો છું, પ્રત્યેક સૈન્યમાં મચેલા યોદ્ધા તે તું વિના સર્વે બીજા છવશે નહિ.

* આશય કે તું યુદ્ધ નહિ કરે તોપણ તે ઉગરશે નહિ.

तस्मात्त्वमुत्तिष्ठ यशोलभस्व जित्वाशत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहता:पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३

માટે ઉઠી તું યશનેજ પામ,શત્રૂ જિતી ભોગવ રાજ્ય સામ;
હણ્યાજછે પૂર્વાથ મેંજ આને,અર્જુન તું માત્રનિમિત્ત થાને. ૩૩

તાતેં ઉઠ રણ જીત લે, ધરત ઔર કુ રાજ;
મૈંહ ન રાખ્યો નરપતિ, મહ સબ તેરે કાજ. ૩૩

૩૩ માટે તું ઉઠ, વેરીને જીતી કીર્ત્તિ મેળવ (ને) સઘળું રાજ્ય ભોગવ. એઓને મેં પ્રથમ [યુદ્ધની પૂર્વે] મારેલા છે; હે સવ્યસાચી [બે હાથે બાણ છોડનારા]! નિમિત્ત માત્ર તું થા.

द्रोणंच भीष्मंच जयद्रथंच कर्णं तथाऽन्यानपियोधवीरान् ।
मयाहतांस्त्वंजहिमाव्यथिष्ठा युद्धयस्वजेतासिरणेसपत्नान् ३४

આ દ્રોણ ને જેદ્રથ ભીષ્મ ધીરો,કર્ણાદિ બીજા વાલ યુદ્ધવીરો,
હણ્યાજ તેને દુઃખ મૂકિ જીત, જીતીશ શત્રૂ રણમાં અજીત. ૩૪

ભીખમ દ્રોણ જયદ્રથ, કારણ આદિ જે ઔર;
બધ તજ અર્જુન જુદ્ધ કર, અરિ મારહુ યા ઠોર. ૩૪

૩૪ દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તથા વળી બીજા વીર યોદ્ધા મારા મારેલા છે તેને તું માર, વ્યથાવાળો મા થા, યુદ્ધ કર, રણમાં શત્રુઓને તેં જીત્યાજ છે.

## संजय उवाच ॥

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाहकृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ३५

એવાં શુણી કેશવનીજ વાણી, કિરીટિ કંપી વલિ જોડિ પાણી;
બોલ્યોજ મંદ સ્વરથી,નમીને,શ્રીકૃષ્ણ પ્રત્યે અતિ બીહબીને. ૩૫

બચન સુનેં શ્રીકિસનકે, કાંપી અર્જુન દેહ.
પ્રભુકે પાયીં લાગિકેં, બોલે બચન સનેહ. ૩૫

૩૫ કેશવના એ વચન સાંભળી હાથ જોડેલા, કાંપતો એવો અર્જુન નમસ્કાર કરીને ગદગદ કંઠે વળી પ્રણામ કરી બીતો બીતો કૃષ્ણને વચન બોલતો હવો—

## अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशोद्रवंति सर्वेनमस्यंति च सिद्धसंघाः ३६

છે યુક્ત,દેવા,તમ કીર્તને જે,રાજીજ પ્રેમી જગ આ બને તે;
બીધેલ જે રાક્ષસ ભાગિ જાય,સિદ્ધો બધાજે નમતાજ થાય. ૩૬

સબ જગ તાકોં જસલહ, તુમહિ રહત અનુરાગ;
સિદ્ધ નમત તોકોં સદા, રાચ્છસ જાત હુ ભાગ. ૩૬

૩૬ હે હૃષિકેશ! તારે કીર્ત્તને કરી જગત હર્ષ પામે છે ને પ્રીતિને પામે છે; રાક્ષસો ભય પામીને દિશાઓપ્રતિ નેરાતા નાસી જાય છે; સિદ્ધનો સમુદાય નમસ્કાર કરે છે એ યુક્ત છે.

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

બ્રહ્માતણાછો ગુરૂ આદિ કર્તા, નમે નહિં તે તમનેજ ભર્તા;
છો સત્અસત્થીપર બ્રહ્મખાસ, અનંત, દેવેશ જગન્નિવાસ. ૩૭

ક્યોં ન નમો તુમકોં જુહોં, બ્રહ્માકે કરતાર;
જગત ઇસ અચ્છર અનંત,તુમ સદસત હો પાર. ૩૭

૩૭ હે અનંત, દેવેશ, જગન્નિવાસ, બ્રહ્માના પણ આદિ કર્તા, શ્રેષ્ઠ મહાત્મન્! તુને શા માટે પ્રણામ ન કરીએ? અક્ષર, સત્અસત્થીપર [કારણકાર્યથી] એવો તું (છે)—

त्वमादिदेवः पुरुषः पुराण स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यंच परं च धाम त्वया ततं विश्वमनंतरूप॥३८॥

છો દેવ આદી પુરૂષઃ પુરાણ,આ વિશ્વના આપ પરં નિધાન;
છો જ્ઞેય,જ્ઞાતા પરધામ આપ,વ્યાપી રયા વિશ્વ તમે અમાપ. ૩૮

પુરૂષ પુરાતન આદિ હો, તુમ હો જગત નિધાન;
તુમ બલ સબ જગ વિસ્તર્યો,જાનત તુમહી ગ્યાન. ૩૮

૩૮ તું આદિદેવ પુરાણપુરૂષ, તું વિશ્વનું પરં લયસ્થાન એવો, વેત્તા [જાણનારો], વેદ્ય [જાણવા યોગ્ય], પરં ધામ, તારાથી અનંતરૂપ વિશ્વ વ્યાપ્યું છે.

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वंप्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तुसहस्रकृत्वः पुनश्चभूयोपिनमो नमस्ते ॥३९॥

વરૂણ,વા,અગ્નિ,શશી,યમ છો,પ્રજાપતી ને પ્રપિતામહ છો;
પ્રણામ છે મૂજ હજાર વાર, ફરી ફરી છે નમનો હજાર. ૩૯

વાયુ પ્રજાપતિ અગિન જમ,વરૂણ ચંદ્ર તવ રૂપ;
બાર બારસેં નમત હૂં, તુમહિ પ્રણામ અનૂપ. ૩૯

૩૯ વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, બ્રહ્મા, પિતામહ જે બ્રહ્મા તેનો પણ પિતા, તું (છે); તુને નમન નમન હોજો સહસ્ત્રવાર, ને વળી પણ નમો નમસ્તે.

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोसिसर्वः ॥४०॥

પ્રણામ છે સન્મુખ ને પિઠેથી,ચો ફેરથી છે નમનો સુખેથી;
પરાક્રમી ને બળિ છો અનંત,વ્યાપી રયા સૌ,સઉછો મહંત. ૪૦

આગે તોકો નમત હોં, પાછે તોહી અનંત;
સર્વ દિસન તુમતેં નમત,પ્રબલ અમિત ભગવંત. ૪૦

૪૦ આગળ—સંમુખ તુંને નમન, પાછળ—પીઠે પણ, ચારે પાસ નમન થાઓ; હે સર્વરૂપ તું અપાર સામર્થ્યવાન્ બહુ બહુ પરાક્રમી એવો તું સમસ્ત જગતમાં એકરૂપ વ્યાપી રહે છે તેથી સર્વ [સર્વરૂપ] છે.

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानंतवेदं मयाप्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

માની સખા આ મહિમા ન જાણી,કહીછમેં આ હઠથીજ વાણી;
હે કૃષ્ણ, હે યાદવ, હે સખાજે, પ્રમાદથી તે,પ્રણયેજ વા તે. ૪૧

મિત્ર જાન જો મેં કહી, છમા કરી સો દેવ;
જાને કહાં જુ બાપરો, તવ મહિમા કો ભેવ. ૪૧

૪૧ સમાન વચનો માનીને (કે) બળાત્કારે હે કૃષ્ણ હે યાદવ હે સખા! એમ જે મેં કહ્યું તે તારૂં આ મહિમાન [વિશ્વરૂપ સામર્થ્ય] ન જાણતાં, અસાવધાનપણે અથવા સ્નેહવિશ્વાસે [માટે ક્ષમા કરજે].

यच्चावहासार्थमसत्कृतोसि विहारशय्यासनभोजनेषु ।
एकोथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२

ફરતાં, સુતાં ભોજન આસને,જે,મારું લગાડયું હસવાજને તેં;
એકાંતમાં તેમ સમક્ષ સૌને,ક્ષમા કરો આપ અમાપ સૌ તેં. ૪૨

ભોજન શયન બિહારમેં, કિયા અનાદર ભાય;
તે જુ છમા સબ કીજિયે, પ્રભુ તુમ કેશવરાય. ૪૨

૪૨ વળી હે અચ્યુત ! વિનોદ કારણે રમતાં, સુતાં, બેસતાં, જમતાં એ પ્રસંગે એકલા એકલી કે બીજાઓની સમક્ષ મારાથી તું સત્કાર પામ્યો નથી; એ અન્યાયને માટે હું ક્ષમા માગું છું, અચિંત્ય પ્રભાવવાળા તું પાસે.

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
नत्वत्समोस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेप्यप्रतिमप्रभावः ॥ ४३

તમેજછો આ જગનાજ બાપ,ગુરૂતણાછો ગુરૂ,પૂજ્ય આપ;
ત્રીલોકમાં છે નહિ કો સમાન,અધીકતો ક્યાંથિ નિરૂપમાન. ૪૩

પિતા જુ તુમ સંસારકે, તુમહિ પૂજ્ય ગુરૂ ઇસ;
તવ પ્રભાવ ત્રય લોકમેં, કૌન કરે તબ રીસ. ૪૩

૪૩ ચરાચરનો જે આ લોક તેનો તું પિતા છે; પૂજ્ય, ગુરૂ, શ્રેષ્ઠ તું છે; અનુપમ પ્રભાવ એવો તું; ત્રણે લોકમાં તુજ સમાન નથી, અધિક તે બીજો ક્યાંથી?

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

માટે હરી, કાય નમાવિ હુંજ, પ્રસન્ન દેવા તમને કરૂંજ;
ક્ષમા કરો જેમ પતિઃ પ્રિયાને,પિતા સુતોનેજ સખા સખાને. ૪૪

તોહી નમત પ્રસન્ન હો, છમા કીજે મોહિ;
જ્યે પિતા સુતકો પ્રિયહી, મિત્ર મિત્રકો જોયિ. ૪૪

૪૪ માટે શરીરને દંડવત્ કરી નમસ્કાર કરી ઈશ સ્તુતિયોગ્ય તુંને હું પ્રાર્થના કરૂં છું હે દેવ ! પુત્રનું જેમ પિતા, મિત્રનું જેમ મિત્ર, પ્રિયાનું જેમ પ્રિય તેમ (મારૂં અન્યાયકર્મ) સહન કરવાને તું યોગ્ય છે.

अदृष्टपूर्वं हृषितोस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

રાજી થયો પૂર્વ અદૃષ્ટ જોઇ, ભયે ચળેલું મન મુજ મોહી;
માટે બતાવો હરિ તે સ્વરૂપ, પ્રસન્ન થાઓ જગવાસરૂપ. ૪૫

રૂપ અદેખ સુહાવનો, મોહિ હરખ ભય હોય;
પહિલો રૂપ દિખાઇયે, હોં છુવ નયા જોય. ૪૫

૪૫ હે દેવ ! ન દીઠેલું પૂર્વે તે દેખીને હર્ષયુક્ત છું, પણ હે દેવેશ ! મારૂં મન ભયે કરી વ્યથા પામ્યું છે; હે જગન્નિવાસ ! (હતું) તેજ રૂપ મને દાખવ, પ્રસન્ન થા.

किरीटिनं गदिनं चक्रहस्त मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

ગદા તથા ચક્ર મુકુટધારી, જોવા તમોને ઇછું હું મુરારી;
માટે બનો ભૂજ ચતુર્સ્વરૂપ, સહસ્ર બાહો જગમૂર્તિરૂપ. ૪૬

મુગુટ બિરાજત સીસપર, શંખ ચક્ર ગહૈ હાત;
ઇહ બિધિ મોહિ દિખાયેં, પ્રભુ હો તુમ જગંનાથ. ૪૬

૪૬ હે વિશ્વમૂર્તિ તુંને કિરીટવાળો, ગદાવાળો, હાથમાં ચક્ર એવો, પહેલાના જેવો જોવાને ઇચ્છું છું: હે સહસ્રબાહુ ! તેજ ચતુર્ભુજ રૂપે થા.

## श्रीभगवानुवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ४७

પ્રસન્ન થૈ મેં પરરૂપ આજે,યોગે બતાવ્યું તુજને, મહા તેં;
તેજી, અતી,વિશ્વતનૂ ,અનાદિ,જોયેલ ને કો તુજવીણ આદિ. ૪૭

તોહિ દિખાયો રૂપમેં, અતિ પ્રસન્ન ચિત હોય;
આદિ અંત જો તેજમેં, દેખ સકે નહિ કોય. ૪૭

૪૭ હે અર્જુન ! મેં પ્રસન્ન થઈ પોતાને સામર્થ્યે [યોગબળે] આ તેજમય, વિશ્વસમસ્ત, અનંત, આદ્ય, તું વિના બીજાએ દીઠું ન હોઈતું એવું પરમ રૂપ મારૂં તુંને દેખાડ્યું.

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

નવેદ યજ્ઞે નહિ દાનથીજ, ક્રિયા તથા ઉગ્ર તપે નહીંજ;
હું શક્ય જોવા નરલોકમાંયે,તારાવિના અર્જુન કો બિજાયે. ૪૮

બેદ જગ્ય તપ દાન અરૂ, ક્રિયાધ્યયન તે જોય;
મેરો રૂપ અગમ્ય સો, નિરૂપ દિખાયો તોય. ૪૮

૪૮ હે કુરૂપ્રવીર ! ન વેદે યજ્ઞે અધ્યયને, ન દાને ને ન ક્રિયાએ, ન ઉગ્રતપે તારાવિના કોઇ બીજાથી મનુષ્ય લોકમાં શક્ય. એવે રૂપે જોવો મને [હું વિશ્વરૂપને કોઈ જોઈ શકે નહિ].

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

આરૂપ મારૂં ભયકારિ જોઇ,થામા વ્યથાવાન વિમૂઢ મોહી;
પ્રસન્ન થૈ તું ભય મૂકિનેજ, ફરીથિ જો આ મુજરૂપ તેજ. ૪૯

રૂપ ભયાનક દેખિકે, તનહી છુવ ડરાય;
અબ વહ ભયકો હાર દે, પહિલો રૂપ દિખાય. ૪૯

૪૯ એવું ઘોર મારૂં આ રૂપ દેખીને તું વ્યથા પામઆ; બુદ્ધિભ્રંશ પણ મા થાઓ; ભયરહિત પ્રસન્નચિત્ત થઈ ફરીથી તું પહેલાનું મારૂં આ રૂપ જો.

## संजय उवाच ॥

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकंरूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

હવે કહી અર્જુનનેજ એમ, ફરીબતાવ્યું નિજરૂપ તેમ;
થંડો કિધો તે બિહિનારનેજ, બની ફરી શાંત વપુરૂપેજ. ૫૦

અર્જુન સો ઐસી કહી, પહિલો રૂપ બનાય;
સમાધાન બહુ બિધ કિયો,ભય તેં લિયો બચાય. ૫૦

૫૦ તેમ બોલી વાસુદેવ વળી પોતાનું [પ્રથમનું] સ્વરૂપ અર્જુનને દાખવતો થયો–ફરીથી સૌમ્ય (શાંત) મૂર્તિ મહાત્મા થઈ ભયપામેલાને આશ્વાસન કરતો થયો.

## अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

જોઇ શાંત આતમતણું, મનુષરૂપ નિરધાર;
થયો સચેતજ હું હવે, સ્વસ્થ ચિત પણસાર. ૫૧

રૂપ અનુપહિ તુમ ધર્યો, ના રૂપેં હો દેખ;
પ્રકૃતિલહી મૈં આપની, ભયો સુચિત અભિશેખ. ૫૧

૫૧ હે જનાર્દન! આ મનુષ્યનું, સૌમ્ય તારૂં રૂપ દેખીને હવે હું સારી વૃત્તિનો [પ્રસન્નચિત્ત] સાવધ થઈને સ્વસ્થતાને પામ્યો છું.

## श्रीभगवानुवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

જોયું તેં આ રૂપ મુજ, દુર્લભ જોવા જેહ;
દેવો પણ એ રૂપનું, નિત દર્શન ઇચ્છેહ. ૫૨

બિસ્વરૂપ અતિ ગહન યહ, જો તૂં દેખ્યો મીત;
તા સ્વરૂપકોં દેવતા, દેખ્યો ચાહત નીત. ૫૨

૫૨ દુઃખે કરીને જોઈ શકાય એવું મારૂં આ રૂપ તેં જોયું છે; દેવ પણ એ રૂપનાં દર્શનના નિત્ય ઈચ્છાવંત છે.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

વેદ તપેં ને દાનથી, પૂજાથી પણ તેમ;
નહિ દેખાવા શક્ય હું, તેં જોયું છે જેમ. ૫૩

દાન જગ્ય તપ બિધિ કિયે, મોહિ ન દેખે કોય;
બિન શ્રમ પારથ તૂં અબે, મોકોં દેખ્યો જુ જોય. ૫૩

૫૩ જે પ્રકારે તેં મને દીઠો છે એ પ્રકારનો હું ત્રણવેદે કરીને જોવા શક્ય નથી; નહિ તપે નહિ દાને ને નહિ યજ્ઞપૂજાદિકે.

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

પણ દેખાવા, તત્વથી, થવા પ્રવેશજ તેમ;
શક્ય જણાવા હુંજ છું, ભક્તિ અનન્યે એમ. ૫૪

ઐક્ય ભક્તિ જો કોઉ કરે, સો દેખે યા ભાય;
નીકે જાને મોહિસોં, મોમેં રહે સમાય. ૫૪

૫૪ હે અર્જુન! એ પ્રકારનો [વિશ્વરૂપ] હું એકરૂપ ભક્તિયે અધ્યાત્મજ્ઞાને જણાવવાને દેખાવવાને મોક્ષ પમાડવાને શક્ય છું હે પરંતપ!

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जित ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

મત્કર્મી મત્પરમ, મુજ ભક્ત સંગવિણ જેહ;
રહિતવૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ. ૫૫

મો નિમિત્ત કરમનિ કરે, સજે ભગતિ તજિ ઔર;
બૈર ન કાહૂસે કરે, લહે સુ મોમેં ઠૌર. ૫૫

૫૫ હે પાંડવ! મારી પ્રીતિને અર્થે કર્મ કરનાર, હુંજ પરમગતિ જેને, મારો ભક્ત, સંગવર્જિત, સર્વ પ્રાણીને વિષે નિર્વેર જે, તે મને પામે છે.

ઇતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યાને વિષે યોગ શાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં વિશ્વરૂપદર્શનયોગ નામનો અગ્યારમો અધ્યાય ॥૧૧॥

---

# અધ્યાય ૧૨ મો.

## अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

એમ ભક્ત નિત યુક્ત જે, તમને છે ભજનાર;
વળિ જે અક્ષર બ્રહ્મને, શ્રેષ્ઠ યોગિ કો સાર. ૧

જે સેવત તુમકોં સદા, કરી કરમ કે સાજ;
અચ્છર બ્રહ્મ જે ભજત, વહેં કોં નહી રાજ. ૧

૧ એ પ્રકારે નિરંતર યુક્ત હોઈને જે ભક્ત તુંને ભજે છે (વળી) જે અક્ષર, અવ્યક્ત [દૃશ્ય નહિ એવા બ્રહ્મને] ધ્યાયે છે તે એમાં ઉત્તમ યોગવિત્ કોણ?

## श्रीभगवानुवाच ॥

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेता स्ते मे युक्ततमा मताः ॥ २ ॥

ભજે મને નિત યુક્ત જે, મન રાખી મુજમાંય;
પરમ શ્રધ્ધાથી યુક્ત તે, યોગી શ્રેષ્ઠ મનાય. ૨

જો મોમેં મન રાખિ કે, સેવત સેવક ભાય;
બહુ શ્રદ્ધાસોં જુગતસો, સબતે તેં અધિકાય. ૨

૨ જેઓ મારે વિષે મન રાખી નિત્ય લાગુ રહેલા ઉત્કૃષ્ટ શ્રદ્ધાવાળા મને ઉપાસે છે તે ભક્ત મારા અત્યંત યોગ્ય માનેલા.

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलध्रुवम् ॥ ३ ॥

પણ અચિંત્ય કૂટસ્થ ધ્રુવ સ્થિર અક્ષર અવ્યક્ત;
અવાચ્ય વ્યાપક બ્રહ્મને, ભજનારા જે ભક્ત. ૩

અનિર્દેસ અચ્છર વહી, ધ્યાવત અચલ અરૂપ;
સર્વત્રગ પ્રકૃતિ પરે, અજર અચિંત્ય અરૂપ; ૩

૩ જેઓ વળી અક્ષર [નાશરહિત], અનિર્દેશ્ય (બોલી બતાવાય નહિ), અવ્યક્ત [રૂપાદિરહિત], સર્વવ્યાપી, અચિંત્ય, કૂટસ્થ [માયાકાર્યનું આશ્રયસ્થાન], અચળ, નિત્ય એવાને ધ્યાયે છે—

संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

કરિવશ ઇંદ્રિય વૃંદને, સૌમાં સમ ધીમાન;
હિતેચ્છુ સૌનાજ તે, પામે મુજને જાણ. ૪

સબ ઇંદ્રિનકોં રોકિકે, સબકોં લખત સમાન;
સબ જીવનકો હિત કરત, મોહ લખે વહિ ગ્યાન. ૪

૪ ઇંદ્રિયગણને નિયમમાં રાખી સર્વત્ર સમબુદ્ધિ, સર્વ પ્રાણીના હિતમાં રત એવા તે [જ્ઞાની] મનેજ પામે છે.

क्लेशोऽधिकतरस्तेषा मव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

તે અવ્યક્તે સક્તને, શ્રમ અધીકતર થાય;
દેહ માનિયે દુઃખથી, ગતિ અવ્યક્ત પમાય. ૫

તિન્હેં કષ્ટ બહુ હોત હૈ, બ્રહ્મિં લગાવે ચીત;
રૂપ રેખ જ્યાકોં નહી, દુઃખકોં લહિયત મીત. ૫

૫ નિર્ગુણને વિષે આસક્ત ચિત્ત એવાને ક્લેશ [શ્રમ] બહુ અધિક છે; પ્રગટ નહિ એવી ગતિ દેહધારીઓ દુઃખે પ્રાપ્ત કરે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥

સર્વ કર્મ અર્પી મને, મત્પર જે રહેનાર;
ધર્તાં ધ્યાન ભજે મને, અનન્ય યોગેં સાર. ૬

જે સબ કરમનિ કરત હૈ, અરપન મોકો જાન;
ધ્યાવત કેવલ ભગતિ સોં, મોહિ ઉપાસન ઠાન. ૬

૬ જેઓ કે સર્વ કર્મ મારેવિષે સમર્પીને હુંજ ઉત્કૃષ્ટ જેને એવા, મારાવિના બીજો આશ્રય નહિ એવા યોગે મને ધ્યાયે છે ઉપાસે છે–

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

મુજમાં તત્પર તેમનો, ઉત્ધર્તા હું સાર;
મૃત્યુ યુક્ત સંસારથી, તરત બનું નિરધાર. ૭

મૃત્યુ સહિત ઉદધીભવ, તાકોં કરત ઉધાર;
મોમેં ચિત રાખ્યો ઉન, ન બહુ બાર નિરધાર. ૭

૭ હે પાર્થ! મારા રૂપમાં ચિત્ત રાખ્યું જેણે તેઓને મૃત્યુલક્ષણ સંસારસાગરથી ઉદ્ધાર કરનારો હું વહેલોજ થાઉં છું.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अतऊर्ध्वं न संशयः ॥ ८ ॥

માટે મુજમાં રાખ મન, કર બુધ્ધી મુજમાંય;
રહેશે મુજમાં આ પછી, નહિ સંશય તેમાંય. ૮

તાતે અર્જુન બુદ્ધિ મન, મોહિ મેં તૂં રાખ;
ચળિ આગેં મો દેહમેં, બસે હેતુ અભિલાખ. ૮

* ૮ મારામાં [હું વિશ્વરૂપમાં] મન રાખી, મારામાં બુદ્ધિ એકાગ્ર કર, એ ઉપરાંત મારા સ્વરૂપમાંજ તું રહીશ, સંશય નથી.

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

સ્થિર મન મુજમાં રાખવા, જો તું નહીં સમર્થ;
અભ્યાસ યોગેં તો પછી, કરને યત્ન મુજર્થ. ૯

જો તૂં મોમે નહિ સકે, અપનો ચિત ઠરાય;
કરિ અભ્યાસ મોં મિલનકોં, મોંહિ નિરંતર ધ્યાય. ૯

* ૯ હે ધનંજય! મારામાં ચિત્ત રાખવાને નથી શકતો તો અભ્યાસયોગે કરીને મને પામવાને ઈચ્છ [યત્ન કર].

अभ्यासेप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

કરંતુ કર્મ મુજર્થ જો, અભ્યાસેં અસમર્થ;
પામિશ સિદ્ધિ એમ પણ, કર્તાં કર્મ મુજર્થ. ૧૦

જો અભ્યાસ ન કર સકે, કરમ સમર્પણ મોહિ;
મેરે કરમન કરત હૈ, સિદ્ધ હોયગી તોયી. ૧૦

† ૧૦ અભ્યાસને વિષે પણ અસમર્થ હોય તો મત્પ્રીત્યર્થ કર્મમાં તત્પર થા; મારે અર્થે કર્મ કરતાં મુક્તિ પામીશ.

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

એ કરવા અસમર્થ તો, કરિ આશ્રય મદ્યોગ;
સાવધાન થૈ મુકિ દે, સર્વ કર્મ. ફળ ભોગ. ૧૧

યહ ભી તૂં નહિ કરિ સકે, મોહિ સરન અનુરાગ;
સબ કરમન કે ફલન કોં, અર્જુન દે તૂં ત્યાગ. ૧૧

‡ ૧૧ હવે કર્મ કરવાને અશક્ત હોય તો પછી મારા યોગનો આશ્રિત થઈ જિતચિત્ત થઈ સકળ કર્મફળનો ત્યાગ કર.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥

શ્રેય જ્ઞાન અભ્યાસથી, તેથી ધ્યાનજ શ્રેય;
ત્યાગ કર્મફળ તેથિ પછિ, શાંતિ તેથિ કૌંતેય. ૧૨

ગ્યાન ભલો અભ્યાસ તેં, તાસોં ધ્યાન વિશેખ;
ફલ ત્યાગ તાતેં ભલો. તાતેં શાંતિ હિ લેખ. ૧૨

‖ ૧૨ અભ્યાસથકી જ્ઞાન શ્રેય છે, જ્ઞાનથી ધ્યાન અધિક છે, ધ્યાનથકી કર્મફળત્યાગ અધિક ને ત્યાગથકી શીઘ્રજ શાંતિ તે અધિક શ્રેષ્ઠ છે.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાલુ સાર;
ક્ષમાવાન સુખ દુખ સમ, નિર્મમ નિરહંકાર. ૧૩

દ્વેસ ન કાહૂં સોં કરે, મિત્ર ભાવ કરિ જાન;
અહંકાર મમતા તજે, સુખદુખ જાહિ સમાન. ૧૩

૧૩ સર્વ પ્રાણીને વિષે દ્વેષશૂન્ય, મૈત્રિ રાખનારો ને દયાવાન્, મમતારહિત, અહંકારરહિત, સુખદુઃખમાં સમાન વૃત્તિવાળો, ક્ષમાવાન્ (એવો)–

---

* સગુણ ઉપાસકને તત્વજ્ઞાન થયા પછી તેનો પૂર્વનો ઉપાસેલો દેવ પરબ્રહ્મ મંત્રનો ઉપદેશ કરી સાક્ષાત્કાર કરાવી દે છે.

* ચિત્તને વિષયો ભણી જતું અટકાવવાનો યત્ન કર્યા કર વૈરાગ્ય ને મારે સ્મરણે.

† વ્રત પૂજન, કીર્તન, તીર્થાટન ઇત્યાદિ કર્મથી ચિત્તશુદ્ધિ થશે ને પછી જ્ઞાન થશે ને પછી મુક્તિ થશે.

‡ યોગનો આશ્રિત–કર્મ કર્તવ્ય છે માટે કરવું. કર્મનું ફળ પરમેશ્વરને આધીન છે, તે તેની મેળે ઇચ્છશે તેમ કરશે એ સમજથી અભિમાન મુકી દેઈ કર્મફળની ઈચ્છા ન રાખ.

‖ અભ્યાસ તે વિવેક–સમ્યક્જ્ઞાન–સમજરહિત કર્મ કર્યાં કરવાં તે; વળી અવિવેકે કર્મફળનો ત્યાગ કરવો તેપણ. એ અભ્યાસ થકી યુક્તિરહિત પણ ઉપદેશપૂર્વક પરોક્ષજ્ઞાન ઉપાસનાના અંગભૂત જેટલું પણ તે ચઢિયાતું.

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥

સંતોષિ નિત યોગિ વળિ, વશમન નિશ્ચયવાન;
મય્યર્પિત મનબુધ્ધિ, તે, પ્રિય ભકત મુજ જાણ. ૧૪

સદા રહે સંતોખ મેં, મન રાખે નિજ હાત;
પ્રાણ બુદ્ધિ મોમેં ધરે, બહુ પ્યારો મો સાત. ૧૪

૧૪ નિરંતર સંતોષી, યોગી [વશીકૃતચિત્ત], વિષયથકી પાછું હઠવાનો સ્વભાવ જેનો, દૃઢનિશ્ચય [સત્ વિષયમાં]. મને અર્પેલાં મન બુદ્ધિ જેણે, જે મારો ભકત, તે મને પ્રિય.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

જેથી લોક તપે નહીં, લોકોથી પણ જેહ;
ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રીય મુજ તેહ. ૧૫

ભય કાહૂ કોઉ ન રહી, ભય કાહુ નેં ન દેત;
હરખ ક્રોધ દોઉ તજે, સો મોકો હરિ લેત. ૧૫

*૧૫ જે થકી લોક ઉદ્વેગ પામતા નથી, લોકથકી જે ઉદ્વેગ પામતો નથી, હર્ષ અમર્ષ ભય ઉદ્વેગથી મુક્ત જે, તે મને પ્રિય.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥

ઉદાસીન. શુચિ, દક્ષ વળી, ગતવ્યથ નિસ્પૃહ જેહ;
ત્યાગિ સર્વ આરંભનો, પ્રીય ભકત મુજ તેહ; ૧૬

આસ કાહુંકી ના કરે, રહે પુનીત ઉદાસ;
સબ આરંભહિ કોં તજે, રહે સુ મેરે પાસ. ૧૬

૧૬ અપેક્ષારહિત, શુચિ [બાહ્યાભ્યંતર]. દક્ષ [આળસરહિત; સાવધ]. ઉદાસીન, આધિવ્યાધિશૂન્ય, સર્વ ઉદ્યમનો ત્યાગી એવો જે મારો ભક્ત તે મને પ્રિય.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥

હર્ષ દ્વેષ નહિ, નહીં, શોચે ઇચ્છે જેહ;
શુભાશુભ મૂકીજ દે, ભક્તિમાન પ્રિય તેહ. ૧૭

પ્રિય પાયે આનંદ હી, અપ્રિય લહે ન દેખ;
સોચ કાહુકોં નહિ કરત, નહિ શુભ અશુભ વિશેખ. ૧૭

૧૭ જે હરખાતો નથી [ઈષ્ટની પ્રાપ્તિયે], દ્વેષ કરતો નથી [અનિષ્ટની પ્રાપ્તિયે], શોક નથી કરતો, ઈચ્છતો નથી, શુભાશુભનો પરિત્યાગી, ભક્તિમાન્ જે, તે મને પ્રિય.

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥ १८ ॥

રહિત સંગ સમ જે વલી, માનઅપમાને સાર;
શત્રુ મિત્ર, શીતોષ્ણમાં, સુખ દુઃખે, નિરધાર. ૧૮

શત્રુ મિત્રકોં સમ લખે, સમે માન અપમાન;
શીત ઉષ્ણ સુખ દુખ તજે, સંગ કરે નહિ આન. ૧૮

૧૮ શત્રુમિત્રને વિષે તથા માનઅપમાનને વિષે એકરૂપ, શીતઉષ્ણ સુખદુઃખને વિષે એકરૂપ, આસક્તિરહિત (એવો).

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

સમ નિંદા સ્તુતિ, મૌનિ વલિ, સંતોષી સેજેહ;
રહિત વાસગૃહ સ્થિરમતી, ભક્તિમાન પ્રિય તેહ. ૧૯

સ્તુતિ નિંદા એકસિ ગને, ગહે માન સંતોખ;
જો નર સુસ્થિર મતિ રહે, વહ મેં ભક્ત વિશેખ. ૧૯

૧૯ સરખી છે સ્તુતિનિંદા જેને, મૌન રાખનારો, યથાલાભ સંતુષ્ટ, રહેવાનું સ્થાન અમુકજ એમ નથી જેને, સ્થિરમતિ, ભક્તિમાન્ એવો નર મને પ્રિય.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

આ અમૃતરૂપ ધર્મને, કહ્યું તેમ મુજ જેહ;
ભકતો પાળે પ્રીતિથી, મુજ અતિ પ્રિય છે તેહ. ૨૦

યહ ધર્મામૃત જો કહ્યો, તાકો સેવે કોય;
શ્રદ્ધાજુત મેરો ભગત, મોસોં પ્યારો હોય. ૨૦

૨૦ જેઓ કોઇ આ ધર્મરૂપ અમૃત કહ્યા પ્રમાણે સેવે છે, આસ્તિક બુદ્ધિવાળા, હું જ પ્રિય જેને એવા ભક્ત તે મને બહુજ પ્રિય (થાય છે).

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનીષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં ભક્તિ યોગ નામનો બારમો અધ્યાય. ॥૧૨॥**

---

## અધ્યાય ૧૩ મો.

### श्रीभगवानुवाच ॥

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

ક્ષેત્ર દેહ કહેવાય આ, એને જાણે જેય;
તેને જ્ઞાનીતો વદે, ક્ષેત્રજ્ઞઃ કૌં–તેય. ૧

ક્ષેત્ર કહત યા દેહકોં, અર્જુન જ્ઞાની લેત;
જાનત હૈ યા દેહકોં, સો છેત્રગ્ય જુ હોત. ૧

* ૧ હે કુંતીપુત્ર ! આ શરીર ક્ષેત્ર કહેવાય છે; અને એને જે જાણે તેને ક્ષેત્રજ્ઞ કહે છે તત્વવિવેકીઓ.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ ઇમ જાણ;
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન. ૨

સરૂપ છેત્રગ આતમા, અસત સપનકે દેહ;
યહી જ્ઞાનકોં જાનિવો, મેરો મત હૈ યેહ. ૨

---

* અમર્ષ-પરનું સારું જોઈ સહન ન થવું તે.

* ક્ષેત્રજ્ઞ, શારીરક્ષેત્રનો ભોક્તા—જીવ.

* ૨ હે ભારત ! સર્વ ક્ષેત્રને વિષે ક્ષેત્રજ્ઞ મનેજ જાણ; ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે મારૂં સંમત.

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ।
सच यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

તેજ ક્ષેત્ર, જેવુંજ જે, વિકારિ ને થાનાર;
શક્તિયુક્ત ક્ષેત્રજ્ઞ તે, શુણ સંક્ષેપેં સાર. ૩

છેત્રજ હાં તેં હૈ ભયો, જો હૈ જૈસેં ભાય;
યહ પ્રકાર યા માંઝ હૈ, કહું સંક્ષેપ સુનાય. ૩

૩ તે ક્ષેત્ર જે [કિયું], જે પ્રકારનું, જે વિકારનું ને જેનાથી એ, અને તે [ક્ષેત્રજ્ઞ] કોણ, કેવા પ્રભાવનો તે સંક્ષેપે મારાથી સાંભળ.

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक् ।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

ગાયું એ ઋષિયેંજ બહુ, છંદ વિવિધ પ્રકાર;
બ્રહ્મસૂત્ર નિશ્ચિત પદે, યુક્તિયે નિરધાર. ૪

ઋષિન કહ્યો બહુ ભાંતિ જો, ઔર ભેદ નહિ ભાખ;
યહ બેદનિ નિશ્ચય કરી, કહ્યા ઉપનિખદ સાખ. ૪

૪ [ક્ષેત્રક્ષેત્રજ્ઞનું સ્વરૂપ] ઋષિયોએ બહુ પ્રકારે વર્ણવ્યું છે; વિવિધ છંદોએ જૂદે જૂદે મતે; વળી યુક્તિવાળાં સિદ્ધાંતરૂપ બ્રહ્મસૂત્રવાક્યોએ.

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ॥ ५ ॥

મહાભુત અહંકાર વળિ, બુધ્ધિ માયા સાર;
દશ-ઇંદ્રીયો એક મન, વિષય-પંચ વળિધાર. ૫

મહા ભૂત અહંકાર મતિ, અરુ માયા હી જાન;
એકાદશ ઇંદ્રિય બિખે, પંચ અગોચર માન. ૫

† ૫ મહાભૂત [પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ], અહંકાર બુદ્ધિ, અવ્યક્ત, ઈંદ્રિયો દશ [પાંચ જ્ઞાનેંદ્રિય-કર્ણ, ત્વચા, નેત્ર, જિવ્હા, નાસિકા અને પાંચ કર્મેન્દ્રિય-મુખ, હસ્ત, પાદ, ગુદા, ઉપસ્થ], વળી એક [મન] ને પાંચ વિષય ઈંદ્રિયોના [શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ].

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥ ६ ॥

સુખ દુખ, ઇચ્છા, દ્વેષ, ને, ધૃતિ, મનવૃત્તિ, શરીર;
સૌ મળિ વિકારી ક્ષેત્ર એ, કયું સંક્ષેપેં વીર. ૬

ઈચ્છા સુખદુખ ચેતના, દ્વેષ ધીરતા હોય;
યહ જુ કહ્યો સંક્ષેપ સોં, છેત્ર ગ્યાન તૂં લેય. ૬

‡ ૬ [પૂર્વોક્ત ચોવીસનો સમુદાય] શરીર; ઈચ્છા, દ્વેષ સુખ, દુઃખ, ચેતના (જાણવાવાળી મનોવૃત્તિ), ધૈર્ય [એ છ] (એમ) વિકારસહિત એ ક્ષેત્રને મેં સંક્ષેપે કહ્યું.

* જેમ પ્રત્યેક જીવ ક્ષેત્રજ્ઞ તેમ વિશ્વરૂપ ક્ષેત્રનો હું ક્ષેત્રજ્ઞ છું—સર્વ વ્યાપી સર્વાધાર, સર્વાંતરયામિ રૂપે. જીવ અભિમાને કર્મ કરી ક્ષેત્રનો ભોગ કરે છે ને હું નિરભિમાન રહી પ્રત્યેક જીવનાં ને એમ જગતનાં કર્મનું સાક્ષીપણું ભોગવું છું.

† અવ્યક્ત—જગતનું કારણરૂપ મૂળ; અજ્ઞાન. જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ, કર્મશક્તિ એ ત્રણ શક્તિ જેની તે; પ્રકૃતિ; માયા. એ મૂળપ્રકૃતિ રૂપાંતર કરીને દેહરૂપ પરિણામને પામી છે. રૂપાંતર કારણમાંથીરૂપે કેવી રીતે થયાં તે વિષય અસમ રાખી મુખ્ય પરિણામ તત્વરૂપે દેહ—ક્ષેત્રના સંબંધમાં જણાવ્યાં.

‡ ઇચ્છાદિ વિકાર તે દેહના સંબંધમાં અંતઃકરણના દૃશ્ય વ્યાપાર છે; આત્માના સંબંધના નથી.

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

ક્ષાંતિ, અદંભ, અમાનિતા, શૌચ, સરળતા સાર;
સ્થૈર્ય, અહિંસા, દેહવશ, ગુરૂસેવા નિરધાર. ૭

માન દંભ હિંસા તજે, છમા સુ સરલતા માન;
ગુરુ સેવા સંજમ કરન, થિરતા શૌચ પ્રધાન. ૭

૭ માનની ઇચ્છા ન ધરવી, સ્વધર્મ પ્રગટ કરી ન દેખાડવો, પરપીડાની બુદ્ધિ ન કરવી, પારકાનો અપરાધ સહન કરવો, સુધાપણું-કોમળપણું, આચાર્યનું સેવન, ચોખ્ખાઈ [અંતરમાં ને બહાર], સ્થિરતા [સન્માર્ગમાં], શરીરને નિયમમાં રાખવું.

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

વિષયોમાં વૈરાગ્ય વળિ, અહંકારી થવાય;
જન્મ, મૃત્યુ, વ્યાધી, જરા, દુખ જોવું તેમાંય. ૮

બિખયન સોં વૈરાગ્ય ધરી, તજે રહે અહંકાર;
જનમ મરણ સુખદુખ જરા, વ્યાધિ દોખ નિરધાર. ૮

૮ વિષયને વિષે વૈરાગ્ય ને અહંકારરહિતપણું, જન્મમૃત્યુ જરા; વ્યાધિના દુઃખરૂપ દોષન વારંવાર જોયાં કરવાં તે [વૈરાગ્યને અર્થે];

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

અસક્તિ અસંગપણું વલિ, પુત્ર દાર ગૃહમાંય;
ઇષ્ટ અનિષ્ટનિ પ્રાપ્તિમાં, સમચિત નિત રહેવાય. ૯

નેહ ન પુત્ર કલત્ર સોં, તા દુખ દુઃખિ ન હોય;
ચિત્તમેં ધરિ સમાનતા, ભલે બુરે કોં ખોય. ૯

૯ પુત્ર સ્ત્રી ગૃહાદિને વિષે આસક્તિ વાસના ન હોવી તે, અને ઈષ્ટઅનિષ્ટની પ્રાપ્તિમાં નિત્ય સમચિત્ત;

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

અનન્ય યોગેં મુજ વિશે, દઢ ભક્તી વળી સોય;
જન સમાજમાં પ્રીતિ નહિં, નિર્જન વાસજ હોય. ૧૦

અટલ ભક્તિ મો મેં ધરે, સબકોં આતમ જાન;
રહે સદા એકાંત મેં, નહીં સભાસદ માન. ૧૦

૧૦ બીજે કહીં નહિ એવી વૃત્તિયે એકાગ્રજ એવી ભક્તિ મારે વિષે, એકાંતવાસનું સેવન, સંસારી જનની સભાને વિષે અરૂચિ;

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोन्यथा ॥ ११ ॥

દર્શન મોક્ષતણું વળી, નિત અધ્યાત્મ-જ્ઞાન;
એ સૌ જ્ઞાન કહ્યુંજ છે, ઉલટું તે અજ્ઞાન. ૧૧

અધ્યાતમ નિત ગ્યાન ધરે, તત્વગ્યાન કોં દેખ;
યહ સબ જો મેં કહ્યુ કહે, યહી ગ્યાન અબ રેખ. ૧૧

૧૧ આત્મા એજ વિષયના જ્ઞાનનો નિત્યભાવ (જીવ તથા ઇશ્વર સંબંધી), તત્વજ્ઞાનના ફળને જોવું (દુઃખની નિવૃત્તિ ને આનંદની પ્રાપ્તિ)—એ જ્ઞાન; એથી જે બીજે પ્રકારે વિરોધી વિપરીત તે અજ્ઞાન. [એમ વીસ લક્ષણ—સાધન કહ્યાં જ્ઞાનનાં].

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

કહું હવે તે જ્ઞેય જે, જાણી મોક્ષ પમાય;
પરમ અનાદી બ્રહ્મ તે, સત્‌અસત્ નહિ કહેવાય. ૧૨

કહ્યો અમૃત સમ જાનિકે, જાતેં મુગતિ જુ હોય;
કારન કારજ તેં પરો, આદિ બ્રહ્મકો જોય. ૧૨

* ૧૨ જે જ્ઞેય [જાણવાનું બ્રહ્મ] તે કહું છું, જે જાણીને અમૃતનો [મોક્ષનો] અનુભવ થાય છે; તેને અનાદિ, પરબ્રહ્મ, નહિ સત્ કે નહિ અસત્ કહિયે.

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

હસ્ત પાદ શિર આંખ ને, કાનવાન ચોફેર;
વીંટિ રહ્યું સૌને જ તે, મૂખવાન સૌમેર. ૧૩

સબહિ કર અરુ ચરણ શિર, ત્યૌંહિ મુખ દ્રિગ કાન;
વ્યાપ રહ્યો સબ જગતમેં, મોહિ દસોંદિસ જાન. ૧૩

૧૩ તે [બ્રહ્મ] સર્વત્ર હાથ પગ એવું, સર્વત્ર આંખ માથું મુખ એવું, સર્વત્ર શ્રવણેંદ્રિયે યુક્ત એવું લોકમાં સર્વને વ્યાપીને રહ્યું છે.

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

પ્રકાશેજ સૌ વિષયને, સર્વેન્દ્રિય વર્જીત;
ગુણ ભોક્તા વળિ સર્વ ભૃત, નિર્ગુણ સંગ રહીત. ૧૪

સબ બિખયન તે રહિત હૈ, સબ તાકો અભાસ;
સંગ બિના સબકો ધરે, નિરગુનકે પરકાસ. ૧૪

૧૪ સર્વે ઇંદ્રિયોના વિષયને પ્રકાશ કરે છે અથવા ઇંદ્રિયગુણે ભાસ થાય જેનો, સર્વે ઇંદ્રિયોરહિત, અલિપ્ત—સર્વશૂન્ય, સર્વને આધારભૂત, નિર્ગુણ [સત્વાદિ ગુણરહિત], વળી ગુણનો ભોક્તા—પાળક (એવું છે).

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥ १५ ॥

બહિ અંતર છે ભૂતમાં, સર્વ ચરાચર તેહ;
સૂક્ષ્મપણાથી જણાય નહિ, પાસે દૂરજ એહ. ૧૫

જે તહિં તેં ચર હુ અચર, અંતર બાહિર સોઇ;
સબનેં દૂરિસુ નિકટ હૈ, સૂચ્છમ લખે ન કોઇ. ૧૫

૧૫ પ્રાણીઓની બહાર તથા અંદર, સ્થાવર ને જંગમ (તે છે;) સૂક્ષ્મપણાથી ન જણાય તેવું, દૂર રહેલું [અજ્ઞાનથકી], તેજ વળી સંનિધ—પાસેજ (જ્ઞાનીને).

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

અભિન્ન છે ભૂતો વિશે, ભિન્ન પેઠ રહેનાર;
પોષક તે ભૂતો તણો, ઉત્પતિ લય કરનાર. ૧૬

તામેં ભેદ કછૂ નહીં, સબતેં રહિત બિભાગ;
ઉપજાવત નાસત સબે, નહિં પાવત અનુરાગ. ૧૬

૧૬ પ્રાણીઓને વિષે જૂદું નહિ, તેમ જૂદું પણ રહેલું એવું (તે જ્ઞેય) પ્રાણીઓનું પોષક, નાશક ને ઉત્પાદક પણ (છે.)

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥

જ્યોતિમાં તે જ્યોતિ છે, તમથી પર કહેવાય;
જ્ઞાનગમ્ય, જ્ઞેય, જ્ઞાન એ, રહેલ છે સૌમાંય. ૧૭

જોગ વહૂ સબ જોતમેં, અંધકાર તે પાર;
ગ્યાન જાનિબો હીયમેં, સબહીકોં નિરધાર. ૧૭

૧૭ [સૂર્યચંદ્રાદિક] પ્રકાશકોને પણ પ્રકાશ આપનાર [ચૈતન્યરૂપે] ને તમથી [અજ્ઞાનથી] વેગળું કહિયે. જ્ઞાન [બુદ્ધિવૃત્તિને વિષે જાણનારૂં તે], જ્ઞેય [તેજ જે જાણવા યોગ્ય, કેવળ જ્ઞાનમૂર્તિ તે પરિણામે], જ્ઞાનગમ્ય [વીસ લક્ષણોએ જે પમાય તે], [બ્રહ્મ], સર્વના હૃદયને વિષે રહેલું (છે).

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

કહ્યાં એમ સંક્ષેપથી, ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય;
થાય યોગ્ય મુજ ભાવને, જાણી ભક્તો એય. ૧૮

ક્ષેત્ર ગ્યાન અૌ ગ્યેયમેં, તાકોં દિયો બતાય;
ઇનકે જાનેં જો ભગત, લહે સો મેરે ભાય. ૧૮

૧૮ એ પ્રકારે ક્ષેત્ર તથા જ્ઞાન તથા જ્ઞેય સંક્ષેપે કહ્યું. મારો ભક્ત એ જ્ઞાનને જાણી મોક્ષકારણે યોગ્ય થાય છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

પ્રકૃતિ પુરૂષ, એ બેયને, પાર્થ અનાદી જાણ;
થાય વિકાર ગુણાદિ સૌ, પ્રકૃતીથી તું માન. ૧૯

માયા પુરુખ અનાદિ હૈ, અર્જુન દોઉ જાન;
ગુન બિકાર સબજો ભયે, માયાહિ કે માન. ૧૯

* ૧૯ પ્રકૃતિ ને પુરૂષ એ બંનેને અનાદિ જાણ. વિકાર [દેહ ઇંદ્રિયાદિ] અને ગુણ [સુખ દુઃખ મોહાદિ] એને પ્રકૃતિથકી ઉપજેલા જાણ.

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

ક્રિયા કાર્ય કારણતણી, પ્રકૃતીથી કહેવાય;
સુખ દુખ ભોગવવા વિશે, કારણ પુરૂષ વદાય. ૨૦

કારણ કારજ કરત હૈ, માયા ઇનકો હેત;
દુખ ઔર સુખ કે ભોગકોં, વહે પુરુખ ગહિ લેત. ૨૦

† ૨૦ કાર્ય કારણ કર્તૃત્વને વિષે હેતુ પ્રકૃતિ કહિયે; સુખ દુઃખના ભોક્તાપણાને વિષે હેતુ પુરૂષ કહિયે.

---

* ૧૨થી તે ૧૭ સુધી જ્ઞેયની ઓળખ આપી છે તે નહિ સત્ કે નહિ અસત્;—સત્ તે દૃશ્ય એટલે જેને પ્રત્યક્ષ દીસે છે તેતે નથી; ત્યારે શું અદૃશ્ય (પરોક્ષ) છે? તેમ પણ નથી. વળી સત્ એટલે પ્રમાણનો વિષય ને અસત્ એટલે નિષેધનો વિષય પણ બ્રહ્મ તો વિષયમાત્રથી જુદું અગમ્ય છે. ૧૩માં જણાવ્યું કે બ્રહ્મ સર્વવ્યાપી છે ને એ રીતે સર્વે પ્રાણીઓમાં ઇંદ્રિયોના ઉપાધિ રહિત વ્યવહાર કરે છે. વળી ૧૪માં જણાવ્યું કે ઇંદ્રિયોના વિષયમાં તેજ પ્રકાશે છે એટલે ઇંદ્રિય તથા વિષય તે માત્ર આભાસસ્વરૂપ છે.

* જ્ઞેય—બ્રહ્મ તે પ્રકૃતિથી અલગ, સ્વતંત્ર, અનાદિ છે; ક્ષેત્રના ધર્મોથી રહિત છે. તેજ જ્ઞેય પ્રકૃતિના સંબંધમાં ક્ષેત્રજ્ઞ—પુરૂષ સ્વરૂપે પણ છે. એ સગુણ ઇશ્વરના અંશભૂત જે જીવ તે પણ પુરૂષ.

† પ્રકૃતિ પોતે અચેતન છે તેને વિષે કર્તૃત્વ નથી તોપણ ચેતન જીવને નિત્ય વશ હોવાથી તેને વિષે કર્તૃત્વ સંભવે છે.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરુષ ભોગવે પ્રકૃતિ ગુણ, પ્રકૃતીમાં રહી અંગ;
એના સદ્અસદ્ જન્મમાં, કારણ ગુણનો સંગ. ૨૧

પુરુખ પ્રકૃતિમેં બૈઠકે, કરત તિર્નેકો ભોગ;
ઉંચે નીચે જનમ કો, કારન ગુન સંજોગ. ૨૧

* ૨૧ પ્રકૃતિમાં રહેલો પુરૂષ પ્રકૃતિથી ઉપજેલા ગુણોનો ભોગ કરે છે. એને (એ પુરૂષને) સારી નરસી યોનિને વિષે જન્મનું કારણ તે ગુણસંગ [ભોગવાસના] છે.

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मन्पुरुषः परः ॥२२॥

પુરૂષ કયો આ દેહમાં, પર પરમાત્મા જાણ;
દૃષ્ટા, અનુમતા [illegible], ભર્તા ભોક્તા, મહાન. ૨૨

પરમાત[illegible] કો દેહ તેં, ન્યારો જાનત લોય:
સાચ્છી, ભરતા, ભોગતા, ઈશ્વર, નિરગુન હોય. ૨૨

† ૨૨ પાસે રહી જોનારો [સાક્ષીમાત્ર], માનવાવાળો [અનુમોદક], પાળનારો, ભોગવનારો મોટો ઈશ્વર છે. પરમાત્મા એમ [illegible] કહેવાય છે, આ દેહને વિષે ઉત્કૃષ્ટ પુરૂષ.

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ २३ ॥

જાણે એમ પુરૂષને, પ્રકૃતીને ગુણ યુક્ત;
વર્તતાંજ સૌ રીત, તે, જન્મે નહિ ફરિ, જુક્ત. ૨૩

જો કોઉ ઐસે પુરુખ લખે, પ્રકૃતિ અરૂ ગુણ લાય;
સો કયોં હી જગતમે રહ્યો, બહુરિ ન ઉપજે આય. ૨૩

૨૩ એ પ્રકારે પુરૂષને ગુણેયુક્ત એવી પ્રકૃતિને જે જાણે તે સર્વથા [વિધિ ઓળંગીને] સંસારમાં રહ્યો છતે ફરી જન્મ પામતો નથી.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

કોઇક મનથી આત્મને, નિજમાં ધ્યાને જોય;
સાંખ્ય યોગથી અન્ય વલિ, કર્મયોગથી કોય. ૨૪

દેહ માંઝ આતમ લખે, કોઉ કરત મુનિ ધ્યાન;
સાંખ્યજોગ અરૂ કરમ કરે, લખન કરમ સહ ગ્યાન. ૨૪

૨૪ કોઇ પોતાની બુદ્ધિને વિષે ધ્યાને કરીને જોય છે, કોઈ આત્માકાર કરેલા આત્માએ આત્માને જોય છે, બીજા સાંખ્યયોગે [તત્વજ્ઞાને] ને બીજા કર્મયોગે [નિષ્કામ કર્મ કરીને] જોય છે.

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥

ઉપાસે શુણિને અન્યથી, એથી અજાણ્યા જેહ;
તરી જાય સંસારને, શ્રવણ પરાયણ તેહ. ૨૫

જો આતમ જાનત નહીં, સુનિ કે ઔર નમે જુ;
મન ઉપાસના કરત હૈ, ભવ ભય મૃત્યુ તરે જુ ૨૫

૨૫ બીજા એમ ન જાણતા તે બીજાથકી સાંભળીને ઉપાસે છે. પરમ આદરે સાંભળનારા તેપણ મૃત્યુને [સંસારને] અતિક્રમણ કરે છે.

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

સ્થાવર જંગમ વસ્તુજે, બનેછ ભારત વીર;
ક્ષેત્ર ક્ષેત્રિના યોગથી, થાય જાણ તે ધીર. ૨૬

જિતે જીવ યા જગતમેં, સ્થાવર જંગમ હોત;
છેત્ર ઔર છેત્રગ્ય તેં, તે સબ સંત ઉદ્દોત. ૨૬

૨૬ હે ભરતશ્રેષ્ઠ! જે કાંઈ સઘળું સ્થાવરજંગમ ઉપજેછે તે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંયોગે છે એમ જાણ.

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥ २७ ॥

સૌ નાશી ભૂતો વિશે, અવિનાશી, સમ, જેહ;
પરમ ઇશ, તેનેજ જે, જાણે જાણે તેહ. ૨૭

પરમેસર સબ જગતમેં, હૈ એક સમાન;
તિન્હેં ન સત બિનસે નહીં, તે જનનિ સો ગ્યાન. ૨૭

૨૭ સર્વ ભૂતને વિષે સમાન રહેનારા એવા, વળી નાશવંતમાં નાશ ન પામે એવા પરમેશ્વરને જે જોયછે તેજ (ખરૂં) જોયછે.

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् २८

ઇશ સ્થિત સમ સર્વમાં, જોતાં તેને સમ;
ન હણે પોતે આત્મને, પામે તે પરબ્રહ્મ. ૨૮

ઇશ્વરકોં સબ ઠોર જે, જનત સમાન ભાય;
આતમઘાતી સો હોહી નહીં, સો પરમગતિ પાય. ૨૮

૨૮ સર્વ ભૂતને વિષે સમ રહેલો (વ્યાપકપણે) એવા ઇશ્વરને જોતો છતે આત્મપણાએ પોતાને નાશ નથી પમાડતો, પછી ઉત્કૃષ્ટ ગતિને પામે છે.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

ક્રીયમાણ કર્મોજ સૌ, થાય પ્રકૃતિથી એમ;
જાણે જે, તે આત્માને, જુએ અકર્તા તેમ. ૨૯

માયા જુ કરત કરમ સબ, જીવ અકારતે જોય;
જાનત જો યહ ભેદકો, લખત આતમા સોય ૨૯

૨૯ પ્રકૃતિએજ કરાય છે (એમ) સર્વ કર્મને તથા આત્મા અકર્તા છે (એમ) જે જોય છે તેજ (ખરૂં) જોય છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

પૃથગ્ભાવ ભૂતો તણો, યદા એકમાં જોય;
વિસ્તારજ પણ તે થકી, તદા બ્રહ્મ તે હોય. ૩૦

ઇક આતમમેં સ્થિત કરે, સબ પ્રાનિનકે ભાય;
આતમકીતે બિસ્તરે, લખિસો બ્રહ્મ જુ પાય. ૩૦

---

* પ્રકૃતિમાં રહી તેના ગુણનો ભોગ કરી કર્મફળને અધીન થાય છે.

† પણ જીવ વસ્તુતઃ પ્રકૃતિના ગુણોએ યુક્ત નથી કેમકે સ્વતંત્ર આત્માનો અંશ છે. તે આત્મા પોતે દેહમાંજ જીવને તેના કર્મનો સાક્ષી ને તેનો અનુગ્રહ કરવાવાળો એવો પાસેજ છે.

૩૦ જ્યારે સ્થાવરજંગમ ભૂતના જુદા ભાવને એકસ્થ [એક આત્માને વિષે] વિચારી જોય, ત્યારેજ પરિપૂર્ણ બ્રહ્મને સંપાદે છે.

अनादित्वान्निर्गुणत्वा त्परमात्मायमव्ययः ।
शरीरस्थोपि कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

અનાદિ નિર્ગુણ, તેથી આ, પરમાત્મા અવિકારી;
ન કરે નહિ લેપાય એ, રહિ વપુમાં ધનુધારી. ૩૧

આદિ અંત સોં રહિત હો નિરગુનઆતમ હોય;
દેહમેં જ્યાહી રહે, કર્મતિ લિપ્ત ન હોય. ૩૧

૩૧ હે કુંતીપુત્ર! અનાદિપણાથી, નિર્ગુણપણાથી એ પરમાત્મા નાશરહિત (છે) શરીરમાં રહેલો છતે કરતો નથી (ને) લેપાતો નથી.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

સૂક્ષ્મપણાથી સર્વગત, નભ લેપાય ન જેમ;
રહિ સૌ વપુમાં આત્મપણ, નહિ લેપાયજ તેમ. ૩૨

જો આકાસ સુચ્છમ બસે, સબમેં લિપે જો નાહિ;
ત્યોંહિ લિપે પરમાતમા, લિપ્ત ન દેહન માંહી. ૩૨

૩૨ જે પ્રકારે સૂક્ષ્મપણાને લીધે [અસંગ સ્વભાવે] સર્વત્ર વ્યાપક આકાશ લિપ્ત થતું નથી, તેમ દેહને વિષે સર્વત્ર રહેલો આત્મા લિપ્ત થતો નથી.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

જેમ સકળ આ લોકને, પ્રકાશેછ રવિ એક;
તેમ ક્ષેત્રિ સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક. ૩૩

જો પ્રકાસ એકે કરે, સબ જગ સૂરજ દેવ;
ત્યોં સબહીકે દેહમેં, પરમાતમકો જેવ. ૩૩

૩૩ હે ભારત! જે પ્રકારે એક રવિ આ સમસ્ત લોકને પ્રકાશ કરે છે તેમ ક્ષેત્રી [ક્ષેત્રજ્ઞ] સર્વ ક્ષેત્રને [શરીરને] પ્રકાશ આપે છે.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥

ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદ એ, પ્રકૃતિમોક્ષ વલિ જેહ;
જ્ઞાન ચક્ષુથી જોય જે, પર પદ પામે તેહ. ૩૪

ક્ષેત્ર ઓર ક્ષેત્રજ્ઞકે, ભેદ લખે જો કોય;
જીવ પ્રકૃતિ મોક્ષકો, જાને મુગત જુ હોય. ૩૪

૩૪ એ પ્રકારે ક્ષેત્રક્ષેત્રજ્ઞના અંતરને [ભેદને] જ્ઞાનદૃષ્ટિએ જોઆ (જાણે છે), વળી સમસ્ત ભૂતને પ્રકૃતિથકી છુટવાનો ઉપાય જાણે છે તેઓ પરંપદને પામે છે.

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્રસંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગ યોગ નામનો તેરમો અધ્યાય. ॥૧૩॥**

# અધ્યાય ૧૪ મો.

**॥ श्रीभगवानुवाच ॥**

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

કહું ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ;
જે જાણી અહિંથી બધા, મુનિ પામ્યા પરબ્રહ્મ. ૧

પરમ જુ ઉત્તમ જ્ઞાન સોં, તોકોં દેત બતાય;
જ્યાહી જાનિ કે મુનિ સબે, રહે મુગતિકોં પાય. ૧

* ૧ વળી જ્ઞાનમાં જ્ઞાન ઉત્તમ તે કહુંછું, જે જાણીને સર્વ મુનિયો (મનનશીલ તે) અહીંથી [સ્થૂલ સૂક્ષ્મ દેહબંધનથી છૂટી] ઉત્કૃષ્ટ સિદ્ધિને [મોક્ષને] પહોંચ્યા.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥

કરી આશ્રય આ જ્ઞાનનો, બનિ મુજરૂપે સાર;
સૃષ્ટિ સમય નહિ થાય તે, પ્રલયે નહિ વ્યથનાર. ૨

યાહિ જ્ઞાનકો સેવક, મેરો લહો સરૂપ;
પ્રલય વ્યથા તિનકોં નહીં, પરે ન તે ભવરૂપ. ૨

૨ એ જ્ઞાનનો આશ્રય લેઈ મારી સ્વરૂપતાએ આવ્યા; (સૃષ્ટિની) ઉત્પત્તિમાં ઉપજતા નથી ને પ્રલયમાં કષ્ટ પામતા નથી.

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥ ३ ॥

મહત બ્રહ્મ મુજ યોનિમાં, રાખું ગર્ભ હું સાર;
ઉત્પતિ સૌ ભૂતો તણી, થાય તેથી નિરધાર. ૩

બ્રહ્મ પ્રકૃતિમેં જો રહે, તામે ગરભ ઠરાય;
ઉપજાવત સબ સૃષ્ટિ હો, અર્જુન ચિતમેં લાય. ૩

† ૩ મારું ઉત્પત્તિસ્થાન જે મહદ્બ્રહ્મ તેને વિષે ગર્ભ મૂકુંછું તે થકી હે ભારત, સર્વ ભૂતની ઉત્પત્તિ થાય છે.

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

સર્વ યોનિમાં કુંતિસુત, બનેછ જે આકાર;
પ્રકૃત યોનિ મહા તેનિ, હું, પિતા બીજ-પ્રદ, ધાર. ૪

જે જે મૂરત હોતહૈ, સબ જોનિનમેં આય;
તિનકો હોં હી જીવ હોં,મૈહિ પિતા ઓ માય. ૪

૪ સર્વ યોનિને વિષે હે કુંતીપુત્ર, જે મૂર્તિયો [સ્થાવરજંગમ ભૂત] ઉત્પન્ન થાય છે તેઓને મહત્બ્રહ્મ એ યોનિ [માતા] ને હું બીજ દેનારો પિતા છું.

---

* તપ તથા નિર્વિષયનું જ્ઞાન.

† મૂળપ્રકૃતિનોજ એક ભેદ પણ કાર્યપરત્વે મોટું એવું જે મહત્ અથવા મહત્બ્રહ્મ (બુદ્ધિરૂપ સમસ્ત કાર્ય કરવાવાળું) તેમાં હું મારું ચિદંશ-સંકલ્પરૂપ બીજ મૂકુંછું—અર્થાત્ મહત્ જે બુદ્ધિબીજરૂપ પ્રકૃતિ તેમાં પરમાત્માનો જ્ઞાન આભાસ એ ગર્ભ અને એ તેના સંબંધથી બ્રહ્માદિ સર્વે પ્રાણીઓની ઉત્પત્તિ થાયછે.

सत्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

સત્વ રજો, તમ, ગુણ એ, પ્રકૃતીથી થાનાર;
વપુમાં અવ્યય દેહિને, છે યોજી દેનાર. ૫

સત્ત્વ રજો તમગુન ભયે, મોહી તેં તૂં માન;
દેહ માંઝ યા જીવકોં, યેહી બાધત આન. ૫

* ૫ સત્વ, રજ, તમ એ ગુણો પ્રકૃતિથકી ઉપજેલા તે હે મહાબાહુ! નાશરહિત એવો જે દેહી [જીવ] તેને દેહવિષે બદ્ધ કરે છે.

तत्र सत्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

નિર્મલતાથી સત્વતો, શાંત, પ્રકાશક સાર;
અનઘ, જ્ઞાન સુખ સંગમાં, જોડે છે નિરધાર. ૬

નિર્મલ ઔર પ્રકાશક, સતગુણ શાંતિ સુભાય;
ગ્યાન સંગ સુખ સંગ સો, બાધત જીવહિ આય. ૬

૬ તે ગુણોમાં સત્વગુણ તે હે નિષ્પાપ! નિર્મળપણાંથી પ્રકાશક તથા ઉપદ્રવ રહિત છે (ને) સુખસંગે કરી તથા આત્મજ્ઞાનસંગે કરી બાંધે છે [જીવને].

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥

કારણ, તૃષ્ણા સંગનું, રાગવાન રજજાણ;
કર્મ સંગમાં દેહિને, જોડે છે ઇમ માન. ૭

રજગુણ રાજસ રૂપ હૈ, તૃષ્ણા સંગહિ હેત;
કરમ સંગ કરિ જીવકો, યાહી બંધન દેત. ૭

૭ રજોગુણને રાગાત્મક તૃષ્ણા (તથા) સંગથી ઉપજેલો જાણ; તે હે કુંતીપુત્ર! દેહીને કર્મસંગે કરી બાંધે છે.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

મોહજનક સૌ દેહિને, તમ અજ્ઞાને જાણ;
આળસ ઊંઘ પ્રમાદમાં, જોડે છે તે માન. ૮

હોત જુ તમ અગ્યાન તેં, મોહત સબકો જીવ;
વિહ્‌વલતા નિદ્રા અલસ, ઇન સોં બાધત હેવ. ૮

૮ તમોગુણને અજ્ઞાનથી ઉત્પન્ન થયલો સર્વ દેહીને મોહરૂપ [ભ્રમજનક] જાણ; પ્રમાદ, આળસ, નિદ્રા એણે કરી બાંધે છે.

सत्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

સુખમાં જોડે સત્વ વળિ, રજ કર્મોમાં માન;
પ્રમાદાદિમાં તમ તથા, જોડે ઢાંકી જ્ઞાન. ૯

સતગુણ સુખમેં બઢતહૈ, કરમ રજોગુન હોય;
અલસમેં તમગુણ બઢૈ, રહત ગ્યાન સબ ખોય. ૯

૯ હે ભારત! સત્વ તે સુખમાં [શાંતિમાં] યુક્ત કરે છે (જોડે છે, મેળવે છે;) રજો તે કર્મમાં; તમો તે જ્ઞાનને આવરી પ્રમાદમાંજ.

* ત્રણ ગુણને સમાન રાખવાવાળી મૂળ પ્રકૃતિ છે પણ પછી ગુણોને અનુસાર ભિન્ન ભિન્ન કાર્ય થાય છે અને ચિદંશ જે અજ તથા બુદ્ધિયુક્ત દેહીસ્વરૂપ છે તેને પણ તે ગુણો બદ્ધ કરે છે,—સુખદુઃખ મોહાદિથી.

रजस्तमश्चाभिभूय सत्वं भवति भारत ।
रजः सत्वं तमश्चैव तमः सत्वं रजस्तथा ॥ १० ॥

પાર્થ થાય છે સત્વ ગુણ, રજ તમ ગુણ હટાડિ;
તેમ સત્વ તમનેજ રજ, તમ રજ સત્વજ પાડિ. ૧૦

રજગુન તમગુન મેલિકે, રહત સત્વગુન પૂરિ;
રજ સત્વનં ગેલિ તમ, રજ તેં સતતમદૂરિ. ૧૦

૧૦ હે ભારત! સત્વ તે રજ તથા તમનો તિરસ્કાર કરી થાય છે [પ્રગટ પડે છે]; રજો તે સત્વ તથા તમનો અને તમો તે સત્વ તથા રજનો.

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥ ११ ॥

આ વપુના સૌ દ્વારમાં, પ્રકાશરૂપજ જ્ઞાન;
થાય તદા ઇમ જાણવું, વધેલ સત્વ સુજાણ. ૧૧

સબ દ્વારનમેં દેહકે, જીવ પ્રકાસક ગ્યાન;
સત્વગુન તબહી બઢ્યો, અર્જુન દેહ તૂં જાન. ૧૧

૧૧ દેહમાં સર્વ દ્વારને વિષે જ્યારે પ્રકાશ [બુદ્ધિવૃત્તિનો–જ્ઞાનસ્વરૂપનો] થાય ત્યારે વિશેષ વધ્યો એવો સત્વગુણ જાણવો.

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

પ્રવૃત્તિ લોભ ઇચ્છા વલી, નહિશમ, કર્મારંભ;
રજ વધતાં એ થાય છે, ભરતવંશના સ્તંભ. ૧૨

બઢત રજોગુન દેહમે, દિન સરારંભ આય;
લોભ કરમ ઉદ્દીમ અસત, ઇનતે જનુ પ્રગટાય. ૧૨

૧૨ હે ભરતશ્રેષ્ઠ! રજોગુણ વધેથી લોભ, પ્રવૃત્તિ [યત્નબુદ્ધિ અગ્નિહોત્રાદિક કે વ્યવહારિક], કર્મનો ઉદ્યમ, અશાંતિ [આ પછી આ કરીશ એમ], આતુરતા એ (બધાં) થાય છે.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

અપ્રવૃતી અવિવેક વલિ, પ્રમાદ મોહ પણ સાર,
તમ વધતાં એ થાય છે, નિશ્ચય પાંડુ કુમાર. ૧૩

અર્જુન તબહી કરતહૈ, તમગુન આય પ્રકાસ;
અલસ મોહ અજાન તેં, મનમેં કરત વિલાસ. ૧૩

૧૩ હે કુરુનંદન! તમોગુણ વધેથી અપ્રકાશ [અવિવેક], અપ્રવૃત્તિ [નિરૂદ્યમતા, જડતા], પ્રમાદ, મોહાદિ થાય છે.

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

સત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર;
ઉત્તમવિદ શુધ્ધ લોકને, તો પામે નિરધાર. ૧૪

જો સતગુનકો પ્રભાવમેં, તજે જીવ નિજ દેહ;
તે ગ્યાનીકે લોકમેં, જાય કરે સો ગેહ. ૧૪

૧૪ સત્વની વિશેષ વૃદ્ધિ એવી સ્થિતિમાં દેહધારી દેહ મૂકે તો તે ઉત્તમ જ્ઞાનવાળા, પ્રકાશમય લોકને પામે છે. [હિરણ્યગર્ભાદિની ઉપાસના કરનારા જ્યાં રહે છે ત્યાં જઇ રહે.]

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

કર્મસંગિમાં જન્મ લે, મરેજ જો રજમાંય;
તમ વધતાંમાં જો મરે, મૂઢયોનિમાં થાય. ૧૫

રજોગુનમેં તજિ પ્રાનકો, કરમ ઠેકે ગૃહ જાય;
તમગુનમેં જો મરતહૈ, પસુન માંઝ પ્રગટાય. ૧૫

૧૫ રજોની વૃદ્ધિમાં દેહ છોડે તો કર્મની આસક્તિવાળા લોકમાં [શ્રૌતસ્માર્ત કર્મના અનુષ્ઠાનવાળા અથવા સંસારવહેવારનાં કર્મ કરવાવાળા મનુષ્યોમાં] જન્મ લે. તમોની વૃદ્ધિમાં મરે તો મૂઢયોનિમાં [પશુપક્ષ્યાદિમાં] અવતરે.

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

કહે છે સાત્વિક કર્મનું, સુખ નિર્મલ ફલ, માન;
રાજસનું ફલ દુઃખ વલિ, તામસનું અજ્ઞાન. ૧૬

સુકૃત કરમ તેં હોતહૈ, સાત્વિક ફલ અતિ સુચ્છ;
રજગુનકોં ફલ દુઃખહૈ, તમ અગ્યાન ફલ તુચ્છ. ૧૬

૧૬ સત્કર્મનું સત્વપ્રધાન એવું નિર્મળ ફળ [પ્રકાશમય સુખ]; રજોગુણનું ફળ દુઃખ અને તમોગુણનું ફળ અજ્ઞાન.

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

રજથી લોભજ થાય છે, થાય સત્વથી જ્ઞાન;
તમો ગુણથી થાય છે, પ્રમાદ, મોહ, અજ્ઞાન. ૧૭

લોભ રજોગુન તેં ભયો, સતગુન તે હો ગ્યાન;
તમગુન તે હૈ બિકલતા, મોહ ઔર અગ્યાન. ૧૭

૧૭ સત્વથકી જ્ઞાન, રજથકી લોભ અને તમથકી પ્રમાદ મોહ તથા અજ્ઞાન થાય છે.

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १८ ॥

ઉચ્ચગતિ પામે સાત્વિકો, મધ્યગતિ રાજસ લોક;
તામસ જન પામેજ છે, નીચગતી જે ફોક. ૧૮

સાત્વિક ઊંચો જાતહૈ, રાજસ મધ્યમ લોક;
તામસ જાત અધોગતી, પાવત બહુ બિધિ સોક. ૧૮

૧૮ સાત્વિક તે ઉપરના લોકમાં [દેવાદિકમાં] જાય છે; રાજસ તે મધ્યમાં [મનુષ્યમાં] રહે છે; અને નિકૃષ્ટગુણ વૃત્તિવાળા તામસ તેની અધોગતિ થાય છે [પશ્વાદિમાં જાય છે.]

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

કર્તા ગુણથી અન્ય નહિ, જ્યારે દૃષ્ટા જોય;
જાણે ગુણથી પર તદા, મુજ રૂપે તે હોય. ૧૯

ગુણ બિન કો કરતારહૈ, જાને ગ્યાની કોય;
મોહિ લખે ગુનકે પરે, મો મે લીન જુ હોય. ૧૯

૧૯ ગુણથકી [વિના] કોઈ બીજો કર્તા નથી [ગુણજ સર્વ કર્મ કરે છે એમ] જ્યારે વિવેકી જોય, વળી ગુણથકી જે પર [અસંગ આત્મસ્વરૂપ] તેને જાણે (ત્યારે) તે મારાં રૂપને પામે.

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥

દેહબીજ ત્રણ ગુણ એ, ઉલ્લંઘી થૈ મુક્ત;
મૃત્યુ જરા દુખ જન્મથી, પામે જીવ અમૃત. ૨૦

દેહ કરતહૈ તીન ગુન, તિનકો દેઉ જુ ત્યાગ;
જનમ મરન સુખ દુઃખ સો, રહે મુગતિકે પાગ. ૨૦

૨૦ દેહમાં ઉપજ જેની [દેહરૂપ પરિણામને પ્રાપ્ત] એવા એ ત્રણે ગુણોને ઉલ્લંઘી દેહી [જીવ] જન્મ મૃત્યુ જરા દુઃખ એથકી છૂટેલો (થઈ) મોક્ષને અનુભવે.

॥अर्जुन उवाच॥

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

ત્રિગુણાતીત તણાજ તો, શું લક્ષણ આચાર;
ઉલ્લંઘે ત્રણ ગુણ એ, કે રીતે પ્રભુ સાર. ૨૧

જિસકુ ન લાગે તિન ગુન, તાકો લચ્છન કૌન;
કૈસોં તાકોં આચરન, તુમ તૈસોં જુક હોત. ૨૧

૨૧ હે પ્રભુ! કીએ ચિન્હે એ ત્રણ ગુણથી અતીત થાય [છૂટો થયો ઓળખાય,] તેનો આચાર કેવો. કેવે પ્રકારે [કીએ ઉપાએ] એ ત્રણ ગુણનું અતિક્રમણ કરી વર્તે?

॥श्री भगवानुवाच॥

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ २२ ॥

પ્રકાશ પ્રવૃતિ ને મોહનિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર;
થાતાં દ્વેષે નહિ, નહીં, ઇચ્છે, પાંડુ કુમાર. ૨૨

મોહ ગ્યાન અરૂ કરમકોં, જો જાનત હિય માંહિ;
બિન પાયે ચાહે નહી, લહિ દુખાવત નાહિ. ૨૨

૨૨ હે પાંડવ! પ્રકાશને, પ્રવૃત્તિને, મોહને [સાત્વિક રાજસ તામસ કાર્યને] પોતે પ્રાપ્ત થયો છતે જે દ્વેષ કરતા નથી ને ગયલાંનો ઈચ્છતો નથી [અથવા આવેલી પ્રવૃત્તિનો દુઃખને ભયે દ્વેષ ને અનુભવેલી નિવૃત્તિની પાછી ઇચ્છા કરતો નથી],

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येवं योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

ઉદાસીનની પેઠ રહિ, ગુણથિ ચલિત નહિ જેહ;
વર્તે ગુણ, ઇમ જાણિને, મૌન અચલ થૈ રેહ. ૨૩

ઉદાસીન બેઠો રહે, સુખ દુખ ચપલ ન હોય;
ગુન સબ કારજ કરતહૈ, જો જાને સો લોપ. ૨૩

૨૩ ઉદાસીનવત્ રહી ગુણોના કાર્યે કરીને જે ચળતો નથી [સ્વરૂપથકી], ગુણજ કર્યાં કરે છે એમ (જાણી) જે રહે તે ચલિત થતો નથી.

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

સમ સુખ દુખ, ને સ્વસ્થ, સમ, કાંચન પથ્થર ધુલ;
પ્રિય અપ્રિય સમ, ધીર વલિ, નિંદા સ્તુતિ સમતુલ. ૨૪

સુખ દુખકોં સમગમેં, કાંચન માટી ભાય;
પ્રિય અપ્રિયકોં તુલ્ય ગિને, સ્તુતિનિંદા છક ભાય. ૨૪

૨૪ સમાન [એકજ વૃત્તિ બનેમાં એવું] છે દુઃખસુખ જેને, સમાન છે માટી પત્થર સોનું જેને એવો સ્વસ્થ (અને) તુલ્ય [સરખું] છે પ્રિયઅપ્રિય જેને, તુલ્ય છે પોતાની નિંદાસ્તુતિ જેને (એવો) ધીર,

मानापमानयोस्तुल्यस्तुल्यो: मित्रारिपक्षयो: ।
सर्वारंभपरित्यागी गुणातीत: स उच्यते ॥ २५ ॥

માનઅપમાને સમ વલી, અરિ મિત્રે સમ જેહ,
ત્યાગિ સર્વ આરંભનો, ગુણાતીત છે તેહ. ૨૫

તુલ્ય માન અપમાન ઔ, મિત્ર શત્રુ સમજાય;
સબહી આરંભકોં તજે, ગુણાતીત કહેવાય. ૨૫

૨૫ માન તથા અપમાનમાં તુલ્ય [સરખે ભાવે,] મિત્ર તથા શત્રુ પક્ષમાં તુલ્ય (સરખી બુદ્ધિ,) સર્વ કર્મનો ત્યાગી તેને ગુણાતીત કહીએ.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

ભજેછ મુજને જે વલી, દ્દઢ ભક્તીયે સાર;
ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર. ૨૬

મોકોં જો દ્દઢ ભગતિસોં, સેવત ચિતકે ચાય;
સો તીનો ગુણ લંઘિકે, રહે બ્રહ્મકોં પાય. ૨૬

૨૬ મનેજ જે અનન્ય એવે ભક્તિયોગે સેવે છે તે એ ગુણોનું સારી રીતે અતિક્રમણ કરીને મોક્ષ કારણે સમર્થ થાય છે.

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥

પ્રતિષ્ઠા છું હું બ્રહ્મનિ, જે અવ્યય નિત રૂપ;
અખંડ સુખ અમૃત વલી, છે જે ધર્મ સ્વરૂપ. ૨૭

અર્જુન હોં હી બ્રહ્મ હોં, મુગતિ જુ મેરો રૂપ;
હોં અબિનાશી ધરમ હોં, આનંદ પરમ અનૂપ. ૨૭

નક્કી બ્રહ્મની, અમૃતની (મુક્તિની), અવ્યયની, સનાતન ધર્મની, એકાંત સુખની પ્રતિષ્ઠા [લક્ષ્યરૂપ સ્થાપના] હું છું.

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનીષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં ગુણત્રય વિભાગયોગ નામનો ચૌદમો અધ્યાય. ॥૧૪॥**

---

## અધ્યાય ૧૫ મો.

**॥ શ્રીભગવાનુવાચ. ॥**

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

મૂલ ઊંચું શાખા નિચિ, નાશિ અનાશી કેહ;
વેદપાન, જાણેજ એ, વૃક્ષ વેદવિદ તેહ. ૧

અધ શાખા જડ ઉરધ તરૂ, અબિનાશી અસ્વત્થ;
બેદ પત્ર જો જાનઇ, સો જાને સબ અર્થ. ૧

* ૧ મૂળ ઊંચે શાખા નીચે, (વળી) નાશરહિત કહેવાય છે, જેને છંદો [વેદનાં] તે પત્ર છે (એવા) અશ્વત્થને [સંસારવૃક્ષને] જે જાણે [નિશ્ચ] તેજ વેદ જાણનારો.

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

ઊંચે નિચે વિસ્તરિ એનિ ડાળો, વધ્યા ગુણોથી વિષયપ્રવાલો;
નીચે ઉચે મૂલ પ્રવિષ્ટ છે રે, આ લોકમાં કર્મ વિશેજ પેરે. ૨

ગુન સાચી શાખા બડી, બિખયા પલ્લવ ભાય;
જડ ફેલી કરમ બંધ તે, મનુજ લોકમેં આય. ૨

† ૨ તેની શાખા (સત્વાદિ) ગુણે વધી જઈ ફાલેલી (ને) વિષય [શબ્દાદિ] રૂપ પલ્લવ છે જેને એવી (તે) નીચે ને ઊંચે પ્રસરી રહિયો છે; નીચેનાં મૂળિયાંઅખંડિત પેસી ગયલાં એવાં (વળી) કર્મફળે બાંધેલા એવાં છે મનુષ્યલોકમાં.

न रूपमस्येह तथोपलभ्यते नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

એનું અહીં રૂપ નહીં જણાય, આદ્યંત તેમ સ્થિતિનેં કળાય;
મલે તરૂ એ દ્દઢ છેદ માટે, અસંગશસ્ત્રે અહિ છેદિ ઘાટે. ૩

આદિ અંત નહિ જાનિયે, યાન રૂપ નહિ જાય;
દ્દઢ અસંગ હથિયાર લે, દુ:સહ મૂલ ઢહાય ૩

‡ ૩ તેનું (વૃક્ષનું) રૂપ અહીં દીસતું નથી, (તેને) અંત નથી, આદિ નથી ને સ્થિતિ નથી. અતિવધી ગયલાં મૂળ જેનાં એવા એ અશ્વત્થવૃક્ષને દૃઢ ત્યાગ રૂપી શસ્ત્રે છેદીને—

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिःप्रसृतापुराणी ॥ ४ ॥

જાણીજ લેવું પછિ તેજ ધામ, જેમાં ગયેલા નફરેજ આમ;
જેથી થઇ આ પ્રવૃતિઃ પુરાણી, તે આદિને શર્ણછું એમ જાણી. ૪

યાદ કરે તા ઠોરકી, ફિરે ન તાકોં પાય;
આદિ પુરૂખ સૃષ્ટી જનયે, તાકો સરન તૂં જાય. ૪

૪ પછી જેને વિષે ગયલા પાછા ફરતા નથી તે પદને માર્ગે લાગવું [ઢુંઢવું]. જેથી પુરાણી [જૂની] પ્રવૃત્તિ [સંસારમાયા] વિસ્તાર પામી છે તે આદ્ય પુરૂષને શરણે જવું.

---

* જીવાત્મા, અંતરાત્મા એથકી જુદો ઉત્કૃષ્ટ સ્વરૂપ પરમાત્મા છે ને તે સંસારનું મૂળ છે માટે મૂળ ઉંચે ને શાખા કાર્યના ઉપાધિરૂપ હિરણ્યગર્ભાદિ તે નીચે. સંસાર મંડાઇને પાછો લયને પામે છે માટે નાશવંત છે ને વારેવારે ઉત્પત્તિ લય થયાં કરે છે તેથી નાશરહિત.

† ઉપલી શાખાએ લિંગ શરીરવાળા હિરણ્યગર્ભાદિ દેવતા સર્વે; નીચલીએ કર્મબંધને પીડાતા મનુષ્ય: અને છેક નીચલી તે પશ્વાદિ, સ્થાવર છ૦.

‡ પરમેશ્વર કેટલો વેગળો છે, સંસાર કેટલો વિસ્તારવાળો છે, એ વિષે જીવ અજાણ રહી કર્મબંધને જન્માંતર કર્યાંજ કરે છે. તેણે જન્માંતરના દુઃખથી છુટવાને, ફરી સંસારમાં ન આવવું પડે તેવી પરમ ગતિને પામવાને શું કરવું ? સંસારવૃક્ષને છેદી નાખવો પણ એ છેદવો કઠિણ છે માટે દૃઢ એટલે વિવેકબળવાળું, અસંગ એટલે ધર્મઅર્થકામ એ ત્રણ ઇચ્છા તેનો ત્યાગ એરૂપી જે શસ્ત્ર તેણે છેદવું. તત્વના વિજ્ઞાનવિના મોક્ષ નથી; તત્વજ્ઞાન તે વૈરાગ્યવિના નથી ને વૈરાગ્ય તે ત્યાગવિના નથી માટે ત્યાગબુદ્ધિ રાખવી.

निर्मानमोहाजितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै र्गच्छंत्यमूढाःपदमव्ययंतत् ॥ ५॥

અમૂઢ ને દુઃખ સુખેજ મુક્ત, અધ્યાત્મિ ને કામથકી વિમુક્ત;
નિર્માન મોહી, જિત સંગ જેઓ, પામે અનાશી પદનેજ તેઓ. ૫

કામ સંગ અરૂ મોહ તજે, અધ્યાતમરત હોય;
સુખ દુઃખતજિ તાકોલહે, અબિનાસિ જો કોય. ૫

૫ માન મોહ વિનાના, સંગદોષ જિતેલા, આત્મવિદ્યાની નિષ્ઠાવાળા, કામનાથી નિવૃત્તિ થયલા, સુખદુઃખ (એ) સંજ્ઞાના દ્વંદ્વથી છૂટા થયલા, અવિદ્યારહિત તેઓ તે અવ્યયપદને પામે છે.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ।
यद्गत्वा न निवर्त्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

સૂર્ય ચંદ્ર અગ્ની નહીં, તેને કરે પ્રકાશ;
જ્યાં જૈ ફરિ આવે નહિ, તેજ ધામ મુજ ખાસ. ૬

પાવક રબિ અરૂ ચંદ્રમા, તાહાં કરે ન પ્રકાસ;
ફીરે ન તાકોં પાઇકે, યૌં હૈ મેરો બાસ. ૬

૬ તે પદને સૂર્ય પ્રકાશિત કરતો નથી, નથી ચંદ્ર કરતો કે નથી અગ્નિ કરતો; જ્યાં ગયે પાછા ફરતા નથી તે મારૂં પરમ (ઉત્કૃષ્ટ) ધામ છે.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

મુજ અંશ થૈ જીવ નિત, ઇંદ્રિય મનને સાર;
પ્રકૃતિ થકી, આ લોકમાં, ખેંચે છે નિરધાર. ૭

જીવ લોકમેં જીવ જો, અબિનાશી મો રૂપ;
મન લી ઇંદ્રિય પંચકોં, ઔર પ્રકૃતિ કો ભૂપ. ૭

૭ મારોજ અંશ જીવલોકમાં પ્રાણધારણ કર્તા, સનાતન (તે) પ્રકૃતિસ્થાને [કાન આંખ આદિ ઠેકાણે] રહેલી એવી, મન છઠ્ઠી છે જેને એવી ઇંદ્રિયોને ખેંચે છે.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

પામે જીવ શરીરને, મૂકે, જ્યારે તેમ;
લે ઇંદ્રીયો જાય, વા, ગંધસ્થલથી જેમ. ૮

જો શરીર પાવત તથા, ઉત્ક્રામત યહ જીવ;
લે સબ ઇનકો જાતહૈ, વાયુ ગંધ કે નીવ. ૮

૮ દેહેંદ્રિયનો સ્વામી જીવ એક શરીરને છોડી બીજાં શરીરને પામે છે (ત્યારે તે પોતાની સાથે) એને (ઇંદ્રિયોને) લઈને આવે છે, જેમ વાયુ પુષ્પમાંથી સુગંધને તેમ.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

કાન આંખ ને ચામડી, જીભ, નાક, મન જેહ;
કરિ આશ્રય તે સર્વનો, વિષય ભોગવે એહ. ૯

શ્રવણ નયન નાસિકા ત્વક, ઔર હિ રસના જાન;
મન સબકે ગહિ સંગતેં, લેત જીવ બિખયાન. ૯

૯ કાન, આંખ, ત્વચા, જીભ, નાક એને વળી મનને આશ્રય કરી એ [જીવ] વિષયને [શબ્દાદિને] સેવે છે.

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

જાય, રહે ને ભોગવે, વલિ છે એ ગુણ જુક્ત;
દેખે એને મૂઢ નહિ, દેખે જ્ઞાની યુક્ત. ૧૦

ઇંદ્રિજીત નિકસત કરત, સબ બિખયનકો ભોગ;
મૂઢ જીવકો ઉન લખે, લખે સુ ગ્યાની લોગ. ૧૦

૧૦ દેહાંતર કરનાર વા દેહમાંજ સ્થિત વા ગુણેયુક્ત વા વિષયભોગી જીવને મૂઢબુદ્ધિ (પુરૂષ) તે નથી જોતા, જ્ઞાનદૃષ્ટિવાળ તે જોય છે.

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ।
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

દેખે એને નિજ વિશે, યોગી ઉદ્યોગીજ;
મંદ મૂઢ દેખે નહીં, કરતાં પણ તજવીજ. ૧૧

જોગેશ્વર યહ જતન કિયે, દેખતહૈ હિય માંહિ;
મૂરખ જતન ન કરતહૈ, જીવહિ દેખત નાહિ. ૧૧

૧૧ યત્ન કરતા યોગીઓ પોતામાં રહેલા જીવને જોય છે; અશુદ્ધચિત્ત (ને) વિવેક શૂન્ય (તે) યત્ન કરતા છતે પણ નથી જોઇ શકતા.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

પ્રકાશેછ સૌ જગતને, સૂર્યતેજ પણ જેહ;
ચંદ્રાગ્નીમાં જે વલી, જાણ તેજ મુજ તેહ. ૧૨

તેજ જુ આદિતમે લહૈ, ભાસત સબ સંસાર;
ચંદ્રમાઉ અરૂ અગિનમેં, મેરો રૂપ નિરધાર. ૧૨

૧૨ આદિત્યમાં રહેલું જે તેજ અખિલ જગતને પ્રકાશ કરે છે, જે ચંદ્રમાં જે અગ્નિમાં [છે] તે તેજ મારૂંજ (છે એમ જાણ.)

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥

ધરૂં બળથી હું ભૂત સૌ, રહિ પૃથ્વીમાં જાણ;
પોષું ઔષધ સર્વ હું, ચંદ્ર બની રસવાન. ૧૩

ધારત હોં સબ જીવકોં, કરકે ભૂમિ પ્રબેસ;
પોખત હોહી ઓખધી, હ્વૈરસમેં સસિ ભેસ. ૧૩

૧૩ ભૂમિમાં પ્રવેશ કરી હું પ્રાણીઓને તેજબળે ધરી રાખું છું; રસસ્વભાવવાળો ચંદ્ર થઈને સઘળી ઔષધીઓને પોષું છું.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

ચાર અન્ન પકવૂંજ છું, પ્રાણ અપાન સહીત;
થૈને જઠરાગ્નીજ હું, પ્રાણિ દેહ આશ્રીત. ૧૪

હોં હી જઠર અગિન હોં, સબ દેહનમેં આય;
પ્રાણ અપાન સહાય સોં, ડારત અન્ન પચાય. ૧૪

૧૪ હું પ્રાણીના દેહને આશ્રિત એવો વૈશ્વાનર (જઠરાગ્નિ) થઈ પ્રાણ અપાન (એ વાયુ) સાથે મળી [પ્રદીપ્ત થઇ] ચાર પ્રકારનું (ચાવેલું, ચાટેલું, ચૂસેલું, પીધેલું) અન્ન પચાવું છું.

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

છું હું બધાના હૃદયે વિશેજ, હુંથી સ્મૃતી જ્ઞાન થઇ ટળેજ;
છું વેદ્ય હું સૌ નિગમેજ સાર, વેદાંત કૃત્‌વેદજ જાણનાર. ૧૫

સબકે હિયમેં હોં રહોં, સબહી ગ્યાન બિચાર;
બેદ સબેં મોકોં કહે, મેં તિનકોં કરનાર. ૧૫

*૧૫ વળી સર્વના હૃદયમાં પ્રવેશકરીરહેલો (એવો) હું (છું;) મારાથકી સ્મૃતિ, જ્ઞાન ને વિસ્મરણ (છે); સર્વે વેદોએ કરી જાણવા યોગ્ય હુંજ, વેદાંતબોધક, વેદવેત્તા પણ હુંજ.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

આ બે પુરૂષજ લોકમાં, ક્ષર અક્ષર કહેવાય;
કહે અક્ષર કૂટસ્થને, ક્ષર સૌ ભુત વદાય. ૧૬

લોક માંઝ દો પુરૂખહે, છર અચ્છર હો બાય;
છર શરીરકોં કહતહે, અચ્છર જીવ ગનાય. ૧૬

૧૬ લોકમાં [વ્યવહારમાં] ક્ષર ને અક્ષર એ બે પુરૂષ-ક્ષર તે સર્વે ભૂત [સ્થાવરજંગમ નાશવંત] (અને) અક્ષર (તે) નિર્વિકાર [માયાશક્તિસ્વરૂપ-અંતર્યામી] કહિયે.

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

પુરૂષ અન્ય અવ્યય ઉતમ, પરમાત્મા પરમેશ;
પાળે જે ત્રણ લોકને, તેમાં કરી પ્રવેશ. ૧૭

પુરૂષોત્તમ જે ઓરહે, પરમાતમ કો ભેસ;
તીન લોક જે ધરતહે, કરિકે નિજ પરવેસ. ૧૭

૧૭ (એ બેથકી વેગળો) બીજો ઉત્તમ પુરૂષ તે પરમાત્મા (એ નામે) બોલાયો (છે)-જે અવ્યય ઈશ્વર, પ્રવેશ કરીને ત્રણે લોકને ધારણ પોષણ કરે છે.

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

ઉલ્લંઘ્યો ક્ષરને વળી, અક્ષરથી ઉત્તમ;
લોક વેદમાં તેથિ છું, પ્રસિદ્ધ પુરૂષોત્તમ. ૧૮

છર અચ્છર તેં હોં પરે, સબ તેં હી અધિકામ;
જાતેં બેદરુ લોકમેં, પુરૂષોત્તમ મેં નામ. ૧૮

૧૮ એ માટે હું ક્ષરથી વેગળો, અક્ષરથકી પણ (એવો) ઉત્તમ (છું). વળી એ કારણે લોકમાં વેદમાં પ્રખ્યાત (એવો) પુરૂષોત્તમ છું.

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

પુરૂષોત્તમ મુજનેજ ઇમિ, અમૂઢ જાણે જેહ;
સર્વ ભાવથી મુજને, ભજે સર્વ વિદ તેહ. ૧૯

અર્જુન મોકોં જે ભજત, તેઇ જાન સુજાન;
જે કોઇ મોકોં નહિં ભજત, તે સબ મૂરખ માન. ૧૯

૧૯ જે વિવેકી (મોહરહિત-નિશ્ચિતમતિ) મને એ પ્રકારે પુરૂષોત્તમ જાણે છે તે હે ભારત! સર્વ જાણતો (હોઈને) [સર્વ ભાવે સર્વત્ર એક આત્મભાવે] મને ભજે છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

કહ્યું અનઘ, મેં શાસ્ત્ર આ, ગુપ્ત અતી નિરધાર;
થાય જાણિ એ બુદ્ધિમત, કૃતકૃત્ય પણ સાર. ૨૦

કહી બાત અર્થન ગુહ્ય, સો તોકો કહિ દીન;
પારથ જો જાનત યહ, તેઇ બુદ્ધિ પ્રબીન. ૨૦

૨૦ એ પ્રકારે અત્યંત ગુહ્ય આ હે નિષ્પાપ! મેં કહ્યું. હે ભારત! એ જાણીને બુદ્ધિમાન્ [જ્ઞાનવાન્] થાય, વળી કૃતકૃત્ય [પછી બીજું કરવાનું કંઈ પણ ન રહ્યું જેને એવો.]

ઇતિ શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપનિષદ્‌માં બ્રહ્મવિદ્યા વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં પુરૂષોત્તમ યોગ નામનો પંદરમો અધ્યાય ॥ ૧૫ ॥

---

## અધ્યાય ૧૬ મો.

### શ્રીભગવાનુવાચ ॥

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

અભય ચિત્ત શુદ્ધી વળી, જ્ઞાનયોગમાં સ્થીતિ;
યજ્ઞ દાન દમ સરળતા, બ્રહ્મયજ્ઞ તપરીતિ. ૧

અભય સત્વકી શુદ્ધતા, ગ્યાન જોગ દૃઢ હોય;
દાન જગ્ય તમ પાઠ પુનિ, તપ આરદિ સર જોય. ૧

૧ અભય [કોઈથી ભય ન પામવું], અંતઃકરણની નિર્મળતા [કપટ જૂઠ ન રાખવું,] જ્ઞાનકર્મનું વિચારણું, દાન, દમ, યજ્ઞાદિક સત્કર્મ, સ્વાધ્યાય, તપ, સરળતા,-

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

ત્યાગ અહિંસા શાંતિ સત, અરીસ અચાડિ સેન;
અચપલતા મૃદુતા લજ્જા, અલોભ કૃપા ભુતેજ. ૨

અન હિંસા ઓર સત્તમય, રહે ક્રોધ બિન નીત;
દાન શાંતિ બહુ બિધાચર, દોખ ન આને ચીત. ૨

૨ અહિંસા [જીવમાત્રને પીડા ન કરવી તે], સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, કોઇનું છિદ્ર પ્રગટ ન પાડવું, પ્રાણીમાત્ર ઉપર દયા, લાલચુપણું ન રાખવું, સૌમ્યતા, અકાર્યલજ્જા, ચંચળવૃત્તિ ન રાખવી.

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

અમાનિતા અદ્રોહ ધૃતિ, ક્ષમા તેજ શુચયોગ;
થાયછ તેને હોય જે, સંપદ દૈવી જોગ. ૩

તેજ ક્ષમા શુચી ધીરજ, તજે દ્રોહ અભિમાન;
દેવ સંપદા જિન લહે, તામે તે ગુન જાન. ૩

* સ્મૃતિ, વિસ્મૃતિ, ને એ બેઉનું ટળી જવું તે મારાથી છે.

૩ તેજ, ક્ષમા, ધૈર્યશક્તિ, શુચિ, અદ્રોહ [કપટ ઈર્ષા-દ્વેષ નહિ તે], મોટાઈનો અભાવ-[એ છવ્વીસ પ્રકારની] દૈવીસંપત્ [દૈવસ્વભાવ] હે ભારત! આવીમાં જેનું કલ્યાણ થવાનું તેને થાય છે.

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

દંભ દર્પ અભિમાન રિસ, કઠોરતા અજ્ઞાન;
થાયછ તેને હોય જે, અસુરી સંપતવાન. ૪

દંભ દર્પ અગ્યાન રિસ, અભિમાનહું કોઠાર;
જ્યા મેં એતે ગુન રહે, અસુર સંપદા ધાર. ૪

૪ દંભ [ધર્મધ્વજ દાખવવો,] દર્પ [મોટાઈ,] અભિમાન, ક્રોધ, કઠોર ભાષણ, અવિવેકથી ઉપજેલું જ્ઞાનઃ (એ) આસુરી સંપત્ હે પાર્થ! એનાજ રૂચિ જેને તેને [અકલ્યાણ થવાનું તેને] (થાય છે).

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोसि पांडव ॥ ५ ॥

બંધનાર્થ અસુરી કહી, દૈવી તો મોક્ષાર્થ;
દૈવિ અર્થ જન્મ્યોછ તું,શોચ કરિશ નહિ પાર્થ. ૫

દૈવી સંપદા તે મુગત, બન્ધ સુ આસુર જેય;
જે ચિત અર્જુન ક્યોં ભયો, દૈવિ સંપદા હોય. ૫

૫ દૈવી સંપત્ મોક્ષકારણે (ને) આસુરી બંધન કારણે માની (છે મેં;) હે પાંડવ! શોક મા કર. દૈવી સંપત્ તું પામ્યો છે [એને માટે તું જન્મ્યો છે.]

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

બેજ સૃષ્ટિ આ લોકમાં, દૈવિ આસુરી સાર;
કહિ દૈવી વિસ્તારથી, આસુરિ મુજથી ધાર. ૬

ભૂત સરગ દો લોકમેં, દૈવહિ આસુર ક્રાન;
દૈવ કહ્યો બિસ્તર હિયે, આસુર કહું લે ચીન. ૬

૬ આ લોકમાં દેવની ને અસુરની બે પ્રકારની ભૂત સૃષ્ટિ (તેમાં) દેવસંબંધી વિસ્તારે કહ્યું; હે પાર્થ અસુરસંબંધી મારાથી સાંભળ.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

આસુરિજન જાણે નહિ, પ્રવૃતિ નિવૃતિ નિરધાર;
વળિ તેઓમાં હોય નહિ, શૌચ સત્ય આચાર. ૭

પ્રવિધી ઔર જગતકી, આસુર જાનત નાંહિ;
સત શૌચ આચાર શુભ, નહિદેગુન તિન માંહિ. ૭

૭ અસુરજન પ્રવૃત્તિ [ધર્મમાં] ને નિવૃત્તિ [અધર્મથી] (તે) નથી જાણતા; તેઓમાં નહિ શૌચ-પવિત્રતા ને આચાર પણ નહિ, સત્ય નથી હોતું.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

વદે અનીશ્વર તે જગત, મૈથુનથી થાનાર;
સત્ય પ્રતિષ્ઠા વિણ વળી, કામહેતુમત સાર. ૮

બેદ પુરાન ઈશ્વર હિયેં, નાહીં માનત મૂઢ;
મૈથુન તેં સંસાર યહ, કામ ક્રોધ યહ ગૂઢ. ૮

૮ તેઓ બોલે છે (કે) જગત્ જૂઠું, ધર્માધર્મની વ્યવસ્થારહિત, કર્તા સ્થાપક ઈશ્વર વિનાનું [ચિત્ અચિત્થી નહિ પણ] સ્ત્રીપુરૂષને સંબંધે થયલું, કામ હેતુ એવું [વિષયભોગને માટે] (છે), બીજું શું કારણ?

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આશ્રી એ મત ભ્રષ્ટ જે,જગઅરિ અલ્પધિ સાર;
જગ ક્ષયાર્થ તે થાયછે, ઉગ્ર કર્મ કરનાર. ૯

અલ્પ બુદ્ધિ હૈ નષ્ટ જે, યહી દૃષ્ટિ ગહિ લેત;
હિંસા જુત કરમન કરે, રિપુ જગ છય કે હેત. ૯

૯ એ દૃષ્ટિનો આશ્રય કરી (તે)આત્માને ન માનનારા, અલ્પબુદ્ધિના [વિષયાસક્ત], ઉગ્ર [ક્રૂર] કર્મ કરનારા જગતના વેરી (રૂપે) [જગતના] નાશકારણે ઉત્પન્ન થાયછે.

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्त्ततेऽशुचिव्रताः ॥ १० ॥

નિશ્ચય અશુભ કરિ મોહથિ, આશ્રિ કામ દુષ્પૂર;
વર્ત્તે અશુચ વૃતીજ તે, દંભિ માનિ મદપૂર. ૧૦

જે મૈ પાયો અભિલહૈ, ઔર મનોરથ નીત;
દુર્બુદ્ધિ તરે ન મોહતે, અશુચી રહે પ્રુનીત. ૧૦

૧૦ પૂર્ણ ન થાય એવા કામનો આશ્રય કરી દંભ-માન-મદયુક્ત, અપવિત્ર વ્રત રાખવાવાળા (તે) અવિવેકે અશુભનિશ્ચય ધરી લેઇ પ્રવર્ત્તે છે.

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

મરણ લગી તે રેહછે, ચિંતાગ્રસ્ત અપાર,
કામ ભોગ પુરૂષાર્થ છે, નિશ્ચય ઇમ કરનાર. ૧૧

જ્યાકોં કચ્છુ પ્રમાન હીં, તે ચિત તામેં લીન;
કામ ક્રોધ અતિ હૈ બસો, નિચ્છય માનય લીન. ૧૧

૧૧ પારવિનાની (પણ) મરણવિષે અંત આવે (એવી) ચિંતાને ધરી રાખેલી એવા, વિષયના ભોગ પ્રિય જેને એવા, એજ પુરૂષાર્થ એ નિશ્ચયવાળા (તે)-

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

બંધ્ય શતાશા જાળથી, કામ ક્રોધ આશ્રીત,
ભોગ અર્થ ઇચ્છેછ તે, અનીતિએ પણ વીત. ૧૨

આશા પાશન તે બધે, કામ ક્રોધ ચિત ચાહ;
જો ધન બસ અન્યાય કરે, કામહિ ભોગ નિવાહ. ૧૨

૧૨ શેંકડો આશાપાશે બંધાયલા, કામક્રોધમાં પૂરા (તે) કામના ભોગને માટે અન્યાયે દ્રવ્યસંગ્રહને ઈચ્છેછે.

इदमद्य मयालब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

આજ મળી આ વસ્તુ, આ મેળવીશ પ્રિય કાળ,
ધન મારૂં આ છેજ, આ થાશે ફરિ તત્કાલ. ૧૩

મન બાંછિત મૈંયહ લહ્યો, બિહિ હોંચાહતચાહિ;
યહ ધન મેરે પૈં જુ રયો, જુરહેઆસઉરમાંહિ. ૧૩

૧૩ આ આજ મેં મેળવ્યું, આ મનોરથને હું પામીશ, આ ધન છે, આ પણ વળી મારૂં થશે,-

असौ मया हतःशत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

મારયો મેં આ શત્રુ વલિ, મારિશ બીજા હુંજ,
સિધ્ધ સુખી બળવાન હું, ઇશ્વર ભોગી છુંજ. ૧૪

યહ બૈરી તો મૈં હન્યો, કરૂં ઔર કો અંત;
ઇશ્વર હોં ભોગી જુ હોં, સુખી સિદ્ધ બલવંત. ૧૪

૧૪ આ શત્રુને હણ્યો, વળી બીજાને પણ હણીશ, હું મોટો. હું ભોગી, સિદ્ધ, બળવાન્, સુખી,-

आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

છું કુલીન, ધનિ હુંજ વલિ, મુજ સરખો કો છેહ,
દેશ યજ્ઞમાં, થૈશ ખુશિ, ઇમિ અવિવેકી તેહ. ૧૫

મૈં હોં ધનિક કુલીન હોં, ઔર ન મોર સમાન;
જજો દેવ દૈવહિ લહોં, મોહ નાજે અગ્યાન. ૧૫

૧૫ ધનસંપન્ન, પરિવારવાળો છું, મારાસરખો બીજો કોણ છે. યજ્ઞ કરીશ, દાન કરીશ, હરખાઇશ, એમ અજ્ઞાને મોહિત થઇ રહેલા (તે)-

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

ભ્રાંત બની બહુ ચિત્તથી, મોહ જાળે આવૃત્ત,
પડે દુઃખરૂપ નરકમાં, કામભોગમાં સક્ત. ૧૬

ઉનકો મન અતિ ભ્રમતહૈ, મોહ માંહ પરભીત;
પરત ઘોર અતિ નરકમેં, કામ ભોગ કરી હેત. ૧૬

૧૬ અનેક ચિત્તે ભમેલા, મોહજાળમાં વિંટલાયલા, કામભોગમાં આસકિતવાળા (તે) અશુચિના નરકમાં પડે છે.

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजंते नाम यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥

તે અનમ્ર મનથી વડા, વિત્તમાનમદ યુક્ત,
યજે નામયજ્ઞે કરી, અવિધિ દંભથી જુક્ત. ૧૭

નીત બડાઇ બહુ કરત, નવ તન ધન અભિમાન;
નામ માત્ર જગ્ય હિજ્જત, દંભી બીન બિધાન. ૧૭

૧૭ આપવડાઈ કરનારા, ન નમતા, ધન માનના મદવાળા તે દંભે કરીને નામમાત્ર યજ્ઞે અવિધિયે યજે છે.

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १८ ॥

કામિ ક્રોધિ અહંકારિ બળિ, દર્પી નિંદક સાર,
તે, નિજ પર વપુમાંય, મુજ, છેજ દ્વેશ કરનાર. ૧૮

અહંકાર બલદર્પ ઔ, કામ ક્રોધ ગહિ લેત;
દેખત નિજ પર દેહમેં, મોકોં તો દુખ દેત. ૧૮

૯

૧૮ અહંકાર, બળ, દર્પ [ધર્મનું ઉલ્લંઘન], કામ, ક્રોધ એને વળગી રહેલા, પોતાના દેહમાં ને બીજાના દેહમાં [રહેલો હું તે પ્રતિ] મુજસું દ્વેષ કરનારા નિંદક,-

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

અશુભ દ્વેષી ક્રૂર તે, અધમોને નિરધાર,
અસુર યોનિમાં નિત્ય હું. નાખું આ સંસાર. ૧૯

મો દ્રોહી અરૂ ક્રૂર તે, પાપી અધમ નિહાર;
જગત આસુરી જો નિમે, તિનેં દેત હોં ડાર. ૧૯

૧૯ દ્વેષી [સાધુના], ક્રૂર, સંસારમાં અધમ, પાપી તેઓને હું આસુરી યોનિમાં નિરંતર નાખું છું.-

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ २० ॥

જન્મે જન્મમાં મૂઢ તે, અસુર યોનિને પ્રાપ્ત,
પામે છે પછિ નીચ ગતિ, થૈ મુજને અપ્રાપ્ત. ૨૦

જનમ જનમમેં મૂઢ તે, હોતજુ આસુર આય;
મોકો તે પાવત નહિ, પરત અધમ ગતિ પાય. ૨૦

૨૦ હે કુંતીપુત્ર ! આસુરી યોનિને પામેલા મૂઢ જન્મોજન્મ મને ન પામીને પાછા અધમ ગતિને પામે છે.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

કામ ક્રોધ ને લોભ એ, નરક તણાં ત્રણ દ્વાર,
નાશક આત્મતણાજ, એ, તજવા ત્રણ નિરધાર. ૨૧

નરક દ્વાર બિધિ તીનહૈ, દેત આપકો નાસ;
કામ ક્રોધ ઔર લોભ પુનિ, ઇનછાંડેસુખબાસ. ૨૧

૨૧ ત્રણ પ્રકારનું નરકનું આ દ્વાર પોતાનો નાશ કરનારૂં (છે)- કામ, ક્રોધ ને લોભ; માટે એ ત્રણનો ત્યાગ કરવો.

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

એ ત્રણ તમ દ્વારો થકી, મુક્ત બની, નિજ શ્રેય,
આચરેછ નર, પરગતી, પામે પછિ કૌંતેય. ૨૨

તીન દ્વાર જો નરકકે, તિન તેં છૂટે ન કોય;
જતન કરે કલ્યાણકો, તબહિ પરમ ગતિ હોય. ૨૨

૨૨ હે કુંતીપુત્ર ! એ ત્રણે નરકના દ્વારથી છૂટેલો નર પોતાનું કલ્યાણ આચરે છે તથી ઉત્તમ ગતિને પામે છે.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

મૂકી શાસ્ત્રવિધિ આચરે, કર્મ ઇચ્છાથી જેહ,
પામે નહિ સુખ સિધ્ધિ વલિ, નહિ પરગતી પણ તેહ. ૨૩

શાસ્ત્ર બિધી છોડકે કરે, ક્રિયા કર્મ સબ કામ;
સિદ્ધિલહેનહિ પરમગતિ, નહિ સુખમેં બિશ્રામ. ૨૩

૨૩ જે શાસ્ત્રવિધિને ઉંચે મુકી કામને આધીન થઇ યથેચ્છ વર્તેછે તે સિદ્ધિને નથી પામતો, સુખને નહિ ને ઉંચી ગતિને નહિ.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

માટે કાર્ય અકાર્યમાં, છે તુજ શાસ્ત્ર પ્રમાણ,
જાણિ શાસ્ત્ર વિધ કર્મ તું, કરવા યોગ્ય સુજાણ. ૨૪

તોકોં કાજ અકાજમેં, તોકોં શાસ્ત્ર પ્રમાન;
કરમ કરત જાનિકેં, તિનકોં બિધિ સુ બિધાન. ૨૪

૨૪ માટે કાર્યાકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્રને પ્રમાણ રાખવું; અહીં [આ લોકમાં] શાસ્ત્ર વિધાને કહેલાં કર્મ જાણી (તે) કરવાને તું યોગ્ય છે.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનીષદ્માં બ્રહ્મવિધાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં દૈવાસુર સંપદ વિભાગયોગ નામનો સોળમો અધ્યાય. ॥૧૬॥

---

## અધ્યાય ૧૭ મો.

### अर्जुन उवाच ॥

ये शास्त्रविधिमुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

મૂકી શાસ્ત્રવિધિ કૃષ્ણ જે, યજેછ શ્રધ્ધાલુજ,
સત્ય તથા રજ, તમ વિશે, નિષ્ઠા તેની શું જ. ૧

શ્રદ્ધા બિન જગ્યકી કરત, તજિ બેદનકી નીત;
સત રજ તમમેં કથિત કહી, કહિયે તિનકી રીત. ૧

૧ જેઓ શાસ્ત્રવિધિ છોડી શ્રદ્ધાવંત થઈ યજે તો તેઓની નિષ્ઠા કેઈ કૃષ્ણ ? સાત્વિકી કે રાજસી કે તામસી ?

### श्रीभगवानुवाच ॥

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

સ્વાભાવિક ત્રણ હોય છે, શ્રધ્ધા જીવોનીજ,
સાત્વિકિ, રાજસિ, તામસી, શુણ તે મુજ થકીજ. ૨

શ્રદ્ધા નરકકી તીન બિધ હો, તજુ સહજ સુભાય;
સાત્વિક રાજસ તામસી, સુનય તિનકે પાય. ૨

૨ તે શ્રદ્ધા ત્રણ પ્રકારની દેહધારીને સ્વભાવથી [પૂર્વના સંસ્કારથી] થાયછે;–સાત્વિક રાજસી તામસી તે સાંભળ.

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

સત્વ યુક્ત સૌની શ્રધ્ધા, પુરૂષ શ્રધ્ધામય જાણ,
જે, જે શ્રધ્ધાયુક્ત, તે, છે તે શ્રધ્ધાવાન. ૩

પરંપરાહિ જાનિકે, શ્રદ્ધા હોત સમાન;
શ્રદ્ધામય પુરૂષહે, શ્રદ્ધા તાહિ સમાન. ૩

૩ હે ભારત! અંતઃકરણના સત્વના સરખી શ્રદ્ધા સર્વને થાય છે. આ પુરૂષ શ્રદ્ધામય (પણ) જે જેવી શ્રદ્ધાનો તે તેવી શ્રદ્ધાયુક્ત (જાણવો).

यजंते सात्विका देवान्यक्षरक्षांसि राजसाः ।
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

યજે દેવને સાત્વિકો, રાજસ, રાક્ષસ યક્ષ,
પ્રેત ભૂતને અન્ય વળિ, જે છે તામસ પક્ષ. ૪

દેવ સેવે સાત્વિકી, રાજસ રાચ્છસ યચ્છ;
ભૂત પ્રેત ગણ તેં જજત, નર જૂ તામસ પચ્છ. ૪

૪ સાત્વિકજન દેવને યજેછે, રાજસ (તે) યક્ષ રાક્ષસને, તામસ (તે) ભૂતગણને.

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

અશાસ્ત્રીય ભયકારિ તપ, આચરેછ જન જેહ,
અહંકારિ દંભીજ ને, કામિ રાગિ બળિ તેહ. ૫

અશાસ્ત્રતા જે કરે, ન બેદ મત જો હોય;
ભરે દંભ અહંકાર સોં, કામ રાગ સમ ગોય. ૫

૫ દંભ અહંકારે યુક્ત, ઈચ્છા આસક્તિને આગ્રહે યુક્ત એવા જે જન શાસ્ત્રમાં ન કહેલું ઘોર તપ તપેછે–

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

કરતાં નિજ વપુભૂત કૃશ, મુજને પણ કૃશ સાર,
અવિવેકિ તેનેજ તું, અસુર નિશ્ચયી ધાર. ૬

પંચ ભૂત જે દેહમે, તિનકોં બેહક દેત;
હિયમો મોકોં હનત, તે અસુર અચેત. ૬

૬ શરીરમાંના ઈંદ્રિયસમૂહને શુષ્ક કરેછે (વળી) અંતઃકરણમાં રહેલો એવો જે હું તેને પણ (કૃષ કરેછે) તેઓને આસુરી નિશ્ચયવાળા જાણ.

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

સર્વ તણો પ્રિય અહાર પણ, ત્રણ પ્રકાર અર્જૂન,
તેમ યજ્ઞ, તપ, દાન, આ, ભેદ તેમનો શુણ. ૭

તિન ભાંતિ આહાર ઇહ, સબકોં રોચક હોય;
જગ્ય દાન તપ ભેદ યહ, મોસોં સુન તું સોય. ૭

૭ આહાર [ખાવાના પદાર્થ] પણ સર્વને ત્રણ પ્રકારના ગમતા હોય છે. યજ્ઞ, તપ તથા દાન તેનો ભેદ આ સાંભળ.

आयुः सत्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याःस्निग्धाःस्थिराहृद्या आहाराःसात्विकप्रियाः॥ ८॥

આયુ, સત્વ, આરોગ્ય, બળ, સુખ પ્રીતાકર અહાર,
સ્નિગ્ધ હૃદ્ય રસવાન સ્થિર, સાત્વિક પ્રિય નિરધાર. ૮

સુંદર થીર અતિ ચીકનોં, સાત્વિક પ્રિય આહાર;
આયુ સત્વ અંગ બલ, પ્રીત બઢાવન હાર. ૮

૮ આયુષ્ય, ઉત્સાહ, બળ, આરોગ્ય, સુખ, પ્રીતિ (એને) વધારનારા, રસવાળા, રસરૂપ અંશે સ્થિર રહેનારા, ચિકાસવાળા જોવામાંજ રૂચિ ઉપજે તેવા આહાર સાત્વિકજનને પ્રિય.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

અમ્લ, લવણ, કટુ, ઉષ્ણ, અતિ, તીક્ષ્ણ રૂક્ષ દાહકાર,
શોક રોગ દુખ દેછ એ, રાજસને પ્રિય આહાર. ૯

દાહક રૂખો ઉષ્ણ કટુ, તિછન ખાટે ખાર;
શોક રોગ દુખ દેતહે, રાજસ યહ આહાર. ૯

૯ કડવા, ખાટા, ખારા, ઊના, તીખા, લુખા, દાહ કરનારા આહાર રાજસજનને વહાલ, દુઃખ શોક રોગ દેનારા.

यातयामं गतरसं पुति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥१०॥

દુર્ગંધ યુકત પહરગત, ગતરસ વાસી અન્ન,
એઠું ને અપવિત્ર એ, તામસ પ્રિય ભોજન્ન. ૧૦

જાહી ગંધે પહર ગયો, વાસો ઉદ્વેગ બસાય;
જુટો અપવિત્ર જુ યેહિ, ભોજન તામસ ખાય. ૧૦

૧૦ પ્રહર પછી નિરસ, દુર્ગંધિવાળું, વાસી, જમતાં વધેલું, અપવિત્ર ભોજન [યજ્ઞમાં નિષિદ્ધ કે અભક્ષ્ય] તે તામસજનને પ્રિય

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥११॥

યજવો, ઇમિ મન સ્થિર કરી, નિષ્કામીયે જેહ,
યજાય શાસ્ત્રે વિહિત તો, સાત્વિક યજ્ઞજ તેહ. ૧૧

બિધિ બિધાન સોં જગ કીજિયે, છાંડ ફલનકી આસ;
સમધાન ધરિ હિયમેં, સાત્વિક જગ્ય બિલાસ. ૧૧

૧૧ ફળની ઇચ્છા નહિ એવા જન શાસ્ત્રે દાખવેલો જે યજ્ઞ કરે, યજ્ઞ કરવોજ એમ મનને સ્થિર કરીને, તે યજ્ઞ સાત્વિક.

अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

ઉદ્દેશી ફલનેજ, જે, ભરતવંશમાં મહાન,
દંભાર્થેજ યજાય તે, રાજસ યજ્ઞજ જાણ. ૧૨

કરિ કે ફલકી કામના, ઔર દંભ કે ભાય;
ઐસે જો જગ્યહી કરે, સો હે રાજ સદાય. ૧૨

૧૨ ફળને ધારીને વળી દંભને અર્થે પણ જે યજ્ઞ કરાય તે યજ્ઞને રાજસ જાણ ભરતશ્રેષ્ઠ !

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

અન્ન મંત્ર વિધિહીન વળિ, દક્ષીણા વિણ જેહ,
હોય શ્રધા વિણ તેહને, તામસ યજ્ઞજ કેહ. ૧૩

બિન અન્ન બિન દચ્છના, બિન મંત્ર બિધિ હીન;
બિન શ્રદ્ધા જગ્યાદ કરે, સો તામસ હૈ લીન. ૧૩

૧૩ વિધીહીન, અન્નદાનવિનાનો, મંત્રહીન, દક્ષિણાવિનાનો [કે પછી સંકોચે આપલી એવો] શ્રદ્ધારહિત યજ્ઞ તેને તામસ કહિયે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारिरं तप उच्यते ॥ १४ ॥

દેવ દ્વિજ ગુરૂ પ્રાજ્ઞનું, પૂજન વલિ બ્રહ્મચર્ય,
શૌચ અહિંસા નમ્રતા, શારિર તપ કહે વર્ય. ૧૪

ગ્યાની ગુરૂ દ્વિજ દેવકોં, પૂજને શુચિ મૃદુ હોય;
બ્રહ્મચર્ય હિંસા તજે, તપસી હૈ રૂખી દેહ. ૧૪

૧૪ દેવ બ્રાહ્મણ ગુરૂ તત્વવેત્તાનું પૂજન, શુચિ [સબાહ્યાભ્યંતર,] સૂધાપણું. બ્રહ્મચર્ય [શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે સ્ત્રીસંગ,] અહિંસા (એને) શરીરનું તપ કહિયે.

अनुद्वेगकरं वाक्यं सत्यंप्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यासनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

અદુઃખકર હિતકારિ પ્રિય, વાકયજ સત્ય વદાય,
વેદતણા અભ્યાસ, એ, વાણીતપ કહેવાય. ૧૫

ભય ન કરે જે પ્રિય વચન, હિતકારી સંતભાય;
કરે બેદ અભ્યાસ પુની, બાચક તપ યા ભાય. ૧૫

૧૫ ઉદ્વેગ [ચિંતા ભય] ન કરે એવું, સત્ય, પ્રિય, હિતકર (એવું) વાક્ય ને વેદાભ્યાસનું વ્યસન તે વાણીનું તપ કહિયે.

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મન નિર્મળ, અક્રૂરતા, મૌન આત્મવશ સાર,
અકપટતા, કહેવાય એ, માનસ તપ નિરધાર. ૧૬

મનપ્રસાદ જુ સૌમ્યતા, મૃદુ બિંદ્રિ નિગ્રહ મૌન;
ભાવ શુદ્ધ યો કહત હૈ, માનસ તપસી તોન. ૧૬

૧૬ ચિત્તની સ્વસ્થતા, અક્રૂરતા મૌન [વ્યર્થનું ન બોલવું] વિષયથકી ઇંદ્રિયોને પાછી ફેરવવી, વ્યવહારમાં નિષ્કપટ રહેવું એ તપ મનનાં કહિયે.

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १७ ॥

અકામી યુકત નરે કરિ, તપ એ ત્રિવિધ કરાય,
શ્રદ્ધા પરમ વડેજ તો, સાત્વિક તપ કહેવાય. ૧૭

શ્રદ્ધા સોં જો નર તપ કરે, સો હૈ તીનો ભાત;
ફલ ઇચ્છા છાંડ દરે, સોહિ સાત્વિક હોત. ૧૭

૧૭ ફલેચ્છારહિત, એકાગ્રચિત્ત એવા નરોએ ઉત્કૃષ્ટ શ્રદ્ધાએ ત્રિવિધ તપ તપ્યું તે સાત્વિક કહિયે.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥१८॥

પૂજા સત્કારાર્થ વલિ, માન અર્થ તપ જેહ,
કરાય દંભે, ક્ષણિક ચળ, રાજસ તપ કહે તેહ. ૧૮

પૂજા આદર માન સોં, ઔર દંભકે કાજ;
સો તપ રાજસ કરતહે, ચંચલ છનિક સમાજ. ૧૮

૧૮ સત્કાર માન પૂજા લેવાને અર્થે, વળી દંભે કરીને જે તપ કરાય તેને આ લોકમાં ચંચળ ક્ષણિક (એવું) રાજસ તપ કહ્યું છે.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

પીડી પિંડ દુરાગ્રહે, તપ જે પાર્થ કરાય,
પરના વિનાશ માટ વા, તામસ તપ કહેવાય. ૧૯

હેઠકોં દુઃખ દે મૂઢહૈ, કષ્ટ સોં જો તપ હોય;
પરકોં કષ્ટ દેખાવહિ, તામસ તપ યહિ જોય. ૧૯

૧૯ દુરાગ્રહે પોતાને પીડા કરી જે તપ કરવામાં આવે, વળી બીજાના વિનાશને અર્થે પણ, તેને તામસ તપ કહ્યું છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥२०॥

દેશ કાળ ને પાત્રમાં, અનુપકારિને જેહ,
દેવું, એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ. ૨૦

દાન દે ઉપકાર બિન, પાત્ર બિપ્રકું દેખ;
દેસ કાળકો જાનિકે, સાત્વિક દાન બિસેખ. ૨૦

૨૦ આપવુંજ [એવી બુદ્ધિયે] જે દાન અનુપકારીને [ઉપકાર પાછો વાળી ન શકે કે ન માને તેવાને] અપાય પવિત્ર ઠેકાણે [તીર્થક્ષેત્રે] ધર્મકાળે [મહાન સંક્રમણે] સત્પાત્રને તે દાન સાત્વિક કહ્યું.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

પ્રત્યુપકારાર્થેજ વા, ઉદ્દેશી ફળ જેહ,
અપાય ખેદે યુક્ત, તે રાજસ દાનજ કેહ. ૨૧

ફળ જો ઉપકારકો, ફલકી આસા માન;
દીજે જો અતિ કષ્ટ સોં, રાજસ તાકી માન. ૨૧

૨૧ ઉપકાર પાછો લેવાને અર્થે, વળી ફળની ઇચ્છાએ ને સંકોચના કલેશથી જે અપાય તે રાજસ કહ્યું.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

દાન અદેશ અકાળમાં, અપાત્રનેજ અપાય,
આદર ને સત્કાર વિણ, તામસ તે કહેવાય. ૨૨

દેશ કાળ જાને નહીં, પાત્ર દેખ નહિ દેય;
બિના માન દુર્વચન સો, તામસ દાન જુ હોય. ૨૨

૨૨ અશુભ સ્થાન કાળે વળી અપાત્રને અપાય અવમાનપૂર્વક તિરસ્કારયુક્ત, તેને તામસ કહી દાખવ્યું.

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

ૐતત્સત્, એ બ્રહ્મની, આજ્ઞા કહિ ત્રણ ભેદ,
નિર્મ્યા તેણે પ્રથમ તો, બ્રાહ્મણ યજ્ઞો વેદ, ૨૩

ૐ તત્સદ્બ્રહ્મકે નામ, તિનકે તીન પ્રકાર;
બિપ્ર બેદ અરૂ જગ્યતિ, કિન્હે પહિલે વાર. ૨૩

* ૨૩ ૐ તત્સત્ એ બ્રહ્મનો નિર્દેશ [ઓળખ નામ વહેવાર] ત્રણ પ્રકારનો શિષ્ટોએ કહ્યો છે; તે ત્રિવિધ નામે કરી બ્રાહ્મણો, વેદો ને યજ્ઞો પૂર્વે વિહિત થયા [પૂજ્ય સ્થપાયા.]

* એ ત્રિવિધ નામનો ઉચ્ચારણ બ્રહ્માએ બ્રાહ્મણ, વેદ ને યજ્ઞ ઉત્પન્ન કીધા એ ત્રણે ઓંકારથી નિપજ્યા માટે એ આદ્ય મુકાય છે. રજોગુણી બ્રહ્માએ સત્ત્વગુણકારણ માટે એ પુણ્ય કે સત્કર્મ ત સાત્વિક કહિયે.

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

માટે નિત બ્રહ્મવાદિની, ઓમ, ઉચ્ચરી થાય,
યજ્ઞ દાન તપની ક્રિયા, શાસ્ત્રે જેમ જણાય. ૨૪

ક્રિયા જગ્ય ઔ દાન તપ, કહિ પહિલે ઓંકાર;
બ્રહ્મવંત યહ કહતહૈ, બિધિ બિધાન બિસ્તાર. ૨૪

૨૪ માટે ૐ એ ઉચ્ચારણે બ્રહ્મવાદીઓની વિધિયુક્ત એવી યજ્ઞદાનતપની ક્રિયાઓ નિરંતર પ્રવર્તે છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥

ઉચ્ચરી તત્પદ છોડિ ફલ, મોક્ષેચ્છૂયે સાર,
ક્રિયા યજ્ઞ તપ દાનની, કરાય વિવિધ પ્રકાર. ૨૫

તબ યહ કહિયે કરતહૈ, ક્રિયા જગ્ય તપ દાન;
ફલ અભિલાખ છાંડિકે, ચાહ મુગત નિદાન. ૨૫

૨૫ તત્ (એ પદને) ઉચ્ચારી ફળની ઈચ્છા ન ધરતાં યજ્ઞતપક્રિયા વળી દાનક્રિયા વિવિધ પ્રકારની કરે છે મોક્ષને ઇચ્છનારાએ.

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

સાધુ તથા સદ્ભાવમાં, સત, એ પદ યોજાય,
તેમ માંગળિક કર્મમાં, સત અર્જુન જોડાય ૨૬

સાધુ ભાવ સદ્ભાવસોં, સતકોં કરત ઉચ્ચાર;
ઔર ભલે પુનિ કરમમેં, સતકો ગાવત સાર. ૨૬

૨૬ હે પાર્થ ! સદ્ભાવ સાધુભાવ એને વિષે એ સત્ યોજવો અને શુભ કર્મમાં (પણ) સત શબ્દ યોજવો.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

યજ્ઞ તથા તપ દાનમાં, સ્થિતિ તે સત કહેવાય,
તે અર્થે જે કર્મ તે, સત, શબ્દેજ વદાય. ૨૭

જગ્ય દાન તપકી જુ થીત, તાહિ કહતહૈ નામ;
જાકે જે કરમ હૈ, તા કોની બિસરામ ૨૭

૨૭ યજ્ઞમાં તપમાં દાનમાં (જે) સ્થિતિ [ચિત્તનો ઠરેલ ભાવ-આસ્તિકપણું] (તેને) સત કહિયે. એ નામત્રય જેનું એવું જે બ્રહ્મ તેને અર્થે જે કર્મ તેને સત્ બોલિયે.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ नच तत्प्रेत्य नो इह ॥ २८ ॥

હવન દાન તપ કૈં વળી, અશ્રદ્ધાએ થાય,
અસત, પાર્થ કહેવાય તે, ન ફળે અહિં ને ત્યાંય. ૨૮

શ્રદ્ધા બિન હોમ હી જજત, દેત જુ સબે અકાજ;
અર્જુન સો ઇહ અસતહૈ, યહ લોક નહીં સાજ. ૨૮

૨૮ હે પાર્થ ! અશ્રદ્ધાએ હોમેલું, આપેલું, તપ આચરેલું, (કર્મ કીધેલું જે) (તેને) અસત કહિયે; તે ન અહીં, ન પરલોકમાં [તે સર્વ નિરર્થક-ફળ વિનાનું].

**ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનિષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્રસંબંધી શ્રી કૃષ્ણાર્જુનના સંવાદમાં શ્રદ્ધાત્રય વિભાગ યોગ નામનો સત્તરમો અધ્યાય. ॥૧૭॥**

# અધ્યાય ૧૮મો.

## अर्जुन उवाच॥

संन्यासस्य महाबाहो तत्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषुदन ॥ १ ॥

કેશિનિસૂદન જાણવા, ઇચ્છું ભિન્ન, હૃષિકેશ,
તત્વ, ત્યાગ સન્યાસનું, મહાબાહુ પરમેશ. ૧

ત્યાગ તત્વ જાનોં ચાહત, કહિયે જૂ ભગવાન;
તત્વ ઔર સંન્યાસકોં, ન્યારો કરો બખાન. ૧

૧ હે મહાબાહુ! સંન્યાસનું તત્વ જાણવાને ઇચ્છું છું; હે હૃષિકેશ કેશિનિષુદન! ત્યાગનું પણ જુદું (તે.)

## श्रीभगवानुवाच॥

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

કામ્ય કર્મના ત્યાગને, કવિ જાણે સંન્યાસ,
નિપુણો કહે છે ત્યાગ, જે સર્વ કર્મફળ ન્યાસ. ૨

કામ કરમ મુગતી ન તજે, તાહિ નામ સંન્યાસ;
કરમ ફલનકો ત્યાગ યહ, ત્યાગ કહત સુખ રાસ. ૨

૨ કામ્યકર્મના ત્યાગને પંડિતો સંન્યાસ જાણે છે. સર્વ કર્મના ફળના ત્યાગને વિચક્ષણ પુરૂષો ત્યાગ કહે છે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

બુદ્ધિમાન કો ઇમ કહે, કર્મ દોષવત ત્યાજ્ય,
યજ્ઞ દાન તપ કર્મને, અન્ય કહે અત્યાજ્ય. ૩

કરમ છાંડિયે દોષ લે, કોઉ કહે યા રીત;
જગ્ય દાન તપ કરમ જિત, તજે ઔર યહ નીત. ૩

* ૩ કોઈ બુદ્ધિમાન્ આમ બોલે છે (કે) દોષયુક્ત માટે કર્મ તજવું; વળી બીજા (તે) યજ્ઞ દાન તપ કર્મ ન તજવાં એમ (બોલે છે.)

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

નિશ્ચય મુજ, એ ત્યાગમાં, શુણ તું ભારતધીર,
કહેલ છે ત્રણ ભેદથી, ત્યાગજ, નરમાં વીર, ૪

યા ઠૌરહી પારથ તૂં, મેરો નિશ્ચય જાન;
તીન ભાતિ કે ત્યાગ યહ, અર્જુન ચિતમે આન. ૪

૪ હે ભરતશ્રેષ્ઠ! તે ત્યાગ વિષયમાં મારો નિશ્ચય સાંભળ. હે પુરૂષવ્યાઘ્ર! ત્યાગ ત્રણ પ્રકારે [ગુણભેદે] શાસ્ત્રે વર્ણેલો છે.

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

નહિ તજવાં, કરવાંજ એ, યજ્ઞ દાન તપ કર્મ;
બુદ્ધિમાનને એહ છે, પાવન કર્તા ધર્મ. ૫

* સાંખ્યવાદીનું મત કે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞકર્મ તે હિંસાદોષવાળાં છે માટે ન કરવાં; મીમાંસક કહે છે કે યજ્ઞાદિકર્મનો ત્યાગ ન કરવો, યજ્ઞમાં પશુવધ નો દોષ નથી.

જગ્ય દાન તપ કરમ યેહ, કીજે તજિયે નાહીં;
જાતેં પંડિત જાન છતે, ગનત પવિત્ર ન માહિં. ૫

૫ યજ્ઞ દાન તપ રૂપ કર્મ ન તજવું, એ કરવુંજ; યજ્ઞ દાન તપ વિવેકીને [કામનારહિતને] પવિત્ર [ચિત્તશુદ્ધ] કરનારાં છે.

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

સંગ તથા ફલ મૂકી એ, કર્મ ભરતસત્તમ,
આચરવાં ઇમ છેજ મુજ, નિશ્ચિત મત ઉત્તમ. ૬

ફલ છોડે સંગહી તજે, કરમ કરે ચિત ચાહ;
અર્જુન યેહ મેરો મત, નિશ્ચય ઉત્તમ દાય. ૬

૬ એ કર્મ પણ અભિમાન તથા ફળેચ્છા તજીને કરવાં એમ મારૂ નિશ્ચિત મત ઉત્તમ (છે.)

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

નિયતકર્મનો ત્યાગ તો, યોગ્ય નહીં કહેવાય,
મોહથિ તેનો ત્યાગ, એ, તામસ ત્યાગ વદાય. ૭

અવસ કરણો કરમ, તાકોં છાંડિ ન દેય;
જો છોડે અગ્યાન તેં, સો તામસ ગતિ લેય. ૭

૭ નિત્ય કર્મનો ત્યાગ [સંન્યાસ] તો ઘટે નહિ; મોહથી [અજ્ઞાને] તેનો ત્યાગ તે તામસ કહ્યો (છે.)

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

કાયક્લેશના ભયથકી, ત્યજે કર્મ દુઃખ જાણિ,
રાજસ ત્યાગ કરી, ન તે, ફલને પામે પ્રાણિ. ૮

યેહ જાન કરમન તજે, મન દેહી દુખ હોય;
યેહ તો રાજસ ત્યાગહૈ, પામેં ફળ નહિ કોય. ૮

૮ જે કર્મ (આચરતાં) દુઃખ છે એમ (માની) દેહકષ્ટને ભયે તેને તજે, તે પુરૂષ રાજસ ત્યાગ કરીને ત્યાગનું ફળ પામતો નથી.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्विको मतः ॥९॥

નિયત કર્મ કરવાંજ ઇમ, અર્જુન કર્મ કરાય,
સંગ તથા ફલ મૂકી, એ, સાત્વિક ત્યાગ મનાય. ૯

કરનો કરમ અવશ્ય યેહ, ત્યાગ જુ કીજે કરમ;
સંગ ઔર ફલકોં તજે, સાત્વિક ત્યાગ સુધર્મ. ૯

૯ હે અર્જુન! કર્તાપણાનું અભિમાન, વળી કર્મફળની ઇચ્છા તજીને કરવુંજ એમ જે નિયમયુક્ત (નિત્યનૈમિત્તિક) કર્મ કરાય તે ત્યાગને સાત્વિક માન્યો છે (બુદ્ધિમંતે.)

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

દુઃખદ કર્મ દ્વેષે નહીં, કુશલેં નહિ રંજેહ,
બુદ્ધિમાન સંશય રહિત, સાત્વિક ત્યાગી તેહ. ૧૦

બુરે કરમ નિંદે નહિ, ભલે રહે નહિ લાગ;
બુદ્ધિવંત સંદેહ બિન, યેહ હૈ સાત્વિક ત્યાગ. ૧૦

૧૦ સત્વગુણયુક્ત, સ્થિરબુદ્ધિ, છિન્નસંશય એવો ત્યાગી દુઃખદાયક કર્મનો દ્વેષ કરતો નથી (ને) સુખદાયક કર્મમાં પ્રીતિથે બંધાતો નથી.

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥११॥

દેહધારિથે કર્મ સૌ, ત્યાગ કરી ન શકાય,
કર્મતણાં ફળ ત્યાગિ જે, ત્યાગી તે કહેવાય. ૧૧

દેહવંત જે કરમ સબે, નાહિં છાંડે જાય;
કરમ ફલકોં જો તજે, સોહી ત્યાગી ગાહ. ૧૧

૧૧ દેહધારીને સર્વ કર્મ તજવાનું શકય નથી; જે કર્મફળત્યાગી તેને ત્યાગી કહિયે

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मण- फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य नतु संन्यासिनां क्वचित् ॥ १२ ॥

મિશ્રિત, ઇષ્ટ અનિષ્ટ, એ, ત્રિવિધ કર્મફળ થાય,
મરણ પછી અત્યાગીને, ત્યાગીને ન કદાય. ૧૨

સરગ નરક ભૂમિયેં, કરમ ત્રિવિધ માન;
કરમ અંતકો હોતહૈ, સંન્યાસિ નહી જાન. ૧૨

* ૧૨ અનિષ્ટ, ઈષ્ટ, મિશ્ર એમ ત્રણ પ્રકારનું ફળ કર્મનું (તે) અત્યાગીને [સકામને] મરણ પછી થાય છે; કર્મફળત્યાગી જે સન્યાસી તેને કદાચિત નહિજ.

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३॥

સર્વ કર્મ સિધ્યર્થ તો, સાંખ્ય શાસ્ત્રમાં સાર,
કારણ પચ કયાંજ આ, અર્જુન મુજથી ધાર. ૧૩

અર્જુન મોપેં સુન તું, કારનહૈ યહ પાચ;
કહે સાંખ્ય સિદ્ધાંતમ, કરમ સિદ્ધકો સાચ. ૧૩

૧૩ હે મહાબાહુ! સર્વ કર્મની સિદ્ધિને અર્થે સાંખ્યવેદાંતમાં આ પાંચ કારણો કહ્યા છે તે મારાથી જાણી લ

अधिष्ठानं तथा कर्त्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

જુદી જુદી ઇંદ્રિય વલી, દેહ તથા અહંકાર,
પ્રાણાદી ચેષ્ટા પૃથક, દૈવ પાંચમું સાર. ૧૪

અધિષ્ઠાન કરતા રજુહૈ, કારન બહુ તે ભાય;
નાનાવિધી વ્યાપક ઓર, પંચમ દૈઉ ગરાય. ૧૪

* ૧૪ શરીર, કર્તા [અહંકાર,] જુદા જુદાં કરણ [ઈંદ્રિયો] બહુ પ્રકારની જુદી જુદી ચેષ્ટા [પ્રાણાદિવાયુ] (ને) દૈવત [તેતે અભિમાની દેવ] (એ) અહીં [સાંખ્યમાં] પાચમું (કહ્યું છે.)

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥

મન વાણી દેહે કરી, ધર્મ અધર્મજ જેહ,
કરે કર્મ નર, તે તણા, કારણ પંચજ એહ. ૧૫

મન ઓર બચનશરીરસોં, કરમ કરત યા સાજ;
ભલો બુરો કોઉ કરે, ઇન બિન સરે ન કાજ. ૧૫

૧૫ મનુષ્ય શરીરવાણીમનવડે જે કર્મ કરે, સત્કર્મ કે પછી અસત્કર્મ તેને એ પાંચ હેતુ છે.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

એમ છતાં પણ જોય છે, અકૃત બુદ્ધિથી જેહ,
કર્તા શુદ્ધાત્માજને, જુએ ન દુર્મતિ તેહ. ૧૬

જે નર ઓર આતમ કો, માનત હૈ કરતાર;
દેખે દેખત નહી, તે નર મૂઢ ગવ્હાર. ૧૬

* ૧૬ ત્યાં [સકળ કર્મને વિષે] એમ છતે જે કેવળ પોતાને કર્તા (રૂપે) જોયછે શાસ્ત્રાચાર્યે શિક્ષિત બુદ્ધિ ન હોવાથી, તે દુર્બુદ્ધિ પુરુષ [ખરૂં] નથી જોતો

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमांल्लोकान्न हंति न निबध्यते ॥१७॥

અહંકૃતપણું જેને નહિ, જેનું ન મન લેપાય,
હણિ આ લોકોનેજ તે, ન હણે નાહ બંધાય. ૧૭

જ્યાકી બુદ્ધિ ન લિપતહૈ, અહંકાર નહિ જાહ;
સો ઇન લોકનકોં હનત, હને ન બંધન તાહ. ૧૭

† ૧૭ જેને હું કર્તા (એવો) ભાવ નથી, જેની બુદ્ધિ લેપાતી નથી [ઈષ્ટ અનિષ્ટમાં] તે આ લોકોને મારીને પણ નથી મારતો (ને) ફળબંધ થતો નથી

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्त्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥

જ્ઞેય જ્ઞાન જ્ઞાતાજ, ત્રણ, કર્મ પ્રેરણા એહ,
કરણ કર્મ કર્તાજ, એ, કર્માશ્રય ત્રણ છેહ, ૧૮

પ્રેરક તીનો કરમકે, ગ્યાન જગ્ય કરતાર;
કારણ કરમ કરતાર, કરમ સંગ્રહ તીન પ્રકાર. ૧૮

‡ ૧૮ જ્ઞાન, જ્ઞેય, પરિજ્ઞાતા એ ત્રિવિધ કર્મપ્રેરણા છે અને કરણ કર્મ, કર્તા એ ત્રિવિધ કર્મવ્યવહાર છે.

ज्ञानं कर्म च कर्त्ता च त्रिधैव गुणभेदतः ॥
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન કર્મ કર્તા વળી, ગુણ ભેદ ત્રણ પાર્થ,
સાંખ્ય શાસ્ત્રમાં એ કયાં, સુણ તું તેજ યથાર્થ. ૧૯

ત્રિવિધ હોત ગુણ ભેદ તેં, ગ્યાન કરમ કરતાર;
ગુણ સંખ્યા તમ કહે, જૈસે સુન યા બાર. ૧૯

૧૯ જ્ઞાન, કર્મ, કર્તા (એ) ગુણભેદથી ત્રણ પ્રકારના સાંખ્યશાસ્ત્રમાં કહ્યા છે તેને પણ યથાવત્ સાંભળ.

---

* અનિષ્ટ—નરકવાસ, કૂરયોનિ, અધમ જન્મ આપનાર. ઇષ્ટ—દેવયોનિ આપનાર. મિશ્ર—મનુષ્યજન્મ- પાપ, પુણ્ય ને ઉભય મિશ્રિત કર્મના ફળ સકામ પુરુષને થાય, પાપપુણ્યની તુલનામાં પુણ્ય વધે તો દેવપણું, પાપ વધે તો પશ્વાદિયોનિ ને પાપપુણ્ય સરખાં તો મનુષ્યજન્મ અને જે જે પ્રકારના પાપપુણ્ય તે તે પ્રમાણે ઇત્યાદિ.

* શરીર, બુદ્ધિ (ચિદાભાસ સહિત); ઇંદ્રિય, મન; પ્રાણ; [illegible]

* અકર્તા તથા નિરૂપ ધિ આત્માને કર્તા માને તે.

† લોકદૃષ્ટિએ કલાણાએ ફલાણાને માર્યો એમ કહેવાય પણ ખરેખર તે મારતો નથી (પરમાર્થ દૃષ્ટિએ—કેમકે અભિમાન નથી.)

‡ જ્ઞાન—સાધનરૂપ, જ્ઞેય—જાણવાની વસ્તુ ને જાણનાર એ ત્રણ, કર્મ કરાવનારી પ્રેરણા; કરણ—ઈંદ્રિય, —ક્રિયા, ઇચ્છત તે, અને કર્તા—કરનારો એ ત્રણ કર્મની પ્રવૃત્તિ

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥ २० ॥

જેથિ જુદા સૌ ભૂતમાં, અજુદા અવ્યય ભાવ,
એકજ દેખે જાણ તે, સાત્વિક જ્ઞાનજ સાવ. ૨૦

એકર દેખે જીવમેં, અબિનાશીયક ભાય;
ન્યારો મેં ન્યારો નહિ, સાત્વિક ગ્યાન બતાય. ૨૦

૨૦ સર્વ ભૂતને વિષે જે જ્ઞાને કરીને નહિ જુદો, નાશરહિત એવો એક ભાવ [પરમાત્મતત્વ] જોય તે જ્ઞાન સાત્વિક જાણ.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१ ॥

પૃથકપણે, સૌ ભૂતમાં, પૃથગભાવ બહુ સાર,
જાણે જેણે, પાર્થ તે, રાજસ જ્ઞાનજ ધાર. ૨૧

નાના ભાવનમેં લખે, ન્યારો ન્યારો ગ્યાન;
બિન લખે સબ જીવનકોં, રાજસ ગ્યાન સુજાન. ૨૧

૨૧ જે જ્ઞાન જુદું પાડીને નાના ભાવ [જુદા જુદા જીવ] જુદા પ્રકારના (એમ) જાણે તે રાજસ જાણ.

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

એક કાર્યમાં માનિ સૌ, સક્ત હેતુ વિણ જેહ;
તત્વ શૂન્ય ને અલ્પ,કયું, તામસ જ્ઞાનજ તેહ. ૨૨

પૂરન જાને એકમેં, બિન કારનરે માત;
તત્વઅર્થ બિન અલ્પ અતિ,તામસ ગ્યાનકી રીત. ૨૨

૨૨ સર્વ સરખું એક કાર્ય તેનેજ વળગી રહેલું (શરીરજ આત્મા,] હેતુરહિત, તત્વાર્થ જેવું નહિ, અલ્પ [ફળ ક્ષુદ્ર] એવું જે જ્ઞાન તેને તામસ કહ્યું છે.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्विकमुच्यते ॥ २३ ॥

રાગ દ્વેષ સંગે રહિત, નિત્ય કર્મ કરાય;
નિષ્કામીયે, પાર્થ જે, સાત્વિક તે કહેવાય. ૨૩

સંગ રહિત ઔર દ્વેખ બિન,નીત કરમ જો હોય;
તજે ફલકી ઇચ્છા જિયે, સાંત કરમ સુ જોય. ૨૩

૨૩ નિત્યવિહિત, અભિમાનરહિત, રાગદ્વેષ તજીને જે કીધું નિષ્કામે તેને સાત્વિક કર્મ કહિયે.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

સકામિ વા અહંકારિયે, કર્મ કરાયે જેહ;
બહુ પ્રયાસથી યુક્ત, કયું, રાજસ કર્મજ તેહ. ૨૪

જો કીજે કરિ કામના, કિયો કરિ અહંકાર;
જામેં શ્રમહે અતિ ઘનો, સો રાજસ નિરધાર. ૨૪

૨૪ ફળેચ્છુએ કે અહંકારીએ વળી બહુ ક્લેશવાળું જે કર્મ કરાય તે રાજસ કહ્યું છે.

अनुबंधं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥ २५ ॥

હિંસા ક્ષય સામર્થ્ય વળિ, ભાવિ નહિ જોવાય;
મોહથિ આરંભાય તે, તામસ કર્મ વદાય. ૨૫

પૌરૂસ હિંસા શુભાશુભ, દરબ ખરચન બિચાર;
જો કીજિયે અગ્યાન તેં, તામસ કરમ નિહાર. ૨૫

૨૫ પાછળથી કર્મ બંધ નડે, ક્ષય કરે [ધનાદિકનો]; બીજાને પીડા કરે (એવું) પોતાના સામર્થ્યનો વિચાર ન કરીને મોહથી જે કર્મ આરંભાય તેને તામસ કહિયે.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्त्ता सात्विक उच्यते ॥२६॥

મુક્ત સંગ, ગર્વોક્ત વિણ, ધૃતિ ઉત્સાહે યુક્ત;
સિદ્ધિ અસિદ્ધીમાંજ સમ, કર્તા સાત્વિક ઉક્ત. ૨૬

ધરી ધીર જુ ઉત્સાહ કરી, તજે સંગ અહંકાર;
નિર્વિકાર સિદ્ધિ અસિદ્ધિ, તો સાત્વિક કરતાર. ૨૬

૨૬ સંગરહિત, ગર્વોક્તિરહિત, ધૈર્યઉત્સાહયુક્ત, સિદ્ધિ અસિદ્ધિને વિષે નિર્વિકાર (એવો) કર્તા તે સાત્વિક કહિયે.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्त्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

કર્મ ફલેચ્છુ રાગિ વલિ, અશુદ્ધ હિંસક લોભિ;
હર્ષ શોકથી યુક્ત, કહે, રાજસ કર્તા ક્ષોભિ. ૨૭

રાગી ચાહે કર્મ ફલ, લુબ્ધક હિંસક હોય;
હરખ શોક સંજૂત અશુચ, રાજસ કરતા સોય. ૨૭

૨૭ રાગી, કર્મ ફળેચ્છુ, લુબ્ધ, પીડક, અશુચિ, હર્ષશોકયુક્ત કર્તા તે રાજસ કહ્યો છે.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्त्ता तामस उच्यते ॥ २८ ॥

નૈષ્કૃતિક,શઠ,આળસુ વળિ, પ્રાકૃત,સ્તબ્ધ અયુક્ત;
દીર્ઘસૂત્રિ ને ખેદિ તે, કર્તા તામસ ઉક્ત. ૨૮

શુચિ બિન રહે બિબેક બિન,ઔ અનુપકારિ નીત;
સબહીકી નિંદા કરે, ઔ બિખાદ જુત ચીત. ૨૮

૨૮ અસાવધાન, વિવેકરહિત, અનમ્ર, શઠ, બીજાનું બગાડનાર, આળસુ, સદા રડતો, દીર્ઘસૂત્રી કર્તા તે તામસ કહિયે.

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

ગુણથી ધૃતિ ને બુદ્ધિનો, ભેદજ ત્રણ વિધ સાર;
કહું અશેષ વિવેકથી, અર્જુન તું ઉર ધાર. ૨૯

બુદ્ધિ ભેદ ધિરજ તિન બિધ,હોત જુ ગુનકે ભાય;
પારથ અબ કહદેહુ સબ, ન્યારો ન્યાર સુભાય. ૨૯

૨૯ હે ધનંજય! બુદ્ધિના (ને) ધૃતિના પણ ગુણથકી ત્રણ ભેદ સંપૂર્ણ તથા જુદા જુદા કહેવાના તે સાંભળ.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ३०

પ્રવૃત્તિ નિવૃત્તિ ભય ને અભય,કાર્ય અકાર્યજ જેહ;
બંધ મોક્ષ જાણે વળી, સાત્વિક બુદ્ધી તેહ. ૩૦

પ્રવૃત્તિ નિવૃત્તિ કારજ, કારજ ભેવ અભેવ;
બંધ મોક્ષ જો જાનિયત, સો બુદ્ધિ સાત્વિક હેવ. ૩૦

૩૦ હે પાર્થ! પ્રવૃત્તિ [ધર્મમાં], નિવૃત્તિ (અધર્મથી), કાર્યાકાર્યને; ભયા ભયને. બંધમોક્ષને જે જાણે તે બુદ્ધિ સાત્વિકી.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

જેણે ધર્મ અધર્મ વળિ, કાર્ય અકાર્ય યથાર્થ;
જાણે નહિ, તે બુદ્ધિ છે, રાજસિ બુદ્ધી પાર્થ. ૩૧

ધર્મ અધર્મકો લખે, કાજ કારજ જાન;
જૈસે હું તૈસે હિં ગને, બુદ્ધી રાજસ માન. ૩૧

૩૧ હે પાર્થ! જે બુદ્ધિએ ધર્મ અધર્મ, કાર્ય અકાર્ય, યથાવત્ નહિ [ઉપરચોટિયું] જાણવામાં આવે તે બુદ્ધિ રાજસી.

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

ધર્મનિ પેઠ અધર્મ વળિ, વિપરીતજ સર્વાર્થ;
માને, તમ છાદીત તે, તામસિ બુદ્ધી પાર્થ. ૩૨

જાને પાપકૂં પુન્ય કરી, દંભ અગ્યાન હોય;
લખે અરથ બિપરીત સબે, બુદ્ધિ તામસી જોય. ૩૨

૩૨ હે પાર્થ! તમોગુણે વીંટાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ માને, સર્વે અર્થને વિપરીત માને તે બુદ્ધિ તામસી.

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्विकी ॥ ३३ ॥

યોગે અવ્યભિચારિણી, ધૃતિયેં પાર્થ કરાય;
ક્રિયા, પ્રાણ મન ઇંદ્રિયનિ, સાત્વિક ધૃતિ કહેવાય. ૩૩

જો મન બિંદ્રિય રોકિયેં, બુદ્ધ ચિત ઔર પ્રાન;
જોગ જુગત નિશ્ચલ સદા, ધીરજ સાત્વિક માન. ૩૩

૩૩ હે પાર્થ! જે ધૃતિયે મન પ્રાણ ઇંદ્રિયોની ક્રિયાધારણ કરાય, ચિત એકાગ્ર કરીને સ્વરૂપ ભણીજ લક્ષ કરાય તે ધૃતિ સાત્વિકી.

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४॥

જેણે ધારણ થાયછે, ધર્મ અર્થ ને કામ;
પ્રસંગપર ફલ ઇચ્છું જે, ધૃતિ તે રાજસિ નામ. ૩૪

ધરમ અરથ ઔ કામકો, જો ધારતહૈ આય;
ચાહે ફલ પ્રસંગ તે, ધીરજ યહ સુભાય. ૩૪

૩૪ હે પાર્થ! જે ધૃતિયે ધર્મ અર્થ કામને રખાય, હું કર્તા એવાં અભિમાનથી, (ને જે) ફળની ઈચ્છા રાખનારી તે રાજસી.

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

સ્વપ્ન શોક ભય દુઃખ વળિ, મદ પણ નહિ મૂકાય;
દુષ્ટ બુદ્ધિયે જેથિ, તે, ધૃતિ તામસી મનાય. ૩૫

જો ભય સોં બિખાદ, સ્વપ્ન માઝ ઠહરાત;
દુષ્ટ બુદ્ધિ છોડે નહીં, ધીરજ તામસ માત. ૩૫

૩૫ હે પાર્થ! સ્વપ્ન, ભય, શોક, વિષાદ, મદ, અવિવેક એથી છૂટી પડી શકતી નથી તે ધૃતિ તામસી.

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

અર્જુન સુણ મુજથી હવે, સુખ પણ ત્રણ વિધ સાર;
અભ્યાસે જેમાં રમે, પામે દુખનો પાર. ૩૬

અબ અર્જુન મોપેં સુનોં, સુખકે તીન પ્રકાર;
જાકે અભ્યાસ કિયે, દુખકોં હોય નિવાર. ૩૬

૩૬ હે ભરતશ્રેષ્ઠ! હવે ત્રણ પ્રકારનું સુખપણ મારાથી સાંભળ, જેને વિષે અભ્યાસે તલ્લીન થાય ને દુઃખનો અંતપણ પામે.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

લાગે વિષસમ પ્રથમ જે, અંતે અમૃત થાય;
આત્મબુદ્ધિથી પ્રાપ્ત તે, સુખ સાત્વિક કહેવાય. ૩૭

પહિલે તો બિખ સો લગે, બહુરિ અમૃત સો હોય;
સો સુખ સાત્વિક હૈ કહ્યો, બુદ્ધિ પ્રસાદ તેં જોય. ૩૭

* ૩૭ જે વળી પેહેલું વિષ સરખું (પણ) પરિણામે અમૃતની ઉપમાવાળું, સ્વબુદ્ધિને પ્રસાદે ઉપજેલું તે સુખ સાત્વિક કહ્યું છે.

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

વિષયેંદ્રિય સંયોગથી, અમૃત પ્રથમ જણાય;
પરિણામે વિષરૂપ તે, રાજસ સુખ વદાય. ૩૮

બિંદ્રિ બિખે સંજોગ તેં, ફલહૈ અમૃત સમાન;
પાછે જો બિખ સોં લગે, સોં સુખ રાજસ જાન. ૩૮

† ૩૮ વિષય તથા ઇંદ્રિય એના સંયોગથી જે આરંભમાં અમૃત જેવું (પણ) પરીણામે વિષ જેવું તે સુખ રાજસ બોલાયું છે.

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

પ્રમાદ આળસ ઊંઘથી, થનાર ને વળિ જેહ;
ચિતમોહક પછિ ને પ્રથમ, તામસ સુખ કહ્યું તેહ. ૩૯

પહિલે ઔ પાછે સબદ, મોહ ન કરે જુ દેહ;
આળસ નિદ્રા તેં ઉઠે, તામસ સુખ હૈ યેહ. ૩૯

૩૯ જે આરંભે તથા અંતે પોતાનેજ મોહકારક, નિદ્રાઆળસ પ્રમાદથી થયલું તે સુખ તામસ કહેવાયું છે.

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

એ ત્રણ પ્રકૃતિ ગુણોથકી, રહિતજ એવું કાંઇ;
નથિ સ્વર્ગે દેવો વિષે, નથિ ફરિ ભૂમીમાંઇ. ૪૦

સો ઉપમેં કહૂં નહીં, સુરમે ઔર આકાસ;
સો તજુ ન તિના ગુન, બંધો જું માયા પ્રાસ. ૪૦

* જ્ઞાનવૈરાગ્ય પામ્યા પછી અમૃત સરખું; નિર્મળબુદ્ધિનું.

† વિષયસુખ માત્ર પાછળથી દુઃખદાયક.

૪૦ પ્રકૃતિથકી ઉત્પન્ન થયલા એ ત્રણે ગુણથી મુક્ત [છૂટેલું] સત્વ-પ્રાણી નથી કોઇ પૃથ્વીમાં, સ્વર્ગમાં કે દેવને વિષે.

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને, શૂદ્રોના અર્જુન;
સ્વાભાવિક ગુણથી કર્યાં, કર્મ જુદાં તે શુણ. ૪૧

દ્વિજ છત્રી ઔ બૈસ કે, ઔ શૂદરકે કરમ;
નિજ સુભાવ ગુનકે ભયે ન્યારો ન્યારો ધરમ. ૪૧

† ૪૧ હે શત્રુતાપ ! સ્વભાવેજ ઉત્પન્ન થયલા ગુણોએ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને શૂદ્રનાં કર્મ વિશેષે કરીને જુદાં (કીધાં છે.)

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શમ દમ તપ ને શૌચ વલિ, આર્જવ આસ્તિક ધર્મ;
ક્ષમા જ્ઞાન વિજ્ઞાન એ, સહજ બ્રહ્મનાં કર્મ. ૪૨

શમ દમ તપ સોં પુની, સરલતા ઔ શાંતિ;
આસ્તિક ગ્યાન બિગ્યાન, યહ બ્રહ્મ કરમકી ભાંતિ. ૪૨

‡ ૪૨ શમ, દમ, તપ, શૌચ, ક્ષાંતિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિક્ય (એ) બ્રાહ્મણનાં કર્મ સ્વભાવથીજ છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૌર્ય તેજ ધૃતિ નિપુણતા, ઉદારતા પ્રભુ ધર્મ;
યુદ્ધથી નહિ હઠવું જ, એ, સહજ ક્ષત્રિનાં કર્મ. ૪૩

શૂર તેજ ધીરજ ચતુર, જુધમેં કોંન પલાય;
દાન ઠકરાઇ સોં રહે, છત્રી કરમ સુભાય. ૪૩

§ ૪૩ શૌર્ય, પ્રતાપ, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, દાન, ઈશ્વરભાવ (એ) ક્ષાત્રકર્મ સ્વભાવથીજ.

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

ગોરક્ષા, વાણિજ્ય કૃષિ, સહજ વૈશ્યનાં કર્મ;
સહજ શૂદ્રનું કર્મ તે, જે સેવા રૂપ ધર્મ. ૪૪

ખેતી ગોરછા બનિજ, બૈસ કરમ યેહ જાન;
સબહી કી સેવા કરે, શુદ્ર કરમ યેહ જાન. ૪૪

૪૪ ખેતી, ઢોર પાળવાં, વેપારધંધો, એ વૈશ્યકર્મ સ્વભાવથી (ને) સેવા કરવાનું કર્મ શૂદ્રનું સ્વભાવેજ.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

અભિરત નિજ નિજ કર્મમાં, નર પામે સંસિદ્ધિ;
શુણ તું તે પામેછ એ, સ્વકર્મરત જિમ સિદ્ધિ. ૪૫

* સર્વત્ર ત્રિગુણમાયિક મિથ્યાભાવ છે; કેવળ પરમ તત્વરૂપ જ ત્રિગુણથી મુકતછે.
† સત્વપ્રધાન બ્રાહ્મણ, સત્વ ગૌણ ને રજો પ્રધાન તે ક્ષત્રિય, તમો ગૌણ ને રજો પ્રધાન તે વૈશ્ય, રજો ગૌણ ને તમો પ્રધાન તે શૂદ્ર.
‡ જ્ઞાન—અનેક શાસ્ત્રસંબંધી. વિજ્ઞાન—કર્મકાંડમાં કુશળતા ને બ્રહ્મકાંડમા અનુભવજ્ઞાન; સ્વરૂપવિષે સ્થિતિ. આસ્તિક્ય—વેદાર્થને વિષે શ્રદ્ધા; પરમેશ્વર ને પરલોક છે એવો નિશ્ચય.
§ દાન—ઔદાર્ય. ઈશ્વરભાવ—ઈશ્વરભક્તિ; પ્રજારક્ષણમાં સામર્થ્ય; સત્તાધીશરૂપે ન્યાયબુદ્ધિ.



અપને અપને કરમ તેં, સિદ્ધિ લહે સબ કોઇ;
સોબિ અબે મોમેં સુનો, કરમ સિદ્ધિ જે હોઇ. ૪૫

૪૫ પોત પોતાના કર્મને વિષે નિષ્ઠાથી રાચતો નર જ્ઞાનની યોગ્યતાનો લાભ મેળવેછે; સ્વકર્મમાં પ્રીતિએ લાગેલો (તે) સિદ્ધિ [જ્ઞાનપ્રાપ્તિ] જેવી રીતે પામે તે સાંભળ.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

જેથિ પ્રવૃતિ ભૂતો તણી, જેણે સૌ આ વ્યાપ;
પામે સિદ્ધી પૂજિ તે, સ્વકર્મથી નર આપ. ૪૬

જાતેં ઉપજત જીવ સબ, જિન કીન્હો બિસ્તાર;
કરમ કરે તાકો જજે, સિદ્ધિ લહે તતકાલ. ૪૬

૪૬ જેથકી પ્રાણીઓની પ્રવૃત્તિ [ક્રિયા ચેષ્ટા] (થાયછે), જેણે આ [સઘળું વિશ્વ] વ્યાપ્યું છે તેને [અંતરાત્માને] સ્વકર્મે [સ્વવર્ણાશ્રમધર્મે] આરાધતાં માનવ જ્ઞાનપ્રાપ્તિ-મોક્ષાધિકારને પામે છે.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

પર ધર્માચરણા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ;
પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ. ૪૭

નીકેહૂં પર ધરમતેં, બિગુન ભલો જુ ધરમ;
કછુ પાપ પાવે નહિ, કરત આપનો ધરમ. ૪૭

*૪૭ સારો અનુષ્ઠિત (એવા) પરાયા ધર્મ કરતાં સ્વધર્મ ઓછા ગુણનો (છતે પણ) ફલદાયક છે; સ્વભાવ નિમિત્ત કર્મ કરતાં કર્મથી પાપ પ્રાપ્ત થતું નથી.

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

સહજ કર્મ તજવાં નહીં, જોકે પાર્થ સદોષ;
ધૂમે અગ્ની પેઠ સૌ, કર્મો નહિજ અદોષ. ૪૮

દોષ સહિત નિજ કરમ કરે, રહે ન કોઉ લાગી;
દોષ ભરે આરંભ સબે, ધૂમ સહિત જો આગી ૪૮

૪૮ સ્વધર્મકર્મ દોષયુક્ત તોપણ ન તજવું (કારણ કે) સર્વે કર્મ [દૃષ્ટ અદૃષ્ટ તે] દોષે કરીને વેષ્ટિત છે જેમ અગ્નિ ધૂમાડાએ તેમ.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

બુદ્ધિ અસંગ, ઇચ્છા રહિત, સૌમાં જિત મન જેહ;
સંન્યાસે પામે પરમ, નૈષ્કર્મ્ય સિદ્ધી તેહ. ૪૯

લગન બુદ્ધિ બહુ નહિ કરે, જીતે મનકી આસ;
પરમ સિદ્ધિ કરમકી, પાવે કરી સંન્યાસ. ૪૯

૪૯ સર્વત્ર આસક્તિ રહિત બુદ્ધિનો, નિરહંકાર, ફલેચ્છા વિનાનો (તે) સંન્યાસયોગે [ચિત્તશુદ્ધિયે] સર્વકર્મનિવૃત્તિરૂપ ઉત્કૃષ્ટ સિદ્ધિને [મોક્ષના અધિકારને] પામેછે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

* સ્વધર્માચરણે પાપ નહિ. એનો આશય કે ક્ષત્રિયને યુદ્ધકર્મમાં સ્વજનવધ—કુળક્ષય થયેથી પાપ નથી.

પામે સિદ્ધી માસ જિમ, બ્રહ્મજ, મુજથી સુણ;
સંક્ષેપે, જે જ્ઞાનની, નિષ્ઠા પર અર્જુન. ૫૦

સિદ્ધી પાવે પરબ્રહ્મકોં, જૈસે જુ પાવે સાર;
કહ્યો જુ તોં સંક્ષેપ સોં, નિષ્ઠા ગ્યાન અપાર. ૫૦

૫૦ હે કુંતીપુત્ર! સિદ્ધિને પામેલો જે પ્રકારે બ્રહ્મને પામે (તે) ઉત્તમ જ્ઞાનનિષ્ઠા સંક્ષેપે મારાથી જાણ.

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

રાગ દ્વેષ મુકી, ત્યજી, વિષયો શબ્દાદીય;
ધૃતિયે મન નિશ્ચલ કરી, યોગી વિશુદ્ધ ધીય. ૫૧

જોગ રહે બુદ્ધિ સુધ સોં, ધીરજ સોં મન ધારી;
શબ્દ આદિ વિખયન તજે, રાગ દ્વેષ કોં મારી. ૫૧

૫૧ વિશેષ શુદ્ધ બુદ્ધિયે યુક્ત, ધૃતિયે [સાત્વિકી] અંતઃકરણને નિશ્ચળ કરીને, શબ્દાદિ વિષયને તજીને, રાગદ્વેષને છાંડીને [બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.]

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

એકાંતી નિત ભોજિ લઘુ,વશ મન વાણી દેહ;
આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ પર જેહ. ૫૨

રહે ઉદાસો એકાંતમેં, લઘુ ભોજન મન જીત;
ધ્યાન જોગ તત્પર સદા, ગહ વૈરાગ્યકી રીત. ૫૨

* ૫૨ એકાંતનું સેવન કરનારો, મિતભોજન કરનારો, વાણી શરીર મનને નિયમમાં રાખેલો, નિરંતર ધ્યાનયોગમાં તત્પર, વૈરાગ્યનો સારો આશ્રય લીધેલો એવો (તે)-

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

ક્રોધ પરિગ્રહ દર્પ બળ, અહંકાર ને કામ;
મૂકી, બ્રહ્મજ થાય તે, નિર્મમ શાંત અકામ. ૫૩

ક્રોધ પરિગ્રહ કામ બલ, દર્પ ઔર અહંકાર;
મમતા તજે નિર્મલ રહે, શાંતિ બ્રહ્મમેં સાર. ૫૩

૫૩ અહંકાર, બળ [દુરાગ્રહ], દર્પ [અવળો માર્ગ—કપટમાયામાં પ્રવૃત્તિ], કામ, ક્રોધ, પરિગ્રહ [સંગ્રહ] છોડી દેઈ મમતારહિત, શાંત (તે) બ્રહ્મત્વને યોગ્ય થાય છે.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

બ્રહ્મભૂત આનંદિ નહિ, શોચે ઇચ્છે કાંઇ;
પામે ઉત્તમ ભક્તિ મુજ, સમ થૈ સૌનીમાંઈ. ૫૪

બ્રહ્મ ભૂયો જુ પ્રસન્ન, મન શોચ કરે નહિ ચાહ;
સબ જીવનકોં સમ લખે, પાવે ભગતિ પ્રવાહ. ૫૪

૫૪ બ્રહ્મભાવમાં નિશ્ચયવાળો, સ્વસ્થ ચિત્ત, ગયાંનો શોક ન કરે, અપ્રાપ્તિની ઈચ્છા ન કરે, સર્વભૂતને વિષે સમાન ભાવ એવો તે મારી ઉત્તમ ભક્તિને પામેછે.

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

જેવો જે હું, તેહને, ભક્તીયેંજ યથાર્થ;
જાણે, જાણી એમ પછિ, પામે મુજને પાર્થ. ૫૫

મોકોં જાને ભગતિ કરે, જીત હોય જુ ભાય;
મોહિ જાનિકે તત્વ સોં, મેરો ભગતિ કરાય. ૫૫

૫૫ ભક્તિયે જે સઘળું છે તે હું છઉં એમ યથાર્થરૂપે જાણેછે [સર્વવ્યાપી ચિદાનંદ], ત્યારપછી મને તત્વજ્ઞાને [શ્રુત્યોક્ત અનુભવપૂર્વક] જાણીને ઐક્યભાવે મળેછે.

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

કર્તા નિત સૌ કર્મ પણ, જન એ મુજ આશ્રીત;
મુજ પ્રસાદથી મેળવે, નિતપદ નાશ રહીત. ૫૬

મો કરમ કો નિત કરે, મેરો આશ્રય પાય;
સો પ્રસાદ તે સો રહે, અછય પદવી પાય. ૫૬

૫૬ સર્વ કર્મ [નિત્યનૈમિત્તિક] સદા કરનારો, ચિત્તે મારો સંગ ધરેલો એવો તે મારા પ્રસાદથી, અટળ અવ્યય પદને પામે છે.

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

અર્પે મને સૌ કર્મ તું, મનથી, મત્પર સાર;
બુદ્ધિયોગ આશ્રીજ નિત, મચ્ચિત થા નિરધાર. ૫૭

મન સો મેરો કરમ કર, મોત સરળતા લેય;
બુદ્ધી જોગકોં સોચ્ય કરે, મોહી મેં ચિત્ત દેય. ૫૭

૫૭ સર્વ કર્મને મારે વિષે અર્પણ કરી તત્પર [હુંજ પરમ દૈવત એવો નિશ્ચયવાન] થઇ બુદ્ધિયોગનો આશ્રય કરી નિરંતર મચ્ચિત્ત [હું છું ચિત્ત જેનું એવો] (તું) થા.

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

મુજ પ્રસાદથી દુઃખ સૌ, મચ્ચિત થૈજ તરીશ;
પણ ગર્વે ન સુણીશ તો, વિનાશને પામીશ. ૫૮

મો પ્રસાદતેં દુર્ગ બલ, તરિ જેહે અનયાસ;
અહંકારકે બસને નહિ, યહ માનો જૂ પાસ. ૫૮

૫૮ મચ્ચિત્ત (એવો તું) મારા પ્રસાદથી સર્વે દુસ્તર દુઃખને તરીશ (ને) એમ છતે તું અહંકારથી નહિ સાંભળે (તો) નાશ પામીશ.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

નહિ લડું કદિ ઇમ ગર્વથી, જો તું માનિશ સાર;
એ નિશ્ચય મિથ્યા, તને, પ્રકૃતિ યોજશે, ધાર. ૫૯

લરો નહીં તૂં જો કહત, અહંકાર કોં માન;
યહ તો સબ અબ ઝૂઠ હૈ, પ્રકૃતિ લગાવે આન. ૫૯

૫૯ માટે અહંકારનો આશ્રય કરી યુદ્ધ નહિ કરું એમ માનીશ (તો) એ તારો નિશ્ચય મિથ્યા (જશે);પ્રકૃતિ [રજોગુણ સ્વભાવની તારી તે] તુને યુદ્ધમાં પ્રવૃત્ત કરશેજ.

* વૈરાગ્ય—ઇહલોક પરલોકના ભોગ વિષે અપ્રવૃત્તિ.

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्त्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोपि तत् ॥ ६० ॥

સ્વાભાવિક નિજ કર્મથી, બાંધેલો તું, જેહ;
ન ઇછે કરવા મોહથી, કરિશ અવશ થૈ તેહ. ૬૦

અર્જુન આપને કરમ સોં, મહ તું રાખ્યો નાહીં;
પરો ન ચાહત મોહ તેં, પર સબ કરિ હો સાહિ. ૬૦

૬૦ હે કુંતીપુત્ર! સંસ્કારે ઊત્પન્ન એવાં પોતાને કર્મે તું બંધાયલો છે; મોહને અજ્ઞાને (તું) જે કરવાને નથી ઈચ્છતો તે [યુદ્ધકર્મ] (તું) કરીશજ સ્વવશ નથી તેથી.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥

ઇશ્વર સૌના હૃદયમાં, રહેછે કુંતી સૂત;
ભમાવતાં માયા વડે, યંત્રારૂઢ સૌ ભૂત. ૬૧

ઇશ્વર સબકે હીયમેં, અર્જુન રહત જુ ગૂઢ;
જીવ ભ્રમાવત હૈ સદા, કરી કે માયા આરૂઢ. ૬૧

* ૬૧ હે અર્જુન! સમસ્ત પ્રાણીઓના હૃદય દેશને વિષે ઈશ્વર [અંતર્યામી] રહેછે (તે) યંત્ર ઉપર ચઢેલા સર્વ જીવને પોતાની માયાશક્તિયે ભ્રમણ કરાવે છે.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ६२

કર આશ્રય સૌ ભાવથી, તેનો કુરૂ સત્તમ;
પામિશ તેનિ કૃપા વડે, નિતપદ સુખ ઉત્તમ. ૬૨

હોય સદા વાકેં સરન, અર્જુન તું સબ ભાય;
અબિનાસી થિર શાંતિ પદ, તા પ્રસાદ તેં પાય. ૬૨

૬૨ હે ભારત! તેને [તે ઇશ્વરને] સર્વ ભાવે કરીને શરણ જા, તેને પ્રસાદે ઉત્કૃષ્ટ શાંતિને–અચળ સ્થાનને પામીશ.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

કહ્યું ગુહ્યથી ગુહ્ય મેં, જ્ઞાનજ તુજને એમ;
અશેષ વિચારી તે, પછિ, કર તું ઇચ્છે જેમ. ૬૩

ગ્યાન કહ્યો તો સોં જુ મેં, જો જગ પ્રગટે નાહિ;
જો જાને સોઈ કરો, યહિ સંજ્ઞેજય માહિ. ૬૩

૬૩ એમ તુંને મેં ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન ઉપદેશ્યું; એને પૂરેપૂરૂં વિચારીને જેમ ઈચ્છામાં આવે તેમ કર.

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

સર્વ ગુહ્યમાં ગુહ્ય ફરિ, પરમ વચન મુજ શૃણુ;
મુજ અતિ પ્રિય તું, તેથિ હું, કૌં તુજ હિત અર્જુન. ૬૪

જો કહુ હે સબ તેં જસ્યો, પરમ બચનમેં માન;
તું દૃઢ બુદ્ધિ મી તજ્જે, તો હિત કરત બખાન. ૬૪

૬૪ ફરીથી (કહું છું કે) ગુહ્ય રાખવા જેવાં સર્વમાં જે અત્યંત ગુહ્ય એવું ઉત્કૃષ્ટ મારૂં વચન સાંભળ. (તું) મને દૃઢપ્રિય છે માટેજ તારૂં હિત કહું છું.

* યંત્ર–કાળચક્રરૂપ, અનેક જન્માંતરરૂપ; અનેક શરીરરૂપ; અનેક બુદ્ધિરૂપ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥

નમ મુજને મુજ ભક્ત થા, મદ્યજિ ને મતિચત્ત;
પામિશ મુજને સત્ય કૌં, છો પ્રિય મુજ પ્રતિચત્ત. ૬૫

મોકોં જજ તું નમ્ર વ્હૈ, મન મોહી મેં રાખ;
અંત સમે વ્હૈ મોહિમેં, પ્યારો તું યહ સાખ. ૬૫

૬૫ મારે વિષે મન એવો થા, મારો ભક્ત, મારો પૂજક; મને નમસ્કાર કર, મારીજ પાસે આવીશ, ખરે; (તું) મને પ્રિય છે, તુંને પ્રતિજ્ઞા પૂર્વક કહું છું.

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

સર્વ ધર્મને મૂકિને, કર આશ્રય મુજ એક;
શોચ મ કર હું છોડવિશ, સર્વ પાપથી છેક. ૬૬

સબ ધરમનકોં ત્યાગિકે, સો સરન તું આય;
દૂરી કરો સબ પાપ હોં, શોક તજ્જ યા ભાય. ૬૬

* ૬૬ સર્વ ધર્મને તજીને એક મનેજ શરણ આવ; હું તુંને સર્વ પાપથી મુક્ત કરીશ, શોક મા કર [ગોત્રવધાદિકનો.]

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥

મુજ નિંદક, સેવા રહિત, અધર્મિ અભક્ત જેય;
હોયે તેને નહિ કદી, કહેવું આ કૌંતેય. ૬૭

જાકે તપ નહિં ભક્તિ નહિ, ઔ સત્ય સુબુદ્ધિ નાહિ;
તાસોં તૂ ઝિન યહ કહે, મો દેખિ જગ માહિ. ૬૭

૬૭ આ [ગીતાજ્ઞાન] તારે અતપસ્વી–ધર્મહીનને (કહેવું) નહિ, ભક્તિહીનને કદાપિ (કહેવું) નહિ; વળી શ્રવણ કે સેવાહીનને નહિ, ને મને નિંદે તેને પણ નહિ.

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

પણ કહેશે મુજ ભક્તને, પરમ ગુહ્ય આ, જેહ;
કરિ મુજ ભક્તિ અસંશયી, પામે મુજને તેહ. ૬૮

મો ભક્તન જો કહત, પર મેસ્યો યહ ગ્યાન;
સો મેરી ભગતી લહે, મોમે રહે નિદાન. ૬૮

૬૮ જે આ પરમ ગુહ્ય મારા ભક્તને વિષે આદરે કહેશે તે મારે વિષે પરાભક્તિ કરીને મને પામશે (એ વિષે) સંશય નહિ.

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता नच मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥

મનુષ્યમાં તેથી અધિક, નથિ મુજ પ્રિય કરનાર;
ભૂમાં તેથી અન્ય નથિ, મુજ અતિ પ્રિય થાનાર. ૬૯

મો ભગતન સોં પ્યારો, નહિ હો પ્યારો હોયી;
વહ મોહી રાખત હૈ, હોં રાખત પ્રિય માહિ. ૬૯

૬૯ તેથકી (શ્રવણ કરાવનારાથકી) મનુષ્યમાં કોઈ પણ મને અત્યંત સંતોષ પમાડનાર નથી; તેથકી મને બીજો વધારે વહાલો ભૂમિને વિષે થનાર નથી.

* સમસ્ત ધર્માધર્મ નિત્યનૈમિત્તિક કામ્યનૈમિત્ત છાંડીને મારે શરણે તું રહે, તું મુમુક્ષુ છે.

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥

ધર્મ્યવાદ આ આપણો, મનુષ્ય ભણશે જેહ;
જ્ઞાનયજ્ઞથી ઇષ્ટ છું, તેણે, મુજ મતિ એહ. ૭૦

ધરમ સંવાદય મેં કહ્યો, પડે જુ કોઇ જાન;
ગ્યાન જગ્ય તિન હું જજ્યો, યહ મેરો મત ગાન. ૭૦

૭૦ ધર્મરૂપ આપણા સંવાદનો પાઠ કરશે તેને જ્ઞાન યજ્ઞે હું ઇષ્ટ છું એમ મારી મતિ છે.

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

શુણે અનિંદક નર કદી, થૈને શ્રદ્ધા યુક્ત;
પુણ્યવાનના લોક શુભ, પામે થૈને મુક્ત. ૭૧

શ્રદ્ધા જુત દેખે બિના, પઢે સુને જો કોઇ;
પુન્યવંત જગતન લહે, મુગત જુ તાકોં હોઇ. ૭૧

* ૭૧ શ્રદ્ધાવાન, ઈર્ષારહિત જે નર તે પણ શ્રવણ કરશે; તે પણ પાપરહિત થઇ પુણ્યકર્મ કરનારાના જે શુભ લોક તેને પામશે.

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

શું તેં આ સ્થિર ચિત્તથિ, સાંભળિયુંજ યથાર્થ;
શું અજ્ઞાની મોહ તુજ, પામ્યો નાશજ પાર્થ. ૭૨

ચિત્ત એકાગ્ર વ્હે સુનેં, અર્જુન યહ તો ધરમ;
મીટે મોહ અગ્યાન તજેં, છૂટે ચિતકો ભરમ. ૭૨

૭૨ હે પાર્થ! [એ કહ્યું તેટલું] ચિત્ત એકાગ્ર કરી તેં સાંભળ્યું કે? હે ધનંજય! તારો અજ્ઞાનમય મોહ નાશ પામ્યો કે?

अर्जुन उवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

ટળ્યો મોહ સ્મૃતિ મેળવિ, આપ પ્રસાદેં ઇશ;
નિઃસંદેહ ઉભોજ હું, આપ વચનજ કરીશ. ૭૩

મોહ નસત અબ આઇ, સુમરત હો શ્રીભગવાન;
ભયો દૂરિ સંદેહ અબ, તત્વ ગ્યાન પ્રધાન. ૭૩

†૭૩ હે અચ્યુત! તારે પ્રસાદે મોહ નષ્ટ થયો, મેં સ્મૃતિ સંપાદી; (હવે હું) નિઃસંદેહ વ્યવસ્થિત છું, તારૂં વચન પાળીશ.

संजय उवाच ॥

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

મહા કૃષ્ણ ને પાર્થનો, રોમ હર્ષદ અદ્ભુત;
શુણ્યો મેંજ સંવાદ આ, એમ આંબિકા સૂત. ૭૪

* શુભલોક—અશ્વમેધાદિ પુણ્ય કરનારા જ્યાં જઇ વસે તે.
† સ્મૃતિ—હું અહમ્ આત્મા છું; પરમસ્વરૂપ હું છું એમ; વસ્તુતઃ મારૂં પરાક્રમ નથી એમ.

હરી અર્જુનકી બાત યહ, સુનિ જો મેયા ભાય;
અચરજ રૂપ અનૂપ અતિ, રોમ હરખ ચિત આય. ૭૪

૭૪ એ પ્રકારે મેં મહાત્મા વાસુદેવનો ને અર્જુનનો રૂંવાં ઊભાં કરે તેવો અદ્ભુત આ સંવાદ સાંભળ્યો.

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

પરમ ગુહ્ય આ જ્ઞાન મેં, વ્યાસ પ્રસાદેં શુણ્યું;
યોગેશ્વર હરિથીજ, જે, સાક્ષાત્પોતે ભણ્યું. ૭૫

પરમ જુગ્યો તત્ત્વ જુહે, સુન્યો વ્યાસ પ્રસાદ;
જોગેસર શ્રી કીસનજૂ, નિગો સુખ કિયો બિબાદ. ૭૫

૭૫ વ્યાસને પ્રસાદે [દિવ્યચક્ષુ તથા કર્ણ આપેલાં તેથી] યોગેશ્વર [યોગમાયાનો ઇશ્વર] કૃષ્ણથકી, સાક્ષાત્ પોતે કહેનારાથકી આ ગુહ્ય ઉત્કૃષ્ટ યોગજ્ઞાન સાંભળ્યું.

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

કૃષ્ણ પાર્થનો વાદ આ, અદ્ભુત પુણ્યજરૂપ;
સંભારી સંભારિ હું, હર્ષું ફરિ ફરિ ભૂપ. ૭૬

બાર બાર સુમરત હોં, યહ સંબાદહિ રાજ;
હરખ હોત મોકોં મહા, અતિ પવિત્ર કે સાજ. ૭૬

૭૬ હે રાજન્! [હે ધૃતરાષ્ટ્ર]! પુણ્યપ્રસાદ અદ્ભુત આ સંવાદ સંભારી સંભારી વારંવાર હર્ષ પામું છું.

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥७७॥

સંભારી તે રૂપ, અતિ, અદ્ભુત હરિનું, રાય;
હર્ષું ફરિ ફરિ ને મને, વિસ્મય મોટો થાય. ૭૭

અદ્ભુત રૂપ શ્રી કિસન કોં, સુમિર સુમિર હોતા હે;
હરખ હોત મોકોં બહુત, વિસ્મય કોં નિખા હે. ૭૭

૭૭ હે રાજન! પરમાત્માનું તે અતિ અદ્ભુતરૂપ [વિશ્વરૂપ] સંભારી સંભારી મને મોટો વિસ્મય થાય છે ને વારંવાર હર્ષ પામું છું.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જ્યાં યોગેશ્વર કૃષ્ણ ને, પાર્થ ધનુર્ધર જ્યાંય;
વિજય ભૂતિ શ્રી નીતિ ધ્રુવ, મુજ મતિયેં છે ત્યાંય. ૭૮

જોગેસ્વર શ્રી કૃષ્ણજૂ, અર્જુન હેયા ઠોર;
તહાં વિજય ઓર જીત હે, અછય સંપદા ઓર. ૭૮

* ૭૮ જ્યાં યોગેશ્વર કૃષ્ણ (ને) જ્યાં ધનુર્ધર પાર્થ ત્યાં લક્ષ્મી [રાજ્યલક્ષ્મી], વિજય, સંપદા, નીતિ [ન્યાયમાર્ગ] નિશ્ચળ છે એમ મારૂં મત છે.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપનીષદ્માં બ્રહ્મવિદ્યાને વિષે યોગશાસ્ત્ર સંબંધી શ્રીકૃષ્ણાર્જુનના સંવાદમાં મોક્ષસંન્યાસોપદેશયોગ નામનો અઢારમો અધ્યાય. ॥૧૮॥

* જે પક્ષમાં કૃષ્ણ ત્યાંજ સમસ્ત કલ્યાણ છે.

# કઠિન શબ્દાર્થ કોષ.

## અ.

અવિગત-તિ-જે જતું રહ્યું નથી, પણ છે; તેજોમય છે, અખંડિત છે તે. (જગદીશ્વર).
અધુના-હમણાં.
અનુદિન-હમેશાં.
અવિધાર-વું-અવશ્ય ધારવું; નક્કી માનવું.
અક્ષત-ચોખાના દાણા પૂજન વખતે લેવામાં આવે છે તે.
અશ્વત્થ-પીપળો.
અજનાસા-બ્રહ્માનું નાક.
અસ્તુ-હો, એમ થાઓ.
અપ-જળ; પાણી.
અધોમુખે-ઉંધે-નીચે મોઢે.
અકલજય-બ્રહ્મા.
અનંગજય-શિવ.
અજ્ઞ-અજાણ્યું.
અભિધાન-નામ.
અનંત-પાર-અંત વગરનું.
અષ્ટોત્તરસહસ્ર-એક હજાર પર આઠ.
અનિંદિતપણું-નિંદા કરવા યોગ્ય નહિ એવું વર્તન.
અટણ-ફરવું; મુસાફરી કરવી.
અજન્મા-જેને જન્મ નહીં તે. (ઇશ્વર.)
અગમ્યા-ગમન કરવા-ભોગવવા યોગ્ય નહિ તે (સ્ત્રી).
અક્ષર-ખરે નહિ તે; જેનો નાશ ન થાય તે.
અભાવે-ન હોવાને લીધે.
અર્ક-સૂર્ય.
અપરાન્હ કાળ-ત્રીજે પહોરે.
અગ્ર-ટોચ; અણી.
અવશેષ-બાકીનું.
અટ્ટહાસ-અતિશે હસવું.
અર્થાત્-એટલે.
અનાત્મ પ્રતિપાદિત શાસ્ત્ર-આત્મા નહિ, પણ દેહાદિક પદાર્થોને મુખ્ય ગણી વર્ણન કરનારાં શાસ્ત્ર.
અક્ષરસમુદાય-અક્ષરોનો જથો.
અજન્મા-જન્મ વગરના.
અતર્ક્ય-તર્કમાં-કલ્પનામાં પણ ન આવે એવા (ઈશ્વર.)
અવિષય-જેમાં વિષય નહિ તે.
અસંગ-સંસારથી વિરક્ત.
અર્પિત-અર્પણ કરેલું; આપેલું.
અશન-ખાવું.
અધોગતિ-નબળી-નીચી ગતિ.
અચ્યુત-અવિનાશી.
અધર્માચાર્ય-અધર્મનું આચરણ કરનાર તથા કરાવનારમાં મુખ્ય.
અધ્વર્યુ-યજ્ઞમાં હોતાની જોડે બેસનાર (બ્રાહ્મણ).
અકુંઠિત-પાછી ન હઠેલી (તેવી બુદ્ધિ.)
અભિચાર વિધાન-મારણ મોહન વગેરે ઉપાયો.
અજા-બકરું.
અનંગદાવાનલ-કામરૂપી અગ્નિ.
અવશેષ-બાકી રહેલું.
અનિત્ય-નાશવંત.
અહિ-સાપ; શેષનાગ.
અયુત-દશ હજાર.
અખંડ-જેના ટુકડા-ભાગ નહિ થાય તે.
અનૂપ-જેને કોઇની ઉપમા ન આપી શકાય એવા.
અખિલેશ્વર-સર્વના ઈશ્વર-પ્રભુ.
અકળ-કળી શકાય નહિ તેવો.
અભ્ર-આભલાં; વાદળાં.
અતઃપર-એ કરતાં બીજું.
અર્ભક-બાળક.
અગાધ-ઉંડું; ખોળ્યું ન જડે તેવું.
અવ્યક્ત-ગુપ્ત; પ્રસિદ્ધ નહિ તે.
અચ્યુતાનંદ-અખંડ આનંદ. (અ-નહિ + ચ્યુત-નાશ થવો.)
અનુગ્રહ-શાપને વાળવો; કૃપા કરવી.
અવાસ-મેહેલ; હવેલી.
અભીયો-ભય વગરનો (અભિયો).
અધર-નીચલો હોઠ.
અષ્ટપાણી-આઠ હાથવાળા-બ્રહ્મા.
અનુગ્રહ-છોડી દેવું; છૂટું કરવું.
અગ્રજ-મોટો ભાઈ.
અલવણ-લવણ વગરનું; મોળું.
અણુસારે-સાન.
અસતી-જેનામાં સતીપણું ન હોય તેવી સ્ત્રી.
અકિંચન-દુર્બળ; ગરીબ.
અકાળ-સમય વગરનું.
અરિષ્ટ-મોત; દુઃખ.
અલક-ચોટલો; અંબોડો.
અલભ્ય-ન મળી શકે તેવું.
અર્ધચંદ્ર-અડધા ચંદ્ર જેવું.
અધરપીયૂષ-હોઠનું અમૃત.
અહમેવ-હુંપદ; મોટાઇ; અહંકાર.
અહિધર-શંકર. (અહિ-સર્પ+ધર-ધરનાર)
અક્રૂર-કૃષ્ણના કાકા. (૨) ઘાતકી નહિ-દયાળુ.
અનુરાગ-પ્રીતિ, આસક્તિ; (૨) લગન; પ્રેમ લીનતા.
અતિકાળ-મોડું.
અસ્ત્ર-છેટેથી ફેંકીને મારવાનું હથિયાર.
અભક્ષ્યભક્ષી-ન ખાવાની વસ્તુ ખાનાર.
અગ્રવર્તી-આગળ રહી કામ કરનાર; (૨) પ્રધાન.
અવલોકો-જુઓ.
અરૂપ આકાર વગરનું.
અધરસુધારસ-હોઠે રહેલા અમૃતનો રસ.
અકૃત-સંસ્કાર નહિ પામેલી.
અજ્ઞાન અર્ણવ-અજ્ઞાનનો સમુદ્ર.
અભિશાપ-આળ.
અજાતશત્રુ-જેનો કોઇ શત્રુ નહીં તે. (યુધિષ્ઠિર)
અલક્ષ્મી-દારિદ્રય.
અક્ષોહિણી-૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, ને ૧૦૯૩૫૦ પાયદલ, એટલા સૈન્યને એક અક્ષોહિણી સેના કહેવાય.
અપરિમિત-ઘણુંજ; પ્રમાણ વગરનું.
અવિચળ વાણી-પૂરું અને ફેરવવું ન પડે એવું નિશ્ચયનું બોલવું.
અપરોક્ષ-નજર આગળ; સમક્ષ.
અવશેષ-બાકી.
અરુણ રંગ-પ્રભાતનો લાલ રંગ.
અન્ય-બીજા.
અગોપ-જાણીતું.
અનંત-જેનો અંત-છેડો નહિ.
અતિક્રમ-ઉલ્લંઘન.
અસ્થિ-હાડકાં.
અષ્ટદલ-આઠ પાંખડીઓવાળું (કમળ).
અષ્ટયામ-આઠે પોહોર.
અબ્દ-વર્ષ.
અટણ-ફરવું.
અવસાન-આખર.
અનુસ્યૂત-પરોવાયલું.
અશમાદિક-શમદમ આદિથી ઉલટા.
અશમ-શાન્ત નહિ તે.
અધિષ્ઠાન-(સ્થાન)-જગો.
અનિલ-વાયુ.
અહંકર્તવ્ય-અહંકાર કરીને કરવા લાયક.
અસ્તિત્વ-હોવાપણું.
અધ્યાસ-નિશ્ચય.
અનુવર્તન-અનુસરવું; આચરણ.
અધિષ્ઠાતા-મુખ્ય.
અનાયાસે-અણચિંતવે.
અલિંગી-દેહ ધારી નહિ.
અનન્ય ભક્ત-કોઈ પણ બીજાનો ભક્ત નહીં; એક દેવનેજ માનનાર.
અપરિછિન્ન-અમાપ. [ખતે.
અવસાને-આખરે; મરણ વ-

અશ્વ-ઘોડો.
અનંતવિજય-યુધિષ્ઠિરનો શંખ.
અપરાજિત-શત્રુએ નહિ જી-તેલો.
અસંશયી-સંશય વગરનો. નિ-શ્ચયી.
અભિરત-પ્રીતિમાન્; લાગેલો.
અવ્યભિચારિણી-એક ને સારા નિશ્ચયવાળી બુદ્ધિ.
અમ્લ-ખાટું.
અનુમંતા-અપ્રવૃત્ત છતાં પ્ર-વૃત્તની પેઠે દેખાનાર.
અનીરીક્ષ્ય-જોવાને અશક્ય.
અમૃતોદ્ભવ-અમૃત મથન વખતે ઉત્પન્ન થએલું.
અસમ્મોહ-મોહ રહિતપણું.
અરતિ-પ્રયત્ન નહિ કરનાર.
અનુપકારી-ઉપકાર ન કરનાર.

## આ.

આધ્યાત્મજ-બ્રહ્મ વિદ્યા.
આવાહન-મંત્ર ભણી તેડાવવું.
આમિષ-માંસ.
આલાપ-સ્વર; ધાંટો.
આત્મસંયમ-ઇન્દ્રિયોને દમી વશ રાખવી તે.
આત્માનાત્મ-આત્મા અને દેહ.
આનક-કરતાલ; ઝાંઝ. (૨) નગારૂં.
આમલણ કરવું-સૂંઘવું.
આહવનીય-અગ્નિનો એક પ્ર-યોગ છે. હોમવાની વસ્તુ.
આખડી-ઠોકર ખાવી.(૨)બાધા.
આરૂઢ-અસ્વાર.
આભા-કાંત; તેજ.
આવાગમન-આવવું જવું.
આર્દ્ર-ભીનું, પીગળેલું.
આરોપી-લગાડી; પોરવી.
આરોપવું-પહેરાવવું.
આર્તવીત-(આર્તવિત્ત)-આ-ર્ત્તિ વખતે મળેલું ધન; અર્થાત્ જેમ એવે વખતે મળેલું ધન અત્યંત વહાલું લાગે છે, તેવું ઘણું વહાલું હોય તે.
આયાસ-મેહેનત; શ્રમ.
આસ્ફોટન-અફાળવું-પછાડવું.
આગમ-આવવું.
આકર્ષવું-તાણવું.
આસ્તરણ-અસ્તર; પાથરણું.
આયુધ-હથિયાર.
આજાનબાહુ-ઘુંટણ સુધી જે-ના હાથ લાંબા છે તેવો પુરુષ.
આલંબન-આશ્રય.
આગમવાદી-વેદના આધારે ચાલનારા; વેદને માનનારા.
આવૃત્તિ-વિંટાયલો.
આવારી-આવેલા.
આજ્ય-ઘી.
આવિર્ભાવ-પ્રકાશ. જન્મવું તે.
આમ-આપત્તિ; દુઃખ.
આત્મદર્શી-આત્માને જોનાર.
આપ્ત-પ્રમાણિક; યથાર્થ બો-લનારો.
આત્મનિવેદ-આત્માર્પણ.
આત્મશ્લાઘા-પોતાની બડાઇ કરવી.
આર્જવ-સરળતા.
આતતાઇ (યી)-બાળનાર, ઝેર દેનાર, હાથમાં શસ્ત્ર લઇ મારવા આવનાર; ધન, ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરનાર એટલા આતતાયી શુક્રનીતિમાં કહ્યા છે.

## ઇ.

ઇશાનુકથા-રાજાઓની વંશા-વળી.
ઇશ્વર કોટિ-ઇશ્વરની ગણતી.
ઇન્દુ-ચંદ્ર.
ઇહલોક-આ જગત્; આ લોક.
ઇષ્ટિ-અમાસ ને પૂર્ણિ માને દિવસે યજ્ઞ કરવામાં આવે છે તે.

## ઉ.

ઉતિ-લીલા.
ઉત્સંગ-ખોળો.
ઉદ્યાન-બાગ; વાડી.
ઉપેક્ષા અનાદર.
ઉપસમાહિત-ઇંદ્રિયનિગ્રહાદિક.
ઉરુક્રમ-વામન (વિશેષ પગલાં ભરનાર.)
ઉદ્ગાતા-યજ્ઞમાં એક કામ કરનાર બ્રાહ્મણ.
ઉપસ્કર-સામાન.
ઉપહાર-ભેટ; ભેટ મૂકવી તે. ભેટની સામગ્રી.
ઉર્ધ્વરેતા-જેનું વીર્ય ઉંચું જ-ક-પાળે રહેલું છે તેવા શ્રીકૃષ્ણ.
ઉધરી-ઉછરી.
ઉધડકી-ઝબકી.
ઉત્તરવય-ઘડપણ.
ઉર-છાતી.
ઉડગણ-તારા.
ઉર્ધ્વ-ઉંચું.
ઉદવરત-ઉજડ.
ઉગટ-પીઠી વગેરે પદાર્થથી શરીર સ્વચ્છ કરવું.
ઉષ્ટ્ર-ઉંટ.
ઉલુક-ઘુવડ.
ઉપસ્થાન-ઉભા થઇ, હાથ ઉં-ચા કરી, મંત્ર ભણી સૂર્ય નારાયણની પ્રાર્થના કરવી.
ઉદધી-સમુદ્ર.
ઉપેન્દ્ર-ભગવાન.
ઉપરાણ્ડ-ઘણો રાજી.
ઉર્વી-પૃથ્વી.
ઉપેતર-ગોરવ.
ઉર્ણનાભ-કરોળિયો.
ઉદ્ભિજ્જ-ઉગીને ઉત્પન્ન થ-નાર, જેવાં કે ઝાડ, અન્ન, વનસ્પતિ વગેરે.
ઉક્ત-કહેલું.
ઉન્મુખી-અવળી.
ઉરુ-સાથળ.
ઉપસ્થ-ઇન્દ્રિ.
ઉપાદાન-કારણ.
ઉચ્છિષ્ટ-એઠું.
ઉર્ધ્વસ્ફુટક-બ્રહ્માંડનું ફાટવું. મસ્તકમાર્ગે જીવાત્માનું ગમન.
ઉચિત-યોગ્ય.
ઉવેખવું-અનાદર કરવો; અ-પમાન કરવું.
ઉનમારગ-આડે રસ્તે.
ઉદ્દેશી-મનથી ધારીને.
ઉગ્ર-તીવ્ર.

## ઋ.

ઋચા-વેદનો મંત્ર.
ઋણાનુબંધે-જન્મના લેણા દે-ણાના સંબંધથી.
ઋષિપત્નિ-ઋષિયોની સ્ત્રી.

## એ.

એવાતન-સૌભાગ્ય.
એકોત્તરશત-એક સો એક.

## ઐ.

ઐશ્વર્ય-મોટાઇ; પ્રભુતા.
ઐક્ય-એકતા; એકસંપ.

## અં.

અંકે-ખોળે.
અંતક-કાળ; મૃત્યુ.
અંબર-વસ્ત્ર.
અંગના-સ્ત્રી; પત્ની.
અંઘોળવું-નહાવું.
અંતરિક્ષ-ઉંચે; આકાશે.
અંતર્ગત-મનમાં; (૨) પેટામાં.
અંતરાઇ-વચમાં આડે આ-વનાર; અંતર કરાવનાર.
અંતર્ધાન-નહિ દેખાવું; અલોપ થવું; સંતાવું.
અંડજ-ઇંડામાંથી ઉત્પન્ન થ-નાર પ્રાણી,-જેવાં કે પક્ષી, માછલાં.
અંતરાલય-(અંતરાય) અડ-ચણ; વચ્ચે આવવું.
અંબા-માતા.

## ક.

કર્મજ-કર્મથી થનારા.
કશ્યપસુત-સૂર્યનારાયણ.
કનકાચળ-મેરૂ.
કલીલ-મેલ; કીટો. કોઈપણ સારી વસ્તુની નીચેથી જે કંઇ નઠારૂં નિકળે તે.
કનક-ધંતુરો.
કશ્યપ-(કચ્છપ) કાચબો.
કર્દમ-કાદવ.
કર્મવાદ-કર્મને મુખ્ય માનવાની તકરાર.
કર્મનિષ્ઠ-કર્મ કરીને ઉત્તમ સ્થિ-તિને પામેલા.
કમલભૂ-બ્રહ્મા.
કર્ણ-કાન.
કલ્પાંત-નાશ(કારક).
કટી કછી-કેડ તાણી બાંધી.
કર્તુમકર્તુ અન્યથાકર્તુ-કરવાને, ન કરવાને અને ઉલટું પણ કરવાને સમર્થ એવા (પ્રભુ)
કમલા-લક્ષ્મી.
કરપલ્લવ-હાથરૂપી કમળ.
કરપલ્લવ નવનીત-માખણના જેવા કુમળા હસ્તકમળ.
કરવડો-નળીવાળો લોટો.
કનકકુસુમ-સોનાનાં ફૂલ.
કરકટ-એક જાતનું જળમાં વસનાર પ્રાણી.
કપોત-હોલો; કબૂતર.
કમળકોશ-કમળનો જથો.
કર્મેન્દ્રિય-જેનાવડે કામકાજ ક-

રી શકાય તે ઇન્દ્રિ.
કર્મયાતના–કર્મોથી થતી શિક્ષા-પીડા.
કમલિની–નાનું કમળ.
કરણ–ઇન્દ્રિય.
કવચ–બખતર.
કદ્રુકુમાર–કદ્રુનો પુત્ર–કાળો સર્પ.
કદ્રુજાત–નાગ લોક.
કામદાસ–બહુ વિષયી.
કાળવીદ–કાળ જાણનાર.
કારૂવૃત્તિ–સુતારનો ધંધો;–કારીગરનો ધંધો.
કિરીટ–મુગટ.
કિં વા–શી ગણતીમાં! શું થઇ ગયું! અથવા.
કિલ્મિષ–પાપ.
કુતૂહલ–આશ્ચર્ય.
કુક્ષે–પેટે.
કેશ–નિમાળા.
ક્વચિત્–કેટલાંક.
કોરંગ(કુરંગ)–મૃગ; હરણ.
કોદંડ–ધનુષ્.
કૌપિન )
કોપિન ) લંગોટી.
કંદુક–દડો.
કંઠાભરણ–કોટનું ઘરેણું.
ક્રિયાદ્વૈત–ક્રિયાની સાથે એકપણું.
કૃતાંજલી–બે હાથ જોડી નમવું.
કૃષિ–ખેતી.

## ખ.

ખગ–પક્ષી.
ખટ–છ.
ખદ્યોત–તારો.
ખલુ–નિશ્ચય; અવશ્ય.
ખઆસ–મોટું ગ્રહણ (આકાશનું ઘેરાવું).
ખેચરી–આકાશમાં રહેનાર–ભમનાર પ્રાણી.
ખંડે–ભાંગે.

## ગ.

ગતજન્મે–પૂર્વ જન્મે; ગયે અવતારે.
ગજ–હાથી.
ગર્દભ–ગધેડું.
ગજકબંધ–હાથીનાં માથા વગરનાં શરીર.
ગજશુંડાકારે–હાથીની શુંડના જેવા જાડા આકારમાં.
ગર્વોક્તિ–અલંકારવાળી વાણી.
ગુડાકેશ–અર્જુન. જેના ખિટલિયાળા કેશ હોય તે.
ગુલ્મૌકીચક–(ગુલ્મ કીચક) ગુલ્મ–વેલાનો જથ્થો+કીચક–વાંસ. વેલાના જથ્થામાં વિંટલાયલા વાંસ.
ગુણાતીત–ગુણરહિત; (પરમાત્મા.)
ગેહ–ઘેર.
ગોચમરી–ચમરી ગાય.
ગોપયુક્ત–ગોવાળો સાથે.
ગોપેન્દ્ર–ગોવાળીઆઓના ઈન્દ્ર–શ્રીકૃષ્ણ ચન્દ્ર.
ગોપ–છાનું.
ગોપ–ગોવાળ.
ગોચર–જાણીતું.
ગોધુમ–ઘઉં.
ગોમુખ–ગાયના મુખ જેવા એક જાતના બાજાનું નામ.
ગ્વાળ–ગોવાળ; ગાયો ચારનાર.
ગ્રસ્ત–ચવાયેલું; ગળાયેલું.
ગ્રહેલા–ઝાલતા; લેતા; ગળતા.
ગ્રામ–નગર.
ગ્રસ્યાં કાળનાં કાળ–મૃત્યુએ મોમાં લીધેલાં.
ગ્રામઠક્કર–ગામનું ભુંડ.
ગ્રામાંતર–એક ગામથી બીજે ગામ જવું.
ગ્રામ્ય–ગામડાંના રહીશ.
ગોપદરેણુ–ગાયના પગની રજ.
ગૌણ–સામાન્ય.
ગુંજન–ચણોઠી.
ગંધ–ચંદન.
ગાંધર્વનગર–મિથ્યા; ખોટું; છે છે ને નથી એવું કલ્પિત નગર.
ગાંધર્વ વિવાહ–એ વિવાહમાં છૂપી રીતે લગ્ન કરે છે. (ક્ષત્રિઓને માટે.)

## ઘ.

ઘન–ઘેરાવો. (૨) વરસાદ.
ઘનબાર–બારે મેઘ–વરસાદ.
ઘટ–ઘડો.
ઘનવર્જિત–વાદળાં વગરનું.
ઘડે–થાય; (૨) બનાવે.
ઘારણ–અતિશય–ઘણીજ ઉંઘ.
ઘાતી–ઘાત કરનાર.
ઘોર–ભયંકર.
ઘ્રાણ–સુંઘવું.

## ચ.

ચરૂ–હવનમાં હોમવા માટે દુધની રાંધેલા ભાત.
ચર્ચિત–લીંપેલું; લગાડેલું. ચોપડેલું.
ચક્રી–ચક્ર ધારણ કરનાર.
ચક્રાકાર–ગોળ કુંડાળા જેવી આકૃતિ.
ચરકાર્વાકું–વૈદક વિષયમાં અક્કલવું.
ચારુ–સુંદર.
ચાર્વાક–નાસ્તિક મત.
ચિબુક–હડપચીના વચમાંનો છાછર ખાડો.
ચિરંજીવ–ચિરંજીવી; સદા અમર રહેનાર.
ચિદાનંદ–જ્ઞાનરૂપ આનંદ.
ચિદ્રૂપ–જ્ઞાનરૂપ.
ચિરાયુ–ઘણા લાંબા આયુષ્યવાળો.
ચિત્રશાળી–ચિત્રવાળું.
ચેરી–દાસી.
ચેતચિતવ્ય–વિચારવા લાયક.
ચાંગદેવ–સારીદેવ.

## છ.

છાજ–છાપરું છાવાનો સામાન.
છંદ–વેદ.

## જ.

જરા–ઘડપણ.
જવાર–(જુવાર)–ઘઉં વગેરે ધાન્ય વાવેલું; નાદનું લીલું ઘાસ.
જળધી–સમુદ્ર.
જળ મથી–પાણી વલોવી.
જળાસ્તંભ–જળના થાંભલા; જે સમુદ્રમાં ઉડે છે.
જગન્નિવાસ–જગતમાં વ્યાપક રૂપે નિવાસ કરી રહેલા.
જડતું–મળતું; બેસતું.
જરાયુજ–ઓરથી જન્મનાર.
જલજ–કમળ.
જાન–નુકસાન.
જાજ્વલ્યમાન–પ્રકાશિત; પ્રતાપી.
જિષ્ણુ–જીતનારો ભગવાન.
જેષ્ટિકાદાર–લાકડિયોવાળા.
જોડ–બન્ને; બે.
જંઘા–સાથળ.

## ટ.

ટોડર–માંજર; (તુળસીનાં ટોડર.)

## ડ.

ડાહોલ–દેશનું નામ છે.
ડુમ–ડાકોળ.

## ત.

તરણીતનયા–સૂર્યપુત્રી યમુના.
તપનિષ્ઠ–તપથી મહાન્ પદને યોગ્ય થએલા.
તદા–ત્યારે.
તદાકાર–તેના જેવા થઇ જવું–એક રૂપ થઇ જવું. (ફોડા રૂપજ)
તર્પિત–તૃપ્ત; સંતોષ પામેલું. (૨) તાપથી આકળું.
તર્પિતર્પ–તૃપ્ત કરવું, તૃપ્ત કરવું; આશિષ્ણુ સંતોષ પમાડવો.
તન્મય–તે રૂપજ.
તલસ્પર્શી–માથામાં ગુંથાવું તે.
તન્માત્રા–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ.
તમ–અજ્ઞાન.
તીર્થપાદ–પવિત્ર ચરણ.
તિષ્ઠ–ઉભા રહે.
તિમિંગળ–મગર.
તિમિર–અંધારૂં.
તિતિક્ષા–સહનશીલતા.
તુરીય–ચોથું પદ.(સ્વપ્ન,સુષુપ્તિ ને જાગૃત એ ત્રણમાંનું ભાન ન રહે તેવી જે અવસ્થા તે તુરીય)
તુમુલ–ભયંકર (યુદ્ધ)
તેગ–તરવાર.
તેવડવું–લેખવું; ગણવું.
તોય–પાણી.
તંતુમુર્ધના–દોરાનો રૂપલોભામ.
તાંદુલ–ચોખા; તાંદળા.
તૈજસ–તેજસ્વી.
ત્રિગુણાતીત–ત્રણ ગુણ–જેવા કે રજ, તમ અને સત્વ એ ત્રણેથી અળગા એવા પ્રભુ.
ત્રિભોમ–ત્રણ ભૂમિવાળું. અતળ, વિતળ, સુતળ એ ત્રણ.
ત્રિવિધ–ત્રણ પ્રકારનો.
તૃષાતુર–તરસથી દુઃખી; બહુ તરસ્યો.

તૃષ્ણાતાપ–અનેક તરેહની આશાઓથી રહેલો ઉદ્વેગ–તાપ.
તૃષાળુ–તરસ્યો; ઘણી તૃષ્ણા–આશાવાળો.

### દ.

દક્ષીએ–બાળીએ.
દશપંચ–પંદર.
દશગ્રીવ–રાવણ.
દર્ભ–ડાભ.
દમ–બહારની ઇંદ્રિનો નિગ્રહ.
દધિપ્રાશન–દહીં ખાવું તે. (એ ગામ જતી વખતે સારા શુકન ગણાય છે.)
દર્પ–ગર્વ; મગરૂબી.
દક્ષિણપાણી–જમણો હાથ.
દશાનન–દશ મોઢાવાળો (રાવણ)
દારુણ–ભયંકર.
દામોદર–દામણથી પેટે (ઉખળ સાથે) બંધાયા તે–શ્રી કૃષ્ણ.
દાક્ષાયણી–દક્ષની પુત્રી રોહિણી.
દાયકા–આપનાર.
દારા–સ્ત્રી.
દીર્ઘાયુષી–લાંબા આયુષ્યવાળા.
દિવામૈથુનાદિક–દહાડે સ્ત્રી સંગ કરવો ઇત્યાદિક (કુકર્મ).
દિગ્ગજ–દિશાનો હાથી.
દિપ્ત–પ્રકાશિત.
દુષ્ટ ચતુષ્ટય–ચાર દુષ્ટોની મંડળી; ચાર દુષ્ટો.
દુર્દ–દાદુર–દેડકો.
દુસ્તર–પાર ઉતરવો ઘણો મુશ્કેલ.
દુઃસાધ્ય–મુશ્કેલીથી સાધી શકાય એવું.
દુસ્ત્યજ–તજવું ઘણુંજ કઠિણ.
દુર્ગ–કિલ્લો.
દુર્જય–જીતવો ઘણો મુશ્કેલ.
દુર્મરણ–અકાળમૃત્યુ; દુઃખદાયક મૃત્યુ.
દુર્ગા–દેવી.
દુષ્પુર–દુઃખે કરી પુરાય એવો.
દુષ્કર–દુઃખે કરાય એવું.
દેવસ્વર્ગ–દેવોનું સ્વર્ગ; વૈકુંઠ.
દેહી–દેહ ધારણ કરનાર.
દેવાસુર–દેવ અસુર–દેવ ને દૈત્ય.
દેવદત્ત–અર્જુનનો શંખ.
દંતી–હાથી.
દંભ–પોતામાં કાંઇપણ જાતનો ગુણ ન છતાં તે બતાવવાનો ડોળ ઘાલવો તે.
દુંદુભી–નોબત.
દ્રવ્યાદ્વૈત–પદાર્થ સાથે ઐક્યતા.
દ્રષ્ટા–દેખાડનાર.
દૃશ્ય–દેખાયુ.
દૃષ્ટિરક્ષા–નજરકેદ.
દ્રહકંઠે–ધરાને કાંઠે.
દૃશ્ય–દેખાતું.
દ્રુમદેહ–ઝાડનું શરીર.
દ્વિભાવ–જુદાપણું; બેપણું.
દ્વિગુણ–બમણું.
દ્વિખરીવાળા–બે ખરીઓવાળા.
દ્વિજવર–દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્ય એ ત્રણે)માં ઉત્તમ–શ્રેષ્ઠ
દ્વિવર–બે સ્ત્રીનો પતિ.(૨ દિયેર.
દ્વૈકમળ–કમળના જેવાં બે નેત્રવાળા શ્રીહરિ.
દ્વૈત–બેપણાનો ભેદ; જુદાપણું.
દૈત્યપતન–દૈત્યોને મારનાર.
દૈત્યા–રાક્ષસી.
દ્રોહવૃત્તિ–વૈર કરવાની ટેવ.

### ધ.

ધનદ–કુબેર.
ધનુસંધાણ–ધનુષ ચડાવવું.
ધર્માગાર–ધર્મનું ઘર; યજ્ઞશાળા. ધર્મરૂપ.
ધરાધર–શેષનાગ.
ધર્મનિષ્ઠ–ધર્મમાં તત્પર.
ધરણ–(ણિ)–પૃથ્વી.
ધવળ–ધોળું.
ધજાકેતુ–ધ્વજાનો દંડ.
ધનંજય–અર્જુન.
ધર્મધુરંધર–ધર્મ પાળનારાઓમાં મુખ્ય.
ધનુ–ધનુષ.
ધાતા–બ્રહ્મા; કર્મ ફળ દેનાર.
ધીજ–નીષ્કલંક છું એમ ખાત્રી કરવા માટે અગ્નિમાં હાથ ઘાલવો તે.
ધુવેર–ધુમસ.
ધુમ્રાવરણ–ધુમાડાનું ઢાંકણ–પાથરણ.
ધ્રુવ–નિશ્ચલ.
ધ્વંસ–નાશ.
ધ્વનિ–શબ્દ; અવાજ.

### ન.

નગ–પર્વત.
નક્ષત્રરાજ–ચંદ્રમા.
નખી–નખવાળું.
નરકાતીત–નરકરૂપી સંસારનાં દુઃખોથી તદન છૂટા.
નવનીત–માખણ.
નવપલ્લવ–નવીન પત્ર ફૂલ વગેરેથી ખીલેલું
નર્પ (નૃપ)–રાજા.
નભ–આકાશ.
નારીકવચ–સ્ત્રીઓ રૂપિ કવચ (બખતર)–રક્ષણવાળો.
નાસા–નાક.
નાસિકાગ્ર–નાકની ટોચ.
નામે–રૂડે.
નિદર્શન–દાખલો.
નિરાલંબ–નિરાધાર.
નિરંકુશિત–સ્વતંત્ર; કોઇનો માથે અંકુશ–ભય નહિ.
નિર્ઋતિ–એકાદશ રુદ્રમાંનો એક. નૈઋત્ય દિશાના દિગ્પાળ.
નિરંજન–દોષ નહિ તેવા.
નિર્વિકાર–ફેરફાર, બગાડ, ભેદ વગરનું.
નિષ્ક્રિય–ક્રિયા–કર્મ વગરનો.
નિરહંકાર–અહંકાર વગરનો.
નિતંબ–કમરની પાછળનો ભાગ.
નિર્માલ્ય–હરિને ચઢાવી, ઉતારેલા પૂજાના ઉપચાર.
નિઃક્ષત્રીય–ક્ષત્રિયો વગરની.
નિર્વિત્ત–દ્રવ્ય–માલ વગરનું; ખાલી.
નિપાત–મરવું–પડવું.
નિગમ–વેદ.
નિધિ–સમુદ્ર.
નિર્વિષ–વિષ વગરનું.
નિર્મુખ–નિરાશ; ઇચ્છેલું પામ્યા વગર રહેવું.
નિર્ગમવું ગુજારવું.
નિંદ્ય–નિંદા થવા જેવું.
નિઃકર્મ–કર્મ રહિત.
નિધન–મોત; (૨) મુવેલું.
નિમંત્રણ–તેડું; નોતરું.
નિમેષ–આંખનો પળકારો; આંખનું ઉઘાડમીંચ થવું.
નિરસ–રસ વગરનું.
નિઃપાપ–પાપ વગરનો.
નિકટવર્તી–પાસે રહેનાર.
નિગ્રહ–તાબે કરવું તે.
નિઃસાર–સાર વગરનું.
નિઃકામ–ફળની ઇચ્છા વગર.
નિયમ્ય–કબજે રાખવા લાયક.
નિરંતર–હમેશાં.
નિર્વૈરી–કોઇ સાથે વૈર ન કરનાર.
નિર્માની–અભિમાન વગરનું.
નિત્યકર્મ–હમેશાં કરવાનાં કર્મ.
નિર્વેદ–ખેદ.
નિષ્ઠા–ટેક.
નિયત–નિમેલા.
નિગમ–વેદ.
નિદિધ્યાસ–ગંભીર ચિત્તથી વિચાર કરવો તે.
નીલ–લીલું.
નેત્રપલ્લવી–આંખની સાનથી જણાવવાની ભાષા.
નેતિ–ન ઇતિ–એ નહિ, એ નહિ–જેનું કંઇ છેવટ જણાતું નથી તેવા પ્રભુ. (૨) અપાર.
નેહકામના–નિષ્કામના.
નેહેસ–ખરાબ (પગલાંનો.)
નોળીકર્મ–મોં અને ગુદા વાટે શ્વાસથી પાણી ખેંચી શરીર ધોઇ પાછું પાણી કાઢવું એ યોગકર્મ.
નૈમિત્તિક–નિમિત્તથી કંઇ કાર્યને પ્રસંગે અમુક સમય સુધી કરવાનાં કર્મ તે.
નૈષ્કૃતિક–પારકાનું અપમાન કરનાર.
નંદકિશોર–કિશોર વયમાં આવેલા નંદજીના પુત્ર શ્રીકૃષ્ણ.
નંદાત્મજ–નંદજીના પુત્ર શ્રી કૃષ્ણ.
નંતર–પછીથી.
નંદિની–નંદની સ્ત્રી.
નંદન–પુત્ર.
ન્યાસ–મંત્રવડે ઇન્દ્રિયોની શુદ્ધિ કરવી તે.

### પ.

પયપર્જન્ય–દૂધનો મેઘ.
પરિહાર–તજવું; મૂકી દેવું તે.
પશ્ચાત્–પછીથી.
પર્સો–અડકો.
પરાગ–સુગંધી રજ.
પયોધર–સ્તન.
પટ–વસ્ત્ર.
પરોક્ષ–પછવાડે; પાછળથી.
પરપ્રકાશ–પારકાના તેજથી પ્રકાશનાર–(ચંદ્ર.)
પડછંદ–પડઘો.
પરિધાન–પહેરવું.

પર્ણકુટિ-ઝુંપડી; પાંદડાંની બનાવેલી કોટડી.
પરજન્ય-પર્જન્ય-વરસાદ.
પશુપતિ-શિવ.
પરિશોધ-ખોળ.
પરમાવધિ-સૌથી છેવટ.
પટહ-ઢોલ.
પટંતર-પડ આંતરો; ભેદ.
પલવટ-કાછડો.
પરિક્રમા-પ્રદક્ષિણા.
પરિચ્છેદ-નિશ્ચય. (૨) વિભાગ.
પરા-વાણીનો પેહેલો પ્રકાર. સર્વોત્તમ વાણી.
પશ્યંતિ-જુવે છે. વાણીનો બીજો પ્રકાર.
પરિછિન્ન-માપેલું.
પરવિત્ત-પારકું દ્રવ્ય.
પરિપાક-સંપૂર્ણ; ખરી.
પરાંગ્મુખ-અવળો.
પરિછિન્ન-માપમાં આવી શકે એવું.
પણવ-એક જાતનું વાજું.
પર-તત્પર. (૨) જુદું.
પરિગ્રહ-સંસાર.
પરાર્ધ-સંખ્યાનો છેલ્લો આંકડો. એકડો ને ૧૭ મીડાં.
પાણીગૃહો-હાથ ઝાલો; પરણો.
પાદપ્રહાર-પાટુનો માર.
પાકશાસન-ઇન્દ્ર.
પાણુ-હાથ.
પારથ-અર્જુન.
પાપનિધિ-પાપનો સમુદ્ર.
પાદપાત્ર-પગ ધોવાનું વાસણ.
પાયસાન્ન-દૂધથી રાંધેલું અન્ન; ખીર.
પાયુ-ગુદા.
પાણીગૃહણ-પરણવું.
પાર્ષદ-પાસે રહેનાર ચાકર. વિષ્ણુની સમીપ રહેનારા દાસ રૂપ ઉત્તમ ભક્ત.
પીન-મોટાં; જાડાં.
પીત-પીળું.
પિશુનતા-ચાડીઆપણું.
પિનાકપાણી-શિવજી.
પિતામહ-દાદો. બાપનો બાપ.
પિપાસા-તરસ.
પિષ્ટ-આટો.
પુનીત-પવિત્ર.
પુનરપિ-ફરીને.
પુંડરીકાક્ષ-કમળના જેવા નેત્રવાળા પ્રભુ.
પુરાતન-જુનો.
પૂર્વાન્હકાળ-સહવારથી તે બાર વાગ્યા સુધીનો વખત.
પૂતનાગતિ-પૂતનાના જેવી ગતિ.
પૂર્ણાહુતી-યજ્ઞ પૂરો કરવા વખતે છેલ્લી આહુતી હોમાય છે તે.
પૂર્વક-સહિત.
પૂર્વાપર-આગળ પાછળ.
પોષ્યવર્ગ-પોષણ કરવા યોગ્ય મનુષ્યો; સગાંઓ.
પુંગ-મોટા.
પંકજ-કમળ.
પંચગવ્ય-ગાયના શરીરથી ઉત્પન્ન થયેલાં પાંચ વાનાં:-દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર. (એ પવિત્ર પદાર્થો છે.)
પંકજચક્ષુ-કમળ સરખાં લોચનવાળા હરિ.
પંગુ-પાંગળો.
પાંચજન્ય-વિષ્ણુનો શંખ.

પાંચાળી-પંચાળ દેશના રાજાની દીકરી-દ્રૌપદી.
પ્રભવે-હરાવે; ફસાવે.
પ્રસવશે-જન્મશે.
પ્રકૃતિ-ટેવ; સ્વભાવ.
પ્રબળ-વધારે જોરમાં આવવું.
પ્રમદા-કામાતુર સ્ત્રી.
પ્રભુપરાયણ-પ્રભુપર અતિ પ્રીતિ ધરનાર.
પ્રમાદ-ગફલત.
પ્રભા-કાન્તિ, તેજ.
પ્રસ્વરી-અસ્વારી કરવી.
પ્રશસ્ત-મોકળે મને કરવા યોગ્ય.
પ્રપંચપર-સંસાર વગેરેના પ્રપંચથી વેગળો.
પ્રજાપતિ-બ્રહ્મા.
પ્રત્યંચા-દોરી; ચાંપ.
પ્રતિહાર-પોળીઓ.
પ્રક્ષાલન-ધોવું.
પ્રયાસ-મહેનત.
પ્રતિમા-મૂર્તિ.
પ્રત્યુપકારાર્થે-પાછો બદલો લેવા માટે.
પ્રયાણકાળ-અંતકાળ.
પ્રયાસ-મેહેનત.
પ્રતીત-ખાત્રી.
પ્રતિકૂળ-ઇચ્છાથી ઉલટું.
પ્રાગ્યસામ-પ્રથમની સ્તુતિ.
પ્રાયે-પેઠે; જેવું.
પ્રાણવલ્લભ-આત્મા-જીવ જેટલું વહાલું.
પ્રાશન-ખાવું.
પ્રાધુણ-પરોણો. મેમાન.
પ્રાજાપત્ય-પ્રજાપતિ સંબંધી કર્મ.
પ્રાકૃત-લૌકિક; (૨) અવિવેકી.
પ્રાસે-જમે.
પ્રાજ્ઞ-ડાહાયો.
પ્રીછવી-સમજાવી.
પ્રેમપાલક-પતિ.
પ્રૌઢ-મોટું.
પૌંડ્ર-ભીમસેનનો શંખ.
પૃથ્વીપાત-જમીનપર પાડવું-પડવું.

### બ.

બહુધા-ઘણું કરીને.
બકુલ-બોહોળો.
બદ્ધ-બંધાયેલો. (કર્મથી)
બકી-પૂતના; બક રાક્ષસની બેહેન.
બડભાગ-ભાગ્યવાન. મોટા ભાગ્યવાળો.
બહિર્મુખ-નાસ્તિક.
બાધ-હરકત.
બાળુવાં-બાળક.
બુદ્ધિમાને-બુદ્ધિના પ્રમાણમાં.
બોધવું-સમજાવવું.
બોદ્ધવ્ય-જાણવા લાયક.
બંધિત-બાંધેલું.
બંદીજન-માગણ; જાચક.
બ્રહ્મીભૂત-પરબ્રહ્મ રૂપ થયેલો.
બ્રહ્માવર્ત-એ નામનો દેશ.
બ્રહ્મનિશા-મોટી-ઘણી લાંબી-રાત.
બ્રહ્મભૂત-બ્રહ્મનિષ્ઠ.
બ્રહ્મસદન-સત્ય લોક નામનું સ્વર્ગ કે જ્યાં બ્રહ્મા રહે છે.
બ્રહ્મવિદ્યા-ઇશ્વરના સ્વરૂપનું નિરૂપણ કરવાની વિદ્યા.

### ભ.

ભક્તવત્સલ-ભક્તજનોની સંભાળ કરનારા-પોષણ કરનારા.
ભવ્ય-સુંદર;વિશાળ.
ભદ્રપીઠ-મંગળસ્થાન; શુભ કાર્યમાં બેસવાનો બાજઠ.
ભવાટવી-સંસારરૂપી જંગલ.
ભાર્ગવ-શુક્રાચાર્ય.
ભાવાદ્વૈત-પદાર્થરૂપ.
ભાવી-બનનાર.
ભાસ્કર-સૂર્યનારાયણ.
ભારતી-સરસ્વતી.
ભીમકકુમારી-રૂકૂમિણી.
ભીષ્મવ્રત-ઇન્દ્રિયજીત થઇ જન્મપર્યંત ઉમ બ્રહ્મચર્યવ્રત પાળવું તે. ભીષ્મપિતામહે કીધું હતું માટે.
ભીમકસુતા-રુકિમણી.
ભીંડીમાળ-ગોફણના જેવું ફેંકી મારવાનું એક હથિયાર.
ભૂરસી-ઘણી દક્ષિણા.
ભૂર-ભયંકર.
ભૂતિ-ઐશ્વર્ય.
ભેરી-એક જાતનું વાજું.
ભોગિશયન-ભોગે સૂવું તે.
ભોગંગ-સર્પ.
ભોંકે છે-બેહેકે છે; બીહે છે, ખૂંચે છે.
ભૃત્ય-ચાકર.

### મ.

મઘવા-ઇન્દ્ર.
મત્સ્ય-માછલું.
મરૂદગણ-ઓગણપચાસ વાયુ
મધુહા-મધુ નામના દૈત્યને મારનાર.
મધુસૂદન-મધુ નામના દૈત્યને મારનાર પ્રભુ.
મધ્યસ્થ-મધ્ય રેહેનાર.
મધુકર-ભમરો.
મદનાક્ષી-કામથી ભરેલાં નેત્રવાળી. (સ્ત્રી.)
મષ્ણારકર્મ-વેદમાંનું એક કર્મ.
મશક-માખી.
મદન-કામદેવ.
મખાંતર-મિશ; મસલ્લું; બાનું.
મહત્કર્મ-મોટું કામ; પરાક્રમ.
મહિષ-પાડો.
મહીશર્કરા-દહીં સાકર.
મજ્જન-માર્જન-મજ્જન-નાહાવું.
મર્કટવત્-માંકડાની પેઠે.
મમ-મારૂં.
મધુપુર-મથુરા.
મકરંદ-ફૂલનો રસ. (૨) કોયલ.

મધુમાસ-ચૈત્ર માસ.
મયની-મય દાનવે રચેલી.
મધુરાક્ષી-મધુરાં લોચનવાળી; મીઠી નજરવાળી. (સ્ત્રી)
મહત્તત્ત્વ-મોટું તત્ત્વ-ઇશ્વર.
મધુર-મીઠું.
મધ્યમા-વાણીનો પ્રકાર.
મણિપુષ્પક-સહદેવનો શંખ.
મધ્વિજ-મારું યજન કરનાર.
મહાનુભાવ-મોટા પુરુષ-મોટા અનુભવી.
માદ્રીતન-માદ્રીના પુત્રો નકુલ ને સહદેવ.
માતુલ-મામો.
માતામહ-માનો બાપ; નાનો.
માયિકકળા-માયાની કળા.
માયાતીત-માયાથી અળગા.
માર્જની-વાળવાની સાવરણી.
માલી-રક્ષણ કરનાર પ્રભુ. (જેમ માલી ફુલનું રક્ષણ કરનાર છે તેમ.)
માર્તંડ-સૂર્યનારાયણ.
માનસોપચાર-મનથી કલ્પેલા ઉપચારો.
મિત-થોડું.
મિષિ-કાજળ.
મુક્તા-મોતી.
મુહૂર્ત-બે ઘડી.
મુષક-ઉંદર.
મુખારવિન્દ-મુખરૂપી કમળ.
મુગ્ધા-પતિના સંગથી અજાણી સ્ત્રી.
મુદિત-રાજી; આનંદી.
મુષ્ટિ-ગડદા; મુઠી.
મુષકગામી-ઉંદરની સ્વારી કરનાર. ગણપતિ.
મૂક-મુંગો.
મૂળપદ-આત્મા સૃષ્ટિના આરંભમાં હતો તેવું રૂપ.
મેદ-ચરબી. (૨) મુડદું.
મેખલા-કંદોરો.
મોક્ષપુરી-એ સાત છે-મથુરા, માયા, કાશી, દ્વારિકાં કાંચી, અવંતિકા, અને અયોધ્યા.
મંદ-ધીમેધીમે.
મંતવ્ય-માનવા લાયક.
મંચિકા-માંચી.
મંત્રપ્રયોજિત-મંત્રથી પ્રેરેલાં-મારેલાં તે.
મૌંજીધર-મુંજનો કંદોરો રાખનાર.
મૃગનયણી-હરણના જેવાં કોમળ નેત્રવાળી. (સ્ત્રી).
મૃગમદ-કસ્તૂરી.
મૃગવાસું-મૃગ વસાવું-અર્થાત્ જ્યાં મૃગ વસે એવું રાન કરી મૂકું.
મૃતવત્-મરેલા જેવી; મરેલી.

## ય.

યદ્યપિ-જોકે.
યદા-જ્યારે.
યક્ષકર્દમ-જેની અંદર ઘણીજ જાતના સુગંધી પદાર્થો મળે છે એવું ચંદન.
યથા-જેમ.
યવ-જવ.
યુગ્મ-બંને.
યોષિતા-સ્ત્રી.

## ર.

રથારૂઢ-રથમાં બેઠેલો.
રહસ્ય-ગુપ્ત કારણ; ભેદ.
રમારમણ-લક્ષ્મિપતિ; નારાયણ.
રસના-જીભ.
રગિયા-મનમોજી.
રશ્મિ-તેજ.
રક્ત-લોહી.
રજ્જુ-દોરડું.
રહસ્ય-તત્વ; સારાંશ; મતલબ.
રસવર્ધન-રસોનો વધારો થવો તે.
રાગ-પ્રીતિ.
રામ-શ્રીકૃષ્ણના ભાઇ-બળદેવજી.
રાજનૈતિક-રાજનીતિના જાણવાવાળા.
રેત-વીર્ય.
રેણુ-રજ; રેતી; અતિઘણો ઝીણો પદાર્થ.
રોધ-રોકવું; બંધ થવું.
રોમ-રૂંવાડું.
રોમકૂપ-રૂંવાડાના મૂળમાં જે ઝીણું કાણા જેવું હોય છે તે.
રંભન-ચુંબન કરતાં જે શબ્દ થાય તે. (રંભન ચુંબન)

## લ.

લક્ષ્મીવર-નારાયણ; લક્ષ્મીના પતિ (શ્રીકૃષ્ણ.)
લઘુગિરિશૃંગ-નાના પર્વતનું શિખર.
લાવણ્ય-સૌંદર્યતા.
લેહેતા-જાણતા.
લોષ્ઠાશ્મ-માટીનાં ઢેફાં અને પથ્થર.
લોહમુદ્ગર-લોઢાનાં મુગદળિયા.
લંબોદર-લાંબા-મોટા પેટવાળા. (ગણપતિ.)
લિંગરૂપ-સૂક્ષ્મ-ઝીણું રૂપ.

## વ.

વરદ-વરદાન આપનારા.
વક્ષ:સ્થલ-છાતી.
વજ્રાધીશ-વજ્રને ધારણ કરનાર ઈન્દ્ર.
વન્હિસમ-અગ્નિસમાન.
વલ્લભ-વહાલું.
વઢારા-વઢકણા.
વનકુળ-વલ્કલ; પાંદડાં.
વલ્લી-વેલ.
વક્ર-આડું; વાંકું.
વદનાગ્ર-ચાંચ; ડંખ.
વલ્કલ-ઝાડનાં પાંદડાં-છાલ.
વર્જિત-ત્યાગેલું; ત્યજેલું.
વસ્તુગત-પદાર્થમાં રહેલું. (૨) ખરેખરૂં.
વનચર-વનમાં રહેનાર પ્રાણીઓ.
વાજી-ઘોડો.
વાણિજ્ય-વ્યાપાર.
વાગ્વાહિની--વાગ્વાદિની-સરસ્વતી.
વાયસ-કાગડો.
વાસવ-ઇન્દ્ર.
વાપિ-વાવ.
વાયુપુત્ર-હનુમાન.
વાદ્ય-વાજું.
વારિ ઘટે ભરી-પાણીનું બેહેડું લઇને.
વામદક્ષિણ-ડાબા જમણી.
વારિ-જળ.
વામિયે-છૂટિયે.
વાચક-વચન.
વિરંચિ-બ્રહ્મા.
વિષમપણું-સખ્તાઈ.
વિકાર-ફેરફાર; ભેદ.
વિકર્મ-ઉલટાં-અયોગ્ય-કર્મ; નીચ કર્મ.
વિભ્રમ-વિશેષ ભ્રમવાળું.
વિક્રિયા-વિકાર.
વિક્રમ-પરાક્રમ.
વિલસે-વિલાસ કરે; રમે.
વિષતરુ-ઝેરી ઝાડ.
વિધિ-બ્રહ્મા.
વિભૂતિ-ઋદ્ધિસિદ્ધિ. વૈભવ.
વિસ્તીર્ણ-વિસ્તાર-ફેલાવો પામેલું.
વિહંગમ-પક્ષી.
વિદ્યુત-વીજળી.
વિરહવધારણ-કામવાસનાને વધારનાર.
વિહંગમી-પંખિણી.
વિદ્યુતવત્-વીજળી સમાન પ્રકાશિત.
વિષ્ણુ પાદોદકી-ગંગા. (વિષ્ણુના ચરણોદક રૂપ.)
વિભૂત-ભસ્મ.
વિશ્વવિશ્રામ-જગતના વિશ્રામ રૂપ પ્રભુ
વિદ્યાનિધિ-વિદ્યાના સમુદ્રરૂપ.
વિદ્યુલ્લતા-વીજળીની રેખાઓ.
વિરાજે-શોભે.
વિતરાગ-ઇચ્છાવગરનો; જુદો.
વિજાતિ-જુદી જાતી.
વિચરવું-ફરવું.
વિકલ્પચિત્તવાન્-ઉદ્વેગચિતવાળો, ચિંતાતુર.
વિવેકઅર્ક-વિવેક રૂપી સૂર્ય.
વિષયાપુર-પ્રાગ્જ્યોતિષપુર.
વિજ્ઞાન-સવિસ્તર જ્ઞાન; અનુભવ જ્ઞાન; કેવળ જ્ઞાન.
વિસર્ગ-પુરાણમાંના ૧૦ લક્ષણમાંનું એક.
વિશ્વ-જગત.
વિનાયક-ગણપતિ.
વિષ્વક્સેન-ભગવાન.
વિહિત-કહેલ.
વિક્ષિપ્ત-વિક્ષેપ પામેલો.
વીણાધારી-નારદ.
વેદ વાત-નિશ્ચે; સાચી વાત.
વેધી-વીંધી; આરપાર છિદ્ર પાડીને.
વેદવેત્તા-વેદ ભણેલા; વેદ જાણનાર.
વેદાધ્યયની-વેદ ભણેલા-ભણનારા.
વેસર-નથ; વાળી.
વેહેર-વાવડી.
વેહોણાં-વગરનાં.

વૈશ્વાનર–અગ્નિ.
વૈરાજ–વિશેષ શોભાવાળું; મોટું.
વૈખરી–વાણી.
વૈદુત્ય–(વિદ્યુત્ પરથી) પ્રકાશ.
વૃષભ–બળદ; આખલો.
વૃત્તિ–આજીવિકા;(૨)આચરણ.
વૃષણ–અંડકોષ; ઇન્દ્રિ.
વંધ્યા–વાંઝણી.
વ્રજવનિતા–ગોપી.
વૃંદ–ટોળું; જથો.
વ્યક્તિ–સ્વરૂપ.
વ્યય–ખરચ.
વ્યાકુલીવસ્ત્ર–વલ્કલ વસ્ત્ર.
વ્યૂહ–લશ્કરની રચના.
વ્યૂઢ–વ્યૂહ રચનાએ ગોઠવેલું લશ્કર.
વ્યંજન–વીંજણો.

## શ.

શત–સો.
શતખંડ–સો કડકા.
શર્મ–શ્રમ–મેહેનત. કલ્યાણ.
–બ્રાહ્મણની અટક.
શકટ–ગાડું.
શશિયર–ચન્દ્રમા.
શસ્ત્ર–હથિયાર.
શક્ર–ઇન્દ્ર.
શમ–અંતર ઇંદ્રિયનો નિગ્રહ.
શાર્દૂલ–વાઘ.
શીલસાગર–ઉત્તમ લક્ષણોનો સમુદ્ર.
શિલોંછન–કણકણ વીણીને જીવિકા ચલાવનાર.
શિવાલય–શિવનું મંદિર.
શિપિવિષ્ટ–વિષ્ણુ; ભગવાન.
શિલા–પથ્થર.
શિશુ–બાળક.
શિથિલ–પોચો; હીમત વગરનો.
શિવશૂળ–શંકરનું ત્રિશૂળ.
શુક્ર–વીર્ય.
શુશ્રૂષા–આગતાસ્વાગતા.
શૂકર–સુવર–વરાહ.
શમ્યિ–યજ્ઞનું એક પાત્ર.
શૂન્યાકાર–જેનો કંઈ પણ આકાર નહિ–માત્ર આકાશ જેવું સૂનકાર.
શેષ–બાકી રહેલો. [પ્રભુ.
શેષશાયી–શેષનાગપર સૂનારા
શૈલ–પર્વત.
શૌચ–પવિત્રતા.
શ્વાનવેષ્ટિત–કુતરાંથી વીટેલો.
શ્રવણછિદ્ર–કાનનાં કાણાં.
શ્રી–લક્ષ્મી.
શ્રીવત્સલાંછન–જેના હૃદયમાં લક્ષ્મીજીનું ચિહ્ન છે તેવા ભગવાન.
શ્રોત્ર–કાન.
શૃંગી–શીંગડાંવાળા.
શૃંગ–શિખર(પર્વતનું);શિંગડું.
શ્વેતત્વ–સફેદાઈ.

## ષ.

ષટ વદન–છ મુખવાળા. કાર્તિક સ્વામિ.
ષોડશપ્રકારે–સોળ પ્રકારે.
ષોડશોપચાર–પૂજાના સોળ ઉપચારઃ–આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, જનોઈ, ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય, આરતી, મંત્ર પુષ્પાંજલી અને પ્રદક્ષિણા નમસ્કાર.

## સ.

સહસ્ત્રશીર્ષા–હજારો મસ્તક છે જેને એવા હરિ.
સહસ્રાક્ષ–ઇન્દ્ર.
સમિધ–અગ્નિમાં હોમવાનાં સુકાં લાકડાં તથા દર્ભ.
સમીપ–પાસે.
સર–સરોવર.
સર્ષપકણ–સરશવનો દાણો.
સદન–ઘર; સ્થાન.
સપિંડ–પિત્રાઇ.
સવિકાર–ફેરફાર–ભેદવાળું.
સગર્ભા–ગર્ભવતિ.
સવત્સી–વાછડા સંગાથે(ગાય.)
સમદર્શી–સરખું જોનાર–સૌને વિષે સરખી દૃષ્ટિવાળું.
સહસ્રકમળ–કમળના જેવી હજાર આંખ્યોવાળો–ઇન્દ્ર.
સમીર–વાયુ.
સમરણી–ભજન કરવાની માળા.
સદોદિત–હમેશાં.
સમેમાન–સમય–જમાનાના પ્રમાણમાં
સમર–યુદ્ધ.
સહમિત્ર–મિત્રો સહિત.
સમૂહ–જથો.
સપ્તભૂમિ આવાસ–સાત માળની હવેલી.
સરા–ધર્મશાળા.
સમુદાય–જથો.
સર્વજ્ઞ–સર્વ જાણનાર; સઘળી વાતનું જેને જ્ઞાન છે તે.
સમષ્ટિરૂપ–સઘળા રૂપે.
સર્ગ–પુરાણના ૧૦ લક્ષણમાંનું પેહેલું.
સમ્યક્પ્રકારે–રૂડી રીતે.
સક્ત આસક્ત.
સર્વાત્મા–સર્વનો આત્મા–જીવ.
સત્વ–ઉત્સાહ.
સર્વથા–સર્વ રીતે.
સાન્નિધ્ય–પાસે.
સાક્ષાત્કાર–નજરોનજર દર્શન કરવાં તે.
સાધ્ય–રુદ્રના ત્રણ નેત્રવાળા ગણ.
સારંગપાણી–સારંગ નામનું ધનુષ ધારણ કરનાર વિષ્ણુ.
સાન્નિધ્યમુક્તિ–પ્રભુની પાસે રહેવું તે.
સાયુજ્યમુક્તિ–ભગવાનના સ્વરૂપમાં મળી જવું તે.
સિદ્ધ–દૃઢ; પાકું; ખરૂં.
સિંહિકાસુત–રાહુ.
સિંહસ્થે–સિંહ રાશીએ આવેલો. (ગુરુ)
સીધ્યું–પાર ઉતર્યું; થયું.
સુષુપ્તિ–ભર નિદ્રા.
સુતા–પુત્રી.
સુરભી–ગાય.
સુરવધૂ–દેવોની સ્ત્રીઓ, અપ્સરાઓ.
સુઘોષ–નકુળનો શંખ.
સુચક્ર–સારૂં ચક્ર.
સુભગ–શોભીતું.
સુધાપી–અમૃતનું પાન કરનારા.
સુરતસંગ્રામ–સ્ત્રી સંગ કરવા રૂપી યુદ્ધ.
સુધાકર–ચંદ્ર.
સુરવર્ગ–સર્વ દેવતાઓ.
સુરરાજાન–ઈન્દ્ર.
સુઈકાર–દરજી.
સૂમડો–નાદાર; કૃપણ.
સૂર્યદેહા–સૂર્ય જેવી પ્રકાશિત દેહવાળી.
સૌત્રામણી–એ નામનો યજ્ઞ.
સોળ સહસ્ર શત આઠ–સોળ હજાર એકસો ને આઠ.
સોળસહસ્રમુખી–સોળ હજાર મોઢાંવાળી.
સૌમ્ય–મીઠી; શાન્ત.
સંબોધવું–બોલાવવું; સાદ કરવો.
સંયમની–યમ રાજાની નગરી.
સંકીર્ણ–સાંકડો.
સંગવકાળ–પેહેલો સવારના પોહોરનાં પેહેલાં ત્રણ મુહૂર્ત(૭ા ઘડી)સુધીનો વખત.
સંહિતા–વેદનો એક ભાગ.
સંપુટ–જોડેલા.
સંકર્ષણ–બળદેવજી.
સંપુટ કરીને–(હાથ) જોડીને.
સંખ્યાન–ગણતરી.
સંતનુકુમાર–ભીષ્મ.
સંઘાત–સમૂહ.
સંયમિ–દંડ દેનાર.
સાંપ્રત–તૈયાર.
સ્થુલોષ્ઠ–જાડા હોઠવાળા.
સ્પર્શ–અડકવું.
સ્વભાવવાદ–સ્વભાવની તકરાર.
સ્વયંપ્રકાશ–પોતાની મેળેજ પ્રકાશી રહેલા.
સ્વાશ્રયી–પોતે પોતાનેજ આશ્રયે રહેનાર.
સ્વયં–પોતે.
સ્વયંપાક–રસોઇ.
સ્વગાત્ર–પોતાનો દેહ.
સ્તવન–સ્તુતિ.
સ્વલ્પમતિ–થોડી બુદ્ધિવાળો
સ્તનઅગ્ર–દીંટી.
સ્કંધ–કાંધ.
સ્વગત–પોતાના મનમાં–પોતાની મેળે.
સ્થૂલ–જાડું.
સ્વેદજ–પરસેવાથી ઉત્પન્ન થનાર–જેવાકે જુ, માંકડ વગેરે.
સ્વપર–પારકું પોતાનું.
સ્પૃહા–આશા; ગરજ.
સ્થિત–ઉભેલું.
સ્વિષ્ટકૃત–સ્વીકારેલું.
સ્વજાતિ–પોતાની જાતિ.
સ્વધામ–વૈકુંઠ.
સ્નિગ્ધ–કોમળ; ચિકાસવાળું.
સ્કંધઆસ્ફોટન–ખભા થાબડવા તે.

સ્રવે–ઝરે.

### હુ.

હવિ–આહુતિ.
હતભાગ્ય–જેનાં ભાગ્ય હણાઈ-નાશ થઈ ગયાં છે તે.
હરિધન–શ્રીકૃષ્ણરૂપિ ધન.
હાથલી કોર–હાથેલીની કોર.
હીરણ્યા–એ નદીનું નામ છે.
હીંસારવ–ગાયો, બળદો વગેરેનો બરાડવાનો શબ્દ.
હેમગિરિ–હિમાલય.
હેમતનયા–પાર્વતી.
હેજ–પ્રીતિ; હેત.
હોતા–હોમનાર.
હ્રદે–હ્રદમાં; (પાણીના) ધરામાં.

### ક્ષ.

ક્ષાત્ર–એ નામનો વિવાહ; જેમાં ક્ષત્રી, કન્યાનું યુદ્ધમાંથી હરણ કરી જઈને લગ્ન કરે છે.
ક્ષિતિ–પૃથ્વી.
ક્ષીણ–ઓછો.
ક્ષુદ્ર–આકારમાં-યોગ્યતામાં છેક નાનું-હલકું; તુચ્છ.
ક્ષુધા–ભૂખ.
ક્ષેત્ર–દેહ.
ક્ષેત્રજ્ઞ–જીવ; આત્મા.
ક્ષોભ–ખેદ.

### જ્ઞ.

જ્ઞાતા–જ્ઞાની.
જ્ઞાનેન્દ્રિય–જેનાથી જ્ઞાન થાય–ખબર પડે; મનના જાણવામાં આવે તે ઇન્દ્રિય.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨૨ | માનતાળ્યતું તાત્કાળ | માત ટાળ તું તત્કાળ |
| ૨ | ૧ | ૩૭ | પછી | અહો ઋષિરાય કૃપા કરીને, કરાવો હરિ-રસ પાન |
| ૩ | ૨ | ૩૮ | સન્ત કુમાર | સનત્કુમાર |
| ૪ | ૧ | ૧૬ | ઉગાર્યો | ઉતાર્યો |
| ૬ | ૨ | ૪ | વેદ | વદે |
| ૧૦ | ૨ | ૩૬ | તું વર્ણન કીધું છે | તેનું વર્ણન કીધું છે |
| ૧૧ | ૧ | ૩૬ | રાજાનો ધર્મ | રાજાનો જન્મ |
| ૧૩ | ૧ | ૨૨ | પાધ | પાધે |
| ૧૪ | ૨ | ૧૧ | પાંડવ વન | ખાંડવ વન |
| ૧૫ | ૧ | ૧૯ | મનમાં | વનમાં |
| ૨૨ | ૧ | ૭ | ખંડવાઘ | ખટવાંગ |
| ૨૪ | ૧ | ૨૯ | દુર્દના | દાદુરના |
| ,, | ૨ | ૬ | ગૂઠરે | ગૂઢરે |
| ૨૫ | ૨ | ૧૩ | નારદ | નારદને |
| ,, | ,, | ૩૫ | જે કહ્યાં | જે કર્યાં |
| ૨૬ | ૧ | ૬ | ત્રિલોકનું દુઃખ ટાળિયું, નાના | ત્રિલોકનું નાના દુઃખ ટાળિયું, |
| ,, | ૧ | ૧૬ | ટાળ્યો રોગ | ટાળ્યો દોષ |
| ૨૭ | ૨ | ૨૬ | નિરાહાર નિરાલંબ જેવો જપ્યો, વેદે પ્રસિદ્ધ કરેલું છે | નિરાહારે નિરાલંબ જપ્યો, જેવો વેદે પ્રસિધ્યો છે |
| ૨૮ | ૧ | ૫ | તું તે ઓં હું જળ તે ઓં હું, | તે તે પણ હું, જળ તે પણ હું, |
| ૨૯ | ૧ | ૪ | પ્રથારે | વ્યથારે |
| ૩૨ | ૨ | ૧૨ | બીહન | બીહીને |
| ,, | ૨ | ૧૩ | માત પિતાને | માત પિતાએ |
| ૩૪ | ૧ | ૨૫ | પૂજનના | પૂજન, નાના |
| ૩૬ | ૨ | ૨ | એક પણ | પુરુષ પુરાણ |
| ૩૭ | ૧ | ૧૪ | સંધ્યાસનપર | સિદ્ધાસનપર |
| ૩૮ | ૧ | ૩૬ | તિર્યંચો | તિર્યક્ |
| ,, | ૨ | ૧૪ | ને શોક | નિશંક |
|  | ૨ | ૩૮ | પારાર્ધ | પરાર્ધ |
| ૩૯ | ૨ | ૩૮ | તમિસ્ર | તામિસ્ર |
| ૪૩ | ૧ | ૨૪ | રહેજો વિશ્વાસે | રહેજો દઢ વિશ્વાસે |
| ,, | ,, | ૩૧ | ઋષિ | ઋષિના |
| ૪૪ | ૨ | ૩ | રાક્ષસ | નારદ |
| ૪૬ | ૧ | ૪૧ | જમ્યા | જન્મ્યા |
| ૪૭ | ૨ | ૩૭ | બનેલાં | બનેલું |
| ૪૮ | ૧ | ૫ | ભસે | ભમે |
| ,, | ૨ | ૩૭ | નારદનું | નારદ ને |
| ૫૦ | ૧ | ૪૩ | બાહ્ય ઇંદ્રિય | ઘ્રાણ ઇંદ્રિય |
| ૫૨ | ૨ | ૭ | યોગ મુક્તિએ | યોગ યુક્તિએ |
| ૫૫ | ૨ | ૨૪ | પાણિયોથી | પ્રાણિયોથી |
| ,, | ,, | ૪૬ | પરમાન્દ | પરમાનન્દ |
| ૫૬ | ,, | ૧૬ | તું મારે | તું મારે પેટ |
| ૫૭ | ૧ | ૨ | વદિ | વદે |
| ,, | ૨ | ૭ | સત્તરસેં બ્યાસીમાં | સત્તરસેં ત્રેંસઠમાં |
| ,, | ,, | ૧૫ | સહુ જકતનાં | સહુ જન્મનાં |
| ૬૭ | ,, | ૩૪ | *ઋત્વિજ | * દક્ષ, ઋત્વિજ |
| ૬૮ | ૧ | ૩ | જય | જપ |
| ,, | ,, | ૨૩ | હિમગિરિધર | હિમગિરિપેર |
| ૭૫ | ૨ | ૧૪ | કહેતા | કહેતા હવા |
| ૮૨ | ૨ | ૪૪ | ઇચ્છાવાળા પુરુષે સંગને અર્થાત ધર્મ | ઇચ્છાવાળા પુરુષે ધર્મ, |
| ,, | ,, | ૪૫ | નુકશાન કારક છે | નુકસાનકારક જે સંગ છે તે તજવો |
| ૮૪ | ૨ | ૧ | ભરી સહી | ભરી |
| ૮૬ | ૧ | ૧૫ | અબળો એ | અબળાઓ |
| ,, | ૧ | ૩૬ | બુદ્ધિથી | બુદ્ધિની |
| ૯૪ | ૧ | ૨૬ | નિવૃત્તિથીરે | નિવૃત્તિ ભરેરે |
| ૯૫ | ૨ | ૧૫ | દઢ મન | દામ ન |
| ૯૮ | ૧ | ૩૧ | શા તેં | આ તેં |
| ,, | ૨ | ૩૫ | †શરીરમાંથી નિકળતી સુંદર સુગંધ | વેણીમાં ગુંથેલાં પુષ્પો પડે છે તેનો સુગંધ |
| ૧૦૧ | ૧ | ૯ | ન હવી | હવી |
| ૧૦૨ | ૧ | ૪૪ | ભેદનું | વેદનું |
| ૧૦૪ | ૧ | ૧૭ | ભરત | ભરતને |
| ૧૦૬ | ૧ | ૩૦ | રણુદગ | રઘુગણ |
| ,, | ,, | ૩૧ | બીજાભાઇ | બીજા બોધ |

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧૦૬ | ૨ | ૪ | નથી અમાન્ય મારે મંન | નથી મારે મંન અમાન્ય |
| ,, | ,, | ૩૮ | દંતાત્રેય | દત્તાત્રેય |
| ૧૦૭ | ૨ | ૬ | એને | એણે |
| ૧૦૮ | ૨ | ૧૫ | ઋષભદેવ | જડ ભરત |
| ,, | ,, | ૩૩ | પાણી | પાણીથી |
| ૧૧૫ | ૧ | ૩૦ | (કામ) | (કાળ) |
| ,, | ,, | ૩૨ | ગતનો. | જગતનો |
| ૧૧૭ | ૧ | ૬ | કેણુ. | કાણુ |
| ૧૧૮ | ૧ | ૯ | ઈ દમ ઝીબ્લ. | પ્રથમ જિબ્લ |
| ,, | ,, | ૨૨ | એ સાત ખંડનાં નામ એજ નામવાળા. | એ સાત ખંડ, એજ ખંડનાં નામવાળા |
| ૧૧૯ | ૧ | ૮ | પુષ્કર | છે પુષ્કર |
| ૧૨૦ | ૧ | ૧૭ | દેવ | વેદ |
| ,, | ,, | ૨૧ | અજાણુ | જાણુ |
| ,, | ,, | ૩૮ | થતાં દિવસો | થતાં સુધી દિવસો |
| ૧૨૧ | ૧ | ૧૨ | કર સહસ્ર | કર શસ્ત્ર |
| ,, | ૨ | ૨૬ | 'સર્વમય' | 'રસમય' |
| ,, | ,, | ૩૫ | નાણુમાં | આણુમાં |
| ૧૨૪ | ૧ | ૩૪ | ઝાટકાર | ઝાતકાર |
| ,, | ૨ | ૧૮ | સાંકર્ષણ | સંકર્ષણ |
| ૧૨૬ | ૧ | ૧ | શીરનું | શરીરનું |
| ,, | ૧ | ૧૫ | હરનાર | હણનાર |
| ,, | ,, | ૧૬ | સહસ્ર | શસ્ત્ર |
| ,, | ,, | ૨૨ | કળ ગળતાં | કર ગરતાં |
| ૧૨૭ | ૧ | ૩૦ | મૃગયા | મૃગયાને |
| ,, | ,, | ૩૧ | નારાને | તેમને |
| ૧૩૨ | ૨ | ૩૪ | મૂળ ભાગતમાં | મૂળ ભાગવતમાં |
| ,, | ,, | ૩૯ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૧૩૩ | ૧ | ૮ | તે ઉદ્ધાર થયો તો | તો ઉદ્ધાર થયો તે |
| ૧૩૫ | ૨ | ૧૯ | માનનાર જેના સ્વરૂપને જીવો | માનનાર જીવો જેના સ્વરૂપને |
| ,, | ,, | ૨૧ | પ્રકાશપણાને | પ્રકાશકપણાને |
| ,, | ,, | ૨૫ | જેઓના | તેઓના |
| ૧૩૮ | ૧ | ૩ | ભગિનને | ભગિનિને |
| ૧૩૯ | ૧ | ૨૯ | અમર તો | અમરના |
| ૧૪૧ | ૧ | ૫ | ભય સઘ | સઘ ભય |
| ૧૪૩ | ૨ | ૧૮ | આ પને | આપ |
| ૧૪૪ | ૨ | ૧૧ | ઋતે | ઋષિ તે |
| ૧૪૫ | ૧ | ૧૯ | તીવ્ર | તીવ |
| ,, | ૨ | ૧૪ | શરીર | શરીરે |
| ૧૪૬ | ૧ | ૫ | એમ | એવી રીતે |
| ,, | ૧ | ૧૭ | જોડ | જોત |
| ૧૪૭ | ૧ | ૩૩ | કરિ રીશ. | આવિયો કરિ રીશ |
| ,, | ,, | ૩૬ | દાવ | દાનવ |
| ૧૪૮ | ૧ | ૧૯ | અગોપ | ગોપ |
| ૧૫૨ | ૨ | ૨૦ | મૂછી | મૂર્છી |
| ,, | ,, | ૨૭ | ધર | ધર |
| ૧૫૩ | ૧ | ૧૬ | ભક્મ | ભક્ત |
| ૧૫૫ | ૨ | ૧૯ | ઓગપચાશે | ઓગણપચાશે |
| ૧૫૬ | ૨ | ૩૪ | અમાસ્યાએ | અમાવાસ્યાએ |
| ૧૬૧ | ૨ | ૨૦ | પાપે તેનો | પામે તેનું |
| ૧૬૩ | ૧ | ૨૦ | મૂજનું | મુજનું |
| ૧૬૬ | ૨ | ૨૮ | અસમ્ય | અસહ્ય |
| ૧૭૧ | ૧ | ૧૧ | દેતા મારો | દેવા માંડો |
| ૧૭૨ | ૧ | ૧૨ | ગાય શરીરનું | ગાત્ર શિથીલજ |
| ૧૭૩ | ૨ | ૧૬ | ગ્રહો | ગ્રહો |
| ,, | ,, | ૨૦ | નંદો | ન દો |
| ૧૭૪ | ૧ | ૧૯ | કસ્યા | કસ્યો |
| ,, | ૨ | ૧૭ | જોગ હું | જોગવું |
| ૧૭૫ | ૧ | ૪ | યમયાચના | યમયાતના |
| ૧૭૬ | ૧ | ૧૦ | શિશુકર | ત્રિશુળકર |
| ,, | ૨ | ૩૧ | દ્વિજે | તેણે |
| ૧૮૦ | ૧ | ૧૧ | ત્યાય | ત્યાગ |
| ,, | ,, | ૨૮ | સાનુભાવ | માનુભાવ |
| ૧૮૧ | ૧ | ૧૩ | અંત્યજ છે પણ, લોભને અંત્યજ | અંત છે પણ, લોભને અંતજ |
| ,, | ૨ | ૨૬ | ભાવદ્વૈત | ભાવાદ્વૈત |
| ૧૮૫ | ૧ | ૨૮ | ઉન્મત્ત ઉદ્યાન | ઉત્તમ ઉદ્યાન |
| ૧૮૭ | ૧ | ૧૧ | દાહે | દહે |
| ૧૮૮ | ૧ | ૨૫ | મનુષ્ય ભાવથી | માતુભાવની |
| ૧૯૦ | ૧ | ૩૧ | તે મારી | તે મોટી |
| ૧૯૧ | ,, | ૨૦ | મથવાર | મથવારે |
| ૧૯૨ | ૨ | ૨૧ | પાણી | પ્રાણી |
| ૧૯૫ | ૧ | ૩૮ | આપણે | આપણને |
| ,, | ૨ | ૧ | અમે | એમ |
| ,, | ૨ | ૧૧ | હાથલી કોર | હાથેલી કોર |
| ૧૯૭ | ૧ | ૯ | સજ્યાં | સજ્યાં |
| ,, | ,, | ,, | આપ | ઓપ |
| ૧૯૮ | ૨ | ૧૬ | ચુર | ચૂર |
| ,, | ,, | ૩૪ | જામુચિ | નમુચિ |

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| ૨૦૮ | ૧ | ૨૨ | પાપ | પાય |
| ૨૦૯ | ૨ | ૩ | માતપિત | માતપિતા |
| ,, | ,, | ૩૧ | દર્ભ ફેરરવાની | દર્ભ આપ્યા, અને સરસ્વતીએ ફેરવવાની |
| ૨૧૦ | ૧ | ૨૯ | બળિપુત્રની | પ્રહ્લાદપુત્રની |
| ,, | ૨ | ૧૯ | ઝાલ્યો રે; | સાધ્યોરે; |
| ,, | ,, | ૨૮ | અજીતેદ્રિયને | જિતેન્દ્રિયને |
| ૨૧૪ | ૨ | ૩૬ | સ્વતંત્રના | સ્વતંત્ર |
| ૨૧૭ | ૨ | ૧૦ | વાસે | વારી |
| ૨૨૧ | ૧ | ૯ | પૃાધ્ર | પ્રધ્ધ |
| ,, | ,, | ૨૦ | ચૂયો | ચૂકયો |
| ,, | ૨ | ૧૫ | નરષ્યિંત | નરિષ્યંત |
| ,, | ૨ | ૨૫ | કરધ્મ | કરદમ |
| ૨૨૨ | ૨ | ૯ | સુકે | મૂકે |
| ૨૨૬ | ૧ | ૧૪ | રૈરવ નિશ્ચે | નિશ્ચે રૈરવ |
| ,, | ,, | ૩૬ | છે ને | છે અને |
| ૨૨૭ | ૨ | ૧૦ | બ્રહ્માણનું | બ્રહ્માનું |
| ,, | ,, | ૩૨ | શ્યાપો જ | શાપ્યો જે |
| ૨૨૮ | ૨ | ૩૩ | કાય કારણ | કાર્ય કારણ |
| ૨૨૯ | ૧ | ૭ | વાચ:- | શ્રી શુકોવાચ:- |
| ,, | ૨ | ૧૯ | મહિના | મહિમા |
| ૨૩૨ | ૧ | ૨૫ | લાગીરે | લાગ્યુંરે |
| ૨૩૫ | ૨ | ૧૨ | સગરને | સગરનો |
| ,, | ,, | ૩૪ | કાર | કારણ |
| ૨૩૭ | ૨ | ૨૬ | નભિરાય | નાભરાય |
| ,, | ,, | ૩૯ | નવમસ્કંધ પૂર્ણ થાય છે | નવમસ્કંધનો નવમો અધ્યાય પૂર્ણ થાયછે |
| ૨૩૮ | ૧ | ૨૮ | ઉપજરે; | ઉત્પજરે; |
| ૨૩૯ | ૧ | ૧૬ | ગંધર્વ રૂપ | ગાંધર્વ નગર |
| ,, | ૨ | ૭ | કૈકેય | કૈકેયી |
| ૨૩૯ | ૨ | ૩૮ | બાણને | ધનુષ્યને |
| ૨૪૧ | ૧ | ૧૯ | મૈત્રી | મંત્રી |
| ૨૪૩ | ૧ | ૨૬ | કોઇથી નવ ગાંજીરે | કોઇ તેને નવ ગાંજીરે. |
| ૨૪૫ | ૨ | ૩૭ | જોતા નથી | જોઇ તો નથી |
| ૨૪૬ | ૧ | ૯ | મહાવૈર્ય | મહાવીર્ય |
| ૨૪૭ | ૧ | ૬ | મૈં | અધર્મ |
| ૨૪૮ | ૨ | ૧૦ | કૈવો મેં | કૈવો અરે |
| ,, | ,, | ૨૭ | હૃદય સત્યું | હૃદય શૂન્ય; |
| ૨૫૧ | ૨ | ૨ | રામને | રાયને |
| ૨૫૩ | ૧ | ૧૭ | અજીતમતં મુનિ | અજીગતંમુનિ |

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| ૨૫૪ | ૨ | ૬ | વંશતણી | વંશતણીરે |
| ,, | ,, | ૧૯ | નયતિ | યતિ |
| ૨૫૫ | ૧ | ૮ | શ્રેઠ | શેઠ |
| ,, | ,, | ૧૯ | બાળા | બાળા |
| ,, | ,, | ૨૦ | કાળાં | કાળી |
| ,, | ૨ | ૪ | અંગે | ન અંગે |
| ,, | ,, | ૧૫ | શમિષ્ઠા | શર્મિષ્ઠા. |
| ૨૫૭ | ૧ | ૩૫ | *રાજા કહ્યું કે | રાજાએ કહ્યું કે |
| ૨૫૮ | [illegible] | ૧૪ | સુખ થાય તે સ્થાન આમરે | સુકી સઘળી વિષયની આમરે |
| ૨૫૯ | ૨ | ૫ | સું | તુજ સું |
| ,, | ,, | ૧૬ | તેના | તેનો |
| ૨૬૦ | ૧ | ૫ | વાળીજી; | વાલીજી; |
| ૨૬૧ | ૧ | ૫ | નવસ્કંધનો | નવસ્કંધના |
| ૨૬૨ | ૨ | ૧૪ | નિષધાશ્ર | નિષધાશ્વ |
| ૨૬૩ | ૧ | ૨૯ | મહારની | માછીની |
| ૨૬૪ | ૨ | ૩૯ | કૃપાચા | કૃપાચાર્ય |
| ૨૬૫ | ૧ | ૨૯ | ચોથા | ચોથો |
| ૨૬૬ | ૧ | ૧૧ | કર ધમ | કરંધમ |
| ૨૬૭ | ૧ | ૧ | કપટા | કપટી |
| ૨૭૪ | ૧ | ૩૭ | મમુદ્રે | સમુદ્રે |
| ,, | ૨ | ૨૨ | વિશ્વાસુ | વિશ્વાવસુ |
| ૨૭૫ | ૧ | ૧૦ | પ્રભવ | પ્રભવી |
| ૨૭૬ | ૨ | ૨૭ | સોસરે | શો સરે |
| ૨૭૮ | ૨ | ૧૪ | કરે | કહે |
| ૨૭૯ | ૨ | ૨૦ | જોય માથા | જેમ માથા |
| ૨૮૦ | ૨ | ૨ | ધ્રુજે | ધ્રૂજે |
| ૨૮૩ | ૧ | ૩૦ | માતા | આતા. |
| ૨૮૬ | ૨ | ૩૯ | †લોબરી બરવાડાને | લોબરી એટલે બરવાડાને |
| ૨૮૯ | ૧ | ૧૬ | વીઠલા | વીંટલા |
| ,, | ,, | ૩૩ | રામનોમી | રામનામી. |
| ,, | ,, | ૩૫ | ‡‡નાક | નાકની નથ;નાકે વાળી રાખવાનું ઘુમાક |
| ૨૯૦ | ૧ | ૩૭ | †કલ્પાંત | કલ્પાંત કરે |
| ,, | ,, | ,, | ‡વિલાપ | વિલાપ કરે |
| ૨૯૨ | ૨ | ૧૫ | શકટ અધર જોઇ હરિ ડસે | શકટ જોઇ અધર હરિ ડસે |
| ૨૯૩ | ૧ | ૧૦ | તુણાવંત | તુણાવર્ત. |
| ,, | ,, | ૨૮ | સાંભળીયો | શામળિયો. |

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૨૯૬ | ૨ | ૩૬ | મીજબાનીક | મીજબાની કરે |
| ૨૯૭ | ૧ | ૩૮ | કરી છે. | કર્યું છે |
| ૨૯૮ | ૧ | ૨ | યવસોમતી | યશોમતી |
| ,, | ,, | ,, | ધરાવ્યા. | ધવરાવ્યા |
| ૨૯૯ | ૧ | ૧૨ | નથ મોટી અધપર હળકેરે | નથ મોતી અધરપર હળકેરે. |
| ,, | ૨ | ૩૨ | સૌને | સોને |
| ૩૦૧ | ૨ | ૧૮ | પારશ્વદ | પાર્ષદ |
| ૩૦૨ | ૨ | ૪ | પૂર્વનું મેં કહ્યું, | પૂર્વનું વૃત્તાંત કહ્યું, |
| ૩૦૩ | ૨ | ૧૯ | ફૂર દુષ્ટે | ક્રૂર દુષ્ટે |
| ૩૦૪ | ૧ | ૩૪ | કરકું | ક્રેરકુ |
| ૩૦૬ | ૨ | ૨૨ | વદ | વધ |
| ૩૦૭ | ,, | ૧૨ | ગભ · | ગર્ભ |
| ૩૧૦ | ૨ | ૫ | દેશી ચાલની | દેશી ચાલતી |
| ૩૧૪ | ૧ | ૧૯ | પાગરજંન | પામર જંત |
| ,, | ,, | ૩૬ | પપ | પાપ |
| ,, | ૨ | ૩૭ | ‖હંસ | ‖પક્ષી |
| ૩૧૬ | ,, | ૩૮ | †લાખ | †ઝેર |
| ૩૧૮ | ,, | ૩ | સાંભળો | શ્યામળો |
| ૩૨૭ | ,, | ૩૬ | નહાયેરે | આનીએરે |
| ૩૩૦ | ,, | ૩૧ | પામશો | વામશો |
| ૩૩૨ | ૧ | ૩૧ | આનંગે | આનંદે |
| ૩૩૪ | ૨ | ૪ | ઇંદ્ર કોપ નામ | ઇંદ્ર કોપ નિવારણુંનામ |
| ૩૩૭ | ૧ | ૨૫ | બંધીજન | બંદીજન |
| ,, | ૨ | ૭ | મર્દન | મર્જન |
| ૩૩૯ | ૨ | ૧૬ | વર્ણશંકર | વર્ણસંકર |
| ૩૪૧ | ૨ | ૩૫ | નિરધાર | નિરાધાર |
| ૩૩૪ | ૨ | ૨૦ | સંગાત | સંગીત |
| ૩૪૬ | ૧ | ૨૩ | ઝંખા | જંઘા |
| ૩૪૭ | ૧ | ૨૪ | કોને | કોણે |
| ૩૫૩ | ૧ | ૩ | ફરતો ૬રતો | ફરતો કરતો |
| ,, | ૨ | ૪ | બ્રહ્મારૂપ | બ્રહ્મરૂપ |
| ૩૫૪ | ૨ | ૨૦ | હાવ્યાં પૂલ્યાં | હાસ્યાં પૂલ્યાં |
| ૩૫૯ | ૨ | ૭ | ઉભો | ઊભા |
| ૩૬૧ | ૨ | ૩૪ | ભિન લે | ભિન છે |
| ૩૬૨ | ૧ | ૨૬ | એળખ્યા | ઓળખ્યા |
| ૩૬૩ | ૧ | ૨૩ | કણુજા | કર્ણુજ |
| ૩૭૧ | ૨ | ૨૩ | ને નંદપુણ્યે | તે નંદપુણ્ય |
| ૩૭૫ | ૧ | ૩૫ | સદીપનિને | સાંદીપનિને |
| ૩૭૭ | ,, | ૧૫ | પ્ર કત | પ્રાકૃત |

| પૃષ્ઠ. | વિભા. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૩૭૯ | ,, | ૩૨ | મમના | મનના |
| ૩૮૨ | ,, | ૧૩ | સાંધે | સાધે |
| ,, | ૨ | ૩૫ | ખટપટ | ખટપદ |
| ૩૮૩ | ૨ | ૩ | વિધ્ન | વિષે |
| ૩૮૫ | ૨ | ૩૧ | કાળજ | કાજળ |
| ૩૯૧ | ૧ | ૧૩ | આભાસ | આભા |
| ,, | ૨ | ૨૦ | સારતાનું | સરિતાનું |
| ,, | ,, | ૨૭ | રૂપિના | રૂપિયા |
| ૩૯૨ | ૧ | ૧૧ | ધાથી | ઘટતી |
| ૪૦૨ | ૧ | ૧૬ | ફરતા | ફરતી |
| ,, | ૨ | ૧૯ | શ્રીકૃષ્જ | શ્રીકૃષ્ણ |
| ,, | ,, | ૩૫ | ઉડાગણ | ઉડણ |
| ૪૦૩ | ૧ | ૩૬ | અધ્યાનમાં | અધ્યાયમાં |
| ,, | ૨ | ૧૮ | વદરાન | વરદાન |
| ૪૦૭ | ,, | ૭ | જાણુતા | જાણુતી |
| ૪૦૮ | ૪ | ૫ | ૧૬૧ માં | ૧૬૧ કડવાંમાં |
| ૪૦૯ | ૧ | ૫ | પૂજ્યાસાજ | પુજાસાજ |
| ૪૧૦ | ૨ | ૬ | હરણ | હરણું |
| ,, | ,, | ૭ | નામો | નામ |
| ૪૧૨ | ૧ | ૬ | અદકી | અદકાં |
| ,, | ,, | ૧૮ | ચિતા | ચિંતા |
| ,, | ,, | ૨૪ | પચજન્ય | પાંચજન્ય |
| ,, | ૨ | ૨૫ | સોહામણી | સોહાસણી |
| ૪૧૩ | ૨ | ૨૯ | બણુ | બાણુ |
| ૪૧૭ | ૧ | ૨૩ | બધુ | બંધુ |
| ૪૧૭ | ૨ | ૨ | મદિર | મંદિર |
| ૪૧૮ | ૧ | ૧૯ | જનકને | જનકે |
| ૪૨૦ | ૨ | ૪ | મદિર | મંદિર |
| ૪૨૧ | ૨ | ૧૬ | આનદ વનથી | આ નંદનવનથી |
| ૪૨૩ | ૧ | ૩૭ | અનિરુદ્ધના | પ્રધુમ્નના |
| ૪૨૩ | ૨ | ૪૧ | તાગ્રતપ્રાદિ | તામ્ર તપ્રાદિ |
| ૪૨૬ | ૨ | ૩ | ચિત્રલેહાને | ચિત્રલેહાએ |
| ,, | ,, | ૧૬ | દ્વિષબ્તિમો | દ્વિષછિતમો |
| ૪૨૯ | ૨ | ૧૫ | સર્વદેહા | સર્વદેહા |
| ૪૩૩ | ૧ | ૭ | પ્રણુાણુ | પ્રણુામ |
| ૪૩૪ | ૨ | ૯ | મિત્ર વૃંદા | મિત્રવિંદા |
| ૪૩૮ | ૨ | ૮ | અર્જુમ | અર્જુન |
| ,, | ,, | ૩૩ | પ્રસંદ | પ્રસંન |
| ૪૪૨ | ૧ | ૩૬ | અગ | અંગ |
| ૪૫૧ | ૨ | ૯ | આપી | આપ્યો |

